## અનુક્રમણિકા


સાહિત્ય પરિષદનો અહેવાલ

હિસાબ તથા દાતાઓના નામની યાદી

વિભાગી પ્રમુખોના ભાષણો

(૧) સાહિત્ય વિભાગ

ઑન મી કનૈયાલાલ મા. મુનશી

(૨) અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર વિભાગ

પ્રો. ખુશાલભાઈ તલકશી શાહ

(૩) વિજ્ઞાન વિભાગ

શ્રી. પોપટલાલ ગોવિંદલાલ શાહ

(૪) ઇતિહાસ અને પુરાતત્ત્વ વિભાગ

મુનિશ્રી જિનવિજયજી

(૫) ધર્મ અને તત્ત્વજ્ઞાન વિભાગ

પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

(૬) કળા વિભાગ

શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર

(૭) પત્રકારત્વ વિભાગ

શ્રી. મહાદેવ હરિભાઈ દેસાઈ

ઈડર સંસ્થાનના પુરાતન સમયના અવશેષો અને તેનું મહત્વ

વ્યાખ્યાતા—પંઢરીનાથ આત્મારામ ઈનામદાર

અમદાવાદનો પરિચય

શ્રી. રત્નમણિરાવ ભીમરાવ

વર્તમાન બંગાળી, મરાઠી અને હિન્દી ભાષા સાહિત્યનો પ્રવાહ—

બંગાળી—શ્રી. નગીનદાસ પારેખ

મરાઠી—શ્રી. રામચંદ્ર આથવળે

હિન્દી—શ્રી. જેઠાલાલ જોષી

નિબંધ વિભાગ.

# છબીઓની સૂચી


(૧) મહાત્મા ગાંધીજી
(૨) ડૉ. આચાર્ય શ્રી આનન્દશંકર બા. ધ્રુવ
(૩) સર ચીનુભાઇ માધવલાલ (બીજા બૅરોનેટ)
(૪) ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ
(૫) શ્રી. હીરાલાલ ત્રિ. પારેખ
(૬) શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઈ
(૭) શ્રી. ગટુલાલ ગોપીલાલ ધ્રુવ
(૮) શ્રી. ચૈતન્યપ્રસાદ મોતીલાલ દિવાનજી
(૯) શ્રી. બચુભાઈ પોપટભાઈ રાવત
(૧૦) ઑન. મી. કનૈયાલાલ માણેકલાલ મુનશી
(૧૧) રા. સા. જનુભાઈ અચરતલાલ સૈયદ
(૧૨) મુનિશ્રી જિનવિજયજી
(૧૩) શ્રી. ગૌરીશંકર જોશી ('ધૂમકેતુ')
(૧૪) શ્રી. પોપટલાલ ગોવિંદલાલ શાહ
(૧૫) શ્રી. ભોગીલાલ કેશવલાલ પટવા
(૧૬) શ્રી. મહાદેવ હરિભાઈ દેસાઈ
(૧૭) શ્રી. ચુનીલાલ વર્ધમાનદાસ શાહ
(૧૮) શ્રી. નવલરામ જગન્નાથ ત્રિવેદી
(૧૯) શ્રી. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી
(૨૦) શ્રી. જયેન્દ્રરાવ ભગવાનરાવ દૂરકાળ
(૨૧) શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર
(૨૨) ડૉ. માધવજી બી. મચ્છર
(૨૩) શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠ
(૨૪) શ્રી. સુન્દરમ્
(૨૫) શ્રી. રવિશંકર મહાશંકર રાવળ
(૨૬) શ્રી. કનુ દેસાઈ
(૨૭) શ્રી. મનોરમાબ્હેન ચીનુભાઈ
(૨૮) શ્રી. ઇન્દુમતીબ્હેન દિવાન
(૨૯) શ્રી. રત્નમણીરાવ ભીમરાવ
(૩૦) સાહિત્ય સંમેલનના મંત્રીઓનો ગ્રુપ ફે
(૩૧) પુષ્પ પતંગિયાં (નૃત્ય)
(૩૨) ઋતુ નૃત્ય
(૩૩) પુષ્પ પતંગિયાં (નૃત્ય)
(૩૪) ,,
(૩૫) દાણલીલા (નૃત્ય)
(૩૬) ,, ,,
(૩૭) ,, ,,
(૩૮) મહાકાલી (નૃત્ય)
(૩૯) ફાગહોળી (નૃત્ય)
(૪૦) ફાગહોળી (નૃત્ય)

# ગુજરાતી સાહિત્ય સંમેલન

## અમદાવાદમાં (૧૯૩૬માં) ભરાએલા બારમા અધિવેશનનો

# અહેવાલ

## પૂર્વતૈયારી

ઈ. સ. ૧૯૩૩ની આખરમાં, તા. ૩૧મી ડિસેમ્બર ૧૯૩૩ તથા તા. ૧-૨ જાન્યુઆરી ૧૯૩૪ના રોજ લાડી મુકામે મળેલા ગુજરાતી સાહિત્ય સંમેલનના અગીઆરમા અધિવેશન પ્રસંગે, અમદાવાદ શહેર તરફથી ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇએ, સંમેલનના બારમા અધિવેશન માટે આમંત્રણ આપ્યુ હતું અને તેનો સર્વાનુમતે સ્વીકાર થયો હતો.

બંધારણની કલમ ૪૪ પ્રમાણે સંમેલનની બેઠક બે વર્ષ બાદ ૧૯૩૫ની આખરમાં ભરવા માટે તે વર્ષની શરૂઆતથી અમદાવાદે જાગૃતિ રાખી હતી અને સ્થાનિક કારોબારી મંડળ રચવાની તૈયારીઓ કરી દીધી હતી. તેની પહેલી બેઠક તા ૧૫મી એપ્રિલ ૧૯૩૫ના રોજ મળી હતી અને તેમા ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ, શ્રી ગટુલાલ ગોપીલાલ ધ્રુવ, શ્રી પ્રાણલાલ કિરપારામ દેસાઈ, શ્રી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ અને શ્રી ચૈતન્ય-પ્રસાદ મોતીલાલ દીવાનજીની મંત્રીઓ તરીકે નિમણૂક કરીને, ૩૦ મી જૂન સુધીમા રૂ. ૫) લવાજમ ભરી મોકલનારાઓને સ્થાનિક કારોબારીના સભ્યો ગણવાનું ઠરાવ્યું હતું.

ત્યાર બાદ ૫મી ઑગસ્ટે મળેલી કારોબારી મંડળની બીજી બેઠકમા સાહિત્ય સંમેલન વખતે નીચેના સાત વિભાગો રાખવાનું ઠરાવ્યું હતુઃ સાહિત્ય, ઇતિહાસ અને પુરાતત્ત્વ, અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર, ધર્મ અને તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, લલિતકલા તથા પત્રકારત્વ. આ બધા વિભાગોમા જુદાજુદા વિષયો ઉપર નિબંધ લખવા માટેની માર્ગદર્શક યાદી તૈયાર કરીને તેની પત્રિકા કાઢવાની મંત્રીઓને સત્તા આપી હતી (જુઓ 'પરિશિષ્ટ'મા પત્રિકા બીજી). એ ઉપરાત સત્કાર મંડળના સભ્ય માટે લવાજમની રકમ રૂપિયા પાચ નક્કી કરીને તા. ૧૫મી સપ્ટેમ્બર સુધીમા જેમના લવાજમો આવે તેમને સભ્ય ગણવાનુ ઠરાવ્યુ હતું.

૨૭ મી ઑગસ્ટે મળેલી તે પછીની ત્રીજી બેઠકમા કારોબારી મંડળે પોતાના જુદા જુદાં કાર્યોને વ્યવસ્થિત વેગ આપવા માટે પોતાનામાથી નીચેની ત્રણ જુદીજુદી સમિતિઓ નીમી હતી.

જાહેરાત (પ્રકાશન) સમિતિઃ શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ, શ્રી નંદલાલ ચુનીલાલ બોડીવાળા, શ્રી ધનશંકર હીરાશંકર ત્રિપાઠી, શ્રી કેશવલાલ હરગોવિંદદાસ શેઠ, શ્રી બચુભાઈ

પોપટભાઈ રાવત અને શ્રી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ (મંત્રી તથા જરૂરી કામકાજની યોજના કરવાની સત્તા સાથે)

નિબંધ સમિતિ: રા. સા. જનુભાઈ અમરતલાલ સૈયદ, શ્રી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, શ્રી સાકરલાલ અમૃતલાલ દવે, શ્રી ભોગીલાલ કેશવલાલ પટવા, શ્રી જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ, શ્રી નવલરામ જગન્નાથ ત્રિવેદી, શ્રી પ્રાણલાલ કિરપારામ દેસાઈ, શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ, શ્રી ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી, શ્રી વિશ્વનાથ મગનલાલ ભટ્ટ, શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક, શ્રી પ્રાણજીવન વિશ્વનાથ પાઠક, મુનિશ્રી જિનવિજયજી, શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ, શ્રી નરહરિ દ્વારકાદાસ પરીખ, શ્રી રવિશંકર મહાશંકર રાવળ, ડૉ. બાલકૃષ્ણ અમરજી પાઠક, શ્રી વિજયરાય કલ્યાણરાય વૈદ્ય, શ્રી જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે. કામકાજની યોજના કરવાની સત્તા શ્રી હીરાલાલ પારેખને આપવામા આવી હતી.

સંમેલનના ખર્ચ માટે નાણા ઉઘરાવવાની સત્તા, જરૂર પડયે સભ્યો કો-ઑપ્ટ કરવાની અનુમતિ સાથે, શ્રી ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાનજીને આપવામા આવી હતી.

સંમેલનની બેઠક વર્ષ આખરે ડિસેમ્બરમા ભરવાનું યોજ્યુ હતુ. પણ વચ્ચે, મહાસભાની ખાસ બેઠક એ અરસામા આવવાના સંભવે ફેબ્રુઆરીમા ભરવાનો વિચાર બીજી બેઠકમા થયો હતો પરંતુ ખાસ મહાસભા ફેબ્રુઆરીમા જ મળવાની હોવાથી છેવટે સંમેલન નાતાલના તહેવારોમા ભરવાનું આ બેઠકે ઠરાવ્યુ હતું.

ચોથી બેઠકમા, તા. ૬ઠ્ઠી સપ્ટેમ્બરે કારોબારી મંડળે ખર્ચનો અંદાજ (આશરે રૂ. ૬૦૦૦)નો ઘડી કાઢયો હતો; સ્વાગતાધ્યક્ષની ચૂંટણીની રાહ જોવામાં ન થોભતા, કાર્યની ઝડપ ખાતર, નિબંધોની યાદી તથા તેના આમંત્રણની પત્રિકા વહેલી પ્રકટ કરી દેવાની મંત્રીઓને સત્તા આપી હતી; સંમેલનના સ્થળ માટે ત્રણેક સ્થળોની ભલામણો થએલી તેની વ્યવસ્થા કરવાનુ મંત્રીઓને સોપ્યુ હતુ; અને સત્કાર મંડળના પ્રમુખની ચૂંટણી માટે સ્થાનિક કારોબારી તથા સત્કાર મંડળની સંયુક્ત સભા બોલાવવા માટે તારીખ (૧૭-૯-૩૫) નક્કી કરી હતી

આટલા પરચુરણ વહીવટી કામો ઉપરાત આ બેઠકે સંમેલન વેળા બે આકર્ષક પ્રસંગો યોજવાના ઠરાવો કર્યા હતા (૧) સંમેલનને અંગે એક સાહિત્ય-ઇતિહાસ-વસ્તુ પ્રદર્શન, (૨) રંજન કાર્યક્રમ તરીકે એક કવિ-સભા (મુશાયરા). પ્રદર્શનને માટે શ્રી રવિશંકર મહાશંકર રાવળ, શ્રી કનુભાઈ હકુમતરાય દેસાઈ, શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ, શ્રી સારાભાઈ મણિલાલ નવાબ તથા શ્રી બચુભાઈ પોપટભાઈ રાવતની નિમણુક કરવામા આવી હતી કવિ-સભા (મુશાયરા) ની યોજના શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજી, શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ તથા શ્રી બચુભાઈ રાવતને સોપાઈ હતી. તેમા પાછળથી શ્રી ત્રિભુવનદાસ પુરષોત્તમદાસ લુહાર (સુન્દરમ્) ને કો-ઑપ્ટ કરવામા આવ્યા હતા.

૧૭મી સપ્ટેમ્બરે મળેલી પાચમી બેઠકમા, સ્થાનિક કારોબારીના બધા સભ્યોને સત્કાર મંડળના સભ્યો તરીકે પણ ગણી લેવાનો ઠરાવ કરીને, સત્કાર મંડળ અને

સ્થાનિક કારોબારી મંડળની સંયુક્ત બેઠક તા.૧૭મી ને બદલે ૧૮મી સપ્ટેમ્બરે બોલાવવાનું ઠરાવ્યું હતું.

એ મુજબ સત્કાર મંડળની પહેલી બેઠક તા. ૧૮ મી સપ્ટેમ્બર ૧૯૩૫ના રોજ મળી હતી. તેમાં સત્કાર મંડળના પ્રમુખ તરીકે સર ચિનુભાઇ માધવલાલ (બીજા બૅરોનેટ) ની અને ઉપપ્રમુખ તરીકે ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇની નિમણૂક સર્વાનુમતે કરવામાં આવી હતી.

સત્કાર મંડળની બીજી બેઠક તા. ૨૭ મી સપ્ટેમ્બરે મળી હતી અને તેમા સમેલનના પ્રમુખ તરીકે મહાત્મા શ્રી મોહનદાસ કરમચંદ ગાંધીજીની વગર વિરોધે ચૂંટણી થઇ હતી.

તે પછી ૧૪મી ઑક્ટોબરે મળેલી તેની ત્રીજી બેઠકમા સંમેલનના ઉપપ્રમુખ તરીકે આચાર્ય શ્રી આનંદશંકર બાપુભાઇ ધ્રુવની, અને સંમેલનના જુદાજુદા સાત વિભાગો માટે નીચેના ગૃહસ્થોની પ્રમુખો તરીકે ચૂંટણી કરવામાં આવી હતી: (૧) સાહિત્ય—શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી; (૨) ઇતિહાસ અને પુરાતત્ત્વ—મુનિશ્રી જિનવિજયજી; (૩) ધર્મ અને તત્ત્વજ્ઞાન—પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી; (૪) સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર—પ્રો. ખુશાલદાસ તલકશી શાહ; (૫) વિજ્ઞાન—શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહ; (૬) લલિતકલા—શ્રી નાનાલાલ ચમનલાલ મહેતા (આઇ. સી. એસ.), (૭) પત્રકારત્વ—શ્રી મહાદેવ હરિભાઇ દેસાઈ.

નાતાલના દિવસોમાં મહાત્મા ગાંધીજીને કેટલીક પ્રતિકૂળતા હોવાથી, તેમની ઇચ્છાને માન આપી, સંમેલનની બેઠક ૧૯૩૫ની નાતાલને બદલે ૧૯૩૬ના જાન્યુઆરી સુધી લંબાવી હતી અને જાન્યુઆરીની ૧૨, ૧૩ અને ૧૪મી તારીખો તેમને અનુકૂળ હોવાથી તે તારીખોમા સંમેલન ભરવાનો આજની બેઠકમા ઠરાવ થયો હતો.

આ પછી તા. ૭ મી નવેમ્બરે મળેલી સ્થાનિક કારોબારી મંડળની સાતમી બેઠકે, સંમેલનના સાત વિભાગોનાં કામકાજ, નિબંધવાચન વગેરેની વ્યવસ્થા માટે સાતે વિભાગો માટે નીચેનાઃસાત ગૃહસ્થોની વિભાગી મંત્રીઓ તરીકે નિમણૂક કરી હતી: (૧) સાહિત્ય—રા. સા. જનુભાઇ અચરતલાલ સૈયદ;(૨) ઇતિહાસ અને પુરાતત્ત્વ—શ્રી ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી (ધૂમકેતુ); (૩) ધર્મ અને તત્ત્વજ્ઞાન—પ્રો. જયેન્દ્રરાવ ભગવાનલાલ દૂરકાળ; (૪) સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર—શ્રી નવલરામ જગન્નાથ ત્રિવેદી; (૫) વિજ્ઞાન—શ્રી ભોગીલાલ કેશવલાલ પટવા; (૬) લલિતકલા—ડૉ. માધવજી ભીમજી મચ્છર; (૭) પત્રકારત્વ—શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ.

કારોબારી મંડળના એક મંત્રી ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇની ચૂંટણી સત્કાર મંડળના ઉપપ્રમુખ તરીકે થએલી હોવાથી મંત્રી તરીકેની એ ખાલી પડેલી જગ્યાએ શ્રી બચુભાઈ પોપટભાઇ રાવતની નિમણૂક કરવામા આવી હતી. આ ઉપરાત ઉતારાની સગવડ માટે તેમજ પત્રિકા કાઢવાની સૂચનાઓ માટે બીજા કેટલાક વહીવટી ઠરાવો થયા હતા.

સંમેલનને સફળ કરવા માટે ગુજરાત—કાઠિયાવાડના મુખ્ય સ્થળોએ તેનો પ્રચાર કરવા તથા ત્યાંની સ્થાનિક સાહિત્ય—સંસ્થાઓ તથા સાહિત્યપ્રેમી વ્યક્તિઓનો સહકાર

સાધવાના હેતુથી કારોબારી મંડળ તરફથી રા. સા. જનુભાઇ અચરતલાલ સૈયદ, શ્રી સુનીલાલ વર્ધમાન શાહ, શ્રી નવલરામ જગન્નાથ ત્રિવેદી, શ્રી ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાનજી વગેરે એ રાજકોટ, ભાવનગર, મુંબાઇ આદિ સ્થળોએ જઇને સંમેલન વિષેની અમદાવાદની આકાક્ષાઓ દર્શાવી હતી અને સૌને પોતાની હાજરી તેમજ સૂચનો વગેરેથી હાર્દિક સહકાર તથા સહાય આપવા વિનતિ કરી હતી.

આ દરમ્યાન શ્રી નાનાલાલ ચમનલાલ મહેતા તરફથી, પોતે, પ્રતિકૂળ સંજોગોને લીધે સંમેલનના દિવસોમા અમદાવાદ આવી શકે તેમ ન હોવાના ખબર આવવાથી, તેમની જગ્યાએ લલિતકલા વિભાગના પ્રમુખની ચૂંટણી કરવા માટે સત્કાર મંડળની ચોથી બેઠક ૨૧મી નવેમ્બરે બોલાવવામા આવી હતી અને તેમા શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર (કાકાસાહેબ) ને સંમેલનના લલિતકલા વિભાગના પ્રમુખ તરીકે સર્વાનુમતે ચૂંટવામાં આવ્યા હતા.

આમ, આગામી સંમેલન માટે બધી પૂર્વતૈયારીઓ થઈ ગઇ હતી, નિબંધો આવવા માડ્યા હતા અને સૌના મન તેની સ્થાનિક તૈયારીઓમા પરોવાયા હતા ત્યાં, અચાનક મહાત્મા ગાંધીજીની તબિયત લથડવાના ખબર આવ્યા તબિયત એટલી નાદુરસ્ત હતી કે તુરતમાં તેઓ કોઇ પણ શ્રમ લઈ શકે તેમ ન હતુ, એટલે એમને સંપૂર્ણ આરામ ન થાય ત્યાંસુધી સંમેલનની બેઠક મુલતવી રાખ્યા વિના ઉપાય ન હતો. આથી, સ્થાનિક કારોબારી મંડળે તા. ૨૬મી ડિસેમ્બરની પોતાની આઠમી બેઠકમા, તુરતને માટે સંમેલન મુલતવી રાખવાનો ઠરાવ કર્યો અને એ જ તારીખે મળેલી સત્કાર મંડળની પાચમી બેઠકમાં પણ એમ જ ઠરાવવામા આવ્યું.

ત્રણેક માસ બાદ, એટલે કે મહાત્માજીને આરામ થયાના ખબર મળતા જ, ઇસ્ટરની રજાઓમા કે તે પછીની ઉનાળાની રજાઓમા સંમેલનની બેઠક ભરવાનો ઇરાદો કર્યો; પણ અમદાવાદનો એ માસનો તાપ તેમજ બીજી નાની નાની અનેક પ્રતિકૂળતાઓ લક્ષમા લેતા, સંમેલનની બેઠકને થોડી વધારે દૂર લઇ ગયા વિના ચાલે તેમ ન હતુ. એટલે ૧૯મી માર્ચ ૧૯૩૬ના રોજ સ્થાનિક કારોબારી મંડળે બધા સંજોગોનો વિચાર કરીને સંમેલનની બેઠક ઑક્ટોબર માસની વૅકેશનમા ભરવાનો ઠરાવ કર્યો. સંમેલનનો સમય આમ દૂર જવાથી એ લાંબા ગાળા દરમ્યાન વિદ્વાનો તથા લેખક બંધુઓ તરફથી સારા અને અભ્યાસયુક્ત વધુ નિબંધો મેળવી શકાશે એમ પણ આશા પડી અને એ માટે સંમેલન પત્રિકા (પાચમી)માં જાહેર વિનંતિ કરવામા આવી.

માર્ચ અને ઑક્ટોબર વચ્ચેના આ ૭ સાત માસના ગાળામા સ્થાનિક કાર્યકર્તાઓને સંમેલનને વધારે સફળ બનાવવા માટેની વિગતે તૈયારીઓ કરવામા ઠીક સરળતા રહી. સંમેલન પ્રસંગે કવિસભા-મુશાયરા ઉપરાંત સંગીત-નૃત્ય-નાટ્ય પ્રયોગોનો એક સુંદર અને કલાત્મક રંજન કાર્યક્રમ ઉજવવાની યોજના ઘડવામા આવી. સર ચિનુભાઇના સંસ્કારી કુટુંબના કૌમાર મંડળે તેમાં હાર્દિક અને ઉત્સાહભર્યો સહકાર આપવાની હા કહી અને તેની વ્યવસ્થા માટે રંજન સમિતિના મંત્રીઓ તરીકે, શ્રી મનોરમાબ્હેન ચિનુભાઇ તથા શ્રી ઇન્દુમતી દીવાનજીની, બીજા સભ્યો ઉમેરવાની અનુમતિ સાથે, નિમણૂક થઇ.

સંમેલન અંગે ભરવા ધારેલા સાહિત્ય-ઇતિહાસ-વસ્તુ પ્રદર્શનની તૈયારી, તેને માટેના નિયુક્ત મંત્રી શ્રી રવિશંકર રાવળ જાપાનના પ્રવાસે ગએલા હોવાથી ખોળંબે પડેલી. તેઓ ત્યાંથી આ ગાળા દરમ્યાન પાછા ફર્યા. આ વેળા હવે ઉપરોક્ત પ્રદર્શન માટે પૂરતો અવકાશ રહ્યો ન હતો, પરંતુ ચિત્રકલા અને તેની અનુષંગી બીજી કળાઓનું એવું એક કલા પ્રદર્શન ભરવાની યોજના થઇ શકે તેમ હતું. એટલે એવું એક પ્રદર્શન ભરવાનું નક્કી કરવામા આવ્યુ, તેની વ્યવસ્થા સ્થાનિક 'ભારત કલા મંડળ'ને સોપવામા આવી અને શ્રી રવિશંકર રાવળ તથા શ્રી કનુ દેસાઇને મંત્રીઓ તરીકે નિયુક્ત કરવામા આવ્યા.

ઑક્ટોબર માસ નજીક આવતો ગયો. સંમેલનની બેઠકની તારીખો હવે નક્કી કરવાની હતી. તા. ૧૧મી ઑગસ્ટે મળેલી સ્થાનિક કારોબારીની દસમી બેઠકે બધી સ્થિતિનો વિચાર કરીને ઑક્ટોબરની ૩૧મી અને નવેમ્બરની ૧ની તથા બીજી તારીખો (૧૯૯૨ના આસો વદ ૧-૨-૩)—શનિ, રવિ અને સોમવારના દિવસોમા સંમેલનની બેઠક ભરવાનો ઠરાવ કર્યો.

સ્થાનિક તૈયારીઓ માટે હવે કારોબારી તથા વિભાગી મંત્રીઓની બેઠકો દર અઠવાડીએ મળવા લાગી. સમેલન પ્રસંગે ગાવા માટેના ગીતોની પસંદગી જૂનામાથી કરવા કરતા, પ્રસંગને ઉચિત નવા ગીતો રચાઇ આવે તો ઇષ્ટ એ ઇંગિતથી, સમેલન માટે એવા મંગલ, પ્રેરણાત્મક અને સુગેય ગીતો રચી મોકલવા ગુજરાતના કવિઓને આમંત્રણ આપવાનું તથા તેમાથી પસંદ કરવામા આવેલાં પાચ ગીતો માટે રૂ. ૫૦) નો પુરસ્કાર આપવાનું ઠરાવવામાં આવ્યું.

સંમેલન પ્રસંગે ભરાનાર કવિસભા-મુશાયરાના માટે બે પ્રકારના કાર્યક્રમ યોજવામાં આવ્યાઃ કવિતાગાનનો અને પાદપૂર્તિનો. પાદપૂર્તિ માટે બે પંક્તિઓ જાહેર કરવામા આવી. સભાપતિ તરીકે શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠકની વરણી કરવામા આવી. સભાની કાર્યપ્રણાલિ વગેરે માટે અગ્રગણ્ય કવિઓ તથા કવિતારસિકોના સૂચનો મંગાવવામા આવ્યા હતા અને તેને અનુસરીને સભાની યોજના વગેરેની વિગતવાર પત્રિકા બહાર પાડવામા આવી હતી ( જુઓ પરિશિષ્ટ ).

આ ઉપરાત સંમેલનની બેઠક દરમ્યાન જાહેર જનતા માટે સર્વસામાન્ય વ્યાખ્યાનો રાખવાની પણ એક યોજના ઘડી હતી. પરંતુ વ્યાખ્યાતાઓની અતિકૂળતાઓને લીધે માત્ર બે જ રાખી શકાયા હતા. એક શ્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટનું "જાપાનની કેળવણી" ઉપર, અને બીજુ શ્રી. પંઢરીનાથ ઇનામદારનું "ઇડર રાજ્યના પુરાતન શિલ્પ-સ્થાપત્ય" ઉપર, મૅજિક લૅન્ટર્ન સાથે

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનુ નવુ મકાન તૈયાર થઇ ગયુ હતું અને તેની ઉપરનો પ્રેમાભાઇ હૉલ નવી બાધણીમા ઘણો વિશાળ કરવામા આવ્યો હતો. સંમેલનની બેઠક ત્યા જ ભરવાનુ ઠરાવવામા આવ્યુ. જાણે આવા શુભ પ્રસંગથી એ હોલની વાસ્તુક્રિયા થઈ.

# સંમેલનની બેઠક

પ્રમુખ તરીકે મહાત્મા ગાંધીજીની વરણી થએલી હોવાથી તથા સાહિત્ય વિષેના તેમના વિચારો જાણવાની આતુરતાથી સમેલનમા લોકોએ ઘણો જ રસ લીધો હતો. પ્રેમાભાઇ હૉલમા શુમારે ૧૫૦૦ શ્રોતાઓની સગવડ હતી, અને તે પૂરી થઇ રહેશે એમ માનવામા આવતું હતું.

પણ સમેલનનો દિવસ આવી લાગતા તો ટિકિટો અણધારીરીતે ખપી જવા માંડી. છેવટે ગિર્દી–ઘોંઘાટ વિના શ્રોતાઓ સંમેલનનો સારીરીતે લાભ લઇ શકે એટલા માટે નિરૂપાયે છેલ્લી ઘડીએ વધુ ટિકિટો આપવાનું અટકાવવુ પડ્યું.

## કલાપ્રદર્શનનું ઉદ્‌ઘાટન

સંમેલનના અધિવેશનનું પ્રથમ મંગલ કાર્ય તે કલાપ્રદર્શનનું ઉદ્‌ઘાટન. મુબાઇના જાણીતા કલારસિક શ્રીમત શેઠ કલ્યાણજી કરમશીને હસ્તે પ્રદર્શનનો ઉદ્‌ઘાટન વિધિ કરવાનું ઠરાવ્યુ હતુ, પરંતુ તેઓ આવી શકે તેમ ન હોવાથી આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવને હાથે એ ક્રિયા, શનિવાર તા ૩૧ મી ઑક્ટોબરે—સંમેલનના પ્રથમ દિવસે પ્રાતઃકાળે નવ વાગ્યે કરવામા આવી હતી

ગુજરાત પ્રાંતિક સમિતિના મકાનને ઉપલે માળે તેના વિવિધ કુશાદે ઓરડાઓમાં ચિત્રકળા, ફેટોગ્રાફી, વ્યાપારી કલા અને હસ્તશિલ્પ, મુદ્રણકલા, હસ્તલિખિત માસિકો વગેરેનુ એક સુંદર પ્રદર્શન ગોઠવાયુ હતુ સમિતિના મકાનની પાછળના મેદાનમા સભાસ્થાન યોજવામા આવ્યુ હતુ સમેલનનો પ્રથમ દિવસ હોવાથી બહારગામના આગંતુકો પણ બધા આવી ગયા હતા અને સ્થાનિક સાહિત્ય–કલારસિકો તેમજ બહારગામના મહેમાનોની હાજરી મોટી સંખ્યામા હતી.

પ્રાસ્તાવિક વિધિ થઇ ગયા બાદ, આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવને કલાપ્રદર્શન ખુલ્લુ મૂકવાની વિનતિ કરતા ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇએ પ્રદર્શનનો હેતુ તથા વિગતો સમજાવતુ એક વિસ્તૃત વ્યાખ્યાન કર્યું હતુ, જેનો સાર નીચે મુજબ છેઃ

પૂજ્ય આચાર્યશ્રી આનંદશંકરભાઇ સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો! 'જૈન ચિત્ર કલ્પદ્રુમ' નામનો શ્રી સારાભાઇ નવાબે સપાદિત કરેલો જે ઉત્તમ ગ્રંથ હમણા જ બહાર પડ્યો છે તે ઉપરથી ગુજરાતે પણ ચિત્રકળાના ક્ષેત્રમા જે અનુપમ ફાળો આપ્યો છે તે જાણીને આપણે ગૌરવ લઇ શકીએ તેવુ છે. પરન્તુ એ ગ્રંથની પાછળ જે થોડો ઇતિહાસ રહ્યો છે તે આ પ્રસંગે આપને જાણવાલાયક છે.

વિ. સ. ૧૯૮૭ના શિયાળામા શ્રી દેશવિરતિ ધર્મારાધક સમાજ તરફથી અત્રે એક જૈન સાહિત્ય પ્રદર્શન ભરવામા આવ્યુ હતું એમા પાટણ, ખંભાત, જેસલમીર, અમદાવાદ, વડોદરા વગેરે સ્થળોએથી જૈન ગ્રંથ ભંડારોમાના અમૂલ્ય ગ્રંથો વ્યવસ્થાપૂર્વક ગોઠવવામા આવ્યા હતા. એમા જૈન ધર્મ ઉપરાંત વૈદ્યક, ન્યાય, ઇતિહાસ, કાવ્ય, જ્યોતિષ વગેરેના તથા વાર્તાના અને આખ્યાનોના ગ્રંથો પણ ઘણા હતા.

ઘણાખરા ગ્રંથોમાં રંગીન ચિત્રો હતાં, અને તેમાં યે જુદાજુદા શહેરના સંઘોએ સાધુ મુનિઓને જે આમંત્રણપત્રો લખેલા તેની લાંબાલાંબાં વર્ષફળ જેવી નકલોમાંના ચિત્રો, તે તે દેશકાળના સૂચક હોવા ઉપરાંત ગુજરાતની ચિત્રવિદ્યાની પણ પરંપરાના અખંડિત દર્શન કરાવતા હતા.

મારા મિત્ર શ્રી રવિશંકર રાવળે એ ચિત્રોની સીનેમા ફીલ્મ લઇ લેવા યોજના કરી હતી, પણ એ પ્રદર્શનના વહીવટદારો રૂઢિચુસ્ત હોવાથી એ અમૂલ્ય પ્રસંગનો લાભ ગુર્જર બંધુઓને અને સમસ્ત દેશને મળતો અટકયો.

શ્રી સારાભાઇ નવાબ એ પ્રસંગે એક સ્વયંસેવક હતા, પણ એમને એમાંથી ઘણો ઉત્સાહ પ્રગટયો અને શ્રી રવિભાઇની યોજના નિષ્ફળ થયા પછી એમણે રવિભાઇની જ પ્રેરણાથી આ ગ્રંથ બ્હાર પાડયો એ ગ્રંથમાં જે કંઇ ચિત્રો છે તેના કરતા ઘણા વધારે ચિત્રો હજી આપણા ગ્રંથ ભંડારોમાં પાછા પેટીઓમાં પુરાઇને પડયા છે. પરન્તુ જેટલા પ્રસિદ્ધ થયા છે એટલાથી પણ આપની ખાત્રી થશે કે શિલ્પ અને સ્થાપત્યમાં જેવો ગુજરાતનો ફાળો મોટો છે તેવો જ ફાળો ગુજરાતે ચિત્રવિદ્યાને પણ સૈકાઓ સુધી સતત આપ્યા કર્યો છે.

આપણા ચિત્રોમાં પણ સમસ્ત ભારતવર્ષની ચિત્રકલાના જ આદર્શો, એ જ ભાવનામયતા, એવા જ રંગો અને એવી જ રેખાઓ તમે જોશો અજન્તાની ગુફાઓમાંથી ઊતરી આવેલી કલાસમૃદ્ધિનો જ વાસો ગુજરાતે પરંપરાથી સાચવ્યો છે અને વિકસાવ્યો છે. અત્યાર સુધી તો ગુજરાતે માત્ર વેપાર જ ખેડી જાણ્યા છે અને લક્ષ્મીની જ આરાધના કરી છે એમ કહેવાતું પણ આ ચિત્રો અને ઇડર રાજ્યમાંથી જે મંદિરો અને મૂર્તિઓ હમણા જ મળી આવ્યા છે તે જાણ્યા પછી તો આપ સૌની પણ ખાત્રી થશે કે લક્ષ્મી સાથે સરસ્વતીની પૂજા પણ આપણે કરી છે—અને બહુ ઉત્તમ પ્રકારે કરી છે

સાહિત્ય સમેલનના પ્રતિનિધિ બન્ધુઓ! આપ થોડો વખત બચાવીને અમદાવાદની મસ્જિદો, મંદિરો અને શિલ્પ તથા સ્થાપત્ય જોવા તસ્દી લેશો એવી હું આજ મંગલ પ્રભાતે આપને વિનતિ કરૂં છું. જેવી દયારામની મીઠી કવિતા છે, જેવી મીરાબાઇની કવિતામાં પ્રેમભક્તિ છે એવી, સંગીતકાવ્ય જેવી કળા આપ ત્યાં જોશો ગુજરાતની શિલ્પકળામાં જેવા માધુર્યભક્તિ અને સુકોમળ સૌન્દર્ય ભર્યાં છે એવા ક્યાયે નથી

હવે આ પ્રદર્શન વિષે સૌથી પ્રથમ મારે આપને કહેવું જોઇએ કે શ્રી રવિશંકર રાવળે હવે અત્રે ગુજરાત કલાસંઘ કાઢીને સમસ્ત દેશની સંસ્કૃતિમાં ગુજરાતને પણ પોતાનું નૈવેદ્ય ધરાવતો કર્યો છે જે સ્વાર્થત્યાગ, જે તપ અને જે હૃદયની ઉદારતા વડે એમણે અહીં, મ્યુનિસિપાલીટી, ધનવાનો કે સરકારની મદદ વગર કલાનું એ ગુરુકુળ કાઢયું છે તેના રૂડાં ફળ થોડા જ વખતમાં ગુજરાતે ચાખ્યાં છે એમના વગર કનુભાઇ દેસાઇ જેવા કલાકાર પણ આપણને ના મળત પરન્તુ હવે તો કનુભાઇ ઉપરાંત બીજા અનેક યુવાન ચિત્રકારો અને ચિત્રલેખાઓ પણ ભાઇ રાવળને હાથે કેળવાઈ બહાર પડયા છે. એમના એ સંઘમાં કોઇ સંપ્રદાય નથી અજન્તા, રાજપૂત, કાંગરા, પશ્ચિમ પૂર્વ અને આધુનિક ચિત્રકારોના પણ એ ભકત છે. પોતાના અનેક શિષ્યોને એમણે જુદે

જુદે સ્થળે મોકલીને તે તે કુમાર શિષ્યોનાં કુદરતી વલણોને ઉત્તેજ્યાં છે. મદ્રાસના શ્રી દેવપ્રસાદ રાયચૌધરી, લખનૌના શ્રી અસીતકુમાર હલધર, બંગાળાના શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર અને શ્રી નંદલાલ વસુ, વડોદરાના શ્રી પ્રમોદકુમાર ચટોપાધ્યાય, એવા એવાની કલાશાળાઓમાં એમણે પોતાના શિષ્યોને, પોતે અપાય એટલી વિદ્યા આપ્યા પછી, સ્કૉલરશિપો અપાવીને પોસ્ટ ગ્રૅજ્યુએટ કૉર્સ જેવા સ્નાતક પછીના અવલોકન અને અભ્યાસ માટે મોકલ્યા હતા.

અત્રેના પ્રદર્શનમા શ્રી રાવળ અને એમના બુદ્ધિમાન શિષ્યમંડળનો સારો જેવો ફાળો છે એ જોઇને આપ સૌને જરૂર આનંદ થશે.

શ્રી રવિશંકર રાવળ અમદાવાદમાં આવ્યા તે પહેલાં અહીં મગનલાલ લીલાધર શર્મા નામના, પોતાને જ હાથે તૈયાર થએલા એક ચિત્રકાર હતા. એમનાં હિન્દદેવી, પિતૃભક્ત શ્રવણ ઇત્યાદિ ચિત્રો પ્રદર્શનમાં પેસતા જ મૂકેલા છે એ રાજા રવિવર્માના પ્રશંસક હતા. સ્વ. માધવલાલ હરિલાલ દેસાઇ જ્યારે પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ હતા ત્યારે મગનલાલ ટ્રેઈન થએલા. ઇ સ. ૧૯૦૨-૦૩ મા અત્રે સ્વ. એદલજી દોરાબજી તલાટીના પ્રમુખપદે એક કેળવણી પરિષદ મળી હતી. એ પ્રસંગે સ્વ. મગનલાલે, કાળા પાટીઆ પર માત્ર ચાકથી દમયંતી અને અજગર ચીતર્યાં હતાં. એ પરિષદની ઘણી વસ્તુઓ હું ભૂલી ગયો છું, પણ એ અજગર અને દમયંતીનું સાદું ચિત્ર તો હજી મને પણ બરાબર યાદ છે. મગનલાલે ત્યાર પછી એ ચિત્ર કપડાપર તૈલ રંગોથી દોર્યું. પરન્તુ જેમ જેમ એ ચિત્ર દોરાતું ગયું તેમ તેમ એને સર્વાંગસુંદર કરવા એમની મહત્ત્વકાંક્ષા વધતી ગઇ. અજગર એમણે કદી જોયો નહોતો ખરો અજગર જોવા એ વડોદરા અને મુંબાઇના સંગ્રહસ્થાનોમા જઇ આવ્યા અજગરના સ્વભાવ વગેરેની પણ માહિતી મેળવી. એમને માલૂમ પડયુ કે પ્રેમાનંદના નળાખ્યાનની 'ચરણ ગળ્યો જાનુ લગી' વગેરે લીટીઓ ખોટી હતી. અજગર જ્યારે માણસને ગળે છે, ત્યારે પ્રથમ ઝપટ મારીને એને બેભાન કરે છે અને પછી પહેલું તો માથું જ પકડે છે. મો પહોળું કરીને એ મોંમા શિકાર આવીને પડે એવી રાહ જોતો બેસતો નથી. એ જાણ્યા પછી એમણે પોતાના ચિત્રમાં દમયંતીને અજગરથી મૂર્છિત થએલી તો ચીતરી છે, પણ પ્રેમાનંદનું માન રાખવા જાનુ સુધી એને અજગર પાસે ગળાવી છે પણ ખરી. એમા દમયંતીનું રૂપ, અજગરનું શરીર ઇત્યાદિ બહુ જ તાદશ અને મોહક બનાવ્યા છે

એમને પ્રિય બીજું ચિત્ર રા'ખેંગાર અને રાણકદેવીનું હતું. એમાં રાણકદેવી કેવી હશે તેનો નમૂનો શોધવા એ કાઠિયાવાડના ઘણા ભાગોમાં ફરી આવ્યા હતા. આખરે ભાવનગરના એક રાજકુમારીના સ્વરૂપ પરથી એમણે રાણકદેવી ચીતરેલા.

પરન્તુ મગનલાલનું બહુ લોકપ્રિય થઇને ઇ. સ. ૧૯૦૫ થી ૧૦ સુધીમાં આખા હિન્દુસ્તાનમાં પ્રસરેલું ચિત્ર તે હિંદદેવીનું હતું એવા હિંદના નકશા પરથી હિંદદેવીની પ્રતિમા રચેલી. 'ઉત્તિષ્ઠત, જાગૃત પ્રાપ્ય વરાન્નિબોધત ' એ બોધ ધ્વજમાં ફરફરતો હતો. આ ચિત્રની મૂળ નકલ આપ પ્રદર્શનમા પેસતાં જ જોશો. આજથી ૩૦ વર્ષ પહેલાં અહીં આ ચિત્ર ખાસ દોરાયું હતું. અને આજે એને આટલું બધું આગળ લાવવાનું કારણ એ છે કે

કાશીમા હમણા જ શ્રી શિવપ્રસાદ ગુપ્તાએ રૂપાના નકશાના જ હિન્દદેવી બનાવી એની પ્રતિષ્ઠા કરી છે એવી પતિષ્ઠા ગુજરાતે ૩૦ વર્ષ પહેલા કરી હતી મગનલાલના આ સિવાય પિતૃભક્તશ્રવણ, શકર વગેરે કૈલાસમા, ચેનૈયો, અણુનોતર્યા મેમાનો વગેરે ચિત્રો હતા યુરોપ એમેરિકામા આના ચિત્રો હજારો ને લાખ્ખો રૂપીએ વેચાય છે એ વાચી પોતે પણ હજારોની મિલ્કત મૂકતા જાય છે એમ એ બિચારા માનતા હતા પણ અમદાવાદે એમના જીવતા કે પછીથી આજ લગી પણ એ ચિત્રોની કઇક જ કદર કરી નથી એમ જણાવતા મને દુ ખ થાય છે એ મ્યુનિસિપાલિટીના એક શિક્ષક હતા ચહા ઉપર ચહા પી, રાતોના ઉજાગરા કરીકરીને એમણે આ ચિત્રો દોર્યા હતા છેવટે એમના વિધવા, મ્યુનિસિપાલિટી પ્રદર્શન કરશે ને એ ચિત્રો ખરીદશે એમ આશા ગખતા હતા, તે પણ હજી સુધી કઇ બન્યુ નહિ આખરે એમના સારા ચિત્રો ગુજરાતની બ્હાર ગયા શ્રીયુત જમનાલાલ બજાજ જેમ આપણા મહાત્માજીને લઇ ગયા તેમ એ ચિત્રો પણ લઈ ગયા

પરન્તુ ત્યાર પછી ભાઇ રવિશકરના પ્રયત્નથી એ સ્થિતિ બદલાઇ છે 'કુમાર' માસિક દ્વારા છેલ્લા તેર વર્ષમા કલા વિષે એમણે ખૂબ પ્રચાર કર્યો છે અને પરિણામે આજે જનસમાજ ચિત્રોમા વધારે પ્રમાણમા રસ લેતો થયો છે ચિત્રવિદ્યા શીખનારની સખ્યા પણ વધતી જાય છે અને આજના પ્રદર્શમા પ્રગતિ પામતી આપણી વર્તમાન ચિત્રકળાના સુંદર નમૂના આપના જોવામા આવશે ગુજરાતના ચિત્રકારોની કૃતિઓ આજે સમસ્ત હિંદમા આદર પામવા લાગી છે હજી હમણા જ ત્રાવણકોરના ચિત્રસગ્રહમા ગુજરાતના ચિત્રકારોને સ્થાન મળ્યુ છે એ જાણીને આપને આનદ થશે. શ્રી કનુભાઇ દેસાઇનું ગરબાનું ચિત્ર આપણા ગરબાની જેમ હિંદમા ખૂબ પ્રશસા પામ્યુ છે એની મૂળ નકલ આપ આ પ્રદર્શનમા જોશો આ એક જ ચિત્રથી એ આખા હિન્દુસ્તાનમા પ્રસિદ્ધ થયા છે કલ્પના વહેતી રેખાઓ અને છુપી કવિતા એ કનુભાઇ દેસાઇના ચિત્રોની ખાસ ખૂબી છે એમા તાલમયતા અને માધુર્ય અપાર છે અને એમના છાયાચિત્રો વિષે બોલવાનો વખત નથી પરતુ એમના જેવા અદ્દભુત, ગૂઢ અને ઊડા સૌન્દર્યથી ભરેલા છાયા ચિત્રો બીજે ક્યાયે મે જોયા નથી

રવિભાઇનુ 'ભારતસૌભાગ્ય' અને 'જીવન સગીત' મૂળ આલેખનોમા મેળવવા અમે ભાગ્યશાળી થયા છીએ અમે નાસિક જેલમા હતા ત્યારે અમને એ 'જીવનસગીત' ચિત્રે બહુ આશ્વાસન આપ્યુ હતું અજતાની ગુફાઓમા જ્યારે મુકામ કરીને એ પડ્યા હતા ત્યારે સંસારમા સ્વર્ગનુ એમને કોઈ દર્શન થએલું એના પરિણામે એ ચિત્રનો ઉદ્દભવ થએલો આકાશ, ઊડતા વસ્ત્રો, મજીરા અને આનન્દસમાધિ એ એના મુખ્ય અંગ છે મારી ખાત્રી છે કે આપને પણ એ ચિત્રના દર્શનથી ખૂબ આનદ થશે

આ ઉપરાત 'ગામડાનો' મેળો 'મહાત્માજીની સાદગી' 'મયૂરનૃત્ય,' 'સરસ્વતી,' 'રક્ષાબધન' ઈત્યાદિ ઘણા નવા ચિત્રો આપ આ પ્રદર્શનમા જોશો

શ્રીયુત છગનલાલ જાદવ નામના એક હરિજન ભાઈ ગુજરાત વિદ્યાપીઠમા પટાવાળાનુ કામ કરતા રવિભાઇને પ્રતાપે એમણે જે પ્રવીણતા મેળવી છે તે એમના 'તુલસીપૂજા,' 'મેવો,' 'સરાણુ ખેચનાર' વગેરે ચિત્રો નિરખીને આપ જોઈ શકશો મૂળ કનુભાઈના

ચિત્રો પરથી એમને ચિત્રો દોરવાનો છંદ લાગ્યો હતો. સર ચિનુભાઈની સ્કૉલરશિપથી રવિભાઇએ એમને લખનૌ મોકલ્યા અને ત્યાંથી આવ્યા પછી એ દિન પ્રતિદિન ખીલતા જાય છે. સત્યાગ્રહની લડત વખતે એ સોનું જેલની ભઠ્ઠીમાં પણ શુદ્ધ થઇ આવ્યું છે. સોમાલાલ શાહ, કૃષ્ણલાલ ભટ્ટ, શકુન્તલા, વસુમતિ, સૌદામિની, ઇન્દુબ્હેન ભટ્ટ, વ્રજલાલ ત્રિવેદી, ચંદુલાલ શાહ, શેઠ અંબાલાલનાં પુત્રી બ્હેન લીના, વગેરેનાં ચિત્રો આવ્યાં છે. એ બધાંનું વિગતવાર વર્ણન કરી હું આપનો સમય લઇશ નહિ. પરન્તુ મારી ખાત્રી છે કે આપ પ્રદર્શન જોઇને જરૂર માનશો કે કલાપ્રગતિમાં ગુજરાત સંતોષકારકરીને આગળ વધી રહ્યું છે. કલામય ફોટોગ્રાફી, શિલ્પનાં આલેખનો વગેરે બીજી કલાસામગ્રી પણ આમાં છે અને રંગોળી વગેરે ગૃહશણગાર ગણીએ તો કુલ ૮૦ જેટલા કલાકારોના ૧૦૦૦ કરતાં વધારે નમૂના આ પ્રદર્શનમાં મૂકવામાં આવ્યા છે.

સાહિત્ય, સંગીત અને કલા વિહિન માનવી પૂંછડા વગરના પશુ જેવો કહેવાયો છે. પરન્તુ ગુજરાતને એવી ગાળ હવે કોઇ ભાડી શકે એમ નથી. સાહિત્યના આરાધ્ય દેવ આજે મહાત્માજી છે. સંગીત અને નૃત્ય આપ બ્હેનો અને ભાઇઓના સર્ટિફિકેટ માટે સર ચિનુભાઇને બંગલે અમે રજુ કરીશું અને કલાની આરાધના આજ ગુજરાતના પાટનગરમાં કેવી ચાલી રહી છે તે આપ હમણાં જ જોશો.

ચિત્રવિદ્યા, એક કાળે તો ભારતવર્ષમા સંપૂર્ણતાએ પહોચી હતી. અજંતા એની સાક્ષી પૂરે છે. રેખાઓનું બળ, વળાક લેતી વહેતી નદીઓ કે મધુર આલાપ લેતા સૂરો જેવું, અહીં હતું એવું પૃથ્વીમા ક્યાયે ન હતું. પછી મુગલ સમય સુધી એ વિદ્યા 'ગીત ગોવિન્દ' ના માધુર્યની જેમ આગળ વધ્યે જ ગઇ હતી. શ્રીયુત નાનાલાલ ચમનલાલ મહેતા એના બીજા સાક્ષી છે. એ ગુજરાતી કલાપ્રેમી પાસે હિન્દભરના ઉત્તમ ચિત્રોનો સંગ્રહ છે અને એમનું હિંદી ચિત્રકળા ઉપરનું અંગ્રેજી પુસ્તક ઇંગ્લંડ અને અમેરિકાના કલાપ્રેમીઓના આદરમાનને યોગ્ય થઇ ચૂકયું છે.

પરન્તુ કેવળ ભૂતકાળની વડાઇઓ ગાવાથી આપણને કોઈ મિથ્યાભિમાની કહે. વર્તમાન તો આપણી નજદીક પડચો છે; પણ ચિત્રવિદ્યાના ભવિષ્ય વિષે કદાપિ આપ મને પૂછશો તો એના જવાબમાં હું બહુ જ સંક્ષિપ્તમાં આપને મ્હૈસુરના શ્રીયુત વ્યંકટ આપ્પાનો પરિચય કરાવવા ઇચ્છુ છું.

એ મહાન પુરુષને કોઇએ મેણું માર્યું હતું કે તમે સૃષ્ટિસૌન્દર્યનાં ચિત્રો દોરી રહ્યા. તમે તો લાંબી આંગળીઓ અને અણીદાર આખોવાળી નિદ્રાગ્રસ્ત સ્ત્રીઓ ચીતર્યા કરો!

વ્યંકટ આપ્પાને એ મેણું પોતાને નહિ પણ ભારતમાતાને વાગ્યું હોય એવું લાગ્યું. તે જ દિવસથી એ નીકળ્યા ને નીલગિરિમાં ઉતાકામંડ પર પહોંચી ગયા. ત્યાં પારો પંચાવન ડિગ્રી રહે છે. કડકડતી ટાઢમા રાતના બબ્બે વાગ્યા સુધી, પ્રાતઃકાળે, મધ્યાહ્ને અને સાયંકાળે એણે અમુક સુન્દર દશ્યો જોયા જ કર્યાં. એ સ્થળોના સૌન્દર્યને પકડવા એમણે આ કળિકાળમા જે સાધના કરી છે તે ભલભલા ધ્યાની અને યોગીઓનાં માન મૂકાવે એવી છે.

અને પરિણામ ? આવી ઉગ્ર તપશ્ચર્યાનું બીજું પરિણામ શું હોય ? એમણે નીલગિરિના સુંદર પ્રદેશોનાં આઠ નવ ચિત્રો ચીતરી કાઢ્યાં. એની કલમ, એના રંગો બધું અદ્ભુત હતું. એ જ સ્થળો, વ્યંકટ આપ્પાના ચિત્રો જોયા પહેલા અમે જોયાં હતાં, પણ જે સૌન્દર્ય એ ચિત્રોમાં વ્યક્ત થએલું અમે જોયું તે સૌન્દર્ય અમારાં ચર્મચક્ષુ જોઇ શક્યાં ન હતાં.

"That light which was never on sea or land" સમુદ્ર કે પૃથ્વી પર જે પ્રભા ન હતી તે વ્યંકટ આપ્પાએ બતાવી. અલક્ષ્યને લક્ષ્ય કરાવી આપવાના આધ્યાત્મિક કાર્ય માટે જ હિન્દી ચિત્રકારો પીંછી હાથમાં લેતા હતા. અને એવી જ પીંછી વ્યંકટ આપ્પાએ હાથમાં લીધી અને સાર્થક કરી.

પછી એ ચિત્રો બ્રિટિશ મ્યૂઝિયમના ક્યુરેટર મિ. રોધેનસ્ટાઇને જોયાં. જોઇને એમણે કહ્યું કે આવાં સૃષ્ટિસૌન્દર્યનાં ચિત્રો મેં કદી જોયાં નથી. વ્યંકટ આપ્પાનો ટેક પાર પડ્યો. ભારતમાતાનું મેણું ટળ્યું. આજે વ્યંકટ આપ્પા પોતાના સ્વતંત્ર કલામંદિર પાછળ લોહીનું પાણી કરી રહ્યા છે. મહાત્માજી, કાકા કાલેલકર, મહાદેવ દેસાઇ અને રામનારાયણ પાઠક મારી ભલામણથી વ્યંકટ આપ્પા ને મળ્યા છે અને એમનાં ચિત્રો જોઇને નયન સફળ કર્યાં છે.

વર્તમાનમાં વ્યંકટ આપ્પા જેવા કલાભક્તો જે દેશે ઉત્પન્ન કર્યા છે તેના ભવિષ્યને માટે ચિંતા કરવાનું કંઇ જ કારણ નથી. આચાર્યશ્રી ! હવે હું આપને આ પ્રદર્શનની ઉદ્‌ઘાટનક્રિયા કરવા વિનંતિ કરૂં છું.

આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવે જણાવ્યું હતું કે સાહિત્ય પરિષદના બારમા અધિવેશનનું આ પહેલું કાર્ય છે. મંગલ દિનમાં આપણું પ્રથમ કાર્ય સાથીઆ પૂરવાનું હોય છે. એવા ઔચિત્યના વિચારથી આ કાય પહેલું રાખવામાં આવ્યું છે.

સાહિત્ય અને કલાનો આત્મા એક જ છે. એ દૃષ્ટિએ સાહિત્યના રસના નિયમો અહીં પણ નજરે પડશે. કવિ જેમ પોતાનો આત્મા કાવ્યમાં રેડે છે તેમ પોતાનું સ્વત્વ ચિત્રમાં મૂકવું એ ચિત્રકારનું કર્તવ્ય છે. જ્યારે શાસ્ત્રીયતા વધી પડે છે ત્યારે કલાનો સાહિત્ય સાથેનો સંબંધ કેટલીકવાર ભુલાય છે,—જેમ અતિશાસ્ત્રીયતાથી સંગીત કેવળ સ્વરમય બની જાય છે તેમ. પણ મનુષ્ય-આત્મા એક સનાતન તત્ત્વ છે, અને કોઇ પણ એવો સમય નહોતો જ્યારે માણસ આત્મા વ્યક્ત કરવા પ્રયત્ન ન કરતો હોય. માત્ર જુદાજુદા પ્રકારના 'ટેકનીક'ને અંગે ભેદ હોય એ સમજી શકાય એવી વાત છે. ગુજરાતની અસ્મિતા ગમે તેટલી રાખો પણ આખરે તો તે હિન્દનો એક ભાગ છે, અને એ ભવ્ય કલ્પના જેવી આપણી નજર સમક્ષ રાખતા જઇશું તેમ આપણી કલાનો ઉત્કર્ષ છે.

આ પછી તેઓશ્રીએ કલાપ્રદર્શન ખુલ્લું મુકાએલું જાહેર કર્યું હતું અને સૌ સભાજનો તે જોવા ગયા હતા.

આશરે દસેક વાગ્યે મહાત્મા ગાંધીજી, સરહદના ગાધી અને શ્રી મહાદેવ દેસાઇ પ્રદર્શનની મુલાકાતે ગયા હતા.

# બેઠકનો પ્રારંભ–પહેલો દિવસ

બપોર પછી ત્રણ વાગતાં સંમેલનની બેઠકનો પ્રારંભ થયો. પ્રેમાભાઇ હૉલ આખો યે શ્રોતાવર્ગથી ભરાઈ ગયો હતો. પ્રમુખ મહાત્મા ગાંધીજી, સરહદના ગાંધી શ્રી અબ્દુલ ગફારખાન સાથે આવી પહોંચતા સત્કાર મંડળના પ્રમુખ સર ચિનુભાઈ માધવલાલ બૅરોનેટ અને મંડળના બીજા સભ્યોએ તેમનો સત્કાર કર્યો હતો.

પ્રારંભમાં, સંમેલન માટે ખાસ રચાઇ આવેલાં ગીતોમાંથી ચૂંટેલાં પાંચ ગીતોમાંનું શ્રી પૂજાલાલ રચિત 'શારદાનું આવાહ્‌ન' તથા શ્રી સુન્દરમ્ રચિત 'ગુર્જરીના ગૃહકુંજે' એ બે ગીતો, મ્યુનિસિપલ શાળાઓની બાળાઓએ સાજ સાથે મધુર કંઠે ગાયાં હતાં અને સભામાં શાન્તિ પ્રસરી ગઇ હતી.

### શારદાનું આવાહન

(કલ્યાણ)

શુચિ શારદ સરોજરંગરાગી મા શારદા!
 સ્મિતથી સુહંત સ્નેહવદને પધારો:
સ્વીકારો ભક્તિના આમંત્રણો, સુહાગી
 પગલે આનંદ ગુર્જરીનો વધારો.—શુચિ શારદ૦

(સાખી)

મુક્તાકાશવિહાર તમ, નીલમ કુંજે મામ,
વીણા તમ પુલકાવતી, નાદે તારક ત્યાંય:
અમ બંદી દીવાલો ખોલાવે મા શારદા!
 મુક્તિના મંત્ર પડઘાવતા પધારો.—શુચિ શારદ૦

(સાખી)

હરો તિમિર ઘન કરી પ્રગટ અદ્‌ભુત કિરણકલાપ,
રેલાવો સર્જન-ઉરે, અલખજ્યોત આલાપ;
ક્ષર પાને અક્ષર અમર આંકો મા શારદા!
 શબ્દોને આયખે અશબ્દને ઉતારો.—શુચિ શારદા૦

(સાખી)

જાગ્યો છે દવ દ્વેષનો, માનવવન મોઝાર,
'ત્રાહિ ત્રાહિ' પોકારતો બળ્યોઝળ્યો સંસાર:
પ્રેમઘનના પ્રસાદ લઇ આવો મા શારદા!
 અમૃતની ગંગાઓ ઝાળ પર ઝારો.—શુચિ શારદ૦

(સાખી)

સતસરોની માધુરી, ગઈ રિસાઇ દૂર,
અસત ગિરા રૂંધે ગળુ, અચેત આતમનૂર,
સત્ય શિવ ને સુંદર વાણી લાવો મા શારદા!
સૂરતાની સરણીએ અવની ઓધારો—શુચિ શા૦

પૂજાલાલ

## ગુર્જરીના ગૃહકુંજે

(કાફી)

ગુર્જરીના ગૃહકુંજે
અમારૂ જીવન ગુંજે ગુંજે —ધ્રુવ૦
આંખ અમારી ખુલી અહીં પહેલી, પગલી ભરી અહીં પહેલી,
અહીં અમારા યૌવન કેરી વાદળીઓ વરસેલી.—ગુર્જરી૦
અહીં શિયાળે તાપ્યા સગડી, કોકિલ સુણી વસંતે,
અષાઢના ઘનગર્જન ઝીલ્યા ઝણઝણતા ઉરતંતે—ગુર્જરી૦
અમે ભમ્યા અહીંના ખેતરમા ડુંગરમા કોતરમા,
નદીઓમા નાહ્યા, આળોટયા કુદરત પાનેતરમા—ગુર્જરી૦
અહીં અમારા તનધન અર્પ્યા, પૌરુષનિધિ સૌ ખર્ચ્યા,
વિશ્વવાડીને સુફલિત કરવા નસનસથી રસ અર્ચ્યા—ગુર્જરી૦
અમે અહીં રોયા કલ્લોલ્યા, અહીં ઉઠ્યા પડછાયા,
જીવનજંગે જગત ભમ્યા પણ વિસરી નહિ ગૃહમાયા—ગુર્જરી૦

સુન્દરમ્

## સત્કાર-ભાષણ

સંગીતના પ્રશાન્ત અને મધુર વાતાવરણ પછી સર ચિનુભાઇએ સ્વાગતાધ્યક્ષ તરીકે મહાત્માજી તથા સૌ સાહિત્યરસિક સજ્જનો અને સન્નારીઓનો સત્કાર કરતા પોતાનુ નીચેનું ભાષણ વાચી સંભળાવ્યુ હતું

પૂજ્ય ગાંધીજી અને ગુજરાતના સાહિત્યરસિક સજ્જનો અને સન્નારીઓ,

ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના બારમા સંમેલનના પ્રસંગે આપ સૌને, અમદાવાદના આંગણે, પ્રીતિપૂર્વક આવકાર આપુ છુ આવકાર આપવાનુ કામ તો, હમેશા આનંદદાયક હોય છે, પણ આપ જેવા સાક્ષરો અને સાહિત્યકારોને અવસર આપવાના મારા અધિકાર વિષે મને શંકા છે આપને આપના જેવા કોઇ સાહિત્યકારનો આવકાર જેટલો માનપ્રદ અને મીઠો લાગે તેટલો અન્યનો ન લાગે આપને સદ્‌ગત સર રમણભાઇની રસિક

વિશદ્વતાની ઊણપ કે આચાર્ય શ્રી આનંદશંકરભાઈની ગદ્યસ્થ્યાતી વિદ્વત્તાની ખોટ મારા સ્વાગતમાં દેખાય. તે વિષે હું નિરુપાય છું. પણ આ પદના એ બે મહાનુભાવ પૂર્વધારકોના ભાવભર્યા આવકારની પરંપરા સાચવવા હું ઉત્કંઠ છું.

હું સાક્ષર, વિદ્વાન્ કે સાહિત્યકાર હોવાનો દાવો કરતો નથી; પણ મને સાહિત્ય અને કલા ગમે છે. કોને ન ગમે ? અને સમાજમા જેમ બીજા પદાર્થ ઉત્પન્ન કરનારાઓને તે પદાર્થોને વાપરનાર અને ભોગવનારાની અપેક્ષા હોય છે તેમ આપ સાક્ષરો અને સાહિત્યકારોને પણ એવી અપેક્ષા હોય એમ હું માનું તો ધૃષ્ટતા નહિ ગણો ! સાહિત્યકારો પોતાની મોજ માટે સાહિત્ય ઉત્પન્ન કરે છે એવો મત મેં સાંભળ્યો છે; પણ એનો એવો અર્થ તો નહિ થતો હોય કે આ સાહિત્યકારો તેમણે ઉપજાવેલા માલની બીજા કોઈ કિંમત કરે છે કે નહિ તે વિષે કેવળ બેદરકાર છે ' હું ધારૂં છુ કે સાહિત્યકારો પણ સમજુ હોય છે અને બીજા સમજુ માણસોની જેમ તેમને તેમના માલની બીજા પાસે કિંમત અંકાવવાની ચિંતા હોય છે. સમાજવ્યવહાર જ કાંઈક એવો છે, અને જેટલે અંશે સાહિત્ય સામાજિક પદાર્થ છે તેટલે અંશે વ્યવહારનો આ નિયમ તેને પણ લાગુ પડે છે. આ જો સાચું હોય તો સાહિત્યકારોને, તેમનુ સાહિત્ય જેઓ ભોગવે છે તેઓ સાહિત્ય વિષે શું ધારે છે અને શુ ઈચ્છે છે તે જાણવાથી ગેરલાભ તો નહિ જ થાય જે સાક્ષર નથી કે સાહિત્યકાર નથી એવા મારા જેવાને આવા સંમેલનમા કાંઈક કહેવાને સ્થાન હોય તો તે આ દૃષ્ટિએ જ. ઉપરાંત આપ જેમને આપના પ્રમુખ તરીકે પસંદ કરવાના છો, તે મહાપુરુષ પણ પોતાને સાક્ષર કે સાહિત્યકાર ગણાવતા નથી એવી ખરી-ખોટી ખબર પણ આ સ્થાને ઊભા રહેવાની મને હિંમત આપે છે !

આપણા ગુજરાતીઓમા એક એવો અભિપ્રાય પ્રચલિત છે કે આપણુ ગુજરાતીઓને સાહિત્ય કે કલાની કાંઈ પડી નથી ' અને ગુજરાતીઓમા યે અમદાવાદીઓ તો તદ્દન બુઠ્ઠા. સાહિત્ય કે કલામા કશુ સમજે જ નહિ ' સાક્ષાત્ પશુ ' બીજા દેશવાળાઓ આપણા વિષે આવું ધારે છે કે નહિ તેની મને પ્રત્યક્ષ માહિતી નથી ' પણ આવો અભિપ્રાય જ્યારે ગુજરાતીઓને પોતા વિષે ઉચ્ચારતા મેં સાંભળ્યા છે, ત્યારે મને અનેકવાર શંકા થઈ છે કે એ ભલા ભાઈઓ આ અભિપ્રાયથી આત્મપ્રશંસા કરે છે કે આત્મનિન્દા ? આપ સાહિત્યકારોને કદાપિ આવી શંકા ન થાય, આપને તો ગુજરાતીઓ તેમના આ લક્ષણ માટે ધિક્કારવા યોગ્ય જ લાગે ' છતા આવી સાહિત્ય કે કલાની માથાકૂટમાં ન પડવામા અમુક જાતનું ડહાપણ છે, અને એવુ ડહાપણ અમ ગુજરાતીઓમા છે એવા વ્યંગ્યની પણ આવા અભિપ્રાયમા ગન્ધ આવે છે. આપણી સંસ્કારિતા વિષે આ પ્રચલિત અભિપ્રાય—આપણે પોતે જ પ્રચલિત કરેલો—જરા વિચાર કરાવે તેવો છે

ઇતિહાસ જાણનારાઓને પૂછીએ તો તેઓ કહે છે કે ગુજરાત કે અમદાવાદ એવા શુષ્ક ન હતા સાહિત્ય અને કલાની કદર કરવામા ગુજરાતીઓને બીજા કરતા પછાત માનવાને કશો પુરાવો નથી; પુરાવો તો કંઈક એવો છે કે સાહિત્ય અને કલાઓના ઉત્તેજન માટે ગુજરાતે ઘણુ ધન ખર્ચ્યું છે સાહિત્યકારો અને કલાકારો ગુજરાતમા ઉત્પન્ન નથી થયા એવું પણ નથી.

જૂનીપુરાણી પોથીઓ ઉકેલવામાં રસ લેનારા એક મિત્રને આ પ્રશ્ન પૂછતાં તેમણે તો કહ્યું કે ગુજરાતના ગૌરવ સમા હેમચંદ્ર પાટણનું વર્ણન કરતાં એ નગરને જોકે 'શ્રીથી સદા આશ્લિષ્ટ' જુએ છે, પણ એ શ્રીમત્ નગર હેમચંદ્રને સરસ્વતીના મંદિર સમું પણ ભાસે છે; એ નગરને તેમણે 'વાઙ્મય સદ્મ' કહ્યું છે; અને એવું વાઙ્મય સદ્મ કે જેમાં 'નિરક્ષર પણ ક્ષણમા ષડ્દર્શનનો જ્ઞાતા થઇ જાય!' એ નગરના 'વાણી અને તેજથી શોભતા લોકો આગળ બૃહસ્પતિ અને સૂર્ય પણ ઝ ખા પડી જતા;' 'એ નગરની નારીઓનું કલાજ્ઞાન ઉર્વશીને પણ શરમાવે એવું;' આપણે અત્યારે જેમ ગુજરાતીમા 'ઘર' શબ્દથી અનેક વાર પત્નીનો નિર્દેશ કરીએ છીએ તે અર્થમા શ્લેષ કરી પાટણના 'ઘરો'નુ વર્ણન કરતા આચાર્ય કહે છે કે "એના શ્રીમદ્ ગૃહોનું કોણ વર્ણન ન કરે? આખને આનંદ એમનાથી; શ્રી પણ એમની જ; ઉત્સવ પણ એમને લઈને; અને ધર્મ પણ એમનામા જ.' આમાથી આપ સાહિત્યકારોને સહજ એવી અતિશયોક્તિ બાદ કરીએ તોપણ અણહિલપુર પાટણ શ્રી અને સરસ્વતી બન્નેનું ધામ ન હોત તો, તેનાં નરનારી સંસ્કારી ન હોત તો, કવિને આવી અતિશયોક્તિ કરવાનુ પણ ન સૂઝત.

પાટણ પછી અમદાવાદ. અમદાવાદે હિંદુ-ઇસ્લામ સંસ્કૃતિઓનો સંયોગ સાધવા પ્રયત્ન કર્યો. તેનું મૂર્તિમંત દૃષ્ટાંત તે અમદાવાદમા હજી ટકી રહેલું પ્રાચીન સ્થાપત્ય સંગીત અને ચિત્રને પણ અમદાવાદના બાદશાહોએ, અમીરોએ અને ધનિકોએ પોષ્યું. ઉર્દૂ જબાન જે શાયરી માટે જાણીતી છે તેનો પહેલો શાયર વલી અમદાવાદનો હતો એમ ઇતિહાસકારો કહે છે; અને શાહીબાગમા આવેલી ચીની પીરની કબર આ શાયરની છે એમ શોખિયાઓ ઓળખાવે છે. અમદાવાદના ઇતિહાસકાર શ્રી રત્નમણિરાવે હુસ્ની શીરાઝ નામના શાયરે કરેલું અમદાવાદનું વર્ણન અને એક જૈન રાસામાં થએલું વર્ણન પોતાના ગ્રંથમા આપ્યું છે તે આપ સર્વેએ વાચ્યુ હશે જ. તેમા એક કડીમા 'જ્યાં દાની હસીને દાન આપે છે, જ્યાં કલાવંત કલાનો અભ્યાસ કરે છે, જ્યા પુણ્યવંત પ્રમાદને પરિહરે છે એવું નગર તે શ્રી અમદાવાદ' કહ્યું છે.

ગુજરાત કે અમદાવાદ જડસુ હતા એવી ઇતિહાસની શાખ નથી. ત્યારે આ નવો ગુણ ગુજરાતે અને અમદાવાદે આ નવા યુગમા શું પ્રાપ્ત કર્યો? કે આ આક્ષેપ ખોટો છે? ખોટો છે—તદ્દન ખોટો એમ તો લાગતું નથી. જેમના તરફથી વિદ્યા, સાહિત્ય, કલા આદિને પોષણ મળવુ જોઇએ તે 'દાનીઓ હસીને દાન' આપતા નથી; 'પુણ્યવંતો પ્રમાદ' કરે છે! પણ સાથે સાથે કહેવું જોઇએ કે 'કલાવંતો કલાનો અભ્યાસ' એવો નથી કરતા કે જેથી જડસુ ધનિકોને એમના જડસુપણાની શરમ આવે!

કે તેનો લાભ લેવા ઇચ્છનારને તેનાથી દૂર રહેવાનું મન થાય? આવું કંઇક વલણ સાહિત્યકારોથી ઇતર વર્ગોમાં દેખાય છે, કોઇકોઇ સાહિત્યકારમાં પણ દેખાય છે; આવા વલણવાળા આ પ્રવૃત્તિથી અથવા જંજાળથી દૂર રહેવામાં ડહાપણ સમજે છે.

પરિસ્થિતિ કંઇક એવી દેખાય છે કે દોષ એકલા લોકોનો નથી, સાહિત્યકારોનો પણ કંઇક છે. આ પ્રશ્ન હું આપ સાહિત્યકારો સમક્ષ મૂકવાની રજા લઉં છું; લોકોની સહાનુભૂતિ પ્રાપ્ત કરવાને જરૂરી એવી કઇ બાબતની આપનામાં અને આપના સાહિત્યમાં ઊણપ છે? લોકો અજ્ઞાન છે, ધનિકો જડસુ છે ઇત્યાદિ જવાબો તો જાણીતા છે. પણ એ જવાબોથી પરિસ્થિતિ સુધરતી નથી. એ સુધારવી ઘણે અંશે આપના હાથમાં છે. સાહિત્ય પરિષદ્ જેવી સંસ્થાનું અસ્તિત્વ પણ ત્યારે જ સાર્થક મનાય કે જ્યારે તે આ સ્થિતિ સુધારવાનું બળ બને, જ્યારે તે સાહિત્યકાર અને જનસમાજ વચ્ચે સહાનુભૂતિની સાંકળ રચી આપે!

આ દૃષ્ટિથી સાહિત્ય પરિષદ્નો આખો ઇતિહાસ તપાસવા જેવો ગણાય. પણ એ લંબાણમાં મારે ઉતરવાનું કારણ નથી. આપનામાંથી ઘણા એ કામમાં નિપુણ છો! તો પણ અમદાવાદ પૂરતો ટૂંકામાં એ ઇતિહાસ તપાસીશું.

ગુજરાતી સાહિત્ય પરિષદ્ને અસ્તિત્વમાં લાવનાર અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા. તેનું પ્રથમ અધિવેશન અમદાવાદમાં ઇ. સ. ૧૯૦૫ની ૩૦મી જૂન, અને ૧લી તથા ૨જી જુલાઇએ પ્રેમાભાઇ હૉલમાં થયું એ પ્રસંગ રચવાનું બહુમાન સદ્‌ગત રણછોડરામ વાવાભાઈને ઘટે. સ્વાગત કમિટિના પ્રમુખ સદ્‌ગત સર રમણભાઈ અને પરિષદ્ના પ્રમુખ સરસ્વતીચંદ્રકાર. આ પ્રથમ પરિષદનો હેતુ રમણભાઇએ આ પ્રમાણે જણાવ્યો: "વિદ્વજ્જનો એકત્ર થઈ ભાષા અને સાહિત્યના વિષયોની ચર્ચા કરી શકે અને સાહિત્યની અભિવૃદ્ધિ માટે યોજના કરી શકે." પરિષદના પ્રમુખે "ગુજરાતી સાહિત્યનો વિસ્તાર વધારવો અને એ સાહિત્યને લોકપ્રિય કરવું એ ઉદ્દેશ આ સભાનો છે" એમ જણાવ્યું હતું રમણભાઈએ (૧) જોડણી, (૨) લિપિ, (૩) લોકકથા, (૪) ઇતિહાસ અને પદાર્થવિજ્ઞાનનું સાહિત્ય, (૫) પદાર્થવિજ્ઞાનની પરિભાષા, (૬) પ્રાચીન કાવ્યોની શોધખોળ, (૭) સસ્તું સાહિત્ય અને (૮) કોશ, વ્યાકરણ એવા આઠ વિષયો ઉપર ધ્યાન ખેંચ્યું. તે પરિષદ્ના સંચાલકોની સમક્ષ નમૂના તરીકે યુરોપમાં મળનારી ઓરીએન્ટલ કૉન્ગ્રેસ હતી.

સાહિત્ય પરિષદ્ની પ્રવૃત્તિ સફળ કરવા રમણભાઇએ તે બેઠકને જે સલાહ આપી તે આજે પણ મનનીય હોવાથી આપની આગળ રજુ કરૂ છું: "કોલાહલ માટે અમારો ઉત્સાહ નથી પણ સાહિત્યની સેવા માટે અમારી ઉત્કંઠા છે. સાહિત્યના વિષયમાં ધાંધલ (sensation) સર્વથા ત્યાજ્ય છે એ અમારી પ્રતીતિ છે......સાથે અમે એમ પણ માનીએ છીએ કે આ વિષયમાં શ્રદ્ધા વિના, ભક્તિ વિના' પ્રીતિ વિના, પ્રયાસ કરવા એ વ્યર્થ છે. એ ગુણોને અભાવે કાર્લાઇલ જેને Spiritual paralysis 'આધ્યાત્મિક પક્ષઘાત' કહે છે તે વ્યાપી જવાનો ભય રહે છે."

પ્રથમ પરિષદે ગુજરાતી સાહિત્યમાં શા આન્દોલનો ઉત્પન્ન કર્યાં, તેનો ઇતિહાસ કોઇ પરિષદ્પક્ષપાતીએ લખવા જેવો છે. પણ એટલું તો ચોક્કસ દેખાય છે કે ઉપરના



સર ચીનુભાઈ માધવલાલ બૅરૉનેટ
સત્કારમંડળના પ્રમુખ



ડૉ હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ
સત્કારમંડળના ઉપપ્રમુખ

આડે વિષયમાં ગુજરાતી ભાષામા ત્યાર પછી વધારે વેગથી અને વધારે શાસ્ત્રીયતાથી ખેડાણ થયું. એ રીતે એ પ્રથમ પરિષદ કૃતાર્થ ગણાય

ત્યાર પછી લગભગ પંદર વર્ષે ૧૯૨૦ના એપ્રિલની તા. ૨-૩-૪ના રોજ અમદાવાદમાં ફરી વાર સાહિત્ય પરિષદ મળી આ છઠ્ઠી સાહિત્ય પરિષદ હતી આ પરિષદનું મને અંગત સ્મરણ છે તે સમયે સત્કારમંડળના પ્રમુખ આચાર્યશ્રી આનંદશંકરભાઇ હતા, પ્રમુખ સદ્‌ગત હરગોવિંદદાસ કાંટાવાળા હતા અને સાહિત્ય વિભાગના પ્રમુખ સદ્‌ગત સરરમણભાઈ હતા. અમદાવાદની એ બેઠક પૂજ્ય ગાધીજીની હાજરીથી પુનિત થઈ હતી અને કવિવર ટાગોરની હાજરીથી વિભૂષિત થઇ હતી અમદાવાદની પહેલી બેઠક અને બીજી બેઠકના વચગાળામા સાબરમતીના ઘણા નીર વહી ગયા હતા પૂજ્ય ગાધીજીની અમદાવાદમા વસાહતને લીધે અમદાવાદમા અને ગુજરાતમા નવા યુગનો ઉદય થતો હતો. આખા હિન્દુસ્તાન માટે તે પરિષદના પ્રસગે ગાધીજીએ કહેલુ કે' 'હિન્દુસ્તાનમા અત્યારે સધ્યાનો સમય છે. કરોડો માણસોને એમ થઈ રહ્યુ છે કે આપણામા મોટા ફેરફારો થવાના છે. આપણું ભિખારીપણું મટી હવે આપણી ઉજ્જવળ દશા આવશે'

સત્કારમંડળના પ્રમુખસ્થાનેથી આચાર્યશ્રી આનંદશંકરભાઇએ અમદાવાદની આકર્ષકતા ઉપર ભાર મૂકયો; અમદાવાદ માટે રસિકતાનો દાવો કરવાની તેમની હિંમત પણ ચાલી નહિ! આકર્ષકતામા આચાર્યશ્રીને અમદાવાદનુ સૌન્દર્ય અથવા તેનો અભાવ કારણભૂત લાગ્યો હશે કે કેમ તે એમને પૂછવું જોઇએ ! પણ અમદાવાદ સુન્દર હો કે ન હો, છતા ગુજરાતના મહાજનોને અને ગુજરાતની મુખ્ય પ્રવૃત્તિઓને આકર્ષવાનું અમદાવાદમા જાદુ છે એ સ્વીકારવું પડશે. ગુજરાતની સાહિત્યકીય, રાજકીય કે આર્થિક પ્રવૃત્તિઓનું સહજસિદ્ધ કેન્દ્રસ્થાન અમદાવાદ છે, એમ બીજા નગરના અભિમાનીઓને પણ મને-કમને કબૂલ કરવુ પડશે. મારો અંગત અભિપ્રાય છે કે હાલની સાહિત્ય પરિષદ સસ્થાએ આ વાત ધ્યાનમા રાખવા જેવી છે.

તે અધિવેશનમા આચાર્યશ્રી આનંદશંકરભાઇએ સાહિત્યની ઉપયોગિતા સિદ્ધ કરી બતાવી પ્રશ્ન પૂછયોઃ 'પણ સાહિત્ય પરિષદ કવિઓ કે વિદ્વાનો ઉપજાવશે ?' અને પોતે જ ઉત્તર આપ્યો કે 'સાક્ષાત્ કવિઓ કે વિદ્વાનો ઉપજાવવાનો દાવો આ સંસ્થાએ કદી કર્યો નથી અને કરતી નથી.' 'નવા યુગના જીવનપ્રભાતમા મળેલી' આ પરિષદના 'એના ચઢતા પહોરના કાર્યની રૂપરેખા' તેઓએ આ પ્રમાણે દોરીઃ (૧) 'ગુજરાતી ભાષામા એકે સારો કોશ થયો નથી અને એકે સારૂ વ્યાકરણ થયુ નથી આ બન્ને 'comparative method'થી યાને તે તે ભાષાના સાધર્મ્ય-વૈધર્મ્ય નિરૂપણપૂર્વક થાય તો જ તે વર્તમાન સમયને યોગ્ય ગણાય' (૨) કોશ અને વ્યાકરણની ખામી કરતા વધારે મહત્ત્વની ખામી સારા ઇતિહાસની તેઓએ જણાવી આ ખામીઓ દૂર કરવા ત્રણ પ્રકારની મડળીઓની તેઓએ માગણી કરી' પ્રાચીન ગુજરાતી સાહિત્ય પ્રકાશક મડળી અને તેવી જ ઇતિહાસ તથા વિજ્ઞાન માટે મડળીઓ

વસ્તુતઃ આ ખામીઓ અને આવી માગણીઓ લગભગ પ્રથમ પરિષદથી રજુ થતી આવી હતી. જે નવી મહત્ત્વની માગણી આચાર્યશ્રીએ રજુ કરી તે આ પ્રમાણે હતી.

'અત્યારે આપણી વર્તમાન સમયની ગોટામાં મોટી જરૂરત દરેક પ્રાન્ત માટે એક એક સ્વદેશી ભાષાની કૉલેજની છે, અને ગુજરાતી ભાષા પરત્વે આ મહાન પ્રશ્નની ચર્ચા આ પરિષદ હાથ ધરે એમ મારૂં હૃદય ઇચ્છે છે.'

સાહિત્ય વિભાગના પ્રમુખસ્થાનેથી સદ્દગત સર રમણભાઇએ પરિષદ આગળ પૅરિસની ફ્રેન્ચ ઍકેડેમીનો નમૂનો રજુ કર્યો.

પરિષદની બહાર સાક્ષરો સમક્ષ ગાંધીજીએ વળી નવી પ્રેરણા મૂકી. તેમણે કહ્યું: 'સાહિત્ય પરિષદને હું કહું છું કે આપણા કોસ હાંકનાર જેવાના મોંમાંથી અપશબ્દો કઢાવો અને નહિ તો આપણી અવનતિનું પાપ તમારે શિરે રહેશે. સાહિત્યના સેવકોને હું એમ પૂછું છું કે પ્રજાનો મોટો ભાગ કેવો છે અને તેવાને માટે તમે શું લખશો? સાહિત્ય પરિષદને હું એમ જ કહીશ કે તમારામા જે ન્યૂનતા છે તે કાઢો, કાઢો, કાઢો.'

'ગુજરાતની રાંકડી પ્રજા, માધુર્યવાળી પ્રજા અને જેની સજ્જનતાનો પાર નથી, જે આટલી બધી ભોળી છે, જે પ્રજાને ઈશ્વરમા અખંડ વિશ્વાસ છે એ પ્રજાને જો આગળ વધવું હોય તો સાહિત્યસેવકોએ મજૂરો, કોસ હાંકનારાઓ અને એવા બીજા માટે પોતાનાં કાવ્યો રચવાં જોઇએ, એવા માટે લખવું જોઈએ.'

સોળ વર્ષે ત્રીજી વાર અમદાવાદમાં સાહિત્ય પરિષદનું સંમેલન ભરાય છે. આ સોળ વર્ષમાં હિન્દુસ્તાને અને ગુજરાતે કાંઇ અવનવા અનુભવો કર્યા છે; કાંઈ આશાનિરાશાના ઝોળા ખાધા છે! પૂર્વે ગૂઢ એવા અદ્દભુત ગુણો પ્રકાશમાં આવ્યા છે અને મનુષ્યને સહજ એવા દોષો પણ પ્રગટ થયા છે. ૧૯૦૫ અને ૧૯૨૦ના ગુજરાતમાં તફાવત હતો તેના કરતા અનેકગણો તફાવત ૧૯૨૦ અને ૧૯૩૬ના ગુજરાતમા છે. આથી ૧૯૩૬ના સંમેલન સમક્ષ આપના વિચાર માટે મારે શો નવો કાર્યક્રમ રજુ કરવો એ એક મૂંઝવનારો પ્રશ્ન છે. પણ એ પ્રશ્નની સામે એવો પ્રશ્ન થાય છે કે કાર્યક્રમ હમેશાં નવો જ શા માટે જોઇએ? જૂનો કાર્યક્રમ સિદ્ધ થઇ ગયો છે અથવા બીનજરૂરી લાગે છે?

મને લાગે છે કે ૧૯૨૦થી ૧૯૩૬માં આપણને જે અનુભવો થયા તેમાંથી જ જૂનો છતાં નવો એવો કાર્યક્રમ રજુ કરી શકાય. ગુજરાતી ભાષા પરત્વે પ્રથમ આવશ્યક વસ્તુ તેની જોડણી. સાહિત્ય પરિષદે પોતે સંસ્થા તરીકે આ બાબતમાં ભલે કશું ન કર્યું હોય, પણ સાહિત્યપરિષદના અગ્રણી જેવા દી. બ. કેશવલાલભાઇ, શ્રી નરસિંહરાવભાઇ, શ્રી બલવંતરાય ઠાકોર ઇત્યાદિએ આ પ્રશ્નોની ખૂબ ઝીણવટથી ચર્ચા કરી છે, અને તે એટલી હદ સુધી કે 'હ્રસ્વ ઇ દીર્ઘ ઇ ની મારામારી' એ ગુજરાતી વિદ્વત્તાનો પર્યાય બની ગઇ છે! આ બધાનું ફળ ગુજરાત વિદ્યાપીઠે ઉઠાવ્યું; અને પોતે પ્રગટ કરેલા જોડણીકોશમા આ જરૂરિયાત પૂરી કરી ગણાય. પણ આનંદશંકરભાઈએ માગેલાં comparative methodવાળા કોશ અને વ્યાકરણ હજી કરવાના બાકી છે. આપણે સામાજિક, રાજકીય કે સાહિત્યકીય ગમે તેટલા મતભેદો ધરાવતા હોઇએ, પણ એ મતભેદો ગુજરાતી દ્વારા દર્શાવવા સમર્થ કોશની અને ચોક્કસ વ્યાકરણની આવશ્યકતા વિષે મતભેદ ન જ હોય. આજે ગુજરાતમાં યુવાન વિદ્વાનોનું એવું વૃન્દ પણ છે કે જેઓ આ કામ માટે યોગ્ય ગણાય.

ગુજરાતનો ઇતિહાસ આ વિષે સદ્ગત ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીનો સમર્થ પ્રયત્ન હજી અદ્વિતીય છે, પણ તે અંગ્રેજીમાં—ગેઝેટીઅર રૂપે છે. પણ હાલ મુનિશ્રી જિનવિજયજી અને શ્રી રત્નમણિરાવ સરખા એવા વિદ્વાનો ગુજરાતમાં વિરાજે છે કે જેઓ આ ખોટ પૂરવા સમર્થ છે.

પણ સૌથી મહત્ત્વની બાબત મને ગુજરાતી ભાષાની શક્તિના વિકાસની લાગે છે. આ વિકાસ કરવાનો સબળ ઉપાય ગુજરાતીને સર્વ પ્રકારના શિક્ષણ માટે સાધન તરીકે વાપરવાનો છે. આચાર્યશ્રી આનંદશંકરભાઇએ માગેલી ગુજરાતી કૉલેજ તો અસ્તિત્વમાં ન આવી, પણ એ મનોરથને જરા જુદી રીતે રૂપ મળ્યુ,—અને સમર્થ રૂપ મળ્યુ આ રૂપ તે ગુજરાત વિદ્યાપીઠ. આ સંસ્થા સાથે સંકળાએલા રાજકીય દૃષ્ટિબિન્દુની ચર્ચા અહીં અસ્થાને છે, પણ દરેક તટસ્થ ગુજરાતી કહી શકશે કે આ સંસ્થાએ પોતાની પાંચ–સાત વર્ષની કારકિર્દીમાં ગુજરાતી વાઙ્મય અને સાહિત્ય માટે જે કર્યું છે તે હજી સુધી ગુજરાતની કોઇ એક સંસ્થાએ નથી કર્યું એ સંસ્થાએ ઉચ્ચ વિષયોને ગુજરાતી દ્વારા શીખવવાનો સફળ પ્રયોગ કર્યો, વિદ્વાન અધ્યાપકો તૈયાર કર્યા, પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા જેવા તેમ જ આંકડાશાસ્ત્ર અને વેપારી ભૂગોળ જેવા શાસ્ત્રીય ગ્રંથો તૈયાર કરાવ્યા; અને એવા સ્નાતકો ઉત્પન્ન કર્યા કે જેમનો ફાળો નૂતન ગુજરાતી સાહિત્યમાં ધ્યાન ખેંચે એવો ગણાય છે એ જ ગુજરાત વિદ્યાપીઠે પુરાતત્ત્વ–મંદિર જેવી સંસ્થા સ્થાપી, હિન્દુસ્તાન અને ગુજરાતની સંસ્કૃતિના અધ્યયન, અધ્યાપન અને સંશોધન માટે અનુપમ સાધન ઉત્પન્ન કરી આપ્યું.

પણ આ વાક્યોમાં મારે ભૂતકાળનો પ્રયોગ કરવો પડે છે. ગુજરાતી ભાષાને જો શક્તિસંપન્ન વાહન બનાવવું હશે, તો આવી સંસ્થાઓ ઉત્પન્ન કરવાની જરૂર ગુજરાત માટે છે ગુજરાત વિદ્યાપીઠની આ ધોરણ ઉપર ફરી રચના થાય અથવા જેમાં ગુજરાતી ભાષા સર્વ પ્રકારના શિક્ષણનું વાહન હોય એવી નવી ગુજરાત યુનિવર્સીટી સ્થપાય એ અત્યન્ત આવશ્યક છે

આચાર્યશ્રી આનન્દશંકરભાઇએ કહ્યું હતું તેમ સાહિત્ય પરિષદ કવિઓ કે વિદ્વાનો ઉત્પન્ન ન કરી શકે પણ હું ધારું છું કે સાહિત્ય પરિષદ એવી સાધનસામગ્રી તો ઉત્પન્ન કરી શકે કે જેમાંથી કવિઓ અને વિદ્વાનોને બૌદ્ધિક પોષણ મળે

ઉપરાંત, સદ્ગત સર રમણભાઇએ કહ્યું હતું તેમ 'વિદ્વત્તાના, રસિકતાના, ઉત્કર્ષના ઊંચા ધોરણ જાળવવા સારૂ ગ્રંથોના વિવેચનો અને લખાણોની પરીક્ષાના યથાર્થ નિયમો દર્શાવવા એ પણ પરિષદનું મોટું કર્તવ્ય છે.'

વળી પૂજ્ય ગાંધીજીએ આપની સમક્ષ જે માગણી ૧૯૨૦માં મૂકી હતી તે હજી પૂરી થઇ છે? આપને ખાત્રી છે કે મહાત્માજીના ચાબખા ફરી આજે નહિ ખાવા પડે?

સાક્ષરો અને સાહિત્યકારો! હું, આપને મેં પ્રથમથી જ જણાવ્યું તેમ, સાહિત્યકાર નથી કે સાક્ષર નથી આથી સાક્ષર અને સાહિત્યકાર ગણાય એવાઓના મતની પુનરુક્તિ કરવાનું જ મારા માટે ઉચિત છે પણ તે પુનરુક્તિ કરવામાં ભાષા અને સાહિત્યમાં રસ લેનાર સામાન્ય ગુજરાતીને શું રુચે અને તે તમારા તરફ શી રીતે આકર્ષાય તે દૃષ્ટિ રાખી છે.

હું મારૂં કહેવાનું પૂરૂં કરૂં તે પહેલાં, આજે જેમને તમે પ્રમુખ તરીકે નીમવાના છો તે મહાપુરુષે ગુજરાતી સાહિત્યકારો સમક્ષ જે પ્રાર્થના ઉચ્ચારી હતી તેનું આપને સ્મરણ કરાવું છું: 'આપણી પ્રજા સત્ય લખતી, સત્ય બોલતી અને સત્ય આચરતી થાય એ મારી અંતઃકરણની પ્રાર્થના છે.'

હું આપ સૌ સાક્ષરો, કવિઓ અને વિદ્વાનોને પૂછું છું કે સરસ્વતીના ઉપાસકો માટે આના કરતાં ઊંચું ધ્યેય હોઇ શકે?

સત્કાર મંડળનું મુખ બની હું આપનું ફરીથી સ્વાગત ઉચ્ચારૂં છું.

## પ્રમુખની વરણી

સત્કારનું ભાષણ પૂરૂં થતાં દી. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે ગાંધીજીને પ્રમુખસ્થાને ચૂંટવાનો પ્રસ્તાવ રજુ કરતાં જણાવ્યું હતું કે 'સામાન્યતઃ તો સ્થાનિક કોઈ પણ વિદ્વાનને પ્રમુખ તરીકે ન ચૂંટી શકાય એવી પ્રણાલિ છે. પણ આજે આપણે જેમને પ્રમુખ તરીકે ચૂંટવાના છીએ તે હવે સ્થાનિક નહિ, પણ આખા દેશના વાસી છે. આપણે યોગ્ય પ્રમુખની શોધમા હતા અને તે માટે આપણને કોઈ સમદૃષ્ટિ સાક્ષર જોઇતો હતો, કે જે જૂની પરિષદોના પ્રમુખોનું એકીકરણ કરીને આપણને વિચારો આપે. તેવા પ્રમુખ તરીકે આપણે મહાત્મા ગાંધીજી વિના બીજા કોને મેળવી શકીએ? બૃહદ ગુજરાત ઉપરાંત જેની કીર્તિ દૂર દૂર સુધી પહોંચી હોય એવા સમદૃષ્ટિવાળા મહાત્મા ગાંધીજી જ છે.

સાહિત્યના બે અર્થ છે: એક, લખવા-વાંચવા માટે પ્રસિદ્ધ થાય તે અને બીજું વિશાળ અર્થમાં. ગુજરાતે એક હજાર વર્ષથી સાહિત્યનો એ જ અર્થ સેવ્યો છે. બાણે હર્ષચરિતમાં ચાર પ્રકારની શૈલી આપતાં શબ્દાડંબરવાળી ગૌડ દેશની, શ્લેષવાળી ઉત્તર દેશની, ઉત્પ્રેક્ષાવાળી દક્ષિણ દેશની અને અર્થપ્રધાન હોય એવી સઘન પશ્ચિમ દેશની શૈલી દર્શાવી છે. આજના વરાએલા પ્રમુખ એ અર્થઘન ભાષાશૈલીના હિમાયતી છે. તેઓ હવે પ્રમુખસ્થાન શોભાવે એવી હું દરખાસ્ત રજુ કરૂં છું.'

શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીએ આ દરખાસ્તને અનુમોદન આપતાં જણાવ્યું કે 'ગાંધીજીએ આપણા સંમેલનનું પ્રમુખપદ લેતાં તે હવે વિસ્તારવાળી ભૂમિકાએ પહોંચશે અને વધુ પ્રખર પ્રતિષ્ઠા પ્રાપ્ત કરશે. ઇ. ૧૯૨૫માં જ્યારે સાહિત્ય પરિષદ કેટલાક નાના ઝગડાઓમાંથી પસાર થતી હતી ત્યારે પ્રમુખસ્થાને ગાંધીજીને લાવવા માટે કેટલાકોનો વિચાર હતો. તે વખતે મેં ગાંધીજીને સાહિત્ય પરિષદનું પ્રમુખસ્થાન ન લેવાની સૂચના કરી હતી. આજે મેં જ ગાંધીજીને એ પ્રમુખસ્થાન લેવાનો આગ્રહ કર્યો હતો, જેનો તેમણે સ્વીકાર કર્યો. જોકે તેમની તબિયત નબળી હતી એ હું જાણતો હતો. નાના ઝગડાઓનો નિવેડો લાવવા માટે ગાંધીજીને પ્રમુખપદે આણવા એ સોપારી ભાગવા માટે સ્ટીમરોલરને મૂકવા જેવું કાર્ય છે. મહાત્માજી દૂરંદેશ છે. આજે પરિષદ પાસે પૈસા છે, બંધારણ છે; એટલે હવે તેઓ તેના સુકાની બને તો આપણને ઘણા ઉપયોગી બને. ૧૯૨૫માં એ સ્થિતિ નહોતી તેથી મેં તેમને પ્રમુખસ્થાન ન લેવાની સલાહ આપી હતી; આજે હું એમને પ્રમુખસ્થાન આપવાની દરખાસ્તને હર્ષભેર ટેકો આપુ છું.'

આ પછી તાળીઓના લાંબા ગડગડાટ વચ્ચે ગાંધીજીએ પ્રમુખસ્થાન લીધું હતું અને સ્વાગતાધ્યક્ષ સર ચીનુભાઈએ હાથ કંતામણના સૂતરના હારમાં ગૂંથેલો પરિષદ–પ્રમુખ તરીકેનો રૂપાનો ચન્દ્રક ગાંધીજીના કંઠમાં આરોપ્યો હતો.

ત્યાર બાદ મંત્રી શ્રી હીરાલાલ પારેખે, તાર તથા પત્ર દ્વારા બહારગામથી આવેલા, સંમેલનને સફળતા ઇચ્છતા સંદેશાઓ વાંચી સંભળાવ્યા હતા, જેમાં લાઠીના ઠાકોર સાહેબ પ્રહ્લાદસિંહજી અને ધરમપુરના નામદાર મહારાજા સાહેબના, મુંબાઇથી ન્યાયમૂર્તિ દીવેટીઆ તથા નગીનદાસ માસ્તરના, નાગપુરથી શ્રી બનહટ્ટી, કરાચીથી સિંધ ઑબ્ઝર્વરના તંત્રી શ્રી તારાપોર તથા લાહોરથી શ્રી યશવંત પંડ્યાના,–એટલા તાર દ્વારા, તેમજ પત્ર દ્વારા શ્રી ચંદ્રશંકર પંડ્યા શ્રી જયકૃષ્ણ વર્મા વગેરેના આવેલા સંદેશા ધ્યાન ખેંચતા હતા.

સંદેશાઓના વાચન પછી લાઠી અધિવેશનના પ્રમુખ દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ લાઠી સંમેલનનો રીપોર્ટ પ્રમુખશ્રીને અર્પણ કરી પોતે પ્રમુખપદના ભારમાંથી નિવૃત્તિ જાહેર કરી હતી.

## પ્રમુખશ્રીનું ભાષણ

તે પછી મહાત્મા ગાંધીજીએ પ્રમુખપદેથી પોતાનું ભાષણ મોઢેથી જ આપ્યું હતું. તે નીચે મુજબ હતું.

### ક્ષમાયાચના.

તમારી પાસે ભાઇ મુનશીએ જે વાત કરી તે સત્યથી વેગળી છે. તમને એમણે કહ્યું કે '૨૫ ની સાલમાં મેં ઊલટથી કહી દીધું કે પ્રમુખ નહિ જ થાઉં અને દરખાસ્ત આવશે તો લાચારી બતાવીશ. એ તો ઠીક. પણ મુનશીએ ઉતાવળમાં કહી દીધું કે જેટલી ઊલટથી તે વખતે ના પાડી હતી એટલી જ ઊલટથી આ વખતે પ્રમુખપદનો મેં સ્વીકાર કર્યો એ વાત ગલત છે, સત્યથી વેગળી છે. તે દહાડે આ પદ માટે હું લાયક નહોતો જ. આજે તેથીયે ઓછો લાયક છું. આ પદ લેવા હું જરાયે ઉત્સુક જ નહોતો છતાં મેં પદ સ્વીકાર્યું છે, પણ તે ઊલટથી નહિ. એ તો ધર્મસંકટ થઇ પડ્યું એટલે આવ્યો. જે મિત્રો પાસેથી કામ લેવા માગતો હોઉં તેઓ મારી પર ભાર લાદે ત્યારે સ્વીકારી લઉં છું.

સ્વીકાર કર્યા પછી તો હું પડ્યો માંદો. મેં કહેવડાવ્યું કે મહેરબાની કરી મને જવા દો અને આ અધિવેશનનું કામ ઉકેલી લો. પણ હું રહ્યો 'મહાત્મા', એટલે એ વાત કોણ માને ? હું કોના હૃદયમાં મહાત્મા હઇશ એ તો કોણ જાણે ? પણ અલ્પાત્મા તો મારા હૃદયમાં થઇ જ ગયો છું. 'મહાત્મા'ના શબ્દો મોળા પડ્યા, માંદો પડ્યો અને ન આવી શક્યો. વળી બીજી મુસ્કેલી આવી. સેગાંવમાં બે જણ માંદાં પડ્યા અને મને થયું કે નહિ જવાય તો અલ્પાત્માનોયે અલ્પાત્મા થઇ જઇશ. અમુક સ્થિતિમાં હા પાડી હોય તો કોઇક સંજોગોમાં ના થઇ શકે છે એમ શાસ્ત્રો કહે છે. પણ હું તો અક્ષરને પાળનારો રહ્યો એટલે આવ્યો; પણ દર્દીઓ બચી ગયા છે અને હું આવીને બેઠો છું.

મેં આશા રાખી હતી કે પરિષદમાં આવતાં પહેલાં બધું સાહિત્ય એકઠું કરીને વાંચી લઈશ અને બધું વાંચીને ભાષણ તૈયાર કરીશ. પણ આજે હું દેવાળિયો છું. ભાષણ ન લખી શક્યો, અને લેખિત ભાષણની આશા છોડજો એમ કહેવડાવ્યું. ત્યાં- દર્દીની સેવા છોડી શકું એમ નહોતું. પછી રાજકોટમાં શાન્તિની આશા રાખી હતી, પણ ત્યાં મિનીટે મિનીટ ભરાઈ ગઇ. અહીં આવ્યો ત્યા તો જ્વાળા સળગી છે એમ જોયું. માલિકો અને મજૂરો વચ્ચે ઝગડો ચાલે છે. રાત્રે પણ કાંઇક જોઇ જઇશ એવી આશા હતી, જોવાની સામગ્રી પણ કઢાવી હતી. પણ અહીં આવ્યો ત્યાં સુધી હું મદદની વાતોમાં જ રોકાએલો રહ્યો એટલે મારે શું કહેવાનું છે એ વિષે નોંધ પણ નથી કરી લાવ્યો. આના કરતાં વધારે નાલાયક પ્રમુખ કોઈ ચૂંટયો હતો ?

આ કહેવાય છે અધિવેશન બારમું. પણ મારે હાથે અધિવેશનનું બારમું તો નહિ થઈ જાયને ? મારે નસીબે એ અપશુકન સૂચવનારો શબ્દ આવી પડ્યો છે. પણ હું નસીબદાર છું. હું જ્યાં જાઉં છું ત્યાં અનેક પ્રકારની આશા બંધાય છે; નોખા સ્વરૂપની આશા બંધાય છે. પણ નોખું સ્વરૂપ થાય તો બારમું જ થાય ના ? છાપાની કાપલીઓ મારી ઉપર આવેલી છે. બંધારણમાં સુધારો કરવા વિષેના બાર મુદ્દાઓ મને મોકલવામાં આવ્યા છે. એ હું વાંચી ગયો છું, પણ બંધારણનો અભ્યાસ કર્યા વિના આવ્યો છું. એટલે કોઈ કાયદાશાસ્ત્રી કાયદા ઉઠાવશે તો મારે મૂંઝાવું પડશે.

આપણી પાસે આજના કાર્યક્રમમાં દશ વસ્તુઓ છે. તેમાં એક મારું ભાષણ છે. આ બધી વસ્તુઓ સાડા પાંચ પહેલાં ઉકેલવી જોઇએ.

આટલી પ્રસ્તાવના કર્યા પછી મારા ઉપર જે બોજો લાદ્યો છે તે માટે આભાર માનું છું. સ્વામી લાત મારે તોપણ સેવક સ્વામીને કહે કે હું દિલગીર છું કે મેં ભૂલ કરી અને તમારે મને લાત મારવી પડી. મારે ત્રીસ કરોડ સ્વામી છે. એ લોકોએ મને સેવક ચૂંટ્યો નથી, પણ મેં માની લીધું છે કે હું ત્રીસ કરોડનો સેવક છું. એ ત્રીસ કરોડમાં તમે પણ છો. અને તમે મારા બમણા સ્વામી છો, કારણ તમે મને ચૂંટ્યો છે. પણ જેમતેમ કરીને મને તમે નિભાવી લેશો એ આશાએ હું આવ્યો છું.

### ' ડેમૉક્રસી 'ની વ્યાખ્યા અને વ્યાપ્તિ

મારે વિષે છાપામાં આવ્યું અને છાપાની કાપલીઓ મને મોકલાઈ તે તો હું ન વાંચી શક્યો. પણ મારા ઉપર કાગળો આવે તે તો વાંચવા જ જોઇએ—વિનય ખાતર પણ વાંચવા જોઇએ. હું 'ડેમૉક્રેટ' ગણાઉં છું અને હું છું પણ ખરો. એટલે એ લોકોએ મારા ઉપર આશા બાંધી. એ લોકોએ કહ્યું કે પરિષદનું બંધારણ મુનશીનું છે, એનો તો એ ઇજારો કહી શકાય. એ કાયદાશાસ્ત્રી રહ્યા, એટલે એમણે એને ઘડ્યું છે જ એવું કે એની એક ઇંટ પણ અમે નથી ચસકાવી શકતા. પણ તમે એકબે ઇંટ હલાવો તો કાંઇક થાય; મને-કમને દબાણથી અમુક ફેરફાર કરાવી શકાય તો કરો. આ ઉપરાંત પણ કેટલીક સૂચનાઓ આવી.

આ સૂચનાઓ હું પચાવી નથી શક્યો. હું પોતાને 'ડેમૉક્રેટ'—લોકશાસનમાં માનનારો—માનું છું. અને એ અર્થમાં જે ખરો 'ડેમૉક્રેટ' હોય તે તો સાનમાં સમજી જાય

કે પ્રજાનો કબજો એટલે શું, કયા 'ડેમૉક્રસી' ચાલે અને કયા ન ચાલે ? જ્યારે મહાસભાનું બંધારણ પહેલી વાર તૈયાર થયું ત્યારે કેટલાકે કહ્યું હતું કે અમારે મહાસભામાં ચાર આના શું કામ આપવા ? જેણે ચાર આના ન આપવાનું વ્રત લીધું છે તેને મેં કહ્યું કે તમારે મહાસભામાં આવવાનું કારણ શું છે ? ધારો કે દેશની સેવા ખાતર ખરેખરી 'પીપલ્સ બૅન્ક' સ્થાપી હોય—મોટા મોટા શેઠિયાઓ સ્થાપે છે એવી નહિ પણ સારી લોકહિતકારી બૅંક—તેમા લોકોના હિતની ખાતર પણ જે પ્રામાણિક માણસો, કાબેલ માણસો હોય, નિઃસ્વાર્થ હોય, લોકહિત ચાહનારા હોય એવાને જ રાખવા જોઇએ ના ? એમાં લોકશાસનના સિદ્ધાન્ત પ્રમાણે માણસ ચૂંટયે ન ચાલે. બીજો દાખલો લઇએ. ધારો કે આપણે હાઇકોર્ટ બનાવી. શું એ હાઇકોર્ટનું બંધારણ 'ડેમૉક્રેટિક' કરવું ? રામરાજ્યમાં પણ હાઇકોર્ટ તો હશે. પણ શુદ્ધતમ 'ડેમૉક્રસી'ની અંદર પણ એવી સંસ્થાઓ હશે કે જેમા 'ડેમૉક્રસી' ના હિતમાં જ, 'ડેમૉક્રસી'ના નિયમોથી નહીં પણ બીજા નિયમોએ, કામ ચલાવવું પડશે. મને તો ખબર જ છે કે કયાં ડેમૉક્રસી ચાલે ને કયા ન ચાલે અને એથી જ કહું છું કે સાહિત્ય પરિષદમા 'ડેમૉક્રસી'ના બધા નિયમો નહિ હોય.

[બધાથી સાંભળી શકાય માટે ખુરશી ઉપર બેઠા તે વખતે ઘણો વિનોદ કરાવ્યો. પછી કહ્યું: મારે તમને વિનોદ કરતા કરતા ગંભીર વાતો સંભળાવવી છે. પણ ગંભીર વાતો કહીને તમને શું હું રડાવું ? એવું ગાભીર્ય મારામાં નથી. એટલું ગાંભીર્ય તો ફાંસીએ ચઢું ત્યારે પણ મારામા ન આવે. એટલે હું હસાવું તોપણ તમારે હાવકા થઇને સાંભળવું.]

હું 'ડેમૉક્રેટ' છું છતા કહું છું કે આવી પરિષદો 'ડેમૉક્રસી'ને ધોરણે ન જ ચાલી શકે. તેમાં ડેમૉક્રસી' નું તત્ત્વ હશે, પણ નિયમો નહિ હોય. સાવ નિરક્ષરમાં નિરક્ષર ગણાતા બાળકો, સ્ત્રીઓ અને બુઢ્ઢાઓ 'ડેમૉક્રસી' સમજતા થઇ ગયા હશે તે વખતે હું તો મરી ગયો હોઇશ, પણ જીવતા હોય તે યાદ રાખે કે આવી સંસ્થામા 'ડેમૉક્રસી' નું ધોરણ ન ચાલે. ચલાવવામા આવે તો એ 'ડેમૉક્રસી' નહિ પણ 'મૉબૉક્રસી' થાય. એટલે મને જેમણે લખ્યું છે કે તમે 'ડેમૉક્રસી' ચાહતા હો તો આટલા ફેરફાર કરાવવા જોઇએ તેમને મારે વિનયપૂર્વક આ કહેવું જોઇએ. પણ તેનો અર્થ એ નથી કે આ બંધારણ મુનશીનો ઇજારો છે. એ બંધારણ મેં વાંચ્યું છે. મારી તો ખ્યાતિ છે કે હું બંધારણ ઝપાટાબંધ ઘડી શકું છું. હું થોડો જ કાયદાશાસ્ત્રી છું ? એટલે મારી ભાષા ગામડી હોય, પણ એ ભાષા કાયદાશાસ્ત્રી પણ સમજી શકે અને લોકો પણ સમજી શકે એવી બનાવી શકું છું. મારી બુદ્ધિ હજી હું ભાડે નથી આપી ચૂકયો એટલે કહું છું કે આ બંધારણમાં મુનશીએ કશો ઇજારો નથી લીધો.

### બંધારણમાં ફેરફાર કરવા વિષે

બીજી વાત. આજ લગી કોઈ એવો જન્મ્યો નથી જે એવું બંધારણ બનાવી શકે કે જેમાથી મોટર, ચાર ઘોડાની ગાડી કે મારા જેવાની બેલગાડી ન ચાલી જઈ શકે. ગમે તેવા બંધારણમા ન્યૂનતા તો રહેવાની જ. પૂર્ણતા, સર્વજ્ઞતા અને સર્વશક્તિમાનપણું એ તો ઇશ્વરનો ઇજારો છે. અને ઇશ્વર પણ જબરદસ્ત 'ડેમૉક્રેટ' જ છે ને ? એ કેટલું મહન કરે છે? આપણે તેની પ્રજા કેટકેટલા ધતિંગ કરીએ છીએ ! એને પૂછીએ છીએ કે ઇશ્વર

બતાવો. એ સર્વત્ર, આપણી આંખમાં, અરે આપણા દરેક મવાળામાં પણ પડ્યો છે; છતાં પૂછીએ છીએ. પણ ઇશ્વરને જોવાની શક્તિ ઇશ્વરે કોઇને નથી આપી. એની ઇચ્છા હોય તો જ અને તે જ એને જોઈ શકે છે. એને ચહેરો કે આંખ નાક કાન નથી, પણ એને જોવાની શક્તિ જેને એ આપે છે તેની આગળ એ પ્રગટ થાય છે. પણ એ શક્તિ એણે એની પાસે જ રાખી છે.

મુનશી તો ઠીક એ તો આપણામાંના એક, અને આપણે તો ગુલામોની કોટિમાં છીએ. પણ રશિયા. ઇટલી કે બીજે કયાંય પણ શું એવું બંધારણ છે જેમાં કોઈ ફેરફાર કરાવવા ઇચ્છે તો ન કરાવી શકે? હા, બંદુકને બળે નભતાં બંધારણ એવાં હોય ખરાં; પણ બંધારણમાં ફેરફાર જ કરવા જેવું ન હોય એવું બંધારણ તો કોણ રચી શકે?

આ પરિષદના બંધારણમાં જેને ફેરફાર કરાવવા હોય તેમને મારી એક સૂચના છે. સારા ફેરફારો આ બે દિવસમાં નહિ થઈ શકે. ગમે તેવી અનિચ્છાએ આવેલો પણ હું પ્રમુખ છું. પ્રમુખના અધિકારો હું જાણું છું. અને પ્રમુખની જવાબદારીઓ તો હું બરાબર સમજી ગએલો છું. પણ ખરા પ્રમુખ તો કોણ છે? (આનંદશંકરભાઈ તરફ જોઇને) આ ઉપપ્રમુખ છે તે ખરા; હું તો ખોટો. એમણે મને કાગળ લખેલો કે તમે પ્રમુખ છો પણ હું તમને બચાવી લેવાનો છું. એટલે બધું કામ એ આટોપશે. બંધારણ બે દિવસમાં નહિ ફેરવાય. આનંદશંકરભાઈ ઉપર પણ એનો ભાર તો ન નંખાય. અધિવેશનનું બારમું ન થાય—અને જ્યાં સુધી હું પ્રમુખ છું ત્યાં સુધી નહિ થાય—એટલા માટે મને સૂઝશે અને જેટલી કળા વાપરી શકાશે તેટલી વાપરીને બંધારણમાં ફેરફાર કરવાનું હું સૂચવી શકીશ; જોકે ફેરફાર કરાવી જ શકીશ એમ નથી. હું જે બતાવીશ તે બંધારણની રૂએ બતાવીશ. કોઈ પણ દિવસે કોઈ પણ માણસને હું પ્રપંચી વાત ન કરું. સીધી વાતો સીધી રીતે સંભળાવવાની મારી શક્તિ રહેલી છે. સાવ સીધી રીતે, સોએ સો ટકા સીધી રીતે ફેરફાર કરાવી શકીશ તે હું બતાવીશ.

### વિદ્યાપીઠ

હવે મારું ભાષણ. હું સાક્ષરોને શું કહું? સર ચિનુભાઇએ મારે માટે કહી જ દીધું છે કે હું નથી સાક્ષર કે નથી સાહિત્યકાર. પણ હું વિદ્યાપીઠનો કુલપતિ છું, જોડણી કોશનો તૈયાર કરાવનારો છું. એ વિદ્યાપીઠ વિષે સર ચિનુભાઈએ ભૂતકાળનો પ્રયોગ કર્યો. હું સર ચિનુભાઇને કહેવાની રજા લઇશ કે એ વિદ્યાપીઠ છે અને રહેવાની જ છે. એ બે દિવસ માટેની નથી. સ્વરાજનો મંત્ર જાણતા હઈશું ત્યાં સુધી વિદ્યાપીઠ રહેવાની છે. જેમ જંગમ આશ્રમ છે તેમ જંગમ વિદ્યાપીઠ પણ બને. કોઇએ અઢી લાખ રૂપિયા આપ્યા એટલે મકાન થયું. પણ એ ન હોત તો વિદ્યાપીઠ ન ચાલત? જ્યારે દ્રવ્ય નહોતું ત્યારે પણ વિદ્યાપીઠ તો હતી જ. તે ભૂતમાં થઈ, વર્તમાનમાં ચાલે છે અને ભવિષ્યમાં ચાલવાની છે. વિદ્યાપીઠનાં રૂપાન્તર થયાં છે અને થયાં કરશે. વિદ્યાપીઠમાં ગિદવાણી નથી, કિરપાલાની નથી, કાકા નથી. એમાં ગામઠી માણસો છે. પણ શું સાક્ષરો જ વિદ્યાપીઠ ચલાવે? માણસ ભલે ગામઠી હોય. એ ગામઠી હૃદયવાળા જોઇએ, નાટકી ન જોઇએ. કાઠિયાવાડમાં એવા પડેલા છે જેમને વાલીડા કહે છે. તે જે વેશ ભજવવો હોય તે ભજવે. એવા નહિ. પણ જેનું હૃદય



શ્રી હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ
સ્થાનિક કારોબારી મંડળના મંત્રી



શ્રી પ્રાણલાલ કિરપારામ ઠાકોર
કારોબારી મંડળના મંત્રી

ખરેખરું ગામડી છે એવા વિદ્યાપીઠ ચલાવી શકશે. અમદાવાદનાં ઢીંગલાઢીંગલી માટે વિદ્યાપીઠ થોડી જ છે ? ભલેને ભાઈ અંબાલાલની દીકરી ત્યાં આવી ગઈ. પણ વિદ્યાપીઠ એવી ડીપો નથી જ્યાં ઢીંગલાઢીંગલી આવે, તેને સુશોભિત બનાવીએ અને પાછાં હતાં તેવાં તેમનાં માબાપને 'ડિલીવર' કરીએ — સોંપી દઈએ. વિદ્યાપીઠ તો ગામડી સ્ત્રીપુરુષોને ઘડવા સારુ રચાએલી છે. એમને ઘડતાં નથી આવડતું, પણ તેઓ પ્રયત્ન તો કરે જ છે. તેવાને માટે ગીતાજીના છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કે એમનું અકલ્યાણ નહિ થાય. ભગવાનની એ પ્રતિજ્ઞા છે અને સાચી ભાવનાવાળાને વિષે એ સફળ થશે. વિદ્યાપીઠે ભૂતકાળમાં જે ફાળો આપ્યો છે તેથી એને પૈસા આપનારને પૂરું વળતર મળી ગયું છે. પણ સર ચિનુભાઈ, હું કહેવા ઇચ્છું છું કે વિદ્યાપીઠે જેમ પૈસા આપનારને પૂરાં દામ આપ્યાં છે તેમ ભવિષ્યમાં પણ આપશે અને આપ તે જોશો.

## સાહિત્ય પરિષદ શું કરે

હવે પરિષદ વિષે. સાહિત્ય પરિષદે શું કરવું ? પરિષદ પાસેથી શી આશા હું રાખું ? કાકાએ એ વિષે નવ પાનાં લખીને મને આપ્યાં હતાં. તે હું વાંચી તો ગયો, છતાં ભૂલી ગયો છું. દાક્તર હરિપ્રસાદે કાગળ મોકલેલો, પણ તેય ક્યાંય રખડે છે. હશે તો સુરક્ષિત, પણ મને અહીં આવતા ન મળ્યો. તેમને ફરી લખી આપવા કહ્યું તે તેમણે હું રાતે સૂઈ ગયો પછી મોકલ્યું. અને એ પણ અહીં નથી લાવ્યો. એટલે એમણે માગેલું કાંઈ આપી ન શકું. એવું મારું દુર્દૈવ છે. મને વખત મળે ત્યારે રાંધું અને સામગ્રી તૈયાર કરું ને ? પણ અત્યારે જે કહું છું તે કાંઇ નહિ તો મારી પાસે તો શોભે જ છે. કારણ હૃદયમાંથી જે આવે છે તે કહું છું, ઓપ ચડાવ્યા વિના કહું છું.

સ્વાગતાધ્યક્ષે મારો ભાર હળવો કર્યો છે. મેં પહેલાં સાહિત્ય પરિષદને જે કહ્યું હતું તે તેમણે આપને ફરી કહી સંભળાવ્યું છે. એમ ધારીને કે રખેને મારે ચાબખા મારવા પડે. પણ અહિંસાનો પૂજારી ચાબખા મારે ? મારી પાસે ચાબખા ન હોય. તે વખતે મેં તો વિનય જ કર્યો હતો. આજે નરસિંહરાવભાઈ અહીં નથી એ મને બહુ સાલે છે. એમની સાથેનો મારો સંબંધ ઉત્તરોત્તર વધતો ગયો છે. એ અહીં હોત તો હું આજે બહુ રાજી થાત. અને રમણભાઈ તો આજે દેહે પણ નથી. તેમને મેં કહ્યું હતું કે મારી પાસેના કૂવા ઉપર કોસ ચલાવનાર કોશિયો કેવી ભાષા વાપરે છે એની એને ખબર નથી. એ ગાળ બોલે છે એવું એને ભાન નથી. તેને હું શું કહું ? કવિ હોય તે એની પાસે જાય. મુનશી તો નવલકથાકાર રહ્યા, એ તો જઈ ન શકે. અદ્ભુત કળાકાર હોય તે એની પાસે જઈને એને સમજાવી શકે. બે શબ્દ અહીં ટીકાડયા, બે શબ્દ ત્યાં ટીકાડયા અને એવું કહે કે પેલો ઝીલી શકે એવું હોય.

આપણે સાહિત્ય કોને માટે રચીશું ? કસ્તુરભાઈ ઍન્ડ કંપની માટે, કે અંબાલાલભાઈ માટે કે સર ચિનુભાઇ માટે ? એમની પાસે તો પૈસા છે; એટલે ગમે તેટલા સાહિત્યકારો રાખી શકે છે, ગમે તેટલાં પુસ્તકાલયો વસાવી શકે છે. પણ પેલા કોશિયાનું શું ? તે વેળા મારી સામે એ એકલો હતો, અને તે પણ કોઈ ખરા ગામનો નહિ, પણ કોચરબનો. કોચરબ કાંઈ ગામ છે ? એ તો અમદાવાદનો એંઠવાડ. ત્યાં જીવણલાલભાઈનો

બંગલો હતો. મારા જેવા ભૂત જ ત્યાં જઈને બેસે ને? ત્યાં એમને વધારે ભાડું આપનારા પણ તે વખતે કોણ મળે? પણ મને અહીં રાખવો હતો, એટલે જીવણલાલભાઈએ બંગલો આપ્યો અને મંગળદાસ શેઠે પૈસા આપવાના કહ્યા. પણ આજે તો એ કોશિયા જેવાં ઘણાં યે માણસ મારી સામે પડ્યાં છે. આજે હું સેગાંવમાં જઈને પડ્યો છું. ત્યાં ૬૦૦ માણસો છે. તેમાંથી ૧૦ માણસો પણ વાંચી શકે એવા ભાગ્યે જ હશે. ૧૦ એ અલ્પોક્તિ હોય તો ૫૦ કહું, પણ પચાસમાં અતિશયોક્તિ જરૂર છે. ત્યાં હું શું કરું છું! વિદ્યાપીઠના કુલપતિનું પદ મારે શોભાવવું રહ્યું. એટલે મફત લાઇબ્રેરી કાઢી ત્યાં પુસ્તકોનો સંગ્રહ કરવા માંડ્યો. પણ વાંચી શકે એવા દસમાંથી સમજીને વાંચી શકે એવા બે ત્રણ અને બ્હેનોમાં તો એક પણ વાંચી શકે એવી નથી. ત્યા ૭૫ ટકા હરિજનો રહ્યા. વર્ધાનો તેને સ્પર્શ પણ લાગેલો નથી. લાગેલો હોત તો હું ફર જાત. ત્યાં તો મૅલેરિયા છે. પણ હું જાઉં ત્યાં મૅલેરિયા ન નભી શકે એવી મૅલેરિયા સાથે અમારે સંધિ છે. ત્યાં અનેક ખાબોચિયાં છે. પણ એક ધનિક મળી ગયો એણે સડક કરી આપી છે. ૭ મહિના પહેલાં જેવી સ્થિતિ હતી તેવી સ્થિતિમાં આનંદશંકરભાઈ જેવા ત્યાં આવી પણ ન શકે.

ત્યાં મેં એક પુસ્તકાલય બનાવ્યું છે. એમા સાહિત્ય તો શું હોય? એકએ છોકરીઓએ વાપરી લીધેલી એવી ચોપડીઓ તેમની પાસેથી ઉછીની લીધી. એ ધૂળ જેવાં પાઠ્ય પુસ્તકોના બનાવનારા વિષે બોલું તો તમને ખૂબ હસાવી શકું અને કલાકો સુધી વાત કરું પણ વખત નથી.

ણાવું છું. એ ખરી 'ડેમૉક્રસી' છે. એ લોકો પાસેથી શીખીશીખીને હું તમને સૌને કહું છું કે ખરું સ્વરાજ જોઈતું હોય તો અહીં આવો. તમારે માટે હું માર્ગ સાફ કરી રહ્યો છું. ત્યાં કાંટા તો પડ્યા જ છે, પણ થોડાં ગુલાબો પણ હું ત્યાં ઉગાડી દઈશ.

આ વાત કહું છું ત્યા ડીન ફેરર યાદ આવે છે. એ જબરદસ્ત સાક્ષર હતો. અંગ્રેજીમાં ભારે સાક્ષરો પડ્યા છે એ હું સ્વીકારું છું. ભલેને અંગ્રેજોની સાથે હું લડું, પણ હું ગુણગ્રાહી છું. મને થોડો જ કોઈ અંગ્રેજનો કે અંગ્રેજી ભાષાનો દ્વેષ છે ? એ ડીન ફેરરને થયું કે પ્રજાની આગળ મારે જીસસનું જીવન લખીને મૂકવું છે. તે કેમ લખવું ? અંગ્રેજી ભાષામાં જીસસનાં જેટલાં વૃત્તાન્ત છે તે એ વાંચી ગયો, પણ એને સંતોષ ન થયો. પછી તે પૅલેસ્ટાઈન ગયો. ત્યાં બાઈબલ લીધું અને તેમાં આપેલાં વૃત્તાન્તો પ્રમાણે બધું નરી આંખે જોઈ લીધું. પછી તેણે શ્રદ્ધાભાવથી પુસ્તક લખ્યું. એની પાછળ એણે કેટલી સામગ્રી એકઠી કરી, કેટલા શ્રમ અને કેટલા વર્ષો પછી એ પુસ્તક એણે લખ્યું ! અંગ્રેજી ભાષામાં એ અદ્ભુત પુસ્તક છે. મેં નાતાલ છોડયું ત્યારે એક પાદરીએ મને વાચવા આપેલું. અંગ્રેજી ભાષામાં એ સુંદર અને સર્વમાન્ય પુસ્તક છે. એમાં જૉન્સનનું અંગ્રેજી નથી, ડિકન્સના જેવું સરસ અને સરલ અંગ્રેજી છે અને સામાન્ય લોકોને માટે એ પુસ્તક લખાયું છે. ત્યારે સાક્ષરો શું રઘુવંશ વાચીને, ભવભૂતિ વાંચીને કે અંગ્રેજી પુસ્તકો વાચીને ગામડાંમાં જશે ? એ પુસ્તકો વાંચતાં વાચતાં એને ક્ષય થાય, સંગ્રહણી થાય કે બ્લડપ્રેશર થાય તો ય વાંચવાનો લોભ રહી જવાનો. પછી એ ગામડાને માટે પુસ્તક રચવા બેસશે તો એનું પુસ્તક પણ એના જેવું રોગીલું થશે. એવા માણસનું ગામડામા કામ નથી. કવિ નર્મદાશંકરે કહ્યું છે તેવા બધી વાતે પૂગ માણસનું ત્યા કામ છે. ગામડામા તો 'થર્મૉસ' લઈને જનારા મારા જેવા કરતાં પણ ખરા ગામડિયો તરીકે ત્યાં જઈને રહેનારાનું કામ છે. તેઓ જીવંત સાહિત્ય ત્યાંના લોકોને આપી શકશે.

ઊભેલી એક સ્ત્રીની પ્રતિમા જોઈ હતી એ મને કોઇએ બતાવી નહોતી, પણ મારું ધ્યાન એકદમ ત્યાં ગયું અને હું આકર્ષાયો હું નગ્નાવસ્થામાં ઊભેલી સ્ત્રીનું અહીં વર્ણન નથી કરવા ઇચ્છતો, પણ એ મૂર્તિનો જે ભાવ હું સમજ્યો તે જણાવું છું એના પગની આગળ એક વીંછી પડ્યો છે એનો કવિ બીભત્સ નહોતો, એટલે સ્ત્રીને કપડાંથી કાંઈક ઢાંકી છે એ કાળી મગેમરમરની મૂર્તિ છે. એ જોતાં એમ થાય છે કે કોઈ ગભા પડી છે તે અકળાઇ રહેલી છે હું એનું ગામડી વર્ણન જ કરું છું હું તો જોઈ જ રહ્યો એ પોતાના અંગ ઉપરના કપડાંને તોડી રહી છે કળાને જિહ્વાની જરૂર નથી હોતી મને થયું કે સાક્ષાત કામદેવતા અહીં વીંછી થઇને બેઠા છે. પેલી બાળાને અંગાર વ્યાપી ગયો છે કવિએ કામને વિજય મેળવવા દીધો છે, પણ એ સ્ત્રીએ આખરે પોતાના કપડાંમાંથી એને ખંખેરી કાઢ્યો છે, અને એને વિજય મેળવવા દીધો નથી એ સ્ત્રીના અંગેઅંગ ઉપર એની વેદના ચીત રાએલી છે રવિશંકર ભલે એનો ગમે તે અર્થ કરે, પણ એ એમનો શહેરી અર્થ ખોટો અને મારો ગામડી અર્થ ખરો

હું શું માગું છું તે મેં કહ્યું ઇચ્છા તો થાય છે કે એ ચિત્રમાં વધારે રંગ પૂરું પણ આટલા ચિત્રથી ન સમજી જાય તે કળારસિક ન કહેવાય

આટલો મેં બબડાટ કર્યો છે તે માટે મને માફ કરજો. મારા હૃદયમાં અંગાર વ્યાપી રહ્યો છે ઇચ્છા તો થાય છે કે આલેખેલી ઝાંખી લીટીઓ પૂરી કરું, પણ લાચારીથી આટોપી લઉં છું મારે કહેવાનું છે તેમાંથી થોડું જ કહ્યું છે અત્યારે મારું હૃદય રડે છે. પણ હું આંખમાંથી આંસુ કેમ ઢાળું ? ભારે વેદના હોય છતાં મારે તો હસવું છે રડવાના પ્રસંગો આવે છે છતાં રડ્યો નથી હૈયું કઠણ કરું છું પણ એ સેગાંવ—ત્યાંના હાડપિંજરો જોઉં છું ( અહીં ડૂમો ભરાઈ આવ્યો થોડી વાર અટકીને બોલ્યા ) ત્યારે મને તમારું સાહિત્ય રેઢિયાળ લાગે છે આનંદશંકરભાઈ પાસે મેં સો પુસ્તકો માગ્યાં એમણે મહેનત કરીને મને મોકલ્યાં પણ એ પુસ્તકોને હું શું કરું ? ત્યાં શી રીતે લઈ જાઉં ?

ત્યાંની સ્ત્રીઓને જોઉં છું ત્યારે થાય છે કે આ સ્ત્રીઓને અમદાવાદની સ્ત્રીઓની સાથે શો સંબંધ ? પેલી સ્ત્રીઓ સાહિત્યને નથી ઓળખતી ગામધૂન ગવડાવું તો ઝીલી નથી શકતી તેઓ સર્પ વીંછીની દરકાર રાખ્યા વિના, વરસાદ કે ટાઢતડકાની દરકાર વિના મારે સારૂ પાણી લઇ આવે છે, ઘાસ કાપી લાવે છે, બળતણ લાવે છે, અને એને હું પાંચ પૈસા આપું છું ત્યારે મને અન્નદાતા માને છે ત્યાં તેમને પાંચ પૈસા આપનાર અંબાલાલભાઇ નથી એ હિંદુસ્તાન અમદાવાદમાં નથી, સાત લાખ ગામડાંમાં છે તેને તમે શું આપશો ? એમનામાંથી પાંચ ટકા જેટલા લખીવાંચી શકે છે માંડ સોબસો શબ્દોનો એમની પાસે ભંડોળ છે એની પાસે શું લઈ જવું એ હું જાણું છું પણ હું તમને કહીને શું કરું ? બોલીને બતાવવાનો મારો વિષય નથી કે બોલીને બતાવું કલમ મેં બળાત્કારે લીધેલી છે પરાધીન દશામાં ચલાવું છું આજે બોલું છું પણ તે અમુક સંજોગોમાં હું વરસો સુધી બોલ્યો નથી મિત્રોએ મને dunce મૂઢ ગણ્યો છે નાના મંડળમાં પણ બોલી નહોતો શકતો કોર્ટમાં ગએનો ત્યાં ' માઈ લૉર્ડ ' કે શું કહેવું તેની મને ખબર નહોતી મને બોલતાં ન આવડે બૅરિસ્ટર બનેલો પણ ગામડિયો, એટલે બોલવાનું માંડી



શ્રી ગટ્ટુલાલ ગોપીલાલ ધ્રુવ
સ્થાનિક કાર્યવાહી મંડળના મંત્રી

વાજ્યુ થઈ શકતું હોય તે કરવુ એ સૂત્ર મે પકડ્યુ છુ જાણુ છુ કે સ્વરાજની ચાવી મજૂરો પાસે પણ નથી સ્વરાજની ચાવી ગામડામા છે ગામડુ પણ હુ શોધવા ન ગયો, જેમ સત્યાગ્રહ પણ શોધવા નહોતો ગયો આ ગામડામાની અનેક સ્ત્રીઓ મને પગલે આવીને વરે છે પણ હુ તેમને વરુ તો મારુ એકપત્નીવ્રત લાજે, એટલે મે તેમને માતાઓ બનાવી છે એમને માતા તરીકે ઓળખુ છુ એ માતાના મદિરમા તમને નોતરુ છુ [ કેશવલાલ ધ્રુવને ઉદ્દેશીને—કેશવલાલભાઇ, આપને પણ નોતરુ છુ ' કેશવલાલ—' સાથે આયુષ્ય પણ આપો તો ' ગાધીજી–' એ તો હુ પણ છીવીશ તો ના ? આપણામા કયા બહુ વર્ષોનો ફેર છે ? ' ]

## મરાઠી સાહિત્ય પરિષદના પ્રતિનિધિઓ

મહાત્મા ગાધીજીનુ ભાષણ થઈ રહ્યા બાદ મરાઠી સાહિત્ય પરિષદના પ્રતિનિધિ સરદાર કીબે અને શ્રી પોતદારે ગુજરાતી સાહિત્ય સમેલનની સફળતા ઇચ્છતા અને અભિનંદન આપતા ટૂક વિવેચનો કર્યા હતા સરદાર કીબેએ ગુજરાતી ભાષાની પ્રાચીનતાની તેમજ જૂના અને નવા સાહિત્યની પૂર્ણતાનો ઉલ્લેખ કરી ગુજરાત શ્રી અને સરસ્વતીનો એકીસાથે સુમેળ સાધી રહ્યુ છે તેમજ તે કલા–સાહિત્યથી અજે સમૃદ્ધ છે એવો અભિપ્રાય દર્શાવ્યો હતો

ત્યાર બાદ, સાહિત્ય વિભાગના પ્રમુખ શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીએ, પોતાનું છાપેલુ વ્યાખ્યાન ( જે આ ગ્રથમા અન્યત્ર આપવામા આવ્યુ છે) વાચવાનુ શરૂ કરતા પહેલા, પરિષદમાની પોતાની આગેવાનીભરી પ્રવૃત્તિને લીધે ઊભી થતી ગેરસમજુતનો જવાબ આપતા જણાવ્યુ હતુ કે 'સાહિત્ય પરિષદનો હું ઇજારદાર નથી ગુજરાતની અસ્મિતા માટે સાહિત્યસેવા કરવાનું મને દર્દ લાગુ પડયુ છે અને તેના આવેગથી હું ઊભો થયો છુ પરિષદમા જ્યારે બીજા સાહિત્ય સેવકોને આવવુ હશે ત્યારે હું અને મધ્યસ્થ સભાના મારા મિત્રો ધૂળ ખખેરીને ચાલ્યા જઈશુ તેની સૌએ ખાતરી રાખવી '

શ્રી મુનશીના પ્રમુખ તરીકેના ભાષણના વાચન બાદ ખુલ્લી બેઠકનુ કામ પૂરૂ થયુ હતું અને વિષયવિચારિણી સમિતિની ચૂટણી કરવામા આવી હતી

વિષયવિચારિણીની ચૂટણીનુ કાર્ય થતુ હતુ તે દરમ્યાન પ્રેક્ષકો, મહેમાનો તથા જાહેર પ્રજાને માટે શ્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ ( નાનાભાઈ )નું 'જાપાનની કેળવણી' ઉપર જાહેર વ્યાખ્યાન યોજ્યુ હતુ તે તેમણે આસ્તોડિયા રોડ પર આવેલી મ્યુનિસિપલ શાળાના કૉમ્પાઉન્ડમા આપ્યુ હતું

## રજન કાર્યક્રમ

ત્યાર બાદ, રાત્રે સાડા આઠ વાગે સમેલનના મહેમાનોના આનદપ્રમોદ અર્થે નૃત્ય, સગીત, ગરબા વગેરેના અભિનવ કાર્યક્રમનો એક રજનસમારભ શાહીબાગમા શાતિકુજ બગનામા યોજવામા આવ્યો હતો સમેલનનું એ એક પ્રમુખ અગ હતુ અને એટલી તો સફળતાપૂર્વક તે સમારભ પાર પડ્યો હતો કે સ્થાનિક તેમજ બહારગામના મહેમાનો સૌના મુખમા ધન્યવાદ સિવાય બીજો એક પણ શબ્દ ન હતો

શાહીબાગમા આવેલા, સગ ચિનુભાઈના 'શાંતિકુંજ' બંગલાની પાછળની વિશાળ અગાસી ઉપર શરદ ઋતુની વદ બીજની ચાદની રેલાવા લાગી. મંદમંદ વહેતા ઉદ્યાનસમીરની શીતળતા ઠંડક આપી રહી હતી ધીમેધીમે અગાશીમાની ખુરશીઓ સાહિત્યકારો, સાહિત્ય-રસિકો અને અન્ય સદ્ગૃહસ્થો–સન્નારીઓથી ભરાવા લાગી.

અગાશીની સાથે જોડાએલી બગલાની પાછળી પરસાળ ઉપર પાણી જેવી બાધેલી રંગભૂમિની યોજના સાદી છતા અત્યત મનોરમ હતી. રંગભૂમિની બે બાજુએ દેશની જૂની કારીગરીની બે નમૂનેદાર મોટી પિત્તળની દીવીઓનો પ્રભા રંગભૂમિની સજાવટને તેજોમય કરતી હતી. મુખભાગમા નૃત્યના અધીશ્વર નટરાજની ભવ્ય–મનોરમ ધાતુમૂર્તિ વાતાવરણને પ્રસન્નગંભીર બનાવતી હતી

સાડા આઠ થયા ધીમે ધીમે રંગભૂમિ ઉપરનો સાદો ભૂરો પડદો ઉચકાયો અને વૃંદવાદનથી કાર્યની શરૂઆત થઈ એમા દિલરૂબા હતી, મેન્ડોલીન હતું; ફ્લૂટ જલતરંગ ને સીતાર હતા, સુરશૃગાર પાવા ને તબલા હતા ઓરકેસ્ટ્રા–વૃંદવાદનના એ બધા તત્ત્વોના સંમિશ્રણથી એ બજાવનારા આશરે વીસ–બાવીસ કુમાર–કુમારીઓની કુશળ તાલીમને પરિણામે એકસુરતા અને એકરૂપતા તરી આવતી હતી અને સંગીતનું સુમધુર વાતાવરણ જામ્યું હતું.

એ પછી સાહોદરા નાગર સ્ત્રીસમાજ તરફથી 'કાનો વગાડે વાસળી રે' એ લોકગીતને રુચિકર ઢાળમા ઉતારેલો ગરબો તથા 'ભમ્મરિયા કુવાને કાઠડે' નો ગરબો હલકભેર ગવાયા હતા. 'સખીરી ! રેલી વસંત રસરેલ' ના ત્રીજા ગરબામા શારદામંદિરની બાળાઓએ શ્રોતા-ઓને મુગ્ધ કર્યા હતા. ગરબા અને નૃત્યના સંમિશ્રણવાળા 'મહાકાલી' ના પ્રસંગમા ગવા-એલો વલ્લભ ભટ્ટ રચિત 'આજ મને આનંદ વાધ્યો અતિ ઘણો મા' એ ગરબો સંગીતને ઢાળે ઉતારવામા આવ્યો હતો અને બતાવી રહ્યા હતો કે આપણી જૂની ગેય રચનાઓ પણ માધુર્યહીન નથી

પતાઈ રાવળ તથા મહાકાલીના જાણીતા કથાપ્રસંગને આલેખતું એ 'મહાકાલી'નું નૃત્ય તો એક નવીન સર્જન હતું અને અત્યંત સુંદર તથા ભાવવાહક રીતે ભજવાયુ હતું. આપણી વિવિધ કથાઓમા પણ નૃત્ય અને અભિનય દ્વારા અપૂર્વ ભાવારોપણ થઇ શકે છે, એને સચોટ અસર કરનારા બનાવી શકાય છે એ આ નૃત્યે બતાવી આપ્યુ. પાવાગઢના ચાદનીથી વિભૂષિત રાજમહેલમા નવરાત્રિનો ઉત્સવ થઈ રહ્યો છે; મહારાણી સાથે એનપણા હોવાથી મહાકાલી ગરબે રમવા આવ્યા છે, અંતરીક્ષમાથી દેવો આ અલૌકિક દૃશ્યને ફૂલે વધાવે છે. જગવિધાત્રીના પરમ સૌન્દર્યથી રાજા મોહમુગ્ધ બન્યો છે ગરબો પૂરો થતા સખીઓ એક પછી એક વિદાય લે છે મહારાણીની વિદાય માગતા મહાકાલીનો પાલવ પકડી, રાજા એમને રહી જવા આગ્રહ કરે છે રાજાના મોહને, ભક્તનો પ્રેમ ગણી મહાકાલી કહે છે· 'માગ માગ પાવાના રાજન કે હું તુષમાન થઈ રે લોલ.' પણ સૌન્દર્યની માલિકી પ્રચ્છતો માનવ, દૂર–દૂરથી એને, પરમ સત્યની ઉપાસનાના સાકેતિક ચિહ્ન તરીકે ગણી શકતો જ નથી, એટલે રાજા તો 'કે માગુ એકલડું વરદાન, કે મહેલે પધારજો રે લોલ.' કહે છે. મહાકાલી તરત 'ફટફટ પાવાના રાજન કે એ શુ માગિયું રે લોલ' કહીને એને તિરસ્કારે છે. જગવિધાત્રીના રૌદ્ર સ્વરૂપે રાણી થરથરે છે અને મહાકાલીની ક્ષમાયાચના કરે છે;

પરંતુ વિશ્વવિધાત્રીનો અવિચલ શાપ તો, અગ્નિની પેઠે, અંતરમાં રહેલા મહાપાપની પેઠે, ભયભીત રાજાના જીવન સમસ્તને વીંટી વળે છે.

'આઇ આજ મને આનંદ વાધ્યો' વાળો ગરબો ગવાઇને યોગ્ય ભૂમિકા રચાઇ ગયા પછી નૃત્ય–અભિનય દ્વારા ઉપવો પ્રસંગ એટલી અસરકારક રીતે ભજવાયો હતો કે વાતાવરણ આખું અપૂર્વ ભાવોદ્રેકથી ભરાઈ ગયુ હતું.

નૃત્ય દ્વારા સૂક્ષ્મ ભાવો રજુ કરનારા બીજા પ્રયોગોમા 'ઋતુનૃત્યો', 'દાણલીલા', 'ફાગ–હોરી' અને 'પુષ્પપતંગિયા' હતા. 'ઋતુનૃત્ય' મા ઋતુઓને અનુરૂપ વસ્ત્ર, રંગ, બૅક-ગ્રાઉન્ડ અને નૃત્ય તથા અભિનય દ્વારા તેમાં જે સજીવારોપણ કરવામા આવ્યુ હતું તે વાતાવરણની તાદશતાને રજુ કરતું હતુ અને પ્રકૃતિના સૂક્ષ્મ ભાવો જગાડી વાતાવરણ સાહિત્યરસિકોને ખૂબ આહ્લાદ આપતું હતું 'દાણલીલા' નો જૂનો પ્રસંગ પણ રાસધારી-ઓના એવા પ્રયોગો કરતાં કાંઇ અનોખુંજ–ઉગ્ર નહિ પણ ખરૂ લલિત અને સુકોમળ–ભાવદર્શન બની રહ્યો હતો. વસન્તના તનમાટને 'ફાગ–હોરી' દ્વારા સજીવન કરતું નૃત્ય પણ એની બરોબરીએ આવે એટલુ સુંદર હતું અને ત્રણ બાળકોનું 'પુષ્પ–પતંગિયા'નુ નિર્દોષ ભાવયુક્ત નૃત્ય, વાદ્યના અનુરોધથી તથા બાળકોના પતંગિયાવત્ આંદોલન-ભર્યાં નૃત્ય–ઉડ્ડયનોથી પ્રેક્ષકોની ઘણી પ્રશંસા પામ્યું હતું.

આ બધા પ્રયોગો તેના ભજવનાર પાત્રોની કુશળતાને લીધે જ તેની સફળતા પરિણમી હતી. પરંતુ તે સાથે તેમા જુદાજુદા કલાભિજ્ઞોના કલાજ્ઞાનનો સમન્વય પણ એમા તરી આવતો હતો, અને એનો ફાળો એ સફળતામા ઓછો ન હતો. ઋતુનૃત્યોમા વસંત, ગ્રીષ્મ, શરદ આદિ બધા પાત્રોની વેશભૂષા માત્ર મનોહર જ નહિ, પણ રંગોની અંદર રહેલા સૂક્ષ્મ ભાવોનો આવિષ્કાર કરનારી હતી. તેજછાયા અને રંગ વડે બૅકગ્રાઉન્ડ બદલીને પ્રત્યેક ઋતુનું વાતાવરણ હૂબહૂ ખડું કરવામા ઔચિત્ય અને કૌશલ હતા. ગ્રીષ્મનો પ્રચંડ તાપ, વસંતનો પુષ્પ બહાર, શરદનો શીતળ ચન્દ્ર, વર્ષાનો મેઘાડંબર અને વીજળી, એ બધા રંગદર્શન શ્રી કનુ દેસાઈની કલાને આભારી હતાં, સંગીતવિધાન પ્રો. શંકરરાવ વ્યાસની નિયોજનાનું ફલ હતું, નૃત્યવિધાન ઠાકુર કુમુદબંધુ સિંહે કર્યું હતુ અને નેપથ્યવિધાનમા સર ચિનુભાઈ તથા સૌ. ઇન્દુમતી દીવાનજીની રસિકતાનો મોટો ફાળો હતો સંગીત, નૃત્ય, અભિનય વગેરેના લગભગ બધા પ્રયોગોમા બ્હેન શકુન્તલાનુ કલાકૌશલ્ય સૌથી મોખરે તરી આવતું હતું.

આમ, શરદની સુહામણી રાત્રિએ સંગીત તથા નૃત્યનો મધુર–મનોહર આ કાર્ય-ક્રમ, હાજર રહેલા લગભગ ૮૦૦ શ્રોતાઓને આનંદપ્રદ નીવડયો હતો.

# બીજો દિવસ

રવિવાર તા. ૧લી નવેમ્બરને દિવસે સવારે ૮।। વાગ્યે પ્રેમાભાઈ હૉલમાં સંમેલનની બેઠક ગાંધીજીની ગેરહાજરીમા ઉપપ્રમુખ આચાર્યશ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવના અધ્યક્ષપણા હેઠળ મળી હતી. તે વખતે અર્થશાસ્ત્ર વિભાગના પ્રમુખ શ્રી ખુશાલ તલકશી શાહ, વિજ્ઞાન વિભાગના પ્રમુખ શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહ અને ઇતિહાસ-પુરાતત્ત્વ વિભાગના પ્રમુખ મુનિશ્રી જિનવિજયજીના વ્યાખ્યાનોનું વાચન થયું હતું. એ સમય દરમ્યાન વિજ્ઞાન વિભાગ અને અર્થશાસ્ત્ર-સમાજશાસ્ત્રની વિભાગી બેઠકો ગુજરાત વર્નાક્યુલર સોસાઍટીના ખંડોમા જુદી મળી હતી અને તે વેળા વિભાગીય વિષયો પર આવેલા નિબંધોના વાચન ઉપરાંત તે તે વિભાગના સાહિત્યનાં નિર્માણ તથા પ્રચાર વિષે વિચાર ચલાવવામા આવ્યો હતો. એ વિભાગોની બેઠકોના અહેવાલ નીચે મુજબ છે.

## વિજ્ઞાન વિભાગની બેઠક

વિજ્ઞાન વિભાગના પ્રમુખ શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહનું ભાષણ સંમેલનની ખુલ્લી બેઠકમા થઈ ગયા બાદ તુરત વિજ્ઞાન વિભાગની જુદી બેઠક પ્રેમાભાઈ હૉલની નીચે ગુજરાત વર્નાક્યુલર સોસાઍટીના ખંડમા મળી હતી તેમા નીચેના ગૃહસ્થો હાજર હતાઃ

| | |
|---|---|
| શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહ (પ્રમુખ) | આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ |
| ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા | શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ |
| શ્રી સાકળચંદ જેઠાલાલ શાહ | શ્રી રમણિકલાલ જેઠાલાલ દવે |
| શ્રી પ્રાણજીવન વિશ્વનાથ પાઠક | શ્રી ગિરધરલાલ અંબારામ ત્રિવેદી |
| શ્રી હરિહર પ્રાણશંકર ભટ્ટ | શ્રી મહિપતરામ મૂળશંકર મહેતા |
| શ્રી ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર | શ્રી રમણલાલ ભોગીલાલ શાહ |
| શ્રી અનિરુદ્ધ રમણિકલાલ સૈયદ | શ્રી કપિલરામ દુર્લભરામ ભટ્ટ |
| શ્રી દુર્લભરામ જયેષ્ઠારામ ભટ્ટ | શ્રી મૂળશંકર પ્રેમજી વ્યાસ |
| શ્રી રવિશંકર વલ્લભજી આચાર્ય | શ્રી છોટાલાલ હ વોરા |
| શ્રી જેઠાલાલ દેવશંકર વૈદ્ય | શ્રી પ્રદ્યોતકુમાર કૉન્ટ્રાક્ટર |
| શ્રી મોહનલાલ હરજીવન પંચોળી | ડૉ. રસિકચંદ જે દવે |
| શ્રી ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ | શ્રી જેઠાલાલ ફુલચંદ શાહ |
| શ્રી પોપટલાલ જે. અંબાણી | શ્રી ગિરીશ મહેતા |
| શ્રી બાપાલાલ ગરબડદાસ વૈદ્ય | શ્રી લાભશંકર મ. વ્યાસ |
| ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ | શ્રી ભોગીલાલ કેશવલાલ પટવા (મંત્રી) |

કુલ ૭ નિબંધો આ વિભાગમા આવ્યા હતા. તેમાંથી ત્રણ નિબંધો વાચવા માટે નિબંધ સમિતિએ પસંદ કર્યા હતા, જેમાંના શ્રી પ્રાણજીવન પાઠકનો 'ફ્રૉઇડ અને જાતીય પ્રશ્ન' અને શ્રી હરિહર ભટ્ટનો 'ચક્રવ્યૂહની રચના' એ બે નિબંધો તેના લેખકો તરફથી વાચવામા આવ્યા હતા.

નિબંધવાચન થયા બાદ વિજ્ઞાન વિભાગે કરવા જેવા કાર્યો ઉપર પ્રમુખે હાજર રહેલા સભ્યો પાસે સૂચનાઓ માગી હતી. અને કેટલીક ચર્ચા થયા બાદ નીચે મુજબનું કામ હાથમા લેવા યોગ્ય છે એમ સભાને લાગ્યું હતું

(૧) વૈજ્ઞાનિક પારિભાષિક કોષ તૈયાર કરાવવો.

(૨) શાળાઓ અને કૉલેજોમા ગુજરાતી ભાષા દ્વારા વિજ્ઞાનના શિક્ષણને યોગ્ય સ્થાન મળે તેને માટે વિચાર કરવો.

(૩) વૈજ્ઞાનિક લેખકો અને પ્રકાશક સસ્થાઓ વચ્ચે સહકાર સાધવાના પ્રયાસ કરવા.

(૪) ભાષણો, લેખો અને અન્ય પ્રકાશનો દ્વારા ગુજરાતી ભાષામા વિજ્ઞાનપ્રચાર માટ પ્રયત્નો કરવા.

(૫) અગાઉ છપાઈ ગએલા વિજ્ઞાન વિષયક ઉત્તમ લેખોમાથી જેમનું પુનર્પ્રકાશન કરવા જેવું લાગે તેમની યાદી કરવી.

(૬) વિજ્ઞાન વિષે લખનારા લેખકોની યાદી કરવી.

(૭) ભાગ્યોદયના તંત્રી રા જેઠાલાલ વૈદ્ય એક વિજ્ઞાનનું માસિક ચલાવવા સૂચના કરી તે માટે તત્પરતા બતાવી છે તે પરથી તે સંબંધી યોગ્ય વિચાર કરવો,

ઉપર મુજબનુ કામ ચાલુ રાખવા માટે એક સમિતિ નીમવાની ભલામણ સાહિત્ય પરિષદને કરવાની વિનંતી કરવાનો ઠરાવ થયો હતો. ( જે ઠરાવ સમેલને સ્વીકાર્યો હતો અને તે માટે વિજ્ઞાન વિભાગ સંમેલનનો આભાર માને છે. )

એ સમિતિમા નીચેના ગૃહસ્થોને નીમવાની ભલામણ કરવાનું નક્કી થયું હતું

| | |
|---|---|
| શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહ (પ્રમુખ) | શ્રી હરિહર પ્રાણજીવન ભટ્ટ |
| ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા | વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે |
| શ્રી સાકળચંદ જેઠાલાલ શાહ | શ્રી સુરેશ દીક્ષિત |
| ડૉ. કુંવરજી ગો. નાયક | શ્રી રવિશંકર આચાર્ય |
| પ્રો. વીરમિત્ર ભીમરાવ દીવેટીઆ | શ્રી ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર |
| શ્રી યશવંત શુ. નાયક | શ્રી અનિરૂદ્ધ સૈયદ |
| શ્રી પ્રીતમરાય વ્રજરાય દેસાઇ | શ્રી પ્રાણજીવન વિશ્વનાથ પાઠક |
| શ્રી ભદ્રમુખરાય કલ્યાણરાય વૈદ્ય | શ્રી દુર્લભરામ જયેશરામ ભટ્ટ |
| ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ | શ્રી ભોગીલાલ કેશવલાલ પટવા (મંત્રી) |

આટલું કામ થયા પછી આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવે ગુજરાત સશોધન મંડળની યોજના સમજાવી હતી અને તેને અંગે કરવાના કાર્યની રૂપરેખા તેમની દૃષ્ટિએ રજુ કરી એ મંડળના કાર્યને વેગ આપવા સભાને જણાવ્યું હતું ત્યાર પછી પ્રમુખ તથા મંત્રીનો ઉપકાર માની વિજ્ઞાન વિભાગની બેઠક સમાપ્ત કરવામા આવી હતી.

**ભોગીલાલ કેશવલાલ પટવા (મંત્રી)**

## સમાજશાસ્ત્ર–અર્થશાસ્ત્ર વિભાગની બેઠક

સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર વિભાગની બેઠક પ્રો. ખુશાલ તલકશી શાહના પ્રમુખપણા નીચે ગુજરાત વર્નાક્યુલર સોસાએટીની ઑફિસમા મળી હતી. જે સ્થળે પરિ-

પદનું સંમેલન મળે ત્યાંની સ્વાગત સમિતિને યથેચ્છ વિભાગો પાડવાની છૂટ છે, એટલે અમુક વિભાગ સતત ચાલુ રહેતો ન હોવાથી નવા નવા વિભાગો પડતા જાય અને જૂના મૂકી દેવામાં આવે એવું બને છે. આ સમાજશાસ્ત્ર–અર્થશાસ્ત્ર વિભાગમાં માત્ર બે જ નિબંધો આવ્યા હતા, તેનું એક કારણ ઉપર દર્શાવ્યું તે હશે.

આવેલા બે નિબંધોમાં એક શ્રી જુગતરામ દવેનો લખેલો 'દક્ષિણ સરહદની રાની પરજ' પર હતો. તેમાં જાતમાહીતીથી મેળવેલી હકીકતો રસિક રીતે રજુ કરવામાં આવી હતી. પણ શ્રી જુગતરામ હાજર રહ્યા ન હોવાથી બેઠકમા તે નિબંધ વંચાયો ન હતો. બીજો નિબંધ લઈ શ્રી ધીરજલાલ ધનજીભાઇ શાહ બેઠકમા હાજર હતા. પણ તેમના વિષય 'જૈન સમાજમા સ્ત્રીનું સ્થાન' તે પર ચર્ચા કરવાનું સૂચવી પ્રમુખશ્રીએ નિબંધ વાંચી લીધેલો માનવાનું ઠરાવ્યું હતું. તે પ્રમાણે પ્રમુખશ્રીએ નિબંધના વિષય પર અગાધ પાંડિત્યયુક્ત ચર્ચા કરી લગભગ દોઢેક કલાક સુધી, હાજર રહેલા પચીસેક અભ્યાસીઓને અપૂર્વ રસપાન કરાવ્યું હતું.

નવલરામ જગન્નાથ ત્રિવેદી (મંત્રી)

## વિષયવિચારિણીની બેઠક

બપોરે ૧ થી ૪ વાગ્યા સુધી વિષયવિચારિણી સમિતિની બેઠક મળી હતી જેમાં મહાત્મા ગાંધીજી હાજર રહ્યા હતા. તે વેળા સાહિત્ય પરિષદના બંધારણ વિષેની તથા જોડણીને લગતી ચર્ચામાં તેમણે સારીપેઠે ભાગ લીધો હતો. એ ઉપરાંત સાહિત્યમાં થતાં સ્ત્રીપાત્રોનાં આલેખન વિષે અમદાવાદના 'જ્યોતિસંઘ'ની કાર્યવાહક સમિતિએ કાગળ લખીને બે ઠરાવો સાહિત્ય સંમેલન ઉપર મોકલી આપ્યા હતાં તે પર પણ ગાંધીજીએ છણાવટ કરી હતી. એ બે ઠરાવો નીચે મુજબ છે:

(૧) સાહિત્ય સમાજના ઘડતરનું એક પ્રબળ સાધન છે. પરંતુ જ્યોતિસંઘની કાર્યવાહક સમિતિ, સંઘ તરફથી ચલાવવામાં આવતા પુસ્તકાલયના અનુભવ ઉપરથી તેમજ સ્ત્રીઓ સાથેના સીધા પરિચય ઉપરથી એવા અભિપ્રાય ઉપર આવી છે કે અત્યારના આપણા સાહિત્યમાં સ્ત્રીઓને વિષે અનિષ્ટ આદર્શો રજુ કરવામાં આવે છે અને એ જાતનું સાહિત્ય સ્ત્રીઓની પ્રગતિ તથા વિકાસમાં વિઘ્નરૂપ નીવડે છે. કેટલાક ગુણો જેવા કે સેવાપરાયણતા, ત્યાગતત્પરતા, નમ્રતા, કોમળતા વગેરેને ખોટી રીતે વર્ણવી તેમાંથી જાણે પુરુષોનાં ભોગ્યપાત્ર બનવું, પરાવલંબી રહેવું, ડરપોક રહેવું, પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ ન રાખવું, સ્વાવલંબી ન બનવું વગેરે વસ્તુઓ જાણે સાધના કરવા લાયક આદર્શો હોય તેમજ દુનિયાનાં અનિષ્ટોનું કારણ સ્ત્રી ન હોય, એવી ભાવનાને સાહિત્યદ્વારા પોષવામા આવે છે. સાહિત્યનું આ વલણ જ્યોતિસંઘની કાર્યવાહક સમિતિ વખોડી કાઢે છે અને આ હાનિકારક વલણ તરફ ગુજરાતી સાહિત્ય સંમેલનનું ધ્યાન ખેંચે છે.

(૨) અત્યારના ગુજરાતી સાહિત્યમાં, સ્ત્રી અને સમાજની કેળવણીની દૃષ્ટિએ નીચેની તાત્કાલિક દૂર કરવાની જરૂરવાળી કેટલીક ઊણપો દેખાય છે, તેના ઉપર ગુજરાતી સાહિત્ય સંમેલનનું ધ્યાન ખેંચી યોગ્ય કરવા જ્યોતિસંઘની કાર્યવાહક સમિતિ આગ્રહ કરે છે:

વેરેહ, શૃગાર અને લાગણીવેડાથી ભરપૂર રાસ અને ગીતોને બદલે નવી દિશા સૂચવતા મને પ્રેરણા આપતા રાસ-ગીતોની જરૂર છે, જૂના સમાજની રૂઢિઓ તથા રિવાજોના સસ્કાર ાળકો ઉપર પાડતા જૂની ઢબના હાલરડાને બદલે રાષ્ટ્રહિતની દષ્ટિએ બાળકોને સસ્કાર રે એવા નવીન સરલ હાલરડા-ગીતો રચાવા જોઇએ, પ્રૌઢ શિક્ષણને માટે નવી દષ્ટિવાળા ાહિતીપૂર્ણ પાઠ્ય પુસ્તકો તૈયાર થવા જોઈએ '

ઉપરના ઠરાવોવાળા પત્ર ઉપર ગાધીજીએ વિષયવિચારિણી સમિતિ આગળ નીચેના ઉદ્દગારો કાઢ્યા હતા

'જ્યોતિસંઘના કેટલાક ઠરાવો મારી પાસે આવ્યા છે એ ઠરાવોનુ રહસ્ય એ છે કે આજનુ સાહિત્ય સ્ત્રીને ઊંચે ચઢાવનારૂ નથી, પણ નીચે ઉતારનારૂ છે હુ સાહિત્યનો વાચનાર ન કહેવાઉ, જોકે મે સાહિત્ય વાચ્યુ છે, પણ બહુ થોડુ વાચ્યુ છે અને થોડુ વાચ્યુ છે એટલે ઘણુ પચાવવાની મે શક્તિ કેળવી છે, એટલે આપણા પુસ્તકો અને છાપાઓમા શુ શુ હશે એનો થોડોઘણો ખ્યાલ મને આવે છે અને મને લાગે છે કે આગળના જમાનાના સાહિત્યકારોના કરતા સ્ત્રીને વધારે સારી ચીતરી છે ગોવર્ધનરામભાઇને તો હું પૂજનારો એમણે સ્ત્રીજાતિનુ ભારે સન્માન કરેલુ છે છતા મને લાગે છે કે આગલા જમાનામા જે સન્માન થયુ હતું તેથી વધારે સન્માન ગોવર્ધનરામભાઇએ નથી કર્યું પણ આજકાલ સ્ત્રીઓની જે પૂજા થઇ રહી છે એમ મુનશી મને કહે છે તે ખોટી પૂજા છે સ્ત્રીઓની સારામા સારી ભાવના આજના લેખકો નથી રજુ કરતા. સ્ત્રીની કેવી ભાવના છે એ જાણવાનો હુ દાવો રાખુ છુ, કારણ બચપણથી મને સ્ત્રીઓ સાથે બહુ સબધ રહ્યો છે તે આજ સુધી, ને તે એટલે સુધી કે મારી પાસે નીલા નાગિની જેવી પણ આવી ગઈ અને તેનો હુ બાપ થઇને બેઠો આજે પણ એ તો વ્યભિચારિણી છે, પણ એને માટે હું પ્રાણ પાથરી દઉ એવો છુ. એટલે અહીંના સાહિત્યકારોને હુ કહું છુ કે તમે સ્ત્રી માગે એવી સ્ત્રીપૂજા તેને આપો તમારી રીતે એને ન પૂજો હુ તો વિકારોને દબાવી જાણનાર પણ રહ્યો રભા અને કુબડીનો ભેદ જાણનારો રહ્યો, પણ બન્નેને મારી મા અને દીકરી માનનારો રહ્યો એ મારા જ્ઞાનથી હું કહું છું કે આજે તમે સ્ત્રીને જે રીતે ચીતરી રહ્યા છો તેમા સ્ત્રીનુ નથી સન્માન રહ્યુ, નથી પૂજા રહી મને કહેવામા આવે છે કે સ્ત્રીઓ પુરુષોને બહુ દુષ્ટ ચીતરી રહી છે. હા ચીતરે છે પણ કેમ ન ચીતરે? પુરુષોએ એની કનડગત કરવામા કાંઈ બાકી રાખી છે કે? એમ એ થએલા પણ સ્ત્રીને કેવી રીતે ગમે છે એ બતાવનારા દયાજનક કાગળો મારી પાસે પડ્યા છે એટલે હુ તો કહું કે સ્ત્રી પુરુષની સામે થાય એટલુ જ નહિ, પણ સ્ત્રી પુરુષના અત્યાચાર સામે તેને દાતથી પીસવાને તૈયાર થાય તો યે એને હુ અહિંસા ગણુ '

## સંમેલનની ખુલ્લી બેઠક

વિષયવિચારિણીની બેઠક પૂરી થયા બાદ થોડી વિશ્રાતિ પછી ચાર વાગ્યે સંમેલનની ખુલ્લી બેઠક મળી હતી તેમા પ્રારભમા લલિતજી કૃત 'ગુર્જર બોલ' અને પ્રહ્લાદપારેખ રચિત 'શુ રે કરૂ હુ' ના નીચેના ગીતો બાળાઓએ ગાયાં હતા.

## ગુર્જર બોલ

સોરઠ

આપણો : સતનો ગુર્જર-બોલ—
આત્મને સત્ત્વ, જીવન જય ક્રોલ !

સતને કામણ સોરઠ-સાગર—
ઘુઘવે ગીતાગાન !
કચ્છે તોરલનો તારેલો—
જેસલ સત્-મસ્તાન ! આપણો૦

દયાનન્દ ટંકારવ કરતા—
વેદોને સત્યાર્થ !
ગાંધીજીને સત્યાગ્રહ, જો !—
ઝળકે 'હિંદ-સ્વરાજ્ય' ! આપણો૦

વનરાજે પાટણમાં ગજવ્યો—
સ્વતંત્ર 'ગુર્જર-રાષ્ટ્ર' !
નર્મદને પડકારે ઘૂમે—
'ગુર્જર હિંદ-સુરાષ્ટ્ર' ! આપણો૦

સાત્ત્વિકતાને સાહસ સૂઝે—
સતિયાંજનનો દેશ !
પૃથ્વીવિભૂતિ જન્મતીર્થનો—
એક જ સત્સંદેશ ! આપણો૦

સત્યસનાતન : ચિત્તપુરાતન :
નિત્યનૂતન આનન્દ :
એ ચાર ચર્યાથી જગવો—
પ્રભુ ! જગભર જનવૃન્દ ! આપણો૦

લલિત

## શું રે કરું હું ?

દુર્ગા-કેદાર

શું રે કરું હું શીશ નમાવી ?
ગર્વથી ઊંચું ઉર...રે
શું કરું સાગર લાવી, દ્રવે જો
નેન નહિ નિષ્ઠુર ?...રે—શું રે કરું૦

શું રે કરું હું બીન બજાવી ?
અંતર—તાર બસૂર...રે
અંગમરોડ હું કેમ કરું, જો
નાચી ઊઠે નવ ઉર ?...રે—શું રે કરું૦

વૈભવ આપી શું રે કરૂં હું
હૈયું જો હોયે રંક ?...રે
૬૫ ફૂલોનાં કેમ સમર્પું ?
અંતરે મલિન રંગ...રે – શું રે કરૂં૦
શું રે કરૂં હું દીપ પ્રજાળી ?
હૈયે ન હોયે નૂર...રે
વાણીપ્રવાહ હું કેમ વહાવું,
જો નહિ પ્રેમનાં પૂર ?...રે—શું રે કરૂં૦

પ્રહ્‌લાદ પારેખ

## ઠરાવો

સંગીત થઈ ગયા બાદ મંગેલને પસાર કરવાના ઠરાવોનું કામ હાથ લીધું હતું. પહેલો ઠરાવ, સ્વર્ગસ્થ સાહિત્યસેવીઓ તથા સાહિત્યવત્સલોનાં અવસાન નિમિત્તે શોક દર્શાવતો પ્રમુખસ્થાનેથી રજુ થયો હતો.

### ઠરાવ ૧ અ

ગોંડલનાં રાણીશ્રી નંદકુંવરબા, છગનલાલ હરિલાલ પંડ્યા, સર લલ્લુભાઇ સામળદાસ, મગનલાલ ગણપતરામ શાસ્ત્રી, પ્રો. કાવસજી જમશેદજી સંજાણા, પ્રો. વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી, જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી ઉર્ફે 'સાગર', છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર, નાગરદાસ રેવાશંકર પંડ્યા ઉર્ફે 'મઠ્ઠાકર નાગર' અને મહમદઅલી દામજી આજિઝ એઓનાં અવસાનની આ સંમેલન ખેદપૂર્વક નોંધ લે છે અને એમનાં કુટુંબીજનોને સંમેલન તરફથી દિલાસાપત્રો લખી મોકલવા પ્રમુખશ્રીને સત્તા આપે છે.

### ઠરાવ ૧ આ

નવલિકા અને નવલકથાના લેખક તરીકે હિન્દના સાહિત્યની અદ્વિતીય સેવા કરનાર મુનશી પ્રેમચંદજીના અવસાનની આ સંમેલન ખેદપૂર્વક નોંધ લે છે અને એમના કુટુંબ પ્રત્યે તેમની વિપત્તિમા દિલાસોજી દર્શાવે છે, તેમજ એમનાં કુટુંબીજનોને સંમેલન તરફથી દિલાસાપત્ર લખી મોકલવા પ્રમુખશ્રીને સત્તા આપે છે.

### ગુજરાતીઓમાં ઐક્ય અને અસ્મિતાનું પોષણ

બીજો ઠરાવ, ગુજરાતમાં તેમજ ગુજરાત બહાર વસતા ગુજરાતીઓમાં ઐક્ય સધાય, ગુજરાતીઓ તરીકેની અસ્મિતા તેમનામા પ્રકટે તથા તે બંનેનું પોષણ થાય અને 'જ્યાં-જ્યાં એક વસે ગુજરાતી ત્યા ત્યાં સદાકાળ ગુજરાત' એ અસ્મિતાભરી ભાવના ગુજરાત તેમજ બૃહદ ગુજરાતમા જાગૃત અને પ્રબલ બને તે ઉદ્દેશથી પરિષદે લેવાયોગ્ય પગલાં સૂચવતો દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ ઘટતા વિવેચન સાથે રજુ કર્યો હતો; અને ગુજરાતની અસ્મિતાની ભાવના જેમનામાં સદા પ્રોજ્જવલ રહી છે એવા શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીએ તેને પ્રોત્સાહભરી વાણીમાં અનુમોદન આપ્યા બાદ તે સર્વાનુમતે પસાર થયો હતો. તે નીચે મુજબ છેઃ

ઠરાવ ૨જો

ગુજરાતમાં અને ગુજરાત બહારના ભાગોમાં વસતા ગુજરાતીઓમાં ઐક્ય અને અસ્મિતા સતેજ રહે તે માટે અને તે લાગણી સાહિત્ય તથા સંસ્કાર દ્વારા પોષવા માટે સાહિત્ય પરિષદે હાલમાં વ્યાખ્યાનમાળાની જે યોજના ઘડી કાઢી છે, તે પ્રવૃત્તિને સંમેલન આવકાર આપે છે; તે સાથે સાહિત્ય પરિષદને જુદાજુદાં શહેરોમાં સાહિત્ય સભાઓ સ્થાપવા અને પ્રસંગોપાત સમારંભો યોજવા પ્રયાસ કરવાની આ સંમેલન સૂચના કરે છે અને ગુજરાતીઓની સંસ્થાઓ જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં તેમને પરિષદના સંસ્થાસભાસદ થવાની વિનંતિ કરે છે.

પરપ્રાંતીય સાહિત્યનો સંપર્ક

ત્યાર પછી ત્રીજો ઠરાવ, ગુજરાતે પર પ્રાંતના સાહિત્યનો સંપર્ક સાધીને સમભાવશીલ અને સમૃદ્ધ બનવા વિષેનો હતો, અને તે, જેમણે હિંદના જુદા જુદા સાહિત્યોનો માત્ર વાચનથી જ નહિ પણ પ્રવાસથી જીવંત પરિચયમાં આવીને સંપર્ક સાધ્યો છે એવા શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ ( કાકાસાહેબ ) કાલેલકરે વિસ્તૃત વિવેચનપૂર્વક રજુ કર્યો હતો; અને આજ વર્ષોથી યુક્તપ્રાંતમાં વસતા તથા ત્યાંના જીવનનો સંપર્ક પામેલા ડૉ. કાન્તિલાલ પંડ્યાએ તેને અનુમોદન આપતાં સર્વાનુમતે પસાર થયો હતો.

ઠરાવ ૩જો

હિન્દના જુદા જુદા પ્રાન્તોનાં ભાષાસાહિત્યમાંથી ઉત્તમ કૃતિઓના તરજૂમા ગુજરાતીમાં પદ્ધતિસર કરાવવા જોઈએ એવું આ સંમેલનનું મંતવ્ય છે; અને તે કાર્ય સારીરીતે તેમજ વ્યવસ્થાપૂર્વક થઈ શકે તે સારૂ આ સંમેલન સાહિત્ય પરિષદને સૂચના કરે છે કે તે લેખકો અને પ્રકાશકોને માર્ગદર્શક થાય એવાં પુસ્તકોની એક યાદી તૈયાર કરાવે; અને જરૂર જણાયે, પરિષદ પણ તે પ્રકાશનનું કાર્ય હાથ ધરે.

અભ્યાસક્રમ વિષે તપાસ

એ પછી નીચેનો ચોથો તથા પાંચમો બંને ઠરાવ પ્રમુખસ્થાનેથી રજુ થયા હતા.

ઠરાવ ૪થો

ગુજરાતમાં તેમજ ગુજરાત બહાર જ્યાં જ્યાં ગુજરાતી ભાષાનું રીતસર અધ્યયન થાય છે ત્યાં ત્યાં ગુજરાતીનો અભ્યાસક્રમ અને પાઠ્ય પુસ્તકો કેવાં છે એ તપાસી એને વિષે યોગ્ય સલાહ અને સૂચના આપવાનું કાર્ય પરિષદ ઉપાડી લે એવું આ સંમેલન સૂચવે છે; અને

ક્રમિક પાઠ્યપુસ્તકમાળાની યોજના

ઠરાવ ૫મો

આ હેતુ પૂરો પાડવા સાહિત્ય પરિષદે અગાઉ ગુજરાતી સાહિત્યના અભ્યાસ અર્થે ક્રમિક પાઠ્યપુસ્તકમાળા યોજી હતી તેને બનતી ત્વરાએ પૂરેપૂરી અમલમાં મૂકવા પરિષદને સૂચના કરે છે.

### જોડણીની એકતા

ગુજરાતી સાહિત્યમાં અત્યંત ચર્ચાસ્પદ અને આજ આટલાં વર્ષોથી જેમા એકતા સાધવાના પ્રયાસોમાં સહુ એકમત હોવા છતા બહુ ઓછુ પરિણામ આવ્યા કર્યું છે એવા મહત્ત્વના જોડણીના ઠરાવ પર આ સંમેલને સર્વાનુમતે નીચેનો છઠ્ઠો ઠરાવ પસાર કર્યો હતો. શ્રી અંબાલાલ બુલાખીરામ જાનીએ યોગ્ય વિવેચન સાથે તેનો પ્રસ્તાવ રજુ કર્યો હતો અને પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી સરખા મુંબઈ યુનિવર્સિટીની સેનેટના અગ્રણી સભ્યે તેને અનુમોદન આપ્યું હતું.

ઠરાવ ૬ઠ્ઠો

ગુજરાત વિદ્યાપીઠે જોડણીકોશ તૈયાર કરીને આપણી જોડણીને એકધારી અને વ્યવસ્થિત કરવાનો જે સફળ પ્રયત્ન કર્યો છે અને તે જોડણીને લેખકો, સામયિકો, પ્રકાશન સંસ્થાઓ, મુંબઈ યુનિવર્સિટી તથા બીજી કેળવણીની સંસ્થાઓ મોટે ભાગે અનુસરી રહ્યાં છે તેને આ સંમેલન આવકાર દે છે અને પરિષદને સૂચના કરે છે કે

क એ જોડણી સર્વમાન્ય થાય એવા પગલાં લે; અને

ख વિદ્યાપીઠ તરફથી થનારા તેના પુનઃસંસ્કરણમાં પોતે તથા પોતાની માન્ય સંસ્થાઓ પૂરેપૂરો સહકાર આપે.

ત્યાર બાદ નીચેનો સાતમો તથા આઠમો ઠરાવ પ્રમુખસ્થાનેથી રજુ થયા હતાઃ

### પ્રમાણભૂત કોશની અગત્ય

ઠરાવ ૭મો

ગુજરાતી ભાષામાં એક સારા, મોટા અને પ્રમાણભૂત કોશની ઉણપ લાંબા સમયથી માલૂમ પડે છે, તે તાકીદે પૂરી પાડવા અને તે સારુ યોગ્ય પ્રબંધ કરવા આ સંમેલન ગુજરાતી સાહિત્ય પરિષદને સૂચના કરે છે.

### વિજ્ઞાન-સાહિત્યને ઉત્તેજન

ઠરાવ ૮મો

વિજ્ઞાનવિષયક સાહિત્યના ઉત્તેજન માટે એક સમિતિ નીમવા પરિષદ મંડળને સૂચના કરવામા આવે છે.

### બંધારણ-તપાસ-સમિતિ

ગુજરાતી સાહિત્ય પરિષદના બંધારણ સંબંધે કેટલાક ભાઈ-બહેનો તરફથી ઉહાપોહ થએલો હોવાથી તેમનો યોગ્ય અવાજ રજુ કરવા તથા તેમનું સમાધાન થાય તે દૃષ્ટિએ પરિષદના બંધારણની તપાસ કરવા માટે એક સમિતિ નીમવાનો નીચેનો ઠરાવ પ્રમુખસ્થાનેથી રજુ થયો હતોઃ

ઠરાવ ૯મો

પરિષદની વ્યવસ્થામાં સાહિત્યના સર્જકો અને સાહિત્યસેવા કરનારા ભાઈબહેનોના અવાજને પ્રધાનપદ મળવું જોઇએ; અને કેટલાક ભાઈ-બહેનોનો એવો અભિપ્રાય છે કે પરિષદનું હાલનું બંધારણ એને અનુસરતું નથી. એવાના સમાધાનને ખાતર આ સંમેલન

પરિષદને સૂચના કરે છે કે તે બનતી તાકીદે તે અભિપ્રાયની દૃષ્ટિએ બંધારણને તપાસનારી એક નાની સમિતિ નીમે અને તેમાં મજકુર અભિપ્રાય ધરાવનારાઓને યોગ્ય સ્થાન આપે.

આ સમિતિમા શ્રી ઝીણાભાઈ રતનજી દેસાઈ–'સ્નેહરશ્મિ', શ્રી ઉમાશંકર જોષી, શ્રી ચીમનલાલ ચકુભાઇ શાહ એ નામો સૂચવાયાં હતાં. આ ઉપરાંત, યોગ્ય લાગે તો બીજાં નામો ઉમેરી શકાય એમ જણાવવામાં આવ્યું હતું.

દસમો તથા અગિયારમો એ બંને ઠરાવો નીચે મુજબ પ્રમુખસ્થાનેથી રજુ થયા હતાઃ

## રાષ્ટ્રભાષાનો પ્રચાર

### ઠરાવ ૧૦મો

જે જે પ્રાન્તોમા હિન્દી ભાષા નથી બોલાતી ત્યા ત્યા પ્રાંતીય ભાષાઓને મદદગાર તરીકે રાષ્ટ્રભાષા હિન્દી–હિન્દુસ્તાનીનો પ્રચાર કરવા માટે હિન્દી સાહિત્ય સંમેલન તરફથી જે યોજના થઈ છે તેને આ સંમેલન આવકારે છે.

## અશ્લીલ સાહિત્ય સામે વિરોધ

### ઠરાવ ૧૧મો

સામાયિકોમાં, સીનેમા તેજમ નાટકોમાં અને પુસ્તકો દ્વારા ક્ષુદ્ર વિકારોને ઉત્તેજિત કરે એવું અશ્લીલ સાહિત્ય કેટલાક સમયથી પ્રસિદ્ધ થાય છે તે જનસમુદાયને કુમાર્ગે દોરનારૂં તેમજ વાધાભરેલું જણાય છે. તેનો આ સંમેલન તીવ્ર વિરોધ કરે છે અને તે સામે લોકમત કેળવવા અને યોગ્ય વ્યવસ્થા કરવા આ સંમેલન સાહિત્ય પરિષદને સૂચવે છે.

## આગામી બેઠક

સંમેલનની હવે પછીની બેઠક માટે કરાચી, મુંબાઈના ઉપનગર જિલ્લા તેમજ સુરત એ ત્રણ સ્થળેથી નિમંત્રણો આવ્યા હતા. તેમાથી કોનું નિમંત્રણ સ્વીકારવું તે માટે ખુલ્લી બેઠકમા ચર્ચા કરવા કરતાં તેનો નિર્ણય કરવાનું મધ્યસ્થ સભાને સોપવું ઉચિત લાગવાથી પ્રમુખસ્થાનેથી તેને માટે નીચેનો ઠરાવ મૂકાયો હતોઃ

### ઠરાવ ૧૨મો

આગામી સાહિત્ય સંમેલન કરાંચી, મુંબઇ–ઉપનગર જિલ્લા તથા સુરતમાં ભરવાનાં નિમંત્રણ આવ્યાં છે તે બાબત વિચાર કરી યોગ્ય સ્થળે સંમેલન ભરવા મધ્યસ્થ સભાએ પ્રબન્ધ કરવો

## મધ્યસ્થ સભાના સભ્યો

નીચેના સભ્યો બારમા સાહિત્ય સંમેલન તરફથી મધ્યસ્થ સભામાં ચૂંટાએલા જાહેર થયા હતાઃ (૧) શ્રી રામનારાયણ વિ. પાઠક (૨) શ્રી ધૂમકેતુ, (૩) શ્રી નવલરામ ત્રિવેદી, (૪) શ્રી ડોલરરાય માકડ, (૫) શ્રી અનંતરાય રાવળ, (૬) શ્રી કાકા સાહેબ કાલેલકર, (૭) શ્રી બચુભાઇ રાવત, (૮) શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહ, (૯) શ્રી રવિશંકર જોશી, (૧૦) શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ, (૧૧) શ્રી સાદીક (૧૨) શ્રી નરહરિ દ્વારકાદાસ પરીખ.

### શ્રેષ્ઠ નિબંધ માટે સુવર્ણચંદ્રક

સાહિત્ય સંમેલનના સાહિત્ય વિભાગમાં આવેલા નિબંધો પૈકી શ્રેષ્ઠ નિબંધ માટે સુવર્ણચંદ્રક આપવાનું કુમારશ્રી મોતીસિંહજી મહિડા તરફથી જાહેર કરવામાં આવેલું, તે પ્રમાણે દી. બ. કૃષ્ણલાલ ઝવેરી તથા શ્રી કનૈયાલાલ મુનશીએ સાહિત્ય વિભાગના નિબંધો તપાસતા ડૉ. રમણલાલ યાજ્ઞિકના 'કેટલાક ભક્તિમાર્ગના નાટ્યપ્રસંગો' એ નિબંધને શ્રેષ્ઠ તરીકે પસંદ કરવામાં આવ્યો હતો.

બાદ બીજા દિવસની બેઠકનું કામકાજ ખતમ થયું હતું.

## મૅજિક લૅન્ટર્ન સાથે જાહેર વ્યાખ્યાન

સંમેલનને અંગે યોજાએલી લોકપ્રિય વ્યાખ્યાનમાળાનું બીજું વ્યાખ્યાન 'ઇડર રાજ્યના પુરાતન અવશેષો' ઉપર ઇડર સ્ટેટના વિદ્યાધિકારી શ્રીમાન પંઢરીનાથ ઇનામદારે મૅજિક લૅન્ટર્નની મદદથી સચિત્ર કરીને આપ્યુ હતું. તે વેળા ભાષણના વિષયની તેમજ વ્યાખ્યાનકર્તાની ઓળખાણુ કરાવતા ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇએ કહ્યું હતું કેઃ

'ઇડરે પંચરત્નાનિ પાણી, પાષાણુ, પાદડાં;
ચતુર્થં ગાલિપ્રદાનં પંચમં વસ્ત્ર લોચનં.'

એ પ્રકારની ઇડરની શાખ રાસમાળાના લેખકે નોંધી છે. પણ આજના વિદ્વાન ભાષણકર્તાએ પોતાની ઐતિહાસિક શોધખોળોથી ઇડરની આબરૂ ખૂબ વધારી દીધી છે. ઇડર હવે કલાપ્રેમીઓનું યાત્રાસ્થાન બન્યું છે અને ગુજરાતને ગૌરવ અપાવે એવી સ્થાપત્ય અને શિલ્પની ઉત્તમ કૃત્તિઓ એક નાનકડા સંગ્રહસ્થાનમાં શ્રી ઇનામદારના પ્રયાસથી ગોઠવાઇ રહી છે.

બ્રહ્મખેડ એ આ સ્થાનની કદાચ જૂનામાં જૂની, અને શામળાજીનું મંદિર અહીંની કલાની છેલ્લી પ્રસાદી છે. પરન્તુ વલ્લભી પડ્યા પછી તે સોળમી સદી સુધીની આપણા શુદ્ધ ગુજરાતની શિલ્પકળા આ વ્યવસ્થિત રીતે ગોઠવાઈ રહી છે એ જાણીને ગુજરાતના ઇતિહાસપ્રેમીઓને જરૂર આનંદ થશે.

વેનીસના પથ્થરો જેમ રસ્કિનને છટાદાર બનાવતા તેમ ઇડરના આ જડ પથ્થરો ગુજરાતનાં રસિક નરનારીઓને ૧૦૦૦ વર્ષના રસોની પ્રેરણાત્મક કથાઓ આજ કહી શકશે.

કર્ણાટકમાં બેલુર, દક્ષિણમાં હળેબીડ અને પશ્ચિમમા સોમનાથનાં મંદિરો પર જેવી કોતરણી છે એના કરતાં પણ વધારે લાવણ્યમય અને મનોહર કોતરણી શામળાજીના મંદિર ઉપર છે. દેલવાડા જેવી છતો, મોઢેરા જેવી આનંદસમાધિમાં લીન નર્તકીઓ, સૂર્ય, બ્રહ્મા, વિષ્ણુ, દેવીઓ, નૃસહ, વરાહ, કાર્તિકસ્વામી, પાર્વતી, શિવ વગેરે અસંખ્ય સાત્ત્વિક મૂર્તિઓ ત્યાંથી નીકળી છે.

એ બધુ હમણા જ જાદુઈ ફાનસમા આપ જોશો. પણ હું તો એટલે સુધી કહું છું કે આ કશું ન જડયું હોત, અને માત્ર એક 'વીરભદ્ર' તરીકેની શિવની એક જ સુંદર શિવ મંગલ ગુણ' મૂર્તિ (જે બધામાં ઉત્તમ છે તે) જ જડી હોત તોપણ હું વિદ્વાન ભાષણકર્તાનો આ સંમેલન પાસે સત્કાર કરાવત. આપ સૌની તરફથી ગુજરાતના વિદ્વાનો અને કવિઓ તરફથી હું આ સ્થળે એમને ધન્યવાદ આપું છું.

આ પ્રસ્તાવ પછી શ્રીમાન પંઢરીનાથ ઈનામદારે પોતાનું છાપેલું ભાષણ (જે આ ગ્રંથમાં અન્યત્ર આપ્યું છે) તે પ્રથમ વાંચી સંભળાવ્યું હતું અને ત્યાર બાદ મૅજિક લૅન્ટર્ન

વડે ઇડરનાં પ્રાચીન શિલ્પસ્થાપત્યના નમૂનાઓ, તેનો સ્થાનનિર્દેશ કરતાં દશ્યો, શિલ્પનાં બારીક ભારકર્ય, મનોહર અને લાવણ્યભરી મૂર્તિઓ, પુરાતન સ્થાપત્યના વિરલ નમૂના વગેરેની ફોટોગ્રાફિક સ્લાઇડો બતાવી હતી.

## કવિસભા–મુશાયરા

સાહિત્ય સંમેલનને અંગે રાખવામાં આવેલ કવિસભા–મુશાયરાની બેઠક રવિવારે રાત્રે ૯–૩૦ થી ૧૧–૩૦ એમ બે કલાક શ્રી ગમનારાયણ વિશ્વનાથ પાઠકના અધ્યક્ષપણા નીચે થઇ હતી. આરંભમાં પ્રમુખે મુશાયરાના સ્વરૂપ સંબંધે થએલી ગેરસમજુતીનો ખુલાસો કર્યો હતો. તેમણે જણાવ્યું હતું કે ગુજરાતીમા મુશાયરાનો આ પ્રથમ જ પ્રસંગ છે. ઉર્દુ કવિઓ જે સ્વરૂપમાં મુશાયરા કરે છે, તે જ સ્વરૂપમાં ગુજરાતીમાં મુશાયરો અમુક શરતો માગી લે છે. આ આરંભક પગલું હોવાથી જણાતી ખામી લક્ષમાં લેવી ન જોઇએ.

### કવિતાનું સ્વરૂપ

શ્રી રમણલાલ વ. દેસાઇએ કવિતાના સ્વરૂપ પર વિવેચન કરતાં જણાવ્યું હતું કે આજે હું કવિતામા બોલવાનો છું કે ગદ્યમા ? અહીં મને એક ફ્રેંચ લેખકની વાત યાદ આવે છે. તેણે પોતાનો અભ્યાસ ખતમ કર્યો; આવશ્યક દ્રવ્ય અને જ્ઞાન પણ મેળવ્યું. પછીથી એને સલાહ મળી કે તારે પરણવું, એટલે એ ગુરુ પાસે ગયો ને આજ્ઞા માગી. ગુરુએ તો જણાવ્યું કે કવિતા કરજે. તેના અચંબાનો પાર ન રહ્યો કે અત્યાર સુધી હું બોલતો હતો તે શું ગદ્ય હતું ? તેવી જ આજે મારી સ્થિતિ છે. હું કવિ નથી. તમારે લોકગીત સાંભળવા હોય તો રાયચુરા છે, રાસ-ગીત સાંભળવા હોય તો લલિતજી છે. 'હથોડા' વગેરે પર કાવ્ય જોઇતા હોય તો સુન્દરમ્—ઉમાશંકર જોશી વગેરે છે. કવિતાના સંપર્કમાં આપણે બાળપણથી આવીએ છીએ. પહેલો ભણકારો હાલરડાંથી થાય છે. પછી સમજણા થતાં નાગદમન, ધ્રુવાખ્યાન, ઓખાહરણ વગેરે માતા સંભળાવે. માતા નવા યુગની હોય તો નાનાલાલનાં 'હલકે હાથે' વગેરે કવિતાઓ આપે. શાળામાં જતા શિક્ષકની સોટીથી કવિતા મોઢે કરીયે; કેટલીક તો યાદ રહી જાય. હું તો ભણ્યો નથી છતા એક કવિતા યાદ આવે છેઃ

પશુમા પડી એક તકરારઃ
વાદવિવાદ ચલાવા પોતે
તુર્ત ભરી દરબાર
અને ત્યાં બેઠા નર ને નાર;

પશુમા પણ નર ને નાર આવી બેઠા ! તે કવિતા મારા હૃદયમાં ચોંટી રહી છે. પછી હાઇસ્કૂલ અને કૉલેજનો યુગ. તેમાં પરીક્ષા માટે કેટલીક કવિતા ગોખેલી એ કવિતા યાદ રહી છે. આ યુગમાં 'સ્વદેશભક્તિ' વગેરેનાં કાવ્યો હૃદયે ચઢે છે. આ યુગમાં આખો સ્રીસમૂહ પુરુષવર્ગને નવા વૈભવથી વિભૂષિત લાગે છે. કવિતાઓમાં સ્રીઓની ઉપમાઓમાં વનસ્પતિમાંનાં ગુલાબ, મોગરો વગેરે, પશુઓમા મોર, ગજગતિ ને સિંહની કટિ અને કોકિલકંઠ આવા પ્રકારની કવિતા હૃદયમાં ચોંટી જાય છે. પણ ત્યારે કવિતા એટલે આ ? એની વ્યાખ્યામા મતભેદ છે, એની ઉપયોગિતામાં પણ મતભેદ છે. હું તો માનું છું કે કવિતાની વ્યાખ્યા જ મુશ્કેલ છે. વારુ, તે લય છે ? તે લય છે, પણ માત્ર લય નથી. શું એ ગુંજન છે ? એ ગુંજન છે જ, પણ તે માત્ર ગુંજન નથી. ત્યારે શું ચિન્તન છે ? પ્રો. ઠાકોરના શિષ્યો મને માફ

કરે; એ ચિંતન છે જ: પણ માત્ર તે ચિન્તન નથી. ત્યારે તે શું ઊર્મિ છે? તે ઊર્મિ છે જ; પણ તે માત્ર ઊર્મિ નથી. લય—ગુંજન-ચિન્તન-ઊર્મિ એ મળી એક શબ્દ-ચમત્કૃતિ—શબ્દરચના, તેવી કવિતાની વ્યાખ્યા ચાલી શકે. કવિતાનો વિષય શો? બધા જ તેના વિષયો છે. સ્ત્રીમંડળ તરફથી એવું જાહેર થયું છે કે પુરુષો તરફથી સ્ત્રીચિત્રો કાં તો બહુ સારાં રજુ થયાં છે અથવા તો બહુ નરસા રજુ થયાં છે. હું કયા મતમાં છું તે નથી જાણતો. સ્ત્રીઓ હોય તેવી તેઓને પુરુષો ચીતરે. વધુ સારી માનીને સારી નથી ચીતરાતી, તેમ વધુ ખરાબ માનીને ખરાબ પણ નથી ચીતરાતી. પુરુષ જુએ છે તેવી ચીતરે છે. કવિતામાં સ્ત્રીનાં ચિત્રો માટે વાંધો માનવામાં આવશે તો મુસ્કેલી ઊભી થશે. કવિતાનો સાચો ઉપયોગ ૨૫ ટકા જનસમૂહ કરે છે. બાકીના ૭૫ ટકાનું શું? તેવા-ઓને માટે પણ કવિતાની જરૂર છે જ. કવિતા વિષયક ભાવના કેવી? પૂર્વે તો ખુણે બેસી વાંચી રડી જાણી માણી શકાતી અને તે subjective હતી; હવે આવા મુશાયરા દ્વારા તે objective બની છે. હવેની કવિતામા આનન્દ અને બળ-સમાજિક બળ મૂર્ત થાય છે.

શ્રી. રામાનારાયણ પાઠકે જણાવ્યું હતું કે શ્રી. રમણલાલે ઘણું કહ્યું છે. એમણે કહ્યુ કે પુરુષ પોતાને લાગે તે પ્રકારે સ્ત્રીને ચીતરે છે; અંગત રીતે દષ્ટિથી વ્યક્તિ તરીકે નિરખે તેમ લખે છે. વિવિધતા ખાતર આ દષ્ટિને બહેલાવવામાં આવે છે. મને તો લાગે છે કે જેમ ચાલી રહ્યું છે. તેમ ચાલુ રહેવાથી સંસાર અટકી પડવાનો ભય નથી; ભાઇ રમણલાલને ભલે તેવો ભય જણાતો હોય.

### કાવ્યવાચન-કાવ્યગાન

આટલો ઉપક્રમ થયા બાદ મુશાયરા માટે ખાસ આવેલાં કાવ્યો અનુક્રમે શ્રી લલિતજી, શ્રી ગુણવંતલાલ દેસાઈ, શ્રી મોહિનીચંદ્ર, શ્રી વિજયશંકર ભટ્ટ, શ્રી વેણીભાઈ પુરોહિત, શ્રી મૂળજીભાઈ શાહ, શ્રી ત્રિભુવન ગો. વ્યાસ, શ્રી ઉમાશંકર જોશી, શ્રી રમણલાલ સોની, શ્રી. ચીમનલાલ પ્રા. ભટ્ટ, શ્રી જેઠાલાલ ત્રિવેદી, શ્રી હૃદયકાંત ઓઝા, શ્રી રમણિક અરાલવાળા, શ્રી બાલકૃષ્ણ ભટ્ટ, શ્રી નર્મદાશંકર ઠાકર, શ્રી ભાનુશંકર વ્યાસ (બાદરાયણ), શ્રી ધીરૂભાઈ ક. દવે, શ્રી સુન્દરમ્ અને શ્રી સ્નેહરશ્મિએ ગાઇ સંભળાવ્યા હતા. કોઈ કોઈ કવિની ગાવાની વિકૃત ઢબ, અવાજની નબળાઈ વગેરે કારણોથી શ્રોતાઓમાં તે તે વેળા ગરબડાટ થતો હતો, પરંતુ વચ્ચે વચ્ચે આવતી ઢબવાળી કવિતાઓથી ઘડીભર પણ શાંતિ પ્રસરી જતી હતી.

### પાદપૂર્તિઓ

એ પછી આજના મુશાયરા માટે આગળથી આવેલી તેમજ તત્કાળ કરવામાં આવેલી પાદપૂર્તિઓમાંની પસન્દ કરેલી કૃતિઓ અનુક્રમે શ્રી હેમન્તકુમાર નીલકંઠ, શ્રી ત્રિભુવન વ્યાસ, શ્રી સાહિત્યપ્રિય, શ્રી શયદા તરફથી, શ્રી સુન્દરમ્, શ્રી નવલરામ ત્રિવેદી, શ્રી સનતકુમાર વીણ, શ્રી નાગરદાસ પંડ્યા, લેડી તનુમતિ ચીનુભાઈ તરફથી શ્રી સુન્દરમ્, શ્રી વિજયશંકર ત્રિવેદી, શ્રી કેશવરામ શાસ્ત્રી, શ્રી રમણિક અરાલવાળા અને શ્રી ઉમાશંકર જોશી તરફથી રજુ કરવામા આવી હતી. આ પાદપૂર્તિઓ રજુ થઈ, શાંતિનો ભંગ થવા પામ્યો ન હતો.

પ્રસંગને અનુરૂપ થાય તેવી રીતે શ્રી ડાહ્યાભાઇ. પી. દેરાસરી ( બાર-ઍટ-લૉ શ્રી ત્રિભુવન ગો. વ્યાસ, શ્રી ખુલાખીદાસ પુરાણી તેમજ એક વૃદ્ધ શ્રી નાગરદાસ પા તરફથી રમૂજભરેલી તેમજ રસિક વાનગીઓ રજુ કરવામાં આવી હતી.

છેવટમા પ્રમુખે ઉપસંહાર કરતાં જણાવ્યું હતું કે આજે વિવિધતાભરી વાનગીઃ રજુ કરવામા આવી છે. મુશાયરાના અસલ સ્વરૂપને નહિ સાચવી શકાયું હોય, છ આ અમારા પ્રથમ પ્રયાસ જેટલી તો સફળતા મેળવી શકાઇ છે. નીરસ વિષય પ પ્રભાવશાળી કવિ સારી રીતે જમાવી શકે છે તે માટે ભાઇ સુન્દરમ્‌નું 'પાઠકની છી ચોગ્ય ગણાય. તેની પૂર્તિ પણ આ સભાના પ્રમુખ તરફથી થઇ છે. આ કવિ ભાઇ સ્નેહરશ્મિએ ગાઇ બતાવી રમૂજ પાથરી હતી. )

મુશાયરામા ભિન્નભિન્ન પ્રાંતીય વિદ્વાનો ઉપરાંત લગભગ ૧૦૦૦ થી વધુ શ્રોત ઓએ ભાગ લીધો હતો.

મુશાયરામા ગવાએલા ગીતો તથા કાવ્યોમાના કેટલાક ચૂંટીને આ નીચે આપ્યાં

### રીંગો રાખે રંગ

સોરઠા

ધાવણુ ધીંગોવીર, જબરો, જીતે જંગમાં:
રીંગો રાખે ધીર, ઘાયલ, સતના રંગને !

માણસ મારણહાર, મરે કમોતે માળખાંઃ
સનીયા તારણહાર, ઉગરે ને ઉગારતા!

જન્મે જીવનકાજ, જીવે તે જગ ભોગવે—
ભોગી ગરીબનવાજ, જામે જુગનો જીતવો !

તું ને હું બે એક બાંહ્યહિંડોળે ઝુલવિયે—
તે સૌ ત્રીજાં છેક સોસરવો પ્રભુ ત્યાં રમે!

સતના ક્યાં છે તાગ ? સતીયાના શા પારખાં ?
એ બળવાની આગ પકવે આબા પુણ્યના!

વ્હાલભર્યે વિશ્વાસ, મન-મેળાનો માળવો.
આસુભર ઉલ્લાસ, રીંગો એકલરંગીલો !

હસે હસાવે રોજ, કામા ઘેલો કામઠો—
જળકમળહંસ મોજ, મ્હાલે તેમ મૂલાવતો!

રીંગાની એક વાતઃ "એમ એક અપનાવિયે !"
સુખદુઃખને સંગાથ, સતનીજીત જગાવિયે !"

### અધૂરૂં ગાણું

ગાણું અધૂરૂં મેલ્ય મા
લ્યા વાલમા
ગાણું અધૂરૂં મેલ્ય મા.

હૈયે આયેલું પાછું ઠેલ મા
લ્યા વાલમા
હોઠે આયેલું પાછું ઠેલ મા.

ગાણું અધૂરૂં મેલ્ય મા
લ્યા વાલમા
ગાણું અધૂરૂં મેલ્ય મા.

હૈયાં સંગાથે ભૂંડા ખેલ મા
લ્યા વાલમા
ભોળા સંગાથે ભૂંડું ખેલ મા.

ગાણું અધૂરૂં મેલ્ય મા
લ્યા વાલમા
અરધે અધૂરૂં મેલ્ય મા.

ઓરાં બોલાવી ધકેલ મા
લ્યા વાલમા
છાતીથી છેટાં ધકેલ મા.

છાતીથી વેગળાં ઠેલ મા
લ્યા વાલમા
હૈયાં સંગાથે ભૂંડા ખેલ મા.

ગાણું અધૂરૂં મેલ્ય મા
લ્યા વાલમા
ગાણું અધૂરૂં મેલ્ય મા.

ઉમાશંકર જોષી.

### ‘ પ્રિયા ’

[ એક પ્રાણી વિશેષનો થોડો પરિચય ]

( મનહર છંદ )

સાધારણ રીતે એ દરેકને જ હોય છે તો
પણ એની કબૂલાત કરતા બધા નથી,
કવિઓની નીત ખાસ વાત એની ખૂબ કરે,
પણ એની ‘પ્રિયા’ કઈ બનાવના તે નથી.

ઉત્તરને દક્ષિણના દુર્ગમ ધ્રુવોની પેઠે
પ્રિયા પાસે પ્હોચવાનું શક્ય નથી સહુને,
કલ્પનાના એરોપ્લેને ચડી ગવા કવા—કોના
આબેહૂબ વર્ણનોથી સંતોષાવુ સહુને ૨

ચંદ્રમા શું મુખ એનું મલક મલક હસે,
હરણના જેવી આંખો આમ તેમ તો ધસે,
બિંબ જેવા અધરથી તાંબૂલનો રસ ઝરે,
વાંકડી ભમર કેરા મરડાટે કૈં મરે. ૩

કેશનો કલાપ જાણે સાપ ફેણ માંડી બેઠો,
કપોલેથી કામદેવ ઉતરતો ના હેઠો,
હસતા એ દાંત જાણે મોતીડાંની માળા ગૂંથી,
ચિબુકની અણી કૈંના ચિત્તને નાખે ચૂંથી. ૪

કંઠ તો છે શંખ જાણે, બાહુ નાળ કમળની,
હૈયે ઉઠે ચકરીઓ રસના વમળની,
પેટ હોય કમળના પાંદડી શું, નિતંબ તો,
કામદેવ ભવનના મજબૂત સ્તંભ તો. ૫

કદળી શી જંઘાઓ ને પાનીઓ છે કુંકુમની,
આંગળાના નખે છબી ચૂમતા પ્રીતમની,
સહુ કોને પાણી પાણી કરાવત પ્રિયા પ્રાણી
જગતના રસો કેરા રણની એ છે રાણી. ૬

આમ એની બનાવટ સાધારણ રીતે હોય,
ભૂષણ એ પહેરવા હોય તો જ પ્હેરે છે.
મધુર આકૃતિઓ મંડન બધુ જ બને
વલ્કલ કે હીરચીર સરખા એ તો ગમે. ૭

નામ પણ મોટે ભાગે 'પ્રિયા' એનું હોય છે જ,
કોઇએ પાડેલુ નામ કામ નથી આવતું,
જૂના લોકો ' સાભળે કે ? ' એટલાથી પતાવતા,
કેટલાક હવે પાડે નામ મન ભાવતું. ૮

મોટે ભાગે રહે છે એ પિયુ કેરા દિલ વિષે,
રસ્તા પર નીકળે તો રાત્રે બસ નીકળે,
માતા પિતા શત્રુ એના ઘણીવાર હોય છેજ,
મિત્ર એની પડોશણ સદેશા લોક સંચરે ૯

મોટે ભાગે ખાતી નથી પીતી નથી બીજું કંઇ,
ખોતરી પોતાનું હૈડું બેઠી બેઠી ખાય છે,
નદીએ તળાવે, કૂવે ઘણીવાર જાય પણ
શોક કેરા કુંભ નહીં ઠાલવીને આવે છે. ૧૦

મિલનની સવારે એ રસથી ભીંજેલ વસ્ત્રો
છાની માની ઘેર જતી માર્ગમાં નિચોવે છે,
વિરહની સવારે એ આંસુથી ભીંજેલ આખા
ઓશીકાના ખોળિયાને ચોકડીમાં ધોવે છે. ૧૧

એને બધું પ્રતિકૂળ અનુકૂળ થઈ જાય,
અનુકૂળ પણ બધું પ્રતિકૂળ થાય છે,
ચંદ્ર એને ઊનો લાગે, ફૂલ વાગે કાંટા જેવાં,
ચંપલ પહેરે તો તો જરા ના ચલાય છે. ૧૨

કાંટો વાગે પગમાં તો તેમાં લાભ મસ રહ્યો,
ઝાંખરે ભરાય વસ્ત્રો તો તો રાજી થાય છે,
સાડી કેરો છેડો એવા ઉરેથી જો સરી પડે,
ત્યારે એનો વિજય તો ચોક્કસ ગણાય છે. ૧૩

વિધાતાએ રચેલ આ પ્રિયા પ્રાણી અજબ છે,
નીરોગિતા એને વરી, શક્તિ એ ગજબ છે.
એનું મુખ સદા હસે, છીંકે કે થુંકે જ નહિ,
આંખમાં પિયા ન આવે, સળેખમ થાય ના. ૧૪

હોઠ એના ફાટે નહિ, દાંત કદી દુઃખે નહિ,
ગાલે પણ ખીલ કદી, નાનકડો થાય ના,
માંદી હા એ પડે પણ એમાં લાભ ઘણો એવો,
બાલું બીજી આપણી પંચાતો એને હોય ના. ૧૫

એ કદી ના જનમતી, રમતી ના મોટી થતી,
મોટી જોડી થયેલી જ સૌને મળી જાય છે,
ઘરડી એ ભાગ્યે બને, મરી ઘણી વાર જાય.
પણ એમાં રસનો તો વિકાસ જ થાય છે. ૧૬

'પ્રિયા' નામનું આ પ્રાણી પ્રાણીઓના પ્રકારોમાં
કઇ જાતનું એ હજી નક્કી નથી થયું રે,
નાટકોમાં, નવલોમાં પુસ્તકોમાં ખૂબ ભાળ્યું,
એનાં વિના એક નહિ કવિનું તો ચાલ્યું રે. ૧૭

કેટલાક પૂછે, 'નથી પ્રિયા શું તમારે ઘેર ?'
મારે ઘેર વહુ મારી, પણ પ્રિયા જેવી ના.
પ્રિયા કરી રાંધે ગૂંધે, વાળે ઝાડે ઘરબાર,
પધારીએ પાધરે કે એવું કદી સુણ્યું ના. ૧૮

વળી પેલી પ્રિયાને તો બાળકો કદી જ હોય,
મારે ઘેર છોકરાંનો મઝાનો વિસ્તાર છે.
હા, પ્રિયા થયા પછી જ એને બાળ કદી થાય,
પણ એમાં રોકકળ ભરી પારાવાર છે. ૧૯

હું તો મારા બુલકા ને બેબા કરી માંજે બેસું,
દીકિયાના દાળિયા લૈ વહેંચી, વાત કરું,
વહુ મારી રાંધે તેને શાક હું સમારી આપું,
ખાતા ખાતા ખીજી અને રીઝી સદા રહું છું. ૨૦

શમણામાં પણ 'પ્રિયા' પ્રાણી ઘણીવાર આવે,
આનંદને ભયથી હું રોમાંચિત થાઉં છું,
પણ સાચે સાચ મારે ઘેર આવી ઊભે તો તો
'શોકયો નાખે માલે કરી પ્યાલે મરી જાઉં છું. ૨૧

સુન્દરમ્

## મા, તું જાણે ?

મા ! તુ જાણે ? ફૂલ થવુ જો હોય કયું હું થાઉં ?
તું શુ ધારે કોણ રૂપે હું ક્યાં જઈને મલકાઉં ?

તું શુ ધારે ગુલાબચંપો ?
રાજવાડીનો મને અજંપો ?

ના હું ચાહું મોટા ઘરની થવા દંભીલી શોભા,
જીવનભર ડાબા ડમરા થઈ બેસી રહેવું, તોબા !

હું તો વનવગડે ખીલું,
છોને હોઉં સુગંધી ઢીલું.

કોઈ ઉલગો છોરૂ હુથી હરખાશે મન પૂરો,
એનું મન ભરવા હું તો મા ! થવા ચહું ધંતૂરો !

*

મા ! તું જાણે ? જંતર થાવુ હોય કયું હું થાઉં ?
તું શુ ધારે ? કોણ રૂપે હું કોણ ખભે ટીંગાઉં ?

તુ શુ ધારે વીણાસતારી ?
રાજવાડીની કરવા યારી ?



શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક
કવિસભા મુશાયરાના સભાપતિ



શ્રી ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર (સુન્દરમ્)
કવિસભા-મુશાયરાના સહાયક મંત્રી

ના હું ચાહું થોડા જનની થવા રંગીલી શોભા,
જીવનભર પૂઠે ઘસડાવું, ઉં ઉં કરવું, તોબા!

હું તો ઝૂંપડીએ જઈ બેસું,
માથે મોર પીંછા બે ખોસું.

કોઈ ગરીબ ડોસો હું ને લઈ ગાશે છંદ બસૂરો
એનું હૈયુ ભરવા હું મા! થવા ચાહુ તબૂરો!

*

મા! તું જાણે? થવુ પખી જો હોય કયું હું થાઉ?
તું શુ ધારે? કોણ રૂપે હું કયાં જઇ ગાણુ ગાઉં?

તું શુ ધારે મોર બપૈયા?
રાજવાડીના વહાલા વૈયા?

ના હું ચાહું ભારેખમ થઈ ફરવાની એ શોભા,
અન્યતણી ઇચ્છાએ બેજે નાચ્યા કરવુ, તોબા!

હું તો કોઈ કૂવામા ભીંતે
બેઠું બેઠું ઘૂઘવું પ્રીતે.

દખે કોઈ પ્રવાસી વડની ડાળે મારો ઝીલો,
એનો થાક ઉતરવા મા! હું થવા ચહું છું હોલો!

રમણ સોની.

---

## કવિતા વાચન વિભાગ

### ભગલો

સ્રગ્ધરા

આવો બેસો બિરાજે ખુરસી ઉપર શ્રીમાન ઓ શેઠજી ને
પેલુ પાસે પડેલું ઘડીભર વિરમી રાકડું છાપુ વાચો:
ફોટા, મોટા ધરોની, વિવિધ અભિનયે-વસ્ત્ર આછે ઉઘાડે-
છાપેલા સુન્દરીના, ફીગર ફરકની ધારણા છે સચોટ—
જાણીતા જોશીઓની, નસીબ ચમકશે સોગઠી એક નાખો.
ચાલો વાચો વહુના ગીરદી થઈ પછી તાલ જાશે ત્હમારો,
સૌને સંતોષવાનો સમયસર કરી કામ ધંધો અમારો.
વાકા ચુંકા થશોના, નજર પર ધરો આયનો ને દિવાલ,
બોલો કેવા બનાવુ ચઢ ઉત્તર તણા કે ઝીણા ટોપીબાલ?
જો જો સાહેબ મ્હારા મનુજ મુખ-કલાકાર કેવો સુનંદો

હું છું ? આજે નિહાળો, કદર કઇ કરી નામ છાપે ચઢાવો,
ને અજ્ઞાની જનોને અવિરત કલમે સાર મ્હારો સુણાવો,
કે સંસારે સુક્ષેત્ર-વિરલ ગુણકલા કૈંક વાળંદ દાવો.
આવું બોલી ભગો ત્યાં ત્વરિત વીજળી ચેતવે ચાર બત્તી,
પંખાને પાખ આપે અભિનવયુગના, ચાવતો પાનપટ્ટી
છોડે સાખી કવાલી મદનવશ સદેવંત ને સાવળીંગા—
ફેરી સૂરે બુલંદે, ઉરમી ભર દ્રગે સ્થંભતા એ નિહાળે
ટાંગેલી ત્યાં દિવાલે મદભર નયના નર્તિકા મેનકાને
અરીસા ને કાચકા પાવડર બ્રશ શી શી તેલના કૈં અનેક
મોટા મેજે પડેલી ઘડી ઘડી બીદલી દાખવે શો વિવેક !
બેઠેલા ભાઈ કેરા ફરજવશ બની આમલી કાનપટ્ટી
ઉલ્લાસે આત્મભાને ચપચપ ભગલો બૂઝવે ચાર બત્તી.

રમણિક અરાલવાળા



## કવિ મુશાયરાના ગાન વિભાગ માટે

### મોટરવાળાનું ગીત

રાત છે અરધીઃ બહાર છે ઠંડી કાલજુ કોરણુ રે ?
વ્હેલા ઊઠી હાકવી મોટર રે !
શેઠીયા ઓઢી શાલ દુશાલા પલંગ પોઢ્યા રે !
ત્યારે મારે હાકવી મોટર રે !

*

ટાવરમાં તો ત્રણ છે વાગ્યા !
ઘુવડ સંભળાય ઘૂઘાટા !
બાળબચ્ચાને મેલણે સૂતા ! —હાકતો મોટર રે.
રીચારીડને લાળે રસ્તેઃ અંગથથરતે ધ્રૂજતે હરતેઃ
હાંકતો મોટર રે ! ગાઇઆ ગીત હું મારે રે !
વ્હેલા ઉઠી હાકવી મોટર રે.

*

આભમાં ઉંચે ભાણુ ઉગન્તો !
બેટડા સાથે બાપ ખેલન્તો !
હું અભાગી બાળ રમરન્તો !—હાકતો મોટર રે.
એ ગત સાથે ઉઠને જોડીઃ બાળક સાથે ચિંતને ચોડીઃ

હાંકતો મોટર રે ! ગાઇઆ ગીત હું ત્યારે રે !
હારે મારે હાંકવી મોટર રે !

*

ઓરત ને 'હા ! આદમી આવે !
મોટરમા રે મેદની જામે !
મીઠા ફુલને ફાળકા લાવો.

રામને કોઇ હાર પે'રાવેઃ કબરને કોઇ ફુલ ચડાવે !
હું જ અભાગી હાંકતો મોટર ગીત આ ગાતો રે !
હારે મારે હાંકવી મોટર રે !

મહોરમની ન માનત મારે !
આઠમનો રે અગતો ના રે !

સરાખા સૌએ વાર તહેવારો—હાંકતો મોટર રે :
બળતે પહોરે હાકતો મોટર ઠંડે પહોરે હાકતો મોટર:
એક અટૂલો પેટની પીડે ગીત આ ગાતો રે !
વ્હેલા ઊઠી હાંકવી મોટર રે !

*

કોદિ ' ન મારે ઉંઘવા' પણું !
રાત વિતે ને ઉગતુ ' વાંણુ !
જિવન જાણે ધણય ઘેટાણું !—હાંકતો મોટર રે.

રાત અંધારી વાપવ ટાઢી હાંકતો મોટર રે !
જનમ ન હો ! મરણુ વચ્ચે ગીત યા ગાતો રે !

પીઠામાં જઇ દારૂ પીતો પહીઓની રે વાતો કે' તો
ભૂતના ઓખા જેવો હું તો ગીત આ ગાતો રે !
વ્હેલા ઉઠી હાકવી મોટર રે !

મોટરવાળો હું કે'વાતો,
પગે ચાલી ઘરે જાતો !
રસ્તામા લથડીયા ખાતો.–હાકતો મોટર રે

આહિત ઉઠી બાર ઉઘાડે ! હાથ ખેંચીને અંદર લાવે !
ઉંઘ ભરેલી આંખડી વાચી ગીત હું ગાનો રે !
વ્હેલા ઉઠી હાકવી મોટર રે !

હયકાન્ત

---

ખબર

કાઇ ખબર નાવી રે !
તારી કાંઈ ખબર નાવી રે !
ખાલી હાથે સન્ધ્યા આવી,
ખબર તારી કૈં ન લાવી !
દિનના અફળ સ્વપ્ન જેવી
કાળે બુરખે રજની આવી રે !
તો ય તારી ખબર નાવી રે !
આકાશ ઝૂરે કોટિક તારા,
સૂના રૂપે ધરતી આશા !
જુના ગાને રે મારે કાટા રાને
રહી તારી ગીતા ગાવી રે !
તારી કાંઈ ખબર નાવી રે !
તિમિર કદી દેખતું થાશે,
ઉષા બની વળી રાત આ ગાશે—
!મારે જ એક રે ! કઇ આશે
ગાળવી વેળા અફળ આખી રે ?
તારી કંઇ ખબર નાવી રે !
જેણે મારા છો હવે ભીંચાયે—
ગરજ મારે એકને શાને ?—
દેવી હોય તો દેજે તું હવે
ખબર તારી જાતે આવી રે !
તારી કાંઈ ખબર નાવી રે !

સ્નેહરશ્મિ

---

## ગાન વિભાગ માટે

### ત્યાં મારા દીનદયાળુનો વાસ નથી

રચનાર : ચારણ કવિ દુલા ભક્ત

ગાયક : ધીરુભાઈ કલ્યાણરાય દવે

**[ ધરતીને માટે પગલે પગલે......એ રાહ ]**

મરવાનું બધા મનથી વિસર્યાં
એને ઉર અતિ અહંકાર ભર્યા. :
માગ ખોધથી લેશ દિલેન ડર્યા
સહુ રંકજનોના રુધિર પીતા એ શ્રીમંતોને કોઈના ત્રાસ નથી,
એવા રાવણરાજોના મહેલ વિશે મારા દીનદયાળુનો વાસ નથી.
મૃગછાલ નહિ, એને ગાદી ગમે,
એના હૈયામાં વાસ કર્યો હુકમે,
એના રોમેય રોગે સ્વાર્થ રમે :
ભોલા મેલુડાં માનવીને જરીયે એના સ્થાનકમાં અવકાશ નથી
એવા પાપવિલાસીના મંદિરમા મારા દીન દયાળુનો વાસ નથી.
ઉર વ્યાકરણનાં અભિમાન ધર્યાં
મેલાં માનવીનાં અપમાન કર્યાં
ગીડા મોદકથી નિત પેટ ભર્યાં :
ભૂખ્યાં કોણ હશે આજ ભારતમાં એનાં હૈયાંની હાય કદી ન કથી
એ પુરાણીના શાસ્ત્રોની જાળ મહીં મારા દીનદયાળુનો વાસ નથી.
ત્યાં તો શાસ્ત્ર પુરાણોમાં હાટ થયા
ત્યા તો રાઘેવ ધાન વેચાઈ રહ્યાં
મારા નામથી ઠગ પૂજાઈ રહ્યા •

## રજની

[ ઢાળ: કાર્તક માસે કૃષ્ણકૃપાળા—]

રજની રંગે આવે ઉમંગે : સજી શણગાર સુઅંગે :
ચાંદની સંગે રે :
રૂમઝૂમ રમતી હો !
તારક ચોઢી . ચુંદડી ઓઢી : મદભર અંગ મરોડી .
નૃત્ય મરન્તી રે :
રૂમઝૂમ રમતી હો !
ચોઢ્યો વ્હાલે ચન્દ્રક ભાલે : ઉરરમ હેત ઉછાળે :
મધુરી ચાલે રે :
રૂમઝૂમ રમતી હો !
સરોવર ઘાટે . જાના માટે : ધડતી ઉરમા ઘાટે :
જાતા વાટે રે :
રૂમઝૂમ રમતી હો !
ભાવ જગવતી હૈયુ હરતી . રસભર વાતો વદતી :
જો ને ઊતરતી રે :
રૂમઝૂમ રમતી હો !
કેવી પ્રીતે : ગાતી ગીતે : ચમકે ચેતન ચિત્તે :
કરતી સ્મિતે રે :
રૂમઝૂમ રમતી હો !
વેણુ વાગે મધુરી લાગે : હૈયે ચેતન જાગે
વિશ્વને બાગે રે :
રૂમઝૂમ રમતી હો !

**મૂળજીભાઈ પી. શાહ**

કવિસભા—મુશાયરા માટે જાહેર કરેલી પાદપૂર્તિઓમાથી પસદ કરેલી જે કૃતિઓ ‌વામા આવી હતી તે આ નીચે આપી છે.

કદી આઝાદીની સળગી તમન્ના પાક દિલમા જો
જુલમના મેઘ છો વરસે, નહીં આતશ બુઝાયે એ

**હેમંતકુમાર નીલકંઠ**

*

મનાઈ તું કરે છે આતિશે-દિલ બહાર નહિ લાવો,
મગર ગોટા ધુમાડાના, ઉઠે ને ધૂંધવાયે એ
મનાઈ તું કરે છે હોઠને ફીનાવરાની એ,
વદનની કેદમા પુરાઈ છ વાણી મુઝાયે એ !

મનાઈ તું કરે છે આંસુડાં આંખે વહાવાની,
બને છે બાફ ઉરનો, દમ-બદમ કેવો ફુંકાયે એ ?
મનાઇ તું કરે છે જખ્મ પર મરહમ લગાવાની
હૃદયને ચાટતી ઝાળોથી શું જખ્મો રૂઝાયે એ ?
ભલે વાસે મુખે તાળું, ભલે દમ દમથી બાંધી લે,
જીગરમાં રાતદિન જળતો નહીં આતશ બુઝાયે એ !

સાહિત્યપ્રિય

*

ભલે મગરૂર થાયે એ, ભલેને ખાડ ખાયે એ,
દવા કરતાં દુઆ કરતાં કદી નહીં દર્દ જાયે એ.
ફળે આશા સફળ મારી દયાળુ કંઈક થાયે એ,
જુઓ નિજ મુઠ્ઠીમાં મારૂં છુપાવી દિલડું જાયે એ.
કહ્યું મુઠ્ઠી ઉઘાડી લ્યો તમારૂં દિલડું જાયે એ,
શું કરવા તું ભરે બખિયા, નહીં જખ્મો રૂઝાયે એ.
મજા માણે તડપવાની જીગર જેતું ઘવાયે એ,
નયન જળધારથી દિલનો નહીં આતશ બુઝાયે એ,
હું અમૃત માનુ છું 'શયદા' ખુશીથી ઝેર પાયે એ.

શયદા

*

ખરી ચકમક ખરૂં લોઢું ખરે હાથે ઘસાયે જો,
ખરે તણખો ખરી કળીમાં નહીં આતશ બુઝાયે એ.

ત્રિભુવન વ્યાસ

*

પ્રકટીયો રાષ્ટ્રના હૈયે, પુનિત આઝાદીનો અગ્નિ
અમૂલા આત્મબલિદાને વધે જ્વાલા ગગનગામી,
રૂંધો કે જેલના સળીયે, ઝડી લાડી તણી વરસો
સિતમને ભસ્મ કીધા વિણ, નહિ આતશ બુઝાયે એ.
ખુરશીઓ કૌંસીલો કેરી, જડેલી ગાદીઓ રૂડી,
ઉપર આઝાદીના આતશ, મુકો લુકમાનજી શાને ?
વહેતા જખ્મની ઉપર લપેટો વસ્ત્ર જરીયાની,
નહિ ઝખ્મો રૂઝાયે એ, નહિ આતશ બુઝાયે એ.
અરે છોડો બડી બાતો, જુઓ પતિપત્નીની લાતો,
પવન ત્યા દેશનો વાતો પ્રથમ જ્યા 'ન્હાતી' ને 'ન્હાતો'

જશે જલી લગ્ન અગ્નિમા પતિ, પત્ની અગર બન્ને
વિના 'ડાઇવોર્સ'ના પાણી, નહિ આતશ બુઝાયે એ.

નવલરામ ત્રિવેદી

*

જળે ઓ ! આગ સ્વાર્પણની તિમિર વન બાળતી ધૂગે,
પડે હા ! અગ્નિમા કૂદી પતંગો આગના પ્રેમી,
બુઝવવા આગ સ્વાર્પણની છૂટે વા દિશદિશેથી,
ધસી વાવર ભલે વાયે; નહીં આતશ બુઝાયે એ.
હતા વન વાડીયો ખીલ્યા, શિશિરના વાયરે વિલ્યા
ઉડી તણખી અને સળગ્યા; પણ, વન આગમા ડૂબ્યા
પછી ત્યા આગ બુઝવવા ગ્હડે વા' વેગ દ્વિગુણે
ધસી વાવર ભલે વાયે, નહી આતશ બુઝાયે એ.
મનુષ્યે માનવી ચૂસ્યા જીવનના સુખ સૌ ખૂટ્યા,
ઉરો હા કાષ્ઠસમ સૂક્યા, ઠેરઠેર અગ્નિ કૈં ઊઠ્યા,
પછી તેને બુઝવવાને મનુષ્યો વાયગ ફૂંકે,
ભલે ને દમ ભરી ફૂંકે, નહીં આતશ બુઝાયે એ.

ચંદ્રકાન્ત રાવળ

*

## વનવનો મ્હેકી રહેશે જ ત્યારે

( ઝૂલણા )

પાર્વતી ઈશના અંકથી ઊઠતા
મેઘ ઘનઘોર થઈ ગગન છાયે,
મેઘની સાથ કંઇ વીજ હેલી કરે
ચમકી રૂમઝુમ કરીને છુપાયે.
પ્રેમમા મસ્ત થઈ પ્રેમ વર્ષાવતા
ભૂમિ પર મયુર કંઈ નૃત્ય માંડે,
પાર્વતી લાસ્યથી ચરણની રજ ઝરે,
વનવનો મ્હેકી રૂહેશે જ ત્યારે.

તનુમતી ગિરજાપ્રસાદ

*

[ સ્રગ્ધરા ]

સોહગી ગુર્જરીના નવ ઘરદીવડા તેજને ગંધ શીલ—
મેઘાણી, શેષ, ન્હાનન, કરસન, બ–ક–ઠા, સુન્દરમને પતીલ
સો સો વર્ષે શતાબ્દી હરિહર, ઉપવાસી તણી ક્યાક ક્યારે,
ઉત્સાહે ઊજવાશે સુવિભવ નવનો મ્હેકી રૂહેશે જ ત્યારે.

ઊમાશંકર જોશી



શ્રી રવિશંકર મહાશંકર રાવળ
કલાપ્રદર્શનના મંત્રી

(મંદાક્રાન્તા)

રોપ્યો રોપો કવિ–ઉર તણા આલવાલે અનેરે,
સીંચાયો એ અવિરત જલે સૃષ્ટિસૌન્દર્ય કેરેઃ
સર્વાંગે એ વિકસિત બન્યે ખીલશે પુષ્પ જ્યારે,
તેને ગન્ધે ત્રિભુવનવનો મ્હેકી રૂહેશે જ ત્યારે.

(સ્રગ્ધરા)

પુષ્પે પુષ્પે પરાગ પ્રકટ પસરતો વાસતો સર્વ બાજૂ,
વીલાયું તોય નિશ્ચે મધુર કુસુમ એ અન્તરે છે જ તાજૂં;
તો તાજાં બેઉ રીતે કવિ–ઉર–વિકસ્યા ખીલશે પુષ્પ જ્યારે,
મ્હેકેલા એ પરાગે કવિ–કવનવનો મ્હેકી રૂહેશે જ ત્યારે.
બ્રહ્માણ્ડાત્મા દ્વિધા થૈ જડ–અજડગણે સૃષ્ટિરૂપે વિકાસે,
ચૈતન્યે વ્યાપિ છે ચિત્, જડ જડગણમાં જાતિ–ઐક્ય પ્રકાશે.
'ના ઊંચું કે ન ની ', સ્વ–પર નહિં ભિદા;' બુદ્ધિ આ હોય જ્યારે,
સાચા અદ્વૈત–ગન્ધે મન–ભવન–વનો મ્હેકી રૂહેશેજ ત્યારે.

(ઝુલણા)

'હું અને મુજ બધું,' એજ સંસારની
પ્રેય મધલાળમાં ભાન તજતૂં
વ્યાપ્ત અજ્ઞાનથી મનુજ–ઉર ભવવને
ગાઢ તિમિરે ભમ્યૂં વિકલ બનતૂં;
કોઈ ઝબકાર કો પળ અચિન્ત્યો ઉરે
ઝબ્કવાનૂં થશે ભાગ્ય જયારે,
જ્ઞાનસૌરભ સુમનવૃન્દ–કેસર તણે
વનવનો મ્હેકી રૂહેશેજ ત્યારે.

[ મંદાક્રાન્તા ]

ખ્રિસ્તી, હિંદુ, મુસલમિન ને પારસી બંધુ ચારે,
ઊંચા, નીચા, સબળ, નબળા, ચાલશે એક હારે.
ગાંધી નેહુ સમ નજરથી ઊભરો માન–ન્હારે,
સુગંધીથી જગ–વનવનો મ્હેકી રહેશે જ ત્યારે.

ડી. પી મકવાણા

[ મન્દાક્રાન્તા ]

જાગી જોતા પીડિત જનના તેજ આધાર પ્રેર્યા
ઘેરા વ્યોમે કદીક ઊગશે સામ્યનો સૌમ્ય સૂર્ય;
ખીલી રહેશે જન–જીવનનું પુષ્પ જ્યા પૂર બ્હારે
માડી ! ત્હારા સહુ વનવનો મ્હેકી રહેશેજ ત્યારે.

રમણિક અરાલવાળા

*

[ મંદાક્રાન્તા ]

સૃષ્ટિસેંથે સરકતી જતી સૌમ્ય સન્ધ્યા સુહાગી,
એ સન્ધ્યાને અવિચલ ગ્રહી દોહી રહેશે યુગાત્મા;
નીદી ચારો, દિન–રજનીને પેસવા નાજ દેશે,
પૃથ્વી માના સહુ વનવનો મ્હેકી રહેશે જ ત્યારે.

મોહિનીચંદ્ર

( સ્રગ્ધરા )

બાધેલી, માનવીના ગગન ઊડત એ સર્વ સંહાર નાદે,
ત્રાસેલી. વિશ્વવ્યાપી ભુવન ભુવનને ભાક્ષતી વહ્નિઝાળે,
ધૂમન્તી દિગ્દિગન્તે હૃદય સુઝવણે ચેતના મ્હાવરીશી,
ઊભી જ્યા, થાક લેવા, અગન શમવવા દીર્ઘ નિશ્વાસ એવે
પ્રાણીના પ્રાણને ને વનતરુગણને સોસરો વીંધી ચાલ્યો—
પૃથ્વીને પાથરે ત્યા સુરભિત બનીને સદા સૂતી વસંત ! !
દેવી માંગલ્ય રૂપે ! વન વન અમી છાટી શાહુ વીનવે છે.
પુષ્પો કેરા પરાગે સચર અચરમા બુદ્ધિ ને જ્ઞાન સાથે
ઊર્મિ ને કલ્પનાની પ્રકૃતિ મનુજને પ્રાણવંતી પ્રસાદી
અર્પો, કલ્યાણ મૂર્તિ ! જગત ઉપવને મૂર્છામાથી જાગી
સુણીને આરજુઓ મનુજ ગણની એ દિવ્ય દેવી વસંત
ત્યાગીને ડંશ રહેજે, પ્રણય રસ રેલી બીન–નાદે સહુને
સુકી પૃથ્વી–નિકુંજે, વિવશ પ્રકૃતિમા પ્રાણ અર્પેજ જ્યારે
પુષ્પો કરા પરાગે પુનિત વનવનો મ્હેકી રહેશેજ ત્યારે.

ભાસ્કર વ્હોરા

*

[ ઝૂનણા ]

જ્યાહરે આવશે ઋતુતણા રાજવી રંગ ને રાગના સૈન્ય સાથે
તૃપ્ત ને દગ્ધ આ પૃથ્વીને ઠારવા-તારવા જગજનો વાટ-ઘાટે;
ઉર સંતાપ સહુ ધીખતા બાફ સહુ સૃષ્ટિને ના હવે વધુ સતાવે
શુભ વસન્તાગમન દે વધાઈ ઘણી, નવચેતન પૂરી પ્રાણપાણે
જળચરો ખેચરો ભૂચરો માનવી નવજીવન પામતા એજ ટાણે;
તરૂવરો છોડવા ઝાડીઓ ઝાડવા નવીન પલ્લવ સજીને હિંડોળે.
મોરલા ઠેકીને નાચતા રાચતા પ્રકૃતિ માતાતણે પ્રિય ખોળે;
ખુલખુલો છેડતા તાર સિતારના, પ્રભુ 'પિયુ' ઢૂંડતા સૌ પપૈયા
કોકિલો કૂજતા, ભૃંગ બહુ ગૂંજતા. રેલવે ગીતની રેલ અહિંયા;
ધરણીરૂપ પીરને લીલી ચાદર ચઢે, જૂનુંપુરાણું સહુ દે ફગાવી.
છોળ ઉલ્લાસની દશદિશે ઊછળે વેર ને ઝેરના મણ રૂઝાવી,
પ્રભુતણી વર્ષગાંઠે સહુ પ્રાણી આ હલમલી દાખવે હર્ષ ભારે,
કણેકણો ખૂલશે, જનમનો ફૂલશે, વનવનો મ્હેકી રૂહેશે જ ત્યારે.

જહાંગીર માણેકજી દેશાઈ

પાદ પૂર્તિ

મંદાક્રાન્તા

૧

ઉંડા ખાડા ઉદરપટના રંક સૌ પૂરવાને
કુહાડો લૈ વનવન ફરી વેડતા વાડીઓને;
રોટી એના કુસુમ કુમળા પામશે બાળ જ્યારે
વાડી કુંજે ઉપવન વનો મ્હેકી રૂહેશે જ ત્યારે.

૨

લાવા જેવી જગતભરને બાળતી ઘોર હિંસા
ઘેરી ઉભી ભરતભૂમિને —બુદ્ધની જન્મદાતા,
સાતા પામે વિહર હરિણો પારધી ત્રસ્ત જ્યારે
આશીષોથી ઉપવન વનો મ્હેકી રૂહેશે જ ત્યારે.

૩

મીઠી માતા—કુદરત કલા ! નામ તારૂં લજાવી,
પીંખી રૂહેતા વસન પીચ્છ અસ્થિ અને ચર્મ સોઝી
હિંસા—તૃષ્ણા ધનલુબ્ધની સ્થંભશે ઘોર જ્યારે.
દૈવી પ્રેમે ઉપવન વનો મ્હેકી રૂહેશે જ ત્યારે.

૪

હોમાતી જ્યા કુસુમ કળાશી બાલિકા લગ્ન યજ્ઞે,
રેંસાતી જ્યા અબુધ વિધવા ત્યાગના ઘોર દાહે;
અન્યાયો આ વિરમી, પ્રગટે સ્નેહ સ્વાતંત્ર્ય જ્યારે
સંસારીન ઉપવન વનો મ્હેકી રહેશે જ ત્યારે.

૫

સંચારીઓ જગત ભરતું વિશ્વ બંધુત્વ ભૂલ્યા
રેડયા બધુ રૂધિર તરસ્યા દ્વેષ ને વૈર પ્રેર્યા;
ભૂલી ભેદો ગરીબ ધનીના—શ્વેતને શ્યામ રંગી
સંપી રહેતા ઉપવન વનો મ્હેકી રહેશેજ ત્યારે.

વિજયશંકર ત્રિભુવન ત્રિવેદી

## ત્રીજે દિવસ

સોમવાર તા. ૨ જી નવેમ્બરે સવારે ૯ાા વાગ્યે પ્રેમાભાઈ હૉલમા સંમેલનની ત્રીજ દિવસની બેઠક મળી હતી આજે સોમવાર હોવાથી ગાંધીજીને બપોરના ૪ વાગ્યા સુધી મૌન હતું એટલે આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ અધ્યક્ષ સ્થાને બિરાજ્યા હતા. ધર્મ અને તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ પ્રો. અતિસુખશંકર ત્રિવેદી લલિતકળા વિભાગના પ્રમુખ આચાર્યશ્રી કાલેલકર અને પત્રકારત્વ વિભાગના પ્રમુખ શ્રી મહાદેવ દેસાઈના વ્યાખ્યાનો વાચન થયુ હતું.

## વિભાગીય બેઠકો

બપોરે ૧ાા વાગ્યે મ્યુનિસિપલ ગર્લ્સ હાઇસ્કૂલના જુદા જુદા પાચ ખંડોમા સાહિત્ય ઇતિહાસ અને પુરાતત્ત્વ, ધર્મ અને તત્ત્વજ્ઞાન, પત્રકારત્વ અને લલિતકલા એ પાચ વિભાગોની બેઠકો તે તે વિભાગોના પ્રમુખોના અધ્યક્ષપણા નીચે મળી હતી અને ચુંટેલા નિબંધોના વાચન ઉપરાત પ્રમુખો તથા શ્રોતાઓ વચ્ચે વિધવિધ વિષયો પરત્વે ચર્ચાઓ થઇ હતી એ વિભાગોના ટૂંક અહેવાલ નીચે મુજબ છે.

## સાહિત્ય વિભાગ.

સાહિત્ય વિભાગના પ્રમુખ શ્રીયુત કનૈયાલાલ મુનશીને અનિવાર્ય કારણસર મુંબઇ જવાનું ઉપસ્થિત થવાથી તેમની જગ્યાએ મોતીચંદ ગિરધરભાઇ કાપડીઆએ અધ્યક્ષસ્થાન લીધું હતું. અધિવેશનમા વાચવા યોગ્ય કુલ ૧૨ નિબંધો પસંદ થયા હતા. જુદા જુદા વિભાગોને અંગે આ એકજ સ્થળના જુદા જુદા ખંડોમા નિબધ વાચન થવાનું હોવાથી શ્રોતૃ વર્ગ પોતાની રૂચિ અનુસાર વહેંચાઇ ગયો હતો તેથી હાજરી સામાન્ય હતી. વળી સમય પણ ટૂંકો હોવાથી બધા નિબધો પૂરા વંચાયા નહતા. તેમજ જે વંચાયા હતા તેમાં લેખક સારભાગ કહી અમુક ફકરા પસદ કરી વાચી જતા. અધ્યક્ષ શ્રી. મોતીચંદભાઇને પોતાનો એક નિબધ બીજા વિભાગમા વાચવાનો હોવાથી થોડીવારે તેઓ જતાં તેમની જગ્યાએ શ્રી મોહનલાલ પાર્વતીશંકર દવેને નીમવામા આવ્યા હતા. નિબંધ વાચન એકંદર સફળ અને આકર્ષક થયુ હતું.

જનુભાઈ અચરતલાલ સૈયદ
(મંત્રી)

## ઈતિહાસ વિભાગ.

ઇતિહાસ વિભાગમા સંખ્યાની દ્રષ્ટિએ પણ ઠીક ગણી શકાય તેવી પ્રેક્ષકોની હાજરી હતી. તે વિભાગના અધ્યક્ષ મુનિશ્રી જિનવિજયજીના વ્યક્તિત્વને લીધે ઘણા ઇતિહાસ રસિકોએ હાજરી આપી હતી. નિબધ વાચન શરૂ થયા પહેલા પ્રો. કેશવલાલ હીંમતરામ



શ્રી મનોરમાબ્હેન ચીનુભાઈ

જનસમાજના મતીઓ



સૌ ઈન્દુમતીબ્હેન દીવાનજી

ામદારે ગૂજરાત ઇતિહાસ સંઘની સ્થાપના વિષે અને ઇતિહાસ વિભાગનુ મહત્ત્વ વધા વા એક ખાસ ઇતિહાસ પરિષદ્ મેળવવા માટે આગ્રહ કર્યો હતો ત્યારબાદ થએલા ‍નિબંધ વાચનમા શ્રી ભોગીનાલ રાડેસરા, શ્રી કનૈયાલાલ દવે તથા શ્રી રામલાલ મોદીના ‍લેખોએ જૂના ઇતિહાસ પર સારો પ્રકાશ નાખ્યો હતો.

**ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી (મંત્રી)**

## પત્રકારિત્વ વિભાગ

પત્રકારિત્વ વિભાગની અલગ બેઠક સોમવારે બપોરે ન્યુ ગર્લ્સ હાઈસ્કૂલના એક ખંડમા મળી હતી શ્રી મહાદેવ દેસાઈ પ્રમુખસ્થાને હતા.

પ્રારંભમા નિબંધ વાચન થયુ હતુ 'ગ્રંથ સ્વામિત્વના કાયદા' વિષેના બે નિબંધો હતા તેમાના એકના કેટલાક ઉપયોગી ભાગો શ્રી ચુનીલાલ શાહે વાચ્યા હતા

'ગ્રંથ સ્વામિત્વ' વિષે ચર્ચા ચાલતા તેમા કેટલાક શ્રોતાઓએ ભાગ લીધો હતો. કેટલાક પ્રશ્નોના જવાબમા શ્રી ચુનીલાલ શાહે જણાવ્યુ હતુ કે ગ્રંથ સ્વામિત્વના કાયદાની સમજ હજી વધારે પ્રસરવાની જરૂર છે હસ્તલિખિત પુસ્તકને પણ કાયદો રક્ષણ આપે છે. હવે એક કાવ્ય કે નવલકથાના હકકો કેવળ છાપવા-પ્રસિદ્ધ કરવામાજ અટકી જતા નથી, પરંતુ તે ઉપર નાટક કે બોલ પર પણ ઉતરી શકે છે એટલે એવી કૃતિઓ પ્રકાશકોને મૂલ્યના બદલામા સોપતા-સર્વ પ્રકારના સર્વ હક્ક લેખકોએ સોપતા તે છાપવા-પ્રસિદ્ધ કરવા માટે જ પોતે આપવા ઇચ્છે છે કે તેની ઉપરથી બીજા પ્રકારની કલાકૃતિઓ નીપજાવવા સુદ્ધાતના હક્ક પણ પોતે આપવા ઇચ્છે છે તેનો સ્પષ્ટપણે વિચાર કરી લેવો જોઇએ

જાહેર પત્રોમા આવતા જૂદા જૂદા બનાવોના અહેવાલોના સંબંધમા એક પત્રકારની નીતિ શી હોવી જોઇએ તે વિષે પૂછવામા આવતા પ્રમુખે જણાવ્યુ હતુ કે એમા પત્રકારની નીતિ તટસ્થતાની હોવી જોઇએ, પરન્તુ આજે તો કેટલાક પત્રકારો રીપૉર્ટિંગમા પણ પોતાના પત્રની નીતિનો રંગ પૂરે છે એ ઇષ્ટ નથી.

વર્તમાનપત્રોમા આવતી જાહેરખબરો વિષે ચર્ચા ચાલતા પ્રમુખે જણાવ્યુ હતુ કે જાહેરખબરો વર્તમાનપત્રોનો એક ખોરાક છે, છતા એક સુજ્ઞ પત્રકારે તેમાય જનતાના હિતાહિતનો વિચાર રાખવો જ જોઇએ ગંદી જાહેરખબરોમા હિંદી પત્રો ખૂબ મોખરે આવે છે, અને મરાઠી પત્રો તેથી કાઇંક ઉતરતા છે ટીકા, પ્રહાર અને ગાલિપ્રદાનમા કદાચ મરાઠી પત્રો ગુજરાતીથી ચડી જાય, પરતુ તેમાય એમની બુદ્ધિમત્તા અને ભાષાજ્ઞાનનો પુરાવો પુષ્કળ મળી શકે

વર્તમાનપત્રોમા આવતા શબ્દ વ્યૂહો અને ઇનામી વ્યૂહોના સબંધમા ચર્ચા ચાલતા એવો ધ્વનિ ઉઠયો હતો કે એવા વ્યુહો બુદ્ધિના પ્રયોગ જેવા હોય એવો દેખાવ કરવામા આવે છે ખરો, પરતુ એકદરે તો લોકોના જુગાર રમવાના માનસને જ પોષે છે અને બુદ્ધિ કરતા જુગારનો દાવ રમવાનો ખ્યાલ એ વ્યુહો ભરનારાઓમા પણ વિશેષ હોય છે પ્રમુખે જણાવ્યુ હતું કે કેટલાક અગ્રેજી પત્રોને તો એ જુગારજ મોટી કમાણી કરી આપનારો હોય છે કારણકે એથી એમના છાપા વધુ ખપે છે, પરન્તુ જેટલા ખપે છે તેટલા વચાતા નથી.

કામદારે ગુજરાત ઇતિહાસ સંઘની સ્થાપના વિષે અને ઇતિહાસ વિભાગનું મહત્ત્વ વધારવા એક ખાસ ઇતિહાસ પરિષદ્ મેળવવા માટે આગ્રહ કર્યો હતો. ત્યારબાદ થએલા નિબંધ વાચનમાં શ્રી ભોગીલાલ રાડેસરા, શ્રી કનૈયાલાલ દવે તથા શ્રી રામલાલ મોદીના લેખોએ જૂના ઇતિહાસ પર સારો પ્રકાશ નાખ્યો હતો.

**ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી (મંત્રી)**

## પત્રકારિત્વ વિભાગ.

પત્રકારિત્વ વિભાગની અલગ બેઠક સોમવારે બપોરે મ્યુ. ગર્લ્સ હાઈસ્કૂલના એક ખંડમાં મળી હતી. શ્રી મહાદેવ દેસાઈ પ્રમુખસ્થાને હતા.

આરંભમાં નિબંધ વાચન થયું હતું. 'ગ્રંથ સ્વામિત્વના કાયદા' વિષેના બે નિબંધો હતા તેમાના એકના કેટલાક ઉપયોગી ભાગો શ્રી ચુનીલાલ શાહે વાચ્યા હતા.

'ગ્રંથ સ્વામિત્વ' વિષે ચર્ચા ચાલતા તેમા કેટલાક શ્રોતાઓએ ભાગ લીધો હતો. કેટલાક પ્રશ્નોના જવાબમાં શ્રી ચુનીલાલ શાહે જણાવ્યું હતું કે ગ્રંથ સ્વામિત્વના કાયદાની સમજ હજી વધારે પ્રસરવાની જરૂર છે. હસ્તલિખિત પુસ્તકને પણ કાયદો રક્ષણ આપે છે. હવે એક કાવ્ય કે નવલકથાના હક્કો કેવળ છાપવા–પ્રસિદ્ધ કરવામાજ અટકી જતા નથી, પરંતુ તે ઉપર નાટક કે બોલ પર પણ ઉતરી શકે છે. એટલે એવી કૃતિઓ પ્રકાશકોને મૂલ્યના બદલામા સોપતા–સર્વ પ્રકારના સર્વ હક્ક લેખકોએ સોપતાં તે છાપવા–પ્રસિદ્ધ કરવા માટે જ પોતે આપવા ઇચ્છે છે કે તેની ઉપરથી બીજા પ્રકારની કલાકૃતિઓ નીપજાવવા સુદ્ધાંતના હક્ક પણ પોતે આપવા ઇચ્છે છે તેનો સ્પષ્ટપણે વિચાર કરી લેવો જોઇએ.

જાહેર પત્રોમા આવતા જૂદા જૂદા બનાવોના અહેવાલોના સંબંધમાં એક પત્રકારની નીતિ શી હોવી જોઇએ તે વિષે પૂછવામા આવતાં પ્રમુખે જણાવ્યું હતું કે એમા પત્રકારની નીતિ તટસ્થતાની હોવી જોઇએ, પરન્તુ આજે તો કેટલાક પત્રકારો રીપૉર્ટિંગમા પણ પોતાના પત્રની નીતિનો રંગ પૂરે છે એ ઇષ્ટ નથી.

વર્તમાનપત્રોમાં આવતી જાહેરખબરો વિષે ચર્ચા ચાલતા પ્રમુખે જણાવ્યું હતું કે જાહેરખબરો વર્તમાનપત્રોનો એક ખોરાક છે, છતા એક સુજ્ઞ પત્રકારે તેમાંય જનતાના હિતાહિતનો વિચાર રાખવો જ જોઇએ. ગંદી જાહેરખબરોમા હિંદી પત્રો ખૂબ મોખરે આવે છે, અને મરાઠી પત્રો તેથી કાંઇક ઉતરતા છે. ટીકા, પ્રહાર અને ગાલિપ્રદાનમાં કદાચ મરાઠી પત્રો ગુજરાતીથી ચડી જાય, પરંતુ તેમાંય એમની બુદ્ધિમત્તા અને ભાષા જ્ઞાનનો પુરાવો પુષ્કળ મળી શકે.

વર્તમાનપત્રોમાં આવતા શબ્દ વ્યૂહો અને ઇનામી વ્યૂહોના સંબંધમા ચર્ચા ચાલતાં એવો ધ્વનિ ઉઠયો હતો કે એવા વ્યુહો બુદ્ધિના પ્રયોગ જેવા હોય એવો દેખાવ કરવામાં આવે છે ખરો, પરંતુ એકંદરે તો લોકોના જુગાર રમવાના માનસને જ પોષે છે અને બુદ્ધિ કરતા જુગારનો દાવ રમવાનો ખ્યાલ એ વ્યુહો ભરનારાઓમા પણ વિશેષ હોય છે. પ્રમુખે જણાવ્યું હતું કે કેટલાક અંગ્રેજી પત્રોને તો એ જુગારજ મોટી કમાણી કરી આપનારો હોય છે. કારણકે એથી એમના છાપા વધુ ખપે છે, પરન્તુ જેટલા ખપે છે તેટલા વંચાતા નથી.

એમા બ્રહ્મદેવની સૃષ્ટિનું perspective કે સત્ય ન થયો હોય પણ એમા ભાવના જગતનું perspective અને સત્ય પૂરેપૂરું જળવાયેલુ હોય છે,શક્તિનું સ્વરુપ બતાવવા માટે અષ્ટ ભુજા, દશભુજા, જેમ કલ્પાય છે, બધી બાજૂએ જોઈ શકનાર બ્રહ્મદેવને જેમ ચતુરાનંદ બતાવેલો હોય છે તેમ જ આ છે, ભવ્યતા, શક્તિ, વેગ, આદિ અમૂરત ભાવો મૂરતિદ્વારા વ્યક્ત કરવા માટે ચિત્રકારોએ આવા સંકેતો બધા દેશોમા સ્વીકાર્યા છે.'

હવે નગ્નતા વિષે—નગ્નતા પવિત્રપણ હોય, અપવિત્ર, અશ્લીલ પણ હોય એ તો ચિત્ર જેઇને જ કહી શકાય પીપલના પાનડા ઉપર સૂતો બાલમુકુંદ કરારવિંદથી પદારવિન્દ પકડી મુખારવિન્દમા ઘાલે છે ત્યારે એ નાગા હોય છે. પણ એને અશ્લીલ કોણ કહે? ઉલટુ ભક્ત એનું ધ્યાન ધરી ધન્ય થઈ જાય છે, કારકળ પાસે આવેલી ભદ્રબાહુ મહાબળીની મૂર્તિ અથવા શ્રમણ વેળગોળ પાસે આવેલી એ જ ગોમટેશ્વરની મૂર્તિ માઈલો સુધી દેખાય છે અને સાવ નાગી છે, પણ એમા પાવિત્ર્ય, પ્રશમ અને પ્રસન્નતા જ દેખાઈ આવે છે, નાગી મૂરતિ જોઇને પણ આપણા મનમા વિકારો પેદા થવાને બદલે ઉછળતા વિકારો શાંત પડી જાય છે, યુરોપિયન સ્ત્રિઓ નાગુ ચિત્ર જોતા એટલો સંકોચ નહોતી ખાતી એટલો કોઈ પુરુષ સ્ત્રીનુ ચુંબન લે છે એવુ ચિત્ર જોતા એ ખાતી હતી, આજનો જમાનો તો સાવ બદલાયો છે, એ વાત જુદી, આપણે ત્યા કોઈ સ્ત્રી, પતિના ખોળામા બેડી છે, એવુ ચિત્ર એટલુ વાધા ભરેલુ નહોતુ ગણાતુ જેટલુ કોઇ સ્ત્રી અમુક ભાવ વ્યક્ત કરતી ચીતરી હોય તો વાધા ભરેલું લાગતુ, તમામ વસ્તુઓ સૃષ્ટિ પ્રમાણે રીતસર પહેરાવીને પણ કોઇ સ્ત્રીને વિલાસમૂર્તિ ચીતરી શકાય અને પોતાનું અરધુ વસ્ત્ર નળરાજાને આપતી દમયન્તીનું ચિત્ર પરિપૂર્ણ શિષ્ટસંમત બનાવી શકાય, પાતળું વસ્ત્ર પહેરીને ઉભેલી એક સ્ત્રીનું ચિત્ર એક ચિત્રકારે લગભગ નાગું બનાવી દીધુ છે ન્હાઇને પાણીમાથી બહાર આવે તો અંગ પ્રત્યંગ નાગા જેવા જ દેખાયને?

અમૂક કલાકૃતિ અશ્લીલ છે જો નહી એ બીજા આગળ સિદ્ધ કરવુ ભલે અઘરું હોય પણ માણસ પોતાના મિત્રને પૂછે તો જરૂર સ્પષ્ટ જવાબ મળવાનો, આજનો જમાનો લોકોની કામુકતા ઉશ્કેરીને લોકોના હીન સસ્કારો પોષવા માગે છે કેમકે એ વાટે સરસ કમાણી થાય છે, જૂના વખતમા પણ રાજાઓને યાકુતી તૈયાર કરી આપનાર એમને શૃંગારિક વારતાઓ કહી એમની કામુકતા વધારનાર એમને રુપરુપના ભંડાર એવી ભામિનિઓ આણી આપનાર એવા વરગો હતા, પણ એવાઓની સમાજમા પ્રતિષ્ઠા ન્હોતી, આજે સામાન્ય જનતા એજ કલાધરોને આશ્રય આપનાર રાજેશ્વરી થઇ બેઠી છે એટલે એની આરાધના કરનાર વર્ગ તૈયાર થાય તો એમા આશ્ચર્ય નથી, સમાજના આગેવાનોએ સમાજમા એમનું સ્થાન કેવુ હોય એ બતાવવુ જોઈએ.

ત્યારબાદ કેટલીક પ્રકીર્ણ વાતચિત થયા પછી બેઠકનુ કામકાજ પૂરૂ થયુ હતું.

ડૅા. માધવજી બી મચ્છર, (મંત્રી)

## ખુલ્લી બેઠક

સાંજે સાડાચાર વાગ્યે પુન પ્રેમાભાઈ હોલમા સંમેલનની જાહેર બેઠક થઈ હતી. પ્રારંભમા બાળાઓએ શ્રી ઈન્દુલાલ ગાંધીનું રચેલુ 'ગુર્જર-યમુના'નું ગીત ગાયુ હતું.

ગુજરાતમા 'મજૂર સંદેશ' જેવું એકાદ ખેડૂતો માટેનું મજુ પત્ર હોવાની જરૂર પ્રમુખે જણાવી હતી; પરન્તુ ગુજરાતમા કોઈ ધધાદારી વર્ગો માટેનાં ખાસ પત્રો નભી શકે એમ તેમને લાગતું નહોતું. લોકની નિરક્ષરતા અને ગરીબાઇ એવા પત્રોનું પોષણ કરી શકે તેમ નથી એવો તેમને અભિપ્રાય હતો.

બીજી પ્રકીર્ણ ચર્ચાને અંતે સભાનું કાર્ય પૂરૂં થયુ હતું.

**ચુનીલાલ વર્ધમાન શાહ (મંત્રી)**

## લલિતકલા વિભાગ

લલિતકલા વિભાગની બેઠક મ્યુનિસિપલ ગર્લ્સ હાઇસ્કૂલના એક ખંડમા સોમવારે બપોરે, તે વિભાગના અધ્યક્ષ આચાર્યશ્રી કાલેલકરના પ્રમુખપદ નીચે મળી હતી.

બેઠકનો પ્રારંભ કરતા આચાર્યશ્રી કાલેલકરે જણાવ્યું હતું કે આવા સંમેલનોમા બે પ્રકારની કાર્યરીતિને અનુસરવામા આવે છે; સમય વધારે હોય તો આવેલા નિબંધોનું અક્ષરશઃ વાચન થાય છે, ચર્ચવા જેવા મુદ્દાઓ હાથ ધરાય છે, તેના પર વિવેચનો વગેરે થઇને ઠરાવો થાય છે. સમય ટૂંકો હોય તો નિબંધો રજૂ કરનાઓ પોતાના નિબંધમા જે કોઈ ખાસ આકર્ષક ભાગ કે અગત્યના મુદ્દા હોય તેનો ઉલ્લેખ કરી, જરૂર પડયે તેમાનો અમુક ભાગ વાચે છે. અને પછી અગત્યના વિષય પર ચર્ચા કરવામા આવે છે.

આ બેમાથી કઈ પદ્ધતિએ કામ ચલાવવુ તે વિષે ઉપસ્થિત સજ્જનોનો અભિપ્રાય લેતા એવુ ઠર્યું કે નિબંધોની સખ્યા જોકે થોડી હતી; તો પણ અમુક નિબંધો લાબા હતા ને અમુક નિબંધકારો હાજર ન હતા; તેથી હાજર રહેનારાઓને પોતાના નિબંધનો અગત્યનો જરૂરનો ભાગ વાચીને ચર્ચા કરવી એવુ ઠર્યું હતું.

ત્યારબાદ મંત્રીએ નિબંધકારોનો ટૂંક પરિચય કરાવ્યા પછી શ્રી મંજુલાલ રણછોડલાલ મજમુદારે 'ગુજરાતની ચિત્રકળા' ઉપરનો પોતાનો નિબંધ, થોડો ભાગ સમજાવીને વિસ્તારથી વાચ્યો હતો. ત્યાર પછી શ્રી વીરેન્દ્રરાય મહેતાએ પોતાના 'શિલ્પ સમૃદ્ધિ' વગેરે નિબંધોમાથી 'નગરરચના' વિષેનો ભાગ તથા શ્રી સારાભાઈ નવાબે પોતાના 'જૈન ચિત્રકળા' નિબંધનો મુદ્દો સમજાવીને અમુક ફકરા વાચ્યા હતા. તે પછી આચાર્યશ્રી કાલેલકરે થોડું નિવેદન કર્યા બાદ ચર્ચા ચાલી હતી.

શ્રી દત્તાત્રેય માહુલીકરે પ્રશ્ન કર્યો હતો કે અજંતાની અને બીજી પ્રાચીન કલા એજ ખરી કલા અને આદર્શ કલા આજે માનવામા આવે છે, કે જે ચિત્રોમા 'પરસ્પેક્ટિવ'નું કાઈ ઠેકાણું નથી હોતું કે નથી સૌન્દર્યનું નામ હોયુ. કેટલાક તો નગ્ન ચિત્રો હોય છે. તો શુ આજના પ્રમાણબદ્ધ ચિત્રોની કલા ઉતરતી છે ?

આચાર્યશ્રી કાલેલકરે તેના ઉત્તરમા એક ટૂંકું પણ તલસ્પર્શીય વિવેચન કર્યું હતુ. તેમા તેમણે જણાવ્યુ હતું કે.—

"અજંટાની કલામા perspective નથી એમ જો કોઇ કહે તો તે માનવા હું તૈયાર નથી, ચિત્રકળામા perspectiveનુ સૂચન હોય એટલુ બસ છે, બુદ્ધની ઉંચી મૂર્તી આગળ યશોધરા અને રાહુલ ખૂબ નાના બતાવેલા હોય છે, ગજાનનની ઉંચી મૂરતિની બે બાજુ, ગજાનનની બે પત્નીઓ ઋદ્ધિ અને સિદ્ધિ નાની બતાવવામા આવે છે

એમાં બ્રહ્મદેવની સૃષ્ટિનું perspective કે સત્ય ન થયો હોય પણ એમાં ભાવના જગતનું perspective અને સત્ય પૂરેપૂરું જળવાયેલું હોય છે, શક્તિનું સ્વરુપ બતાવવા માટે અષ્ટ ભુજા, દશભુજા, જેમ કલ્પાય છે, બધી બાજૂએ જોઈ શકનાર બ્રહ્મદેવને જેમ ચતુરાનંદ બતાવેલો હોય છે તેમ જ આ છે, ભવ્યતા, શક્તિ, વેગ, આદિ અમૂરત ભાવો મૂરતિદ્વારા વ્યક્ત કરવા માટે ચિત્રકારોએ આવા સંકેતો બધા દેશોમા સ્વીકાર્યા છે.'

હવે નગ્નતા વિષે—નગ્નતા પવિત્રપળ હોય, અપવિત્ર, અશ્લીલ પણ હોય એ તો ચિત્ર જોઇને જ કહી શકાય. પીપલના પાનડા ઉપર સૂતો બાલમુકુંદ કરારવિંદથી પદારવિન્દ પકડી મુખારવિન્દમાં ઘાલે છે ત્યારે એ નાગા હોય છે. પણ એને અશ્લીલ કોણ કહે? ઉલટુ ભક્ત એનું ધ્યાન ધરી ધન્ય થઈ જાય છે, કારકળ પાસે આવેલી ભદ્રબાહુ મહાબળીની મૂર્તિ અથવા શ્રમણ વેળગોળ પાસે આવેલી એ જ ગોમટેશ્વરની મૂર્તિ માઈલો સુધી દેખાય છે અને સાવ નાગી છે, પણ એમાં પાવિત્ર્ય, પ્રશમ, અને પ્રસન્નતા જ દેખાઈ આવે છે, નાગી મૂરતિ જોઇને પણ આપણા મનમાં વિકારો પેદા થવાને બદલે ઉછળતા વિકારો શાંત પડી જાય છે, યુરોપિયન સ્ત્રિઓ નાગું ચિત્ર જોતાં એટલો સંકોચ નહોતી ખાતી એટલો કોઈ પુરુષ સ્ત્રીનું ચુંબન લે છે એવું ચિત્ર જોતાં એ ખાતી હતી, આજનો જમાનો તો સાવ બદલાયો છે, એ વાત જુદી, આપણે ત્યાં કોઈ સ્ત્રી, પતિના ખોળામાં બેઠી છે, એવું ચિત્ર એટલું વાંધા ભરેલું નહોતું ગણાતું જેટલું કોઇ સ્ત્રી અમુક ભાવ વ્યક્ત કરતી ચીતરી હોય તો વાંધા ભરેલું લાગતું, તમામ વસ્તુઓ સૃષ્ટિ પ્રમાણે રીતસર પહેરાવીને પણ કોઇ સ્ત્રીને વિલાસમૂર્તિ ચીતરી શકાય અને પોતાનું અરધું વસ્ત્ર નળરાજાને આપતી દમયન્તીનું ચિત્ર પરિપૂર્ણ શિષ્ટસંમત બનાવી શકાય, પાતળું વસ્ત્ર પહેરીને ઉભેલી એક સ્ત્રીનું ચિત્ર એક ચિત્રકારે લગભગ નાગું બનાવી દીધું છે. ન્હાઇને પાણીમાંથી બહાર આવે તો અંગ પ્રત્યંગ નાગા જેવા જ દેખાયને?

અમૂક કલાકૃતિ અશ્લીલ છે જો નહીં એ બીજા આગળ સિદ્ધ કરવું ભલે અઘરું હોય પણ માણસ પોતાના મિત્રને પૂછે તો જરૂર સ્પષ્ટ જવાબ મળવાનો, આજનો જમાનો લોકોની કામુકતા ઉશ્કેરીને લોકોના હીન સંસ્કારો પોષવા માગે છે કેમકે એ વાટે સરસ કમાણી થાય છે, જૂના વખતમા પણ રાજાઓને યાકુતી તૈયાર કરી આપનાર એમને શૃંગારિક વારતાઓ કહી એમની કામુકતા વધારનાર એમને રુપરુપના ભંડાર એવી ભામિનિઓ આણી આપનાર એવા વરગો હતા, પણ એવાઓની સમાજમા પ્રતિષ્ઠા ન્હોતી, આજે સામાન્ય જનતા એજ કલાધરોને આશ્રય આપનાર રાજેશ્વરી થઇ બેઠી છે. એટલે એની આરાધના કરનાર વર્ગ તૈયાર થાય તો એમાં આશ્ચર્ય નથી, સમાજના આગેવાનોએ સમાજમાં એમનું સ્થાન કેવું હોય એ બતાવવું જોઈએ.

ત્યારબાદ કેટલીક પ્રકીર્ણ વાતચિત થયા પછી બેઠકનું કામકાજ પૂરૂં થયું હતું.

ડૉ. માધવજી બી. મચ્છર, (મંત્રી).

## ખુલ્લી બેઠક

સાંજે સાડાચાર વાગ્યે પુનઃ પ્રેમાભાઈ હોલમા સંમેલનની જાહેર બેઠક થઈ હતી. પ્રારંભમાં બાળાઓએ શ્રી ઈન્દુલાલ ગાધીનું રચેલું 'ગુર્જર–યમુના'નું ગીત ગાયું હતું.

## ગુર્જર–યમુના

: સારંગ :

કોઈ ઢૂંઢે સ્વર સાજના
કોઈ ચન્દ્રકિરણની ભાતઃ
હું ઝંખું છું હરઘડી
એ જ પૂનમની રાત
એવી એક પૂનમની રાત હતીઃ

મહીં જલભર રેવા રમતી'તી
સંગેમરમરમાં ભમતી'તી
નિર્જનતાને સુંદરતી'તી
વનવનની શોભા શાંત હતી,
એવી એક પૂનમની ગઇ હતી.

મેં પૂછ્યું ખરતા તારકને
કિરણકલગી શિરધારકને
ફુલ–સુરભિના સંચારકને
કયા ઘરની એ અમીરાત હતી?
એવી એક પૂનમની રાત હતી.

કિરણ જલબિંદુ એક થયાં
સંગેમરમર પણ મોહી ગયાં
તારા અચરજથી જોઈ રહ્યાં
ગુર્જર–યમુના અભિજાત હતી,
મંગલમય મોરી માત હતી.
ગાંડીઘેની ગુજરાત હતી,
એવી એક પૂનમની રાત હતી.

ઈન્દુલાલ ગાંધી

### પાદપૂર્તિ અને ચંદ્રક

શ્રી મનહરરામ મહેતાએ લાઠીના ઠાકોર તરફથી એક પાદપૂર્તિ "કાલે કાળ વહી જશે, વિષમ એ, શાને નિરાશા ધરે ?" રજુ કરી હતી; જેની પૂર્તિ કવિઓ પાસેથી માગવામાં આવી હતી

શ્રી રામજી લધા તરફનું આવતા વર્ષ માટે સારી નવલકથા માટેનું રૂ. ૧૦૦ નું ઈનામ જાહેર કર્યું હતું

મ ગાંધીજીને હસ્તે ભાવનગરના ડૉ રમણલાલ યાજ્ઞિકને સાહિત્ય વિભાગના તેમના શ્રેષ્ઠ નિબંધને અંગે શ્રી મોતીસિંહજી મહિડા તરફનો સુવર્ણચંદ્રક ભેટ થયો હતો.

બાદ પ્રમુખ મહાત્મા ગાંધીજીએ ઉપસંહારમાં ભાષણ આપ્યું હતું



શ્રી રત્નમણિરાવ ભીમરાવ

ખામ સાહિત રેખાદર્શન ના લેખક

# ઉપસંહારનું ભાષણ

## આભાર

પ્રથમ તો મારે તમારો બધાનો આભાર માનવો જોઈએ. સામાન્ય રીતે પ્રમુખ ાભાર માને જ, પણ હું રૂઢિને વશ થઈને આભાર નથી માનતો. હું તો તમારા પ્રેમને ા થઇને આવ્યો. મારે તમને જેટલો વખત આપવો જોઇએ તે પણ ન આપ્યો. મેં ા ધૂળ જેવું. વગર વિચાર્યે બોલેલું ભાષણ કર્યું. આ માટે તો મારે તમારી માફી માગવી ોઈએ. મને નભાવી લેવાને માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

ફૂંડા રૂડા નિબંધો વાંચવા મને ન ગમે એમ નથી. મારામાં કેટલાય રસો ભરેલા જેને હું તૃપ્ત નથી કરી શકતો. એમાંના કેટલાક બળી ગયા છે, અને જે પડેલા છે 'પર'નું દર્શન ન થાય ત્યાંસુધી સંગપ્રસંગે પાંગર્યા કરવાના. આનંદશંકરભાઇએ મને ું કે અહીં મુશાયરો થયો, તેમાં નવયુવકોએ પણ સરસ ભાગ ભજવ્યો. શ્રી ઇનામ-રના સૅન્ટર્ન સ્લાઇડવાળા પુરાતત્ત્વ વિષેના ભાષણમાં પણ મને જવાની ઇચ્છા હતી. ુ મેં ન એ ભાષણ સાંભળ્યું, કે ન એ મુશાયરો જોયો. આ મારી બધી તૃટીઓને તમે નભાવી લીધી એ તમારી ઉદારતા નહિ તો બીજું શું?

## નવલકથાના વાચનનો રોગ

શ્રી. રામજીભાઇના નવલકથાના ઇનામની વાત. નવલકથા વાંચવી એ તો રોગ છે જગતમાં ઘેર ઘેર એ ફેલાઇ ગઇ છે. એને પરિણામે શિલિંગ ગોકર જેવાં મશીનો ગોઠવાય છે. તેમાં એક શિલિંગ નાંખ્યો કે ચોપડી નીકળી ! એ ચોપડી કેવી હોય ? એ તેને લાયબ્રેરી સુધી પહોંચે ખરી ? ટ્રેનમા લીધી, હાથમાં પાના ફેરવ્યા, ચિત્ર જોયા ને ફેંક દીધી, ને સાહેબ ચાલતા થયા ? લાયબ્રેરીઓમા ઉપાડ પણ નવલકથાઓનો જ વધુ થાય છે. વર્ષાઋતુમાં બિલાડીની ટોપીઓ ઊગે તેમ નવલકથાઓ ઉભરાય છે. આપણે સ બિલાડીનો ટોપીઓ ખવાતી નથી, પણ પરદેશમા તો મશરૂમને નામે તે સ્વાદિષ્ટ લાં છે. ઇનામ કાઢો કે ન કાઢો, તે તો છપાયે જ જશે એમા કલ્પનાના ઘોડા સિવાય શું છે નવલકથા કેમ લખાય છે, તે હું અહીં કહું પણ ટોલ્સ્ટોયે તેનો ખ્યાલ આપ્યો છે કેવી સામગ્રી તેની આસપાસ તૈયાર કરવામા આવે છે આજે તો વિમાન પર ચઢે, જુએ અને પછી ઊતરીને લખે, તેના પર અંકુશ રહે નહિ નવલકથાનું સાહિત્ય ગુજરાતીમ ન હોય તો ગુજરાતી રાડારાડ નહીં રહે એટલે મેં ટેલરના વ્યાકરણમાંથી કાંઇ કહેવાનો વિચાર રાખ્યો હતો. હું દક્ષિણ આફ્રિકા ગયો ત્યારે સાથે કેટલાંક ગુજરાતી પુસ્તકો લા ગયો હતો. તેમા ટેલરનુ ગુજરાતી વ્યાકરણ હતું. એ મને બહુ જ ગમ્યું હતું હું શાસ્ત્ર તો નહીં જ પણ ગુજરાતી ભાષાનો પ્રેમી તો છું જ. એ વ્યાકરણ સુંદર હતું અને એ વખતે પણ તે પરિષદના દિવસની અગાઉની રાતે-કતલની રાતે મેં વાંચવા કાઢયું હ પણ ખરૂં. પણ વંચાય શેનું ? આજે સવારે પણ ઉઘાડયું. પણ વિચાર કરવાનો વખ મળે ત્યારે ને ? ચાર વાગ્યા સુધી તો મૌન હતું. તે પણ કોણ ગણકારે ? ટેલરે એન વ્યાકરણને અંતે એક નિબંધ લખ્યો છે. એને હું ઉપગ્રન્થ કહું છું. એ મને યાદ રહ ગયો છે. સાહિત્યમા ન પડ્યા હોય તે ભાષાની પૂર્ણતા-અપૂર્ણતા ન જાણે. આપણે તે અંગ્રેજી જાણતા હોઇએ લેટિન જાણતા હોઇયે એના શબ્દો ગુજરાતી ન મળે, એટલ ગુજરાતીને અધુરી કહીએ એ પણ ટેલર એ નિબંધમા છટાદાર કહે છે કે ગુજરાત સંસ્કૃત ભાષાની દીકરી, તેને અધૂરી કોણ કહે ? '**યથા भाषकस्तथा भाषा**' તેમ તેણે તો લખ્યુ છે. દળદર ગુજરાતી ભષાનું નથી પણ એ બોલનારનું દળદર ગુજરાતીમ દેખાય છે. આજે કોઇને પૂછીએ કે ગુજરાતી ભાષામાં છે શુ તો કહેશે કે નવલકથાએ જ છે. આપણું એ દળદર નવલકથાઓથી નથી ઘોવાવાનું શામળભટ્ટની નંદ બત્રીશી લઈએ તે પણ નવલકથા જ છે ? તે થોડીક નંદબત્રીશીઓ વધવાથી કાંઈ ભાષાનો થોડે જ ઉદ્ધાર થવાનો હતો ?

## ગામડીયા માટે સાહિત્ય લખો

હું તો ગામડામાં પડેલો એટલે ગામડિયાની દૃષ્ટિએ મારી ભૂખ રજૂ કરૂં મને તે ગામડામા રહેનાર માટે અનેક જાતના પુસ્તકો જોઇએ છે. મારી એ ભૂખ તમે સાહિત્ય કારો પૂરી પાડો. એવા કોઇ પુસ્તકો લખાયા હોય તો મને મોકલજો મને કેટલાકો પુસ્તકો મોકલે છે. એક ખગોળવિદ્યાની બે ચોપડીઓ મને એક લેખક મોકલી. એ ખગોળવિદ્યામ શું છે ?-બનાવનાર આકાશમાં જુએ છે ખરા ? ખગોળવિદ્યાનું પુસ્તક મેં મેટ્રિકમા વાચેલ પણ આકાશમા જોવાનું કોઈએ કહેલું નહિ. પૃથ્વી ગોળ છે, તેના આઠેક કારણો મં

મણાવેલાં, ચન્દ્રગ્રહણ કેમ થાય છે તે બતાવેલું કાકા સાહેબ યરવડા જેલમાં રોજ આકાશ સામું જુએ અને મને હોંશ થાય. એ તો રહ્યા રસિક. મને થયું એ રોજ શું જોતા હશે? એમણે મને રસ ઉપજાવ્યો ને પુસ્તકો મગાવ્યાં પણ તે તો અંગ્રેજી હતાં. એક મૂળ જેવું ગુજરાતી પુસ્તક મારી પાસે આવ્યું ખરું પણ એથી મારી ભૂખ કેમ ભાંગે? મેં કાકા સાહેબને કહ્યું કે ગુજરાતીમાં મૌલિક પુસ્તક લખો. પણ તે તો ન લખી શકયા. શહેરીઓને તો આજે ખગોળનું મૂળભૂત જ્ઞાન પણ નથી; તે કરતાં તો ખેડૂતો વધુ જાણે છે. તેઓ સપ્તર્ષિ-ધ્રુવ વગેરેને તો બરોબર ઓળખે છે. એ ગામડિયા સમજે અને તેઓના જ્ઞાનમાં વધારો કરે તેવું મને પુસ્તક જોઈએ. પણ ખગોળ જવા દો. ભૂગોળ પણ એ લોકોને લાયકની આજે કયાં છે? સાચી વાત તો એ છે કે આપણે ગામડાંની દરકાર જ કરી નથી. આપણાં અન્નવસ્ત્રને માટે આપણે ગામડાં પર આધાર રાખીએ છીએ છતાં તેના શેઠ હોઈએ તેમ વર્તીએ છીએ. આપણે અહીં મોજ માણીએ છીએ; પણ આપણા ખરા આશ્રયદાતા તો એ ગામડિયા છે. ઘઉં, ચોખા વગેરે કાંઇ શહેરમાં નથી થતું. તે તો ગામડાંમાંથી આવે છે. આપણે તો આશ્રિત છિયે; છતાં આજે ગામડાં આશ્રિત બન્યાં છે. આપણે તેમની જરૂરિયાતોનો વિચાર જ નથી કર્યો. તમે શહેરી પ્રજા માટે લખશો. તોપણ એ તો એવા નગુણા છે કે અંગ્રેજી જ વાંચશે!

પોતાની ભાષા છોડીને પરભાષા દ્વારા બધો વ્યવહાર ચલાવે એવો કોઈ કંગાળ મુલક છે કે? એટલે જ આપણો મુલક કંગાળ રહ્યો અને આપણી ભાષા રાંડીરાંડ રહી. અંગ્રેજીમાં તો, એક પુસ્તક ફ્રેંચ કે જર્મન ભાષામાં એવું ન હોય કે જે બહાર પડયું કે થોડી જ વારમાં એનું અંગ્રેજી ભાષાન્તર ન થયું હોય. એટલું જ નહિ, ત્યાં તો બાળકોને માટે પણ ઉત્તમ પુસ્તકોના અઢળક સંક્ષેપો તૈયાર થાય છે. ડિકન્સને બચ્ચાંઓ વાંચી શકે? છતાં ત્યાં તો બચ્ચાંઓને માટે પણ ડિકન્સના ગ્રંથોમાંથી સરળ ભાષામાં સાહિત્ય આપવામાં આવે, જેથી બચપણથી ભાષાની રસિકતાનો ખ્યાલ તેને આવવા માંડે. મને બતાવો આવું ગુજરાતીમાં શું છે? જો હોય તો હું તેનાં ઓવારણાં લઉં. ૯૦ લાખમાં બેચાર માણસો નીકળે તો તેથી શું પ્રજાનું દળદર ફીટવાનું હતું? મારો તો આ સંબંધમાં ઠરાવ મૂકવા વિચાર હતો; પણ તે પડતો મૂકયો. મારું કહેવાનું જે કોઈ સાહિત્યરસિકના હૃદયમાં સડેડાટ ઉતરી ગયું હશે તે કાંઈક કરશે. કોઈ ભાઈ-બહેન અથવા કોઈ વિદ્યાર્થિ-વિદ્યાર્થીની સાહિત્યના ક્ષેત્રમાં ઝંપલાવવા માગતાં હોય તો તે શહેરીઓને માટે નહીં પણ ગામડાંની મૂક પ્રજાને ઉપયોગી થાય, તેવું સાહિત્ય તેઓ આપે એ મૂક પ્રજાનો સ્વયંનિર્મિત પ્રતિનિધિ હું છું. તેમનાં તરફથી કહું છું કે એ ક્ષેત્રમાં ઝંપલાવો. તમે મનોરંજક વાર્તાઓ લખતા હશો, પણ તેથી તેમની બુદ્ધિ ઉપર પ્રભાવ નથી પડવાનો. અમારે ત્યાં ગ્રામસેવક વિદ્યાલય

## સ્ત્રીઓની ફરિયાદ

કાલે મેં વિષયવિચારિણી સભા આગળ એક વાત કરી હતી તે અહીં કરું. મારા ઉપર જ્યોતિ સંઘ તરફથી શ્રીમતી લીલાવતી દેસાઈનો કાગળ આવ્યો હતો. એ કાગળનું તાત્પર્ય તો બરાબર હતું જોકે એની ભાષા મને ન ગમે એવી હતી. એનો ભાવાર્થ હતો કે સ્ત્રીઓને વિષે જે લખાય છે તે સ્ત્રીઓને કઠે છે. જ્યોતિસંઘ આશરે ૧... ગુજરાતી શીખવે છે. એ શીખવતા તેની પાસે કાંઈક વાચવું જોઈએ. આજનું સાહિ... વાંચીને તેમાં આવતા સ્ત્રીઓનાં વર્ણન વિષે તેમણે મને લખ્યું હતું. આજના સાહિત્યમા સ્ત્રીઓનાં જે વર્ણનો આવે છે તે વિકૃત છે. એ બહેનો અકળાઈને પૂછે છે કે અમને ૬ ઘડી છે તે શું અમારાં શરીર તમે વર્ણવો એ માટે? અમે મરશું ત્યારે શું અમારા શરીરમા તમે વસાણા ભરીને રાખવાના છો? અમે રાધવા અને વાસણ માજવા મ... સરજાયલી છીએ એમ પણ માની બેસવાની જરૂર નથી. મને એક માણસે મનુસ્મૃતિમાંથી વીણીવીણીને કેટલાક શ્લોકો મોકલ્યા છે. સ્ત્રીને વિષે જેટલું ખરાબ કહી શકાય એ'. એણે મનુસ્મૃતિમાથી કાઢ્યુ છે. પણ સ્મૃતિમા તો રત્નો પણ છે અને કાકરા પણ છે મિસ મેયોએ જેમ હિંદની ગટરોને જ હિંદ કહ્યું તેમ સ્મૃતિઓમા સ્ત્રીઓને વિષે ખરાબ ખરાબ લખેલું ઘણુંય મળી આવે એમ તો કેટલીક સ્ત્રીઓ પોતે પણ બાપડી કહે છે અમે અબળા, અમે અણઘડ, અમે ઢોર, તેથી શું સ્ત્રીમાત્રને એ વર્ણન લાગુ પાડી શકાય મનુસ્મૃતિમાં કોઈ એવા ભૂંડા શ્લોકો ઘુસાડેલા કેમ ન હોય?

હવે આ બહેનો પૂછે છે કે અમને આવાં સુંદર વર્ણનો આપીને છેતરે છે શા માટે અમે છીએ એવી શા સારુ નથી ચીતરતા? અમે નથી રંભાઓ અને અપ્સરાઓ નથી અમે ગુલામડી દાસીઓ. અમે પણ તમારા જેવા સ્વતંત્ર મનુષ્યો છીએ. શા મા... તમે અમને ઢીંગલી તરીકે વર્ણવો છો?

મને સ્ત્રીના વિષે લાગણી છે, મેં તે વિષે વિચાર્યું છે. આધુનિક પુસ્તકો એકે એ... નથી કે જે સાચી સ્ત્રીને વર્ણવતા હોય! સ્ત્રીના શરીરના વર્ણન સાથે તમને શું નિસ્બ... છે તે જાણી શકાતું નથી. પણ સ્ત્રીઓની પરાધીનતા કે સ્વરૂપ વિષે સાક્ષરો લખે અ... સ્ત્રીઓ વાચે તેની શી અસર થાય છે તે વિચારવાનુ છે. શા માટે એને ઢીંગલી તરી... ચીતરવામા આવે છે? શા માટે એને માતા તરીકે નથી ચીતરવામા આવતી? હું ... સ્ત્રીઓની વચ્ચે બેસનારો છું. એક કાળ એવો હતો કે જ્યારે મારી આગળ ઢગલો બહે... રહેતી હતી. દક્ષિણ આફ્રિકામા બધા જેલમા ગયા ત્યારે ૬૦ કુટુંબોમાં હું જ એક ભા... થઈને બેઠો હતો. તે વેળા હું કાઈ ૬૯ વર્ષનો ડોસો ન હતો, તે સ્ત્રીઓના ટોળામા ર... પણ હતી અને કુરૂપ પણ હતી, જુવાનોમા ભામટાઓ પણ હતા. પણ કોઈની કોઈ ર... ઉપર કુદષ્ટિ કરવાની હિંમત ન હતી. કોઈ અયોગ્ય કિસ્સા ન જ બન્યા હતા એમ મ... કહેવું નથી, એક કિસ્સાનું તો મે વર્ણન આત્મકથામા આપેલ છે ।

કોઈની કોઈની સાથે છૂટ લેવાની કે કુદષ્ટિ

નથી બોલતો, પણ સ્ત્રીનુ હાર્દ વિચારી બોલું છું તે જો તમે સાભળી શકતા હો તો આને માટે વિચાર કરજો. સાહિત્યની કલમ ઉઠાવો તો એજ વિચારથી ઉઠાવજો કે સ્ત્રી એ મારી જનની છે. એ વિચાર કરીને તમે લખશો તો તમારી કલમમાથી જે ઝરશે તે સ્ત્રી સુંદર આકાશમાથી વર્ષા ઝરે છે તેમ ઝરશે અને પૃથ્વીરૂપી સ્ત્રીને રૂળદ્રૂપ બનાવશે પણ આજે તો તમે એ બાપડી સ્ત્રીને શાતિ આપવાને બદલે એનું મન ઉત્તેજવાને બદલે એને ધગાવી મૂકો છો એનામા કદી ન હોય તેવા વિકારો ઉત્પન્ન કરવા તમે કેમ પ્રયત્નો કરો છો ? સાહિત્યના વર્ણન પ્રમાણે તેનું નાક, તેના કાન છે કે નહિ તે જોવા માટે તેને અરીસામા જોવાને માટે તમે પ્રેરો છો તેના હૃદયમા આજ વિચાર ઘૂમી રહ્યો હોય, તેથી તે ખીસામા અરીસો રાખતી થાય છે એને શા સારૂ એમ મનમા થાય કે મને વર્ણવી છે તેવી હું છુ કે નહી ? આવા વર્ણનો એ સાહિત્યનો અનિવાર્ય ભાગ છે શુ ? તમે ચીતરો તો તેને વિકારી ન ચીતરો ઉપનિષદો, બાઇબલ, કુરાનમા શુ આવુ વાચવામા આવે છે ? તુલસીકૃત રામાયણમા આવુ છે ? શુ એ મહાગ્રથો સાહિત્ય નથી ? કહે કે અગ્રેજી ભાષા પોણા ભાગ બાઈબલ અને પા ભાગ શેકસપીઅરની બનેલી છે એ વિના અંગ્રેજી કયા, કુરાન વિના અરબી કયા અને તુલસી વિના હિંદી કયા ? પણ હજુ તમે વિચાર કરજો અને વિચાર કરતા સાચું લાગે અને સૂઝે તો હજીય વિચારજો, ફરી વિચારજો, તમારા ખ્યાલ ફેરવવા પ્રયાસ કરજો, વિચાર કરતા જો મારૂ કહેવુ નિરર્થક લાગે તો મને માફી આપજો અને એને ફગાવી દેજો

## આભાર દર્શન

ગાધીજીનુ ઉપસંહારનું આ ભાષણ પૂરૂ થઈ ગયા પછી લેડી વિદ્યાબ્હેન નીલકઠે પ્રમુખ મહાત્મા ગાધીજીનો આભાર માનવાની દરખાસ્ત રજુ કરી હતી અને તેમા તેમણે જણાવ્યુ હતુ કે મહાત્માજીએ આપણા સાહિત્યની જુદી જ દિશા આપણી સમક્ષ રજૂ કરી છે. તેઓ સાક્ષર છે. એમનુ લખાણ એટલુ મોટુ છે કે મોટો ગ્રથભડાળ બને. એઓશ્રીએ લીધેલો શ્રમ ગાળેલો સમય અને દર્શાવેલી કાર્યદિશા માટે આપણે સૌ તેમના અત્યન્ત ઋણી છીએ

તે પછી શ્રીમતી શારદાબ્હેને એ દરખાસ્તને અનુમોદન આપતા ટૂક વિવેચન કર્યું હતું

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈએ ત્યારબાદ જુદી જુદી સંસ્થાઓ, તેમજ ભાઈ બ્હેનો, તથા મ્યુનિસિપલ શાળાઓની બાળાઓ અને શિક્ષકોનો તેમજ વિદ્વાનો, મહેમાનો, પ્રેક્ષકો અને પત્રકારોનો, જેમણે જેમણે આ સંમેલનને સફળ બનાવવામા ફાળો આપ્યો હતો તે સર્વનો આભાર માન્યો હતો

# પરિશિષ્ટ

## પત્રિકા ૧: તા. ૧-૯-૩

ગુજરાતી સાહિત્ય સમેલનનું બારમું અધિવેશન અમદાવાદ મુકામે આવતા ડિસેમ્બરમા નાતાલના તહેવારોમા ભરવાનું ઠરાવ્યુ છે. સંમેલનનું કામકાજ નીચેના સા વિભાગોમા વહેચવામા આવ્યુ છે:

(૧) સાહિત્ય (૨) ઇતિહાસ અને સમાજશાસ્ત્ર (૩) પુરાતત્ત્વ
(૪) વિજ્ઞાન (૫) ધર્મ અને તત્ત્વજ્ઞાન (૬) પત્રકારત્વ
(૭) લલિતકલા—નાટક, સગીત, નૃત્ય, સીનેમા, કલાવિવેચન વગેરે

આ ઉપરાત, સંમેલનને અગે સાહિત્ય, ચિત્રકળા, ફોટોગ્રાફી, ઇતિહાસ, પુરાતત્ત્વ વગેરેને લગતી વસ્તુઓ અને નમૂનાઓનું એક સારૂ પ્રદર્શન ભરવાનું પણ ઠરાવ્યુ છે. સ્વાગત સમિતિના સભ્ય તા ૧૫મી સપ્ટેમ્બર સુધીમા થઈ શકશે. તેને માટે લવાજમ ઓછામા ઓછુ પાચ રૂપિયા રાખવામા આવ્યુ છે.

પરિષદના પ્રમુખની ચૂટણી તા ૧૫મી પછીના અઠવાડિયામા તરત જ થશે.

ગુજરાતી વાઙ્મય અને સંસ્કૃતિમા રસ લેતા અને હિત ધરાવતા સૌ ભાઈબહેનોને આ કામમા યથાશક્તિ સહાય કરવા તથા સક્રિય ભાગ લેવા વિનંતિ છે.

સમય બહુ ટૂકો છે, એટલે સૌકોઇ સમેલનને સફળ કરવામા પોતાનો સહકાર તથા ફાળો વેળાસર મોકલી આપશે એવી આશા રાખીએ છીએ.

## પત્રિકા : ૨ તા. ૧૭-૯-૩૧

સુજ્ઞશ્રી,

ચાલુ વર્ષમા ડિસેમ્બર આખરે નાતાલના તહેવારોમા બારમુ ગુજરાતી સાહિત્ય સમેલન અમદાવાદમા ભરવાની તૈયારી થઈ રહી છે તેના કામકાજ માટે સાત વિભાગો—૧ સાહિત્ય, ૨ ઇતિહાસ અને પુરાતત્ત્વ, ૩ સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર, ૪ વિજ્ઞાન ૫ ધર્મ અને તત્ત્વજ્ઞાન, ૬ પત્રકારત્વ અને ૭ લલિતકળા (નાટક, સંગીત, નૃત્ય, સીનેમા કલાવિવેચન વગેરે)—રાખવામા આવ્યા છે.

ગુજરાતનો સમસ્ત અભ્યાસી અને સાહિત્યરસિક વર્ગ સમેલનના કાર્યમા રસપૂર્વક ભાગ લે અને સક્રિય સહાયતા આપે તો જ પ્રસ્તુત સમેલન સફળ થઈ શકે એટલે સર્વ લેખકબધુઓને અમે નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ કરીએ છીએ કે તા. ૩૦ મી નવેમ્બર સુધીમા ઉપર પૈકી કોઈ એક વિભાગમા સમાવેશ પામી શકે એવા એકાદ વિષય પર તેઓ પોતાના અભ્યાસ, અવલોકન અને વિચારણાના નિષ્કર્ષ રૂપ એકેક સારો નિબંધ લખી મોકલે.

બે વર્ષના ગાળે આ સમેલન મળે છે અને તેની જાહેરાત લાબા સમયથી થએલી છે, એટલે નિબંધ લખી મોકલનાર બધુઓને તૈયારી માટે પૂરતો સમય મળે તેમ છે. ઉપરાત માર્ગસૂચક થાય એવી એક યાદી આ સાથે આપી છે, તે પણ તેમને કેટલેક દરજ્જે દિશાદર્શક થશે.

૧૬ પ્રાકૃત, અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી સાહિત્ય
૧૭ રાષ્ટ્રભાષા
૧૮ એક લિપિ: રાષ્ટ્રલિપિ અને ગુજરાતી લિપિ

## વિભાગ ૨: સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર

૧ ગુજરાતનું સમાજબંધારણ અને વર્ણવ્યવસ્થા
૨ જુદીજુદી જ્ઞાતિઓના ઇતિહાસ
૩ પછાત કોમો, ધારાળા, ભીલ, વાઘરી વગેરે જાતો તેમજ છારા વગેરે ફરતી જાતિઓના ઇતિહાસ, રહેણીકરણી, રીતરિવાજો માન્યતાઓ વગેરે
૪ ગુજરાતના મહાજનો, પંચો વગેરેના બંધારણ અને વૃત્તાંત
૫ ગુજરાતનું વહાણવટું અને સાગરજીવન
૬ બૃહદ્ ગુજરાતનો વિકાસ
૭ ગુજરાતની આર્થિક સ્થિતિ—પ્રાચીન અને આધુનિક
૮ ગુજરાતનું નાણું: શરાફી પેઢીઓ
૯ ઇતિહાસફલિત અર્થકારણ
૧૦ ગુજરાતનો વેપારઉદ્યોગ

## વિભાગ ૩: ઇતિહાસ અને પુરાતત્ત્વ

૧ ગુજરાતના ઇતિહાસના સાધનો:
  अ પ્રાચીન સિક્કા, શિલાલેખો, તામ્રપત્રો, હસ્તલિખિત ગ્રંથો આદિ
  ब ઇતિહાસસંશોધનમાં લોકસાહિત્યનું સ્થાન
૨ મુસાફરોના વૃત્તાંત
૩ ગુજરાતના ફારસી ઇતિહાસ અને તેના લેખકો
૪ પ્રાચીન સ્થળો
૫ પુરાતત્ત્વનો પાછલો વૃત્તાંત
૬ પ્રાચીન યુદ્ધકળા, વ્યૂહરચના અને શસ્ત્રાસ્ત્રો
૭ ગુજરાતની ભૌગોલિક રચના અને રૂપાંતરો
૮ ગુજરાતના બંદરો
૯ ખોદકામ અને સંશોધનની અગત્ય
૧૦ પુરાણોમાંથી મળી આવતી ઐતિહાસિક હકીકતો

## વિભાગ ૪: વિજ્ઞાન

૧ વિજ્ઞાનના ગુજરાતી સાહિત્યની સમાલોચના
૨ વિજ્ઞાનનું સાહિત્ય લખવામાં નડતી મુશ્કેલીઓ–પારિભાષિક શબ્દો વગેરે
૩ ગુજરાતની વનસ્પતિ અને ફૂલઝાડ
૪ ગુજરાતની ખેતીવાડી



ન રાવળ

રંજનસમારભમાં દાણલીલા—નૃત્ય

ન રાવળ

રંજનસમારંભમાં મહાકાલી—અભિનય-નૃત્ય

૫ ગુજરાતની આબોહવા
૬ ગુજરાતની ખનિજસંપત્તિ
૭ ગુજરાતનું આરોગ્ય
૮ ગુજરાતનાં પક્ષીઓ, પશુસૃષ્ટિ અને કીટસૃષ્ટિ
૯ વિજ્ઞાનની દૃષ્ટિએ ગ્રામોદ્ધારનાં સાધનો
૧૦ મનુષ્યજાતિનો ઇતિહાસ; માનવવંશશાસ્ત્ર
૧૧ મનોવિજ્ઞાન

## વિભાગ ૫ : ધર્મ અને તત્ત્વજ્ઞાન

૧ ગુજરાતના ધર્મસંપ્રદાયોના ઇતિહાસ
૨ તત્ત્વજ્ઞાનનો ગુજરાતી કવિતામાં વિકાસ અને ઇતિહાસ
૩ ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયોમાં ગુજરાતનો હિસ્સો
૪ ગુજરાતના જીવનમાં જૈન અને વૈદિક ધર્મના સમન્વયનું દર્શન
૫ ગુજરાતના વિકાસમાં 'ધર્મ'ના તત્ત્વે નિપજાવેલી અસર
૬ પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની સરખામણી અને તુલના
૭ તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનનો સમન્વય
૮ દર્શનશાસ્ત્ર
૯ શક્તિ ધર્મ અને ગુજરાત
૧૦ ધર્મ અને જ્ઞાતિ
૧૧ તીર્થસ્થળો
૧૨ ગુજરાતમાં બૌદ્ધ ધર્મ
૧૩ જૈન ધર્મ અને તેની શાખાઓ

## વિભાગ ૬ : પત્રકારત્વ

૧ ગુજરાતી વર્તમાનપત્રોનો ઇતિહાસ
૨ ગુજરાતી માસિકોનું સાહિત્ય
૩ કોમી સામયિકો અને તેમનું દૃષ્ટિબિંદુ
૪ ધંધાદારી વર્ગોનું સામયિક સાહિત્ય
૫ ગુજરાતની મુદ્રણકળાનો વિકાસ
૬ રીપોર્ટિંગ અને ટૂંકાક્ષરી નોંધ
૭ વર્તમાનપત્રો અને ચિત્રો
૮ પુસ્તકપ્રકાશન
૯ ગ્રંથસ્વામિત્વનો કાયદો
૧૦ સચિત્ર પુસ્તકો
૧૧ અપ્રાપ્ય અને પહેલી આવૃત્તિનાં પુસ્તકો
૧૨ ગ્રંથસૂચિ (Bibliography)
૧૩ ગુજરાતી અક્ષરોનાં બીબાં

વિભાગ ૭ લલિતકળા

૧ રંગભૂમિ પ્રાચીન અને અર્વાચીન
૨ સંગીત
૩ નૃત્યકળા, અભિનયકળા
૪ સીનેમા—ચિત્રપટ અને ગોલકર
૫ રેડીઓ
૬ ફોટોગ્રાફી ધંધો અને કળા
૭ ચિત્રકળા
૮ ગુજરાતનું સ્થાપત્ય—તેનો વિકાસ અને વિશિષ્ટત્વ આધુનિક સ્થાપત્ય
૯ ગુજરાતની પ્રાચીન શિલ્પસમૃદ્ધિ

પત્રિકા ૩ તા. ૧૨-૨૧-

આ પહેલા વર્તમાનપત્રોમા જાહેર થયા મુજબ, આગામી બારમા ગુજરાતી સાહિ સમેલનના અમદાવાદમા મળનારા અધિવેશનના પ્રમુખ તરીકે મહાત્મા ગાધીજીની વ. થઈ ગઈ છે, અને તેનો તેઓશ્રીએ સ્વીકાર કર્યો છે

માત્ર તેઓશ્રીની અનુકૂળતા ખાતર સમેલનના દિવસો ડિસેમ્બરમા નાતાલના તહેવાં બદલે ખસેડીને જાન્યુઆરી ૧૯૩૬ની તા ૧૨-૧૩-૧૪મી ને રવિ, સોમ તથા મગ વારના રોજ રાખવામા આવ્યા છે તા ૧૪મી ને મગળવારના રોજ મકરસક્રાન્તિ તહેવાર આવતો હોવાથી આ રીતે રવિવાર અને સક્રાન્તિ એમ બે રજાઓનો યોગ બા ગામથી આવનારાઓને અનુકૂળ થઈ પડશે

વળી સમેલનની તારીખો એક પખવાડિયુ આગળ ખસેડાઈ હોવાથી નિબધો મોક- લવાની છેવટની મુદતમા પણ તેટલો વધારો કરવાની સરળતા થઇ છે, એટલે ૩૦ નવેમ્બરને બદલે નિબધો ૧૫મી ડિસેમ્બર સુધી મોકલી શકાશે આશા છે કે સૌ સાહિ રસિક ભાઇબહેનો આ તકનો લાભ લઈ પોતાની કઈ ને કઈ સંગીન કૃતિ મોકલશે.

પોતપોતાના નિબધોની સાથે, તેના ટૂંક સારરૂપ, નિબધના મુખ્યમુખ્ય મુદ્દાએ નોંધ પણ મોકલવા વિનંતિ છે, જેથી બધા નિબધોની આવી નોંધોનો સમગ્ર સગ્રહ ૫ ષદમા ભાગ લેનારાઓને ઉપયોગી અને માર્ગદર્શક થઈ પડે

સંમેલનને જે સાત વિભાગોમા વહેચવામા આવ્યુ છે તે તે વિભાગોના પ્રમુખે વરણી નીચે મુજબ કરવામા આવી છે, જે હકીકત પણ આ અગાઉ પ્રસિદ્ધ થઇ ચ છે, (૧) ભાષા અને સાહિત્ય વિભાગ શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી, (૨) સમા શાસ્ત્ર અને અર્થશાસ્ત્ર-શ્રી ખુશાલ તલકશી શાહ, (૩) ઇતિહાસ અને પુરાતત્ત્વ-મુનિ જિનવિજયજી (૪) વિજ્ઞાન-શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહ, (૫) ધર્મ અને તત્ત્વજ્ઞાન પ્રો અતિસુખશકર કમલાશકર ત્રિવેદી, (૬) પત્રકારત્વ-શ્રી મહાદેવ હરિભાઈ દેસાઈ, ( લલિતકળા-શ્રી નાનાલાલ ચમનલાલ મહેતા, આઇ સી એસ

લલિતકળા વિભાગ માટે ચુંટાએલા શ્રી નાનાલાલ ચ. મહેતાએ, પોતે અનિવાર્ય કારણોને અંગે સંમેલનમા ભાગ લઈ શકવા માટે અશક્તિ દર્શાવેલી હોવાથી તેમને બદલે જે નવેસરથી ચૂંટણી થશે તે હવે પછી જાહેર કરવામા આવશે.

સંમેલનની વિષયવિચારિણી સમિતિમા ભાગ લેવા ઇચ્છનાર વ્યક્તિ કે સંસ્થાએ નિયમોની રૂએ, પરિષદમંડળના સભ્ય થવુ આવશ્યક છે. બંધારણના વિભાગ ૨ (રચના) માની કલમ ૪ (ક) પ્રમાણે 'જેઓ દ્વિવાર્ષિક રૂપીયા ૪ ભરે તેઓ' ગુજરાતી સાહિત્ય પરિષદના સામાન્ય સભાસદ ગણાશે, અને વિષયવિચારિણી સમિતિના અરધોઅરધ સભ્યો પરિષદના સભાસદો હોવાનો નિયમ ( વિ. ૭ ક કલમ/૫૫) હોવાથી પ્રસ્તુત સભાસદ થનારને તેમા ચૂટાવાનો અવકાશ છે. તેમજ સંસ્થાઓ, કલમ ૪ (ચ) પ્રમાણે, 'પરિષદના હેતુઓથી કે તેને મળતા હેતુઓથી કામ કરતી (અને જેમા ઓછામા ઓછા ૫૦ સભ્યો હશે તેવી) જે સંસ્થાઓ દ્વિવાર્ષિક રૂપિયા આઠ આપે તે' ગુજરાતી સાહિત્ય પરિષદની સભાસદ સંસ્થા ગણાશે આવી સંસ્થાસભાસદોએ ચૂંટેલા દસ પ્રતિનિધિઓ વિષયવિચારણી સમિતિમા રહી શકશે.

ગુજરાત અને બૃહદ ગુજરાતના સૌ વાસીઓને વિજ્ઞપ્તિ છે કે ગુજરાતના પાટનગરમા ઉજવાતા માતૃભાષાની વાઙમયસેવાના આ સત્રમા ઉત્સાહ અને ભક્તિપૂર્વક ભાગ લેવા સૌ પધારે.

પત્રિકા ૪ — તા. ૮-૧૨-૩૫

બારમા સાહિત્ય સંમેલન માટે મંગાવવામા આવેલા નિબંધોની મુદત ફરી બીજા દસ દિવસ માટે લંબાવવામા આવી છે. આશા છે કે આથી લેખક બંધુઓને અવકાશ મળશે અને સરળતા થશે સૌ સાહિત્યપ્રેમી ભાઇબહેનોને મોડામા મોડા ૨૫મી ડિસેમ્બર પહેલા પોતાના નિબંધો મોકલી આપવા આગ્રહભરી વિનતી છે નિબંધની સાથે તેના સંક્ષિપ્ત સારરૂપ તેની રૂપરેખા પણ મોકલવા ભલામણ છે

સંમેલનમા ભાગ લેવા માટે બહારગામથી પધારનાર મહેમાનોને જો પરિષદને ઉતારે ઊતરવાની ઇચ્છા હોય તો તેઓએ તા ૩૧મી ડિસેમ્બર પહેલા પરિષદના મંત્રીઓને નીચેને સરનામે ખબર આપવા કૃપા કરવી. તેના ખર્ચને પહોંચી વળવા માટે રોજનો રૂપિયો એક લેવાનુ ઠરાવ્યું છે

સંમેલનનો સમય આમ હવે દૂર જવાથી લગભગ ૭ સાત માસનો ગાળો આનાય મળી રહે છે; તેથી અમારી આશા અને વિનંતી છે કે સમયમાં સારા નિબંધો રજુ લેખક બન્ધુઓ પોતાના અભ્યાસનો લાભ જનતાને આપશે.

પત્રિકા ૬ તા. ૧-૮-

મહાત્મા ગાંધીજીના પ્રમુખપણા નીચે અમદાવાદમા ભરવામાં આવનારા બારમા ગુજરાતી સાહિત્ય સંમેલનને માટે તા. ૩૧મી ઓક્ટોબર તથા ૧ લી અને ૨ જી નવેમ્બર ૧૯૩૬ શનિ, રવિ તથા સોમવાર (૧૯૯૨ના આસોવદ ૧, ૨ અને ૩)ના દિવસો નક્કી કરવામાં આવ્યા સાહિત્ય સંમેલનને બેઠક દરમ્યાન કરવા જોઇતા ઠરાવો તેમજ તે ઠરાવોનો અમલ કરવા હાથ ધરવા યોગ્ય રચનાત્મક અને બીજાં કાર્યો સંબંધેની સૂચનાઓ, જુદાજુદા વિદ્વાનો, લેખ કાર્યકર્તાઓ અને વિચારકો તરફથી રજુ કરવામા આવે એ જરૂરનું છે. જેઓ સંમેલન પરિષદને પ્રાણવાન સંસ્થાઓ કરવા ઇચ્છે છે તે સૌને પોતાના વિચારો અગાઉથી જણાવ આમંત્રણ છે, કે જેથી તે સંબંધે વિચાર કરવાનું તેમજ યોગ્ય લાગતા પ્રશ્નો સંમેલન વિષય વિચારિણી સમિતિ સમક્ષ રજુ કરવાનું વેળાસર બની શકે. આ સૂચનાઓ તા. ૩૦ સપ્ટેમ્બર સુધી મોકલી શકાશે. લેખકોને વિનતિ છે કે તેઓ હવે પોતાના નિબંધો ૧૫ સપ્ટેમ્બર સુધીમા મંત્રીઓને પહોચે એ રીતે મોકલી આપે.

સંમેલન પ્રસંગે ગાવાના ઉપયોગમા લઈ શકાય તેવા મંગળ અને પ્રેરણાત્મક ન સુગેય ગીતો તા. ૧૫મી સપ્ટેમ્બર સુધીમાં રચી મોકલવા માટે ગુજરાતના કવિઓ સંમેલનની સ્વાગત સમિતિનું આમંત્રણ છે એ રીતે મળેલાં ગીતોમાંથી પાંચ ગીતો પસ કરવામાં આવશે અને એ પસંદ થએલાં ગીતોના રચનારાઓની વચ્ચે રૂ. ૫૦) પુરસ્કાર વહેંચવામાં આવશે.

પત્રિકા ૭ તા. ૭-૧૦-૩

આવતી તારીખ ૩૧મી ઑક્ટોબર તથા ૧ લી અને ૨ જી નવેમ્બર (આસો વદ ૧, ૩)ને શનિ, રવિ તથા સોમવારના રોજ અમદાવાદ મુકામે ભરાનારા ગુજરાતી સાહિ ગુજરાતી સાહિત્ય સમેલનના બારમા અધિવેશનના સ્થળ તરીકે શહેરના કેન્દ્રસ્થાને આવે ગુજરાત વર્નાક્યુલર સોસાએટીના પ્રેમાભાઈ હૉલનું નવું બંધાએલું કુશાદે મકાન મુકરર થયું બહારગામથી પરિષદમા ભાગ લેવા આવનાર જે સજ્જનોને પરિષદને ઉતરે ઊતરવાની ઇચ્છ હોય તેઓએ તે બાબતના ખબર તા. ૨૦મી ઑક્ટોબર સુધીમાં મંત્રીઓને આપવા કૃ કરવી, જેથી વેળાસર તેનો બંદોબસ્ત થઈ શકે. ઉતારા તથા ભોજન વગેરેના વ્યવસ્થા ખર્ચ રોજનો એક રૂપિયો ઠરાવવામાં આવ્યો છે. સદરહુ વ્યવસ્થા તા. ૨૯ ઑક્ટોબરથી તા. ૪ નવેમ્બર સુધી રહેશે. પરિષદની બેઠકમા તેમજ તેના અનુષંગી બીજા કાર્યક્રમોમાં ભા લેવા માટેના વર્ગણી-દર નીચે મુજબ નક્કી થયા છે:

| | | |
|---|---|---|
| વિશિષ્ટ વર્ગ | રૂ. ૧૦-૦-૦ | સંમેલન તેમજ તેને અંગેના બીજા સમારંભો માં |
| સત્કારમંડળના સભ્યો | રૂ. ૫-૦-૦ | ,, ,, |
| પ્રેક્ષકો अ વર્ગ | રૂ. ૫-૦-૦ | ,, ,, |
| પ્રેક્ષકો ब વર્ગ | રૂ. ૨-૦-૦ | માત્ર સંમેલન માટે |
| છુટક | રૂ. ૧-૦-૦ | પ્રત્યેક દિવસ માટે |

પત્રિકા ૮ તા. ૧૫-૧૦-૩૬

## ગુજરાતના કવિઓ તથા કવિતારસિકોને નિમંત્રણ

# કવિસભા-મુશાયરા

તા. ૩૧-૧૦-૩૬ અને ૨-૧૧-૩૬ ના દિવસોમાં અમદાવાદમા ભરાનાર ગુજરાતી સાહિત્ય સંમેલનના ૧૨ મા અધિવેશનના એક કાર્યક્રમ તરીકે કવિસભા-મુશાયરા-ની યોજના રાખવાનું નક્કી કરવામા આવ્યું છે. તેને ગુજરાતના અગ્રગણ્ય કવિઓ અને કવિતારસિકો તરફથી સંમતિ, સૂચનાઓ તથા સહાનુભૂતિ મળ્યાં છે; અને તેને અનુસરીને કવિસભાની આ યોજના તથા નિયમાવલિ તૈયાર કરવામાં આવ્યાં છે.

એ નિયમોને અનુસરીને ગુજરાતના સર્વ કવિઓ તથા કવિતારસિકોને પોતપોતાની શક્તિ તથા રૂચિ પ્રમાણે કવિસભાના કાર્યક્રમમાં ભાગ લેવાને નિમંત્રણ છે. આશા છે કે તેઓ સભામાં સક્રિય ભાગ લઇ તેને સફળ કરવામા મદદરૂપ બનશે.

(૧) આ કવિસભા-મુશાયરા-ની યોજનાનો મુખ્ય ઉદ્દેશ સૌ હિંદુ-મુસ્લિમ-પારસી ગુજરાતી કવિઓ તથા કાઠિયાવાડના ગઢવીઓ, ચારણો વગેરે લોકકવિઓ પરસ્પરના સમાગમમાં આવે તથા તેમની કૃતિઓનો પરસ્પર પરિચય થાય એ જ છે. એમાં હરીફાઇ પુરસ્કાર કે ઇનામને ક્યાંય અવકાશ નથી.

(૨) કવિસભા-મુશાયરા-ના બે વિભાગ રહેશે. (અ) કવિતાવાચન-કવિતાગાન, (આ) પાદપૂર્તિ.

(૩) કવિતાવાચન-કવિતાગાન તથા પાદપૂર્તિ માટે પોતાનાં કાવ્યો તૈયાર કરી તા. ૨૫મી ઑક્ટોબર સુધીમાં સંમેલનના મંત્રીઓને મોકલી આપવા કવિઓને વિનંતિ છે. કવિતાઓ ગુજરાતી ભાષામાં જ હોવી જોઇએ.

(૪) કવિતાવાચન-કવિતાગાન માટે, સમયની અનુકૂળતા પ્રમાણે, આવેલી કવિતાઓમાંથી રસદૃષ્ટિએ ચૂંટણી કરવામાં આવશે. વાચન કે ગાન માટે પ્રત્યેક કવિની એક કૃતિ પસંદ કરાશે; પરન્તુ એકથી વધુ કૃતિઓ મોકલી આપવા માટે પ્રતિબંધ નથી.

(૫) કાવ્યનું વાચન કે ગાન બનતાં સુધી દરેક કવિ પોતે જ કરે એ ઇચ્છવાજોગ છે. છતાં સંજોગવશાત્ કવિ પોતે હાજર ન રહી શકે તેમ હોય તો તેની પસંદ થએલી કૃતિ બીજા કોઈ મારફતે તે વંચાવી કે ગવડાવી શકાશે, અથવા તેની ઇચ્છા હશે તો સંમેલનના મંત્રીઓ તેવી વ્યવસ્થા કરશે.

(૬) પોતાની કૃતિને માટે કવિ એકાદ મિનિટ જેટલા સમયમાં તેની પ્રસ્તાવના કરી શકશે; અને જ્યાં જરૂર લાગશે ત્યાં સભાપતિ તે તે કવિનો પરિચય કરાવશે.

(૭) આવી સભાઓમાં સભારંજક સરલ કવિતાઓ વધારે ઉચિત ગણાય; એટલે કવિઓ એ દૃષ્ટિએ પોતાની કવિતાઓ પસંદ કરીને કે પાદપૂર્તિઓ રચીને મોકલે એ વધારે ઇષ્ટ

છે. કવિતાઓમા હરકોઇ રસની ગૂંથણી કરવામા પ્રતિબંધ નથી; માત્ર તે સરલ, અભારંજક અને રોચક હોવી જોઇએ.

(૮) કવિસભા—મુશાયરા—માટે મોકલાએલી કવિતાઓ અને પૂર્ણ કરી મોકલેલ પાદપૂર્તિની કૃતિઓ અપ્રસિદ્ધ હોવી જોઈએ.

(૯) પાદપૂર્તિમા ભાગ લેવા ઇચ્છનાર નીચેની બે પંક્તિઓમાથી હરકોઇ એક પંક્તિ પસંદ કરી તે ઉપર કવિતા રચી મોકલી શકશે :

(અ) નહીં આતશ બુઝાયે એ

(આ) વનવનો મ્હેકી રૂહેશે જ ત્યારે.

(૧૦) વાચન કે ગાન માટેની કવિતા ૩૦ પંક્તિથી અને પાદપૂર્તિની કવિતા ૧૭ ૧૮ પંક્તિથી વધારે લાબી ન હોવી જોઇએ તેથી ટૂંકી હોય તો હરકત નથી.

(૧૧) પાદપૂર્તિ ગાવા—વાચવાના નિયમો પણ કવિતાગાન—કવિતાવાચનના નિયમો પ્રમાણે જ રહેશે

(૧૨) કોઇપણ કવિતાવાચન તેમજ પાદપૂર્તિ બનેમા હરકોઇ તો ભાગ લઇ શકશે.

(૧૩) કવિતાવાચન—કવિતાગાન તથા પાદપૂર્તિ માટે આવેલા કાવ્યોમાંથી પસંદ કરેલી કૃતિઓને સભાના સમયમાંથી યોગ્ય સમય નક્કી આપવામા આવે તે પ્રમાણે ટુંકાવવા કે સભાપતિની બીજી સૂચનાઓને અનુસરવા કવિઓએ અનુકૂળ થવાનુ રહેશે.

(૧૪) સભાપતિસ્થાન શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠકે લેવાનુ સ્વીકાર્યું છે.

પત્રિકા ૯ તા. ૨૩-૧૦-૩૬

સંમેલનનો જે કાચો કાર્યક્રમ મંત્રીઓએ વડી કાઢ્યો છે તે અનુસાર સમગ્ર સમેલન તા ૩૧ ને શનિવારે બપોર પછી ૩ વાગ્યે, તા. ૧લી ને રવિવારે ૨॥ વાગ્યે અને તા ૨ જી ને સોમવારે ૩ વાગ્યે મળશે. રવિ અને સોમવારે સવારે વિભાગીય બેઠકો મળશે પહેલે દિવસે શનિવારે સવારે કલા પ્રદર્શન ખુલ્લુ મૂકવામા આવશે.

સમગ્ર સમેલન પ્રેમાભાઇ હૉલમા મળશે જેમા ૧૩૦૦ બેઠકોની વ્યવસ્થા થશે વિભાગીય સમેલનો મ્યુનિસિપલ ગર્લ્સ હાઈસ્કૂલના મકાનમા થશે કલા પ્રદર્શન ભદ્રમા આવેલા કૉંગ્રેસ હાઉસમા થશે. કવિસભા—મુશાયરાની વ્યવસ્થા રવિવારે રાત્રે પ્રેમાભાઈ હૉલમા રાખવામા આવી છે.

ગરબા અને નૃત્યપ્રયોગોનો એક લલિત અને આકર્ષક કાર્યક્રમ ગોઠવવામા આવ્યો છે તે શનિવારે રાત્રે સર ચીનુભાઇના શાન્તિકુંજ બંગલામા થશે

સમેલન પ્રસગે જે જાહેર ભાષણો ગોઠવવામા આવ્યા છે, તેમા મુખ્ય શ્રી નૃસિંહપ્રસાદ ભટ્ટ (નાનાભાઇ)નું "જાપાનની કેળવણી" વિષેનું અને શ્રી ખદરીનાથ ધનામદારનું "ઇડર રાજ્યના પુરાતન શિલ્પ—સ્થાપત્ય" વિષેનુ ( મૅજિક લૅન્ટર્ન સાથે) છે.

વિભાગીય સંમેલનોના પ્રમુખોના ભાષણો સંમેલનની ખુલ્લી બેઠકમા જ થશે. વિભાગો માટે એકંદરે લગભગ ૭૦ નિબંધો આવેલા છે, જેમાના આશરે ૫૦ વાચન માટે પસાર થએલા છે.

સંમેલનની વ્યવસ્થા હેઠળના મહેમાનોને માટે ઉતારા વગેરેની વ્યવસ્થા પ્રીતમનગરમા કરવામા આવી છે

કલાપ્રદર્શન માટે વસ્તુઓ આવવા લાગી છે અને તે સ્વીકારવા માટેની મુદત તા. ૨૭મી સુધી વધારવામા આવી છે. પ્રદર્શન મુંબાઇવાળા કલાપ્રેમી શેઠ કલ્યાણજી કરમશી ખુલ્લુ મૂકવાની ક્રિયા કરશે. સંમેલનની ટીકીટ નહિ ધરાવનારાઓ માટે પ્રદર્શનમા દાખલ થવાની ફી ૧ આનો રહેશે.

અત્યાર સુધીની વ્યવસ્થા મુજબ ગાધીજી તા ૩૦મીએ બપોરે નડિયાદથી મોટર રસ્તે અમદાવાદ આવશે પોતાનુ ભાષણ લખવાનો સમય ગાધીજી મેળવી શકયા નથી, અને જો છેવટ સુધી નહિ મેળવી શકે તો તેઓશ્રી પોતાનુ ભાષણ મોએથી આપશે અને તે પૂરેપૂરૂ લખી લેવા માટેની વ્યવસ્થા કરવામા આવશે.

---

# ગુજરાતી સાહિત્ય સંમેલન

---

## કલા પ્રદર્શન

તા. ૩૧ ઑક્ટોબર ૧૯૩૬થી ગુજરાતી સાહિત્ય સંમેલનનું બારમુ અધિવેશન અમદાવાદમા શરૂ થશે, તે પ્રસંગે સંમેલન તરફથી ગુજરાતની કલાનુ એક પ્રદર્શન ભરવાનું ભારત કલા મંડળને સોપાયુ છે. તે પ્રમાણે તેની પૂર્વતૈયારી માટે કલાકારો તથા કલા-રસિકોને વિજ્ઞપ્તિ છે કે નીચે જણાવેલા વિભાગો પૈકી કોઇપણ વિભાગમા જેઓ પોતાના નમૂના મોકલવા ચાહતા હોય તેઓએ તેની વિગતવાર યાદી સાથે જોડેલા ફૉર્મ ઉપર તા. ૨૦મી ઑક્ટોબર ૧૯૩૬ સુધીમા મોકલી આપવા કૃપા કરવી જેથી એ પ્રસંગ પર પ્રસિદ્ધ કરવામા આવનાર સૂચિપત્રમા તેમની નોધ લઇ શકાય ચિત્રકારો અને શિલ્પકારો તરફથી તેમની કૃતિઓની ફોટો-કૉપી ફૉર્મ સાથે મળશે તો સૂચિપત્રમા તે પ્રકટ કરવાનો પ્રયત્ન થશે

મુંબાઇથી નમૂના મોકલનારાઓ માટે મુબઇમા જ તેનો હવાલો લેવા-દેવાની ગોઠવણ વિચારી રહ્યા છીએ, એટલે સત્વર યાદી મોકલશે તેમને એ બાબતની સૂચના મળી જશે જ. મુબાઇ સિવાયના સ્થળો માટે એવી ગોઠવણ બની શકે તેમ નથી, એટલે તે સ્થળો-એથી નમૂના મોકલનારે નીચે સહી કરનારને આઠ દિવસ અગાઉથી આ સાથેનું ફૉર્મ ભરી મોકલી, પ્રદર્શન પહેલા ચાર દિવસે નમૂના પ્રદર્શનના સ્થળે પહોચતા કરવા.

ચિત્રો વગેરે ઉપર કાચ મઢવાની આવશ્યકતા નથી, પણ તે યોગ્ય રીતે 'માઉન્ટ' કરેલા તો હોવાં જોઇએ.

પ્રદર્શનને અંગે આવનાર વસ્તુઓ, ચિત્રો, પદાર્થો વગેરે માટે બનતી સંભાળ તજવીજ લેવામાં આવશે, છતાં અકસ્માત, આગ અને તોફાન વગેરે નુકસાન માટે ? વાહકો જવાબદારી લઇ શકશે નહિ.

પ્રદર્શનમાં નીચે મુજબ વિભાગોની ગોઠવણ થશેઃ

ચિત્રકળા (તૈલરંગી તથા જળરંગીઃ ગુજરાતના સાહિત્ય, ઇતિહાસ કે જી લગતાં ચિત્રો અથવા ગુજરાતી કલાકૃતિ); ધંધાર્થી કલા કમર્શિયલ આર્ટ)–પોસ્ટરો, લેખ ડિઝાઇનો વગેરે; ફોટોગ્રાફી (ગુજરાતના પાત્રો અથવા કલામય દશ્યો); પ્રાચીન વસ્તુમં (ગુજરાતની જૂની કલા–કારીગરીના નમૂનાઃ સ્થાપત્યનિરૂપ, નકશામૂર્તરૂપવાળા અથવા મૉડેલો, સાહિત્યસંગ્રહ–હસ્તલેખો, સ્મરણચિહ્નો, લેખકોની દુર્લભ છબીઓ વગેરે); ગુજ તની મુદ્રણકળા અને સુરૂપ પુસ્તકોના નમૂના, હસ્તલિખિત માસિકો તેમજ લિપિના ન નવાં રૂપો; ગુજરાતની સ્ત્રીકળા—સર્જનાત્મક ભરતગૂંથણ, સીવણ, સુશોભનમય પદાર્થ બનાવટ, કલાયુક્ત ઢીંગલી (હિંદના કોઇપણ પોશાકમા); વગેરે સુઘડ, મૌલિક અ રસોત્પાદક તત્ત્વો પર જ નમૂના રજુ કરવા લાયક ગણાશે.



# ગુજરાતી સાહિત્ય સંમેલન

## અધિવેશન બારમું

### ઉપજખર્ચનો હિસાબ

ઉ

| | |
|---|---|
| ૮૯૯-૦-૦ દાતાઓ તરફથી ભેટ | ૨૩૦૧-૨-૦ પ્રીન્ટીંગ, બ્લોક તથા બાઇન્ડીંગ |
| ૧૪૦-૦-૦ સ્થાનિક સભ્યોની ફી | ૧૫૦—૦-૦ કલા પ્રદર્શન |
| ૪૮૦-૦-૦ સત્કાર મંડળના સભ્યોની ફી | ૭૮—૪-૦ હોલ ભાડુ |
| ૯૯૯-૦-૦ ટીકીટોના વેચાણના | ૯૦—૦-૦ લાઉડસ્પીકર |
| ૨૦૦-૦-૦ વિશિષ્ટક્લાસ | ૨૮૫—૬-૦ પારિતોષિક તથા ચંદ્રક |
| ૧૦૯૦-૦-૦ अ વર્ગ | ૬૦૦—૦-૦ પાર્ટી |
| ૫૬૨-૦-૦ ब વર્ગ | ૧૦૪૭—૦-૦ મનરંજન-નાટ્યપ્રયોગ વિગેરે |
| ૧૪૭-૦-૦ क વર્ગ | ૧૫૦—૦-૦ ક્લાર્ક પગાર |
| ૧૯૯૯-૦-૦ | ૨૫૧-૧૦-૦ પ્રવાસ ખર્ચ |
| ૨૩-૦-૦ ઉતારા ફી | ૧૯૧-૧૪-૦ ઉતારા ખર્ચ |
| ૨૯-૦-૦ પરચુરણ ઉપજ | ૧૧૪—૬-૩ કન્ટીજન્ટ |
| ૫૭૦-૦-૦ કુલ ઉપજ | ૧૮૧-૧૫-૯ પરચુરણ ખર્ચ |
| | ૧૦૮-૧૦-૦ મોટર ભાડાના પેટ્રોલ વિગેરે સાથે |
| | ૧૬—૦-૦ પરચુરણ |
| | ૫૫૬૬—૪-૦ કુલખર્ચ |
| | ૩-૧૨-૦ સીલીક |
| | ૫૫૭૦—૦-૦ |

તૈયાર કરનાર
દેવદત્ત ઈ. ત્રિપાઠી

હીરાલાલ ત્રિ. પારેખ,
મંત્રી અને ટ્રેઝરર
સાહિત્ય પરિષદ.

# દાતાઓના નામની યાદી

૩૦૦-૦-૦ શેઠ શ્રી અંબાલાલ સારાભાઈ
૩૦૦-૦-૦ શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ
૩૦૦-૦-૦ સર ચીનુભાઈ માધવલાલ
૨૫૧-૦-૦ શેઠ માણેકલાલ મનસુખભાઈ
૧૨૫-૦-૦ શેઠ ચીમનલાલ ગીરધરદાસ
૧૦૧-૦-૦ શેઠ જીવણલાલ ગીરધરલાલ
૧૦૧-૦-૦ શેઠ હીરાલાલ ત્રિકમલાલ
૧૦૧-૦-૦ શ્રી ગણેશ વાસુદેવ માવલંકર
૧૦૧-૦-૦ શ્રી. ચૈતન્યપ્રસાદ મોતીલાલ દિવાનજી
૭૫-૦-૦ શેઠ રતિલાલ નાથાલાલ
૫૧-૦-૦ શેઠ ચીનુભાઈ લાલભાઈ
૫૧-૦-૦ શેઠ હરિવલ્લભદાસ કાળીદાસ
૫૧-૦-૦ શેઠ શાન્તિલાલ ગોપાલભાઈ
૫૧-૦-૦ શેઠ ગોવિંદદાસ માણેકલાલ
૫૧-૦-૦ શેઠ હરિવલ્લભદાસ અચરતલાલ
૫૧-૦-૦ શેઠ શાન્તિલાલ મંગળદાસ જેસિંગભાઈ
૫૧-૦-૦ શેઠ ચીનુભાઈ નારણભાઈ
૫૧-૦-૦ શેઠ ચીમનલાલ હરિલાલ
૫૧-૦-૦ શેઠ ચંદ્રકાન્ત મોતીલાલ
૫૧-૦-૦ ડૉ. બલવન્તરાય એન ઠ
૫૧-૦-૦ શેઠ ચતુર્ભુજદાસ ચીમન
૫૧-૦-૦ શેઠ હિંમતલાલ કાળીદાસ
૫૧-૦-૦ શેઠ પોપટલાલ હરિલાલ
૫૧-૦-૦ શેઠ ધીરુભાઈ ખુશાલદાસ
૫૧-૦-૦ શેઠ જગાભાઈ ભોગીલાલ
૫૧-૦-૦ શેઠ ઠાકોરભાઈ સી. મુનશ
૫૧-૦-૦ શેઠ બાપુભાઈ લાલભાઈ
૫૧-૦-૦ શેઠ રમણલાલ લલ્લુભાઈ
૫૧-૦-૦ શેઠ માણેકલાલ મણિલાલ
૫૦-૦-૦ શેઠ વાડીલાલ લલ્લુભાઈ
૫૦-૦-૦ ડૉ. એચ. એમ. દેસાઈ
૫૦-૦-૦ ડૉ. મોતીભાઈ પટેલ
૨૫-૦-૦ મીસીસ ચીમનલાલ નગી

૨૮૪૯-૦-૦



શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી
સાહિત્યવિભાગના પ્રમુખ



રા. સા. જનુભાઈ અચરતલાલ સૈયદ
સાહિત્યવિભાગના મંત્રી

# સાહિત્યનાં તત્ત્વો—ચલ અને અચલ



નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

આ સમેલનના સાહિત્યવિભાગનું પ્રમુખસ્થાન આપી તમે મને આજે ઋણી કર્યો છે, અને એ ઋણ સાહિત્યનુ મારુ દર્શન તમારી આગળ રજુ કરી પુરુ કરવાનો પ્રયત્ન કરીશ મે આગળ એવો પ્રયત્ન કર્યો હતો આજે, વર્ષો પછી, વધેના અનુભવ ને ચિન્તનને પરિણામે એવો પ્રયત્ન ફરી આદરુ છુ

સાહિત્યના મૌલિક સ્વરૂપના અભ્યાસ અને આલેખન વિના આપણી વિકારી દૃષ્ટિ નિર્મલ બનતી નથી એ વિના સાહિત્યની પ્રણાલિકાઓ તેનો પ્રાણ ગુંગળાવી નાખે છે, અને આપણા સરસતાના આદર્શોની અભિવૃદ્ધિ રોધાઇ જાય છે ખાસ કરીને આ સ્થૂલતાપ્રધાન યુગમા આ પ્રયાસોની અગત્ય વર્ણવી શકાતી નથી

આજે જીવનના આપણા મૂલ્યોનુ અજબ જેવુ પરિવર્તન થઈ રહ્યુ છે માત્ર હાથપગના ઉપયોગ વડે રચાતી જીવનસામગ્રી સત્ય અને ઉત્કૃષ્ટ મનાવા લાગી છે આ માન્યતા પ્રમાણે શરીરશ્રમથી તૈયાર થતી તોપો, મોટરો અને કાપડના તાકાઓ માનવ જાતિની મહત્તા, એ હાથપગના ઉપયોગને પ્રેરતા એવા શબ્દપ્રયોગો, અને એ શબ્દપ્રયોગોથી સર્જાતો કલ્પનાવિલાસ નકામા ને ખોટા ઈટમટોડા ગોઠવનાર ઇજનેર સમાજનો સ્તંભ, ઊર્મિ ને આશાનો સરજનહાર કવિ નિરુપયોગી ઠીકુ વિજ્ઞાન ને સંપત્તિસુખના જે માત્ર સાધન છે એ પૂજનીય જેમા સનાતન આનંદ સમાયો છે તે સંસ્કાર વિડંબનાની વસ્તુ, અને સાહિત્ય કયા તો પ્રચારનું સાધન કે ફુરસદનુ રમકડુ કવિએ વર્ણવેલી વસ્તુસ્થિતિ પ્રસરી રહી છે

છે, એના સુખ જગતના દુખ વીસરાવે છે, એ સૃષ્ટિ સત્ય છે—ખરું સત્ય છે તેનાથી ય વધારે

તેથી જ શબ્દનું વાચન આજે જીવનની મુખ્ય જરૂરીઆત બન્યું છે જગત બ નર્મદાના ધોધને વેગે છપાએલા શબ્દને સર્જાવતું જાય છે—છાપા વડે, સામયિકો વ પુસ્તકો દ્વારા, અને સ-અક્ષરતા–literacy–આજે જીવનના ગઢગ્રો ખોલનારી કુચી થ પડી છે જેમ બટન દાબે યંત્રો મોટી મોટી વસ્તુઓ બનાવે છે તેમ એ શબ્દો વાણી વા મારા વિચારો ને ઊર્મિઓ, પ્રેરણા અને કલ્પનાવિહાર મારી પોતાની અગત અને નિ પણ બધાની જુદી સૃષ્ટિ સરજી મને તેમાં ફરી જન્મ આપે છે સાહિત્યના ભાવ મા આત્માના ભાવો, મારો સ્વ-ભાવ બને છે, કોણ કહેશે સાહિત્યજીવન ખરું જીવન નથી

પણ આ શબ્દધોધનો ઘણોખરો ભાગ સરસ્વતી નદી સમો હોય છે, જે યુ પ્રદેશમાં એ સર્જાય છે તેના કોઇ એક ભાગને પનાળી તે વિસ્મૃતિના રણમાં સુકાઈ જાય છે કેટલોક ભાગ ગંગા સમો હોય છે તે ભૂત, વર્તમાન ને ભાવિ ત્રણે પ્રદેશોમાં વહે છે - પૂર્વજોને પાવન કરી ગયો, આજે આપણને પવિત્ર કરે છે, અને આપણા અનુજોને પણ મોક્ષ દેશે ઘણુંખરું સાહિત્ય તેના સમકાલીનોની સામાન્ય રસિકતા પોષે છે, કેટલુંક દરેક કાલ અને દેશની રસિકતાને રીઝવે છે એક સામાન્ય સાહિત્ય, બીજું શિષ્ટ સાહિત્ય

સાહિત્યકૃતિ સામાન્ય છે કે શિષ્ટ તેનો આધાર તેમાં રહેલા તત્ત્વો ઉપર છે કેટલાક તત્ત્વો ચલ હોય છે ને કેટલાક અચલ જેમ અન્ન ને હવા, હાડ ને ચામ વિના મનુષ્યદેહ શક્ય નથી તેમ અચલ તત્ત્વો વિના સાહિત્યની કૃતિ શક્ય નથી પણ અચલ તત્ત્વો કૃતિનો પ્રાણ છે તેના વિના કૃતિ સાહિત્ય નથી, માત્ર કથન છે એ અચલ તત્ત્વો કૃતિને અમર બનાવે છે, જ્યારે ચલ તત્ત્વો તો માત્ર કૃતિની મર્યાદા નક્કી કરે છે

## ૨

આ ચલ અને અચલ તત્ત્વો કયા? ચલ તત્ત્વોમાં કેવો ને કેમ ફેરફાર થાય છે? અચલ તત્ત્વોમાં ફેરફાર થાય છે? અને થાય છે તો શી રીતે?

સાહિત્યકૃતિના ચલ તત્ત્વો તેના રચનાકાલના કેટલાક અંગોમાંથી ઉદ્‌ભવે છે એ અંગોમાં એ રચનાકાલની સામાજિક પરિસ્થિતિ, તેની સાહિત્યની કદર કરવાની રીત તેમાં પ્રચલિત સાહિત્યના પ્રેરક બળો કથનના વાહનો અને તેને મળેલા સાહિત્યઘડતરના વારસાનો સમાવેશ થાય છે

સમાજવ્યવસ્થા, નૈતિક અને ધાર્મિક ધોરણો અને આર્થિક રચના એ ત્રણની સામાજિક પરિસ્થિતિ બને છે આ પરિસ્થિતિ તેમાં વિચરતા જનસમૂહના વિચારો, ઊર્મિઓ ને આદર્શોમાં જે રંગો પુરે છે તેનું પ્રતિબિંબ સાહિત્ય ને કલાની દરેક કૃતિમાં પડે છે કોઇ પણ સાહિત્યકાર તે રંગો ફગાવી શકતો નથી

સામાજિક વ્યવસ્થા દરેક કૃતિના દેહઘડતરમાં ઘણી સામગ્રી પુરી પાડે છે કાલિદાસના કાવ્યો ને નાટકોમાં ચાતુર્વર્ણ્યની પરમ્પરાનળી, સહભાવશીલ વ્યવસ્થા આખું

ાતાવરણ સર્જે છે પુરાણપ્રેરિત સંસારની ઘટના પ્રેમાનંદની કૃતિઓને તંતુઓ પુરા પાડે છે ખાજે ભિન્ન વર્ણના નાયકનાયિકાના લગ્નો વડે ઘણા સાહિત્યકારોનુ વસ્તુ સુશોભિત થાય છે

પ્રાચીન ગ્રીસમા પુરૂષ પ્રણયીને ઉદ્દેશીને ઊર્મિગીત લખતા કવિઓની રસવૃત્તિ જાગતી ાસમા અપરિણીત નિયતમાએ કેટલાય કવિઓને કાવ્ય લખતા કર્યા છે પણ હિંદમા ત્યદેવને પત્નીના પ્રણયથી ઉદ્દભવેલી ઊર્મિઓ કવિતામા ગાતા ગોવિંદનુ ઓઠુ શોધવુ પડયુ તુ ભક્તિયુગમા શૃગાર ગવાયો જોઇએ તેટલો—પણ રાધાકૃષ્ણના નામ નીચે આજે ાજરાતમા પત્નીને ઉદ્દેશીને કાવ્ય ન લખે તે કવિ નહીં

રેણુકાએ પરપુરૂષ પર દૃષ્ટિ નાખી તેથી તેના પતિ જમદગ્નિએ પુત્ર પાસે તેને ાગવી, એ પૌરાણિક કીર્તિગાથા કરોડો મુખે કહેવાઈ છે રાવણના ઘરમા રહી આવેલી ોતા ત્યાગી તેમા રામકથાના નાયકનો મહિમા આજે પણ ગવાય છે શેકસપીઅરે ઓથલો'મા ને આનાતોલ ફ્રાસે 'રેડ લીલી'મા ઇર્ષ્યાની ઝનૂનને અપૂર્વતા આપી આજે એ નૂન અત્યત તિરસ્કરણીય છે એમ આક્ષેપનામા રશીયન લેખકો યુગધર્મની સેવા ગણે છે

તેજ પ્રમાણે દરેક દેશકાલના ધાર્મિક ધોરણો પણ ઘણી સામગ્રી પુરી પાડે છે. ાસલી યાહુદી એક ને ભયાનક જે હોવા વિના બીજાને પ્રાર્થના ન કરી શકે. ઋગ્વેદિક ાર્યો ને પુરાણા ગ્રીક અનેક દેવોને ઉદ્દેશે નહીં ત્યા સુધી સ્તુતિ ન કરી શકે ાગવતધર્મી રાધાકૃષ્ણના પદ રચી મોક્ષ માગે, પણ શૈવમતાવલબી શૃગારના પદથી ાયકર એવા ભોળાનાથને ભાગ્યેજ ભજી શકે નવા જમાનાને ઉંબરે ઉભેલા ગુજરાતી કવિ ભોળાનાથે કૃષ્ણ ને શિવ ને અબામા વીસારી એકેશ્વરવાદના સ્તોત્રોમા કાવ્યશક્તિની સિદ્ધિ જોઇ રશીયન કવિઓને ઇશ્વરસ્તુતિ અકારી થઇ પડે છે એટલે તેમા ઢોગની ને બાયલાપણાની બો એમને મારે છે

આર્થિક વ્યવસ્થા પણ સાહિત્યનો દેહ ઘડવામા મદદ કરે છે અસલી મીસરમા ફારાઓ ગુલામો તરફ જે અમાનુષી વર્તતા તેમા કવિઓ પ્રભાવ જોતા મધ્યકાલમા સ્વચ્છદી રાજાઓની દુષ્ટતાને કવિઓએ દેવપદના લક્ષણ તરીકે કયા દેશમા નથી ઓળખાવી? એલીઝાબેથ રાણીના સમયમા અગ્રેજોએ જગતનુ ધન લુટી લાવવાની શરૂઆત કરી ત્યારે સ્પેન્સરની રસિકતા 'Endless gain's'—અખૂટ ધનલાભથી—પોષાય છે અને માર્તો પુછે છે —

What more may heaven do for earthly man,
Than thus to pour out plenty in their laps?

જ્યારે ઈંગ્લાડમા યત્રયુગ શરુ થયો ત્યારે જેન ઓસ્ટીને સ્વસ્થ, સુખી ને ધનાઢ્ય મધ્યમ વર્ગની સૃષ્ટિ જ સાહિત્યમા અમર કરી ને માર્કસવાદની મદિરામા ચકચૂર લાયોનલ બ્રીન આજે લખે છે

> નફો કરવો એજ એનુ (મુડીવાદીનું) જીવન એ એની ઝોળી ને એ એની
> કબર, એ બે વચ્ચે એ જીવન વિતાવે છે નફા માટે. એજ એનુ જીવન,

એને બીજું કશું નથી. એને બીજું શું હોય ? એ તમારી તરફ વિચિત્રતાથી જુએ છે એ તમારી જોડે પિતાની માફક વર્તે છે પણ તેમા પણ ધમકી છે ભૂલતા નહીં એ તમારો માલીક છે એનો ઈશ્વર પૈસો છે તે પર ભુલતા નહીં એ વાત્સલ્યથી બોલે છે ખરો, પણ એ તો નોકરીનો સાદ છે એમા કેંક વાઘનો કેંક વરૂનો ધ્વનિ છે ને-એમા ઘુરકાટ છે એ તમારો માલીક છે એ ભૂલતા નહીં-શરીર અને લોહીનો, શરીરનો ને આત્માનો.[1]

3

એક સ્થલકાલમા સાહિત્યની જે રીતે કદર થાય છે તેથી પણ સાહિત્યકૃતિના ઘણું તત્ત્વો બંધાય છે અપરિગ્રહ સેવવાનો ગમે તેટલો નિશ્ચય કરે તો પણ દરેક સાહિત્યકના મન આગળ જાણ્યે અજાણ્યે એક પ્રશ્ન આવીને ઉભો રહે છે આ મારી કૃતિનુ મૂલ્ય કેવી રીતે થશે ? અને એનો જવાબ એની કૃતિના ઘડતરમા ઘણી વસ્તુઓ આણે છે જનમેજય રાજાના સત્રમા ભારત ગાતા પૌરાણિક સૂતને મળેના આતિથ્યને લીધે ધર્મ, અર્જુનને ભીમના ચારિત્ર્યમા શા શા ફેરફાર થયા હશે ? કવિઓના પેટ જ્યારે રાજાઓથી ભરાતા, ત્યારે ભોજોના યશોગાન કરવા એમની સરસ્વતી તત્પર રહેતી સ્પેન્સરે 'Fairy Queen' નું ચિત્ર એલીઝાબેથ રાણી પરથી લીધુ એ સાહિત્યનો દરેક અભ્યાસી જાણે છે જૈન સાધુને વેપારીઓના કુટુંબ પાસે વ્હોરવા જવાનુ ન હોત તો નગરશેઠોના પરાક્રમે જેવી તેની કથા ખીલે છે તેવી ખીલત ? ને ગાગરીયા ભટો દાનેશ્વરીઓના મહીમા પર વ્યાખ્યાન ન રચે તો લખાણી કરી એમને પાનખી પર ફેરવે કોણ ?

આજની વાર્તાઓમા સ્ત્રીઓનો ગર્વ ન પોષાય તો નવરી ભણેલી સ્ત્રીઓ વાર્તા શાની વાંચે, અને ન વાંચે તો નવલકથાકારનું થાય શું ? મજુરવર્ગ જ્યા પુસ્તકો વાંચે ત્યા ભુખે મરતો સાહિત્યક તો મુડીવાદના વિધ્વંસના જ મહાકાવ્યો લખે કેટલાય સાહિત્યકાર મારીમચડી ગાંધી ટોપી, કેસરીયા સાડી, પીકેટીંગ ને ગ્રામોદ્ધાર પોતાની કૃતિઓમા લઈ આવે છે, માત્ર એવી જ જાણીઅજાણી આશાએ કે તે વહેલી ખપી જાય અને કેટલુય અધમ સાહિત્ય આજે જાણીતા માણસોની બદનક્ષી ઉપર જીવે છે, કારણ કે એ રીતે જ લેખકોને આજીવિકા આપનાર કેટલાક સામાયિકોના માલીકોનુ પેટ ભરાય છે

તેજ પ્રમાણે સમયના પ્રેરક બળો સાહિત્યને ઘડે છે, પ્રેરે છે કે પોષે છે ભક્તિયુગ આવ્યો ને હિંદના પ્રાન્તેપ્રાન્તમા કવિઓ ભક્તિરસભીના થઈ ગયા એલીઝાબેથના વખતથી

---

[1] Profit is his life There's cradle and there's grave, he lives in between for profit. It's his life He has nothing else What else has he got? He looks at you queerly He talks to you like a father Bad bawl over But—there's a threat in it Don't forget he owns you! Don't forget his God He speaks fatherly to you language of game But there is something of tiger and wolf something of threat of dark—there is a snarl He owns you Don't forget that Body and Blood! Blood! Body and Soul—
*Hunger and Love*

અંગ્રેજોને પોતાની ઇશ્વરદત્ત મહત્તામાં વિશ્વાસ બેઠો; અને એ વિશ્વાસે જે પ્રેરક બલ પેદા કર્યું તેથી થોકબંધ સાહિત્ય રચાતુ ચાલ્યું આવ્યું છે. યુયુત્સુ જર્મનીમા પ્રવર્તતી પ્રેરણા પર નીટ્શેએ આખો Supermanનો સિદ્ધાંત રચ્યો. દાનન્ઝીઓ, જેને આજે ઇટાલી ડાન્ટે પછી મોટામાં મોટો કવિ લખે છે તે પણ યુદ્ધવાદના ભયંકર વાદથી ગગન ગજવે છે.

રશીઆમા સોવીએટ પક્ષે R A P. P. (Russian Association of Proletarian Writers) નુ સામ્રાજ્ય સ્થાપવા પ્રયત્ન કર્યો હતો 'પાચ વર્ષની યોજનાનુ વર્ણન અને વર્ગવિગ્રહ એજ સોવીએટ સાહિત્યનો વિષય છે' એ નક્કી થઈ ગયુ. લેખકોની 'શોક બ્રીગેડ' થઇ. એકે મીમેન્ટ ઉપર વાર્તા લખી, બીજાએ વોલ્ગા–કારપીઅન કનાલ પર લખી. સાહિત્ય પરિષદે ઠરાવ કર્યો: "કલા એ વર્ગશસ્ત્ર છે; કલાત્મક સર્જનને વ્યવસ્થિત સુસંબદ્ધ Collectivised (સામુદાયિક–જાણે ખેતર!) બનાવવુ જોઇએ અને લશ્કરી કામની માફક મધ્યવર્તી સત્તાધિકારીઓની યોજના પ્રમાણે કામ થવું જોઇએ, અને આ બધુ કોમ્યુનીસ્ટ પાર્ટીની ધ્યાનપૂર્વક દૃઢ પ્રેરણા નીચે જ!"

આપણે ત્યા પણ જ્યારથી રાષ્ટ્રવાદ આવ્યો ત્યારથી સ્વદેશભક્તિએ ભગવદ્ભક્તિનું સ્થાન લીધું છે. ને આજે ગાધીજીની પ્રેરણા કયાં નથી? કવિએ કવિએ એમને વીશે લખ્યુ છે, કથાએ કથાએ એમના પ્રભાવનો કંઇક પડછાયો દેખાય છે. નાટકને સીનેમામા અહિંસા, ખાદી, ને દેશસેવા વ્યાપી ગયા છે એક ફીલ્મમા તો ગાધીજીની કૃપાથી બોરસદના પ્લેગના ઉંદરો પણ ઉતરેલા મેં જોયા! સમે સમો બલવાન છે એ વાત જેટલી અર્જુનને માટે ખરી હતી તેટલી જ સાહિત્યકને માટે છે.

પણ આ ઉપરાત સાહિત્યમા ને સાગ જીવનના દરેક ક્ષેત્રમા એક નવું બલ પ્રગટયું છે. એને પ્રેરક કહેવાય કે કેમ તે મને સમજાતુ નથી, જોકે પુષ્કળ પ્રયત્નને એ પ્રેરે છે ખરૂં. એ બળને લીધે જે તત્ત્વો પ્રગટયા છે, તે સંસ્કાર અને સાહિત્ય બંનેના સનાતન તત્ત્વોને ગુંગળાવે છે એટલું જ નહીં પણ રસિકતા ને સંવાદિતાને ઉખેડી નાખતા લાગે છે. આ બલ પ્રગતિપ્રેમ જેવું લાગે છે ખરૂ પણ એમા પ્રગતિનાં લક્ષણ નથી. પ્રગતિ કોઈ વધારે સુંદર ને સંવાદી સ્થિતિ તરફ વહે છે. પણ જે મોહ આજે પ્રસરી રહ્યો છે તે તો માત્ર ગતિનો–દિશાવિનાની, સંકલ્પવિનાની બાબરા ભૂતની નિરર્થક પ્રવૃત્તિનો.

કૃતકૃત્યતા માનીએ છીએ "ઉઠો, જાગો, કમર કસો"માં હાસ્યમયતા આવી જાય વસ્તુને અંતે નાયક "બસ-હૈ-મરી-નાખવાનો" સંકલ્પ કરી નાખે એટલે પોતાને ગમ છે અને સાહિત્ય વચન તત્ત્વોની મોહિનીમાં એનો આત્મા, એના વાચન તત્ત્વો, ખુએ

> સાધનસંપત્તિ જેમ વધે છે તેમ પ્રમાણના સાધનો વધે છે, :
> પરિણામે બોલેલા ને છાપેલા શબ્દોની નિરર્થકતા વધતી જાય છે :
> સત્યનિષ્ઠા ઘટતી જાય છે. આજે ભાવના ઉદ્ભવી એટલે તેનું આજે
> પરિણામ આવવું જોઈએ—એ આપણી જરૂરીઆત થઈ પડી છે,
> જોતા તો મોટી ભાવનાઓ ધીમે ધીમે જ પ્રસરી વળે છે જેમ આપ
> શહેરો પર ધુમાડો ને પેટ્રોલની વરાળો ઝઝૂમે છે, તેમ આખા જગત
> પર ઠાલી શબ્દોનો ધુમ્મસ લટકે છે ![1]

૮

સાહિત્યનો પરિચય શ્રોતા કે વાચકને કઇ રીતે કરાવવામાં આવે છે,—કયા તેનું વાહન શું છે,—તે ઉપર પણ સાહિત્યનું સ્વરૂપ અવલંબે છે જ્યાં સુધી છાપવાની કલા નહોતી જડી, ત્યાં સુધી સાહિત્ય મોટે ભાગે શ્રાવ્ય હતું, વંચાય એવું નહોતું, અને તેથી યાદ રાખવે સહેલી, ને ગોખવે અમરપટ્ટક એવી કવિતા રૂપે જ ઘણુંખરું સાહિત્ય સર્જાયું સદીઓ સુધી વેદો અસ્ખલિત રહ્યા કારણ કે તે છંદોબદ્ધ હતા અને મુખપાઠે રહી શક્યા આપણા આખ્યાનો લોકપ્રિય હતા કારણ કે સહેલાઇથી ગવાતા ને યાદ રખાતા ગાવું અને સાંભળવું એ આખ્યાનોનું વાહન, અને એને લીધે એમાં ઘણાં તત્ત્વો આવ્યાં કે જે આ વાચનયુગમાં અમલ્ય લાગે છે એમાંના લાંબા વર્ણનો આજે નીરસ લાગે છે,—અમલ તે ગાગરીયા ભટની કલાને શોભાવતા હશે આજે—

> નૃપ ભિમકતનયા રૂપ અનીયા, રચી-ની રંગપૂરણા
> નર અંગના, દેવાંગના, માનની મદચૂરણા—

વાણી ટુંક ધ્યાન નથી ખેંચતી, પ્રેમાનંદની વીંટી જ્યારે ગાગર પર તાન દેતી હશે ત્યારે એની મોહિની કંઈ ઓર હશે

સાહિત્ય હવે વંચાય છે, એનો પરિચય કરવા કંઠ ને કાનની જરૂર પડતી નથી મહીના સુધી રોજ ત્રણ કલાક ભટ પાસે મહાભારત સાંભળ્યા કરતા પથારીમાં પડ્યા પડ્યા ભારત વાંચવું રુચિકર લાગે છે

---

1 With the growing worthlessness of the spoken or printed word consequent upon its ever greater distribution which the progress of civilization has made possible the indifference to truth increases in direct proportion The ideas of the day demand immediate results whereas the great ideas have always penetrated very slowly Like smoke and petrol fumes over the cities there hangs over the world a haze of empty words

Professor Huizinga *In The Shade of Tomorrow*

(quoted from John O Londons Weekly)

અનુપ્રાસ ને સંગીત ગૌણ બન્યાં છે, નિરર્થક થઇ ગયા છે. સ્ત્રીકેળવણી પર લખેલી નવલરામની ગરબી વાચ્યા કરતા તે વિષે નિબંધ વાચવો ઠીક પડે છે પરિણામે પદ્યયુગ જઇ, ગદ્યયુગ બેઠો છે. તેથી શ્રી. બલવંતરાય ઠાકોરે યુગનો અવાજ ઉઠાવ્યો છે: ઊર્મિગીતમા ઉર્મિ હોય પછી ગેયતા શા માટે ? આજે કયા કાવ્ય ગાઇ સાભળવું છે ? પણ હવે રેડીઓનું વાહન આવ્યુ છે, ને ગાગરીયા ભટની કલા પાછી હાથ કરવી પડે તો નવાઇ નહીં.

સાહિત્ય વંચાતું થતા શબ્દસંશોધન ને વ્યાકરણના બંધનો સખત થયા. જ્યારે કૃતિ ગવાતી ત્યારે શૈથિલ્ય ચાલતુ; જો ગાનારમા શક્તિ થોડી હોય તો તે ઉણપ કોઈ જોવા પણ નહોતા પામતા. આજે તો કૃતિ વચાય; શબ્દનો ઉપયોગ, વ્યાકરણની શુદ્ધિ અને ભાવસંચયની ખુબીઓ ફરી ફરી વંચાય, તપાસાય, ને અંકાય છે. એટલે શુદ્ધિ ને વ્યવસ્થાના આદર્શો વધી ગયા છે.

ગ્રીકોમા લોકભોગ્ય નાટકો હતા, એટલે વ્યક્તિત્વનિરૂપણ અને વસ્તુવિકાસ નાટયપદ્ધતિએ, વાતચીત દ્વારા સધાતા. બોલવું, જોવું, સાભળવું,—એ ત્રણનુ એકીકરણ જ એનું વાહન બનતું. અને તેથી જીવંત વાતચીત દ્વારા દર્શાવેલી ક્રિયાથી સરસતા દર્શાવવાના પ્રયત્નો થતા. આપણે ત્યા સંસ્કૃતમા સામાન્ય જનતા માટે નહીં પણ વિદ્વન્મંડલો માટે નાટકો થતા. અને તે મંડલો છંદરચના ને અલંકારસમૃદ્ધિથી રાચતા હોવાથી વાર્તાલાપ વિકસાવવાનો પ્રયત્નજ ન થયો. નાટકો પણ શ્રાવ્ય થયા. દશ્ય નહીં. ને ઇ. સ. ૧૨૯૭ પછી ગુજરાતમા રંગભૂમિ નામની જ હતી—હતી જ નહીં, એટલે અંગ્રેજી સાહિત્યનો સંસર્ગ થયો નહીં ત્યા સુધી નાટયપદ્ધતિએ વ્યક્તિત્વ કે વસ્તુ દોરવાની કલા અસાધ્યજ રહી.

હવે તો ટૉકીઓ આવી છે. તેમા નાટયપદ્ધતિથી વ્યક્તિત્વ દોરવાની જરૂર નથી; વ્યક્તિત્વ દોરવા જુદા જુદા પ્રસંગો ટુંકમા આપી શકાય. બોલવા અને સાભળવા કરતા આ વાહનમા જોવાનું તત્ત્વ વધારે ઉપયોગમા આવે છે. ઘણે ભાગે દશ્ય, થોડે ભાગે શ્રાવ્ય એવા પ્રસગોની ગુથણીથી સીનેરીઓનુ—ચિત્રકથાનું—વાહન ઉભું થયુ છે અને તે આજે નાટક ને વાર્તા બન્ને પર આક્રમણ કરી રહ્યુ છે.

સાહિત્યનુ ઘણુ મોટું ચંચલ તત્ત્વ તો દરેક સાહિત્યકારને મળતો સાહિત્યનો વારસો છે. લેખક માત્રને ભાષા ને સાહિત્યની સમૃદ્ધિ તો પુરોગામીઓ પાસેથી મળી હોય છે. તેનો જ એ ઉપયોગ કરી શકઃ બહુ થાય તો તેમા નજીવો સુધારોવધારો કરી શકે; એજ એની માટી જેમાથી એને નના પુતળાં ઘડવા રહ્યા.

કોઈ સ્વરૂપ આજની પ્રજાને રુચતું નથી. હું જોઈ શકયો છું કે Ibseniar નાટકનું સ્વરૂપ ગુજરાતીઓને ગળે ઉતરતું નથી, કારણકે વાર્તાલાપમાંથી વ્યક્તિત્વને ... પારખી જવાની શક્તિ હજી પુરેપુરી પ્રેક્ષકવર્ગમાં ખીલી નથી. સંગીત, લાંબાં આપણે 'સ્વગત' વિના એમને ચેન પડતું નથી.

તેમજ આજે વર્ણનાત્મક નાટયપદ્ધતિની નવલકથા ગુજરાતી સાહિત્યકારો રચ લાગ્યા છે. પણ અંતર્વિકાસ દર્શાવતી નવલકથાનું સ્વરૂપ લેખકોને સાધ્ય નથી ને વાચકે સ્વીકાર્ય નથી.

સાહિત્યના વારસાનો મોટો ભાગ સાહિત્યની પ્રણાલિકાઓ ઘડાઈને તૈયાર હોય જુની ગુજરાતીમાં ઉપદેશાત્મક કે પૌરાણિક પ્રણાલિકાઓનાં બીબાંમાંજ સાહિત્ય ઘડા અર્વાચીન ગુજરાતીમાં કયાં સુધી ઉપદેશાત્મક પ્રણાલિકાની બહાર જવું અશક્ય મના આજે પણ થોડીથોડી વારે ડાહ્યાં ડાહ્યાં વાકયો આવે તો વાચકને સાહિત્યકૃતિ ગમે જગતની નીતિમત્તામાં વિશ્વાસ ફરી બેસે છે, અને વાચ્યું સાર્થક થયું એવો અર ખ્યાલ આવે છે.

ચંચલ તત્ત્વો સાહિત્યનો દેહ ઘડે છે, જ્યારે એનાં અચલ તત્ત્વો એનો પ્રાણ તેના વિના કૃતિ સાહિત્ય નથી, માત્ર કથન છે. અચલ તત્ત્વો અને ચલ તત્ત્વો વચ્ચે ભેદ એટલે શુદ્ધ સાહિત્ય વચ્ચેનો ભેદ ન જાણવાથી કેટલાય આશાસ્પદ સાહિત્યકે પોતાની શક્તિ વેડફી નાંખી છે, કેટલાય વિવેચનોએ માયાજાલ પ્રસારી છે, ને કેટલું લખાણ સાહિત્ય તરીકે સ્વીકારાયું છે. જે આ ભેદ સમજ્યા નથી તે સાહિત્યનું સ્વરૂપ સમજવાને અસમર્થ છે.

## ૫

જે કથન સ્વયંભોગ્ય હોય તે જ શુદ્ધ સાહિત્ય કહેવાય. કથવાના આનંદ માટે જે કથન રચાયું અને કથનની સરસતા સાધવા જે કથન લખાય તે શુદ્ધ સાહિત્ય; પ જે જ્ઞાન, ઉપદેશ કે પ્રચાર માટે લખાય તે શુદ્ધ સાહિત્ય કયારે કહેવાય કે એ મુ અલગ કરી આપણે માત્ર કથન તરીકે જ એમાંથી આનંદ લઈ શકીએ ત્યારે.

'ચક્રવાક મિથુન' સ્વયંભોગ્ય છે કારણ કે આલેખેલા સ્વાનુભવનો આનંદ લેવા સિવા એમાં બીજો મુદ્દો નથી. પણ 'સિદ્ધાંતસાર' એ દૃષ્ટિથી જોવાય. એક દૃષ્ટિએ એનો મુ કથન દ્વારા આનંદ માણવાનો નથી, પણ કર્તાના સિદ્ધાંતો પ્રતિપાદન કરવાનો છે; અને તેથ આ દૃષ્ટિએ જોતા કૃતિ શુદ્ધ સાહિત્ય નથી. એ મુદ્દો વીસરી કર્તાના સ્વાનુભવકથનમાં આપણે રસ લઇ શકીએ તેટલે અંશે એ સ્વયંભોગ્ય, શુદ્ધ સાહિત્ય છે. ચંચલ તત્ત્વ વિસરી અચલ તત્ત્વોને માટે જ જેમાં રસ પડે તે શુદ્ધ સાહિત્યની કૃતિ, બીજી નહીં.

પણ જે કૃતિમાં ચંચલ તત્ત્વો વધારે હોય તેને પોતાના જમાનાપુરતી કીર્તિ મ છે, અને પેઢી બદલાતાં એનાં તેજ ઝંખવાય છે. ઘણીવાર લોકપ્રિયતા વડે આપણે સાહિત્યકૃ કસીએ છીએ. પણ મીસીસ ગોરે નામની એક સ્ત્રી ઈંગ્લાંડમાં એના સમયમાં સાહિત્યની સામ્રાજ હતી; આજે અંગ્રેજી સાહિત્યના અભ્યાસીઓ પણ તેનું નામ જાણતા નથી. 'એડીનબરે

રાન્યુ' આદિ અંગ્રેજી સુવિખ્યાત ચોપાનીયામાં જે સાહિત્યસ્વામીઓ કહેવાઈ ગયા તેમાંના કેટલાયની કૃતિઓ સામે અભ્યાસીઓ આજે જોતા પણ નથી. આપણે ત્યાં પણ પત્રકારો કહે છે તે પ્રમાણે દર વરસે શકવર્તી કૃતિઓ નીકળ્યે જાય છે. પણ પાંચ વર્ષ પછી તેમાંની કેટલી વંચાય છે ?

આ વસ્તુસ્થિતિનું કારણ શોધવું અઘરું નથી. ચંચલ તત્ત્વો બુદ્ધિપ્રધાન છે, અને જગતના ઇતિહાસમાં બુદ્ધિ જેવી વાંઝીયણ બીજી કોઇ નથી. અને જે કૃતિ બુદ્ધિપર અવલંબેલી સામગ્રી પર રચાઇ હોય, જેમાં લેખકની માનવતાના રંગો ચમકતા ન હોય તે કદિ ચિરંજીવ ન થાય. સ્વભાવની રંગસમૃદ્ધિ વિના કૃતિ રચાતી હોત તો દરેક અરજી લખનાર સાહિત્યકાર બની જાત. આ વાત સોક્રેટીસે સૈકાંઓ પૂર્વે કહી હતી :

> મને તો ક્યારનું સમજાયું છે કે કવિઓ ડાહ્યા છે માટે કાવ્ય રચે છે એમ નથી. ખરું જોતાં તો એમનો સ્વભાવ કે પ્રતિભા એવાં હોય છે કે તે અપૂર્વ ઉત્સાહ અનુભવી શકે છે. એ પયગંબરો અને દેવપ્રેર્યાં મનુષ્યો જેવા છે, પોતે શું કહે છે તે જાણ્યા વગર સરસ વસ્તુઓ કહી શકે છે.

૬

સ્વાનુભવ વિના સાહિત્યમાં પ્રાણ નથી એ વાત જુની છે, છતાં લેખકે લેખકે નવી છે. એ વાતને વીસરી જનાર કદી સજીવ સાહિત્ય લખી શકતો નથી. આપણા કેટલાક સારા કહેવાતા લેખકોએ કરેલું વાલકેશ્વરના બંગલાનું, ધનાઢ્ય જીવનનું કે અર્વાચીન સ્ત્રીનું વર્ણન હું વાચું છું ત્યારે મારે તો આંખો ચોળવી પડે છે. શ્રી. મેઘાણી કે શ્રી. રાયચુરાની માફક જે સૌરાષ્ટ્રમાં ફર્યા નથી, ગરાશીઆ જોડે બેઠા નથી અને ચારણોના અંતરમાં પ્રવેશ્યા નથી તે પણ કાઠીયાવાડનાં ગામડાંઓની પરિભાષાનો ઉપયોગ કરી લોકવાર્તા કે લોકગીત લખવા જાય છે ત્યારે હસવું આવ્યા વિના રહેતું નથી.

તેજ પ્રમાણે હમણાં હમણાં ગ્રામ્યજીવન ચીતરવાની લેખકોને મોહિની લાગી છે. તેઓ ગામડાંઓમાં અમરાવતીનુ સૌંદર્ય ને સંતોષ ઓળખે છે, ગામડીઅણો પર હાસ્યાસ્પદ સંસ્કારીતાનું આરોપણ કરે છે, અને સંસ્કાર અને સાધનસંપત્તિમાં જ સુલભ એવા ભાવો ઝુંપડાંઓ વચ્ચે ખડકી દે છે.

આ વિષયમાં કેટલીક વસ્તુઓ સ્પષ્ટ રીતે સમજવાની જરૂર છે. જ્યારે આપણે લોકસાહિત્ય શબ્દ વાપરીએ છીએ ત્યારે એના અર્થનો આપણે વિચાર કરતા નથી. લોકસાહિત્યનો પહેલો અર્થ અસંસ્કારી અને બીનકેળવાએલી જાતિઓનું કંઠસ્થ સાહિત્ય. એમાં એ જાતિઓના વિચાર, ભાવ અને કલ્પના વણાએલા હોય છે. સમાજશાસ્ત્રીની દૃષ્ટિએ એ ત્રણે અણમોલાં છે; લોકોનું હૃદય સમજવા માટે પણ એ અત્યંત અગત્યનાં છે. મનુષ્યનાં હૃદય ને કલ્પનાના કેટલાક રંગો એની પરિભાષા વડે સારી રીતે વ્યક્ત કરી શકાય છે. પણ સાહિત્યની દૃષ્ટિએ ત્રણે મનુષ્યની પ્રારમ્ભિક દશાનાં છે એ ભુલવું જોઇતું નથી.

પણ જ્યારે સાહિત્ય ક્ષેત્ર પર Romanticism—આનંદલક્ષી સર્જકતા—નો પવન વાય છે. ત્યારે સાહિત્યકારો અણખેડયા ક્ષેત્રો ને અણશોધ્યા વિષયો વિષે સાહિત્ય લખવા પ્રેરાય છે.

અને ત્યારે તે લોકસાહિત્ય સંશોધવા બેસે છે. તે માની લે છે કે ગામડાંના માણસોમાં ભાવભી- ખનવાની અને કલ્પનાવિલાસ અનુભવવાની શક્તિ શહેરના સંસ્કારી માણસો કરતાં વધારે છે ખરું જોતાં પરિણામ એ આવે છે કે શહેરનો કેળવાએલો સંસ્કારી સાહિત્યકાર પોતાની રસવૃત્તિ કલ્પનાવિલાસના રંગો વડે સમૃદ્ધ એવો પોતાનો અનુભવ લોકસાહિત્યની સામગ્રી વડે આપે છે

આ ગાનમાં જો માત્ર જુની સામગ્રીનાં ખોખાં જ હોય તો કૃતિ નિશ્ચેતન બને છે જો પોતાના સંસ્કાર અને સ્વાનુભવે એ ખોખાંને સાહિત્યક સજીવ કરી શકે તો એ નવું સાહિ રચે છે. આ સમાજશાસ્ત્રીની દૃષ્ટિએ લોકસાહિત્ય નથી, તેનો નવો સંસ્કારી અવતાર છે એમાં કલ્પનાચિત્રો અસલી લોકસાહિત્યનાં હોય છે, કે તેનાં જેવાં જ હોય છે. સંસ્કારી માણસો ઉપર તેની અસર લોકસાહિત્ય જેવી થાય છે. આ સાહિત્યને આપણે ગ્રામ્ય લોકસાહિત્ય કહીએ છીએ. ખરું જોતાં તો સંસ્કારી માણસના સ્વાનુભવ પર રચાએલું રે શુદ્ધ સાહિત્ય છે. જર્મનીની પુનર્ઘટના વખતે એક આખો સાહિત્ય સંપ્રદાય એવો હતો જેણે જુની જર્મન લોકકથા ને ગીતોને સંઘરી, તેમાં અર્વાચીન પ્રાણ મુકી નવું ને સુંદ અર્વાચીન સાહિત્ય સર્જ્યું, અને તે દ્વારા આખું લોકસાહિત્ય બદલ્યું એટલું જ નહીં પણ જર્મન લોકોની કલ્પનાસમૃદ્ધિ નવી કરી.

હવે ગ્રામ્યજીવન ચીતરવાની મોહિની અને તેની સાહિત્યસર્જન પર જે અસર થા છે તેનું પૃથક્કરણ કરીએ.

પહેલાં તો ગ્રામસેવાનું આકર્ષણ વધ્યું છે. આનું કંઈક કારણ રાજકીય છે, કં સામાજિક છે, કંઈક ગાંધીજી જેવા મહાત્માની પ્રેરણા છે. ગ્રામ્યોદ્ધાર વિના હિંદનું ભાવિ ઉજ્જવળ નથી જ થવાનું એ પ્રતીતિ વધતી જાય છે એ નિર્વિવાદ છે. અને તેથી લોકો ગામડાંઓ વિષે સાહિત્ય વાંચવું ગમે છે, અને લોકપ્રિયતા ને મૂલ્યના તત્ત્વને વશ આ સાહિત્યકાર એ વિષય વધારે પ્રમાણમાં સેવતા જાય છે.

ખરું જોતાં નવાં ક્ષેત્રોની શોધમાં Romanticism–આનંદલક્ષ્યી સર્જક ગ્રામજીવન શોધી કાઢે છે. જેમ રુસોએ અસંસ્કારી દશામાં જ મનુષ્યો સમાન છે એ સિદ્ધાં પર સામાજિક કરાર–Social Contract નો સિદ્ધાંત રચ્યો તેમ તેનો સાહિત્ય અનુયાયી Romantist ગ્રામ્યજીવનની અપૂર્વ કાવ્યમયતા પર સાહિત્યનો પાયો રચે છે રબારી કે ગોવાળના ભાવો પર સૂક્ષ્મતાનું એ આરોપણ કરે છે; તેમની વાણીમાં અદ્ભુ સૂચકતા માની લે છે; તેમનાં જીવન સંસ્કારી રસવૃત્તિને વધારે પોષે એવાં છે. એવ કલ્પના કરે છે; અને પોતાનો સ્વાનુભવ તેમને અવલંબીને વ્યક્ત કરવા માંડે છે.

આ સાહિત્યપદ્ધતિઓ સૈકાંઓ થયાં પ્રચલિત છે, અને સંસ્કારી શહેરીઓએ એ શોધી કાઢી છે. શહેરનાં દૂષણોમાંથી કલ્પનાને દૂર રાખવા એક મહા પ્રયત્ન કરી તેઓ ગ્રામ્યજીવન પર પોતાના સુંદર ભાવોનું આરોપણ કરે છે, અને ગ્રામ્યજીવનનાં પાત્રો વસ્તુ ને કલ્પનાચિત્રો દ્વારા પોતાના સ્વાનુભવને વ્યક્ત કરે છે. આ પદ્ધતિ પ્રમાણે કાવ્ય રચનાર જુનામાં જુનો તો મારી જાણમાં લેટીન કવિ થીઓક્રાઇટસ (૨૭૦ ઇ. સ.) છે અર્વાચીન અંગ્રેજી સાહિત્યમાં વર્ડ્સવર્થ પણ આ કાવ્યપદ્ધતિની ઉત્કૃષ્ટ કૃતિઓ રચી ગયે

?. સ્વાનુભવને આ રીતે વ્યક્ત કરવાથી સરસ શુદ્ધ સાહિત્ય પ્રગટે છે. પણ વર્ડ્સ્વર્થની ાન્યતા હતી કે મનુષ્યહૃદયના મૌલિક ભાવો ગ્રામ્યજીવનના ક્ષેત્રમા વધારે પરિપાક પામે ? એ તો તેજ વખતે કોલેરીજે અવાસ્તવિક પુરવાર કરી હતી. ગ્રામ્યજીવન પર રચેલુ ાહિત્ય પણ સાહિત્યના સંસ્કાર ને સ્વાનુભવનો પ્રાણ હોય તોજ સાહિત્ય બને છે. તે ાહિત્ય ગ્રામવાસીઓનુ છે તેથી આકર્ષક નથી પણ સાહિત્યકના સ્વાનુભવ, ને સંસ્કારને ાિધે જ આકર્ષક કે અમર બને છે; અને જેને ગ્રામ્ય સાહિત્ય સર્જવું હોય તેણે શહેર ાડી ગામોમા જ સ્વાનુભવ લેવો જોઇએ.

૭

બીજું તત્ત્વ આલેખેલા સ્વાનુભવને આબેહૂબ રીતે વ્યકત કરવાની શક્તિ છે. સ્વાનુભવ બ્દો દ્વારા થતો નથી કે શબ્દોથી વ્યકત કરી શકાય. લેખક કલ્પના દ્વારા અનુભવ કરે છે; ાને માત્ર શબ્દો વડે અને બીજાના મનમા એવુ ચિત્ર ઉભુ કરવાનુ રહ્યુ શબ્દો પીંછી થી કે ચિત્ર ચીતરી શકે, વાચનારની કલ્પના તો શબ્દોની સૂચકતાથી જ ઉત્તેજવાની ડી; એટલે શબ્દો સામાન્ય અર્થમા વપરાય તો તે શુદ્ધ સાહિત્ય માટે નિરૂપયોગી ઠરે છે. બ્દોનો અર્થ એક વસ્તુ છે, એણે સૂચવેલો અર્થ તે તદ્દન નીરાળી વસ્તુ છે. સાહિત્યકારનુ ત્ર શબ્દોનો અર્થ કહેવાનું નથી, પણ શબ્દો વડે સામાન્ય અર્થથી જુદા એવા પ્રભાવ-ાળી ને સૂચક વિશિષ્ટ અર્થ સામાને પહોચાડવાનુ છે. અને તેવો વિશિષ્ટ અર્થ શબ્દના સ્કારથી કે શબ્દસમૂહના માધુર્યથી સૂચવાય છે.

આ કારણથી શુદ્ધ સાહિત્યમા કહેવાનો અર્થ ગૌણ હોય છે, પણ કેવી રીતે તેને હીએ છીએ એ વસ્તુ પ્રધાન બને છે. શુ કહ્યું તેના કરતા કેવી રીતે કહ્યુ એ વધારે ાગત્યનુ બને છે, કારણ કે તેના પર ચિત્ર સૂચવવાનો આધાર છે. એક અર્થના સો બ્દમા એક જ શબ્દ આબેહુબ ચિત્ર દોરી શકે છે–બીજો નહીં, કારણ કે એની જ ૂચકતા તે પ્રસગે કામ આવે એમ છે. સાહિત્યકો 'દેશ' શબ્દથી ન સતોષાતા 'સ્વદેશ,' ન્મભૂમિ', 'મૈયા', 'માતૃભૂમિ', 'જનની', 'ભારત', હિન્દુસ્તાન', 'આર્યાવર્ત' એવા અનેક બ્દો વાપરે છે કારણ કે આ દરેક શબ્દનું સૂચન જુદુ છે, અને પ્રસંગવશાત્ આમાનો ેક જ શબ્દ ખરા અર્થનો સૂચક થઈ પડે છે. 'એક જ્વાલા જળે તુજ નયનનમા' એ ાબ્દસંચયના માધુર્યમા જે સૂચકતા છે તે 'તારી આખમા બળતુ બળે છે' એમા તો નથી ' એ તો તરત સમજાય એવુ છે. માધુર્ય દ્વારા સૂચકતા લાવવાના પ્રયત્નો આપણા સાહિત્યમા ઘણા ઓછા થયા છે તેને જ લીધે આપણી શૈલીમા સૂચકતા ઓછી છે. શબ્દની સૂચકતા ને માધુર્ય શુદ્ધ સાહિત્યના અચલ તત્ત્વો છે.

યોગસૂત્ર કહે છે કે એક અપૂર્વ ધ્યેય પર નિરંતર ને ચિરકાલ ધ્યાન કરવાથ મનુષ્ય તે ધ્યેયમય થઈ જાય છે, અને એ અપૂર્વ કલ્પનાચિત્ર પોતાનામા મૂર્તિમાન કરે છે આ ક્રિયાનુ મૂળ એક માનસશાસ્ત્રના નિયમ પર છે: એક ચિત્રને જ જો આપણી કલ્પ સમૃદ્ધ કર્યે જાય તો એ ચિત્રના સંસ્કાર હોય તેવા આપણા થાય.

સાહિત્યની ભાવનાત્મક અપૂર્વતા પણ આજ નિયમ પર અવલબે છે. સાહિત્ય એક કલ્પનાચિત્રને પોતાના સ્વાનુભવથી સમૃદ્ધ કર્યે જાય તો તે સૂચક શબ્દોમા તે નિર્માણ કરી શકે છે, અને એ શબ્દચિત્ર પર વાચક ધ્યાન કરે તો તે એની કલ્પનામ એવું મૂર્તિમાન થાય છે કે તેથી તેને અસલ જેવો જ સ્વાનુભવ થાય

પણ સાહિત્યકનો અસલ સ્વાનુભવ ક્ષણિક હોય છે, ફરીફરી થાય તો તે અકારે લાગે છે. માત્ર સાહિત્યકારની કલ્પના તેને અવશ્ય ધારણ કરી એવો-સમ્મ-અપૂર્વ બનાં છે કે તેને ફરીફરી કલ્પવો તેને ગમે છે અને તેથી જ્યારે શબ્દચિત્ર પરથી વાચ કલ્પના દ્વારા સ્વાનુભવ ફરી ફરી કરે છે ત્યારે અસલ સ્વાનુભવની માફક તે અકારો નથ થતો, પણ સાહિત્યકારે કલ્પેલા સ્વાનુભવની માફક સદાય આનંદજનક બને છે. એટલે વાસ્તવિક સ્વાનુભવમા નથી હોતુ એવુ એક તત્ત્વ સાહિત્યકારની કલ્પના ઉમેરે છે, અ તેથી એને ફરી ફરી કર્યે પણ તૃપ્તિ નથી થતી આ લક્ષણ તે સરસતા, ભાવનાત્મ અપૂર્વતા એ દિવ્ય ચીણગારી શિષ્ટ સાહિત્યનો આત્મા છે અને તેને અનંત કાલ સુધ આકર્ષક બનાવી મુકે છે.

[ત]માન ઝળહળે છે. પાસે વ્યોમમા વિહરંતી સુવર્ણરંગી વાદળીઓ અવાસ્તવિક રમણીયતા [પ્ર]ાપ્ત કરે છે, અને કાંપના જલમા ઝુલતા પારણાની માફક સૂર્ય બિંબને હીંચોળે છે. [આ] સરવરમાં વાસ્તવિક ચિત્રનું પ્રતિબિંબ નથી, ચિત્રથીય એમાં સહસ્રધા સૌંદર્ય છે. પણ [વ]ાસ્તવિક અનુભવમાં વાદળીની રમણીયતા ને સૂર્યાસ્તની ભભક જાય છે ત્યારે જલમા [પ]ડેલું ચિત્ર બદલાય છે ને ઝંખવાય છે. કવિનું કલ્પનાચિત્ર વાસ્તવિક અનુભવની સામ[ગ્ર]ીને અભાવે પણ હતું તેનાથી મોહક બને છે; તેમાં ખુટતી રેખા દેખા દે છે, અને [વિ]સંવાદી રંગો સંવાદ પામે છે.

કવિની કલ્પનામાં પોતાની અલ્પતાનો અનુભવ જીવનની સુગ્રથિત બાધણીમાંથી છુટો [પ]ડી અપૂર્વ રીતે આ ચિત્રની નવી બાંધણીમાં બંધાઇ જાય છે. સૂર્યબિંબ શ્રીકૃષ્ણ બની [જ]ાય છે. વાદળીઓ પારણું બને છે. ઝુલતા શ્રી કૃષ્ણ આનંદક્રિડા કરતા દેખાય છે; ક્રિડંતા [પ્ર]ભુ ખાતરી દે છે હું જ છું, હું જ છું. અને આ ભવ્યતા આગળ પોતાની અલ્પતાનું [તી]વ્ર ભાન થતાં, ઇશ્વરને સર્વસ્વ સમર્પણ કરવાનો કવિનો તલસાટ આ દેવચરણમાં મરવાની [ઇ]ચ્છારૂપે વ્યકત થાય છે. કલ્પનાચિત્રનું કૈ પણ અંગ એવું નથી રહ્યું કે જે અનુભવની [સ]મગ્રતાને કોઈ રીતે પોષતું ન હોય. આ સમગ્રતા કવિની સમૃદ્ધ કલ્પનાના રંગે રંગાય [છે], એટલે ચિત્ર અદ્દભુતરંગી થાય છે. એ સત્ય છે, ઉપયોગી છે, નીતિપોષક છે એની [પ]રવા કર્યા વગર કવિનો અનુભવ આમ સાર્થક બને છે, માત્ર અનુભવ તરીકે. [ક]વિ આ કલ્પનાચિત્રને મનમાં ધારણ કરે છે; ચિત્ર નિરાળું તરી આવે છે. કલ્પનાચિત્રનું [શ]બ્દચિત્ર બને છે:

નીરખને ગગનમાં કોણ ઘુમી રહ્યો.
તેજ હું તેજ હું શબ્દ બોલે;
જળહળે જ્યોત ઉદ્યોત રવિ કોટમાં,
હેમની કોર જ્યાં નીસરે તોળે;
સચ્ચીદાનંદ આનંદક્રીડા કરે,
સોનાના પારણામાંહી ઝુલે;
શ્યામ શોભા ઘણી, બુદ્ધિ ના શકે કળી,
અનંત ઓચ્છવમાં પંથ ભુલી;
શ્યામના ચરણમાં ઈચ્છું મરણ રે,
અહિયા કોઈ નથી કૃષ્ણ તોલે.

શબ્દો કૈં કૈં અર્થ સૂચવે છે. શબ્દમાધુર્ય પ્રભાતીયાના ઢાળમા ભભકપરંપરાનુ સૂચન કરે છે. પહેલી લીટીમા 'જળહળે જ્યોત રવિ કોટ ઉદ્યોતમા' એ ટુંકતું ધ્વનિમાધુર્ય એક પછી એક ઉગતા સૂર્યોની ભવ્યતા કલ્પના આગળ ઉભી કરે છે; કરોડ સૂર્યો પ્રતાપની પરિસીમા સૂચવે છે; બોલવાની ક્રિયા આનંદક્રિડાનો ઉલ્લાસ દર્શાવે છે: 'ઘુમવું' શબ્દથી પ્રભાવ ને સ્વતંત્રતા બન્નેનો નિર્દેશ થાય છે; અને "સોનાના પારણામાંહી ઝુલે"ના શબ્દ-સંચયથી સૂર્યપરંપરાનું ભવ્ય દૃશ્ય ઝુલવા માંડે છે;—જાણે દાર્જિલીંગના સૂર્યોદયનું અવિ-સ્મરણીય દર્શન દીપવા લાગ્યું હોય એમ. 'ચરણમાં મરણ'નો અનુપ્રાસ મરવાના તલસા-

ટની તીવ્રતા દેખાડે છે. ચાર પંક્તિમાં દેવની મહત્તા ને વૈભવ ભભકભર ભવ્યતા
મળી જઈ એક અપૂર્વ કલ્પનાચિત્ર ઉભું કરે છે;—અને 'પ્રસ્ફુ છું મરણ' ઉચ્ચાર
શબ્દોની સૂચકતા આપણી કલ્પનામાં જે ચિત્ર ઉભું કરે છે તેથી કવિએ ન ધારેલો એ
દીનતા ને ઇશ્વરપ્રણિધાનનો અનુભવ આપણને થાય છે. આ અનુભવમાં કવિના અસ
અનુભવમાં ન હશે એવી એકતા ને સમગ્રતા છે.

આની આગળ તત્ત્વજ્ઞાનીનું '**सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज**।
નિરસ ને નિર્જીવ લાગે છે. કવિનો આ અનુભવ અપૂર્વ છે—સંપૂર્ણ છે; પ્રણવ જેવો છે
એમા આદિ, મધ્ય ને અંત ત્રણે સમાયા છે; એમા સુયોગ્ય કારણમાથી અનિવાર્ય કા
પરિણમે છે. જીવનની સળંગ અનુભવપરંપરામા પણ અપૂર્વતા નથી હોતી તેવી આમાં છે
અને જેમ વાચકના સંસ્કાર અને કલ્પના વધે છે તેમ એ અપૂર્વતા વધતી જતી દેખાય છે

આ જાતનો અપૂર્વ અનુભવ જે તત્ત્વથી સઝીવન થાય છે તે સાહિત્યની શિષ્ટતા
પરમ લક્ષણ. આ તત્ત્વને સરસતા કહીએ કે ભાવનાત્મક અપૂર્વતા કહીએ, પણ એ
તત્ત્વ જગતના સ્વયંભોગ્ય શિષ્ટ સાહિત્યનો પ્રાણ છે. સેફોના હૃદયવેધક ઉર્મિગીતો
અવશેષોમા, યુરીપીડીસના નાટકોમાં, કાલિદાસના શાકુંતલ ને મેઘદૂતમાં, ભાગવતકાર
ગોપીગીતમા, ડાંટેની ડીવાઈન કોમેડી ને શેક્સપીઅરના ઓથેલોમાં, તુલસીદાસના રામચરિ
માનસના કેટલાક મણકાઓમા, ગેઅથેના ફાઉસ્ટમાં ને શેલીના એપીપ્સાઇકીડીયોના
આજ પરમ તત્ત્વ નીતરે છે.

સાહિત્યનું આ તત્ત્વ અભ્યાસે મેળવાય એવું નથી. એ તો વ્યક્તિઓની વિશિષ્ટતા
શુદ્ધ સાહિત્ય સામુદાયિક પેદાશનું પરિણામ નથી; એ સાહિત્યની પેદાશ ને કદર પ્રચાર
અને સર્વસત્તાધિકારીઓનાં ફરમાનોથી અસ્પૃષ્ટ છે. એ તો કોઈ સુભગ સાહિત્યસ્વામી
કલ્લોલતી કલ્પનાશક્તિની લહાણ છે. એ કલ્પનાશક્તિના સ્વયંભૂ સર્જનાત્મક તલસાટ
એ લહાણનું મૂલ છે. સાહિત્યસ્વામી સર્જે છે, સર્જનના અણુદભ ઉલ્લાસમાં. સર્જન
જ સર્જનનો હેતુ ને નિયમ બને છે. તે લોરેન્સના શબ્દોમાં ઉચ્ચારે છે:

હું છું તે હું જ;

મારો આત્મા અંધકારાવૃત્ત વન છે:

મારું ચિત-જેટલું હું જાણું છું તેટલું-આ વનમાં એક નાના
ખુલ્લું સ્થાન છે;

દેવો-અપરિચિત દેવો-વનમાંથી હું જાણુ એટલા આ ચિત્ત
ખુલ્લા સ્થાનમાં આવે છે ને પાછા જાય છે;

એમને આવવા દેવા ને જવા દેવાની મારામાં હિંમત હોવી જોઇએ

હું મનુષ્ય જાતિને મારા પર કોઈ જાતનું આવરણ નહીં મુકવા દઉં, પણ મારા ચિત્તમાં આવતા દેવો, બીજાં સ્ત્રીપુરૂષોના ચિત્તમા આવતા દેવોને હું સદાય સત્કારીશ ને તેને શરણે જઈશ [૧]

સાહિત્યની સરસતા આ કલ્પનાવિલાસી કવિના 'દેવો'નું તેજ છે. અને આ દેવો'ના તેજનાં દર્શન કવિએ કરાવ્યા હોય તેને સત્કારવાની શક્તિ એક પ્રકારની દીક્ષા ; અને તે સાહિત્યસ્વામીઓને ચરણે દીનતાથી બેસે જ આવે છે. એની કદર વિરલ ,સેક જ કરી શકે; સામાન્યો કદર ન કરી શકે તેથી શિષ્ટતાની મહત્તા ઘટતી નથી.

આ તત્ત્વ એક દેશ કે એક યુગની મીલ્કત નથી; જ્યા માનવહૃદય ધબકે છે યાં આ તત્ત્વ સર્જવાની અને અનુભવવાની શક્તિ છે. દેશભેદ, ધર્મભેદ, રંગદ્વેષથી વચ્છિન્ન, દારુણ વિનાશક્તાના મદમાં રાક્ષસી બનેલા આજના યુગમા જો કોઇ એક તત્ત્વ માનવમાનવમા એકતાની પ્રતીતિ કરાવી રહ્યું હોય તો સરસતાનું સર્જન ને અનુભવ છે. ાહિત્યની સૃષ્ટિમાં રંગ, દેશ કે ધર્મના ખંડો નથી; અને નથી એમા જુલ્મ જહાગીરીનો ર્વ કે શૃંખલાબદ્ધોની પરાધીનતા. સાહિત્યમા દેખાતી માનવહૃદયની એકતા, વસુધાને કુટુંબ કરી દેતી, આપણી આખ આગળ તરે છે, અને આ તેજોબિંદુના દોર્યા આપણે આ ભયંકર જમાનામાં બાથડીઆં મારીએ છીએ–એવી જ આશાએ કે આ અપૂર્વતાની સેવામા જે માનવજાતિના હૃદયો એક છે તે કોઈ દિવસ સામાજિક, રાજકીય ને સંસ્કારિક ઐક્ય સેદ્ધ કરશે.

ગુજરાતી સાહિત્યમા આ સરસતાનો સત્કાર ને સર્જન વધે એ મારી વર્ષોની જપમાલ છે; અને એ શુભેચ્છા સિવાય બીજું આપવાની મારી તાકાત નથી. અને એ શુભેચ્છા કોઇ કાળે મૂર્તિમાન થશે ત્યારે એવા સાહિત્યસ્વામીઓ ગુજરાતીમા પાકશે જે આરવહેતા દુઃખી ને પરાધીનોને પોતાના ચક્ષુ દ્વારા જગતની નવવસંતના દર્શન કરાવશે.

**કનૈયાલાલ મા. મુનશી**

---

૧. That I am I.
That my soul is a dark forest
That my known self will never be more than a little clearing in the forest.
That gods, strange gods, come forth from the forest into the clearing of my known self and then go back.
That I must have the courage to let them come and go
That I will never let mankind put anything over me, but that I will try always to recognise and submit to the gods in me and the gods in other men and women.

—*Studies in Classical American Literature.*

# ગુજરાતી સાહિત્ય સંમેલન—અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર વિભાગ

સજ્જનો અને સન્નારીઓ,

આ બારમા ગુજરાતી સાહિત્ય સમેલનના 'અર્થશાસ્ત્ર અને સમાજ શાસ્ત્ર' વિભાગના અધ્યક્ષપદના માન માટે આ સમેલનના સચાલકોનો આભારી છુ સમાજશાસ્ત્રનો વિષય ઘણો વિશાળ છે, અને તેની એક શાખા—અર્થશાસ્ત્ર—પણુ આજકાલ એટલી હદ સુધી ફાલેલી છે, કે એના પર એકજ ભાષણમા ખાસ જાણવા જેવુ કઇ પણ કહી શકાય કે એને મર્યાદિત કરી, માત્ર હિન્દના અથવા ગુજરાતના સમાજશાસ્ત્ર કે અર્થશાસ્ત્ર નિવેદન કરના જોઇએ, તો પણ અધ્યક્ષપદને યોગ્ય નિબધમા તેનો સમાવેશ થઇ જ નહિ વિભાગિક અધ્યક્ષના ભાષણમા કેવી જાતની અપેક્ષા રાખી હશે, તે હુ બરાબર સમજી શકતો નથી પરતુ સમાજશાસ્ત્રને સાહિત્યનુ એક અગ ગણી, અને ગુજરાતી સાહિત્યમા શાસ્ત્રીય તમામ વિષયો માફક આ વિષયને પણ યોગ્ય સ્થાન મળવુ જોઇએ, એ ખાસ મુદ્દા પર વિવેચન કરવા ધારૂ છુ

સાહિત્યમા આવા સામાજિક વિજ્ઞાનને પ્રધાન સ્થાન આપણી પુરાતન સસ્કૃતિમા કેટલે દરજ્જે અપાયુ છે, તે તો જેને સસ્કૃત સાહિત્યની જરા પણ પિછાન હશે તેને સહજ સમજાશે અત્યારે આ દેશમા આપણી અવદશાના બીજા અનેક ચિન્હ ઉપરાત આ પણ એક મોટુ ચિન્હ છે, કે આપણે સાહિત્ય અને સસ્કૃતિની વ્યાખ્યાજ બદનાવી નાખી છે જ્યા સુધી કોઈ પણ ભાષામા શાસ્ત્રીય કે વૈજ્ઞાનિક સાહિત્ય ન હોય, ત્યા સુધી તે ભાષા ખીલેલી અને સર્વદેશી સાહિત્યને અનુકૂળ કહેવાય જ નહિ દરેક જાતનુ શાસ્ત્રિય અને વૈજ્ઞાનિક સાહિત્ય દરેક મોટી અને ખીલેલી ભાષામા વધતુ જાય છે, અને તેમા પણ આધુનિક દ્રષ્ટિએ તો સામાજિક વિજ્ઞાન દુનિયા ભરમા પુન પ્રધાનપદ દરેક પ્રજાના વર્તમાન સાહિત્યમા મેળવતુ જાય છે અમેરિકા, રશિયા, ફ્રાન્સ ઇત્યાદિ પ્રગતિમય દેશોમા પ્રતિ વર્ષ પ્રગટ થતા નૂતન સાહિત્યમા સામાજિક વિજ્ઞાનને લગતા પુસ્તકોનો ભડોળ વધતોજ જાય છે, અને જો કે બનવાજોગ છે કે એ સર્વ લખાણો પ્લેટો કે એરિસ્ટોટલના લખાણ જેવા અમર નહિ રહેવા પામે, તોપણ એ વિષયની મહત્તાની તો ગધથી હવે ના પડાશે નહિ ખુદ વિલાયતમા પણ હવે આવી જાતનુ સામાજિક સાહિત્ય, મૂળ નહિ તો ભાષાતર રૂપે, નૂતન કૃતિ નહિ તો અન્યકૃત સગ્રહ રૂપે, દિનપ્રતિદિન વધતુ જાય છે હુ એમ કહેવા નથી માગતો કે વિલાયતમા ડિટેક્ટીવ વાર્તા કે શૃંગાર-રસમય નવલિકા અદ્યાપિ નાબૂદ થવા પામી છે એ વસ્તુ તો હજુ ત્યા જે ને તે સ્થિતિમાજ છે કહેવાને કારણુ પણ છે કે જે પ્રમાણમા પ્રજામા કેળવણી પ્રચાર થવા પામી છે, જે પ્રમાણમા અક્ષરજ્ઞાન ફેલાય છે, તે પ્રમાણમા હજુ અગ્રેજ મુલ્કમા પ્રજાપ્રિય સાહિત્ય તો આ જાતની વાર્તા કે નવલિકામાજ સમાયુ દેખાય છે છતા શાસ્ત્રિય અને વૈજ્ઞાનિક સાહિત્યનો ભડોળ ત્યા પણ વધતો જાય છે

પરતુ અગ્રેજી સામ્રાજ્યની આપણા પર અનેક અદ્ભૂત અસર થઇ છે, તેમાની એક અત્યત મોટી છતા દેખાવમા નજીવી જેવી અસર એ છે કે આપણે તમામ વિષયોમા અગ્રેજી અનુકરણ, જાણ્યે અજાણ્યે પણ અગ્રેજની નકલ, કરવામા સર્વથા સાર્થક

સમજીએ છીએ. અંગ્રેજી રહેણીકરણી અને રીતરિવાજ; અંગ્રેજી લિબાસ અને અંગ્રેજી ક અંગ્રેજી વિચારશ્રેણી અને તુલનાવિધિ-સર્વત્ર અંગ્રેજનું અનુકરણ; અને તે અનુકરણમાં શ્રેય. આ પ્રથા પડવાથી, આપણું માનસ આવી રીતે પરાધીન અને પરતંત્ર થવાથી, આ આત્મશ્રદ્ધા ખોઈ બેઠા છીએ, અને જાતિ અભિમાન ભૂલી ગયા છીએ. અનુકૃતિમાં બે મુખ્ય કારણભૂત મનાવા લાગ્યું છે. એક તો એ કે આપણા પર રાજ્ય કરતી પ્ર હિન્દી સંસ્કૃતિમાં કંઈ સત્વ છે, અને હિન્દી પ્રજામાં કંઈ પણ શક્તિ છે, એમ આડકતરી રીતે પણ સ્વીકારે તો તેમનું તારતમ્ય નિર્બળ થઈ જાય, વા તેનું એ મહત્વ રહે નહિ. એટલે આ દેશની કોઈ પણ વસ્તુ, કોઈ પણ કારીગિરીની કદર કરી હોય તો તે અંગ્રેજ દ્વારાજ થાય, અને તે પણ અંગ્રેજી વિધિસર રજુ કરવાથી બની બીજું કારણ એ છે કે આપણે આપણું પોતાનું કંઈ આપી શકીએ, કંઈ નવીન ઉત્પ શકીએ, એમ માનતા નથી. અથવા દિલના કોઈક ઊંડે ખૂણે માનતા પણ હોઈ તોપણ આપણને આપણા પોતામાં એટલો વિશ્વાસ નથી, આપણી બુદ્ધિમાં એટલી આ નથી, આપણી સર્જનશક્તિમાં એટલી શ્રદ્ધા નથી, આપણી વિચારશક્તિમાં એ આત્મબળ નથી, કે જેથી આપણે ઉદ્ભવેલી વસ્તુ જનતા સમક્ષ રજુ કરી શકીએ. મો નામના કવિ માટે કહેવાય છે કે તેણે પોતે સર્જેલા ઉમદાં કાવ્યો કોઈક બીજા કો નામેજ પ્રસિદ્ધ કર્યાં હતા. એ એક વ્યક્તિગત માનસની વાત છે; પણ આ તો આ એક પ્રજાના માનસની અદ્ભૂતતા છે, કે તે પોતામાં આત્મશ્રદ્ધા કે સ્વાભિમાન અ સૂક્ષ્મ બાબતોમાંથી સદંતર ખોઈ બેઠી દેખાય છે. અને તેથીજ કેવળ અનુકૃતિ વિના આરોજ નથી.

અંગ્રેજ પ્રજાનું આવું અણવિચાર્યું અનુકરણ કરવાનું એક પરિણામ તો એ છે આપણે એ અનુકૃતિમાં પણ સમકાલીન કે પ્રગતિમય રહી શકતા નથી. ન છૂટકે આ વિચારશુદ્ધિમાં એક ઝમાનાભર જેટલા પછાત રહીએ છીએ તેનું કદાચ ખરૂં કારણ હશે કે જે પ્રજાનું આપણે અનુકરણ કરીએ છીએ, તે પ્રજાના પ્રગતિમય તત્વો આપ પાસે નમૂના રૂપ રહેતા નથી, કારણકે તેનાં ખરેખર ઉત્તમ તત્વોને તેના પોતાનાજ દેશ એટલું સારૂં સ્થાન અને ક્ષેત્ર મળે છે, કે તેમને તે ભૂમી પરદેશ જવાનું કંઈ પણ આક નથી. એટલે તેના પછાત વર્ગનાં દ્રષ્ટાંત જેવા લોક અહીં આવે છે અને તેથી આ જેની પાસે શીખીએ છીએ, જેની રહેણીકરણી જોઈએ છીએ, જેની વિચારશ્રેણી અનુ વાએ છીએ, તે ખુદ પોતાનાજ દેશમા પછાત જેવા, જરીપુરાણા આચારવિચારવાળા લે શકાય તેવા હોય છે. મને પોતાને ભૂતકાળમા, વિદ્યાર્થિવયમાં અંગ્રેજ પ્રજા, અંગ્રે સાહિત્ય અને સંસ્કૃતિ માટે સારૂં માન હતું; જોકે વિદ્યાર્થીવયમાં પણ જર્મન અધ્યા પાસે શીખવાથી અંગ્રેજ માટે અનહદ માન તો કોઈ દિવસ જન્મ્યુંજ નહોતું. પણ જ્યાર અન્ય યુરોપીયન પ્રજા અને ભાષાનો પરિચય થવા પામ્યો છે, જ્યારથી તેઓમાં વ તેમની સંસ્કૃતિ સમાજરચના, વિજ્ઞાનબુદ્ધિનો અનુભવ થવા લાગ્યો છે, ત્યારથી ઘણી એમ માનવું પડ્યું છે કે પારસમણિ મૂકી પથ્થરના દેવની પૂજા આદરી હતી. અ પણ એમ તો કહેવું જોઈએ કે અંગ્રેજ પ્રજાનો ઇતિહાસ વાંચતાં, અને તેમની કેટલ પ્રશંસનીય ખુબીઓ નિરીક્ષતાં, અમુક અંશે એ પ્રજા માટે માન ઉત્પન્ન થયા વિના ર નથી. છતા પણ જે અંધશ્રદ્ધાથી આગળ અનુકરણ કરવામાંજ સાર્થકતા સમજાતી હ

કવે લાગતી નથી. હિન્દી પ્રજાના કેળવાયલા વિભાગમાં સર્વત્ર આમ અંગ્રેજ મહત્તાની
| પિછાન પડી હશે કે નહિ તે કહી શકતો નથી. પરંતુ સામાન્યતઃ તો હજુ પણ
વૃત્તિ સ્થૂલ તેમજ સૂક્ષ્મ ક્ષેત્રમા સર્વત્ર જોવામા આવે છે.

આવી રીતે આપણે અંગ્રેજી પ્રજાની નકલ કરીએ છીએ એટલુજ નહિ, પણ અંગ્રેજ
જામાથી પણ તેની માનસિક દષ્ટિએ પછાત વર્ગની નકલ કરીએ છીએ, એટલે દુનિયા-
રની બીજી પ્રજામાજ પ્રગતિ થવા પામે છે, તેનુ આપણને બહુ કાળ વીતી જવા
ગીજ ભાન થાય છે; અને તેનું અનુસરણ કરવા માટે તો તેથી પણ વધારે કાળ વીતી
ય છે. આથી સાહિત્યના વિષયમા સાધારણ રીતે આપણે હજુ સુધી તેનેજ સાહિત્ય
નતા આવ્યા છીએ, કે જેને અંગ્રેજ પ્રજાની પૂછડીરૂપ અહિ આવતા અંગ્રેજો સાહિત્ય
ને. આ વર્ગમા આજે પણ સાહિત્યની વ્યાખ્યા પૂછવા જાઓ, તો મોટે ભાગે ઉત્તરમા
વકથા, કાવ્ય, કે નાટક ઉપરાંત બીજી વસ્તુનો ભાગ્યેજ ઉલ્લેખ કે ઈસારો પણ હશે.
માના પુરૂષવર્ગને સરકારી કે ધધાની ફાઇલ વાચવા ઉપરાત કાંઈ પણ વખત ફાઝલ રહેતો હોય
તે કલબમા કે રમતગમતમાં ગાળવામા જાય છે. અને સ્ત્રીવર્ગ કેળવાયલો અને સંસ્કૃ-
રસિક હોય તોપણ પડોશીની નિન્દા કરવા ઉપરાતના વખતમા શૃગારી કે ડિટેક્ટીવ વાર્તા
વાય બીજું કશુ વાચવા જેટલી શક્તિ નથી અથવા ફુરસદ નથી. કહેવાનો ભાવાર્થ
વો નથી કે બર્નાર્ડ શો કે એચ. જી. વેલ્સ જેવા લેખકોની કૃતિને સાહિત્યમા ન ગણવી.
ણુ જોશો, કે વેલ્સના અનુયાયીઓ મે કડો હશે, તો વુડહાઉસ કે વૅલેસના હઝારો હશે;
ને સિડની વેબ જેવાના દશ પણ ભાગ્યેજ નીકળશે. એટલે સામાજિક વિજ્ઞાનના વિષયો
રે હજુ બ્રિટીશ પ્રજામા બહુ રસ નથી દેખાતો; અને તેના હિન્દમા અમલદારી કે
ાર કરવા આવતા પછાત રહેલા વર્ગમા તે ખ્યાલ પણ નથી કે વૈજ્ઞાનિક વસ્તુને સાહિત્ય
ાપિ કહી શકાય.

સાહિત્યની આવી સકુચિત વ્યાખ્યાને લીધે, જ્યારે હિન્દની લૌકીક ભાષાનો અંગ્રેજ
ાજ્ય સમયમાં પુનર્ભાવ થવા પામ્યો, ત્યારે નવા લેખકો જે પ્રણાલિકા દેશના માલિ-
માન્ય હતી તેજ પ્રણાલિકાએ પ્રયાસ કરવા લાગ્યા. કાવ્ય, નવલિકા, નાટક, નિબંધ
ત્તેર. હિન્દુસ્થાનની મુખ્ય ભાષાઓમાં પુનર્જન્મ નૂતનવિધિએ નૂતનદૃષ્ટિએ થવા માંડ્યો.
ાન, તત્ત્વશાસ્ત્ર, સમાજશાસ્ત્ર કે અર્થશાસ્ત્ર, ધારાશાસ્ત્ર, રાજનીતિ, કે એવા બીજા
પણ સામાજિક વિષયોને નૂતન સાહિત્યમા સ્થાનજ મળવુ મુશ્કેલ થઇ પડયુ મેકોલેની
ની સાહિત્ય અને હિન્દી સંસ્કૃતિ માટેની નિષ્ઠુર ટીકા આપણે પોતે પણ જાણે સ્વીકારી
, તેમ આપણા અગ્રણી સાહિત્યકારોએ સાહિત્યના જે ક્ષેત્રમા પ્રવાસ કરવા માંડયો
તેમા પણ વિધિ, દ્રષ્ટિ, બુદ્ધિ તો અગ્રેજોના અનુકરણનીજ હતી એટલે સહજ એમ
ા થાય કે ખુદ હિન્દી પ્રજાનુ પોતાનું સાહિત્ય હશેજ નહિ, સસ્કૃતિ પણ નહિ હોય, અને
હિન્દી નામે ઓળખાય તે સૌ માત્ર કૃત્રિમ, નકલી માલ છે.

આજે આ માન્યતાનો કેટલેક અશે પરાભવ થવા માડયો છે આ દેશમા નવા
ગેલા દેશાભિમાને, નવી અવતરેલી પ્રજાકીય લાગણીએ, એટલુ તો અદ્યાપિ પણ સિદ્ધ
છે, કે હિન્દમા–હિન્દી પ્રજામા–વ્યક્તિત્વ, ખાસ પ્રજાકીય તત્ત્વ છે ખરૂં આપણી પ્રાચીન
કૃતિ માટે પ્રથમ માન તો દેશાભિમાનની આ ઉર્મિએ સર્વત્ર જામેલા અંગ્રેજ સામ્રા-

કાય સામે બંડ કરવાથી પ્રગટયુ હશે, એમ માની લઈએ, તો ગમે તેવા આરયાને નહિ ગણ " ગમે તેવુ તોપણ અમારૂ ' એ દૃષ્ટિએ જોતા આટલા, અમારૂ પૂર્વસંચિત જે પણ છે, તે સદંતર નાખી દેવા જેવુ, કથીર તુલ્ય કચરો નથી. પણ જેમ જેમ એ પૂર્વ મય સૂક્ષ્મ નજરે સંશોધન થવા લાગ્યુ, તેમ તેમ તેમા વ્યાપ્ત તેની ખૂબી દૃષ્ટિગોચર લાગી આપણે, અથવા આપણા પૂર્વજો, ભૂતકાળમા આટલુ કરી શક્યા હતા, એ માત્ર માત્રથી જણાઇ આવ્યુ કે આપણામા પોતામા એ શક્તિ સર્વથા નષ્ટ થઇ નહિ હોય, કરવા ધારીએ તો આજે પણ આપણે આપણીજ નવી સૃષ્ટિ મર્જી શકીએ, આપા કંઈક નવુ જગત્ જનતાને અર્પી શકીએ, અને મનુષ્યપ્રગતિમા આપણો પ્રત્નળીય ફ આપી શકીએ

હિન્દુસ્થાનનો ઇતિહાસ આટલો પાઠ તો સહજ સમજાવી શકે કે કે જ્યારે હિ જેવી પ્રજામા આત્મભિમાન પુનર્જીવ પામે, ત્યાર તેની ગમે તેવા લાંબા કાળની નિંદ્ર પછી પણ, તે નવી કૃતિ કરી શકે છે દાખલા તરીકે, જ્યારથી હિન્દુસ્થાનમા મુગલ સત્તા જામવા લાગી, અને ઇસ્લામી ઝનૂનને લીધે, ચિત્રકળા જેવી કળા પ્રતિ દુર્લક્ષ લાગ્યુ, ત્યારથી તે મુગલ સત્તા સર્વોપરિ થઇ, હિન્દી પ્રજાને એક મગરૂર કરી શકી સુધીમા, આવી કલ્પનાપ્રધાન કળાની–કળાઓની કાંઈ કદર ન કરતા અને તેથી દિનપ્રતિ એટલી અધોગતિ થતી ગઇ કે સમ્રાટ્ અકબરના સમયે તો તે મૃગત હસ્તિમા હશે નહિ તે શંકાસ્પદ થવા પામ્યુ હતુ પણ મુગલો એટલા ધર્માંધ ન હોવાથી, આવી કળ તેમના સમયમા પુનરૂદ્ધાર થવા પામ્યો તે એટલી હદ લગી કે જે વસ્તુ ચાર પાંચ સદીએ દબાઈ જઇ, નિસ્તેજ થઈ, નષ્ટ થવા લાગી હતી, તે વસ્તુ વીશ પચીસ વર્ષના ટુંક સમય સન્માન અને સહાનુભૂતિની હૂંફથી, સર્જનસિદ્ધિના શિખરે પહોંચી ગઈ બાબર હુમાયુના વખતમા જે કળા સમૂળગી નજરે પણ પડતી નહોતી, તે કળા અકબર જહાંગીરના વખતમા વિશ્વવિખ્યાત થઇ પડી હતી

કહેવાનો સાર એટલોજ કે કૂવામા હોય તો હવાડામા જરૂર આવે આપણ સંસ્કૃતિના મૂળ છે, અને તે ઉંડા તેમજ સુદૃઢ છે, એ તો ઇતિહાસ સ્પષ્ટ સિદ્ધ કરે માત્ર આપણામા આજે ઢંકાએલી જીવાયની એ શક્તિને સજીવ કરવાની જરૂર છે પ્ર કીય પ્રગતિ માત્ર એકદેશી હોઇ શકેજ નહિ અને તેથીજ હિંદમા આવેલી નવિન જા માત્ર રાજકીય ક્ષેત્રમા નહિ પણ પ્રજાજીવનના દરેક વિભાગમા દૃશ્ય દે છે સાહિ ક્ષેત્રમા પણ તેમજ થવાનુ સાહિત્ય એટલે માત્ર અન્ય પ્રજાના અનુકરણરૂપ કા નવલિકા, નાટક, નિબંધ નહિ, પણ માનવસંસ્કૃતિના પ્રત્યેક અંગમા નવીન જ્યોત જગાવ નવી સૃષ્ટિ ઉપજાવનાર, પલભર મનુષ્યનુ પામરત્વ દાબી તેનામા ગૂઢ રહેલી દૈવી શક્તિ ભાન કરાવનાર વસ્તુ છે ભારતીના મનનપરિણામે ઉપજેલા વિચારપ્રવાહથી માન જેટલી હચમચી જાય છે, તેટલી બીજી કોઈ પણ શક્તિથી થતુ નથી અને માટેજ આપણામા માન્યતા વધવા પામી છે કે આપણી પ્રજામાજ બ્રિટીશ ઝમાનામા આજ અવ્યક્ત રહેલા પણ અગાધ તત્ત્વોની ખીલવણીથી પ્રજાજીવનનો પુનરૂદય થશે

સાહિત્યનુ આ કર્તવ્ય, પ્રજાના મનસ્વીઓની પ્રત્યેક ઉર્મિ કે આશયને પોષી, પ્ર જીવનના પ્રત્યેક વિભાગ પર પ્રકાશ પાડી, તેમા રહેતા છિદ્રો ઢાંકી, તેને નડતી વિડંબન

ઘલાજ બતાવી, પ્રજાજીવનના સૂક્ષ્મ પ્રદેશો ઉજાળી, ખેડી ખીલવી ફળદ્રુપ બનાવે અને પ્રજા તમામને પ્રગતિમય બનાવવાનું સાધન થાય એવું સાહિત્યનું સ્વરૂપ હવે સમજવા લાગ્યું છે. તેથીજ આવા વૈજ્ઞાનિક વિષયોને આવાં સંમેલનોમાં આટલું સન્માનિત સ્થાન મળે છે. સાહિત્ય સર્વદેશીય થવું જોઇએ, એટલે કે મનુષ્યસંસ્કૃતિના પ્રત્યેક વિભાગને તેમાં સ્થાન મળવું જોઇએ. ખાસ કરીને, વર્તમાન સંજોગોમા, સમાજશાસ્ત્રના નિકટ સંબંધવાળા વિષયોપર ખાસ ભાર મેલાવો જોઇએ.

સમાજશાસ્ત્રપર આમ ભાર મેલી, હું બીજા વિજ્ઞાનશાસ્ત્રોની અવજ્ઞા કરવા માગતો નથી. પણ વિજ્ઞાનની દરેક પ્રગતિનું ધ્યેય મનુષ્યજીવન વધારે સુગમ અને સુખમય બનાવવાનું હોવાથી, દરેક વિજ્ઞાનનો ઉપયોગ સમાજશાસ્ત્રવેત્તાને કરવોજ પડે છે. અને તેથી સમાજશાસ્ત્રને લગતું સાહિત્ય અનિવાર્યપણે સર્વદેશીય થવા જાય છે. સમાજશાસ્ત્ર એક વિશાળ મહાસાગર છે, કે જેમા અર્થશાસ્ત્ર, ધારાશાસ્ત્ર, રાજનીતિ, સમાજરચના ઇત્યાદિ અનેક નદીઓના નીર ગળી જાય છે. દુનિયાની આધુનિક પરિસ્થિતિમાં, આ તમામ શાસ્ત્રો આજે કંઈક નવુંજ મહત્ત્વ પામી રહ્યા છે, કંઈક નવુંજ આકર્ષણ બતાવી રહ્યાં છે. યાંત્રિક યોજનામા નૈસર્ગિક શક્તિઓના ઉમેરાથી સ્થૂલ દ્રવ્યોત્પત્તિ એટલા પ્રમાણમા વધી ગઈ છે; વિજ્ઞાનની દિનપ્રતિદિન વધતી જતી સહાયથી, નૈસર્ગિક શક્તિઓનુ બળ દ્રવ્યોત્પાદક યંત્રોમા એટલા વધતા જતા પ્રમાણમા પ્રયોજાય છે, કે આજે પેદાશને અભાવે અછત; અને અછતને લીધે ભૂખમરો થવો જોઈએજ નહિ. છતાં ઉત્પાદિત દ્રવ્યની વહેંચણી આજે એવા પુરાતન, જર્જરિત, મુખાલિક તત્ત્વાનુસાર થાય છે, કે જેથી સમાજમાં અસંતોષ, અને અસ્વસ્થતા જગેજગ દ્રષ્ટિગોચર થાય છે,અને દિનપ્રતિદિન વધવા પામે છે. અર્થશાસ્ત્રીઓ કહે છે કે જ્યારે દ્રવ્યોત્પત્તિ કુદરતી કાયદાસર થાય છે, ત્યારે મનુષ્યવૃન્દમાં તેની વહેંચણી મનુષ્યકૃત ધોરણાનુસાર થાય છે. એટલે કે જો દ્રવ્યોપાર્જનમાં કુદરતનાં બળ મુજબ થતું હોવાથી, તેમાં મનુષ્યકૃતિ બહુ પરાક્રમ કરી શકે તેમ નથી, તો સામે દ્રવ્યવહેંચણીમાં મનુષ્યે રચેલી સંસ્થા, અને તેણે જ નિર્મેલા નિયમોનુંજ, આધિપત્ય છે. જે માનવશક્તિએ કે બુદ્ધિએ દેશકાલોચિત સમાજસંસ્થાઓ સ્થાપી છે, તેજ શક્તિ .અથવા બુદ્ધિ આજના સંજોગો બદલાયા જણાય, અને જૂની સંસ્થા અને કાયદા વિપરીત લાગે, તો તે બદલાવી, સુધારી નવા કરી શકે છે. પ્રાચીન સંજોગાનુસાર રચાયલા સમાજનાં મૂળમા જ અન્યાય છે. એ મૂળ એવી રીતે રોપાયાં છે, એવા ધ્યેયથી નંખાયા છે, કે જે બદલાયલી પરિસ્થિતિમાં કેવળ નિરૂપયોગી નહિ, પણ નુકશાનકર્તા થાય છે. એક છેડે અઢળક સમૃદ્ધિ, અને બીજે છેડે અસીમ દારિદ્ર જોતાંજ લાગે, કે વર્તમાન વસ્તુસ્થિતિ સુધરવાને બદલે બગડતી જાય છે. જ્યારે પ્રત્યેક નવી શોધથી મનુષ્યદરિદ્રતા ઘટવાને બદલે વધવા લાગે, જ્યારે વિજ્ઞાનની જે જે ફત્તેહથી મનુષ્યસમાજને અભિનંદન આપવાને સ્થાને પશ્ચાત્તાપ કરવાની જરૂર જણાય, ત્યારે અનિવાર્યપણે સમાજનાં મૂળ પ્રતિ, એની ગતિ તેમજ ધ્યેયપ્રતિ, એની રચનાની કારિગિરી પ્રતિ, દરેક વિચારશીલ, સર્જનશક્તિમાન વ્યક્તિનું લક્ષ દોરવાયા વિના રહેજ નહિ. સાહિત્યના જૂદા જૂદા વિભાગના અગ્રણીઓ પોતપોતાની રીતે પોતાનું નવું દ્રષ્ટિબિન્દુ વ્યક્ત કરે, અને નવી ભાવના સેવવા લાગે. તત્ત્વવેત્તા મૌલિક દ્રષ્ટિએ સમાજના મૂળ તેમજ બંધારણનું અવલોકન કરે, શાસ્ત્રી તેને પ્રગતિ આપનાર તત્ત્વોનો વિચાર કરે, અને આર્થિક પ્રશ્નો, આર્થિક સંસ્થાઓ, આર્થિક ક્રિયાની

નિરીક્ષણ કરી, નવા દૃષ્ટિબિન્દુ, નવા ધ્યેય, નવા તુલનાસાધન, નવા માર્ગ સૂચવે, જેને સામાન્યતઃ પક્ષ સાહિત્યકારો કહેવાય, તે પોતાના કાવ્ય કે કથાથી એવાજ પ્રશ્ન એવીજ સમસ્યાઓ, એવાજ માર્ગો પ્રકાશિત કરે, અને ગ્રન્થ તથા તેનાપર ધ્યાન ખેં સારાંશ એજ કે સર્વથા અને સર્વત્ર આ વિષયપર લક્ષ ખેંચાય, તેથી સાહિત્યમા સ્થાન વધે, અને જનતાની પ્રગતિ થવા પામે, સુખસંપત્તિ વધવા લાગે, અને મા દેવપદ પાસે આવતો થાય

આપણી ભાષામા હજુ આ સાહિત્ય મૂળ ભાવે, નૂતન દૃષ્ટિરૂપ જન્મ ધારી શ નથી વિચારશીલ, પ્રગતિમય માસિકોમા આવા વિષયો મનનપૂર્વક ચર્ચાય છે અને અવારનવાર દૈનિક પત્રોમા પણ તેનો ઉલ્લેખ થતો જોઇએ છીએ. પાઠશાળાએ આવા વિષયોને સ્થાન મળતુ નથી, કારણ પાઠશાળાઓની શિરોમણિ વિદ્યાપી સ્થાનિક ભાષાની પિછાનજ નથી એટલે અધ્યાપક-લેખક પોતાનુ મન્તવ્ય આ ભાષામા પ્રસિદ્ધ કરી શકતાજ નથી અમુક પ્રશ્ન વિચારવા સરકારે નીમેલી સ તિઓના અહેવાલમા તે પ્રશ્નને લગતા શાસ્ત્રિય નિયમો કે તત્ત્વો વિચારવાને ર હોતુ નથી અને હોય તોપણ તે તે કાળે રૂઢ કરી બેઠેલા તત્ત્વો ઉપરાંત નવા સર્જાય નહિ, અને તેથી આ જાતના સાહિત્યનુ ક્ષેત્ર હજુ પણ વણખેડેલુ રહ્યુ કોઈ મર્જીનાર ભાષાંતર તરીકે કે સારરૂપ પુસ્તિકાઓ પણ પ્રગટ થઈ છે પણ મૂળ રૂપે હજી આ ક્ષેત્રમા દેશી સાહિત્યકારોએ પ્રયાસ આદર્યો જણાતો નથી તેના અ કારણો છે, પણ અહિં માત્ર બે - ત્રણનોજ ઉલ્લેખ કરવો પૂરતો છે (૧) એક તો અદ્યાપિ જેને લૌકિક ભાષા કહીએ, તેની ખીલવણી એટલી હદ સુધી થઇ નથી કે તેમા વૈજ્ઞાનિક વિષયોની સુગમતાથી ચર્ચા થઈ શકે આપણે ત્યા એ વિષયોને લ વિચાર આગળ કદાપિ થયો જ નથી, અથવા એવા પ્રશ્નોએ આપણા વિદ્વાનોનું કે અશિ વર્ગનુ આજ પહેલા ધ્યાન ખેંચ્યુ નથી એ હું સ્વીકારતો નથી, અને તેથી એવા પ્રશ્ને વિષયોની ચર્ચા પૂરતો શબ્દભંડોળ મળવો અશક્ય છે, એમ હું માનતો નથી. પણ એ તો મારે પણ માનવુ પડે છે કે એવો વિષય સામાન્યપણે ચર્ચાતો ન હોવાથી, જોઇ તેના બંધબેસતા શબ્દો પ્રચલિત થઇ ગયા નથી, અને તેથી તે દરેક લેખકને લગ નવેસરથી જ ઉપજાવવા પડે છે (૨) વળી અત્યાર લગી ઉત્તમોત્તમ પંક્તિનું શિક્ષણ, શાસ્ત્રિય વિષયોમા વિચારની આપલે, હિન્દના શિક્ષિત વર્ગમા કેવળ અંગ્રેજી દ્વારા જ હોવાથી, આપણી પ્રજાની સ્થાનિક ભાષાઓ મંદ થવા લાગી છે એનો અર્થ એમ કે એ ભાષાઓમા આવા વિષયો પર વિચાર ચલાવવાની શક્તિ જ નથી પણ જેમ તેની ફળદ્રુપ જમીન લાંબા કાળ સૂધી પડતર રહેવાથી તેમા એકદમ ખેતી થઈ શકે ન અને પેદાશની આશા રહે નહિ, તેમજ હિન્દની મુખ્ય ભાષાઓનું થયુ છે ગમે તે વિષય ગમે તેવા અટપટા પ્રશ્નપર, ગમે તે સૂક્ષ્મ વિચારો વ્યક્ત કરવાની તેનામા મૂળ શ હોય તોપણ, આજે તેની કદર ન થવાથી, આજે તેનો ચાલુ શાસ્ત્રિય વિચારવાહન તરીકે વપરાશ ન હોવાથી, એ સૌ ભાષા ક્ષીણ, નિસ્તેજ, શક્તિહીન થયલી લાગી છે

આમા મુખ્યત્વે દોષ આપણો પોતાનો છે, અને બીજી પંક્તિમા દોષ આજની આપ પરિસ્થિતિનો છે આપણા વિચારશીલ સાક્ષરો માતૃભાષામા આવા વિષયો પર લખતા

તેથી; કારણ મોટે ભાગે એ પોતે પોતાના વિષયોનું અધ્યયન અંગ્રેજીદ્વારાજ કરતા હોવાથી, તેઓ એ સંબંધી વિચારપણ તેજ ભાષામા કરે છે. એ પરભાષા પણ સ્વભાષા કરતા વધારે સુગમ લાગે છે, કારણ એ ભાષા આવા સૌ વિષયયોમાં ખેડાયલી અને ખીલવેલી હોવાથી, એમા યથાયોગ્ય શબ્દસમૃદ્ધિ ઘણી સારી અને સુગમતાથી મળી આવે છે.

આ કારણ ઘણું સંગીન છે. છતા તે એકલુ જ આ પરિસ્થિતિ ઉપજાવવાને પૂરતુ થી. આપણે પરાધીન પ્રજા હોવાથી, અને આપણુ તમામ રાજતંત્ર અને રાજસત્તા રદેશી હસ્તક હોવાથી, આપણો તમામ વિચારવ્યવહાર પર ભાષામા જ થવાથી, આપણે । આપણી કૃતિ માટે કદર કરાવવા ઇચ્છતા હોઇએ તો આપણને ન છૂટકે એ પરદેશી ષામાજ આપણુ સત્ત્વ વ્યક્ત કરવું પડે છે. જે વસ્તુ મૂળ અંગ્રેજીમા લખાઈને સો ણ પાસે જઈ શકે, તે જ વસ્તુ લૌકિક ભાષામા રચી પ્રસિદ્ધ કરો તો ભાગ્યે દશ પાસે ગુ કદર કરાવી શકે. વળી અંગ્રેજીમા રચાયલી કૃતિ સર્વ પ્રાંતમા અને સારા દેશમા આલમમા પ્રસરી શકે, જ્યારે સ્થાનિક ભાષામા પ્રસિદ્ધ કરેલી વસ્તુ માત્ર તેજ પ્રાંતના કમા બહુ તો પ્રસિદ્ધ પામે. એટલે શક્તિશાળી વિષયવેત્તાઓ અંગ્રેજીમા જ પોતાનુ તવ્ય જાહેર કરવાનુ પસંદ કરે છે. આવા વિષયમા રસ લાગે, અને સમજણ પડે; વા લોકો પણ આજ સુધી વધારે સંખ્યામા અંગ્રેજીથી વાકેફગાર હોવાથી, વાચકવર્ગ પણ ારે પ્રમાણમા અંગ્રેજીમા લખતો જ મળે. વળી અંગ્રેજીમા લખાણ કુદરતી રીતે આખા તે લગતું, રાષ્ટ્રીય ' રૂપધારી બની જાય છે, જ્યારે કોઇપણ સ્થાનિક ભાષામા લખો, અનિવાર્યપણે તેનું સ્વરૂપ સંકુચિત બની જાય છે. આ તમામ કારણોને લઇને વૈજ્ઞાનિક યોમા લૌકિક ભાષામા નવી કૃતિ કરવાની જ્યા શકિત પણ હોય, ત્યા વૃત્તિ નથી તી; અને બહુધા શક્તિનો પણ અભાવ દેખાય છે.

(૩) આપણા દેશી લેખકોનો અંગ્રેજી પ્રતિ પક્ષપાત નહિ તો, અંગ્રેજી ઝબાનથી વધારે હોળા પરિચયનો પ્રથમ દોષ જાણી જોઇને કહાડ્યો છે. જો કે હું પોતે એ દોષે દૂષિત યો ગણાઉં, તોપણ મારે મારા પોતાના બચાવ ખાતર ઉમેરવુ જોઇએ કે, એમાં દોષ કલા લેખકોનો નથી. વિજ્ઞાન શિક્ષણની આપણી ઉત્તમોત્તમ સસ્થામા હજુ આપણે એજ સિદ્ધાતને વળગી રહ્યા છીએ, કે વિજ્ઞાનશિક્ષણ તો અંગ્રેજી દ્વારાજ આપી શકાય, અને આપવુ જોઇએ મૂળ તો એ પ્રથા ફક્ત પરદેશી અધ્યાપકોની સગવડ ખાતર, પરદેશી રાજતંત્રની સહાય માટે, પાડવામા'આવી હોવી જોઇએ પણ આજે એવા કોઇ કારણ બહુધા ન હોય તોપણ આપણે એજ માર્ગે પ્રયાણ કરી રહ્યા છીએ. અને જે કરીએ છીએ તે ગેરવ્યાજબી કે નિરર્થક નથી, એમ બતાવવામા આપણી બુદ્ધિદીનતા ઘણીયે વાર દશ્યમાન થાય છે હિન્દની પ્રત્યેક વિદ્યાપીઠમા સ્થાનિક ભાષાના હિમાયતીઓને, સ્થાનિક ભાષાને સહેજ પણ મહત્ત્વ અપાવવા માટે, દારૂણ યુદ્ધ કરવા પડયા છે. અને અદ્યાપિ તે યુદ્ધ સર્વથા વિજયી થયુ લાગતુ નથી.

આપણા મુંબઇ ઇલાકામા અંગ્રેજી ભાષાનુ સામ્રાજ્ય સર્વથા નિરપવાદપણે જારી રાખવાને તેના ચુસ્ત ભક્તો અનેક કારણો બતાવે છે. તે કારણોમા મુખ્ય ત્રણ છેઃ (૧) આ ઇલાકામા માત્ર એકજ ભાષા બોલાતી નથી; પણ બે મુખ્ય, અને ત્રણ ચાર કેટલેક અંશે નાની સંખ્યાની ભાષા પ્રચલિત છે. ભાષાબહુત્વને લીધે, વિદ્યાપીઠ જેવી

સાર્વજનિક સંસ્થા, કંઇ નહિ તો વહીવટની સુગમતા ખાતર, એકજ ભાષામાં અનેક વિષ શિક્ષણ આપવું બહેતર ધારે છે. (૨) ભાષાના બહુત્વ ઉપરાંત, લૌકિક ભાષાઓ એ દરજ્જે ખીલેલી નથી લાગતી, કે જેથી તે દ્વારા ઉત્તમોત્તમ પંક્તિનું શિક્ષણ વૈજ્ઞા વિષયમા આપી શકાય. અને જ્યાંસુધી જનતાની માતૃભાષા આટલી હદે ખીલવાય નહિ ત્યા લગી શિક્ષણની સંગીનતા ખાતર, શીખવનારની સગવડતા ખાતર, પરદેશી પણ એક અને સારી ખીલવણી પામેલી ભાષાજ વિદ્યાપીઠ સ્વીકારી શકે છે. (૩) આખર, એમ પ કહેવાય છે, કે અંગ્રેજી ભાષા એકજ છે કે જે આ ઇલાકાની અનેક કોમને એકમત પ્રજાભાષા કે રાજભાષા તરીકે માન્ય થઇ શકે. આમા પરદેશી લોકનો સવાલ ન ખુદ હિન્દની કેટલીક કોમ એવી કહેવાય છે,-અથવા પોતાને એવી ગણાવવામા માન સમ છે-કે જે હિન્દની એક પણ ભાષાને માતૃભાષા ગણવા માગતી નથી. અને પોતાનો સર્વ વ્યવહાર અંગ્રેજીમાજ કરવા ઇચ્છે છે. આવું કહીને અમુક કોઈ પણ કોમને બદનામી આપવા ચાહતો નથી, અને તેથી અહિં એક પણ કોમનું નામ નહિ આપુ, કે જેના આ જાતની બદનક્ષી ન્યાયપૂર્વક નાખી શકાય પણ એ પણ એક દલીલ છે, એમ કબૂલ વિના તો ચાલશેજ નહિ.

આ ત્રિવિધ કારણોમાથી એક પણ મને અમોઘ કે અપ્રતિવાર્ય લાગતું નથી મુંબ ઇલાકામા એક કરતા વધારે ભાષા બોલતી પ્રજા વસે છે, એ વાતનો કોઈ ઇન્કાર કર નથી. પણ એ પૈકી માત્ર બેજ ભાષા ખરેખર સારી સંખ્યામા લોક વાપરે છે; અને બેજ ભાષા સારા પ્રમાણમા ખીલવણી પામી છે. મરાઠી બોલનાર લગભગ એક કરોડ જેટ વસ્તી છે, જ્યારે ગુજરાતી બોલનાર પ્રજા આ ઇલાકામા ૭૫ લાખ કે તેથી પણ વધ પ્રમાણમા હશે. સિંધ હવે આ ઇલાકા બહાર ગયુ, એટલે એની ભાષાનો વિચાર કરવાનો જ નથી. કચ્છી, કોકણી, ઇત્યાદિ ભાષા તો માત્ર નામનીજ કહેવાય. કાનડી, પોર્ટુગીઝ, હિન્દી, ઉર્દુ એ ભાષાઓ ખરી. અને વિદ્યાપીઠના અભ્યાસક્રમમા તેની પણ સગવડ થવીજ જોઈએ. તેમજ જો તામીલ, તેલંગી, મલયાલી બોલનાર પ્રજા કોઇ પણ શહેરમા અમુક નિર્ણિત પ્રમાણમા જણાય, તો તેને માટે પણ નિશાળોમા તો જરૂર સગવડ થવી જોઇએ. પણ મુબઇ ઇલાકાની પ્રજાકીય-સ્થાનિક-ભાષા તો હવે માત્ર બે જ કહી શકાય.

આ બે ભાષાને આખા ઇલાકાની એકજ વિદ્યાપીઠ શા માટે તેના અભ્યાસક્રમમા સ્થાન ન આપી શકે તે હું સમજી શકતો નથી-સિવાય કે અમે અત્યાર સુધી અંગ્રેજીનેજ વિદ્યાપીઠની ભાષા માની લીધેલી હોવાથી, બીજી કોઇને પણ તેને સમાન ગણવામા પણ એક જાતનુ અંગત અપમાન અથવા રાજદ્રોહ થયો ગણીએ છીએ. આપને સૌને વિદિત તો જરૂર હશે કે વિદ્યાપીઠમા વહીવટની સુગમતા હવે ફક્ત બહાનારૂપ છે. કારણ વિદ્યાપીઠમા પ્રવેશક પરીક્ષામા અંગ્રેજી કે ગણીતશાસ્ત્ર ઉપરાંત, સૌ વિષયોની માતૃભાષામા પરિક્ષાત લઈ શકાય છે. વિદ્યાર્થીવર્ગમા તેથી અંગ્રેજીનો મહાવરો તેમજ મહત્ત્વ ઘટી ગયા હશે. તે દિનપ્રતિદિન પરીક્ષામા અંગ્રેજીના વિષયમા થતી નાપાસીથી સહજ જણાઇ આવે છે. પણ ધારો કે એ પરિણામ સદરહુ કારણે ઉદ્ભવ્યુ છે, તો પણ તેમા આ દેશને -આપણી પ્રજાને-ખાસ હાનિ શી થઇ ? વિદ્યાપીઠમા પરીક્ષા લેતી વેળા આ ભાષાબહુત્વને લીધે વહીવટ દુર્ઘટ થઈ પડયો છે એમ કોઈ કહેતું નથી. માત્ર પરીક્ષા આપતી પ્રજાની

ઙ્ગલ વધારે પ્રમાણમા થાય છે, કારણ પ્રજાના અગ્રણીઓ હવે પરભાષાને બદલે સ્વભાષાના પરાશ અને ખીલવણી પર વધારે ભાર મૂકે છે. અને તેથી અંગ્રેજીના ઉપાસકો આમ ાડકતરી રૂપે પોતાનો બળાપો નિર્દોષ વર્ગ પર કહાડે છે. ઉસાના ખાર મુસા ઉપર હાડવાની પુરાતન પદ્ધતિ આજે પણ આમ આવિર્ભાવ કરી રહી છે.

અને છેવટમાં એટલું પણ ઉમેરી દેવાની રજા લઉં છું કે ખરેખર જો વહીવટની ગવડ ખાતરજ એક ભાષા, અને તે પરભાષા, વિદ્યાપીઠમા રાખવીજ પડતી હોય, તો ોનો ઉત્તર એટલોજ છે કે હવે વિદ્યાપીઠને પણ ઇલાકાની એક માત્ર સંસ્થા નહિ, પણ રેક મુખ્ય પ્રાંતની ઇલાહેદી સંસ્થા બનાવવાનો વખ્ત આવી લાગ્યો છે. ગુજરાતી અને રાઠી પ્રજા માટે-પ્રાંત માટે-વિદ્યાપીઠ નોખી કરવાનું મને અનેક કારણસર વ્યાજબી લાગે . અને જ્યા સુધી એ નીતિ સ્વીકારાશે નહિ, ત્યાં સુધી ઉભય પ્રાત અને આખા ઇલાકાની ીલવણી આગળ વધવાને બદલે અટકાયત પામશે. પણ પ્રાતિય વિદ્યાપીઠનુ તત્ત્વ બીજા ાઇ કારણસર મંજૂર ન થાય તો પણ, માત્ર દરેક પ્રાંતની સંસ્કૃતિ ખીલવવા ખાતર થાનિક વિદ્યાપીઠની મને અત્યંત જરૂર લાગે છે; અને જ્યારે એવી નિરનિરાળી, પ્રાંતીય ેદ્યાપીઠો ઉભી થશે, કે તરતજ પ્રાતીય ભાષાખીલવણી, સંસ્કૃતિઉધાર સહજ સાંપડશે.

ઇલાકાની બે મુખ્ય ભાષા પણ-ગુજરાતી અને મરાઠી-હઝાર કે ૧૨૦૦) વર્ષની ાૂની ખેડાયલી, અને પરિપક્વ ભાષા હોવા છતાં, સંસ્કૃત જેવી સમૃદ્ધ ભાષામાથી ઉત્પન્ન યલી હોવા છતા, તે આધુનિક વિદ્યાપીઠની જરૂરિયાત માટે જોઈએ તેટલે અંશે ખીલવણી ામી નથી, એ બ્હાનુ કેટલેક દરજ્જે વધારે વજનદાર લાગે છે. પણ જ્યાં સુધી વિદ્યાપીઠ ેવી સંસ્થા આવી લૌકિક ભાષાઓની એટલે સુધી અવજ્ઞા કરે, કે તેને પોતે કરતા વિદ્યા- નમા શિક્ષણવાહન રૂપ સ્વીકારેજ નહિ, ત્યા સુધી એ ભાષાઓ જોઇએ તેટલી હદે ખીલવી કાય જ કેમ ? વિદ્યાપીઠમાં છાત્રાલયોમાં વિદ્યાદાન માટે તે ભાષા વપરાય નહિ; તેનાં ાઠયપુસ્તકો તેમા લખાયજ નહિ, તેમાં શીખવાતા વિષયોની ચર્ચા તેમાં થાય નહિ, ત્યાં ાધી તેમાં ખીલવણી પ્રગટેજ કેમ ? શબ્દકોષ યોજાય કયાથી ? અને નવીન કૃતિ તો ભવેજ શાથી ? આ દલીલ આપનામાથી કોઈ ને કદાચ ભૂલભૂલામણી જેવી-ગુંચવાયલ કોકડા જેવી-લાગે. પણ મને તો સ્પષ્ટ સિદ્ધ લાગે છે કે જ્યાંલગી આપણે આપણી સ્થાનિક ભાષાને આપણી સર્વોત્તમ શિક્ષણ સંસ્થામા ચાલુ શિક્ષણવાહન તરીકે સ્વીકારીશું નહિ, ત્યા સુધી તેની ખીલવણી અશકય છેઃ અને તેથી તેનો બહોળો વપરાશ અસંભવિત છે. અને જ્યાં સુધી દેશી-સ્થાનિક-ભાષા દરેક વિષયની ચર્ચા કરવા જેટલી ખીલવશો નહિ, ત્યાં સુધી આપણે ત્યા અપાતું શિક્ષણ સંગીન જ્ઞાન રૂપ નહિ પ્રગટે, પણ માત્ર

સમયમાં માગધી ભાષાને મહત્ત્વ મળ્યું હતું; ગુપ્ત સમયમાં કાલીદાસે વાપરેલી સં
સર્વમાન્ય હતી; અને મુગલ સામ્રાજ્ય વેળા આરબી, અને ફારસી સર્વ વ્યવહારનાં સા
રૂપ, સર્વ સંસ્કૃતિના વાહનભૂત, હતી. હિન્દી લોકને અંગ્રેજ મારફ પર ભાષા પર તિરસ્
નથી એટલુજ નહિ, પણ પર ભાષા શીખવી તેમને તો બીજા લોક કરતાં વધારે સુ
પડે છે. પણ આપણે અહીં એ વસ્તુનો ખ્યાલ ન કરીએ, તો પણ એટલું તો કહેવું જોઇ
કે જેટલે અંશે અંગ્રેજી ભાષાએ છેલ્લા ૧૦૦ વર્ષમા આપણામા પ્રજાકીય ઐક્ય
પ્રગટાવવામા સહાય આપી છે, તેટલેજ અંશે, બલ્કે તેથી વધારે પ્રમાણમા, આપ
આત્મશ્રદ્ધાહીન, નિસ્તેજ, ગુલામીવૃત્તિ અનુભવવામા પણ હથિયારરૂપ થઈ પડી છે. જો
માનસ આપણે આ ગુલામ વૃત્તિથી મુક્ત કરવા ઇચ્છતા હોઇએ, તો આપણે કોઇ
જોખમે, આપણી પોતાની ભાષાદ્વારા પોતાનીજ સંસ્કૃતિ ખીલવવી જોઇએ, કે જેથી
પ્રજામા આત્મશ્રદ્ધા પુનઃ પ્રદિપ્ત થાય; અને માનસિક પરતંત્રતા નાબૂદ બને.

હિન્દમા કે આ ઈલાકામા એવી ભલે અમુક કોમો હોય કે જે જન્મતઃ હિન્દી
હોવા છતા, હિન્દની એક પણ ભાષાને પોતાની માતૃભાષા માનવા તૈયાર નથી; અને કે
અંગ્રેજીનેજ રાજભાષા તેમજ ગૃહભાષા અને દેશભાષા મનાવવા ચાહે છે. પણ આવી કે
જો ખરેખર હસ્તી ધરાવતી હોય, તો તે અતિ જ જૂજ સંખ્યાની છે. તેનુ જરા પ
મહત્ત્વ હોય—જેની આવી મનોવૃત્તિને જરાપણ પોષણ મળતું હોય, તો તે અંગ્રેજી શાસ
આભારી છે; અને દેશની માનસિક ગુલામિયત કાયમ કરવામા સહાયરૂપ છે. હિન્દ
કોઈપણ કાળે ૩૫ કરોડ માણસો આવી પરભાષા સ્વીકારી નહિ શકે, એમ કહેવા
જરૂર નથી, કારણ કે તે સ્વતઃ સિદ્ધ છે. અને પરભાષાથી આપણું પ્રજાકીય ઐક્ય વ
પ્રાબલ્ય પોષાય, સત્ત્વ સમર્થ થાય, એ માનવુ અશક્ય છે. અંગ્રેજીને બદલે બીજી કે
હિન્દી ભાષાજ સર્વમાન્ય, સર્વોપયોજિત રાજભાષા,—પ્રજાભાષા,—બને તે સંભવિત તેટ
ઇચ્છનીય છે. પરંતુ દેશ તમામમા આંતરપ્રાંતીય વ્યવહાર માટે, આપણે હિન્દ
હિન્દુસ્થાનીને નિર્ધારીએ, તેનો ઉપયોગ કરીએ, તેની ખીલવણી અને પ્રવૃદ્ધિ ખંત તેટલ
હર્ષથી કરીએ, તો જે નેમ આજે અંગ્રેજીની સહાયથી સિદ્ધ કરવાનું કહેવાય છે, તેજ
અતિ જ વધારે પ્રમાણમા, અતિ જ વધારે સુગમતાથી સાધી શકાશે. અને સાથે સ
જેમ આજે અંગ્રેજીના સર્વત્ર પ્રાધાન્યથી હિન્દની તમામ ભાષાની અવજ્ઞા થવા પામી
તેવી રીતે હિન્દની એક ભાષાને રાજભાષા કરવાથી બીજી તેટલી જ ખીલેલી હિ
ભાષાની દુર્દશા થશે નહિ, પણ સમર્થન થશે.

આવા કારણસર, મારી માન્યતા, મારૂં ધ્યેય તો એમ છે, કે હિન્દના દરેક પ્રાં
સર્વોપરિ વિદ્યાપીઠમા તે તે પ્રાંતની પ્રજાભાષાને સર્વ વિષયમા અને અતીમ ઉત્કૃષ્ટ પ
અભ્યાસ માટે, શિક્ષણવાહન બનાવવાની અનન્ય અગત્ય છે. જો કોઈ પ્રાંતમાં પ્રજા
કરતાં વધારે ભાષા વાપરતી હોય, તો તે તમામ ભાષાને આવા ક્ષેત્રમાં, અને અ
મતલબસર, સમાન સન્માન આપવું જોઈએ. જો વહીવટની સગવડ ખાતર, અ
એવા જ કોઇ ભળતા સબબસર, સર્વોપરી વિદ્યાપીઠ પ્રાંતિય ભાષાને, ભાષાબહુત્વને લ
આવું સ્થાન ન આપી શકે, તો તે પ્રાંતમા ભાષાનુકૂળ વિભાગવાર પૃથક્પૃથક્ વિદ્યા
યોજાવા જોઈએ, કે જેથી કરી આવો બનાવટી પ્રશ્ન રહેવા પામે જ નહિ. મારી અં

ાન્યતા મુજબ હિન્દુસ્થાનના કેટલાંક પ્રાતો એવી કૃત્રીમ રીતે યોજાયલા છે, જેમાં જાકીય ઐકય ભાવ યોજવો મુશ્કેલ છે. વહીવટ માટે એકજ ગણાતા પ્રાતમા વસતી સ્તવિક રીતે એક કરતા વધારે સંસ્કૃતિની પ્રજા પરસ્પર બધુભાવ રાખવાને બદલે, ઇર્ષા ને અદેખાઇનો ભોગ બને છે. આ ઇલિકામા ગુજરાતી–મરાઠીની અતિ જ હાનિકારક રિફાઇ આપણામાથી ઘણાકે પ્રત્યક્ષ અનુભવી હશે. મુબઈ જેવા ઉભય સામાન્ય થકમા તો તે અત્યંત હાનિકારક નીવડે છે, અને રોજ દરેક ક્ષેત્રમા દેખાવ દે છે.

આવા અનુભવને પરિણામે આપણે જો પ્રાતીય ભાવ વધારે અને વધારે પ્રમાણમા ાવવા માડીએ, તો પ્રજાકીય ઐકયતા અને રાષ્ટ્રિય બળ જન્મેજ કેમ? એના કરતા તો ઝાર દરજ્જે બહેતર છે કે આપણે ઇલાકાની એકજ વિદ્યાપીઠને બદલે ગુજરાત અને હારાષ્ટ્ર જેવા દેખીતા જ ભિન્નભિન્ન પ્રાત માટે ઇલાહેદી પ્રાતિય વિદ્યાપીઠ સ્થાપીએ, ને જરૂર પડે તો એ પ્રાતોને પણ પૃથક્પૃથક્, જેમ સિન્ધને ઇલિકાથી જુદું કર્યું તેમ, રી દઇએ પ્રાતીય સ્વાતંત્ર્ય અને પ્રાતીય વ્યક્તિત્વ વ્યક્ત કરવું લાભદાયી કે હાનિકારક ; દેશના ઐકયની નજરે તે સાધનીય કે વર્જનીય છે; સમાજસુધારા ખાતર, નવી રચના ાતર, એ રાજનીતિ બળવત્તર કરવી કે પડતી મેલવી, તેનો વિચાર કરવા અહીં અવકાશ ી. પણ હું જાતે એમ માનુ છુ કે જ્યા સુધી પરદેશી સત્તા એ પોતાની સગવડ ખાતર ન્દના કરેલા કૃત્રીમ ભાગલા કે પ્રાતો આપણે નાબૂદ નહિ કરીએ, અને પુનઃ નૈસર્ગિક ભાગો સજીવ કરીએ નહિ, ત્યા સુધી દેશનુ દારિદ્રય ટળશે નહિ.

ગમે તે રીતે પણ હિન્દના દરેક પ્રજાકીય, અથવા તો ભાષાકીય–સંસ્કૃતિસર–પ્રાતમાં, પ્રાતની ભાષાને શિક્ષણવાહન બનાવવાની અનિવાર્ય અગત્ય છે. પ્રાતીય ભાષા ખીલવ-થી, પ્રાતીય સંસ્કૃતિ સુઘટ બનાવવાથી, હિન્દના પ્રજાજીવનમા ભાગલા પડવાને બદલે તે ત્તરોત્તર વધારે સંગીન અને સબળ થતુ જશે. અને તેથી હિન્દની પ્રજાકીય સંસ્કૃતિ, ાચીન તેમજ અર્વાચીન, ભૂતકાળસચિત, પૂર્વજોત્પાદિત તેમજ નવીન સૃષ્ટિ, એટલે અશી ાજીવ થશે કે જેથી આદમ જાતની પ્રગતિમા, દુનિયા તમામના ઉદ્ધારમા, સમાજમાત્રની ી સંકલનામા, હિન્દી પ્રજા જે આજ સુધી માત્ર નકલ કરતી, ગુલામ કોમ બોજારૂપ ની છે, તે પોતાનુ યોગ્ય સ્થાન પુનઃ ગ્રહણ કરે, અને પોતાને ફાળો આપવા માડે.

જે ચિન્હો પ્રજાને પ્રજા તરીકે અથવા તેની ભવિષ્યની પ્રગતિમાં હાનિકારી ન હોય, સૌને પુષ્ટિ આપવા, સંરક્ષણ કરવામાં સર્વથા લાભજ જણાય છે.

પ્રાંતિય ભાષા ખીલવવાનું આધુનિક ઝમાનામાં એક ખાસ કારણ છે કે જે ક 'કાળમાં કદાચ તેટલા પ્રમાણમાં નઝરે નહિ આવતું હોય. આજે આપણે પ્રજાક રાજતંત્રની અભિલાષા પોષી રહ્યા છીએ; અને રાજતંત્રમાં દરેક ફેરફાર કે સુધારા એ નઝરે કરવાનો દાવો કરીએ છીએ. પ્રજાકીય રાજતંત્રના સમયમાં દરેક આર્થિક, સામાજિ રાજદ્વારી પ્રશ્નને લગતી રાજનીતિ પ્રજાની બહુમતિ અનુસાર અખત્યાર કરવી પ હવે જો પ્રજા-મતદાર પ્રજા-પોતાનો અભિપ્રાય દરેક પ્રશ્નપર સુવિચારસર વ્યક્ત કર ચાહે, અથવા પ્રજા સમક્ષ દરેક પ્રશ્નને લગતી સપક્ષ તેમજ વિપક્ષની દલીલો સંગીનપ રજુ કરી પ્રજામત કેળવવા ઇચ્છો, પ્રજાનું યુથબળ મેળવવા માગો, તો અવશ્ય પ્રજા રોજીંદી ભાષાજ ખીલવવી પડશે; તેમાંજ તે દલીલો રજુ કરવી પડશે, અને તે મારફત પ્રજાનો અભિપ્રાય મેળવવો જોઇશે. મુંબઇ ઇલાકાના ૩૦ કે ૪૦ લાખ મતદારોમાં ભાગ્યેજ એક લાખ જેટલા પણ અંગ્રેજીથી એટલી હદ તક વાકેફ હશે કે જેઓ આ પ્રશ્નની ચર્ચા અંગ્રેજીમા કરી શકે અથવા અંગ્રેજીમા થતી સમજી શકે. બાકીમાંથી મો ભાગને તો પોતાની ભાષામા પણ અક્ષરજ્ઞાન જેટલું પણ ભાગ્યેજ હશે. આવી પ્રજા પા સ્થાનિક સિવાય બીજી કોઇ પણ ભાષામા ચાલુ રાજનીતિને લગતા પ્રશ્નપર ચર્ચા થ શકેજ નહિ; અને કરો તો ભેંસ પાસે ભાગવત વાચ્યા કરતાં વધારે સારૂં પરિણામ નહિ આવે

વળી પ્રજા સમસ્તને,-અને ખાસ કરીને તેના મતદારવર્ગને-હવે આવા વિષય અલગ રાખી શકાશે નહી. કારણ પ્રાંતીય સ્વરાજ્યના ઝમાનામાં, જેટલા પ્રમાણ રાજસત્તા પ્રજાધીન થઇ કહેવાય અથવા પ્રજાને જવાબદાર બની પણ ગણી શકાય, તેટ પ્રમાણમાં પ્રજાના હકનો, પ્રજાના સુખનો, પ્રજાની પ્રગતિનો વિચાર પ્રજાને પોતાને કરવો પડશે. એ હક્ક, એ સુખ, એ પ્રગતિ આર્થીક અને સામાજિક પ્રશ્નોમાં રેખ રેખાએ જડાઇ બેઠા છે. આર્થિક કે સામાજિક વિષયો હવે ફક્ત વર્તમાન પત્રોની હદ પૂરવા માટે, કે ચર્ચામંડળમાં ચર્ચા કરવા પુરતા નથી, પણ રાજનીતિ સાથે અતંરંગ સંબંધ ધરાવનારા બન્યા છે એટલે પ્રજાને તેમાં રસ તેમજ સ્વાર્થ છે; અને સ્વાર્થ ત્યાં અધિકાર છે. માટે જો પ્રજાભાષા પૂરેપૂરી ખીલવો, અને તેમાં દરેક શાસ્ત્રીય યા સામાજિ કે આર્થિક વિષયો સુગમતાથી ચર્ચવા જેટલી શબ્દસમૃદ્ધિ મેળવો, તોજ પ્રજાબળ કેળ શકાશે, તેની સહાયથી કરવા ધારેલા સુધારા કરી શકાશે.

સ્થાનિક સંસ્કૃતિ જાળવવામા, દરેક પ્રાંત કે કોમની ભાષા તેમજ તે દ્વારા ખીલે સાહિત્ય ઇત્યાદિ ઉત્તેજવામાં, દેશની એકતા, સંગઠનને અનેકધા ટેકો મળે છે. કારણ કે દરેક કોમની કે પ્રાંતની સંસ્કૃતિમાં જરાપણ સત્ત્વ ન હોત, તો તે આટલી આપણ ઐતિહાસિક મુશ્કેલી છતાં, અત્યાર લગી કાયમ રહેવા પામતજ નહિ. યુનાન અને મિશ્ર સંસ્કૃતિના નામ સિવાય કશું અવશેષ રહ્યું નથી, તેમ આપણી પ્રજાની સંસ્કૃતિ પ અદ્યાપિ નષ્ટજ થઇ ગઈ હોત પણ અનેક વિઘ્ન અને વિરોધી તત્વો છતાં, આજ લગ પણ કાયમ રહેલી હિંદની પ્રજાકિય સંસ્કૃતિ કે વ્યક્તિત્વ જરૂર કંઇ એવું સત્ત્વ ધરાવતી

શે, કે જેથી એ વિઘ્ન અને વિરોધનો ભોગ બની ભસ્મીભૂત થઈ ન ગઇ. જો ભૂતકાળના તિકૂળ સંજોગો છતા, આજલગી દરેક મોટી કોમની ભાષા અને સંસ્કૃતિ સજીવ રહી છે, ા આજે આપણે જાણી જોઈ તેને નષ્ટ ન કરીએ. એટલુંજ નહિ, પણ તેમાથી ભવિષ્યના આપણા સમાજોદ્ધાર કે સમાજની પુનર્ઘટના માટે પણ નવું કૌવત મેળવવાની આશા રાખી શકીએ છીએ. આ ઝમાનો પ્રજાતત્રનો છે. પણ તેમા દેખીતી બહુમતિવાળો વિભાગ જો પોતાની નાની સંખ્યાની કોમ કે વિભાગને સર્વથા દાબી દેવા ખાયસ ધરાવે, તો તે પ્રજામાં શાંતિ. ઐક્ય, અવિચ્છિન્ન અને સવમાન્ય, સર્વસાધિત પ્રગતિ નહિ, પણ ખૂનામરકી અને અવનતિ થવા બહુજ વધારે સંભવ રહેશે. પ્રજાકીય ઝમાનામાં, દરેક વ્યક્તિત્વ ભોગવતી કોમના વ્યક્તિત્વને સમૂળું નષ્ટ કરવાને બદલે, તેની સહાય પણ જો નૂતન સમાજની પુનર્ઘટના માટે મેળવી શકાય, તો તે અવશ્ય ફળદ્રુપ થવાની. પ્રજા તમામમા જેમ પ્રજાકીય પ્રશ્નોની ખરી પિછાન પડે; સામાજના ગહન પ્રશ્નોની ગુંચવણની ઓળખાણ થાય, પ્રગતિનાં મૂળ તત્ત્વો અને તે સિદ્ધ કરવા આદરવા પડતા પ્રયાસ, તેમજ ખેડવા પડતા જોખમની સમજણ પડે, ત્યારેજ સમાજરચનાને ન્યાયી તેમજ પ્રગતિમય બનાવવાને લોકમત કે બહુમતિ મેળવી શકાય.

આવી જાતનું જ્ઞાન પ્રજામા ઉતારવા માટે પણ તેની લૌકિક ગ્રામ્ય ભાષાને વાહનરૂપ બનાવવાની અગત્ય છે. આપણને આપવામા આવતા શિક્ષણ સામે, અને તેને વાસ્તવિક જીવનમા વ્યકત કરતી વેળા, આપણી સામે મુખ્ય ટીકા એકજ સાભળવામાં આવે છે કે એ શિક્ષણ સૌ નકલી છે; એ જ્ઞાન આપણને રગેરગ પ્રસરી ગયુ નથી, અને આપણામાં એ આત્મભૂત એટલે લગણ થવા પામ્યુ નથી, કે જેથી આપણે આપણુ વ્યક્તિત્ત્વ આપણેજ ઉપજાવેલી નવી કૃતિમાં દર્શાવીએ. જો આ ટીકા વ્યાજબી હોય, તો તેનું મૂળ કારણ એકજ: આ તમામ શિક્ષણ આપણે પરભાષાદ્વારા મેળવ્યું છે, એટલેજ આપણે તે સાથે તન્મય થઈ શકયા નથી. કોઈ પણ વિષયમા, કોઈ પણ પ્રજાને જ્યા સુધી સ્વભાષામા શિક્ષણ કે જ્ઞાન આપવામા ન આવે, ત્યાંસુધી તે પ્રજાને તેવા જ્ઞાનથી ખરેખર ફાયદો થવો કઠિન છે. માટેજ હું આગ્રહ કરૂં છું કે આપણી તમામ નિશાળો, પાઠશાળાઓ અને વિદ્યાપીઠોમાં લૌકિક ભાષાદ્વારાજ દરેક વિષયમા તાલીમ અપાવી જોઇએ. અને દરેક વિજ્ઞાનના વિષયમાં તેવી ભાષાનુ સાહિત્ય યોજવા દરેક વિદ્યાપીઠોએ ખાસ પ્રયત્ન કરવો જોઈએ; દરેક સ્થાનિક સરકારે સહાય આપવી જોઈએ; અને અગાઉથી નિર્મિત સમયમા, પહેલેથીજ ધારેલી હદ સુધી તે ભાષાની ખીલવણી કરી આપવી જોઇએ. આથી આપણે બીજી પરદેશી ભાષાનુ જ્ઞાન સદંતર ત્યાગ નહિ કરી દઈએ, કે તે પ્રતિ બેકદર પણ નહિ બનીએ. જેમ આ ભારત દેશની અનેક કોમ વચ્ચે ઐકયની જરૂર છે, તેમજ માનવતા તમામમાં પણ તેવોજ ભ્રાતૃભાવ ખીલવવાની જરૂર છે. અને તે ખીલવવા ખાતર પ્રજાપ્રજાની પરસ્પર ભાષાઓ જાણવાની જરૂર અહર્નિશ રહેશે, અને તે માર્ગેજ જનતા તમામનો પુનરૂદય કરી શકાશે પણ તે કરવા માટે જ્યાસુધી ભિન્નભિન્ન વ્યક્તિત્ત્વ કાયમ છે, તેની ભિન્નભિન્ન સંસ્કૃતિ સજીવ છે, ત્યાંસુધી તેને હસ્તિમાં પણ ન ગણીએ, તો તો પ્રજાપુનરૂદ્ધારના સ્વપ્નાં પણ સેવવાં અશકય છે.

આટલું જો માન્ય હોય તો આપણી પોતાની ગુજરાતી ભાષા ખીલવવા માટે, અને

તેમાં સર્વદેશીય સાહિત્ય ઉપજાવવા કે સંપાદવા માટે. એ મત હોઇ શકેજ નહિ. ચ
અર્થશાસ્ત્રના અને સમાજશાસ્ત્રના વિભાગનીજ વાત કરીએ, તો એ વિભાગમાં આ
પોતેજ પ્રગટાવેલું, નવી સૃષ્ટિરૂપ, ગુજરાતી ભાષામાં સાહિત્યભંડોળ નજીવો છે. અર્થ
અને સમાજશાસ્ત્ર ગુજરાતીમાં ચર્ચવાં આજ પણ અશક્ય નથી. જો કે કોઇ કોઇ જગો
આપણને યથાયોગ્ય શબ્દો એકદમ મેળવવા કઠિન લાગે. તો પણ, એ શાસ્ત્રાનુકૂળ શબ્દ
વલી મેળવવી અશક્ય નથી. પણ જ્યાં સુધી એ શાસ્ત્રો મૂળથીજ આપણે ત્યાં આપ
ભાષામા સેવાતાંજ ન હોય, ત્યાંસુધી આપણે ત્યાં એવા સાહિત્યની વાતજ શી ? હિન્
સ્થાનના દરેક પ્રાતમા, અને લગભગ દરેક ભાષામાં, આજે આ વિષયો પ્રજાપ્રિય
એ તો દરેક વિદ્યાપીઠના વિદ્યાર્થીસંખ્યાના વિષયવાર ભિન્નભિન્ન વિભાગનું અવલોકન કરી
અથવા રોજીંદા વર્તમાનપત્રો પર નઝર નાંખીએ તો સહજ જણાઇ આવે. પણ વિદ્યાપી
નો વિદ્યાર્થીવર્ગ, એટલે હિન્દી પ્રજામા ભાગ્યે દર દશ હઝારે એક. જે જ્ઞાન પરભાષાદ્ર
પણ આટલી અલ્પસંખ્યામા પ્રસરતુ હોય, તે જ્ઞાન પ્રજાકીય તો નજ કહી શકાય. હિન
પ્રજાના આજના અનેક વાસ્તવિક સવાલો સાથે આ વિષયનું જ્ઞાન અત્યંત અનલગ
સંબંધ ધરાવે છે. હું આગળ ઉલ્લેખ કરી ગયો તેમ, આજે બીજી પ્રજામાં દર વર્ષે ચ

ુ કરવામા સાર જોતા નથી. તેમના પગારનો વધારો, તેમના હોદ્દાનુ મહત્ત્વ આવું મ જેમ ઓછુ કરે તેમજ સારી રીતે જળવાઇ રહે અને તેથી જે વર્ગ પાસે આવા સ્ત્રિય વિષયમા નવા સાહિત્યની આપણે વધારેમા વધારે આશા રાખી શકીએ, તે વર્ગમા આશા ફળીભૂત થતી નથી

બીજુ કારણ એ કે આપણા આવા વિષયના અભ્યાસકોને માતૃભાષામા પોતાના તે ત્ત્વેના મનનને વ્યક્ત કરવાને અવકાશ કે ઉત્તેજન મળતા નથી નવલિકા લખો તો વેચી કા નિબધો પણ કદાચ વર્તમાન પત્રો નજીવુ મહેનતાણુ આપી ખરી દે પણ આવા ષયપરના શાસ્ત્રિય ગ્રથો નવી કૃતિ, નવા વિચાર આલેખવા આપણી ભાષામા લખાયા ય, તો તેને પ્રસિદ્ધ કરવા માટે નથી કોઇ સસ્થા કે નથી કોઈ સાહસ ખેડનાર પ્રકાશક ૃાનિક સશોધન રાજ્ય કે તેની અગભૂત સબળ મસ્થાની સહાય વિના થઇ શકે હે આપણી વિદ્યાપીઠોને તો આપણી પોતાની ભાષા શાસ્ત્રિય કે વૈજ્ઞાનિક વિભાગમા ાસ ઉત્તેજન આપી ખીલવવાની વૃત્તિજ નથી બલ્કે એવી ભાવનાની પણ તે વિરોધી હોય અને ખાસ કરીને અર્થશાસ્ત્ર કે સમાજશાસ્ત્રના વિષયમા રાજ તરફથી ઉત્તેજન તો દની વર્તમાન પરિસ્થિતિમા મળેજ કેમ? કારણ આ શાસ્ત્રોનો જેમ જેમ સગીન અભ્યાસ ો જશે, હિન્દી વિદ્વાનો જેમ જેમ એમા ઉંડા ઉતરતા જશે, અને સ્વતત્ર વિચાર કરવા ાગશે, તેમ તેમ તેમને આજે જે નીતિસર હિન્દમા રાજસત્તાના મૂળ વવાયા છે. અને જે તે આપણા આર્થિક પ્રશ્નોનો ઉકેલ થાય છે, તે નીતિ અને તે તત્ત્વો સૌ અન્યાયી, નિકારક, અનિષ્ટ લાગ્યા વિના રહેશેજ નહિ એક વેળા એક વિદ્વાને એમ કહ્યુ હતું કે ઇ પણ અર્થ-શાસ્ત્રીને જરા પણ નખ લગાડી જુઓ તો તમને તેમા સમાજવાદી દેખાયા ના રહેશે નહિ Scratch an Economist, and you will find a Communist. હિન્દના અર્થશાસ્ત્રિ માટે એટલુ તો આ ન્યાયસર કહી શકાય કે તેમાથી ને જરા પણ નખ લગાડશો તો રાષ્ટ્રવાદી જણાઇ આવશે,-સિવાય કે તેનો રોટલો તેને રકારવાદી કરી દે અને એ સ્થિતિ આપણા અર્થશાસ્ત્રી પૈકી સેકડે નેવુ ટકાની હશે ષ્ટ્રીય બુદ્ધિના અર્થશાસ્ત્રીને પરદેશી રાજતત્ર કેમ પોષી શકે?

કર્યા વિના વિખરાઇ જઇએ છીએ. જો આટલું જ આવાં સંમેલનોનું ધ્યેય અને અ
આપણું કર્તવ્ય હોય, તો તો આવા સંમેલનો કરવાની પણ જરૂર નથી.

પણ હું માનું છુ કે આવા સંમેલનો દ્વારા આપણા ઉછરતા સાહિત્યકારોને, ઉ
શીલ વૈજ્ઞાનિકોને, પોતાની જ ભાષામા વ્યક્ત કરવાના વિચાર પ્રગટ કરવામાં જે મુશ્કેલીઓ
પડે છે, તેનો કાઇક ખ્યાલ જનતા સમક્ષ રજુ થઈ શકે; અને આવી પરિષદોના અગ્રણીઓ
સંચાલકો ધારે તો તેનો ઉપાય પણ યોજી શકાય. અહિં મળેલા જે કોઈ ભાઇ-બ્હે
કંઇપણ સંગીન સાહિત્ય ઉપજાવવા કોશીશ કરી હશે, તેને ખચીત અનુભવ થયો હ
કે, આવા વૈજ્ઞાનિક વિષયનો ઉંડો અભ્યાસ કરવો મુશ્કેલ નથી, પણ ઉલટો આલ્હાદક
આજે નવા ખ્યાલો, નવા સંજોગો, દેશદેશના ભિન્નભિન્ન ઉપાયો કે યોજનાઓ એટએટ
જાણવામા આવે છે કે આ વિષયમા વિચાર કરવો પણ આકર્ષક છે; લખાણ કરવું પ
અશક્ય નથી; અને સદંતર નવી સૃષ્ટિ ઉપજાવવી અસભાવ્ય નથી. પણ એ લખાણને પ્ર
કરવા જ્યારે પ્રયત્ન કરો, ત્યારે ન મળે પ્રકાશક, ન મળે ઉત્તેજક, કે ન મળે પોતા
ગાંઠના સાધન. અને તેથી જેને ઘડીભર પોતાના ખ્યાલ વ્યક્ત કરવા ઊર્મિ પણ થતી હ
જેની માતૃભાષામા સારી રીતે એવા વિચારો વ્યક્ત કરવાની શક્તિ પણ હશે, તેઓ પ
વાર એ સ્વપ્ન સેવી, તેને નિશ્વાસભર નિરાશાથી પડતા મેલી દે છે. એક ઝમાનો એવો હ
કે આ દેશમા કવિઓ, સાહિત્યકારો, વિદ્વાનો સર્વત્ર સન્માનિત હતા. અને તેથી જ પ્રાચ
કવિએ કહેવાની હિંમત કરી કે **स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते.** પ
જો એ કવિ આજે હયાત હોય, અને વસ્તુસ્થિતિથી વાકેફ હોય, તો હું માનું છુ કે
જરૂર ગણગણત.

**प्रज्ञाभि· सेव्यन्ते राजपुरुषाः । सर्वत्र पूज्यन्ते लक्ष्मीपतिकाः ॥**
**विद्वांसः सर्वथा तिरस्क्रियन्ते । वैज्ञानिकास्तथयमंस्यन्ते किल ॥**

આ લીટીઓ કાવ્યાદર્શના નિયમાનુસાર લખાઇ નથી; પણ હિન્દની વર્તમાન પરિસ્
તિનો તેમા સારો આવિર્ભાવ છે, એવો હું દાવો કરૂં છું.

બીજા બધા દેશો કરતા હિન્દમા આજે આર્થિક અને સામાજિક શાસ્ત્રની ખીલવણ
અને તેમા પણ હિન્દીવાનકૃત હિન્દી પરિસ્થિતિના વિચારપૂર્વક કરેલ નવી કૃતિ ઉપ
વવાની, ખાસ અગત્ય છે. હિન્દી પ્રજા હવે કેવળ નામના સ્વરાજથી સંતોષાશે નહિ;
આર્થિક સ્વરાજ તેમજ મૌલિક સમાજપુનર્ઘટના કરવા તત્પર થઈ છે. એવે સમયે, હિ
કેવી રીતે પ્રયાણ કરવું, બીજી પ્રજાનો તેવાજ વિષયને લગતા તેવાજ પ્રશ્નોનો ક
ઉપાયનો ક્યા સુધી દાખલો લેવો, સમાજમા મૂળ ઘાલી બેઠેલા અન્યાયતત્વોને કેમ
કરવા, એનો વાસ્તવિક તેમજ ફળદાયી વિચાર હિન્દ માટે હિન્દીવાનજ કરી શકે. આપ
પ્રશ્ન પર બીજા લોકના દ્રષ્ટિપાત આપણને ચેતવણીરૂપ કદાચ થાય, પણ આધારભૂત
નહિંજ બને. અને બીજી પ્રજા એ પોતાના સ્થાનિક પ્રશ્નો-જે આપણા તેવા પ્રશ્નોને મળ
પણ હોય-તેનો કેવી રીતે કયે માર્ગે નિકાલ આણ્યો કે ઉપાય યોજ્યો, તેનુ આંધશ્રદ્ધા
કેવળ અનુકરણ કરવામાં પણ આપણું શ્રેય નથી. આપણે આપણો અનુભવ જાતેજ મે
વવો પડશે, કારણ આપ મુવા વિના સ્વર્ગે જવાય નહિ. આજે હજુ પણ આપણે આપ
પોતાના મુલકમા વાસ્તવિક સત્તા ધરાવતા નથી, એટલે હજુ; આપણે સમાજમાં મૌલિ

તેટલા જ પ્રમાણમાં તેને આ અટપટા પ્રશ્નની ઉકેલના મુશ્કેલ છે. આપણી કુટુંબરચના, દાયભાગવિધિ, સ્ત્રિઓની આર્થિક સ્થિતિ, વર્ણાશ્રમધર્મની યોજના, ઇત્યાદિ અનેક સંસ્થા એવી જડભરત થઇ ગઇ છે, કે તેને ઉખેડવા અથવા સુધારી વર્તમાન સંજોગોને અનુકૂળ બનાવવા માટે બીજા દેશોને કરવો પડયો છે, તેના કરતાં આ દેશમાં દશગણો વધારે પ્રયાસ કરવો પડશે. અને તે ઉપરાંત આપણા સમાજમાં હવે પ્રગટતા નવા ઉદ્યોગને અંગે ઉદ્ભવેલા નવા આર્થિક અન્યાયો ટાળવા માટે, તે કરતાં પણ વધારે જહેમત ઉઠાવવી પડશે. એનો આખરી ઉકેલ ગમે તેવી રીતે થાય; પણ આટલું તો ચોકસ માનવાની ફરજ પડે છે કે જો તે ઉકેલ માત્ર કોઇ પરદેશી પ્રજાએ કરેલા પ્રયોગની નકલ જ હશે, તો તે કદીએ આ દેશને માન્ય નહિ થાય, અને માફક પણ નહિ આવે. આપણે આપણા સ્થાનિક સંજોગો, લૌકિક ભાવનાઓ, ઐતિહાસિક તત્ત્વોનો ખ્યાલ રાખવોજ પડશે.

હું જાતે માનું છું કે એ સર્વ તત્ત્વોને યોગ્ય સ્થાન આપ્યા પછી પણ આપ એવી રીતે આપણા પ્રશ્નોનો ઉકેલ આણશું કે જે મુડીવાદ કરતાં સામ્યવાદીને વધ અનુસરતું લાગે. પણ એ પરિણામ આવે તો પણ, તે આપણા સ્થાનિક સંજો અને ઐતિહાસિક સત્વોની અવજ્ઞા કરવાથી તો નહિજ આવે. રાષ્ટ્રિય વિપ્લવ સમાજસુધારાનો એક સામાન્ય અને કુદરતી માર્ગ ગણીએ તો પણ, તે વિપ્લવ અંગે જન્મ પામતી નવી સમાજરચનાને સંગીન કરવા માટે, તેનાં મૂળ તત્ત્વે દૃઢ કરવા ખાતર, સ્થાનિક સંજોગો અને ઐતિહાસિક સત્વોને ખાસ ધ્યાનમાં રાખ પડશે. અને માટેજ આવશ્યક છે કે આપણે આપણા દેશને લગતા આર્થિક અ સામાજિક પ્રશ્નો કે સંસ્થાઓનો માત્ર તે તે પ્રશ્ન કે તે તે સંસ્થા તરીકે એકદેશીય અભ્ય કરવાનો નથી; પણ તેનો મૌલિકપણે, શાસ્ત્રિય પદ્ધતિએ, સર્વદેશીય નઝરે, અભ્યાસ ક મનન કરી, આપણને દેશકાલોચિત ઉપાયો કે ઉકેલના સૂચવવી પડશે. તેનાં વિરોધી તર આપણા આ અનિવાર્ય કાર્યને અટકાવે નહિ, માટે આ પ્રદેશમાં પ્રયાસ કરનાર વિચા શીલ લેખકોને આપણી હિન્દી કે સ્થાનિક ભાષામાં એ વિષયનું સ્વતંત્ર સાહિત્ય પ્રગટાવવા દરેક રીતે સહાય અને ઉત્તેજન આપવું જોઈએ.

આમાં મુશ્કેલી કેટલી નડે છે તેનો ખ્યાલ કરવો હોય, તો હાલ તરત ઉદ્ભવે એક રાષ્ટ્રીય પ્રકાશન સંસ્થાની કહાણી આપને ટુંકમાં કહી સંભળાવું. પંડિત જવાહીરલ ન્હેરૂ, આચાર્ય નરેન્દ્ર દેવ અને આ સેવકે મળી આ સંસ્થા ઉભી કરવાનું સાહસ ખે છે. સંસ્થાની નેમ એવી છે કે આપણા પ્રજાજીવનને લગતી દરેક આર્થિક કે રાજકી સંસ્થા-પછી તે સરકારી હોય કે પ્રજાકીય,-બિનસરકારી હોય-તેનો શાસ્ત્રિય નઝરે અભ્યા કરવો. તેની ખૂબી વિચારવી; તેનો બીજા દેશની તેવીજ સંસ્થા કે વહીવટ સ મુકાબલો કરવો; અને દેશકાળોનુચિત, નેમજ મૂળ આશય અનુસાર કેટલા અને કે ફેરફારની આવશ્યકતા છે તે પણ બતાવવું. હિન્દી પ્રજા જે કાળ જાય છે તેમાં સ્વરા મેળવવાની તો ખરી. પણ એ સ્વરાજ મેળવ્યા પછી, તેનો અમલ કરવા માટે, દેશ રાજસત્તા પ્રજાકીય બનાવ્યા પછી પ્રજાએ અદ્યાપિ પોષેલા આશય સિદ્ધ કરવા મા આપણને આધુનિક રાજતંત્રનાં અનેક ખાતાં, તેની અનેક વ્યવહારવિધિ અને વહી ખુમારી, અને તે દ્વારા કરી શકાતી પ્રજાની દુર્દશા કે અભિવૃદ્ધિ સાધવાની સમજ મે

ાતી અંતીમ જરૂર છે. પ્રજાને મોખરે ગણાતા નાયકો આજે કેવળ પ્રજાકીય યુદ્ધપ્રયોગમાં ાગૂલ હોવાથી, તેમને આવી સંસ્થાઓ અને પ્રશ્નનો મૌલિક અભ્યાસ કરવાની, તત્સં- ાીમાહિતિ મેળવવાની, બીજા દેશોની તેવી જ સસ્થા કે વહીવટ સાથે મુકાબલો કરવાની, છા નથી, અવકાશ નથી, કે શક્તિ નથી. પણ આજના સેનાનીઓ એવા અભ્યાસની ાત્યતા ન જોય તોપણ આપણે આખરે તે કરવો તો પડશે જ. માટે આજથી જ ા આરંભ કરવો જરૂરી જણાયો. **સંસ્થા ઉત્પાદક લોકની મૂળ મકસદ એવી ઠર છે કે: આટલા વાસ્તવિક અભ્યાસને અંતે આપણે આજે જે તની સમાજરચનાની પુનર્ઘટના ઇચ્છીએ છીએ, તે સમાજવાદ કે મ્યવાદ તત્ત્વાનુસાર યથાશક્તિ, યથામતિ, યથાનુકૂળ રચાય.** નવી ાદ્ધિ ઉત્પાદન કરવાના સાધનો, તેની વ્હેચણી કરવાની સંસ્થાઓ કે ધારાધોરણ, ો ઉત્પત્તિનો વપરાશ કરવા આવશ્યક વ્યાપારસાધન, પ્રજા સમસ્તની સત્તા થઈ ા, પ્રજા સમસ્તને આધીન રહે, અને નહિ કે વ્યક્તિગત શોષક સત્ત થઇ પડે– એવા થી આ યોજના આદરી છે All means of Production, Distribution d Exchange must be socialised. આ નેમ બર લાવવા માટે, જોકે પ્રત્યેક યા કે પ્રશ્નનો પારગત અભ્યાસક તેનો શાસ્ત્રિય વિધિએજ અભ્યાસ કરવાનો, તોપણ તે ક સંસ્થાનું પ્રજાના સમસ્ત જીવનમા આજે વાસ્તવિક સ્થાન સમજાવવા માટે એક ાદ્ઘાત રૂપ, અને બીજું આખરમા ભવિષ્યમા એ પ્રત્યેક સંસ્થાને કેવી રીતે સુધાર- ાી, બદલાવવાથી, સામ્યવાદી તત્ત્વાનુસાર સમાજરચનાને તે સુધારેલી સંસ્થા પોષણકર્તા ા, એમ બે પ્રકરણ પુસ્તકમાળાના સંપાદકો દરેક ગ્રંથમા પોતેજ લખશે.

અત્યાર લગી કરેલા ખ્યાલ મુજબ, આ યોજનામા લગભગ ૮૦ કે ૯૦ સંસ્થા કે ાનો ઉપર જણાવેલી રીતે અભ્યાસ કરવાનો ખરડો તૈયાર કર્યો છે. તે એવા આશયથી જ્યારે આપણે વાસ્તવિક સ્વરાજ સંપાદન કરી શકીએ, અને સમાજની મૌલિક ર્ઘટનાની કોઈપણ વાસ્તવિક યોજના હાથ ધરી શકીએ, ત્યારે આ પુસ્તકમાળાના ગ્રથોના ાીમ પ્રકરણ પર નજર નાખવાથી માર્ગ મળી શકે. અમારી આ યોજનામા પ્રધાન ભોગવતી એક ખૂબી એવી છે કે મજકૂર સંસ્થાદ્વારા પ્રગટ થતા પ્રત્યેક ગ્રથનું હિન્દની ય ભાષાઓમા ભાષાતર વા અનુવાદ અવશ્ય કરવો અથવા કરાવવો. હિન્દી અને , બંગાળી, મરાઠી, ગુજરાતી, એ ઉત્તર અને મધ્ય હિન્દની ભાષા; અને દક્ષિણમાં ંગી, તામીલ, કાનડી, મલયાલી ભાષામા દરેક પુસ્તકનુ ભાષાતર કરવું અથવા કરાવવું. ાાતર કરી તે તે પ્રાતની પ્રજામા વેહેંચવા માટે પ્રત્યેક પ્રાતમા જો કોઇ પણ આવા ાષમા રસ લેતી સંસ્થા મળી આવશે, તો યોજનાના સંચાલકો અવશ્ય તે સ્થાનિક યા દાનજ આવું કામ પ્રસિદ્ધ કરવાનુ યોગ્ય માનશે. આ માર્ગે હિન્દનું હિન્દીવાનકૃત ર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રનું સાહિત્ય ખીલાવી શકાશે સ્વતંત્ર કૃતિ અને નવા વિચાર ોદ્ધિ પામશે. એટલુજ નહિ, પણ એ સૌ સાથે સાથે દરેક મુખ્ય સ્થાનિક ભાષામાં ા લખાવાથી, તે સૌ ભાષાની સમૃદ્ધિ પણ ખીલવી શકાશે. વળી પુસ્તકમાળાનો ઉદ્દેશ પણુને વર્તમાન પરિસ્થિતિના સંજોગ તેમજ ઐતિહાસિક સત્વોને ખાસ લક્ષમાં રાખવાનો ાથી, એ દ્વારા એ વિષયોમા આપણી લૌકિક સસ્કૃતિને પણ વ્યક્ત કરી શકાશે.



શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહ
વિજ્ઞાનવિભાગના પ્રમુખ



શ્રી ભોગીલાલ કેશવલાલ પટવા
વિજ્ઞાનવિભાગના મંત્રી

## બારમી ગુજરાતી સાહિત્ય પરિષદ-સંમેલન-અમદાવાદ.

# વિજ્ઞાનવિભાગના અધ્યક્ષનું ભાષણ.

ારીઓ અને સદ્ગૃહસ્થો,

વિજ્ઞાનવિભાગના પ્રમુખ તરીકે મારી પસંદગી કરીને પરિષદ્‌ના સત્કારમંડળે મારી
: તે પદ સ્વીકારવા માટે પત્ર લખ્યો ત્યારે તેનો ઉત્તર આપતાં મેં વિલંબ કર્યો હતો.
એક કારણ તો મારા વ્યવસાય ઉપરાંત આ કામ માથે લેવાની મારી યોગ્યતા વિષે
ા. બીજું કારણ વિજ્ઞાનના પ્રદેશમાં સંગીન કામ કરવાનાં સાધનોની ઉણપ. હું તરતજ
પના પ્રવાસેથી પાછો આવેલો હતો અને ત્યાંની સંપત્તિ અને વૈજ્ઞાનિક પ્રગતિ જોઇને
ાણી વિજ્ઞાનવિમુખતા વિષે હતાશ થયેલો હતો. આવાં કારણો છતાં ગુજરાતી
ામાં વિજ્ઞાનના પ્રચારને માટે મારે યથાશક્તિ ફાળો આપવો જોઇએ, અને
રાતી પ્રજાને વિજ્ઞાનપ્રેમી બનાવવાનાં મારાં સ્વપ્નાં સિદ્ધ કરવાનો આ સારો પ્રસંગ
છે એમ ધારીને આ જવાબદારીવાળું પદ સ્વીકારવાનો નિશ્ચય કર્યો. હું હજુ પણ
છું કે મારા કરતાં વધારે યોગ્ય વ્યક્તિ શોધી કઢાઈ હોત તો મને ઘણોજ આનંદ
નથી મ્હારામાં સાહિત્યક કે સાક્ષરની ખ્યાતિ કે ગુણ; નથી મ્હારી લખવાની શૈલી
ા કે સુગમ; નથી રહી મ્હારામાં વૈજ્ઞાનિક લેખાવાની લાયકાત, કારણકે રસાયનવિજ્ઞાના
ાપકનું કામ છોડયાને ત્રેવીસ વર્ષ થઈ ગયાં છે. વિજ્ઞાનવિષયક બે પુસ્તકો લખવાથી
ાહિત્યક થયો છું એમ હું માનતો નથી. વૈજ્ઞાનિક અન્વેષકો કે લેખકોના સૈન્યમાં
રણ સૈનિક તરીકે પણ કામ કરવાની યોગ્યતા મારામાં હું જોતો નથી તો પછી સેનાની
હું શોભુંજ કેમ ? તે છતાં તે નાનાં પણ બહાદુર સૈન્યનો વિજયધ્વજ ઉંચકવાનું અને
જીવનના જોખમે પણ ઉંચો ફરકતો રાખવાનું કાર્ય કરવાને તત્પર છું. આ કાર્યમાં
ેનો પ્રસંગ પ્રાપ્ત કરાવી આપવા માટે સત્કારમંડળનો અને પરિષદ્‌નો ઉપકાર માનું
સાથે સાથે આશા રાખું છું કે વૈજ્ઞાનિક સાહિત્યના ઉત્તેજન માટે આવશ્યક સાધન
સામગ્રીની યોજના કરવામાં સત્કારમંડળ પાછળ પડશે નહીં. મહાસભાઓમાં

સેવા કરવાનો આ પ્રસંગ પરિષદનું કાર્યવાહક મંડળ જવા નહીં દે એવી વિનતી કરું તે વ્યર્થ નહીં જાય, આ સંબંધમાં પરિષદના અધિકારીઓ ગુંચવણો આવતી હોય તો સમભાવ અને સહકારવૃત્તિથી ઉકેલ થઈ શકે છે એટલી નોંધ લેવાની જરૂર જોઉં છું

## પરિષદની વિજ્ઞાન સંબંધી પ્રવૃત્તિનો ઇતિહાસ

૨ સાહિત્ય પરિષદના આ બારમા અધિવેશનના પ્રસંગે વિજ્ઞાનસંબંધી તેની આ સુધીની પ્રવૃત્તિની સમાલોચના કરવાનું આ યોગ્ય સ્થાન સમજું છું એપ્રીલ ૧૯૦૫ પહેલું અધિવેશન થયાને આજે એકત્રીશ કરતાં વધારે વર્ષ થયા છે, ત્રણ દાયકા સૈકાનો લગભગ ત્રીજો ભાગ કોઈ પણ પ્રજાના ઇતિહાસમાં ઠેક નહાનો સમય નહીં તે સમયમાં આ અગત્યના વિષય સંબંધી આપણી સાહિત્યની પરિષદ સંસ્થાએ કર્યું છે તે જાણવાની જરૂર તો સ્પષ્ટ છે આપણી ઇતિહાસની ભાવના એટલી આછી અને સાધનોની ન્યૂનતા એટલી પ્રસિદ્ધ છે કે થોડા વર્ષ પછી આ સમાલોચના માટે સાધનો પણ નષ્ટ થઈ જશે એમ મને લાગે છે ઘણુંખરું પરિષદના કેટલાએક "રીપોર્ટ" નકલો મને પરિષદના મુંબાઈના કાર્યાલયમાંથી પણ મળી શકી નહીં અને જે મળી તેને માટે પણ અસાધારણ પરિશ્રમ ઉઠાવવો પડયો હતો અને અનેક મિત્રોને તસ્દી આપવી પડી હતી આ સ્થિતિને સુધારવાની જરૂર છે, એ તરફ પરિષદના કાર્યકર્તાઓનું ધ્યાન ખેંચવાની રજા લઉં છું

૩ ૧૯૦૫ની પ્રથમ પરિષદના "આમુખ"માં તેના આદ્ય મંત્રી સદ્ગત શ્રી ગોવર્ધનરામભાઈએ પરિષદની પ્રવૃત્તિમાં વિજ્ઞાન વિષે ખાસ ભાર મૂકયો હતો "સાયન્સ અભ્યાસ માટે જોગવાઈ અને રૂચિ ઉત્પન્ન કરવા ... હુન્નરઉદ્યોગના વિકાસ અને પ્રગતિ આવશ્યક એવા રસાયનશાસ્ત્ર યંત્રશાસ્ત્ર, વિદ્યુતશાસ્ત્ર, અને જીવનશાસ્ત્રના મૂળ તત્ત્વો સરલ ભાષામાં દરેક ગુજરાતી સરતી રીતે પ્રાપ્ત કરી વાંચી શકે એવા ઉપાયો સૂચવવા યોજવા" આ શબ્દોમાં તેમણે વિજ્ઞાન સંબંધી પ્રવૃત્તિ વિષે સ્પષ્ટ આલેખ કર્યો છે તે પરિષદના સત્કારમંડળના પ્રમુખ શ્રીયુત રમણભાઈએ પણ "પદાર્થવિજ્ઞાનનું સાહિત્ય ગુજરાતી ભાષામાં કેવી રીતે ઉત્પન્ન કરવું અને પદાર્થવિજ્ઞાનની પરિભાષા ગુજરાતી શી રીતે ઉતારવી" એ વિષયોની ચર્ચા ઉપર ખાસ ભાર મુકયો હતો પ્રમુખ શ્રી ગોવર્ધનરામભાઈએ પણ ઉપસંહારના ભાષણમાં સાયન્સની અગત્ય વિષે ચર્ચા કરી હતી "સાયન્સ મ્હોડે કરવા કરતા એનો ઉપયોગ વધે તેવું કરવાની જરૂર છે" એ શબ્દે પોતાનું શાણું મંતવ્ય પ્રદર્શિત કર્યું હતું "સાયન્સ (વિજ્ઞાનશાસ્ત્ર)નું સાહિત્ય" વિષય ઉપર એક જુસ્સાદાર નિબંધ લખીને શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ વિજ્ઞાન સાહિત્યના બહોળા ફેલાવા માટે ખાસ ધ્યાન ખેંચ્યું હતું, તે નિબંધ પ્રમાણે ઈ સ ૧૮૫૨ માં પણ સ્ટુડન્ટસ લીટરરી અને સાયન્ટિફીક સોસાઈટી મારફત રા. મોહનલાલ રણછોડદાસ, પ્રાણલાલ મથુરાદાસ ગંગાદાસ કિશોરદાસ વગેરે ગુજરાતીઓએ વિજ્ઞાનના પ્રચારને માટે સારૂં કામ કર્યું હતું તેજ પરિષદમાં "સાયન્સ પરિભાષા" વિષે રા શંભુપ્રસાદ શિવપ્રસાદ મ્હેતાએ નિબંધ લખીને આ વિષયની અગત્ય દર્શાવી હતી

૪. **બીજી** સાહિત્ય પરિષદ્ ૧૯૦૭માં મુંબાઇ ખાતે ભરાઇ હતી. સત્કારમંડળના ખ શેઠ પુરૂષોત્તમ માવજી અને પરિષદ્‌ના પ્રમુખ દી. બા. કેશવ હર્ષદ ધ્રુવ એ નાં ભાષણમાં વિજ્ઞાનસાહિત્યના વિકાસની આવશ્યકતા વિષે સ્પષ્ટ ઉલ્લેખ છે. રા. શંકર નર્મદાશંકર પંડ્યાનો "વિજ્ઞાનના અભ્યાસની આવશ્યકતા અને તેનાં સાધનોનો ાર" એ વિષય ઉપરનો નિબંધ તેમનાં વાંચન, મનન, અને વિજ્ઞાન પ્રત્યેના પ્રેમની ી પુરે છે.

૫. સાહિત્ય પરિષદનું **ત્રીજું** અધિવેશન ત્રણ વર્ષ પછી રાજદ્વારી રાજકોટ- હતું. તે વખતે પણ બહારના ઠાઠથી અંજાઈ ગયા વિના પ્રમુખ શ્રી. અંબાલાલ કરલાલે વિજ્ઞાન વિષે ખાસ ભાર દીધો હતો. "છેક ગરીબમાં ગરીબ સ્ત્રીપુરૂષને પણ ાન, વાંચન અને ગણિતના સંસ્કાર તથા સામાન્ય વિજ્ઞાનનું જ્ઞાન મળવું આવશ્યક છે." પદની કારોબારી કમિટીને પણ ધન્યવાદ ઘટે છે કે નિબંધો માટેની આમંત્રણપત્રિ- ાં "વિજ્ઞાન" વિષય માટે એક સ્વતંત્ર વિભાગ યોજ્યો હતો, અને તેમાં ત્રણચાર ા નિબંધો પણ મેળવ્યા હતા. તેમાં આયર્લેંડના ખેતીવાડી ખાતામાં બિયાવાના દાણા રીતે નાણી જોવામાં આવે છે તે સંબંધી વિદેહી રા. ગણપતરામ દયાશંકર મ્હેતાનો ત્ર અને ઉપયોગી લેખ અપૂર્વ ગણાય. પરંતુ આ પરિષદનું સર્વથી અગત્યનું કાર્ય ાળ એકઠું કરવાનું અને તેમાથી વિજ્ઞાનને માટે ખર્ચ કરવાની યોજના સ્થાપવાનું હતું. પરિષદે નીચેનો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો હતોઃ-'આ પરિષદ્‌નું તમામ ખર્ચ ા તેમજ રીપોર્ટ, નિબંધસંગ્રહ, આદિના વેચાણથી જે રકમ ઉત્પન્ન થાય તેમાંથી બ્યા પછી, જો કાંઈ રકમ બાકી રહે તો તે રકમ **વિજ્ઞાન, ગણિત, વગેરે વિષ- ના વ્યાખ્યાનોની છપામણી** માટે, તથા એવાં વ્યાખ્યાનોમાં જોઇતાં ચિત્રો માટે રવી." આ પ્રમાણે વિજ્ઞાન વિષે વ્યાખ્યાનોને અગ્રસ્થાન આપીને આ પરિષદના દીર્ઘ- ટવાળા કાર્યકર્તાઓએ વિજ્ઞાનની અગત્ય સ્પષ્ટ શબ્દોમા સૂચવી હતી. પરિષદ પાસે સારૂં ભંડોળ છે, તો તેમાથી આ કામમા યોગ્ય રકમ વ્યવસ્થાપૂર્વક ખર્ચાય એવી શા રાખવી અનુચિત નથી.

૬. **ચોથી** પરિષદ્ વડોદરામાં **૧૯૧૨**માં **દી. બા.** રણછોડભાઇ ઉદયરામના પ્રમુ- ણા નીચે મળી હતી. તેમના સર્વગ્રાહી અને વિશાળ દૃષ્ટિવાળા ભાષણમાં "વિજ્ઞાન- યક સાહિત્ય" વિષે ઉંડી સમજથી વિવેચન કર્યું છે. આવા સાહિત્યની ઉપયોગીતા ભાર મુકવા ઉપરાંત તેમણે આ વિષયનાં તે વખતે પ્રસિદ્ધ થયેલાં મુખ્ય પુસ્તકોની ાલોચના થોડા પણ અસરકારક શબ્દોમાં કરી હતી. નિબંધોની માગણી માટે તૈયાર ી પાકી વિષયયાદીમાં "વિજ્ઞાનશાસ્ત્રનું સાહિત્ય શી રીતે વધી શકે" તે ઉપર નિબંધ ાવીને પરિષદના નિયામકોએ પોતાનો વિજ્ઞાનપ્રેમ દર્શાવ્યો હતો. વળી રા. વિજય- ા કનૈયાલાલ ધ્રુવે "સૃષ્ટિસૌન્દર્ય" ઉપર વિદ્વત્તાભરેલો અને રસમય વૈજ્ઞાનિક નિબંધ યો હતો. તે વખતે ગુજરાતની ભૂસ્તર પરિસ્થિતિના ઇતિહાસ દર્શાવનાર નકશા બનાવીને હત્ય પરિષદમાં વિજ્ઞાન કેમ લોકપ્રિય કરી શકાય તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત આપ્યું હતું.

૭. સુરતમાં **૧૯૧૫**માં ભરાયેલી **પાંચમી** પરિષદમાં પ્રમુખપદેથી શ્રીયુત નરસિંહ- **ભોળાનાથે** વિજ્ઞાનના સાહિત્યની ઊનના વિષે ખાસ ભાર દીધો હતો "જીવનચરિતનું

સાહિત્ય, દર્શન (તત્ત્વજ્ઞાન)નું સાહિત્ય, વિજ્ઞાનનું સાહિત્ય—એ મહત્ત્વના વિભાગોમાં આપણા સાહિત્યના મંદિરમાં લગભગ ખાલીજ છે" ગુજરાતી કવિઓમાં શ્રીયુત નર્મદાશંકર જેવા વિજ્ઞાનના, વિજ્ઞાનની ચોકસાઈના, અને વિજ્ઞાનની અદ્દભુતતાના ઉપાસક મેં નથી એ મે ભાગ "વિજ્ઞાનવિચાર"માં મમત્વ્યું છે તેમની વિજ્ઞાનના ખંડ ખાલી રહેવાની ફરિયાદ એ પણ એમની વિજ્ઞાનપ્રીતિ દર્શાવે છે પરિષદમાં વિજ્ઞાનવિષયક નિબંધોની સંખ્યા નહીંજ જેવી હતી પણ "ગુજરાતી સાહિત્ય" એ શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રીનો નિબંધ બાગથી સત્તરમા શતકના ગુજરાતી વૈજ્ઞાનિક સાહિત્યના ઇતિહાસના સાધનરૂપે ઉપયોગી છે તેમાં ઔપપત્તિક વિજ્ઞાન શાખામાં કેટલું કામ થયું હતું અને થાય છે તેનું સુંદર દિગ્દર્શન કરવામાં આવે પરિષદે કરેલા ઠરાવોમાં પણ વિજ્ઞાનવિષયક ગ્રંથો, ભાષણો અને વિજ્ઞાનશાળાને માટે ખાસ ભાર મુકવામાં આવ્યો હતો આ રીતે વિજ્ઞાન અને સાહિત્યનો સંબંધ રીતે સચવાયો હતો

૮ અમદાવાદમાં ૧૯૨૦માં ભરાએલી છઠ્ઠી પરિષદમાં આ સંબંધ અસત' નીવડ્યો હતો પરિષદમાં વિજ્ઞાનવિભાગને સ્વતંત્ર સ્થાન પહેલીવાર આપીને વ્યવસ્થાપકોએ પોતાની વ્યવહારબુદ્ધિ પ્રદર્શિત કરી હતી પ્રોફેસર સાંકળચંદ હેરાલાલ શાહને વિભાગના પહેલા પ્રમુખનું પદ આપવામાં આવ્યું હતું તેમણે પોતાની સાદી પણ શૈલીમાં શિક્ષકો અને સાહિત્ય વિજ્ઞાન સાહિત્ય પારિભાષિક કોષ, આપણું કર્તવ્ય ભાગ પાડીને પોતાના ભાષણ દ્વારા વિજ્ઞાનપ્રીતિ ઉપજાવવાનો સફળ પ્રયાસ કર્યો હ વખતે નિબંધો પણ સારી સંખ્યામાં મળ્યા હતા તેમાં "વિજ્ઞાન અને કળા" ઉ વિજયશંકર કનૈયાલાલ ત્રવેદીનો અને 'વિજ્ઞાનની પરિભાષા" વિષે રા. કલ્યાણરાય ન જોષીનો એ ઉંચી કક્ષાના છે પરંતુ સૌથી અગત્યનું કાર્ય તો વિજ્ઞાનના સાહિત્યન જનાર્થે વિજ્ઞાનસમિતિની સ્થાપના થઈ તે હતું આ સમિતિને નાણાની ચોગ મળતાં થોડાં વર્ષ કામ સારું થયું મ્હારી સૂચનાથી વિજ્ઞાનના ઉત્સાહી ડૉ. ચુનીલાલ ખાડીલાલે સ્વ દોલતરામ કાશીરામ પંડિતના ટ્રસ્ટીઓ તરફથી રૂ ૧ મેળવી આપ્યા હતા ટ્રસ્ટીઓની યોજના અંગ્રેજી ન જાણનાર ગુજરાતી શિક્ષકોને ના વિષયોનો પરિચય કરાવવાને માટે ભાષણો ગોઠવવાની હતી, વળી આ ભાષણો વીને શાળાઓમાં વહેંચવાથી શિક્ષકો મારફત બાળકોના મનમાં વિજ્ઞાનના અંકુરો ફુટશે આશા હતી સમિતિએ મુંબાઇમાં ૭, અમદાવાદમાં ૧૨, અને વડોદરામાં એ ૯ ગોઠવ્યા હતા અને ભાષણો છપાવીને ગુજરાતશાળાપત્ર મારફત વહેંચવાની ગોઠવણ કરી હતી આ ભાષણો પારિભાષિક શબ્દોની યાદી સાથે ૧૯૨૪માં પ્રસિદ્ધ કર આવ્યા હતા, પરંતુ ત્યારપછી સમિતિના ઉદ્યોગી અને કાર્યદક્ષ મંત્રી રા. પ્રીત વ્રજરાય દેસાઈ અન્ય પ્રવૃત્તિમાં રોકાઈ જવાથી આ સમિતિનું કાર્ય પડી ભાગ્યું સમિતિની પાસે આવેલા નાણામાંથી રૂ ૩૦૦ બચત છે અને તે ખાડીલાલના ઉત્સ મારી મારફત ફાર્બસ ગુજરાતી સભાના હસ્તક રાખવામાં આવ્યા છે

૯ ૧૯૨૪માં ભાવનગરમાં ભરાયેલી સાતમી પરિષદનો રીપોર્ટ અત્યાર પ્રસિદ્ધ થયેલા બધા રીપોર્ટો કરતા વધારે દળદાર અને સંગીન છે તે સંમેલનમાં વિ

વિભાગને છૂટો રાખવાની પદ્ધતિને વધારે ટેકો અને મગહન મળ્યુ હતુ આ વિભાગમા ાત સારા નિબધો રજુ કરવામા આવ્યા હતા, વિજ્ઞાનવિભાગની સ્વતત્ર બેઠકમા ૩૫ ગૃહસ્થો હાજર હતા, અને વિજ્ઞાનની પરિભાષા અને વિજ્ઞાનસમિતિએ કરવાના કાર્યની રૂપરેખા સબધી વિવેચન થયુ હતુ વિજ્ઞાનસમિતિના સાત સભ્યો ઉપરાત બીજા ચોવીસ સભ્યોનુ સલાહકારક મડળ નીમવામા આવ્યુ હતુ વિજ્ઞાન વિભાગના પ્રમુખ ડૉ કાન્તિલાલ છગનલાલ પડયાના ભાષણમા એમની સરલ અને પ્રાસાદિક શૈલીમા વિજ્ઞાનના મહિમાનુ અને વિજ્ઞાનવિષયક કાર્યદિશાનુ ઉત્તમ વિવરણ છે બધી દૃષ્ટિએ આ પરિષદ્ની બેઠકમાથી વિજ્ઞાનવિષયક સાહિત્યપ્રવૃત્તિમા સારી પ્રગતિ થવાના શુભ ચિન્હો દેખાતા હતા પરતુ સયોગવશાત્ આગળ કશુ કામ થયુ નહી

૧૦ પરિષદ્નુ **આઠમુ** અધિવેશન ૧૯૨૬ના એપ્રીલમા મુબાઇમા થયુ હતુ આ બેઠકમા વિજ્ઞાન વિભાગ કે વૈજ્ઞાનિક વિષયો તરફ સ્પષ્ટ ઉદાસીનતા જોવામા આવી હતી સત્કાર મડળના પ્રમુખ દી બા કૃષ્ણલાલ ઝવેરીએ ગુજરાતની સાહિત્યની ઉણપમા કોશ વ્યાકરણ, ઇતિહાસ, અને સર્વમાન્ય જોડણી એ ચારજ જણાવ્યા હતા પ્રમુખ સર રમણભાઇ **નીલક**ઠે પણ વિજ્ઞાનના સાહિત્ય સબધી સ્પષ્ટ ઉલ્લેખ કર્યો નહોતો, પરિષદે ચૌદ ઠરાવો પસાર કર્યા હતા પરતુ તેમાથી એકમા વિજ્ઞાન સબધી ઇશારો સરખો પણ નહોતો આગલી પરિષદે નીમેલી વિજ્ઞાન સમિતિના સભ્યોના નામ રીપોર્ટમા છપાએલા જોવામા આવે છે પરતુ તે સમિતિને સજીવન કરવાને અથવા તો તેની પાસેથી કામ લેવાને કાઇ પણ ગોઠવણ કરવામા આવી નહોતી આ વિજ્ઞાનવિમુખ વાતાવરણમા આશાના બે કિરણો જોવામા આવતા હતા એક તો ઉપપ્રમુખ ડૉ કુવરજી નાયકની પ્રતિભાશાલી વક્તૃ વકળાથી વગાયેલો ' રસાયનશાસ્ત્રની સેવા " વિષેનો નિબધ, અને બીજુ શ્રી વિજયરાય ધ્રુવે "સાહિત્ય અને કળાના ક્ષેત્રમા વિજ્ઞાનનો હક્ક ' વિષે કરેલુ રસમય વિવેચન

૧૧ મુબાઇની પરિષદની વિજ્ઞાન તરફની ઉદાસીનતાનો ઉત્તર, નડીઆદમા આઠ૦ગર ૧૯૨૮મા ભરાયેલી **નવમી** પરિષદના સત્કારમડળે વિજ્ઞાનવિભાગની સ્વતત્ર યોજના કરીને સચોટ રીતે આપ્યો પરિષદના પ્રમુખ અનેકવિદ્યાસપન્ન આચાર્ય શ્રી આનદશકર ધ્રુવે વિજ્ઞાનના લોકપ્રચાર સબધી તત્ત્વસ્પર્શી સૂચનાઓ કરીને ગુજરાતી સાહિત્યનો વિકાસ સર્વતોમુખી કેવી રીતે કરી શકાય તે દર્શાવ્યુ હતુ વિજ્ઞાન વિભાગના પ્રમુખ ડૉ કુવરજી નાયકે તેમના સાત પાનાના ટુકા પણ અસરકારક ભાષણમા ગુજરાતી ભાષામા વિજ્ઞાનના પ્રચારને માટે જોસભેર દલીલ કરી હતી " કયા તો આપણી પરિષદે વિજ્ઞાન વિભાગ તરફ પૂરતુ લક્ષ આપી એને કેળવવા અથાગ પરિશ્રમ આદરવો જોઇએ, અથવા જો સ હિસ પરિષદ એને સાવ કુ બચ્ચુ ગણતી હોય તો તે વિભાગ કાઢી નાખવો જોઇએ" આ ખુલ્લા દીલના સ્પષ્ટ શબ્દોની શુ અસર થઈ તે ત્યારપછીની પરિષદના અહેવાલમા

લનમાં આ વિભાગને તિલાંજલી આપવામાં આવી હોય એમ દેખાય છે. બને પરિ.
વિદ્વાન પ્રમુખોના ભાષણોમાં વિજ્ઞાનવિષયક સાહિત્ય વિષે–તેની ઊણપ વિષે–તેના વિ
સંબંધી ચિન્તા કે સૂચના કરવામાં આવી નહોતી, નડીઆદની પરિષદના વિગ્રહી અને
વાતાવરણમા પ્રમુખથી ભૂલાભાઇ દેસાઇની આવી ભૂલ થાય તો ક્ષમ્ય છે પરંતુ ૧૯
શિયાળાની ઠંડીમાં ભરાયેલાં પરિષદના સંમેલનમા વિજ્ઞાનની વિસ્મૃતિ અક્ષમ્ય ગ
દી. બા. કૃષ્ણલાલભાઇએ ૧૯૦૫ના સમયમાંજ વિજ્ઞાનના સાહિત્યની અગત્ય દર્શ
હતી પરંતુ લાઠીપરિષદના પ્રમુખસ્થાનેથી એમણે આ સંબંધી ઈશારો સરખો પણ
નહોતો. લાઠી સંમેલનના અહેવાલ ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે નિબંધ સ
વિજ્ઞાનના પ્રભાવ કે મહિમાથી અજ્ઞાત નહોતી કારણકે વિજ્ઞાનવિષયક નિબંધો માટે માં
તો કરેલી. પરંતુ આ સંબંધી કોઇનો આગ્રહ ન હોવાને લીધે વિજ્ઞાન તરફની પરિ
નેતાઓની ઉદાસીનતાને લીધે વૈજ્ઞાનિક સાહિત્યના સર્જન કે ચિંતનનું કામ વિસારે પ

**૧૩. વિજ્ઞાન સમિતિના પુનરુદ્ધારની જરૂર**—આ સમાલોચના ઉ
દેખાશે કે અત્યાર સુધીની એકત્રીસ વર્ષની કારકીર્દિમા ગુજરાતી સાહિત્ય પરિષદનાં ર
આર સંમેલન થયા, તેમાથી ત્રણજ વખત વિજ્ઞાનવિભાગને સ્વતત્ર સ્થાન આપવામાં ર
હતું. અમદાવાદની ૧૯૨૦ની પરિષદ વખતે સ્થપાએલી વિજ્ઞાનસમિતિએ ભાવન
પરિષદ સુધી એટલે ચારપાચ વર્ષ સારૂં કામ કર્યું પરંતુ ત્યાર પછી વિજ્ઞાનવિભા
આવેલી શિથિલતા દૂર કરવાનો ઉપાય હજુ સુધી શોધી કઢાયો નથી. હું આશા રાખુ
કે અમદાવાદના આ વ્યવહારકુશળ વાતાવરણમા વિજ્ઞાનવિભાગનો પુનર્જન્મ થાય
વખતે વિજ્ઞાનસમિતિનો પણ પુનરુદ્ધાર કરવામાં આવશે. સાધારણ સાહિત્યના વિ
માટે પ્રજાજીવનના નવયુગના પ્રાણવન્ત બળો ઉપરાત વધારે ઉત્તેજનની જરૂર રહેતી
પરંતુ વિજ્ઞાનવિષયક સાહિત્યની જેટલી અગત્ય છે તેથી વધારે તેની ઊણપ છે
તેટલાજ પ્રમાણમા ખાસ પ્રેરણા અને વ્યવસ્થાપૂર્વક ઉત્તેજનની જરૂર છે. વિજ્ઞા
પુસ્તકોના પ્રચારમા નફો કે કીર્તિ મળતાં નથી; લેખકોની સંખ્યા નાની છે; પારિભા
શબ્દોના અભાવને લીધે અંગ્રેજી ભાષાદ્વારા નિષ્ણાત થયેલા વિદ્વાનો આ કામ માથે
અચકાય છે પ્રકાશકો અને લેખકો, ધનવાનો અને વિદ્વાનોનો સહકાર યોજવાનું
આ વિજ્ઞાનસમિતિ સારી રીતે કરી શકે. આ સમિતિને પરિષદનો આર્થિક અને ન
ટેકો મળે અને પરિષદ પોતાના ભંડોળમાથી અથવા બીજું ભંડોળ વધારીને આ સમિ
ચેતનવાન્ બનાવે તો પારિભાષિક શબ્દકોષ તૈયાર કરાવવાનું, સંશોધન અને અન્વે
સાહિત્યનો પ્રચાર કરવાનું, નવા વૈજ્ઞાનિક લેખકોને આગળ લાવવાનું અને વિજ્ઞાનિ
સાહિત્યના પ્રશ્નોને ઉકેલવાનું વગેરે ઘણાં કાર્યો સાધી શકાય.

**૧૪. વિજ્ઞાનવિષયક પુસ્તકોની સમાલોચના**—આપણા દેશમાં સારી પુ
શાળાઓની અછત છે અને તેથી આ વિષયના બધાં પુસ્તકો એકજ સ્થળે મળી શ
સંભવિત નથી. વળી તે બધાંએ વાચીને એકજ મનુષ્ય તેની સમાલોચના કરે તેને
ઘણો સમય જોઇએ. આજના પ્રસંગને માટે મારો મુખ્ય આધાર વડોદરાના પુસ્ત
સહાયક સહકારી મંડળ તરફથી પ્રસિદ્ધ થયેલાં નામાવલિના બે પુસ્તકો છે. વ
નામાવલિમાં વપરાએલા વર્ગીકરણના સિદ્ધાન્તો સંબંધી ઘણી ટીકા થઇ શકે એમ છે

વૃત્તિ જોતાં ગુજરાતી ભાષામાં વિજ્ઞાનવિષયક પુસ્તકોની સંખ્યા નાની કે નિર્ગા એટલું તો બેધડક કહી શકાય

૧૬. **માનસશાસ્ત્રના વર્ગનાં** ઉત્તમ પુસ્તકોમાં સ્વ. મણીલાલ નથુભાઈનાં ? શાસ્ત્ર, પ્રાણવિનિમય, શિક્ષણ અને સ્વશિક્ષણ, અને ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈનું માનસશાસ્ત્ર અગ્રસ્થાન ભોગવે છે. મેસ્મેરીઝમ, હીપ્નોટીઝમ, પ્રેક્ટીકલ સાઇકૉલોજી, ટેલીપથી, ભ શાસ્ત્ર, મુખલક્ષણશાસ્ત્ર, જેવા વિવિધ વિષયો ઉપર ઘણા પુસ્તકો પ્રસિદ્ધ થયાં સ્વ. નારાયણ હેમચંદ્રે પણ આ વિભાગમા આઠ દશેક પુસ્તકો લખી કાઢયાં છે. મો સરી પદ્ધતિનું શિક્ષણસાહિત્ય, અને બાલક શિક્ષકો તેમજ માતાપિતાને ઉપયે પત્રિકાઓ અને પુસ્તકો ભાવનગરથી શ્રીયુત ગિજુભાઈ જે એકનિષ્ઠ અને સતત વર્ષાવી રહ્યા છે તેને માટે ગુજરાત તેમનું ઋણી રહેશે. તોપણ અર્વાચીન માનસશાસ્ત્ર અને ખાસ કરીને મેક્ડુગલ, ફ્રૉયડ, યુંગ, આડલર વગેરેના સિદ્ધાન્તો સમજાવ પુસ્તકો પ્રસિદ્ધ થવાની જરૂર છે.

૧૭. **ગણિત અને જ્યોતિષનાં** પુસ્તકો લગભગ ૨૦૦ છે. જ્યોતિષનાં પુ અર્વાચીન વૈજ્ઞાનિક સાહિત્યમા ગણાવાં ન જોઇએ; પણ વ્યાપારપ્રધાન અને સાહસ ભોગવતી પ્રજાને નિરાશાના પ્રસંગે ઉપયોગી થઈ પડે તેથી તેમની લોકપ્રિયતા સ શકાય એમ છે. ગણિતશાસ્ત્રના પુસ્તકોનો ઉદ્દેશ તો શાળાપયોગી પુસ્તક પુરતો જ છે. બંને જાતનાં પુસ્તકોની સંખ્યા પુસ્તકપ્રકાશનના નિયમો શોધવાની દૃષ્ટિએ ઉપયોગી પુસ્તકની ઘરાકી સારી હોય અને તેમાથી સારા પૈસા પ્રાપ્ત થવાનો સંભવ હોય ઉત્તમ કોટિના લેખકો ગમે તેવા શુષ્ક વિષયને હાથમા લઈ શકે છે. પ્રાથમિક અંકગ કે અક્ષરગણિતના પુસ્તકો લખવાને માટે પ્રો. ગોપાળકૃષ્ણ ગોખલે, રા. બા. લાલ કર, પ્રો. ત્રિભુવનદાસ ગજ્જર, ખા. બા. જમશેદજી દલાલ, પ્રોફેસર સ્વામીનારા જાલભાઈ ભરડા વગેરે પ્રતિભાશાળી અને વ્યવસાયી વિદ્વાનો પોતાની રાજીખુશીથી પોતાની કલમ ચલાવે એ ઘટનામા પુસ્તકપ્રકાશનના ગૂઢ નિયમો સમાયેલા છે. રા. આત્મારામ દીવાનજીનાં ખગોળવિદ્યાનાં બે પુસ્તકોની નોંધ લેવા જેવી છે. વડો ગાજ્ય તરફથી પણ આ વિષયના સારાં પુસ્તકો પ્રસિદ્ધ થયા છે.

૧૮. **ભૌતિક વિજ્ઞાનની** યાદીમા ૬૯ પુસ્તકો છે. તેમાં પણ શાળોપયોગી પુસ્તકે સંખ્યા મ્હોટા પ્રમાણમા છે પદાર્થવિજ્ઞાન, ઉષ્મા, વિદ્યુત્, રસાયનશાસ્ત્ર, એ ! વિષય તરફ એક કરતા વધારે લેખકો આકર્ષાયા છે. તે ઉપરાત સાધારણ પુસ્કોની સં છેક નાની નથી, ભૂવિદ્યાના વિષયમા પણ સાતઆઠ પુસ્તકો છે. રા. બા. મહીપતર નીલકંઠનાં ભૂસ્તરવિદ્યાના મૂળ તત્ત્વો (૧૮૭૩) મહેતા બલવંતરાયની ભૂસ્તરવિદ્યા (૧૮૮ રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળાની ભૂતળવિદ્યા (૧૯૨૬), અને છેવટે શ્રીયુત ડાહ્યા દેરાસરીનું ભૂસ્તર વિજ્ઞાન (૧૯૩૧-૩૨) એ ગુજરાતના વિદ્વાનોની ભૂવિદ્યા તરફની પ્ર દાખવે છે. કલ્યાણરાય જોષી અને લલિતાપ્રસાદ દવેએ પણ વડોદરા રાજ્ય તરફથી ના પુસ્તકો લખીને આ વિષયમા સારો ફાળો આપ્યો છે. પણ હજુ સુધી ગુજરાતની ભૂર નાનું સંપૂર્ણ અન્વેષણ થયું નથી અને તેથી મકજ ગુજરાતને માટે એક આધારભ ભૂવિદ્યાનું પુસ્તક રચાવાનું બાકી છે.

૧૯ નૈસર્ગિક વિજ્ઞાનની યાદીમા ૬૭ પુસ્તકો છે તેમાના ઘણાખરા વડોદરા રાજ્ય તરફથી પ્રસિદ્ધ થયેલા છે શ્રીયુત ભાનુસુખરામ મહેતાએ પ્રાણીસૃષ્ટિ, પ્રાણીવિદ્યાનુ દિગ્દર્શન, પ્રાણીમાનવ વર્ગીકરણ, આચળવાળા પ્રાણીઓ, સરોવરના જીવો, મધપુડો, કીડીઓ, વગેરે અનેક વિષયો ઉપર એમની કલમ ચલાવી છે એક વખતના જીવવિદ્યાના અધ્યાપક શ્રીયુત છોટાલાલ પુરાણીએ વનસ્પતિશાસ્ત્રી, જીવવિદ્યા, અને વિજ્ઞાનપ્રવેશિકા એ ત્રણ પુસ્તકોમા તેમના જ્ઞાન અનુભવ, અભ્યાસ, અને સરળ શૈલીનો લાભ ગુજરાતી પ્રજાને આપ્યો છે મહર્ષિ સરખા રવ જયકૃષ્ણ ઇદ્રજીનુ "વનસ્પતિશાસ્ત્ર" ગુજરાતી વૈજ્ઞાનિક સાહિત્યમા અનેરૂ સ્થાન ભોગવે છે એમની અથાગ મહેનત, નિરીક્ષણ શક્તિ, અને ભાષા ઉપરનો તેમનો કાબુ, અર્વાચીન કોલેજના શિક્ષણ લીધા વિના આપણા દેશના વિદ્વાનો કેવુ ચોક્કસ વૈજ્ઞાનિક કાર્ય કરી શકે છે તેની સાક્ષી પુરે છે એમના એક શિષ્ય વૈદ્ય બાપાલાલ ગરબડદાસે "ગુજરાતની વનસ્પતિઓ" વિષે એક સરળ અને લોકભોગ્ય પુસ્તક લખ્યુ છે હમણાજ સસર્ગમા આવેલા અધ્યાપક સુરેશ દીક્ષિતે પણ આજ વિષયનુ નાનુ પુસ્તક એ વર્ષેજ તૈયાર કર્યુ છે

૨૦ માનવજાતિશાસ્ત્ર જેવી વિજ્ઞાનની અર્વાચીન શાખામા ૩૮ પુસ્તકો ગુજરાતી ભાષાના મળી આવે એ સદ્ભાગ્યની નિશાની છે અનુવાદ રૂપે પ્રસિદ્ધ થયેલા પુસ્તકોમા રા દેસાઇ મધુકુમારના મનુષ્યભ્રમણ, અને ઝવેરી કલ્યાણરાયનુ આર્યોની ઓળખાણ એટના વડોદરા રાજ્યની ભાષાતર શાખા તરફથી પ્રસિદ્ધ થયા છે તે ઉપરાત ગુજરાતની જાતિઓ અને કોમોનુ વર્ણનાત્મક સાહિત્ય આ વિષયના વૈજ્ઞાનિક અભ્યાસ અને સ્વતત્ર અન્વેષણ માટે ઘણુ ઉપયોગી થઇ પડવા સભવ છે પારસી, ખોજા, મેમણ, ભાટીઆ, ભાર્ગવ, રાગી, શ્રીમાળી, મોઢ, નાગર, વગેરે કોમોની ઉત્પત્તિ અને ઇતિહાસ સબધી ઉપયોગી માહિતી મળે તેવા પુસ્તકો મોજુદ છે

જાણકાર અને લેખક તરીકેની તેમની ખ્યાતિ પ્રસિદ્ધ છે અને ખેતીવાડીનાં મૂળતત્ત્વો દે ઔપપત્તિક ઉદ્યોગોની સમજૂતી માટે તેમણે ઘણું વિસ્તૃત સાહિત્ય તૈયાર કર્યું છે. ન કથા અને કવિતાના જમાનામાં એકજ પ્રદસ્થ કોઈ પણ સંસ્થાની મદદ વિના પુ પુસ્તક પ્રસિદ્ધ કરીને આવી કીર્તિ સંપાદન કરે એ ગુજરાતી ભાષાની અને આ સર્વદેશીય સમૃદ્ધિનું શુભ ચિહ્ન છે. ગુજરાતની મીલો અને કારખાનાને વધતી જતી સાથે "મીલ એન્જીનીઅર, બોઈલર", "ઇમારતકામ" ઇલેક્ટ્રીક લાઈટ" વગેરે વિષયો રા. ફકીરજી ભરૂચા જેવા ઇંજનેરો અને વિજ્ઞાનકલાવિશારદોએ સારા અને ઉપયો પુસ્તકો લખ્યાં છે. ગુ. વ. સોસાઇટીએ પણ વાર્નિશ, સીમેન્ટ, તેજાબો, ઇલેક્ટ્રોપ્લેટ વગેરે હુન્નરો વિષે રા. ત્રિકમદાસ વકીલ પાસે પુસ્તક લખાવીને આ સાહિત્યમાં ઉ કર્યો છે. મહાદેવ જાગુષ્ટેનું "સાબુ બનાવવાનો હુન્નર", સાકરલાલ બુકસેલરનું "હુ શિક્ષક" વગેરે પુસ્તકો ઉચ્ચકક્ષાના ન હોવા છતાં સમાજની આ વિષયના સાહિત ભૂખનો નિર્દેશ કરે છે, તેમજ વધારે ઉપયોગી, ચોકસાઈવાળા, અને છેલ્લી શોધવા નવા પુસ્તકો લખવાને શિષ્ટ વૈજ્ઞાનિકોને આવાહન કરે છે.

૨૩. ભૂગોળ અને સ્થળવર્ણનના સાહિત્યમાં ૨૦૩ પુસ્તકો ગુજરાતી પ્રજા મુસાફરી અને સ્થળવર્ણનનો શોખ દર્શાવે છે. પ્રવાસ કરનાર દરેક પુરુષને લખવાનો પોતાના અનુભવોની નોંધ કરવાનો ઉત્સાહ થઇ આવે છે. આ સાહિત્ય શુદ્ધ વિજ્ઞાનની દૃ ઉપયોગી તો નથી. સ્વ. નંદકુંવરબાનું ગોમંડળ પરાક્રમ, કલાપીનો કાશ્મીરનો પ્રવા કાકા કાલેલકરનો "હિમાલયનો પ્રવાસ" કે શ્રીયુત ગિરજાશંકર બધેકાનું "કૈલાસ મા સરોવર દર્શન અને શ્રીયુત વિજયરાય વૈદ્યનું "ખુશ્કી અને તરી" અંગત અનુભવની તરીકે બોધપ્રદ અને રસમય વાચન આપે છે. પરંતુ ગુજરાતની દરેકે દરેક તાલુકા જીલ્લાની ભૌગોલિક સ્થિતિ અને ભૂરચના ને ખનિજ સંપત્તિનો હજુ પણ વાસ્ત અભ્યાસ કે નિરૂપણ થયા નથી ભૂગોળનો વિષય નિશાળોમા ફરજીઆત હોવાથી અ વિદ્વાનોએ આ વિષયમાં જે પૈસા પ્રાપ્ત કરવાની શુભેચ્છાએ ભૂગોળના શાલોપયો પુસ્તકોમા વધારો કર્યો છે. રા. બા. કમળાશંકર ત્રિવેદી, શ્રીયુત હિંમતલાલ અંજારિ રા. આત્મારામ દિવાનજી રા. પ્રીતમરાય દેસાઈ, રા મૂળજીભાઇ ચોકસી અને કવિવર ના લાલે પણ આ દિશામા યથામતિ પ્રયત્નો કર્યા છે. આ દિશામાં કેવળ શાલોપયોગી અ પ્રવાસવર્ણનના પુસ્તકો કરતા ઊંચા પ્રકારના અને અન્વેષણ, સંશોધન, અને વિવે શક્તિ દાખવનારા પુસ્તકોની ઘણી જરૂર છે.

૨૪. સૈદ્ધાન્તિક વિજ્ઞાન આપણી ભાષા, દેશ, અને કાળની વસ્તુસ્થિતિને અનુ રૂપમાં સમજાવવાનું કામ કઠિન છે. રા. ભોગીલાલ પટવાનું "આકાશદર્શન" ઘણ સંભાળ, અભ્યાસ, અને નિરીક્ષણપૂર્વક લખાયેલું પુસ્તક છે. અર્વાચીન વિજ્ઞાનની સ પ્રાચીન હિંદુ ખગોળવિદ્યાનો અને સ્વનિરીક્ષણનો સુયોગ સાધીને જૂની અને નવી વિદ્યા વિવેકપૂર્વક એકીકરણ કરીને દરેક ગુજરાતી વાચકને ઉપયોગી અને રસમય લાગે તેવી સામગ્ર રા. પટવાએ તૈયાર કરી છે. ડૉ. કાન્તિલાલ પંડ્યાની આઇન્સ્ટાઇન વિષેની પુસ્તિકા તેમ પ્રાસાદિક શૈલી અને વિવરણ કલાની સાક્ષી પુરે છે. શ્રી. કિશોરીલાલ મશરૂવાળાની કર

ા કલમથી લખાયેલુ પુસ્તક "ઉધઇનુ જીવન" વિજ્ઞાનની દૃષ્ટિથી નહીં લખાયેલુ હોવા
ા વિજ્ઞાનવિષયક પુસ્તકોમા અગ્રસ્થાન ભોગવે છે. બેલ્જીઅન જાદુગરી સાહિત્યક મેટ-
ીંકની અદ્‌ભૂત શક્તિનું આપણને ભાન કરાવવા માટે શ્રી કિશોરીલાલ કરતા વધારે
ગ્ય લેખક ભાગ્યેજ મળી શકે. મેટરલીંકના બીજા ઘણા સુદર લેખો અને પુસ્તકો
જરાતીમા પ્રસિદ્ધ થાય અને તે દ્વારા સમાજમા વૈજ્ઞાનિક તથ્યોનો પ્રચાર થાય એ સર્વરીતે
ટ છે. આપણે આશા રાખશુ કે શ્રી. કિશોરીલાલ તેમની કલમને આ અને આવા બીજા
ખકોની વિજ્ઞાનમય કૃતિઓને ગુજરાતીમા ઉતારવાના કામમા પ્રેરે.

**૨૫. વડોદરા રાજ્ય તરફથી તૈયાર થતાં વિજ્ઞાનનાં પુસ્તકોની** નોધ આ
ે લેવી જોઇએ શ્રી સયાજી સાહિત્યમાળા સને ૧૯૧૫મા સ્થપાઈ અને તે માળામા
રાતી પુસ્તકો ૧૯૧૭થી પ્રસિદ્ધ થવા શરૂ થયા. જૂલાઈ ૧૯૩૫ સુધી ૨૩૭ પુસ્તક
ાયા છે. તેમાથી પચાસેક પુસ્તક વિજ્ઞાન સંબધી છે. આથી વધારે ટુંકા અને સસ્તા
ળ કહેવાય કે નહીં તે શંકાસ્પદ છે) પુસ્તકો શ્રી સયાજી બાલજ્ઞાન માળામા પ્રગટ
છે. આ માળાના ૧૨૭ પુસ્તકોમાથી ૪૪ પુસ્તકો વિજ્ઞાનવિષયક છે આ બને
ોના પ્રથમના પુસ્તકો પ્રગટ થયા ત્યારે તેમની ભાષા, શૈલી, અને પારિભાષિક શબ્દો
ઘણીજ સખત ટીકા થઈ હતી ભાવનગર પરિષદ્ વખતે વિજ્ઞાનવિભાગના પ્રમુખના
ણમા અને વિજ્ઞાનવિભાગની જૂદી બેઠક વખતે આ વિષય સારી રીતે ચર્ચાયો હતો.
ચર્ચાની અસરને લીધે હોય કે બીજા કોઇ કારણને લીધે હોય તો પણ મારે
ષપૂર્વક જણાવવું જોઈએ કે છેલ્લા બે ત્રણ વર્ષમા પ્રસિદ્ધ થયેલા પસ્તકોમા

ભાગ લઈ શકે છે તેટલો પુરુષો ન લઈ શકે. અંગ્રેજી ભાષામાં વિજ્ઞાનવિષયક પુસ્તકોના પ્ર લોકપ્રિય લેખકોમાં મીસ બકલી પાછળથી મીસીસ ફીશરનું નામ સુપ્રસિદ્ધ છે મી ગૅટીનું "પેરેબલ્સ ફ્રોમ નેચર" એ પુસ્તકની અસંખ્ય આવૃત્તિઓ થઈ છે હજુ પ દિશામાં લેખકોની સંખ્યા વધતી જાય છે ગયે વર્ષે કાઉન્ટેસ યૉન્ગીકે "નેચર્સ ક્રે નામનું એક અતિ સુંદર પુસ્તક પક્ષિજીવન, અને પ્રાણીવર્ગ ઉપર લખેલું છે, તે અનુવાદ કે સારાંશ રૂપે નથી પણ ઊંડા અભ્યાસ અને નિરીક્ષણનું પરિણામ છે શિક્ષક તરીકે બાળકના મનઉપર પ્રબળ અસર કરી શકે છે. વિજ્ઞાનના નિ આપણો જનસમાજ હજુ બાળક જેવો છે તેમને યોગ્યરીતે સમજાવવામાં સ્ત્રીશ મદદની જરૂર છે આ દિશામાં પ્રથમ કાર્ય શ્રીમતી નિર્મળા બહેન મેતલવાડ શરૂ થયું છે. અને તે કાર્યપણ સંસ્થાથી સ્વતંત્ર રીતે કરવામાં આવેલું હોવાથી ધન્યવાદ પાત્ર છે. આ વિદુષી બ્હેનનો વિજ્ઞાનનો અભ્યાસ જોઈએ તેટલો ઊંડો નહીં હોવ લીધે તેમના "બાલવિજ્ઞાન"માં કોઈ ઠેકાણે ભુલો જોવામાં આવે છે તેમ છતાં પણ વિષય પસંદગીમાં, અને ભાષાની સરળતાને માટે લેખકને ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે શ્રીમતી હંસા બ્હેન મહેતાએ બાળસાહિત્યમાં વિજ્ઞાનને આગળ લાવવાને યત્ન કર્યો છે અને બીજા સ્ત્રી પુરુષ લેખકો બાળસાહિત્યમાં વિજ્ઞાનને વધારે પ્રમાણમાં ઉતારવાને ઉત્સુ દેખાય છે એ પણ શુભ ચિન્હ છે હવે સમાજમાં ભણતી વિદ્યાર્થિનીઓની સંખ્યા વધત જાય છે, તેમને વિજ્ઞાનના અભ્યાસના પ્રસંગો અને સગવડો વધતી જાય છે તેમણે આ વિષયમાં વધુ પુસ્તકો લખવાનું અને જનસમાજને વિજ્ઞાન શીખવવાની પ્રવૃત્તિમાં વધા ભાગ લેવાની જરૂર છે પ્રકાશક સંસ્થાઓએ પણ સરળ વિજ્ઞાનના પુસ્તકોના લેખક સ્ત્રીઓને વધતા જતા પ્રમાણમાં રોકવાની ખાસ આવશ્યકતા છે

૨૭ **ગુજરાતની સંસ્થાઓ.** વિજ્ઞાનવિષયક પુસ્તકોની સમાલોચનામાં ગુજરાત 'ની મહાન સંસ્થાના કાર્ય વિષે ઉલ્લેખ કર્યાવિના ચાલે એમ નથી ગુજરાત વર્નાક્યુલ સોસાઇટી તરફથી વિજ્ઞાન હુન્નર, ઉદ્યોગ વગેરે વિષયો ઉપર પુસ્તકો લખાવવાના પ્રયાસ ચાલુ છે "સોસાઇટીના ઇતિહાસ"ના ત્રીજા વિભાગમાં આ વિષયની પ્રવૃત્તિનો પરિચ કરાવનાર આઠ પાનાનો રસમય અહેવાલ છે "વિજ્ઞાનને લગતુ જે કાંઈ ઉપયોગી લખા સોસાઇટી ને મોકલવામાં આવે છે તે યોગ્ય માલુમ પડે તેના પ્રકાશન માટે સારી વ્યવસ્થા થાય છે જ." સોસાઇટી પાસે વિજ્ઞાનવિષયક પુસ્તકો લખાવવા માટે ત્રણ ફંડો છે તેનો પુરો ઉપયોગ થતો નથી કારણ કે યોગ્ય પ્રકારના પુસ્તકો મળી શકતા નથી વૈજ્ઞાનિક ભાષણની પ્રવૃત્તિ પણ વિજ્ઞાનનિષ્ણાત ભાષણકારોની ઉદાસીનતાને લીધે મ પડેલી લાગે છે તે છતાં શુદ્ધ વિજ્ઞાનના દસેક પુસ્તકો, અને હુન્નરઉદ્યોગ સબંધી તેટલા પુસ્તકો પ્રસિદ્ધ કરવા માટે સોસાઇટીને ધન્યવાદ ઘટે છે. શ્રી ફાર્બસ ગુજરાતી સભા વિજ્ઞાનવિષયક પ્રવૃત્તિને મહૂમ ન્યાયમૂર્તિ સર લલ્લુભાઈ શાહના વખતથી ઉત્તેજ મળ્યું હતું મેટરલીંકના નિબંધો અને હાર્ડેનની દેહ, જીવ, અને આત્માની વૈજ્ઞાનિક મીમાંસ ના અનુવાદ આ દિશામાં પ્રથમ પગલાં રૂપ હતા છેલ્લા પાંચ વર્ષમાં દી. બા. કૃષ્ણલા ભાઇના પ્રમુખપણા નીચે વૈજ્ઞાનિક સાહિત્ય વિષેની પ્રવૃત્તિ ત્વરિત થઈ છે, આ સભાએ વિજ્ઞાનવિષયક પુસ્તકો માટે રૂ ૨૦૦૦) જેટલી રકમ જૂદી કાઢી છે તેમાં

કારી વાયુચક્ર ખાતાવાળા ડૉકટર **ભી**મભાઈ દેશાઇ પાસે " ગુજરાતનું હવામાન ત્ર ", શ્રી યશવંત **નાય**ક પાસે " પૃથ્વીનો ઇતિહાસ ", શ્રીયુત **ભી**મભાઇ **લાલભાઈ** ાઇ પાસે " જીવનની ઉત્ક્રાન્તિ " એટલાં પુસ્તકો તૈયાર થયાં છે, અને બીજાંની તૈયારી ે છે. વળી બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળાને અંગે વૈજ્ઞાનિક વિષયો ઉપર ભાષણ આપવાની ત્તિ પણ અભિનંદનીય છે. આ બે સંસ્થાઓ ઉપરાંત વડોદરા રાજ્યનું ભાષાંતરખાતું ્ઞાનવિષયક પુસ્તકોને ઉત્તેજન આપે છે. આ બધા કાર્યમાં ખરાં વિઘ્નો તો બે છે. . તો લેખનશક્તિવાળા અથવા લેખનના શોખવાળા વિજ્ઞાનવેત્તાઓની સંખ્યા ઓછી છે; ને કેવળ ધનનું ઉત્તેજન પુરતું નથી. શાલાના વિદ્યાર્થીઓ પ્રતિસ્પર્ધાથી જેટલું સારૂં ા બતાવી શકે છે તેટલું કેવળ પૈસાની લાલચથી બતાવી શકતા નથી. ગુજરાતી વિજ્ઞા- તાઓની સંખ્યા વધતી જાય છે તેમને સ્પર્ધા અને સંઘબળના ઉત્તેજનથી આ દિશામા ાવા જોઇએ, અને અધ્યાપકોને મળતી વેકેશનમા આ કાર્ય માથે લેવાને કટિબદ્ધ કરવા ઇએ. આવા કાર્યને માટે પરિષદ્‌ની વિજ્ઞાનસમિતિ જેવી સ્વતંત્ર સંસ્થા ઘણી સારી જના કરી શકે. અન્યોન્ય સહકારથી કેવળ વિદ્વદ્‌ભોગ્યજ નહીં પણ લોકભોગ્ય ઉંચી ાના પુસ્તકો તૈયાર થઈ શકે. એકજ વિષય ઉપર જુદી સંસ્થાઓ તરફથી અનેક કો લખવાના પ્રયત્ન કરવાને બદલે એકજ સુયોજીત અને સુંદર પુસ્તક તૈયાર કરી ાય. ગયા વર્ષમા " ગુજરાતની વનસ્પતિઓ " વિષે બે નાની પુસ્તિકાઓ લખાઇ ા. તેને બદલે એક શિષ્ટ સંસ્થાના તંત્રીમંડળ નીચે એકજ પુસ્તક યોજાયુ હોત તો વધારે સુંદર અને ઉપયોગી થઇ પડત અને તેનું વેચાણ પણ સારૂં થાત.

૧૯. **લિપિ.** વૈજ્ઞાનિક સાહિત્યનો પ્રચાર લોકોપયોગી પુસ્તકોદ્વારા થાય છે તે આ જોયું. મુંબઈ યુનીવર્સિટી તરફથી હવે કેટલીએક પરીક્ષામાં પ્રશ્નોના ઉત્તર ગુજ ભાષામાં આપવાની છૂટ મળી છે: આ પ્રમાણે ઉચ્ચ શિક્ષણની યોજનામાં ગુજ થવાથી વિજ્ઞાનનાં પુસ્તકોની સંખ્યા અને વિવિધતામાં વધારો થવાનો. આ પુસ્તકોમાં રાવાની જોડણી, લિપિ, અને પરિભાષાના સંબંધમાં પરિષદ અને ખાસ કરીને તેના વિભાગે વિચાર કરીને માર્ગદર્શક સૂચના આપવાની જરૂર છે. જોડણીના પ્રશ્નનો થયો છે એમ સમજી શકાય છે. પરંતુ લિપિના સંબંધમાં બે શબ્દો કહેવાની જરૂર જો ગુર્જરગિરાના ઉપાસકોને હું એટલુંજ પૂછું છું કે એક કરોડ જેટલી વસ્તીવાળી પોતાની ભાષા અને લિપિનું સ્વાતંત્ર્ય જાળવવા જેટલો પણ હક નથી? હું રૂઢીનાં બં તાબે રહેવા ઇચ્છતો નથી અને જૂની વસ્તુઓને **तातस्य कूपोऽयम्** એમ કહીને ચ રહેવા માગતો નથી પરંતુ ગુજરાત બહારની ભાષાઓની લિપિ સુધરે નહીં ત્યાંસુધી આ આપણું વ્યક્તિત્વ શા માટે છોડી દેવું? સમગ્ર દેશની એકતાના સ્વપ્નમાં આપણી ભાષાનું બલિદાન આપવાની શી જરૂર છે? ઉત્તર હિંદમાં ઉર્દૂ અને હિંદીના ઝગડા પત સંભવ દેખાતો નથી, દક્ષિણની દ્રાવિડી ભાષાઓમાંજ એકતા સધાતા સૈકાઓ થાય લાગે છે, બંગાળી લિપિમાં જરાએક ફેરફાર થવાની તૈયારી દેખાતી નથી તો પછી માટે આપણે બીજાં વધારે અગત્યનાં કાર્ય છોડીને લિપિ સંબંધી વ્યર્થ ચર્ચામાં ઉત લિપિ કરતાં વધારે અગત્યના પ્રશ્નો ગુજરાત સમક્ષ ઉપસ્થિત થયેલા છે તે ઉપર ધ્યાન અપાય તો સમય અને સાધનનો સદુપયોગ થયો કહેવાય.

૨૦. **પરિભાષા.** પરિભાષાનો પ્રશ્ન ઘણાં વર્ષોથી ચર્ચાતો આવેલો છે. ભાર સાહિત્ય પરિષદના સંમેલન વખતે જે થોડીએક માર્ગદર્શક સૂચનાઓ કરવામાં આવી તેને વધારે દૃઢ અને સ્પષ્ટરૂપ આપવાની જરૂર છે. પ્રશ્ન કઠિન હોવાને લીધે મત ઘણું સ્થાન રહે છે. એક બાજુથી પશ્ચિમના વાતાવરણથી અંજાઈ ગયેલા વૈજ્ઞાનિકો અ શબ્દોને જરાયે ફેરવ્યા વિના ગુજરાતીમાં સ્વીકારવા તૈયાર છે. બીજી બાજુએ આર્ય સંસ્કૃતિના સંરક્ષકો વિદેશી ભાષાના શબ્દોનો બહિષ્કાર કરીને આપણી પ્રાચીન વિપુલ સમૃદ્ધિવાળી સંસ્કૃતભાષાની સમુદ્રમાંથીજ નવા શબ્દોનું મંથન કરવા ઇચ્છે છે. બંને અંતિમ દૃષ્ટિબિંદુઓની મધ્યમાં રહેવાનું મને ઇષ્ટ લાગે છે. અંગ્રેજીભાષાના સં આપણાથી દૂર કરી શકાય તેમ નથી: રાજભાષા અને રાષ્ટ્રભાષા હોવા ઉપરાંત અ પૃથ્વી ઉપરની ભાષાઓમાં સર્વથી વધારે પ્રચલિત અને સમૃદ્ધ છે. તે છતાં આપણ અને ભાષાની ઉત્પત્તિ અને ઇતિહાસ ભૂલીને આપણાથી તે ભાષાના સંસ્કાર સર્વાંગે ઝીલી શ તેમ નથી. તેવીજ રીતે ગુજરાતી સંસ્કૃત ભાષાની પુત્રી છે એ કબુલ કરવા છતાં માતૃપક્ષ પક્ષપાત કરવાની સીમા જલદી આવી જાય છે. માતૃપક્ષ તરફ અતિશય પક્ષપાત કર સતી પાર્વતીને અત્યંત અપમાન સહન કરવું પડયું હતું અને છેવટે મૃત્યુને શરણ થવું હતું એ આખ્યાયિકા આપણે વિસરવી નજોઇએ. ગુજરાત હવે કેવળ હિંદુ સંસ્કૃતિનું રહ્યું નથી; ગુજરાતના પુત્રોમાં પારસી, ખોજા, મુસલમાન, ઇસાઈ અને આવા હિ ગણવાના છે. ગુર્જરરાષ્ટ્રના ભવિષ્યના ઘડતરમાં એકલીજ સંસ્કૃત કે ફારસી કે અ ભાષાનો આશ્રય પૂરતો થવાનો નથી. ગુર્જરભાષાના બંધારણમાં અત્યાર સુધી અરબી

શબ્દો ઘણા દાખલ થઈને રૂઢ થયા છે. અંગ્રેજ સંસ્કૃતિથી પણ વિમુખ રહેવું તેમ નથી. સમયના સર્વ બળોનો સમન્વય કર્યેજ આપણો છૂટકો.

૩૧. **પરિભાષાના પ્રાથમિક નિયમો.** પરિભાષાના શબ્દોમા ચોકસાઇ સાધવા ઘણી સભાળની જરૂર છે એકજ શબ્દના ઘણા અર્થ થઈ શકે છે; ફ્રાન્સી કે ૃત ભાષાના શબ્દો ગુજરાતીમા ઉતારના પહેલા તે શબ્દની વ્યુત્પત્તિ, ઇતિહાસ, અને પર્યાયોનો અર્થભેદ સમજવાની જરૂર છે આ કામ ઘણા વિદ્વાનોના સહકાર વિના શકે નહીં વિજ્ઞાનની વિવિધ શાખાઓના નિષ્ણાત વિદ્વાનો સાથે બેસીને વૈજ્ઞાનિક દોનો મહાકોષ તૈયાર કરે એવી યોજના સાહિત્ય પરિષદે ઉઠાવવી જોઈએ આ કાર્ય ો વખત ચાલે એમ છે. તેથી તેના પ્રારભમા ચોકસ મુખ્ય નિયમો સ્વીકારવા જોઇએ.

હૈદ્રાબાદના નિઝામી રાજ્ય તરફથી ઓસમાનીઆ યુનીવર્સીટીમા બધુ શિક્ષણ ઉર્દુ-ામા અપાય છે. તેને માટે એક મોટુ ભાષાતર ખાતુ, અને પરિભાષાનિર્ણાયક મડળ પવામા આવ્યા છે. તેના અનુભવ પછી જ નીચેના નિયમોની સૂચના કરૂ છુ.

(૧) વૈજ્ઞાનિક પરિભાષાના શબ્દો જેમ બને તેમ સરળ રાખના. ભાષાશાસ્ત્ર, વ્યુ-ત્તે શાસ્ત્ર, અને ભાષાશુદ્ધિના કરતા સુગમતા અને સરળતા ઉપર વધારે ભાર મુકવો રશ્યક છે, ખાસ કરીને કારીગર વર્ગમા હથિયારો, ઓજારો વગેરે માટે વપરાતા શબ્દો ષ્ટ ગણાતા હોવા છતા પણ વધારે સફળ અને ઉપયોગી હોય છે.

(૨) વિદેશી ભાષાના શબ્દો પ્રચલિત થયા હોય કે થતા હોય તો તેને ઉત્તેજન વુ. દા. ત ઑક્સીજન, રેડીઅમ, સ્ટેશન, ઇસ્પીતાલ, પણ દૂર દર્શકયત્ર માટે દૂરબીન.

(૩) વસ્તુ વાચક કે નામવાચક શબ્દો અગ્રેજી ભાષામાથી લેવા દા. ઑક્સીજન, નાઈ

$KNO_3$ રહેવું જોઇએ. સિંદનું વૈજ્ઞાનિક નામ કેલ્શીમ લીઓ, ખીસાડીનું કેલ્શીમ કોમેરી તુલસીનું આસાઇમમ ગેન્કટમ્ એ સ્વીકારવા જોઇએ.

(૭) અંગ્રેજી કે બીજી પરભાષામાંથી શબ્દોનો અનુવાદ કરતી વખતે શબ્દને અને હાલનો અર્થ બંને સમજવા જોઇએ. દા. ઑર્ગેનિક કેમીસ્ટ્રીને માટે સેન્દ્રિય રસ એ શબ્દો હાસ્યાસ્પદ છે; કાર્બન રસાયન વધારે સુવાચ્ય અને વાસ્તવિક છે.

૩૨. આ સ્થાને મારે ભાર દઇને કહેવું જોઇએ કે નવા પારિભાષિક શબ્દોની યો નામાં મજુર વર્ગ અને કારીગર વર્ગની સલાહ લેવાની ખાસ જરૂર છે. ઉચ્ચ અને સૈદ્ધાં વિજ્ઞાનની પરિભાષાને માટે જુદા નિયમો રાખવા જોઇએ, પણ સાધારણ વૈજ્ઞાનિક ઘટના સાથે માહિત થઇ ગયેલા આપણા મજૂરો જોડે કારખાનાના અન્ય અધિકારીઓને પણ કામમાં સામેલ કરવા જોઇએ, કારણ કે તેમણે અત્યાર સુધીમાં સાહિત્ય પરિષદ વિજ્ઞાન પરિષદની મદદ વિના ઘણાએ શબ્દો યોજી કાઢ્યા છે. પાઇપને માટે નલિ શબ્દ ભલે વડોદરા રાજ્યની ભાષાંતર શાખા વાપરે, પણ આપણો આમવર્ગ તો પાઇપ શબ્દ વાપરે છેઃ તેથી મીલોમાં વપરાતા અનેક શબ્દો મ્હારા વકીલ બંધુ શ્રીયુત ભોગીલ મને બતાવ્યા છેઃ—એરાપીટ, ઑટોમેટીક, બોલ્ટ શાનીટ (બૉનેટ), બુગ્ગી, બાબા બારાકીટ, બીમ, બેરલ, બશાસ, સીલીંડર, કંપાસ, કૉલર, ક્રેન્ક, કેલેન્ડર, કાંકરે ડ્રાઇવર, ડરાફ (ડ્રાફ્ટ), ફ્લાય વ્હીલ, ફરામ, ગેજ, ગેલ્વેનીઝ, લીવર, જાઇન્ટ, પ લેથ, લેવલ, પેકીંગ, પીન, પોલ, પીસ્ટન, પ્રેસ, પ્લૅન, પંચ, રોલર, વિજળીના પોઝીટ અને નેગેટીવ પોલ, પાલીશ, રેલ, સ્વીચ, સ્પીન્ડલ, પીનીઆન, સ્ક્રુ, સ્પીંગ, વગે રેલ્વેમાં કામ કરનારા માણસો ટ્રેન, સ્ટેશન, અપ, ડાઉન, વ્હીસલ, સીગનલ, લાઇ કલીઅર વગેરે શબ્દો સફાઇ અને શ્રદ્ધાથી વાપરતા થઇ ગયા છે તેનો શિષ્ટ નમુ મારા મિત્ર શ્રીયુત ચન્દ્રવદન મહેતાના નાટક "આગગાડી"માંથી પણ મળી આવે વળી સાધારણ જનસમાજમા ટેબલ, ટ્રે, પેન, સીનેમા, મેલેરીઆ, ટાયફોઇડ, ડૉક ઇન્જેક્શન, રેડીઓ, ટેલીફોન જેવા અનેક શબ્દો પ્રચલિત થઇ ગયા છે. ઉપરનાં દષ્ટાંતો આમવર્ગ અને મજુર વર્ગની અંગ્રેજી ભાષાના શબ્દો સમજવાની શક્તિનું ભાન આપણ થાય છે. પૂજ્ય ગાંધીજીએ અમદાવાદની છેલ્લી સાહિત્યપરિષદ વખતે કહ્યું હતું કે જ્યાંસુ આપણા કવિઓની કૃતિઓ કોસ ખેંચતા ખેડુતો ગાવાને તત્પર થાય નહીં ત્યાંસુધી તેમ કવિત્વશક્તિ અપૂર્ણ ગણવાની, તેવીજરીતે આપણે વૈજ્ઞાનિક લેખકોને કહી શકીએ જ્યાસુધી આમવર્ગના મજુર અને ખેડૂતો સમજી શકે તેવી સાદી ગુજરાતી ભાષામા વિજ નનાં લોકભોગ્ય પુસ્તકો લખાય નહીં ત્યાંસુધી તેમની લેખનશક્તિ, તેમનું જ્ઞાન, અ તેમની મહેનત વ્યર્થ જવાની. માટે પારિભાષિક શબ્દોની યોજનામાં આપણા આમવર્ગ અને તે શબ્દોને રોજ વાપરનાર વર્ગની પરિસ્થિતિ ભૂલવી જોઇએ નહીં.

૩૩. **વિજ્ઞાનનું ક્ષેત્ર.** ગુજરાતી સાહિત્યનો હવે એટલો બધો વિકાસ થયો છે વિજ્ઞાન શું છે, વિજ્ઞાનના ઉદ્દેશ શો છે, વિજ્ઞાનની પદ્ધતિ કવી છે, વૈજ્ઞાનિક વૃત્તિ શું વિજ્ઞાન અને સાહિત્યનો, વિજ્ઞાન અને કલાનો, અને વિજ્ઞાન અને ધર્મનો શો સંબંધ એ પ્રાથમિક વિષયોનું વિવેચન કરવું જરૂરનું રહ્યું નથી. પરંતુ સાહિત્યપરિષદના ર પ્રમુખે વિજ્ઞાન એટલે ભૌતિકવિજ્ઞાન અથવા પદાર્થવિજ્ઞાન એવો સંકુચિત અર્થ કર્યો હતે

ા વિજ્ઞાનના ક્ષેત્ર સંબંધમાં થોડું વિવેચન કરવાની જરૂર મને લાગી છે. વિજ્ઞાનનું ક્ષેત્ર મનુષ્યના અનુભવ જેટલું વિશાળ છે; જ્ઞાનમાત્ર–ઘટનામાત્રની સમજુતી મેળવવી, સમજુતીની સત્યતા વિષે પ્રમાણો મેળવવાં અને તેમાથી બને તેટલા વ્યાપ્તિવાચક યમો શોધવાનું કાર્ય અપરિમિત છે. વિજ્ઞાનના મુખ્ય વિભાગોમાં ભાવાત્મક વિજ્ઞાન, તિકસૃષ્ટિવિજ્ઞાન અને સજીવસૃષ્ટિવિજ્ઞાન એ પ્રસિદ્ધ છે. ભાવાત્મક વિજ્ઞાનના ભાગોમાં ગુણવાચક સંબંધોના વિવેચન માટે ન્યાયશાસ્ત્ર, પદ્ધતિશાસ્ત્ર, પરમાર્થશાસ્ત્ર, એમ દી જુદી શાખાઓ, અને પરિમાણ વાચક સંબંધોના અન્વેષણને માટે અંકગણિત, અક્ષર-ણિત, કલનવિદ્યા અને ગણિતશાસ્ત્ર એ શાખાઓનું નિર્માણ કરવામાં આવ્યું છે. દિગ્ ને સ્થલના સંબંધો માટે ભૂમિતિ, ક્ષેત્રમિતિ, ત્રિકોણમિતિ એ શાખાઓ જૂદી છે.

ભૌતિક સૃષ્ટિવિજ્ઞાનમાં શક્તિ અને તેની વિભુતિઓ માટે ભૌતિક શાસ્ત્રની શાખાઓ ી પાડવામાં આવી છે. ધ્વનિશાસ્ત્ર, ઉષ્માશાસ્ત્ર, વિદ્યુત્શાસ્ત્ર ચુંબકશાસ્ત્ર, પ્રકાશવિદ્યા, મુખ્ય શાખાઓની અનેક ઉપશાખાઓ થતી જાય છે. પૃથ્વીના અભ્યાસ માટે ભૂવિદ્યા ને તેની ભૂગોલવિદ્યા, ભૂગર્ભવિદ્યા, અને ભૂસ્તરવિદ્યા જેવી શાખાઓ; પદાર્થોના અભ્યાસ ે શિલાવિદ્યા, ખનિજવિદ્યા, હવામાનવિદ્યા, સમુદ્રવિદ્યા, રસાયનવિદ્યા અને તેની અનેક શાખાઓ, આ બધા સૈદ્ધાન્તિક શાસ્ત્રો ઉપરાંત વિનિયુક્ત શાસ્ત્રોની સંખ્યા પણ થોડી ી, યંત્રવિદ્યા, નૌકાવિદ્યા, ખનનવિદ્યા, ધાતુવિદ્યા, કૃષિવિદ્યા, ઔદ્યોગિકરસાયન વગેરે.

સજીવ સૃષ્ટિવિજ્ઞાનમાં વનસ્પતિવિદ્યા ને પ્રાણીવિદ્યા એ મુખ્ય શાખાઓ છે. પ્રાણી-ામા મનુષ્યસંબંધી અન્વેષણ એટલું બધું વિશાળ, ગહન અને અનેકદેશીય છે કે ષ્યના શરીરના સંબંધી અને સામાજિક પ્રવૃત્તિ સંબંધી અનેક ઉપશાખાઓ અને નેયુક શાસ્ત્રો ઉદ્ભવ્યાં છે. માનસશાસ્ત્ર; નૃકુલવિદ્યા, મનુષ્યવિદ્યા, સમાજશાસ્ત્ર, વૈદકવિદ્યા પધવિદ્યા, આરોગ્યવિદ્યા, સુપ્રજનનવિદ્યા, શિક્ષણશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, કલાશાસ્ત્ર, રાજ્ય-ત્ર, પૌરશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર એ મુખ્ય શાસ્ત્રો કેવળ મનુષ્યની વૃત્તિઓ, કૃતિઓ, ત્તિઓ અને વિચારોનું વર્ણન કરીને તેમાંથી સિદ્ધાન્તો ઉપજાવવાનો પ્રયત્ન કરે છે. ષ્યનો ઇતિહાસ, ભાષાશાસ્ત્ર, અને સાહિત્ય પણ વિજ્ઞાનના વિભાગ છે, અને તે દરે-માટે વૈજ્ઞાનિક અન્વેષણના નિયમો લાગુ પાડી શકાય એમ છે.

મનુષ્યના દૈનિક જીવનમાં નવા હુન્નર અને ઉદ્યોગની ખીલવણીથી શો લાભ કે
થયાં છે તેનું સરવૈયું કાઢવાનો આ પ્રસંગ નથી, પરંતુ વિજ્ઞાનના વિકાસથી વિશ્વના
રણ વિષે નવા સિદ્ધાન્તો રચાયા છે તે વિષે જેમ બને તેમ ટૂંકાણમાં વિવેચન કરી
ભૌતિક વિદ્યામાં ન્યૂટનના નિયમોને બદલે આઇન્સ્ટાઈનનો સાપેક્ષતાનો સિદ્ધાન્ત વિશ્
સાતત્યના સિદ્ધાન્તને બદલે પ્લાંકે સ્થાપેલો ક્વૉન્ટમ્-ત્રુટકકણો-પુંજ-નો સિદ્ધ
જીવવિદ્યામાં વંશવિદ્યાના ચમત્કારિક અન્વેષણો; અને માનસવિદ્યામાં માનમવિશ્લેષ
સિદ્ધાન્તોની અસર એટલાં, મુખ્યવિષયોમાં વિહંગદૃષ્ટિથી સંઁપાત કરવાની જરૂર જોઈ

૩૫. **પરમાણુઓની અસ્થિરતા.** પ્રાચીન સમયથીજ હિંદુ તત્વજ્ઞાનીઓ
અણુ અને પરમાણુઓનું બનેલું છે એમ પ્રતિપાદન કરતા આવ્યા છે. આ અણુ
પરમાણુના બંધારણ, લક્ષણ, અને ગતિ વિષેનું અન્વેષણ એ અર્વાચીન વિજ્ઞાનનું
પરાક્રમ ગણાય છે. પ્રયોગાત્મક પદ્ધતિના વિકાસની સાથે, અને ગણિતશાસ્ત્રીઓ
વિદ્યુતશાસ્ત્રીઓની મદદથી નરી આંખે નહીં દેખાય એવા પરમાણુઓની ગતિ
પૃથક્કરણના સૂક્ષ્મમા સૂક્ષ્મ ઉપકરણો યોજાયા છે. પરમાણુમાં પોઝીટીવ-ધન વિદ્યુત
અને નેગેટીવ-ઋણ-વિદ્યુતવાળો એમ બે મુખ્ય ભાગ છે; પહેલા ધન ભાગને પ્રોટોન
વામાં આવે છે અને બીજાને વિદ્યુતઅણુ ઇલેકટ્રોનનું નામ આપવામાં આવ્યું છે. પ્રોટોન
પણ વિજળીવાળા અને વિજળી વગરના એમ બે ભાગ હોય છે. વિજળી વગરનો જડ
ન્યૂટ્રોન મધ્યમાં હોય છે; તેની બહાર પોઝીટીવ-ધન વિજળીવાળા પોઝીટ્રોન ગોઠવાયે
હોય છે; તેની બહારના કુંડાળામાં નેગેટીવ-ઋણ-વિજળીવાળા ઇલેકટ્રોનનો વ્યૂહ રચાય
હોય છે. આ બહારનો વ્યૂહ અસ્થિર ગણાય છે અને તેમાથી અમુક સંજોગોમાં કેટ
એક ઇલેકટ્રોન છૂટા પડે છે. તે છૂટા પડવાથી પરમાણુઓનું વિભાજન થાય છે અને
વખતે એક તત્ત્વમાથી બીજા તત્ત્વની ઉત્પત્તિ થાય છે. તે ઉપરથી પ્રાચીન સમ
મયતા કીમીઆગરોના પ્રયત્નોને સિદ્ધિ મળી એમ અમુક દૃષ્ટિએ કહી શકાય. કીમી
ગરો તો હલકી ધાતુમાથી કે પારામાથી ચાંદી અને સોનું બનાવીને સમૃદ્ધ થવાની આ
રાખતા. તેવું હજી સૂધી બન્યું નથી પરંતુ તે ઘટના અસંભવિત નથી એમ ધાર
કારણ મળે છે. આ નવા તત્વો બનાવવાની ક્રિયા સ્વતઃજ થાય છે અને મનુષ્ય
ઇચ્છાથી આ ક્રિયાની ગતિ કે રૂપ બદલાતું નથી. વળી વિદ્યુદણુઓના સમૂહમાથી
વિદ્યુદણુ કયે વખતે છૂટું પડશે એ નિશ્ચિતતાથી કહી શકાય નહિ. ગણિતશાસ્ત્રની ગ
ત્રીની બહાર આ વિદ્યુદણુનું વર્તન હોવાથી તે ઘટના વિચિત્ર ગણાય છે, વિશ્વની નિશ
તતાનો ભંગ થતો હોય એમ કેટલાએક માને છે; અને તેના ઉપરથી એમ પણ અનુ
બાંધવાને કેટલાએક વિદ્વાનો તૈયાર છે કે વિશ્વમા નિયમિતતાને બદલે અનિયમિ
પ્રચલિત છે અને અનિયમિત વર્તન સૃષ્ટિમાં સ્વાભાવિક છે. પરંતુ આ ધારણા વાસ્ત
નથી અને તે વિષે આપણે ઘણી સંભાળથી વિચાર કરવાની જરૂર છે. આપણી
બેંકમાં અમુક રકમના રૂપીઆ જમે છે; તેમાથી અમુક વખતે ઉપાડવા જતાં કઇ સા
કઈ છાપનો રૂપીઓ આપણા હાથમાં આવશે એ કહેવું મુશ્કેલ છે, તેથી આપણે એમ
કહી શકીએ બેંકના કામકાજમાં અનિયમિતતા કે અંધેર છે. ઇલેકટ્રોનની ગતિ કોઈ

મને આધીન નથી તેનો અર્થ એમ નહિ કે વિશ્વમાં નિયમિતતા નથી, પરંતુ આ
મ હજુ શોધાયો નથી પણ મોડેથી શોધાશે.

૩૬. **રાસાયનિક તત્ત્વોની અસ્થિરતા**—પરમાણુના બંધારણમાં વિદ્યુદણુ-
ક્ટ્રોનના વર્તનના જેવીજ અનિયમિતતા કેટલાએક પરમાણુઓના રાસાયનિક વર્તનમાં
ામાં આવે છે. રાસાયનિક તત્ત્વોના પરમાણુનું વજન–અણુભારાંક–અને વર્તન અચલ
. છે એમ ગયા સૈકામાં સિદ્ધ થયેલું ગણાતું હતું. પરંતુ હવે આ અણુઓ તો સ્થિર
। એટલુંજ નહીં પણ તેમનું વજન પણ અસ્થિર હોય છે એમ માનવામાં આવે છે. રેડીઓ
.ટીવ પદાર્થોના નિરીક્ષણથી પણ નક્કી થયું છે કે યુરેનીઅમ તત્વમાંથી વિદ્યુદણુઓ
। પડવાથી જે શીસું બને છે તેનો અણુભારાંક ૨૦૬ છેઃ થોરીઅમમાંથી તેવીજ પદ્ધ-
ી શીસું ઉત્પન્ન થાય છે અને તેનો અણુભારાંક ૨૦૮ છે પરંતુ બંનેના રાસાયનિક ગુણો
ખા હોય છે. તેથી શીસાનાં બે આઇસોટોપ જૂદા જૂદા અણુભારાંકના છે; આવા મિશ્રિત
ઓને લીધે સાધારણ સીસાનો અણુભારાંક ૨૦૭-૨ છે. આવા ઘણાં તત્વોના આઇસોટોપ
ાયાં છે. ઓકસીજનનો અણુભારાંક ઘણા વર્ષોથી ૧૬ ગણાતો આવ્યો છે; હવે તેના
ાઇસોટોપ" ૧૭ અને ૧૮ વજનના અણુભારાંકના સિદ્ધ થયા છે. આવી રીતે જ્યાં ૯૦
। ગણાતાં તેનાં હવે લગભગ ૨૫૦× આઇસોટોપ ગણાય છે અને ટીન જેવા તત્ત્વના
લાનાં ૧૧ આઇસોટોપ છે. અણુઓના વર્તનમાં પણ બીજી જાતની નવીનતા જોવામાં
ી છે. એકજ અણુભારાંકના એવા અણુઓ પણ શોધવામાં આવ્યા છે કે જેનાં રાસાયનિક
। તદ્દન જૂદા હોય; આવા અણુઓને "આઈસોબેર" કહેવામાં આવે છે. હાયડ્રોજનનું બંધા-
એકજ પ્રોટોનનું હોવાથી તેમાં સ્થિરતા પ્રાપ્ત થવાનો સંભવ હતો, પરંતુ હાઇડ્રોજનનો
આઇસોટોપ મળી આવ્યો છે. તેમાં એક પ્રોટોન અને એક ઈલેક્ટ્રોનનું બનેલું અણુકેન્દ્ર
. એક છૂટું ઇલેક્ટ્રોન એવી રચના હોય એમ સમજાય છે. આ બીજું રૂપ એટલું બધું
ક્ષણ છે કે તે ડ્યૂટેરીઅમ અથવા ડીપ્લોજન એ નવા જૂદા નામથી અને જુદી સંજ્ઞાથી
ાખાય છે. સાધારણ હાયડ્રોજનમાંથી ઉત્પન્ન થયેલા પાણીના ગુણોના કરતા આ ભારે
ડ્રોજનમાંથી બનતા પાણીના ગુણો તદ્દન જૂદા છેઃ તેનું વજન ૧૧ ગણું ભારે છે. તેમાં
છલીઓ, દેડકાં અને જંતુઓ જીવી શકતાં નથી અને વનસ્પતિનાં બીઆં ફુટી શકતાં
. વળી એક વધુ આશ્ચર્યજનક ઘટના એ છે કે ત્રણ અણુભારાંકનું હજી પણ વધારે
*હાયડ્રોજન હમણાંજ શોધી કઢાયું છે. આ ત્રણ પ્રકારના હાયડ્રોજન પરમાણુઓ
ત્રણ પ્રકારના ઑકસીજન પરમાણુઓના સંયોજનથી પાણીના જેવી રચનાવાળા એક
પણ અનેક પદાર્થો બની શકે. કાર્બન, ઓકસીજન અને હાયડ્રોજન એ ત્રણ તત્વો
મા સર્વેથી વધારે પ્રમાણમાં પ્રસરેલા છે. કાર્બનના હીરા અને કોલસા એ સ્થૂલ
તો જાણીતા છે તે ઉપરાંત રાસાયનિક તત્વની દૃષ્ટિએ બીજાં રૂપો પણ છેઃ પરંતુ
જાતના હાઈડ્રોજનના પરમાણુઓ અને ત્રણ જાતના ઓકસીજનના પરમાણુઓની

×"Isotopes" by Dr. F. W. Aston F. R. S. p. 686 Nature 4th May 1935

+ The Progress of Science Crowther p. 175.

* New Pathways in Science. Eddington p. 31.

શોધથી રાસાયાનિક સંયોજનોની વિવિધતા અને વિલક્ષણતામાં એકદમ વૃદ્ધિ થઈ ગઇ છે; આથી એક દષ્ટિએ અરાજકતાનું પ્રવર્તન થતું દેખાય પણ બીજી દષ્ટિએ રસાયનવેત્તાઓને નવા સંશોધન માટે અનેક નવા માર્ગો મળ્યા છે.

૩૭. **નિયતિવાદ કે અનિયતિવાદ.** આજથી દસેક વર્ષ પહેલાં લગભગ દરેક ભૌતિકશાસ્ત્રી નિયતિવાદનો પૂજક હતો અને ખાસ કરીને નિર્જીવ સૃષ્ટિમાં સર્વ ઘટના નિયમસર જ થાય છે એ વિચારને જરાયે સંશય વિના સ્વીકારતો. પરંતુ ત્યાર પછીના સમયમા આઇન્સ્ટાઇનનો સાપેક્ષતાવાદ, પ્લાંકનો ક્વોન્ટમવાદ-પુંજવાદ, તરંગ ગતિવિદ્યાનો વિકાસ, પરમાણુની રચના સંબંધનું સંશોધન, વિશ્વની વૃદ્ધિમયતાનો સિદ્ધાન્ત, સરેરાશ અને સમૂહવર્તનના નિયમો વગેરે વિપ્લવમય સંશોધનોથી નિયતિવાદ વિષે ઘણી શંકા ઉત્પન્ન થઇ છે. એડીંગ્ટન અને જીન્સ જેવા અંગ્રેજ વૈજ્ઞાનિકો નિયતિવાદને ત્યજીને, જડવાદને સ્થાનભ્રષ્ટ કરીને, અનિયતિવાદ ગાદીએ બેસાડવા તત્પર છે. આઇન્સ્ટાઇન જેવા જર્મન વૈજ્ઞાનિકો નવી શોધોથી ફલિત થતા વિપ્લવમય સિદ્ધાન્તોથી ડરતા કે ચલિત થતા નથી; તેમના અભિપ્રાય પ્રમાણે તો ઇલેક્ટ્રોન કે પરમાણુઓના વર્તનમા કે બીજી કોઇ ઘટનામા જોઇએ તેટલી નિયમિતતા દેખાતી નથી તેનુ કારણ તો આપણુ અપૂર્ણ જ્ઞાન છે, અને સંપૂર્ણ જ્ઞાન મળશે ત્યારે તે અનિયમિત દેખાતા વર્તનની પુરેપુરી માહિતી મળશે. આનો ઉત્તર આપતા એડીંગટન કહે છે કે જ્યાં સુધી અનિયમિતતાની સંપૂર્ણ સમજૂતી મળી શકે નહિ અને જ્યા સુધી નિયમસર કાર્ય કારણની સંકલના પ્રાપ્ત થઇ શકે નહિ ત્યા સુધી તો નિયતિવાદને દૂર રાખવો જોઇએ. તેના મત પ્રમાણે તો આજે વિજ્ઞાનના ક્ષેત્રમા, એટલે પ્રયોગથી નિર્ણય કરી શકાય તેવા વ્યવસ્થિત જ્ઞાન અને સિદ્ધાન્તના પ્રદેશમા, અત્યારે કાર્ય કારણનો નિયમ પ્રવર્તમાન નથી.* આથી ઉલટું પ્લાંક એમ માને છે કે કાર્યકારણનો નિયમ સત્ય નથી તેમ અસત્ય પણ નથી, પરતુ ઉપયોગી હોવાથી સર્વમાન્ય છે.×

૩૮. **સત્યની સનાતનતા**—વિજ્ઞાનના આ મહારથીઓના વાદવિવાદમાં સાધારણ મનુષ્યને ઉતરવું પાલવે તેમ નથી. તેમના વિચાર ટુંકાણમા સમજાવી શકાય તેમ નથી, અને તેમના વિચારથી આપણી સાધારણ દિનચર્યામા ફેરફાર કરવાની જરૂર નથી. અનિયતિવાદના આચાર્ય એડીંગટન ઇલેક્ટ્રોનને સ્વાતંત્ર્ય આપવાને તત્પર છે, પરંતુ તેમાં ઇચ્છાશક્તિ કે માનસવ્યાપારની શક્તિ આરોપવાને ના પાડે છે. તેવીજ રીતે ધાર્મિક, સામાજિક, કે રાજકીય વિષયમાં વિજ્ઞાનની જૂની પદ્ધતિમાંથી જરાયે વિપથગમન કરવાને તત્પર નથી. દાખલા તરીકે બીજી જડવસ્તુઓના કરતાં મનુષ્યની ઇચ્છાશક્તિ પ્રબળ હોય છે એમ કબુલ કરવા છતા પણ મનુષ્યના સમૂહોના વર્તન સંબંધી-તેમના જીવન અને મૃત્યુના સંબંધી, વીમા કંપનીઓએ તારવી કાઢેલા ગણત્રીપૂર્વક નિયમો નકામા નથી. પ્રાથમિક સિદ્ધાન્તોના પ્રદેશમા જડ નિયમનો અભાવ જણાય છે તે વાત સત્ય છે. પરંતુ તેથી ઔપપત્તિક નિયમોના પાશમાથી છૂટી શકાય તેમ નથી. વિજ્ઞાનના વિકાસની સાથે

* New Pathways in Science Sir Authur Eddington p 302.

× Philosophy of Physics Max Planck 1936 p 73.

વિજ્ઞાનના નિયમોના ફેરફાર જરૂર થવાનો, અને જૂના વિચારો અને જૂના સિદ્ધાન્તો બદલાવાથી વિજ્ઞાનની કીર્તિ ઘટતી નથી, પરંતુ નવા વિકાસ અને નવી પ્રગતિના સાધનો વધે છે સત્યની સનાતનતા વિજ્ઞાનને માન્ય નથી, સત્યના પ્રયોગો અને સત્યનું પ્રયોગાત્મક અન્વેષણ એજ મનુષ્યની ઉચ્ચતમ અભિલાષાનું સ્થાન છે, અને સનાતનતાને નામે સત્યને પ્રકાશ કે પ્રગતિ વિના અંધારી કોટડીમા પુરી રાખવાનો વિચાર કે કલ્પના માત્ર ભ્રાન્ત્ય છે આપણા પૂર્વજો કરતા આપણે વધારે દૂર સુધી જોઈ શકીએ છીએ, કારણ કે આપણે તેમના ખભા ઉપર ઉભા છીએ અને તેમના ખભા ઉપર ચઢતા તેમને આપણા પગ લાગી જાય તો એમ સમજવાનુ નથી કે આપણે તેમને લાત મારીએ છીએ તેવીજ સ્થિતિ આપણી થવાની છે અને આપણા ખભા ઉપર ચઢવાની ક્રિયામા આપણા અનુજોના પગ લાગી જાય તો તે વખતે આપણે પણ ન સમજવુ જોઈએ કે તે આપણો અનાદર કરે છે

૩૯ **જીવવિદ્યા**—ભૌતિકશાસ્ત્રની પ્રગતિ અને પરાક્રમો જોયા હવે જીવનવિદ્યાના મધ્યમા છેલ્લા ત્રીસ વર્ષોની નવી શોધો વિષે કાઈ જોઈએ ઉત્ક્રાન્તિવાદની ઉત્પત્તિ, વિકાસ અને તેની સાંપ્રત સ્થિતિ વિષે તેમજ ડારવીન, લમાર્ક, વૅલેસ, હકસ્લી, વગેરે પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રીઓના પરાક્રમો વિષે, આનુવંશિક સસ્કાર, અને સમાજ સુધારણા વિષે મારા પુસ્તક "વિજ્ઞાનવિચાર"મા યથોચિત વર્ણન છે તેનુ ફરીથી અહીં વિવેચન કરવાની જરૂર નથી તે સમય પછીની નવી શોધો એક રીતે ભૌતિકવિદ્યાની છેલી શોધોને મળતી આવે છે દ્રવ્યનુ પ્રાથમિક તત્વ અણુ અને પરમાણુ ગણાય છે પરમાણુમાથી વિદ્યુદણુ, પ્રોટોન, પોઝીટ્રોન, ન્યૂટ્રોન, વગેરે અતિસૂક્ષ્મ સત્ત્વોની શોધ થઈ છે અને રેડીઅમ વગેરે તત્ત્વોમાથી એકસરે જેવા કિરણો નીકળતા જોવામા આવ્યા છે તેવીજ રીતે સજીવ વસ્તુઓ, પ્રાણીઓ અને વનસ્પતિના બધારણનુ પ્રાથમિક તત્વ કોષ છે આ કોષમા રહેલુ જીવનરસની નિયામક શક્તિ મધ્યસ્થ કેન્દ્ર (કેન્દ્રકણ)મા રહે છે આ કેન્દ્રદ્રવ્યનુ અતિ સૂક્ષ્મ વિભાજન થયુ છે સૂક્ષ્મદર્શક યત્ર અને પ્રયોગાત્મક યત્રવિદ્યાની મદદથી ક્રોમસોમ (રગસૂત્રો), ક્રોમમીયર, ક્રોમડીઆ, અને જીની (જનિ) વગેરે નવા સત્ત્વો છુટા પાડવામા આવ્યા છે વળી જેમ ભૌતિક દ્રવ્ય, અને રેડીઅમ જેવી ધાતુઓમાથી કિરણોનો પ્રસાર થાય છે તેમ જીવન્ત દ્રવ્યમાથી અમુક પ્રકારના ચેતનમય શક્તિમય કિરણો ઉદ્ભવે છે અને તેનાથી નજીકના કોષોમા નવી ક્રિયાઓનુ ઉત્પાદન થઈ શકે છે ભૌતિકવિદ્યા અને જીવનવિદ્યાની આ ઘટનાના સામ્યમાથી આપણે નવો નિયમ કે સિદ્ધાન્ત ઉપજાવી ન શકીએ તો પણ એટલુ તો ધ્યાનમા રાખવુ જોઈએ કે પરમાણુની માફક કોષના સત્ત્વો પણ વિભાજિત થયા છે ન્યૂટનના વખતનુ ગતિશાસ્ત્ર આઇન્સ્ટાઈનના યુગમા બદલાઇ ગયુ છે તેવીજ રીતે ડાર્વિનનો ઉત્ક્રાન્તિવાદ રૂપાતર પામ્યો છે ડાર્વીનના મત પ્રમાણે ઉત્ક્રાન્તિના પગથીઆ અકસ્માતથી રચાયેલા હોય છે તેના પછીના અન્વેષકોના મત પ્રમાણે આ પગથીઆ પરિસ્થિતિને લીધે બધાયેલા છે નવી પરિસ્થિતિમા પ્રાણીઓ નવા રૂપ રગ અને બધારણ પ્રાપ્ત કરી શકે છે આ ઉત્ક્રાન્તિ કેવળ ભૌતિક કારણોને લીધે થાય છે અથવા તેની પાછળ કાઈ યોજના કે વ્યવસ્થાનો કે સર્જકશક્તિનો હાથ છે એ વિષય ઘણો ચર્ચાસ્પદ છે તેમા પણ છેલ્લા થોડા વર્ષોમા કેવળ જડવાદની નિરૂપયોગીતા સ્વીકારાતી જાય છે

૪૦. **વંશવિદ્યા.** વંશવિદ્યાના અભ્યાસકો તરફથી લક્ષણોનો વંશાવતર કેવી રીતે થાય છે, તે વિષય ઉપર સારો પ્રકાશ પડ્યો છે. "રાગસૂત્રો" અને "જનિ"ના જૂદા જૂદા સંયોજનથી સંતતિના જાતિ ગુણો અને લક્ષણોમાં ફેરફાર થાય છે. તેથી વાઇઝમાનના પ્રયોગો અને વિચારો વિષે શંકાની નજરથી જોવાય છે. ઉંદરની પૂછડી કાપી નાંખ્યાથી તેની સંતતિ પૂછડી વગરની થઇ જતી નથી એ પ્રયોગ વધારે લંબાવવાની જરૂર છે; ત્રણ કે ચાર પેઢી સૂધી તો પુછડી દેખાય પણ હજારો પેઢી પછી તો તે પૂછડી નાબુદ થવાના સંભવ સારા છે. વળી પહેલા એમ કહેવાનું કે જનનકોષ તો ટપાલના બંધ કરેલા કાગળના જેવા હોય છે; અને જેમ ટપાલવાળો સરનામા પ્રમાણે કાગળ વાચ્યા કે સમજ્યા વિના પહોચાડે છે. તેવી રીતે આ જનનકોષ માતાપિતા પોતાની સંતતિને ફેરફાર વિના પહોચાડે છે. પણ આ વિચાર હવે ખરો મનાતો નથી. પોસ્ટમેન વર્ષાદમા પલળે કે સહીના છાંટા ઉડાડે તો આ કાગળના રૂપ કે રંગમા જરૂર ફેરફાર થવાનો. તે પ્રમાણે પિતૃઓ તરફથી સંતતિને પહોચાડતા પહેલા જનનકોષ બદલી શકાય છે; અને સંતતિને જનનકોષ પ્રાપ્ત થયા પછી પણ તેના રૂપ રગ કે લક્ષણોમા ફેરફાર થઇ શકે છે. સંતતિમા અનેક ગુણો ઉતરી શકે છે પરંતુ તેમાથી કયા ગુણો ઉપર ભાર મૂકવો, કયા ગુણો વિકસાવવા અને કયા ગુણો દબાવી રાખવા એ કામ પરિસ્થિતિને અનુકુળ થઇને દરેક સંતતિ સાધી શકે છે. કેવળ ભૌતિક કે શારીરિક લક્ષણોનો આ પ્રમાણે ફેરફાર થઇ શકે છે એટલુજ નહિ પણ માનસિક ગુણો અને અધ્યાત્મિક તથા સામાજિક પરિસ્થિતિ પણ અંગત પ્રયાસથી વિકસાવી શકાય છે. આ શોધ ખાસ અગત્યની છે કારણકે સમાજસુધારણાની યોજનાઓ માનસિક વિકાસની પદ્ધતિ અને શિક્ષણ પ્રણાલિકાઓના વિચારમાં આનુવંશિક અને સ્વયંસિદ્ધ લક્ષણોના સ્થાનનો નિર્ણય ઘણો ઉપયોગી છે.

૪૧. **જીવનનું સાતત્ય.** આ ઉત્ક્રાન્તિથી નવી સંતતિમા અમુક પ્રકારના નવાગુણો દૃઢતર થતા જાય છે એટલુજ નહિ પણ તેની સાથે સાથે જીવનનુ સાતત્ય પણ સિદ્ધ થાય છે. જગલી પ્રજાઓની અમુક માનસિક શક્તિઓ ઓછી વિકસેલી હોય છે તેમા અર્વાચીન કાળમા વિકાસ થતો સ્પષ્ટ દેખાય છે. મનુષ્યના હાથે થયેલી સંખ્યાની શોધથી ગણિતશાસ્ત્રનો પાયો મંડાયો; સંખ્યાવાચક પરિણામોની સમજને માટે જંગલમા રહેનારી પ્રાથમિક જાતિના મનુષ્યોને ઘણો સમય લાગે છે. તેથી ઉલટું ઉંચા સંસ્કારવાળી આર્યપ્રજાની જાતિઓ નવુ જ્ઞાન અને નવી વિદ્યાની પ્રાપ્તિમાં ઘણી સહેલાઇથી વિજય મેળવે છે; તેનો એક દાખલો એ કે ઇગ્લંડમા કેળવાયેલા હિન્દી અને જાપાનીઝ વિદ્યાર્થીઓમા હિન્દી વિદ્યાર્થીઓ અંગ્રેજી ભાષા ઉપર વધારે સારો કાબુ ધરાવી શકે છે. સંતતિનો વિકાસ ઉત્તરોત્તર વધતો જાય છે એપણ જીવનના સાતત્ય અને હેતુ વિષે પ્રકાશ નાખે છે. પૃથ્વી ઉપર જીવનનો આરંભ કેવી રીતે થયો તે આપણે જાણી શકીએ એમ હાલમા તો લાગતું નથી, પરંતુ આ જીવન શક્તિમા પ્રગતિ અને સાતત્યની ભાવના સર્વ વ્યાપી છે. નવી પરિસ્થિતિમા જીવના રૂપ અને વર્તન બદલાય છે; અને એક પ્રાણી મરણ પામતા પહેલા તેના જેવા બીજા પ્રાણી ઉત્પાદન કરવાને માટે પ્રચંડ શક્તિનો વ્યય કરે છે, તેમા કાઇ યોજના હોવી જોઇએ. વળી તેની સંતતિમા જુના ગુણોને સંરક્ષવાની શક્તિ અને નવી પરિસ્થિતિમાં નવ ગુણો કે લક્ષણો સંપાદન કરવાની શક્તિ એ બંનેમાં પણ કાંઇ ગૂઢ નિયમ સમાયેલે

હોવો જોઈએ વંશાનતાર કેવી રીતે થાય છે તે સબધી અન્વેષણથી પણ સિદ્ધ થાય છે કે કોઈપણ વ્યક્તિનુ ભવિષ્ય કેવળ તેના માતાપિતા તરફથી મળેલા "જનિ" ના ગુણો ઉપર આધાર રાખતું નથી પરંતુ તેનામા નવા લક્ષણો પ્રાપ્ત કરવાની અને નવી પરિસ્થિતિને અનુકૂલ ફેરફાર કરવાની શક્તિના ઉપયોગ ઉપર આધાર રાખે છે આ પ્રમાણે જીવનના સાતત્યમા માનવુ પડે છે અને જીવનની ઉત્ક્રાન્તિ સાધવાને માટેજ પ્રાણીઓનુ નિર્માણ થાય છે એમ સમજવુ પડે છે, પ્રાણીઓ–મનુષ્યોના કલહો, યુદ્ધો, અને વિજયો, જ્ઞાન, અને દાક્ષિણ્ય પ્રાપ્ત કરવાના પ્રયત્નો, તેમની ભૌતિક શક્તિ અને માનસિક બુદ્ધિ વિકસાવવાની યોજનાઓ એ જીવનમગ્રની ઉન્નતિ અને પ્રગતિના પાયા રૂપ છે તેથી પૃથ્વી ઉપર સજીવ સૃષ્ટિ આકસ્મિક રીતે પ્રગટ થઈ હોય કે નહીં તે વિષે શકા રહે પરંતુ તેનો વિકાસ અને તેની હાલની સ્થિતિ કેવળ યંત્રમય નિયતિવાદથી સમજાવી શકાય તેમ નથી કોઈ પણ જાતિની સતતિ જોઈશુ તો તેમા દરેક વ્યક્તિ નવુ જ્ઞાન, ચાતુર્ય અને નવી પ્રેરણાશક્તિ સપાદિત કરતી જાય છે નવી સતતિ તેના માતપિતા કરતા અમુક જાતના વધારે ઉપયોગી બળો, સસ્કારો, અને શક્તિઓ પ્રાપ્ત કરી શકે છે, અને તે અમુક વ્યક્તિના પરાક્રમથી નહીં પણ આખા યુગના બળોના આખી જાતિ ઉપરના સસ્કારને લીધે છે વ્યક્તિના જીવનના અતની સાથે કોઇપણ જાતિના જીવનનો અત આવતો નથી, પરંતુ વંશાવતારની સાથે, અથવા તેની વગર પણ, વ્યક્તિ અને સમષ્ટિ બનેની ઉન્નતિ અને વિકાસ થાય છે શક્તિના સરક્ષણના નિયમ ઉપરથી શક્તિના રૂપાતરો અને શક્તિના વિવિધ સ્વરૂપોની એકતા સિદ્ધ થાય છે તેવી રીતે ઉત્ક્રાન્તિના સિદ્ધાન્ત પ્રમાણે પ્રાણી માત્રમા થતા, રૂપાતરો અને જાતિના તફાવતો જીવનબળની એકતાની સાક્ષી પુરે છે મનુષ્ય જીવનમા પણ પ્રજાઓની ઉન્નતિનો આધાર કેવળ વ્યક્તિ ઉપર નહીં પણ સમાજ–સમષ્ટિના પ્રયાસોની ઉપર રાખે છે તેથી વ્યક્તિનો વ્યક્તિસ્વાત ય માટેનો હક જાતિ વિકાસના બધનોથી સકુચિત રહે છે ઉત્ક્રાન્તિવાદના આ તાત્ત્વિક વિચાર મ ધી ફરીથી ઉલ્લેખ કરવો પડશે અત્રે એટલુ કહેવુ બસ છે કે અર્વાચીન જીવનવિદ્યાના અને ખાસ કરીને વંશવિદ્યામા છેલ્લા થોડા વર્ષના અન્વેષણોથી આ વિચારમા ફેર પડ્યો નથી

૪૨ **માનસવિદ્યા** વિજ્ઞાનના બાળકોમા નાનામા નાનુ છે ઘણા વર્ષો સુધી તે તત્ત્વવિદ્યાનું બચ્ચુ ગણાતુ, અને માતાની ગોદમા રહીને ધર્મશાસ્ત્ર અને નીતિશાસ્ત્રની છાયામા ઉછર્યું જીવવિદ્યાના વિકાસ ની સાથે અનેક પ્રાણીઓના મગજની પ્રવૃત્તિઓનો અભ્યાસ શરૂ થયો પ્રેરણા, લાગણી, ટેવ, વગેરે ગુણોનો અભ્યાસ જીવવિદ્યાની દૃષ્ટિએ મનુષ્યજીવનમા પણ થતો ગયો આ પ્રમાણે પ્રયોગાત્મક નિરીક્ષણ વધવાની સાથે આ વિદ્યાની સ્વતંત્રતા પણ સધાતી ગઇ માનસશાસ્ત્રની પ્રયોગશાળાઓમાથી હવે એટલુ બધુ ઉપયોગી તેમજ નિરૂપયોગી નિરીક્ષણ બહાર પડે છે કે તેમાથી નવા નિયમો તારવવાનુ કામ અશક્ય થઇ પડ્યુ છે પ્રયોગાત્મક માનસશાસ્ત્રીઓ જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિનુ ગ્રાહક બુદ્ધિનું, મનોજાતતુની પરામર્શશક્તિનું, વગેરેના માપનમા પોતાનો સમય વ્યતીત કરે છે તેનાથી ઉલટુ માનસિક રોગોના ડૉક્ટરોએ રોગચિકિત્સાની પદ્ધતિએ પ્રયોગશાળા વગરના અનુભવથી જે નવુ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેનાથી વ્યક્તિ અને સમષ્ટિ બનેના દૃષ્ટિ બિંદુમા વિપ્લવમય પરાવર્તન થયુ છે

૪૩. બાહ્ય અને અંતર્ મન. ડૉ. મોન્ટેસોરી પ્રથમ ડાક્ટર તરીકે કામ કરતાં હતાં ત્યારે ઓછી બુદ્ધિવાળાં કે રોગિષ્ટ બાળકોની માનસિક પ્રવૃત્તિનો અભ્યાસ કરવાના પ્રસંગ તેમને પ્રાપ્ત થયેલા. આવા બાળકોના શિક્ષણ માટે ઘણા પ્રયોગ, ચિંતન, અને મનન સાથે નિર્ણય કરેલી તેમની પદ્ધતિ અત્યારે વિશ્વવિખ્યાત છે. મનના રોગના ચિકિત્સક ડૉ. ફ્રોઇડે પણ પોતાના અનુભવ અને નિરીક્ષણથી માનસવિજ્ઞાનમા ચમત્કારિક નવી શોધો કરી છે, અને આ શોધો વિપ્લવમય હોવા છતા પણ પોતાના સિદ્ધાન્તો એવી પ્રતિભાથી તેણે પ્રતિપાદન કર્યા છે કે તેમનો સ્વીકાર તેની પોતાની હયાતીમાજ થવા પામ્યો છે. ફ્રૉઇડનો મુખ્ય સિદ્ધાન્ત માનસવિશ્લેષણ (સાયકોએનેલીસીસ) એ નામથી ઓળખાય છે. આપણા મનના બે વિભાગ છે. એક બાહ્ય મન અને બીજું અંતર્ મન, તેમા અંતર્મન વિશાળ અને પ્રબળ હોય છે. આ અંતર્મન આપણા બહારના વિચારો અને બાહ્યમનની ચેતનાથી પેલે પાર હોય છે–તથી તેને ચેતનાતીત મન પણ કહેવાય છે. મનુષ્યની બાહ્ય ચેષ્ટાનું ભાન પોતાને હોય છે અને તે બીજા મનુષ્યોના નિરીક્ષણમા આવે છે, પણ કેવળ બાહ્યચેષ્ટાના નિરીક્ષણથી બાંધવામાં આવેલા અનુમાનો ખોટા પડે છે. કારણ કે મનુષ્યની વધારે અગત્યની સંપત્તિતો તેની અંતર્ ચેષ્ટા–અંતર્મન છે; તેની અપ્રકટ લાગણીઓ, આવેશો, અને ભાવનાઓ તેની દિનચર્યાનું અને તેના ભવિષ્યનુ નિર્માણ કરે છે. મનુષ્યની પ્રકટ વાસના અને ભાવના તેની બાહ્યકૃતિઓનું નિર્માણ કરે એમા તો નવાઇ ન લાગવી જોઇએ, પરંતુ સ્મૃતિ બહારની ગહન ઉંડાણમાં રહેલી ઝંખનાઓ, અનેક ગુપ્ત લાગણીઓ, આવેશો સ્વાર્થો, યાદગીરીઓ, સ્વોપાર્જીત અને આનુવંશિક વૃત્તિઓનો સમાવેશ પણ આનિર્માણમા થાય છે. આપણી બહારની પ્રવૃત્તિઓ,બાહ્ય મન, આપણા વિચારો અને કૃતિઓ, અને બીજાઓને દેખાતુ આપણું વ્યક્તિત્ત્વ એ આપણા માનસનો બહારનો ભપકો–બહારની સમૃદ્ધિ છે. જેમ વૃક્ષની બહાર દેખાતાં થડ, ડાળાં કે પાંદડાઓજ એનું સર્વસ્વ નથી; પણ અંદર રહેલા ઉંડા મૂળ એને પોષે છે અને ટકાવી રાખે છે, તેવી રીતે મનુષ્યનું વ્યક્તિત્ત્વ કેવળ બહારના દેહથી, બહારની માનસિક પ્રવૃત્તિઓથી બંધાયેલું નથી, પણ ઉંડાણમા રહેલા ભૂતકાળની ગુપ્ત વૃત્તિઓ, મનુષ્ય જીવનના ઉષઃકાળમા દબાયેલા દેશ અને જાતિના સંસ્કારોથી રચાયેલું છે. આ ઉંડી વૃત્તિઓ ચેતનાતીત પ્રદેશમાથી–ભોંયરામા બધ રાખેલા બંદીવાન દરવાજો તોડીને બહાર નીકળે તેમ ઉપર ચઢી આવે છે, અને આપણા જાગ્રત મન અને આપણી ઇચ્છા શક્તિના પ્રયત્નોને તોડીને પણ આપણી ઉપર વિજય મેળવે છે આ પ્રમાણે આપણા બાહ્યમન અને અંતર્ મન વચ્ચે હમેશ ઝગડો ચાલ્યા કર્યો છે અને આ બે વિભાગની વિરોધાત્મક પ્રવૃત્તિનુ યોગ્ય સમાધાન વખતસર ન લાવી શકીએ તો આપણા જીવનની યોજનાઓનો સદંતર નાશ થઇ જાય છે. આ અંત્તર્મનની ચેષ્ટા જોવાનો પ્રસંગ સ્વપ્નાવસ્થામા અને ગાંડપણની અવસ્થામા પ્રાપ્ત થાય છે; કારણ કે તે વખતે બાહ્ય–ચેતન–મનનો કાબુ છૂટી જાય છે. આ અવસ્થામા મનની ત્યજાયેલી લાગણીઓ અને ઝંખનાઓ, ન્યાત બહાર રખાએલા ગુન્હેગારોની માફક, બહારવટું કરતી વ્યક્ત થાય છે. જેમ કોઇ રાજાના સામંતો અને ભાયાતો પદભ્રષ્ટ થયા પછી સંતાતા ફરે અને રાજાની વિરૂદ્ધ કાવત્રાં કરે તેમ મનુષ્યની નિષ્ફળ ગયેલી લાગણીઓ અને ઝંખનાઓ ચેતન પ્રવૃત્તિથી સંતાતી રહેવા છતા અંદરથી છૂપાં કાવત્રા રચીને મનની શાંતિ, સ્વાસ્થ્ય અને સત્તાનો નાશ કરવા મથે છે. આવી સ્થિતિમા મનની શાસક શક્તિ નબળી હોય તો આ બહારવટીઆનું જોર વધી જાય

છે, અને અગજકતા અને અંધકાર વધવાથી માનસિક રોગો પ્રગટ થાય છે. આ માનસિક રોગોથી દૂર રહેવાનું અને તેમને જીતવાનું મુખ્ય સાધન ચેતન મનનું-આત્મબળનુ સંરક્ષણ છે. જ્યાં સુધી આપણામાં આ શક્તિ પુરેપુરી કેળવાય નહીં ત્યાં સુધી આપણી ચેતનાતીત લાગણીઓ આપણી ઉપર વિજય મેળવી લે છે.

૪૪. **ફ્રૉઈડ. યુંગ, અને આડલર.** ચેતનાતીત મનના વિષે ઘણું સંશોધન થયું છે. ફ્રોઈડ, યુંગ, અને આડલર એ ત્રણ ઑસ્ટ્રો-જર્મન માનસશાસ્ત્રીઓએ એ જૂદી જૂદી રીતે પૃથક્કરણ કરીને માનસરોગના નિવારણના જૂદા સંપ્રદાય સ્થાપ્યા છે. ફ્રૉઇડ આ ચેતનાતીત મનને બાહ્યમનના કરતાં દસગણું વધારે વિશાળ સ્થાન આપે છે તે છતાં મનુષ્યની એકજ મુખ્ય લાગણી-રતિભાવના-જાતિનેયતા—ઉપર અત્યંત અને અયોગ્ય ભાવ મૂકે છે. જેમ "અભિજ્ઞાન શાકુંતલ"નો વિદુષક ખાવાનો બહુજ શોખ રાખે છે અને અન્નક્ષુધાને મહાન પ્રેરકબળ ગણે છે, તેમ ફ્રૉઇડ આ પ્રેમ પીપાસાને સાર્વભૌમ સામ્રાજ્યનું સ્થાન આપે છે. બાલજીવનમાં જ સ્તનપાન અને વિષ્ટાવિમોચન, અને મૂત્રત્યાગની ક્રિયામાં રહેલાં જાતિનેય ક્રિયાઓના સૂક્ષ્મ અંશો, માતપિતા વિષે લિંગભેદથી ઉત્પન્ન થતાં આકર્ષણ અને અપાકર્ષણ, અને ભૂલાઇ જવાયેલા બાલજીવનનાં આવા બીજાં સૂક્ષ્મ જાતિનેય અનુભવો વગેરે કારણો ઉપરથી ફ્રોઇડ માનસરોગની ચિકિત્સાનું અને માનસ પ્રવૃત્તિનું ધોરણ સ્થાપે છે. ફ્રૉઇડના વિચારોએ થોડા વર્ષો સારૂં ધ્યાન ખેંચ્યું. પણ તેમાં રહેલી અપૂર્ણતા અને અત્યુક્તિઓને લીધે તેની પ્રતિષ્ઠા ઓછી થઇ છે. તેના પટ્ટશિષ્ય યુંગેતો તેની સામે થઈને નવો સંપ્રદાય સ્થાપ્યો છે. ફ્રૉઈડના કરતાં યુંગનું ચેતનાતીત માનસ એકજ પ્રકારનું હોવા છતાં વધારે વિશાળ અને ગ્રાહક છે. જાતિનેયતા-રતિસુખ-ની વાત કરવી પણ અશિષ્ટ ગણાય છે; આ પ્રકારની વૃત્તિઓને અંદરનું આત્મબળ કેળવ્યા વિના અયોગ્ય રીતે દબાવી નાંખવાથી હાનિ થાય છે એટલું બતાવવા પુરતો ફ્રૉઈડનો સિદ્ધાન્ત ઉપયોગી છે. પરંતુ મનુષ્યની માનસપ્રવૃત્તિ વધારે વિશાળ છે અને કેવળ જાતિનેય લાગણીઓ અને ઝંખનાઓ ઉપરાંત મનુષ્યનાં બીજાં આનુવંશિક સંસ્કારો, દેશ, કાળ અને કુટુમ્બ અને સમાજના આદર્શો, અને પ્રાચીન સંસ્કારો ઉપર રચાએલી તેની વિચાર શક્તિ અને સાહજિક બુદ્ધિ, તેની કલાભાવના, ધર્મભાવના એ સઘળાથી સમૃદ્ધ થએલું આ ચેતનાતીત-સૂક્ષ્મ મન-કેવળ જાતિનેયતાના એકજ લક્ષણમાં તેની સર્વશક્તિ સમાવી દે એ અસંભવિત્ત લાગે છે. યુંગ સમાજ અને પરિસ્થિતિના આંદોલનોને જેટલી અગત્ય આવે છે તેના પ્રમાણમાં આડલર મનુષ્યની પોતાની આત્મશક્તિ ઉપર વધારે ભાર મૂકે છે. દરેક મનુષ્યને આડલરના સિદ્ધાન્ત પ્રમાણે પોતાના ધંધાને યોગ્ય માનપ્રવૃત્તિ કેળવવી પડે છે; તેવીજ રીતે પોતાની સામાજિક સ્થિતિને તેમજ જાતિનેય સંબંધોને યોગ્ય વર્તન રાખવું પડે છે. આ યોગ્ય વર્તનને માટે અમુક પ્રમાણમાં માનસિક બળ સામર્થ્ય, અને ઇચ્છાશક્તિની જરૂર પડે છે. તે શક્તિ ઉપરાંત કામ માથે લેવામાં મળતી નિષ્ફળતાને લીધે (ન્યૂરોસીસ) માનસિક રોગ ઉત્પન્ન થાય છે. શિક્ષણ શાસ્ત્રમાં આડલરનો સિદ્ધાન્ત ખાસ ઉપયોગી છે; તે અમુક ધ્યેય સતત આગળ રાખવાનો આગ્રહ કરે છે. દરેક વિદ્યાર્થીને નિષ્ફળતાના કાદવમાં ડુબ્યા વિના આગળ વધારવાનું મુખ્ય કાર્ય

શિક્ષકે દરેક પગલે ધ્યાનમાં રાખવું જોઇએ, કારણ કે આ નિષ્ફળતાના કાદવના છાંટા બાળકના ચેતનાતીત મનની ઉપર ભૂંસાઈ ન શકાય એવી ચીકાસથી ચોટી જાય છે.

૪૫. **ચેતનાતીત મન અને આઘાતો.** ચેતનાતીત મનના અભ્યાસથી ઘણા નવા સિદ્ધાન્તો અને વિચારો ઉભા થયા છે. હિંદુ તત્વજ્ઞાનના આત્માની ભાવનાનો આધાર લીધા સિવાય, અને પુનર્જન્મના સિદ્ધાન્તમા માન્યા વિના પાશ્ચાત્ય માનસશાસ્ત્રીઓએ ચેતનાતીત મનના અભ્યાસથી બાળકોના જીવનના સૂક્ષ્મ સંસ્કારો વિષે નવી દષ્ટિએ જૂનું જ્ઞાન સજીવન કર્યું છે. અભિમન્યુ માતાના ગર્ભમા રહીને યુદ્ધવિદ્યા સંપાદન કરી શક્યો હતો એ અર્વાચીન દૃષ્ટિએ માનવાને હવે કારણો મળે છે. બાલજીવનની શરૂઆતથીજ તેની માનસિક પ્રવૃતિ અને શિક્ષણ શરૂ થાય છે: થોડા વર્ષ પહેલાં એમ મનાતું હતું કે છોકરાંને સાત વર્ષની ઉમર કરતાં વહેલાં નિશાળે મોકલવાથી લાભ કરતા હાનિ વધારે થાય છે. પરંતુ હવે તો એમ સિદ્ધ થયું છે કે નાની કુમળી વયમા જો વ્યવસ્થા, સંઘજીવન, સ્વાશ્રય, અને સ્વતંત્રતાના ગુણો ન કેળવાય અને સંગીત, હલન, ચલન અભિનય, નૃત્ય વગેરે કલાઓ ન સધાય, તો તે મોટી ઉમરે પ્રાપ્ત કરતા ઘણી વધારે મુશ્કેલી પડે છે. તેથી બાળમંદિરોમાં બે અઢી વર્ષની ઉંમર પહેલા બાળકોને દાખલ કરવાનો આગ્રહ કરવામાં આવે છે. વળી આ કુમળી વયમા પડેલા શુભ સંસ્કારોની માફક માનસિક આઘાતો જીવન સૂધી કાયમના રહે છે. શરીરના ઘાતો રૂઝાઈ જાય છે અને કુદરતના બળથી રૂઝએલા ઘા ઘણું ખરૂં તો હાનિ કરી શક્તા નથી પણ મન પર પડેલા ઘા તો રૂઝાતાં ઘણોજ સમય લાગે છે, અને રૂઝાયા પછી પણ તેમની હાનિ કરવાની શક્તિ ઓછી થતી નથી.

એક વખત અમુક પરિસ્થિતિમા ભય, ત્રાસ, ચિંતા, શરમ કે માનસિક દુઃખ ઉત્પન્ન થવાથી મનઉપર આઘાતો પડે છે. ફરીથી તેવીજ પરિસ્થિતિ ઉત્પન્ન થતાં જૂના આઘાતો તાજા થાય છે અને તેથી હીસ્ટીરીઆ જેવા રોગો ઉત્પન્ન થાય છે: આ લાગણીઓ ચેતનાતીત હોવાથી ખરૂં કારણ સાધારણ દૃષ્ટિથી સમજી શકાતું નથી. મજબુત મનના માણસોને પહેલા તો આવા આઘાતો થતાજ નથી અને થાય છે તો તેની ઉપર વિજય મેળવવાની શક્તિ તેમનામાં હોય છે. જીવનની શક્તિ પ્રાપ્ત કરવા નબળા મનનાં માણસોની કેળવણીમાં પહેલેથીજ આવા આઘાતો કરાવવાની ખાસ જરૂર છે. મનમાં દાખલ થયેલા આઘાતો–દુઃખમય સ્મૃતિઓ–દેશવટે મોકલેલી લાગણીઓ બહારવટું લઇને ચેતન મન ઉપર કાબુ મેળવે છે. તેમનો નાશ કરવાના બે મુખ્ય રસ્તા હોય છે: એકતો તે લાગણીને સંતુષ્ટ કરવાનો અને બીજો તે આઘાતોના કારણરૂપ મૂળ લાગણી ઉપર વિજય મેળવવાનો. આ બીજો રસ્તો માનસ વિશ્લેષણની મારફત મળે છે. ઘણીવાર આ આઘાતો સંબંધી ખુલ્લા દીલે વાત કરવાથી ગુંચવાએલા કોયડાનો ઉકેલ થઈ શકે છે. ભય, ક્રોધ, લજ્જા, ચિંતા વગેરેના કારણોનો પદ્ધતિસર વિચાર કરવાથી તેમની અવાસ્તવિકતા અને અયથાર્થતા સિદ્ધ કરી શકાય છે અને તેમને દૂર કરવાના ઉપાય યોજી શકાય છે. આ વાત કરવાની પદ્ધતિ વાપરનાર કુશલ માનસવેત્તા હોવો જોઇએ, નહીં તો કેટલીએકવાર ચેતનાતીત સમુદ્રમાં ડુબી ગયેલી કેટલીએક વિસ્મૃત લાગણીઓ નવારૂપમાં તાજી થઈ આવે છે અને નવા રોગના કે પ્રમાદનાં લક્ષણો વ્યક્ત કરે છે.

**૪૬. પ્રેરણા કે સંયમ?** આ નવી માનસવિદ્યાના મુખ્ય લક્ષણોમાં એક ઉપર ખાસ ધ્યાન ખેંચવાની જરૂર છે. લાગણીઓ, આવેશો, અને પ્રેરણાની પ્રબળ શક્તિ ઉપર વધારે પડતો ભાર મુકવામાં અને મનુષ્યની વિચારશક્તિ અને ઇચ્છાશક્તિને ગૌણસ્થાન આપવામાં ગંભીર ભૂલ થાય છે. ચાલુ જમાનાની ખાસીયતોમા અને ખાસ કરી તરૂણવર્ગની માનસિક સ્થિતિ અને વર્તનમા આ દૃષ્ટિબિંદુને લીધે ઘણો ફેરફાર થયો છે. બાળકોની પ્રેરણા અને આવેશો દબાવી નાંખવાથી ઉત્પન્ન આઘાતોને લીધે નુકસાન થાય છે એમ ધારીને શિક્ષણશાસ્ત્રીઓ નવી પદ્ધતિની યોજના કરે છે. તેમા સંયમ કરતા સ્વતંત્રતાને વધારે અગત્યનું સ્થાન આપવામા આવે છે, તેનું પરિણામ એમ આવે છે કે મનુષ્ય જીવનના ઉષાકાળના વખતના અને ચેતનાતીત મનમાં ગુપ્ત રહેલા આવેશો અને વિકારોને બેલગામ છૂટ મળે છે; સભ્યતા, શિષ્ટતા, સંયમ, વગેરે ગુણો કેળવાઈ શકાતા નથી. આત્મનિર્ણય અને સ્વતંત્રતાને નામે બાળકો અને તરૂણોના સ્વછંદી વર્તનને પોષણ મળે છે; આરામ અને આનંદ વ્યક્તિના સુખને માટે આવશ્યક છે એમ આજના તરૂણો માનતા થઈ ગયા છે. ગાન, તાન, અભિનય, નૃત્ય, એ સઘળાં આત્મપ્રકાશન અને આત્મનિર્ણયને માટે આવશ્યક છે; અને તેનાથી બાળક અને યુવકની ખરી શક્તિઓ ઉદ્દીપન થાય છે, અને તેને પોતાની લાયકાતને યોગ્ય ધંધો પસંદ કરવાની નિર્ણય શક્તિ પ્રાપ્ત થાય છે. આ દલીલમાં અર્ધ સત્ય છે અને તે એકતરફી હોવાને લીધે સદંતર સ્વીકારી શકાય તેમ નથી. યુવકોના આ નવા માનસ તરફ મારી સહાનુભૂતિ નથી એમ નથી. નવયુગનો યુવકસંઘ પૃથ્વી ઉપરના લગભગ બધા દેશોમા એક સરખાજ ગુણો વ્યક્ત કરેછેઃ તે નિખાલસ દીલનો, સ્પષ્ટવક્તા, દંભ અને આડંબરથી દૂર રહેનારો, સમાજના નેતાઓની અહંતા અને દંભને ઉઘાડા પાડવામાં આનંદ માનનારો, પોતાના વિચાર પ્રમાણે પ્રગતિના પંથે સાહસિક પગલા ભરવાને તત્પર છે. આ ગુણો અભિનંદનીય અને અનુકરણીય છે. પરંતુ તેની સાથે બીજા થોડાએક ગુણો પ્રાપ્ત કરવાની જરૂર છેઃ મનુષ્યની પ્રથમ પ્રેરણાઓ અને આવેશો હમેશાં સત્યમય હોતા નથી. તેની બુદ્ધિ, પ્રજ્ઞા, વિચારશક્તિ એ પ્રથમ આવેશોના કરતા વધારે પકવ માનસિક સ્થિતિનું ફલ છે. વળી તેની ઇચ્છાશક્તિ, આત્મશક્તિ અને સંયમશક્તિ એ તેની પ્રગતિના ઉચ્ચતર સાધન છે. આપણા શિક્ષણશાસ્ત્રીઓ અને આપણા યુવકો વિચારશક્તિ અને સંયમને બાળપણથીજ કેળવવાના પ્રયાસ ચાલુ રાખેતો આપણુ પ્રજાજીવન વધારે સફલ થયા વિના રહે નહિ. આ સિદ્ધાંત ખાસ નવો નથી અને ખાસ કરીને આર્ય સંસ્કૃતિની વાહક ગુર્જરપ્રજાને તો નહિજ. પરંતુ અર્વાચીન વિજ્ઞાન જીવનઉત્ક્રાન્તિની દૃષ્ટિએ પણ આજ આદેશ આપે છે એટલું ધ્યાન ખેંચવાની જરૂર જોઉં છું. આપણી લાગણીઓ પ્રેરણા અને આવેશો એ આપણા પ્રાણીજીવનના પૂર્વજ તરફથી આપણને વારસામા મળેલા છે; કેવળ તેમના ઉપર આધાર રાખવાથી મનુષ્યની જંગલી પ્રાચીન અવસ્થાના ગુણોનો આવિર્ભાવ થવાનો. પરંતુ જીવનમાત્રનો ઉદ્દેશ પ્રગતિ સાધવાનો છે. તે સાધનોને માટે કેવળ પેઢી ઉતાર થતા પ્રાથમિક ગુણો ઉપરાત નવી પરિસ્થિતિને સંયમમા રાખનાર સંયમશક્તિ અને વિચારશક્તિનો વિકાસ કરવાની જરૂર છે. માટે હાલની પ્રજાને માટે નહિ પરંતુ મનુષ્યજાતિના સતત વિકાસમા ત્રુટિ ન પડે તેટલા માટે શિક્ષણમા અને વર્તનમા આપણા આવેશો અને પ્રેરણાને ગૌણ સ્થાન આપીને વિચારશક્તિ અને સંયમશક્તિને પ્રધાન પદ આપવું જોઈએ.

**૪૭. પ્રજાજીવનમાં માનસનું સાતત્ય.** વળી આપણા સમાજના ભવિષ્ય નિર્માણ કરનારા વિધાયક બળોની ગણત્રીમા આપણા પૂર્વજો તરફથી મળેલા આનુવંશિક સંસ્કારો ભૂલવા ન જોઇએ આપણા યુગનું જીવન કેવળ આપણા લાભ માટે છે, એમ ધારવું ખોટુ છે આપણા ભૂતકાળના હિતકારક સંસ્કારોનો અનાદર કરીને આપણા ભવિષ્યનું વિધાન કરવુ અસંભવિત છે; ઉત્ક્રાન્તિવિદ્યા પ્રજાઓના શારીરિક અને માનસિક જીવનના સાતત્ય ઉપર ભાર મૂકે છે અને તેથી આપણી જોખમદારી ભૂત અને ભવિષ્ય બંને તરફ છે. ભવિષ્યના વિધાનમા આપણા આદર્શો અને લક્ષ્ય આપણી સમક્ષ રાખીને, નવા પ્રગતિના બળોનો સાથ સાધવા છતા, આપણી પ્રાચીન સંસ્કૃતિનો અનાદર થવા દેવો ન જોઇએ આપણી આનુવંશિક સંપત્તિનો નવી પરિસ્થિતિમા વિકાસ થઈ શકે છે, નવા લક્ષણો પ્રાપ્ત થઈ શકે છે અને આ નવા લક્ષણોનો પણ ઘણે અંશે વંશાવતાર થઈ શકે છે. વિશ્વ પૂર્ણતા સાધવા મથે છે અને આ પૂર્ણતાની સાધનામા પ્રાચીન અને અર્વાચીન એ બન્ને તત્ત્વો ઉપયોગી છે. આ દષ્ટિથી પાશ્ચાત્ય સંસ્કૃતિના કેટલાએક હાનિકારક તત્ત્વોથી દૂર રહેવુ ઇષ્ટ છે પાશ્ચાત્ય સંસ્કૃતિએ વિજ્ઞાનની અનેક સુંદર શોધોનો દુરુપયોગ કર્યો છે, અને હિંસામય પ્રવૃત્તિ આદરીને વૈજ્ઞાનિકોને ખોટી રીતે શરમમા નાખ્યા છે પાશ્ચાત્ય સંસ્કૃતિના ઉચ્ચ સંસ્કારો તેમજ આપણી પ્રાચીન સંસ્કૃતિના અભીષ્ટ લક્ષણોનુ એકીકરણ કર્યા વિના આપણી પ્રગતિ નથી અર્વાચીન વિજ્ઞાનનું સેવન આમ દષ્ટિથી નહિ પણ આપણા દેશકાલના આધ્યાત્મિક તેમજ આધિભૌતિક બળોને ધ્યાનમા રાખીને પર્યેષક દષ્ટિથી કરવાનુ છે પાશ્ચાત્ય સંસ્કૃતિ અનેક પ્રકારનો વિજય પ્રાપ્ત કર્યા પછી પણ હજુ શાન્તિ અને સંતોષ માટે વલખા મારે છે. અર્વાચીન માનસશાસ્ત્રીઓ માનસિક રોગીઓની ચિકિત્સાથી અને બીજાં અનેક નિરીક્ષણથી એવા નિર્ણય ઉપર આવ્યા છે કે પૂર્વની શાન્તિ, સંતોષ અને સંયમ વિના પાશ્ચાત્ય પ્રજાને શારીરિક કે માનસિક સ્વાસ્થ્ય મળી શકે નહિ પાશ્ચાત્ય સંસ્કારવાદીઓના મનમા એક મ્હોટો ભય ઉત્પન્ન થયો છે કે પૌર્વાત્ય સંસ્કૃતિથી તેમનો પરાજય નજીક આવી રહ્યો છે.* આ પરિસ્થિતિમા પશ્ચિમના વિચાર અને પદ્ધતિના અનુકરણમા આપણી સંસ્કૃતિના ઇષ્ટ તત્ત્વોનો અનાદર ન કરવો જોઈએ અને તેમ કરવાથીજ આપણા પ્રજાજીવનમા માનસિક વિકાસનુ સાતત્ય સાધી શકાશે

**૪૮. વિજ્ઞાન વિષયક સાહિત્ય પ્રત્યે સાહિત્યકોનો ધર્મ.** ગુજરાતી સાહિત્યમા વિજ્ઞાન વિષયક પુસ્તકોની વૃદ્ધિ અને પ્રચારનું કાર્ય કેવળ વૈજ્ઞાનિકો જ કરી શકે માટે આ કાર્યની જોખમદારી સાહિત્યપ્રધાન સંસ્થાઓ ઉપર નથી એ મત માટે બે શબ્દો કહેવાની જરૂર જોઉં છુ વિજ્ઞાનના અધ્યાપકો આ કામ ઘણી સારી રીતે કરી શકે તે વાત ખરી છે. પરંતુ અત્યાર સુધી તેમનું શિક્ષણ અને દૈનિક કાર્ય પરભાષામા થયેલુ હોવાથી સ્વભાષા ઉપર તેમનો પ્રેમ હોવા છતા પણ તેમની લેખનશક્તિ અને ભાષાશૈલી લોકપ્રિય થતા ઘણો સમય લાગે છે અંગ્રેજી ભાષામા પણ એમ કહેવાય છે કે વૈજ્ઞાનિકોને પોતાના વિચારો સ્પષ્ટ ભાષામા મુકતા આવડતું નથી અને વિજ્ઞાનને લોકપ્રિય કરવાનું કામ અમુકજ પ્રકારના સાહિત્યકો કરી શકે છે ગુજરાતી વાઙ્મયના પૂજારીઓને

* Jung Modern man in search of soul p 108

મારી સવિનય વિનતિ છે કે તેમણે પણ પોતાની કલમ આ દિશામા વાળવી જોઇએ. જે પ્રેરણાથી કવિવર નાનાલાલ ભૂગોળવિદ્યા ઉપર શાળોપયોગી પુસ્તક લખવાને કટિબદ્ધ થાય અને જે પ્રેમથી શ્રીયુત કિશોરીલાલ મશરૂવાળા ઉધઇના જીવન સંબંધી એક મહાન લેખકના લોકપ્રિય વિજ્ઞાનના પુસ્તકનો અનુવાદ કરે, તેવીજ પ્રેરણાથી આપણા સાહિત્યકો વિજ્ઞાન વિષયક પુસ્તકો તરફ ધ્યાન આપે તો સાહિત્ય પરિષદ્‌નો વિજ્ઞાન વિભાગ સાર્થક થયો કહેવાય. વિજ્ઞાનના અધ્યયન માટે માધ્યમિક શાળાઓ અને મેટ્રિક સુધી પણ હવે સારી વ્યવસ્થા થઇ છેઃ આટલા પ્રાથમિક જ્ઞાનના ઉપર વધારે સંગીન પાયો રચી શકાય એમ છે. આપણા નવલકથાકારો જ્યૂલ્સ વર્ન કે એચ. જી. વેલ્સ કે આલ્ડુસ હક્સલીના જેવી વિજ્ઞાનપ્રધાન નવલો કેમ ન લખી શકે ? સમાજને અને વાચકોને આકર્ષવા માટે કેટલાએક લેખકોને અમુક પ્રકારના હલકા વાતાવરણમા ઉતરવુ પડે તેને બદલે વિજ્ઞાનના સત્યોનો આધાર લઇને તેઓ આપણા સાહિત્યમા નવી ભાત કેમ ન પાડે ? શ્રી ઉમાશંકર જોષીએ "એક વૈજ્ઞાનિકનુ આત્મકથન" સમજાવવાને માટે જે સુંદર કાવ્ય લખ્યું છે તેવા કાવ્યો બીજા કવિઓ કેમ ન લખે.

એ સત્ય કાજે ન ઘડીય જંપવુ,
જ્વાલામુખીના મુખમા પ્રવેશવુ;
ખૂંદી રણો, ભેદી વનો બીહામણા,
ઢંઢોળવા ઉન્નત શૃંગ અદ્રિના;
ને પેંગડામા સ્થલકલ્લને લઈ,
બ્રહ્માંડ કેરા તળિયા તપાસવા,
સૌ સત્ય કાજે, લગની એકજ એ.

(કૌમુદી માર્ચ ૧૯૩૬)

સત્યની અદ્‌ભૂતતાને સીમા નથીઃ વિજ્ઞાન રસ વૃત્તિને ક્ષીણ નથી કરતું પણ પોષે છે; કવિઓને વિજ્ઞાનના તથ્યોમાથી વિવિધ પ્રકારના અલંકારો, ઉપમાઓ અને કાવ્યના વિષયો મળી શકે છે. શ્રીયુત નરસિંહરાવ અને ટાગોર જેવા કવિવરોની અલંકાર સમૃદ્ધિ વિજ્ઞાનની ઉપમાઓ અને વિજ્ઞાનના તથ્યો ઉપર આધાર રાખતી જોવામા આવે છે. કવિઓની પેઠે બીજા સાહિત્યકો પણ વિજ્ઞાનની વિવિધ સમૃદ્ધિનો લાભ લઇને આપણું સાહિત્ય વધારે રસમય, કલાત્મક, બોધપ્રદ, રુચિકર અને ઉપયોગી બનાવી શકે. આપણા ઉદ્યોગ-પ્રધાન દેશમા વૈજ્ઞાનિક સાહિત્ય માટે વાચકોનો શોખ વધતો જાય છે. દૈનિક તેમજ સાપ્તાહિક છાપાઓમાં અને માસિકો, ત્રૈમાસિકો અને વાર્ષિક અંકોમા પણ વિજ્ઞાન વિષયક લેખો વધતી જતી સખ્યામા જોવામા આવે છે. ભાષાની શુદ્ધિ કે વિષયના નિરૂપણમા ત્રુટિઓ જોવામા આવે છે તે છતા એકંદર વૈજ્ઞાનિક લેખો તરફ સમાજનુ આકર્ષણ થતું જાય છે. તેનો લાભ લઇને શુદ્ધ અને શિષ્ટ સાહિત્યના વિકાસને માટે આપણા કવિઓ, નવલકથાકારો નિબંધકારો અને અન્ય સાહિત્યકોએ પોતાની કૃતિઓમાં વિજ્ઞાનને વધારે સ્થાન આપવું જોઇએ.

૪૯. **વૈજ્ઞાનિક લેખકમાં** એ ગુણ હોવા જોઇએ એમ **આઇન્સ્ટાઇન** એક ઠેકાણે જણાવે છે. લજામણીના છોડ જેટલી ચંચળતા, બહારના ઉત્તેજન ગ્રહણ કરવાની સૂક્ષ્મ પરામર્શશક્તિ અને શાહુડીના જેટલી તીક્ષ્ણતા એટલે દરેક દિશામાંથી પ્રાપ્ત કરેલા જ્ઞાનના કિરણોનો પ્રકાશ દૂર સુધી ફેંકવાની શક્તિ હોવી જોઈએ. અંગ્રેજી પ્રસિદ્ધ વૈજ્ઞાનિક પત્ર "નેચર"ના અધિપતિ સર **રીચર્ડ** ગ્રેગરી અને જર્મન વૈજ્ઞાનિક પત્ર "નાટુરવિશન શાફ્ટન"ના અધિપતિ **આર્નોલ્ડ બર્લિનરની** વિશાળ ખ્યાતિનું મુખ્ય કારણ તેમની અદ્ભુત લેખનકળા છે અર્વાચીન યુગમાં વિજ્ઞાનની જુદીજુદી શાખાનાં અન્વેષકોને પોતાના વિષયની બહાર જોવાની ઈચ્છા કે સગવડ મળી શકતા નથીઃ અને સાધારણ વાંચકને આ ગ્રીણવટમા રસ રહેતો નથી, તેથી બંનેનો સુયોગ કરવાને માટે વૈજ્ઞાનિક લેખકોનો એક નવો વર્ગ દરેક દેશમા ઉત્પન્ન થાય છે. એકદેશીય વિદ્વત્તાના આ યુગમા વિજ્ઞાનના અનેક ક્ષેત્રની વિહંગ **દૃષ્ટિથી** સર્વગ્રાહી સમાલોચના કરી શકે તેવા લેખકમાં તીવ્ર બુદ્ધિ ઉપરાંત સ્પષ્ટતા અને ચોકસાઈના ગુણો જોઇએ. આવા વૈજ્ઞાનિક લેખકો ગુજરાતી ભાષામાં ઘણાજ થોડા છે. ડૉ. કાન્તિલાલ **પંડ્યા**, વિજયલાલ ધ્રુવ, પ્રો. **વીરમિત્ર** ત્રિવેદીઆ, **ભોગીલાલ પટવા**, ડૉ. **ભદ્રસુખ વૈદ્ય**, **સુરેશ દિક્ષિત**, **યશવંત** નાયક, **ભીમભાઇ દેશાઈ** વગેરે લેખકોની સંખ્યા હજુ ઘણી નાની ગણાય. ગુજરાતી ભાષામા વિજ્ઞાનને માટે એક સ્વતંત્ર માસિક ન હોવાને લીધે આવા લેખકોનું કાર્ય ત્રુટક અને અસંબદ્ધ છે થઇ જાય છે; સહકાર અને સંઘબળનો લાભ ઘણો ઓછો મળે છે; પારિભાષિક શબ્દોની અનિશ્ચિતતાને લીધે પણ દરેક લેખક મરજીમા આવે તે પ્રમાણે શબ્દો યોજે છે અથવા વાપરે છે. વળી વિજ્ઞાનની જુદીજુદી શાખાના અભ્યાસકોને અને લેખકોને એકઠા કરવાનું કામ સાહિત્ય પરિષદ્ તરફથી થાય તો તે સર્વના સહકારથી ગુર્જર સાહિત્યનું ક્ષેત્ર વધારે વિશાળ અને ઉપયોગી બનાવી શકાય.

૫૦. **વૈજ્ઞાનિક સંશોધન**—આગળ એક ઠેકાણે જણાવ્યા પ્રમાણે વિજ્ઞાનનું ક્ષેત્ર જ્ઞાન જેટલું વિશાળ છે; આપણું મન અને બુદ્ધિ ગ્રહણ કરી શકે તેટલું બધુ જ્ઞાન વૈજ્ઞાનિક પદ્ધતિથી પ્રાપ્ત કરી શકાય છે. વિજ્ઞાનના આ વિશાળ ક્ષેત્ર ખેડવાનું કામ ગુજરાતમાં જોઇએ તેટલું વધ્યું નથી. તેનું એક કારણ આપણા પ્રાંતમા સંશોધનવૃત્તિનો અભાવ છે. વ્યાપાર અને ઉદ્યોગ પ્રધાન આપણા દેશમા સંશોધનને માટે યોગ્ય વ્યવસ્થા નથી. આપણા ધનિકો દેશદેશાવર સુધી ધર્માદા નાણા ખર્ચે છે; ગુજરાત બહાર પણ અનેક શિક્ષણસંસ્થાઓ અને સંશોધનની શિષ્યવૃત્તિઓ નભાવે છે; પરંતુ ગુજરાતમાં જ આ સંશોધનના પ્રશ્નો તરફ ઉદાસીનતા બતાવે છે. ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છ એ એકજ ભાષાના ઉપાસક હોવા છતાં તે પ્રદેશોમા આપણી સંસ્કૃતિ અને અસ્મિતાની સંવૃદ્ધિ માટે જરાયે ચિન્તન કે સંશોધન થતું નથી. આપણી પ્રાચીન સંસ્કૃતિના અવશેષોના સંશોધન માટે હજુ ઘણા સ્થળોએ કામ શરૂ કરવાનું છેઃ ગુજરાતના ઇતિહાસનાં ઘણા પ્રકરણો ફરીથી લખાવાનાં છેઃ પાંચ બ્રિટિશ જીલ્લાઓ અને અનેક દેશીરાજ્યોની વચ્ચે વિચ્છિન્ન થયેલી આપણી પ્રજાની અર્થશાસ્ત્રી અને આકડાશાસ્ત્રની દૃષ્ટિએ સ્વતંત્ર તપાસણી કરવાની છે; ગુજરાતનાં કોતરો,

"A Scientific writer is cro s between a mimosa and a porcupine." The world as I see it. p. 15.

ડુંગરો, પર્વતો અને ખીણોમાં રહેલી ખનિજ સંપત્તિની શોધખોળ બાકી છે; આપણી નદીઓનું પાણી સમુદ્રમાં વહેતું જતું અટકાવીને તેમનું નિયમન કરીને અથવા તો નહેરો ખોદાવીને આપણાં ખેડુતોને દુકાળના ભયથી દૂર રાખવાની યોજનાઓ ઘડવાની છે; આપણાં બાળકો, યુવકો, અને સ્ત્રીપુરૂષોના સ્વાસ્થ્યને માટે શારીરિક ઉદ્ધારના ઉપાયો યોજવાના છે: આપણા ગરીબ દેશનાં હવામાનને લાયક સસ્તા અને પુષ્ટિકારક ખોરાકનાં તત્ત્વો નિર્ણય કરવાનાં છે: અર્વાચીન શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ આપણાં શિક્ષણનાં સાધનો અને પદ્ધતિની અપૂર્ણતાઓ દૂર કરવા માટે અન્વેષણની ખાસ જરૂર છે; ભૌતિકવિદ્યા અને જીવવિદ્યાની દૃષ્ટિએ પણ આપણા પ્રશ્નો ઉકેલવાનું કામ આપણા હાથેજ કરવાનું છે. આવા સંશોધનના કાર્યને માટે હમણાં જ મુંબાઇમાં ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઇ દિવટીઆના પ્રમુખપદ નીચે ગુજરાત સંશોધન મંડળ સ્થપાયું છે. તેને સાહિત્ય પરિષદે અને ખાસ કરીને વિજ્ઞાનવિભાગે સક્રિય સહાય આપવાની જરૂર છે. સ્વતંત્ર સંશોધન વિના આપણી ભાષામાં ખરા પ્રાણવાન્ સાહિત્યનું સર્જન થવાનું નથી. વિદેશી લેખકો અને સંશોધકોનું અનુકરણ કરવાનું કામ સહેલું છે પણ તેનાથી સંતોષ માની બેસી રહેવાય તેમ નથી.

**૫૧. ઉપસંહાર.** આ સાહિત્ય પ્રધાન સંસ્થાએ પણ સંશોધન પ્રવૃત્તિને ઉત્તેજન આપવાની ઘણી જરૂર છે. ગુર્જર વાઙ્‌મયની અસ્મિતા અને સર્વાંગ સુંદરતા સાધવી હોય તો અન્વેષણ બુદ્ધિ વિના આપણે પ્રગતિ શકીએ તેમ નથી. મ્હારા પરમગુરુ તુલ્ય ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહું તો શુકદ્રષ્ટા, બાલદ્રષ્ટા, લક્ષણદ્રષ્ટા, લક્ષ્યદ્રષ્ટા અને પર્યેષકદ્રષ્ટા એ પાંચે પ્રકારના દ્રષ્ટાઓ આપણાં સાક્ષરજીવનમાં આવશ્યક છે. દેશના નેતાઓ અને જ્યોતિર્ધરોનો ધર્મ છે કે આ દરેક જાતના દ્રષ્ટાઓને તેમના ગુણ અને યોગ્યતા પ્રમાણે ઉત્તેજન આપીને સમાજની ઉન્નતિ સાધવી. તે સાધવામાં આપણે ભૂલ કરીએ તો ગોવર્ધનરામભાઇના શબ્દોમાં આપણે " વિદ્વાન્ અદ્રષ્ટાઓ " લેખાઇએ. હું આશા રાખું છું કે આજના સરસ્વતી યજ્ઞની પૂર્ણાહુતિ થાય તે પહેલાં ગુજરાતી વૈજ્ઞાનિક લેખકોની એક ચિરસ્થાયી સમિતિની યોજના કરવામાં આવશે, અને તેના પ્રબળ, અને કાર્યદક્ષ મંત્રીઓને વૈજ્ઞાનિક કાર્ય ઉપરાંત, વૈજ્ઞાનિક સંશોધન અને પ્રકાશનનું કામ કરવાને સાધન અને સગવડ આપવામાં આવશે. સાહિત્ય પરિષદ્‌ના અંગે આવી સમિતિના કાર્યમાં સાતત્ય સંપાદન કરી શકાય તો કાર્યકરો અને ધનિકોના સહકાર પણ યોજી શકાય. તેના પરિણામે વૈજ્ઞાનિકોની તપશ્ચર્યા, સત્યનિષ્ઠા, અને નિરહંકારી સેવાવૃત્તિ આપણી પ્રજાના સાક્ષર જીવનમાં ઓતપ્રોત થાય, નવા સંશોધનને માટે અને અપૂર્વ સાહિત્યના સર્જનને માટે ભૂમિકા તૈયાર થાય, અને આ નવસર્જીત સાહિત્યના અમૃતના અનેક સ્ત્રોતોના પાનથી સજીવન થયેલું સંસ્કારી, સશક્ત, આત્મનિષ્ઠ, અને સમૃદ્ધ અભિનવ ગુજરાત ત્વરાથી ઉદ્‌ભવે એવું હું ઇચ્છું છું.

પોપટલાલ ગોવિન્દલાલ શાહ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે
છાપ્યું સલાપોસ રોડ-અમદાવાદ ૧૯૩૬

અને મંત્રીઓ ગુજરાત સા. સંમેલન તરફથી હીરાલાલ ત્રિભુવનદાસે
પ્રસિદ્ધ કર્યું—અમદાવાદ

બારમુ ગૂજરાતી સાહિત્ય સમેલન, અમદાવાદ
ઈતિહાસ અને પુરાતત્ત્વ વિભાગના અધ્યક્ષ
મુનિશ્રી જિનવિજયજીનું વ્યાખ્યાન

# ગૂજરાતની ઈતિહાસ સંશોધન પ્રવૃત્તિનું સિંહાવલોકન



મુનિશ્રી જિનવિજયજી
ઇતિહાસ પુરાતત્ત્વવિભાગના પ્રમુખ

# ગૂજરાતની ઇતિહાસ સંશોધન પ્રવૃત્તિનું સિંહાવલોકન*

વિદ્વન્મંડળ અને સર્વ સજ્જનવર્ગ,

પ્રસ્તુત સાહિત્યસમ્મેલનના 'ઇતિહાસ અને પુરાતત્ત્વ' વિભાગનું અધ્યક્ષસ્થાન લેવાની, મારા માટે અત્યંત માનભરી એવી, જે આજ્ઞા આપે મને કરી છે તે માટે હું આપનો ક્યા શબ્દોમા આભાર માનું? હું મારામાં એ પદને યોગ્ય એવી કશી વિશેષ લાયકાત જોતો નથી ગૂજરાતના ઇતિહાસ કે પુરાતત્ત્વની એવી કશીય સંગીન સેવા મે હજી સુધી કરી નથી હું તો માત્ર એક સામાન્ય અભ્યાસી છું અને શીખાઉ વિદ્યાર્થીની જેમ માત્ર એકાંતમા બેસી વિદ્યા-અભ્યાસ કર્યા કરું છુ. અલબત્ત મારા અભ્યાસનો સૌથી વધુ પ્રિય વિષય એ ગૂજરાતનો પુરાતન ઇતિહાસ છે ગૂજરાતના પુરાતન સાહિત્ય, ઇતિહાસ અને સ્થાપત્ય તરફ મારો પ્રગાઢ અનુરાગ છે-પ્રબળ પક્ષપાત છે, અને તેથી, ગૂજરાતની ભૂમિમા જન્મ ન લેવા છતા મે ગૂજરાતને મારી જન્મભૂમિ તરીકે સ્વીકારી છે અને મને તે જન્મભૂમિ કરતા ય વધારે પ્રિય અને પૂજનીય છે માતૃભાષાને વિસારે મૂકી, બુદ્ધિપૂર્વક, મે ગૂજરાતી ભાષાને પોતાના હૃદયમાં માતૃભાષાના પીઠ ઉપર સ્થાપિત કરી છે અને એ રીતે હુ ગૂજરાત અને ગૂજરાતીનો દત્તક પુત્ર બન્યો છુ પણ એવા અનૌરસ જનને પણ આપ પોતાનો સહોદર બધુ માની આવા સમ્માન્યપદનો ભાગીદાર બનાવવાની જે અભેદ અને ઉદાર વૃત્તિ બતાવો છો, તેને હુ ગૂજરાતના એ ભવ્ય ભૂતકાળના અલૌકિક એવા સૌહાર્દ અને સૌજન્ય ગુણના શ્રેષ્ઠ વારસાનુ જ સુપરિણામ લેખુ છુ મારી શક્તિ-અશક્તિનો કશો ખ્યાલ કર્યા વગર હુ આપની એ અનુલ્લંઘનીય આજ્ઞાને શિરોધાર્ય કરું છુ, અને મારું વક્તવ્ય નિવેદન કરવાની રજા લઉ છુ

*　　　*　　　*

**પુણ્યભૂમિ** ભારતમાતાનો અંતરાત્મા આજે આંતરિક વેદનાથી અત્યંત વ્યથિત થઈ ગયો છે, દારિદ્રય અને પારતન્ત્યના કઠણ પડો વચ્ચે આપણુ પ્રજાજીવન ખડ ખડ થઈને પીસાઈ રહ્યુ છે ચારે તરફથી દુખ, દ્વેષ, ક્લેશ અને ખેદના ઉદ્ગારો સભ ળાઇ રહ્યા છે અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, રોગચાળો ભૂખમરો, લૂટફાટ, ખુનામરકી આદિના અતિ ઉદ્વેગજનક નિત્ય નવા સમાચારોથી આપણુ ભયભીત સમાજજીવન વધારે ને વધારે સંત્રસ્ત થઈ ગયુ છે સામાજિક, ધાર્મિક અને રાજકીય-એમ ત્રિવિધ ગુલામીની કારમી જજીરોથી આપણુ વ્યક્તિત્વ ત્રણગણુ જકડાઈ ગયુ છે, અને તેથી આપણો આત્મા મૂર્છિત થઈને ધરણીએ ઢળ્યો છે મિથ્યાજાત્યભિમાન અને મૂઢ ધર્માનુરાગે પ્રજાના સ્નેહતંતુને છિન્નવિચ્છિન્ન કરી નાખેલો હોઈ, સર્વત્ર તિરસ્કાર, બહિષ્કાર અને અસહકારના તીક્ષ્ણ વાક્પ્રવાહો પૂર જોશમા વહી રહ્યા છે

દેશની આવી દુખદ દશામા ઘણાક દેશસેવકોને આ 'ઇતિહાસ અને પુરાતત્ત્વ'નું ચીજણ જરૂર કર્કશ અને કર્તવ્યપરાઙ્મુખ લાગશે કેટલાક અતિસંયમીઓને એમા અર્થશૂન્ય વાગ્વિલાસનો આભાસ આવશે પ્રગતિવાદીઓને એમા પાચમી કે પદરમી શતાબ્દીની

---

* ઇતિહાસ અને પુરાતત્ત્વ વિભાગના અધ્યક્ષ મુનિ શ્રી જિનવિજયજીનુ વ્યાખ્યાન

બુદ્ધિજડતા જણાશે અને વ્યવહારકુશળ માનવીઓને એમાં સમયનો નિરર્થક અપવ્યય થતો દેખાશે. અશોક મૌર્ય, ઈશુખ્રીસ્ત પહેલાં ૨૧૯મા વર્ષે મરી ગયો કે ૨૦મા વર્ષે, એની લાંબી ચર્ચા મૂર્ખતાભરેલી મનાશે. મૂળરાજનો બાપ દક્ષિણમાંથી આવ્યો હતો કે ઉત્તરમાંથી, એની માથાફોડ કરવાથી મળવાનું શું હતું ! આવી નિરર્થક ચર્ચાઓ કરી ઉંધવેચી ઉજાગરા વેઠવામાં લાભ શો ? સાચી વાત. સ્થૂળ દૃષ્ટિને દેખાય એવો કશોય પ્રત્યક્ષ લાભ એમાં નથી. એની ચર્ચાથી સ્વરાજ્ય વહેલું મળે એમ નથી અને દેશની દરિદ્રતા ટળે એમ નથી. **बुभुक्षितैर्व्याकरणं न भुज्यते**–ભુખ્યાઓને વ્યાકરણ ખાવા ન અપાય પણ મારે કહેવું જોઈએ કે આવી વિચારસરણી પણ પ્રજાના માનસનું રોગિષ્ઠપણું જ સૂચવે છે

જગતની સૌથી શ્રેષ્ઠ શક્તિશાળી અને બુદ્ધિશાળી પ્રજામાંનો કોઈ પણ વિચારશીલ મનુષ્ય, ઇતિહાસ અને પુરાતત્ત્વની તરફ આવી ઉપેક્ષા કે અવજ્ઞાની બુદ્ધિ ધરાવતો નથી બલ્કે, તે તો એને પ્રજાની પ્રગતિનાં સાધનોમાં સૌથી વધારે મહત્ત્વનું અને ઉન્નતિનું એક સાધન માને છે. એ ઇતિહાસજ્ઞાનના પ્રકાશના આધારે જ, તે પ્રજાઓ પોતાનો પ્રવાસમાર્ગ ગોઠવી રહી છે અને જગત્‌ની ઘોડદોડમાં પાછળ ન પડી જવાય તેની સાવચેતી રાખી રહી છે ?. જેમણે એ ઈતિહાસતત્ત્વની ઉપેક્ષા કરી છે તેઓ આજે ભોંય ચાટતા પડ્યા છે, અને બીજા ઉદ્યમી દોડનારાઓ તેમના પર પગો પછાડતા, અને અધમૂઆઓને વધારે ચેતનાહીન બનાવતા, આગળ જવા જીવતોડ પરિશ્રમ કરી રહ્યા છે.

પ્રજા કંગાલ થઈ ગઈ છે, ગુલામ બની ગઈ છે, પામર અને કાયર દેખાઈ રહી છે. સાવ સાચી વાત છે. એના કરતાંયે વધારે ભયંકર દશા ભોગવી રહી છે. પણ તેનું જ્ઞાન આપણને શી રીતે થયું ? શા આધારે એવું માનવામાં કે કહેવામાં આવે છે કે પ્રજા પાયમાલ થઇ ગઈ છે. કોઈ ગયબી આકાશવાણી થઈ રહી છે જેના આધારે આપણને આ જ્ઞાન થઈ રહ્યું છે ?, કોઈ કર્ણપિશાચીની જેવી પ્રચ્છન્ન દેવતા આવીને કાનમાં ફૂંક મારી રહી છે કે જેના લીધે આપણને આ રહસ્ય સમજાઇ રહ્યું છે ?; શુ હિમાલયમાથી હજાર–પાંચસો વર્ષના આયુષ્યવાળા કોઈ સિદ્ધ પુરુષ પધારીને અવનવો બોધ આપી રહ્યા છે, અને તેથી આપણને આ દશાનું ભાન થઇ રહ્યું છે કે–આપણે જેવી દુર્દશામાં આજે આવી પડયા છીએ તેવી દશામાં પહેલાં ક્યારેય નહોતા. હિંદુસ્થાનનો સૌથી મ્હોટો હાકેમ જે હમણાં જ વિલાયતપ્રસ્થ થયો છે, તે લોર્ડ વિલીંગ્ડન તો, આખી દુનિઆના લોકો સાંભળે તેવી રીતે પુકારી પુકારીને કહી રહ્યો છે કે હિંદુસ્થાન જેવું આજે સુખી, સમૃદ્ધ અને સંસ્કારી બન્યુ છે તેવું ક્યારેય નહોતું. તો પછી તમે શા આધારે એમ કહો છો કે–આપણે પહેલાં કંગાલ નહોતા, ગુલામ નહોતા, પામર કે કાયર નહોતા ? આનો જવાબ શો છે ? એ જ કે 'ઈતિહાસ આમ કહે છે', કે બીજું કાંઈ? આપણને આપણી આવી પૂર્વાપરની દશાનું ભાન કરાવનાર આ માત્ર ઇતિહાસ જ છે કે બીજું કાંઈ છે ? અને આ દશામાંથી ઉદ્ધાર પામવામાં પણ કયું જ્ઞાન મદદગાર થવાનુ છે ? ભૂતકાળનું અનુભવ જ્ઞાન જ કે બીજું કાંઈ ?

**એ અનુભવ જ્ઞાન તેનું જ નામ ઇતિહાસ છે.**

જે ઈતિહાસજ્ઞાન આપણા જીવિત સાથે આટલો બધો ગાઢ સબંધ ધરાવે છે, જે જ્ઞાનના પ્રકાશથી જ આપણે આપણી જાતને ઓળખી શકીએ છીએ, અને જે જ્ઞાનજ્યોતિના આધારે જ આપણી જીવનનૌકાને, સંસાર-મહાસમુદ્રમાં આપણે હંકારી શકીએ છીએ, તે જ

જ્ઞાન માટે આવી ઉપેક્ષા કે અવજ્ઞા હોય તો તે સૂચવે છે કે આપણી ચેતનાશક્તિ બરાબર કામ નથી કરતી; આપણું મગજ ઠેકાણે નથી દેખાતું.

હું તો એનાથીય આગળ વધીને એમ કહેવા ઈચ્છું છું, કે આપણી આ કંગાલિયત, આ ગુલામી, આ કાયરતા—એ બધાનું મૂળ કારણ પણ આપણી કે આપણા પૂર્વજોની ઇતિહાસવિષયક એક માત્ર અજ્ઞાનતા જ છે. જો આપણામાં એ ઇતિહાસનું સાચું જ્ઞાન જાગૃત હોત તો આપણા માટે આજે આ દશા ન આવત.

**સાચું ઇતિહાસજ્ઞાન એટલે દેશ કે સમાજની પૂર્વાપરની પરિસ્થિતિનું સ્પષ્ટ ભાન**

જે વ્યક્તિ, સમાજ કે પ્રજાને એવું ભાન સતત જાગૃત હોય છે તે વ્યકિત, સમાજ કે પ્રજા આવું ભારે પતન ન જ પામે. અને કદાચ કોઈ એકાદી મોટી ભૂલ કે પ્રબળ સંયોગોના આઘાતથી એવું પતન થવા પણ પામે, તો તે તેમાંથી પાછી એકદમ સાવધાન બની, તરત ટટાર થઈને થોડી જ વારમાં ઉભી થઈ જાય. જેમ અત્યારે જર્મન મહાપ્રજા થઇ છે તેમ.

કોઈ પણ પ્રજાને, પોતાના ઈતિહાસ જ્ઞાનની સૌથી વધારે જરૂર, તેના સંકટ કાળમાં હોય છે. આપત્તિના વખતે જ આપણને આપણા પૂર્વાપરના વ્યવહારની વિચારણા વધારે આવશ્યક લાગે છે. જ્યારે કોઈ શ્રીમંત ગૃહસ્થ પોતાની સંપત્તિ ખોઈ બેસે છે અને લેણદારોના પંજામાં સપડાઈ પડે છે, ત્યારે તે સાત પેઢીના જૂના ચોપડાઓ ખોળવા માટે આકાશ-પાતાળ એક કરવા બેસે છે. લેણદારો કે દેણદારો વિષેની રદીમાં રદી ચીઠી કે ફાટી-તૂટી નોંધને પણ સંભાળી સંભાળીને ભેગી કરે છે ને તાળાંવાળી તીજોરીમાં મુકે છે. કોણ જાણે છે કે કઈ વખતે, કઈ ચીઠી, કયું કાગળીયું, કેટલું મદદગાર થઇ પડશે?

આ જાતની શોધખોળ તે જ ઐતિહાસિક શોધખોળ.

આપણી પ્રજાને એવી શોધખોળની જો જરૂર હોય, તો તે આજે જ સૌથી વધારે હોવી જોઈએ. બજારમાં ઘી આજે ૨૫ રૂપીએ મણ વેચાય છે, પણ જૈનોનાં મંદિરોમાં તો તે મોટે ભાગે અઢી રૂપીએ મણ વેચાય છે! તમે એ ઘીની બોલી બોલનારાઓને જઈને પૂછો કે—કેમ ભાઈ! આ અઢી રૂપીએ મણ ઘી કયા હિસાબે વેચવામાં આવે છે? તો તે કહેશે કે અમારે ત્યાં આવો જ જૂનો રીવાજ ચાલ્યો આવે છે. અમારા બાપદાદાઓ એ ઘી અઢી રૂપીએ મણ જ વેચતા આવ્યા છે. સાંભળીને તમને કેટલી વિચિત્રતા લાગશે. એમાં ન સમજાય એવી કાંઈક ગૂઢતા દેખાશે. પણ જો તમે, આઇને અકબરી જેવા અકબરના જમાનાના ઈતિહાસના ગ્રંથો ખોલીને જોશો તો તમને જણાશે કે એ જમાનામાં અમદાવાદના બજારોમાં પણ ખાવાનું સાચું ઘી અઢી રૂપીએ મણ વેચાતું હતું અને લોકોના ઘરોમાં ઘીની નીકો ચાલતી હતી. જેમ આજે ચહાની ચાલે છે તેમ. સોળમી સદીના, અર્ધા જંગલી જેવા કહેવાતા અકબરના રાજ્યમાં, ઘી આટલું બધું સસ્તું કેમ, અને આજે વીસમી સદીના આ પરમ સંસ્કારી કહેવાતા બ્રીટીશ સામ્રાજ્યમાં આટલું બધું મોંઘું કેમ? એનો જવાબ ઐતિહાસિક શોધખોળ કરનાર સિવાય બીજો કોઈ આપે તેમ છે?

એક વખતે એક જૂના ગ્રંથભંડારમાંથી મને એક પુસ્તકનું ફાટલું પાનું જડયું હતું. તેમાં, તે વખતના અનાજ વગેરેની કોઈની કરેલી હિસાબી નોંધ લખેલી હતી. તેની એક

લીટીમાં—મીઠું મણ ૫૦, મૂલ્ય રૂપીઉ દોઢ—આવું લખ્યું હતું. હું તે વાંચીને ખૂબ ભ્રમમાં પડી ગયો. મને તેનો કાંઈ અર્થ ન સમજાયો. દોઢ રૂપીઆનું ૫૦ મણ મીઠું હોય શી રીતે! આજના આટલા સાધનસંપન્ન જમાનામાં જ્યારે દોઢ રૂપીઆમાં માંડ ૧ મણ પણ મીઠું ન મળતું હોય, તો પછી તે જમાનામાં એ એટલું બધું સસ્તું હોય શી રીતે? મને તે કાગળીયું નકામું લાગ્યું અને તેને મેં કચરાની ટોપલીમાં ફેંકી દીધું. મને કલ્પના થઈ કે કાં તો આંકડો ખોટો હશે, અને કાં તો કોઈ ધૂર્ત વાણિઆએ બનાવટી દસ્તાવેજ બનાવી કોઈની પાસેથી દોઢ રૂપીઆમાં ૫૦ મણ મીઠું પડાવી લેવાની તજવીજ રચી હશે. કારણ મને એક એવી વાત માલુમ હતી કે જેમાં ૭ વીસીના સો ગણવાવાળા વાણિયાની ધૂર્તતા વર્ણવામાં આવી છે. પણ, જ્યારે કવિ નર્મદાશંકરની લખેલી, 'ગૂજરાત સર્વસંગ્રહ' નામની ચોપડીમાં મારા વાંચવામાં આવ્યું કે–' મરેઠાઓના વખતમાં, ખારા ઘોડામાં, ૨૦ રૂપીઆએ ૧૦૦ મણ મીઠું મળતું હતું '; ત્યારે મને લાગ્યું કે એ જૂની નોંધમાં જે ૫૦ મણ મીઠાની કિંમત રૂ. દોઢ લખેલી હતી તે સાચી હોવી જોઇએ. પણ કોઈ કહેશો કે મરેઠાઓના વખતમાં મીઠું આટલું બધું સસ્તું કેમ વેચાતું, અને આજે આટલું બધું મોંઘું કેમ? આનો ખુલાસો મીઠાનો જૂનો ઈતિહાસ ઉકેલ્યા સિવાય શી રીતે કોઈ આપી શકશે?

આપણી કંગાલિયતનાં ખરાં કારણોનું ભાન, આવી જાતનાં ઐતિહાસિક સંશોધનો થયા વિના, આપણને બરાબર થવાનું નથી, અને આપણે તેનો સાચો ઉપાય શોધી શકવાના નથી.

'સને ૧૭૨૧માં લંડનના વણકરોએ ભારે હુલ્લડ કર્યું. તે ઉપરથી હિંદુસ્થાનની છીંટ ઇંગ્લાંડમાં કોઇથી વપરાય નહિ તે બાબતનો એકટ કરવામાં આવ્યો' આવો ઉલ્લેખ અંગ્રેજોના ઇતિહાસોમાં મળે છે. બ્રીટીશ કાપડના એજંટ થઈને બેઠેલા આપણા વ્યાપારિઓને જો એ ઐતિહાસિક તથ્યનું ભાન હોત; અને એ કાળે કેટલાય ક્રોડનું જે કાપડ હિંદમાંથી વિલાયત જતું હતું તે આવા એકટથી એકદમ જતું બંધ થયું, અને તેના લીધે હિંદુસ્થાનના હજારો વણકરોની પાયમાલી થઈ, તેનું જો જ્ઞાન આ કાપડિઆઓને રહ્યું હોત તો તેઓ પોતાના દેશને પાયમાલ કરનારા એ પાપમય વ્યવસાયમાં પડયા ન હોત. અને આવા તો બીજા સેંકડો દાખલાઓ છે.

આથી હું એમ માનું છું, કે, જ્યાં સુધી આપણે આપણા દેશના વાસ્તવિક ઈતિહાસનું ખૂબ બારીક રીતે સંશોધન ન કરીએ, અને પ્રજા સમસ્તમાં, ખૂબ સચોટ રીતે એનું જ્ઞાન ન ફેલાવીએ, ત્યાં સુધી આપણે આપણા દેશની દશાને નહિં ફેરવી શકીએ. અસ્તુ.

આ તો મેં અહિં આપને, સર્વ સામાન્ય એવા ઈતિહાસ જ્ઞાનની આવશ્યક્તા અને ઉપયોગિતા વિષે થોડુંક પ્રાસંગિક નિવેદન કર્યું છે. મારા આજના વ્યાખ્યાનનો જે મુખ્ય ઉદ્દિષ્ટ વિષય છે, તે તો ગૂજરાતના પ્રાચીન ઈતિહાસને લગતી આપણી આજની પરિસ્થિતિ અને પ્રગતિના વિષયમાં, કેટલુંક સિંહાવલોકન કરવા પુરતો છે. ગૂજરાતના ઈતિહાસ અને સાહિત્યનું ત્રુટક ત્રુટક અવલોકન અને અધ્યયન કરતાં મને જે કાંઈ એ અંગે વિચારણીય કે વક્તવ્ય જેવું લાગ્યું છે તે હું આપ આગળ સાવ સાદી રીતે રજુ કરવા ઈચ્છું છું.

ગૂજરાતના પ્રાચીન ઇતિહાસ અને પુરાતત્ત્વ વિષયક સાહિત્યનું સિંહાવલોકન કરતાં જણાય છે, કે આપણું આ અંગ, બીજા વિષયોની સરખામણીમાં ઘણું જ દુર્બળ છે. શ્રીયુત મુન્શીજીએ પોતાના 'ગૂજરાત અને તેનું સાહિત્ય' એ નામના અંગ્રેજીમાં લખેલા છેલ્લા મનનીય પુસ્તકમાં જે કહ્યું છે કે-' સામાન્ય રીતે ગૂજરાતી લેખકોએ ઇતિહાસની ઉપેક્ષા કરી છે ' તે બહુ જ વાસ્તવિક છે. ગૂજરાતના સમગ્ર ઇતિહાસનું આલેખન કરતું, સ્વતંત્ર ગૂજરાતી પુસ્તક આપણે ત્યાં એક પણ હજી લખાયું નથી. ગૂજરાતના ઇતિહાસ વિષે, જે કાંઈ અત્યાર સુધીમાં જાણવામાં આવ્યું છે, તેની વ્યવસ્થિત તારવણી આપતી, અને ઇતિહાસના જિજ્ઞાસુને માર્ગદર્શક બનતી એવી કોઈ-ઉત્તમ ટેક્ષ બુક જેવી-નાનકડી પુસ્તિકા પણ આપણે ત્યાં ઉપલબ્ધ નથી. ખરી રીતે જોતાં, આ વીસમી સદીમાં તો આપણે આપણા ઇતિહાસની જરા પણ ભાળ લીધી હોય તેમ લાગતું નથી. આપણા દેશના ઇતિહાસ અંગે, જે કાંઈ સંશોધન, અન્વેષણ અને આલેખન ગયા સૈકાની આખર સુધીમાં થયું છે તેમાં, આપણે આ ચાલૂ છત્રીસીમાં વિશેષ ઉલ્લેખ કરવા યોગ્ય કશોય ઉમેરો કર્યો નથી.

ગૂજરાતના પુરાતન ઇતિહાસનો વ્યવસ્થિત અને વિસ્તૃત પરિચય આપનારા, હજી સુધી, માત્ર એના એ જ બે જૂના ગ્રંથો, આપણી ઇતિહાસ-સુદીનું દિગ્દર્શન કરાવી રહ્યા છે. ૧. ફિન્લૉક ફાર્બસ સાહેબની **રાસમાળા;** અને ૨ જેમ્સ કેમ્પબેલ સંપાદિત **મુંબઇ ગેઝેટિઅર પ્રથમ પુસ્તક.** રાસમાળાની મૂળ આવૃત્તિ સને ૧૮૫૬માં બહાર પડી; અને ત્યાર બાદ ૪૦ વર્ષ પછી, સને ૧૮૯૬માં ગેઝેટિઅરનું પુસ્તક પ્રસિદ્ધ થયું. એ બે ઇંગ્રેજી પુસ્તકોના આધારે લખાયેલાં કેટલાંક નાનાં મોટાં પુસ્તકો આપણી ભાષામાં ઉપલબ્ધ થાય છે ખરાં, પણ તે બધાં, ઉક્ત મા-બાપોનાં નિર્બળ સંતાન જેવાં છે. એમાં કોઈનું પોતાનું ખાસ વ્યક્તિત્વ કયાંયે દેખાતું નથી. અધુરા, ભૂલભરેલા, ભ્રમ પેદા કરનારા ;અને ભાવાર્થ નહિં બતાવનારા આદિ દોષોથી, એ કૃતિઓ, કેટલેક અંશે ઉલટી વધારે ખોડ-ખાંપણ ભરેલી છે.

એ બંને ગ્રંથોમાંથી પણ માત્ર **રાસમાળાનું** જ, સપ્રમાણ અને સટિપ્પણ, સુંદર ગૂજરાતી રુપાન્તર, સદ્ગત શ્રી રણછોડરામભાઈના હાથે થએલું આપણને મળે છે; પણ ગેઝેટિઅરવાળું પુસ્તક તો હજીય સુધી, માત્ર ગૂજરાતી ભાષા જાણનારા ગૂર્જર પ્રજાજનો માટે, અગમ્ય અને અપાઠય રહ્યું છે ( અને હવે તો એ મૂળ ઇંગ્રેજી પુસ્તક પણ દુષ્પ્રાપ્ય થતું જાય છે ). ખરી રીતે રાસમાળાની જેમ તેનું પણ, સપ્રમાણ અને સટિપ્પણ એવું શુદ્ધ ગૂજરાતી ભાષાંતર, શ્રી રણછોડરામભાઈ જેવા જ કોઈ સુયોગ્ય સાક્ષરના હાથે તૈયાર થઈ, ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટી, કે ગૂજરાત સાહિત્ય સભા જેવી સંસ્થાદ્વારા પ્રસિદ્ધ થવું જોઈતું હતું. હજી પણ, કોઈ સંસ્થા અને કોઈ વિદ્વાન્ એ કાર્ય હાથમાં લે, એવી મારી વિનંતી છે.

ગૂજરાતી ભાષા અને પ્રજાની દૃષ્ટિએ એ ગ્રંથ, બે રીતે મહત્ત્વનો છે. એક તો, રાસમાળા કરતાં એમાં ગૂજરાતના ઇતિહાસનું આલેખન, ઘણી છાણવીણ, શોધખોળ અને વિશાળ દૃષ્ટિએ થયું છે; અને બીજું, એ આખાય પુસ્તકનું-એટલે કે પ્રાચીન વિભાગનું-મૂળ કલેવર, આપણા ગૂજરાતના જ સૌથી શ્રેષ્ઠ પુરાવિદ્ વિદ્વાન્, પંડિત ભગવાનલાલ

ઈંદ્રજીના હાથે, અને તે પણ અસલ ગૂજરાતી ભાષામાં, તૈયાર થયું હતું. પંડિતજીના હાથનો એ અસલ ખરડો તો હવે મળવો સંભવિત નથી, પણ એ ખરડાના આધારે તૈયાર થએલા ઇંગ્રેજી લખાણનું પણ શુદ્ધ ગૂજરાતી ભાષાંતર કરીને પ્રકટ કરવાથી, પંડિતજીના નામનું એક સ્થાયી સ્મારક ગૂજરાતી ભાષાને મળશે. પંડિતજીની સ્મૃતિ જાળવવાનો એ એક અગત્યનો વિચાર છે.

આ ઉપરથી, સમજી શકાય છે કે, આપણી પાસે, ખરી રીતે, ગૂજરાતના ઇતિહાસનું વ્યવસ્થિત અને પ્રમાણભૂત એવું માત્ર એ એક જ પુસ્તક વિદ્યમાન છે એમ કહેવું જોઇએ, અને તે પણ, લગભગ ૫૦ વર્ષ પહેલાં ભેગી કરાએલી સામગ્રીના આધારે લખાએલું.

અલબત્ત, એ સાચું છે કે, એ ૫૦ વર્ષ પહેલાં ઉપલબ્ધ થએલી સામગ્રીમાં, પછીના, છેલ્લા ગત ૫૦ વર્ષમાં, તેવી કોઈ પ્રકારની અદ્ભુત, અજ્ઞાત કે વિશિષ્ટ સાધનસામગ્રી આપણને ઉપલબ્ધ થઈ નથી, કે જેથી ગૂજરાતના ઈતિહાસના અંધારા ગણાતા ઓરડાઓમાં અવનવો પ્રકાશ ફેલાવી શકાય ને તેમાંથી કોઈ ક્રાંતિકારી વસ્તુ શોધી શકાય. ગૂજરાતના ઈતિહાસમાંના, કેટલાક ઘણા મહત્ત્વના પ્રશ્નો, હજી એવાને એવા અણઉકેલાયા પડયા છે. એ ઇતિહાસના અનેક ખંડિત પ્રકરણોને, પૂર્ણ કરવા માટે લખાવા જેવી નવી પંક્તિઓની વસ્તુસામગ્રી, યોગ્ય પ્રકારમાં, હજી હસ્તગત થઇ નથી.

વિચારવા ખાતર એમાંનાં થોડાંક ઉદાહરણો લઈએઃ—

(૧) સૌથી પ્રથમ તો, હજી આપણે એ જ પ્રશ્નનો સ્પષ્ટ ખુલાસો મેળવી નથી શકયા, કે જે પ્રજાના નામ ઉપરથી આપણી આ ભૂમિ ગૂર્જર નામથી અંકિત થઈ તે ગૂર્જરો કોણ હતા ?–આર્ય હતા કે અનાર્ય; ભારતીય હતા કે સિથિઅન્, સંસ્કારી હતા કે બર્બર–ઇત્યાદિ. વળી, તેઓ કયારે અને કયાંથી આવ્યા, કયાં રહ્યા, કયાં ગયા, તેમણે એવું શું કર્યું, ને શું દીધું–લીધું, જેથી તેમનું નામ આ દેશ સાથે સદાના માટે આવી રીતે જોડાયું. આ દેશમાં તો તેમની પહેલાં ગ્રીકો પણ આવ્યા હતા, યવનો પણ આવ્યા હતા, ક્ષત્રપો પણ આવ્યા હતા; પણ તે બધાની સ્મૃતિવિશેષ સૂચવતું આપણે ત્યાં એવું કોઇ જીવંત સ્મારક રહ્યું નથી જેવું આ ગૂર્જરોનું છે. ગૂજરાતના ઈતિહાસનો સૌથી મોટો અને પહેલો પ્રશ્ન આ છે. જો કે એના વિષે આજ સુધી અનેક તર્ક–વિતર્કો થયા છે અને અનેક મતો પ્રતિપાદવામાં આવ્યા છે. જેમ કે, કોઈ ઈતિહાસજ્ઞ કહે છે કે તેઓ આર્ય હતા તો કોઈ કહે છે તેઓ અનાર્ય હતા; કોઈ પંડિત કહે છે કે તે અસલ ભારતીય જ હતા તો કોઈ કહે છે કે તે મૂળ સિથિઅન્ હતા; કોઈના મતે તેઓ સંસ્કારી અને સુધરેલા હતા તો કોઈના મતે બર્બર ને જંગલી હતા. એમ જુદા જુદા વિદ્વાનો અને વિવેચકોએ ભારતીય અને તદ્દિતર સાહિત્યમાંથી ઉલ્લેખો અને અવતરણો એકત્ર કરી તે પર પુષ્કળ ઊહાપોહ અને વાદ–વિવાદ કર્યો છે, પણ હજી સુધી સંપૂર્ણ સંતોષકારક ખુલાસો મળતો નથી.

(૨) એ પ્રશ્ન સાથે જ સંબંધ ધરાવતો અને એટલો જ મહત્ત્વનો બીજો પ્રશ્ન એ છે કે આપણા આ જગપ્રસિદ્ધ ગુજરાત શબ્દની ખરી વ્યુત્પત્તિ અને ઉપપત્તિ શી ? આપણી ચાલૂ લોકભાષામાં, આ શબ્દ ગુજરાત એ રૂપમાં બોલાય છે–( જેનો દક્ષિણી

ઉચ્ચાર ગુજરાથ અને અને મરાઠી ઉચ્ચાર ગુજરાટ છે) સંસ્કૃતમા તે ગૂર્જરત્રા અને પ્રાકૃતમા ગુજજરત્તા એમ લખાય છે આ પ્રા૦ ગુજ્જરત્તા, સ૦ ગૂર્જરત્રા અને દેશી ગૂજરાત–એ ત્રિમૂર્તિ શબ્દનો સાચો અર્થ શો? જૂના ગ્રંથોમા એનો કશો અર્થ આપેલો જડતો નથી સંશોધક વિદ્વાનોએ કેટલીક શોધખોળો કરી, પ્રાકૃત–સંસ્કૃત, અરબી–ફારસી અને દેશી–વિદેશી ભાષાઓના, શબ્દો ને, પ્રત્યયોની જોડ–તોડ કરી, એનો ઉકેલ કરવા પ્રયત્ન કર્યો છે, અને તે ઉપરથી, કોઇની કલ્પનામા गूर्जरै त्रायते इति गूर्जरत्रा અથવા गूर्जरेभ्य त्राता इति गूर्जरत्रा એ એની મૂળ વ્યુત્પત્તિ છે, અને એ સંસ્કૃત ગૂર્જરત્રા ભાષાનિયમાનુસારી વર્ણવિકાર પામી ક્રમથી પ્રાકૃત ગુજજરત્તા અને દેશી ગૂજરાત–એમ એ શબ્દ સિદ્ધ થાય છે પણ બીજા વિદ્વાનોની કલ્પનામા સંસ્કૃત ભાષાની દૃષ્ટિએ મૂળ ગૂર્જરત્રા એ શબ્દપ્રયોગ જ વિલક્ષણ લાગે છે એ જાતની શબ્દરચના સંસ્કૃતમા સુઘટિત લાગતી નથી આવી જાતના દેશવાચક નામો, બીજા ઉપલબ્ધ થતા નથી અને તેથી, એની વ્યુત્પત્તિ તેઓ બીજી રીતે શોધવા પ્રયત્ન કરે છે કેટલાકને એમા ગૂર્જરરાષ્ટ્ર એ મૂળ શબ્દનો અપભ્રંશ થએલો લાગે છે ગૂર્જરરાષ્ટ્ર એવો મૂળ શબ્દ, અપભ્રંશ થતો, ગુજ્જરરાઠ–ગૂજરરાટ–ગૂજરરાત–ગૂજરાત એવા ક્રમમા, આપણી ભાષામા ઉતરી આવ્યો છે પણ એ વ્યુત્પત્તિમા, પ્રથમ તો ભાષાશાસ્ત્રના નિયમનો જ બાધ આવે છે. એ નિયમ પ્રમાણે રાષ્ટ્ર=રાઠ એનું રૂપાતર રાત રૂપે થઇ શકતું નથી, ભાષાક્રમ પ્રમાણે ગૂર્જરરાષ્ટ્રનું પ્રા૦ ગૂજરરટ્ઠ અથવા ગૂજરરાઠ થાય, જેમ સૌરાષ્ટ્રનુ સોરઠ અને મહારાષ્ટ્રનું મરહઠ થયુ તેમ, નહિ કે ગૂજરરાટ, અને તે પરથી ગૂજરાત બીજુ એ રૂપ કોઈ ગ્રંથ કે લેખમા મળતુ નથી, અને ત્રીજુ જૂના ગ્રંથો અને લેખોમા સ૦ ગૂર્જરત્રા કે પ્રા૦ ગુજ્જરત્તાનો જે પ્રયોગ, વિપુલ પ્રમાણમા, થએલો મળી આવે છે તેનુ શુ? ત્યારે વળી, બીજા કેટલાક વિદ્વાનો ગૂર્જર અને લાટ એ બે દેશોના સંયુક્ત નામ વાચક ગૂર્જર–લાટ એ શબ્દમા એની વ્યુત્પત્તિ શોધવા પ્રયત્ન કરે છે પણ એ વ્યુત્પત્તિ પણ 'ગૂર્જરરાષ્ટ્ર' જેવી જ અઘટિત લાગે છે આમ આપણી ભાષાઓ-માથી એ શબ્દનો કોઈ ખરો અર્થ જડતો નથી અને તેથી, આપણા પ્રખર ભાષાશાસ્ત્રી શ્રી નરસિંહરાવ ભાઈએ, કોઇ વિદેશી શબ્દાર્થમાથી એનુ મૂળ શોધવાની કલ્પના કરી છે તેમની કલ્પના પ્રમાણે કા તો 'ગૂર્જર', શબ્દને દેશવાચક દેશી પ્રત્યય આત જોડાઇને, ઠકરાતની જેમ આ ગૂજરાત શબ્દ બન્યો હોય, અથવા તો અરબી ભાષાનો અત કે આત પ્રત્યય લાગીને, વકાલત જેવા શબ્દોની જેમ આ શબ્દ બન્યો હોય. પણ એ કલ્પનામાયે જૂના લેખવાળા ગૂર્જરત્રા કે ગુજ્જરત્તા શબ્દનો અર્થ ઘટિત થતો નથી, તેમ વ્યુત્પત્તિનો કશો મેળ મળતો નથી

આ રીતે ગૂજરાત શબ્દની મૂળ ઉત્પત્તિ શોધવાના વિવિધ પ્રયત્નો થયા છે, પણ મારે કહેવુ જોઈએ કે હજી સુધી એમાની એકેય વ્યુત્પત્તિ બરાબર બંધ બેસતી લાગતી નથી અને તેથી એ પ્રશ્નનુ સાચુ સમાધાન થતુ નથી

(૩) વલભીરાજ્યવંશના મૈત્રકો કોણ હતા? એતદ્દેશીય અસલ ક્ષત્રિયો હતા કે બહારથી આવેલા કોઈ સિથિયન, શક કે હૂણ જેવા વિદેશીય હતા?—એ પ્રશ્ન પણ હજી

વિવાદ-ગ્રસ્ત જ છે. કોઈ તેમને અસલ ભારતીય માને છે, ત્યારે કોઈ ક્ષત્રપોના વંશજ, કોઈ શકોના વંશજ, કોઇ ગૂર્જરોના વંશજ, કોઈ આભીરોના વંશજ અને કોઈ હૂણોના વંશજ કલ્પે છે. એમ જાતજાતની અનેક કલ્પનાઓ કરવામાં આવે છે; એટલે આ પ્રશ્ન પણ હજી અણઉકેલાયો પડ્યો છે.

(૪) એ જ પ્રકારની વંશ વિષેની સંદિગ્ધતા, અસલ ગૂર્જરદેશના, પણ પાછળથી કનોજના, કહેવાતા પ્રતિહાર રાજકુલની ગણાય છે. ઈતિહાસના ઉલ્લેખોમાં સૌથી પ્રથમ ગૂર્જરનરેન્દ્ર તરીકેની ખ્યાતિ એ જ વંશના રાજાઓને મળેલી જોવામાં આવે છે. સમર્થ ઇતિહાસજ્ઞ વીન્સેન્ટ સ્મીથ અને તેમના અનુગામી પ્રખર પુરાવિદ્ અધ્યાપક દેવદત્ત રા૦ ભાંડારકરના મતે એ કુલ ભિન્નમાળની ગૂર્જરજાતિનો સીધો વારસદાર રાજવંશ છે; ત્યારે મ૦ મ૦ પં૦ શ્રી ગૌરીશંકર હી૦ ઓઝા અને મહાભારતના મર્મજ્ઞ વિદ્વાન્ શ્રી ચિંતામણી વિ૦ વૈદ્ય તેને રઘુવંશીય શુદ્ધ ક્ષાત્રકુળ માને છે. પ્રશ્ન હજી વિવાદગ્રસ્ત છે.

(૫) એ પછી, પાટણના ચાવડા વંશનો પ્રશ્ન આવે છે. જે શંકા પ્રતિહારવંશ માટે ઉપસ્થિત થએલી છે તે જ શંકા એ વંશ માટે પણ થએલી છે, અને તેનો ખુલાસો જોઇએ તેવો મળતો નથી.

(૬) અણહિલપુરના સંસ્થાપક વનરાજના પિતા અને તેની પૂર્વાવસ્થા વિષે પણ વાદ-વિવાદ ચાલે છે. સમય અને સ્થાન જેના જણાયા નથી એવા કૃષ્ણકવિની રત્નમાળા નામે અપૂર્ણ હિંદી કૃતિ અને તેના જેવા બીજા અર્વાચીન ભાટ ચારણોના ચોપડાઓમાંના ઉલ્લેખોના આધારે, વનરાજ એ પંચાસરના જયશિખરી નામના રાજા કે ઠાકોરનો પુત્ર મનાય છે. રાસમાળા અને ગેઝેટિઅર બંનેમાં આ વાત સ્વીકારવામાં આવી છે, અને તેના આધારે લખાએલાં આપણાં નાનાં મોટાં બધાં ઈતિહાસનાં પુસ્તકોમાં એ વસ્તુને અસંદિગ્ધરૂપે માની લીધેલી જોવામાં આવે છે. બીજી બાજુએ, ગૂજરાતના ઈતિહાસનાં મુખ્ય સાધનો જેવાં પ્રબંધચિંતામણિ અને કુમારપાળપ્રબંધ આદિ ગ્રંથોમાં, વનરાજના એ પિતાનું નામ ક્યાંયે લખેલું જોવામાં આવતુ નથી, એ એક વાત; અને બીજી વાત એ છે કે, પ્રબંધચિંતામણિ જેટલા જ જૂના એક પ્રબંધમાં— જે હમણાં જ મારા તરફથી પ્રકાશિત થઈ બહાર પડે છે,—વનરાજના મૂળ વતન અને માતા-પિતા આદિ વિષે તદ્દન જુદી જ હકીકત આપેલી પ્રાપ્ત થાય છે. એ પ્રબંધમાં જણાવ્યા પ્રમાણે તો, વનરાજનો પિતા, ન તો કોઇ જયશિખરી હતો અને ન કોઇ પંચાસરનો રાજા હતો એનું નામ ચામુંડ ચાવડો હતો અને તે આંબાસણનો વતની હતો. ચામુંડનો મોટો ભાઈ ચંડ હતો. તેને, જ્યારે ચામુંડની પત્ની સગર્ભા હતી ત્યારે, કોઇ જોશીએ આવીને કહ્યું, કે તારૂં મૃત્યુ ચામુંડના પુત્રના હાથે, જે અત્યારે ગર્ભમાં છે, તેનાથી થવાનું છે. તેથી ચામુંડે પોતાની એ પત્નીને દુષ્ટગર્ભા માની ઘરમાંથી કાઢી મુકી. તે ત્યાંથી રખડતી ભટકતી પંચાસરમાં આવીને રહી ને પોતાનું ગુજરાન કરવા લાગી. ત્યાં તેને પ્રસૂતિ થઈ અને પુત્ર અવતર્યો. એ જ અણહિલપુરનો સંસ્થાપક વનરાજ. તે પછીની હકીકત, એ પ્રબંધમાં પણ પ્રબંધચિંતામણિને મળતી જ છે.

લોકપ્રસિદ્ધ વનરાજની જન્મકથા અને આ કથામાં, આમ ઘણું વૈષમ્ય મળી આવે છે અને તે આખો પ્રશ્ન નવેસરથી વિચારણા માગી લે છે

(૭) ચાવડાઓ પછી, ગૂર્જરાતના ઈતિહાસમાં મુકુટમણિ જેવો ભાગ ભજવતો ચૌલુક્ય રાજવંશ આવે છે. પ્રો બ્યુલ્હરે કહ્યું છે તેમ, વધારેમાં વધારે વિશ્વસ્ત અને વિગત વાળી ઐતિહાસિક હકીકતો પુરી પાડનાર પ્રબંધ લેખકો જેવા ગૂજરાતના ચૌલુકયોને મળ્યા છે તેવા ભારતના બીજા કોઈ રાજવંશને મળ્યા નથી; અને તેથી, એ વંશના રાજ્યકાળનો ગૂજરાતનો ઈતિહાસ સૌથી વધારે પ્રમાણભૂત અને સુવિસ્તૃત રૂપમાં આપણને મળી આવે છે છતાં, એને લગતા પણ કેટલાક મૂળભૂત પ્રશ્નો આપણી આગળ ઉકેલાયા વગરના પડ્યા છે.

સને ૧૮૭૭ માં પ્રો બ્યુલ્હરે, ચૌલુકયોના સમયના ગૂજરાતના ઇતિહાસની પૂર્તિ કરતો, એક સારગ્રાહી લેખ, ઈન્ડીઅન એન્ટીકવેરીમાં છપાવ્યો હતો. તેમાં તેમણે, એ ઈતિહાસમાંના કેટલાક એવા ખાસ વિચારણીય મુદ્દાઓ તારવી કાઢ્યા હતા, જે વધારે સ્પષ્ટીકરણની અપેક્ષા રાખતા હતા એમાં પહેલો મુદ્દો એ હતો કે ચૌલુકયોનું મૂળ વતન કયું? અને મૂળરાજ કેવી રીતે ગૂજરાતનો રાજા બન્યો?—બીજો મુદ્દો, એ ચૌલુક્ય વંશમાં થએલા રાજાઓની જે સંખ્યા આપવામાં આવી છે તેને લગતો હતો ત્રીજો મુદ્દો એ કે, મહમૂદ ગજનવીની ગૂજરાત ઉપરની ચઢાઈની અને સોમનાથને લૂટ્યાની જે હકીકત મુસલમાન ઈતિહાસકારોએ આપી છે, તેનું સૂચન સરખુંયે ગૂજરાતના પ્રબંધોમાં મળતું નથી તેનું કારણ શું? અને છેલો મુદ્દો વિચારવા જેવો છે તે એ કે છેલા ભીમના રાજ્યની કારકીર્દીમાં કશી ગેડ બેસતી દેખાતી નથી કઈ રીતે તેના રાજ્યનો અંત આવ્યો અને કઈ રીતે વાઘેલાવંશ ગૂજરાતની ગાદી ઉપર આરૂઢ થયો એ વિષય બહુ અસ્પષ્ટ છે પ્રો બ્યુલ્હરે પોતાના એ નિબંધમાં, આ પ્રશ્નો વિષે ઊહાપોહ કરી કેટલોક ખુલાસો કરવા પ્રયત્ન કર્યો હતો, અને તેનો ઉપયોગ કરી ઉક્ત ગેઝેટિઅરમાં કેટલીક વિશેષ પૂર્તિ પણ કરવામાં આવી હતી ડૉ. બ્યુલ્હરના એ મુદ્દાઓમાં સૌથી વધારે અગત્યનો મુદ્દો તે ચૌલુકયોના મૂળ વતન વિષેનો છે અને એ મુદ્દાનો જોઈએ તેવો નીકાળ હજી સુધી આપણે આણી શકયા નથી

એ મુદ્દાનો મુખ્ય સાર એ છે કે– ચૌલુકયોનું મૂળ વતન દક્ષિણમાં હતું કે ઉત્તરમાં? પ્રબંધ લેખકો, ચૌલુકયોના પૂર્વજોને કલ્યાણકટકમાં વસતા જણાવે છે એ કલ્યાણકટક તે દક્ષિણના ચાલુકયોની રાજધાની તરીકે પ્રખ્યાતિમાં આવેલું દક્ષિણમાંનું કલ્યાણ છે કે ઉત્તરમાંનું કનોજ છે? એ વિષયમાં રસ લેનારા વિદ્વાનોએ જુદા જુદા તર્કો કર્યા છે અને અને કોઈએ તેને દક્ષિણમાં હોવાનો નિર્ણય આપ્યો છે, અને કોઈએ ઉત્તરમાં હોવાનો પણ ખરી રીતે એ પ્રશ્ન ડૉ બ્યુલ્હરના જમાનાથી જ અનિર્ણીત રહ્યો છે

(૮) આનીસાથે સંબંધ ધરાવતો એક બીજો અગત્યનો પ્રશ્ન, મૂળરાજની પૂર્વજ–વંશાવલી વિષેનો છે મૂળરાજના જે બે તામ્રપત્રો મળ્યા છે, તેમાં એના પિતાના નામ સિવાય બીજા કોઈ પૂર્વજનું નામ આપવામાં આવ્યું નથી તામ્રપત્રોના આદિ વચનમાં માત્ર **राजावली पूर्ववत्** આટલું લખેલું મળે છે પણ એ પૂર્વવત્ રાજાવલી મેળવવી

ક્યાંથી? પ્રબંધ ચિંતામણીમાં મૂળરાજના પિતાના પિતાનું નામ મુંજાલ આપેલું છે અને તેને કાન્યકુબ્જ દેશના કલ્યાણકટક નામના નગરમાં પુરાતનકાળમાં રાજ્ય કરનાર ભૂયરાજનો વંશજ જણાવ્યો છે. ત્યારે કુમારપાલપ્રબંધમાં અને રત્નમાળામાં મૂળરાજના કેટલાક પૂર્વજોના જે નામો આપ્યા છે, તે આ પ્રમાણે છે—ભૂયડ, તેનો પુત્ર કર્ણાદિત્ય, તેનો પુત્ર ચંદ્રાદિત્ય, તેનો પુત્ર સોમાદિત્ય, તેનો પુત્ર ભુવનાદિત્ય, તેનો રાજ અને તેનો મૂળરાજ. પણ, જયસિંહસૂરિએ રચેલા કુમારપાલચરિત્રમાં-કે, જે કુમારપાલપ્રબંધ કરતા પોણોસો વર્ષ અગાઉ રચાયું હતું તેમાં—એ ચૌલુક્ય વંશની વંશાવલી અને મૂળ રાજધાની વગેરેની હકીકત આના કરતા તદ્દન જુદી જ રીતે લખેલી મળે છે. એમાં જણાવવામાં આવ્યું છે કે-પુરાકાળમાં ચુલુક્ય નામે એક ક્ષત્રિયોત્તમ પુરૂષ થયો જેણે મધૂપદ્ય (?) નામના પત્તનમાં પોતાનું રાજ્ય સ્થાપન કર્યું હતું. તેના વંશજો તે ચૌલુક્ય કહેવાયા. એ વંશમાં અનેક શૂરવીર રાજાઓ થયા જેમનો પ્રતાપાગ્નિ શત્રુસ્ત્રીઓથી પણ સહન થઇ શક્યો નહતો. એ રાજાઓમાં એક સહજરામ નામે થયો જેની પાસે ૩ લાખ ઘોડાનું લશ્કર હતું અને જેણે યુદ્ધમાં શકપતિને હરાવ્યો હતો. તેનો પુત્ર દડક્ક કે દંડક્ક નામે થયો જેણે પિપાસાના રાજા ઉપર જય મેળવ્યો હતો. તેનો પુત્ર ભૂપાલ કાંચિવ્યાલ થયો અને તેનો પુત્ર રાજિ થયો. એ રાજિએ સોમનાથની યાત્રા કરી અને એ જ દેવના આદેશથી, ગૂર્જર 'શાસક રાજા સામંતસિંહની ભગિની લીલાદેવી સાથે તેણે લગ્ન કર્યું. તેના ઉદરે મહારાજ મૂળરાજે જન્મ લીધો, ઈત્યાદિ. આવી રીતે, મૂળરાજના પ્રપિતાના જ નામ માટે ત્રણ પ્રકારના જુદા જુદા મતો મળે છે. એમાં સાચું કયું? ઘણાખરા વિદ્વાનોનું વલણ, કુમારપાલપ્રબંધમાં આપેલી વંશાવલી તરફ હોય તેમ લાગે છે. જયસિંહસૂરિએ આપેલી વંશાવલી માટે આપણા સુયોગ્ય ઇતિહાસજ્ઞ શાસ્ત્રી શ્રી દુર્ગાશંકરભાઈનો અભિપ્રાય છે કે 'આ વંશાવલી તો દેખીતી રીતે કલ્પિત છે.' જો કે પ્રથમ દર્શને તો મને પણ એ વંશાવલીમાં કલ્પિતપણું જ દેખાયું. કારણ કે એને મળતો બીજો કોઇ ઉલ્લેખ ક્યાંય જોવામાં આવતો ન હતો. પરંતુ જયસિંહની લખવાની શૈલીનો વધારે ધ્યાનપૂર્વક વિચાર કરવાથી મને એમાં કાંઇક તથ્ય હોવાની શંકા થવા લાગી હતી. પ્રબંધચિંતામણી જેવા વધારે પ્રચલિત અને પ્રસિદ્ધ પ્રબંધના કથન કરતાં, જયસિંહસૂરિને તદ્દન જુદા જ પ્રકારની વંશાવલી આપવાનું કાંઇક કારણ હોવું જોઇએ, એવી મને આશંકા થતી હતી. સાધારણ રીતે જૈન ગ્રંથકારો, કોઈ પ્રમાણ કે ઉલ્લેખના આધાર સિવાય આવી ભિન્ન સાંપ્રદાયિક ઐતિહાસિક બાબતોમાં તદ્દન નવી જ વાત, પોતાની સ્વ કલ્પનાથી ઉભી કરીને લખી નાખે, એમ ઓછું બનતું આવ્યું છે. અને એમ નહિ બનવામાં કારણ એક તો એ કે, તેમને અસત્ય કથનનો કાંઇક ભય હોય છે, અને બીજું, અન્ય વિદ્વાનોની ટીકાનો પણ ખ્યાલ રાખવો પડે છે. જૈન ધર્મગુરુઓમાં, જૂના સમયમાં, એવી જાતની કેટલીય ઐતિહાસિક ચર્ચાઓ થતી, જેમાં કેટલીક વખતે, જેમ આપણે આજે કરીએ છીએ તેમ, જૂના લેખો, પુરાવાઓ અને પ્રમાણોની ખૂબ કસોટી કરવામાં આવતી. આથી મને લાગ્યું કે, જયસિંહસૂરિની સામે સંભવ છે કે, કોઈ એવી બીજી પરમ્પરા હોય જેના આધારે તેણે પોતાનું એ લખાણ કર્યું હોય. પણ એવી શંકા પણ ત્યારે જ

વિચારણીય ગણી શકાય કે જ્યારે તેને પરોક્ષ રીતે, પણ પુષ્ટિ મળે એવો કોઈ ઉલ્લેખ કે આધાર ક્યાંયેથી જડી આવ્યો હોય. ચૌલુક્ય વંશના જેટલા લેખો, દક્ષિણમાંથી કે ઉત્તરમાંથી મળી આવ્યા છે તે બધાને ધીમે ધીમે હું એ દૃષ્ટિએ તપાસી ગયો; પણ તેમાં, જયસિંહસૂરિએ આપેલી કે મેરુતુંગ, અથવા જિનમંડણે આપેલી વંશાવળી સાથે, ક્યાંયે સામ્ય દેખાયું નહિં; અને મહિનાઓ સુધી કરેલી એ મહેનતનું કશું ય ફળ જણાયું નહિં. ઐતિહાસિક અને વૈજ્ઞાનિક શોધખોળ કરનારાઓનો ધંધો ધૂળધોયાના ધંધા જેવો છે. એમાં કાંઈ રોજે રોજ સોનામહોરો કે હીરાની કણીઓ મળી આવતી નથી. મહિનાઓની મહેનત પછી ક્યારેક એકાદું રજકણ હાથ આવી જાય તો તે પણ એ ધંધાદારીઓને મન મોટા આનંદ ને ઉત્સાહનો વિષય રહે છે. એવો આનંદ, મને એ વિષયમાં ત્યારે મળ્યો, જ્યારે ચામુંડરાજના નવાં મળેલા તામ્રપત્રમાં, જયસિંહસૂરિએ આપેલું મૂળરાજના પ્રપિતાનું નામ મળી આવ્યું. શ્રોતાઓના મને એ હસવા જેવી બાબત હોઇ શકે; પણ અમારા મને તો જાણે મહાસાગરમાંથી એક મોતી જડી આવ્યું હોય તેટલી બધી પ્રસન્નતા આપનારી એ વાત ગણાય. એ તામ્રપત્રની ફોટો–નકલ મને આપણા વિદ્યામૂર્તિ સાક્ષરવર્ય શ્રી કેશવલાલભાઇ પાસેથી, તેનો પાઠોદ્ધાર કરવા મળેલી છે. [ મારા પ્રમાદને લઇને હજી હું એ તામ્રલેખને, શ્રી કેશવલાલ ભાઇની આજ્ઞા પ્રમાણે પ્રસિદ્ધિમાં નથી મુકી શક્યો તે બદલ તેમની ક્ષમા માગી લઉં છું. હવે સત્વર જ એને પ્રકાશમાં મુકવા પ્રયત્ન કરીશ. ] એ તામ્રપત્ર, વિ. સં. ૧૦૩૩ની સાલમાં લખાએલું છે, અને મૂળરાજના પુત્ર યુવરાજ **ચામુંડરાજે**, **વરુણશર્મ**–વર્તમાન **વડસમા**–ગામના જૈનમંદિરને પૂજા–અર્ચા નિમિત્તે આપેલી ભૂમિના, દાનપત્ર રૂપ છે. એ તામ્રલેખમાં, મૂળરાજને ચૌલિક્ય વંશના તિલકભૂત શ્રી વ્યાલકાંચિના સંતાનરૂપે વર્ણવામાં આવ્યો છે. તેની લેખપંક્તિ આ પ્રમાણે છેઃ—

**श्लाघ्यः चौलिककराजवंशतिलकश्रीव्यालकांचिप्रभोः**
**सन्ताने त्रिदशेन्द्रतुल्यमहिमा श्रीमूलराजो नृपः ॥**

તામ્રલેખનો **વ્યાલકાંચિ** અને જયસિંહસૂરિના ઉલ્લેખમાંનો **કાંચિવ્યાલ** એ બંને એક જ છે એ કહેવાની જરૂર નથી જ. આ રીતે જયસિંહસૂરિના ઉલ્લેખને, આટલા એક નામ પૂરતું તો અમુક સમર્થન મળી આવ્યું છે અને તેથી જયસિંહસૂરિએ આપેલી એ આખી ચૌલુક્યવંશની કથાને ઐતિહાસિક પ્રમાણોના આધારે નવેસરથી તપાસવાની આવશ્યકતા ઉભી થઈ છે. જયસિંહસૂરિએ જણાવેલું **મંગૂપત્ત** (?) પત્તન ક્યાં આવ્યું? **પિપાસા** એ શું છે? કાંચિવ્યાલના પ્રપિતા સહજરામે ૩ લાખ ઘોડાઓના લશ્કરના બળે જે શકનૃપતિને યુદ્ધમાં હરાવ્યો હતો તે શકનૃપતિ કોણ? આ બધા કથનમાં કાંઈ ઐતિહાસિક સત્ય છે, કે પછી બધું કિંવદન્તી માત્ર છે? વગેરે અનેક પ્રશ્નો શોધકો માટે નવા ઉપસ્થિત થાય છે.

(૯) એ ચૌલુક્ય વંશના સૌથી વધારે પ્રતાપી અને ગૂર્જર પ્રજાના સૌથી વધુ પ્રિય એવા ચક્રવર્તી સમ્રાટ્ સિદ્ધરાજ જયસિંહના જીવનની કેટલીક કથાઓ બહુ વિચિત્ર અને રહસ્ય ભરેલી છે, તેમનો ઐતિહાસિક ઉકેલ થવાની બહુ જરૂર છે. સિદ્ધરાજનું જીવન, કેટલાક અદ્‌ભુત ચમત્કારોથી ચિત્રિત થએલું છે, અને તેનું સમર્થન ખુદ હેમચંદ્રા-

ચાર્યના કથનથી થાય છે. દાખલા તરીકે–બર્બરક રાક્ષસ ઉપર વિજય મેળવવાની ઘટના ઉજ્જયિનીની મહાકાલી આદિ યોગિનીઓને વશ કરવાની કથા–ઇત્યાદિ. આ બધી કથાઓની પાછળ કાંઇક ને કાંઇક ઐતિહાસિક રહસ્ય રહેલું હોય એમ માનવાને કારણ મળે છે. જયસિંહદેવે પોતાના નામ પાછળ બર્બરક જિષ્ણુ; ત્રિભુવનગંડ, સિદ્ધરાજ આદિને જોડેલા વિશેષ બિરુદો એ જ કથાઓને અનુલક્ષીને છે. તેથી એમનો ઐતિહાસિક નિર્ણય વિચારાવો જોઇએ.

સિદ્ધરાજના જીવનની સૌથી વધારે સંદિગ્ધ કથા તે સોરઠની રાણક દેવડીની વાર્તાને લગતી છે. એ વાર્તા આપણા દેશમા જૂના જમાનાથી આબાલગોપાળ જાણીતી થએલી છે. અને હવે તો શ્રી મુન્શીજીની લોકપ્રિય નવલ કથાઓના પ્રતાપે એ વાર્તાએ જાણે ઐતિહાસિકતાનું અમર રૂપ ધારણ કર્યું હોય એવુ લાગે છે. પણ એ વાર્તાનું ખરૂં ઐતિહાસિક મૂળ શુ છે તેનો મને તો, હજી કશોય પતો, લાગતો નથી.

હેમચંદ્રાચાર્યે સિદ્ધરાજે કરેલા **સોરઠ વિજયની** હકીકતનું સૂચન તો અવશ્ય કર્યું છે પણ વિગત કશી જ આપી નથી. વ્યાકરણ શાસ્ત્રગત અમુક વિશિષ્ટાર્થક ક્રિયાપદનો ઉપયોગ કરી બતાવવા માટે **अजयत् सिद्धः सौराष्ट्रान्** એવા વાક્યપ્રયોગ દ્વારા **સિદ્ધહૈમ વ્યાકરણમાં**, સિદ્ધરાજે સૌરાષ્ટ્ર દેશને જીત્યો–એવો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પણ દ્વ્યાશ્રયમાં તેની કશી સ્પષ્ટ નોંધ મળતી નથી. પાછળના ગ્રંથોમાંથી, **કીર્તિકૌમદી** અને **પ્રભાવકચરિત્રમાં** સિદ્ધરાજે સૌરાષ્ટ્રના રાજા **ખેંગારને** પોતાનો વશવર્તી બનાવ્યો હતો એવા વિધાનો મળે છે. પણ **રાણકદેવી** સંબંધી વિગતનું કશું સૂચન નથી મળતું. એનું સૂચન માત્ર **પ્રબંધચિંતામણિ**'માં મળે છે અને સાથે તેમાં રાણકદેવીના મુખના કેટલાક જૂના **સોરઠા** પણ આપેલા છે જેમાંના કેટલાક હજી પણ લોકવાણીમાં સંભળાય છે. આ સોરઠા જ રાણકદેવીની વાર્તાના મૂળભૂત સૂત્રો છે. પણ એમાં **ખેંગાર** અને **નવઘણ** એવાં બે નામો આવે છે. સોરઠાગત કથન ઉપરથી આ બને નામો એક જ વ્યક્તિનાં હોય એમ લાગે છે, પણ પ્રબંધોમાં કોઇ ઠેકાણે ખેંગાર અને કોઇ ઠેકાણે નવઘણ એમ જુદા જુદા પ્રસગે જુદાં જુદાં નામો આપેલાં મળી આવે છે; અને તેથી, નવઘણ એ એક જ વ્યકિતનાં બે નામો છે કે બને જુદી જુદી વ્યકિતઓ છે? અને તેમ હોય તો તેમનો પરસ્પર સંબંધ શો છે?–ઇત્યાદિ કેટલાંક શંકાસ્થળો એ બાબત વિષે રહેલાં છે જે વધારે સ્પષ્ટી કરણ માંગી રહ્યાં છે. વળી એ રાણકદેવીના નામ વિષે પણ શંકા ઉત્પન્ન થાય છે. પ્રબંધચિંતામણીની જે વિશિષ્ટ પ્રતિ મને મળી છે તેમાં તથા બીજા પ્રબંધોમાં એ સોરઠા સોનલદેવીના કહેલા લખ્યા છે, અને મૂળ સોરઠામાં પણ એક ઠેકાણે સોનલ નામ સૂચિત થયેલું મળે છે. તેથી એ સ્ત્રીનું અસલ નામ સોનલ એવું લાગે છે.

(૧૦) સિદ્ધરાજના જીવનને લગતી આવી જ એક બીજી કથા તે **જસમા ઓડણ** વાળી વાત. એ મહાપ્રતાપી રાજાના જીવનની એ એક ખરેખરી કલંક કથા છે, જેનો કોઇ વાસ્તવિક ઐતિહાસિક આધાર ઉપલબ્ધ થયો નથી. છતાં એ લોકવાર્તા ગૂજરાતના ઘરે ઘરે અને ખેતરે ખેતરે ગવાય છે. એ લોકકથામાં કેટલું તથ્ય છે અને કેટલું અસત્ય છે એની સપ્રમાણ મીમાંસા થવી જોઈએ અને તેનો નિર્ણય થવો જોઈએ. આવી કથાઓની સાચી ખોટી અસર આપણા લોકજીવન ઉપર જાણે

અજાણે થાય છે અને પરિણામે પ્રજાના નૈતિક આચરણ ઉપર તેની ઊંડી છાપ પડે છે

આ રીતે આપણા ઇતિહાસના એવા અનેક અગત્યના પ્રશ્નો છે કે જેનો નિર્ણય હજી સુધી આપણે કરી શક્યા નથી ઉપર આપેલા ઉદાહરણો તો માત્ર દિગ્દર્શન કરાવા પુરતા છે આ વસ્તુસ્થિતિ સૂચવે છે કે આપણે આપણી પેઢીમા ઇતિહાસના ક્ષેત્રને જરાયે કાળજી પૂર્વક ખેડયુ નથી અને તેમાથી કોઈ પણ પ્રકારનો મૂલ્યવાન પાક લઇ શક્યા નથી

જે શૂન્યવત્ પરિસ્થિતિ ઇતિહાસના આલેખનના અંગમા દેખાય છે તે જ પરિસ્થિતિ પુરાતત્ત્વના બીજા અંગોમા પણ નજરે પડે છે જૂના સ્થાપત્યની દૃષ્ટિએ જોઈએ તો ગૂજરાતમા એવી કોઈ ખાસ શોધખોળ થઈ નથી જેના પરિણામે આપણને શિલ્પકળાની વિશિષ્ટ પ્રકારની કોઈ નવી રચના મળી આવી હોય, કે તેવી કોઈ મૂર્તિ, કોઈ શિલાલિપિ કે કોઈ એકાદી મુદ્રા આપણે પ્રાપ્ત કરી હોય. ગૂજરાત બહારના બીજા પ્રાંતોમા, આપણા જમાના દરમ્યાન, પુરાતત્ત્વને લગતુ ઘણુ કામ થયુ છે, ઘણી નવી નવી વસ્તુઓ શોધી કાઢવામા આવી છે કેટલીક શોધો તો એટલી મોટી થઇ છે કે જેના લીધે ઇતિહાસના ક્ષેત્રમા મોટી ક્રાંતિઓ થવા લાગી છે આપણા દેશનો એમા કશોય ફાળો નોંધાયો નથી

એ વાત બરાબર છે કે—તક્ષશિલા, મથુરા સારનાથ, પાટલીપુત્ર, નાલંદા કે મહેંજોદારો જેવા પુરાણ કાનીન સંસ્કૃતિના કોઇ મોટા કેન્દ્રસ્થળો, આપણા દેશમા નહિ હોય અને તેથી પુરાતત્ત્વની દૃષ્ટિએ અદ્ભુત ગણાય એવી પ્રાચીન વસ્તુઓ આપણે ત્યા મળી શકય પે નહિ હોય છતા, હુ માનુ છુ કે આપણી ભૂમિમા એવી અસંખ્ય વસ્તુઓ દટાએલી હોવી જોઈએ જે આપણા દેશના મધ્યકાલીન ,ઇતિહાસને તો ઘણી જ મહત્ત્વની અને સમૃદ્ધ કરનારી હશે દ્વારિકા, ગિરિનગર, વડનગર, ભરુચ, સોપારક આદિ સ્થાનો ઘણા જૂના–પુરાણકાળ જેટલા પ્રાચીન–હોઇ આ દેશની સંસ્કૃતિના મૂળ કેન્દ્રભૂત સ્થળો છે, અને તે પછીના ઐતિહાસિક યુગના જેને કેન્દ્રો ગણી શકાય એવા, વલભીપુર, અણહિલપુર ખેટક, સ્તંભતીર્થ, નદિપદ્ર ( નાદોદ ) અને નવસારી આદિ અનેક સ્થળો છે જેમના ભૂગર્ભમા પુરાતત્ત્વ વિષયક અગણિત સાધન સામગ્રી દટાએલી પડી છે આપણા પૂર્વજોના જીવનની સાચી કથા જો હવે કોઈ કહી શકે તેમ હોય તો તે માત્ર એ જ સામગ્રી છે ભલે એના અંગ પ્રત્યંગો બધા છિન્નભિન્ન થઇ ગયા હોય, એની ઈન્દ્રિયો બધી નિષ્ક્રિય થઈ ગઈ હોય, છતા, એ પોતાની આવી ખંડિત આકૃતિ દ્વારાય એના જમાનાનો અજ્ઞાત ઇતિહાસ, આપણને અદ્ભુત રીતે કહી બતાવશે. પણ એને ખોદી કાઢી બહાર લાવવા આપણે ક્યા કુદાળી હાથમા લેવા ઇચ્છીએ છીએ એટલી બધી મહેનત લઈને ધરતી માતાના પેટમાથી એ સામગ્રીનો ઉદ્ધાર કરવાની વાત તો જરા વધારે ભારે છે, એમા ઘણા પરિશ્રમ અને દ્રવ્યની જરૂર છે, પણ જે સામગ્રી ભૂમિમાતાના ઉઘાડા ખોળામા, મૂક એના અનાથ બાળકની માફક, દેખીતી રીતે આમતેમ આળોટતી પડી છે, જેને રસ્તે ચાલતો પ્રાકૃત માણસ પણ સાવ સાદી આંખે ય જોઇ શકે તેમ છે, અને કેટલીક વાર તો જે આપણા પોતાના પગોમા પણ અથડાતી અનુભવાય છે, તેના તરફ પણ આપણે જરા જેવી નજર કયારેક નાખી છે ? અને એ શુ છે ?—એટલી પણ જિજ્ઞાસા આપણા મનમા કયારેક ઉદ્ભવી છે ?

ગૂજરાતમાં પુરાતત્ત્વની શી શી સામગ્રી છે અને તે ક્યાં ક્યાં આવેલી છે તેની કશી વિશેષ માહિતી આપણને નથી સરકાર તરફથી આવી માહિતી આપનારી એક યાદી કરવાની શુરુઆત સન ૧૮૭૫માં ડૉ૰ બર્જેસે કરી હતી અને 'લીસ્ટસ ઑફ ધી ઍન્ટીક્વેરિઅન રીમેન્સ ઇન ધી બૉમ્બે પ્રેસીડેન્સી' નામના પોતાના રીપોર્ટમાં તેમણે એ યાદી પ્રકટ કરી હતી. ડૉ. બર્જેસની શોધખોળ બહુ જ અધુરી હતી, અને તેથી તેનું સુધારાવધારાવાળું એક નવું સંસ્કરણ, મુંબઈ ઇલાકાના આર્કિઑલૉજીકલ ખાતાના સુપ્રિન્ટેન્ડેન્ટ મી. હેનરી કાઉસેન્સના હાથે તૈયાર થઈ, સને ૧૮૯૭માં, એ 'રીવાઈજ્ડ્ લીસ્ટ્સ'ના નામે પ્રકટ થયું હતું. બર્જેસ સાહેબ કરતાં, કાઉસેન્સ સાહેબે મહેનત સારી લીધી હતી અને તેથી તેમણે એ યાદીમાં આપણા ગૂજરાતના પુરાતત્ત્વોપયોગી સ્થળો અને અવશેષો વિષે ઠીક ઉપયોગી નોંધ આપી છે. એ નોંધમા ગૂજરાતના જીલ્લા અને તાલુકાવાર, જૂનાં પુરાણાં સ્થાનો, જેવાં કે મંદિરો, મસ્જીદો, વાવ-કુવાઓ અને છત્રી-ચબુતરાઓ-ઇત્યાદિની ટુકી નોંધ લેવામાં આવી છે; અને જ્યા કોઈ જાતનો શિલાલેખ વગેરે જોવામા આવ્યો છે તો તેનો પણ નામનિર્દેશ એમાં કરવામાં આવ્યો છે આમ એ યાદી ગૂજરાતનાં પુરાતત્ત્વ વિષયક સાધનોની કેટલીક માહિતી પૂરી પાડે છે ખરી, પણ આપણી આજની દૃષ્ટિએ, તો તે પણ ઘણી જ અધુરી જણાય છે. વળી, એ યાદીને પણ પ્રકટ થએ ૪૦ વર્ષ થવા આવ્યા, અને તે હવે સુલભ પણ નથી. આપણે આપણી ભાષામાં એવી એક સંપૂર્ણ યાદી તૈયાર કરાવવાની પરમાવશ્યકતા છે.

ધરાશાયી થઈને પડયાં છે. કંગીના નમૂના જેવા અનેક કુવા-વાવો દિનપ્રતિદિન જમીન-દોસ્ત થઈ ગયા છે. વળી, એક બાજુએ અજ્ઞાન લોકોના હાથે ઈતિહાસ અને સાહિત્ય બન્નેની દૃષ્ટિએ અમૂલ્ય ગણાતા જૂના શિલાલેખોની ભાંગતોડ થયાં કરે છે, તામ્રપત્રો, શીલ-શિક્કાઓ, અને તેવી બીજી ધાતુનિર્મિત અત્યુપયોગી ભવ્ય વસ્તુઓ કંસારા અને સોનીના હથોડાના એક જ ઘાએ ભુક્કો થઇને ભઠ્ઠીમાં પડે છે; ત્યારે બીજી બાજુએ, સંસ્કારવિહીન ધનલોભી સોદાગરોના ધૂર્ત આડતીઆએ ચિત્ર-વિચિત્ર વસ્તુઓની ભાળમાં ગૂજરાતનાં ગામડે ગામડે અને ઘેર ઘેર ફરી, આપણી અમૂલ્ય પૂર્વજ સંપત્તિને પાણીના મૂલ્યે ઉપાડતા જાય છે અને પરદેશીઓના પટારાઓમા મુકતા જાય છે. અને આ રીતે કાળ અને કાપુરુષોની ક્રૂરતાનો ભોગ થતા થતા, ગૂજરાતની પ્રાચીન વિભૂતિના જે કાંઈ ઉચ્ચ પ્રતીકો બચી જવા પામ્યા છે, તેમાનો ઘણો મોટો-લગભગ બધો સારો-ભાગ, પરદેશોના કિલ્લેબંદી જેવા પ્રદર્શનાગારોમા જઈને કેદ થયો છે અને દરરોજ થતો જાય છે. સોના-ચાંદી કે હીરા-મોતી જેવી આર્થિક સંપત્તિથી ખાલીખમ થઈ જવા કરતાયે, આ સાંસ્કૃતિક સંપત્તિથી ખાલી થઈ જવાની પ્રવૃત્તિ, ભાવિ પ્રજા માટે વધારે ભયંકર અને હાનિકારક છે, એનો કોઈ વિચાર નથી કરતો. સોના-ચાંદી તો, કોક કાળે પણ, જ્યારે કોઈ સિદ્ધરાજ કે કોઈ શિવાજી જન્મશે ત્યારે, પાછા ભારતના ભંડારોમાં ઉભરાઈ જશે, પણ નષ્ટ થએલી આ સાંસ્કૃતિક સંપત્તિને કયો વિધાતા ફરી સર્જી શકશે!

મેં ઉપર સૂચવ્યુ છે કે ગૂજરાત બહાર, મહારાષ્ટ્ર, બંગાલ અને હિંદી પ્રાંતો તરફ જે આપણે જરા નજર કરીને જોઈશું તો જણાશે કે, એ પ્રાંતોના ઇતિહાસ અને પુરાતત્ત્વના સંશોધનનું કામ, આપણા કરતાં ઘણા સારા પ્રમાણમા થયુ છે ને થઈ રહ્યું છે. છેલ્લા ૪૦-૫૦ વર્ષોમાં, એ દેશમાં અનેક નવાં પુસ્તકો, અનેક અવનવા દૃષ્ટિબિંદુઓથી લખાયા છે અને ઘણુ નવુ સાહિત્યધન શોધી કાઢવામાં આવ્યુ છે છેક દક્ષિણ ભારતનો તો હુ અહિં નામનિર્દેશ પણ નથી કરતો, કારણ કે તેની સાથે ગૂજરાતની સરખામણી કરવી જરા વિસંગત લાગે. પણ મહારાષ્ટ્ર, બંગાળ અને હિન્દીભાષી પ્રાંતો, ભાષા અને સંસ્કૃતિની દૃષ્ટિએ ગૂજરાતના ભાંડુઓ છે એક કાળે, આ બધા પ્રાંતોમા લગભગ એક જેવી ભાષા બોલાતી હતી અને એક જેવી સંસ્કૃતિ પ્રચારમાં હતી. ગૂજરાતના ઈતિહાસ અને સાહિત્યનો વિચાર કરતા, થોડે ઘણે અંશે એ પ્રાંતોના ઈતિહાસ અને સાહિત્યનો પણ વિચાર કરવો જ પડે છે.

મહારાષ્ટ્રમા, પૂનાના ભારતઈતિહાસસંશોધક મંડળ, અને ભાંડારકર રીસર્ચ ઈન્સ્ટીટયુટ, સતારા-પારસનીસ મ્યુઝીઅમ, ધુળીયા સત્કાર્યોત્તેજક મંડળ, આમળનેર-તત્ત્વજ્ઞાન મંદિર, આદિ અનેક સંસ્થાઓ દ્વારા આ સંશોધનની પ્રવૃત્તિ સતત ચાલ્યાં કરે છે. બંગાલમા, બંગીય સાહિત્ય પરિષદ, અને તેની જીલ્લાઓ વાર સ્થાપન થએલી અનેક શાખાઓ, તથા વારેન્દ્ર રીસર્ચ સોસાયટી, ઢાકા પુરાતત્ત્વ મંદિર-આદિ ભિન્ન ભિન્ન સંસ્થાઓ આ કાર્ય અખંડપણે કરી રહી છે. બંગીય સાહિત્ય પરિષદ્, આખાય બંગાલની સાંસ્કૃતિક અને સાહિત્યિક સંપત્તિ અને પ્રવૃત્તિનું મોટુ ધામ બની છે. એમા સંગ્રહમા, બંગાલના ગામડે ગામડે અને ખેતરે ખેતરેથી ભેગા કરવામા આવેલા શિલાલેખો અને તામ્રપત્રો મુદ્રાઓ અને મૂર્તિઓ તેમ જ પોથીઓ, અને તેવી અગણિત બીજી વસ્તુઓ ભેગી કરવામા આવી છે. યુક્ત

પ્રાંતમાં, કાશીની નાગરી પ્રચારિણી સભા, એ પ્રદેશની શોધખોળોની પ્રવૃત્તિનું પ્રધાન કેન્દ્ર છે; અને તે ઉપરાંત અલાહાબાદની હિંદુસ્થાન એકેડેમી માત્ર ઐતિહાસિક અને સંશોધનાત્મક વાઙ્મય પ્રકાશિત કરવામાં દર વર્ષે હજારો રૂપીઆ ખર્ચી રહી છે.

ડૉ. ભાંડારકર-પિતા-પુત્ર, ચિંતામણી વૈદ્ય, કાશિનાથ પાઠક, સંશોધક રાજવાડે, સરદેશાઇ, કેતકર, ભાવે આદિ અનેક મહારાષ્ટ્રીય વિદ્વાનોએ ઇતિહાસની ઉપાસનામાં જ પોતાનું જીવન વ્યતીત કર્યું છે. બંગાલીઓમાં રાજેન્દ્રલાલ મિત્ર, સતીશચંદ્ર વિદ્યાભૂષણ, રાખાલદાસ વંદ્યોપાધ્યાય, અક્ષયકુમાર મૈત્રેય, રામપ્રસાદ ચંદા, દીનેશચંદ્ર સેન, હરપ્રસાદ શાસ્ત્રી, સુનીતિકુમાર ચટર્જી-આદિ દિગ્ગજ પંડિતો આજન્મ ઈતિહાસના ક્ષેત્રને ખેડવામાં મગ્ન રહ્યા છે. હિંદીભાષીઓમાં, રા બ. હીરાલાલ, મુન્શી દેવીપ્રસાદ, વિદ્યાવારિધિ જાયસ્વાલ, મ. મ પં. ગૌરીશંકર ઓઝા, પં. વિશ્વેશ્વરનાથ રેઉ, પં. જયચંદ્ર વિદ્યાલંકાર, બાબુ શ્યામસુંદરદાસ આદિ સરસ્વતી પુત્રોએ ભારતના સારસ્વત-સમુદ્રમાંથી ઈતિહાસ-મુક્તાઓને શોધી કાઢવાના કાર્યને જ પોતાના જીવનનું પરમ કર્તવ્ય માન્યું છે.

આ બધાની સરખામણીમાં, બીજાઓ પણ કહે છે, અને આપણે પણ કબુલ કરીએ છીએ તેમ, આપણી પ્રગતિ ઘણી મંદ છે. આપણે એ બધાની પાછળ છીએ-કહો કે ઉભાયે નથી બેઠા છીએ.

આનું કારણ શું?

(૧) શું આપણે ત્યાં ઐતિહાસિક શોધખોળ કરવા જેવી કશી સામગ્રી નથી?

(૨) શું શોધખોળને આવશ્યક તેવી આપણામા પ્રતિભા-બુદ્ધિ નથી? અથવા

(૩) શું એવા સંશોધનની આપણને આવશ્યકતા નથી?

મને એમાંનું એકેય કારણ દેખાતુ નથી; છતાં એના વિષે જરા આપણે વિગતથી વિચાર કરીએ.

જેમને ભારતના પુરાતત્ત્વનુ ઉંડુ જ્ઞાન છે તે બધા દેશી અને વિદેશી વિદ્વાનો માનતા આવ્યા છે કે છેલ્લા બે હજાર વર્ષના ઇતિહાસ, સાહિત્ય, સ્થાપત્ય અને ભાષવિષયક સાધનોની દષ્ટિએ જેટલી **મહત્ત્વની** સામગ્રી ગૂજરાતમાં ભરી પડી છે તેટલી અન્ય પ્રાંતોમાં નથી ગૂજરાતનો ઈતિહાસ, ચંદ્રગુપ્ત મૌર્યના અભ્યુદય કાળથી લઈ, પેશ્વાઓની પડતીના સમય સુધીના અસંખ્ય બનાવોથી ભરેલો છે. અખિલ ભારતના ઈતિહાસમાં, એ સમય દરમ્યાન, જે જે મહત્ત્વની ઘટનાઓ બની છે તે બધી સાથે, ગૂજરાતનો કાંઈ ન કાંઈ સંબંધ જોડાએલો છે. એ સંબધને સૂચવનારા અનેક લેખો અને ઉલ્લેખો ગૂજરાતમાંથી મળી આવે છે. વિ. સં. પૂર્વે ૧૬૦ ની સાલમાં લખાએલા ગિરનારની તળેટીમાના અશોકના શિલાલેખોથી આરંભી, અમદાબાદના દિલ્લી દરવાજા બહાર આવેલા હઠીભાઈ શેઠના જૈનમંદિરમાંના સં. ૧૯૦૩ ની સાલમાં, અગરેજ કંપનીબહાદુરના રાજ્યમાં, લખાએલા શિલાલેખ સુધીના સેંકડો ઐતિહાસિક લેખો આપણા પ્રદેશમાં મળે છે. તેમની અંદરથી મૌર્ય, ક્ષત્રપ, ત્રૈકૂટક, ગુપ્ત, ગૂર્જર, મૈત્રક, મૌખરી, ચાલુક્ય, રાષ્ટ્રકૂટ, ચાવડા, પરમાર, ચાહમાન, સોલંકી, યાદવ, ગુહિલોત આદિ અનેક ભારતીય રાજવંશો; તથા યવન, શક, હૂણ, પારસીક, આરબ, તાર્તાર, પઠાણ,

મોગલ, પોર્તુગીઝ, વલંદા અને અંગ્રેજ જેવી અનેક વિદેશી રાજસત્તાઓના ઉલ્લેખો અમે નિર્દેશો મળી આવે છે. ધર્મ અને સંસ્કારની દૃષ્ટિએ વિચાર કરીએ તો, એ લેખોમાંથી, બ્રાહ્મણ ધર્મના શૈવ, વૈષ્ણવ, શાક્ત આદિ મતો, તથા, જૈન અને બૌદ્ધ ધર્મને લગતા ઇતિહાસની વિગતો ઉપરાંત, ઇરાની, ઈસ્લામી અને ખ્રીસ્તી સંસ્કૃતિની સૂચક કેટલીક નોંધો પણ મળી આવે છે. આવી રીતે બે હજાર–એકવીસસો જેટલા વર્ષોના સળંગ ઇતિહાસ માટે આવશ્યક એવા તત્કાલીન પ્રમાણો ગૂજરાત જેવા બીજા કોઈ દેશમા મળી આવતા નથી.

શિલાલેખો ઉપરાંત ગૂજરાતના ઇતિહાસની વિશિષ્ટ સામગ્રી જેમાંથી મળી આવે એવું ગ્રંથગત સાહિત્ય પણ આપણે ત્યાં કેટલું બધું વિસ્તૃત છે, તેની વિગત મેં મારા '**ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની સાધન સામગ્રી**' વાળા વ્યાખ્યાનમાં આપી જ છે. આમ ગૂજરાતનો પુરાતન ઇતિહાસ, બહુ વ્યાપક અને સમૃદ્ધ છે. યુગોના યુગો સુધી શોધકોને એમાંથી નવી, નવી સામગ્રી મળ્યાં કરે તેટલી એની વિવિધતા ને વિશાળતા છે.

ઇતિહાસને મુકી, સાહિત્ય તરફ–ગૂજરાતના વાઙ્‌મય તરફ દૃષ્ટિ કરીએ, અને જો તેને, ધાર્મિક પક્ષપાતવાળી ક્ષુદ્ર કે સંકુચિત નજરથી ન જોતા, માત્ર પ્રજાકીય સંપત્તિની મમત્વ વાળા બુદ્ધિથી જોઇએ, તો વિસ્તારમાં અને વૈવિધ્યમાં, તે અદ્વિતીય સ્થાન મેળવે તેટલુ અને તેવુ જણાશે.

**ગૂજરાતની જ ભૂમિમાં** રચાએલુ સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને દેશ્ય ભાષાનું જેટલુ વિપુલ સાહિત્ય આપણી પાસે છે, તેટલું ભારતના બીજા કોઇ પ્રાંત પાસે, તેનું પોતાનું સાહિત્ય નથી.

સુંદર પરિણામ છે. એ મહાન હેમચંદ્ર સિવાય, બીજા પણ અનેક મહાપંડિતો આપણી ભૂમિમાં થયા છે અને તેમણે પોતાની વાઙ્મયાત્મક વિવિધ કૃતિઓથી ગુજરાતના જ્ઞાન ભંડારને ભરપૂર બનાવ્યો છે. પાદલિપ્ત, સિદ્ધસેન, સંઘદાસ, જિનદાસ, જિનભદ્ર, હરિભદ્ર, ઉદ્યોતન, શીલાંક, સિદ્ધર્ષિ, શાંતિસૂરિ, ધનપાલ, મહેન્દ્ર, સૂરાચાર્ય, જિનેશ્વર, બુદ્ધિસાગર, અભયદેવ, મુનિચંદ્ર, વાદીદેવ, સાગરચંદ્ર, વર્દ્ધમાન, રામચંદ્ર, બાલચંદ્ર, સોમપ્રભ, શ્રીપાલ, સિદ્ધપાલ, વસ્તુપાલ, ઉદયપ્રભ, અમરચંદ્ર, પ્રભાચંદ્ર, મેરુતુંગ, જિનપ્રભ, મલ્લિષેણ, તરુણપ્રભ, રાજશેખર–અને તેવા સેંકડો જૈન પંડિતો થયા જેમણે પ્રાકૃત, સંસ્કૃત, અપભ્રંશ અને ગુજરાતી ભાષામાં હજારો ગ્રંથો લખ્યા છે.

દુર્ભાગ્યે, જૈનેતર વિદ્વાનોમાંના ઘણા થોડાઓની કૃતિઓ આપણને પ્રાપ્ત થાય છે, પણ જેટલી મળે છે તે ગૂજરાતની પ્રતિભાની પ્રજ્વલિત જ્યોતિઓ જેવી છે. આખાય સંસ્કૃત સાહિત્યમાં જે સર્વોત્કૃષ્ટ પાંચ મહાકાવ્ય ગણાય છે તેમાંનું એક શિશુપાલવધ મહાકાવ્ય, ગૂર્જર મહાકવિ માઘની કૃતિ છે. અને તેના માટે અખિલ ભારતના કવિ અને કાવ્યવિવેચક વિદ્વદ્વર્ગ એવું પ્રમાણપત્ર આપ્યું છે કે–કાલિદાસ, દંડી અને ભારવિ કવિની કવિતામાં તો ક્રમથી ઉપમા, લાલિત્ય અને અર્થગૌરવ એમ એકેકો જ ગુણ મળી આવે છે પણ માઘની કવિતામાં તો એ ત્રણે ગુણ એક સાથે રહેલા મળે છે. સૌરાષ્ટ્રીય ભટ્ટિકવિના પાંડિત્યની અખિલ ભારતમાં ઘણી મોટી પ્રતિષ્ઠા છે. સંસ્કૃત વ્યાકરણસિદ્ધ શબ્દ પ્રયોગોનો કાવ્યકૃતિમાં કેવી રીતે સફળ ઉપયોગ કરી શકાય તેના અભ્યાસ માટે દરેક સંસ્કૃત વિદ્યાર્થીને જેનું અધ્યયન પરમાવશ્યક લાગે તેટલી એની ખ્યાતિ અને મહત્તા છે. એ સિવાય, લાટનો કાયસ્થ કવિ સોઢ્ઢલ, ભિન્નમાળનો જ્યોતિર્વિદ બ્રહ્મગુપ્ત, ભાષ્યકાર મહીધર, ચૌલુકયોનો રાજગુરુ પુરોહિત સોમેશ્વર, ભટ્ટ નાનાક, કવિ બૃહસ્પતિ ગંડ-આદિ બીજા અનેક કવિઓ અને લબ્ધખ્યાતિ ગૂર્જર ગ્રંથકારો થયા છે. લાટના વિદ્વાનોની લેખન શૈલી એક તદ્દન સ્વતંત્ર પ્રકારની હતી અને તે આખાય ભારતમાં એટલી બધી વિખ્યાત અને પ્રચલિત થઈ કે જેના લીધે કાવ્યશાસ્ત્રનિરૂપણ ગ્રંથોમાં, વૈદર્ભી, ગૌડી આદિ પ્રાચીન રચના પદ્ધતિઓની માફક લાટની પણ નવી પદ્ધતિને **લાટીરીતિ**ના નામે સંનિવિષ્ટ કરવી પડી. રાજશેખર કહે છે કે લાટવાસીઓની પ્રાકૃત ભાષા બહુ જ લટકાળી હોય છે. તેમની જબાન લલિત આલાપવાળી અને સુંદર છાપ પાડે એવી છે. લાટની વિદ્વત્તાની આવી જે ખ્યાતિ નોંધાએલી આપણને મળે છે તે ઉપરથી તેના નષ્ટ થઈ ગએલા સાહિત્યની મહત્તાની કાંઈક કલ્પના આપણે કરી શકીએ તેમ છીએ.

સંસ્કૃત ભાષામાં–ગદ્ય અને પદ્ય બંનેમાં–લખાએલા કથા અને વાર્તાના જેટલા ગ્રંથો આપણે ત્યાં વિદ્યમાન છે તેનો પા ભાગ પણ બીજે, આખા હિંદુસ્થાનમાં લભ્ય નથી. પંચતંત્રના કથા સાહિત્યનો મહાન્ અભ્યાસી જર્મન વિદ્વાન્ હર્ટેલ કહે છે કે–અત્યારે જે **પંચતંત્ર** નામનો ગ્રંથ ભારતમાં ઉપલબ્ધ છે તેનો ઉદ્ધારક ગૂજરાતી છે। ગૂજરાતમાંથી જ પંચતંત્રની વાર્તાઓ અરબીયા અને પર્શિઆમાં ગઈ અને ત્યાંથી પછી આખા યુરોપમાં ફેલાણી.

સંસ્કૃતની માફક, પ્રાકૃતમાં પણ ઢગલાબંધ કથાગ્રંથો ગૂજરાતમાં રચાયા છે. જે જાતનો એક પણ ગ્રંથ ગૂજરાત બહાર મળતો નથી. વસુદેવ હિંડી, તરંગવતી, સમરાઇચ્ચકહા, કુવલયમાલા, સુરસુંદરી આદિ ઉત્કૃષ્ટ પ્રકારના પ્રાકૃત કથા ગ્રંથો છે.

સ્વર્ગસ્થ કાંટાવાળાએ 'ટચુકડી ગુજરાતી સો વાર્તા' ના નામે જે ૩-૪ વાર્તાસંગ્રહ પ્રસિદ્ધ કર્યા છે, તે જાતની ટચુકડી પ્રાકૃત અને સંસ્કૃત વાર્તાઓનો જો કોઈ સંગ્રહ કરવા ઈચ્છે તો તેને પાંચસો-સાતસો આવી વાર્તાઓ સહેજે મળી આવે તેમ છે.

અપભ્રંશનું સાહિત્ય, પ્રાકૃતના પરિમાણમાં ઘણુ ઓછું મળે છે. એ સાહિત્યનો ઘણો ભાગ નષ્ટ થઈ ગયો છે. હેમચન્દ્રે પોતાના કાવ્યાનુશાસનમાં સાહિત્યિક અપભ્રંશભાષાના ઉત્કૃષ્ટ કાવ્ય તરીકે જે અબ્ધિમન્થનાદિ કાવ્યોનાં, તથા ગ્રામ્ય અપભ્રંશના ઉદાહરણભૂત જે ભીમાદિ કાવ્યોનાં નામો આપ્યાં છે તેમાંનું આજે એકેય મળતું નથી. છતા જે મળે છે તેમાં મોટા ફાળો ગૂજરાતનો છે. ગૂર્જરોનો, અપભ્રંશભાષા પરનો પ્રેમ, ઘણો ઉત્કટ હતો એમ લાગે છે. ભોજદેવ સરસ્વતીકંઠાભરણમાં કહે છે કે ગૂર્જરો પોતાની જ અપભ્રંશ ભાષાના સાહિત્યથી જેટલા ખુશ થાય છે તેટલા બીજા કશા સાહિત્યથી નથી થતા. રાજશેખર કહે છે, કે સોરઠ અને ત્રવણ (આબુની આસપાસ?) ના લોકો સંસ્કૃત વચનોને પણ અપભ્રંશની જેમ જ કરડી કરડીને બોલે છે. એ જ રાજશેખર, બીજે એક ઠેકાણે કહે છે કે—રાજસભામાં જ્યાં વિદ્વાનો અને કળાકારોની પરિષદ્ ભરાય ત્યાં, પ્રાકૃતભાષાના કવિઓને પૂર્વ બાજુએ આસન આપવુ, તેવી જ રીતે સંસ્કૃત કવિઓને ઉત્તર બાજુએ, ભૂતભાષાના કવિઓને દક્ષિણ બાજુએ, અને અપભ્રંશના કવિઓને પશ્ચિમ બાજુએ સ્થાન આપવું. આ પરથી એમ કલ્પના થાય છે કે અપભ્રંશના સૌથી મોટા કવિઓ પશ્ચિમ ભારત એટલે આપણા પ્રાંતમાં થયા હોવા જોઈએ. આ રીતે અપભ્રંશ ભાષાના પુરસ્કર્તાઓ મૂળ આપણા લોકો હતા અને તેથી જ આપણુ ભાષાસાહિત્ય સૌ કરતાં વધારે સમૃદ્ધ છે.

હવે જરા, ગૂજરાતી ભાષાના પોતાના મૂળ ભંડોળ તરફ પણ એક નજર કરી જોઈએ. ગૂર્જર ગંગોત્રીનું ઉદ્‌ગમ સ્થાન ઘણુ આઘું છે. એના આદિ સ્વરૂપને સહજ ખોળી કાઢવાનું બને તેમ નથી. આપણામાં સામાન્ય રીતે, વારસો ત્રણ પેઢીનો ગણાય છે. કોઈ પણ વ્યક્તિની કુલશુદ્ધિ ઓછામાં ઓછી ત્રણ પેઢી સુધી કરવી જોઈએ ગૂજરાતીની સગી મા અપભ્રંશ ભાષા છે, અને તેની મા પ્રાકૃત ભાષા છે. પણ પ્રાકૃત એ તો સામાન્ય નામ છે. બધી લોકભાષાઓ જે આર્ય કુળમાંથી જન્મી છે, પ્રાકૃત જ કહેવાય છે માગધી, મહારાષ્ટ્રી, શૌરસેની આદિ, પ્રાંતભેદોના નામે તે તે કાળની પ્રાકૃતનાં પણ વૈયાકરણોએ અને ભાષાશાસ્ત્ર વિવેચકોએ કેટલાંક જુદાં જુદાં નામો પાડયાં છે. કેટલાક વિદ્વાનો આપણી ગૂજરાતી ભાષાનું મૂળ મહારાષ્ટ્રી પ્રાકૃતમાં શોધે છે, અને કેટલાક શૌરસેની પ્રાકૃતમાં. ખરી રીતે ગૂજરાતીમાં બન્નેનો સરખો હિસ્સો હોય એમ મને લાગે છે. આપણી ગૂજરાતીની દાદી મા પ્રાકૃતને, અર્દ્ધ માગધીની જેમ અર્દ્ધ મહારાષ્ટ્રી કે અર્દ્ધ શૌરસેની કહી શકાય. પણ તેને પોતાનુ જ જો કાંઇ સ્વતંત્ર નામ આપવામાં આવે તો હુ તે માટે સૌરાષ્ટ્રી (સોરઠી) કે પશ્ચિમી પ્રાકૃત એવુ નામ આપવાની ભલામણ કરૂ. આ સૌરાષ્ટ્રી અથવા પશ્ચિમી પ્રાકૃતનો અસલ નમૂનો આપણને ગિરનારવાળા અશોકના લેખોમાં મળે છે. અને તેથી આપણી ભાષાની કુલશુદ્ધિની શુરુઆત અશોકના લેખોથી થવી જોઇએ

એ પછીના જૂનાં સાધનોમાં, જૈનોએ લખેલા ઢગલાબંધ પ્રાકૃત ગ્રંથો છે. વિક્રમના ૬ ઠ્ઠા સૈકાની શુરુઆતમાં વલ્લભીમાં જૈન આગમોનુ પુનરાલેખન થયુ અને એ આગમોની અસલ મૂળ ભાષા, જે અર્દ્ધ માગધી હતી તે ફેરવાઇને તેમા આપણી પ્રાકૃતનું એટલે

પશ્ચિમી કે મારડી પ્રાકૃતનું સ્વરૂપ દાખલ થયું. કેટલાક પ્રાચીન વૈયાકરણો અને તેને અનુલક્ષીને આધુનિક ભાષાશાસ્ત્રીઓ, જૈનોના આ પ્રાકૃત સાહિત્યને મહારાષ્ટ્રી ભાષાના ભંડોળમાં દાખલ કરે છે. પણ આ મત જરાયે સંગત નથી. આ સાહિત્યનું પ્રાકૃત તે શુદ્ધ મહારાષ્ટ્રી છે જ નહિ અને તેથી ખુદ હેમચંદ્રે, જૂના વૈયાકરણોએ આપેલા મહારાષ્ટ્રી નામનો અસ્વીકાર કરી, તેને માત્ર સામાન્ય એવું પ્રાકૃત નામ જ આપવું ઉચિત ધાર્યું હતુ. એ ચર્ચા બહુ લાંબી છે. આપણે અહિં તેનો જરૂર નથી. હું અહિં એટલુ જ સૂચવવા માંગું છું કે, જૈનોનું જે વિશાળ પ્રાકૃત સાહિત્ય છે, તે આપણા દેશની જ પ્રાકૃતનું સમૃદ્ધ ભંડોળ છે. ભરતના નાટ્યશાસ્ત્રમાં એક ઠેકાણે કહેવામાં આવ્યું છે કે, અર્બુદની આસપાસના લોકોની ભાષામાં તકારનું બાહુલ્ય હોય છે. તકારનું બાહુલ્ય એટલે 'ત' અક્ષરનો વિશેષ વ્યવહાર. એ 'ત'નો વિશેષ વ્યવહાર શી રીતે હોય છે અને એના દાખલાઓ શા છે, એ વિષે આજ સુધીમાં કોઇ સંશોધકે કાંઈ શોધી કાઢયુ હોય કે તેનો કશો ખુલાસો મેળવ્યો હોય તે મારી જાણમા નથી. એનો ખુલાસો ૬ ઠ્ઠા–૭ મા–૮ મા સૈકામાં લખાએલા જૈન પ્રાકૃત ગ્રંથોના સૂક્ષ્મ અવલોકનથી આપણને મળી આવે છે. મેં એ ગ્રંથોમાથી એ 'તકાર' બહુલા ભાષાના સેંકડો ઉદાહરણો શોધી કાઢયાં છે. એ ઉદાહરણો બતાવે છે કે–સસ્કૃતમાના 'ક' 'ગ' 'ચ' 'જ' 'દ' 'ય' આદિ અક્ષરોના બદલે સામાન્યરીતે એમા 'ત' અક્ષર બોલાતો દાખલા તરીકે 'એકત.'ના બદલે 'એતઓ', 'મતગજ'ના બદલે 'મતંગત', 'પિશાચ'ના બદલે 'પિશાત', 'એકદા'ના બદલે 'એતતા', અને 'દ્વિતીય–તૃતીય'ના બદલે 'બિતિત–તતિત' ઇત્યાદિ. પાછળથી નવમા–દશમા સૈકાના અરસામાં એ 'ત'કારોચ્ચારનો લોપ થવા લાગ્યો અને તેના બદલે 'ય'કારનો ઉચ્ચાર વિશેષ પ્રચારમાં આવવા લાગ્યો. જેને હેમચંદ્ર પોતાના વ્યાકરણમાં 'ય' શ્રુતિ તરીકે ઓળખાવે છે. સમયના પરિવર્તન સાથે જેમ જેમ ભાષાના સ્વરૂપમાં કેટલાક નાના મોટા ફેરફારો થતા ગયા તેમ તેમ વ્યાકરણના નિયમોમાં પણ એ ફેરફારો દાખલ થતા ગયા. પરિણામે કેટલાંક જૂનાં લક્ષણો રદબાતલ થયાં અને તેના ઠેકાણે નવાં લક્ષણો રૂઢ થયાં. એથી નવા વ્યાકરણોમાં જેનું લક્ષણ મળી ન આવે એવા જૂના શબ્દપ્રયોગો જો વિદ્વાનોની નજરે ચઢી આવે છે તો તેઓ તેને ભ્રષ્ટપાઠ માની પોતાના મનનું ગમે તેમ સમાધાન કરી લે તે સ્વાભાવિક જ છે. એ પુરાતન પ્રાકૃત ગ્રંથોમાં મળી આવતા ઉપરોક્ત તકારબાહુલ્ય વાળા શબ્દોનું ભાષારહસ્ય નહિં સમજનારા કેટલાક વિદ્વાનોએ એ શબ્દ પ્રયોગોને એવી જ રીતે લિપિકાર-જન્ય દોષ-દુષ્ટ માની અપપાઠ કે અશુદ્ધ પાઠમા ધકેલી દીધા છે! નાટ્યશાસ્ત્રકારનો સૂચવેલો અર્બુદ સમાશ્રિત દેશ તે આપણો જ આ દેશ છે અને તેણે કહેલી તે 'ત'કારબહુલા ભાષાનાં ઉદાહરણો આપણા જ જૂના પ્રાકૃત સાહિત્યમાં, ઉપર જણાવ્યા પ્રમાણે, પ્રચુર પ્રમાણમાં ઉપલબ્ધ થાય છે. એ ઉપરાંત, એ ગ્રંથોમાં આપણને એવા સેંકડો દેશી શબ્દો મળી આવે છે જે તળ ગૂજરાતી છે અને જેનો પ્રયોગ બીજી કોઈ ભાષામાં દેખાતો નથી. અને મજાની વાત તો એ છે કે એ જમાનાના પ્રાકૃત ગ્રંથોમાં જ નહિં પણ સંસ્કૃત ગ્રંથોમાં પણ એવા અનેકાનેક ગૂર્જરદેશ્ય શબ્દો મળી આવે છે. ઉપમિતિભવપ્રપંચાકથા જેવા સસ્કૃત ભાષાના એક અણમોલ રત્ન ગણાતા ગ્રંથમાંથી ડૉ. યાકોબીએ એવા સેંકડો શબ્દો તારવી કાઢયા છે જે સસ્કૃતના શબ્દકોષોમાં મળતા નથી અને જેની વ્યુત્પત્તિ

સંસ્કૃતના વ્યાકરણ નિયમાનુસાર કરી શકાતી નથી. ભલે સંસ્કૃતભાષાના પંડિતોની દૃષ્ટિએ, મિદ્ધર્ષિના પાંડિત્ય માટે આ ચિન્ત્ય વસ્તુ ગણાતી હોય, પણ આપણી ગૂજરાતી ભાષાના ભંડોળની દૃષ્ટિએ તો આપણને એ એક ઘણી મૂલ્યવાન્ વસ્તુ લાગે છે. સિદ્ધર્ષિના જ લખાણોમાં નહિં પણ ગૂજરાતના તે કાળના બધા મોટા લેખકોનાં લખાણોમાં, થોડા ઘણા દેસ્ય શબ્દો અવશ્ય મળી આવે છે. ખુદ હેમચંદ્રના ત્રિષષ્ટિશલાકા–પુરુષ–ચરિત જેવા શુદ્ધ સંસ્કૃત ભાષાના મહાકાય ગ્રંથમાંથી જો કોઈ એવા દેશ્ય પ્રયોગોનો સંગ્રહ કરવા માંગે તો એક નાનકડો કોષ થાય તેટલા તેમાંથી મળી આવશે.

એ પરથી સમજાશે કે આપણી ભાષાના વિકાસક્રમના ઇતિહાસમાં ઉપયોગી થાય તેવી ઘણી વિપુલ સામગ્રી આપણી પાસે પડી છે.

અને, જૂના ગૂજરાતીનો સાહિત્ય ભંડાર જોઈએ તો એમાંય જેટલી બહુસંખ્યક કૃતિઓ આપણે ત્યાં ઉપલબ્ધ થાય છે તેના પરિમાણમાં, જૂની મરાઠી, જૂની બંગાલી કે જૂની હિંદી કૃતિઓ સાવ નજીવી અને નામની દેખાશે. હેમચંદ્રના ઉત્તર કાળથી લઈ છેક પ્રેમાનંદના પૂર્વકાળ સુધીનો ગૂજરાતી સાહિત્યનો સંપૂર્ણ સરવૈયો કાઢવામાં આવે તો તે એક મહાભારત જેવું કાર્ય લેખાશે. ૧૪ મા, ૧૫ મા અને ૧૬ મા સૈકામાં રચાએલું જે સારી કોટિનું, ગદ્ય અને પદ્ય બને જાતનું, ગૂજરાતી લખાણ આપણને મળે છે તે કોટિનું લખાણ, આપણી પડોસી ભાષાઓમાં નામ પુરતું પણ નથી. સાધારણ રીતે આપણી એવી માન્યતા થએલી છે કે જૂની ગૂજરાતીમાં, ગદ્ય લખાણ માત્ર નામનું જ છે; અને તે વૈદ્યક, જ્યોતિષ કે તેવા પારિભાષિક ગ્રંથોના શબ્દાર્થ બનાવવા પુરતું છે, પ્રવાહબદ્ધ ગદ્ય લખાણનો એક રીતે અભાવ જ છે. પણ એ માન્યતા બરાબર નથી અને તેના પ્રમાણ રૂપે, વિદ્યાપીઠ તરફથી બહાર પડેલા, મારા પ્રાચીન ગૂજરાતી ગદ્યસંદર્ભ નામના પુસ્તકને અવલોકવાની ભલામણ કરૂં છું. એ ગ્રંથમાં સંવત ૧૪૧૧ માં રચાએલા તરુણપ્રભસૂરિના એક ગ્રંથમાંથી તારવીને જે નમૂના રૂપે થોડીક ગૂજરાતી વાર્તાઓ મે આપી છે, તે જાતની વાર્તાઓનું સાહિત્ય એટલું બધું વિશાળ છે કે તેને પ્રકટ કરવામાં આવે તો–ગૂજરાતી પ્રેસના કાવ્યદોહનનાં પુસ્તકો જેવાં લગભગ ૨૦–૨૫ પુસ્તકો તો સહેજે ભરાય.

આ રીતે, ભાષાસાહિત્યની દૃષ્ટિએ જોતા ગૂજરાતની સાહિત્યિક-સંપત્તિ સૌ કરતાં શ્રેષ્ઠ છે. મૌર્ય અશોકના સમયથી માંડી મોગલ અકબરના જમાના સુધીમાં થયેલા આર્યાવર્તની દેશી ભાષાઓના વિકાસક્રમનુ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે સૌથી વધારે મહત્ત્વની સામગ્રી ગૂજરાતમાંથી જ મળે તેમ છે.

ગૂજરાતની સ્થાપત્ય-વિભૂતિ, ખરેખર, વિલક્ષણ, અદ્ભુત અને અનુપમ હતી એનો ઘણો મોટો ભાગ નષ્ટ થઈ ગયો છે. કેટલો મોટો ભાગ–તેની કશી કલ્પના કરાવી શકાય તેમ નથી. જે વિદ્યમાન છે તે તેનો પૂરો એક સહસ્રાંશ જેટલો ભાગ પણ નથી. ત્યાં, એ હજારમો ભાગ પણ એક રીતે, આખા હિંદુસ્તાનમાં આજે અદ્વિતીયતાની કીર્તિ પામી રહ્યો છે. સુકુમારતામાં, સુભગતામાં, સુરુચિતામાં, સૂક્ષ્મતામાં અને સુસ્પષ્ટતામાં ગૂર્જર-સ્થપતિની કલાકૃતિ, વર્ણનાતીત છે. ફર્ગ્યુસન જેવો મહાન્ શિલ્પવેત્તા પણ એ કળાભવનના એક નાનકડા મંડપનું, માત્ર રેખાચિત્ર પણ, સંપૂર્ણ રીતે દોરવામાં અસમર્થ નીવડયો–

એવી એ આશ્ચર્યકારક શિલ્પનિર્મિતિ છે. ગૂજરાતનું સ્થાપત્ય એના નિર્માતા પુરુષોના નામોને સાર્થક કરે એવું મૂળભૂત, વિમલરુપ, જયવાન્, વસ્તુપૂર્ણ, અને શોભનમૂર્તિ છે એના એકેકા મંડપ, એકેકા ખત્તક, એકેકા તોરણ ઉપર પુસ્તકોનાં પુસ્તકો લખાય એટલી બધી વિવિધ આકૃતિઓ અને ગહન રેખાઓથી એ સમલંકૃત અને સંકુલ છે.

અને, ગૂજરાતનું ચિત્રશિલ્પ પણ એટલું જ ઉજ્જવલ, અપ્રતિમ અને આકર્ષક છે, એ તો જગત હમણાં જ જાણવા લાગ્યુ છે. ભાઈશ્રી સારાભાઈ નવાબના અથાક પરિશ્રમે તૈયાર થએલુ, ગૂજરાતની ચિત્રકળાનું અદ્‌ભુત ગૌરવ બતાવતું ચિત્રકલ્પદ્રુમ નામનું પુસ્તક, ભારતના પ્રાચીન ચિત્રશિલ્પના વિજ્ઞાનમાં મોટી ક્રાંતિ કરે તેવું છે. અને એવાં એવાં તો કેટલાંય પુસ્તકો બહાર પાડી શકાય તેટલી બધી વિશાળ સામગ્રી ગૂજરાતનાં ઘરો અને મંદિરોમાં રખડી રહી છે.

આ બધી સામગ્રી અને સંપત્તિ, જો આપણી ઐતિહાસિક શોધખોળની વૃત્તિને ઉત્તેજિત ન કરી શકે તો પછી બીજી કઈ સામગ્રી એના માટે ઉચિત કહી શકાય તેમ છે? આથી આપણી પાસે એવી સામગ્રીનો અભાવ નથી એ તો સ્વયંસિદ્ધ જેવી બાબત છે.

તો પછી, હવે બીજો વિકલ્પ આપણી આગળ આવે છે, કે, ત્યારે શુ એ શોધખોળ વૃત્તિને માટે જોઈએ તેવી પરિશ્રમક્ષમ અને પાંડિત્યપૂર્ણ બુદ્ધિ આપણામાં નથી?

એ કેમ કલ્પી શકાય અને માની શકાય? જો મહારાષ્ટ્રમાં એ હોય, બંગાલમા એ હોય, હિંદી પ્રાંતોમાં એ હોય તો, પછી ગૂજરાતમા એ કેમ ન હોઈ શકે? ગૂજરાતમાં જો એ ન હોત તો, ગૂજરાતે આટલુ બધુ સાહિત્ય, સ્થાપત્ય અને કલામય સર્જન કર્યું શી રીતે હોત? ગૂજરાતની બુદ્ધિ, ગૂજરાતની સંસ્કૃતિ જેવી જ તેજસ્વી અને સર્વગ્રાહી છે. એનામાં કઠિણ પરિશ્રમ વેઠવાની પૂરી ક્ષમતા છે અને પાંડિત્યના વિવિધ અંગોની પરિપૂર્ણતા છે. ગૂજરાતની શોધક બુદ્ધિના શ્રેષ્ઠ પ્રતીકસમા પંડિત ભગવાનલાલની પ્રતિભાથી કયો ભારતીય પુરાતત્ત્વવિદ્ અજાણ્યો છે? હિંદુસ્તાનના અનેક ગહન પહાડો અને વનોમાં એ પંડિત છડે પગે રખડયો હતો અને ઇતિહાસના સાધનો શોધતો ફર્યો હતો. એણે સેંકડો શિક્કાઓ અને શિલાલેખો, એમ રખડી રખડીને મેળવ્યા હતા, અને જે લેખોને કોઈ એ ઉકેલવા ન પામ્યો તેમને તેણે ઉકલ્યા હતા. ડૉ. બ્યુલ્હર, ડૉ. બર્જેસ, ડૉ. કેર્ન, અને જેમ્સ કેંપબેલ જેવા યુરોપીય ધુરંધર પંડિતો; તથા ડૉ ભાંડારકર, ડૉ. રાજેન્દ્રલાલ, ડૉ. ભાઉદાજી જેવા ભારતીય વિદ્વાનો એ પંડિત પાસેથી પોતાની શંકાઓનુ સમાધાન પૂછતા અને પોતે કરેલી શોધોનું સમર્થન ઇચ્છતા. એણે કોઈ કાલેજ કે યુનિવર્સિટીમાં કશોય અભ્યાસ નહોતો કર્યો. ગૂજરાતમાં રહેલી નિસર્ગદત્ત શોધક બુદ્ધિનુ આ એક જ ઉદાહરણ આપણા સંતોષ માટે પર્યાપ્ત છે અને રહેશે.

વળી, આપણા સાક્ષર વર્ગમાના આચાર્ય શ્રી આણંદશંકર ધ્રુવ, દી. બ. શ્રી કેશવલાલભાઈ, શ્રીમાન્ નરસિંહરાવભાઈ. પ્રો. શ્રી બળવંતરાય ઠાકોર, કવિવર શ્રી નાનાલાલ, દી. બ. શ્રીકૃષ્ણલાલ ઝવેરી, શ્રી નર્મદાશંકર મ્હેતા, શ્રીમાન્ કિશોરલાલ મશરુવાળા અને પ્રો. કામીસરિઅટ આદિ વિદ્વાનોની ઉંડી ગવેષક બુદ્ધિ અને સૂક્ષ્મ સંશોધક પ્રતિભા, ભારતના ક્યા વિદ્વાનોની તુલનામાં આવે એવી નથી?

વર્તમાન ગૂજરાતના વિદ્યાગુરુઓ જેવા આ સમર્થ સાક્ષરો ઉપરાંત, શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી દુર્ગાશંકર કે. શાસ્ત્રી, શ્રી મંજુલાલ ર. મજુમદાર, શ્રી મોહનલાલ દ. દેસાઇ, શ્રી હીરાલાલ ત્રિ. પારેખ, શ્રી રામલાલ ચુ. મોદી, શ્રી રામનારાયણ વિ. પાઠક, શ્રી ઝવેરચંદ મેઘાણી, શ્રી ચુનીલાલ વ. શાહ, શ્રી છગનલાલ વિ. રાવળ, શ્રી ડાહ્યાભાઈ પી. દેરાસરી, શ્રી રત્નમણીરાવ ભીમરાવ, શ્રી રસિકલાલ છો. પરીખ. શ્રી માનશંકર પી. મહેતા, પં. શ્રી સુખલાલજી, પં. શ્રી બેચરદાસજી, પં. શ્રી લાલચંદજી, શ્રી કેશવરામ કા. શાસ્ત્રી, શ્રી ભોગીલાલ જ. સાંડેસરા, શ્રી મધુસૂદન ચિ. મોદી—આદિ, કેટલા બધા જૂના—નવા અભ્યાસીઓ અને લેખકો આપણા દેશમાં વિદ્યમાન છે જેમની શોધક બુદ્ધિ અને વિવેચક શકિત સારી પેઠે ઝળકી રહી છે. ગૂજરાતના સાહિત્ય, ઈતિહાસ અને પુરાતત્ત્વનો સમુદ્ધાર કરવાની જેમનામાં તાલાવેલી લાગી રહી છે. કશીય જાતની વિશિષ્ટ પ્રકારની સામગ્રીની સુલભતાના અભાવે પણ જેઓ પોતાની સંશોધક આકાંક્ષાને ઉજવાળી રહ્યા છે. જ્યાં ત્યાંથી, એકેકો તાંતણો ભેગો કરી કરીને પણ ગૂર્જરભૂમિના ચરણે ચઢાવા માટે ઇતિહાસની ચુંદડી વણવા પ્રયાસ કરી રહ્યા છે,

એથી આપણામાં સંશોધક બુદ્ધિની ન્યૂનતા છે એવુ જરાયે માનવા જેવુ કે કલ્પવા જેવુ રહેતુ નથી.

તો પછી, શું આપણને એવા સશોધનની આવશ્યકતા નથી, એ ત્રીજો વિકલ્પ સાચો હશે?

સાહિત્ય પરિષદ્‌ના જન્મથી લઈ આજ સુધીનો તેનો ઈતિહાસ તપાસતાં તો એ વિકલ્પ પણ તદ્દન ખોટો લાગે છે. સાહિત્ય પરિષદ્‌ના મૂળ ધ્યેયોમાં જ, એ એક મુખ્ય ધ્યેય તરીકે વસ્તુ સ્વીકારવામાં આવી છે કે, ગૂજરાતના ઈતિહાસ અને પુરાતત્ત્વનું વિશેષભાવે સંશોધન અને અન્વેષણ થાય અને તેના પરિણામો ગૂજરાતી પ્રજા આગળ સુબોધક રીતે રજુ કરાય—તેવી પ્રવૃત્તિ સાહિત્ય પરિષદે આદરવી. પ્રથમ સાહિત્ય પરિષદ્‌ના મંત્રી અને સાહિત્ય સભાના સર્જક સ્વર્ગસ્થ શ્રી રણજીતરામ વાવાભાઈએ પ્રથમ સાહિત્ય પરિષદ્‌ના રીપોર્ટના આમુખમાં, આ સંબધે નીચે પ્રમાણેના ગભીર અને મનનીય વાકયો આલેખ્યાં હતાં—

"પ્રાચીન અને અર્વાચીન ઈતિહાસ જાણવા પુરાણવસ્તુશાસ્ત્ર, ઉત્કિલેખન (Epigraphy) મુદ્રાશાસ્ત્ર (Numismatics) પ્રભૃતિશાસ્ત્રોનો અભ્યાસ અને શોધ જગાડવો, ઐતિહાસિક શોધખોળ જગાડી ઉત્તેજવી, આપણી પ્રજાના આચાર, રીતભાત, ને જીવન વ્યાપાર પ્રકાશિત કરતા લેખો, ચિત્રો, શિલ્પ વગેરેની માહિતી પ્રજાને આપવી, અને સામાન્યતઃ સર્વને ઉપલબ્ધ થાય તેવા રૂપમાં પ્રગટ કરવાની જોગવાઇ કરવી—અને સગવાળે આપણી પ્રજામાં Historical spirit જગાડવો."

ગૂજરાતી પ્રજામાં ઈતિહાસ અને પદાર્થ વિજ્ઞાનનાં અધ્યયન અને સંશોધન થતાં નથી, તે થવાની બહુ આવશ્યકતા છે, એવી ઉત્કટ અભિલાષા, એ પ્રથમ પરિષદ્‌ના માનનીય સ્વાગતાધ્યક્ષ સ્વ. શ્રી રમણભાઈએ પોતાના સ્વાગત ભાષણમાં વ્યક્ત કરી હતી. તેમણે કહ્યુ હતુ કે—

એવી એ આશ્ચર્યકારક શિલ્પનિર્મિતિ છે. ગૂજરાતનું સ્થાપત્ય એના નિર્માતા પુરુષોના નામોને સાર્થક કરે એવું મૂળભૂત, વિમલરુપ, જયવાન્, વસ્તુપૂર્ણ, અને **શોભનમૂર્તિ** છે. એના એકેકા મંડપ, એકેકા ખત્તક, એકેકા તોરણ ઉપર પુસ્તકોનાં પુસ્તકો લખાય એટલી બધી વિવિધ આકૃતિઓ અને સઘન રેખાઓથી એ સમલંકૃત અને સંકુલ છે.

અને, ગૂજરાતનું ચિત્રશિલ્પ પણ એટલું જ ઉજ્જવલ, અપ્રતિમ અને આકર્ષક છે, એ તો જગત હમણાં જ જાણવા લાગ્યુ છે. ભાઈશ્રી સારાભાઈ નવાબના અથાક પરિશ્રમે તૈયાર થએલુ, ગૂજરાતની ચિત્રકળાનું અદ્‌ભુત ગૌરવ બતાવતું **ચિત્રકલ્પદ્રુમ** નામનું પુસ્તક, ભારતના પ્રાચીન ચિત્રશિલ્પના વિજ્ઞાનમાં મોટી ક્રાંતિ કરે તેવું છે. અને એવાં એવાં તો કેટલાંય પુસ્તકો બહાર પાડી શકાય તેટલી બધી વિશાળ સામગ્રી ગૂજરાતનાં ઘરો અને મંદિરોમાં રખડી રહી છે.

આ બધી સામગ્રી અને સંપત્તિ, જો આપણી ઐતિહાસિક શોધખોળની વૃત્તિને ઉત્તેજિત ન કરી શકે તો પછી બીજી કઈ સામગ્રી એના માટે ઉચિત કહી શકાય તેમ છે? આથી આપણી પાસે એવી સામગ્રીનો અભાવ નથી એ તો સ્વયંસિદ્ધ જેવી બાબત છે.

તો પછી, હવે બીજો વિકલ્પ આપણી આગળ આવે છે, કે, ત્યારે શું એ શોધખોળ વૃત્તિને માટે જોઈએ તેવી પરિશ્રમક્ષમ અને પાંડિત્યપૂર્ણ બુદ્ધિ આપણામાં નથી?

એ કેમ કલ્પી શકાય અને માની શકાય? જો મહારાષ્ટ્રમાં એ હોય, બંગાલમાં એ હોય, હિંદી પ્રાંતોમાં એ હોય તો, પછી ગૂજરાતમાં એ કેમ ન હોઈ શકે? ગૂજરાતમાં જો એ ન હોત તો, ગૂજરાતે આટલું બધુ સાહિત્ય, સ્થાપત્ય અને કલામય સર્જન કર્યું શી રીતે હોત? ગૂજરાતની બુદ્ધિ, ગૂજરાતની સંસ્કૃતિ જેવી જ તેજસ્વી અને સર્વગ્રાહી છે. એનામાં કઠિણ પરિશ્રમ વેઠવાની પૂરી ક્ષમતા છે અને પાંડિત્યના વિવિધ અંગોની પરિપૂર્ણતા છે. ગૂજરાતની શોધક બુદ્ધિના શ્રેષ્ઠ પ્રતીકસમા પંડિત ભગવાનલાલની પ્રતિભાથી કયો ભારતીય પુરાતત્ત્વવિદ્ અજાણ્યો છે? હિંદુસ્તાનના અનેક ગહન પહાડો અને વનોમાં એ પંડિત છડે પગે રખડ્યો હતો અને ઇતિહાસના સાધનો શોધતો ફર્યો હતો. એણે સેંકડો શિક્કાઓ અને શિલાલેખો, એમ રખડી રખડીને મેળવ્યા હતા; અને જે લેખોને કોઈએ ઉકલવા ન પામ્યો તેમને તેણે ઉકલ્યા હતા. ડૉ. બ્યુલ્હર, ડૉ. બર્જેસ, ડૉ. કેર્ન, અને જેમ્સ કેંપબેલ જેવા યુરોપીય ધુરંધર પંડિતો; તથા ડૉ. ભાંડારકર, ડૉ. રાજેન્દ્રલાલ, ડૉ. ભાઉદાજી જેવા ભારતીય વિદ્વાનો એ પંડિત પાસેથી પોતાની શંકાઓનું સમાધાન પૂછતા અને પોતે કરેલી શોધોનું સમર્થન ઈચ્છતા. એણે કોઈ કૉલેજ કે યુનિવર્સિટીમાં કશોય અભ્યાસ નહોતો કર્યો. ગૂજરાતમાં રહેલી નિસર્ગદત્ત શોધક બુદ્ધિનું આ એક જ ઉદાહરણ આપણા સંતોષ માટે પર્યાપ્ત છે અને રહેશે.

વળી, આપણા સાક્ષર વર્ગમાંના આચાર્ય શ્રી આણંદશંકર ધ્રુવ, દી. બ. શ્રી કેશવલાલભાઈ, શ્રીમાન્ નરસિંહરાવભાઈ. પ્રો. શ્રી બળવંતરાય ઠાકોર, કવિવર શ્રી નાનાલાલ, દી. બ. શ્રીકૃષ્ણલાલ ઝવેરી. શ્રી નર્મદાશંકર મ્હેતા, શ્રીમાન્ કિશોરલાલ મશરુવાળા અને પ્રો. કોમીસરિયટ આદિ વિદ્વાનોની ઉંડી ગવેષક બુદ્ધિ અને સૂક્ષ્મ સંશોધક પ્રતિભા, ભારતના ક્યા વિદ્વાનોની તુલનામાં આવે એવી નથી?

વર્તમાન ગૂજરાતના વિદ્યાગુરુઓ જેવા આ સમર્થ સાક્ષરો ઉપરાંત, શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી દુર્ગાશંકર કે. શાસ્ત્રી, શ્રી મંજુલાલ ર. મજુમદાર, શ્રી મોહનલાલ દ. દેસાઇ, શ્રીહીરાલાલ ત્રિ. પારેખ, શ્રી રામલાલ ચુ. મોદી, શ્રી રામનારાયણ વિ. પાઠક, શ્રી ઝવેરચંદ કે. મેઘાણી, શ્રી ચુનીલાલ વ શાહ, શ્રી છગનલાલ વિ. રાવળ, શ્રી ડાહ્યાભાઈ પી. દેરાસરી, શ્રી રત્નમણીરાવ ભીમરાવ, શ્રી રસિકલાલ છો. પરીખ. શ્રી માનશંકર પી. મહેતા, પં. શ્રી સુખલાલજી, પં. શ્રી બેચરદાસજી, પં. શ્રી લાલચંદજી, શ્રી કેશવરામ કા. શાસ્ત્રી, શ્રી ભોગીલાલ જ. સાંડેસરા, શ્રી મધુસૂદન ચિ. મોદી–આદિ, કેટલા એવા જૂના–નવા અભ્યાસીઓ અને લેખકો આપણા દેશમાં વિદ્યમાન છે જેમની શોધક બુદ્ધિ અને વિવેચક શક્તિ સારી પેઠે ઝળકી રહી છે. ગૂજરાતના સાહિત્ય, ઈતિહાસ અને પુરાતત્ત્વનો સમુદ્ધાર કરવાની જેમનામાં તાલાવેલી લાગી રહી છે. કશીય જાતની વિશિષ્ટ પ્રકારની સામગ્રીની સુલભતાના અભાવે પણ જેઓ પોતાની સંશોધક આકાંક્ષાને ઉજ્જવાળી રહ્યા છે. જ્યાં ત્યાંથી એકેકો તાંતણો ભેગો કરી કરીને પણ ગૂર્જરભૂમિના ચરણે ચઢાવા માટે ઈતિહાસની ચુંદડી વણવા પ્રયાસ કરી રહ્યા છે,

એથી આપણામાં સંશોધક બુદ્ધિની ન્યૂનતા છે એવું જરાયે માનવા જેવું કે કલ્પવા જેવું રહેતું નથી.

તો પછી, શું આપણને એવા સશોધનની આવસ્યકતા નથી, એ ત્રીજો વિકલ્પ સાચો હશે ?

સાહિત્ય પરિષદ્‌ના જન્મથી લઈ આજ સુધીનો તેનો ઈતિહાસ તપાસતાં તો એ વિકલ્પ પણ તદ્દન ખોટો લાગે છે. સાહિત્ય પરિષદ્‌ના મૂળ ધ્યેયોમાં જ, એ એક મુખ્ય ધ્યેય તરીકે વસ્તુ સ્વીકારવામાં આવી છે કે, ગૂજરાતના ઈતિહાસ અને પુરાતત્ત્વનું વિશેષભાવે સંશોધન અને અન્વેષણ થાય અને તેના પરિણામો ગૂજરાતી પ્રજા આગળ સુબોધક રીતે રજુ કરાય–તેવી પ્રવૃત્તિ સાહિત્ય પરિષદે આદરવી. પ્રથમ સાહિત્ય પરિષદ્‌ના મંત્રી અને સાહિત્ય સભાના સર્જક સ્વર્ગસ્થ શ્રી રણજીતરામ વાવાભાઈએ પ્રથમ સાહિત્ય પરિષદ્‌ના રીપોર્ટના આમુખમાં, આ સંબંધે નીચે પ્રમાણેનાં ગંભીર અને મનનીય વાક્યો આલેખ્યાં હતાં—

"પ્રાચીન અને અર્વાચીન ઈતિહાસ જાણવા પુરાણવસ્તુશાસ્ત્ર, ઉત્કિલેખન (Epigraphy) મુદ્રાશાસ્ત્ર (Numismatics) પ્રભૃતિશાસ્ત્રોનો અભ્યાસ અને શોખ જગાડવો, ઐતિહાસિક શોધખોળ જગાડી ઉત્તેજવી, આપણી પ્રજાના આચાર, રીતભાત, ને જીવન વ્યાપાર પ્રકાશિત કરતા લેખો, ચિત્રો, શિલ્પ વગેરેની માહિતી પ્રજાને આપવી, અને સામાન્યતઃ સર્વને ઉપલબ્ધ થાય તેવા રૂપમાં પ્રગટ કરવાની જોગવાઈ કરવી–અને સરવાળે આપણી પ્રજામાં Historical spirit જગાડવો."

ગૂજરાતી પ્રજામાં ઈતિહાસ અને પદાર્થ વિજ્ઞાનનાં અધ્યયન અને સંશોધન થતાં નથી, તે થવાની બહુ આવશ્યકતા છે, એવી ઉત્કટ અભિલાષા, એ પ્રથમ પરિષદ્‌ના માનનીય સ્વાગતાધ્યક્ષ સ્વ. શ્રી રમણભાઈએ પોતાના સ્વાગત ભાષણમાં વ્યક્ત કરી હતી. તેમણે કહ્યું હતું કે—

"ઈતિહાસ અને પદાર્થ વિજ્ઞાનનું સાહિત્ય ગુજરાતી ભાષામાં શી રીતે ઉત્પન્ન કરવું એ વિષય વિશેષ ચર્ચા માટે સૂચવેલો છે. એ વિષયો માટે ગુજરાતી લેખકો તરફથી હાલ કાંઈ પ્રયાસ થતો નથી એ કબુલ કરવું જોઈએ. ઈતિહાસ અને પદાર્થ વિજ્ઞાનનો યથાર્થ અભ્યાસ થતો નથી તેથી જ એ વિષયોનાં લખાણમાં આટલી બધી ન્યૂનતા છે. એ બંને વિષયોનું અધ્યયન સત્યસંશોધનની વૃત્તિ કેળવવા માટે, પ્રજાજીવનમાં જાગૃતિ આણવા માટે, અને પ્રજાનો માનસિક અને આર્થિક અભ્યુદય કરવા માટે અતીવ આવશ્યક છે અને તેથી આ અવગણના બહુ જ ખેદકારક છે." અને એ પછીના, આપણી પરિષદ્‌ના લગભગ બધા પ્રમુખોનાં ભાષણોમાં એનો ધ્વનિ નિકળતો આવ્યો છે અને પરિષદ્ એ અંગેના અનેક ઠરાવો પણ અવાર–નવાર કરતી આવી છે તથા વિદ્વાનોને એ દિશામાં સવિશેષ પ્રયત્ન કરવાની વિનંતિઓ વિગેરે પણ કરતી આવી છે. આ પરથી આપણે માનવું જોઇએ કે ગૂજરાતને એ સંશોધન કાર્યની આવશ્યકતા તો છે જ. ગૂજરાતને પોતાના એ એક બહુ ઉપયોગી જ્ઞાન અંગની દુર્બળતા સતત સાલ્યાં કરે છે જ.

આ રીતે વ્યાપકભાવે એ વિષય પરત્વે વિચાર કરતાં, આપણી પાસે એની યથેષ્ટ સામગ્રી છે, શક્તિ છે અને આપણને આવશ્યકતા પણ છે; છતાં આપણે, અન્ય પ્રાંતોની સરખામણીમાં આ દિશામાં કશું સંતોષકારક કાર્ય નથી કરી શક્યા એ આપણા માટે ખરેખર મોટો અસંતોષનો વિષય છે ને તે હોવો જોએ.

પણ, ત્યારે એનું ખરૂં કારણ શું? અને તેનો ઉપાય શો?

કોઈ પણ કાર્યના અસ્તિત્વ કે નાસ્તિત્વમાં હમેશાં બે જાતનાં કારણો ભાગ ભજવતાં હોય છે. એક અંતરંગ કારણ અને બીજું બાહ્ય કારણ. જેના અંતરંગ કારણમાં જ કાંઈ ન્યૂનતા હોય છે તો તે કાર્ય નિષ્પન્ન થતું નથી; પણ જેના બાહ્ય કારણમાં કાંઈ ન્યૂનતા હોય છે તો તે ન્યૂનતા દૂર થએથી તે કાર્ય નિષ્પન્ન થઈ શકે છે. ઈતિહાસ સંશોધનાત્મક કાર્યની નિષ્પત્તિમાં પણ એવાં અંતરંગ અને બાહ્ય કારણો હોય છે. ઉપર જે ત્રણ કારણોની મેં મીમાંસા કરી છે તે આપણા સંશોધન કાર્યના અંતરંગ કારણો છે. એ કારણોમાં ન્યૂનતા નથી તેથી કાર્ય થવામાં મૌલિક અંતરાય નથી. પણ એનાં જે બાહ્ય કારણો છે તેમાંથી કેટલાંક આપણે ત્યાં ન્યૂનતાવાળાં છે અને કેટલાંક છે જ નહિં એમ કહું તો ચાલે. અને તેથી એ કાર્યની સિદ્ધિનો અભાવ આપણને દેખાય છે.

મારા અનુભવ અને અવલોકનમાં એવાં જે કેટલાંક બાહ્ય કારણોનું ન્યૂનત્વ મને જણાયું છે તે હું અહિં રજુ કરવા ઈચ્છું છું.

૧. સામાન્ય રીતે ગૂજરાતમાં જ્ઞાનોત્તેજક વાતાવરણની ન્યૂનતા.

૨. ઇતિહાસ સંશોધનના વિષયને જ પ્રધાનપદ આપી પોતાની પ્રવૃત્તિ કર્યા કરે એવી કોઈ પણ પ્રકારની સંસ્થાની અવિદ્યમાનતા. અને

૩. જેમાં લિખિત અને મુદ્રિત ગ્રંથોનો વિશાળ સંગ્રહ હોય તથા પ્રાચીન વસ્તુઓનાં સંરક્ષણ ને સંચયનો પ્રબંધ હોય તેવા કોઈ સુસંઘટિત જ્ઞાનમંદિર કે પુરાતત્ત્વ સંશોધન મંદિરનો અભાવ.

૧. ગૂજરાત એ વ્યાપારપ્રધાન દેશ હોવાથી અહિં વૈશ્યવૃત્તિનું જ પ્રબળ રાજ્ય છે. દ્રવ્ય પ્રાપ્તિ કેમ વધારે થાય એ જ અહિંની પ્રજાનું મુખ્ય ધ્યેય હોય છે. જે વિદ્યા કે જ્ઞાન ગૂજરાતીઓના એ ધ્યેયને સફળ કરવા મદદ કરે તેને તેઓ ઉપયોગી જ્ઞાન ગણે છે. બાકીનું બધુ જ્ઞાન તેમના મને નિરુપયોગી હોય છે. ગૂજરાતના સામાન્યમાં સામાન્ય એવા પ્રાકૃત પ્રજાજનથી માંડી, ઉંચામાં ઉંચા બુદ્ધિશાળી-સંસ્કારી વર્ગસુધામાં આ ભાવના અખંડપણે રહેલી જોવામાં આવે છે. અને તેથી જેના દ્વારા સારી કમાણી કરી શકાય એવી વકીલી, ડાકટરી, ઇજિનેરી વિદ્યામાં પારંગત થવા માટે આપણી બુદ્ધિશાળી વ્યક્તિઓ સારી પેઠે પરિશ્રમ કરે છે અને તેમાં ઉંચામાં ઉંચી પ્રતિનું પ્રાવિણ્ય મેળવે છે. પણ ઈતિહાસ કે વિજ્ઞાન સંશોધનમાં તેવું પ્રાવિણ્ય મેળવવાથી કશી વિશેષ અર્થ પ્રાપ્તિ થવી સંભવિત નથી; અને તેથી આ વિષયમાં કોઈ વિશિષ્ટ બુદ્ધિમાન્ વ્યક્તિ ઉંડા ઉતરવાનું પસંદ કરતી નથી. કવિતા, વાર્તા, નાટક કે તેવા બીજા હળવા વિષયો ઉપર તો પ્રતિભાશાળી લેખક, બીજા બીજા વ્યવસાયોની વચ્ચે મળતા થોડાક ફુરસદના કે આનંદના સમયમાં પણ, કેટલુક સુંદર લખાણ લખી શકે અને એ રીતે પોતાની સાહિત્ય પ્રવૃત્તિ ચાલુ રાખી શકે. પણ ઈતિહાસ અને વિજ્ઞાન એ બે વિષયો ફુરસદ કે આનંદના વખતમાં જન્મ પામનારા મનસિજ ફળો નથી. એમનો જન્મ, માથેરાન, મહાબલેશ્વર, નીલગિરિ કે નૈનીતાલની શીતલ ટેકરીઓના સુખદ વાતાવરણમાંના દસ વીસ દિવસના મોજીલા પ્રવાસથી થતો નથી. એમનો અવતાર તો ઘણા ભાગે, ઘીચ વસ્તીવાળા શહેરોની ગંદી ગલીઓમાં આવેલી જૂની-પુરાણી લાઈબ્રેરીઓ કે તૂટી-ફૂટી લેબોરેટરિઓના અંધારા અને ગંધાતા ઓરડાઓમાં, વર્ષોનાં વર્ષો સુધી ઉજાગરાઓ અને ભુખમરાઓ વેઠવાથી થાય છે. આટલો બધો અગાધ શ્રમ અને તેનુ વ્યાવહારિક ફળ કાંઈ નહિં–એવી અર્થહીન પ્રવૃત્તિમા પડવાનુ ડાહ્યા ગૂજરાતીને સ્વાભાવિક જ મન ન થાય

હું જર્મનીમાં હતો, ત્યારે મને ત્યાંના સૌથી મોટા રાજનીતિવિદ્યાવિશારદ ફોન શુલત્શગેવેર્નિત્સ નામના પ્રોફેસરનો પરિચય કરવાનો મહાન્ લાભ મળ્યો હતો. તેમણે મને એક વખતે, વાત વાતમાં, જર્મનો અને ઈંગ્રેજોના સ્વભાવને સૂચવતુ એક રમુજી દષ્ટાંત સંભળાવ્યું હતુ, તે આપણા સ્વભાવને પણ કાંઈક અનુરુપ લાગે છે તેથી હુ તે આપને સભળાવું છું. માત્ર રમુ જ ખાતર.

એક વખતે એક ઇંગ્રેજ અને એક જર્મન મિત્ર આફ્રિકાની કોઈ રેલ્વેમાં મુસાફરી કરતા હતા. તેજ ડબામાં કોઈ એક ધનવાન્ જણાતો વિદેશી મુસાફર પણ પ્રવાસ કરતો હતો. રસ્તામાં એ વિદેશી પ્રવાસી ક્યાંએ ઉતરી ગયો અને ભૂલથી તેનો કોટ તે ગાડીમાં મુકતો ગયો. ૪-૬ કલાક સુધી પણ જ્યારે તે મુસાફરનો કાંઈ પતો ન લાગ્યો, ત્યારે તે ઇંગ્રેજ અને જર્મન બંને મિત્રોએ તે મુસાફરનો કોટ ઉપાડીને ઉપર ઉપરથી તપાસી જોયો, તો તેના એક ખીસામાં પૈસાનું પાકીટ હોય તેમ લાગ્યું અને બીજા ખીસામાં ડાયરી જેવી ચોપડી જણાઈ. બંનેના મનમાં એ એકેકી વસ્તુ લઈ લેવાની સમકાલે ઇચ્છા થઇ. અને એક જ ક્ષણે, બંનેના હાથ એકેકા ખીસા ઉપર જઈ ચોંટયા. શપથપૂર્વક બંનેએ પોતપો-

તાનો હાથ, જે પર પડ્યો છે તે વસ્તુ, વિના વિવાદે લઈ લેવી, અને તેની કોઈ ને ક્યારે પણ વાત ન કરવી એવી પ્રતિજ્ઞા લીધી. નશીબ યોગે બંનેને પોતપોતાની ઈચ્છિત વસ્તુ મળી હતી અને તેથી તેમને પરમ આનંદ થયો હતો. એમાં જર્મનને તે મુસાફરની ડાયરી મળી હતી અને ઇંગ્રેજને પૈસાનું પાકીટ મળ્યું હતું. ડાયરીમાં, એ મુસાફરના દેશ-વિદેશના અનેક અનુભવો નોંધેલા હતા, પાકીટમાં પુષ્કળ પાઉંડ સાચવેલા હતા. આપણે ગૂજરાતીઓને પણ જો આવો પ્રસંગ પ્રાપ્ત થાય તો આપણો હાથ પણ ઇંગ્રેજની માફક અચુક પાકીટ ઉપર જ પડવાનો, ડાયરી ઉપર નહિં. પણ સદ્‌ભાગ્યે, આપણી પ્રજાની આ મનોવૃત્તિમાં હવે ફેરફાર થતો દેખાય છે. મહાત્માજીની તપસ્યાના પુણ્યપ્રભાવે આપણી પ્રજામાં પણ હવે પાકીટના બદલે ડાયરી પસંદ કરનારાય કેટલાક પેદા થવા લાગ્યા છે, અને તેથી ભવિષ્યમાં સંશોધન કાર્યની પાછળ ભેખ લેનારા પણ નીકળી આવશે એવી આશા રાખીએ. અસ્તુ.

આવી રીતે, હજી સુધી ગૂજરાતનું સામાન્ય વાતાવરણ જ્ઞાનોત્તેજક ન હોવાથી આપણી સંશોધક વૃત્તિને પ્રોત્સાહન મળતું નથી એ એક પહેલું કારણ.

૨. બીજું કારણ, તેવા પ્રકારની કોઈ સંસ્થાનો અભાવ તે. દુનિયાના બધાય દેશોમાં ઇતિહાસ સંશોધનનું કાર્ય, કાં તો રાજ્યાશ્રયથી ચાલે છે, ને કાં તો વિદ્વન્મંડળે રચેલી આવી કોઈ જાતની સંસ્થા કે સમિતિ દ્વારા ચાલે છે. સંસ્થા દ્વારા શોધકો અને વિચારકો એક બીજાના અંગત પરિચયમાં સહેજે આવી શકે છે અને તેથી પરસ્પર વિચાર વિનિમય કરવાનો, પોતાને જડેલા કે સૂઝેલા તથ્યને વ્યવસ્થિત રૂપે વિદ્વાનો આગળ ઉપસ્થિત કરવાનો, અને તે પર જુદા જુદા અભિપ્રાયો ધરાવનાર વિદ્વાનોની માર્મિક ટીકા સાંભળવાનો પ્રત્યક્ષ પ્રસંગ મેળવી શકે છે. સંસ્થાના મુખ પત્ર માર્ફત સહેલાઈથી એ વસ્તુ પ્રકટ કરી શકાય છે અને તે દ્વારા જનસમાજમાં તેને સમુચિત પ્રસિદ્ધિ આપી શકાય છે. આપણે ત્યાં નથી એવી કોઈ પ્રજાકીય સબળ સંસ્થા કે નથી કોઇ રાજ્યાશ્રિત તેવી સોસાયટી. સરકારે ગૂજરાતમાં, વિશિષ્ટ પ્રકારના બૌદ્ધિક વિકાસને ઉપયોગી થાય તેવી, કોઇ પ્રવૃત્તિ રાખી જ નથી. મુંબઇ સરકારનું આર્કિઑલૉજીકલ ખાતું પૂનામાં, પ્રાચીન ગ્રંથ સંગ્રહ પૂનામાં, સાહિત્ય પ્રકાશન ખાતું પૂનામાં. અલબત્ત, ગૂજરાતમાં ગામે ગામ પૈસા ઉઘરાવવાનાં ખાતાં ખરાં અને તે સાચવવાની તીજોરીઓ પણ ખરી, તથા તે બાબત આખાય ગૂજરાત ઉપર બરાબર દેખરેખ રાખે તેવા કમિશ્નર સાહેબની મોટી કચેરી પણ ખરી.

૩. આવા વિશાળ, સંપત્તિશાલી, અને કલાસમૃદ્ધ દેશના પાટનગરમાં નથી કોઈ જૂની પુરાણી વસ્તુઓનું સંગ્રહસ્થાન કે નથી કોઈ જૂના હસ્તલિખિત સાહિત્યનો જ્ઞાનભંડાર. ગૂજરાતમાંથી જે કાંઈ જૂની પુરાણી વસ્તુઓ હાથ આવતી રહી તે બધી મોટે ભાગે પરદેશ મોકલાતી રહી, ને બચી ખુચી મુંબઈ કે કલકત્તા મોકલાવામાં આવી. ધાતુનું, પત્થરનું લાકડનું-ઈત્યાદિ વિવિધ પ્રકારનું અમૂલ્ય કલાકામ ગૂજરાતમાંથી લગભગ ઉપડી ગયું છે અને લંડન, પેરીસ, બર્લિન, વિએના, મ્યુનિક, રોમ આદિ યુરોપના પ્રસિદ્ધ પ્રસિદ્ધ શહેરોનાં સંગ્રહ સ્થાનોમાં ખડકાઈ ગયું છે.

ગૂજરાતની પુરાતન ગ્રંથ સમૃદ્ધિ ઘણી અદ્‌ભુત હતી. લંડનના બ્રીટીશ મ્યુઝીયમમાં ને ઇન્ડીયા ઑફીસની લાઈબ્રેરીમાં, કેમ્બ્રીજ અને ઑક્ષફૉર્ડના પુસ્તકાલયોમાં, હજારો પુસ્તકો ગૂજરાતમાંથી ગએલાં ભર્યાં છે તે ઉપરાંત જર્મની અને ઑષ્ટ્રીયાની તથા ફ્રાંસ

અને ઈટાલીની મોટી મોટી લાઇબ્રેરીઓમાં પણ અગણિત ગ્રંથો આપણે ત્યાંથી ગએલા વિદ્યમાન છે. એકલા જર્મનીમાં જ, કાંઈ નહિં તો, પાંચ સાત હજાર જેટલા ગ્રંથો મળી આવશે. અમેરિકામાં જે સાહિત્ય ગયુ છે તેની તો કશી માહિતીજ મળતી નથી.

એ લૂટમાંથી જે કાંઈ બચ્યા ખુચ્યા ગ્રંથો રહ્યા, તે મુબઈ સરકારે ભેગા કર્યાં અને તેમને પૂનાની ડેક્કન કોલેજના કબાટોમાં પૂરી ગખ્યા. હવે એ ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટીટ્યુટની શોભા વધારી રહ્યા છે.

સરકારનો એ સગ્રહ પણ ઘણો વિશાલ છે અને એમાં ઘણા અમૂલ્ય ગ્રંથો રહેલા છે. આપણા ઈતિહાસ ને સાહિત્યને લગતી ઘણી કીંમતી સામગ્રી એમાં ભરેલી પડી છે. ઠેઠ સિદ્ધરાજ અને તેની ય પહેલાંના સમયના લખાએલા ગ્રથોની, દર્શનીય પ્રતો આપણને તેમાં જોવા મળે છે. એમાંના કેટલાક ગ્રથો તો એવા છે કે જેની બીજી નકલ ક્યાંએ મળતી નથી. બ્રાહ્મણ અને જૈન બંને પ્રકારના સાહિત્યની દૃષ્ટિએ એ સંગ્રહ સર્વથા અપ્રતિમ છે. ગૂજરાતના એ અણમોલ જ્ઞાનધનને સરકારે પૂનામાં લઈ જઈ, ગૂજરાતને મોટો અન્યાય કર્યો છે અને તેથી ગૂજરાતની શોધખોળની પ્રવૃત્તિને સદાના માટે પરમુખપ્રેક્ષી અને પાંગળી બનાવી છે.

તમે શોધખોળ કરો શાના ઉપર અને શાને આધારે ? કોઇ પણ જૂનો ગ્રંથ કે જૂનો લેખ તમારા હાથમાં આવે, તેમાં કોઇપણ પ્રકારની સાહિત્યિક, ઐતિહાસિક કે બીજા કોઈ વિષયને લગતી નવી વસ્તુ તમને દેખાઇ આવે, તો, તે ઉપર તમે ચિંતન કરો, ઊહાપોહ કરો, તેની સાથે સબધ ધરાવતા બીજા બીજા પ્રશ્નો વિચારો, પુરાવાઓ ભેગા કરો, સાધક–બાધક પ્રમાણોની મીમાંસા કરો અને તે રીતે પછી તેને પ્રકાશમાં મુકો સશોધન પ્રવૃત્તિનો આ જ મુખ્ય ક્રમ છે એ તમે ત્યારે જ કરી શકો જ્યારે તમારી આગળ એવો વિશાળ ગ્રથસંગ્રહ ઉપસ્થિત હોય, તમને જોઈએ તે સામગ્રી સુલભ હોય.

શોધખોળના કાર્યમાં જેમ પ્રાચીન ગ્રથ સગ્રહની ઉપસ્થિતિ આવશ્યક છે તેમ અને તેથીય વધારે મુદ્રિત ગ્રથસંગ્રહની જરૂર છે. એ સગ્રહમાં, ભારતમાં પ્રાસદ્ધ થએલા સસ્કૃત પ્રાકૃત, પાલી, અરબી, ફારસી, અવેસ્તા, પહેલવી અને દેશી ભાષાના સાહિત્ય ઉપરાંત યુરોપમાં પ્રકટ થએલા ઇંગ્રજી, ફ્રેંચ, જર્મન, રસીયન, અને ઈટાલિઅન ભાષાનું પણ, તે બધુ સાહિત્ય પરમ આવશ્યક છે જેમા ભારતને લગતા કોઈ પણ પુરાતન વિષયની કશી પણ ચર્ચા કરવામાં આવી હોય. વૈજ્ઞાનિક સશોધકને માટે જેમ સર્વસાધનસપન્ન પ્રયોગ–શાળાની પરમાવશ્યકતા છે તેટલી જ પરમાવશ્યકતા ઐતિહાસિક સશોધકને ઉત્તમ પ્રકારના પુસ્તકાલયની છે.

આપણી ઈતિહાસ સશોધન પ્રવૃત્તિની પ્રગતિના અભાવમાં મને મોટામાં મોટુ કારણ માત્ર એ જ લાગ્યુ છે. અને તેનું આનુષંગી બીજુ કારણ તે તેવી સંસ્થાનો અભાવ છે. જ્યા સુધી ગૂજરાત વિદ્વન્મડલના વિશિષ્ટ સહકાર વાળી આવી કોઇ ઈતિહાસ સંશોધક સસ્થા ઉભી ન કરે અને તેને આવશ્યક તેવું ઉક્ત પ્રકારનું જ્ઞાનમંદિર સ્થાપિત ન કરે, ત્યા સુધી આપણી સંશોધન પ્રવૃત્તિ પ્રગતિમાન્ થાય તેમ નથી જ !

મહાકવિ રાજશેખરની કાવ્યમીમાંસામાં એક સુંદર સંસ્કૃત સુભાષિતાત્મક પદ્ય આપેલું છે જેમાં વ્યંગ્યાત્મક રૂપકદ્વારા, જગતના એક અદ્ભુત દરિદ્ર કુટુંબની દુરવસ્થાનું સરસ ચિત્ર આંકેલુ છે. એ પદ્ય આ પ્રમાણે છે.

हलमगु वलस्यैकोऽनड्वान् हरस्य न लाङ्गलं
क्रमपरिमिता भूमिर्विष्णोर्न गौर्न च लाङ्गलम्।
प्रवहति कृषिर्नाद्याप्येषां द्वितीयगवं विना
जगति सकले नेदृग्दृष्टं दरिद्रकुटुम्बकम् ॥

બલરામ, મહાદેવ અને વિષ્ણુનું સંયુક્ત ખેડુત-કુટુંબ જ્યારે જુદું થયું ત્યારે એ કુટુંબની પૈતૃકસંપત્તિમા એક હળ, એક બળદ અને થોડાંક પગલાંથી માપી શકાય એટલી ભૂમિ હતી. એમાંથી હળ બળરામના ભાગમા આવ્યુ, બળદ મહાદેવજીના હિસ્સામાં ગયો અને જમીન વિષ્ણુને મળી. આમ ત્રણે ભાંડુઓને એકેકી વસ્તુ મળી, પણ એક બળદથી હળ શી રીતે હાંકાય અને તે વિના જમીન શી રીતે ખેડાય. એથી, બીજા એક બળદના અભાવે આ કુટુંબ હજી સુધી પોતાની ખેતી કરી શકતું નથી અને દરિદ્ર કુટુંબનું દારિદ્રય ફેડી શકાતું નથી. જો બળરામ, મહાદેવ અને વિષ્ણુ ભેગા મળી સંયુક્ત પુરુષાર્થ કરે, અને, એ ખૂટતો બીજો બળદ મેળવી લે તો તેમની ખેતીનું ખેડાણ થાય અને તેના પાકથી તેમનું દરિદ્ર કુટુંબ સુખી અને સમૃદ્ધ થાય, કવિની કલ્પના બહુ સુંદર છે.

એ દરિદ્ર કુટુંબની ખેતીની પરિસ્થિતિના કારણ જેવું જ આપણી ગૂજરાતની પુરાતત્ત્વ સંશોધન પ્રવૃત્તિની પરિસ્થિતિનું કારણ છે. એ ખેડાણ કરવાનાં પ્રધાન સાધનોમાંનાં, ભૂમિ, હળ અને એક બળદ જેવાં, સામગ્રી, શક્તિ અને આવશ્યકતા રૂપ ત્રણ સાધનો તો આપણને આપણી પૈતૃક સંપત્તિ રૂપે મળેલાં છે જ. માત્ર એક બીજા બળદ જેવું સાધન ખૂટે છે, અને તે, જેમ મેં છેલ્લું જણાવ્યું છે, એક સુસંઘટિત **પુરાતત્ત્વ સંશોધન મંદિર** રૂપ છે. તે જો, બળરામ, મહાદેવ અને વિષ્ણુ જેવા આપણા વિદ્વાનો, દેશસેવકો અને ધનિકો ભેગા મળી, પોતાના પુરુષાર્થદ્વારા ઉભું કરી શકે તો, આપણી ઇતિહાસ ભૂમિ સરસ રીતે ખેડાય અને તેમાંથી આપણી જ્ઞાનભૂખ ભાગનારી અને આપણી સંતતિને ઉત્તમ પોષણ આપનારી વિપુલ શસ્ય-સંપત્તિ પ્રાપ્ત કરી શકાય. તથાસ્તુ.

**મુનિ જિનવિજય**

—(०)—



પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી
ધર્મતત્ત્વજ્ઞાનવિભાગના પ્રમુખ



શ્રી જયેન્દ્રરાવ ભગવાનલાલ દૂરકાળ
ધર્મતત્ત્વજ્ઞાનવિભાગના મંત્રી

## સાહિત્યપ્રેમી સન્નારીઓ ને સદ્ગૃહસ્થો,

### આભારદર્શન

બારમા ગુજરાતી સાહિત્યસમેલનના સત્કારમડળે ધર્મ ને તત્ત્વજ્ઞાનવિભાગના પ્રમુખ તરીકે મારી વરણી કરી, તે અગે મને આમન્ત્રણ આપનારો પત્ર શ્રી હરિપ્રસાદભાઇ, શ્રી હીરાનાનભાઇ, શ્રી પ્રાણુનાનભાઈ તથા શ્રી ચૈતન્યપ્રસાદભાઇએ લખ્યો, તેના ઉત્તરમા મે ઉપકાર સાથે પ્રમુખપદ સ્વીકાર્યું, અને સરસ્વતી દેવીની આરાધનારૂપે હું આપની સમક્ષ હાજર થયો છુ મારી પમદગીમા આપે મને એક સાહિત્યિકને અગત માન નથી આપ્યુ, પણ ધર્મ ને તત્ત્વજ્ઞાનના વિષયોમા સતત વિચારક ને ઊંડા અભ્યાસક શ્રીમત મહારાજા ગાયકવાડના રાજ્યના એક અધ્યાપકને માન આપ્યુ છે, ને તેવી રીતે જોતા તે નરેશના રાજ્યાધિકારને ગૌરવ આપ્યુ છે ૨૪ વર્ષ પહેલા શ્રીમતના રાજ્યના પાટનગરમા સાહિત્યપરિષદ્ના એક સત્રને આમન્ત્રણ અપાયુ હતુ, તે સમયે તેમણે વિદ્યાવૃદ્ધિને અગે ૨ લાખ રૂપીઆ જેટલી મોટી રકમ અનામત મૂકાવી ભાષાન્તરશાખામાથી પુસ્તકપ્રકાશનની વ્યવસ્થા કરાવી હતી, જે હજી ચાલુ છે, તે આપ સૌ જાણો છો આમ શ્રીમતે સાહિત્યપરિષદ્મા સક્રિય હિત લીધુ હતુ આના સમેલન તેઓ વિદ્યાની આપલેના પ્રસગ ઉપરાત સમાજસુધારણાની પ્રેરણાના સાધનો બને તેવુ ઇચ્છે છે, અને તેમના આદર્શોના એક નમ્ર પૂજક તરીકે હુ પણ સ્વાભાવિક રીતે આજનો પ્રસગ તે દૃષ્ટિથી જોઉં છુ, અને આપે આપેલા માન માટે મને પોતાને ઋણી માનુ છુ

નામમાં સ્વાર્થ ને વિલાસિતાને વધુ ને વધુ સ્વીકારતો જાય છે. ખાવું, પીવું ને મોજ મારવી, સર્વ બાબતમાં સગવડીઆ જીવન જીવવું એવો સામાન્યતઃ વિલાસવાદ આપણા હાલના જીવનવ્યવહારો પર અજબ આક્રમણ કરી રહ્યો છે. ભલે આગગાડીના ડબ્બાઓમાં કે ભલે નગરીઓના ઉપાહારગૃહોમાં, ભલે વિદ્યામંદિરના છાત્રાલયોમાં કે ભલે લગ્નમંડપની મેદનીઓમાં સંયમનું સ્થાન જાણે હોયજ નહિ, ને મોજ ખાતર મોજ, જરૂર ખાતર ઉપભોગ નહિ, પણ ઉપભોગ ખાતર ઉપભોગની વૃત્તિ ચોગરદમ પ્રસરેલી જોવામાં આવે છે. દૃષ્ટ કે સ્પૃષ્ટ તે સત્ય અને તે સિવાયનું શકપડતું, એ વિચાર ઘણે દરજ્જે એ વૃત્તિને પોષે છે, અને એ વિચાર દેખાદેખીથી જેમ વધે છે તેમ આપણી કેળવણીની અપૂર્ણતાઓથી પણ વધે છે. એ કેળવણીમાં સંગીત, કળા, ને ધર્મનું આજે સ્થાન નથી. ધર્મશિક્ષણનો અભાવ ઘણાને સાલે છે, અને વધતી જતી વિજ્ઞાનની પ્રગતિ ધર્મને વધારે ને વધારે નિર્બળ બનાવતી જાય છે.

## વિજ્ઞાન વિરુદ્ધ ધર્મ

વિજ્ઞાન ને ધર્મનો ઝઘડો તે ઘણાની નજરે સશસ્ત્ર વિરુદ્ધ નિઃશસ્ત્રના યુદ્ધ જેવો ભાસે છે. વિજ્ઞાન બળવત્તર લાગે છે ને ધર્મને માટે હવે કંઈ સ્થાન નથી એવો ભાસ થાય છે. કુદરતની શક્તિઓ, જે પૂર્વે વહેમની નજરે જોવાતી તે બુદ્ધિ અને પ્રત્યક્ષ પ્રયોગ અને અનુભવથી પૃથક્કૃત થતાં, વિજ્ઞાન વધુ ને વધુ એકપક્ષી શ્રદ્ધા ને ગાનને પાત્ર બનતું ગયું છે. પરંતુ તેમ છતાં મહાન્ તત્ત્વજ્ઞો ને વૈજ્ઞાનિકોનાજ છેલ્લામાં છેલ્લા સિદ્ધાન્તો સામાન્ય રીતે જેને આપણે જડવાદ કહીએ છીએ, તેના ઉચ્છેદનની દિશામાં પુરાવો આપે છે.

## ઐન્સ્ટીન ને જડવાદનું ઉચ્છેદન

વિજ્ઞાનનો સામાન્ય અભ્યાસક અને વિજ્ઞાનની દૃષ્ટિએ સામાન્યતઃ જોનાર જનસમાજ સૃષ્ટિનાં જડ તત્ત્વોને પરમ સત્ય ગણી લે છે. પણ પદાર્થવિજ્ઞાનમા આજે જડ **અણુને** નહિ પણ **શક્તિને** પરમ તત્ત્વ તરીકે ગણવામાં આવે છે. આ શક્તિ જેને આપણે હાલનચાલનમાં સ્થૂલ રીતે જોઇએ છીએ તે શકિત નહિ, પણ તદ્દન અમૂર્ત સ્વરૂપમાં **ક્રિયાના** સાધનરૂપ કોઇ **અકલ્પ્ય તત્ત્વ** લેખાય છે. પદાર્થ જેવી કોઈ સૂક્ષ્મમાં સૂક્ષ્મ પણ નક્કર વસ્તુ, જે કાલમાં ટકી રહે ને આકાશમાં ફેલાઇ રહે અને જેની સત્તા નિત્યતા ભોગવે, એવી વસ્તુ વિષેની જૂની અણુવાદની વૈજ્ઞાનિક ભાવના આજે હવે ભૂતકાળની ભાવના બની છે. તે ક્યારનીયે ઉચ્છેદિત થઇ ગઇ છે. વિજ્ઞાનનો કાર્યકારણસિદ્ધાન્ત પણ પદાર્થવિજ્ઞાનમાં શક્તિતત્ત્વોની ક્રિયાઓની અનિશ્ચિતતાના સિદ્ધાન્તથી કેટલેક દરજ્જે ફેરવાઇ ગયો છે, અને એમ માનવામાં આવે છે કે સૃષ્ટિના નિયમો નિરપવાદ જડ નિયમો નથી, પણ બહુ તો ગાણિતિક સંભાવ્યતાઓ છે. ઐન્સ્ટીનનો કાલ અને આકાશનો સિદ્ધાન્ત કાલ ને આકાશનો ભેદ ઉડાવી દઇ સત્તાને કોઈ અભિન્ન અખંડિત **કાલ-આકાશનો પ્રવાહ** માત્ર આલેખે છે. સર જેમ્સ જીન્સ ને પ્રોફેસર એડિંગ્ટન વગેરે, અને ઐન્સ્ટીન, શ્રોડિંજર ને પ્લેન્ક જેવા અન્ય પદાર્થજ્ઞાનશાસ્ત્રીઓ જડ પદાર્થને ગૌણ સત્તા આપે છે ને ચેતનને પ્રધાન સત્તા આપે છે. આવી રીતે પ્રત્યક્ષજ પ્રમાણ સત્ય છે એ વિચારને વિજ્ઞાન વર્જ્ય ઠે છે, અને સત્તા આખરે કલ્પનાથી પર, અપ્રત્યક્ષ, ઇન્દ્રિયાતીત છે, એવા નિગમન પર આવે છે.

### ધર્મનું અસ્તિત્વ ભયમાં?

આમ જો કે ઊંડો વિચાર કરતા વિજ્ઞાન મનુષ્યને ધર્મથી વિમુખતા તરફ દોરવેજ એવુ કઇ સિદ્ધ થતુ નથી, છતા પશ્ચિમમા અમુક આધુનિક વિચારપ્રવાહો નિરીશ્વરવાદની તરફેણમા વળ્યા છે, અને આપણા દેશમા પણ પશ્ચિમની કેળવણી, પશ્ચિમના ઉપલકીઆ વિચારો, પરધર્મની દૃષ્ટિએ જોવાતી સ્વધર્મની ખામીઓ વિષેના વિચારો, સગવડીઆ જીવનવ્યવહારો વધારવાની વૃત્તિ, આપણા ધર્મપથોમા પ્રવર્તમાન સડાઓ, ધાર્મિક ને નૈતિક કેળવણીની બાબતમા આપણા ધર્માચાર્યો ને દેશનેતાઓની ઉદાસીનતા વગેરે કારણોને લીધે આપણામા પણ અશ્રદ્ધાના અકુરો વધ્યા ગયા છે ને તે હજી વધશે

### સોવિયેટ રશિયા

પશ્ચિમ વિષે વિચાર કરતા હાલના સોવિયેટ રશિયાના ચિત્રો આપણી નજર આગળ ખડા થાય છે રશિયામા સૈકાઓ સુધી ધર્મિષ્ઠતાનો પ્રવાહ ચાલુ રહ્યો હતો. થોડો સમય એવો આવ્યો કે લોકો ખુલ્લી રીતે નિરીશ્વરવાદ સ્વીકારતા અચકાતા હોય તેમ ધર્મમા "બૌદ્ધિક પ્રકાશ," "સ્વતન્ત્ર વિચાર," "મનુષ્ય પ્રેમસ્વરૂપ ધર્મ" જેવી ભાવનાઓ વિષે શ્રદ્ધા પર ભાર મૂકી અશ્રદ્ધાને પ્રકટ રૂપે જાહેર કરતા કે તેનો સ્વીકાર કરતા અચકાતા હતા, પરતુ અત્યારનુ રશિયા સમાજવાદી રાષ્ટ્રજીવનમા માને છે ને ધર્મવિરુદ્ધ ઝુબેશમા પ્રવૃત્ત છે જ્યા જ્યા લોકસમૂહનો મત વ્યવસ્થિત રીતે દોરવવા પ્રવૃત્તિ થાય છે, ત્યા ત્યા હાલના રશિયામા જૂની પ્રણાલિકાઓનો ને ધર્મનો અનાદર વધતો જાય છે ૧૯૩૦ના વર્ષમા શ્વેત રશિયામા ૨૦ શહેરોમા ને ૨૨૫ ગામોમા ગણતરી લેવામા આવી હતી, તે પરથી એમ માલમ પડયુ હતુ કે ત્યા શહેરોમા ૯૮.૫ ટકા શ્રમજીવીઓ નાસ્તિક હતા ને ગામડાઓમા ૬૫ ૪ ટકા નાસ્તિક હતા. ત્યા જન્મ, લગ્ન ને મરણના સંસ્કારો ધીમે ધીમે, વધારે ને વધારે નષ્ટ થતા ગયા છે ધર્મક્રિયાથી થતા લગ્નોના કરતા નોધણીથી થતા લગ્નોની સખ્યા ઘણી વૃદ્ધિગત થતી ગઈ છે

### રશિયાની ધાર્મિક અશ્રદ્ધાનાં બીજો

વૃદ્ધિગત થતા આ નાસ્તિકવાદના કારણો શોધતા માલમ પડયુ છે કે અમુક તત્ત્વજ્ઞાન કે વિચારપદ્ધતિ આને માટે ખાસ જવાબદાર નથી, પણ સામાજિક અસતોષ ને વિજ્ઞાનના ઉપલકીયા વિચારો મુખ્યત્વે જવાબદાર છે રશિયાની સ્થિતિને વિષે સોવિયેટ રશિયાનો એક અભ્યાસક કહે છે કે અર્ધા ને વિદગ્ધ જ્ઞાનથી ઉત્પન્ન થએલી નાસ્તિકતાનુ એક રમુજી ઉદાહરણ એક ગામડામા જોવામા આવ્યુ હતુ * એ ગામડાની એક શાળામા શિક્ષકની મદદથી બાળવિદ્યાર્થીસમૂહે એક ઉષ્ણતાપ્રેરક યન્ત્ર ઈંડા પર સેવન આપવા સ્થાપ્યુ ને તેનુ પરિણામ તે સમૂહ કુતૂહલતાથી જોવા લાગ્યો છેવટે ઈંડામાથી મરઘીના બચ્ચા નીકળ્યા, ત્યારે તે બાળકો ઈશ્વરના અસ્તિત્વની શકા આણવા મડયા અને એક બાઇએ તે જોઈ પોતાની તમામ મૂર્તિઓને બધાના દેખતા બાળી મૂકી આ ઉદાહરણ એક છૂટક કે અપવાદરૂપ ઉદાહરણ નથી, પણ ઉપલા યન્ત્રથી જેમ થયુ તેમ વિજ્ઞાનના અનેક

* Religion and Communism A Study of Religion and Atheism in Soviet Russia—By J P. Hecker, p 231

યન્ત્રોની જોવામા આવતી શક્તિને પરિણામે ઉત્પન્ન થએલા નાસ્તિક વલણોને લીધે ધર્મ-વિધિઓ, સસ્કારો ને ક્રિયાઓનો ભોળા ગામડીઆઓએ ત્યાગ કર્યો છે.

## આપણા દેશમાં હાલનાં ધાર્મિક વલણો

આપણા દેશમા પણ અત્યારે લગભગ આજ દિશામા પ્રવાહના વહેણો શરૂ થઈ ચૂકયા છે સખ્યાબધ લોકો ધર્મક્રિયાઓ ને સંસ્કારો ને વિધિઓને અનાવશ્યક ગણવા મંડ્યા છે. સંખ્યાબધ લોકો મદિરો ને દેવસ્થાનોની તરફ પૂજક દષ્ટિએ ન જોતા માત્ર કોઈ કળા-કોવિદોની રસિક દષ્ટિએ કે ઇતિહાસજિજ્ઞાસુની શોધકદષ્ટિએ જોતા થઇ ગયા છે. સખ્યાબધ લોકો પ્રાર્થના, બંદગી, પૂજાની અનાવશ્યકતા ગણતા થઈ ગયા છે સખ્યાબધ લોકો લગ્ન-ગ્રન્થિને પણ ધર્મગ્રન્થિ કે નીતિગ્રન્થિ સુદ્ધા ન ગણતા કરારગ્રન્થિ કે સગવડગ્રન્થિ ગણતા થઈ ગયા છે. સખ્યાબધ લોકો ધર્મ જે શાશ્વત સત્યો પર ભાર મૂકે છે તે સત્યો મનુષ્ય-જીવનના વિખૂટા જેવા ગણાતા આધ્યાત્મિક અંશને માટેજ જાણે હોય ને સામાજિક જીવન તે સત્યોથી જાણે અનવલિપ્ત હોય એમ વલણ ધનવતા થયા છે અને સખ્યાબધ લોકો ધર્મ સામે ખુલ્લો વિરોધ નહિ તો નિદાન તે તરફ રહેલથી આખમીચામણા તો કરતા થયાજ છે.

## ધર્મનુ ભવિષ્ય

પ્રશ્ન એ છે કે ધર્મનુ ભવિષ્ય શુ છે? જ્યાસુધી જગતમા દુ:ખ છે, જ્યાસુધી અનિવાર્ય કુદરતી અકસ્માતો જેવા કે અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, રેલસકટો, ભૂકપો, અકાલીન મરણો છે, જ્યાસુધી સામાજિક અસમાનતાઓ છે, જ્યાસુધી આપણે **ક્યાંથી** આવ્યા, **શા માટે** આવ્યા, **ક્યાં** જઈશુ એ પ્રશ્નોનો સતોષકારક ઉત્તર નથી, ત્યાસુધી ધર્મની આવશ્યકતા રહેશેજ જો કોઈ પણ વિષય મનને ચાલુ શાંતિ આપી શકે તેવો હોય તો તે ધર્મજ છે ધર્મવિમુખતા, મારા માનવા પ્રમાણે, મનુષ્યની માનસિક નિર્બળતા છે, તેનો એક પૂર્વગ્રહ છે. કહો કે તેનુ રોગિષ્ટ માનસ છે, જ્યારે ધર્મમા શ્રદ્ધા મનની એક જરૂરી-આત છે, એક શાંતિમતી પ્રવૃત્તિ છે, એક પૌષ્ટિક સાધન છે. ખરૂ છે કે વિજ્ઞાન આપણને અજબ પ્રકારની શક્તિઓ આપી શકે છે આજે એ આપણને પક્ષિની માફક હવામા ઊડવાની અદ્ભુત શક્તિ આપે છે, આજે એ આપણને મત્સ્યોની માફક જળમા તરવાની અદ્ભુત શક્તિ આપે છે, અને આજે એ આપણને રાક્ષસી ને દૈવી સત્ત્વોની માફક અદૃષ્ટ રીતે પ્રચડ શક્તિઓને કાબુમા રાખવાની અદ્ભુત શક્તિ આપે છે, અને તે છતા તે કદાપિ ન આપી શકે એવી અદ્ભુતતમ શક્તિ-મનુષ્યના હૃદયને શાંતિ આપવાની શક્તિ તો ધર્મજ આપણને આપી શકે છે.

## બાહ્ય ને આંતર શુદ્ધિ

પરતુ ધર્મ એટલે માત્ર આચાર નથી, ધર્મ એટલે કપાળ પર અમુક ટીલુ કે અમુક સ્થળે પ્રદર્શિત થતી ભક્તિ એમ માનવાને કઇ કારણ નથી. બાહ્ય આચારમા શુદ્ધિ હોય ને આતર વૃત્તિઓમા અશુદ્ધિ હોય તો તેથી ધાર્મિકતા પ્રાપ્ત થતી નથી શકરના શબ્દોમા

**चित्तस्य शुद्धये कर्म न तु वस्तूपलब्धये ।**

ચિત્તશુદ્ધિ વિના ધર્મની વાતો તો આત્માવિનાના શરીર જેવી થઈ એ તો એક

પ્રકારનું શુષ્ક વેદાન્ત. શ્રી મણિલાલ નભુભાઈ શુષ્ક વેદાન્ત વિષે સુંદર નિરૂપણ કરે છે. તેઓ કહે છેઃ—

"આ આખા વિશ્વમાં જે ભેદબુદ્ધિ ફેલાઇ છે તેજ દુઃખનું કારણ છે, તે અત્યન્ત અભેદ થઇ સર્વ એક થાય એજ મોક્ષ અથવા બ્રહ્મભાવ છે. આટલી સારી વાત દરેક વેદાન્તી બોલે છે, યથાશક્તિ સમજાવે છે, ને તેને પોતાના બાલોપચારથી જેટલો ટેકો આપાય તેટલો આપે છે. એજ વેદાન્તીની પ્રિય પત્ની મરી જાય, કે એજ વેદાન્તીનાં ઘરબાર લૂંટાઇ જાય, કે કંઇ નહિ તો એની આંગળીએ છરીનો કાપ પડે, અથવા એને કંઈ લાભની આશા ઉત્પન્ન થાય, અથવા એનો લાભ કોઈ વણસાડે,–તો પેલો બાલોપચાર, પેલું ગંભીર રાખેલું વદન, પેલો ધીમે સાદે કરેલો બ્રહ્મોપદેશ, ને પેલી ઉપરઉપરની નિઃસ્પૃહા, બધુંએ કયાનું કયાં ઊડી જાય છે, એનો જીવ આકુળવ્યાકુળ થાય છે, એનાં નયન અશ્રુ ધારે છે, એનું હૃદય કાંપે છે, ને કોઇ કોઈ વાર ભીતિ પણ ભયાનક રૂપ ધારણ કરી એને હાથે અનેક લાજભરેલાં હીણાં છાનાં કુકર્મ કરાવે છે! આ તો બ્રહ્મસાક્ષાત્કાર નહિ પણ માયાસાક્ષાત્કાર થયો; પણ એ વિના આજના વેદાન્તમાં શું જણાય છે ?"×

## વૈરાગ્યવૃત્તિ

મિથિલા પ્રદીપ્ત થઇ ત્યાં મારૂં કશુંજ બળતું નથી, એવી વૈરાગ્યવૃત્તિ જો કે બ્રહ્મસાક્ષાત્કારનો અતિરેક સૂચવે છે, તે છતા એટલું તો નક્કી કે ધર્મનું તત્ત્વ માત્ર આચારની શુદ્ધિમાં નથી, પણ હૃદયની શુદ્ધિમાં છે, જન્મશુદ્ધિમાં નથી, પણ જ્ઞાનશુદ્ધિમાં છે. મન ચંગા તો કથરોટમાં ગંગા, એ સામાન્ય ઉક્તિ પણ તેજ તાત્ત્વિક સત્યનું સૂચન કરે છે. જ્ઞાનશુદ્ધિ હોય ત્યાં જન્મશુદ્ધિ વા અન્ય શુદ્ધિની કોઇ પરવા કરતું નથીઃ કેટલાક પૂજ્ય ઋષિઓ જન્મશુદ્ધ નહોતા, જેમકે વસિષ્ઠ ગણિકાના પુત્ર હતા, વ્યાસ માછેણના પુત્ર હતા, ને પરાશર ચાણ્ડાલ કન્યાના પુત્ર હતા. નરસિંહ મહેતાનાં ભક્તમંડળોમાં ઢેડાઓના સમાગમને મહેતા વર્જ્ય ગણતા નહોતા, અને મહેતાને ત્રામ આપવા જતા દરેક જ્ઞાતિજને એકબીજાની વચ્ચે જ્ઞાતિપંક્તિમા એક એક ઢેડને બેઠેલો જોયો એ પ્રસંગ પણ આચારશુદ્ધિને ને જન્મશુદ્ધિને મનઃશુદ્ધિના કરતાં ગૌણ સ્થાન આપે છે. શ્રી શંકરાચાર્યનો ચાણ્ડાલસમાગમનો પ્રખ્યાત પ્રસંગ પણ એજ તાત્ત્વિક સત્યનું સૂચન કરે છે.

## આધુનિક ધર્મોનું ધ્યેય

એમ કહેવામાં આવે છે કે ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં પ્રચલિત ધર્મો માત્ર અર્ધસત્ય તત્ત્વજ્ઞાનો છે, ને પ્રચલિત તત્ત્વજ્ઞાનો માત્ર અર્ધસત્ય વિજ્ઞાનો છે, અને તેથીજ પ્રચલિત ધર્મોમાં ચેતન ને ફેરફાર જોઇએ ને પ્રચલિત તત્ત્વજ્ઞાનોમાં પણ ચેતન ને ફેરફાર જોઇએ. પ્રચલિત ધર્મો અદ્યતન મનુષ્યના હૃદયને સ્પર્શી શકતા નથી તેનું કારણ એ નથી કે બધા કે ઘણાજ માણસો ધર્મવિમુખ થયા છે, પણ તેનું કારણ એ તો ખરૂંજ કે પ્રચલિત ધર્મો અદ્યતન મનુષ્યને વધારે ઉચ્ચતર ને વધારે પ્રગતિશીલ જીવન શિખવતા નથી. ધર્મમાત્રમા ઉપદેશનું તત્ત્વ હોય છે ને હોવુંજ જોઇએ, ને ઉપદેશ પણ વસ્તુસ્થિતિમાં

× સુદર્શનગદ્યાવલિ, પૃ. ૧૫૫

પરિવર્તન થતાં પરિવર્તનશીલ હોવોજ જોઇએ. જે ઉપદેશ રૂઢિનું ચુસ્ત દાસત્વ સ્વીકારે તે ઉપદેશ પરિવર્તનશીલ બની શકતો નથી. તેટલા માટે આજના આપણા ધર્મોમાં કેળવણી, વિજ્ઞાન, કળા, સમાજ ને રાષ્ટ્રજીવનના સ્વીકારાએલા ઉચ્ચતર અનુભવોની સાથે સંગતિ હોવી જોઇએઃ જે ધર્મો તેવી સંગતિ સાધી શકતા નથી તે અદ્યતન શ્રદ્ધાના વિષય પણ થઇ શકતા નથી.

## આચાર્યોની આવશ્યકતા

હિંદુસ્થાનમા ફરી એક વર્તમાન શંકરાચાર્યની જરૂર છે. અન્ય દેશોમાં ધાર્મિક-સામાજિક સુધારા કોઈ કોઈ વાર સત્તાધારીઓની કલમને બળે થએલા છે. અબ્રાહામ લિંકનનો સ્વાતંત્ર્યઢંઢેરો, અલેકઝાન્ડર ઝારના ૧૮૬૧ના સુધારા, જાપાનની ૧૮૬૮-૭૧ની શહનશાહપ્રેરિત પ્રવૃત્તિઓ, સીનોર મુસોલિનીની જગજાહેર રાજનીતિ, અને આપણે ત્યાં પણ આપણો શારદા ઍક્ટ, તે તેના દૃષ્ટાન્તો છે. પરંતુ જનહૃદયને અંદરથી જીતીને જે પ્રગતિ શક્ય બને છે તે તો મોટે ભાગે સંતસાધુઓના ઉપદેશથી, તત્ત્વજ્ઞોના તત્ત્વદર્શનોથી, ને ધર્માચાર્યોના ધર્મપ્રવર્તનોથીજ બની શકે છે. તેથી વક્તવ્ય કે હિંદુસ્થાનને કોઇ વર્તમાન શંકરાચાર્યની જરૂર છે-એવા સર્વમાન્ય આચાર્યની જરૂર છે, ભલે તે હિંદુ, મુસ્લિમ, ઝરથોસ્તી ગમે તે હોય, કે જેના ઉપદેશને બળે મતપન્થોના ભેદો દૂર થાય, ધર્મનો અનાદર નષ્ટ થાય, હિન્દુમુસ્લિમના ભેદો, બ્રાહ્મણઅબ્રાહ્મણના ભેદો, દક્ષણીગુજરાતીના ભેદો ને એવા તેવા ભેદો પ્રજા ભૂલી જતાં શીખે ને દેશમા ભ્રાતૃભાવના વધે, જીવનનું ગાંભીર્ય સ્વીકારાય, ને હૃદયની એકતા વધે. આશા રાખીએ કે જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, ત્યારે ત્યારે હું અવતાર ધારણ કરું છું, એ શ્રીકૃષ્ણ પરમાત્માના ગીતાવાક્ય પ્રમાણે આપણને આગામી અવતાર પણ મળીજ રહેશે.

## ધર્મનું ઘડતર

ધર્મના ઘડતરમાં બેત્રણ બાબત આગળપડતો ભાગ લે છે. પ્રથમ નિયામક બળ જન્મપ્રાપ્ત વલણનું હોય છે. માણસ માત્ર સામાન્ય રીતે જે ધર્મમાં જન્મ્યો હોય છે તે ધર્મને પોતાના ધર્મ તરીકે સ્વીકારે છે. ધર્મનું બીજું નિયામક તત્ત્વ સંતસાધુ કે વિચારકઉપદેશકોનો સમાગમ છે. શંકર, રામાનુજ, વલ્લભ, મધ્વ, કબીર, ચૈતન્ય, રામમોહન રાય, કેશવચન્દ્ર સેન, રામકૃષ્ણ પરમહંસ, દયાનંદ સરસ્વતી, સહજાનંદ સ્વામી જેવાઓએ અસંખ્ય માનવીઓનાં ધાર્મિક જીવનનાં ઘડતર ઘડ્યાં છે, અને તેમજ-બલ્કે બલવત્તર રીતે ધર્મના સ્થાપકોએ જેવા કે ઇસુ ખ્રિસ્ત, ઝરથોસ્ત, મોઝીઝ, લાઓત્ઝે, વર્ધમાન મહાવીર, ગૌતમ બુદ્ધ, મહમ્મદ પેગંબરે જનસમાજોનાં જીવન જીવવા જેવાં બનાવ્યાં છે. તત્ત્વજ્ઞાનનું શુષ્ક ચિન્તન જે ન સાધી શકે તે સંતસમાગમ કે સંતોનું સમકાલીન વાતાવરણ સાધી શકે છે. મને તો લાગે છે કે મહાત્મા ગાંધીજીનું જીવન રાષ્ટ્રધર્મ તેમજ ધર્મ પર અલિખિત આધુનિક ઉપનિષદ્ છે ને તેમનાં અર્થગંભીર કૃત્યો તે ઉપનિષદ્‌ના અધ્યાયોરૂપ છે; તે ઉપનિષદ્‌ના રહસ્યને સમજવું, તેના પ્રકાશને ઝીલવો, તેના અમૃતનું પાન કરવું, એ ખુલ્લી કે છૂપી રીતે આપણામાંનાં ઘણાંનાં જીવનના ઘડતરમાં જેને આપણે આપણી ખરી આન્તર વૃત્તિઓ ગણીએ છીએ, તેના ઘડતરમાં અગત્યનો ભાગ ભજવે છે. સત્ય, અહિંસા ને બ્રહ્મચર્યના ભવ્ય ને સુંદર પાઠ આપણને મહાત્માજીના બોધ ને બોધના કરતાં હજાર વધારે દરજ્જે

જીવન આપી રહ્યા છે, અને તે બાબતે વિચારતા મહાત્માજીના સમકાલીન હોવું એ આપણે ગર્વ સાથે આપણું મહાન્ મહદ્ભાગ્ય માની શકીએ ત્રીજું નિયામક તત્ત્વ ધર્મનો તુલનાત્મક અભ્યાસ થઇ શકે. વ્યવસ્થિત વિચાર વિના કોઇ પણ ક્ષેત્રમા પ્રગતિ અશક્ય છે, તેટલા માટે વિશાળમા વિશાળ દૃષ્ટિએ ધર્મનો તુલનાત્મક અભ્યાસ આવશ્યક ગણવો જોઇએ. તુલનાત્મક અભ્યાસ ભિન્ન ભિન્ન ધર્મોમા રહેલા સમાન તત્ત્વોને વિચારસાન્નિધ્યમા આણી શકશે, તે દર્શાવી શકશે કે જો કે ધર્મો ઘણા છે, છતા ધર્મનું માનસ એક છે. પુષ્પદન્તના નીચેના કથનમા આજ સત્યનુ સમર્થન જૂના સમયમા થએલુંજ છેઃ—

**रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषाम् ।**
**नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥**

જુદી જુદી નદીઓ જેમ એક દરિયામા મળે છે તેમ જુદે જુદે માર્ગેથી તને-એક ઇશ્વરને પહોચાય છે

સંકુચિત દૃષ્ટિવાળો માણસ જ્યારે ધર્મના ભેદો જોશે, ત્યારે વિશાળ દૃષ્ટિવાળો માણસ તે ભેદોથી પર જઇ ધર્મોના સામાન્ય તત્ત્વો ને સત્યોમા આહ્લાદ પામશે.

## તુલનાત્મક ધર્મદૃષ્ટિનું અધ્યયનમંદિર

ધર્મનો તુલનાત્મક અભ્યાસ કેળવવા માટે વડોદરા રાજ્યમા થોડા વર્ષ પહેલા પ્રોફેસર વિજરીના હાથ નીચે અધ્યયનમંદિર (Seminar) સ્થાપવામા આવ્યુ હતુ તે મંદિરની, એટલે કે તે સસ્થાની પુનઃસ્થાપના હમણાજ કરવામા આવી છે, એ બીનાનુ કથન કરતા આ સ્થળે મને આનંદ થાય છે ધર્મવિચારને ઉત્તેજિત રાખવાના કાર્યમા તૌલનિક અભ્યાસ સબળ મદદ કરી શકે છે. અર્ધશ્રદ્ધા ને અશ્રદ્ધા, વિકૃત શ્રદ્ધા ને વિપરીત શ્રદ્ધા, અન્ધશ્રદ્ધા ને અતિશ્રદ્ધા—એ તમામ પ્રકારના શ્રદ્ધાસ્ખલનોની સામે રામબાણ દવા ધર્મનો વ્યવસ્થિત અભ્યાસજ છે, અને આજે જ્યા યુનિવર્સિટિઓ ધર્મથી અભડાઇ જાય છે, ને જનસમાજને ધર્મવિચાર માટે સુવ્યવસ્થિત દોરવણી નથી, ત્યા આ પ્રકારની સસ્થા કે સસ્થાઓ, અને તેવીજ રીતે 'મિશનો' ને 'આશ્રમો' યત્કિંચિત્ પણ ધર્મભાવનાઓનું હાર્દ વ્યવસ્થિત રીતે અભ્યાસનો વિષય રાખવા કટિબદ્ધ રહે તે દરેક રીતે ઇચ્છવાજોગ ને આવકારને પાત્ર છે.

## તત્ત્વજ્ઞાન ને મનોવિકાસ

ધર્મના અભ્યાસમા આપણે તુલનાદૃષ્ટિ કેળવવાની જરૂર પર ભાર મૂક્યો તેવી રીતે તત્ત્વજ્ઞાનના અભ્યાસમા પણ સ્વતન્ત્ર વિચાર, પૂર્વગ્રહોનો ત્યાગ, વિવેચકવૃત્તિનું પોષણ, એ ત્રણેના સમન્વય પર ભાર મૂકવો જોઇએ. જગતના મહાન્ વિચારોના તત્ત્વચિન્તનોના અભ્યાસની મઝા ને તેનો લાભ તેમના વિશિષ્ટ સિદ્ધાન્તોની વિગતોમા નથી કારણ કે તે વખત જતા ને જ્ઞાન વધતા તેટલી ને તેટલી માન્ય રહી શકતી નથી, પણ તેમની વિશાળ મીમાસાપૂર્ણ સામાન્ય તત્ત્વદૃષ્ટિમા હોય છે. પ્લેટોના બુદ્ધિવાદના કરતા પ્લેટોની સામાજિક પુનર્ઘટનાની ભાવના ને તેને અગે જોવામા આવતુ, તેનુ વિચારસ્વાતન્ત્ર્ય આપણા પર વધારે અસર કરે છે બેકને ઇન્દ્રિયવિજ્ઞાનવાદ શીખવ્યો, તેના કરતા પૂર્વગ્રહોનો ત્યાગ કરવાની બાબત પર ભાર મૂક્યો તે આપણને વધારે લાભપ્રદ છે તેમજ ડેકાર્ટની તર્કપદ્ધતિના કરતા એનું વિચારસ્વાતન્ત્ર્ય, એની વિચારવિશદતા, એની વિચારનિર્ભયતા આપણને વધારે લાભકારક ને બોધપ્રદ છે. ઈમેન્યુઅલ કૅન્ટની ત્રણ પ્રખ્યાત મીમાસાઓના વિશિષ્ટ સિદ્ધાન્તોના કરતા તેમા રહેલી મીમાસક દૃષ્ટિ તત્ત્વજ્ઞાનના ઇતિહાસમા

વધારે લાભકારક નીવડી છે. તેમજ બર્ગસન, ઍઇકન, રૉઇસ, બ્રૅડલી, બોઝેન્કવે વગેરેનાં તત્ત્વદર્શનોમા વિચારનિર્ભયતાનું વાતાવરણ આપણને વધારે લાભકારક લાગશે.

આ નિર્ભયતા ને વિચારસ્વાતન્ત્ર્યને બળેજ પશ્ચિમના તત્ત્વજ્ઞાનમાં સતત જીવન, સતત વિકાસ, સતત પ્રગતિ ચાલુ રહ્યાં છે.

## આપણાં દર્શનો–મધ્યવર્તી જ્યોતિ

આપણા તત્ત્વદર્શનોને વિષે પણ આપણે કહી શકીશું કે જો આપણે તેમાથી મળતા સમગ્ર પ્રકાશો પર ધ્યાન આપીશુ તો આપણને તે અવશ્ય સતત ઉપકારક ને પ્રેરક લાગશે. કારિકાઓ ને ભાષ્યોની શબ્દનિષ્ઠ, છૂટક, શાસ્ત્રીય ચર્ચાઓની પર જઇ દર્શનોના મધ્યવર્તી જ્યોતિ તરફ આપણે આપણી નજર રાખવી જોઇએ. ઉપનિષદોનો અભ્યાસ બુદ્ધિનું કુતૂહલ ને વિચારનુ સ્વાતન્ત્ર્ય સુંદર રીતે કેળવી શકે તેમ છે. ન્યાયવૈશેષિક દર્શનોમાથી પદાર્થો વગેરેની ઝીણવટભરેલી ચર્ચાઓ આપણને લાભપ્રદ નથી, પણ ન્યાયનું બૌદ્ધિક સ્વાતન્ત્ર્ય ને એની અનુમાનપદ્ધતિની ને હેત્વાભાસોની વિચારણાઓ આપણને લાભકારક છે. સાખ્યયોગના સૂક્ષ્મ વિવેચનો, જેવા કે સાખ્યના તત્ત્વો, યોગની સિદ્ધિઓ, યોગના પ્રકારો ને આસનો વગેરે બધુ તત્ત્વજ્ઞાનના ઇતિહાસના અભ્યાસકને જરૂરનું ગણી શકાય, પણ મનોવિકાસ કેળવનાર સામાન્ય અભ્યાસકને સાંખ્યમા જણાતો વિજ્ઞાનનો પ્રેમ ને યોગમા દર્શાવાએલુ જીવનનિયમન ઘણી અગત્યની બાબતો છે. શંકર, ભાસ્કર, યાદવપ્રકાશ, કેશવ, નીલકંઠ, બલદેવ, વલ્લભ, વિજ્ઞાનભિક્ષુ વગેરેના ભાષ્યો ને વિવેચનોમાં અભ્યાસકને બુદ્ધિની પરિસીમા પ્રાપ્ત થાય છે. તેઓનું બૌદ્ધિક સ્વાતન્ત્ર્ય, તેઓનું નિઃસ્વાર્થ સત્યાન્વેષણ, તેઓની નિરપેક્ષ જિજ્ઞાસા આપણને સબળ રીતે આકર્ષે છે, અને પૌરસ્ત્ય તત્ત્વજ્ઞાન તરફ આપણો પ્રેમ ઉત્પન્ન કરે છે ને જીવંત રાખે છે. બૌદ્ધ તેમજ જૈન દર્શનોનું મહત્ત્વ પણ બૌદ્ધોના વિજ્ઞાનવાદમા ને જૈનોના સ્યાદ્‌વાદમાજ માત્ર નથી, પણ તે તે વાદોની પાછળ રહેલી બૌદ્ધિક સ્વતન્ત્રતામા–નિર્ભયતામા છે.

## પૂર્વ ને પશ્ચિમનો સમન્વય

બુદ્ધિસ્વાતન્ત્ર્ય તો તત્ત્વજ્ઞાન માત્રમાં હોવુંજ જોઇએ, અને તે પશ્ચિમમાં છે તેવી રીતે પૂર્વમા પણ ઉચ્ચ પ્રકારનું છે. પણ પશ્ચિમને જે લાભ વૈજ્ઞાનિક દૃષ્ટિએ ને બહિર્મુખ અભ્યાસને બળે મળી શકયો છે, તે પૂર્વને મળી શકયો નથી, કારણ પૂર્વના વિચારો મુખ્યત્વે અન્તર્જ્ઞાનની પદ્ધતિથી દોરવાયા છે. તેમ એટલુંએ ખરૂં કે અન્તર્જ્ઞાનના પૃથક્કરણોમા જે આધ્યાત્મિક શિખરો પર પૌરસ્ત્ય વિચારકો પહોચી શકયા છે, તે પશ્ચિમના યાત્રાળુઓને હજી અગમ્ય શિખરો રહ્યાં છે; એટલુંજ નહિ પણ વિજ્ઞાન તરફના તેમના પ્રેમને લીધે માનસશાસ્ત્રમા પણ શારીરિક ક્રિયાઓ ને જડ ક્રિયાઓનો અભ્યાસ અમુક વિચારના માનસશાસ્ત્રીઓને પશ્ચિમમાં વધારે પડતો આકર્ષી રહ્યો છે; દાખલા તરીકે રશિયન માનસશાસ્ત્રી પૅવલોવના પ્રયોગો ને ડૉ. વૉટસન વગેરે અમેરિકન માનસશાસ્ત્રીઓનો ચેતનચયપ્રવૃત્તિવાદ ( Behaviorism ). આપણાં તત્ત્વદર્શનોને માટે આપણે યોગ્ય રીતે ગર્વ લઈ શકીએ તેમ છે, છતા ભૂતનુ યશોગાન કદાપિ વર્તમાનની યશઃસિદ્ધિ બની શકતી નથી, અને જો આપણે જીવંત, બલપ્રેરક ને વિકાસશીલ તત્ત્વદર્શનો વર્તમાન ને ભવિષ્યમા પેદા કરવા હોય તો પશ્ચિમમાથી ત્યાંની બહિર્મુખી

જ્ઞાનપદ્ધતિ, ત્યાની વિજ્ઞાનપ્રિયતા ને ત્યાની વિવેચનશક્તિની સાથે આપણા માનમનો પ્રમાણ સમન્વય કરવો જોઈએ

## જીવન ને મૂલ્યપરિવર્તન

આટલુ કહ્યા પછી શરૂઆતની વાત પર પાછા આવીએ આજના આપણા જીવનમા મોજ, ઉન્માદ, આનદ, મોહ, સગવડ, વિલાસ આગળપડતા સૂરો છે આજે સમાજમા નવીન પ્રકારના લગ્નો થાય છે ભલે થાય ! પણ સાચો સ્નેહ નહિ પણ સગવડ કે મોહ, પવિત્ર પ્રેમ નહિ પણ વિલાસ કે સુધરેલુ વિષયીપણુ જો તેનુ પ્રેરક બળ હોય તો તે અનિષ્ટ છે આજે આપણે લગ્ન, જન્મ, મરણ વગેરેને પ્રસગે ધાર્મિક ક્રિયાઓને વિષે ઉદાસીનતા જોઇએ છીએ આપણે દ્રવ્યમોહ, સત્તામોહ, કીર્તિમોહમા વધારેપડતા તણાતા જઇએ છીએ મૂલ્યપરિવર્તનો પૂર જોસમા થઇ રહ્યા છે આપણે પારકુ એટલુ સારૂં, આપણુ એટલુ નઠારૂ એમ "અન્યાશ્રય" દોષમા અટવાઇ રહ્યા છીએ પુરાતન એટલું તિરસ્કરણીય ને અદ્યતન એટલુ વન્દનીય એવી વૃત્તિને બળે નાઈ અમુલ્ય વ્યામોહમા આકર્ષાયા જઈએ છીએ તત્ત્વજ્ઞાનીને મન મારૂ,તારૂ હોઇ શકેજ નહિ પ્લેટોના શબ્દોમા તત્ત્વદ્રષ્ટા સર્વકાળ ને સર્વદેશનો દ્રષ્ટા છ ગમે તે કાળનુ ને ગમે તે દેશનુ જે સત્ય હોય તે એને સ્વીકાર્ય હોય છે પણ તેટલા માટે એમ નથી હરતુ કે તત્ત્વદ્રષ્ટાને મન સાર તે મારૂ, કલ્યાણકારી તે મારૂ, હિતપ્રદ તે મારૂ એવો અભિનિવેશ ન હોય તે તો તદ્દન આવશ્યક છેજ

## આપણો કલ્યાણમાર્ગ

તો આપણા સાહિત્યની ને આપણા જીવનની પુનર્ઘટના અત્યારે થઇ રહી છે તેમા આપણો અભિનિવેશ આપણે કઇ દિશામા રાખવો ? આપણા સાહિત્યમા, આપણા વૈયક્તિક, સામાજિક, રાષ્ટ્રિય જીવનમા આપણે વિલાસવાદી ન બનતા વિકાસવાદી બનવુ, આપણે અસયમી ન બનતા સયમી બનવુ, કારણ સંયમ વિના વિકાસ અશક્ય છે ઉદ્દેશરહિત શુષ્ક સયમજ કઇ ઇષ્ટ નથી ને આનદમાત્ર કઇ વર્જ્ય નથી આનંદ ને સયમનો સહેતુક સમન્વય તે જીવનનો ઉદ્દેશ હોવો જોઇએ

## ફ્રૉઇડમત ને સંયમોનુ ઉચ્છેદન

એક મત—ફ્રૉઇડ ને એના અનુયાયીઓનો—એવો છે કે નીતિ, સસ્કૃતિ, શિષ્ટ, સામાજિક બન્ધનો એ તમામ મનુષ્યની ચેતનાની સપાટીની નીચે રહેલી ગુપ્ત પાશવ શક્તિઓનાજ માત્ર પરિવર્તિત સ્વરૂપો ( sublimations of the id ) છે, અને તેથીજ પશ્ચિમમા આધુનિક નવજ્ઞાનપ્રવૃત્તિઓ સપ્રમાણ ઉપદેશ કરે છે કે માનવતાને પોષો, ચાલુ ક્ષણમા મોજ ઉડાવો, જાતીય વાસનાઓ ને આકર્ષણોનો ઉલ્લાસની દિશામા ઉપયોગ કરો ને વ્યકિતત્વને સમાજની રૂઢિઓમા જકડાવી ન દેતા ખીલવાય તેમ ખીલવો અને જીવનનો વિકાસ જીવનની પ્રેરણાઓ જેમ પ્રેરે તેમ થવા દો આ મત પ્રમાણે આપણી પ્રેરણાઓ, આપણી લાગણીઓ, આપણી માનસ નિર્બળતાઓ આપણા જીવનનિયામક તત્ત્વો બને છે આ માનસની જેમ યુરોપમા તેમજ આપણે ત્યા પણ જીવનમા ને સાહિત્યમા અસર થઇ છે તે અસર જાતીયતા ને વાસ્તવતાને પોતાની નવલકથાઓમા, જાતીયતા ને વાસ્તવતામા મ્હાલતા ગ્રન્થોમા ને તેના લેખોમા જોવામા આવે છે આ માનસના પ્રેરક

લાભો પણ છે, તે ન્યાય ખાતર કહેવું જોઇએ. આ માનસથી જીવન ઓછું રોગી, ઓછું જકડાએલું, ઓછું શુષ્ક ને વધુ ખુલ્લું, વધુ વિકસેલું, ને વધુ મધુર બને છે, પણ તે સાથે ગેરલાભોનો ભયંકર લાલ વાવટો પણ છે, ને તે એ કે તેથી જીવનમાં માનવતાના નામમાં પાશવતાનાં ગીતો ગવાય છે. ઉત્ક્રાન્તિના પન્થમાં જીવનની પ્રારંભકના કરતાં પાછળથી વિકસેલી અવસ્થા ને સંસ્કૃતિ ઉચ્ચતર માનવામાં આવે છે: તે નિયમ આ માનમના વિચારકો ઉચ્છેદે છે. બુદ્ધિને તેઓ અવગણે છે, ને પ્રેરણાઓને, લાગણીઓને, માનવ નિર્બળતાને અગ્રસ્થાને સ્થાપે છે.

## જીવનનિયમન—એક પ્રયોગ માત્ર

સંયમ ને આનંદના સમન્વયની વાત કરીએ, ત્યારે આપણે યાદ રાખવું જોઇએ કે જીવનજ કદાચ એક નૈસર્ગિક પ્રયોગમાત્રતુલ્ય હોય. જીવનનો વિકાસ સદૈવ ભૂલરહિત કે સદૈવ ભૂલગર્ભિત ન હોતા, ભૂલસુધારક કદાચ હોય, એટલે કે જીવનવિકાસનો પન્થ ભૂલનો યોગ, ભૂલનો ભોગ, ભૂલની સુધારણા એમ ક્રમિક નિયમોના ચીલામાં કદાચ રહેતો હોય. જીવનજ એક મહાન કુદરતી પ્રયોગરૂપ કદાચ હોય. સારામાં સારૂં જીવનધ્યેય વાતાવરણને અનુકૂળ થતાં કુદરત તેને પછી અન્ય જીવનપ્રકારને ઊંચો આણતી જતી હોય એમ કદાચ બન્યું જતું હોય. જીવનવિકાસનો માર્ગ તેના વર્જિત થએલા પ્રયોગોના ખાઉેરોના કચરાના ઢગલાઓથી કદાચ ભરપૂર હોય અને સનાતન સત્ય જેવું કશુંજ કદાચ ન પણ હોય, અને એમ પણ હોય કે જીવન નવીજ દિશામાં પ્રયોગો કરતું જતું હોય તે કદાચ વધુ સાર્થક રીતે તેમ કરતું હોય. તેમ છતાં એ પ્રયોગોને માત્ર વૈયક્તિક વલણોને બળે સ્વીકારવા તેના કરતા સંસ્કૃતિનો પ્રતિહાસ, અનુભવના મહાગ્રન્થો ને સૈકાઓના ડહાપણને સ્વીકારવાં તે ચોક્કસ વધુ સલામતીનો માર્ગ ગણી શકાય.

## શ્રેયઃસિદ્ધિનાં ચાર સૂત્રો

જીવન શુષ્ક પણ ન જોઇએ, તેમ વિલાસી પણ ન જોઇએ. રસિકતા આપણે ચાહીશું, પણ રસિક અકલ્યાણકારી જીવનના કરતા કલ્યાણકારી અરસિક જીવનને આપણે વધારે ચાહીશું. નવ્ય માનસને આપણે ચાહીશું, પણ નવ્ય ધર્મવિમુખ માનસના કરતાં ધર્મઅભિમુખ અનવ્ય માનસને આપણે વધારે ચાહીશું. આચારને આપણે ચાહીશું, પણ ધર્મવિમુખ આચારના કરતા આચારવિમુખ ધર્મને આપણે વધારે ચાહીશું. રે! વિલાસિતાને આપણે ચાહીશું, પણ વિલાસી અનીતિના કરતાં નીતિમતી અવિલાસિતાને આપણે અલબત્ત વધારેજ ચાહીશું. શ્રેયઃસિદ્ધિનાં આ ચાર સૂત્રોને, હું કલ્યાણના રાજમાર્ગ ગણું છું. વિલાસ તે વિનાશ છે ને સંયમ તેજ આખરે જીવનનો વિકાસ છે. બાકી તો પરમ સત્યને ને જીવનના અન્તિમ ધ્યેયને કોઇ પામ્યોએ નથી ને પામવાનોએ નથી. એલ્ડારેડોના શબ્દોમાં To travel hopefully is better than to arrive. જીવનની યાત્રામાં અન્તિમ સાધ્ય મથકે પહોંચવું તેના કરતા આશા સાથે પ્રયાણ ચાલુ રાખવું ને સતત આગળ વધ્યા જવું એ વધારે મુસાફરીજોગ છે.

ચાલો, આપણે આગળ વધીએ! પ્રભુ આપણને ઠોકર ખાતા અટકાવે! પ્રભુ આપણી જીવનયાત્રા પુનિત રાખે!

—અ. ક. ત્રિવેદી

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું ૧૯૩૬.



શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર
નનિત નાવિભાગના પ્રમુખ



ડૉ. માધવજી ભી. મચ્છર
લલિતકળાવિભાગના મંત્રી

# કળા—એક જીવનદર્શન*

જ્યારે મુંબઈમાં મેં સાંભળ્યું કે રવિભાઈએ કળાવિભાગના પ્રમુખ તરીકે મારું નામ સૂચવ્યું છે ત્યારે મને એ સાચું ન લાગ્યું. ખરું જોતાં નાનાલાલભાઈએ એ સ્થાન છોડવું નહોતું જોઈતું. એમનો કલાનો ઊંડો અભ્યાસ, એમની રસિકતા અને એમનો અધિકાર, ત્રણેનો એમણે આ વરસે લાભ આપવો જોઈતો હતો. કોઈ સાહિત્યરસિક મારાં શબ્દચિત્રો વાંચીને મારું નામ સૂચવત તો મને એટલું આશ્ચર્ય ન થાત. પણ રવિભાઈ જેવા ગુજરાતને ચિત્રકલાની પ્રેરણા આપનાર અને ચિત્રકારોના આચાર્ય આ સ્થાન માટે મારુ નામ સૂચવે એવું તો મને સ્વપ્નામાયે ન આવત. પણ નાનાલાલભાઈએ ના પાડ્યા પછી, ભીડ ટાળવા કોકને પસંદ કર્યા વિના છૂટકો નહોતો. એટલે મારો કળા પ્રત્યેનો પ્રેમ એ જ મારી લાયકાત ગણી, સ્વાગતમંડળે મારું નામ સ્વીકાર્યું અને મેં પણ ભીડમાં ભેરુ થવાની મારી જૂની ટેવને લીધે હા પાડી. સાથે સાથે મેં ખાતરી પણ કરી લીધી કે ત્રણ દિવસનું આ કામ પત્યું એટલે હળવો થઈને પાછો હું મારા કામમાં ડૂબી જઈ શકીશ. સેવક સેવાનો ઇનકાર શી રીતે કરી શકે ? આમ કરતાંયે જો કોઈને અન્યાય થતો હોય, કોઈનો હક માર્યો જતો હોય, અથવા કોઈની મહત્ત્વાકાંક્ષા દુભાતી હોય તો મારી એમના પ્રત્યે પૂરી સહાનુભૂતિ છે. હું કાંઈ કોઈ અહમહમિકામાં હરીફ થઈને અહીં આવ્યો નથી. કેવળ આજ્ઞાવાહક સેવક થઈને આવ્યો છું.

હું કળાનો ભક્ત છું. મારી જીવનની ફિલસૂફીમાં કળાને ઊંચું સ્થાન છે. મારા ઘડતરમાં કળાના ઉપકાર ઓછા નથી. છતાં મેં કળા ઉપર શાસ્ત્રીય વિવેચનો લખ્યાં નથી કે કળાના ઇતિહાસમાં હું ઊતર્યો નથી. કળામાં જૂના થયેલા અથવા નવા જામતા પંથોમાંથી કોઈ ખાસ પંથનો પક્ષ મેં તાણ્યો નથી. કળાકારોને મેં આશ્રય આપ્યો નથી. કોઈ કળારસિક કદર કરે એવું ચિત્ર મેં દોર્યું નથી. સ્વ. શંકરરાવ પાઠક, શ્રી. નારાયણરાવ ખરે કે વ્યાસ જેવાના સંગીતનું આકંઠ પાન કર્યા છતાં હું ગાયનના રાગ અચૂક ઓળખી શકતો નથી. જાતજાતની કલાકૃતિઓ ભેગી કરી દીવાનખાનું સજાવવાની હાવકાઈ પણ મારામાં નથી. હું તો એક જીવનભરનો રખડુ છું. કુદરતઘેલા તરીકે પોતાને ઓળખાવતાં મને સંકોચ કે વાંધો નથી. શહેરો અને એની શેરીઓ, મહેલો અને એનાં દીવાનખાનાંઓ એ મારે માટે નથી. હું કપડાં પહેરું છું તે પણ સૂકલકડી શરીરના અભદ્ર દર્શનમાંથી લોકોને બચાવવા ખાતર. નહિ તો મારું સ્થાન પહાડોનાં જંગલોમાં, સમુદ્રની રેતીમાં, નદીને કાંઠે અથવા ઝાડોની ઘટામાં હોય. અન્તપ્યા માણસ જોડે વાતો કરતાં મને કેટલો ક્ષોભ થાય છે એની ભાગ્યે જ કોઈને કલ્પના હશે.

આમ હોવા છતાં હું માણસગંધો નથી. મનુષ્યપ્રેમી છું. મનુષ્યજાતિનો પુરુષાર્થ, એની યોજનાઓ, એની ભૂલો અને એ સુધારવાના પ્રયત્નો, એની આશંકાઓ અને આકાંક્ષાઓ, એનો પ્રેમ અને એનાં બલિદાન—દરેકમાં મને રસ છે. માનવસમાજ અને માનવસંસ્કૃતિ મારી

* બારમા ગુજરાતી સાહિત્ય સંમેલન (અમદાવાદ સન ૧૯૩૬)ના કળાવિભાગના પ્રમુખ તરીકે આપેલું ભાષણ.

વ્યક્તિના વિષય છે. આ વિશાળ વિશ્વના જેટલુ જ મનુષ્યહૃદયનું અને એની સંસ્કૃતિનું ઊંડાણુ જોઈ હું ચકિત થઈ જાઉ છું. અને તેથી દુનિયા મને દૂર કરે તોયે એનો સહવાસ હું શોધું છું. જે રસથી મેં ઝાડ અને પહાડ જોયા છે તે જ રસથી ઝૂંપડાંઓ અને રાજમહેલો જોયાં છે. જે રસથી શંખલાંઓ જોયાં છે એ જ રસથી અજાયબઘરો (મ્યૂઝિયમો) જોયાં છે. જે કાયોત્સર્ગથી જંગલોમાં વિચર્યો છું એ જ વૃત્તિથી યાત્રાઓમાં, સંમેલનોમાં અને ઉત્સવોમાં ભળ્યો છું. સૂર્યોદય, સૂર્યાસ્ત અને મધ્યાહ્ન જોતાં મને જે આનંદ છૂટ્યો છે એ જ આનંદ મને રવિભાઈ, કનુભાઈ અને સોમાલાલ શાહની કૃતિઓ જોઈને મળ્યો છે. પણ જે પોતાને કલારસિક તરીકે ઓળખાવતાં પણ સંકોચાય તે સાંગોપાગ વિવેચન શુ કરવાનો હતો ! મેં હમણાં જ કહ્યું તેમ હું મારી ઢબે કળાનો આશક હોઈ એ જ મારું ગાંડપણ બીજાને વળગાડવાનો પ્રયત્ન કરી શકું. દુનિયામાં અનેક રૂપે વિચરતી, વિકસતી અને વિલસતી કળાને ઓળખાવવા માટે જેટલુ રખડયો છું તેટલું જો મારા શ્રોતાઓને કલ્પનાદ્વારા રખડાવું તો મારુ કામ પૂરું થયું. પૃથ્વીના રત્નો, સમુદ્રનાં મોતી, ઝાડ પરનાં પુષ્પો, આકાશનાં પક્ષીઓ, અનંત તારલાઓ અને કવિઓની કલ્પનાઓ નિહાળીને અને કલાકારોની સુંદર તેમજ ભવ્ય, અટૂલી તેમજ જથ્થાબંધ, જૂની અને નવી કૃતિઓનું પાન કરીને મેં કેની કેની પાસેથી કળાની દીક્ષા લીધી છે એનું જ બયાન જો અહીં કરું તો કળાનું ક્ષેત્ર કેટલું સાર્વભૌમ છે અને એની શક્તિ કેટલી સર્વગામી છે તેનો કંઈક ખ્યાલ આપી શકું.

## સાહિત્યની દૃષ્ટિએ કળા

સાહિત્ય પરિષદમાં એક અંગ તરીકે જ્યારે કળાને સ્થાન આપવામાં આવે છે ત્યારે સાહિત્યની દૃષ્ટિએ અને જીવનની દૃષ્ટિએ જ કળાનું વિવેચન કરવાનું હોય છે. કળાની સાંગોપાંગ મીમાંસા કરવી, અઢાર પાઘડીના કળાધરોને સંગઠિત કરવા, એમના યોગક્ષેમની ચિંતા વહન કરવી એ બધું સ્વતંત્ર કળા પરિષદનું કામ છે. એ કામ મહત્ત્વનું છે, રાષ્ટ્રીય વિકાસમાં આવશ્યક છે. પણ સાહિત્ય પરિષદ એ ન કરી શકે એટલી મર્યાદા સમજીને જ આપણે આગળ ચાલવું ઘટે છે.

આજ સુધી કળા ઉપર અનેક વ્યાખ્યાનો થયાં છે, નિબંધો લખાયા છે, ચર્ચાઓ ગોઠવાઈ છે અને અત્યંત આવશ્યક એવાં પ્રદર્શનો પણ ભરાયાં છે દરેક ઠેકાણે પ્રમુખે કળાની વ્યાખ્યા આપવી, વિકાસનો ઇતિહાસ રજૂ કરવો, ભવિષ્યની દિશા દોરવી, સમાજને કળાનું મહત્ત્વ સમજાવવું, એટલું કામ કર્યું જ છે. અને એવી પણ પ્રથા પડી છે કે, બાદશાહના જન્મદિવસે જેમ અનેક લોકોને ઇલકાબો એનાયત કરવામાં આવે છે તેમ નામ લેવાલાયક તમામ કળાકારોની નામાવલિ પ્રમુખે ગાવી જોઈએ. અને દરેક માટે દરબારી અને સાહિત્યસુંદર વિશેષણો વાપરવાં જોઈએ. પ્રમુખનું ભાષણ હાથ આવ્યું કે ઉત્સુક લોકો એ ભાગ ઉપર જ તૂટી પડે છે કે કેનું કેનું નામ આવ્યું છે અને દરેક માટે શું શું કહેવાયું છે. અને એમાં જો પોતાના માનીતા કળાકારનું નામ ન હોય, અથવા એના પૂરતાં વખાણુ ન કર્યાં હોય, અથવા પૂરતાં વખાણ કર્યા છતાં એનાથી ઊતરતા કળાકારને પણ એની જ હારમાં બેસાડ્યા હોય, તો પોતાનો માનીતો કળાકાર નીવડ્યો નથી એમ લોકો નથી માનતા પણ પ્રમુખને જ નપાસ ગણે છે. પણ મારો વિશ્વાસ છે કે મારી એવી

પરીક્ષા કરવાને બદલે, સંસ્કારી નાગરિકો જેમ સામાન્ય સભામાં પોતાની સજ્જનતા ઉપર વિશ્વાસ રાખી, ગમે તેવા પ્રમુખને નભાવી લે છે તેમ મને પણ તમે અહીં નભાવી લેશો.

## સાહિત્ય, સંગીત અને કળા

જેમ કપડાના શણગાર માટે 'કિનાર અને પાલવ' હોય છે, તેમ જીવનના આનંદ માટે સાહિત્ય, સંગીત અને કળા હોય છે, એવી માન્યતા દુનિયામાં બધે છે. કિનાર કે પાલવ વગર સાડી બની શકતી નથી એમ નથી; છતાં એ હોય છે ત્યારે જ આપણને સાડી સાડી જેવી લાગે છે. તે જ પ્રમાણે સાહિત્ય, સંગીત અને કળા વિના જીવનનું શક્ય હોવા છતાં, આપણે એને જીવનનું નામ નહિ આપીએ. કિનાર અને પાલવ એ સાડીનો આકર્ષક ભાગ છે, પણ મુખ્ય ભાગ નથી. એકલી કિનાર અને પાલવને કોઈ ઓઢી ન શકે એકલી કિનાર અને પાલવ ગમે તેટલાં સુંદર હોય તોય એ શોભે પણ નહિ સાડી છે માટે તો કિનાર અને પાલવનું મહત્ત્વ છે. સાડીથી એ કૃતાર્થ થાય છે.

આ થઈ સામાન્ય લોકની વાત. પણ કોઈ પણ વસ્તુનું મહત્ત્વ સ્વીકારવા જ્યારે બેસીએ છીએ અને એને સમાજના મન પર ઠસાવવા માગીએ છીએ ત્યારે એ વસ્તુને જ કેન્દ્રમાં મૂકી, આખી સૃષ્ટિ એની આસપાસ ફરતી કર્યા વગર આપણી નિષ્ઠાને સંતોષ થતો નથી. આપણે પૃથ્વી પર રહીએ છીએ એટલા ખાતર જ પૃથ્વીને ગ્રહ–નક્ષત્ર–તારાનું મધ્ય કલ્પીને આપણે એક પ્રકારનું જ્યોતિષ ઊભું કર્યું હતું. આપણને આપણું વ્યક્તિત્વ વહાલું લાગે છે એટલા ખાતર આપણે આખી સૃષ્ટિ આપણા અહંકારનું કેવળ પોષણ છે એમ માની લીધું. યુરોપના એક બે રાજાઓએ એવી જ ભાવનાથી '*I am the State*' કહ્યું. પણ એ અહંકાર સત્યસૂર્ય આગળ શી રીતે નભી શકે ? કળા તો જીવનના શણગાર તરીકે જ શોભે અને કૃતાર્થ થાય

### એકાંગી ઉપાસના તજીએ

સાહિત્ય, સંગીત અને કળા ત્રણેય એકબીજાનાં પરમમિત્ર છે, એકકુટુંબી છે. એમના પરસ્પર સહકારથી જીવન પરમ રમણીય અને સુવાસિત થાય છે. પણ ધીમેધીમે આ ત્રણે પોતપોતાનું અલગ સાર્વભૌમ સામ્રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કરે છે આજે જ આવા પ્રયત્નો થવા લાગ્યા છે એમ નહિ; હંમેશ એવા પ્રયત્ન થતા આવ્યા છે. અને હમેશ એમાંથી નિષ્ફળતા જ નીપજી છે. 'હું તો કેવળ એકલા સંગીતની જ ઉપાસના કરુ, એ નાદબ્રહ્મ મને મોક્ષે લઈ જશે' એમ કહી કેટલાક ગાનાચાર્યોએ સંગીતની અનન્ય ભક્તિ આદરી. આદ્યઆચાર્યોની એ અનન્ય નિષ્ઠા પાછળ જીવનની વિભૂતિ પણ અલૌકિક હોવાથી સંગીતવાટે તેઓ તો જીવનને પરમકોટિએ પહોંચાડી શક્યા. પણ એમનું અનુકરણ કરનાર કેટલાક અનુયાયીઓ એ ન જોઈ શક્યા કે જીવનનું કોઈ પણ એક પાસું ખરેખર પૂર્ણ રીતે કેળવવા સમગ્ર જીવન જ કેળવવું પડે છે, અને તેમ ન

કરીએ તો એકાંગિતાની અભદ્ર અને વિરૂપ વિભૂતિ આપણને ખાવા ધાય છે. કેવળ ગાયન-ના ઉસ્તાદો આપણે અનેક જોઈએ છીએ. તેમનો સામાજિક વિવેક અથવા એનો અભાવ, તેમનામાંથી કેટલાકનું સાહિત્ય વિષેનું અજ્ઞાન, રસિકતા સાથેનું એમનું વેર, એમનો તરંગી સ્વભાવ—એ બધું જોતાં સંગીતવિદ્યા આવા માણસને પલ્લે ક્યાંથી પડી એવું જ દરેક શિષ્ટજનને થાય છે. ચિત્રકળા વિષે પણ અનેકવાર એમ જ કહી શકાય.

સાહિત્યની બાબતમાં સ્થિતિ જરાક જુદી છે. સાહિત્યની ખિલવણી ધર્મપ્રચારને અર્થે અને કેળવણીના સાધન તરીકે થતી હોવાથી સાહિત્ય સાથે સામાન્ય અને વિશેષ સંસ્કારિતાને અવકાશ રહ્યો છે. પણ જો 'સાહિત્ય માટે જ સાહિત્ય' કહીને એનું પણ જો સ્વતંત્ર દર્શન કરવામાં આવે તો સાહિત્યકોવિદો પણ કારીગરો અને ઉસ્તાદોની હારમાં જઈ ને પડ્યા વગર રહે નહિ.

સંગીત અને કળા એ પણ સ્વતંત્ર, સ્વયંભૂ અને સંપૂર્ણ દર્શનો થઈ શકે છે પણ સાહિત્યને જે સામાજિક જીવન અને સંસ્કારિતા મળ્યાં છે તે તેમને હજી પૂરતાં મળ્યાં નથી માટે સાહિત્યે મોટાભાઈની ફરજ સમજી, સંગીત અને કળાને પોતાની સાથે રાખવાં જોઈએ અને એમની કેળવણી બરાબર થઈ ગયા પછી જ એમને પોતાનું સ્વતંત્ર ક્ષેત્ર ખેડવા માં છૂટાં મૂકવાં જોઈએ. છૂટાં મૂકવાં જોઈએ એનો અર્થ એ નથી કે છૂટાછેડા કરવા જોઈએ ભાઈબીજને દિવસે જેમ ભાઈબહેન ભેગાં થાય છે, તેમ સાહિત્ય, સંગીત અને કળા કો ઉત્સવને પ્રસંગે એક ઘરમાં ભેગાં થાય એ જેટલું જરૂરનું છે તેટલું જ સ્વાભાવિક પણ છે

## જીવનદીક્ષાથી ગુરુપણું

હું માનું છું કે આવા જ કોઈ પ્રેરણને સ્વીકારી સાહિત્ય પરિષદે સંગીતનું મંગલાચરણ અને કળાનું પ્રદર્શન પોતાના ઉત્સવમાં ગોઠવેલાં છે. સંગીતની પરિષદો હોય છે—હો જોઈએ. કળાની સ્વતંત્ર પરિષદો ભરાઈ છે કે નહિ તે હું જાણતો નથી: પ્રદર્શનો ભર છે. તેમાં ભાષણો થાય છે, નિબંધો વંચાય છે પણ તેને પરિષદનું ગૌરવ ન અપાય. હું મ છું કે સમાજના હિતચિંતકોએ અને અગ્રણીઓએ સમાજના વિકાસની દૃષ્ટિએ સાહિત્ય ખિલવણી કરવી જોઈએ. અને સાહિત્યની મદદથી સંગીત અને કળાને પણ વ્યાપક ભાવનાર સેવાની અને સર્વાંગીણ વિકાસની જીવનદીક્ષા આપવી જોઈએ. આજના સંગીતાચાર્યો તપસ્યા, એમની ધગશ અને એમની જાગૃતિ બધાં અભિનંદનીય છે. એમણે જૂનું સંઘ પોષ્યું, શોધખોળ કરી પોતાનો પથ વધાર્યો, સંઘ બાંધ્યો. નવું અને પારકુ સમજવા કોશિશ પણ તેઓ કરે છે. દેશદેશાંતર જઈ સંગીતની ધજા ફરકાવવાનો પ્રયત્ન પણ તે કરે છે પણ તેમને હજી જીવનદીક્ષા નહિ મળેલી હોવાથી, તેમની પાંખો હજી જીવનાકાશ ઊંચેઊંચે ઊડી શકતી નથી. સ્વામી વિવેકાનંદને જીવનદીક્ષા ન મળી હોત તો એ સંન્યાસ અને વેદાંતદર્શનને જોરે તેઓ પશ્ચિમને જાગ્રત ન કરી શક્યા હોત. સ્વામી વિવેકાનંદે સંન્યાસ ને વેદાંત માટે જે કર્યું તે જ કોઈ જીવનદીક્ષિતે સંગીત માટે કરવું જોઈ દિલીપકુમાર રાય જેવા સંગીતની જરાસરખી સેવા કરે તો આજે તેની જે અસાધ અસર થાય છે એનું કારણ એ ભદ્રપુરુષની વ્યાપક સંસ્કારિતા જ છે.

૪

## કળા અને વિલાસિતા

હૃદયના અમૂર્ત ભાવો, મૂર્ત વસ્તુઓદ્વારા વ્યક્ત કરવા એ કળાનુ પ્રધાન કાર્ય છે. જો એ મૂર્ત વસ્તુઓ અમૂર્ત ભાવોનું વાહન થવા ઉપરાંત પોતાના તરફ જ માણસનું ધ્યાન ખેંચે અને ઇન્દ્રિયોને એમની સ્વાભાવિક વૈષયિક તૃપ્તિ આપવા માટે તો ત્યાં કળા મરી જ ગઈ સમજવી. મરી જાય નહિ તોયે વિકૃત તો થઈ જ જાય.

તેથી જ કળા અને વિલાસિતા એકબીજાના પડોશમાં રહેતા છતાં અને જીવનમાં બંનેએ સ્થાન મેળવેલું હોવા છતાં એ બેનો કોઈ કાળે મેળ ખાય નહિ. ત્યાગી માણસ જીવનની લાલચથી સો ગાઉ દૂર ભાગશે; તપસ્વી એ લાલચો પર કાબૂ મેળવશે. તાંત્રિક એ લાલચોને વશ થયા છતાં એમાંથી જ પરમતત્ત્વની ઝાંખી કરવાનાં ફાંફાં મારશે; જ્યારે કળા એ લાલચોના વિષયનું અલિપ્તપણે, તટસ્થપણે દર્શન કે શ્રવણ કરી, એ વિષયોમાંથી જ અમુકને કેવળ તટસ્થ સાધન બનાવી, એમાંથી બ્રહ્માનંદસહોદર એવા આનંદનો અનુભવ કરશે. કળાની સાધના કપરી છે, જોખમભરેલી છે, પણ એની કૂંચી જેના હાથમાં આવી તેને માટે એ સાધના શરૂઆતથી આખર સુધી આહ્લાદક છે.

૫

## સૌન્દર્ય અને સત્ય

કળા મારફતે પરમતત્ત્વ પ્રાપ્ત થશે જ, એમ તો કોઈ ખાતરીથી કહી ન શકે. કળાની સાધના પૂરી થયા પછી કલાતીત અને નિષ્કલ એવા પરમતત્ત્વને પામવા માટે જુદી સાધના કરવાની રહેતી હશે અને એ સાધના સિદ્ધ થયા પછી જ સત્યનારાયણનું દર્શન થતું હશે. નરી કળા તત્ત્વજ્ઞાનનુ સ્થાન કોઈ કાળે ન લઈ શકે. કળા ઘણીવાર અદ્ભુત રીતે તત્ત્વનું સૂચન કરે છે, પણ તત્ત્વનું શોધન ન કરી શકે. એને માટે તો સત્યનિષ્ઠાની સ્વતંત્ર સાધનાની જરૂર છે. સૌંદર્યદર્શન સત્યશોધનની ગરજ ન સારી શકે.

### ભિન્ન છતાં સહકારી

સત્ય સુંદર હોય છે. અને સૌન્દર્ય એ પણ એક મહાન સત્ય છે પણ તમામ સત્ય-આકર્ષક કે રમણીય હોય છે, એમ ન કહી શકાય. અને સૌંદર્યાનુભવ કેવળ સત્યપરન જ છે એમ પણ ન કહી શકાય. એટલુ સ્પષ્ટ છે કે સત્ય, શિવ, અને સુંદર એ એક જ મંગળ તત્ત્વની સ્વતંત્ર વિભૂતિઓ હોઈ એ ત્રણેમાં પરસ્પરાનુકૂલતા અને સુસંગતિ હોવી જ જોઈએ. ત્રણે સ્વતંત્ર છે, સ્વયંભૂ છે, એ વિષે શંકા નથી. એકમાંથી બીજાની ઉત્પત્તિ અથવા ઉપપત્તિ સિદ્ધ કરી શકાત તો આપણા તર્કકઠોર પૂર્વજોએ આ ત્રણેને ત્રણ ઈશ્વરની વિભૂતિ ન જ માની હોત.

સત્યની શોધ અને કળાની પ્રતીતિ, એ બન્ને વ્યાપાર જુદા છે. તત્ત્વનો ગઢ

બાંધવું એ પણ એટલું જ મુશ્કેલ છે. છતાં આટલું તો સૌ કોઈ કબૂલશે કે માતૃમાન પિતૃમાન અને આચાર્યવાન થવાનો જેમ વડીલોના સહવાસમાંથી જ સદાચારનું રહસ્ય જાણું લે છે, તેમજ કળાનું રહસ્ય પણ જીવનરસિક, સંસ્કારસમૃદ્ધ કળાધરોના સહવાસથી અને એમની અનેકાનેક કળાપ્રવૃત્તિઓના ધ્યાનથી આપણને હસ્તગત થઈ શકે છે; અને પછી જ્યાં સારી કળા નથી ત્યાં એને કોઈ કળા તરીકે ઓળખાવે તો આપણને ગ્લાનિ જ પેદા થાય છે

## કળાની વ્યાખ્યા

માટે કળામીમાંસાની તાર્કિક કે તાત્ત્વિક શૈલીનું અવલંબન કરી કળાની ચર્ચા કરવા કરતાં જો માણસ પોતાને શું ગમ્યું અને શું નથી ગમ્યું, અને તેવી લાગણી થવા માટે શાં શાં કારણો થયાં એટલું જો બતાવી દે તો કળાની અને કળાપિપાસુ સમાજની ભારે સેવા થઈ જાય.

છતાં આજના વિચિત્ર જમાનામાં કળાને નામે એટલો બધો કચરો વેચાય છે અને નરી વિલાસિતા એટલી તો કળાનું સ્થાન પચાવી બેઠી છે કે કળાનું સ્વરૂપ નક્કી નહિ કરી શકીએ તો કળાને ઉત્તેજન આપવાની પ્રવૃત્તિમાં જ ખરી કળા ગૂંગળાઈ જવાની છે.

શુક્રનીતિમાં કળાની વ્યાખ્યા કરતા કહ્યું છે કે મૂંગા માણસને જે સાધ્ય હોય તે કળા. સાહિત્ય અને સંગીતથી કળાને જુદી પાડવા માટે આ વર્ણન કર્યું હશે. ત્યાં પણ લેખનમાં મૂંગા લોકો ફાવી જાય છે, એ આ વર્ણનની ખામી છે. આજકાલ લલિત સાહિત્ય એ જ કળાનું પ્રધાન અંગ થયું છે. નાટકો, કાવ્યો, લઘુકથાઓ, સરસ શૈલીમાં લખેલા નિબંધો એ બધાં કળાકૃતિ જ ગણાય છે; અને પ્રથકારો હવે પ્રમુખ કળાધરો ગણાય છે.

## ૪

## કળા અને વિલાસિતા

હૃદયના અમૂર્ત ભાવો, મૂર્ત વસ્તુઓદ્વારા વ્યક્ત કરવા એ કળાનું પ્રધાન કાર્ય છે. જો એ મૂર્ત વસ્તુઓ અમૂર્ત ભાવોનું વાહન થવા ઉપરાંત પોતાના તરફ જ માણસનું ધ્યાન ખેંચે અને ઇન્દ્રિયોને એમની સ્વાભાવિક વૈષયિક તૃપ્તિ આપવા માંડે તો ત્યાં કળા મરી જ ગઈ સમજવી. મરી જાય નહિ તોયે વિકૃત તો થઈ જ જાય.

તેથી જ કળા અને વિલાસિતા એકબીજાના પડોશમાં રહેતાં છતાં અને જીવનમાં બંનેએ સ્થાન મેળવેલું હોવા છતાં એ બેનો કોઈ કાળે મેળ ખાય નહિ. ત્યાગી માણસ જીવનની લાલચથી સો ગાઉ દૂર ભાગશે; તપસ્વી એ લાલચો પર કાબૂ મેળવશે. તાન્ત્રિક એ લાલચોને વશ થયા છતાં એમાંથી જ પરમતત્ત્વની ઝાંખી કરવાનાં ફાંફાં મારશે; જ્યારે કળા એ લાલચોના વિષયનું અલિપ્તપણે, તટસ્થપણે દર્શન કે શ્રવણ કરી, એ વિષયોમાંથી જ અમુકને કેવળ તટસ્થ સાધન બનાવી, એમાંથી બ્રહ્માનંદસહોદર એવા આનંદનો અનુભવ કરશે. કળાની સાધના કપરી છે, જોખમભરેલી છે, પણ એની કૂંચી જેના હાથમાં આવી તેને માટે એ સાધના શરૂઆતથી આખર સુધી આહ્લાદક છે.

જીતવાના આ વેગળાવેગળા ઢુમતાઓ છે બન્ને પાકળની વૃત્તિઓ જુદી હોઈ એમની ફળપ્રાપ્તિ પણ જુદીજુદી છે કળાગસિક પોતાની વૃત્તિઓને અને લાગણીઓને કોમળ, ઉત્કટ અને સીવચેતન બનાવી દે છે, જ્યારે સત્યશોધક પોતાની વૃત્તિ અને લાગણીઓને કાબૂમાં રાખી રહી, એમનો સંયમ કરી પોતાની જિજ્ઞાસા તીવ્ર બનાવી બુદ્ધિને એકાગ્ર અનન્યનિષ્ઠ અને પારગામી બનાવે છે મૂળ સાધનામાં જ આટલો ફેર છે સત્યશોધનને જે જડે તેટલાથી કળા રીઝીને સતોષ ન થાય અને કળાકારશી જેટલાથી સતોષ માને તેટલાથી તો સત્યશોધ અસ્વસ્થ થઈ જાય કળાદર્શી જ્યાં વિરામ પામે ત્યાંથી જ સત્યશોધક આરભ કરે કળાનું દર્શન એ વીજળીના ઝળમળ જેવુ હોય છે, જ્યારે સત્યનું શોધન વિજ્ઞાનશાસ્ત્રોના પ્રયોગ જેવુ ધીમે હોય છે

અને હવે તો એ વાત સૌએ સ્વીકારી છે કે સત્યના ઊંડાંઊંડા શોધનો કળાદષ્ટિ વગર સભવતા જ નથી મોટામોટા વિજ્ઞાનશાસ્ત્રીઓ અને તત્ત્વજ્ઞો મૂળે કળાદર્શકો હતા એમ હવે દેખાયુ છે

પણ આ શોધને લીધે કળાધરોની જેટલી પ્રતિષ્ઠા વધી છે તેટલી તેમની જવાબદારી પણ વધી છે જો તેઓ કળાદર્શનથી જ સતોષ માની બેસી જશે તો તેઓ જીવનદ્રોહી ગણાશે 'કળાધરની કળાકૃતિ જુઓ, એના જીવનનો વિચાર ન કરો' એમ રસિક લોકો આજ સુધી કહેતા આવ્યા છે હવે તો કળાદશી જો જીવનવીર ન થયો તો એને સમાજ જે કાંઈ સજા આપી શકે તે આપવી જ જોઈએ એમ બધા કહેશે મફતની મળેલી મૂડી સુખેથી વાપરી એના ઉપર મોજ માણવાના દિવસો હવે રહ્યા નથી

## ૬

## કળા અને નીતિ

કળાને ને નીતિને એટલે કે સદાચારને શુ લાગેવળગે એમ પૂછનારા આજે ઘણા જાગ્યા છે 'કળા કાંઈ નીતિની દાસી નથી, નીતિના નિયમો નીતિને ઘેર ભલે ચાલે, અમારી કળા તો નીતિનિરપેક્ષ છે' એમ કેટલા અભિમાનપૂર્વક કહે છે બીજા કેટલાક કળાના ઉપાસકો એથી આગળ જઈને કહે છે કે "નીતિએ જ્યાંત્યાં વિધિનિષેધના પાટિયા ચોડી જીવનનુ ઉદ્યાન કદરૂપુ કરી મૂક્યુ છે, પોતાના આગ્રહથી નીતિએ જીવન સુધાર્યું તો નથી જ, પણ નિર્દોષ સુખ અને આનદની પણ જ્યાંત્યાં કતલ કરી છે, જીવનની સ્વાભાવિકતા નષ્ટ કરી વિકૃતિનુ સામ્રાજ્ય ફેલાવ્યુ છે, નીતિ જેવી આનદ વિનાશિની બીજી શક્તિ કે પ્રવૃત્તિ ભાગ્યે જ હશે નીતિએ જે બગાડ્યુ તે સુધારી આપવાનું કામ કળાનુ છે કળાના હાથમા જીવન સુરક્ષિત હશે, સુખમય થશે, અને સહેલુ તો બનશે જ. કળા નીતિનિરપેક્ષ છે, એટલુ જ નહિ પણ નીતિની અવેજીમા જીવનનુ સુકાન હાથમા લેવાની એની લાયકાત છે કળાને જ જીવનધર્મ બનાવી દો નીતિધર્મનો અખતરો અત્યાર સુધી આપણે બહુ કર્યો'

દરેક નવા અને ઉત્સાહી પ્રયોગખોરની તરફેણમા એક વસ્તુ હમેશા હોય જ છે કે જૂની

પ્રથાના દોષો એ ઝટઝટ ગણાવી શકે, નવાનો જ્યાં પ્રયોગ જ શરૂ થયો નથી ત્યાં એના દોષો કોણ બતાવી શકે? જૂનાના દોષો જે આટલી ઝીણવટથી બતાવે છે તેની દૃષ્ટિ વ્યાપક હોવી જ જોઈએ, તેનું સામર્થ્ય અમોઘ જ હશે એવો સહેજે પૂર્વગ્રહ બંધાય છે. ઉપર વર્ણવેલા કળાવાદીએ એ સ્થિતિનો લાભ પૂરેપૂરો લીધો છે; અને ધર્મ, નીતિ, સામાજિક રૂઢિ, લોકસંકેત, કાયદાકાનૂન, રાજ્યબંધારણ, બધું છોડી 'मामेकं शरणं व्रज' એ જાતની હાકલ જગાડી છે. કળા જેવી રમણીય પ્રેરક શક્તિ જો જીવનસ્વામિની થઈ જાય અને એમાંથી જો કેવળ મંગળ જ થતું હોય તો એથી રૂડું શું?

## વાઇસરોયને તપાસો

કળાની હિમાયત કરતી વખતે કળાનો જે વ્યાપક અર્થ કરવામાં આવે છે તેને જ એ કો વળગી રહે તો તો કશો જ વાંધો નથી; કેમકે કળા એટલે જીવનકળા, સર્વ ધર્મોનો મન્વય, આદર્શ જીવનની સહજસુવાસ; એની સામે શું કહેવાનું હોય? પણ કળાનું ર્વભૌમત્વ અને માંગલ્ય સિદ્ધ કર્યા પછી કળાના વાઇસરૉય તરીકે જે વ્યક્તિઓ સમાજ-ીણ થવા ઊભી થાય છે તેમને જોઈને જ કળાની આગેવાની સ્વીકારવી કે ન સ્વીકારવી નક્કી કરવું પડે છે. તાત્ત્વિક દૃષ્ટિએ વિચારતાં ધર્મ, નીતિ, કાયદા, કેળવણી, બંધારણ બધી વસ્તુઓ આદર્શરૂપમાં નિર્દોષ છે, સર્વસમર્થ છે, પણ પ્રત્યક્ષ વ્યવહારમાં કોકોકવાર ાવણીકારો જ અણકેળવાયેલા હોય છે, ધર્માચાર્યો જ અધર્મ અને અનાચારની મૂર્તિઓ ય છે. રાજકન્યાને દોરનાર એક વિદુષી વિષે લખાયું છે:—"She taught virtue by ecept and vice by example." આ બાણવચન પોતાને લાગુ પડે છે કે નહિ વું જો ધર્માચાર્યો, કેળવણીકારો, કાયદાપંડિતો, ન્યાયાધીશો, વૃત્તવિવેચકો (જર્નલિસ્ટ), ને પ્રજાસેવકો પોતપોતાના હૃદયને પૂછે તો કેટલાકનું મન અસ્વસ્થ થયા વગર રહે નહિ. ાના ઉપાસકો બીજા જીવનવ્યવસ્થાપકોની નિંદા કરતાં કરતાં એ જ ખાડામાં પડેલા ાામાં આવે છે. મેં ઉપર કહ્યું તેમ કળાની સાધના કપરી છે. એટલે ધર્મ, સદાચાર અને ને લોકરુચિ બધાંને તિલાંજલિ દઈ કેવળ કળાનું જ તંત્ર સ્વીકારનાર લોકોનો અધઃપાત ય છે. ત્યારે તે સૌથી ભયાનક હોય છે, એમ એમણે સિદ્ધ કરી આપ્યું છે. અપ્રતિમ નારા, નવાનવા રાગોને જન્મ આપનારા, ચિત્રદ્વારા રોજ ગંધર્વનગરી ઉત્પન્ન કરનારા, વેતાદ્વારા માણસને અલૌકિક અનુભવ કરાવનારા, અને હૃદયને હચમચાવી નાંખે એવા વચનદ્વારા જીવનજાગૃતિ કરનારા કેટલાક કળાધરોનું જીવન શંકાસ્પદ હોય છે એટલું જ હે, પણ પ્રાકૃત માણસને પણ સૂગ ચડાવે એવું હોય છે. અને આશ્ચર્યમગ્ન થઈને માણસ છે, 'ઈશ્વરે આટલી દિવ્ય શક્તિ આવા સડેલા હૃદયને શી રીતે આપી હશે!'

પણ એમાં આશ્ચર્ય શું? શું ચોમાસાને અંતે આપણે એવાં ખાબોચિયાં નથી જોતા જેની અંદર કાદવ સડતો હોય છે, અને જેનું પાણી પણ સ્વચ્છ નથી હોતું, ઝેરી ઘ, અને જીવડાં જેમાં ખદબદતાં હોય છે, જેમાંથી રોજ સવારે જીવલેણ વાયુઓ પેદા ય છે, અને જેનું ઊંડાણ એક વેંત કરતા પણ વધારે નથી હોતું; અને છતાં એવાં ખોચિયાં પોતાનો પૃષ્ઠ ભાગ, પોતાનું મોઢું કાવકું અને ચળકતું રાખી, અનંત આકાશ, ના સુવર્ણ લાલપીળા મેઘ અને એમાંથી ડોકિયું કરતા અસંખ્ય તારાઓ—બધું જ

આબાદ રીતે પ્રતિબિંબિત કરે છે! એક વેંત જેટલા ઊંડા ખાબોચિયામાં પણ જો અનંત આકાશ પ્રતિબિંબિત થઈ શકે છે તો જેનો જીવનહેતુ પ્રાકૃત માણસના જેટલો પણ સ્વચ્છ કે ઊંડો નથી હોતો, એવો કળાકાર જીવનનાં અસંખ્ય ગૂઢ રહસ્યો પોતાની અલૌકિક કલ્પનાદ્વારા વ્યક્ત કરે તો તેમાં આશ્ચર્ય શું? એવાઓને આવી શક્તિ ક્યાંથી મળે છે અને આટલું દિવ્ય દર્શન એમના જીવનમાં પરિવર્તન કરવાને કેમ સમર્થ નથી હોતું એ એક ઈશ્વરની સૃષ્ટિનું ભારે ગૂઢ છે. દરેક કળાકારમાં આર્યતા, સદાચાર, વૃત્તિની ભવ્યતા હોય જ છે, એમ આપણે જોતા નથી. કેટલાક સડેલા લોકો પણ અદ્ભુત કળાકૃતિ નિર્માણ કરી શકે છે એ પણ ખરું છે. છતાં આપણી એ શ્રદ્ધા આપણે છોડી શકતા નથી કે, ઉચ્ચ કળા અને આર્ય સદાચાર એ બે વચ્ચે મેળ હોવો જ જોઈએ. બન્ને એકબીજાને અનેક રીતે પોષક થઈ શકે છે એ વિષે શંકા નથી.

## સદાચાર અને સુરુચિ

કળાદ્વારા જીવનના કોમળ, લલિત, અદ્ભુત, ભવ્ય અને ચમત્કૃતિજનક પ્રસંગે ઓળખવાની શક્તિ આપણે કેળવીએ છીએ. એમાંથી સદાચાર નીપજશે જ એવી ખાતરી ન અપાય; છતાં સદાચાર એટલે કે જીવનની ભવ્યતા, આર્યતા, ઉદાત્તતા, અને કૃતાર્થતા નીપજવાનાં હોય તો કળાની સંસ્કારિતા અને સમભાવિતા એમાં ખૂબ મદદ કરશે એ વિષે શંકા નથી. દુરાચાર, પાપ, નીચતા, દુષ્ટતા,—બધાં માટે ઓસડ જડે એમ છે; પણ રીઢા પણાનું ઓસડ નથી. કેટલાક કળાકારો ઉદાત્ત, કોમળ, પ્રસન્નગંભીર, અને ભીષણસુંદર એવી કળાની અનેક વિભૂતિઓનું હંમેશાં દર્શન કરીને એવા તો રીઢા બનેલા હોય છે જાણે મંદિરના પૂજારીઓ અથવા તીર્થસ્થાનના પંડાઓ! એમને માટે કશી જ અપી અસરકારક રહેતી નથી. એક અંગ્રેજ કવિએ ચિડાઈને એવાના હૃદયને 'Leath hearts' કહ્યું છે. હૃદયનું જો 'ક્રોમ-લેધર' કરી મૂક્યું તો પછી એને કોણ કેળવી શકે

ખરુ જોતાં કળા અને નીતિ, સદાચાર અને સદભિરુચિ, બે વચ્ચે વિરોધ ઊભો ન કરવો જોઈએ. જીવનવિનાશક, જીવનદ્રોહી કોઈ પણ વસ્તુ સારા માણસને સરસ કલાપૂર્ણ લાગે જ નહિ. અમુક ખાદ્ય પદાર્થ એંઠો છે, અમુક રમણી કુલટા છે, અ સ્વાદુ ફળ ઝેરી છે, અને અમુક ઉપદેશક શત્રુનો જાસૂસ છે એવી ખબર પડ્યા પ જેમ એમનું આકર્ષણ તત્કાળ મટી જાય છે, તે જ પ્રમાણે જેમાં સદાચારનો વિરોધ જે વસ્તુમાં લોકસમુદાયનો દ્રોહ છે, જેમાંથી દુઃખ, મોહ અથવા પશ્ચાત્તાપ જ ઊપજવ છે એવો ખ્યાલ થયો તે વસ્તુનો રસ, એની આકર્ષકતા એની મેળે મટી જાય છે. જે જીવનદ્રોહી હશે તે જ એને વળગી રહેશે.

સદાચાર એ જ જીવનની સુંદરતા છે. ન્યાય, ઉદારતા, ક્ષમા, શાંતિ, ત્યાગ, વીરતા એ બધી વસ્તુઓ જ જીવનનો ઉત્તમ ભાગ છે. એને દગો દઈ, એનો ઇનકાર કરી, કળા માણસ આગળ આવીને ઊભી રહે, અને એનું મોઢું ગમે તેટલું રૂપાળું હોય તોય આપણને શી રીતે આકર્ષી શકે?

સદાચારને નામે અનેક રૂઢિઓ અને સમાજના આગેવાનોની જૂની કે નવી જો માન્યતાઓ સમાજ પર રાજ્ય કરે છે. એમાંથી નાંખી દેવા જેવી વસ્તુઓ જરૂર દઈએ, પણ કળાએ પોતાનું નિર્વિવાદ સ્વાતંત્ર્ય નવેસર સિદ્ધ કરવા માટે સદાચારનો [

જ કરવો જોઈએ એમ શા માટે માનવું? સદાચાર એ પણ અંતે સર્વોચ્ચ જીવન-કળા જ છે.

અને સદાચારે પણ કળા સાથે સાસુપણું ચલાવવાનો આગ્રહ છોડી દેવો જોઈએ. કળાની ખૂબી ગમે તે વસ્તુ તટસ્થ ભાવે સ્વીકારવાના, તટસ્થ ભાવે વાપરવાના, અને કોઈ યોગીની પેઠે એની સાથે શરૂથી અંત સુધી અનાસક્ત રહેવાના કૌશલ્યમાં રહેલી છે. એ કૌશલ્યમાંથી જો કળાકાર પતિત થયો તો સાચા કળાકારો પોતે જ એને ન્યાતબહાર મૂકશે. વિષયિતા, વિલાસિતા અને લંપટતા એ સદાચારની જેટલી શત્રુ છે એટલી જ કળાની પણ છે. દંભી સદાચાર જો આ ડાકણો સાથે માંડવાળ કરે તો ભ્રાંત કળા પણ કેમ ન કરે? વિલાસિતા, લંપટતા, વિષયિતા કળામાં ભળી જાય ત્યારે એને માટે ઇલાજ કરવાનું કામ સમર્થ કળાકારોને હાથે જ થઈ શકે તો સારું. નાત નાતને સારી રીતે ઓળખે છે. એટલે કળાના ઉચ્છૃંખલપણાનો નીતિના કાયદાથી વિરોધ કરવા કરતાં જીવનનિષ્ઠ, સદાચારપરાયણ, આર્ય કળાકારો પેદા કરવા અને એમની મારફતે જ હીન કળાને ઝાંખી પાડવી એ સારો ઉપાય છે.

એક વસ્તુ આપણે ધ્યાનમાં લેવી જોઈએ આપણે કેડ કસીએ નહિ તો દુનિયામાં નિરપવાદ દુરાચાર અને વિલાસિતા જ ફેલાશે એમ માનવામાં ભૂલ થાય છે. એમાં અશ્રદ્ધા છે, નાસ્તિકતા છે. જો આ વિશ્વમાં ચૈતન્યતત્ત્વ ભરેલું હોય તો આ સદસદાત્મક વિશ્વમાં માણસ ધારે તોયે પૂર્ણ રીતે દુરાચારી ન થઈ શકે. મહાત્મા થવું જેટલું અઘરું છે એટલું જ નિર્ભેળ દુરાત્મા થવું અશક્ય છે દરેક પાપ અને પતનનું ઓસડ એની સાથે જ જન્મે છે, અને પોતાનાં પાપ પ્રત્યેની માણસની ધીરજ પણ અંતે ખૂટે જ છે. માટે માણસે એટલું જ જોવાનું કે પાપપુણ્ય, સદાચારદુરાચાર, સુરુચિકુરુચિ વચ્ચેના સનાતન ગજગ્રાહમાં પોતાનું ખેંચાણ સત્પક્ષ તરફ જ હોવું જોઈએ. આક્રોશ કરવાથી અને ધીરજ ખોઈ બેસવાથી કશું વળવાનું નથી. સમાજને અને દુનિયાને શુદ્ધ કરવા જતા પહેલાં આપણી પોતાની જાતને જ રસ્તા પર લાવવાનો પ્રયત્ન કરીશું તો એ પ્રવૃત્તિ જ મોડીવહેલી સક્રામક (ચેપી) નીવડવાની છે.

## રૂઢાચાર અને નગ્નતા

સદાચાર અને રૂઢાચાર વચ્ચેનો ભેદ અહીં સ્પષ્ટ જાણવો જોઈએ. સદાચાર એ હૃદયની લાગણી છે, એ અંદરની સ્વચ્છતા છે, જ્યારે રૂઢાચાર સમાજની માન્યતા ઉપર રચાયેલો હોય છે. એ લોકલાગણીને વશ રહે છે. રૂઢાચારી સદાચારી હોવાનો સફળ ડોળ કરી શકે છે, પણ સદાચારનું ફળ કે પુણ્ય મેળવી ન શકે. શરીરના અવયવો બની શકે તેટલા ઢાંકવામાં સદાચાર રહેલો છે એમ એક જમાનાએ માન્યું અને શીખવ્યું. એમાંથી પડદાના આદર્શો કેળવાયા. જો ચિત્રોમાં નગ્નતા બતાવવામાં આવે તો સામાજિક નીતિનો હાહાકાર થઈ જાય એમ લોકો માનવા લાગ્યા.

આની સામે બીજા કેટલાક કહેવા લાગ્યા કે જ્યાં નિખાલસપણું છે ત્યાં પવિત્રતા રહેવી જ જોઈએ. પણ અનુભવે કહ્યું કે જેમ રૂઢાચારમાં અનાચાર છૂપો રહી શકે તેમ નગ્નાચારમાં પણ અનાચાર ફાવી શકે છે. રૂઢિનિષ્ઠા અને બંડખોરપણું બન્નેમાં સત્યનિષ્ઠા અથવા શિવપરાયણતા વસે જ અથવા વસવાં જ જોઈએ એમ સિદ્ધ નથી થતું.

છેલ્લા દાયકામાં આ સવાલ બહુ ચર્ચાયો—કળામાં નગ્નતાનું દર્શન કરાવાય કે નહિ? પણ તે વખતે પણ આ સવાલ સાવ કોરો નહોતો. જૂના વખતમાં આપણા તાંત્રિકોએ નગ્નતાની ઉપાસના ઓછી નથી કરી. અને એનાં ફળ પણ આપણે જોઈ લીધાં છે. આપણી ભાષામાં નિંદાના અર્થમાં વપરાતો 'છાકટો' શબ્દ 'શાક્ત' ઉપરથી આવ્યો છે. એ જ આ સવાલ માટે પૂરતો જવાબ છે. પણ નગ્નતામાં પૂર્ણ પાવિત્ર્ય પણ બતાવી શકાય છે. દક્ષિણમાં ભદ્રબાહુ, બાહુબળી, ગોમટેશ્વરની નાગી મૂર્તિઓ છે. એટલી મોટી કે માઈલો સુધી લોકો એમને જોઈ શકે છે. પણ એમના મોઢા ઉપર મૂર્તિકારોએ એવો તો ઉપશમ બતાવ્યો છે કે એ પવિત્ર નગ્નતા જોનારને દીક્ષારૂપ જ બની જાય છે; પુરુષનું શરીર હો કે સ્ત્રીનું, પશુનું હો કે પક્ષીનું, એમાં બિભત્સતા છે જ નહિ. અશ્લીલતા શરીર ઉપર નથી પણ મનના ભાવમાં છે. પોતાનું દિગંબર ચિત્ર અશ્લીલ બનાવવું અથવા કલાપૂત બનાવવું એ ચિત્રકારના હાથમાં છે, મૂર્તિકારના હાથમા છે. આજકાલ જ્યાંત્યાં વિકારોનું ઉદ્દીપન કરી સમાજ પાસેથી પૈસા કઢાવવાનો પ્રયત્ન ચાલે છે, ત્યાં આ વાત ન સમજાય. સાહિત્યમાં શું અને કળામાં શું, લોકોની ચિત્તવૃત્તિ કામુક અને વિલાસપ્રવણ બનાવવાનો પ્રયત્ન કરનાર કળાધરો અને જૂના વખતમાં યાકૂતિ ખાઈ ખાઈ નિઃસત્ત્વ બનેલા રાજાઓ અને નવાબોની વિષયવાસના ફરી જાગ્રત કરી આપનાર એમના આશ્રિતો વચ્ચે કાળનો ફેર હોય, પદ્ધતિનો ફેર હોય, પણ જાતિનો ફેર નથી જ. સમાજને આવા વિટવર્ગની જરૂર હોય તો સમાજ ભલે એને રાખે, પણ એને કળાધર ન કહે.

શુદ્ધ સૌન્દર્યની દૃષ્ટિ રાખી હિંમતપૂર્વક નગ્નતાને પણ કળાનો વિષય બનાવવો એ જુદું; અને વિકારોને ઉત્તેજન મળે એવાં ચિત્રો કાઢી વિકારલોલુપ લોકોને એમને મોંઢે સુંદર કહેવડાવવાં એ જુદું. વિકારની હસ્તી સિદ્ધ કરવી અથવા વિકારિતાનો કોઈના પર આક્ષેપ કરવો મુશ્કેલ કામ છે. પણ પોતાનું મન વિકારી થાય છે કે નહિ એ પોતાને માટે નક્કી કરવું જરાયે અઘરું નથી એની મુશ્કેલી દંભી જમાનામાં જ પ્રતીત થાય છે. વિકાર તો આખા શરીરમાં ઓછેવત્તે અંશે એક વિશિષ્ટ રોમાંચ ( thrill ) પેદા કરે છે એમાં ક્ષણિક ઉત્તેજના અને અન્તે શૈથિલ્ય અથવા નિચોવાવાપણું બન્ને હોય છે અને વૃત્તિઓ નફ્ફટ ન થઈ હોય તો શરમાવાપણું પણ અમુક અંશે હોય જ છે.

અને જ્યાં સુખ હોય છે ત્યાં પણ એ સ્થાયી અને પરિણામે રમણીય નથી હોતું. જ્યારે કળાના આનંદનું સ્વરૂપ જ એવું છે, કે એની આગળ સુખદુઃખ ગમે તે આવે, કળા તો એમાંથી સરખો આનંદ જ લઈ શકે છે. કોઈ શોકાંતિકા ( tragedy ) જોઈને આપણે પીગળીને અશ્રુમય થઈ જઇએ છીએ. અને છતાં એ શોકાંતિકા અનેકવાર જોવાનો કે વાંચવાનો રસ આપણે છોડી શકતા નથી જે દરિદ્ર અવસ્થામાં એક ક્ષણ પણ રહેવાની આપણી હિંમત ન હોય એવું જ આબેહૂબ વર્ણન જોઈ આપણામાં જે સમભાવ કે પુણ્યપ્રકોપ જાગે છે તે તો આપણને આવકારપાત્ર જ લાગે છે.

## વ્યક્તિત્વનો આનંદ

આમ કેમ થતું હશે! માણસને દુઃખ ગમતું નથી છતાં જીવનમાં દુઃખ તો છે જ. દુઃખ છે એટલું જ નહિ પણ એનો ઉપયોગ પણ છે. દુઃખમાંથી આપણે અનુભવસમૃદ્ધ થઈએ છીએ; આપણું વ્યક્તિત્વ, આપણી personality, અથવા ગીતાની પરિભાષામાં કહીએ તો આપણું અધ્યાત્મ વધે છે. ( ગીતામાં ' स्वभावो अध्यात्मं उच्यते ' એવી વ્યાખ્યા કરી છે ત્યાં સ્વ-ભાવ એટલે માણસની personality, એને જ અધ્યાત્મ પણ કહે છે ) સમભાવને લીધે આપણું વ્યક્તિત્વ આપણા શરીરમાંથી બહાર નીકળી ઇન્દ્રિયોનું બંધન તોડી સંકુચિતતામાંથી ઊગરી જઈ, વિકાસ પામે છે અને આપણા દેહથી ભિન્ન એવી વ્યક્તિઓ, મૂર્તિઓ, ઘટનાઓ અને તત્ત્વો સાથે એકરૂપ થઈ જાય છે. આ વ્યક્તિત્વનો વિકાસ એ જ આનંદ છે. સામાન્યપણે સુરત કે સ્વસ્થ દશામાં માણસને પોતાની શક્તિનું ભાન નથી હોતું. દુઃખ કે સંકટને પ્રસંગે એની શક્તિનો આવિર્ભાવ થાય છે. એ આવિર્ભાવ તે વખતે કષ્ટકારક ભલે હોય પણ એટલો અનુભવ મેળવવાની પોતાની શક્તિનો પરિચય તો માણસને સમાધાનકારક હોય જ છે. વિજ્ઞાનના પ્રયોગો, વિગ્રહનાં પરાક્રમો અને જીવનના આખતરાઓ — બધા જ આપણને આપણા અધ્યાત્મના વિકાસનો આનંદ આપે છે. આ વ્યક્તિત્વવિકાસની જે કળા અથવા કૌશલ્ય તે જ યોગ છે. કેળવણીનું પ્રયોજન પણ અંતે અધ્યાત્મનો વિકાસ જ છે. ઇન્દ્રિયો મારફતે સુખદુઃખાદિ લાગણીઓનો અનુભવ કરવો એ પ્રાથમિક દશા છે. એ લાગણીઓને કેળવ્યા છતાં એમને ગૌણ કરી એમાંથી અધ્યાત્મનો આનંદ સીધી રીતે લઈ લેવો એ કળાનું કામ છે. અને એમાં જ કળાની મહત્તા પણ છે. ગળ્યાંગળ્યાં પકવાનો ખાતાં, ઉનાળામાં શીત ઉપચાર સેવતાં, શિયાળામાં હૂંફાળી પથારીમાં આળોટતાં નિરતિશય સુખ કોને નથી થતું? એ સુખને લઈને તો માણસ અને પશુપક્ષીઓ જીવે છે; અને એને માટે જ આખો જન્મારો મથતાં હોય છે. પણ કોઈ માણસ જાતજાતનાં પકવાનો રસપૂર્વક ખાય છે એટલા માટે કોઈ એને બહાદુર, મહાન કે સમર્થ ગણતુ નથી, કહેતું નથી પશુપક્ષીઓ વિષય સેવે છે. માણસો પણ વિષય સેવે છે. એમાં જુગુપ્સિત એવું કશું નથી પણ એનું દર્શન કરવા, સ્મરણ અને ચિંતન કરવા બીજાને નોતરવા એ અશિષ્ટ છે, જુગુપ્સિત છે.

પણ એ ભોગ સાથે જે ભાવનાઓ પેદા થાય છે એની વાત જુદી છે. એ ભાવનાનો આનંદ કાવ્યનો અને કળાનો વિષય થઈ શકે છે. એ ભાવનાઓનું સ્વરૂપ વિવિધ હોય છે, છતાં એમાં આનંદનું તત્ત્વ તો એમાંથી પ્રાપ્ત થતો અધ્યાત્મનો વિકાસ જ છે. એને જ શાસ્ત્રીય પરિભાષામાં તાદાત્મ્ય કહે છે. સૂર્યોદય કે સૂર્યાસ્તની ગંધર્વનગરી જોતાં આપણે

દેહભાન ભૂલી જઈ એ દશ્ય સાથે તદાકાર, તન્મય અને તલ્લીન થઈ જઈએ છીએ. એ તલ્લીનતાનો એ જ આનંદ છે; એમાં જ કળાનો અને કાવ્યનો આત્મા રહેલો છે. કાવ્યના આત્માને આહ્લાદકારી રસ કહે છે. મારે મન 'રસ' શબ્દ સૃ-સર્ ઉપરથી આવ્યો છે. (वर्णविपर्ययात्). ઝાડોમાં રસ સરે છે અથવા ઝરે છે; મોઢામાં રસ છૂટે છે. એ જ રીતે જ્યારે આપણું હૃદય દ્રવીને કોઈ પણ આકર્ષક વસ્તુ તરફ સરે છે, સરે છે, રસે છે, ત્યારે રસ પેદા થયો છે, એમ આપણે કહીએ છીએ આમ જ વ્યક્તિત્વનો વિકાસ થઈ શકે છે.

આ વ્યક્તિત્વનો વિકાસ અથવા તાદાત્મ્ય એ જ આનંદનું સ્વરૂપ છે. પણ જ્યારે એ આનંદ ભૂલથી ઇન્દ્રિયોને તૃપ્તિ આપવા મથે છે, ત્યારે એ રસધારા આત્માનો વિકાસ કરવાને બદલે આત્માને સંકુચિત કરી નાખે છે, આત્મા અને અનાત્માનો ગોટાળો કરે છે, અને અંતે ફજેત થઈ આનંદ ખોઈ બેસે છે. આ સ્વરૂપચ્યુતિ એ જ મોટું અધઃપતન છે. ઇન્દ્રિયતૃપ્તિ મારફતે જો આત્મવિકાસ થતો હોત તો એને જ સર્વોચ્ચ આધ્યાત્મિક સાધના ગણી હોત. પણ એવું નથી. ઇન્દ્રિયસુખ એ આનંદ મેળવવાનાં ફાંફાં છે એને અંતે વિરસ, ગ્લાનિ, વિષાદ અને પશ્ચાત્તાપ જ છે. યુરોપની સંસ્કૃતિનો આચાર્ય અને દરેક જાતના સ્વાદનો સ્વાદિયો ગૅાયટે ૮૦ વર્ષની અમનચમનની જિંદગી ગાળી, અંતે કહે છે કે, હું નથી માનતો કે જિંદગીમાં મે ખરા સુખના ૮–૧૦ દિવસો પણ ગાળ્યા હોય!

જ્યારે આપણું હૃદય અથવા આપણો આત્મા અન્ય વ્યક્તિઓ, વસ્તુઓ કે પ્રસંગો સાથે તાદાત્મ્ય અનુભવે છે ત્યારે જ સંકુચિતતાનું, ભેદભાવનું બંધન તૂટવાનો આપણને આનંદ થાય છે. પણ જો તેમાં આસક્તિ આવી ગઈ તો આત્માને ઠેકાણે અનાત્મા દાખલ થઈ શિર્કનો ગુનો થઈ જાય છે. અનાત્માને આત્મા માની લેવો, જે ખુદા નથી તેને ખુદા સાથે શરીક કરવો એ શિર્કનો ગુનો છે, મોટામાં મોટુ પાપ એ જ છે. એ પાપ ટાળવા ખાતર તાદાત્મ્ય અને તટસ્થતાનું વ્યાકરણ જાળવવું પડે છે. જ્યાં તટસ્થતા નથી ત્યાં અધ્યાત્મ નથી, ત્યા સુખદુઃખથી પર એવી દૈવી અનુભૂતિ નથી કાવ્યાનંદ, કળાનંદ અને ગાનાનંદ એ બધા ઇન્દ્રિયો મારફતે લીધેલા હોવા છતાં ઇન્દ્રિય નિરપેક્ષ થઈ શકે છે. અને જેટલે દરજ્જે એ ઇન્દ્રિય નિરપેક્ષ થાય છે તેટલે દરજ્જે જ તે પરમાનંદ બની જાય છે, કેમકે પછી એ સ્થાયી હોય છે, પવિત્ર હોય છે, એ આનંદમાં દુઃખ, વિષાદ, વિકૃતિ કે પશ્ચાત્તાપને અવકાશ હોતો નથી કલાના આ શુદ્ધ આનંદમાં આસક્તિ સંભવે જ નહિ. જ્યાં તાદાત્મ્ય અને તાટસ્થ્ય એકીસાથે આપણે કેળવી શકીએ છીએ — અનુભવી શકીએ છીએ, ત્યાં જ આપણને કળાનંદ લાધે છે મોક્ષસાધનામાં અનાસક્તિ મારફતે જેમ વ્યાપકમાં વ્યાપક તત્ત્વ, જેને વિષ્ણુ અથવા પરબ્રહ્મ કહે છે, તેનો સાક્ષાત્કાર થાય છે, તેમ જ આ તાટસ્થ્યયુક્ત તાદાત્મ્યની મારફતે લોકોત્તર અને વિગલિતવેદ્યાંતર આનંદ આપણે અનુભવીએ છીએ. અને એથી જ રસકોવિદોએ એ કળાનંદને બ્રહ્માનંદનો સહોદર એટલે કે સગો ભાઈ કહ્યો છે.

થોડુંક વિષયાંતર કરી અહીં એટલું ઉમેરવાનું મન થાય છે કે આધ્યાત્મિક અનાસક્તિયોગમાં પણ જીવન સાથે છૂટાછેડા કરીને જ જાળવેલી અનાસક્તિ એ અનાસક્તિ જ

નથી, એ જીવનનો સંકોચ છે. એ જડના પણ હોઈ શકે. ઘોરમાં સૂતું મડદું અને એને સુરક્ષિત ઢાંકી રાખનાર કબરના પથરા બન્નેમાં તાટસ્થ્ય પૂરતુ હોય છે, પણ એને કોઈ અધ્યાત્મ કે મુક્તાવસ્થા કહેતું નથી. જ્ઞાન, ભક્તિ અને સેવા મારફતે જ્યારે તાદાત્મ્ય કેળવાય છે અને પૂરેપૂરું તાટસ્થ્ય પણ જળવાય છે, ત્યારે જ નિર્વાણપરમાં શાંતિ અપાવનાર અનાસક્તિ સંભવે છે.

૯

## પરસ્મૈપદી અને આત્મનેપદી કળા

કળામા પરસ્મૈપદી અને આત્મનેપદી એવા ભેદ કોકકોકવાર કરવા પડે છે. જેમાં પોતાના આનંદનો જ વિચાર હોય છે, પોતાને માટે જ કલાનિર્મિતિ કરાય છે, તે આત્મનેપદી કળા હોય છે. પોતાને થયેલો અનુભવ બીજામાં જગાડવાની દૃષ્ટિથી, પોતાનો આનંદ બીજામાં સંક્રાંત કરવાની આતુરતાથી, જે કળાની નિર્મિતિ થાય છે, તે પરસ્મૈપદી છે. બધી જ કળા મોટે ભાગે ઉભયપદી હોય છે. મૂળ હેતુ ગમે તે એક જ હોય તોયે એ ' उभयोर्विन्दते फलम् ' અને તેથી જ કળા વ્યક્તિગત છે કે સામાજિક એવો પ્રશ્ન કરી વિરોધ જગાડવામાં ખરેખર કાંઈ અર્થ નથી હોતો. જ્યાં વિરોધ નથી ત્યાં વિરોધ છે એવો વિકલ્પ ઉઠાવી ઝઘડો પેદા કરવો એ આજના સાંકડા મનવાળા જમાનાનું ખાસ લક્ષણ છે. વ્યક્તિઓ જો અસંસ્કારી હોય, તો સામાજિક જીવન જરૂર અશક્ય કરી મૂકે, અને અસંસ્કારી સમાજ વ્યક્તિગત જીવનને ગૂંગળાવી મારે. જ્યાં મન અને જીવન કેળવાયેલુ છે, ત્યાં સમષ્ટિ અને વ્યષ્ટિ વચ્ચે વિરોધ હોઈ જ ન શકે. સંસ્કારિતા દ્વારા જીવનમાં તેમજ માણસજાતિમાં અવિરોધ, સ્વરમેળ અથવા સગીત પેદા કરવું એ જ મોટામાં મોટી કળા છે કળામાં વ્યક્તિગત અને સામાજિક એવાં પાસાં હોય, પણ વિરોધ ન હોય.

### તાટસ્થ્ય

તાટસ્થ્ય અને એના પરિણામનો એક દાખલો આપુ. એકવાર મિત્રને મળવા એને ગામડે ગયો હતો. ત્યાં એક મોટો વીંછી ડંખ્યો. વગડામાં દવા ન મળી; ઝેર ચડવા માંડ્યું. હવે શું કરાય ? એક ઉપાય સૂઝ્યો. વીંછીનું ઝેર કેમ ચડે છે એનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવાની આ એક ઉત્તમ તક છે એમ સમજી, જાણે કોઈ બીજા જ માણસને વેદના થાય છે અને એ વેદનાનો અંશે અંશ સમજવાની અને નિરખવાની શક્તિ આપણને व्यासप्रसादात् મળી છે એવી તટસ્થતાથી, ઝેરની અસરનાં મોજાંઓનુ આક્રમણ હુ તપાસવા લાગ્યો. એ મોજાંમાં ભરતીઓટ હોય છે. હવે વેદના અહીં સુધી આવી, હવે અહીં સુધી એમ કરીને જેમજેમ તટસ્થભાવે નિરીક્ષણ કરતો ગયો, તેમતેમ વેદના સહ્ય થઈ એટલું જ નહિ, પણ એમાં રસ પણ પડવા લાગ્યો અને અતે ઊંઘ આવતાં પણ મુશ્કેલી ન રહી.

કેટલાક વિનોદપ્રિય લોકો પોતાની થયેલી ફજેતી તટસ્થભાવે રસપૂર્વક વર્ણવે છે. અને કશા પક્ષપાત વગર પોતાની સ્મરણયાત્રા લખે છે. એ પણ તાટસ્થ્યનું જ એક ઉદાહરણ છે જ્યાં ઇન્દ્રિયાસક્તિ જ છે, વિલાસલોલુપતા છે, અહંકાર છે ત્યાં તાટસ્થ્ય તો હોતુ નથી જ પણ તન્મયતા પણ હોતી નથી, એ આપણે જાણવું જોઈએ સુખ એ કાંઈ તન્મયતા નથી.

સુખ એટલે આનંદ નથી. આનંદ તો અનાસક્ત તન્મયતાથી જ અનુભવાય છે. આવી તન્મયતા કે તલ્લીનતા એ જ આનંદ છે, એમાં અહંતામમતાને અવકાશ જ રહેતો નથી.

કળાનો બીજી રીતે વિચાર કરી શકાય. સમાધિસ્થિતિમાં માણસમાં અહંતામમતા રહેતી નથી. તે વખતનો અનુભવ અપૌરુષેય હોય છે. અને અનિર્વચનીય પણ હોય છે. જ્યાં ભેદ જ નથી ત્યાં નિર્વચનનો સવાલ જ ક્યાથી હોય? પણ એ સમાધિનું વ્યુત્થાન થયા પછી સમાધિકાલનો અનુભવ અને ત્યારપછીની પ્રાકૃત દશા વચ્ચે જે અંતર પેદા થાય છે, અંતરનું ભાન થાય છે, એમાંથી કળાનો સંભવ છે. જીવસ્થિતિના વ્યક્તિત્વ ઉપર આવ્યા પછી ખોયેલું બધા સાથેનું ઐક્ય પાછું અનુભવવા માટે કલા મારફતે એ પ્રયત્ન કરે છે. વિશ્વાત્મૈક્યભાવ, સર્વાત્મૈક્યભાવ એ જ પરમ આનંદ છે. સમાધિમાં જે ક્ષણિક અનુભવ્યો તે આનંદ ઇન્દ્રિયો-દ્વારા વ્યક્ત કરી બીજાઓને એની ઝાંખી કરાવવાનો જે પ્રયત્ન તે જ સાચું કાવ્ય છે, તે જ કળા છે. તેથી જ સાચી કળા હૃદયને ઉન્નત કરે છે, વિગ્રહને મટાડે છે, ઉન્નત આત્માઓને પાસે આણે છે અને સમાજના કેટલાય ગૂંચવણભરેલા સવાલો સહેજે ઉકેલે છે. કળાનું આ પ્રયોજન, એનો એ અધિકાર જાણીને જો આપણે કહીએ કે કળા એ એક જાતનો સંચાર છે, પ્રચાર છે—propaganda છે, તો એમાં વાંધો નથી. અણઘડ લોકોને પ્રચારની સર્વોત્કૃષ્ટ પદ્ધતિનો ખ્યાલ નથી હોતો તેથી તેઓ 'પ્રોપેગેન્ડા'ને બગાડી દે છે, અને કળાને પણ નીચે આણે છે. કળામાં propaganda ન હોવો જોઈએ એવી તકરાર કરનારા લોકો આજકાલના બજારુ propagandaથી અકળાઈને તેમ કહે છે. ખાનદાન propaganda અને શુદ્ધ કળામાં ભેદ છે જ નહિ. પરસ્મૈપદી કળા propaganda જ છે, પ્રચાર છે. પ્રચારનો હેતુ કળાના હેતુ જેટલો જ ઉદાત્ત હોય એટલે બસ.

## ૧૦

## કુદરતની કળાદીક્ષા

આ વિવેચનની શરૂઆતમાં મેં એક પક્ષની માન્યતા રજૂ કરી હતી કે કળા તો મનુષ્ય-કૃત વસ્તુમાં જ હોઈ શકે, પશુપક્ષી, ઝાડપાન, ફળફૂલ, શંખલાં અને માછલાં, વાદળાં, વીજળી અને તારાઓ એમાં સુંદરતા છે, પણ એમાં કળા નથી એક અર્થમાં એ સાચું છે. માણસના મનમાં એ સૌન્દર્યભાવના જન્મ લે અને તે પાર્થિવ વસ્તુઓ મારફતે પ્રગટ થવા મથે ત્યારે જ કળા સંભવે છે મનુષ્યકલ્પનાની પ્રસૂતિવેદનામાંથી જ કળાનો સંભવ છે. છતાં આ વિચારને વળગતાં સકુચિતતા અને એકાંગિતા આવી જાય છે. માણસ પેદા કરે તે કાવ્ય અને સર્વલોકમહેશ્વર જે પેદા કરી આપણા આનંદને માટે આપણી આગળ રજૂ કરે છે એ કાવ્ય નથી એવો ભેદ શા સારુ કરીએ? કુદરતને યાંત્રિક અને ભાવશૂન્ય શા માટે કલ્પીએ? આપણે અને આપણી કલ્પનાઓ, આપણાં ઉડ્ડયનો અને આપણાં અવગાહનો, બધુ જ કુદરતની મજા છે. આપણે કુદરતના અંશ છીએ. પ્રકૃતિમાતા પરિપૂર્ણ છે. આપણાં કરતાં પ્રકૃતિની વિભૂતિ નાની ન હોય. તોફાની દરિયાને કાંઠે બેસી અથવા એના વક્ષઃસ્થળ ઉપર મુસાફરી કરી એનું ધ્યાન ધર્યું છે? દરિયો એ મહાભારત જેવું મહાકાવ્ય છે. એના હૃદયમાં બધી ભાવનાઓ ઊછળે

છે. એની મહદ શાંતિ અને એનો રુદ્રાવતાર, એનું અટ્ટહાસ્ય અને એનું ભીષણ ક્રંદન, એની વર્ણછટા અને એનું ગાંભીર્ય, એની પ્રસન્નતા અને એ ગૂઢતા—બધું જ સત્ય છે, બધુ જ ભાવપૂર્ણ છે. મહાસાગરનાં તોફાનો અને શાંતિ, એનાં માઇલો સુધી ફેલાયેલાં વમળો અને એક ખંડથી બીજા ખંડ સુધી દોડનાર ઓઘો માનવઇતિહાસ કરતા ઓછા ભવ્ય નથી હોતા. રામેશ્વર જઈ, જમીનની સાંકડી ચીર ઉપર ઊભા રહી રત્નાકર અને મહોદધિનો સંગમ જોતાં એ જ ભાવ પેદા થયો અને ત્યાંથી જાફના જતા ભારતવર્ષને લંકા સાથે જોડનાર સેતુનુ કાવ્ય જોઈને પણ વાલ્મીકિનુ હૃદય તરત પ્રત્યક્ષ થયુ.

અને કરોડો ભારતીઓને સ્તન્યપાન કરાવતી ગંગામૈયાને કળાકારની દૃષ્ટિથી જોશો તો એ દેવી છે, ભારતમાતા છે, એ વિષે શંકા સરખી નહિ આવે.

આ બધુ જોવા માટે કાંઈક મુસાફરી કરવી પણ પડે છે. પણ પરમપિતામહ જેવું આકાશ તો આપણે જ્યાં હોઈએ ત્યાં છે જ. એને દહાડે જુઓ, એને ગતે જુઓ, સવારે જુઓ, ઉનાળામાં ખરે બપોરે વંટોળિયાના થાંભલા ઉપર આધાર રાખી એ ફેલાયુ હોય ત્યારે જુઓ, અથવા મહાસમુદ્રને બાથમાં લેતો એનો વિસ્તાર જુઓ. એની વૃત્તિઓની વિવિધતા અને ભવ્યતા, કેટલી બધી અસરકારક હોય છે ? ચોમાસામાં હિમાલય જેવાં વાદળાંનો મોટો કાફલો આકાશની મુસાફરી કરતો હોય, અને એમાં જ બાળક જેવા પક્ષીઓ આમતેમ કૂદંકૂદા કરતાં હોય ત્યારે વિરાટદર્શન અને લલિતભાવ એનું ભીષણમૃદુલ સંગીત સાંભળવાને મળે છે. સૂર્યોદય સમયે વાદળાંઓ જામે છે ત્યારે કોકકોકવાર પડદા પાછળ પડદો અને એની પાછળ અનેક પડદાઓ—એવા વૈભવથી વીંટળાઈ કોઈ ચક્રવર્તી સમ્રાટ દરબારમાં વિરાજમાન હોય એવુ દેખાય છે, અને પછી કળાકારથી બોલી જવાય છેઃ

प्राण- प्रजाना उदयत्येप सूर्य

અને જે સાર ઋષિએ ગાયુઃ

ध्येय- सदा सवितृमडलमध्यवती
नारायणः सरसिजासनसनिविष्ट' ॥
केयूरवान् मकरकुडलवान् किरीटी
हारी हिरण्मयवपुर्धृतशखचक्र. ॥

તે શુ ઓછો કળાધર હતો ?

એકએક દેશના પુરાણકારોએ તારાઓનુ કાવ્ય અનુભવ્યુ છે, અને વર્ણવ્યુ છે. વૈદિક ઋષિઓએ જ્યારે દેવોના કાવ્યની શરૂઆત કરી છે ત્યારે તેમની નજર આગળ આકાશની જ્યોતિઓ જ હતી. નવી શોધો થાય છે તેની આગળ જૂનું કાવ્ય બધુ જ ફીકું લાગે છે. એક જ્યોતિષીએ હમણા જાહેર કર્યું છે કે પૃથ્વીનો ઘેરો કિંકર ચંદ્રમા, પૃથ્વીની આસપાસ અદબ સાથે ફરતો ફરતો થોડોથોડો નજીક આવતો જાય છે. આમ ચાલતાં ચાલતાં જ્યારે એ મર્યાદાથી વધુ પાસે આવશે ત્યારે એના કકડા થઈ જવાના છે. બેચાર, પાચ કે સો બસો કકડા નહિ પણ એના ચૂરેચૂરા થઈ જવાના છે એ ચૂરામાથી એક મોટુ વલય સુવર્ણકંકણ જેવુ તૈયાર થશે અને શનિનું વલય, આપણે દૂરબીનમાં જોઈએ છીએ તેવું જ આપણી પૃથ્વીની આસપાસ પણ એક વલય વીંટાશે. આકાશની

વચ્ચોવચ્ચ પણ જરાક ત્રાંસું કર્યું જ્યારે ફેલાશે અને સૂર્યના પ્રકાશથી રાત્રે તે આખું અથવા અંશતઃ ચળકવા માંડશે ત્યારે એ આતશબાજી કેવી હશે ! આમ થવાને બહુ વાર લાગવાની નથી. દસ વીસ લાખ વરસ એને માટે બસ છે, કલ્પનાને દોડાવવા માટે આ કાળ બહુ લાંબો ન ગણાય, ખરેખર આજકાલના જ્યોતિષમાં કાવ્ય અને સૌંદર્યકળા અખૂટ ભર્યાં છે.

## નવાં નવાં ક્ષેત્રો

અને હવે તો એરોપ્લેનમાંથી પણ આપણે નવી કળા ખીલવી શકશું. વાલ્મીકિ અને કાળીદાસ તો વિમાનમાં બેસી આસેતુહિમાચલ મુસાફરી કરતા જ હતા. ચાર ધામની યાત્રા ગોઠવનાર તીર્થપરાયણ ધર્મકાર તો એક મોટો કલ્પનાકાશમાં વિહાર કરનાર કળાધર હતો જ. પણ હવે એ વારસો એરોપ્લેનમાં ઊડનાર સાહસિકોને મળ્યો છે. હવે તો વ્યોમકાવ્યનો ઇજારો એમનો છે.

બિહાર અને ક્વેટાના ધરતીકંપનો આપણો અનુભવ તાજો છે. એ રુદ્રાવતાર દર્શન એ પણ એક મોટી દીક્ષા જ ગણાય. કવિઓ અને કળાધરો એવા આવિર્ભાવથી ડરી નથી જતા. એ પ્રાર્થના કરવાના જ કે જ્યારે હૃદય સુકાઈ જાય છે, શ્રદ્ધા અસ્ત પામે છે અને નર્યો સ્વાર્થ અને પરસ્પર અવિશ્વાસ એ જ માનવધર્મ થઈ બેસે છે ત્યારે હે પરમગંભી ' તુમિ રૌદ્ર વેશે એશો. '

અને ખરે બપોરે જ્યારે આકાશમાંથી અગ્નિવર્ષા થાય છે ત્યારે એને યમરાજના કૂતરાની જીભો સાથે સરખાવવાનું કોઈ વૈદિક ઋષિને પણ સૂઝે છે અને કોઈ ' Feas of Youth ' ના કર્તાને પણ સૂઝે છે. માણસ પોતાને ચેતનવાન ગણે અને જેના ખોળામાં એ ઊછરે છે! તે પ્રકૃતિને જડ માને એ કેટલી મૂર્ખાઈ છે. પ્રકૃતિનું હૃદય ઓળખવાની, અનુભવવાની શક્તિ આજે એનામાં નથી, એ પ્રકૃતિનો વાંક નથી. માણસ પોતાના અજ્ઞાનને જ આગળ કરી મનુષ્યસૃષ્ટિ અને મનુષ્યેતર સૃષ્ટિનો ભેદ કરે એ વિજ્ઞાન ન કહેવાય. અજ્ઞાનને જ વિજ્ઞાનનું રૂપ આપવું એ આજકાલના માણસને જ શક્ય છે. અને પછી માણસ વિજ્ઞાન અને કળાનો ભેદ પણ કરતો થઈ જાય છે. કળાને નીતિશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, જીવનશાસ્ત્ર દરેક સાથે સરખાવવાની આવશ્યકતા માણસને જણાય છે. કળાના ક્ષેત્રની સરહદ ઉપર જે કંઈ ક્ષેત્ર જડે તેની સાથે કળાની તુલના થવી જ જોઈએ.

## ૧૧
## કળાનું વિજ્ઞાન

જૂના જમાનામાં વિજ્ઞાન અને કળા વચ્ચે વિરોધ કલ્પાતો. જેમ વિજ્ઞાન વધે તેમ કળાનું ક્ષેત્ર સંકુચિત થવાનું. વિજ્ઞાનસૂર્ય ઊગ્યો કે કળાનું ચાંદરણું ઝાંખું પડવાનું, એમ મનાતું.

કળાનું ક્ષેત્ર ખીલવવામાં વિજ્ઞાનની મદદ નાનીસૂની નથી અને કળાની કલ્પનાશક્તિની મદદ વડે જ વિજ્ઞાન ખીલી શકે એ પણ હવે જોવાયું છે. ' કેવળ વૈજ્ઞાનિકો ' વિજ્ઞાન ભણાવી શકે, વિજ્ઞાનનાં પાઠ્યપુસ્તકો રચી શકે, પણ વિજ્ઞાનમાં શોધખોળ કરનાર જ્ઞાનાકાશમાં ઊંચે

યે ઊડનાર, અણખેડાયેલી ઊંચાઈનો વિહાર કરી આવનાર વિજ્ઞાનશાસ્ત્રીઓ અસાધારણ ગાધર હોવા જોઈએ, એ હવે બધે સ્વીકારાયું છે. વિજ્ઞાનનો ઉપયોગ કરી માણસજાતની ખાકારીમાં અને આનંદસેવનની શક્તિમાં ઉમેરો કરનાર વિનિયોજક પણ કળાકાર હોવા જોઈએ.

હવે સવાલ એ ઊઠયો છે કે કળા જેવી નાજુક વસ્તુ શાસ્ત્રના અસ્ત્રો, શાસ્ત્રની ભઠ્ઠી, અને શાસ્ત્રના તેજાબ ખમી શકે એમ છે ? તર્કનાં તેજકિરણ આગળ પણ જે ટકી ન શકે તે વિજ્ઞાનની જ્વલેણ પજવણી આગળ કેમ નભી શકે ?

આ સવાલમાં વિજ્ઞાન અને કળા બન્ને પ્રત્યે અશ્રદ્ધા છે. વિજ્ઞાનની કુશળતાની મર્યાદા હજી આવી નથી, નાજુકમાં નાજુક ચીજ ઉપર પણ એ પોતાના પ્રયોગ અજમાવી શકે છે. અને કળા અબળા ગણાતી છતાં ઓછી શક્તિરૂપિણી નથી કળાનું વિજ્ઞાન, કળાનું શાસ્ત્ર જરૂર થઈ શકે છે. પણ ખરો સવાલ એ છે કે કળાનું વિજ્ઞાન તૈયાર કરવાની જરૂર છે ખરી ? બાહ્ય વસ્તુને જેટલી વિજ્ઞાનની જરૂર હોય છે તેટલી અંદરની વસ્તુને વખતે ન હોય. માણસનું મન, એની ભાવનાઓ, એનો પ્રેમ, એની આકાંક્ષાઓ અને એનું સમાધાન — એ બધાંનું શાસ્ત્ર થઈ શકે છે. એવાં શાસ્ત્રો બન્યાં પણ છે. એમની ઉપયોગિતા સિદ્ધ થઈ ચૂકી છે. છતા મને તો લાગે છે કે કળાનું વિજ્ઞાન તૈયાર કરવાની કાંઈ ખાસ જરૂર નથી. કળા એ સર્વોપરિ વસ્તુ છે. એને પ્રકાશે બધા વિજ્ઞાનો પ્રકાશિત થાય એમ આપણે ઇચ્છીએ. કળાનું વિજ્ઞાન રચવા જઈ કળાને સંકુચિત નહિ બનાવીએ. આપણે જીવનનું શાસ્ત્ર બનાવવાનો જ્યારે જ્યારે પ્રયત્ન કર્યો છે ત્યારે ત્યારે આપણે એ જ સ્થિતિ જોઈ છે. શાસ્ત્રમાત્ર એકાંગી હોય છે. જીવન અને કળા સર્વાંગસંપૂર્ણ થવાની યોગ્યતા ધરાવે છે. એમને અશ્વમેધના ઘોડાની પેઠે સ્વૈરપણે ફરવા દઈએ એ જ સારું. કળા જ્યાં સુધી જીવનને અને જીવનસ્વામી અંતરઆત્માને બેવફા નીવડી નથી ત્યાં સુધી એને શાસ્ત્રના બંધનમાં નહિ નાખીએ. એને એનું પોતાનું જ તંત્ર ખીલવવા દઈએ.

જૂના લોકો મોક્ષનું સાધન કહેતા હતા તેને આજના લોકો આત્માનુભવનું સાધન કહે છે -- એટલો જ ફેર છે

કળાનાં આજનાં પ્રયોજનો નીચે પ્રમાણે મુકાય છેઃ

૧. Art for Art's sake—કળાને ખાતર કળા.
૨. Art for Life's sake—જીવન માટે કળા
૩. Art as an escape from life—જીવનની વાસ્તવિકતાથી છુટકારા તરીકે કળા
૪. Art as an escape into Life—નીરસ વ્યવહારમાંથી છટકી જઈ જીવાનંદમાં પ્રવેશ કરવાના સાધન તરીકે કળા
૫. Art for Service sake—સેવાના સાધન તરીકે કળા
૬. Art for Self-realisation—આત્માનુભૂતિના સાધન તરીકે કળા
૭. Art for Joy—નિરતિશય સમાધાન માટે કળા
૮. Art as Recreation—વિનોદ, વિસામા તરીકે કળા
૯. Art as Creative Necessity—સિસૃક્ષાની અદમ્ય વૃત્તિની તૃપ્તિને અર્થે કળા.

જેણે 'વ્યવહારવિદે' એ કળાનો આદર્શ બતાવ્યો એના મનમાં શું હશે તે આપણે જાણતા નથી. કાવ્ય, નાટક, શાસ્ત્રપુરાણ વગેરેના પરિશીલનથી વ્યવહાર જાણી શકાય છે, ચાતુર્ય કેળવાય છે, કૌશલ્ય વધે છે; એટલો જ એનો અર્થ નથી. ચર્મચક્ષુથી અને જડ બુદ્ધિથી બજારનો વ્યવહાર ચાલતો હશે, વિજ્ઞાનના સામાન્ય પ્રયોગો કરાતા હશે; પણ વિજ્ઞાનનું શું અને જીવનનું શું, પરમ રહસ્ય સમજવા માટે અને આદર્શ વ્યવહારકુશળતા પ્રાપ્ત કરવા માટે કળાકારની કલામય દૃષ્ટિ, એની અલૌકિક સમજણ, પ્રતિભાયુક્ત સૂઝ, અને વસ્તુઓ અને પ્રસંગોના હાર્દ સુધી, આત્મા સુધી પહોંચવાની ભેદકતા કાવ્યશક્તિદ્વારા જ—કલામય વૃત્તિદ્વારા જ—પ્રાપ્ત થઈ શકે છે. કળાની દૃષ્ટિ જેની પાસે નથી એ દુનિયાનું રહસ્ય શું સમજવાનો હતો ? એના વ્યવહારમાં શો ભલીવાર આવવાનો હતો ?

આજના લોકો સાદામાં સાદી વસ્તુ પણ ભારેખમ ગૌરવાન્વિત ભાષામાં મૂકે છે. જ્યારે જૂના લોકો ભારેમાં ભારે સિદ્ધાંતદર્શન પણ સાદામાં સાદા ઘરગથ્થુ શબ્દોમાં મૂકતા હતા એટલે જ કવિએ કહ્યું, 'काव्य व्यवहारविदे'. એણે કહેવું જોઈતું હતું, 'काव्य लोकव्यवहारउद्दीपनार्थम्' વ્યવહાર એટલે વ્યવહારનું રહસ્યદર્શન; અને એ દર્શનનું દૈવીકરણ એટલું આપણે ઉમેરવું જોઈએ.

## નીરસ રસિકતા

જેઓ માને છે કે કળા એ જીવનની નીરસ વસ્તુસ્થિતિમાંથી બચી જવા માટે છે, તેમને જીવનનો બહુ કડવો અનુભવ તો થયો હશે જ. પણ એથીયે વધારે, તેઓ જીવનથી હારેલા હોવા જોઈએ. દુઃખ, દારિદ્ર્ય, અન્યાય અને મૂંઝવણથી માણસ અકળાય, પણ જીવનથી હારે નહિ. જીવનનું સ્વરૂપ જ એવું છે કે એના દરેક પાસામાંથી પરાક્રમની પ્રેરણા મળે છે, રસનાં ઝરણાં ફૂટે છે. પણ જ્યારે માણસ વિષયોનું આકંઠ સેવન કરે છે અને અર્થવિહીન નીરસ અને એદી જીવન ગાળે છે ત્યારે જીવન અપમાનિત થાય છે. પછી

માણસને ક્યાંય ચેન નથી પડતું. જે જોઈએ છે, તે એ ઇચ્છા કરે એટલી વાર મળ્યું જ છે, એમ થઈ જાય તો માણસને જીવવું પણ ભારે થઈ જાય, ઇચ્છાતૃપ્તિ અને પ્રતિષ્ઠા જીવનનું તમામ ઔત્સુક્ય મારી નાંખે છે અને પછી કેવળ ક્લેશ ને ક્લેશ જ રહે છે, એમ કાલિદાસનો દુષ્યન્ત કહે છે, તે સાવ સાચું છે. એવા લોકોને escape from Life જોઈએ છે, અને તે તેઓ કળામાં શોધે છે.

પણ તે તેમને ત્યાં જડ્યો છે કે કેમ એ વિષે એમણે લખ્યું નથી મફતનું ખાવુંપીવું, નોકરોને દોડાવવા અને આખો વખત સાહિત્ય વાંચવું, સંગીત સાંભળવું, નાટકસિનેમા જોવાં અને સભાઓની શોભામાં વૃદ્ધિ કરવી, એટલું જ જેમનું જીવન છે તેમને માટે કળાની ધાર પણ બુટ્ટી થઈ જાય છે, કશાયમાં એમને રસ જડતો નથી. એવા લોકો જ્યારે સંસ્કારી અકળામણ બતાવી ઠાવકા નિસાસા નાંખે છે ત્યારે આવા લોકોની દયા ખાતાં પણ ત્રાસ છૂટે છે. એમના જીવન આગળ એક આંધળી અને ભયાનક દીવાલ જ ઊભી રહે છે જીવનમાંથી બચી જવા કળામા ઊતર્યા ત્યાં પણ કંટાળો અને અરુચિ એમને છોડતાં નથી હવે નાસીને ક્યા જાય ? ખરું જોતા એમણે જીવનદ્રોહ છોડી દઈ ખરા જીવનમા જ પ્રવેશ કરવો જોઈએ, ખરી કળા એમને એમાં મદદગાર થશે. એવા સુકુમાર લોકોને સાધન પણ સુકુમાર જ સૂચવું. સંગીત સાંભળવાને બદલે જો તેઓ પોતે ગાતા કે વગાડતા શીખી લે, નૃત્યના સાક્ષી થવાને બદલે નૃત્યની કસરત કરે, મોટી મોટી ટિકિટો ખરીદીને કળાપ્રદર્શનો જોવાને બદલે ચીતરવા મંડી પડે, અને રૂપાળાં પૂઠાંવાળી ચોપડીઓ ખોળામા રાખી નિસાસા નાંખવાને બદલે પોતાના ખરેખરા અનુભવો શબ્દબદ્ધ કરવાનો પ્રયત્ન કરે તો કળા એમને માટે Escape into Life થઈ જશે જેઓ જીવનદ્રોહી છે તેમને કળા શી રીતે ઉગારવાની હતી ?

સાચી કળા જેમ આત્માનો વિકાસ આપે છે તેમ જ ભૂતદયા અને કરુણાથી પ્રેરિત થઈ કરેલી સમાજસેવા પણ માણસને આત્મવિકાસ સાધી આપે છે. કળા અને સેવાનુ જો સાહચર્ય સાધ્યુ તો બંને ઉત્તરોત્તર ખીલશે જ. આપણા લોકોએ તમામ કળાઓને ભક્તિના સાધન તરીકે વાપરી એમને સેવાપરાયણ કરી મૂકી. ભોગવિલાસને પણ મંદિર સાથે જોડી દઈ એમનુ નાગાપણુ ઢાંકવાનો જૂના લોકોએ પ્રયત્ન કરેલો. કળાઓ તો સામાજિક ધર્મના અને વ્યક્તિગત સાધનાના મહત્ત્વના અંગ તરીકે સ્વીકારાઈ હતી.

એકલી કળાની સાધનાથી કોઈને આત્મસાક્ષાત્કાર થયો છે એમ માનવુ મુશ્કેલ છે. પણ સાધનાની પૂર્વ તૈયારી તરીકે શુદ્ધ કળાની ઉપયોગિતા ઘણી છે, એ કોઈ ના નહિ કહે. કળામા વિનોદ તો છે જ, પણ એ તો એનો દર્શની લાભ છે, એને કોઈ કળાનુ અંતિમ પ્રયોજન નહિ ગણે Art as creative necessity એટલે કે દરેક માણસમા 'एकोऽहम् बहुस्याम्' ની જે અદમ્ય વૃત્તિ છે તેના સંતોષ ખાતર માણસ જ્યારે હૃદયના ગૂઢ અને ઉત્કટ ભાવોને વ્યક્ત રૂપ આપવા પ્રેરાય છે ત્યારે એના મનના જે પ્રયોજન હોય છે તેની વધારે મીમાંસા થવાની જરૂર છે.

## કળા ખાતર કળા

જેમ કેટલાક લોકો સ્વાતંત્ર્યપ્રાપ્તિને અર્થે અથવા સમાજસેવાને અર્થે બ્રહ્મચર્યજીવન

પસંદ કરે છે, તેમ જ કેટલાક કળાકારો પોતાની કળાને જ વરી પોતાનો આખો સમય, આખું ધ્યાન અને આખી શક્તિ એ કળાની સેવામાં જ અર્પણ કરી દે છે કળાની સેવાથી ભિન્ન એવું કોઈ જાતનું જીવન એમને જોઈતું જ નથી. માણસમાં જે વીર્ય રહેલું છે તે એક યા બીજા પુરુષાર્થમાં પ્રગટ થવાનું જ. કેટલાક લોકોને પોતાની તમામ શક્તિનું રૂપાંતર કળાની અભિવ્યક્તિમાં જ કરવાનું સૂઝે છે. એમને માટે કળાની ઉપાસના પસંદગી-નાપસંદગીનો વિષય જ રહેતો નથી. તારાઓ જો ચળકવાનું છોડી શકે, કમળ જો હસવાનું છોડી શકે, તો જ તેઓ પોતાના જીવનના કળાપ્રવાહને રોકી શકે તેઓ કળા કરતા નથી, તેમનાથી થાય છે. એક છોકરો રસ્તા પર પોતાની મસ્તીમાં સિસોટી વગાડતો હતો, પોલીસે એને રોકીને કહ્યું, "અલ્યા, સિસોટી કેમ વગાડે છે?" એણે આશ્ચર્યની નજરે પેલા શાંતિરક્ષક તરફ જોઈને કહ્યું, 'કોણ હું? હું ક્યાં સિસોટી વગાડું છું, એ એની મેળે વાગે છે." આ જાતની કળાને આપણે અપૌરુષેય કહીએ તેમાં વાંધો શો? આને જ જો Art for art's sake કહો તો કોઈનો વાંધો ન હોય જ્યારે વિલાસ માટે કળાનું સેવન થાય છે અને એ જ ઉદ્દેશને રૂપાળું નામ આપી, સદાચારનો દ્રોહ કરી, Art for art's sakeનું સૂત્ર આગળ ધરવામાં આવે છે ત્યારે જ વાંધો ઊઠે છે. Art for art's sake એ ખરું જોતાં Art for market's sake, Art for vulgarity's sake, Art for dissipation's sake ઘણીવાર થઈ બેસે છે. તેથી જ એ સૂત્રનો આટલો વિરોધ કરવો પડે છે.

આજના જાહેર ખબરના જમાનામાં એકેએક ઉદાત્ત અને લલિત વસ્તુને સોંઘી, વિકૃત અને વિશ્રી થવાનું જોખમ રહે છે. સમાજધુરીણો લોકજાગૃતિને કાજે જે જીવતી ભાષા વાપરે છે તે જ ચાર છ મહિનાની અંદર જાહેર ખબરોમાં પહોંચી જાય છે. અને પોતાની કૃતિનું આવું વિડંબન અથવા ભ્રષ્ટીકરણ થયેલું જોઈ માણસને શરમાઈને બેસી જવું પડે છે. 'ફ્રૂટસૉલ્ટ' ની દવા(?) માટે પણ જેમ શેક્સપિયરનાં વચનો ટંકાય છે તેમ જ આપણે ત્યાં પણ હવે થવા લાગ્યું છે. આનો ઇલાજ સરકારના હાથમાં નથી મૂળ લેખકના હાથમાં પણ નથી આખા સમાજે પવિત્ર વસ્તુનો થતો અપવિત્ર ઉપયોગ અટકાવવા મથવું જોઈએ

આટલું તો સ્પષ્ટ છે કે જ્યાં સુધી વ્યક્તિગત, કૌટુંબિક અને સામાજિક જીવનમાં સંસ્કારિતા, સંયમ અને આર્યતા અથવા ખાનદાની આવ્યાં નથી, ત્યાં સુધી તમામ જ્ઞાન, સત્તા અને કળા જોખમમાં છે જ. કળાની શુદ્ધિ સાચવવા માટે પણ કળાકારોએ જીવનશુદ્ધિની સ્વચ્છતાનો આગ્રહ રાખવો પડવાનો છે જીવનશુદ્ધિની વાતો કરી જીવનથી નાસી જનારો વૈરાગ્ય હું નથી સૂચવતો, પણ જેથી છીછરાપણું જઈ જીવન સમૃદ્ધ થાય છે, અર્થપૂર્ણ અને વીર્યવાન થાય છે તેની વાત હું કરું છું. તેમ થાય ત્યારે Escape from Life ની વાત કોઈ કરે નહિ પછી તો 'Art of Life,' 'Art through Life,', 'Art out of Life'—એવી જ વાતો સમજપૂર્વક થવા લાગશે પછી આજનો નિરર્થક ઝઘડો ચલાવવો નહિ પડે.

## સદાચારની ઉપપ્રાપ્તિ

Art for art's sake અથવા કેવળ કળાનો આદર્શ હું સમજી શકું છું અને જો

અર્થમા હુ સમજુ છુ તે અર્થમા એના પ્રત્યે મારો સમભાવ પણ છે જીવન જેમ નિષ્કામ વૃત્તિથી જ કૃતાર્થ થાય છે તેમ જ કળામાથી જો આપણે બજારુ વૃત્તિ, ધન કે કીર્તિની લાલસા કાઢી નાખીએ, ઉપદેશકનો અસસ્કારી ડોળ દૂર કરીએ, કળાને ધર્મોપદેશકો, ધર્માચાર્યો, રાજપુરુષો અને કારખાનદારોને હાથમા જવા ન દઈએ, અને કળા પોતાની સભાળ પોતે લઈ શકે એમ છે એમ કહીએ તો તે Art for art's sake થઈ ગણાય કળા મારફતે જીવનનો સદાચાર પરિપુષ્ટ કરી શકાય કળા મારફતે ધર્મની સૂક્ષ્મ વૃત્તિઓ સમજી અને કેળવી શકાય કળા મારફતે સમાજવ્યવસ્થામા સહકાર સમાધાન, સામર્થ્ય, સમૃદ્ધિ અને સુસગતિનુ સગીત દાખલ કરી શકાય એટલુ મિશન જો કળા માટે સ્વીકારીએ અને એની અધીન સાર્વભૌમ કરી મૂકીએ, તો પછી Art for art's sake કહેવામા વાધો નથી કળા કરતા ઊતરતી કોટિનો આદર્શ કળાવિકાસમા ન હોય એટલો જ જો એનો અર્થ થતો હોય તો Art for art's sake કહેવાને હુ તૈયાર છુ પણ કોઈ કહે, 'અમે કળારસિક છીએ, કળાધર હોવાનો દાવો કરીએ છીએ, કળાને નામે લોકોને આકર્ષી અને ફોસલાવી શકીએ છીએ, માટે અમારા વર્તન પર કે અર્જન પર સદાચાર, ધર્મ, શિષ્ટમકન, મર્યાદા કે લોકરૂઢિ કશાનુ જ બધન ન હોય,' તો નમ્રતાથી એમને કહેવું પડશે કે તમે ખાડ ખાઓ છો, તમારા સપર્કથી સમાજ તો સુરક્ષિત નથી જ, પણ કળા પણ સુરક્ષિત નથી જ, એ અમે જાણીએ છીએ જે પક્ષ ફાવી ગયો તે જ સત્પક્ષ છે એમ હજી સાબિત થયુ નથી અને ફાવવામા પણ જે સરવાળે ફાવ્યો તે જ ફાવ્યો ગણાય. આદર્શ કળામાથી જે સર્વોચ્ચ આનદ માણસને મળે છે એ જ એનો અતિમ હેતુ હોવાથી પણ 'કળા માટે કળા' કહી શકાય સર્વોચ્ચ આનંદનો જેણે સ્વાદ ચાખ્યા છે એને માટે સદાચાર, સ્વાભાવિક અથવા સહજ થઈ જાય છે એવે પ્રસગે આપણે કહી શકીએ કે, કળાનુ મુખ્ય પ્રયોજન તો બ્રહ્માનંદસહોદર એવો કલાનંદ છે સદાચાર અને સામાજિક સામર્થ્ય એ એના અયુતસિદ્ધ ઉપપ્રાપ્તિ (by-produc s) છે આ અર્થમા કોઈ 'કળા ખાતર કળા' નુ સૂત્ર વાપરે તો આપણો વાધો નથી તકરાર સૂત્ર સાથે formula સાથે નથી પરિણામ જોઈને પારખ કરવુ

શુદ્ધ કળા મારફતે આપણને જીવનના બધા જ રસો મળતા રહે તો જીવન અવનત થવાની બીક ન રહે રસને નામે બીજી જ વસ્તુઓ જ્યારે આપણે શોધીએ છીએ ત્યારે જ બધુ બગડે છે સાચા રસો કેટલા અને કેવા હોય એની શુદ્ધ મીમાસા જો કરી શકાય તો કળામા સદાચાર સચવાય છે કે નહિ એની ચિતા રાખવી ન પડે જૂના લોકોએ રસ આઠ, નવ, દશ ગણાવ્યા છે આપણે એ નવ રસોની નવેસર મીમાસા કરવી ઘટે

## ૧૩

## રસસમીક્ષા

કળાની વ્યાખ્યા કરતા અથવા એનુ પ્રયોજન નક્કી કરતા આપણે એના તત્ર તરફ વધારે ધ્યાન આપીએ છીએ પણ કળાકૃતિમા આપણે શુ પૂરવા માગીએ છીએ એનો વિચાર કર્યા વગર કળાનું વિવેચન સપૂર્ણ ન જ થઈ શકે સહેજ વિચાર કરતા જણાશે કે સાહિત્ય, સગીત અને કળા ત્રણે ભાવનાના ક્ષેત્રો હોઈ ત્રણેની અદર સમાતી વસ્તુ

( contents ) એક જ હોઈ શકે. તેને જ આપણે રસ કહીએ છીએ સાહિત્યાચાર્યોએ રસચર્ચા અનેક રીતે કરી છે. સંગીતમાં રાગ અને તાલ પ્રમાણે રસ બદલાય છે એ જોવાયું છે. ચિત્રકળામાં નવ રસના ભિન્નભિન્ન પ્રસંગો ચીતરાય છે રેખાઓની સબળતા અને વર્ણોના સાહચર્યદ્વારા પણ રસો વ્યક્ત કરાય છે. પણ હજી સુધી સાહિત્ય, સંગીત, ચિત્રકળા કે જીવનકળાની સમસ્ત અથવા સાર્વભૌમ દૃષ્ટિએ રસનું વિવેચન કોઈએ કર્યું નથી. સાહિત્યાચાર્યોએ જે વિવેચન કર્યું છે તે સ્વીકારી, તેનું સંસ્કરણ કરી એને સર્વવ્યાપક બનાવવાની જરૂર છે. [ રસમીમાંસા મેં થોડીક તાજેતરમાં અન્યત્ર કરી છે એટલે અહીં એની પુનરૂક્તિ નથી કરતો. ]

૧૪

## કળાનું પૂર્ણ સ્વરૂપ

એક વિચાર મારા મગજમાંથી હું કાઢી નથી શકતો—સાહસ વગર, ઉત્સાહ અને પરાક્રમ વગર, જોખમ ખેડવાની લહેજત કેળવ્યા વગર, કળા કોઈ કાળે પોતાનું પૂર્ણ રૂપ પ્રગટ કરી શકવાની નથી. કળા ભલે શાંતિના દિવસોમાં જ ખીલતી હોય, સલામતીના વાતાવરણમાં જ એને અવકાશ મળતો હોય, નવરાશનુ જ એ ફળ હોય; પણ કળાની આદ્ય-પ્રેરણા તો સાહસની, શૌર્યની, પરાક્રમની, ' સરફરોશીકી તમન્ના'ની વૃત્તિમાંથી જ ઊગમ પામે છે. ચંડોળની પેઠે કલ્પનાકાશમાં નિર્ભય થઈને ઊંચેઊંચે જનાર કળા એરોપ્લેનના નાવિક જેટલી જ હિંમતવાન હોવી જોઈએ

### ભવ્યતામાં સ્વયંભૂ કળા

ભવ્યતા અને પરાક્રમ એ એકબીજાના સહોદર જ છે. રાવણ, દુર્યોધન, જરાસંઘ, વૃત્ર, મિલ્ટનનો સેતાન, એ બધા ભલે સાધુતાના શત્રુ હોય પણ એમનામાં પરાક્રમ છે. ભવ્યતા છે, દુર્દાન્ત મહત્ત્વાકાંક્ષા છે માટે જ એમની વિભૂતિઓ શોભી નીકળે છે, અને કવિઓને તથા કળાકારોને આકર્ષે છે. જે સમર્થ છે, ભવ્ય છે, વ્યાપક છે, ઉદાત્ત અથવા ગૂઢ છે, તે સ્વભાવસુંદર હોય જ છે. સહરાનાં રણનાં ચિત્રો અને વર્ણનો જુઓ. એમાં કશુ નથી એ જ એનું સર્વસ્વ છે.

દક્ષિણના ઊંચાંઊંચાં મંદિરો, વિજાપુરની મસ્જિદો, બ્રહ્મદેશની વિશાળ બૌદ્ધ મૂર્તિઓ, એ બધાં સુંદર ન હોત તોયે એમની ભવ્યતાથી જ કળાપૂર્ણ ગણાયાં હોત. પણ આપણા કળાકારોએ કળાવિધાનનુ આખું સપ્તક આ બધે ઠેકાણે સિદ્ધ કરી બતાવ્યું છે. ઝીણામાં ઝીણો ખૂણો જુઓ તોય એમાં લાલિત્ય અને લાવણ્ય મળશે, અને આખી સમસ્ત કૃતિનો વિચાર કરો તોય એમાં વિશાળતા સાથે કોમળતા અને પ્રમાણબદ્ધતા પણ મળશે. ખરેખર આપણી આ લગભગ અલૌકિક કહી શકાય એવી કલાકૃતિઓ ભારતીય સંસ્કૃતિની ઉત્તમ પ્રતીક છે, પિંડબ્રહ્માંડ ન્યાય એમાં ઉત્તમ રીતે સચવાયો છે.

૧૫

## આજનું કળાવિહીન જીવન

સમાજવિકાસનું રહસ્ય જાણી સમાજને શાસ્ત્ર રીતે દોરવાનો દાવો કરનાર એક પંથ દુનિયામાં જાગ્યો છે. એ પંથ કહે છે કે, ' અત્યાર સુધી મનુષ્યનું જીવન અશાસ્ત્રીય હ

અમારો સામ્યવાદ જન્મ્યો, માર્ક્સે સામાજિક જીવનનો કાયદો ઓળખ્યો ત્યારથી બધે પ્રકાશ ફેલાયો. ત્યાર પછી જ જીવનના આકલનમાં શાસ્ત્રીયતા આવી.' કોઈ પણ નવા શાસ્ત્રના આદ્યઆચાર્યને સર્વજ્ઞ માની લેવાની ભૂલ, બધા જ ધર્મના અને પંથના અનુયાયીઓ કરતા આવ્યા છે. તો સામ્યવાદીઓ એમાં અપવાદ શી રીતે થાય? દુનિયામાં વર્ગો પહેલેથી હતા. આજે પણ છે અને દુનિયાના અંત સુધી રહેશે. એ વર્ગોમાં પરસ્પર અજ્ઞાન અને અનાસ્થા હોઈ શકે છે. પણ આખો સમાજ વર્ગવિગ્રહ ઉપર જ અવલંબે છે, એમ એ ઉપરથી અનુમાન કાઢવું એ કયાં સુધી બરાબર છે એ તપાસવું જોઈએ.

માત્ર દ્રવ્ય પાછળ પડી માણસ જ્યારે સંસ્કૃતિ જેવી વસ્તુનો જ ઇનકાર કરે ત્યારે વર્ગો પેદા થવાના અને લડવાના એ ખરું. પણ આ સ્થિતિ તો હમણાંહમણાંની છે આજની સ્થિતિ ઉપરથી સામાન્ય સિદ્ધાંત ગોઠવી, પ્રાચીન કાળની તમામ ગ્રંથસંપત્તિ અને કળાકૃતિ, સ્થાપત્ય અને સંગીત, બધું જ 'બૂર્ઝ્વા' લોકોનું હતું અને એમાં અકિંચન લોકોનો દ્રોહ કરવાની જ દાનત હતી, એમ સિદ્ધ કરવા બેસવું એ તો વિચિત્ર છે. અધિકાર મેળવવા માટે ઝનૂનપૂર્વક લડનાર લોકોને સંસ્કૃતિની કોમળતા સાથે મેળ બેસે નહિ. તેઓ તો એક જ વાત સમજે કે ' જેઓ અમારી સાથે નથી, અમારા હાથ તળે આવવા માગતા નથી, તે બધા અમારા શત્રુ જ છે.' અધિકાર હાથમાં આવી ગયા પછી કાંઈક ઉદારતા આવી જાય છે, અને જેઓ પ્રત્યક્ષ અમારી સામે નથી તેઓ અમારી સાથે જ છે, એમ માનવા તરફ તેમનું વલણ કેળવાય છે. મેં સાંભળ્યું છે કે, રશિયામાં કળા અને કળાકારો વિષે હવે આ જાતનો ફેર પડ્યો છે. 'कार्यकाले च निष्ठुराः कार्यं कृत्वा पुनर्नम्राः ' એ વર્ણન વિજેતાઓને પણ લાગુ પડે જ છે. આપણે ત્યાં સાહિત્ય અને કળા ઉપર સામ્યવાદીઓએ પ્રથમ કોટિની ટીકાનો હુમલો ચડાવ્યો છે સામ્યવાદીઓને નવો અસ્ત્રો ચલાવવો છે. એટલે અતિ ઉત્સાહમાં આવી બધાને મોઢે સરખી મેશ ચોપડવા તેઓ તૈયાર થઈ જાય તો તેમાં નવાઈ નથી. *

પણ આજની આપણી કળા જનહિતનો વિચાર કરે છે કે નહિ એ બરાબર તપાસવા જેવું તો છે જ.

## કળા સર્વજનોની નથી રહી

જ્યાં સુધી સાહિત્યશ્રવણ અને સંગીતના જલસાઓ મંદિરોમાં થતા, મૂર્તિવિધાન અને ચિત્રકળા મંદિરોમાં અને વિહારોમાં ફલવાતી, અને ગાયનાચાર્યો ગંગા જેવી નદીને પોતાનું સંગીત સંભળાવવા ઘાટ ઉપર સંગીતામૃતપ્રવાહ વહેવડાવતા, ત્યારે ગરીબ અને તવંગર બંનેને કળાનો સરખો જ લાભ મળતો. ઉત્સવપ્રસંગે અને વિવાહપ્રસંગે નાતજાતના ભેદો ભલે હોય, પણ ધની અને ધનહીન એવો ભેદ આપણે ત્યાં નહોતો. અને તેથી કળાનો

* હું જાણું છું કે વર્ગવિગ્રહવાદીઓ ઉપર ટીકા કરી હું એક મોટો ઝઘડો વહોરવા બેઠો છું. આર્યસમાજીઓ જેમ શાસ્ત્રાર્થો કરી કરીને વાદકુશળ થયા છે તેમ વર્ગવિગ્રહવાદીઓ પણ પોતાના આધુનિક વેદો પર શાસ્ત્રાર્થ કરવા તૈયાર થાય છે. સવાલજવાબ, દલીલો અને રદિયા બધો તૈયાર માલ એમની પાસે છે. આશા એટલી જ છે કે મૂડીવાદી અને સામ્રાજ્યવાદી લોકો સામે ચર્ચા કરતા એમને મારા જેવા સામ્યયોગના તરંગી સામે લખવાબોલવાની નવરાશ નહિ મળે, અને એ પણ આશા છે કે કળા જેવા સાત્ત્વિક અને સર્વસમન્વયકારી ક્ષેત્રમા વિગ્રહનું વાતાવરણ છોડી દેવાનું એમને સૌથી વહેલું સૂઝશે.

આનંદ, કળાનો પુરુષાર્થ, અને કળાની સંસ્કારિતા બધાંને સરખી રીતે મળતાં અને કોઈકોઈ-વાર સર્વોચ્ચ કળાકારો વૈરાગીની દીક્ષા લઈ પોતાની મસ્તીના આનંદમાં ગમે ત્યાં રહેતા. ધનવાનોની દોલત અને એમની ખુશામત આ અલમસ્તોને લલચાવી શકતી નહોતી. ગરીબમાં ગરીબ માણસ પણ એમની સેવાશુશ્રૂષા કરી કળાધર બની શકતો.

આજે એ સ્થિતિ રહી છે એમ કહેવાની હિંમત નથી થતી. આજે સાહિત્ય, સંગીત, કળા ત્રણેય ધનવાનોનાં આશ્રિત બની ગયાં છે. મંદિરોમાં જેમ કળા કલવાતી તેમ લોકોને એની સમજણ પણ પાડવામાં આવતી. આજે પદાર્થસંગ્રહાલયોમાં અને પ્રદર્શનોમાં ગોઠવાતી કળા ગરીબોને કાંઈ સમજાવતુ નથી. એવે સ્થાને ગરીબો જાનવરની પેઠે ફરે છે અને આશ્ચર્યવત્ જોઈને પાછા આવે છે. વીજળીના ઝબકારા પછી જેમ અંધારાનું ભાન વધારે દૃઢ થાય છે, તેમ આવાં પ્રદર્શનો જોઈ આવેલા ગરીબો પોતાની અજ્ઞાનતા અને અસંસ્કારિતાનું ભાન પોતાના મન પર ઠસાવીને જ પાછા આવે છે. કળાદર્શનમાંથી ઉત્સાહ, આશા, અને શ્રદ્ધા જામવાં જોઈએ તેને બદલે વિષાદ, નિરાશા, અને નિર્વીર્ય અસંતોષ જ તેઓ કેળવે છે. દુઃખ સાથે કબૂલ કરવુ પડે છે કે આજે ગરીબોના સેવકો જેટલા ઓછા છે તેટલા આ પ્રાચીન રાષ્ટ્રમાં પૂર્વે કોઈ કાળે નહોતા.

આજકાલ આપણે લલિતકળા અને ઉદ્યોગહુન્નરના નોખાનોખા વિભાગ પાડીએ છીએ. એ પણ આજના જમાનાની અસંસ્કારિતા સૂચવે છે. આજે આપણે કળાને કેવળ સંઘરીએ છીએ. પૂર્વે જ્યારે રાષ્ટ્રીય જીવન પ્રાણપૂર્ણ હતુ, ત્યારે આપણે કળા જીવતા હતા. એક વખતે એક ધનાઢ્યને ત્યાં જમવાનો પ્રસંગ આવ્યો. ટેબલ ઉપરનાં વાસણો તો આજે હોય છે તેવાં જ હતાં, જ્યારે દીવાનખાનાના કાચના કબાટમાં ભારતીય કારીગરીના અપ્રતિમ નમૂનારૂપ વાસણો ગોઠવાયા હતા આ પરિસ્થિતિ આજના જમાનાની પ્રતીક" છે, એ ધ્યાનમાં આવતાં વાર ન લાગે. કળા તો કાચના કબાટમાં મમીની પેઠે બેસી ગઈ છે અને સગવડ અને સુખાકારીને નામે વિકળા જીવનમાં દાખલ થઈ છે. એકવાર કર્ણાટકમાં એક જૂના ખાનદાનમાં રહેવાનો પ્રસંગ મળ્યો હતો. ત્યાં રોજને માટે વપરાતા લોટા ઉપર ઘસાઈ ગયેલું કેટલુંક અદ્‌ભુત, ધાર્મિક અને કળાપૂર્ણ ચિતરામણ હતું. એ લોકોની એ બેદરકારી જોઈ દુઃખ સાથે આશ્ચર્ય થયું ખરું. પણ એ લોકોના વિવેકમાં, એમની ભાષામાં નોકરો સાથેના વર્તનમાં અને આખા જીવનમા સર્વોદયકારી સંસ્કારિતા અને આર્યતા સહેજે તરી આવતી. ત્યાં કળા જીવનમાં વણાઈ હતી. એકવાર ગરીબ ઉત્કલના ગામડામાં ફરવાનું બન્યું હતુ. ત્યાં કેટલાંક ઘરોમા માટીના વાસણો ઉપર અને અંદર અને ઘરની દીવાલ ઉપર ઘરની નવવધૂઓએ વિધવિધ રંગનાં અને ભાતભાતનાં ચિતરામણ કર્યાં હતાં. એ ચિતરામણ જોઈ ત્યાની વહુઓ કેટલી સુખી હશે એનો સહેજે ખ્યાલ આવતો. મેં એવી એક કળાપૂર્ણ માટીની થાળી એ ગરીબો પાસે માગી. મારે મન એ સંગ્રહાલયમાં મૂકવા જેવો સુંદર નમૂનો હતો. તેઓ હસીને બોલ્યાં, 'અરે, એક શુ ચાર લઈ જાઓને? આવાં ચિતરામણ તો તમને અહીં ઘેરઘેર જોવાનાં મળશે.' ત્યાં એ કળા જીવતી હતી.

એ દબાયેલા અને તરછોડાયેલા પ્રાંતમા પણ મારો સિદ્ધાંત હું અબાધિત જોઈ શક્યો કે, કળા મોટે ભાગે દુઃખ ભૂલી જવા માટે કે ઢાંકવા માટે નથી હોતી, પણ જીવવાનો

આનંદ વ્યક્ત કરવા માટે હોય છે. કંસારો એક વાટકો ઘડે છે બાપદાદા પાસેથી એ હુનર એ શીખ્યો છે એના ઘરાક નક્કી છે એની વાર્ષિક આમદાની કેટલી થશે તે એ જાણે છે. એના હરીફો એની નાનના જ છે. બધાંનું જીવન ઓતપ્રોત છે બહારથી કોઈ એના પર હુમલો કરવાનો નથી એવો એને વિશ્વાસ છે જીવને જોખમે રેડવાની એને ગરજ નથી એનું જીવન અને એનો પરિશ્રમ, એનો ઉદ્યમ અને એનો આરામ, બધાં તાલબદ્ધ ચાલે છે. હવે એ આનંદ એ વાટકા ઉપર મુદ્રિત કર્યા વગર એને એ હાથથી વેગળો કેમ કરી શકે? વાટકાનું ઘડતર પૂરું થયા પછી એને થયું, ચાલ એની કિનારી ઉપર થોડીક વેલપત્તી ચીતરું એ વાટકામાં છોકરાઓ તાજાતાજા ધારોષ્ણ દૂધ પીવાના છે, માટે ચાલો એના ઉપર ઊંચી પૂંછડીએ કૂદતા એક બે વાછરડા કોતરી આપું. એનું નામ તે કળા કંસારો વાછરડાં કોતરતો જાય છે અને એના બાળકો એની આસપાસ કૂદવા માંડે છે. હુનરકળા અને લલિતકળાનો ભેદ અહીં કયા કરવા જશો?

ગુજરાતનાં લોકકાવ્યો જેણે સાંભળ્યાં છે અને નવવધૂનાં અને ચૂંદડી રંગી આપનાર પાડોશી રંગરેજના સવાદોનો આનંદ જેમણે લૂંટ્યો છે. તેઓ શું કહી શકે કે રંગરેજની કળા હુનરકળા છે, લલિતકળા નથી? માણસ સાંજે ઉદ્દેશ વગર ફરવા જાય એ પ્રમાણ અને શિખર પરના મંદિરે દર્શન કરવા જાય, ત્યારે એ પ્રમાણ નહિ એમ? સ્કાઉટ થઈને ફરે ત્યારે એ સંસ્કારિતા અને આંગણાની સીતાફળીનાં પાકાં ફળ બહેનને આપવા ભાઈ મહેરે દસ માઈલ ચાલી નાંખે એ ગામડિયું હેત એમ?

ખરેખર, આપણે શહેરોનું, બજારોનું, અને પરદેશી તૈયાર માલનું જીવન જીવીને આપો મીઠો જીવનરસ સાવ ભૂલી ગયા છીએ, અને સમાધાનને બદલે ઉત્તેજનાને જ શોધતા ફરીએ છીએ. જો દૂધની પુષ્ટિ શરાબમાં મળતી હોય તો જ સમાધાનની હેતાળ કળાનો આનંદ એ ઉત્તેજનામાંથી મળી શકવાનો છે આપણે જીવન મોળું કરતા જઈએ છીએ. વાસ્તવિકતાથી વેગળું કરતા જઈએ છીએ અને પછી એમાં બહારથી કળા ઉમેરી એને રૂપાળું કરવા મથીએ છીએ પતિ જો પત્ની આગળ પ્રેમ ચોરે અને એની અવેજીમાં કપડાં અને ઘરેણાં છૂટથી આપતો જાય એથી શું પત્નીને જીવનનું સમાધાન મળવાનું હતું?

આજે આપણી 'હાઉસીંગ સોસાયટીઓ' જુઓ અને જૂના શહેરની આસપાસ ખીલતાં ઉપનગરો જુઓ ત્યાં નાહવાધોવાની, હવાપાણીની સગવડો સારી હશે બારીબારણાં અને અગાસીઓ હવાઅજવાળાને આવકાર આપતી હશે. પણ આપણા જીવનમાં ઓતપ્રોત થવાનો જેમનો હક્ક છે અને જેમના જીવનમા પ્રવેશ કરવાનો આપણો ધર્મ છે તે મજૂરો અને નોકરો, ધોબીઓ અને રબારીઓ, વાળંદો અને મોચીઓ કયાય દેખાતા નથી, અને જ્યાં દેખાય છે, ત્યાં આપણા જીવનની અધાર્મિકતા જાહેર કરતા હોય એવી દુર્દશામા રહેતા દેખાય છે. સવારનું દૂધ લાવનાર દૂધવાળો અને દૈનિક છાપું લાવનાર ગરીબ છોકરો બંને ચોરની માફક, પો ફાટતા પહેલાં પોતાનું મોઢું બતાવ્યા વગર એ વસ્તુઓ બારણે મૂકીને ચાલતા થાય છે. ગરીબોને દૂર રાખીને આપણે જીવનાનંદને પણ દૂર રાખ્યો છે, અને કેવળ અસ્પષ્ટ પણ નિશ્ચિત બળતર જ વહોરી લીધી છે આપણા ઉત્સવો હવે સર્વસામાન્ય રહ્યા નથી. આપણું સાહિત્ય હજુ પ્રજાકીય સાહિત્ય બન્યું નથી. ગુજરાતના લાખો અભણ લોકો કેવું સાહિત્ય વાચે છે અથવા સાંભળે છે, કેવાં ગીતો ગાય છે, કેવા

ઉત્સવો માને છે, અને કેવા ધર્મોપદેશો સાંભળે છે એની જો તપાસ કરીએ તો ધનવાન અને ગરીબની અથવા વધારે બંધબેસતું તો ભણેલા અને અભણની નોખીનોખી નાતો જ પડી ગયેલી જણાશે. અને છતા આપણી ગોસાયટીઓ જૂની નાતના વાડાઓ પણ સંઘરતી જ જાય છે. ગજબ ધારણમાં કોમી તત્ત્વનો વિરોધ કરનાર આપણે આપણી નગરરચનામાં કોમી તત્ત્વ હજી જાળવવા માગીએ છીએ. અને હવે તો આપણી રમતોમાં પણ એ કોમી તત્ત્વ દાખલ થવા લાગ્યું છે. જૂના જમાનામાં દરેક કોમની જીવનકળા અલગઅલગ હતી તે વખતે એવા વિભાગ સ્વાભાવિક હતા. આજે આપણી બધી કોમો મુંબઈના મકાનની પેઠે સરખી જ સગવડધર્મી અને કળાશૂન્ય થઈ ગઈ છે હવે અભાવે જૂના ભેદો સમાધાનની કળાને અકળ મણ પેદા કરે છે

અને આજે જેઓ ગામડામા જઈને વસે છે તેઓ પણ ગામડાની સ્વાભાવિક કળાનો જીર્ણોદ્ધાર કરી તેનું નવીનીકરણ કરવાને બદલે શહેરની કળાશૂન્ય અસંસ્કારિતા અને અપંગતા ગામડામા પહોંચાડવાનો ધંધો વગરમહેનતાણે કરે છે.

## જીવનની પ્રતિષ્ઠા

કળા એ જીવનની પ્રતિષ્ઠા છે. એનો નાશ થાય એટલ જીવનમાંથી ધર્મ અને સદાચાર પણ ઊડી જ જાય છે. અને પછી સમાજ બરાબર વર્ગવિગ્રહને માટે લાયક થઈ જાય છે. એવા વિગ્રહમાં સફળતા મળી તોય શું, અને ન મળી તોય શું ?

આપણા જૂના ઉત્સવોમાં કેટલાક વહેમોને અને હદબહારના ખર્ચને અવકાશ મળે છે એ વાત સાચી છે, પણ એ વાટે આપણે સામાજિક કળાપ્રિયતાને મહત્ત્વનું પોષણ આપ્યું હતુ. આજકાલ ધર્મની પ્રતિષ્ઠા ઓછી થઈ છે; તેથી આપણા સામાજિક ઉત્સવો ધર્મને કારણે નથી થતા, પણ સામાજિક અને રાજદ્વારી પ્રેરણાથી થાય છે. આપણાં social gathering, સ્નેહસમેલનો, ચક્રિકોત્સવો અને પરિષદો એ આપણાં સામાજિક જીવનના નવાં પ્રતીકો છે. એમાં જ્યાં જુઓ, ત્યાં એક જ પ્રકાર નજરે પડે છે. બેચાર સંમેલનો ગોઠવ્યાં પછી એનો કંટાળો જ આવી જાય છે નવા નવા લોકો એ ખેલમાં ઊતરે છે માટે જ એવા ઉત્સવો વર્ષોવર્ષ ચાલે છે. સમાજમાં કળાની દૃષ્ટિએ જ્યારે સૂઝ જાગશે, ત્યારે જ એમાં અર્થપૂર્ણ વિવિધતા આવી જવાની આશા રખાય. આશા રખાય એટલા માટે કહુ છુ કે આજે પણ જ્યાં કળાની નજરવાળા લોકો આવા ઉત્સવો ને પ્રદર્શનો ગોઠવે છે, ત્યાં જીવતું વાતાવરણ દેખાઈ આવ્યા વગર રહેતું નથી. અનેક પ્રાંતોમાં ફરતાં મેં મધ્યમ વર્ગનાં પાંચદસ ઘરો એવાં જરૂર જોયાં છે કે જેમાં કળાની દૃષ્ટિએ જીવનનો કાંઈક આવિષ્કાર થતો હોય. એટલે આશાને તો ઘણું સ્થાન છે.

૧૬

## જોઈએ છે—જીવનકળાધરો

લલિતકળા અને હુનરકળા નોખાં પાડીને આપણે બંનેને નબળાં પાડ્યાં છે કે કેમ, એ પણ એકવાર આપણે તપાસવું જોઈએ લલિતકળામાં કેવળ તટસ્થ આનંદનો સવાલ હોય છે, જ્યારે હુનરકળામાં સગવડો, સુખાકારી અને એનાં સાધનો પ્રધાનપણું ભોગવે છે.

હવે ધારો કે આપણા ઘરનું દીવાનખાનું શણગારનું છે તો એમાં એ બન્ને વિચાર સાચવ્યા વગર ચાલે જ કેમ ? અને ઘર કે દીવાનખાનું કેવળ રાજામહારાજાનું અને મોટામોટા લક્ષ્મીપુત્રોનું, અને એમની સાથે મિત્રાચારીનો દાવો રાખનાર એમના સરકારી આશ્રિતોનું જ વિચારમાં નથી લેવાતું. પણ ગામડાંમાં વસતા ખેડૂતો, સવારથી સાંજ સુધી જાતમહેનતથી પ્રામાણિક આજીવિકા મેળવનાર કારીગરો, અને એક જ ઓરડીમા પાંચ પાંચ ને છ જણા રહેનાર સસ્કૃતિના ભારવાહક મજૂરો—બધાના રહેઠાણનો વિચાર કરવો જોઈએ ત્યાં જે કાંઈ થોડીઘણી ચીજો વપરાતી હોય, તે બધામાં અર્થ હોવો જોઈએ. અર્થવગરની કળા જીવનમાં ભળતી નથી, અને જીવનને શણગારતી નથી. જેમની રહેણી જૂની ઢબની છે, તેમના ઘરમાં નવી જાતનુ રાચરચીલુ અર્થવગરનું થઈ જાય છે—જેમ આપણા દેશમાં નેક-ટાઈ અને મોજાં અર્થવગરનાં દેખાય છે. જેવુ જીવન તેવું જ ઘર, તેવું જ રાચરચીલુ, અને તેવી જ એના પરની કારીગરી અને કળા. નીચેથી ઉપર સુધી સાર્થકતાનો સબધ હોવો જોઈએ.

## સામાજિક જીવનનું અધ્યયન

આ વિવેચન પરથી સૌથી મહત્ત્વના મધ્યસ્થ વિચાર ઉપર આવવું પડે છે. આપણે ત્યા ડૉક્ટરો, વૈદો, ઇજનેરો, વકીલો વગેરે તે તે શાખાના વિશેષજ્ઞો પડેલા છે. પણ આખી સસ્કૃતિના, આખા જીવનના જીવનશાસ્ત્રીઓનો અભાવ છે. સસ્કૃતિની ચર્ચા કરનાર અધ્યાપકો આપણને મળશે, પણ આખા સમાજને દોરનાર રાષ્ટ્રપિતાઓ અથવા ઋષિઓ સમાજમાં કેટલા છે ? સમાજમાં યુરોપ જેટલું જ અસંસ્કારી અરાજક આપણે ત્યાં ફેલાવાથી લોકોને સમાજની સુસ્થિતિ માટે જીવનઋષિઓની જરૂર છે તેનું ભાન રહ્યું નથી. રાજા અને સરકાર વગર ચાલી શકે, પણ જીવનઋષિ, સમાજધુરીણો વગર ન જ ચાલી શકે, એ જે દિવસે આપણે સમજીશુ, તે દિવસે આપણે આપણા સમાજધુરીણો પેદા કરવાના જ. મધમાખોની એક રાણી મરી જાય કે તેઓ તરત જ બીજી રાણી તૈયાર કરે છે. સામાજિક જીવનમાં સ્વાતંત્ર્યને નામે, આપણે અરાજક ચલાવવા દઈએ છીએ, જ્યારે રાજસત્તા આગળ ચુપચાપ માથું નમાવીએ છીએ. જેમ કુટુંબમાં વ્યવસ્થા હોય છે પણ રાજતંત્ર હોતું નથી, તેમ જ સમાજ વિશે પણ જરૂરનું છે. વ્યક્તિની પેઠે સમાજ પણ માતૃમાન, પિતૃમાન, આચાર્યવાન હોવો જોઈએ. ત્યારે જ સામાજિક જીવનમાં સ્વાસ્થ્ય, સામર્થ્ય અને સંગીત દાખલ થવાનાં. સમાજ જ્યારે માતૃમાન, પિતૃમાન, અને આચાર્યવાન થશે, ત્યારે જીવનકળા કેળવાશે, લલિતકળા અને હુન્નરકળા એકબીજાને પોષક થશે, વર્ગવિગ્રહને અવકાશ નહિ રહે. આપણી જૂની સંસ્થાઓ એ ઢબે ચાલતી. રાજાઓ પણ કુલગુરુની આમન્યા રાખીને જ ભોગ અને રાજ કરતા. હવે આપણે આપણી સંસ્થાઓ પાશ્ચાત્ય ઢબે—પ્રમુખ, મંત્રી, ખજાનચી અને કાર્યવાહક મંડળના વ્યવસ્થાતંત્રથી—ચલાવીએ છીએ. આપણા સમાજશાસ્ત્રમાં ફેર પડ્યા, તેથી સમાજને દોરવાની સૂઝ કોઈનામાં રહી નથી. હવે ટિચાઈને જે રસ્તો જડશે તે ખરો

શુદ્ધ હવા, પ્રકાશ, સૂરજનો તડકો, અવાજનો પ્રતિધ્વનિ ઇત્યાદિ વસ્તુઓનો આપણે આરોગ્ય ને સગવડની દૃષ્ટિએ ભવનકળામાં વિચાર કરીએ છીએ. કળાની દૃષ્ટિએ પણ એનું મહત્ત્વ ઓછું નથી. અને આવી બધી સગવડો અને સુંદરતાઓ સાચવ્યા પછી પણ મકાનનો આકાર, અને અનેક મકાનોની સમગ્ર ગોઠવણમાં પણ એકતા અને વ્યક્તિત્વ આવે છે કે નહિ તે પણ આપણે જોવું જોઈએ. આપણી નગરરચનામાં તો વ્યવસ્થા રહી નથી. પણ એક એક સંસ્થાનાં મકાનોમાં પણ ઢંગધડો દેખાતો નથી. અને કોકકોકવાર મોટા લક્ષાધીશોનાં મકાનો પણ બધી કળા અને સગવડોનો વિચાર કરીને બાંધેલાં હોવા છતાં, કેવળ રૂપાળી ઓરડીઓના અવ્યસ્થિત ઢગલા જેવાં જ લાગે છે.

અને આજકાલ એક રીતે વ્યવસ્થિત બાંધેલાં મકાનોમાં અને મંદિરોમાં તાત્કાલિક સગવડ ખાતર ફેરફારો કરી ઓરડીઓના જેમતેમ ફણગા ફોડવામાં આવે છે, તે તો આપણી અવ્યવસ્થિતિ અને વિચારશૂન્ય જીવનકળાનાં સ્મારકો જ બની જાય છે. એક રીતે બાંધેલું મકાન માણસ બીજી રીતે વાપરવા જાય, એમાં જેવાં મળ્યાં એવાં સાધનો વાપરે, અને બધું જ અસંસ્કારી કરી મૂકે, એ સ્થિતિ મેં તો બધા જ પ્રાંતોમાં જોઈ છે. જેમાં પ્રમાણબદ્ધતા છે, જીવન સાથે મેળ છે, અને તેથી અર્થપૂર્ણ કળા છે, એવાં મકાનો તો ડુંગરામાં અને ગરીબ ગામડાંમાં અનેક ઠેકાણે જોયાં છે ખરાં.

૧૮

## સાદાઈ, સંયમ અને વીરતા

ઓરડીમાં ઢગલાબંધ રાચરચીલું ખડકી દેવાથી સગવડે સચવાતી નથી અને કળાયે ખીલતી નથી. રસોઈમાં તમામ જાતના મસાલા મૂકીમૂકી નાંખવાથી સ્વાદે સંતોષાતો નથી અને તબિયતે જળવાતી નથી. ગામના બધા જ લોકોને એકસામટા મળવા બોલાવવાથી પરિચયે કેળવાતો નથી અને કોઈની કદરે કરાતી નથી. એવી રીતે ચોવીસે કલાક સંગીત, દરેક લખાણમાં કાવ્ય, ડગલે ને પગલે દીવાઓ, જ્યાંત્યાં વખાણ—એવું કરવાથી કળા સચવાતી નથી. મુંબઈ જેવાં શહેરોમાં દિવસરાત ઘેરઘેર ગ્રામોફોનના કોલાહલથી મુંબઈમાં ગાનસંસ્કારિતા વધી છે એવો તો અનુભવ થયો નથી. સાદાઈ, સ્વચ્છતા, મોકળાશ, શાન્તિ અને કરેલપણા વગર કળા ખીલે જ નહિ જે આખો જન્મારો ગળ્યું જ ખાય છે, ગરમગરમ ખાય છે, અથવા આઈસ્ક્રીમ ઉપર જ જીવે છે, તેની સ્વાદશક્તિ બહેર મારી જાય છે. એની સ્વાદશક્તિ અને પારખશક્તિ બૂઠી થઈ જાય છે. જેને રોજ ખુશામત કરવી પડે છે અથવા રોજ ખુશામત સહન કરવી પડે છે, તે માણસમાં કોઈની કદર કરવાની શક્તિ જ રહેતી નથી. એટલા ખાતર કળાકારોએ અને કળારસિકોએ સાદાઈ અને સંયમનું જીવની પેઠે જતન કરવું જોઈએ. સાદાઈ, સંયમ અને વીરતા એ ત્રણ વગર જીવન છીછરું અને અકુલીન થઈ જાય છે. જેમ મરજીવાઓને જ ઊંડાણમાં પાકનાં મોતીઓ મળે છે, તેમ જેમણે વીરતા કેળવી છે, તેમને જ જીવનકળાનું તો શું દરેક કળાનું રહસ્ય મળવાનું છે. કેવળ પૃષ્ઠ ભાગ ઉપર તરનારા જરાક મોજ માણી શકે. મહાસાગરની તિમિંગિલ માછલીઓ જુદી અને ચાંગળા પાણીમાં કૂદાકૂદ કરનાર શફરીઓ જુદી

છે. આવાં કમિશનો ચોક્કસ નિર્ણયો ન આપી શકે, તોય સામાજિક જીવનનું આટલું વ્યાપક અને સશાસ્ત્ર અધ્યયન થાય એ જ મોટો લાભ છે. સામાજિક જીવનના આવા અભ્યાસને અંતે કળાનું જીવનમાં સ્થાન શું એ નક્કી થશે અને પછી કેવળ પરદેશી વસ્તુઓથી અથવા સ્વદેશી વસ્તુઓથી દીવાનખાનાં શણગારવાનો જ વિચાર ન કરતાં, આખું સામાજિક જીવન કળાયુક્ત કરવા તરફ આપણો સામાજિક પુરુષાર્થ દોરાશે. આપણા સુથારો, કંસારાઓ, કડિયાઓ, સોનીઓ, દરજીઓ, મોચીઓ, પાઘડી વગેરે શિરોવેષ્ટનના તૈયાર કરનારાઓ વગેરે કારીગરવર્ગો આજે દિશા વગર રખડે છે. જે કાંઈ ચીજ બનાવવી હોય તે કાં તો જૂની પુરાણી ઢબે બને છે. અથવા પાશ્ચાત્ય કંપનીઓનાં કૅટલૉગમાંથી પ્રેરણા લઈને બનાવવામાં આવે છે 'વર્णानाम् ब्राह्मणो गुरुः' એ વચનનો એવો સાંકડો અર્થ નથી કરવાનો કે, બ્રાહ્મણ બધા પાસેથી દક્ષિણા લે, બધાને ચરણતીર્થ આપી આશીર્વાદ આપે, અને બધાને ત્યાં શ્રાદ્ધ જમવા જાય, કે વિવાદવખતે મંત્ર બોલી આવે જૂના વખતના બ્રાહ્મણ—આચાર્યો ધનુર્વેદ, આયુર્વેદ, સંગીત, અશ્વવિદ્યા, ગજવિદ્યા વગેરે બધી જ કળાઓ ખીલવતા. આજે આપણે ત્યાં કેળવાયેલા લોકોમાંથી કોઈ વિશ્વકર્મા બનતો નથી, કોઈ ભરતાચાર્ય પણ હજી બન્યો નથી અશ્વિનીકુમાર થવાનું તો દૂર જ રહ્યું. તમામ વર્ણોની જીવનવ્યવસ્થા અને સમાજસેવા વ્યવસ્થિત કરી આપનાર જીવનકળાધરો પાકશે ત્યારે જ આપણો સમાજ જીવિત થશે, સમાજને એવી વ્યવસ્થાની ભૂખ લાગ્યા વગર એવા સમાજપુરુષો પ્રગટ થવાના નથી.

૧૭

## ભવનકળા

જેમ નાટકમાં અનેક સાહિત્યકળાઓનું સ્નેહસંમેલન થાય છે અથવા જેમ વૃંદગાયનમાં વાજિંત્રોનું સ્નેહસંમેલન થાય છે, તેમ જ સ્થાપત્ય અથવા ભવનકળામાં અનેક કળાઓનું સ્નેહસંમેલન અથવા કુટુંબ ગોઠવી શકાય છે. અને તેથી આપણા જીવનની હાજતો, આપણી રહેણીકરણી, આપણું સામાજિક જીવન અને સામાજિક આનંદ એ બધી વસ્તુઓનો વિચાર કરી આપણે આપણી ભવનકળા ખીલવવી રહી. જેવી આપણી રહેણીકરણી આપણે રાખવા માગતા હોઈએ એવી જ આપણી ભવનકળા હોવી જોઈએ. આપણા મહેમાનોને આપણે પહેલાંની જેમ રાખતા નથી, ન રાખવા ઘટે. પ્રાચીન કાળમાં ગમે તે માણસને મહેમાન તરીકે આવવા દેતા નહિ પોતાની નાતજાતનો કે પંથનો માણસ હોય, એવાને જ મોટે ભાગે ઘરની છૂટ રહેતી. પણ એકવાર ઘરમાં લીધા પછી એ અતિથિ મોંઘો મહેમાન થયો, એની તો પૂજા જ થાય. મધ્ય યુરોપનાં ગામડાંઓમાં એની દશા હજી પણ છે એમ કહેવાય છે. ઉત્તર હિંદુસ્તાનમાં જ્યાં પડદાની પ્રથા છે, ત્યાં મહેમાનને જુદી રીતે રાખવામાં આવે છે. વેપારીને ત્યાં વેપારીને અંગે લોકો આવે, વકીલને ત્યાં અસીલો આવે, ડૉક્ટરોને તો કોકકોકવાર રુગ્ણાલયની પડખે વીશીઓ પણ ખોલવી પડે છે. એ બધી નવી હાજતોનો વિચાર કરી આપણે આપણી ભવનકળા વિસ્તારી હોય તો તેમાં લલિતકળાઓને સ્થાન કેવું આપવું તે આપણે જાણી શકશું. આજે જેમ તૈયાર કપડાં ખરીદવાની સગવડ કેટલાક લોકો શોધે છે, તેમ હુન્નરકળા અને લલિતકળાના નમૂનાઓ પણ આપણે પશ્ચિમમાંથી આણવા લાગ્યા છીએ.

શુદ્ધ હવા, પ્રકાશ, સૂરજનો તડકો, અવાજનો પ્રતિધ્વનિ ઇત્યાદિ વસ્તુઓનો આપણે આરોગ્ય ને સગવડની દૃષ્ટિએ ભવનકળામાં વિચાર કરીએ છીએ. કળાની દૃષ્ટિએ પણ એનું મહત્ત્વ ઓછું નથી. અને આવી બધી સગવડો અને સુંદરતાઓ સાચવ્યા પછી પણ મકાનનો આકાર, અને અનેક મકાનોની સમગ્ર ગોઠવણમાં પણ એકતા અને વ્યક્તિત્વ આવે છે કે નહિ તે પણ આપણે જોવું જોઈએ. આપણી નગરરચનામાં તો વ્યવસ્થા રહી નથી. પણ એક એક સંસ્થાનાં મકાનોમાં પણ ઢંગધડો દેખાતો નથી. અને કોકકોકવાર મોટા લક્ષાધીશોનાં મકાનો પણ બધી કળા અને સગવડોનો વિચાર કરીને બાંધેલાં હોવા છતાં, કેવળ રૂપાળી ઓરડીઓના અવ્યવસ્થિત ઢગલા જેવાં જ લાગે છે.

અને આજકાલ એક રીતે વ્યવસ્થિત બાંધેલાં મકાનોમાં અને મંદિરોમાં તાત્કાલિક સગવડ ખાતર ફેરફારો કરી ઓરડીઓના જેમતેમ ફણગા ફોડવામાં આવે છે, તે તો આપણી અવ્યવસ્થિતિ અને વિચારશૂન્ય જીવનકળાનાં સ્મારકો જ બની જાય છે. એક રીતે બાંધેલું મકાન માણસ બીજી રીતે વાપરવા જાય, એમાં જેવાં મળ્યા એવાં સાધનો વાપરે, અને બધું જ અસંસ્કારી કરી મૂકે, એ સ્થિતિ મેં તો બધા જ પ્રાંતોમાં જોઈ છે. જેમાં પ્રમાણબદ્ધતા છે, જીવન સાથે મેળ છે, અને તેથી અર્થપૂર્ણ કળા છે, એવાં મકાનો તો ડુંગરામાં અને ગરીબ ગામડાંમાં અનેક ઠેકાણે જોયાં છે ખરાં.

૧૮

## સાદાઈ, સંયમ અને વીરતા

ઓરડીમાં ઢગલાબંધ રાચરચીલું ખડકી દેવાથી સગવડ સચવાતી નથી અને કળાયે ખીલતી નથી. રસોઈમાં તમામ જાતના મસાલા મૂકીમૂકી નાંખવાથી સ્વાદ સંતોષાતો નથી અને તબિયતે જળવાતી નથી. ગામના બધા જ લોકોને એકસામટા મળવા બોલાવવાથી પરિચયે કેળવાતો નથી અને કોઈની કદરે કરાતી નથી. એવી રીતે ચોવીસે કલાક સંગીત, દરેક લખાણમાં કાવ્ય, ડગલે ને પગલે દીવાઓ, જ્યાંત્યાં વખાણ—એવું કરવાથી કળા સચવાતી નથી. મુંબઈ જેવાં શહેરોમાં દિવસરાત ઘેરઘેર ગ્રામોફોનના કોલાહલથી મુંબઈમાં ગાનસંસ્કારિતા વધી છે એવો તો અનુભવ થયો નથી. સાદાઈ, સ્વચ્છતા, મોકળાશ, શાન્તિ અને ઠરેલપણા વગર કળા ખીલે જ નહિ જે આખો જન્મારો ગળ્યું જ ખાય છે, ગરમગરમ ખાય છે, અથવા આઇસ્ક્રીમ ઉપર જ જીવે છે, તેની સ્વાદશક્તિ બહેર મારી જાય છે. એની સ્વાદશક્તિ અને પારખશક્તિ બૂઠી થઈ જાય છે. જેને રોજ ખુશામત કરવી પડે છે અથવા રોજ ખુશામત સહન કરવી પડે છે, તે માણસમાં કોઇની કદર કરવાની શક્તિ જ રહેતી નથી. એટલા ખાતર કળાકારોએ અને કળારસિકોએ સાદાઈ અને સંયમનું જીવની પેઠે જતન કરવું જોઈએ. સાદાઈ, સંયમ અને વીરતા એ ત્રણ વગર જીવન છીછરું અને અકુલીન થઈ જાય છે. જેમ મરજીવાઓને જ ઊંડાણમાં પાકતાં મોતીઓ મળે છે, તેમ જેમણે વીરતા કેળવી છે, તેમને જ જીવનકળાનું તો શું દરેક કળાનું રહસ્ય મળવાનું છે. કેવળ પૃષ્ઠ ભાગ ઉપર તરનારા જરાક મોજ માણી શકે. મહાસાગરની નિમિંગિલ માછલીઓ જુદી અને છીંછરા પાણીમાં કૂદાકૂદ કરનાર શફરીઓ જુદી

૧૯

# પોશાક અને ઘરેણાં

એકવાર વડોદરામાં શ્રી. સયાજીરાવને પૂર્ણ દેશી પોશાકમાં, શણગારેલી બળદગાડીમાં બેસીને માંડવીને રસ્તે જતા જોયા, તે વખતે એ રસ્તાઓ, એની બે બાજુનાં મકાનો, ગાડી, બળદ, ગાડી હાંકનાર, એનો પોશાક અને અંદર બેઠેલા રાજવી બધાં એકમેકમાં એટલાં તો સુંદર ભળતાં હતાં કે એક ક્ષણ માટે આંખો ઠરી ગઈ જાણે બધું એક જ સંસ્કૃતિનું વાતાવરણ સેવતાં હતાં ને જમાવતા હતા! વડોદરાનો જૂનો લશ્કરી પોશાક અને આજના હોટેલછાપી પોશાકની સરખામણી પણ ત્યાં એકવાર કરવાને મળી અને મનમાં થયું કે મુશ્કેલીમાં આવીને પડેલી કોઈ ખાનદાન ઘરની બાળા મદદ માગવા માટે વિશ્વાસપૂર્વક કોની પાસે જઈ શકે એવો સવાલ હોય તો એનો જવાબ અહીં એક જ રૂપે મળશે. જૂના પોશાકનો સરદાર, શૂરવીર અને લડવૈયો તો દેખાય જ છે, પણ એ પોશાકમાં જ ખાનદાનીભર્યું સ્ત્રી-દાક્ષિણ્ય પણ પૂરેપૂરું દેખાય છે. આ શૂરવીર વીરો પણ છે એ વિશે શંકા નથી રહેતી. યુરોપિયન પોશાક એમના દેશ માટે અને સમાજ માટે સારો હશે પણ એની પાછળ એટલી આર્યભાવના આપણે જોઈ શકતા નથી. કોઈ મારા કહેવાનો એવો અર્થ ન કરે કે તમામ જાતના જૂના પોશાકની હું હિમાયત કરું છું. પોશાકનું પણ પોતાનું ચારિત્ર્ય હોય છે. અમુક પોશાક આશ્રિતોને જ શોભે; અમુક ગુલામોને જ. બે જવાબદાર છોકરા બાળકોનો પોશાક જુદો અને ગંભીર સમાજનેતાઓનો પોશાક જુદો વિદ્વાન, સેવક, અમલદાર, ત્યાગી, વૈરાગી, સંન્યાસી દરેકની ચારિત્ર્યવિભૂતિ જુદી હોય છે એટલે વેશ પણ એને અનુકૂળ જ રખાય.

૨૦

# નાટક અને સિનેમા

મેં આજકાલનાં નાટકો જોયાં નથી, અને સિનેમાનું—મૂંગી કે ટોકીનું દર્શન કર્યું છે એમ પણ ન કહી શકું.* જિંદગીમાં થિયેટરનાં નાટકો દસ પણ નહિ જોયાં હોય. સિનેમાની શોધ થઈ હતી અને એને 'બાયસ્કોપ' કહેતા હતા તે વખતે બેએક ફિલમો જોઈ હશે. એટલા પરથી વિવેચન શી રીતે કરી શકું? છાપાંમાં જ્યાં જુઓ ત્યાં સિનેમાનાં ચિત્રો હોય છે. અને મુંબઈ જેવાં શહેરોમાં સિનેમાની જાહેર ખબરોમાં મોટાં મોટાં મોઢાં પ્રણય કરતાં અથવા બીક અને દ્વેષ વ્યક્ત કરતાં દેખા દે છે એટલા ઉપરથી જે ખ્યાલ બંધાય તેટલો જ મારી પાસે છે. જે વિષયની ચર્ચા રોજનાં છાપાં સંખ્યાબંધ કોલમોમાં કરે છે તે વિષય વિષે હું કશું ન બોલું તો કોઈને અગિયારશના ઉપવાસ જેવું નહિ લાગે એવી આશા રાખું છું.

એક પાશ્ચાત્ય સમાલોચકે સંસ્કૃત નાટકો વિષે લખતા કહ્યું છે કે સંસ્કૃત નાટકોમાં કાવ્યનું માધુર્ય ખૂબ હોય છે, પણ માધુર્ય માટે નાટકો છે જ નહિ. એમાં તો રુંવાટાં ખડાં થવાં જોઈએ. જેમાં રોમહર્ષણ ( Dramatic thrill ) નથી એ નાટક શાનું?

આ રોમાંચ ( thrill )ની શોધમાં આજકાલનાં નાટકો અને સિનેમાઓ કેટલે સુધી પહોંચ્યાં છે એનો વિચાર કરતાં જરૂર રુંવાટાં ખડાં થાય છે. એ રોમાંચ લાવવા માટે લૂંટફાટ, આગ, અપહરણ, પલાયન, ખૂન વગેરે બધા પ્રસંગો યોજવામાં આવે છે. અકસ્માત તો ડગલે ને પગલે હોય જ. નીરોને રોમ બાળતાં કેવો આનંદ થયો હશે, એમ હવે આશ્ચર્ય કરવાની જરૂર નથી.

મેં સાંભળ્યું છે કે કેટલીક ફિલમો બહુ સારી હોય છે; ઉત્તમમાં ઉત્તમ સાહિત્યકૃતિઓની ફિલમો એટલી તો આબાદ હોય છે કે સાહિત્યના અધ્યયન કરતાં આ ફિલમોનું દર્શન જ વધારે અસરકારી કેળવણી હોય છે આજના કલાકારોની શક્તિ વિષે મને શંકા છે જ નહિ. જે શુદ્ધ સાત્ત્વિક કળા ખીલવે છે. એમની જ વાત હું નથી કરતો, પણ જમાનાનો રંગ નક્કી કરનાર અને સમાજ વિષે બેદરકાર રહેનાર કળાકારોની પણ શક્તિ આંજી નાખે એવી છે એ મેં અનુભવ્યું છે. આસુરી સંપત્તિનું સામર્થ્ય ઓછું હોય છે એમ તો ક્યાય કહેવું છે જ નહિ. સિનેમા અને નાટકો જલદ વસ્તુઓ છે. એમની અસર ભારેમાં ભારે હોય જ. પણ જે સમાજને એનો પ્રયોગ અખંડ સેવન કરવો પડે છે, તે સમાજ વિષે કંઈ ચિંતા થવી સ્વાભાવિક છે. મુંબઈમાં ગ્રામોફોનો અખંડ ગાયા કરે છે. એની બધી જ ચાળીઓ ( પ્લેટો ) ખરાબ હોય છે એમ પણ નથી. પણ આ સંગીતની સેવથી પ્રજા સંસ્કારી થઈ છે, એમનાં હૃદય ઉન્નત થયાં છે, એમ તો માનવામાં નથી આવતું આધુનિક સુધારાને લહેરથી નિહાળતો આલ્ડસ હક્સ્લે પણ કળા અને વિલાસિતાના અતિરેકથી નુકસાન જ છે એમ ભાર દઈને કહે છે. ખરેખર, જીવનની સમૃદ્ધિ નિર્મળ ગૃહસ્થાશ્રમ જેટલી સાદાઈમાં જ છે એ જ્યાં સુધી આપણે સ્વીકાર્યું નથી, ત્યાં સુધી કળા મારફતે સમાજની ઉન્નતિ થવાની નથી.

*આ લખાયા પછી મારા મિત્રો અને વિદ્યાર્થીઓના આગ્રહથી 'ધર્માત્મા'ની ફિલમ જોઈ આવ્યો. મને તે ખૂબ જ ગમી. છતાં સિનેમા એ કાંઈ અસાધારણ વસ્તુ છે એમ ન લાગ્યું. અને સિનેમા વિષેના મારા સામાન્ય અભિપ્રાય પણ ન બદલાયા.

હું કબૂલ કરું છું કે નાટકસિનેમામાં જીવનના રસિક કે આકર્ષક પ્રસંગો કાંઈક ભડક–રંગમાં ચીતરવા અપરિહાર્ય હોય છે પણ એનો અતિરેક થવાથી કળા મારી જાય છે, અને લોકોની ચિત્તવૃત્તિ ક્ષુબ્ધ જ રહે છે જ્યારે સારી કળાના સેવનથી તો લલિત ભાવ વધવો જોઈએ અને એમાંથી સ્થાયી સમાધાન પરિણમવું જોઈએ.

૨૧

## કળાનો વિસ્તાર

આપણે ત્યાં ચિત્રકળાએ વિશિષ્ટ રૂપ જ પકડ્યું હતું. જૂની પોથીઓમાં અને મંદિરોની દીવાલો ઉપર સુપ્પત્તે ચિત્રો ચીતરતા. રવિવર્માએ પાશ્ચાત્ય યથાર્થદર્શી કળાને આપણા દેશમાં આણી અને યુરોપિયન કળાતંત્ર જાળવી પૌરાણિક પ્રસંગો આપણને ચીતરી આપ્યા. બંગાળમાં હેવલે આવી ચિત્રકળાપદ્ધતિમાં રહેલું રહસ્ય આપણા લોકો આગળ મૂક્યું અને એક નવો પંથ જગાડ્યો. અવનીન્દ્રનાથ ટાગોર, આનંદકુમાર સ્વામી, ભગિની નિવેદિતા, વગેરે સમર્થ કળારસિકોએ એનો વિસ્તાર અને અર્થ કર્યો અજંતામાંથી પ્રેરણા લઈ કેટલાય અદ્ભુત ચિત્રકારો આપણા જમાનામાં પાક્યા છે. ગુજરાતમાં લક્ષ્મીપુત્રોએ આ નવી સ્વદેશી ચિત્રકળાની સંસ્કારિતા પોતાની કરી. રવિશંકર રાવળે તો એક ચિત્રપીઠ જ સ્થાપી છે હવે ભારતી ચિત્રકળા અનાથ રહી નથી. નાનાલાલ મહેતા જેવા એના ઇતિહાસકાર તૈયાર થવા લાગ્યા છે ડૉ. હરિપ્રસાદ અને રત્નમણિરાવ જેવા પણ જૂની સંસ્કૃતિની સુંદરતા આપણા મન પર ઠસાવવા મથે છે. અર્ધેન્દ્રકુમાર ગાંગુલી જેવા એના વિવેચકો એનું રહસ્ય વિશદ કરવા લાગ્યા છે. નંદલાલ બોઝ જેવા એની વિશ્વતોમુખી શક્તિ વ્યક્ત કરવા લાગ્યા છે હવે આપણે કેવળ આત્મરક્ષણની વૃત્તિ રાખી જૂનાને જ વળગી રહેવાની જરૂર નથી હવે ગમે તે દેશમાં જાઓ, ચિત્રકળા ઝપાટાભેર આતરરાષ્ટ્રીય થતી જાય છે યંત્રયુગ પણ હવે પોતાની જટિલ ભવ્યતાની દીક્ષા કળાને આપવા મંડ્યો છે. પ્રાચીન મિસર દેશમાંથી આપણે કશી પ્રેરણા લેવાના નથી, એમ નથી. કયુબિક આર્ટ તો હવે સાર્વભૌમ થવા લાગી છે પતંગિયાંની પાંખો, મહાસાગરની માછલીઓ, વનસ્પતિ-સૃષ્ટિનો વિલાસ, દેશદેશાંતરના પશુપક્ષીઓ, ખીણમાંના પાસાદાર પથરાઓ, અરણ્યના ચોસલાઓ, સમુદ્રના શંખલાઓ, અને આકાશના ઇન્દ્રધનુષ અને વાદળાંઓ બધાં જ આપણને વર્ણ અને આકૃતિની અવનવી દીક્ષાઓ આપવા લાગ્યા છે. આખી દુનિયાનું પ્રાચીન અને નવીન સ્થાપત્ય, રસાયણકળાએ શોધેલા નવાનવા રંગો, બધું જ સાહિત્ય આપણી આગળ છે આટલી સમૃદ્ધિ ઉપલબ્ધ હોવા છતાં, કેવળ 'પિતાના કૂવામાં જ નાહીશું, એનું જ પાણી પીશું,' એવી સંકુચિતતા હવે રાખવાની જરૂર નથી. જ્યાં સુધી આપણામાં દાસભાવ, હીનભાવ, (slave mentality, inferiority complex) હતા, ત્યાં સુધી સ્વાભિમાનની માત્રાનું સેવન કરવું આવશ્યક હતું. હવે જો આપણે આત્મપરિચય પામ્યા હઈશું, આપણા સામાજિક જીવનમાં ભારતીય પ્રાણ સ્ફુરતો હશે, તો દુનિયાનું બધું લઈને એને ભારતીય રૂપ આપણે જરૂર આપી શકીશું. જીવન જો આપણે વિશુદ્ધ ન રાખ્યું, અનુકરણ, અનુસરણ અને વિલાસમાં જો આપણે ડૂબી ગયા, તો આપણો

નાશ જ છે, પણ જો આપણે તમામ વસ્તુને આત્મસાત્ કરવાનું રસાયણ ખીલવ્યું હશે, તો આપણે અગ્નિની પેઠે સર્વભક્ષ જરૂર થઈ શકીશું. જે વિશુદ્ધ છે તે સર્વસમ્રાટ થવાનું, તેનો એ અધિકાર છે

## લેખનકળા

એક બહુ જ અગત્યની કળા તરફ આપણું દુર્લક્ષ્ય થતું જાય છે, અને તે છે લેખનકળા જૂના વખતમાં દુનિયાના બધા જ દેશોમાં લહિયાનો ધંધો પ્રતિષ્ઠિત ગણાતો. મોટામોટા બાદશાહો પણ ધર્મગ્રંથો સુંદર રીતે લખી પોતાની નવરાશનો વખત કામમાં આણતા, અને ગુજરાન જેટલું કમાતા પણ ખરા. નિવૃત્તિપરાયણ સંન્યાસીઓ અને સાધુઓ પણ લેખનકળામાં અસાધારણ પ્રગતિ બતાવતા. આપણી લિપિની સુંદરતા એવા લોકોને જ આભારી છે. આજે છાપખાનાં અને ટાઇપરાઇટરને કારણે એ કળા ખીલતી અટકી છે. યુરોપમાં એવું નથી થયું. ત્યાં યંત્રકળાની મદદ લઈને અક્ષરો વધારે રૂપાળા અને સગવડ્‌વાળા કરવા તરફ કળાકારોએ પોતાની શક્તિ વાળી છે. આપણે ત્યાં કેવળ જડતા જ પ્રવર્તે છે. જ્યારે કોઈ વિલિયમ મોરીસ આપણે ત્યાં જાગશે ત્યારે જ આમાં સુધારો થવાનો. એ સમાજહિતચિંતકે મજૂરીમાં આનંદ અને કળા દાખલ કરવા માટે એકેએક કળાને હાથ ધરી. દીવાલો પર ચોડવાના કાગળો, ઘરનું ફર્નિચર, બીજું રાચરચીલું, અક્ષરો છાપવાનું; બધાંમાં પાણીની પેઠે પૈસો ખર્ચ કરી, અને દરેક કળામાં પોતાની પ્રતિભા લાવી એણે ઈંગ્લંડમાં નવો યુગ શરૂ કર્યો. આપણે ત્યાં કેવળ બચુભાઈ રાવતને જ આપણા અક્ષરોની દયા આવી અને એમણે અક્ષરોનાં રહી ગયેલાં અંગોને માલિશ કરી ફરી છૂટાં કર્યાં. હવે એ દિશાએ અનેક પ્રયત્નો કરીને અનેક રીતે એનો રૂપાળો વિસ્તાર થવો જોઈએ

## નવા વિરાટ રાગો

એક એક કળા સરસ રીતે ખીલવવા સાથે જુદીજુદી કલાઓને પરણાવવાની પણ જરૂર છે. ચિત્રકારના સાત રંગ અને ગાયકોના સપ્ત સ્વર વચ્ચેનો સંબંધ શોધી કાઢી પછી જેમ સારીગમની સ્વરવાટિકાઓ અને અલંકારો ગવાય છે તેમ સપ્તવર્ણનાં નવીનવી ઢબનાં ઇન્દ્રધનુષો તૈયાર કરવાં જોઈએ. કુદરતમાં ફળ, ફૂલ, પાંદડાં, જીવડાં અને પતંગિયાંના વિધવિધ રંગો જોઈ એ ઉપરથી નવાનવા રાગો પણ ગોઠવવા જોઈએ. આ કામ કેવળ થિયોસોફિસ્ટનું નથી, પણ મોટામોટા કળાધરોએ આ અખતરાઓ કરવા જોઈએ. જ્યારે સંગીતના રાગોનું માનસશાસ્ત્ર આપણે ખીલવીશું ત્યારે જ નવાનવા અદ્‌ભુત રાગોના અવતાર થશે આપણું ગાયન એકાંતનું અથવા નાની નાની બેઠકોનું જ છે. હજારો અને લાખો લોકો ભેગા થઈ સામુદાયિક સંગીત ચલાવવાના દિવસો હવે આવ્યા છે. હવે તો વિરાટ ભાવો વ્યક્ત કરતા રાગો અને સંગીતની પદ્ધતિઓ પણ ખીલવવી જોઈશે. કોઈ પણ અભણ માણસ કેવળ આદરથી ધર્મગ્રંથોની ચોપડીઓ ભેગી કરે ને સંઘરે તેવી આજે આપણા ધનવાન અને સરકારી ગણાતા લોકો સંગીતને પોતાના ઘરમાં સ્થાન દે છે. હજી એમને માટે એ વસ્તુ જીવતી થઈ નથી. જીવનસમૃદ્ધિ વગર ધનસમૃદ્ધિ કૃતાર્થ થવાની નથી, અને સંગીતાદિ કળાઓ પણ જીવતી થવાની નથી. જેમ સમાજમાં હવે આપણું ચાર વર્ણથી ચાલવાનું નથી, તેમ સંગીતમાં પણ હવે ૭ રાગ અને છત્રીસ રાગણીઓ અને એમનાં કુટુંબીઓથી ચાલવાનું નથી. પ્રજાના પુરુષાર્થમાં નવાનવા આદર્શો ઘડાતા જાય છે, તેમતેમ નવા રાગો પણ આપણને પેદા કરતાં આવડવું જોઈએ. જેમ ભિન્નભિન્ન સંગીતપદ્ધતિઓનું સંમિશ્રણ આપણે કરવાના છીએ, તેમ નવાનવા રાગોનો પણ આપણે આવિષ્કાર કરવો રહ્યો. ભારતીય મહાયુદ્ધ, બુદ્ધભગવાનનો ગૃહત્યાગ, હરિશ્ચંદ્રની ટેક અને સીતાનો વનવાસ, દ્રૌપદીનો વેણીસંહાર અને દમયંતીનો સ્વયંવર, સાવિત્રી–યમરાજનો સંવાદ અને રાજા રામનો દેશવટો, દાંડીકૂચનું સબરસ અને હરિજનોને કારણે હોડમાં મૂકેલા પ્રાણ —એ બધા પ્રસંગો માટે ઉદાત્ત લલિત નવા નવા રાગો અને છંદો જોઈએ છે.

ગુજરાતનું લોકસંગીત બીજા પ્રાંતોના લોકસંગીત કરતાં જુદું પડે છે. એની ભાવવાહિતા અસાધારણ છે. જ્યારે મેઘાણી જેવા પોતાની મેઘગંભીર વાણીથી એ ગાય છે, ત્યારે જૂનું લોકજીવન કેટલું પુરુષાર્થપૂર્ણ હશે એનો ખ્યાલ આવે છે. લોકકાવ્યો, લોકકથા અને લોક-સંગીતદ્વારા ગુજરાતનું લોકજીવન નવી ઢબે સજીવન કરવાની જરૂર છે. શિષ્ટ જીવન અને લોકજીવન પરસ્પર ભિન્ન હોવા છતાં પરસ્પર પોષક છે. શિષ્ટ જીવન હંમેશાં પ્રતિષ્ઠિત હોય જ. લોકજીવનને હવે પ્રતિષ્ઠિત કરવાની જરૂર છે. માત્ર એની સ્વાભાવિકતા અને લૌકિકતા નષ્ટ ન થાય એટલી જ પ્રતિષ્ઠા એને મળવી જોઈએ.

શાસ્ત્રકારોએ સંગીતકળાના ત્રણ વિભાગો કર્યા છે. ગાયન, વાદન અને નૃત્ય. આપણે ત્યાં જૂના વખતમાં કેવળ–કળાનો 'અસંસ્કારી જમાનો જ્યારે આવી ગયો અને બધી કળાઓ ચારિત્ર્યહીન આશ્રિતોના હાથમાં પહોંચી ગઈ, ત્યારે શિષ્ટ સમાજે સંગીત અને કળા બંનેનો લગભગ બહિષ્કાર જ કર્યો. નાટકમાં વેશ લેનારનું મોઢું પણ ન જોવાય, ભૂલથી જોયુ તો પ્રાયશ્ચિત્ત કરવું ઘટે, એમ સ્મૃતિઓમાં કહેલું છે કલાવંતીનું ચારિત્ર્ય શુદ્ધ હોઈ જ ન શકે એમ સમાજની માન્યતા હતી. કલાવંતી અને ગુણિકા એ શબ્દો જ આ સ્થિતિના સાક્ષી છે. 'કલા ખાતર કલા' ના પક્ષ આગળ કેટલું જોખમ રહેલુ છે એનો

ખ્યાલ આ ઉપરથી આવશે. કળા પ્રત્યેની સૂગના એ જમાનામાં નૃત્યકળા પ્રત્યે લોકોમાં વધારેમાં વધારે ચીડ હતી. પુરાણકારોએ અને જૂના કવિઓએ શ્રીકૃષ્ણ અને ગોપીઓના રાસનૃત્યના ફાવે તેવાં વર્ણનો લખી શૃંગાર અને વિલાસને ધાર્મિક વાતાવરણની છાપ આપી, છતાં નૃત્યકળા વિષે સમભાવ કે આદર જાગ્યો નહિ. કાઠિયાવાડના રબારી અને ભરવાડ લોકોએ એ કળાને કાંઈક આશ્રય આપ્યો. શ્રીકૃષ્ણ પણ આખરે કાઠિયાવાડી રબારી જ હતા ને? યુરોપના લોકો નૃત્યપ્રિય છે. ઇંગ્લંડથી માંડીને રશિયા સુધી—અને આઇસલેન્ડથી માંડીને ઇટલી કે ગ્રીસ સુધી, બધે જ નૃત્યકળાની સામાજિક પ્રતિષ્ઠા છે. આપણે ત્યાં અંગ્રેજી કેળવણીને લીધે એ નૃત્યકળા પ્રત્યે પણ આદરભાવ ફરી જાગ્યો. અને કેવળ અંબાજીના ઉત્સવમાં જ જે ગરબીઓને સ્થાન મળતું તેમને હવે આપણાં શિષ્ટ લોકોનાં આધુનિક સરકારી જીવનમાં પણ મહત્ત્વનું સ્થાન મળ્યું છે. ચિત્રકળા કે સંગીતકળા જેવી નૃત્યકળા બેઠાડુ કળા નથી. એમાં તાલબદ્ધ કસરત છે. આવી કસરતથી શરીરના સ્નાયુને વ્યાયામ સાથે આરામ મળે છે. જેમ સાહિત્યમાં નાટક, હુન્નરકળામાં સ્થાપત્ય, તેમ લલિતકળામાં નૃત્ય છે. આમાં અનેક કળાઓનો સહકાર સાધી શકાય છે. પોશાક, ઘરેણાં, પ્રકાશ, ધૂપદીપ, સંગીત, તાલ, કાવ્ય, હાવભાવ—એ બધાંનું સ્નેહસંમેલન જમાવી શકાય. આપણે ત્યાં આપણા ગરબાના, ભરવાડોના અને ટીપણીના નૃત્ય ઉપરાંત હવે શાંતિનિકેતનથી આવેલું મણિપુરી નૃત્ય પણ દાખલ થયું છે. નૃત્ય મારફતે થતી કસરત નાજુક પ્રકૃતિને પણ કેટલી સદે છે તે હવે આપણે જોઈ શક્યા છીએ. ઉદયશંકરનું નૃત્ય જોવાની હજી મને તક મળી નથી. પણ એ કેવું હશે એની કાંઈક કલ્પના કરી શકું છું. આપણે ત્યાં પ્રાંતે પ્રાંતે નૃત્યકળા જુદીજુદી છે. એ બધાનો પુનરુદ્ધાર કરવાનો હજી બાકી છે. એ કળામાં રસ ધરાવનાર લક્ષ્મીપુત્રોને એક સૂચના કરવાનું મન થાય છે. અલ્લાહાબાદમાં એક વાર મેં એ કરી પણ છે. હિંદુસ્તાનમાં આસેતુહિમાચલ મંદિરો અને મૂર્તિઓ અસંખ્ય છે. દરેક ઠેકાણે નૃત્ય કરતી પરીઓ અને અપ્સરાઓની મૂર્તિઓ કોતરેલી મળે છે. એમાં નૃત્યના પ્રકાર, હસ્તમુદ્રા, લાસ્ય, તાંડવ, વગેરે અસંખ્ય નમૂનાઓ એટલા બધા પડ્યા છે કે એ બધાના ફોટો લઈને એની જો ચિત્રમંજૂષા ( Album ) બનાવવામાં આવે તો નૃત્યકળાના બધા જ નમૂનાઓ એમાં આપણને મળશે. આ કામ સહેલું નથી. નૃત્યકળાના પ્રમાણભૂત ગ્રંથમાં વર્ણવાય એવા નમૂનાઓ મેં નેપાળમાં પણ જોયા છે. અને ઓરિસામાં પણ જોયા છે. હમ્પીમાં પણ જોયા છે અને બેલૂર હળેબીડમાં પણ જોયા છે. અજંતા તથા વેરૂળમાં પણ જોયા છે અને સિલોનમાં પણ જોયા છે. કાશ્મીરમાંય જોયા છે અને બ્રહ્મદેશમાં પણ જોયા છે. આ મૂર્તિઓ અને આ છબીઓમાંથી આપણી આખી નૃત્યકળા આપણે ચિત્રિત કરી શકીએ એમ છે. એકલા અમદાવાદ અને વીરમગામમાં જ આપણને ઘણા નમૂનાઓ મળે એમ છે. નાટ્યકળા અને નૃત્યકળા બે સાથેસાથે જ જાય છે. સંગીતમાં જેમ કેવળ ધ્વનિચમત્કૃતિ પણ હોય છે અને ભાવવાહિતા પણ હોય છે, તેમ જ નૃત્યમાં પણ કેવળ અંગસૌષ્ઠવના પ્રકાર પણ હોય છે અને ભાવાવિષ્કરણ પણ હોય છે. નૃત્યનું અદ્‌ભુત લાવણ્ય મેં અમારા ગોમંતકમાં ( પોર્ટુગીઝ ગોવામાં ) નાનપણમાં ખૂબ જોયું છે. જે દુર્દૈવી કોમે આ કળા એના શુદ્ધ રૂપમાં અત્યાર સુધી સાચવી છે એ એના બેવડા ઉદ્ધારની હકદાર છે એ વિષે શંકા નથી. કેરલના નૃત્ય તરફ હમણાંહમણાં લોકોનું કંઈક ધ્યાન ખેંચાયું છે. પણ ગોવાની નૃત્યકળાનો તો હજી કોઈને ખ્યાલ જ નથી, એમ લાગે છે.

રહસ્ય પ્રગટ કરવાની મારી શક્તિયે નથી. આ કામ તો ભવિષ્યનો કોઈ કળાત્મા અવશ્ય કરશે એવો વિશ્વાસ રાખીને જ મારે સંતોષ માનવો રહ્યો આ કામ જ્યારે થશે ત્યારે ગુજરાતમાં ગુજરાતની પોતાની ખાસ કળાનો નવો અવતાર થશે અને તે ભારતીય કળાનુ એક અંગ સંપૂર્ણ રીતે ખીલવશે.

મેં તો કેવળ કળાનાં કેટલાંક અંગોનુ સૂચનમાત્ર કર્યું છે. જ્યારે એકાદ પ્રાણવાન કળામંડળ સ્થપાશે અને એક એક સસ્કારી યુવાન, એક એક વિભાગને પોતાનું જીવન અર્પણ કરવાનો અને એને પ્રજાસેવા માટે પૂર્ણ રીતે ખીલવવાનો સકલ્પ કરશે ત્યારે જ આપણે કળાના ઉપાસક છીએ એમ કહી શકાશે. અત્યાર સુધી જે થયુ છે એને તો પહેલી સલામીનું નામ પણ ભાગ્યે જ અપાય. હું તો માનુ જ છુ કે મેં સૂચવેલી બધી કળાઓ એક જ સાર્વભૌમ જીવનકળાનાં જુદાંજુદાં પાસાંઓ છે. અને જીવનકળામા તો પુરુષાર્થ, સમભાવ, પ્રેમ, નિષ્ઠા આદિ અનેક વૃત્તિઓનો જ પ્રધાનપણે સમાવેશ થાય છે. જીવનકળાના અંગો જ વિચારવા હોય તો એમા જ્ઞાનનિષ્ઠા, સત્યપરાયણતા, બુદ્ધિની પ્રગલ્ભતા, સજ્જનતા, ઉદારતા, સમયસૂચકતા, પ્રમાણબદ્ધતા, રસજ્ઞતા, ઔચિત્ય, સહાનુભૂતિ, સેવાભાવ, ત્યાગવીરતા, શ્રદ્ધા, બેફિકરી, અને ઈશ્વરભક્તિ—એ બધા ગુણો આવી જાય છે. જીવનકળાની દૃષ્ટિએ આ દરેક ગુણનો સંબધ શો છે, એનુ મહત્ત્વ કેટલુ છે, એ બધાનું વર્ણન કરવા જતાં કળાનું સર્વમાન્ય ક્ષેત્ર છોડી આદર્શના ગગનમાં વિહાર કરવો પડે મારો તો વિશ્વાસ છે કે આ દૈવી સંપત્તિની ખિલવણીથી જ કળાનો વિકાસ થવાનો છે કળાનું પૂર્ણ સ્વરૂપ પારખવા માટે પણ આટલી પૂર્વતૈયારી જોઈએ છે પણ એ ચર્ચામાં આપણે અહીં કેમ ઊતરી શકીએ ?

અત્યાર સુધી એમ થતુ આવ્યુ છે કે જે જે પરિષદ, સભા કે સસ્થામાં ગાંધીજી પ્રમુખ થયા છે, ત્યા ત્યાં આખા વરસ માટે કાંઈક નિયમિત અને દિશાખેડતુ કાર્ય ચાલતુ થયુ છે. આ વરસે ગાધીજીએ સાહિત્ય પરિષદનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું છે એટલે સાહિત્યના ક્ષેત્રમાં કંઈક તો સગીન કામ થશે જ એમ હું માનુ છુ ગામડાંના ખેડૂતો અને મિલના મજૂરો, કારીગરો અને વેપારીઓ, બ્રાહ્મણો અને વાણિયાઓ, હરિમંદિરના પૂજારીઓ અને એમની બહાર જ જેમને રહેવું પડે છે એવા હરિજનો, અને મૂડીવાદીઓ અને સામ્યવાદીઓ, દેશી રાજાઓ અને એમની હસ્તીથી અકળાયેલા એમના ટીકાકારો—બધાને એક જ પ્રવૃત્તિમાં એકઠા સહકાર કરવાની તક આપવાનુ કામ આપણી કળાની ઉપાસના મારફતે થશે. કળાની ઉપાસનામાં સાંપ્રદાયિકતા નથી એટલે હિંદુ, મુસલમાન, પારસી, ઇસાઈ, ખોજા અને મેમણ—બધા જ પંથના અને બધા જ ધર્મના લોકો કળાની ઉપાસનામાં એકત્ર આવશે અને એક થઈ બતાવશે.

समानस्तु वो मन
समाना हृदयानि वः ॥

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

એ નૃત્યકળામાં સામ્પ્રદાયિકતા કરતાં ભાવવાહિતા વધારે છે એમ મારું માનવું છે. પણ મારો અભિપ્રાય એ કંઈ કલાતત્ત્વવિશારદનો અભિપ્રાય નથી હું તો એક મુસાફરની પેઠે જોયેલી વસ્તુનું અધિકારી આગળ સૂચન કરીને જ સંતોષ માનવાનો.

નૃત્યકળા એ પણ ભક્તિનું જ એક અંગ છે એમ આપણા પૂર્વજોએ સ્વીકાર્યું છે. એ કળાને સામાજિક રૂપમાં ખીલવતાં અમુક જોખમો ખેડવાનાં રહે છે એ ધ્યાનમાં રાખી સાવચેતીથી એનું સેવન કરવું ઘટે છે. નહિ તો શુદ્ધતા જાળવ્યા વગર શિષ્ટતા બક્ષ્યા પછી અંતે પસ્તાવાનું જ રહેશે. પણ વિકારની બીકે એ કળાનો જ ત્યાગ કરવાની જરૂર નથી.

## ૨૨

## હવે પછી

મને લાગે છે કે મેં બહુ લાંબું વિવેચન કર્યું અને છતાં મારે જે કહેવું હતું તે બરાબર કહી દીધું છે એવો મને પોતાને જ સંતોષ નથી. કળાચતુર અને કળાભિમાની આ પરિષદના સભ્યોનું સમાધાન ક્યાંથી થાય? કળા અને કાવ્ય વચ્ચે મેં ભેદ કર્યો નથી એવી કોઈ મારા પર ટીકા કરે તો એ તો સ્વીકારીને હું કહીશ કે હું એને દોષ નથી ગણતો, પણ ગુણ જ ગણું છું. ખાસ કરીને સાહિત્યની પરિષદ તો કાવ્ય અને કળા વચ્ચે રહેલું સામ્ય અથવા આત્મૈક્ય જ જુએ. મારા વિવેચનમાં મેં કુદરતને પ્રધાનપદ આપ્યું છે એવો પણ કેટલાક વાંધો ઉઠાવશે. ત્યાં પણ હું કહીશ કે એ અકસ્માતથી નથી થયું. કળાનો નિર્માતા અને વિશ્વનો નિર્માતા શક્તિમાં સરખા ન હોય, પણ ન્યાતે એક જ હોવા જોઈએ. કળાકારને જોઈએ તો વિશ્વામિત્ર કહો; પણ વિધાતા બ્રહ્મદેવ કળાધરોના કુલગુરુ છે એ વાત આપણે ભૂલી ન જઈએ.

### ગુજરાત માટે કરવા જેવું

એક રીતે જોતાં આ બધું વિવેચન કોરે મૂકી મેં જો ગુજરાતની ભૂમિ અને એના તળાવો, એની નદીઓ અને આરાઓ, નદી પાસેના ઘાટો અને નદી પરના પુલો, તળાવની પાળ પરનાં ઝાડ અને એની ઘટા તળે બેસીને ખડ વાગોળતાં જાનવરોનાં ધણો, ખાદીધારી બગલાઓ અને કળા કરતા કલાપિઓ, એના સમુદ્રનો વિવિધ કાંઠો અને એમાં આવેલા બેટો, મોંઘા મહેમાન જેવી શોભતી ટેકરીઓ અને કરાડ પરથી કૂદી પડતા ધોધો; ખીણો અને ગુફાઓ—એ બધાંનું સર્વમાન્ય થઈ શકે એવું વર્ણન આપ્યું હોત તો વધારે સારું થાત. જેમ આપણાં તીર્થસ્થાનો અને વિદ્યાપીઠો, દેવમંદિરો અને મસ્જિદો હવેલીઓ અને અપાસરાઓ મશહૂર થયાં છે, તેમ ગુજરાતનાં કળાસ્થાનો ને સૌંદર્યસ્થાનો પણ નિશ્ચિત અને પ્રખ્યાત થવાં જોઈએ.

ગુજરાતની જનતા, એનો સ્વભાવ, એનો પહેરવેશ અને એના રિવાજો, એના ઉત્સવો અને યાત્રાઓ, લોકકથાઓ અને લોકગીતો, ધાર્મિક સંપ્રદાયો અને નાતના આદર્શો, એની તપોભૂમિઓ અને એનું વહાણવટું,—એ બધાંનું રહસ્ય તારવી એની અંદર રહેલાં કળા-બીજનું વર્ણન આપ્યું હોત તો ગુજરાત માટે એ આવશ્યક હતું. પણ આ પ્રાંતમાં વીસ વરસ રહ્યા છતાં હું બધે ફરી શક્યો નથી. અને આ બધાં રૂપમાં પ્રગટ થતી કળાનું

રહસ્ય પ્રગટ કરવાની મારી શક્તિયે નથી. આ કામ તો ભવિષ્યનો કોઈ કળાત્મા અવશ્ય કરશે એવો વિશ્વાસ રાખીને જ મારે સંતોષ માનવો રહ્યો. આ કામ જ્યારે થશે ત્યારે ગુજરાતમાં ગુજરાતની પોતાની ખાસ કળાનો નવો અવતાર થશે અને તે ભારતીય કળાનું એક અંગ સપૂર્ણ રીતે ખીલવશે.

મેં તો કેવળ કળાનાં કેટલાંક અંગોનું સૂચનમાત્ર કર્યું છે. જ્યારે એકાદ પ્રાણવાન કળામંડળ સ્થપાશે અને એક એક મસ્કારી યુવાન, એક એક વિભાગને પોતાનું જીવન અર્પણ કરવાનો અને એને પ્રજાસેવા માટે પૂર્ણ રીતે ખીલવવાનો સંકલ્પ કરશે ત્યારે જ આપણે કળાના ઉપાસક છીએ એમ કહી શકાશે. અત્યાર સુધી જે થયુ જ એને તો પહેલી સલામીનું નામ પણ ભાગ્યે જ અપાય. હું તો માનું જ છુ કે મેં સૂચવેલી બધી કળાઓ એક જ સાર્વભૌમ જીવનકળાનાં જુદાંજુદાં પાસાંઓ છે, અને જીવનકળામાં તો પુરુષાર્થ, સમભાવ, પ્રેમ, નિષ્ઠા આદિ અનેક વૃત્તિઓનો જ પ્રધાનપણે સમાવેશ થાય છે. જીવનકળાનાં અંગો જ વિચારવાં હોય તો એમા જ્ઞાનનિષ્ઠા, સત્યપરાયણતા, બુદ્ધિની પ્રગલ્ભતા, સજ્જનતા, ઉદારતા, સમયસૂચકતા, પ્રમાણબદ્ધતા, રસજ્ઞતા, ઔચિત્ય, સહાનુભૂતિ, સેવાભાવ, ત્યાગવીરતા, શ્રદ્ધા, બેફિકરી, અને ઈશ્વરભક્તિ—એ બધા ગુણો આવી જાય છે. જીવનકળાની દૃષ્ટિએ આ દરેક ગુણનો સંબંધ શો છે, એનુ મહત્ત્વ કેટલુ છે, એ બધાનું વર્ણન કરવા જતાં કળાનું સર્વમાન્ય ક્ષેત્ર છોડી આદર્શના ગગનમાં વિહાર કરવો પડે. મારો તો વિશ્વાસ છે કે આ દૈવી સંપત્તિની ખિલવણીથી જ કળાનો વિકાસ થવાનો છે. કળાનું પૂર્ણ સ્વરૂપ પારખવા માટે પણ આટલી પૂર્વતૈયારી જોઈએ છે. પણ એ ચર્ચામાં આપણે અહીં કેમ ઊતરી શકીએ ?

અત્યાર સુધી એમ થતુ આવ્યું છે કે જે જે પરિષદ, સભા કે સંસ્થામાં ગાંધીજી પ્રમુખ થયા છે, ત્યાં ત્યાં આખા વરસ માટે કાંઈક નિયમિત અને દિશાખેડતુ કાર્ય ચાલતું થયું છે આ વરસે ગાંધીજીએ સાહિત્ય પરિષદનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું છે. એટલે સાહિત્યના ક્ષેત્રમાં કંઈક તો સંગીન કામ થશે જ એમ હું માનુ છું. ગામડાંના ખેડૂતો અને મિલના મજૂરો, કારીગરો અને વેપારીઓ, બ્રાહ્મણો અને વાણિયાઓ, હરિમંદિરના પૂજારીઓ અને એમની બહાર જ જેમને રહેવું પડે છે એવા હરિજનો, અને મૂડીવાદીઓ અને સામ્યવાદીઓ, દેશી રાજાઓ અને એમની હસ્તીથી અકળાયેલા એમના ટીકાકારો—બધાને એક જ પ્રવૃત્તિમાં એકઠા સહકાર કરવાની તક આપવાનું કામ આપણી કળાની ઉપાસના મારફતે થશે. કળાની ઉપાસનામાં સાંપ્રદાયિકતા નથી એટલે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, ખોજા અને મેમણ—બધા જ પંથના અને બધા જ ધર્મના લોકો કળાની ઉપાસનામાં એકત્ર આવશે અને એક થઈ બતાવશે.

समानमस्तु वो मन.
समाना हृदयानि व: ॥

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર



પ્રકાશક હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, મંત્રી ગુજરાતી સાહિત્ય
સંમેલન, પ્રેમાભાઈ હૉલ અમદાવાદ

મુદ્રક મણિલાલ કલ્યાણદાસ પટેલ, સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ,
પાનકોર નાકા, અમદાવાદ





શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ
પત્રકારત્વવિભાગના મંત્રી



શ્રી નવલરામ જગન્નાથ ત્રિવેદી
સમાજશાસ્ત્ર અર્થશાસ્ત્રવિભાગના મંત્રી

# વંચન અને વૃત્તવિવેચકો

ગુજરાતી સાહિત્ય સંમેલનના બારમા અધિવેશનના
પત્રકારત્વ વિભાગના પ્રમુખ તરીકે
**શ્રી. મહાદેવ હરિભાઈ દેશાઈએ**
આપેલું ભાષણ

# વૃત્તવિવેચન અને વૃત્તવિવેચકો

## મારો અધિકાર?

મિત્રો,

સાહિત્ય પરિષદના બંધારણ વિષે અને એના અનેક વિભાગના પ્રમુખોની ચૂંટણી વિષે ઘણી ટીકા થઈ છે, તેમાંની કેટલીક મારા જોવામાં આવી છે, અને ઘણી જોવામાં નથી આવી. એ ટીકામાંથી એક તો માત્ર યોગ્ય છે એમ સ્વીકારી લઈને જ હું આ સ્થાને ઊભો રહીશ. મને પોતાને ખબર નથી કે મને વૃત્તવિવેચન વિભાગનો પ્રમુખ બનાવવામાં કેટલાઓનો હાથ છે — કોઈ મંડળોનો હાથ તો નથી જ એ હું જાણુ છું, થોડા મારે માટે પક્ષપાત ધરાવનારા મિત્રોનો હાથ છે, એ પણ જાણું છુ, અને ઘણાનો વિરોધ છે એ પણ જાણુ છું. એ વિરોધ કરનારાઓની ઇચ્છાને વશ થઈને હુ અહીં નહિ આવ્યો હોત તો મને ગમત. હજી પણ એમનો અવાજ અહીં સંભળાતો હોય તો હું અહીંથી ખસવાને માટે તૈયાર છુ. અવાજ સંભળાતો હોય કે ન હોય હું કેવળ તમારી સૌની રજામન્દીથી અહીં ઊભો છુ — આપણાં મુબઈગુજરાતી વર્તમાનપત્રોએ પ્રચલિત કરેલો 'રજામન્દી' અરબી શબ્દ on sufferance માટે મને રૂડો લાગે છે.

આ તો મને અહીં ઊભો કરવાના તમારા અધિકાર પરત્વે મેં વાત કરી. એ અધિકાર સંપૂર્ણ અને અબાધ હોય એમ માની લઉં તો પણ અહીં ઊભો રહેવાનો મારો પોતાનો અધિકાર અલ્પ છે એ હું વીસરી શકું એમ નથી. 'વર્તમાનપત્ર' નામ લઈએ એટલે આપણે દૈનિકનો જ ખ્યાલ કરીએ છીએ; અને પંદર વર્ષ ઉપર ગણ્યાગાંઠ્યા દિવસ દૈનિક 'ઇન્ડિપેન્ડન્ટ'ના તંત્રી હોવા ઉપરાંત મને દૈનિક વૃત્તપત્ર ચલાવવાનો ઝાઝો જ અનુભવ નથી એ અનુભવ પણ કેટલો એકદેશી હતો એ હું જાણું છુ. વાતાવરણમા તે વેળા યુદ્ધ હતું, અને બે હજારની જામીનગીરી મગાયા પછી પત્ર છાપવું બંધ કર્યું, અને મારે હાથે લખેલી એક પ્રતની ૩૦ રૂપિયા જેટલી કિંમત આવી હતી તો પણ મન તો જેલમાં જવાને માટે ઝંખતું હતું, અને બે પાંચ દિવસના હાથે લખવાના એ ઉન્મત્ત ખેલને અંતે પ્રથમ વાર જેલમાં જવાનો લહાવો મળ્યો ત્યારે કાંઈક આત્મનિરીક્ષણ સાથે મે કહેલુ કે 'રોજ રોજ સત્ય અને અહિંસાનુ પાલન થાય છે કે ભંગ, એ શંકાભરેલી સ્થિતિમાંથી ઈશ્વરે મને ઉગાર્યો છે એને

મારે હું તેનો આભાર માનું છું.' આ પછી માસાદિક ચલાવવાનો, ગાંધીજી જેવા ગુરુની છાયામાં, ઠીક ઠીક અનુભવ લીધો છે અને લઉં છું, એ ખરું. પણ ગાંધીજીનું જે વિશિષ્ટ પ્રકારનું વૃત્તવિવેચન છે એ જોતાં અહીં આવી ઊભા રહેવાનો અધિકાર વધતો નથી પણ મર્યાદિત થાય છે. વૃત્તવિવેચન વિષે ગાંધીજીના વિચારો અજાણ્યા નથી, ઘણાને કદાચ તે જૂનાપુરાણા અને પ્રગતિવિરોધી લાગતા હશે. પણ ગાંધીજીને મુખ્ય પ્રમુખ બનાવ્યા એટલે તેમના માથીઓને પણ માથે માથે માન આપવાનું તમારામાંના કેટલાકને ઠીક લાગ્યું હશે એમ માનું છું. એટલે જ કાકાસાહેબ અને હું અહીં આ મંડળમાં બિરાજીએ છીએ.

બાકી હું એમ અવશ્ય માનું છું ખરો કે વર્તમાનપત્રકારોની કોઈ સારા પ્રતિનિધિત્વવાળી પરિષદ હોય અને ત્યાં વૃત્તવિવેચકોનાં કર્તવ્ય અને અધિકાર વિષે ઠીક ઠીક ચર્ચા થવાની હોય તો ગાંધીજી જેવા પ્રમુખ એ પરિષદને માટે સુયોગ્ય થઈ પડે, અને વૃત્તવિવેચનને પ્રાણવંત બનાવવાની અનેક રચનાત્મક સૂચનાઓ તેમની પાસેથી મળે.

મારો અધિકાર વિશેષ ઓછો કરનાર બીજી પણ એક બે વસ્તુઓ છે. દૈનિક વર્તમાનપત્રનો હું અધિપતિ નથી એટલું જ નહિ, પણ દૈનિક કે સાપ્તાહિક ગુજરાતી વર્તમાનપત્રો હું ભાગ્યે જ વાંચું છું. એ અભિમાનથી નથી કહેતો પણ કાંઈક શરમ સાથે કહું છું, પણ મારા અનેક વ્યવસાયોમાં બીજી ગતિ નથી. અને જે નિયમિત રીતે વર્તમાનપત્રો વાંચતો ન હોય તેને વર્તમાનપત્રો વિષે બોલવાનો કેટલોક અધિકાર હોઈ શકે? હા; વર્તમાનપત્રનો વાંચનાર કે તંત્રી ન હોવાને લીધે થોડી જવાબદારી વિનાની ટીકા કરવાની હું છૂટ ભોગવું છું ખરો.

વળી પ્રમુખ થઈને મહાસભાના પ્રમુખને આખું વર્ષ મહાસભાનો કાર્યક્રમ ચલાવવાની જેવી જવાબદારી રહે છે તેવી કશી જવાબદારી તો મારે ઉઠાવવાની નથી, બલકે એવી જવાબદારી લેવાની નથી એવી ખાતરી મળવાને લીધે મેં અહીં આવવાની હા પાડી હતી. એટલે મારે અહીં આવી મારું ભાષણ વાંચી જવામાં કોનું શ્રેય થતું હશે એ હું જાણતો નથી. એટલે હું અહીં આવ્યો છું એ કેવળ માનની — ભલેને થોડા મિત્રોએ આપેલા માનની — અવમાનના ન કરવા પૂરતો જ.

### કાંઈક અવાસ્તવિક

મારો સંકોચ વધારે મકારણ તો એ માટે થાય છે કે વર્તમાનપત્રકારો ભલેને પાનાનાં પાનાં દરરોજ ભરતા હોય, છતાં દેશના મોટા કેદખાનાનાં વડા કેદીઓ છે. બીજા કેદીઓ તો સ્વતંત્ર વિચાર કરી શકે છે, અને એકબીજાની આગળ તે પ્રગટ કરી શકે છે. પણ આજે વર્તમાનપત્ર ચલાવનારાઓને મોઢે તાળું છે. ગાંધીજી 'યંગ ઇંડિયા' અને 'નવજીવન' બંધ કરીને બેઠા તે એમ, હજી તેનો પાછો આરંભ કરવાનો સમય આવ્યો નથી. ગુલામ દેશના વૃત્તવિવેચનની પહોંચ કેટલી હોઈ શકે? ક્વેટા જેવો ભયાનક ભૂકંપ થયો, પણ ત્યાં કેટલાં વર્તમાનપત્રોના પ્રતિનિધિઓ જઈ શક્યા? ભૂકંપની સાચી હકીકત કેટલા જાણી શક્યા છે? જે પત્રે ત્યાંની ઘટના ઉપરનો પડદો

બોલવાની થોડીઘણી હિંમત કરી તેને સાવ બંધ થવું પડ્યું. આવા સંજોગોમાં સ્વતંત્ર વૃત્તવિવેચનને કેટલો અવકાશ છે? જ્યારે સત્યાગ્રહની લડત ચાલતી હતી ત્યારે મહાસભાની હાંકલ ગણ્યાંગાંઠ્યાં વર્તમાનપત્રોએ સાંભળી અને બંધ થયાં, બીજાંઓએ હીન શરતો સ્વીકારી, અને જેમતેમ શ્વાસ લેતા રહ્યા. તમામ હિંદી પત્રોએ શરતો ન સ્વીકારી હોત તો સરકારે તમામને બંધ કર્યાં હોત કે? અને બંધ થયાં હોત તો શું ભૂંડું થાત? પણ પરતંત્ર દેશનાં વર્તમાનપત્રોની સ્વતંત્ર સંગઠિત રીતે કાંઈ પગલું લેવાની મગદૂર શી રીતે હોય? એવી આપણી દયામણી દશામાં સાહિત્ય પરિષદનો વૃત્તવિવેચન વિભાગ મને કાંઈક અવાસ્તવિક — unreal — લાગે છે. બ્રુસેલ્સમાં ગયા માસમાં એક શાંતિ પરિષદ મળી હતી અને તેમાં યુદ્ધવાદના ગુલામ બનેલા યુરોપના કેટલાક શાંતિપ્રિય કાર્યકર્તાઓ ભેગા થયા હતા. પણ તેઓ ત્યાં યુદ્ધની કે યુદ્ધ બંધ કરવાની, સ્પેનની કે સ્પેનનું નિકંદન વાળનારા બીજા દેશોની, કશી વાત સુધ્ધાં ન કરી શક્યા. એ પરિષદ જેવી અવાસ્તવિક હતી એવી અવાસ્તવિક આપણા પત્રકારોની પરિષદ થાય એમ મને લાગે છે.

## વૃત્તવિવેચન કેટલે અંશે સાહિત્ય?

પણ આ પત્રકારોની પરિષદ નહિ, પણ પત્રકારોને આશ્રય આપવા ઇચ્છતા સાહિત્યકારોની પરિષદ છે. એટલે સ્થિતિ સહેજ બદલાય છે, અને મારું કાર્ય કંઈક સુગમ થાય છે. હું જોઉં છું કે અગાઉ જે પરિષદો થઈ છે તે સાહિત્ય પરિષદથી સ્વતંત્ર હતી. વૃત્તવિવેચન વિભાગને સાહિત્ય પરિષદનું એક અંગ ગણવાનો આ પ્રથમ પ્રસંગ છે. આનો અર્થ એટલો તો ખરો જ કે વૃત્તવિવેચન એ સાહિત્ય છે અથવા સાહિત્યના અનેક અંગોમાંનું એક અંગ છે એમ માની લેવામાં આવ્યું છે. એક અંગ્રેજ લેખકે વૃત્તવિવેચનને 'ઉતાવળે લખાયલું સાહિત્ય' કહ્યું છે, વૃત્તવિવેચનની સાહિત્યમાં ગણના કરવાની ઘણા ના પાડે છે. પ્રસિદ્ધ અંગ્રેજ વૃત્તવિવેચક નેવિનસનના એક પુસ્તકની સમાલોચના કરતાં એક લેખક આ લોકોથી ઊલટું જ કહે છે. તે કહે છે કે વૃત્ત કે ઘટનાઓના ઉત્તમ અભ્યાસ પછી, સ્પષ્ટ અને સ્વતંત્ર વિચારપૂર્વક, મુદ્દાસર, ત્વરિત ગતિથી લખાયલું લખાણ સાહિત્ય નહિ તો બીજું શું હોય? અતિવિલંબિત ગતિએ, ચીપી ચીપીને, અસ્પષ્ટપણે લખાતું, અને લેખક હવામાં છે કે પૃથ્વી પર છે એનો મુશ્કેલીથી ભાસ આપતું લખાણ તે પુસ્તકમાં ગોઠવાયલું હોય છતાં તેને સાહિત્ય કોણ કહેશે? મને લાગે છે કે આ ઝઘડો ખોટો છે, અને એનું કારણ સાહિત્યની અસ્પષ્ટ વ્યાખ્યા છે. રસ્કિને ચિરંજીવ સાહિત્યની જે વ્યાખ્યા કરી છે તે વ્યાખ્યાનો જરા વિચાર કરીએ. પુસ્તકમાંનું કે દૈનિક કે સાપ્તાહિક વર્તમાનપત્રોમાંનું લખાણ આ વ્યાખ્યામાં કેટલે અંશે આવે છે તે જોઈએ. આ રહી રસ્કિનની વ્યાખ્યા: "હું લખું છું તે સત્ય છે, જન-હિતકારી છે, સુંદર છે એવા ભાનથી લખાયેલું તે સાહિત્ય. એ લેખકને એવો ખ્યાલ હોય છે કે બીજા કોઈએ એ વસ્તુ કહી નથી, એને એવી પણ લાગણી હોય છે કે એ વસ્તુ બીજો કોઈ પોતાના જેવી સરસ રીતે કહી શકે એમ નથી. જીવનના પોતાના અનુભવમાં આ જ વસ્તુનું એને સ્પષ્ટ દર્શન થયું છે, જીવનમાં પ્રભુએ એને આપેલી સ્થૂલ અને સૂક્ષ્મ સંપત્તિમાંથી એ અમુલખ જ્ઞાન અથવા દર્શન એને સાંપડ્યું છે. એને સદાકાળને માટે

મૂકી જવાનો, બની શકે તો શિલા ઉપર કોતરી રાખી જવાનો એને અભિલાષ રહે છે, કારણ એ માને છે કે: 'આમાં મારું હીર અને નૂર નિચોવાયું છે; બાકી તો બીજા જેમ જીવ્યા, ખાધુંપીધું, લડ્યાવઢ્યા, અને પૃથ્વી પરથી અલોપ થયા તેમ હું યે અલોપ થઈશ; પણ આ જે મને લાધ્યું છે તે મારું અમોલું જ્ઞાન અને દર્શન છે, એ તમારી સ્મૃતિમાં પણ સંઘરવા જેવું છે'. આ એનું લખાણ છે; એની અલ્પ રીતે પણ એને ઈશ્વરે જેટલે અંશે દર્શન કરાવ્યું તેટલે અંશે એ એનો શિલાલેખ છે, શાસ્ત્ર છે. એ પુસ્તક છે. એ ચિરંજીવ સાહિત્ય છે". 'સાહિત્ય' શબ્દ આ ઉતારામાં મેં મારો વાપર્યો છે. રસ્કિને તો 'પુસ્તક' અને 'વર્તમાનપત્રો'નો અથવા ચિરંજીવ સાહિત્ય અને ક્ષણજીવી લેખનનો ભેદ પાડતાં ચિરંજીવ પુસ્તકોની આ વ્યાખ્યા કરી છે. ક્ષણજીવી લેખનની એની વ્યાખ્યા એવી છે કે અમુક ઘટના અથવા સ્થિતિનું સુવાચ્ય વર્ણન, અથવા અમુક મિત્રોની સુવાચ્ય ચર્ચા કે ભાષણ, જેને એક કાળે આપણે સવારે નાસ્તો કરતાં વાંચવા ઇચ્છીએ — અને વાંચવું જોઈએ, ન વાંચીએ અને તેનો ન ઉપયોગ કરીએ તો શરમાવું જોઈએ — એ વસ્તુ ક્ષણજીવી લેખનમાં આવી જાય છે. એ કોઈ પણ રીતે ચિરકાલીન સાહિત્ય નથી. એની ચિરકાલીન સાહિત્યની વ્યાખ્યામાં વર્તમાનપત્રોનું કેટલું લખાણ આવી શકશે? ગુજરાતી કે બીજી કોઈ પણ દેશી ભાષાનાં, તેમજ અંગ્રેજી, દૈનિક, સાપ્તાહિક કે માસિક — કેટલાં લખાણો એ વ્યાખ્યામાં આવી શકે એમ છે? બહુ બહુ તો ગણ્યાગાંઠ્યા ઉત્તમ લેખો રસ્કિને જેને ક્ષણજીવી સુવાચ્ય લખાણ ગણ્યું છે તેની વ્યાખ્યામાં આવે. બાકીનાની તો ક્ષણજીવી લખાણમાં પણ ગણના કરવી અશક્ય છે.

છતાં એડિસન, ડીફો, હેઝલિટ, ડિકન્સ, એડ્વિન આર્નલ્ડ, કિપલિંગ, ગયટે, આનાતોલ ફ્રાંસ એ બધા વૃત્તવિવેચકો હતા અને સાહિત્યકારો હતા, અથવા વૃત્તવિવેચકો હતા માટે સાહિત્યકારો થયા.

એક રીતે રસ્કિને પાડેલા ભેદની રેખા બહુ પાતળી થઈ જાય છે. જો અમુક પ્રસંગોએ અમુક વિષયો સંબંધી વાતચીત એ સાહિત્યમાં ન જ આવી શકે તો ડૉ. જૉન્સનની અનેક વાતો અને સંવાદોના સંગ્રહવાળું બોઝવેલનું જીવનચરિત્ર કેમ આપણે આજે પણ વાંચીએ છીએ અને ઉત્તમ સાહિત્ય ગણીએ છીએ. ગયટે અને એકરમૅનના સંવાદોને કેમ આપણે આજે પણ વાંચીએ છીએ અને સાહિત્ય ગણીએ છીએ? પ્લેટોના સંવાદો — ભલેને કાલ્પનિક — કેમ સેંકડો વર્ષો થયાં વંચાય છે અને સેંકડો વર્ષો સુધી વંચાશે? એમાંના ઘણા સંવાદોના વિષયો ક્ષણિક નહોતા પણ શાશ્વત હતા, અને એ કહેનારા અને લખનારાઓની શૈલી તેને ચિરંજીવ રાખે એવી હતી. પણ ઘટનાઓ લઈએ. સોક્રેટીસના મુકદ્દમા અને મૃત્યુની ઘટનાનું વર્ણન પણ આજે આપણે વાંચીએ છીએ. એ આજ સુધી સંગ્રહાયલું છે કારણ કે એ ઉત્તમ સાહિત્ય છે. આગ્રા જેલમાં બેસીને ૧૯૨૨માં ગાંધીજીની ઉપર અમદાવાદમાં ચાલેલા મુકદ્દમાનું જે વર્ણન મેં 'મૅન્ચેસ્ટર ગાર્ડિયનમાં' માં વાંચેલું તેનું હજી સ્મરણ રહ્યું છે, તે ફરી ફરી વાંચતાં હું થાકું નહિ. એને હું સાહિત્ય જ કહું.

આપણે ત્યાં સ્વ. મણિલાલ નભુભાઈ અને નવલરામના, તિલક મહારાજના અને ગાંધીજીના કેટલાક લેખો લઈશું તેને શુદ્ધ સાહિત્ય ગણ્યા વિના નહિ ચાલે એ લેખોમાંના વિચારો વાચકો આજે વાંચે છે, ભવિષ્યમાં પણ વાચશે. કાકાસાહેબના લેખોનો આજે પુસ્તકાકારે સંગ્રહ થઈ રહ્યો છે. એ બધા જ લેખો વર્તમાનપત્રોમાં આવી ગયેલા છે, તેથી તેમાંના ઘણાનું સાહિત્ય તરીકે મૂલ્ય ઓછું થતું નથી.

## બેધારી તલવાર

ત્યારે આવી રીતે સાહિત્યની વ્યાખ્યામાં આવી શકે એવું આપણું વૃત્તવિવેચન થાય એ માટે આપણે શું કરીએ ? ચિરંજીવી સાહિત્ય લખવાનો અધિકાર બહુ ગણતરી માણસોનો છે. હું તો રસ્કિનના ઊતરતી પંક્તિના સુવાચ્ય લેખનની ગણનામાં પણ આપણું વૃત્તવિવેચનનું સાહિત્ય કેવી રીતે આવી શકે એની ચર્ચા કરવા ઇચ્છું છું. એ સુવાચ્ય લેખનની વ્યાખ્યામાં આવવા માટે એક અગત્યની શરત તો એ છે કે એ બોધપ્રદ હોય, આનંદપ્રદ હોય અને સામાન્ય રીતે લોકહિતકારી હોય, અને એના અનેક અંગો અને ઉપાંગો લોકહિતની પરમ દૃષ્ટિથી તૈયાર થયેલાં હોય. આધુનિક વર્તમાનપત્રો એ ઉદ્યોગનાં કારખાનાંઓની જેમ પશ્ચિમની પેદાશ છે, અને આપણા કારખાનાંઓ જેમ હજી તો પશ્ચિમનાં કારખાનાઓના આરંભકાળનું અનુકરણ કરી રહ્યાં છે તેમ આપણાં દેશી ભાષાનાં વર્તમાનપત્રો અંગ્રેજી ભાષાના આપણા વર્તમાનપત્રોના બ્લોટિંગ પેપર જેવા છે, અને આપણાં અંગ્રેજી વર્તમાનપત્રો મોટે ભાગે પાશ્ચાત્ય વર્તમાનપત્રોનાં અનુકરણો છે. એ અનુકરણો સારાં અને સબળ હોય તો કશી અડચણ નથી, કારણકે જે કળા આપણે પારકાની પાસે શીખવાની રહેલી છે તેમાં અનુકરણ તો અનિવાર્ય છે. પણ આપણાં પત્રોમાં મૌલિકતા હો કે અનુકરણ હો, તે જનહિતસાધક હોય તોયે ઘણું થયું એમ હું માનું. જેમ યંત્રોના સદુપયોગો અને દુરુપયોગો છે તેમ વર્તમાનપત્રોના સદુપયોગો અને દુરુપયોગો છે, કારણ યંત્રના જેવી એ એક મહાશક્તિ છે. લોર્ડ રોઝબરીએ વર્તમાનપત્રોને નાયગ્રાના ધોધની ઉપમા આપી છે, અને ગાંધીજીએ એ ઉપમાની જાણ વિના સ્વતંત્ર રીતે કહ્યું છે: "વર્તમાનપત્ર એ ભારે શક્તિ છે. પણ જેમ નિરંકુશ પાણીનો ધોધ ગામનાં ગામ ડુબાડે છે ને પાકનો નાશ કરે છે તેમ નિરંકુશ કલમનો ધોધ નાશ કરે છે. એ અંકુશ બહારથી આવે તો તે નિરંકુશતા કરતાં વધારે ઝેરી નીવડે. અંદરનો અંકુશ જ લાભદાયી હોઈ શકે છે. આ વિચારસરણી સાચી હોય તો દુનિયાનાં કેટલાં વર્તમાનપત્રો નભી શકે ? પણ નકામાંને બંધ કોણ કરે ? કોણ કોને નકામું ગણે ? કામનું ને નકામું સાથે ચાલ્યા જ કરવાનાં. તેમાથી મનુષ્યે પોતાની પસંદગી કરવાની રહી."

એ નભોદ વાળે છે, જ્યારે પોતાનો ખર્ચ કાઢતાં કાઢતાં વર્તમાનપત્રકાર વર્તમાનપત્રને સેવાનું સાધન કરી મૂકે છે ત્યારે તે લોકજીવનનું આવશ્યક અંગ બને છે.

## સમાચારની શુદ્ધિ

વર્તમાનપત્રોનો પ્રાણ એટલે વર્તમાન અથવા સમાચાર અથવા ખબરો. આ સમાચાર મેળવવાની અને પ્રગટ કરવાની પણ કળા છે, અને એ કળા જે ઉત્તમ રીતે સાધે છે તે લોકોની સેવા તો કરે છે જ પણ પોતાની પણ સેવા કરે છે. આજે પૃથ્વી દિવસે દિવસે નાનકડી થતી જાય છે, અને પશ્ચિમના દૂરમાં દૂરના ખૂણાની ખબર પૂર્વના દૂરમાં દૂરના ખૂણામાં થોડા જ કલાકમાં મળી રહે છે. ઘણી વાર એવું બને છે કે એક સ્થાનમાં રહેનારા માણસોને તે સ્થાનમાં બનેલી ઘટનાની ખબર પડે છે તેના પહેલાં તે સ્થાનથી હજારો માઈલ દૂર રહેનારાઓને તે ખબર પડે છે. આ કહેતાં હું અત્યુક્તિ નથી કરતો. શ્રી. રણજીત પંડિત મસૂરીમાં રહેતા હતા ત્યારે ગુજરાતના અબ્બાજાન અબ્બાસ સાહેબ તૈયબજીનું મૃત્યુ થયું હતું. શ્રી. રણજીતને પોતાને એ દુઃખદ ઘટનાની ખબર ત્રીજે દિવસે છાપાંમાંથી પડી, જ્યારે અબ્બાસ સાહેબના કુટુંબમાં તો સેંકડો માઈલ દૂરથી અનેક આશ્વાસનના તારો આવી ચૂક્યા હતા.

આમ વર્તમાનપત્ર સમાચારો આપી અગત્યની સેવા કરે છે. પણ એ જ સમાચારો એ સાચાને બદલે જૂઠા આપે તો? તો બીજું કશું નુકસાન નહિ તો સરકારને તારટપાલની તો સારી કમાણી તે કરી દે છે. ગાંધીજી ૨૭ મીએ મુંબઈ થઈ ને જવાના છે એવી ગપ કોઈ છાપાવાળાએ ઉડાડી એટલે મારે નાહકની ઢગલાબંધ લખાપટી કરવી પડી! એ સમાચારો સેવાને બદલે અસેવા કરવાને માટે આપે તો! કોમ કોમની વચ્ચે ઝેર વર્ષી રહ્યાં હોય ત્યાં દારૂગોળામાં ચિનગારી નાંખવાના હેતુથી આપે તો? શાંતિ કે લડાઈ એ ઘડીપળનો પ્રશ્ન હોય ત્યાં લડાઈ જગાડવાના હેતુથી સત્ય અથવા અર્ધસત્ય અથવા સંશય પડતી હકીકતો આપવામાં આવે તો? મિલના મજૂરો અને માલિકો વચ્ચે ઝઘડો ચાલી રહ્યો હોય ત્યાં મોટી સામુદાયિક હડતાળ સળગે એવી ઊડતી વાતો અને ગપો પ્રગટ કરવામાં આવે તો? તો વર્તમાનપત્રકાર જનતાનો સેવક મટીને શત્રુ બને છે, સત્યરૂપી અમૃત પૂરું પાડવાને બદલે અસત્યનું વિષ પૂરું પાડે છે. થોડી નકલો વધારે વેચવાના ટૂંકા સ્વાર્થ માટે વર્તમાનપત્રો આ મૂળ તત્ત્વની કેટલી વાર અવગણના કરે છે? ગાંધીજી જેલમાં હતા ત્યારે તેમણે વાઈસરૉયને લખેલા કહેવાતા પત્રનો મુસદ્દો સુધ્ધાં છાપીને એક વર્તમાનપત્રે લોકોનાં ચિત્ત કેવા ચકડોળે ચડાવ્યાં હતાં? બીજા એક ખબરપત્રીએ હમણાં થોડા જ સમય ઉપર લૉર્ડ હૅલિફેક્સ અને ગાંધીજીની વચ્ચે નવા વાઈસરૉયને મળવા સંબંધી પત્રવ્યવહાર ચાલી રહ્યો છે એવી ગપ બહાર પાડીને પોતાનું, પોતાના પત્રની પ્રતિષ્ઠાનું, અને દેશનું કેવું અહિત કર્યું હતું? જ્યારથી કોમી દ્વેષની મરકી આપણે ત્યાં આવી છે અને પ્લેગની જેમ વખતોવખત જ્યાં ત્યાં ફાટી નીકળવા લાગી છે ત્યારથી આપણે ત્યાં, ખાસ કરીને ઉત્તરમાં, કેટલાં ચીથરાં જેવાં છાપાંઓ નીકળ્યાં છે અને અનેક સાચાજૂઠા ખબરોથી નિત્ય તેઓ કેટલું ઝેર વધારે છે? એ ઝેરને લીધે કેટલાં ખૂનો થયાં છે? હમણાં એક ઉર્દૂ ફરફરિયાંએ સાવ પાયા વિના

મુંબઈના એક ખબરપત્રીનો કાગળ છાપ્યો, તેમાં જણાવ્યું કે અમુક માણસ **ગાંધીજીને** મળી આવ્યો, અને તેની સાથેની મુલાકાતમાં **ગાંધીજીએ** ઇસ્લામનાં વખાણ કર્યાં, હિંદુ ધર્મની વગોવણી કરી, અને કલમો પઢ્યો લખનૌના એ છાપાના તંત્રીને મળવાનું અમે એક મિત્રને કહ્યું, અને તેને પૂછવાનું કહ્યું કે આવું હડહડતું જૂઠાણું છાપવાનો શો હેતુ છે. પેલા મિત્ર એ માણસને મળ્યા ત્યારે તેણે તેમને બેશરમ રીતે જવાબ દીધો: 'અમને તો એવી ખબર મળી છે; તમારે જો એનો ઇનકાર છપાવવો હોય તો છાપવાને તૈયાર છું. માત્ર એ ઇનકાર છપાવશો તો એ અર્થ થશે કે ગાંધીજીને ઇસ્લામ માટે માન નથી!' આના ઉપર ટીકા કરવાનું આ સ્થાન નથી, આવશ્યકતાયે નથી. પણ આપણા અભાગિયા દેશની અધોગતિની આ સીમા સૂચવે છે. વર્તમાનપત્રકાર લોકમતનું પ્રતિબિંબ ઝીલે છે, અને લોકમતને ઘડે છે પણ, આપણી પરતંત્ર સ્થિતિમા અને વિક્રામકાળમાં લોકમતને ઘડવાનો, લોકમતને જ્ઞાનથી, સત્ય સમાચારથી સમૃદ્ધ કરવાનો તેનો વિશેષ ધર્મ થાય છે. આપણે સાં લોકોનું અજ્ઞાન કેટલી હદ સુધી જાય છે એનો એક દાખલો આપું, કે જેથી સત્ય સમાચાર આપવાની જવાબદારી કેટલી ગંભીર છે તેની પૂરી ખબર પડે થોડા દિવસ ઉપર એક સારો પગાર મેળવનારો ધંધાદારી માણસ **ગાંધીજી** પાસે આવ્યો હતો. હમેશાં તો એ છાપાં શેનો વાચે, પણ કોકકોકવાર વાંચે. એ એક જાણીતી સંસ્થામાં છે, પણ પોતાના કામમાંથી બહાર નીકળતો ન હશે **ગાંધીની** પાસે, એ આવ્યો ત્યારે, **ખાનસાહેબ અબ્દુલ ગફ્ફારખાન** સામે બેઠા હતા. **ગાંધીજીએ** વિવેકની ખાતર **ખાનસાહેબની** ઓળખાણ કરાવતાં કહ્યું: 'આ **ખાનસાહેબ અબ્દુલ ગફ્ફારખાંનું** નામ તો સાંભળ્યુ છે ના?' પેલાએ વિનયની ખાતર ડોકું ધુણાવ્યું મારી સાથે પાછા ફરતાં રસ્તામાં મને પૂછ્યું: "યહ સાહબ જો વહાં બેઠે થે વહ તો **ગાંધીજી** કે પુત્ર **અબ્દુલ્લા** હૈ ન, જો કિ મુસલમાન હુવે હૈ?" મેં એને ખરી હકીકતની સમજણ પાડી. એટલે બીજો સવાલ કર્યો: "**ગાંધીજી** આજકલ યહાં બેઠે હૈં તો ઉનકી **એહમદાબાદમેં** જો તીન ચાર મિલ હૈ વહ કૌન ચલાતે હૈં? ઔર યહ બડા લડકા મુસલમાન હુઆ તો મિલ ચલાનેવાલે કોઈ દૂસરે લડકે હૈ ક્યા?" આવો આપણી જનતાનો વાંચીલખી જાણનારો average (સરાસરી) માણસ! એવાને ખોટી ખબર આપીને એનું કેટલું અહિત થાય છે?

(

લાલચોનો ત્યાગ કરવાનું છે. સમાચાર ભેગા કરવા એ એની પ્રથમ સેવા છે. આ સમાચારનું સાધન અથવા મૂળ દૂષિત નથી એની એણે જીવના જોખમે પણ સાવધાની રાખવી જોઈએ. જે સમાચાર એ આપે, અથવા ન આપે, અથવા જે રીતે એ સમાચાર આપવામાં આવે તેમાં સત્યના શુભ્ર વદનને ઝાંખપ ન લાગવી જોઈએ ટીકા કરવાની સ્વતંત્રતા સૌને છે, પણ એ સમાચાર પવિત્ર વસ્તુ છે, તેને બદલીને કે મચડીને કે તેમાં વધઘટ કરીને ભ્રષ્ટ કરવાનો કોઈને અધિકાર નથી. આવા ક્ષુલ્લક સાધનોથી પ્રચાર કરવો એ ગર્હ્ય વસ્તુ છે. પોતાના પક્ષના લોકોને તેમનો પક્ષ સંભળાવવાનો જેટલો અધિકાર છે તેટલો જ અધિકાર વિરોધીઓને પણ છે. ટીકા કરતાં પણ પોતે પોતાના ઉપર સંયમ રાખવો જોઈએ નિખાલસ ટીકા કરવી એ સારું છે; પણ ન્યાયબુદ્ધિથી ટીકા કરવી એ બહેતર છે."

## સત્યનિષ્ઠા એ પ્રથમ ધર્મ

કેટલાંક વર્તમાનપત્રો અત્યુક્તિને અથવા અમુક હકીકતને શણગારીને કહેવાને શોભા માને છે. અમેરિકન વર્તમાનપત્રોમાં તો આ શોભા વિનાની શૈલી એ અશિષ્ટતામાં ખપતી હશે એક અમેરિકન રિપોર્ટર મને પૂછતો હતો: 'ગાંધીજીને બિલાડીઓ ગમે કે ?' મેં કહ્યું: 'હા; કૂતરા પણ ગમે, ગાયો પણ ગમે અને તું પણ ગમે બિલાડી જ શા માટે ?' એ હસ્યો અને બોલ્યો - 'ગાંધીજીના વાતાવરણનું શબ્દચિત્ર આપવા માગું છું. તેમાં બિલાડી જેવું સરસ પ્રાણી ક્યાંક મૂકી દઈ શકાય તો રંગ પુરાય ' અને તેણે ગાંધીજીની સાથે બેસીને દૂધ પીનારી બિલાડી લાવીને રંગ પૂર્યો. સ્લોકોમ્બને તો લાગેલું કે ગાંધીજીની સાધુતાભરી નમ્રતાનું ચિત્ર એક કાલ્પનિક દૃષ્ટાન્ત આપીને જ પૂરું ચીતરી શકાય એટલે તેણે લખ્યું 'પ્રિન્સ ઓફ વેલ્સ અહીં આવ્યો ત્યારે ગાંધીજીએ તેની આગળ સાષ્ટાંગ પ્રણિપાત કર્યા હતા' એને ખખડાવતાં ગાંધીજીએ કહેલું: "તમારું આ ગપ્પું તો તમારી કલ્પનાશક્તિને પણ લજવે એવું છે હું તો ભંગીને પ્રણિપાત કરું, અને તેની ચરણરજ લઉં, કારણ તેને ધૂળમાં રોળવાના પાપમાં મેં ભાગ ભર્યો છે. પણ પ્રિન્સ ઓફ વેલ્સ તો શું પણ શહેનશાહ પાંચમા જ્યોર્જને પણ હું પ્રણિપાત ન કરું, કારણ તે તો એક જુલમગાર સત્તાનો પ્રતિનિધિ છે." પણ પરદેશી ખબરપત્રીઓની વાત ક્યાં કરું? આપણે હવે એમને આંટી શકીએ છીએ.

ખોટી ખબરો તો દૂર રહી, સાચી પણ સાર માલ વિનાની ખબરો છાપવામાં આપણને શોભા લાગે છે શું સમાચાર જેટલા હાથ આવ્યા તેટલા છાપવા? મારી પાસે એક વર્તમાનપત્ર પડ્યું છે તેમાં એક બે સ્તંભનું મથાળું આ પ્રમાણે છે: "મશહૂર સૌંદર્યરાણીનો અંતિમ નિશ્ચય: ગરીબો વચ્ચે વસવાટ" આની સાથે એ મહિલાનું ચિત્ર છે, ચિત્ર ઉપર એક નાનકડા ચોખંડ બ્લોકમાં છાપ્યું છે - "ચાર વાર લગ્ન." બીજું એક એવું જ ભડકામણું મથાળું છે: "એ નૃત્તિકાને પરણવાને ૫૦૦ તૈયાર થયા — પણ તે ન જ પરણી!" આ સમાચારો આવી રીતે આપવામાં અથવા તો સમૂળા આપવામાં જ વાચકની શી સેવા સાધવા ધારી હશે? બીજા એક વર્તમાનપત્રમાં પાંચ સ્તંભનું મથાળું

છેઃ "સ્રીને-સખત માર મારી પીયેર મોકલી દીધી!" આને પાંચ સ્તંભ શા માટે? માર મારનારને પોતાની વીરતાનું ભાન કરાવવા માટે? બીજા એક છાપામાં છેઃ 'નાગ સાપ સંન્યાસી થઈ ગયો. દિઙ્મૂઢ બનેલા પૂજારીઓ.' આ સમાચાર જે સમાચારપત્રીએ મોકલ્યા હશે તેને બોલાવીને ભાગ્યે જ મૂળ વર્તમાનપત્રના તંત્રીએ પૂછ્યું હશે કે એ એની નજરે જોયેલી વાત છે કે સાંભળેલો ગોળો છે. બીજાં વર્તમાનપત્રોએ આ ગોળાની નકલ કરવામાં તો વિચાર કરવાનો જ શા માટે? બીજું એક છાપું ખબર આપે છેઃ "પ્રણયગ્રંથીમાં બંધાયલાં જોડાંએ કરેલો આપઘાત." આ ખબરથી બીજા એવા પાગલ યુગલોને ઉત્તેજન નહિ મળતું હોય? સ્ટોવથી બળી મરનારીઓના ખબર વારંવાર છાપવાથી થોડાક એવા કિસ્સાઓ તો વધતા હશે જ એ વિષે શંકા છે કે? આ સંબંધમાં એક પ્રસિદ્ધ અમેરિકન દૈનિક ક્રિશ્ચન સાયન્સ મૉનીટરની નીતિ અહીં જણાવવા જેવી છે. એનો લંડનનો ખબરપત્રી મને લંડનમાં મળ્યો હતો. જ્યારે જ્યારે હિંદુસ્તાન વિષે ખોટા ખબરો ત્યાંનાં છાપાઓમાં આવે ત્યારે ત્યારે તે મારી પાસે આવતો અને મારી પાસે ખરા ખબર લઈને એ અમેરિકા મોકલતો. એ વર્તમાનપત્ર પોતાની જનહિતની તત્ત્વનિષ્ઠાને માટે મશહૂર છે. એને વિષે વીલીસ એબટ નામનો પ્રસિદ્ધ વૃત્તવિવેચનકાર લખે છેઃ "એ પત્રમાં અપરાધો અને ગુનાઓની ખબરો અપાતી જ નથી — સિવાય કે સરકાર કે સમાજની પ્રગતિના વિઘાતક એ સમાચાર હોય; એ પત્રમાં મોટી મોટી આફતો કે હોનારતોની ભડકાવનારી રીતે ખબર આપવામાં આવતી નથી; એનો અધિપતિ એક નથી પણ એક મોટું મંડળ છે." વિલાયતનાં શિષ્ટ પત્રોમાં — 'ટાઈમ્સ' અને 'મૅંચેસ્ટર ગાર્ડિયન' જેવામાં પણ — ઘણે અંશે આ પ્રથા પાળવામાં આવે છે, અને ચોંકાવનારાં મથાળાં આપવાની રેઢિયાળ ટેવથી આ વર્તમાનપત્રો મુક્ત છે. આપણાં ઘણાં વર્તમાનપત્રોની ખપત આવી ખબરો ઉપર આધાર રાખે છે. વર્તમાનપત્રો વાંચવાનો લોકોનો શોખ વધ્યો છે, પૈસા પૈસાની કિંમતે વેચાતાં પત્રો હજારોની સંખ્યામાં વેચાય છે, તેમાંથી પત્રના માલિકો મોટા નફો કરે છે, તો તેના બદલામાં પણ સ્વચ્છ વાચન પૂરું પાડવાની તેઓ પોતાની જવાબદારી ન સમજે?

વર્તમાનપત્રોના હાથમાં સમાજની વ્યક્તિ વ્યક્તિની આબરુ રહેલી છે, અને સભ્યતાના નિયમો વ્યક્તિને જેટલા લાગુ પડે છે તેના કરતાં વર્તમાનપત્રોને અધિક લાગુ પડે છે. પણ કેટલાં વર્તમાનપત્રો આ મર્યાદા જાળવે છે? પંજાબમાં કેટલાક વર્તમાનપત્રો કેવળ લોકોની આબરુ ઉપર છાંટા નાંખવાની ધમકી આપી તેમની પાસે પૈસા કઢાવીને જીવનારાં કહેવાય છે. સાચી હકીકત કહેવામાં પણ કેટલીકવાર ભારે અસભ્યતા અને અપમાન રહેલુ હોય છે. એક શહેરમાં એકવાર હડતાળ ચાલતી હતી, તેની આગેવાની એક બહેનના હાથમાં હતી. બહેનનુ નામ ન આપતાં એક વર્તમાનપત્રે લખ્યુઃ "બરતરફ કરેલા એક કારકૂનની બાયડી હડતાળિયાઓને મોખરે." આ વાત હકીકતે સાચી હતી પણ એ એવી રીતે છાપવામાં એ પત્રની કશી જ શોભા ન હતી. કોઈને વિષે મલિન અફવા છાપવી એ તો આથીયે ભૂંડી વસ્તુ છે. કોઈ પણ વ્યક્તિને વિષે અંગત કશી પણ ખબર આવી તે પુરાવા વિના સ્વીકારવી નહિ, અને પુરાવો હોય

તો તે સાચો છે કે ખોટો તેની ઝીણવટથી તપાસ કરી જોવી, અને તપાસ પછી ખબર સાચી ઠરે તો છાપવામાં જનતાનું હિત છે કે અહિત એનો વિચાર કરીને તે છાપવા ન છાપવાનો નિશ્ચય કરવો. આટલી સામાન્ય નીતિ કાંઈ મુશ્કેલ છે કે ?

## વર્તમાનપત્રોમાં ગંદકી.

આપણે આપણા ટૂંકી દૃષ્ટિના ઝઘડાઓમાંથી ઊગર્યા નથી. કેટલાંક સાપ્તાહિકોએ —મહારાષ્ટ્રી ખાસ કરીને—નિંદા અને કીચડ ફેંકવાનો ઇજારો લીધો છે, મહાસભાવાદીઓ કોર્ટે ન ચડશે એવી ખાતરી હોવાને લીધે, અથવા કોર્ટે ચડે તો પણ પોતાની પાસે ખોવા જેવી કશી મતા ન હોવાને લીધે, ભલભલા નેતાઓની અને સંસ્થાઓની બદનક્ષી કરતા એમને શરમ આવતી નથી, સવળી વાતને અવળી કરીને ઉતારવામાં એઓ ગૌરવ માને છે અને મહારાષ્ટ્રને સુલભ એવાં પૌરાણિક જ્ઞાનનો ભૂંડી ઉપમાઓ અને રૂપકો આપવામાં ઉપયોગ કરે છે. આના દાખલાઓ હું નહિ આપુ માત્ર સવળી વાતને ઉલટાવી અવળી કરવાનો એક તાજો જ નમૂનો કોઈ મરાઠી વાચકે મને મોકલી આપ્યો છે તે આપુ છું. એ પત્રે ખબર ' હરિજન 'માંથી લીધી છે, પણ ' હરિજન 'ની એકેએક વાત ઉલટાવી છે. મેં લખ્યું હતું : " સેગાંવ વર્ધાથી પાા માઇલ છે, એટલે આવતાં જતાં ફરજિયાત મૌને ૧૧ માઇલની કસરત મળી રહે છે." આને બદલે પેલું પત્ર લખે છે : " પોતે ( ગાંધી ) તો નિરાંતે ગામમાં બેસી મજા કરે છે; બીજાઓને ત્યાં સુધી ચલાવતા શરમ નથી આવતી." મેં લખ્યું હતુ : " ગ્રામસેવા વિદ્યાલયના વિદ્યાર્થીઓ ગાંધીજી પાસે ગયા ત્યારે બુવાએ ભજનો ગાઈ ને એમને રીઝવ્યા બુવાનુ ઓળખાણ આપતાં ગાંધીજીએ વિદ્યાર્થીઓને કહ્યું : એ મારી જેમ ભાષણો નથી આપતા. એ તો ભજનો કરે છે. અને ભજનો પ્રચાર કરે છે મારે તો બોલીને જ પ્રચાર કર્યે છૂટકો કારણુ હું તો નથી ગાઈ શકતો કે નથી ભજન બનાવી શકતો" પેલા મહારાષ્ટ્રી પત્રે લખ્યું: " ગાંધી ગામમાં સેવા કરવા ગયા છે અને બુઆ પાસે બેઠા ભજન સાંભળે છે ! બુઆને વિષે ગાંધી બોલ્યા, ' એ મારી જેમ ભાષણો નથી આપતા, ભજન કરે છે.' આ બુવાની સામે કટાક્ષ કર્યું કે એની સ્તુતિ કરી ? અને પોતાને ગાતાં પણ નથી આવડતું તો મહાત્મા શા થઈને બેઠા છે ?"

પણ મહારાષ્ટ્રી વર્તમાનપત્રોનો જ દોષ શા સારુ કાઢું ? ગુજરાતમા એમનાં મોંમા થૂંકે એવા પડ્યાં છે. ફેર માત્ર એટલો છે કે મહારાષ્ટ્રીમાં બુદ્ધિ છે, જ્યારે આપણાં આ પત્રોમાં દુષ્ટબુદ્ધિ સિવાય બીજી બુદ્ધિ નથી. એમાથી નમૂના આપતાં ચીતરી ચડે એમ છે. એ નમૂના ઉતારવા એટલે કાગળને અંકિત નહિ, પણ કલંકિત કરવા બરાબર છે. માત્ર મહા કષ્ટે પણ છાપી શકાય એવા એક બે કુટિલતાના નમૂના આપવા બસ થશે: " મંદિરોને કૂટણખાના કહેનાર ગાંધીજીનો સત્યાગ્રહાશ્રમ કૂટણખાનું ઠર્યો. સહશિક્ષણના પ્રભાવે છોકરાછોકરીઓના ભોગવિલાસ થયા, અને પરિણામે ગાંધીજીએ ઉપવાસો આદર્યા. છેવટે તે આશ્રમવાસીઓ રણસંગ્રામથી કાયર થયા એટલે સત્યાગ્રહાશ્રમ સરકારને સોપવા જેવુ કર્યું ....આખરે હવે તે આશ્રમમા ચમારો રહે

છે, અને ચામડાં કેળવીને જૂતાંઓ બનાવે છે." "ગાંધીજીને હિંદુધર્મ પર ઘણી જ ખુન્નસ–દાઝ છે. કહે છે કે આફ્રિકામાં તેમણે જે લડત ચલાવી હતી તેમાં મુખ્ય ટેકો મુસલમાનોનો હતો, વિચારશીલ હિંદુઓનો ટેકો થોડો હતો, તેથી તે દાઝ તેઓ હિંદુજાતિ પર કાઢી રહ્યા છે. આ વાત ખરી છે કે ખોટી તે તો પ્રભુ જાણે, પણ હિંદુધર્મની ઘોર ખોદવા માટે જે પ્રયાસો ગાંધીજીએ કર્યા છે તેવા પેટમાં પેસીને પાળી મારવાના પ્રયાસો મુસલમાનોએ પણ કર્યા નથી."

કિશોરલાલભાઈએ 'સહશિક્ષણ' વિષે સર્વાંગી ચર્ચા કરતો એક લેખ લખ્યો હતો. ગુજરાતમાં એ ઘણાને ગમ્યો હતો. એ કડક મર્યાદાવાદી છે એ સુવિદિત છે. એ લેખમાં સ્ત્રીપુરુષ સંબંધોમાંથી ઉપજતા દોષોનાં કારણોનો નિર્દેશ કરતાં એમણે લખ્યું હતુંઃ

"સામાજિક તત્ત્વજ્ઞાનમાં આજે નીચે પ્રમાણેના વિચારો ફેલાઈ ગયા છેઃ × ×

(૪) બાપદીકરીએ, માદીકરાએ કે ભાઈબહેને પણ મર્યાદામા વર્તવું જોઈએ એવું સૂચવનાર સ્મૃતિકારમાં વિકૃત લિંગભાનની અવધિ થઈ છે.............જે બાપ કે ભાઈ, દીકરી કે બહેનનો હાથ ઝાલતા, કે તેની સાથે એકલો બેસતાં, કે તેને ખભે હાથ મૂકતાં કે પ્રેમ આવે ત્યારે તેને ચુંબન કરતાં કે એને વસ્ત્રહીન દશામાં જોતાં વિચારમાં પડે એ બહુ છીછરો માણસ હોવો જોઈએ...........

"શાળાઓમાં કે સમાજમાં ધાર્મિક તત્ત્વજ્ઞાનને નામે કે સામાજિક તત્ત્વજ્ઞાનને નામે ઉપરના જેવા વિચારો ફેલાઈ રહ્યા છે એ આજના બ્રહ્મચર્ય સંબંધી દોષોનું એક મહત્ત્વનું કારણ છે."

આ લેખકે આમાંથી શરૂઆતના અને છેલ્લા ફકરા ઉડાવી દીધા અને વચલો ફકરો કિશોરલાલભાઈને માથે મઢી દીધો!! અને પછી તે ઉપર ટીકા કરીઃ "ગાંધીઘેલા કિશોરલાલ મશરૂવાળા દિનપ્રતિદિન કેવી અધમ દશાએ પતિત થતા જાય છે તેનો ચિતાર ઉપરનો લેખ આપે છે." મારે એટલું જણાવવું જોઈએ કે સુભાગ્યે સનાતનધર્મના નામને લજવનારું આ પત્ર માસિક છે, એટલે એવું વિષ પૈસા ખરચીને પીનારા બહુ ઓછા હશે.

આપણાં સાપ્તાહિક વર્તમાનપત્રોમાંથી ઘણાં ઓછાં ક્ષુલ્લકતાથી પર રહેનારાં છે. (આમાં અપવાદ તરીકે સ્થાનિક સમાચારો આપનારાં 'પ્રજાબંધુ' અને 'લોકવાણી' ગણી શકાય) આ સાપ્તાહિકોમાં ખબરો જૂજજાજ હોય છે, પણ રવિવારે વાંચનારાઓને મનોરંજન કરાવવાનો જ હેતુ હોય છે અને મનોરંજન પણ કેવા પ્રકારનું? જે "હળવું સાહિત્ય" આવે છે તેમાંથી હું ક્યાં નમૂના આપવા જાઉં? આ છોડીને પછી પરદેશી પત્રોમાંથી ઉતારા, ઉટપટાંગ વાર્તાઓ, અને સિનેમા – સ્ત્રીઓના ચિત્રો સિવાય કશું હોતુ નથી. આપણે અનુકરણ તો કરી જ રહ્યા છીએ તો શા માટુ રૂડાનું અનુકરણ ન કરીએ? 'મેન્ચેસ્ટર ગાર્ડિયન' સાપ્તાહિક એ અનેક રીતે અનુકરણ યોગ્ય સાપ્તાહિક છે એમ કહું તો ચાલે. એમાં ખબરો ભરચક હોય છે, વીણેલી હોય છે; સમાજ, રાજકારણ, અર્થશાસ્ત્ર વિષે વર્તમાન નેતાઓના વિચારો અને દેશ

પરદેશની ઘટનાઓનું સમતાયુક્ત વર્ણન હોય છે; ચૂંટેલાં પુસ્તકોની માર્ગદર્શક સમાલોચના હોય છે; શુદ્ધ સાહિત્યના એક બે લેખો હોય છે.

એમાં પણ કોઈ વાર ઉતાવળે ટીકા થાય છે, અને ભ્રામક ખબરો અપાય છે એ ખરું. પણ એનો સુધારો થતાં તે તુરત સુધારી લેવા જેટલી પ્રામાણિકતા એનામાં છે. એના હિંદુસ્તાનના ખબરપત્રી ઘણીવાર સિવિલ સર્વિસના માણસો હોય છે અને એને અવળે માર્ગે દોરે છે, પણ કોઈ પણ જણ એ ખબર પુરાવા સાથે સુધારે તો સુધારો પણ છાપે છે.

સમાચારો વિષેના મારા કથનનો ઉપસંહાર રસ્કિનના ઉદ્‌ગારો ટાંકીને કરીશ: "જો કોઈ પણ દૈનિક કે સાપ્તાહિક શુદ્ધ ચાળેલા સમાચાર જ આપીને, અને સાચાં અને ચાળેલાં વિધાનો — જેટલી હદ સુધી તેની સાબિતી મેળવી શકાય તેટલી હદ સુધી જઈને — આપીને સંતોષ માનશે, અને નવીન વસ્તુઓ જે આપવાની મળે તેમાંથી પણ જે આપવાની મળે તેમાથી પણ જે જાણવા યોગ્ય હોય, જે આત્માને પોષક હોય એવી જ આપીને સંતોષ માનશે, અને તેને શુદ્ધ ભાષામા રજૂ કરશે તો તેને કમાણી થશે કે નહિ એ હું નથી જાણતો, પણ એ વાંચનાર તો અવશ્ય કમાણી કરશે."

પણ વાંચનાર કમાણી કરે એની વર્તમાનપત્રોને શી પડી છે?

## સમાચારો — વ્યાપક દૃષ્ટિએ

પણ હવે સમાચારોની વાત છોડીને આગળ વધીએ, જો કે ભાષણોના હેવાલો અને મુલાકાતોના હેવાલો પણ વ્યાપક રીતે સમાચારમાં જ આવી જાય. આ દિશામાં હજી આપણે બાળપણમાં જ છીએ એમ કહી શકાય. અંગ્રેજી વર્તમાનપત્રોમાં પણ આ બાબતમાં એક જ પત્ર સંતોષ આપે એવું છે. એ મદ્રાસનું 'હિંદુ'. એની પાસે ખબરપત્રીઓ કસબે કસબે અને ગામે ગામે છે, અને એના રિપોર્ટરો સિદ્ધહસ્ત સંકેતલિપિ જાણનારાઓ છે. બંગાળમા 'અમૃતબઝાર પત્રિકા' હવે થોડે અંશે 'હિંદુ'ની હરોળમાં આવવાનો પ્રયાસ કરે છે, પણ બાકીનું એકે વર્તમાનપત્ર આ બાબતમાં સંતોષ આપે એવું નથી. ગુજરાતી વર્તમાનપત્રોની પણ એવી જ દશા છે. ભાષણોના રિપોર્ટો આપવાની કળા સત્યાગ્રહના જમાના પછી ઠીક ઠીક સુધરી છે, પણ કોઈ ઉત્તમ, પોતાના વિષયને ન્યાય આપનારો, મુલાકાત લેનારો હજી મારા જાણવામાં નથી આવ્યો. આનું કારણ અભ્યાસ અને ખંતની આપણી ખામી છે. કશી નોંધ લીધા વિના કેવળ સમજપૂર્વક વાતચીતનો કે ભાષણનો સાર આપવાની શક્તિનું આપણા અંગ્રેજી અને ગુજરાતી વર્તમાનપત્રોમાં મીંડું છે. બ્લોવિટ્ઝ નામનો પ્રસિદ્ધ ખબરપત્રી 'ટાઇમ્સ'ના તંત્રી ડીલેન સાથે ૧૮૭૨માં વરસાઈ ગયો હતો. વરસાઈમાં ફ્રેંચ પ્રધાન તિયેરનું ભાષણ બંનેએ સાંભળ્યું, અને પાછા ફર્યા. બ્લોવિટ્ઝને વળાવતાં ડીલેને કહ્યું: 'આવાં ભાષણો તો અક્ષરશઃ આવવાં જોઈએ. આપણા કાલના અંકમાં આ આવી શકત તો કેવું સારું! પણ એ તો કેમ જ બને?' ડીલેન લંડન ગયો. બ્લોવિટ્ઝ સ્ટેશન ઉપરથી લાગલો જ તારઑફિસમાં ગયો અને ત્યાંથી લખવાના કાગળો મેળવ્યા અને મંડ્યો લખવા. વચ્ચે

વચ્ચે આંખ બંધ કરી આખી મજાનું ચિત્ર મનમાં ખડું કરતો જાય અને તિપેરના હાવભાવ અને વચનો યાદ કરતો જાય. ઘડીકમાં આખું ભાષણ તૈયાર થયું અને તે લંડન તારથી પહોંચ્યું. ડીલેને બીજે દિવસે 'ટાઇમ્સ'માં અઢી સ્તંભો તિપેરના વક્તૃત્વના ભાષણના જોયા અને આભો બન્યો. આપણે ત્યાં કોઈ બ્લોવિટ્ઝ હોવાની મને તો ખબર નથી. હું આશા રાખું છું એ મારું અજ્ઞાન હોય. પણ આજના જમાનામાં એવા રિપોર્ટરો મેળવવા અશક્ય તો ન જ હોય. આવશ્યકતા માત્ર વિવિધ વિષયોના અભ્યાસ અને તન્મયતાની છે.

મારી પાસે 'મેંચેસ્ટર ગાર્ડિયન' નો એક અંક પડેલો છે તેમાં લિબરલ 'સમર સ્કૂલ'ની વ્યાખ્યાનમાળાના પાંચ સાત ધુરંધર વ્યાખ્યાતાઓનાં ચાર પાંચ દિવસનાં વ્યાખ્યાનોનો ઉત્તમ સાર એક પાનાના ચાર સ્તંભોમાં આપી દેવામાં આવ્યો છે. આજના અનેક વ્યવસાયોના જમાનામાં ભાષણોના અક્ષરશઃ હેવાલ લેવાની સગવડ હોય તો પણ પાલવે એમ નથી, ઘણાની પાસે એટલું વાંચવાની નવરાશ હોતી નથી. વળી વક્તાને જરાય અન્યાય ન થાય એવી રીતે તેના ભાષણનો સાર આપવાની કળા કેળવવાની બહુ જરૂર છે. ઘણીવાર વક્તા આવેશમાં આવી જઈ, કે ગફલતમાં કે બેદરકારીથી ન કહેવાનું પણ કહી દે છે તો તેને સંભાળી લેવાનું, તેના ઉદ્ગારોને હળવા કરવાનું નાજુક કામ પણ કુશળ રિપોર્ટરનું થઈ પડે છે.

"કૅન્ટરબરીના આર્ચબિશપે મિ. ગાંધીએ કરેલા કામની બહુ ભારે સ્તુતિ કરી અને સાફ સાફ કહ્યું કે અજ્ઞાન રાજદ્વારી ટીકાકારો મિ. ગાંધીને માટે ભલેને ગમે તે કહે અથવા ધારે તો પણ મિ. ગાંધીએ જે ભારે નૈતિક પ્રભાવ પાડ્યો છે અને પાડી રહ્યા છે તે વિષે તેમને પોતાને કે મિશનરીઓને કશી શંકા નથી. આર્ચબિશપે કહ્યું કે સૌને, હિંદુસ્તાનના લોકમતના નેતાઓને સુધ્ધાં સ્પષ્ટ કરી દેવું જોઈએ કે આજે અસ્પૃશ્યોમાં કામ કરનારાં મંડળો કોઈ પણ રાજકીય હિલચાલનો ખ્રિસ્તી ધર્મના પ્રચારને માટે દુરુપયોગ કરવાનો કદી પ્રયત્ન ન કરે, અને હિંદી લોકોમાંના કોઈ પણ લોકોના આત્માઓનું લીલામ રાજકીય પક્ષો કરે તો તેમાં કશો ભાગ લેવા ઇચ્છતા નથી. તેમણે એ પણ ખુલાસો કર્યો કે કોઈ પણ સામાજિક અથવા આર્થિક આવશ્યકતાને પહોંચી વળવાને માટે લોકોનાં ટોળેટોળાં વટાળવાનો બિલકુલ પ્રયત્ન કરવામાં નહિ આવે, પણ ખ્રિસ્તી ધર્મમાં જેઓ આવવા ઇચ્છે એવા લોકોએ ખ્રિસ્તી ધર્મ અને તેને અંગેનાં કર્તવ્ય બરોબર સમજતા હોય તો જ તેમને સ્વીકારી શકાય."

હશે રૉઇટરનો રિપોર્ટ સાચો કે 'હિંદુ'નો? પ્રથમના રિપોર્ટમાં 'ખ્રિસ્તી ધર્મના પ્રચારને માટે' એ શબ્દો ઉડાવીને આખા ભાષણનો ઊલટો જ ધ્વનિ આપી દીધો છે, અને ગાંધીજીના અસ્પૃશ્યતાનિવારણના કામની નહિ પણ ગ્રામસેવાકાર્યની સ્તુતિ કરવામાં આવી એમ બતાવ્યું છે.

આમ એક ભાષણના ટૂંકા સારાંશથી કેટલીકવાર અર્થનો ભારે અનર્થ થાય છે. ગાંધીજીના હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ કરેલા એક બે લેખોના ટૂંકા સારાંશથી દક્ષિણ આફ્રિકામાં તેમનો જાન જાત. એ જ લેખો ત્યાં પૂરા છપાયા ત્યારે આફ્રિકાવાસીઓને તેમના ઉપર હુમલો કરવાને માટે પશ્ચાત્તાપ થયો.

પણ જો આ ક્ષેત્રમાં આપણે ઊણા છીએ તો પરિસ્થિતિનો અભ્યાસ કરીને તેના વિશ્વાસપાત્ર વર્ણનો આપવામાં આપણી ઊણપ એથી પણ વધારે જોવામાં આવે છે. હા; આપણાં માસિકોમાંનાં કેટલાંક એ ઊણપ પૂરી પાડતાં થયાં છે ખરાં. 'પ્રસ્થાન' માસિકમાં અને હમણાં જ મજૂરસેવકોએ આરંભેલા 'સર્વોદય' માસિકમાં વિવિધ આર્થિક વિષયો ઉપર અભ્યાસપૂર્ણ અને અનુભવપૂર્ણ લેખો આવે છે. પણ દૈનિકોમાં તો આ વસ્તુનો દુકાળ જ છે. આમાં મહારાષ્ટ્રનાં વર્તમાનપત્રો પાસેથી આપણને ઘણું શીખવાનું છે. 'કેસરી'ની તિલક મહારાજના સમયની ફાઈલ લો, કે કેળકરના સમયની ફાઈલ લો, તેમાં અનેક વિષયો વિષેના અભ્યાસપૂર્ણ લેખો પુષ્કળ મળી આવશે. આ અભ્યાસની આજે જેટલી આવશ્યકતા છે તેથી વધારે કદી ન હતી. આપણું રાજકારણ અને અર્થશાસ્ત્ર આજે વ્યાપક બન્યાં છે, છેલ્લાં પંદર વર્ષમાં હિંદુસ્તાન ગામડાંમાં છે, ખેડૂતોમાં અને મજૂરવર્ગોમાં છે એમ જોતા આપણે થયા છીએ, પણ હજી આપણાં વર્તમાનપત્રો શહેરોમાંથી નીકળે છે, અને બહુ બહુ તો વર્તમાનપત્રોના રિપોર્ટરો કોઈ નેતાઓ ગામડાંમાં પ્રવાસે જાય છે ત્યારે તેમનાં ભાષણોની નોંધ લેવા જાય છે. ગામડાંના પ્રશ્નોનો, ખેડૂતોની આર્થિક સ્થિતિનો તેમની અનેક હાડમારીઓનો તેમની મધ્યે રહીને અભ્યાસ કરનારા ઓછા છે, આપણા વર્તમાનપત્રોના કાર્યકાર મંડળમાં એવા

જવલ્લે જોવાના મળે છે. તિલક મહારાજ પાસેથી સાંભળ્યું છે કે તેઓ પોતાના હાથ નીચે કામ કરનારને પહેલાં પાંચ વર્ષ કોઈ પણ આર્થિક પ્રશ્ન પસંદ કરી લઈને તેનો અભ્યાસ કરવાની ફરજ પાડતા અને પછી તેની પાસે લેખો લખાવીને તેની પરીક્ષા લેતા. **સી. પી. સ્કૉટ** જેનું નામ હું આગળ લઈ ગયો છું, અને હજી વિસ્તારથી જેનો ઉલ્લેખ કરવાનો આવશે તેમના વર્તમાનપત્ર 'મૅંચેસ્ટર ગાર્ડિયન' વિષે કહેવાતું હતું કે એ તો એક વિદ્યાપીઠ હતી, એમાં ઉત્તમોત્તમ ગ્રેજ્યુએટો ઑક્સફર્ડ અને કેમ્બ્રિજથી નીકળીને જોડાતા, પણ તેમનું ખરું શિક્ષણ મિ. સ્કૉટની નીચે શરૂ થતું એકવાર પોતાના દીકરા લૉરેન્સને લેખો લખનારા મદદનીશની જગ્યા લેવાનું કહેતાં એમણે કાગળ લખેલો તે આપણા વર્તમાનપત્રોમાં આજકાલ કામ કરવા ઇચ્છનાર દરેક જણે જોવા જેવો છે અને એની સૂચનાનો દરેકે અમલ કરવો ઘટે છેઃ "આજ સુધી ચિત્રકળા અને નાટકમાં તારું ચિત્ત હતું. સામાજિક પ્રશ્નો તને હજુ સુધી બહુ ખેંચી શક્યા નથી, પણ તેં તારા એકવારના માનીના વિષયો ઉપર જેમ તન અને મન દઈને કામ કરેલું તેવી જ રીતે એ વિષયો ઉપર હવે મંડવું પડશે. મેં તો મારું જીવન માનવસેવા વિષેની પરમ નિષ્ઠાથી આરંભેલું અને તેને લીધે જ હું આગળ નભી શક્યો, અને તેથી જ જીવનના બધા વિષયો વિષેની મારી વૃત્તિ રંગાઈ છે. તારે માટે કદાચ ઊલટો માર્ગ હોય. મેં સામાન્ય સમાજસેવા–નિષ્ઠાથી આરંભ કર્યો, તું કદાચ વિશેષ પ્રશ્નો ઉપાડી લઈને પરિણામે એ નિષ્ઠા ઉપર આવશે. એ પરિણામ પણ રૂડું જ આવશે. . . . એન્સર જાય એટલે તારે શ્રમજીવીઓનો પ્રશ્ન ઉપાડી લેવો પડશે આને માટે સારી પેઠે પરિશ્રમ તારે કરવો પડશે, વાંચવું પડશે, ગરીબો કેવી રીતે રહે છે ખાય છે પીએ છે એમને શી શી હાડમારીઓ વેઠવી પડે છે, એનો અંગત અનુભવ મેળવવો પડશે, તો તને તારા વિષયમાં મદદ મળશે. શ્રમજીવીઓની હડતાળનો સવાલ આવીને ઊભો રહે ત્યારે શ્રમજીવીઓના નેતાઓને સારી પેઠે મળવું જોઈશે, અને આ વિષયના અભ્યાસનો આરંભ તારે મિ. અને મિસિસ વેબના મજૂરસંઘોના ઇતિહાસ વિષેનું પુસ્તક અને સહકારિત્વ વિષેનું કોઈ પુસ્તક લઈને કરવો પડશે."

પરદેશી, ખાસ કરીને યુરોપીય, ઘટનાઓ વિષે આપણે વધારે સમજતા થઈએ અને તેની ચર્ચા જ્ઞાનપૂર્વક કરી શકીએ એ આવશ્યક છે. આપણાં અંગ્રેજી વર્તમાનપત્રો પાસે પણ આ વિષય માટે ઉત્તમ ખબરપત્રીનો અભાવ છે, ત્યાં ગુજરાતીની તો વાત જ શી કરવી? એ વિષયના અભ્યાસ વિષે પણ મીંડું જ છે એમ કહી શકાય. મહાયુદ્ધના જમાનામા ખાડિલકર યુદ્ધ વિષે અભ્યાસ અને જ્ઞાનપૂર્ણ લેખો લખતા તે બહુ વખણાતા. આજે યુરોપીય ઇતિહાસ અને યુરોપીય રાષ્ટ્રસંબંધોના નિકટ જ્ઞાનથી ભરેલા લેખોની બહુ આવશ્યકતા છે. એ અભાવ આપણે પૂરવો જોઈશે.

વળી નાણાંશાસ્ત્રનો વિષય છે. આપણે ત્યા હવે તો આ વિષયના ઠીક ઠીક તજ્જ્ઞો છે. એઓની પાસે આપણા ગુજરાતી વર્તમાનપત્રોએ વખતોવખત લેખો મેળવતા થવું જોઈએ. ખાસ વિષયો (દા. ત વિલાયતમાં શાંતિની પ્રતિજ્ઞા લેવાની પ્રવૃત્તિ ચાલી રહી છે તે) વિષે અંગ્રેજો મારફત ચલાવાતા આપણાં અંગ્રેજી વર્તમાનપત્રોમાં જ્ઞાનપૂર્ણ

અને વિવેચનપૂર્ણ લેખો આવે છે સ્ટેટ્સમેનમા યુદ્ધવિષયક હિંમાઅહિંસાની લેખમાળા ચાલી હતી, અને તેમાની કેટલીનો મરમ જવાબ 'અમૃત બઝાર પત્રિકા'એ આપ્યો હતો. આવી બાબતો આપણાં ગુજરાતી વર્તમાનપત્રોમા હજી અજાણી છે

અમુક ઘટનાઓ ઉપર અભ્યાસપૂર્ણ વિવેચનો કરવાને માટે આપણે ખાસ લેખકોને વીનવવા જોઈએ. ઓર્દ્રુ—ઓર્વિંદપુર કેસ નામનો બહુ ચોંકાવનારો મુકદ્દમો કલકત્તામા ચાલ્યો, તેમા હાઈકોર્ટના કેસના ઉપર 'અમૃતબઝાર પત્રિકા'એ એટલી બધી ધ્યાનના જ્ઞાનભરી ટીકા કરી કે તેની નોંધ હાઈકોર્ટના ન્યાયાધીશોને લેવી પડી, તે ચિડાયા, પણ તેની સામે કશું પગલું લઈ ન શકયા, અને આખું બંગાળ એ કેસની વાત કરતું થઈ ગયું બાન્ડોલી તાલુકાના બે ચાર ગરીબડા ગાનીપગ્જોને દંડ ન ભરવાને બદલે ભોગવવાની સજા ભોગવ્યા બાદ પણ ગરારે અઘટિત રીતે પજવ્યા અને તેમના નાયરચીલા હગાજ ર્યા, તેની ઉપર હાઈકોર્ટમાં સારી પેઠે ટીકા થઈ અને તેમને ઘણે દહાડે ન્યાય મળ્યો પણ એની ઉપર જેટલી ચર્ચા થવી જોઈએ, જેવી ચર્ચા થવી જોઈએ તેની નથી થઈ એવા અન્યાયો તો આપણે ત્યા હગલાબંધ થયા છે

## સિનેમાઓ, જાહેરખબરો, વ૦

આમ વર્તમાનપત્રોના મુખ્ય અગોની મે વાત કરી પણ હવે તો એમા નવા અગો ઉમેરાયા છે સિનેમા જગત વિષે એમા આખા પાના ભરાય છે, રમતગમત વિષે પણ આમા મારી નજર પહોચતી નથી હમણા જ એક નાપલી માગ વાચવામા આવી તેમા એક લેખક લખે છે કે સાહિત્ય પરિષદ તો 'ફુગ્ગદિયાઓનો જલસો છે' પણ (કે અને ') 'સિનેમા એ તો સાહિત્યનુ એક મોટામા મોટુ અગ છે' આ સાહિત્ય વિષે મારુ અજ્ઞાન હું કબૂલ કરુ છુ, પણ સિનેમા જોનારાઓની આખો ભારે તેજ હોવી જોઈએ એ વિષે શકા નથી, કારણ હું તો જિંદગીમા બે ચાર વાર સિનેમામા ગયો છુ એ ચોખલિયાપણાને લીધે નહિ પણ મારી આખ નબળી છે માટે પણ એક સિનેમા-શાસ્ત્ર-પ્રવીણે ફિલમની સફળતાની એક અનિવાર્ય શરત જણાવી છે તે જાણવા જેવી છે 'સ્ત્રીપુરુષ-સબંધ વિષે સારી પેઠે ઉત્તેજક વસ્તુ ભરો, ઉત્તમોત્તમ દશ્યો રજૂ કરો, અને અભિનયનો અનકાર પૂરો, એટલે બેડો પાર' આ એકરાર પછી મારે કશુ વધુ કહેવાનુ રહેતું નથી

વર્તમાનપત્રનુ એક અગ રહી ગયુ — અને તે પણ એક આવશ્યક 'જીવનપ્રદ' અગ 'જીવનપ્રદ' કારણકે વર્તમાનપત્રો એના વિના નભી શકે નહિ એમ કહેવાય છે આ પણ આજના જમાનાનો એક અટપટો કોયડો છે ના કે ઝેર એ જીવનપ્રદ વસ્તુ થઈ પડી છે? પણ હું ભૂલ્યો વર્તમાનપત્રોને તો એ ઝેર પીવાનુ હોતુ નથી, તેઓ તો એ વેચવાનો વેપાર કરે છે અને તે ઉપર જીવે છે. પ્રકૃતિના નિયમોનો ગમે તેટલો ભગ કરો, શરીરને કે મનને કશી હાનિ પહોચવાની નથી, એ ધણીખરી પૈસા દેનારી જાહેર ખબરોની મથિતાર્થ હોય છે એક પ્રતિષ્ઠિત દૈનિના વ્યવસ્થાપક પાસે જાણ્યુ હતુ કે લાલ ભડકાવનારા રગે છાપેલી એક સિગરેટની કે યાકુતિની બે ઇચ પહોળી અને ચાર ઇચ લાબી જાહેર ખબરના મેં સો રૂપિયા આવે છે સાગ સારા કહેવાતા વર્તમાન

પત્રોમાં યાકુતિઓ અને 'નવાબી રતિશક્તિ'ની બીભત્સ જાહેરખબરો ઊભરાય છે; 'ગુપ્ત વશીકરણ મંત્રો' અને 'સો ટકા સફળ સંતતિનિયમનનાં સાધનો'ની જાહેરખબરો એનાં પાનાં શોભાવે છે; ચાને માટે તો પાંચ હિંદી વર્તમાનપત્રોમાં આવેલી પાંચ પ્રકારની સ્તુતિ એક સજ્જને મને મોકલી છે. એક છાપું તો એના ગ્રાહક થનારને પોતાના છાપખાનામાં જ છપાયલું 'કામવિજ્ઞાન' મફત આપે છે; અને મુંબઈના એક પ્રતિષ્ઠિત છાપાંએ એક આખા પાના ઉપર પાથરેલી જાહેર ખબરમાં શક્તિની અનેક યાકુતિઓનાં પ્રમાણપત્રો આપ્યાં છે, અને તે ઉપર પોતાની મોહોર મારી છે કે અમારો પ્રતિનિધિ આ પ્રમાણપત્રો જોઈ આવ્યો છે અને એ બધાં સાચાં છે! એક પ્રતિષ્ઠિત માસિકમાં 'સ્ત્રી આકૃતિનાં કામોત્તેજક અંગો' નામના એક પુસ્તકની સચિત્ર જાહેરખબર આપી છે, અને તેમાં સારી પેઠે બીભત્સ વર્ણનો છે. આ આખી જાહેરખબર સ્ત્રીજાતિનું ભીષણ અપમાન છે. જો આ જાહેરખબરો વિના આ વર્તમાનપત્રો ન જ નભી શકે એમ હોય તો આપણે વર્તમાનપત્રોને તિલાંજલિ કાં ન આપીએ? કાકાસાહેબનું એક તીખું વાક્ય આ સંબંધમાં ટાંક્યા વિના ચાલે એમ નથી: "છાપાંઓમાં જ્યારે આટલી બધી હીન જાહેરખબરો જોઉં છું ત્યારે મનમાં વિચાર આવે છે કે પ્રભુસેવાને સારુ એકાદ ઉત્તમ દેવમંદિર બાંધીને પછી તેનું ખર્ચ ચલાવવા માટે તેના કમ્પાઉન્ડની ઓરડીઓ શરાબખાનાઓને અને વેશ્યાઓને ભાડે આપવા જેવું આ નથી?"

આ તો અનીતિપોષક જાહેરખબરોની વાત થઈ. પણ બીજી પણ એવી એવી ઉટપટાંગ જાહેરખબરો છાપામાં આવે છે જે છાપાંને જરાય શોભાસ્પદ નથી. એક બિચારાએ ગાંધીજીને પત્ર લખીને પુછાવ્યું હતું. "બેલગામમાં કાયદાની કૉલેજ વિષેની આ જાહેર ખબર જોવામાં આવી છે. આપનો કોઈ બેલગામમાં જાણીતો હોય તો પુછાવીને ખાતરી કરી જોશો? એ કૉલેજ એવી છે કે પહેલી ૬૦ રૂપિયા ફી આપી દેવાની, એના બદલામાં ખાવાપીવાનું મફત, પુસ્તકો મફત, અમુક મહિનામાં પરીક્ષા (હાઈકોર્ટ પ્લીડરની કે કઈ એ તો હું ભૂલી ગયો) પાસ કરાવી દે, પાસ થાઓ એટલે ૬૦ રૂપિયા પગાર મળે અને નપાસ થાઓ તો ૫૦ રૂપિયાનો પગાર મળે!" આ અને આવી જાહેરખબરો પણ વર્તમાનપત્રો ન રોકી શકે?

આ દૂષિત અંગોમાં હવે એક નવું ભળ્યું છે; અનેક ઉત્તરવાળા પ્રશ્નો ભેગા કરીને તેના ખરા ઉત્તર — એટલે વર્તમાનપત્રે ઠરાવેલા ઉત્તર — આપનારાઓને ઇનામ આપવાની લોટરીનું અથવા જુગારનું. એમાં ઉત્તરો તો લખેલા જ હોય છે, પણ માગેલો ઉત્તર પસંદ કરીએ તો લોટરી લાગે. પરિશ્રમ વિના અને બુદ્ધિ વિના ધનવાન બનવાનું કોને ન ગમે? એટલે આવા લોભિયાઓની ભરમારથી વર્તમાનપત્રોનાં ગજવાં ગરમ રહે છે.

## સુરુચિપોષક તત્ત્વો

જે વસ્તુ લોકોની સુરુચિને પોષક છે, રસવૃત્તિને ઉન્નતિકર છે, બુદ્ધિનું અનુરંજન કરનારી છે એ વસ્તુ ઉપર એક વર્તમાનપત્ર ભાર મૂકતું નથી. આપણે બીભત્સ ચિત્રો આપીએ છીએ, પણ ચાલુ રાજકીય કે સામાજિક પરિસ્થિતિ ઉપર પ્રકાશ પાડનારાં

'કાર્ટુનો'—ઉપહાસ ચિત્રો—કેમ નથી આપતા? કાર્ટુનની કળા પશ્ચિમમાં ખૂબ ખીલેલી છે, 'હિંદુસ્તાન ટાઈમ્સ' પત્રમાં શંકર નામનો ચિત્રકાર આ ઉપહાસચિત્રો ઉત્તમ કાઢતો હતો. જો વર્તમાનપત્રો આ વસ્તુને પોષે તો એમાં કુશળતા મેળવનારા તો ઘણાયે નીકળી શકે. ચટકદાર પારેગ્રાફો લખવાની કળા પણ ખીલવવા જેવી છે, એથી વાચકની બુદ્ધિને ઉત્તેજન મળે છે, અને વિનોદવૃત્તિ પોષાય છે. 'હિંદુસ્તાન ટાઈમ્સ'માં તે વેળાના તંત્રી જોશફ આ કળામાં એક્કા હતા. એબિસિનિયા ઉપરના અત્યાચાર માટે ઇટલીની સામે Sanctionsની—સજાના ઉપાયોની—મોટી મોટી વાતો ચાલતી હતી, તેને અમલમાં મૂકવાની કોઈની દાનત ન હતી તેની ખટમધુરી ટીકા કરતાં આ લેખકે એક પેરેગ્રાફ લખેલો યાદ આવે છે: "સેંક્શન્સ શરૂ થયાં એટલે જુઓ હવે તેનો કેવો કડક અમલ થવાનો છે તે! ન્યુ દિલ્લીમાં ભોજન વેળાએ મૅકેરોની અને સ્પાઘેટી(ઇટાલિયન ખાદ્યવાનીઓ)નો બહિષ્કાર થશે. ઇટાલિયન શરાબને તો કોઈ અડશે જ નહિ, બહાદુર ફ્રાન્સ સેંક્શન્સનો અમલ પ્રથમ કરવાનું છે, એટલે ફ્રેંચ શરાબ શાપેનનો જ મોં ભાવ પૂછશે વર્તમાનપત્રોવાળાઓને લાંબી રજા મળવી જોઈએ કારણ બધું છાપવાનું રોમન ટાઈપમાં હોય છે, અથવા ઇટેલિક્સમાં હોય છે, શબ્દો પણ અંગ્રેજી ભાષામાં લૅટિન ભાષા એટલે અત્યાચારી પ્રજા ઇટલીની ભાષામાંથી ઘણા ખરા આવેલા હોય છે એટલે તેનો પણ બહિષ્કાર, બહિષ્કાર, બહિષ્કાર, બહિષ્કાર!"

કટાક્ષ દ્વારા લાંબા બોધપ્રદ લેખો લખનાર સ્વ. લલુકાકાના પુત્ર ભાઈ ગગનવિહારી છે. એની અવળવાણી બહુ મોહક છે એમના આખા લેખનો ઉતારો તો ક્યાં આપવા જાઉં? પણ આપણી કાયરતા, અને ત્યાગ અને ઉદ્યમ કરવાની અશક્તિનો દોષ પોતે લેવાને બદલે બીજાને ઓઢાડવાની વૃત્તિનો જે આબાદ ઉપહાસ **'બીજો કોઈ'** નામના લેખમાં કર્યો છે તે વાંચીને કોને આત્મનિરીક્ષણ ન સૂઝે અને આનંદ ન થાય? એ લાંબા લેખમાંથી થોડા ત્રુટક ઉતારા આપું:

"તમારા કામમાં પણ આ અજ્ઞાન મનુષ્ય અસંખ્ય વિઘ્ન નાંખ્યા જ કરતો નથી? તમારી કોઈ ચોપડી જડે નહિ, કોઈ નોટબુક કે 'ફાઈલ' ખોવાઈ જાય, કોઈ કાગળ ગેરવલે જાય તો ઑફિસના બધા કારકુનો અને પટાવાળાઓ ખાતરીપૂર્વક કહે છે કે એમાં ભૂલ બીજા કોઈની હતી. . . .

"સામાજિક અને રાજકીય ક્ષેત્રમાં આ અજ્ઞાત માણસની વિનાશકારક શક્તિ ઠેર ઠેર જણાય છે. બધાં યુદ્ધો બીજા દેશની દુષ્ટતાને લીધે થાય છે એ સ્પષ્ટ છે. બીજા દેશો જ શાન્તિનું ઉલ્લંઘન કરે છે, હિંસામય વાતાવરણ સરજે છે અને દરેક યુદ્ધનો આરમ્ભ કરે છે. આપણો પોતાનો દેશ તો હંમેશ સ્વરક્ષણાર્થે જ લડે છે યુદ્ધ દરમિયાન બધા અધમ કૃત્યો, અત્યાચારો પરદેશીઓ જ કરે છે. . . .

"છાપાં વાંચવાનું ભારે દેશકાર્ય રોજ સવારે કરતા અસંખ્ય માણસોને લાગે છે કે માત્ર જો બીજાઓ પૂરતા પ્રમાણમાં કેદમાં ગયા હોત, બીજાઓએ લાઠી ખમી હોત અને સ્વદેશીનું વ્રત લીધું હોત તો પૂર્ણ સ્વરાજ્ય નહિ તો એનું સત્ત્વ કે તત્ત્વ તો જરૂર મળી

જાત. મને ઘણા દેશબંધુઓએ ખાતરી આપી છે કે જો માત્ર એક લાખ માણસો માતૃભૂમિ માટે પ્રાણ પાથરવા તૈયાર હોત તો ભારત જરૂર સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરત. . .

"હિંદુ અને મુસલમાન કોમોના નેતાઓ ઐક્યની આવશ્યકતા માટે એકમત છે છતાં એકતા સધાતી કેમ નથી? કોણ આ બધી ગેરસમજૂતી અને વિખવાદ ઉત્પન્ન કરે છે? બીજી કોમના બીજા મનુષ્યો જ. આથી જ નેતાઓ બીજા મનુષ્યોને (અથવા નેતાઓને) ઐક્ય સાધવા નિરંતર વિનંતિ કર્યા કરે છે. . . . . . .

"આમ આપણી રાષ્ટ્રીય પ્રગતિ આ અજાણ્યો મનુષ્ય અટકાવે છે, આપણા સામાજિક જીવનને અવ્યવસ્થિત કરી મૂકે છે અને આર્થિક ઉન્નતિ સાધવા નથી દેતો. અને છતાં પણ એ આપણને જડતો નથી. કોઈ શેરલોક હોમ્સ જેવો કુશળ ડિટેકટીવ કે સરકારની છૂપી પોલીસનો માણસ કે ગુપ્ત જાસૂસ પણ એને પકડી શકતો નથી; તેમજ કોઈ યોગી પ્રબળ સમાધિ વડે પણ એ સર્વવ્યાપી, અગાધ અને ગહન વ્યક્તિના અસ્તિત્વનું રહસ્ય કળી શકતો નથી. . . . . ."

"પરંતુ એ રહસ્ય આટલું કઠણ લાગે છે તે કદાચ તદ્દન સરળ તો નહિ હોય? આ બીજો મનુષ્ય જે સર્વસ્થળે વસે છે અને કોઈ સ્થળે વસતો નથી એ કદાચ તમારામાં, મારામાં અને આપણા સૌમાં તો નહિ વસતો હોય? . . ."

એ જ દિશામાં; પણ કંઈક જુદા પ્રકારના અને જુદી લહેજત આપનારાં, મધુરાં કટાક્ષો 'સ્વૈરવિહારી' રામનારાયણ પાઠકનાં છે. જુઓ ગંદકી સંઘરવાની આપણી વૃત્તિ ઉપરની એમની કટારો:

તેની પછી જે માણસ રહીને કચરો નાખવા આવે તેને એ નવી હદથી બહાર ઊભાં રહીને કચરો ફેંકવો પડે, અને તેથી થોડો કચરો વેગઈ નળી ઉકરડાની હદ વધે તેમા બિચારા માણસો શુ કરે ?"

આ સુંદર રુચિકર સામગ્રી શા માટે માસિકોમા જ રહે અને એનો લાભ દૈનિકો અને સાપ્તાહિકોને ન મળે ? પણ દૈનિક સાપ્તાહિકોને પોતાના વાચકોની રુચિતૃપ્તિ પથ્ય રીતે કરવાનુ સૂઝ્યું નથી

## સૂત્રધાર

પણ હવે આ સર્વ અગઉપાંગોને ભેગા કરી તેની સજીવ કૃતિ ઘડનાર તત્રી અને વૃત્તવિવેચક ઉપર આવીએ એ સજીવ કૃતિ ઘડીને એને શો હેતુ સાધવો છે એની ઉપર બહુ આધાર રહે છે (૧) કેટલાક તત્રીઓ કેવળ લોકમતનુ પ્રતિબિબ પાડનાર હોય છે, લોકમતની યોગ્યાયોગ્યતાનો વિચાર કર્યા વિના તેને જેવો હોય તેવોને તેવો રજૂ કરનાર હોય છે (૨) કેટલાક લોકમતને જાણી, સમજી તેને સુધારનાર, ઘડનાર, સમય આવે આખી પ્રજાની સામે થઈ, તેનો તિરસ્કાર વહોરી અન્યાયો અને દુરાચારોની સામે જબરદસ્ત ઝુબેશો ચલાવનારા હોય છે (૩) કેટલાક લોકશિક્ષકો હોય છે, પોતાના જમાનાને પલટાવનાર હોય છે પ્રથમના વર્ગમા આવનારાઓની સખ્યા થોડીથોડી છે બીજા અને ત્રીજા વર્ગમા આવનારા ગણ્યાગાઠ્યા છે

વિલાયત અને અમેરિકા જેવા સ્વતત્ર દેશોમા વૃત્તવિવેચનની કળા સપૂર્ણ રીતે ખીલી છે, અને ત્યા આ ત્રણે પ્રકારના તત્રીઓ જોવામા આવે છે ત્રણે પ્રકારના તત્રીઓએ પોતાના પત્રોને સફળ વર્તમાનપત્રો બનાવ્યા છે, શિક્ષણ સાર્વત્રિક છે એટલે તેમના એક એક પત્રની નકલો ૧૦ થી ૨૦ લાખ સુધી ખપે છે, તેમના કાર્યાલયોમા દોઢથી બે હજાર સુધી માણસો રોકાયલા હોય છે એકલા તંત્રી વિભાગમા જ મુખ્ય તંત્રીના હાથ નીચે અનેક વિભાગના તત્રીઓ ઉપતંત્રીઓ મળીને ૨૦—૨૫ હોય છે અને તેના મદદનીશો અને કારકુનો ઢગલાબધ હોય છે. આપણા નિર્ધન દેશમા બધા જ વેશ એક બિચારા સૂત્રધારને ભેળવવાના હોય છે દેશ પરતત્ર છે એટલે દેશદાઝ જેને હૈયે હોય તેવા દેશને સ્વતત્ર કરાની લડતમા ઝૂકે કે વર્તમાનપત્ર ચલાવે ?

એટલે આપણે ત્યા આપણી વિષમ સ્થિતિમા પણ સી. વાઈ. ચિંતામણી જેવા, રામાનદ ચેટર્જી જેવા, મોતીલાલ ઘોષ, શ્રી નટરાજન અને કાલિનાથ રાય, જેવા તંત્રીઓ પાક્યા છે એ ઈશ્વરનો પાડ છે ગાંધીજી અને તિલક મહારાજ જેવા તો ગમે તેવા સજોગો અને પરિસ્થિતિના પહાડને તોડનાર છે, અને વિરલ છે બીજા પત્રકારો છે, જેમણે પોતાના પત્રોને આર્થિક રીતે સફળ કર્યા છે, જેમણે પ્રજાને કે સરકારને ન છ્છેડવાની રીતિ ગ્રહણ કરીને પવન જોઈને વહાણ હંકાર્યાં છે આવા સફળ પત્રો આપણા દેશમા અગ્રેજીમાં તો ચાલે છે જ, ગુજરાતીમા પણ ચાલે છે એ 'સફળ' પત્રોની હુ ચર્ચા કરવા ઇચ્છતો નથી મારી આખ આગળ તો પ્રજાને ઘડનાર, પ્રજાની સેવા કરનાર વર્તમાનપત્ર જ રહેલુ છે એટલે ઉપર કહેલા બીજા અને ત્રીજા વર્ગના તંત્રીનો જ ઉલ્લેખ હુ વિસ્તારથી કરીશ

આ લોકશિક્ષક અને રાષ્ટ્રવિધાયક તંત્રીનું વર્ણન આપતા **સી. પી. સ્કોટે** કહ્યું છે. "લોકમતની ઉપર અસર પાડવાનું અને તેને દોરવાનું કામ મહાભારત છે, અને કોઈ પણ એક વ્યક્તિ કે એક વર્તમાનપત્રને માટે આ કામને પૂરેપૂરું પહોંચી વળવું મુશ્કેલ છે એ કામને માટે ઉત્તમોત્તમ કુશળતા જોઈએ, ઉત્તમોત્તમ શિક્ષણનો સરકાર જોઈએ, કુશાગ્ર બુદ્ધિશક્તિ જોઈએ, પણ એ બધાને સામર્થ્ય આપનાર, પ્રાણ આપનાર ધર્મભીરુતા જોઈએ, સત્યનિષ્ઠા જોઈએ — હૃદયની જ નહિ, પણ બુદ્ધિની સત્યનિષ્ઠા જોઈએ " આ ગુણોથી સંપન્ન તંત્રીઓ જ એ બીજા અને ત્રીજા વિભાગમાં આવી શકે. બીજા વિભાગના તંત્રીઓના નામ શોધતા અમેરિકાના લોઈડ ગેરિમન, ઇંગ્લંડના **ડીલેન, સ્ટેડ** અને **સી. પી. સ્કોટ**, અને આપણે ત્યાં **ગાંધીજી** નજરે ચડે છે ત્રીજા વિભાગમાં **ગાંધીજી** અને તિલક મહારાજને છોડીને બીજા કોઈ સૂઝતા નથી '

સ્વ **મોતીલાલ ઘોષ**, શ્રી **ચિંતામણી નટરાજન, રામાનંદ ચેટરજી** અને કાલિનાથ રાયની ગણતરી હું સમર્થ વૃત્તવિવેચકોમાં કરું છું, પણ દેશના સંજોગોને લીધે એમની સેવાની શક્તિ મર્યાદિત રહી છે સ્વ **મોતીલાલની** કટાક્ષભરી કલમ એકવાર બંગાળની સરકારને ભારે પડી હતી, પણ તેમનો પ્રભાવ એવો હતો કે તેમને કદી સરકાર જેલમાં પૂરી શકી ન હતી જેલમાં પુરાવાનો જમાનો આવ્યો ત્યારે તો તેઓ બ્રિટિશ સામ્રાજ્યનો સૂરજ જ્યાં ઊગતો નથી તેવા ધામમાં પહોંચી ગયા શ્રી **ચિંતામણીનું** જ્ઞાન આશ્ચર્યકારક છે કહેવાય છે કે હિંદુસ્તાનના છેલ્લા પચાસ વર્ષનો ઇતિહાસ એમની આંગળીને ટેરવે છે, અને તારીખ સુધ્ધાં એઓ ઝીણામાં ઝીણી ઘટનાની વાત કરી શકે છે **મોંટેગ્યુ** જ્યારે હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે એમના જ્ઞાનથી આશ્ચર્યચકિત થયો હતો **નટરાજન** એક અનુભવવૃદ્ધ સમાજસુધારક અને સિદ્ધહસ્ત વૃત્તવિવેચક છે, **રામાનંદ ચેટર્જી** અને **કાલીનાથ રાય** પોતાના ઊંડા અભ્યાસથી અનેક લેખકોને ઘડવાનું સામર્થ્ય ધરાવે છે પણ **ગાંધીજી** અને **તિલક** મહારાજની જાત અને ભાત આ બધાથી જુદી છે તેમના વૃત્તવિવેચન ઉપર તેમના લોકનેતૃત્વની છાપ પડી છે બંને રાષ્ટ્રવિધાયકો અને લોકશિક્ષકો પણ **ગાંધીજી** અન્યાયની સામે — રાજા અને પ્રજા બંનેના અન્યાયની સામે — આમરણ ઝૂઝનારા સત્યનિષ્ઠ યોદ્ધા, લોકમાન્ય પ્રાધાન્યે લોકશિક્ષક પણ એમની વાત હું અહીં શું કરું? એમની બંનેની સત્તા અને પ્રભાવનો અનુભવ હજીયે આપણે કરી રહ્યા છીએ અને કરશું, અને એમના લોકશિક્ષણના પરિણામો આપણી આંખ આગળ તરે છે

## પરદેશી પ્રસિદ્ધ વૃત્તવિવેચકો

પરદેશના અગ્રગણ્ય વૃત્તવિવેચકો વિષે બોલવું વધારે અનુકૂળ છે, એમની પાસે આપણાથી જેટલું શીખાય એટલું શીખવું છે, કારણ વૃત્તવિવેચન એ આપણી કળા નથી પરદેશી કળા છે

લોઈડ ગેરીસનનું નામ લેતાં મો ભરાય છે ગુલામીના અઘોર અને અમાનુષી અન્યાય સામે ભયાનક પરિણામોની પરવા કર્યા વિના ઝૂઝનાર એ યોદ્ધાને કોઈ સત્યાગ્રહી ભૂલી શકે એમ નથી ગુલામી રફતે રફતે બંધ થવી જોઈએ એમ એકવાર

એનાથી કહેતાં કહેવાઈ તો ગયું, પણ તુરત જ એને પોતાની ભૂલ સમજાઈ અને તેનો જાહેર રીતે પશ્ચાત્તાપ કરતાં એને સંકોચ ન થયો, એ પશ્ચાત્તાપ પ્રગટ કરવાનો એ ધર્મ સમજ્યો. એ વેળાના એના ઉદ્ગારો ઇતિહાસમાં પ્રસિદ્ધ છે: "પાર્ક સ્ટ્રીટ ચર્ચમાં રફ્તે રફ્તે ગુલામી નાબૂદ કરવાના લોકપ્રિય પણ દૂષિત સિદ્ધાન્તનો મેં અવિચારે સ્વીકાર કર્યો હતો. આજે આ વિચાર સંપૂર્ણપણે અને મારા કહેવાનો કોઈ અનર્થ ન જ કરી શકે એવી રીતે ખેંચી લેવાની તક લઉં છું, અને ઈશ્વરની, મારા દેશની, અને મારા ભાંડુઓ ગરીબ ગુલામોની જાહેર રીતે માફી માગું છું—કે મેં ભીરુતાભર્યા, અન્યાયભર્યા અને અક્કલ વિનાના વિચારને મારા મનમાં પ્રવેશ આપ્યો અને મેં પ્રગટ કર્યો. હવે આ જાહેર રીતે માફી માગીને મારા અંતરને ટાઢક વળે છે મારી ભાષાની કઠોરતા ઘણાને નથી ગમતી એ હું જાણું છું. પણ કઠોર ભાષાની આવશ્યકતા નથી શું? અવશ્ય હું સત્ય સમો કઠોર થઈશ, ન્યાય સમો અણનમ રહીશ. આ વિષય પરત્વે મધ્યમસર રીતે વિચાર કરવાની, બોલવાની, કે લખવાની મારી જરાય ઇચ્છા નથી. નહિ, એ નહિ જ બને! આગ લાગી હોય એવા ઘરના માલિકને મધ્યમસર રીતે બુમરાણ કરવાનું કહેવાની તમારી મગદૂર હોય તો કહો! જેની પત્ની ઉપર બળાત્કાર થતો હોય તેવા પતિને પત્નીને આસ્તે આસ્તે બચાવવાની સલાહ આપવાની તમારી છાતી હોય તો આપો! આગમાં પડેલા બાળકને રફ્તે રફ્તે બચાવવાનુ કહેવા જેટલું તમારું હૈયું કઠોર હોય તો ભલે કહો! પણ આ ગુલામી રફ્તે રફ્તે નાબૂદ કરવાની મારી આગળ કોઈ વાત ન ઉચ્ચારશો. મને એ નાબૂદ કરવાની ધગશ ચડી છે, હું ફૂંકા ફૂંકીને બોલવાનો નથી. હું કોઈની મુરવ્વત રાખવાનો નથી, હું એક રતિભર પણ પાછો હઠવાનો નથી, મને સાંભળ્યા વિના તમારો છૂટકો નથી."

સ્ટેડ અનેકવાર પ્રજાનો અળખામણો થયેલો. બોઅર લડાઈમાં બ્રિટિશનો પક્ષ અન્યાયી હોઈ, તેની હાર થાય એવી જાહેર પ્રાર્થના કરવાના ઉદ્ગાર એણે કાઢેલા અને બ્રિટિશ લશ્કરના અત્યાચારો પોતાના પત્રમાં નીડરતાથી અને આગ્રહપૂર્વક છાપેલા. અને એકવાર અનિષ્ટની સામે થતો જેલમાં પણ ગયેલો. ડીલેન અને **સી. પી. સ્કૉટ**ની કથા હું જરા વિસ્તારથી કહેવા ઇચ્છું છું.

ઇંગ્લંડના આ બે નામાંકિત તંત્રીઓના જીવનવૃત્તમાંથી દરેક વૃત્તવિવેચક ઘણું શીખવાનું છે. અને તે બેમાંથી પણ **સી. પી. સ્કૉટ**નું જીવનચરિત્ર તો કોઈ કર્મયોગી સાધુનું જીવનચરિત્ર છે, જે વાંચીને પવિત્ર અને ઉન્નત થવાય છે. ડીલેન સ્કૉટની પહેલાંના જમાનાનો હતો. એ એક વિલક્ષણ મૂર્તિ હતી. કહેવાય છે કે એણે ૩૬ વર્ષના પોતાના તંત્રીપદ દરમ્યાન 'ટાઇમ્સ'માં એક લેખ લખ્યો ન હતો—જો કે આ વાત અક્ષરશઃ સાચી નથી—છતાં 'ટાઇમ્સ'ને એણે સરકારનું મુખપત્ર નહિ પણ સરકારનું વ્યવસ્થાપક—organ નહિ પણ organizer બનાવ્યું હતું, અને અબ્રાહમ લિંકન જેવાનુંયે પ્રમાણપત્ર મેળવ્યું હતું કે એ 'ટાઇમ્સ' એ જગતની એક મહાશક્તિ છે, મીસીસીપી ને બાદ કરતાં એના કરતાં મોટી શક્તિ એકે નથી. ડીલેનનું જીવનવૃત્ત અસાધારણ પ્રતિભાનો એક નમૂનો છે. નીડરના એનો મુદ્રાલેખ હતો અને ભલાભૂપની કે મોટા માંધાતા જેવા વડા

પ્રધાનોની પણ મુરવ્વત રાખ્યા વિના એણે પોતાનું તંત્ર ચલાવ્યું. "રાજ્યધુરંધરનું કર્તવ્ય ભલે ચૂપ રહેવાનું હોય. વર્તમાનપત્રનું કર્તવ્ય પરિણામના ભય વિના સત્ય પ્રગટ કરવાનું છે, અન્યાય અને અત્યાચાર ઉઘાડા પાડવાનું છે, અને જગતના ન્યાયાસન આગળ તેને રજૂ કરવાનું છે . . કોઈ સરકાર ગમે તેવાં કાળાંધોળા કરીને સત્તામાં આવી હોય અથવા તેના ગમે તેવાં કૂડાં કૃત્યો હોય તો પણ તેના તરફ બીજી સરકાર બાહ્ય માનથી ભલે વર્તે; પણ વર્તમાનપત્રના ઉપર એવું કશું બંધન નથી, મુત્સદ્દીઓ એકબીજાની સાથે વિવેક ભલે કરતા રહે, વર્તમાનપત્રો એ તો.ધોળાફટક થઈને ફરતા ધુરંધરોના કાળાં કૃત્યો, અને ખૂન કરીને ગાદીએ આવનારાના લોહિયાળા હાથો ખુલ્લા પાડવા જ જોઈએ. વૃત્તવિવેચકનું કર્તવ્ય ઇતિહાસકારની જેમ સત્ય શોધવાનુ અને તે વાચક આગળ રજૂ કરવાનું છે". આ ઉદ્ગાર એક ઐતિહાસિક પ્રસંગે એણે લખ્યા હતા અને એ જ તત્ત્વને વળગી રહીને એણે ૬૬ વર્ષ 'ટાઇમ્સ'નું તંત્ર ચલાવ્યું. સત્ય ખોળી કાઢવાની અને તે પ્રગટ કરવાની રીતો પણ એની અજબ હતી; રોજ દિવસના સમાજમાં અને રાજનેતાઓના મંડળોમાં ફરવુ, અનેકને ખાણાં આપવાં અનેકને ત્યાં ખાણે જવું, ઇતિહાસનો શોખ જાણીને, લોકમતને વલણ આપવાની તૈયારી કરવી; રાત્રે ૧૦ થી તે સવારે ૪–૫ વાગ્યા સુધી અખંડ જાગૃત રહી પત્રની એક એક ખબર જોવી, એક એક લીટી તપાસવી, એક એક લેખ તપાસવા, સુધારવા, ભૂલ કરનારના કાન પકડવા, અને છાપાંની પહેલી નકલ નીકળે નહિ ત્યાં સુધી કાર્યાલયમાંથી જવું નહિ. 'યુરોપમાં વધારેમાં વધારે જાણકાર માણસ'નું બિરુદ એણે મેળવ્યું હતું, અને 'વિક્ટોરિયા રાણીને સુધ્ધાં એના લેખો વાંચવાની ફરજ પડતી. આમ છતા એના પદથી અને પ્રતિષ્ઠાથી મળેલી પોતાની શક્તિ કે સત્તાનો કદી દુરુપયોગ એણે નહોતો કર્યો, કદી કોઈએ મૂકેલા વિશ્વાસનો અઘટિત ઉપયોગ નહોતો કર્યો, કોઈ પક્ષને વશ થયા વિના કે કોઈની મુરવ્વત રાખ્યા વિના, પોતાના પત્રની ઉચ્ચ પ્રતિષ્ઠાને કદી નીચી નથી પાડી, પોતાના પત્રની ભાષા અને વિચારને પણ સદા ઊંચી કક્ષાએ જ એણે રાખ્યાં હતાં.

સ્કૉટ જુદા પ્રકારની વ્યક્તિ હતી. એનું ધીર ગંભીર જીવન કોઈ આચાર્યના પદને શોભાવે એવું હતું, એના હાથ નીચે અનેક કેળવાયા અને પરિણામે લગભગ ૬૦-૭૫ વર્ષ થયાં 'મૅંચેસ્ટર ગાર્ડિયન'ની ઉદારતા, ન્યાયપ્રિયતા અને નીડરતાને માટે અખંડ સાખ ચાલી આવી છે. સમાચારની પવિત્રતા જાળવવા વિષેના એમના ઉદ્ગાર હું આગળ ટાંકી ચૂક્યો છું. અથાગ પરિશ્રમથી ભરેલું પણ ઉગ્ર સત્યનિષ્ઠાથી ભરેલું એનું જીવન હતું. એનો ચરિત્રલેખક હેમંડ કહે છે કે ૭૩ વર્ષની ઉમરે એટલે ૧૯૧૯ માં એણે ૧૧૭ લાંબા લેખો લખ્યા હતા, એ ઉપરાંત નાના લેખો તો જુદા અને ૧૯૨૦ મા ૧૨૩ લેખો લખ્યા હતા. પખવાડિયામાં પોતાના પાચ અગ્રલેખો તો હોય જ અને તે ઉપરાંત બધાનુ લખેલું જોવાનું અને તપાસવાનું હોય પરિશ્રમ કરવાની એની શક્તિ અસીમ હતી. ૮૦ વર્ષની ઉંમરે રાત્રે સારી પેઠે કામ કર્યા પછી, સવારનો બધો સમય, સ્વચ્છ અને સબળ વિચારશક્તિપૂર્વક તે આંકડા અને હકીકતોથી ભરેલી નવી બુકોના અભ્યાસને આપતો. આ ઉપરાન્ત લોકહિતના પ્રશ્નો વિષે મિત્રો સાથે

એનાથી કહેતાં કહેવાઈ તો ગયું, પણ તુરત જ એને પોતાની ભૂલ સમજાઈ અને તેનો જાહેર રીતે પશ્ચાત્તાપ કરતાં એને સંકોચ ન થયો, એ પશ્ચાત્તાપ પ્રગટ કરવાનો એ ધર્મ સમજ્યો. એ વેળાના એના ઉદ્‌ગારો ઇતિહાસમાં પ્રસિદ્ધ છે: "પાર્ક સ્ટ્રીટ ચર્ચમાં ક્રમે ક્રમે ગુલામી નાબૂદ કરવાના લોકપ્રિય પણ દૂષિત સિદ્ધાન્તનો મેં અવિચારે સ્વીકાર કર્યો હતો. આજે આ વિચાર સંપૂર્ણપણે અને મારા કહેવાનો કોઈ અનર્થ ન જ કરી શકે એવી રીતે ખેંચી લેવાની તક લઉં છું, અને ઈશ્વરની, મારા દેશની, અને મારા ભાંડુઓ ગરીબ ગુલામોની જાહેર રીતે માફી માગું છું—કે મેં બીકતાભર્યા, અન્યાયભર્યા અને અક્કલ વિનાના વિચારને મારા મનમા પ્રવેશ આપ્યો અને મેં પ્રગટ કર્યો.. હવે આ જાહેર રીતે માફી માગીને મારા અંતરને ટાઢક વળે છે મારી ભાષાની કઠોરતા ઘણાને નથી ગમતી એ હું જાણું છુ. પણ કઠોર ભાષાની આવશ્યકતા નથી શું? અવશ્ય હું સત્ય સમો કઠોર થઈશ, ન્યાય સમો અણનમ રહીશ. આ વિષય પરત્વે મધ્યમસર રીતે વિચાર કરવાની, બોલવાની, કે લખવાની મારી જરાય ઇચ્છા નથી. નહિ, એ નહિ જ બને! આગ લાગી હોય એવા ઘરના માલિકને મધ્યમસર રીતે બુમરાણ કરવાનું કહેવાની તમારી મગદૂર હોય તો કહો! જેની પત્ની ઉપર બળાત્કાર થતો હોય તેના પતિને પત્નીને આસ્તે આસ્તે બચાવવાની સલાહ આપવાની તમારી છાતી હોય તો આપો! આગમાં પડેલા બાળકને રફતે રફતે બચાવવાનુ કહેવા જેટલું તમારું હૈયુ કઠોર હોય તો ભલે કહો! પણ આ ગુલામી રફતે રફતે નાબૂદ કરવાની મારી આગળ કોઈ વાત ન ઉચ્ચારશો. મને એ નાબૂદ કરવાની ધગશ ચડી છે, હું ફૂંકી ફૂંકીને બોલવાનો નથી. હું કોઈની મુરવ્વત રાખવાનો નથી, હું એક તસુભર પણ પાછો હઠવાનો નથી, અને સાંભળ્યા વિના તમારો છૂટકો નથી."

અમુક વિભાગ જાહેર ખબરો આપનારાઓના આગ્રહને વશ થયા વિના ચલાવી ન શકાય, તે :સાંભળીને તેના મનમાં શું થયેલું તે કહેતાં તે બોલેલો : મને મનમાં થયું કે એને લાત મારીને દાદર ઉપરથી નીચે હડસેલું."

આવો માણસ જ્યારે ૫૭ વર્ષની સેવા કરીને નિવૃત્ત થયો ત્યારે બાદશાહે પણ તેની આ અપ્રતિમ સેવા માટે ધન્યવાદ મોકલેલા. અને વડા પ્રધાને કહેલું કે સ્કૉટે જે સેવા કરી છે તેને પરિણામે જગત વધારે વસવા જેવું બન્યું છે, અને જનરલ સ્મટ્સે કહેલું કે એના જીવન અને કાર્યથી એણે અગણિત લોકોનાં જીવનમાં સજ્જનતા અને સદાચારનાં મૂળ વધારે મજબૂત કર્યાં.

આવા માણસના સ્મરણથી ધન્ય થવાય છે. એણે વૃત્તવિવેચનના વ્યવસાયને ઉજાળ્યો છે, અને ભાવી વૃત્તવિવેચનકારોને માટે એનું જીવનકાર્ય માર્ગદર્શક રહેશે. એના દેશના સંજોગોએ એનું કાર્ય કંઈક સહેલું કર્યું હતું એમ કહી શકાય. આપણે ત્યાં તિલક મહારાજ અને ગાંધીજીને થોડા જ બાદશાહ ધન્યવાદ આપવાના હતા? એમને તો બાદશાહના જેલખાનામાં મહેમાની મળે. પણ વકીલાતનો ધંધો પ્રામાણિકપણે ચલાવવો જેટલો કઠણ છે તેટલો જ વૃત્તવિવેચકનો ધંધો શુદ્ધતાથી, સત્યતાથી અને નીડરતાથી ચલાવવો કઠણ છે. એ વસ્તુ સ્કૉટે સાધી. વૃત્તવિવેચકોને માટે તિલક મહારાજ કે ગાંધીજી કે ગૅરીસન જેવાનો આદર્શ કઠણ અને લગભગ અશક્ય પણ હોય, પણ સ્કૉટનો આદર્શ તો મુકાબલે સહેલો છે.

ક્યાં એ વૃત્તવિવેચન અને ક્યાં આપણું ગુજરાતી વૃત્તવિવેચન! આપણામાં પંદર વર્ષ ઉપર ભીરુતા હતી તે ભીરુતા નથી રહી; આપણને આપણા વિચારો સરખી ભાષામાં મૂકતાં નહોતા આવડતા તે આજે જોમભરી, કાંઈક વધારે પડતા આવેશભરી ભાષામાં મૂકતાં આવડ્યા છે; આપણાં ભાષાંતરોનું કશું ઠેકાણું નહોતું તેને બદલે આજે સીધી સચોટ ભાષામાં સારાં સારાં ભાષાન્તરો મળી રહે છે. પણ આપણા લેખોમાં અભ્યાસની અને અધિકારની ઊણપ છે, મર્યાદાના ભાનનો અભાવ છે, જોડણીની આપણને પડી નથી, ઉતાવળ અને નિરર્થક આવેશ જ્યાં ત્યાં જણાય છે. લેખો ઘણીવાર હેતુ વિનાના હોય છે, કોને ઉદ્દેશીને લખીએ છીએ એવું આપણને ભાન નથી હોતું. દાખલા તરીકે આપણે પરદેશના પ્રશ્નો ઉપર વિવેચન કરીએ છીએ, પણ તે કરતાં કરતાં ભૂલીએ છીએ કે એ વિવેચન આપણા દેશીઓના જ્ઞાનને માટે છે, પરદેશીઓના જ્ઞાનને માટે નથી. એક પત્ર લખે છે: "આરબ પ્રજા માટે ગાંધીજીએ આચરી બતાવેલો એક માત્ર માર્ગ અહિંસા અને સત્યનો બાકી રહે છે. અમે તો એટલે સુધી કહીએ છીએ કે જગત આખાની મુક્તિ ગાધીવાદમા છે, અને વહેલું મોડું જગતે એને સ્વીકારવો જ પડશે. . . . હિંસામાંથી છૂટવાનો અને જગતને છોડાવવાનો એક માત્ર માર્ગ 'અહિંસા'નો છે. આરબ અગ્રેસરોએ એ વિચારવું જોઈએ." આરબ અગ્રેસરો આ શબ્દો ક્યારે વાંચવાના હતા? બીજા એક પત્રમાં આ સાહિત્ય પરિષદના ઝઘડા વિષે આ ઉદ્ગારો છે: "પરિષદના બંધારણની કાંકરી પણ ખસેડવાનું કામ આપણને ભાગીને ભૂકો કરે તેવું છે. એટલે કે એ બંધારણના કિલ્લામાં બેઠેલી

પુષ્કળ પત્રવ્યવહાર તો એમનો ચાલુ રહેતો જ, અને આર્ચર, લોઅસ ડિકિન્સ, ડિલન, લૅરબર્ન જેવા અગ્રગણ્ય વિચારકો અને રાજપુરુષો સાથે સેંકડો પત્રો તેના ચાલુ રહેતા. તેની પ્રખર સત્યનિષ્ઠાનો ભલાભલાના ઉપર પ્રભાવ પડતો અને લૉર્ડ જૉર્જ જેવાને પણ તેણે એક વાર માફી માગવાની સફળ સૂચના આપી હતી. આ સૂચના કરતાં લખેલો એનો પત્ર જોવા જેવો છે: "તમને પોતાને લાગે કે કાંઈક ન કરવા જેવું થયું છે તો તેને માટે સંપૂર્ણ નિખાલસતાપૂર્વક, દિલમાં જરાય ગુંજ રાખ્યા વિના, માફી માગવી એ તમારો ધર્મ છે. તમે ન કરવાનું કર્યું છે એમ તો મને કહી ચૂક્યા છો. કોઈ પણ માણસ પોતાને ઘટતો હોય તેના કરતાં વધારે આરોપ કબૂલ કરી લેવાથી કશું ખોતો નથી, પરિણામે બધી ખટાશ અને રાગદ્વેષ ચાલ્યા જાય છે." અમુક પ્રશ્ન ઉપર એ બેધડક લખશે જ એવી આગાહી રાખીને લાઈડ જૉર્જ જેવા એમને વિનંતિ કરતા કે કૃપા કરીને એ પ્રશ્ન ઉપર મારું સાંભળ્યા વિના કશું ન લખશો. મહાયુદ્ધ પછી લૉર્ડ જૉર્જની સ્કૉટની સાથેની પરમ મિત્રતા પણ લૉર્ડ જૉર્જને કામ ન આવી, અને એના ઉપર સખતમાં સખત પ્રહાર કરનાર સ્કૉટ હતો. બોઅર લડાઈ વખતે ન્યાયના પક્ષમાં રહી લડાઈનો જે કઠોર વિરોધ એણે કર્યો હતો તે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. જ્યારે આખી જનતાના આવેશો અને ઇચ્છાઓ વિરુદ્ધ પક્ષમાં હતાં, ત્યારે ગણ્યાગાંઠ્યામાં એ એક ન્યાયને માટે ઝૂઝેલો, એટલે સુધી કે કદાચ લોકો એને અથવા એની ઑફિસને નુકસાન પહોંચાડશે એવા ભયથી પોલીસના માણસો એને ઘેર અને ઑફિસે પહેરો ભરતા. આટલા નીડર ટીકાકાર અને યોદ્ધા છતાં એને સત્ય એટલું વહાલું હતું કે એક પ્રસંગે મહેજ હકીકતદોષને માટે એણે માફી માગી હતી. શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રી એક વાર સ્કૉટની વાત કરતાં કહેતા હતા કે, 'હિંદુસ્તાન વિષે એકવાર એમના પ્રગતિવિરોધી વિચારો હતા. એકવાર મારી સાથે ખૂબ વાતચીત થયા પછી એમણે વિચારો બદલ્યા એટલે તે વિષે મને ખાસ કાગળ લખીને જણાવ્યું કે પોતાના વિચાર સાવ બદલાઈ ગયા છે.' આયર્લંડમાં જ્યારે બ્લેક ઍન્ડ ટૅન્સે હાહાકાર મચાવ્યો હતો ત્યારે સ્કૉટની કલમના સખત પ્રહારોએ જ બ્રિટિશ સરકારને જાગ્રત કરી અને બ્લૅક ઍન્ડ ટૅન્સનો હત્યાકાંડ બંધ કરાવ્યો. પોતાના પુષ્કળ કામના બોજા છતાં પોતાના કાર્યાલયમાં કામ કરનારા લેખકોને, ઉપતંત્રીઓને, અને બીજા કારકુનોને તેમના વિચારદોષો વિષે અને ભાષાદોષો વિષે હિંમેશાં કુંડીબંધ ચિઠ્ઠીઓ લખતા અને સાવધ કરતા, અને તેમણે ભાષાની જે સુશ્લિષ્ટ ગંભીર, અને આવેશમુક્ત શૈલી દાખલ કરી હતી તે આજે પણ ચાલુ છે. માઈકેલ સૅડલરે યથાર્થ જ કહ્યું હતું કે મૅંચેસ્ટર ગાર્ડિયન એક વિદ્યાપીઠ હતી જેમાં પ્રચલિત વિદ્યાપીઠોમાંથી નીકળતા સ્નાતકોને વૃત્તવિવેચનની કળા શીખવાની નવી તાલીમ મળતી. એની જીવનકથામાં એના ક્રોધ કે રોષનો માત્ર એક જ સ્થાને ઉલ્લેખ છે, અને તે અહીં ટાંકવા જેવો છે: "પત્રમાં દાખલ થવાને માટે આવતી જાહેર ખબરો તે બહુ કાળજીથી તપાસતો કે જેથી કશું અણઘટતું કે ભૂંડું અંદર પેસી ન જાય, અને એ ઘણીવાર કહેતો કે જાહેરખબર ખાતાને અને તંત્રી ખાતાને જેટલી ઓછી લેવાદેવા હોય તેટલું સારું. એક અવિચારી યુવકે એને એક વાર કહેલું વર્તમાનપત્રનો

અમુક વિભાગ જાહેર ખબરો આપનારાઓના આગ્રહને વશ થયા વિના ચલાવી ન શકાય, તે સાંભળીને તેના મનમાં શું થયેલું તે કહેતાં તે બોલેલો : મને મનમાં થયું કે એને લાત મારીને દાદર ઉપરથી નીચે હડસેલું."

આવો માણસ જ્યારે ૫૭ વર્ષની સેવા કરીને નિવૃત્ત થયો ત્યારે બાદશાહે પણ તેની આ અપ્રતિમ સેવા માટે ધન્યવાદ મોકલેલા અને વડા પ્રધાને કહેલું કે સ્કૉટે જે સેવા કરી છે તેને પરિણામે જગત વધારે વસવા જેવું બન્યું છે, અને જનરલ સ્મટ્સે કહેલું કે એના જીવન અને કાર્યથી એણે અગણિત લોકોના જીવનમાં સજ્જનતા અને સદાચારનાં મૂળ વધારે મજબૂત કર્યાં.

આવા માણસના સ્મરણથી ધન્ય થવાય છે એણે વૃત્તવિવેચનના વ્યવસાયને ઉજાળ્યો છે, અને ભાવી વૃત્તવિવેચનકારોને માટે એનું જીવનકાર્ય માર્ગદર્શક રહેશે. એના દેશના સંજોગોએ એનુ કાર્ય કંઈક સહેલું કર્યું હતુ એમ કહી શકાય. આપણે ત્યાં તિલક મહારાજ અને ગાંધીજીને થોડા જ બાદશાહ ધન્યવાદ આપવાના હતા? એમને તો બાદશાહના જેલખાનામાં મહેમાની મળે. પણ વકીલાતનો ધંધો પ્રામાણિકપણે ચલાવવો જેટલો કઠણ છે તેટલો જ વૃત્તવિવેચકનો ધંધો શુદ્ધતાથી, સત્યતાથી અને નીડરતાથી ચલાવવો કઠણ છે. એ વસ્તુ સ્કૉટે સાધી. વૃત્તવિવેચકોને માટે તિલક મહારાજ કે ગાંધીજી કે ગૅરીસન જેવાનો આદર્શ કઠણ અને લગભગ અશક્ય પણ હોય, પણ સ્કૉટનો આદર્શ તો મુકાબલે સહેલો છે.

ક્યાં એ વૃત્તવિવેચન અને ક્યાં આપણું ગુજરાતી વૃત્તવિવેચન? આપણામાં પંદર વર્ષ ઉપર બીરુતા હતી તે બીરુતા નથી રહી, આપણને આપણા વિચારો સરખી ભાષામાં મૂકતાં નહોતા આવડતા તે આજે જોમભરી, કાંઈક વધારે પડતા આવેશભરી ભાષામાં મૂકતાં આવડ્યા છે, આપણાં ભાષાંતરોનું કશું ઠેકાણું નહોતું તેને બદલે આજે સીધી સચોટ ભાષામાં સારાં સારાં ભાષાન્તરો મળી રહે છે. પણ આપણા લેખોમાં અભ્યાસની અને અધિકારની ઊણપ છે, મર્યાદાના ભાનનો અભાવ છે, જોડણીની આપણને પડી નથી, ઉતાવળ અને નિરર્થક આવેશ જ્યાં ત્યાં જણાય છે. લેખો ઘણીવાર હેતુ વિનાના હોય છે, કોને ઉદ્દેશીને લખીએ છીએ એનું આપણને ભાન નથી હોતું. દાખલા તરીકે આપણે પરદેશના પ્રશ્નો ઉપર વિવેચન કરીએ છીએ, પણ તે કરતાં કરતાં ભૂલીએ છીએ કે એ વિવેચન આપણા દેશીઓના જ્ઞાનને માટે છે, પરદેશીઓના જ્ઞાનને માટે નથી. એક પત્ર લખે છે: "આરબ પ્રજા માટે ગાંધીજીએ આચરી બતાવેલો એક માત્ર માર્ગ અહિંસા અને સત્યનો બાકી રહે છે. અમે તો એટલે સુધી કહીએ છીએ કે જગત આખાની મુક્તિ ગાંધીવાદમાં છે, અને વહેલું મોડું જગતે એને સ્વીકારવો જ પડશે. . . . હિંસામાંથી છૂટવાનો અને જગતને છોડાવવાનો એક માત્ર માર્ગ 'અહિંસા'નો છે. આરબ અગ્રેસરોએ એ વિચારવું જોઈએ." આરબ અગ્રેસરો આ શબ્દો ક્યારે વાંચવાના હતા? બીજા એક પત્રમાં આ સાહિત્ય પરિષદના ઝઘડા વિષે આ ઉદ્‌ગારો છે: "પરિષદના બંધારણની કાંકરી પણ ખમેડવાનું કામ આપણને ભાગીને ભૂકા કરે તેવું છે. એટલે કે એ બંધારણના કિલ્લામાં બેઠેલી

વ્યક્તિઓ અવિજેય છે ને એ વ્યક્તિઓ પણ પછી તો આમ જ માનતી થઈ જાય એ મનોવિજ્ઞાનની સીધી વસ્તુ છે કે બચ્ચાઓ, તમે અમને આદેશો દેનારા કોણ? આવી જાઓ તાકાત હોય તો ઊખેડી નાખો અમને પડકાણો બોલાવીને અમને ફગાવી નાખી શકો છો, બધારણપૂર્વક તો અમને ફગાવવાની વાત કરવામા તમે ખાડ ખાઓ છો વગેરે " શી આ ભાષા, અને શો એનો આડંબર! આ બંને ઉતારાઓમા જોડણી તો મેં સુધારીને છાપી છે કહે છે કે જોડણીની ગુજરાતી ટાઈપમા બહુ મુશ્કેલી છે. શુ એ જ મુશ્કેલી મરાઠી અને હિંદીમા નથી કે? આપણે જ શા માટુ 'તમારે હિંદી ખેડૂત અને મજૂરના હૃદયમાં ઊતરવુ પડશે' અને 'સમાજવાદ તો પદ્ધતિ પ્રત્યે જ ધરૂણા જગવે છે' એમ લખવુ પડે? મરાઠી અને હિંદી છાપાઓને 'હૃદય' અને 'ઘૃણા' છાપવાની મુશ્કેલી નહિ આવતી હોય? મારી પાસે બે ત્રણ મરાઠી અને હિંદી વર્તમાનપત્રો પડયા છે, તેના અગ્રલેખો એકધારા ચાલે છે, તેની ભાષા ઉત્કૃષ્ટ છે, જોડણીના દોષોનુ નામ નહિ ઉતારા આપવાનુ મન થાય છે, પણ તમારા ઉપર હવે બહુ અત્યાચાર ન કરુ

આમ છતા હુ કહી ચૂક્યો તેમ પચીસ વર્ષમા આપણે ઠીક ઠીક પ્રગતિ કરી છે, વર્તમાનપત્રની સાથે સબધ રાખનાર વ્યક્તિ પ્રથમના કરતા પોતાની જવાબદારી વધારે સમજે છે, અનેક વાચકને માહિતી અને જ્ઞાન આપવાને માટે વધારે મારો પ્રયાસ કરે છે, વધારે તૈયારી પણ રાખે છે

પણ હજી બહુ લાબી મજલ કાપવાની બાકી છે આપણે ત્યા રસેલ, પ્રાઈસ, બ્લોવિટ્ઝ જેવા ખબરપત્રીઓ નથી, સ્પેન્ડર, ગાર્ડિનર, ગાર્વિન, બ્રેઈલ્સફર્ડ, લાસ્કી જેવા નિત્યના વિષયો અને પ્રશ્ન ઉપર પ્રકાશ પાડનારા અભ્યાસ અને મનન ભરેલા લેખો લખનારા ઘણા લેખકો નથી, સ્ટેડ અને શીન જેવા સાહસી મુલાકાત લેનારાઓ નથી

## એક ગંભીર અને પવિત્ર વ્યવસાય.

આને માટે આપણા સુશિક્ષિતોએ વૃત્તવિવેચનને એક ગભીર અને પવિત્ર વ્યવસાય બનાવવો જોઈશે આજે તો 'જબ તોપ મુકાબિલ હૈ તબ અખબાર નિકાલો', અથવા તો હવે 'જબ ભૂખ મુકાબિલ હૈ તબ અખબાર નિકાલો'નો જમાનો આવી પહોંચ્યો છે, એટલે વર્તમાનપત્રો અને માસિકો જ્યા ત્યા નીકળ્યે જાય છે, અને થોડા દિવસમા લુપ્ત થતા જાય છે પણ જો આપણા ગણ્યાગાંઠયા પણ સમર્થ લેખકો આ વ્યવસાયને એક પવિત્ર વ્યવસાય કરી મૂકે તો આપણા વર્તમાનપત્રોને તેમની યોગ્ય પ્રતિષ્ઠા મળે જે એ વ્યવસાયમા પડેલા છે તેમણે ધધો, કમાવાનો ધધો કરી મૂકેલો છે, જેમનામા શક્તિ છે અને પ્રતિભા છે તેમનો મુખ્ય વ્યવસાય બીજો છે શ્રી રામનારાયણ પાઠક જેવા પોતાના સ્વૈરવિહારનો એક એક કટકો કોઈ ખાસ દૈનિક કે સાપ્તાહિકમાં આપતા થાય, ગગનવિહારી મહેતા જેવા પોતાની અવલોકનાણીનો લાભ નિત્ય નિયમિત રીતે આપતા જાય — જેમ રોબર્ટ લિન્ડ ("વાઈ. વાઈ.") ન્યૂસ્ટેટ્સમેન

અને નેશનને આપે છે—, જો કાકાસાહેબ અને કિશોરલાલભાઈ જેવા સમર્થ વિચારકોનો થોડો સમય વૃત્તવિવેચનને પણ મળતો જાય, જો ગુજરાત વિદ્યાપીઠમાંથી પાકેલા ઉમાશંકર જોષી, સોમાભાઈ ભાવસાર, શ્રીધરાણી જેવા નિત્ય પ્રગતિવંત કવિઓ અને બીજા પોતાની કવિત્વશક્તિનો ગામડાંની સેવાર્થે ઉપયોગ કરી આપણાં દૈનિકોને અને સાપ્તાહિકોને તેનો લાભ આપતા જાય, અને ગામડામાં કામ કરી રહેલાઓની પાસે આપણે લેખો મેળવતા જઈએ તો આપણાં વર્તમાનપત્રો વધારે વૈવિધ્ય અને સમૃદ્ધિ મેળવશે, અને ચિરંજીવી નહિ તો ક્ષણજીવી પણ સુવાચ્ય સાહિત્ય આપણે ગુજરાતી જગતને આપી શકશું. પોતાની પ્રવૃત્તિમાંથી નિવૃત્ત થયેલા આપણા સમર્થ વિદ્વાનો આનંદશંકરભાઈ જેવા અને બળવંતરાય જેવા, ઊગતા લેખકોને પોતાની આસપાસ એકઠા કરી તાલીમ આપે તો સ્થિતિમાં ઘણો સુધારો થાય. આ બધું કરવાને માટે સાહિત્ય પરિષદ શું અને કેટલું કરી શકે છે તેની મને કલ્પના નથી. એ વિચારવાનું કામ આપણા સૌનું છે. જાહેરખબરોની, અને બીજી અનેક પ્રકારની ગંદકી દૂર કરવાનું કામ વિકટ છે, કારણ કે એમાંનાં ઘણાં દૂષણોમાં ઘણાખરા ફસેલા છે. ‘દરિયામેં લગી આગ બુઝા કો ન સકેંગે?’ની વાત થઈ પડી છે. સાહિત્ય પરિષદમાં એ આગ બુઝાવવાની શક્તિ છે ખરી?

# ઈડર સંસ્થાનના
# પુરાતન સમયના અવશેષો અને તેનું મહત્ત્વ

વ્યાખ્યાતા :

પંઢરીનાથ આત્મારામ ઈનામદાર

વિદ્યાધિકારી-ઇડર સ્ટેટ



પ્રકાશક :

ગુજરાતી સાહિત્ય સંમેલન–અધિવેશન–૧૨ મું : અમદાવાદ

૧૯૩૬

# ઈડર સંસ્થાનના પુરાતન સમયના અવશેષો અને તેનું મહત્વ

પ્રમુખ સાહેબ, બ્હેનો અને ભાઈઓ,

**૧૨ મા ગુજરાતી સાહિત્ય સંમેલન** ઈડર સંસ્થાનના પુરાતન સમયના અવશેષો સબંધી માહિતી આપની સમક્ષ રજુ કરવાની મને જે તક આપી છે તે બદલ હું સમ્મેલનનો અત્યત આભારી છુ

મ્હારી માતૃભાષા ગુજરાતી નથી તથાપિ આપ સરખાઓના સાહચર્યવડે મ્હારી ગુજરાતી ભાષામા થોડી ઘણી પ્રગતિ થઈ છે તેના આધારે અને સભાજનો સમક્ષ તેમની પોતાની માતૃભાષા દ્વારા વિચારો રજુ કરવા તે વધારે સુયોગ્ય હોઈ મારા વિચારો આપ સર્વની સમક્ષ ગુજરાતી ભાષામા મૂકવાની હું હિંમત કરુ છુ ભાષામા જો કાઈ ભૂલ થાય તો ઉદાર ચિત્તથી ક્ષમા આપશો એવી આશા સાથે હુ મારા વિષયપર હવે આવુ છુ

કોઈ પણ દેશનુ મહત્વ તથા સંસ્કૃતિનો દરજ્જો તેના સમાજની પ્રગતિ તત્ત્વવિચારો, શિક્ષણપ્રણાલી, અને એ સર્વનુ લો જીવનમા પ્રત્યક્ષ થતુ આચરણ વગેર ઉપર અવલબે છે માટે આપણી પ્રાચીન સસ્કૃતિનો નવીન દૃષ્ટિથી અભ્યાસ કરી તેના ઉન્નત તત્ત્વોના સસ્કારો ઝીલવા, આપણા સાધુસતો દેશભક્તો સ્વાર્થત્યાગી સમાજસેવકો રાષ્ટ્રપ્રેમી વીરો તેમના આચરણોના રહસ્ય સમજાવવા, આપણી કળાકૃતિઓ વાઙ્મય ચિત્ર, શિલ્પ, સગીત તથા નાટ્ય તથા લલિતકળાઓ વિષે યોગ્ય દૃષ્ટિથી અવલોકન કરવુ અને તેમના અતરહેતુઓ તથા ભાવોને ઓળખી તેમનો આનદાનુભવ શીખવવો, આપણી પ્રાચીન તથા પુરાતન જગ્યાઓ, યાત્રાસ્થળો, સૃષ્ટિસૌંદર્યના સ્થળોનુ અવલોકન કરવુ તે વિષે માહિતી મેળવવી તેનું મહત્વ સમજવુ તેને વિષે યોગ્ય અભિમાન ધરાવવુ વગેરે તથા પેઢી દર પેઢી તેનો વારસો જાળવી રાખવો એ અતિશય અગત્યની વસ્તુ છે, અને સાહિત્યકારોનુ એ ખાસ કર્તવ્ય છે

આ બાબતમા આપ સહુ પ્રયત્નો કરો છો તે જાણીને મને ખાસ આનદ થાય છે ઉપરોક્ત બાબતોમાથી કોઈ બાબતો વિષે છેલ્લા દોઢસો વરસોથી અને કોઈ બાબતોમા તો છેલ્લા પચાસ સાઠ વરસોથી આપણે કેવળ ઉપેક્ષા સેવી રહ્યા છીએ તે કારણથી બીજા દેશોની અપેક્ષાએ આપણી પાસે સસ્કૃતિના વધારે મોટા ભડારો હોવા છતા અને આપણા મહર્ષિ વ્યાસ, બુદ્ધ શકરાચાર્ય આદિ જ્ઞાનાચાર્યો તથા જ્ઞાનેશ્વર, તુકારામ નરસિંહ મીરા જેવા ભક્તોની વાણીમાથી અવિરત પ્રેરણા મેળવતા છતા આપણા યુદ્ધ વીરો બીજા દેશોની અપેક્ષાએ શૌર્ય અને સ્વાર્પણમા અપ્રતિમ હોવા છતા, આપણી સસ્કૃતિ અને તત્ત્વજ્ઞાન અત્યત ઉચ્ચ કોટિએ પહોચેલ હોવા છતા નીતિ અને શાસ્ત્રોનો પરિણત વિકાસ થયેલ હોવા છતા, વાઙ્મય ચિત્ર શિલ્પ સગીત તથા નાટ્ય અને લલિતકળાઓના અદ્વિતીય વિકાસ હોવા છતા સૃષ્ટિસૌંદર્યની દૃષ્ટિથી આપણા દેશમા અત્યત રમ્યપ્રદેશ, સરોવરો, નદીઓ,

સમુદ્રધારો, પર્વતો, જળધોધો, વગેરે નૈસર્ગિક દશ્યો તથા અજન્ટા, વેરૂળ વગેરે કળાના ધામો, મોટા મોટા પ્રેક્ષણીય ભવ્ય મંદિરો તાજમહાલ જુમામસીદ, ગોળઘુમટ જેવી જગપ્રસિદ્ધ ઈમારતો વગેરે મનુષ્ય નિર્મીત કૃતિઓ હોવા છતા, તેનો લાભ સામાન્ય જનસમાજને મળી શકતો નથી, તેનુ મહત્વ પરખવાની તક મળતી નથી, ઉછરતા વર્ગને તેના સસ્કારો ઝીલવાનો અવકાશ રહેતો નથી તેના ઉદાત્તભાવોને સમજી આચારમા ઉતારવાનુ બની શકતુ નથી તેનુ મુલ્યાકન કરવા જેટલી દૃષ્ટિ પણ ખીલી શકતી નથી તે દેશનું કેવુ દુર્દૈવ છે

એક રાષ્ટ્રભાવના સમષ્ટિ જીવનને અનુલક્ષીને વ્યક્તિજીવનનો વિકાસ, દેશહિતને ખાતર ઉત્કૃષ્ટ સ્વાર્થત્યાગની તૈયારી ઈત્યાદિ ધર્મો આપણે સૈકાઓથી વિસરી ગયા છીએ અને ત્યારથી જ આપણા અધ પતનની શરૂઆત થઈ છે એમ મને લાગે છે આપણી સસ્થાઓ—રાજકીય, સામાજિક, ધાર્મિક કેળવણીવિષયક—હમેશા વ્યક્તિપ્રધાન હતી અને અદ્યાપિ પણ છે અને તેથી વ્યક્તિના મહત્વ આગળ રાષ્ટ્રનુ મહત્વ અને રાષ્ટ્રનુ સરક્ષણ સુદ્ધા આપણે ન્યુન ગણેલ છે, અને હજીપણ આપણે એજ રીતે વર્તી રહેલા છીએ તેના પરિણામો આપણે ભોગવ્યા છે, હજુ ભોગવીએ છીએ અને ભવિષ્યમા ભોગવવાના છે કારણ કે ઉપરોક્ત વૃત્તિમા આપણે વિશેષ ફેરફાર અથવા સુધારો હજુ સુધી જોતા નથી પાશ્ચાત્ય વિચાર પ્રવાહોની સાથે આપણો સબધ થયા પછી આપણામા પણ આવી વૃત્તિઓનો ઉદય થવા લાગ્યો છે, છતા એને આચારમા મુકવા જેટલી પ્રગતિ આપણે સાધી શક્યા નથી જાપાનના દૃષ્ટાત ઉપરથી જણાય છે કે આપણે પ્રગતિ સાધી શક્યા નથી તેનુ કારણ આપણી પરાધીનતા છે લશ્કર નૌકાબળ વિમાનો વીજળી સદેશાઓ, રેડીઓ, યત્રો અને વિજ્ઞાનોના વિકાસમા જાપાને જે કરી બતાવ્યુ તેમાનુ આપણે પણ આપણી સસ્કૃતિ અને ગત સમયના ઈતિહાસના પીઠબળોના આધારે અ પારો પણ શુ ન કરી શકીએ ? પણ અત્યારે તો આપણે પાશ્ચાત્યોનુ આધળુ અનુકરણ કરીએ છીએ અને તેમા સતોષ માનીએ છીએ કવિવર રવીન્દ્રનાથ ટાગોર જેવા આપણા મહાપુરુષો, સર જગદીશચદ્ર બોઝ અને સી વી રામન જેવા વિજ્ઞાન વીરો અને સર રાધાકૃષ્ણ જેવા તત્ત્વવેત્તાઓનુ મૂલ્યાકન આપણે પશ્ચિમના દેશોમા તેમની કદર થયા પછી જ કરી શકીએ છીએ પાશ્ચાત્યોએ જ્યા આપણા વીરોને લુટારૂઓ ગણાવ્યા ત્યા આપણે પણ તેમ જ ગણવા મડી પડ્યા, તેમણે આપણી સસ્કૃતિને અધમ ગણાવી તો આપણે પણ તેમને પગલે ચાલ્યા, આથી આપણે વિચારબળમા સ્વાશ્રયી મટી અનુકરણશીલ થઈ ગયા છીએ અને આત્મવિશ્વાસ ગુમાવી

પ્રકારના શુરવીર કૃત્યો કરવાને માટે શક્તિમાન છે. આવા પુરૂષાર્થ વડે આપણે આપણો પરંપરીત પ્રવાહ ચાલુ રાખી શકીએ અને ગુમાવેલા આત્મવિશ્વાસને પાછો મેળવી શકીએ. આપણા ઈતિહાસ ઉપરથી આપણે ભૂતકાળની ભૂલોને સમજતાં શીખીએ અને માત્ર અનુકરણીય વસ્તુઓને જ આચરીએ. આપણી સસ્કૃતિના ઉપર કેવી રીતે વિદેશી સંસ્કૃતિના હુમલા થયા અને આપણી સસ્કૃતિએ વિદેશી સંસ્કૃતિને કેવી રીતે પોતામાં સમાવી લીધી તેને મુકાબલે આજે કેવી રીતે વિદેશી સસ્કૃતિ, આપણી સસ્કૃતિના જ્ઞાન અને શિક્ષણના અભાવને કારણે, આપણો પરાજય કરી રહી છે અને જો આપણે વખતસર ઐતિહાસિક ગૌરવને ઓળખી તેનો અભ્યાસ ન આદરીએ તો આ સ્થિતિમાંથી આપણો ઉદ્ધાર નથી તે આપણે સમજવું જોઈએ.

આવા ઐતિહાસિક અવશેષો ઉપરથી આપણે પુરાતન સમયના સમાજની સ્થિતિ, ગામ અને તેનું ગોધન રક્ષવા માટે લોકો કેવી રીતે પોતાનો પ્રાણ આપવા તત્પર થઈ જતા તે, રાજાઓના પુણ્યકાર્યો, જન સમાજમાં દ્રવ્યની યોગ્ય વહેંચણી હોવાના કારણે લોકોના બધા વર્ગો કેવા સુખી અને સંતોષી હતા અને પોત પોતાની ફરજો ઉત્સાહથી બજાવતા વગેરે સમજી શકીએ. નદીની ખીણોના માર્ગોએ વેપારવણજ કેવી રીતે ચાલતો, આવી ખીણોમાં આવજાવની સુગમતાને કારણે અને જમીનની ફળદ્રુપતાના કારણે, કેવી રીતે પ્રથમ જનસમાજનો વસવાટ થયો, વળી લોકોની સામાજીક સ્થિતિ, ઉદ્યોગો, તેમના ઉત્સવો, રમતગમનો, વાહનો, વસ્ત્રપરિધાન, આભુષણો, કેશગુંફનની રીતિઓ, શસ્ત્રાસ્ત્રો, વાદ્યો, નૃત્યપદ્ધતિઓ, સ્થાપત્યકળા અને બીજી લલિતકળાઓમાં દક્ષતા વગેરે સમજી અને જાણી શકીએ છીએ. ઉદાહરણ તરીકે સ્થાપત્યમાં મંદિધાન કળા, સ્નાયુઓ અને શરીર રચના, વિવિધ ભાવોનું આલેખન, સુકોમળતા અને ખાસ કરીને સ્ત્રી મૂર્તિઓના ઘડતરમાં સર્વાંગ સુંદરતા, વસ્ત્ર પરિધાનની છટા, આભૂષણો, કચ્છબંધન વગેરે ઉત્તમ રીતે બતાવેલા હોય છે. એજ રીતે પુરુષ શરીરમાં અંગોની સ્થિરતા અને શક્તિ, જીવનપ્રવાહનું જોમ અને તેજસ્વી ઉદાત્તવદનભાવ સુંદર રીતે આલેખેલ હોય છે. ઈડરમાં મળેલા અવશેષોમાં ઉપરોક્ત વિશેષતાઓનું સુદર રીતે આલેખન છે એથી તે અગત્યના છે.

વગેરેનો વિકાસ થઈને રક્ષણાર્થે ડુંગરી કિલ્લાઓ બાંધવામાં આવેલા અને ગામો અ
નગરોને આબાદી સાથે સંસ્કૃતિનો વિકાસ આ પ્રદેશમાં થયેલો હતો.

છેક પૌરાણિક કાળથી તે સત્તરમી સદી સુધી આ બાજુનો રાજ્ય પ્રદેશ ઓછે
વત્તે અંશે સમૃદ્ધ હતો. હજી સુધી જે અવશેષો હાથ લાગ્યા છે તે છઠ્ઠી થી સત્તરમી સ
સુધીના છે પણ મને લાગે છે કે જો કેટલેક સ્થળે ખોદકામ કરવામાં આવે તો વધારે જૂ
સમયના અવશેષો હાથ લાગવાનો સંભવ છે.

નિસર્ગનિર્મિત અથવા મનુષ્ય નિર્મિત સૌંદર્યની ખાસ ખુબી એ હોય છે કે તમે જે
એનું વધુ નિરક્ષણ કરો તેમ તેમાં વધારે અને વધારે મગ્ન થતા જાઓ. સુંદર ખીણે
હિમાચ્છાદિત શિખરો, ગેરસપ્પાના જેવા જળધોધો, સુંદર નદીતટો, તાજમહાલ જેવી કળ
કૃતિઓ, આપણને આશ્ચર્ય ચકિત કરી નાખી શરીરભાન ભૂલાવી દે છે. એ સ્થાપત્યકળાન
સુંદર સ્મારકો છે.

આમાંના કેટલાંક પડદાપર હાલ બતાવવામાં આવશે. પાંચ છ કેવળ અપ્રતિમ મૂર્તિઓ
છે. આમાંની એક વીરભદ્ર, શિવ, ભીલડીના વેશમાં પાર્વતીજી, પાર્વતી અને બાળગણેશ, શિ
અને પાર્વતીએ તેડેલ બાળગણેશ, તથા માતૃકાઓની મૂર્તિઓ છે. માત્ર એકાદ અં
અથવા ઉપાંગ ઉપરથી પણ આ મૂર્તિઓ સ્ત્રીની કે પુરુષની છે તે તમે સત્વર કહી શકે

અનંગસહા તરીકે ઓળખાતી એક બીજી મૂર્તિ પણ છે. પણ એ ખાસ કોની મૂ
છે તે માલમ પડતું નથી. હિંદી સરકારનું પુરાતત્ત્વ સંશોધન ખાતું પણ એ શું છે
અમને કહી શકેલ નથી. તેને ચાર મસ્તક તથા આઠ ભુજાઓ છે જે ખંડીત થયેલી
તે એવી સ્થિતિમાં છે કે જાણે ખભા ઉપર મોટા બોજો લઈને ઉભા થવાની તૈયારી ક
રહેલ હોય એમ જણાય છે. તેની ભુજાઓ ઉપર, મસ્તક ઉપર અને એક ઉપર બી
એવી ચોવીસ આકૃતિઓ છે. તેમાં તુંબર, નૃસિંહ, ગદા સાથે વરાહ વગેરે આકૃતિઓ
મૂર્તિઓ માટે આ એક કોયડા જેવી આકૃતિ છે.

બીજાં કેટલાંક સુંદર મંદિરોના અવશેષો છે. મેશ્વો, હાથમતી, અને હરણાવ નદી
ખીણમાં જૂનાં અવશેષો છે. સામળાજી, રોડા, અને ખેડબ્રહ્માના અવશેષો ખાસ આક
છે. આ કેંદ્રોમાંથી અમે કેટલીક મૂર્તિઓ સંગ્રહી છે અને જે પુરાતત્ત્વ સંગ્રહાલયમાં લઈ જ
શકાય તેવી મૂર્તિઓ નથી તેનો ફોટોગ્રાફ લઈ લઈએ છીએ એટલે આ ત્રણ સ્થળોનું
વર્ણન અસ્થાને નહીં ગણાય.

સામળાજીનાં મંદિરો મેશ્વો નદીના બંન્ને કિનારા ઉપર આવેલાં છે. ત્રણ બાજુએ
ડુંગરથી ઘેરાએલાં છે. સાત અથવા આઠ જૂનાં મંદિરો ત્યાં છે જેમાંથી હાલનું સામળાજી
મંદિર એ સૌથી પાછળનું અને બારમી સદીનું છે. ખંડીત થયેલું જૂનું સામળાજીનું મં
અને રઘુનાથજીનું મંદિર એ ઈંટોથી ચણાએલાં છે. સૂર્યમંદિર અને રણછોડજીનું મંદિર
પત્થરનાં છે અને હરિશ્ચંદ્રનું મંદિર જે સૌથી જૂનું અને કદાચ છઠ્ઠી અથવા સાતમી સદ
હોવાનો સંભવ છે તે પણ પત્થરની બનાવટનું છે. ખાસ અગત્યની વસ્તુ એ છે કે
આખું સ્થાન જૂની ઈંટોથી ભરપૂર છે. આ ઈંટો મોટા કદની, આંગળીઓની છાપવાળ
અને જમીનના તળીઆથી નીચે વીસફુટ સુધી ઉંડાણમાં હાથ લાગે છે. લોકોના ઘર બાંધ
હોય છે ત્યારે ઉંડા ખાડાઓ ગોડીને તેમાંથી ઈંટો લઈ જાય છે. અમુક સ્થળે ખોદક

કરાવતાં કુવાઓ અને ઘરના ભાગો મળી આવે છે. ખાકચોકની પાસે આવું એક ઘર હાથ લાગ્યું હતું પણ દુર્ભાગ્યે એ બાબતમાં શોધખોળ થઈ શકે એ પહેલાં તો લોકોએ તેના દેખાવમાં ફેરફાર કરી નાખ્યો હતો. એટલે અહીં કોઈ જૂની સંસ્કૃતિ હાથ લાગવાનો પૂરતો સભવ છે. છટ્ઠી અથવા સાતમી સદીની મૂર્તિઓ હાથ લાગી છે. સામળાજીના મંદિરની મૂર્તિઓ અને તેનું કોતરકામ ઉંચી કોટિનાં છે. એ નાના કદનુ મંદિર હોવા છતાં લગભગ વેલુર અને હળેબીડના મંદિરના સરખુ જ છે. સભવ છે કે અહિં ઇસવીસન પૂર્વેથી શરુ કરીને ચૌદમી સદી સુધીના અવશેષો મળી આવે. આ જગ્યાએ એક સુંદર તળાવ છે અને અહિં ધર્મશાળાઓમાં યાત્રાળુઓને માટે દરેક પ્રકારની સગવડ મળી શકે છે.

બીજું અગત્યનું કેન્દ્ર તે રોડા છે અને હિંમતનગરથી દસ માઇલ દૂર છે ત્યા ચાર મંદિરો સારી સ્થિતિમાં અને સાત આઠ મંદિરો લગભગ ભગ્ન દશામા છે. એક ૮૦ ફુટ લાંબો, ૬૦ ફુટ પહોળો અને ૨૦ ફુટ ઉડો મોટો કુંડ છે આ કુડની એક બાજુ તુટેલી છે. ભગ્ન મંદિરોના અવશેષો અહિંથી મોટા પ્રમાણમા મળી આવે છે અને આ અવશેષો ચાર માઇલ સુધી વેરાએલાં છે અહિં શિલાલેખ હજુ સુધી મળી આવેલ નથી, પણ લગભગ ચોક્કસ કહી શકાય કે ૬ઠ્ઠી અથવા ૭ મી સદીથી ૧૩ મી સદી સુધી અહિં એક આબાદ નગર હશે જે પાછળથી ૧૩ મી ૧૪ મી સદી પછીથી વિલુપ્ત થયેલ.

અહિં એક સૂર્યમંદિર, બે ત્રણ શિવમંદિરો, એક વિષ્ણુમંદિર અને એક શક્તિનું મંદિર છે. જોધપુરનું ઓસીયાનું સૂર્યમંદિર જે નવમી સદીનું મનાય છે તેની સાથે આ મંદિરોનું ખૂબ સામ્ય છે. પચાયતન વર્ગના એક મંદિરના ભગ્નાવશેષો અહિં છે. પ્રત્યેક મંદિર ઉપરનું કોતરકામ ખૂબ આકર્ષક છે. અને સૂર્યમંદિરમાં ૧૮ નૃત્ય કરતી મદનિકાઓની મૂર્તિઓ, ચાર સ્થભો અને બે મંદિરના દ્વારની સામેના સ્થભો ઉપર છે. આ મૂર્તિઓ ઉપર એક જાતનું માટીનું પ્લાસ્ટર લગાડેલું હોવાથી તે સારી રીતે સચવાઈ રહેલ છે, જ્યારે આ પ્લાસ્ટર ઉખેડી લેવામાં આવે છે ત્યારે સુઘટિત મૂર્તિઓ જોવામાં આવે છે. આ સ્થળે મંદિરોનું રક્ષણ કરવાનું કામ શરૂ કરવામા આવ્યું છે.

ત્રીજું કેન્દ્ર ખેડબ્રહ્મા છે. અહીં પણ ખૂબ પ્રાચીન સમયથી ૧૨મી અને ૧૩મી સદી સુધીના અવશેષો મળી આવવાનો સંભવ છે ૬ઠ્ઠી અથવા સાતમી સદીની કેટલીક મૂર્તિઓ, તે સમયની ઇંટો, અને બીજી ૮મી અથવા ૯મી સદીની મૂર્તિઓ મળી આવેલ છે પખેશ્વર મહાદેવના પૃષ્ઠ ભાગમાંની શિવતાડવની મનોહર મૂર્તિ અને બાજુના ખેતરમાંનુ એકમુખી શિવલિંગ ઘણા ભાગે સાતમી સદીનાં છે. આ સ્થળથી ૧૫ થી ૨૦ માઇલની ત્રિજ્યામા હરણાવ ઉપરનું પંચાયતન મંદિર, પોળો સંસ્થાનના અભાપુરના સારણેશ્વર મંદિર, અને લાખેણાં દહેરાં, તથા બીજાં અવશેષો ઇડર સંસ્થાનની હદમાં પણ મળી આવે છે.

વડાલી, ઇડર, વડીઆવાર, ભાણપુર, કશનગઢ, ભીલોડા, ભવનાથ વિગેરે જગ્યાઓમાં પણ પુરાતન મંદિરો તથા અવશેષો છે. ભવનાથમાં એક સૂર્યમંદિર છે જેમાં ૧૨મી સદીનો એક શિલાલેખ છે. ત્યાં ચ્યવનઋષિનો આશ્રમ અને ભૃગુકુડની માટી પતના રોગીઓ માટે ખાસ ગુણકારક છે.

આ અવશેષો સબધી ચોક્કસ નિર્ણય ઉપર આવતાં પહેલાં ખૂબ સંશોધનની જરૂર છે.

સાબરમતીની ખીણમાં પણ આવા કેટલાક અવશેષો છે પણ તે આ બાજુથી થયેલા ઘડાયક આક્રમણો દરમ્યાન વિલોપ પામ્યા હોય.

અત્યારે સૌથી વધારે મૂર્તિઓ અને કોતરકામના નમૂનાઓ હિંમતનગરના પુરાતત્ત્વ સંગ્રહાલયમાં છે અને વિશેષ સંગ્રહવામાં આવે છે.

આ ઉપરાંત લગભગ દરેક સારી વસ્તીવાળા એકાદ ગામમાં વાવ મળી આવે છે કેટલાક ગામોમાં તો બે ત્રણ કે તેથી પણ વધારે વાવો સામટી હોય છે. આ વાવોમાંના શિલાલેખો ૧૧મી થી ૧૭ મી સદી સુધીના હોય છે. દાવડ, ટીંટોઈ, લીંભોઈ, ઈડર, રેટોડા રાયગઢ વગેરે સ્થળોએ અતિસુંદર વાવો છે આમાંની ઘણીખરી વાવોમાં માતૃકાઓ, ગણેશ, શેષશાયી વિષ્ણુ વગેરેની મૂર્તિઓ હોય છે આ બધી વાવોની કીમત કદાચ એકાદ કરોડથી પણ વધુ હોય આ ઉપરાંત આ વાવો જનસમાજના બધા વર્ગોએ બંધાવેલી છે, અને કેટલીક તો સ્ત્રીઓએ પણ બંધાવ્યાના ઉલ્લેખો છે આમ સુતાર, લુહાર, બ્રાહ્મણ, નાગર-બ્રાહ્મણ નાગરવાણીઆ વગેરે વિવિધ વર્ણના લોકોએ વાવો બંધાવી છે આથી જણાય છે કે જનસમાજમાં સંપત્તિની વહેંચણી દરેક વર્ગમાં યોગ્યરીતે હતી અને તે વર્ગો સામાન્ય લોકોપયોગી કામોમાં પોતાના દ્રવ્યનો ઉપયોગ કરતા હતા વળી કેટલેક સ્થળે સુંદર કારીગરીવાળા કુંડો પણ જોવામાં આવે છે

ઉપરાંત ઠેકઠેકાણે ઘણા તળાવો છે લગભગ દરેક ગામ તળાવ વિનાનું ભાગ્યે જ હશે પાંચ છ તળાવમાંથી તો નહેર કાઢી ખેતીને માટે પાણીનો ઉપયોગ કરવામાં આવે છે આ ઉપરથી જણાય છે કે અહીંનો પ્રદેશ સારી રીતે વિકાસ પામેલો હતો અને ત્યાં જૂના કાળથી માણસોનો વસવાટ હોઈ તે સારો આબાદ હતો

ઈડરનો પ્રદેશ વર્ષાઋતુમાં ખૂબ સુંદર હોય છે, અને વન તથા વનસ્પતિથી ખીચોખીચ ભરેલ છે એ વિશે એક વ્યંગાત્મક શ્લોક પણ પ્રચલિત છે

ગુજરાતી સાહિત્ય સંમેલન-અમદાવાદ

# અમદાવાદનો પરિચય

: લેખક :

શ્રી. રત્નમણિરાવ ભીમરાવ, બી. એ;
"ગુજરાતનુ પાટનગર-અમદાવાદ" ના કર્તા.

પ્રકાશકો,
હીરાલાલ ત્રિ. પારેખ
પ્રાણલાલ કી. દેસાઈ
ચૈતન્યપ્રસાદ મો. દિવાનજી
ગટુલાલ ગો. ધ્રુવ
બચુભાઈ પો. રાવત
મંત્રીઓ, ગુ સા. સમેલન

કિંમત ચાર આના

# પ્રસ્તાવના

ગૂજરાતી સાહિત્યપરિષદ્‌ની વ્યવસ્થાપક સમિતિ તરફથી અમદાવાદની સાહિત્યાદિ પ્રવૃત્તિઓને દૃષ્ટિ આગળ રાખી અમદાવાદનું એક ટુંકુ વર્ણન કરવાનો મને હુકમ થયો સાહિત્યની દૃષ્ટિએ કાંઈ પણ ચર્ચા કરવાની મારી શી ગુંજાશ એમ મે વ્યવસ્થાપક સમિતિના ઉપપ્રમુખને જણાવ્યું પણ એ હુકમ ફરી થવાથી સસ્થાની આજ્ઞાને ગુરુઆજ્ઞા જેવી ગણી આ કાર્ય હાથમા લીધુ

સાહિત્યની કોઇ પણ રીતે સમાલોચના કરવાની મારી શક્તિ નથી અમદાવાદમા ઉત્પન્ન થએલા સાહિત્યની અહીં માત્ર ઉડતી નોધ લીધી છે દરેક સાહિત્યકાર કે લેખકના ગ્રથના ગુણદોષની ચર્ચા એ આ પુસ્તિકાનો વિષય નથી તેમજ એવા ગ્રથની નામાવળી આપવાનું પણ ઠીક નથી લાગ્યુ એ ખ્રુ તો તદ્દનો ઘણી જગ્યાએ કરેલુ છે કોઇ જગ્યાએ ખાસ જરૂર લાગતાજ લેખકના ગ્રથનુ નામ લખ્યુ છે મોટે ભાગે તો અમદાવાદી સ્વભાવ અને અમદાવાદની ખાસ વિશિષ્ટતાને ધ્યાનમા રાખીને એ દૃષ્ટિથી સાહિત્યકાર અને એમના સાહિત્યની નોધ લીધી છે આમા કોઇ લેખકનુ નામ રહી ગયુ હોય તો તેમની ક્ષમા માગી લઉં છુ તેમજ બીજી ભૂલો અને ખામીઓ માટે પણ ક્ષમા માગી લઉં છુ

અમદાવાદ ગૂજરાતની સમ્પત્તિનુ કેન્દ્ર છે પણ અમદાવાદીને પોતાને એની ખબર ઓછી છે અગર તો જાણવાની પરવા નથી એ મોટી કમનસીબી છે અન્ય પ્રજાઓ પોતાની જાત માટે આટલી બધી ઉદાસીનતા રાખતી નથી અમદાવાદના વિદ્વાન અને સાહિત્યસેવી વર્ગનો વેપારી વર્ગ સાથે સહકાર થાય તો અમદાવાદ હિંદુસ્તાનમા દરેક રીતે પૂર્વ સ્થાન પ્રાપ્ત કરે અત્યારે તો એ સહકાર વણિક વૃત્તિના ભાર નીચે દબાઈ ગયેલા છે આ વખતનુ ગૂજરાતી સાહિત્ય સમેલન એવા સજોગોમા ભરાય છે કે આવો સહકાર સાધવામા સફળ થાય એમ દરેક દેશપ્રેમી ઇચ્છે

વખત આવ્યે આડી વાત પણ કરી દેવી એ ગુન્હો નથી અમદાવાદની નહિ પણ આખા ગૂજરાતની આ પ્રકારની ઉદાસીનતા કાઢવા આવા સમેલનો યથાશક્તિ કાર્ય કરી

ગૂજરાતમા ઐતિહાસિક સ્થળો, સૃષ્ટિસૌંદર્યના સ્થળો વગેરે ઘણા છે અમદાવાદના ભરેલા સૌંદર્યમા શુ શુ છે તે અમદાવાદી જાણતા નથી એટલુજ નહિં પણ ગૂજરાતીઓ ગૂજરાત માટે પણ એવા જ ઉદાસીન છે સુરપાણ અને ધારી પાસે ખોડિયારના જલધોધના સૌંદર્યની કોણે દરકાર કરી છે? સોમનાથ અને મોઢેરા જેવા સ્થળો કેટલા જુએ છે? ઘણા ને પણ મોઢેરા ક્યા આવ્યુ તેની ખબર નથી હોતી આબુના અનેક તરેહના સૌંદર્યનો કેટલા ગૂજરાતી લે છે? રજવાડાની છાવણીઓ બાદ કરીએ તો ગૂજરાતના આ પર્વત સામાન્ય લોકસમૂહને માટે કેટલી ઓછી સગવડ છે? પાવાગઢ જેવુ ઐતિહાસિક સૃષ્ટિસૌંદર્યથી ભરેલુ સ્થળ જગલ જેવુ શૂન્ય પડેલુ છે દાખલો લઇએ ટીપુ સુલતાનની કિલ્લેબધીવાળુ નદીદુર્ગ નામનુ પર્વત સ્થળ મ્હૈસુર રાજ્યમા છે ઐતિહાસિક દૃષ્ટિથી કે સૌંદર્યમા પાવાગઢ જેટલુ એનુ મહત્વ નથી. બન્ને ધાર્મિક સ્થળો છતા નદીના પર્વતની નાનકડી જગ્યામા રાજ્ય તરફથી પાચ છ મકાનામાથી દરેક

# નિવેદન



ગુજરાતી સાહિત્ય રસિકો સંમેલનના અવસરે અમદાવાદના આંગણે પધારે, એમના ઉપયોગ અને માહિતી સારૂ "અમદાવાદનો પરિચય" એ નામથી એક ન્હાનું પુસ્તક સાહિત્યની દૃષ્ટિએ તૈયાર કરાવવાનો સંમેલનના મંત્રીઓએ નિર્ણય કરી, તે કાર્ય એ વિષયના ખાસ અભ્યાસી, જેમણે "ગુજરાતનું પાટનગર–અમદાવાદ" એ મ્હોટું અને આધારભૂત પુસ્તક આલેખીને બહોળી ખ્યાતિ પ્રાપ્ત કરી છે, તે શ્રીયુત રત્નમણિરાવ ભીમરાવને સોંપ્યું હતુ.

તે કાર્ય કરવા સારૂ ઝાઝો સમય નહતો; દૂરના પર પ્રાન્તમાં રહેવાનુ અને વહેપાર ધંધાના અનેક રોકાણ અને જવાબદારી માથે ઉભેલી, તેમ છતા વિદ્વાન લેખકે મંત્રીઓની વિનંતિને માન આપી, અમદાવાદ અને અમદાવાદનું પ્રજાજીવન વિષે, એક ઐતિહાસિક માહિતીભર્યો અને મનનીય લેખ લખી મોકલ્યો તે બદલ અમે મંત્રીઓ એમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

સ્થાનિક અને ઐતિહાસિક હકીકત નોધતા અમદાવાદ વિષે કેટલાક છૂટક લેખો અને એક બે પુસ્તકો મળી આવશે; પણ ગુજરાતના રાજનગર તરીકે અમદાવાદની મહત્તા અને પ્રતિષ્ઠા છે અને ગુજરાતી પ્રજાજીવનના ઘડતરમા અમદાવાદે મહત્ત્વનો અને કિંમતી હિસ્સો આપેલો છે, તેનુ સળંગ અને રસિક બ્યાન આપણને પ્રસ્તુત પુસ્તિકામા પહેલ વહેલું વાચવાનું મળે છે, એ તેનુ વિશેષ આકર્ષણ છે.

તેની બીજી વિશિષ્ટતા એ છે, કે કર્તાએ વિષયને બરોબર ન્યાય આપ્યો છે એટલું જ નહિ પણ તેના વિવેચનમા જે તટસ્થતા જાળવી છે, તે ખચિત અભિનંદનીય છે. ખાસ કરીને અમદાવાદની ખાસિયતનું વર્ણન કરી, શહેરી જીવનની ઉણપ અને જરૂરિયાત પ્રતિ સૌનું ધ્યાન દોર્યું છે, એ ગંભીર વિચાર માગી લે છે.

માત્ર બહારથી આવનારાને જ નહિ પણ અમદાવાદના રહીશોને પણ એમાંથી કેટલુંક નવું જાણવા અને વિચારવા જેવું મળી રહેશે અને કોઇ રીતે એ પુસ્તિકા માર્ગદર્શક અને મદદગાર થઇ પડશે તો લેખકે તેમ તેના પ્રકાશકોએ તે પાછળ લીધેલો શ્રમ અને કરેલો ખર્ચ સાર્થક થયેલો અમે સમજીશું.

તા. ૨૦–૧૧–૧૯૩૬
અમદાવાદ.

મંત્રીઓ.
ગુજરાતી સાહિત્ય સંમેલન



# પ્રસ્તાવના

ગૂજરાતી સાહિત્યપરિષદ્‌ની વ્યવસ્થાપક સમિતિ તરફથી અમદાવાદની સાહિત્યાદિ પ્રવૃત્તિઓને દૃષ્ટિ આગળ રાખી અમદાવાદનું એક ટૂંકું વર્ણન કરવાનો મને હુકમ થયો. સાહિત્યની દૃષ્ટિએ કાંઈ પણ ચર્ચા કરવાની મારી શી ગુંજાશ એમ મેં વ્યવસ્થાપક સમિતિના ઉપપ્રમુખને જણાવ્યું. પણ એ હુકમ ફરી થવાથી સંસ્થાની આજ્ઞાને ગુરુઆજ્ઞા જેવી ગણી આ કાર્ય હાથમા લીધું.

સાહિત્યની કોઇ પણ રીતે સમાલોચના કરવાની મારી શક્તિ નથી. અમદાવાદમાં ઉત્પન્ન થએલા સાહિત્યની અહીં માત્ર ઉડતી નોંધ લીધી છે. દરેક સાહિત્યકાર કે લેખકના ગ્રંથના ગુણદોષની ચર્ચા એ આ પુસ્તિકાનો વિષય નથી તેમજ એવા ગ્રંથની નામાવળી આપવાનું પણ ઠીક નથી લાગ્યું. એ બધું તો તદ્દન્નો ઘણી જગ્યાએ કરેલું છેઃ કોઇ જગ્યાએ ખાસ જરૂર લાગતાંજ લેખકના ગ્રંથનું નામ લખ્યું છે. મોટે ભાગે તો અમદાવાદી સ્વભાવ અને અમદાવાદની ખાસ વિશિષ્ટતાને ધ્યાનમા રાખીને એ દૃષ્ટિથી સાહિત્યકાર અને એમના સાહિત્યની નોંધ લીધી છે. આમાં કોઇ લેખકનું નામ રહી ગયુ હોય તો તેમની ક્ષમા માગી લઉં છું. તેમજ બીજી ભૂલો અને ખામીઓ માટે પણ ક્ષમા માગી લઉં છું.

અમદાવાદ ગૂજરાતની સંસ્કારિતાનુ કેન્દ્ર છે. પણ અમદાવાદીને પોતાને એની ખબર ઓછી છે અગર તો જાણવાની પરવા નથી એ મોટી કમનસીબી છે. અન્ય પ્રજાઓ પોતાની જાત માટે આટલી બધી ઉદાસીનતા રાખતી નથી. અમદાવાદના વિદ્યા અને સાહિત્યસેવી વર્ગનો વેપારી વર્ગ સાથે સહકાર થાય તો અમદાવાદ હિંદુસ્તાનમાં દરેક રીતે અપૂર્વ સ્થાન પ્રાપ્ત કરે. અત્યારે તો એ સહકાર વણિક વૃત્તિના ભાર નીચે દબાઇ ગયેલો છે. આ વખતનું ગૂજરાતી સાહિત્ય સંમેલન એવા સંજોગોમા ભરાય છે કે આવો સહકાર સાધવામાં સફળ થાય એમ દરેક દેશપ્રેમી ઇચ્છે.

વર્ગના લોક લાભ લઈ શકે એવી સગવડ કરવામાં આવી છે. પોસ્ટ ઓફીસ પણ છે. પાવાગઢ એથી મોટો છે. એના ઉપર ત્રણ તો તળાવ છે. એનો લાભ લેવાનું કોઈને સુઝયું નથી. ગૂજરાતીઓમાં સહેલગાહનો કે સુંદર ઐતિહાસિક સ્થળો જોવાનો રસ ઉત્પન્ન થાય તો આવાં સ્થળોમાં અનેક સગવડ આપોઆપ વધવા માંડે. આવી સગવડો એકાએક ન થઈ શકે તો એવાં સ્થળોની સચિત્ર માહિતી આપતું પ્રચારકાર્ય રસિક સંસ્થા-તરફથી થાય તો પણ તે ઇષ્ટ છે.

તા. ૨૮-૯-૩૬.
મલ્લેશ્વરમ.
બેંગલોર.

લી.

રત્નમણિરાવ ભીમરાવ.

---

## પરિચયની પૂરવણી

અમદાવાદના જૈનભંડારો પણ જોવા જેવા છે; આપણા સાહિત્ય, ઇતિહાસ અને સંસ્કૃતિના આલેખનમાં તે કિમતી સાધન સામગ્રી પૂરી પાડે છે, અને દેશપરદેશના વિદ્વાનોએ એનો લાભ લીધો છે, અને હજી લે છે, એ આપણે ખુશી થવા જેવું છે.

આપણે, વળી, સ્વામીનારાયણ સંપ્રદાયની સાહિત્યસેવા વિસરવી જોઈએ નહિ. ગયા સૈકાના આરંભમાં શ્રી સહેજાનંદ સ્વામીએ ગુજરાતમાં જે પરિવર્તન આણ્યું હતું તેની સ્થાયી અસર આપણા સમાજ ઉપર થયલી છે; અને અગાઉ કહ્યું છે તેમ, સ્વામીનારાયણનું મંદિર આપણા જુના સ્થાપત્યનો એક સુંદર નમુનો રજુ કરે છે, અને શ્રીજીની શિક્ષાપત્રી, અને વચનામૃતો તેમજ સાંપ્રદાયિક સાધુ કવિઓનું કવિતા સાહિત્ય એવુંજ ઉપયોગી નિવડ્યું છે; જે વડે સેંકડોનાં જીવનો ઉન્નત અને સંસ્કારી થવા પામ્યા છે.

એજ પ્રમાણે ભિક્ષુ અખંડાનંદે સસ્તુંસાહિત્યવર્ધક કાર્યાલય સ્થાપીને ગુજરાતી જનતાની ભારે સેવા કરેલી છે, એ ઉપકારપૂર્વક નોંધવું જોઈએ. પોતે શરીરે અપંગ થઈ ગયા છે તેમ છતાં નિયમિતરીતે કાર્યાલયમાં હાજરી આપતા અને નિષ્ઠાપૂર્વક કાર્ય કરતા નજરે પડે છે ત્યારે આપણને સહેજ સ્ફૂર્ણા થઈ આવે છે, કે આપણા સાધુઓ અને સન્યાસીઓ એ રીતે જનસેવા કરતા રહે તો પૃથ્વી ઉપર જરૂર સ્વર્ગ ઉતરે.

# અમદાવાદનો પરિચય



અમદાવાદની કોઈ પણ પ્રવૃત્તિનુ વર્ણન કરતી વખતે માણસજાતની કયી પ્રવૃત્તિનો શબ્દ એને માટે વિશિષ્ટરૂપે વાપરી શકાય એ મુઝવણનો પ્રશ્ન છે. પહેલી નજરે તો કુમેર-પૂજા અને ધનના ધનેરૂ થવુ એ અમદાવાદની નૈસર્ગિક પ્રવૃત્તિ છે એમ લાગે અમદાવાદ ગૂજરાતનું પાટનગર છે એટલે ગૂજરાતીના સારાખોટા ખાસ લક્ષણોનુ એ કેન્દ્રસ્થાન હોય તો નવાઇ નથી એકજ પ્રાતમા પણ સ્થાનિક વિશિષ્ટતા હોય છે ગૂજરાતમા અમદાવાદની એવી કોઈ વિશિષ્ટતા હોય તો પણ નવાઈ નથી

સામાન્ય રીતે ગૂજરાતને માટે અને ખાસ કરીને એના પાટનગર અમદાવાદને માટે એમ મનાય છે કે જેમા ધનનો લાભ ન થતો હોય તેમા એ કદી માથુ ઘાલે નહિં એટલે કલા સાહિત્ય વગેરે ખર્ચાળ પ્રવૃત્તિઓથી અમદાવાદી દૂર નાસે અમદાવાદ એટલે દરેક વસ્તુને ગણત્રીથી જોનાર અને ધધાના વ્યવહારમા ગ્ચીપચી ગયેલુ શહેર સાહિત્ય, લાલિત્ય, સ્થાપત્ય, પાડિત્ય આદિ અતે "ય" વાળા શબ્દો કોઇપણ દેશ કે શહેરના જનસમાજના ઉંચામા ઉચા સરકાર વ્યક્ત કરે છે. અમદાવાદને અને એના સમાજને આ શબ્દો સાથે કાઈ મબધ નથી—ઉનટુ વેર છે એમ આજે હિંદુસ્થાનના અન્ય પ્રાત-વાસીઓ તો શુ પણ ગૂજરાતના અન્ય શહેરવાસીઓ પણ સામાન્ય રીતે માને છે. ગૂજરાતના પાટનગરનો ઇતિહાસ અને એની વર્તમાન પ્રવૃત્તિઓ આનો કાઇ જવાબ આપશે?

એક બાજુથી સાબરમતીને આગગાડીનો પુલ ઓળગી આવનાર અગર બીજી બાજુથી નડિયાદની સાક્ષરભૂમિ વટાવી વાત્રકનો પુલ ઓળગી આવનાર અમદાવાદને પહેલી નજરે જોઇ શુ કહે ? મુસાફરોને માટે છુટી હકીકતો અહીંતહીંથી મેળવીને પર ભાષામા લખાયલી ચોપડીઓ વાચી અમદાવાદ જોઇ ચાલ્યો જનાર પરદેશી અમદાવાદ માટે શુ ધારે ? કલા કહો કે સાહિત્ય કહો પણ સાહિત્ય કે કલાપ્રેમી કોઈ પરદેશી કે ભારતનાજ પર પ્રાતનો વાસી એ વિષયોને લગતા ગણ્યાગાઠ્યા પર ભાષામા લખાયલા સારરૂપ પુસ્તકો જોઈને પણ શુ ખ્યાન કરે ? સ્થાપત્ય કલાનો ખરો ખ્યાલ આપતા ઉત્તમ પુસ્તકો થોડા છે ને એવા દુર્લભ્ય થયેલા છ કે ગૂજરાતીનેજ એ મેળવવાની કડાકૂટ ન ગમે તો અન્યની વાત શુ કરવી ? અમદાવાદની વિશેષતા તો એ છે કે અમદાવાદી પોતેજ, આ વિષયોમા ઉદાસીન છે અમદાવાદમા નવુ આકર્ષણ ન થાય પણ જે આકર્ષણોનો વારસો ભૂતકાળની પ્રજાએ આપ્યો છે તેમા રસ લેવાનુ પણ અમદાવાદીને પસદ નથી તો રસના સાધનો પાછળ શ્રમ લેવાનું તો ક્યાથી થાય ?

એટલે ગમે તે બાજુથી અમદાવાદમા આવનાર એને મેલી મીલોથી ભરેલુ ને ઘેરાયલુ, લોકને કામનો શ્રમ ઉતરવાને માટે પણ આનંદના સાધન કે સ્થળવગરનુ, સાકડા વાકા રસ્તાઓમા શેરીઓ ને તેમા પોળો, તેમા ખડકીઓ ને ખાચાઓથી ગુચાયલી કરોળીઆની જાળ જેવુ, એક ઉપર એક બરફીના ચોસલા ગોઠવ્યા હોય એવા અને સ્થાપત્ય કે કલાના આકર્ષણવગરના, અને જેમના બગીચા ફુલો વેચવા માટે કરેલા હોવાથી ઉદ્યાનના નામને

સજાવે છે એવા ધનવાન લોકોના મહાલયોવાળુ, ધૂળ અને ધુમાડાથી ભરેલુ જુએ છે એક મુસાફિરી કહેતા - નર્મદાના પુલની દક્ષિણે જતા મૂડી ઢીલી થઈ છે અને સ્વભાવગાજ ઉદારતા આવી જાય છે પુલની ઉત્તરે આવ્યા કે મૂડી સખત થાય છે મુંબાઈના સ્ટેશને મજૂર સાથે રગઝક ઓછીજ થાય છે અમદાવાદ ઉતરતા આનાનો અડધો આનો આપી અડધો કલાક રગઝક કરવાનુ કુદરતી મન થઇ જાય છે. અમદાવાદના વાતાવરણમાજ કાંઈ એવુ છે ×

અન્ય પ્રાંતવાસીઓ તો ગુજરાતી માત્રને સાહિત્ય સંગીતાદિક કલાવિહીન માને છે એના પાટનગરના એકાદ બજારમા જઇને ઉભા રહો એટલા બજારનો અનુભવ લઇ જનારને તો સાક્ષાત્ ઈશ્વર ઉતરીને કહે કે ગુજરાતમા સાહિત્યાદિ કલા છે તો પણ માને નહિં જેમા કેવળ કડક સાદાઈનીજ જરૂર છે એના કુવા તળાવ વાવ વગેરે મનુષ્ય જીવનની રોજની જરૂરીઆતની ચીજોમા પણ વધતી ઓછી કલા વાપર્યા વગર રહેતા ન એવા ગુજરાતીઓના આજના વંશજોના મકાનો અને કારખાનાઓ જુઓ કોઇ કહેશે કારખાનામા કલાની શી જરૂર ? એ ખરૂ છે પણ અન્ય સ્થળોના કારખાના સુઘડ અ આગળ બગીચા વગેરેથી આકર્ષક હોય છે ગુજરાતીની મીલ જુઓ એના વર્ણનની જરૂર નથી મેન્ચેસ્ટરના એક ખબરપત્રીએ એને "દુનિયાના ગંદામા ગંદા નાના કારખાના" "ugliest little factories in the world" એમ કહ્યુ છે તે જોનારને ખોટુ નહી જણાય આથી એમા ચાલનારા લોહયંત્રો તો અને ચલાવનારા મનુષ્ય યંત્રો થઈ ગયા છે

આ વસ્તુસ્થિતિ ખરી છે પણ એની બીજી બાજુ પણ જોવા જેવી છે એ જોવા માટે અમદાવાદના ભૂતકાળમા સ્હેજ ડોકિયુ કરી પાછા વર્તમાનમા આવીએ

સરસ્વતી નદી કાશ્મીરમાથી નીકળી એક અવિચ્છિન્ન પ્રવાહથી, ગૂજરાતમા થઇને સમુદ્રને મળતી હતી એ સૂકાઈ ગઇ ગૂજરાતમા એનુ નામનિશાન નહિં જેવુ રહ્યુ છે એ વાત કેટલાક નહિં માને ખગોળશાસ્ત્રી પંડિત વરાહ મિહિરે તો અહોના ભૌગોલિક સંબંધ દર્શાવતા માત્ર ઉલ્લેખ કર્યો છે કે આનર્ત સૌરાષ્ટ્રાદિ દેશો કે જેમાથી સરસ્વતી નાશ પામી છે એ પશ્ચિમ દેશ પરંતુ બીજી રીતે જોતા આમા **नष्ट सरस्वती** એવા શબ્દો વાપરી, એ પંડિતે ગૂજરાતની ભુમિને મહેણુ માર્યું છે એ મહેણાનો બરોબર જવાબ આપવા માટે તો આખા ગૂજરાતના સાહિત્યાદિરૂપ સરસ્વતીની રૂપરેખા દોરવી પડે પણ એનું અહિં સ્થાન ન હોવાથી એકના એના પાટનગરનીજ રૂપરેખા અહીં દોરીશ એમા એક વાત ધ્યાનમાં રાખવાની પુરાણ કહે છે કે સરસ્વતી છે તો ખરી પણ તે ગુપ્ત વહે છે ગૂજરાતમા પણ જ્યા જ્યા રેતીનુ રણ દેખાય છે, ત્યા ગુપ્ત સરસ્વતી છે તે કોઈ કોઈ સ્થળે બહાર નીકળે છે ગૂજરાતની સાહિત્ય સ્થાપત્યકળા, પાંડિત્ય, લાલિત્ય આદિ રૂપે રહેલ

---

× અન્ય પ્રાંતોમાથી જતી આગગાડીઓએ પોતાની હદમા આવતા સ્થાપત્ય, કલા અ ઐતિહાસિક સ્થળોની માહિતી પોતાના ટાઇમટેબલોની પાછળ છાપી તે તે સ્થળોમા રહેલી સગવડોની માહિતી પણ આપી મુસાફરોને આકર્ષે છે ગૂજરાતમાથી જતી રેલ્વેએ ગુજરાતના એવા સ્થળો માટે પોતાની 'ગાઈડ'માં એવુ કાંઈ કર્યું છે ?

સરસ્વતી પણ લોકની ઉદાસીનતાને લીધે જાહેરાત ન પામવાથી ગુપ્ત છે, તે પ્રયત્નથી જડે છે ઉપરથી જોનારને તો પેસા આવાની ઘેનઠારૂપી રેતીનુ રણજ દેખાય તેમા નવાઇ નથી

એવા ગૂજરાતનુ પાટનગર તે અમદાવાદ અમદાવાદ નામથીજ એનો ઇતિહાસ શરૂ થતો નથી આશાવલ અગર કર્ણાવતી નામથી આબાદ શહેરની બાજુમા એક માત્ર કિલ્લો બાધી પાટણથી રાજધાની ફેરવી એના સ્થાપક અહમદશાહે એ પ્રાચીન નગરનુ નામ માત્ર બદલ્યુ આશાવલ'ની અગર આશાવલનુ એજ રીતે કર્ણદેવ સોલકીએ નામ બદલેલુ પણ લોક અને ઇતિહાસમા રૂઢ તો આશાવલ નામ રહેલુ અમદાવાદ નામ ઇ સ ૧૪૧૧ના વૈશાખમા પડ્યા પછી આશાવલ એની દક્ષિણ બાજુએ એનુ પરૂ થઈને રહ્યુ પરૂ થવા છતા એ એક આબાદ પરૂ હતુ છેક મોગલાઈના અત સુધી જમાલપુર દરવાજા બહાર એ પરૂ આબાદ હતુ મરાઠાઓની લડાઇમા એ તુટ્યુ હાલ એની ભૂમિ ઉપર શહેરનો કચરો નખાય છે ગટરનુ કારખાનું છે એ બાજુ મોટી કેલીકા મીલના સચાનો ધમ ધમાટ થાય છે અને છુટાછવાયા મન્દિરો અને મસ્જીદો છે બીજી બાજુ સપ્તર્ષિના આરાનુ સ્મશાન છે કાલનો આ અજબ મહિમા છે

અહમદશાહથી બહાદુરશાહ સુધી અમદાવાદના એક પછી એક પ્રતાપી સુલતાનો થયા મોગલોની પેઠે એમનામા લાહી અને ઉછેરના ઓઠાવધતા સરકાર હિંદુના હતા પણ એકાદ અપવાદ સિવાય મોગલાના જેવી વિલાસસ્થાનની અભિરૂચિ ન હોતી ધાર્મિક ઝનૂન એ સમયના દુનિયાના બધા દેશોના લોક અને રાજાઓમા હતુ એવુ એમનામા પણ હતુ રાજા, અમીરો અને પ્રજા વચ્ચેનો ભેદ એ જમાનામા બધે હતો એવો અહીં પણ હતો તે સાથે રાજા એટલે પ્રજાનો પાલક અને પ્રજારંજન એટલે રાજાનો મુખ્ય ધર્મ એ ભાવના દરેક દેશના સારા રાજાઓમા હોય છે એવી આ સુલતાનોમા હતી, અને દરેક દેશના અવિચારી રાજકર્તામાથી એ ભાવના જતી રહે છે એમ અહીં પણ કોઈ અવિચારીમાથી જતી રહેલી દેખાય છે અવુ એ જમાનામા કોઇ પણ દેશના અને કોઇ પણ ધર્મના રાજકર્તાઓમા થયુ છે અને ઇતિહાસે તે નોધ્યુ છે એટલ ખરો ઇતિહાસ જાણવા માટે હિંદુઓના વખતમા પ્રજાની મા। એકસરખી પ્રગતિ થઇ અને મુસલમાનોના વખતમા એકસરખી અવનતિજ થઈ એ માન્યતાજ કાઢી નાખી તે સમયના વાતાવરણને ધ્યાનમા લઇ સરખામણી કરવી જોઇએ

અહમદશાહથી બહાદુરશાહ સુધીના ગૂજરાતી સુલતાનોએ દેશની આબાદી દરેક રીતે કરેલી છે એમણે રાજધાનીના શહેરમા રાજાની મુખ્ય કચેરી અને આસપાસની બાબતો સિવાય બીજે બધે ગ્રામતંત્રની જુની હિંદુ પ્રણાલિકા ચાલુ રાખી રાજવહીવટ અને મુખ્ય પ્રધાનમડળમા પણ હિંદુઓની નીમણુક થતી હતી રાજ્યની અને પ્રજાની ભૌતિક આબાદી વધારનાર કોઇપણ રાજા પ્રજાની દરેક ઇચ્છાનો ધ્વસજ કરે એ માન્યતાજ રાજનીતિથી ઉલટી છે, રાજા પ્રજાનો ધર્મ ભિન્ન હોય તો સારો રાજા પોતાના ધર્મને અને ધર્મબધુઓને કાંઈક વધારે ઉત્તેજન આપવા લલચાય અને રાજાનુ વ્યક્તિત્વ અને મત્રીમડળના અધિકાર મુજબ એ ઉત્તેજના શાત કે ઉગ્ર બને પણ પ્રજાના ધર્મ અને સમાજનો ધ્વસ તો રાજા નબળો કે અવિચારી હોય તોજ થાય ગૂજરાતના જનસમાજનો બારીક અભ્યાસ કરતા આ વાત આપોઆપ સમજાશે વળી ગૂજરાતની એક વિશેષતા તો આજ કરતા

પણ વધારે એ જમાનામાં હતી તે આપણાં સુબદ્ધ મહાજનો. સોળમી સદીમાં મહાજનોના અભિપ્રાય રાજાઓ લેતા એવા ઉલ્લેખ મળે છે. મહાજનોથી સુગઠિત એવા આપણા પ્રાંતમાં ગમે તેવો રાજા પણ પ્રજાની બહુ વિરુદ્ધ જઈ શકતો નથી. ગૂજરાતના સુલતાનોનો મોટો ભાગ તો આબાદી વધારનારો હતો. એમણે જો કેવળ વિનાશજ કર્યો હોત તો આજનો ગૂજરાતી સમાજ જૂના પ્રકારનોજ હોત. પણ ચર્ચામાં અહીં ઉતરવાની જરૂર નથી.

અહમદશાહે અમદાવાદમાં ગાદી સ્થાપી ત્યારથી એની આબાદી વધતી ચાલી. એના પૌત્ર મહમૂદશાહ બેગડાએ ગૂજરાતની હદ ગૂજરાતની ભૌગોલિક સીમાની બહાર વધારી. એના વખતમાં ગૂજરાતનું નૌકાસૈન્ય દક્ષિણ સાગરમાં સર્વોપરિ હતું. એના વ્યક્તિત્વને લીધે એની ખ્યાતિ યુરોપ સુધી ગઈ. દરિયાપારના દેશોના એલચીઓ ગૂજરાતમાં આવ્યા. એના લાંબા અમલમાં એણે નવાં શહેરો વસાવ્યાં, જૂનાં આબાદ કર્યાં, અમદાવાદ શહેરને વિસ્તાર અને શોભા પણ ખરેખરી એના વખતમાં વધી. ગમેતે જમાનામાં શોભે અને કડક નિરીક્ષકની આંખને ઠારે એવા સ્થાપત્ય અને કલાથી ભરેલા એના સમયના અવશેષો આજે ભાંગીતૂટી અવસ્થામાં ઉભા છે તે એની સાક્ષી પૂરે છે. એનો પુત્ર સુલતાન મુઝફ્ફર ડાહ્યો, દયાળુ, સંસ્કારી અને વિદ્વાન હતો. ગૂજરાતની મુસલમાન તવારીખમાં વિદ્યાસંસ્કાર માટે અભિરૂચિવાળો ખાસ આ સુલતાન જણાય છે, પરંતુ ખરી રીતે એ એના પૂર્વજોની પોણી સદી શાંતિમય રાજનીતિ અને દેશની ભારે આબાદ સ્થિતિનું પરિણામ છે. આ પંદરમી સદીના અંત ભાગમાં અને સોળમી સદીના પહેલા પાદમાં ગૂજરાતની રાજકી સરહદ ઉત્તરમાં અજમેર લગભગ, પૂર્વમાં આખું માળવા અને દક્ષિણમાં મુંબાઈ સુધી હતી. પશ્ચિમ સમુદ્રમાં ઈરાન અને આફ્રીકાના કાંઠાના દ્વીપો અને બંદરોમાં ગૂજરાતી સંસ્થાનો હતાં અને હિંદી મહાસાગરમાં અમદાવાદના નૌકાસૈન્યની હાક વાગતી. મુસલમાન તવારીખો તો આ સુલતાનની પ્રશંસા કરે, પણ આપણે લગભગ સમકાલીન સંસ્કૃત કવિના શબ્દોમાં જોઈએ. એની પછી ગાદીએ આવનાર સુલતાન બહાદૂરશાહના પિતા તરીકે **नय विनय भक्तिशक्ति प्रमुखगुणैरन्वित पितुश्चितः ॥** એમ કહી એના અંગત ગુણો આ આમ કહે છે –

**ततो लक्षण साहित्य ज्योति संङ्गीत शास्त्रवित् ।**
**आधारो विदुपां धीर श्रीवरोऽभून्मुजफ्फर ॥**

એના પુત્ર બહાદૂરશાહના સમયમાં ગૂજરાતની જાહોજલાલી ઉંચામાં ઉંચા શિખર ઉપર હતી. એ પૂર જોરમાં ઝળકી પણ તે હોલાવાને માટે. સમુદ્રના મહારાજ્યના સુલતાનનો અંત સમુદ્રમાંજ આવ્યો. ફીરંગીઓએ એને દગાથી મારી પોર્ટુગલને હમેશનું કલંક લગાડયું. એની પછીના નબળા સુલતાનોએ ગૂજરાતની સલ્તનત ખોઈ. છેલ્લા સુલતાન મુઝફ્ફરશાહે અકબર સાથે બહાદૂરીથી લાંબો સમય બાથ ભીડી. પણ આખરે સોળમી સદીના પાછલા ભાગમાં ગૂજરાત મોગલ સામ્રાજ્યનો એક પ્રાંત માત્ર બની રહ્યું.

સ્વતંત્રતા જવા છતાં હિંદુસ્તાનના પ્રાંતોમાં ગૂજરાતનું પદ ઘણું ઉંચું હતું, હુમાયું માંડીને ઔરંગઝેબના પુત્રો સુધી લગભગ દરેક મોગલ સમ્રાટોએ અમદાવાદની મુલાક

લીધી છે અને એમના શાહજાદાઓએ અમદાવાદમા રહી ગૂજરાતની સુબાગીરી ભોગવી છે આખા મોગલ સમયમા સમુદ્રનુ દ્વાર તો ગૂજરાતનું જ બંદર હતું. વેપાર અને નાણા બજારની ચાવી ગૂજરાતી વેપારીઓના હાથમા હતી. ખંભાત અને સુરતની ઉપયોગિતા બંદરને લીધે ઘણી હોવા છતા અમદાવાદ બધી પ્રવૃત્તિઓનું કેન્દ્ર હતુ મોગલ શાહજાદાઓને એમના અંતરકલહના ખર્ચના નાણા અમદાવાદ પુરાં પાડતું અકબરથી ઔરંગઝેબ સુધીની આબાદ મોગલાઇ, અને એ પછીની અસ્ત થતી મોગલાઇના સમયનુ વર્ણન કરવાની જરૂર નથી ટૂંકામા સ્વતંત્રતા દીલ્હી જઈને રહી પણ આબાદી ને સમૃદ્ધિ ગૂજરાતમા–અમદાવાદમાજ રહી. આ આખાયે મુસલમાન સમયમા અમદાવાદની ગણત્રી હિંદુસ્તાનમાજ નહિ પણ દુનિયાના સારા શહેરોમા થતી હતી. ભૂતકાળ તરફ આંખો મીંચનારને ગળે આ વાત એકદમ નહિ ઉતરે. સાહિત્ય અને વિદ્યાસંસ્કાર માટે સામાન્યતઃ ગૂજરાતીઓની ઉદાસીનતાને લીધે આજની પોતાની જાહેરાત પોતે કરવાના જમાનામા અન્ય લોકો પણ આ વાત ભાગ્યેજ જાણે છે. એ સમયમા આવેલા પરદેશી મુસાફરોના વર્ણનોરૂપી પ્રમાણપત્રો ઉપર આપણે આધાર રાખવો પડે છે એ પણ આપણા ઇતિહાસની એક વિચિત્રતા છે, અને આપણા સાહિત્યાદિમાં રસ લેતા થોડા માણસો પણ પરદેશી પ્રમાણપત્રોને વધારે વજન આપે છે એ દેશની કમનસીબી છે

મોગલાઇનો અસ્ત થયા પછી, સ્વતંત્રતા ગયા પછી એકલી પડી રહેલી સમૃદ્ધિ પણ અમદાવાદ છોડીને ગઈ. ગૂજરાત મરાઠા મહારાજ્યનો એક ભાગ બની રહ્યું. અમદાવાદની વસ્તી ઘટીને એંશીહજારની થઇ ગઇ. શહેરની આસપાસના પરા તુટીને ખંડેર થયા. બગીચા વેરાન થઇ ખેતર થઇ ગયા. શહેરના કોટની અંદર પણ લગભગ અડધુ શહેર ખંડેર થઇ એમા જંગલની પેઠે ઝાડ ઉગ્યા. શહેર બહાર શિકાર કરવા જેવા જનાવરની વસ્તી વધી. ૧૮૩૨મા તો શહેરની એક મસ્જીદમાં એક યૂરોપીય અમલદારે વાઘ માર્યો હતો અને હાલ શહેરના મધ્ય ભાગ જેવા ગણાતા પાનકોરના નાકાની પાસે દીલ્હી દરવાજા બાજુ જતા ધોળે દિવસે લુંટાવાનો ભય હતો. રણછોડલાલ છોટાલાલ હાઇસ્કૂલની જગ્યાએ તો ગઇ સદીના અંત સુધી ખેતી થતી હતી. હાલ ગાડીમોટરોની અવરજવરથી ઉભરાતો રેલ્વે સ્ટેશન પાસેનો શહેરનો પૂર્વ ભાગ ૧૮૬૪મા પહેલી રેલ્વે આવી ત્યારે રાત્રે ન જઈ શકાય એવા જંગલ જેવા ખંડેરોથી ભરેલો હતો. જેથી આજે આબાદ ફરીથી થવા છતા રેલ્વે પરા અગર શહેર કોટડા (કોટડું એટલે ખંડેર)ને નામે એ ભાગ ઓળખાય છે. શહેરનો આ ભાગ અને દક્ષિણનો જમાલપુરબહારનો ભાગ મુસલમાન સમયમાં ભરચક વસ્તીવાળો અને આબાદ પરાવાળો હતો. પશ્ચિમે નદી પાર પરા ઓછા હતા ઉત્તરે બગીચા હતા. આજે અમદાવાદ એની પહેલાની સીમા પ્રાપ્ત કરતુ

હવે જોઇએ, આશાવલના મંદિરો અને મહાલયોના સ્થાપત્યને માટે સામાન્ય ઉલ્લેખો અને આહીંતહીંથી નીકળતી મૂર્તિઓ ઉપરથી તર્ક કરવા સિવાય બીજું કાંઇ જાણવાનું સાધન રહ્યું નથી એ સમયના ગૂજરાતના અન્ય સ્થળોના મંદિરોના અવશેષો ઉપરથી એ ઉલ્લેખોવાળા મંદિરાદિના સ્થાપત્યનો ખ્યાલ માત્ર કરવાનો રહે છે, અને એ સ્થાપત્ય અને શિલ્પની પ્રણાલિકા આજ સુધી જળવાઈ રહી એ કલા સર્જન થતી રોજ એવા નવા મંદિરો કોઇ કોઇ દેખાય છે તે ઉપરથી વિધર્મી રાજસત્તા અને વિરોધી વાતાવરણમાં પણ ગૂજરાતી કારીગરો પ્રાચીન સ્થાપત્ય અને શિલ્પ ભૂલી નથી ગયા એમ સિદ્ધ થઇ શકે છે સ્થાપત્યના વિવેચકોનું માનવું છે કે પ્રાચીન સ્થાપત્યની કલા આજ સુધી જો કોઇ પણ પ્રાંતમાં સારી રીતે જળવાઇ રહી હોય તો તે માત્ર ગૂજરાતમાંજ છે

લાલિત્ય એવી અદ્ભૂત ચીજ છે કે મનુષ્યહૃદય ઉપર વિજય મેળવવામાં એને દેશકાળ કે ધર્મનો વિરોધ નડતો નથી દેશકાળ અને ધર્મને લઇને વસ્તુનું બાહ્ય સ્વરૂપ જરા ફરે છે પરંતુ મૂળ વસ્તુમાં જે લાલિત્ય હોય તે ફરતું નથી. પ્રબળ વિરોધીને પણ મોહ પમાડી એ વશ કરે છે એમાં એટલી વાત ધ્યાનમાં રાખવાની કે એ લાલિત્યને જોનાર પુરુષશિરોમણિ પ્રાણી નહિં પણ ખરો મનુષ્ય હોવો જોઇએ પછી તે ગમે તે ધર્મનો, ગમે તે દેશનો કે ગમે તે જમાનાનો હોય મુસલમાનો વિજેતા હતા એમની સંસ્કૃતિ દેશની પ્રાચીન હિંદુ સંસ્કૃતિથી ભિન્ન હતી હિંદુ અને મુસલમાન સ્થાપત્યના સિદ્ધાન્તોમાં ગોળ અને ગોરસ જેટલો ભેદ હતો પણ એક સુંદર શિલ્પકળાથી ભરેલા સ્થાપત્યથી ઉભરાતા સમૃદ્ધ પ્રાંતમાં મુસલમાનો વિજેતા તરીકે આવ્યા એના સ્થાપત્યના સુંદર લાલિત્યથી એ વિજેતા જીતાઇ ગયા ગૂજરાતનું મુસલમાન સ્થાપત્ય એના મૌલિક તત્વોમાં હિંદુ રહ્યું, મસ્જીદોના બાહ્ય આકાર માત્ર ફર્યા કારીગરો હિંદુજ હતા કોઇ પ્રાણીની આકૃતિ ન કરવી એ ઇસ્લામનો મુખ્ય સિદ્ધાંત માન્ય રાખી એમણે બાંધણ અને શણગાર હિંદુ રીત પ્રમાણે રાખ્યા મુસલમાન બાંધકામની કડક સાદાઇમાં શિ ણગારની વિપુલતા કાંઇક નિયમમાં આવી, અને એ બેનું મિશ્રણ અદ્ભુત થયું વે ર્યાં પણ શણગારનું લાલિત્ય એનું એ રહ્યું હિંદુ મંદિરોની લાવણ્યથી ભરેલા શિલ્પ આકૃતિઓ–પૂતળીઓ–નર્તકીઓ વગેરેને બદલે ફૂલવેલ અને ભૌમિતિક આકૃતિઓ વિલક્ષણ ગુંથણીવાળી શિલ્પકલા ખીલી નીકળી એને લીધે અમદાવાદની કેટલીક મસ્જ દુનિયાના સુંદર પ્રાચીન મકાનોમાં આજે ગણાય છે, અને સૂક્ષ્મ નિરીક્ષકની આંખ પણ આજે મોહ પમાડે છે એને તાજમહાલ કે મોગલ સામ્રાજ્યના પાટનગરના બાદશાહી મહાલયોના રંગીન જડિત કામ જેટલી જાહેરાત નથી મળી એ ગૂજરાતની કમનસી



કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ

મા છે. અહમદશાહે બાંધેલી શહેરની મધ્યમા આવેલી જુમામસ્જીદ એનો બહારનો દેખાવ અને ભવ્ય મીનારા ખોઈ બેઠેલી હોવા છતા પણુ અંદરથી મુસલમાનોની ઉપયોગિતાને વશ રહી રહેલા હિંદુ સ્થાપત્યના સિદ્ધાન્તોનો અદ્દભૂત અને મનોહર નમુનો છે. એની બાંધણીમા વિશાળતા છતા મનોહરતા જળવાઈ રહી છે. અમદાવાદના સર્વથી સુદર સ્થાપત્યના નમુના તો સુલતાન મહમૂદ બેગડાના સમયના છે. એમા પણુ રાણી રૂપમતીની મસ્જીદ, રાણી સીપ્રીની મસ્જીદ, મુહ ફીજખાનની મસ્જીદ, શાહઆલમના રોજાના મકાનો, અને અહમદશાહના વખતમા શરૂ થયેલો પણુ મહમૂદશાહના વખતમા સંપૂર્ણ થયેયો સરખેજના મકાનોનો સમૂહ. એ બધું આજે પાચસો વર્ષ થયાં અમદાવાદના મુસલમાન સ્થાપત્યનુ ગૌરવ વધારતું ઉભું છે ખરી રીતે ગૂજરાતી શિલ્પીઓનો એ મોટો વિજય છે. આ મકાનોને એક સાથે આખું જુઓ, એમનો આખો સમૂહ જુઓ, અગર તો એમાની એક એક વસ્તુ, ગોળ, બારી, જાળી, થાંભલા, મીનારા, ભીંતની આતરી, મહેરાબ, વગેરે ગમે તે જુઓ પણુ તે અપૂર્વ લાલિત્યથી ભરચક લાગશે. મહમૂદ બેગડાની પછીના સુલતાનોના સમયમા સ્થાપત્યમા અલંકારની વિપુલતા જરા ઓછી થવા માંડી હતી. પણુ બાંધણીમા વૈવિધ્ય હતું અને જે અલંકાર થતા તે વધારે ઝીણવટવાળા અને વધારે સુંદર થતા. એના નમુના રૂપ બે મસ્જીદો છે. તે સ્વતંત્ર સલ્તનતના અંતભાગમા રાજ્યની અનવસ્થાના વખતમા બંધાયલી છે. એમાની એક શાહપુરમાં હસન મુહમ્મદ ચીસ્તીની મસ્જીદ એના મીનારાના ગોળ વેલ ગુંથણીની મનોહરતા વ્યક્ત કરે છે. બીજી લાલ દરવાજે સીદી સઇદની મસ્જીદ. આ મસ્જીદ તો એની જાળીઓ માટે જગપ્રસિદ્ધ થએલી છે. બીજુ કાંઈ પણ ન ગણીએ તો કેવળ આ જાળીઓ માટે અમદાવાદ હિંદુસ્તાનમા એક આકર્ષક સ્થળ થઇ શકે. પરંતુ હિંદુસ્તાનના મનોહર આકર્ષક સ્થળોની સચિત્ર પોથીઓમા, સચિત્ર પ્રવાસવર્ણનમા, કે રેલ્વે ગાઇડોમા જેમ અન્ય પ્રાંતોના સ્થળોના ચિત્રો દેખાય છે તેમ અમદાવાદનું એકે જોવામા આવ્યુ ? અમદાવાદની અમદાવાદીની અને એક રીતે ગૂજરાતી માત્રની એ એક કમનસીબી છે. પણુ આવી જગ્યાઓથી જોવાથી કે એવી જાહેરાતથી કાંઈ ધનપ્રાપ્તિ ન થતી હોવાથી અમદાવાદી એ મન ઉપર લે નહિં. બીજા દેશના વતનીઓ પોતાના પૂર્વજોની સુંદર ચીજો જાળવવામા જે ગૌરવ સમજે છે અને એની પાછળ જે શ્રમ લે છે તે બધા અમદાવાદીને મન ગાંડા છે.

અમદાવાદની સ્થાપત્યકળાનું બીજું આકર્ષણુ તે વાવ અને તળાવ. કાકરિયુ તળાવ અગર હોજે કુતુબ એ અનેક કોણઆકૃતિના અને વચ્ચેના બકસ્થલમા સુદર બગીચાવાળા તળાવનો સુંદર નમુનો છે એની વચ્ચેના બગીચાનું નામ નગીનાબાગ હતું અમદાવાદનો આ ભાગ એક વખત શહેર જેટલો જ ગીચ વસ્તીવાળો હતો. કાકરિયાની ચારે બાજુ મહાલયો હતા. શહેરના કોટની તળાવ અને શાહઆલમ સુધી આ વસ્તીનો ભરાવ હતો. આમ દ્રોલના બાદશાહી મહેલો જેની નીશાનીની એક ઇંટ પણ આજે નથી તે શાહઆલમ અને કાકરિયાની વચ્ચે હતા અને ત્યા શહેરની બહારનુ બાદશાહી નિવાસસ્થાન હતુ. એટલે તળાવ અને નગીનાબાગ લોકને માટે હરવાફરવાના સ્થળ તરીકે હતુ. હીરાની ધારબાંધી નીલમ વચ્ચે જડયુ હોય એવી વીંટી જેવાં દેખાવના આ તળાવનુ નગીના નામ સાર્થક હતું. પૂર્વમા બાગે શાબાન અને બાગે ફિરદોશ; દક્ષિણમા નગીનાબાગ; પશ્ચિમે

કવિવર અબ્દુર્રહીમ ખાનખાનાને બાંધેલો બાગ ફતેહ–જેનું બહેર આજે " નૌસારી' નામે સરખેજની પાસે ઓળખાય છે પરદેશી મુસાફરના વર્ણન મુજબ આ બગીચો એ વખત હિંદમા સર્વોત્તમ ગણાતો હતો ઉત્તરમા રુસ્તમ બાગ અને શાહીબાગ અને એ સાથેના બગીચાઓ આમ અમદાવાદની ઉદ્યાન (બાગ) અને ઉપવન (પાર્ક)ની મશ્હૂર હતી બાગે ફિરદોશ ઉપવન–પાર્ક–હતો શાહીબાગમા સ્થાપત્યના જગપ્રસિદ્ધ ગોખી બાદશાહ શાહજહાએ પોતાના શોખના ગણેશ બેસાડ્યા એમ કહી શકાય પણ બાદ પછી એને જોવાનો પણ સમય મળ્યો નથી એ નસીબની બલીહારી છે

આગળ જોયું તેમ મોગલાઈના પાછલા ભાગમા અને મરાઠા સમયમા સ્થાપત્ય નામને લાયક કાંઇ થયુ નથી હિંદુ સ્થાપત્યમા જગાજગ પાઠગથી થયુ ખરૂં ઔરંગઝે ભ્રષ્ટ કરેલુ શાંતિદાસ ઝવેરીનું મંદિર આજે નથી પણ છેક ગઇ સદીમા થયેલુ હઠીસિં મંદિર ગુજરાતી કારીગરો પ્રાચીન કલા ભૂલી નથી ગયા તેનો ઉત્તમ ખ્યાલ આપે સ્વામીનારાયણનુ મંદિર પણ જોવાજેવુ છે લાકડકામ અમદાવાદમા હજી પણ ઉ થાય છે

પરદેશીને આપણા સ્થાપત્યની સૌથી વિચિત્ર કૃતિ વાવ અને પરવડી લાગે છે પ પીવા અને પાવા માટે કુવાની જરૂર પરંતુ ઉતરીને પી શકે માટે એમા ઉતરવાના થીયા પણ તે ખાતર એમા અસાધારણ કળાવાળુ શિલ્પ શા માટે ? એમા ગોખ ઝરૂખા શા માટે ? ગુજરાતમા આવી વાવો ઘણી હતી ઘણી નાશ પામી છે અમદાવાદ આવી બે સુંદર વાવો આખી રહી જવા પામી છે બન્ને મહમૂદ બેગડા સમયમા બં છે અડાલજની વાવ આનો સર્વોત્તમ નમુનો છે પરવડીમા પક્ષીઓને દાણા નાખવાનો છે એ તો છૂટા જમીન ઉપર પણ નાખી શકાય પરંતુ એને માટે સુંદર કારીગીરી પરવડી આજે પણ જોનારનુ ચિત્ત આકર્ષે છે

જોનારને બે ઘડી મંત્રમુગ્ધ જેવો કરી નાખે એવી અમદાવાદના સ્થાપત્યની ખાસ વિચિત્રતા એ એની મસ્જીદોના હાલતા મીનારા સો વર્ષ ઉપર ફ્રેંચ ઇજનેરે શ્રીરંગપટ્ટણની ઈંટોથી બંધાયલી કમાન ઝુલતી હતી ને લોકો આશ્ચર્યથી જોતા હતા વાનુ કારણ મોટા ઇજનેરોની બુદ્ધિને વૃથા કસતુ હતુ એ કમાન હમણા ત્રણ ચાર ઉપર અચાનક પડી ગઈ અંદર કાંઇ કરામત હશે એવુ ધારનાર ઇજનેરો જોઇને થયા કે અંદર કંઇ નહોતુ આ તો આજકાલની વાત અમદાવાદની મસ્જીદોના મીનારા એ પાંચશો વર્ષની વાત છે એની વિચિત્રતા પેલી કમાન કરતા વધારે છે અને એનો ઉકેલ કરનાર કોઈ ઇજનેર મળ્યો નથી આજે અમદાવાદમા જે મસ્જીદોના મીનારા ઉભા છે તે હાલે છે પણ મીરાતે અહમદીનો લેખક લખે છે સમયમા બધી મસ્જીદોના મીનારા ઉભા હતા, અને એ બધા હાલતા–અને આશ્ચર્ય છે કે એક મીનારો હલાવતા બીજામા આપોઆપ ગતિ આવતી અને બીજો ઝુલતો આ વાત સાંભળી શંકા લાવી આજથી સો વર્ષ ઉપર સર્વેઅર જનરલ મોનીઅર વી આની ઇજનેરી દૃષ્ટિએ તપાસ કરી હતી તે વખતે જુમા મસ્જીદના મોટા મીનાર હતા એણે એક પછી એક બન્ને મીનારાની તપાસ કરી એકમાથી બીજામા રીતે થાય છે તે જોવા બન્નેની વચ્ચેની અગાશી ઉપર સુઇને પરીક્ષા કરી

ગ્યો નહિં. પોતાની તપાસનું પરિણામ એણે ૧૮૦૯ના મે માસની રોજનીશીમાં લખ્યું છે. અમદાવાદના સ્થાપત્યની આ ઘટના આમ એક બે અપ્રાપ્ય પુસ્તકના ખૂણામાં માત્ર નોંધાયલી રહી ગઇ છે. યૂરોપ–અમેરીકામાં આવું હોય તો હિંદુસ્તાનનાં છોકરાં એનો પાઠ નેશાળમાં ભણતાં હોય. અહીં તો એવી મસ્જીદની જોડેજ દુકાન રાખી વેપાર કરતા અમદાવાદીને એની ખબર નથી. કોઇ રડયાંખડયાં પ્રવાસવર્ણનો કે જેમાં તેના લેખકે અમદાવાદ તરફ સ્હેજ અંગુલિનિર્દેશ કર્યો હોય તેમાં પણ આ ઘટનાનું વર્ણન નથી દેખાતું. ગુજરાતની આવી પ્રાચીન વસ્તુઓનું અન્વેષણ કરીને તેને યોગ્ય જાહેરાત આપનાર એકે સંસ્થા પણ નથી એ અફસોસની વાત છે, એવી એક સંસ્થા હતી. પણ “એ તો હજામત ઉપર નિબંધો લખે છે એવી નકામી છે” એમ કહી રાષ્ટ્રીયતાના આવેશમાં એનો નાશ કરવામાં આવ્યો. એની નોંધ આગળ કરીશું. અમદાવાદના સ્થાપત્યનું અને એના ઉપર વ્યાપી રહેલા લાલિત્યનું આટલું વર્ણન અહીં બસ થશે. હવે એના સાહિત્ય અને પાંડિત્ય ઉપર જરા દૃષ્ટિ કરીએ, અને એમાં પણ લાલિત્ય વ્યાપેલું છે કે કેમ તેની તપાસ પણ કરીએ.

અમદાવાદની સાહિત્યપ્રવૃત્તિનો ઇતિહાસ અમદાવાદ નામથીજ શરૂ કરવો પડે તેમ . એના પૂર્વાવતાર આશાવલ અગર કર્ણાવતીની સાહિત્યપ્રવૃત્તિ જાણવાનું કાંઇ સાધન નથી. હેમચંદ્રાચાર્યના ગુરૂ દેવચંદ્રસૂરીનો નિવાસ આશાવલમા હતો અને એ નગરીમાં આજની પેઠેજ જૈનોનું જોર હતું. હિંદુ સમયનું આજે જે કાંઈ સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્ય મળે છે તેમાં જૈન લેખકોનો ફાળો ઘણો મોટો છે. હેમચંદ્રસૂરિને પણ દેવચંદ્રસૂરિ કર્ણાવતી લાવ્યા હતા. દિગમ્બરાચાર્ય કુમુદચંદ્રને દેવચંદ્રસૂરિએ વાદમાં હરાવેલા તે કર્ણાવતી થઈને પાટણના દરબારમાં ગયેલા. આમ છતાં આશાવલ્લી કે કર્ણાવતીમાં લખાયલું કોઇ પુસ્તક જાણવામાં નથી. જૈન ભંડારો પ્રકાશમાં આવે અગર કોઈ જૈન વિદ્વાનને ખબર હોય ને બહાર પાડે ત્યારે જણાય. પરંતુ જૈનાચાર્યો વિદ્વાને હમેશ પોષતા અને તે પણ ઘણા વિદ્વાન હતા. એટલે જૈનોની વસ્તીવાળી સમૃદ્ધ નગરીમાં કાંઈ સાહિત્ય ન હોય એવું બને નહિં! એ મધ્ય યુગમાં સંસ્કૃત પ્રાકૃત સાહિત્યમાં જૈનોએજ ગુજરાતનું નામ રાખ્યું છે એમ કહી શકાય. ગૂજરાતના ઇતિહાસના ઉલ્લેખો માટે તો જૈન સાહિત્ય ન હોત તો અધુરો ઇતિહાસ પણ લખી શકાત નહિં. એ યુગમાં બ્રાહ્મણ પંડિતોએ જેટલો ઉત્સાહ દાનનાં માહાત્મ્યો લખવામાં બતાવ્યો છે એથી વધારે ઉત્સાહ જૈન પંડિતોએ સાહિત્યની બીજી શાખાઓ વધારવામાં બતાવ્યો છે, એ સમયના ધાર્મિક ઉપરાંત જૈનોએ લખેલાં કાવ્યો, નાટકો, રાસાઓ પણ ઘણા છે.

જ્યાં ચોક્કસ ઇતિહાસ મળતો નથી ત્યાં અનુમાન કરવામાં જોખમ ઘણું છે, અનુમાન કે કલ્પનાને નિર્ણય તરીકે તો મુકાય નહિજ પરંતુ કોઈ અનુમાનને સુતર્ક તરીકે મુકતાં પણ વિવેચકોનો કોપ વ્હોરી લેવો પડે છે. જોખમ ખેડવામાં લાભ અને હાનિની અનિશ્ચિતતા જાણ્યા છતાં જેમ જોખમ વગર વેપાર થતો નથી તેમ ચોક્કસ સાબીતીને અભાવે પ્રાગૈતિહાસિક સમયના બનાવોની અનિશ્ચિતતા જાણ્યા છતાં ખોટા પડવાનું જોખમ માથે રાખીને અનુમાન કર્યા વગર ચાલતું નથી. વૈદિક સરસ્વતી નદી કાશ્મીરથી નીકળી ગુજરાત કાઠીઆવાડની વચ્ચે થઈને સમુદ્રને મળતી અને એના નીચલા પ્રવાહ ઉપર

મુખ સુધી ભૃગુકુલના ઋષિઓનો વસવાટ શરૂઆતથી હતો એમ માનીએ, અને ભૃગુ, અંગિરસ અને 'અથવર્ણ' એ એકજ વ્યક્તિ ભિન્ન નામ છે એમ પણ માનીએ, અને એ કુલના દધીચનો પુત્ર પિપ્પલા સારસ્વત એજ આથર્વવેદવાળો પિપ્પલા માનીએ, તો આપણા વર્ણનની ભૂમિની પાસે દધીચ આશ્રમ પુરાણો કહે છે તે ખરું હોય તો અથર્વ વેદનો કેટલાક ભાગનો જન્મ આ ભૂમિ ઉપર થયો એમ અનુમાન કરાય. પણ આ માટે આપણાં પ્રાચીન સાધનો ઉપરાંત એસિયા માઈનોરથી વિંધ્યાચલ સુધીના પ્રાગૈતિહાસિક સાધનોમાંથી સમર્થન ન થાય ત્યાં સુધી આજના જમાનાના સાહિત્યની ચોક્કસ વાતમાંથી આ વચ્ચેથી નીકળેલી આડી વાતને હાલ જવા દઈએ.

જૈનોનું સાહિત્ય એમના ભંડારોમાં જળવાઈ રહ્યું છે. અમદાવાદમાં સારા જૈન ભંડાર છે એમ સાંભળ્યું છે. પરંતુ આ લખતી વખતે એની વીગત મળી શકી નથી. અમદાવાદમા એક વખત જૈન ગ્રંથોનું પ્રદર્શન ભરાયલું. એમાં ઘણાં પ્રાચીન ગ્રંથરત્નો હતાં. આખા ગુજરાતના જૈન ભંડારોનો સંગ્રહ બતાવવામાં આવ્યો હતો. ગુજરાતમાં જૈનોએ પ્રાચીન સમયમાં કેટલું સાહિત્ય ઉત્પન્ન કર્યું છે એનો ઉત્તમ ખ્યાલ આવતો હતો, હિંદના કોઈ એક પ્રાંત માટે આટલું પ્રાચીન સાહિત્ય હોય એવું જાણવામાં નથી. આમાં દીલગીરી એટલીજ થતી હતી કે દરેક ખંડના પ્રવેશદ્વાર આગળ તરભાણું મુકી એક માણસ ઉભો રાખેલો. તે "જ્ઞાનની પૂજા કરતા જાઓ" એમ પોકારતો હતો અને જોવા આવનાર યથાશક્તિ પૈસા નાંખી "પૂજા" કરતા હતા. અમદાવાદીની જ્ઞાનની પૂજાનો આ

કાંઈક ફાળો આપ્યો હશે ગૂજરાતી સાહિત્યના આજના વિદ્વાનો જૈનોનો સહકાર સાધીને બધુ જૈન સાહિત્ય બહાર લાવે-એ સાહિત્ય એટલુ વિપુલ છે કે ગૂજરાતના રાજવીઓની સહાય વિના એ આશા ફળે નહિ-તોજ કયા શહેરે કેટલુ સાહિત્ય દેશને ચરણે ધર્યું છે તે સમજાય બગાળ કર્ણાટકાદિ પ્રાંતોમા જે રીતે મુખ્ય સાહિત્ય સસ્થા સ્થાયી સ્વરૂપમા છે અને નાનામોટા સાહિત્યરસિકો એમા ઉત્સાહ બતાવે છે એવુ કાઈ જોર આપણી મુખ્ય સાહિત્યસંસ્થાને મળે ત્યારેજ આ આશા પરિપૂર્ણ થાય એ થશે ત્યારે હિંદુસ્તાન જાણશે કે મધ્યકાલીન ભ્રમણયુગમા ગૂજરાતે સાહિત્ય અને કલામા કેટલુ કર્યું છે

અમદાવાદ નામ પડયા પછી અમદાવાદમા લખાયલુ અને આજે બહાર આવેલુ પુસ્તક તે લાવણ્ય સમય કવિનો વિમલ પ્રબધ એ કવિ અમદાવાદમા નદીની પેલે પાર આવેલા અજદરપુર નામના પરાનો વતની હતો અતત્ર સુલતાનીના સમયના જનસમાજનો સારો ચિતાર એમાથી મળી શકે છે કલા અને સાહિત્ય બન્નેના ઉત્તમ નમુનારૂપ વસતવિલાસ કાવ્યનો લખનાર કયા ગામનો હતો તે સમજાતુ નથી દેપાલના પુત્ર ચદ્રપાલને પોતાને ભણવા માટે વિ સ ૧૫૦૮ મા આચાર્ય રત્નાકરે અમદાવાદમા આ ગ્રથ લખ્યો એવુ મળે છે 'લખ્યો' ને બદલે "રચ્યો' એમ હોત તો આ શકા ન થાત ગ્રથ સચિત્ર છે અને ચિત્રો સ્થાનિક ગૂજરાતી શૈલીના છે એમ રા રાવળનુ માનવુ છે આવો સચિત્ર કાવ્ય ગ્રથ અમદાવાદ વાણિયાને ભણવા માટે લખાયો અને-તે પણ જે સુલતાનોને ક્રૂર વર્ણવવામા આવે છે તેમના રાજ્યમા-તે ઉપરથી તે સમયના સમાજ અને એના સાહિત્યકલાદિ શોખનો સહેજ ખ્યાલ કરી શકાશે બાકી મુસલમાની મહારાજ્યના મુખ્ય નગરમા ફારસી અરબીના વિદ્વાનોને પણ કાઈક ઉત્તેજન મળતુ હશે એટલે એ સમયમા તળ અમદાવાદમા જથાબધ ગ્રથો ન મળે તો નવાઈ નથી છતા ઉપર જોયુ તેમ જૈન ભડારો સપૂર્ણ બહાર ન પડે ત્યાસુધી કાઈજ નિર્ણય થઈ શકે નહિ અને એ ઉપરથી અમદાવાદ તળમા એ સમયમા સાહિત્ય ઉત્પન્ન થયુજ નથી એમ પણ કહી શકાય નહિં ગૂજરાતી સાહિત્યમા બ્રાહ્મણાદિ વર્ણોએ બનેલા સાહિત્યને મુખ્ય સાહિત્ય ગણવાની જે ટેવ લોકને પડી ગઈ છે તે ધીમે ધીમે દૂર કરવાની જરૂર છે ગઈ સદીમા જેને આજનુ અર્વાચીન સાહિત્ય કહીએ છીએ તેનો ઉદય થયો તે પહેલાના સાહિત્યમા જૈનોનો ફાળો એવડો મોટો છે કે એને સપૂર્ણ જોયા વગર લખાયલા ગૂજરાતી સાહિત્યના ઇતિહાસ અપૂર્ણજ ગણાય

ગુજરાતી ભાષાના લોકપ્રિય સાહિત્યની દૃષ્ટિએ તો ચૌદ પદર અને સોળમી સદીઓ અમદાવાદ માટે ખાલી ગણાય એ દૃષ્ટિએ તો આગળ જોયુ તેમ જુનાગઢ એકલુજ માન લઈ શકે પાટણનો ભાલણ કવિ સાહિત્યમા અમર નામ કરી ગયો છે છતા આજે સામાન્ય લોકસમૂહમા એ લોકપ્રિય નથી, અને પદ્મનાભ કવિ પણ લોકપ્રિય ન કહેવાય નરસિંહ મહેતો અને મીરાબાઈ જ એ માન લઈ શકે એમ છે એમની લોકપ્રિયતાને લીધે એમની મૂળ ભાષા આપોઆપ સમય જતા બદલાની આવી છે એટલે લોકપ્રિયતાની દૃષ્ટિએ આ બે અપવાદ સિવાય ગૂજરાતના કોઈ શહેરે કાઇ આપ્યુ નથી

સત્તરમી સદીથી ગૂજરાતી ભાષામા લોકપ્રિય સાહિત્યની વૃદ્ધિ થઈ છે એમ જણાય છે એ સદીમા ગૂજરાતમા ઘણા ગામોમા કવિઓ થયા છે પરતુ એમા મોખરે ગણાય એવા ત્રણ કવિઓ—અખો, પ્રેમાનદ અને શામળભટ આમા બે અમદાવાદના અર્ધો એક

વાત ખાસ કહેવી જોઇએ. ઘણા વિવેચકોને આજના જમાનાની સાહિત્યવૃદ્ધિના માપથી આપણા જૂના સાહિત્યને જોવાની ટેવ પડેલી છે. એટલે જૂનું સાહિત્ય કનિષ્ટ છે અગર સાહિત્ય નામને શોભે એવું નથી એવી માન્યતા કેટલાક ધરાવે છે. પરંતુ આ દ્રષ્ટિબિંદુ બરાબર નથી. આજના સાહિત્યને ભલે નવી વિચારસરણીથી માપવામાં આવે. પણ જૂના સાહિત્યને તો અન્ય પ્રાંતોની ભાષાઓના સમકાલીન સાહિત્ય સાથે સરખાવીએ તોજ ખરૂં માપ જાણી શકાય. એ જમાનાઓમાં મોટે ભાગે બધું પદ્યમાંજ લખવાનો અને કવિતાનો વિષય મોટે ભાગે ધાર્મિકજ રાખવાનો રીવાજ હતો. બીજો વિષય અપવાદ તરીકેજ ગણાતો. ગૂજરાતે ગદ્ય સાહિત્ય એ જમાનાઓમા આપ્યું હતું એ વિશેષતા છતાં પણ પદ્યમા તો ધાર્મિક વિષયોજ વધારે લખાતા અને એમા પણ પૌરાણિક આખ્યાનો ઉપર વધારે ધ્યાન અપાતું હતું. જૈન સાહિત્યમા રાસાઓ વગેરેમા વાર્તાઓ વગેરે લખાતું પણ એ બધું એમના ભંડારોમાથી ભાગ્યેજ બહાર આવ્યું છે. એટલે એ સદી પહેલાં ગુજરાતી પદ્યમાં પણ પૌરાણિક કે ધાર્મિક સીવાયનો વિષય અપવાદ જેવોજ ગણાતો. એ સમયમા અમદાવાદના આ બે કવિઓએ પદ્યના વિષયની બાબતમાં નવો રસ્તો કરવામાં પહેલ કરી

અખા ભગતે પૌરાણિક આખ્યાનો પડતાં મુકીને વેદાંત જ્ઞાનને સાદી લોકભાષામાં પદ્યમાં ઉતાર્યું. કડક છતાં લોકને ગળે તરત ઉતરી જાય એવી સચોટ ભાષામાં કટાક્ષો કરીને એણે એ જમાનાનાં ધર્મને નામે થતા ધતિંગને ખુલ્લાં પાડ્યાં અને ઢોંગી સાધુ વેરાગીઓને પણ એવીજ વેધક ભાષામા ઉઘાડા પાડ્યા. સાદામાં સાદી અને સામાન્ય લોકની રોજંદી ઘરગથુ વસ્તુઓમાંથી છેક સાદી ભાષામાં ગંભીર વિષયો માટે ઉપમાએ લેવાની રીત અખાની અપૂર્વ વિશેષતા છે અને એવી એની ઘણી લીંટીઓ આજ ગૂજરાતી ભાષામાં કહેવતો થઇ ગઈ છે. ગૂજરાતી ભાષામાં પ્રાચીન પ્રણાલિકા મુકીને નવો રસ્તો કાઢનાર આ પહેલો કવિ હતો એમ કહી શકાય. અખો ભગત અમદાવાદ પાસેના જેતલપુર ગામનો હતો એમ કેટલાક માને છે અને કેટલાક એને અમદાવાદનોજ વતની કહે છે. તે ગમે તેમ હોય પણ અમદાવાદમાં ખાડિયામાં દેસાઇની પોળમાં એનું ઘર હતું એમ મનાય છે. ઇ. સ. ૧૬૧૫ થી ૧૬૭૫ મા એ થઈ ગયો. તત્વજ્ઞાનની કવિતા લખવા ખાતર એ લખતો નથી પણ જીવન અને અનુભવથી એ ખરો જ્ઞાનીજ હતો.

એજ સમયમાં ગૂજરાતનો બીજો પ્રસિદ્ધ કવિ સામળભટ અમદાવાદમાં ગોમતીપુર અને પ્રેમાપુરની વચ્ચે આવેલા વેગણપુરનો વતની હતો આ પરાનું આજે નામનીશાન નથી. એની જગ્યાએ મીલ થઈ ગયેલી છે. આ કવિએ પણ જૂની પ્રણાલિકા છોડી વર્ણનાત્મક અને બોધાત્મક કવિતાઓનો નવીન માર્ગ કાઢયો. ગૂજરાતી પદ્યમાં વાર્તાઓ સામળભટ્ટ જેવી રસિક કોઈએ લખી નથી. એની સમસ્યાઓ પણ જાણીતી છે. પણ આ જમાનામાં એ કોઇને પસંદ પડે નહિ. સામળભટ્ટ એના છપ્પાઓ માટે ખાસ પ્રસિદ્ધ છે. ગૂજરાતી સાહિત્યના જે ઇતિહાસો લખાય છે એમાં આ કવિઓના જીવન અને કવનનું સાંવસતર વર્ણન કરેલું છે એટલે એમાં લંબાણ કરી અગર કાવ્યોના ઉતારા કરી અગર ગ્રંથોની નામાવલી આપી, લંબાણ કરવાનું અહીં ઠીક નથી. ગૂજરાતના સત્તરમી સદીના પ્રસિદ્ધ લોકપ્રિય ત્રણ કવિઓમાંથી અમદાવાદના આ બે કવિઓએ નવીન માર્ગ ગૂજરાતી પદ્યસાહિત્યમા કાઢયા, એ અમદાવાદે આપેલા સાહિત્યના ફાળામાં ખાસ અગત્યનું



સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ



લેડી વિદ્યાબ્હેન નીલકંઠ



પ્રિન્સિપાલ આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ

સદીની વાત છે આ ત્રણ સીવાય સત્તરમી સદીમા થઇ ગયેલા અન્ય સ્થળોના બીજા ગૂજરાતી કવિઓ ગૌણ છે એ વખતે અમદાવાદમા ખાડિયાના જાણીતા ન્ડીશ્વર કુટુમ્બમા થઇ ગયેલા વિસલનગરા નાગર કવિ કેનળરામે એ સમયે અસ્ત થતી મોગલાઇમા છેલ્લા સત્તાધારી બાબી નશના સ્થાપક ઉપર બાબી વિલાસ નામે એક હિંદી કાવ્ય લખ્યુ છે આ કાવ્ય અપ્રસિદ્ધ છે બાબીવશના ત્રણ રાજવીઓ આજે ગૂજરાતમા રાજ્ય કરે છે એમા જૂનાગઢ તો સમૃદ્ધ છે એમાથી કોઇએ બાબી વિલાસ છપાવવા યત્ન કર્યો છે કે નહિં, તે જણાયુ નથી

અઢારમા શતકમા ખાસ કરીને એના ઉત્તરાર્ધમા સાહિત્યવૃદ્ધિ થાય એવુ વાતાવરણ આખા હિંદુસ્તાનમા ન હોતુ ગૂજરાતમા છેલો ભ્રમણયુગ શરૂ થઈ ચૂકયો હતો આ સમયની સ્થિતિ આપણા સાહિત્યના ઇતિહાસને પદ્ધતિસર સૌથી પહેલા લખીને બહાર પાડનાર અને ફારસી ભાષાના એક પ્રખર વિદ્વાન શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના શબ્દોમા જોઇએ

"અઢારમા શતકમા કાઇક મુગલોની સત્તાની અવનતિને લીધે તથા કાઇક દક્ષિણમાથી વારવાર ચઢી આવતા લુટારૂઓના ત્રાસને લીધે ગુજરાત શાતિમા રહેશે એવી ખાતરી નહોતી ખરૂ જોતા તો દેશમા સર્વત્ર શાતિ સ્થાપી શકે એવી કોઈ સર્વોપરિ સત્તા જ ન હોતી, અને સમય પર તો એકી વેળાએ મુગલ શહેનશાહત, સ્થાનિક નવાબ કે દાગીર, ગાયકવાડ અને પેશ્વા એમ ત્રણ ત્રણ ચચ્ચાર સત્તાધારીના માણસો કર ઉઘરાવવા એકી સ્થળે ભેગા થઇ બિચારા ગામડીઆઓને કનડી એમની પાસે કરના નાણા કઢાવતા, તેથી કરીને પાછલા શતક ત્રણ મુખ્ય કવિઓના સમયમા સાહિત્યનો જે ઝગઝગાટ હતો તે આ સમયમા મળી આવતો નથી એ સમયની કાવ્યકૃતિ દરિદ્ર છે ર ત્રિપાઠી એને "નિર્માલ્ય" કહે છે છતા આ સાહિત્ય સાપ્રદાયિક તો કહી શકાય, કારણ વિષ્ણુ, કૃષ્ણ, શિવ, અને અબાના ભકતોએ એ શતકમા પોતપોતાના ઇષ્ટદેવની સ્તુતિને અગે કવિતા કરી છે"

આગળ જોયુ તેમ અમદાવાદ આ સદીમાજ અરધુ ઉજ્જડ જેવુ થઈ ગયુ હતુ સાપ્રદાયિક કવિઓ આ સદીમા થયા એમા પણ અમદાવાદનો ફાળો જરા જુદો પડયો કૃષ્ણભક્તિના કાવ્યો લાબા સમયથી લખાયા કરતા હતા અમદાવાદના કવિ વલ્લભ ધોળાએ દેવીના ગરબાઓ બનાવ્યા ગૂજરાતના ત્રણ પ્રસિદ્ધ શાક્તપીઠોના વર્ણનના ગરબા એણે કર્યા છે પરતુ ચુવાળના બાલાદેવીના પીઠની—જે લોકમા બહુચરાજીને નામે પ્રસિદ્ધ છે—કવિની ભક્તિ ખાસ લોકપ્રિય છે, અને એની કજોડાની, કલિયુગની વગેરે ગરબીઓ પણ લોકપ્રિય છે એ પછી અમદાવાદના કવિ તરીકે વીરવિજયનુ નામ મળે છે

ઓગણીસમી સદીનુ પહેલુ પાદ પણ અઢારમી સદીની સાથેજ ગણી લેવુ જોઇએ એ પચ્ચીસી દેશમા બ્રીટીશ સત્તા જામવાના સમયની હતી ઇ સ ૧૮૧૮મા અમદાવાદ બ્રીટીશે લીધુ અને એ પછીના પચ્ચીસ વર્ષમા લોક ઠરીઠામ થઈ છેલા ભ્રમણયુગનો અત આવ્યો પશ્ચિમની કેળવણી અને પશ્ચિમના વિચારનો પવન ધીમેધીમે વાવા લાગ્યો એ કેળવણી અને એ વિચારોના ગુણદોષમા ઉતરવાનુ અહીં સ્થાન નથી પરતુ એનો રગ ઓછોવધતો આજની દરેક સાહિત્યપ્રવૃત્તિ ઉપર લાગેલોજ છે દરેક પ્રાતોની ભાષાઓ

ઉપર એ રંગ વ્યાપેલો છે આપણે ત્યાં ગઈ સદીના ઉત્તરાર્ધની શરૂઆતથી સાહિત્યનો જે નવો યુગ શરૂ થયો એની પણ એજ સ્થિતિ હોય એમાં નવાઈ નથી

આગળ જોયું તેમ સમયના પ્રમાણમાં વિરોધી ધર્મની રાજ્યસત્તાનું પાટનગર હોવા છતાં અમદાવાદ સાહિત્યાદિ પ્રવૃત્તિમાં પાછળ પડયું તો નથી કેટલાકનું માનવું છે કે નરસિંહ મહેતા, પ્રેમાનંદ, કે દયારામ જેવા મોટા કવિ આ શહેરમાં નથી થયા અખો અને સામળ મોટા કવિઓ છે એમ કબુલ કરતાં છતાં આ શહેર ગૌણ રહે છે શ્રી હરિલાલ હ ધ્રુવે સ્ટોકહોમમાં ભરાયલી ઓરીએન્ટલ કોન્ફરન્સમાં ગૂજરાતી ભાષા અને સાહિત્ય માટે બોલતાં કહે છે કે અમદાવાદમાં સૌથી વધારે સંખ્યામાં કવિઓ થયા છે આ કવિઓ બહુ મહાન નથી અમદાવાદી કવિઓમાં અમદાવાદી જનસમાજનું લક્ષણ જણાયું છે તે એમના શબ્દોમાં જોઈએ "We have found that Ahmedabad has given the largest number of poets and yet we have none of them among these epoch-makers (નરસિંહ પ્રેમાનંદ વગેરે) Among this contemporaries we have named Akho Bhagat and Samal who are the best representatives of that Matter of fact City."

શ્રી ધ્રુવનું આ મંતવ્ય એક દૃષ્ટિએ આજે પહેલાની સદીઓને માટે ખરું લાગે પણ ઉપર કહ્યું તેમ જૈન સાહિત્યને ધ્યાનમાં લીધા વગર આ તુલના નકામી છે તે સાથે એટલું પણ જાણવું જોઈએ કે અખા અને સામળની મહત્તા પ્રાચીન કવિઓની પ્રણાલિકા તોડી નવા ચીલા પાડવામાં છે એમનું અનુકરણ કોઈએ કર્યું નથી અગર થઈ શકયું નથી એ ઉપરથી એમની મહત્તા ઓછી થતી નથી આમ છતાં પણ ઉપરના મહા કવિઓથી એમની લોકપ્રિયતા કોઈ રીતે ઉતરતી નથી અમદાવાદની સાહિત્યપ્રવૃત્તિનું માપ છુટક લેવા કરતાં એની સમગ્રતામાં અને વૈવિધ્યમાં લેવું જોઈએ ગઈ સદીમાં બેઠેલા નવા યુગમાં અમદાવાદે દરેક રીતે સાહિત્યપ્રવૃત્તિમાં અગ્રસ્થાન પ્રાપ્ત કર્યું છે તે હવે જોવાનું રહ્યું

એ પહેલાં એક બીજી વાત જોઈ લઈએ સાહિત્યની વાત કરવા બેસીએ એટલે એકલા ગૂજરાતી ભાષા કે એના પૂર્વ સ્વરૂપના સાહિત્યની વાત માત્ર કરીને બેસી રહેવાય નહિં અમદાવાદમાં મુસલમાની રાજ્ય લાંબો વખત રહ્યું એટલે ફારસી ને ઉર્દુ સાહિત્ય એમાં ઉત્પન્ન થાય તો નવાઈ નથી પરંતુ એ સાહિત્ય પણ જાહેરમાં બહુ આવ્યું નથી એ સાહિત્ય જાહેરમાં ન આવવાના ઘણા કારણો છે, જેની ચર્ચા અહીં જરૂરની નથી એટલે અહીં એ સાહિત્યની એક બે બાબતો ઉપર ટુંકામાં નજર કરીશું એમ કહેવાય છે કે પહેલા ઉર્દુ કવિ વલી અમદાવાદમાં થયેલો અગર રહેલો શાહીબાગમાં ચીની પીરને નામે એની કબર આજે ઓળખાય છે પણ મુસલમાન વિદ્વાનોમાં આ બાબત ઉપર બહુ મતભેદ છે. પરંતુ આ વાત જો ખરી હોય તો અમદાવાદ અને ગૂજરાતને માટે એ ઓછું ગૌરવ નથી બીજું રીતસરની તારીખો સાથે ઇતિહાસ મુસલમાનોએ લખ્યો છે હિંદુસ્તાનને લગતી ઘણી તવારીખો છે પ્રાંતોને લગતી હકીકતો તેમાં ઓછીવધતી આવે પણ છે પણ પ્રાંતોની જુદી તવારીખોની વાત કરીએ તો ગૂજરાત જેટલી તવારીખો બીજા કોઈ પ્રાંતમાં નથી એટલે ધાર્મિક ઝનુનવાળા લેખકો

ઇતિહાસમાથી એવા ભાગ તારવી કાઢીએ તો પછી એ સમય માટે વિશ્વાસ-લાયક ઇતિહાસ તારીખો સાથે મળે છે. આવા ઇતિહાસો જેટલા જણાયા છે તેમાના કેટલાક તો બહાર આવ્યા જ નથી. કોઈ મુસલમાન ગૃહસ્થોના પુસ્તકાલયોમા એ હસ્ત-લિખિત દશામા મળી આવે છે. એમાના બે સીવાય બાકીના બધા અમદાવાદમા લખાયા છે.* એમા ગુજરાતના પહેલા થોડા સુલતાનોની તવારીખોના નામ સિવાય હાલ પત્તો લાગતો નથી. એટલે એના લેખક કયાના તે કહેવું મુશ્કેલ છે. પણ તારીખે બહાદૂરશાહીનો કર્તા અમદાવાદનો હતો. ઘીકાંટાની મસ્જીદવાળા મહમૂદ બેગડાના સરદાર મુહાફિઝખાનનો એ પૌત્ર થતો હતો. ગુજરાતના ઇતિહાસને લગતા બે પ્રસિદ્ધ ગ્રંથો મીરાતે સીકંદરી અને મીરાતે અહમદી એ બન્નેના કર્તા અમદાવાદના હતા. સીકંદરીના કર્તાનું શહેરબહારનું રહેઠાણ શાહીબાગ સ્થપાતા પહેલા એની જગ્યાએ એક નાના બગીચામા નદીકીનારે હતુ જહાંગીર બાદશાહે ત્યા એની મુલાકાત લીધેલી અને સીકંદરીનું પુસ્તક તુરતનું લખાયલું વાચેલુ.

સ્વતંત્ર બાદશાહીના અંત સમયમા અમદાવાદમાં હાજી અદ્દ દબીરે લખેલો ગુજરાતનો અરબી ભાષામા લખાયલો ઇતિહાસ એ એક મહત્વનો ગ્રંથ છે. એ મૂળમા અંગ્રેજી ભૂમિકા સાથે છપાયો છે પણ તરજૂમો થયો નથી. એજ સમયના ઇતિહાસ માટે મીર અબુ તુરાબનો તારીખે ગુજરાત નામનો નાનો ગ્રંથ પણ ઉપયોગી છે. એનો તરજૂમો થયો નથી. મીર અબુ તુરાબે છેલ્લા સુલતાન અને અકબરની લડાઈઓમાં ભાગ લીધેલો. એનો રોજો એણે આશાવલમા બાધેલો, જે હાલ જમાલપુર દરવાજા બહાર કેલીકો મીલની પાળ છે. એણે મક્કાથી હજ કરી પાછા આવતા ત્યાથી "કદમે રસુલ શરીફ"—"પેગંબર સાહેબના પવિત્ર પગલા"—નો એક પત્થર હિંદુસ્તાનમા આણેલો અને અકબર બાદશાહની પરવાનગીથી આશાવલમા પોતાના ઘર પાસે મોટું મકાન કરી એમા પધરાવેલો. અકબરના અમલની શરૂઆતમા એના ફુઆ બહેરામ ખાનખાનાનના પુત્ર અને પ્રસિદ્ધ કવિવર અબ્દુ-રહિમ ખાનખાનાન અમદાવાદમા રહેલા અને સરખેજ પાસે એક ઉત્તમ બગીચો અને રહેવાનુ મકાન બનાવેલા.

મીરાતે અહમદીના કર્તા અલી મુહમ્મદખાન બાદશાહી દીવાનને નામે ઓળખાય છે. ગુજરાત અને અમદાવાદના ઇતિહાસને લગતી વીગત અને આકડા આપવામા આ પુસ્તકનુ સ્થાન અપૂર્વ છે. આઇને અકબરી જેટલુ એ વિશ્વસનીય છે. એણે હિંદુસ્થાનની નોંધ પક્ષપાત વગર લીધેલી છે.

છેક બ્રીટીશ અમલની શરૂઆત સુધી ખાસ કરીને નાગરો ફારસીનો સારો અભ્યાસ કરતા હતા. કેટલાક પ્રાચીન નાગર કુટુંબોમા ફારસી અરબીના હસ્તલિખિત ગ્રંથોનો સારો સંગ્રહ છે. પણ તેમાનું કાઇ બહાર આવ્યું નથી. એ લોક ફારસીમા સારી કવિતા બનાવી શકતા. એમ સાભળ્યુ છે કે સર ચિનુભાઇના વડવા મંગળદાસે ફારસીના વાકેઆતે આલમ-

* એ બેમાં એક રણછોડજી દીવાનની તારીખે સોરઠ એ બહાર પડેલી છે. પાટણના નાગર ઈશ્વરદાસે લખેલો ઔરંગઝેબના સમયનો ઇતિહાસ બહાર નથી પડયો.

ગીરી+ નામનો ગ્રંથ લખેલો. એ ગ્રંથ મીરાતે અહમદીનો ગુજરાતીમાં તરજૂમો કરન
નિઝામુદ્દીન ચિશ્તી સાહેબે જોયેલો. એનો તરજૂમો કરી બહાર પાડવાનું પહેલાં સર ચિ
ભાઈ બેરોનેટે એમને કહેલું. પરંતુ એ ગ્રંથ એ પછી ખોવાઈ ગયેલો. આ ઉપરથી જણા
કે સાહિત્યની આ એક જૂદીજ દિશામાં અમદાવાદે ઘણો સારો ફાળો આપ્યો છે.

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધની શરૂઆતથી ગુજરાતી સાહિત્યનો નવો યુગ શ
થાય છે. એ સમયે અમદાવાદમાં કેટલાક ઓછા પ્રસિદ્ધિમાં આવેલા લેખકો પણ ર
ગયા છે. ભક્ત કવિઓમાં અલખ બુલાખીરામ અને બાપુ કવિનાં નામ નોંધાયલાં
અમદાવાદ હાઇસ્કુલના પહેલા મુખ્ય અધ્યાપક ભોગીલાલ પ્રાણવલ્લભદાસે એ સમય
શરૂઆતની સાહિત્યવૃદ્ધિમાં આગળપડતો ભાગ લીધો હતો. મગનલાલ વખતચંદે
સદીના પૂર્વાર્ધ સુધીનો અમદાવાદનો ઇતિહાસ ગૂજરાતી ભાષામાં લખેલો છે અને એદ
જી ડોસાભાઈએ અંગ્રેજી અને ગૂજરાતીમાં ગૂજરાતનો ઇતિહાસ લખ્યો છે. ખુશાલીરા
સારાભાઈએ પંચમહાલ અને પાવાગઢની કેટલીક હકીકત લખી છે. એ એક ભક્ત અ
સરકારી લેખક હતા. છોટાલાલ સેવકરામે માર્કસ ઓરેલીઅસના તત્વવિચારોનું ભાષાં
અને છોટાલાલ બાવની વગેરે કાવ્ય લખ્યાં છે. દેશી નાટક સમાજના માલિક ડાહ્યાભા
ધોળશાજી પણ એક સારા કવિ હતા. સારા રાગરાગણીમાં કવિતા જોડીને નાટકમાં ગુંથવાં
અને એ રીતે ભજવી બતાવાય એવાં નાટકો બનાવવામાં એમનું કાર્ય સૌથી ઉત્તમ

હવે અમદાવાદની સાહિત્યપ્રવૃત્તિમાં એક વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી
બાપદાદાથી અમદાવાદના રહેવાશી તો અમદાવાદમાં ગણાયજ. પણ બીજા સ્થળના મ
વતની છતાં જેમણે અમદાવાદને પોતાનું નિવાસસ્થાન કર્યું અગરતો ઘરબાર બાં
વતન બનાવ્યું એવા સાહિત્યકારો પણ અમદાવાદમાંજ ગણવા પડે. એથી બીજી પંક્તિ
જેમની સાહિત્યપ્રવૃત્તિનો આખો સમય અમદાવાદમાં ગયો હોય એવા લેખકો આવે. પ
એમની માત્ર નોંધ લઇ એમને અમદાવાદના તરીકે ગણી શકાય નહિં. આમાં કેટલ
પરદેશીઓનો સમાવેશ થાય છે. આમાં ફોર્બ્સનું નામ પહેલું આવે. દલપતરામે ગૂજરા
ભાષામાં એમને અમર કરવાથી અને રાસમાળાના સુપ્રસિદ્ધ ગ્રંથના લેખક તરીકે એમ
બધા ઓળખે છે. એજ પ્રમાણે રેવરંડ ટેલરે પણ ઘણાં વર્ષ અમદાવાદમાં રહીને ગૂજ
રાતી ભાષાની સેવા કરી છે. હોપે અમદાવાદના સ્થાપત્ય ઉપર સૌથી પહેલું પુસ્તક સચિ
લખ્યું છે. એ સમયમાં મલાતજના વતની શાસ્ત્રી મજ્જલાલ કાળીદાસ જેવા વિદ્વાન
કાર્યક્ષેત્ર ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીને લીધે અમદાવાદમાં હતું.

દલપતરામમાં પુરેપુરૂં હતું અને એમના સમયના કવિલેખકોમા એ આ "Matter of fact" શહેરના ખરા પ્રતિનિધિ હતા. એમની બીજી મહત્તા એ કે એમની પાસે શીખી ગૂજરાતના કેટલાક સારા કવિઓ અને લેખકો તૈયાર થયેલા, આ ઉપરાંત ગૂજરાતી ભાષા માટે એમનું અભિમાન આદરને પાત્ર હતું. આપણા પ્રખર વિદ્વાન અને વિવેચક મણિલાલ નભુભાઈના શબ્દોમાં કહીએ તો "એમના (દલપતરામના) જેવી સર્વમાન્ય કાવ્યશક્તિ, સર્વત્ર માર્ગ કરવાની આર્દ્રતા, પ્રત્યેક પ્રસંગે પ્રસરતી કાવ્યપ્રતિભાની તત્પરતા, હવે કોઈનામાં નથી; ગૂજરાતી ભાષાનો હવે કોઈ એવો એકાન્ત ઉપાસક નથી." કુદતી કવિતા લખનારા કવિઓ અને દાદરા ચઢયા વગર છાપરે જવા ઈચ્છતા વિવેચકો ગૂજરાતના આ યુગપ્રવર્તક મહા કવિના જીવન અને કવનનો એ સમયના સંજોગો વગેરે સાથે ઝીણવટથી અભ્યાસ ન કરે ત્યા સુધી એમની મહત્તા પુરી સમજાશે નહી.

એ જમાના માટે સામાન્ય રીતે મનાતું કે સ્વદેશાભિમાનની લાગણી જેવું લોકમાં કે લેખકોમાં હતું નહિં. લાંબા વખતની અવ્યવસ્થા અને જુલમોથી અંગ્રેજી રાજ્યની કાંઈક વ્યવસ્થિત રાજનીતિથી ગઈ સદીના લોક કાંઈક અંજાઈ ગયેલા. રાજકર્તાની પ્રાચીન ભાવના એમનામાંથી ગયેલી નહિં. એવા જમાનામા સ્વદેશાભિમાન વિરલ વસ્તુ તો ગણાય. દલપતરામને કેટલાક રાજ્યના ગુણગાનાર તરીકે વર્ણવે છે. આમ કહેનાર કવિને બરોબર સમજતા નથી. ખરી રીતે તો એમનું સ્વદેશાભિમાન ગૂઢ અને વધારે સંગીન હતું. તે સાથે અમદાવાદી કવિએ એમના વિચારો આજની પેઠે ઉકળતા સ્વદેશાભિમાનના શબ્દોથી નહી પણ "અમદાવાદી" ડહાપણ અને ગંભીરતાથી જણાવ્યા છે. એમનાં કાવ્યોમાં કોઈ કોઈ સ્થળે એ જણાઈ આવશે. પરંતુ એમનું એ બાબતમાં અપૂર્વ સમર્પણ એ તો "હુન્નર ખાનની ચઢાઈ" છે. હિંદુસ્તાનમા એ જમાનામા આ મહત્વની વાત કેટલા સમજ્યા હતા, તે તપાસ કરવા જેવી છે. ગૂજરાતી તરીકે અભિમાન લઈએ એવા અખિલ હિંદમાં પૂજ્ય થએલા દાદાભાઇ નવરોજજીએ આ વિષયને લગતું અંગ્રેજી ભાષામાં અને સીધી રીતે જાહેર કર્યું એટલે આખું હિંદ એ જાણે છે. એજ સમયમા આપણા આ કવિએ કવિની રીતે ગૂજરાતી ભાષામાં એ બનાવ્યુ. અંગ્રેજીનુ જ્ઞાન કેટલું અને કેવા પ્રકારનું હતુ અને નવા વિચારો કેટલા પ્રસર્યા હતા તે વસ્તુસ્થિતિ ઉપર ધ્યાન આપવાથી દલપતરામનું સ્વદેશાભિમાન ગૂજરાતી અને અમદાવાદી તરીકે કેવું હતું અને એને કાવ્યમાં એમણે કેવી રીતે ઉતાર્યું તે બરોબર સમજાશે. આ દૃષ્ટિએ દલપતરામનું મહત્વ ખરેખર અપૂર્વ છે. એ મૂળ વઢવાણના હતા. પણ એમણે અમદાવાદમાજ નિવાસ કરેલો અને મૂળથી "અમદાવાદ"ના કવિ તરીકેજ પ્રસિદ્ધિમાં આવ્યા છે.

હવે આ સમયમા સાહિત્યકાર તરીકે ઓછી પ્રસિદ્ધિમાં આવેલા છતાં સાહિત્ય પ્રવૃત્તિમા જેમણે સીધો કે આડકતરો ભાગ લઈ એને વેગ આપ્યા કરેલા એવા પુરુષોની જરા નોંધ લઈએ. એમા સૌથી પહેલા દીવાન બહાદૂર અંબાલાલ સાકરલાલને ગણવા પડે. એમ કહેવાય છે કે મુંબાઈ યુનિવર્સીટીની ઉંચામાં ઉંચી ડીગ્રી અને સાથે કાયદાની ડીગ્રી લેનાર એ પહેલા ગુજરાતી હતા. અંગ્રેજી ગુજરાતી શબ્દકોશ પ્રમાણભૂત ગણાય એવો એમણે પહેલવહેલો બનાવ્યો. એમનું અર્થશાસ્ત્રનું જ્ઞાન ઘણું ઉચા પ્રકારનું હતું. અમદાવાદ હાઈસ્કુલના મુખ્ય અધ્યાપકમાં ચઢી આખરે વડોદરા રાજ્યના વડા ન્યાયાધીશના પદ સુધી એ ચઢેલા. એમણે કવિતા લખી નથી, કે સાહિત્યના વિવેચકો નોંધ લે એવા

રાયપુરના એ વતની છે. આશારામ દલીચંદ ન્યાયમૂર્તિ લલ્લુભાઈ શાહના પિતા થાય. અમદાવાદ શાહપુરના એ વતની છે. એમણે ગુજરાતી કહેવતો ઉપર ઉત્તમ ગ્રંથ લખ્યો છે. ગઈ સદીમા સ્ત્રી લેખકોના નામ મળવા મુશ્કેલ છે. મોતીલાલભાઈના પત્ની સૌ. કંકુબાઈએ સરસ્વતી માહાત્મ્ય અને અંગ્રેજી ઉપરથી સેન્ડફોર્ડ એન્ડ મર્ટનનો તરજુમો કરેલો. એમના જમાનામા અમદાવાદમા સ્ત્રી લેખિકા તરીકે કદાચ એ પ્રથમ પહેલા કહી શકાય. એ પુસ્તકોના વિવેચનમા સાક્ષરશ્રી મણિલાલ નભુભાઈએ અને અન્ય સ્થળે શ્રી. મનઃસુખરામ સૂર્યરામ અને છોટાલાલ સેવકરામે સૌ. કંકુબાઈની પ્રવૃત્તિઓની નોંધ લીધેલી છે.

અમદાવાદમા પ્રથમ પંક્તિના નવલકથાકાર નથી થયા એ ખાસ નોંધવા જેવું છે. કદાચ વ્યવહારૂ–Matter of fact–શહેર આકાશ પાતાળમા ગમન કરે એવી પ્રતિભાવાળા નવલકારો ઉત્પન્ન કરે એ બનવાજોગ છે. છાપાની ભેટ તરીકે ઉત્તમ નવલકથાઓ લખાઇ છે પણ ખરી ગઈ સદીના અંત અને આ સદીની શરૂઆતમા ભોગીન્દ્રરાવ દીવેટીઆ, શિવભાઈ આદિ બધુ સમાજના મળ્યો, અને હમણાજ જેમનો વાર્તાસંગ્રહ બહાર પડ્યો છે એ કંચનલાલ વાસુદેવનુ નામ નવલકારમાં ગણાવી શકાય. શ્રી કંચનલાલ નાની વયે અવસાન પામ્યા, નહિ તો ટુકી વાર્તાના લેખક તરીકે એમની પ્રતિભા વધારે બહાર આવત, લોકસમૂહને પસંદ પડે એવી નવલકથાઓ સત્યેન્દ્રપ્રસાદે પણ લખી છે.

પ્રાચીન રીત પ્રમાણે સંસ્કૃત ભાષાના પંડિત અને પ્રખર વ્યાકરણશાસ્ત્રી મહામહોપાધ્યાય રામકૃષ્ણ હર્ષજી શાસ્ત્રીનુ નામ અમદાવાદના પાંડિત્યની ગણત્રીમા ખાસ ગણવું જોઇએ. મૂળ કાઠીઆવાડના છતાં આખું જીવન વિદ્યાદાનમા ગાળી એમણે અમદાવાદમા ઘર કરી પોતાનું હમેશનું વતન બનાવ્યું. ગુજરાતના ત્રણ મહામહોપાધ્યાયમાં એક એ હતા. વ્યાકરણવારિધિ અને વિદ્યાવાચસ્પતિની ઉપાધિઓ પણ એમણે પ્રાપ્ત કરી હતી.

મગનભાઇ ચતુરભાઇ બેરીસ્ટરે પણ એ રીતે અમદાવાદને હમેશનું નિવાસસ્થાન બનાવેલુ અને સંસ્કૃતમાથી ભાષાંતરાદિ કરેલાં તેમજ બીજી સાહિત્યપ્રવૃત્તિ પણ કરેલી. એ ઉત્તમ વક્તા પણ હતા.

નવા યુગની સાહિત્યની રૂપરેખા આપણે ગઈ સદીના ઉત્તરાર્ધથી આજસુધી ગણી છે. એમાં અમદાવાદમા થઇ ગયેલા સદ્ગત સાહિત્યકારોનું વર્ણન કર્યું. હવે એ આખા સમયમા થયેલા વિદ્યમાન સાહિત્યકારોનું વર્ણન રહ્યું. તે પહેલા આ યુગના મહાન સાહિત્યકાર સર રમણભાઈની સાહિત્યપ્રવૃત્તિ જોઈએ.

સર રમણભાઈના પિતા સુરતથી અમદાવાદ આવ્યા. સર રમણભાઇએ અમદાવાદને પોતાનું હમેશનું વતન બનાવ્યુ. ભોળાનાથ સારાભાઇના સંસ્કારી કુટુંબ સાથે એમનો લગ્નસંબંધ થવાથી અને અમદાવાદની અનેક રીતે સેવા પા સદી સુધી કરવાથી એમનું નામ અને કુટુંબ અમદાવાદના સંસ્કારી કુટુંબોમા મોખરે છે. એઓ એક પ્રથમ પંક્તિના વકીલ હતા, સમાજસુધારક હતા, અમદાવાદ મ્યુનિસીપાલીટીના પ્રમુખ હતા એ તો આખું ગુજરાત જાણે છે, અને વખત જતા અનેક ગજ્હારીઓની કીર્તિ ભૂલાઈ ગઈ છે તેમ ભૂલાઈ જવાશે. પરંતુ સાહિત્યમા અનેક દિશાએ એમણે જે પ્રવૃત્તિ કરી છે અમર છે અને ગુજરાતી ભાષા રહેશે ત્યાં સુધી અમર રહેશે. એ કવિ, વિવેચક, નાટક-



લાલ દરવાજા આગળની સીદી સૈયદની મસ્જિદની પ્રસિદ્ધ જાળી

કાર, હતા. એમનામા ભક્તિ અને ધાર્મિક તત્વચિંતન પણ ઓછુ નહોતુ. પરંતુ હાસ્યરસના અપૂર્વ લેખક તરીકે એમની કીર્તિ અગ્ર છે.

મારૂ એવું નમ્ર માનવું છે કે હિંદુસ્તાનના અનેક પ્રાંતો અને એમની ભાષાઓના મુકાબલે હાસ્યરસ આપણા પ્રાતમા વધારે ખીલ્યો છે. એક રીતે પશ્ચિમને મુકાબલે આખા હિંદુસ્તાનમા હાસ્યરસની ઉણપ છે એમ સર્વમાન્ય અભિપ્રાય છે. પરંતુ અન્ય કોઈ પણ પ્રાતને હીસાબે આપણામા એ વધારે છે અને આજના જમાનામા શાસ્ત્રીય રીતે ખીલતો જાય છે. વિવેચકોની એક વિચિત્ર મનોવૃત્તિ છે કે એમને સર્વત્ર તફડચી દેખાય છે. એ વાત બાજુએ મુકીએ સાક્ષાત્ જગતનિયંતાએ પણ વિશ્વની ઉત્પત્તિમા તફડંચીજ કરેલી છે. અને વિશ્વ પહેલા હતુ તેવુ બનાવ્યુ છે. નવુજ સર્જન કર્યું નથી. એટલે જગતમા અનેક વિચારપ્રવાહ અનાદિ કાળથી ચાલ્યાજ આવે છે. એને સુંદર રીતે વ્યક્ત કરે એજ કવિએજ સાહિત્ય સર્જનાર, પછી એ જુનુ હો કે નવુ હો; તે સાથે પરવા ન કરવી કે કોઈ વિચાર બીજાનો હોય તો તે દર્શાવવાની નિખાલસતા રાખવી જોઇએ. કવિ કુલગુરૂ કાલિદાસની બધી કૃતિઓ એક દૃષ્ટિએ જુના આખ્યાનોમા અપહરણ છતા પૂર્ણ રીતે નવીન છે. કાલિદાસે કોઇમાથી ચોરી કરી છે એમ કહેવાની કોઈ વિવેચકની હિંમત છે ? એટલે કોઈ નવલકથા કે કોઈ હાસ્યરસની પ્રેરણા ઓછી વધતી અન્ય સાહિત્યમાથી મળે છતા પ્રતિભાવાળા લેખકો એને આપણા સમાજને અનુસરીને સુદર કલ્પનાથી ગુથી મુકે તો એ નવીન આકર્ષણ જ ગણી શકાય. માળી સુદર મંડપ ગુંથે તો ફૂલપત્રનો બનાવનારો એ નથી એમ કહી એણે અપહરણ કર્યું છે એમ કહેવા જેવુ આ છે. ગૂજરાતમા કેટલાક ઉત્તમ નવલિકાના ગ્રથો અને હાસ્યના લેખો માટે આવી ટીકા સાભળી છે તેથી આટલી આડી વાત થઈ જાય છે.

હાસ્યરસ માટે આપણા પ્રાતમા પ્રાચીનકાળથી રસ લેવાયો છે અને નર્મદાની નીચેનો ભાગ કેટલાકને મતે વધારે હાસ્યવૃત્તિવાળો છે એમ મનાય છે. આ ચર્ચાને અહીં સ્થાન નથી સાહિત્યનો નવો યુગ શરૂ થયા પછી તો હાસ્યનું નાટક દલપતરામે લખ્યુ. પણ "ભદ્રભદ્ર"ના લેખક તરીકે નવા હાસ્યરસના પિતા તો સર રમણભાઈજ છે. પૈસાઘેલુ અમદવાદ હાસ્યમા છેક પાછળ નથી રહ્યું એ ખાસ નોધવા જેવી વાત છે. નવલકથામા જે શહેર પાછળ પડી ગયુ તે હાસ્યમા આગળ રહ્યુ. હાસ્યલેખનની બાબતમા ભેગાભેગી કહી દેવુ જોઈએ કે કવિ અને ભાષાશાસ્ત્રી તરીકે પ્રસિદ્ધ થયેલા શ્રી. નરસિંહરાવભાઈએ પણ "ઉત્તર ભદ્રંભદ્ર" લખી હાસ્યસાહિત્યમા ઉમેરો કર્યો છે. અમદાવાદના ગભીર ગણાતા સાહિત્યકારોમા હાસ્યવૃત્તિ સૂક્ષ્મ રીતે વ્યાપી રહેલી છે. હાસ્યના સ્વતત્ર લેખો ન લખવા છતા એ જણાઇ આવે તેમ છે તે આગળ વિચારીશુ.

સર રમણભાઈની કીર્તિ અમદાવાદના એક એવા મોટા સાહિત્યકાર અને ભદ્રભદ્ર તથા હાસ્યમંદિરના લેખક તરીકે અમર છે એમની કીર્તિમા લેડી વિદ્યાગૌરીનો પણ ભાગ છે તે આગળ જોઇશું. હાસ્ય ઉપર હિંદની અન્ય પ્રાતભાષાઓમા આવા પ્રયત્નો થયા નથી. ગૂજરાતનુ હાસ્યરસનુ સાહિત્ય એ ગૂજરાતી ભાષાનુ મોટુ ગૌરવ છે, અને સર રમણભાઇ એના પિતા છે. સમગ્ર સાહિત્યની દૃષ્ટિએ ગૂજરાતમા થઇ ગયેલા અને આજે

વિદ્યમાન જે થોડા મોટામા મોટા સાહિત્યકારોનાં નામ છે એમાં સર રમણભાઇનું નામ ગણી શકાય. અમદાવાદ તો એમને માટે દરેક રીતે અભિમાન ધરાવે.

હવે વિદ્યમાન સાહિત્યકારો જોઇએ. વર્તમાન કાલમા તો અમદાવાદ સાહિત્યના શોખીનો માટે તીર્થસ્થળ જેવું છે. કમનસીબે પશ્ચિમના દેશોના સાહિત્યરસિકો સાહિત્ય યાત્રાઓ જે રસ અને પૂજ્ય ભાવથી કરે છે એવું આપણામા નથી. તેથી ઉલટું આપણામા સાહિત્યકારનો ઉપહાસ થતો જોવામાં આવે છે. વર્તમાન સમયમા વિદ્યમાન સાક્ષરોને ધ્યાનમા લેતાં તો અમદાવાદ ગૂજરાતી સાહિત્યનું પણ પાટનગર છે. આમા સર્વથી પ્રથમ સ્થાને શ્રી. નરસિંહરાવભાઇ, શ્રી કેશવલાલભાઈ, અને આચાર્ય શ્રી આણંદશંકરભાઇ આવે. એ ત્રણ મહાવિદ્વાનોમાં સાહિત્ય અને પાંડિત્ય બન્ને રહેલા છે અને તે ઉપરાત એમની કૃતિઓ લાલિત્યથી પણ રહિત નથી. આવો અપૂર્વ યોગ કોઇ સાહિત્યકારોમા ભાગ્યેજ જોવામા આવે છે. આ ત્રણે વિદ્વાનો ગૂજરાતી ભાષાનાજ વિદ્વાનો છે એવું નથી. એમની વિદ્વત્તા એવી સર્વદેશી છે કે હિંદુસ્તાનના વિદ્વાનોની પંક્તિમા અગ્ર સ્થાને એ આવી શકે. ત્રણેના વિચારસરકાર ઉંડા છે. ત્રણેનુ જ્ઞાન અગાધ છે. ત્રણે સરસ્વતીના પર્વતના ઉંચામા ઉંચા શિખર ઉપર નિવાસ કરે છે. શિખર ઉપર રહે એ નીચેના પ્રાકૃત લોકને એમના દૂરથી ઝાખા દર્શન થાય. અને નીચેના લોક એમને ઉપરથી કીડી જેવા લાગે એમ કદાચ બને. કીડીને શિખર ઉપર જવું જેટલું ભારે છે. તેટલુંજ સામાન્ય લોકને એમના ઉંચા જ્ઞાનનું ભાન થવું ભારે છે. ત્રણે લગભગ સમાન ઉંચાઈએ હોવા છતા ત્રણેના રંગમા ફેર છે અને વિવિધતા છે. તે કેવી રીતે તે જોઇએ.

શ્રી. નરસિંહરાવભાઇ એમના ઉંચા સાહિત્યશિખર ઉપરથી ઉચે જવાની અભિલાષાવાળા લોકને માર્ગ બતાવવા અને અમીપાન કરાવવા કોઈ કોઈ વાર નીચે આવે છે. અધિકારીને ઉત્તેજન આપે છે અને ઉચે ચડાવે છે. એમણે બરડો થાબડવાથી ગૂજરાતમા કેટલા પ્રથમ પંક્તિના સાહિત્યકાર તરીકે આવ્યા છે તે જોવાથી આ સ… સમજાશે. એમની કડક ટીકાથી કેટલાક ડરે છે, કેટલાક એ દોષ સમજે છે. પરંતુ માર… એ નહિં ને ભણાવવું એ નહિ એ ઉત્તમ નીતિ નથી એ તો બધા કબુલ કરે. નરસિં… રાવભાઇ મારે છે યે ખરા ને ભણાવે યે ખરા. એમા જ એમની મહત્તા છે. એમણે કરે… કડક ટીકાઓ સાથે એમણે આપેલા ઉત્તેજનના શબ્દો પણ જોવાથી આ વાત સિદ્ધ થ… વિદ્વાન ભાષાશાસ્ત્રી અને કવિ તરીકે એમની પ્રસિદ્ધિ એટલી છે કે એ વિશે અહીં લ… લંબાણ કરવાની જરૂર નથી દીલગીરીની વાત એટલી જ છે કે અમદાવાદના વતની છ… અમદાવાદના તાપ અને હવાથી કંટાળી એમણે પાછલું જીવન મુબઈમા ગાળવાનું પસંદ ક…

શ્રી કેશવલાલભાઈનું જીવન અને સ્વભાવ શાંત છે. એ કડક ટીકા કરતા ન… એકાંતમા શાંતિથી પોતાનું કાર્ય કર્યા કરવાનું એમને વધારે પસંદ છે. શ્રી. નરસિંહરાવભ… અને શ્રી. આણંદશંકરભાઈ અંગ્રેજી તરફ જરા વધારે ઢળે છે. કેશવલાલભાઇ ગૂજરાતી ભા… દ્વારાજ લખવું વધારે પસંદ કરે છે. એમના કેટલાક ગ્રંથોની વિદ્વત્તાપણે પ્રસ્તાવના અંગ્રેજીમા લખાઇ હોત તો હિંદુસ્તાનમા આદર પામત પણ ગૂજરાતી ભાષા માટે એ… અભિમાન હોવાથી એ ગૂજરાતીનેજ પ્રથમ સ્થાન આપે છે. મહામહોપાધ્યાય ગૌ… શંકર ઓઝાને જેમ હિંદી છે તેમ કેશવલાલભાઇને ગૂજરાતી છે. ગૂજરાતી ભાષ…

વિદ્વાન ભાષાશાસ્ત્રી અને અપૂર્વ ભાષાંતરકાર તરીકે એ પ્રસિદ્ધ છે. ભાષાંતર કરવામાં મૂળ કવિના હૃદયમાં પેસીને એઓ લખે છે. એટલે એ ભાષાંતર નથી પણ મૂળ કવિ ગૂજરાતી ભાષામાં લખતો હોય એવું છે. પોતાનું હૃદય ઉત્તમ કવિત્વથી ભરેલું ન હોય તો એમ થઇ શકે નહિં. એટલે કવિતાના મોટા ગ્રંથો ન લખવા છતાં કેશવલાલભાઈ પોતે ઉત્તમ કવિ છે માટે જ ઉત્તમ ભાષાંતરકાર છે. સંસ્કૃત ગ્રંથોના સંપાદનમાં એમની વિદ્વત્તા અને કવિત્વ ખાસ જણાઈ આવે છે. અને મૂળ કવિએ કયા શબ્દો લખ્યા હશે, પાઠ કયો ખરો હશે વગેરે બાબતો એ સચોટ રીતે બતાવે છે. આમાં પ્રથમ તર્ક કરવાનો હોવાથી ટીકાઓ પણ થાય છે. પરંતુ એ રીતે એમણે બતાવેલા પાઠો કોઇ નવી પ્રત જડતા જ્યારે ખરા ઠરે છે ત્યારે ટીકાકાર ખોટા પડે છે એવું બન્યું છે. સાહિત્યના સંશોધનમાં અને પ્રાચીન સાહિત્યના અભ્યાસમા એમનુ સ્થાન ઘણું ઉંચું છે.

આનન્દશંકરભાઈ પણ કડક નથી; પણ ગંભીર છે. તે સાથે એમની વાણીમાં અપૂર્વ મીઠાશ છે અને જે કહેવાનું હોય તે હસતે વદને કહે છે. ઘણીવાર તો એ કડક છે કે ગંભીર છે કે શાત સ્મિતવાળા છે એ એમના બહુ પ્રસંગમાં આવ્યા વગર સમજવું મુશ્કેલ છે. એમના હાથ નીચે કૉલેજમાં ભણેલા પણ એમના અંગત સંબંધમાં ન આવેલા વિદ્યાર્થીને ઘણીવાર આ ત્રણે લાગણી થાય છે; અને હિમાલયના સૂર્યકિરણથી ચળકતા હિમમય શિખરને આશ્ચર્યમુગ્ધ થયેલો પથિક જોઇ રહે એમ વિદ્યાર્થીઓ એમને ભાષણ કરતા જોઈ રહે છે. એમને એક બે કલાક મળીને એમનું રેખાચિત્ર દોરવું એ તો ભૂલજ છે. એથી ઘણા એમને "દૂધદહિં" નીતિવાળા સમજે. એ પોતાનો અભિપ્રાય સ્પષ્ટ શબ્દોમાં કહી એક ઘાએ બે કડકા નથી કરતા એ સાચું છે, પણ એથી "દૂધદહિં" નીતિવાળા એમને ન કહેવાય. ખરી રીતે દરેક વિષય ઉપર એમનું જ્ઞાન એટલું તો અમાપ છે કે વિષયની બન્ને બાજુઓ અને ગુણદોષની વીગત આખા જગતના સાહિત્યમાંથી બતાવીને અભિપ્રાય લેવા આવનાર જ્ઞાનથી એ અંજાઈ જાય અને વીગતોના વમળમાંથી એ ઉંચો ન આવી શકે એટલી વાતો એની આગળ રજુ કરે છે. આથી મંત્રમુગ્ધ થયેલો જિજ્ઞાસુ એમના અભિપ્રાયનો પાર પામી શકતો નથી. ખરી રીતે તો કુશળ જિજ્ઞાસુ એમનો અભિપ્રાય તારવી શકે એવી રીતે એ બન્ને બાજુઓ વ્યક્ત કરે છે. વિષયની રજુ કરવાની એમની ભાષા એવી મધુર છે કે સાંભળનાર સાભળ્યાજ કરવાનું ઇચ્છે છે. ભાષામાં અને વિષયની ચર્ચામા અદ્‌ભૂત લાલિત્ય છે તેથીજ એમના ભાષણ અને લેખ લોકોને આકર્ષે છે. એક ગૃહસ્થે એક વખત કહેલું લડાઈ કરવાની ઇચ્છાથી આનન્દશંકરભાઇ પાસે જઇએ અને લડાઇનો એક શબ્દ બોલ્યા પહેલાં તો એમની વાણીની મીઠાશથી ગુલામ બની આવીએ છીએ. એમના ધર્મ અને તત્વજ્ઞાનના ગ્રંથો સુપ્રસિદ્ધ છે; અને પ્રસિદ્ધ ગ્રંથોની નામાવળી આપવી કે એની ચર્ચામાં ઉતરવું એ લેખનો વિષય નથી. અંગ્રેજી સાહિત્યનો એમનો અભ્યાસ પણ એટલો ઉંડો છે કે એમાંથી કોઈ વિષય હાથમા લે તો અંગ્રેજ વિવેચકને મુગ્ધ કરી શકે. 'વસંત' માસિકની પચ્ચીસી ઉજવીને ગૂજરાતે એમના જ્ઞાનની પૂજા કરી છે.

શ્રી. નરસિંહરાવભાઇ, શ્રી. કેશવલાલભાઈ અને આચાર્ય શ્રી આનન્દશંકરભાઈ એ ત્રણે ગૂજરાતી સાહિત્ય પાંડિત્યથી ભરપુર છે એમ સિદ્ધ કરવા માટે જગતની ભાષાઓના પંડિતોની સભામા સ્થાન લઇ શકે તેવા છે તે જોયું. ત્રણ મૂળ અમદાવાદના વતની છે.

લાખાપટેલની પોળ, ગોટીની શેરી, અને આકાશેઠકુવાની પોળ આ રીતે આ ત્રણેનું અનુક્રમે નિવાસસ્થાન છે તેથી સાહિત્યરસિકને યાત્રાના સ્થળ જેવું ગણાય.

એજ રીતે મૂળ અમદાવાદમાં રણછોડજીની પોળના વતની પણ હાલ શાહીબાગમાં નિવાસ કરી રહેલા અને વિદ્યાસંસ્કાર તરફ આંખ મીંચનારા લોકસમુદાયને વિદ્વાન પંડિતને બદલે કુશળ વહીવટદાર તરીકે જાણીતા નર્મદાશંકર દેવશંકર મહેતા ગૂજરાતી સાહિત્યમાં ઉચું સ્થાન ભોગવે છે. રણછોડલાલ છોટાલાલનો બુદ્ધિપ્રવાહ જેમ મીલઉદ્યોગમાં વળ્યો એમ નર્મદાશંકરભાઇનો બુદ્ધિપ્રવાહ કારોબારી વહીવટ તરફ વળ્યો. કોઈપણ કાર્ય હાથમાં લે તેમા સંપૂર્ણ કુશળતા સાથે સફળ થાય એવી બુદ્ધિપ્રતિભા બન્નેમાં છે. આનન્દશંકરભાઈની વહીવટકુશળતા માટે પણ એમજ કહેવાય છે આનન્દશંકરભાઈ કેળવણીના કાર્યમા પડ્યા ને એમા મોટી કીર્તિ સંપાદન કરી પણ વહીવટી કાર્યમા પણ એવી જ કીર્તિ એ મેળવી શકત. નર્મદાશંકર વહીવટી કાર્યમા પડ્યા ને એમા ઉચી કીર્તિ સંપાદન કરી પણ કેળવણીમા પડ્યા હોત અને પ્રોફેસર થયા હોત તો એટલીજ ઉચી કીર્તિ મેળવી શક્યા હોત. એ બન્ને વિદ્વાનોના બુદ્ધિવૈભવની એ ખાસ મહત્તા છે. નર્મદાશંકરભાઈ આનન્દશંકરભાઇના વિદ્યાર્થી હતા. આનન્દશંકરભાઇને મોઢે એક વાર સાંભળેલું કે નર્મદાશંકર એટલે "thoroughness." એમણે ધર્મ અને તત્વજ્ઞાનના ગ્રંથો ગૂજરાતીભાષાને આપ્યા છે. નડિયાદના રસિક કવિ બાલાશંકર ઉલ્લાસરામ કંથારીઆના એ ભાણેજ થાય. બાલાશંકરના કવન ઉપર જ્યારે એમણે નિબંધ બહાર પાડ્યો, ત્યારે સાહિત્યની એ દિશામાં પણ એ હાથ નાખે તો કેવું કાર્ય કરી શકે તે સમજાયું. એમની ભાષા અને શૈલી પણ મનોહર છે. એથી પણ વધારે એમની વકતૃત્વશક્તિ મનોહર છે. એ બોલતા હોય તો કલાકના કલાક ક્યા ગયા તે જણાય નહિ. કોઇ પણ વિષય ઉપર એકદમ ભાષણ કરવાનું (oxtemporo) એમને વિનવવામા આવે તોપણ સભાને મુગ્ધ કરે એવું એ બોલી શકતા. સફળ વહીવટી કાર્યક્ષેત્રમાંથી નિવૃત્ત થઇ એમના જ્ઞાનનો વધારે લાભ ગૂજરાતને મળત એવી આશા પક્ષાઘાતના દરદે આજે નિર્મૂળ કરી નાખી છે, અમદાવાદના પાંડિત્યનું એ ભૂષણ છે. કવિ, વિવેચક અને વિદ્વાન લેખક તરીકે શ્રી. ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરીનું નામ પણ અમદાવાદે ઉત્પન્ન કરેલા સાહિત્યમાં ઉચું છે. "કાન્હડદે પ્રબંધ"નું સંપાદન, "સાકીનું સાહિત્ય," "પૌરાણિક કથાકોષ" આદિ ગ્રંથો આપણા સાહિત્યમાં અગત્યનો વધારો વધારો કરે તેવા છે.

નામાંકિત કવિ પિતાની પેઠે અમદાવાદને પોતાનો નિવાસ કરી રહેલા અને દલપતરામની પેઠેજ અભિમાનથી અમદાવાદના ગણાય એવા ગૂજરાતના માનીતા મહાકવિ શ્રી. નાનાલાલે અમદાવાદમા કવિતાપ્રવાહને સુકો પડવા દીધો નથી. એમને માટે ગૂજરાતી સાહિત્યકારો અને વિવેચકોએ એટલું બધું લખ્યું છે અને એમના કાવ્યગ્રંથોની નામાવલી પણ એવી મોટી છે કે ઉપરના સર્વ સાહિત્યકારોની પેઠે એમની બાબતમાં પણ એ વિષય અહીં નહિ લખીએ. એ તો સર્વત્ર પ્રસિદ્ધ છે. અહીં માત્ર એટલુંજ કહેવાનું છે કે અમદાવાદે ઉત્પન્ન કરેલા સાહિત્યમાં સંપૂર્ણ લાલિત્યના એ અધિષ્ઠાતા છે.

અહીં એક વાત કહી દેવી જોઇએ. આપણા ગરબા એ આખા હિંદુસ્તાનમાં ગૂજરાતની વિશિષ્ટતા છે. ગૂજરાતના લાલિત્યનું એ મોટામાં મોટું ચિન્હ છે. ગરબા પ્રાચીન છે. પણ એનું સાહિત્ય લોકને કંઠે હતું. હવે એ છપાય છે. પરંતુ ઉંચા પ્રકારની ભાવ-

જુમા મસ્જિદ



રાણી રૂપમતીની મસ્જિદ–મિરઝાપુર

હી ગરબીઓ દયારામે ગૂજરાતી ભાષામાં ઉમેર્યા પછી એવી ભાવવાહી ગરબીઓથી સાહિત્યને સમૃદ્ધ કરવાનું માન કવિશ્રી નાનાલાલને છે. આજ આ ગરબા ગાવાની રીત અનેક રીતે વૈવિધ્યવાળી થતી જાય છે. અમદાવાદ એનુ લાલિત્ય વધારવામાં સૌથી આગળ-પડતો ભાગ લે છે. એ તો આસો મહીનામા અમદાવાદની વિવિધ સંસ્થાઓ અને જ્ઞાતિઓના ગરબાને અન્ય જગાઓના ગરબાઓ સાથે સરખાવનારને સહજ સમજાય તેમ છે. ગૂજરાતમા જ્યા સુધી ગરબીઓ ગવાશે, ત્યા સુધી ગુજરાતીઓના હૃદયમા કવિશ્રી નાનાલાલ અમર રહેશે. એમનો નિવાસ પણ અમદાવાદમા સાહિત્યરસિકને માટે તીર્થરૂપે બનાવો જોઇએ.

અમદાવાદમાં સન્નારીઓની સાહિત્યપ્રવૃત્તિમાં શ્રી. વિદ્યાબહેન અને શ્રી. શારદા બહેનનાં નામ અગ્રસ્થાને છે. કન્યાઓની કેળવણી માટે તો ઘરમા અને ઘરની બહાર એમણે એમનું આખું જીવન અન્યને આદર્શરૂપ બનાવ્યું છે. સાહિત્યસેવામાં પણ એમણે આગળપડતો ભાગ લીધો છે. અમદાવાદ જેમની જન્મભૂમિ હોય એવી સન્નારીઓએ સાહિત્યસેવા કરી છે પરંતુ એમનુ વતન અન્ય સ્થળોએ થયું હોવાથી અહીં નોધ લઇ શકાય નહિં.

હવે અમદાવાદના એક ભારે ગૌરવની વાત કરીએ. એ આ વર્ષમાં ભરાનાર ગૂજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ અને ગૂજરાત કે હિંદમાત્રના નહિ પણ જગતના મહાપુરૂષ મહાત્મા મોહનદાસ કરમચંદ ગાધી. એમને માટે આ લઘુ નિબંધમાં શું લખવું? ગૂજરાત તો શું પણ આખું જગત એમની પ્રવૃત્તિઓ જાણે છે. એમણે ગૂજરાતી કે હિંદી સાહિત્યમાં કાંઇ સંખ્યાબંધ ગ્રથો લખ્યા નથી. પણ ગ્રંથલેખન કરતાં ઘણું મોટું કાર્ય એ બન્ને ભાષાઓ માટે એમણે કર્યું છે; અને બન્ને ભાષાઓના સાહિત્યકારોએ એમને પોતાના સમૂહના પ્રમુખ બનાવ્યા છે. ગૂજરાતી ભાષાને તો નિર્મળ અને ભાવવાહી બનાવી આજનું ઉંચુ સ્થાન એમણેજ આપ્યું છે. નહિતો બે દસકા પહેલા ભણેલો વર્ગ ગૂજરાતીમાં બોલતાંલખતા શરમાતો. વિષ્ણુએ નીચા ગયેલા વેદને ઉથલાવી જેમ ઉદ્ધાર કર્યો હતો એમ દેશ ભાષાઓને નીચે જતી અટકાવી એમણે આદરનું સ્થાન પ્રાપ્ત કરાવ્યું છે. અને એજ સાહિત્યની એમની મોટામા મોટી સેવા છે. આમ છતાં પણ એમના અગણિત લેખો વાચનાર એમની સચોટ નિર્મળ ભાવવાહી ભાષા વાચી આજે પણ મુગ્ધ બને છે. એ મૂળ કાઠીઆવાડના વતની પણ અમદાવાદને એમણે પોતાનું નિવાસસ્થાન બનાવ્યુ. નવાઇની વાત એ કે છે પૌરાણિક યુગમાં ભારે ત્યાગને માટે પ્રસિદ્ધ એવા મહર્ષિ દધીચીના આશ્રમને સ્થળેજ ત્યાગને માટે એટલાજ પ્રસિદ્ધ મહાત્મા ગાધીજીએ પોતાનો આશ્રમ કર્યો. એ સ્થળ મૂળથી તીર્થ ગણાતું તે આજે દુનિયાનું તીર્થ બન્યુ; અને અમદાવાદની આજની પ્રસિદ્ધિ તો એ મહાત્માના નિવાસને લીધેજ છે.

મહાત્મા ગાધીજીએ સાહિત્યને બીજી રીતે પણ વેગ આપ્યો છે. એમણે રાષ્ટ્રીય વિદ્યાપીઠ સ્થાપી. એ તો સંજોગોને લઇને આજે ઉંચી દશામા નથી. પરંતુ એને અંગે ગૂજરાત પુરાતત્વ મંદિર સ્થાપ્યું, તેને લીધે વિદ્વાનોનો એક સારો સમૂહ અમદાવાદનો વતની બન્યો, એ સમૂહમાંથી શ્રી. ધર્માનંદ કોસંબી, કાકા સાહેબ કાલેલકર, પંડિત બહેચરદાસ આદિ થોડા વિદ્વાનોએ અમદાવાદને ઘર ન કર્યું. પરંતુ પંડિત સુખલાલજી, આચાર્ય શ્રી જિનવિજયજી, શ્રી. રામનારાયણભાઇ, અને શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખ એટલા

વિદ્વાનોએ અમદાવાદમાં પોતાનું ઘર બનાવીને કાયમનો નિવાસ કર્યો. આ ચારે પંડિ
તોનો નિવાસ નદીપાર ભારતીનિવાસ સોસાયટીમાં છે. ગૂજરાતી સાહિત્યની વૃદ્ધિમાં આ
ચારે વિદ્વાનોએ સક્રીય ભાગ લીધો છે. તત્વજ્ઞાનના વિષયમાં પંડિતજી સુખલાલજીનું સ્થા
ઘણું ઉંચું છે. એમનો "સંમતિતર્ક" દર્શનશાસ્ત્રના વિષયના ગ્રંથોનું ભૂષણ છે
એમના ગંભીર જ્ઞાનનો અનુભવ એમની સાથે સંસર્ગમાં આવવાથીજ જાણી શકાય. શ્રી
જિનવિજયજીએ ગૂજરાતના ઇતિહાસને લગતી શોધખોળામાં ઘણું મહત્વનું કાર્ય કર્યું છે
એમણે સંશોધન કરી સંપાદન કરેલા ઐતિહાસિક ગ્રંથો પ્રસિદ્ધ છે અને ગૂજરાતના ઇતિ
હાસના અભ્યાસીને આજે એટલું એમનું શરણ લેવું પડે તેમ છે. એમના જમાના
સૌથી પહેલું ને નવું કાર્ય કરવા માટે ઐતિહાસિક શોધખોળામાં ભગવાનલાલ ઇંદ્ર
પ્રથમ સ્થાન ભોગવે છે, એમાં શંકા નથી. પરંતુ એ પછી એ કાર્યક્ષેત્રમાં પડેલા મો
ગાળામા આચાર્યશ્રી એકલાજ છે એમ કહી શકાય. ગૂજરાતના સંસ્કારી માસિ
'પ્રસ્થાન'ના તંત્રીઓ તરીકે શ્રી. રામનારાયણ પાઠક અને શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખ
બધા ઓળખે છે. કેટલીક સાહિત્યપ્રવૃત્તિઓમાં બન્નેએ સાથે કાર્ય કરેલું છે. બ
સંસ્કૃત ભાષાના પણ ઉત્તમ વિદ્વાનો છે. કાવ્ય અને અલંકારશાસ્ત્ર એ બે બંન્નેનો વિ
છે. એમની કૃતિઓ પ્રસિદ્ધ છે અને હજી પણ એમનો વિદ્યાપ્રવાહ ચાલુજ છે એટલે કે
નોંધ લેવાની અહીં જરૂર નથી.

અમદાવાદની સાહિત્યપ્રવૃત્તિમાં હજી કેટલાંક નામ આગળપડતાં છે. શ્રી રા
મોહનરાય જસવંતરાયની સાહિત્યસેવા બંધુ સમાજની પ્રવૃત્તિદ્વારા જાણીતી છે. એ
નવલકથા અને અન્ય લેખો ઉંચી કોટીના છે. શ્રી. જ્યેંદ્રરાવ દુરકાળ પણ ગૂજ
સાહિત્યની સેવા કરેલી છે. શ્રી. ચુનીલાલ વર્ધમાનની નવલકથાઓ અને "પ્રજાબંધુ"
એમણે કરેલી સાહિત્યની સેવા પ્રસિદ્ધ છે. શ્રી. મણિલાલ નથ્થુભાઈ દોશીએ થિઓસો
સાહિત્યને લગતું ગૂજરાતી ભાષામાં લખ્યું છે. વિજ્ઞાનને લગતા સાહિત્યમાં પણ અમદ
પાછળ નથી. ભૂસ્તરને લગતો ગ્રંથ શ્રી. ડાહ્યાભાઈ દેરાસરીએ લખ્યો છે. શ્રી. પોપટ
ગોવિંદલાલ શાહે વિજ્ઞાનના સાહિત્યની વૃદ્ધિમા સારો ભાગ લીધો છે. શ્રી. ભોગીલાલ પટ
ખગોળને લગતું પુસ્તક લખ્યું છે. ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈએ સાહિ
વિવિધ દિશાઓમાં પ્રવૃત્તિ કરી છે. એથી પણ વધારે સાહિત્યના ક્ષેત્રમાં આગળ
ભાગ લઇ, ઉત્સાહ બીજાઓમાં પ્રેરી, એમણે ગૂજરાતી સાહિત્યની સેવા કરી છે. ગુ
સાહિત્ય સભા અમદાવાદમાં સાહિત્યની એક શ્રેષ્ઠ સંસ્થા છે અને એ પદ ત્રીસ

lતની થાય તો નવલકથા, વિવેચન, અને કવિતાની સૃષ્ટિમા આ નવા જમાનામા અમદા-
વાદમા એટના આભુપણે વધે, શ્રી હરિહર ભટ્ટ ઉત્તમ ખગોળગણિતશાસ્ત્રી અને કવિ
છે એમની પ્રવૃત્તિ પણ અમદાવાદમા છે

હવે લાલિત્યને એક જુદાજ સ્વરૂપમા ભજનારા ચિત્રકળાના, એકાન્ત ઉપાસકો
અમદાવાદમા કેટલા છે તે જોઇએ. જે દેશમા સ્થાપત્યમા શિલ્પકલા છૂટે હાથે વાપરી છે,
l દેશમા ચિત્રકલા ન હોય એવુ બને નહિં વસતવિલાસ આદિ પ્રાચીન ગ્રથોમાથી એ
ડે છે વસતવિલાસની જે પ્રતની નોધ આગળ લીધી તે અમદાવાદમા લખાયલી હોઇ
મેના ચિત્રો અમદાવાદના જ ગણી શકાય રા રાવળના મત પ્રમાણે એ સ્થાનિક કળા
. સુભાગ્યે આપણી પ્રાચીન ચિત્રકલાને પ્રસિદ્ધિમા લાવવાના વધુ પ્રયાસ થઇ રહ્યા છે
મે બધુ બહાર પડયા પછી ગૂજરાતની પ્રાચીન ચિત્રસમૃદ્ધિ જાહેરમા આવશે અમદા-
ાદના ગુજરાતી ચિત્રકારોની નોધ લેતા પહેલા ગૂજરાત અને હિંદુસ્તાનની ચિત્રકલાને
ાસ્ત્રીય રીતે ચર્ચીને એ ઉપર પ્રમાણભૂત પ્રસિદ્ધ ગ્રથ લખનાર શ્રી નાનાલાલ ચીમન
ાલ મહેતાનુ નામ પ્રથમ ગણવુ જોઇએ એઓ અમદાવાદના વતની છે સરકારની
ીવીલ સરવીસમા હોવા છતા એમણે કલાનો અભ્યાસ વેગળો મુકયો નથી ચિત્ર, શિલ્પ,
ાતિમાવિધાન આદિ લલિત કલાના એ વિભાગના એ એકાન્ત ઉપાસક છે અગ્રેજીમા
ારતક લખીને ગૂજરાતી તરીકે એમણે હિંદના કલાનિવેચનમા ગૂજરાતનુ ગૌરવ જરૂર
ધાર્યું છે અને કલાનો અભ્યાસ બગાળે એક હાથ કર્યો નથી એમ સિદ્ધ કર્યું છે ગૂજ-
ાતી ભાષામા પણ એમના અભ્યાસનો લાભ મળે એમ ગૂજરાતી કલારસિકો ઇચ્છે છે.

ગૂજરાતના પાટનગરમા કલાના બીજા એકાન્ત ઉપાસક શ્રી રવિશકર મહાશકર રાવળ
 કલાની એમની ઉપાસના માત્ર અભ્યાસ પુરતીજ નથી એમની ઉપાસના સક્રિય છે.
ના પ્રત્યે ભક્તિથી ભરેલી છે એમની કલા એકલા પુસ્તકના કાગળો નથી એમણે તો
ાનુ મદિર અમદાવાદમા સ્થાપ્યુ છે એમા ઉપાસકોનો એક પથ ઉભો કર્યો છે,
મનો "ચિત્રકૂટ" ગૂજરાતી કલાનું ઘર છે 'કુમાર' માસિકદ્વારા એમણે આખા ગૂજરાતની
લાને ઉત્તેજી છે આટલી પ્રાચીન કલા જે દેશમા ભરેલી છે, તે દેશ કલાવિમુખ કહેવાવા
ાગ્યો હતો, એ જાણી શ્રી રાવળનો જીવ ઉકળી રહ્યો પ્રાચીન કલાને બહાર લાવવા
મણે પ્રયત્ન કર્યો એટલું જ નહિ પણ નવી રીતે પણ ગૂજરાત કલાવિમુખ નથી એમ
સેદ્ધ કરવા પોતાના જીવનનું સર્વસ્વ અર્પ્યું પોતાના હાથ નીચે કલાના ઉપાસકો ઉત્પન્ન
ર્યા એટલુ જ નહિં પણ દેશભરમા કલા તરફ અભિરૂચિ પેદા કરી એમના અનુયાયી-
ામા કનુભાઈ દેસાઈ અને રસિકલાલ પરીખે ચિત્રકલામા ગૂજરાતની બહાર પણ પ્રસિદ્ધિ

અમદાવાદની લલિત કળાની નોંધમાં એક બાબત દીલગીરી સાથે કહેવી જોઇએ. સંગીત એ લલિત કળાનો અગત્યનો ભાગ છે. કોઈ નામાંકિત સંગીતવિશારદ અમદાવાદમાં થયો નથી. અમદાવાદમાં સંગીત માટે હમણાં હમણાંમાં અભિરૂચિ વધવા માંડી છે. પણ એનું માન દક્ષિણના મહા સંગીતાચાર્ય વિષ્ણુશાસ્ત્રીને છે. એમના શિષ્યમંડળમાં અગ્રસ્થાને ગણાતા શ્રી. શંકરરાવ વ્યાસ અને નારાયણરાવ વ્યાસે અમદાવાદમાં પોતાનો નિવાસ કરી સંગીતની અભિરૂચિ ઉત્પન્ન કરી છે.

અમદાવાદની સાહિત્યપ્રવૃત્તિમાં વર્તમાનપત્રો અને સામયિકોને ભૂલાય નહિં. મુંબાઇની પેઠે ઉત્તમ દૈનિક પત્ર અમદાવાદમાં નથી. છે તેને મુંબાઈનાં ગુજરાતી દૈનિક પત્રો સાથે સરખાવાય નહિં. પરંતુ અમદાવાદ મુંબાઇથી એટલું પાસે છે કે દૈનિક પત્ર મુંબઇની ઢબનું પ્રકટ ન કરવાનું અમદાવાદનું ડહાપણ છે. સાપ્તાહિકોમાં 'ગુજરાતી પંચ' અને 'પ્રજાબંધુ' એ પોતાની જૂની મહત્તા સાચવી રાખી છે. 'પ્રજાબંધુ'એ તો અનેક જાતની પ્રગતિ પણ કરી છે; અને એક ગેરસરકારી સાપ્તાહિકમાં ગણત્રી થાય એવું પ્રકાશન કરવા માંડ્યું છે. માસિકોમાં અમદાવાદનું સ્થાન એક વખત ઉંચું હતું. એમાં વધઘટ થયાજ કરી છે. 'પુરાતત્વ' ત્રિમાસિક બંધ પડ્યું. 'વસંત' બંધ પડ્યું. આજ 'પ્રસ્થાને' માત્ર અમદાવાદનું નામ રાખ્યું છે.

ગુજરાતી ભાષાની અમદાવાદીઓએ કેટલી સેવા કરી છે તે જોયું. સાહિત્યાદિની વૃદ્ધિમાં કેટલો ભાગ લીધો છે તે જોયું. આમ છતાં પણ કેળવણીની સંસ્થાઓની બાબતમાં અમદાવાદ હિંદનાં એના જેવડાં બીજાં શહેરોની સરખામણીમાં જરા પાછળ છે. અમદાવાદથી નાનાં શહેરોમાં જ્યારે બેત્રણ કોલેજો હોય છે, ત્યારે અમદાવાદમાં હજી એકજ કોલેજ છે. એક વધારાની કોલેજ માટે અમદાવાદ પા સદીથી બુમ પાડે છે. એજ્યુકેશન સોસાયટી જેવી સંસ્થા હજી અમદાવાદમાં હમણાંજ નીકળી. સર ચીનુભાઈ માધવલાલ બેરોનેટે કેળવણી માટે લાખો રૂપીઆની સખાવત કર્યાને એક પચ્ચીસી પુરી થઈ ત્યાર પછી વિદ્યાભિવૃદ્ધિ માટે એવો કોઇ દાનવીર નીકળ્યો નથી. એમના દાદાની પેઠે સર ચીનુભાઈની વૃત્તિ પણ વેપાર બાજુ વળી પણ વિદ્યા તરફ અભિરૂચિ, સંસ્કૃતનું ઉત્તમ જ્ઞાન વગેરે સંસ્કાર એમણે જાળવી રાખ્યા હતા. કેળવણી અને સાહિત્યવૃદ્ધિ માટે એમણે જાહેર અને ખાનગી રીતે ઘણું દ્રવ્ય ખર્ચ્યું છે. સાહિત્યમાં કેટલાંય પ્રકાશનો એમની સહાયથી પ્રગટ થયાં છે. એમના પછી છેક હમણાં હરગોવનદાસ લક્ષ્મીચંદે કોમર્સ કોલેજ માટે સખાવત કરી. આ સીવાય વિદ્યા અને સાહિત્યની વૃદ્ધિ માટે ધનવાનોથી ભરેલા અમદાવાદમાં આજે મોટું મીંડું દેખાય છે. અમદાવાદ જેવડાં કે એથી નાનાં અન્ય શહેરોમાં કન્યાઓ માટે હાઇસ્કુલો એક કરતાં વધારે હોય છે. ફીમેલ ટ્રેનીંગ કોલેજ એ માટે પુરતી નથી અને મ્યુનિસીપાલીટીની કન્યા હાઇસ્કુલ જે હમણાં નીકળી કહેવાય છે તે પણ શહેરના પ્રમાણમાં નહિં જેવી સંસ્થા છે.

સાહિત્યપ્રકાશનની સંસ્થામાં જૂની ગુજરાત વર્નાક્યૂલર સોસાયટી છે. એ એનું કાર્ય નિયમિત કર્યે જાય છે. પરંતુ એનાં દ્રવ્યસાધનો જુદી જુદી મર્યાદાથી બંધાયેલાં હોવાથી છુટથી ખર્ચ કરી ભારે કામ એનાથી થતું નથી. ગુજરાત સાહિત્ય સભા અમદાવાદમાં સાહિત્યના શોખીનોને ભેગા થઈ વિચારની આપલે કરવાનું એક સાધન છે. એમાં થતાં



હઠીસિહનુ મદિર બાજુનો ભાગ

વૃદ્ધિ ઇચ્છતા વર્ગ વચ્ચે જે મોટો ખાડો છે તે પૂરવા પ્રયત્ન કરવો જોઇએ. એ બન્ને વર્ગના સહકાર વગર પ્રગતિ અશક્ય છે. અમદાવાદ હિંદુસ્તાનમા પહેલા વર્ગનું શહેર ગણાય એટલી વસ્તી અને એટલા સાધનો માટે પુરતી સમૃદ્ધિ એની પાસે છે છતા કાપડ વણવાના ઉદ્યોગ સીવાય એ કોઈ રીતે પહેલા વર્ગનું શહેર ગણાતું નથી. ઉપર કહેલા બે વર્ગોનો સહકાર થાય તો સહેલાઇથી અમદાવાદ પહેલા વર્ગમાં આવી શકે. મોટા ખાડા એકાએક પૂરાતા નથી. પરંતુ એના ઉપર પૂલ તો બંધાઈ શકે છે. આ બે વર્ગના ખાડા ઉપર પૂલો બાંધવાના પ્રયત્નો થાય તોપણ ઇષ્ટ છે. અમદાવાદ એના ગીચ અને મોકળા એવા બે ભૌતિક વિભાગોને સાંધવા માટે સાબરમતી ઉપર વધારે પૂલો બાંધવા યોજના કરી રહ્યુ છે. તો સંસ્કારને સાધવા માટે જાડ્ય અને એક બીજા માટેના અણગમાના મોટા ખાડા ઉપર માનસિક પૂલો બાંધવાનો પ્રયત્ન કરશે ? સાહિત્યની હાલની સંસ્થાઓ એ પૂલ આજ સુધી નથી બાંધી શકી. હમણા થએલી એજ્યુકેશન સોસાયટી એના સભાસદો અને પ્રમુખ જોતા એવું કાંઇ બાંધવાનો પ્રયત્ન કરે એવી આશા પડે છે. આ વર્ષમાં અમદાવાદમા ગૂજરાતનું મહાસાહિત્ય સમેલન ભરવાનું છે. એના પ્રમુખ મનુષ્યોના વિવિધ તત્વોની સમતોલતા નિયત્રિત રાખવા માટે જગતમા પ્રસિદ્ધ છે. એમની પુનિત દ્દષ્ટિજ અનેક વિરોધી તત્વોનું એકીકરણ કરે એવી છે. ગમે એવાનું બુદ્ધિજાડ્ય ઓગાળી નાખે એવી એમની પ્રતિભા છે. એ જગતના મહાપુરુષ છે. અમદાવાદના સંત છે. ગૂજરાતની વેપારી કોમમાથી આવેલા છે. અમદાવાદમા ગુજરાતી વિદ્યાસંસ્કારની સર્વશ્રેષ્ઠ સસ્થા સાહિત્ય પરિષદ એમના હાથ નીચે ભરાય છે એ એક અનેરો યોગ છે. ઉપર કહ્યો એવા બે વર્ગ વચ્ચેના પૂલનો પાયો એમના પુણ્ય હાથે નંખાય તો ગૂજ-રાતનું અને અમદાવાદનું મોટું સદ્દભાગ્ય છે.

આ ઉપરથી જણાશે કે અમદાવાદ સાહિત્ય, પાંડિત્ય, સ્થાપત્ય, અને લાલિત્ય એ બધાથી સંપન્ન છે. લાલિત્ય એ બધા ઉપર વ્યાપક તેમજ જુદુ બન્ને રીતે છે. ગૂજરાતના મોટામા મોટા પંડિતો અને સાહિત્યકારો પ્રમાણમા વધારે સંખ્યામા અહીં થાય છે. સાહિત્ય પરિષદની આજ સુધીની બેઠકોને અમદાવાદે સૌથી વધારે પ્રમુખો આપ્યા છે. ગૂજરાતનું પાટનગર ગૂજરાતની સંસ્કારિતાનુ પણ પાટનગર છે. ગૂજરાતની સમૃદ્ધિનું પણ પાટનગર છે. સસ્કારિતા અને સમૃદ્ધિના પ્રતિનિધિઓનો સહકાર વધે એવી પ્રાર્થના દરેક ગૂજરાતી કરે.





શાહઆલમના રોજાનું સુંદર દ્વાર : પિત્તળની જાળીવાળાં કમાડ
અમદાવાદના પિત્તળકામનો સુંદર નમૂનો



અડાલજની વાવ

ઈ. સ. ૧૫૦૨માં સુલતાન મહમુદ બેગડાના રાજ્યમાં વીરસિંહ વાઘેલાની સ્ત્રી રૂડાબાઈએ
બંધાવેલી આ વાવ તેની સુંદરતા અને કોતરકામ માટે અત્યારે ગુજરાતભરમાં જાણીતી છે

# વર્તમાન બંગાળી, મરાઠી અને હિન્દી ભાષાસાહિત્યના પ્રવાહ


લેખકો :

બંગાળી : શ્રી. નગીનદાસ પારેખ

મરાઠી : શ્રી. રામચંદ્ર આથવલે

હિન્દી : શ્રી. જેઠાલાલ જોષી





પ્રકાશક :

ગુજરાતી સાહિત્ય સંમેલન – અધિવેશન ૧૨ મું – અમદાવાદ

# આધુનિક બંગાળી સાહિત્યનું વિહંગદર્શન

## શુદ્ધિ

| પા. | | લી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૭ | | ૧૧ | અગેર | અંગેર |
| , | | ૨૧ | પાડુ | પાડુ |
| ૧૫ | નીચેથી | ૮ | ભૂલ્યો પ્રિયા " | ભૂલ્યો નથી પ્રિય |
| ૨૨ | | ૨ | સેઈડે | એઈ |
| ૨૨ | | ૧૫ | વદના | વેદના |
| ૨૩ | | | ઘોલકી | ઘોલકી |
| ૨૬ | નીચેથી | ૫ | લખી | લખી |
| ૨૭ | | ૧૮ | સુપ્રતિષ્ટત | સુપ્રતિષ્ઠિત |
| ૨૭ | નીચેથી | ૫ | માગરેના | માગરના |
| ૩૨ | | ૧૬ | નિશ્ચત | નિશ્ચિત |
| ૩૪ | | ૧૮ | ઉપજે | ઊપજે |

નિબધના શરૂઆતના ભાગમા મરતચૂકથી 'શૈલિ' અને 'ગગાલી' જેવી જોડણી રહી ગઈ છે તે સુધારી લેવી

# આધુનિક બંગાળી સાહિત્યનું વિહંગદર્શન

**મહામહોપાધ્યાય** હરપ્રસાદ શાસ્ત્રીએ નેપાળમાંથી શોધી કાઢેલા "બૌદ્ધગાન ઓ દોહા"ને પ્રાચીનતમ બંગાલીના નમૂના લેખીએ, તો ઠેઠ દસમાથી અઢારમા સૈકા સુધી બંગાળી સાહિત્યે કોઈ વાર બૌદ્ધ ધર્મનાં ગીતો ગાયાં છે, તો કોઈ વાર બ્રાહ્મણોનાં પુરાણો ગાયાં છે; કોઈ વાર તાંત્રિક વિશ્વજનની જગદંબાની પૂજા અને ધ્યાનની ગૂઢ પદ્ધતિઓ વર્ણવી છે, તો કોઈ વાર વૈષ્ણવોના પરાપ્રેમ કે આદિરસના વિચિત્ર માધુરી-વિલાસમાં મસ્ત બની શ્રીકૃષ્ણરાધાનો કે શ્રીગૌરાંગ મહાપ્રભુનો મહિમા ગાયો છે. આ લગભગ એક હજાર વર્ષના લાંબા સમય દરમિયાન વિકસેલા બંગાળી સાહિત્યની એક વિશેષતા એ છે, કે એ સમગ્ર કાળ દરમિયાન એનો શ્રોતા બંગાળનો સમસ્ત લોકસમૂહ રહ્યો છે, અને એના વક્તા બંગાળના ભક્તો, ભાવુકો, સાધુઓ, પ્રેમિકો અને સાધકો રહ્યા છે. પણ એનો અર્થ એવો તો નથી જ કે એ સુદીર્ઘ કાળ દરમિયાન બંગાળી ભાષામાં કે બંગાળી સાહિત્યની ગતિ પ્રકૃતિમાં કશું પરિવર્તન જ નથી થયું. યુગેયુગે લોકાભિરુચિ બદલાય છે, તે પ્રમાણે ભાષા અને સાહિત્ય પણ બદલાય છે. એવા ફેરફારો તો બંગાળી ભાષામાં અને સાહિત્યમાં પણ થયા કર્યા છે. પણ એ છતાં આપણે એમ અવશ્ય કહી શકીએ કે આ હજાર વર્ષ દરમિયાન બંગાળી ભાષાના ઢાંચામાં કે બંગાળી સાહિત્યની પ્રકૃતિમાં કોઈ પણ પ્રકારનું મૌલિક પરિવર્તન થયું નથી. ગંગોત્રીમાંથી નીકળ્યા પછી જુદા જુદા પ્રદેશોમાં થઈને જુદી જુદી ગતિએ વહેતી ગંગાની ધારાની પેઠે બંગાળી સાહિત્યધારા પણ જુદા જુદા પ્રદેશોમાં થઈને પ્રદેશાનુસાર પોતાનું વહેણ દ્રુતવિલંબિત કે ઉદારકુટિલ કરતી સળંગ વહી રહી છે, એમ જ આપણને લાગે.

પણ એનું આ સાતત્ય કેવળ અઢારમી સદી સુધી જ ટકી શક્યું. ઓગણીસમી સદીમાં અંગ્રેજોના આગમને દેશમાં અને દેશવાસીઓના માનસમાં જે પરિવર્તન કર્યું તેને પરિણામે હજાર વર્ષની આ અખંડ એકરૂપ ચાલતી આવેલી સાહિત્યધારા ખંડિત થઈ.

આ જ અરસામાં પાદરીઓ અને અંગ્રેજ અમલદારોના પ્રયત્નથી બંગાળી ગદ્યનો પ્રચાર શરૂ થયો. પાદરીઓ પોતે અને તેમના ઉત્તેજનથી હિંદુ પંડિતો ગદ્યમાં પુસ્તક રચવા લાગ્યા. પંડિતો સંસ્કૃતના પક્ષપાતી હોઈ પહેલાં તો તેમની ભાષા વિભક્તિના પ્રત્યય બદલેલી સંસ્કૃત ભાષા જેવી જ બની, પણ પછી તેમણે લોકભાષાને ઉપાડી અને તેને અક્ષરારૂઢ બનાવવા માંડી. આ કારણે એ વખતે તદ્દન ભિન્ન પ્રકારની બે શૈલિઓ જોવામાં આવે છે. પણ આ રીતે મૃત્યુંજય તર્કાલંકાર અને રાજા રામમોહન રાયે શરૂ કરેલું બંગાળી ગદ્ય ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, દેવેન્દ્રનાથ ઠાકુર, અક્ષયકુમાર દત્ત વગેરેને હાથે ઘડાતું, ટીપાતું, ઘસાતું, મંજાતું જ્યારે બંકીમચન્દ્રના હાથમાં આવ્યું, ત્યારે તેમણે તેને નવો જ ઓપ આપ્યો, તેનું સ્વરૂપ ખૂબ મોહક બનાવ્યું, તેની કાબેલિયત ખૂબ વધારી દીધી અને બંગાળીઓને બંગાળી ભાષાની શક્તિનો પ્રત્યય કરાવ્યો.

પણ નવા યુગના અંગ્રેજી શીખેલા બંગાળીઓએ અંગ્રેજી અને અંગ્રેજીદ્વારા યુરોપના સાહિત્યનો સ્વાદ ચાખ્યો હતો. એમની રસવૃત્તિમાં ભારે પરિવર્તન થઈ ગયું હતું. એમના આદર્શો ફરી ગયા હતા. આથી બંગાળનાં પ્રાચીન અને મધ્યકાલીન સાહિત્ય સાથે એકસૂત્રતા જાળવવી એમને માટે શક્ય નહોતી. આ દલના અગ્રણી માઈકેલ મધુસૂદન દત્ત અનેક ભાષાના સારા જાણકાર હતા, કવિપ્રતિભાવાન હતા. એમણે મિલ્ટનના 'પૅરેડાઈઝ લૉસ્ટ'ના આદર્શાનુસાર એક મહાકાવ્ય લખ્યું—'મેઘનાદવધ'. એ કાવ્યની ભાષા, છંદ, ભાવ, શૈલિ અને કાવ્યનો હેતુ કે આદર્શ સુદ્ધાં યુરોપનાં છે. એમના પછી આવનાર હેમચંદ્ર અને નવીનચંદ્ર પણ 'વૃત્રસંહાર', 'પલાશીર યુદ્ધ', 'કુરુક્ષેત્ર', 'અમિતાભ', 'રૈવતક' વગેરે મહાકાવ્યો લખ્યાં, પણ તે નવી શૈલિનાં જ થયાં. રવીન્દ્રનાથ, અક્ષયકુમાર કે દ્વિજેન્દ્રલાલે કોઈ મહાકાવ્ય તો ન લખ્યાં પણ જે કાવ્ય લખ્યાં તે નવા જ પ્રવાહને પુષ્ટ કરતાં લખ્યાં.

આ રીતે પ્રાચીન પ્રણાલીથી સાહિત્ય વિચ્છિન્ન થતાં જ તે લોકસમૂહથી પણ વિચ્છિન્ન થઈ ગયું. પરિણામે પહેલાં લોકસમાજમાં સાહિત્યનો જેટલો પ્રચાર હતો તેટલો રહી કે થઈ શક્યો નહિ, અને પહેલાંના સમય કરતાં પુસ્તકો વધારે લખાયાં, સુલભ થયાં તો યે સમાજ સાહિત્ય વિમુખ જ રહ્યો. આ વિચ્છેદ થયા પછી જે સાહિત્ય લખાયું તે આધુનિક બંગાળી સાહિત્ય અને તેનો પરિચય મારે કરાવવાનો છે. એનાં મૂળ આમ ઓગણીસમી સદીમાં છે, અને આજના બંગાળી સાહિત્યને ઘડનારા અને આજે પણ તેના ઉપર પ્રબળ પ્રભાવ પાડનારા લેખકોએ ઓગણીસમી સદીમાં લખવું શરૂ કર્યું હતું, એટલે મારે ઓગણીસમી સદીમાં પણ થોડો સમય રોકાવું પડશે.

આ નવીન બંગાળી સાહિત્યના બે વિશેષ ગુણોનો ઉલ્લેખ કરવો આવશ્યક છે. એક તો એની અસાંપ્રદાયિકતા. ઓગણીસમી સદીમાં જ બંગાળમાં એક મહાન ધાર્મિક પ્રવૃત્તિનો જન્મ થયો અને તેણે નવું શિક્ષણ પામેલા બંગાળીઓના મનોરાજ્ય ઉપર પોતાનો અધિકાર જમાવ્યો. બ્રાહ્મસમાજની ઉદાર દૃષ્ટિને લીધે રાજા રામમોહનરાય, દ્વિજેન્દ્રનાથ ઠાકુર, રવીન્દ્રનાથ, ચિરંજીવ શર્મા, વિષ્ણુ ચટ્ટોપાધ્યાય વગેરેએ જે બ્રાહ્મસંગીતની રચના કરી તે, અને કાંગાલ હરિનાથનાં બાઉલ સંગીત એ બન્નેમાં સર્વધર્મ સમન્વય (સમભાવ) મૂલક અને અસાંપ્રદાયિક ઈશ્વરભક્તિ અતિશય સુશોભન સ્વરૂપમાં અને કલાનૈપુણ્ય સહિત રજૂ થયાં છે.

આ નવીન સાહિત્યનુ જ એક ત્રીજુ લક્ષણ જો ગણાવીએ તો તે એ કહી શકાય કે એણે અનેક નવા નવા ક્ષેત્રો ખેડયા ઈતિહાસ વિજ્ઞાન સમાજશાસ્ત્ર, પ્રવાસ નવલકથા વાર્તા, નાટક, નિબંધ, સમાલોચના વગેરે આમ આ સાહિત્યગંગા અનેકમુખી થઈ જવાને લીધે દરેક વિષય જુદો લઈએ તો જ કઈક પરિચય આપી શકાય એટલે હવે આપણે એક પછી એક વિભાગ હાથ ધરીશુ

કાવ્ય

ગયા સૈકામા માઈકેલ મધુસુદન દત્ત અને નવીનચદ્ર સેને મહાકાવ્યો લખી જે નવો માર્ગ પાડ્યો હતો, તે માર્ગે ચાલનાર આ વીસમી સદીમા કોઈ નીકળ્યા નથી યોગીન્દ્રનાથ બસુએ લખેલા 'શિવાજી' અને 'પૃથ્વીરાજ' એ બે મહાકાવ્યોને બાદ કરીએ તો એમના પછીના કોઈ કવિએ એ રીતના મહા કાવ્ય લખવા પ્રયત્ન કર્યો નથી આથી નવા કવિઓ માથી કોઈ મહાકાવ્ય લખતા નથી એ સબધે કેટલાક વિવેચકો દુ ખ પણ વ્યક્ત કરે છે આપણે ત્યા પણ એવો ધ્વનિ કોઈ કોઈ વાર સભળાય છે એની પાછળ એવુ સૂચન રહેલુ હોય છે કે આજનુ સાહિત્ય તદ્દન હળવુ બની ગયુ છે વામણુ થઈ ગયુ છે ટૂકી વાર્તા ટૂકી કવિતા, ટૂકી સમાલોચના અને વેરણછેરણ વિચારો એ આજના સાહિત્યના પ્રધાન લક્ષણ છે અને એ લેખકોના શક્તિહ્રાસના નિદર્શન છે પણ તો તો પછી એમ કહેવુ જોઈએ કે સમસ્ત વિશ્વના કવિઓની શક્તિ ક્ષીણ થઈ ગઈ છે ખુદ અગ્રેજીમા પણ 'પેરેડાઈઝ લોસ્ટ' પછી બીજુ એકે મહા કાવ્ય લખાયુ નથી વળી ફ્રેંચ ભાષામા તો કોઈ પણ કાળે મહાકાવ્ય રચાયુ જ નથી તો શુ આપણે એમ કહેવુ કે સમસ્ત ફ્રેંચ સાહિત્ય અને મિલ્ટન પછીનું અગ્રેજી સાહિત્ય ગૌરવહીન છે? એટલે એવુ દુ ખ અને આક્ષેપ કરવાનુ છોડી દઈ જે નવુ સાહિત્ય રચાય છે તેમા જે સારવાન અને રસનિષ્પાદક હોય તેનો આસ્વાદ કરવો અને કરાવવો એ જ સમાલોચકનુ કર્તવ્ય છે

નવીન લેખકોએ લખવાનુ શરૂ કર્યું ત્યાર સુધી બગાળી કાવ્યમા છદોવૈવિધ્ય ખૂબ ઓછુ—નહિ જેવુ જ હતુ સસ્કૃત પુરાણ સાહિત્યમા અથવા સામળની વાર્તામા જેમ એ ચાર છદોનો જ બહુ પ્રયોગ જોવામા આવે છે તેમ બગાળમા પણ પયાર, લાચાડી, દીર્ઘ પયાર વગેરે ત્રણચાર જ છદોની રમત ચાલ્યા કરતી હતી ઓગણીસમી સદીમા માઈકેલ મધુસૂદને પયારના પ્રાસ કાઢી નાખ્યા અને વચલા યતિનો ને અત્ય વિરામનો પણ છેદ ઉડાવી દીધો, અને એ રીતે તેને પ્રવાહી પયાર બનાવ્યો એને મિલ્ટનના બ્લેક વર્સ જેવો મહાકાવ્યને કામેલ છદ જોઈતો હતો અને તે એણે આ 'અમિત્રાક્ષર છદ' યોજીને મેળવી લીધો 'મેઘનાદવધ'નુ જ પહેલુ વાક્ય ઉતારુ છુ

સમ્મુખ સમરે પડિ, વીર-ચૂડામણિ
વીરબાહુ, ચલિ જબે ગેલા જમપુરે
અકાલે, કહો, હે દેવિ અમૃતભાષિણિ,
કોન્ વીરવરે વરિ સેનાપતિ-પદે,
પાઠાઇલા રણે પુન રક્ષ કુલનિધિ
રાઘવારિ?—

એમણે જ્યારે આ છૂટ લીધી ત્યારે શરૂઆતમાં તો એ સામે પ્રચંડ વિરોધ જાગ્યો હતો. યુવાનીમાં રવીન્દ્રનાથે પણ એનો તીવ્ર વિરોધ કર્યો હતો. પણ પાછળથી એમણે 'ચિત્રાંગદા', 'માલિની' વગેરે કેટલાંક સુંદર નાટકો એ જ છંદમાં લખ્યાં. વળી ત્યાર પછી પણ પ્રાસ છોડ્યા વિના એનું પ્રવાહીત્વ કાયમ રાખી એનો પુષ્કળ ઉપયોગ કર્યો. પણ રવીન્દ્રનાથ વિષે હમણાં નહિ

બંગાળીમાં ચતુર્દશપદી—સૉનેટ—પણ માઈકેલ મધુસૂદન જેટલી જૂની રચના છે. અને સોનેટ લખવાનું એના પછીના બીજા કવિઓએ ચાલુ જ રાખ્યું છે. જેને આપણે આત્મલક્ષી કવિતા કહીએ છીએ તે પણ એમણે જ શરૂ કરી—અને એ રીતે જોતાં એમની ઘણીખરી ચતુર્દશપદીઓ એ જાતની કવિતા જ હતી.

'મેઘનાદવધ'ની ભાષા ખૂબ સંસ્કૃતપ્રચુર અને જડબાંતોડ સમાસોવાળી તેમ જ વિચિત્ર પ્રયોગોભરી હતી, એટલે તેનું તો અનુકરણ ન થયું. નવીન સેને પોતાનાં કાવ્યો વધારે સંસ્કારી—મઠારેલી ભાષામાં પણ પ્રાસયોજનામાં વૈચિત્ર્ય લાવી લખ્યાં.

પણ બંગાળી કાવ્યને છંદોનો આખો નવો ભંડાર ખોલી આપનાર તો રવીન્દ્રનાથ જ. અત્યાર સુધી જે છંદો વપરાતા હતા તે બધા જ અક્ષરમેળ છંદો હતા, અને તેનું યે સ્વરૂપ તદ્દન નિશ્ચિતરૂપ પામ્યું નહોતું. રવીન્દ્રમાં મૂળથી જ છંદનું સંગીત પકડવાની શક્તિ હતી અને આથી તેઓ એ પુરાણા છંદમાં આવતી આડખીલીઓ પારખી ગયા. પયારની ચૌદ અક્ષરની આખી પંક્તિ આઠ અને છના બે વિભાગમાં વહેંચાઈ જવી જોઈએ, અને તેમાં અક્ષર યોજના ચાર ચાર, અથવા ત્રણ ત્રણ બે એ પ્રમાણે જ થવી જોઈએ, તો જ તે કર્ણમધુર રહી શકે છે, પ્રવાહ જળવાઈ રહે છે, એ તેમણે શોધી કાઢ્યું, અને એ રીતે એનું સ્વરૂપ અને અક્ષરવિન્યાસ નક્કી કરી આપ્યા.

આ પછી એમણે એક મહત્ત્વનું કામ કર્યું તે છંદોનો માત્રામેળ જાળવવાનું. એમના પહેલાં પણ ભારતચંદ્ર વગેરેમાં ક્યાંક ક્યાંક માત્રામેળ છંદ જોવામાં આવે છે. પણ તેમાં યે ખૂબ દોષો રહી ગયેલા જડે છે. એમણે માત્રા નિર્ધારણનો નિયમ નક્કી કરી તે નિયમાનુસાર નવા નવા અનેક છંદો રચવા માંડ્યા. માત્રામેળ છંદોમાં સ્વાભાવિક જ ધ્વનિ સંગીત રહેલું હોય છે, એટલે એ છંદો ખૂબ જ લોકપ્રિય—કવિપ્રિય થઈ પડ્યા અને તેનો ખૂબ બહોળો ઉપયોગ થવા લાગ્યો. બંગાળી કાવ્યલક્ષ્મી જાણે નવાં જ આભરણો ધારણ કરી નવી જ ભંગીએ વિહરવા લાગી. પણ આ છંદોમાં એક ભીતિ એ છે કે એનું પઠન એક ધારું વૈવિધ્યશૂન્ય—રાગડા જેવું થઈ જાય છે. આ ટાળવા માટે રવીન્દ્રનાથે યુક્તાક્ષરોનો ઉપયોગ વધાર્યો અને છંદમાં પઠનવૈવિધ્ય ટકાવી રાખ્યું. જે કવિ પહેલાં યુક્તાક્ષર વાપરવા પહેલાં હજારવાર વિચાર કરતા હતા તે હવે છૂટે હાથે યુક્તાક્ષર વેરવા લાગ્યા. બે દૃષ્ટાંતથી આ સ્પષ્ટ થશે.

દિન શેષ હયે એલ, આँધારિલ ધરણી
આર બેયે કાજ નાઇ તરણી.
"હ્યાગો એ કાદેર દેશે વિદેશી નામિનુ એસે"
તાહારે શુધાનુ હેસે જેમનિ,

અમનિ કથા ના ' બોલિ' ભરા ઘટ છલછલી'
નતમુખે ગેલ' ચલિ તરુણી
એ ઘાટે બાંધિબ મોર તરણી
—દિનશેષે, ચિત્રા.

એ જ કવિની આ પંક્તિઓ જુઓ :

નીલ અંજનઘન-પુંજ છાયાય સંવૃત અંબર,
હે ગભીર.
વનલક્ષ્મીર કંમ્પિત કાય ચંચલ અંતર
ઝંકૃત તાર ઝિલ્લિર મંજીર.
વર્ષણગીત હ'લો મુખરિત મેઘમંદ્રિત છંદે,
કદમ્બબન ગભીર મગન આનંદઘન ગંધે,
નંદિત તવ ઉત્સવ-મંદિર,
હે ગભીર.

—વર્ષામંગલ, વનવાણી

એ પછી એમણે વળી એક નવું તત્ત્વ ગોતી કાઢ્યું અને એણે તો બંગાળી કાવ્યને પોતાનો પ્રાણ જ નવેસર શોધી આપ્યો એમ કહીએ તો ચાલે બંગાળી ભાષાના ઉચ્ચારમાં એક પ્રકારનો પ્રયત્ન—Accent રહેલો છે એ પ્રયત્ન અને માત્રામેળ છંદમાંથી જાગતા ધ્વનિમાં રહેલો સૂર અને ભિન્ન વસ્તુ છે એટલે બંગાળી કવિતામાં હજી સુધી શબ્દોનું ઉચ્ચારણ સ્વાભાવિક નહોતું તેમાં થોડીક અસ્વાભાવિકતા આવી જતી હતી. એ કવિને ખૂંચ્યા કરતી હતી. આખરે એમણે હિંમતપૂર્વક એ લોકમુખે વસેલી વાણીનું નૃત્ય પણ કાવ્યદેવીને ચરણે ઉતાર્યું અને બંગાળી કવિતાના ચરણ સ્વાભાવિક નૃત્યપર બનાવી દીધા. જુઓ

તોમાર તરે સબાઇ મોરે
કરૂચે દોષી
હે પ્રેયસી
બલ્‌ચે—કવિ તોમાર છવિ
આંક્‌ચે ગાને,
પ્રણય-ગીતિ ગાચ્ચે નિતિ
તોમાર કાને :
નેશાય મેતે છન્દે ગેંથે
તુચ્છ કથা
ઢાકચે શેષે બાઁગ્લા દેશે
উચ্চ কথা.

તોમાર તરે સબાઇ મોરે
કરછે દોષી,
હે પ્રેયસી.

—ક્ષતિપૂરણ, ક્ષણિકા.

આ સ્વાભાવિક વાણીનો ઝંકાર બંગાલના લોક સાહિત્યમાં—નાનાં બાળકોનાં ગીતોમાં હતો, અને તે એમણે હળવાં ગીતોમા પહેલાં પણ વાપરેલો. પણ પછી 'ક્ષણિકા'માં તો એમણે એનો ઉપયોગ ગભીર ભાવો માટે પણ કર્યો અને ત્યાર પછીની એમની ઘણી કવિતામાં આપણે એ જ રીતિ જોઈએ છીએ.

તેમણે પયારને લંબાવીને દીર્ઘપયાર જાતિના છંદો પણ યોજ્યા, લાચાડી જાતિના પણ નવાં નવાં મિશ્રણ યોજ્યાં અને માત્રામેળના તત્ત્વ ઉપર પણ અનેક છંદોરચના કરી. રવીન્દ્ર પહેલાંનું બંગાળી કાવ્યસાહિત્ય અને આજનું કાવ્યસાહિત્ય બે વચ્ચે આકાશ પાતાળ ભેદ માલમ પડે છે એણે એટલો બધો વિકાસ સાધ્યો છે કે એ બધું એક જ માણસની સાધનાનું ફળ છે, એમ માનતા પણ આપણને સંકોચ થાય

છંદની જ વાત ચાલે છે, તો અહીં બીજા એક છંદ—શિલ્પીનો ઉલ્લેખ કરવો ઘટે. એ જાદુગર તે કવિ સત્યેન્દ્રનાથ દત્ત એમણે પણ બંગાળની કવિતાને થોકબંધ નવાનવા છંદો આપ્યા છે. ટૂંકામા ટૂંકા તેમજ લાંબામાં લાંબા છંદો એમણે અજમાવ્યા છે. અસમાન પંક્તિના છંદો પણ એમણે યોજ્યા છે અને અનેક વિદેશી છંદોને પણ બંગાળીમાં ઉતાર્યા છે. એ બધાના નમૂના ઉતારવા જતાં લખાણ ખૂબ થઈ જવાનો ભય છે, એટલે માત્ર બે ચાર ઉતારાથી સંતોષ માનવો પડે છે.

ભોઈ લોકો પાલખી ઉપાડીને જાય છે તેનું વર્ણન કરતી કવિતાની શરૂઆત જુઓઃ

પાલ્કી ચલે !
પાલ્કી ચલે !
ગગન તલે
આગુન જ્વલે !
સ્તબ્ધ ગાંયે
આદુલ ગાયે
જાચ્છે કારા
રૌદ્રે સારા !

આખો દિવસ આમ ચાલી ચાલી ભોઈઓ થાકે છે, ગતિ મંદ પડે છે:

પાલ્કી ચલે રે !
અંગ ઢલે રે !
આર દેરી કત ?

આરો કત દૂર?
આર દૂર કિગો?
બુડો શિવપુર
ઓઇ આમાદેર;

પણ શિવપુર હવે ક્યાં દૂર છે, પેલું દેખાય, એમ થતા જ પગલા પાછા જોરમા ઊપડે છે.

પાલ્કી ચલે,
પાલ્કી ચલે!

અંગ્રેજી સાહિત્યની પેલી પ્રખ્યાત કવિતા 'યંગ લોશિનવાર'ના છંદને એમણે આ પ્રમાણે બંગાળીમા ઉતાર્યો છે, અને તેમાં સિંહલદ્વીપનું વર્ણન કર્યું છે

ઓઇ સિંધુર ટિપ સિંહલદ્વીપ કાંચનમય દેશ!
ઓઇ ચંદન જાર અંગેર બાસ, તાંબુલ-વન કેશ!
જાર ઉત્તાલ તાલ-કુંજેર બાય—મન્થર નિશ્વાસ!
આર ઉજ્જ્વલ જાર અંબર, આર ઉચ્છલ જાર હાસ!

એમણે ચરખા માટે યોજેલો છંદ, પિયાનોના સંગીત માટે યોજેલો છંદ, શેલીના 'સ્કાઇલાર્ક'ના અનુવાદ માટે યોજેલો મૂળના છંદને મળતો જ છંદ, અને ગ્રીષ્મના વર્ણન માટે યોજેલો છંદ પણ ખૂબ ભાવાનુરૂપ છે. એની એક કડી જોવાથી એની ખાત્રી થશે

હાય!
વસંત કુરાય!
મુગ્ધ મધુ માધવેર ગાન
ફલ્ગુ સમ લુપ્ત આજિ, મુહ્યમાન પ્રાણ.
અશોક નિર્માલ્ય-શેષ, ચંપા આજિ પાંડુ હાસિ હાસે
ક્લાંત કંઠે કોકિલેર જેન મુહુર્મુહુ કુહુધ્વનિ નિબેનિબે આસે!
દિવસેર હેમ જ્વાલા દીપ્ત દિકે દિકે, ઉજ્જ્વલ-ઝાજ્જ્વલ-અનિમિખ,
નિઃશ્વસિછે નિઃસ્વ હાવા, હુતાશે મુર્ચ્છિત દશ દિક!
રૌદ્ર આજિ રુદ્ર છબિ, આકાશ પિંગલ
પુકારિછે ચાતક વિહ્વલ,—
ખિન્ન પિપાસાય,
હાય!

આ ઉપરાંત કેવળ કૌતુકને ખાતર એમણે મદાક્રાંતા, માલિની, પંચચામર વગેરે સંસ્કૃત છંદોનાં અનુકરણ પણ કર્યાં છે. બંગાળીમાં સંસ્કૃત વૃત્તો લખી શકાતાં નથી. એ વૃત્તોનો એ ભાષાની પ્રકૃતિ સાથે મેળ જ ખાતો નથી. વળી ગુજરાતી ગરબાના ઢાળો પણ

એમણે પકડીને બંગાળીમાં ઉતાર્યા છે. આમ આ અલ્પજીવી કવિએ થોડા સમયમાં આખા વિશ્વસાહિત્યમાંથી સારાં લાગ્યાં એટલાં કાવ્યો અને સુંદર, મધુર અને બંગાળીને ફાવે એવા લાગ્યા એટલા છંદો બંગાળીમાં ઉતારી બંગાળી સાહિત્યભંડારમાં અણમૂલ ઉમેરો કર્યો છે. એમની શબ્દસમૃદ્ધિ પણ વિપુલ છે, કદાચ રવીન્દ્રનાથની શબ્દસમૃદ્ધિ કરતાં પણ વિપુલ હોય.

રવીન્દ્રનાથ અને સત્યેન્દ્રનાથ એ બેના છંદોમાં કોઈએ વધારો કર્યો હોય એમ કહેવું મુશ્કેલ થઈ પડે છે. કર્યો હોય તો યે તે અત્યલ્પ છે અને તે પણ આ બેના વિપુલ ભંડારનો જ ભાગ થઈ ગયો છે. આજે બંગાળી કવિતાને કોઈ પણ વિષય કે ભાવ માટે વાહનની ખોટ પડતી નથી, તેનું શ્રેય આ બે જણને જ ઘટે છે. વળી હજી કાંઈક બાકી રહી જતું હોય તેમ હમણાં હમણાં રવીન્દ્રનાથે ગદ્ય છંદનો પ્રયોગ પણ શરૂ કર્યો છે, અને એ છંદમાં પણ ખૂબ કવિતાઓ લખવા માંડી છે. એમણે અત્યારસુધી વાપરેલા મુક્ત છંદનો આ સ્વાભાવિક વિકાસ છે એમ કહી શકાય. બે દૃષ્ટાંતોથી આ સમજી શકાશે.

શાહજહાન વિષેની એમની વિખ્યાત કવિતામાંથી એક નાની કડી ઉતારું છું.

તોમાર કીર્તિર ચેયે તુમિ જે મહત્,
તાઈ તવ જીવનેર રથ
પશ્ચાતે ફેલિયા જાય કીર્તિરે તોમાર
વારંવાર
તાઈ
ચિહ્ન તવ પડે આછે, તુમિ હેથા નાઈ.

આ એમનો પ્રાસયુક્ત, જોઈ શકાય એવા ડોલનયુક્ત મુક્તછંદ છે. નીચે ગદ્ય છંદ ઉતારું છું:

બાઈરે થેકે મિષ્ટિસુરે આવાજ એલ, "બાબુ ડેકેછિસ્ કેને?"
બેરિયે એસે દેખિ, ક્રેમેલિયા
સાંઓતાલ મેયેર કાને,
કાલો ગાલેર ઉપર આલો કરેછે.
સે આબાર જિગેસ કરલે, "ડેકેછિસ્ કેને?"
આમિ બલ્લેમ, "એઇ જન્યેઇ."
તાર પરે ફિરે એલેમ કલકાતાય.

—ક્રેમેલિયા, પુનશ્ચ.

આમ કાવ્યના કલેવરના વિકાસનો અછડતો ઉલ્લેખ કરી હું આગળ ચાલું છું. કારણ એ આખો વિષય સ્વતંત્ર અને વિસ્તૃત વિવરણ માગી લે છે—ને અહીં એ ન જ થઈ શકે.

રવીન્દ્રનાથની લેખનીએ જ્યારથી કવિતા લખવી શરૂ કરી ત્યારથી તે આજસુધીના લગભગ સાઠ વર્ષના લાંબા ગાળા દરમિયાન તેમણે બંગાળી કવિતાને અનેક નવાં નવાં ક્ષેત્રોમાં વિહાર

ફરાવ્યો છે, અનેક નવી નવી રીતિઓ બતાવી છે, અનેક નવા નવા અલંકારો સજાવ્યા છે, અને તેની શક્તિને દિનપ્રતિદિન વધારી છે. રવીન્દ્રનાથના આવિર્ભાવ પહેલાનું નવું બંગાળી કાવ્યસાહિત્ય હજી નવું જ હતું, તે દૃઢભૂમિ થઈ શક્યું નહોતુ અને તેથી તે પાછળના લેખકો ઉપર વધારે પ્રભાવ પણ પાડી શક્યું નહિ. પણ રવીન્દ્રનાથે ક્ષેત્રમાં પ્રવેશ કર્યા પછી તેમણે પોતાનો કાવ્યપ્રવાહ એવા વેગથી વહેવડાવ્યો કે થોડો સમય તો બીજા નાના નાના પ્રવાહો ઢંકાઈ જ ગયા અને આખા કવિવર્ગની ભાષા અને રીતિ ઉપર રવીન્દ્રની જ છાપ બેસી ગઈ. એમના કાવ્ય સાહિત્યની વિપુલતાનો જ્યારે ખ્યાલ કરીએ છીએ ત્યારે સાચે જ આશ્ચર્ય થાય છે. હમણાં જ એમનાં ગીતોનો સંગ્રહ ત્રણ ભાગમાં બહાર પડ્યો છે. તેમાં એમનાં કુલ દોઢહજાર ગીતો સગ્રહાયાં છે નવાં લખાતાં ગીતોનો પ્રવાહ તો હજી ચાલુ જ છે. આ તો એમનાં કેવળ ગીતો થયાં કવિતાઓની સંખ્યા આપવી મુશ્કેલ છે, પણ એમના કાવ્યગ્રંથોની સખ્યા છત્રીસની થાય છે. નાટકોની સખ્યા લગભગ ત્રીસે પહોંચી છે, નવલકથાઓની સંખ્યા બારે પહોચી છે. એમની ટૂંકી વાર્તાઓનો સંગ્રહ મોટા કદનાં ૧૨૦૦ પાનાં જેટલો થયો છે. એમના નિબંધોનાં પુસ્તકોની સંખ્યા પણ પચીસે પહોંચી છે. અને નિબધોમાં પણ એમણે કયો વિષય નથી સ્પર્શ્યો? શબ્દશાસ્ત્ર અને વ્યાકરણથી માંડીને છંદ, સાહિત્ય–સમાલોચના, શિક્ષણ, રાજકારણ, સમાજશાસ્ત્ર, પ્રવાસ, ધર્મ એમ જીવનને સ્પર્શતા બધાય વિષયો એમણે ચર્ચ્યા છે. એમનું પત્ર–સાહિત્ય પણ અતિશય વિપુલ છે. વરસો થયાં 'પ્રવાસી' એમના પત્રો છાપ્યા કરે છે છતાં હજી એ ખૂટતા જ નથી. આ ઉપરાંત એમણે બાળકોને માટે પાઠ્ય પુસ્તક થાય એ માટે લખેલાં પુસ્તકો પણ પંદર ઉપરાંત થયાં છે. આમ એમની સર્વતોમુખી પ્રતિભાએ બંગ–સાહિત્યના બધાંય અંગોને પુષ્ટ કરી તેને સૌન્દર્યયુક્ત અને સારવાન બનાવ્યાં છે. અને દેશમાં આવા એકાદ સમર્થ સર્જક મોજુદ હોય તો એમના વિપુલ સાહિત્યની અસર બીજા નવા લેખકો ઉપરે થાય અને બધા એમને રંગે રંગાય એમાં નવાઈ પામવા જેવું પણ શું છે?

રવીન્દ્રનાથના કાવ્ય સાહિત્યની સમર્પક સમાલોચના આવા નાના નિબંધમા તો થઈ શકે જ નહિ; એટલે એ ત્રણ મુદ્દાનો સહેજ ઉલ્લેખ કરી હું આગળ ચાલીશ. એમના સમગ્ર કાવ્યસાહિત્યનો જેમણે અભ્યાસ કર્યો હશે, તેમણે એક વસ્તુનું નિરીક્ષણ કર્યું હશે. રવીન્દ્રનાથમાં ઠેઠ પ્રારંભથી જ વિચારો એના એ છે. આપણે એમની ઠેઠ યુવાન વયની કવિતાઓ લઈશું તો યે રવીન્દ્રનાથ એના એ જ લાગશે. તેમાં કારીગરીની વધઘટ હશે પણ વિચાર અને ભાવો એના એ જોવા મળશે. સૃષ્ટિનો ત્યાગ એમની ફિલસૂફીમાં છે જ નહિ. વૈરાગ્યની ભાવના એમને ગમતી જ નથી. એ વસ્તુ આજથી બાવન વર્ષ પહેલાં લખેલી કવિતામાં પણ એટલા જ જોરપૂર્વક એમણે કહેલી છે:

મરિતે ચાહિ ના આમિ સુંદર ભુવને
માનુષેર માઝે આમિ બાઁચિબારે ચાઇ

એ જ વસ્તુ એમણે 'નૈવેદ્ય'માં 'મુક્તિ' નામના કાવ્યમાં તો ખૂબ પ્રબળ રીતે પ્રગટ કરી છે:

વૈરાગ્ય સાધને મુક્તિ, સે આમાર નય.
અસંખ્ય બંધન માઝે મહાનંદમય
લભિબ મુક્તિર સ્વાદ. એઇ વસુધાર
મૃત્તિકાર પાત્રખાનિ ભરિ' વારંવાર
તોમાર અમૃત ઢાલિ' દિબે અવિરત
નાના વર્ણગંધમય. પ્રદીપેર મતો
સમસ્ત સંસાર મોર લક્ષ વર્તિકાય
જ્વાલાયે તુલિબે આલો તોમારિ શિખાય
તોમાર મંદિર માઝે.

ઇન્દ્રિયેર દ્વાર

રુદ્ધ કરિ' યોગાસન, સે નહે આમાર
જે કિછુ આનંદ આછે દૃશ્યે ગંધે ગાને
તોમાર આનંદ ર'બે તાર માઝખાને
મોહ મોર મુક્તિરૂપે ઉઠિબે જ્વલિયા,
પ્રેમ મોર ભક્તિરૂપે રહિબે ફલિયા.

એમણે છેક શરૂઆતમાં લખેલી નાટિકા 'પ્રકૃતિર પરિશોધ'મા પણ શું છે? સંન્યાસી સંસારનો—પ્રકૃતિનો ત્યાગ કરીને જાય છે, પણ આખરે પ્રકૃતિ એનો બદલો લે જ છે

સમસ્ત વિશ્વ સાથે એકતા અનુભવવાની તાલાવેલી એ પણ એમના કાવ્યોનો એક પ્રધાન ભાવ છે એવો ચિરસ્થાયી ભાવ બીજો 'જીવન દેવતા'નો છે અને આ બધી વસ્તુઓ એમના કાવ્યમા સૂક્ષ્મરૂપે એવી ગૂથાઈ ગયેલી છે કે સહેજ ધ્યાન પૂર્વક વાચનારના લક્ષમાં આવ્યા વિના રહે નહિ. સમસ્ત કાવ્યસાહિત્યના આ ભાવૈક્યને લીધે જ કદાચ ટોમ્સન સાહેબે કહ્યું હશે કે રવીન્દ્રનાથમા વૈવિધ્ય નથી આ કેટલે અંશે સાચુ છે એ તો સૌએ એ સાહિત્ય વાચીને નિર્ણય કરવાની વસ્તુ છે, પણ મને પોતાને તો ગુરુદેવમા કદી વૈવિધ્યની ઊણપ લાગી નથી. છો ને એના એ ભાવો આવતા હોય, પણ તે એવા નિત્યનૂતન વેશે નિત્યનૂતન રીતે આવે છે, કે એ નવી નવી આવિર્ભાવભંગી અને નવા નવા પદાર્થોમાં એનું પ્રાગટ્ય, એ જ એક સ્વતંત્ર આનંદનો વિષય થઈ રહે છે. આ દૃષ્ટિની સ્થિરતા—ભાવની સ્થિરતાનુ કારણ એ છે કે રવીન્દ્ર સાચા કવિ—ઋષિ—દ્રષ્ટા છે. એ દૃષ્ટિ એમને સહજ છે

એમની સમુદ્ર ઉપરની કવિતામા કે વસુંધરા વિષેના કાવ્યમા એમને એ બંને સાથે જે નિકટ સંબધનું આકર્ષણ થાય છે, એ પણ નોંધવા જેવુ છે. પોતે આખી સૃષ્ટિનુ એક અંગ જ છે એવું એઓ અનુભવે છે. અને આજે વિજ્ઞાનશાસ્ત્રીઓ પણ ક્યા નથી કહેતા કે સમુદ્રજલમા અને માનવરક્તમા કંઈક પદાર્થગત ઐક્ય છે, અને તેથી જ સમુદ્રતરંગની અસર માનવરક્તને પણ તરંગિત કરે છે.

'વસુંધરા'માં એઓ લખે છે :

આમાર પૃથિવી તુમિ
બહુ વરપેર. તોમાર 'મૃત્તિકાસને
આમારે મિશાયે લયે અનત ગગને
અશ્રાંત ચરણે, કરિયાછે પ્રદક્ષિણ
સવિતૃ મંડલ, અસંખ્ય રાજનીદિન
યુગયુગાંતર ધરિ', આમાર માઝારે
ઉઠિયાછે તૃણ તવ, પુષ્પ ભારે ભારે
ફુટિયા છે, 'વર્ષણ કરેછે તરુરાજિ
પત્રફુલદલ ગંધરેણુ.

'સમુદ્રેર પ્રતિ'માં કવિ સાગરને કહે છે :

મને હય અંતરેર માઝખાને
નાડ઼િતે જે-રક્ત વહે, સે ઓ જેન ઓઇ ભાષા જાને,
આર કિછુ શેખે નાઇ. મને હય જેન મને પડ઼ે
જખન વિલીનભાવે છિનુ ઓઇ વિરાટ જઠરે
અજાત ભુવન-ભ્રૂણ માઝે, લક્ષકોટિ વર્ષ ધરે'
ઓઇ તવ અવિશ્રામ કલતાન અંતરે અંતરે
મુદ્રિત હઇયા ગેછે.

પ્રકૃતિ સાથેના આ જીવત સંબંધને લીધે જ એમના ઋતુગીતો અતિશય મોહક અને ભાવવાહી બન્યાં છે. પ્રત્યેક લતા, પ્રત્યેક વૃક્ષ, પ્રત્યેક ફૂલ, પ્રત્યેક પત્ર એમને મન સજીવ વ્યક્તિ છે, અને એ રીતે એમનો તે બધાંની સાથે વ્યવહાર ચાલે છે. ઋતુઓ પણ એમની આગળ પોતપોતાનું વિશિષ્ટ સ્વરૂપ પ્રગટ કરે છે અને જાણે સ્પર્શક્ષમ વ્યક્તિ રૂપે જ એમની સામે ખડી થાય છે. 'ગીત વિતાન'નુ પાનું ખોલતાં જે ગીત નજરે પડે તે લઉ છું:

એકલા બસે બાદલ શેપે શુનિ કત કી
"એબાર આમાર ગેલ બેલા" બલે કેતકી.
વૃષ્ટિ-સારા મેઘ જે તારે
ડેકે ગેલ આકાશ પારે,
તાઇતો સે જે ઉદાસ હ'લો
નઇલે જેત કિ.
છિલ સે જે એકટિ ધારે બનેર કિનારાય,
ઉઠત કેંપે તડ઼િત્ આલોર ચકિત ઇસારાય.

શ્રાવણ-ઘન અંધકારે
গંધ જેત અભિસારે,
સંધ્યાતારા આડાલ થેકે
খবর পેত কি.

[ વર્ષાને અંતે હું એકલો બેઠો બેઠો કંઈનું કઈ સાંભળું છું. કેતકી કહે છે : ' હવે મારો વખત ગયો. ' વરસી પરવારેલો મેઘ તેને આકાશને સામે પાર બોલાવતો ગયો, એટલે જ તો તે આમ ઉદાસ થઈ ગઈ, નહિ તો એ થોડી જ જવાની હતી. એ તો વનને કિનારે એક ખૂણે રહેલી હતી, અને વીજળીના પ્રકાશના ઓચિંતા ઇશારાથી ચમકી ઊઠતી હતી. શ્રાવણઘન અંધકારમાં ગંધ અભિસારે જતો હતો, તેની સંધ્યાતારાને પડદા પાછળથી ખબર પડતી હતી ખરી ? ]

વર્ષાની શરૂઆતમાં વર્ષાને માટે ઉત્સુક બનેલી ધરણીને ઉદ્દેશીને કવિ પૂછે છે :

ધરણી દૂરે ચેયે
કેન આજ આછિસ જેગે
જેન કાર ઉત્તરીયેર
પરશેર હરષ લેગે.
આજિ કાર મિલન-ગીતિ
ધ્વનિછે કાનન-વીથિ
મુખે ચાય કોન અતિથિ
આકાશેર નવીન મેઘે.
ઘિરેછિસ માથાર વસન
કદમ્બેર કુસુમ ડોરે,
મેજેછિસ નયન પાતે
નીલિમાર કાજલ પરે.
તોમાર ઓઇ વક્ષતલે
નવશ્યામ દુર્વાદલે
આલોકેર ઝલક ઝલે
પરાણેર પુલક વેગે.

[ હે ધરણી તું કેમ આજે દૂર દૂર જોઈને જાગતી બેસી રહી છે. જાણે કોઈના ઉત્તરીયના સ્પર્શનો હર્ષ ન વ્યાપ્યો હોય! આજે વનમાર્ગોમાં કોનાં મિલન ગીતો ગુંજી રહ્યાં છે ? આકાશના નવ મેઘમાથી કયો અતિથિ તારું મોં નિહાળી રહ્યો છે ? તેં આજે તારા માથાના વસ્ત્રને કદમ પુષ્પના હાર વડે બાંધ્યું છે, નીલિમાનું કાજલ મારી તેં તારી પાપણોને શણગારી છે, તારે આ હૈયે નવશ્યામ દુર્વાદલ ઉપર પ્રાણના પુલકના આવેગથી પ્રકાશની ઝલક ઝલી રહી છે ! ]

એમનાં ઋતુગીતોનો એક સ્વતંત્ર વર્ગ જ ગણવો જોઈએ એનું સૌંદર્ય બીજે ક્યાં ય મળતુ નથી એના સૂરો તો અહીં શી રીતે બતાવાય ? પણ એની શૈલિ જ કેટલી બધી મોહક, પ્રાણવત અને હૃદયને આર્દ્ર કરનારી છે ! એમના ભક્તિકાવ્યોનો એવો જ બીજો વર્ગ થાય તેના સૂર જુદા તેની શૈલિ સ્વતંત્ર ખૂબી ઓર એમના પ્રેમકાવ્યો વળી સૌથી નિરાળા એમના કથાકાવ્યો વળી જુદો જ વર્ગ રચીને પડેલા છે તેમા યે એમણે લખેલા ઐતિહાસિક કથાકાવ્યો જેના ગુજરાતીમા બબ્બે અનુવાદો થઈ ચૂક્યા છે, અને છતા હજી છંદોબદ્ધ અનુવાદની રાહ જોવાઈ રહી છે તેનુ સૌંદર્ય તેની ભાષાનો પ્રવાહ અને જુસ્સો, વર્ણનસામર્થ્ય અને વેધક પ્રસગચિત્રણ વળી અનોખા છે મુક્ત છંદમા લખેલી વાર્તાઓનો વર્ગ વળી જુદો 'બલાકા'માની ઉદ્દામ મુક્ત કલ્પના અને ભાવની પાંખો વીંઝતી કવિતાઓ વળી જુદી જ રીતે વાચકને મુગ્ધ કરી નાખે છે નીચે ઉતારેલુ 'શાહજહા' ઉપરનું કાવ્ય એ વર્ગમા આવે છે

## શાહજહાન

એ વાત જાણી'તી તે તો ભારત-ઈશ્વર શા'જહાન,
કાલસ્રોતે જાય વહ્યા જીવન યૌવન ધન માન
માત્ર તવ અતર-વેદના
ચિરતન રહો બની, સમ્રાટની હતી એ સાધના
ગજશક્તિ વજ્ર શી કઠિન,
સધ્યારક્તરાગસમ તન્દ્રાતલે છોને થતી લીન;
કેવળ એક જ દીર્ઘશ્વાસ,
નિત્ય ઉચ્છ્વસિત થઈ સકરુણ કરો આકાશ,
એ જ તારે મને હતી આશ
હીરામુક્તામાણિક્યની ઘટા,
જાણે શૂન્ય દિગતની ઇન્દ્રજાળ ઇન્દ્રધનુચ્છટા.
ભલે એ સૌ લુપ્ત થઈ જાય
(માત્ર) રહી જાય
એક બિન્દુ અશ્રુ કેરુ જલ
કાલના કપોલ પરે શુભ્ર સમુજ્જ્વલ
આ તાજમહલ.

'હાય, ઓરે માનવ હૃદય
વારવાર
કોની સામે ફરીને જોવાય

કયાં છે જે સમય
કયાંય કયાંય.
જીવનને ખરસ્રોતે વહે તું સદાય
ભુવનને ઘાટે ઘાટે;—
એક હાટે લે છે બોજો, ખાલી કરી દે છે બીજે હાટે.
દક્ષિણને મંત્ર-ગુંજરણે
તવ કુંજવને
વસન્તની માધવી મંજરી
જે ક્ષણે દેય ભરી
માલંચનો ચંચલ અચલ,
વિદાય-ગોધુલિ આવે ધૂળમાં વિખેરી છિન્નદલ.
સમય છે કયાં?
તેથી તો શિશિરરાત્રે ત્યાં
નિકુંજે ખિલાવી દે છે નવકુંજરાજિ
સજાવાને હેમન્તની અશ્રુભરી આનંદની થાળી.
હાય રે હૃદય
તાહારો સંચય
દિનાંતે નિશાંતે ખાલી પથપ્રાંતે અવશે ફેંકાય,
નથી નથી સમય જે કયાંય.

હે સમ્રાટ તેથી તારુ શંકિત હૃદય
મથ્યુ હતું કરી લેવા સમયનું હૃદય હરણુ
સૌન્દર્યે ભુલાવી.
કંઠે તેને શી માળા ઝુલાવી
કર્યું'તુ વરણુ
રૂપહીન મૃત્યુને આ મૃત્યુહીન અપરૂપ સાજે?
રે' છે કયાં જે
વિલાપનો અવકાશ
બારે માસ,
તેથી તવ અશાંત ક્રન્દન—
ચિરમૌન જાળ વડે બાંધ્યું તેને કઠિન બંધન.
જ્યોત્સ્નારાતે નિભૃત મંદિરે

પ્રેયસીને

જે નામે બોલાવી ધીરે ધીરે
તે જ મૃદુમંદ વાણી મૂકી ગયો તું આ સ્થાને
અનન્તને કાને.
પ્રેમની કરુણ કોમલતા
ખીલી તે આ
સૌન્દર્યના પુષ્પપુંજે પ્રશાન્ત પાષાણે.
હે સમ્રાટ કવિ
આ તારા હૃદયની છવિ
આ તારું નવમેઘદૂત
અપૂર્વ અદ્ભુત
છન્દે ગીતે
ચડ્યું ઊર્ધ્વે અલક્ષ્યની દિશે
જ્યહાં તવ વિરહિણી પ્રિયા
રહી છે મળી આ
પ્રભાતના અરુણ-આભાસે,
કલાંત-સંધ્યા દિગંતના કરુણ નિશ્વાસે,
પૂર્ણિમાએ દેહહીન ચંપેલીના લાવણ્ય-વિલાસે,
ભાષાને અતીત તીરે
કંગાળ નયન જેને આંગણેથી થાકી પાછાં ફરે.
તારો એ સૌન્દર્ય-દૂત થયાં યુગોયુગ
ચુકાવીને કાળકેરો પ્રહરી અચૂક
જાય ચાલ્યો વાણી હીણો વાર્તા લઈ આ
'ભૂલ્યો નથી, ભૂલ્યો નથી, ભૂલ્યો પ્રિયા.'
ચાલ્યા ગ્યા છો તમે આજ
મહારાજ;
રાજ્ય તવ સ્વપ્નસમ ગ્યું છે છૂટી
સિંહાસન ગ્યું છે તૂટી;
તવ સૈન્યદલ
જેઓને ચરણભારે ધરણી થતી'તી હલમલ
તેઓ કેરી સ્મૃતિ આજ વાયુ ખરે

ઉડાવે છે દિલ્લી કેરી માર્ગધુલિ પરે;
બંદીઓ ન ગાતા ગાન;
યમુના-કલ્લોલ સાથે નોબત મિલાવે ના તાન;
તવ પુર સુન્દરીના નૂપુરનિક્કણ
ભગ્નપ્રાસાદ કેરે ખૂણે
શમી જઈ ઝિલ્લીસ્વને
રડાવે છે નિશીથ-ગગન
છતાં યે તારો દૂત અમલીન,
શ્રાંતિ-કલાંતિ-હીન
તુચ્છ ગણી રાજ્ય ચડયા પડયા
તુચ્છ ગણી જીવન મૃત્યુ કેરા જળ ચડયા ઓસર્યા,
યુગેયુગાંતરે
પુકારે છે એક સ્વરે
ચિર વિરહીની વાણી શી આ—
"ભૂલ્યો નથી, ભુલ્યો નથી, ભૂલ્યો નથી પ્રિયા."

જુઠ્ઠી વાત, કોણ કહે છે ભૂલ્યો નથી ?
કોણ કહે છે ખોલ્યાં નથી
સ્મૃતિનાં પિંજરદ્વાર ?
ભૂત કેરો ચિર અસ્ત-અંધકાર
આજે યે હૃદયે તારે રાખ્યો છે શું બાંધી ?
વિસ્મૃતિની નાહા બારીમાથી
આજે યે તે ભાગ્યો નથી, વીર ?
સમાધિ મંદિર
અહીંયાં જ રહે ચિરસ્થિર,
માટી પરે પડી પડી
સ્મૃતિ કેરે આવરણે મૃત્યુને તે રાખે ઢાંકી યત્ન બહુ કરી
જીવનને કોણ શકે રાખી ?
બોલાવે છે પ્રત્યેક તારા તેને વ્યોમમાંથી.
તેને નિમંત્રણ લોકે લોકે
નવે નવે પૂર્વાચલે આલોકે આલોકે.

સ્મૃતિ કેરી ગ્રથી ,તોડી
તે તો જાય દોડી
વિશ્વ પથે બધન-વિહીન
મહારાજ, કોઈ મહારાજ્ય કોઈ દિન
શક્યુ નહી તને તો ધરી,
સમુદ્ર-સ્તનિત પૃથ્વી, હે વિરાટ તુજને, ભરી
શકી નહીં,
તેથી આ મડી
જીવન ઉત્સવ-શેષે પગે ઠેલ માગી
મૃત્પાત્રની પેઠે જાય તુ ચાલી
તારી મહુ કીર્તિથી યે તુ ગ્હો મહત્
તેથી તારી કીર્તિ કેરો રથ
પૂઠે પાડી કીર્તિ તારી આગે જાય દોડી
ઘડી ઘડી
તેથી
ચિહ્ન તવ રહ્યા પડી, તુ અહીંયા નથી.

જે પ્રેમ સમુખે સામે
ચાલી કે ચલાવી નહીં જાણે,
જે પ્રેમે માર્ગ વચ્ચે બિછાવ્યુ'તુ નિજ સિંહાસન,
તેનું વિલાસનુ સભાષણ
માર્ગ કેરી ધૂળ પેઠે ચોટ્યુ હતુ પગે તારે આવી,
દીધી તેં તે ધૂળને ફગાવી
તે જ તારી પાછી ફેકી માર્ગ-ધૂલિ પરે
તવ ચિત્તમાથી વાયુ ભરે
ક્યારે એકાએક
ઊડી પડ્યુ હતુ બીજ ખમી તવ જીવનના માલ્યમાથી છેક

નથી, નથી, તે પથિક નથી.
પ્રિયાએ ના રોક્યો તેને, રાજ્યે તેને છોડી દીધો પથ
ખાળ્યો નહિ સમુદ્ર પર્વત.
આજે તેનો રથ
જાય ચાલ્યો રાત્રિને આહ્વાને
નક્ષત્રને ગાને
પ્રભાતના સિંહદ્વાર સામે
તેથી
સ્મૃતિભારે હું રહ્યું છું પડી
ભારમુક્ત તે અહીંયાં નથી.

પણ આ અને આ સિવાયની એમની અનેક પ્રકારની કવિતાઓ વિષે વિગતવાર લખવું અથવા તેનાં દૃષ્ટાંતો ઉતારવા એ અહીં શક્ય જ નથી. મેં આટલી યે છૂટ લીધી તે એટલા ખાતર કે એ મહાકવિના કાવ્યોના બે ચાર નમૂના પણ બાકીના બંગાળી સાહિત્યની ગતિનું સમજન કરવામાં મને મદદ કરે.

એટલે અહીં તો કેવળ એમનાં થોડા કાવ્યોનો નામોલ્લેખ કરીને જ હું સંતોષ માનીશ 'સિંધુ તરગ', 'જેતે નાહિ દિબ', 'સમુદ્રેર પ્રતિ,' 'માનસસુંદરી' ( આની સાથે 'કલાન્ત કવિ' સરખાવવા જેવું છે ) 'વસુંધરા,' 'અસ્તુર પરે,' 'ઉર્વશી,' 'સ્વર્ગ હઈ તે વિદાય,' 'વિજયિની' ( નાનાલાલનાં શબ્દ ચિત્રો જોડે સરખાવવા જેવી ) 'વર્ષશેષ,' 'નવવર્ષા,' 'આગમન,' 'સમુદ્રેર અભિયાન,' 'શંખ' 'શાંજાહાન,' 'છબિ,' 'બલાકા' 'હારિયે જાવા,'—પણ આ યાદીયે ખૂબ લાંબી થઈ ચાલી એટલે અહીં જ અટકુ છું.

હવે મારે રવીન્દ્રને છોડી બીજા કવિઓ તરફ વળવું જોઈએ. દ્વિજેન્દ્રલાલ રાયને આપણે નાટકકાર તરીકે જ વધારે ઓળખીએ છીએ અને એ રીતે નાટકમાં આવતાં ગીતોદ્વારા એમના કવિત્વનો થોડો પરિચય ગુજરાતને છે જ. એટલે એમના કાવ્યના એક વિશિષ્ટ પ્રકારનો એક નમૂનો ઉતારી હું આગળ ચાલીશ. દ્વિજેન્દ્રલાલે બંગાળી સાહિત્યમાં પ્રથમ પ્રવેશ કર્યો હાસ્યરસના કાવ્યોના સફળ અને લોકપ્રિય લેખક તરીકે. એમનો હાસ્યરસ વેધક, ખડખડાટ હસાવે એવો અને મહા સહેતુક હોય છે. એમનામાં હાસ્યની વસ્તુ શોધીને પકડી લેવાની અને તેને યોગ્ય ઉઠાવમાં રજૂ કરવાની અજબ કળા હતી. એમના હાસ્યનું વિસ્તૃત વિવેચન હું આગળ એક વાર કરી ગયો છું (જુઓ પ્રસ્થાન પુ ૨–અં–૭) ત્યાંથી જ એક નમૂનો ઉપાડું છું.

નંદલાલે તો જુસ્સામાં આવી કર્યું આ ભીષણ પણ;
'ગમે તેમ થાય, સ્વદેશને માટે રાખીશ જ આ જીવન.'

સહુ કોઈ કહેઃ ''અરે આ શું કર્યું ? શું કર્યું નંદલાલ ?'',
નંદ કહેઃ 'શું આમ હાથ જોડી બેસી રહું ચિરકાળ ?
હું નહિં કરું તો કહોને કો કરે આ દેશનો ઉદ્ધાર ?'
સહુ કોઈ મળી, 'વાહવા, વાહવા' બોલી ઊઠ્યા તેણીવાર.

નંદનો ભાઈ કોલેરાથી મરે, કોણ કરે તેની સેવા ?
સહુ કોઈ કહેઃ 'નંદ, તું જાને, કરને ભાઈની સેવા !'
નંદ કહેઃ 'હું ભાઈને જ માટે જીવનં જો મારું દઉં—
ભલે જતા પ્રાણ—કિંતુ અભાગી સ્વદેશનું થશે શું ?
જીવવું માહારું અતિ છે જરૂરી કરતાં બધો વિચાર.'
સહુ કહે ત્યારેઃ 'હા,હા,હા, તે ખરુ ! બોલો છો સત્ય સાર.'

નંદલાલે તો એકાએક પછી છાપું કાઢ્યું બહાર છાપી;
ગાળ દેવા લાગ્યો ગદ્યે પદ્યે વિદ્યા બતાવી આપી.
ધન્ય નંદ ! સ્વદેશને માટે મરી ફીટે; પડું પાય !
લખે તેથી વળી ઊંઘે તે બમણું, ચારગણું તેથી ખાય !
મંડ્યો ખાવાને પૂરી ને બાસુદી, બરફી પેંડાના થાળ !
સહુ બોલી ઊઠ્યાઃ 'વાહવા, વાહવા, વાહવા નંદલાલ !'

એક વાર એક સાહેબને દીધી નંદે છાપામાં ગાળ;
સાહેબે આવીને નંદબાબુનું ધર્યું ગળું તત્કાળ.
નંદ બોલિયોઃ 'અરેરે, શું કરો ? શું કરો, છોડોને ભાઈ !
દેશનું થશે શું, ટોટો પિસાવાથી પ્રાણ કદી ઊડી જાય ?
કો'તો કોપ કોપ નાકલીટી તાણું, જે કહો તે દઉં કરી !'
સહુ કોઈ ત્યારે, 'વાહવા વાહવા' બોલે ગર્જન કરી.

ઘરની બહાર ન જાય નંદ, શું થાય ક્યારે. કો જાણે ?
બેસે ન ગાડીમાં રખે ઊંધી વળી ગાડી મારી નાખે ટાણે.
અનેક હોડીઓ જાય ડૂબી જલે, રેલે કોલિઝન થાય;
ચાલે તો સર્પ કુત્તા કરડે, વણમોતે જીવ જાય,
તેથી પથારીમાં પડી સુખેદુખે જીવે છે નંદલાલ.
સહુ કોઈ કહેઃ 'શાબાશ નંદ ! જીવતો રહે ચિરકાળ !'

આગના ભડકા જેવી ભાષામાં લખાયેલાં 'ધૂમકેતુ' 'વિદ્રોહી' વગેરે ઉદ્દામ આવેગ-પૂર્ણ કાવ્યોથી બંગાળના નવયુવાનોનાં દિલ જીતી લઈ 'વિદ્રોહી કવિ' નું બિરુદ મેળવનાર

કાજી નજરુલ ઇસ્લામનો પણ મારે અહીં ઉલ્લેખ કરવો ઘટે એમણે ગીતો પણ લખ્યાં છે. હાફેઝની રુબાઇયાતનો અનુવાદ કર્યો છે અને એકંદરે પંદર કાવ્યનાં પુસ્તકો પ્રગટ કર્યાં છે. 'પ્રલયોલ્લાસ' કાવ્યમા પ્રલયના આગમનને સત્કારતા કવિ કહે છે.

માભૈઃ માભૈઃ ! જગત જુડે પ્રલય એબાર ઘનિયે આસે
જરાય-મરા મુમૂર્ષુદેર પ્રાણ લુકાનો એ વિનાશે !
એબાર મહા-નિશાર શેષે
આસબે ઉષા અરુણ હેસે
કરુણ વેશે !
દિગમ્બરેર જટાય હાસે શિશુ ચાંદેર કર—
આલો તાર ભરબે એબાર ઘર.
તોરા સબ જયધ્વનિ કર્ !
તોરા સબ જયધ્વનિ કર્ !!

*

ધ્વસ દેખે ભય કેન તોર ?—પ્રલય નૂતન સૃજન-વેદન !
આસછે નવીન, જીવન-હારા અસુન્દરે કરતે છેદન !
તાઇ સે એમન કેશે વેશે
પ્રલય બયેઓ આસ્છે હેસે—
મધુર હેસે !
ભેંગે આબાર ગડ્તે જાને સે ચિર—સુંદર !
તોરા સબ જયધ્વનિ કર્ !
ઓઇ ભાંગા-ગડા ખેલા જે તાર કિસેર તબે ડર ?
તોરા સબ જયધ્વનિ કર્ !—
વધૂરા પ્રદીપ તુલે ધર્ !
કાલ ભયંકરેર વેશે એબાર ઓઇ આસે સુંદર !—
તોરા સબ જયધ્વનિ કર્ !
તોરા સબ જયધ્વનિ કર !!

'વિદ્રોહી'માથી એક જ કડી ઉતારું છુ

આમિ ચિરદુર્દમ, દુર્વિનીત, નૃશંસ,
મહા-પ્રલયેર આમિ નટરાજ, આમિ સાઇક્લોન, આમિ ધ્વંસ,
આમિ મહાભય, આમિ અભિશાપ પૃથ્વીર !
આમિ દુર્વાર,

આમિ ભેંગે કરિ સબ ચુરમાર !
આમિ અનિયમ, ઉચ્છૃંખલ,
આમિ દલે જાઈ જત બંધન, જત નિયમ-કાનુન શૃંખલ !
આમિ માનિનાકો કોન આઇન,
આમિ ભરા-તરી કરિ ભરા-ડુબી, આમિ ટોર્પેડો, આમિ ભીમભાસમાન માઇન,
આમિ ધૂર્જટી, આનિ એલો કેશે ઝડ અકાલ-બૈશાખીર,
આમિ, વિદ્રોહી આમિ વિદ્રોહી-સૂત વિશ્વ-વિધાતૃર !
બલ વીર—
ચિર ઉન્નત મમ શિર !

પણ આથી વિશેષ સારવત્તા કે વિચારગાંભીર્ય કે ભાવઘનતાની આ કવિ પાસે જે કોઈ આશા રાખશે તે નિરાશા પામશે. ' વિદ્રોહી ' કાવ્ય દોઢસો પંક્તિનું છે, છતાં વિચાર આથી આગળ ચાલતો જ નથી. માત્ર હું ક્યારે શાંત થઈશ એટલું છેલ્લી કડીની પાંચ લીટીમાં કહ્યું છે :

આમિ સેદિન હબ શાંત,
જબે ઉત્પીડિતેર ક્રંદનરોલ આકાશે બાતાસે ધ્વનિબે ના,
અત્યાચારીર ખડગ કૃપાણ ભીમ રણ-ભૂમે રણિબે ના;
વિદ્રોહી રણ-કલાંત
આમિ સેદિન હબ શાંત.

છંદની વાત કરતાં મેં સત્યેન્દ્રનાથ દત્તનો ઉલ્લેખ તો કર્યો છે. એમણે એકંદરે બાર કાવ્ય ગ્રંથો લખ્યા છે. તેમાંના ત્રણ જગતના લગભગ તમામ દેશોની કવિતામાંથી ચૂંટી કાઢેલાં રત્નોના અનુવાદ છે, અને બાકીનાં સ્વતંત્ર કાવ્યો છે. હમણાં જ એમનાં આ બધાં કાવ્યોમાંથી ચૂંટણી કરીને એક ગ્રંથ ' કાવ્યસંચયન 'ના નામે પ્રગટ કરવામાં આવ્યો છે. એમનાં 'મેથર' અને 'શૂદ્ર' કાવ્યોનો તો ગુજરાતે ' પ્રસ્થાન ' ના અસ્પૃશ્યતા અંકમાં પરિચય કર્યો જ છે. એ ઉપરાંત ઝરણાનું ભભકભર્યું અને નર્તનશીલ ચિત્ર રજૂ કરતું ' ઝર્ણા ' કાવ્ય પણ સુંદર છે. પોતાના ચાર ચાર પુત્રો બંદીશાલામાં જવાથી શોક રોષના ભાવ અનુભવતી પ્રહ્લાદ-માતા કયાધૂનું અંતર ખોલતું કાવ્ય આ જમાનામાં ખૂબ લોકપ્રિય થાય એવું છે. ઈશ્વરના નામનો ત્યાગ ન કરવા માટે જ આ ચારે બાળકો કેદ પુરાયા છે. આમ પોતાના અંતરાત્માના અવાજને માન આપવા જતાં તેમને માથે આ સજા ઊતરી છે, ત્યારથી માતાને ભાવિ ક્રાંતિના ભણકારા વાગે છે; એ દુઃખ ભૂલી જાય છે અને ભારે ઉત્સાહમાં આવી જઈને કહે છે :

ભીષણ મધુર રોલ ઉઠેછે રુદ્ર આનંદે,
સુખેર આસાય સુખેર આશાય દે દે આગુન દે.

દુઃખ વરણ કરેછે મોર નિર્દોષી પ્રહ્લાદ,
સેઇડે દુખે આજ આંકડે બુકે ચહ્ લ કરિ જયનાદ
આત્મા ચાહે શિશુર રૂપે પ્રાપ્ય જહા તાર—
વિદ્રોહ નય, વિપ્લવ ઓ નય ન્યાય્ય અધિકાર.
ઉચિત બલે દડ નેબાર દિન એસેછે આજ,
ઉચિત કરે માજતે હબે ચોર-ડાકાતેર સાજ
ચિત્ત-બલેર લડાઈ સુરુ પશુ-બલેર સાથ,
બન્યા-વેગેર હાનાર મુખે કિશોર તનુર બાંધ
પ્રલય-જલે વટેર પાતા! ચિત્ત ચમત્કાર!
તીર્થ હલ બદીશાલા, શિકલ અલકાર,
ખેદ કિછુ નાઈ, આર ના ડરાઈ, ચિત્તે માભૈ: રવ,
ઉચિત બલે બન્દી છેલે, એ મોર ગૌરવ!
કયાધૂ તોર જનમ સાધુ, મોછરે ચોખેર જલ,
રાજરોષેરિ રોશનાયે તોર મુખ હલ ઉજ્જવલ!

પોતાના બધા સંતાન આવ્યા છતા દુગા નથી આવી એ માટે હૃદય વલોવતી વદના અનુભવતી મેનકાનું ચિત્ર ખડુ કરતુ 'ગિરિરાણી,' ગાધીજીનો ઉત્સાહભર્યો જયનાદ કરતું અને અવિશ્વાસીઓને પણ વિશ્વાસ રાખવા કહેતુ લાબુ કાવ્ય 'ગાધીજી' અને ગાડી છોકરી રૂપે કરેલું 'વર્ષા'નુ વર્ણન વગેરે અનેક કાવ્યો અત્યારે યાદ આવે છે

આ જ અરસામા દેશબધુ દાસ પણ લખતા હતા એટલે તેમનો પણ અહીં ઉલ્લેખ કરવો ઘટે તેમના 'સાગર-સગીત'નો અનુવાદ ગુજરાતીમા થઈ ગયો છે, અને તેમના બધા કાવ્યોની સમાલોચના પણ એકવાર પ્રસ્થાનમા આવી ગઈ છે, એટલે આ ભક્ત હૃદયના ભાવપ્રવણ વૈષ્ણવ કવિના કાવ્યનો એક નમૂનો જોઈ આગળ ચાલીશુ

સસારમા રમ્યા પમ્યા મનને જ્યારે પહેલ વહેલુ અનતનુ દર્શન થયુ, ત્યારે તેને પોતાની ક્ષુલ્લકતા સમજાઈ અને તે કહેવા લાગ્યુ

છોટો છોટો દીપ લ'યે ખેલિતે છિલામ,
ગુન ગુન ગાહિ ગાન ઘરેર ભીતરે :—
ક્ષુદ્ર પ્રાણે આનમને ઑકિતેછિલામ
છોટ છોટ સ્વપ્નછબિ પ્રદીપેર કરે!
તોમારે ભુલિયાછિનુ હે સિંધુ આમાર!—
આપનાર સ્વપ્નબદ્ધ ક્ષુદ્ર ખેલાઘરે
આલસ્ય રચિત મોર પુષ્પમાલિકાર

તુલિયા – ધરિલેછિતુ ક્ષુદ્ર દીપ કરે !
જેમનિ ડાકિલે ‒ તુમિ ગંભીર ગર્જને,
અનંત રાગિણીભરા ધ્વનિતે ‘ તોમાર,
હૃદય મથન કરા વિપુલ તર્જને,
ભેસે ગેલ અંતરેર એપાર ઓપાર !
ઔંગિલ એ ખેલાઘર પ્રદીપ નિભિલ !
આમારે તોમાર વક્ષે ડુબાઇયા દિલ !

—સાગર સગીત.

[ ગીતો ગણગણતો બેઠો બેઠો હુ નાના નાના દીપ જોડે ખેલતો હતો દીવાને અજવાળે હું ક્ષુદ્ર પ્રાણમા અન્યમનસ્ક ભાવે નાની નાની સ્વપ્ન છવિઓ આલેખતો હતો, અને ઓ મારા સિંધુ ! તને હું વીસરી ગયો હતો. મારી નાની ઘોલકીની અંદર નવરો બેઠો બેઠો પુષ્પમાળા ગૂથીને નાના દીવાને પહેરાવતો હતો. ત્યાં તો ઘોર ગર્જના કરીને તેં મને સાદ પાડચો એટલે તરત જ અનંતરાગિણીઓથી ભરેલા તારા એ ધ્વનિથી અને હૈયાને વલોવી નાખનારા તારા આ વિપુલ તર્જનથી મારા અંતઃકરણના બને કિનારા ડૂબીને તણાઈ ગયા, ઘોલકી ભાગી ગઈ, દીવો બુઝાઈ ગયો અને તેં મને તારા હૈયામા ડુબાડી દીધો ]

પોતાની પત્નીના અવમાન પાછળ ભાવમય કરુણ પ્રશસ્તિ લખી બગાળી કવિતા સાહિત્યમા પોતાનું સ્થાન જમાવનાર શ્રી અક્ષયકુમાર બડાલની એ ‘એષા’ અને તે પહેલાના કાવ્ય સંગ્રહો ‘ પ્રદીપ ’ અને ‘ શખ ’નો અહીં નામોલ્લેખ જ થઈ શકે, છતા જરા જગ્યા કરી ‘ એષા ’માથી બે ઉતારા લઉ છુ

પ્રિયજનના અવસાન પછી તેના એ આકસ્મિક અંતરભાવની કેવી અસર થઈ, એ વર્ણવી બધે જ જાણે તેનો સ્પર્શ અનુભવાય છે એ લાગણી કવિ વર્ણવે છે

એખનો કાઁપિછે તરુ, મને નાહિ પડે ઠિક,—
એસેછિલ—બસેછિલ—ડેકેછિલ હેથા પિક !
એખનો કાઁપિછે નદ, ભાવિતેછે બારબાર,—
ઢલિયા કિ પડેછિલ મેઘખાનિ બુકે તાર !
એખનો શ્વસિછે વાયુ, મને જેન હય-હય,—
છિલ તરુ-લતા-કુજ-તૃણ-ગુલ્મ ફુલમય !
એખનો ભાવિછે ધરા, નાહિ બહુ દિન કથા,—
આકાશે નીલિમા છિલ, ભૂમિતલે શ્યામલતા !
એ રુદ્ધ કુટીરે મોર એસેછિલ કોન્‌જના ?
એખનો આઁધારે જેન ભાસે તાર રૂપ-કણા !

મૂરછિયા પડે દેહ, આકુલિયા ઉઠે મન,—
શયને તેજસે વાસે કાંપે તાર પરશન !
એસેછિલ કત સાધે, મને જેન પડે-પડે,
પુરે નાઇ સાધ તાર, ફિરે ગેછે અનાદરે !
કાતર નયને ચેયે—કોથા ગેલ નાહિ જાનિ,—
મરુર ઉપર દિયા નવનીલ મેઘખાનિ !

[ હજીયે વૃક્ષ કંપે છે—એને બરાબર યાદ નથી કે અહીં કોકિલ આવ્યો હતો, બેઠો હતો, ટહૂક્યો હતો ! હજી નદી કંપન અનુભવી રહી છે—એ વારંવાર વિચાર કરે છે કે શું મારે હૈયે મેઘ ઢળી પડ્યો હતો ! હજી વાયુ નિસાસા નાખી રહ્યો છે. હજી હમણાં તો આ તરુ લતા કુંજ ગુલ્મ પુષ્પખચિત હતાં ! ધરતી પણ વિચારી રહી છે કે હમણાં થોડા જ દિવસ ઉપર પૃથ્વી હરિયાળીભરી હતી અને આકાશ નીલિમામય હતું. આ મારી બંધ કોટડીમાં કોણ આવ્યું હતું ? હજીયે અંધકારમાં જાણે તેના રૂપકણ ઊડી રહ્યા છે ! દેહ મૂરઝાઈ પડે છે. મન વ્યાકુલ બની જાય છે. જ્યાં જોઉં ત્યાં તેનો જ સ્પર્શ ઝણઝણી રહ્યો છે. તે કેટકેટલી આશાની ભરેલી આવી હતી એ મને જરા જરા યાદ આવે છે—પણ એની આશાઓ અધૂરી રહી. અનાદર પામી તે પાછી વળી. કાતર નયને જોઈને—કોણ જાણે ક્યાં ચાલી ગઈ—મરુભૂમિ ઉપર થઈને જાણે નવનીલ વાદળી ! ]

પોતાની મૃત પત્નીને સતી સંબોધને સંબોધી કવિ કહે છેઃ

સતી,
મરણે ભાવિના આર ભયંકર અતિ.
તુમિ જાહે દેછો પદ—
સે જે પ્રુલ્લ કોકનદ,
સે નહે શ્મશાન-ચુલ્લિ-ભીષણ મૂરતિ.
મૃત્યુ યદિ નાહિ હય
પ્રેમ હ'તે મધુમય
દિબેન કન્યારે મૃત્યુ કેન વિશ્વપતિ ?

[ હે સતી, હવે હું મરણને અતિ ભયંકર નથી માનતો. તું જેમાં ચરણ મૂકે તે તો પ્રફુલ્લ પદ્મ જ હોય—તે બીભત્સાકાર શ્મશાની ચિતા હોય જ નહિ. મૃત્યુ જો પ્રેમ કરતાં મધુર ન હોય તો વિશ્વપતિ પોતાની કન્યાને મૃત્યુ શું કામ મોકલે ? ]

સતી સ્વર્ગે જાય છે. ત્યાં શચી, સરસ્વતી, અરુંધતી વગેરે તેનાં આંસુ લૂછી નાખે છે, અપ્સરાઓ તેનો સત્કાર કરે છે—તેના માર્ગમાં મલ્લિકા, જુઈ, જાઈ, પારિજાતક વેરે છે, પાર્વતી જાતે તેના સેંથામાં સિંદુર ભરે છે—આ બધો સમારોહ મચ્યો હોય છે, ત્યારે પણ

શુભ સમારોહ હેન,
તબુ જેન-તબુ જેન-
તોમાર સપ્રેમ દૃષ્ટિ ખુંજિછે જગતી !
આમિ—રોગે દુખે શોકે,
ગોધુલિર ક્ષીણાલોકે,
કર-જોડે કરિતેછિ મરણે મિનતિ !

[ આવો શુભ સમારોહ મચ્યો છે, તો પણ—તો પણ તારી પ્રેમમય દૃષ્ટિ તો જગતને શોધે છે, અને હું—રોગ, દુઃખ અને શોકગ્રસ્ત થઈ, ગોધુલિના ક્ષીણ પ્રકાશમાં હાથ જોડી મરણને વીનવી રહ્યો છું. ]

પણ હવે આમ નહિ ચાલે. અમર પ્રેમનાં જ કોમલ અને મધુર ગીતો ગાનાર કામિની રાયનાં 'આલો ઓ છાયા' 'માલ્ય ઓ નિર્માલ્ય' 'દીપ ઓ ધૂપ' વગેરેમાંથી કશું જ હું નહિ ઉતારી શકું. કાલિદાસ રાય અને કુમુદરંજન મલ્લિક, ઉમર ખય્યામ અને હાફિઝના અનુવાદક કાંતિચંદ્ર ઘોષ અને નરેન્દ્ર દેવ, યતીન્દ્ર મોહન બાગચી અને મોહિતલાલ મજુમદાર, પોતાના નિરાડંબર અને દર્દમય કવિત્વથી બંકીમચંદ્ર, હેમચંદ્ર, નવીનચંદ્ર વગેરે મહાપુરુષોને મુગ્ધ કરનાર માનકુમારી દેવી અને તદ્દન નવીનોમાંના હુમાયુન કવિ અને બુદ્ધદેવ બસુનો માત્ર નામોલ્લેખ જ કરી સંતોષ માનવો પડે છે. પોતાનાં ગીતોથી બંગાળનું મન હરણ કરનાર અતુલપ્રસાદ સેન અને રજનિકાન્ત સેનને પણ કેવળ સંભારીને જ આગળ ચાલવું પડે છે. એમને વિષે થોડી માહિતી પરિશિષ્ટમાં આપવા ધારી છે, તે અભ્યાસીઓને ઉપયોગી થશે એવી આશા રાખુ છું

## નવલકથા

બંગાળી નવલકથાનો ઈતિહાસ જોવો હોય તો ઠેઠ ઓગણીમી સદીના મધ્ય ભાગમાં લખાયેલા પ્યારીચાંદ મિત્રના 'આલાલેર ઘરેર દુલાલ'થી શરૂઆત કરવી જોઈએ. એ જ અરસામાં પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે ભવભૂતિના 'ઉત્તરરામ ચરિત'ને આધારે 'સીતાર વનવાસ' અને કાલિદાસના 'શાકુંતલ'ને આધારે 'શકુંતલા' લખ્યાં. 'વૈતાલ પંચવિંશતિકા'નો સાર પણ તેમણે લખ્યો. પણ બંગાળી સાહિત્યમાં સાચી નવલકથાનો ઉદય તો સાહિત્યક્ષેત્રમાં બંકીમે પ્રવેશ કર્યો ત્યારે થયો. બંકીમના પહેલાં બંગાળી ગદ્ય પણ બે સ્વતંત્ર પ્રવાહોમાં—સંસ્કૃતપ્રચુર અને ઘરગથ્થુ—વહેતું હતું. બંકીમે એ બંનેનું મિશ્રણ કર્યું. એનાં વર્ણનોમાં આપણે સંસ્કૃતનું પ્રાધાન્ય જોઈએ છીએ અને સંવાદોમાં બોલચાલની ભાષાનો ઉપયોગ જોઈએ છીએ. પણ ભાષાની વાત બાજુએ રાખીએ. એમના પહેલાં લખાયલી વાતોમાં વસ્તુગૂંથણી અને ચરિત્રચિત્રણ જેવું બહુ ઓછું હતુ. 'આલાલેર ઘરેર દુલાલ' અને 'હુતુમ પેંચાર નકસા' એ બંને તે વખતની સામાજિક વિષમતાઓ અને રૂઢિઓની ઠેકડી કરવા માટે લખાયલા ગ્રંથો હતા, અને એમાં આપણે તે વખતના સમાજનાં ચિત્રો જોવા પામીએ છીએ. જેમ તે વખતે ડૉ. કેરી વગેરે કેટલાક સાહેબોએ

પણ બંગાળી સમાજનાં ચિત્ર ખડાં કરતા સંવાદો લખ્યા કે લખાવ્યા હતા તેવું જ આ હતું. ફક્ત આ વાર્તારૂપે ગૂંથેલી વસ્તુ હતી. પણ એમાં ઝાઝી કળા કે રચનાકૌશલ કે સૌષ્ઠવસૌંદર્ય નહિ જોવા મળે.

પણ અંગ્રેજી સાહિત્યમાંથી પ્રેરણા પીને, સ્કૉટને પોતાનો આદર્શ સ્થાપીને જ્યારે બંકીમચંદ્રે નવલકથાઓ લખવી શરૂ કરી, ત્યારે બંગાળને સુંદર, શિષ્ટ, અશ્લીલતાવર્જિત, મનોમુગ્ધકર વાર્તાઓ લલિત અને મધુર શૈલીમાં વાંચવા મળી. એમણે થોડો ઇતિહાસ અને થોડી કલ્પના મેળવી ઐતિહાસિક વ્યક્તિઓને બંગાળીઓની નજર સમક્ષ હરતી ફરતી અને આચરતી બતાવી. એની નવલકથામાં જે એક પ્રકારનું પૌરુષનું, ઉત્સાહનું વાતાવરણ વિસ્તરી રહે છે, તેણે સાહિત્યને સ્વચ્છ અને પથ્ય બનાવવામાં ભારે મદદ કરી. એમણે પોતાની કૃતિઓ દ્વારા બંગાળના વાચક વર્ગની અભિરુચિને પરિમાર્જિત કરી તેને નવું જ ક્ષેત્ર બતાવ્યું. આમ એમણે લોકોમાં નવલકથા વાચનનો શોખ જગાવ્યો અને લેખકોને નવલકથા લખવાને ઉત્તેજ્યા.

એમની નવલકથાઓ વિશેષ કરીને ઘટનાની ગૂંથણી ઉપર રચાયલી છે. એમાં આપણે આયેષા, તિલોત્તમા, કુંદ, ચંચલકુમારી વગેરે સ્ત્રીઓ અને નગેન્દ્રનાથ, ઉસ્માન, જગતસિંહ, ઉપેન્દ્રનાથ વગેરે પુરુષો એટલા સ્પષ્ટ રેખાપાતથી ચીતરાયલા જોઈએ છીએ કે આપણને યાદ રહી જાય. આમ છતાં આપણે એમને બહારથી જ જોઈએ છીએ, આપણે એમનાં કાર્યો જ જોઈએ છીએ. એમનાં અંતરનાં અતલ ઊંડાણ આપણી આગળ પ્રગટ થતાં નથી.

વળી બીજી પણ એક વાત નોંધવા જેવી છે. બંકીમચંદ્રમાં આપણે સામાજિક રીતરિવાજો કે રૂઢિઓ સામે કોઈ જાતની શંકા, વિરોધ કે વિદ્રોહ નહિ જોઈએ. એમણે પોતાના જમાનાની સમાજવ્યવસ્થા માની જ લીધેલી છે. અને એમણે પોતાનાં પાત્રોનાં મૂલ્યાંકન પ્રચલિત સામાજિક મૂલ્યો વડે જ કર્યાં છે. કોઈ પણ જાતનો નવો સૂર એમણે કાઢ્યો નથી. આથી જે વાચકવર્ગ તે વખતે સમાજમાં કોઈપણ ફેરફાર કરવા તૈયાર નહોતો તેને પણ લગારે આઘાત પહોંચાડ્યા વિના એઓ આનંદપ્રદ અને સ્વચ્છ તથા ઉત્સાહભરી અનેક નવલકથાઓ આપી શક્યા, અને બંગાળના વાચકવર્ગનું ચિત્ત વિના વિરોધે કબજે કરી શક્યા. આજે પણ એમનાં પુસ્તકો સારી પેઠે વંચાયા કરે છે એનું કારણ એક તો એનું સંવિધાનકૌશલ, બીજું એનું સજીવ પાત્રાલેખન અને ત્રીજું પ્રચલિત સમાજવ્યવસ્થા સાથે એનો અવિરોધ.

બંકીમની શૈલીએ અને એમની જ પ્રેરણાથી શ્રી રમેશચંદ્ર દત્ત પણ કેટલીક નવલકથાઓ લખી. એમને પણ અંગ્રેજી સાહિત્યનો પરિચય ખૂબ વિશાળ હતો, છતાં એમની નવલકથાનો આદર્શ પણ સ્કૉટ જ રહ્યો. એમણે પણ મરાઠા અને રજપૂત ઇતિહાસમાંથી વસ્તુ લીધું અને ઘટનાપ્રધાન નવલકથાઓ લખી, એમની ભાષા બંકીમ કરતાં વધારે વિરલાલંકાર અને સરલ છે એ જુદી વાત, બાકી એ બંનેની શૈલી પ્રધાનપણે સરખી જ છે. બંકીમનાં અને એમનાં પુસ્તકોમાંનાં જેટલાં ગુજરાતીમાં પ્રગટ થયાં છે, તેટલાં તે વખતે તો સારી પેઠે લોકપ્રિય થયેલાં હતાં અને આજે પણ જો એનો પ્રચાર કરવામાં આવે તો સામાન્ય વાચકવર્ગમાં થાય એવું મારું માનવું છે. એમની ભાષામાં સંસ્કૃત શબ્દો અને

સમાસો વધારે આવે છે, એ મુશ્કેલી છે, બાકી વાર્તાનો પ્રવાહ અને ઘટનાનુ વૈવિધ્ય એટલુ હોય છે કે રસનો વેગ ક્યાય મદ પડતો નથી, ઉત્સુકતા વધતી જ જાય છે અને અતિમ પરિણામ જાણવા માટે વાચક ખૂબ અધીરા બની આગળને આગળ વાચ્યે જ જાય છે

આમ આ નવીન પ્રકારનુ સાહિત્ય લોકપ્રિય થવા સાથે જ સાહિત્યનો એ પ્રકાર ખૂબ ખેડાવા લાગ્યો અનેક લેખકોએ મારી નગ્મી નવલકથાઓ લખવા અને પ્રસિદ્ધ કરવા માડી, પણ એ બધાની નોધ લેવાની કે ચર્ચા કરવાની અહીં જરૂર નથી બકીમે શરૂ કરેલો આ પ્રવાહ ડગલે ને પગલે વિસ્તાર પામતો જતો હતો હતો, તેમા ક્યાક સ્વચ્છ તો ક્યાક ગદા ઝરણા આવીને પોતાનું જળ ભેળવતા હતા અને તેને પોતાના ગુણ કે અવગુણનો ફરભાગ આપી આગળ વધારતા હતા

ટૂકી વાર્તાઓની શરૂઆત પણ બકીમચદ્રે જ કરી હતી—અને એમની ઇન્દિરા અને બીજી વાતો તો ગુજરાતીમા પણ પ્રાપ્ત થઈ છે એટલે યુરોપના આધુનિક સાહિત્યની બે મુખ્ય વસ્તુઓ નવલકથા અને ટૂકી વાર્તા, એ બનેને બગાળીમા એમણે અવતારી—અવતારી એટલુ જ નહિ પણ ચાલુ કરી

આ નવલકથા સાહિત્ય કેટલા વગથી અને કેટલા પ્રમાણમા વધી ગયુ છે, એનો કઈક ખ્યાલ આવે એ માટે હુ અહી આજના કેટલાક શિષ્ટ લેખક લેખિકાઓના નામ તેમણે લખેલા પુસ્તકો ( નવલકથાના જ )ની સખ્યા સાથે નોધુ છુ કચરાપટ્ટી અથવા હિંદીમા જેને 'ઘાસલેટિયા સાહિત્ય' કહે છે, એવાના લેખકો થોકબંધ પુસ્તકો લખે છે, પણ અહીં હુ જે નામો ઉતારુ છુ, તે કેવળ સુપ્રતિષ્ઠિત અને શિષ્ટમાન્ય લેખકોના જ છે વળી એમા સ્ત્રીઓના નામો પ્રત્યે પણ હું ખાસ ધ્યાન ખેચવા માગુ છુ

અનુરૂપા દેવી ૧૯, ચારુચદ્ર બદ્યોપાધ્યાય ૨૨, જલધર સેન ૧૪, નરેશચદ્ર સેન ગુપ્ત ૩૧, નિરુપમા દેવી ૮ પ્રભાતકુમાર મુખોપાધ્યાય ૧૨, પ્રભાવતી દેવી સરસ્વતી ૩૯, શરચ્ચદ્ર ચટ્ટોપાધ્યાય ૩૦, શૈલબાલા ઘોષજાયા ૧૮, શૈલજાનદ મુખોપાધ્યાય ૧૭ સૌરીન્દ્ર મોહન મુખોપાધ્યાય ૩૦

આ ઉપરાત આમાના જ કેટલાક લેખકોએ ટૂકી વાર્તાઓ લખેલી છે અને તેના કેટલા સગ્રહો બહાર પડ્યા છે તે પણ નીચે નોધુ છુ

અનુરૂપાદેવી ૨, ચારુચદ્ર બદ્યોપાધ્યાય ૫, જલધર સેન ૬, નરેશચદ્ર સેનગુપ્ત ૩, પ્રભાતકુમાર મુખોપાધ્યાય ૧૩, શૈલજાનદ મુખોપાધ્યાય ૪ સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાય ૧૦

આમ બકીમચદ્રે શરૂ કરેલી આ સરિતાએ સાગરનુ રૂપ ધારણ કર્યું છે, અને એ સાગરના પ્રત્યેક તરગનું વર્ણન કરવુ શક્ય પણ નથી અને આવશ્યક પણ નથી, હોય તોયે મારો એ અધિકાર નથી એટલે હુ તો એ વિપુલ સાહિત્યની સમાલોચના કરવાની ધૃષ્ટતાથી દૂર રહી માત્ર જે થોડા લેખકો સાથે મારે વિશેષ પરિચય છે, અને જેમણે આ સાહિત્યને કઈક વિશેષ રીતે સમૃદ્ધ કર્યું છે, એવા વિષે જ ટૂકમા લખી સતોષ માનીશ

બકીમની ઉત્તરાવસ્થામા જ રવીન્દ્રનાથે કવિતાઓ લખવાનુ શરૂ કરી દીધુ હતુ, અને

બંકીમ સાથેની પહેલી મુલાકાતનું વર્ણન પણ એમણે એમની જીવનસ્મૃતિમાં આલેખેલું છે. રવીન્દ્રનાથ પ્રધાનતઃ કવિ છે. કવિતા લેખન એ જ એમની મુખ્ય પ્રવૃત્તિ છે. છતાં એમણે નવલકથાઓ, નાટકો અને ટૂંકી વાર્તાઓ પણ એટલાં બધાં લખ્યાં છે, અને એવાં સરસ અને સુંદર લખ્યાં છે કે એ એક એક પ્રવૃત્તિ પણ કોઈ ઉચ્ચ કોટિના લેખકની કલમને જેબ આપી શકે.

બંકીમ પછી ચારેકોર નવલકથાઓનો જે ભરગારો ચાલી રહ્યો હતો, એમાં જ્યારે 'રાજર્ષિ' લખીને રવીન્દ્રનાથે પ્રવેશ કર્યો ત્યારે એમણે એક નવું જ તત્ત્વ દાખલ કર્યું. પોતે પ્રધાનતઃ કવિ અને તેમાં યે મુખ્યતઃ ભાવકવિ (Lyrical) રહ્યા, એટલે એમની નવલકથામાં પણ આ તત્ત્વે પ્રવેશ કર્યો. જો કે શરૂઆતની એમની બે નવલકથાઓ 'રાજર્ષિ' અને 'બૌ ઠાકુરાણીર હાટ' મા એમની નવલકથા-લેખનની શરૂઆત હોઈ પ્રચલિત પ્રણાલીનું પ્રાબલ્ય વિશેષ જોવા મળે છે, અને એમનું વિશેષત્વ જોઈએ એવું પ્રગટ થયું નથી.

નવલકથા બે પ્રકારની હોય છે. કેટલીક નવલકથાની ઘટનાગૂંથણી અને રચનાસૌષ્ઠવ જ એવાં મનોહર હોય છે કે તેમાંથી જ આપણી રમતૃપ્ણા સંતોષાઈ જાય છે. કેટલીક સુંદર રીતે ગૂંથાયલી વાતો જ એટલી મરમ હોય છે કે તદ્દન સાદી રીતે કહી જાય તો યે તેમાંથી રસનિષ્પત્તિ થાય. આવી વાર્તાના રસને આપણે કથા-રસ કહી શકીએ. પણ વાર્તામાં આ કથાવસ્તુ ઉપરાંત એક બીજી વસ્તુ પણ હોય છે. એમા પાત્રોનું જે ચરિત્રાલેખન કરવામાં આવે છે, તેના પ્રત્યેક અંગમાં કાવ્યરસ માટે ખૂબ અવકાશ હોય છે, અને એ રસ ભાવ-કાવ્યના રસના જેવો હોય છે. બીજા પ્રકારની નવલકથામા આ ભાવરસ જ પ્રધાન હોય છે.

રવીન્દ્રનાથની નવલકથાઓમાં પણ કથારસ કરતા ભાવરસ જ પ્રધાન હોય છે. એમની નવલકથાઓમાં ઘટના ખૂબ વિરલ હોય છે. એમની મોટી મોટી નવલકથાઓની વાર્તા પણ ખૂબ ટૂંકમાં કહી શકાય એવી હોય છે કદાચ કોઈ બીજા લેખક પાસે એ વસ્તુ ગયું હોત તો તે ટૂંકી વાર્તા સિવાય બીજુ કશું લખી જ ન શકત. 'નૌકાડુબી' માં લગભગ ચારસો પાનાનો વિસ્તાર એમણે કર્યો છે, જીના વાત જોવા જઈએ તો કેટલી છે? પણ એમની નવલકથાની વિશેષતા એ છે, કે પોતે જે પાત્રો દ્વારા કથાગૂંથણી કરે છે તેમના અંતરમાં ચાલી રહેલી પ્રવૃત્તિને અને એમના જીવનમાં જ્યાં જ્યાં ભાવરસનો સંચાર થઈ શકે એવા પ્રસંગો હોય તેને તેઓ કુશળતાપૂર્વક શોધી કાઢે છે, અને તેને જ સ્પષ્ટ અને પુષ્ટ કરવામાં પોતાની શકિત વાપરે છે. પણ આનો અર્થ એવો તો નથી જ કે એમની વાર્તામાં ઘટનાની ગૂંથણીમાં કોઈ જાતનું નૈપુણ્ય કે સૌષ્ઠવ નથી હોતું. તે તો હોય છે જ, પણ અહીં હું જે કહેવા માગું છું તે એ કે એમની નવલકથાઓમાં જે પ્રધાન વસ્તુ છે, તે વાર્તાનું સૌષ્ઠવ નથી, પણ તેના અંગેઅંગમાં જે ભાવરસ સીંચ્યો હોય છે તે છે.

એમની પહેલી જ નવલકથાની ઉત્પત્તિ જુઓ—કેવી કાવ્યમય છે! એમને એક દિવસ સ્વપ્ન આવ્યું. "સ્વપ્નમાં મેં જોયું કે કોઈ એક મંદિરના પગથિયાં ઉપર બલિનાં રક્તચિહ્ન જોઈને એક બાલિકા અત્યંત કરુણ વ્યાકુળતા સહિત પોતાના બાપને પૂછે છેઃ 'બાપુ, આ શું! આ તો લોહી છે!' બાલિકાની આ કાતરતાથી પિતાને અંતરમાં તો

દુઃખ થયું. છતાં તેણે ઉપરથી ક્રોધનો ઢોંગ કરી જેમ તેમ તેના પ્રશ્નને દાબી દેવાનો પ્રયત્ન કર્યો. હું જાગી ગયો કે તરત જ મને લાગ્યુ કે આ મને સ્વપ્નમાં મળેલી વાર્તા છે."

આમાંથી 'રાજર્ષિ'ની ઉત્પત્તિ થઈ. મંદિરના પગથિયાં ઉપર લોહીના છાંટા જોઈ બાલિકાના મનમાં જે ભય અને ક્ષોભ જાગ્યો તેના પરિણામે ગોવિંદમાણિક્યના અંતરમાં જે આઘાત લાગ્યો તેને પરિણતિએ પહોંચાડવામાં જ 'રાજર્ષિ'નું પાત્રાલેખન સમાઈ જાય છે, એ જ એનો વિષય છે. બહુ બહુ તો આ વિષયને એક કથાકાવ્ય તરીકે લખી શકાય, એમ આપણને લાગે, પણ એમને એ મર્યાદા સાંકડી લાગી અને થોડો ઇતિહાસ ભેગો વણી દઈ ગોવિંદ માણિક્યના મનોભાવ અને તેની ધનતાનો ક્રમિક વિકાસ બતાવવા એમણે આખી નવલકથા લખી.

આમ એમની પ્રથમ જ નવલકથામાં જે તત્ત્વ આપણે બીજ રૂપે જોઈએ છીએ તેનો ધીમે ધીમે વિકાસ થતો આપણે એમની બીજી નવલકથાઓમાં જોઈએ છીએ. એ વિકાસની શરૂઆત 'નષ્ટ નીડ'માં થઈ છે અને 'ચોખરે બાલી'માં અને 'નૌકાડુબી'માં તે વધારે પુષ્ટ થઈ છે. પણ તેનો પરિપૂર્ણ વિકાસ તો 'ગોરા'માં, અને 'ઘરે બાઇરે'માં જોવા મળે છે. પોતાના પાત્રોનાં અંતરના ગભીરતમ પ્રદેશમાં ઊતરી તેની એકે એક સૂક્ષ્મ લાગણી શતદલ કમલની પાંખડીઓની માફક વાચક સમક્ષ એકેએક ખોલી બતાવવી, તેનું સંપૂર્ણ માધુર્ય વ્યક્ત કરવું એ રવીન્દ્રનાથની કવિ–પ્રતિભાને શક્ય બન્યુ છે અને એ જ એમની અનુપમ શક્તિ છે. પોતાનાં કાવ્યોમાં અંતરના ઊંડાણને વ્યક્ત કરી એમણે બંગાળને મુગ્ધ કર્યું હતું. હવે એ જ શક્તિ એમણે પોતાની નવલકથામાં પ્રેરી. એમને પોતાને એ શક્તિનો ખ્યાલ 'નષ્ટ નીડ', 'ચોખેર બાલી' અને 'નૌકાડુબી'માં આવ્યો. પછી એમણે એની બધી ય જાદુઈ શક્તિ સંપૂર્ણ રીતે વાપરી 'ગોરા'માં અને 'ઘરે બાઇરે'માં. 'યોગાયોગ' અને 'શેષેર કવિતા'માં પણ એ જ શક્તિનો વધારે વિકાસ થયેલો જોવા મળે છે. અને ત્યાર પછી લખાયેલી 'દુઇ બોન' અને 'ચાર અધ્યાય'માં તો આ ભાવ રસ જ એટલો પ્રધાન બની જાય છે કે જો કોઈને એ વાતો કહી સંભળાવવી હોય તો મુશ્કેલી પડે છે. તમે ગમે તેટલો પ્રયત્ન કરો પણ એમાં નિષ્ફળતા જ મળે છે. હમણાં તાજેતરમાં પ્રસિદ્ધ થયેલ 'માલચ'માં પણ કથાવસ્તુ તદ્દન નજીવુ જ છે.

આમ કથાવસ્તુ અને ઘટના–વૈચિત્ર એ એમની નવલકથાનું પ્રધાન અંગ નથી. એટલે પછી એમની નવલકથાઓમાં માણસોની ભીડ પણ હોતી નથી. ચારસો પાનાંની 'ઘરે બાઇરે'માં માણસ કેટલાં?—વિમલા, નિખિલ, સંદીપ, માસ્ટર મશાય અને અમૂલ્ય. ઉપરાંત ઘરમાં રહેતી નિખિલની બે ભાભીઓ અને બે નોકર. અંગ્રેજીમાં તો એમણે એક જ ભાભીથી ચલાવી લીધું છે. 'ચતુરંગ'માં કેટલાં? 'બે બહેનો'માં કેટલાં? 'નાકાડુબી'માં યે કેટલાં? એમની મોટામાં મોટી નવલકથા 'ગોરા.' તેમાં યે કેટલાં? વળી એમની નવલકથામાં કોઈ ચમકાવે એવો કે વિસ્મયકારક બનાવ પણ બનતો નથી. કાર્યની ધમાલ કે ઉતાવળ પણ હોતી નથી અને 'શેષેર કવિતા' અને 'ગોરા'માં તો કેટલીક વાર બે પાત્રોની વાતચીત એ જ મુખ્ય બનાવ બની રહે છે. આમ છતાં એમની નવલકથામાં રસ કાયમ રહે છે, એનું કારણ એ છે કે એઓ જે રસની સૃષ્ટિ કરે છે, તેનો આધાર ઘટના ઉપર નથી હોતો.

આમ એમની નવલકથા ઘટનાના ઘટાટોપથી મુક્ત છે. 'ઘટનાના ઘટાટોપથી મુક્ત નવલકથાઓનો પણ એક વર્ગ હોય છે, જેમકે માનસ પૃથક્કરણભરી નવલકથા. પણ રવીન્દ્રનાથની નવલકથામાં આપણે જોવા પામીએ છીએ તે માનસ પૃથક્કરણ પણ નથી. કોઈ મનોવિજ્ઞાનશાસ્ત્રી આ પાત્રોનાં મનનું વિશ્લેષણ કરતો હોય એવું અહીં નથી; અહીં તો જે વિશ્લેષણ છે, તે કવિનું કરેલું છે. એટલે એને જો કહેવું હોય તો ભાવ વિશ્લેષણ કહો અથવા અંતરવિશ્લેષણ કહો. અહીં તો પાત્રોનાં મન પાઠકોની સામે ખડાં થઈ જાય છે અને પોતાની વાત શ્રોતાને કહે છે. આ ઑક્ટોબર માસના 'મોડર્ન રિવ્યૂ'માં પ્રસિદ્ધ થયેલી વાર્તા 'ફ્રોલ્સ હોપ્સ'માં જેમ બદાયુંની બેગમ દાર્જિલિંગ-કલકત્તા રોડ ઉપર બેઠીબેઠી પોતાની કહાણી સંભળાવી શ્રોતાને મન્ત્રમુગ્ધ કરી નાખે છે, અથવા 'ક્ષુધિત પાષણ'ની ઇન્દ્રજાળ જેમ સૌને લાચાર બનાવી પોતાના અંતરમાં ખેંચી લે છે, તેમ એમનાં દરેક પાત્રોની કથા વાચકોને પોતાની જાળમાં સપડાવી લે છે. 'ઘરે બાઇરે'માં નિખિલ, સંદીપ અને સૌથી વિશેષ વિમલાના અંતરનો વલોવાટ એમણે જે સૂક્ષ્મતાથી, તેના હૃદયની પાંદડીએ પાંદડી ઉકેલીને વાચકો સમક્ષ રજૂ કર્યો છે, તે વાચતાં આપણા મનમાં જે ઉત્સુકતા જાગે છે, તે કોઈ પણ ગુપ્તચરની રહસ્યમય નવલકથા વાંચતાં ઉત્પન્ન થતી ઉત્સુકતા કરતા લેશ પણ ઓછી હોય છે, એમ મને નથી લાગતું. સામાન્ય નવલકથાઓમાં બહારની ઘટનાઓના આઘાત પ્રત્યાઘાતને લીધે આ ઉત્પન્ન થાય છે, જ્યારે એમની નવલકથામાં અંતરના ભાવોના આઘાત પ્રત્યાઘાતને લીધે એ ઉત્પન્ન થાય છે. નવલકથાનું કાર્ય વાચકના અંતરમા ઉત્સુકતા જગાડી તેને સંતોષવાનું છે, અને આ કાર્ય એઓ કેવળ અથવા પ્રધાનતઃ પોતાનાં પાત્રોના મનોભાવોમા થતા ક્ષોભ અને પરિવર્તન દ્વારા, તેમનાં મનોમથનનાં નાદશ ચિત્રોદ્વારા સાધે છે. એ જ એમની વિશેષતા છે.

આ રીતે જોતા આપણને સમજાય છે, કે રવીન્દ્રનાથની નવલકથામાં કથાભાગ એ કેવળ હાડપિંજર છે. એને રક્તમાંસાદિથી પુષ્ટ કરી, ચામડીથી મઢી સુશોભિત બનાવવા માટે એઓ જે મસાલો વાપરે છે, તે ખૂબ વિવિધ હોય છે. એમાં રાજકારણ, ધર્મ, સમાજ વગેરે અનેક પ્રશ્નોની ચર્ચા આવી જાય છે પણ એ પણ મુખ્ય વસ્તુ નથી હોતી. એમની નવલકથાનું સાચુ વસ્તુ તો ભાવ જ હોય છે. તે જ એમની નવલકથાનો આત્મા હોય છે. આથી એમની નવલકથામાં ચર્ચાયેલા પ્રશ્નોને અથવા તો ચર્ચાને અંગે વ્યક્ત થયેલા કોઈ અભિપ્રાયને કોઈ મહત્ત્વ આપે છે, ત્યારે તે કવિને ભારે અન્યાય કરે છે. ભાવ વ્યક્ત કરવામાં જેમ કથાવસ્તુ સાધન રૂપ થાય છે, તેમ આ વિવિધ પ્રશ્નોની ચર્ચા પણ ભાવને પરિણત અને સુસ્પષ્ટ કરવાનું સાધન માત્ર જ છે, એ સમજવાની જરૂર છે. મતપ્રચાર એ કાંઈ નવલકથાનું લક્ષ્ય હોતું નથી તેનું લક્ષ્ય તો હોય છે રસનિષ્પાદન. અને એ રસનિષ્પાદનને સિદ્ધ કરવા માટે જો તાત્ત્વિક ચર્ચાની પણ જરૂર હોય તો તે નવલકથામાં જરૂર સ્થાન પામે. રવીન્દ્રનાથની નવલકથામા જે જે તાત્ત્વિક ચર્ચાઓ છે, તે ચર્ચા કરવા ખાતર નાખેલી છે, એમ નથી, પણ નવલકથાના વસ્તુના વિકાસ માટે એ આવશ્યક હતી માટે જ નાખેલી છે. 'ઘરે બાઇરે'મા કે 'ગોરા'મા ચર્ચાઓનો પાર નથી. 'ગોરા'માં કોઈ પણ બીજુ પાત્ર ગોરાને મળે છે એટલે ચર્ચા જ શરૂ થાય છે. આમ છતાં એમાની એક

પણ ચર્ચા અવાંતર નથી. પ્રત્યેક ચર્ચાને રસપુષ્ટિની યોજનામાં નિશ્ચિત સ્થાન છે. 'ઘરે બાહરે'માં રાજકારણ સંબંધે ચર્ચા છે. એમાં નિખિલનો કે તેના માસ્ટર મશાયનો મત એ રવીન્દ્રનાથનો મત છે, અથવા સંદીપનો મત એ રવીન્દ્રનાથનો મત છે, એમ કહેવું અથવા રવીન્દ્રનાથનો હેતુ સંદીપને ખોટો ઠરાવી નિખિલને સાચો ઠરાવવાનો છે એમ કહેવું—એ બંને વસ્તુ ખોટી છે, બેહૂદી છે. એમણે જે કાંઈ ચર્ચા કરી છે તે એ નવલકથાના વિકાસને અંગે અત્યાવશ્યક હતી. સંદીપ અને નિખિલ વચ્ચે રાજકારણ સંબંધે જે મતભેદ છે તે વાર્તાના રસને ડગલે ને પગલે પુષ્ટ કરતો જાય છે, વાર્તાને વિકસાવતો જાય છે અને જ્યાં જેટલી જરૂર હોય તેટલો જ તે વ્યક્ત થાય છે. ક્યાંય આપણને એમ નથી લાગતું કે અહીં લેખકે મારી મચડીને કે મારી ઠોકીને ચર્ચા ઘુસાડી દીધી છે. એ ચર્ચા પણ વસ્તુ–પ્લોટ–નું જ એક અંગ છે. એ ચર્ચા કાઢી નાખો તો વાર્તા પાંગળી થઈ જાય. એમની નવલકથામાંની તાત્ત્વિક ચર્ચાને અને તેમાં વ્યકત થતા અભિપ્રાયને ઉદ્દેશી ઊભી થયેલી ચર્ચાને અંગે હમણાં સવા વરસ પહેલાં એમણે જે એક લેખ લખ્યો હતો તેમાંથી નીચેનો ભાગ હું ઉતારું છું:

"બીજી એક ચર્ચા એ છે કે વાર્તાના પ્રસંગોમાં વિપ્લવકારી પ્રવૃત્તિ સંબંધી મત પાત્રોને મોઢે પ્રગટ થયા છે. વાર્તામાં ક્યાંય કોઈ પણ જાતનો મત હોત જ નહિ, તો વાર્તાની ભૂમિકા નકામી થઈ જાત. એમ માની લેવું જોઈએ કે જેઓ બોલે છે, તેમના ચરિત્રના સમર્થન માટે એ મતો મૂકેલા છે. કોઈને જો એવો વહેમ હોય કે એ મતોમાંના કોઈ કોઈ મત સાથે મારો મત મળતો આવે છે, તો હું કહીશ, 'एह बाह्य'. એ વાત ખોટી હોય કે ખરી હોય, એથી વાર્તામાં એનું મહત્ત્વ વધવા-ઘટવાનું નથી. કોઈ મત પ્રગટ કરવાથી પાત્રોનાં ચરિત્રને હાનિ પહોંચતી હોય તો જ તે દોષ ગણાય."

—'ચાર અધ્યાય સંબંધે ખુલાસો.

રવીન્દ્રનાથની નવલકથા વિષે બીજી એક બે વાતો નોંધવાની જરૂર લાગે છે. એક તો એ કે એમની નવલકથાનાં પાત્રો મોટા ભાગે સુશિક્ષિત અને સંપન્ન હોય છે. અને એમના જીવનમાં ઝાઝું વૈવિધ્ય અને રોમાંચકારી પ્રસંગો હોતાં નથી, છતાં એઓ સુંદર નવલકથાઓ લખી શકયા છે. પણ અહીં તો મારે એક બીજી જ વાત કહેવી છે. એમને પોતાની નવલકથામાં જે સફળતા મળી છે, તેમાં એમણે સમાજના જે થરનાં પાત્રો લીધાં છે તેનો પણ ભાગ છે. એમણે પોતે સમાજનો ઉપલો થર જ જોયેલો છે. એ લોકોના આચાર વિચાર, ભાવના, આકાંક્ષા બધું એમને સુપરિચિત છે. એ લોકોની ઝીણામાં ઝીણી ટેવો અને ખાસિયતો એમને જાણીતી છે. આને લીધે જ એમને એ પાત્રોના સર્જનમાં આટલી સફળતા મળી છે. એટલે કે લેખકે જે જીવન જોયું હોય છે, તે જ તે સુંદર રીતે આલેખી શકે છે, અને તેમાં જ તે કલાસર્જન કરી શકે છે. આજે રવીન્દ્રનાથને હલકા વર્ગનાં પાત્રો લઈને લખવાનું કહેવામાં આવે તો તેઓને આટલી સફળતા ન જ મળે. કારણ એમને એ વર્ગના જીવનનો પરિચય નથી. એ જ રીતે જે લેખકને માત્ર મધ્યમ વર્ગનો જ પરિચય છે, તે જો હલકા કે ઉપલા વર્ગ વિષે લખવા બેસે તો જરૂર ભૂલ કરે અને પોતાની

કલાને વેડફી મારે એ વિષે મને શંકા નથી. રવીન્દ્રનાથે હલકા વર્ગનું જીવન જેટલું જોયું છે, તેટલું તેમણે પોતાની ટૂંકી વાર્તાઓમાં અને નવલકથામાં તથા કાવ્યોમાં પણ રજૂ કર્યું છે. પણ તે ખૂબ પરિમિત પ્રમાણમાં, અને માટે જ તે ગભીર, અસરકારક અને સુંદર રહ્યું છે. સાહિત્ય-સર્જનમાં એ વસ્તુનું મહત્ત્વ ભારે છે, અને હમણાં સર્જનની બાબતમાં કંઈક ફરમાશ કરવાની પ્રવૃત્તિ શરૂ થઈ છે, એટલે આ વસ્તુ ઉપર ધ્યાન દોરવું મેં ઉચિત ધાર્યું છે.

હવે છેલ્લી વાત બંકીમચંદ્ર સંબંધે લખતાં હું કહી ગયો છું કે પ્રચલિત સમાજના નીતિનિયમો એમણે સ્વીકારી લીધા હતા, તે સામે શંકા કે વિરોધનો લેશ પણ તેમનામાં જાગ્યો નહોતો. તેમનો એ જમાનો જ નહોતો પણ બંગાળી સમાજને આ બાબતમાં પહેલો આઘાત કર્યો રવીન્દ્રનાથે—પોતાની 'ઘરે બાહિરે' નવલકથામાં સંદીપ અને વિમલાના ચરિત્રો દ્વારા. એ નવલકથા પ્રસિદ્ધ થતાં જ એની વિરૂદ્ધ પ્રચંડ વિરોધ જાગ્યો હતો, એ નવલકથાનો શિષ્ટ લોકોએ પોતાના પુસ્તકાલયમાંથી બહિષ્કાર કર્યો હતો, એ બીના જ આનો પુરાવો છે. પણ એ વખતે ફેલાયલો ગભરાટ લાંબો વખત ટક્યો નહિ એનું કારણ તો એ કે સંદીપ અને વિમલા બંગાળમાં મળવાં મુશ્કેલ હતાં. આપણા દેશની આબોહવામાં એવા જીવ ઝાઝા પાકતા નથી અને પાકે તોયે વધી કે ખીલી શકતા નથી, એટલે સમાજ નિશ્ચંત હતો.

પણ સમાજની આ નિશ્ચિંતતા ઉડાવી દેનાર ધૂમકેતુ થોડા જ સમયમાં બંગ-સાહિત્યાકાશમાં ઉદય પામ્યો. એણે પ્રથમ દર્શને જ સૌને આંજી દીધા. સિકંદરને માટે વપરાતી ઉક્તિ એને માટે આપણે જરૂર વાપરી શકીએ કે એ સાહિત્ય-જગતમાં આવ્યો, એણે જોયું અને જીત્યુ.

શરચ્ચંદ્ર વિષે આજે ગુજરાતમાં ખૂબ જિજ્ઞાસા જાગેલી છે અને તેને સંતોષવાની મને તક મળી છે, તો હું મારી મતિગતિ પ્રમાણે એ કામ અહીં કરી લઈશ, અને એટલે જ એમને વિષે જરા જુદી રીતે લખીશ.

રવીન્દ્રનાથ જ્યારે પોતાની અનુપમ ટૂંકી વાર્તાઓમાની ઘણીખરી લખી પરવાર્યા હતા, નવલકથાઓમાં પણ 'બૌ ઠાકુરાણીર હાટ', 'રાજર્ષિ', 'ચોખેર બાલિ' અને 'નૌકાડુબી' લખી ચૂકયા હતા, પ્રભાતકુમાર મુખોપાધ્યાય અને જલધર સેન વગેરે લેખકો પણ પોતાની કલમ પુરજોશમાં ચલાવી રહ્યા હતા, એવે સમયે ઈ. સ. ૧૯૦૭માં શ્રી સરલાદેવી ચૌધુરાણીના તંત્રીપણા નીચે ચાલતા માસિક 'ભારતી' મા 'બડ દિદિ' વાર્તાનો પહેલો હપ્તો છપાયો. રવીન્દ્રનાથ તે વખતે 'બંગદર્શન' ના તંત્રી હતા. તેમના સહાયક શૈલેશબાબુ 'ભારતી' માં આ વાર્તા વાંચતાં જ રવીન્દ્ર પાસે પહોચ્યા અને ફરિયાદ કરવા લાગ્યા, કે તમે તે કેવા છો: પોતાના માસિકમાં લખતા નથી અને બીજાના માસિકમાં આખીને આખી નવલકથા આપી દો છો! પણ એમના આ ઉકળાટનું કારણ રવીન્દ્રને કાંઈ સમજાયું નહિ, ત્યારે તેમણે પુરાવામાં 'ભારતી' નો અંક રજૂ કર્યો, અને કહ્યું: 'નામ નહિ લખ્યું એટલે તમારી રચના છૂપી રહેવાની હશે?' રવીન્દ્રનાથે અંક હાથમાં લીધો અને તે જ ઘડીએ હપ્તો પૂરો વાંચી નાખ્યો.

બોલ્યા, 'સાચે જ વાર્તા અતિશય સુંદર છે. તેમ છતાં હું એને મારી કહી શકતો નથી, કારણ કોઈ બીજા માણસે લખેલી છે.' શૈલેશબાબુ તો આંખો ફાડી માત્ર એટલું જ બોલી શક્યા, —'ત્યારે એ આપની નથી?' પણ આ કંઈ પ્રશ્ન નહોતો. પ્રશ્નના રૂપમા આશ્ચર્યનો ઉદ્ગાર હતો. આ વાર્તાનો લેખક કોણ છે, એ વિષે તે વખતના મોટા મોટા લેખકો પણ ચર્ચા કરવા લાગ્યા અને એ જાણવા ઉત્સુક રહેવા લાગ્યા. પછી આખરે ત્રીજા હપ્તામાં શરચ્ચદ્રનું નામ પ્રગટ થયું.

આ પહેલા ચારેક વર્ષ ઉપર એટલે કે ૧૯૦૩મા એમની એક વાર્તા 'મંદિર' પ્રગટ થઈ હતી પણ તે પણ નનામી હતી એટલે એ વાર્તાને તે વરમે પહેલુ ઇનામ મળ્યું હતુ છતાં વિશેષ કશુ થયુ નહોતુ. 'બોઝા' 'કાશીનાથ' 'અનુપમાર પ્રેમ' વગેરે વાર્તા પણ એની સાથે જ એટલે ૧૯૦૩ પહેલાની લખાયેલી

'બડ દિદિ' બહાર પડયા પછી શરચ્ચદ્ર પાછા ડૂબકી મારી ગયા. એઓ બ્રહ્મદેશ ચાલ્યા ગયા. પાચ છ વરસ સુધી એમનુ કોઈપણ લખાણ ક્યાય પણ પ્રસિદ્ધ થયુ નહિ પણ જ્યારે ૧૯૧૪માં એઓ પાછા બગાળ આવ્યા, ત્યારે એમણે પોતાની 'બડ દિદિ' વાર્તા ફરી વાંચી અને પોતાની વાત ઉપર પોતે જ એટલા બધા મુગ્ધ થઈ ગયા કે એમના મોઢામાંથી એકાએક એવા ઉદ્ગાર નીકળી પડયા કે 'વાર્તા લખવાનું છોડી દીધુ એ ઠીક ન કર્યું!'

આ પછી ત્રણ ચાર માસ પછી 'યમુના' માસિક માટે એમની પાસે લેખ માગ્યો ત્યારે એમણે કહ્યું કે 'ચરિત્રહીન' નામે નવલકથા શરૂ કરી છે. જુઓ ચાલશે કે નહિ. હજી તો શરૂઆત જ કરી છે. પણ 'ચરિત્રહીન' છપાય તે પહેલા એમણે 'અનિલા દેવી'ને નામે 'નારીર મૂલ્ય' નામે એક લેખમાળા લખી અને 'રામેર સુમતિ' 'પથનિર્દેશ' એ બે વાર્તાઓ ઉપરા ઉપરી પ્રસિદ્ધ થઈ. 'રામેર સુમતિ' એ સૌને ફરી વાર ચોકાવ્યા અને પછી તો પ્રવાહ જ ચાલ્યો—'બિંદુર છેલે', 'વિરાજ વૌ,' 'ચરિત્રહીન,' 'પંડિત મશાઇ,' 'દત્તા,' 'ચદ્રનાથ', 'પલ્લી સમાજ' એમ એક પછી એક નવલકથા બહાર પડવા લાગી—જાણે સાહિત્યની આતશબાજી શરૂ થઈ.

રવીન્દ્રનાથ જેવા પ્રચડ તેજસ્વી માર્તંડનો મધ્યાહ્ન તપતો હતો, બીજા પણ અનેક લેખકો એમનુ તેજ ઉછીનુ લઈ પોતપોતાના ગજા પ્રમાણે સાહિત્ય સર્જન કરી રહ્યા હતા, એવા સમયમા શરચ્ચદ્ર એકદમ ઝપાટે પોતાનુ સ્થાન જમાવી શક્યા, સ્થાન જમાવી શક્યા એટલું જ નહિ રવીન્દ્રનાથથી સ્વતત્ર રહી પોતાનુ વ્યક્તિત્વ ખડુ કરી શક્યા, એ જ એમની પ્રતિભાનો અને એમની શક્તિનો અચૂક પુરાવો છે. એ વખતે ભાગ્યે જ કોઈ લેખક એવો હશે જેના ઉપર રવીન્દ્રનાથની છાયા ન પડી હોય. જેમ કોઈ વિશાળ વૃક્ષને વણછે બીજી વનસ્પતિ થઈ શકતી નથી, તેમ વિરાટ વ્યક્તિને વણછે પણ કોઈનો વિકાસ થઈ શકતો નથી. બધા તેના ઓછાયામા ઢંકાઈ જાય છે. એવુ કઈક તે વખતે બગાળી સાહિત્યમા થવા બેઠુ હતું પણ એવામાં આ નવીન જ્યોતિષ્કનો ઉદય થયો, અને એણે પોતાનું સ્વતત્ર વ્યક્તિત્વ પ્રતિષ્ઠિત કર્યું

સ્વાભાવિક રીતે જ પ્રશ્ન એ ઊઠે છે કે શરચ્ચંદ્રમાં એવું શું છે, કે જેને જોરે એઓ બંગાળનું મન કબજે કરી શકયા ? આ પ્રશ્ન ઊઠવાનું બીજું કારણ તો એ છે, કે એમણે જે વસ્તુ કહેવા માંડી, તે સમાજને ગમતી નહોતી, એમની આખી લેખન પ્રવૃત્તિ જાણે બંગાળના સમાજ સામે ઉદ્દંડ વિદ્રોહ સમી હતી, છતાં એઓ તે જ બંગાળી સમાજમાં આટલા બધા લોકપ્રિય શી રીતે થઈ શકયા ? અને આ લોકપ્રિયતા પણ કંઈ જેવી તેવી છે ! ખુદ રવીન્દ્રનાથ પણ એટલા લોકપ્રિય કદી થયા નહોતા. રવીન્દ્રનાથનું બંગાળીઓએ ગમે એટલું ગૌરવ કર્યું હોય, તો પણ જનસાધારણમાં એમનું સાહિત્ય ઓછું જ વંચાયું છે, વંચાય છે. એક જ વસ્તુ ઉપરથી આપણે આ જોઈ શકીશું—આ બંને લેખકોનાં પુસ્તકોનો ઉપાડ કેટલો થયો ? રવીન્દ્રનાથની કવિતાને કોરે રાખી અહીં આપણે એમની વાર્તા અને નવલકથાની જ સરખામણી કરીશું. એમની સર્વશ્રેષ્ઠ કૃતિઓમાંની એક 'ઘરે બાઇરે'ની આજે વીસ બાવીસ વરસ થયાં તોયે ચોથી આવૃત્તિ ચાલે છે. 'ગોરા'ની ત્રીજી ચાલતી હશે. અને એમની હમણાં પાંચેક વર્ષ ઉપર બહાર પડેલી 'શેષેર કવિતા' 'યોગાયોગ' અને ત્યાર પછીની 'દુઇ બોન', 'ચાર અધ્યાય', 'માલંચ' વગેરેની તો પહેલી જ. ૫૦ સદી પહેલાં પ્રસિદ્ધ થયેલી 'ચતુરંગ'ની પણ આ બીજી જ આવૃત્તિ ચાલે છે. માત્ર 'નૌકાડુબી' એ સાત આવૃત્તિ જોઈ છે. ત્યારે શરચ્ચંદ્રની નવલકથાઓની શી સ્થિતિ છે ? મારી પાસે તદ્દન છેલ્લામાં છેલ્લી માહિતી નથી, પણ આજથી ચાર વર્ષ ઉપરના આંકડા છે તે જ રજૂ કરું છું:

વિરાજ બૌ ૧૩; બિંદુર છેલે ૧૩; બડ દિદિ ૧૧; પંડિત મશાઇ ૪; અરક્ષણીયા ૯; વૈકુંઠેર વીલ ૪; મેજ દિદિ–૬; ચંદ્રનાથ ૧૩; પરિણીતા ૧૯; દેવદાસ ૫; શ્રીકાંત ૧ લો ૫; ૨જો ૪; ૩ જો ૪, કાશીનાથ ૩; નિષ્કૃતિ ૫; ચરિત્રહીન ૪; સ્વામી ૧૨; દત્તા ૫; છબિ ૪; ગૃહદાહ ૧; પલ્લી સમાજ ૧૩; બામુનેર મેયે ૨; દેના–પાઓના ૩; નવવિધાન ૩; હરિલક્ષ્મી ૨; ષોડશી (નાટક) ૪; રમા (નાટક) ૩; શેષપ્રશ્ન ૨;

આ લોકપ્રિયતાનું એક કારણ તો એમની ભાષા અને લેખનશૈલી છે. બંકીમની મધુર અને ઝંકારયુક્ત ભાષામાં જે એક પ્રકારની જડતા હતી તે દૂર કરી રવીન્દ્રનાથે તેને અંતરના આવેગો અને સૂક્ષ્મ ભાવોનું નિરૂપણ કરવાને કાબેલ બનાવી હતી, છતાં રવીન્દ્ર શૈલી છેવટે તો સુશિક્ષિતોને જ સમજાય એવી રહી. રવીન્દ્રનાથની ભાષાનું આ બળ જોઈ શરચ્ચંદ્ર એના ઉપર મુગ્ધ થયા, પણ એઓ પોતે જ કહે છે એમ ભાષાની એવી 'કારીગરી માટે જેટલી વિદ્યા અને શિક્ષણની જરૂર હોય છે, તે મને મળ્યાં નહોતાં એટલે મનના ભાવો પ્રચલિત સહજ ભાષામાં જ કહેવાને હું ટેવાયલો છું.—એ રીતે જ મારે એ કહેવા હતા.' એટલે રવીન્દ્રનાથની શૈલીને એમણે પોતાના કામ માટે જોઈએ એ રીતે ઘડી લીધી એમની વાત કહેવાની રીત ખૂબ સુંદર, મધુર, સ્વાભાવિક અને સરલ છે. સંવાદોમાં તો એઓ અદ્વિતીય છે કહીએ તોયે ચાલે એમના સંવાદોમાં ખડખડાટ હસાવે એવું મુક્તહાસ્ય નથી, પણ વાંચતાં વાંચતાં મોં મલકે એવું મીઠું સ્મિત પુષ્કળ છે. એમનાં વર્ણનો પણ નવી જ ભાત પાડનારાં હોય છે, 'શ્રીકાંત'ના પ્રારંભમાં જ એમણે કહ્યું છે કે મારામાં કવિત્વ લગારે નથી. હું ચંદ્રને કેવળ ચંદ્ર રૂપે જ જોઉં છું. તેમાં મને કોઈનું મોં

દેખાતું નથી—પણ એમને ચદ્રમાં કોઈનું મોં દેખાય કે ન દેખાય, વાદળામાં કોઈનો કેશ કલાપ ઝૂલતો નજરે પડે કે ન પડે, પણ પ્રકૃતિનું સ્વરૂપ જોવાની અને આપણને બતાવવાની સૌંદર્યદષ્ટિ એમનામાં પ્રચુર પ્રમાણમાં છે, એનાં પુરાવા એમની નવલકથાઓમાં ઠેરઠેર જોવા મળે છે 'શ્રીકાંત'ના ૨ જા ભાગમાં આવતું દરિયાનું તોફાન જ લો જાણે આપણે પોતે જ એ આખા ઝંઝાવાતમાંથી પસાર થતા હોઈએ એવું પ્રબળ અને તાદશ એ વર્ણન છે. વળી 'શ્રીકાંત'ના પહેલા ભાગમાં આવતું મહાસ્મશાનનું અને રાત્રિનુ વર્ણન પણ ભારે કવિત્વપૂર્ણ છે ગદ્ય કેટલું ભાવવાહી, કેટલું કવિત્વમય થઈ શકે છે—લેશ પણ આડંબર વિના યે એ કેવું વાતાવરણ જમાવી શકે છે, એના નમૂના તરીકે એ ભાગ હુ અહીં ઉતારું છુ.

રાત્રિર જે એકટા રૂપ આછે, તાહાકે પૃથિવીર ગાછ–પાલા, પાહાડ–પર્વત, જલ–માટિ, બન–જગલ પ્રભૃતિ યાવતીય દસ્યમાન વસ્તુ હોઈતે પૃથક કરિયા દેખા જાય, ઇહા જેન આજ એઇ પ્રથમ ચોખે પડિલ. ચાહિયા દેખિ, અંતહીન કાલો આકાશ–તલે પૃથિવી જો.ા આસન કરિયા ગભીર રાત્રિ નિમીલિન ચક્ષે ધ્યાને બસિયાછે, આર સમસ્ત વિશ્વચરાચર મુખ બુજિયા નિ:શ્વાસ રુદ્ધ કરિયા અત્યન્ત સાવધાને સ્તબ્ધ હઇયા સેઇ શાંતિ રક્ષા કરિતેછે. હઠાત્ ચોખેર ઉપરે જેન સૌંદર્યેર તરંગ ખેલિયા ગેલ. મને હોઇલો, કોન મિથ્યાવાદી પ્રચાર કરિયાછે—આલોઇ રૂપ, આંધારેર રૂપ નાઇ? એત બડ ફાંકિ માનુષે કેમન કરિયા નીરબે માનિયા લઇયાછે? એઇ આકાશ–બાતાસ, એઇ સ્વર્ગ મર્ત્ત પરિવ્યાપ્ત કરિયા દૃષ્ટિર અંતર બાહિરે આંધારેર પ્લાવન વહિયા જાઇતેછે. મરિ! મરિ! એમન અપરૂપ રૂપેર પ્રસ્ત્રવણ આર કબે દેખિયાછિ! એ બ્રહ્માડે જાહા જત ગભીર, જત અચિન્ત્ય, જત સીમાહીન—તાહા તો તતઇ અંધકાર! અગાધ વારિધિ મસિકૃષ્ણ, અગમ્ય ગહન અરણ્યાની ભીષણ આંધાર, કિંતુ સે કિ રૂપેર અભાવ? જાહાકે બુજિના, જાનિના, જાહાર અંતરે પ્રવેશેર પથ દેખિના—તાહાઇ તત અંધકાર! મૃત્યુ તાઇ માનુષેર ચોખે એત કાલો, તાઇ તાર પરલોકેર પથ એમન દુસ્તર આંધારે મગ્ન! તાઇ રાધાર ચક્ષુ ભરિયા જે રૂપ પ્રેમેર બન્યાય જગત ભાસાઇયા દિલો તાહાઓ ઘનશ્યામ!

પ્રાસ આમાં ભલે ન હોય, પણ એમાં છંદ નથી, ડોલન નથી એવુ તો બહેરો હોય તે પણ ન કહી શકે.

એમની સફળતાનુ બીજું કારણ એ કે એમણે બગાળાના સામાન્ય જનસમાજમાંથી જ પોતાનાં પાત્રો પસદ કર્યાં: જેમની સાથે લોકોને પરિચય હતો એ પરિચિત નરનારીઓને અને તેમની અંતરતમ લાગણીઓને એમણે બગાળ સમક્ષ રજૂ કરી. એમના આ સાહિત્ય-દર્પણમાં બગાળને પોતાનો આત્મા જેવા મળ્યો. બગાળનો પલ્લીસમાજ શરચ્ચદ્ર જેટલી સહાનુભૂતિથી અને તાદાત્મ્યથી પહેલાં કોઈએ ચીતર્યો નહોતો.

પણ આ બે તો કેવળ ગૌણ કારણ છે. માત્ર સરલ અને સાદી ભાષા વડે અથવા પરિચિત માણસોનાં ચિત્ર વડે કદી હૃદય જીતી શકાતા નથી. હૃદયને તો હૃદય જ જીતી શકે. અને શરચ્ચદ્રે પણ પોતાના હૃદય વડે જ બગાળના હૃદયને જીત્યું છે. એમનામાં જે માનવ પ્રેમ છે, તે પ્રેમના રસાયણની આ અસર છે. એમણે જે જીવન ચીતર્યું છે તે

બંગાળનું સમાજગત જીવન છે—એ જીવન ત્યાગથી ઉજ્જ્વલ અને સ્વાર્થથી પીડાયેલું છે, અનુભવમાં ગભીર અને રૂઢિના બંધનોમાં જકડાયેલું છે તેમણે જોયું કે આપણા સમાજમાં અને પરિવારમાં અત્યાચાર અને વ્યભિચારની લીલા, દુઃખ અને દૈન્યનું નિષ્ઠુર પીડન, વિધિનિષેધના બેદિલીના જુલમ, અને અત્યાચારને લીધે જન્મતું અપાર દુઃખ અને રુદન ભરેલા છે. આ બધું દુઃખ અને આ બધી વેદના તેમણે પોતાની કરી લીધી અને અતિશય વેધક રીતે તેને સમાજ સમક્ષ વ્યક્ત કરી આ પીડન અને અત્યાચારના ભોગ થઈ પડેલી વ્યક્તિઓ પ્રત્યે એમના અંતરમાં જે અસીમ સમભાવ ભર્યો છે, એણે જ એમને બંગાળના હૃદયેશ્વર બનાવ્યા છે

એમના સમસ્ત સાહિત્યસર્જનનો પ્રધાન સૂર જોવો હોય તો તે માનવપ્રેમ છે અથવા બીજી રીતે કહીએ તો માનવનું સાચું મૂલ્યાંકન છે એમના સમસ્ત સાહિત્યમાં વ્યાપેલી ફિલસૂફી એક જ વાક્યમાં સમાવી દેવી હોય તો તે ચંડીદાસની આ પંક્તિમાં સમાવી શકાય છે

'સબાર ઉપરે માનુષ સત્ય તાહાર ઉપરે નાઇ'

માનવસત્ય એ સૌથી શ્રેષ્ઠ છે તેના કરતા ચડિયાતું કંઈ છે જ નહિ એમણે હમેશા માણસને માણસ લેખે જ અતિ મહત્ત્વનો ગણ્યો છે અને એથી જ સમાજ અને સમાજના નિયમોનું ઉલ્લંઘન કરનાર માણસ પણ એટલા એક જ ગુના માટે એમને મન તિરસ્કારયોગ્ય ઘૃણાપાત્ર થઈ જતો નથી એઓ તેના અંતરમાં પણ માનવતાની જ્યોત ટમટમતી અને કોઈક વાર ઉજ્જ્વલ તેજથી પ્રકાશતી જુએ છે અને તેને જ એઓ તેના મૂલ્યાંકનમાં વધારે મહત્ત્વ આપે છે અને આ જ કારણે એમને સમાજ અને રૂઢિ સાથે વિરોધ જાગે છે આ વિરોધ એમના સ્ત્રી પાત્રોના નિરૂપણમાં વધાર સ્પષ્ટ રીતે તરી આવે છે, એનું કારણ તો એ છે કે આપણો સમાજ પુરુષોના સ્ખલનનો માફ કરવાને ટેવાયેલો છે, સ્ત્રીઓના નહિ સ્ત્રીઓની એક જ ભૂલ માટે સમાજ તેનો ચિરકાળ બહિષ્કાર કરે છે સમાજને સ્ત્રીની સ્ત્રી તરીકે કિંમત નથી, પણ સ્ત્રીના સતીત્વની જ કિંમત છે એ બાબતની એક જ ભૂલ સ્ત્રીનું આખું જીવન ધૂળ મેળવવા શક્તિમાન છે અને અહીં જ શરચ્ચંદ્રને સમાજ સાથે વિરોધ જાગે છે સતીત્વ બાદ કર્યા પછી પણ જીવન બાકી રહે છે, એની માનવતા મરી જતી નથી અને એ માનવતાની કિંમત સતીત્વ કરતા ઓછી તો નથી જ એ માનવતાની અવજ્ઞા કરીને સમાજ સ્ત્રીજાતિને મરવાને માટે જીવતા નર્કમાં હડસેલી મૂકે છે, એ અન્યાય એમને સાલે છે, અને એથી જ એમણે પોતાની નવલકથાઓમાં સમાજ જેને પતિત સ્ત્રીઓ ગણે છે, તેમના જીવનમાં રહેલી માનવતા, સહિષ્ણુતા, સેવા, નિષ્ઠા, વિશુદ્ધિ અને સ્ત્રીત્વ આટલા ઉજ્જ્વલ રીતે ચીતર્યા છે જેઓ એમ કહે છે કે એઓ પતિતોનું ગૌરવ કરે છે, તેઓ સાચી વસ્તુ જોઈ શકતા નથી એમ જ કહેવું જોઈએ 'દેવદાસ'માની ચંદ્રમુખી અથવા 'શ્રીકાંત'માની રાજલક્ષ્મી-પિયારી ભલેને વેશ્યા રહી છતાં તેમનું જીવન જે રીતે શરચ્ચંદ્રે આપણને બતાવ્યું છે—તેમના અંતરના ઊંડાણ જે રીતે એમણે આપણી સમક્ષ ખુલ્લા કરી બતાવ્યા છે તે જોયા પછી તેમના પ્રત્યે લગારે ઘૃણા ઉત્પન્ન થાય છે? અને તેના એને લીધે વેશ્યાનું જીવન સારું છે, વેશ્યા શુદ્ધ છે એવું એઓ કહેવા માગે છે, એમ કોઈ કહી શકશે? શરચ્ચંદ્રને મન શુદ્ધ અશુદ્ધનો ભેદ છે—ખૂબ સ્પષ્ટ છે, અને તે

સહેજ ધ્યાનપૂર્વક જોતાં જણાઈ આવે છે. જે ગજલક્ષ્મીને સમાજે પિયારી બાઈજી બનાવી હતી તેને જ એમણે પાછી રાજલક્ષ્મી બનાવી છે. સમાજે સતીત્વને મહત્ત્વ આપ્યુ, એમણે તેના સ્ત્રીત્વને તેની માનવતાને મહત્ત્વ આપ્યુ. સમાજે જેને વેશ્યા બનાવી કલકત્તા મોકલી હતી તેને જ એમણે પાછી શુચિ શુદ્ધ ચંદ્રમુખી બનાવી ગામડામાં મોકલી કેવળ માનવતાનું ગૌરવ સમજવાથી જ એઓ આ કરી શક્યા

હમણાં થોડા જ દિવસ ઉપર મારા એક ‘પ્રગતિશીલ’ સાહિત્યક બંધુ મને કહેતા હતા કે શરચ્ચંદ્રમાં આટઆટલી પ્રતિભા છે, આટઆટલી શક્તિ છે, એમણે આટલી સુંદર કલાકૃતિઓ સરજી છે, પણ છેવટે તો એઓ પ્રત્યાઘાતી જ રહ્યા—એમણે આખરે તો સમાજના ચાલતા આવેલા નીતિનિયમો અને રૂઢિઓને જ પ્રતિષ્ઠિત ગણ્યાં છે. દાખલા તરીકે પાર્વતી અને દેવદાસ વચ્ચે આટલો તીવ્ર પ્રેમ બતાવ્યો પણ આખરે તો જુદા જ રાખ્યા. રમા અને રમેશ વચ્ચે સ્નેહ બતાવ્યો પણ બન્નેને ભેગા તો ન જ કર્યાં. આમ વિચાર કરનાર શરચ્ચંદ્રની કલા સમજતો નથી એમ મને લાગે છે. શરચ્ચંદ્ર આપણી સમક્ષ આપણા સમાજની વિષમતાઓ રજૂ કરે છે, કદાચ તેને વિષે થોડી ટીકા પણ કરે છે, કોઈક ઠેકાણે તેનો ન્યાય પણ તોલે છે—પણ એટલું જ. એ વિષમતાનો ઉકેલ આપવાનું તેમણે માથે લીધું નથી, અને ઉકેલ આપ્યો નથી. આથી જ આ વિષમતાઓ આટલી તીવ્ર રીતે રજૂ થઈ શકી છે અને આટલી અસરકારક નીવડી છે સાવિત્રિનો અને અન્નદાદિદિનો જ દાખલો લો. સમાજે તેમને કપાળે કેવી રીતે અસતીત્વની છાપ ધગાવીને મારી હતી, તે પણ આપણે જોયું પણ એ બંને સ્ત્રીઓ અથવા શરચ્ચંદ્ર સુદ્ધાં સમાજના આ નિષ્ઠુર અન્યાય સામે વિરોધના પોકાર કરતા નથી, અથવા શરચ્ચંદ્ર આનો કશો ઉકેલ લાવતા નથી. એને બદલે તેમણે એમના જીવનનુ વાસ્તવિક રૂપ જ એવા આવેગ અને સમભાવપૂર્વક ચીતર્યું કે તેઓનાં સતીત્વ સંબંધે આપણા મનમા લેશ પણ શંકા રહી નહિ, અને તેમને જીવનમા વેઠવા પડેલા દુઃખો અને જુલમોને લીધે જ તેઓ આપણા અંતરમા કાયમનું સ્થાન પામ્યા

બીજો દાખલો લો. ‘પલ્લીસમાજ’ના રમેશ-રમાના દુઃખથી તેમજ દેવદાસના દુઃખથી આપણે વ્યથા પામીએ છીએ, સહાનુભૂતિથી આપણે તેમને આપણા હૈયાં સરસાં લઈએ છીએ, પણ જ્યાર ખ્યાલ આવે છે કે રમા વિધવા છે, અને પાર્વતી પરસ્ત્રી છે, ત્યારે આપણા સામાજિક સંસ્કારના પ્રાબલ્યને લીધે આપણુ ચિત્ત સંકોચ પામે છે. આપણી રસવૃત્તિ તૃપ્ત થાય છે, પણ મન જૂના ચીલા છોડવા તૈયાર થતુ નથી. આમ એ બે વસ્તુનો વિરોધ રજૂ કરી આપણા સામાજિક ચિત્તતંત્રમાં તેઓ એક પ્રશ્ન જગાડે છે. તેઓ બુદ્ધિ વડે સમસ્યા સમાધાનની તક આપણને આપતા નથી, તેઓ જે કાંઈ ફરિયાદ કરે છે તે સીધી આપણા અંતરને જ કરે છે—હૃદયને જ કરે છે.

પ્રત્યેક માણસમાં બે શક્તિ કામ કરતી હોય છે એક તો તેના સ્વાભાવિક પ્રાણધર્મની પ્રેરણા અને બીજી યુગયુગથી ઊતરતા આવેલા સંસ્કારોની પ્રેરણા· આ બે વચ્ચે હમેશાં દ્વંદ્વ યુદ્ધ ચાલ્યા કરે છે. માણસ જ્યારે પોતાના સ્વાભાવિક પ્રાણધર્મની પ્રેરણાથી કંઈ કરવા તૈયાર થાય છે, ત્યારે તેને લાગે છે, કે એ જ સ્વાભાવિક છે, એમાં એના જીવનની સફળતા રહેલી છે. પણ જ્યારે માણસ આ પ્રમાણે પ્રાણધર્મની પ્રેરણાથી પોતાના જીવનને

પોતાની વાસનાને માર્ગે દોરી જવા માગતો હોય છે, ત્યારે તેના અંતરમાં રહેલી અતીતકાલના સંસ્કારોની પ્રેરણા આ સ્વાધીન માણસને માથે બોજો થઈને ચડી બેસે છે. આ બોજાથી એ માણસ થાકી જાય છે, લોથ થઈને પડે છે અને તેની પ્રગતિ થંબી જાય છે. આ પ્રાણધર્મની પ્રેરણાની જીવત મૂર્તિ સમો ઇન્દ્રનાથ એમણે 'શ્રીકાંત'માં ચીતર્યો છે, અને સંસ્કારની પ્રેરણાની મૂર્તિસમી અન્નદાદિદિ ચીતરી છે. એક પ્રસંગ દ્વારા આ વસ્તુ જરા વધારે સ્પષ્ટ કરું.

ટૂંકમાં પ્રસંગ આ પ્રમાણે છેઃ—ફૂટબૉલના મેદાનમા મુસલમાન છોકરાઓના હુમલાથી બેબાકળા બનેલા શ્રીકાંતને હુમલાખોરોના હાથમાંથી બચાવી નિર્ભય સ્થાને લઈ આવી એક અજાણ્યો બાળક તેના હાથમાં મૂઠી ભરીને ભાંગના પાન આપી ચાવી જવાનું કહે છે, અને તે ના પાડે છે એટલે તેને સિગારેટ પીવાનું કહે છે ઇન્દ્રનાથની સાથે શ્રીકાંતને પ્રથમ પરિચય આ રીતે થયો. શ્રીકાંત પોતે જ કહે છેઃ 'ચારે બાજુએ માણસો,—હું તો ખૂબ ડરી ગયો; બીતાબીતાં મેં પૂછ્યુ, 'ચિરૂટ પીતાં કોઈ જોઈ ગયું તો ?' 'છો ને જોઈ જતું !' કહીને લહેરથી સિગારેટ તાણતો તાણતો તે રસ્તાનો વળાંક વળી, મારા મન ઉપર એક ઊંડી છાપ મારી બીજી તરફ ચાલ્યો ગયો."

આ પછી તરત જ શ્રીકાંત કહે છેઃ "આજ મને તે દિવસની અનેક વાતો યાદ આવે છે, માત્ર એટલુ જ યાદ આવતું નથી કે તે અદ્ભુત છોકરા ઉપર મને તે દિવસે હેત ઊપજ્યું હતું કે તેણે ખુલ્લી રીતે ભાગ ખાધી અને બીડી પીધી તેથી તેના ઉપર મનમાં ને મનમાં ઘૃણા ઉપજી હતી."

અહીં આપણે પ્રાણધર્મ અને સસ્કારધર્મનો પ્રથમ વિરોધ જોઈએ છીએ. આ પછી તો આ બને બાળકોનો સબધ ગાઢ બને છે, શ્રીકાંત પ્રાણધર્મની અબાધ લીલાથી મુગ્ધ બને છે. ગાઢ અંધારી રાતે ગગામા હોડકુ લઈ ફરવા જાય છે, એ સાહસ પણ રોમાંચકારી છે, પણ અહીં જ તેનું સંસ્કારી મન પાછું કહેવા માંડે છે 'આ બરાબર નથી. તારે તો અભ્યાસ કરીને માણસ થવાનું છે અને બીજા લોકોની પેઠે સંસાર ચલાવવાનો છે.' આથી જ એ જ રાત્રિની સાહસકથા પૂરી થતાં જ ફરી કદી ઇન્દ્રનાથને ન મળવાની એ પ્રતિજ્ઞા કરે છે, અને દૂર ને દૂર રહેવા માંડે છે. ઘણા દિવસ આમ ને આમ વીતી જાય છે. પ્રાણધર્મ સાથેના યુદ્ધમાં સસ્કારધર્મનો વિજય થયો લાગે છે. ત્યાં તો એક દહાડો માછલાં પકડવા જતાં એક નાળાને કાંઠે તેને ઇન્દ્રનાથ મળી ગયો. મૂર્તિમાન પ્રાણધર્મને સામે ઊભેલો જોઈ શ્રીકાંતને શું થયું તે તેને જ મોઢે તેની જ ભાષામા સાંભળીએ· 'જેને મેં રોજ રોજ યાદ કર્યો હતો, જેની મેં કામના કરી હતી આકાંક્ષા સેવી હતી, તેમ છતાં રખેને ક્યાંય કોઈપણ રીતે મળી જવાય એ બીકે રાત દિવસ મારાં રૂંવાડાં ખડાં થઈ રહેતાં હતાં, તેણે આમ અકસ્માત, આટલી બધી ઓચિંતી રીતે મારી નજર સામે ખડા થઈ મને પાસે આવીને બેસવા કહ્યુ ! પાસે જઈને બેઠો પણ ખરો, પણ બોલી ન શક્યો.'.

આમ જ્યારે પ્રાણધર્મ શ્રીકાંતના મન ઉપર ઊંડી છાપ બેસાડવા મથી રહ્યો હતો, એ જ વખતે એને એક એવી મહાન નારીનો પરિચય થયો, જે પોતાના સંસ્કારજાત સતીધર્મના

યજ્ઞાગ્નિમાં પ્રાણધર્મને બાળીને તેની જ વિભૂતિ સર્વાંગે લગાવી ભૈરવી બનીને બેઠી હતી. એક બાજુ ઇન્દ્રનાથ રૂપે પ્રાણધર્મનો મહિમા એને આકર્ષી રહ્યો હતો, અને બીજી બાજુ અન્નદાદિદિના ચરિત્રનો મહિમા જોઈ સંસ્કારની એ આત્મત્યાગી ભૈરવી મૂર્તિ આગળ પ્રાણધર્મની ઉદ્દામતાએ પણ પોતાનું માથું નમાવ્યું હતું.

પ્રાણધર્મની અને સંસ્કારધર્મની આ બે જીવત પ્રતિમાઓ શ્રીકાંતના જીવનના પ્રારંભમાં જ દેખા દઈ અદૃશ્ય થઈ જાય છે—આપણને એ વસ્તુ ખૂબ સાલે છે. પણ સાથે જ એ બે મૂર્તિઓ નવાં નવાં રૂપો ધારણ કરી આખી નવલકથામાં વારેવારે દેખા દેતી નથી? માત્ર એ જ નવલકથામાં નહિ, શરચ્ચંદ્રની ઘણીખરી નવલકથામાં આ બે જ મૂર્તિઓની વિરોધી લીલાનો ઇતિહાસ જોવા નથી મળતો? શરચ્ચંદ્રના સાહિત્યમાં આ એક ખૂબ પ્રધાન સૂર છે, માટે જ મેં એને સહેજ વિસ્તારથી સ્પષ્ટ કરવાની છૂટ લીધી છે

હવે માત્ર શરચ્ચંદ્રની કલાના એક બે વિશેષ અંગોનો ઉલ્લેખ કરી હું આગળ ચાલીશ. જીવનમાં તેમજ કલામાં પણ સંયમથી જ શક્તિ આવે છે. શરચ્ચંદ્ર સંયમમૂર્તિ છે. એમની મોટી મોટી નવલકથાઓમાં પણ ક્યાંય તમને એવું નહિ લાગે કે અહીં એમણે જરૂર કરતાં વધારે શબ્દો લખી નાખ્યા છે એમનાં વર્ણનો જુઓ, સંવાદો જુઓ, લાગણી વ્યક્ત કરતા ભેદો જુઓ, ક્યાંય લગારે અતિશયતા જોવા નહિ જડે. અદ્ભુત સંયમને પરિણામે જ શરચ્ચંદ્ર ખૂબ સાદી, લોકોને મોઢે બોલાતી ભાષામાં માનવ મનની ગભીરતમ લાગણીઓ આપણી આગળ આટલી અસરકારક રીતે પ્રગટ કરી શક્યા છે. લાગણીવેડા ક્યાય જોવામાં આવતા નથી ગરીબાઈનું વર્ણન આવતાં જ ઘણા લેખકો પોતાના મનની સ્થિરતા ખોઈ બેસે છે એની સાથે શરચ્ચંદ્રનાં વર્ણનો સરખાવવા જેવા છે. 'પલ્લીસમાજ'મા રમેશના પિતાના શ્રાદ્ધમાં વૃદ્ધ દીનુ ભટ્ટાચાર્ય પૌત્રપૌત્રીઓ સાથે ભૂખ્યાં તીડની પેઠે મંદિર ખાઈ જાય છે તેમાં, 'અરક્ષણીયા'મા હરિપાલના દૃશ્યમાં, 'શેષપ્રશ્ન'માં મોચીઓના વાસના વર્ણનમાં, 'પથેર દાબી'મા ગરીબ મજૂરોનાં કારખાનામાં, 'શ્રીકાંત'મા મધ્યમ વર્ગના દુઃખી કારકુનોની જીવનપ્રણાલીમા—એમ એમણે અનેક રૂપે દારિદ્રયના દર્શન કરાવ્યા છે, પણ એ બધાયમાં ક્યાય અર્થહીનપ્રલાપ થયો નથી

દારિદ્ર્યથી પણ ભયાવહ વિષય પ્રેમ છે. એણે ભલભલા લેખકોને ભાનભૂલ્યા બનાવ્યા છે. પણ શરચ્ચંદ્રમાં જુઓ. ક્યાય બે પ્રેમિકો પોતાનો પ્રેમ લાંબા ભાષણોમાં વ્યક્ત કરે છે? દેવદાસ અને પાર્વતીના તેમ જ દેવદાસ અને ચંદ્રમુખીના સવાદ એ રીતે જોવા જેવા છે. વળી 'પલ્લીસમાજ'મા રમા રમેશનો પ્રેમ કેટલો ઊંડો હતો તે તો આપણે બધા સમજીએ છીએ, છતા આખા પુસ્તકમાં ક્યાય એમાથી એકે એ વ્યક્ત કર્યો છે? માત્ર એક વાર રમેશ ખૂબ સરળ ભાષામા આટલું બોલે છે: 'એક વખત એવો હતો જ્યારે હું તને ચાહતો હતો. પણ તે રમા યે તુ કદી હતી નહિ, અને તે રમેશે હું રહ્યો નથી!' આવા તો અનેક દાખલા ટાંકી શકાય. આ સંયમ ગુજરાતમાં તો ખૂબ જાણીતો થઈ પડ્યો —'દેવદાસ'ના બોલપટને લીધે. જેણે જેણે એ ચિત્રપટ જોયું, તેણે તેણે આ સંયમ વખાણ્યો, સંયમની શક્તિનો અનુભવ કર્યો

શરચ્ચંદ્રની કલામાં રહેલ સંયમ, આત્મગુપ્તિ, લક્ષવેધીત્વ વગેરે ગુણોનું જો આપણા વિવેચકો વિવેચન કરે તો તે આપણા લેખકોને ખૂબ ઉપકારક નીવડે એવું હું માનું છું. પણ કોણ જાણે કેમ કોઈ એ કરતું નથી. આપણે ત્યાં શરચ્ચંદ્રનાં અને રવીન્દ્રનાથનાં ઘણાં ખરાં પુસ્તકો પ્રગટ થઈ ગયાં છે, છતાં તેમની વિસ્તૃત સમાલોચના, કલાની દૃષ્ટિએ વિવેચના ભાગ્યે જ કોઈએ કરી હશે. હમણાં આપણાં માસિકોમાં સારાં સમાલોચન જોવા મળતાં નથી, એ ભારે દુઃખની વાત છે.

શરચ્ચંદ્ર પછી જે નવા લેખકોએ નવલકથાક્ષેત્રમાં પ્રવેશ કર્યો, અને લોકોનું ધ્યાન આકર્ષ્યું એમાં વિભૂતિભૂષણ બંદ્યોપાધ્યાયનો મારે ઉલ્લેખ કરવો ઘટે. એમની 'પથેર પાંચાલિ' અને એના જ અનુસંધાનમાં લખાયલી 'દૃષ્ટિ પ્રદીપ' તેમજ 'અપરાજિત' એ નવલકથાઓએ મારા સારા લેખકોના પણ ધ્યાન ખેંચ્યા છે અને કેટલાકે પહેલી બે નવલકથાઓને વિખ્યાત ફ્રેંચ લેખક રોમે રોલાની 'જ્હોન ક્રિસ્ટોફર' સાથે સરખાવી છે. બીજું નામ બુદ્ધદેવ બસુનું છે. એમની 'જે દિન ફુટલ કમલ' નવલકથાએ વાચકવર્ગને મુગ્ધ કર્યો છે. બીજાં અનેક લેખકલેખિકા બંગાળી નવલકથા સાહિત્યને પુષ્ટ કરી રહ્યાં છે, તેમને વિષે લખવાનો મને અધિકાર નથી. લાંબા વખત ઉપર એકાદ બે પુસ્તકો જ જેમનાં વાંચેલાં, જેમને વિષે કશી સ્પષ્ટ છાપ પણ પડેલી નહિ એવા લેખકો વિષે તેમનાં નવાં પુસ્તકો વાંચ્યા વિના આજે કંઈ પણ લખવું એ બરાબર નથી. અહીં જે બે ચાર પુસ્તકો મને ગમેલાં તેને અને એક બે બીજા લેખકોનો ઉલ્લેખ કરીને જ સંતોષ માનીશ. તે સિવાયના લેખકો વિષે તો નિબંધને અંતે આપેલા પરિશિષ્ટમાં આપેલી માહિતી ઉપરાંત હું કશું કહી શકું એમ નથી. શ્રીઅનુરૂપાદેવીની 'મા', સુંદર ભાષાંતરકારમાંથી સ્વતંત્ર સર્જક બનેલા ચારુચંદ્ર બંદ્યોપાધ્યાયની 'યમુનાપુલિનેર ભિખારિણી', શ્રીનિરુપમાદેવીની 'અન્નપૂર્ણાર મંદિર' પ્રભાતકુમાર મુખોપાધ્યાયની 'નવીનસન્યાસી', શાંતાદેવીની 'સોનાર ખાંચા'—આ પુસ્તકોની મારા મન ઉપર અનુકૂળ છાપ પડેલી એટલું જ નોંધી શકું એમ છું.

ઘણીવાર બંગાળી ઐતિહાસિક નવલકથા સંબંધે કેટલાક પૂછપરછ કરે છે. પણ બંગાળમાં આજે ઐતિહાસિક નવલકથાનો યુગ રહ્યો નથી. બંકીમ-રમેશના સમયમાં એ લખાતી હતી ત્યારપછી ઇતિહાસજ્ઞ શ્રી. રાખાલદાસ બંદ્યોપાધ્યાયે 'ધર્મપાલ' વગેરે બે ચાર લખી—એમાંની એકાદ બે ગુજરાતીમાં ઊતરી પણ છે—પણ આજે હવે કોઈ એવી નવલકથા લખતું નથી. કેવળ સામાજિક નવલકથાઓ જ લખાય છે.

બંગાળમાં જે કેટલાક સારા નવલકથા લેખકો છે એમાના ઘણાએ શરૂઆતમાં તો ઉત્તમ વિદેશી કૃતિઓના અનુવાદ જ કરેલા. આ રીતે ઉત્તમ સાહિત્યનું પરિશીલન કર્યા પછી જ એમણે સ્વતંત્ર સર્જન શરૂ કર્યું—અથવા આપણે એમ પણ કહી શકીએ કે એ પરિશીલને જ એમને સ્વતંત્ર સર્જનની પ્રેરણા આપી. આમ બંગાળમાં ઉત્તમ વિદેશી સાહિત્યના અનુવાદ કે રૂપાંતર ઘણાં થયાં છે, અને એ કલાના ઉચ્ચ નમૂનાઓએ વાચકવર્ગની અભિરુચિ ઘડવામાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. ત્યાંના લેખકોનો વિશ્વસાહિત્યનો પરિચય આપણા લેખકો કરતાં ઘણો જ વધારે છે, અને એ એક મોટો લાભ છે. વિદેશના વિખ્યાત કલાકારોના

લાની ચર્ચા ત્યાના માસિકોમા થતી રહે છે, આથી નવા લેખકોને પુષ્કળ માર્ગસૂચન ાય છે આપણા માસિકોમા પણ આ પ્રકારના ચર્ચા-વિવેચન વધારે થાય તો તે સાહિત્યને પકારક થઈ પડે

## ટૂંકી વાર્તા

બગાળી ટૂંકી વાર્તાની શરૂઆત બકીમચદ્ર કરી હતી એ હુ આગળ લખી ગયો છુ ટૂંકી વાર્તાની પણ સ્વતત્ર કળા છે, અને એ કળાની કસોટીએ બકીમની વાતો આજે આપણુને કેવી લાગે એ જોવાનું છે એમની વાર્તાઓ પૂરી આધુનિક પણ નહિ અને તદ્દન પુરાણી પણ નહિ, પણ કોઈક અગમા આધુનિક તો કોઈક અંગમા મધ્યકાલીન એવી એની ાગાજમની ભાત છે બકીમે પોતાની નવલકથાઓમા ઘણે ભાગે ઐતિહાસિક ભૂમિ સ્વીકારી તી પણ ટૂંકી વાર્તાઓ તો સામાજિક કે સામાજિક ભૂમિ ઉપર જ લખી છે

આમ બકીમે ટૂંકી વાર્તાની શરૂઆત કરી હતી ખરી, પણ એનો વધારે પ્રચાર ા જરા મોડા થયો બધે જ એવુ થયુ લાગે છે—નવલકથાઓ લખાયા પછી થોડે સમયે ટૂંકી વાર્તાઓ શરૂ થઈ છે એટલે બકીમથી રવીન્દ્ર સુધીના ગાળામા ઝાઝી ટૂંકી વાર્તાઓ લખાયલી નથી પણ રવીન્દ્ર જ્યારે ટૂંકી વાર્તાનું ક્ષેત્ર ખેડવા માડ્યુ ત્યારે એમણે એક સામટી ટૂંકી વાર્તાઓ જ લખવા માડી અને એમણે એ વાર્તાલેખનની શૈલી વગેરે પણ ાવા જ ઘડી લીધા એમની પહેલી જ વાર્તા 'ઘાટેર કથા' એની કથનશૈલી માટે ધ્યાન ખેચે છે, નદીનો ઘાટ આખી વાત કહે છે એના પગથિયા ઉપર કોણ કોણ આવે છે ાણ કોણ શુ શું બોલે છે, કોણ કોણ કેવી કેવી રીતે નાહ્ય છે વગેરે બધુ એ આપણને કહેતો જાય છે અને તેમાથી વાર્તાની નાયિકા કુસુમના જીવનની આપણને ખબર પડે છે આ યુક્તિ ભારે કવિત્વમય છે બીજી વાર્તામા પણ એમણે એ કાયમ રાખી હતી અને રાજમાર્ગ પાસે આખી વાત કહેવડાવી હતી એમની ટૂંકી વાર્તાઓ પણ ભાવ પ્રધાન કવિતા જેવી છે એમા બહાર બનતા બનાવો કરતા માણસના મનમા બનતા બનાવો જ વધારે મહત્ત્વના હોય છે માનસિક ભાવોનો વિકાસ એ જ વાર્તાનો વિષય અને એ રીતે એમની વાર્તાઓ બીજા લેખકોની વાર્તા કરતા જુદી તરી આવે છે એમની વાર્તાઓ મનોરજનની સામગ્રી હોવા છતા એ હળવુ વાચન થઈ શકતી નથી, કારણ એમની લેખન શૈલી જ એવી છે કે એમા વિચારો ભારોભાર ભરેલા હોય છે, અને બનાવોની હળવી રમત કરતા ચિત્તવૃત્તિના જટિલ વ્યાપાર વધારે હોય છે એમની ટૂંકી વાર્તાઓમા આપણે ગામપ્રજાનુ થોડુ જીવન જોવા પામીએ છીએ બગાળના ગામડાના પણ ચિત્રો જોઈએ છીએ, તેનું કારણ એ પણ ખરુ કે તે વખતે એઓ પોતાની જમીનદારી સભાળવા પદ્માને કાંઠે જઈને રહેતા હતા આ બધી વાર્તાઓનો ઇતિહાસ એમના જગદીશચદ્ર બસુ ઉપરના પત્રોમા વાચવા મળે છે કેટલીય વાર્તા એમણે પોતાના એ મિત્રના તગાદાને વશ થઈને લખી હશે!

શરચ્ચદ્રની ટૂંકી વાર્તાઓ કદી ભારે લાગતી નથી એમની કથનશૈલીનો એ ગુણ છે બન્નેની ભૂમિકા પણ જુદી જ જાતની છે રવીન્દ્રની ખૂબ ઓછી વાતોમા ગમાર્જનો સંપર્ક

આવશે—'છુટી', 'કાબુલિવાલા', 'ખોકાબાબુર પ્રત્યાવર્તન' 'ગુપ્તધન', 'માસ્ટાર મશાય' 'ક્ષુધિત પાષાણ', 'દાલિયા', 'એક રાત્રિ' અને બીજી ઘણી વાતો આપણને જુદા જુદા વાતાવરણમા લઈ જાય છે, આપણા આજના સમાજમાંની ઘટનાઓ વર્ણવે છે, પણ તે જુદી જ રીતે શરચ્ચંદ્ર આપણા સમાજમાથી ચિત્રો ઉપાડે છે, તે આપણા સંસારને લગતાં હોય છે, અને કોઈક અન્યાય કે વિષમતા તરફ આપણુ ધ્યાન ખેંચે છે રવીન્દ્રનાથ આપણા મનને એક પ્રકારના વિશિષ્ટ વાતાવરણથી વીંટી લે છે, શરચ્ચંદ્ર આપણી સમક્ષ આપણા સંસારનું ચિત્રપટ બતાવે છે, અને વિચાર કરતા છોડી દે છે બન્નેની કળા અને શૈલી સ્વતંત્ર જ છે બન્ને પોતપોતાની રીતે વાચકોને મુગ્ધ કરે છે—એક ઉચ્ચ શિક્ષિતોને, બીજા અસાધારણ સૌને

પ્રભાતકુમાર મુખોપાધ્યાય પાસે ત્રીજો જ પ્રકાર છે એમની ટૂંકી વાર્તાઓ ખૂબ હળવી ચિત્તવિનોદનની સામગ્રી જ હોય છે એમા ઘટનાની ખૂબીઓ પણ હોય છે, શૈલી સરળ અને સીધી હોય છે ક્યાંક એ રહસ્યનો પણ ઉપયોગ કરે છે સમાજ પણ બતાવે છે પણ પાછળ ભારે ચિંતન કે વિચારણા હોય જ એવુ નથી

રવીન્દ્રનાથ અને શરચ્ચંદ્રની વાર્તાઓ તો ખૂબ જાણીતી થઈ ગઈ છે. જેમ રવીન્દ્રનાથની 'કાબુલી', 'એક રાત્રિ', 'સાશી', 'ક્ષુધિતપાષાણ', 'છુટી' વગેરે વાર્તાઓ ગુજરાતમા ખૂબ લોકપ્રિય થઈ, તેમ શરચ્ચંદ્રની 'સ્વામી', 'મહેશ', 'ધૂળમાં રતન', 'વીલનો વારસ' વગેરે વાતો ખૂબ લોકપ્રિય થઈ પડી છે પ્રભાતકુમારની કેટલીક વાર્તાઓના અનુવાદ પહેલા 'સમાલોચક'મા કોઈકે કર્યા હતા એવુ મને યાદ છે—કદાચ એ મારો ભ્રમ પણ હોય હમણાયે એમની વાર્તાના થોડા અનુવાદો થયા છે પણ એમનામા અસાધારણતા કશી ન હોવાને લીધે ગુજરાતમા એમણે ધ્યાન ખેંચ્યું નથી અને રવીન્દ્રનાથ અને શરચ્ચંદ્ર પછી એમની વાર્તા એવુ ધ્યાન ન ખેંચે એ સ્વાભાવિક છે

જલધર સેને પણ ઘણી ટૂંકી વાર્તાઓ લખેલી છે, હજી લખે છે પણ તેમને પણ આ જ વર્ગમા ગણવા જોઈએ વળી એ ઉપરાંત નવલકથા લખનારા બધા જ લેખકો ટૂંકી વાર્તા લખતા રહે છે, એટલે તે બધાને વિષે અહીં લખી શકાય એમ છે જ નહિ છતા ચારુચંદ્ર બંદ્યોપાધ્યાય, સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાય, બુદ્ધદેવ બસુ, વિભૂતિભૂષણ બંદ્યોપાધ્યાય, મણિલાલ ગંગોપાધ્યાય, પ્રમથ ચૌધુરી એટલા નામોનો ઉલ્લેખ અહીં મારે કરવો જોઈએ આ બધાની વાર્તાઓના નમૂના ગુજરાતને જોવા મળ્યા નથી પણ જો કોઈ અભ્યાસી બંગાળના સારામારા લેખકોની ચૂંટી કાઢેલી વાર્તાઓનો એકાદ સંગ્રહ તૈયાર કરે તો તે જરૂર ઉપયોગી અને રસિક થઈ પડે હમણા બંગાળમા એવા બે ત્રણ સંગ્રહો પ્રસિદ્ધ થયા છે તેટલા જોઈ જોઈને, તે ઉપરથી જ જો એકાદ સંગ્રહ કરવામા આવે તો પે આપણને બંગાળના વાર્તા સાહિત્યનો સારો સરખો ખ્યાલ આવી જાય આ રીતે કેવળ બંગાળી જ નહિ, પણ હિંદી, મરાઠી અને જાણકાર મળે તો તેલુગુ, તામિલ વગેરે ભાષાઓમાંની ઉત્તમ ટૂંકી વાર્તાઓના સ્વતંત્ર સંગ્રહો પ્રગટ કરવા જોઈએ આ રીતે પરપ્રાંતીય સાહિત્ય જોતા રહેવાથી આપણા સાહિત્યને ખૂબ લાભ થયો છે, અને થશે

## નાટક

બંગાળમાં જાત્રા નામના અભિનયો તો પહેલેથી થતા જ આવ્યા હતા પણ એને અને આધુનિક નાટ્ય સાહિત્યને ભેળવવા ન જોઈએ 'જાત્રા'ની સંસ્થા વિષેની માહિતી મેં એક લેખમાં આપી છે (જુઓ, 'લોકવાણી' સાપ્તાહિકનો વાર્ષિક અંક ૧૯૯૩) અહીં તો આપણે નાટકોની જ ચર્ચા કરવાના છીએ, એટલે એ રીતે જોતાં બંગાળીમાં પહેલવહેલા નાટકો લખનાર તરીકે આપણે 'કુલીન કુલ–સર્વસ્વ નવનાટક રુક્મિણીહરણ' વગેરે નાટકના લેખક રામનારાયણ તર્કરત્નને ગણવા જોઈએ એમના પછી પ્રખ્યાત કવિ માઈકેલ મધુસૂદન દત્તે પણ 'શર્મિષ્ઠા, પદ્માવતી' 'કૃષ્ણકુમારી' વગેર નાટકો અને 'એકેઇ કિ બોલે સભ્યતા' બુડો શાલિકેર ઘાડે રાં' વગેરે પ્રહસન લખ્યા હતા પણ બંગાળી નાટકોમાં સારો સરખો સુધારો કરનાર તો દીનબંધુ મિત્ર ગળીના ઈજારદાર નીલકરોના ત્રાસનું રૂંવાડા ખડા કરે એવું ચિત્ર રજૂ કરતું એમનું નાટક 'નીલદર્પણ'જ એમને આખા બંગાળમાં પ્રસિદ્ધ કરવાને બસ હતું અને એ નાટક સંબંધે મુકદમો પણ ચાલ્યો હતો એટલે એમનાં બીજાં નાટકો નવીન તપસ્વીની' કે 'લીલાવતી' તો એની આગળ ઢંકાઈ જ ગયાં એમણે માઈકેલ મધુસૂદનની દેખાદેખી 'સધવાર એકાદશી' નામે પ્રહસન પણ લખ્યું પણ તેમાં ઉચ્ચ પ્રકારનો હાસ્યરસ જળવાયો નથી અને ઠેકાણે ઠેકાણે અશ્લીલતાના છાંટા પડ્યા છે 'જામાઇ બારિક' 'બિયે–પાગલા બુડો' અને 'ચમાલગે છંવત માનુષ'માં પણ આપણે એમની હાસ્ય જમાવવાની શક્તિનો પ્રભાવ જોઈ શકીએ છીએ

એમના પછી બંગાળી નાટક સાહિત્યને સંસ્કૃત નાટકોના સરસ ભાવવાહી અનુવાદો વડે પુષ્ટ કરનાર જ્યોતિરિન્દ્રનાથ ઠાકુરનો સાર ઉલ્લેખ કરવો જોઈએ અભિજ્ઞાન શાકુંતલ, રત્નાવલિ ઉત્તરરામ ચરિત માલતીમાધવ, મૃચ્છકટિક મુદ્રારાક્ષસ વિક્રમોર્વશી ચંડકૌશિક, વેણીસંહાર વગેરેના સમર્થ અનુવાદો એમણે બંગાળને આપ્યા ફરી વાર એમનો ઉલ્લેખ કરવાનો પ્રસંગ મળે એમ નથી એટલે ફ્રેંચ ભાષામાંથી ઉત્તમ વાર્તાઓના અને મહત્ત્વના નિબંધોના એમણે કરેલા અનુવાદનો ઉલ્લેખ પણ અહીં જ કરી લઉં છું બંગાળના વાચકોને અને લેખકોને ઉત્તમ સાહિત્યનો પરિચય કરાવવામાં એમનો ફાળો ખૂબ મોટો છે એમના અવસાન પછી પણ કેટલાય વખત સુધી એમના અનુવાદો 'પ્રવાસી'માં પ્રગટ થતા રહેતા હતા

એમના પછી તો બંગાળની રંગભૂમિને અને નાટ્ય સાહિત્યને નવું જ રૂપ આપનાર માત્ર પોતાની શક્તિ અને મહેનતથી તેને અનનવી સમૃદ્ધિ અર્પનાર, કુશળ નટ અને પ્રતિભાશાળી નાટ્યકાર શ્રી ગિરિશચંદ્ર ઘોષે બંગાળના સાહિત્ય–ગગનમાં દેખા દીધી શરૂઆતમાં એમણે 'રાવણવધ' 'સીતાર વનવાસ,' 'પાંડવેર અજ્ઞાતવાસ' વગેર પૌરાણિક વિષયો હાથ ધર્યા પણ પાછળથી ચૈતન્યલીલા, 'રૂપ સનાતન' 'બુદ્ધદેવ' 'બિલ્વમંગલ' 'પૂર્ણચંદ્ર,' 'વિષાદ વગેરે ભક્તિ અને સંન્યાસ પ્રધાન નાટકો લખ્યાં અને છેવટે 'પ્રફુલ્લ, 'હારાનિધિ જેવા સામાજિક અને શિવાજી,' 'સિરાજ ઉદ્દૌલા,' 'અશોક' 'શંકરાચાર્ય' વગેરે ઐતિહાસિક અને દેશપ્રેમમૂલ નાટકો રચ્યાં એમના રચનાકૌશલ, અને અભિનયચાતુરીને લીધે નાટકોની લોકપ્રિયતામાં ભાર વધારો થયો અને બંગાળની

રંગભૂમિએ એમના સમયમાં ખૂબ પ્રગતિ કરી. ગીતો રચવામાં પણ એઓ સિદ્ધહસ્ત હ એટલે લોકમન જીતવું એમને ગહેલું હતું એમનાં બધાં નાટકોમાં 'બિલ્વમંગલ' : 'પ્રફુલ્લ' શૈથી વધુ લોકપ્રીતિ અને પ્રશંસા પામ્યાં છે. એમનાં એકાદ બે નાટકોનો અનુ ગુજરાતીમાં બહાર પડ્યો છે, પણ તેણે વિશેષ ધ્યાન ખેંચ્યું લાગતું નથી.

ગિરિશચંદ્ર પોતાના નાટકોથી બંગાળને ગાંડું બનાવી રહ્યા હતા એ અરસામાં અમૃતલાલ બસુએ પણ એ ક્ષેત્રમાં પ્રવેશ કર્યો પણ તેમણે પ્રહસનની જ કલા સિદ્ધ ક અને 'વિવાદ વિભ્રાટ,' 'રાજા બાહાદુર,' 'તાજ્જબ વ્યાપાર,' 'બાબુ' અને 'ગ્રામ્યવિભ્રા વગેરે અનેક પ્રહસનો લખી પોતાનું અનોખુ સ્થાન જમાવી લીધું. અસહકારની લડત ર થઈ ત્યાં સુધી એઓ લખતા રહ્યા હતા. એમના 'ખાસ દખલ' અને 'દૂંદેમાતનમ્' નામ પ્રહસનો પણ જાણીતાં છે. સમાજનો દંભ, ખૂબ મીઠી મશ્કરીના રૂપમાં ખુલ્લો પાડવા એઓ ભારે કુશળ હતા. જ્યાં જ્યાં એમણે દંભ જોયો ત્યાં ત્યાં એમણે પોતાના ખટ-મધુ ચાબખા ચલાવ્યા જ છે, અને સમાજને હસાવી હસાવીને તેના દોષો તેને બતાવ્યો જ છે

આ જ અરસામાં બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાયની નવલકથાઓએ પણ બંગાળાના નાટ સાહિત્યમાં ઉમેરો કર્યો. બંકીમમા નાટકો લખવાની કળાના બીજ સારા પ્રમાણમાં હતાં, એ તો જેમણે એની 'વિષવૃક્ષ' નવલકથા ધ્યાનપૂર્વક વાંચી હશે, તેઓ જોઈ શક્યા હશે. જો એમને નાટકો લખવાનું સૂઝ્યું હોત તો એઓ બંગસાહિત્યને કેટલાંક સારાં નાટકો આપી જાત. પણ તે ન બન્યું. છતાં એમની બધી જ નવલકથાઓમાં નાટ્યતત્વ હતું જ. એ પારખી જઈને અતુલકૃષ્ણ મિત્ર અને તેમનાથીએ વિશેષ કેદારનાથ ચૌધુરીએ બંકીમની નવલકથાઓમાંની ઘણીખરીને નાટકરૂપે ઉતારી.

આમ બંગાળી નાટક સાહિત્ય ભિન્ન ભિન્ન રીતે સમૃદ્ધ થઈ રહ્યું હતું, તેવામાં બીજા બે લેખકોએ પોતાની પ્રતિભાનાં તેજ એ જ ક્ષેત્રમાં ઢાળ્યાં. એક તો ક્ષીરોદપ્રસાદ વિદ્યાવિનોદ. એમણે મોટે ભાગે 'પદ્મિની' 'પ્રતાપાદિત્ય' 'આલમગીર,' 'ચાંદબીબી.' 'ભીષ્મ' જેવાં ઐતિહાસિક નાટકો જ લખ્યાં છે. એ ઉપરાંત 'આલીબાબા' પણ લોકપ્રિય નીવડેલું નાટક છે.

બીજા દ્વિજેન્દ્રલાલ રાય. એઓ મૂળ હાસ્યરસના કવિ તરીકે પ્રસિદ્ધ થયા હતા એ વાત હું આગળ કહી ગયો છું. સ્વભાવે ખૂબ આનંદી અને મશ્કરા હતા એટલે એમણે નાટકોમાં પણ પ્રહસનોથી જ શરૂઆત કરી. એમનું પહેલું જ પ્રહસન (એમણે 'લાલિકા' શબ્દ યોજ્યો હતો) 'કલ્કી-અવતાર' હાસ્યરસની સામગ્રીથી ભરપુર હોવા છતાં હજી સુધી કોઈપણ નાટ્યગૃહમાં ભજવાયું નથી, તેનાં બે કારણો છે. એક તો એમાં એમણે આપણા સમાજના એકે એક વર્ગ અને સંપ્રદાય ઉપર વ્યંગનો વરસાદ વરસાવ્યો છે. અને બીજું, આ હળવો હેતુ સાધવા માટે અનેક હિંદુ દેવદેવીઓનો ગમે તેવો અને અણઘટતો ઉપયોગ કર્યો છે. એમણે પાછળથી લખેલા 'પાષાણી' નાટકમાં બીજા અનેક ઉત્કૃષ્ટ ગુણો હોવા છતાં આ એક જ અવગુણને લીધે તે પણ સાહિત્ય સમાજમાં આદર પામી શકતું નથી અને નાટ્યગૃહમાં ચાલી શકતું નથી.

આ પછી લગભગ ૭ વરસ સુધી એમણે હાસ્યરસ જ જમાવ્યો છે 'વિરહ', 'આષાઢે' હસ્પર્શ', અને 'પાયશ્ચિત્ત' એમ ઉપરા ઉપરી પુસ્તકો બહાર પડતા ગયા વળી 'હાસિર ન' નામનો અતિશય લોકપ્રિય ગીતસંગ્રહ પણ એ અરસામા જ લખાયો. આમ એમણે ગાળીઓને ખૂબ હસાવી હસાવીને તેમના મન જીતી લીધા આ પછી તરત જ એમણે ટકો શરૂ કર્યા વીસમી સદીના પહેલા જ ત્રણ વરસોમા એમણે 'પાષાણી' 'સીતા' અને ગાબાઇ નામે ત્રણ નાટકો પ્રસિદ્ધ કર્યા પણ એમને બગાળના તે વખતના શ્રેષ્ઠ નાટકકાર ટે સ્થાપનાર તો એમનું 'પ્રતાપસિંહ' એ નાટકમા એમણે સ્વદેશભક્તિનો ઉજ્જવળ દશ સમાજ સામે ખડા કર્યા આ નાટક લખાયા પછી થોડા જ સમયમા બગાળાના ગલાને અગે સ્વદેશી ચળવળ શરૂ થઈ એટલે તો વળી આ નાટક વધારે લોકપ્રિય થયુ

ચળવળની ઉત્તેજનાને પરિણામે એમણે કેવળ દેશપ્રેમ બસ નથી, અને શુદ્ધ સ્તિ ઉદાર મન, ન્યાય અને સત્યપરતા વિના સાચી ઉન્નતિ થવી અશક્ય છે, એ આદર્શ ૬ રતુ 'દુર્ગાદાસ' નાટક લખ્યુ દેશમા ચારકોર સ્વદેશભક્તિનો જુવાળ આવ્યો હતો ષ્ટ્રીય પ્રવૃત્તિ જોરમા ચાલતી હતી, એટલે આ જ અરસામા એમણે 'આમાર દેશ' વગેરે નેક સ્વદેશગીતો રચ્યા 'મેવાડપતન' પણ આ જ અરસામા લખાયુ અહી સુધીના એમના ટકોમા એક ઉચ્ચ આદર્શ રજૂ કરવાનો જ પ્રયત્ન જોવામા આવે છે પણ આ સમયે ામા પરમ ડાયરસિક લોકેન્દ્ર પાલિતના સમાગમથી અને સલાહથી એમણે પોતાની ખનરીતિ બદલી અને માનવમનમા ચાલતા દ્વન્દ્વને અને માનવ જીવનની બીજી ટિલતાઓને મૂર્તરૂપ આપવા પ્રયત્ન કર્યો આને પરિણામે આપણને 'નૂરજહાં,' 'શાહજહાં' રપારે' 'ચદ્રગુપ્ત' વગેરે ઉત્તમ પ્રતિના અને ચિરસ્થાયી નાટકો મળ્યા આ નાટકો ખસામા એમણે પશ્ચિમના સાહિત્યાચાર્યોનો આદર્શ નજર સમક્ષ રાખ્યો હતો એ વસ્તુ નાટકો વાચતા જ આપણા ખ્યાલમા આવે છે શાહજહા' અને કિંગ લિયરનુ સામ્ય ડા સમય પહેલા જ શ્રી આલગિયાએ બતાવ્યુ હતુ ભીષ્મ' 'સિંહલવિજય', 'ચદ્રગુપ્ત' અને ગનારી' એ એમના છેવટના નાટકો છે એમના નાટકોમા કાર્યનો વેગ, ભાષાનુ જાજ્વલ્ય વની તીવ્રતા અને સવિધાનનુ કૌશલ્ય એવા છે કે ખૂબ થોડા સમયમા એઓ ખૂબ કીર્તિ પાદન કરી શકયા

રગભૂમિ ઉપર ભજવાતા નાટકોના બીજા લેખકોમા અપરેશચદ્ર મજુમદાર, મનમથ ય, યોગેશચદ્ર ચૌધુરી અને પોતાના ગિરિજા' નામના એક જ નાટકથી પ્રખ્યાત થનાર નોમોહન રાયનો ઉલ્લેખ કરવો ઘટે

- વચલા ગાળામા જેમ બકીમચદ્રની નવલકથાઓએ સુદર નાટકો માટ સામગ્રી પૂરી ડી હતી, તેમ આજના વખતમા શરચ્ચદ્રની નવલકથાના સુદર નાટકો થયા છે, અને તે ફળતા પૂર્વક ભજવાય છે પલ્લીસમાજ' ઉપરથી 'રમા' અને 'દેનાપાઓના' પરથી 'ષોડશી' નાટક તૈયાર થયા છ આ ઉપરાત વિરાજબૌ' અને 'ચદ્રનાથ' પણ ાટકરૂપ પામી ચૂકયા છે એમની ઘણીખરી નવલકથામા નાટકને અનુરૂપ સામગ્રી મોજૂદ —જેમકે દત્તા, ચરિત્રહીન, વૈકુઠ વીન પડિત મશાય સ્વામી, પરિણીતા,—એટલે તેને ાટકનુ રૂપ આપવુ ખૂબ સહેલુ થઈ પડ છે અને એમાની કેટલીકના ચિત્રપટો તો બગાળમા

ઊતરી ચૂકેલાં જ હતાં. 'રમા'નું બોલપટ પણ ક્યારનું તૈયાર થઈ ચૂક્યું હતું અને બંગાળી બોલપટોમાં તે સર્વોત્તમ લેખાયું હતું. હવે તો આપણે 'દેવદાસ' પણ જોયું અને થોડા જ વખતમાં 'દત્તા' અને 'ગૃહદાહ' પણ જોવા પામીશું. બંગાળમાં ઉત્તમ નવલકથાઓને નાટકરૂપે રજૂ કરવાની રીત પહેલેથી ચાલી આવી છે, તે સારી લાગે છે. આપણે ત્યાં 'સરસ્વતીચંદ્ર'ને ભજવવાનો પ્રયત્ન થયેલો જાણ્યો છે. આજે એક બે બોલપટો તૈયાર થયાં છે અને બીજાં થવાનાં છે. આ રીતે આપણે સારું સાહિત્ય લોકસમાજમાં વધારે સહેલાઈથી પહોંચાડી શકીએ અને લોકરુચિને પણ પરિમાર્જિત કરી શકીએ એવું લાગે છે. 'દેવદાસ' અને એ જ કંપનીનાં બીજાં બોલપટોએ લોકમન કેળવવાનું અને બીજી કંપનીઓને પણ માર્ગદર્શન કરવાનું ઘણે ભાગે કામ કર્યું છે, એમ કહેવામાં કંઈ અતિશયોક્તિ નથી

રવીન્દ્રનાથનાં નાટકો આ બધાં નાટકો કરતાં જુદા જ પ્રકારનાં છે. તે લોકભોગ્ય થઈ શકે એવાં છે જ નહિ. 'વિસર્જન' અને 'ચિરકુમાર સભા' એ બે રંગભૂમિ ઉપર જેટલાં સફળ થાય છે, તેટલાં 'નટીરપૂજા', 'શાન્ત' કે 'ડાકઘર' થતાં નથી. અને તે પણ પ્રેક્ષક વર્ગ ઉપલા વર્ગનો હોય તો જ. આનું કારણ એ છે કે એમનાં નાટકો પણ એમની નવલકથાઓ અને કાવ્યોની પેઠે ભાવપ્રધાન હોઈ તેમાં કાર્ય નહિ જેવું જ હોય છે. સંવાદો ખૂબ રસિક હોય, ચતુરાઈભર્યા હોય અને ગહન તત્ત્વમય હોય તોયે તેને જોરે આખું નાટક રંગભૂમિ ઉપર તો ન જ ટકી શકે. આ જ કારણે રવીન્દ્રનાથે લગભગ ત્રીસ નાનાં મોટાં નાટકો લખ્યાં છે છતાં ભજવાય છે કોઈક જ. બંગાળીમાં તો એક 'ચિરકુમાર સભા' જ કંઈક લોકપ્રિયતા પામી શક્યું છે. એટલે સાહિત્ય તરીકે મહામૂલાં હોવા છતાં અભિનય માટે—જનસાધારણને ભજવી બતાવવા માટે એ ઝાઝાં ઉપયોગી નથી. પણ એની એ રીતે કદર કરવી એ બહુ છે એટલા માટે એ લખાયાં જ નથી. એમાંનાં કેટલાંક તો પોતાના આશ્રમ બાળકો ભજવે એ માટે લખાયેલાં અને ત્યાં એ ખૂબ સફળતાપૂર્વક ભજવાય છે અને રસપૂર્વક જોવાય છે

એમનાં ગીતિનાટકો 'વાલ્મીકિ-પ્રતિભા,' 'માયાર ખેલા' પણ જ્યારે લખાયાં ત્યારે શિક્ષિતોમાં ખૂબ પ્રિય થઈ પડ્યાં હતાં. હમણાં ફરી કવિએ ગીતિ નાટ્યો શરૂ કર્યાં છે. ગયે વરસે 'ચિત્રાંગદા'ને નૃત્ય અને ગીતરૂપે જ એમણે રજૂ કર્યું હતું. આ હમણાં જ કારતક મહિનાનું 'પ્રવાસી' આવ્યું છે, એમાં એમણે 'કથા ઓ કાહિની'માંની 'પરિશોધ' કવિતાને ગીતિનાટ્યના રૂપમાં રજૂ કરી છે પણ આ બધા પ્રયોગો વિષે એ ન જોનાર મ

આવ્યુ છે બગાળમા પણ એ પ્રકારના સાહિત્યની ધારા જૂના વખતથી ચાલતી જ આવેલી છે ઓગણીસમી સદીમા ઈશ્વરચદ્ર ગુપ્ત અને ગૌરીશકર ઉર્ફે ગુડગુડે ભટ્ટાચાર્ય વચ્ચે ચાલતો ઝઘડો ખૂબ જાણીતો છે બને કવિઓ બન્ને છાપા ચલાવતા અને તેમા સામસામા પ્રહારોનો વરસાદ વરસાવતા આમાં ઘણી વાર મર્યાદા સચવાતી નહિ અને અશ્લીલતા પેસી જતી દીનબધુ, માઈકેલ મધુસૂદન દત્ત વગેરે વિષે નાટક સબધે લખતા હું થોડુ લખી ગયો છુ પ્યારીચાંદ મિત્ર અને કાલીપ્રસન્ન ઘોષના 'આલાલેર ઘરેર દુલાલ' અને 'હુતોમ પેચાર નકસા'નો પણ ઉલ્લેખ આગળ આવી ગયો છે એમના જ સમકાલીન રૂપચાંદ પક્ષીનો ઉલ્લેખ અહીં કરુ છુ એનુ કલકત્તાનું વર્ણન ધનમાહાત્મ્ય આર્યજાતિની ઉન્નતિ, સ્ત્રી શિક્ષણના માઠા ફળ વગેરે ખૂબ વિનોદી કવિતાઓ છે બકીમના વિનોદી લેખો તો બધા જ ગુજરાતીમા ઊતરેલા છે એટલે તેનો પરિચય આપવાનો મારે રહેતો નથી એમના જ સમકાલીન હેમચદ્ર બધોપાધ્યાયે પણ સમાજ અને વ્યક્તિની મશ્કરી કરતી અનેક વ્યંગ કવિતાઓ લખેલી છે 'ઇલ્બર્ટ બિલ' અને લોકલ સેલ્ફ ગવર્નમેંટ' વિષે લખેલી કવિતાઓ ખૂબ જાણીતી છે પણ એ બધાને છોડીને હુ રવીન્દ્રનાથના મોટા ભાઈ શ્રી દ્વિજેન્દ્રનાથ ઠાકુર, જેઓને ગુજરાત પણ બડદાદાને નામે જ પિછાને છે, તેમને વિષે બે શબ્દો લખીશ એઓ પોતે ઊંડા ચિંતક હતા તત્ત્વજ્ઞાન અને ગણિત એમના પ્રિય વિષયો હતા, છતા વિનોદ એમના સ્વભાવમા ખૂબ હતો એમના 'સ્વપ્ન પ્રયાણ' કાવ્યમા, લઘુલિપિના પુસ્તક 'રેખાક્ષર વર્ણમાલા'મા 'સૂક્ષ્મ આક્રમણ' કાવ્યમા હાસ્યરસના અનેક નમૂના મળે છે દ્વિજેન્દ્રલાલ રાયના વિનોદી આમત્રણનો એમણે આપેલો જવાબ દ્વિજેન્દ્રલાલના હાસ્યરસની ચર્ચામા મેં ઉતારેલો છે, એટલે અહીં નવીન બગાળીઓની વિલાયતયાત્રા ઉપર સસ્કૃત શિખરિણી છદમા લખેલી કવિતા ઉતારુ છુ મથાળું એમણે આ પ્રમાણે કર્યું છે—

ફિરે એસે ગલે ગલ–કલગ–વેગે હટહટે;
ગૃહે ઢોંડ ગેખે, ઉલજ-તનુ દેખે બટ ચટે
મહા આડી શાગી નિરખિ, ચુલ–દાડી મખ છિંડે,
ફુટા લાથે ભાતે છન્કટ કરે આસન પિંડે

એમનો કલદાર માહાત્મ્યનો રોગ પણ જોવા જેના છે નામ છે 'ટકાદેવી માહાત્મ્ય'

[ સસ્કૃત મહાકાના છન્મા ]

ઇચ્છા સમ્યક જગદદર્શને, કિંતુ પાથેય નાસ્તિ,
પાયે શિકલી મન ઉડુ-ઉડુ એ કિ દૈવેર શાસ્તિ
ટકાદેવી કરે યદિ કૃપા ના રહે દુખ જ્વાલા,
વિદ્યા બુદ્ધિ કિછુઇ કિછુ ના, માલિ ભસ્મે ઘી ઢાલા

અંગ્રેજની ઓફિસમા નોકરી લેવા જતા નિરાશ થનાર બિપિનનો અંગ્રેજ ઉપરનો રોષ અને અંગ્રેજો સામેના યુદ્ધનુ અતિ વિનોદી વર્ણન કરનાર ઇન્દ્રનાથ ગંઘોપાધ્યાય, દેવ ગણેર મર્ત્યે આગમન'ના લેખક દુર્ગાચરણ રાય, અને અબૂહસન, અનાદીન, જેમા કા તેમા, ટાલની દવા, વગેરે પ્રહસનો લખનાર પ્રસિદ્ધ નાટયકાર ગિરિશચંદ્ર ઘોષનો પણ માન-નામોલ્લેખ જ કરુ છુ ગોબર ગણેશ'ના લેખક વૈકુન્ઠનાથ વસુ પછી હુ નગત કવિ રવીન્દ્રનાથનાં હાસ્ય રસિક લખાણોનો ઉલ્લેખ શરૂ કરુ છુ 'વૈકુંઠેર ખાતા' 'ગોડાય ગલદ' 'ચિરકુમાર સભા' 'હાસ્ય કૌતુક' 'વ્યગ કૌતુક' વગેરે પુસ્તકો અને એમના કાવ્યગ્રંથોમા વેરાયલી પડેલી 'હિંગ ટિંગ છટ્' 'જુતા આવિષ્કાર' 'પત્રેર પ્રત્યાશા,' 'બધ્ધ વીર' ધર્મ પ્રચાર,' 'નવબગ દપતીર પ્રેમાલાપ,' ઉન્નતિ લક્ષણ' 'વીતે ઓ વસતે,' 'તોમાર ઓ અમરા,' દેશેર ઉન્નતિ' અને 'પુરવી'માનો 'પત્ર' વગેરે કવિતાઓ એમના હાસ્યના નમૂના છે 'હાસ્ય કૌતુક' અને વ્યગ કૌતુક'માના કેટલાક લખાણો ગુજરાતીમા ઊતરી ચૂક્યા છે— જેમકે 'અત્યેષ્ટિ સંત્કાર' 'મંકોડાનો મત', 'પ્રનતત્ત્વ 'અભ્યર્થના', 'ગુરુવાકય' વગેરે

'દગ્ધ કસુ'ના લેખક સુપ્રસિદ્ધ કવિ દ્વિજેન્દ્રનાથ સેને પણ અનેક વ્યંગ કાવ્યો લખ્યા છે તેમાથી 'વિંશ શતાબ્દિર વર' નામની કવિતાનો ઉલ્લેખ ખાસ કરવા જેવો છે એક ધનલોભી પિતાએ પોતાના પુત્રનો લગ્નસબધ નક્કી કરતી વખતે વાંકડાની જે રકમ નક્કી કરી હતી, તેમા કન્યાનો પિતા લગ્ન થઈ ગયા પછી કઈ ફેરફાર કરે એ બીકે તેણે પુત્રને વી પી પારસલ કરી સસરાને ત્યા મોકલી આપ્યો. પુત્ર પણ પિતૃભક્ત ઓને આખે શરીરે દોરડા બાધી કપાળે લેબલ ચોડી સસરાને બારણે જઈ ઊભો ટપાલી ડિલીવરી આપવા આવ્યો હતો દશ હજારની વી પી । બિચારો કન્યાનો બાપ તો ગભરાઈ ગયો મહામહેનતે તેણે પાચ હજાર ભેગા કર્યા પણ પછી આ કવિની સલાહથી તેણે વી પી રિફ્યુઝ કર્યું પણ છોકરા આ દરમ્યાન પોતાની ભાવિપત્નીનુ રૂપલાવણ્ય જોઈ જાય છે અને તે તેને જ પરણવાની હઠ લે છે, એટલે આખરે વરનો બાપ વાંકડા વગર પરણવાની રજા આપે છે।

પાધ્યાયે પણ હાસ્યરસના અનેક લેખો લખ્યા છે, અનેક વિષયો એમણે સ્પર્શ્યા છે અને બધામાં હાસ્યરસનો સંચાર કર્યો છે. 'પાગલા ઝોરા' એ એમના એવા જ લેખોનો બીજો સંગ્રહ છે.

બંગાળના વિપ્લવવાદીઓના એક અગ્રણી ઉપેન્દ્રનાથ બંદોપાધ્યાયમાં પણ હાસ્યરસ જમાવવાની શક્તિ અદ્ભુત છે. એમણે 'વિજલી' અને 'આત્મશક્તિ'માં લખેલા લેખો જેમણે વાંચ્યા હશે તેઓ આજે પણ તેને સંભારતા હશે એમાંના કેટલાક લેખો 'ઉનપંચાશી' અને 'સ્વાધીન માનુષ' નામે બે પુસ્તકોમાં સંગ્રહિત થઈને બહાર પડેલા છે. 'અનંતાનંદેર પત્ર'માં પણ એમની મીઠી ચબખા મારતી શૈલી આપણે જોઈ શકીએ છીએ. એમાંનો એક પત્ર 'ધર્મરાજના પ્રશ્નો' પ્રસ્થાનમાં છપાઈ ગયો છે, તે જોવા જેવો છે. એમણે લખેલું પોતાના દેશવટાનું અને જેલનું જીવન પણ હાસ્યરસનાં છાંટણાંથી અને એમની વિશિષ્ટ પ્રકારની લેખન શૈલીથી એ પ્રકારનાં બધા પુસ્તકોમાં જુદું જ તરી આવે છે. એમનાં લખાણો વાચકને વિચાર કરતા કરી મૂકે એવા અને પોતાનો મત સામાને ગળે ઉતારી દેવાની શક્તિવાળા હોય છે. એમણે પોતાની હાસ્યરસ જમાવવાની શક્તિનો પોતાના મતનો પ્રચાર કરવામાં ખૂબ ઉપયોગ કર્યો છે

હાસ્યરસના નવા લેખકોમાં રવીન્દ્રનાથ મૈત્ર, કેદારનાથ બંદોપાધ્યાય એ બેનો પણ મારે ઉલ્લેખ કરવો ઘટે. અને બાળસાહિત્યમાં હાસ્યરસના પૂર વહેવડાવનાર કવિ સુકુમાર રાયને પણ ભૂલવા ન જોઈએ. એમના હાસ્યરસનો નમૂનો બાળ સાહિત્યનો પરિચય આપતી વખતે મારે આપવો પડશે એટલે અહીં માત્ર નામોલ્લેખ જ કરું છું.

### જીવન અને ઇતિહાસ

જીવનચરિત્રો એ સાહિત્યનું એક ખૂબ મહત્ત્વનું અંગ છે, અને આપણી ભાષામાં એ પ્રકારના સાહિત્યની ઊણપ સાલે એવી છે, એટલે એ વિષે પણ બે શબ્દો લખવાની મને જરૂર લાગે છે. આપણા ગુજરાતના જ અગ્રગણ્ય પુરુષોમાંથી કેટલાના સારાં જીવનચરિત્રો આપણી પાસે છે? નર્મદાશંકર કવિ, સ્વામી દયારામ સરસ્વતી, નવલરામ પંડયા, ગોવર્ધનરામ ત્રિપાઠી, પ્રેમચંદ રાયચંદ મણિલાલ નભુભાઈ, દાદાભાઈ નવરોજી, ફિરોજશાહ મહેતા, જમશેદજી તાતા, ત્રિભુવનદાસ ગજ્જર, વિઠ્ઠલભાઈ પટેલ કોનું સારું જીવનચરિત્ર આપણી પાસે છે? અને આપણા મધ્યકાલીન કવિઓ, સંતો વગેરે વિષે પણ આપણી પાસે કેટલી ઓછી માહિતી છે! ગુજરાત બહારના હિંદના બીજા પ્રાંતના અને જગતના મહાપુરુષોના કેટલાં સ્વતંત્ર સારા ચરિત્રો આપણે ત્યાં તૈયાર થયા છે? લો. મા. તિલક, દેશભક્ત ગોખલે, દેશબંધુ દાસ, લાલા લાજપતરાય, સુરેન્દ્રનાથ બેનરજી, એનિ બેસન્ટ, સ્વામી શ્રદ્ધાનંદ, જગદીશચંદ્ર બસુ, પ્રફુલ્લચંદ્ર રાય વગેરે પરપ્રાંતીય આગેવાનોનાં જીવનચરિત્રો તૈયાર ન થવાં જોઈએ? જગતની દૃષ્ટિએ પણ મહત્ત્વ પામેલી વ્યક્તિઓનાં જીવનો પણ ન લખાવાં જોઈએ? લેનિન, ઝગલુલ, હિટલર, મુસોલિની વગેરેના ચરિત્રો આજે તૈયાર ન થવાં જોઈએ?

પણ મારે તો બંગાળી સાહિત્યની જ વાત કરવાની છે. બંગાળીઓ પાસે એમના મહાપુરુષોના તો સારી રીતે લખાયલાં જીવન ચરિત્રો છે જ. નગેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયનું 'રાજારામમોહન રાય' ઉપરનું પુસ્તક, ચંડીચરણ બંદોપાધ્યાયનું 'વિદ્યાસાગર જીવની' અને હમણાં જ પ્રસિદ્ધ થયેલ વ્રજેન્દ્રનાથ બંદોપાધ્યાયનું 'વિદ્યાસાગર-પ્રસંગ,' અજિતકુમાર ચક્રવર્તીનું 'મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર,' અને દેવકુમાર રાય ચૌધુરીનું

'દ્વિજેન્દ્રલાલ', શચીશચંદ્ર ચટ્ટોપાધ્યાયનું 'બઙ્કીમ ચરિત્ર' અને યોગીન્દ્રનાથ બસુનું 'માઇકલ મધુસૂદન દત્ત', સુરેશચંદ્ર ઘોષનું 'રાસબિહારી ઘોષેર જીવની' અને હેમેન્દ્રનાથ દાશગુપ્તનું 'દેશબંધુ સ્મૃતિ' તથા કુમુદચંદ્ર ચૌધુરીનું 'દેશબંધુ ચિત્તરંજન', બંકુબિહારી કરકૃત 'વિજયકૃષ્ણ ગોસ્વામી' અને મન્મથનાથ ઘોષ કૃત 'હેમચંદ્ર બંદ્યોપાધ્યાય'—૩ ભાગ, તથા 'જ્યોતિરિન્દ્રનાથ ઠાકુર' અને 'દક્ષિણારઞ્જન,' ઉપરાંત શિશિરકુમાર કૃત 'અમિય નિમાઇ ચરિત', શરતકુમાર રાયકૃત 'ગુરુદાસ બંદ્યોપાધ્યાય' અને 'મહાત્મા અશ્વિનીકુમાર', રાખાલદાસ કાવ્યાનંદ કૃત 'મહાપુરૂષ આશુતોષ'—જોઈએ છીએ ત્યારે આપણને થાય છે કે એમણે પોતાના મહાપુરૂષોનાં જીવનનો પરિચય કરવાનાં સાધન તો તૈયાર રાખેલાં જ છે. આ ઉપરાંત બંગાળમાં આત્મકથાઓ પણ ઠીક પ્રમાણમાં મળે છે. મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરનું 'આત્મચરિત' રવીન્દ્રનાથની 'જીવનસ્મૃતિ' શિવનાથ શાસ્ત્રીનું 'આત્મચરિત', નવીનચંદ્રનું આત્મચરિત, બિપિનચંદ્ર પાલની આત્મકથા ( હજી પુસ્તકાકારે પ્રસિદ્ધ થઈ નથી ) સત્યેન્દ્રનાથ ઠાકુરનું આત્મચરિત, બારીન્દ્રકુમાર ઘોષનું 'આમાર આત્મકથા' વગેરે પણ ચરિત્ર સાહિત્યમાં મહત્ત્વનો ઉમેરો કરે છે.

આપણા સાહિત્યમાં ચરિત્ર ગ્રંથોની પેઠે જ ઇતિહાસના ગ્રંથો પણ ઓછા છે. ગુજરાતનો ઇતિહાસ પણ ગેઝેટિયરના મારફતે જે મળે છે, તેથી જ સંતોષ માનવો પડે છે. આજના આપણા ઇતિહાસ વિભાગના પ્રમુખ મુનિ શ્રી. જિનવિજયજી જ્યારથી ગુજરાતમાં આવ્યા ત્યારથી ગુજરાત એમની પાસે પોતાના વીગતવાર અને વ્યવસ્થિત ઇતિહાસની આશા રાખી રહ્યું છે. છતાં આજ સોળ સોળ વરસનાં વહાણા વાયાં તો યે એમણે આપણી એ આશા હજી પૂરી કરી નથી. અને ગુજરાત પોતાના ઇતિહાસ વિનાનું જ રહ્યું છે. પણ આ તો કેવળ ગુજરાતના ઇતિહાસની વાત થઈ. હિંદના ઇતિહાસમાં પણ આપણે ત્યાં કંઈ જ નોંધ પાત્ર લખાયું નથી. હમણા વિન્સેન્ટ સ્મિથનો અનુવાદ પ્રગટ થયો તે જ.

બંગાળીમાં ઇતિહાસ વિષે કેટલાંય મૌલિક શોધખોળ કરીને લખાયલાં પુસ્તકો આજે મોજૂદ છે, અને હજી એવી શોધખોળ કરીને લખનાર અભ્યાસીઓ પોતાનું કાર્ય ખંત પૂર્વક કરી રહ્યા છે. કલકત્તાની કાળી કોટડીની વાતને જૂઠાણું સાબિત કરનાર અક્ષરકુમાર મૈત્રેયનાં સિરાજદ્દૌલા,' 'મીર કાસીમ' અને 'ફિરંગી વણિક' તો ગુજરાતીમાં ઊતરી ચૂક્યા છે. ભારતવિખ્યાત ઇતિહાસજ્ઞ યદુનાથ સરકારે 'શિવાજી' લખ્યું છે. વ્રજેન્દ્રનાથ બંદ્યોપાધ્યાયે 'મોગલ યુગે સ્ત્રીશિક્ષા', 'મોગલ વિદુષી,' 'બેગમ સમરુ', 'જહાનારા' અને હમણાં 'બંગીય નાટ્યશાલાર ઇતિહાસ', 'સંવાદ પત્રે સેકાલેર કથા'ના બે ભાગો પ્રસિદ્ધ કર્યા છે. યોગીન્દ્રનાથ સમાદ્દારે 'સમસામયિક ભારત'ને નામે હિંદમાં આવી ગયેલા પ્રવાસીઓના પ્રવાસ વર્ણનો બંગાળીમા પ્રસિદ્ધ કર્યાં છે અને એના નવ ગ્રંથો બહાર પડી ચૂક્યા છે. આખી માળા લગભગ પચીસેક ગ્રંથોની યોજનાઈ હતી. વળી એ જ લેખકે 'ઈંગરાજેર કથા' પણ લખી છે. વિનયકુમાર સરકારે ચાર ગ્રંથોમાં 'વર્તમાન જગત'નો પરિચય કરાવ્યો છે અને એકમાં ચીનની સભ્યતાનો કક્કો આલેખ્યો છે. હિંદભરમાં પોતાની શોધખોળને લીધે જાણીતા થયેલા રાખાલદાસ બંદ્યોપાધ્યાયે 'બંગાળનો ઇતિહાસ' બે ગ્રંથોમાં લખ્યો છે. 'પ્રાચીન મુદ્રા' ઉપર એક પુસ્તક લખ્યુ છે અને 'પાષાણેર કથા'માં આપણા સ્થાપત્યના અવશેષોની વાત લખી છે. તે ઉપરાંત ' લેખમાલાનુક્રમણી ' નામે હિંદના ઇતિહાસને લગતા લેખોનો પરિચય

આપતુ એક પુસ્તક તૈયાર કર્યું છે. બંગાળના ઇતિહાસને અંગે રજનીકાંત ચક્રવર્તીના 'ગાડેર ઇતિહાસ' અને કાલિપ્રસન્ન બંદ્યોપાધ્યાયના 'બાંગલાર ઇતિહાસ' તથા 'મધ્યયુગેર બાંગલા' અને 'નબાબી આમલેર બાંગલાર ઇતિહાસ'નો પણ ઉલ્લેખ કરવો જોઈએ.

'ધમ્મપદ'ના અનુવાદક ચારુચંદ્ર બસુએ 'અશોક પ્રિયદર્શી' અને 'અશોકેર અનુશાસન' નામે બે પુસ્તકોમાં અશોકનું જીવન અને તેની આજ્ઞાઓ આપ્યાં છે. અક્ષયકુમાર દત્તે 'ભારત વર્ષેર ઉપાસક સંપ્રદાય' નામના પુસ્તકના બે ગ્રંથોમાં હિંદના જુદા જુદા ધર્મો અને તેના પંથોની ખૂબ ઉપયોગી માહિતી આપી છે, એનો પણ અહીં જ ઉલ્લેખ કરી લઉં છું. આ ઉપરાંત બંગાળના જુદા જુદા જિલ્લાઓના સ્વતંત્ર વિસ્તૃત ઇતિહાસો પણ ત્યાંના કોઈ કોઈ વિદ્વાનોને હાથે લખાયેલા મળે જ છે—જેવા કે 'ચટ્ટગ્રામેર ઇતિહાસ.' નિખિલનાથ રાયનું 'મુર્શિદાબાદ કાહિની', કૈલાસચંદ્ર સિંહનું 'ત્રિપુરાર ઇતિહાસ,' કેદારનાથ મજુમદારનો 'મયમન સિંહેર ઇતિહાસ' વગેરે.

પ્રવાસ સાહિત્ય પણ બંગાળમાં ઠીક ઠીક છે. જલધર સેનના 'પથિક', 'હિમાલય', 'દક્ષિણાપથ', 'પુરાતન પંજિકા' અને 'મધ્ય ભારત', વિનયકુમાર સરકારનાં 'સ્વિટ્ઝર્લાંડ' અને 'પેરિસે દશ માસ', રવીન્દ્રનાથ ઠાકુરના 'યાત્રી', 'રશિયાર ચિઠિ' અને 'જાપાને પારસ્યે' અમરનાથ ઘોષના 'સુપ્ત જાપાન', 'નવ જાપાન' અને સુરેશચંદ્ર બંદ્યોપાધ્યાયનું 'જાપાન', કેદારનાથ બંદ્યોપાધ્યાયનું 'ચીન' અને સ્વામી વિવેકાનંદના પ્રવાસ વર્ણનો 'પરિવ્રાજક' અને 'પ્રાચ્ય ઓ પાશ્ચાત્ય' તથા તેમના ભાઈ ભુપેન્દ્રનાથ દત્તનુ 'આમાર અમેરિકાર અભિજ્ઞતા', અક્ષયકુમાર નંદીનું 'વિલાત ભ્રમણ' અને પ્રસિદ્ધ શિલ્પી પ્રમોદકુમાર ચટ્ટોપાધ્યાયનું 'હિમાલય પારે કૈલાસ ઓ માનસ સરોવર' વગેરે પુસ્તકો તો ઝટ યાદ આવે છે, એટલે નોંધું છું. તે ઉપરાંત હમણાં પણ અનેક પ્રવાસ વર્ણનો લખાઈ રહ્યાં છે. બંગાળી માસિકો આપણાં માસિકોની સરખામણીમાં પ્રવાસ વર્ણનો વધારે આપે છે.

નિબંધ સાહિત્ય, શાસ્ત્રીય ગ્રંથો, કોષ અને વ્યાકરણ ગ્રંથો, બાળ સાહિત્ય અને સામયિક સાહિત્ય એ બધા વિષયો પણ વિસ્તૃત સમાલોચના માગી લે એવા છે, પણ તે આજે હવે સમયને અભાવે શક્ય રહ્યું નથી. બંગાળી સાહિત્ય પરિષદ, કલકત્તા વિશ્વવિદ્યાલય વગેરે સંસ્થાઓનો પણ સાહિત્યના ઘડતરમાં ખૂબ મહત્ત્વનો ફાળો છે, અને તેનું વિવરણ પણ રસિક અને બોધક હોવા છતાં હું નથી લખી શકતો. વળી બંગાળનું વિવેચન સાહિત્ય, ત્યાંના વિવેચકો વિષે પણ લખવા જેવું છે, પણ એ બધું ફરી કોઈવાર અનુકૂળતા મળ્યે કરી શકીશ એવી આશા રાખી વિરમું છું.

આ કામ માથે લીધા પછી તરત જ હું બિમાર પડ્યો અને બીજા નિબંધો પ્રેસમાં ગયા ત્યાર પછી કશી તૈયારી વિના મારે એ લખવાની શરૂઆત કરવી પડી અને જેમ જેમ સંમેલનનો દિવસ પાસે આવતો ગયો તેમ તેમ વિષયનો સંકોચ કરવો પડ્યો અને છતાં આખરે તો સમગ્ર સાહિત્યને સ્પર્શી ન જ શક્યો, પરિણામે મારે આ નિબંધ આમ અધૂરો જ છોડી દેવો પડે છે એનું મને અત્યંત દુઃખ થાય છે.

આ ત્રુટિઓ માટે હું સંમેલનની સ્વાગત સમિતિની અને ગુજરાતના વાચકવર્ગની ખરા દિલથી ક્ષમા યાચું છું.

ગુજરાત વિદ્યાપીઠ
વિજયા દશમી, ૧૯૯૨

નગીનદાસ પારેખ

# વર્તમાન મરાઠી સાહિત્યની સમાલોચના

'સાહિત્યસેવકો માનવી આત્માના ઇજનેરો છે.'—સ્ટેલીન

## પ્રાસ્તાવિક

વીસમી સદીના મરાઠી સાહિત્યનું આપણે પરીક્ષણ કરીએ તે પહેલાં તેની ઓગણીસમી સદીના સાહિત્યની પાર્શ્વભૂમિ ટૂંકમાં સમજી લેવાની જરૂર છે.

ગયા સૈકાના મધ્યમાં આપણા દેશમાં બહુ મોટા પાયા પર સ્વાતંત્ર્યપ્રાપ્તિને માટે એક ત્ન થયો હતો, તે આપણે સૌ જાણીએ છીએ. તેને સરકારે બહુ સફળ રીતે કચડી ખ્યો. તેના દમનનો સૌથી વધારે હિસ્સો બંગાળ, યુક્ત પ્રાંત અને મહારાષ્ટ્રને ભાગે આવ્યો. દમનની સાથે જ, ક્રાંતિની ભાવી શક્યતા અટકાવવા માટે અંગ્રેજી કેળવણી, ખ્રિસ્તી ર્મ અને અંગ્રેજી સંસ્કૃતિનો પ્રચાર જારી થયો, અને તેનું પરિણામ એ આવ્યું કે જે જાએ પરરાજ્યની સામે ઝુંબેશ ઉઠાવેલી, તે જ પ્રજા ૩૦–૪૦ વરસ પછી તેને ઇશ્વરની ા સમજવા લાગી અને તેનાં ગુણગાન અને અનુકરણ કરવા લાગી! કેળવણી કેટલી ક્તિશાલી હોય છે, તેનાથી કેવાં પરિણામો લાવી શકાય છે, તે કોઈને જોવું હોય તો તે ગ્રેજી કેળવણીનો ઇતિહાસ તપાસે; પણ આ પરિસ્થિતિમાં પણ આશાનું એક કિરણ હતું. ્રિટિશ સરકારના આ ભારા સાથે બીજો પણ એક આવો શિક્ષિત વર્ગ પેદા થયો કે જેને રરાજ્યની ધુરા સહન થતી નહોતી અને તેને ઉતારી નાખવા માટે તે બનતો બધો પ્રયત્ન ્વા લાગ્યો હતો. પરકીય સંસ્કૃતિને હવાની ઉપમા આપી શકાય. તે ફક્ત બારણાંમાંથી બારીમાંથી પેસે છે, એવું નથી. જ્યાંજ્યાંથી તેને કંઈક છિદ્ર મળે છે, ત્યાંથી તે પેસે જ એમ જાણવું. તેથી જ આવા હુમલાનો પ્રતિકાર શિક્ષકને શિક્ષણદ્વારા, લેખકને લેખનદ્વારા વેપારીને વેપારદ્વારા કરવો પડે છે. ગુજરાતમાં આવું કામ કેટલેક અંશે શ્રી મણિલાલ સુભાઈ અને ગોવર્ધનરામ ત્રિપાઠીએ કર્યું, એમ કહી શકાય. મહારાષ્ટ્રમાં કે બંગાળમાં ાવા પ્રતિકારનું સ્વરૂપ વધારે તીવ્ર હતું. તે બૌદ્ધિક, ધાર્મિક અને રાજકીય હતું. આ તિકારમાંથી જ મહારાષ્ટ્રમાં વીસમી સદીની સાહિત્યગંગાનો ઉગમ થયો છે. આ ઘટના ાધારવા જેવી છે. આને લીધે તે વખતના સાહિત્યકારો જેમ બુદ્ધિસંપન્ન અને વિદ્વાન તા, તેમ તેજસ્વી અને દેશપ્રેમી હતા આવા શક્તિસંપન્ન સાક્ષરો પાસેથી વીસમી સદીના ાજના મરાઠી લેખકોને પ્રેરણા મળી છે.

ઓગણીસમી સદીનો ઉત્તરાર્ધ મહારાષ્ટ્રના ઇતિહાસમાં બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે ગાળામાં જેમ કર્તૃત્વશીલ વિચારવંત સાહિત્યકારો હતા, તેમ રાજકારણપટુ પુરુષો અને

સમાજસુધારકો પણ હતા આ બધાનો વિચાર અહીં અસ્થાને છે તેથી સાહિત્યનો કે વિચારોનો આ વારસો આગળની પેઢી સુધી પહોંચાડવાનું વિશેષ માન જેમને મળ્યુ છે, તેમાના પાચ જ પ્રાતિનિધિક સાક્ષરોનો આપણે વિચાર કરીશુ

એમા અગ્રપૂજાનું સ્થાન ન્યાયમૂર્તિ માધવરાવ રાનડેનું છે. તેઓ જેમ ગોખલે જીના રાજકારણગુરુ હતા તેમ તે વખતના લગભગ બધા આગળપડતા યુવકો ઉપર તેમની ઓછીવત્તી અસર હતી કુશાગ્ર બુદ્ધિ, ઊંડો અભ્યાસ, વિચારશીલતાની સાથે ઉદાર અને ધાર્મિક વૃત્તિ અને ઉદ્યોગી સ્વભાવને લીધે તેઓ બધાને આદરપાત્ર લાગતા અર્થશાસ્ત્ર, ઇતિહાસ અને સમાજ કે ધર્મશાસ્ત્રના તેમના ઘણા ભાષણો કે લેખો આ જમાનામા પણ માર્ગસૂચક થઈ પડે એવા છે વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર (૧૮૫૦–૧૮૮૨ )ને 'આધુનિક મરાઠી સાહિત્યના જનક' કહેવાય છે તેઓ પ્રભાવશાળી નિબધલેખક અને પ્રખર ટીકાકાર હતા સરસ બુદ્ધિમત્તા, સસ્કૃત, અગ્રેજી અને મરાઠી ભાષાનુ ઊંડુ અધ્યયન, હિદુ સસ્કૃતિનું પૂરુ અભિમાન અને અપ્રતિમ ભાષાપ્રભુત્વની સાથે પ્રતિપક્ષી પર મર્મભેદક ટીકા કરવાની શક્તિ, આટલા ગુણોને લીધે તેઓ તે સમયના યુવકોના આગેવાન થાય, એમા શી નવાઈ? ૨૧ ૨૨ની ઉમરના હતા ત્યારે જ તેમણે 'નિબધમાળા' અને પછી 'કેસરી'મા લખવાની શરૂઆત કરી ને તત્કાલીન મરાઠી સાહિત્યનુ પરીક્ષણ કરવા માડયુ. તેઓ ૩૨ મે વરસે ગુજરી ગયા, પણ આ અલ્પ કાળમા જ તેમણે મરાઠી ભાષાશુદ્ધિ, ભાષાપદ્ધતિ, ભાષાતરો, ભાષાદૂષણો, ઇતિહાસ, વક્તૃત્વ, વાચન, વિદ્વત્વ અને કવિત્વ, આપણા દેશની સ્થિતિ, આવા આવા વિષયો લઇને નિબધો લખ્યા તેથી ઊગતા સાક્ષરોને જેમ દિશાસૂચન મળ્યુ તેમ જ તેમનુ સ્વદેશ અને સ્વભાષાનું અભિમાન પણ જાગ્રત થયુ લોકમાન્ય ટિળક (૧૮૫૬–૧૯૨૦ )ને વિષે વધારે લખવાની ભાગ્યે જ જરૂર છે. તેઓ ઉત્તમ નિબધકાર, સસ્કૃત સાહિત્ય ને ઇતિહાસ, જ્યોતિષશાસ્ત્ર ને ગણિતના અભ્યાસી અને સશોધક તરીકે મરાઠી સાહિત્યમા મશહૂર છે. તેમનુ નામ આ યાદીમા વાચી કેટલાકને આશ્ચર્ય લાગે પણ તેનુ કારણ આ છે કે તે સમયમા મહારાષ્ટ્રમા રાજકીય, સામાજિક કે સાહિત્યિક જીવન એકબીજા સામે એટલુ બધુ સકળાયેલુ હતુ કે તેમાથી એકને બીજાથી છૂટા પાડવુ અશક્ય છે રાજકીય અને સામાજિક સદેશ પ્રજા સુધી પહોંચાડવાનુ કામ ઘણે ભાગે સાહિત્યરૂપી દૂતને હાથે થતું તેને સ્વતત્ર અસ્તિત્વ બહુ ઓછુ હતુ અને આજે પણ એવુ નથી બનતુ શુ? પોતાના ભાષણો કે લખાણોવડે પ્રજામા ચૈતન્ય જગાડનાર લોકનાયકોને સાહિત્યક્ષેત્રમા કેવુ પ્રથમ પક્તિનુ સ્થાન અપાય છે, તે આ વરસે આ પરિષદના પ્રમુખસ્થાને ગાધીજીને ચૂટનાર સાહિત્યપ્રેમીને કહેવાની ભાગ્યે જ જરૂર હોય શ્રી ગોપાળ ગણેશ આગરકર (૧૮૫૬–૧૮૯૫ )નુ નામ કેટલાક વાચકોએ સાભળ્યુ હશે ઉત્તમ નિબધકાર અને વૃત્તપત્ર વિવેચક અને ઓજસ્વી ભાષાપ્રભુ તરીકે તે પ્રસિદ્ધ છે વિચારોની પ્રગલ્ભતા, પ્રૌઢ ભાષા, નિર્ભયતા અને લોકસેવાની ધગશને લીધે તેમનું લખાણ અત્યત પ્રાણવાન બન્યુ છે ગુજરાતમા જે સસારસુધારાનુ કામ મહેતાજી દુર્ગારામ, નર્મદાશકર કે દલપતરામે કરેલુ, તેવુ જ આગરકરનુ કામ હતુ શ્રી નર્મદાશકર અને સ્વ આગરકરના લખાણમા ઘણુ સામ્ય છે તે જમાનો સાસ્કૃતિક સઘર્ષણનો હતો અને તેમા પોતાની કેટલી સારી વસ્તુઓ સાચવી?

એમની પણ કેટલીક સારી વસ્તુઓ આણવાની જરૂર હતી. 'મહારાષ્ટ્રનો' સનાતની સમાજ ો વિરોધ કરતો હતો. નિર્ભય સ્પષ્ટતાથી અને પ્રસંગ પડે ત્યારે અચૂક ટીકા કરીને આગરકરે સમાજને વિચાર કરતો બનાવ્યો. આધુનિક સમાજસુધારક તેમને ગુરુસ્થાને માને છે. શ્રી. ણ્ણાસાહેબ કિર્લોસ્કર (૧૮૪૩–૧૮૮૫) 'મરાઠી નાટ્યસાહિત્યના 'જનક' કહી શકાય. તેઓ મ ઉત્તમ નાટ્યલેખક હતા તેમ ઉત્તમ નટ પણ હતા. તેમણે ત્રણ પૂરાં અને એક અર્ધું મળીને ાડાત્રણ નાટકો લખ્યાં છે, અને પેશવાઈના 'સાડાત્રણ શાણાઓ' ની પેઠે આ સાડાત્રણ નાટકોને ાહિત્યમાં અમર સ્થાન મળ્યું છે. તેમનાં 'શાકુંતલ' અને ખાસ કરીને 'સૌભદ્ર' હજી પણ જવાય છે. નાટકમાં સંગીતનો ઉમેરો એમણે જ પહેલવહેલો શરૂ કર્યો અને તે સંગીતમાં ંદી અને કર્નાટકી ઢાળોનું મિશ્રણ હોવાથી તે ઉમેરો નાટ્યસાહિત્યને વધારે લાભદાયી યો, તે આપણે આગળ જોઈશું.

આટલી પ્રસ્તાવના પછી આપણે વીસમી સદીના સાહિત્યમંદિરમાં પ્રવેશ કરીએ ેએ. તેના દરેક વિભાગના સંક્ષિપ્ત વિવેચનથી વાચકને તે સાહિત્યની કંઈક ઠીકઠીક કલ્પના ાવશે, એવી આશા છે.

## લઘુકથા

હિંદુસ્તાનના ગમે તે પ્રાંતની લઘુકથા લો, તેનો ઉગમ વેદારણ્યકોના નિબિડ ગિરિકંદરોમાં ળી આવશે. તોપણ અર્વાચીન સમયને વિષે બોલવું હોય તો એમ કહી શકાય કે મરાઠી ાહિત્યમાં લઘુકથાની પદ્ધતિ શ્રી. વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરના પિતા શ્રી. કૃષ્ણશાસ્ત્રી ચેપળૂણકરે શરૂ કરી. તેમનું 'અરેબિયન નાઇટ્સ'નું ભાષાંતર 'अरबी भाषेतील सुरस 'चमत्कारीक गोष्टी' નામે પ્રસિદ્ધ થયું અને તેને સારો આવકાર મળ્યો. પછી ચીની, ર્કી, ફારસી, જર્મન, અંગ્રેજી વગેરે ભાષાઓના વાર્તાઓનાં ભાષાંતરો થયાં. સંસ્કૃત 'હિતોપદેશ' ને 'પંચતંત્ર' પણ મરાઠીમાં બોલવા લાગ્યા 'વહાલું થાય તેની દુકાન મંડાય' આ વાત ુજરાતને કહેવાની ઓછી જ જરૂર છે. કથાપ્રિય બાળકોની જિજ્ઞાસાતૃપ્તિને માટે 'બાલમિત્ર' ામના માસિકનો જન્મ થયો. તેના તંત્રી શ્રી. છત્રેએ લઘુકથાને સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન ાપ્યું, એ સાચી વાત; પણ આ માસિકને લીધે હવે બાળકો સાથે મોટેરાઓ પણ વાર્તા ાભળવા બેસવા લાગ્યાં અને થોડા દિવસ પહેલાં મોટેરાં વાર્તા કહે અને નાનાં સાંભળે, ેવી જે સ્થિતિ હતી, તેની જગાએ એવું થયું કે નાનાં 'બાલમિત્ર' વાંચે અને મોટેરાં ાંભળે! 'બાલ' શબ્દની આ વ્યાપ્તિ જોઈને, મનુ ભગવાને મનુસ્મૃતિમાં, 'વાળ ધોળા ાય તો માણસ વૃદ્ધ જ હોય છે, એમ નથી' એમ જે કહ્યું છે, તે સાચું લાગે છે!

લઘુકથાના આ વધતા પ્રસારનો ફાયદો ઉઠાવી તેને સાહિત્યમાં અમર સ્થાન આપવાનું ામ લઘુકથા, નાટકો અને નવલકથાના સમર્થ લેખક શ્રી. હરિભાઊ આપટે (૧૮૬૪–૧૯૧૯)· ા ઘટે છે. તેમની બીજી સાહિત્યસેવા બીજે વિચારાશે. અહીં ફક્ત તેમની લઘુકથાનો જ વચાર કરીએ. ૧૮૯૦માં તેમણે 'करमणूक' (મનોરંજન) નામનું સાપ્તાહિક શરૂ કર્યું. ામ પરથી કેટલાકને એવું લાગવાનો સંભવ છે કે આ છાપું હમણાંના 'ફૂલછાબ' 'બે ાડી મોજ'ની પેઠે સ્ત્રીચિત્ર અને ચરિત્રના ચિત્રણથી ભરપૂર એકાદ છાપું હશે પણ તે

એવું નહતું. તેમાં અત્યંત શિષ્ટમાન્ય સાહિત્ય આવતું, અને તેમાં શ્રી. હરિભાઊનું લગભગ ઘણુંખરું લખાણ આવી ગયું હતું. તે ત્રીસ વરસ સુધી ચાલ્યું, તે પરથી તેની લોકપ્રિયતા કલ્પી શકાય. રશિયન સાહિત્યમાં ગોગોલનું જે સ્થાન, તે જ મરાઠીમાં શ્રી. હરિભાઊનું છે. મધ્યમ વર્ગનાં પાત્રોની પસંદગી, પરિચિત પ્રસંગો, સરસ સ્વભાવચિત્રણ, પાત્રાનુસાર ભાષા અને અત્યંત આત્મીયતા, આ ગુણોને લીધે તેમની વાર્તાઓ અસરકારક નીવડી છે. '**काळ तर मोठा कठीण आला**' (સમય તો બહુ આકરો આવ્યો) નામની વાર્તામાં દુકાળમાં સપડાયેલા એક ગરીબ ખેડૂતના કુટુંબનો હૃદયદ્રાવક ચિતાર છે. તે વાંચનાં વાચકને 'ત્યારે કરીશું શું?' એમાંનાં કેટલાંક વર્ણનો યાદ આવશે. શ્રી. હરિભાઊની વાર્તાઓ '**स्फुट गोष्टी**' ને નામે પ્રસિદ્ધ થઈ છે. '**करमणूक**' માં '**नेपथ्यपाठ**' ના મથાળા નીચે કેટલાક લેખો આવતા. પત્ની ઘરની કેટલીક આવશ્યક વસ્તુઓ લાવવા પતિને કહે છે અને પતિરાજ તેને અનાવશ્યક ગણી તે આણવાનું મુલતવી રાખવાનું પસંદ કરે છે. અને એને પરિણામે એક લાંબું ભાષણ સજારૂપે મેળવે છે, આ સ્થિતિ મધ્યમ વર્ગનાં કુટુંબોમાં સર્વત્ર દેખાય છે. આ ઘરગથ્થુ પ્રસંગની જુદીજુદી બાજુઓ પર નેપથ્યપાઠોની રચના છે

મધ્યમ વર્ગનાં પાત્રો લઈ યશસ્વી લઘુકથા લખનારાઓમાં '**કેસરી**'વાળા શ્રી. ન. ચિં. કેળકર, શ્રી. શ્રી. કૃ. કોલ્હટકર, પ્રો. શિવરામપંત પરાંજપે અને પ્રો. વામન મલ્હાર જોશીનો ઉલ્લેખ કરવો જોઈએ. સાહિત્યનાં બીજાં ગંભીર ક્ષેત્રોમાં આ ચારેય લેખકોએ યશસ્વી સેવા કરી છે; તોપણ તેમને કોઈવાર આ લઘુકથાની બાલિકા જોડે રમવાની ઇચ્છા થાય છે, એ જ લઘુકથાની લોકપ્રિયતા બતાવે છે. આ લેખકોને લેખનની પ્રેરણા ઓછાવત્તા પ્રમાણમાં શ્રી વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર પાસેથી મળેલી. શ્રી. હરિભાઊ આપટે વિષે પણ એમ જ હતું. શ્રી. કેળકરની વિશેષતા કથામાં માર્મિક વિનોદ, સ્વાભાવિકતા, વાસ્તવિક પ્રસંગ અને કલ્પનાવિલાસમાં હોય છે. '**माझी गाडी कशी चुकली**' (મારી ગાડી કેવી રીતે ચૂકી) '**सामाजिक चालीरितींचा फरक**' (સામાજિક રીતરિવાજોમાં ફરક), આ તેમની બે વાર્તા ઉત્તમ નમૂનારૂપે છે. શ્રી. કોલ્હટકરનું સ્વભાવચિત્રણ સારું હોય છે, તેનો અનુભવ '**गाणारें यंत्र**' (ગાનારું યંત્ર) અને '**बर्वीची तयारी**' (બબીની તૈયારી) આ બે વાર્તાઓમાં વાચકને મળશે પણ પોતાની પ્રતિભા અને વર્ણનશક્તિ, ઉપહાસ અને વક્રોક્તિ, ભાષાવૈભવ અને સૂચકતાથી વાંચનારને ક્ષણવાર આશ્ચર્યમુગ્ધ કરવાની શક્તિ પ્રો. પરાંજપેની છે. તેઓ પ્રસિદ્ધ વક્તા હતા અને શ્રોતાઓની મનોવૃત્તિઓને હચમચાવવાની એમની શક્તિ અદ્‌ભુત હતી. તેજ શક્તિ તેમના લખાણમાં થોડાઓછા પ્રમાણમાં દેખાય છે. તે વાંચતી વખતે વૉલ્ટેર યાદ આવે છે, અને ખરું પૂછતાં પ્રો. પરાંજપેનું કામ કેટલેક અંશે વૉલ્ટેર જેવું જ થયું હતું. ૧૯૦૬–૦૮ની વચ્ચે આખા દેશમાં જે અભૂતપૂર્વ જાગૃતિ થઈ હતી તેમાં મહારાષ્ટ્રમાં લોકમાન્ય ટિળક સાથે સૌથી વધારે આગળ પડતા કામ કરનારાઓમાં તેઓ મુખ્ય હતા. '**आम्रवृक्ष**,' '**पक्का यात्रेकरूचा प्रवास**' અને '**कारखाना**' આ ત્રણ વાર્તાઓ તેમની ખાસિયત સારી રીતે બતાવે છે. પ્રો જોશીએ સ્ત્રીકેળવણીને પોતાનું જીવનકાર્ય માન્યું છે, તેથી તેમની વાર્તાઓમાં સ્ત્રીપાત્રોનું પ્રાધાન્ય અને સ્ત્રીજીવનનાં સારાં અંગો બતાવેલાં હોય છે. તેની સાથે રસિકતા, મધ્યમવર્તી કલ્પનાને પોષક થાય એવું વાતાવરણ અને પાત્રોનું સ્વાભાવિક ચિત્રણ

હોવાથી તેમની વાર્તાઓ અત્યંત સંસ્કારી છે. ' नवपुष्पकरंडक' આ તેમનો કથા-સંગ્રહ છે. તેમનું લખાણ ભણેલાં સ્ત્રીપુરુષોમાં ખૂબ વંચાય છે.

લઘુકથાનો પ્રસાર કરવામાં જેમણે આ સમયમાં આગળપડતો ભાગ લીધો હતો, તે શ્રી. કાશીનાથ મિત્ર કરીને એક ઉત્સાહી યુવક હતા. તેમણે ' मनोरंजन' નામનું માસિક શરૂ કર્યું અને તેનું ધ્યેયવાક્ય 'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ' રાખ્યું. તેમાં સ્ત્રીઓના લેખોને વધારે પસંદગી મળવા લાગી. મહારાષ્ટ્રીય લેખિકાઓએ આ દાક્ષિણ્યનો ફાયદો સારી રીતે ઉઠાવ્યો, એમ કહી શકાય. તે અરસામાં જે લેખિકાઓ પ્રસિદ્ધી પામી, તેમાં સૌ. ગિરિજાબાઈ કેળકર અને સૌ. આનંદીબાઈ શિર્કે મુખ્ય છે મહાવિદ્યાલયની અથવા તો વિદ્યાલયની ઉચ્ચ કેળવણી લીધા વગર ખાનગી રીતે જ આ બહેનોએ પોતાનો અભ્યાસ વધાર્યો છે, અને લેખનકાર્ય કરવા સુધી આત્મવિશ્વાસ કેળવ્યો છે. પશ્ચિમની કેળવણી સાથેના બીજા સુધારાઓ પણ તે સમયે હિંદુકુટુંબોમાં પેસતા હતા, તેનાં દુષ્પરિણામો ઉપરની બહેનોની કથામાં ચીતરેલાં છે. શ્રી. કાશીનાથ મિત્રે આગળ જતાં બંગાળી સાહિત્ય સાથે પણ મિત્રાચારી બાંધી અને તેમાંની વાર્તાઓનાં ભાષાંતરો કરાવ્યાં મરાઠીને આનો ઉમેરો લાભદાયી થયો; કારણકે એને લીધે તેમાં કલ્પનારમ્યત્વ અને કાવ્યમય વાતાવરણનો ઉપયોગ થવા લાગ્યો. સાચું કહીએ તો ગુજરાત પ્રમાણે મહારાષ્ટ્ર પણ વાસ્તવ-પ્રેમી જ છે, અને તેથી તેની પાસે કાવ્યમય સ્વભાવની મૂડી પણ મર્યાદિત છે. કાંઈક પણ કામ કરતાં પહેલાં તેની જમેઉધાર બાજુઓ જોવાની ટેવ વધારે. એમાં મહારાષ્ટ્ર કરતાં ગુજરાતનું ગણિત વધારે સાચું ઠરે છે, એ તો વળી વાત જુદી !

બંગાળીને મરાઠી પહેરવેશ મળ્યો એટલે હિંદી, અંગ્રેજી, જર્મન, ઇટાલિયન, ફ્રેંચ અને રશિયન વગેરે દૂરદેશીય કથાકન્યકાઓ પણ મરાઠી વેશ લઈ તેના આંગણામાં રમવા લાગી. આ અનેકરંગી સાહેલીઓ આવવાથી મરાઠીનું જ્ઞાન ખૂબ વધ્યું અને પ્રસંગો અને પાત્રોની વિવિધતા, નવાનવા વિચારો અને પ્રશ્નો અને તેનો ઉકેલ જોવા મળવાથી ટૂંક સમયમાં તેની પ્રગતિ એટલી ઝપાટાબંધ થઈ કે તેને માટે ' यशवंत,' ' किर्लोस्कर ', ' स्फूर्ति ', ' स्त्री ' વગેરે ઉચ્ચ માસિકો નીકળવા લાગ્યાં અને હવે તો જેમ જે સામ્યવાદી નથી તે જુવાન જ નથી, એમ કહેવાની પદ્ધતિ પડી છે, તેમ જેમાં લઘુકથા નથી તે માસિક જ નથી, એમ કહેવાની વૃત્તિ દેખાય છે. યશસ્વી ભાષાંતરકારોમાં શ્રી. સીતારામ ગુર્જર, ગોખલે, બાપટ, તારાબાઈ, કૃષ્ણાબાઈ, વસુમતીબાઈ મુખ્ય ગણાવી શકાય.

નવા જમાનાની લઘુકથાનો વિચાર કરીએ તે પહેલાં હાલ મરાઠી સાહિત્યમાં જે નવા વિચારોનાં મોજાં ઊછળી રહ્યાં છે, અને જેનું આવિષ્કરણ સાહિત્યના અનેક પ્રકારોમાં અનેક રીતે આજે કેટલાંય વરસથી થાય છે, તેનું દિગ્દર્શન અહીં સંક્ષેપમાં કરવું જોઈએ. આ નવો વિચાર તે સામ્યવાદ. સામ્યવાદનો રાજકીય, આર્થિક અને સામાજિક આવો ત્રિરંગી કાર્યક્રમ છે, અને સાહિત્યદ્વારા તેનો પ્રચાર થાય છે. આ નવા વિચારોને સાકલ્યથી ' નવમતવાદ ' કહેવાય છે. આની પ્રેરણા પશ્ચિમના કાર્લમાર્ક્સ અને ફ્રૂડના લખાણમાંથી મળી છે. તેના પ્રચાર માટે હમણાંહમણાં ' नवमतवाद ' કરીને મરાઠીમાં એક માસિક પણ નીકળવા લાગ્યું છે. દલિત વર્ગો વિષે સક્રિય સહાનુભૂતિ, આ તેમનો એક ઉત્તમ અને સર્વમાન્ય

થઈ શકે એવો સિદ્ધાંત છે આજે સમાજમાં અસ્તિત્વ ધરાવતા લગભગ બધા વિચારોને આહ્‌વાન કરવાનું તેમનું બિરુદ છે રઘુકુલ રાજાઓની પ્રજાના વખાણ કાલિદાસે 'તેઓ રૂઢ માર્ગેથી ખસ્યા નહિ' (क्षुण्णादवर्त्मनो न व्यतीयुः) એવા કર્યા છે. આપણે હિંદી લોકોએ પણ કેટલાય યુગોથી આવી પ્રજાનો જ આદર્શ આગળ રાખેલો જણાય છે. 'ખારો કૂવો હોય તેથી શું? પિતાશ્રીનો તો છે ને?' કહી ખારું પાણી પીનારા આપણામાં ઓછા નથી તેથી આવો નવો વિચાર, કે જે તેની બધી પૂર્વગામી વિચારપરંપરાને તપાસવા માગે છે તે, આવે તો આપણી ઘણા વર્ગોની બુદ્ધિની મંદતા, જડતા, શિથિલતા કે સ્વસ્થતા ખરી પડવાનો સંભવ છે ખરો. નવમતવાદનું ધ્યેય કોંગ્રેસની પેઠે પૂર્ણ સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ છે, છતાં તેને તેની by peaceful and legitimate means ની કાર્યપદ્ધતિ પસંદ નથી તેના પુરસ્કર્તાઓમાં ઘણાખરા તરુણ લોકો હોવાથી તેમનો સામાજિક કાર્યક્રમ વિવાહસંસ્થામાં સંપૂર્ણ સ્વાતંત્ર્યપ્રાપ્તિ કરવાનો છે, એમાં નવાઈ પામવા જેવું કશું નથી આ વાતની સાધકબાધક ચર્ચા કરવાનું આ સ્થળ નથી, પણ આટલું કહેવું આવશ્યક જણાય છે કે નવમતવાદના આ ટૂંકા જીવનમાં જ તેમના એક આગેવાન શ્રી કાણેકરને નવમત-વાદીઓને ચેતવણી આપવાની જરૂર જણાઈ તેઓ કહે છે, " .. .. ..લૈંગિક સ્વાતંત્ર્ય એટલે જ નવમતવાદ, એવી ભૂલભરી સમજણ કરી લઈ કેટલાક કાચા ગુરુના ચેલાઓ સમાજનો બુદ્ધિભેદ કરવા મંડ્યા છે, એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી ......... સમાજના ઉત્કર્ષને માટે, વ્યક્તિગત સુપ્ત શક્તિઓના વિકાસને માટે જે જે કરવું પડે તે તે બધાનો સમાવેશ 'નવમતવાદ'ના કર્તવ્યમાં થાય છે......... " શ્રી. કાણેકર કહે છે તેવો જો નવમતવાદ હોય તો તે જરૂર આવકારલાયક છે

હવે નવી પદ્ધતિની લઘુ-કથા લખનારાઓ તરફ વળીએ. એમાં બે પ્રકાર છે. એક 'કલાને માટે કલા' માનનારાઓ અને બીજો, દલિત વર્ગો સાથે અનુસંધાન કરનારાઓ અને સહાનુભૂતિ-પૂર્વક તેમનો કેસ સમાજ આગળ રજૂ કરનારાઓ પહેલા પ્રકારના મુખ્ય લેખક પ્રો ફડકે છે તેની કથાવસ્તુ ઘણે ભાગે ઉચ્ચ મધ્યમ વર્ગમાંથી લીધેલી હોય છે અને તેનાં પાત્રો—સ્ત્રીપુરુષો બધાં—કૉલેજમાં ભણતાં હોવાથી અને તેમાં વળી આગળ નોકરીની ચિંતા કરવી ન પડે એવાં હોવાથી તેમનું જીવનકાર્ય મુખ્યત્વે પ્રેમ કરવાનું અને રમવાનું હોય છે. જુવાન દુનિયામાં તેમનું લખાણ ખૂબ વંચાય છે તેમની કથાઓમાં સૂક્ષ્મ નિરીક્ષણ, મધ્યવર્તી પ્રસંગ ઉપર અવધાન, સુબદ્ધ રચના અને ઓપવતી ભાષા હોય છે 'तुरुगांतून सुटका' (જેલથી છુટકારો) અને 'न्याय' આ વાર્તાઓમાં તેમના લખાણના સારા ગુણો દેખાય છે. આવા ગુણો છતાં તેમના લખાણમાં એક પ્રકારનો કામુક ઉન્માદ હોવાને લીધે તેમની કલા થોડી હીન લાગે છે

બીજા પ્રકારના પ્રતિનિધિ શ્રી ખાડેકર અને શ્રી. વરેરકર છે. પતિત અને સમાજ-રથનાં પ્રચંડ પૈડાં નીચે ચગદાઈ જનારા મજૂરો, ખેડૂતો અને સ્ત્રીઓની વિપન્નાવસ્થાનું સમર્થ ચિત્રણ આ બન્ને લેખકોએ પોતાની કથાઓમાં કર્યું છે તેથી તેમાં જેમ વાસ્તવિકતા તેમજ નિતાંત આત્મીયતા પ્રતીત થાય છે શ્રી. ખાડેકર વધારે કાલ્પનિક અને શ્રી વરેરકર વધારે પ્રચારકવૃત્તિના છે. 'जीवनकला' ખાડેકરનો લઘુકથાસંગ્રહ છે. તેમનામાં

ક્વચિત્ અતિરંજન અને વિસ્તાર હોવા છતાં તેની સાથે તેમની ધ્યેયનિષ્ઠા, અભ્યસ્ત રચના, જીવન અને નિસર્ગ સાથેની સમભાવના વાચકને મુગ્ધ કરે છે મહારાષ્ટ્રમાં તે પ્રથમ પંક્તિના લઘુકથા અને નવલકથાલેખક, નિબંધકાર, ચરિત્ર અને નાટ્યલેખક અને કવિ છે. શ્રી. વરેરકરની કથાઓમાં વિવિધતા છે અને અસહકારની શરૂઆતમાં તેઓ મુંબઈની રાષ્ટ્રીય મહાવિદ્યાલયમાં અધ્યાપક હોવાથી પ્રત્યક્ષ કાર્ય સાથે તેમનો થોડોઘણો સંબંધ રહ્યો છે. તેથી તેમનું લખાણ વિશેષ અસરકારક થાય છે તેમની વાર્તાઓમાં '**अघोरीनाद**' ( વિચિત્રનાદ ) અને '**विडीवाली**' નમૂના રૂપે આપી શકાય.

સ્ત્રીલેખિકાઓનો થોડો ઉલ્લેખ પહેલાં કર્યો છે. નવા વિચારોની લેખિકાઓમાં શ્રી વિભાવરી શિરૂરકર, સૌ. ક્ષમાબાઈ રાવ, પ્રો. સૌ. કમળાબાઈ ટિળકનો વિશેષ ઉલ્લેખ કરવો જોઈએ. ત્રણેએ, ઘણેભાગે, સમાજની બેદરકારી અને હૃદયશૂન્ય રૂઢિઓને લીધે સ્ત્રીઓને જે હાડમારીઓ વેઠવી પડે છે, તેનું ચિત્રણ કર્યું છે. શ્રી. વિભાવરીબાઈનો '**कळ्यांचे निःश्वास** ( કળીઓના નિઃશ્વાસ ) નામનો અત્યંત હૃદયસ્પર્શી કથાસંગ્રહ છે. તેમાં આચાર-વિચારહીન પુરુષ દરેક પરિસ્થિતિમાં સ્ત્રીને કેવી દીન, હીન બનાવે છે, તેનું વર્ણન છે. કોઈ ઉત્સાહી લેખક આનું ગુજરાતી ભાષાંતર કરે તો એક સારી ચોપડીનો સાહિત્યમાં ઉમેરો થશે આ જ લેખિકાએ '**हिंदोळ्यावर**' ( હિંચકાપર ) નામની એક નવલકથા લખી છે. તેમાં સ્ત્રીજીવનના એક પાસાનો ઉકેલ બતાવ્યો છે. તેનો વિચાર યથાકાલે આવશે. પ્રો. ટિળકની '**हृदयशारदा**' કથાસંગ્રહ અને સૌ ક્ષમાબાઈ રાવની '**दैवघटना**' અને '**आनुवंशिक संस्कार**' આ વાર્તાઓ નમૂનારૂપે બતાવી શકાય.

સરસ સ્વભાવચિત્રણને માટે અત્રે, બોકીલ, જોશી, કૃષ્ણાબાઈ માંજરેકર અને કાળે પ્રસિદ્ધ છે. ગુર્જર, કાણેકર, ફડકે, અત્રે, કમળાબાઈ ટિળકની વાર્તાઓમાં ભાષાનો ઉત્તમ નમૂનો મળે છે. વિશ્લેષણમાં ખાંડેકર, માડખોલકર, પિરોજબાઈ આનંદકર સમર્થ છે. વિનોદમાં જોશી, બોકીલ અને અત્રે ઝળકે છે. બોકીલના સંવાદો સારા હોય છે. રસપરિપોષ ખાંડેકર, અત્રે, કમળાબાઈ ટિળક, ક્ષમાબાઈ, દિવાકર કૃષ્ણની કથાઓમાં વિશેષ દેખાય છે. મતપ્રચાર કરવાનું કામ વિશેષ કરીને વરેરકર, સહસ્રબુદ્ધે અને શિખરે, આ લેખકોએ માથે લીધેલુ છે

મહારાષ્ટ્રમાં નવા વિચારો ફેલાવવા માટે લઘુકથા, નવલકથા કે નાટકો જેવા લલિત સાહિત્યનો ખૂબ ઉપયોગ કરવામાં આવે છે. સાહિત્યના આ ત્રણ પ્રકારો જેટલા અને જેટલી સંખ્યામાં વંચાય છે તેટલા બીજા વંચાતા નથી. બાળકો અને ઘણે ભાગે બહેનોને માટે બીજું સાહિત્ય તેટલું સુબોધ હોતુ નથી. સામ્યવાદનો પ્રચાર મહારાષ્ટ્રમાં ઘણે ભાગે આવી જ રીતે થયો છે અને થાય છે. સમાજની આજની પરિસ્થિતિ બતાવી તેમાં સામ્યવાદ યશસ્વી ઉકેલ કેવી રીતે લાવી શકે છે, તે બતાવવું પ્રમાણમા વધારે સહેલુ અને વધારે પરિણામકારી થાય છે.

હવે આપણે નવલકથા તરફ વળીએ.

## નવલકથા

મરાઠી સાહિત્યમાં નવલકથાની પ્રેરણા બાણભટ્ટની કાદંબરીથી મળી, એટલુ જ નહિ પણ સાહિત્યના આ પ્રકારને પણ કાદંબરી નામ મળ્યું છે ગુજરાતી 'નવલકથા' શબ્દ

'નૉવેલ'નું ગુર્જરીકરણ દેખાય છે. સૌથી પહેલવહેલી મરાઠી સ્વતંત્ર નવલકથા લખવાનું માન, પહેલાં હિંદુ પણ પછી ખ્રિસ્તી થયેલા બાબા પદમજીને ઘટે છે. બાબા પદમજી એક ભારે ઉદ્યોગી અને મરાઠી ભાષાભિમાની ગૃહસ્થ હતા. તેમણે અંગ્રેજી–મરાઠી કોશ પણ તૈયાર કર્યો છે. ૧૮૫૭માં 'યમુના–પર્યટણ' નામની તેમની નવલકથા બહાર પડી. તેમાં હિંદુ વિધવાની હાડમારીઓનું વર્ણન છે. તે અરસામાં બીજી લેખકોની કેટલીક નવલકથાઓ પણ બહાર પડી હતી. તેમના પર સંસ્કૃત સાહિત્યની અસર સ્પષ્ટ દેખાતી હતી. 'દશરૂપક'માં નક્કી કરી આપેલાં નાયકનાયિકા, તેમનો પ્રેમપ્રસંગ, પછી કેટલીક સંકટપરંપરા અને છેવટે વિવાહની બક્ષિસ—આવું તેમનું ટૂંકમાં સ્વરૂપ હતું. નવલકથાનું આ સ્વરૂપ ૧૮૭૫ સુધી રહ્યું, એમ કહેવામાં વાંધો નથી

૧૮૭૫–૧૮૯૦ આ શ્રી. વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરની નિબંધમાલાનો કાળ હતો. નવલકથાની આ અદ્ભુતપ્રિયતા પર તેમણે કડક ટીકા કરી અને સાક્ષરોને વાસ્તવનું ચિત્રણ કરવા સૂચવ્યું. બૌદ્ધિક જાગૃતિના તે જમાનામાં બધાને સમાજની બે મોટી ખામીઓ ખૂંચતી હતી. એક પરકીય સત્તા અને બીજી તેને લીધે અને સામાજિક બીજાં બંધનોને લીધે પ્રગતિહીન, ભગ્નોત્સાહ થયેલો સમાજ. તેથી હવે આગળના લેખકો આ પ્રશ્નો તરફ વળ્યા, એ સ્વાભાવિક હતું ૬૦–૭૦ વરસ પહેલાં જ તેમનું સ્વરાજ્ય તેમના દેખતાં બીજાના હાથમાં ગયું હતું. સ્વરાજ્યના સ્મારકરૂપ અનેક જૂના મહેલો, કિલ્લાઓ કે મંદિરો હજી તેમની આંખ આગળ હતાં જ. સ્વરાજ્યની શીતલ છાયાનો પોતે સુખાનુભવ લીધેલા એવા કેટલાક હજી જીવતા હતા. કિનારા પર એક માણસ ઊભો હોય, થોડેક દૂર સમુદ્રમાં એક મોટી હોડી ડૂબતી હોય, તેમાં તેનાં સગાંવહાલાં મદદ માટે બૂમાબૂમ કરતાં હોય, તેમની વહારે જવાની જેટલી તીવ્ર ઇચ્છા હોય તેટલી જ પોતાની નિર્બલતાની તેને તીવ્ર ખાતરી હોય, એવા સંજોગોમાં તે માણસની જે મનોદશા થાય, તેવી જ પેશવાઈ ગઈ તે વખતના મહારાષ્ટ્રના ઘણા માણસોની થઈ હતી.

મહારાષ્ટ્રીય સાહિત્યકારોમાં ઇતિહાસપ્રેમ, તેમ ઇતિહાસલેખન અને ઇતિહાસચિત્રણનો ઉત્સાહ અભિજાત હોય છે. તેમની સ્ફૂર્તિગંગાનો ઊગમ ઘણીવાર શિવાજીનું યશોગાન કરનાર રાયગઢ કિલ્લા પર કે પેશવાઓનો ધર્મપ્રેમ યાદ કરાવનાર પર્વતી પર થયેલો દેખાય છે; અને આ કારણને લીધે જ જ્યાં જ્યાં સ્વાતંત્ર્યયુદ્ધ ચાલતું હોય, ત્યાં ત્યાં વીરજનોને શ્રદ્ધાંજલિ આપવા મહારાષ્ટ્રીય પ્રતિભા હંમેશ તૈયાર જ હોય છે—પછી તે યુદ્ધ હળદીઘાટમાં થતું હોય કે બારડોલીમાં. ઇતિહાસમાંથી પ્રેરણા મેળવી જ્યારે મહારાષ્ટ્રની પ્રતિભા સમાજ-ક્ષેત્રમાં ઊતરે છે ત્યારે પણ કોઈક અન્યાયની સામે લડવું હોય તો તે જેટલી ખીલે છે, તેટલી એકાદ તત્ત્વના કે સિદ્ધાન્તના સામાજિક આવિષ્કારના ચિત્રણમાં બંગાળના લેખકોની જેમ ખીલતી નથી. એમાં અપવાદ જરૂર છે. પણ સર્વસામાન્ય નિયમ ઉપર કહેલો છે. મરાઠી સાહિત્યની આ ખાસિયત એકવાર સમજ્યા પછી તે સાહિત્યનો અભ્યાસ સુલભ થાય છે. અસ્તુ.

આ અરસામાં ઐતિહાસિક નવલકથાનો જન્મ થયો. ૧૮૭૮માં પૂનાના કેટલાક વિદ્વાનો-એ જૂનાં કાવ્યો અને ઇતિહાસનું સંશોધન કરી પ્રકાશન કરવા માંડ્યું. આથી સાહિત્ય-વિષયક જાગૃતિને કાંઈક મદદ મળી ગુજરાતમાં મણિલાલ દ્વિવેદી અને હરગોવિંદદાસ કાંટાવાળાએ 'પ્રાચીન કાવ્યમાળા' છપાવીને જેવું કામ કર્યું, તેવું જ આ કામ હતું 'पहिले

ાીરાવ,' 'संभाजी', 'चितुरगडचा वेढा, 'पानपतची मोहीम' આ તે વખતની ીક સારી નવલકથા ગણાય . . .

પણ ઐતિહાસિક નવલકથાને લોકમાનસને કેળવવાનું એક પ્રભાવી સાધન બનાવવાનું મ શ્રી હરિભાઊ આપ્ટેએ કર્યું. ૧૮૮૫થી માંડી ૧૯૧૫ સુધી તેમનું સાહિત્યપ્રભુત્વ પ્રતિહત હતુ. 'આનંદોત્પાદન, મનોરંજન કે મોજમજાનો જ હેતુ રાખી કોઈ પણ મહાકવિએ નીતિબોધકારે પોતાનાં કાવ્યો કે લખાણો લખ્યાં નથી,' એવો તેમનો મત હતો. આથી નું પોતાનું લખાણ સહેતુક અને પ્રભાવી થયું છે તેમની નવલકથાઓ કુલ એકવીસ . એ સિવાય એમની લઘુકથા ને નિબંધો છે તે વળી જુદાં. એમાંની સામાજિક નવલકથા ત અને બીજી બધી ઐતિહાસિક છે. સામાજિક નવલકથાઓમાં તેમણે બાલવિવાહ, વિભક્ત કુટુંબપદ્ધતિ, વિધવાઓનું કેશવપન વગેરે દોષો બતાવીને પુનર્વિવાહ, સ્ત્રીશિક્ષણ ને પ્રૌઢવિવાહની તરફદારી કરી છે. 'पण लक्षांत कोण घेतो ?' (પણ ધ્યાનમાં કોણ છે ?) આ તેમની સર્વોત્કૃષ્ટ નવલકથામાં મધ્યમવર્ગની એક મુગ્ધ બાલિકાના કરુણ જીવનનો ાર છે. તેને કેળવણી મળી નથી, નાની ઉંમરે એક અભણ 'કુલીન' છોકરા જોડે વિવાહ, ના વિચારવાળા સાસરામાં ત્રાસ, તેમાં વળી અલ્પ ક ળમા માતૃપદ અને વૈધવ્ય, અને ી સાંભળીને રૂવાટાં ખડાં થાય એવી સાસરિયાંની સતામણી અને તેમાં જ ો અંત––આ બધી વસ્તુઓ લેખકે એવી અદ્ભુત રીતે રજૂ કરી છે કે તે નવલકથાએ ાતની મહારાષ્ટ્રમાં ખૂબ ખળભળાટ મચાવ્યો હતો. શ્રી. હરિભાઊ સમાજસુધારક હતા. મણે પોતાની સમાજસેવાની કલ્પના 'मी' (હું) નામની નવલકથામાં આપી છે. તેમાં માજસેવાનું વ્રત લેનાર કથાનાયક આખરે રામાનન્દ નામનો સંન્યાસી થાય છે અને માજસેવા કરે છે, એમ બતાવ્યું છે.

ઐતિહાસિક નવલકથાઓમા તેમની બે જ નવલકથાઓનો વિચાર કરીશું. તેમણે પોતાની ાદ નવલકથાઓમાં શિવાજીનો અને ત્યારપછીનો સમય ચીતરેલો છે. તેમની લેખણીમાં ાક આવી જાતની સહજતા છે કે તેમનું લખાણ વાંચતા ત્યાંનાં પાત્રો કે બનાવો જાણે ત્યક્ષ જોતાં લાગે છે. સ્વરાજ્યસ્થાપનાનો શરૂઆતનો સમય 'उष:काळ'માં વર્ણવ્યો છે ને તાનાજીને મોકલી સિંહગઢ લીધાની હકીકત 'गड आला पण सिंह गेला'માં આપી . આમાંની બીજી નવલકથા હવે સિનેમાના પડદા પર પણ ઊતરી છે, તે ઉપરથી મૂળ થાની કાંઈક કલ્પના આવશે. હરિભાઊની નવલકથાઓમા કથાનકો ગૂંચળીવાળા, અદ્ભુત સંગોનું બાહુલ્ય, મુખ્ય કથાનક સાથે એકાદ ઉપકથાનક અને આટલું છતાં વાચકને છેવટ ુધી આકર્ષિત રાખવાનું કૌશલ્ય, વગેરે ગુણોને લીધે તેમને મહારાષ્ટ્રના 'વૉલ્ટર સ્કૉટ' હેવામાં આવે છે તેમની વિશાલ બુદ્ધિ, મૃદુ અંત:કરણ, સંસ્કારક્ષમ મન, તે વખતના ાના ઉચ્ચ વાતાવરણને લીધે તેમનો થયેલો વિકાસ, અપ્રતિમ વિદ્યાવ્યાસંગ, ધ્યેયવાદી ને કર્તૃત્વશાલી દેશભક્તોનો સામે આદર્શ આવા આવા ગુણોએ તેમને યશસ્વી નવલકથાકાર ાનાવ્યા હતા.

આ અરસાના બીજા પ્રખ્યાત નવલકથાલેખક નાથમાધવ છે. તેઓ પહેલાં સૈન્યમા ાકરી કરતા હતા, પણ લડાઈમા તેમનો એક પગ જવાથી તલવારને બદલે હવે તેમને

હાથમાં કલમ લેવી પડી. 'તલવાર શ્રેષ્ઠ કે કલમ શ્રેષ્ઠ?' આનો જવાબ શ્રી નાથમાધવ જીવન પરથી આપવો હોય તો 'કલમ શ્રેષ્ઠ' એમ જ આપવો જોઈએ; કારણકે જ્યારે તલવા તેમને દગો દીધો ત્યારે કલમે તેમને આધાર આપ્યો ! તેમણે કુલ તેત્રીસ નવલકથા લખ તેમાંની સાત ઐતિહાસિક અને બીજી બધી સામાજિક છે તેમની નવલકથાઓમા પાત્રો વૈચિત્ર્ય ભરપૂર છે. ઐતિહાસિક નવલકથાઓમાં તેમણે શિવાજી અને સંભાજીનો સમય લીં છે. '**सांवळ्या तांडेल**' નામની તે વખતના આરમાર વિષેની નવલકથા વિશેષ મહત્ત્વની ! સામાજિક નવલકથાઓમાં વિધવાવિવાહ, પ્રૌઢવિવાહ અને પતિતપરાવર્તનના પ્રસંગો ! '**रायक्लब अथवा सोनेरी टोळी**' એક નવી ઢબની નવલકથા છે. તેમાં મુંબઈના ૨૦ ૨૫ ભામટાઓની ટોળી અનેક લોકોને છેતરીને પૈસા કેવી રીતે પડાવે છે તેનુ સુરસ વર્ણન !

શ્રી. નારાયણ હરિ આપટે અરસપરસના ત્રીજા લેખક છે. ઉપરના શ્રી. હરિભા આપટેના આ લેખક કોઈ સંબંધી નથી. એમણે એકત્રીસ નવલકથાઓ લખી છે. તેમ લેખનનો વિશેષ વિશુદ્ધ વાતાવરણ, ઉપદેશપ્રધાન કથાનક અને સરળ ભાષામાં છે. '**सुखाच मूलमंत्र**'માં **शरीरमाद्य खलु धर्मसाधनम** 'નું તત્ત્વ દાખલા સાથે બતાવેલું છે. '**पटणारी गोष्ट ऊर्फ चित्तशुद्धि**' ( ગળે ન ઊતરતી વાત અથવા ચિત્તશુદ્ધિ )માં એ તેજસ્વી બાલિકા પોતાના ઘરડા પતિ સાથે પત્ની તરીકે રહેવાની ના પાડે છે અને પોતા કૌમાર્ય અભંગ રાખે છે, એવી વાર્તા છે. ગુજરાતના બહાદુરશાહે ચિતોડને ઘેરો ઘાલ્ય ત્યારે ત્યાંની રાજપૂત કુમારિકાઓએ કૌમાર્યભંગના ભયથી અગ્નિમા પ્રાણાહુતિ આપ્યા હકીકત '**मानवी आशा विरुद्ध देवाची आशा**'મા વાંચવા મળશે

૧૯૧૫મા પ્રો. વામનરાવ જોશીની '**रागिणी**' નામની નવલકથાએ મરાઠી સાહિત્ય એક નવી ભાત પાડી પ્રો. વામનરાવ તત્ત્વજ્ઞાનના અભ્યાસી, સમર્થ તત્ત્વવિવેચક અ ચિંતનશીલ લેખક છે. એને તેમણે તત્ત્વજ્ઞાનને સાહિત્યક્ષેત્રમા ઉતાર્યાથી તેમનું સાહિ પ્રથમ પંક્તિનું થયુ છે. તે અરસામાં સ્ત્રીશિક્ષણનો પ્રચાર મહારાષ્ટ્રમાં સારી પેઠે થતો હત અને સનાતનીઓની તેની સામેની ઝુંબેશ પણ પૂર જોશમાં હતી. અંગ્રેજી કેળવણીથ છોકરીઓ ગર્વિષ્ઠ, ઘમંડી, વડીલ લોકોનુ અપમાન કરનારી અને ઉચ્છૃંખલ થાય છે, ત તેમની ફરિયાદ હતી. સ્ત્રીશિક્ષણને પોતાનું જીવનકાર્ય માનનારા પ્રો. વામનરાવને તે કે સહન થાય ? તેમણે '**रागिणी**' પછી '**नलिनी**', '**आश्रमहरिणी**', '**सुशीलेचा देव**' અ '**इंदु भोळे व सरला काळे**' આટલી નવલકથાઓ લખીને ટીકાકારોનાં મોં બધ કર્યા એટલુ જ નહિ પણ સુશિક્ષિત અને સુસંસ્કૃત વાચકવર્ગને રુચે એવો બૌદ્ધિક ખોરા આપ્યો '**रागिणी**'માં રાગિણી અનુરાગશીલ, ભાવનાપ્રધાન, વિનયવતી, સુસ્વભાવની અ નમતુ મૂકી જીવન સુખમય કરવાવાળી અને તેની સખી ઉત્તરા સરળ સ્વભાવની પણ સ્પષ્ટભાષી, વાદવિવાદમાં પોતાનો પક્ષ પકડી રાખવાવાળી અને વૈયક્તિક હક્કોનો પુરસ્ક કરવાવાળી 'સફ્રેજેટ' છે, તોપણ બન્ને સરખી જ આદરણીય લાગે છે નવલકથામાં 'ધ સાચો કે ભૌતિક શાસ્ત્રો સાચાં?' બ્રહ્મ નિર્ગુણ કે સગુણ?' 'બુદ્ધિથી ફાયદો થાય છે નુકસાન, 'સૃષ્ટિનો નિયમ સ્વાર્થ છે કે સ્વાર્થત્યાગ?' એવા એવા વિષયો પર ગંભીર ચ આવવાથી ગુજરાતી વાચકને 'સરસ્વતીચંદ્ર' યાદ આવશે. '**आश्रमहरिणी**'માં આ

તાવરણ આશ્રમીય હોય તોપણ કથાનો અંત સનાતની વાચકોને ધક્કો લગાવે એવો છે. મસવૃત્તિવગરના સુલોચનાબાઈ માને છે કે તેની રાજસવૃત્તિનું સમાધાન ધૌમ્યની તિમાં અને સાત્વિક વૃત્તિનુ સમાધાન ગભસ્તિગનની સંગતમાં થઈ શકે એમ છે; તેમજ તે નેને એકબીજાનો તથા સુલોચનાનો સહવાસ તેટલો જ પ્રિય હોવાથી તે બન્ને સાથે પરણે 'આ તો પોતાના અધિકારપ્રાંત પર આક્રમણ કહેવાય' એમ પુરુષવાચકને લાગે ખરું; | 'कालाय तस्मै नम:' કહ્યા સિવાય તેની પાસે બીજો શો ઉપાય છે? 'नलिनी'માં ૦૮ના અરસામાં કેટલાક ભાવનાપ્રધાન યુવકોએ દેશપ્રેમના આવેશમાં જે જુદીજુદી ાઓમાં પ્રયત્નો કરેલા, તેનું વર્ણન આવે છે. 'सुशीलेचा देव'માં સુશીલામાં ધર્મવિષયક નાનો ઉત્તરોત્તર કેવો વિકાસ થાય છે, તે બતાવ્યું છે. બાલ્યાવસ્થામાં તે પથ્થરને દેવ ક પૂજે છે, વિવાહ પછી પતિને દેવ માને છે અને આગળ જતા ધ્યેયને તે દેવ માને તેથી તે સમાજસત્તાવાદી થાય છે. પણ તેનો સમાજસત્તાવાદ આત્મનિષ્ઠ ધ્યેય–માંથી નિર્માણ થયેલો હોય છે. આ નવલકથામાં તત્ત્વજ્ઞાન અને માનવી વચ્ચે સંગતિ વીને તેની એકવાક્યતા કરવાનો પ્રયત્ન કરેલો છે. 'इंदु भोळे' व 'सरला काळे'ની ા અભિનવ છે. તેમાં ફક્ત ૪–૫ પાત્રો છે અને આખી નવલકથા એટલે આ પાત્રોએ બીજાને લખેલા પત્રો છે. નવલકથાનો સમય અસહકારનો છે. ધ્યેયપ્રવણ જીવનનો ાર કરવો હોય તો દુઃખને માટે તૈયાર રહેવું જોઈએ, એવો તે કથાનો નિષ્કર્ષ છે.

એકાદ તત્ત્વનો વિકાસ બતાવવામાં પ્રો. વામનરાવ યશસ્વી લેખક છે. ભણેલા વર્ગ- જ તેમણે પાત્રોની ચૂંટણી કરી હોય તોપણ તેમાં તેઓ જુદાજુદા માનસિક પ્રકારો તે છે. તેથી પાત્રોનું વૈવિધ્ય અને તે તે રીતે તેમનાં મનનો વિકાસ તેમના લખાણોમાં ને જોવા મળે છે.

પ્રો. જોશી પછી પ્રો. ફડકેની કલા સાહિત્યમાં ઝળકવા લાગી. નિર્હેતુક કલાવિકાસ ા 'કથા માટે કલા' હોવી જોઈએ, એવો તેમનો મત છે અને તેમનાં લખાણોમાં છાપ સ્પષ્ટ માલૂમ પડે છે. તેમણે 'कुलाब्याची दांडी,' 'अटकेपार' વગેરે નવલકથાઓ લખી છે. તેના કથાનકો ઉચ્ચ મધ્યમવર્ગનાં જ હોય છે. પ્રણયી જનોની ાઓનાં ચિત્રણમાં લેખકનું કૌશલ્ય સારી રીતે દેખાય છે. પણ તેમનાં પાત્રો તેથી પ્રાણ હોય છે પ્રો. ફડકેની નવલકથા વાંચતી વખતે તેનાં એક જ ઢબનાં અને ઉચ્ચ વર્ગનાં પાત્રો જોઈ શ્રી. રમણલાલ દેસાઇની નવલકથાઓ યાદ આવે છે, અને તેમાંનો ાનો ઉન્માદ શ્રી. કનૈયાલાલ મુનશીને યાદ કરાવે છે. છતાં ફડકેને ન્યાય આપવા કહેવું જોઇએ કે તેમની કલામાં પ્રણયની અવાસ્તવિકતા કે વિકૃતતા નથી દેખાતી.

પ્રો. ફડકેની નવલકથાઓ ઉપરથી ડૉ કેતકરની નવલકથાઓ પર નજર નાખો તો ગાલીચાવાળા દીવાનખાનામાંથી જાણે પૂરા જોસમાં ચાલતા છાપખાનામાં આવ્યા જેવુ ત્યાં ચારે કોર અવ્યવસ્થા અને કાગળના ટુકડા જ ગળે, બેસવા જગ્યા મળે તો વળી ! આ ડૉકટર કેતકર એટલે મરાઠી જ્ઞાનકોશકાર. જ્ઞાનકોશનું અને સારપછી શબ્દકોશનું મના ઉદ્યોગી આત્માને ઓછું લાગવાથી તેઓ નવલકથા અને મરાઠી કાવ્યની ચના કે આવાં ઘણાંય કામો કરે છે. તેઓ જેટલા બુદ્ધિવાન તેટલા જ ઉદ્યોગી અને

વિચારક છે. તેમની પાંચ નવલકથાઓ છે, તેમાં અસંબદ્ધ કથાનક, સ્વભાવપરિપોષનો અભાવ, લાંબાલાંબાં ભાષણો અને અવ્યવસ્થિત ભાષા હશે તોપણ પાત્રોની વિવિધતા અને વિચારોની નવીનતાને લીધે વાચકને તે ગમે એવી છે. ડોક્ટરસાહેબે જે જે ખંડોમાં અને પ્રાંતોમાં મુસાફરી કરી છે, ત્યાં ત્યાંથી તેમણે નવલકથાની સામગ્રી ભેગી કરી છે. 'ગાંવસાસૂ'માં આય. સી. એસ. માટે વિલાયત ગયેલા હિંદી વિદ્યાર્થીઓ ત્યાં કેવા રહે છે અને ત્યાં ગૌરકાય તરુણીઓના સહવાસની તેમના ભાવી જીવન પર કેવી અસર પડે છે, તેનું ચિત્ર છે. '**आशावादी**'માં ૧૯૦૩ થી ૧૯૨૮ સુધીનો મહારાષ્ટ્રનો ઇતિહાસ આવેલો છે.

તરુણ લેખકોમાં પ્રમુખસ્થાને ખાંડેકર, વરેરકર છે. તેમની કલાનું વિવેચન પાછળ છે. શ્રી. ખાંડેકર જેમ લઘુકથાલેખક, તેમ નવલકથાકાર પણ છે. તેમની નવલકથા કે બીજું એકાદ લખાણ વાંચવું એટલે બુદ્ધિને એક મોટી મિજબાની મળ્યા જેવું લાગે. '**हृदयाची हांक**' માં દરેકે પોતાને પ્રેરણા થાય તેમ વર્તવું જોઇએ, વિદ્વત્તા કે શ્રીમંતાઇનો વિચાર એક કોરે મૂકીને જીવનનો સાથી ચૂંટવો જોઇએ, એમ પ્રતિપાદન કર્યું છે. 'ગામડાંઓ સુધરશે તો જ દેશ સુધરવાનો' આ સિદ્ધાંત '**कांचनमृग**'માં છે. આખું જીવન દુઃખમાં ગાળનારો શ્રમજીવી વર્ગ અને તેમના શ્રમ ઉપર મોજમજા માણનારો મૂડીવાળો વર્ગ આ બે ધ્રુવો વચ્ચેનું અંતર '**दोन ध्रुव**' માં જોવા મળશે. જો બે ધ્રુવો વચ્ચે પરસ્પર સહકાર, સહાનુભૂતિ અને પ્રેમ હોય તો જ કે જીવન અને કલાનો પરસ્પરસંબંધ હોય તો સમાજ સુખી થાય, એવું લેખકનું કહેવું છે. તેમાં દેશને માટે ફકીરી સ્વીકારનાર બાપ્પાનું એક પાત્ર હોવાથી ધ્યેયચિત્રણને સારી મદદ મળી છે. '**उल्का**' નામે આત્મચરિત્રપર નવલકથામાં એક તરુણ અસહકારિતા, મૂળશીપેટા સત્યાગ્રહ અને શાંતિનિકેતનમાં જઈ આખરે ક્રાંતિકારક થાય છે, એમ બતાવેલું છે.

શ્રી. વરેરકરે ૭ નવલકથાઓ લખી છે. '**विधवा कुमारी**'માં વિધવાએ લગ્ન શા માટે ન કરવો જોઈએ, એવો સવાલ પૂછ્યો છે. એથી સનાતન સમાજમાં એક સમયે સામાં ખૂબ ખળભળાટ થયેલો અને હવે મહારાષ્ટ્રમાં કેટલેક ઠેકાણે વિધવાઓએ લગ્ન કરવાનું શરૂ કરેલું છે। નવલકથા શું શું કરી શકે તેનો આ એક સારો દાખલો છે. '**धावता धोटा**'માં ગિરણીકામગારોનું જીવન, તેમના પ્રશ્નો, તેમની હડતાલો વગેરેનો વિચાર છે '**कुलदैवत**'માં વેશ્યા અને તેમના જીવનનું ઉદ્બોધક ચિત્ર જોવા મળે છે. સામાજિક પ્રશ્નોનો સમયાનુકૂલ વિચાર કરવાની એમની પદ્ધતિથી વરેરકર લોકપ્રિય થયા છે.

શ્રી. ખાંડેકરના લખાણ સાથે કેટલુંક સામ્ય ધરાવતા શ્રી. માડખોલકરનો ઉલ્લેખ અહીં કરવો જોઈએ. તેમણે બે ઉત્તમ નવલકથા લખી છે. તેમની '**मुक्तात्मा**' મુખ્યત્વે ગજદારી પ્રશ્નોનો વિચાર કરે છે. તેમાં કાનપૂર કાવત્રાનો વૃત્તાંત આવ્યો છે. હિંદુસ્તાનમાં સામ્યવાદનો ઉદય અને ઉત્કર્ષ શાં શાં રાજકીય કારણોથી થયો છે, તેનો વિચાર છે. તેનો સામ્યવાદી નાયક ચંદ્રશેખર પોતાના ધ્યેયને માટે પ્રણયનો પણ ત્યાગ કરે છે, અને આખરે જેલનો રસ્તો લે છે '**भंगलेलें देऊळ**' (ભાંગેલું દેરું) વધારે સારી છે. આ નવલકથા આત્મચરિત્રપર છે અને તેમાં છૂટા છેડાના હક્કની આવશ્યકતા બતાવેલી

શ્રી. હડપની કલમ 'બહુપ્રસૂ' અને 'સુલભપ્રસૂ' તરીકે પ્રસિદ્ધ છે. અત્યાર સુધી તેમણે ૩૩–૩૪ નવલકથાઓ લખી છે અને હજુ પણ લખે છે. તેમના લખાણની સહજતા સારાસારા લેખકોને પણ આશ્ચર્ય પમાડે એવી છે. શ્રી હરિભાઉની જેમ તેમણે શિવાજીનો સમય લીધો છે અને તેના પર ૧૪ નવલકથાઓ લખી છે. બાકીની સામાજિક છે. શહેરમાં સ્ત્રીશિક્ષિકાઓને થતી સતામણી, નીતિહીન સાહિત્ય લખનારા લેખકો, સનાતની કહેવાતા દંભી લોકો, ભણેલા વર્ગની કામુકવૃત્તિ અને 'બાવાબાજી' (પાખંડી સાધુના ધતિંગ) વગેરે વિષયોની મર્મભેદી ચર્ચા કરી છે. તેમનામાં તારતમ્ય અને સંયમ હોત તો તેમની કલા વધારે અસરકારી થાત, એમ કહેવું જોઈએ.

હવે સ્ત્રીલેખિકાઓ તરફ વળીએ. સૌ કમળાબાઈ બમ્બેવાલેની '**बंधमुक्ता**' નવલકથામાં છૂટાછેડાની આવશ્યકતા બતાવી છે સૌ. શાંતાબાઈ નાશિકકરની '**लग्नाच्या बाजारांत**'માં પહેરામણીની ઘાતક પદ્ધતિ, વિધવાઓની હાડમારી, વિવાહિત સ્ત્રીના પરાવલંબી, દીન જીવનનું ચિત્રણ છે અને લેખિકાએ 'વિધવાઓ ચાંલ્લો કેમ ન કરે' એવો સવાલ પૂછ્યો છે. સૌ. ઇંદિરાબાઈની '**गोदावरी**'માં બાલવિવાહનો નિષેધ અને વિધવાવિવાહની તરફદારી કરી છે. '**केवळ ध्येयासाठीं**' આ એક અંગ્રેજી નવલકથાનું ભાષાંતર છે. તેમાં વિવાહસંસ્થાની અનાવશ્યકતા પ્રતિપાદન કરી છે. '**वाकताई, धडा घे**' આ તેમની પ્રસિદ્ધ નવલકથા છે. સુશિક્ષિત કહેવાતા પુરુષો પણ સ્ત્રીઓની બાબતમાં કેટલા અનુદાર હોય છે, તે એમાં બતાવેલું છે. કુ કુમુદિની પ્રભાવળકરની '**निर्माल्यांतील फळी**'માં વેશ્યાઓએ નીતિમય જીવનનો સ્વીકાર કરવો જોઈએ અને તેમની જ્ઞાતિના ભણેલા યુવકો પર તેમને તે બાબતમાં મદદ કરવાની જવાબદારી છે, એવું માર્મિક રીતે સૂચિત કર્યું છે. વિભાવરી શિરુરકરની '**हिंदोळ्यावर**'નો ઉલ્લેખ પાછળ કર્યો છે. તેમાં એક પરિત્યક્તા સ્ત્રી મનપસંદ યુવકને પરણે છે એવું બતાવેલું છે.

હવે બીજી કેટલીક વિશેષ નવલકથાઓનું અવલોકન કરી આ પ્રકરણ પૂરું કરીશું. પ્રો. શિવરામપંત પરાંજપેની '**गोविंदाची गोष्ट**' અને '**विंध्याचल**' વર્ણનશક્તિના સાગ નમૂના છે. ભારતાચાર્ય અને ઇતિહાસકાર તરીકે પ્રસિદ્ધ થયેલા શ્રી. ચિંતામણ વિનાયક વૈદ્યની '**दुर्दैवी रंगु**'માં એક બાલવિધવાની કરુણ કહાણી છે. શ્રી. શ્રીપાદ કૃષ્ણ કોલ્હટકરની '**श्यामसुंदर**'માં અસ્પૃશ્યતા અને નિરક્ષરતાના દોષો સમર્થ રીતે બતાવ્યા છે. 'કેસરી' વાળા શ્રી. ન ચિં કેળકરની '**नवलपूरचा संस्थानिक**'માં સંસ્થાની રાજકારણની ચર્ચા કરી છે. શ્રી. તુળજાપૂરકરની '**माझे रामायण**'માં ૧૮૫૮થી માંડી ૧૯૧૯ સુધીનો મહારાષ્ટ્રનો સંપૂર્ણ ઇતિહાસ આપ્યો છે. સામ્યવાદી આગેવાન શ્રી. દેશપાંડેની '**वघनाच्या पलीकडे**'માં નાયક વેશ્યા સાથે પરણે છે. શ્રી કુળકર્ણી 'ગરીબોના કાદંબરીકાર' તરીકે પ્રસિદ્ધ છે. તેમની અગિયાર નવલકથાઓમાં શ્રમજીવી વર્ગોનાં દુઃખો, જમીનદારોની વ્યસનાધીનતા સારી રીતે ચીતરેલાં છે. નવમતવાદી રાંગણેકરની '**सीमोल्लंघन**'માં નાયિકા એક વખતે બે યુવકો સાથે પરણે છે. શ્રી. કાસમખાન મહંમદખાન દલવાઈ નામના મુસલમાન લેખકની '**दिलावर**'માં, કોંકણના હિંદુમુસલમાનોમાં ધર્મ, સંસ્કૃતિ અને રીતરિવાજોની દૃષ્ટિએ કેટલું બધું સામ્ય છે અને તેઓ એકબીજા સાથે કેવી મિત્રાચારીથી રહે છે, તેનો ચિતાર છે.

આટલા વિવેચન પરથી વાચકને મરાઠી નવલકથાના સાહિત્યની કાંઈક કલ્પના આવશે, એવી આશા છે. સમાજના નીચલા વર્ગોના પ્રશ્નોને તેમાં ઓછો અવકાશ મળે છે, તેમના જીવનનો ચિતાર તેમાં આવતો નથી એવો નવલકથાલેખકો પર એક આક્ષેપ છે. બીજો આક્ષેપ વિવિધતાના અભાવ વિષે છે. જોકે ઉપરના લખાણ પરથી કેટલુંક વૈવિધ્ય દેખાશે તોપણ પશ્ચિમના સાહિત્યની સરખામણીમાં તે ઓછું જ કહેવાય. તેનું કારણ, પશ્ચિમના સાક્ષરોને જીવન ઘડવાની તકો જેટલી મળે છે, તેટલી આપણને મળતી નથી, એ પણ કદાચ એક કારણ હોઈ શકે. રાષ્ટ્રીય મહાસભાએ આજે પંદરેક વરસ દરમિયાન જે રચનાત્મક કાર્યક્રમ ચલાવ્યો છે, તેનો પડઘો કે પ્રતિબિંબ ઉપરના સાહિત્યમાં ભાગ્યે જ દેખાય છે. હિંદુમુસલમાન ઐક્ય, અસ્પૃશ્યતાનિવારણ, ગામડાંઓની પહેલાની અને અત્યારની સ્થિતિ, તેમની આકાંક્ષાઓ, અગવડો અને મૂઝવણો અને બધાંએ તરફથી થતી કનડગતો, ખાદી અને બીજા નાના ઉદ્યોગોને લીધે તેમને મળતી ગહત, અને સૌથી વધારે સત્યાગ્રહ, તેમાં બધાંએ—સ્ત્રી, પુરુષો છોકરાએ—લીધેલો ભાગ, છોકરાંઓની વાનરસેના આવાઆવા વિષયો એટલા બધા રસમય છે કે એમા કલ્પનાશક્તિવાળા કવિઓ કે નવલકથાકારોને ખૂબ ખોરાક મળે એમ છે. મરાઠી લેખકોનું આ વસ્તુસ્થિતિ ઉપર બહુ ઓછું ધ્યાન ગયુ છે, એમ કહેવુ જોઈએ.

મરાઠી ભાષાંતરોનો પણ વિચાર અહીં જ કરી લઈએ

ભાષાંતરોમા જોઈએ તો માલૂમ પડશે કે કેટલાક બંગાલી, હિંદી અને ગુજરાતી ગ્રંથોનાં ભાષાંતરો મરાઠીમાં થયાં છે. શ્રી. બંકિમચંદ્રને મરાઠીમાં લાવવાનું કામ શ્રી. દેવ, ફાળકે, ભાંગલેએ કર્યું અને શ્રી. પ્રભાતકુમાર મુખોપાધ્યાયના નર્મવિનોદનો પરિચય શ્રી. વિઠ્ઠલ સીતારામ ગુર્જરે કરાવ્યો. તે સિવાય શ્રી. રમેશચંદ્ર દત્ત, ઉપેન્દ્રનાથ ગાંગુલી, કાલીપ્રસન્ન દાસના કેટલાક ગ્રંથોના ભાષાંતરો મરાઠીમાં થયાં છે. શ્રી. ગુર્જર સાહિત્યસમ્રાટ્ રવીન્દ્રનાથ ઠાકુરની નવલકથાઓનું ભાષાંતર કરવા લાગ્યા છે. 'પ્રાચીન સાહિત્ય'ને પ્રો. આઠવલેએ ભાષાંતરિત કર્યું છે. આ સિવાય 'મેઘનાદવધ'ના કેટલાક ભાગનું અને રવીન્દ્રનાથનાં કેટલાંક કાવ્યોનું ભાષાંતર અનુક્રમે સ્વ. માધવાનુજ અને સ્વ. દાબકરે સરસ રીતે કર્યું છે.

શ્રી. શાસ્ત્રી, શ્રી. હ. બા. અત્રે અને શ્રી. આનંદરાવ જોશીએ પ્રેમચંદની કેટલીક નવલકથા અને કથાઓનાં ભાષાંતરો કર્યા છે. 'સરસ્વતીચંદ્ર'ના બે મરાઠી ભાષાંતરો થયાં છે. તે સિવાય શ્રી કનૈયાલાલ મુનશીનાં કેટલાંક લખાણોનું પણ ભાષાંતર થયું છે.

હવે નાટ્યસાહિત્ય તપાસીશું.

## નાટક

પશ્ચિમમાં નાટ્યસાહિત્ય રંગભૂમિથી સ્વતંત્ર એટલે કે સાહિત્યના એક સ્વતંત્ર ભાગ તરીકે અસ્તિત્વ ધરાવે છે. મરાઠીમા તેમ નથી. ગુજરાતીમાં નાટ્યને સાહિત્યમાં સ્વતંત્ર સ્થાન છે. મરાઠીમાં નાટક અને રંગભૂમિનો અવિભાજ્ય સંબંધ છે. મહારાષ્ટ્રમાં નાટક મંડળીઓ પણ ઘણે ભાગે સંસ્કારી હોવાથી બન્નેનો સહકાર પરસ્પરઉપકારક થયો છે, એમ કહી શકાય. પણ રંગભૂમિની મર્યાદા સ્વીકારવાથી નાટ્યસાહિત્ય પર એક પ્રકારનો અંકુશ આવી જાય છે એ વાત કબૂલ કરવી જ પડશે.

શરૂઆતમાં પ્રસ્તાવનામાં કહેલું છે કે અર્વાચીન મરાઠી નાટ્યસાહિત્યનો પ્રારંભ શ્રી. અણ્ણાસાહેબ કિર્લોસ્કરે કર્યો છે ત્યારપછીના સમયના નાટ્યસાહિત્યના વિકાસની દૃષ્ટિએ છ ભાગ પાડી શકાય છે:

(૧) ૧૮૭૫—૧૮૮૫ શ્રી અણ્ણાસાહેબ કિર્લોસ્કરનો સમય,
(૨) ૧૮૮૫—૧૮૯૫ શ્રી. દેવલનો સમય,
(૩) ૧૮૯૫—૧૯૦૫ શ્રી શ્રી. કૃ કોલ્હટકરનો સમય
(૪) ૧૯૦૫—૧૯૧૫ શ્રી કૃ. પ્ર. ખાડીલકરનો સમય
(૫) ૧૯૧૫—૧૯૨૫ શ્રી. ગડકરીનો સમય
(૬) ૧૯૨૫—૧૯૩૫ શ્રી. વરેરકરનો સમય

ઉત્તર હિંદુસ્તાનમાં જેમ રામલીલાની પદ્ધતિ છે તેમ મહારાષ્ટ્રમાં લળીતોની પદ્ધતિ ઘણા જૂના વખતથી ચાલતી આવી છે. લળીત એટલે પૌરાણિક અલિખિત નાટક. એ પ્રકાર ગામડાંઓમાં અત્યારે પણ ઓછાવત્તા પ્રમાણમાં પ્રચલિત છે. પૌરાણિક કથાવસ્તુ સાથે તે તે સમાજમાં બનતા કેટલાક પ્રસંગો લઈ તે ભજવાય છે. દાખલા તરીકે, એકાદ દંભી સાધુડો ગામડામાં આવી ગામડિયાઓને છેતરી જાય છે, એ બનાવ સર્વત્ર સામાન્ય છે કોંકણના કેટલાક ભાગોમાં આ બનાવનું વિડંબન બહુ સારી રીતે ભજવાય છે.

આ રીતે કેળવાયેલી જનતાની નાટ્યપ્રિયતાનો લાભ ઉઠાવી શ્રી અણ્ણાસાહેબે **'शंकरदिग्विजय'**, **'शाकुंतल'** **'सौभद्र'**, આટલાં પૂર્ણ અને **'रामराज्यवियोग'** અર્ધું, એમ સાડાત્રણ નાટકો લખ્યાં. આમાં સૌથી સરસ સૌભદ્ર છે. તેમાં અર્જુન ત્રિદંડી સંન્યાસ લઈ દ્વારકા જાય છે અને શ્રીકૃષ્ણની બહેન સુભદ્રા સાથે પ્રેમમાં પડી સંન્યાસનું એક વરસ પૂરું કરી તેને પરણે છે, એવો મહાભારતનો કથાભાગ આવ્યો છે. સુભદ્રાના મોટાભાઈ બલરામદાદા અર્જુનને ઓળખી શકતા નથી અને તેને સાચો સંન્યાસી ધારી તેના ભક્ત બને છે. શ્રીકૃષ્ણ સંન્યાસીમહારાજની પોલ જાણે છે અને એક બાજુ જેમ બલરામદાદાને વારવાનો પ્રયત્ન કરી તેને વધારે જ ભ્રમમાં નાખે છે, તેમ અર્જુન-સુભદ્રા પ્રત્યે પૂરી સહાનુભૂતિ રાખી તેમને બધી છૂપી મદદ કરે છે. શ્રીકૃષ્ણની આ અદ્ભુતક્રિયા ભૂમિકા નિસર્ગસુંદર વિનોદ ઉત્પન્ન કરે છે. પ્રણયપ્રસંગ કલાની દૃષ્ટિએ સરસ ઊઠયો છે. તેમાં વળી મુખ્ય ભૂમિકાઓનો યોગ્ય વિકાસ, રસપરિપોષ, કર્ણમધુર કાનડી–હિંદી ગાગો અને સુબોધ ગાયનો—આટલા ગુણોને લીધે આજે ચાળીસ ઉપર વરસ થયાં તોપણ તે રંગભૂમિ પર લોકપ્રિય છે.

શ્રી. દેવલ પોતાને શ્રી. અણ્ણાસાહેબના શિષ્ય માનતા હતા. તેમનાં કુલ સાત નાટકો છે. તેમાંના **'शारदा'** નામના તેમના સર્વોત્કૃષ્ટ નાટકનું અવલોકન કરી આગળ જઈશું 'ફક્ત પોણોસો વરસના' એક વૃદ્ધ શ્રીમાન ગૃહસ્થ એક ગરીબ માબાપની નાની ઉંમરની શારદા સાથે તેના પિતાને પૈસા આપી પરણવાનું નક્કી કરે છે ગરીબ બિચારો પિતા પૈસાના લોભે કન્યા આપવા તૈયાર થાય છે. શારદાને તે વિવાહ પસંદ નથી હોતો. બિચારી માતાની મૂંઝવણનો પાર હોતો નથી—એક બાજુ ધણીને મનાવવાનો પ્રયત્ન અને બીજી બાજુ શારદાના કલ્યાણની ચિંતા. એવે સમયે આર્યમહિલાઓ જે માર્ગને અનુસરે છે

તેજ માર્ગનો આશરો તે લે છે—એટલે કે રડવાનો અને ઈશ્વરની માનતા માનવાનો. આખરે શારદા આત્મઘાત કરવા નદી પર જાય છે, ત્યાં એક યુવક તેને બચાવે છે, અને આટલા સાહસની બક્ષિસમા શારદા સાથે પરણે છે. ગરીબ પિતાનો હીન લોભ, માતાની અને કન્યાની અસહાય સ્થિતિ આટલાં કારણોથી કરુણરસ જામે છે અને શ્રીમંત ડોસાને પૈસાના જોર પર એક ગરીબ બાલિકાને વેચાતી લેતો જોઈને તે કરુણરસનો પ્રકર્ષ થાય છે. તેમાં વળી જ્યારે ડોસો પોતાનું ઘડપણ છુપાવવાનો પ્રયત્ન બનાવટી દાંત વાપરીને કે ગુટિકાચૂર્ણો લઈને કરવા મડે છે, તેથી વિનોદની પૂર્તિ થાય છે. આ નાટક પોતાના જમાનામા અત્યંત લોકપ્રિય થયુ હતુ, અને હજી પણ તે જમાનાના વૃદ્ધ સ્ત્રીપુરુષો કોકવાર તેનાં ગાયનો લલકારતા સંભળાય છે. આ નાટકને લીધે જરઠ–કુમારી વિવાહ ઓછા થયા, એમ નિ:શંક કહી શકાય છે. સામાજિક કલ્યાણના હેતુથી લખાયેલી કલાની દૃષ્ટિએ એક સરસ નાટ્યકૃતિ તરીકે ' શારદા'નું મરાઠી સાહિત્યમાં સ્થાન અમર છે

શ્રી. કોલ્હટકરના **'वीरतनय'** થી નાટ્યસાહિત્યનો બીજો મનુ શરૂ થાય છે. કલ્પિત અદ્ભુત કથાનક, શેકસપિયર, મોલિયર જેવા પશ્ચિમના નાટ્યલેખકોની પદ્ધતિ પર તેની રચના, વિનોદનું યોગ્ય પ્રમાણ, અને આખા નાટકમા દેખાઈ આવતી કાવ્યમયતા અને વાસ્તવ તરફ દુર્લક્ષ—આવુ નાટક આદર્શ તરીકે આગળ રાખવાની પ્રવૃત્તિ તેમના જમાનાથી શરૂ થઈ છે. તેમણે કુલ બાર નાટકો લખ્યા. ' **मूकनायक** 'માં એક પ્રણયપ્રસંગ આવ્યો છે, જેમાં નાયક અનુકૂલ સમયે મૌન સ્વીકારે છે અને આ મૌનને લીધે કથાવસ્તુનો વિકાસ થાય છે. ' **प्रेमशोधन** 'ના ઇંદિરા અને કંદનના જેવાં નાજુક સ્વભાવચિત્રો મરાઠી સાહિત્યમા બહુ ઓછા છે. પણ કલ્પનાવિકાસ અને સંયમ, રહસ્ય અને રસ, વિષય અને કથાનક, સ્વભાવ અને પ્રસગ આ વિરોધી જોડકાંનુ સુદર સમિશ્રણ ' **जन्मरहस्य** 'મા છે. શ્રી કોલ્હટકરે નાટ્યસંગીતમા ગુજરાતી અને પારસી ઢાળોનો ઉમેરો કર્યો અને વિનોદને નાટકનુ એક આવશ્યક અગ ગણી તેમા તે દાખલ કર્યો. તેઓ મરાઠી સાહિત્યના એક પ્રસિદ્ધ વિનોદી લેખક છે, એટલે આ કામ તેમણે સફળ રીતે કર્યું છે. આખરે તેમણે ' **सहधर्मचारिणी** ' કરીને વિડબનાત્મક નાટક લખ્યુ હતું તેનો નાયક એક મોટો જાગીરદાર છે અને તેને બે વહુઓથી પચીસથી વધારે અપત્યરત્નોનો લાભ થયો છે બહુપ્રજાથી ઉત્પન્ન થતા આર્થિક પ્રશ્નો તેને પજવતા નથી, એ વાત સાચી. તે બધાના નામો ધ્યાનમા રાખવા અને તેમની વ્યક્તિગત મૂઝવણોનો ઉકેલ લાવવા જતા તે પોતે જ મૂઝાય છે. એકનુ નામ લઈ તે બીજાને બોલાવે છે અને ત્રીજાને તેનું જ નામ લઈ ચોથાની તબિયત પૂછે છે ! આ અરાજકતામા તેની જ્યેષ્ઠ કન્યાનો પ્રણયપ્રસંગ જેટલો સ્વાભાવિક તેટલો જ પ્રહસનની દૃષ્ટિએ રસવર્ધક છે

આ અરસામાં લોકમાન્યના સાથી તરીકે જાણીતા અને હમણાંના મરાઠી ' **नवाकाळ** ' ના પ્રથમ તંત્રી શ્રી ખાડીલકરનુ ' **सवाई माधवरावाचा मृत्यु** ' ૧૮૯૩મા રંગભૂમિ પર આવ્યુ અને પહેલે જ નાટકે બધાંનુ ધ્યાન ખેચ્યુ. તે મરાઠીના શેકસપિયર કહેવાય છે તેમણે કુલ ચૌદ નાટકો લખ્યાં છે અને તેમના સદ્ભાગ્યે બધાને તેના જમાનામાં લોકપ્રિયતા મળી છે. વિવિધ અને વિરોધી ભૂમિકાઓનુ ચિત્રણ, કરુણ, વીર, રૌદ્રના સરસ પ્રસગો, તત્ત્વપ્રતિપાદન અને સુવ્યવસ્થિત ઘાટ, આ તેમની કલાના વિશેષ

ાકાય. તેમનાં કથાનકોની ચૂંટણી સામાજિક કરતાં ઐતિહાસિક અને ઐતિહાસિક, પૌરાણિક વધારે છે. તેથી તેમનાં નાટકોમાં નવ પૌરાણિક, ત્રણ ઐતિહાસિક અને બે જિક છે. સામાજિક નાટકો ઓછાં હોવાનું કારણ એ હશે કે લેખકને પૌરાણિક ારા સામાજિક તત્ત્વદર્શન કરાવવામાં સફળતા મળી છે. શ્રી. કિર્લોસ્કર પછી નાટક અને ાનો એવો અવિભાજ્ય સંબંધ થયો હતો કે નાટક સંગીતની મદદ વગર સફળ થાય એવી માન્યતા બંધાઈ હતી. શ્રી. ખાડીલકરે પોતાનાં ગદ્યનાટકો રંગભૂમિ પર યશસ્વી પતાવ્યાં અને ઉપરની માન્યતા તોડી પાડી.

ગદ્યનાટકોમાં '**सवाई माधवरावाचा मृत्यु**', '**भाऊबंदकी**' (ભાઈઓની લડવાડ) '**कीचकवध**' તેમનાં સારામાં સારાં નાટકો કહી શકાય. પહેલાં બેની કથાવસ્તુ ઓના ઇતિહાસમાંથી ચૂંટેલી છે અને તેને લીધે તેના વાચક કે સાંભળનારની સહાનુભૂતિ ાતથી જ લેખકના પક્ષમાં હોય છે. બન્નેમાં કરુણરસનો પરિપોષ, સ્વભાવચિત્રણ, અને વિનોદ ઉચ્ચ પ્રકારનાં છે. પાંડવો અજ્ઞાતવાસમાં હતા ત્યારે દ્રૌપદી સૈરંધ્રીના ી ત્યાં તેમની સાથે રહી હતી. તેને વિષે કીચકના મનમાં પાપી વિચાર આવ્યો અને તૃપ્તિ કરવા જતાં તે સીધો ભીમ વૃકોદરના શુભ હસ્તે સ્વર્ગમાં (નરકમાં ?) જાય છે, એ આ નાટકમાં ગૂંથેલી છે તે જમાનામાં તે અતિશય લોકપ્રિય થયું. સરકારને તેમાં ીન રાજકીય પરિસ્થિતિનું પ્રતિબિંબ દેખાયું, અને તેને પરિણામે તેને જપ્ત થવાનું મળ્યું.

કેટલાંક વરસ પછી ખાડીલકર સંગીત તરફ વળ્યા અને તેમાં તેમને 'બાલગંધર્વની કંપનીનો સારો સહકાર મળ્યો. મહારાષ્ટ્રને ગાનપ્રિય અને ગાનમુગ્ધ કરવામાં ગંધર્વનો હિસ્સો મહત્ત્વનો છે. તેમનાં સંગીતનાટકોમાં '**स्वयंवर**' નિતાંત સુંદર કથા અને '**विद्याहरण**' ઉદાત્ત કરુણ પ્રણયપ્રસંગકથા લેખકની ઉત્કૃષ્ટ કૃતિઓ છે. **यंवर**'માં શ્રીકૃષ્ણ–રુક્મિણીનો પ્રણયપ્રસંગ આવ્યો છે. તેની પ્રમાણબદ્ધતા, સંવાદ સૂચકતા અને આ બધાનો ઉત્કર્ષ ઉચ્ચ સંગીતના વાતાવરણમાં થવાથી તેના પર વતા હજુ પણ પ્રસન્ન છે, એમાં શી નવાઈ? '**विद्याहरण**'માં કચ શુક્રાચાર્ય પાસે વની મંત્ર શીખવા જાય છે, ત્યાં તેનો દેવયાની સાથે પ્રણયસંબંધ બંધાય છે, પણ પ્રેમ કરતાં કર્તવ્ય વધારે પસંદ કરે છે, તેની કથા છે. સંયત પ્રણયનો કારુણ્યમિશ્રિત સ, પાત્રોનું રમણીય ચિત્રણ અને વસ્તુની સુસંબદ્ધ રચનાને લીધે આ નાટકની અસર ંભીર થાય છે. કચનો મનોનિગ્રહ જેટલો ઉદાત્ત તેટલી જ દેવયાનીની દીન નિરાશા ાત્ર લાગે છે. ખાડીલકરનાં બધાં નાટકોમાં સર્વોત્કૃષ્ટ નાટક કયું, એમ જો કોઈ પૂછે

નાટક કંપનીએ તેમને તેનું ગુજરાતી ભાષાંતર કરવાની વિનંતિ કરી હતી. તે કામ તેમણે આનંદથી સ્વીકાર્યું હતું, પણ ભાષાંતરની અધવચમાં જ તેઓ ગુજરી ગયા. તેઓ પોતાને નાટ્યલેખનમાં શ્રી. શ્રીપાદ કૃ. કોલ્હટકરના શિષ્ય કહેવડાવતા. તેઓ જેમ નાટકકાર તેમ એક કવિ અને વિનોદી લેખક તરીકે પ્રસિદ્ધ છે. તેમણે નાટકો લખ્યાં ફક્ત પાંચ જ; પર ધ્યેયનિષ્ઠ કલા, ઉદાત્ત પાત્રોનું યશસ્વી ચિત્રણ, ઉચ્ચ પ્રતિભા, રમની ઉત્કટતા બતાવવાનું આશ્ચર્યજનક સામર્થ્ય, ભાષાપ્રભુત્વ, અને પેટ દૂખે ત્યાં સુધી હસાવનારો તેનો ઉચ્ચ વિનો —આ ગુણોને લીધે તેમણે નાટ્યસાહિત્યમાં અમરસ્થાન મેળવ્યું છે. નાટકમાં ખલપુર મૂકવાની પ્રથા તેમણે જ શરૂ કરી છે.

તેમના સર્વોત્કૃષ્ટ '**एकच प्याला**'ની સમાલોચના કરી આપણે આગળ ચાલીશ તેનું ગુજરાતી ભાષાંતર થયું છે, તે પરથી મૂળની કેટલીક કલ્પના વાચકને આવી શકે લેખક પોતે મદિરાની બદીમાં સપડાવાથી રોગજર્જરિત થયો હતો. રોગ જેમજેમ વધ ગયો તેમતેમ તેની ધ્યેયનિષ્ઠા, દારુણ નિરાશા અને જ્વલંત પશ્ચાત્તાપ પણ વધતાં ગયાં હત આ મનઃસ્થિતિમાં '**एकच प्याला**' નો જન્મ થયો છે. એક શ્રીમાન, બુદ્ધિવાન અ સુચરિત વકીલ એક નજીવા કારણસર ત્રાસી જાય છે અને '**एकच प्याला**' લે છે. બસ તે પ્યાલાનો તે સદાયનો ગુલામ થાય છે, અને તેનાં દુષ્પરિણામો જોતો હોવા છતાં મદ્યપાન છોડી શકતો નથી અને આખરે અત્યંત નિરાશામાં પોતાની સુશીલ પત્નીનું એકના એક અર્ભકનું ખૂન કરી પોતે વિષપ્રાશન કરી મરી જાય છે! નિતાન્ત ઉત્કટ આ ગડકરીનો વિશેષ કહી શકાય તેઓ જે રસનું ચિત્રણ કરતા હોય તેમાં તેઓ પૂ તન્મય થઈ જાય છે અને પોતાનું અસામાન્ય વ્યક્તિત્વ તેમાં રેડે છે. આથી કોઈ પ વાચક કે શ્રોતાને કથાવસ્તુ સાથે તદ્રૂપ થતાં વાર લાગતી નથી. આખા મરાઠી નાટ સાહિત્યમાં ગડકરીના જેવો પ્રભાવી નાટકકાર થયો જ નથી એમ કહીએ તો તે અતિશયોક્તિ નથી તેમના '**राजसंन्यास**'ના પહેલા પ્રવેશમાં નાયિકા સમુદ્રમાં ડૂબે છે અને નાયક તે બચાવે છે અને ત્યાં તેમનો પ્રણય શરૂ થાય છે, એવો પ્રસંગ છે. પ્રસંગ છે કૃત્રિમ, પ નાટકકાર તેને એવો પ્રભાવી બનાવે છે કે ઝાપટું આવી ગયા પછી જેમ બધી દિશાઓ પાણી ખળખળતું વહેવા લાગે છે તેમ તે એક પ્રવેશ પછી વાચક રસૈકાગ્ર થઈ મુગ્ધ બ જાય છે વિનોદમાં પણ આવી જ ઉત્કટતા છે. સાચું કહીએ તો મર્યાદાનું ઉલ્લંઘન કરવામાં ગડકરીને વિશેષ આનંદ આવતો.

હવે પછી શ્રી. વરેરકર રંગભૂમિ પર ઝળકવા લાગ્યા. તેમનાં નાનામોટાં વીસ ના છે. તેમની કલા પર મોલિયરની અસર દેખાય છે. વિનોદપ્રધાન અને વાસ્તવ કથાવસ્તુ, મ અને નીચલા સમાજના જીવનનું સહાનુભૂતિપૂર્ણ ચિત્રણ અને સમયપ્રમાણે બદલાતા લોકમાનસ રુચિઅરુચિ જાણવાની શક્તિ—આ શ્રી. વરેરકરના વિશેષ ગુણો છે. ૧૯૧૪માં બંગા સ્નેહલતાએ, પોતાના વિવાહના ખર્ચને લીધે માબાપનું નખ્ખોદ વળે તેના કરતાં, પોતે પોતાને હાથે બળી જવાનું પસંદ કર્યું અને તેથી આખા દેશમાં ખળભળાટ થયો હતો લાભ લઈ તે અરસામાં તેમનું '**हाच मुलाचा बाप**' નાટક બહાર પડ્યું. તેમાં વાંક ચાલનાં દુષ્પરિણામો બતાવ્યાં છે હિંદુ મિશનરી ગોસાવડી મુંબઈમાં સ્થપાઈ અને તે 

ાવરણમાં હતો ત્યારે '**संन्याशाचा संसार**'નો જન્મ થયો; અને યોગાયોગ પણ એવો સંન્યાસીની ભૂમિકા કરનારની શરીરયષ્ટિ વિવેકાનંદની જેમ ભવ્ય હોવાથી તે નાટકે લોકપ્રિયતા ાદન કરી. ગાંધીજીએ અસહકારિતા શરૂ કરી અને વકીલોને સમાજવિદ્રોહી ધંધો કરવા- ાા કહ્યા એટલે '**सत्तेचे गुलाम**'માં ખલપુરુષ વકીલ થયો. સત્યાગ્રહ પછી થોડા જ સોમાં '**तुरुंगाच्या दारांत**' અને '**स्वयंसेवक**' લખાયાં. કહેવાનો મુદ્દો આ છે કે લોકમત કઈ ાએ વહે છે તે જોઈને લેખન કરવાથી પ્રચારની દૃષ્ટિએ તેમનું સાહિત્ય ઉપયુક્ત થયું એકપ્રવેશી અંક અને નાટકની લંબાઈ ઓછી કરી લઘુ નાટકો લખવાનું એમણે જ કર્યું છે. '**नामानिराळा**' અને '**सदा बंदिवान**' આ તેમનાં લઘુ નાટકો છે. ાકી રંગભૂમિમાં અનેકવિધ સુધારા કરનાર તરીકે શ્રી. વરેરકર પ્રસિદ્ધ છે.

ઉપરના લેખકો સિવાય આ કાળના બીજા લેખકોનો થોડો વિચાર કરીએ. તેમાં ાી પહેલે સ્થાને 'કેસરી'ના સચાલક અને સવ્યસાચી લેખક શ્રી. ન. ચિં. કેળકર આવે તેમણે ૫-૬ નાટકો લખ્યાં છે. તેમાં '**कृष्णार्जुनयुद्ध**' અને '**तोतयाचें बंड**' વિશેષ ાદ્ધ છે. પહેલાની કથાવસ્તુ મહાભારતમાંથી લીધેલી છે અને તેમાં તત્ત્વ અને વિનોદનો ર મેળ દેખાય છે. બીજાનુ કથાનક ઐતિહાસિક અને ચમત્કૃતિજનક છે. પાણીપતના યુદ્ધમાં શિવરાવ ભાઉ હણાયા, એવી ખબર પૂનામાં આવી. પણ થોડા જ દિવસ પછી એક માણસ આવી પોતે સદાશિવરાવ જ છે, એમ કહેવા લાગ્યો. તેના પક્ષમાં કેટલાક ભોળવાયા, પણ ટે તેની પોલ ઉઘાડી પડી, આ અદ્ભુતરમ્ય પ્રસંગ બીજામાં આવ્યો છે. લેખકની ર્મિકતા અને વ્યવસ્થિતતાનો વિશેષ આ નાટકમાં પણ જોવા મળે છે. શ્રી. વાસુદેવરાવ ર, કવિ, ઇતિહાસસંશોધક અને નાટકકાર હતા. તેમનાં પાંચ છ નાટકો છે. ાં અદ્ભુતરમ્યતા અને ઘાટ કૌતુકકરી છે. શ્રી. વીર વામનરાવ વહાડના પ્રસિદ્ધ ાા રાષ્ટ્રીય કાર્યકર્તા અને નાટકકાર છે. તેઓ નાટકોદ્વારા દેશસેવાનું તત્ત્વ શિખવાડે તેમનુ '**राक्षसी महत्त्वाकांक्षा**' આજે પચીસ ઉપર વરસ થયાં, તોપણ લોકપ્રિય છે. માધવરાવ જોશીનાં નાટકો વિડંબનાત્મક હોય છે. ભણેલી સ્ત્રીઓ, કૉલેજનાં છોકરાં ા પ્રચલિત પ્રેમકલ્પના વગેરેનુ વિડંબન તેમનાં નાટકોમાં યશસ્વી રીતે કરેલું દેખાય છે. નાં નાટકોનો ઘાટ પણ વૈશિષ્ટ્યપૂર્ણ હોય છે. શ્રી. વરેરકરે પોતાનાં નાટકોમાં જે પ્રશ્નો ાીર રીતે છેડ્યા છે તે જ પ્રશ્નોને વિડંબનાત્મક રૂપમાં શ્રી. જોશીએ પોતાનાં નાટકોમાં ાડ્યા છે. સમાજ ઉપર ટીકા એ તેમની વિશેષતા કહી શકાય. તેમનું '**म्युनिसिपालिटी**' ાક અત્યંત પ્રસિદ્ધ છે. બૅ. સાવરકરનાં નાટકો અસ્પૃશ્યતાનિવારણ, અહિંસા અને

ચમત્કૃતિજનક ન હોય તોપણ પાત્રોનું ચિત્રણ ઉત્કૃષ્ટ હોવાથી તે બહુ લોકપ્રિય થયુ છે સામાન્ય પ્રસંગ પણ કુશળ લેખકની કલમથી કેવો આકર્ષક બને છે, તેનો 'घरा-बाहेर' સગ્રહમાં સરસ નમૂનો છે શ્રી. અત્રે જો ગભીર સામાજિક પ્રશ્નોનો વિચાર નાટકોમા કરવા લાગે તો સમાજને મનોરંજન સાથે વિચારશીલતાના પાઠો પણ મળે એમ છે. શ્રી ખાંડેકરે નાટ્યસૃષ્ટિ કરતા સિનેમાસૃષ્ટિ વધારે પસંદ કરી છે, અને તેમનુ 'छाया' બોલપટ લોકપ્રિય થયુ છે. આધુનિક સમાજજીવનમાં પ્રત્યક્ષ વ્યક્તિગત એવા કેવી જાતના સંકટો આવે છે અને તેનો ઉકેલ કેવી રીતે કરવો પડે છે, તે સુન્દર રીતે બતાવેલુ છે નવલકથામાંનો તેમનો ધ્યેયવાદ તેમની સિનેમાકૃતિમા દેખાતો નથી, એથી વાચક થોડો નિરાશ થાય છે

મરાઠી નાટ્યસાહિત્યનો આરંભ પૌરાણિક કથાનકોથી થયો અને તે જમાનાના લોકમાનસનો વિચાર કરતા તે સ્વાભાવિક લાગે છે ઐતિહાસિક કથાવસ્તુ આવવા લાગી એટલે પૌરાણિક કથાનકોમા પણ કેટલીક આધુનિકતા અને ઉપદેશ ઉમેરાયાં. જેમ ઇતિહાસના શિવાજી, સંભાજી, માધવરાવ કે નાનાસાહેબ રંગભૂમિ પર આવ્યા તેમ તુકારામ, તુલસીદાસ અને મીરાબાઈ પણ રગભૂમિ પરથી ફરી એકવાર ભક્તિમાર્ગનો ઉપદેશ આપતા ગયાં ઇતિહાસની આદરપાત્ર આ વ્યક્તિઓનાં જીવન વિષેના નાટકો થયેલાં જાણી કોમળ લાગણીવાળા વાચકને થોડો આઘાત થશે. પણ હમણાં હમણાં ગાધીજી પર પણ એક અંગ્રેજીમા નાટક લખાયેલું છે, તે જાણી તેને કદાચ થોડુ સાંત્વન મળે. હવે પછીનો કાળ ફક્ત સામાજિક નાટકોનો જ છે.

નાટકના સંગીત વિષે બે શબ્દો લખીને આ પ્રકરણ પૂરુ કરુ છુ. નાટકમાં સગીત આવવાને લીધે કેટલીક અસ્વાભાવિકતા દેખાય છે અને વસ્તુનો વિકાસ થતો અટકે છે, શ્રાવ્ય નાટકમા તો સગીતનો ઉપયોગ જ હોતો નથી અને દશ્ય નાટકમાં તેથી એકાગ્રતામાં ભગ થાય છે એવી ફરીયાદ સભળાય છે. આ દલીલમા ઘણુ વજૂદ છે, એ કબૂલ કરવુ જોઈએ પણ શિવાજીને કે હિંડનબર્ગે કર્યું છે તેમ અબ્રાહામ લિંકનને રગભૂમિ પર લાવવો, એમાજ અસ્વાભાવિકતા નથી શુ? એમા સગીતનો ઉમેરો થવાથી શુ તે અસ્વાભાવિકતા વધવાની છે? સંગીતને લીધે નાટ્યસાહિત્ય વધારે લોકપ્રિયતા સંપાદન કરે છે, ઉચ્ચ સગીતનો પ્રચાર સારી રીતે થાય છે અને સંગીતથી ઉત્પન્ન થતા વાતાવરણનો લાભ કથાવસ્તુને મળે છે. પ્રચારની દૃષ્ટિએ વિચાર કરીએ તો સંગીતથી નાટકની લોકપ્રિયતાની સાથે તેનો પ્રચાર પણ વધે છે, એમ માલૂમ પડશે અર્થાત્ તે સગીત ભાવવાહી, સુબોધ અને ટૂંકું હોવુ જોઈએ, એ વાત ધ્યાનમા રાખવાની જરૂર છે. સગીતને લીધે કથાવસ્તુનો વિકાસ કેટલો રુંધાય છે, તે 'स्वयंवर' માં દેખાશે અને પ્રચારમાં સંગીતને લીધે હરકત આવી હોય એમ 'शारदा' ના અનુભવ પરથી લાગતુ નથી. તેથી દશ્ય નાટક માટે સંગીતનો ઉપયોગ આવશ્યક ગણી શકાય. શ્રાવ્ય નાટકો માટે સગીત નિરર્થક એમ ઉપર કહ્યું જ છે

હવે કાવ્યસાહિત્યનુ નિરીક્ષણ કરીશુ

## કાવ્ય

આધુનિક કાવ્યનો વિચાર કરીએ, તે પહેલાં તેની પરંપરાનો થોડો વિચાર કરવો આવશ્યક છે. તેરમુ સૈકું જ્ઞાનેશ્વર જેવા જ્ઞાની અને દ્રષ્ટાના કાવ્યને લીધે જાણીતું છે. તેમની '**ज्ञानेश्वरी**' નામની ગીતાની કાવ્યમય ટીકાનો અભ્યાસ, તેની અધ્યાત્મની ઉચ્ચ ભૂમિકા, પ્રભાવી પ્રતિભા, માર્મિક દૃષ્ટાંત અને હૃદયસ્પર્શી ભાષાને લીધે, આજે ઘણે ઠેકાણે થાય છે. મહારાષ્ટ્રના સાહિત્યનું તે એક અમૂલ્ય ઝવેરાત કહી શકાય. આ ભક્તિ-પ્રધાન કાવ્યની પરંપરા સત્તરમા સૈકામાં તુકારામ, રામદાસ, મોરોપંત વગેરે ભક્ત-કવિઓએ આગળ ચલાવી અને તેને પરિણામે ઓગણીસમી સદીની લગભગ ઘણીખરી કવિતા ઉત્કૃષ્ટ અને પ્રામાણિક હોય તોપણ કેવળ ભક્તિપ્રધાન અને તેને લીધે એકાંગી રહી. આપણે જે કાળના કાવ્યનુ પરીક્ષણ કરવા માગીએ છીએ, તે કાળના કાવ્યસાહિત્યની સ્થિતિ ટૂંકમાં આવી હતી.

આ અરસામાં શ્રી. કેશવસુત (૧૮૬૬-૧૯૦૫)નો જન્મ થયો. તે વખતે જેમ પરરાજ્ય વિષેની ચીડ અને સ્વરાજ્ય વિષેની ઝંખના જનતામાં પેદા કરવાની જરૂર હતી, તેમ અંગ્રેજી સાહિત્ય અને સંસ્કૃતિની સારીસારી વસ્તુઓ પણ આત્મસાત્ કરવાની જરૂર હતી. આ બન્ને કામો શ્રી. કેશવસુતે સારી રીતે કર્યાં, તેથી તેમને આધુનિક કાવ્ય-સાહિત્યના જનક કહેવાય છે. '**तुतारी**', '**दोन बाजी**' અને '**एका भारतीयाचे उद्गार**' આ તેમની દેશવિષયક કવિતાના સારા નમૂના છે પહેલા કાવ્યમાં 'જૂનાને પકડી રાખશો નહિ, તે ફેંકી દઈને નવું સ્વીકારો; નિયમ માણસને માટે છે, માણસ નિયમને માટે નથી; સમતાનો ઝંડો ઊંચો રાખો'—આવો સંદેશ અત્યંત પરિણામકારક રીતે તેમણે આપ્યો છેઃ—

> **नियमन मनुजासाठीं, मानव—**
> **नसे नियमनासाठीं जाणा,**
> **प्रगतिस जर हें हानी होणा**
> **झुगारून तें देउनि, बाणा मिरवा निज ओजाचा अभिनव।**

'**दोन बाजी**' માં પહેલા બાજીરાવનું યશોગાન અને બીજા બાજીરાવની પુરુષાર્થ-હીનતાની નિંદા કરી છે ત્રીજામાં પરરાજ્યને લીધે દેશપુરુષના આખા શરીર ઉપર આવેલી અવકળાનું વર્ણન છે. કેશવસુતનાં આ કાવ્યોની વિશેષતાનો ઉત્કર્ષ આગળ શ્રી. વિનાયક કવિએ બહુ સારી રીતે કર્યો છે.

સારાં છે. નિસર્ગ સાથે સ્ત્રીએ પણ કાવ્યમાં પદાર્પણ કર્યું અને પ્રણયકાવ્યો શરૂ થયાં કેશવસુતની આ બે અભિનવ પદ્ધતિથી મરાઠી કાવ્યનો પ્રાંત વિસ્તૃત થયો. ઇહલોકનું આંગણુ તેને રમવા માટે મળવાથી તેનામાં વિવિધતા આવી અને જીવનનાં અનેક ક્ષેત્રોમાં સાહસો ખેડી તેનાં સુખદુઃખનો અનુભવ લેવાની તેનામાં લાલસા ઉત્પન્ન થઈ. પ્રણયને અંદર આવવાની પરવાનગી આપવાથી વિરહદુઃખનો જ ભાગ મોટો થયો, એ વળી જુદી વાત!

આ કવિએ સુનીતો ( sonnets ) ના જેમ ગૂઢગુંજનપર ( mystic ) કાવ્યોની શરૂઆત કરી તે અરસામાં કવિશ્રેષ્ઠ રવીન્દ્રનાથ ટાગોરને નોબલ પ્રાઈઝ મળ્યું હતું અને તેથી તેમનાં કાવ્યોનું વાચન બધેય થવા માંડ્યું હતું. જૂનાં મરાઠી કાવ્યોમાં ગૂઢગુંજન નથી, એમ નથી; પણ કાવ્યનો એક સ્વતંત્ર ભાગ તરીકે તે હવેથી શરૂ થયુ કહેવાય. '**झपूर्झा**' આ તેમની પ્રસિદ્ધ ગૂઢગુંજનપર કવિતા છે. કાવ્યદર્શન થયા પછી કવિ જે દ્વંદ્વાતીત આનંદનો અનુભવ કરે છે, તેનું એમાં વર્ણન છે.

આ સમયના બીજા સારા કવિઓમા શ્રી. શ્રીપાદ ના. મુજુમદાર, પુરુષોત્તમ વા જોશી, 'Bee', પ્રો શ્રીકૃષ્ણરાવ ચાપેકર અને સ્વ. ગોવિંદ વા કાનિટકર, એમને ગણાવી શકાય. શ્રી. મુજુમદારનાં '**शिव छत्रपति**', અને '**श्रीसुभद्रा**' આ બે મહાકાવ્યો પ્રસિદ્ધ છે. શ્રી. પુરુષોત્તમ જોશી તે અરસાના પ્રસિદ્ધ વિદ્વાન હતા. '**काव्यरत्न माला**' નામનો તેમનો કાવ્યસંગ્રહ પ્રકાશિત થયો છે. તેમનાં કેટલાંક કાવ્યોનાં અંગ્રેજી ભાષાંતર ફ્રાન્સ, અમેરિકાના પંડિતોનાં સ્તુતિપાત્ર બન્યાં હતાં પ્રો ચાપેકરના કાવ્યમાં વિદ્વત્તા અને રસમયતાનું સુંદર મિશ્રણ જોવા મળે છે.

'Bee' નાં કાવ્યોનું વિશેષ વિવેચન કરવું જોઈએ '**फुलांची ओंजळ**' (ફૂલોની અંજલિ ) અને '**कमला**' આટલાં જ તેમનાં કાવ્યો છે. પણ સરસ રચનાકૌશલ્ય, કલ્પનાવિલાસ, ભાષાપ્રભુત્વ, અભિનવ વિચાર અને પ્રતિભાને લીધે તેમની કવિતા વિશેષ પ્રસિદ્ધ થઈ છે. તેમના '**कमला**' નામના કાવ્યમાં, એક સારા કુળની એક છોકરી કૌમાર્યાવસ્થામાં જ સંભાજીની વિષયવાસનાનો ભોગ થઈ પડે છે અને તેની સાથે પરણવાની જ્યારે તે ના પાડે છે, ત્યારે બિચારી કમલા આત્મઘાત કરે છે, આવું કથાનક વર્ણવ્યું છે. આ એક જ કાવ્યથી ''Bee' મહારાષ્ટ્રમાં પ્રથમ પંક્તિના કવિ તરીકે પ્રસિદ્ધ થયા. શ્રી. કાનિટકર જેવા વિદ્વાન તેવા ચિત્રકલા અને સંગીતમાં તજ્જ્ઞ હતા. તેને લીધે તેમના કાવ્યમાં વિદ્વત્તા અને માધુર્યનો સુંદર મેળ દેખાય છે. એમનાં '**अकबर काव्य,**' '**नारायणराव पेशवे ह्यांचा मृत्यु**', '**कृष्णाकुमारी**' આ કાવ્યો સારાં છે. એમણે 'ગીતાંજલિ'નું પહેલવહેલું મરાઠી ભાષાંતર કર્યું છે.

હવે પછીના મરાઠી કાવ્યનો વિચાર કરતાં શ્રી. કેશવસુતની કવિતામાંથી ઓછીવત્તી પ્રેરણા લીધેલા કવિઓમાં શ્રી. નારાયણ વામન ટિળક ( ૧૮૬૨–૧૯૧૯ ), શ્રી. ગડકરી (૧૮૮૫–૧૯૧૯) શ્રી. વિનાયક કરંદીકર (૧૮૭૨–૧૯૦૯) અને શ્રી. ઠોંબરે અથવા બાલકવિ, એમને ગણી શકાય. એમાંથી દરેકે કેશવસુતનાં કાવ્યોમાંથી પ્રેરણા લીધી છે એ વાત સાચી. તોપણ દરેકે પોતાપોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ ખીલવીને કેટલેક અંશે ગુરુ કરતાં પણ એક

કાવ્યગુણો બતાવ્યા છે શ્રી ટિળક (એ લોકમાન્યના સબંધી નહોતા) ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કર્યો હતો, તોપણ તેઓ મરાઠી ભાષાના અભિમાની હતા અને મહારાષ્ટ્રના ખ્રિસ્તી લોકોમા મરાઠી વિષેનો પ્રેમ તેમણે ઉત્પન્ન કર્યો હતો ખ્રિસ્તી મંદિરોમા તેઓ ઉપાસના કે પ્રવચનો કે કીર્તનો મરાઠીમા કરતા અને 'હિન્દુસ્તાનના ખ્રિસ્તીઓએ ભારતીય સંસ્કૃતિની પરંપરા અપનાવવી જોઈએ,' એવુ પ્રતિપાદન કરતા તેમનુ ધર્માતર ખ્રાઈસ્ટ વિષેના શુદ્ધ પ્રેમને આભારી હતું સાત્વિક નિસર્ગપ્રેમ દેશદાઝ અને ઈશ્વરદર્શનની ઝંખના, એ તેમના વિશેષ કાવ્યગુણો ગણાવી શકાય **'खिस्तायन'**, **'वनवासी फूल'**, **'सृष्टीची भाऊबीज'** **'सुशीला'**, **'माझी भार्या'**, આ તેમના પ્રસિદ્ધ કાવ્યો છે **'खिस्तायन'**મા જીસસ ક્રાઈસ્ટ વિષેનો પોતાનો પ્રેમ વર્ણવ્યો છે કવિમા અભિજાત ધર્મનિષ્ઠા હોવાથી આ કાવ્ય ભક્તિસુંદર થયુ છે **'वनवासी फूल'** તેમનુ સર્વોત્કૃષ્ટ કાવ્ય કહી શકાય તેમા ફૂલ અને કવિમા સામ્ય અને તેમનુ રમ્ય સ્વભાવવર્ણન આવ્યુ છે કવિનો નિસર્ગપ્રેમ આમા સારી રીતે દેખાય છે એવાજ પ્રકારનુ **'सृष्टीची भाऊबीज'** (સૃષ્ટિની ભાઈબીજ) એ કાવ્ય છે જગતની બધી વસ્તુઓનો સબંધ પરસ્પરપૂરક છે અને તેના મૂળમા અતિમાનુષ યોજના છે, આવો તે કાવ્યનો ભાવાર્થ છે **'सुशीला'** અને **'माझी भार्या'**મા આદર્શ પતિપત્નીનુ ચિત્ર દેખાડ્યુ છે ટિળક પોતે ગૃહસૌખ્યની દૃષ્ટિએ સુખી હતા, તેથી આ કાવ્ય અનુભવપૂર્ણ અને વાસ્તવિક થયુ છે તેમના અભંગોની ઉત્કટતા અને પ્રસાદયુક્ત ભાષા તુકારામના અભંગો યાદ કરાવે છે વિશુદ્ધ ધર્મપ્રેમ, નિસર્ગપ્રેમ અને મધુર ભાષાને લીધે તેમનુ કાવ્ય વર્ડ્સ્વર્થ પ્રમાણે તત્ત્વગભીર દેખાય છે

પણ પોતાને કેશવસુતના **'चेला सखा'** કહેવડાવનાર શ્રી ગડકરી હતા તેમના નાટકો વિષે ઉપર લખ્યુ છે તે જ આ ગડકરી કલ્પકતા, નાદમધુર શબ્દરચના, ઉત્કટતા અને વિનોદ એ તેમની વિશિષ્ટતા કહી શકાય **पाच देवींचा पाळणा'** (પાચ દેવીઓનુ પારણુ) અને **'घुंघुरवाळा'** આ વાત્સલ્યરસના ઉત્તમ નમૂના છે ઇગ્લડનો સેંટ જોર્જ, સ્કોટલડનો સેટ એન્ડ્રુ અને આયર્લૅંડનો સેટ પેટ્રીક સંરક્ષક દેવો છે, એવી જેમ કલ્પના છે તેમ મરાઠી રાજ્યની સરક્ષક પાચ દેવતાઓ—તુળજાપૂરની તુળજાઈ, સાતારાની મગળાઈ, પ્રતાપગઢની ભવાનીઆઈ, પૂનાની પર્વતીઆઈ અને પારની વરદાઈ—હતી, એવી શિવાજીના કાળમા કલ્પના હતી આ પાચ દેવીઓ જિજાઈ પાસે માગ શિવાજીને એક હાલરડું ગવડાવે છે, આવુ વર્ણન **'पाच देवींचा पाळणा'**મા છે નિતાત વાત્સલ્યરસ અને શબ્દમાધુર્યને લીધે આ બન્ને કાવ્યો અત્યત હૃદયસ્પર્શી થયા છે 'પાળણા' અને પોવાડાની કાવ્યપદ્ધતિ મહારાષ્ટ્રના કાવ્યસાહિત્યની વિશેષતા કહી શકાય પહેલુ વૃત્ત વાત્સલ્યરસનુ અને બીજુ વીરરસનુ છે ગુજરાત મહારાષ્ટ્રને 'ગરબીઓ' અને 'રાસ' આપે તો મહારાષ્ટ્ર 'પાળણા અને પોવાડા'નો યોગ્ય બદલો આપી પોતાનુ દેવુ ચૂકવી દે, એમ છે **'राजहंस माझा निजला'**મા એક બાલવિધવાનુ એકનુ એક બાલક મરી ગયુ છે, તે સૂતુ છે, મરી ગયુ જ નથી, એવી માતાની કલ્પના થાય છે આખરે તેને સત્ય વસ્તુ સમજાય છે, આવો નિષ્ઠુર કરુણ પ્રસગ તેમા છે **'महाराष्ट्र गीत'**મા દેશપ્રેમ ઝળકે છે તેમનુ સુમધુર કાવ્ય **'मुरली'** મહારાષ્ટ્રમા ખૂબ પ્રચલિત થયુ છે તેમા માધુર્ય સાથે ગૂઢગુંજન હોવાથી ટાગોરની 'ગીતાંજલિનું' એકાદ પુષ્પ મરાઠી પહેરવેશ કરી આવ્યુ

ન હોય, એવો વાચકને ભાસ થાય છે. ' **गुलाबी कोर्हे** ' (ગુલાબી કાપડો )નો આનંદ રસિક વાચક વાંચીને જ અનુભવે, એ ઇષ્ટ છે.

શ્રી. ગડકરીનાં લખાણોમાં જેવી ઉત્કટતા દેખાય છે તેવી જ તેના જીવનમાં વ્યસનાધીનતાને લીધે આવેલી ભયંકર નિરાશા પણ હતી. તેથી તેમનાં કેટલાંક કાવ્યો વિડંબનાત્મક અને કેટલાંક નિરાશાસૂચક થયાં છે. '**एक समस्या**,' '**चिंहिणींचा कलकलाट**' ( વેવણોનો કકળાટ ) અને '**अवेळीं ओरडणाऱ्या कोकिळेस** (કવખને બોલનાર કોયલને), આ કાવ્યો તેના નમૂનારૂપે આપી શકાય ઉદ્દામ કલ્પના, નવાનવા શબ્દો તૈયાર કરીને વાપરવાની હોંશ, બેફિકર પ્રતિભા અને હૃદયને ધક્કો લગાવે એવું ભાવનાચિત્રણ—આ કાવ્યગુણોને લીધે તે કવિ તરુણ દુનિયામાં ખૂબ પ્રિય થયો છે.

શ્રી. ગડકરીના સમકાલીન શ્રી. વિનાયક હતા, પહેલાંના કોઈ પણ કવિ કરતાં શ્રી. વિનાયકનું કાવ્ય વધારે દેશભક્તિપર છે. '**महाराष्ट्रलक्ष्मी**' ' **यापुढें** ' ' **हतभागिनी** ' ' **शिवराजदर्शन** ' આ તેમનાં સારાં કાવ્યો કહી શકાય. શ્રી. ઠોંબરેએ કાવ્યરચના નાનપણથી શરૂ કરેલી અને તે બધાને એટલી બધી ગમી કે તેમને બધા ' બાલકવિ ' કહેવા લાગ્યા. તેમની સ્ફુટ કવિતા પ્રસિદ્ધ થઈ છે. નિસર્ગ સાથે તન્મય થવાની અદ્‌ભુત શક્તિ, પ્રેમમધુર ભાવના અને પ્રસાદયુક્ત ભાષા, આથી તેમનું કાવ્ય વિશિષ્ટતાપૂર્ણ થયું છે. તેને 'નિસર્ગના કવિ' કહે છે. '**अरुण**', '**संध्यारजनी**', '**निर्झरास**' ' **फुलराणी** ' આ તેમની કેટલીક સારી કવિતા છે. તેમના કાવ્યમાં માધુર્ય અને પ્રસાદ એટલાં વિપુલ છે કે તમે તેમનું ગમે તે કવન વાંચો, આ બે ગુણો તેમાં તમને દેખાશે જ. પ્રેમવિષયક કાવ્યમાં '**आनंदीआनंद**', '**तेजोर्वीणेची रागदारी**', અને દેશવિષયક કાવ્યમાં, ' **वीर मराठा**', '**जीर्णदुर्ग**' અને ' **रणघोष** ' આ કવનો ઉત્કૃષ્ટ છે.

શ્રી. ચન્દ્રશેખરનાં '**काय हो चमत्कार**' અને '**उघडें गुपित**' નામનાં ખંડકાવ્યોથી મહારાષ્ટ્રમાં જાનપદ (Rural) કાવ્યની શરૂઆત થઈ છે. તેઓ વિદ્વાન હોવાથી આ તેમનાં કાવ્યો વિશેષ હૃદ્ય થયાં છે. શ્રી. રેંદાળકર (૧૮૮૯–૧૯૨૦)નાં ' **मोहिनी** ' અને ' **बाष्पबिंदु** ' ખડકાવ્યો પ્રસિદ્ધ છે આ કવિએ મહારાષ્ટ્રમાં નિર્યમક કવિતાનો પ્રારંભ કર્યો અને પોતાની વિદ્વત્તાથી કવિતાને શ્રુતિસુભગ અને લોકપ્રિય કરી. શ્રી. તાંબેની કવિતાની વિશિષ્ટતા તેની વિવિધતા અને ગાનમાધુરીમાં છે. તેમાં કાવ્ય, સંગીત અને ચિત્રનો સરસ સંગમ થયેલો દેખાય છે. ગેય કાવ્યો લખવાની શરૂઆત તેમણે જ કરેલી. રસપ્રાચુર્ય, પ્રાસાદિક શૈલી, અને ગાનમધુરતાને લીધે આધુનિક કેટલાક કવિઓ તેમને ગુરુસ્થાને માને છે.

શ્રી. ગોવિંદ દરેકર (૧૮૯૪–૧૯૨૬)ને કાવ્યસ્ફૂર્તિ બ. સાવરકર પાસેથી મળેલી. તેમનાં કાવ્યોમાં ઝળહળતી દેશદાઝ બીજા કવિનાં કાવ્યોમાં જવલ્લે જ દેખાય છે. આ ગુણની કદર સરકારે યોગ્ય રીતે કરેલી ! મરાઠીશાહીથી મહારાષ્ટ્રમાં કેટલાક ગ્રામીણ યુવકો ઐતિહાસિક વિષયો પર કાવ્યો રચી ગામડે ગામડે ફરતા અને લોકજાગૃતિનું કામ કરતા આવ્યા છે. તેમને ' શાહીર ' કહે છે. તેમનાં કવનો ' પોવાડા ' ઢાળનાં હોય છે. આ ઢાળ તદ્દન સહેલો અને વીરરસપોષક હોય છે. આ કાવ્યપદ્ધતિ વચ્ચે લોપ પામી હતી, તે ગોવિંદે શરૂ કરી, તેથી તેમને 'પહેલા શાહીર' કહે છે શ્રી. તિવારીની માતૃભાષા હિંદી છે, પણ તેઓ મરાઠી કાવ્ય એવી સારી રીતે કરી શકે છે કે તેમનું કાવ્ય નાગપુર યુનિવર્સિટીના

એમ એ.ના અભ્યાસક્રમમાં રાખેલું છે. તેમનાં મરાઠાઓનાં સંગ્રામગીતો પ્રસિદ્ધ છે. શ્રી. અનંતતનય કેટલાંક વરસ બહુ લોકપ્રિય હતા. '**शारदादूतिका**', '**पुण्याची पर्वती**' આ ખંડ કાવ્યો અને '**तिलकविजय**' અને '**माधव**' આ તેમનાં મહાકાવ્યો પ્રસિદ્ધ છે. તેમની કવિતામાં સહજતા અને આત્મીયતા વિશેષ કરીને દેખાય છે. સૌ. લક્ષ્મીબાઈ ખેહેરે, શારદાબાઈ પરાંજપે, સૌ. મનોરમાબાઈ રાનડે, ઉમાબાઈ સહસ્રબુદ્ધે અને સૌ કુલમાળીણ વિશેષ કાવ્યગુણવાળી કવયિત્રીઓ છે.

આ સમયથી માંડીને આજે પણ જેનાં કાવ્યો લોકપ્રિયતા ભોગવે છે તે બેરિસ્ટર સાવરકરનો વિશેષ ઉલ્લેખ કરવો જોઈએ. ભરજુવાનીથી માંડીને હજુ પણ આજે ૩૦–૩૫ વરસ સરકારી પ્રતિબંધની તલવાર તેમના પર લટકે છે. જુવાનીનાં સારામાં સારાં વરસો તેમને આંદામાનના કેદખાનામાં ગાળવા પડ્યાં ત્યાં એમણે ઘણી કાવ્યરચના કરી. જેલમાં ન મળે કાગળ કે ન મળે પેનસિલ કે શાહી એટલે તેઓ કાવ્યો રચીને ભીંતો પર લખવા લાગ્યા. પણ એ યુક્તિ પણ અયશસ્વી નીવડવાથી કાવ્યો મોઢે કરી રાખવાનું તેમણે શરૂ કર્યું. આવી રીતે જેટલાં કાવ્યો સ્મરણમાં રહ્યાં તેટલાં '**रानफुलें**' નામના સંગ્રહમાં પ્રસિદ્ધ થયાં છે. હિંદુસ્તાનમાં આવ્યા પછી તેમનું '**गोमांतक**' નામનું ખંડકાવ્ય બહાર પડ્યું. આધુનિક કવિઓમાં જે એક જાતની નિરાશા, નિષ્ક્રિયતા અને માનસિક વૈકલ્ય દેખાય છે, તેનો લેશ પણ સાવરકરની કવિતામાં દેખાતો નથી. ઉચ્ચ પ્રતિભા, પાંડિત્ય અને પૌરુષ, એની સાથે સ્વાનુભવ અને સ્વદેશપ્રીતિની ઝળક આ ગુણોને લીધે તેમનું કાવ્ય વૈશિષ્ટ્યપૂર્ણ થયું છે. 'વૈનાયક' નામનું નવું વૃત્ત તેમણે દાખલ કર્યું છે

મહાયુદ્ધ પછીના કાળમાં મહારાષ્ટ્રના કવિઓએ 'રવિકિરણમંડળ'ની સ્થાપના કરી અને મંડળ તરફથી કાવ્યપ્રકાશનનું કામ શરૂ કર્યું. તેમાંના ગિરીશ, માધવ જૂલિયન અને યશવંત પ્રમુખ કવિઓ ગણી શકાય. ગિરીશનાં '**अभागी कमल**' અને '**आंबराई**' ખંડકાવ્યો પ્રસિદ્ધ છે અને તેમાં કવિની મૃદુ મનોવૃત્તિ અને ગૂઢગુંજનની પ્રીતિ દેખાઈ આવે છે. માધવ જૂલિયને ફારસી વૃત્તો અને શબ્દો મરાઠીમાં આણ્યા. યશવંત સરસ ભાવકવિ (lyrical poet) છે ઓજસ્ અને કલ્પકતા તેમનાં કાવ્યમાં ભરપૂર હોવાથી તેમની ઐતિહાસિક કવિતા જોરદાર થઈ છે. નાટકકાર અત્રેનું '**झेंडूचीं फुलें**' આ વિડંબનકાવ્ય મરાઠીમાં પહેલવહેલું છે. આ કાળના બીજા કવિઓમાં માયદેવ, કાણેકર, વા. ભા. પાઠક, બોરકર, દેશપાંડે વાંચનીય છે. કવયિત્રીઓમાં શ્રી. મનોરમાબાઈ નાવલેકર, સંજીવની મરાઠે અને સરલાબાઈ શાહીરનાં કાવ્યો સારા છે. આ કવિઓમાં શ્રી. કાણેકરનો વિશેષ વિચાર કરવો જોઈએ તેઓ નવમતવાદના આગેવાન, પ્રતિભાવાન કવિ અને લેખક છે. તેમનામાં અને બીજા આધુનિક કવિઓમાં સામ્યવાદની શિખામણ સ્પષ્ટ દેખાય છે. તેમનો '**चांदरात व इतर कविता**'નો સંગ્રહ પ્રસિદ્ધ થયો છે. તેમાં એક ઠેકાણે તેઓ કહે છે:

**नक्षत्रांचीं, फुलाफळांचीं**
**कृष्णसख्याच्या व्यभिचारांचीं**
**आणि क्षुद्रया युवयुवतींचीं**

मृप जाहलीं हीं रडगाणीं।
धनीजनांशीं झुज खेळुनि
क्षणभर ज्यांना आली ग्लानी,
त्यांना आम्ही गाऊ गाणीं,
ऐकुनि जीं चयताळुनि लढतिल
आणि स्थापितिल सत्ता अपुली।

ભાવાર્થ:—નક્ષત્રોના, ફળફૂલોના, કૃષ્ણચંદ્રના વ્યભિચારના અથવા તો ઝૂરતાં યુવક યુવતીઓના રાગડાની હદ આવી ગઈ! હવે તે બંધ કરો. મૂડીવાળાઓની સાથે લડી લડીને જેઓ લોથપોથ થયા છે તેમને માટે અમે ગાઈશું, કે જેથી તેઓ જુસ્સામાં આવી લડશે અને પોતાની સત્તા સ્થાપશે!

હવે આપણે વિનોદસાહિત્ય તરફ વળીએ.

## વિનોદસાહિત્ય

આપણા જૂના સંસ્કૃત સાહિત્યમા હાસ્યરસને સ્વતંત્ર સ્થાન મળ્યું નથી; શૃંગાર કરુણ કે એવા બીજા કોઈ રસ સાથે તે ગૌણ રસ તરીકે જ આવી શકે, એવો એક નિયમ છે. આ નિયમને અનુસરીને જૂના મરાઠી સાહિત્યમા વિનોદને બહુ ઓછું સ્થાન છે. તે સમયનું સાહિત્ય ઘણે ભાગે ધાર્મિક અને ભક્તિમાર્ગી હોવાને લીધે તેમાં વિનોદને સ્વાભાવિક રીતે જ બહુ મર્યાદિત સ્થાન હતુ એમ કહી શકાય. અને જે થોડું હતુ તે પરમાર્થ-વિમુખ થઈને સંસારાસક્ત થયેલા માણસો પર કટાક્ષ કરવા પૂરતુ જ હતુ. તેમાં તેની ફક્ત એક જ બાજુ, એટલે કે ઉપહાસ, વિડંબન કે વ્યાજોક્તિપૂર્ણ ટીકાની, હતી. સો ટકા ભક્તિમાર્ગી કવિઓ પછી મુક્તેશ્વર, વામનપંડિત કે મોરોપંત વગેરેનાં કાવ્યોમાં કેટલીક જગ્યાએ વિશુદ્ધ વિનોદ દેખાય છે.

મરાઠી સાહિત્યમા વિનોદનું પહેલુ સ્વરૂપ '**भोजराजा आणि कालिदास**' કે '**विरबल आणि बादशाह**' જેવી ચાતુર્યભરી વાર્તાઓમા છે એકાદ સચોટ જવાબ, માર્મિક કલ્પના અને પ્રત્યુત્પન્નમતિત્વ એવુ વિનોદનુ તે સમયમા સ્વરૂપ હતુ આગળ જતા '**मूर्ख चिंतामणि**' અને '**जांवयाच्या गोष्टी**' નામની ચોપડીઓ બહાર પડી અને તેમણે તેમાં અતિશયોક્તિનો ઉમેરો કર્યો પહેલી ચોપડીમા એક મૂરખ છોકરાની મૂર્ખાઈની વાતો છે એનો વિનોદ 'ભદ્રભદ્ર'ના વિનોદ જેવો છે બીજે 'જમાઈ' એ સનાતન મશ્કરીનો વિષય છે, તેના 'પરાક્રમો'નુ વર્ણન બીજી ચોપડીમા છે.

શ્રી વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરે વિનોદને શિષ્ટમાન્ય સ્વરૂપ આપ્યુ અને પોતાની નિબંધમાલામાં 'વિનોદ મહદાખ્યાયિકા'ના મથાળા નીચે મહાપુરુષોની રમૂજી વાર્તાઓ

ાપવાનું શરૂ કર્યું. ખાસ કરીને સંસ્કૃતનાં સારાંસારાં સુભાષિતો, જેમાં શબ્દનિષ્ઠ વિનોદ શ્લેષ હોય, સુંદર કલ્પના હોય, અતિશયોક્તિપૂર્ણ પ્રસંગ હોય કે હાસ્યોત્પાદક વિસંવાદિત્વ ાય, એવાં નિબંધમાલામાં બહુ આવતાં. એ બાબતમાં પોતે તંત્રીમહાશય સમર્થ ટીકાકાર હતા. સમય પણ વિનોદને માટે અનુકૂલ હતો, એમ કહી શકાય. અંગ્રેજી ભણેલા નવા વિચારો રાવતા અને સનાતનીઓની મશ્કરી ચલાવતા પણ એ બાબતમાં સનાતનીઓ પણ પાછા ડે એવા નહોતા, અને તેમાં તેમને સામાન્ય જનસમાજનું પીઠબળ મળવાથી મશ્કરી ાવામાં તેઓ વધારે ફાવી જતા. '**मोर पलपल! बी.**' (१८८९), '**अभिनव तरुणीविद्या**' (१८८३), '**स्त्रीविद्यावैचित्र्य अथवा स्त्रीशिक्षणप्रहसन**' १८८९), '**तरुणीशिक्षण नाटिका**', '**विचारसन्निपात ऊर्फ फॅशनेबल ाइफ**' '**ट्वेन्टिएथ सेन्चुरी अथवा स्त्रीप्राबल्यप्रहसन**'—આ તે વખતનાં કેટ- ાંક સરસ પ્રહસનો છે. તેમાં તે વખતના ઝગડાઓનું મનોરંજક ચિત્ર જોવા મળે છે. ાાં વિનોદ મુખ્યત્વે ઉપહાસ, વ્યાજોક્તિ અને વિડંબનના રૂપમાં પ્રકટ થયો છે. સામાજિક શ્નોમાં જેમ સનાતનીઓ અને શિક્ષિત એવા બે પક્ષો હતા તેમ રાજકીય પ્રશ્નોમાં નરમ રમ બે પક્ષો હતા. તે અરસામાં લોકમાન્ય ટિળક, ન. ચિં. કેળકર, કે પ્રો. પરાંજપેએ ાલી નરમ પક્ષની ટીકા વ્યાજોક્તિ કે વિડંબનના સારા નમૂના છે. વર્તમાનપત્રી વિનોદ- ખનમાં શ્રી. અચ્યુત બળવંત કોલ્હટકરનો વિશેષ ઉલ્લેખ કરવો જોઈએ. '**वत्सला- हिनी**' (વત્સલાભાભી) નું નામ લઈ તેમણે તત્કાલીન રાજકીય કે સામાજિક રિસ્થિતિ અને પુરુષો પર આવી વિનોદપૂર્ણ ટીકા કરી છે કે તેમના '**वत्सलावहिनींची त्रें**' મરાઠી સાહિત્યમાં ચિરસ્મરણીય થયાં છે.

આ અરસામાં વિનોદને વિશિષ્ટ સ્થાન આપવામાં શ્રી. શ્રીપાદ કૃષ્ણ કોલ્હટકર શસ્વી નીવડયા, તેથી તેમને 'આધુનિક વિનોદી લેખનપદ્ધતિના જનક' કહી શકાય. તેઓ સિદ્ધ નાટકકાર હતા તેનું વર્ણન પહેલાં આવ્યુ છે અતિશયોક્તિ અથવા વ્યાજોક્તિથી ાકાદ રૂઢિ, સંસ્થા કે વ્યક્તિનું દોષદર્શન હસતાં હસતાં કરાવવું અને તેને ઉપહાસાસ્પદ નાવવી એ તેમનાં લખાણોનો વિશેષ કહી શકાય. તેમનો '**साहित्यबत्तिशी**' નામનો ોદી લેખોનો સંગ્રહ પ્રસિદ્ધ છે. તેની થોડી વાનગી 'પ્રસ્થાન'માં ગુજરાતી ાચકને મળી છે.

પોતાની પ્રસ્તાવનામા શ્રી. કોલ્હટકર લખે છે કે, તેમણે વોલ્ટેર, સ્ટર્ન, શીલ્ડિંગ, મોલેટ, મોલિયર, રૅબેલે, પારકલ, સરવ્હેન્ટિસ, માર્ક ટ્વેન વગેરે વિનોદી લેખકોનો પરિચય ી તેમનુ અનુકરણ કરવાનો પ્રયત્ન કર્યો છે. તત્કાલીન સામાજિક દોષો પર ટીકા કરી ને ઉઘાડા પાડવામાં તેમને અપૂર્વ યશ મળ્યો છે. રૂઢ રીતરિવાજોની હાસ્યાસ્પદતા તેમણે હુ માર્મિક રીતે બતાવી છે તેમના લેખો વિદ્વત્તા, પ્રૌઢ ભાષા, અલંકારો અને કલ્પનાના ાચુર્યને લીધે ગંભીર જેવા થયા છે સામાન્ય વિનોદી લખાણમાં જે એક પ્રકારની લકાઈ, હીન રુચિ જોવામાં આવે છે, તેનો શ્રી. કોલ્હટકરના લેખોમાં લગભગ અભાવ છે. **साक्षीदार**' નામના લેખમાં તેમણે તે વર્ગ ઉપર કટાક્ષયુક્ત ટીકા કરી છે. '**गवई**'માં ાયકોમાં દેખાઈ આવતા સ્વભાવવૈચિત્ર્ય અને ગાતી વખતનો અભિનય એવી સરસ તિ વર્ણવ્યાં છે કે તેને લીધે મહારાષ્ટ્રના ગાયકોને પોતામાં સુધારો કરવાની જરૂર જણાઈ

છે. '**माझ्या भीष्मप्रतिज्ञेचा विजय**' માં જરઠ–કુમારી વિવાહ ઉપર ખૂબ સખત ટીકા છે; પણ તે ટીકા પણ એવી રીતે કરી છે કે વાચક લેખના અંત સુધી હસતો જ રહે. કહેવાય છે કે રીંછ ગલી કરીને માણસને મારી નાખે છે. એ જો સાચું હોય તો આ ગુણ કોલ્હટકરમાં પૂરતા પ્રમાણમાં હતો એમ કહી શકાય. ટીકાવિષય માણસને તે મારી નથી નાંખતો એ સાચું; પણ મૃતપ્રાય જરૂર કરી નાંખે છે. જૂની ધાર્મિક વિધિઓ, ગણેશઉત્સવ, શ્રાવણી ( જનોઈ બદલવાની ક્રિયા ), હોળી કે બાવાબાજી એવા એવ વિષય પર તેમનો વિનોદ મરાઠી સાહિત્યમાં પ્રસિદ્ધ છે. '**श्रॉप**', '**आमच्य गांवांतील पाण्याचें दुर्भिक्ष**', '**धर्मान्तर**' એ લેખોમા તેમનો કલ્પનાવિલાસ ઉત્તમ રીતે ખીલ્યો છે. '**चोरांचें संमेलन**' અને '**साहित्यपरिषदेची तयारी**' મ સંમેલનવાળાઓને મજા પડે તેમ છે. એકાદ પરિચિત સિદ્ધાન્તનો વિરોધી અપસિદ્ધા ઘડીભર સાચો માનીએ તો તેનાથી ઉત્પન્ન થતી અનુમાનપરંપરા આપણા પૂર્વ અનુભવ સાથે કેટલી વિસંગત અને હાસ્યાસ્પદ દેખાય છે, તે તેમના લેખોમાં જોવા મળશે. ? અરસામાં 'કેસરી'વાળા શ્રી. ન. ચિં. કેળકરે '**सुभाषित आणि विनोद**' નામની ચોપ લખીને તેમાં વિનોદી લેખકોને વિનોદના શાસ્ત્રીય પૃથક્કરણ અને માહિતી આપી. તે વિનોદી લેખકોને માર્ગદર્શન થયુ.

એમના પછી વિનોદી લેખકોમાં પ્રો. બેહેરે, પૂનાના એક્ચ્યુઅરી શ્રી મરાઠે અને શ્રી પટવર્ધન ગણાવી શકાય. પ્રો. બેહેરેનો '**चोथट बाण**' લેખસંગ્રહ પ્રસિદ્ધ થયો છે. શ્રી મરાઠેનો '**थालीपीठ**' નામનો લેખસંગ્રહ સારો છે. શ્રી. પટવર્ધનના '**नाट्यका तारे**' માં તત્કાલિન નાટકો, નાટકગૃહો, 'સીનરી', પાત્રોનો પહેરવેશ, અભિનય વગે પર એવી માર્મિક ટીકા કરી છે કે તે ઘણી નાટક મંડળીઓને માર્ગદર્શક થાય એમ છે

હવે પછી શ્રી. કોલ્હટકરને ગુરુસ્થાને માની તેમની પરંપરા યશસ્વી રીતે આગ ચલાવનારાઓમાં શ્રી ગડકરી મોખરે છે. તેમનાં નાટક અને કાવ્યનુ પરીક્ષણ પહેલાં આ ચૂક્યું છે. તેમના વિનોદી લેખોનો સંગ્રહ '**संपूर्ण बाळकराम**' નામે પ્રસિદ્ધ થયો અપ્રતિમ ભાષાપ્રભુત્વ સાથે કલ્પકતા, ઉપહાસ, વક્રતા અને અતિશયોક્તિ તેમના બ લેખોમાં દેખાય છે. લગ્નસંસ્થાની દયાજનક સ્થિતિ, વરપક્ષનો મિજાજ, વાંકડા પ્રાણઘાતક પ્રઘાત અને અનેક રીતરિવાજોથી વધૂપક્ષની પજવણી પર તેમણે કરેલી ટીકા પરિણામકારક થઈ છે. '**कवींचा कारखाना**'માં કવિ થવાનો પ્રયાસ કરનારાઓની ખૂબ મશ્કરી કરી છે. '**सकाळचा अभ्यास**' માં બેજણ ઉતાવળિયા વિદ્યાર્થીઓનો અભ્યાસ કેવો ચાલે છે, તેનું રમૂજી વર્ણન છે. '**मूकनायक**' માં પરિસ્થિતિનિષ્ઠ ઉત્કૃષ્ટ વિનોદ સાથે નિષ્ઠુર ઉપહાસ છે. તેમાં નાયક મૂગો, અભણ અને પુરુષાર્થહીન છે નાટકને અંતે આઠ છોકરાંઓની ભેટ દુનિયાને આપીને તે મરી જાય છે, એમ બતાવેલું છે. '**वेड्यांचें इस्पितळ**'ના વિનોદની કલ્પના વાચકને તેના નામ પરથી આવી શકે તેમ છે. ક્યાંક ઉપરોધિક ટીકા કરીને કે ક્યાંક વિરોધાભાસ બતાવીને, ક્યાંક સમર્પક અવતરણો આપી તો ક્યાંક વિનોદપૂર્ણ શબ્દો ગોઠવી શ્રી. ગડકરી વિનોદને હૃદ્ય બનાવે છે. પેટ દૂખે ત્યાં સુધી હસાવવાની અને માથું દૂખે ત્યાં સુધી મન વિદીર્ણ કરી નાખવાની અદ્દભુત શક્તિ શ્રી. ગડકરીમાં છે.

પ્રિન્સિપાલ અત્રે, કેપ્ટન લિમયે, પ્રો. ચિંતામણરાવ જોશી, કેળકર, પટવર્ધન, શામરાવ ઓક અને મોરેશ્વર સોમણ વિદ્યમાન લેખકોમાં ગણાવી શકાય. પ્રિ અત્રે પોતાને શ્રી. ગડકરીના શિષ્ય કહેવડાવે છે તેઓ પ્રસિદ્ધ કવિ, નાટકકાર, વિનોદી લેખક અને વક્તા છે. વિસ્તૃત વાચન, સૂક્ષ્મ અવલોકન, અને સર્વગામી પ્રતિભાસંચારને લીધે તેમનો વિનોદ વિશેષ સરસ હોય છે. પણ તેમની પ્રસિદ્ધિ વિડંબનપર વિનોદ માટે છે '**ब्रॅन्डीची बाटली**' '**टांगेवाला**' અને **वाङ्मयाची चायकी**'એ તેમના સારા લેખો છે. ક. લિમયેના '**विनोदी संग्रह**' અને '**जुना बाजार**' આ બે ચોપડીઓ પ્રસિદ્ધ થઈ છે સર્વસામાન્ય અને નિત્યપરિચયના વિષયમાંથી તેઓ ઉત્કૃષ્ટ વિનોદ ઉત્પન્ન કરી શકે છે। '**पाण्याच्या बादलीचा खटला**' માં પાણીની ડોલ માટે થયેલી તકરાર કોર્ટ સુધી ગયેલાનું રમજી વર્ણન છે. '**बालगंधर्वाचें वेड**' માં બાલગંધર્વના સંગીત પાછળ ચંપામહેન ગાંડાં થવાથી દુનિયામાં કેવા ઉત્પાત થયા, તેનુ વર્ણન છે બીજા '**मुंबईतील उद्योगधंदे**' જગ-**प्रसिद्ध उपाय**' '**तान्सातलावदर्शन**' વગેરે લેખો પણ વાચનીય છે.

પ્રો ચિંતામણરાવનું '**परंड्याचें गुन्हाळ**' એક સર્વોત્કૃષ્ટ વિનોદી સંગ્રહ છે. તેમનો વિનોદ સ્વાભાવિક, વિનોદપ્રિય માણસને જેમ સામાન્ય વ્યવહારમાં પણ વિનોદસ્થાનો ઘણાં મળી આવે છે, તેવો છે. '**कंपाझिटरचा सूड**', '**मुलाखत**', '**जाहिरातींसंबधीं १८३२ शब्द**', '**त्यानें लग्न कां केलें नाहीं**' અને '**ट्रामगाडया आणि काळ**'—આ લેખો તેમના વિનોદના સારા નમૂનારૂપે આપી શકાય. તેમાં એક સ્થાને આવેલુ '**भिमा आजी**' ( ભિમા દાદી ) નુ પાત્ર મરાઠી સાહિત્યમાં અમર થયું છે. '**चिमणरावांचे चऱ्हाट**' નામના તેમના બીજા સંગ્રહમાં '**कॅप्टन चिमणराव, स्काउट मास्तर**' કરીને એક લેખ છે. તેમાં બૉયસ્કાઉટની ચળવળના દોષો બતાવેલા છે. શ્રી યશવંત કેળકરનો '**विषयांतर अथवा विनोदलहरी**' શ્રી. પટવર્ધનનો '**साहित्यगुदाम**', શ્રી. શામરાવ ઓકનો '**कोंपरखळ्या**' અને શ્રી. સોમણનો '**कॉलेजविहार**' આ લેખ-સંગ્રહો ઉલ્લેખ કરવા જેવા છે.

આ સ્વતંત્ર વિનોદી લેખોની સમાલોચના થઈ. એના સિવાય નાટકમાં પણ વિનોદ ગૌણરસ તરીકે આવે છે અને ત્યાં તેનું સ્વરૂપ જુદા પ્રકારનું હોય છે. નાટકમા વિનોદનો યશસ્વી ઉપયોગ કરનારાઓમાં શ્રી. કોલ્હટકર, શ્રી ગડકરી. શ્રી ન. ચિં. કેળકર, શ્રી. જોશી (મ્યુનિસિપેલિટી નાટકવાળા) શ્રી ખાડેકર અને શ્રી. અત્રે મુખ્યત્વે ગણાવી શકાય. ખાસ કરીને શ્રી. ગડકરીનાં નાટકોમાં આવેલો વિનોદ અત્યંત ઉત્કટ અને શુદ્ધ એવો છે તેમનુ '**पुण्यप्रभाव**' આનો સારો દાખલો છે. પ્રતિભાની વ્યાખ્યા 'નવનવોન્મેષ-શાલિની' એવી સંસ્કૃત સાહિત્યમાં કરેલી છે, તેની સત્યતા ગડકરીની પ્રતિભા જોઈ આપણને અમજ્નય છે. પૂનમને દિવસે સમુદ્રમા જોસભેર ભરતી આવે અને મોટાં મોટા મોજા કિનારા પર અથડાય તેનું દર્શન શ્રી ગડકરીનો વિનોદ વાંચી થાય છે. જિજ્ઞાસુ વાચકને મૂળ નાટકો જ જોવાની ભલામણ કરીને હવે બાલસાહિત્યનો વિચાર કરીએ.

## બાલસાહિત્ય

સાહિત્યગંગાની કેટલીક ઉપનદીઓનો ઉગમ જોવા જેવો હોય છે. કાવ્ય, નવલકથા કે લઘુકથાના સાહિત્યનો આરંભ દુનિયામાંથી પરવારેલા વયોવૃદ્ધે કરેલો ઓછો જ જણાય છે, તેમ બાલસાહિત્ય કે તત્ત્વજ્ઞાનના આરંભનું માન પણ યુવક લેખકને ભાગ્યે જ મળે છે. કિંબહુના વૃદ્ધ કવિ કે વૃદ્ધ નવલકથાલેખક અથવા તરુણ બાલસાહિત્યકાર કે તરુણ તત્ત્વજ્ઞ આ બેશક આકાશપુષ્પની પેઠે અસંભવનીય વસ્તુઓના દાખલા તરીકે આપી શકાય તેમ છે!

મરાઠીમાં બાલસાહિત્યના જનક તરીકે શ્રી. વિનાયક કોંડદેવ ઓક (૧૮૪૦–૧૯૧૫) જાણીતા છે. તેમનું ભણતર પૂછો તો તે ત્રણ અંગ્રેજી ધોરણ સુધી થયું હતું, પણ તે જમાનામાં તેમને સારી નોકરી મળી હતી; અને તેમનામાં સાહિત્યપ્રીતિ હતી એટલે તેમણે ૧૮૮૧ માં '**बालबोध**' નામનું બાલમાસિક શરૂ કર્યું સામાન્ય બુદ્ધિમત્તા સાથે નિરલસતા, ચીવટ અને નિયમિતતાને લીધે તેમણે પોતાનું અધ્યયન સારી પેઠે વધાર્યું હતું. '**बालबोध**' અવ્યાહત ૩૪ વરસ સુધી ચાલ્યું અને તેમાં ઘણે ભાગે શ્રી ઓક જ લખતા. માસિકના લેખો નક્કી હતા; એટલે કે દુનિયાના કોઈ પણ મોટા માણસનું એક ચરિત્ર, એક કવિતા એક નિબંધ, એક શાસ્ત્રીય નિબંધ. બસ આટલો કાર્યક્રમ હતો. '**बालबोध**'ની જૂની ફાઈલો જોઈને એક ભાઈએ હિસાબ ગણાવ્યો છે તેમાં ૩૪ વરસમાં ૪૦૨ ચરિત્રો, ૪૦૨ કવિતા, ૪૦૨ નિબંધો, ૩૭૧ શાસ્ત્રીય નિબંધો અને બીજા પરચૂરણ ૮૫૦ લેખો આવેલા! એના સિવાય તેમણે બીજી ૫૦ નાનીમોટી ચોપડીઓ લખી. નિયમિતપણાથી માણસ શું કરી શકે છે તેનો આ માણસ સારો દાખલો છે. શ્રી. ઓકની આ સાહિત્યસેવાની ચીવટ જોઈ ૨–૨॥ વાતો લખી 'સાક્ષર' થયેલો યુવક પણ વિચાર કરવા લાગે એમ છે. શ્રી ઓકને 'મરાઠી સાહિત્યના ભીષ્માચાર્ય' કહી શકાય.

'**बालबोध**' પછી થોડા દિવસમાં શ્રી. કૃષ્ણશાસ્ત્રી અને વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરે '**शालापत्रक**' નામનું બાલમાસિક શરૂ કર્યું. આ બેઉ પિતાપુત્ર લેખકોની સાહિત્યસેવા આપણે પહેલાં જોઈ છે, તેને છાજે એવી જ તેમની બાલસાહિત્ય સેવા પણ હતી. '**शाला-पत्रक**' હજી પણ ચાલે છે

બાલસાહિત્યના પ્રવાહનું નિરીક્ષણ વિષયવાર નીચે કરેલું છેઃ

### નિયતકાલિક

શ્રી ઓક પછી બાલસાહિત્યના આચાર્ય તરીકે પ્રખ્યાતિ પામેલા શ્રી વાસુદેવ ગોવિંદ આપટે (૧૮૭૧–૧૯૩૦) નો ઉલ્લેખ પ્રથમ કરવો જોઈએ. તેમણે શ્રી. ઓકને '**बालबोध**'માં કેટલાક સુધારા કરવા સૂચવેલું. પણ કહેવાય છે કે શ્રી. ઓકસાહેબે તેમને નમ્રતાથી જણાવ્યું કે માસિકમાં બદલવા જેવું તેમને કશું લાગતું નથી અને પોતે એકલા તે ચલાવવા સમર્થ છે! આ જવાબ પછી શ્રી. આપટેનું '**आनंद**' નામનું સ્વતંત્ર માસિક ૧૯૦૬ માં શરૂ થયું, તે હજી બાલવાચકોને આનંદ આપે છે. શ્રી. આપટે ચીવટમાં અને ઉદ્યોગમાં શ્રી ઓકથી હારે એવા નહોતા. તેઓ તંત્રી ઉપરાંત નવલકથાલેખક, ટીકાકાર, કોશકાર, ચરિત્રકાર અને

બાલસાહિત્યકાર પણ હતા. મહારાષ્ટ્રમાં બંગાલીનો અભ્યાસ તેમના જેટલો બહુ થોડા લોકોનો હતો. 'दु:खांतीं सुख', 'हसनकला', 'गांधीगीता', 'हिंदुस्थानाचा मनोरंजक इतिहास', 'मुलांकरतां गोड गाणीं', 'जैनधर्म', 'बौद्धधर्म', 'रामायण-महाभारतांतील सोप्या गोष्टी', 'मराठी-बंगाली शिक्षक', 'सौन्दर्य आणि ललितकला' 'मराठी शब्दरत्नाकर', 'संपूर्ण बंकिमचंद्र' એવી ૪૮ ચોપડીઓ તેમણે લખી છે.

આવો સમર્થ પિતા મળવાથી 'आनंद' જોતજોતામાં હૃષ્ટપુષ્ટ થયું, એમાં શી નવાઈ? 'आनंद'માં વિવિધ વિષયો પર નિબંધો, વાર્તાઓ, ચિત્રો અને કોયડાઓ હોવાથી તે પશ્ચિમના કોઈ પણ બાલમાસિક જેટલા દરજ્જાનું—તેની મોંઘવારી છોડી દઈએ તો—થયું છે. કોંકણમાં માલવણથી 'बालसन्मित्र' કરીને એક પાક્ષિક ૧૯૩૪થી નીકળવા લાગ્યું હતું. તે સિવાય 'बालबोध मेवा', 'खेळगडी', 'मुलांचें मासिक' અને શ્રી. તારાબહેન મોડકની 'शिक्षणपत्रिका' પોતપોતાની રીતે સારી સેવા બજાવી રહ્યાં છે. આ સિવાય 'संजीवनी', 'प्राविण्य', 'मनोहर' વગેરે માસિકોમાં બાલવિભાગ નિયમિત આવે છે. 'सृष्टिज्ञान' કરીને એક સરસ માસિક શરૂ થયું છે. તેમાં બાલકોને સમજાય એવી રીતે ઘણી વૈજ્ઞાનિક શોધોની ચર્ચા હોય છે.

માટે રૂપકોનો ઉપયોગ કરી લખનારાઓમાં પ્રો. રાનડેની '**याद्धूचा दवाखाना**' અને પ્રો. કર્વેની '**मुंग्यांचें घारूळ**' વાર્તાઓ બહુ સરસ છે. શ્રી. મેઢેકરની '**शास्त्रीय सुरस गोष्टी**' વાંચવા જેવી છે. શ્રી. સાનેની '**श्यामची आई**' નિતાંત રમણીય છે.

બાળકોને માટે નવલકથાઓ પણ લખાઈ છે. તેમાં શ્રી. નારાયણ હરિ આપટેની '**सुखाचा मूलमंत्र**' અને '**रत्नगुंफा**', શ્રી. તળવળકરની '**साराच चमत्कार**' મુખ્ય ગણાવી શકાય. છેલ્લી નવલકથામાં લેખકે ઉપલબ્ધ શાસ્ત્રીય માહિતીનો ઉપયોગ કરી મંગળ ગ્રહ પર ગયેલા મુસાફરની કાલ્પનિક હકીકત આપી છે. '**राणा कोल्हा**' (શિયાળ રાણો)ની કથાનો વિશેષ ઉલ્લેખ કરવો જોઈએ. એ શિયાળ મૂળ ફ્રાન્સમાં કે પોલંડમાં જન્મ્યો હતો. ત્યાંથી તે જર્મની, રશિયા, ઈટલી, ઇંગ્લંડ વગેરે દેશોમાં કૂદતો કૂદતો મહારાષ્ટ્રમાં આવ્યો છે. તેનાં પરાક્રમ જોતાં તે ગુજરાતમાં પણ આવકારલાયક નીવડે, એમાં શંકા નથી.

શાળાઓમાં ભજવી શકાય એવાં નાટકોમાં શ્રી. કિરાતનું '**पन्हाळगडचा किल्लेदार**' બહુ જ બાલપ્રિય થયું. તેમાં શિવાજીના એક વફાદાર કિલ્લાવાળાની વાર્તા છે. તેની વફાદારીની પરીક્ષા કરવા શિવાજી ત્યાં રાત્રે જાય છે અને કિલ્લાનું બારણું ખોલવા કહે છે. કિલ્લાવાળો નિયમને વળગી રહી પોતાની વફાદારી સિદ્ધ કરે છે, એવી તેની કથાવસ્તુ છે. એ સિવાય શ્રી. આપટેના '**नाट्यभारत**' અને '**नाट्यरामायण**', શ્રી. પાંડુરંગ સાનેનું, '**अस्पृश्योद्धार**', શ્રી. તામ્હણકરનું '**मित्रभाव**', શ્રી. ભાગવતનું '**तेजोभंग**' વિશેષ ઉલ્લેખ કરવા જેવાં છે. શ્રી. ક્ષીરસાગરનું '**स्त्रीशिक्षणपरिषदेचो घाटाघाट**' સરસ પ્રહસન છે. પ્રિ. અત્રેનાં '**गुरुदक्षिणा**' અને '**वीरवंचना**' વિનોદ, સંગીત અને કથાવસ્તુની દૃષ્ટિએ સર્વોત્કૃષ્ટ કહી શકાય તેવાં છે.

ચરિત્રગ્રંથોમાં લગભગ બધા ઐતિહાસિક મહાપુરુષોનાં ચરિત્રો લખાયાં છે. શ્રી. જુગતરામ દવેનું ભાષાંતરિત '**गांधीजी**' બહુ વખાણાય છે. શ્રી. નિરંતરનું '**टॉलस्टॉयचें चरित्र**' બાલસાહિત્યના ચરિત્રગ્રંથનો સારો નમૂનો કહેવાય છે.

## શિશુગીતો

શિશુકાવ્યમાં અર્થ કરતાં પ્રવાહી ભાષા અને તાલબદ્ધતાની વધારે જરૂર હોય છે. આની સાથે જો તમે બાળકોના નિત્ય પરિચયની વસ્તુનો કે માણસનો કે પરિસ્થિતિનો ચિતાર આપો તો છોકરાંઓને ખૂબ મજા પડે છે. શ્રી તાંબેના કાવ્યનું સમાલોચન પહેલાં આવી ગયું છે. તેમણે ૪–૫ શિશુગીતો લખ્યાં છે, અને તે અત્યંત સરસ છે. '**आतां गडी फू दादाशीं**' માં ભાઈબહેનનો સુંદર કલહપ્રસંગ છે. '**वारा**'માં પવનને અદૃશ્ય પુરુષ કલ્પીને તેની હિલચાલ બાલદૃષ્ટિને કેવી આશ્ચર્યજનક લાગે છે, તેનું વર્ણન છે. શ્રી. દત્ત અને માધવ જૂલિયનનાં કેટલાંક શિશુકાવ્યો કલ્પના અને કલાની દૃષ્ટિએ સુંદર છે. એમાંના બીજા કવિનાં કાવ્યનો નમૂનો જોઈએ:

> डोला बाई डोला,
> हाताचा ह्या झोला
> डोला कां हो ओला?

वोळ्कें हें, खोला
गोड गोड बोला
कछा हवा नोला
नको फाला, गोला ।

આ સિવાય પ્રો. માયદેવનું 'अभिनय गीत' શ્રી પંડિતનું 'चिजेची कोर' શ્રી. લિમયેનું 'बालगीत' અને પ્રો. બેહેરેનું 'गीतसंग्रह' પ્રસિદ્ધ શિશુકાવ્યો ગણાવી શકાય. શ્રી. સુપાહણુકરના 'वासंती', શ્રી. પાટીલના 'काव्यसंग्रह' અને 'महाराष्ट्र रसवंती'માં શિશુગીતોનો સંગ્રહ કર્યો છે લોકગીતોનો સંગ્રહ શ્રી. દાતેની 'लोककथा'-મા કર્યો છે. શ્રી. વડોદરાવાળા દેશપાંડે અને એન્યુ. ઈન્સ્પેક્ટર શ્રી. વિઠ્ઠલરાવ ઘાટેએ કેટલાંક લોકગીતો પ્રસિદ્ધ કર્યા છે.

**ઔદ્યોગિક, શાસ્ત્રીય ઇત્યાદિ**

ઉદ્યોગનો છોકરાંઓને કંટાળો હોય છે, શાસ્ત્રમાં મજા નથી પડતી, એવી ફરિયાદ ઘણા શિક્ષકો કરતા સંભળાય છે. પણ જીવનનાં કેટલાંક અનુપમ તત્ત્વો સમજાવવા માટે વ્યાસભગવાને મહાભારત કે પુરાણો રચવામાં જે કલા વાપરી તે જ કલાનો ઉપયોગ શિક્ષક કરવો જોઈએ શ્રી વિનાયક ઓકનાં ૨–૩ પુસ્તકો અને શ્રી. આપટેના 'कां व कसें'ના ચાર ભાગો બાલસાહિત્યનાં પહેલવહેલાં શાસ્ત્રીય પુસ્તકો છે. શ્રી. ડોંબરેનાં 'तेजोनिधि सूर्य' અને 'हर्येतील चमत्कार' સારાં પુસ્તકો છે. પં. જવાહરલાલનું 'Letters to Indira' મરાઠીમાં ભાષાંતરિત થયુ છે, અને બહુ બાલપ્રિય થયું છે. શ્રી. સુખડણુકરનુ 'हसतां खेळतां बुद्धिविकास' અને શ્રી. નેરૂરકરનુ 'पाढयांचे खेळ' ગણિતને મનોરંજક બનાવે છે શ્રી. મોડકનાં 'भूगोलावरील साहसी प्रवासी', 'भारतीय बांधवांचे भूप्रदेश' 'भूगोलावरील कांहीं विचित्र प्राणी' અને પ્રો પટવર્ધનનાં 'आमची दिवाळी' અને 'जगांतील मौजा', પુસ્તકો ભૂગોળમાં નાપાસ થનાર વિદ્યાર્થી વાંચે તો તે પહેલે નંબરે પાસ થાય, એવાં છે, અને શ્રી. વિઠ્ઠલરાવ ઘાટેનુ 'नाना देशाचे नाना लोक' પ્રૌઢ લોકોને પણ બાલ બનાવે એવુ છે! રમતો અને વ્યાયામ વિષેનું લખાણ શ્રી. શિર્કે અને વૈદ્ય પરાંજપેએ વિશેષ કર્યું છે.

બાળકેળવણી અને બાળસાહિત્યનુ કામ ખરુ પૂછતાં સ્ત્રીઓ જ વધારે સારી રીતે કરી શકે તેમ છે. એવો યશસ્વી પ્રયત્ન કરનારાઓમાં સૌ કમલાબાઈ કિબે, સૌ ગિરિજાબાઈ કેળકર, શ્રી. કાશીબાઈ હેર્લેકર, શ્રી. લક્ષ્મીબાઈ પ્રધાન, શ્રી આનંદીબાઈ જયવત અને કુ પિરોજ આનદકર મુખ્ય ગણાવી શકાય.

હવે બાલકોને અને તેની સાથે આપણી બાલ્યપ્રિય વૃત્તિને અહીં જ રમતા મૂકીને આપણે મોટા લોકોનાં ચરિત્રો તરફ વળીએ.

## ચરિત્રસાહિત્ય

ચરિત્રસાહિત્યનો મૂળપુરુષ જોવા જઈએ તો તે શ્રી. ભાસ્કર હરિ નામના વિદ્વાને ૧૮૫૮માં લખેલા રાજા રામમોહનરાયના ચરિત્રમાં મળી આવશે ત્યારપછીના ૧૯૦૦ સુધીના ચરિત્ર-

લેખકોમાં શ્રી. વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર અને શ્રી. વિનાયક કોંડદેવ ઓક, આ બે મુખ્ય છે. શ્રી. વિષ્ણુશાસ્ત્રીએ નિબંધમાલામાં 'जॉनसन'નું એક નાનું ચરિત્ર અને પાંચ મુખ્ય સંસ્કૃત કવિઓના ચરિત્ર સાથે તેમના કાવ્યનું પરીક્ષણ કર્યું હતું. તે પરીક્ષણ આજે 'संस्कृत कविपंचक' નામે પ્રસિદ્ધ થયું છે. ડૉ. જૉનસનના ચરિત્ર માટેની વિપુલ સામગ્રી તે વખતે ઉપલબ્ધ હતી; તેમાં વળી ચરિત્રનાયકની શક્તિસંપન્ન સાહિત્યસેવા વિષે શ્રી વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરના મનમા ખૂબ આદર હતો. તેથી આ ચરિત્ર સર્વોત્કૃષ્ટ થયુ છે. નિબંધમાલાના કેટલાક અભ્યાસીઓ તો આ ચરિત્રને માલાનું સર્વોત્તમ લખાણ માને છે. પણ આ લેખોમાં બહુ વિસ્તાર કર્યા વગર અને સંયમ અને તરતમભાવ યોગ્ય રીતે વાપરીને લેખકે જૉનસનના ગુણસ્વભાવની વિશેષતા યશસ્વી રીતે બતાવી છે, એને વિષે બે મત નથી. ઉત્તમ ચરિત્રલેખનનો નમૂનો છે 'संस्कृत कविपंचक'માં કવિચરિત્રલેખનની નવી પદ્ધતિ છે. આ બેઉ લખાણો આગળના ચરિત્રલેખકોને દિશાસૂચક થયાં છે.

શ્રી. વિનાયક કોં. ઓકની સાહિત્યસેવા વિષે ઉપર થોડું લખ્યુ જ છે. તેમણે કુલ ૪૦૨ નાનાંમોટાં ચરિત્રો લખ્યાં હતાં, એમ અમે કહીએ તો કેટલાક વાચકોને એવું લાગવાનો સંભવ છે કે પછી તો ચરિત્રવિષય થઈ શકે એવા બીજા મહાપુરુષો દુનિયામાં રહ્યા જ હોય! પણ 'જ્યા સુધી વસુંધરા બહુરત્ના છે', ત્યાંસુધી દુનિયા પર આવી આફત આવવાનો બહુ ઓછો સંભવ જણાય છે. 'सिकंदर बादशाह', 'पीटर दी ग्रेट', 'ड्यूक ऑफ वेलिंग्टन', 'वॉशिंग्टन', 'फ्रांकलिन', 'लॉर्ड क्लाईव्ह', 'आलफ्रेड द ग्रेट', 'सर टॉमस मनरो', 'वॉरन हेस्टिंग्स', 'अब्राहाम लिंकन', 'ग्लॅडस्टन', 'सॅम्युअल जॉनसन', એવાં એવાં તેમણે લખેલાં ચરિત્રો હતાં.

વિષયબોધ સુલભ કરવા માટે ચરિત્રલેખના ત્રણ ભાગ પાડી શકાય છે:

(૧) ૧૮૯૪ થી ૧૯૦૮ સુધીનો.
(૨) ૧૯૦૯ થી ૧૯૨૨ સુધીનો
(૩) ૧૯૨૩ થી ૧૯૩૫ સુધીનો.

મહારાષ્ટ્રના ઇતિહાસમા ૧૮૯૦થી ૧૯૦૮ સુધીનો સમય અત્યત ઉજ્જ્વલ છે. અંગ્રેજી ભણીને 'માબાપ' અંગ્રેજી સરકારની સેવામા તનમન નિચોવતી અને ધન મેળવતી નિસ્તેજ પેઢીનો ધિક્કાર કરતી 'નિબધમાલા' થોડા વખત પહેલાં જ અસ્ત પામી હતી. કંઈક અંશે સ્વયંસ્ફૂર્તિથી અને કંઈક અંશે નિબંધમાલાથી પ્રેરણા લઈ કેટલાક નવા શિક્ષિત તરુણો ઉત્સાહ અને ઉમગથી દેશસેવા કરવા લાગ્યા હતા અને આખો મહારાષ્ટ્ર પ્રિ. આગરકર કે ટિળક, પ્રો. જિન્સીવાલે કે પ્રો. પરાંજપે, પ્રો. વિજાપૂરકર કે ગર્જ્વાડે; હરિભાઉ આપટે કે પાગારકર, કેળકર કે ખાડીલકર કે સાવરકરનાં ભાષણ અને લખાણમાંથી સ્વ ધર્મ-દેશ-ભાષાભિમાનના પાઠ શીખતો હતો. એવા અનુકૂલ વાતાવરણમાં ૧૮૯૪મા પ્રો. વિજાપૂરકરે 'ग्रंथमाला' શરૂ કરી. તેનો ઉદ્દેશ જનતાને પ્રાણપ્રદ સાહિત્ય—પછી તે પશ્ચિમના સાહિત્યમાથી હોય તોપણ—આપવાનો હતો. આ માલામાં ઘણી સારી સારી ચોપડીઓ પ્રસિદ્ધ થઈ છે. પણ ચરિત્રકથનની દૃષ્ટિએ શ્રી દત્તાત્રેય બ. પારસનીસના 'झांशीची महाराणी लक्ष्मीबाई'ના ચરિત્રનુ અવલોકન કરી આપણે વીસમા સૈકામાં પ્રવેશ

કરીશું શ્રી. પારસનીસે તે વખતની બધી ઉપલબ્ધ માહિતી ભેગી કરી આ ઇતિહાસ લખ્યો છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિનો નિષ્ફલ પ્રયત્ન, સ્વાતંત્ર્યવીરોનું આશ્ચર્યજનક, શૂરાતન અને જાણે પ્રત્યક્ષ સ્વાતંત્ર્યદેવતા જ જેવી લાગતી લક્ષ્મીબાઈનો નિષ્ઠુર કરુણ અંત —આને લીધે આ ચરિત્ર બહુ લોકપ્રિય થયું હતું. શ્રી પારસનીસે '**बायजाबाई शिंदे**' અને '**परशुराम त्रिंबक**' આ બીજાં બે ઐતિહાસિક ચરિત્રો લખ્યાં છે.

વીસમી સદીમા પેસતાં જ શ્રી ન ચિં. કેળકરનો '**गॅरिबाल्डी**' આપણને દર્શન દે છે 'વીસમી સદી દુનિયાની ક્રાંતિની, યુદ્ધની અને રક્તપાતની સદી છે', એમજ જાણે તે કહેતો હોય, એમ આપણને લાગે છે. પૂરતી માહિતી, વ્યવસ્થિત રચના અને સરસ ભાષાને લીધે તે ચરિત્ર નમૂનારૂપ થયું છે. એની સાથે ઐતિહાસિક ચરિત્રોમાં શ્રી દિનકર સ વર્દેનું '**ऐतिहासिक स्त्रिया**', શ્રી. નરહર ગંગાધ્યક્ષનું '**वक्षीबहाद्दर जिवबादादा केरकर**', શ્રી. ચિ. ગં. ગોગટેનું '**नानासाहेब पेशवे**', શ્રી. ભિકાજી અ. પ્રધાનનું '**महाराणा रणजितसिंग**', શ્રી. નારાયણ ગ. આગાશેનું '**डॅनिअल ओकोनेल**' અને પ્રો. નારાયણ ગ. ચાંપેકરનું '**एडमंड बर्क**' આટલા સારા ચરિત્રગ્રંથો પ્રસિદ્ધ થયા છે. પ્રો. શિવરામપંત પરાંજપે '**काळ**' નામનું નિયતકાલિક ચલાવતા હતા, અને પોતાના તેજાબી લખાણથી મહારાષ્ટ્રીય તરુણોને પ્રક્ષુબ્ધ કરી મૂકતા હતા. તેમાં આયરીશ અને બીજા યુરોપના દેશસેવકોનાં ચરિત્ર આવતા. બે સાવરકરના '**मॅझिनी**' એ ૧૯૦૭મા આખા મહારાષ્ટ્રને ખૂબ હચમચાવી નાખ્યો બે. સાવરકરનો રાજગુરુ મૅઝિની છે અને તેનો સંદેશો લેખક બહુ જ અસરકારક રીતે વાચકવર્ગને આપ્યો છે. વાચકવર્ગ સાથે સરકાર પણ તેની અસરતળે આવેલી અને પરિણામે થોડા જ વખતમાં તે જપ્તસાહિત્યમાં જમા થયું હતું. એ જ અરસામાં બીજું પણ એક પુસ્તક સરકારજમા થયું અને તે શ્રી. શંકર ગજાનન પુરોહિતનું '**टिळकांचा जयजयकार**'. તેમાં લોકમાન્યનું ચરિત્ર આપેલું હતું. આ વાત ૧૯૦૮ના આસપાસની આ અરસામાં શ્રી. લક્ષ્મણ રા. પાંગારકર અને શ્રી. સીતારામ કે. દામલેનાં લોકમાન્યનાં બે ચરિત્રો પ્રસિદ્ધ થયાં

સાહિત્યવિષયક ચરિત્રોમાં શ્રી. લક્ષ્મણ રા. પાંગારકરનું '**मोरोपंत व त्यांचें काव्यविवेचन**' મોખરે આવે છે શ્રી પાંગારકર જૂના મરાઠી કાવ્યના સમર્થ અભ્યાસી છે. તેમણે લખેલાં બીજાં ચરિત્રોનો ઉલ્લેખ આગળ આવશે. પણ અધ્યયન, ભાષાપ્રભુત્વ અને દેશપ્રેમ આ લેખકના ત્રણ આવશ્યક ગુણોને લીધે, જે મહારાષ્ટ્રીય લેખકો આખા દેશમાં પણ આદરણીય થાય એવા છે, એમા શ્રી પાંગારકર પ્રથમ પંક્તિમાં આવે છે શ્રી. શંકરરાવ મુજુમદાર અને શ્રી. અનંત બર્વેએ મળીને '**श्री. अण्णासाहेब किर्लोस्कर**' અને '**भाऊराव कोल्हटकर**' નામના પ્રસિદ્ધ નટનું ચરિત્ર, એવાં બે ચરિત્રો લખ્યાં. આ જ અરસામાં શ્રી કાશીબાઈ કાનિટકરનું '**डॉ. आनंदीबाई जोशी ह्यांचें चरित्र**' પ્રસિદ્ધ થયું સુબોધ ભાષા, આત્મીયતા અને સ્ત્રીજનસુલભ એવી આદરયુક્ત ભાવના—આ ગુણોને લીધે તે ચરિત્ર વિદ્વાનોમાં પણ સન્માન્ય થયું છે

બીજી સ્ત્રીલેખિકાઓની કૃતિઓનો પણ અહીં જ વિચાર કરી લઈએ. શ્રી. સૌ. અવંતિકાબાઈ ગોખલેએ ૧૯૧૯માં ગાંધીજીનું ચરિત્ર લખ્યું લેખિકા મહારાષ્ટ્રના ચૌથી

પહેલા ગાંધીજીના અનુયાયીઓમાંનાં એક છે, એ વાત ઘણા ઓછા વાચકો જાણતા હશે. પુસ્તકની પ્રસ્તાવના લોકમાન્યે લખી છે. તેમાં ગાંધીજી વિષેના તેમના આદરના ઉદ્‌ગારો જાણવા જેવા છે. તેઓ લખે છે, " .........સૌ. અવંતિકાબાઈ કહે છે તેમ મહાત્મા ગાંધીનું ચરિત્ર હજી વધે છે......તેમણે સ્વીકારેલો નિઃશસ્ત્ર પ્રતિકારનો, પ્રતિપક્ષીને અગવડમાં નાખનારો અથવા તેમની ભાષામાં કહીએ તો સત્યાગ્રહનો માર્ગ તેમને એવા પ્રકારની અગવડમાં સૂઝેલો હતો અને તેનો અવલંબ તેમણે અનેક સંકટો વેઠી કર્યો છે. તેથી તે હવે શાસ્રપૂત થયો છે......તેથી મહાત્મા ગાંધીનું આ ચરિત્ર આવી વ્યાપક દૃષ્ટિ રાખીને બધાએ વાંચવુ એવી અમે ભલામણ કરીએ છીએ."

શ્રી. કાશીબાઈના ચરિત્રમાં જે કલાગુણો છે, તે જ કલાગુણો વધારે પ્રમાણમાં આ પુસ્તકમાં દેખાય છે તેથી મરાઠીમા ગાંધીજીનાં બીજાં ચરિત્રો લખાયાં છે છતાં આ ચરિત્રનો રસ કંઈ ન્યારો જ છે શ્રી. રમાબાઈ રાનડેએ '**आमच्या आयुष्यांतील कांहीं आठवणी**' કરીને શ્રી મહાદેવ ગોવિંદ રાનડેનું ચરિત્ર લખ્યુ છે પતિ વિષેનો નિતાંત આદર અને ઓધવતી ભાષાને લઈને આ ચરિત્ર સાહિત્યમાં અમર થયુ છે. વર્ણ્યવિષય સાથેની તન્મયતા એ જે 'એમ'ના 'Gospel of Shri Ramakrishna' નામના ગ્રંથની વિશેષતા અથવા મોટો દાખલો લઉં તો તુલસીદાસના રામાયણમાં પાનેપાને ટપકતી જે રામભક્તિ તેના જેવો જ ભાવ શ્રી. રમાબાઈની ચોપડીમાં દેખાય છે. કવિ શ્રી. નારાયણ ટિળકનાં પત્ની શ્રી. લક્ષ્મીબાઈ ટિળકનાં '**स्मृतिचित्रें**' પણ એટલાં જ રમણીય છે. શ્રી પાર્વતીબાઈ આઠવલેના આત્મચરિત્રનું ગુજરાતી ભાષાંતર 'મારી કહાણી' નામે થયું છે કહેવાનો મુદ્દો એ છે કે મરાઠી સાહિત્યની પાંચેય ચરિત્રલેખિકાઓની કૃતિઓ સાહિત્યમાં અમર સ્થાન ભોગવે છે. પહેલા ભાગને અંતે એટલે કે ૧૯૦૮માં લોકમાન્ય સરકારી પરોણા તરીકે છ વરસ માટે મંડાલે જવાના થયા અને આખા મહારાષ્ટ્રનું અને કેટલે અંશે આખા દેશનું પણ સાર્વજનિક જીવન થોડુ સ્થગિત થયુ.

અર્થાત્ બીજા વિભાગની શરૂઆત લોકમાન્યનાં ચરિત્રોથી થવી સ્વાભાવિક હતું તેમાં શ્રી. પાંગારકરનું '**लो. टिळक**' શ્રી. સીતારામ કે. દામલેનું '**लोकमान्य टिळकांचें चरित्र**', શ્રી. આપ્પાજી વિ. કુળકર્ણીનું '**टिळकांचीं गेलीं आठ वर्षे**' આ ત્રણ ચરિત્રો મોખરે આવે છે ત્રણેય પોતપોતાની રીતે સારાં છે પણ તેમાં શ્રી. આપ્પાજી કુળકર્ણી પોતે લોકમાન્યના જૂના મિત્ર હોવાથી તેમનું ચરિત્ર વિશેષ હૃદ્ય થયું છે.

૧૯૦૯થી ૧૯૨૨ ના સમયમાં ચરિત્રલેખનમાં વિવિધતા આવેલી જણાય છે. શ્રી વિશ્વનાથ દેવનું '**अहिल्याबाईचें चरित्र**' ઉપલબ્ધ માહિતીનો ઉપયોગ કરી સરસ રીતે લખાયેલુ છે. શ્રી. કૃષ્ણરાવ અ. કેળુસકરનું '**शिवाजी**' એક ઉત્તમ ચરિત્રનો નમૂનો છે. શ્રી. વાસુદેવ દા. મુંડલે મરાઠીમાં એક સમર્થ ચરિત્રકાર તરીકે પ્રસિદ્ધ છે. તેમનાં એક પછી એક એવાં '**काव्हूर उर्फ इटलीचा रामदास**,' '**प्रिन्स बिस्मार्क**,' '**मॅडम रोलंड**' '**टॉमस पेन**' અને '**नेपोलियन बोनापार्ट उर्फ आसुरी महत्त्वाकांक्षा**' પ્રસિદ્ધ થયાં, દરેકમાં લેખકનો ઊંડો અભ્યાસ સ્પષ્ટ તરી આવે છે. શ્રી. કૃષ્ણાજી બ. ગોડબોલેનાં '**मॅं स्टुअर्ट एलफिन्स्टन**' અને '**टुल्ले**' આ જ અરસામાં છપાયાં. શ્રી. નાગેશ ગુણાજી 'Up from Slavery' અને 'My Larger education' નાં ભાષાંતરો '**आत्मोद्धा**

અને 'व्यापक शिक्षण' પ્રસિદ્ધ થયાં, અને નીગ્રો જેવી પછાત કોમ પણ આત્મોદ્ધાર કરી શકે તો પછી હિંદીઓ વિષે તો પૂછવું જ શું, એવો વિચાર વાચકના મનમાં આવવા લાગ્યો. શ્રી. શંકર દિ. કરંદીકરના 'निर्यासितेर आत्मकहानी' ના મરાઠી ભાષાંતરથી રાજકીય જીવન સ્વીકારવું એટલે કે દુઃખો સાથે મદાને માટે મૈત્રી કરવી, એ તત્ત્વ બધાને સમજાવા લાગ્યું. શ્રી. લક્ષ્મણ ના. જોશીના 'महाराणा प्रतापसिंह'ની પ્રસિદ્ધિથી રજપૂત ઇતિહાસનાં પાનાં મરાઠી વાચકને માટે ખુલ્લાં થયાં. શ્રી. ન. ચિં. કેળકરના 'आयर्लंन्डचा इतिहास'થી ઘણાની નજર તે નાના પણ તેજસ્વી દેશ તરફ વળી અને તેઓ ઇતિહાસમાં આપેલાં દેશસેવકોનું જીવન અભ્યાસવા લાગ્યા. આગળ જતાં આ ચોપડીનાં ચરિત્રો સ્વતંત્ર રૂપમાં બીજા નવા કૉલિન્સ, ગ્રિફિથ, ડી વ્હેલેરા અને રેડમંડનાં ચરિત્રો સાથે છપાયાં. ચરિત્રગ્રંથોમાં આ એક અમૂલ્ય વધારો હતો. શ્રી. રા. ગો. ભિડેનું 'लेनिन' અને શ્રી. લ. ના. જોશીનું 'रासपुटीनचें चरित्र', આ બે ચોપડીઓએ નવું દેશદર્શન કરાવ્યું. શ્રી. પ્રભાકર શ્રી. ભિસેએ 'कैसरची प्रभावळ', 'जर्मनीचें पाताळ यंत्र' ૬૦૦ પાનાંવાળું 'प्रिन्स बिस्मार्क' અને ૧૦૦૦ પાનાંવાળું 'टॉल्स्टॉय' લખીને એકસામટાં જર્મની અને રશિયાનાં દર્શન કરાવ્યાં.

આ ગાળામાં સાહિત્ય અને શાસ્ત્રવિષયક ચરિત્રોનો પણ ઉમેરો થયેલો દેખાય છે. શ્રી. નારાયણ લ. ફડકેનાં 'हर्बर्ट स्पेन्सरचें चरित्र' અને તેના ગ્રંથોનાં ભાષાંતરો આ જ અરસામાં પ્રસિદ્ધ થયાં આ ચરિત્રથી મરાઠી સાહિત્યમાં સમાજશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન ઉપરના નવા નવા વિચારો સામાન્ય માણસને માટે સુગમ થયા. શ્રી. લક્ષ્મણ રા. પાંગારકરનાં 'ज्ञानेश्वर', 'एकनाथ', 'मुक्तेश्वर' અને 'तुकाराम' પ્રસિદ્ધ થયાં. યુક્ત પ્રાંતમાં જેવો તુલસીદાસના રામાયણનો પ્રચાર સર્વત્ર છે, તેમ મહારાષ્ટ્રમાં ઉપરના ભક્તસંતોનાં કાવ્યો ખેડૂતના ઘર સુધી પહોંચ્યાં છે. અષાઢ અને કારતક અગિયારસને દિવસે હજારો, ના, લાખો ખેડૂતો પંઢરપૂર, આળંદી કે દેહૂમાં ભેગા થાય, ૧–૨ દિવસ રહી તુકારામ, નામદેવના અભંગો ગાઈને 'पंढरीच्या विठोबाच्या' ભક્તિમાં લીન અને તલ્લીન થાય, અને આનું આધ્યાત્મિક આનંદનું ભાતું સાથે લઈને છૂટા પડે— આ પ્રથા આજે ૨૫૦–૩૦૦ વરસોથી ચાલતો આવ્યો છે. પણ આ વાત થઈ અભણ લોકોની. ભણેલાઓની ચિકિત્સક આંખોને આ બધું ઘેલાપણું લાગતું. આવી ભક્તિમાં એકાંગીપણું છે, ઇહલોકવિમુખતા છે, એમ તેઓ કહેતા. આવા સાશંકોને સચોટ જવાબ આપવામાં શ્રી. પાંગારકર યશસ્વી નીવડ્યા છે. તેમના ગ્રંથોમાં જેમ બુદ્ધિની તરલતા અને વિદ્વત્તાની વિપુલતા હોય છે તેમ હૃદયની તન્મયતા પૂરેપૂરી હોય છે. આજે નવયુવકોમાં પણ સંતકાવ્યોનો અભ્યાસ સારા પ્રમાણમાં દેખાય છે, તેનું કારણ શ્રી. પાંગારકર કે એમના જેવા બીજા સંતકાવ્યના અભ્યાસીઓની સાહિત્યસેવા છે, એમ કહીએ તો વાંધો નથી.

શ્રી. નાગેશ ગુણાજીનું 'श्रीरामकृष्ण', અને શ્રી. નરહર રા. પરાંજપેનું 'श्रीरामकृष्ण चरित्र' આ જ અરસામાં બહાર પડ્યા. મુંબઈના કર્નાટક પ્રેસ તરફથી વિવેકાનંદના લેખો અને ભાષણોનાં સુંદર ભાષાંતરો બહાર પડતાં હતાં 'श्रीरामकृष्ण' પછી શ્રી. ગુણાજીએ સ્વામી રામતીર્થનાં લેખો અને ભાષણોનાં ભાષાંતરો ચરિત્રો સાથે મરાઠીમાં આપ્યાં. આનું વ્યવસ્થિત અને સંપૂર્ણ કામ શ્રી ફડકે, બર્વે અને મંડલિકના હસ્તે થયેલું.

તે જમાનામાં વિવેકાનંદ અને રામતીર્થે હિંદુધર્મનું આધુનિક અને ભણેલાઓને આકર્ષે એવું સ્વરૂપ બતાવ્યું અને તેથી તેમના ગ્રંથો ખૂબ વંચાયા. ઉપરના ભક્તિમાર્ગમાં જે એક પ્રકારનું જૂનાપણું દેખાતું તેનો લેશ પણ આ બે સુશિક્ષિત સંન્યાસીઓના તેજસ્વી ઉદ્‌ગારોમાં મળતો નહોતો. તેમનો બોલ સીધો બુદ્ધિને અનુલક્ષીને જ હતો. એથી તેમની તરુણ દુનિયા પર સ્વાભાવિક રીતે ઊંડી અસર થઈ.

બીજાં ચરિત્રોમાં શ્રી. વાસુદેવ બ. પટવર્ધનનું '**गोपाळ कृष्ण गोखले ह्यांचे चरित्र**' અને શ્રી. આંબેકરનું '**हरिभाऊ आपटे**' આ બે ચરિત્રગ્રંથો મુખ્ય ગણાવી શકાય.

ત્રીજા વિભાગની શરૂઆત શ્રી. ન. ચિં. કેળકરે '**लो. टिळकांचे चरित्र**'થી કરેલી. તેના ત્રણ ભાગ અને પાનાં કુલ ૧૯૪૪ છે. '**सतां सद्भिः सङ्ग: कथमपि हि पुण्येन भवति**' એમ જ આ ચરિત્ર વિષે કહી શકાય. લોકમાન્ય જેવા દુર્દાન્ત કર્મયોગી અને શ્રી. કેળકર જેવા નિગ્રહમ ચરિત્રકાર—આ જોડ—આજના આપણા પૂજ્ય પ્રમુખ અને તેમના મંત્રી બાદ કરીએ તો—આખા દેશમા અદ્વિતીય છે. આ ચરિત્ર ગ્રંથમાં કેટલીક જગ્યાએ અપ્રસ્તુત વિસ્તાર અને લોકમાન્યના અંતરંગ કરતાં તેમની બાહ્ય પ્રવૃત્તિઓને જ વધારે મહત્ત્વ આપવાનો પ્રયત્ન, વગેરે દોષો છતાં પ્રાસાદિક અને મનોહર ભાષાશૈલી, ગૂંચળીવાળા પ્રસંગો પણ સુસંગત અને સુગમ કરી બતાવવાની શક્તિ, વ્યક્તિ કે ઘટના વિષે માર્મિક અભિપ્રાય આપવાની ખૂબી, પ્રાંજલપણું, સમતોલપણું અને એની સાથે પ્રતિપક્ષીઓના ગુણ મુક્તકંઠે વખાણવા જેટલી ઉદાર બુદ્ધિ આવા ગુણોને લીધે આ ચરિત્ર મરાઠી સાહિત્યમાં પ્રસિદ્ધ છે.

ચરિત્રલેખનની દૃષ્ટિએ હવે પછીનો સમય બહુપ્રસૂ નીવડ્યો. ઐતિહાસિક ચરિત્રોમાં શ્રી જદુનાથ સરકારના '**श्री. शिवाजी**'નું શ્રી. વિનાયક સ. વાકસકરે કરેલું ભાષાંતર, શ્રી. વાસુદેવ દા. મુંડલેનું '**चिल्यिम दी सायलेंट**'નું ચરિત્ર, શ્રી. ગોવિંદ સ. સરદેસાઈનું '**नानासाहेब पेशवे**', શ્રી. દુ. આ. તિવારીનું '**रजपुत वीरांगना**', શ્રી વિનાયક લ. ભાવેનું '**चक्रवर्ती नेपोलियन**', શ્રી. દ. વિ. તામ્હણકરનું '**मुसोलिनी व त्याचा फॅसिस्ट संप्रदाय**', શ્રી. ધું. ત્રિ. ગદ્રેનું '**प्रे. विल्सन**', શ્રી. ભુસ્કુટેનું '**कार्ल मार्क्स**', શ્રી નેનેનું '**हिटलर**', આટલાં મુખ્ય ગણાવી શકાય તેમ છે. પ્રો. ફડકેનાં '**हिम्मतबहादूर टॅरेन्स मॅकस्विनी**', '**दादाभाई नवरोजी**' અને '**आयरीश धुरंधर डी व्हॅलेरा**' ચરિત્રલેખનના સારા નમૂના છે સાહિત્યવિષયક ચરિત્રોમાં '**अर्वाचीन मराठी वाङ्मयसेवक**' ભા. ૧ (શ્રી ખાનોલકર)નો અગ્રસ્થાને ઉલ્લેખ કરવો જોઈએ. તેમાં અર્વાચીન બધા નાનામોટા સાહિત્યકારોનું સંક્ષિપ્ત ચરિત્ર અને તેમની સેવાનું સુંદર પરીક્ષણ કર્યું છે. આ વાંચીને મરાઠી સાહિત્યની સર્વાંગી કલ્પના આવી શકે તેમ છે. ગુજરાતીમાં આવા ગ્રંથો થાય તો પરપ્રાંતીયોને સગવડ થાય ખરી. શ્રી. હર્ષેનું '**तुकाराम**', શ્રી ખાડેકરનાં '**आगरकर**' અને '**गडकरी**', શ્રી. વેણુબાઈ પાનશેનું '**हरि नारायण आपटे**', શ્રી. કાનડેનું '**रवीन्द्रनाथ टागोर**', પ્રો. ફાટક અને પ્રો. આળતેકરનાં '**रानडे**' નાં બે ચરિત્રો, શ્રી. સાનેનાં '**गोखले**', '**इतिहासाचार्य राजवाडे**' અને '**ईश्वरचंद्र विद्यासागर**' શ્રી. કાનિટકરનું '**वामनरा

જોશી'—આટલાં ઉલ્લેખનીય છે. પ્રો. નારાયણરાવ બેહેરેનું '**पहिले बाजीराव**', શ્રી. ગણેશ દા. સાવરકરનું '**वीर वैरागी**' અને ડૉ નારાયણ દા. સાવરકરનું '**तात्या टोपे**', એમાં થોડી ભાવનાવશતા છે છતાં સારાં છે. શ્રી. સદાશિવ આ. જોગળેકરનું '**मॅझिनी**' સંક્ષિપ્ત અને માહિતીપૂર્ણ છે." આમાંના ચરિત્રલેખક તરીકે શ્રી. ચિંતામણ વિ. વૈદ્ય, શ્રી. ગોવિંદ સ. સરદેસાઇ, પ્રો ફડકે, શ્રી. ખાંડેકર અને શ્રી. સાને વિશેષ પ્રસિદ્ધ છે શાસ્ત્રીય અને ધાર્મિક ચરિત્રોમાં શ્રી ગોવિંદ વિ. પેંડેનાં '**कर्मवीर हेनरी फोर्ड**' અને '**टॅामस आल्व्हा एडिसन**', શ્રી. ગુરુનાથ ઓગલેનું '**एडिसन**', શ્રી. સદાશિવ કૃ. ફડકેનાં '**ब्राह्मो समाजाचा इतिहास**' (જેમાં દેવેંદ્રનાથ, કેશવચંદ્ર સેન, પ્રતાપચંદ્ર મુજુમદારનાં ચરિત્રો આપ્યાં છે) અને '**दयानंद**', ઇતિહાસાચાર્ય રાજવાડે અને ભીડેનાં '**तुकाराम**', '**रामदास**' અને '**मुक्तेश्वर**', ડૉ. રઘુનાથ ગ. ભોપેનું '**श्रद्धानंद**', શ્રી. કૃષ્ણાજી ના. આઠલ્યે અને શ્રી. હરિ ર. ભાગવતનાં '**शंकराचार्य**'નાં બે ચરિત્રો, શ્રી. મહાદેવ બોડસનું '**शंकराचार्यांचा संप्रदाय**' (એમાં ચરિત્ર ઉપરાંત સંપ્રદાયની માહિતી પણ આપેલી છે) આટલાં મુખ્ય છે. આ લેખકોમાં શ્રી. રાજવાડે અને શ્રી. ફડકે પ્રસિદ્ધ છે. ધાર્મિક ચરિત્રોનો વધારે અભ્યાસ કરવા માગતો હોય તેને શ્રી. ચિંતામણ વિ. વૈદ્યનાં '**श्रीरामचरित्र**' અને '**श्रीकृष्ण चरित्र**', શ્રી ગોવિંદ કાણે, શ્રી. વાસુદેવ આપટે અને શ્રી કેળુસ્કરનાં '**गौतम बुद्ध**' નાં ચરિત્રો, પ્રો. ધર્માનંદ કોસબીનું '**बुद्धलीलासारसंग्रह**', પ્રો. નારાયણરાવ ભાગવતનું '**तेरा भिक्षुणीरत्नें**', શ્રી. ગુલાબરાય શેઠેનું '**महावीर चरित्र**', શ્રી. તાત્યા પાંગળનું '**तीर्थंकरांचीं चरित्रें**', શ્રી. ગોવિંદ કાણેનું અને શ્રી. પ્રધાનનું '**महंमद पैगंबर**', શ્રી. મનોહર કાયવટેનું '**हजरत खलीफा उमरचें चरित्र**', શ્રી. માટેનું '**जीसस ख्राइस्ट**', શ્રી. વામન દાજી ઓકનું '**नानक**' ઉપયોગી થાય એવાં છે. શ્રી. સીતારામ દામલે અને શ્રી. સીતાકાંતનાં '**महात्मा गांधी**' નાં ચરિત્રો છે. અને અત્યારના લગભગ બધા રાષ્ટ્રનેતાનાં ચરિત્રો લખાયાં છે.

આત્મચરિત્રના સાહિત્ય વિષે બે શબ્દ લખીને આ ભાગ પૂરો કરીશું. પહેલાં હિન્દુ અને પછી ખ્રિસ્તી થયેલા બાબા પદમજીનું આત્મચરિત્ર '**अरुणोदय**' ની પહેલાં શ્રી. વિષ્ણુબુવા બ્રહ્મચારીએ લખેલું પોતાનું એક નાનું આત્મચરિત્ર ૧૮૫૯ માં બહાર પડ્યું હતું. પંડિતા રમાબાઈએ ઇંગ્લંડ અને અમેરિકાનો પ્રવાસ લખ્યો છે, તેમાં આત્મચરિત્રનો કેટલોક ભાગ છે. પણ સંપૂર્ણ આત્મચરિત્રની પદ્ધતિ પ્રો. ધોંડો કેશવ કર્વેએ પોતાનું '**आत्मवृत्त**' ૧૯૧૫ માં લખીને શરૂ કરી. પ્રો. ધર્માનંદ કોસંબીનું '**निवेदन**' અદ્ભુત-રમ્ય અને ઉદ્‌બોધક છે. '**भारतीय साम्राज्य**'ના કર્તા શ્રી નાનાસાહેબ પાવગી અને શ્રી. સીતારામ ગ. દેવધરનાં આત્મચરિત્રો પ્રસિદ્ધ થયાં છે. પ્રિન્સિપાલ ભાટેની '**प्रेम कीं लौकीक**' આ આત્મચરિત્રપર નવલકથા આત્મકથાના સાહિત્યમાં એક નવી ભાત પાડે છે. બે સાવરકરની '**जन्मठेप**' ગુજરાતમાં આવી છે. શ્રી. રવીન્દ્રનાથ ટાગોરની '**जीवनस्मृति**' ભાષાંતરિત આત્મકથામાં નોંધવા જેવી છે. પૂ. ગાંધીજીની 'આત્મકથા' અને તેમનાં બીજાં લખાણોનું મરાઠીમાં ભાષાંતર થયું છે. 'આત્મકથા'એ મરાઠી સાહિત્યમાં એક નવી ભાત પાડી છે, અને તે લોકપ્રિય થઈ છે.

મહાપુરુષોની સંગતિમાં બહુ વખત ગયો. હવે ઇતિહાસ તરફ વળીએ.

## ઇતિહાસ અને ઇતિહાસસંશોધન

અત્યાર સુધી સમાલોચના થઇ તે લલિત સાહિત્યની. એમાં સેવા કરતાં સ્વાનંદને પ્રથમ સ્થાન અપાય છે, એમ કહીએ તો ખોટું નથી. હવે પછી કેટલાક વિષયો એવા આવશે કે જેના અધ્યયનને માટે બૌદ્ધિક કઠોરતા સાથે દીર્ઘકાલીન ઉદ્યોગ, સુખત્યાગ અને ચીવટની જરૂર હોય છે એવા જ આત્માઓ ખરી રીતે સાહિત્યને સંપન્ન કરે છે.

ઇતિહાસસંશોધનની એક વિશિષ્ટ પદ્ધતિ આપણા દેશમાં પ્રાચીન કાળથી હતી એમ છતાં હાલ જે શોધખોળની પદ્ધતિ પ્રચલિત છે તે, જે સમુદ્ર ઓળંગવાની મનાઇ મનુએ ધાર્મિક ના પાડી છે તે જ સમુદ્રની પેલી પારથી આપણામાં આવી છે એમ કબૂલ કરવું જોઇએ; એટલું જ નહિ પણ બીજા પ્રાંતોની જેમ મહારાષ્ટ્રનો પહેલ વહેલો ઇતિહાસ સ્પ્રેંગેલ નામના જર્મને ૧૭૯૧ માં અને સ્કોટ એઅરિંગ નામના અંગ્રે ૧૮૧૦ માં લખ્યો હતો, એમ અમે કહીએ તો વાચક વિશ્વાસ મૂકતાં પહેલાં વિચારમાં પ પણ આ વાત સાચી છે. દસ વરસ પછી ગ્રૅંટ ડફ નામના અંગ્રેજે મરાઠાઓનો ઇતિહા લખ્યો પછી એલફિન્સ્ટને અને માલ્કમે પણ ઇતિહાસ લખ્યા. ડફનું મરાઠી ભાષાં ૧૮૨૯માં થયું અને આ ભાષાંતરથી મરાઠી ઇતિહાસ લખવાની શરૂઆત થઈ. થોડાં વરસમાં સંશોધન કરીને ઇતિહાસ લખવાની કળા મરાઠી વિદ્વાનોએ આત્મસાત્ કરી લી અને હવે તેમાંના કેટલાક પશ્ચિમના વિદ્વાનોની હારમાં બેસવા લાગ્યા છે.

મરાઠાઓનો અને પછી પેશવાઓનો સંચાર લગભગ આખા દેશમાં થતો હતો. જ્યાં જીત થતી ત્યાં ત્યાં સંસ્થાનો સ્થાપીને તેનો કારભાર ચલાવવા માટે સરદારો ની વાની તેમની પદ્ધતિ હતી. વડોદરા, મિરજ, સાંગલી, ધાર, ઇચલકરંજી, જમખંડી, કુરુંદ ગ્વાલહેર, ઇંદોર, ફલટણ, અક્કલકોટ, તંજાવર વગેરે સંસ્થાનો આવી જ રીતે સ્થપાયાં એમની સાથેનો પત્રવ્યવહાર, ગોખલે, રાસ્તે, ફડકે, પટવર્ધન વગેરે સરદારોનાં કુટુંબો સાથે પત્રવ્યવહાર, એમનો એક બીજા સાથે થયેલો પત્રવ્યવહાર અને આ સિવાય જુદીજુદી જગ્ય લખાયેલી બખરો—આવાં આવાં ઇતિહાસનાં સાધનો મહારાષ્ટ્રમાં અને મહારાષ્ટ્ર બહાર અ જગ્યાએ મળી આવે છે. તે બધાં ભેગાં કરી તેને ઉપયોગમાં લઈ ને એક સળંગ ઇતિહાસ કાઢવાનું કામ કેટલું કઠણ છે, તેની કલ્પના જ કરી શકાય.

આ કામની શરૂઆત શ્રી. નીલકંઠરાવ કીર્તને, 'લોકહિતવાદિ' દેશમુખ અને ન્યાય રાનડેએ ૧૮૬૫ ના અરસામાં કરેલી, અને સંશોધિત બખરો છપાવવા લાગી. આ કામને **'काव्येतिहास संग्रह'** નામનું માસિક કાઢવામાં શ્રી. શાલીગ્રામ, અને મોડક સાથે વિષ્ણુ શાસ્ત્રી ચિપળૂણકર પણ હતા. આ માસિકમાં જૂનાં કાગળપત્રો, બખરો બીજી ઉપયોગી માહિતી છપાવવાનું કામ ધમધોકાર ચાલ્યું. આ અરસામાં સ્વતંત્ર લખાયેલા ઇતિહાસોમાં શ્રી. ભિડેનો **'अष्टप्रधानांचा इतिहास'** અને શ્રી. સરંજ **'शिवशाहीचा इतिहास'** અને સૌથી વધારે વિદ્વત્તાપૂર્ણ ન્યા. મૂ. રાનડેનો '**म सत्तेचा उत्कर्ष**' (The Rise of the Maratha Power નું ભાષાંતર) ગ શકાય. તેમાં છેલ્લો ગ્રંથ હજુ પણ અનતિક્રાંત છે.

અસલ કાગળપત્રો શોધવાનું કામ મુખ્યત્વે શ્રી. વાસુદેવશાસ્ત્રી ખરે, રાવબહાદુર ારસનીસ અને શ્રી. રાજવાડેએ કરેલું. શ્રી વાસુદેવશાસ્ત્રીએ લગભગ ચાર લાખ કાગળો ાંથી તેમાંથી પાંચસાત હજાર કાગળો ચૂંટીને તેની નકલો કરી લીધી છે અને 'ઐતિહાસિક ખસંગ્રહ'માં પ્રસિદ્ધ કર્યા છે. એમના **'नाना फडणविसांचें चरित्र'**નો ઉલ્લેખ પાછળ ર્યો છે. રાવબહાદુર પારસનીસે **'इतिहाससंग्रह'** અને **'भारतवर्ष'** માસિકો શરૂ કરેલાં. ને તેમાં તેમણે શોધેલી બખરો, કાગળપત્રો આવતાં. એમના **'झांशीची महाराणी लक्ष्मी-ाई'**ના ચરિત્રનો ઉલ્લેખ પહેલાં કર્યો જ છે. આ સિવાય એમણે 'A note on the angli State', 'Poona in by-gone days' અને 'Mahabaleshwar' એવી ટલીક અંગ્રેજી ચોપડીઓ પણ લખી છે. શ્રી. પારસનીસને મુખ્ય આર્થિક મદદ કરનાર ી. સ્વ. પુરુષોત્તમ વિશ્રામ માવજી કરીને એક મરાઠી ઇતિહાસના અભિમાની ભાટિયા તા એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે.

શ્રી. રાજવાડેએ આ ક્ષેત્રમાં કરેલું કામ અભૂતપૂર્વ હતું. સર્વગામી બુદ્ધિમત્તા, ્રમાજશાસ્ત્ર, ગણિત, ભૌતિક શાસ્ત્રો, લિપિશાસ્ત્ર, વ્યુત્પત્તિશાસ્ત્ર, વ્યાકરણ, નિરુક્ત વગેરે ષયોમાં અસામાન્ય પ્રભુત્વ, દુર્દાન્ત ઉદ્યોગ અને આ બધી યોગ્યતા સાથે ત્રીસપાંત્રીસ રસથી અવિશ્રાંત શ્રમ કરવા જેટલો પુરુષાર્થ—આવા ગુણોને લીધે તેમને 'સંશોધનમહર્ષિ' હેવાય છે. તેમણે પ્રસિદ્ધ કરેલા ગ્રંથો અને લેખોમાંનાં થોડાં જણાવું તો **मराठयांच्या इतिहासाचीं साधनें**'ના બાવીસ ખંડ, **'राधामाधव विलासचंपू'**, **'महिकावतीची बखर'**, **'ऐतिहासिक प्रस्तावना'** **'मराठी छंद'** **'ज्ञानेश्वरींचें व्याकरण'**, **'संस्कृत भाषेचा उलगडा'**, **'असीरिया व आपलीं ुराणें'**, **'महाराष्ट्राचा वसाहत काळचा इतिहास'**, **'शिवकालीन समाजरचना'** ાટલાં ગણાવી શકાય. ખાનદેશમાં મહાનુભાવ પંથનું સાહિત્ય તેમની સાંકેતિક ગુપ્ત ભાષામાં અને 'સુંદરી' લિપિમાં ૧૧ના સૈકામાં લખાયેલુ છે. પ્રચંડ બુદ્ધિબલથી રાજવાડેએ ા સાહિત્યની ગુપ્ત કૂંચીઓ ખોળી કાઢીને તે સાહિત્ય પ્રસિદ્ધ કરવા માંડ્યુ. પૂનાના **'भारत-तिहास संशोधकमंडळ'**ની સ્થાપના એમણે જ ૧૯૧૦માં કરેલી. એમની જ પ્રેરણા ાઈ ધૂળિયામાં **'सत्कार्योत्तेजक मंडळ'**, **'राजवाडे संशोधनमंदिर'**, **'समर्थ-ाग्देवतामंदिर'**, સંશોધનના કામને માટે જ સ્થપાયા, અને મધ્યપ્રાંતમાં **'शारदाश्रम'** **मध्यप्रांत संशोधनमंडळ'**, મહાનુભાવી સાહિત્ય પ્રકાશિત કરવા લાગ્યાં. હાલના તરુણ ્રંશોધકો એમને ગુરુસ્થાને માને છે. આ જ અરસામાં રાવબહાદુર પારસનીસે સાતારામાં વસ્તુસંગ્રહાલય સ્થાપન કર્યું. ભારત ઇતિહાસ સંશોધક મંડળે અત્યારસુધીમા પોણોસો ગ્રંથ પ્રસિદ્ધ કર્યા છે. સત્કાર્યોત્તેજક મંડળે વિશેષ કરીને રામદાસ સ્વામીનું સાહિત્ય પ્રસિદ્ધ કર્યું છે.

હવે પછીના સમયમાં શ્રી. ગોવિંદરાવ આપટેએ, પોતાના તેમજ ગોખલે, રાસ્તે અને ્ડકેના વંશનો ઇતિહાસ ભેગો કરી પ્રસિદ્ધ કર્યો ઇચલકરંજી સંસ્થાનનો એક ઉત્કૃષ્ટ ઇતિહાસ સ્વ. વાસુદેવશાસ્ત્રીએ પ્રસિદ્ધ કર્યો. બાળાજી પ્ર. મોડકે કરવીરનો અને સ્વ. ભાવેએ ાંડગાંવકર ભોંસલેની બખર તેમજ સ્વ. ભાગવતે **'होळकरशाहीच्या इतिहासाचीं साधनें'** પ્રસિદ્ધ કર્યાં અને આ ઇતિહાસસંશોધન અને પ્રકાશનનું કામ આગળ ચલાવ્યુ.

હાલ સુપ્રસિદ્ધ સંશોધક શ્રી. દત્તોપત આપટે ભારત ઇતિહાસ સંશોધક મંડળ તરફથી કામ કરી રહ્યા છે. સવિસ્તર ટીપાલેખન, સમતોલ અને વિદ્વત્તાપૂર્ણ વિવેચન અને શાસ્ત્રીય ચિકિત્સા આ સંપાદકના ઉચ્ચ ગુણો તેમની પાસે છે. તેથી તેમનું લખાણ ઇતિહાસસાહિત્યમાં મૂલ્યવાન થયું છે. '**घोरपडयांचा इतिहास**', '**श्रीरंगपट्टणची मोहीम**' આ તેમના પ્રસિદ્ધ ગ્રંથો છે. સંશોધનના કામને માટે ફારસી ભાષાના જ્ઞાનની જરૂર હોય છે શ્રી. ગણેશ હરિ ખરેએ તેનો અભ્યાસ કરી ઐતિહાસિક ફારસી સાહિત્યના ૨–૩ ખંડ પ્રસિદ્ધ કર્યા છે.

હિંદુસ્થાનના સમગ્ર ઇતિહાસનુ સંકલન કરી તે પ્રસિદ્ધ કરવાનું મોટું કામ રાવસાહેબ ગોવિંદ સખારામ સરદેસાઈએ કર્યું છે. મુસલમાન, મરાઠી, અને પછી અંગ્રેજી રિયાસત —આવા ઇતિહાસના ભાગ પાડી તેમણે ઐતિહાસિક ગ્રંથો લખ્યા છે. આજ લગભગ ચાળીસ વર્ષ સુધી તેમની પાસે આ કામ છે, અને તે દરમિયાન ઉપરના ગ્રંથો સિવાય મૂળ કાગળપત્રોના પિસ્તાળીસ ખંડો તેમણે બહાર પાડ્યા છે

જ્ઞાનકોશકાર ડૉ. શ્રીધર વ્ય. કેતકરે હાલ પ્રાચીન ઇતિહાસનુ કામ માથે લીધુ છે તેમના જ્ઞાનકોશના કેટલાક ભાગોમા તે ઇતિહાસ થોડોઘણો આવ્યો છે. પ્રસ્તાવનાખંડમાં વેદકાલીન અને બુદ્ધકાલીન સંસ્કૃતિનુ વિવેચન છે. '**प्राचीन महाराष्ट्र**'નો એક ખંડ બહાર પડ્યો છે, અને પછીના ખંડની તૈયારી ચાલે છે. આ કાલના બીજા લેખકોમાં ડૉ. ભાંડારકર, પ્રો. ધર્માનંદ કોસંબી, ડૉ. આળતેકર, અને શ્રી. કાથવટે છે. ડૉ. ભાંડારકરના 'A Peep into the early History of Deccan' નામના ગ્રંથથી અનેક ઇતિહાસકારોને દિશાસૂચન મળ્યુ છે પ્રો. કોસંબીના ગ્રંથો બુદ્ધકાલીન ઇતિહાસ ઉપરનાં છે. ડૉ. આળતેકરનો '**प्राचीन भारतीय शिक्षणपद्धति**' અને શ્રી. કાથવટેનો '**भरतखंडाचा प्राचीन इतिहास**' આ બે ગ્રંથો મહત્ત્વના છે. '**भारतीय साम्राज्य-माला**'ના લેખક સ્વ. રાવસાહેબ પાવગીનો ઉલ્લેખ અહીં કરવો જોઈએ વેદ, વેદાંગો, પુરાણો, પ્રાચીનકાળ શાસ્ત્રો વગેરે વિષયો પર તેમણે ૧૦–૧૨ વિદ્વત્તાપ્રચુર ગ્રંથો લખ્યા છે.

હિંદુસ્થાનનો મધ્યયુગીન ઇતિહાસ મહારાષ્ટ્ર ટિળકવિદ્યાપીઠના કુલનાયક શ્રી ચિંતામણરાવ વૈદ્ય ત્રણ ખંડોમા સરસ રીતે લખ્યો છે. મહારાષ્ટ્રના અત્યંત બુદ્ધિસંપન્ન અને ઉદ્યોગી લેખકોમા શ્રી ચિંતામણરાવ વૈદ્ય પ્રથમ પંક્તિમાં આવે છે. તેમણે મહાભારત અને રામાયણનો અભ્યાસ પૂરો કરી તે સમય પર ત્રણ ઉત્તમ ગ્રંથો અંગ્રેજીમા લખ્યા પછી તેમણે મધ્યયુગીન ઇતિહાસનો અભ્યાસ શરૂ કર્યો. તેના ત્રણ ખંડો પ્રસિદ્ધ કરી રજપૂતોના ઇતિહાસનુ આલોડન કરવા માંડ્યુ. 'રજપૂતોનો ઇતિહાસ' અંગ્રેજીમાં પ્રસિદ્ધ કરીને તેઓ હવે મરાઠી ઇતિહાસ તરફ વળ્યા છે. તેમનો શિવાજી ઉપરનો મોટો ગ્રંથ થોડા વરસ ઉપર જ બહાર પડ્યો છે પ્રચંડ બુદ્ધિમત્તા, અખંડ ઉદ્યોગ, અભિજાત બ્રાહ્મણને શોભે એવી વિશુદ્ધ જ્ઞાનપિપાસા—આ ગુણોને લઈને મરાઠી ઇતિહાસકારોમાં રાજવાડે, સરદેસાઈ, વૈદ્ય અને પાવગી મહારાષ્ટ્ર સાહિત્યને લલામભૂત થયા છે.

મરાઠી રાજ્ય નષ્ટ થયાની શતસાંવત્સરિક શ્રાદ્ધતિથિ કેસરીવાળા શ્રી ન. કેળકરે '**मराठे व इंग्रज**' નામનો એક તાત્ત્વિક ગ્રંથ બહાર પાડીને ઊજવી હતી

કેળકરના ગ્રન્થોમાં સૌથી સારામાં સારો આ ગ્રંથ છે. આની સરખામણી કેટલેક અંશે ન્યાયમૂર્તિ રાનડેના 'मराठ्यांचा उत्कर्ष' સાથે કરી શકાય, એટલો બધો તે ઉત્કૃષ્ટ રીતે લખાયો છે.

મરાઠી ઇતિહાસસાહિત્યના બીજા થોડા ગ્રંથોની સમાલોચના કરી આ પ્રકરણ પૂરું કરીએ છીએ. સ્વ. માધવરાવ લેલેનાં 'ऐने अकबरी'નું મરાઠી ભાષાંતર, ગેબર્ટ સેવેલના વિજયનગરના ઇતિહાસનું ભાષાંતર 'एक नष्टस्मृति साम्राज्य' અને 'अकबर बादशाहाचें चरित्र' પ્રસિદ્ધ છે. જ્ઞાતિઓનો ઇતિહાસ લખવામાં શ્રી. કરંદીકર, શ્રી. શ્રી મ માટે, શ્રી. દિવેકરશાસ્ત્રી અને શ્રી ના ગો. ચાપેકર મુખ્ય છે. શ્રી. યાદવ માધવ કાળેનો 'वऱ्हाडचा इतिहास', શ્રી યશવંતરાવ દેશપાંડે, શ્રી વામનરાવ દેશપાંડે, પ્રો. ભાવતે, સ્વ. આબા ચાંદોરકર, શ્રી. જાવડેકર અને વિનાયકરાવ ભાવેના મહાનુભાવ પંથના ઇતિહાસ ઉપરના લેખો, કેપ્ટન મોડકનું 'प्रतापगडचें युद्ध', શ્રી. નાનાસાહેબ શિંદેનાં 'हिंदुस्थानांतील लढाया' અને 'पानिपतचें युद्ध', પ્રો. શિવરામપંત પરાંજપેનું 'मराठ्यांच्या लढाया', સ્વ. ગોગટેનું 'महाराष्ट्रांतील किल्ले', શ્રી ગણેશ હરિ ખરેનું 'मंडळांतील नाणीं', સ્વ. વઝેનું 'शिल्पशास्त्र खंड १', સ્વ. શંકર બાળકૃષ્ણ દીક્ષિતનું 'भारतीय ज्योतिषशास्त्राचा इतिहास', શ્રી દાભાડેનું 'भारतीय चित्रकला', લોકહિતવાદીનું 'गुजरातचा इतिहास', શ્રી. ગણેશ બ મોડકનું 'सौराष्ट्राचा इतिहास,' બૅ. સાવરકરનું 'हिंदुपद्पातशाही,' સ્વ માધવ વ્યં. લેલેનું 'भोपाळ संस्थानचा इतिहास', સ્વ. બાળાજી પ્ર. મોડકનું 'कोल्हापूर आणि कर्नाटकांतील राज्यें आणि संस्थानांचा इतिहास', પ્રો. પેંડસેનું 'महाराष्ट्र संस्कृति,' શ્રી. ખેંદ્રેનું 'गोवळकोंड्याची कुतुबशाही,' શ્રી. આબા ચાંદોરકર અને શ્રી આવડેકરનો સ્મરણીય મરાઠા પૂર્વજોના અક્ષરોનો 'लेखनालंकार', નામનો સંગ્રહ, સ્વ. અત્રેનો 'गांवगाडा', શ્રી. વત્તેનો 'मराठी आरमाराचा इतिहास', નર્મદા વ્હેલી રિસર્ચ સંસ્થાવાળા શ્રી વિષ્ણુ રઘુનાથ કરંદીકરનો 'पुराणें मंशोधण्याचें कार्य,' અને પ્રો પોતદારનું 'मराठी गद्याचा इंग्रजी अवतार' આટલા મહત્ત્વનાં ગણાવી શકાય.

શ્રી. ચિત્રાવશાસ્ત્રીનો 'प्राचीन चरित्रकोश'નો એક ખંડ પ્રસિદ્ધ થયો છે. તેના જેવો કોશ યુરોપિયન ભાષાઓમા પણ પ્રસિદ્ધ થયો નથી,એમ તજ્જ્ઞો કહે છે. ઇતિહાસસંશોધનને માટે ગાણિતિક જંત્રીઓની આવશ્યકતા હોય છે. તેવી જંત્રીઓ પ્રો. મોડક, બેદ્રે અને શ્રી. શ. બા. દીક્ષિતે તૈયાર કરેલી છે

હવે ઇતિહાસમાથી ભાષાશાસ્ત્રમાં પ્રવેશ કરીએ

## ભાષાશાસ્ત્ર

મરાઠી ભાષાનુ આદ્યવ્યાકરણ તેરમા સૈકાના અંતમા શ્રી. ભાસ્કર કવિરાજ વ્યાસ નામના વિદ્વાન પંડિતે લખ્યુ છે, એવો પુરાવો મળે છે આ પંડિત મહાનુભાવ નામના ધાર્મિક પથના અનુયાયી હતા. એ જ અરસામાં બનારસના રહીશ પં ભીષ્માચાર્યે પણ એક મરાઠી વ્યાકરણ લખ્યુ હતુ એમ જણાય છે. પણ હવે ભૂતકાળના પેટમાં એથી વધારે જવુ આપણાથી પોસાય તેમ નથી, માટે વર્તમાનકાળ તરફ વળવુ જ સારું છે.

આધુનિક વ્યાકરણના આદ્યકર્તા શ્રી દાદોબા પાડુરંગે ૧૮૩૬મા વ્યાકરણ લખ્યુ એમ કેટલાક કહે છે એમા થોડો મતભેદ છે કેટલાક માને છે કે તે અરસામા બીજા વિદ્વાન ગગાધરશાસ્ત્રી ફડકેનુ પણ એક વ્યાકરણ પ્રસિદ્ધ થયુ હતુ આ ચર્ચામા આપણે ઊતરવાની જરૂર નથી શ્રી દાદોબાનુ વ્યાકરણ એક રીતે લૌકિક હતું એમ કહેવાય તેમા ભાષાશાસ્ત્રનો વિચાર નહોતો તે પછી સસ્કૃત, અગ્રેજી, ફારસી, અરબી અને સિધીનુ સરસ જ્ઞાન ધરાવનાર શ્રી કૃષ્ણશાસ્ત્રી ગોડબોલેએ 'मराठी भाषेचे नवीन व्याकरण' ૧૮૬૭મા લખીને કર્યું એમા વ્યુત્પત્તિ, વાક્યપૃથક્કરણ, છદશાસ્ત્ર અને સસ્કૃત-પ્રાકૃત-મરાઠીના સબધ વિષે પ્રકરણો હતા

પછીની પેઢીમા ઘણા વ્યાકરણકાર થયા હતા તેમા મુખ્ય શ્રી રામચદ્ર ભિ જોશી, ગુજીકર, ખેર, નવલકર અને દામલેને ગણાવી શકાય શ્રી જોશીએ ૧૮૮૬મા 'प्रौढबोध व्याकरण' લખ્યુ અને રા મોરેશ્વર કે દામલેએ 'शास्त्रीय मराठी व्याकरण' ૧૯૦૦મા પ્રસિદ્ધ કર્યું સાચુ કહીએ તો આધુનિક વ્યાકરણનો આરભ શ્રી દામલેના સાગોપાગ અને વિસ્તૃત ગ્રથથી થયેલો છે તેમણે ધાતુઓનુ વર્ગીકરણ વ્યુત્પત્તિ અને અર્થ ઉપરથી કર્યુ છે પણ એમા ભાષાશાસ્ત્રનો વિચાર થયો નહોતો, તે પછીના વિદ્વાનોએ કર્યો તે અરસામા મહારાષ્ટ્રમા ડા ભાડારકર, રાજવાડે, ચિતામણરાવ વૈદ્ય અને ડૉ ગુણે અને પશ્ચિમમા ડૉ બીમ્સ, ડૉ ગ્રિયરસન, ડૉ સ્ટીન કોનો વગેરે વિદ્વાનો ભાષાશાસ્ત્રની ખૂબ ચર્ચા કરતા એમાના ડા ગ્રિયરસન અને સ્ટીન કોનોએ એમ પ્રતિપાદન કર્યું કે ખાનદેશની ભાષા મરાઠીનો પ્રાતિક ભેદ નથી, પણ ગુજરાતી ભેદ છે શ્રી વૈદ્ય અને ડા ગુણેનો મત મરાઠીનો ઊગમ અપભ્રશમાથી થયો છે, એવો હતો શ્રી રાજવાડે કહેતા કે પાણિનીય સસ્કૃત ભાષામાથી જ આધુનિક મરાઠી ભાષા અવતરી છે આને માટે તેમણે મરાઠીમા હાલ વપરાતા પૂર્વ વૈદિક ભાષાના અવશેષો, તેમજ પાણિનીથી માડી અત્યાર સુધી ભાષામા થતા આવેલા જુદાજુદા ફેરફારો વ્યવસ્થિત રીતે બતાવેલા છે

આધુનિક વ્યાકરણકા શ્રી ક પા કુળકર્ણી પ્રસિદ્ધ છે તેમણે 'भाषाशास्त्र आणि मराठी भाषा' નામની ચોપડી પ્રસિદ્ધ કરી છે તેમા તેમણે બતાવ્યુ છે કે મરાઠી ભાષાનો ઊગમ અનેક પ્રાકૃત ભાષાઓમાથી સાતમા સૈકાની શરૂઆતમા થયેલો છે

આ વ્યાકરણવિષયક સાહિત્યની સામાન્ય રૂપરેખા બતાવી વિશેષ વિસ્તારમાં પણ અહીં કદાચ અપ્રાસગિક દેખાશે

આધુનિક મરાઠી ભાષાની ખાસિયત ટૂકમા આ પ્રમાણે છે

(૧) સ્વરના ઉચ્ચારમા 'અ'નો ઉચ્ચાર ટૂકો થતો જાય છે આ કદાચ ફારસી ભાષાને જૂની પ્રાકૃત ભાષાઓનુ પરિણામ હોય 'કમળ'મા ત્રણેય 'અ'નો ઉચ્ચાર સરખો હોતો નથી ઍ, ઑ ઉચ્ચારો મરાઠીમા આવ્યા છે

(૨) 'ડ'ના બે ઉચ્ચારો—એક કઠણ અને બીજો નરમ—થાય છે દાખલા તરીકે 'पकडणें' અને 'ताडदेव' આ બે શબ્દોના 'ड'ના ઉચ્ચારમા પહેલો કઠણ અને બીજો નરમ છે

(૩) માથા પરની શિખાની પેઠે ઘણા અનુસ્વારોને પણ રજા આપવાની વૃત્તિ વધતં

જાય છે. પરશુરામના નિઃક્ષત્રીકરણની તો આ પુનરાવૃત્તિ નથી ને, એમ સનાતની સાહિત્યકારોને લાગવાનો સંભવ છે! વ્યાકરણ અને અર્થસિદ્ધિને માટે આવશ્યક, એટલા જ અનુસ્વારો રાખવા તરફ વળણ છે. મહારાષ્ટ્રના કોંકણ ભાગની બોલીમાં કાઠિયાવાડી બોલીને પેઠે અનુસ્વારોનું પ્રાચુર્ય છે. આ સુધારાના પુરસ્કર્તાઓમા શ્રી. ન. ચિ કેળકર અને શ્રી. કૃ પાં. કુળકર્ણી છે

(૪) સંસ્કૃત શબ્દોને બદલે પ્રાકૃત શબ્દો અને લાંબાં વાક્યોની જગ્યાએ ટૂંકા વાક્યો લખવાની પદ્ધતિ પડી છે. શૈલી પણ વધારે સરળ અને સીધી થતી જાય છે.

કોશસાહિત્યની સમાલોચના પણ અહીં જ કરી લઈએ.

ભાષાવિષયક કોશોમાં શ્રી. રાજવાડેએ લખેલો પંદર હજાર મરાઠી ધાતુઓનો કોશ મોખરે આવે છે. તેમાં તેમણે ગ્રાંથિક અને મૌખિક (બોલાતી) ભાષાના બધા ધાતુઓની વ્યુત્પત્તિ મૂળ સસ્કૃત–પ્રાકૃતમાથી બતાવેલી છે. એવા જ પ્રયત્ન કરનારાઓમા પ્રો. શિવરામપંત પરાંજપે અને શ્રી ગોવિંદરાવ મોડક હતા.

મરાઠી કોશસાહિત્યની શરૂઆત ૧૮૧૦ માં શ્રીરામપુરના રેવ્હ. ક્યારે નામના એક પાદરીના શુભ હસ્તે થયેલી. પણ એમના કોશને કોશ કહેવા કરતાં તે મરાઠી–અંગ્રેજી શબ્દોની એક યાદી છે, એમ કહેવુ જોઈએ. પછી ૧૮૨૯માં મુબઈ સરકારની આજ્ઞાથી 'બોમ્બે નેટિવ્હ એજ્યુકેશન સોસાયટી'એ એક શાસ્ત્રીમંડળ નીમીને એક મોટો કોશ તૈયાર કરાવેલો, તેને મરાઠી ભાષાનો પહેલો કોશ કહી શકાય. પછીના સમયમાં નાના નાના કેટલાક કોશો પ્રસિદ્ધ થયા હતા. પણ સૌથી મોટો પ્રયત્ન મેજર કેંડીનો છે ૧૮૪૦માં ઈસ્ટ ઇંડિયા કંપનીના લશ્કરી અમલદાર મેજર કેંડીનો મરાઠી–અંગ્રેજી કોશ બહાર પડ્યો. તેમાં સાઠ હજાર ઉપર શબ્દો છે. લોકમાન્ય ટિળકના મનમાં એક બૃહત્કોશની કલ્પના હતી અને પોતાના મિત્ર શ્રી. નામજોશી પાસે તે કામની તેમણે શરૂઆત પણ કરાવેલી. પણ તે પ્રયત્ન સિદ્ધ થયો નહિ

'આનંદ' નામના બાલમાસિકના આદ્યતંત્રી શ્રી વાસુદેવ ગો. આપટેનો '**शब्द-रत्नाकर**' ૧૯૨૯ માં બહાર પડ્યો. ૧૯૩૦ માં શ્રી વિદ્યાધર વા. ભિડેનો '**सरस्वती-कोश**' પ્રસિદ્ધ થયો. '**सरस्वती कोश**' નાં હજાર ઉપર પાનાં છે. '**शब्दरत्नाकर**' નાનો છે. બન્ને પોતપોતાની શક્તિ અનુસાર ઉપયુક્ત છે. પણ બૃહત્કોશની ગરજ સારે, એવો એક પણ કોશ નહોતો. 'આ મોટું કામ જ્ઞાનકોશના વિદ્વાન લેખકમંડળે લેવું' આવો એક ઠરાવ ૧૯૨૭ માં પૂનામાં થયેલા સાહિત્ય સંમેલનમાં થયો અને તે પ્રમાણે જ્ઞાનકોશનું વિરાટ કામ પૂરુ કરી શ્રી. દાતે, શ્રી. કર્વે, શ્રી ચાદોરકર અને શ્રી દાતાર, આ ચાર વિદ્વાનોએ આ કામ માથે લીધુ. તેમણે તે માટે એક લિમિટેડ કંપની સ્થાપીને થોડા દિવસમાં જ તે કામ શરૂ કર્યું અને અત્યાર સુધી મરાઠી શબ્દકોશના પાંચ ભાગ બહાર પાડ્યા છે મહારાષ્ટ્ર જ્ઞાનકોશના વિદ્વાન મંડળને શોભે એવો જ આ યશસ્વી પ્રયત્ન છે. હજી તેના ત્રણ ભાગો બહાર પડવાના છે.

બીજા કોશોમા શ્રી. રાનડેનો અંગ્રેજી–મરાઠી કોશ મોખરે આવે છે. તે કામ શ્રી.

રાનડેએ ગોકલાએ ૧૯૦૩–૧૯૧૬ સુધી કરેલું; પણ કોશ પૂરો થતાં પહેલાં જ તે ગુજરી ગયા. આ કોશમાં ગ્રામીણ શબ્દો અને વિજ્ઞાન, ગણિત, જ્યોતિષ વગેરે શાસ્ત્રોના રૂઢ થાય એવા સારા પારિભાષિક શબ્દો આપ્યા છે. પ્રો. માધવરાવ પટવર્ધનના ફારસી–મરાઠી કોશનો ઉલ્લેખ કરવો જોઈએ. શ્રી. વાસુદેવરાવ આપટેનો '**बंगाली–मराठी कोश**' અને શ્રી. કાનગડેનો '**हिंदी–मराठी कोश**' ઉપયુક્ત છે. ગોવામાં રાજભાષા પોર્તુગીઝ અને પ્રજાની ભાષા મરાઠી ( કોંકણી ) છે. તેથી ત્યાંની સરકારે '**महाराष्ट्र-पोर्तुगेझ कोश**' ૧૮૭૯ માં પ્રસિદ્ધ કરાવેલો. ૧૯૧૫મા સ્વ. ઓકનો ''**संस्कृत–मराठी कोश**' બહાર પડ્યો અને તેમનાં બીજાં સંસ્કૃત લખાણોની પેઠે તે પણ લોકપ્રિય થયો.

વ્યુત્પત્તિકોશમાં સ્વ. ગજવાડેનો ૧૫૦૦૦ ઉપર ધાતુઓનો કોશ મોખરે આવે એમ છે. તે ધૂળિયાનું ગજવાડેસંશોધન મંડળ પ્રસિદ્ધ કરે છે. આ સિવાય શ્રી. આઠલ્યે અને આગાશેનો '**शब्दसिद्धिनिबंध**' ( ૧૮૭૫ ), શ્રી. પ્ર. ગ. પંડિતકૃત '**अपभ्रष्ट-चन्द्रिका**' ( ૧૮૭૮ ) અને શ્રી. ગોવિંદ શં. બાપટનો '**व्युत्पत्तिप्रदीप**' ઉલ્લેખનીય છે.

ગયા સૈકાના ઉત્તરાર્ધમાં સ્વ. રઘુનાથ ભા. ગોડબોલેના '**भारतवर्षीय प्राचीन ऐतिहासिक कोश**' અને '**भरतखंडाचा अर्वाचीन कोश**' પ્રસિદ્ધ થયા. પહેલા કોશમાં પૌરાણિક વ્યક્તિઓની માહિતી ગ્રથના આધારો સાથે આપેલી છે. બીજો કોશ અર્વાચીન વ્યક્તિઓનાં ચરિત્ર આપે છે. સન ૧૯૩૨માં શ્રી. ચિત્રાવ શાસ્ત્રીનો '**प्राचीन चरित्रकोश**' પ્રસિદ્ધ થયો, તે ઉપર કહેલું છે જ. તેમાં વેદકાલીન સુધ્ધાં વ્યક્તિઓનાં ચરિત્ર આવ્યાં છે. તેથી આ કોશ બહુ મહત્ત્વનો છે. વિદ્વાન લેખક હવે '**मध्ययुगीन चरित्र कोश**' ( ખ્રિ. પૂ. ૫૦૦ થી ઈ. સ. ૧૮૧૮ સુધીનો ) હાથમાં લીધો છે. શ્રી. ખાનોલકરના '**अर्वाचीन मराठी वाङ्मय सेवक**' નો ઉલ્લેખ પહેલાં કર્યો છે.

'એન્સાયક્લોપીડિયા' જેવા '**ज्ञानकोश**' ના ભાગો વિષે ગુજરાતી વાચક કદાચ જાણતા હશે. એવી જાતનો પ્રથમ પ્રયત્ન ૧૮૭૮ માં શ્રી. જનાર્દન હરિ આઠલ્યેએ કર્યો હતો. ડૉ. શ્રીધર વ્યં. કેતકર ૧૯૧૪માં વિલાયતથી નવી વિદ્યા, નવી દૃષ્ટિ સાથે અનિવાર ઉત્સાહ અને પ્રચંડ આત્મવિશ્વાસ પણ સાથે લઈ આવ્યા. આટલો ઉત્સાહ અને ખાસ કરીને આટલા આત્મવિશ્વાસનો પાક સામાન્ય રીતે હિંદુસ્તાનની ભોંયમાં થતો નથી. ડૉક્ટરસાહેબે શરૂમાં જ્યારે જ્ઞાનકોશને માટે નાગપૂરમાં લિમિટેડ કંપની કાઢી ત્યારે કેટલાક સજ્જનો તેમની મશ્કરી કરવા લાગ્યા. પણ ડૉક્ટરસાહેબ ઢીલા દિલના નહોતા. તેમણે કેટલાક સાથીઓ સાથે કામ શરૂ કર્યું અને જ્ઞાનકોશના ૨૩ ભાગો છપાવીને મહારાષ્ટ્રના જ નહિ પણ હિંદુસ્તાનના સાહિત્યમાં એક બહુમૂલ્ય ઉમેરો કર્યો. આજના દિવસોમાં રાજ્ય પડાવવા માટે પણ કંપનીનો આશરો લેવો પડે છે, તો પછી જ્ઞાનદાનનું પવિત્ર કામ કરવાને માટે કંપનીની આવશ્યકતા જણાઈ તેથી ગુર્જર વાચક નવાઈ ન પામે.

જ્ઞાનકોશની પદ્ધતિ અનુસાર કોલ્હાપુરમાં 'વ્યાવહારિક જ્ઞાનકોશ' ને માટે લિમિટેડ મંડળ સ્થાપન થયું છે. દૈનિક અને નૈમિત્તિક વ્યવહારમાં જેટલી વસ્તુઓ આવે છે તેની માહિતી તેમાં આપેલી હોય છે. તેનો પહેલો ખંડ પ્રસિદ્ધ થયો છે. સાહિત્યનાં બધાં ક્ષેત્રોના ગ્રંથ-

ગ્રંથકારોની સૂચીની જરૂર જણાઈ અને જ્ઞાનકોશ મંડળે ' **महाराष्ट्रीय वाङ्मयसूची** ' ૧૯૧૯માં બહાર પાડી તેમાં ૧૮૧૦થી ૧૯૧૬ સુધીના સાહિત્યની પૂરી નોંધ છે. એ જ પ્રકારની સ્વ. ચાંદોરકરની ' **संतकवि–काव्यसूचि** ' છે. આ જ લેખકે સંશોધકો માટે જૂનાં ઐતિહાસિક સ્થળોની સૂચી તૈયાર કરી છે. શ્રી. કરકરે–વૈદ્યનો ' **स्थलनामकोश** ' એવા જ પ્રકારનો યશસ્વી પ્રયત્ન છે.

ઉપરના કોશો સિવાય મરાઠી ભાષાના વાક્પ્રચાર, સંપ્રદાય, લહેકા, કહેવતો, ઉખાણાંના પણ કોશો થયા છે. આ પ્રકારનો પહેલો કોશ કૅપ્ટન વેનવરિંગ નામના અંગ્રેજે ૧૮૯૯માં છપાવ્યો છે. તેમાં મરાઠી કહેવતોનું વિષયવાર વર્ગીકરણ છે. પછીના શ્રી. આપટે અને ભિડેના આવી જાતના કોશો પ્રસિદ્ધ થયા છે.

ઇંદોરના સ્વ. કાળેલે નામના વિદ્વાને રોજેટના થેસોરસની પદ્ધતિ મુજબ ' **राजकोश** '-નો આરંભ કર્યો હતો, તેમાં સમાનાર્થક શબ્દો એકસાથે આપેલા છે. તેના બે ખંડ પ્રસિદ્ધ થયા પછી લેખક ગુજરી જવાથી તે કામ અધૂરું રહ્યું છે.

વાઈમાં (જિ. સાતારા) પ્રસિદ્ધ કેવલાનંદ સ્વામી (પૂર્વાશ્રમના નારાયણશાસ્ત્રી મરાઠે)ની પ્રેરણાથી '**धर्मकोश**'નું કામ શરૂ થયું છે. તેનો ઉદ્દેશ ગયાં ૭ હજાર વરસોના ધર્મના ઇતિહાસમાંનાં ધર્મવિષયક વચનોનો સંગ્રહ કરવાનો છે. સમાજશાસ્ત્ર તથા કાયદો અને ધર્મના અભ્યાસને માટે તેનો બહુ ઉપયોગ છે. વડોદરાનરેશ શ્રીમંત સયાજીરાવની પ્રેરણાથી ડૉ. ગજ્જરનો '**बहुभाषा कोश** ' અને પછી ૧૯૨૭ માં ' **श्रीसयाजी शासन कल्पतरु** ' નામનો કોશ ખાસ નીમેલી સમિતિ તરફથી પ્રસિદ્ધ થયા. તેમાં અંગ્રેજી શબ્દ આગળ ગુજરાતી, મરાઠી, સંસ્કૃત, ઉર્દૂ, ફારસી, હિંદી અને બંગાલી શબ્દો આપેલા છે. આ સિવાય શાસ્ત્રીય પરિભાષાના પ્રચારને માટે ' **वैज्ञानिक शब्दकोश** ' પણ ત્યાં પ્રસિદ્ધ થયો છે.

અંગ્રેજીમાં જેમ ' ઇયર બૂક ' હોય છે, તેવી જાતના પ્રયત્નો મરાઠીમાં થયા છે. શ્રી શ્રીપાદ મ. માટેએ પૂનામાં 'મહારાષ્ટ્ર સાંવત્સરિક મંડળ' કાઢીને તેના તરફથી ૧૯૩૩માં ૧૦૦૦ પાનાનો '**महाराष्ट्र—वार्षिक**' નામનો ગ્રંથ છપાવ્યો, અને ૧૯૩૪ અને ૧૯૩૫માં તે તે વરસના પુરવણી અંકો કાઢ્યા આટલું કામ કરીને તેમણે ' **विज्ञानबोध** ' નામનો બધાં ભૌતિક શાસ્ત્રોનો સુબોધ ઇતિહાસ છપાવ્યો. તેમાં તે તે વિષયના તજ્જ્ઞોના લેખો હોવાથી તે ગ્રંથ સરસ થયો છે. જ્ઞાનકોશનો પાંચમો ખંડ ' **विज्ञानेतिहास** 'નો છે.

હવે મરાઠી સાહિત્યમાં સંદર્ભ–ગ્રંથ ( Reference Book), વ્યાયામકોશ, અધ્યાપનકોશ, વ્યાપારકોશ, પરભાષાગ્રંથકોશ, વિદ્યાર્થીજ્ઞાનકોશ, પ્રવાસકોશ, કુટુંબકોશ, કાયદાકોશ, કલાકોશ, ધર્મકોશ વગેરે કોશો અને તે પછી કોશોના કોશની માગણી છે. જો ' માગણી તેમ પુરવણી'નો વ્યાપારી સિદ્ધાંત સાચો હોય તો થોડાં જ વરસમાં ઉપરના કોશો મરાઠીમાં થવા જોઈએ. શું થાય છે તે જોઈએ.

## સાહિત્યસમીક્ષણ

સાહિત્યસમીક્ષણના ગ્રંથો જોવા બેસીએ તો તેમાં સ્વ. વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરનો 'संस्कृत कविपंचक' ગ્રંથ સૌથી પહેલાં હાથમાં આવે છે તેમાં શાસ્ત્રીજીએ કાલિદાસ, ભવભૂતિ, બાણ, દંડી અને સુબધુ, આ પાંચ કવિઓનાં કાવ્યોનું પરીક્ષણ કર્યું છે. આ જ અરસામાં શ્રી. ગણેશશાસ્ત્રી લેલેએ 'साहित्यशास्त्र' અને શ્રી. જ. વિ. દામલેએ 'अलकारादर्श' લખ્યા. બન્નેમા સમીક્ષણ કરવાની પદ્ધતિ સંસ્કૃત ગ્રંથોની છે. પછીના ૧૯૩૨ સુધીમા જે 'अलकारमीमांसा', 'अलंकारचन्द्रिका', 'सुलभ अलंकार' કે 'अर्थालंकारांचें निरूपण' આટલા ગ્રથો પ્રસિદ્ધ થયા, તેમાં લગભગ બધા ભાગમાં અલંકારોનાં જ વર્ણન અને વિવેચન આવતાં. ૧૯૩૨માં શ્રી. વિદ્યાધર વામન ભિડેની 'साहित्य-कौमुदी' પ્રસિદ્ધ થઈ તેમાં અલંકારો સાથે શબ્દશક્તિ, ધ્વનિ અને રસનુ સંક્ષિપ્ત વિવેચન છે એની સાથે કુ બાળૂતાઈ ખરેની 'अलंकारमंजृषा'નો ઉલ્લેખ કરવો જોઈએ જુદાજુદા અલકારો વિષેનાં ઉપલબ્ધ મતો અને ચર્ચા એમાં મળી આવે છે, તેથી તે બહુ ઉપયુક્ત 'અલંકારકોશ' થયો છે

સાહિત્યવિષયક તાત્ત્વિક ચર્ચા શ્રી. દત્તાત્રેય કે. કેળકરે 'काव्यालोचन' પ્રસિદ્ધ કરીને શરૂ કરી. અલંકારોને કાવ્યશરીરનો એક 'વિભ્રમ' સમજવો, એવી તેમની સૂચના હતી. એથી સંસ્કૃતમા અલંકારોને જે ગૌણ સ્થાન મળ્યું હતું, તેની જગ્યાએ તેમનો મુખ્ય ચર્ચામાં વિચાર થવા લાગ્યો. કાવ્યચર્ચાનો બીજો મહત્ત્વનો મુદ્દો ધ્વનિચર્ચા છે. તેનો વિચાર શ્રી. ગણેશશાસ્ત્રી અને તેમના પુત્ર શ્રી. લક્ષ્મણશાસ્ત્રી લેલે, ભિડે, ગોરે, કેળકર, પ્રો. જોગ અને આગાશેએ પોતપોતાના લેખોમાં કર્યો છે તેમાં પ્રો. જોગ અને શ્રી કેળકરનો મત અહીં જોઈએ. તેઓ કહે છે કે ધ્વનિ અભિવ્યક્તિનો જ એક પ્રકાર છે અને તેના વડે અભિવ્યક્ત થનાર એવુ કંઈક નિગળું જ તત્ત્વ છે, જેને આપણે 'કાવ્યનો આત્મા' કહેવુ જોઈએ, પછી તે તત્ત્વ રસ હોય કે ન પણ હોય.

કાવ્યવિચારનો ત્રીજો પ્રશ્ન રસચર્ચા છે. તેનો પહેલો ગ્રથ શ્રી દાજી શિવાજી પ્રધાનનો 'रसमाधव' છે. તેમા તેમણે નવા શાંતિ અને ભક્તિરસ ગણાવ્યા છે ૧૯૨૫ માં પ્રો શ્રી. ની. ચાપેકરે 'काव्यचर्चा' નામનો ગ્રંથ બહાર પાડ્યો અને રસચર્ચા શરૂ થઈ. તેમાં શૃગાર વીર અને કરુણ, આટલા જ મુખ્ય રસ માન્યા છે; રૌદ્ર, બીભત્સ અને ભયાનક રસોને વીરરસના અંગભૂત બનાવ્યા છે અને હાસ્ય અને અદ્‌ભુતને રસપ્રાંત-માથી રજા આપી છે પ્રો. જોગના 'अभिनव काव्यप्रकाश'માં તેમણે આઠ રસોનુ વર્ગીકરણ પશ્ચિમના માનસશાસ્ત્ર સાથે કેવુ બધબેસતુ છે, તે બતાવેલુ છે. ભાવનાનાં મૂલભૂતત્વ, વ્યાપકત્વ અને નિરપેક્ષતા ઉપર રસપદવીનો આધાર હોવો જોઈએ, એવો તેમનો મત છે. પણ તેમાં શ્રી. કેળકર કહે છે કે 'ઉત્કટ રીતે થતી આસ્વાદ્યમાનતા' આ રસની કસોટી હોવી જોઈએ. 'विदर्भ वीणा'ની પ્રસ્તાવનામાં શ્રી. શ્રીપાદ કૃ કોલ્હટકરે આઠ રસોને માન્ય રાખ્યા છે.

રસવિચારનો એક મહત્ત્વનો ભાગ રસપ્રતીતિની પ્રક્રિયા અને કાવ્યાસ્વાદની અવસ્થા છે. તેમાં શ્રી દ. કે. કેળકર, પ્રો. જોગ અને શ્રી ન. ચિં. કેળકરે વિચારો રજૂ કર્યા છે. શ્રી. ન. ચિં. કેળકરની ઉપપત્તિને શ્રી. દ. કે. કેળકરે અનુમોદન આપ્યું છે. તેમણે રસપ્રતીતિને 'સવિકલ્પ સમાધિ' એવુ નામ આપ્યુ છે. 'સવિકલ્પ સમાધિ' એટલે પોતે કવિ પ્રેક્ષકોની જેમ કાવ્યનિર્મિતિનો આનંદ તટસ્થ રહી અનુભવી શકે છે, તે. પોતાના કાવ્યપાત્રો સાથે રસાનુભવ ન લેવા જેટલો તદ્રૂપ થતો નથી, તેની સમાધિ નિર્વિકલ્પ નથી હોતી, પણ સવિકલ્પ હોય છે તે છે. પ્રો. જોગને આ ઉપપત્તિ માન્ય નથી, અને 'શોકરસનો આસ્વાદ રસાસ્વાદની પ્રક્રિયામા એક અનિર્ણિત પ્રશ્ન છે,' એમ તેઓ માને છે.

કાવ્યનું ધ્યેય, તેના વિષયો, કાવ્યનિર્મિતિને માટે આવશ્યક ગુણો અને કાવ્યનુ તાત્ત્વિક સ્વરૂપ, વગેરેનો વિચાર ઉપરના લેખકો સિવાય શ્રી. માડખોલકર અને શ્રી. હર્ષેએ કર્યો છે.

એકેક કવિના કે લેખકના પુસ્તક પર અભિપ્રાય કે સમીક્ષણ લખવાની પદ્ધતિ આપણે પશ્ચિમમાંથી લીધેલી છે. આ પદ્ધતિ શ્રી. વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરે શરૂ કરેલી અને પછીના સમયમા શ્રી ન. ચિં. કેળકર, કોલ્હટકર, ભિડે વગેરે ટીકાકારો થયા છે. તરુણ ટીકાકારોમાં શ્રી માડખોલકર, ખાંડેકર, કાળે, કુળકર્ણી, હર્ષેને મુખ્ય ગણાવી શકાય. શ્રી. માડખોલકરના '**आधुनिक कविपंचक**'મા લેખકે કેશવસુત, ગડકરી વગેરે પાચ કવિઓના કાવ્યનું સમીક્ષણ કર્યું છે તેમની '**विलापिका**'માં એક કાવ્યપ્રકાર ઉપરનુ સ્વતંત્ર વિવેચન છે '**विष्णुशास्त्री चिपळूणकर**'માં તેમના સાહિત્યનું શ્રી. માડખોલકરે ઉત્કૃષ્ટ સમીક્ષણ કર્યું છે. પ્રો. મિરાશીનો '**कालिदास**' સરસ ગ્રંથ છે. જ્ઞાનેશ્વર, એકનાથ, મુક્તેશ્વર, તુકારામ, રામદાસ, મોરોપંત વગેરે કવિઓનાં કાવ્યનું વિસ્તૃત પરીક્ષણ શ્રી પાંગારકર, શ્રી. ભિડે અને પ્રો. બનહટ્ટીએ સ્વતંત્ર ગ્રંથોમાં કર્યું છે જ્ઞાનેશ્વર વિષે '**ज्ञानेश्वरदर्शन**' ગ્રંથ પ્રસિદ્ધ છે. નવા કવિઓના કાવ્યનુ પરીક્ષણ શ્રી. હર્ષેએ કર્યું છે મહારાષ્ટ્રમાં સામાન્ય રીતે દરેક નવા ગ્રંથનુ પરીક્ષણ કોઈક ને કોઈક તો માસિકમા થાય જ છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી તે લેખો ગ્રંથબદ્ધ ન થવાથી તેનો ઉલ્લેખ આ લેખમા કરવો અશક્ય છે.

કાવ્યની રચના પર કેટલીક ચોપડીઓ લખાઈ છે. શ્રી ગોડબોલેનુ '**वृत्तदर्पण**' ઘણા વખત સુધી અધિકૃત મનાયુ. શ્રી. રાજવાડેએ મરાઠી છંદનું વિવેચન કરી વૃત્તવિચારની એક નવી દિશા બતાવી. પણ હાલના મરાઠી કવિઓની પદ્યનુ બધન ફેંકી દેવાની જ વધારે વૃત્તિ દેખાય છે, અને તેઓ '**मुक्त-छद**'ની તરફદારી કરવા લાગ્યા છે. તેમનો પ્રયત્ન સફલ થાય તો પછી એક જ કાવ્યવૃત્ત રહેવાનું અને તે અવૃત્ત! પણ '**मुक्तछद**' હજુ સુધી લોકપ્રિય થયો નથી પ્રો માધવરાવ ત્રિં. પટવર્ધનનો '**मराठी आधुनिक वृत्तशास्त्र**' ગ્રંથ બહુ જ વિદ્વત્તાપ્રચુર અને વ્યાપક છે. તેમા મરાઠીમા આવી શકે, એવા ફારસી વૃત્તોની પણ ચર્ચા કરી છે.

નાટ્યવિષયક ટીકાલેખોમાં શ્રી. કોલ્હટકરનો શ્રી. ન ચિં. કેળકરના '**तोतयाचे बंड**' પરનો ટીકાત્મક લેખ, શ્રી ધારપુરેની '**खाडीलकरांची नाट्यसृष्टि**', પ્રો. દાંડેકરનું '**केळकरांचीं नाटकें**', શ્રી. ખાડકર, સાઠે અને જોશીની શ્રી. ગડકરીના નાટકો ઉપરની ટીકા ગણાવી શકાય. કુ ગોદાવરી કેતકરે '**भारतीय नाट्यशास्त्र**' નામનો એક મોટો ગ્રંથ લખ્યો છે. શ્રી ભાવેનું '**गडकन्यांचा विनोद**' સુંદર પુસ્તક છે.

નવલકથા ઉપરના ટીકાગ્રંથોમાં શ્રી. વા. ના. દેશપાંડેનો શ્રી. હરિભાઊની નવલકથા ઉપરનો ગ્રંથ મુખ્ય છે. જૂના મરાઠી સાહિત્યનો ઇતિહાસ શ્રી. વિનાયકરાવ ભાવેએ 'महाराष्ट्र-सारस्वत' નામના ઉત્કૃષ્ટ ગ્રંથના બે ભાગોમાં અને શ્રી. પાંગારકરે પણ બે ભાગોમાં આપેલો છે. સાહિત્યની તાત્ત્વિક ચર્ચા શ્રી. આપટેની 'लेखनकला' અને પ્રો. ફડકેની 'प्रतिभासाधन' નામની ઉત્તમ ચોપડીમાં કરેલી છે. શાસ્ત્રીય અને કઠણ વિષયને પણ પોતાની રમતિયાળ અને મોહક શૈલીથી પ્રો. ફડકે સુલભ બનાવે છે.

આ તાત્ત્વિક ચર્ચા પરથી આપણે હવે તત્ત્વજ્ઞાન તરફ વળીએ.

## તત્ત્વજ્ઞાન અને ધર્મ

અંગ્રેજી 'फिलॉसॉफी' શબ્દમાં નીતિશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, માનસશાસ્ત્ર, અધ્યાત્મશાસ્ત્ર અને સૌંદર્યશાસ્ત્રનો સમાવેશ થાય છે. આપણી તત્ત્વજ્ઞાનગંગા ધર્મશંકરની જટામાં જ સમાયેલી હોય છે. તેથી આપણા તત્ત્વજ્ઞાનના ગ્રંથો પહેલાં ધર્મના અને પછી તત્ત્વજ્ઞાનના હોય છે. મહારાષ્ટ્રમાં 'ज्ञानेश्वरी' કે 'अमृतानुभव' ગ્રંથો જેમ તત્ત્વજ્ઞાનના છે તેમ ધર્મના પણ ગ્રંથો કહેવાય છે. આચાર અને વિચારમાં ઐક્ય લાવવાનો જ્યાં આગ્રહ છે ત્યાં જીવનની આ બે ગંગાજમુનાનો સંગમ જ થવાનો.

પણ અંગ્રેજી અધ્યયન સાથે અંગ્રેજી પૃથક્કરણની પદ્ધતિ આવી અને તત્ત્વજ્ઞાન એ તાત્ત્વિક કે બૌદ્ધિક માન્યતાનો વિષય થયો. ૧૮૮૦થી ૧૯૦૦ સુધીમાં હકસલે અને સ્પેન્સરના ગ્રંથોનાં ભાષાંતરો થયાં અને નવી તાત્ત્વિક વિચારપદ્ધતિનો પાયો નંખાયો. શ્રી. કા. બ. મરાઠેનું 'न्यायशास्त्र' ૧૮૮૨માં પ્રસિદ્ધ થયું. ત્યારપછીના ૧૯૦૦ સુધીના ગ્રંથોમાં સ્પેન્સરના 'Data of Ethics'ના આધારે સ્વ. પ્રો. ચિંતામણ ગં. ભાનુએ લખેલી 'नीतिमीमांसा', પ્રો. ધોંડો કેશવ કર્વેએ લખેલા 'नीतिसिद्धांत' અને 'राजनीतीचीं मूलतत्त्वें', શ્રી નારાયણ લ. ફડકેનો 'First Principles'નો અનુવાદ 'अज्ञेयमीमांसा', આટલાં ગણાવી શકાય. આ ચારપાંચ ગ્રંથોનાં નામો આપવાનું કારણ આ છે કે આ ઉપરથી તે અરસામાં મહારાષ્ટ્રની તત્ત્વશોધક બુદ્ધિએ પશ્ચિમના કયાકયા તત્ત્વજ્ઞાનીઓનો અભ્યાસ શરૂ કર્યો હતો, તેની કલ્પના વાચકને આવે. આ જ અરસામાં શ્રી. શં. બા. દીક્ષિતે મેક્સમુલરનાં ધર્મ ઉપરનાં ભાષણોનું ભાષાંતર 'धर्ममीमांसा' નામેથી પ્રસિદ્ધ કર્યું. આ ગ્રંથે ધર્મ અને તત્ત્વજ્ઞાનના પરીક્ષણની એક નવી દિશા અભ્યાસકને બતાવી.

૧૯૦૨માં શ્રી. મોરો કે. દામલેએ 'न्यायशास्त्रचिगमनें' નામનું સ્વતંત્ર પુસ્તક પ્રસિદ્ધ કરીને તત્ત્વજ્ઞાનવિષયક સાહિત્યની શરૂઆત કરી. ૧૯૧૩માં શ્રી. સીતારામ ફડકેનું 'वेदान्तनिदर्शन' પ્રસિદ્ધ થયું. તેમાં વેદાન્તનો વ્યાપક અર્થ લઈને કર્મ, જ્ઞાન અને ભક્તિની એકવાક્યતા બતાવી છે.

જનસમાજમાં ફિલસૂફો જેવા વિરલ હોય છે તેમ સાહિત્યમાં ફિલસૂફીના ગ્રંથો પણ વિરલ હોય છે. પણ જ્યારે એવો ગ્રંથ લખાય છે ત્યારે તે એક હોય તોપણ દુનિયાને ખળભળાવી મૂકે છે. આ જ અર્થમાં ઇમર્સને પોતાના એક નિબંધમાં લખ્યું છે, કે 'Beware when God lets loose a planet on earth'.

આવું કામ ૧૯૧૫માં લોકમાન્યના 'ગીતારહસ્ય' ગ્રંથે કર્યું. હજુ સુધી મહારાષ્ટ્રનો બુદ્ધિજીવી વર્ગ સ્પેન્સર, મિલ કે સિજવિકને ગુરુસ્થાને માનતો હતો. પણ જ્યારે રહસ્યકારે તેમના તત્ત્વજ્ઞાનની ગીતાના તત્ત્વજ્ઞાન સાથે સરખામણી કરી ગીતાનું શ્રેષ્ઠત્વ બતાવ્યું ત્યારે તે વર્ગ આપણા સાહિત્ય તરફ ઉત્સાહથી વળ્યો.

'**ગીતારહસ્ય**' ગ્રંથ અનેક વિશેષતા લઈને બહાર પડ્યો. એક અસામાન્ય ગજદારી આગેવાનની વિરાટ સાહિત્યકૃતિ, ગીતાકાર શ્રીકૃષ્ણની પેઠે તેનું પણ જન્મસ્થાન કારાવાસ અને તે પણ હિંદુસ્થાનની બહાર, સમર્થ લેખકની વિદ્વત્તા જૂના વળણની પણ નિર્ણયો નવી પદ્ધતિના, ધર્મસંદેશને મળેલું રાજકીય મહત્ત્વ—આવી વિશેષતાને લઈને '**ગીતારહસ્ય**' '**शतक ग्रन्थ**' કહેવાયો એમાં શી નવાઈ? ગીતા નિવૃત્તિ પર નથી, તે પ્રવૃત્તિ પર કર્મયોગ શિખવાડે છે, 'કર્મ' શબ્દનો અર્થ 'વૈદિક વિહિત કર્મ' એટલો જ નથી. પણ તેમાં સમાજોપયોગી બધાં કર્મોનો સમાવેશ થાય છે, જ્ઞાનોત્તર જ્ઞાનીએ કર્મ કરવું જ જોઈએ, અને કર્મ જ્ઞાનનો આનુષંગિક ભાગ નથી પણ સ્વતંત્ર મોક્ષમાર્ગ છે, આ 'ગીતારહસ્ય'નો સિદ્ધાંત છે. નિર્ણયો માટે ધર્મગ્રંથોનો આધાર આપવાની શૈલી, તર્કશુદ્ધ વિવેચનકૌશલ્ય, પરમત-ખંડનમાં આવેલો ભેદક યુક્તિવાદ, શાસ્ત્રીય ગ્રંથને શોભે એવી પ્રૌઢ ભાષા—આવા ગુણોને લઈને આ ગ્રંથ અપૂર્વ થયો છે

'ગીતારહસ્ય'માં કરેલા પ્રચલિત સાંપ્રદાયિક ગીતા વિષેના મતોના વિરોધને લઈને તે અરસામાં મહારાષ્ટ્રમાં ભારે ખળભળાટ થયેલો અને સભામાં અને સાહિત્યમાં વાગ્યુદ્ધો શરૂ થયાં. મહારાષ્ટ્રના વિદ્વાનોએ ઘણી સભાઓમાં પોતાનો મત દર્શાવ્યો અને તે પ્રશ્નોનો જવાબ પોતે લોકમાન્યે કેટલીક સભાઓમાં આપ્યો. આ ચળવળને લીધે ગીતા ઉપર અને તદનુષંગથી ધર્મતત્ત્વજ્ઞાન પર ઘણું સાહિત્ય બહાર પડ્યું.

તેમાં શ્રી. આચાર્યભક્ત બાપટના '**ગીતાભાષ્યાર્થ**'નો પ્રથમ ઉલ્લેખ કરવો જોઈએ. શ્રી. બાપટ એક પ્રખર વિદ્વાન અને શંકરાચાર્યના અનન્ય ભક્ત હતા. તેમણે શંકરાચાર્યનાં ઉપનિષદ્‌ભાષ્યો, વેદાન્તસૂત્રભાષ્ય, ગીતાભાષ્ય અને બીજાં દર્શનો ઉપર ભાષાંતરાત્મક અને વિવેચનાત્મક એવાં ચાર હજારથી વધુ પાનાં લખ્યાં છે. '**ગીતાભાષ્યાર્થ**'-નાં ૧૨૦૦ પાનાં છે. તેમણે લોકમાન્યના મતનું ખંડન કર્યું છે. ગીતા સંન્યાસ પર અને નિવૃત્તિ પર છે, કર્મ ચિત્તશુદ્ધિ પૂરતું જ હોઈ જ્ઞાનનો આનુષંગિક ભાગ છે, એવું તેમનું કહેવું છે. 'ગીતારહસ્ય'નું મંડન કરનારાઓમાં શ્રી. સદાશિવશાસ્ત્રી ભિડેની '**रहस्यदीपिका**' મુખ્ય છે. શ્રી ગજવાડેના '**ગીતાભાષ્ય**'માં ગીતાનો આધુનિક નીતિશાસ્ત્ર અને સમાજ-શાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કર્યો છે. શ્રી. કોલ્હટકરના '**भागवतरहस्य**'માં ગીતારહસ્યના વિચારોનું ખંડન કર્યું છે.

વેદાન્ત વિષે પ્રમાણમાં વધારે લખાયું છે. ઉપનિષદો, શંકરાચાર્યનાં ભાષ્યો અને વેદાંત-સૂત્ર પરના શારીરભાષ્યનાં ભાષાંતરો થયાં છે. આ કામમાં પ્રો. ચિંતામણ ગં. ભાનુ અને આચાર્ય બાપટનો મોટો ભાગ છે. 'બ્રહ્મસૂત્ર'નું ભાષાંતર મહામહોપાધ્યાય અભ્યંકરશાસ્ત્રીનું પ્રસિદ્ધ છે. શ્રી. બાબા ગર્દેનું 'પંચદશી'નું ભાષાંતર છે સ્વતંત્ર ગ્રંથોમાં પ્રો મહાદેવ મલ્હાર જોશીનો '**आधुनिक सुशिक्षितांचा वेदान्त**' પ્રથમ પંક્તિમાં આવે છે. ડૉ લેલેએ કેટલાક લેખો

અમળનેરના તત્ત્વજ્ઞાન માસિકમાં લખ્યા છે. શ્રી. કાથવટેના '**अद्वैतसिद्धांताचा युक्तायुक्त विचार**' માં લેખકે અદ્વૈતમતના કેટલાક સિદ્ધાંતોની અને વિશેષતઃ માયાવાદની અયુક્તતા બતાવી છે અને આખરે મધ્વસિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું છે. શ્રી. ગોવિંદસુતનો '**परमार्थ विचार**' અતિ ઉત્તમ ગ્રંથ છે.

સ્વામી વિવેકાનંદ અને રામતીર્થે વેદાંતપ્રતિપાદનની એક નવી ભાત પાડી. પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન સાથે વેદાંતની સરખામણી કરીને તેની શ્રેષ્ઠતા સિદ્ધ કરવાના પ્રયત્નો થવા લાગ્યા, તેમાં ડૉ. લોંઢેનું લખાણ મુખ્ય છે. બાબુ અરવિંદ ઘોષનું એક નાનું ચરિત્ર અને તેમના તત્ત્વજ્ઞાન ઉપર સામાન્ય લેખો શિવાય બીજું સ્થાયી સાહિત્ય લખાયું નથી. રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય અને મધ્વાચાર્ય વિષે મરાઠીમાં બહુ ઓછું લખાયું છે. મીમાંસામાં શ્રી કિંજવડેકરની '**मीमांसा-परिभाषा**' અને પ્રો. પાંડુરંગ વા. કાણેનો '**पूर्वमीमांसापद्धतीचा इतिहास**' અત્યુત્તમ ગ્રંથો છે. '**भारतीय तत्त्वज्ञान**' નામના મોટા ગ્રંથમાં મધ્યસ્થી લેખક શ્રી. ન. ચિં. કેળકરે હિંદુસ્તાનના તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ આપ્યો છે. તેમાં નવો મત કે અન્ય મતોની ગ્રાહ્યાગ્રાહ્યતા બતાવી નથી તોપણ તત્ત્વજ્ઞાનના એક સળંગ ઇતિહાસ તરીકે તેનું મહત્ત્વ છે.

નીતિશાસ્ત્ર ઉપરનો પ્રો. વામન મલ્હાર જોશીનો '**नीतिशास्त्र प्रवेश**' સર્વોત્કૃષ્ટ છે સાદી પણ મનોહર શૈલી અને અર્થપૂર્ણ પરિભાષા, વિષયને સહેલો કરવા જેટલી વિવેચનપદ્ધતિ અને પ્રગાઢ વિદ્વત્તાને લીધે આ ગ્રંથ સાહિત્યમાં પ્રથમ પંક્તિનો થયો છે. તેમનો '**सॉक्रेटिसाचे संवाद**' ભાષાંતર છે, છતાં સાહિત્યમાં સમૃદ્ધ અને ઉદ્‌બોધક ગ્રંથ તરીકે તેને સારો ફાળો છે. પ્રો. વિ. સ. ગોગટેનો '**नीतिशास्त्रविचार**' નીતિશાસ્ત્ર સાથે વાચકને સારો પરિચય કરાવશે શ્રી. દાજી નાગેશ આપટેના '**नीतिशास्त्रप्रवोध**'માં નીતિવિષય વિચારોનો ઐતિહાસિક વિકાસ બતાવેલો છે.

સૌંદર્યશાસ્ત્ર ઉપર શ્રી વાસુદેવ ગો. આપટેનું '**सौंदर्य आणि ललितकला**' અને પ્રિ ભાટેનું '**ललितकलाविचार**' પ્રસિદ્ધ છે. ધાર્મિક પ્રશ્નોની તાત્ત્વિક ચર્ચા શ્રી. દફતરીના '**धर्मरहस्य**'માં સરસ રીતે કરેલી છે. માનસશાસ્ત્રની ચર્ચામાં શ્રી ના. લ. ફડકેનાં '**मानसशास्त्राचीं तत्त्वें**' અને '**मानसशास्त्राचें विवरण**' સ્પેન્સરનાં 'Principles of Psychology 'નાં લગભગ ભાષાંતરો જ છે. ડૉ. ગોપાળ ભા. ગોખલે અને પ્રો. ના. સિ. ફડકેએ મળીને લખેલી '**मानसोपचारशास्त्र व पद्धति**' 'માનસશાસ્ત્રના વ્યવહારોપયોગી' ઉપાંગોની ચર્ચા છે. પ્રો. વામનરાવ જોશીના કેટલા માનસશાસ્ત્ર ઉપરના સારા લેખો માસિકોમાં આવ્યા છે. '**मानस मंदिर**' માનસશાસ્ત્ર ઉપરનો પ્રો ફડકેનો ગ્રંથ અત્યંત સુલભ અને અત્યંત રમણીય છે. પણ ડૉ. લોંઢેએ 'જ્ઞાનકોશ' ૧૮ મા ભાગમાં માનસશાસ્ત્ર ઉપર એક વિસ્તૃત લેખ લખ્યો છે, તેમાં હજુ સુધીની 'અ શોધોનો ઉપયોગ કર્યો છે. તેથી તે ઉત્તમ રીતે શાસ્ત્રનો પ્રથમ પરિચય કરાવે છે. શિક્ષ વિષયક માનસશાસ્ત્રમાં શ્રી. નેનેનું '**शिक्षणकला व मानसशास्त्र**' અને મૈનાબ શહાણેનું '**वालशिक्षण व मानसशास्त्र**' વિશેષ ઉલ્લેખ કરવા જેવાં છે. અમળનેર 'તત્ત્વજ્ઞાન-મંદિર'માં તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવાની સારી સગવડ છે. મંદિર તરફથી તત્ત્વજ્ઞાનવિષયક એક માસિક આજે કેટલાંય વરસથી નીકળે છે.

ધાર્મિક સાહિત્યનો વિચાર અહીં જ કરી લેવો ઇષ્ટ છે. આ જમાનામાં જૂના ધાર્મિક ગ્રંથોનો નવા સમયને અનુકૂલ એવો નવો અર્થ કરવો, એ જ મુખ્ય કામ છે. પ્રો. કાણેના '**धर्मशास्त्र विचार**' અને શ્રી. કોકજેશાસ્ત્રીના '**धर्मस्वरूपनिर्णय**'માં આ દૃષ્ટિએ સરસ વિવેચન થયું છે. અસ્પૃશ્યતાને જૂના ધાર્મિક ગ્રંથોમાં આધાર નથી, એ વાત શ્રી. પાઠકશાસ્ત્રીના '**स्पृश्यास्पृश्य–मीमांसा**' અને પં. સાતવળેકરના '**स्पर्शास्पर्श**' મા શાસ્ત્રોના દાખલાઓ ટાંકી સિદ્ધ કરી છે

હવે વૈજ્ઞાનિક સાહિત્ય તપાસશુ.

## વૈજ્ઞાનિક સાહિત્ય

મરાઠી જૂના સાહિત્યમાં—અથવા તો આપણા હિંદુસ્તાનના જૂના સાહિત્યમાં વિજ્ઞાન તરફ બહુ ઓછું ધ્યાન અપાયું છે, એમ કહીએ તો કોઈને ખોટું લાગવાપણું ન હોય. બે વસ્તુઓ અથડાય છે ત્યારે અગ્નિની ઉત્પત્તિ થાય છે, તેમ વિજ્ઞાનનો જન્મ પણ જીવન અને જગતની અથડામણમાં થાય છે, એમ કહી શકાય. આપણા જૂના સાહિત્યમાં એક જ્યોતિષ અને બીજું વૈદકશાસ્ત્ર—આ બે જ શાસ્ત્રો હતાં. તેથી મરાઠીમાં વિજ્ઞાનવિષયક લખાણ આંગ્લ સાહિત્યના અભ્યાસ પછી શરૂ થયેલુ દેખાય છે. ૧૮૪૭માં સ્વતંત્ર વિજ્ઞાન-લેખનનો પ્રારંભ થયો અને તે વખતે મુંબઈની ગ્રેટ મેડિકલ કોલેજમાં મરાઠી પણ માધ્યમિક હોવાને લીધે ૧૮૭૫ સુધીમાં શ્રી. ફડકેનું '**यंत्रशास्त्र**', શ્રી. કૃષ્ણશાસ્ત્રી ભાટવડેકરનું '**विद्युत**' ડૉ. ચોભેનું '**शारीरशास्त्र**', ડૉ. નારાયણ દાજીનું '**रसायनशास्त्र**' અને શ્રી હરિશ્ચંદ્ર ચિંતામણનું '**प्रकाशलेखन**' પ્રસિદ્ધ થયાં.

પછીના સાહિત્યનું નિરીક્ષણ કરતાં દેખાશે કે ભૂસ્તરશાસ્ત્રમાં પ્રો. મોડકનું '**पदार्थवर्णन**', પ્રો. હુદ્લીકરનું '**भूस्तरशास्त्र**', શ્રી. પાવગીનું '**वेदकालीन भूस्तरशास्त्र**' આટલા ગ્રંથો પ્રસિદ્ધ છે. પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર ઉપર ઘણી ચોપડીઓ લખાઈ છે. પ્રો મોડકનાં આ વિષય પર ઘણાં પુસ્તકો છે. ગ્યાનોના પ્રસિદ્ધ પુસ્તકનું ભાષાંતર એમણે ચાર ભાગમાં કર્યું છે. તે સિવાય તેમનાં '**पदार्थविज्ञानशास्त्राचा उपोद्घात**', '**सृष्टिशास्त्राचीं मूलतत्त्वें**', '**सृष्टिशास्त्र**' ( ત્રણ ભાગ ), અને ધ્વનિશાસ્ત્ર ઉપરનાં ભાષણો પ્રસિદ્ધ છે. ડૉ. આપટેનાં '**सामान्य पदार्थविज्ञान**', '**पडल्या फळाचा संदेश**,' અને '**रंग आणि तरंग**' અત્યંત સરસ પુસ્તકો છે શ્રી. ધર્માધિકારીનાં '**तड्डित्**' અને '**विजेचा इतिहास**' અત્યંત વાચનીય છે. તે સિવાય પ્રો સ. વિ આપટેનાં '**वाहती वीज**' અને '**यामिक प्रदीप**', પ્રો. ના. કા. આપટેનું '**विद्युत्**,' શ્રી દાતેના '**विद्युत व विद्युत् ग्रेन**,' '**विद्युत् तारांची रचना**,' '**विद्युत् स्वावलंबन**', '**विद्युत लोहचुंबक**' વગેરે પુસ્તકો, શ્રી. દેશપાંડેનાં '**मोटर कशी हांकावी**' અને '**मोटर कशी चालते**,' શ્રી. વૈદ્યનુ '**मुलांकरतां प्रकाश**' ઉલ્લેખનીય છે. પ્રો. ભટ ગેનુ 'રિલેટિવિટી' પરનું '**अपेक्षावाद**' ઉત્કૃષ્ટ ગ્રંથ છે. નડિયાદના ખેતીખાતાના અધિકારી શ્રી. ભાલેરાવનુ આ જ વિષય પરનુ '**सापेक्ष दर्शन**' એક સરસ પુસ્તક છે.

હવે રસાયનશાસ્ત્રનો વિચાર કરીએ. શ્રી. મગડેનું '**रसायनशास्त्रप्रागल्भ्य**' અને પ્રો મોડકનાં '**निरिंद्रिय रसायनशास्त्र**' ( ભાગ ૨ ) અને '**सेंद्रिय**

અધિકૃત પુસ્તકો છે. તે સિવાય વૈદ્ય ત્ર્યંબક ગુ. કાળેનું 'भारतीय रसायनशास्त्र' અને ડૉ. આપટેનાં 'रसायनभूमिका' અને 'इंद्रियरसायन' સારાં છે.

જીવશાસ્ત્ર પર શ્રી વિ. બા. બાટેનાં 'जननमरणमीमांसा'માં જનનમરણ વિષે પૌર્વાત્ય અને પાશ્ચાત્ય કલ્પનાનો વિચાર કર્યો છે. અમદાવાદના પ્રો. દાતારે 'सजीव सृष्टीची उत्क्रांति' સરસ રીતે બતાવેલી છે. ટોળકરએ 'शरीरांतील आश्चर्यकारक माता'માં શ્વસનક્રિયા સમજાવેલી છે પ્રજનનશાસ્ત્રની માહિતી શ્રી. મોડકે 'सुप्रजाजनन शास्त्र' અને શ્રી રાનડેએ 'सुप्रजानिर्माणशास्त्र'માં આપી છે પ્રો. ફડકેએ 'सुखी संसार'માં પ્રજાની અનિર્મિતિની યુક્તિઓ બતાવેલી છે પ્રો. ફડકે જેવા ગ્રંથો ડૉ. રાઈરકર અને પ્રો. કર્વેએ લખ્યા છે.

પ્રાણીશાસ્ત્રનું સાહિત્યમંદિર શ્રી. કોલ્હટકરે 'माले व देवमाले'ની કૂંચીથી ઉઘાડયું. પછી કેટલાય સારાસારા ગ્રંથો અંદર પેસવા લાગ્યા. તેમાં બ્રસ અને વેલેંટાઈન નામના મિશનરીઓનું 'तुलनादर्शक शारीरशास्त्र,' ડૉ. ચિપળૂણકરનું 'हिंदुस्थानांतील सर्प,' કર્નલ ધારપુરેના 'महाराष्ट्रांतील सर्प' અને 'प्राणी व आरोग्य,' પ્રો. મોડક અને બા. શ્રી. કોલ્હટકરના બે ગ્રંથો 'प्राणीशास्त्राचीं मूलतत्त्वें,' શ્રી. દેશપાંડેનું 'कीटकशास्त्र', ઉપરના શ્રી. કોલ્હટકરનું 'हिंदुस्थानांतील पक्षी' અને શ્રી. જોશીનું 'हस्तिविज्ञान' મુખ્ય ગણાવી શકાય. ડૉ. ચિપળૂણકર અને શ્રી. દેશપાંડેનાં પુસ્તકોમાં વિસ્તૃત માહિતી આપેલી છે.

વનસ્પતિશાસ્ત્ર ઉપર લખવાની શરૂઆત મુંબઈના પ્રખ્યાત ડૉક્ટર ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકરે 'वनस्पतिशास्त्राचीं मूलतत्त्वें' લખીને કરી. ડૉ સાંબારેનું 'वनस्पति संसार' જેટલું મનોરંજક તેટલું સુબોધ છે. બીજા ગ્રંથોમાં શ્રી. તામ્હને અને શ્રી કાન્હેનું 'सुलभ वनस्पतिशास्त्र भाग १' અને ડૉ. વા. ગં. દેસાઈનું 'औषधीसंग्रह' ઉલ્લેખનીય છે.

જ્યોતિઃશાસ્ત્ર બન્ને અર્થમાં એટલે કે ખગોળશાસ્ત્ર અને ફલજ્યોતિષના અર્થમાં વધારે ને વધારે લોકપ્રિય થતું જાય છે. મરાઠીમાં તેના ઉપર ઘણું સાહિત્ય લખાયું છે. શ્રી શંકર બા. દીક્ષિતના 'ज्योतिर्विलास अथवा रात्रीची दोन घटका मौज' અને 'भारतीय ज्योतिःशास्त्र' આ બે ગ્રંથો આ વિષય પર અદ્વિતીય છે. પહેલો સામાન્ય લોકોને માટે અને બીજો વિસ્તૃત અને વિદ્વદ્‌ભોગ્ય છે. પહેલા ગ્રંથની પાંચ આવૃત્તિઓ છપાઈ છે, તે ઉપરથી તેની લોકપ્રિયતા કલ્પી શકાય તેમ છે. શ્રી. કેળકરના 'आकाशाचे देखावे'માં ઉત્તમ માહિતી સાથે ૧૨ નકશાઓ પણ આપેલા છે. નાગપૂરના વકીલ અને પ્રખ્યાત જ્યોતિઃશાસ્ત્રજ્ઞ શ્રી. દફતરીના 'भारतीय ज्योतिःशास्त्रनिरीक्षण'માં વિષયનું સર્વાંગપૂર્ણ વિવેચન છે. પ્રસિદ્ધ નાટકકાર શ્રી. કૃ. કોલ્હટકરનું 'भारतीय ज्योतिर्गणित' સરસ પુસ્તક છે. તે સિવાય શ્રી. ચિટણીસનું 'अंतरिक्षांतील चमत्कार,' શ્રી. પેંડેનું 'विश्वचमत्कार,' શ્રી. સ. બા. દેશપાંડેનું 'तेजोनिधि सूर्य,' શ્રી. ઢવળેનું 'विश्वाची रचना आणि उत्क्रांति' અને શ્રી કેતકરનું 'गोलद्वय प्रश्नविमर्श' અને તેમના બીજા ગ્રંથો, આટલાં ઉલ્લેખનીય છે. શ્રી કેતકર વિષે લોકમાન્ય કહેતા કે

ઓ જો યુરોપમાં જન્મ્યા હોત તો આખું યુરોપ તેમની વિદ્વત્તા ઉપર મુગ્ધ થઈ જાત. [ફ]લજ્યોતિષ ઉપર વિશ્વાસ રાખનારાઓ, શ્રી. નવાથેનું 'करणकल्पलता' અને શ્રી. [લ]ાખલેનું 'फलज्योतिषचिकित्सा' વાંચીને પોતાનું ભવિષ્ય સમજી લઈ શકે છે.

ગણિતશાસ્ત્રના ગ્રંથો ઓછા છે. શ્રી કુળકર્ણીનું 'क्षेत्र शंकुच्छेद' (કૉનિક સેક્[શ]ન ઉપરનું ), શ્રી. વિનાયકશાસ્ત્રી ખાનાપૂરકરનાં 'लीलावतीचें भाषांतर,' 'भास्करा[च]ार्याचें बीजगणित' અને 'गोलाध्याय' પ્રસિદ્ધ થયાં છે.

વૈદ્યકશાસ્ત્રના ગ્રંથો અત્યારના ડૉક્ટરોની સંખ્યાના પ્રમાણમાં છે. તેથી તેમાંના સર્વોત્તમ [ગ્ર]ંથોની જ યાદી આપુ છું. હોમિયોપાથી પર ડૉ. પળસુલે, ડૉ. વાડવાડ, ખરે, ભુલેલ, ધારપુરે, [કુ]લકર્ણીનાં પુસ્તકો સારાં છે. ક્રોમોપાથીપર 'वर्णजलचिकित्सासार', 'किरण[चि]कित्सक' અને 'सूर्यकिरणचिकित्सा' મહત્ત્વનાં છે. માધવ, વાગ્ભટ, શાર્ઙ્ગધર [વ]ગેરે પ્રાચીન વૈદ્યોના ગ્રંથોનાં ભાષાંતરો થયાં છે. લંઘનચિકિત્સા પર શ્રી. કિનરે અને [શ્ર]ી. જોશીએ પુસ્તકો લખ્યાં છે. તેમજ 'बालरोगचिकित्सा' 'बालशुश्रूषा,' [']अबलासंजीवनी', 'सुलभप्रसूति', 'ग्रांथिक सन्निपात', 'महामारी', ['प]टकी' પુસ્તકો વિશેષ ઉપયુક્ત છે. શારીરશાસ્ત્ર ઉપર ડૉ. સહસ્રબુદ્ધેનો 'आपलें [श]रीर' અને શ્રી. મરાઠેનું 'जीवनेन्द्रियशास्त्र' ઉત્કૃષ્ટ ગ્રંથો છે.

આરોગ્યશાસ્ત્રવિષયક ગ્રંથોમાં 'आर्याग्ल स्वस्थवृत्त', 'काय शिजवावें, [क]ाय खावें', नैसर्गिक आहारपद्धति', 'ताक व आरोग्य', 'मांसाहार' [વિ]શેષ ઉલ્લેખનીય છે. સાર્વજનિક આરોગ્ય વિષે 'स्वच्छता', 'घर आणि घरा[स]भोंवतालची जागा', 'आपलें आरोग्य' સારાં પુસ્તકો છે વ્યક્તિગત આરોગ્ય વિષે 'दांताचें आरोग्य' અને ઔંધના સંસ્થાનિક શ્રી. બાળાસાહેબ પંતપ્રતિનિધિનું 'नेत्रबल संवर्धन', ઉત્તમ પુસ્તકો છે. વ્યાયામ વિષે 'कुस्ती', 'स्त्रियांचे व्यायाम', 'दांड[प]ट्टा', 'શ્રી. બાળાસાહેબ પંતપ્રતિનિધિનું 'सूर्यनमस्कार', શ્રી. સપ્રેનું 'जुजुत्सु', પં. સાતવળેકરના 'आरोग्यासाठीं योगसाधन' (ભાગ ૪) ઉત્તમ પુસ્તકો તરીકે ગણાવી શકાય.

કૃષિશાસ્ત્ર ઉપર 'फळझाडांची लागवड', 'फलझाडांची बाग', 'शेतकरी', 'शेतकी सुधारणा व उपयुक्त माहिती', 'माझा शेतकीचा अनुभव', 'वनस्पतिसंवर्धन शिक्षक', 'कृषिकर्मविद्या (આ ગ્રંથ ૧૦૦૦ પાનાંનો છે), 'कोंकणची नवी भातशेती', 'टोमॅटोची लागवड', 'गुलाबाची लागवड', 'दुभतें न दुभतीं जनावरें' આ બધા ગ્રંથો માહિતીપૂર્ણ છે. 'शास्त्ररहस्य' અને 'निबंधरत्नमाला' માં 'दगडी कोळसा', 'विश्व', 'मनुष्य प्राण्याची पूर्वपीठिका', 'सृष्टींतील चमत्कार', રેંગલર પરાંજપેનો 'संख्येची कल्पना' અને પ્રો. કાનિટકરનો 'लहरी मीमांसा' લેખો સરસ છે.

રત્નોની સંપૂર્ણ માહિતી આપનારા ગ્રંથો પણ મરાઠીમાં છે. શ્રી ભિડકરનું 'रत्नपरीक्षा (૧૯૦૪) રત્નો દુકાનમાં મુકાય છે તેમ વ્યવસ્થિત રીતે લખાયેલું છે. શ્રી. ખાંબેટેના 'रत्नप्रदीप' (ભાગ ૧, ૧૯૩૧) માં અનેક રત્નોની માહિતી મનોરંજક રીતે આપેલી

છે અને દુનિયાનાં અત્યુત્કૃષ્ટ રત્નોનો ઇતિહાસ પણ આપેલો છે. આ રત્નો તે કાચવાળાં, મનુષ્યરૂપી નહિ, એ કહેવાની જરૂર નથી ! આ જ લેખકનો '**मौक्तिकप्रकाश**' (૧૯૨૫) પણ સારો ગ્રંથ છે.

વિજ્ઞાનવિષયક '**उद्यम**' (નાગપુર) અને '**सृष्टिज्ञान**' (પુના) આ બે માસિકો સરસ કામ કરી રહ્યાં છે.

વિજ્ઞાનનું વિવેચન જરા વિસ્તૃત લાગશે, પણ તેનું કારણ, આગળનો જમાનો વિજ્ઞાનનો હોઈ તે વિષય પર વધારે ધ્યાન આપવાની જરૂર છે, તે છે. પ્રો. પરાંજપેએ વડોદરાના સાહિત્ય સંમેલનમાં શાસ્ત્રીય વિભાગના અધ્યક્ષ તરીકે જે કહ્યું હતુ, તેમાંથી એક ફકરો આપીને આ પ્રકરણ પૂરું કરું છું. તેઓ કહે છેઃ "તરુણ પેઢીની હમણાની લેખનવાચનની દિશા બદલાવવાની જરૂર છે. તેમાં ગંભીરતા મુદ્દલ રહી નથી તાત્કાલિક સુખમા મશગૂલ રહી તેઓ શાસ્ત્રીય પ્રગતિ તરફ બેદરકાર રહે છે. આ માર્ગ છોડી દેવાથી જ શાસ્ત્રીય સાહિત્ય વધશે અને દેશનો સાથે આદ્યોગિક અને સાંપત્તિક સુધારો થશે. કેવળ લલિત કલાત્મક એકાંગી સાહિત્ય આ કામ માટે ઉપયુક્ત થવાનું નથી."

## સમાજશાસ્ત્ર

સમાજશાસ્ત્રમાં ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને રાજનીતિશાસ્ત્રનો સમાવેશ થાય છે. ઇતિહાસની સમાલોચના પહેલાં કરી છે, હવે બીજા બેઉનો વિચાર કરીએ.

૧૮૩૦ની આસપાસ મરાઠીમા પહેલવહેલો અર્થશાસ્ત્ર ઉપર ગ્રંથ લખાયો, તે અર્થશાસ્ત્રને '**लक्ष्मीशास्त्र**' નામ આપ્યુ છે. શ્રી. કૃષ્ણશાસ્ત્રી ચિપળૂણકરે (શ્રી. વિષ્ણુ શાસ્ત્રી ચિપળૂણકરના પિતા) ૧૮૫૫માં '**अर्थशास्त्रपरिभाषा**' નામનો ગ્ર લખ્યો, અને ત્યાર પછીના ૧૯૦૦ સુધીના સમયમાં અર્થશાસ્ત્ર ઉપર ૨૦–૨૨ ગ્રં લખાયેલા દેખાય છે.

વીસમી સદીના અર્થશાસ્ત્રના સાહિત્યની પ્રેરણા ન્યા. મ. રાનડે પાસેથી મળેલી, કે પ્રસ્તાવનામાં કહેલું છે. તે સમયમાં પૂનામાં '**व्यापार कंपनीची सभा**' હતી, તેમણે શ્રી. ગં વ્યં. જોશી નામના એક અર્થશાસ્ત્રી પાસે વેપારની તપાસ કરાવી તેનો રિપોર્ટ મંગાવ્યો, પરથી શ્રી. રાનડેએ ભાષણો આપ્યાં. તેમાં તેમણે મિતવ્યય કેવી રીતે કરવો, ૧૮૧૩-માં હિંદુસ્તાનમાં ફક્ત ૯૦ હજારનું પરદેશી કાપડ આવ્યું, પણ ૧૮૭૧–૭૨ માં ૯ા૧ કરો કાપડ આવ્યાની વાત કરી છે. વેપારીઓને યોગ્ય માહિતી આપવા તેમણે '**मुंबई व्यापार**' અને '**व्यापारी भूगोल**' છપાવ્યાં. શ્રી. રાનડેને તત્કાલીન આર્થિક સ્થિતિનો અભ્યાસ કરવાની તક પણ સારી મળેલી. તેનો લાભ લઈ તેમણે ખેડૂતોની સ્થિ ઔદ્યોગિક પરિસ્થિતિ વગેરેનો ઉત્તમ અભ્યાસ કર્યો, અને ૧૮૮૯માં 'પશ્ચિમ હિંદુસ્ત ઔદ્યોગિક મંડળ' (Industrial Association of Western India' સ્થાપન અર્થશાસ્ત્ર ઉપરનાં તેમનાં ભાષણો પ્રસિદ્ધ છે. તેમાં તેમણે નીચેના સિદ્ધાંતોનું પ્રતિ છેઃ—(૧) હિંદુસ્તાનનો ઇતિહાસ અને લોકોની મનોરચના પશ્ચિમ કરતાં જુદા પ્ર છે. તેથી તેનો ઔદ્યોગિક વિકાસ હરીફાઈથી નહિ પણ પરસ્પર સહકારથી થવાનો છે

ા વિકાસ કરાવવાનું કર્તવ્ય સરકારનું છે અને તેમણે તે કરવું જોઈએ; (૩) ખુલ્લો વેપાર ંદુસ્તાનને નુકસાન કરનારો છે, તેથી સંરક્ષક કાયદાઓની જરૂર છે; અને (૪) પરના ત્રણેય સિદ્ધાંત દેશના બધા પ્રાંતોને લાગુ હોવાથી તેમણે સહકારથી અને એક-ાષ્ટ્રીયત્વના પાયા પર કામ કરવું જોઈએ. આ એકરાષ્ટ્રીયત્વનું રસાયણ આજે આપણને ળે તો ઊતરે છે, પણ મગજ ફાટી જવાથી તેનો પૂરો ઉપયોગ થતો નથી. શ્રી. ગનડેને દદ કરનારાઓમાં રાવબહાદુર ગણેશ વ્યંકટેશ જોશી પ્રસિદ્ધ વિદ્વાન હતા. તેઓ માસ્તર ને પછી હેડમાસ્તર થયા હતા. પણ તેમનો અર્થશાસ્ત્રનો વ્યાસંગ એટલો જબરો હતો કે મની આગળ તે વખતના પ્રોફેસરો પણ શરમાતા. શ્રી. જોશીને લોકમાન્ય 'આંકડાશાસ્ત્રના વતાર' કહેતા. તેમનાં ભાષણોનો એક બારસો પાનાંનો ગ્રંથ છપાયો છે. છેવટે, તેઓ મુંબઈ ાઉન્સિલના સભાસદ પણ થયેલા.

હવે પછીના સમયના બે ભાગ પાડી શકાય:—(૧) ૧૯૦૦–૧૯૨૦, અને (૨) ૧૯૨૦–૯૩૫. પહેલા ભાગમાં સ્વદેશીનો પુરસ્કાર, સરકારની ચલણ અને જકાતની પદ્ધતિ પર ીકા, અંગ્રેજી સમયમાં વારંવાર થતા દુકાળોની મીમાંસા અને બેંકો તૂટવાનાં કારણો ચર્ચાતાં. ીજા ભાગમાં (૧) સ્વદેશી સાથે ગ્રામસંઘટના, ગ્રામોન્નતિ, સહકારી ચળવળ વિષેનું સાહિત્ય, ૨) ખાદી, ગ્રામોદ્યોગ અને બીજા ઉદ્યોગો, કળા, વ્યાપાર વિષેનાં માસિકો તથા પુસ્તકો, ૩) અર્થશાસ્ત્રનાં નાના નાનાં પુસ્તકો, (૪) સમાજનિરીક્ષણના સંશોધન પર નિબંધ અને (૫) ામ્યવાદી સાહિત્ય મુખ્યત્વે આવે છે.

શ્રી. ગોવિંદ ગો. ટિપણીસના '**हिंदुस्थानांतील दुष्काळ**'મા ૧૭૭૦ થી ૧૮૭૮ ુધીમાં ૨૨ દુકાળો પડેલા અને તેમાંના ૧૭ દુકાળોમાં ૧ કરોડ ૨૭ લાખ લોકો અન્ન-ાણી વગર મરી ગયાનું લખ્યું છે. શ્રી. એકનાથ અનંત એકબોટેના '**औद्योगिक ाहकारिता**' મા સહકારતત્ત્વનું વિવેચન આકર્ષક રીતે કરેલું છે ચલણ વિષેના ગ્રંથોમાં ી. શં. મ ખાંડેકરનું '**भारतीय चलनपद्धति**' અને પ્રો. ગોડબોલે અને શ્રી. ઘોર-ડેનું '**रुपया अर्थात् आमचें चलन**' ઉત્કૃષ્ટ પ્રકારનાં પુસ્તકો છે. '**दिवाळखोरी-ंची खरी खोटी मीमांसा**' માં શ્રી ન ચિં. કેળકરે બેંકો તૂટવાનાં કારણોનું ારસ વિવેચન કર્યું છે. શ્રી. ત્રિં. ના અત્રેનું '**गांवगाडा**' વૈશિષ્ટ્યપૂર્ણ છે. અંગ્રેજી મમલમાં ખેડૂત કેવી રીતે અને કેટલો લૂંટાય છે, તેનું જાનપદભાષામાં સરસ વર્ણન છે.

આ ભાગમાં મુખ્ય અર્થશાસ્ત્રજ્ઞ શ્રી. ગોપાળરાવ ગોખલે છે પૂજ્ય ગાંધીજી જેમને ાુરુસ્થાને માને છે તે જ આ ગોખલે ન્યાયમૂર્તિ ગનડેના શિષ્ય હતા તેમનાં મીઠાવેરો, મદાજપત્રક અને સોનાના ચલણ ઉપરનાં ભાષણો વિદ્વત્તા અને સૂક્ષ્મ અભ્યાસને લીધે પ્રથમ ક્તિનાં છે તેમના જમાનામાં સ્વદેશીની હિલચાલ શરૂ થઈ હતી. પરદેશી ધંધાઓનું શિક્ષણ ાપનાગ, પોતે પરદેશ જઈ ઉદ્યોગો શીખી આવનારા અને અહીંના ઉદ્યોગધંધાઓ ીલવવા મૂડી આપનારા—બધા સ્વદેશીના ઉપાસક છે, એમ તેઓ કહેતા. બીજા અર્થશાસ્ત્રજ્ઞ ા. કાળે. તેમની ઘણી અંગ્રેજી ચોપડીઓને લીધે તેમનું નામ ઘણા વાચક જાણતા હશે. ેમણે ગયા પાંચ૭ વર્ષમાં '**भारतीय अर्थशास्त्र**,' '**बँका व त्यांचे व्यवहार**', '**रिझर्व बँक**', '**व्यापारी उलाढाली**' વગેરે સામાન્ય વાચકો સમજી શકે

કેટલીક ચોપડી લખી છે અર્થશાસ્ત્ર વિષે મરાઠીમા લખનાર ગોખલે ઈકોનોમિક ઈન્સ્ટિટ્યુટના પ્રિન્સિપાલ ગાડગીળ છે આ સિવાય હરિજનોના આજના આગેવાન ડૉ અબેડકર, ડૉ પાણદીકર, પ્રો જુન્નરકર અને ડૉ કેળકર મુખ્ય લેખકો છે.

નવા અર્થશાસ્ત્રીઓનો વર્ગ સમાજવાદીઓનો છે તેમની દૃષ્ટિએ શ્રી ના મ જોશી બખલે અને પરુળેકર જેવા મજૂરોના આગેવાનો રાજકીય ક્ષેત્રમાના નરમપક્ષના જેવા છે સમાજવાદીઓનો એક પક્ષ કોંગ્રેસ સાથે સહકાર કરીને કામ કરે છે તેમાના શ્રી ગોરેનુ ' **समाजवाद का** ' નામનુ 'Why Socialism'નુ ભાષાતર પ્રસિદ્ધ છે માર્કસપથના વિચારોની ઓળખાણ આપનારા ગ્રંથોમા શ્રી ગાડગીળનુ ' **सोशॅलिझम्** ' શ્રી કુરકુંડેનુ ' **कार्ल मार्क्स याचे चरित्र व शिकवण** ', શ્રી ભાગવતનુ ' **बेकारी व तीवर उपाय** ', શ્રી રાજશેખરનુ ' **नवमतवाद** ', શ્રી સરદેનુ ' **सामाजिक वाद** ', આટલા ઉલ્લેખનીય છે.

ગ્રામસેવા વિષેના ગ્રંથોમા શ્રી. બાળુભાઈ મહેતાની ' **खादीमीमांसा** ' વિદ્વત્તા અને મુદ્દામર વિવેચનને લીધે સ્વાભાવિકપણે મોખરે આવે છે તે સિવાય અનેક લેખકોના વ્યાખ્યાનોનો સગ્રહ ' **खेडेगांव विषयक व्याख्यानें** ', પ્રો ભાગવતનુ ' **ग्रामसंघटनेचे कार्य** ' આટલા પુસ્તકો છે સહકારી ચળવળની માહિતી, વહાડ સહકારી સંઘ તરફથી પ્રસિદ્ધ થયેલી ' **सहकारी–पद्धति** ', શ્રી દેવરુખકરના ' **सहकारी संस्थांचे जमाखर्च** ', શ્રી ભાગવતના ' **शेतकरी पतपेढी** ', શ્રી દેશમુખના ' **सहकारी पतपेढी** ' અને શ્રી કદમના ' **पतपेढया** 'મા વાચકને મળશે

સ્વદેશી ઉદ્યોગધંધાઓની ઉન્નતિને માટે પ્રયત્ન કરતા નિયતકાલિકોનો ઉલ્લેખ પ્રથમ કરવો જોઈએ પાંડે–વાડેગાવકરનુ '**उद्यम**', શ્રી તામ્હનકર ધુરંધરનુ '**प्राविण्य**', શ્રી સહેરનુ ' **लोकमित्र** ', આટલા માસિકો અને સૌથી ઉત્તમ એવુ પ્રો કાળેનુ સાપ્તાહિક ' **अर्थ** ' ઉલ્લેખનીય છે બધામા વ્યાપારવિષયક માહિતી ભરપૂર આવે છે તે સિવાય શ્રી કિર્લોસ્કરે ' **व्यापाराचे व्याकरण** ', ' **यशस्वी धंद्याचा मार्ग** ', ' **विक्रीचीं वारा सूत्रे** ' વગેરે પુસ્તિકાઓ ' **उत्कर्षमाला** 'મા છપાવવા માડી છે શ્રી હરિભાઉ ફાટકની ' **स्वदेशीची मीमांसा** ', ' **उद्यम** ' તરફથી પ્રસિદ્ધ થયેલા ' **स्वदेशी मालाचे पत्ते** ' મહારાષ્ટ્ર ચેમ્બર ઑફ કૉમર્સની ' **डिरेक्टरी** ' અને ' **हिंदी वस्तुप्रचारमंडळ** ' તરફની ' **स्वदेशी उद्यमसूचिका** 'મા ઉપયુક્ત માહિતી આપેલી છે

અર્થશાસ્ત્રોના મૂળતત્ત્વો ચર્ચતા ગ્રંથોમા પ્રો. ના ગો. ચાપેકરનો ' **पैसा** ' અને પ્રો કાળે અને કર્વેનો ' **भारतीय अर्थशास्त्र** ' સર્વોત્કૃષ્ટ ગ્રંથો છે તે સિવાય પ્રો ગો રિ ભાટેનો ' **अर्थशास्त्राचीं मूलतत्त्वे** ', શ્રી પુ બા સાઠેનો ' **सुलभ अर्थशास्त्र** ', પ્રો કાળે અને કર્વેનો ' **अर्थशास्त्राचीं मूलतत्वे** ', શ્રી દેશપાડેનો ' **विनिमय व पैसा** ' શ્રી ભા નિ કાળેનો ' **संपत्ति व भांडवल** ', પ્રો કાળેના ' **बँका व त्यांचा व्यवहार** ' અને ' **हिंदुस्थानची रिझर्व बँक** ' પ્રથમ પંક્તિના ગ્રંથો છે પ્રો ચાપેકર 'प्राचीन अधातुरूप विनिमय साधनें ' અને ' **त्रिटिश अमलापूर्वीच्या चलनासंबधाने थोडी माहिती** ' સશોધનપર નિબંધો અવલ દરજ્જાના છે આ પ્રોફે

હેએ પોતાના અદલાપૂર ગામની આર્થિક અને સમાજશાસ્ત્રીય તપાસ કરી ' अमचा ांव ' નામનો ઉત્કૃષ્ટ ગ્રંથ લખ્યો છે. પ્રિ ગાડગીળનો ' हिंदुस्थानचा आर्थिक तिहास ', શ્રી. કા. ન. પટવર્ધનનો ' शेतीवाडीचीं आर्थिक परीक्षा ', શ્રી. વિ. . પટવર્ધનનો ' ब्राह्मणांतील बेकारी, तिची कारणें व उपाय, ' શ્રી. પરસુરેનો खेडयांतील यात्रा ', મુંબઈના બ્રાહ્મણસમાજે મુંબઈના બ્રાહ્મણોની કરેલી તપાસ અને ા. ઓતુરકરે સંગમનેર અને યેવલાના વણકરોની કરેલી આર્થિક તપાસ આટલા મહત્ત્વનાં છે.

રાજનીતિશાસ્ત્ર ઉપરનું ઘણુંખરું લખાણ મરાઠી લેખકોએ અંગ્રેજીમાં કર્યું છે એવા ખકોમા પ્રો. શ્રી. વ્ય. પુણતાંબેકર અગ્રસ્થાને છે. ' कौटिलीय अर्थशास्त्र 'ના બે રસ ભાષાંતરો મરાઠીમા થયાં છે ' लोकशक्ति 'ના તંત્રી શ્રી. શંકરરાવ જાવડેકરનો राजनीतिशास्त्र परिचय ' પહેલવહેલો જ રાજનીતિશાસ્ત્રનો ગ્રંથ છે. પૂ. ગાંધીજીની જનીતિની ચર્ચા કરનારા બેત્રણ પુસ્તકો મરાઠીમા લખાયા છે. શ્રી. ગો. મ. જોશીનો हिंदूंचें समाजरचनाशास्त्र ' ગ્રંથ સમાજશાસ્ત્ર પર પહેલવહેલો ગ્રંથ છે.

અહીં જ સમાજશાસ્ત્રનું વિહંગમદર્શન પૂરું કરી દરરોજ નવીનવી ખબરો આપનાર ાપાઓને હાથમાં લઈએ.

## મરાઠી છાપાં

ગ્રંથની સૃષ્ટિ કરતા છાપાંની સૃષ્ટિ કંઈ ન્યારી જ હોય છે તેમા દરરોજ, દર અઠ-ાડિયે, દર પખવાડિયે કે દર મહિને નવીનવી વાતો, નવાંનવા દર્શનો ! ગંભીરમાં ગંભીર ષય પણ શેરડીના રસની પેઠે રસાળ રીતે લખેલો હોય છે. ગ્રંથવાચન કરવું એટલે એક ગ્યાએ તનમન એકાગ્ર કરી ધ્યાનયોગ કરવો, તેમા તનમન સાથે ધનની પણ થોડી એકાગ્રતા રવી પડે છે પણ છાપા વિષે એવું કશુ કરવાની જરૂર નથી પડતી ' જાગ્યા ત્યારથી વાર'ની જેમ, બેઠા કે ઊભા સાથી તેનું વાચન કરી શકીએ છીએ તે પૂરું થાય એટલે રદ્દીમા વેચી નાખીને ફરી નવું છાપું, નવી ખબર, નવી મજા ! વાચન સાથે વિચાર રવો જ પડશે, એવી એની ગ્રંથની પેઠે ફરજ હોતી નથી. ટૂંકમાં, આજની દોડતી દુનિયાનું પ્રતિનિધિ છે, એમ કહીએ તો વાંધો નથી.

મહારાષ્ટ્રમા પહેલવહેલું છાપું ' दर्पण ' ૧૮૩૨માં નીકળેલું, ત્યારથી અત્યાર ધીમા લગભગ દોઢ હજાર છાપા નીકળ્યાં છે, પણ માણસની પેઠે છાપું પણ વધારે ને ધારે અલ્પાયુષી થવા લાગવાથી તેમાથી અત્યારે ફક્ત દોઢસો જ જીવતાં છે, એમ કહીએ ા કોઈને નિસાસો નાખવાની જરૂર નથી.

વિવેચન સુલભ થાય તે માટે પહેલા માસિકસાહિત્યના નીચેના ત્રણ વિભાગો ર્યા છેઃ

(૧) ૧૮૭૫ થી ૧૮૯૦ સુધી
(૨) ૧૮૯૧ થી ૧૯૨૦ સુધી.
(૩) ૧૯૨૧ થી ૧૯૩૫ સુધી.

' निबंधमाला'नो जन्म १८७४ मां थयो. तेना तंत्री श्री. विष्णुशास्त्री चिपळूणकर हता, ए वात उपर कहेली छे. ' निबंधमाला ' सात वरस पछी करमाई गई, पण आटला ओछा समयमां तेणे ' मराठी भाषा विषे भणेलाओमां प्रेम उत्पन्न कर्यो, मिशनरीओनी धर्मध्वंसननी चळवळ अटकावी, ब्रिटिश राज्यनीतिना विदारक स्वरूपनुं आविष्करण कर्युं, समाजमां आत्मप्रत्ययनी स्फूर्ति निर्माण करी अने देशसेवाने वरवानो गुरुमंत्र महाराष्ट्रने आप्यो...तेथी क्रांतिकारक पुरुषनो क्रांतिकारक ग्रंथ तरीके ज तेनुं वर्णन महाराष्ट्रना भावि इतिहासकारो करशे.' १८९० सुधीमां महाराष्ट्रमां कुल ९० मासिको चालतां हतां, तेमांथ आजे फक्त ' बालबोध ' चाले छे. मासिकोना विषयो जोतां मालूम पडे छे के ते समयम जूनां काव्यो, नाटको, स्मृतिओ, इतिहास, संगीत वगेरे विषयो चर्चाता.

पछीना काळमां कुल ७५ मासिको चालतां हतां. तेमां हिंदी, बंगाळी भाषानी नवलकथाओ, वार्ता, काव्योनां भाषांतरो आवतां ' श्रुतिबोध ' ( वेदोनुं भाषांतर )ना तंत्री श्री. अच्युतराव कोल्हटकर तेनी गुजराती अने हिंदी आवृत्ति पण छपावता. ते वखतनुं ' चित्रमय जगत् ' आजे पण चाले छे. तेमां श्री. खाडीलकर, प्रो. परांजपे वगेरेना लेखो आवता. बीजां मासिकोमां ' धर्मजागृति ', ' आचार्य ', ' भिषग्विलास ' ' आयुर्वेद ' मुख्य छे.

छेल्ला भागमां कुल ८० मासिको छे. तेमांनां धर्म-तत्त्वज्ञानविषयक ' पुरुषार्थ ', ' तत्त्वज्ञानमंदिर ', ' धर्मजागृति ', शिक्षणविषयक ' नागरशिक्षक ', ' नवें अध्यापन ', स्त्रीप्रश्नविषयक ' स्त्री ', ' गृहलक्ष्मी ', ' महिला ', औद्योगिक क्षेत्रमां ' उद्यम ', ' धंदेशिक्षण ', खेतीना खेतरमां ' शेतकी शेतकरी ', ' भोळा शेतकरी ' ' ग्रामसेवक ', आयुर्वेदविषयक ' आयुर्वेद ', ' भिषग्विलास ', वीमाना व्यवसायविषयक ' धनार्जन ', संशोधनक्षेत्रमां ' रामदास-रामदासी ', ' भारत इतिहास संशोधक मंडळ- ' त्रैमासिक ' अने ' संशोधक ', सिनेमाविषयक ' प्रेक्षक ' ( मुंबई ), ' सिनेमा '( मुंबई ), ' करण ' ( पूना ), अने ' सिनेमा-सृष्टि ' (.कोल्हापूर ) आटलां मुख्य गणावी शकाय तेवां छे.

ललितकला अने साहित्यनां मासिको अने पाक्षिको उच्च दरज्जानां छे. तेमांथी ' रत्नाकर ', ' यशवंत ' अने ' सूर्यकांत ' स्मृतिशेष थयां छे. ' किर्लोस्कर ', ' मनोहर ', श्री. न. चिं. केळकरनुं ' सह्याद्रि ', ' लोकशिक्षण ', ' महाराष्ट्र शारदा ', ' ज्योत्स्ना ', ' प्रतिभा ' अने स्त्रीविषयक ' संजीवन ', ' स्त्री ' महाराष्ट्रनी साहित्यिक शक्तिओ सारी रीते बतावे छे. साहित्यनिर्मिति विषे वडोदरानरेशनो आग्रह प्रसिद्ध छे त्यां ' व्यायाम ' आजे १३ वरसथी चाले छे. ते सिवाय ' अभिप्राय संग्राहक ' त्रैमासिक श्रेष्ठ दरज्जानुं छे. गोवा प्रांतमां ५-६ सारां मराठी मासिको चाले छे. तेमांना ' भारतमित्र ', ' कला ' विशेष आकर्षक छे. वऱ्हाड--मध्यप्रांतमा 'वऱ्हाड-शालापत्रक ', ' उद्यम ', ' मुलांचें मासिक ', ' वागीश्वरी ', ' ग्रामणी ' ' विश्ववाणी ' ', विहंगम ' प्रसिद्ध छे.

મરાઠી માસિકોએ ગયાં ૧૦-૧૫ વરસમાં બાહ્યાંગ અને અંતરંગની આકર્ષકતાની દષ્ટિએ ક્રાંતિ કરી છે. સરસ છપાઈ, લેખોનો મનોવેધક શણગાર અને બેત્રણ રંગિત ચિત્રોને લીધે માસિકોનો પ્રચાર સામ્યવાદી વિચારોની માફક ઝપાટાબંધ વધ્યો છે તેમાં પ્રણયકથાઓ ઓછી કરી દેશોપયોગી સાહિત્ય વધારે આપવામાં આવે, તો માસિકો સેવા કરવા વધારે સમર્થ થાય એમ છે. સાહિત્યસેવાને માટે પરિશ્રમ, વિવિધ સાહિત્યનું અવલોકન અને ઉચ્ચ ધ્યેયવાદ અનિવાર્ય હોય છે

હવે વર્તમાનપત્રોનો વિચાર કરીએ.

૧૮૩૨ માં ' **दर्पण** ' નીકળ્યાની વાત પહેલાં કરી છે. ગયા ૯૪ વરસથી ચાલતું ' **ज्ञानोदय** ' સન ૧૮૪૧ માં શરૂ થયું. તે ખ્રિસ્તી મિશનરીઓનું પત્ર હોવાથી તેમાં પહેલાં હિંદુધર્મની સારી પેઠે નિંદા આવતી. હમણાં તેની નીતિમાં ફેર પડ્યો છે. ' **ज्ञानप्रकाश** ' મરાઠીનું આજનું આદ્ય દૈનિક શરૂમાં સાપ્તાહિક હતું. તેનો પહેલો અંક ૧૨-૨-૧૮૪૯ ને દિવસે નીકળ્યો. આજે તે દૈનિક તરીકે જનસેવા કરી રહ્યું છે. તેમાં તે અરસામાં શ્રી. ગોપાળરાવ ગોખલે સાથે શ્રી. હરિભાઊ આપટે, શ્રી. વાસુદેવરાવ આપટે, પ્રો. હરિભાઊ લિમયે, પ્રો. કાળે અને પ્રો. ભાનુ અવારનવાર લખતા. આજે તે ભારત સેવાસમાજનું મુખપત્ર થયું છે અને શ્રી. લિમયેના પરિશ્રમને લીધે તે ખૂબ લોકપ્રિય થયું છે. બદલાતા કાળ સાથે બદલવાની જેનામાં શક્તિ છે તે જ જીવી શકે છે, આ ડાર્વિનનો સિદ્ધાંત ઉપરનાં બન્ને છાપાંઓએ સિદ્ધ કર્યો છે.

૧૮૬૨માં જન્મેલાં ' **इंदुप्रकाश** ' ની જીવનકથા સાંભળવા જેવી છે તેમાં ન્યા. મૂ. રાનડે પણ લખતા હતા. તે અરસામાં તેણે લોકજાગૃતિનું કામ ઉત્તમ પ્રકારે કર્યું, થોડા વરસ પછી તેનું પુણ્ય ક્ષીણ થયું અને તે અંતિમ શ્વાસ લેવા લાગ્યું, તે વખતે ન્યા. મૂ. રાનડે અને મહારાષ્ટ્રના ઉત્સાહી પ્રકાશક શ્રી. દામોદર સાંવળારામ યંદે તેની વહારે આવ્યા અને ઇંદુવિજય લિમિટેડ કંપનીની સ્થાપના થઈ; પછી તે ' **इंदुप्रकाश** ' અને ' **इंदु ऑफ् बॉम्बे** ' આ બે ભાષામાં ઝળકવા લાગ્યું. બાબુ અરવિંદ ઘોષ અંગ્રેજી ' **इंदु** 'માં લખતા. થોડા દિવસ પછી અંગ્રેજી ' **इंदु** 'ને ખગ્રાસ ગ્રહણ લાગ્યુ અને મરાઠી ' **इंदु-प्रकाश** 'ની માલિકી લોકમાન્યની નેશનલ ડેમોક્રેટ પબ્લિશિંગ કંપનીની થઈ. ત્યાંની હવા તેને માફક ન આવવાથી તે લોટવાળા શેઠને ત્યાં ગયું; પણ ત્યાં પણ ફાવ્યું નહિ અને અંતે પોતાનું તેજ ધર્મરાજામાં મૂકી વિદૂર જેમ દેહમુક્ત થયો તેમ તે ' **लोकमान्य** ' નામના દૈનિકને પોતાનો સંદેશો સમજાવી દઈ પોતે અંતર્ધાન પામ્યુ. ગુજરાતી ' **इंदुप्रकाश** ' બંધ થયું છે.

રાવસાહેબ વિશ્વનાથ ના. મંડલીકે ' **नेटिव्ह ओपिनियन** ' નામનું અંગ્રેજી-મરાઠી સાપ્તાહિક કાઢયું. તે સિવાય રાવસાહેબ ગુજરાતી ભાષામાં પણ લેખો લખતા. તેમનું લખાણ શિષ્ટમાન્ય અને પુખ્ત વિચારોથી ભરપૂર છે. પ્રાર્થના સમાજની ' **सुबोधपत्रिका** ' ૧૮૭૪માં બહાર પડી તેની મરાઠી સાથે ગુજરાતી આવૃત્તિ પણ નીકળતી હતી તે અરસામાં અમદાવાદ અને મુંબઈના પ્રાર્થના સમાજને નિકટ સબંધ હતો.

' **केसरी** ' ની ગર્જના ૧૮૮૦ થી શરૂ થઈ અને બીજાં બધાં પત્રો ઓછાવત્તા

પ્રેમાણુમાં હતપ્રભ થયાં. આઠ વરસ પછી શ્રી. આગરકરનો ' सुधारक ' જન્મ્યો અને અભિજાત સુધારકની દુર્દાન્ત તેજસ્વિતા ' केसरी ' જેટલી જ હોય છે, એ સિદ્ધ કરવા લાગ્યો. હાલના મહારાષ્ટ્રનો પુરુષાર્થ આ બે પત્રોની શિખામણને આભારી છે, એમ કહીએ તો અતિશયોક્તિ નથી. ' केसरी ' અને ' सुधारक 'ના સારા લેખો પુસ્તકરૂપમાં પ્રસિદ્ધ થયા છે. ' सुधारक ' ગઈ સદીના અંતમાં બંધ પડ્યુ.

૧૮૯૦ માં શ્રી. હરિભાઉનુ ' करमणूक ' શરૂ થયું. તેની હકીકત પાછળ આવી છે. ૧૮૯૮ માં પ્રો. શિવરામપંત પરાંજપેના ' काळ ' નો અવતાર થયો અને તેણે પોતાનું નામ યથાર્થ કરી બતાવ્યું. પ્રો. શિવરામપંતની કલમ તેજાબ રેડનારી હતી. તેની જોડમાં ઉપરોધ, ઉપહાસ, વક્રોક્તિ અને ગાઢ વિદ્વત્તા મળ્યાં તેથી ફક્ત દસ વરસમાં ' काळ 'નું કામ અભૂતપૂર્વ થયુ. તેમના પુસ્તકાકારમાં છપાયેલા લેખો હવે સરકારી જપ્ત સાહિત્યના ભાગ બન્યા છે.

મુંબઈનું પહેલવહેલું દૈનિક શ્રી. લ. ના. જોશીએ ' गुराखी ' નામનું સન ૧૮૯૦ માં શરૂ કર્યું હતુ. એક પૈસાવાળું દૈનિક ' मुंबई- वैभव ' શરૂ કરવાની કલ્પના શ્રી કેશવ ગુ. મેહેંદળેની છે અને તે તેમણે ૧૭-૧૮ વરસ સુધી ચલાવ્યું. ૧૯૦૪ થી ૧૯૧ સુધીનો કાળ નિયતકાલિકોના ઇતિહાસમા મહત્ત્વનો છે. તે વંગભંગનો—લોકજાગૃતિનો કાળ હતો. તે કાળમાં મહારાષ્ટ્રમા ૧૩ કરતાં વધારે નવાં પત્રો શરૂ થયાં. ૧૯૦૮ : રાષ્ટ્રીય પક્ષનું દૈનિક ' राष्ट्रमत ' શરૂ થયુ. એમાં સ્વામી આનંદ, કાકાસાહેબ વગેરે કા કરતા હતા. ૧૯૦૫ થી ૧૯૧૦ સુધીમાં સરકારી દમનયંત્ર ચાલુ હતો અને તેમાં ઘી જેવાં પ્રાણદાયી છાપાં હતાં, તેમાંના ઘણાંખરાં હોમાઈ ગયાં. આ અરસામાં મહારાષ્ટ્રના ઘણ ખરા આગેવાનોને જેલની હવા ખાવા જવું પડ્યુ હતુ. ૧૯૧૪ માં નાગપૂરમાં ' महाराष्ट અને વહાડમાં શ્રી. અચ્યુતરાવ કોલ્હટકરનું ' संदेश ' શરૂ થયાં.

નિયતકાલિકોના ઇતિહાસમાં શ્રી. અચ્યુતરાવનુ નામ ચિરસ્મરણીય છે. પ્રચંડ બુદ્ધિમત્તા અને કલ્પનાશક્તિ સાથે નિર્વ્યાજ દેશભક્તિ અને હિંમત હોવાને લીધે તેમનું કામ થોડા જ દિવસોમાં ઝળકવા લાગ્યું, તેમાં શી નવાઈ ? પછી તેઓ ' संदेश ' સાથે મુંબઈ આવ્યા અને પહેલાં ' उषा ' અને પછી 'श्रुतिबोध 'માં વેદોનું ભાષાંતર મરાઠી-ગુજરાતી-હિંદીમાં છપાવવા લાગ્યા. તેમણે ' मेसेज ' નામનું અંગ્રેજી છાપુ પણ શરૂ કર્યું. છાપાંઓમાં આકર્ષક મથાળા નીચે સંક્ષિપ્ત, લહેજતદાર ખબરો આપવાનો આરંભ શ્રી. અચ્યુતરાવે જ કર્યો હતો. આ સિવાય છાપાને બીજા અનેક અંગોથી સુબોધ અને આકર્ષક બનાવવાનો તેમણે પ્રયત્ન કર્યો. તેમના લેખો સ્વતંત્ર બે ભાગમાં છપાયા છે. લાગલાગટ ૨૬ વરસ સુધી તંત્રીપદ શોભાવનારા અને વૃત્તપત્રમાં અનેકવિધ સુધારા કરી તે દ્વારા બહાદુરીભરી સેવા કરનાર તરીકે શ્રી. અચ્યુતરાવ પ્રસિદ્ધ છે.

૧૯૨૦ સુધીના કાળમા શ્રીમત્ શંકરાચાર્ય ( ડૉ. કુર્તકોટીનું ) ' स्वधर्म ', શ્રી. કોઠારીનું ' जागरूक ', શ્રી. પાળેકરનું ' जागृति ', શ્રી. શ્રીપતરાવ શિંદેનું ' विजयी मराठा ', શ્રી વિષ્ણુશાસ્ત્રી બાપટનું ' आचार्य ', શ્રી પાંગારકરનું ' मुमुक्षु ', શ્રી દામલેનું ' राजकारण ' અને શ્રી ભોપટકરનું ' भाला ' ઉલ્લેખનીય છે. અસહકારિતાની

શરૂઆતમાં પ્રો. શિવરામપંત પરાંજપેએ ' स्वराज्य ' સાપ્તાહિક શરૂ કર્યું પણ તેમાં 'काळ'-ની-ક્લેજત નહોતી

૧૯૨૧ માં લોકમાન્યના સ્મારક રૂપે " लोकमान्य " શરૂ થયું અને લોકમાન્યના સહકારી નાટ્યાચાર્ય શ્રી કૃષ્ણાજી પ્ર. ખાડીલકર તેના તંત્રી થયા. તે લોકપ્રિય થયું હતુ, પણ આગળ જતા નીતિ વિષે મતભેદ થવાથી શ્રી ખાડીલકરે " नवाकाळ " ૧૯૨૩મા શરૂ કર્યું, તે હજુ સુધી વ્યવસ્થિત રીતે ચાલે છે. ' फ्री प्रेस ऑफ इंडिया ' કંપનીનું ' नवशक्ति ' થોડાં વરસ ચાલ્યુ.

એક પૈસાવાળા છાપામાં પૂનામાં ડૉ. ના ચિં. પરુળેકરનું ' सकाळ ' અને શ્રી. શિ. બ. કરંદીકરનું ' त्रिकाळ ' મોખરે આવે છે. મુલાકાતો, ગ્રંથપરીક્ષણ, લલિતકલા વિલાસ, આરોગ્યવિષયક ચર્ચા અને પરરાષ્ટ્રીય ખબરો—આ વિશિષ્ટોને લીધે તે લોકપ્રિય અને અનુકરણીય થયાં છે તે સિવાય ' ताज़ी बातमी ', ' प्रभात ', ' धुमधडाका ' 'भगवा झेंडा ', ' तिरंगी झेंडा ', ' श्री शिवाजी ' પ્રસિદ્ધ છે આ પત્રો વિશેષ કરીને મિલમજૂરો માટે હોય છે. ' प्रभात ' રાષ્ટ્રીય પક્ષનું છે.

બીજાં પત્રોમાં ' गरिबांचा कैवारी ' ( કોલ્હાપૂર ), 'मजूर' (પૂના), ' बलवंत' (રત્નાગિરી), ' ऐक्य ', ' समर्थ ', ' हस ' ( ત્રણે સાતારાનાં), ' वैनतेय (સાતારા) 'मार्तंड (ધૂળિયા), ' सस्थानी स्वराज्य ' (પૂના), ' विविधवृत्त ' (મુબઈ), ' वसुधरा ' (મુબઈ), ' निर्भिड ' (મુબઈ), ' क्रांति ' (મુબઈ), प्रवासी ( મુબઈ), विश्वोद्धार (પૂના), धर्मवीर (નાગપૂર) વગેરે ઉલ્લેખનીય છે

સંગીતના પ્રચારમાં અને ખાસ કરીને સંગીતશાસ્ત્રમાં શોધખોળ કરનાર અને તેને વધારનાર સ્વ. ભાતખંડે પ્રસિદ્ધ છે. ' हिंदुस्तानी संगीत पद्धति ' (ભાગ ૧-૨-૩-૪) માં બધી પ્રચલિત પદ્ધતિઓની માહિતી આપી છે, અને છેવટે દેશના સારામારા ગવૈયાઓની ચીજો નોટેશન સાથે આપી છે. તેમનું કેટલુંક લખાણ અંગ્રેજીમાં છે.

પં. નારાયણરાવ ખરે, પ્રો. વ્યાસ અને શ્રી. ગદ્રેનાં કેટલાંક પુસ્તકો હિંદી અને ગુજરાતીમાં હોવાથી તેનો ઉલ્લેખ અહીં કર્યો નથી. પૂનાના શ્રી. વિનાયકરાવ પટવર્ધનનાં ' महाराष्ट्र-संगीत प्रकाश ' (કિરણ ૧-૨), ' बालसंगीत ', ' नाट्यसंगीत ' (પ્રકાશ ૧), શ્રી ગોખલેનું ' संगीत शिक्षक ', પ્રો. શંકરરાવ વ્યાસનાં ' संगीत व्यासकृति ' (૧-૨-૩), संगीत वृंदवादयाद्न,' પ્રસિદ્ધ છે. પ્રો. દેવલે ' नाद ' વિષે કેટલીક શોધો કરી છે અને સંગીતરત્નાકર વિષે પણ તેમના લેખો મનનનીય છે. આ સિવાય શ્રી કાળે, શ્રી ધારપુરે, પ્રો. અનત મનોહર, પૂના ગાયન સમાજ અને શ્રી તાંબેનાં પુસ્તકો ઉલ્લેખનીય છે. મૌલાબક્ષની સંગીતપદ્ધતિમાં સંગીતના નવા કાદનું વિવેચન છે. શ્રી અનંત સનશમ માળવીએ રાગરાગિણીઓનું વર્ણન પોતાના પુસ્તકમાં આપ્યું છે. પ્રો. બનહટ્ટીની શાલેય સંગીત પર ચોપડી છે. પ્રો. ગણેશ દ. રાનડેની 'सुशिक्षितांचें संगीत'-માં લેખક સંગીતની એક નવી દૃષ્ટિએ જ વિચાર કર્યો છે. શ્રી જોશીએ ' कलावंतांचा इतिहास 'માં પ્રાચીન કાળથી અત્યાર સુધીના ગવૈયાઓનું જીવનચરિત્ર ટૂંકમાં આપ્યું છે.

કલા વિષેના શ્રી વાસુદેવ ગો. આપટે અને પ્રિ. ભાટેના ગ્રંથોનો ઉલ્લેખ પહેલાં આવ્યો જ છે.

## ઉપસંહાર

મરાઠી સાહિત્યની સમાલોચના પૂરી થઈ. તેમાં અમે કોઈને જાણીબૂજીને અન્યાય કર્યો નથી. કદાચ કેટલીક માહિતી અપૂરી અધૂરી લાગવાનો સંભવ છે; પણ તેનું કારણ અમને તે માટે પૂરતા સંયોગો અને સમય મળ્યા નથી તે છે. જેમનો ઉલ્લેખ આવશ્યક છતાં કરવાને રહી ગયો છે, એમ જેમને લાગે તે અમને ક્ષમા કરશે, એવી આશા છે. આ સમાલોચનાનો હેતુ પણ મર્યાદિત છે. ગુર્જર સાક્ષરોને મરાઠી સાહિત્યની સંક્ષિપ્ત માહિતીની જરૂર છે તેથી તેમાં બધા સાહિત્યકારોનો ઉલ્લેખ કરવો અનાવશ્યક છે, એ વાત સમજી શકાય તેવી છે.

મરાઠી સાહિત્ય સંમેલનની મૂળ કલ્પના ન્યા. મૂ. રાનડેને ૧૮૭૮માં સૂઝેલી, પણ સંમેલનની પ્રત્યક્ષ શરૂઆત ૧૯૦૬માં થઈ. ૧૯૨૬ સુધીમાં સંમેલનો અનિયમિત થતાં હતાં; પણ ત્યાર પછી તે દર વરસે નિયમિત થાય છે. અત્યાર સુધીમાં ૧૯ સંમેલનો થયાં છે. હમણાંહમણાં કવિસંમેલન, શારદોપાસક સંમેલન, એવાંએવાં જિલ્લાનાં કે અમુક શહેરનાં થવા લાગ્યાં છે. ૧૯૦૬માં સંમેલનને જે ઉદ્દેશો નક્કી કર્યા હતા તે આ છે: ' મુંબઈ વિશ્વ વિદ્યાલયમાં મરાઠીનો પ્રવેશ કરાવવો, ઐતિહાસિક અને વાઙ્મયાત્મક લેખોનો સંગ્રહ કરવો, ઇતિહાસસંશોધનને વ્યવસ્થિત કરવું, શિલાલેખોનું વાચન કરવું, આધુનિક કવિઓનો પરામર્શ લેવો, મરાઠી ભાષાનો કોશ, વિશ્વકોશ જેવા પ્રચંડ ગ્રંથ નિર્માણ કરવા.'

આ ઉદ્દેશોમાંથી કયા ઉદ્દેશો કેટલા સફલ થયા છે, તે જોવાનું કામ સમાલોચનાના વાચક ઉપર જ અમે છોડીએ છીએ.

આધુનિક મરાઠી સાહિત્યનો વિકાસ અંગ્રેજી અને બીજા પાશ્ચિમાત્ય દેશોના સાહિત્યના અધ્યયનને આભારી છે, એ કબૂલ કર્યે જ છૂટકો છે. શ્રી. વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર અંગ્રેજીને '**વાઘણનું દૂધ**' કહેતા. તે દૂધ જે પીએ તે વાઘ જેવા પરાક્રમી અને નિર્ભય થવાના, એવો તેમનો દાવો હતો. આજના કેટલાક લોકો તરફ આંગળી કરીને કેટલાક એથી ઊલટી દલીલ કરવા લાગે તો તે બરાબર નથી. સુદામાજીને દૂધ ન પચે તો તે વાંક દૂધનો નથી, સુદામાજીનો છે. પણ '**વાઘણનું દૂધપણું**' આ કાંઈ ફક્ત અંગ્રેજી ભાષાની ખાસિયત છે એવુ નથી. બુદ્ધિશાલી, સ્વતંત્ર અને ઉદ્યોગસંપન્ન કોઈ પણ દેશનું સાહિત્ય લો, તે આવું જ સામર્થ્યસંપન્ન હોવાનું, એમાં શંકા નથી. તે ગમે તેમ હોય, મરાઠી સાહિત્યના દરેક ભાગની ૩૦–૩૫ વરસમાં થયેલી પ્રગતિનું કારણ અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ છે, એ વાત કબૂલ કરવી ઘટે છે.

ઇતિહાસનું સાતત્ય રાખવાનું સામર્થ્ય કઈ વસ્તુમાં છે? ભૂતકાળને વર્તમાનકાળ સાથે અને વર્તમાનકાળને ભવિષ્યત્કાળ સાથે સળંગ જોડી દેવાની શક્તિ કોની પાસે છે? એક દૃષ્ટિએ એમ કહી શકાય કે આપણાં પાર્થિવ શરીર, મનબુદ્ધિયુક્ત આત્માઓ, તેના સંસ્કારો કે બીજી સામાજિક સંસ્થાઓમાં ભૂતકાળનું પ્રતિબિંબ અને ભવિષ્યત્કાળની આકાંક્ષાઓનું દર્શન કેટલેક અંશે દેખાશે. પણ તે બધાં પર કાલસાગરનાં મોજાં ક્યારે કેટલાં અથડાયાં છે અને આ આઘાતપ્રત્યાઘાતને લીધે તેમનામાં કેવા ફેરફારો થયા છે, તે કોણ કહી શકે છે? વિકારરહિત ભૂતકાળ દેખાડવાની અને વર્તમાનને ભવિષ્યત્કાળની ગોદમાં સુરક્ષિત રીતે મૂકવાની શક્તિ એકમેવ સાહિત્યમા છે **वागेव सम्राडिति हो वाचा** આ ઉપનિષદ્‌માં કરેલી સાહિત્યની વ્યાખ્યામાં તેને '**सम्राट्**' કહેલુ છે. સાહિત્યગંગાના તીર પર આપણે ઊભા રહીશું તો તેના જલસંભારમાં જેમ અગ્નિ, ઇન્દ્ર કે ઉષાનાં વેદસૂક્તો સંભળાશે, યાજ્ઞવલ્ક્ય–જનક કે યમ–નચિકેતાની ધર્મચર્ચા અથવા ભગવાન શ્રીકૃષ્ણની રોમહર્ષણ ગીતા આપણને પુનિત કરશે તેમ તેમાં મરાઠા, રજપૂત કે શીખોનાં સ્વરાજ્યો પણ પ્રતિબિંબિત થયેલાં દેખાશે. તેમાં હમણાના સત્યાગ્રહ યુદ્ધનાં સ્ફૂર્તિદાયી સંભારણાં પણ આગળની પેઢીને જીવનના પદાર્થપાઠો ભણવવા આગળ નીકળી ચૂકયાં છે. આજનો જ્ઞાનયજ્ઞ આવી પુરાણપવિત્ર સાહિત્યગંગાના કાંઠા પર શરૂ થયો છે અને તેના હોતા '**तपस्वी, वाग्विदां वरः**' ગાંધીજી છે. આવો મંગલપ્રસંગ '**कथमपि हि पुण्येन भवति.**'

આજે હિંદી, ગુજરાતી, મરાઠી અને બંગાળી ભાષાઓનું સમેલન છે. લગભગ હજાર વર્ષ પૂર્વે તેઓ બધી ગીર્વાણભારતીના વિશાલ ઉદરમાં સુષુપ્ત હતી, આ વાત કહેવાની ભાગ્યે જ જરૂર હોય. પછી તેઓ પોતપોતાના પિયેર જવા છૂટી પડી. આજે તે ચાર જણી મળી છે, ત્યારે તેમને બીજી વિખૂટી પડેલી પંજાબી, સિંધી કે આસામી અને પડોશણ દ્રાવિડ ભાષાની તામિલ, તેલુગુ કે મલયાલમ્ વગેરે કન્યકાઓ યાદ આવે છે ખરી? આપણા દેશમાં ચિરસહવાસી પાડોશીને કુટુમ્બનો જ એક ભાગ ગણવામાં આવે છે. ભારતના આ વિશાલ કુટુંબની બધી કન્યકાઓ એક જ સ્થાને એક જ સમયે ભેગી થાય,

કુટુંબનો વિસ્તાર, તેનો પુરુષાર્થ અને તેનું યશ કેવી રીતે વધે તેનો આજના આપણા પૂજ્ય પ્રમુખશ્રીની સમક્ષ વિચાર થશે અને તેમની સલાહ લેવાશે, તો આપણી સાહિત્યગંગામાં એવું પ્રચંડ પૂર આવશે કે તેમાં આપણા દુર્ભાગી દેશનું જ શું પણ આખી અભાગી દુનિયાનું દૈન્ય વહી જશે.

રાષ્ટ્ર અને ભાષા વચ્ચે કેવી જાતનો સંબંધ હોવો જોઈએ, પ્રાંત પ્રાંત વચ્ચે પરસ્પર સહકાર અને સહાનુભૂતિ ન હોય તો રાષ્ટ્રની શી દશા થાય છે, અને તે દશા અટકાવવાનો શો ઉપાય છે, એ મરાઠીના શ્રી. દાસગણુ નામના આધુનિક કવિએ બહુ સુંદર રીતે બતાવેલું છે. તેઓ કહે છે:

राष्ट्र व भाषा एकवटून । होय समाजाचें कुंपण ।
त्यांत फूट पडल्या जाण । आंत घुसति ढांडगे ॥ १ ॥

असो बापा ऐशा रिती । भरत खंडाची राष्ट्रशक्ति ।
नष्ट झाली, हीन स्थिति । देशालागीं पातली ॥ २ ॥

मग सर्वेचि द्वेष वळावला । गुजराथी नोळखी पंजाब्याला ।
मारवाडी म्हणे मजला । काय करणें दक्षिण्याशीं ॥ ३ ॥

ऐसा प्रकार झाल्यावर । एकी कोठून रहाणार ।
हें पाहून परमेश्वर । द्रवला असे मानसीं ॥ ४ ॥

त्याणें अन्य अन्य जातींत । निर्माण केले भगवद्भक्त ।
एकी अवघ्यांची करण्याप्रत । राष्ट्रशक्ति वाढवाया ॥ ५ ॥

( ભાવાર્થ—રાષ્ટ્ર અને ભાષા એ બન્ને મળીને સમાજની ચારેય બાજૂની વાડ થાય છે. તે વાડમાં છીંડું પડવાથી અંદર વરુઓ ઘૂસી જાય છે. આજે હિંદુસ્તાનમાં આવી સ્થિતિ હોવાથી તેને આવી હીન દશા પ્રાપ્ત થઈ છે. તેમાં વળી પરસ્પર અદેખાઈ ઉત્પન્ન થઈ છે! ગુજરાતી પંજાબીને ઓળખતો નથી, અને મારવાડી કહે છે કે મારે દક્ષિણી સાથે શી લેવાદેવા છે! એવું થયા પછી સંપ તો ક્યાંથી રહી શકે? આ જોઈને પરમેશ્વરને દયા આવી અને તેણે બધામાં સંપ ઉત્પન્ન કરવા અને રાષ્ટ્રશક્તિ વધારવા માટે જુદીજુદી જાતિઓમાં ભગવદ્ભક્ત નિર્માણ કર્યા. ) આપણને આંખ હોય તો આવા ભગવદ્ભક્તો આજે નિર્માણ થયેલા આપણને દેખાશે.

અખિલ ભારતીય ભાષાઓનું આવું સમેલન થાય તો મહારાષ્ટ્ર પોતાનો ફાળો જરૂર આપે એમ છે. શ્રી. ન. ચિં. કેળકર, પ્રો. વામનરાવ જોશી, શ્રી. ચિંતામણરાવ વૈદ્ય, શ્રી. દફ્તરી, પ્રો. કાણે, ડૉ. કેતકર, શ્રી. કૃષ્ણાજીપંત ખાડીલકર, ડૉ. ગાડગીળ, શ્રી. પાંગારકર, શ્રી. સરદેસાઈ, શ્રી. દત્તોપંત આપટે, બૅ. સાવરકર, પ્રો. ફડકે, પ્રો. મટંગે, શ્રી. ખાંડેકર, શ્રી. વરેરકર, શ્રી. માડખોલકર, શ્રી. કાણેકર, પ્રો. કમળાબાઈ ટિળક, સૌ. ક્ષમાબાઈ રાવ, શ્રી. વિભાવરી શિરૂરકર, કુ. ગોદાવરી કેળકર વગેરે લેખકલેખિકાઓ મહારાષ્ટ્રના યોગ્ય પ્રતિ-

નિધિ થાય એવાં છે. સ્વ. ચિપળૂણકર, લોકમાન્ય, આગરકર, પ્રો. પરાંજપે, હરિભાઊ આપટે, શ્રીપાદ કૃ. કોલ્હટકર, રાજવાડે, દીક્ષિત, જ્યોતિષશાસ્ત્રજ્ઞ કેતકર, ગડકરી વગેરેની સાહિત્ય-સંપત્તિ કોઈ પણ ગ્રંથાલયને શોભાવે એવી છે.

આવા ભારતીય ભાષાસંમેલનનો મંગલપ્રસંગ જલદી આવો અને તેમાં ગુર્જર સાહિત્યિકો પોતાનો મહત્ત્વનો ભાગ ભજવવા સમર્થ થાઓ, એવી પરમેશ્વરને પ્રાર્થના કરી આ સમાલોચના પૂરી કરીએ છીએ.

રામચંદ્ર બલવંત આઠવલે

રામચંદ્ર જગન્નાથ સોમણ

---

## શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨૫ | છૂટા | છૂટું |
| ૧૦ | ૧૧ | અરસપરસના | આ અરસાના |
| ૧૧ | ૧૩ | માનવી વચ્ચે | માનવી જીવન વચ્ચે |
| ૧૩ | ૪ | હરિભાઊની જેમ તેમણે શિવાજીનો સમય લીધો છે. | હરિભાઊએ જેમ શિવજીનો સમય લીધો છે તેમ એમણે પેશવાઈનો સમય લીધો છે. |
| ૧૩ | ૧૬ | याकताई | यापूताई |
| ૧૪ | ૨૫ | દાળકર | રેંદાળકર |
| ૧૬ | ૩૦ | જ્યેષ્ઠ કન્યાનો | બે જ્યેષ્ઠ કન્યાઓનો |
| ૪૮ | ૮ | ૧૮૩૨ | ૧૯૩૨ |

---:o:---

પોતાની સત્તા જમાવી અને હિન્દને પોતાના રંગમા રંગવા પ્રયત્નો આદર્યા હિન્દી પ્રજાનો સ્વતંત્રતાની ભાવનાપ્રદર્શનનો સશસ્ત્ર છેલ્લો પ્રયત્ન સમગ્ર પ્રજામા સંગઠનના અભાવે નિષ્ફળ ગયો અને લોકો બ્રિટિશ રાજ્યના રેખાસ્પૂરતા જ આ પંક મુખોથી મોટાઈ આશ્વાસન લેવા લાગ્યા પણ પ્રજાનો અસંતોષ ચાલુ જ રહ્યો આની પ્રતિક્રિયારૂપે આપણા સાહિત્યમા જાગૃતિ આવી

બ્રિટિશ પ્રજાએ પોતાની સત્તા દૃઢ કરવા અંગ્રેજી ભણતર અને કેળવણીનો પ્રચાર આદર્યો સાથે સાથે આમજનતામા ધર્મસંગતતાની દૃષ્ટિએ પ્રાન્તીય ભાષાઓના વિકાસનો પ્રશ્ન હાથમા લીધો દેશી વિદ્વાનોને હાથે પાઠ્ય ગ્રન્થો લખાવ્યા અને ખ્રીસ્તી પાદરીઓએ ધર્મપ્રચાર અર્થે એક નવી જ હિન્દી શૈલી અપનાવી આ રીતે હિન્દીમા જાગૃતિ આવી લોકો દીર્ઘ નિદ્રામાથી જાગી પોતાની આંખે જોતા અને વિચારતા થયા અને તરત જ હિન્દી આત્મા પોતાના અસલી સ્વરૂપને પિછાની ભારતીય સંસ્કૃતિ, અને સંસ્કાર સાહિત્ય સર્જન પ્રતિ પ્રેરાયો અને એક મહાન પ્રતિક્રિયા શરૂ થઈ જનતજનતામા ભારતીય જીવનના પ્રત્યેક ક્ષેત્રમા નવજીવનનો પ્રવાહ વેગથી વહેવા લાગ્યો

બ્રિટિશ સલ્તનતનો નવો યુગ વિજ્ઞાનયુગ છે આ વૈજ્ઞાનિક યુગને અનુરૂપ ભાષાનુ ઘડતર શરૂ થયુ હિન્દી પાસે ઘણા જુના સમયથી વ્રજભાષા અને ખડીબોલીના ગદ્યના રૂપો હતા કેટલાક કારણે ગદ્યમા વ્રજભાષા આગળ ન વધી શકી અને ખડીબોલીના ગદ્ય પોતાની ક્ષમતાનો પરિચય આપ્યો પંડિત સદાસુખલાલે અને મુન્શી ઇન્શા અલ્લાખાએ વર્તમાન ગદ્યને જન્મ આપ્યો આ બન્નેના ગદ્યની ભાષા પ્રૌઢ અને પરિમાર્જિત હતી પછી સિતારે હિન્દે પ્રારંભમા એક સુન્દર રાષ્ટ્રભાષાનો નમૂનો હિન્દી સાહિત્યમા રજુ કર્યો પણ પાછળથી કોણ જાણે શા કારણે તેઓ સંપૂર્ણપણે બદલાઈ ગયા તેમની ભાષાને આપણે ફારસી કહીએ એવી કૃત્રિમ બની ગઈ ભાષાનું આ રૂપ અને ફારસી શૈલી હિન્દી માનસ માટે આકર્ષક ન બની શક્યા રાજા લક્ષ્મણસિંહે શુદ્ધ સરલ અને આદર્શ ભાષા અને શૈલી આપ્યા આ ભાષા અને શૈલીના સધારણ ઉપર ભારતેન્દુએ મધ્યમ માર્ગ સ્વીકારી વર્તમાન હિન્દી ગદ્યને પ્રૌઢ અને ઓજસભર્યું કર્યુ

પદ્યની ભાષા તો વ્રજ હતી પણ તેમા પરિવર્તનની બહુ જ જરૂર હતી વ્રજભાષામા ઉત્તમમા ઉત્તમ સાહિત્યસર્જન થયુ છે તેની ક્ષમતા બધાને કબૂલ છે છતા વર્તમાન વૈજ્ઞાનિક યુગ માટે તે સર્વથા પ્રાણવાન નથી જ બીજો પ્રશ્ન એ પણ હતો કે ગદ્ય અને પદ્ય માટે બે ભિન્ન ભિન્ન ભાષાઓ કેમ પોષાય? બન્ને ભાષા એક જ હોવી જોઈએ એ દૃષ્ટિએ પંડિત શ્રીધર પાઠક અને શ્રી દ્વિવેદીજીએ પોતાની ઉત્તમ કૃતિઓ દ્વારા હિન્દી પદ્યને ખડીબોલીમા ઘણી સફળતાથી ઉતાર્યું આ રીતે દ્વિવેદી અને શ્રીધર પાઠકના યુગ સુધીમા હિન્દી સાહિત્યમા ગદ્યપદ્ય બન્ને માટે એક જ પ્રૌઢ ભાષા અને પુષ્ટ શૈલી ઉદ્ભવ્યા અને છેલ્લા પાંત્રીસ વર્ષના સાહિત્યે ક્રમશ સિદ્ધ કરી આપ્યુ કે આ ખડીબોલી વર્તમાન માનસને અનુરૂપ છે

હિન્દી સામે આ કંઈ સામાન્ય પ્રશ્ન ન હતો કે ભાષાનું ઘડતર આ પ્રમાણે રાષ્ટ્રભાષાને અનુરૂપ થાય મધ્યકાલીન હિન્દીમા વ્રજભાષા અને અવધીનુ પ્રાબલ્ય હતુ મધ્યકાલીન સંતોની વાણીમા અવધી, બિહારી ભોજપુરી વ્રજ, ખડીબોલી, પંજાબી, મારવાડી, રાજસ્થાની અને ગુજરાતી ભાષાનો સમન્વય થયો હતો જ અવધીએ પ્રબન્ધ કાવ્ય માટે પોતાની

ક્ષમતાનો પરિચય જાયસીના પદ્માવત તથા તુલસીના 'માનસ'માં આપ્યો છે પણ તેમાં મુક્તક કાવ્યો ઘણાં જ ઓછાં—નહિ જેવાં રચાયા છે. વ્રજમાં માધુર્ય છે, મૃદુતા છે, ભાવપ્રકાશન શક્તિ અજબ છે છતાં પણ બિહારથી માંડી પંજાબ સુધી અને કાશ્મીરથી માંડી માળવા સુધી સમસ્ત ઉત્તર હિન્દ માટે એક ભાષાનુ ઓજસભર્યું પ્રૌઢ પુષ્ટ સ્વરૂપ તો નથી જ. મુસલમાનોના આગમનથી તેમના સમયમાં પ્રબળ થયેલી ઉર્દૂને પોતાનામાં ભેળવી લઈ એક નવા સરળ રૂપની જરૂર હતી આ કાર્ય ક્રમશઃ ખડીબોલી દ્વારા સિદ્ધ થતું ગયું. અને રાષ્ટ્ર ભાષાનુ સ્વરૂપ સ્પષ્ટ થયુ

ભારતેન્દુથી દ્વિવેદી અને પાઠકના સમયસુધીના યુગસાહિત્યનો સંક્રાન્તિકાળ છે. ભાષામાં અસ્થિરતા હતી. ભિન્નભિન્ન શૈલીઓનું નિર્માણ થયુ ન હતુ. ભારતેન્દુ યુગના સાચા પ્રતિનિધિ હતા' તેમની વાણી એ યુગની વાણી હતી તેમનો આત્મા પોતાની જાતિ, પોતાના સમાજ અને પોતાના દેશની વિવશતા માટે રડી રહ્યો હતો. વર્તમાન હિંદીનો પ્રારંભ તેમના 'ભારત દુર્દશા' નાટકથી જ શરૂ થયો. "સબ મિલિકે રોવહુ ભાઈ ભારતદુર્દશા દેખી ન જાઈ" આ યુગપ્રવર્તક મહાન સાહિત્યકારે તથા અન્ય પ્રતિભાવાન સાહિત્યસેવીઓએ હિન્દીનું સંરક્ષણ કર્યું, સાહિત્યના દરેક ક્ષેત્રમા સફળતાપૂર્વક પ્રવેશ કર્યો અને પરવર્તી સાહિત્યસેવીઓ માટે માર્ગ પ્રશસ્ત કર્યો. ભારતેન્દુએ સાહિત્યપ્રવાહને માનવઅભિમુખ કર્યો. આ યુગ 'સ્વદેશ પ્રેમ' યુગ હતો. આ સક્રાન્તિકાળમા સમગ્ર હિન્દ એક છે એવી વિશાળ ભાવના આવી. આ યુગની વિશેષતા એ છે કે સાહિત્યમા સંકીર્ણતા નથી, પ્રાન્તીયતા નથી, સાહિત્યિક સામે હિમાલયથી કન્યાકુમારી સુધી ભારત અવિચ્છિન્નપણે એક છે. શ્રીધર પાઠકનુ ભારતદર્શન અપૂર્વ અને અજોડ છે.

વર્તમાન યુગની વિશેષતા એ છે કે 'સ્વદેશ'ને બહોળા અર્થમાં સાહિત્યિકોએ આલેખ્યો છે. સમાજસુધારણા તે સમગ્ર ભારતની, પરતંત્રતાની બેડીઓ તે સમગ્ર ભારતની અને સ્વતંત્રતા એ પણ અખિલ ભારતની આ રીતે અખંડ અછેદ્ય ભારતનુ દર્શન થયું. સાહિત્યિકો સામે અખિલ હિન્દ—સ્વદેશનો ઉદાત્ત જીવનઆદર્શ અને આ આદર્શાનુસાર સાહિત્યસર્જનનું કાર્ય છે.

દ્વિવેદી યુગના ઉત્તરાર્ધ સુધીમા સાહિત્યકારોએ પોતાની કૃતિઓ ઇતિવૃત્તાત્મક રચી. તેમની કૃતિઓનો વિષય સ્વદેશ, સમાજ, સ્વભાષા, સ્વદેશી, સ્વસંસ્કૃતિના પુનરુદ્ધારનો હૃદયોલ્લાસ છે. વર્તમાન અધોગતિનું આબેહુબ ચિત્ર અને તે માટે ઉદ્બોધન આપતી પદાવલીઓ વિશેષત. આપણે જોઈએ છીએ. રીતિકાળની શૈલી, ભાષા, અલકાર-વિધાન અને છંદોમા બહુજ પરિવર્તન થઇ ગયુ. પ્રકૃતિવર્ણનને સ્વતંત્ર સ્થાન અપાયુ. કવિતાના પ્રમાણમા ગદ્ય શૈલીમા યોગ્ય પ્રગતિ થઈ. કેટલીએ કૃતિઓમા પ્રતિભાનાં દર્શન થયા.

પ્રથમ ઉત્થાન કાલ–ભારતેન્દુયુગના લેખકોની રચનામાં પ્રાન્તીય પ્રયોગો હતા તથા વ્યાકરણ શુદ્ધ ભાષાનો અભાવ હતો. સક્રાન્તિકાળના લેખકોનો મૂળ હેતુ હિન્દી સાહિત્યને ઉર્દૂના મુકાબલામાં સ્થાન અપાવવાનો હતો પ્રારભમા ઉત્સાહ હતો. તે વખતે શાન્તિથી ભાષાને પરિમાર્જિત કરવાનુ કોઇનાથી ન બની શક્યુ. આ કાર્ય દ્વિવેદીયુગ–સરસ્વતીયુગ–માં યોગ્ય રીતે થયું. ૧૫–૨૦ વર્ષના કાળમા ભાષામાં વ્યાકરણનું મહત્ત્વ સ્થાપિત થયુ. ભાષા વ્યાકરણશુદ્ધ પરિમાર્જિત થઈ. તેની ભાવવ્યંજના શક્તિ ખીલી. ઉર્દૂના પ્રભાવે કરી

હિન્દી–ખડીબોલીનું-સ્થાન જ શિષ્ટ સમાજમાં ન હતું. આ યુગમાં હિન્દીએ સાહિત્યિક દૃષ્ટિએ પોતાનું સ્વતંત્ર મહત્ત્વ બતાવી આપ્યું. પદ્ય માટે પણ હવેથી ખડીબોલી એ જ પ્રશસ્ત ભાષા લેખાઇ. હવે છેલ્લાં ૧૫–૨૦ વર્ષથી હિન્દી સાહિત્યકાર સામે એ પ્રશ્ન ન રહ્યો કે આપણી હિન્દીનું સ્વરૂપ કેવું હશે. અનિશ્ચિત્તતા ચાલી ગઈ.

હિન્દી વાઙ્મયના વિકાસની સાથે સાથે જરા અહિં થોભીએ અને નાગરી લિપિના પ્રચારનો ઈતિહાસ જાણવા પ્રયત્ન કરીએ. કારણ કે સને ૧૯૦૧ સુધી તો નાગરી લિપિને કચેરીઓમાં સ્થાન જ ન હતું, આજે નાગરી લિપિની જે સ્થિતિ છે તેનું ત્યારે નામ પણ ન હતું. નાગરીમાં લખવું અને હિન્દી ભાષા ભણવી અપમાનજનક લેખાતું.

ભારતેન્દુ બાબૂ નાગરી લિપિના પ્રચારાર્થે સ્થળે સ્થળે વ્યાખ્યાનો આપતા નાટકો અને પ્રહસનો ભજવતા. રવિશંકર શુકલનું 'દેવાક્ષર ચરિત્ર' પ્રહસન ખુબ ભજવાતું. ભારતેન્દુ પછી પંડિત ગૌરિદત્તે નાગરી માટે ભેખ લીધો. ૪૦ વર્ષની વયે જ પોતાની બધી પૂંજી નાગરી પ્રચારાર્થે રજીષ્ટર કરાવી અને નાગરીનો ઝંડો લઈ નગરે નગરે ગામે ગામ ઘૂમ્યા. નાગરી ખાતર ઘરબાર છોડી, સંસારત્યાગ કરી સંન્યાસી બન્યા. અને તેમણે અનેક નાગરી સ્કૂલો ખોલાવી. તે વખતે વંદેમાતરમની જેમ 'જય નાગરીકી' પ્રણામને સ્થાને લખાતું અને બોલાતું ઈ. સ. ૧૮૯૫–૬માં પ્રાંતના મુખ્ય અધિકારી પાસે મેમોરીયલ પણ મોકલાવ્યું. ઈ. સ. ૧૮૯૯માં ભારતભૂષણ પંડિત માલવીયજીએ આ દિશામાં ઉત્સાહભેર પ્રવૃત્તિ આદરી. તેમણે અંગ્રેજીમાં અદાલતી લિપિ અને પ્રાઈમરી શિક્ષણ વિષે એક પુસ્તક લખ્યું. ગામેગામ ફર્યા. મહાન ઉદ્યોગ અને પરિશ્રમ કરી લાખો માણસોની નાગરી માટે સહીઓ લીધી. અને ઈ. સ. ૧૯૯૯માં ડૉ. સુન્દરલાલજી, અયોધ્યાનરેશ પ્રતાપ નારાયણસિંહ, મોડાના મહારાજા રામપ્રસાદસિંહ, આવાગઢના રાજા બળવતંસિંહ તથા પૂજ્ય માલવીયજી જેવાની આગેવાની નીચે એક ડેપ્યુટેશન મેમોરીયલ સાથે પ્રાન્તના ગવર્નર પાસે મોકલવામાં આવ્યું. આ બધાના પરિણામે ઈ. સ. ૧૯૦૧માં કચેરીઓમાં નાગરી લિપિનો પ્રવેશ થઈ શકયો.

આ પ્રસંગે કલકત્તાની એક લિપિ વિસ્તાર પરિષદ્ વિશેષ ઉલ્લેખયોગ્ય છે. આ પરિષદે કેટલાંએ વર્ષો સુધી પોતાનું કામ સુન્દરપણે બજાવ્યું. દેવનાગર નામનું એક છાપું પણ ચાલુ કર્યું અને તેમાં દરેક ભાષાના લેખો દેવનાગરી લિપિમાં છપાતા. શ્રી. શારદાચરણ હાઈકોર્ટ જજના અવસાન પછી પરિષદ્નું કાર્ય શિથિલ થઈ ગયું અને છેવટે એ પરિષદ્ પડી ભાગી. ત્યારપછી ૧૯૧૦માં પ્રયાગમાં એક લિપિ વિસ્તાર સમ્મેલન ભરાયું. આ સમ્મેલનમાં જસ્ટીસ કૃષ્ણસ્વામી ઐયરના પ્રમુખપણા નીચે સમગ્ર ભારતના વિદ્વાનોએ નાગરી લિપિના વિસ્તાર માટે સાથ આપ્યો અને સમસ્ત ભારત માટે નાગરી લિપિને સર્વમાન્ય રાખી.

હવે આપણે એક એવી સીમાએ આવી પહોંચ્યા છીએ કે આપણે સાહિત્યના ગદ્ય પદ્ય બન્નેને જુદી જુદી વિકાસ દૃષ્ટિએ જોવા જોઈએ. અને પ્રથમ આપણે ગદ્યના વિકાસ દર્શન પ્રત્યે પ્રેરાઈશું. વર્તમાન યુગ ગદ્ય યુગ છે. ગદ્યને આપણે આટલા વિભાગોમાં સુન્દરપણે જોઇ શકીશું: નિબંધ, નાટક, નવલકથા, વાર્તા, સમાલોચના, જીવનચરિત્ર, પ્રવાસવર્ણન આત્મસંસ્મરણો અને સાહિત્યક તીર્થયાત્રાઓ.

વર્તમાન હિન્દી ગદ્ય બધી દૃષ્ટિએ ભાવવ્યંજનાત્મક શક્તિએ સમૃદ્ધ છે. ગદ્યમાં આજ઼ર

રગવાહીતા છે ભિન્ન ભિન્ન વિષયાનુસારી શૈલીઓનો ઉત્તમ વિકાસ થવા પામ્યો છે યારે આપણે ગદ્ય કૃતિ વાચતા હોઇએ ત્યારે માત્ર ભાષાથી પણ આપણે પ્રભાવિત થઇએ ીએ અને તે વાચવામા એક મીઠો આનદ અને અભિમાન અનુભવીએ છીએ ભાષામા ત્મ્યાત્મક આલોચનાત્મક અને ગવેષણાત્મક ભાવપ્રકાશનના પ્રકારો વિકસ્યા છે નાના ના વાક્યો દ્વારા સમ્યક્ અભિવ્યજનાશક્તિ ખીલી છે ભાષામા સામજસ્ય ગુણ છે ાથિલ્ય નથી વર્તમાન ગદ્યમા શાસ્ત્રીય, વૈજ્ઞાનિક વિષયોની વિવેચનાત્મક શૈલી ખીલી છે ાષામા પર પ્રાન્તીય અને વિદેશી શબ્દોને અપનાવવાની શક્તિ વિકાસ પામી છે આજે ન્દી ગદ્યમા સમસ્ત ઉત્તર હિન્દની ભાષાઓના, બગાળના, ગુજરાતના મહારાષ્ટ્રના અને ામીલના શબ્દો મળી આવે છે વિદેશી શબ્દોમા ફ્રેન્ચ પોર્ચુગીઝ અને અગ્રેજી શબ્દો ારા પ્રમાણમા આવ્યા છે અરબી અને ફારસીના તો કેટલાએ શબ્દો છે કે આજે આપણે ાળખીયે નથી શકતા કે આ મૂળ કઈ ભાષાનો શબ્દ છે અર્થાત્ ભાષામા રાષ્ટ્રભાષાના ણો ખીલ્યા છે

## નિબંધ

વાઙ્મયમા નિબધનુ સ્વતત્ર સ્થાન છે નિબધ વિચાર અને ભાવપ્રધાન સાહિત્યનો ાક વિશિષ્ટ પ્રકાર છે નિબધલેખન સામાન્ય સાહિત્યિકનુ કામ નથી જેની પાસે વાક્યે ાક્યે વિચારોનો ભારોભાર સભાર, પ્રાણવાન ભાષાશૈલી, ભાવનાદર્શ અને સ્પષ્ટ નિરીક્ષણ ષ્ટિ છે, તેજ આ ક્ષેત્રમા શોભી શકે ઉત્તમ વ્યક્તિત્વવાળા વિચારક વિના નિબધસર્જન જ થઈ શકે નિબધલેખન તો ગદ્યકારની કસોટી છે એમર્સન, કાર્લાઇલ, બેકન અને મકોલે આદિ અગ્રમા નિબધલેખકો છે તેમના લેખો સ્થાયી સાહિત્યની સમૃદ્ધિ છે કા કાલેલકર અને મશરૂવાળા ગુજરાતીના ઉત્તમ નિબધલેખકો છે જેની પાસે જીવનમ દેશ થી, વિચાર નથી, ભાવોનુ દર્શન નથી, તે નિબધ નજ લખી શકે હિન્દી સાહિત્યમા પ્રથમ ક્ષેત્રમા મૂકી શકાય એવા ઉત્તમ નિબધલેખકો બહુ નથી છતા જે થોડાઘણા છે મનામા ઉચ્ચ નિબધલેખકના ગુણો છે રામચદ્ર શુક્લ પૂર્ણસિંહ શ્યામસુન્દરદાસ, બાબુરાવ, પદુમલાલ પુન્નાલાલ બક્ષી, (સ્વ) પદ્મસિંહ શર્મા ડૉ ભગવાનદાસ, (સ્વ) ગોમતી એમ એ, મહાવીરપ્રસાદ દ્વિવેદી, (સ્વ) માધવપ્રસાદ મિશ્ર, કૃષ્ણ નદન શર્મા, રીશકર હીરાચદ ઓઝા, પ પીતામ્બરદત્ત બડથ્વાલ, ચતુરસેન શાસ્ત્રી, વિયોગી હરિ રાજ- હાદુર લમગોડા, પ્રો રમાકાન્ત રામદાસગૌડ (સ્વ) બાળકૃષ્ણ ભટ્ટ, બાલમુકુન્દ ગુપ્ત જેવા ત્તમ નિબધલેખકોએ સુન્દર સાહિત્યિક નિબધો લખી સાહિત્યની શ્રીવૃદ્ધિ કરી છે ગ્રેજીની જેમ હિન્દીમા હજુ ભિન્ન ભિન્ન પ્રકારના ભાવપ્રધાન કલ્પના-પ્રધાન, વિચાર ધાન અને વર્ણનાત્મક નિબધ વિશેષ પ્રમાણમા નથી કે તેના વિકાસનો ક્રમશ ઇતિહાસ ાપી શકાય કેટલાક ઉચ્ચ નિબધો આ પ્રકારના છે પ્રકૃતિસૌદર્ય સમાજ અને સાહિત્ય, ાહિત્ય અને જીવન, સૌન્દર્યોપાસના પ્રતિભા સાહિત્યિક ચદ્રમા, કવિતા ક્યા છે ભારતીય ાહિત્યકી વિશેષતા કાવ્યમે પ્રાકૃતિક દશ્ય ક્લા અને કૃત્રિમતા, શ્રદ્ધાભક્તિ લજ્જાગ્લાનિ, ણા, ક્રોધ કુરૂપના સમાજ અને કર્તવ્યપાલન રાજપુતોકા ઉત્થાન સચ્ચી વીરતા મજદૂરી ાૈર પ્રેમ, આખબાર હિન્દીકવિ, દમયતીના ચદ્રોપાલભ, ઉપન્યાસ વિશ્વસાહિત્ય આ સિવાય તિહાસિક, વર્ણનાત્મક અને સાહિત્યિક નિબધો લખાયા છે પણ ઉપરોક્ત નિબધો માટે કોઈ

પણ ભાષા અભિમાન લઈ શકે. છતાં આપણે એ તો કહેવું જ જોઈએ કે હજુ હિન્દી નિબંધવિભાગ બરાબર વિકસ્યો નથી. ઉપર ગણાવેલા નિબંધોમાંથી કેટલાક જેવા કે મજદૂરી ઔર પ્રેમ, પ્રતિભા, શ્રદ્ધાભક્તિ, અને આચરણકી સભ્યતા જેવા નિબંધો આપણી ગુજરાતીમાં ઉતારવા જેવા છે.

## નાટક

કોઈ પણ સાહિત્ય નાટકના અભાવે અપૂર્ણ જ છે. ભાગ્યે જ એવું સાહિત્ય હોઈ શકે કે જેમાં નાટકોનો અભાવ હોય. નાટક ગદ્યસાહિત્યનું એક મહત્વપૂર્ણ અંગ છે. સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્ય આજે સુન્દર નાટકોના પ્રતાપે પ્રથમ પંક્તિમાં શોભે છે. નાટક સાહિત્યકારની કસોટી છે. નાટ્ય નિયમનોની મર્યાદામાં રહી એક સુન્દર મૌલિક કૃતિ સરજવી એ સામાન્ય શક્તિવાળાનું કામ નથી. પ્રતિભાસંપન્ન સાહિત્યકારો જ આ ક્ષેત્રમાં સફળતાપૂર્વક પ્રવેશી શક્યા છે.

હિન્દી નાટ્યસાહિત્ય હજુ ઉચ્ચતાએ પહોંચ્યુ નથી. આ દિશામાં આશાસ્પદ પ્રયત્નો થયા છે અને કેટલીક કૃતિઓ વિશ્વજનીન થવા પામી છે.

ભારતેન્દુ બાબૂ સાહિત્યિક દૃષ્ટિએ પ્રથમ નાટ્યકાર હતા. તેમણે નવ જેટલાં સ્વતંત્ર નાટકો લખ્યાં છે. તેમની પ્રતિભાએ આ ક્ષેત્રમાં ઉત્તમ માર્ગ બતાવ્યો છે. તેમનાં નાટકોનું મૂલ્ય આજે પણ તેવું જ છે. ભારતેન્દુ બાબૂ એક ઉચ્ચ કોટિના અભિનેતા હતા. અને તેમને રંગભૂમિની આવશ્યકતાઓનો ખ્યાલ હતો. તેમણે એક મંડળી પણ સ્થાપેલી. પોતે પોતાની મંડળી સાથે પોતાનાં નાટકો અનેક વાર ઘણી જગ્યાએ ભજવતા. ભારતેન્દુ યુગના લાલા શ્રીનિવાસદાસનું રણધીર પ્રેમમોહિની નાટક અભિનયયોગ્ય નાટક છે. બાબૂ રાધાકૃષ્ણદાસનું મહારાણા પ્રતાપ નાટક સફળતાપૂર્વક રંગભૂમિ ઉપર આવી ગયું છે.

દ્વિવેદી યુગના પૂર્વાર્ધમાં ખાસ કંઈ નાટ્યસાહિત્યમાં અભિવૃદ્ધિ થઈ નથી. પં. પ્રતાપનારાયણનું ગોસંકટ વ્યાસનુ ભારતગૌરવ સામાન્ય કોટિનાં નાટકો છે. રાય દેવીપ્રસાદપૂર્ણનું ચંદ્રકલા ભાનુકુમાર નાટક નથી પણ એક કાવ્યગ્રન્થ છે. આ યુગમાં તો વિશેષત બંગાળી, સંસ્કૃત અને અંગ્રેજી નાટકોના સફલ અનુવાદો થયા. લગભગ સમસ્ત સંસ્કૃત અને બંગાળી નાટકોના તથા શેક્સપીયરનાં નાટકોના અનુવાદો આ પચીસ વર્ષમાં થયા છે. મૌલિક સર્જન તરફ કોઈ ન પ્રેરાયું. જો કે નારાયણપ્રસાદ બેતાબનાં નાટકો સાહિત્યિક દૃષ્ટિએ નિમ્ન રચનાઓ છે; છતાં એક રીતે તેમનું સ્થાન છે. તે એ કે આ નાટકોએ હિન્દી જનતાને ઉર્દૂપ્રધાન પારસી નાટકો તરફથી હિન્દી પ્રત્યે આકર્ષી. બેતાબનું મહાભારત નાટક મુખ્ય છે. આ પ્રમાણે શ્રી. રાધેશ્યામ કથાવાચક હરિકૃષ્ણ જૌહર અને આગાહશ્રે હિન્દી નાટકો લખ્યાં છે. આ લેખકોએ હિન્દી રંગભૂમિને જન્મ આપવાનું કામ ઠીક કર્યું છે. પં. રાધેશ્યામના વીર અભિમન્યુ, ભક્ત પ્રહ્લાદ અને ઇશ્વર નાટકો મુખ્ય છે. વીર અભિમન્યુમાં સાહિત્યિક દૃષ્ટિ પણ સચવાઈ છે. પં. રાધેશ્યામને રંગભૂમિનું ઠીક જ્ઞાન છે. તેઓ રંગભૂમિના ડાઇરેકટર પણ રહ્યા છે.

હવે આપણે આ નવીન યુગનાં સાહિત્યિક નાટકો જોઇએ. છેલ્લાં પંદર, વીસ વર્ષમાં નાટ્યસાહિત્યને સમૃદ્ધ કરવા પં. જયશંકરપ્રસાદ, પં. બદરીનારાયણ ભટ્ટ, લક્ષ્મીનારાયણ મિશ્ર,

ગોવિન્દ વલ્લભ પં. માખણલાલ ચતુર્વેદી અને બેચન શર્મા ઉગ્રે સુન્દર પ્રયત્ન કર્યો છે. બેચન શર્મા ઉગ્રનું મહાત્મા ઇશા તેમજ કેટલાંક એકાંકી નાટકો સાહિત્યની ચીજો છે. તેમનાં નાટકો અભિનયકલાની દૃષ્ટિએ લખાએલાં છે. તેમનાં પ્રહસનોમાં શિષ્ટ હાસ્યની સામગ્રી છે. બેચન શર્માની ભાષા અને શૈલીનું સાહિત્યમાં વ્યક્તિત્વ છે. ભાષા પ્રાણવાન છે. તેમની શૈલીમાં સુન્દર જ્યોતિ છે. વાક્યોમાં સામંજસ્ય છે. વચ્ચેથી એક પણ વાક્ય દૂર કરતાં ભાષા પ્રાણવિહીન લાગે છે. તેમની ભાષા નિત્ય વાતચીતની સુંદર, સરલ અને પ્રભાવોત્પાદક છે. તેમની શૈલીમાં નવીન યુગનો ઉત્કર્ષ છે આંદોલનાત્મક ઉત્સાહ છે. કથનસૌન્દર્ય છે. ભાવાવેશની ઉગ્રતા છે. તેમની ભાષા વિષયાનુકૂળ અને પાત્રોને અનુરૂપ છે. ઉગ્રજીની ભાષામાં હિન્દી ઉર્દુનું સુન્દર સામંજસ્ય છે પંતની 'વરમાળા' તથા પં. માખણલાલનું કૃષ્ણાર્જુન યુદ્ધ અભિનયયોગ્ય કૃતિઓ છે. પં. બદ્રીનારાયણ ભટ્ટે રાણી દુર્ગાવતી, તુલસીદાસ અને અશોક તથા લક્ષ્મીનારાયણ મિશ્રે મુક્તિકા રહસ્ય રાક્ષસકા મંદિર અને સન્યાસી જેવાં સામાજીક નાટકો લખ્યાં છે. તેમણે ઐતિહાસિક 'અશોક' નાટક પણ લખ્યું છે. લક્ષ્મીનારાયણ મિશ્ર સામાજીક નાટક લખવામાં કુશળ નાટકકાર છે તેમની કલામાં આવા સામાજીક નાટ્ય-સાહિત્ય માટે હિન્દીને વિશેષ આશા છે. પં. બદરીનારાયણ ભટ્ટ ઐતિહાસિક નાટકો લખવામાં કુશળ હતા. પણ તેમના અસામયિક મૃત્યુએ ખોટ ગઇ છે.

સૌષ્ઠવ છે. સૌષ્ઠવમાં મનોહરતા અને પ્રમાદગુણયુક્ત ચમત્કાર હોય છે. નાના નાના વાક્યો એક પછી એક આવે છે અને એક અપૂર્વ વાતાવરણ ઉભુ કરે છે. પ્રસાદજીએ ભાવનિદર્શન માટે એક મનોહર ચમત્કારિક રૂપ રચ્યું છે. શબ્દોની પસંદગીમાં લાક્ષણિક પ્રયોગ વધારે છે. તેમના વ્યંગ્યાત્મક ધ્વનિના પ્રભાવે વાચક અલૌકિક જગતમાં વિચરે છે. તેમની ભાષા અને શૈલી ઉત્તમ ગદ્યના નમૂના છે. તેમની ભાષામાં સુધાસમ માધુર્ય અને પ્રમાદગુણ ભારોભાર છે વર્તમાન ગદ્યકારોમાં પ્રમાદજીનું સ્થાન પ્રથમ પંક્તિમાં શોભે છે.

આ સિવાય મિશ્રબંધુઓનું ભાગ્ત, પ્રેમચંદજીનું વરદાન સુદર્શનજીનું અંજના અને શ્રી. સુમીત્રાનંદન પંતનું જ્યોત્સ્ના વગેરે નાટકો છે. મિશ્રબન્ધુઓ ઈતિહાસકાર છે. પ્રેમચંદજી અને સુદર્શન નવલ અને વાર્તાકાર છે પંતજી કવિ છે. તેમની જ્યોત્સ્નામા વિશ્વરંગભૂમિ ઉપર વિશ્વના ચંદ્ર અને પૃથ્વીલોકના દિવ્ય પાત્રોનુ અભિનય છે આ એક તેમના કવિહૃદયની ઉર્મિઓનુ અભિનય છે. સુન્દર સાહિત્યિક કૃતિ છે

શૈલીની દૃષ્ટિએ હિન્દી નાટકોની શૈલી નથી અંગ્રેજી કે નથી સંસ્કૃત બન્નેનુ સંમિશ્રણ કહી શકાય ભારતેન્દુજીએ અંગ્રેજી, બંગાળી અને સંસ્કૃતના આધારે મધ્યમ શૈલી સ્વીકારી હતી. પ્રમાદજીની શૈલી પોતાની સ્વતંત્ર હિન્દી શૈલી જ છે. નાટયરચના વિષે ભારતેન્દુએ અને મહાવીરપ્રસાદે બે નાની પુસ્તિકાઓ લખી છે. પણ હમણા બાબૂ શ્યામ સુન્દરદાસે 'રૂપક રહસ્ય' નામનો એક સુન્દર ગ્રન્થ લખ્યો છે. નાટયરચના વિષે આ ગ્રન્થ શ્રેષ્ઠ કહી શકાય.

## નવલકથા (ઉપન્યાસ)

માનવસમાજ અને માનવહૃદય ગૂઢ રહસ્ય છે. મનમાં ઉઠતી ઘાતપ્રતિઘાત ક્રિયાઓને યથાર્થ સમજવી અને તેનુ શબ્દોદ્વારા આલેખન કરવું એક સાચા કલાકારનું કાર્ય છે. ઉપન્યાસને આપણે મહાકાવ્ય જોડે સરખાવી શકીએ. તેમા સમાજની ભિન્નભિન્ન ગતિ-પ્રગતિઓનુ, અંતરમા ઉઠતી ઉર્મિઓનુ અને માનસિક ચિન્તનનુ શબ્દચિત્ર હોય છે. નવલકારમાં સમગ્ર સમાજના વહેણો અને તેના માનસવ્યાપારને શબ્દોમાં આલેખવાની કલા હોવી જોઈએ.

હિન્દી નવલસાહિત્ય આજે અમુક અંશે સમૃદ્ધ છે. હિન્દીમાં સર્વપ્રથમ સાહિત્યિક નવલો નૂતનબ્રહ્મચારી, સૌરતન, એક સુજાન અને પરીક્ષા ગુરૂ છે પ. બાલકૃષ્ણ ભટ્ટની કલમમા શક્તિ છે

આજની નવલકથાઓના પ્રમાણમાં આ નવલો ફીકી લાગે પણ પહેલી નવલો હોવા છતા અમુક વિશિષ્ટતાપૂર્ણ છે આ વખતે બંગાળીમાં અનેક સુન્દર ઉપન્યાસો લખાતા હતા તેથી પં. ગદાધરસિંહ, રામકૃષ્ણ વર્મા અને કાર્તિકપ્રસાદ ખત્રીએ લગભગ બધી બંગાળી નવલકથાઓને હિન્દીમાં સફલતાપૂર્વક ઉતારી. ત્યારપછી પં. રૂપનારાયણ પાંડે અને ઈશ્વરીપ્રસાદે એક પ્રશસ્ત અનુવાદક તરીકે રવીન્દ્રબાબૂ, શરત્બાબૂ, બંકિમચંદ્ર, રમેશચંદ્ર, ચંડીશરણસેન, અને રાખાલદાસ બેનરજી વગેરે બંગાળી નવલકારોની બધી નવલકથાઓને હિન્દીમાં આણી. આ નવલોના પ્રભાવથી પ્રેરાઈ હિન્દી લેખકોમાં મૌલિક ઉપન્યાસ લખવાનો શોખ ઉત્પન્ન થયો.

હિન્દી નવલકથાઓના વિકાસમાં બાબૂ દેવકીનંદન ખત્રીનું કાર્ય બહુ જ મહત્વપૂર્ણ છે. તેમણે પોતાની ઐયારી નવલોદ્વારા વાચકસમુદાય ઉભો કર્યો. તેમની ભાષા 'હિન્દી હિન્દુસ્તાની છે. ભાષા અને શૈલી એટલાં તો સરલ કે વર્ણમાલા જાણનાર હિન્દી અને ઉર્દૂ ભાષાભાષી મુસલમાનો પણ સહેલાઇથી આ નવલો વાંચી શકે. તેમની નવલોમાં ઘટનાવૈચિત્ર્ય છે. રસસંચાર, ભાવ—વિભૂતિ ચરિત્રચિત્રણ નથી. આ જ અરસામાં પં. ગૌસ્વામી કિશોરીલાલ એક મૌલિક ઉપન્યાસકાર તરીકે આગળ આવ્યા. તેમણે ઉપન્યાસ નામક માસિક પત્ર શરૂ કર્યું અને એકલે હાથે પાસઠ જેટલી નવલકથાઓ હિન્દીને આપી તેમની નવલકથાઓમાં સમાજનું સજીવ ચિત્ર, વાસનાઓનુ સ્વરૂપ, ચિત્તાકર્ષક વર્ણન અને ચરિત્રચિત્રણ જોવામાં આવે છે. ગૌસ્વામીજીની નવલોમા ભાષા બે પ્રકારની છે તેમની નવલો ઐતિહાસિક, સામાજિક અને પૌરાણિક છે. મુસલમાની રાજ્યકાળની નવલોની ભાષા ઉર્દૂ શબ્દબાહુલ્યવાળી છે અને પૌરાણિક નવલોની ભાષા સંસ્કૃત શબ્દાવળીથી પૂર્ણ સાહિત્યિક છે.

ત્યારપછી નવલસાહિત્યના ક્ષેત્રમાં કવિશ્રી ઉપાધ્યાયજીનાં દર્શન થાય છે. તેમણે ઠેઠ હિન્દીકા ઠાઠ અધખિલા ફૂલ અને બેનીરાકા બાંકા ત્રણ નવલો લખી. ભાષા અને વિષયની દષ્ટિએ પહેલી બે કૃતિઓ ઉત્તમ છે. પદ્યની છાપ ગદ્ય ઉપર પણ સ્પષ્ટ પડે છે. તેનો નમુનો ઉપાધ્યાયજીનું ગદ્ય છે. તેમના ગદ્યમાં ધારાપ્રવાહ પદ્યાત્મક હોય છે. તેમના ગદ્યમા પદ્યના જેવી લહેર શબ્દસંગઠન, ભાવભંગી અને માધુર્ય તેમના પદ્યના જેવાજ છે. તેમની શૈલીમાં પદ્યાત્મક વિભૂતિની ઉત્કૃષ્ટતા સ્પષ્ટ જણાય છે. ઠેઠ હિન્દીકા ઠાઠમા તેમણે ફારસી અને સંસ્કૃત શબ્દોનો બિલકુલ ત્યાગ કર્યો છે. અને આ દષ્ટિએજ આ નવલિકા લખી છે. લજ્જારામ મહેતાએ હિન્દુ ધર્મ અને હિન્દુ પરિવારનો ચિતાર આપતી ચાર છ નવલકથાઓ લખી છે. આજ વખતે બાબુ બ્રજરત્નદાસે સૌંદર્યોપાસક અને રાધાકાન્ત શુદ્ધ સાહિત્યિક દષ્ટિએ ભાવપ્રધાન નવલો લખી કે જેમાં મનોવિકારોની પ્રગલ્ભ અને વેગવતી વ્યંજના છે.

આ પ્રમાણે નવલસાહિત્ય પ્રગતિમાન હતુ એવામાં ઈ. સ. ૧૯૧૫ના અરસામાં શ્રીયુત ધનપતરાય ઉર્ફે પ્રેમચંદજીએ આ ક્ષેત્રમાં પદાર્પણ કર્યું. તેમના આવવાથી નવલસાહિત્યમાં એક અપૂર્વ પ્રભા ખીલી ઉઠી. નવીન કળાનો આરંભ પણ જયશંકરપ્રસાદ અને પ્રેમચંદજીથી શરૂ થાય છે. હવે દ્વિવેદી યુગ ઉતરી ગયો હતો. પ્રેમચંદજીએ સેવાસદનમા એક સુન્દર કલાકારની યોગ્યતાનો પરિચય આપ્યો. પ્રેમચંદજી પ્રથમ ઉર્દૂ સાહિત્યક્ષેત્રમાં યશઃ પ્રાપ્ત કરી ચુકયા હતા. પ્રેમચંદજીએ હિન્દી ઉર્દૂ બન્ને ભાષા જાણનારાઓને આકર્ષ્યા. પ્રેમચંદજી મૂક જનતાના લેખક છે. સમાજ અને દુઃખભાર નીચે દબાએલા તેમના સતત સાથી છે. તેમનું કાર્યક્ષેત્ર વિશાળ માનવસાગર છે તેમના ઉપન્યાસોમા વર્તમાન સમાજની ક્ષુબ્ધતા અને પરવશતાનો સાચો ચિતાર છે તેમણે લગભગ બાર તેર મૌલિક ઉપન્યાસો લખ્યા છે. તેમાં સામાજિક અને રાજકીય આંદોલનોને યોગ્ય રીતે આપણી સમક્ષ રજુ કર્યા છે. એકેડેમીદ્વારા પુરસ્કૃત તેમની રંગભૂમિ, ગબન, કર્મભૂમિ, સેવાસદન પ્રેમાશ્રમ અને ગોદાન તેમની મૌલિક ઉત્તમ કૃતિઓ છે. પ્રેમચંદજી એક ઉત્તમ ગલ્પ-વાર્તાકાર પણ છે. વર્તમાન આખ્યાનઆખ્યાયિકા યુગના મુખ્ય નાયક પ્રેમચંદજી છે.

વૃંદાવનલાલ શર્માએ ઐતિહાસિક ઘણી સુંદર નવલો લખી છે. તેમને ઐતિહાસિક

નવલો લખવાની કળા સિદ્ધ થઈ છે. તેમનું 'ગઢ કુંઢાર' ઉત્તમ કૃતિ છે. જયશંકરપ્રસાદે 'કંકાલ' નામક એક વાસ્તવિક ચિત્ર રજુ કરતું ઉપન્યાસ લખ્યું છે કંકાલનું નવલસાહિત્યમાં સ્વતંત્ર સ્થાન છે. નિરાલાજીએ પણ ઉપન્યાસ લખ્યા છે. તેમની 'અલકા' અને 'અપ્સરા' સુન્દર છે. કવિની કૃત્તિઓ છે. બેચનશર્મા ઉગ્ર અને ચતુરસેન શાસ્ત્રીનું વ્યક્તિત્વ સ્વતંત્ર છે. તેમણે દિલ્લીકા દલાલ અને બુધુઆકી બેટી ઉત્તમ ઉપન્યાસો લખ્યા છે ચતુરસેન શાસ્ત્રીની હૃદયકી પ્યાસ અને હૃદયકી પરખમાં ઉત્તમ ગદ્ય શૈલી છે. શાસ્ત્રીજીની શૈલી વ્યવહારિક છે. તેમની શૈલીમાં આત્મીયતાના ભાવો ઓતપ્રોત રહે છે. તેમની કૃતિઓ વાંચતાં વાચક અનુભવ કરે છે કે તેમનો જ કોઈ અભિન્નહૃદય મિત્ર પોતાનું હૃદય તેમની આગળ ખુલ્લુ કરે છે એ દૃષ્ટિએ કે વાચક વિચાર કરે અને શાન્ત્વના માટે પોતાનું હૃદય પણ તૈયાર રાખે. નાના નાના વ્યવહારિક શૈલીના સરલ વાક્યોમા તેઓ તેણે પોતાની આપવીતી ન કહેતા હોય તેવો ભાવ જાગ્રત થાય છે.

આ સિવાય શિવપૂજન સહાયની દેહાતી દુનિયા, ચંડીપ્રસાદ હૃદયેશની મંગળપ્રભાત, વિશ્વમ્ભરનાથની માં તથા ભિખારીની અને સિયારામશરણ ગુપ્ત (કવિ)ની ગોદ સાહિત્યિક સુન્દર કૃતિઓ છે. ચાર છ વર્ષથી "કલાની ખાતર કલા"ના સિદ્ધાંતને વ્યવહારમાં મૂકનાર જૈનેન્દ્ર કૂમારના આવવાથી આશા છે કે હવે માનવહૃદયના મનોવ્યાપારોને વૈજ્ઞાનિક વિશ્લેષણાત્મક રીતે આલેખાયેલા જોવાની વાચકોની ઈચ્છા તૃપ્ત થશે. જૈનેન્દ્રકુમારની પરખ અને સુનીતા મનોવૈજ્ઞાનિક નવલનો પ્રારંભ કરનાર કૃતિયો છે.

## વાર્તા (ગલ્પ)

માનવજાતિએ બોલવાનું શરૂ કર્યું ત્યારથી વાર્તાનો પ્રારંભ થયો. પોતાના સરખાજ મન અને હૃદયવાળાઓની વાતો સાંભળવી કોને ન ગમે? યુગની વિશિષ્ટતા પ્રમાણે લોકકાર્યોને વાર્તામાં વર્ણવવાની પ્રથા ઘણી પ્રાચીન છે. આપણા યુગમાં વાર્તાનું સ્થાન પહેલું છે. આપણુ જીવન વૈચિત્ર્યપૂર્ણ છે. આ વૈજ્ઞાનિક યુગમાં કવિતા ભલે રચાતી રહે પણ વાર્તાલેખન વિના હૃદયના મનોભાવોને સંપૂર્ણ માર્ગ જડતો જ નથી. કવિઓ પણ ગલ્પલેખક બન્યા છે. જીવનકલહમાં વાંચવાની ફુરસદ કોને છે? પણ માનવહૃદયના વ્યાપારો જોડે સંબંધ રાખ્યા વિના જીવનનો આનંદ નથી. એટલે વાર્તાને ખુબ જ આવકાર છે.

આપણા પ્રશ્નો ગુંચવણોથી ભરેલા છે એટલે વાર્તાસાહિત્યને પોષક વસ્તુ વિપુલ છે. વિશ્વસાહિત્યમાં આપણી વાર્તાને સ્થાન છે. આપણા શ્રી. રવીન્દ્ર, શરદ્બાબૂ અને મુન્સી પ્રેમચન્દજીનો અભ્યાસ કરવાથી અખિલ ભારતના વર્તમાન જીવન અને આકાંક્ષાઓનો ખ્યાલ આવી શકે છે.

વર્તમાન વૈજ્ઞાનિક રીતે વાર્તાસર્જનનું કાર્ય આપણા માટે નવું જ છે. હિન્દીમાં પહેલાં સુધી કવિઓએ આખ્યાયિકાઓ લખી છે. વર્તમાન વાર્તાસાહિત્યનો પ્રારંભ બંગાળીના પ્રભાવે હિન્દીમાં પં. માધવપ્રસાદ મિશ્રે ઈ. સ. ૧૯૦૩મા કર્યો. ત્યારપછી તો અસંખ્ય વાર્તાઓ લખાઈ છે. આજે પચાસ-સાઠ ઉત્તમ વાર્તાલેખક છે અને દસ-બાર જેટલા તો વિશ્વજનીત પ્રતિભાસપન્ન છે. પ્રારંભની વાર્તાઓમાં ઘટનાત્મક પ્રસંગોનું આલેખન માત્ર જ છે. ઈ. સ. ૧૯૧૧માં રહસ્યવાદી કવિ શ્રી. જયશંકરપ્રસાદે આ ક્ષેત્રને શોભાવ્યું. બરાબર પચીસ વર્ષથી સેવા

કરી રહ્યા છે. જયશંકરપ્રસાદની વાર્તાઓનું સાહિત્યમાં સ્વતંત્ર સ્થાન છે. તેમાં નિગૂઢ વ્યક્તિત્વ છે. તેમની વાર્તાઓમાં ભાવનામૂલક સંવેદના અને કળા પ્રધાન છે. વારંવાર વાંચવાનું મન થાય છે. ગદ્ય કાવ્યનો સ્વર્ગીય આનંદ આવે છે.

વાર્તાસાહિત્યમાં સર્વશ્રેષ્ઠ સ્થાન પ્રેમચંદજીનું છે. પ્રેમચંદની વાર્તાઓ ભારતવ્યાપી બની છે. જાપાની અને અંગ્રેજીમાં પણ તેમની વાર્તાઓ અનુવાદિત થઈ છે. પ્રેમચંદજીની યોગ્યતા માટે આટલું જ બસ છે કે તેમનાથી વધીને આ કળામાં રવીન્દ્ર અને શરદ્ બાબુ સિવાય બીજો કોઈ નથી. પ્રેમચંદજીએ ભારતનાં ગામડાંઓ અને કિસાનો ઘણી જ સમીપથી જોયાં છે. તેમનું જીવન પણ અનેક વિટંબણાઓની સામે થવામાં જ વીત્યું છે. પ્રેમચંદજીની વાર્તાઓથી ગુજરાત પરિચિત છે.

પ્રેમચંદજી પછી વાર્તાલેખક તરીકેનું સ્થાન સુદર્શનનું છે. સુદર્શનની વાર્તાઓમાં ઉપદેશ હોય છે. શૈલીમાં નવીનતા છે. કહેવાની રીત આકર્ષક છે. પં. વિશમ્ભરનાથ શર્મા, શ્રી. ચતુરસેન શાસ્ત્રી, બાલકૃષ્ણ શર્મા, નવીન, ગોવિન્દવલ્લભપંત, રાયકૃષ્ણદાસ, પદુમલાલ પુન્નાલાલ બક્ષી, બાબૂ શિવપૂજન સહાય, શ્રીમન્ન દ્વિવેદીએ વાર્તાસાહિત્યમાં ઠીકઠીક ફાળો આપ્યો છે. રાયકૃષ્ણદાસ વાર્તાકાર અને સાથે સાથે ઉત્તમ ગદ્યકાવ્યલેખક છે તેમની 'સાધના' ઉત્તમ ગદ્ય કાવ્યનો નમૂનો છે. પદુમલાલજીની વાર્તાઓમાંની પાંચ-છ વાર્તાઓ વાર્તાકલાના ઉત્તમ નમૂના છે. ચંડીપ્રસાદ, હૃદયેશ અને ચંદ્રધર શર્મા ગુલેરી પ્રથમ પંક્તિના વાર્તાલેખક હતા. ગુલેરીએ માત્ર ત્રણચાર વાર્તાઓ લખી છે. પણ ઉત્તમ કલાની કૃતિઓ છે. ગુલેરી અને હૃદયેશે તો વર્તમાન ગદ્યશૈલીમાં પોતાનું વ્યક્તિત્વ રજુ કર્યું છે. બેચન શર્મા ઉગ્ર ઉત્તમ વાર્તાકાર હતા પણ આજકાલ તેમની કૃતિઓ જોવામાં આવતી નથી.

આજકાલ સામયિકોમાં ચંદ્રગુપ્ત વિદ્યાલંકાર, ભગવતીપ્રસાદ જનાર્દન ઝા ગંગેશ્વરપ્રસાદસિંહ, શ્રી. જૈનેન્દ્રકુમાર, રૂપભશરણ જૈન, ઈલાચંદ્ર જોષી, બાગામશર્મા, શ્રીનાથસિંહ, સદ્ગુરૂ શરણ અવસ્થી, તેજરાની પાઠક, ઉષાદેવી, કમળાદેવી ચૌધરી, સરસ્વતીદેવી, સત્યવતી મલીક વિગેરે વાર્તાકારોની કૃતિઓ હોય છે. જૈનેન્દ્રકુમાર અને કમલા ચૌધરીની વાર્તાઓ મનોવૈજ્ઞાનિક વાર્તાઓ હોય છે. સુભદ્રાકુમારી ચૌહાણ પણ એક સુંદર વાર્તાલેખિકા છે. તેમની વાર્તાઓનો સંગ્રહ બિખરે મોતી ઉપર સેકસરીયા પારિતોષિક રૂ. ૫૦૦નું મળ્યું છે. સ્ત્રીવાર્તા લેખિકાઓની સંખ્યા ઠીક પ્રમાણમાં છે. આ દિશામાં પ્રથમ પ્રયત્ન કરનાર ઉમા નહેરૂ છે. શિવરાણીદેવી (પ્રેમચંદજીનાં પત્ની ) પણ વાર્તાઓ લખે છે.

હિન્દમાં હાસ્યરસના વાર્તાલેખકોમાં મુખ્ય જી. પી. શ્રીવાસ્તવ શિવનાથ શર્મા, શ્રી હરિશંકર શર્મા, અન્નપૂર્ણાનંદ અને શ્રીકૃષ્ણદેવપ્રસાદ મુખ્ય છે. આજે શ્રી. જૈનેન્દ્ર અને શ્રી. અજ્ઞેયની વાર્તાઓમાં ખુબ આશાને સ્થાન છે. આજકાલ શ્રેષ્ઠ કવિઓ પણ વાર્તા લખે છે. શ્રીનિરાલા, પંત, સિયારામશરણગુપ્ત અને મોહનલાલ મહતો સુંદર વાર્તા લખી રહ્યા છે. આધુનિક વાર્તાના રસાસ્વાદને ધ્યાનમાં રાખી શ્રી. વિનોદશંકર વ્યાસ-એક વાર્તાકારે મધુકરી નામે વાર્તાસંગ્રહના બે ભાગોમાં જુદા જુદા વાર્તાકારોની કૃતિયોનો સંગ્રહ યોજ્યો છે શ્રી. પ્રેમચંદજીએ ગલ્પસમુચ્ચય નામનો એક સંગ્રહ અને નંદદુલારે બાજપેયીએ હિન્દીકી શ્રેષ્ઠ કહાનિયાં નામક એક સંગ્રહ યોજ્યો છે. આવા બીજા પણ સંગ્રહો છે. પણ આ શ્રેષ્ઠ છે.

## કવિતા

કવિતા જીવનસંગીત છે. કવિતા હૃદયોર્મિનું શબ્દચિત્ર છે. માનસમાં ઉદ્‌ેલિત થતી ભાવનાઓનું પ્રત્યક્ષ દર્શન છે. કવિતા સત્યશિવસુન્દરમની અનન્યોપાસના છે. કવિહૃદયની અનુભૂતિ સાહિત્યની મહાનિધિ છે. કવિ માનવસમાજનો નેતા અને દ્રષ્ટા છે. તેના શબ્દોનો પ્રભાવ એક મહાન રાજકીય અને સામાજીક નેતા કરતાં અનંતગણો ચિરસ્થાયી હોય છે, કવિનું નેતૃત્વ દેશકાલાતીત છે, કવિની વાણી આમજનની વાણી છે. કવિની વાણી દ્વારા પ્રભુ પોતાનો સંદેશ પાઠવે છે. કવિ સાહિત્યનો પ્રાણ છે.

હિન્દીમાં છેલ્લાં ૧૦૦–૧૫૦ વર્ષમાં સાચા અર્થમાં કવિતા નથી થઈ એમ કહેતાં જરા પણ મન અચકાતું નથી. માત્ર શબ્દચતુરાઇ અને અલંકાર વિધાનની શતરંજ માટે જ પદ્યરચના થતી. નાયકનાયિકાના ક્રિયાકલાપોનું અશ્લીલ શબ્દચિત્ર એજ પદ્યનું સ્વરૂપ બની ગયું હતું. અને તેમા પણ પૂર્વગામી કવિઓના કરતા ચમત્કાર પ્રમાણમાં ઓછો જ. મતલબ કે કવિતાદેવી રાજદરબારના ગુલામી વાતાવરણમાં ગુગળાઇ ગઇ હતી. કવિ અને જનસમુદાય વચ્ચે મોટી ખાઇ પડી ગઇ હતી. કવિતા પ્રેરણા આપનારી વસ્તુ રહી જ નહતી ભારતેન્દુએ વસ્તુસ્થિતિને બરાબર નિહાળી અને કવિતાને વેગ આપ્યો. તેમણે रोवहु सबमिलकै भारत भाई, हा। हा! भारतदुर्दशा देखी न जाई॥ ના કરૂણ ધ્વનિવડે સમસ્ત ભારતને પોતાની દુર્દશા માટે આસુ સારવા બોલાવ્યા ત્યારથી કવિતાનું દષ્ટિબિંદુ બદલાયું.

ભારતેન્દુથી દ્વિવેદીજીના સમય સુધીમાં કવિતામાં સ્વદેશપ્રેમ, સમાજસુધાર, ભારતની સાંપ્રત દુર્દશા વગેરે વિષયોપર ઉદ્‌બોધનાત્મક તથા ઇતિવૃતાત્મક ભાવમયી કવિતાનું પ્રાબલ્ય રહ્યું. શ્રીધર પાઠકે ભારતનું અપૂર્વ દર્શન કર્યુ. પ્રકૃતિને સ્વતત્રરૂપે નિહાળી. શ્રી. નાથુરામશકરે પોતાની પ્રતિભાવડે ઓજસમયી કાવ્યરચના કરી. તેમનાં કાવ્યોમાં પ્રાણ છે. દ્વિવેદીજીએ કવિતા રચી છે. પણ તેમની ગદ્યસેવા અપૂર્વ છે. દ્વિવેદીજીના પ્રભાવથી હિન્દીમાં સુન્દર કવિઓનો જન્મ થયો. આ યુગના મહાકવિ શ્રી. મૈથિલીશરણગુપ્ત છે. તેમણે 'ભારત ભારતી' વડે સમસ્ત હિન્દીઓને જાગ્રત કર્યા. આ કૃતિ સામયિક છે. પણ તેણે ભારતને ખુણે ખુણે હિન્દનો આર્ત ધ્વનિ પહોચાડયો. હવે આપણે હિન્દીના પ્રમુખ કવિઓના પરિચય સાથે કવિતાવિકાસ નિહાળતાં આગળ વધીશુ.

પં. અયોધ્યાસિંહજી ઉપાધ્યાય–ઉપાધ્યાયજીને વ્રજભાષા અને ખડીબોલી બન્ને પર સરખો અધિકાર છે. તેમણે પ્રારભમાં વ્રજભાષામાં સુન્દર મુક્તક કાવ્યો રચ્યાં છે. અને હમણાં 'રસ કલસ' નામક ગ્રન્થ વ્રજભાષામાં લખ્યો છે. પણ તેમની ખડીબોલીની રચના સુન્દર બની છે. તેમનું 'પ્રિય પ્રવાસ' મહાકાવ્ય છે. પ્રિય–પ્રવાસના કવિએ લોકનાયક કૃષ્ણચંદ્રના ચરિત્ર ઉપર કેટલાંક વર્ષોથી ફેંકાતો કીચડ દૂર કરી નિર્મલ પુરૂષોત્તમ કૃષ્ણચદ્રના દર્શન કર્યાં છે. કૃષ્ણ માટે માત્ર ગોપીકાઓ જ નહિ પણ સમસ્ત રાષ્ટ્ર—વૃંદાવનવાસીઓ વિરહાકુલ છે. કૃષ્ણ આબાળવૃદ્ધ સ્ત્રીપુરૂષના કૃષ્ણ છે પ્રિય-પ્રવાસમાં કૃષ્ણનું માત્ર નયનાભિરામ સ્વરૂપનું જ માત્ર દર્શન નથી પણ તેમના શુદ્ધ ચરિત્રનું નિરૂપણ પણ છે. પ્રિય–પ્રવાસમાં કવિએ પ્રકૃતિસૌન્દર્યનાં દર્શન કર્યાં છે. તે એક સુન્દર વસ્તુ છે. પ્રિય પ્રવાસ સંસ્કૃત વૃત્તોમાં રચાયું છે. પ્રિય-પ્રવાસના કવિ આજે વીસ વર્ષમાં આવી બીજી ઉત્તમ કૃતિ ન આપી

શકયા એ દુઃખદ વસ્તુ છે. તેમણે બોલચાલ, ચોકખે ચૌપદે અને ચુભતે ચૌપદેની રચના કરી છે. તેમાં તેમની વિદ્વત્તા પ્રકટ થાય છે પણ તેમાં કવિહૃદયને ઓછું સ્થાન છે.

મૈથિલીશરણગુપ્ત—હમણાં જ આ મહાકવિની સુવર્ણ જયતિ ઉજવાઈ. આ રાષ્ટ્રીય કવિએ ઈ. સ. ૧૯૦૭થી અનવરતપણે હિન્દી માતાની સેવા આદરી છે. તેમણે વિપુલ રચના દ્વારા હિન્દી સાહિત્યને તેજસ્વી બનાવ્યું છે ગુપ્તજીના સાકેત ( મહાકાવ્ય ) યશોધરા, પચવટી, અનઘ, જયદ્રથવધ, સાહિત્યની સ્થાયી કૃતિઓ છે. 'સાકેત' દ્વારા તુલસી–માનમની અંગપૂર્તિ થઈ છે. 'યશોધરા' એક ભારતીય આર્યનારીનુ પ્રતિક છે. ગુપ્તજીની યશોધરા–ઉર્મિલા, લક્ષ્મણ અને સીતા જગત્–સાહિત્યની વસ્તુઓ છે. ગુપ્તજીની ભાષા અને શૈલી પરિષ્કૃત શુદ્ધ ખડીબોલી છે. પ્રસાદ ગુણયુક્ત છે. તેમની કલ્પના અને ભાવ ઉચ્ચ કોટિના છે. ગુપ્તજી કરૂણરસના મહા કવિ છે. કવિ વર્તમાન રહસ્યવાદી કવિતાના પ્રભાવથી પણ અલિપ્ત નથી રહી શકયા. તેમની રહસ્યવાદી કવિતા ઝંકાર નામક કાવ્યસંગ્રહમા પ્રકટ થઈ છે. તેઓ રહસ્યવાદી વાસ્તવિક અર્થમાં છે. તેઓ રામભક્ત છે. છતાં તેમનામાં સકીર્ણતા નથી. સિદ્ધાર્થમાટે પણ તે જ હૃદય છે. ગુપ્તજી સાચા ભારતીય ગ્રામીણ છે. અંગ્રેજીથી અજાણ છે. સાદાઈના પ્રતીક છે. તેમણે મધુસૂદનદત્તના મેઘનાદવધ, વિરહિણી વૃજાંગના અને નવીનસેનના પ્લાસીર યુદ્ધનું સુન્દર ભાષાન્તર પદ્યમા કર્યું છે. મૂળ વસ્તુના જેટલી જ ઉત્તમ વસ્તુ બની છે. તેમણે 'ગુરૂકૂળ,' 'શક્તિ,' અને 'હિન્દુ' જેવી ઓજસ્વિની ભાષામાં સામયિક કૃતિઓનું સર્જન કર્યું છે. આજકાલ તેઓ દ્વાપર નામક મહાકાવ્ય લખી રહ્યા છે. કેટલાક અંશો જોતાં તે એક સુન્દર વસ્તુ બનશે એવી આશા છે.

ગયાપ્રસાદ શુકલ ' સનેહી ' બાળાભગવાનદીન ' દીન '—સનેહી રાષ્ટ્રીય ભાવોથી પૂર્ણ પ્રેમી કવિ છે. તેમની કવિતાનો વિષય વર્તમાન સમાજ અને રાષ્ટ્રીયતા છે. 'દીન'જીની કવિતાનો વિષય મહારાણા પ્રતાપ અને શિવાજી વગેરે વીરોની પ્રશસ્તીઓ છે. બન્નેની ભાષામાં ઉર્દૂ હિંદીનું સામંજસ્ય છે.

( સનેહી )

तुम होगे सुकरात जहर के प्याले होंगे।
हाथोंमें हथकडी पदों में छाले होंगे।
ईसा से तुम और जान के लाले होंगे॥
होना मन व्याकुल नहीं इस भव जनित विषाद से
अपने आग्रह पर अटल रहना बस प्रह्लाद से

કવિનું હૃદય દૃઢ સત્યાગ્રહી છે.

मौन पतंग प्राण देता है समक्ष प्रेमका मोल
मौन विरह में जलता हूं रहकर अचल अबोल
प्रियतम निष्ठुर हैं, होनेदे तू मत जिह्वा खोल
आग न लगा हृदयमें मेरे अपना हृदय टटोल।

કવિ પ્રેમમાં પતંગની જેમ સ્વાહા થવામા જીવનનું સાર્થક સમજે છે. કવિના પ્રેમનું આલંબન મહાન છે.

तू है गगन विस्तीर्ण तो मैं एक तारा क्षुद्र हूँ;
तू है महा सागर अगम मैं एक धारा क्षुद्र हूँ।

કવિ આ મહાસાગરમાં અદ્વૈત ભાવે સમાઈ જવા ઇચ્છે છે.

मुझमें समा जा इस तरह तन प्राण का जो तौर है।
जिसमें न फिर कोई कहे मैं और हूं तू और है॥

શ્રી. માખણલાલજી ચતુર્વેદી–તેમની કવિતા સાચા રાષ્ટ્રીય હૃદયના ઉંડાણમાંથી ઉદ્ભવતા સાચા ઉદ્‌ગારો છે —

मुझे तोड लेना वनमाली, उस पथ में देना तू फेंक।
मातृभूमिपर शिश चढाने जिस पथ जावें वीर अनेक॥

. ... ... ... ... ...

अरे अशेष! 'शेष'की गोदी तेरा बने बिछौना सा।
आ मेरे आराध्य! खिलाऊं मैं भी तुझे खिलौना सा॥

वालकृष्ण नवीन—ક્રાન્તિવાદી રાષ્ટ્રીય કવિ છે. प्रलयंकारी તાંડવનૃત્ય ઇચ્છે છે.

कवि कुछ ऐसी तान सुनाओ जिससे उथलपुथल मचजाये।

... .. .. ... ... ...

प्राणो के लाले पड जायें, त्राहि त्राहि नभ में छाये।
नाश और सत्यानाशों का धुवांधार जग में छाजाये॥

શ્રી. અનૂપશર્મા—વીરરસના કવિ છે. તેમની કવિતામા ભૂષણની ઓજસ્વિતાની ઝાંખી થાય છે. શ્રી. રામનરેશ ત્રિપાઠી—ત્રિપાઠીજી આદર્શપ્રેમી રાષ્ટ્રીય કવિ છે. ત્રિપાઠીજીએ ભારતના 'દરિદ્રનારાયણ'ને નારાયણ પ્રભુ માન્યા છે. તેમણે 'પથિક' 'સ્વપ્ન' અને મિલન ખંડ કાવ્યો રચ્યાં છે. ત્રણેનો વિષય રાષ્ટ્રસેવકનો આદર્શ છે. સ્વપ્નમાં કાશ્મીરનું પ્રકૃતિવર્ણન ઉત્તમ છે. તેમના 'અન્વેષણ' અને 'વિધવાકા દર્પણ' ઉત્તમ કાવ્યો છે.

કવિ દુઃખથી દબાએલાઓના હૃદયમાં એક આશાનુ કિરણ થવા ઇચ્છે છે. ગરીબની ગાંઠનો પૈસો થવા ઇચ્છે છે.

दुःखदलितों में हम आशाकी किरण होते।

... ... ... ... ...

होते गांठ के धन कहीं जो दीन जनके।

કવિ પ્રભુનાં દર્શન ગરીબની ઝુંપડીમાં કરે છે.

मेरे लिये खडा था दुःखियो के द्वार पर तू।

... ... ... ... ...

बनकर किसीका आंसू मेरे लिये वहा तू

સુભદ્રા કુમારી ચોહાણ—એક ઉત્તમ પ્રથમ પંક્તિની કવયિત્રી છે. તે ખુશદિલ કવિ છે. તેમની કવિતાનો વિષય દેશભક્તિ છે. તેમનું બાળદર્શન મનોહર છે. તેમની વાત્સલ્યરસપૂર્ણ

કવિતાઓ વાંચી 'સૂર'નું બાલદર્શન યાદ આવે છે. તેમની 'ઝાંસીની રાણી' વર્તમાન કવિતામાં સર્વશ્રેષ્ઠ વસ્તુ છે. 'ઠુકરા દો યા પ્યાર કરો' ઉત્તમ કાવ્ય છે. તેમના કાવ્યોના સંગ્રહ 'મુકુલ' પર સેકસરિયા પુરસ્કાર ૫૦૦)નું મળ્યું છે. તેમની ભાષા અને ભાવ સરલ છે. તેમની ભાષામાં માતાના વાત્સલ્યરસની મિઠાશ છે.

पूजा और पुजापा प्रभुवर, इसी पुजारिन को समझो।
दानदक्षिणा और निछावर, इसी भिखारिन को समझो॥
मैं उन्मत्त प्रेम की लोभी हृदय दिखाने आई हूं।
जो कुछ है बस यही पास है इसे चढाने आई हूं॥
चरणों पर है अर्पण इसको चाहे तो स्वीकार करो।
यह तो वस्तु तुम्हारी ही है, ठुकरा दो या प्यार करो॥

સિયારામશરણગુપ્ત—મૈથિલીશરણગુપ્તના નાના ભાઈ છે કવિ, વાર્તાકાર અને નવલકાર પણ છે. સફલ લેખક છે. તેમની કવિતા પ્રસાદગુણયુક્ત રહસ્યવાદી કવિતા છે પ્રારંભના કાવ્યો દરરોજની વસ્તુઓ પર સુન્દર કલ્પના અને ભાવનાના નમૂના છે. તેમની જનની, લેખિની, માર્ગ અને ઘટ જેવી કવિતાઓ ઉત્તમ છે. પાછળથી તેઓ ચિન્તનશીલ રહસ્યવાદી બન્યા છે. તેમણે બે નાનાં ખણ્ડ કાવ્યો લખ્યા છે. 'મૌર્યવિજય' અને 'અનાથ' તેમનાં કાવ્યો 'દૂર્વાદલ' 'આર્દ્રા' અને 'વિષાદ' નામક સમહોરૂપે પ્રકટ થયાં છે.

અનાથાનું નિસ્સહાયાવસ્થાનું વર્ણન કેટલું કરૂણ છે?

वैरी हुआ विश्वंभर मेरा, हाय! कहां अब जाऊं मैं?
मुझ तक ही मेरी सीमा है हाथ कहां फैलाऊं मैं?

જયશંકરપ્રસાદ—પ્રસાદે કવિતાક્ષેત્રમાં નવીન માર્ગનું અનુસરણ કર્યું છે. વર્તમાન છાયાવાદી—રહસ્યવાદી કવિતાના તેઓ પ્રથમ કવિ છે. તેમની કવિતામાં વિષાદ અને પ્રેમ છે. પ્રસાદજીમાં જીવનની રસિકતા તથા માર્મિકતાની સાચી અનુભૂતિ છે. તેમનાં પ્રેમકાવ્યોમા સયમની પવિત્ર મર્યાદા છે. તેમનો પ્રેમ દિવ્ય બને છે. પ્રારંભમાં તેમણે રામકૃષ્ણની સગુણ ભક્તિવિષયક સુન્દર કાવ્યો લખ્યાં છે. ક્રમશઃ તેમની કવિતા અનુભૂતિપૂર્ણ રહસ્યવાદી બનતી ગઈ. તેમણે પ્રભુને વિશ્વગૃહસ્થરૂપે વિશ્વમન્દિરમા નિરખ્યા ધીરેધીરે કવિ અદ્વૈતવાદી બનતા ગયા અને પોતાના રહસ્ય—પ્રભુને પોતાના હૃદયમાં જ શોધ્યુ.

मणि दीप विश्व मन्दिर की, पहने किरणों की माला।
तुम एक अकेली तब भी, जलती हो मेरी ज्वाला।

સાધકની પોતાની અંતરજ્વાલા જીવનમાં પ્રકાશ આપે છે.

मत कहो कि यही सफलता कलियों के लघु जीवन की,
मकरन्दभरी खिल जायें, तोडी जायें बेमन की।

કવિહૃદય પુષ્પકલિયોને તોડતાં કંપે છે.

भरा नैनों में मन में रूप। किसी छलिया का अमल अनूप॥
जल थल, मारुत व्योम में जो छाया है सब ओर।
खोज खोज कर खोगई मैं, पागल प्रेमविभोर॥

પ્રેમવિભોર પાગલને માટે તેના પ્રભુ પોતાના હૃદયમાં જ બિરાજ્યા છે:

हृदय तू खोजता किसको छिपा है कौन सा तुझ में।
मचलता है बता क्या हू छिपा तुझ से न कुछ मुझ में।
हृदय! तू है बना जलनिधि लहरियां खेलतीं तुझ में।
मिला अब कौन सा नवरत्न, जो पहिले न था तुझ में।

કવિએ ભારતગૌરવ વિષે પણ ઉત્તમ કાવ્યો લખ્યાં છે. તેમના કાવ્યગ્રંથો કાનન, લહર અને ઝરના નામે પ્રકટ થયા છે આંસુ ભાવનાપૂર્ણ દીર્ઘ કાવ્ય છે.

સૂર્યકાન્ત ત્રિપાઠી નિરાલા—એક દાર્શનિક અદ્વૈતવાદી છે. તેમનું હૃદય શુદ્ધ ભક્તનું પ્રેમી હૃદય છે. નિરાલાજી રહસ્યવાદી કવિઓમાં પ્રથમ પંક્તિમાં શોભે છે. આજે રહસ્યવાદી કવિઓમાં શ્રીનિરાલા, શ્રીપંત મહાદેવી વર્મા અને રામકુમાર વર્મા પ્રથમ શ્રેણિના કવિઓ છે.

કવિની ભારતવિધવાના દર્શન કરીએ

वह इष्ट देवके मंदिरकी पूजारी
वह दीप शिखा—सी शांत भावमें लीन
वह क्रूर कालतांडवकी स्मृतिकी रेखा-सी
वह टूटे तरू की छुटी लता-सी दीन
दलित भारतकी ही विधवा है।

કવિ મહાન શ્રદ્ધાળુ છે

भर देते हो
बार बार प्रिय करुणा की किरणों से
क्षुब्ध हृदय को पुलकित कर देते हो।
मेरे अंतर में आते हो देव निरंतर
कर जाते हो व्यथा भार लघु
बारबार कर कंज बढकर।

કવિ પ્રભુને બારણે વિનય કરે છે—વિનયમાં સંપૂર્ણ સ્વાત્મ ભાવ છે

बंद तुम्हारा द्वार! मेरे सुहागशृंगार!
द्वार यह खोलो!
सुनी भी मेरी करुण पुकार?
जरा कुछ बोलो!
कुसुमित कुंज द्रुमों से सुरभित साज
संचित कर लाई, पर कब से वंचित!

કવિએ શિવાજી અને પ્રતાપ વિષે પણ ઘણી સુન્દર પ્રશસ્તીઓ રચી છે.

શ્રીસુમીત્રાનંદન પંત—વર્તમાન કવિઓમાં પંતજીનું સ્થાન શ્રેષ્ઠ છે તેઓ ઉત્તરોત્તર હૃદયગત ભાવોને વ્યક્ત કરવામાં સુન્દર કલાકાર બન્યા છે તેમની કવિતામાં સાચા હૃદયની અનુભૂતિ છે, ભાવના છે, કલ્પના છે. અને ચિંતન છે. તેમની કવિતામાં સંસ્કૃત પદાવલીનું

બાહુલ્ય છે. તેમની ખડીબોલીમા માધુર્ય છે, સમ્મતા છે કવિનો ક્રમશઃ વિકાસ પામતી કવિતાના સગ્રહો ' વીણા ' ' પલ્લવ ' ' ગ્રન્થિ ' અને 'ગુજ્જન'મા પ્રકટ થયા છે. કવિનો આદર્શ વસુધૈવ કુટુમ્બકમ્ છે કવિ સાચા ભક્તહૃદયના રહસ્યોન્મુખી ભાવનાથી પૂર્ણ છે

કવિહૃદયમા યુગપ્રભાતની ઝાખી ઝળહળી રહી છે

मानव जग में गिरि सदृश अडीं, गतयुग की संस्कृतियां दुर्धर;
वन्दी की हैं मानवता को म्वदेश जाति की भित्ति अमर !
ये डूबेंगी-सब डूबेंगी पा नव मानवताका विकास
हंस देगा स्वर्णिम वज्र लौह, छ मानव आत्मा का प्रकाश !

કવિનું આદીમ પ્રભાતનુ દર્શન કેટલુ સુન્દર છે।

मुर्छित थीं इन्द्रियां स्तब्ध जग,
जडचेतन सब एकाकार
शून्य निश्व के उरमें केवल
सांसो का आनाजाना,
तूने ही पहिले बहुदर्शिनि !
गाया जागृतिका गाना।
श्री सुख सौरभ का नभचारिणि
गुंथ दिया तानाबाना !
प्रथम रश्मिका आना रंगिणि
तूने कैसे पहचाना ?
कहां कहां हे बाल विहङ्गिनि
पाया यह स्वर्गिक गाना ?

મહાદેવી વર્મા—મહાદેવી વર્તમાન કવિઓમા પ્રથમ શ્રેણિમા શોભે છે તેમની કવિતામાં આત્માની અનન્ય ઉપાસના છે પોતાના પ્રિયતમના મિલન માટે આતુર છે પ્રિયતમ વિશ્વના અણુઅણુમાં વ્યાપ્ત છે મહાદેવીની કવિતામા વેદના છે, કલ્પના છે, અનુભૂતિ છે તેમની અનુભૂતિ સહજસિદ્ધ છે, પ્રયત્નસાધિત નથી મહાદેવીના કાવ્યો ' નિહાર ' અને ' રશ્મિ ' નામક કાવ્યસગ્રહોરૂપે પ્રકટ થયેલા હમણા તેમના કાવ્યો ' નિરજા ' નામક સગ્રહરૂપે આપણી સમક્ષ આવ્યા છે આ સગ્રહ ઉપર સેકસરિયા પુરસ્કાર ૫૦૦)નુ મળ્યુ છે

" पथ देख विता दी रैन, मैं प्रिय पहचानी नहीं !
तमने धोया नभ-पन्थ सुवासित हिमजलसे,
सूने आंगन में दीप जला दिये झिलमिलसे,
आ प्रातः बुझा गया कौन अपरिचिततानी नहीं
मैं प्रिय पहिचानी नहीं ।
धर कनक—थाल मे मेघ सुवासित पाटल-सा
कर वालारुण का कलश विहग-रव मंगल-सा

आया प्रिय पथसे प्रात सुनाई कहानी नहीं!
मैं प्रिय पहचानी नहीं!
नव इन्द्रधनुष-सा चीर महावर अजन ले
अलि गुंजित मीलित पंकज,—नूपुर रुनझुन ले,
मैं प्रिय पहिचानी नहीं!
इन श्वासों के इतिहास आंकते युग बीते
रोमों में भरभर पुलक लौटते पल रीते
यह ढुलक रही है याद नयनसे, पानी नहीं
मैं प्रिय पहचानी नहीं।
आले कुहरा-सा नभ विश्व मिटे बुद्बुद् जल-सा
यह दुखका राज्य अनन्त रहेगा निश्चल-सा
हूं प्रिय की अमर सुहागिनी पथकी निशानी नहीं
मैं प्रिय पहचानी नहीं।"

પ્રો રામકુમાર વર્મા—વર્તમાન પાચ સાત પ્રથમ પક્તિના કવિઓમાના એક છે ભાવનાપ્રધાન કવિ છે તેમણે પ્રથમ ચિતોડકી ચિત્તાના કવિ તરીકે આ ક્ષેત્રમા પદાર્પણ કર્યું ત્યારપછી કવિની ભાવના કલ્પના અને અનુભૂતિ ક્રમશ અંજલિ, રૂપરાશિ અને ચિત્રરેખામા ગભીર અને આત્માનુભૂતિની વસ્તુઓ બની છે તેમના કાવ્યો રહસ્યવાદની સાચી અભિવ્યક્તિ છે

કવિ જગતની વ્યથા મિટાવવા સ્વાહા થવા ઇચ્છે છે

मैं आज बनूंगा जलद जाल।
मेरी करुणा का वारि सींचता रहे अवनिका अंतराल।
नभके नीरस मनमें महान, बन सरस भावना के समान।
मैं पृथ्वी का उच्छ्वासपूर्ण—परिचय दूं बनकर अश्रुमाल।
हा, सदा यहा सुख के समीप दुख छिपकर करता है निवास,
मैं दिखा सकूंगा हृदय चीर रसमय उरमे है चपल ज्वाल।
अपने नवतन को बारबार नभमें बिखरा दूं मैं सहास,
यह आत्मसमर्पण करे किन्तु, मेरे जगका जीवन रसाल।
मैं आज बनूंगा जलद जाल।

છાયાવાદી કવિઓમા શ્રી 'વિયોગી' શ્રી ભગવતીશરણ અને બીજા અનેક છે સ્થળાભાવે બધાનો પરિચય અશક્ય છે છેવટે 'રેણુકા'ના કવિના ઉદ્ગારોથી આ પરિચય પૂરો કરીએ શ્રી બચ્ચન અને રામધારીસિંહની કવિતામા કવિત્વના કલામય દર્શન થાય છે

क्रान्ति धात्रि कविते जाग उठ, आडम्बर में आग लगा दे
पतन पाप पाखड जले, जगमें ऐसी ज्वाला सुलगा दे।
विद्युत की इस चकाचौंध में देख दीपकी लौ रोती है।
अरी हृदय को थाम, महल के लिये झोंपडी बलि होती है।

देख कलेजा फाड़ कृषक दे रहे हृदय शोणित की धारें।
बनती ही उनपर जाती हैं वैभव का ऊंची दीवारें।
धन पिशाच के कृषक मेघ में नाच रही पशुता मतवाली
आगन्तुक पीते जाते हैं दीनों के शोणितकी प्याली।
उठ वीरों की भावरंगिणी दलितों के दिल की चिनगारी
युगमर्दित यौवन की ज्वाला जाग जलारी क्रान्तिकुमारी
लाखों क्रौंच कराह रहे हैं जाग आदि कवि की कल्याणी
फूट फूट तू कवि कंठों से बन व्यापक निज युग की वाणी।

વર્તમાન કવિતામાં મુખ્યત્વે સ્વદેશપ્રેમ, માનવગૌરવ, વિશ્વદર્શન અને કવિહૃદયની સંવેદનાત્મક ઊર્મિઓની અભિવ્યંજના હોય છે. કવિનું કાર્યક્ષેત્ર વિશાળ વિશ્વ છે અને તેથીએ મહાન માનવહૃદય. વર્તમાન છાયાવાદી કવિતાને પ્રથમ ઉપેક્ષાદૃષ્ટિએ જોતા પણ આ દશકામાં તેનું સ્વરૂપ અને પ્રગતિ વ્યવસ્થિત થતા છે. તેમાં સત્યશિવસુન્દરમ્‌ની ઉપાસનાની પ્રતીતિ થઈ છે અને હવે જુના અને નવા સવા તેના ગુણદોષોનું આલોચનાત્મક વિવેચન કરી રહ્યા છે અને વર્તમાન રહસ્યવાદને આદર્શરૂપ માની રહ્યા છે.

વર્તમાન અલંકારવિધાનમાં પણ નવીનતા છે. અલંકારોને ગૌણ સ્થાન છે. અલંકારોના ચમત્કારમાં પડી કવિતાના આત્માને ગુંગળાવી નાખવામાં નથી આવતો. પ્રકૃતિદર્શન પણ એક નવી જ વસ્તુ છે. પ્રથમની જેમ પ્રાકૃતિક દૃશ્યો માત્ર ઉદ્દીપનો નથી રહ્યા. આજે તો પ્રકૃતિમાં પ્રભુનો વાસ છે. પ્રકૃતિ પ્રાણવાન દુઃખસુખની સંવેદનાપૂર્ણ ઈશ્વરી સૃષ્ટિ છે. તેનું વિશ્વમાં સ્વતંત્ર નિરાળું સ્થાન છે. એક વન અને નદીમાં પણ વિરહી એક સ્ત્રીના જેટલી જ સુખદુઃખની લાગણીઓ અને પ્રેમના ઉચ્છ્વાસો વર્તી શકે છે. છંદોમાં પણ નવીનતા છે. પ્રારંભમાં પ્રિયપ્રવાસકારે સંસ્કૃત વૃત્તોનો સફલતાપૂર્વક ઉપયોગ કર્યો. પછી ધીરેધીરે અતુકાંત રચના થવા લાગી. પ્રસાદજીએ આ દિશામાં સફલ પ્રયત્ન કર્યો. પછી નિરાલા અને પંતે મુક્ત છંદને પોતાના ભાવનાપ્રધાન કાવ્યો માટે ઠીક માન્યો. તેમાં ભાવને સ્વચ્છંદતાનુસાર અવસર થવામાં જરા પણ બંધન નહિ. ગતિ અને લયને ધ્યાનમાં રાખી કાવ્યો રચ્યા.

આ યુગમાં હજી પણ વ્રજભાષામાં રચનાઓ થાય છે. એ ચાર સત્કવિઓએ પોતાની પ્રતિભા વડે નવયુગમાં પણ પોતાનું વ્યક્તિત્વ નિરાળું રાખ્યું છે.

વ્રજભાષાપ્રેમીઓમાં સ્વર્ગસ્થ પં. સત્યનારાયણજી કવિરત્ન, સ્વર્ગસ્થ જગન્નાથદાસ રત્નાકર અને શ્રી વિયોગી પ્રમુખ છે. આ ત્રણે ઉચ્ચ સાહિત્યસ્રષ્ટા છે. સત્યનારાયણે વ્રજ ભાષામાં સુંદર કૃષ્ણકાવ્યો રચ્યા છે. તેમની કવિતામાં શૃંગારની અશ્લીલતા અને ચેનચાળા નથી. તેમનો કૃષ્ણ વર્તમાન યુગનો દુઃખી ભારતનો ઉદ્ધારક કૃષ્ણ છે. ભાષા પ્રસાદ અને માધુર્ય ગુણથી તરબોળ છે. કવિનું માનસ અત્યંત કોમલ છે. જગન્નાથપ્રસાદ રત્નાકરનું 'ગંગાવતરણ' મહાકાવ્ય છે. પૌરાણિક કથાવસ્તુને લઈ ઉત્તમ રચના કરી છે. ગંગાવતરણ વર્તમાન સાહિત્યની સ્થાયી વસ્તુ છે. આ ગ્રન્થ ઉપર ઓરછાનરેશે ૫૦૦) પુરસ્કાર આપ્યું છે. રત્નાકરની બીજી બે રચનાઓ પણ ઉત્તમ છે. ઉદ્ધવશતક અને હરિશ્ચંદ્રકાવ્ય. શ્રી વિયોગી હરિ વ્રજભાષાપ્રેમી કૃષ્ણભક્ત છે. તેઓ વીરતાના ઉપાસક છે. વર્તમાન યુગમાં વીરરસના કવિઓમાં

પ્રમુખ છે. તેમણે વીરસતસઇ રચી છે. શ્રેષ્ઠ કૃતિ છે. આ કૃતિ પર સંમેલને રૂ. ૧૨૦૦નું મગલાપ્રસાદ પારિતોષિક આપ્યું છે. આ કૃતિ બિહારી સતસઈ કરતાં અનેક દૃષ્ટિએ ઉત્તમ છે. જગન્નાથદાસ રત્નાકર આ યુગના વ્રજભાષાના મહાન કવિ હતા. હવે વ્રજભાષામાં રચના ઘણી ઓછી થાય છે. તેનો સૂર્ય અસ્ત થયો લાગે છે.

**જીવનચરિત્ર, આત્મકથા, સાહિત્યિક તીર્થયાત્રાઓ અને સંસ્મરણો.** ગદ્ય સાહિત્યમાં આ ચારે પ્રકારના સાહિત્યનું વિશિષ્ટ સ્થાન છે. જીવનમાં પ્રાણ રેડનાર સાહિત્ય છે. આ પ્રકારના સાહિત્યની રચના તો આપણી ઉન્નત મનોદશા અને સજીવતાનું પ્રત્યક્ષ ભાન છે. હિંદીમાં આ દિશામાં આછા આછા પ્રયત્નો થયા છે. જીવનચરિત્રોમાં શુદ્ધ સાહિત્યિક જીવનચરિત્રોનો તો પ્રારંભકાળ છે. બાબુશ્યામસુંદરદાસે અને રામચંદ્ર શુક્લે તુલસીદાસજીના જીવન વિષે પોતાની દૃષ્ટિએ પ્રકાશ પાડવા પ્રયત્ન કર્યો છે. બન્નેના લખેલા તુલસી મહત્ત્વના ગ્રન્થો છે. ભારતેન્દુ બાબૂનાં ત્રણ જીવનચરિત્રો છે. ત્રણે ઉત્તમ છે. સત્યનારાયણ કવિરત્નની જીવની પં. બનારસીદાસ ચતુર્વેદીએ લખી છે. તેમની જીવની જોયા પછી કવિની કરુણ પરિસ્થિતિથી હૃદય કંપી ઊઠે છે. કવિનુ ગાર્હસ્થ્ય જીવન લગભગ વિનષ્ટ થઈ ગયુ હતુ. આ સિવાય ગણેશશંકર વિદ્યાર્થી, શ્રદ્ધાનંદજી, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, મહાદેવ ગોવિંદ રાનડે જેવા સમાજસુધારક અને વિચારકોની જીવનીઓ પણ છે ઐતિહાસિક જીવનચરિત્રોમા શિવાજી મહારાજ, રણજીતસિંહ, ગુરૂ ગોવિંદસિંહ મહારાજ જંગબહાદુર, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈના ચરિત્રો ઉત્તમ લખાયાં છે.

આત્મકથાનું અંગ બહુ જ ક્ષીણ છે. આ દિશામા પ્રો. રામદેવજી અને ઇલાચંદ્ર જોષીના પ્રયત્નો પ્રશંસનીય છે. તેમણે માસિકોમા પોતાના જીવનપ્રસંગોને આલેખ્યા છે. શ્રદ્ધાનંદજીએ પોતાની આત્મકથા 'કલ્યાણમાર્ગનો પથિક' નામે લખી છે. ઉત્તમ છે. પં. જવાહરલાલજીએ હિંદીના દુર્ભાગ્યે પોતાની સુંદર આત્મકથા અંગ્રેજીમા લખી છે. જો આ વસ્તુ પ્રથમ હિંદીમાં હોત તો આજે હિંદી ભાષા જગતસાહિત્યમાં આવી ઉત્તમ કૃતિ આપવા માટે ભાગ્યશાળી ગણાત. પણ શુ થાય ? જવાહરલાલજીની ઉદાસીનતાના કારણે પોતાની પ્રિય પુત્રી ઇન્દિરાને લખેલા પત્રો પણ અંગ્રેજીમાં લખાયા અને આવી સુંદર વિશ્વસાહિત્યની વસ્તુ હિંદીની ન કહેવાઈ શકી.

હમણાં હમણાં પં. બનારસીદાસજીએ સાહિત્યિક તીર્થયાત્રા શરૂ કરી છે, હિંદીના વયોવૃદ્ધ સાહિત્યસ્રષ્ટાઓને ત્યાં શુદ્ધ પવિત્ર મનઃતીર્થે જવુ ઉત્તમ વસ્તુ છે. આ તીર્થયાત્રાઓનાં વર્ણનો સાહિત્યિક બહુમૂલ્ય વાર્તાલાપ સાહિત્યલેખકોના જીવનની દિનચર્યાની ઝાંખી અપૂર્વ હોય છે. આ વર્ણનો વાંચતાં લાગે છે કે સાહિત્યકારો પરમ પવિત્ર જીવન જીવતા આપણા આદર્શ ઋષિઓ છે. બનારસીદાસજીએ શ્રી. મહાવીરપ્રસાદ દ્વિવેદી, (સ્વ.) નાથુરામશંકર, સ્વ ગોં. રાધાચરણજી, શ્રી. રવીન્દ્રનાથ ટાગોર, શ્રી અવનિન્દ્રનાથ ઠાકુર વિગેરેનાં પુણ્યધામોમાં તીર્થયાત્રા કરી છે. અને તે પ્રસંગોને આપણી સમક્ષ રજુ કરી સાહિત્યમાં નવો જ પ્રકાશ પાડયો છે.

કેટલાક વિદ્વાન લેખકોએ પોતાના જીવનમાં જુદા જુદા સાહિત્યિકોના સંસર્ગમાં આવ્યા હોય તેનું સુંદર વર્ણન આલેખ્યું છે. આવાં વર્ણનોથી સાહિત્યમાં એક ઉમદા સંવેદનાપૂર્ણ શ્રદ્ધા જાગે છે. આજે કોઈ શ્રી. પ્રેમચંદજી કે પં. બાળકૃષ્ણના જીવનપ્રસંગોનો આબેહુબ ચિતાર આપે તો આપણામાં આવા દીર્ઘ તપસ્વીઓ માટે શ્રદ્ધા ઉત્પન્ન થાય.

શ્રીધર પાઠક પ્રતાપનારાયણમિશ્ર પં પદ્મસિંહ શર્મા અને ગણેશશંકર વિદ્યાર્થીનાં સંસ્મરણો ઉત્તમ છે તીર્થયાત્રાઓ અને આવા જીવનસંસ્મરણોથી નવા સાહિત્યસર્જકોને પહેલાના સાહિત્યસેવીઓની મુશ્કેલીઓ અને તેમના દૃઢ પ્રયત્નો તેમના ઉત્સાહ અને પ્રેમનાં દર્શન થાય છે તથા વર્તમાન મહાન સાહિત્યકારોના આચરણથી તેમનામાં નમ્રતા કેળવાય છે 'હંસ'નો આત્મકથા અંક તથા 'સરસ્વતી'ના સ્વર્ણજયંતી અંક સાહિત્યની દૃષ્ટિએ ઉત્તમ કોટિના છે શ્રી સેન્ટ નિહાલસિંહના ભારતીય મહાપુરુષોના રેખાચિત્રો સુંદર વસ્તુ છે

## સમાલોચના

સમાલોચના સાહિત્યનું એક આવશ્યક સ્વતંત્ર અંગ છે આ અંગના વિકાસ ઉપર મૌલિક સાહિત્યનો મોટો આધાર છે હિંદીમાં આ અંગની શિથિલતાના કારણે સાહિત્યમાં યોગ્ય પ્રમાણમાં ત્વરિત ગતિએ સાહિત્યવિકાસ નથી થઈ શક્યો હિંદીમાં ભારતેન્દુના સમયથી જ આ દિશામાં પ્રયત્ન થયો કે ગ્રંથાવલોકન ગુણદોષદર્શનની દૃષ્ટિએ થવું સર્વ પ્રથમ પં બદરીનારાયણ ચૌધરીએ પોતાની 'આનંદકાદંબિની'માં શ્રી નિવાસદાસની 'સંયોગતા સ્વયંવર' નાટકની વિશદ આલોચના કરી સમાલોચનાનો સૂત્રપાત કર્યો આ દિશામાં મહાવીર-પ્રસાદ દ્વિવેદીજીએ પ્રશંસનીય કામ કર્યું તેમણે લાલા સીતારામના સંસ્કૃત નાટકોના અનુવાદોની આલોચના કરી પછી સંસ્કૃત ગ્રંથોના ગુણદોષનું સુંદર આલોચનાત્મક વિવેચન કર્યું દ્વિવેદીજીએ કાલીદાસની નિરંકુશતા નામક ગ્રન્થ લખી કાલિદાસના ગુણદોષોનું યથાર્થ વર્ણન કરવાનો પ્રયત્ન કર્યો પણ હજુ સુધી સમાલોચનામાં માત્ર ગુણદોષોનું જ વર્ણન રહેતું અને ગુણદોષની કસોટી પણ સંસ્કૃત અને હિંદી પ્રાચીન રીતિ ગ્રંથોની દૃષ્ટિએ જ છતાં તે વિવેચનો વિદ્વત્તાપૂર્ણ નિર્ભીક અને નિષ્પક્ષપાત થતા મિશ્ર બંધુઓએ નવરત્ન નામક ગ્રંથ લખી ભારતેન્દુના સમય સુધીના કવિઓના ગુણાનુસાર અને તેમની કૃતિઓની વિશિષ્ટતાનુસાર સ્થાન નક્કી કર્યાં સર્વ પ્રથમ સ્થાન તુલસીને આપ્યું આ ગ્રંથમાં પણ વર્તમાન સમાલોચનાપદ્ધતિનો વિકાસ જણાતો નથી ત્યારપછી પદ્મસિંહ શર્માએ બિહારી સતસઈ ઉપર તુલનાત્મક સમાલોચના લખી તુલનાત્મક સમાલોચના આવશ્યક છે બિહારીના દોહાનો ચમત્કાર આર્યા સપ્તસતી અને ગાથા સપ્તસતી તથા બીજા હિંદી સંસ્કૃત કવિઓ કરતા ઉત્કૃષ્ટ છે એમ પ્રમાણિત કરવા પ્રયત્ન કર્યો તેમની તુલનાત્મક શૈલી જરા ખુંચે છે તેમની ભાષા તેજસ્વી છે પદ્મસિંહજીનું ગદ્ય ઉત્તમ શૈલીનો નમૂનો છે તેમના પદ્મપરાગમાં તેમની શૈલીનું સાચું દર્શન થાય છે તેમની શૈલી અજોડ અને સ્વતંત્ર વ્યક્તિત્વ ધરાવનારી છે વર્તમાન વૈજ્ઞાનિક અને વિશ્લેષણાત્મક પદ્ધતિએ સમાલોચનાનું કાર્ય શ્રી કૃષ્ણબિહારી મિશ્રે 'દેવ અને બિહારી' નામક ગ્રંથથી શરૂ કર્યું આ ગ્રંથમાં શિષ્ટતા, સજ્જનતા અને માર્મિકતાથી બંનેની તુલનાત્મક સમાલોચના થઈ છે

ત્યારપછી તો શ્રી રામચંદ્ર શુક્લે તુલસી સૂર અને જાયસી ઉપર ઉત્તમ સમાલોચનાત્મક નિબંધો લખ્યા છે નિબંધો નથી પણ ૩૦૦–૩૫૦ પાનાના ગ્રન્થો છે શ્રી રામચંદ્ર શુક્લનો 'હિન્દીમેં રહસ્યવાદ' ઉત્તમ વિદ્વત્તાપૂર્ણ આલોચનાત્મક ગ્રન્થ છે શુક્લજી નિષ્પક્ષપાત સાચા સમાલોચક છે તેમની શૈલી આજે હિન્દી સાહિત્યમાં ઉત્તમ શૈલી છે રામચંદ્ર શુક્લની ભાષા શુદ્ધ પરિમાર્જિત છે તેમની ભાષામાં બલિષ્ઠ વાતાવરણ છે શૈલીમાં ગંભીર વિવેચના, ગવેષણાત્મક ચિંતન અને નિભ્રાંત અનુભૂતિથી પુષ્ટ વ્યંજના હોય છે તેમની કલમથી

નિતરેલા ગદ્યની શૈલી, વ્યાપક, પ્રૌઢતમ, ઉત્કૃષ્ટ છે, તેમની ભાષામા તેમનું વ્યક્તિત્વ સ્પષ્ટ ઝલકે છે એક વાત કાઢી લેતા ભાષા ત્રુટિપૂર્ણ લાગે છે તેમની ભાષામા કલા છે પ્રો. રામચંદ્ર શુક્લે Light of Asiaના આધાર બુદ્ધચરિત નામક મહાકાવ્ય પણ રચ્યુ છે ઉત્તમ વસ્તુ બની છે Light of Asia નુ અનુકરણ છે પણ મૌલિકતા ભારોભાર છે

શ્યામસુન્દરદાસ બી એ એ કબીરદાસ અને તુલસીદાસ વિષે ઉત્તમ આલોચનાત્મક ગ્રન્થો લખ્યા છે શ્યામસુન્દરદાસે શાસ્ત્રીય સાહિત્યસર્જનનુ અપૂર્વ કામ કર્યુ છે આજે હિન્દી સાહિત્યમા શ્યામસુન્દરદાસનુ સ્થાન સર્વશ્રેષ્ઠ અને સર્વ પ્રથમ છે તેમની હિન્દી સેવા જ્વલંત છે તેમની ગ્રન્થરચના અને હિન્દીના ઉત્થાન માટેની ઉદ્યોગશીલતા એક આદર્શ વસ્તુ છે નાગરી પ્રચારિણી સભાના જન્મદાતા એટલે વર્તમાન હિન્દી સાહિત્યના મહાન પુજારી શ્યામસુન્દરદાસની ભાષા અને શૈલી આદર્શ છે તેમની શૈલીમા શાસ્ત્રીય વિવેચના અને અભિવ્યજનાને સફલતાથી ઉતારી શકાય છે તેમનુ ક્ષેત્ર શાસ્ત્રીય સાહિત્ય-સર્જન છે ભાષા વિજ્ઞાન સાહિત્યસમાલોચના જેવા ગભીર વિષયો માટે તેમની શૈલી બલિષ્ઠ અને ઉત્કૃષ્ટ છે તેમની ભાષામા શબ્દાડબર નથી શબ્દવિધાનમા ઉત્કૃષ્ટ અને વિશદતા છે તેઓ ભાષાને એક શક્તિશાળી રૂપ આપવા માગે છે ઉર્દૂ, અગ્રેજી અને બીજા પર-ભાષાના શબ્દોને હિન્દીના બનાવી લેવા માગે છે તેમની શાસ્ત્રીય ગ્રન્થરચના વિપુલ છે તેમણે સમાલોચના ભાષાવિજ્ઞાન નાટ્યસાહિત્ય અને બીજા ઘણા નિબધો લખ્યા છે તેમનુ સાહિત્યાલોચન આ વિષયનો હડસનના Study of Literatureના જેવો ગ્રન્થ છે હિન્દીમા આવા ગ્રન્થોની બહુ જરૂર છે આ ગ્રન્થમા સાહિત્યમા પ્રવેશનાર માટે ઉત્તમ સામગ્રી છે

શિલીમુખ પ્રસાદની નાટ્યકલા અને કૃષ્ણાનન્દ ગુપ્તે પ્રસાદકે દો નાટક નામે સમાલોચનાગ્રન્થો લખ્યા છે આમા લેખકના ગ્રન્થોની વિશદ આલોચના છે રમાકાન્ત ત્રિપાઠીએ ગદ્યમિમાસા અને પં જગન્નાથપ્રસાદે હિન્દી ગદ્યશૈલીકા વિકાસ ગ્રન્થો લખ્યા છે. બીજો ગ્રન્થ ઉત્તમ છે તેમા વિવેચના ગભીર અને વિશદ છે ગદ્ય શૈલીઓનુ અને તેમના પ્રવાહોનું સુક્ષ્મ અને મહત્વપૂર્ણ વિવેચન છે વિષયનિરૂપણ શૈલી પ્રૌઢ છે પદુમલાલ પુન્નાલાલ બક્ષી એક શ્રેષ્ઠ સમાલોચક છે તેમનુ હિન્દી સાહિત્ય-વિમર્શ, વિશ્વસાહિત્ય, અને પ્રદીપ, આલોચનાત્મક ગ્રન્થો છે વિશ્વસાહિત્યમા એમણે સાહિત્ય દ્વારાજ વિશ્વશાંતિની આશા રાખી છે જગત્સાહિત્યના પ્રવાહો માનવસસ્કૃતિ પ્રત્યે પ્રવાહિત છે અને તે દ્વારાજ વિશ્વબન્ધુત્વ સ્થાપી શકાશે

પ્રો રામકુમારે કબીરકા રહસ્યવાદ નામક પુસ્તક લખી કબીરના રહસ્યવાદ ઉપર પ્રકાશ નાખવાનો પ્રયત્ન કર્યો છે પ્રો રામકુમાર એક રહસ્યવાદી કવિ પણ છે હમણા દશ પદર વર્ષથી હિન્દીમા સાહિત્યસેવીઓને સત્કારવા પુરસ્કારયોજના ચાલુ થઇ છે પુરસ્કારો ઠીક રકમમા આપવામા આવે છે મગલાપ્રસાદ પારિતોષિક ૧૨૦૦) નુ છે. દેવપુરસ્કાર ૨૦૦૦) નુ છે એકેડેમીનું પુરસ્કાર ૫૦૦) નુ છે સેકસરિયા પુરસ્કાર ૫૦૦) નુ છે દ્વિવેદી પુરસ્કાર ૨૦૦) નુ છે તથા નાગરીપ્રચારિણી સભા દ્વારા અપાતુ પુરસ્કાર ૨૦૦) નુ છે પ્રથમ પુરસ્કાર સાહિત્યવિજ્ઞાન, દર્શનશાસ્ત્ર અને ઇતિહાસની શ્રેષ્ઠ કૃતિને વારાફરતી દર વર્ષે

આપવામા આવે છે દેવપુરસ્કાર સાહિત્યની શ્રેષ્ઠ કૃતિ ઉપર દર વર્ષે આપવામા આવે છે આ પુરસ્કાર આપવાની વિધિ સુન્દર છે પાચ સાહિત્યિક વિદ્વાનોની કમિટિમા સમગ્ર ગ્રન્થોના અવલોકન પછી શ્રેષ્ઠ ગ્રન્થને પુરસ્કૃત કરવામા આવે છે આ રીતે સમાલોચનાસાહિત્યને ઉત્તેજન મળે છે પણ દુ ખની વાત એ છે કે એ સમાલોચના હિન્દી જનતાના લાભાર્થે પુસ્તકાકારે પ્રકટ કરવાની યોજના નથી

આજકાલ હિન્દીમા 'વિશાલ ભારત", "સરસ્વતી ', ' વીણા " વિગેરે માસિકોમા વિદ્વાનો દ્વારા સમાલોચનાકાર્ય કઈક મનોષપ્રદ રીતે થાય છે છતા જોઈએ તેટલુ છે કે હજુ નિષ્પક્ષપાત દષ્ટિ જળવાતી નથી પક્ષભેદો છે

## પ્રવાસવર્ણનો

હિન્દીનુ આ ક્ષેત્રે વિસ્તૃત છે પ્રત્યેક માસિકમા એકાદ પ્રવાસવર્ણન હોય છે જ વર્ણન-શૈલી શુદ્ધ સાહિત્યિક હોય છે આપણને પ્રવાસનો અપૂર્વ આનદ પ્રાપ્ત થાય છે ઘણા પ્રવાસ ર્ણનો સચિત્ર હોય છે આવા પ્રવાસવર્ણનો ગ્રન્થાકારે પણ સાહિત્યને શોભાવી રહ્યા છે શિવપ્રસાદ ગુપ્તની પૃથ્વીપ્રદક્ષિણા, ભૂપ્રદક્ષિણા, યુરોપમા છમાસ, તિબ્બતમા સવા વર્ષ અને તિબ્બતમા ત્રણ વર્ષ તથા સ્વામી સત્યદેવજીની કૈલાસયાત્રા અને ગોપાલ નેવટિયાનુ કાશ્મીર ' સુન્દર અને ઉત્તમ સાહિત્યિક પ્રવાસવર્ણનો છે, પૃથ્વીપ્રદક્ષિણા અને કાશ્મીર સચિત્ર ગ્રન્થો છે આજકાલ યુરોપને જેવુ મેં જોયુ એ લેખમાળા તથા જાપાનના પ્રવાસે ગેરે કેટલાએક પ્રવાસવર્ણનો સચિત્ર જોવા મળે છે ભૂગોળ માસિકનુ કાર્ય પણ આ દિશામા ઉત્તમ સાહિત્ય પુરૂ પાડે છે

## અનુવાદકાર્ય

કોઈપણ ભાષાનુ સાહિત્ય ગમે તેટલુ સમૃદ્ધ ભલે કેમ ના હોય તો પણ તે અનુવાદ વેના ઉણપવાળુ જ રહેવાનુ હિન્દીમા આ દિશામા યોગ્ય કામ થઈ રહ્યુ છે આજે હિન્દીમા ામચદ્ર શુક્લ રૂપનારાયણ પાડેય હરિભાઉ ઉપાધ્યાય, શ્રી પ્રેમચન્દજી રામચદ્રવમા ઋષીશ્વર-ાથ ભટ્ટ, ચદ્રશેખર શાસ્ત્રી, ધન્યકુમાર જૈન જનાર્દન ભટ્ટ વિગેરે વિદ્વાનો આ દિશામા ઉત્તમ ાર્ય કરી રહ્યા છે પ્રેમચન્દજીએ જૉન ગાલ્સવર્થીના ચાર નાટકો સફળતાપૂર્વક હિન્દીમા આણ્યા રામચદ્ર શુક્લ પ્રથમ કોટિના અનુવાદક છે રાખાલદાસજીની નવલકથાઓમા મૂળમા રહેલી ટલીક ત્રુટિઓને દૂર કરી આવુ સશોધન જોઈ રાખાલદાસજી ખુશ થઈ ગયેલા ધન્યકુમાર ન રવીન્દ્રની કૃતિઓને હિન્દીમા ઉતારી રહ્યા છે ઋષીશ્વરનાથ ભટ્ટ સસ્કૃતના ઉત્તમ નુવાદક છે આજે હિન્દીમા સસ્કૃત, બગાળી મરાઠી, ગુજરાતી વગેરે ભાષાઓના શ્રેષ્ઠ ન્થોનું ભાષાન્તર થઇ ગયુ છે અગ્રેજીમાથી શેક્સપીયર વિગેરે શ્રેષ્ઠ કવિઓની કૃતિઓને ન્દીમા ઉતારી છે મૉલિયરના પ્રહસનો વિક્ટર હ્યુગોની નવલો મોપાસા, ગોર્કી, તુર્ગનેવ રી કુરેલી જ તથા ટૉલસ્ટૉયના ગ્રન્થોનુ ભાષાન્તર હિન્દીમા થઈ ગયુ છે હિન્દીમા સુન્દર ગ્રેજી નિબધો અને કાવ્યોના સફલ ભાષાન્તર થયા નથી દ્વિવેદીજીએ બેકનના નિબધોનુ ાષાન્તર કર્યું હતુ શ્રીધર પાઠકે ગોલ્ડસ્મીથના કાવ્યોનુ સુદર ભાષાન્તર મૌલિક રચના ટની સફલતાથી આપ્યુ છે ત્યારપછી આ દિશામા ઉદાસીનતા આવી લાગે છે મૈથિલી રણગુપ્તનું મેઘનાથ વધનુ ભાષાન્તર તથા રામચદ્ર શુક્લનુ બુદ્ધચરિત Light of Asia ભાષાન્તર સાહિત્યની સ્થાયી કૃતિઓ છે

## સાહિત્યિક ઇતિહાસ

સાહિત્યની જ્યારે કંઈક ઉલ્લેખયોગ્ય પ્રગતિ થાય છે, ત્યારે તેના ઇતિહાસલેખનની પણ આવશ્યકતા અનિવાર્ય જણાય છે. સાહિત્યનું ઐતિહાસિક દર્શન આવશ્યક અને અનિવાર્ય છે. આજે હિન્દીમાં સાહિત્યિક ઇતિહાસગ્રન્થો પણ ઠીક છે. સર્વ પ્રથમ ઠાકુર શિવસિંહજીએ શિવસિંહ સરોજની રચના કરી. લગભગ ૧૦૦૦ હિન્દી કવિઓનાં નામો અને કવિતા આપી. કવિઓની જન્મમિતિ અને થોડીક જીવન સંબંધી માહિતી આપવાનો પ્રયત્ન કર્યો. ત્યાર પછી મિશ્રબંધુઓએ લગભગ ૨૫૦૦ કવિઓનો ઠીક ઠીક પરિચય પોતાના 'વિનોદ'માં કરાવ્યો. આ ગ્રન્થ ચાર ભાગોમાં વિભક્ત છે. પ્રારંભથી વર્તમાનકાલ સુધીનો સાહિત્યિક ઇતિહાસ છે. દરેક યુગની વિશેષતાઓનું આલોચનાત્મક વૃત્તાંત પણ આપ્યું છે. પ્રો. રામચંદ્ર શુક્લે હિન્દી શબ્દસાગરની ભૂમિકા રૂપે ૪૦૦–૫૦૦ પાનાંનો હિન્દી સાહિત્યકા ઇતિહાસ નામક ગ્રન્થ રચ્યો. આ ગ્રન્થમા કવિઓની વિશેષતાઓ પ્રત્યે પણ ધ્યાન આપવામાં આવ્યું છે. સૂર્યકાન્ત શાસ્ત્રીએ આલોચનાત્મક હિન્દી સાહિત્યનો ઇતિહાસ લખ્યો છે. મધ્યકાલીન ધાર્મિક દૃષ્ટિબિન્દુએ સાહિત્યિક વિકાસ સમજવા માટે આ ગ્રન્થ ઉત્તમ છે. શ્યામસુન્દરદાસે હિન્દી ભાષા ઔર સાહિત્યમાં હિન્દી સાહિત્યના પ્રારંભકાલથી આજસુધીના ભિન્ન ભિન્ન સાહિત્યિક પ્રવાહોનું તથા પ્રેરક બળોનું દિગ્દર્શન કરાવ્યું છે. આ ગ્રન્થ હિન્દીની પ્રેરક શક્તિના અભ્યાસ માટે ઉત્તમ છે. હમણાં ઈ. સ. ૧૯૩૫માં પં. કૃષ્ણશંકર શુક્લે આધુનિક હિન્દી સાહિત્યનો ઇતિહાસ લખી આધુનિક હિન્દી સાહિત્યની ગતિપ્રગતિનું રૂપ રજુ કર્યું છે.

## ભાષાવિજ્ઞાન

'હિન્દી' જગતમાં બોલાતી પ્રમુખ ભાષાઓમાંની એક ૧૪ કરોડની જીવતી ભાષા છે. આજે લગભગ ૮૦૦ થી ૧૦૦૦ વર્ષની જુની ભાષા છે. તેના બંધારણનું વૈજ્ઞાનિક અધ્યયન જરૂરનું છે. આ દૃષ્ટિએ હમણાં હમણાં હિન્દીમાં ચાર છ ભાષાવિજ્ઞાન સંબંધી ગ્રન્થો રચાયાં છે. આ વિષય નવો છે. અંગ્રેજીમાં ડૉ. ભાંડારકર તથા ગ્રીયરસન વગેરેના ગ્રન્થો છે. પણ હિન્દીમાં શ્યામસુન્દરદાસે ભાષાવિજ્ઞાન નામક ગ્રન્થ લખ્યો. ભારતની બધી ભાષાઓનો તથા વિશેષતઃ હિન્દીની ભિન્ન ભિન્ન બોલીઓનો સંબંધ સમજાવ્યો. ત્યારપછી ભાષાતત્વરત્ન નલિની મોહન સાન્યાલે ભાષાવિજ્ઞાનમાં ભાષાશાસ્ત્રનાં મૂળ તત્વો સમજાવ્યાં. પછી મંગદેવ શાસ્ત્રીએ તુલનાત્મક ભાષાશાસ્ત્રમાં જગતની ભિન્ન ભિન્ન ભાષાઓના સંબંધ અને પરિવારો સમજાવ્યાં. પં. ધીરેન્દ્રવર્માએ હિન્દી ભાષાકા ઇતિહાસમાં હિન્દી ભાષાનો વિકાસાત્મક ઇતિહાસ રજુ કર્યો. આ દિશામાં બીજા પાંચ સાત વિદ્વાનોએ પોતાના લેખો દ્વારા ઠીક ઠીક કાર્ય કર્યું છે. આ ચારપાંચ ગ્રન્થો ભાષાવિજ્ઞાન માટે ઉત્તમ ગ્રન્થો છે. આ વિષયના નિષ્ણાતો દ્વારા લખાયા છે.

## ઈતિહાસ

ઇતિહાસ ગ્રન્થ પ્રણયન એક પ્રકારનું શુદ્ધ સાહિત્યસર્જન છે. ઇતિહાસ પ્રજાને હમેશાં જાગ્રત રાખે છે અને ભાવિ ઉત્થાન માટે પ્રજામાં ઉત્સાહ અને બળ પ્રેરે છે. આપણી અધોગતિનાં કારણોમાંનું આ પણ એક કારણ છે કે આપણી પાસે આપણો શુદ્ધ ઇતિહાસ નથી આપણા પુરાણો મહાકાવ્યો તથા બીજા ઐતિહાસિક ગ્રન્થો વર્તમાન યુગને

અનુરૂપ વૈજ્ઞાનિક દૃષ્ટિએ આશુપોષક ઇતિહાસગ્રન્થો નથી. અને થોડાઘણા અંશમાં છે તો તેનો આપણા જીવન જોડે સંપર્ક ઘણો જ થોડો છે આપણી સામે જે ઇતિહાસગ્રન્થો છે તે વિજેતા પ્રજાના લખેલા છે. ગમે તેટલી નિષ્પક્ષપાત દૃષ્ટિ રાખવા છતાં તે ગ્રન્થો વિજીત પ્રજા માટે પ્રાણુપોષક ન જ હોઈ શકે જો કે નિષ્પક્ષપાત દૃષ્ટિ રાખવામાં નથી આવી.

હમણાં હિન્દીમાં આ ક્ષેત્રમાં કંઈક આશાજનક સ્થિતિ ઉભી થઈ છે. પાચ સાત મૌલિક રચનાઓ થઈ છે. સંખ્યા ઓછી છે. પણ યોગ્ય માર્ગે પ્રગતિ થઈ રહી છે. શ્રી. ગૌરીશંકર ઓઝાજીનો રાજસ્થાનનો ઇતિહાસ મહત્ત્વપૂર્ણ ગ્રન્થ છે ઓઝાજીનો મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ નામક સચિત્ર અને સાહિત્યિક દૃષ્ટિએ ઉત્તમ કૃતિ છે. વિશ્વેશ્વરનાથ રેઊના પ્રાચીન રાજવંશના ત્રણે ભાગો મૌલિક છે. જયચંદ્રવિદ્યાલકારના આર્યભૂમિ અને તેના નિવાસી તથા ભારતીય ઇતિહાસની રૂપરેખા મહત્ત્વપૂર્ણ ગ્રથો છે. બીજા ગ્રથ ઉપર હિન્દી સાહિત્ય સંમેલને મગલાપ્રસાદ પારિતોષિક આપ્યુ છે મિશ્રબન્ધુઓનો ભારતકા ઈતિહાસ અમૂલ્ય સ્વતત્ર મૌલિક કૃતિ છે. હરિમગલ મિશ્રનું પ્રાચીન ભારત તથા લાલાજીનુ ભારત ઉત્તમ છે. "મૌર્ય સામ્રાજ્ય" ના લેખકે ઉત્તમ પરિશ્રમ કર્યો છે. આ ગ્રન્થને હિન્દીસાહિત્ય સંમેલને મગલાપ્રસાદ પારિતોષિકવડે પુરસ્કૃત કર્યો છે. ભારતમેં અંગ્રેજી રાજ્ય ઉત્તમ કૃતિ છે. પણ દેશની વિપરીત સ્થિતિના કારણે જપ્તીમાં પડે છે પ્રો. ઇન્દ્રનો મુગલ સામ્રાજ્યનો ક્ષય અને તેનાં કારણો અંગ્રેજી ગ્રન્થોના આધારે લખાએલો હોવા છતા સારી કૃતિ છે. ડૉ. બેનીપ્રસાદનો પ્રાચીન ભારત નામક ગ્રન્થ પણ સાહિત્યની વૃદ્ધિ કરે છે.

## અર્થશાસ્ત્ર, રાજનીતિશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર

આ વિષય આપણા માટે તદ્દન નવા જેવો છે. હિન્દીમાં અર્થશાસ્ત્ર ઉપર સારા ગ્રન્થો લખાયા છે. અંગ્રેજીના મુકાબલામા ન મૂકીએ પણ આપણી સ્થિતિને સમજવા માટે સારા છે. પ્રાણનાથ વિદ્યાલકારનું ભારતીય અર્થશાસ્ત્ર, સ્વ પ્રો. રાધાકૃષ્ણ ઝાનું ભારતકી સાપત્તિક અવસ્થા, મહાવીરપ્રસાદનુ સંપત્તિશાસ્ત્ર, પ્રાણનાથ વિદ્યાલકારનુ રાષ્ટ્રીય આર્યવ્યયશાસ્ત્ર, ભાટ નાગરનું ગ્રામીણ અર્થશાસ્ત્ર, ઉત્તમ ગ્રન્થો છે. બીજા નાનામોટા કેટલાએ ગ્રન્થો છે. સમાજશાસ્ત્ર વિષે બેત્રણ સારા ગ્રન્થો જોવામાં આવ્યા છે. રાજનીતિશાસ્ત્ર વિષે અંગ્રેજી ગ્રન્થોના આધારે કેટલાક ગ્રન્થો લખાયા છે. જગતરાજનીતિ સમજવા લગભગ સમસ્ત જગતનો ઇતિહાસ અને ત્યાંની રાજનીતિ વિષે પુસ્તકો લખાયા છે. આ વિષયમા હિન્દીમા ઠીકઠીક સાહિત્ય છે મૌલિક નથી પણ સાધારણ જનતા માટે બહુ જ ઉપયોગી છે વિદ્વાનોની આ તરફ અભિરૂચિ આવકારદાયક છે. કૌટિલ્ય અર્થશાસ્ત્ર અને બાર્હસ્પત્ય અર્થશાસ્ત્રના પ્રામાણિક ભાષાન્તરો થયા છે તથા તે વિષે કેટલાક સ્વતત્ર લેખો પણ લખાયા છે. સમાજશાસ્ત્રનાં એકબે પુસ્તક ભારતીય દૃષ્ટિબિન્દુએ લખાયા છે.

## ભૂગોળ

હિન્દીમાં 'ભૂગોળ' માસિકે આજ તેર વર્ષથી ઉત્તમ સાહિત્ય આપવા માંડયુ છે તેના વિશેષાંકો અને કેટલાક ભૂગોળ કાર્યાલયના પુસ્તકો મહત્ત્વનાં છે. આપણી ગુજરાતીમા આ દિશામાં કંઇ નથી એમ કહેતાં જરા પણ સંકોચ થતો નથી તેર વર્ષના

બધા મળી આઠ પ્રશ્નપત્રો હોય છે. અમુક વિષયો માટે થીસીઝ પણ રાખવામા આવી છે. પરીક્ષકો યુનિવર્સિટીના પ્રોફેસરો જ હોય છે. ઉત્તમા પરીક્ષાના પરીક્ષકોમા ડૉ. ગગાનાથ, ડૉ. તારકનાથ, પ્રો જદુનાથ સરકાર જેવા 'હોય છે.' પરીક્ષાનું મહત્વ' એથી વધારે સમજી શકાશે કે આ પરીક્ષાઓમા દર વર્ષે B. A.' અને 'M. A થયેલાઓ બેસે છે. તથા આ પદવીઓદ્વારા વિભૂષિત થવામાં ગૌરવ માને છે. સસ્થાએ હિન્દી પ્રચારનો મોટો પ્રશ્ન હાથ ધર્યો છે. ભાષા કે પ્રાન્તનો ભેદભાવ રાખ્યા વિના વિશાળ દષ્ટિએ રાષ્ટ્રીય માનસથી પ્રેરાઈ ભિન્ન ભાષા અને પ્રાન્તવાસીઓની પ્રમુખ તરીકે વરણી કરી છે. અને તેમની પાસેથી રાષ્ટ્રીય પ્રેરણા અને બળ પ્રાપ્ત કર્યા છે. સંસ્થાનું પ્રકાશનકાર્ય છે પણ તે જોઈતા પ્રમાણમાં વિકસિત નથી. સસ્થાએ હિન્દી સાહિત્યકારો અને હિન્દીસાહિત્ય સંબંધી સંગ્રહસ્થાનના કાર્યનો પણ આરંભ કરી દીધો છે. સગ્રહસ્થાન માટે જુદુ ભવન પણ તૈયાર થયું છે. સંમેલનનું પ્રતિ વર્ષ એક અધિવેશન વિશાળ આયોજનપૂર્વક ભરવામા આવે છે. તેની સાથે વિજ્ઞાન, દર્શન, ઇતિહાસ અને સાહિત્ય પરિષદોની પણ યોજના કરવામાં આવે છે. પૂજ્ય બાપુજીના આશીર્વાદથી સમ્મેલન એક મહાન ભારતવ્યાપી પ્રવૃત્તિઓનું કેન્દ્ર બન્યું છે.

## હિંદુસ્તાની એકેડમી

આ અર્ધ સરકારી સંસ્થાની સ્થાપના થયે લગભગ નવ વર્ષ થવા આવ્યાં. આટલા ટૂંક અરસામાં સસ્થાએ ઠીક કામ કર્યું છે. અને આ તન્મયતાથી કામ ચાલુ રહેશે તો સાહિત્યમા વિશેષ સ્થાયી કૃતિઓ પણ જોઈ શકીશું. આજ સુધીમાં સસ્થાએ ૩૦ જેટલા ગ્રન્થો પ્રકટ કર્યા છે. આમાના કેટલાક ગ્રન્થો સ્થાયી સંપત્તિ છે. અરબ અને ભારતનો સબંધ, જન્તુજગત્ હિન્દી ભાષા કા ઇતિહાસ, ગોસ્વામી તુલસીદાસ, ઔદ્યોગિક અને વ્યાપારિક ભૂગોળ, ભારતીય ઇતિહાસની રૂપરેખા, ભારતીય ચિત્રકલા, હિન્દુસ્તાન કી પ્રાચીન સભ્યતા આવા ગ્રન્થો માટે સંસ્થા અભિનંદનને પાત્ર છે. સસ્થાનો ઉદ્દેશ મહાન છે. માનવસંસ્કૃતિનો સમગ્ર ઇતિહાસ રજુ કરવાનો તેનો વિશાળ હેતુ છે. આ સંસ્થાના પૂર્ણ પરિચય માટે "કૌમુદી"ના ઈ. સ. ૧૯૩૪ના જુન માસમાં પ્રકટ થયેલા 'હિન્દુસ્તાની એકેડેમી અલાહાબાદ' નામક લેખ જોઈ જવા ભલામણ કરું છું. આ લેખ વડોદરા રાજ્ય તરફથી એકેડેમીની મુલાકાત લેવા નિમાએલા ડેપ્યુટેશનના રીપોર્ટનો સારાંશ છે સંસ્થાનું મુખપત્ર 'હિન્દુસ્તાની' છે. તેમાં મહત્વપૂર્ણ લેખો છપાય છે. સંસ્થાને વાર્ષિક પચાસ હજાર ગ્રાન્ટ મળે છે. આર્થિક મદીના કારણે હમણા પચીસ હજાર મળે છે. હિન્દમાં આ પ્રકારની આ પહેલી જ સસ્થા છે.

હિન્દી સાહિત્ય વિકાસના ઇતિહાસમાં ગુરૂકુલ કાંગડીનું નામ અવશ્ય છે. ગુરૂકુલના અધ્યાપકો અને સ્નાતકો હિન્દીપ્રેમી છે. તેમના દ્વારા સાહિત્યસર્જન થયું છે. મંગલાપ્રસાદ પારિતોષિક પ્રાપ્ત કરનાર બે સજ્જનો જયચદ્ર વિદ્યાલકાર અને સત્યકેતુ વિદ્યાલકાર ગુરૂકુલના સ્નાતકો છે. પ્રાચીન ભારતના લેખક આચાર્ય રામદેવજી છે. હિન્દી વિશ્વવિદ્યાલય બનારસે પણ સાહિત્યસર્જનમાં કંઈક ફાળો આપ્યો છે. આ સસ્થાએ હિન્દી માધ્યમદ્વારા શિક્ષણ આપવાનો આદર્શ રાખ્યો છે. અને પાઠ્યક્રમ પુરતા કેટલાક ગ્રન્થો હિન્દીમાં તૈયાર કરાવ્યા છે. તે ગ્રન્થો જોવા મળ્યા નથી.

અંકોને નાનોસરખો વિશ્વકોષ કહી શકાએ. તેનું શોધખોળ અને સંશોધનકાર્ય મહત્ત્વપૂર્ણ છે. અંગ્રેજીમાંથી આપણી જરૂરીયાતો પ્રમાણે પ્રચુર સામગ્રી આપવામાં આવે છે. ભૂગોળનું સંસારશાસન, ઇરાન, બિહાર, ભુવનકોષ અને એબીસીનીયા ઘણી સુંદર વસ્તુઓ છે. તેના કાર્યનું મહત્ત્વ માત્ર એકજ દાખલા ઉપરથી સમજી શકાશે. હ્યુએનસાંગ તા. ૧ ઓગસ્ટ ઈ. સ. ૬૨૯મા ભારતમાં પ્રવેશ્યો, ત્યાંથી માંડી તે પાછો ૧લી એપ્રીલે ઈ. સ. ૬૪૫માં વતન પહોંચ્યો, ત્યાંસુધીના તેના ભિન્નભિન્ન મુકામો અને કાર્યોની ૧૩૮ તારીખવાર માહિતી આપી છે. ભારતીય ઇતિહાસની ઇ. સ. પૂર્વે ૭૦૦૦થી માંડી ઇ. સ. ૧૯૩૬ સુધીની મહત્ત્વપૂર્ણ બનાવોની માહિતી ક્રમશઃ સાલવારી પ્રમાણે આપી છે. જગતની ભિન્નભિન્ન પ્રજાઓનાં વૃત્તાંતો તો સ્થાયી સાહિત્યની વસ્તુ કહી શકાય.

## સાહિત્યિક સંસ્થાઓ

સાહિત્યના વિકાસ અને પ્રચાર માટે છેલ્લા પચીસ–ત્રીસ વર્ષથી સારો પ્રયત્ન થઈ રહ્યો છે. આજે ઉત્તર હિન્દમાં નાનીમોટી ઘણી સંસ્થાઓ અને સભાઓ યથાશક્તિ કાર્ય કરી રહી છે. આપણને બધાનો પરિચય નથી. માત્ર ત્રણચાર સર્વવિદિત સંસ્થાઓનો પરિચય કરીશું. **નાગરીપ્રચારિણી સભાનો** પાંત્રીસ, ચાલીસ વર્ષનો ઈતિહાસ વાસ્તવમાં મહાન કાર્ય છે. એક સંસ્થાદ્વારા આટલું વિશાળ કાર્ય આદર્શ વસ્તુ કહી શકાય. આ સભાના ઉત્પાદક જુનીયર બી. એ. માં ભણતા ત્રણ વિદ્યાર્થીઓ. આ ત્રણમાંના એક શ્યામસુંદરદાસ છે. આ સભાના પ્રયત્નથી કચેરીઓમાં નાગરી લિપિ અને હિન્દી ભાષા દાખલ થયાં. વિશ્વવિદ્યાલયોમાં હિંદીને સ્વતંત્ર સ્થાન પ્રાપ્ત થયું. આ સંસ્થાના ઉપક્રમથી ઈ. સ. ૧૯૧૦માં હિન્દી સાહિત્ય સંમેલનની સ્થાપના થઈ. સંસ્થાના મુખપત્ર 'સરસ્વતી' અને હવે 'નાગરીપ્રચારીણીપત્રિકા' દ્વારા ઉચ્ચ સાહિત્યનું સર્જન થયું. સભાએ છસાત ગ્રંથમાળાદ્વારા સાહિત્યની સુંદર સેવા બજાવી છે. સંસ્થાએ લાખોના ખર્ચે એક અપૂર્વ 'શબ્દસાગર' કોષ તૈયાર કરાવ્યો. એક સર્વસમ્મત વ્યાકરણ રચાવ્યું. આપણી માતૃભાષાઓમાં આ કોષ સૌથી વધારે શબ્દસંગ્રહથી પૂર્ણ અને પ્રામાણિક મનાય છે. લગભગ ૯૪ હજાર શબ્દો છે. વૈજ્ઞાનિક કોષ પણ તેનું અપૂર્વ કાર્ય છે. સંસ્થાનું પુસ્તકાલય હિન્દી સાહિત્યનું સર્વશ્રેષ્ઠ પુસ્તકાલય છે. સંસ્થાનું પોતાનું સુંદર મકાન છે. ત્રણ વિદ્યાર્થીઓની સંસ્થા આજે ભારતવ્યાપી બની શકી છે.

**હિન્દી સાહિત્ય સમ્મેલન**—સમ્મેલનનું કાર્ય પ્રશંસનીય છે. સમ્મેલનનું મુખ્ય દફતર પોતાના મકાન પ્રયાગમાં છે. સમ્મેલને હિન્દી વિશ્વવિદ્યાલય સ્થાપી દર વર્ષે ઉચ્ચ પરીક્ષાઓની વ્યવસ્થા કરી એક ભારતવ્યાપી વિશ્વવિદ્યાલયની ગરજ સારી છે. સમસ્ત હિન્દમાં લગભગ ૩૦૦ પરીક્ષાકેન્દ્રો છે. સેંકડો વિદ્યાર્થી પરીક્ષાનો લાભ લે છે. પરીક્ષાઓનો પાઠ્યક્રમ સંયુક્ત પ્રાન્તની ત્રણચાર યુનિવર્સિટીઓના અધ્યાપકો અને બીજા નિષ્ણાત વિદ્વાનોની ચુંટી કાઢેલી સમિતિદ્વારા યુનિવર્સિટીના ધોરણે નક્કી કરવામાં આવે છે. હિન્દી માધ્યમદ્વારા દરેક વિષયમાં વિદ્વાનોદ્વારા પરીક્ષા લેવામાં આવે છે. પરીક્ષાનું ધોરણ ઠીકઠીક ઊંચું રાખવામાં આવે છે. ઉત્તીર્ણ વિદ્યાર્થીઓને વિશારદ (B. A.) અને સાહિત્યરત્ન (M. A.) ની પદવીઓ આપવામાં આવે છે. પરીક્ષા સંપૂર્ણ વ્યવસ્થિત રીતે લેવામાં આવે છે. વિષયવાર

બધા મળી આઠ પ્રશ્નપત્રો હોય છે. અમુક વિષયો માટે થીસીઝ પણ રાખવામાં આવી છે. પરીક્ષકો યુનિવર્સિટીના પ્રોફેસરો જ હોય છે. ઉત્તમા પરીક્ષાના પરીક્ષકોમા ડૉ. ગગાનાથ, ડૉ. તારકનાથ, પ્રો 'જદુનાથ સરકાર જેવા હોય છે.' પરીક્ષાનું મહત્ત્વ 'એથી વધારે સમજી શકાશે કે આ પરીક્ષાઓમાં દર વર્ષે B. A. અને M. A થયેલાઓ બેસે છે. તથા આ પદવીઓદ્વારા વિભૂષિત થવામાં ગૌરવ માને છે. સસ્થાએ હિન્દી પ્રચારનો મોટો પ્રશ્ન હાથ ધર્યો છે. ભાષા કે પ્રાન્તનો ભેદભાવ રાખ્યા વિના વિશાળ દષ્ટિએ રાષ્ટ્રીય માનસથી પ્રેરાઈ ભિન્ન ભાષા અને પ્રાન્તવાસીઓની પ્રમુખ તરીકે વરણી કરી છે. અને તેમની પાસેથી રાષ્ટ્રીય પ્રેરણા અને બળ પ્રાપ્ત કર્યાં છે. સંસ્થાનું પ્રકાશનકાર્ય છે પણ તે જોઈતા પ્રમાણમાં વિકસિત નથી. સસ્થાએ હિન્દી સાહિત્યકારો અને હિન્દીસાહિત્ય સંબંધી સંગ્રહસ્થાનના કાર્યનો પણ આરંભ કરી દીધો છે. સગ્રહસ્થાન માટે જુદુ ભવન પણ તૈયાર થયું છે. સંમેલનનુ પ્રતિ વર્ષ એક અધિવેશન વિશાળ આયોજનપૂર્વક ભરવામા આવે છે. તેની સાથે વિજ્ઞાન, દર્શન, ઇતિહાસ અને સાહિત્ય પરિષદોની પણ યોજના કરવામાં આવે છે. પૂજ્ય બાપુજીના આશીર્વાદથી સમ્મેલન એક મહાન ભારતવ્યાપી પ્રવૃત્તિઓનું કેન્દ્ર બન્યુ છે.

## હિંદુસ્તાની એકેડેમી

આ અર્ધ સરકારી સંસ્થાની સ્થાપના થયે લગભગ નવ વર્ષ થવા આવ્યાં. આટલા ટૂંક અરસામાં સસ્થાએ ઠીક કામ કર્યું છે. અને આ તન્મયતાથી કામ ચાલુ રહેશે તો સાહિત્યમાં વિશેષ સ્થાયી કૃતિઓ પણ જોઈ શકીશું. આજ સુધીમાં સસ્થાએ ૩૦ જેટલા ગ્રન્થો પ્રકટ કર્યા છે. આમાંના કેટલાક ગ્રન્થો સ્થાયી સંપત્તિ છે. અરબ અને ભારતનો સંબધ, જન્તુજગત્ હિન્દી ભાષા કા ઇતિહાસ, ગોસ્વામી તુલસીદાસ, ઔદ્યોગિક અને વ્યાપારિક ભૂગોળ, ભારતીય ઇતિહાસની રૂપરેખા, ભારતીય ચિત્રકલા, હિન્દુસ્તાન કી પ્રાચીન સભ્યતા આવા ગ્રન્થો માટે સંસ્થા અભિનંદનને પાત્ર છે. સસ્થાનો ઉદ્દેશ મહાન છે. માનવસસ્કૃતિનો સમગ્ર ઇતિહાસ રજુ કરવાનો તેનો વિશાળ હેતુ છે. આ સંસ્થાના પૂર્ણ પરિચય માટે "કૌમુદી"ના ઈ. સ. ૧૯૩૪ના જુન માસમાં પ્રકટ થયેલા 'હિન્દુસ્તાની એકેડેમી અલાહાબાદ' નામક લેખ જોઈ જવા ભલામણ કરું છું. આ લેખ વડોદરા રાજ્ય તરફથી એકેડેમીની મુલાકાત લેવા નિમાએલા ડેપ્યુટેશનના રીપોર્ટનો સારાંશ છે. સંસ્થાનું મુખપત્ર 'હિન્દુસ્તાની' છે. તેમાં મહત્ત્વપૂર્ણ લેખો છપાય છે. સસ્થાને વાર્ષિક પચાસ હજાર ગ્રાન્ટ મળે છે. આર્થિક મદીના કારણે હમણાં પચીસ હજાર મળે છે. હિન્દમાં આ પ્રકારની આ પહેલી જ સસ્થા છે.

હિન્દી સાહિત્ય વિકાસના ઇતિહાસમાં ગુરૂકુલ કાંગડીનું નામ અવશ્ય છે. ગુરૂકુલના અધ્યાપકો અને સ્નાતકો હિન્દીપ્રેમી છે. તેમના દ્વારા સાહિત્યસર્જન થયું છે. મંગલાપ્રસાદ પારિતોષિક પ્રાપ્ત કરનાર બે સજ્જનો જયચંદ્ર વિદ્યાલકાર અને સત્યકેતુ વિદ્યાલકાર ગુરૂકુલના સ્નાતકો છે. પ્રાચીન ભારતના લેખક આચાર્ય રામદેવજી છે. હિન્દી વિશ્વવિદ્યાલય બનારસે પણ સાહિત્યસર્જનમાં કંઈક ફાળો આપ્યો છે. આ સંસ્થાએ હિન્દી માધ્યમદ્વારા શિક્ષણ આપવાનો આદર્શ રાખ્યો છે. અને પાઠ્યક્રમ પુરતા કેટલાક ગ્રન્થો હિન્દીમાં તૈયાર કરાવ્યા છે. તે ગ્રન્થો જોવા મળ્યા નથી.

## સામયિકો

સાહિત્યમાં સામયિકોનું સ્વતંત્ર સ્થાન છે. સામયિકો જનતાની વાણી છે, જનતાની ગતિવિધિનો ખ્યાલ આપણે સામયિકોદ્વારાજ પ્રાપ્ત કરી શકીએ છીએ. જે ભાષામાં સામયિકો સમૃદ્ધ છે તે દેશ ઉન્નત છે. આજે ભારતની સ્થિતિ વિપરિત છે. વિદેશી તંત્રના કારણે આપણા સામયિકો સામાન્ય સ્થિતિ ભોગવે છે. 'પ્રભા' 'મર્યાદા' 'શારદા' 'સ્વાર્થ' અને ત્યાગભૂમિ' જેવી ઉચ્ચ કોટિની આ પત્રિકાઓની સેવા ચિરસ્મરણીય છે. આ પત્રિકાઓ માટે કોઈ પણ ભાષા અભિમાન લઈ શકે એવી પત્રિકાઓ હતી. આજે હિન્દીમા કેટલીક ઉચ્ચ માસિકપત્રિકાઓ, કેટલાક સાપ્તાહિક અને દૈનિક પત્રો યોગ્ય દિશામા સાહિત્યસેવા કરી રહ્યા છે. 'વિશાલ ભારત' પાટનગરમાથી પ્રકટ થઈ હિન્દીને રાષ્ટ્રભાષાના સ્થાને શોભાવવા અનવરત પ્રયત્નશીલ છે. બગાળના કલકત્તામાથી પ્રકટ થતા 'વિશ્વમિત્ર' ( દૈનિક, સાપ્તાહિક અને માસિક ) 'ભારતજીવન' જેવા પત્રો હિન્દીની સેવામા તત્પર છે. પઞ્જાબમાથી 'હિન્દી મિલાપ' અને 'ભારતી' હિન્દીનો રાગ આલાપી રહ્યા છે. બિહારની 'ગગા' પોતાના પવિત્ર સાહિત્યપ્રવાહ વડે સાહિત્યને શોભાવે છે. માળવાની 'વીણા' શુદ્ધસાહિત્યિક પત્રિકા છે તેના લેખો વિદ્વાનોદ્વારા લખાએલા હોય છે. છેક દક્ષિણ આફ્રિકામાથી સાપ્તાહિક હિન્દી, ફીજીમાથી માસિક પત્રિકા ' વૃદ્ધિ ' અને સાપ્તાહિક 'ફીજીસમાચાર' હિન્દીનુ ગૌરવ વધારી રહ્યા છે દક્ષિણ હિન્દી પ્રચારપત્રિકા દક્ષિણ ભારતમાં હિન્દી પ્રચારકાર્ય ઉત્તમ રીતે બજાવે છે, મૂળ હિન્દી પ્રાન્તમાંથી પ્રકટ થતાં પત્રોનું પોતાનુ સ્થાન ઉચ્ચ છે જ. 'સરસ્વતી', 'ચાંદ', 'સુધા', 'માધુરી' 'નાગરી પ્રચારીણી પત્રિકા' 'હિન્દુસ્તાની' ઉચ્ચ કોટિની પત્રિકાઓ છે. આ પત્રિકાઓદ્વારા હિન્દીની એક મહત્ત્વપૂર્ણ સાહિત્ય પૂર્તિ થાય છે. 'પ્રતાપ', 'અર્જુન' 'આજ' અને 'અભ્યુદય' દર અઠવાડીએ અને પ્રતિદિન પોતાની ભિન્નભિન્ન વિશિષ્ટતાઓદ્વારા હિન્દીની સેવા બજાવી રહ્યા છે. આ સિવાય ભિન્ન ભિન્ન પ્રાંતોમાથી પ્રકટ થતા નાનામોટા અનેક પત્રપત્રિકાઓ યથાશક્તિ હિન્દી માતાની સેવા બજાવે છે ઉપરોક્ત ઉચ્ચ કોટિની પત્રિકાઓમા જીવનને સ્પર્શતા બધા વિષયો પર લેખો હોય છે. પત્રિકાઓ મોટે ભાગે સચિત્ર હોય છે. કેટલાક ચિત્રો અને ફોટો આફ્સ્ તો અમૂલ્ય હોય છે આજે હિન્દીમા 'સરસ્વતી', 'વિશાળ ભારત', 'ચાંદ', 'પ્રતાપ', 'હિન્દુસ્તાની' 'નાગરી પ્રચારીણી પત્રિકા', 'વિશ્વમિત્ર', 'કલ્યાણ', 'ભૂગોળ' અને 'વીણા' વિશિષ્ટ સ્થાને છે. હિન્દીમાં વિજ્ઞાન અને ભૂગોળ જેવા વિષયો પર સ્વતત્ર સામયિકો નીકળે છે. ભૂગોળના વિષે તો પ્રથમ લખાયુ છે જ. બાળસાહિત્યમા પણ યોગ્ય ઉન્નતિ થઇ છે. 'બાલસખા', 'બાળક', 'ખિલૌના', 'વાનર' અને 'શિશુ' શ્રેષ્ઠ સામયિકો છે. છપાઈ અને વિષયોની દૃષ્ટિએ શિષ્ટ પત્રો છે.

આપણા દૈનિકોની સ્થિતિ આજે સમૃદ્ધ નથી. કારણકે આપણે ત્યાં વિદેશી તંત્ર અને અંગ્રેજીનું કૃત્રિમ મહત્વ છે. હિન્દી જનતામાં હજુ વાચન અને સાહિત્યશોખ અનેક કારણોએ વધ્યા નથી. આપણે ત્યાંની નિરક્ષરતા પણ કારણભૂત છે. સત્સાહિત્ય માટેની ભૂખ પણ હજુ ઉઘડી નથી. હિન્દુસ્તાની અને નાગરી પ્રચારીણી પત્રિકાઓની ગ્રાહકસંખ્યા બેત્રણ સેકડા જ છે. છતાં આજની સ્થિતિ પુર્વ સ્થિતિ કરતાં આશાસ્પદ અને હજારગણી સારી છે. એક દિવસ એ પણ હતો કે સપાદકો પોતે બધી રીતે ખર્ચભાર વેઠી ઘરની ભાખરી ખાઈ ઘેરઘેર પત્રિકા વચાવા જતા. વેચવા નહિ.

## ઉપસંહાર

લેખ ધાર્યા કરતાં વધારે બૃહદાકાર થયો છે. પણ સાહિત્યની ભિન્નભિન્ન શાખાઓના વિકાસને જોતાં તે ઉચિત પણ હવે બેચાર મહત્વપૂર્ણ બાબતોનો નિર્દેશ કરી આ લેખ સમાપ્ત કરીશ. આજે અખિલ હિન્દ હિન્દી–હિન્દુસ્તાની પ્રત્યે માન અને આશાની નજરે નિહાળે છે. ભારતવર્ષ હિન્દીને એક પ્રાણવાન મહાપ્રજાની જીવતી ભાષા જોવા માગે છે. હિન્દીનું સ્થાન જોતાં તેનો વિકાસ પ્રાથમિક સ્થિતિમાંથી કેટલેક અંશે આગળ વધ્યો છે. હિન્દી તો પાંત્રીસ કરોડની જીવતી ભાષા બનવાના છે. એટલે હિન્દીનું સાહિત્ય એક મહાન પ્રજાનું સાહિત્ય છે. સાહિત્યનો વિકાસ પ્રજાની કૃતત્વ શક્તિમાંથી જ સંભવિત છે. આજે પ્રજામાં જે કંઇ જાગ્રતિ આવી છે તેનું પ્રતિબિંબ સાહિત્યમા જોઈ શકાય છે. આજે રાષ્ટ્ર સામે એક સામાન્ય ભાષા અને એક લિપિનો પ્રશ્ન મહાન પ્રશ્નો રૂપે છે. તેનો ઉકેલ લાવવા એક લિપિ વિસ્તાર અને લિપિસુધાર પરિષદ તથા અખિલ ભારતવર્ષીય સાહિત્ય પરિષદનાં દર્શન થાય છે. આજે એ સુખદ સ્થિતિ ઉભી થઈ છે કે હિન્દી સાહિત્ય સમ્મેલનના પ્રમુખ અને મહાસભાના પ્રમુખ એકજ વ્યક્તિ હોય છે. રાજકીય અને સાહિત્યિક ક્ષેત્રો ભલે જુદાં હોય પણ બન્નેના સામંજસ્ય વિના વર્તમાન સંયોગોમાં ભારતસમા વિશાળ રાષ્ટ્રનો આરો નથી. હિન્દી સાહિત્ય સમ્મેલનનુ પ્લેટફોર્મ વિશાળ ભારતનું પ્લેટફોર્મ બનતુ જાય છે. દક્ષિણ હિન્દમાં હિન્દી પ્રચાર સમ્મેલનના કાર્યાદર્શની ઝાંખી, એ હિન્દીના ગૌરવનું દર્શન છે.

છેલ્લાં ત્રીસ ચાલીસ વર્ષમાં હિન્દીએ પોતાનો વિકાસ રાષ્ટ્રભાષાના સિદ્ધાંતાનુસાર સાધ્યો છે. જો કે પ્રારંભથી હિન્દી અને તેના સાહિત્યનુ સ્વરૂપ પ્રાંતીયતાથી દૂર સમસ્ત ભારતવ્યાપી રહ્યુ છે. આજે કલકત્તાના 'વિશાળ ભારત' પંજાબની 'ભારતી' માળવાની 'વીણા' પ્રયાગની 'સરસ્વતી' કાનપુરના 'પ્રતાપ' બિહારની 'ગંગા' દક્ષિણની 'હિન્દી પ્રચાર પત્રિકા,' દ. આફ્રિકાની 'વૃદ્ધિ' અને 'ફીજી સમાચાર'ની હિન્દી એ જ રાષ્ટ્રભાષા છે. અને ભવિષ્યમાં આ બધારણ ઉપર જ રાષ્ટ્રભાષાનો વિકાસ સંભવિત છે. હિન્દીમાં ઉર્દૂને સ્થાન છે પણ સંસ્કૃતનો બહિષ્કાર અહિતકર સિદ્ધ થશે. ઉર્દૂનું પ્રભુત્વ હિન્દીમાં આવ્યેથી હિન્દી બહોળા જનસમુદાયની રાષ્ટ્રભાષા નહિ બની શકે એ વાત ધ્યાનમાં સદૈવ રાખવા જેવી છે. સંસ્કૃત હિન્દની ચોવીસ કરોડની સંસ્કૃતિપોષક ભાષા છે. હિન્દીને ઉર્દૂ પ્રત્યે જરા પણ અણગમો નથી.

આશા છે કે વર્તમાન પ્રગતિ જોતાં માન્યવર અખિલ ભારતના વિશ્વસનીય પં. જવાહરલાલજીની માંગણીને હિન્દી સાહિત્ય આવતા દશકામાં અમુક અંશે પૂરી પાડવામાં સમર્થ થશે આજે સંસ્થાઓ અને વિદ્વાનો આ દિશામાં વિશેષ પ્રયત્નશીલ છે. હિન્દીમાં આજે ભારતભૂષણ માલવીઆજી, ભારતના હૃદયસમ્રાટ્ જવાહરલાલજી, દેશરત્ન બાબુ રાજેન્દ્રપ્રસાદજી, આચાર્ય મહાવીરપ્રસાદજી, શ્રી. પુરૂષોત્તમદાસજી અને આચાર્ય નરેન્દ્રદેવજી જેવી પ્રતિભાવાન મહાન વ્યક્તિઓ છે. પૂજ્ય બાપૂજીએ 'નવજીવન'દ્વારા ગુજરાતીમાં એક નવીન અસ્મિતાને જન્મ આપ્યો, તેજ પ્રમાણે જવાહરલાલજી હિન્દીમા પ્રાણ પૂરી શકે છે. હિન્દીનું ભાવિ મહાન છે. એવો એક દિવસ પાસે જ છે કે જ્યારે હિન્દી આજની અંગ્રેજીના સ્થાને બિરાજી હશે.

આ લેખમાં રહેલી ત્રુટીઓનું મને ધ્યાન છે. અગિયાર વર્ષથી હિન્દી ભાષાભાષી જનતાથી દૂર છું અને અહિં હિન્દી સાહિત્યના અવલોકન માટે જરા પણ સગવડ નથી. તેથી અનેક વિદ્વાન લેખકોને અન્યાય થયો હશે. બીજું મારામાં એક આલોચક તરીકેની દષ્ટિનો પણ અભાવ હોય એટલે પણ કોઈને અન્યાય થવા સંભવ છે. આ તો માત્ર હિન્દીના વિદ્યાર્થી તરીકેના મારા સાહિત્યદર્શનનું સ્વરૂપ છે. વિદ્વાનો ત્રુટિઓને દરગુજર કરશે. અને આ દિશામાં એક સુંદર તુલનાત્મક દષ્ટિએ અવલોકનકાર્ય થઈ શકે માટે બૃહદ્ ગુજરાતના પાટનગરમાં હિન્દી સાહિત્યના અભ્યાસ માટે એક સુદર પુસ્તકાલયની યોજના વિચારશે એવી આશા શા માટે ન રાખીએ? ગુજરાતને શેકસ્પીયર અને શા કરતાં તુલસી પ્રેમચંદજી અને જયશંકરપ્રસાદ વધારે પાસે અને પોતાના છે. હવે આ લેખ શ્રી મૈથિલીશરણજી ગુપ્તના હિન્દી વિષેના અભિપ્રાય સાથે પુરો કરૂં છુ. " मातृभाषा हिन्दीका भण्डार इस समय साहित्य के ग्रन्थरत्नों से भरा हुआ है। हिन्दी अब उन सभी गुणोंसे अलंकृत है जिनके बलपर वह विश्वकी साहित्यिक भाषा की अगली श्रेणिमें समासीन हो सकती है ॥

जेठालाल जोषी 'विशारद'

# ગુજરાતી સાહિત્ય સંમેલન

## ( અધિવેશન બારમું )

## નિબંધ સંગ્રહ



પ્રકાશક—ગુજરાતી સાહિત્ય સંમેલન-( બારમુ અધિવેશન )
તરફથી, મંત્રી,
હીરાલાલ ત્રિ પારેખ, બી એ,
અમદાવાદ.

મુદ્રકઃ

| | |
|---|---|
| (૧) દેવીદાસ છગનલાલ પરીખ, ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસ | (૧) સાહિત્ય વિભાગ |
| (૨) પટેલ મણિલાલ કલ્યાણદાસ, સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ | (૨) ઇતિહાસ વિભાગ |
| | (૩) વિજ્ઞાન વિભાગ |
| | (૪) લલિતકળા વિભાગ |
| (૩) મોમાલાલ મગળદાસ શાહ, ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ | (૫) ધર્મ અને તત્ત્વજ્ઞાન વિભાગ |
| | (૬) પત્રકારિત્વ વિભાગ |
| | (૭) સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર વિભાગ |

# અનુક્રમણિકા

## સાહિત્ય વિભાગ


| વિષય | લેખક | પૃષ્ઠ |
| --- | --- | --- |
| (૧) પંડિત શ્રી. વીરવિજયજી | શ્રી. મોતીચંદ ગિ. કાપડીઆ | ૩ |
| (૨) નરસિંહમહેતાના પદોનો માર-વાડમાં પ્રચાર | શ્રી. મંજુલાલ ર. મજમુદાર | ૧૭ |
| (૩) કાલમાન અને તાલમાન | શ્રી ચુનીલાલ વર્ધમાનદાસ શાહ | ૨૩ |
| (૪) માર્મિકતા | શ્રી. કાનજી કાલીદાસ જોશી | ૨૮ |
| (૫) લીપી સુધારણા | શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રી | ૩૭ |
| (૬) ગુજરાતનું વીરરસનું લોકસાહિત્ય | શ્રી. મગનલાલ બા. બ્રહ્મભટ્ટ | ૪૨ |
| (૭) વાર્તાકારની કલા | શ્રી. હસમુખલાલ મ. કાજી | ૫૧ |
| (૮) ભાષાવિકાસ | શ્રી. કેશવપ્રસાદ દેસાઈ | ૫૮ |
| (૯) ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે નિયોજિત મુદતબંધી કાર્યક્રમ | શ્રી. હીરાલાલ ત્રિ. પારેખ | ૬૩ |
| (૧૦) કવિનું કાન્તદર્શન | શ્રી જન્મશંકર મહાશંકર બુચ | ૭૯ |
| (૧૧) કવિ સુન્દરમ્ | શ્રી. ચન્દ્રકાન્ત મહેતા | ૮૪ |
| (૧૨) કેટલાક ભક્તિપ્રધાન નાટ્યપ્રયોગો | ડૉ. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક | ૧૦૮ |


## ઈતિહાસ વિભાગ


| | | |
| --- | --- | --- |
| (૧) સહસ્ત્રલિંગ સરોવરની યોજના | શ્રી. રામલાલ ચુનીલાલ મોદી | ૩ |
| (૨) જૂના અને નવા પાટણની સ્થાપનાનો સમય | શ્રી ભોગીલાલ જ. સાંડેસરા | ૧૩ |
| (૩) ગુર્જરેશ્વરનું પાટનગર અણહિલપુર | શ્રી. કનૈયાલાલ ભાઈશંકર દવે | ૧૭ |
| (૪) મધ્યકાલીન ગુજરાતના તોલ, માપ અને નાણા વિષે કેટલીક માહિતી | શ્રી ભોગીલાલ જ. સાંડેસરા | ૩૩ |
| (૫) ગુજરાતના પ્રાચીન કિનારાની ભૂગોળ | શ્રી ધનપ્રસાદ ચંદાલાલ મુનશી | ૪૩ |
| (૬) દશમી શતાબ્દિનું ગુજરાત | શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ | ૬૪ |


## વિજ્ઞાન વિભાગ


| | | |
| --- | --- | --- |
| (૧) જાતીય પ્રશ્ન અને ફ્રોઈડ | શ્રી પ્રાણજીવન વિશ્વનાથ પાઠક | ૩ |
| (૨) ચક્રવ્યુહનું શાસ્ત્ર | શ્રી. હરિહર ભટ્ટ | ૧૪ |


## લલિતકળા વિભાગ


| | | |
| --- | --- | --- |
| (૧) ગુજરાતની જૈનાશ્રિતકળા | શ્રી સારાભાઈ નવાબ | ૩ |
| (૨) સામસંગીત | શ્રી હરકાન્ત શુકલ | ૧૬ |

(૩) વ્યવહારોપયોગી અભિનય — શ્રી. ફીરોજશાહ રુસ્તમજી મહેતા — ૨૫
(૪) ચિત્રકળા–ગુજરાતી સંપ્રદાય — શ્રી. મંજુલાલ ર. મજમુદાર — ૬૧

## ધર્મ અને તત્ત્વજ્ઞાન વિભાગ

(૧) અખેગીતાનું તત્ત્વચિંતન — શ્રી. જયન્તકૃષ્ણ હરિકૃષ્ણ દવે — ૩
(૨) સ્વામીનારાયણ સંપ્રદાયની ઐતિહાસિક સમાલોચના — શ્રી. ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ — ૨૩
(૩) જૈન સંપ્રદાય અને જરથોસ્તી ધર્મ–એક સરખામણી — શ્રી જહાંગીર માણેકજી મહેતા — ૪૨
(૪) જિનાગમ–વાચનાનું ઇતિવૃત્ત — મુનિશ્રી દર્શનવિજયજી — ૬૩
(૫) ગુજરાતમાં પ્રતિબિંબિત થયેલું આપણું ધર્મતત્ત્વ — શ્રી અનન્તકૃષ્ણ હરિકૃષ્ણ દવે — ૮૧
(૬) ઋગ્વેદના દેવોની એકતા — શ્રી. પ્રસન્નવદન છબીલારામ દીક્ષિત — ૮૮
(૭) સમુત્ક્રાંતિનું સોપાન: અવિદ્યામાંથી વિદ્યા પ્રત્યે — શ્રી. અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી — ૯૨
(૮) આધ્યાત્મવાદ તથા ભૌતિકવાદ — શ્રી. મનુભાઈ ચંદ્રવિદ્યાનંદ પંડ્યા — ૧૦૬
(૯) ન્યાયદર્શનની દૃષ્ટિએ આત્મા — પંડિત બલવન્તશર્મા મ. દીક્ષિત — ૧૦૯
(૧૦) એક ગુજરાતી સંતની વીશ વર્ષની ગુર્જર સાહિત્ય સેવા — શ્રી. "પાદરાકર" — ૧૧૫
(૧૧) અદ્ભુત મહાત્મા–અજબ દર્શનકાર બ્રહ્મવેત્તા શ્રી અખાજી — શ્રી. કેશવલાલ અંબાલાલ ઠક્કર — ૧૧૯
(૧૨) **નેતિ નેતિ બ્રહ્મજ્ઞાનની** ગુજરાતી કવિતા અથવા "અવળ વાણી" — શ્રી શાન્તિલાલ સારાભાઈ ઓઝા — ૧૩

## પત્રકારિત્વ વિભાગ

(૧) ગ્રંથસ્વામિત્વનો કાયદો — શ્રી ચુનીલાલ વ. શાહ — ૧૩
(૨) ,, ,, — શ્રી. વામનરાવ કૃ. દેસાઈ — ૧૫
(૩) ગુજરાતી અક્ષરોના બીબા — શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રી — ૧૧

## સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર વિભાગ

(૧) દક્ષિણ સરહદની રાનીપરજ — શ્રી જુગતરામ દવે
(૨) જૈનસમાજમાં સ્ત્રીનું સ્થાન — શ્રી. ધીરજલાલ ધનજીભાઈ શાહ

# પંડિત શ્રી વીરવિજય



અમદાવાદમાં કવિજીવનનો મોટો ભાગ વ્યતીત કરનાર અને કવિ તરીકે અત્યંત નામના મેળવનાર પંડિત વીરવિજય, એક સુપ્રસિદ્ધ જૈન કવિ, ઓગણીશમી સદીની આખરે થઈ ગયા. એમનામાં કાવ્યચાતુર્ય અતિ વિશિષ્ટ પ્રકારનું અને શબ્દાલંકાર તથા અર્થાલંકારથી ભરપૂર હોઈ અને એમનામાં ત્યાગ સાથે વ્યવહારદક્ષતા અતિ અસાધારણ પ્રકારની હોઈ તેમનું ચરિત્ર પ્રથમ અવલોકી જઈએ અને પછી તેમની પ્રાસાદિક કૃતિનું માધુર્ય વિચારવા તેમની કળાના થોડા નમૂના જોઈ જઈએ.

ઓગણીશમી સદી પ્રાચીન ગુજરાતીનો બીજો અને છેલ્લો અર્વાચીન યુગ છે. એ યુગમાં પણ અનેક ગુર્જર કવિઓ પોતાની રસપ્રદ કૃતિઓ ગુજરાતને સોંપી ગયા છે. આપણે જે કવિવરનું કાવ્યજીવન વિચારવા પ્રયાસ કરી રહ્યા છીએ તેમનો જીવનપ્રવાહ ઓગણીશમી શતાબ્દિમાં ખૂબ ઝળક્યો. એમની કવિ તરીકેની ઓળખાણ કરવા પહેલાં એમનું જીવનચરિત્ર સંક્ષેપમાં જોઈ જઈએ; એટલે પછી એમની કૃતિનોજ વિચાર કરવાનો રહે.

આ કવિનો જીવનસમય સંવત ૧૮૨૯ થી ૧૯૦૮ સુધીનો છે, એટલે નવયુગના નર્મદાશંકર અને દલપતરામ આદિ કવિઓએ કવન કરવાનું શરૂ કર્યું, તે પહેલાં તેમનો સમય પૂરો થઈ જાય છે. એમના જીવનપ્રવાહની રેખા એમના શિષ્ય રંગવિજયમુનિએ લખી ઘણી ઉપયોગી હકીકત નોંધી રાખી છે. એ રાસ જૈનગુર્જર ઐતિહાસિક રાસસંચયમાં પૃ. ૮૬ થી ૧૦૫ સુધીમાં મુદ્રીત થઈ ગએલ છે અને તે લભ્ય હોઈ વાંચવા યોગ્ય છે. સંક્ષેપમાં કવિશ્રીનું જીવનચરિત્ર નીચે પ્રમાણે છેઃ—

## જીવનચરિત્ર

ગુજરાતમાં અમદાવાદ શહેર એ જૈનોનું કેંદ્રસ્થાન છે. એને જૈન કવિઓએ "રાજનગર" નું યથાર્થ ઉપનામ અનેક ગ્રંથોમાં આપ્યું છે. એ "જૈનપુરી" ના નામથી પણ પ્રસિદ્ધ છે. એ શહેરમાં પાનકોર નાકાની અને શહેર બહારની શેઠ ભગનભાઈ કરમચંદની વાડી વચ્ચેના ભાગમાં ધીકાટાની નજીકમાં એક શાંતિદાસનો પાડો-મહોલ્લો હતો. એ શાંતિદાસના પાડામાં એક જતેશ્વર નામનો ઔદિચ્ય બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ વીજકોરબાઈ હતું. એમને એક પુત્રી અને એક પુત્ર હતોઃ પુત્રીનું નામ ગંગા અને પુત્રનું નામ કેશવરામ. આ કેશવરામ તે આ ઉલ્લેખના નાયક છે.

એ કેશવરામનો જન્મ સંવત ૧૮૨૯ના આસો સુદિ ૧૦ને રોજ થયો હતો. એને મળતો અંગ્રેજી માસ સપ્ટેમ્બર ૧૭૭૩ આવે છે. આ ઔદિચ્ય બ્રાહ્મણના પુત્રને નાનપણમાં કેવી કેળવણી મળી, એણે ક્યાં સુધી અભ્યાસ કર્યો, એણે સંસ્કૃત ભાષાનો અભ્યાસ નાનપણમાં કર્યો હતો કે નહિ, એ સંબંધી કાંઈપણ હકીકત ઉપલબ્ધ થતી નથી.

કેશવરામનું લગ્ન તેમની અઢાર વર્ષની વય થઈ તે પહેલા થયું હતું તેમની પત્નીનું નામ રળીઆત એમને અઢાર વર્ષ પુરા થયા પછી તુરતજ તેમની દીક્ષા થાય છે તેથી તેમનું ગૃહસ્થજીવન લાબુ ચાલ્યું હોય એમ લાગતું નથી

કેશવરામના પિતા તે અરસામા મરણ પામ્યા કેશવરામ ભીમનાથ ગામે ગયા હતા, દરમ્યાન અમદાવાદના તેમના ઘરમા ચોરી થઈ કેશવરામ પાછો આવ્યો એટલે માએ ઠપકો આપ્યો અને આવેશમા ગાળ દીધી કેશવરામને વાગ્બાણ એવું લાગ્યું કે તરત જ ઘર છોડી એ નાસી ગયો અને રોયકા ગામે ગયો પાછળથી માને પસ્તાવો થયો એટલે તેણે છોકરાની ઘણી શોધખોળ કરાવી, મા જાતે તપાસ કરવા ગઈ, પણ એનો પત્તો લાગ્યો નહિ માતા ખૂબ રડી, મુઝાણી પણ ઉપાય ન સુઝયો રોયકા ગામે તપાસ કરતા ખબર પડી કે ત્યાથી કેશવરામ બીજે ગામ ગયેલ છે હવે ના મારો વીરજી અઘાત લાગી પણ મરણ પામ્યા કેશવરામની સ્ત્રીનું શું થયું તેની કાઈ વિગત મળી આવતી નથી માતાના મરણ અને ભાઈના નાસી જવાના સમાચારથી ગગા (બ્હેન) પણ મરણ પામી

જૈન તપાગચ્છની વિજય શાખામા સવિજ્ઞ પક્ષી **શુભવિજય** નામના એક સાધુ હતા, તેમની પરપરા અહીં જરા સમજી લઈએ અઢારમી સદીની શરૂઆતમા તપગચ્છની મૂળ પાટે વિજયસિંહસૂરિ હતા તેમની પાટે વિજયસૂરિ આવ્યા એ મૂળ પાટમા ક્રિયા શૈથિલ્ય આવતા સત્યવિજય પન્યાસે ક્રિયાઉદ્ધાર કર્યો એ મોટો ઐતિહાસિક બનાવ છે ત્યારથી સવિજ્ઞ પક્ષ નીકળ્યો એ પાટની પરપરા પ્રમાણે સત્યવિજય પન્યાસ સ ૧૭૫૬ મા, કપૂરવિજય વિ સ ૧૭૭૫મા, ક્ષમાવિજય ૧૭૮૬મા તેના શિષ્ય જસવિજય અને સદર શુભવિજય એ જસવિજયના શિષ્ય થતા હતા

કેશવરામ બ્રાહ્મણ હોવા છતા એને જ્યારે જૈન દર્શનની વિશિષ્ટતા સમજાણી ત્યારે એને જૈનવર્ગમા જોડાતા જરા પણ મુશ્કેલી પડી નહિ. અનેક બ્રાહ્મણ, ભાવસાર, પટેલ કણબી, પાચા, લુહાણા, રબારી વિગેરે અત્યારે પણ જૈન છે તે જૈન સઘમા સાથે રહી શકે છે અને સાસારિક વ્યવહારમા પોતાના વર્ગ સાથે કન્યાની લેવડદેવડ કરે છે

કેશવરામ ભીમનાથ ગામમા ઉપરોક્ત શુભવિજયને મળ્યા, તેની પાસેથી તેમને જૈન ધર્મનું જ્ઞાન મળ્યું તેની સાથે પાદ વિહાર કરતા પાલીતાણે–શત્રુજય યાત્રા નિમિત્તે ગયા દરમ્યાન એની જૈન ધર્મ તરફની રૂચિ વધતી ચાલી એમ જણાય છે કે એ અરસામા કેશવરામની તબીયત બગડી આવી તે વખતે શુભવિજયની સહાયથી એની માદગી દૂર થઈ ઉત્તરોત્તર કેશવરામને એવાજ પ્રસગો બનતા રહ્યા કે જેથી એ ગુરૂ તરફ વધારે અનુરાગવાળા થતા ગયા અને જૈન ધર્મ તરફ પ્રતિદિન તેમની રૂચિ વધતી ચાલી

પૂર્વ કાળમા પણ અનેક બ્રાહ્મણો જૈન થયા છે વસ્તુત જૈન દર્શન છે, એમા કોમ કે જ્ઞાતિ જેવુ નથી જે એનો સ્વીકાર કરે તે જૈન થાય એ નિયમ પૂર્વ કાળથી ચાલુ છે ખુદ મહાવીર સ્વામીના મુખ્ય સર્વ ગણધરો બ્રાહ્મણ હતા કોઈ પણ પ્રાણી જૈન ધર્મ પાળી શકે છે શુભવિજય ગુરૂના ઉપદેશથી કેશવરામને જૈનધર્મનો રગ લાગ્યો, એણે ધાર્મિક અભ્યાસ વધારવા માડ્યો અને એ પોતાને ઘેર નજ ગયા

શુભવિજય વિહાર કરતા પાલીતાણેથી ખભાત તરફ ચાલ્યા માર્ગમા પાનસર ગામ છે ત્યા સંવત ૧૮૪૮ ના કાર્તિક વદિમા સદર ગુરૂમહારાજે કેશવરામને દીક્ષા આપી તે

દિવસે કેશવરામે સંસારનો ત્યાગ કર્યો, સર્વ આરંભ-સમારંભ છોડી દીધા અને મન વચન-કાયાથી પાંચ મહાવ્રત ઉચ્ચર્યાં તે વખતે તેમનું **વીરવિજય** નામ રાખવામાં આવ્યું. દીક્ષા સમયે કેશવરામને અઢાર વર્ષ પૂરા થઈ ઓગણીશમું વર્ષ ચાલતું હતું.

દીક્ષા લીધા પછી વીરવિજયનો ખરો અભ્યાસ શરૂ થાય છે. તેઓએ સંસ્કૃતનો અભ્યાસ પણ કર્યો જણાય છે. તેમના સમયમાં અભ્યાસની જે પરિસ્થિતિ હતી તે અનુસાર તેમણે સારો અભ્યાસ કર્યો હશે એમ માની શકાય છે. ઓગણીશમી સદીના ધોરણ પ્રમાણે શ્રી વીરવિજયજીનો અભ્યાસ સારો ગણાય. ૭ દર્શનનો અને પંચ કાવ્યનો તેમણે અભ્યાસ કર્યો હતો તેમ તેમના શિષ્ય નિર્વાણરાસમાં કહે છે. બાર વર્ષ સુધી વીરવિજય પોતાના ગુરૂ પાસે રહ્યા, તેમની સાથે વિહાર કર્યો અને અનેક ગ્રંથોનું અવગાહન કર્યું.

ગુરૂ શુભવિજયજી મહારાજની વૃદ્ધાવસ્થા થતી જતી હતી. સંવત ૧૮૬૦ સુધીમાં નાની કૃતિઓ વીરવિજયે કરી તેમનામાં કવિત્વ અને ઉપદેશ દેવાની શૈલી સુંદર હોઈને ગુરૂમહારાજે તેમને દેશ-પરદેશ ઉપદેશ આપવા મોકલ્યા. દરમ્યાન સંવત ૧૮૫૬ માં શ્રાવક લાલભાઈ ફોફ, ભવાનચંદ, ગમાનચંદ, હરખચંદ, કરમચંદ તથા ગુલાબચંદ એમણે અમદાવાદમાં ભઠ્ઠીની પોળમાં એક ઉપાશ્રય બંધાવ્યો. ત્યારપછી વીરવિજયજી જ્યારે જ્યારે અમદાવાદ આવ્યા ત્યારે ત્યારે એ ઉપાશ્રયે નિવાસ કરતા હતા અને આજે પણ એ ઉપાશ્રય શ્રી **વીરવિજયના** ઉપાશ્રય તરીકે પ્રસિદ્ધ છે.

આપી છે તે પ્રમાણે જૂદા જૂદા ગામોમાથી આગેવાન સાધુઓને અમદાવાદ રાજસભામા બોલાવ્યા હતા કહે છે કે એ શાસ્ત્રચર્ચામા વીરવિજયનો વિજય થયો હતો

મુંબઈવાળા ખીમચદ મોતીચદ અમીચદે (મોતીશા) શેઠે સવત ૧૮૯૩મા પાલીતાણા શત્રુંજયગિરિ પર અંજનશલાકા (પ્રાણ પ્રતિષ્ઠા) કરી તે વખતે વિધિ કરાવવામા કવિ વીરવિજયજી હતા કવિશ્રીએ શેઠ **મોતીશાના ઢાળીઆં** આ પ્રસગે બનાવ્યા છે

સવત ૧૯૦૩મા અમદાવાદના દીલ્હી દરવાજા બહાર શેઠ હઠીસગ કેશરીસગની વાડીની પ્રતિષ્ઠાનો મહોત્સવ કરાવવામા કવિશ્રીએ પડિત રૂપવિજયજી સાથે ભાગ લીધો હતો તે પ્રસગના ઢાળીઆ કવિશ્રીએ પદ્યમય બનાવ્યા છે

**કાળધર્મ**—શ્રી વીરવિજયે અનેક શ્રાવકાદિને ઉપદેશ આપ્યા, અનેક સ્થાનોએ વિહાર કર્યો, અમદાવાદની જનતાને ખાસ લાભ આપ્યો તેમના શ્રાવકોમા ઘણા અગ્રેસરના નામો આવે છે વૃદ્ધ વયે સવત ૧૯૦૮મા તેઓને સખ્ત માદગી થઈ તેમના ભક્ત શ્રાવકોએ સારી રીતે વૈયાવચ્ચ કરી તેઓ **સં. ૧૯૦૮ના ભાદરવા વદિ ત્રીજને** દિવસે અમદાવાદ શહેરમા કાળધર્મ પામ્યા તે દિવસ હજુ સુધી અમદાવાદ શહેરમા પાખી પાળવામા આવે છે અને સર્વ વ્યાપારધધા તેમની યાદગીરીમા બધ રાખવામા આવે છે

ધર્મભાવના જરૂર હશે. એથી કોઈ સાહિત્ય ઉપેક્ષવા યોગ્ય થવું ન ઘટે. મુદ્દો એ છે કે પ્રાચીન ગુજરાતી સાહિત્યમા ધર્મભાવવાનુંજ એકંદરે પોષણ છે. જૈન સાહિત્યકારોએ દરેક કથાને કે રાસને જૈન આકાર આપ્યો છે, પણ તમે જો કોઈ પણ રાસ સાદ્યંત વાચશો તો તેમા નેવું ટકા તો અદ્‌ભુત કથા કે નવલકથા (Romance) જેવોજ ભાવ દેખાશે. પ્રસ્તુત વીરવિજયનો કોઈ પણ રાસ વાચતા જણાશે કે એમા એક કેંદ્રસ્થ વિચાર તો ધર્મભાવનાનો જરૂર હશે, પણ પ્રસ્તાવિક પ્રસંગો, વર્ણનો અને ચરિત્રાદર્શ સામાન્ય જનતાને સમજાય તેવા અને બહુ મુદ્દાસરના હશે.

કહેવાનો મુદ્દો એ છે કે પ્રાચીન જૈન સાહિત્યને ધાર્મિક કે એકદેશીય ગણી તેની ઉપેક્ષા કરવામા આવી છે. એથી જનતા એ અતિ સુંદર સાહિત્યના લાભથી વંચિત રહી છે. એમા જૈનોને નુકશાન થાય, તે કરતા સમસ્ત જનતાને ઘણી હાનિ પહોચે છે એ નજરે એ સવાલની ચર્ચા થવી ઘટે છે.

## કવિત્વ સાથે વ્યવહાર કૌશલ્ય

શ્રી વીરવિજય કવિમા વ્યવહારકુશળતા કેટલી હતી તે તેમની કૃતિઓમા તેમણે કરેલ વ્યવહારના પોષણથી જણાય છે. એમણે એમની કૃતિઓમા નિતિના સામાન્ય અને ઉચ્ચ ધોરણો બહુ સ્પષ્ટ રીતે અને આકર્ષક શબ્દોમા આપ્યા છે. તેઓશ્રીની હિત શિક્ષા છત્રીશી સુપ્રસિદ્ધ છે. જુની વાચનમાળાની છઠ્ઠી ચોપડીમા તેનો કેટલોક ભાગ આપ્યો હતો.

સાભળજો સજ્જન નર નારી, હિત શિખામણ સારીજી.
રીસ કરે દેતા શિખામણ, ભાગ્ય દશા પરવારી
સુણજો સજ્જનોરે.

પછી એ છત્રીસીમા અનેક વ્યવાર શિખામણો ચીતરી છે.

બે જણ વાત કરે જ્યા છાની, ત્યા ઉભા નવ રહીએજી
× × × ×
વરો ન કરીએ ઘર વેચીને, જુગટડે નવ રમીએજી.
× × × ×
બે હાથે માથું નવ ખણીએ, કાન નવ ખોતરીએજી,
× × × ×
સોય ચિંતામણ નાગો સુવે, તેને લક્ષ્મી છોડેજી.

વ્યવહાર–દક્ષતાના પ્રસંગોનો એમના પ્રત્યેક રાસમા પાર નથી. આ વાતને વધારે અગત્ય આપવાનું કારણ એ છે કે અત્યાર સુધી જનતામા એવી માન્યતા પ્રચલિત થઈ ગઈ છે કે જૈન કૃતિઓમા ધર્મનીજ વાત હોય છે આ હકીકત જૈન કૃતિને અવલોકવાની ઉપેક્ષામાથીજ ઉદ્‌ભવેલ છે. લગભગ પ્રત્યેક ગુજરાતી જૈન કૃતિ વ્યવહારકુશળ મનુષ્યોએ રચેલ છે. એમા ન્યાય અને સત્યની પાલનાને, નીતિ અને વ્યવહારની પોષણાને ખાસ સ્થાન આપવામા આવ્યું હોય છે. સંસારનો ત્યાગ કરવા છતા એમની કૃતિઓ એવી વ્યવહારમય હોય છે કે ઘણીવાર શ્રોતાને આશ્ચર્યમુગ્ધ કરી નાખે છે. વ્યવહારથી પર થનાર પ્રાણી ઘણીવાર વ્યવહારને અનોખા દૃષ્ટિબિન્દુઓએથી ઓળખી શકે છે.

આપી છે તે પ્રમાણે જૂદા જૂદા ગામોમાથી આગેવાન સાધુઓને અમદાવાદ રાજસભામાં બોલાવ્યા હતા. કહે છે કે એ શાસ્ત્રચર્ચામાં વીરવિજયનો વિજય થયો હતો.

મુંબઈવાળા ખીમચંદ મોતીચંદ અમીચંદે (મોતીશા) શેઠે સંવત ૧૮૯૩મા પાલીતાણા શત્રુંજયગિરિ પર અંજનશલાકા (પ્રાણ પ્રતિષ્ઠા) કરી તે વખતે વિધિ કરાવવામા કવિ વીરવિજયજી હતા. કવિશ્રીએ શેઠ **મોતીશાના ઢાળીઆં** આ પ્રસંગે બનાવ્યાં છે.

સંવત ૧૯૦૩માં અમદાવાદના દીલ્હી દરવાજા બહાર શેઠ હઠીસંગ કેશરીસંગની વાડીની પ્રતિષ્ઠાનો મહોત્સવ કરાવવામા કવિશ્રીએ પંડિત રૂપવિજયજી સાથે ભાગ લીધો હતો. તે પ્રસંગનાં ઢાળીઆ કવિશ્રીએ પદ્યમય બનાવ્યા છે.

**કાળધર્મ**:—શ્રી વીરવિજયે અનેક શ્રાવકાદિને ઉપદેશ આપ્યા, અનેક સ્થાનોએ વિહાર કર્યો, અમદાવાદની જનતાને ખાસ લાભ આપ્યો. તેમના શ્રાવકોમા ઘણા અગ્રેસરના નામો આવે છે. વૃદ્ધ વયે સંવત ૧૯૦૮મા તેઓને સખ્ત માદગી થઈ. તેમના ભક્ત શ્રાવકોએ સારી રીતે વૈયાવચ્ચ કરી. તેઓ **સં. ૧૯૦૮ના ભાદરવા વદિ ત્રીજને** દિવસે અમદાવાદ શહેરમા કાળધર્મ પામ્યા. તે દિવસ હજુ સુધી અમદાવાદ શહેરમાં પાખી પાળવામા આવે છે અને સર્વ વ્યાપારધંધા તેમની યાદગીરીમા બંધ રાખવામાં આવે છે.

ધર્મભાવના જરૂર હશે એથી કોઈ સાહિત્ય ઉપેક્ષવા યોગ્ય થવું ન ઘટે મુદ્દો એ છે કે પ્રાચીન ગુજરાતી સાહિત્યમા ધર્મભાવવાનુંજ એક દરે પોષણ છે. જૈન સાત્વિકારોએ દરેક કથાને કે રાસને જૈન આકાર આપ્યો છે, પણ તમે જો કોઈ પણ રાસ સાદ્યંત વાચશો તો તેમા નેવુ ટકા તો અદ્‌ભુત કથા કે નવનકથા (Romance) જેવોજ ભાવ દેખાશે પ્રસ્તુત વીરવિજયનો કોઈ પણ રાસ વાચતા જણાશે કે એમા એક કેન્દ્રસ્થ વિચાર તો ધર્મભાવનાનો જરૂર હશે, પણ પ્રસ્તાવિક પ્રસગો, વર્ણનો અને ચરિત્રાદર્શ સામાન્ય જનતાને સમજાય તેવા અને બહુ મુદ્દાસરના હશે

કહેવાનો મુદ્દો એ છે કે પ્રાચીન જૈન સાહિત્યને ધાર્મિક કે એકદેશીય ગણી તેની ઉપેક્ષા કરવામા આવી છે એથી જનતા એ અતિ સુંદર સાહિત્યના લાભથી વચિત રહી છે. એમા જૈનોને નુકશાન થાય, તે કરતા સમસ્ત જનતાને ઘણી હાનિ પહોચે છે એ નજરે એ સવાલની ચર્ચા થવી ઘટે છે.

## કવિત્વ સાથે વ્યવહાર કૌશલ્ય

શ્રી વીરવિજય કવિમા વ્યવહારકુશળતા કેટલી હતી તે તેમની કૃતિઓમા તેમણે કરેલ વ્યવહારના પોષણથી જણાય છે એમણે એમની કૃતિઓમા નિતિના સામાન્ય અને ઉચ્ચ ધોરણો બહુ સ્પષ્ટ રીતે અને આકર્ષક શબ્દોમા આપ્યા છે તેઓશ્રીની હિત શિક્ષા છત્રીશી સુપ્રસિદ્ધ છે જુની વાચનમાળાની છઠ્ઠી ચોપડીમા તેનો કેટલોક ભાગ આપ્યો હતો

સાભળજો સજ્જન નર નારી, હેત શિખામણ સારીજી
રીસ કરે દેતા શિખામણ, ભાગ્ય દશા પરવારી
સુણજો સજ્જનોરે

પછી એ છત્રીસીમા અનેક વ્યવાર શિખામણો ચીતરી છે

બે જણ વાત કરે જ્યા છાની, ત્યા ઉભા નવ રહીએજી
× × × ×
વરો ન કરીએ ઘર વેચીને, જુગટડે નવ રમીએજી.
× × × ×
બે હાથે માથું નવ ખણીએ, કાન નવ ખોતરીએજી,
× × × ×
સોય ચિંતામણ નાગો સુવે, તેને લક્ષ્મી છોડેજી.

વ્યવહાર-દક્ષતાના પ્રસંગોનો એમના પ્રત્યેક રાસમા પાર નથી. આ વાતને વધારે અગત્ય આપવાનુ કારણ એ છે કે અત્યાર સુધી જનતામા એવી માન્યતા પ્રચલિત થઈ ગઈ છે કે જૈન કૃતિઓમા ધર્મનીજ વાત હોય છે આ હકીકત જૈન કૃતિને અવલોકવાની ઉપેક્ષામાથીજ ઉદ્‌ભવેલ છે લગભગ પ્રત્યેક ગુજરાતી જૈન કૃતિ વ્યવહારકુશળ મનુષ્યોએ રચેલ છે એમા ન્યાય અને સત્યની પાલનાને, નીતિ અને વ્યવહારની પોષણાને ખાસ સ્થાન આપવામા આવ્યુ હોય છે સંસારનો ત્યાગ કરવા છતા એમની કૃતિઓ એવી વ્યવહારમય હોય છે કે ઘણીવાર શ્રોતાને આશ્ચર્યમુગ્ધ કરી નાખે છે વ્યવહારથી પર થનાર પ્રાણી ઘણીવાર વ્યવહારને અનોખા દૃષ્ટિબિન્દુઓએથી ઓળખી શકે છે.

આ સત્ય કવિ વીરવિજયના સંબંધમાં તો કોઈપણ પ્રકારના વિરોધના ભય વગર કહી શકાય તેમ છે. તેમના રાસ અને ઉપદેશગ્રંથોમાં વ્યવહારને અતિ ઉચ્ચ કક્ષામાં બતાવેલ છે. એનાં દષ્ટાંતો આપવા બેસીએ તો અનેક ગ્રંથો ભરાય તેટલી મોટી તેની સંખ્યા થાય તેમ છે.

એમની વ્યવહાર કુશળતા તેમણે અતિ ઉંડાં પ્રવચન પ્રસંગમાં પણ વારંવાર આણેલ છે. એમણે ચોસઠ પ્રકારી પૂજા રચી છે ત્યા આ પ્રાણી બાજી ભૂલ્યો છે એવી વીતક વાર્તા તેની પાસે ભગવાન સમક્ષ કબૂલ કરાવે છે. ત્યાં ભગવાન પાસે એક પ્રસંગે તે કહે છેઃ—

નૈગમ એક નારી ધૂતી પણ, ઘેબર ભૂખ ન ભાગી;
જમી જમાઈ પાછો વળિયો, જ્ઞાન દશા તવ જાગી.
ભૂલ્યો બાજી ૩

અહીં વ્યવહાર સમજાવવા એક પ્રચલિત આખ્યાયિકાનો ઉપયોગ કર્યો છે. નૈગમ એટલે એક વાણીઓ હતો. તેને ઘેબર ખાવાની ખૂબ હોશ હતી. પણ તેને તેનો યોગ થતો નહોતો. એક દિવસ તેણે એક સ્ત્રીને છેતરી અને એવા અપ્રમાણિક ધનથી પોતાને માટે ઘેબર તૈયાર કરાવ્યા. પોતે સ્નાન કરવા ગયો, દરમ્યાન ઘેર જમાઈ આવ્યો. સાસુએ જમાઈને ઘેબર ખવરાવી દીધા. જમાઈ સામો મળ્યો. વાણીઓ સમજ્યો કે પોતાના પ્રારબ્ધમાં ઘેબર નથી. તેને ઘેબર ખાવા ન મળ્યા. અહિં અપ્રમાણિકપણે પ્રાપ્ત કરેલ ધન અને અંતરાય કર્મનો એવો સુંદર સહયોગ કર્યો છે કે વાંચનારને ખરેખર આનંદ પ્રાપ્ત થાય.

કહેવાની વાત એ છે કે અતિ નાજુક શાસ્ત્રપ્રસંગો ચિતરતાં પણ એમણે વ્યવહાર વિસાર્યો નથી. પંચોપાખ્યાનની તથા ચાલુ કથાઓ, આખ્યાયિકાઓ અને દૃષ્ટાંતોનો પૂરતો ઉપયોગ કર્યો છે અને સાભળનારને બોધ થાય તે રીતે વિશુદ્ધ વ્યવહારને પોષ્યો છે.

## કવિની કાવ્યકૃતિઓ

### રાસો

મુનિનુ ચરિત્ર ખરેખર એક અદ્ભુત કથા ( romance ) છે અને તે ચરિત્રનાયકના મુખમાજ મૂકવામા આવ્યું છે. આ રાસનો અડધો ભાગ આ ચરિત્ર લે છે. આ રાસની પ્રશસ્તિમા એણે ઈતિહાસ–વંશવેલી વર્ણવેલી છે. એ પ્રશસ્તિ અને હવે પછી કહેવાના ચંદ્રશેખરના રાસની પ્રશસ્તિનો ઐતિહાસિક વિભાગ એક સરખો હોવાથી અહીં તે ઉતારી લઈએ:—

તપગચ્છ કાનન કલ્પતરૂ સમ, વિજયદેવસૂરિરાયાજી,
નામ દશો દિશ જેહનુ ચાવુ, ગુણીજનવૃંદે ગાયાજી;
વિજયસિંહસૂરિ તસ પટધર, કુમતિ મતંગજ સિંહોજી,
તાસ શિષ્ય સૂરિ પદવી લાયક, લક્ષણલક્ષિત દેહોજી.
સંઘ ચતુર્વિધ દેશ વિદેશી, મળિયા તિહા સંકેતેજી,
વિવિધ મહોત્સવ કરતા દેખી, નિજ સૂરિપદને હેતેજી.
પ્રાયઃ શિથિલ મુનિ બહુ દેખી, મન વૈરાગ્યે વાસીજી,
સૂરિવર આગે વિનય વિરાગે, ચિત્તની વાત પ્રકાશીજી.
સૂરિ પદવી નથી લેવી સ્વામી, કરશુ ક્રિયા ઉધ્ધારજી,
સૂરિ ભણે આ ગાદી છે તુમચી, તુમવશ ગણુ અણગારજી.
એમ કહી સ્વર્ગ સીધાવ્યા સૂરિવર, સંઘને વાત સુણાવીજી,
સત્યવિજય પંન્યાસની આણા, મુનિગણમા વરતાવીજી.
સંઘની સાથે તેણે નિજ હાથે, વિજયપ્રભસૂરિ થાપીજી,
ગચ્છનિશ્રાએ ઉગ્રવિહારી, સંવેગતણા ગુણ વ્યાપીજી.
રંગીત વસ્ત્ર લહી જગ વંદે, ચૈત્ય ભ્રમણએ લક્ષીજી,
સૂરિ પાઠક રહે સન્મુખ ઉભા, વાચક જસ તસ પક્ષીજી.
મુનિ સંવેગી, ગૃહી નિર્વેદી, ત્રીજો સંવેગ પાખીજી,
મુક્તિ માર્ગ એ ત્રણે કહીએ, જિહા સિદ્ધાંત છે સાખીજી.
આર્ય સુહસ્તિસૂરિ જેમ વંદે, આર્ય મહાગિરિ દેખીજી,
દો તીન પાટ રહી મર્યાદા, પણ કળિયુગ વિશેખીજી

જેની સંખ્યા સરેરાશ દશની હોય છે પ્રત્યેક ઢાળ ચાલુ ગુજરાતી રાગના રાગમા ગાઈ શકાય છે

(૩) ચંદ્રશેખરનો રાસ—આ કવિરાજની છેલ્લી રાસપ્રસાદી છે. એ રાસ સંવત ૧૯૮૨મા વિજયાદશમીને દિવસે રાજનગરમા પુરો કર્યો, એનો વિષય "મુનિદાન"ના મહિમાનો છે. એનો કેદ્રસ્થ વિચાર ન્યાયોપાર્જિત દ્રવ્યથી કરેલાં દાનનો છે. એમા આતરકથાઓ ઘણી છે. ચિત્રસેન પદ્માવતીનુ ચરિત્ર અને શીલવતી ચરિત્ર ત્રીજા ખડમા છે. ચોથા ખંડમા જયરથ રાજાનુ સ્ત્રી ચરિત્રદર્શક ચરિત્ર, તેજ ખડમા વીરસેન મત્રીનું સ્ત્રીચરિત્રદર્શક ચરિત્ર અને લોભ પર સુગદત્ત શેઠનુ ચરિત્ર ખાસ બોધક છે અને કવિત્વના નમુનાઓ પૂરા પાડે છે. એના ચાર ખડ પાડવામા આવ્યા છે. કુલ ગાથા ૨૨૪૩ છે અને પ્રત્યેક ખડમા અનુક્રમે ૩, ૧૧, ૧૭, અને ૨૦ ઢાળો છે આ રાસ દુનિયાના અનુભવને અંતે લખાયલો હોવાથી કવિએ તેમા ખૂબ દક્ષતા બતાવી છે, વ્યવહાર અને ધર્મનુ એમા અદ્ભુત ઐક્ય કર્યું છે અને ત્યાગ ધર્મની શરૂઆત દાનથી થાય છે તે વાત અનેક રીતે વૈજ્ઞાનિક પદ્ધતિએ પણ વ્યવહારૂ રીતે બતાવી છે આબાલવૃદ્ધ સર્વને આનદ થાય તેવો કથા રસ તેમા જમાવ્યો છે અને રાસ હાથમા લીધા પછી પૂરો કર્યા વગર છોડી શકાય નહિ તેવો રસ તેમા જમાવી તેને સાર્વત્રિક કર્યો છે આખો રાસ વાચતા એક પણ સ્થાને કટાળો આવે તેમ નથી અને એક એક ચિત્ર હૃદય પર લાક્ષણિક અસર કરે એવી ભવ્ય રચના કરીને બહુ સુદર કૃતિ જીવનના છેવટના ભાગમા કવિશ્રીએ પ્રકટ કરી છે.

રાસસાહિત્યનો જે યુગ જૈન કવિઓમા ચાલ્યો તેની આ છેવટની કૃતિ લગભગ કહી શકાય વિક્રમની વીશમી શતાબ્દિની શરૂઆતની આ કલાકૃતિ રાસ સાહિત્યનો છેલ્લો શબ્દ છે એમ કહી શકાય. ત્યારપછી કોઈ મહત્વનો રાસ બન્યો હોય એમ જાણવામા નથી. આ રાસમા પરિભાષા લગભગ નવીન છે એટલે નર્મદ–દલપત યુગની ઉપર એની ભાષામા દેખાય છે અને એના રસની જમાવટ અનિર્વચનીય હોઈ, એના વર્ણનો અમરકારક છે, એનુ શબ્દગાભીર્ય શૌર્યમય છે, એનો રસપ્રવાહ અવિહત છે અને એમા અનુપ્રાસ કાવ્યોના સુપ્રસિદ્ધ નિયમોને અનુસરનારા છે.

કવિના કવિત્વના ખાસ ચુટેલા ફકરા એ રાસના જોઈ જઈએ. વારાગનાવર્ણન (ધમ્મિલ રાસ, પ્રથમ ખંડ, ચોથી ઢાળ)

ચતુર ચિત્રામણ ચાતુરે, ચિતરી ચિત્રશાળી;
ચમકે નર ચિત્ત ચિતવી, ચતુરા ચરચાળી. ૧
વિનયવતી વારાગના, વયને વીંધાણો,
વિકસિત વનજ વનાશ્રયે, અલિ જયુ લપટાણો. ૨
વિકસ્યો કુવર વિહાયસે, વચ્ચે વીજળી ભાળી;
લલિત લીનાવતી લીયગા, લાંબી લટકાળી ૩
લાંબી વેણુ વિલોકીને, ભૂમિ ભોરિંગ પેઠો,
લંક કટિતટ કેસરી, વનમા જઈ બેઠો. ૪
પાની ચરણુ સુકુમાળતા, જળે કમળ તે દેખી;
રંભા લઘુ ઉંચી ગઈ, જુએ સુર અનિમેખી. ૫

દળમ ડણ ગજગાજ છે, સોહે રાજદુવાર,
પણ નગળો એક લક્ષણે, નાખે શિર છાર ૬
દતનણે ચુડો કીઓ, હૈયે મોતીનો હાર,
હરિતગતિ હરી નારીએ, દુ ખભર ધરે છાર ૭
ધરી શણગાર વિનોદીની, કહે વાત વિનાસી,
મોહની મ ત્ર મિષે ઘડી, ઘાતે ઈહા વારી ૮
કુઅર તે દેખી મોહીઓ નવે નિત્ય શણગાર,
પચ વિષય સુખ ભોગમા, ભુલ્યો વરસાર ૯

\+ + + +

પોતાની પસંદગીથી ધમ્મિનકુમાર યશોમતીને પરણ્યો લગ્ન થયા પછી થોડો વખત સાસારિક સુખ ભોગવ્યુ, પછી અધ્યાત્મક રસમા પડ્યો તેનું વર્ણન, તેના રૂપક ખૂબ સરસ છે ( સદર ગસ ૧ ૨ )

વર આવાસે વસિયા પ્રીતે રે, સુખ ભોગવતા સ્વર્ગની રીતે રે,
કેતા દિન રસ સુખભર જાતા રે, પુણ્યાર્થી ધમ્મિલ ધર્મે રાતા રે ૪
અધ્યાતમ રસ ભણવા માડે રે, પુસ્તક હાથ થકી નવી છાડે રે,
સાધર્મીશુ બેઠક ભેળી રે, ચોસઠ પડિકકમણાની ટોળી રે ૫
વણિજ ક્રિયા જુદો વ્યવહાર રે, મોહની જાળ યશોમતી નાર રે,
તે સઘળો કીધો પરિહાર રે, આતમધ્યાની હુઆ નતધાર રે ૬
નારી વદે વનજળક્રીડા રે, કુવર કહે એકેદ્રિય પીડા રે,
સા કહે ચાલો આજ ઉજાણી રે, કુઅર કહે નહિ એ જિનવાણી રે. ૭
છે તે ભેળા ખટરસ પાક રે, આજ નવી ધાર્યા ધૃત શાકરે,
વદે સા કનકાવલી હાર રે, લ્યો માળા ને ગણો નવકાર રે ૮
પહેપારી આવે ઘરબાર રે, બોલાવે ભેળા અણગાર રે,
પુછે સખીઓ યશોમતી એમ રે, પ્રીતમ તુજ પાળે છે પ્રેમ રે ૯
બોલે સા મુજ પીયુ સયોગ રે, પારવતી ને શકર યોગ રે,
જબ ચાહે સા ભોજન ભાવે રે, આકનણા ફળ શિવ મગાવે રે ૧૦
સામગ્રી સભોગની ધ્યાવે રે, તવ એક પાટે જોગ ધરાવે રે,
અંગે ચાહે જબ શણગાર રે, તવ આપે પન્નગ બે ચાર રે ૧૧
ચાહે વિલેપન ભરમ ચઢાવે રે, ગીત ગાન સુર ગાલ બજાવે રે,
વાહન વેળા સાઢ પ્રમાણ રે, મ દિર માગે વસે સમશાન રે, ૧૨
પરનારી દેખીને રાચે રે, ભીનડી પુઠે નાગો નાચે રે,
ધરી અર્ધાગ હૃદયથી ઉવેખી રે, એ વર ગૌરી અમર તે દેખી રે ૧૩.
યાગ ઘણા જન ઘર ઘુમાવે રે, રહો રહો ગૌરી મા કહી ગાવે રે,
પણ પતિ દેખી મન લજાવે રે, કુપે પડતી દુઃખ સમાવે રે ૧૪

એ લબાણ ટાચણમા વિશિષ્ટ નિરૂપણ છે અને વાચતા આહ્લાદ થાય તેવુ છે ॥ અોક અનમરો છે એ શબ્દાલકાર અને અર્થાનકારનું ચિન છે

× × × ×

આલાનથી છૂટેલા મદમસ્ત ગાંડા હાથીનું વર્ણન. ભય, આશ્ચર્ય, વીરરસાત્મક વર્ણન (૧.૧૧)

દલમંડણ રિપુગંડણ, ગજ ગુણધામ છે હો લાલ કે; ગજ૦
હસ્તીઘટાયે પટાવત ચંપક નામ છે હો લાલ કે; ચંપક૦
તે મદભરીયો ધરીયો ન જાય મહાવતે રે લાલ, ન જાય૦
આલાનથંભ ઉખેળી, કરલી ભટ ધાવતે હો લાલ, કરલી૦ ૨

પાડંતો ઘર હાટ, ઇહાં હલકારશે હો લાલ ઇહા૦
નાસો લેઈ જીવ, તુરંગને પારશે હો લાલ; તુરંગને૦
એમ કહેતા તેણી વાર, સુભટ ભાલા ધર્યા હો લાલ; સુભટ૦
પાસત નાસત ત્રાસત, ચાકર ઠાકરા હો લાલ કે; ચાકર૦ ૩

ગર્જિત ઉર્જિત સુંઢ, પ્રચંડ ઉલાળતો હો લાલ; પ્રચંડ૦
ગતિ વિશાલ પ્રભંજન, ધૂળ ઉછાળતો હો લાલ કે; ધૂળ૦
પ્રાવૃટ અંભોદ સોદર, કાળો વારણો હો લાલ કે; કાળો૦
અગ્નિ ધમ્યુ જેમ તામ્ર, રતાશે બીપણો હો લાલ, રતાશે૦ ૪

સાતે સ્ત્રોત અવંત, જલાશય દારૂણે હો લલા; જલા૦
જંગમગિરિ નિઝરણ, ઝરંતા વારણે હો લાલ; ઝરંતા૦
પગ વિલગંતી. ખલંતી શૃંખલા હો લાલ; ખલંતી૦
બુંબારવ કરે લોક, ફીરંતા વેગળા હો લાલ ફીરંતા૦ ૫

એજ રાસમાં વિરહીનું વર્ણન : ૨. ૧: , લડાઇનુ હૃદયભેદક વર્ણન :૨. ૪: વિગેરે પારવગરનાં શબ્દાલંકાર, અર્થાલંકાર અને જૂદા જૂદા રસાત્મક ચિત્રો છે.

## પૂજા સાહિત્ય

ધાર્મિક દિવસોમાં ધર્માનુષ્ઠાનના એક વિભાગ તરીકે જૈનોમાં પૂજા ભણાવવાનો રિવાજ છે. તે વખતે ખૂબ ઠાઠ કરવામાં આવે છે પ્રાચીન પદ્ધતિમાં એ પૂજા ભણાવતી વખતે નરઘાં, સારંગી અને કાંસીનો ઉપયોગ થતો. કાંસીમાં ચલતી, હીંચ અને હાંસ ત્રણ પ્રકાર–આરોહ, અવરોહ અને પલટા સાથે થાય છે. પૂજા ભણાવનાર નિષ્ણાત હોય છે તો ભારે ઝુક જામે છે અને ગવરાવનાર અને ઝીલનાર બે પક્ષો એકરસ થઈ જાય છે. એ પદ્ધતિમાં દેશી રાગોને ખૂબ સ્થાન મળે છે. ગરબી ગરબાના રાગોનો આથી ખૂબ પ્રચાર જૈનોમાં ચાલ્યો હતો. એમાં ક્વચિત્ નૃત્ય પણ થાય છે. આ પ્રાચીન પદ્ધતિ નાનાં ગામોમાં હજુ પણ ચાલે છે. નોંધવાની વાત એ છે કે એમાં ગાવાનું કામ પુરૂષો કરે છે, જ્યારે સ્ત્રીવર્ગ તો માત્ર સાંભળવાનુંજ કામ કરે છે. ક્વચિત્ સ્ત્રીવર્ગ પૂજા ભણાવે છે ત્યારે પુરૂષવર્ગ હાજર રહેતો નથી.

અર્વાચીન પદ્ધતિમાં એજ પૂજાઓને અસલ રાગ કે રાગણીમાં હાર્મોનિયમ, ફીડલ, દીલરૂબામા ગવરાવવાનો પ્રચાર વધતો જાય છે. એમાં નિષ્ણાત ગાયકો કામ કરે છે જ્યારે બાકીના હાજર રહેલા શ્રોતાનું કામ કરે છે.

કવિવર શ્રી વીરવિજયની પૂજામાં ભારે ચમત્કાર છે. એમનું શબ્દલાલિત્ય એટલું સુંદર છે કે એમની પૂજાઓ સાંભળ્યા પછી એ દિવસો સુધી કાનમાં ગુંજારવ કરે છે. એમણે પૂજા જેવા વિષયમાં વ્યવહાર અને તત્ત્વજ્ઞાનનું અજબ મિશ્રણ કર્યું છે. પૂજાની કૃતિઓમાં તેઓનું સ્થાન ઘણું વિશિષ્ટ છે અને નિર્વિવાદપણે પ્રથમ સ્થાન તેઓ લે છે. પૂજાઓની કૃતિઓ સોળમી શતાબ્દિથી શરૂ થઈ છે, પણ તે સર્વની ઉપર કળશ વીરવિજયજી કવિએ ઓગણીશમી સદીની આખરે ચઢાવ્યો છે. એમની પૂજાઓ નીચે પ્રમાણે છેઃ—

**(૧) અષ્ટપ્રકારી પૂજા**—આ કૃતિ સં. ૧૮૫૮ના ભાદરવા શુદિ ૧૨ને દિવસે પુરી થઈ.

**(૨) ચોસઠ પ્રકારી પૂજા**—આ કૃતિ સંવત ૧૮૭૪ના વૈશાખ શુદિ ૩ (અક્ષયતૃતીયા) ને રોજ કવિરાજે પૂરી કરી એમ તેઓ કળશમાં જણાવે છે. એ કૃતિ અમદાવાદ (રાજનગર) માં કરી છે એમ જણાય છે. આ કૃતિમાં તત્ત્વજ્ઞાન અને વ્યવહારનું અસાધારણ સમીકરણ કવિએ કર્યું છે. કર્મ આઠ છે (જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય.)

આ કર્મોનું વિશિષ્ટ તત્ત્વજ્ઞાન આ પૂજામાં દાખલ કર્યું છે અને અત્યંત બારીક વિષયને હાથમાં રમતો અને કાનમા ગાન કરતો કરી દીધો છે.

બીજી દરેક પૂજા એક દિવસ ભણાવવાની હોય છે. આ પૂજા આઠ દિવસની છે અને પ્રત્યેકમાં આઠ આઠઃ અષ્ટપ્રકારીઃ પૂજા હોઈ કુલ એનાં ૬૪ ઢાળો–રાગો–લયો થાય છે.

**(૩) પીસ્તાળીશ આગમની પૂજા**—આ પૂજા સંવત ૧૮૮૧ના માગશર શુદિ અગિયારશે પૂરી કરી છે. આ પૂજામાં જ્ઞાનાધિકાર છે. એમાં પ્રથમ ચૌદ પૂર્વનું વર્ણન છે. પછી ૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ૧૦ પયન્ના, ૬ છેદસૂત્ર, ૪ મૂળસૂત્ર, અનુયોગદ્વાર, નંદીસૂત્ર મળીને પીસ્તાળીશ જૈનસૂત્રો–આગમો થાય છે તેનુ લાક્ષણિક વર્ણન કર્યું છે. આઠ પૂજા છે. દરેકમાં ઢાળ અને ગીત છે. સર્વ રાગો દેશીના છે. એમાં પણ કાવ્યચાતુર્ય તો પ્રત્યેક ઢાળ અને ગીતમાં ભર્યું છે.

**(૪) નવાણું પ્રકારી પૂજા**—આ કલાકૃતિ સંવત ૧૮૮૪ના ચૈત્ર શુદિ ૧૫ મે પૂર્ણ થઈ છે. એમાં સૌરાષ્ટ્રમાં આવેલા સુપ્રસિદ્ધ શત્રુંજયગિરિનું વર્ણન છે. એની ૧૧ પૂજા છે. એ અગ્યારે પૂજા દેશી ઢાળમાં છે. આખી પૂજા મસ્ત છે અને સાંભળતાં કે ગાતાં ખૂબ આહલાદ આપે તેવી છે. તેમા શત્રુંજયનાં ૯૯ નામો પૈકી દરેક પૂજામા નવ નવ નામો આપ્યાં છે, અને પ્રત્યેક પૂજાના દુહાઓ જૈન જનતામા ઘરગથ્થુ થયેલા છે.

**(૫) બાર વ્રતની પૂજા**—આ કૃતિ સંવત ૧૮૮૭ની દિવાળી (આસો વદિ અમાસ)—ને રોજ પૂરી થઈ છે. જૈનધર્મના નીતિવિભાગમાં-વર્તનવિભાગમાં સાધુધર્મ અને શ્રાવકધર્મ એવા બે વિભાગ છે. શ્રાવક (Laymen Jains) ને બાર વ્રત લેવાનાં હોય છે. એમાં પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત હોય છે. એમાં વર્તનના માનસિક, વાચિક અને કાયિક સર્વ પ્રકારો, ત્યાગ અને સંયમ અનેક પ્રકારે આવે છે. આવા શુષ્ક વિષયને કવિએ સુંદર રાગ–રાગણીમાં ગુંથી ખૂબ રસદાર બનાવ્યો છે. આખું-તેર પૂજા છે. એમા અનેક સ્થાને કવિએ ખૂબ ઉચ્ચ ઉડ્ડયન કર્યું છે. દરેક પ્રસંગને સંસ્કારવાળો કર્યો છે.

**(૬) પંચકલ્યાણકની પૂજા**—પૂજાની કૃતિમા આ સર્વથી છેલ્લી જણાય છે. એ સવત ૧૮૮૯ના વૈશાખ સુદિ ત્રીજ (અખાત્રીજ) ને રોજ પૂર્ણ થઈ છે.

દરેક તીર્થંકરને અંગે પાચ મહાન પ્રસગો હોય છે (૧) માતાની કુક્ષીમા આવવુ-ચ્યવન, (૨) જન્મસમય, (૩) દીક્ષાનો પ્રસગ, (૪) સપૂર્ણ જ્ઞાન-કૈવલ્યપ્રાપ્તિ અને (૫) મોક્ષગમન આ પૂજામા ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથને અંગે આ પાચે પ્રસગો-કલ્યાણકો કવિએ અદ્ભુત ચાતુર્યથી વર્ણવ્યા છે, કવિની સર્વ પૂજામા આ પૂજા અગ્ર સ્થાને છે આખી પૂજા ન ભૂલાય તેવી ગાજતી શબ્દ ચિત્રાવલીનો નમુનો છે પ્રત્યેક પ્રસગ ખૂબ ઝળકાવ્યો છે કુલ આઠ પૂજા છે ચ્યવન કલ્યાણકમા વસતને લલકારે છે –

રૂડો માસ વસત ફળી વનરાજી રે, રાયણ ને સહકાર વાલા,
કેતકી જાઈ ને માલતી રે, ભ્રમર કરે ઝકાર વાલા,
કોયલ મદભર ટહુકતી રે, બેઠી આબાડાળ વાલા,
હસ યુગળ જળ ઝીલતા રે, વિમળ સરોવર પાળ વાલા,
મદ પવનની લહેરમા રે, માતા સુપન નિહાળ વાલા
(૨-૧)

પછી ચૌદ સ્વપ્નનું વેધક વર્ણન કર્યું છે પછીની બે પૂજામા જન્મ મહોત્સવ સારી રીતે વર્ણવ્યો છે પાર્શ્વનાથ અને કમઠ યોગીનો સવાદ પણ પાચમી પૂજામા ખૂબ દીપાવ્યો છે અને તેવુજ સુદર વર્ણન સાતમી પૂજામા કમઠના ઉપસર્ગનુ કર્યું છે પછી આઠમી પૂજામા રસરગની જમાવટ થાય છે—

રગ રસીઆ રગ રસ બન્યો, મનમોહનજી,
કોઈ આગળ નવિ કહેવાય, મનડુ મોહ્યુ રે મનમોહનજી,
વેધકતા વેધક લહે મન૦ બીજા બેઠા વા ખાય મનડુ૦ ૧

આખી પૂજા બહુ વેધક અને રસથી ભરપૂર છે સારા ગાયકને મુખે ગાતા સાભળી હોય તો રસમા લીન કરે તેવી ભવ્ય ભાષા અને શબ્દચાતુર્ય, વસ્તુનિર્દેશ અને કથનનિરૂપણ અસાધારણ ગૌરવશાળી છે

## પ્રકીર્ણ પદ્યકૃતિઓ

**(૧) સ્થૂલિભદ્ર શિયળવેલ**—પડિત વીરવિજયની કળાકૃતિઓ અનેકદેશીય હા તે બતાવવા હવે થોડા નમુના રજુ કરવામા આવે છે તેમણે સવત ૧૮૬૨ મા સ્થુલિભ શિયળવેલ નામનું કાવ્ય ૩૩ વર્ષની વયે લખ્યુ છે એમા કવિ તરીકે તેઓ વિશિષ્ટ અ જનપ્રિય કવનો કરી શક્યા છે એનો વિષય ઘણો ઉચો હતો તે પ્રસગને એમણે ખૂ દીપાવ્યો છે એમા એમણે બાર માસ અને ૫૬૭ તિથિઓ ચાલુ ગુજરાતી દેશીઓ મૂક્યા છે એ કૃતિ ખૂબ પ્રસિદ્ધિ પામેલ છે અને આખી વાચવા–ગાવા યોગ્ય છે મ કઠે અથવા સગ્ગામા ગવાતી હોય ત્યારે અસાધારણ રગ જમાવી શકે એવી એ છે એમા શૃગારરસનુ પોષણ, વિરહદશાનુ વર્ણન અને શાત રસનું સેવન–એ સર્વનું અ સમિશ્રણ કર્યું છે અને રાગો એટલા પ્રસિદ્ધ છે કે એ ગાવામા આવે ત્યારે ગુરુ જામે

આ આખી કળાકૃતિમા અનેક રસનું પોષણ બહુ સારી રીતે કરવામા આવ્યુ છે અને એની પ્રત્યેકની દેશી લોકપ્રિય હોઈ ખૂબ રસથી ગવાય છે. એમાં વેશ્યા અને સ્થૂલિભદ્રનો સંવાદ છે તે વાચતા શુક-રંભાસવાદ યાદ આવે તેવો છે.

**(૨) હિતશિક્ષા છત્રીશી**—આ છત્રીશ ગાથાઓમા-કડીઓમા વ્યવહારનો સારો ખ્યાલ આપ્યો છે. એમા સર્વસામાન્ય શિક્ષાઓ તથા સ્ત્રીઓની ખાસ શિક્ષાઓ આપી છે. એમા કેટલાક સર્વમાન્ય સત્યો રજુ કર્યા છે અને કેટલીક સવ્યવહારની વાતો કરી છે. જુની વાચનમાળાની છઠ્ઠી ચોપડીમા એ છત્રીશીનો કેટલોક ભાગ લેવામા આવ્યો હતો. વ્યવહાર કુશળતાને અગે તેના એક-બે દાખલા આ લેખના અગાડીના ભાગમા રજુ થઈ ગયા છે.

**(૩) ઢાળિયાં**—(એ) શ્રી ગોડીપાર્શ્વનાથના ઢાળિયા ત્રબાવતી (ખભાત) મા આ ઢાળિયાં સંવત ૧૮૫૩ના જેઠ સુદિ ૫ મે પુરા કર્યા છે. આની નકલ મને મળી નથી.

(બી) મોતીશા શેઠે મુબઇમા ભાયખાળે પ્રતિષ્ઠા કરી તે હકીકતને આ ઢાળિઆમા અમર કરી છે. એ કૃતિ સં. ૧૮૮૮ આસો સુદિ ૧૫ ને રોજ કરવામા આવી છે. એ કૃતિ પણ ઘણા વર્ષો ગયા છતા પ્રચલિત છે અને ખૂબ રસથી ગરબારૂપે ગવાય છે.

(સી) શેઠ હઠીસગ કેશરીસગે અમદાવાદના વાડીના દેરાસરની અંજનશલાકા (પ્રાણુ-પ્રતિષ્ઠા) સવત ૧૯૦૩મા કરી તેના ઢાળિયા કવિએ બનાવ્યા છે.

(ડી) શેઠ પ્રેમાભાઈ હેમાભાઈએ ઉભી સોરઠનો સંઘ કાઢયો તેના ઢાળિયા સવત ૧૯૦૫ના મહા સુદિ ૧૫ને રોજ પૂરા કર્યા તે પણ એજ કક્ષામા આવે છે.

(ઇ) શત્રુંજય તીર્થ પર અંજનશલાકા-પ્રાણપ્રતિષ્ઠા સવત ૧૮૯૩મા થઈ તેના ઢાળિયા પંડિત કવિએ તેજ વર્ષમા બનાવ્યા છે. એમા શરૂઆતમા મોતીશા શેઠ (શેઠ મોતીચંદ અમીચદ) નું વર્ણન કરતા દેશીના રાગમા પ્રથમ ઢાળમા કહે છે કે.—

અમીચદ સાકરચદતણા, કળજુગમા કલ્પવૃક્ષ બન્યા;
ઉપગારી તરુછાયા ઘણા, વિમળગિરિ રંગરસે સેવો. ૮

શેઠ મોતીશા ધનરાશે, પૂરે દીન દુખીઆ આશે;
કલકત્તા વળી મદરાસે. વિમળ૦ ૯

પ્રશંસા હોય છે. આવા બન્ને પ્રકારનાં સેંકડો સ્તવનો કવિ વીરવિજયે બનાવ્યાં છે. એવી કૃતિમાંથી કેટલાકનો કાળ મળે છે, કેટલાકનો મળતો નથી. લગભગ ૩૫ સ્તવનો લભ્ય છે.

(૭) **સ્વાધ્યાય**—જૈનપરિભાષામાં એને સઝાય કહેવામા આવે છે. એ આત્મગુણ-વિકાસ માટે લખાયલી હોય છે. એ પાંચથી પંદર ગાથાની સાધારણ રીતે હોય છે. ગાથાની સંખ્યા લેખકની ઇચ્છાને આધિન હોય છે. એ સર્વ ગેય હોય છે. કવિકૃત આવી ૧૧ સ્વાધ્યાયો પ્રાપ્ય છે.

(૮) **ગહુંળિ-ગુરૂગુણસ્તુતિ-ગેય**—દરરોજ પ્રભાતે પ્રવચન થાય, સાધુ વ્યાખ્યાન વાંચે, તેમા વચ્ચે દશ મીનિટનો આંતરો પડે છે તે વખતે સ્ત્રીઓની ગાવાની રચનાને **ગહુંળિ** કહેવામાં આવે છે. આ કવિરાજે ઘણી ગહૂંલિઓ બનાવી છે. કહે છે કે પ્રચલિત પ્રત્યેક ગરબી ગરબાના રાહ પર એમણે ગહૂંળિઓ બનાવી છે. લગભગ ૧૬ ગહૂંળિના નામ મળ્યા છે.

(૯) **પરચુરણ**—

અનેક **સ્તુતિઓ** અને **ચૈત્યવંદનો** તેમણે બનાવ્યા છે.

નેમીનાથનો **વિવાહલો**. સંવત ૧૮૬૦ના પોસ વદિ ૮ મે બનાવ્યો છે.

**શુભવેલિ**. સંવત ૧૮૬૦ના ચૈત્ર સુદિ ૧૧. બનાવી છે. આમાં પોતાના ગુરૂ શ્રી શુભવિજયજીના ગુણનું વર્ણન છે.

**કૂણિકનુ સામૈયું**. આમા કૂણિકરાજાએ કરેલા વીરપ્રભુના અપૂર્વ સામૈયાનું વર્ણન છે.

છપ્પન દિગકુમારી **રાસક્રીડા**. ઢાળ ૨. "માતાજી તુમે ધન્ય ધન્ય રે."

બે **લાવણી** બનાવેલ મળે છે.

**આરતિ** એક લભ્ય થાય છે.

શ્રી પાર્શ્વનાથની **આરતી**. ગાથા ૯ " આરતી કીજે પાસ કુમરકી. "

પરચુરણ **દુહા** મળે છે.

**સ્થૂળિભદ્ર નાટક.**

**વજસ્વામીના ઢુંલડાં.**

**હરિયાળી.**

**નેમિનાથ રાજીમતીના ૧૨ માસ.** ગાથા ૧૮.

## છેવટે.

આ સાહિત્યની વિશાળતા કેટલી છે તેનો ખ્યાલ આપવાની જરૂર નથી. એમાં લગભગ સર્વ બાબતો આવે છે. પદ્ય સાહિત્ય સર્વદેશીય છે. એના વિસ્તારનો સંગ્રહ કરવામા આવે તો ઓછામા ઓછા રોયલ આઠ પેજી ૪૦૦૦ પૃષ્ઠ થાય એવી ગણતરી છે.

એના વિસ્તાર કરતા એમાંની વસ્તુની નજરે જોઈએ તો એમાં સુંદર કવિત્વ છે. એ વિષયમા રસ પાડવા જનતાને પ્રેરણા થાય તો આ પ્રયત્ન સફળ છે.

એમની કૃતિઓ રસપૂર્ણ હોવા સાથે ગંભીરાર્થવાળી છે.

**મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ**

# નરસિંહ મહેતાનાં પદોનો મારવાડમાં પ્રચાર



[ લેખક: મંજુલાલ ર. મજમુદાર, વડોદરા. ]

નરસિંહ મહેતાના જીવનકવન સંબંધીનો 'કોયડો' ગુજરાતી સાહિત્યની વર્તમાન ચર્ચામાં ઠીક ધ્યાન ખેંચી રહ્યો છેઃ તે પ્રસંગે નરસિંહ મહેતાના કેટલાંક પદોનું સ્વરૂપાન્તર વિચારવાનું રસિક થઈ પડશે.

સને ૧૯૨૮ ના સપ્ટેમ્બરમાં મુંબાઈ યુનિવર્સિટીની સાહાય્યથી મીરાંબાઈનાં જૂની પશ્ચિમ રાજસ્થાનીમાં રચાયલાં અને તે અસલી ભાષામાં સચવાયેલાં પદોની શોધખોળ કરવાના કામે હું મારવાડની રાજધાની જોધપુરમાં ગયો હતો.

જોધપુર પહોંચવાની સવારમાં, પ્હેરોટ થવાના અરસામાં, મારવાડ જંકશનથી ગાડી બદલાઈ. ગાડી ઉપડવાને વાર હતી. સ્હવારના ચાર વાગ્યા હતા. એટલામાં મ્હારે કાને નરસિંહ મહેતાનું પ્રભાતિયું 'જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા'—કોઇ મીઠા સુંદરીકંઠથી ગવાતું સંભળાયું.

મારવાડ જેટલે દૂર, આવા પ્રદેશમાં કોઈ ગુજરાતી બ્હેન તો ક્યાંથી હોય! હું જાગ્રત થઇ ગયો. આમતેમ જોયું. બારીએથી બહાર નજર કરી, તો હું બેઠો હતો તે ડબાની જોડેના જ ખાનામાં બેઠેલી મારવાડી બહેન એ પ્રભાતિયું પ્રભાતના પહોરમાં જ ગાઈ રહી હતી.

મને ખૂબ રસ પડ્યો. એ બહેને બીજાં પણ ત્રણચાર પદ ગાયાં. સ્હવારનું મંગલ પ્રભુ-સ્મરણ થઈ ગયું. અને ગાડી ઉપડી.

હું વિચાર કરતો થઈ ગયો. છેક વીસમી સદીમાં, જૂનાગઢના નાગર ભક્તકવિ નરસિંહ મહેતા (મારવાડીમાં 'નરસી મેથા' અથવા 'નરસી મુયા')ના પદોનો સાક્ષાત્કાર મારવાડની ભૂમિમાં મ્હને થશે એનો સ્વપ્ને પણ ખ્યાલ નહીં; છતાં એ ખ્યાલ ખ્યાલ જ માત્ર નહોતો. એ સત્ય વસ્તુ હતી

પગપાળા મુસાફરી કરવાનો રિવાજ જ્યારે સર્વસામાન્ય હતો ત્યારે ગામગામ અને પ્રાંતપ્રાંત વચ્ચેના અંતરના આપણા ખ્યાલ, આજનાથી તદ્દન જુદા હતા. આજે આપણને પર-પ્રાન્ત લાગતો ઉત્તરમાં આવેલો રાજસ્થાનનો ભાગ, તથા દક્ષિણ અને પૂર્વમાં રહેલો ખાનદેશનો ભાગ સૈકાઓ સુધી ગુજરાતના જ ભાગ ગણાતા હતા. આ વસ્તુસ્થિતિનું સત્ય આજે પણ ત્યાં રહેલા ગુજરાતી સ્વભાવ, રીતભાત, સંસ્કાર વગેરેના રહ્યાસહ્યા અવશેષો ઉપરથી કહી શકાય છે

તેના કારણોમાં, રાજકીય ઉથલપાથલોથી પર એવા ધાર્મિક યાત્રાસંઘોના સતત પ્રવાસો ગણાવવા જેવા છે. દ્વારકેશની તથા સોમનાથની યાત્રાએ હિંદભરમાંની યાત્રાળુઓની હારની હાર, બારે માસ આવજા કરતી. આ યાત્રાસંઘોમાંના સંતો અને સાધુઓ પોતાની સાથે આણેલા ભજનો અને કીર્તનોનો ભંડાર ભાવિકો આગળ દરેક ખેપ વખતે ખુલ્લો મૂકી દેતા; અને તેના બદલામાં, સાથી પાછા વળતા બીજાં ભજનોનું નવું સાહિત્ય

લેતા જતા. આપણા ભક્તિસાહિત્યનો પ્રચાર-ખાસ કરીને મધ્યકાલીન સમયમાં-આ પ્રમાણે જ થવા પામ્યો છે.

રામાનંદે ચૌદમા શતકથી દેશદેશની લોકભાષાઓને જ્ઞાનભક્તિનો ઉપદેશ આપવા માટે લાયક ઠરાવી. સ્ત્રી અને શૂદ્રો માટે, શાસ્ત્રો અને પુરાણોનું જ્ઞાન, દેશી અનુવાદોદ્વારા પ્રાતિક ભાષાના કવિઓએ ખુલ્લું મૂકવા માડયું, અને આ પ્રવૃત્તિની નવપ્રેરણાથી મધ્યકાળનું સાહિત્ય તરવરી રહ્યું.

નરસિંહ મહેતા અને મીરાબાઇના પદોનો પ્રચાર પંજાબ, બંગાળા, મહારાષ્ટ્ર અને હિંદુસ્તાનમા થયો તે આવા જાગ્રતિયુગને પરિણામે જ.

નરસિંહ મહેતાની "છાપ"વાળા કેટલાક પદો-જેનો આજે પણ મારવાડ અને રજપૂતાનામા પ્રચાર છે-તે પ્રત્યે હું ગુજરાતી ભાઈઓનું ધ્યાન ખેંચવા આ તક લઉં છુ.

આ સાથે જોડેલા બાર પદોમાંનાં ઘણાનાં, વર્તમાન ગુજરાતી ભાષામા થયેલા રૂપાન્તરો, સ્વ. ઇચ્છારામ દેસાઇએ પ્રકટ કરેલા "નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ"મા છે તેને, અહીં આપેલા મારવાડમા સચવાઈ રહેલા રૂપાન્તર સાથે, અભ્યાસીએ સરખાવવા જેવા છે.

આ મારવાડી રૂપાન્તરો કયાથી પ્રાપ્ત થયા તે જણાવી દઉં; હિંદભરમા પથરાઈ રહેલાં રામાનંદ સંપ્રદાયના મંદિરો-જેને "રામદ્વારા"ના નામથી લોકો ઓળખાવે છે-તેમા વસતા સત્સંગી સાધુઓ પાસે નિત્ય-પાઠ કરવાના ભજનોના હસ્તલિખિત ગુટકાઓ હોય છે. એવા અનેક ગુટકાઓમા વેરાયલા પડેલા મીરાંબાઈના પદો ઊતારતા ઊતારતાં થોડાક 'નરસી મેયા'ના પદો પણ મે કુતૂહલ ખાતર ઊતારી લીધા હતા આ ગુટકાઓમાના ઘણ બસો-અઢીસો વર્ષથી જૂના નથી; છતાં એ ગુટકાઓ તેમના સમયમા પ્રચલિત પ્રાચી ગુટકાઓ ઉપરથી જ ઊતારવામા આવ્યા હતા એવી ઘણાને છેડે નોધ જોવામાં આવતં હતી. એટલે આ પદો પરંપરાપ્રાપ્ત છે એટલું તો નક્કી. છતા, અહીં આપેલા બધા પદે ખરેખર નરસિંહ મહેતાનાં જ હશે એમ કહેવા માટે પણ છાપ સિવાય, નિશ્ચયાત્મ પુરાવો નથી.

સાહિત્યસંમેલનના આ પ્રસંગે એટલું જ ધ્યાન ખેંચવાની અગત્ય છે કે ગુજરા સાથે સાંસ્કૃતિક સમ્બન્ધોથી જોડાયેલા મારવાડ પ્રાન્તનો આપણે નિકટ પરિચય સાધવા જરૂર છે; કારણકે ગુજરાતની ઘણીખરી જ્ઞાતિઓનું અસલ ઉત્પત્તિસ્થાન મારવાડ ત મેવાડની ભૂમિ છે, 'ઝીણા મારુજી હો રાય!'-જેવા ગીતોમા જણાય છે તેમ, આપણા લ ગીતોની જન્મભૂમિ મારવાડ અને રાજસ્થાન છે; આપણા લોકગીતો, લોકકથાઓ પણ જ જન્મ પામેલા છે; કારણ કે ઘણી કથાઓના મૂળ ત્યા ખોળી શકાય છે.

વળી વલ્લભીપુર, ભિન્નમાળ, પંચાસર, પાટણ અને તે પછી અમદાવાદ-એ ક્રમે ગુ રાતની રાજધાનીઓ કાળે કાળે બદલાયા કરી છે, અને ઉત્તર તરફથી ધીમે ધીમે દિ તરફ તેમના પ્રસાર સાથે મૂલગત સંબંધો અને જાતિસંસ્કારોને, બન્યુ ત્યા સુધી, સાચ રાખવા તેમણે પ્રયત્ન કર્યો છે.

આ સંમેલન સમક્ષ એટલી જ સૂચના પેશ કરવા હું ઇચ્છુ છું કે ગુજરાતનો સાં તિક ઇતિહાસ લખવામા ખૂબ ઉપયોગી થાય એવા સંસ્કારસંબંધોના અંકોડા બે કાઢવા માટે, સંમેલન તરફથી સંશોધકોને એ ક્ષેત્રમા કામ કરવા માટે, અનેક રીતે પ્રો

-હન આપવાનો સત્વર પ્રબંધ થાય. બંગીય, હિંદી તથા મહારાષ્ટ્રીય સાહિત્યસંમેલનોએ સંશોધનના ક્ષેત્રમાં સક્રિય રસ લીધાનું જાણવામા છે. તેમનાથી આગળ ન જવાય તો નહીં, પરંતુ નિદાન તેમની સાથે રહી શકાય એ પ્રમાણે સંશોધનકાર્યમાં અભ્યાસીઓને પ્રેરવાનું આજથી સુમુહૂર્ત થાય એમ સૌ ઇચ્છશે જ.

નીચે આપેલાં પદોને ગુજરાતી પ્રેસે છાપેલા કાવ્ય સંગ્રહમાંનાં ગુજરાતી સ્વરૂપનાં પદો સાથે સરખાવી જોવાથી ઉપરના કથનનું મહત્ત્વ ધ્યાનમાં આવ્યા વગર રહેશે નહીં:—

૧

પધાર્યાં મારે કૂંકૂં-રા પગલે—ટેક
ડગમગ કરતા મોહનજી પધાર્યા, ડગ ભરતાં ડગલે: ૧
લટપટિ પાગ લીલાંબર સોહે, પીતાંબર બદલે: ૨
ભાલ તિલક ઝલઝલતા મોતી, દેખત મન હર લે: ૩
સાકરડી આંગણુ-વિચ વૂઠી, ઢિગ વૂઠા ઢીગલે: ૪
દૂધાં મેહ વૂઠા નરસી ઘર, આંગણીયે સઘરે. ૫

૨

ભૂલા કાંઇ ફિરો છો રે? આયો રામભજન-રો ટાણો—ટેક
જ્યૂં ત્યૂં કર લે રામ-સીત લે, છૂં લાગે છે નાણો?
ઘડી પલક મેં-છોડ ચલેગા, કાયા સોગ મ ટાણો: ૧
આત એકલો, જાય અકેલો, થિર નાંહી છે થાણો:
લંકા-રો પતિ રાવણ કહીયે, ઉન કીયો પયાણો: ૨
ભરે ભરે ને રીતો થામી, માયા મોટો માણો:
લગીયે હે કિંકર બૂઝસી, સિગડી માંયલો છાણો: ૩
માત પિતા તિરિયા સુત બંધુ ઝૂઠો ભરમ ભૂલાણો;
કહે નરસીનો રામ ન સિમર્યો, જાને નહી છે ઠિકાણો.

૩

છબિલા સાંવરીયા રે! વાલા! મોહિ દરસન દેતો જા—ટેક
દરસન દેતો જા, છબિલા! માન હમારી વાત:
હમ બુલાયા તમ નહી આયા, આયા છો પરભાત; ૧
કાલંદ્રી જમના-રે કાંઠે, હમ ઘડોલ્યા ભરસ્યાં:
ઠાડો રહે નંદજી-રા લાલા, તનકા-રી વાતા કરસ્યાં: ૨
વૃન્દાવનકી કુંજગલનમેં, મધુરીસી વિન બજા જા:
નરસીનો સાંમી સાવરીયો, હરખ નિરખ ગુનગાજાં. ૩

૪

મહીડા વિસર ગઈ, સો કોઈ કાન રે;
ધરનીધરજીસું લાગો મારો ધ્યાન રે—ટેક
વેચત ગુજરી ચલી સિરે બજાર રે;
સામા મિલ ગયા કૃષ્ણ મોરાર રે. ૧

લોક કહે ગુજરી બાવરી થઇ રે;
વેચત કાન, વાકે માથે મહિ રે, ૨
સેમ સહસ મુખ પાર ન આવે;
સો કયુ કાનો મોલ વિકાય રે ? ૩
પાવ પાતાલ, શીસ અસમાન હે;
સો કયુ આવે કાનો મટકી–રે માથે રે ? ૪
નરસી મુથા–રો સામી, અધીર રે;
આપ મરીસા વાસે કીધા છે અહીર રે. ૫

૫

મિલે તો હરિજન મિલજ્યો રે, દુરજન દૂર ટલીજો રે—ટેક.
હરિજન મિલીયાં હરિ મીલે, રાખે રામ હજૂર;
દુરજન મિલીયા દુઃખ ઉપજે, વારે એક કપટ દૂજો દર, ૧
હરિજન નેડા રાખીયે રે, દોય નૈણા આગે;
દુરજન દૂરી ટાલજ્યો, મ્હાને દૈવચ જ્યૂં લાગે, ૨
હરિજન આવત દેખકે રે, હમી અમારી દેહ;
માથાકા ગ્રહ ઊતર્યા રે, મ્હારે નૈણા ઇદક સનેહ, ૩
ધિન ગોકુલ ધિન મથુરાનગરી, ધિન જસોદા માય;
નરસી મુથા–રો સામી માવરીયો, રમ રહ્યો હિવડા–રે માય. ૪

૬

મ્હાને થે પાર ઊતારોજી, પ્રભુ ! થાને નિજ ભક્તા–રી આણુ—ટેક.
કામ ક્રોધ મદ લોભ મોહમેં, ભૂલો પદ નિરવાણુ;
વહ્યો જાત હું ભવસાગરમેં, તમ મત દીજો જાણુ, ૧
લખ ચોરાસીમે ભરમત ભરમત, મોડી પડી પીછાણુ;
અબ તો સરણુ ગ્રહી ચરનનકી, થારા સ્યામ સુજાણુ, ૨
મેં હૂં કુટિલ અધમ અપરાધી, ભજ્યો નહી ભગવાન;
નરસીનો સ્વામી પતિત ઉદ્ધારણ, ગાવે વેદપુરાન. ૩

૭

આજ મારો મનડો ઘણો છે રાજી,
સખી સહેલી સુણો માહારી હેલી;
ભક્તિ કરા મેં તાજીઃ
સાંવરિયાસે પ્રીતિ કરતા,
લોક વદ સેંન લાજીઃ
નરસીનો સ્વામી સાવરીયો,
મનડાની ભ્રમણા ભાજી.

૮

થેં મ્હારે ઘર આજો, કરસાં ગોઠડી રે
ગિરધર સાવરિયા—ટેક.
થારે ને સરીસા મારે કોય નહ રે, નર નારી સમ જોય;
માણુસ-રો તોટો નહિ રે વાલા! મનમેલુ કોઈ હોય, ૧
મેં જાણ્યો હરિ લોડસાં રે, પ્રેમતણી કર પોડ;
આપણુપો ભારી ભયો, તન ભયો લોટપોટ, ૨
પ્રેમપીયારા સારા રામજી, મોમેં સારા ખોટ,
**નરસીલા**ને રાકજો રે, વાલા! ચરણુકવલકી ઓટ. ૩

[ પદ ૮ નું પાઠાન્તર ]

મ્હારે ઘરે આજ્યો, કરસ્યાં ગોઠડી રે,
ગિરધર સાંવરિયા—ટેક.
થાં સમાન મ્હારે કોય નહી રે વાલા, નરનારી સમ જોય;
માણુસરો તોટો નહી રે વાલા, મનમેલુ કોઈ હોય. ૧
મેં જાણ્યો હરિ લોડસ્યાં રે, પ્રેમતણી કર પોટ;
આપણુપો ભારી ભયો, તન ભયો લોટાલોટ. ૨
પ્રેમ પીયારા મ્હારા રામજી, મોંમે સારા ખોટ;
**નરસીલાને** રાખજ્યો રે વાલા! ચરણુકંવલકી ઓટ. ૩

૯

( રાગ-ધુમાર )

સખી! આજ ઘરે ગુરાને વધાવના હે;
મ્હારે આનંદ ભયો છે મન ભાવના હે—ટેક.
સખી! માડચે બિછાઉં સાઉ ધોતીયા હેઃ
હું તો ચોક પૂરાઉ ગજમોતીયા હે. ૧
સખી! સોવન કલસ વધાવસ્યાં હે;
મે તો કર ચરનામૃત પાવસ્યાં હે. ૨
સખી! ભાવતા ભોજન લાવસ્યા હે;
મે તો સીત પ્રસાદી રૂચ પાવસ્યા હે. ૩
સખી! કર કિરપા ને પધારિયા હે;
મારે પગ ધર પાવડા ધારિયા હે. ૪
સખી! મીઠડાના સામી આવીયા હે;
**એસે નરસીલે** સ્યામ વધાવીયા હે. ૫

૧૦

સખિ! આજની ઘડી રલીયામણી એ
મોરે હરજી આયાની વધાવણી એ—ટેક.

સખિ ! પ્રભુજી પધાર્યા મારે આગના એ;
મે તો ભરીભરી લેઉ હરના ભાવણા એ.
સખિ ! ઊઠો સવાસણ પુગે સાથીયા હે.
મારા હરજી આયા ઘર સાખીયા હે.
[ ઘરહી ] [ હરીના સાખિયા હે ]
સખિ ! તોડે તો તોરણ બાધસ્યા હે;
મારા પ્રભુજીને નાલેરા વધાવસ્યા હે.
સખિ ! કદલીના ખભ રોપાવસ્યા હે;
મારા પ્રભુને મોતીયા વધાવસ્યા હે.
સખિ ! મીઠા સાઇસે અતિ મીઠડા હે,
મેથા **નરસીલો** સામી દીઠડા હે
[ મૂથાનરસીને સ્યામને દીઠડા હે ]

૧૧

બાસ નથી જ્યા વૈષ્ણવકેરા તહા મ બસીયે બાસડીયા
મોહન મોહકી માયા વિલખ્યો, સો પડસી જમપાસડીયા—ટેક
જિન કાના હરિ-કથા ન સુણહી, સો સરવનકી બાબડીયા:
જિન નૈના હરિ-રૂપ ન નિરખ્યા, સો મોરનકી પાખડીયા.
સાસ સાસ સિમરણ નહિ કીનો, ધમણ ધમૈ વાકી સાસડીયા:
જિણ રસના હરિનામ ન ગાયો, સો જિભ્યા હૈ કૌસડીયા.
જિણ પાયા હરિપથ ન ચાલ્યો, સો પગ કહીયે દાવડીયાં:
જિણ હાથા હરિપુન્ય ન કીનો, સો કર કહીયે ડાડડીયા.
જનમ દીયો સો લેખો લેસી, કયૂ ન હોય હરિ-દાસડીયા ?
કહે **નરસી** ઉન બોલ્યા મારી, માવડલી દસ માસડીયા.

૧૨

ગોવિંદો પ્રાણ હમારો રે, મ્હાને જગ લાગે ખારો રે—ટેક
ખિણ આગણ ખિણ ભીતરે રે, ખિણખિણ બાહર જાય
કહા કરુ કિત જાઉ સજની, હરિ વિણ રહ્યો ન જાય ૧
અનમન હુઢત મૈં ફીરુ, અપણા પીયાકે કાજ.
કિરપા કર મોહે દરસણ દીજ્યો, બાહ ગહ્યાકી લાજ. ૨
પહેલે ભવ-રી પ્રીતડી, આપ લીજ્યો નિરભાય.
કલિજુગમાહી બાત સુણસુણ મતિ દીજ્યો છિટકાય ૩
સરણે આયા જે સુખ પાયા, આનદમે દિન જાય
જડી સજીવન છાડકે, ઝહર-જડી કુણ ખાય ? ૪
આતમરૂપ નિરંજણા, સકલ શિરોમણ રાય.
કહે **નરસીલો** રૂપ નિહારો, ખુલ રહ્યો હિવડે માય ૫

# કાલમાન અને તાલમાન

( લેખક—શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ )

ગુજરાતી કવિતારચનાના પાંચ બંધો છે: માત્રાબંધ, રૂપબંધ, અક્ષરબંધ, પ્રયત્નબંધ અને લયબંધ. તે બધામાં ગેયતા છે; તેમાંના કોઇમાં સુગેયતા નથી અને પાઠ્યતા છે એવી માન્યતા ધરાવનારાઓ પણ એટલું તો સ્વીકારશે કે દરેક બંધમાં વિશિષ્ટ છંદોલય અથવા વાદિતાનું અસ્તિત્વ છે અને એ દ્વારા સધાતી કાવ્યના કલેવરની રંજકતા કાવ્યરચનામાં કાવ્યાસ્વાદનમાં જરાએ ઉપેક્ષણીય નથી. વાણીને કાલનિબદ્ધ કરવાનો અને એના ચોક્કસ ટૌ પાડવાનો એકલો હેતુ છંદોરચનાનો નથી. વાણીનો આંદોલનયુક્ત લય નીપજાવવાના તુથી છંદોરચના શોધાઈ છે અને ઉત્તરોત્તર વિકાસ પામી છે.

ઉપર જણાવેલા વિવિધ બંધોમાં બે પ્રકારનાં માન-માપ અંતર્ભૂત હોય છે: એક લમાન અને બીજું તાલમાન. કાલમાન એ ચોક્કસ છંદની લઘુગુરુ શ્રુતિઓના ઉચ્ચારણ ાટે જે કાળનો ઉપયોગ કરવામાં આવે છે તે અને તાલમાન એટલે એ શ્રુતિઓમાંની અમુક-મુક શ્રુતિઓના સંધિ બનાવી તે સંધિમાંની પહેલી ( કે ઇતર ) શ્રુતિ ઉપર ભાર-તાલ કી તે દ્વારા તે-તે છંદનો વિશિષ્ટ લય નીપજાવવામાં આવે તે. જેવી રીતે કવિતામાં કાલ- ચોક્કસ માપ છાંદસિકો યોજતા તેવી રીતે તાલનું ચોક્કસ માપ તેઓ તેના પઠન-પાઠ- માં જાળવતા. સંસ્કૃત અને પ્રાકૃત પિંગળકારોએ કાલમાનને સૂત્રોમાં ગુંથ્યું હતું અને લમાનને કેવળ મુખપરંપરાએ જાળવી રાખ્યું હતું. તાલમાનને સૂત્રબદ્ધ કરવાની આવશ્યકતા મને જણાઈ નહોતી, કારણકે કાવ્યશાસ્ત્ર ગુરુમુખે શીખવાનો પ્રઘાત હતો અને દોલય ગુરુપરંપરાએ શિષ્યોને મુખોપમુખ મળ્યા કરતો. હસ્તલિખિત ગ્રંથોનું પઠન પણ ર સમીપે જ થતું અને ગુરુના મુખે સૂત્રપાઠનું શ્રવણ કર્યા પછી શિષ્ય તેનો અભ્યાસ રતો. આજે છંદો-વૃત્તોના જે લયનું આસ્વાદન કવિતારસિકો કરે છે, તે લયનું પૃથક્કરણ રનાર જોઈ શકશે કે તેમાં લઘુ-ગુરુથી ફલિત થતું નર્યું કાલમાન જ રહેલું નથી, પરન્તુ ધિ સાથે જોડાયલું તાલમાન પણ છે અને પરંપરાથી પ્રાપ્ત થએલા એ લયોનો બોધ ાચીન તથા મધ્યકાલીન છાંદસિકોના ધ્યાન બહાર હતો જ નહિ.

એ કાલમાન અને તાલમાનથી ઉત્પન્ન થતો છંદોલય પરંપરાએ આપણને મળેલો , પરંતુ તે સર્વથા વિશુદ્ધ રહ્યો નથી. તેમ થવાનાં કેટલાંક કારણો છે. પૂર્વે જે કવિતા- વણ ગુરુમુખથી કરવાનું મળતું તે હવે ગુરુમુખથી સ્વલ્પ અને ગ્રંથપઠનથી વિશેષ મળે ; એટલે કાલમાન અને યતિની મદદથી છંદોલય સ્વયમેવ બેસાડવો પડે છે; તેમાં ભૂલો ામ છે. કોઇ વાર નિષ્ણાત કવિમુખથી કવિતાશ્રવણ કરવાનો યોગ મળતાં કેટલાકો લય- ર્વક છંદઃપઠન કરવામાં થતી ભૂલો સુધારી પણ લે છે. આ ભૂલો મુખ્યત્વે કરીને ાલમાનની હોય છે, કારણકે તાલમાન કવિતાગ્રંથોમાં સૂચવેલું હોતું નથી—તે તો મુખ- રંપરાથી જ શીખવું પડે છે. કવિતારચના કરનારાઓમાંના કેટલાકો પણ તાલમાનથી જ્ઞાત હોતા નથી, તેથી તેમની રચનાઓ કાલમાનમાં અણીશુદ્ધ હોવા છતાં તાલમાનની ષ્ટિએ સુશ્લિષ્ટ કિંવા સુસંવાદ સાધનારી બનતી નથી. તેથી ઉલટું કેટલાકો છંદોરચનાને

સ્વરસંગીતનો વિષય સમજે છે અને તેના તાલમાનને તે જેટલે અંશે પિછાણે છે, તેટલે અંશે કાલમાનને પિછાણતા નથી–શ્રુતિઓના સુશ્લિષ્ટ સંવેદનને સમજતા નથી. એવાઓને હિસાબે શાર્દૂલવિક્રીડિત કે શિખરિણી 'વૃત્તો' હોતાં નથી પણ 'રાગો' હોય છે અને તેમનું તાલમાન પણ સ્વરસંગીતને તાણી–ખેંચી આણેલું હોય છે! આવી રચના કરનારાઓ પોતાના ખ્યાલ પ્રમાણેનું તાલમાન આણે છે, પરંતુ કાલમાનનો ખ્યાલ નહિ હોવાને લીધે તેમના માત્રાદિ બંધો શિથિલ હોય છે.

કવિ દલપતરામે પોતાના ગુજરાતી પિંગળમાં માત્રાબંધોમાં કાલમાન સાથે તાલમાન સૂચવ્યું છે, પરન્તુ રૂપબંધો કે વર્ણબંધોમાં તાલમાન સૂચવ્યું નથી. દાખલા તરીકે હરિગીત છંદમાં તેમણે સૂચવ્યું છે કે ૨૮ માત્રા, અંતે લઘુ-ગુરૂ, ૧૬ કે ૧૪ માત્રા પછી યતિ ત્રીજી માત્રા પર અને પછી ૩–૪ માત્રા પર એમ અનુક્રમે ૮ તાલ લાવવા, પણ કો તાલ 'જ' ગણ ઉપર આવવો ન જોઇએ. તાલનું આ જો પૃથક્કરણ કરીએ તો તેમાંથી માત્રાસંધિઓનું સ્પષ્ટ સૂચન થાય છે તે આ રીતેઃ ૨+૩+૪+૩+૪|+૩+૪+૩+૨; એટલે પહેલી બે માત્રાના સંધિને બાદ કરતાં પ્રત્યેક માત્રાસંધિના આરંભમાં તાલ આવે છે તેથી આ રીતે આઠ તાલ નિષ્પન્ન થાય છે.

કર સકળ અઠ્ઠાવીસમાં ગુરૂ | અંતમાં એ રીત છે
૨ ૩ ૪ ૩ ૪ ૩ ૪ ૩ ૨

માત્રાના કાલમાન તથા તાલ–તાળી–આઘાતનું તાલમાન એ બેઉના સુસંવાદથી છંદ યથાર્થ લય જામે છે, અને તાલના નિયમન માટે માત્રાસંધિનો ખ્યાલ રાખવો પડે આ તાલને ગમે તેમ આડા અવળા લાવીને તેનો પાઠ કરવાથી હરિગીતના વાસ્તવિક લયની જમાવટ થતી નથી, પછી ભલે કાલમાન–માત્રાબંધ ૨૮ માત્રાનો જ જાળવ્યો પણ હે

દાખલા તરીકેઃ—

જો જળ થકિ પટ શુદ્ધ બને તો, શિદ ઘસિયે સાબૂ લૈ

એ પંક્તિમાં ૨૮ માત્રા છે, ૧૬ માત્રા પછી યતિ આવે છે, અંતે લઘુ–ગુરૂ આવે છે; એ હરિગીતનું ઉપલક માપ થયું; પરંતુ હરિગીતમાં જે તાલનિયમ છે તે જળવાય તેવી તેની માત્રાસંધિની યોજના નથી. તેમાં ચાર–ચાર માત્રાના સાત સંધિ છે અને સાત તાલ છે, તેથી તે અઠ્ઠાવીસો સવૈયો બન્યો છે.

જો જળ થકિ પટ શુદ્ધ બને તો, શિદ ઘસિયે સાબૂ લૈ

પણ એ જ પંક્તિને જો હરિગીતના માત્રાસંધિ અને તાલમાનમાં બેસાડવી હોય તો તેમ નીચે મુજબ સ્વલ્પ ફેરફાર કરવો પડેઃ

જો જળ થકી પટ શુધ બને તો, શાદ ઘસિયે સાબુ લૈ.

જો કે આ ફેરફાર માત્ર (નીચે દોરેલી લીંટીવાળા અક્ષરોમાં) જોડણીના ફેરફાર વડે માત્રાની વધઘટથી નીપજાવ્યો છે, છતાં બેઉ રચનાઓ કેવળ માત્રાસંધિ અને તાલમાનના ફેરફારથી કેવી રીતે પલટાઇ જાય છે તેનું તે ઉદાહરણ બની રહે છે.

એવી જ રીતે અક્ષરમેળ વૃત્તોમાં–રૂપબંધો અને વર્ણબંધોમાં રૂપસંધિ અથવા વર્ણસંધિથી તાલમાન જળવાય છે, પિંગળકારોએ રૂપબંધોની રચનામાં સરલતા આણવાને

ગણયોજનાથી પ્રત્યેક શ્રુતિનું રૂપ નિશ્ચિત કરી આપ્યું છે અને આજની કવિતારચના એ ગણયોજનાને અનુસરીને થાય છે. પણ એ યોજના કાલમાનની છે, તેમાંથી તાલમાન ફલિત થતું નથી. હરિગીતના તાલોને લક્ષમાં રાખીને એ છંદના માત્રાબંધનો કોઈ પાઠ કરે, તો જે સરલતાથી આપોઆપ હરિગીતનો લય બેસી જાય, તે સરલતાથી કેવળ ગણયોજના-વાળા રૂપબંધની પંક્તિ તાલને અભાવે બેસાડતાં જરૂર ગોથાં ખાવાં પડે. આ માટે ગણયોજનાથી કેવળ ભિન્ન સંધિયોજના આવશ્યક હોય છે. દાખલા તરીકે-સ્રગ્ધરા વૃત્તમાં મ, ર, ભ, ન, ય, ય, ય, એ સાત ગણ અને સાત-સાત રૂપો પછી યતિ મૂકીને ત્રણ-ખંડ પાડવામાં આવે છે: આટલું સૂચન સ્રગ્ધરાના વાસ્તવિક લય માટે કેટલું અપૂર્ણ છે તે જોઈએ:

<u>નિદ્રામાંથી જગાડી, ઝટ મધુકરને, છોડવે પદ્મમાંથી</u>

म र भ न य य य

એકવીસ રૂપ અને ત્રણ ખંડના સૂચન છતાં સ્રગ્ધરાના લય માટે એ ગણયોજના ઉપયોગી થતી નથી; તે માટે તો રૂપસંધિઓ પાડી પ્રત્યેક સંધિના પ્રથમ રૂપ ઉપર ભાર મૂકવો પડે છે, એ કાવ્યરસિકોને સમજતાં વાર નહિ લાગે. એ રૂપસંધિઓ નીચે પ્રમાણે:—

છેલ્લા સિવાયના પ્રત્યેક સંધિના બીજા રૂપ ઉપર તાલ આપવાનું સૂચન, અથવા તો પ્રથમ 'લ' અને છેલ્લી 'ગા' શ્રુતિ તાલરહિત દર્શાવી વચ્ચે સાત 'ગાલ' સંધિનું માપ દર્શાવી પ્રત્યેક સંધિના પ્રથમ રૂપ ઉપર તાલ આપવાનું સૂચન વધારે બંધબેસતું છે એ સ્પષ્ટ જણાઈ આવશે આ જ કારણથી ચામરવૃત્ત કે જેનું પિંગળમાં કહેલું માપ ર, જ, ર, જ, ર, ગણનું છે, પરન્તુ તેમાં 'ગાલ' સંધિઓનું આવર્તન થયા કરતું હોવાથી તેને શ્રી બળવંતરાય ઠાકોરે 'ગુલ-બાકી' નામ આપ્યું છે તે વિશેષ ઉચિત લાગે છે, કારણ કે 'ગુલ' શબ્દ જ ગુરૂ-લઘુ સંધિઓના આવર્તનનું સૂચન કરે છે

કવિત, મનહર, ઇત્યાદિ વર્ણબંધોમાં અને મુક્તધારા પ્રયત્નબંધમાં ચતુરક્ષર સંધિનું નિયમન વર્તે છે, અભંગમાં દ્વિઅક્ષર સંધિનું નિયમન છે, પ્રત્યેકમાં પ્રથમ શ્રુતિ ઉપર તાલ મૂકવામાં આવે છે પ્રયત્નબંધમાં ચતુરક્ષર સંધિમાની પ્રથમ શ્રુતિના તાલ ઉપરાંત ત્રીજી શ્રુતિ પર પણ આછો તાલ આપવાની યોજના છે અક્ષરબંધોમાં દ્વિઅક્ષર અને ચતુરક્ષર સંધિ સિવાય બીજા કોઈ સંધિઓ ગુજરાતી કાવ્યરચનામાં નથી, ( અભંગના છેલ્લા ચરણમાં કોઈ મતે દ્વિઅક્ષર સંધિ છે, કોઈ મતે એકાક્ષર સંધિ છે), એટલે તાલની એકસૂત્રતા કલુષિત થવાની સંભાવના નથી જૂદી જૂદી અક્ષરસંખ્યાના કવિતોના અનેક પ્રકારો પડી શકે છે, પરંતુ તે બધામાં ચાર કે બે અક્ષરોના સંધિનો જ ઉપયોગ થાય છે એટલે તાલમાનની જે ગુંચવણ માત્રાસંધિવાળા અને રૂપસંધિવાળા છંદોમાં પ છે તે એમાં પડતી નથી

લયબંધનું કાલમાન માત્રાબંધોમાં અંતર્ભૂત થાય છે અને તેનું તાલમાન પણ માત્રાબંધની પેઠે જ યોજી શકાય છે, દાખલા તરીકે —

સુંદર શિવ | મંગલ ગુણ | ગાઉં ઇશ | રાં
વિભુવર ભવ | ભયહારક | નમું મહેશ | રાં

આ લયબંધમાં ૭-૭ માત્રાના ત્રણ અને બે માત્રાનો એક એમ ચાર સંધિ આ છે અને પ્રત્યેક સંધિમાં પ્રથમ શ્રુતિ પર તાલ (સમ) આવે છે છેલ્લી બે માત્રાના સં સ્વરસંગીતમાં લંબાવીને ૭ માત્રામાં ગાઈ શકાય છે

આટલા નિવેચન ઉપરથી સમજી શકાશે કે માત્રાસંધિ, રૂપસંધિ અને વર્ણસંધિ વ જે અંતર છે તે એ છે કે, વર્ણસંધિમાં વર્ણસંખ્યા માત્ર નિશ્ચિત હોય છે, રૂપસં લઘુ-ગુરૂ રૂપો નિશ્ચિત હોય છે અને માત્રાસંધિમાં માત્રાસંખ્યા નિશ્ચિત હોય છે-તેમાં નિશ્ચિત રૂપો નહિ હોવાથી ગુરૂને સ્થાને બે લઘુ ચાલી શકે છે પિંગળમાં મ, ય, ર, સ, ત, જ, ભ, ન, એ ત્રિવર્ણી ગણો અને લ, ગ, એ એકવર્ણી ગણ મળીને ૧૦ ગણો કહ્યા છે, તે માત્રાસંધિ માટે અને રૂપસંધિ માટે પૂર્ણ રીતે ઉપયોગી થતા નથી, તે માટે તો એકથી માંડી ૭ કે સાત માત્રા સુધીના માત્રાગણોનું નિયમન જોઇએ, અને એક રૂપથી માંડીને ચારથી પાંચ રૂપો સુધીના રૂપગણોનું નિયમન જોઇએ એક અને ત્રણ રૂપના ઉપર જણાવેલા ૧૦ ગણો ઉપરાંત બે, ચાર, અને પાંચ રૂપોના બીજા રૂપગણો હોય, તો એકથી પાંચ રૂપો સુધીના રૂપસંધિઓનું સૂચન સહેલાઇથી કરી શકાય અને

કાલમાન તથા તાલમાનનો સમન્વય એ રીતે સાધી શકાય. જૂદા જૂદા પ્રકારના છંદો-વૃત્તો માટેનું એ એક 'નોટેશન' બને એમા સંશય નથી અને એ 'નોટેશન' કવિતારચનામા તેમજ કવિતાપઠનમા સારી પેડે મદદગાર પણ થાય.

કાવ્યકાળના સંસ્કૃત અને વર્તમાન ગુજરાતી પિંગળકારો તેમજ સંગીતશાસ્ત્રીઓ આ સંબધે કાઈ મૌન જાળવી રહ્યા નથી. આવા નવીન ગણો તેમણે યોજ્યા છે, સૂચવ્યા છે અને પોતાના ગ્રથોમા તેમણે તેનો ઉપયોગ પણ કર્યો છે; માત્ર વર્તમાન કવિતાકારોએ અને પાઠકોએ તે તરફ કેટલાક પ્રમાણમા દુર્લક્ષ કર્યુ છે; તેથી ગુજરાતી પિંગળનુ નવવિધાન પ્રચલિત કરવાની આવશ્યકતા દર્શાવવાનો આ લેખનો હેતુ છે. જૂદા જૂદા પિંગળકારોમાં આ નવવિધાન સંબધે ન્યૂનાધિક મતભેદ છે, તેઓની પરિભાષામાંય ભિન્નતા છે, પરંતુ તે બધાના નવવિધાનનો પાયો સમાન છે, એટલે એ નવવિધાન પ્રચલિત કરવામા હાનિ નથી, બલકે લાભ છે.



# માર્મિકણાં

## Epigrams

રચનાર—કાનજી કાલીદાસ જોશી. (દેલવાડાકર)

લાઠીની ગત સાહિત્ય પરિષદમા ચબરાકિયા (Epigrams) માટેનો નિબધ રા રા ફરામરોજ રૂસ્તમજી મહેતાએ વાચેલો તે વખતે Epigramsને માટે ચમત્કારિયા શબ્દ મને અને બીજા ઘણા વિદ્વાનોને કર્ણકટુ લાગ્યો, કારણ Epigramsનો અગ્રેજીમા જે રીતે અર્થ થાય છે, તે રીતે તેને ચબરાકિયા કહેવા ઠીક બધબેસતું લાગતું નથી જોકે ચબરાકિયા Epigramsનું એક અગ હોઈ શકે પણ Epigramsનો અર્થ તો નાની એક સરખા પ્રાસવાળી શબ્દોની બે ત્રણ કે ચાર લીટીની કવિતા કે જોડકણુ થાય અને તેને માટે જેમા "માર્મિકણા" શબ્દ યોજ્યો છે તે મને તો બરાબર બધબેસતો લાગે છે. અને કાકા કાલેલકરના મત પ્રમાણે Epigramsતે માર્મિક વાક્યનું જોડકણુ હોઈ શકે એમ ચબરાકિયાના "એક મનનિય અભિપ્રાયમા તેમણે જણાવ્યુ છે, એટલા ઉપરથી મે Epigramsને માટે માર્મિકણા શબ્દ યોજ્યો છે તે Epigramsના ઇગ્લીશ અર્થ ઉપરથી પણ લાગે છે, તે અત્રે આપવો ઉપયોગી માલમ પડશે

ઇગ્લીશ ડીક્શનરીમા આ પ્રમાણે અર્થ છે —

Epigrams = A short poem treating only of one thing, and ending with some witty or sarcastic thought

or

Any pointre saying with a sarcastic ending. વળી "Rogets English words and phrases in literary composition" નામના પુસ્તકમા Epigrams ને માટે નીચના શબ્દો આપેલા છે —

Epigrams = A composed saying of — Wit, Humous, Fancy, Fun, Pleasantry, Drollery, Whim, Jecularity, Facetionsness Waggery, Waggishness, Wittiness, Salt, Atticism, Attic-wit Attic-shalt, Esprit, Smartness, Sting, Ready wit, Farce and Joke.

આ ઉપરથી ચબરાકિયાને બદલે માર્મિકણા શબ્દ વધારે વિશાળ અર્થવાળો બધબેસતે થઈ શકે છે અને મી મહેતાની પ્રસ્તાવનામા પણ ચબરાકિયા બેથી ચાર લાઈનના હોય એમ કબુલ કર્યું છે, વળી ચમત્કારિયામા ચટકો, ચાલાકી, શબ્દ રમત, ભરેલા નિંદાવાચક અર્થ નીકળી શકે એવી પણ રા મા મકા માલેલકર તથા રા રા નરસિંહરાવ ભોળાનાથના મત પ્રમાણે ગણી શકાય છે પણ માર્મિકણામા સાર નરસુ ચટકો ચાલાકી મેણાટોણા નિંદા, ખીજવાટ, મસ્તી રીઝવે તેવુ ચમત્કારિક, લાગણી પ્રધાન્ય, ખુશામત વગેરે અનેક અગો સમાઇ જતા હોવાથી, માર્મિકણા શબ્દ વધારે માર્ગદર્શક થતો હોય એમ ધારી મે Epigramsને માર્મિકણા કહ્યા છે, તે યથાર્થ લાગશે એવી આશા છે.

આવું લોકસાહિત્ય કાઠીયાવાડમાં પુષ્કળ બોલાય છે. કાઠીયાવાડી સોરઠા, દુહા, સનેડા, દુમેળા, કવિત, જોડકણાં, સવૈયા, કેતી, ઉખાણાં, હસામણા, વગેરે પુષ્કળ કંઠસ્થ લોકસાહિત્ય, ભાટ, ચારણો, કવિયો, વાર્તા કહેનારા, તરગાળા, હરિકથાકાર, ટેલીયા માંગણો, વગેરે મોઢે કરી રાખે છે. હાલમાં તેમાનું કેટલુક સાહિત્ય સંઘરી રાખવાના પ્રયત્નો થયા છે, પણ હજી એવું પુષ્કળ સાહિત્ય સંઘરવા જેવું કંઠસ્થ સાહિત્ય છે. અત્યાર સુધીમાં એ ઉખાણાં જોડકણાં હસામણા માર્મિકણા સંઘરીને નવા રૂપમા રચી પ્રસિદ્ધ કરેલાં છે તે તરફ બાળ યુવા વૃદ્ધો સૌનું ધ્યાન ખેંચાતાં તે વધારે પ્રમાણમાં રચવા હું પ્રયત્ન કરૂં છું અને તેનુંજ ફળ આ માર્મિકણા છે.

આ માર્મિકણાં નાના ટચુકણાં કે જોડકણા હોઈ તુરત સ્મૃત્તિમાં રહી શકે છે; કસદાર હોઈ થોડાક શબ્દો ને લીટીમાં સમાઇ શકે છે; ગર્ભિત અને માર્મિક હોવાથી અનુભવને એક પ્રસારામાં તાજો કરે છે, છુપી દલીલ અને સુત્રોની ઇતિહાસિક પ્રજ્ઞાને તુરત મોંએ ચઢી જાય એવી શક્તિ ધરાવે છે. માર્મિકણાના છેવટમાં ચમત્કારિક અર્થવાળો માર્મિક ભેદ હોઈ તે ઉપર તુરત વિચાર કરવાની અને હાજરજવાબની શક્તિ આપે છે. અને શબ્દોના અર્થ કરવામાં વિચારવંત બુદ્ધિની જરૂર પડે છે, તેથી એકબીજાની સરખામણી કરવામાં મદદગાર થાય છે. અને એકસરખા માપ અને પ્રાસવાળા શબ્દોથી ભાષાની ખુબી માલમ પડી આવે છે.

ટુંકમાં માર્મિકણા એ કાવ્યનુ પ્રથમ પગથીઉં છે. માર્મિકણાં નાના વાક્યની નાની તાલબંધ અને પ્રાસાનુપ્રાસવાળી સચોટ અસર કરનારી, દીલ હલાવનારી સીધી કવિતા કે જોડકણું સમાએલ એક લોકકથન કહી શકાય. માર્મિકણાંમાં સંગિત ઓછું હોય છે, છતાં તેમાં તાલબંધ શબ્દ, લાલિત્ય વગેરે ગુણ અર્થવાળું રમુજીપણું એવું સુંદર હોય છે, કે જે સહેલાઇથી અને અસરકારક રીતે બોલી શકાય છે. અને સાંભળનારના હૃદય હલાવી નાખે છે, માર્મિકણાંમાં અનુભવી અને સત્ય વચનો અસરકારક લાગે છે, તેથી તેનું સ્થાન શિક્ષણનાં સાહિત્યમાં બહુ ઉપયોગી મણાય છે, માર્મિકણાં તુરત યાદ રહી શકે છે, સ્મરણશક્તિ અને કાવ્યશક્તિ ખીલવે છે, અને ભાષાજ્ઞાન વધારે છે.

ગુજરાતના દિવાળીઅંકમાં આમાના કેટલાંક માર્મિકણા પ્રગટ થયાં હતા અને તે માટે સારા અભિપ્રાય આવતાં બીજા એવાં રચવાને હું લલચાયો અને લગભગ ૧૦૦ થી ૧૫૦ માર્મિકણા આ નિબંધ સાથે મોકલ્યા છે તો આશા છે કે સાહિત્ય પરિષદ આવા લોક સાહિત્યને આદર આપી ઉત્તેજન આપશે તો જે આક્ષેપ "શિક્ષકો માટે સાહિત્ય કે સાહિત્ય પરિષદ નથી અને સાહિત્ય પરિષદ માત્ર ડીગ્રીવાળા અધિકારી એકજ પક્ષી મંડળ છે" એવો ખોટો ખ્યાલ જે નાના લેખકોમા પ્રવર્તી રહ્યો છે, તે નીકળી જશે. અને સાહિત્યપરિષદ નાના લેખકો ને શિક્ષકો માટે છે, એમ પુરવાર આ પરિષદ કરે, અને જે કુસંપ સાક્ષરો લઇ બેઠેલામાં છે તે સર્વ હવે એકત્ર સંપ કરે, અને પરિષદને સફળ બનાવે, એવુ ઇચ્છી આ મારો સાદો ને ટુંકો નિબંધ પુર્ણ કરૂં છું એજ.

સ્વદેશી કિન્ડરગાર્ડન સ્ટોર,<br>૧૦૮/૧૦૯ સ્વદેશી માર્કેટ;<br>કાલબાદેવી-મુંબઈ નં. ૨

તા. ૧૭-૧૨-૪૫.

# માર્મિકણાં.

## ( Epigrams )

રચનાર:—કાનજી કાલીદાસ જોશી (દેલવાડાકર).

૧

લડાઈના ઢંગ,
વચનના ભંગ,
ધનુષ્યના રંગ,
બદલાય જ ને ?

૨

વેલાતી વેંજા,
સડેલા ભેજા,
સટે મંદા તેજાં,
આપઘાત જ ને ?

૩

થવું એકલપેટા,
બાધવા લાબા ફેટા,
ને બાર લાખના બેટા,
બરાબર ને ?

૪

બોલે બકબકારો,
ટાપટીપનો દહારો,
છંદ રાખે નહારો,
હડહડ થાય જ ને ?

૫

માનવી મોટા,
દર્શનમા ખોટા,
બુદ્ધિના રોટા,
કડપ પડે ખરો ?

૬

મોટા મોભા,
બડાઇની શોભા,
ઉઘાડા ખોબા,
હેરાન થાય જ ને ?

૭

ભાઈ આઉગળ,
જમાઇ રાખે બળ,
બનેવી બતાવે બળ,
પછી શું થાય ?

૮

મંપરવો માળો,
મીત્ર હોય દગાળો,
પાડોશી ધ્યાંવાળો,
ફસાય ને ?

૯

કોર્ટના ઇન્સાફ
તીજોરી થાય સાફ,
કોઇની ન રહે બાફ,
નાદારી જ ને ?

૧૦

પારસી પ્રણામી,
હિંદુ થાય હરામી,
મુસલમાન નામી,
સ્વરાજ કેમ મળે ?

૧૧

કુવખતના વરસાદ,
કુડ કપટના પરસાદ,
વિજ્ઞાનના વિવિધ નાદ,
ખરાબી કરેજ ને ?

૧૨

કળિયુગની કૃપા,
બાયલા હોય નૃપા,
છાછરા હોય કુપા,
તેમાથી કેટલું મળે ?

૧૩

દેવ ને દેવલાં,
ભગતડા વેવલા,
ગુરુ ખાય શેવલા,
શ્રદ્ધા કેમ રહે ?

૧૪

ઘેર થઈ મે'માન,
કરાવે બેભાન,
પરાણે લે' માન,
એમાં શું ?

૧૫

વેપારી વટ,
તાળવી ઘટ,
કરવી ખટપટ,
ક્યા સુધી ચાલે ?

૧૬

ઇચ્છવું સ્વદેશી,
થવું બહુ વેશી,
લાલચમાં રહે બેગી,
દ્રોહીજ ને ?

૧૭

કરવા ભાષણો,
ખખડાવવા વાસણો,
દમદાટીમા નાસણો
શું કરી શકે ?

૧૮

કરવામા કડક,
રડવામા ભડક,
બોકુ વગાડે ડંક,
તેમાં શું ?

૧૯

ધર્મના ઢોંગ,
કર્મના રોગ,
રાજના ભોગ,
સરખાજ ને ?

૨૦

લડવી લઢાઇ,
કરવી ચઢાઇ,
સલાહે બડાઈ
એટલે શું ?

૨૧

પબ્લીક સ્કુલ,
સ્વતંત્રનું મૂલ,
દેશધર્મની ભૂલ,
શા કામની ?

૨૨
પર પૈસે જેમ,
કરવું હરિ ઓમ,
ને કરવા હવન હોમ,
એમાં શું ?

૨૩
જાગતાં સુવે,
ઉઘાડતા રૂવે,
પછી મોં ધુવે,
ઢોંગજ ને ?

૨૪
ઉડાડી પર જર,
બની બેઠા થૈ સર,
દલાલીના અફસર,
ખરેજ ને ?

૩૦
ઘેર રાખે ગાડાં,
રહેવું ભરી ભાડા,
શેર સટાના નાડા,
કેટલુ ચાલે ?

૩૧
હાંકવી બડાઇ,
કરવી લડાઈ,
મેળવવી વડાઈ,
કેમ મળે ?

૩૨
વકીલના ઘોળ,
સોલીસીટરના ગોળ,
બેરીસ્ટરના બોલ,

૩૮
અમલદારી છળકપટ,
કાયદાની સ્વાર્થી ઝપટ,
લાંછ રૂસવતમા લંપટ,
ત્યાં શું થાય ?

૩૯
પહેરવું પરદેશી,
વેચવું સ્વદેશી,
મેળવવું ગળા રે'શી,
એ ભાવ કેવો ?

૪૦
માણવી છે મોજ,
માથે કામના બોજ,
ખાવાપીવામા સોજ

૪૬

વગસગે વીંટી,
કરે છે કમીટી,
તપાસે મારી લીટી,
ખરૂંજ ને ?

૪૭

બની રાજા ભોજ,
પૈસા ઉડાવે રોજ,
માથે કરજનો બોજ,
કેટલું ચાલે ?

૪૮

જોષીના જોષ,
ઋષીના રોષ,
ઉડી જાય હોશ,
ખરૂંજ ને ?

૪૯

કામમાં કડક,
દામમાં દડક.
નામમા ભડક,
તેમા શું ?

૫૦

વાઈ વાટલા,
ફોડી માટલા,
તોડી કાટલા,
તે કોણ ?

૫૧

માથે ભય,
અંગે ક્ષય,
આળસે લય,
મેળવવો જય,
કેમ મળે ?

૫૨

નોકર ખટપટીઆ,
સગા સગવડીઆ
મિત્રો મતલબીયા,
તેમા એકલા અડકૂટીઆ,
શું વળે ?

૫૩

વિંધ્યું તે મોતી,
રાખ્યુ તે ગોતી,
લીધું તે જોખી,
ગાયુ તે ગોખી,
ખરૂંજ ને ?

૫૪

કરવુ કામણુ,
બનવું બ્રાહ્મણુ,
નીકળે આમણુ,
પછી શું ?

૫૫

નામના વકીલ,
ન્યાયમા બખીલ,
ખોટા કરે વીલ,
કેટલું ચાલે ?

૫૬

અભણુ હોય નાત,
ખાઉગળની વાત,
પારકી પંચાત,
કેમ થાય ?

૫૭

ભળતા કામ,
ભળતા નામ,
મેળવવાં દામ,
હેરાનગતી ને ?

૫૮

ગોળ મરે,
ગોળ થે ફરે,
ને ગોળે ઝરે,
એમા ફેર શું ?

૫૯

દામ તેવી ઠીકરી,
મા તેવી દીકરી;
કરજ તેવી ડીક્રી
ખરૂંજ ને ?

૬૦

બાધવી ભેંસ,
ને રાધવી ઘેંશ
એ કેવું નેસ,
અનુભવે જણાય ને ?

૬૧

ચાલે ન અવાજ,
ને લેવું સ્વરાજ,
છે નોકર શીરતાજ,
પછી શું ?

૬૨

સાંધવા છે સ્વારથ,
હાંકવા છે મહારથ,
માણવા છે મનોરથ,
કેમ બને ?

૬૩

બન્યા પ્રમુખ,
હાઉઆ ઉપપ્રમુખ,
પોળુ રાખે મૂખ,
માન ઘટેજ ને.

૬૪

ખોદવો ડુંગર,
ને કાઢવો ઉંદર,
એ કેવું સુંદર ?
અનુભવી જોવું.

૬૫

માર્યું તે તીર,
ફાડયું તે ચીર,
કાઢ્યું તે નીર,
ફરી મળે કે ?

૬૬

"પાસ થવું" કથી,
વાચવું કંઈ નથી,
બેસવું આળસ મથી,
પછી

૬૭

ઘઉંમાં કાકરો,
ગામમાં ઠાકરો,
યુવકોમા ડોકરો,
ખુંચે જ ને ?

૬૮

ઘઉ ખેતમાં,
છોકરૂં પેટમા,
માશુક હેતમાં,
મળે ત્યારે ને ?

૬૯

ઘંટી તેવા ગીત,
ખંડી તેવા પીત,
કંડી તેવા ચીત,
બરાબરને ?

૭૦
સુવું સોડા તાણી,
ભણવુ આળસ આણી,
નાપાસ થવાનું જાણી,
બરાબરને ?

૭૧
આળસ કરે અદકા,
માણસોને ભરે વડકા.
ને ખેતી વેપારના વખખા,
પછી શુ ?

૭૨
મવી ઉંધી બાજી,
ધાને ગમી ગજી,
ને કળીયુગની ઠાગસાજી,
ખરૂને ?

૭૩
ણા છોકરા,
ઘરમા ડોકરા,
ાવામા વાગે ટોકરા,
એ કેવુ ?

૭૪
ગું ગણવુ,
ગું ખણવુ,
ગનુ જાણવુ,
તેમાં માલ શો ?

૭૫
ો કંસાર,
ા સંસાર,
ો સચાર,
કોના વિના ?

૭૬
માં દીવો,
ામા જીવો,
ારૂ પીવો,
કયા સુધી નભે ?

૭૭
ની ગપ,
કાની લપ,
વેદીની અડપ,
એમા શુ વળે ?

૭૮
ગોલાની લડાઈ,
ભોળાની બડાઈ,
મેળાની વડાઇ,
શું બને ?

૭૯
ધરણ વેળા સાપ,
મરણ વેળા માપ,
પરણ વેળા કાપ,
થાય શુ ?

૮૦
દીલમા ડોળ,
મરણમા ઘોળ,
ખાણામા ખોળ,
સારા લાગે ?

૮૧
એક ઘડપણ,
બીજું બચપણ,
ત્રીજું સગપણ,
સભાળો તો ?

૮૨
કરવુ હાઉ,
બોલવુ બાઉ,
વિશ્વાસે ચાઉ,
ઠીકજ ને ?

૮૩
માનની ધુન,
માખણીઆ ગુણ,
પરાણે કરે પુણ્ય,
એમા શુ ?

૮૪
ખડીઓ ખાઇ,
પારકી શાહી,
મતામા માવજીભાઈ,
હજમ જ તો ?

૮૫
કરવી છે ભલાઈ,
ન છોડવી મલાઈ,
ને દાખવવી સગાઇ,
કેમ બને ?

૮૬
પૈસાના પૂજારી,
લાફસીએ આજારી,
તાણ કરવી બઝારી,
તેમા શુ ?

૮૭
ઘર ઘાલવુ,
મીઠું બોલવુ,
ને વેર વાળવુ,
એમા શી મોટાઇ ?

૮૮
કરવુ કપટ,
ઘીગોળે ઝપટ,
કરી દેવું ચપટ,
ઠગ બાજીજ તો ?

૮૯
ઘરડા વિના ગાડા,
ગોવાળ વિણ પાડા,
મ્યાન વિણ ખાડા,
શોભે કે ?

૯૦
ઉધાર લેવાણ,
પૈસામા દેવાણ,
સુખે કરવુ વાણ,
કેમ બને ?

૯૧
ઘણ હસે,
પાછુ ખસે,
પર ઘરે વસે,
ઉતરી પરેજ ને ?

૯૨
ઘણું બોલે,
ઓછુ તોળે,
ભાગ ઘોળે,
વકર જાય ને ?

૯૩
ઘર કાણ,
બળતું છાણું,
કરેલ ખાણું,
છાનું કેમ રહે ?

૯૪

ઘર ઘડ્યું,
ઉંબર સાંધ્યું,
ને સોને મઢ્યું,
દેખાય જ ને ?

૯૫

ઘરડા થયા,
ધોળા થયા,
ને મેલા થયા,
અનુભવે જ તો ?

૯૬

દૂધનો દાઝીઓ,
ગરથમા ગાઝીઓ,
વિધુરને વાઝીઓ,
બીકણો જ ને ?

૯૭

છતી આખે આંધ,
લાછે મો બાંધ,
દીએ તેની ગંધ,
પછી ?

૯૮

ખરજવું ખાજવું,
દેખીને દાઝવું,

૧૦૨

રાજા ગાડીઆ
દીવાન ડાડીઆ,
ત્યા પ્રજામત ખાડીઆ,
એમા શું ?

૧૦૩

રહેવું થઇને બીલ્લી,
લગામ રાખવી ઢીલી,
ને ઉજવવી જ્યુબિલી,
એમા શું ?

૧૦૪

પહેરીને ઝભા,
જાવું ધારાસભા,
ઉછાળવા ખભા,
કઇ સત્તાએ ?

૧૦૫

થયા શહેરી બાવા
સભામા ફેરા ખાવા,
મતનબી ગીત ગાવા,
મોટાઇ શી ?

૧૦૯

પડેલી ટેવ,
ગેલડીના દેન,
પાણી ચઢે નેવ,
કેમ જણાય ?

૧૧૦

મોઢાનો મીઠો,
માર વણ દીઠો,
ગોગ ખાય અજીઠો
ડખે જ ને ?

૧૧૧

ઉપરના ભાવ,
અંતરના દાવ,
ઝીર્ણ થયો તાવ
કેમ જાય ?

૧૧૨

ઉધારીઆ માન
ભેકારીના હાલ,
તમાચે ગાલ લાલ,
ખરજ ને ?

૧૧૬
સ્વાતંત્ર્યની છળ,
પ્રેમીઓની પળ,
વાઘડાની વળ,
છુટેજ કેમ ?

૧૧૭
શાકમા ખારો,
તેલમા આરો,
મસાલાનો ઉધારો,
ઠીક લાગે ?

૧૧૮
કામમા ઉમગ,
મો પરનો રગ,
બ્રહ્મચર્યનો ભગ,
તુર્ત જણાય ને?

૧૧૯
દીકરો રડકણ,
દીકરી ડરકણ,
બૈરી બળકણ,
ભાઈ ભડકણ,
ત્યારે શુ થાય ?

૧૨૦
કુઆડ બાઇડી,
બુડી શાઇડી,
ને દાઝ વાઇડી,
કહેજ ને ?

૧૨૧
મા હોય ભોળી,
બૈરી હોય ધોળી,
દીકરી હોય ડોળી,
સંતાપ જ તો ?

૧૨૨
જાજવાના જળ,
અપચાના મળ,
ને કોણીના ગળ,
અનુભવે જણાય ?

૧૨૩
ચોરયાઉ બુદ્ધિ,
ખોપરી ઉંધી,
ખોયેલ શુદ્ધિ,
દુઃખ પામે જ ને ?

૧૨૪
એકલ પેટા વેડા,
ખાના જોઈએ પેડા,
કરે દુ ખોના બખેડા,
બરાબર ને ?

૧૨૫
ખાવા છે ખાજા,
બનવુ છે રાજા,
ને વગાડવા વાજાં,
પૈસા વિના કેમ ?

૧૨૬
રમત રમવી ક્રીકેટ,
પહેરવી વિલાયતી હેટ,
લઇ કોમીવાદ સર્ટિફિકેટ,
ખરેજ ને ?

૧૨૭
ઘર કાણુ,
ચોરીયાઉ નાણુ,
સળગતું છાણુ,
છાનું કેમ રહે ?

૧૨૮
ગરથ હોય ગાઠે,
વિદ્યા હોય પાઠે,
રણ ન હોય માથે,
સુખે સુવેજ ને?

૧૨૯
મોઢે વખાણ,
છાપાના લખાણ,
સ્વારથી ઓળખાણ
સંભાળવુ જ ને ?

૧૩૦
દેવો દોષ,
કરવો રોષ,
ને જોવો જોષ,
હિત શત્રુ જ

૧૩૧
વેશમા મર્કટ,
કરવુ તર્કટ
ને રાખવી વટ,
કેમ બને ?

૧૩૨
ઉપરથી રક્ષા,
અદર તો ભિક્ષા,
એ સ્વાર્થી નકશા,
બરાબર ને ?

૧૩૩
ધોળી ટોપી,
પેટમા કોપી,
ધંધો લે આટોપી,
ચોરીયાઉ દાનત ?

૧૩૪
કરવી ભૂલ,
કરજે કુલ,
પછી ડઓ ગુલ,
ખરેજ ને ?

૧૩૫
ચતુરગી ક્રિકેટ,
ઓલમેટ વિકેટ,
કોમીવાદના સૌ પેટ,
ખરજ ને ?

૧૩૬
વિલાયતની લડાઈ,
ગોલાની લડાઇ,
ઇટાલીની ચઢાઈ,
હજમ કરવાને જ તો ?

૧૩૭
બનાવીને બાળવું,
આર્થિક રીતે પલાળવું,
વિજ્ઞાન વેરી આળવું,
સોનેરી ટોળી જ ને?

૧૩૮
નાખવો ફાદો,
કરાવી ગાડો ?
ને ખાવો કાદો,
ઠગાઈ જ ને?

૧૩૯
વહેમના વમળ,
કબજીઆત મળ,
તળાવે કાઢવા કમળ,
ઠરી જાય જ ને?

૧૪૦
આંખે થયા કાણા,
પગ બેઉ ભંગાણા,
અંગો સૌ વંકાણા,
હાથે કરીનેજ ને?

૧૪૧
ભમતો ભાઈ,
જમતો જમાઈ,
હથીયારી સિપાઈ,
સંભાળવુ?

૧૪૨
પેટના બળ્યા,
ધંધેથી પાછા વળ્યા,
એકાંતમા મળ્યા,
નવુ જુનું કરે ને?

૧૪૩
સરકારનું ચિત,
ઇન્ડીયાનુ હિત,
કે ખાઇ જવું વિત,
ખઈ શું?

૧૪૪
તુર્કની તરાપ,
ધર્મમના પાપ,
ઇસ્લામની થાપ.
કોણ વધે?

૧૪૫
એબીસીનીયા એક,
ઘેરી બેઠા અનેક,
સેંકશનોનો વિવેક,
શું કરવા?

श्रीकृष्ण: ।

# લિપિસુધારણા

(લેખક—રા. રા કેશવરામ કાશીરામ શાસ્ત્રી, માંગરોલ–કાઠિયાવાડ)

**પરમ સમ્માનનીય વિદ્વદ્વૃન્દ,**

પરમ ભાગ્યની વાત છે કે–સારાયે હિન્દુસ્તાન માટે એકજ રાષ્ટ્રલિપિ હોવી જોઇયે, તેવું મન્તવ્ય ધરાવનાર આજે હિન્દુસ્તાનના અનેક પ્રાન્તોના આગેવાન વિદ્વાનો થયા છે. જેવી રીતે રાષ્ટ્રભાષા તરીકે સારાયે હિન્દુસ્તાનની પ્રજા આપણી સર્વમાન્ય હિન્દી ભાષાને કોઇપણ જાતના મતભેદ વિના સ્વીકારવા તૈયાર છે, તેજ રીતે સમગ્ર પ્રાન્તીય ભાષાઓ એકજ લિપિમા લખાય, તો તેથી ગમે તે પ્રાન્તના વિચારો અન્ય ગમે તે પ્રાન્તનો વતની વાચી તો શકેજ જો લખાણ વાચતો થશે તો થોડા પ્રયત્ન પછી સમજવાને પણ શક્તિમાન થશે

ત્યારેજ ટળે કે જ્યારે સ્વતન્ત્ર આખા વર્ણની જમણી બાજૂએ–કેમકે ઝાઝી માત્રાઓ જમણી બાજૂએજ આવી રૂહે છે–ગોઠવાય તો ધાર્યું કામ ઝડપભેર મેળવી શકાય તે રીતે બધીજ માત્રાઓ–વરડીયો જમણી બાજૂ ગોઠવાય, તેવૂં ધોરણ ઉક્ત સમિતિયે સ્વીકાર્યૂં છે, જે સર્વથા આદરણીય અને અનુકરણીય છે. નાગરી લિપિ ઊપરના માથાબન્ધનથી સુશોભિત છે, પરન્તુ માથાબન્ધન લેખન-સારલ્યમાં જગ વિઘ્નકારક છે. આને કાઢી નાખવાથી અક્ષરો વરવા દેખાય, તેથી દૃહેશતથી માથાનો અંશ માત્ર રાખવાને, સમિતિ યોગ્ય ભલામણ કરે છે. આવા પ્રકારની માથાબન્ધનના અંશવાળી બાગખડી તૈયાર થતા સારલ્ય છે, એ વાત નિર્વિવાદ છે; જુવો નીચે બ્લૉક (૨) આ વિષયમા કેટલીક સૂચનાઓ એક સ્વતન્ત્ર નિબન્ધમા મે અન્યત્ર કરી છે. તે નિબન્ધ આ નવી બેઠક પહેલા પ્રસિદ્ધ થવા સમ્ભવ નથી. તેનો કાઈક અંશે ઉપયોગ ઉક્ત સમિતિની બેઠકમા થયો હોય તેમ લાગે છે એટલે માત્ર અહીં વધારે સૂચનાઓ આપવાની ધૃષ્ટતા કરૂ તો તે ધૃષ્ટતા નહીંજ ગણાય.

## સ્વરો અને બારાખડી

ઉક્ત સમિતિયે છપાવેલા બ્લોકમા નાગરી અકારની બાગખડી ઘણીજ સુન્દર તેમજ ધાટીલી થઈ છે, તે નિર્વિવાદ છે. મૂળ અકારનૂ એક બીજૂ અને તેની જમણી બાજૂ સૂચિત માત્રાઓ–વરડીયોનૂ એક બીખૂ આવતાજ આપણૂં સમગ્ર કાર્ય સરળ થઈ પડે છે. એક ધ્યાન ખેચવા હૂ ખાસ માગૂં છૂ કે–ટાઈપરાઈટીંગ મશીનોમા લેવાની અનુકૂળતા થાય તે માટે આ માત્રાઓ વર્ણના સ્વરૂપ જેવડંજ બીખૂ રોકનારી થાય તોજ કામ સુશોભિત થાય નાગરી લિપિના ટાઈપરાઈટીંગ મશીનોમા આનાથી સારી અનુકૂળતા મેળવી

તેની નીચે ભલે ખોડાનું ચિહ્ન રાખવામાં આવે. આ માટે નીચેના સ્વરૂપવાળી બારાખડી સ્વીકારવાથી ધાર્યું કામ જરૂર સાધી શકાશે, એવું મારું નમ્ર મન્તવ્ય છે —

૧.

अ आ अ॒ आ॒ अ॒ अ॒ अः अ॒ ऌ अ॒ अ/ अ/

अ/ आ/ आ/ आ/ आ/ अं अं अः

क ख ग घ ङ च छ ज झ ञ ट ठ ड ड ढ ढ ण

त थ द ध न प फ ब भ म य र ल व श ष स

ह ळ क्ष ज्ञ—क्र ख्र ग्र घ्र च्र छ्र ज्र फ्र स्र—श्र

ॐ श्री १ २ ३ ४ ५ ६ ७ ८ ९ ०

૨.

अ क ख ग घ ङ च छ ज झ ञ ट ठ ड ड ढ

ण त थ द ध न प फ ब भ म य र ल व श ष स

ह ळ क्ष ज्ञ—क्र ख्र ग्र घ्र च्र छ्र ज्र फ्र स्र—श्र ॐ श्री

૩.

અ ક ખ ગ ઘ ઙ ચ છ જ ઝ ઞ ટ ઠ ડ ડ ઢ ણ

ત થ દ ધ ન પ ફ બ ભ મ ય ર લ વ શ ષ સ

હ ળ ક્ષ જ્ઞ—ક્ર ખ્ર ગ્ર ઘ્ર ચ્ર છ્ર જ્ર ફ્ર સ્ર—શ્ર

૪.

અ આ અ' આ અ, અ, અઃ અ' અ' અ" અ( અ( આ

અ' અ° અઃ—ક ખ ગ ઘ ઙ ચ છ જ ઝ ઞ ટ ઠ ડ,

ડ ઢ ઢ ણ ત થ દ ધ ન પ ફ બ ભ મ ય ર લ વ શ

ષ સ હ ળ ક્ષ જ્ઞ—ચ છ જ સ ૐ શ્રી—૧૨૩૪૫૬૭૮૯૦

સંસ્કૃત ભાષામાં લૃકારનો ખપ કૢપ્ ધાતુ પરથી ઊતરી આવેલા બે શબ્દોમાં છે, ત્યાં ઉપર સૂચવ્યા પ્રમાણે ऋકારના ચિહ્નવાળો ऌકાર પ્રયોજાય એટલે બસ. કાલનથી ભેદ બતાવવા વિસર્ગના પોલા મીંડા સૂચવાયા છે, તે યુક્ત જ છે.

## વ્યંજનો

નાગરી લિપિ સારાયે હિન્દુસ્તાનની દરેકે દરેક પ્રાન્તીય બોલીના વિશિષ્ટ ઉચ્ચારણોને સમાવી લિયે તે માટે બધા સઙ્કેતો સાચવનારી હોવી જોઇયે. જે વર્ણ નાગરી લિપિમા ન હોય તે નુકતા જેવા ચિહ્નથી મળતા વર્ણથી પૃથક બતાવવામા આવે તો તે શ્રેયસ્કર થઈ પડે. આ રીતે આપણે ત્યા નાગરીમા નથી તેવા વિશિષ્ટ अ, क, ख, ग, घ, च, छ, ज, ड,. ढ, फ, स ને માટે તે અક્ષરોમા નિમ્ન ભાગમા નુકતાઓ દાખલ કરી નવા બીબા હાજર રાખવાજ જોઇયે.

નાગરી લિપિ સાર્વદેશિક બની શકે, માટે કેટલાએક વર્ણોમા જે કાંઈ ફેરફારો ઉક્ત સમિતિયે સૂચવ્યા છે, તે સમાદરણીય છે. ખ, ણ, ધ, ભ, શ આ પાચ અક્ષરોમાં ઊપરના ભાગમા પોલા વળાંકવાળા ख, ध, भ, श અને ण ( ગૂજરાતી ણ નું આછેરૂં સ્વરૂપ સાચવી રાખતો) સ્વીકારવામા આવેલ છે. ખ ગૂજરાતીજ સ્વીકારવો પડ્યો છે. કૈથીમા તેજ આકારનો ખકાર છે. હું આ ઉપરાત લકારનું સ્વરૂપ ફેરવવા સૂચવું છું. પ્રચલિત હિન્દી સ્વરૂપવાળો લકાર ગૂજરાતી ભકારનો ખ્યાલ આપે છે; તે સ્થળે ગૂજરાતી સ્વરૂપને મળતા સ્વરૂપવાળો લકાર–જેનૂ સ્વરૂપ ઉક્ત સમિતિયે છપાવેલા ગૂજરાતી લિપિના બ્લૉકમા સ્વીકાર્યું છે, તેવું સ્વીકારવાથી આ જાતની મૂંઝવણ ટળી જશે. આ રીતે આપણી સમક્ષ ઊપર બ્લૉક (૧)મા બતાવ્યા મુજબના વ્યંજનસ્વરૂપો હાજર થાય છે.

તેટલા ઉપરાત श्री મળી ૪૬ સ્વરૂપો. સ્વરોમા સ્વતન્ત્ર ૐકાર માટેનૂં ૐ રૂપ ઉક્ત સમિતિયે સ્વીકાર્ય ગણ્યૂ છે. આ રીતે—

૧. અકાર ૨, અને વરડીયો ૧૪ ( ઓની ત્રણ અને ઔની એક એ ન લેવાની; કારણ કે કાનાની જમણી બાજૂયે ઓની ત્રણ અને ઔની એક માત્રા ગોઠવવાથી વ્યવહાર ચાલી શકશેજ.)

૨. વ્યંજનના ૪૬ સ્વરૂપો (श्री સાથે) અને

૩. ૐ નૂ એક. આ ઉપરાત બીજગણિત વગેરેમા क्ष–ज्ञ ના એક એક રૂપ મળી ૬૫ સ્વતન્ત્ર બીબાથી સમગ્ર સ્વર-વ્યંજન–સમામ્નાય સાધી શકાશે.

## જોડાક્ષરો

નવી રીતે જોડાક્ષરો ઊપર નીચે લખવાના નથી, પરન્તુ 'ઉચ્ચારણના ક્રમે ગોઠવવાના છે. આ રીતે કાનાવાળા વ્યંજનો પૂર્વ વર્ણ તરીકે આવે ત્યારે કાનો લુપ્ત થઇ જાય આવા क फ ळ ના જમણી બાજૂના છેડાને અને વર્તુલને કાપી કાઢેલાં, વર્ણો સાથે ૩૪ બીબા જોઇયે.

જે વર્ણોમા કાનો નથી તેવા क फ ळ સિવાયના વર્ણો જોડાક્ષરમા પૂર્વ વર્ણ તરીકે આવે ત્યારે ખોડા લખાય, તે ઇષ્ટ છે. આ ङ, छ, ट, ठ, ड, ड़, ढ, ढ़, द, र, ह, छ, ૧૨ વર્ણો ખોડા જોઇયે. સંસ્કૃત ભાષામા સમગ્ર વ્યંજનો ખોડા જોઇયે છે, માટે આ ૧૨ સહિત બધા મળી ૪૬ બીબા ખોડા સ્વરૂપવાળા જોઇયે. रकारના રેફમય સ્વરૂપને ઉક્ત સમિતિયે કાઢી નાખેલ છે; અને તેજ ઇષ્ટ છે. તે પૂર્વ વર્ણ તરીકે આવે ત્યારે ખોડો લખવાથી સારલ્ય છે. તેજ રીતે તેના લીટી–ઘોડી વગેરે સ્વરૂપ પણ રદ કરવા

જોઇયે. જોડાક્ષરના ઉત્તર વર્ણ તરીકે આવતાં બધાજ સંયોગોમા રકાર અન્ય વર્ણોની માફક આખો લખાય–છપાય. એ રીતે પ્રેમ કે દ્રવ લખવું હોય તો પ્ર્‌મ-દ્ર્‌વ લખાય.

આ રીતે ૬૫+૩૪+૪૬=૧૪૫ બીબાંથી સમગ્ર–વર્ણ–સમામ્નાય સાધી શકાશે.

આ ઉપરાંત ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯ અને ૦, અને ૧૬ વિરામચિહ્નો વગેરેનાં બીબાં તૈયાર રાખતાં બધોજ વ્યવહાર સાધી શકાશે. ૧૪૫+૨૬=૧૭૧ બીબાં આમ જોઇશે.+ અને આનાથી હિન્દની બધીયે ભાષાનો વ્યવહાર સાંચવી શકાશે.

## શિરોરેખા વિનાની આન્તરરાષ્ટ્રિય લિપિ

આવા પ્રકારની લિપિના ઊપરના ભાગમાંથી નાની શિરોરેખા નાબૂદ કરવાથી આન્તરરાષ્ટ્રિય લિપિ–લેખનાનુકૂળ સાધી શકાશે. તેનું સ્વરૂપજ એવું છે કે જે અત્યારની ગુજરાતી લિપિને મળતું આવી જાય છે. આના નિવેડાથી અત્યારની આપણી ગુજરાતી લિપિને પણ સારા હિન્દુસ્તાનની આન્તરરાષ્ટ્રિય લિપિ બનાવી શકાશે. આનું સ્વરૂપ ઉક્ત સમિતિયે સૂચવ્યું છે, તેમાં સ્વરોની માત્રાઓ જૂના સ્વરૂપમાંજ સ્વીકારી છે, તે નાગરી લિપિના નવા સ્વરૂપમાં સૂચવ્યા મુજબ સ્વીકારાય તોજ મુદ્રણ અને તેને લીધે ટાઇપરાઇટીંગ અને લીનો મશીનમાં સરળતા સાધી શકાય. આનું સ્વરૂપ ઊપર બ્લોક(૩)માં બતાવ્યા મુજબનું રાખવાથી આનૂં આ સ્વરૂપ લેખનમા આન્તરરાષ્ટ્રિય બની જાય છે; અને માથા વિનાની નાગરી લિપિનેજ સાચવી લઇ શકાય છે. આની બારાખડી પણ તેના આન્તરરાષ્ટ્રિય સ્વરૂપને ત્યારેજ સાચવી શકે કે જ્યારે ઊપર બ્લોક (૧)માં સૂચવ્યા મુજબ નાગરીલિપિને સૂચવાયેલી સ્વરોની માત્રાઓ–વરડીયો લગાડાય. આ વાતને જતી કરવી કોઇપણ રીતે ન પાલવે.

આપણી ગુજરાતી લિપિના ગુજરાતી થઇ-ચૂકેલા વર્ણોનું સ્વરૂપ ફેરવવું ન રુચતું હોય તેવાઓયે પણ સ્વરોની માત્રાઓ તો સુધરેલી નાગરી લિપિની જેવીજ રાખવી જોઇયે. તેથીજ બીબાં ગોઠવવામા, ટાઇપરાઇટીંગમાં અને લીનો ટાઇપ મશીનોમા સરળતા મેળવી શકાશે.

આપણી આ પરિષદ સન્મુખ આ અલ્પ સૂચનાઓ મૂકું છું. ઊપરના બ્લોકમાં તેનું સ્વરૂપ છાપ્યું છે, તેને ધ્યાનપૂર્વક જોઇ વિચારી જવાની વિદ્વાનો તકલીફ ઊઠાવે અને તેમાંથી કાંઇપણ ઉપયોગી જણાય, તો તેને સ્વીકારવાની કૃપા દર્શાવે, એટલાથી હું મારી આ મ્હેનતની સાર્થકતા ગણીશ. માંગરોલ તા. ૧૮–૧૨–૩૫. इति शम्

---

+ સ્વરની વરડીયોમાં અનુનાસિક અને અનુસ્વારનાં ચિહ્નો અન્દર સાથે રહે તેમ રાખવાની જરૂર જણાય તો ૨૮ બીબાં વધારે જોઇયે. આ રીતે બધાં મળી ૧૯૯ બીબાં

# "ગુજરાતનું વીરરસનું" લોકસાહિત્ય



( લેખકઃ—રા. રા. મગનલાલ બા. બ્રહ્મભટ્ટ )

દુનિયા પરના બધા દેશોમા પોતાના દેશનાં ગુણ, કીર્તન કરતી વખતે કવિઓએ હદ ઉપરાંતના વખાણ કર્યા છે; પોતપોતાના દેશની શૌર્યકથાઓને અતિશયોક્તિ ભરી રીતે વર્ણવી જગતમા પોતાના દેશનુ ગૌરવ વધાર્યું છે. ઇતિહાસનો આધાર ન હોય ત્યા કલ્પિત ઇતિહાસ ઊભો કરીનેય પોતાના દેશના વીરત્વના ગુણ ગવાય છે. ગુજરાતનું જ એ દુર્ભાગ્ય છે કે તેના કવિઓએ તેનું ગુણગાન જોઇએ તેટલું કર્યુ નથી. નાનાલાલ તથા મેઘાણી જેવા કવિઓએ તો ગુજરાતને ક્ષાત્રત્વહીણ જણાવી, ગુજરાતને ભારે અન્યાય કર્યો છે. કવિ નાનાલાલે ગુજરાત માટે ગાયુ છે કેઃ—

> નથી લડી સમશેરોના દાવ,
> નથી ત્યમ ઝીલ્યા ઘણાએ ઘાવ.
> શ્રી કૃષ્ણે કુરૂક્ષેત્રની માય,
> લીધા વ્રત જાણે હજી એ પળાય. વિ. વિ.

કવિ મેઘાણીએ કહ્યુ છે કેઃ—

> ગુર્જર ઘેલુડીજી કે ઓ અલબેલડી;
> સમરાંગણજી કે તું નથી ચડી.
> લડીઆ નથી તારા બિચારા બાળ ગભરૂ ઘેલડા. વિ. વિ.

વીરભૂમિ ગુજરાત માટે લખેલી ઉપરોક્ત બને કવિતાઓ જોતા જગતને તો એમજ જણાય કે ગુજરાત એટલે નમાલો અને બાયલોજ પ્રદેશ. હું આ બને કવિઓને કહું છુ કે ઉપરની કવિતાઓ લખતા પહેલા આપે ગુજરાતનો મહીસાગરનો પ્રદેશ, કાકરેજ પ્રગણું, મહીકાંઠો, સુંથાળ, સાબરકાંઠો, રેવાકાંઠો, બનાસકાંઠો, ઇડરકાંઠો, અને પાટણવાડો વિગેરે મુલકો જોયા હોત તો આપને ગુજરાતના ક્ષાત્રત્વની ઝાંખી થાત. કવિ દલપતરામના વખતમાં ફાર્બસ સાહેબે ઇડરમા કવિમેળો યોજ્યો હતો. એ મેળામા જનારને આપે પૂછ્યું છે ? પૂછ્યું હોત તો ગુજરાત માટે તમે જે આવા હલકા શબ્દો વાપર્યા છે, તે તમારે વાપરવા ન પડત ગુજરાતને ખૂણે ખૂણે અને તેના પત્થરે પત્થરે આપ ઘૂમ્યા છો ? ઇડરવાડાની એ વીરભૂમિ, અને મહીસાગરના એ વિશાળ કોતરોમાં આપ ફર્યા છો ! કેસરીની ડણકોથી ગાજતા આભે અડતા એ વિશાળ ડુંગરો અને ગિરિમાળાઓથી છવાયેલા ઇડરવાડાની અંદર એક બાજુ ઠેઠ જવાસા ડુંગરપુર, બીજી બાજુ પોળો, ત્રીજી બાજુ લુણાવાડા અને ચોથી બાજુ મેવાડ ઉદેપુર સુધી આપ કદીયે ઘૂમ્યા છો ? ગુજરાતનો ડુંગરે ડુંગર અને પત્થરે પત્થર ખૂંદી વળનાર કોઇ ભેખધારીને આપ પૂછો તો તે આપને ગુજરાતના વીરરસની-શૌર્યની ઝાંખી કરાવશે. અથવા તો કોઈ દેવીપુત્ર બારોટને મળજો; તમારા ગુજરાત માટેના ઉચ્ચારેલા કથનો તે ખોટા પાડશે. આટલું વિવેચન કર્યા પછી હવે આપણે આગળ વધીએ.

ગુજરાતનું વીરરસનું લોકસાહિત્ય હજુ સુધી જૂજ જ બહાર પડ્યું છે. ગુજરાતના હીકાઠાનો મુલક, સુંવાળ, કાકરેજ, રૈવાકાઠો, બનાસકાઠો, તથા સાબરકાઠો વિગેરે દેશ તથા વાત્રક, માઝમ, મહીસાગર અને ઠેઠ તાપી અને નર્મદા સુધીનો પ્રદેશ, ગુજ-ાતની વીરભૂમિ તરીકે ઓળખાય છે. આ બધામા મોથી પ્રથમ કક્ષાએ મૂકાય તેવો લક તો મહીકાઠાનો છે. મરાઠાઓની સત્તા જે વખતે ગુજરાતમા સ્થપાઈ ત્યારથી તે ાજ સુધી આ મુલક પોતાની વીરતાને માટે હજુ પણ પ્રખ્યાત છે. ઇડરવાડાની એ રભૂમિમા ભીમા, હરણાવ, કોસંબી, સાબર, તથા મેશ્વો વિગેરેનાં લોઢાને પણ પચાવી ખે એવા પાણી અને મકાઈ તથા બીજા સાત્ત્વિક ખોરાકથી ઘડાયેલી ઠીંગણી અને રંગે યામ એવી કાયાવાળા મહીકાઠાના ભીલોને જુઓ તો ખાત્રી થાય કે ગુજરાત જરૂર વીર-ૂમિ છે, અને અહીં 'ગાડી ગુજરાત'ની કહેવત ખોટી પડે છે.

લોકસાહિત્યના અવશેષરૂપ પાળિયાઓ ગુજરાતમા પાળિયાઓની પ્રથા પ્રથમના ખતમા જૂજ હશે, એવુ દેખાય છે, કારણ કે તે વખતે લોકોને વીર પુરુષોના સ્મારકો ાચવવાની ઓછી ધગશ હશે. અને બીજુ કારણ એ જણાય છે કે કેટલીક જગ્યાએ ાળિયાઓની કાળજી નહિ રખાતી હોવાથી તે લુપ્ત થયા હશે, એમ માનવાને કારણ મળે ; કારણ કે લોકસાહિત્યને સાચવી રાખનાર અને તેની કદર કરનાર નહિ હોવાથીજ આમ નેલું એમ અનુમાન થાય છે. બાકી જે છૂટા છવાયા પાળિયાઓ ગુજરાતમા નજરે પડે તેમાંના ઘણાખરા ગામઝાંપે ખોડેલા હોવાથી અણસમજુ ગોવાળો અને વટેમાર્ગુઓ ા પાળિયાઓ ઉપર કુહાડીઓ, તથા બીજા હથિયારો ઘસતા હોવાથી પાળિયામાનો ટલોક ભાગ ઘસાઇને જીર્ણ થઈ જવાથી તૂટી જાય છે, અને બીજા કેટલાક ભાગને ામના અનેક લોકો ઉખેડી તેને તળાવ કે નદીકિનારે નાખી તેનો ધોવાના પત્થર તરીકે પયોગ કરે છે. આથી જ ગુજરાતમાંના વીર પુરુષોના સ્મરણચિહ્નો તથા પાળિયાઓ વાસીઓને જૂજ પ્રમાણમા જ જોવામા આવે છે. આમ છતા ગુજરાતમા હજુ ઘણે ઠેકાણે ાળિયાઓ અને છત્રીઓ નજરે પડે છે. પાટણવાડામા તથા કાકરેજ મેવાસમા થઈ ગયેલા ીર પુરુષોની યાદગીરી માટે તેમના સગાઓએ બનાવેલા કીર્તિસ્તંભરૂપી પાળિયાઓ જુ પણ તેઓ સાચવી રહ્યા છે સાબરકાંઠામા તથા મહી અને ઠેઠ નર્મદા સુધીના પ્રદે-ામા પાળિયાઓ જૂજજાજ નજરે પડે છે. ટૂંકામા એટલુંજ કહેવાનું કે ગુજરાતનું લોક-ાહિત્ય સાચવવાનો તથા તેને ઉત્તેજન આપવાનો અથવા તેની તરફ નજર સુદ્ધા કરવાનો અવકાશ ધનિક ગુજરાતને મળ્યો નથી. ગુજરાતની નાની રિયાસતો અને નાના સ્ટેટોમાંથી

રાખી તલવારના એકજ ઝાટકાથી તેના બે ભાગ કરનાર બહાદૂર વીર પુરુષો ગુજરાતની વીર ભૂમિમા હજુ પણ હયાત છે. ધનુષ્યબાણ હાથમાં લઈ જુવારના માથોડું માથોડું હિલોળા ખાતા ખેતરની સામે પાર મેઘલી કાળી રાતે તાડૂકતા વાઘને અવાજ ઉપરથી બાણ મારી તેનું ગળુ વીંધનાર વીર પુરુષો ગુજરાતમા હતા. ગુજરાતનો જુવાન એટલે સાક્ષાત વીરતાની મૂર્તિ. ગમે તેવું સાહસ ખેડવા તે તૈયાર જ હોય. વાત્રકમા ઘોડાપૂર આવ્યું હોય, વાસ વાસ જાળ પાણી ઘૂમરીઓ લેતા બંને બાજુ ઊભેલી ગગનગામી ભેખડોને થપાટો દેતા વહી જતાં હોય, ત્યા સરખે સરખા જુવાનડા બેરૂબંધો કેડો બાધી ભેખડો ઉપરથી પાણીમા ત્રાટક્યા જ હોય. મેશ્વો નદીના ધરાઓમા જ્યા પાચ-પચીસ મગરો ડાચા ફાડી પડ્યા હોય ત્યા કમરે આકડાનું ઝરકું બાધી હાથમા એકલો છરો લઇ 'ભીપો'ના શબ્દે પાણીમા ઝંપલાવે અને મગરનો શિકાર કરી પાણીમાથી બહાર નીકળે. કૂવાના થાળામા લીલી બાજરીનો પોખ ખવાતો હોય ત્યા કૂવો કૂદવાની શરત થાય.

"એલા કૂદી જાઉં ?"

"કૂદ્યા કૂદ્યા હવે."

"લે સારે."

આમ કહી છલગ મારી કૂવો કૂદ્યો જ હોય. ચોમાસાના દિવસો હોય, ધણને ચરાવવા માટે સરખે સરખા જુવાનડાઓ ગયા હોય, વરસાદ ટમટમ પડતો હોય, ઘેનનો ધાબળો ઓઢી લાકડીનો ટેકો લઇ જુવાન ઊભો ઊભો જ ઝોલે ચઢ્યો હોય, અંધારી રાતે ઢોર માથાબૂડ બીડમા ચરતા હોય ત્યા પાડાને કે વાછડાને વાઘે ઝાલ્યું હોય, અને અવાજે જુવાન જાગી જાય, ભયાનક જગલમા મેઘલી રાતે ડાગ લઇ એકલો વાઘની પાછળ દોડે અને ડાગથી વાઘને મહાત કરી પોતાના માલને છોડાવી લાવે. બે કાંઠે નદી ભરપૂર હોય, નાવડું પણ ન ચાલી શકતુ હોય, તેવે વખતે સરખે સરખા ચાર જુવાનિયા ભેગા થઇ ગોળી લઈ પાણીમા પડે અને વાટ ભૂલ્યા માણસને સહીસલામત સામે પાર લઈ જાય. કાળઝાળ જેના ફૂંફાડાથી પણ માણસ ફાટી મરે એવા વિષધર કાળા નાગને પૂંછડેથી પકડી જમીન ઉપર પટકી મારી નાખે. વાત્રક અને મેશ્વોના કાંઠે ઢોર ચરતા હોય, પાણી પીવા નદીમા ઊતરે; શિકારની રાહ જોતો છુપાઇને બેસી રહેલો મગર વાછ-ડાને કે બકરાને પકડે; એટલે કછોટો મારી પાણીમા બાબકી ડૂબકી મારી મગરના પેટ નીચે પેસી તેને ચીરી નાખે, અને પોતાના ઢોરને મગરના પંજામાથી છોડાવે. હાથમા ધનુષ્યબાણ લઈને ડૂંગરની ટોચે સરખે સરખા ભાઈબંધો ટોળે મળે અને આકાશમા

પોતાના બાપદાદાઓની મર્દાનગી ભરી વાતો તેને યાદ આવે. ગરવી ગુજરાતનો આ વીર સપૂત પોતાની કાયાને પણ ન ગણકારતા પરોપકાર કરવા તેણે કમર કસી જ હોય બૂમિયો સાભળ્યો છે? તુરી સરણાઈ ઉપર ગત ઉપર ગત લઈ રહ્યો હોય અને ઢોલ ઉપર દાંડી પીટાતી હોય તે વખતે ઘરને ખૂણેખાચરેથી હાથમા જે આવ્યુ તે હથિયાર લઈને પોતાની ફરજ બજાવવા ધાડની સામે દોડયો જ હોય. ગુજરાતની આ વીર કોમોમા રજપૂત, ભીલ, ઠાકરડા, કોળી, વાઘરી, રબારી, આજણા, ધારાળા, નાયકડા વિગેરે કોમોના વીર જુવાનો પોતાની વીરતાથી ગુજરાતને બીજા મુલકના ઘર સાહિત્યની બરોબરીમા ઊભું રાખે છે. ગુજરાતમા દુહાસાહિત્ય વધુ પ્રમાણમા ઉપલબ્ધ નથી; તેનું કારણ એ જ છે કે ગુજરાતનું આવુ વીર રસનું સાહિત્ય એકઠું કરવાના જોઈએ તેટલા પ્રયાસો થયા નથી; તેમજ તેના તરફ ગુજરાતના સાક્ષરવર્ગે પણ નજર નાખી નથી. એટલે ગુજરાતનું આ વીર રસનું સાહિત્ય પ્રમાણમા જ સાપડે છે; છતા પણ છૂટાછવાયા કેટલાક દુહાઓ ગુજરાતમા પણ મળી આવે છે. જેને ગળથૂથીમાથી જ તલવાર અને તીરકામઠું મળ્યું છે, તેવા ગુજરાતના ભીલ કે રજપૂતને જુઓ ત્યારે ખાત્રી થાય કે ઘરસાહિત્ય બીજા મુલકના પ્રમાણમા ગુજરાતમા પણ છે. પાટણના સોલંકીઓનો ઇતિહાસ એટલે ગરવી ગુજરાતનુ ગૌરવ. ગુજરાતના આ વીર સાહિત્યના ઇતિહાસ ઉપર રા. કનૈયાલાલ મુનશીએ કેટલાય પુસ્તકો લખ્યા છે; અને બીજા પણ કેટલાય લેખકો વીરભૂમિ ગુજરાતના ઇતિહાસ ઉપર હજુ પણ દૃષ્ટિ દોડાવે છે. ગુજરાતની વીરભૂમિ તેના બાળકોને પોતાની ગોદમાં આસરો આપે છે. ડૂંગરો અને પત્થરોથી છવાયેલી ભૂમિ, મોટા વનો, નદીઓના નવાણો અને રસકસથી ભરપૂર એવી ગુજરાતની વીરભૂમિમા ઘરસાહિત્યના થરો ને થરો બાઝેલા છે. જોકે લોકમુખે ગુજરાતનું થોડું ઘણુ વીરસાહિત્ય સચવાઈ રહ્યુ છે; પણ જ્યારે કોઈ ભેખધારી ખભે ઝોળી ભરાવી ગુજરાતનો મુલક ખૂંદવા નીકળશે અને ગુજરાતના વીરસાહિત્યના થરો તે જેમ જેમ ઉખેળતો જશે તેમ તેમ તેને ગુજરાતનું વીરસાહિત્ય ઉપલબ્ધ થશે, અને તે જ્યારે જગત આગળ મૂકાશે ત્યારે ગુજરાત વીરસાહિત્યમા જરૂર બીજા દેશોની હરોળમા ઊભું રહેશે. કોઈ દેવીપુત્ર બારોટના દાયરામા જઈ ચઢજો; તેના મુખમાથી ઝરતો વાણીપ્રવાહ તમારા અંગેઅંગ હયમચાવી મૂકશે; તમારી કાયાના રૂંવાડા ઊભા કરી દેશે; અને તમે પોકારી ઊઠશો કે વીરરસ તે આનું નામ. ગુજરાતના વીરરસના સાહિત્યનુ આટલુ વિવેચન કર્યા પછી હવે આપણે તેના શૌર્ય-સાહિત્ય તરફ વળીશુ.

(૨)

## રાવ વીરમદેવ

વીરમદે વનવાસ, કાસુ કીરતીયા તણે;
લંકા લીલવિલાસ રામને દીધી રયણઉત.

ઈડરનો રાઠોડ રાવ વીરમદેવ નર્મદાતીરે આવેલા ઓંકારેશ્વરની યાત્રાએ પોતાની રાણીઓ સાથે ગયો છે. ત્યા અકબર બાદશાહના શાહજાદા મીરઝા મારે કેટલાક કસાઈઓ ગાયો લઈ જતા હતા. વીર વીરમને આવા પવિત્ર સ્થાનમા ગોવધ થાય તે ન રુચ્યુ તેણે ગાયોનુ મૂલ કસાઈઓને આપી તેમને ગાયો છોડી દેવા માટે કહ્યુ. કસાઈઓ એક હિંદુના

કહેવાથી ઓછા એમ ગાયો ઠાડે ? વીરમે પછી તો ગૌ માતાઓને છોડાવવા માટે કસાઈ ઓને ઠાર કર્યા અને ગૌ માતાઓને આ વીર રજપૂતે છોડાવી બાદશાહનો કોપ પોતાને માથે વહોરી લીધો બાદશાહે મીરઝાને મોટુ લશ્કર આપી મદદ મોકલ્યો ઈડર તાબાના બીલોડા એ મીરઝાનો મુકામ હતો વીર વીરમ એકનો એક દિવસે શાહજાદાને મળવા બીલોડે ગયો ત્યા એક કૌતુક થયુ બાજુના છાપરા પરથી એક બિનાડી કબૂતરને લઈ અગાસીમા પડી કબૂતર મરી ગયુ બિનાડી છટકી ગઈ વીર વીરમના મનમા વિચાર આવ્યો તે ઝડપથી ઊછળી શાહજાદાની ગળચી પકડી તેને અગાસીમાથી ફેંકી નાખે છે, પોતે તેના ઉપર પડે છે, શાહજાદો મરી જાય છે, વીરમ ઘોડા ઉપર બેસી ચાલ્યો જાય છે. એક વખતની વાત વીરમ પોતાના બાપ નારણગવની સાથે બાદશાહ અકબરના દરબારમાં દિલ્હી જાય છે અહીં પાંજરે પૂરેલો એક વાઘ છૂટી જાય છે, કોઈથી વશ થતો નથી વીસ વર્ષનો વીરમ હડી કાઢી હાથમા ઢાલ તલવાર લઈ વાઘને મહાત કરવા દોડે છે ઢાન વાઘના માથામા મારી તલવારથી તેનું પેટ ચીરી નાખે છે બાદશાહ ગુજરાતના આ વીર રાજપૂતનુ અપ્રતિમ શૌર્ય જોઈ તેનુ અનેરૂ સ્વાગત કરે છે

## સૂરજમલ રાઠોડ

નિ્ચે નિંદરડીહ, અરિયાને આવે નહિ,
ચકવે આદરણીહ, તે કીધી સૂજા કમધ
આપા ચૂક કરે, નરેન્દ્ર જો માગત નહિ,
ગુર્જર ધરા ધરે, કર દેતા સૂજો કમધ

ઈડર સરથાન તાબાનુ આદરણી ગામ ત્યાંનો માલિક સૂરજમલ રાઠોડ સંવત ૧૮૪૫ ની એ સાલ હતી વડોદરા સરકાર તરફથી લશ્કર લઈ આપા સાહેબ ખંડણી ઉઘરાવવા મહીકાંઠામા ઉતર્યો લુંટફાટ અને બીજા અનર્થો કરતુ મરાઠી લશ્કર ઈડર આવ્યુ ઈડરમા આ વખતે રાવ શીવસિંહજી હતા મરાઠી લશ્કરના ત્રાસથી ઈડરવાડાની પ્રજા ત્રાસી ગઈ આપા સાહેબે શીવસિંહજીને દબાવી તેમના કાકા રાયસિંહજી અપુત્ર મરણ પામ્યા હોવાથી ઈડરનો અડધો ભાગ પોતાને આપવાનું ઠમાણુ કર્યું કરારનામુ થયુ તેના ઉપર ઈડરના ધણીની સહી થઈ હવે વારો આવ્યો ઈડરના સરદારોનો આ લેખ ઉપર ખરાપણાની સહીયો કરવાનો એક પછી એક સરદારોએ મરાઠાઓની બીકે કરાર નામા ઉપર સહીઓ કરી હવે વારો આવ્યો સૂરજમલનો તેણે કરાર વાચ્યો અને તે વાચતા જ તેના ભવા ચઢયા તેણે મરાઠાઓથી નહિ ગભરાતા આપા સાહેબના દેખતા જ ત્યાને ત્યા લેખના તેણે સહસ્ત્ર ટુકડા કરી નાખ્યા અને આપા સાહેબને કહ્યુ કે ગુજ રાતની ભૂમિમાથી હજુ વીરતા ઓસરી ગઈ નથી રજપૂતો જ્યા સુધી જીવે છે ત્યાસુધી તમોને આમ ઈડરનો અડધો ભાગ મફત મળવાનો નથી આમ બોલી હજારો મરાઠા ઓથી રક્ષાયેલા આપા સાહેબના તબુમાથી વિજળી વીરની માફક બ્હાર નિકળી કેસરીને ડણક દેતો ચાલ્યો ગયો આપા સાહેબ જોઈજ રહ્યો

## સામંતસિંહ બિહોલો

અમદાવાદથી ચોવીસ માઈલ દૂર આવેના બાહીયલ ગામનો બિહોલો ઠાકોર સામત સિંહ કામ પ્રસગે અમદાવાદ જાય છે બાદશાહ અહમદશાહના બે રજપૂત સાળાઓ

જેતોજી અને વરસોજી રાજ મહેલની અટારીએ ઉભા છે. ઉનાળાનો તાપ હોવાથી સામંતસિંહે માથે કપડું ઢાકી છાયો કર્યો છે. અને ઘોડાને મનગનાવતો આ વીર કોઈની પણ પર્વા કર્યા વગર શાહી મહેલ આગળથી પસાર થાય છે ઝરૂખે ઉભેલા બાદશાહના સાળાઓ મશ્કરી કરે છે સામતસિંહ પ્રત્યુત્તર આપે છે. સાથે સાથે પોતાની ઓળખ પણ આપે છે. સંધ્યા ટાણે બાદશાહ ભોજન કરવા બેસે છે. તે વખતે રજપૂત બેગમ વાત છેડે છે. મારા ભાઈઓને માથે તમ જેવુ છત્ર હોવા છતા લોકો મેણા મારે કે રજપૂત થઈ મુસલમાનને કન્યા આપી ? બાદશાહ ગુસ્સે ભરાય છે. પોતાના સાળાઓને મેણુ મારનારનુ નામ જાણે છે. અને બીજે દિવસે બાદશાહી ફોજ બહીયલ ઉપર ચઢે છે. જાણે 'કીડી ઉપર કટક' પણ રજપૂતાણીની કુખે ઉછરેલા ગુર્જરી માતાના એ વીર બિહોલા રજપૂત પુત્રોએ બાદશાહને મચક આપી નહિ ૭ ૭ મહિના સુધી બાદશાહી લશ્કર બહીયલ ઉપર હલ્લા કરે છે છતા કઈ નિકાલ આવતો નથી વીર સામતસિંહ ગુજરાતની વીર ભૂમિનુ પાણી બાદશાહને બતાવી રહ્યો છે. આખરે થાકી બાદશાહ સલાહ કરે છે.

## ભૂપતસિંહ.

સુંવાળ પ્રગણાના કાળી ઠાકોર ભૂપતસિંહ સોલકી ।અને કડીના મલ્હાવરાવને દોસ્તી બધાયેલી. મલ્હાવરાવે ગાયકવાડ સરકારના કેટલાક ગામાઓ કબજે કર્યાથી ગાયકવાડ સરકારનું લશ્કર લઈ એક અગ્રેજ અફસર કડી ઉપર ચઢે છે. મલ્હાવરાવ ઘેરાઈ જાય છે એક મરાઠા સ્વારને ભકોડે મિત્રની પાસે મદદ માગવા માટે મોકલે છે વીર ભૂપતસિંહ મિત્રની સ્થિતિ પલવારમા કલ્પી લે છે. અને પોતાના માણસો સાથે તે મિત્રની વારે જાય છે અને ત્યા પોતાના પ્રાણની પણ પર્વા કર્યા વગર તે પોતાની ફરજ બજાવે છે. ગાયકવાડી લશ્કરને તે પાછુ હઠાવે છે ગાયકવાડી લશ્કરનો ગોરો ઉપરી ગોળીઓથી ચારણી જેવા વિંધાઈ ગયેલા ભૂપતસિંહ સામે આવે છે અને ચારે બાજુએથી ઘેરાયેલા આ વીર ઉપર બેયોનેટથી હલ્લો કરે છે પડતા પડતા આ વીર પોતાની પાસેની તલવાર ગોરા ઉપર ફેંકે છે. ગોરો પણ ધરતી ઉપર ઢળી પડે છે ભૂપતસિંહ મિત્રને માટે પ્રાણ આપી સ્વર્ગે સંચરે છે.

જેતોજી અને વરસોજી રાજ મહેલની અટારીએ ઉભા છે. ઉનાળાનો તાપ હોવાથી સામંતસિંહે માથે કપડું ઢાંકી છાંયો કર્યો છે. અને ઘોડાને થનગનાવતો આ વીર કોઈની પણ પર્વા કર્યા વગર શાહી મહેલ આગળથી પસાર થાય છે. ઝરૂખે ઉભેલા બાદશાહના સાળાઓ મશ્કરી કરે છે. સામંતસિંહ પ્રત્યુત્તર આપે છે. સાથે સાથે પોતાની ઓળખ પણ આપે છે. સંધ્યા ટાણે બાદશાહ ભોજન કરવા બેસે છે. તે વખતે રજપૂત બેગમ વાત છેડે છે. મારા ભાઈઓને માથે તમ જેવું છત્ર હોવા છતાં લોકો મેણાં મારે કે રજપૂત થઈ મુસલમાનને કન્યા આપી ? બાદશાહ ગુસ્સે ભરાય છે. પોતાના સાળાઓને મેણું મારનારનું નામ જાણે છે. અને બીજે દિવસે બાદશાહી ફોજ બહીયલ ઉપર ચઢે છે. જાણે 'કીડી ઉપર કટક.' પણ રજપૂતાણીની કુખે ઉછરેલા ગુર્જરી માતાના એ વીર બિહોલા રજપૂત પુત્રોએ બાદશાહને મચક આપી નહિ. છ છ મહિના સુધી બાદશાહી લશ્કર બહીયલ ઉપર હલ્લા કરે છે. છતાં કંઈ નિકાલ આવતો નથી. વીર સામંતસિંહ ગુજરાતની વીર ભૂમિનું પાણી બાદશાહને બતાવી રહ્યો છે. આખરે થાકી બાદશાહ સલાહ કરે છે.

### ભૂપતસિંહ.

ચુંવાળ પ્રગણાના કોળી ઠાકોર ભૂપતસિંહ સોલંકી અને કડીના મલ્હાવરાવને દોસ્તી બંધાયેલી. મલ્હાવરાવે ગાયકવાડ સરકારના કેટલાક કસ્બાઓ કબજે કર્યાથી ગાયકવાડ સરકારનું લશ્કર લઈ એક અંગ્રેજ અફસર કડી ઉપર ચઢે છે. મલ્હાવરાવ ઘેરાઈ જાય છે. એક મરાઠા સ્વારને ભંડોડે મિત્રની પાસે મદદ માગવા માટે મોકલે છે. વીર ભૂપતસિંહ મિત્રની સ્થિતિ પલવારમાં કલ્પી લે છે. અને પોતાના માણસો સાથે તે મિત્રની વારે જાય છે અને ત્યાં પોતાના પ્રાણની પણ પર્વા કર્યા વગર તે પોતાની ફરજ બજાવે છે. ગાયકવાડી લશ્કરને તે પાછુ હઠાવે છે. ગાયકવાડી લશ્કરનો ગોરો ઉપરી ગોળીઓથી ચારણી જેવા વિંધાઈ ગયેલ ભૂપતસિંહ સામે આવે છે. અને ચારે બાજુએથી ઘેરાયેલા આ વીર ઉપર બેયોનેટથી હલ્લો કરે છે. પડતાં પડતાં આ વીર પોતાની પાસેની તલવાર ગોરા ઉપર ફેંકે છે. ગોરો પણ ધરતી ઉપર ઢળી પડે છે. ભૂપતસિંહ મિત્રને માટે પ્રાણ આપી સ્વર્ગે સંચરે છે.

કહેવાથી ઓછા એમ ગાયો છોડે? વીરમે પછી તો ગૌ માતાઓને છોડાવવા માટે કસાઈઓને દાર કર્યા અને ગૌ માતાઓને આ વીર રજપૂતે છોડાવી બાદશાહનો કોપ પોતાને માથે વહોરી લીધો બાદશાહે મીરઝાને મોટું લશ્કર આપી ઇડર મોકલ્યો. ઈડર તાબાના બીલોડા એ મીરઝાનો મુકામ હતો. વીર વીરમ એકલો એક દિવસે શાહજાદાને મળવા બીલોડે ગયો. ત્યા એક કૌતુક થયુ બાજુના છાપરા પરથી એક બિલાડી કબૂતરને લઈ અગાસીમા પડી. કબૂતર મરી ગયુ. બિલાડી જીવતી રહી. વીર વીરમના મનમા વિચાર આવ્યો તે ઝડપથી ઊછળી શાહજાદાની ગળચી પકડી તેને અગાસીમાથી ફેંકી નાખે છે; પોતે તેના ઉપર પડે છે, શાહજાદો મરી જાય છે; વીરમ ઘોડા ઉપર બેસી ચાલ્યો જાય છે. એક વખતની વાતઃ વીરમ પોતાના બાપ નારણરાવની સાથે બાદશાહ અકબરના દરબારમા દિલ્હી જાય છે અહીં પાંજરે પૂરેલો એક વાઘ છૂટી જાય છે; કોઈથી વશ થતો નથી વીસ વર્ષનો વીરમ હડી કાઢી હાથમા ઢાલ તલવાર લઈ વાઘને મહાત કરવા દોડે છે. ઢાલ વાઘના માથામા મારી તલવારથી તેનું પેટ ચીરી નાખે છે. બાદશાહ ગુજરાતના આ વીર રાજપૂતનું અપ્રતિમ શૌર્ય જોઈ તેનુ અનેક સ્વાગત કરે છે.

## સૂરજમલ રાઠોડ

નિશ્ચે નિંદરડીહ, અરિયાને આવે નહિ,
ચકવે ચાદરણીહ, તે કીધી સૂજા કમધ.
આપા ચૂક કરે, નરેન્દ્ર જો માગત નહિ,
ગુર્જર ધરા ધરે, કર દેતો સૂજો કમધ.

ઈડર સસ્થાન તાબાનું ચાદરણી ગામ ત્યાનો માલિક સૂરજમલ રાઠોડ સંવત ૧૮ ની એ સાલ હતી વડોદરા સરકાર તરફથી લશ્કર લઈ આપા સાહેબ ખડણી ઉઘરા મહીકાંઠામા ઉતર્યો. લુટફાટ અને બીજા અનર્થો કરતું મરાઠી લશ્કર ઈડર આવ્યુ. ઈડ આ વખતે રાવ શીવસિંહજી હતા. મરાઠી લશ્કરના ત્રાસથી ઈડરવાડાની પ્રજા ત્રાસી: આપા સાહેબે શીવસિંહજીને દબાવી તેમના કાકા રાયસિંહજી અપુત્ર મરણ પામ્યા હોવ ઈડરનો અડધો ભાગ પોતાને આપવાનુ દબાણ કર્યું કરારનામુ થયુ તેના ઉપર ઈડ ધણીની સહી થઈ. હવે વારો આવ્યો ઈડરના સરદારોનો આ લેખ ઉપર ખરાપણાના સહીયો કરવાનો એક પછી એક સરદારોએ મરાઠાઓની બીકે કરાર નામા ઉપર સહીઓ કરી હવે વારો આવ્યો સૂરજમલનો તેણે કરાર વાચ્યો. અને તે વાચતા જ તેના ભવા ચઢ્યા. તેણે મરાઠાઓથી નહિ ગભરાતા આપા સાહેબના દેખતાં જ ત્યાને ત્યા લેખના તેણે સહસ્ર ટુકડા કરી નાખ્યા અને આપા સાહેબને કહ્યુ કે ગુજરાતની ભૂમિમાથી હજુ વીરતા ઓસરી ગઈ નથી રજપૂતો જ્યા સુધી જીવે છે ત્યાસુધી તમોને આમ ઈડરનો અડધો ભાગ મફત મળવાનો નથી આમ બોલી હજારો મરાઠાઓથી રક્ષાયેલા આપા સાહેબના તબુમાથી વિજળી વીરની માફક બ્હાર નિકળી કેસરીને ડણકો દેતો ચાલ્યો ગયો આપા સાહેબ જોઈજ રહ્યો

## સામંતસિંહ બિહોલો

અમદાવાદથી ચોવીસ માઈલ દૂર આવેલા બહીયલ ગામનો બિહોલો ઠાકોર સામતસિંહ કામ પ્રસગે અમદાવાદ જાય છે. બાદશાહ અહમદશાહના બે રજપૂત સાળાઓ

જેતોજી અને વરસોજી રાજ મહેલની અટારીએ ઉભા છે. ઉનાળાનો તાપ હોવાથી સામતસિંહે માથે કપડુ ઢાકી છાયો કર્યો છે અને ઘોડાને થનગનાવતો આ વીર કોઈની પણ પર્વા કર્યા વગર શાહી મહેલ આગળથી પસાર થામ છે ઝરૂખે ઉભેલા બાદશાહના સાળાઓ મશ્કરી કરે છે સામતસિંહ પ્રત્યુત્તર આપે છે સાથે સાથે પોતાની ઓળખ પણ આપે છે સધ્યા ટાણે બાદશાહ ભોજન કરવા બેસે છે તે વખતે રજપૂત બેગમ વાત છેડે છે મારા ભાઈઓને માથે તમ જેવુ છત્ર હોના છતા લોકો મેણા મારે કે રજપૂત થઈ મુસલમાનને કન્યા આપી ? બાદશાહ ગુસ્સે ભરાય છે પોતાના સાળાઓને મેણ મારનારનુ નામ જાણે છે અને બીજે દિવસે બાદશાહી ફોજ બહીયલ ઉપર ચઢે છે જાણે 'કીડી ઉપર કટક ' પણ રજપૂતાણીની કુખે ઉછરેલા ગુર્જરી માતાના એ વીર બિહોલા રજપૂત પુત્રોએ બાદશાહને મચક આપી નહિ ૭ ૭ મહિના સુધી બાદશાહી લશ્કર બહીયન ઉપર હલ્લા કરે છે છતા કઈ નિકાલ આવતો નથી વીર સામતસિંહ ગુજરાતની વીર ભૂમિનુ પાણી બાદશાહને બતાવી રહ્યો છે આખરે થાકી બાદશાહ સલાહ કરે છે

## ભૂપતસિંહ

સુવાગ પ્રગણાના મેળી ઠાકોર ભૂપતસિંહ સોલકી ।અને કડીના મલ્હાવરાવને દોસ્તી બધાયેલી મલ્હાવરાવે ગાયકવાડ સરકારના કેટલાક કસ્બાઓ કબજે કર્યાથી ગાયકવાડ સરકારનું લશ્કર લઈ એક અગ્રેજ અફસર કડી ઉપર ચઢે છે મલ્હાવરાવ ઘેરાઈ જાય છે એક મરાઠા સ્વારને ભકોડે મિત્રની પાસે મદદ માગવા માટે મોકલે છે વીર ભૂપતસિંહ મિત્રની સ્થિતિ પલવારમા કલ્પી લે છે અને પોતાના માણસો સાથે તે મિત્રની વારે જાય છે અને ત્યા પોતાના પ્રાણની પણ પર્વા કર્યા વગર તે પોતાની ફરજ બજાવે છે ગાયકવાડી લશ્કરને તે પાછુ હઠાવે છે ગાયકવાડી લશ્કરનો ગોરો ઉપરી ગોળીઓથી ચારણી જેવા વિંધાઈ ગયેલા ભૂપતસિંહ સામે આવે છે અને ચારે બાજુએથી ઘેરાયેલા આ વીર ઉપર બેયોનેટથી હલ્લો કરે છે પડતા પડતા આ વીર પોતાની પાસેની તલવાર ગોરા ઉપર ફેકે છે ગોરો પણ ધરતી ઉપર ઢળી પડે છે ભૂપતસિંહ મિત્રને માટે પ્રાણ આપી સ્વર્ગે સચરે છે

## રાણો અમરસિંહ

સુદાસણાનો રાણો અમરસિંહ દાયરામા બેઠો છે દાતાના રાણાને અને અમરસિંહને અણબનાવ ચાલે છે દાતાનો રાણો સુદાસણાના ઢોર હાકી લાવવા માટે કેટલાક લોકોને ઇનામની લાલચ આપી ઉશ્કેરે છે દાતાના લોકો વગડે ચરતા સુદાસણાના ઢોર ગોવાળોને મારીને હાકી જાય છે દાયરામા આવીને ગોવાળો ધા નાખે છે રજપૂતને રૂવાડે રૂવાડે ઝાળ લાગે છે પોતાની જીવનસંગી તલવાર લઈ ઘોડી ઉપર સ્વાર થઈ દાયરાની મોજો મૂકી પોતે એકલે પડે ધણ વાળવા ઉપડે છે ગાઉ અધગાઉએ તે ધણને હાકી જનારા ઓને આટી જાય છે અને એકલો વીસ પચીસ માણસ સામે બાટકે છે જાણે ઘેટાના ટોળામા વાઘ પડ્યો બે ચાર જણને પોતાની તલવારથી કાપી નાખે છે બીજા જીવ બચાવવા ઢોરોને મૂકીને નાશી જાય છે રાણો અમરસિંહ મલકાતે મૂખે પોતાની પ્રજાના ધનને લઈ પાછો ફરે છે

અને આવી તો અનેક શૌર્ય કથાઓ ગુજરાતના લોકસાહિત્યમાંથી સાંપડે છે. ગુજરાતના વીર રસના સાહિત્યને થોડે ઘણે અંશે પણ સંઘરી રાખનાર બારોટ કવિઓએ આ શૌર્ય કથાઓ જેવી જોઈએ તેવી પોતાને ચોપડે સંઘરી રાખી છે. આ શૌર્ય કથાઓ લખતી વખતે તેમને પુસ્તકોના રેફરન્સો કે વિચારો કરવા માટે કલાકોના કલાકો સુધી બેસવું પડયું નથી આ દેવી પુત્રોએ નથી જોયો સમય કે નથી જોઈ જાત. એણે ગમે ત્યાં અને ગમે તે વખતે મર્દાનગીનો પ્રસંગ ભાળ્યો કે કોઈ પણ જાતના પક્ષપાત સિવાય તેણે પોતાને ચોપડે ટપકાવ્યો જ હોય. એણે એક સરખી રીતે જ રંક અને રાજવીને બીરદાવ્યા છે અને ઇતિહાસને પાને અમર કર્યા છે. આમ અમારા ગુજરાતના લોકસાહિત્યે જગતને બતાવી આપ્યુ છે કે ગુજરાત એ વીરશૌર્યની ભોમ છે.

( ૩ )

આ પછી ગુજરાતનું શૌર્યગીતનું અને વીર રસનું સાહિત્ય તે દૂહા અને છંદો, ગીતો વિગેરે છે. આના ઉત્પાદકોએ પણ કમાલ કરી છે. આવા દૂહા, છંદો, કવિતો અને ગીતોનો આસ્વાદ લેવો હોય તો શીવલાલ કવિ જેવા કોઈ વયોવૃદ્ધ બારોટને મુખેથી સાભળજો એટલે તમને ગુજરાતના લોકસાહિત્યની સમૃદ્ધિનું આછેરૂ દિગ્દર્શન થશે. ગુજરાતનું આ સાહિત્ય પુસ્તકોને પાને તો નહિ જેવું જ ચઢયું છે. તેથી અધિક તો એ બારોટ કવિને હૈયે ભરેલુ છે. ગુજરાતના આ મહામૂલા સાહિત્યને સાચવી અને તેના શૌર્યની ધારા અખંડ વહેતી રાખનાર આ દેવી પુત્રોએ પોતાની શક્તિનો ખૂબ ખૂબ ઉપયોગ કર્યો છે. હવે એ ગીત અને દૂહા સાહિત્યના થોડા નમુનાઓ અત્રે ટાકીએ.

રાયસિંહજી.

ઈડરના મહારાજા આનંદસિંહ ગુજરી ગયા પછી તેમના બાળ કુંવર શીવસિંહજીને રાયસિંહજીએ ઈડરની ગાદી ઉપર બેસાડ્યા. અને તેઓ નાના હોવાથી ઈડરનું રાજ્ય તેમને નામે તેમના કાકા રાયસિંહજી ચલાવવા લાગ્યા. રાયસિંહજીએ રણાસણના ઠાકોર અદેસિંહ ઉપર ચઢાઈ કરી. આ વખતે ઈડરના રાઠોડો અને રણાસણના રહેવર રજપૂતો વચ્ચે જંગ મંડાયો. ગુજરાતનો કવિ આ દ્રશ્ય જોઈ શે છાનો રહે! એણે રહેવરો અને રાઠોડોના યુદ્ધનું જેવું જોયુ તેવું વર્ણન શરૂ કર્યું.

નિશ દિહ નગારા ઘોહ મટે નહિ;
ઘડ જો ધારા ન કે ધરે.
નત ફોજાં ગજ બંધ મટે નહિ;
મારૂં રે ના ધંધ મટે.
આફળતે વળતે દન આખો;
ચડતે પડતે ખેત ચઢે.
પડીયા પાખે સાજ ન પડશે;
પડે ઘણા તદ સાજ પડે.
દળ જુટે જાળબોળ દહુ દશ;
ઝાઝા તીર પાખળ રમઝોળ.

કે'દિ કેર મટશે કાળો;
ધર ઇડર ધાસ્યો ધમરોળ.
આવધ ભલા કે ભલા અઝાઝવ;
સોહણ ભલા કે ભલા સથ.
રહેવર ભલા કે ભલા રાઠવડ;
હેમર ભલા કે ભલા હથ.
ધાહા પડે ઉપડે ધમસા;
ગહા ખડે ન કામ રડે.
સોહ પડે ભડે દળ સામા;
ધરતી હોય ન કડે ધડે.

આ ઉપરાત ગુજરાતના કેટલાક દૂહાઓ છે. તેમાના કેટલાક લઈએ. ઇડરનો મુ'ક મશહુર બ્હારવટીયો ધિરજી જે વખતે બ્હારવટે હતો તે વખતના આ સોરઠા છે.

પાટણ ઘોડા પાય, મગરી રહી મેવાડરી;
આબો ઉંડળ માય, ધારે તો લે ધિરતો.
માલવ ધરતી માડી, પુના લગ ધાહા પડે;
કલકત્તે કમાડ, ધાકે જડીયા ધિરતા.
તું ધિરા તલવાર, નવ સહસા ઝાલત નહિ;
નક્ષત્રિ નિધરિ, ખ'ડ નવે હોતે ખરી.

મુડેટીનો સુરજમલ બ્હારવટે હતો તેની પાછળ અંગ્રેજ અફસર એરિસ્કીન લશ્કર લઈને પડેલો સુરજમલ તો ધૂંઆના ડુંગરે હતો. પણ અંગ્રેજ અફસરે વિચાર કર્યો એના ગામ ગોતાને જો બાળી મૂકુ તો તે અહિં આવે આવો વિચાર કરી તે ગોતા ઉપર ચઢ્યો. ત્યા રજપૂતોએ સામનો કર્યો. ગતના રાઠોડ નામના રજપૂતે અંગ્રેજ અફસરના ઘણા માણસોને મારી નાખ્યા અને પછી પોતે પણ પડ્યો. તેનો દૂહો કવિએ બનાવ્યો.

આગે કહેતા એમ, શીર પડીયા ધડ ઉઠશે;
નર ગતના તેં નેમ, સો રાખ્યો ભડશે સરા.

ઇડરના રાવ કલ્યાણમલનો પુત્ર રાવ જગન્નાથ, તેણે પોતાના અમલ દર્મિયાન બ્રાહ્મણ વાણીયાઓ વટલાવ્યા અને બીજા પણ બહુ અનાર્થો કર્યાં કવિએ આથી આ રાજાનુ દૂહાનું વર્ણન કર્યું

જળ ખોયું, જગનાથીયા, કલ્યાતણા કપૂત;
વટલાવ્યા બ્રાહ્મણ વાણીયા, રખડાવ્યા રજપૂત.

આવા દૂહા, સોરઠા, ગીતો કોઈ બારોટ કવિને મોઢે અથવા તો વહીવચાના દાયરામા તેમના મોઢે ગવાતા સાભળો અને તમનેય જો એ વીર રસનો પાનો ન ચઢે તો ફટ કહેજો. ખૂબ જોર ખૂબ ઝકઝમક અને જોશ ભરી બાની ભર્યાં આ ગીતો અમારા વીર રસના સાહિત્યના મેદાનો જગો છે.

આમ પ્રજા જીવનની શૌર્યની જીવંત ભાવનાથી અને તે ભાવનાને પાણી સિંચતા ગુજરાતના જીવન ક્રમથી અને એ જીવન ક્રમને ઉત્તેજતા-બિરદાવતા અને સુહાવતા પ્રાણ-

વાન સાહિત્યથી ગુજરાત ખરેખર એક વીર રસના સમરાંગણ જેવું દીપી રહ્યું છે. વીર રસ એ ગુજરાતની પ્રજાનો સૈકાઓ જુનો મહામુલો વારસો છે

(૪)

હવે આવે છે ભરથરી એક તરફ શરણાઈઓમાં સિંધુડો રાગ મહા સાગરના ઘુઘવાટાની પેઠે ગતો ઉપર ગતો લઈ રહ્યો હોય ઢોલ ઉપર ગુબીઓ ગડગડતો હોય બીજી બાજુ કવિજનોની અગાર ઝરતી જ્વલંત વાણી અને તેમની બિરદાવલીઓ મુડદાનેય સ્મશાનેથી ઉભા કરતી ગુંજી રહી હોય તેવે વખતે આ બધાનો સાથ પુરાવવા ભરથરી આવી પહોંચે છે. એની ભાગી તુટી કામડી ખખડી ગયેલો રાવણ હથ્થો મેવાડના લુગડા ગુજરાતના વીર રસના સાહિત્યમાં અગત્યનો ભાગ ભજવે છે બારોટ કવિઓના દાયરા રાઓમાં એ જઈ બેસે છે ત્યાંની શૌર્ય કથાઓ અને શૌર્યગીતો તે પોતાના મગજમાં ઉતારે છે, અને પોતાના હૈયામાં સંઘરી રાખે છે બહારવટીયાઓના ચરિત્રો એ અવલોકે છે અને તેનું મનન કર્યા પછી તે પોતાનું સાથ લઈ બહાર ગામડે ગામડે નિકળે છે કોઈ દરબારની ડેલીએ કે કોઈ શેઠની હવેલીએ કે કોઈ ગરીબના ઝુંપડાને ઓટલે બેસી પછી તે રાવણ હથ્થાના તાર ઉપર કામઠી ફેરવે છે. અને પછી પોતાના પડછંદ અવાજે તે પોતે સંઘરેલી શૌર્ય કથાઓ અને રાસડાઓનો પ્રવાહ વહેતો મૂકે છે હા ! તે વખતે તે શો અજબ ખીલે છે ? તમે કહો તો તમોને તે કરૂણ રસ સંભળાવી રડાવી દે તમે કહો તો તમોને શૌર્યના એવા પાકો સંભળાવે કે તમારી રોમરાઈ અવળી થઈ જાય ભરથરી એટલે લોક હૈયાનો એ સાચો પ્રતિનિધી રાંદાનના શૌર્યના ગીતો ગુંજતો હોય કે તવાજીનો રાસડો ગાતો હોય અથવા તો ધિરજીના બહારવટાનું વર્ણન કરતો હોય તે વખતે તમોને જરૂર એમ થાય કે આ ભરથરીઓ લોક સાહિત્યના સાચા સેવકો છે ગામડે ગામડે ફરી તમે આ સાગર પેટા ભરથરીઓ પાસેથી ગુજરાતના શૌર્ય ગીતો અને રાસડાઓ એક વખત સાંભળો તમોને લોક સાહિત્યના આ સેવકો તરફ જરૂર માન ઉત્પન્ન થશે

લોકસાહિત્યના આ ભેખધારીઓને નથી વાડા કે નથી ભેદભાવ, તેઓ તો શૌર્યકથાઓ અને શૌર્યગીતોને પોતા પાસે ભરેલા ભંડારમાંથી લોક હૃદય આગળ ઠાલવી લોક સાહિત્યને મરતું બચાવવાના પ્રયાસો કરી રહ્યા છે અને ખરેખર તેમના તે પ્રયાસો પ્રશંસનિય છે આમ હોવા છતાં ગુજરાતનો ઘણોખરો ભાગ આ લોકોને સાંભળતો પણ નથી એ ખેદની વાત છે

ગુજરાતના વીરપુત્રોના વીરરસનો આ આછો પરીચય છે એ વીર જીવની જેણે હલકો માણી છે એ બહાદુરીની વાતો જેણે સાંભળી છે જોઈ છે કે અનુભવી છે એણે તો આથીએ અધિક માણ્યું અને જાણ્યું હશે આતો કેવળ માર્ગ દર્શન જેવું જ છે, ગુજરાતના વીરરસની પુરેપુરી મોજો માણવી હોય તો કો રાજકવિ શીવલાલ કે રાવ રઘુવરપ્રસાદ કે જયસિંહ કવિ જેવા દેવીપુત્રો મળજો દિવસોના દિવસો અને મહિનાઓના મહિના સુધી એમનો વાણીપ્રવાહ વહેતો રહેશે એટલી બધી બલ્કે એથીએ વિશેષ સમૃદ્ધિ એમની પાસે સંઘરી રાખેલી છે એ વીરરસના જીવંત કાવ્યસમા કવિરાજોને વંદન કરી આપણે તો અત્રેજ વિરમીએ

ફતેગામ
તા ૨૫-૮-૩૬

મગનલાલ બાપુજી બ્રહ્મભટ્ટ

# વાર્તાકારની કલા

અનુભવ નહિ પણ પોતાને થએલા અનુભવ પરનો કર્તાનો નિર્ણય એ કથાની આવશ્યક વસ્તુ છે. પોતે જે કાંઈ જુએ છે તે નહિ પણ પોતે જે કાંઈ જુએ છે તેના ઉપરનું કર્તાનું અંતર્જ્ઞાન અને વિમર્શ. અનુભવ તરીકે સાબરમતીની રેતીમાં રાષ્ટ્રોત્થાનની ઘીપણી માટે ભરાતી એનેકરંગી અને વિવિધ માનવ-સભા એ પાટણ પાસે આવેલા સુના ખંડીયેરો અને સુના સરસ્વતી તટના પરિભ્રમણ કરતા સરખામણીએ અનેક રીતે રસભરી, રંગભરી, ઉત્તેજનાભરી, અને પ્રોત્સાહનભરી લાગે, પણ પાટણ પાસે આવેલા ખંડીયેરો અને સુના સરસ્વતી તટના પરિભ્રમણ અંતે આપણને "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" સાપડે જ્યારે સાબરમતીની રેતીમા ભરાયેલી માનવસભા કદાચ સારી, શિષ્ટ, આકર્ષક ભાષામા લખાયલો વર્ણનાત્મક હેવાલ દૈનિક કે અઠવાડિક પત્રોને પુરો પાડે. અને એમ પણ બને કે સાબરમતીની રેતીમા ભરાયલી કે ભરાતી માનવસભાઓ શ્રી. રમણલાલ વ. દેશાઈ પાસે "દિવ્ય-ચક્ષુ" જેવી નવલકથા લખાવે આપણે કશુ કહી ન શકીએ કેમકે અનુભવ નહિ પણ તે અનુભવ પરનો કર્તાનો નિર્ણય એ આવશ્યક વસ્તુ હોવાથી કર્તા પોતે જ એ બાબતનો નિર્ણય કરી લે છે.

કલા એટલે સૃષ્ટિનું પ્રતિબિંબ એટલે કે કલાનો આવશ્યક વ્યાપાર સૃષ્ટિનું પ્રતિબિંબ પાડવાનો છે એવા સામાન્ય રીતે ખુબ સ્વીકારાયેલા મત સાથે કલાનું આ દૃષ્ટિબિંદુ વિરોધ ધરાવતું આપણને લાગે. આપણે જોઈ શકીએ છીએ કે આપણા માનવના આ સામાન્ય જીવનમા વ્યક્તિ ઉપર સંભવિતતાઓથી થતા પ્રત્યાઘાતો વધુ અર્થસુચક છે. દા. ત. ભય જોઈ નાસી છુટવુ. પણ કલાકારના કાલ્પનિક જીવનમા કોઇ પણ ક્રિયાની જરૂર રહેતી નથી. કારણ કે કલાકારની સર્વ ચેતના અનુભવના વિષયગ્રહણસમર્થતાના અને ઉર્મિજન્યતાના પ્રકારો પર કેન્દ્રિત થયેલી હોય છે. એટલે જરા ઉંડાણથી જોશુ તો "કલા એટલે સૃષ્ટિનુ પ્રતિબિંબ" એ શેકસપીયરશાહી મત અને ઉપર દર્શાવેલા દૃષ્ટિબિંદુમા કશો વિરોધ નથી.

"કલા એટલે સૃષ્ટિનું પ્રતિબિંબ" એ હેમ્લેટનુ ઉચ્ચારણ જો તેના ઉપર ટપકેથી દેખાય તેવા અર્થમા જ સ્વીકારીએ તો આપણે માની લેવું પડશે કે ફોટોગ્રાફ એ ચિત્રાત્મક કલાનું પરમ સ્વરૂપ છે, કારણ કે કેમેરા દર્પણની જેમ જે કાંઈ છે તેનું આબેહુબ પ્રતિબિંબ પાડે છે. કેમેરામા આપણી આખ વડે જે કાંઈ દેખાય છે તે સર્વ આવે છે એમ નથી કારણ કે આખ તો વિદ્યમાન વસ્તુઓમાથી અમુકને જ પસદગી આપે છે જ્યારે કેમેરામા તો જે કાંઈ વિદ્યમાન વસ્તુઓ છે અને જે કાંઈ દેખી શકાય તેમ છે તે સર્વ સારા દર્પણની જેમ ઝડપાય છે. પણ જો હેમ્લેટ ઓચરી વ્યાખ્યા તેના અન્વયમા લઈએ તો તેને આપણે આપીએ છીએ તેના કરતા કંઈક જુદું જ અર્થમહત્વ આપવુ જોઈએ.

હેમ્લેટ કહે છે કે નાટ્યાભિનયનો હેતુઃ—

"To hold, as 'twere, the mirror upto nature,
To shew virtue her own feature,

Scorn her own image,
And the very age and body of the time
His form and pressure."

ત્યારે કલા એટલે સૃષ્ટિનું પ્રતિબિંબ એમાં હેમ્લેટનું દર્પણ એ એવું સામાન્ય દર્પણ નથી કે જેમાં આપણે દરરોજ સવારે ઉઠીને જોઈએ ને જે જોવા ટેવાએલા છીએ તે દેખાય. હેમ્લેટના કલા રૂપી દર્પણનો હેતુ સૃષ્ટિને તેનું પ્રતિબિંબ દેખાડવાનો છે-જે પ્રતિબિંબ સૃષ્ટિને પરિચિત નથી. ખરી વાત કે એ પ્રતિબિંબમાં સૃષ્ટિનું પોતાનું પ્રતિબિંબ જીવનાત્મક અને ઓળખી શકાય તેવું હોય છે પણ એ પ્રતિબિંબ લેવાય છે કોક અજાણ્યુ કોણથી અને કોક અજાણ્યુ પ્રકાશ વડે-જો કે સૃષ્ટિનું પોતાનું એ પ્રતિબિંબ એકદમ નિર્ણાયક પણ કશા પુર્વાસ્વાદન વગરનું અને સંશ્રયાત્મક હોય છે.

અને જો કે કલાકારનું માનસ તેના તર્કમય જીવનમાં ક્રિયાની જરૂરીઆતથી પર હોય છે તો પણ તે હીરાકસી ઘસેલા સાદા કાચના કકડા જેવું નથી બની જતું કે જેથી પોતા પાસે પડેલ સૃષ્ટિની ઝીણામાં ઝીણી વીગત રજુ કરી શકે. તેથી ઉલટું કલાકાર પોતાની પ્રકૃતિ જોવા અને રજુ કરવા દે તેજ વસ્તુ જુએ છે અને રજુ કરે છે. જોવાની એ જે વિધિ કરે છે તે વિધિમાં જ તે પોતાનો નિશ્ચય પણ કરી લે છે. એક ઝાડ છે. આપણી સામાન્ય દૃષ્ટિ ઝાડ જુએ-આપણે બધા ઝાડની શાખામાંથી પર્ણો અને પ્રશાખાઓ ફુટતી જોઈએ અને ઝાડની શાખાઓ થડમાંથી ફુટી ફાલી એમ પણ જોઈએ. પણ કલાકાર એ ઝાડને જુદી જ રીતે જુએ-જે સૃષ્ટિ છે તેનું પ્રતિબિંબ જીવનાત્મક અને ઓળખી શકાય તેવું છતાં કોક અજાણ્યુ કોણથી અને અજાણ્યુ પ્રકાશ વડે લીધેલું તે આપણી સમક્ષ રજુ કરે. એને ઝાડમાં જેને જુદું અને સ્વતંત્ર વ્યક્તિત્વ ભોગવવા દેવાની ના પાડવામાં આવી છે, તેવું પૃથ્વિના પેટાળમાં પુરાઈ રહેલું પ્રાણતત્વ બંધનભર્યા જીવનમાંથી છુટી નીકળવાને જાણે તરફડીયા મારી રહ્યું હોય તેમ દેખાય. એ આ વસ્તુ જુએ ત્યારે તેને રૂપ આપી શકે, જ્યાં સુધી એ ન જુએ ત્યાં સુધી એ વસ્તુ અસ્તિત્વ ધરાવતીજ નથી અને જે કાંઈ જુએ તે એ કલાકારનો એ જોઈ વસ્તુ વિષેનો નિર્વિવાદ નિર્ણય છે. કલાકારનું માનસ કાચ જેવું છે. ટુંકી દૃષ્ટિવાળા માટે જે કાર્ય ચસ્મા કરે છે અને તેની ટુંકી દૃષ્ટિને સાચી દૃષ્ટિ આપે છે તેમ તેવું જ કાર્ય કલાકાર આપણે માટે કરે છે. ગમે તેમ હો, કલાકાર વાસ્તવિક ઝાડને જેમ જુએ છે તેમ વિગતે વિગત તો નજ ચિત્રિત કરી શકે. એણે એ ઝાડને ચિત્રિત કરવા માટે અમુક વસ્તુઓની તેમાંથી પસંદગી કરવી રહેજ છે અને વસ્તુઓની પસંદગી કરવાનું હોય ત્યાં કઈ વસ્તુ પસંદ કરવી અને કઈ વસ્તુ પસંદ ન કરવી એ બાબતનો નિર્ણય પણ કલાકારને કરવાનો રહે જ છે. કલાકારથી સામાન્ય માણસ જુદો પડે છે. સામાન્ય માણસના જીવન પ્રત્યેના પ્રત્યાઘાત સાવ જુદા જ હોય છે. એ એને જે જોવાનું શીખવવામાં આવ્યું છે તેજ થોડે કે વધતે અંશે જુએ છે તેનો જ એ પ્રત્યાઘાત કરે છે.

આ "નિર્ણય" શબ્દ હું આધ્યાત્મિક અર્થમાં નથી વાપરતો પણ મુલ્ય નિરૂપણ એવા અર્થમાં વાપરું છું. આપણે કહી શકીએ કે કલાકારને વૈજ્ઞાનિક સાથે ઘણું સામ્ય છે-ખરા વૈજ્ઞાનિક સાથે, નહિ કે પ્રયોગશાળાના યંત્ર સમા વૈજ્ઞાનિક સાથે. કલાકાર અને

વૈજ્ઞાનિક બન્ને અંતર્જ્ઞાનમાંથી પ્રતિપાદનમા વળે છે; માત્ર બન્ને અંતર્જ્ઞાન અને પ્રતિપાદનના સાધનાના પ્રકાર જુદા છે. બન્નેનો હેતુ એકજ છે–જીવનમા જે કાંઈ સાર્થ છે પણ જેની ગધ કોઈને પણ નથી તે શોધવાનો અને જ્ઞાપય કરવાનો

પોતાના "ધી ક્રાફ્ટઓફ્ ફીક્શન" ના (જોનાથન કેપ. ૧૯૩૫) પુસ્તકમા મી. પર્સી લબ્બક એક ઠેકાણે કહે છે.—

"નવલકથાકાર માનવ સ્વભાવમાથી, પ્રસગમાથી, કે વિચારની સંજ્ઞામાથી પોતાનું વસ્તુ કેવી રીતે શોધી કાઢે છે તે આપણી જાણ બ્હારનો વિષય છે; ટાલ્સ્ટોયે જે જગત જોયુ તે જગતમા આપણે દીર્ઘકાળ સુધી જોઈએ પણ જે અણલખ્યું પુસ્તક ટોલ્સ્ટોયને તેમાથી મળ્યુ તે આપણને કોઈ દિવસ મળશે નહિ; અને તે (તે અને એવા બીજા બધા) તે પોતે કઈ રીતે શોધ કરી શક્યો તેના કશા કારણો આપી શકશે નહિ. જે શક્તિ અમોઘ વિચારને ઓળખી લઇ પોતાનો કરી લે છે તે શક્તિ એક જુદી જ વાત છે. આ કારણથી વિષયને પકડી લેવાની નવલકથાકારની દૃષ્ટિને અમે તેનું મુખ્ય દાક્ષિણ્ય માનીએ છીએ"

મી. લબ્બક ઘણીજ સુદર રીતે સર્જનાત્મક અને અસર્જનાત્મક માનસ વચ્ચેનો તફાવત દોરે છે. એની વેધક દૃષ્ટિ છતા એનું વક્તવ્ય એક રીતે ભ્રમકારી છે આપણે ટાલ્સ્ટોયે જોયુ તે જગતમા ખુબ ખુબ જોઈએ અને છતા ટાલ્સ્ટોયને જે અણલખ્યુ પુસ્તક મળ્યુ તે ન મેળવી શકીએ કારણ કે એવુ અણલખ્યુ પુસ્તક અસ્તિત્વમા હતુ જ નહિ. નવલકથા એ જીવનનુ પુનર્જનન નથી પણ પુનર્વિધાન છે એ જીવનનુ પુનર્વિધાન એવી તરેહનુ છે કે વાસ્તવિક જીવનમા જે અમુક કાઇક અસ્તિત્વમા આવે છે–આ અમુક કાઇકને આપણે નીરૂપણુ કહીએ, નીર્ણય કહીએ, ચેષ્ટા કહીએ કે મુલ્ય નીરૂપણુ કહીએ. વાસ્તવિક રીતે આ અમુક કાઈક જ નવલકથામા દોરેલા જીવનને કાઈક નવું મુ'યાંકન આપે છે.

જેમા સુવિખ્યાત ગુન્હાઓની વાતો ફરી વાર શોધી સંશોધીને રજુ કરવામા આવી હોય છે તેવા ગ્રથો વખતો વખત બ્હાર પડતા રહે છે. ઘણીવાર લેખકે ગુન્હા વિષે ઝીણામા ઝીણી હકીકત મેળવવા માટે ઘણી ઘણી મ્હેનત તેમા લીધી હોય છે, જે કાંઈ વક્તવ્ય લેખક રજુ કરે છે તેના આધારભુત પ્રમાણો હોય છે; જે કાંઈ વસ્તુ એ રજુ કરે છે તેની તથા તથ્યતા ઘણી કાળજીપૂર્વક તપાસવામા આવી હોય છે. માણુસથી બની શકે તેટલી કાળજીથી એ ગ્રથમા બધી આવશ્યક વસ્તુઓ આવી જાય છે અને સત્ય શિવાય એમા બીજુ કશુ હોતુ નથી છતા ગુન્હાનુ એ પુનર્નિર્માણ વાચતા આપણને એક પ્રકારની અવાસ્તવિકતા ન લાગે એવુ કોકવારજ બને છે એમા માન્યતા ધરાવ્યા વગર ગુન્હાની એ વાત આપણે માની લઈએ છીએ વસ્તુઓની સત્યાસત્યતાનો આપણે વિરાધ નથી કરતા; વધુ હકીકતો પણ આપણે માગતા નથી મુશ્કેલી એજ હાય છે કે એમા ઘણી ઘણી હકીકતો હોય છે પણ હકીકતોથી સંવિધાન થતું નથી; યથાસ્થળે હકીકત ગોઠવાઈ જતી નથી અને સંપુર્ણ સમગ્રતા સધાતી નથી.

આવીજ હકીકત સુવિખ્યાત ઐતિહાસિક પાત્રોને મધ્યબિંદુમાં રાખી લખાયલી નવલકથાઓમા મળી આવે છે, એમાં સત્યનો ભાસ આપણને થતો નથી, અને તેનું કારણ કર્તાએ ઈતિહાસ જોડે છુટ લીધી છે તે નથી; પણ કર્તાએ ઈતિહાસના ખાસ કરીને વધુ મહત્વના બનાવો પરત્વે છુટ નથી લીધી તે છે.

ઈતિહાસ, હકીકતો, જીવન એ બધા માત્રથી જ પુનર્વિધાન નહિ થઈ શકે. એમ કહેવાય છે કે રંગભુમિમાં જે પ્રસંગો ન માગે તેવી લાગણીઓને આવકારાતી નથી અને આ વાત વાર્તાને પણ લાગુ પાડી શકાય. વાસ્તવિક જીવન પ્રસંગ ન માગે, પ્રસંગને અનુરૂપ ન હોય તેવી લાગણીઓને સ્થાને આપે છે. સામાન્ય રીતે કોઈપણ કાયદાના દાવામાં એકલો પુરાવો વાંચીને જ પ્રતિવાદીએ કે અપરાધીએ ગુન્હો કર્યો છે કે નથી કર્યો તે નિર્ણય પર આવવું અશક્ય છે. એકલી મુકેલી હકીકતોના ગુંચળામાથી કોઈ પણ સ્પષ્ટ અને સંવાદી હેતુની ક્રિયા શોધી કાઢવી અશક્ય થઈ પડશે. પોતાની સમક્ષ ઉભેલા અપરાધી બાબત દંડ વિધિશાસન કરવાને એકત્ર થયેલી પ્રમાણ પુરૂષગણની વાત જુદી છે; કેમકે તેઓ અપરાધ વિષેના પુરાવા ઉપરથીજ માત્ર નિર્ણય કરતા નથી પણ અપરાધની તપાસ ચાલતી હોય તે તપાસ દરમિયાનના સમયમા અપરાધીની અને સાક્ષીની મુખ ચર્ચા પર મુખ્ય તપાસ સરતપાસ દરમીયાન થતા ફેરફાર, તેની પ્રત્યુત્તર આપવાની રીત, અને સરળતાથી પ્રત્યુત્તર આપે છે કે અચકાઈને આપે છે એ બધી વાતનો ઉપયોગ પણ કરે છે. માત્ર હકીકતો પરથીજ કોઈ ચોક્કસ પરિણામ પર આવવું ભાગ્યેજ શક્ય છે. હકીકતો ઘણી છે. તે ઘણું બધુ પુરવાર કરે છે. તે સાબીત કરે છે કે અપરાધી માત્ર ભયંકર હત્યારો છે એટલુંજ નહિ પણ એ હૃદય-હીન કંગાળ છે કે જેનામાં પોતાની માશુકને પોતે પરિણીત છે એમ કહેવાની પણ હીંમત નથી. એ અપરાધીને પોતાના પદચિન્હો પૈશાચિક ચાતુર્યથી છુપાવતો બતાવે છે, અને વિકલ્પે એવી રીતે આચરણ કરતો બતાવે છે કે જે એમ બતાવે કે કયા તો એ અલ્પવિકલ મતિ છે કે કયા તો એની સામે લાદવામાં આવેલા અપરાધથી સાવ નિર્દોષ છે.

ઐતિહાસિક પાત્રો વિષે પણ આમજ બને છે. આપણને એમ લાગ્યાજ કરે છે કે જો આપણે સંપુર્ણ સત્ય જાણી શકીએ તો "પાટણની પ્રભુતા"વાળો મુંજાલ ખરેખર હૃદયપ્રેમી પરમપ્રેમી હતો કે કોક ક્ષણે શરીર પ્રેમી માનવ-ક્ષમ્ય-ભુલોને, આધિન માનવ સળેખડો હતો તે આપણે કહી શકીએ; પણ જે કાંઈ વસ્તુ, જે કાંઈ હકીકત, આપણી સમક્ષ આજે શ્રી. મુનશીની નવલત્રયીમાં છે તે બન્ને બાજુ બતાવી શકે એમ છે. અને સંપુર્ણ સત્ય શ્રી નારાયણ ઠકકુર કહે છે તે પ્રમાણે એ પણ હોય કે મુંજાલ અને મીનળ વચ્ચે કશો હૃદય પ્રેમ ન્હોતો અને શરીર પ્રેમ ન્હોતો.

જીવનને પોતાની સાથે સંવાદી રહેવાની જરૂર નથી; પણ વાર્તા પર તો સંવાદીપણું તેનામાં હોવું જોઈએ એવી બળજોરી નાખવામા આવેલી છે. એનો અર્થ એવો નથી કે વાર્તાની અંદર આવતા પાત્રોએ હમેશા હમેશા અનુરૂપ રીતેજ વર્તવું જોઈએ-એથી ઉલ્ટું હોય છે. એનો અર્થ એવો તો છે જ કે વાર્તાનો અંત આવી જાય ત્યા સુધીમા દરેક વ્યક્તિગત પાત્રોની જ નહિ પણ વાર્તાપ્રવાહની પણ વિસંવાદીતતાએ સર્વાંગસુખી સંવાદીતતાને આધીન બનવું પડે કે તેમા સમાઈ જવું પડે.

અને વિસંવાદીતતામાં સંવાદીતતા ધારણ કરવી; આકૃતિહીણતા ઉપર આકૃતિ ગોઠવવી. જીવનમાથી જે તત્વો ભેગા થઈને કાંઈક અર્થ મહત્વ ઉત્પન્ન કરે તેજ તત્વોને ચુંટવા; કાંઈક અવધારવું; આ બધાના પરિણામે આપણે "વિચાર" શોધી શકીએ જે પરિણામે નવલકથામાં કે નાટકમાં સ્ફુટ કરી શકાય.

વાર્તામાં પોતાની સાથે સમગ્રતા અને સંવાદીતતા એ બન્ને અર્થ મહત્વના આવશ્યક પ્રાથમિક અંશો છે. જીવનમાં એ અસ્તિત્વ ધરાવતા નથી–અલબત્ત આપણું ધ્યાન પ્હોંચે છે ત્યાંસુધી. પોતાની સચોટ દૃષ્ટિ, વિજય મેળવવાની શક્તિ, મુશ્કેલીમાથી માર્ગ કાઢવાની આવડત, કાર્યકારણની બરાબર સંપૂર્ણ સાંકળ એ બધું "ગુજરાતના નાથ" અને રાજાધિરાજ"ના કાકમા છે એટલે જ અંશે વાસ્તવિક જીવનમા બીજા કોઈમાં હોતું નથી. પોતાના જીવનમાં "કોકીલા"ના નાથબાળા જેટલા અનેક પરિવર્તનો, વેશપટાતરો કે રહસ્યમય વાર્તાઓ કોઈ નહિ અનુભવતું હોય. વાર્તા આ રીતે, આ દૃષ્ટિએ આવશ્યક રીતે જીવનથી વેગળી છે. માનવીની ઈચ્છા અને ક્રિયા વચ્ચે એવો એક પ્રતિભેદ છે કે જે જીવનમાં કોઈ પણ પ્રકારની ઘટના શોધવાના આપણા પ્રયાસોમાં અંતરાય નાખે છે. જીવન આપણને પરાજિત કરે છે પણ વાર્તા જીવનનું પુનર્વિધાન કરે છે જેમાં પ્રસંગને અનુરૂપ ન હોય તેવી લાગણીઓને દુર કરવામાં આવી છે, જેથી આપણે સંપુર્ણ જ્ઞાન તેથી જ્ઞાત બનીએ છીએ અને આપણે ઈચ્છીએ તો તે વિષે નિર્ણય કરી શકીએ છીએ.

જો ભુલ કરવી એ માણસને માટે સ્વાભાવિક છે તો કોઈ વસ્તુ વિષે નિર્ણય પર આવવું તે પણ માણસ માટે એટલુંજ સ્વાભાવિક છે. ખરી વાત એ છે કે નવલ વાચનાર વાચક જે નિર્ણય પર આવે તે નિર્ણય આવશ્યક રીતે નવલકાર જે નિર્ણય તેના પર લાદે છે તે છે; પણ સામાન્ય રીતે વાચક તે વાતથી અજાણ હોય અને એનો સંતોષ પોતાને થતી લાગણી ખરેખર પોતાની નથી પણ બીજાએ એના પર લાદેલી લાગણી છે એવા જ્ઞાનથી ખરેખર ઓછો થતો નથી.

નિર્ણય પર આવવું કે જાણી જોઈને નિર્ણય પર ન આવવું. વર્તમાન યુગમાં માનવ માનસના સર્વ ગુણોમાં સહિષ્ણુતાનો ગુણ સહુથી વધુ માનને પાત્ર ઠરે છે તેથી અત્યારનું વર્તમાન નવલસાહિત્ય એવા પ્રસંગો ઉભા કરે છે જે પ્રસંગોનું વાચક નીરીક્ષણ કરે અને નિર્ણય આપવાની જરૂરીયાત તેને રહે નહિ. વાચકને થતો સંતોષનો થોડો ઘણો ભાગ તો પોતે ઉદાર મતવાદી છે એવા જ્ઞાનથી થતો હોય છે. વાસ્તવિક રીતે નવલો ઝાઝા પ્રમાણમાં અધ્યાત્મિકવાદ વગરના જ હોય છે. કોઈ વસ્તુ વિષે નિર્ણય પર આવવું તેના કરતા તે વસ્તુને સમજવી તે વધારે સારૂં છે અને સમજશક્તિ તે સ્વેચ્છાથી નિર્ણય પર આવતા અટકાવવા માટે જરૂરી છે. નવલ આપણી સમક્ષ કાલ્પનિક સૃષ્ટિ રજુ કરે છે જે આપણે સમજીએ, ગ્રહણ કરી શકીએ અને નવલનો મુખ્ય હેતુ પણ એજ છે. નવલ નિર્ણય પર આવવા માટે જરૂરી સર્વ હકીકતો આપણને પુરી પાડે છે.

પણ આપણે જે સમજીએ છીએ તે તો લેખકની જ વિભાવના છે. લેખક એક ઘરડા ડોશીમાને શહેરની એક શેરીમા ભટકતા જુએ છે અને તે વખત સુધીના એના જીવનના સર્વ મુખ્ય પ્રસંગો તે ગોઠવી કાઢે છે. જે પ્રસંગો એ ગોઠવી કાઢે છે તે એ

ઘરડા ડોશીમાના જીવનમા બનેલા ખરેખરા પ્રસંગો નથી પણ અત્યારની તેની જે સ્થિતિ આવી પડી છે તેનો સંપુર્ણ અને સમગ્ર ખુલાસો આપતા કાલ્પનિક યથાક્રમ પ્રસંગો છે. વાર્તા સાચી નથી, ત્યારે તે લખવા લેખક આકર્ષાય છે શા માટે? એકતો લેખક ક્યાનો એમ માનતો હોય અને રસ લેતો હોય કે આ પ્રકારની સામાજિક ઐતિહાસિક બાજુ રજુ કરવામા ઘણું અર્થ મહત્વ રહેલુ છે. બીજું ડોશીમાના જીવનમા આદર્શ રીતે સામાજિક ઈતિહાસની બાજુ બતાવતા પ્રસંગો જે તે સામાજિક બાજુને નવી દૃષ્ટિ અને પ્રકાશથી રજુ કરી શકે તે ઉભા કરી શકાય. અને ત્રીજું જે પ્રસંગો બીજા કોઈ પણ પ્રકારે રજુ કરી શકાય તેના કરતા વધુ વિશદ અને નિર્ણાયક રીતે રજુ કરી શકાય. વાસ્તવિક જીવન સંવિધાન નહિ કરી શકે વર્તમાન જીવનમા કેટલીક વસ્તુઓના મુળ ભુતકાળમા ખોડાયલા છે, અને એમા ઘણી વસ્તુઓ એવી છે જે માત્ર ભવિષ્યમાજ સમજી શકાય. આથી અત્યારના જીવનનો એક પણ સમય તે ઐતિહાસિક સમયના સંપૂર્ણ વર્તમાન, ભુતકાળ કે ભવિષ્યકાળનો ઈતિહાસ જાણ્યા શિવાય સમજી શકવો અશક્ય છે. સમય વિષેનો, ઇતિહાસ સંપુર્ણ ન જ હોઈ શકે. પણ નવલમા અમુક માનવજીવનને સંપૂર્ણતા આરોપી શકાય અને એમ કરવાથી તેમા જે કાંઈ આવે કે બને તે સર્વ ઉપર સંપૂર્ણતા આરોપી શકાય.

આ વાસ્તવિક માનવજીવન નથી પણ કાલ્પનિક માનવજીવન છે લેખકને કોકિ અને જગદીશનું વાસ્તવિક જીવન જરા પણ ઉપયોગી નીવડત કે કેમ તે કહેવું ઘણું અ ભવિત થઈ પડત લેખક જીવનની વાસ્તવિકતાથી બધાતો નથી. લેખક જીવનની હકીકતો પણ બંધાતો નથી. કોકિલાને પોતાના હેતુનું તે આદર્શ પ્રતીક બનાવે છે. કોકિલાનું જીવન, કોકિલાના અનુભવમા લેખકને રસ નથી પણ પોતાના માનસમા રહેલી સ્ત્રી વિષેની અમુક ભાવનાઓ, સ્ત્રી અને પુરૂષના આદર્શ સબંધ વિષેના પોતાના અંતર્ગત વિચારોને લેખક નવલકથામા રજુ કરવા માગે છે અને આ ભાવનાઓ, આ અંતર્ગત વિચારો તેના માનસમા અસ્પષ્ટ રીતે અને નિરાકાર રૂપે ચોક્કસ રહ્યા હશે-જેથી તક મળતા પ્રસંગોને ઝડપી લઈ પોતાના હેતુને પુર્ણ કરવા આપણી સમક્ષ તે કોકિલા રજુ કરે છે.

વિચાર એ બે વસ્તુના સમન્વયથી બને છે-વસ્તુ અને પ્રકાર. તેથી જેને આપણે કેટલીક વાર પ્રેરણા કહીએ છીએ તે તેના આવિષ્કરણમા ઘણી ભ્રમણશીલ અને સવિરામ હોય છે. પ્રેરણા ભાવના અને તેને વ્યક્ત કરવાની તક કે પ્રસંગના દૈવાધિન સંયોગ પર આધાર રાખે છે શ્રી રમણલાલની કોકિલા એ તેમને કોકિલા લખવાની તક આપી પણ જો તેમનું માનસ જીવનના અવલોકનથી ભરપુર રસાયું ન હોત-જીવનનું એજ અમુક પ્રકારનું જીવન જેને વિષે એને થોડું જ્ઞાન હતું અને બાકીનું ઘણું જે એણે અનુમાની લીધુ હતું તો કોકિલાને રસ્તા પર જોઈ હોત છતા તે કોકિલા ન લખી શકત. બીજી રીતે જો કોકિલાને રસ્તા પર ન જોઈ હોત-જેના કાલ્પનિક યથાક્રમ જીવન ઇતિહાસે તેમની લાગણીઓને અને અભિપ્રાયનો આકાર અને સંશ્લેષ ન આપ્યા હોત તો તેમનુ માનસ ભલેને જીવનના અવલોકનથી ભરપુર રચાયુ હોત તો પણ તે "કોકિલા" ન આપી શકત.

નવલનો આ લેખક એક એવી વ્યક્તિ છે જેને જીંદગી વિષેની નિજ વિચારણા એ નિજ માનસનું ગુપ્ત અર્થ ગહત્વો અને શકયતાઓ હુંઢી કાઢવાનું અવિરત સાહસકર્મ છે. જીવન નહિ પણ ભી. ડી. એચ. લોરેન્સ કહે છે તેમ આપણે જેને જીવન કહીએ છીએ તેવા અર્ધમૃત દેહમાં જે જીવનનો અજ્ઞાત દેહ ગુપ્ત છે તેજ લેખકને તેની કલાના સાધન પુરા પાડે છે.

અભિપ્રાયોની, તર્કવિતર્કની, નિર્ણયની, લાગણીની અને મુલ્યાંકનની સમગ્રતા જે લેખકે પોતાના અભિજ્ઞાનમા ભરી રાખી હોય છે તેમાથી નવલકથા આવિર્ભુત થાય છે. પાત્રો કે બનાવો જ નહિ પણ લેખકની પાત્રો વિષે અને બનાવો વિષે શું લાગણી અને વિચાર છે તેજ નવલનો કાચો માલ છે; અને લેખકની વસ્તુને પકડી લેવાની દૃષ્ટિની મુખ્ય સિદ્ધિમા વિચાર અને લાગણી અને તર્ક વિતર્કની શક્તિ એ આવશ્યક અંશો છે. ભાવાર્થ વગરનો આકાર નકામો છે; અને વિષય, વિચાર એ ભાવાર્થ છે (જીવનનો અજ્ઞાત દેહ છે)–જેને આકાર આપવામા આવ્યો છે અને જેના વક્તવ્ય માટે યોગ્ય પ્રસંગ મળ્યો છે કે શોધવામા આવ્યો છે.

રાજકોટ. હસમુખલાલ. મ. કાજી

# ભાષા વિકાસ

## અને

# પારિભાષિક શબ્દોની રચના

( લેખક: શ્રી. કેશવપ્રસાદ દેસાઈ બી. એ., એલએલ. બી; )

" જીવનના સામાન્ય ઉદ્દેશોને ગુજરાતી ભાષા સંતોષી શકે એમ છે, પરંતુ ગુજરાતી પ્રજાનું જીવન જેમ જેમ ઉચ્ચ થતું જાય છે, તેમ તેમ ગુજરાતી ભાષા એવો ઉચ્ચ સંતોષ આપવા અસમર્થ જણાય છે, અને તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, ઇતિહાસ, રાજનીતિ, અર્થશાસ્ત્રાદિ નવીન ઉગેલી અને દિનપ્રતિદિન વૃદ્ધિ પામતી વિદ્યાઓને તૃપ્ત કરવાને એ તદ્દન અશક્ત નીવડી છે. "

કેશવલાલ ધ્રુવ.

### આદિકાળની આછી પાતળી ભાષા

ગુજરાતી ભાષા લગભગ પાચસો વર્ષ ઉપર લખાતી હતી, તે તો હવે સ્થાપિત થયું છે. (મુગ્ધાવબોધ મૌક્તિક સંવત ૧૪૫૦) તે વખતની અને અત્યારની ભાષાના શબ્દ ભંડોળ વચ્ચે ઘણોજ ફરક છે. તે સમય પછી ગુજરાતી ભાષાનો વિકાસ, ઉત્તરોત્તર ઘણી ઝડપથી થયો છે. જ્યારે કોઈ પણ પ્રજાનું જીવન સરળ અને સાદું હોય, ત્યારે તે પ્રજાની ભાષામા શબ્દ સંખ્યા ઓછી હોય. અત્યારે પણ દાહોદની ભીલ પ્રજા કે રાજપીપળાની રાની પ્રજા (ગાનીપરજ) પોતાના નિત્ય વ્યવહારમા ઘણા ઓછા શબ્દો વાપરે છે. તેઓ શિક્ષણ પામ્યા નથી; તેમની પ્રવૃત્તિઓ પરિમિત છે; પ્રવાસ તેમને નશીબે નથી; અને જ્યા વિકાસ પામેલા લોકોમા તેઓ નોકરી કરે છે, ત્યા તેમને ઘણુંખરું ઢોર માફક સહવાસમા જ ગખવામા આવે છે. એટલે ગાઢ પરિચયથી પણ તેમનો શબ્દભંડોળ વધતો નથી. પરિણામે આ પ્રજાઓનું શબ્દજ્ઞાન સાદી દિનચર્યા પુરતું જ છે. તેજ પ્રમાણે જ્યારે ગુર્જર પ્રજાનું જીવન અટપટું થયુ નહિ હોય, ત્યારે ગુજરાતી ભાષા પણ આછી પાતળી જ હશે સૈકે સૈકે ગુજરાતી ભાષામા શબ્દોનો વિકાસ કેટલો અને કેવી રીતે થયો, તેનો ઇતિહાસ લખાય તો તે ઘણો રસિક થાય.

### વિજેતાઓની ભાષાના શબ્દો

સંસ્કૃતની પુત્રી પ્રાકૃત ભાષામાથી ઉતરી આવેલી આપણી ગુજરાતી ભાષામા અત્યારે ફારસી તથા ફારસી મૂળમાથી ઉતરેલા ઘણા શબ્દો પ્રચલિત છે, જ્યારે ગુજરાતમા બાદશાહી હતી ત્યારની આ અસર છે. તે સમયે દરબારી ભાષા ફારસી હતી. આગેવાન હિંદુ શહેરીઓ પણ ફારસીનો અભ્યાસ કરતા હતા, અને નિત્ય વ્યવહારના દસ્તાવેજો પણ તે ભાષા અને તે લીપિમા લખાતા હતા આ કારણથી ગુજરાતી ભાષામા સંખ્યાબંધ ફારસી શબ્દો આવ્યા. આમાના કેટલાએક તેમનું અસલ સ્વરૂપ સાચવી રહ્યા છે, અને બીજા ઘણુ ગુજરાતી સ્વરૂપ પામ્યા છે. અત્યારે તો આ સર્વ શબ્દો ગુજરાતી જ કહેવાય તેજ પ્રમાણે

જ્યારે ગુજરાતમા ગાયકવાડી રાજ્ય આવ્યુ ત્યારે ગુજરાતીને મહારાષ્ટ્રી ;અથવા ,મરાઠી ભાષાનો સસર્ગ થયો અને કેટલાએક મરાઠી શબ્દો પણ ગુજરાતીમા દાખલ થયા. વળી બાપુસાહેબ ગાયકવાડ અને રાધાબાઈ જેવા જન્મે દક્ષિણી પણ વસવાટે ગુજરાતી બનેલાયે ગુજરાતી કવિતા રચી આ કવિતાઓમા ભારોભર મરાઠી શબ્દો છે આ ઉપરાત ગુજરાતમા પોર્ચુગીઝ થાણા, દિવ અને દમણ અત્યારે પણ છે. વલદાઓએ પણ સ્થળે સ્થળે ગુજરાતમા કોઠીઓ નાખી હતી. આ સૌ ગુજરાતી ભાષામા પોતાના થોડાઘણા શબ્દો મૂકી ગયા છે.

અગ્રેજોએ તો ગુજરાતમા મહારાજ્ય જમાવ્યુ જે દેશી રાજ્યો રહ્યા તેના ઉપર પણ તેમણે સર્વોપરિ સત્તા મેળવી દરબારી ભાષા અગ્રેજી બની. કેળવણીની પદ્ધતિ નવેસરથી રચાઈ, અને તેમા અગ્રેજીને પ્રાધાન્ય અપાયુ. નવા સ્થપાયલા અને જલદી વિકાસ પામતા રાજ્યની આ રાજ્યભાષાની મોહિની શહેરીજનોને લાગી તેમા કાઈ નવાઈ નથી. માધ્યમિક અને ઉચ્ચશિક્ષણ ક્રમમા તો અગ્રેજી મારફતે જ શિક્ષણ અપાયુ અને પરીક્ષાઓ લેવાઈ. આ ક્રમમા ગુજરાતી ભાષાની તો અવગણના જ થઈ છતાયે ઘણા ગુજરાતીઓ અગ્રેજી ભાષા અને તેની મારફતે પશ્ચિમની સસ્કૃતિ અને પ્રગતિના સપર્કમા આવ્યા. તેનુ એક પરિણામ એ આવ્યુ કે ગુજરાતી ભાષા અમુક રીતે સમૃદ્ધ થવા લાગી નર્મદ દલપતના સમયમા, અને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની સ્થાપનાના કાળમા, ગુજરાતી ભાષાનું શબ્દભડોળ હતું તેના કરતા સરસ્વતીચદ્રમા વિપુલ શબ્દભડોળ દેખાય છે. પશ્ચિમના સાહિત્ય, સંસ્કૃતિ, અને પ્રશ્નોના સસર્ગથી ગુજરાતીઓને નવી ,નવી દૃષ્ટિઓ સાપડી· અને તે સમયે શિક્ષિત ગુજરાતીઓ ઘણુંખરૂ નવા પ્રશ્નોની ચર્ચા અંગ્રજી ભાષામા કરતા હતા, છતાયે ગોવર્ધનરામે સરસ્વતી ચદ્રમા સખ્યાબધ પ્રશ્નો ગુજરાતીમા ચર્ચ્યા. તેમણે પણ પાનાના પાના અંગ્રેજીમા વિચાર કરતા પાત્રો આલેખ્યા છે, છતાયે જાણે અજાણે તેમણે ઘણા નવા શબ્દો રચ્યા તથા જુના શબ્દો અમુક નવા અર્થોમા વાપર્યા આ સમયમા અગ્રેજી ભણેલા ગુજરાતીઓએ અગ્રેજ કાવ્યોની અસરવાળા કાવ્યો પણ રચ્યા. તેમા પણ નવા શબ્દો થયા આ રીતે ગુજરાતી ભાષાનું શબ્દભડોળ વધવા લાગ્યુ

## પાશ્ચાત્ય સંસ્કૃતિની અસર

વળી આજ અરસામા અંગ્રેજ અધિકારીઓ વેપારીયો, અને પ્રવાસીઓની સખ્યા પણ વધી પશ્ચિમનો પ્રવાસ કરનાર ગુજરાતીઓ પણ વધ્યા. અને અગ્રેજી ભણતર પણ વૃદ્ધિ પામ્યુ એટલે પૂર્વ પશ્ચિમની સંસ્કૃતિ અને સાહિત્ય એક બીજાના વધુ સસર્ગમા આવ્યા વર્તમાનપત્રો અસ્તિત્વમા આવ્યા દૈનિકો, અઠવાડિકપત્રો, માસિકો, અને ત્રૈમાસિકો, ગુજરાતીમા પ્રસિદ્ધ થવા લાગ્યા સામયિકપત્રોમા ટુકી કે ચાલુ વાર્તા આવશ્યક ગણાઈ અને તે માટે અગ્રેજી નવલ નવલિકાના ભાષાતર રૂપાતર થવા લાગ્યા અગ્રેજી નવલોમા પશ્ચિમના સમાજનુ વર્ણન હોય તે ઉતારવા ગુજરાતી ભાષામા પુરતા શબ્દો હોય નહિં એટલે કાતો તે નવા રચવા પડે કે આપોઆપ રચાઈ જાય અથવા તો તે માટે અગ્રેજી શબ્દો વપરાશમા આવે આ રીતે પણ ગુજરાતી ભાષા સમૃદ્ધ થતી ગઈ

## વર્તમાન પત્રોએ ભજવેલો ભાગ

આ સદિમા પૃથ્વીભરમા વિજ્ઞાનની પ્રગતિ ઘણી થઈ. વિજ્ઞાનથી આર્થિક ઉન્નતિ થાય છે એમ સામાન્ય માન્યતા થઈ હતી. જનતાને વિજ્ઞાનનો રસ લગાડવા અંગ્રેજી ભણેલાઓએ વિજ્ઞાનના ભાષાંતર કર્યા તે માટે પણ નવા નવા શબ્દો રચાયા. વળી ઉત્તરોત્તર નવી શોધખોળો દુનિયામા થઈ. બલૂન અને ત્યાર પછી એરોપ્લેન શોધાયાં. ગ્લાઈડીંગ પણ શરૂ થયું વાયરલેસ અને રેડીયોની શોધ થઈ. ચિત્રપટ અને બોલપટ આવ્યાં. ઉત્તરધ્રુવ અને દક્ષિણધ્રુવ તરફ શોધક વહાણવટીઓ ગયા. હિમાલયના ગૌરીશંકર અને નાગા પર્વત ઉપર ચઢનાર ટુકડીઓ આવી. આ સર્વના સમાચારો વર્તમાનપત્રોમા આવવા લાગ્યા. તે માટે તેમણે રૂટર અને એસોશાયેટેડ પ્રેસના તાર મંગાવ્યા. અને રોજને રોજ આ તારના ભાષાંતરો તથા અન્ય સમાચારો દૈનિક પત્રોમા આવવા લાગ્યા. અને તે માટે તેમણે ઘણાં નવા શબ્દો પ્રચલિત કર્યા. ભાષા વિકાસમા સામયિક પત્રોએ જે ફાળો આપ્યો છે તેનો ઇતિહાસ લખાય તો જરૂર તેમની સેવા જાણી શકાય. ગુજરાતી ભાષામાં નવા શબ્દો આપવા ઉપરાત, આ પત્રોએ જનતામા ગુજરાતી ગદ્યની લેખન પદ્ધતિઓનો પણ પ્રચાર કર્યો. સાહિત્યના શિષ્ટ ગ્રંથો તો અમુક માણસો અમુક વખતે જ વાંચે પણ દૈનિકો રોજ અને સતવારીયા સાત સાત દિવસે પ્રસિદ્ધ થાય. તેમાંના સમાચાર અને અન્ય વિવિધતાને લીધે તેમનો ફેલાવો સારો થાય. અને લોકો ઉપર તેમાની ભાષા સરણીની અસર થાય. આ રીતે ભાષાનુ કલેવર ઘડવામાં સામયિકપત્રો મોટા ફાળો આપે છે. વિવિધ વર્તમાન માટે, પૃથ્વીભરના સમાચાર માટે, શોધખોળની માહિતી માટે સામાન્ય શબ્દભંડોળ ઉપરાત સંખ્યા બંધ પારિભાષિક શબ્દો પણ તેઓ વાપરે અને તેમના વાચકોમા તેમનો પ્રસાર કરે. અમુક વિષયોમા પરિભાષા રચવા જેટલી ધીરજ તેમનામાં ના હોય તો તેઓ અંગ્રેજી શબ્દો વાપરીને તેમના વાચકોમા તેમને લોકપ્રિય બનાવીને ચાલુ કરે. આ રીતે જ ગુજરાતી જનતમા ઘણા અંગ્રેજી શબ્દો જાણીતા થયા છે.

## વ્યવસ્થિત વિકાસની આવશ્યકતા

સાદું અને સરળ જીવન, શિક્ષણ પ્રચારથી, જીવન વિકાસથી, અને અન્ય સંસ્કૃતિઓના સંપર્કથી, અટપટું અને વિવિધતાવાળું થાય છે. આ અભિનવ જીવનમાં ભાષા વિકાસની જરૂર પડે છે. આ વિકાસ સ્વાભાવિક ક્રમે તો થાય છે જ. પરંતુ વ્યવસ્થિત વિકાસ અને અવ્યવસ્થિત વિકાસ વચ્ચે ઘણો ફરક પડે છે. અને ભાષાહિતની દૃષ્ટિયે, આ વિકાસ વ્યવસ્થિત હોવો જોઈએ. પરંતુ આ વ્યવસ્થામા કાંઈ લશ્કરી સખ્તાઈ હોઈ શકે નહિ એ તો સૂચન અને પ્રચારકાર્યથી જ સાધ્ય થઈ શકે. ભાષા તો લોક સમસ્તની વાણી ‌છે તે વાત વીસરવી જોઈયે નહિ. લોકવાણી ઘડાતી હોય ત્યારે ખાસ સૂચનોથી જ તે વા‍ળી શકાય, અમુક રીતે તેને દોરી શકાય, અને એટલા પુરતી વ્યવસ્થાની જરૂર પડે. આજે તો નવી નવી બાબતોમા લોકવાણી તે વર્તમાનપત્રોની વાણી જ છે. સામાન્ય જનતા ઘણીયે બાબતોના વિચાર અત્યારે વર્તમાનપત્રોને લીધે જ કરે છે. અને વર્તમાનપત્રે સંબંધી વાપરેલી ભાષા તે લોકભાષા બની જાય છે.

## વાયુરથની પરિભાષા

દાખલા તરીકે એરોપ્લેન સબંધી પરિભાષા લ્યો કોઈ વિદ્વાન સાહિત્યકારના વૈજ્ઞાનિક પુસ્તકમા આ સબંધી જે પરિભાષા વપરાઈ હશે તે લોકવાણીમા આવે કે ના આવે પણ વર્તમાનપત્રોમા એરોપ્લેન સંબધી જે સમાચારો આપતા જે પરિભાષા કે શબ્દો વપરાયા હશે તે તો લોકોમા પ્રચલિત થઈ જશે વાયુરથ વાયુમાર્ગ સ્થાનક, વાયુરથ સચાલક, વગેરે શબ્દો લોકપરિચિત નથી પણ એરોપ્લેન, એરોડ્રોમ, પાઇલટ, વગેરે શબ્દો વર્તમાન પત્રોમા વારવાર વપરાય છે અને લોકવાણીમા તે પ્રચલિત થઈ ગયા છે અને અગ્રેજી ન જાણનાર લોકો પણ ગમે તેવા ઉચ્ચારો સાથે આ શબ્દો વાપરે છે આ શબ્દો હવે ગુજરાતી શબ્દો ગણાય કે નહિ તે એક પ્રશ્ન છે અમદાવાદ અને ભાવનગર તથા મુબાઈ અને કરાચી જ્યા ગુજરાતીઓ મોટી સખ્યામા વસે છે, ત્યા નિયમિત વાયુમાર્ગ વહન શરૂ થઈ ગયુ છે ગુજરાતીઓએ વાયુરથના સારથીપદ માટે પ્રમાણપત્રો મેળવ્યા છે ગુજરાતીઓ વાયુરથના ભૂમિચત્ર શાસ્ત્રીઓ માટે પરદેશ જઈ પરીક્ષા આપી આવ્યા છે, એટલે વાયુરથ કે વિમાન સબધી વાતો ગુજરાતી ભાષામા ચર્ચાશે જ અને તે માટે જલદી વપરાય અને જલદી સમજાય તેવી પરિભાષા જોઈશે જ

## બૅટબૉલની પરિભાષા

તેજ પ્રમાણે બૅટબૉલની રમતનો દાખલો લઈયે આ રમત હવે પશ્ચિમ હિંદના શહેરોમા, તથા જ્યા જ્યા માધ્યમિક શિક્ષણ સસ્થાઓ છે ત્યાના વિદ્યાર્થી અને ઇતર વર્ગોમા સામાન્ય થઇ ગઇ છે રાજકોટ, જામનગર, અમદાવાદ, મુબાઈ અને કરાચીમા દેશપરદેશની ખેલાડી ટુકડીયો, સ્થાનિક ખેલાડી ટુકડીયો સાથે રમત ખેલવા–સરસાઈ માટે –સર્વોપરિપદ મેળવવા માટે–સ્પર્ધા કરવા આવે છે મુબાઈની ચતુરગી રમત તો એક વાર્ષિક પર્વ લેખાય છે અને તેના સમાચાર જાણવા, તે રમતની ઝીણી ઝીણી વિગતો જાણવા ગામેગામ ગુજરાતીઓની મોટી સખ્યા આતુર હોય છે એટલે આ રમતોના સમાચાર તથા વર્ણનો ગુજરાતી પત્રોમા વિગતે આવે છે અને લોકો તે હોશે હોશે વાચે છે આ રમત માટે પણ પરિભાષાની જરૂર પડે છે અત્યારે તો તે મોટે ભાગે અગ્રેજી શબ્દો વપરાય છે બૅટ, બૉલ, સ્ટપ, પીચ, ગ્રાઉંડ, વિકેટ, વિકેટકીપર, બ્રેકઑન, લેગબીફોર, વગેરે શબ્દો ગુજરાતી વર્તમાનપત્રો, ગુજરાતની મીડલ સ્કૂલના વિદ્યાર્થીઓ અને મુબાઈની અગ્રેજી નહિ ભણેલી અનેક ગુજરાતણો પણ છુટથી વાપરે છે આ રમતે ગુજરાતમા તથા ગુજરાતી વર્તમાનપત્રોમા પોતાનું સ્થાન મેળવ્યુ છે ગુજરાતી ખેલાડીયોએ ઈંગ્લંડમા પણ નામ કહાડયું છે, તથા ગુજરાતના દેશી રાજ્યોમા આ રમતને રાજ્યાશ્રય મળ્યો છે એટલે આ રમતની પરિભાષાનો પ્રશ્ન વ્યવહારૂ પ્રશ્ન બન્યો છે.

## અટપટું અર્વાચીન જીવન

વિજ્ઞાનની શોધો અને પશ્ચિમની રમતો ઉપરાત ગુજરાતી વેપાર જીવનમા પણ અનેક બાબતો પ્રવેશી છે મીલઉદ્યોગ અને શેર બજારમા ગુજરાતીઓ સર્વોપરિ પદ ભોગવે છે સહકારી હીલચાલ અને વીમાકપનીઓએ ગુજરાતમા પ્રવેશ કર્યો છે બેક અને પોસ્ટ ઑફીસ નિત્ય ઉપયોગની સસ્થાઓ બની છે આ સર્વને અગે અનેક અંગ્રેજી ૨ ?

જે પારિભાષિક શબ્દો લેખી શકાય, તે આપણી ભાષામા પ્રવેશ્યા છે. મીલ, ગૅર, ડીબેન્ચર, ડીપૉઝીટ, બૉઇલર, લીમીટેડ કંપની, વીમાની પૉલીશી, પ્રીમીયમ, મોટર, ડ્રાઇવર, રજીસ્ટર્ડ કાગળ, સેવિંગ્સ બૅંક, ફીક્સડ ડીપૉઝીટ, ક્વૉરન્ટાઈન, હાઉસીંગ સોસાઇટી વગેરે અનેક અંગ્રેજી શબ્દો વર્તમાનપત્રોમાં આપણે વાચીયે છીયે અને બજારોમા સાભળીયે છીયે. વિચાર કરીને તારવીયે તો, કેટલા બધા અંગ્રેજી શબ્દો, હાલના અટપટા જીવનમા વપરાય છે તેનો ખ્યાલ આવે.

ગુજરાતી ભાષાની ખીલવણી આ નવીન વિષયો પુરતી થઈ છે તો ખરી જ. પરંતુ તે યોગ્ય દિશાયે, કે જોઇયે તેટલી થઇ છે, કે કેમ તે પ્રશ્ન વિચારવા જેવો છે. વળી આપણી ભાષાની વધતી જતી જરૂરીયાતો શી રીતે પૂર્ણ કરવી તે પ્રશ્ન પણ અગત્યનો છે. આ સર્વ પ્રશ્નોનો ઉકેલ આણ્યા વિના ભાષાનો યોગ્ય વિકાસ થઈ શકે નહિ ગુજરાતી વિદ્વાનોના સમેલન સમક્ષ આ ઉપયોગી પ્રશ્ન વિચારણા માટે હું રજુ કરૂં છુ. સાહિત્ય વિભાગ તેમજ પત્રકાર વિભાગ બન્નેયે ભેગા મળી આ પ્રશ્નનો ઉકલ કરવાનો છે.

### વિચારણીય મુદ્દાઓ

આ સંબંધમા નીચેના મુદ્દાઓ, વિચાર માટે રજુ કરી શકાય.

ગુજરાત અને ગુજરાતીઓની વધતી જતી પ્રવૃત્તિને અનુરૂપ ભાષા કે પરિભાષા ખીલવીને ગુર્જરગિરા કેવી રીતે સમૃદ્ધ કરવી ?

વિજ્ઞાન, વેપાર, કે રમત આદિ વિષયોની ભાષા માટે ખાસ નવા શબ્દો ઘડવા કે તે માટેના અંગ્રેજી શબ્દો જ ગુજરાતીમા વાપરવા ?

આ માટે સમસ્ત ગુજરાતમા એક જ શબ્દનો ઉપયોગ કરવો ઇષ્ટ હોય તો, તેવા શબ્દ પ્રચલિત કરવા શા ઉપાય યોજવા ?

આ પરિભાષા માટે અન્ય પ્રાંતીય ભાષાઓ સાથે સહકાર સાધવાથી કાંઈ લાભ થાય ખરો ?

વર્તમાનપત્રો અને સામાયિકપત્રો આ સંબંધ ઘણુ કરી શકે તેમ હોવાથી, તેઓનો સહકાર કેવી રીતે સાધવો ? તથા તેઓ સઘળા આ સંબંધમા એક જ નીતિ ધારણ કરે તે માટે શુ કરવુ ?

પુસ્તક પ્રકાશન સંસ્થાઓ, પાઠ્ય પુસ્તકના લેખકો, અને શિક્ષણ ખાતાનો સહકાર મેળવવા શું કરવું ?

ગ્રામ્યોદ્ધારક પ્રવૃત્તિને અંગે " આકાશવાણી યંત્રો " વપરાય તો અથવા તો તે વિના " આકાશવાણી " સંચાલકો સાથે આ સંબંધમા કેવી રીતે સહકાર સાધવો.

સાહિત્યની સતત પ્રવૃત્તિ કરનાર સંસ્થાઓ તથા સાહિત્ય પરિષદ આ બાબતમાં શા પગલા ભરી શકે ?

આ મુદ્દાઓ ઉપર આ સમેલનમા પૂર્ણ ચર્ચા થશે, તથા સાહિત્ય 'પરિષદ માટે કાર્યમાર્ગ નિર્ણિત થશે, એમ આશા છે. ભાષાવિકાસની દૃષ્ટિયે આ પ્રશ્ન ઘણો ઉપયોગી છે તે તો દેખીતું છે.



# ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે નિયોજિત મુદતબંધી કાર્યક્રમ



( લેખક શ્રી. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ. બી એ, )

વીસેક વર્ષ ઉપર દેખીતો નજીવો પણ પરિણામમા ગભીર ક્રાંતિવાદી એવો એક બનાવ અમદાવાદમા બનવા પામ્યો હતો, તેનો આ પ્રસગે ઉલ્લેખ કરવો ઘટે છે

મહાત્મા ગાધીએ, દક્ષિણ આફ્રિકાથી હિંદમા પાછા ફર્યા બાદ, આખા દેશમા ફરી, આખરે અમદાવાદમા કાયમ નિવાસનો નિર્ણય કરી, સાબરમતીના તીરે સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી હતી અહિં દેશપરદેશના અનેક જાણીતા અને નામાંકિત સ્ત્રીપુરુષો એમની મુલાકાતે પધારતા, તેમના દર્શનનો અને પ્રસગોપાત્ તેમને સાભળવાનો લાભ મેળવતા એ અમદાવાદનુ સુભાગ્ય હતું

એક પ્રસંગે હિન્દનુ ઉમદા નારીરત્ન, કોકીલકંઠી શ્રીમતી સરોજિની નાયડુ સત્યાગ્રહ આશ્રમમા આવ્યાની ખબર પડતા અમદાવાદના શિક્ષિત સમાજે તેમને સાભળવાનો યોગ સાધવા આનદભુવન થીએટરમા તેમનુ જાહેર વ્યાખ્યાન ગોઠવ્યુ હતુ

એક કવિયત્રી તરીકે શ્રીમતી સરોજની નાયડુનું નામ અગ્રેજી વાચક આલમમા જાણીતુ હતુ અને એક તેજસ્વી અને પ્રતાપી વક્તા તરીકે તેમની કીર્તિ બહોળી પ્રસરેલી હતી આવા સન્માનિત સનારીનું દર્શન કરવા, તેમના માધુર્યભર્યા શબ્દોનું પાન કરવા કયો હિન્દી ઉત્સુક ન હોય !

આખુ થીએટર વ્યાખ્યાનનો સમય થતા પહેલા ચીકાર ભરાઈ ગયુ હતુ અને મહાત્માજી, શ્રીમતી નાયડુ સાથે, વખતસર આવી જતા, સભાનું કામ શરૂ કરવામા આવ્યુ હતું

તે સમયે અગ્રેજી શિક્ષણની પેઠે ભણેલાઓમા અગ્રેજી વક્તૃત્વનો મોહ પ્રબળ અને વિશેષ હતો વાતચીતમા તેમ ભાષણમા, ચાલુ કામકાજમા તેમ ખાનગી પત્ર વ્યવહારમા અગ્રેજીનો ઉપયોગ બહુધા થતો અને સૌ કોઈ તે ભાષામા પ્રવિણતા મેળવવાને પ્રયાસ કરતુ હતુ

સભામાના હાજર ઘણાખરાની એવી માન્યતા હતી કે શ્રીમતી સરોજિની અગ્રેજીમા ભાષણ આપશે, પણ તેમણે ઉભા થતા, મહાત્માજીને સબોધીને પૂછ્યુ, કયી ભાષામા બોલુ, અને તેનો ગાધીજીએ તુરત જવાબ આપ્યો, કે સઘળા સમજી શકે એવી હિન્દી બોલીમા

શ્રોતાવર્ગને એ સાભળીને આઘાત પહોચ્યો, કેમકે તેમનું માનસ જુદી રીતે ટેવા યલુ હતુ અને શ્રીમતી નાયડુને હિન્દીમા બોલવાનો ઝાઝો મહાવરો નહિ તેમ તેમા હિન્દી ઉર્દુ શબ્દો મિશ્રિત હોવાના કારણે તે વ્યાખ્યાન રસપ્રદ થઈ પડશે નહિ એમ પણ કેટલાકને લાગેલુ પણ એક મુરીદને શોભે એવી અદબ અને આમન્યાથી તેમણે એક કલાક

સુધી વાગ્પ્રવાહ છટાપૂર્વક ચાલુ રાખી, ગુરુની આજ્ઞાને માન આપ્યું હતું. જોકે તેમ કરવામા તેમને થોડીક મુસ્કેલી શરૂઆતમા જણાઈ હતી.

આ નવા પ્રયોગ સામે અંગ્રેજી શોખીનોમાથી એ ચારે સ્થાનિક વર્તમાનપત્રોમા ચર્ચાપત્રો લખી મોકલી પોતાનો વિરોધ અને રોષ વ્યક્ત કર્યો હતો; પણ તે દિવસથી એ આખતરાએ જડ પકડી, એ પ્રથા સર્વમાન્ય થઈ પડી છે એમ કહી શકાય.

એ પ્રથાને પુષ્ટિ આપનારો બીજો એવો પ્રસંગ ટૂંક મુદતમા બનવા પામ્યો હતો.

સન ૧૯૧૭મા બીજી ગુજરાતી કેળવણી કૅાન્ફરન્સ ભરૂચમા મળનારી હતી; તેના પ્રમુખપદે મહાત્માજીની વરણી થઈ હતી. સદરહુ કૅાન્ફરન્સ ગુજરાત પુરતી હોવા છતા, તેના પ્રમુખનું ભાષણ, શિરસ્તા મુજબ, અંગ્રેજીમા લખાતું; પહેલી કૅાનફરન્સના પ્રમુખ સર ચીમનલાલે તેમનુ વ્યાખ્યાન અંગ્રેજીમા જ આપ્યુ હતું

પણ મહાત્માજી પ્રચંડ ક્રાંતિકારી છેઃ ઉપરોક્ત પ્રથા તેમને પસંદ ન પડી તેઓ માતૃભાષાના પૂજક અને ભક્ત છે: અને એમની દઢ શ્રદ્ધા છે કે જનતાના ઉદ્ધાર અને ઉત્કર્ષ સારૂ માતૃભાષાનો ઉપયોગ અને પ્રચાર જ એક રામબાણ ઇલાજ છે, એટલે તેમણે પરિષદના પ્રમુખ તરીકેનુ વ્યાખ્યાન ગુજરાતીમા લખ્યુ એટલું જ નહિ પણ તેનું કામકાજ સ્વભાષામા ચલાવ્યુ હતું કોઈ સ્થળે બોલવાનુ પ્રાપ્ત થાય ત્યા, ખાસ કારણ સિવાય, ગુજરાતી કે સમસ્ત દેશની સર્વસામાન્ય ભાષા હિન્દીનો જ ઉપયોગ તેઓ કરતા. ચાલુ વિચાર પ્રવાહ સામે એ પ્રકારે કામ લેવામા તેમને ઘણો વિરોધ વેઠવો પડેલો એટલુજ નહિ પરંતુ તે કાર્યમા તેમને પોતાને પણ થોડો શ્રમ પડેલો નહિ; એક દઢ સંકલ્પવાળો પુરુષ નિશ્ચય કરે તો કેટલે અંશે સિદ્ધિ મેળવી શકે છે તેનું એ પ્રસંગે એક ઉત્કૃષ્ટ દૃષ્ટાંત પૂરૂં પાડે છે.

આપણા મહાકવિ પ્રેમાનંદે, ગુજરાતી ભાષા સાહિત્ય–તેના અમુક અંગો,–બરોબર સમૃદ્ધ થવા ન પામે ત્યા સુધી, એવી લોકવદંતિ છે કે, પોતે માથે પાઘડી નહિ પહેરવાની પ્રતિજ્ઞા લીધી હતી; તે કાળે ઉંમરલાયક પુરુષ પાઘડી ન પહેરે એ એક દૂષણ લેખાતું. એવું મહાન વ્રત મહાત્માજીએ માતૃભાષાના પ્રચાર અર્થે ગ્રહણ કરેલું માલમ પડે છે. એમણે માતૃભાષાનું મહત્વ અને ગૌરવ વધાર્યું છે, એટલુંજ નહિ પણ એમના પ્રયાસથી ગુજરાતીએ સમાજજીવનમા તેનું યથાયોગ્ય સ્થાન પાછુ મેળવ્યું છે; અને તેનો બહોળો ઉપયોગ તેમ અભ્યાસ થવા પામ્યો છે.

છેલ્લી યુરોપીય લડાઈ પહેલાની આપણા દેશની સ્થિતિથી જેઓ પરિચિત છે, તેમને આ પરિવર્તન, ખરેખર, વીસમી સદીની એક નવાઈ જ લાગશે.

એ સાધનવડેજ તેઓ જનસમુદાયને પોતાનો સંદેશો પહોચાડી શક્યા છે, એટલુંજ નહિ પણ નવીન વિચાર પ્રવાહ ગતિમાન કરી ગુજરાતી સાહિત્યની સુંદર સેવા કરવાની સાથે, તેની ઉપર સજ્જડ છાપ પાડેલી છે, પણ તે આખોય વિષય તદ્દન સ્વતંત્ર વિચારણા માગી લે છે.

બ્રિટિશ રાજ્ય અમલ આપણા દેશમાં સ્થાપિત થતા અંગ્રેજ હાકેમોએ યુરોપીય જ્ઞાનને પ્રાધાન્ય આપી, શિક્ષણ માટે અંગ્રેજી ભાષાને પસંદ કરી હતી પરંતુ તેનો ઉદ્દેશ

એવો નહોતો કે શિક્ષણના વાહન તરીકે સ્વભાષાનો ત્યાગ કરી, કેવળ અંગ્રેજીનો ઉપયોગ કરવો, પણ નવા વિચારપ્રવાહમાં સૌકોઈ ખેંચાઈ અંજાઈ અંગ્રેજી ભાષાસાહિત્યના અભ્યાસ પાછળ ઘેલા બન્યા હતા, અને રાજ્યકર્તાઓને તો તે અનુકૂળ અને રુચતું જ હતું પણ આપણા કેળવાયલા વર્ગ ઉપર તેની ખૂબ ખરાબ અસર થવા પામી હતી, વિદેશી અને અપરિચિત વાહન દ્વારા નવું શિક્ષણ મેળવવા જતાં, તેમને ઘણું સોસવું પડયું હતું, અને ઘણાનો માનસિક વિકાસ શ્રમસાધ્ય અને કુંઠિત બન્યો હતો, અને તેમાં વધારે શોકજનક એ હતું કે એ નવશિક્ષિતોએ માતૃભાષાનું વાચન અને અભ્યાસ કરવાનું છોડયું હતું આ હાનિ થોડી નહોતી તેઓ અંગ્રેજી ભાષા સાહિત્યના પૂરા પૂજારી બન્યા હતા, માતૃભાષા તેમને ગામઠી લાગતી, એટલે તે પ્રતિ ધ્યાન જ આપતા નહિ એ સ્થિતિમાં શાળા પાઠશાળાના અભ્યાસક્રમમાંથી તે ટળે એ સ્પષ્ટ છે પણ એ શરમજનક પરિસ્થિતિ નિવારવા સ્વર્ગસ્થ રાનડેએ વીસમીસદીના આરંભનાં વર્ષમાં, ભગીરથ પ્રયત્ન કરી, દેશી ભાષાઓનું વાચન અને અભ્યાસ વધે, એ ઉદ્દેશથી યુનિવરસિટિની એમ એ, ની પરીક્ષામાં દેશી ભાષાના વિષયને સ્થાન અપાવવા તેઓ શક્તિમાન થયા હતા, પણ તે ઠરાવ એકરીતે પ્રશંસાપાત્ર હતો, પણ તે વસ્તુત દ્રાવિડી પ્રાણાયામ સમાન હતો

માતૃભાષાને બદલે શિક્ષણના વાહન તરીકે અંગ્રેજીને પસંદ કરી જેવી ગંભીર ભૂલ કરવામાં આવી હતી તેવી રીતે હાઈસ્કૂલોના નીચના ધોરણોમાંથી માતૃભાષાનો વિષય દાખલ કરવાને બદલે, છેકછેવટની અને એક જ પરીક્ષા માટે તેને સ્થાન અપાયું એ નિર્ણય ડહાપણ ભરેલો તેમ વ્યાજબી નહતો વિદ્યાર્થીઓમાં થોડાક જ એવી મ્હોટી અને ઉંચી ફલંગ મારી શકે, કારણકે પ્રાથમિક શાળામાં અભ્યાસ કર્યા પછી તે ઉમેદવારને વચલા વર્ષોમાં એ વિષય શિખવાને ભાગ્યે જ તક સાંપડતી હતી

આ કઢંગી અને અયુક્ત વ્યવસ્થા હતી એ સૌ સમજતા, પણ સરકારી સ્થાપિત ધોરણો સામે કાંઈ થઈ શકતું નહિ પણ લડાઈ દરમિયાન કલકત્તા યુનિવરસિટિ કમિશન ઉંચી કેળવણીનો પ્રશ્ન સમગ્રરીતે અવલોકવા નિમાયું હતું, તેનો રીપોર્ટ બહાર પડયા પછી માતૃભાષાનું મહત્વ પિછાનવામાં આવી, અગાઉની તેની સ્થિતિમાં સુધારો કરવામાં આવ્યો હતો

મુંબાઈ યુનિવરસિટિએ તે પછી માતૃભાષાના વિષયને બી એ, ના પાસ વર્ગમાં અને પાછળથી બી એ ઑનર્સ કોર્સમાં દાખલ કર્યો અને હાઈસ્કુલોના ચાર ધોરણોમાં તેને સ્થાન આપી, મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં તે વિષય લેવા પરવાનગી અપાઈ હતી, પણ કમનસીબીની વાત એ હતી કે તેને કૉલેજના પહેલા અને બીજા વર્ષમાં સ્થાન ન હોવાથી, વચ્ચે તુટ પડતી તે આવતા વર્ષથી સુધારવામાં આવનાર છે, એટલે હવેથી હાઈસ્કૂલના ચોથા ધોરણથી શરૂ કરીને તે એમ એ, ની પરીક્ષા સુધી એક વિદ્યાર્થી માતૃભાષાનો સળંગ અભ્યાસ કરવા અને તેની પરીક્ષા આપવા શક્તિમાન થશે

આ બધી હકીકત ઉપરથી એટલું સ્પષ્ટ થશે કે જેમના હસ્તક કેળવણીનું તંત્ર હતું, તેમને માતૃભાષા માટે કાંઈ પડેલું નહોતું અને સાવ ઉપેક્ષા સરખું તેમનું તે વિષય પ્રત્યેનું વર્તન હતું

મહાત્માજીએ આ વિષયને હાથ ધર્યા પછી, તેમની હિલચાલના પરિણામે, દેશી માતૃભાષાનું સાહિત્ય બહોળું વંચાતું થઈ, તેને વિશેષ વેગ મળેલો છે, અને આખું વાતાવરણ બદલાયું છે.

એ પ્રવૃત્તિને લઈને માતૃભાષાનો અભ્યાસ વધે, દેશી ભાષાનું સાહિત્ય ખીલે અ સમૃદ્ધ થવા પામે અને એ સાહિત્ય જગતભરના સાહિત્યમાં માનભર્યું સ્થાન મેળવ શક્તિમાન થાય એમ આપણે જરૂર ઇચ્છીશું.

અને આપણી એ ઇચ્છા અસ્થાને નથી આવતે વર્ષે હિન્દી પ્રજાને પ્રાંતિક સ્વરાજ બક્ષવામાં આવનાર છે, સ્થાનિક સ્વરાજ્યની બક્ષિસ પછી પચાસ કે વધુ વર્ષે એ હક પ્રાપ્તિ થાય છે

તાજેતરમાં સિંધને મુંબાઈ ઇલાકામાંથી જુદું પાડવામાં આવ્યું છે, અને એવી રં વ્યવસ્થા ખાતર ઇલાકાના ભાષાવાર વિભાગો પાડવામાં આવે, જેમકે ગુજરાત, મહાર અને કર્નાટક અને એ વિભાગ મુજબ જુદી જુદી ભાષાવાર યુનિવરસિટિ, જે સારૂં માગ છે, તે સ્થાપવામાં આવે તો આપણે અજાયબ થઈશું નહિ અને એવી વિભાગવાર યુ વરસિટિઓ અસ્તિમાં આવે તો કેટલીક મુશ્કેલીઓ યુનિવરસિટિ અભ્યાસક્રમમાં નડે તે આપોઆપ દૂર થવા પામશે

પરંતુ એ સ્થિતિ પ્રાપ્ત કરવા સારૂં આપણે કેટલીક પૂર્વ તૈયારી કરવી પડશે તે માગણીને સંતોષી શકાય એવી રીતે સર્વસાધન સામગ્રીથી આપણે સજ્જ અને તૈ થવું જોઈશે.

વાસ્તે અત્યારની સ્થિતિ અને સંજોગો પૂરા લક્ષમાં લઈ, અને વિચારી, આ ભાષા સાહિત્યમાં જે ઉણપો અને ખામી માલુમ પડે છે તે દૂર કરવા અને પૂરી પ આપણે કટિબદ્ધ થઈ, તે સારૂ એક નિયોજિત અને મુદ્દતબંધી કાર્યક્રમ યોજવે આવશ્યક લાગે છે

તેને પહોંચી વળવા આપણા પ્રાંતમાં સારા નસીબે, સાહિત્યને જ પ્રધાન આપતી કેટલીક સાર્વજનિક સંસ્થાઓ પ્રવૃત્ત છે, તેમાં ગુજરાત વર્નાક્યુલર સોસા શ્રી ફાર્બસ ગુજરાતી સભા, ગુજરાત સાહિત્ય પરિષદ્ અને સાહિત્ય સંસદ આગ્ર લે છે, તેમજ નવજીવન કાર્યાલય, ગુજરાતી પ્રેસ, વડોદરા રાજ્ય ભાષાંતર ખાતું, કાવ્ય સહાયક સહકારી મંડળ, પ્રસ્થાન કાર્યાલય, દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન, કુમાર લય, ગાંડિવ મંદિર વગેરેની પ્રવૃત્તિ આપણા સાહિત્ય અને સંસ્કૃતિને પોષનારી છે, તે દરેકના કાર્યની કોઈ ને કોઈ ખૂબી કે વિશિષ્ટતા હોય છે હમણા જ શ્રીયુત કનૈ મુનશીની પ્રેરણા અને પ્રોત્સાહનથી સેન્ટ ઝેવિયર્સ કૉલેજ ગુજરાતી ઇન્સ્ટીટ્યુટ । છે, તેનો ઉદ્દેશ ગુજરાતી ભાષા અને સાહિત્યનો પદ્ધતિસર અને ઐતિહાસિક રીતે અ અને સંશોધન કરવાનો છે

આ સર્વ સાહિત્ય સંસ્થાઓ એકત્રિત થઈ, સહકાર સાથે અને યોજનાપૂર્વક કાર્યક્રમ, મુદ્દતબંધી, ઉપાડી લે તો ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ થવા પામે, તેમ અને વેગ આવે, સાથે સાથે નવિનતા અને વિવિધતા આવે, તેમજ ગુજરાત યુનિવ

નજદિકમા સ્થપાયલી જોવાને આપણે ઉત્સુક છીએ, તેની સિદ્ધિમાં એ સંગઠન જરૂર સહાયક થઈ પડશે

પ્રસ્તુત વિષય ધ્યાનમા રાખીને આપણે હવે આપણી જે જરૂરિયાતો છે તે વિચારીશું; અને તે જરૂરિયાતો વેળાસર પૂરી પડે તે સારૂ ચોક્કસ કાર્યક્રમ, મુકરર મુદ્દતનો યોજીએ તો તે કાર્યમા ગતિ આવે, કેટલીક સવડ મળે અને ક્યાં મુશ્કેલી નડે છે તે સમજવામાં આવશે.

આપણી ભાષામા એક સારા અને પ્રમાણભૂત કોશની ઉણપ અદ્યપિ છે, એ પહેલી નજરે આપણને માલુમ પડશે; તેના વિના આપણું ભાષા-સાહિત્ય અપૂર્ણ અને પાંગળું જ રહેવા પામે; અને ભાષાસાહિત્યનો અભ્યાસ કરવામા તેની અગત્ય હમેશાં રહેવાની જ.

ખ્રિસ્તિ મિશનરીઓ આપણા દેશમા બાઈબલનો ઉપદેશ કરવા આવી વસ્યા તેમને તે કાર્ય સારૂ આપણી દેશી ભાષાઓ શિખવાની જરૂર માલુમ પડી; અને તેમા મદદગાર થઈ પડે એ હેતુથી જે તે પ્રાંતની ભાષાનો કોશ અને વ્યાકરણ પહેલપ્રથમ એ મિશનરીઓએ તૈયાર કરેલા મળી આવશે. કહેવાનું તાત્પર્ય કે આપણી ભાષાનો કોશ અને વ્યાકરણનો પાયો ચણ્યાનો યશ એ ધર્મોપદેશક બંધુઓને પ્રાપ્ત થાય છે.

સન ૧૮૪૮ મા ગુજરાતી ભાષા સાહિત્યની અભિવૃદ્ધિ અને ખિલવણી સારૂ ફૉર્બસ સાહેબે અમદાવાદમા ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની સ્થાપના કરી, તેના પ્રથમ કાર્ય તરીકે એ દુરંદેશીવાળા પુરુષે ગુજરાતી જુના ગ્રંથોની હાથપ્રતો પ્રાપ્ત કરી, તેની નકલ કરાવવાનું આરંભ્યું હતું; એ કારણે કે તે ગ્રંથમાનો શબ્દભંડોળ ગુજરાતી કોશ સંપાદન કરવામાં ઉપયોગી થઈ પડશે+ અને એ વિષય પરત્વે નોંધ કરતા કવિ દલપતરામે સન ૧૮૫૧ ના વાર્ષિક રીપોર્ટમા, વધુમાં, જણાવ્યું હતું, કે—

"હાથના લખેલા પુસ્તકો શામળભટનાં આઠ, નરસિંહ મહેતાનાં આઠ, એક લજ્જારામ ભટનાં ગીતોનું તથા બીજાં ૭ તે રચનાર કવિઓનાં નામ વગરનાં એ રીતે ૨૩ પુસ્તકો એ વરસમાં લખાયાં. તે નામ વગરના પુસ્તકોમા રામાયણ તથા ભારતની સારી ગુજરાતી ભાષામા કથાઓ છે. વાર્ષિક રીપોર્ટમા સેક્રેટરી વળી લખે છે કે એવા પુસ્તકોનો સંગ્રહ કરવો ઘણો જરૂરનો છે, કેમકે એક તો તે પુસ્તકો લોકોને વાચવા મળે અને તેમાના શબ્દો એકઠા કરીને ગુજરાતી કોશ થઈ શકે. કોશને માટે ૬૦૦૦ શબ્દોનો તો સંગ્રહ કરેલો છે; અને કોશનું સંપૂર્ણ પુસ્તક કરવાને તો કેટલાક વરસ જોઈએ. એવું પુસ્તક બનાવવાનાં સાધનોનો સંગ્રહ કરવો એ ગોમેટીની ઓછી ફરજ નથી."×

ઉપરોક્ત શબ્દસંગ્રહ કરવાનું કાર્ય સોસાઈટી તરફથી લાંબા સમય સુધી ચાલ્યુ હતું અને સરકારી કેળવણી ખાતાની તે કાર્યમા મદદ અને સહકાર સુદ્ધા હતાં. પછીથી

+ ગુ વ. સોસાઇટીનો ઈતિહાસ ભા. ૧ લો. પૃષ્ઠ ૧૨૯.

× The person employed in taking charge of the library is also at work in copying the old manuscripts which contain the only real Guzarattee in existance and which must eventually prove of the highest value, when as I hope we shall be able to cause the compilation of a Dictionary—જુઓ ગુ. વ. સોસાઈટીનો પહેલા વર્ષનો રીપોર્ટ.

એ શબ્દોનો જોડણીનો પ્રશ્ન ઉપસ્થિત થતા તેનો નિર્ણય કરવા, સરકારી ખાતા તરફથી બે અને સોસાઈટી તરફથી બે એમ મળીને ચાર સભ્યોની એક સમિતિ નિમવામાં આવી હતી; અને તેણે છેવટે નવી વાચનમાળા સારૂ જે જોડણી નિયમો તૈયાર થયા તે માન્ય રાખ્યા હતા.

ગુજરાતી કોશનું કામ ધીમે ધીમે ગતિ કરતું હતું; પણ તેના સંપાદન કાર્ય માટે બરોબર ગોઠવણ થઈ નહોતી. એવામા સોસાઈટીનો હીરક મહોત્સવ ઉજવવાનો પ્રસંગ આવી મળતાં, તે નિમિત્ત એક શાળોપયોગી કોશ તુરત બહાર પાડવાનો ઠરાવ થયો; તદનુસાર એ કોશ આઠ ભાગમા પ્રસિદ્ધ કરવામા આવેલો છે.

ગુજરાતી કોશના વિષયમા આજસુધીમા, જુદે જુદે હાથે અને ભિન્નભિન્ન સ્થળેથી જે પ્રયત્નો થયેલા છે, તેની સવિસ્તર માહિતી જાણીતા અંગ્રેજી ગુજરાતી કોશના સંપાદક શ્રીયુત ગોવર્ધનપ્રસાદ વ્યાસે "ગ્રંથ અને ગ્રંથકાર" પુસ્તક ૫ મા સંગ્રહેલી છે.

પરંતુ એ વિષયમા તેમ સાહિત્ય લખાણમા શબ્દોની જોડણીની બાબતમા તીવ્ર મતભેદ પ્રવર્તતો હતો; અને તેનું પરિણામ એ આવતુ કે જે કોઈ મનઃસ્વીપણે, અશુદ્ધ, બેભરથુ અને ખોટી જોડણી લખતો, તે આપણા સાહિત્યનો એક મ્હોટો દોષ હતો.

હોપવાચનમાળા તૈયાર કરતી વખતે એ પ્રશ્ન નડેલો; તે સારૂ વિદ્વાનોની એક જોડણી કમિટી પણ નિમવામા આવી હતી અને સર. ટી. હોપ-કમિટીના અધ્યક્ષે, પોતે એક જોડણીકોશ-લિખિત-યોજ્યો હતો.

સાહિત્ય પરિષદની બેઠક મળવા લાગી ત્યારથી એ પ્રશ્ન સૌને મુઝવી રહ્યો હતો; પરિષદે તેના સિદ્ધાંતો વિચારી, કેટલાક નિર્ણયો કર્યા હતા.

પણ લખનારાઓને જે મુશ્કેલી પડતી, તેનો ઉકેલ ગુજરાત વિદ્યાપીઠે, મહાત્માજીના આદેશથી, જોડણી કોશ, પાછળથી સાર્થ જોડણી કોશ રચીને આણ્યો છે અને તે કોશ બહુ વ્યવહારૂ અને ઉપયોગી થવા પામ્યો છે.

નજદિકમા ગુજરાતી લખાણ શાસ્ત્રશુદ્ધ, એકધારૂં અને ચોક્કસ થવા પામે તો આપણે તેનું માન એ જોડણીકોશના પ્રયોજકોને જ આપીએ.

આ તો ગુજરાતી લખાણમા જે અશુદ્ધિ અને અનિયમિતતા જોડણી સંબંધી જોવામા આવતી તેની સુધારણાનો એક માર્ગ થયો, પરન્તુ એક સારા, સમૃદ્ધ, આધારભૂત અને શુદ્ધ વ્યુત્પત્તિવાળા કોશની ખામી ઉભી જ રહે છે.

સન ૧૯૨૨મા "ગુજરાતી સાહિત્યની ખામીઓ" એ વિષય ઉપર ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી વ્યાખ્યાન આપતા દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ ગુજરાતી કોશ વિષે નિરાશાજનક ઉદ્‌ગાર કાઢતા, જણાવ્યુ હતુ, કે " એ મૂળ (નર્મ) કોશને વધારે કિંમતી, વધારે સંપત્તિવાળો બનાવવા વિવિધ હાથે અને વિવિધ સ્થળેથી પગલા લેવાયા છે. તે પગલાનું પરિણામ નહિ જેવું આવ્યું છે અને લેવાય છે તેનું પરિણામ તેથી બહેતર આવશે કે કેમ તેની શંકા છે."

પણ છેવટે તેના કારણો વિચારી તપાસી તેઓ એવા નિર્ણય ઉપર આવે છે, કે "એ કોશના અંગે એક સ્વતંત્ર સંસ્થા જ ઉભી થવી જોઈએ; અને ટોળે કરેલી રકમના

ટ્રસ્ટીઓ નીમી તેમની મારફતે સંસ્થાને નિભાવવી જોઈએ. એ સંસ્થાના સભ્યોમાંથી એક ા એને ઉપરી એટલે એડીટર તરીકે ગોઠવવા જોઈએ, કે જેમના હાથ તળે સઘળું કામ નાકી રીતે થતું આવે.

ટુંકામાં મારૂં કહેવું એ છે કે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી ાંકે ફાર્બસ ગુજરાતી સભા કે એવી કોઈ મર્યાદિત ભંડોળવાળી સંસ્થા પાસેથી કોશની આશા રાખવી નકામી છે. કારણ એ વાત તેમના ગજા ઉપરાન્તની છે. એને માટે તો એક સ્વતંત્ર સંસ્થા, પૈસાની પૂર મદદવાળી, એ કાર્યને લાયક એના યોગ્યતાવાળા વિદ્વાનોના ઉદર પોષણાર્થના સાધનવાળી, છેક યુવાન નહિં પણ સહેજ ઉમ્મરે પહોંચેલા, ઘડાએલા અને અનુભવી સાક્ષર જેમાં ઉત્સાહપૂર્વક ભાગ લેતા હોય અને જેમનુ લક્ષ્ય માત્ર આ એક જ વિષય હોય તેવા લક્ષ્યબિંદુવાળી જોઈએ અને જ્યારે તેવી સંસ્થા અસ્તિત્વમા આવશે ત્યારે જ ગુજરાતી ભાષા સર્વાંગ સંપૂર્ણ કોશ જોવા ભાગ્યશાળી થશે એવું હું ધારૂં છું."*

ગુજરાતી કોશ, ઉપર જણાવ્યું તેમ, સોસાઈટી તરફથી હીરકમહોત્સવ નિમિત્ત, માત્ર વિદ્યાર્થીઓની જરૂરિયાતો લક્ષમાં લઈને, શાળોપયોગી રચાવવામાં આવ્યો હતો, તેમાં પુનરુક્તિઓ છે; અપૂર્ણતા છે; દોષો છે; પણ નવો કોશ સંપાદન કરવામાં એક ખરડારૂપે તે જરૂર ઉપયોગી થઈ પડે; વળી કોશ જેવા મ્હોટા કાર્યમા વિદ્વાનોનો પૂરતો સહકાર અને સાથ આવશ્યક છે, એ વિસરવું જોઈએ નહિ.

સોસાઈટીનો ઉપરોક્ત કોશ અલભ્યપ્રાય હોઈ તેની પ્રતો સોસાઈટીના આજીવન સભ્યો અને રજીસ્ટર લાઈબ્રેરીઓને આપવા પુરતી કઢાવી હતી; અને બીજા એવા સારા કોશના અભાવે, તે કોશની પ્રતો ખરીદવા ચાલુ માગણી થતાં, દી. બા. કેશવલાલભાઈ સોસાઈટીના પ્રમુખ તરીકે નિમત થતાં, તે કોશનું નવું સંસ્કરણ એમના તંત્રીપણા હેઠળ કાઢવા નિર્ણય કરવામાં આવ્યો; અને તે કોશ બને તેટલો શુદ્ધ, પ્રમાણભૂત અને સંપૂર્ણ થાય એવી વ્યવસ્થા યોજવામાં આવી હતી; અને તે કાર્ય સુકર થઈ પડે એ સારૂ એક ન્હાનું સલાહકાર મંડળ પણ કારોબારી કમિટીની સંમતિથી નિમ્યું હતું. પણ છેવટે તે કામનો સઘળો ભાર દી. બા. કેશવલાલ એકલા ઉપર આવી પડ્યો હતો.

સ્વભાવે ઝીવટથી કામ કરનારા, ઝીણવટથી બધું વિચારી તપાસી, વ્યવસ્થિત રીતે સંકળનારા, શુદ્ધતા અને ચોકસાઈ સારૂ પૂરો આગ્રહ રાખનારા અને મર્યાદિત સમય તે કાર્ય પાછળ આપી શકે એવી સ્થિતિમા, તેમ છતા કોશના નમુના રૂપે ત્રણ અક્ષરો, अ, आ અને प તેમણે અગવડ વેઠીને પણ પદ્ધતિસર સંપાદન કરી આપ્યા હતા, અને તેમાનો प અક્ષર છપાલો છે. તે કાર્ય એમણે એકલે હાથે, બહારના કોઈની મદદ વિના કરેલુ છે. દરમિયાન એમની આખે મોતીઓ ઉતરતા તે કાર્ય બંધ કરવું પડયું હતું.

સદરહુ કોશના સંપાદન કાર્યમાં તેમણે કેટલાક નિર્ણયો કર્યા હતા તે જાણવા જેવા છે.

(૧) ભાષામા પ્રચલિત સર્વ શબ્દોનો સમાવેશ થવા પામે તે સારૂં પ્રાચીન કવિઓ જેમની કૃતિઓમાના શબ્દો અગાઉ લેવાયલા જણાતા નથી તે કાવ્યો ફરી વાચીવંચાવી, ઉદાહરણ સહિત નોંધવા.

---

* જુઓ બુદ્ધિપ્રકાશ સન ૧૯૨૨; જુલાઈ પૃ. ૧૯૮

(૨) પ્રાચીન કવિઓના પ્રસિદ્ધ અને મહત્વના કાવ્યોનુ નવેસર સંશોધન અને સંપાદનકાર્ય હાથ ધરવુ, એ આશયથી કે તે કાવ્યોની શુદ્ધ ટેક્ષ્ટ, નવી અને જુની ઉપલબ્ધ હાથપ્રતોના આધારે, તૈયાર થાય, તેની સાથે જ તેમાનો શબ્દભંડોળ જુદો તારવવામા આવે અને તે કાવ્યોમા જુની ગુજરાતીના જે રૂપો સચવાઈ રહ્યા હોય તે નોંધી લેવાય, જે ગુજરાતી વ્યાકરણ રચવામા ઉપયોગી થઈ પડે

(૩) શબ્દોના અર્થ ક્રમાનુસાર, વ્યાખ્યા બાંધી, ઉદાહરણ સહિત આપવા

(૪) દરેક શબ્દની, બનતા સુધી, વ્યુત્પત્તિ આપવી, તે સારૂ અપભ્રંસ સાહિત્યનું જ્ઞાન આવશ્યક માન્યુ હતું

(૫) જે વ્યાખ્યા અને અર્થ આપવામા આવે તે શુદ્ધ અને ચોક્કસ હોય

એમની આંખે અડચણ આવી ન હોત અને બહારના વિદ્વાનોનો પૂરો સહકાર મળ્યો હોત તો એમના હસ્તે જ ઉપરોક્ત કોશ આજ સુધીમા અડધા ઉપરાંત તૈયાર થઈ પામ્યો હોત, આપણા ભાષા સાહિત્યના એમના જેવા પ્રખર અને તલસ્પર્શી વિદ્વાન અને અભ્યાસી બહુ થોડાક જ મળી આવશે

કવિ પ્રેમાનંદની પેઠે એઓ પણ ગુજરાતીમા જ લખવાનો આગ્રહ ધરાવે છે, અને ગુજરાતી ભાષા સાહિત્ય સમૃદ્ધ અને ગૌરવવંતુ થાય તે સારૂ અનેકવિધ પ્રયત્નો હમે કરતા રહેલા છે.

એ ભાષા પ્રેમથી પ્રેરાઈને ઉત્તરાવસ્થામા આ ભગીરથ કાર્ય એમણે આરંભ્યુ હ અને આજે એંસી વર્ષની વયે, તે કોશનુ કાર્ય ફરી ઉપાડી લેવામા આવે તો, તેના ત મંડળમા જોડાઈ, યથાશક્તિ સહાયતા આપવાને તેઓ ખુશી છે

ઓક્ષફર્ડ ન્યુ ઇંગ્લિશ ડિક્ષનેરી ત્રણ જમાનાના સતત પરિશ્રમ પછી સન ૧૯૨૮ ? દેશદેશાતરોના હજારો વિદ્વાનો અને અભ્યાસીઓના સહકાર અને સહાયતા વડે, લા રૂપીયાનો ખર્ચ થઈ, મ્હોટા દશ વૉલ્યુમમા પ્રસિદ્ધ થઈ હતી અંગ્રેજી સંશોધનસ્થાપનો ઉત્કૃષ્ટ નમુનો છે, તેનો ઈતિહાસ પણ એટલો જ રોમાંચક છે

ભાષા જીવંત હોઈ, દરરોજ તેમા નવાનવા શબ્દોની ભરતી થતી રહેવાની, તે કારણે કોશમા વખતોવખત સુધારા ને ઉમેરા થવાના અને તે ઓક્ષફર્ડ ડિક્ષનેરી સબંધમા પણ થવા પામ્યુ છે, એટલે કોશની પ્રવૃત્તિ સતત ચાલુ રહે અને તેના નવીન સંસ્કરણ થતા રહે એ જરૂરનુ છે

ઉપર જણાવ્યુ છે કે આપણી ગુજરાતી ભાષાનો સારો અને વિશ્વસનિય કોશ નથી, અને તે ખામી હવે નભાવી લેવાય એવી નથી, તે વાસ્તે પહેલી તકે વ્યવસ્થા કરવી ઘટે છે, અને તે કાર્ય ગુજરાતી સાહિત્ય પરિષદ, જે પ્રાતની મ્હોટી અને સર્વદેશી સસ્થા છે, તેણે અન્ય સાહિત્ય સંસ્થાઓની સહાનુભૂતિ અને સહકાર મેળવી ઉપાડી લેવુ જોઈએ

અગાઉ બતાવ્યુ છે તેમ મહાત્માજીએ ગુજરાતી ભાષાના અભ્યાસને પુષ્કળ વેગ આપેલો છે અને જોડણી કોશ સ્થાપીને એ કાર્ય સરળ કરી મૂક્યુછે, એમના પ્રમુખપદે મળતુ સાહિત્ય પરિષદનું બારમુ સમેલન તે કાર્યની સિદ્ધિ સારૂ, યોગ્ય ઠરાવ કરી ઘટતી

તજવીજ કરે, તો તે સેવા આપણા સાહિત્યની મ્હોટી ખામી દૂર કરી, તે તેનું જીવંત સ્મારક થઈ રહેશે.

તામિલ ભાષાનો કોશ મદ્રાસ યુનિવરસિટિ છપાવી રહી છે; નાગરી પ્રચારિણી સભાએ 'હિન્દી શબ્દસાગર' બહાર પાડી હિન્દી જનતાની ઉત્તમ સેવા કરેલી છે; અને મહારાષ્ટ્રમાં એક મર્યાદિત ભંડોળની જવાબદારીવાળી એક મંડળી થયેલી છે, તેના તરફથી મરાઠી કોશના ત્રણ વોલ્યુમો પ્રસિદ્ધ થઈ ચૂક્યા છે. માત્ર ગુર્જરાત પ્રમાદ સેવે છે; તેની પાસે લાયકાતવાળા વિદ્વાનો નથી, એમ નથી; કોશની સાધનસામગ્રી નથી, એમ પણ નથી; પૈસાની અછત છે એવું કારણ આગળ ધરી શકાય એમ નથી. જે કાંઈ મુશ્કેલી અગર જરૂરનું છે તે સંગઠન છે; વિદ્વાનો અને સાહિત્ય સંસ્થાઓનો સહકાર અને સાથનું; તેના અભાવે એ કાર્ય ખોરંભે પડેલું છે.

દી. બા. કૃષ્ણલાલભાઈ તે સારૂં એક સ્વતંત્ર કોશ મંડળની સૂચના કરે છે તે વ્યવહારૂ અને વાજબી છે. મુંબાઈ યુનિવરસિટિએ એ વિષયને અભ્યાસક્રમમાં સ્થાન આપેલું છે અને તે કાર્યમાં આપણે તેનો સહકાર જરૂર મેળવી શકીએ; એ કોશના સલાહકાર મંડળમાં યુનિવરસિટિનો એક પ્રતિનિધિ નિમાય તે ઇચ્છવાયોગ્ય છે. એ કાર્ય સાહિત્ય પરિષદનું એક ધ્યેય હોવું જોઈએ, અને સાહિત્ય સંસદ, શ્રી ફોર્બસ સભા અને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તે કાર્યમા જોડાવાની ના પાડી શકશે નહિ. ગુજરાત વિદ્યાપીઠે "સાર્થ જોડણીકોશ" યોજીને નવો ચીલો પાડેલો છે અને નવું સ્થપાયલું ગુજરાતી ઇન્સ્ટીટ્યુટ એ કાર્યમાં સક્રિય ફાળો આપશે એમ આપણે માની લઈશું. તે સિવાય દેશી રાજ્યોમા વડોદરા રાજ્યની સાહિત્ય સેવા જાણીતી અને ઉંચી કોટીની છે; શ્રી ગોંડળનરેશ ભગવતસિંહજી એક સારો અને સંપૂર્ણ ગુજરાતી કોશ યોજવાનો અભિલાષ ધરાવે છે અને ભાવનગર રાજ્ય, જે સાહિત્યકારોની કદર કરતું આવેલું છે તે સર. પ્રભાશંકર પટ્ટણીની દોરવણીથી યોગ્ય ફાળો જરૂર આપે.

ગુજરાતી કોશની પ્રવૃત્તિ મ્હોટા પાયા ઉપર ઉપાડવાને, આ પ્રમાણે ભૂમિકા, તૈયાર માલુમ પડશે; ફક્ત તે માટે કોઈએ આગેવાની લેવી જોઈએ; અને તે સારૂં સાહિત્ય પરિષદ સર્વ રીતે યોગ્ય સંસ્થા છે. તે એ કાર્ય શરૂ કરે તો તેને પ્રાંતની જૂદી જૂદી સાહિત્ય અને કેળવણી વિષયક સંસ્થાઓની મદદ જરૂર મળે, એ વિષે શંકા રાખવાનુ કાંઈ કારણ નથી.

તે સારૂં ફંડ એકઠું કરવા સાહિત્ય પરિષદ યોગ્ય લાગે તો જાહેર અપીલ કરે અથવા તો એક લાખ રૂપિયાની મૂડીવાળી, મર્યાદિત જવાબદારીની એક મંડળી કાઢે, જેનો શેર રૂ દશનો હોય, તે શેરહોલ્ડરને કોશની નકલ તે રકમ પૂરતી વિના મૂલ્યે મળે.

અન્ય પ્રાંતોમાં એ પ્રમાણે વ્યવસ્થા થયેલી છે, અને તે યોજના ફતેહમંદ નિવડેલી છે; આપણે અહિં તે યોજના અમલમા મૂકવા મુશ્કેલી નહિ નડે એવું માનવું છે.

તે કોશના સંપાદન કાર્યમાં નિષ્ણાતોને રોકવામા આવશે, પણ તેની સાથે એક સલાહકાર સમિતિ નિયોજવામા આવે, તેમાં જૂદી જૂદી સાહિત્ય અને કેળવણી વિષયક સંસ્થાઓના પ્રતિનિધિઓ નિમવામા આવે; તે એ કાર્યમા ઘણી રીતે મદદગાર થઈ પડશે.

વધુમા જે યોજના ઘડવામાં આવે તેમા એક કલમ એવી ઉમેરવામાં આવે કે તે કોશનું કામ, મુકરર સમયમા, પૂરૂં કરવા તજવીજ થાય.

ગુજરાતી કોશ સારૂં આવી એકાદ યોજના હાથ ધરવામાં આવે, જે આપણા ભાષા સાહિત્યની એક ખોટ પૂરી પાડશે અને તે વિષયના નિષ્ણાતોના હસ્તે, એ વિષયમાં હિત ધરાવતા, જૂદા જૂદા પ્રતિનિધિઓના બનેલા સલાહકાર મંડળની દેખરેખ નીચે, સંપાદિત થઈ, તે કોશ પ્રમાણભૂત અને સર્વમાન્ય નિવડશે એવી આશા પડે છે.*

કોશની પેઠે ભાષાનું જ્ઞાન મેળવવા અને તેનો અભ્યાસ કરવા વ્યાકરણ ગ્રંથ પણ એટલો જ મહત્વનો છે. તેના નિયમો અને સિદ્ધાંત જાણેથી ભાષા પર સારો કાબુ આવે છે, અને તે વડે લેખન શુદ્ધ થવા પામે છે અને તેમાંના દોષ પારખી શકાય છે. વળી ભાષાનો વિકાસ સમજવા તે જ્ઞાન બહુ મદદગાર થઈ પડે છે.

સને ૧૮૬૭ માં સોસાઈટીની સૂચનાથી રેવરંડ જોસફ વૅાન ટેલરે એક મ્હોટું ગુજરાતી વ્યાકરણ, વ્રજલાલ શાસ્ત્રીની મદદ લઈને, રચ્યું હતું; અને લાંબા સમય સુધી એજ પાઠ્ય પુસ્તક તરીકે વંચાતું. પણ પછીથી ગુજરાતીનો અભ્યાસ વધતાં અને શાળા પાઠશાળામાં એ વિષયને સ્થાન અપાતાં એક શાસ્ત્રશુદ્ધ અને સંપૂર્ણ વ્યાકરણની ખોટ નડવા લાગી અને તે મુશ્કેલી દૂર કરવા એ વિષયના નિષ્ણાત, એક સમર્થ વૈયાકરણી રા. બા. કમળાશંકર ત્રિવેદીએ "બૃહદ વ્યાકરણ" લખ્યું, તે હાલમાં યુનિવરસિટિના અભ્યાસક્રમમાં નિયત થાય છે.

પરંતુ એ બંને-ટેલર અને કમળાશંકરનાં-વ્યાકરણોનો સામાન્ય દોષ એ માલુમ પડે છે કે તેની રચના અને વ્યવસ્થા, જાણે કે ગુજરાતી સંસ્કૃતમાંથી સીધી જ ઉતરી આવી હોય એ પ્રમાણે કરેલી છે, પણ તે વાસ્તવિક નથી. પ્રાકૃત સંસ્કૃતમાંથી આવી અથવા તો સંસ્કૃતની સાથે સાથે લોકભાષા તરીકે તેનો ઉપયોગ થતો એ વિવાદસ્પદ પ્રશ્નમાં આપણે નહિ ઉતરીએ; પણ પ્રાકૃતમાંથી અપભ્રંશ ઉદ્‌ભવ્યું અને એ અપભ્રંશમાંથી આપણી દેશી ભાષાઓ, હિન્દી, ગુજરાતીનો ઉદ્‌ભવ થયો; તેથી પ્રાકૃતનું અને અપભ્રંશનું જ્ઞાન તેની રચના અને બંધારણ સમજવામાં વિશેષ મદદગાર થઈ પડશે; ગુજરાતીમાં પ્રત્યયો ઉતરી આવ્યા છે, તેના રૂપોના ફેરફાર થયા છે, અને શબ્દોમાં વિકાર અને ઉત્ક્રાંતિ થવા પામી છે, એ સઘળું જાણવા સમજવાને અપભ્રંશનું જ્ઞાન એક માત્ર કુંચી છે. એકલા સંસ્કૃતના જ્ઞાન વડે તે કોયડો નહિ ઉકલશે.

તે વ્યાકરણો રચાયે ઘણો સમય થયલો છે અને તે પછી ગુજરાતી ભાષા સાહિત્ય સારીરીતે ખીલ્યું છે; અને બીજી પ્રાંતીય ભાષા સાથેનો પરિચય વધતાં ગુજરાતી લખાણ તેની અસર સુદ્ધાં થવા પામી છે.

એક સમર્થ લેખક, કદાચ વ્યાકરણ દોષ કરે, પણ તે એક રૂઢ શબ્દ પ્રયોગ તરીકે માન્ય થશે અને પ્રચારમાં આવશે.

નવજીવન સાપ્તાહિકની શરૂઆત કરી તે સમયે મહાત્માજીના લખાણમાં વ્યાકરણ દોષો આવતા તે સામે કેટલેક સ્થળેથી ટીકા થયલી, પણ આપણે કવિ દયારામના શબ્દોમાં કહીશું કે, "શું જાણે વૈયાકરણી, વસ્તુના રસને શું જાણે વૈયાકરણી," તેમ મહાત્માજીના

* બીજા કોશો, જેવા કે પારિભાષિક કોશ, પૌરાણિક કથા કોશ, પર્યાય શબ્દ કોશ, રૂઢિપ્રયોગ કોશ, ભૌગોલિક કોશ વગેરેની માગણી છે જ; પણ એ પ્રશ્ન અન્ય કોઈ પ્રસંગે ચર્ચીશું.

સંદેશાએ જનતા પર જે પ્રબળ છાપ પાડેલી છે અને તેની અસરથી તેમનાં જીવન પ્રાણવંત અને પ્રગતિમાન થવા પામ્યા છે, તેનો એમને (વૈયાકરણી) ક્યાથી ખ્યાલ આવે? જે સર્વ લખાણનું લક્ષ્યબિંદુ હોય અથવા હોવું જોઈએ.

ભાષા સાહિત્યના વિકાસ અને અભિવૃદ્ધિ સાથે તેના વ્યાકરણમા નવા નવા પ્રયોગ થવાના અને ફેરફાર ઉદ્દભવવાના અને જીવંત સાહિત્યનું એ તો ચિહ્ન છે; અને તે ઇષ્ટ છે; વાસ્તે વ્યાકરણ ગ્રંથોની વખતોવખત તપાસ થઈ તેમાં યોગ્ય સુધારાવધારા કરવામા આવે તે થોડું અગત્યનું નથી.

સન ૧૮૩૬ મા દાદોબા પાંડુરંગે, સુરતના પાચ દદ્દામાંના એક, મરાઠીમા પહેલવહેલું વ્યાકરણ રચ્યું હતુ અને ચાલુ વર્ષમા તેની શતાબ્દી ઉજવવાની ગોઠવણ પણ થયેલી છે. તે ઉત્સવ ઉજવનાર મંડળીનો આશય પણ મરાઠી વ્યાકરણનો ઐતિહાસિક અને શાસ્ત્રીય પદ્ધતિએ વિચાર કરી, તેને શુદ્ધ કરવાનો છે અને તે કાર્ય જરૂરનું માલમ પડશે.

આ બધી હકીકત લક્ષમાં લેતાં, સૌ કોઈ એ વિષે સંમત થશે કે ગુજરાતી ભાષાનુ વ્યાકરણ, નવેસર, ગુજરાતી ભાષાનો ઉદ્દભવ અને તેના કારણો વિચારી તપાસી, લખાવવા વેળાસર વ્યવસ્થા થવી ઘટે છે, અને ઉપરોક્ત ગુજરાતી કોશનું સંપાદક મંડળ અસ્તિમા આવે, એ કાર્ય હાથ ધરે, તો તેમા ઘણી સુગમતા થવા પામે; એટલું જ નહિ પણ તે શાસ્ત્રીય અને ઐતિહાસિક ધોરણસર રચવામા ઝાઝી મુશ્કેલી પડશે નહિ.

દી. બા. કૃષ્ણલાલભાઈએ "ગુજરાતી સાહિત્યની ખામીઓ"માં ગુજરાતી કોશની પેઠે ગુજરાતના ઈતિહાસનો પણ નિર્દેશ કર્યો હતો.

છેલ્લા ત્રીસ પાત્રીસ વર્ષોમા આપણા પ્રાતના તેમ હિન્દના ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પડેલો છે; અને તે વિષે ઉપયુક્ત માહિતી આપતાં કેટલાક પુસ્તકો રચાયલા છે; એ ક્ષેત્રમા સોસાઈટીનો ફાળો મ્હોટો અને મહત્વનો છે; સામાન્ય વાચકને આપણા દેશનો ઇતિહાસ જાણવાને સોસાઇટીએ બને તેટલી માહિતી પૂરી પાડવાનો પ્રયત્ન કરેલો છે; તે ઇતિહાસ, ગુજરાતી પ્રજાજીવનની દષ્ટિએ, લખાવવા હજી વાર છે; તે સારૂ પ્રથમ સાધન સામગ્રી એકઠી કરવાની જરૂર છે તેનું બરોબર સંશોધન અને અભ્યાસ થયા પછી, તે ઉપરથી એક નવીન અને સ્વતંત્ર ઈતિહાસ રચાવવાનું બની શકશે.

ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ તુટક અને અસંબદ્ધ મળે છે. તે પ્રશ્ન કાઈક ગુંચવણ ભર્યો અને કઠિન હતો, તેમા સિંધમા મ્હોંજોડેરો અને પંજાબમાં હરપ્પામા થયેલા ખોદકામ અને શોધખોળના પરિણામે હિન્દના ઈતિહાસનો આખોય દષ્ટિકોણ ફેરવાઈ ગયો છે અને નવા નવા મુદ્દાઓ ઉપસ્થિત થયા છે; કેમકે તે સસ્કૃતિનાં ચિહ્નો—અવશેષો, લિંબડી, અમરેલી વગેરે જૂદે જૂદે સ્થળેથી મળ્યાના સમાચાર વર્તમાનપત્રદ્વારા જાણવામા આવ્યા છે તે તેનો વિસ્તાર બતાવે છે, પણ તેની સીમા ક્યા સુધી પહોચી હતી તે વિષે આપણે હજી અજ્ઞાત છીએ.

વળી નર્મદાખીણ શોધખોળ મંડળ જે પ્રવૃત્તિ કરી રહ્યું છે તે પણ એ વિષય ઉપર નવીન પ્રકાશ પાડે એમ સંભવે છે.

ગુજરાતી પ્રજા પચરંગી જાતિઓની બનેલી છે, તેમા ભાટીઆ, લુહાણા, ખોજા, મેમણ, પારસી, મુસ્લિમ, જૈન, બ્રાહ્મણ, નાગર વગેરેનો સમાવેશ થાય છે. એ જાતિઓનો ઈતિહાસ જાણવાથી તેનો વૃત્તાંત એક અદ્‌ભુત રોમાંચક કથા જેવો માલુમ પડશે, એ જાતિઓ ક્યાથી આવી, શા કારણે દેશ છોડ્યો, ગુજરાતમા કેવી રીતે દઢ થઈ, પ્રાંતના વિકાસ અને વિસ્તારમા તેમણે શી સહાયતા આપેલી છે, દેશની આબાદી અને સમૃદ્ધિ મેળવવામા દરેકે કેવો અને કેટલો હિસ્સો આપેલો છે અને એક બીજી જાતિઓ માંહોમાંહે ભળી જઈને ગુજરાતી પ્રજા તરીકે એક યના પામી અને તેની પરસ્પર શી અસર થઈ, એ આખો પ્રશ્ન સમગ્રપણે વિચારવા જેવો છે.

ગુજરાતના ઈતિહાસની ખાત્રી લાયક ઐતિહાસિક હકીકત સાંપડે છે તે સમયથી, બહારની વિદેશી જાતિઓએ, ગુજરાત ઉપર, એક પછી એક આક્રમણ કરી પોતાની સત્તા સ્થાપી હતી શક, હૂણ અને ગુર્જરોનો વૃત્તાંત તેની સાબિતીરૂપ છે પછીથી એ જાતિઓ હિન્દુધર્મમા ભળી ગઈ હતી એ ઓછુ આશ્ચર્યજનક નથી જૈનોના આગમ ગ્રંથો વલ્લભી યુગમા લિપિબદ્ધ થયા હતા, અને જૈનધર્મ અને સંસ્કૃતિએ ગુજરાતના ઘડતરમા મોટો ફાળો આપેલો છે, એ વિસરવુ જોઈએ નહિ. મુસ્લિમ અને મોગલ સત્તા લાંબા સમય સુધી ગુજરાતમા ટકી હતી અને પ્રજા જીવનપર, રાજકર્તા તરીકે તેમણે તેમજ ઈસ્લામ ધર્મે પ્રબળ અસર કરેલી છે, તેના અનેક ચિન્હો મળી આવશે.

મરાઠાઓનો અમલ ઝાઝો વખત રહ્યો ન હતો; તોપણ તેની છાપ ગુજરાતી જીવનમા જોવામા આવશે અને અનેક મહારાષ્ટ્રી કુટુંબો ગુજરાતમા સ્થાયી વસ્યા છે, એ પણ સામાજિક દૃષ્ટિએ એક વિચારણીય મુદ્દો રજુ કરે છે

અંગ્રેજી અમલે તો આપણી પ્રજામા જે ચેતન આણ્યુ છે તે કાંઈક અજબ છે ગુજરાતી પ્રજાજીવન એથી ખૂબ રંગાયુ છે અને તે ક્રાંતિકારી નિવડે તો આપણે અજાયબ થઈશુ નહિ.

ગુજરાતી પ્રજા અને ગુજરાતી સંસ્કૃતિ, ઉપરની વિગતો વિચારતા, વિધવિધ તત્ત્વોથી મિશ્રિત-composit છે, રંગ તેમ ધર્મ, વિચાર અને સંસ્કૃતિમા ભિન્ન માલુમ પડશે, પણ સરવાળે એક ગુજરાતી પ્રજા તરીકે તે મગરૂરી લેતી જણાશે

વધુમા ગુજરાતીઓની સાહસિકતા, વાણિજ્ય પ્રેમ, કાર્યદક્ષતા, વ્યવહારિક ડહાપણ અને વિનય એ સર્વ ગુજરાતની વિશિષ્ટતા છે

આજ સુધીમા લખાયલા ઈતિહાસમા રાજકીય બનાવોને પ્રાધાન્ય આપવામા આવેલુ છે, પણ બે હજાર વર્ષના લાંબા ગાળામા પ્રજાજીવન કેવી રીતે આગળ વધતુ રહ્યુ, વિકાસ પામ્યુ, તેમા ક્યારે ક્યારે ભરતી ઓટ આવ્યા, અને તેના શા પરિણામો નિપજ્યા, એ પદ્ધતિસર તપાસવુ જોઈએ, તેમ ભારતવર્ષના એક અંગ તરીકે ગુજરાત પ્રાંતે કોઈ વિશિષ્ટ સેવા કરેલી છે કે કેમ અને તે કેવા પ્રકારની તેની વિગતો પણ આપણે મેળવવી તપાસવી જોઈએ

જે મુદ્દાઓ અત્રે ઉપસ્થિત કર્યા છે તે નવા નથી, તેનો આશય માત્ર એ છે કે તે પ્રતિ બહુ થોડુ જ ધ્યાન અપાયુ છે, પણ દુઃખની બીના એ છે કે જે થોડાઘણા તેનો અભ્યાસ કરવા આતુર છે, તેમને તે માટે જરૂરી સાધનો મેળવવામા ખૂબ મુશ્કેલીઓ નડે છે

સન ૧૯૨૧ માં "ગુજરાત પુરાતત્ત્વ"ની સ્થાપના કરવામા આવી ત્યારે એવી આશા પડેલી કે ઈતિહાસના અભ્યાસીને જે અડચણ પડતી તે એથી દૂર થશે, એટલું જ નહિ પણ આપણા પ્રાન્તનો એક સવિસ્તર અને વિશ્વસનીય ઇતિહાસ લખાવવાનો તેના તરફથી પ્રબંધ થશે.

પરંતુ દેશમાં જાગેલી રાજકીય પ્રવૃત્તિના અંગે તે દ્વાર અકાળે બંધ પડ્યું હતું.

એક તરફથી નવાં નવાં ખોદકામ અને શોધખોળના પ્રયત્નો ચાલુ છે તેમ બીજી તરફથી જુનાં ઐતિહાસિક લખાણો, જેમકે પેશ્વાનું દફતર, ગાયકવાડ સરકારનું દફતર, અંગ્રેજી રેસિડેન્સિનુ દફતર, પોર્તુગીઝ અને ડચ વૃત્તાંત વગેરે સાધનસામગ્રી વધુને વધુ પ્રકાશમાં આવતી જાય છે, અને વેરણખેરણ પડેલું ઐતિહાસિક સાહિત્ય પુષ્કળ છે.

પર પ્રાંતોમાં ઐતિહાસિક સંશોધનનું કાર્ય વેગભર થઈ રહ્યું છે; જૂદી જૂદી યુનિવરસિટિઓએ પણ તે પ્રવૃત્તિ ઉપાડી લીધેલી છે. પૂનામાં ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટીટ્યુટની સાથે ભારત ઇતિહાસ સંશોધન મંડળનું કાર્ય પણ પ્રગતિમાન માલુમ પડશે.

એ સ્થળે ઈતિહાસના અભ્યાસ અને લેખનકાર્ય માટે પુષ્કળ સામગ્રી સંગ્રહેલી પલબ્ધ છે.

ગુજરાત પુરાતત્ત્વમાં મ્હોટો પુસ્તક ભંડાર છે; પણ તે અધુરો છે.

જ્યાં સુધી ઇતિહાસના અભ્યાસીઓ સારૂ એક કેન્દ્રિત સ્થળે, ઉપલબ્ધ સર્વ સાધન ામગ્રી સંગ્રહવામા નહિ આવે, અને તેના સંશોધન અને અભ્યાસ સારૂ, પૂરતી ગોઠવણી હિ થાય, ત્યા સુધી ગુજરાતના એક સારા ઈતિહાસની આશા રાખવી નિરર્થક છે.

તે માટે પ્રથમ એક ઇતિહાસ મંડળ, ઇતિહાસપ્રેમીઓનું સ્થાપવામાં આવે એ અગત્યનું ; તે ઐતિહાસિક વસ્તુઓ અને સાધનો એકત્ર કરવા, સંગ્રહવા પ્રયાસ કરે, તે પછી જ ુજરાતનો સાચો અને વાસ્તવિક ઇતિહાસ, પ્રજાજીવન વિકાસની દૃષ્ટિએ, આલેખવાનું

આપણા પ્રાંતમા અગણીસમી સદીમા રાષ્ટ્રીય અસ્મિતાના આંદોલનો ફરી વળતા પ્રાચીન ગુજરાતી સાહિત્યને પ્રકાશમા આણવાના પ્રયાસ થયા હતા; તે પ્રવૃત્તિને લઈને આપણને બૃહત્કાવ્ય દોહનના આઠ ભાગો, પ્રાચીન કાવ્યમાળાના પાત્રીસ ગ્રંથો અને પ્રાચીન કાવ્ય ત્રૈમાસિકના ત્રીસથી વધુ અંકો મળેલા છે. મજકુર પુસ્તકો બહાર પડ્યા પછી તે કાવ્યોની વધુ અને સારી પ્રતો પ્રાપ્ત થયેલી છે તેમ બીજી અનેક નવી હાથ લાગી છે.

પણ તે સઘળાની એકત્રિત માહિતી મેળવવાની મુશ્કેલી પડે છે.

પ્રાચીન સાહિત્યની હસ્તલિખિત પ્રતોના પાચ સંગ્રહો જાણીતા છેઃ—

(૧) શ્રી. ફોર્બસ સભા હસ્તલિખિત પુસ્તક સંગ્રહ (૨) કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહ, ગુ. વ. સોસાઈટી હસ્તક, (૩) વડોદરા રાજ્ય સેન્ટ્રલ લાઇબ્રેરી પુસ્તક સંગ્રહ, (૪) "ગુજરાતી" પ્રેસ હસ્તલિખિત પુસ્તક સંગ્રહ (૫) ડાહીલક્ષ્મી લાઈબ્રેરી પુસ્તક સંગ્રહ–નડિઆદ.

સ્વર્ગસ્થ શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી પાસેનો સંગ્રહ હાલમા કોની પાસે છે તે જાણવામા નથી.

તે સિવાય વેરણખેરણ, અણનોધાયલી અને અંધારામા રહેલી હાથ પ્રતોની સંખ્યા બહુ મ્હોટી માલુમ પડશે.

જૈન પ્રાચીન સાહિત્ય સંબંધમા મ્હોટી સવડ એ છે કે તે જુદા જુદા ભંડારોમા સુરક્ષિત અને સુવ્યવસ્થિત સંગ્રહાયલુ છે, તેમ તેની યાદી, જરૂર પડે મળી શકે છે; અને શ્રીયુત મોહનલાલ દલીચંદે "જૈન કવિઓ" એ નામે બે ગ્રંથો, એ સાહિત્યની લંબાણ સમાલોચના સહિત, બહાર પાડ્યા પછી, તે સંબધી બહુ થોડું જાણવાનુ બાકી રહે છે.

તે ધોરણે જૈનેતર પ્રાચીન સાહિત્યની તપાસ અને નોધ થાય એ આવશ્યક છે.

કવીશ્વર દલપતરામ અને શ્રી ફોર્બસ સભાના સંગ્રહની યાદીઓ છપાયલી છે, એ યાદીઓ સેન્ટ્રલ લાઇબ્રેરીની, ગુજરાતી પ્રેસની, ડાહીલક્ષ્મી લાઈબ્રેરીની અને શેઠ પુરષોત્તમ વિશ્રામ માવજી સંગ્રહની થવી જોઈએ.

એ યાદીઓ ઉપરથી કેટલુંક પ્રાસ્તાવિક કાર્ય થઈ શકે; જૂદા જૂદા કવિઓની કૃતિઓની સાલવાર અને સમગ્રપણે નોધ કરી શકાય; તેમ તેના પુનઃપ્રકાશન કે પ્રકાશન સારૂ યોજના ઘડવાનુ સરલ થાય

એવી માહિતી, જે તે સ્થળેથી એકત્ર કર્યા વિના પ્રાચીન ગુજરાતી સાહિત્યનો પૂરો કે પૂરતો ખ્યાલ નજ આવે, એટલું જ નહિ પણ તે વિષે જે કાંઈ અભિપ્રાય નિર્ણય દર્શાવવામા આવે તે દોષયુક્ત અથવા ખોટા નિવડે.

એ સંબધમા વિશેષ કાંઈ કહેવાનું નથી; માત્ર એ વિષયમાં રસ લેતા લાયકાતવાળા અભ્યાસીને, જેવા કે શ્રી. ગગલાલ મોદી, શ્રી. કેશવરામ શાસ્ત્રી, ભોગીલાલ સાંડેસરા–ને યોગ્ય પારિતોષિક આપી રોકવામા આવે; પણ તે કાર્યમા વિલંબ ન થવો જોઈએ; કારણ કે અજ્ઞાનતાને લઈને આપણી એ સંપત્તિનો, પ્રતિદિન ધીમે, નાશ થતો જાય છે. તે પાછી મેળવવાનુ અશક્ય થઈ પડશે અને તેનું મૂલ્ય રૂપાના, પાઈમા આંકવાનું નથી.

આપણા પ્રાંતની પ્રધાન સંસ્થા ગુજરાતી સાહિત્ય પરિષદનું એ કર્તવ્ય છે કે તે સારૂ તે યોગ્ય વ્યવસ્થા કરે.

અર્વાચીન ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ રચવામાં બીજા પ્રકારની અડચણ નડે છે; અને તે તેના સાધનોની, નોંધ અને વૃત્તાંતોની.

વર્તમાન સાહિત્ય દિવસે દિવસે વિકસતું અને ખીલતું જાય છે, તેમાં નવીનતા અને અને વિવિધતા આવી, તે સમૃદ્ધ થયું છે, પણ આપણા સાહિત્યકારો અને તેમની સાહિત્ય કૃતિઓ વિષે બહુ થોડી હકીકત મળી આવે છે; અને જે કાંઈ ઉપલબ્ધ છે તે સંગ્રહિત કે સંકલિત કરેલી મળતી નથી; તેથી તે દિશામાં પ્રયાસ કરવો જોઈએ; અને તે એ પુરુષોના સ્વતંત્ર, વિવેચનાત્મક અને માહિતીપૂર્ણ જીવનચરિત્રો રચાયે વધુ સવડ ભર્યું થઈ પડશે.

ગુજરાતી સાહિત્યમાં ચરિત્ર વિભાગ સત્ત્વહીન અને અપૂર્ણ છે, પ્રજાના ઘડતરમાં એ સાહિત્ય ઘણું ઉપયોગી નિવડે; અંગ્રેજી સાહિત્યનો એ વિભાગ એટલો સત્વશાળી અને સમૃદ્ધ છે કે તે ઈર્ષા ઉપજાવે; ગુજરાતી સાહિત્યની એ ખામી જરૂર આપણે દૂર કરવી જોઈએ, અને તે ચરિત્રગ્રંથો સાહિત્યનો ઈતિહાસ તૈયાર કરવામાં બહુ મદદગાર નિવડશે.

જાણીતી ઇંગ્રેજી સાક્ષરમાળા (English men of letters) ના ધોરણે કવીશ્વર દલપતરામથી શરૂ કરી સ્વર્ગસ્થ સર રમણભાઈના કાળ સુધીના વિદેહી સાક્ષરોના પ્રમાણભૂત ચરિત્રો તેના અધિકારી પુરુષોને લખવાનું સોંપવામાં આવે એ અત્યારના સંજોગોમાં હિતાવહ છે, અને તે સાધન સાહિત્ય પ્રાપ્ત થતાં અર્વાચીન ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ રચાવવાનું કાર્ય અઘરૂં થઈ પડશે નહિ.

પ્રાંતિક સ્વરાજ્ય અમલમાં આવતાં, એવો એક ભય ઉભો કરવામાં આવ્યો છે કે એકબીજા પ્રાંતો વચ્ચે કેટલીક ખોટી હરિફાઈ થવા પામશે; આપણે એ ભીતિ પ્રતિ ઝાઝું લક્ષ આપીશું નહિ; તે ભય અસ્થાને માનીશું; પણ આપણું જે પ્રજાકીય ઐક્ય છે, જે પરસ્પરનો પરિચય અને સંબંધ છે, તેને દૃઢતર કરવા, ગાઢ બંધનોથી જોડવા, તેના એક માત્ર ઈલાજ તરીકે, તે પ્રાંતના ભાષાસાહિત્યથી વાકેફ રહીએ, એ મહત્વનું છે. તે પરસ્પર જોડનારી સાંકળ નિવડશે; અને એથી બીજો લાભ એ થશે કે આપણું ભાષાસાહિત્ય તે દ્વારા સમૃદ્ધ થશે

આપણા સાહિત્યમાં નવી નવી, સ્વતંત્ર અને મૌલિક કૃતિઓ રચાય, તેથી આપણે જરૂર અભિમાન ધરીએ, પણ બીજી રીતે ભિન્ન ભિન્ન ભાષાઓમાંથી ઉત્તમ કૃતિઓના તરજુમા આપણે આપણા સાહિત્યમાં પ્રાપ્ત કરીએ, એ ઓછું ઉપયોગી કાર્ય નથી.

તે સંબંધમાં છૂટાછવાયા અને વ્યક્તિગત પ્રયાસ કરવામાં આવે તેના કરતાં સાહિત્ય પરિષદ એક સમિતિ નીમે, તે, એ પ્રશ્નનો જુદી જુદી દૃષ્ટિએ વિચાર કરી, એક યાદી તૈયાર કરે એ વધુ પસંદ કરવા જેવું છે.

"હંસ" માસિક દ્વારા હાલમાં જૂદી જૂદી ભાષાઓમાં છપાતા લેખોનો પરિચય કરાવવા પ્રયત્ન ચાલુ છે, તે આવકારપાત્ર છે, પણ જે તે ભાષાના સર્વોત્કૃષ્ટ લેખકોની ઉત્તમ કૃતિઓનો સ્વભાષામાં તરજુમો વાંચવાનો લાભ મળે એ ધોરણ જ ઈષ્ટ છે.

લિપિ સુધારણાનો પ્રશ્ન અત્યારે ચર્ચાઈ રહ્યો છે તેનો વ્યવહારૂ ઉકેલ આવતા, એ લિપિમા પરપ્રાન્તિય સાહિત્ય, વાચવાનો મહાવરો પડે, સુગમતા થશે અને તે મ્હોટો લાભ છે

તથાપિ સાહિત્યના એક વિભાગ તરીકે ભાષાતર સાહિત્યનુ મૂલ્ય છે અને તેની જરૂર ઉભી રહેવાની જ

પ્રસ્તુત લેખનો એક જ આશય છે કે ગુજરાતી સાહિત્યમા જે ઉણપો જણાય છે તે દૂર કરવા અને તેની જરૂરિયાતોને પહોચી વળવા, સાહિત્ય પરિષદ તે વિષે પુખ્ત વિચાર કરી, યોગ્ય નિર્ણય પર આવે, એટલુ જ નહિ પણ જે કાર્યક્રમ યોજે તે મુકરર સમયમા પૂરો થવા પામે

કર્મવીર પુરૂષ તરીકે જેમની ખ્યાતિ બધાયલી છે, જેમને માત્ર કાર્ય પસદ છે, અને કાર્યમાજ અચળ શ્રદ્ધા ધરાવે છે, એઓ આ સમેલનની બીજી બેઠક મળતા સુધી તેના સુકાની રહેશે

એ વિશ્વવદ્ય વિભૂતિ પાસેથી, સમેલનના પ્રમુખ તરીકે, એટલી આશા આપણે રાખીશુ કે ગુજરાતી સાહિત્યની ખામીઓ, દોષો અને જરૂરિયાતો સબધમા સાહિત્ય સમેલન જે તે નિર્ણય ઉપર આવી તે અમલમા મૂકાય અને મુકરર વખતમા પૂરો થાય એવો એકાદ કાર્યક્રમ નિયોજશે



# કવિનું ક્રાન્તદર્શન

[ લેખકઃ—શ્રી જન્મશંકર મહાશંકર બુચ " લલિત " ]

કવિ એટલે દ્રષ્ટા, ને કાવ્ય એટલે દર્શનઃ પરંતુ ક્રાંતદર્શન એટલે તો ત્રિકાલવેધક દૃષ્ટિથી, ક્રાંતિની આરપાર જોવું.

ક્રાંતિ એટલે દશાંતરક પરિસ્થિતિનો પલટો. તે પોતે તો વિવર્ત્તરૂપ છે. છતાં તેમાં જે **किमपिद्रव्यम्** સનાતન સ્વરૂપે, સતત વહ્યા કરે છે, તેનું જીવનમાંગલ્યકર આરપાર દર્શન તો, કેવળ કોઈક નિરંકુશ કવિને જ સ્ફુરે છે.

આજનાં માનવ-જીવનનું જગત્-સાહિત્ય તો એમ માનતું લાગે છે કેઃ—

નિરંકુશ કાવ્યનો વિધાયક કવિ, કલ્પનાત્મક આદર્શોનો કલાત્મક આલેખનાર છે ને તેથી જ કેવળ પાર્થિવ દૃશ્યોના પ્રતિનિધિ માનવ કરતાં તે કાંઈક વિશેષ છે.

પરંતુ આપણા આર્યાવર્તની આર્ષ દૃષ્ટિ તો કવિને ક્રાંતદર્શી રસદ્રષ્ટા ગણે છે. તેથી તેની કવિતાનું ક્રાંતદર્શન આપણને **सत्यम् शिवम् सुन्दरम्** સમું આત્મપ્રકાશક લાગે છે.

કાવ્યની રસાત્મકતા કે તેના ઉદ્ભાવક રસાત્માની સાહિત્યરસિક મીમાંસા પ્રબોધક તો છે પરંતુ કવિહૃદયના ખેલપટ સમા તેના કાર્યનું ક્રાંતદર્શન તો માનવીના જીવનને અને જગતને સદૈવ પ્રાણપ્રોત્સાહક છે. કારણ કે એવાં ક્રાંતદર્શનમાં સાહિત્યના કાલકૂટસ્થ **प्रकृत संव्यवहार विहार**નું એવું તો અનેરૂં આરપારદર્શન, એ કવિહૃદય ધરે છે કે તેમાં જીવન, જગત્ અને કવિહૃદય એ ત્રણેનાં પારદર્શન થઈ જાય છે. ત્યારે તો એવુંય અનુભવાય છે કેઃ—

> **एकोरसः प्रणयएव निमित्त भेदात् ।**
> **भिन्नःपृथक् पृथगिवा श्रयते विवर्तान्" ॥**

સાહિત્યનો ચિરસ્થાયી ભાવ **रसोवैसः** એમ સર્વાત્મક એકસ્થ સ્વરૂપે, તેનાં અનંત કલાગોપાગે ઝીલાય છે. તેથી સાહિત્યની રસદૃષ્ટિએ જીવન અને જગત્ પણ એમજ અનેકાત્મક એકાકાર દીસે છે.

તેથીસ્તો કવિ-રસાક્ષર અનુભવન. દેવદૂત સમો પૂજાય છે.

સાહિત્યમાં કવિનું અને કાવ્યનું ઉત્તમ સ્થાન છેઃ તે બહુ ભાગે તે બન્નેની રસ-કલાત્મકતાને લીધે સ્તો ' પરંતુ જીવનમાં ને જગતમાં તો તેના ક્રાંતદર્શનને લીધે, કવિ તો આત્મયોગના અવધૂત રસર્ષિ સ્વરૂપે સદૈવ પૂજાશે. કારણકે તે તો "આરપાર"નો સ્વસ્થ અને સત્વસ્થ રમતારામ છેઃ નહિ કે આપારનો કે પેલાપારનો જ !

વૈજ્ઞાનિક પ્રાજ્ઞો, આ પારના આધભૌતિક કે બહુ તો પેલાપારના અધ્યાત્મિક સફળ દાર્શનિકો નીવડે છે. કારણ કે તેઓ તો માત્ર તટસ્થ તત્વજ્ઞો છે. તેથી પોતે સ્વસ્થ દૂરસ્થ રહે ને અર્ધ-કલાપે જગત્ગંગાનો ખેલચિત્રપટ ચાલ્યા કરે. ત્યારે પણ કોઈનું ય અંતરાત્મક દર્શન તો નથી થતું.

પરંતુ આરપારમાં ઘૂમનાર કવિ તો પરિવર્ત્તનાત્મક સંસારના સંસ્કૃતિ ચક્રોમાંના ચક્ર સમો, ગુંજતો, ગર્જતો, નાચતો હાલે ચાલે છે. ત્યારે એકીહારે કવિનું, કાવ્યનું અને

જગત્-જીવનનું ચક્ષુદર્શન ક્રાંતદર્શનસમું તે-ઝીલાવે છે. ને તેમાં આત્મકલાત્મક લલિત વાગ્મયનો રસાર્થ ઝીલાય છે.

કોઈપણ માનવીય ભાષાના-ભાવધ્વનિભર્યા સાહિત્યને ઝીલીશું તો તેમાનો નિગૂઢ અને અજ્ઞેયકવિ, ઓળા પાડતો અને ભાવના ગુંજતો પડછે પરખાશે. તેના કાવ્યની રમાક્ષરીમાં બહુ તો દ્યુતિદર્શન ઝીલાશે

પરંતુ તે બન્ને દ્વારા ત્રિકાલવેધક જે ક્રાંતદર્શન થશે તેજ પ્રતિભાત્મક, ઓજસ્વી અને પ્રસાદભર્યું પ્રાણરસાયન, આત્મસત્તાર્થીને ચનગનાવશે.

કવિના એવા સમોજ્વલ ક્રાંતદર્શનમા માનવાત્માના ઐશ્વર્ય, ચૈતન્ય અને સૌન્દર્યની વિચિત્ર રેખાઓ એવી રોમાચક હોય છે કે તેમા વાસ્તવિક જીવનના માગલિક અને કારુણિક સ્વરૂપો પરખાતા વાર નથી લાગતી.

વાણી અને રસાર્થની પ્રતિપત્તિથી એમ જગતનું ધ્વન્યાલોકન ઝીલાય છે. એમાના રસભાવના આંદોલને તથા અર્થના ઝોકની અભિનવ છટા માત્રથી અંતરાત્મા, સતેજ અને સચેત થઈ જાય છે.

વાલ્મીકિના, કાલિદાસના, ભવભૂતિના, દિઙ્નાગાચાર્યના, તુલસીદાસના કે ગુર્જરકવિ-ભાલણના કે ગિરિધરના એકના એક ગમને, એ કવિઓના ક્રાંતદર્શનોમાનાં રસચિત્રોમા નિહાળી લેતા આરપારદર્શનનો એક ઉત્કૃષ્ટ પ્રકાર સમજાઈ રહેશે.

હાલના જગતરસાક્ષરોની ઉત્તમ કલાકૃતિઓને નિહાળશો તોપણ ત્યા અનંત કલાત્મક પૂર્ણ ગોળ કલાપબિંબ પરખાતા ઉત્કૃષ્ટ આનન્દ ઝીલાશે.

વિશ્વભારતી કવીન્દ્ર રવીન્દ્ર ટાગોરજી, ગુર્જર કવિમણિ નાનાલાલ, જપાની કવિ નાગૂચી કે અન્ય વિદેશી સાક્ષર કવિ હૃદયોઃ એમર્સન, ડૅન્ટે, ગેટે, શેલી, વેલ્સ, બર્નાર્ડ શૉ, વ્હીટમેન, ટોમસ હાર્ડી, રશિયન ગોર્કી તથા હિન્દની સર્વ પ્રાંતિય ભાષાના ક્રાંતિદર્શીની ગમે તેટલી કલાકૃતિઓના-ક્રાંતદર્શનોમા નિમજ્જન કરશો તો-અણસરખી લાગતી માનવતાનું વિશ્વાતર્મા મેળખાતુ એકાત્મક દર્શન થઈ જશે. ત્યારે જ સમજાશે કે સાહિત્યકારો જીવનમાથી ઝીલીને સાહિત્યનુ સંજીવન પ્રકટાવે છે ને તેથી જ જગત્-સંસ્કૃતિ, નિત્યનવીન રૂપ-રેખાતરે, ઝળકતી વહી રહે છે.

માનવની આત્મકલાઓમાની એક તે તો તેના હૃદયની રમલીલા! કેવળ મનોવાદના વિજયે ગદમસ્ત મ્હાલતા માનવી, મનસ્વિ બની જઈ જગતમા દુર્બુદ્ધિબળથી કાળોકેર વર્તાવે છે.

પરંતુ એનાએ પરસ્પર ભૂલથી-સુધરતા માનવી એ, મનીષામાથી ઊર્મિ શોધીને ઉછાળી, અને તેના જન્મતીર્થ હૃદયે, માનવાત્માને ગદ્દગુગ બહારકેથી ઉતારીને અંતર્યામી રૂપે તેણે સ્વસ્થ કર્યો ત્યારથી જો કે મન ઉપરથી પાડેલુ માનવ નામ તો હજીયે તેણે નથી તજ્યુ પરંતુ તે સહૃદય તો તે બની રહેલ છે. ને એ હૃદયના રસભાવથી તથા અંતરાત્માના ઓજસે કરીને, પ્રસન્નવાણીનું સાહિત્ય તે સર્જે છે તથા જીવનને મધુર બનાવી શકે છે.

આર્યદષ્ટિ તો, તેણે આકાશિકાની–મંદાકિનીના તારાક્ષરીના તેજ, વેદની ઋચામા ઝીલ્યા, ત્યારથી, માને છે કે —

વિશ્વાત્મા સમાન તેના કલાશ પણ નિત્યપૂર્ણ છે તેથી વિશ્વની વિભૂતિઓ સર્જન-કાળથી આજ સુધી, એકનાએક સત્ત્વે તેમ સ્વત્વે, પોષક અને જગતકિંકરી રૂપે રહેતી આવે છે. તો પછી પૃથ્વીપટે સ્પષ્ટ વિસ્તરેલા આજના ગુર્જરપ્રદેશનો પુણ્યપ્રભાર કયા ઓછો પ્રતાપાત્મક છે કે તેથી ગુર્જરીપ્રજા સ્વાધીન ન નીવડે ?

સ્વાયત્ત જીવન વિના નિરંકુશ સાહિત્ય ઉછળતુ જ નથી ઈતર પ્રદેશોની સ્વતંત્રતા, તેના ભૂમિપ્રભાવક વાતાવરણે, અખડ રહે છે તેમ જ એનાએ સૂર્યની ઉષ્માના આશા બળથી, આપણે મનોબળની સાથે હૃદયબળ, જમાવિયે તો જરૂર આત્મરક્ષક તો તુર્ત નીવડિયે

ગુર્જરીજીવનમા પણ આજે બેઠા બળવાની હિન્દજાગની ભરતી આવી છે તે શુ ઓછી સૂચક છે કે ?

આપણા જન્મદેશમા વસેલી પ્રાચીન પ્રજાઓએ પરાક્રમના પગલા પાડેલા છે તેના યશોગાન તે તે કાળના ભાષા સાહિત્યના રણકારમા–આજેય ગર્જે છે.

ગુર્જરલોક ઉત્તરાપથેથી આ પ્રદેશે ઉતર્યા ત્યારની દેશકાળની કથા, ઓછી રોમાચક નથી ગુર્જરીપ્રજા ક્યારની આત્મસત્વસ્થ, ઉત્–યોગી, ઉત્–યમી અને સ્વાશ્રયી તથા સાહસિક છે. તથી વિશેષે સ્વાશ્રયસિદ્ધરૂપે વધશે એમ તે તે દેશકાળના કવિઓના ક્રાંત-દર્શનો કયા નથી ભાખતા ?

હિરણ્યગર્ભસુવર્ણી હેમતશિશિર તેમ જ વસંતગ્રીષ્મ ઉતરીને વર્ષાશરદની ઋતુ ક્રાંતિ ચાલે છે. ત્યારે વિકાસવિપ્લવની છકછોળમા તરશે તે ઉદરશે સુઘટિતઘટના પરીયસી જીવન-લીલાને, આપણે આજેય વિમુક્તિની વિદ્યાકલારૂપ, એમ સેવીને જીવી શકિયે

જરા, ભૂતકાળનુ ક્રાંતિદર્શન કરીશુ તો સોમનાથ, દ્વારિકા, વલ્લભીપુર, સિદ્ધપુરપાટણ સ્તભતીર્થ, ભરૂચ વગેરે, એ સમયના સ્વતત્રગુજરાતની–કેવી સ્વરાજ્યનગરીઓ હતી તે નજરે તરવરશે તે સમયની પ્રજાકીયસસ્કૃતિ, તે કાળના ભાષાસાહિત્યમા હતી ને તેના આંદોલનોનું સગીત આજેય ગુંજે છે એ કુદરતી રેડિયોના વાતાવરણમાથી તેમાના દુહા, સોરઠા, ને હાલરડા તથા લોકગીતો આજેય ગુર્જરી રસકંઠે ગામડાના જીવનમાથી જડે છે. તે હજી જરા વિશેષ ઝીલિયે તો જ એ સમઝાય

તે પછીના વર્તમાનગુજરાતની સાબરમતી આજેય આઠેરી પણ અખડ, સરલનિર્મલ વહી રહી છે. તેના તટસ્થ–અમદાવાદના જીવન જળને જરા પૂછી તો જોઈએ કે કેટલાક યુગપલટા ત્યાર પછી આજ સુધી આ સ્થળેય આપણે જીત્યા છે ?

ગિરિનર સિંહાદ્રિના "નરસૈયા"ને તથા સરસ્વતીના "ભાલણ"ને પૂછીએ તો ખરા ? તો પોતપોતાની "વૈષ્ણવજનતા"ની જીવન–કાદમ્બરીનો સાત્વિક ને સુકુમાર પ્રમાદ બન્ને આપશે

કાઠિયાવાડની જયટકારતી મચ્છુ–નદીના મત્સ્યાવતારરૂપ મહર્ષિ પરમહસ સ્વામી શ્રી દયાનન્દસરસ્વતી, પોતાના વૈદિક "સત્યાર્થ પ્રકાશ"મા ઝગોળાશે

પ્રેમ-શૌર્યના પડકારનાર પ્રતાપીવીર નર્મદ, ગરવી ગુજરાતના જયગીતે, જીવન-યુદ્ધમાં મોખરે દોરશે.

"કજીડો : બારે માસ" : ના જેસલ તોરલના આગમોને પણ ઝીલીશું જ ને ?

આપણી જન્મભૂમિનો એવો ઉત્કર્ષ પ્રભાવ તો ઝીલ્યો હતો આની આ સાબરમતીનાં ઓળંગનાર શ્રીકૃષ્ણે દ્વારિકાને आपूर्यमाण मचलप्रतिष्ठ સમુદ્રને કંઠે ! ત્યારે જ તેણે महाकालोऽहस्मिनां ક્રાંતદર્શને ગીતાને ઝીલાવી હતી.

તે પછી એવો આત્મસત્તાક વિજયનો ટંકારવ તો, આફ્રિકાના હિન્દી સંસ્થાનના સુકાનીએ, "ન રહેવાયું તેથી અંતરને ઉછાળે આલેખાઈ ગયેલા" "હિન્દસ્વરાજ"નાં વિમુક્તિના મૌક્તિક સમાન ગુજરાતી જીવન ગ્રન્થમાં ઝીલાવ્યો ! એ તો આજના આપણા આજના સુકાની છે ને ? ને તે જ આપણા ભારત-સૌભાગ્યે જગતભરના નરપુંગર ધુરંધર છે.

ઉછળતા રસાત્મક વાક્યવાળા ગદ્ય તેમજ પદ્યને પણ આપણે તો ક્યારના કાવ્ય માનીએ છીએ. તેમાં આજના પ્રસ્તુત વિષયે તો એવા આગામી ક્રાંતદર્શનને સને ૧૯૦૫-૦૬માં ઝીલાવનાર, સત્યવાચસ્પતિ તો મહાત્માગાંધીજી છે. તેમણે સાહિત્યમાં ભાવ-ઉછાળ નવીન ગદ્યશૈલી પણ અર્પી છે. ને તેની વાણીનાં સત્ સ્હડે છે. તેથી જ સદાચરિત સત્તી વચનસિદ્ધિવાળા સંત-પ્રમુખને આજે આપણે વધાવી વિશેષ કૃતાર્થ થઈયે. ને તે સાથે સત્‌ના ગુર્જર બોલની ગીતાંજલિ ધરિયે.

એવી ત્રિકાળવેધક રસદષ્ટિએ, જન્મદેશનાં, જન્મ ભાષા સાહિત્યનાં અને જન્મ બંધુતાનાં ક્રાંતદર્શનો, હૃદય-કવિનાં એવાં આરપાર ઘૂમાવનારાં જીવન-કાવ્યો દ્વારા, ઝીલી રહિયે તો ગમે તે દેશકાળમાં આપણી જન્મભૂમિપર વસનારી પ્રજા સ્વતંત્ર જ રહી શકે.

ગુર્જરીમાનવતા એકાકાર ક્યાં નથી ? પરિસ્થિતિ ને સ્થલકાલનાં વાતાવરણ જુજવાં હોય તેથી પણ પ્રકૃતિના સર્જન સમું અનંત રસકલાત્મક સંસ્કૃતિ ભર્યું સંજીવન આપણે ય ભોગવી ન શકિયે ?

વિશ્વમંડળને અજવાળતો સૂર્ય આજેય, આપણે જોઈયે છીએ તેમ સતેજ અને સચેત રાખે છે. તેવી રીતે આપણે પણ આપણી ગુર્જરી માનવતાની ન્યારીકલાઓથી વિરાટ એકસ્થતાના પૂર્ણકલાપમાં ભાત દર્શાવી તેને પ્રપૂર્ણ ઝળહળાવિયે.

હિન્દની ક્રાંતિઓનું કવિહૃદયે ગર્જાવેલું ક્રાંતદર્શન પણ, જીવનના શૃંગારરૂપ માનવને, સાહિત્યે, શૃંગારે છે. કવિ એમજ ક્રાંતિકાર પણ નીવડે છે.

કવિવરની કવિતાનાં ક્રાંતદર્શને આવો જ કવિનો રસવિવેક હોય છે ને તેથી સમગ્ર આરપાર દર્શન સહજ સુલભ થઈ પડે છે. એમ લલિત વાંગ્મયનું તપ ફળે છે. સાત્વિકતા અને સુકુમારતાનાં તેનાં બલ, પ્રેરક પ્રોત્સાહક અને પોષક છે. હૃદયના અનુરાગને નિષ્ઠા ખીલવિયે અને જમાવિયે તો પ્રતિભા અને ઓજસ્, જીવનમાં તેમ સાહિત્યમાં ઝીલાય પરંતુ પ્રસાદભરી વાણી વિના પ્રજ્ઞા ટકતી નથી. એ ઑ સત્કર્મ સંસિદ્ધિ છે.

પ્રસન્નવાણીના પ્રકાર કવિ હૃદયેશનીએ ઝીનાવ્યા છે તે **પરા પશ્યતી, મધ્યમા** અને **વૈખરી**ના.

**પરા** નાભિને નાદે સત્‌નો હુંકાર કરે છે **પશ્યંતી**, હૃદયાંતર્યામીના આદેશને પડકારે છે **મધ્યમા**, ઉત્કંઠ ગ્સક ઠેથી જીવનનું સગીત લલકારે છે ને **વૈખરી**, પ્રસાદસદન વદનેથી હૈયાના રસબોલ બોલે છે ત્યારે જ સત્‌નાવાચક, ક્રાંતદર્શનમાના પ્રાણાર્પણ પ્રેરક આગમોને ઉકેલે છે

ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના આદ્યસસ્થાપક સ્વર્ગસ્થ રણજિતરામ વાવાભાઈએ આય રીને પ્રચારેલી "ગુજરાતી એકતા" આજે તો ખૂબ સાકાર થતી દેખાય છે

બારમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ આજે તો ભરાય છે પ્રથમ ભરાયલી સને ૧૯૦૫ મા આના આ અમદાવાદમા તે પછી સને ૧૯૨૦મા છઠ્ઠીના લેખ પણ અહીં જ લખાયલા એ સ્વરાજ્યવિધાયક આજે પાછા આપણે ત્યા પધાર્યા છે ત્રીશ વર્ષનો યુગ વહી ગયો ત્યારે ગુજરાતી સાહિત્યનું પોપક ગુર્જરી જીવન આજે તો આગગ ધસમસતું ધાયા કરે છે ગુજરાતે આજે તો, શુ જીવન તેમ સાહિત્યમા, "નવજીવન"નો ઝડપયુગ યૌવન બળભર્યો વહે છે એ પ્રતાપ ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના સાહિત્ય સગઠ્ઠનનો રતો

"હિન્દ-સ્વરાજ"ના ગુજરાતી જીવન ગ્રન્થના ક્રાંતદર્શી કવિ પ્રણેતાએ સુદામાજીના સ્વપ્ન સાચા પાડ્યા છે એ દીનવત્સલ સાધુસસારી સાધુદમ્પતીનો આદર્શ માનવજગત્‌ની જાન્હવીના પ્રેરક છે

એમની સત્ રસિક ચિત્રલેખાને પગલે સ્વભાવાનો ઝોક અને સાહિત્ય ની છટા આપણે બધા જીવનમાથી જુજવી રીતે ઝીલીને ઝીલાવિયે



# કવિ સુન્દરમ્

"આપણી કવિતા સમૃદ્ધિના" પ્રવેશકમાં શ્રી. બલવન્તરાય ઠાકોરે અર્વાચીનયુગની કવિતાની સાત પેઢીઓ ગણાવી છે. "સારા કવિનું કવિતાસર્જન વીસ વર્ષ લગી એકસરખું ચાલ્યા કરે એમ ભાગ્યે જ બને છે. કવિનું આયુષ્ય લાંબુ હોય, તો તેમાં સર્જનચન્યતાના કે ઉતરતી રચનાઓના ગાળા પણ લાંબા પડે" એ દ્રષ્ટિબિન્દુએ અવલોકતાં શ્રી. ઠાકોરે કવિતાની પેઢીઓ ગણાવી છે. પેઢી ગણાવતાં શ્રી. ઠાકોર લખે છે "પહેલી નર્મદ–દલપત–ભોળાનાથની,–બીજી નરસિંહરાવ–ગોવર્ધનરામ–બાળાશંકર–મણિલાલ હરિલાલ, વગેરેની, ત્રીજી મણિશંકર–રમણભાઈ–ત્રિભોવન–હરગોવિંદ–જટિલ–વગેરેની, ચોથી ન્હાનાલાલ–ખબરદાર વગેરેની, પાંચમી લલિત–ખોટાદકર–રામનારાયણ વગેરેની, છઠ્ઠી સાતમી નવી પેઢીઓ કુસુમાકર, મલયાનિલ વગેરેથી માંડીને ગજેન્દ્ર બુચ, સુન્દરમ્ વગેરે કવિઓની અખંડ પલટણમાં થતી નવી ભરતીની ગણું છું." રા. કુસુમાકરે તો હમણાં સાહિત્ય સન્યાસ લીધો હોય એમ જણાય છે. અને મલયાનિલ તથા ગજેન્દ્રબુચ તો વિદેહ થયા. એટલે નવી કવિતાના અગ્રણી તરીકે, સાતમી પેઢીના પ્રતિનિધિ તરીકે, રા. સુન્દરમને લેખવામાં કોઈને અન્યાય નથી થતો. કેટલાક એ સ્થાનને માટે રા. ચન્દ્રવદન માટે દાવો કરે, પરન્તુ એક તો શ્રી. ચન્દ્રવદનનો કવનકાળ શ્રી. સુન્દરમ્ કરતાં ઘણો વ્હેલો શરૂ થયેલો. વળી સંખ્યાની દ્રષ્ટિએ, વિષય કે છંદોના વૈવિધ્યની દ્રષ્ટિએ, કાવ્યપ્રદેશની વિશાળતાની દ્રષ્ટિએ, સુન્દરમનું સ્થાન ચન્દ્રવદન કરતાં ઉંચું, અને બીજું ઇલાકાવ્યોના પ્રકાશન પછી, રા. ચન્દ્રવદનનો કાવ્યપ્રવાહ અટક્યો નથી, તોપણ ઘણો મંદ પડી ગયો છે એતો છેલ્લાં દોઢ વર્ષનાં સામાયિકો પર દ્રષ્ટિ ફેરવતાં તુરતજ જણાઈ આવશે, જ્યારે શ્રી. સુન્દરમનો કાવ્યપ્રવાહ તો કાવ્યમંગલાના પ્રકાશન પછી પણ પૂર્વ જેવી વેગવતી ગતિથી અવિરત વહ્યો જાય છે. એટલે શ્રી. ચન્દ્રવદનની જેમ શ્રી. સુન્દરમને સર્જનનો થાક નથી લાગ્યો અને તેથી જ સાતમી પેઢીના અગ્રણી તરીકે શ્રી. ચન્દ્રવદન કરતાં શ્રી. સુન્દરમને લેખવા ઉચિત છે.

શ્રી. સુન્દરમનો જન્મ સને ૧૯૦૮માં મિયાંમાતર ગામમાં થયેલો. એઓ જ્ઞાતિએ સુતાર છે. પ્રાથમિક શિક્ષણ એમણે માતરની લોકલબોર્ડની નિશાળમાં લીધેલું. એ અભ્યાસ પૂરો થયો ત્યાં તો આટલી ન્હાની વયમાં એમના જીવનમાં બે મહાપ્રસંગો બની ગયા. એક એમના પિતાનું અવસાન અને બીજું એમનું લગ્ન. સદ્ભાગ્યે એમના પિતામહ જીવતા હોવાથી એમના અભ્યાસમાં વિઘ્ન ન આવ્યું. જ્યારે બીજો પ્રસંગ–એમનાં લગ્ન એમના હૃદયનું તીવ્ર મંથન કરતો, એમના જીવનને પ્રથમ કારુણ્યથી આવરી લેતો, એ પાછળથી, એ કારુણ્યમાંથી વિચારમંથનને પરિણામે સંતોષ અને આનંદમાં પરિણમી એમની કવિતાનો એક મુખ્ય વિષય બને છે. એ પ્રસંગનો ધ્વનિ તો એમનાં સઘળાં કાવ્યોમાં ઊંડે ઊંડે ગુંજન કરતો દષ્ટિએ પડે છે. ગુજરાતી સાત ધોરણ માતરમાં પૂરાં કરી એમણે આમોદની રાષ્ટ્રીયશાળામાં પાંચ ધોરણ સુધી અભ્યાસ કર્યો. આ શાળા અસહ

રની શરૂઆતમાં જ રાષ્ટ્રીય થઈ ગયેલી એટલે રાષ્ટ્રીય ભાવનાના સંસ્કારો એમને પ્રથમથી જ મળેલા. ત્યાંથી ભરૂચમાં છોટુભાઈ પુરાણીના હસ્તે ચાલતી ન્યૂ ઇગ્લીશ સ્કુલમાં એક વર્ષ અભ્યાસ કરી ગુજરાત વિદ્યાપીઠની વિનિતની પરીક્ષા આપી અને આખી વિદ્યાપીઠમાં પ્રથમ આવ્યા. એમના કુટુંબની આર્થિક સ્થિતિ નબળી હોવાને લીધે એમને આટલેથી જ અભ્યાસ છોડવો પડત, અને જો એમણે આગળ અભ્યાસ ન કર્યો હોત તો ગુજરાતને એમનાં કાવ્યો ન મળત, કારણ કે એમની લેખન પ્રવૃત્તિનો આરંભ વિદ્યાપીઠમાં થયો. પરન્તુ એક સમભાવી શિક્ષકની સહાયથી એમણે વિદ્યાપીઠનું જીવન શરૂ કર્યું. અહિં શ્રી. રામનારાયણ, કાકાસાહેબ, મશરૂવાળા, રસિકલાલ પરીખ, નરહરિ પરીખ, ગીડવાનીજી, જેવા અધ્યાપકોના એમના પર સંસ્કાર પડયા, અને એમણે ખૂબ વિકાસ સાધ્યો. એ અધ્યાપકોના સદ્ભાવ, આશિષ, અને પોષણથી, એમની સુપ્ત હૈયાકળી વિકસી, ફૂલીફાલી, અને એમનું કાવ્યઝરણું વહેવા માંડયું. આનો ઉલ્લેખ એમના કાવ્યમંગલાના અર્પણ કાવ્યમા શ્રી. સુન્દરમ્ કરે છે. ગુરુજનોને એ પુસ્તક અર્પણ કરતાં કવિ કહે છે, કે,

જેનાં પોષણ, પ્રેરણા અનુભવો સદ્ભાવ ને આશિષો,
વર્ષ્યાં ને મુજની સુસુપ્ત વિકસી, હૈયાકળી ને ફળી.
એ માયા મમતા કૃપામૃત ભર્યા નક્ષત્રની રાજિ શા,
રાજંતા ગુરુઓ તણાં ચરણમાં આ કાવ્ય મારૂં ધરું.

ખાનગી સમયમાં ટયુશન આપી એ વિદ્યાપીઠનો અભ્યાસ ચલાવતા. વિદ્યાપીઠના પ્રથમ વર્ષમાં લેખનપ્રવૃત્તિનો આરંભ થયો હોય એમ દીસતું નથી, વિદ્યાપીઠના દ્વિતીયવર્ષમાં એટલે ૧૯૨૬ માં એમની સાહિત્યપ્રવૃત્તિનો આરંભ થાય છે, અને સપ્ટેમ્બરમાં આપણને "એકાંશ દે" નું પૃથ્વી સૉનેટ મળે છે. અહિંથી એમની કાવ્યપ્રવૃત્તિનો આરંભ થાય છે. પછી તૃતીયવર્ષમાં તો એમની પત્ની અમદાવાદ આવે છે અને કવિ પત્ની સાથે રહે છે. ટયુશન, અભ્યાસ અને વળી ઘર ચલાવવુ એમ ત્રિવિધપ્રવૃત્તિમાં કવિ રોકાય છે. વિદ્યાર્થીજીવનમા ગૃહસંસારની ઉપાધિઓનો તો જેમણે ભોગવી હોય તેમને જ ખ્યાલ આવી શકે. આજ વર્ષમાં સાબરમતી ત્રૈમાસિકનું તંત્રીપદ એમને મળે છે, કલમ ખીલવવાની તક સાપડે છે અને એમનો ઝડપી વિકાસ થાય છે. આ આખા વર્ષમાં એકેય કાવ્ય મળતું નથી. છેલ્લા વર્ષના પ્રથમ સત્રમાં કવિ આપણને 'અભયદાન' આપે છે. સને ૧૯૨૯ મા કવિ આપણને બીજાં બે કાવ્યો "આગે આગે" અને 'વિદાય' આપે છે. આ પ્રમાણે સાબરમતીના તંત્રી થયા પછી એમની લેખિની સ્પષ્ટ અને વિસ્તૃત રૂપ પામી. 'સાબરમતી' મા ઉત્તમ લેખક લખવા માટે એમને તારાગૌરી ચંદ્રક મળેલો. ૧૯૨૬ માં વિદ્યાપીઠની સ્નાતકની પરીક્ષા આપી અને બીજા વર્ગમાં ભાષાવિશારદ થયા. ગુજરાતીમાં એમને સૌથી વધુ ગુણ મેળવવા બદલ અખિલ ભારત વિદ્યાર્થીપરિષદનું ઇનામ મળેલું. આ વિનીતથી સ્નાતક થતાં સુધીના ચાર વર્ષમાં આપણને તો માત્ર ચાર જ કાવ્યો મળેલા છે. શ્રી. ભાઈ ઉમાશંકર પાસેથી સાંભળેલું કે એમણે તથા શ્રી. સુન્દરમે આરંભમાં છંદની કસરતો ખૂબ કરેલી, કવિતાપર હાથ બેસાડવા પ્રયત્નો ખુબ આદરેલા આ ઉપરથી આપણે સહજ અનુમાન કરી શકીએ કે; ૧૯૨૫ થી ૨૯ ના ચાર વર્ષના ગાળામા શ્રી. સુન્દરમે કાવ્યસર્જનના ઘણા પ્રયોગો કર્યા હશે, અનેક છંદો પર હાથ

અજમાવી જોયો હશે, અને આ પ્રયોગદશા જે ત્રણેક વર્ષ ચાલી તે દરમ્યાન આવી રમત કરતા કરતા ત્રણ ચાર સારા કાવ્યો લખાઈ ગયાં હશે, અને તે કાવ્યોથી કવિને સંતોષ થયો હશે. અને તે ચાર કાવ્યો શ્રી. સુન્દરમે કાવ્યમંગલામા મૂક્યા હશે. સ્નાતકની પરીક્ષામા ઉત્તીર્ણ થઈ એ સોનગઢ ગુરુકુળમા શિક્ષક તરીકે એક વર્ષ રહ્યા. પછી તો ૧૯૩૦ મા સત્યાગ્રહનો પ્રચંડ જુવાળ આવ્યો, અને શ્રી સુન્દરમ્ સત્યાગ્રહજંગમા પડયા. સંધિ સુધી જંબુસર તાલુકાઓના ગામડાઓમા એમણે શાંત કાર્ય કર્યું. જેલનો લાભ આ સમયે એમને ન મળ્યો. પણ, આ દશ મહિના દરમ્યાન એમણે ઠીક ઠીક અનુભવો મેળવ્યા, જનસ્વભાવ તેની શક્તિ અશક્તિ સાથે બધા સ્વરૂપમા તેમને જોવા મળ્યો. સંધિ દરમ્યાન ફેલોશીપ સ્કુલમા શિક્ષક તરીકે જોડાયા, અને ૧૯૩૨ મા પુનઃ સત્યાગ્રહ જંગમા પડયા, અને પડયા ત્યા તો તરતજ ઝડપાયા અને જેલમા ગયા. આ જેલના અનુભવે એમની કવિતાને ઠીક ઠીક વસ્તુ આપી છે, અને એમના જેલ જીવનને આપણને કેટલાક સારા કાવ્યો આપ્યા છે. એ જેલમાથી છૂટયા પછી ગાધીજીએ સામુદાયિક સત્યાગ્રહને સ્થાને વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ કર્યો ત્યારે પણ એ પુનઃ જેલમા ગયા. જેલમાથી છૂટી હમણા અમદાવાદના જ્યોતિસઘમા મુખ્ય શિક્ષક તરીકે કામ કરે છે.

એમના પ્રથમકાવ્યની સાલ 'કાવ્યમંગલા' મા ૧૯૨૬ ની આપેલી હોવાથી, એમનો કવનકાળ ૧૯૨૬ થી શરૂ થયેલો ગણાય. પ્રથમ તો એમનું કાવ્યઝરણું અત્યંત મંદગતિથી વહે છે અને ૧૯૨૬ થી ૧૯૨૯ ના ત્રણ વર્ષના ગાળામા માત્ર ચાર કાવ્યો આપણને મળે છે. ૧૯૩૦ મા સત્યાગ્રહસંગ્રામ શરૂ થાય છે, અને એ વાતાવરણથી કવિની કાવ્ય પ્રતિભા જાગૃત થાય છે અને પૂરેપૂરી ઝળકે છે. એ વાતાવરણ એમના મંદ વહેતા પ્રવાહને ભરતઘોઘવાળુ સ્વરૂપ આપે છે, આ વર્ષમા–૧૯૩૦ મા "કાવ્યપ્રણાશ" "બુદ્ધના ચક્ષુ" "સાફલ્યટાણું" "ત્રિમૂર્તિ" જેવાં સર્વાંગસુંદર કાવ્યો કવિ આપણને આપે છે. પછી તો એમની કાવ્યસરિતા વહેતી વહેતી પટવિસ્તારતી જ ગઈ છે, અને પ્રતિવર્ષ આપણને વધુ અને વધુ સુંદર કાવ્યો મળતા જ ગયા છે.

હવે એમના કાવ્યોની સમીક્ષા કરતા, માત્ર "કાવ્યમંગલા," "કોયા ભગતની કડવી વાણી" કે "ગરીબોના ગીતો" મા પ્રગટ થયેલા એમના કાવ્યો જ ન લેતા, એ સંગ્રહોના પ્રકાશન પછી પણ સામયિકોમા પ્રગટ થયેલા એમના કાવ્યો લઈશું, કારણકે એમ ન કરીએ તો કવિને અન્યાય થવાનો સંભવ છે. વળી તે સિવાય એમના વિકાસનો પણ આપણને ખ્યાલ ન આવે, અને એમના કાવ્યદેહનો દિશાપલટો થયો હોય તે તરફ દુર્લક્ષ આપવાનો અપરાધ પણ આપણે કરી બેસીએ.

કવિતાના પ્રકારોની દ્રષ્ટિએ એના વિભાગો પાડી તેનો તે વિભાગવાર અભ્યાસ કરવાની પદ્ધતિ મ્હને અનુકૂળ થઈ પડશે. કાવ્યમગલાનું પ્રથમ કાવ્ય 'એકાકારે' સૉનેટ છે એટલે પ્રથમ આપણે સૉનેટનો જ પ્રકાર લઈશું

સૉનેટ આ વિભાગમા એમના ૧૬ કાવ્યો આવે છે. નવ કાવ્યમંગલામાના અને અન્ય કાવ્યમંગલાના પ્રકાશન પછી સામાયિકોમા પ્રગટ થયેલા. અંગ્રેજી સૉનેટના બે પ્રકારો છે. એક ગ્રીક અને બીજો શેક્સપીઅરનો. ગ્રીક સૉનેટની પંક્તિઓના આઠ અને

૭ એમ વિભાગો પડે છે. પ્રથમ આઠ પંક્તિમાં વિચારનું બીજારોપણ કર્યું હોય. અને પછીની ૭ પંક્તિમાં એ બીજનો વિકાસ કર્યો હોય, પૂર્વાર્ધના વિચારને સ્ફુટ કર્યો હોય. અથવા પૂર્વાર્ધનો વિચાર વળાંક કે પલ્ટો લેતો હોય. અંગ્રેજીમાં એવો મત છે કે સૉનેટ ન્હાનું હોવા છતાં એમાં જે ગૌરવ છે તે ગેયત્વને સહી શકે નહિ, તેથી Rhyme Scheme નો ધીમે ધીમે ત્યાગ થવા માંડયો. આથી ગુજરાતીમાં પણ સૉનેટમાં ગેયતાનું પ્રાધાન્ય ન હોય એવો મત બંધાયો, અને એની અગેયતાને લીધે અને પ્રવાહીતાને લીધે પૃથ્વીછંદનો સૉનેટ માટે પ્રચાર થયો. પૃથ્વીમાં છાંદસયતિ બહુ દૃઢ નથી,–સંસ્કૃત સાહિત્યમાં ભતૃહરિના નીતિશતકના પૃથ્વીમાં લખાયલા શ્લોકો જીજ્ઞાસુઓએ જોઈ જવા–અને આ યતિને અર્થને અનુકૂળ બનાવીએતો કાવ્યના વાંચન કે પઠનમાં ક્ષતિ આવી પડે એવું બનતું નથી. વળી પૃથ્વીછંદમાં બીજી સફળતા એવી મળી કે, વિચારનું સંક્રમણ એક પંક્તિમાંથી બીજી પંક્તિમાં થયું હોય તોપણ એ અનુકૂળ નથી લાગતું. એટલે યતિ કે અંત્યવિરામ વિચારપ્રવાહને ખંડિત નથી કરતો.

શ્રી. સુન્દરમના સોળ સૉનેટોમાંથી, ૭ પૃથ્વીમાં, ૭ શિખરિણીમાં, બે શાર્દૂલવિક્રીતમાં એક સ્રગ્ધરાગા અને એક મંદાક્રાન્તામાં છે. પૃથ્વી સિવાયના છંદોમાં શ્રી. સુન્દરમે પાદાન્તયતિ જાળવી રાખ્યો છે, પણ કવિએ ક્લિષ્ટતા નથી' આવવા દીધી. પરંતુ જ્હાં પાદાન્ત યતિથી વિચારવહન ખંડિત થશે એમ એમને લાગ્યું છે ત્યાં એમણે નિઃસંકોચ અંત્યવિરામને ત્યજ્યો છે; અને સૉનેટનું ગૌરવ તથા સુંદરતા જાળવી રાખ્યાં છે. દા. ત.

જ્હીં મ્હારાં ચાહ્યાં જન અલગ આવાં નવ ચહ્યાં;
પડયાં પાસે; મ્હારાં પ્રણયદુઃખ જાયે નવ કહ્યાં.

"નથી સ્વપ્ને જાવું" (પૃ. ૧૨

અધુરા હૈયાને અરધિયું મળ્યું અન્ય, મરતું
મટયું; એથી આખું હૃદય બનીયું કૈં કૈં સહી.

સૉનેટનો પ્રાણ, વિચાર કે ઊર્મિની એકતા, વિચારનો વળાંક, અને આઠ પંક્તિ એજ ગણી શકાય. સૉનેટ એ ન્હાનું કાવ્યસ્વરૂપ હોવાથી એની વિચારએકતા એને ગૌરવ ને સુભગતા અર્પે છે. એટલે ગૌરવપૂર્ણ એક વિચાર કે ઊર્મિ રજૂ કરવા માટે સૉનેટનો ઉપયોગ થતો હોવાથી એમા છંદ પરિવર્તનને અવકાશ જ ન રહે, કારણ કે જૂદા જૂદા છંદોનો ઉપયોગ તો ભાવ પરિવર્તન માટે આપણે બહુધા કરીએ છીએ. સૉનેટમા જૂદા જૂદા છંદોનો ઉપયોગ વિચારની એકતાને પ્રતિકૂળ નીવડે અને સૉનેટની સુબદ્ધતા ખંડિત થાય તેથી જ આપણે ત્યા સૉનેટમા અનેક છંદોનો ઉપયોગ થતો નથી. પણ શ્રી સુન્દરમે એમના 'અહીં' [પ્રસ્થાન વૈશાખ, ૯૦] નામના સૉનેટમા પ્રથમ બાર પંક્તિઓ શિખરિણીમા લખી છે, જ્યારે છેલ્લી બે પંક્તિઓ પૃથ્વીમા છે છતા, કાવ્યની એકતા તૂટતી નથી, એનું કારણ એ છે કે, છેલ્લી બે પંક્તિમા એમનો વિચાર વળાંક લે છે. પ્રથમ આઠ પંક્તિમા કવિ કારાગૃહમા ધવલગિરિનુ હાસ્ય લઈને આવેલી શશીજ્યોત્સ્નાનું વર્ણન કરે છે, પછી ચાર પંક્તિમા કવિ કહે છે કે,

અહિં ગોખે હાવા, કિલકિલતણા મુક્ત ભમવા
લટારો લેવાવી કરકરશીડી જીવનતણી
ઉંડેથી પીવી મૈ સુખદુખડા ને ઉછળતા
સ્વરે ગાતા ગાતા ગગનભરી દેવું ઉરરસે.

પણ આને બદલે અહિં તો જૂદીજ સ્થિતિ છે. અને એ સ્થિતિનો અને કવિની સ્વપ્નસૃષ્ટિનો એટલો પ્રચંડવિરોધ છે કે, છંદનું પરિવર્તન આવશ્યક થઈ પડે છે. અહિં તો,

નહી અહિં ભમે છ પોલીશ એક ખાખીમહીં
અને રટી રહ્યો છ કે કયદી કેટલા છે અહિં.

આ પ્રબળ વિરોધ, છંદ બદલવાથી કવિ સ્પષ્ટત બતાવી શક્યા છે, એટલુ જ નહિ પણ વિચારનુ પણ યથાયોગ્ય જ થયુ છે. કવિએ રસિક ભાવોનું આલેખન શિખરિણી જેવા છંદમા કર્યું છે જ્યારે અરસિકતાનું ખાખીમા ભમતા અને કેદીની સંખ્યા પૂછતા પોલીસનું ચિત્ર, પૃથ્વી જેવા અગેય છંદમા કર્યું તે જ કવિનો રસદૃષ્ટિનો વિવેક દર્શાવે છે. આ રીતે જ્યા વિચારનો વળાક લેવાતો હોય ત્યા વિસંવાદી ભાવો એક જ છંદમા રાખવાથી રસક્ષતિ થાય, અને ભાવનો ઉચિત છંદમા ફેરફાર થાય તો તે સ્તુત્ય છે, અને નવીનતાની દૃષ્ટિએ નહિ પણ ઔચિત્યની દ્રષ્ટિએ એ રુચિકર છે.

ગુજરાતીમા પણ બહુધા શેક્સપીઅરના અને ગ્રીક એ બે પ્રકારો પ્રચલિત છે, પણ આ નવયુગના અગ્રણી કવિમા સૉનેટની નવીનતા દ્રષ્ટિએ પડે છે.

"તારા સાન્નિધ્યમા" નામના સૉનેટમા કવિએ પાચ, ચાર, ત્રણ અને બે એવા ચાર વિભાગો પડે એવુ સૉનેટ રચ્યુ છે, છતા કાવ્યની એકાગ્રતા તૂટતી નથી અને કાવ્યનાયિકાનું સાન્નિધ્ય આલેખતી છેલ્લી બે પંક્તિ બધા વિભાગોને ગૂંથી, સુબદ્ધ કાવ્ય આપણી સમક્ષ રજૂ કરે છે. તેવી જ રીતે "જીવનના અવલંબનને" નામના સૉનેટમા પ્રથમ બાર પંક્તિમા કવિ પોતાની મૂંઝવણ રજૂ કરે છે અને પછી છેલ્લી બે પંક્તિ

કવિ પ્રભુને ચેતવણી આપે છે. એટલે પ્રથમ બાર પંક્તિમા વર્તમાન આલેખી છેલ્લી બેમાં આવી પરિસ્થિતિ રહે તો ભવિષ્યમાં પોતે શું કરશે એ પ્રાણવાન શબ્દોમા કહે છે. અહિં અષ્ટક અને ષટ્કના વિભાગોને બદલે દ્વાદશ અને દ્વયપંક્તિના વિભાગો પડે છે. એ બે નવીનતાઓ સુન્દરમની વિશિષ્ટતા છે.

વિષયાનુસાર વિભાગ કરતા શ્રી. સુન્દરમ્ના સૉનેટના ત્રણ વિભાગ પડે છે. પ્રથમ જેલજીવને એમને આપેલા સૉનેટો, બીજામા એમના દામ્પત્યજીવનની સમવિષમ સ્થિતિનું આલેખન કરતા સૉનેટો અને ત્રીજામા આપણે ઇતરસૉનેટો લઈશુ.

કવિને જેલજીવનનો બે વેળા અનુભવ થયો છે. કવિ જેલમા હોય અને આષાઢસ્ય પ્રથમ રજનીનો દિન આવે કે શશીજ્યોત્સ્ના જૂએ ત્યારે પેલા મેઘદૂતના યક્ષની જેમ કવિ હૃદયમા શૃંગારની ઊર્મિઓ ઊઠે છે. શૃંગારક્રીડાના સ્વપ્નાઓ જાગે છે. અને,

> ગીતો નૃત્યો, મધુર મદિરા ને પલંગો સુંવાળા,
> રમ્યાનારી જીવનભરતી કિન્નરી શી કૃશાંગી
> હૈયે હૈયે છલક ઉભરે, ભાવશૃંગાર ભીની
> દૂઝે રાત્રી પુલક સુખોએ, દ્રવ્યથી આઢ્ય ધામે.

વળી,

> અહીં શોભે હાવા દિલદિલતણાં મૂક્ત ભમવા
> લટારો લેવાવી કંગર બીડી × × × × × × ×
> × × × × × × × × × ગગન ભરી દેવું ઉગરસે.

પણ પોતાનું જેલજીવન પેલા યક્ષના શાપની જેમ આ બધી શૃંગારલીલાથી એમને વંચિત રાખે છે, અને એ વિરોધ, કવિ એમના સૉનેટોમા દર્શાવે છે. પ્રથમ આઠ પંક્તિઓમા શૃંગારભાવને જાગૃત કરે એવું પ્રકૃતિવર્ણન કવિ કરે છે, અને પછી છ પંક્તિમા પોતાની વિષમસ્થિતિ અને વાસ્તવજીવન આલેખીને બેનો વિરોધ, કળાથી દર્શાવે છે. અને "નથી નીરખવો શશી"મા તો કવિનુ દુઃખ વ્યાપક સ્વરૂપ પકડે છે. અને કવિ શારદચન્દ્ર નીરખવાનીયે ના પાડે છે અને કહે છે કે,

> નથી વદન ચન્દ્રનું નિરખવા જરાએ સ્પૃહા
> ભલે જગત માણતુ શુદ્ર રજતરેલ એની સુખે
> અમારું દિલ સ્પર્શ નહિ ચહે જ એ તેજનો.

કારણ કે,

> જહીં ન અમરમગ જે દિલદાર કો છે નહિ
> જહીં ન અમસંગ ચન્દ્રવદના અમારી પછી
> શશી થકીય પૂર્ણ ફુલ્લ મુખ એ સ્મરીને સ્મરી
> કરો હૃદય બાળવું ? નિરખવો નથી રે શશી !

અહિં સામાન્ય પ્રસંગોને પણ કવિએ કૌશલ્યથી આલેખી પ્રાસાદિક બનાવ્યા છે. હવે આપણે એમના લગ્નજીવનની સમવિષમ સ્થિતિ આલેખતા સૉનેટો લઇએ કવિ

નવ વર્ષના હતા ત્યારથી તેમનું લગ્ન થયેલુ. કવિ કહે છે તેમ એમના પત્ની "રૂપરમણી" કે 'કળાભરી કામીની' નથી. કવિ પોતાના પત્નીભાવ માટે આગળ જણાવે છે કે,

પડી મુજ કરે, ઉરે પણ પડી ન તેવી, રતિ
ઉમટતી મળે સ્વયં ન તુજમેં દુર્દૈવિની !

કવિને એમની પ્રત્યે જરા ઊર્મિ નથી ઉઠતી, કવિને એમની દયા આવે છે. અને એમને દુર્દૈવિની કહી સંબોધે છે. પણ કવિનું ઉર એમની પ્રત્યે ન હોવા છતા, લગ્નસંબંધથી કવિના કરે એ પડી છે એટલે, કવિને દુઃખ થાય છે. પણ કવિ વિચિત્ર દલીલ કરે છે, કે.

પિતા જનની બંધુ, મુજ સૌ સગા જન્મના
મ્હને જ અળખામણાx x x x x x x x

આગળ કવિ દર્શાવે છે કે સત્યાગ્રહે એમને માનવના ચાહતા શીખવ્યું અને તેથી એમની પત્નીને કહે છે કે.

તુ યે મનુજ ને વિશેષ, મુજ ઇશ દીધી વહુ
દીધુ ગૃહ, પથારી અર્ધ, ઉર દઈ કા ના ચહું.

તું મનુજ છે. હું બધા મનુજને ચાહતા શીખ્યો છુ, એટલે મ્હારે ત્હને ચાહવી જોઈએ. પણ તું મનુજથી કંઈ વિશેષ છે. મ્હારી ઈશદીધી, ભાગ્યે અર્પેલી, વહુ છે, વળી મ્હેં ત્હને મ્હારુ ઘર આપ્યુ, ત્હને અર્ધપથારી આપી, તો આટલા ઉરને માટે શું કરવા બાકી રાખુ, ત્હને ઉર કેમ ન અર્પું ? આમ કવિ પોતાના મન સાથે સમાધાન કરવાનો પ્રયત્ન કરતા જણાય છે, અને હૃદયમા ઊર્મિ નથી ઉઠતી પરન્તુ પત્નીને ચાહવી જોઈએ તેથી ચાહવાનો પ્રયત્ન કરતા લાગે છે. એમને કઈ કંટાળો આવે છે, અને આટલુ આપ્યુ તો આ બાકી છે તેયે આપી દઉં એવી માગણીયાવૃત્તિ દેખાય છે. આ સૉનેટમા વિચારો વ્યસ્ત હોવાથી, સૉનેટમા જે સુબદ્ધતા જોઈએ તે અહિં નથી દેખાતી. મૂળભાવને બધા વિચારો વફાદાર હોવા છતા, એમા જોઈએ તેટલી પરસ્પર સંવાદિતા ન હોવાથી સૉનેટ તરીકે કાવ્ય શિથિલ છે. આ કાવ્ય કવિના કૌટુમ્બિક જીવનનો ચિતાર આપે છે. તે પછી "નથી સ્વપ્ને જાવુ" સૉનેટમા પણ આજ રુદન છે. કવિ સ્પષ્ટતઃ કહે છે કે,

x x x મ્હાગ પ્રણય દુઃખ જાયે નવ કહ્યા

અને આ પૃથ્વીપરથી એવી સ્વપ્નસૃષ્ટિમા કે જ્યહા પૃથ્વીના કુટિલક્રમ ન આવી શકે, ત્યા જવાને વ્હાલીને આમન્ત્રે છે. કારણ કે પૃથ્વીમા તો ચાહ્યાં મનુષ્યો આધે વસે છે, વણચહ્યા પાસે છે, એવી વિષમસ્થિતિ એ સ્વપ્નસૃષ્ટિમાં નથી પણ કવિ આખરે આ જીવનમા જ સ્વપ્નસૃષ્ટિ ઉતારવાનો વિચાર કરે છે. અને છેવટે કહે છે કે,

x x x x મુજ વણચહ્યાને ચહીશ હું
તમો ચાહેલાને મુજ કરીશ, ઝપીશ તબ હું

આ સૉનેટમા "કા ના ચહું" જેમ સંબદ્ધતાનો કે એકાગ્રતાનો અભાવ નથી. આ કાવ્ય સૉનેટના સ્વરૂપને વધુ વફાદાર છે. પ્રથમ અષ્ટકમા સ્વપ્નભોગે વિહરવાને વ્હાલીને કવિ આમન્ત્રે છે અને પછી નવમી પંક્તિથી શરૂ થતા ષટ્કમા પ્રશ્ન પૂછી ત્હેના ઉત્તરમાં

"નથી સ્વપ્ને જાવું" કહી અજબ રીતે વિચારનો વળાંક લઈ લે છે આ કાવ્યમાં કવિએ 'તબ' હિંદીપ્રયોગ વાપર્યો છે તે ખૂંચે છે. તન શબ્દ વાપર્યો હોત તો ચાલત.

'નથી સ્વપ્ને જાવું'માં પોતાની સ્વપ્નસૃષ્ટિને આજ ભૂમિમાં ઉતારી પોતાની પત્નીને "તમે ચાહેલાને મુજ કરીશ ઝંપીશ તબ હું" એમ કહી જે મહાનિશ્ચય કરે છે તે નિશ્ચય કાવ્યમંગલા પ્રસિદ્ધ થયા પછી લખાયલા સૉનેટોમાં ફળતો આપણને દૃષ્ટિએ પડે છે. કવિની દૃષ્ટિ જરા તલસ્પર્શી બની છે, કવિના માનસમાં અજબ પલ્ટો થાય છે, કવિને પોતાના દોષો સમજાય છે, અને જેને એની દુર્દૈવિની પત્ની માટે ગઈ મેરેય ગતિ ઉભરતી ન્હોતી તે પત્નીઘેલો થતો જાય છે, પત્નીને કરેલા અન્યાયનું પ્રાયશ્ચિત કરે છે, અને કવિને દામ્પત્યના દિવ્યદર્શન થાય છે "નથી શંકા" નામના સૉનેટમાં કવિ કહે છે કે,

> હતી શંકા ત્યારે બહુ હતી હવે છે કંઈ નહિ
> નથી શંકા આજે હૃદય થઈ વિશ્વસ્ત ફરતું.

અને,

> ગયા દોષો રોષો મુજમનતણા ક્યા નવ લહું
> ચહે છે તું ને હું પણ ચહું છ એટલુ કહું

એટલુ જ નહિ પણ,

> અધુરા હૈયાને અરધિયુ મળ્યુ અન્ય, મરતું
> મટ્યું, એથી આખુ હૃદય બનીયુ કે કૈં સહી.

એટલે પૂર્વની સ્થિતિતો કસોટીકાળની હતી, મંથનની હતી. હવે તો પ્રણયજીવનમાં દુઃખ દૂર થયા છે, ને પ્રણયજીવનની ઉષા ઉગી છે, અને "સુધા ઓછો કરી," 'નયન-રસધારા" "અપરિમીત શ્રદ્ધા હૃદયની" વિગેરે ગિજ્લસની જેમ કવિના હૃદયમાં ઉભરે છે. અને કવિના પ્રણયજીવનની ગત્રીનો અંત દેખી આપણે પણ આનંદિત થઈએ છીએ. કવિના જીવનમાં પ્રણયની જ્યોતો પ્રગટે છે, જેનો 'પ્રદીપ નવલો' કાવ્યમાં આપણે જોઈએ છીએ "તારા સાન્નિધ્યમાં" નામના બીજા સૉનેટમાં ભોજનના સ્થૂનરસ કરતા પત્નીનું અમોલું સાન્નિધ્ય કવિને અધિક આનંદ અર્પે છે, તેની કવિને પ્રતીતિ થાય છે. ત્યારે આપણને થઈ આવે છે કે, "ક્યા પત્નીને ચહાવાનો બળાત્કારે પ્રયત્ન કરતો પેલો" કાના ચહું" નો કવિ અને ક્યા "ત્હારા સાન્નિધ્યમાં" નો સાન્નિધ્યને ઝખતો કવિ!

કવિના ઈતર સૉનેટોમાં પ્રથમ આપણે ભક્તિરસના 'એકાશ દે' અને **સત્યં શિવં સુન્દરમ્** લઈશું, 'એકાશ દે' કવિનું પ્રથમ કાવ્ય છે અને તેથી આપણને પ્રથમ પ્રયત્નની કચાશ જણાઈ આવે છે. આમાં કવિનો શબ્દમોહ કવિતાની ભવ્યતામાં શૈથિલ્ય આણે છે. ઉદાહરણાર્થે.

> અજે જગતને વહે સકળભાર ભૂમિ તણો
> અને વિકળ વિશ્વના દુઃખ હરે દરે વિશ્વ આ
> તુંમા જગન સ્થાપની ધગતીનેય મંદાગ્ની
> અમેય તવશક્તિનો મજગરીબને અશ દે.

અહિં કવિ 'અંશ હું' શબ્દપર એટલા મુગ્ધ થયેલા દીસે છે કે, કલ્પનામાં ઉંચે ઉડતા ઉડતા, પણ એમની દ્રષ્ટિ આ શબ્દપરથી ખસતી નથી, અને એ શબ્દમોહ એમના હૃદયને અટકાવી એમને નીચે આણે છે, કવિ પ્રભુની જગત સ્થાપતી, જગત સર્જતી અને જગતને સંહારતી શક્તિઓની વાત કરે ત્યાર આપણે પણ કવિ સાથે ઉંચે ઉડીએ. અને હજૂ કવિ આપણને કલ્પનામાં ઉંચે લઈ જશે એવી આપણને આશા હોય ત્યાં આ એમનો શબ્દમોહ આપણને ભૂમિપર પટકે છે એ આપણને ખૂંચે છે **सत्यं शिवं सुन्दरम्** કાવ્યમાં કવિની લેખીની સ્થિર થયેલી હોવાથી એમાં વિચારની ભવ્યતા તથા સૉનેટનું સ્વરૂપ જળવાઈ રહ્યા છે કાવ્યમાં પ્રવાહીતા પણ અખંડ જળવાઈ રહી છે, સંસ્કૃતશબ્દોનો અતિરેક લાગે, પણ એ માધુર્યને વધારે છે કારણકે શબ્દની વરણી રસદ્રષ્ટિથી થઈ છે.

હવે લઈએ એમનું પ્રાસંગિક સૉનેટ 'સાફલ્યપર્વ' આમાં કવિએ સ્રગ્ધરા જેવો લાંબો છંદ વાપર્યો છે છતાં, વિચારવેગ પ્રબળ હોવાને લીધે, કવિતામાં શૈથિલ્ય નથી આવતું કાવ્ય પ્રાસંગિક છે છતાં કવિની ભાવના એ પ્રસંગની મર્યાદા ઉલ્લંઘી વિશાળ ક્ષેત્રમાં પ્રવેશે છે, એટલે એ પ્રસંગનું તો માત્ર અવલંબન જ લઈને કવિ વિશાળ ભાવનામાં વિહરે છે શ્રી બળવંતરાય ઠાકોરના "૧૯૧૪ના મહાયુદ્ધનો દિવસ" સૉનેટની જેમ પ્રસંગની મર્યાદા ઉલ્લંઘાઈ હોવાથી, કાવ્યમાં ચિરંજીવત્વ આવ્યું છે

હવે લઈએ એમની બુદ્ધ, ઈશુ, અને ગાંધીની સૉનેટમાળા આવા સૉનેટમાળાના કેટલાક પ્રયોગો આપણે ત્યાં થયા છે પ્રો. બ ક ઠાકોરનો,પ્રેમનો દિવસ, શ્રી ચન્દ્રવદનનું યમલ, શ્રી ઉમાશંકરનું 'યુગદ્રષ્ટા', ઈત્યાદિ આમાં ત્રણ સૉનેટોને ગૂંથ્યા છે આ ત્રણે સૉનેટો એક જ તંતુથી ગૂંથાયલા છે. આ ત્રણે સૉનેટો સર્વાંગસુંદર છે, અને શિખરિણીમાં પણ, એ ત્રિમૂર્તિની મહત્તા તથા ભવ્યતા કવિ આલેખી શક્યા છે. અને ચૌદપંક્તિની મર્યાદામાં પણ વિશદતાથી, સુરેખ ભાવાલેખન કવિ કરી શક્યા છે. એ ત્રિમૂર્તિ જેવાં જ આ ત્રણે કાવ્યો પ્રતિભાશાળી છે

હવે બીજું એમનું કલ્પનાપ્રધાન સૉનેટ લઈએ "વિન પ્રવિજય" એ જમીનપર વિજય મેળવવા મથતા પાણીની કથા છે પ્રથમ અષ્ટકમાં કિનારાપર આવેલા ખડકને પરાજીત કરવા, ઉદધિના નિષ્ફળ પ્રયત્નો વર્ણવ્યા છે. અને પછીના ષટ્કમાં કવિએ સમુદ્રને સૂર્યની સહાય્ય આપી વિજયવંત બનાવ્યો છે, અને પ્રથમ જે વિચારબીજ રોપ્યું છે તેને કલાથી મહલાવે છે આ રસિક કલ્પના કવિએ સુંદર રીતે પૃથ્વીમાં ગુંથી છે

'જીવનના અવલંબનને' સૉનેટમાં, કાવ્યની પંક્તિના બાર અને બે એવા વિભાગ પડે છે પ્રથમ બાર પંક્તિમાં માનવી અને જગતનો મેળ નથી ખાતો તેથી, થતી વ્યથા વર્ણવે છે, અને કવિ પોતાની વ્યથાનો તાદ્દશ ચિતાર આપે છે, અને છેલ્લી બે પંક્તિમાં જો જગતરહસ્ય ન સમજાય તો જગતનું પરિભ્રમણ પણ પોતે અટકાવી દેશે એવી જોરદાર વાણીમાં જગતનિયંતાને પડકાર કરે છે પ્રથમ વ્યથા જણાવી પછી વ્યથાથી ઉત્પન્ન થતી સ્વાભાવિક મરણીયાવૃત્તિ દર્શાવી, વિચાર પરિવર્તન સફળતાથી કર્યું છે આ કવિતામાં નર્મદના જેવો "જુસ્સો" કવિતાનું પ્રધાનતત્વ છે.

પછી એમના 'વિદાય' અને 'પડઘા પદાઘાતના' સૉનેટો લઈએ વિદાય પ્રાસંગિક કાવ્ય છે, પરન્તુ વિચાર સૉનેટની ભવ્યતાને ઝીલી શકે અને ચૌદપંક્તિના પ્રવાહિતા અખંડ રહી શકે એવો ઘન નથી તેથી કવિને દીર્ઘસૂત્રી થવું પડ્યું છે.

'પડઘા પદાઘાતમા' એમના સુંદર સૉનેટોમાનુ એક છે સામાન્ય પ્રસગનુ ચમત્કૃતિ ભર્યું આલેખન અને અર્થની વિશદતા કાવ્યને આસાદિક બનાવે છે

આતમા એમનુ " દશાભાગ્યની " નામનું કરુણરસપ્રધાન સૉનેટ લઈશુ હશે પ્રિયતમા વસ્યા હૃદય મોઈને કામનીધા મમોધાતી સ્ત્રી માટે એમને પ્રણયોર્મિ ઉદ્ભવે છે પરન્તુ પોતાની ભાગ્યદશા એ ઊર્મિને પ્રતિકૂળ છે, તેથી એનાથી અનગ રહેવા ઇચ્છે છે કાવ્યવિચાર સૉનેટના ગૌરવને ઝીને એવો ભવ્ય નથી, અને કવિનું વક્ત વ ાય ૭ પક્તિમા સમાય એટલુ છે, અને કવિએ સૉનેટ બ ાવવા જ એને ચોદપ ક્તિ સુધી લબાવ્યુ છે, તેથી કાવ્યમા શૈથિલ્ય આવી જાય છ

કાવ્યમગલાના પ્રકાશન પછી લખાયલા સૉનેટોમા કવિ વધુ સફળ થયેલા દીસે છે, અને કયો વિચાર સૉનેટના સ્વરૂપને અનુકૂળ થશે અને કઈ ઊર્મિનુ સૉનેટમા નિરૂપણ કરવાથી વક્તવ્ય સચોટ બનશે તેની પરખ કવિને કાવ્યમગલાના પ્રકાશન પછી વધુ થઈ હોય એમ પછીના સૉનેટો પરથી લાગે છે.

## લાંબા ચિંતનકાવ્યો

આમા પ્રથમ આપણે છંદોબદ્ધ કાવ્યો જ લઈશ

પ્રથમ લઈએ એમની સફળતમકૃતિ 'ધૂમકેતુ' આ કા ય કલ્પનાપ્રધાન છે, અને કલ્પનામા કંઈ અનૌચિત્ય નથી એટલુ જ નહિ પણ કલ્પના ઘણી જ રમ્ય છે 'ધૂમકેતુ'ને એક ' ભલો ને ભોળુડો ' ધ્યાનમગ્ન અને અપ્રતિમ સૌંદર્યવાળો તારો કલ્પ્યો છે એની પાછળ બધી તારલીઓ મુગ્ધ થાય છે સૌ એની પ્રત્યે અભિસાર માડે છે અહિં કવિએ સ્ત્રીઓના હૃદયવ્યાપારનું આલેખન સચોટતાથી તથા રસિકતાથી કર્યું છે

ત્યા શુક્રીએ લોચનબાણ ફેંક્યુ
શશીકળાએ કરને પ્રસાર્યા
ને નેત્રકાળી ગલકંત મોઢે
થૈ મગલા રમ્યતરા સહુમા

કવિએ અરુન્ધતીને પણ મૂકતાગખી નથી કવિએ ઉપમાઓ પણ ઉચિત આપી લ્પનાને સ્ફૂટ કરી છે

મહા કે સૂર્યની સ્હામે, કમળો જેમ ખીનતા
વ્યોમની નારીનું વૃદ, ધસે તારકમેર ત્યા

સૂર્યને જોઈ પ્રફુલ્લિત થતા અનેક કમળોને, ધૂમકેતુને નિરખી મુગ્ધ થયેલી વ્યોમા ાનાઓની ઉપમા આપી છે કમનિની જેમ પાદડીએ પાદડીએ ખીલે છે તેમ પ્રત્યેક ગોમાગનાઓના ઉરભાવો તારકને જોઈ વિકાસ પામે છે વળી પોતાની પત્ની અને પુત્રી ઓને તારકમેર ધસતી જોઈ જ્યારે ઋષિવૃદ વિષ્ણુને વિનવે છે ત્યારે વિષ્ણુમુખે કવિએ માનવસ્વભાવ યોગ્યરીતે જ વ્યક્ત કર્યો છે કે,

કન્યકા કોકની સાથે બાધો એને જ બધને,
પરણ્યો પાગરેલો એ હાની ના કોઈને કરે

જ્યા જ્યા ચેતન હશે ત્યા ત્યા જાતિગત ઈર્ષા હશે, એ માન્યતા પર અવલબેલી

આ વિષ્ણુની ઉક્તિ યથાર્થ જ છે. કવિએ શબ્દો પણ ઉમ્મિતરીને અર્થવાહકતાની દૃષ્ટિએ વાપર્યા છે દા ત

ભૂગોળ નથા ભવ્ય ખગોળ ''ગી.

આખરે તારો પરણવાનું કબુલતો નથી, ત્યારે મઘગાઓને હાથ આપે છે અને એ યોગી મટી પ્રચન્ડ 'ધૂમકેતુ' બને છે. બસો પક્તિના આ કાવ્યમા આદિથી અંત સુધી રસ જળવાઈ રહ્યો છે, અને કયાય ક્લિષ્ટતા નથી આવતી. બે ત્રણ સ્થળે કવિએ છંદના ગોટાળા કર્યા છે. ૧૧૨થી ૧૧૬ પક્તિઓ શુદ્ધ શાલિનીની છે તથાપિ એને મિશ્રોપજાતિનું શીર્ષક શા માટે આપ્યુ હશે ? કાવ્યમા શશીકન્યા કોને કહી છે તે સ્પષ્ટ થતું નથી, એના શીળા કર કહ્યા છે તેથી કદાચ આપણે કલ્પીએ કે ચન્દ્રને શશીકન્યા કહી હોય, તોપણ ચન્દ્રને સ્ત્રી કલ્પવી અને તે પણ તારાધેલી અભિસારિકા કલ્પવી, એતો સ્વાભાવિક રીતે ખૂચે એવુ છે તથાપિ આ લાબા કાવ્યમા શ્રી સુન્દરમને અપૂર્વ સફળતા મળી છે.

હવે લઈએ શ્રી. સુન્દરમના વિચારપ્રધાન એક જ પ્રકારના આઠ કાવ્યો. 'બળતા બચાવજે' 'માનવી માનવ' 'જન્મગાઠ' 'ન ભાળ એવુ' 'ફૂલદાનના ફૂલો' 'જેલના ફૂલો' 'બસ એક ચીજ' અને 'પંચાગના પત્તા' આ બધા કાવ્યોમા એક સામ્ય એ છે કે, મૂળ એક જ વિચારમાથી વિચારપરંપરા ઉદ્ભવે અને એ વિચારપરંપરાની મૂળ વિચાર સાથે સવાદિતા હોય, તેની કાળજી સાથે કલાયુક્ત એ સઘળા વિચારોની ગૂંથણી. આ કાવ્યોમા 'જન્મગાઠ' શિવાય અન્ય કાવ્યોમા કવિએ મિશ્રોપજાતિ છંદ વાપર્યો છે. જ્યારે જન્મગાઠમા ૮૬ પંક્તિઓ સુધી કવિએ ગુલબંકીનો ઉપયોગ કર્યો છે. ગુલબંકીમા શબ્દભંડોળની મર્યાદા હોવા છતા શ્રી. સુન્દરમને એ બાધકર્તા નથી નીવડી. આ કાવ્યોમા ઊર્મિ કરતા પ્રયાસ સ્પષ્ટતઃ દૃષ્ટિએ પડે છે. વળી આવા કાવ્યોમા કવિ વારંવાર શબ્દ રીતે ચઢી જાય છે. જેમકે—

કૌન્તિયની માનવજાત કેરા
દૌર્બલ્યની આતર પોચલાના
ચાચલ્યની સ્નેહલ બંધ કેરા
પ્રાબલ્યની કે વિધિયંત્ર કેરા.

—ન ભાળ એવુ.

તેજથી પ્રદીપ્ત સૂત્ર
રેશમી સુંવાળું સૂત્ર
આત્મનું અખંડ સૂત્ર
ઈશનું અભેદ સૂત્ર.

—જન્મગાઠ

આ શક્તિદાત્રી પુરુષાર્થ દાત્રી,
મનોવિધાત્રી, મુદપ્રાણ દાત્રી.
આ અલ્પદેહે પ્રભુની પ્રતિષ્ટા,
સ્થપાયલી શાશ્વત બ્રહ્મનિષ્ટા
સત્કાર્ય દીક્ષા હૃદયે બલીષ્ટા

—માનવી માનવ.

આ શબ્દરમતનુ સ્થાન શબ્દાળુતા છે, અને અર્થને ભોગે પણ, શ્રી સુન્દરમ્ શબ્દાળુતામા સરી પડે છે, 'માનવી માનવ' કાવ્યમા 'જ' નો અત્યુપયોગ–જેમકે,

સાર્થક્ય તે આગ થકી જ સાધુ
ચાલી પગેથી જ ઉકેલું ભેદો
આ વિશ્વનો અશ જ જો ધરાતો
કને સજી દૂર જ કેમ ઘૂમું

આવો 'જ' નો અત્યુપયોગ શ્રી સુન્દરમ્ જેવા વિપુલ શબ્દભડારવાળા કરે તે તો અવશ્ય ખૂચે, કારણકે કથનનુ શૈથિલ્ય સુન્દરમ્મા ન ચલાવી લેવાય

આ કાવ્યો શ્રી સુન્દરમ્ નું જીવન પ્રત્યેનુ દષ્ટિબિન્દુ અને એની જીવનભાવના વ્યક્ત કરે છે 'માનવી માનવ' મા કવિને આ ધરાપર જ રહેવુ છે, અને અહિંથી દૂર જવુ જ નથી 'આ દેહ પે પાખ ઉગાડવી' નથી, કારણકે 'ભમી ભમીને', 'પગ દાઝવા' અને શ્રામ લેવા તો અહિં જ આવવાનુ છે આ જીવનનું એક દષ્ટિબિન્દુ કવિને પૃથ્વીના અનેક આકર્ષણો છે કાલ્પનિક સૃષ્ટિ કરતા વાસ્તવજગતનુ મહત્વ અહિં કવિ દર્શાવે છે. જ્યારે 'બળતા બચાવજો' કાવ્યમા કવિ જીવનને અને જગતને બીજા જ દષ્ટિબિન્દુથી નિહાળે છે. આ કાવ્યમા કવિને પૃથ્વી અનેક દુરગની માળા લાગે છે, અને છેવટે કવિ પ્રશ્ન પૂછે છે કે,

"આ પ્રાણનુ પખી કદા જ છૂટશે ?"

આમ બે કાવ્યદ્વારા જીવન અને જગતના કવિ બે નિરનિરાળા દષ્ટિબિન્દુ મૂકે છે. અને તેથી બન્ને કાવ્યો આપણને આકર્ષે છે 'માનવી માનવ' કરતા 'બળતા બચાવજો' કાવ્યમા ઊર્મિતત્વ વધુ છે. 'માનવી માનવ' કાવ્ય આખુ શિથીલ છે 'બળતા બચાવજો' મા આ સૃષ્ટિ નિહાળી સૃષ્ટિના વાસ્તવદર્શનથી કવિને અતલ નિરાશા અને વ્યથા ઉદ્ભવે છે પણ કવિ છેવટે આશ્વાસન પણ કવિતાયુક્તાજ લે છે' 'જન્મગાઠ' કાવ્યમા પણ કવિએ નિરર્થક લબાણ કર્યું હોય એમ લાગે છે, વક્તવ્ય થોડી જ પક્તિમા સમાય એવુ છે "બસ એકજ ચીજ" મા જે વક્તવ્ય છે, તેમા સુદર કવિતા છે પણ, આલેખન કવિતાયુક્ત નથી થયુ, નિરૂપણમા ખામી લાગે છે, એટલે કાવ્ય જોઈએ તેવુ પ્રતિભાશાળી નથી થઈ શકયુ આ કાવ્યમા પણ ચિંતન અને ઊર્મિ બન્ને દષ્ટિએ પડે છે, અને ઊર્મિના આલેખનમા વિશેષ ઋજુતા તથા સુદરતા આવી શકી છે 'ફૂલદાનના ફૂલો' અને 'ન ભાળ એવુ' કાવ્યોમા ઊર્મિતત્વનું પ્રાધાન્ય છે પ્રથમ કાવ્યમા કવિહૃદય કરમાતા ફૂલો જોઈને ખિન્ન થાય છે, અને પુન ફૂલદાનમા ફૂલો ન મૂકવાની પ્રતિજ્ઞા લે છે, અને ખરો માનવધર્મ, પ્રકૃતિમાતને ઉછગે એનું સૌદર્ય નિરીક્ષણ કરવામા જ સમાએલો છે એ સત્ય સ્વીકારે છે આ ભાવના આપણને કલાપીના "શિકારીને" કાવ્યની ભાવનાની સ્મૃતિ કરાવે છે આ કાવ્યમા આ વિચાર માટે ભૂમિકા તૈયાર કરતા અને વતાવરણ જમાવતા કવિ સામાન્યતામા નથી ઉતરી પડયા આખુ કાવ્ય સુંદર હોવા છતા કવિતાના અતને કવિએ બગાડયો છે અને કાવ્યની સુંદરતા પર પ્રહાર કર્યો છે "મ્હારે સુગધિ લેવી હશે તો હું પ્રકૃતિ ઉછગે જઈશ" એમ કવિ કહે છે ત્યાજ કાવ્યોચિત અત આવવો જોઈતો હતો, અને વક્તવ્યની સમાપ્તિ થવી જોઈતી હતી, ત્યા તો

છોડીશ જે હું કદી જાહેડી હું
આ દિવાની મુજ જીન્દગીની.

એમ કાવ્યના ભાવ જોડે અપ્રસ્તુત વાત કહી રસક્ષતિ કરે છે. 'ન ભાળ એવું' કાવ્ય પ્રાસંગિક હોવા છતાં વિષયમાં નવીનતા છે અને કવિ એ પ્રસંગનું આલેખન માધુર્યથી કરે છે દા. ત.

મનઃ પ્રદેશે રચિયા બજારો
વેપારી તું ને હું ઘરાક થાઉં
ઘરાક તું હું બનું માલધારી

વિચાર વિનિમય, મનનો ફેરાર, ચિત્ત પ્રવેશ એ વસ્તુને કવિએ ઉપરની પંક્તિમ કેવી સુંદર બાનીમા કહી છે! ભાવનો ઉઠાવ પણ બરોબર થયો છે. કવિ વિયોગને નથી રડતા પણ ક્ષણભરના સંયોગ અને ક્ષણ પછી વિયોગનું પુનરાગમન, અને પ્રેમીના નયનોમ એનું સૂચન એજ કવિને સંતાપે છે.

'પંચાંગનાં પત્તાં' કાવ્ય એક ઉપમા પર રચાયુ છે. અને રોજ પંચાગનું એ પાનું ફાડવાને બદલે, હોશમા પાચ સાત સામટા પાના ફાડતી, ગૃહિણીને જોઈ, કવિ જીવનની વિચારણામા ઉતરી પડે છે. અને એ પંચાગની સ્થિતિને જીવનની સ્થિત જો કવિ સરખાવે છે. કાવ્ય સામાન્ય છે; અને એ વિચારમાં ખાસ નવીનતા નથી. પરન્ એનું નિરુપણમાં કવિએ કૌશલ વાપર્યું છે, અને ભાવનો ઉઠાવ ઉચિતરીતે થયો છે.

હવે આપણે "કાલિદાસને" "કાવ્યપ્રણાકા" "ઝંઝાનીલને" અને "ધ્રુવપ કયહાં" એ ચાર કાવ્યોનું જોડકું લઈએ 'કાલિદાસને'માં કાલિદાસનું આલેખન શિષ્ય ભાવે કર્યું છે. પણ કવિતાગા ખાસ કંઈ ચમત્કૃતિ નથી લાગતી, અને રસમૂર્તિ કાલિદાસ દર્શન કરાવવાને કાવ્ય શક્તિમાન નથી નીવડતું કાલિદાસની કૃતિઓને ફળનું રૂપક આ છે, અને મ્હેં ફળનું ભક્ષણ કર્યું છે એમ કવિ કહે છે, એ આપણને નથી રૂચતું, એ કરતા રસપાન કર્યું એમ કહ્યું હોત તો વધુ ઉચિત લાગત. કાવ્યપ્રણાશમા નિરાશા ચશમાં પહેરી કવિ જૂએ છે એટલે એમને નવું દર્શન થાય છે. પ્રથમ એમણે જૂ દ્રષ્ટિબિન્દુ રજૂ કરી એ ખોટું છે એમ દર્શાવ્યું છે. કોકિલા માટે કવિ કહે છે કે,

અરે! કપટમાહી જન્મી પરઘેર જે ઉછરે
ત્યહીં; દીલ ઉદારમત્ત રસરાગ ઉલ્લાસ કયા?

મયુરનો પિચ્છકલાપ જે અદ્યાપિ પર્યન્ત સૌંદર્ય મનાતો હતો તેને એ ગગનર રોકનારા નિરર્થક ભાર તરીકે લેખે છે, અને શિશુ, સ્ત્રી. જે સુખી છે એમ એણે મા તેમને એ અપાર દુઃખી જુએ છે, અને જગતનું આવું દુઃખદ દર્શન થતા કવિ જ્ સમાધિ લે છે, ત્યારે કવિને સહજ પ્રશ્ન પૂછવાનું આપણને મન થઈ જાય છે કે, "ત્હ પૂરોગામીઓનું દર્શન ત્હમારા કથન પ્રમાણે અસત્ય છે, તો ત્હમારું દર્શન પણ અ નહિ હોય ત્હેની શી ખાત્રી?" જળસમાધિ લઈ મોતી બનાવવાની ઇચ્છા સાથે કા અંત આવ્યો હોત તો સારું થાત, કારણકે મોતી થઈને પાછા જગતમાં આવવાની કાવ્યના ભાવ સાથે સંવાદી નથી લાગતી. ધ્રુવપદ કયહીં"માં પણ આ દ્રષ્ટિબિન્દુ છે અહિં પણ કાવ્યપ્રણાશની જેમ કવિ જે નવું દર્શન રજૂ કરે છે તે પણ અયથાર્થ

નહિ હોય એવી શંકા ઉદ્દભવે છે. "કાવ્યપ્રણાશ" અને 'ધ્રુવપદ કપર્દી'ના વિચારનો વેગ અત્યંત પ્રબળ હોવાથી પૃથ્વીછંદદ્વારા પ્રવાહીતા ઠીક જળવાઈ છે, અને અર્થમા પણ દુર્બોધતા નથી આવતી

'ઝંઝાનીલને' કાવ્યમા સ્રગ્ધરા છંદ વાપર્યો છે, અને શબ્દો પણ છંદોચિત વપરાયા હોવાથી, સ્રગ્ધરાની ઘનતા જળવાઈ રહી છે, તથાપિ કાવ્યમા ક્લિષ્ટતા આવી જાય છે; અને છન્દની પ્રવાહિતા જેવી અર્થની સરળતા નથી, અને કાવ્યરચના શબ્દાલુ થઈ જાય છે. તથાપિ કેટલીક કલ્પનાઓ તો ખરેખર રમ્ય છે.

હળવાં કાવ્યો—

આ વિભાગમા ત્રણ કાવ્યોનો સમાવેશ થાય છે. 'બાનો ફોટોગ્રાફ' 'પોકખાવા' અને 'ભાગેલી હાથની ઘડીઆળને' પહેલા બેમા કવિતા બહુ થોડી છે અને ત્રીજાને કવિતા કહેતા સંકોચ થાય છે. પ્રથમ બે કાવ્યોમા શ્રી. સુન્દરમે અનુષ્ટુભનો પ્રયોગ કર્યો છે અને અનુષ્ટુભમા પ્રવાહિતા સાચવી શક્યા છે બાવન પંક્તિના 'બાના ફોટોગ્રાફ'મા અને ૧૨૮ પંક્તિના 'પોકખાવામા' કવિતાની પાચ કે છ પંક્તિથી વધુ નહિ જડે. બીજી પંક્તિઓ આ કવિતાયુક્ત વાતાવરણ ઉપજાવવા વાપરી છે. પણ એ વાતાવરણ જમાવતા કવિ અતિ સામાન્યતામા ઉતરી પડયા છે. દા. ત.

ધનુ માસ્તરની છોડી, પડોશીની કમુ વળી,
કાશીને મણકી ઈન્દુ, પ્રાણલો રતિઓ અને,
"પોક ખાવા"
લઇને જોઈતું ફ્રોકસ, પ્લેટ ત્હેમા પછી ધરી.
—ફોટોગ્રાફ—

આને આપણે કવિતા કરતા જોડકણ કહીએ તો શુ ખોટું? બાના ફોટોગ્રાફમા તો કવિતાની ચારપાચ પંક્તિઓ વાચવા ચાળીશ પંક્તિઓ વાચવી પડે છે તે આપણે સહી શકીએ પણ 'પોક ખાવા'મા છ પંક્તિઓ કવિતાની ખોળવા માટે ૧૨૨ પંક્તિનો સમુદ્ર ઓળગવો પડે તો આપણાથી સહજ ઉદ્દગાર નીકળી જાય કે "ભાઈ આ આખની કશરત શીદ કરાવો છો?" કાવ્યોમા વાતાવરણ ઉપજાવવામા પણ કૌશલ તથા કાવ્યપ્રતિભા તો જોઈએ જ. માત્ર કથી નાખવાથીજ એ કથન કવિતા ન થઈ જાય "ભાગેલી હાથની ઘડીઆળ"મા પણ એમજ બન્યુ છે. પણ અહિં કવિતા છેલ્લી ચાર પંક્તિમા હોવાથી, કવિતા વાચી રહ્યા પછી આપણા મન ઉપર સરકાર કવિતાના રહી જાય છે. ઘડીઆળ બધ પડ્યુ તે ઉપરથી કવિ કહે છે કે

વહેલા મોડા સૌ દિલ અટકશે કિન્તુ ધબકી,
સદા સાથે પેલા સમય પ્રભુના ઉરશુ.
જીવી જાણ્યુ ત્હે તો સફળ પણ આ ચેતન અમે
કહેતા પોતાને કવણ ધબકયા કાલ ઉરશુ

આ પંક્તિઓ સિવાય આપણને અસહ્ય લાગે ત્યા સુધીની અતિશયતાનો ઉપયોગ આ કાવ્યમા થયો છે. અને વક્તવ્યના અભાવે શિખરિણીમા સુદર શબ્દાવલિઓનું ખોખુ પ્રયાસપૂર્વક તૈયાર કરી નાખ્યુ છે.

લાંબા ગેય કાવ્યો

આ કાવ્યોમાં 'સ્વપન ભંગ' 'અભયદાને' 'રણગીત' 'રુદન' 'દુનીઆનો દાતાર' અને 'ધખના' લઈશું. 'સ્વપનભંગ' ઊંડા ગૂઢ અર્થવાળું ચિંતનાત્મક કાવ્ય છે. ગાયાને મોહવશ જીવાત્માને પ્રભુદર્શન થાય છે એ કથન લાલિત્યપૂર્ણ ઢાળમાં ગૂંથાયલું છે. કાવ્યનો વિષય નવો નથી પણ કવિની શૈલીના પ્રભાવે એને નવી રીતે કવિ કથે છે. 'અભયદાને' એ એમના પ્રારંભિક પ્રયાસના સમયનું કાવ્ય છે તોપણ કલ્પનાના રમ્ય ઉડ્ડયનો કવિએ કર્યા છે, અને બંગાળીલયમાં ગાવાથી કાવ્યનો રસ ઠીક જામે છે. એની ઉપમા અને અલંકારો પણ આપણને આનંદ આપે એવા છે. દા. ત.

સાગર ગાંડો ઉછળી ઉછળી
ભેટવા મને આવે
પાતાળ કેરા પારસ મોતી
ગૂંથી હારલા લાવે.

જળશીકરોને કવિ પાતાળનાં પારસમોતી કહે છે અને સાગરનું મોજું જે આ જળબિન્દુને ગૂંથે છે તે મોજાં સાથે ઉછળતા જળબિન્દુઓને હાર કલ્પ્યો છે. આ કલ્પના કેટલી રમ્ય છે! શબ્દસંગીત પણ કલ્પનાને ઓપ આપી કાવ્યના ભાવનો ઉઠાવ ઉચિત્ રીતે કરે છે, 'રણગીત' 'પ્રાસંગિક' હોવા છતાં એમાં વીરરસોત્પાદક તત્વ નથી. અને કાવ્યમાં ગતિ હોવા છતાં શૌર્યોત્તેજક શબ્દો નથી. તેથી કાવ્ય સફળકૃતિ ન કહી શકાય. 'દુનીઆનો દાતાર' અને 'રુદન' કાવ્યોમાં વિશદતાનો અભાવ હોવાથી અને પ્રવાહિના જળવાઈ ન રહેતી હોવાથી અને કાવ્યોચિત લાઘવ ન સચવાયું હોવાથી પ્રાસાદિક નથી બની શક્યાં. 'ધખના' કાવ્યમા કવિ પ્રભુની લીલા કળી શકતો નથી. અને પ્રકૃતિમાં પરસ્પર વિરોધીતત્વો કેમ હોઈ શકે તેનો ઉકેલ કરવા પ્રભુને વિનવે છે. વસ્તુ કાવ્યોચિત છે. પરન્તુ ભાવનો ઉઠાવ નથી થતો અને કાવ્યમાં પણ દોષો દ્રષ્ટિએ પડે છે, કવિ પ્રભુને કહે છે કે,

એક હથેળીમા ઉઘડે કમળીઆ ને,
બીજીમાં સમદર ખારા.

અહિ કમળનો અને ખારા સમદરનો જે વિરોધ કવિએ દર્શાવ્યો છે તે યથાર્થ નથી લાગતો. અને ત્યાં આપણને ઔચિત્યભંગ થતો લાગે છે.

આ વિભાગમા છેવટે એમનું એક સુંદર ઊર્મિગીત જેવું 'જુદાઈ' નામનું ગેય કાવ્ય લઈએ; આત્મા અને પરમાત્મા એકજ માના દીકરા હોવા છતા તેમની વચ્ચે જે અંતર છે તે કવિએ સચોટતાથી અને સુંદર બાનીમા વ્યક્ત કર્યું છે. થોડીએક વાનગી લઈએ.

ગગનના ત્હારે ઘુમ્મટ રહેવા,
ઘુમ્મટ રહેવા દેહડી મારે નાની ભાઈ.
સુરજ સોમની આંખડી ત્હારે,
આંખડી ત્હારે, ચામડે મ્હારી આંખ બંધાઈ.
આલમના અખત્યાર ત્હારે ઘેર
ભાઈ ત્હારે ઘેર ચાર તસુ મ્હારે ગોંયનાભાઈ.

આત્મા અને પરમાત્માનુ આ અતર કવિને ખૂચે છે, વ્યથીત કરે છે અને કવિ પ્રશ્ન પૂછે છે કે,

> જોગમાયાના નાથ નિરજન,
> નાથ નિરજન કયા લગી રાખીશ આમ જૂદાઈ?

આ પ્રશ્નનો ઉકેલ ત્રણ વર્ષ પછી 'માનસી'ના પ્રથમ અકમા પ્રગટ થયેલા વિરાટની પગલીમા મળે છે કવિની સૂઝત્રણ પરમાત્મા પારખે છે, અને ગગનમા ઘુમ્મટમા ફરનારી મૂર્તિજ ચાર તસુ ભોયમા રહે છે તેની પ્રતીતિ—

> પેલી મૂર્તિ વિરાટ મટી અગુત્ર શી ન્હાની થઈ
> સરી અંતરને આગાર જળહળ જ્યોત ગ્રહી

કવિને થાય છે એટલે કવિનું દર્શન વિશાળ અને વિકસિત થાય છે

ઊર્મિગીતો અને લાબા છદોબદ્ધ કાવ્યો એ બેની વચ્ચે જેનો સમાસ થાય એવા થોડા કાવ્યો લઈએ આમા 'છેલ્લી આશા', 'બુદ્ધના ચક્ષુ' 'ગરુડનો વિષાદ 'પત્થરે પલ્લવ' 'પતગીયુ અને ગરુડ' અને 'સ્વ દત્તાત્રય પાઠકને' લઈશુ છેલ્લી આશાની કાવ્ય રચના શબ્દાનુ છે અને અલકારથી શણગારાયની કવિતામા ખાસ કૈજ નથી 'બુદ્ધના ચક્ષુ' એ એમના સર્વાંગસુંદર કાવ્યોમાનું એક છે લાઘવ સાચવ્યા છતા કવિતામા બળ આવ્યુ છે આ અર્થઘન કવિતા એના ઉચ્ચ કલાતત્વને લીધે આપણા સાહિત્યનું અમોલુ ધન છે સ્વ દત્તાત્રય પાઠક અને 'ગરુડનો વિષાદ' એ બે કાવ્યોમા એકમા વાસ્તવિક જ્યારે બીજામા કાલ્પનિક હૃદયવ્યથા વર્ણવી છે, અને બન્નેમા કવિને સફળતા મળી છે 'ગરુડનો વિષાદ'મા વિશેષ પોતાના હૃદયની નિરાશાનું ગરુડમા આરોપણ કુશળતાથી કૃત્રિમતા ન આવે તેવી રીતે કર્યું છે અને બીજા કાવ્યોની જેમ આમા શૈથિલ્ય નથી આવી જતું કલ્પના હૃદયગમ હોવાથી અને એ વિષાદ પાછળ કવિનુ બળ હોવાથી કાવ્ય માત્ર રોતલ નથી બનતું પણ એમા બળ અને પ્રાણ છે પતગીયુ અને ગરુડ એ કાવ્યમા સંસ્કૃત શાર્દૂલવિક્રીડીત અને પૃથ્વી જેવા છદોની સાથે દેશી ઢાળો વપરાયના જોવામા આવે છે, અને આ એમની એક વિશિષ્ટતા છે કલ્પનાના ઉડ્ડયનો સાગ છે અને કાવ્યનુ વસ્તુજ એવુ છે કે લાઘવ ન સચવાય અને અલકારોનો ઉપયોગ કરવો પડે કેટલેક સ્થળે અસ્પષ્ટતા દ્રષ્ટિએ પડે છે જેમકે,

> અહો નાના અગો
> શુ કે સર્વે રગો જગતભરના આહી ભરીઆ,

અહિં 'શુ કે' મૂકવાથી અસ્પષ્ટતા આવી જાય છે અહિં પણ કવિની નિરાશા કવિને આવરી લે છે અને કાવ્યો ગમે તેટલા સુદર હોય તો પણ એ નિરાશાનો વળોટ લઈ લે છે 'પત્થરે પલ્લવમા સમગ્ર સૃષ્ટિને પ્રફુલ્લતી જુએ છે તો પણ કવિનો વિષાદ કવિ જીવનને પ્રફુલ્લવા નથી દેતો, અને કવિ પાસે મા ાવી જીવન કેમ પ્રફુલ્લતું નથી તેનો સતાપ કરાવે છે આ કાવ્યમા છદ મિશ્રણમા પણ રસદ્રષ્ટિનો વિવેક જળવાયો નથી આપણને લાગે છે કે ઉપજાતિને વસતતિલકાનું મિશ્રણ ન કરતા કવિએ માત્ર ઉપજાતિજ વાપર્યો હોત તો ભાવનો ઉઠાવ અને વકતવ્યની સચોટતા જળવાઈ રહેત

## ઊર્મિગીતો

ઊર્મિગીતોમાં એકજ ઊર્મિનું કે ભાવનાનું વર્ણન હોય. પ્રથમ એમનું ગંજીરની લઇએ. કંઈ પણ વકતવ્ય સિવાય, વિષય વિના, ખાલી શબ્દબળ અને આભુષણોનો આશ્રય લઈનેજ લખાયલા કાવ્યનો નમુનો 'મંજીરની' છે. શબ્દાવલિ સુંદર છે પણ શબ્દની પાછળ અર્થ ન હોવાથી ખાલી શબ્દો ખખડે છે. આજ વિભાગમાં બે ઓંજનીગીતો 'ભરતીએ ઓટે' તથા 'હસવું રડવું' લઇએ. ભાવ તથા ભાવના આલેખનમાં 'હસવુંને રડવું' વધુ સુંદર છે, પણ એ કાવ્યમા આછી આછી શ્રી. ન્હાનાલાલની અસર હોય એમ લાગે છે. ચિત્રાત્મક કાવ્ય 'ભરતીએ ઓટે' મા બે ચિત્રો દર્શાવી કવિ જીવનના ઉંડાણમાં ઉતરી પડે છે. બીજા 'ઊર્મિગીતોમા' 'અમારા દર્દી' અને 'તમને' છે. 'અમારા દર્દી' અસ્પષ્ટ હોવાથી એ કાવ્યનું રસાસ્વાદન આપણે નથી કરી શકતા. જ્યારે તમને કાવ્યમા ભાવની કુમાશ, તથા એનું યથાર્થ આલેખન આપણને આકર્ષે છે.

હવે 'દર્દ દુર્ઘટ' નામનું એમનું એક ઊર્મિ કાવ્ય લઈએ. આ કાવ્યની નાયિકા જાજરૂની માખી છે. અને એ જાજરૂની માખીને જે એ જાજરૂની બહાર જાય તો દર્દ દુર્ઘટ થાય છે. અને તે આ કાવ્યનું વસ્તુ છે. હવે સામાન્યતઃ મ્હારે સંડાસ જવું છે એમ કહેતા પણ આપણને સંકોચ થાય, તો જે વસ્તુ બોલતા આપણી સુરૂચિને આઘાત થાય તો તે વસ્તુનું આલેખન કવિતામાં કરવું એના જેવો સુરૂચિભંગ બીજો કયો હોય ? તેથી જે વસ્તુ (સંડાસ) ના ઉચ્ચારણથી આપણે સુગાઈએ તે વસ્તુ કવિતામાં વાંચવી કેમજ ગમે ? આપણને સહજ પ્રશ્ન ઉઠે કે "ભલા દર્દ દુર્ઘટ શોધવા તમને જાજરૂની માખીજ મળી ?" અને આવો સુરૂચિભંગ લેખકને ભલે સહ્ય લાગે, પરન્તુ દરેક વાંચનાર તો આ લેખન પ્રત્યે સુગાવાનો જ.

હવે એમનું 'અવસાન પામ્યા' પ્રસંગોચિત ઊર્મિને આલેખતું કાવ્ય લઈએ. કાવ્ય પ્રાસંગિક હોવા છતા એમા સર્વને રસદાયી લાગે એવું તત્વ છે. કાવ્યપ્રસંગથી પર જઈ કવિ વિચારમળમા ઉતરી પડે છે, અને પ્રસંગની સીમા કવિ વટાવી જતા હોવાથી એ કાવ્ય સર્વને હૃદયંગમ લાગે છે. પરન્તુ, આ કાવ્યનો જયા અંત આવવો જોઈએ ત્યા અંત ન આવતો હોવાથી અંતે રસક્ષતિ થાય છે. શાળાની કિશોરી મૃત્યુ પામે છે એટલે એના માતાપિતા શું કરતાં હશે, બ્હેન શુ કરતી હશે, ભાવિપતિ શું કરતો હશે વિગેરે અનેક વિચારવમળમાંથી.

રહો રહો એ ન પ્રદેશ મારો
ફંફોળવાનો ઉર પારકાના.

કહી કવિ ઝબકે છે, અને અહિંજ રસદ્રષ્ટિએ કાવ્યનો અંત હોય.

## મુકતકો

સંસ્કૃતમા બે પંક્તિના કે ચારપંક્તિના કાવ્યને મુકતક કહેતા. એક ન્હાનકડો વિચાર, કે ચાર પંક્તિમા સમાઈ શકે એવી ઉપમા હોય, એવું કાવ્ય સંસ્કૃતમા મુકતક કહેવાતું. સુન્દરમના મુકતકોની વિશિષ્ટતા એ છે કે, આ મુકતકો પાચ પંક્તિના છે, અને પાચ પંક્તિના મુકતકો લખી એમણે આપણી કવિતામા નવો ચીલો પાડયો છે. ચાર

પંક્તિના જેવોજ ભાવનો ઉઠાવ, કે ભાવનું સુબદ્ધ આલેખન એમના આ મુક્તકોમા આપણને દ્રષ્ટિએ પડે છે. આ દિશામા ત્રણ મુક્તકોજ લખી કવિ અટકયા તેથી શોચ થાય છે. અને આપણે ઇચ્છીએ છીએ કે એવા અનેક મુક્તકો શ્રી સુન્દરમ્ લખે. આ ત્રણ મુક્તકોમા વિષયનું માધુર્ય, કવિતા સંકેત પ્રસંગ, અને તેનું કવિતા યુક્ત આલેખન, રચના તથા પ્રસંગનું સુરેખ દર્શન એ સર્વમા પ્રથમ પંક્તિનું મુક્તક 'બક્ષીસ' છે. આ સામાન્ય લાગતા પ્રસગમા કવિની સૂક્ષ્મ દ્રષ્ટિએ કવિતા જોઇ અને પ્રાસાદિકતા તથા રસિકતાથી તેનું આલેખન કર્યુ સુન્દરમના ચિરંજીવ કાવ્યોમાનું આ એક છે. બીજુ સારૂ મુક્તક 'પ્રદીપ નવલો' છે. આ કાવ્યમા બળાત્કારે ચાહવી પડતી પત્નીને હવે ઉચ્ચ સ્થાન મળે છે, અને તે કવિના ગૃહમા પ્રદીપ બનવાનુ અને એક પ્રસંગ આલેખી હવે તુંજ પ્રદીપ છે તો બીજા પ્રદીપનું શુ કામ છે એમ કહી કાવ્યોચિત અત આણ્યો છે. ત્રીજું કાવ્ય 'બધાઇ ગયુ' માગલા એ કાવ્યોની સરખામણીમા આ કાવ્ય ઉણુ ઉતરતુ લાગે એવુ છે. આ મુક્તકમા .વિતા છેલ્લી પક્તિમા ઉતરાર્ધમા છે. એટલે એટલી કવિતાને આલેખવા કવિને સાડા-ાાર પક્તિ સુધી અતિ સામાન્ય વસ્તુનો આશ્રય લેવો પડયો છે, તે ખૂંચે છે. કાવ્યને વેશદ બનાવવા તથા કાવ્યોચિત વાતાવરણ ઉપજાવવા પ્રસંગના આલેખનમા સ્ફૂટતા આવે ાથી કવિને આમ અકવિતાનો આશ્રય લેવો પડયો છે. પ્રદીપ નવલોમા પણ કંઇક આવું ર થયુ છે. આનું કારણ એ પણ છે કે શાર્દૂલ, જેવો લાબો છંદ કવિએ વાપર્યો છે. ને દ્રુતવિલંબિત, ઇંદ્રવજ્ર, કે એવો કોઇ ટૂંકો છંદ વાપર્યો હોત તો કદાચ આ દોષમાથી ાુક્ત થવાત.

અપદ્યાગદ્ય

કવિએ અપદ્યાગદ્યનો એક અખતરો એમના 'સુદરની સુદરી' નામના કાવ્યમા કર્યો છે. અને આ પ્રયત્નમા કવિ નિષ્ફળ ગયા છે. શ્રી ન્હાનાલાલની જેમ કવિએ ગેયતા : છંદો બદ્ધતા કવિતાને આવશ્યક નથી એવી માન્યતાને લીધે આ કાવ્ય નથી લખ્યુ, રન્તુ, માત્ર પ્રયોગદાખલજ લખ્યુ લાગે છે તેથી એમા બળ નથી આવી શકયું. વળી ાવ્યમા વિશદતાનો અભાવ તથા અસ્પષ્ટતા હોવાને લીધે એ કાવ્ય પ્રાસાદિક નથી બનતું.

પ્રચાર લક્ષી કાવ્યો

આ વિભાગમા 'કડવી વાણી' અને 'ગરીબોનાં ગીતો' મા આવતા કાવ્યો આવે છે. અમદાવાદમા સત્યાગ્રહ આશ્રમ સ્થાપ્યો, અને ગાધીજીના વ્યક્તિત્વની જે પ્રબળ અસર થઈ, બબ્બે વાર અસહકારની જે પ્રચંડ ભરતી આવી, વિદ્યાપીઠદ્વારા જે નવા સંસ્કારો ડાયા, તેથી આપણા સાહિત્યમા પણ ગાધીવાદની અસર થઇ, કારણકે કોઇપણ સાહિત્ય સકાળની ઉપાધિથી પર રહી શકે એવુ ક્વચિદ્જ હોય છે. આપણા સાહિત્યમા ગાધી-ાદની અસર બે સ્વરૂપમા દ્રષ્ટિગોચર થાય છે. એક તો જીવનના વિવિધક્ષેત્રોનું સહાનુભૂતિ પૂર્વક દર્શન તથા વાસ્તવદર્શન અને આ બે મથાળા નીચે, કડવી વાણી તથા ગરીબોના ગીતોમાના કાવ્યો આવે છે સામાન્ય રીતે આપણે માનીએ છીએ કે, કવિના કળા છે અને કળાનો ઉદ્દેશ આનદ આપવા સિવાય બીજો ન હોય. એટલે કલા પ્રયોજનરહિત છે. આ લોકો રસાસ્વાદનને બદલે, અમુક મંતવ્યોનો પ્રચાર કરવા. સામાજીક વ્યવસ્થાના છેદો બતાવવા, દુખીઆનું દુઃખ દર્શાવવા, એમ કોઈ ઉદ્દેશને લક્ષમા રાખી તે હેતુ

સાધવાને કવિતાનો ઉપયોગ કરે છે. આવી કવિતામાં ઊર્મિનું તત્ત્વ ન હોવાને લીધે એમાં પ્રયાસનો આશરો લેવો પડે છે, તેથી કાવ્યમા કૃત્રિમતા આવે છે. આ અસરનું ભયસ્થાન એ છે કે, રા. જ્યોતિન્દ્ર દવે કહે છે તેમ વાસ્તવિકતામાંથી સામાન્યમાં સરી પડાય છે, અને વાસ્તવાલેખન કરવા જતાં, પ્રસંગોના ચિત્રણમાં ઘેરા રંગો પૂરી દેવાય છે, જેથી વાસ્તવિકતા અવાસ્તવિકતા થઇ જાય છે, અને જે વસ્તુ ગદ્યમાં પણ ન કહી શકાય તેવી વસ્તુ પદ્યમાં કહેવી પડે છે. કવિતા તો સૌંદર્યવતી દેવી છે, અને ખરો કલાકાર કે કવિ, તેને ચરણે બેસી તેનું પૂજન કરે, એને નિત્ય અર્ધ્ય અર્પતો રહે; નહિ કે પ્રચારને અર્થે એને પોતાની દાસી કે ગુલામડી બનાવે.

ગરીબોનાં ગીતો કરતાં કડવી વાણીમાં આપણને કવિતાનું તત્વ કંઇક વધુ પ્રમાણમા જડે છે. જોકે આમા પણ સામાજીક કુરૂઢિઓ તથા પ્રચલિત વ્હેમોનું દર્શન તથા તેનો ઉચ્છેદ એજ મુખ્ય હેતુ છે. તથાપિ કાવ્યમંગલાનો કવિ, આવા કાવ્યોમાં પણ કયાંક કયાંક ઝળકી ઉઠયા વિના રહેતો નથી, અને એની પ્રતિભા છૂપી રહેતી નથી. એના 'કડવાં કારેલા' નામના પ્રથમજ કાવ્યમાં પોતાનો ઉદ્દેશ જણાવતાં કવિ કહે છે કે,

તપતા સુરજ ખારાં જળમીઠાં કરવા
ચઢતા વંટોળ મેઘ ભરવા હો રે,

આવી આવી કયાંક સુંદર ઉપમાઓ મળી આવે છે. વર્ષોમાં કોઈ વેળા સ્વાતિ નક્ષત્રમાં જેમ મોતી પાકે છે તેમ 'હરિને વિદાય, તથા 'હરિનો જવાબ' અને અવતાર ના લેશો! એ ત્રણેમા કાવ્યતત્વ ઠીક પ્રમાણમાં દ્રષ્ટિએ પડે છે. કારણકે સામાન્યતા હોવા છતાં એમાં નવીનતા તથા ચમત્કૃતિ છે. 'હરિને વિદાય' માં અને 'હરિનો જવાબ'માં વિચાર પણ આપણને ગમ્ય છે. અને રસપાન કરાવે એવો છે.

ગરીબોના ગીતોમાં કડવી વાણી કરતાં કવિત્વ ઓછા પ્રમાણમાં દ્રષ્ટિએ પડે છે. કારણકે હું ગરીબોનાંજ ગીત ગાઉં એવા ઉદ્દેશથી કવિ જયારે કવિતા લખે ત્યારે એમાં પ્રયાસજ હોય ઉર્મિ નહિ, અને સાહિત્ય જેટલું પ્રચારલક્ષી તેટલું ઉચ્ચ કોટીથી વંચિત આ વિભાગનાં કેટલાં કાવ્યોમાં તો ખાસ કશો ઉદ્દેશજ નથી. 'વેરણમીંદડી' કે 'પાંદડી' જેવાં શબ્દ ચિત્રો પ્રચારલક્ષી નથી તેમજ રસતૃષા છીપાવે એવાં પણ નથી. ઉલટાં એમનાં કેટલાક ગ્રામ્ય શબ્દો. અપરિચિત શબ્દોનો ઉપયોગ આપણને ખૂંચે છે. આવ સામાન્ય પ્રસંગો કવિતામાં ન આલેખાય એમ નહિ પરન્તુ એ આલેખનમાં ચમત્કૃતિ તે જોઇએજ. શ્રી ઉમાશંકરના એક 'ચૂસાયલા ગોટલાને' કાવ્યમાં કાવ્યનું વસ્તુ અતિસામાન્ય હોવા છતાં એના નિરૂપણમાં ચમત્કૃતિ રહેલી છે; તેથીજ એને નિઃસંકોચ આપણે કવિત કહીએ છીએ. કવિતાદેવીનું સૌદર્યરક્ષણ એ પ્રત્યેક કલાકારનો ધર્મ છે. શ્રી સુન્દર ગરીબોના જીવન આલેખવાનો પોતાનો ધર્મ સમજતા હોય, તો કાવ્યમંગલાના લેખ તરીકે, કવિતામા સુરૂચિભંગ ન થાય, એના સૌંદર્યને કોઈ આગળી ન અડાડે, તેની દરકા રાખવાનો એનો મહાધર્મ છે. આ ગરીબોનાં ગીતોમાં પણ કવચિદ કવચિદ ભંગડી જેવા કાવ્યમાં સુરૂચિભંગ થતો નથી અને આપણને રસાસ્વાદ કરાવે એવું સુંદર કાવ્ય મળી આવે છે. ભંગડીમાં ભાવાલેખન સુરેખ રીતે થયું છે, અને ચિત્ર પણ પ્રભુતાથી દોરાયું છે. બાકી 'રૂડકી' જેવા કાવ્યમાં.

માથે મેલ્યા ટોપલા ઉપર માખો બણબણ થાય.

આવા આપણે જોયા હોય તો આપણને સૂગ ઉપજે તેવા ચિત્રો આલેખવાથી શો હેતુ સધાતો હશે, તે તો કવિ જાણે પણ આપણને તો આવા ચિત્રો કવિતામા વાચતાં કવિતાદેવીની થતી અવદશા, એના સૌંદર્યપર થતા પ્રહાર જોઈ દુઃખ થાય છે જીવનમા તો એવા ઘણા કરણ પ્રસંગો હોય છે, તો બધાનેજ કવિતામા ઉતારવાનો દુરાગ્રહ શાને? કડવી વાણીના ગીતો જે હેતુથી લખાયા છે–લોકોની પ્રચલિત માન્યતાઓની નિર્બળતાનું દર્શન કરાવવા તથા સત્યમાર્ગ દર્શાવવા–તે હેતુ કેટલે અંશે સધાયો છે? ગમે તેવા પ્રસંગને ગમે તેવી પદ્યરચનામા આલેખવામા માત્ર કથી નાખવામાજ કવિત્વ નથી રહેલુ. આટલુ એમના વાસ્તવદર્શનના પ્રયોગો વિષે.

**સંગીતકાવ્યો**

આ વિભાગમા ગેયતાનુ પ્રાધાન્ય હોય, અને સંગીતનું તત્વ વધુ પ્રમાણમા હોય એવા ગીતો 'રંગ રંગ વાદળીઆ' 'મેઘનૃત્ય' અને 'ઝાઝરણુ' છે. ત્રણેય ગીતોમા ગેયતાનું તેમજ કવિતાનુ તત્વ સમપ્રમાણમા જળવાયુ છે અને શબ્દોની વરણી રંજકતા તથા માધુર્યની દ્રષ્ટિએ થઇ છે. રંગરંગ વાદળીઆમા વાદળા પોતાની કથની કહે છે, અને એમા ક્રમ બરાબર સચવાયો છે અને ઢાળમા પણ નવીનતા છે, મેઘનૃત્ય ઝુલણામા લખાયું છે, એટલે છંદની પસંદગીથી કાવ્યમા નૃત્યની ગતિ આવી છે. 'રગ રગ વાદળીઆ તથા 'મેઘનૃત્ય'મા શબ્દરચના કર્ણરંજક છે. અને શબ્દ માત્ર રંજકજ નહિ પરન્તુ અર્થસૂચક પણ હોવાથી ખાલી શબ્દોનો ખડખડાટજ નથી. ઝાઝરણુ કાવ્યમા કવિતાનું તત્વ જરા શિથિલ લાગે, અને નૃત્ય કે ગતિનું તત્વ વિશેષ પ્રમાણમા લાગે તો પણ તેથી કાવ્યની સુંદરતા અને રસિકતા એથી લેશમાત્ર પણ ખંડિત થતી નથી અને કાવ્યમા જે પ્રેમનો ધ્વનિ છે તે બહુ સુંદરતાથી કવિ આલેખી શક્યા છે. અને આ ધ્વનિ હોવાથી રચના માત્ર શબ્દાલુ નથી અને આ ત્રણેય કાવ્યોમા કર્ણપ્રિય શબ્દો યોજવાને, કે શબ્દસંગીત માટે કવિને પ્રયાસ કરવો પડયો હોય એવું કયાય દેખાતું નથી. ઉચિત શબ્દો આવીને પોતપોતાનુ યોગ્ય સ્થાન લઈ લે છે, અને એનો પ્રવાહ અસ્ખલિત વહેતો લાગે છે, અને આવા કાવ્યો આપણને વધુ પ્રમાણમા મળ્યા હોત તો સારું એવી વાછના થાય છે; અને ભવિષ્યમા આવા સંગીતકાવ્યો વધુ પ્રમાણમા શ્રી સુન્દરમ્ આપણને આપશે એવી આશા સેવીએ છીએ

**બાળકાવ્યો**

બાળકાવ્યોમા કલ્પનાને સ્થાન ન હોય અપાર્થીવવસ્તુને સ્થાનજ ન હોય બાળકાવ્ય વાર્તાત્મકજ હોય, અને એમા કાલીકાલી ભાષાજ વાપરવી જોઇએ એમા ઉપમા અને અલંકારો ત્યાજ્ય હોય વગેરે જે માન્યતાઓ બાળકાવ્યો વિષે વ્યાપક થઈ પડી છે. તેને પોતાના કાવ્યોદ્વારા શ્રી સુન્દરમ્ સારો ઉત્તર આપ્યો છે. બાળકાવ્યમા વિષયનો નવો ઝોક આપી બાલમાનસને અનુકૂળ તથા બાળકો સમજી શકે એવી કલ્પનાઓ તથા શબ્દ માધુર્ય, અલંકાર વિગેરે કવિતાના સર્વે અંગો બાળકાવ્યમા સુરેખ રીતે અને બાળકો એની મધુરતા ગ્રહી શકે અને એના વાચનથી રસ માણી શકે એવા બાળકાવ્યો આપી, બાળ કાવ્યો પણ એક સુંદર કલાકૃતિ થઈ શકે એ એમણે બતાવ્યું છે.

પ્રથમ લઇએ એમનુ બાળકાવ્ય 'તું અને હું' આ કાવ્યમાં ભાઇ બ્હેનના સંવાદરૂપે કવિએ સુંદર ઉપમાઓ રોજના જીવનમાથી લઈ બાળકો સમજી શકે તેવી રીતે આપી છે. ઉદાહરણાર્થે ભાઇ બ્હેનને કહે છે કે,

હું રે બનું બ્હેન બાનો થડુલો
બાની દીટાણી થાતું રે બેન.
હું રે બનું બ્હેન સુરજનો ઘોડલો
ચાદાની હરણી થાતું રે બ્હેન.

આમ ધીમે ધીમે નિત્યવ્યવહારની વસ્તુમાથી ઉપમાઓ આપી કવિ ધીમે ધીમે બાલ માનસને ઉચે ગગનમા લઈ જાય છે. અને નિત્યજીવનમાથી પણ કેટલી ઉચિત સુંદર અને બાળકોને ગમ્ય એવી ઉપમાઓ આપી છે !

બીજુ લઇએ એમનુ 'કુદરતનું ગીત' આ કાવ્યમા શ્રી સુન્દરમ્ કુદરત શુ છે, અને એની કેવી શક્તિઓ છે તેનું બાળક સમજે એવી ભાષામા તથા બાલમાનસની અંદર ચિરંજીવ છાપ રહે એવા સંગીતમય શબ્દોદ્વારા ભાન કરાવે છે. રસ અને રંગ, તેજ ગીત અને જીવન, આ બધા ભાવો બાલમાનસ ગ્રહી શકે તેવી ઉપમાઓ તથા દ્રષ્ટાંત આપી કવિએ દર્શાવ્યું છે. દા. ત.

પતંગીઆની પાખે
ને મીંદડીની આખે
મેં રંગ મેલ્યા—તેજ મેલ્યાં.

અહિં રંગ શુ, અને તેજ શું, તે પતંગીઆની પાખ, તથા બિલાડીની આખ રજૂ કરી કવિએ જણાવ્યું છે. અને ઉદાહરણો પણ બાળક સમજી શકે તેવા કવિએ લીધા છે. અને એ રંગ અને તેજ મૂકનાર એનું નામ કુદરત એ પણ અચ્છી રીતે દર્શાવ્યું છે. આમ બાળકાવ્યોમા કવિએ અપૂર્વ સફળતા મેળવી છે.

એમના બીજાં બે કલ્પના પ્રધાન બાળકાવ્યો ઉષા અને અરુણ, અને માગણ, આગળ દર્શાવેલા કાવ્યોથી કેળવાયલા બાળકને, જરા વધુ ઉંચુ કલ્પનાનુ ઉડ્ડયન કરાવે છે. પ્રથમ કાવ્યમા ઉષા અને અરુણને બે લડતા ભાઇ બ્હેન કલ્પ્યા છે, અને સવારથી તે સાંજ પર્યન્ત સુરજદાદાથી ભય પામેલા એ ભાઇ બ્હેનની કથા આલેખી છે, જ્યારે બીજા કાવ્યમા વિજળી અને મેઘને માગણ કલ્પેલા છે. આમ બાળકાવ્યોના પ્રવાહને નવો ઝોક આપી સુન્દરમે બાળકોની જે સેવા કરી છે તે ખરેખર સ્તુત્ય છે, અને આમ હમેશ આવાજ બાળકાવ્યો લખી, બાળકાવ્યોની જે અવદશા હમણા થઇ રહી છે તેને તે થી સુન્દરમ્ ઉગારે એવું આપણે ઇચ્છીએ છીએ.

### હિંદી કાવ્ય

આ વિભાગમા 'ગઠરીઆ' નામનું એક સર્વાંગસુંદર કાવ્ય આવે છે. પૂર્વે આપણા કવિઓ—અખો, દયારામ વિગેરે—હિંદીમાં કાવ્યો લખતા, અને એ પ્રથા નર્મદ સુધી હતી, કારણકે નર્મદે પણ હિંદીમા પદો લખ્યા છે પરન્તુ એમા કાવ્ય તરીકે ઝાઝો માલ નથી. નર્મદ પછી રા. મણિલાલ નભુભાઇએ 'રસ ડગભર દિલ મોરે છાઇ રહી' વાળું ગીત

રચેલું અને રા. મણિલાલ નભુભાઈ પછી એ દિશામાં પ્રયોગ કરનાર શ્રી સુન્દરમજ છે. કાવ્યનું વસ્તુ તદ્દન સાદુ છે પણ એ વસ્તુના આલેખનમા કવિએ અપૂર્વ કૌશલ દર્શાવ્યું છે, અને ચમત્કૃતિ આણી છે. કાવ્ય સંગીતપ્રધાન છે અને એમાં નૃત્યની ગતિ છે, અને આ બન્ને તત્વો હોવા છતા એમા ઉંચી કાવ્યપ્રતિભા પણ છે. નૃત્યની ગતિ અને સંગીતના વહન સાથે ભાવનો વિકાસ પણ સાથે જ થાય છે તેથી કાવ્ય આપણને આકર્ષે છે. અને નૃત્ય, સગીત, અને કવિતા ત્રણેયનો આ કાવ્યમા ઉચિત સમન્વય થયો હોવાથી કાવ્ય સર્વાંગ સુદર બન્યુ છે. આ કાવ્ય કવિનુ હિંદીપરનું પ્રભુત્વ તેમજ હિંદીમા પણ કોમળ અને લાલિત્યપૂર્ણ ભાવો સુમધુર રીતે કવિ આલેખી શકે છે તેથી આપણને ગૌરવ લેવા જેવુ છે. શબ્દોની ચૂંટણી પણ અર્થવાહકતાની તથા રસની દ્રષ્ટિએ થઈ છે. એમના એ કાવ્યમાથી થોડી વાનગી લઈએ.

બાધ ગઠરીઆ મૈં તો ચલી
રૂમઝુમ બાજત તાલ પખાજન
છુમ છુમ હોવત નર્તન રી
પીવ કે ગીત બુલાવત મોહે
બાધ ગઠરીઆ મૈંતો ચલી
સુન્ના ન લીઆ રૂપા ન લીઆ
ન લીઆ સંગ જવાહર રી
ખાખ ભભુતકી છોટી સરખી
બાધ ગઠરીઆ મૈં તો ચલી.

આખુ કાવ્ય જ આવું સુંદર છે. અને એ કાવ્ય આપણા હ્રદયપર ચિરંજીવ અસર મૂકી જાય છે.

શ્રી સુન્દરમના વિભાગવાર કાવ્યોની સમીક્ષા અહીં પૂરી થાય છે. હવે આપણે શ્રી. સુન્દરમની કવિતાનું એક વિહંગાવલોકન કરીશું. પ્રથમ છંદ પ્રયોગ લઈએ. છંદવૈવિધ્ય અને છંદપ્રભુત્વ એ એમની કવિતાનુ આકર્ષક અંગ છે. બહુધા કવિએ સંસ્કૃત છંદોનો જ ઉપયોગ કર્યો છે પણ ક્વચિત ક્વચિત સોરઠા, ચોપાઈ, વિગેરે દેશીઢાળો દ્રષ્ટિએ પડે છે. છંદના પ્રયોગોમા 'પોક ખાવા' અને 'બાનો ફેટોગ્રાફ' એ બે લાબા કાવ્યોમા અનુષ્ટુભનો કરેલો પ્રયોગ ધ્યાનમા રાખવા જેવો છે. અને 'જનમગાઠ' માં ગુલબંકીનો લાબા કાવ્યો માટે થયેલો ઉપયોગ આપણુ લક્ષ ખેંચે છે. આવા અનુષ્ટુભના પ્રયોગો શ્રી. ન્હાનાલાલે પિતૃતર્પણમા અને શ્રી બળવતરાયે એમના દુષ્કાળ કાવ્યોમા કર્યા છે, પરન્તુ શ્રી. બળવંતરાયની જેમ શ્રી. સુન્દરમની અનુષ્ટુભની પંક્તિઓ ગઝલ જેવી નથી બની જતી. બીજું શ્રી. સુન્દરમે ગેયકાવ્યો પણ સારા પ્રમાણમા લખ્યા છે. અને "કોયા ભગતની કડવી વાણી" અને "ગરીબોના ગીતો"મા આવતા ભોજા ભગતના ચાબખાના ઢાળમા, કે ધીરાભગતની કાફીના ઢાળમા, કે પ્રચલિત કાચબા કાચબીના ભજનમા ઢાળમા લખાયલાં ભજનો એમની વિશિષ્ટતા છે, અને આ પ્રયોગો અર્વાચીન કવિતા સાહિત્યમા શ્રી. સુન્દરમના કાવ્યોમા જ દ્રષ્ટિએ પડે છે. અને સ્વરૂપ પરત્વે આ ભજનો જૂના હોના છતા ભાવપરત્વે આ યુગનાં જ પ્રતિબિમ્બ ઝીલે છે. આ એમની નવીનતા છે.

કાવ્યપ્રકારની દૃષ્ટિએ પણ શ્રી. સુન્દરમમાં ઘણું વૈવિધ્ય છે, સૉનેટ ને કથાકાવ્યો, પ્રસંગચિત્રો, ઊર્મિગીતો (Lyrics), પ્રાસંગિક કાવ્યો, હિંદી કાવ્ય, બાળકાવ્યો, પ્રચારલક્ષી કાવ્યો, હળવા કાવ્યો, અપદ્યાગદ્ય, શબ્દચિત્રો, ચિંતન કાવ્યો, મુક્તકો એમ કવિનાના વિધવિધ ક્ષેત્રમા અને પ્રત્યેક ખૂણામા ઘૂમતા કવિ દૃષ્ટિએ પડે છે. અને કાવ્યનું કોઈ ક્ષેત્ર કોઈ પ્રકાર, એવો નહિ હોય, કે જ્યા સુન્દરમે વિહાર ન કર્યો હોય. એ કવિ તો કાવ્યમંગલાના લેખક બની, કવિતાદેવીના પૂજારી બને, અને નિમ્ન કાચ પાછા, કડવીવાણી લખી, કવિતાનો પ્રચારના સાધન તરીકે ઉપયોગ કરે.

શ્રી. સુન્દરમની શૈલી પણ પ્રાસાદિક છે, અને ભાવનાને યુક્ત, એમની કવિતા શૈલીને ધારણ કરે છે. અતિસંસ્કૃત કહેવાય એવા શબ્દનો ઉપયોગ પણ યથેચ્છ કરે છે, અને જ્યારે ગરીબોના ગીતો લખતા હોય ત્યારે ગ્રામ્ય અને અપરિચિત શબ્દોનો ઉપયોગ પણ એટલીજ સરળતાથી કરે છે. એમનો શબ્દભંડાર અતિવિપુલ હોવાને લીધે એમને ભાવનુ ઉચિત રીતે આલેખન કરે, ને ઊર્મિને વ્યક્ત કરે, એવા શબ્દો વિના પ્રયાસે મળીજ રહે છે. ક્વચિત એમની શૈલી લક્ષ્યવેધી મટી શબ્દાળ બને છે; અને ક્વચિત એમની શૈલી વિશદ નથી. પરન્તુ ઘણા કાવ્યોમા તો અતિસંસ્કૃત હોવા છતા કાવ્યોના ભાવો સુસ્પષ્ટ અને વિશદ હોય છે, અને એમની ભાષા પણ વિષયને અનુરૂપ હોય છે. સંગીતકાવ્યો લખતા હોય ત્યારે શબ્દોની ચૂંટણી રંજકતાની દ્રષ્ટિએ હોય. અને બાળકોને સમજાય એવી સરળભાષા વાપરી હોય, પ્રચારલક્ષી કાવ્યોમા ગ્રામ્ય શબ્દો વાપર્યા હોય, અને સામાન્ય અશિક્ષીત મનુષ્ય સમજે એવી ભાષા વાપરે છે. આમ એમની ભાષા અને શૈલી પણ વિષયાનુસાર વિવિધતા ધારણ કરે છે.

એમની કવિતા નાના વિધના અલંકારોથી વિભુષીત થયેલી યુવતી છે. પ્રાસ અને અનુપ્રાસ Rhyme Scheme યમક વિગેરેનો શોખ શ્રી. સુન્દરમને ઘણો છે. અને આ શોખ રસને બાધક નથી નીવડતો, એટલે આપણને એ શોખ આનદ અર્પે છે અને મુગ્ધ કરે છે. કવિને પ્રાસાદિ અલંકારો એટલા ગમે છે કે ઘણીવેળા પંક્તિને બન્ને બાજુ પ્રાસ જળવાયલો એમની કવિતામા દ્રષ્ટિએ પડે છે. ઉપમા પણ કવિ ઉચિત રીતે જ આપે છે, અને એમની કલ્પના પણ, ઉર્ધ્વગામી ઉડ્ડયનો લે છે, અને સાગર, ધૂમકેતુ, ઝંઝા, વિગેરે ગગનગામી પ્રદેશોમા વિચરે છે અને 'હરિને વિદાય,' તથા 'હરિનો જવાબ' જેવા સ્થૂલ પ્રદેશોમા પણ પરિભ્રમણ કરે છે.

નવી કવિતાને માટે એ ભાવપરત્વે ગાંધીવાદ, અને સ્વરૂપ પરત્વે શ્રી. બળવંતરાયની ઋણી છે એમ જે કહ્યુ છે તે સુન્દરમની કવિતા માટે સત્ય જ છે. પણ સુન્દરમની કવિતા માત્ર ગાંધીવાદના ધ્વનિના જ નથી ઘોષ પાડતી એતો સ્વચ્છંદે કવિતાના બધા પ્રદેશોમા વિહરે છે. ગાંધીવાદથી પ્રેરાયલી, એમની કડવીવાણી અને ગરીબોના ગીતો વાળી વાસ્તવદર્શનની કવિતા, બાકી કાવ્યમગલાના કાવ્યોમા તો ઘણા કાવ્યો ગાંધીવાદની અસરથી અલિપ્ત છે, અને ખરી અને ચિરંજીવ કવિતા તો તેજ કે જે તે સમયના વાતાવરણથી અલિપ્ત રહી માનવહૃદયના સર્વકાળના ભાવો અને ઊર્મિઓ વ્યક્ત કરતી હોય. અને આવા ચિરંજીવ કાવ્યોની શોધ કરનારને પણ, કાવ્યમંગલા નિરાશ કરી પાછો

નહિ કાઢે, પણ એવા માનવહૃદયનાં સૂક્ષ્મભાવોનું આલેખન કરતાં, ત્રિકાલાબાધિત કાવ્યોની વાનગી એની સમક્ષ ધરી એને રીઝવશે.

શ્રી. સુન્દરમનું માનવજીવનનું દર્શન એમનાં કેટલાંક કાવ્યોમા આલેખાયું છે, અને મનુષ્ય માત્ર પંચમહાભૂતનુ બનેલું ખોળીયું નથી, પરન્તુ અનેક અણદીઠ શક્તિઓનો સમૂહ છે આ એમનું જીવનનું દર્શન માનવીમાનવ વિગેરે કાવ્યમાં આપણને દ્રષ્ટિએ પડે છે. આ દર્શન ચિત્તને આકર્ષે એવું છે અને આ જ એમના કાવ્યોનો ધ્વનિ છે. વળી 'કાવ્ય પ્રણાશમાં' તથા 'ધ્રુવપદ કર્હીં' મા રા. સુન્દરમ્ એમનું નવું દર્શન રજુ કરે છે, અને જગતની રચનાઓનું, સમાજનું, પ્રકૃતિતત્વોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતા કવિને નિરાશા જ સાંપડે છે, અને આ સર્વ તત્વોનું પ્રાચીન કવિઓએ કરેલું દર્શન, અધુરું અને યથાર્થ એમને લાગે છે. આ નિરાશા એમના ઘણાં સારાં કાવ્યોની સુંદરતાને અડપલું કરી જાય છે. અને એમના કાવ્યોને સર્વાંગસુંદર થતા અટકાવે છે.

શ્રી. સુન્દરમનાં ગરીબોના ગીતો, કે વાસ્તવદર્શનના પ્રયોગોને આપણે કલાતત્વ તરીકે, કવિતા તરીકે, સ્વીકારીએ કે ન સ્વીકારીએ તથાપિ, એનું આકર્ષણ ઓછું નથી. એમની આ કવિતાઓ ઉમાશંકર પાસે મોચી જેવા કાવ્યો લખાવે છે. અને શ્રી ચન્દ્રવદન જેવા વિદ્યાપીઠશાળાના નહિ એવા કવિને 'ઘોળીઓ લખવાની, તથા શ્રી. મનઃસુખલાલ ઝવેરી જેવા કવિમાં "નોકરી" લખવાની વૃત્તિ ઉપજાવે છે. એટલે એ દષ્ટિએ પણ નવી કવિતાને નવું માર્ગદર્શન કરાવનાર તરીકે શ્રી. સુન્દરમનું મહત્વ ઓછું નથી.

શ્રી. સુન્દરમની બીજી વિશિષ્ટતા એ છે કે, ગમે તેવા કડક ટીકાકારોને, ગમે તેવી સુવર્ણ કસોટીએ કવિતાને ચઢાવી કાવ્યનું મૂલ્યાંકન કરનારાઓને પણ, એમને સંતોષ થાય, અને પ્રશંશા કરવાનો એમને અંતરનો ઉમળકો થાય એવા થોકબંધ કાવ્યો એમને મળી આવે. એટલે દરેકને સંતોષવાની શક્તિ એમની કવિતામા છે, અને તેથી જ એમને, નવીકવિતાના અગ્રણી આપણે કહ્યા છે તે યથાર્થ જ છે.

ગુજરાત સાહિત્યસભાએ એમને, કવિતા માટે રણજીતરામ સુવર્ણચંદ્રક આપી એમની યોગ્ય કદર કરી છે. વૈવિધ્ય લો, સંખ્યા લો, માનવહૃદયનું પૃથક્કરણ લો, સૂક્ષ્મ જરીલ ભાવો લો, અલંકાર કે શબ્દસંગીત લો. દરેક દ્રષ્ટિને આનંદ આપી, હૃદયને નચાવવાની કલા સુન્દરમમા છે. પ્રત્યેકની રૂચિને સંતોષે એવો એ કલાકરક છે.

અંતમાં એમનો કાવ્યકાલ, પ્રતિવર્ષ વધુ અને વધુ ઉતર્યા જ કરે, અને ગુજરાતી કાવ્યસરિતામાં રસવર્ષો વહાવી એના પટને વિસ્તારી દે એવી ઇચ્છા સહીત આપણે વિરમીશું.



# કેટલાક ભક્તિપ્રધાન નાટ્યપ્રયોગો

લેખકઃ-ડૉ. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક. એમ. એ;

(૧) આમુખઃ—

ઇંગ્રેજી નાટ્યકલાના વિકાસમા જેમ, સોળમા સૈકાના લગભગ મધ્ય ભાગ સુધી, ઇસુ ખ્રિસ્તની સુંદર અને ભવ્ય જીવનલીલા, તેમના ચમત્કારો તથા તેમના અનુયાયીઓનાં, પરાક્રમોથી મૂળ ઇંગ્રેજ રંગભૂમિ રંગાયલી હતી, તે જ પ્રમાણે, ઓગણીસમી સદીના લગભગ મધ્યભાગથી આપણી રંગભૂમિ, શરૂઆતમા, પૌરાણિક કે ભક્તિપ્રધાન નાટ્યપ્રયોગોથી, રીતસર, પોતાનુ સ્વરૂપ ઘડી રહી હતી. શ્રી આપાજી વિષ્ણુ કુલકર્ણી[૧] પોતાનાં અભ્યાસયુક્ત પુસ્તકમા મરાઠી રંગભૂમિના વિકાસના ચાર પગથિયાની સમાલોચના કરે છે—(૧) પ્રથમ પૌરાણિક; (૨) દ્વિતીય—"બુકિશ"—એટલે કે ઇંગ્રેજી અથવા સંસ્કૃત નાટકો કે 'બુકો' ઉપરથી તારવેલા તે; (૩) તૃતીય—ઐતિહાસિક તથા (૪) ચતુર્થ—સામાજીક નાટકો. શ્રી વિષ્ણુપંત ભાવેએ ઈ. સ. ૧૮૪૩ મા સાંગલીમા (કાનડા પ્રાંતની ભાગવત મંડળીનું અનુકરણ કરી) 'સીતાસ્વયંવર' જેવા આખ્યાનથી શરૂઆત કરી આમ શરૂઆત થયા પછી અને ભાવે કંપનીએ પોતાની ધંધાદારી યાત્રા કર્યા પછી, અનેક પ્રકારના ધાર્મિક નાટ્યપ્રયોગો થવા લાગ્યા; તેમાના કેટલાક નાટકોની નામાવલિ ઉપરથી આપણને લોકપ્રિય તત્ત્વોનો ખ્યાલ આવશે—સુભદ્રાહરણ, વત્સલાહરણ, સીતાહરણ, કીચકવધ, દુઃશાસનવધ, રાવણવધ, દક્ષપ્રજાપતિયજ્ઞ, કચદેવયાની, સુધન્વા, બાણાસુરવધ, રાસક્રીડા, નરનારાયણ ચરિત્ર, નારદાચી નારદી, કૌરવ-પાંડવ યુદ્ધ, કિરાતાર્જુન યુદ્ધ, હરિશ્ચન્દ્ર,

પ્રસિદ્ધ કરેવા છે; પરંતુ નાટકોને ગ્રંથરૂપમાં પ્રસિદ્ધ કરવાની પદ્ધતિ હજી મહારાષ્ટ્ર તથા બંગાળ પાસેથી આપણે શીખવાની છે. આ સાત દશ્યરૂપકો તે-(૧) 'નરસિંહ મહેતો'; (૨) 'મીરાંબાઈ'; (૩) 'ગોપીચંદ' (૪) 'પીપાજી'; (૫) 'ધ્રુવકુમાર'; (૬) 'શ્રી સૂરસ્યામ'; અને (૭) 'શ્રી રાધાપ્રેમભક્તિ'; આ સપ્તકમાંથી જે ચાર નાટક ('ગોપીચંદન', 'પીપાજી', 'સૂરસ્યામ' ને 'રાધાપ્રેમભક્તિ' લેખક પાસે તત્કાળ ઉપસ્થિત છે તે ઉપર સવિશેષ લક્ષ આ લેખમાં આપવામાં આવ્યું છે.

## (૨) નાટકની વસ્તુ અને તેનો વિકાસઃ—

જો આ ભક્તિપ્રધાન નાટ્યપ્રયોગોને આપણી પ્રાચીનસંસ્કૃત પદ્ધતિથી, શાસ્ત્રીય દષ્ટિથી, તપાસવાનો પ્રયત્ન કરીએ. અથવા અર્વાચીન યુરોપીય નાટ્યકલાની રીતે સૂક્ષ્મતા-પૂર્વક વિચારીયે, તો આપણને અત્યંત નિરાશા થાય તેવું છે; પરંતુ સોળમી સદીની શરૂઆતમાં વિલાયતમાં જે ઢબના નાટકો થતા તેમની સાથે સરખાવિયે તો ઘણાં સામાન્ય તત્ત્વો પ્રાપ્ત થયા વિના રહેતાં નથી. કોઈ પણ રીતસર ધોરણથી બંધાયા વિના, સુંદર કે આકર્ષક કોઈ વસ્તુઘટના, પ્રેક્ષકો વધાવી લે તેવી લાગે તો તત્કાળ તેને, દશ્યસામગ્રી સહિત વણી દેવી અને જનમનરંજન કરવું એ મૂળ તત્ત્વ. ભક્તોનાં જીવન બાલ્યકાળમા, યૌવનમા ને પ્રૌઢઅવસ્થામા અજબરંગે રંગાયલાં ઘણીવાર હોય છે. અમુક જીવનપલટાના, કે પ્રભુના સાક્ષાત્કાર, કે અણધારેલી આફતોના પ્રસંગો, દંતકથામાંથી પસાર થતા, ક્રમેક્રમે વિરાટ સ્વરૂપ ધરે છે. આપણી ઐતિહાસિક દષ્ટિ સંકુચિત ને અસ્પષ્ટ હોય એ પણ સંભવ છે. આપણા અણુએઅણુમા ધાર્મિક ભાવના ને ભાવો વિલસતા હોવાથી આપણે સત્યશોધનની બહુ દરકાર કર્યા વિના, ઘણીવાર સ્થળ કે સમયનો પૂરો વિચાર કર્યા વિના, બુદ્ધિગમ્ય તત્ત્વોની અવગણના પણ કરીને, અંતરભાવને રુચે તેવું કપોલકલ્પિત કે શ્રદ્ધા-સહજ ચિત્ર આલેખી, રૂડા રંગો છૂટથી પૂરીએ છીયે. ઈસુ ખ્રિસ્તની જીવનલીલા કે તેમના ભક્તમંડળના ચમત્કારભર્યા આખ્યાનોમાં જે થયું છે તે આપણે ત્યાં પણ થવા પામ્યું છે; છતાં, વિલાયતમા જેટલા કલાના તત્ત્વો જળવાયાં ને વિકાસ પામ્યાં તે બધા આપણે ત્યા ખીલ્યા લાગતાં નથી. નાભાજીકૃત 'ભક્તમાળ' અથવા 'શ્રી ભક્તચરિત્ર' કે 'ભક્તિ-રસામૃત' (મૂળ બંગાળી ઉપરથી) [૨] માંથી 'તુલસીદાસ'નું આખ્યાન જો આપણે વિચારી-એ તો એ ભક્તની અમુક દશામાં સીતાનો ઉદ્ધાર કરવાની તમન્ના, દઢતા, એકાગ્રતા, અત્યંત ઉન્માદની પરિસ્થિતિ વગેરે સમજાય; અને તેમને ભક્તિની પરાકાષ્ઠાએ પહોંચતાં પરમાત્માનાં દર્શન પણ, તેમની ઈચ્છા પ્રમાણે, થયા એમ માનીએ; પરંતુ તેમના સંગી તરિકે વૃદ્ધ બ્રાહ્મણ વેષધારી શ્રી રામચન્દ્રજી જ હતા; અને શ્રી મંદિરની, શ્રી રાધાકૃષ્ણની યુગલ મૂર્તિ, શ્રી સીતારામની પ્રતિમામાં ફેરવાઈ ગઈ, અને આ ચમત્કાર થતા ભાવિક ભક્તોની દદ જામી—એ ચમત્કાર સરળતાથી સમજાય તેવો નથી જ.

આવી મૂળ કથાઓને અવલંબીને જે નાટ્યપ્રયોગો આપણે ત્યા રચાયા તે બધા અદ્ભુત વસ્તુ ને ચમત્કારયુક્ત પ્રસંગોની પરંપરાથી ભરેલા છે. જે મુખ્ય વસ્તુ છે તેના આવા અદ્ભુત દશ્યો લઈને ફૂલગુંથણી કરી છે. 'ગોપીચંદ'માં બ્રહ્મા, વિષ્ણુ, શંકર વગેરે દેવો રણે ચઢે છે; ને જાલંધર અને મચ્છેન્દ્રને અવશ્ય એક થપ્પડ ખવડાવવાના હેતુથી

---

૨. સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી, સંવત ૧૯૬૬, અમદાવાદ-'તુળસીદાસ'-પૃ ૩૪૧.

નાટક શરૂ થાય છે, મૈનાવતી ને જાલંધરની કૃપાથી જ્યોતિ સ્વરૂપનાં દર્શન થાય છે અને એ જ ગુરૂ તરત જ સાત તોલા સોમલવાળી ભાંગ પીએ છે ને ઝેર નડતાં, તેમને અંધારા કુવામાં ૭ માસ સુધી નાખી મૂકવામાં આવે છે. અને શિષ્ય કાનીફનાથ યુક્તિથી, ગુરૂજી બહાર નીકળે છે ત્યારે શાપમાંથી બચવા, ગોપીચંદ રાજા પોતાની આગળ સાત પૂતળાં, વારાફરતી, ઊભાં કરે છે અને બચી જાય છે, અંતમાં દેવોની સભામાં ગોપીચંદનો પ્રવેશ થાય છે, અને શંકરના વરદાનથી વિજયડંકા વાગતાં, દેવગણ 'મહામણી'નું સ્તોત્ર ગાય છે. ગૌણ વસ્તુ ચમત્કારિક નથી પણ અવાસ્તવિક છે. વજીર જ્યારે ને ત્યારે એક જ લવારી કરે, 'મય કૌન ? ગૌડ બંગાલકા વઝીર' એક હલકા નોકર અને હલકી બાઈ સાથે મળી રાજ્યમાતા મૈનાવતી ઉપર બળાત્કાર કરવાનો પ્રયત્ન કરે ને ગેગીમાં પૂરાઈ, છેવટ કમોતે મરે ને તે જ નોકર વજીર બની જાય, તો પછી ગૌડ બંગાળની રાજ્ય પ્રતિષ્ઠા વિષે શું ધારવું ? ત્રીજી રંગભૂમીની વસ્તુ તે ચંપાવતી ( ગોપીચંદની બહેન )નું કપાલિકના વધમાંથી ઉગાર્યા પછી, રાજકુમાર ઉગ્રસેન સાથેનું સંધાન ને લગ્નસમાગમ છે.

આવી વસ્તુનો વિકાસ તપાસિયે તો કશું ધોરણ ખાસ જોવામાં આવતું નથી. પડદા પડે ને ઉપડે તથા અમુક રંગેના પડદા વારાફરતી પાડવાના હોવાથી તથા અંક પૂરો થતાં સુધી આગળનો પડદો પાડવાનો નહિ હોવાથી, અમુક જાતના દિવ્ય સૃષ્ટિ ને માનવ સૃષ્ટિને લગતાં ટૂંકાં ટૂંકાં દશ્યો, ને ગાયનમિશ્રિત સનસનાટી ભરેલો વાર્તાપ્રલાપ, આખ્યા જ કરે છે. મુખ્ય વસ્તુ ગોપીચંદનો વૈરાગ્ય જો ગણાય તો એ રાજવિનો કટોકટીનો (crisis) છેક છેવટ આવે છે ને તે પણ યોગ્ય સ્વરૂપમાં નહિ. બાકી તો વજીર મૈનાવતી માટે હાસ્યજનક ઘેના કાઢે છે, અને નોકર વજીરને કેવા કાવાદાવાથી ફસાવે છે તે જ મુખ્ય બની જાય છે, પરિણામે આવી મનહર શક્યતાવાળું નાટ્યવસ્તુ કેવળ પ્રહસન (Farce) જેવું મોટે ભાગે બની જાય છે.

આ જ પ્રમાણે 'ભક્તરાજ પીપાજી'નું પણ થાય છે. મુખ્ય વસ્તુમાં રાજા પીપાજી દેવીભક્તમાંથી શ્રી રામકૃષ્ણના ભક્ત બની, ચમત્કારોની પરંપરા દેખાડી દેવોને પ્રસન્ન કરે છે અને માનવભક્તમંડળમાં વિસ્તાર કરે છે. નાનાયક દિવાન વિકાળસિંહ, માતાજીના ઉપાસક તરિકે, અંગત દુશ્મનાવટ રાજા જોડે દાખવી, ન માની શકાય તેટલી હદ સુધી મૂર્ખાઈની પરંપરા ને દુષ્ટતાની પરાકાષ્ઠા દેખાડે છે. ગૌણ વસ્તુમાં એક રંગભૂમીના રસિક તત્ત્વને યુક્તિથી ખીલવ્યું છે. એ જ દિવાનની પુત્રી, યુવરાજ દીપસિંહ સાથે, પ્રેમથી બંધાય છે ને પિતા સાથે વાગ્યુદ્ધ પણ કરે છે, અને માતા પુત્રીનો પક્ષ લે છે. નિરર્થક ને બેસૂરૂં જણાય તેવું પ્રહસન રાજગોર વાસડાશંકર, તેમની વઢેલ પત્ની સ્વરૂપદી ને તેના પિતા ને ભાઈનું છે, ગાળાગાળી, મૂલપરંપરાથી હસાહસ ને મેથીપાકને અંતે, સ્વરૂપદી પતિસેવાનું મહાત્મ્ય સમજ્યા, ને જાતની પ્રહસનપ્રગતિ. ભલા પીપાજી ઉપર અને સતી સીતા ઉપર અનેક મુશ્કેલીઓ પડે છે અને પ્રભુકૃપાથી કે ગુરુઅનુગ્રહથી દરેક વાર ચમત્કાર થાય છે ને પોતે ભવપાર ઉતરી જાય છે, વારાફરતી પડદા બદલાતા જાય, ને એમ પછી એક આખ્યાન માફક, અદ્ભુત પ્રસંગો ગોઠવાતા જાય ને અંતે, પાપી વિકાળસિંહનો પૂરો પરાજય થાય ને યમરાજા આવી તેને ઘોર નર્કમાં નાખે!—ને 'ભક્તરાજ પીપાજી મહારાજનો જય'! બોલાય ને, દશ્ય બદલાતાં નર્કમાંથી તરત જ સ્વર્ગદર્શન!!

"શ્રી સૂરશ્યામ" નાટકમા પણ આજ રીતની ઘટના જોવામા આવે છે આમા કળીપ્રાબલ્યનો મહિમા હોવાથી, સાક્ષાત્ કળી, પોતાના સુનદા ખેલાડીઓ મોહ તથા ક્રોધ સાથે હાજર થાય છે, ને નારદ પોતાની નારદી કરે છે. બીલ્વમગળ જે પછીથી સુરદાસ થાય તે વિલાસપ્રિય બ્રાહ્મણ પાપપ્રવાહમા ડુબેલો જોવામા આવે છે. મુખ્ય વસ્તુમા, આ રુનિન વિપ્ર ચિન્તામણી ગુણિકા સાથે કેવા અમર્યાદિત શૃગારમા રસબસ છે ને વિષયાસકિત ત્વતા, પિતાના શ્રાદ્ધની મધ્યરાત્રે "સતી જેવી ધર્મપત્નીને મૃત્યુશરણ સ્થિતિમા મૂકી, શબને હોડી માની, શ્યામ વહેતી યમૂનાની પાર ઉતરી, સર્પને રજ્જુ માની, ચિન્તામણીને આલિંગન દેવા જતા. તત્કાળ સોમગીરી મહાત્માની શિષ્યા બનેલી, પ્રિયતમા ધર્મોપદેશ રે છે, ને એકદમ પૂનરાવર્તન થાય છે, રાજ્યચન્દ્રસિહ હાજર થાય છે ત્યારે બિલ્વમગળની ત્પત્તિ પ્રભાવતીનો સ્થૂળ દેહ આકાશમાથી ઉતરે છે, પછી, ચમત્કારથી, ગરૂડ ઉપર શ્રીકૃષ્ણદર્શન થતા શાન્તિ પ્રસરે છે' પછીથી, બિલ્વમગળને રઝાડવા ક્રોધ, મોહ ગેરે પ્રયાસો કરે છે, વિશ્વમોહીનીથી ના ફસાયા તે મગળાગૌરી જેવી એક શ્રીમંત ળવધૂના ઉપર આશક બની જાય છે, અને પોતાના વ્રતમાથી ચ્યુત થયાનુ ભાન પાકુ ના, આખમા સોયા ખોસી દઈ સૂરદાસ બની, અનેક ચમત્કારો કરી, કળીને હરાવી, શ્રી યામસુંદર સાથે એકરૂપતા અનુભવી, શ્રી 'સુરશ્યામ'નું બિરૂદ પ્રાપ્ત કર છે. 'ગોપી દ'ના વછરને પીપાજી'ના વિક્રાળસિંહની જ પુનરાવર્તિ તે આ નાટકના પક્કા પોપટલાલ ખવામમાથી દિવાન બનેલો ને પાછળથી ઠગ સાધુ') ને તેમની ચિંતામણીની યારી ને રદાસ તરફની દુષ્ટતા–વગેરે પણ એની એ જ ઢબનુ પ્રહસન તરિકે, સતી મગળા- રીનો મૂર્ખ પતિ અક્કલશકર પોતાની બેવકુફીનુ ક્ષણે ક્ષણે–ઓવો પહેરીને પણ દર્શન કરે છે. પક્કા પોપટલાલનો વિશ્વમોહિનીની સરતચુકથી થયેલો પ્રેમ પણ એક જુ પ્રહસન જ ગણાય વસ્તુવિકાસ જોતા તો એમ જ લાગે કે–જે રીતે શેક્સપિયર ડેલા ઈગ્રેજી ઐતિહાસિક કે પૌરાણિક નાટકો (Chronicles,) લખતા ને તેમા વાર્તા વાની હોય તે પર—વિમ પ્રસગોની પરપરાથી, સભારજન યેનકેન પ્રકારેણ કરીને સ્તારતા–તે જ રીતે, વિશેષ ચમત્કારો ને વિશેષ નાચ-ગાન ને દૃશ્યસામગ્રી રજુ કરી, પણ કેટલાક નાટયકારો ભક્તિતત્વ જમાવતા.

ચોથા નાટ્યપ્રયોગ, 'શ્રી રાધા પ્રેમભક્તિ' મા, વધારે ઝીણવટથી શ્રી કૃષ્ણ પરમાત્મા બધી તત્વજ્ઞાન પારખવા ને તેમની જીવનકલામાથી રહસ્યો તારવી, પ્રેક્ષકોને જ્ઞાન આપવા ા ભક્તિમા ઓતપ્રોત કરવાનો પ્રયાસ, શ્રી યબકલાલ દેવશકર રાવળે, કવિ મહાસુખરામ મેરામ ત્રિવેદીની વિદ્વત્તાની મદદ લઈ, શ્રમપૂર્વક સાધ્યો છે. છતા, જ્યારે નાટ્યવસ્તુ ને ાસનો વિચાર કરીએ ત્યારે તો જે ત્રણ પ્રયોગો આપણે જોયા તે જ સિવા આપણી ગળ લોકરજક શૈલીમા રજુ થાય છે મુખ્ય વસ્તુ તત્કાળ મનમા ઉતરી જાય તેવી છે કૃષ્ણ ગોકુળમા ઉછર્યા, રાધા જેવી ગોપીયોને પ્રેમપરવશ બનાવી, પરાક્રમો કરી, ગો ન તોળી, બંસરીધી યમુનાતટ ને વૃન્દાવનને ઘેલુ કરી, મથુરા જઈ કસને મારી, દ્વારકા રાજ્ય સ્થાપી, રૂક્મણી હરણ કરી, સુદામાનું દારિદ્ર્ય કાપી નાખ્યુ. પરતુ રીતસર સ જેવુ કશુ નથી, પૂર્વાપર સબધ મળગ જળવાયો નથી, અને શ્રી કૃષ્ણની લીનાના ના કરી, પડદા આગળ, એક પછી એક, વેગયુક્ત, રજુ કરી કૃષ્ણ મહાત્માનો ઉપદેશ

કરવાનો શ્રમ સેવ્યો છે. આ અદ્‌ભૂત લીલા ને ચમત્કારપરંપરામા જ અપાર કલા ને રસિકતા ને વિવિધ આનંદની શક્યતા ભારોભાર ભરી હોવા છતા, ગોપી લલિતાના મૂર્ખ ગોવાળ પતિ ઋષભનુ પ્રહસન-કંઈક અશ્લીલ તત્ત્વ સહિત (જુવો પૃ. ૨૪)-રજુ થાય છે; પત્નિના કપડા પહેરી પોતાની સાળાવેલી સાથે એ આલિંગન કરે છે! ઉપરાત, એક દશ્ય જે ઈટલીના સ્વયંસ્ફુરિત ગ્રામ્ય નાટકોમા હતુ[1] તે છેઃ યુવતીઓને નગ્ન દશામા રંગભૂમિ ઉપર જોવાનો અત્યંત મોહ ઘણા દેશ-દેશાવરના પ્રેક્ષાગૃહોમા હતો અને છે; આજ લાલસાથી ગોપી વસ્ત્રાહરણનું દશ્ય, આ નાટકમા, રજુ કરવામા આવ્યું છે; છતા, ન્યાયની ખાતર એ પણ કહેવુ જોઈએ કે ઈટાલીમા રીતસર સ્ત્રીઓ જે સુદર લાગે તે હિંદમા છોકરાઓ, સ્ત્રીના સ્વાગમા અડધા વસ્ત્રોથી ના જ લાગે ઉપરાત, કવિએ આખા પ્રસગ ઉપર નાનુ રહસ્યસૂચક ભાષ્ય રચિને, વૃત્તિને ઉશ્કેરના કરતા મંઢેલી લીધી છે.

એ તદ્દન સત્ય હકીકત છે કે આ ચાર નાટ્યપ્રયોગો કરતા ઈ. સ ૧૯૦૩ ના અરસામા "નરસિંહ મહેતા" જે ભક્તિપ્રધાન નાટકના શિખરો ગુજરાતી રંગભૂમિ ઉપર દાખવી ગયો તેવો ચમત્કાર બહુ થોડા નાટકોએ દેખાડયો છે. નાનો ત્રંબક જે નરસિંહ મહેતાની ભૂમિકા ભજવી ગયો તે ત્રીસ વર્ષ પછી એ રંગના રસિયા આજે પણ અદ્વિતીય ગણે છે. જે માયા મુબઈની પચરંગી પ્રજાને શ્રી બાપુલાલ ને જયશંકરે "સૌભાગ્ય સુંદરી' વગેરે નાટકોમા લગાડી તેજ જાતની અપૂર્વ માયા નાના ત્રંબકે સારા ગુજરાતને લગાડી! અને ભક્તિભાવભરી રંગભૂમિ ઉપર ચિરંજીવી કુમકુમ પગલા પાડ્યા! પરંતુ નાટ્યવસ્તુ કે વિકાસની દષ્ટિથી તપાસીએ તો તો ઉપરના ચાર પ્રયોગો જેવા જ તત્ત્વો જણાશે, કવિ ચોપટલાલે આ નાટ્યપ્રયોગ લખેલો; અને નરસિંહ મહેતાના જીવનના લગભગ બધા જ પ્રયોગો-આખ્યોથી પ્રચલિત થયેલા-ભારોભાર ભર્યા છે પ્રથમ અંકમા, સારંગધર મહેણા મારી નરસિંહ મહેતા ને મહેતી તથા કુંવરબાઈ ને શામળશાને ઘર બહાર કાઢ મૂકે છે; પરંતુ ગોપનાથજીની ભક્તિ કરવાથી, શંકર પ્રસન્ન થઈ, વિષ્ણુલોકમા લઈ જઈ અદ્‌ભુત રાસલીલા દેખાડે છે. બીજા અંકમા, શામળશાનો વિવાહ ને ત્રીજામા કુંવરબાઈ મામેરું તે પ્રભુપ્રસાદના ચમત્કારો નિત્ય વ્યાજ ગણતો લોભીલાલ ને તેનો સમજણો પુ ટહેલચદ પ્રહસનમા ભાગ લે છે; પણ તેમને નિયમ પ્રમાણે, મુખ્ય વસ્તુ સાથે વા દેવામા આવ્યા છે. કેદાર રાગ લોભીલાલને ઘેર જ ઘરેણે મૂકયો છે. ત્રીજા અંકમા દુ. પરંપરના પૂરમાથી આત્મવિદ્ મહેતા ભક્તિનાદથી કેવી રીતે તરે છે તે વિવિધ દ સામગ્રીથી રજુ કરવામા આવ્યું છે. રાંમાડલિક સાથેના "હાર"નો પ્રસગ ને વિષ પુત્રવધૂ જુદીબાઈ સાથેના જેલના પ્રસગો, હૃદયદ્રાવક રીતે રજુ કરી, છેવટ દિવ્યપ્રક નાખી, વિરાટ સ્વરૂપના સહુને દર્શન કરાવ્યા છે......આજ પ્રમાણે, "મીરાબાઈ" ના મા, વિષના પ્યાલાનો પ્રસંગને કુંભો રાણો જ્યારે મીરાને મારવા જાય છે ત્યારે (પંચ દેખાય છે તેમ) 'એક મીરા, બે મીરા-ચાર મીરા!'-વગેરે ચમત્કારો શ્રી કૃષ્ણ દેખાડે છે. આમ વસ્તુ ને વિકાસમા આ બધા જ પ્રયોગો એક જ ધોરણ અનુસરે છે ?

---

૧. જુવો આ લેખકની કૃતિ The Gujarati Comedy of Art Seventh Oriental Conference 1933 Baroda

## (૩) પાત્ર પરિચયઃ

આ બધાં ભક્તિપ્રધાન નાટકોમા રીતસર ઉચ્ચકોટિનું પાત્રલેખન ભાગ્યે જ જોવામાં આવે છે. જ્યારે પ્રભુલીલા ગાવાની હોય, જ્યારે એક પછી એક પ્રસંગો એવા યોજવામાં આવતા હોય કે તેમા અદ્દભુત રસ કેળવતી, ચમત્કારતી જ ઝડી વરસતી હોય, ત્યારે અંતરતત્ત્વને પારખનારી પાત્રપરીક્ષા બહુ સંભવતી નથી. ઉપરાત, ગુર્જર નાટ્યકલાની શરૂઆત જ જે ગણાય તેવે સમયે, પાત્રાલેખન તત્કાળ વિકાસ ન પામી જાય તે પણ સમજી શકાય તેવું છે. એટલે, મોરે લાગે તો આપણે જોઈએ છિયે કે જે ભક્ત હોય તે કેવળ પ્રભુના જ તાનમાં ઉન્માદ અનુભવે, દુઃખો સહન કરે ને અણિને પ્રસંગે, શામળિયો વ્હારે ધાય, ને બધું અંતે સાગોપાંગ ઉતરી જાય ને ભક્ત પોતે તરે. એટલું જ નહિ, પણ ભાવિકો, ને ક્વચિત દુષ્ટ બુદ્ધિના આશ્રિતો પણ સાથે, ભવસાગર તરી જાય. આ નાયક સામે કાવાદાવા કરનાર દુષ્ટ બુદ્ધિનો નીતિ–ન્યાય–ધર્મ વિનાનો પ્રતિનાયક તો હોય જ. એટલે ભક્તિમાર્ગ વિરૂદ્ધનો એ હોવાથી એનામા માનુષી તત્વોનો પણ અભાવ જણાતાં, કેવળ નરરાક્ષસ જેવો તેને ચિતરવામા આવે છે. એવા પાત્રોના નિરૂપણમા પછી દૈવી અંશ તો લવલેશ પણ હોય જ ક્યાથી ? આ પાત્રો અમુક બિબ્બા જેવા જ–દેવો ને દાનવો જેવાં–બને છે, બાકી, પ્રહસનના પાત્રો તો અમુક પ્રકારની વિચિત્રતા ('humour') ને જાળવીને એવાં વિકૃત રૂપમા, તખ્તા ઉપર ધાધલ ને ધમાલ કરતા, તે વારે વારે બધા જ મંયોગોમાં ગીતો ગાતાં, જોવામા આવે છે કે તેમની કોઇપણ ધોરણસર ચર્ચા થવી બહુ શક્ય નથી. અને, દિવ્ય વિભૂતિઓ ( બ્રહ્મા, વિષ્ણુ, શંકર ), સિધ્ધો ઋષિઓ, નારદ જેવા મુનિઓ, ગાંધર્વો વગેરે પ્રસિધ્ધોની શી પ્રશસ્તિ કરવી ? બાકી, દૈવી ને આસુરી સંપત્તિઓના સ્વરૂપો ( ક્રોધ, મોહ કે વિશ્વમોહિની ) વિષે પણ અમુક જ ઢબનું નિરૂપણ નિશ્ચિત હોય છે; ફક્ત તેમના સ્વાગ, હાવભાવ તે કાર્યપદ્ધતિ માટે અમુક ચર્ચા કદાચ ઉપયોગી નીવડી શકે. એકંદરે જ્યાં માનવ તત્ત્વોની ઉણપ હોય છે ત્યાં ચારિત્ર્યના પ્રશ્નો ગૌણ બને છે.

નરસિંહ ને સારંગધર, મીરા ને કુંભો, ગોપીચંદ ને વજીર, પીપાજી ને વિક્રાળસિંહ બીલ્વમંગળ તથા પક્રા પોપટલાલ, શ્રી કૃષ્ણ ને કંસ–આવા દ્વંદ્વો તો તત્કાળ કલ્પી શકાય તેવા છે. તેવી રીતે, પાછી પ્રહસન વિભાગની ઘણીવાર ત્રિપુટીઓ જેવું હોય છે. દાખલા તરિકે વજીર, બટુવા ( નોકર ) ને વિષયાસક્ત દાસી નાજુકી; વાસડાશંકર, સ્વચ્છંદી ને તેનો પિતા અથવા ભાઈ; પક્રા પોપટલાલ ને વિશ્વમોહિનીની મૂર્ખાઈ અથવા અક્કલશંકરને તેમના સાસુ–સસરા; ઋષભ, અરજણ ને લાડુ વગેરે. અલૌકિક સૃષ્ટિના પાત્રોમાં પણ કળી, મોહ ક્રોધ કે શ્રી વિષ્ણુ, લક્ષ્મીજી, ભક્તિ, કે બ્રહ્મા, વિષ્ણુ ને મહાદેવ–જેવી ત્રિપુટિઓ દષ્ટિગોચર ઘણીવાર થાય છે દરેક ભક્તિપ્રધાન નાટકમાં પણ એક નવયુવાન, મનહર

૧. મારા મિત્ર રા. કપિલરામ ભૂપતરાય મહેતા (જેઓ ભાવનગરના એક અમલદાર છે) ગુર્જર રંગભૂમિના વિશારદ, રસિક અનુભવી છે; તેમણે "નરસિંહ મહેતા" વગેરેને લગતી ઉપયોગી માહિતી, વિષય સહર્ષ તન્મયતા કેળવી, આપી છે તે માટે આપણી રંગભૂમિ સંબંધી નિરંતર પ્રોત્સાહન માટે હું તેમનો ઋણી છું.

પ્રેમીયુગલ-પ્રેમચિકિત્સા કરતું, ને પ્રેમગીતો લલકારતું હોય છે જ દાખલા તરિકે,-ચંપાવતી ને ઉગ્રસેન, ભાનુમતિ ને દીપસિંહ, શ્રી રૂક્ષ્મણી ને કૃષ્ણ-વગેરે.

જો આપણે મુખ્ય પાત્રોનો પણ ક્રમશ વિકાસ તપાસીએ અથવા કલાના અંશો ધ્યાનમા રાખી સમગ્ર પાત્રાલેખનનો વિચાર કરીએ તો ઘણીવાર અત્યંત નિરાશા થાય છે દષ્ટાંત તરિકે, મહારાજા ગોપીચંદને આવો તદ્દન મુર્ખ વજ્જ્ર હોય અને રાજા પોતાની માતા વિપ્નેની, જાલધર જેવા યોગી પરત્વે, એ દાસી લવારી કરે તે માને અને પોતાની બુદ્ધિશક્તિનો સહેજ પણ ઉપયોગ ન કરે, અને યોગીને ઝેર અપાવી, અથાગ કુવામા નાખવાની સમતિ આપે-આ બધુ આપણે માની શકીએ તે રીતે બિનકુદરતી જ થયુ નથી નાટ્યકારની કળાની સાચી કસોટી થાય તેવો મહાપ્રસંગ ત્રીજા અકના પાચમા પ્રવેશમા (પૃ ૭૩) છે રૂપ ને યૌવનભરી રાણીઓ જ્યારે રંગીલા યુવાન રાજાને શીતળ જળ ને સુગધી દ્રવ્યોથી સ્નાન કરાવે છે ત્યારે માતા મૈનાવતીના ઉપરની અટારી પરથી, ઉષ્ણ આસુ પુત્ર ઉપર પડે છે આ સુદર પ્રસંગે જે તીવ્ર વૈરાગ્ય ઉપજે તે બુદ્ધ જેવો અતર-તાપથી ઉદ્ભવતો હોવો જોઈયે, મારીહોડીને ભગવા વસ્ત્રો પહેરાવવાથી કે કેવળ ઉપદેશથી સંન્યાસ સિદ્ધ થતો નથી, જો ક્ષણવાર સ્મશાન વૈરાગ્ય જેવુ લાગે તો, તે મનહર, કામણગારી રાણીવૃંદના હાસ્યમા ઓસરી પણ તત્કાળ જાય છે શરૂઆત ઠીક છે-"માતા મેરી પ્યારી માતા ' તું રૂદન કયો કરતી હય ?" મૈનાવતી અતરવ્યથા રોકી ઉત્તર આપે છે "કુચ્છ નહિ બેટા ઐસેહી" પણ, ત્યા અયોગ્ય ને રુચિભંગ કરતુ એ છે કે ગોપીચંદ, કાયર બાળક જેવી, નમાલી વાતો કરે છે —

"માજી, રાજ કરને દે, જોગી મત કરરે, મા, મૈનાવતી '
છોટી હય અબ ઉમ્મર મેરી, મય કયા જાનું જોગ,
ચરચા કરે મુલકકે ગજા, હસે સહેરકે લોગ —માજી

પછીથી, મૂર્ખાઈથી કહે છે —"માતા મય તેરી આજ્ઞા ઉઠાનેકુ તૈયાર હુ, મગર જોગી હોનેસે મેરી રાનીઓ ઔર રૈયતકો બડી રંજ પૈદા હોગા"—સમજવાનુ તો એ છે કે આ પ્રસગે ગોપીચંદ રાજાને પોતાની ભયકર ભૂલોનું પૂરૂં ભાન થઈ ગયેલુ છે ને ગુરૂ જાળધરને કુવામા નાખવા માટે પસ્તાવો પણ થયો છે ' અને તે છતા, વૈરાગ્ય બહારથી પરાણે દાખલ કરવો પડે છે ' × × × આ જ પ્રમાણે, દરેક નાટકમાથી પાત્રનિરૂપણની ચ્યુતિઓ પુષ્કળ દાખવી શકાય.

સમગ્ર પાત્રનિરૂપણમા મૂળભૂત ક્ષતિ તો એ છે કે દુષ્ટ માણસમા કોઈ પણ સારૂ તત્ત્વ જાણે સભવતું જ નથી, અને સત્પુરૂષ કે સતસાધુમા જાણે કોઈ દૂષણ દેખાતુ નથી, વજ્જ્ર કે પક્કા પોપટલાલ એટલે કેવળ સેતાન, બિલ્વમંગળની ધર્મપત્ની પ્રભાવતી એટલે સતીનો નમુનો-પુતળાની માફક મૃત્યુ સુધી સહન કરી, નમન કર્યાં જ કરે ' વગેરે. દિલગીરી તો એ થાય છે કે પાત્રોનો પસારો લાબો હોવા છતા (વસ્તુ-વ્યાપાર ઘણા સ્થળોમા ને લાબા સમય સુધી થતો હોવાથી), તેમનો યથોચિત વિકાસ થતો જોવામા આવતો નથી

"વાહ, પ્રભુજી, વાહ!" બોલ્યા જ કરીએ; ભાવિક શ્રોતાજનો હરિલીલા ગાયા જ કરે! કોઈપણ મુંઝવણનો ગમે તે પ્રશ્ન ઊભો થયો કે તરત ગરૂડે ચઢીને ગિરિધારી સાક્ષાત પ્રકટ થાય અને મુંઝવણ દૂર થાય, મરેલા જીવતા થાય! અને ભક્તોને મનવાંછિત ફળ તત્કાળ મળી જાય!! અને જરૂર પડે તો આંખના પલકારામાં દુષ્ટોનું નિકંદન પણ નિકળી જાય!!! કેવી અજબ સરળતા આવા નાટ્યકારને પ્રાપ્ત થાય છે! જે અત્યારના શિક્ષિત ને સંસ્કારી લેખકને ફૂલગૂંથણીમાં સ્વાભાવિકતા લાવવાની અતિશય મુંઝવણ ઘણીવાર થાય છે તે, આપણા ભક્તિપ્રધાન નાટકોમાં, કદાપિ હોતી જ નથી. જાલંધર અંધારા કૂવામાંથી ૭ માસ પછી બહાર નીકળે છે! "ભક્તરાજ પીપાજી" નો ત્રીજો અંક કેવળ ચમત્કાર પરંપરાથી જ ભરેલો છેઃ વિષ્ણુભગવાન પોતે કે પાર્ષદો પધારે; ઘડામા ઘડિકમા વિંછી ને ઘડિકમા મહોરો થાય; નગ્ન રાણી સીતા કોઠીમાંથી વસ્ત્રાભૂષણ સજીને બહાર પડે, મકૃતચંદ સીતા ઉપર મુગ્ધ થાય ત્યારે સતી મૂર્છા ખાય ને ત્યા જ સિંહણ પ્રકટ થાય, ખોટા ચોપડા કોરા બની જાય ને તેમા પાછુ નામું વંચાય; વિકાળસિંહને પકડવા યમદૂતો આવી નર્કમા લઈ જાય; ને સિન પલટાતા, સ્વર્ગમા વિષ્ણુદર્શન થાય! આ જ પ્રમાણે, બિલ્વમંગળની પત્ની સજીવન થાય ને ગાંડા અક્કલશંકર ડાહ્યા બની જાય; ને સુરદાસજી છેવટ દેખાતા થઈ, પ્રભુગુણ ગાય ને શ્રીકૃષ્ણની અજબ લીલાની તો વાત કરવાનો આપણને અધિકાર જ નહિ?

**(ખ) અદ્‌ભૂત સૃષ્ટિ (Supernatural) ના પલકારાઃ—**

ભક્તિપ્રધાન નાટકોની સૃષ્ટિ જ આવા અદ્‌ભુત તત્વો કે દિવ્ય-ચમત્કારોથી ભરેલી હોવાથી, ઉપર જણાવ્યા પ્રમાણે, દરેક નાટકમાથી સંખ્યાબંધ દૃષ્ટાંતો આપી શકાય. શ્રીયુત મૂળશંકરભાઈ મુલાણીએ મુંબાઈ ગુજરાતી નાટક મંડળી માટે અત્યંત લોકપ્રિય ખેલો ('જુગલ જુગારી' ને 'સૌભાગ્ય સુંદરી') જેવા રચ્યા છે; અને સાથે "દેવકન્યા" જેવો નાટ્યપ્રયોગ પણ લખ્યો છેઃ તેમા વિક્રમને ઉર્વશી માફક, કિશોર ને દેવકન્યાનો પ્રેમ થાય છે અને તાન્ત્રિક પોતાની મલિન વિદ્યાના પ્રયોગો કરી દેવકન્યાને યક્ષિણી તરિકે પસાર કરે છે; પ્રભાવતીનો ઝેરનો પ્યાલો કોઈ દૈવી શક્તિ ઉપાડી જાય છે; અને છેવટે ભરસભામા, અવાજ સાથે, દેવકન્યા આકાશમાથી ઉતરે છે. આ રીત એટલી બધી પ્રચલિત છે ને અદ્‌ભૂત રસપ્રવાહ (Ultra Romanticism) આપણા પ્રેક્ષકોને એટલો બધો ભાવે છે કે તે વિષે આ સ્થાને વિશેષ ઉહાપોહ કરવો ઉચિત નથી. ભૂતો-પિશાચો વગેરે ઘણીવાર દૃષ્ટિગોચર થાય છે; અને વધારે અસરકારક નિવડે તેવી સૂક્ષ્મશૈલી તો સ્વપ્નો વગેરેથી મંગળ તથા અમંગળ સૂચનો દ્વારા, ભાવિ ઘટનાના ઓળા પાડવામા દેખાય છે. આ સૂક્ષ્મ ને ગુઢ તત્વમા કલાના અંશો છે; ને તે આ નાટકોમા જોવામા આવે છે; પરંતુ સ્થૂળ આંખને આંજતા, અદ્‌ભૂત ચમત્કારો સાથે એવા ઓતપ્રોત થઈ ગયા છે કે તેમનું તેજ ઝાંખું પડી જાય છે.

**(ગ) વેષ પલટાની પદ્ધતિ ( Disguise ).—**

જ્યારે નાટક મંડળીમા ધારેલા છોકરાઓ છોકરીઓના પાઠ કરતા હોય ત્યારે, તેમને વેષપલટો કરવો સ્હેલો થઈ પડે છે; આથી પ્રેક્ષકોનું આકર્ષણ વધે છે. જો નટીઓ ચ

સ્ત્રીપાત્રો ભજવતી હોય તો એમને યુવકો તરિકે રંગભૂમિ ઉપર પસાર થવું કેવું મુશ્કેલ છે તે તરત સમજી શકાય તેવું છે; આથી જ અત્યારે યુરોપીય નાટકોમાં આ વેષપલટો એવા રૂપમાં દૃષ્ટિગોચર થતો નથી, ને શેકસપિઅરનાં તે સમયના ઘણાખરા નાટકોમાં આવો વેષપલટો જોવામાં આવે છે; તેનું કારણ પણ બાળનટો સ્ત્રીપાત્રો તરિકે ઉતરતા તે જ છે. પ્રસ્તુત નાટકોમા, જો ફરી "દેવકન્યા"નો વિચાર કરીએ તો, એ કન્યા, પોતાના કહેવાતા મૃત્યુ પછી, મનહર યુવાનનો પાઠ ભજવી, કિશોરને પ્રભાવતી સાથે પોતે જ પરણાવી આપે છે–છેવટે ભેદ ખુલ્યો થતાં, કિશોરને એકને બદલે બે પ્રિયતમાનો સુયોગ જામે છે ! આપણી રંગભૂમિની ને બીજી મૂળભૂત વિશિષ્ટતાઓ આ લેખકે પોતાના ઇંગ્રેજી ગ્રંથમા[1] સ્પષ્ટ કરી છે. આ વેષપલટો મુખ્ય વસ્તુમા કે પ્રહસનમા ઘણી વાર અગત્યનો ભાગ ભજવે છે. વજીરનો નોકર મૈનાવતીનો સ્વાગ ધારણ કરી, વજીરને પેટીમા પૂરી ફજેતી કરે છે. તે જ પ્રમાણે, પક્કા પોપટલાલ બિલ્વમંગળના ઠાઠમાં વિશ્વમોહિની સાથે મોજ માણે છે; અને અક્કલશંકર પોતાની બૈરી મંગળાગવરીનું રૂપ ધારણ કરી ભવાઈ કરે છે; અને આ જ રીતે ઋષભ પોતાની પત્નિ લલિતાનો સ્વાગ ધારણ કરી, બાળકને ધવરાવાનો ડોળ કરે છે !

(ઘ) (Dramatic Irony)—

આ વેષપલટાના ગંભિર ને હાસ્યજનક વિવિધ રસથી ભરેલા પ્રસંગોમાથી નાટ્યકલાનું એક નવિન તત્ત્વ મનહર રીતે વિકાસ પામે છે. આ વેષપલટા વિષે મોટે ભાગે શ્રોતાજનો સાચી હકિકત જાણતા હોવાથી, તથા કટાક્ષયુક્ત ભાષાપ્રયોગ થતો હોવાથી, તે અત્યંત માર્મિક આનંદ ઉત્પન્ન થાય છે તે નાટકના રસિયા કયાં નથી જાણતા ? જે પાત્ર વેષપલટો કરે છે તેનું માનસ, સત્ય જાણનાર પાત્રોનું માનસ, અંધારામા હોવાની તત્ત્વ નહિ પારખનાર, પ્રસ્તુત પાત્રોનું માનસ ને શ્રોતાજનોને આ વિચિત્ર ઘટનાથી ઉપજતો વિચિત્ર આનંદ—આ સહુ વિગતમા ઉતર્યા વિના પણ, ઉપરના પ્રસંગોનો આ દૃષ્ટિથી, ફરીથી વિચાર કરતા સ્પષ્ટ થશે. નાટ્યકલાનું આ ગૂઢ તત્ત્વ નાટકની ઉત્પત્તિથી જ અમુક રૂપમા સમાયલું જણાશે. અંતરનો આનંદ—આ પરિસ્થિતિનો–કેટલીક વાર અવર્ણનીય હોય છે.

(ङ) **કવિની ન્યાયબુદ્ધિ** (Poetic Justice):—

આ નાટ્યપ્રયોગોનો સાંગોપાગ વિચાર કરતા, એક પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે નાટ્યકાર પોતાની આલેખનશૈલીમા પાત્રોને અંતિમ કેવો ન્યાય આપે છે? કવિએ પોતાના નાટકમાં રામચન્દ્રજીનું અનુકરણ કેટલે અંશે કરવું ને ના કરવું ?—

> "રામ ઝરૂખે બેસકર સબકા મુજરા લેત;
> જેસી જીતકી ચાકરી ઉસકુ ઈતના દેત!"

—તે ન્યાયે, સારા પાત્રોને અંતમા સુખ, યશ, આનંદ ને દુષ્ટ પાત્રોને દુઃખ, અપયશ ને કમોતે મરણુ કે નર્કદ્વાર–રંગભૂમિ ઉપર દાખવવા ઇષ્ટ છે કે નહિ ? પ્રસ્તુત નાટ્યપ્રયોગોમા

[1] જુઓ The Indian Theatre, Allen & Ueodin, London, 1933 પ્રકરણ પહેલું.

તો દેવ ને દાનવો જેવા બે જ પક્ષના પાત્રો મોટે ભાગે હોવાથી, આપણે તરત જ કલ્પી શકીએ તેમ—"પાપીના મોઢા કાળા" થાય છે; અને "સતીઆની બોલ બાલા" હોય છે. ઘણી વાર કવિની ન્યાયવૃત્તિ એવું તીવ્ર સ્વરૂપ લે છે કે કાળમુખો વજીર ને લંપટ ભભૂકી ગોપીચંદ પાસે સ્પષ્ટ ઉઘાડાં પડતા જ, તેમને ભૂખ્યા સિંહના પાંજરામા હોમી દેવામાં આવે છે! (આવે પ્રસંગે, એ પણ વિચારવાનું છે કે circusના કેટલાક અંશો આપણી રંગભૂમ ઉપર,–વિવિધ પ્રાણીઓ, અંગકુસ્તિઓ—વગેરે દ્વારા,—કેવા લોકપ્રિય કરી, અમુક જાતનો આનંદ શ્રોતાજનોમા ઉત્પન્ન કરવાનો પ્રયાસ કેટલીય વાર થયો છે.) અને જે ખેવફુફ નોકર—બટુવા– વજીરને હોમે છે તેને વજીરના પદે સ્થાપવામા તત્કાળ આવે છે!!! આ તો શેકસપિયર "વિન્ટર્સટેલ"મા ઍન્ટિગોનસને વરૂ પાસે ફાડી નંખાવે છે તેના કરતા પણ વિશેષ! આ ન્યાયે, વિક્રાળસિંહને યમદૂતો રૌરૈ નર્કમા નાખે ને પીપાજીને વિષ્ણુના દર્શન સ્વર્ગમા થાય તે સમજાય એવું છે. પરંતુ, એવું પણ બને છે કે પુણ્યશાળી ભેગો પાપીઓનો પણ ઉદ્ધાર થાય છેઃ દાખલા તરિકે, બિલ્વમંગળ ને સોમગિરિ સાથે પમા પોપટલાલ પણ 'કાળમુખા'માથી ઉગરી જાય છે! આથી વિશેષ અનુગ્રહ શ્રીયુત મુળશંકરે પોતાની "દેવ કન્યા"મા દાખવ્યો છેઃ તાન્ત્રિક જેવા પાપીને સત્ય ને ન્યાયના માર્ગે દોરી, દેવકન્યાની જ બહેન સાથે તેના લગ્ન કરે છે!! ×× આવી ન્યાયબુદ્ધિ નાટ્યકારે દાખવવી ઘટ છે કે નહિ—અને નાટક જો જીવનનાટકનું પ્રતિબિંબ હોય તો વાસ્તવિક છે કે નહિ–એ પ્રશ્ન ગહન હોવાથી અહિં પ્રસ્તુત ગણ્યો નથી.

(ચ) ગાયન વિભાગ:—

ગુજરાતી–ઉર્દુ નાટકની આલેખનશૈલીમા ગાયનો કેવો અગત્યનો ભાગ ભજવે છે તે વિષે માત્ર ઉલ્લેખ કરવાનું અત્રે ઉચિત ધાર્યું છે; તેની કેટલીક ચર્ચા આ લેખકે પોતાના "નાટ્યકાર વાઘજીભાઈ ઓઝા"ના લેખમા કરી છે. ઔચિત્ય બુદ્ધિનો ક્ષણે ક્ષણે ભંગ થાય તે વિલાયતની સંગીતપ્રધાન શુભ પર્યાવસાયી નાટિકાઓ Musical Comedie માફક, પ્રસંગ હોય કે ના હોય, પણ ગીતો લલકારવાની ઘગશ આપણી અજબ છે; અં આ આપણી કરૂણકથા બાજુ ઉપર રાખીએ તો પણ એ ગાયનોમા કવચિત જ સાર કવિત્વશક્તિ જોવામા આવે. અલબત્ત, શ્રી મુળશંકર, સ્વ ડાહ્યાભાઈ ધોળશા, સ્વ. વિભાકર કવિ ચિત્રકાર શ્રી ફુલચંદ શાહ તથા શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટે કેટલાક સુંદર ગાયનો રચ્યા છે; અને આમાની 'છુટક પંક્તિઓ ઉપર રસમીમાંસા'[1] આ લેખકે, એક પ્રસંગે, ક પણ છે, છતાં, એટલુ તો સ્વીકારવાનું પ્રાપ્ત થાય છે કે પ્રસ્તુત નાટકોમા બહુ ર્ તપાસતા નાટ્યગીતોમા સાર કવચિત જ લાગે છે. કેટલાક તો પ્રચલિત ગીતો છે (જનુ જીવો રે ગોપીચંદની'–વગેરે) અને કેટલાક ઠીક ગીતો "ભર્તૃહરિ" જેવાના અનુકરણરૂપે લાગે છે (સરખાવો ગોપીચંદનો પોતાની રાણી તથા ન્હાની બ્હેન સાથેના ભિક્ષા પ્રસંગો). પ્રહસન પૂરતા પ્રત્યેક પ્રવેશની અંતે ગમે તેવા ગાયનની રમઝટ જામે તે તો ઠીક; નાયક ને નાયિકા વગેરે ગમે તે સયેગોમા ગાયા જ કરે તે અયોગ્ય તો છે જ; છતાં જ્યારે વિષ્ણુભગવાન પોતે દેવો ને ગંધર્વો વગેરે ભલતા જ પાત્રો સાથે સંગીતમય વાર્તાલાપ કરે છે ત્યારે હાસ્ય કરતા કરૂણા કે કમકમા ઉપજે છે!

---

૧ જુવો–"ગુજરાત મિત્ર"નો હિરકમહોત્સવ અંક, ૧૯૨૪, સુરત.

(છ) રસ સભાર:—

શરૂઆતમા જણાવ્યુ તેમ શૃગાર, કરૂણ ને વીરરસના પ્રસગો આ દરેક નાટકમા ભરેના છે, અને પ્રહસનનો, જેવી જાતનો હાસ્યરસ આપણે ગણીએ તેવો તો, પડદા બદલતા જાય તેમ જામતો જ જાય સરકૃત નાટચકલાની દૃષ્ટિથી મુખ્ય ને ગૌણ રસોના સુક્ષ્મ ભેદો દાષ્ટગોચર થતા નથી આવા ભક્તિપ્રધાન નાટકોમા ભક્તોને અનેક સકટ સહન કરવા પડતા હોવાથી જે કરૂણરસ જામવો જોઈએ તે તીન વૈરાગ્યને અતે જે શાત રસમા તે પરિણમવો જોઈએ તે કળાદૃષ્ટિ નહિ હોવાથી, બધા રસોની જાણે 'અહમહમિકા' (Tug of-war) હોય તેવો ભાસ થાય છે શૃગારરસની એક પ્રવેશમાળા તો હોય જ, વીરરસના પ્રસગો, પ્રતિનાયક તરફથી, ઉભા થાય જ, ભયાનક, બિભત્સ ને અદ્ભુત રસના પ્રસગો તો આપણે જોયા તેમ વારે વારે રગભૂમિ ઉપર યોજાય જ છે, કળિ, ક્રોધ, મોહ, રાક્ષસો, ભૂતો પિશાચો તથા દેવો ને ગધર્વો વગેરે સામ્રાજ્ય જમાવે ત્યારે આવા રસો ઉત્પન્ન થયા વિના રહે જ નહિ આપણી કરૂણકથા એ છે કે આ આઠ કે નવે રસનો ખિચડો આપણને પીરસવામા આવે છે અને અમુક પ્રકારના શ્રોતાજનો 'વાહ, વાહ!' પોકારી "પૈસા વસુલ' થયા માને છે!!

(જ) દશ્ય સામગ્રીની યોજના:—

આપણા રગભુમિના રસિયા જેને 'કમાલ' (કે મરાઠીમા, 'કળશ') કહે છે તે પ્રસગે ગુજરાતી–ઉર્દુ રગશાળામા દશ્યસામગ્રી, મોટે ભાગે, ખર્ચાળ ને ભભકભરી હોય છે ઓગણીસમી સદીની વિલાયતની ઝગઝગતી નાટચસામગ્રી, ઇગ્રેજો, પોતાના શોખના નાટ્ય પ્રયોગોમા, હિંદમા લાવ્યા, તેમાથી આપણા સાહસિક બગાળી જમીનદારો ને પારસીભાઇઓ વગેરેએ ઝીનવા પ્રયાસ કર્યો, અને પૈસો, બુદ્ધિશક્તિ ખર્ચી તથા વિનાયતની સફર કરીને પણ આપણી રગભૂમિ ઉપર એ સામગ્રી આકર્ષક રીતે રજુ કરી, બદલાતા રગીન પડદાઓ, અમુક પ્રકારના લાકડા ને કપડાની મદદથી, ચોકઠામા ઊભી થતી કૃત્રિમ નવી સૃષ્ટિ, કિટસન અને ગેસના પ્રકાશમા વિકસતા મનહર ચિત્રો તથા રાળ વગેરે બાળવાથી થતી ઇદ્રજાળ જેવી માયા—આ સહુ દશ્યસામગ્રી ઉપર, રસિક સમાજ 'આફરીન થઈ ગઇ અને વીસમી સદીમા વિજળી દાખલ થયા પછી તો આ સૌન્દર્યાભાસની લીલાનું પુછવુ જ શુ!!' ઉપરાત, એક પ્રાચીન તત્ત્વ તે રોશનીમા આખને આજી નાખે તેવુ વસ્ત્રાભૂષણની મોહિનીનુ હતુ ગ્રીકનો સામાન, સફાઈદાર વિનાયતી કાપડ ઉપર, અને તે પણ ધાગિલા મજુમ છોકરાઓ ઉપર, 'પફપાઉડર લિપસ્ટિક' કર્યા પછી, યુવતીના સ્વાગમા, મધ્યરાત્રીએ આ મન-મુગ્ધ કરી શક તે કલ્પી શકાય તેવુ છે આથી જ સ્વર્ગના દશ્યોમા પ્રાસાદો, વિમાનો, અપ્સરાઓ, આવા પ્રયોગોમા, વિશેષ જોવામા આવે છે રગભૂમિનો થોડો જ ભાગ ખુલે છે ને પ્રહસન કે ગૌણપાત્રોની વાર્તાલાપ થાય છે ત્યારે "ઘર કે "રસ્તા"ના પડદા પાછળ રાજદરબાર કે ઇન્દ્રભુવન રચાઈ તૈયાર થાય છે! વારે વારે 'સિન ટ્રાન્સફર' થાય છે ને પૃથ્વી ઉપરથી ક્ષણમા નર્ક ને ક્ષણમા સ્વર્ગ રજુ થાય છે, પ્રશ્ન એ પુછવા જેવો છે કે શુ નથી થઈ શકતુ? ઉપરાત, દશ્યસામગ્રી પર આ 'અપ્સગઓ' કે વારાગનાઓ મૂક નાચ (pantmime) કે નૃત્યસગીત અગત્યનો ભાગ ભજવે છે આ નાચ ગીતનો જલસો જોવાથી જ કેટલાક પોતાને ધન્યભાગ્ય માને છે!

( ૪ ) ભાષા ને શૈલી—

આ બધી સામગ્રીની ભભકમા નયનો અજાઈ જાય ત્યારે કર્ણોને વધારે તીવ્ર બનાવી, પચેન્દ્રીયોની સ્પર્ધામા તેઓ હારી ના જાય માટે જોસદાર ભાષા ( ઔચિત્યનો પ્રશ્ન જ બાજુ પર રાખી ) લગભગ બધા જ સયોગોમા વપરાય છે આપણી રગભૂમિ ઉપર ભયકર ગાજવીજ નિત્ય ચાલી રહી હોય તેવો ખ્યાલ અઈ પરદેશી સજ્જન નાટ્યશાળામા પધારે તો તેને આવે તેવુ છે ' પ્રણયપ્રસગ હોય કે કરુણ પ્રસગ હોય તો પણ જબરા શબ્દો આખા નાટ્યગૃહમા અથડાઈ પાછા ફરે તેમ ફેકવામા ઘણીવાર આવે છે પાત્રોને અનુકૂળ, પ્રસગોને અનુરૂપ રસનિષ્પત્તિને ઉપકારક તેવી ભાષા કે ઉચ્ચાર કે અભિનય આવા પ્રયોગોમા વિરલ જ હોય છે, 'બેત'મા બોલવની પ્રથા ઉર્દૂ નાટકની—તથા વારે વારે શબ્દો ઉપર શ્લેષ ( Puns ) કરવાની પદ્ધતિ–શેક્સપિયરના સમય જેવી–આપણુ વારે વારે ધ્યાન, ગાયનોના રાગડા સાથે, ખેચ્યા જ કરે છે . પારસી નાટકોમા ઉર્દૂ કે પારસી ગુજરાતીની વાત અત્યારે એક બાજુ રાખીએ તોપણ, ગુજરાતી લોકો વ્યાપારી માનસના ને સાહસિક હોઈ પોતાની નાટક મડળીઓ જ્યા જ્યા અર્થલાભ હોય ત્યા લૂમે ત્યારે ભાષામા ગમે તે છાટ વધારી, તે મુલકને અનુકૂળ થઈ જાય છે 'ગોપીચદ' નાટક હિંદના બીજા ભાગમા મશહુર થાય તે માટે આખુ નાટક હિંદીમા ઉતારવામા આવ્યુ છે– ઘણીવાર પચરગી પ્રજા માટે હોવાથી, 'જે નાટકના વ્યાપારઉદ્યોગને પોષે તે કલાત્મક ને શુદ્ધ–' એ ન્યાયે જ કાર્ય થયુ છે દૈવી પાત્રો વધારે પ્રમાદયુક્ત ભાષા બોલતા હોય કે ગામડિયાઓ હમેશ ગ્રામ્ય વાતાવરણ ઉત્પન્ન કરતા હોય તેવુ આલેખનશૈલીનું ચોક્કસ તત્વ ફલિત થતુ નથી × × ×

(૫) ઉપસહાર—

આ દૃષ્ટિબિંદુથી, પ્રસ્તુત ને બીજા નાટ્યપ્રયોગો ઉપર વિચાર કરતા એ તો સ્પષ્ટ જ છે કે આપણા નાટ્યકારો ઉપર જાણે કે અજાણે પુષ્કળ " પાશ્ચાત્ય સસ્કારો ' પડ્યા છે [૧] આ બધા વિદેશી સસ્કારોમાથી કટલાક ઇષ્ટ સ્વરૂપમા ને કેટલાક અનિષ્ટ રૂપમા આપણી રગભૂમિ ઉપર પ્રવેશ પામ્યા છે આ સ્થળે તે પ્રશ્ન વિચારવાનો નથી પ્રસ્તુત ભક્તિપ્રધાન નાટ્યપ્રયોગોનો વિશેષ વિચાર કરવાથી જણાશે કે પાશ્ચાત્ય સસ્કારો કરતા પણ ઘણા વધારે આપણા મધ્યકાલીન ગ્રામ્ય રૂપકોની કે 'ભવાઇ'ની અસર ઉતરી છે નવરાત્રિમા આખી રાત નિકળતા 'વેષો' તથા માતાજીની કૃપાથી થતા 'ચમત્કારો' તથા કેટલાક ભક્તોની પહેલી મુઝવણ ને પછી સાક્ષાત્કાર–વગેરે અશો આવા પ્રયોગોમા આપણુ ધ્યાન ખેચે છે, તેથી પણ વધારે પ્રહસન વિભાગમા ઊભી થતી પરિસ્થિતિ ને 'ફારસ'ના પ્રસગોને, કેટલીક અશ્લિલ ક્રિયા તથા વાર્તાલાપને તો આપણે કદાચ 'ચોકખી ભવાઇ' કહી શકીએ પ્રોફેસર ડોલરરાય માકડે સસ્કૃત નાટ્યશાસ્ત્રમા ઝીણવટથી વર્ણવેલા

---

૧ જુઓ આ લેખકનો લેખ–આપણા નાટ્યકારો ને પાશ્ચાત્ય સસ્કારો ' કૌમુદી ' જાન્યુ૦ ૧૯૩૫–પૃષ્ઠ ૧૦૫–૧૧૨

કેટલાંક ઉપરૂપકોની વિગતો [૧] વાંચવાથી આ ભવાઈના તત્વો વિષે આપણને શાસ્ત્રીય ચર્ચા કરવાનો પ્રસંગ મળે તેવું છે; પણ વિષયાન્તર થાય માટે એ વાત બાજુએ રાખવી ોગ્ય છે.

આપણી આગળ આ પ્રસ્તુત ભક્તિપ્રધાન નાટ્યપ્રયોગો પરત્વે સમગ્ર સમાલોચના રતા, મુખ્ય પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આ નાટકોએ આપણી રંગભૂમિના પ્રતિહાસમાં વો ભાગ ભજવ્યો છે? હકિકત એ છે કે 'નરસિંહ મહેતો.' 'મીરાબાઈ,' 'ગોપીચંદ,' ૂરશ્યામ' વગેરે પ્રયોગો ઉપર ગુજરાતના જ નહિ પણ હિંદના બીજા પ્રદેશોના શ્રોતાજનો ણ હર્ષાશ્રુ સારતા ચાલુ સદીની શરૂઆતમા ભક્તિરસના પ્રયોગોનો વિશેષ મહિમા હતો. ને આપણે કલા ને સાહિત્ય કે કવિતાની દૃષ્ટિથી ગમે તેવા દોષોની સવિસ્તર ચર્ચા ીએ પણ ભક્તિભાવભરેલું રસિક મંડળ અત્યંત માન ને પ્રેમથી આ ભક્તમંડળને ભૂમિ ઉપર નિરખતું અને જાણે, ભક્તને થયા તેવા, પોતાને પણ પ્રભુનાં દર્શન થયાં ય તેમ માની, વિવિધ જ્ઞાનગમ્મત સાથે, પોતાને કૃતકૃત્ય માનતું! શુદ્ધ વેદાતજ્ઞાન કે કટ વૈરાગ્યની ભાવના પૂરા ઝિલાતા નથી; પણ ભક્તોની ભાવનાને ઉરના ભાવો સાથે દર્શનની ઝાખી માટે ઝંખતા ભાવિકોને—રસિકોને આવા નાટકોમા અપૂર્વ આનંદ આપે "ભર્તૃહરિ" જેવો પ્રયોગ આટલો બધો લોકપ્રિય થઈ શકયો તે તેના કરુણરસિક ંગોને લીધે; અને દૃશ્યસામગ્રી સાથે સંગીત ને અભિનયની ખૂબીને લઈને જ્ઞાન કરતાં ક્તિ વિશેષ લોકપ્રિય હમેશ હોય છે; ઉરના ભાવોને કહેવાનું મનહર સ્થાન રંગભૂમિ શુષ્ક માનસિક કે આધ્યાત્મિક તત્ત્વ નાટ્યશાળામા આકર્ષક લાગે જ બને છે. 'શ્રી ાપ્રેમભક્તિ' નાટકમા ગમે તેવો આધ્યાત્મિક સંભાર—ભાષણોદ્વારા લેખકે ભર્યો છે છતાં, ધા ને કૃષ્ણ, લલિતા ને કૃષ્ણ રૂક્ષ્મણી ને કૃષ્ણ, ને કૃષ્ણ ને સુદામા—તેમનાં ભાવભીનાં લનોમા જ રસિયાઓ આનંદકંદ ડોલે છે ને?

એ વિસરવુ ના જોઈએ કે એ એક વારના, બાળમાનસને ભાસેલા, ખરેખર "મોતી જ" હતા, અને એમને નિષ્ઠુરતાથી સ્પર્શી તેમને ભાગી નાખવાનો આપણે શો અધિકાર પ્રાપ્ત કર્યો છે ? કેવા ભાવભીના રસિક પ્રેક્ષકો અત્યંત આનંદ પામી, પ્રભુની ને ભક્તિની મનહર લીલા ગાતા ગાતા નાટ્યશાળામાથી વર્ષો સુધી બહાર નિકળ્યા હશે ! અને નાટક તો વિવિધ રસમય ફુલછાબ જેવુ, દરેક પ્રકારના પ્રેક્ષકનુ હૃદયદામ છે તે આપણે ક્યા નથી જાણતા ?–"**नाट्यं भिन्नरुचे र्जनस्य बहुधाप्येकं समाराधनम्**" ॥



* આરમા સાહિત્યસમ્મેલન વખતે સુવર્ણચન્દ્રક મેળવનાર નિબન્ધ.



આકૃતિ ૧લી
અભિમન્યુનો ચક્રવ્યૂહ.
ચતુર્ગૃહ–ત્રિશાખ (સંપૂર્ણ)




આકૃતિ ૨જી.

આકૃતિ ૩જી

શાખા

૧

૨

૩

૪

૫

૬

૭



ચતુર્ગૃહ-ત્રિશાખ    ત્રિગૃહ-પંચશાખ

આકૃતિ ૪થી

આકૃતિ ૫મી



ત્રિગૃહ-પંચશાખ ચક્રવ્યૂહ (સંપૂર્ણ)

આકૃતિ ૬ઠ્ઠી



ત્રિગૃહ-દ્વિશાખ ચક્રવ્યૂહ (અપૂર્ણ)

જુઓ, વિજ્ઞાન વિભાગ પૃ. ૧૪, ('ચક્રવ્યુહનું શાસ્ત્ર')




જુઓ. ઇતિહાસ વિભાગ પૃ. ૩ ('સહસ્રલિંગ સરોવરની યોજના')

# सहस्रलिङ्ग सरोवरनी योजना

(લેખક : રામલાલ ચુનીલાલ મોદી)

न सिद्धेशसमो राजा न सरस्ताहशं क्वचित्
समं सहस्रलिंगेन तीर्थमन्यन्न विद्यते—सरस्वतीपुराण, १६, २

## ઉપક્રમ

સિદ્ધરાજ જયસિંહે બંધાવેલાં સહસ્રલિંગ સરોવરની યોજના કેવી હતી, તે સંબંધી અત્યાર સુધી આપણને કશો ખ્યાલ નહોતો, પરન્તુ હાલમાં મળી આવેલા **સરસ્વતી પુરાણ** નામના ગ્રંથ ઉપરથી એ યોજના ઉપર પ્રકાશ પડે છે. એ ગ્રંથના શોધક શ્રી. કનૈયાલાલ ભાઈશંકર દવેએ 'ગુજરાતી' સાપ્તાહિકની ઈ. સ. ૧૯૩૫ની ભેટની નવલકથા 'મહારાજાધિરાજ'ના અંતે સહસ્રલિંગ સરોવર વિષે એક લેખ લખ્યો છે. એ વાંચતાં મને લાગ્યું કે એ પુરાણની નોંધ ઉપરથી સરોવરની આખી યોજના તૈયાર થઈ શકે એમ છે. પરન્તુ એ લેખમાં કેટલીક ત્રુટિઓ અને અશુદ્ધિઓ જણાયાથી તેમની પાસેથી મૂળ ગ્રંથની હાથપ્રત મેળવીને હું વાંચી ગયો. એના વાંચનથી વિશેષમાં એ પણ માલુમ પડ્યું કે શ્રી. કનૈયાલાલના લેખમાં કેટલાંક સ્થળો લખવાં રહી ગયાં છે અને ઘણાંનાં સ્થાન અને દિશા ક્રમબદ્ધ રીતે નિર્ણીત થએલાં નથી. તેથી મૂળ ગ્રંથ ઉપરથી આ યોજના મેં તૈયાર કરી છે. એ યોજના તૈયાર કરતી વખતે મને લાગ્યું કે સરોવર અને તેની આસપાસની પરિસ્થિતિનો એક નકશો બનાવી સાથે રાખ્યો હોય તો ઠીક. તે પ્રમાણે પેન્સીલનો એક નકશો દોરી તેને સુવાચ્ય સ્વરૂપ આપવાને સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી. રવિશંકર રાવળને મોકલાવ્યો. તેમણે પોતાની ચિત્રશાળામાં તેનું સુશોભિત રેખાંકન કરાવી મને જોવા માટે મોકલ્યું. તે આવ્યા પછી સરોવરની મૂળ જગા જોવા હું ગયો. તે જોતાં મને લાગ્યું કે સરોવરનો આકાર લંબચોરસ હોવો જોઈએ. પ્રથમના નકશામાં વર્તુલાકાર કલ્પીને રેખાંકન કરાવેલું હોવાથી એ નકશો ફરીથી તૈયાર કરાવવાની જરૂર જણાઈ. એવામાં શ્રી. સયાજી બાલજ્ઞાનમાળામાં પ્રકટ થએલા 'મોઢેરા'ના લેખક શ્રી. મણિલાલ મીસ્ત્રી પાટણ આવતાં તેમને મેં એ વિષે વાત કરી અને તેમણે સૂચના પ્રમાણે નકશો દોરી આપવાની હા પાડી. સાથેનો નકશો શ્રી. રવિભાઈની યોજના પ્રમાણેનો પણ આકાર ફેરવીને શ્રી. મીસ્ત્રીએ દોરેલો છે.

## સરોવરનું નામ

આ સરોવરનું નામ સહસ્રલિંગ સરોવર તરીકે લોકોમાં પ્રચલિત છે. કેટલાક ગ્રંથોમાં એ નામને બદલે સિદ્ધસર કે સિદ્ધસાગર નામ આપવામાં આવ્યું છે. તે ઉપરથી શ્રી. કનૈયાલાલ સહસ્રલિંગ નામ સાચું ધારતા નથી, પરન્તુ આ પુરાણમાં, તેમજ **प्रबन्धचिंतामणि**માં સહસ્રલિંગ નામ સ્પષ્ટ આપેલું છે. તે ઉપરાન્ત **समररासु** નામના પ્રાચીન ગુજરાતી કાવ્યમાં 'સહસલિંગુ સરોવરુ' નામ છે અને આઈને અકબરીમાં તેને 'સહસનક' કહેલું છે. આથી એ નામ પ્રાચીન છે એમાં શંકા નથી.

## સરોવરનો આકાર

કેટલાક ગ્રંથોમાં આ સરોવરને પૃથ્વીના કુંડળની ઉપમા આપવામાં આવી છે. તે ઉપરથી તેનો આકાર લંબગોળ હશે, એમ શ્રી. કનૈયાલાલ કલ્પના કરે છે. આમ કાવ્યની ઉપમાઓ ઉપરથી આકારની કલ્પના કરવી એ એક પ્રકારનું સાહસ છે, એમ મને અનુભવ ઉપરથી જણાયુ છે. એમ તો **वसन्त विलास** માં તેને વલય એટલે હાથના કડાની અને **प्र. चिं.** માં વીણાના તુમડાની ઉપમા આપી છે. એ જોતાં તેનો આકાર સંપૂર્ણ ગોળ ગણાય, પરન્તુ ઉપર જણાવ્યા પ્રમાણે તેની અવશિષ્ટ પાળો ઉપરથી તેનો આકાર લંબચોરસ હતો એમ નિઃશંક રીતે જણાય છે.

આ સરોવરના અનુકરણરૂપે વિરમગામનું મુનસર તળાવ બધાએલુ છે—તે તેની નાનકડી આવૃત્તિ છે. એનો આકાર પણ લંબચોરસ છે. એટલે સહસ્રલિંગ સરોવરનો આકાર પણ લંબચોરસ હોવામા કંઈ સંશય નથી.×

## જળપૂર્તિ

પ્રથમ આ સરોવરમા પાણીની પુરતી આવક થઈ નહિ, પરન્તુ પાછળથી વરસાદના પાણીથી તે ભરાયુ એમ **प्र चिं.** કાર જણાવે છે. વળી જસમાના શાપથી પાણી સુકા[ઈ] ગયું અને માયા ઢેડના બલિદાનથી તેમા પાણી ભરાઈ ગયુ એમ દન્તકથા જણાવે છે. આ બંને બાબતો સહસ્રલિંગ પ્રશસ્તિના લેખના એક ખંડથી નિર્મૂળ સાબીત થઈ છે. તેમ લખ્યું છે કે સરોવર સરસ્વતીના જળથી ભરાયુ હતુ[1] આ બાબતને આ પુરાણ અનુમોદ[ન] આપે છે. અને વિશેષમા સરસ્વતીનું જળ શી રીતે સરોવરમાં લાવવામા આવ્યુ એ પ[ણ] જણાવે છે. તેમા પુરાણુની પદ્ધતિ પ્રમાણે લખ્યુ છે કે ભગીરથ જેમ ગંગાને લાવ્યા હત[ા] તેમ સિદ્ધરાજ પોતાનો વંશ પાવન કરવાને સરસ્વતીને આ સરોવરમાં લાવ્યો હતો [2]આન[ો] અર્થ એજ થાય કે સરસ્વતીનુ જળ એક જલવીથિકા (નહેર)દ્વારા સરોવરમાં લાવવા[મ] આવ્યુ હશે. આવી રીતે નદીઓના પાણીથી સરોવરો ભર્યાનાં દૃષ્ટાન્તો ઇતિહાસમાં [છે] મોઢેરા પાસેનું કર્ણસાગર, વડનગરનુ સમેળા અને ઉદેપુરનૂં પીચોલા આ રીતે ભરાયા કહેવાય છે. આને માટે એક લિખિત પ્રમાણુ પણ છે. **पृथ्वीराज विजय** કાવ્યમા લખ[્યું] છે કે અજમેર પાસેનું આનાસાગર અર્ણોરાજે ચન્દ્ર નદીના જળથી ભર્યું હતું.[3] ફારસ[ી] ગ્રંથોમાં પાટણનું નામ 'નહરવાલા' જોવામા આવે છે, તે આ નહેર ઉપરથી પડ્યું હશે

(૧) तत सा पूरयामास सरः सिद्धेशकारितम् । पंक्ति ६

(२) स्ववंशपावनार्थं च सिद्धराज- सरस्वतीम् ।
तत्सरो ह्यनयद्देवों गंगामिव भगीरथः ॥ २५, २११

(३) या पुष्करारण्यविहारशीला मन्दाकिनीवेन्दु नदी प्रसिद्धा ।
भगीरथः सिन्धुमिव स्रवन्त्या तया तटाकं तमपूरि देवः ॥ सर्ग, ५

× મુનસર મીનળદેવીએ બંધાવ્યુ હતુ એમ કહેવાય છે. પરંતુ વિરમગામનો સ્થાપક વિરમદેવ વાઘેલો તેના પછી સો વર્ષે થયો એ જોતા તે મીનળદેવીએ બંધાવ્યુ હોય એ સંભવિત નથી.

## નહેરનું સ્થળ

આ નહેર કયાંથી ખોદી હશે ? અત્યારે એની કંઈ નિશાની જોવામાં આવતી નથી. હાલમા સરસ્વતી નદીનો પટ સરોવરને બરોબર અડીને તેની ઉત્તરે છે અને શેખ ફરીદની દર્ગાહ તે પટના વચમાં આવી ગઈ છે. નદીનું વહેન પૂર્વથી પશ્ચિમ તરફ છે. સિદ્ધરાજના વખતમાં પણ એ વહેનની દિશા તો એની એ હતી, પરન્તુ તે સરોવરથી એક બે માઈલ દૂર હશે નદીના પટમાં કોઈ મકાન બંધાવે નહિ, તેમજ હાલના પટથી બે માઈલ ઉત્તર સુધી રેતનું દળ પથરાએલુ છે પરન્તુ આ નહેર પૂર્વ તરફ કે પશ્ચિમ તરફ ખોદવામાં આવી હશે ? શ્રી. કનૈયાલાલ પૂર્વ તરફ ખોદાએલી ધારે છે, જ્યારે હું તે સરોવરની પશ્ચિમ તરફ હોવાનું સમજું છુ તેનાં કારણો આ પ્રમાણે છેઃ—(૧) જો પૂર્વ દિશાએ ખોદી હોય, તો તેનું વહેન નદીના વહેનની દિશા પ્રમાણે હોવાથી તેમાં પાણી જોસબંધ આવે અને તેથી સરોવરને ચોમાસામાં નુકસાન થવાનો સંભવ રહે, તેથી ઉલટુ પશ્ચિમ દિશાએથી નદી વાળી હોય તો નહેરનું વહેન નદીના પ્રવાહથી ઉલટી દિશામાં રહેવાથી પાણીનું જોસ કમી રહે. (૨) સરોવરની પશ્ચિમ દિશાએ મોટો બગીચો હતો. તેના વૃક્ષોના જલસિંચન માટે નહેરના પાણીનો ઉપયોગ થતો હોવો જોઈએ. એથી નહેર પણ એ દિશાએથી જ કાઢેલી હોવાનો સંભવ છે. (૩) આ સરોવરના અગ્નિ કોણ ઉપર આવેલા હાલના પાટણના દરવાજાનું નામ 'ફાટીપાળનો દરવાજો' છે. આથી એ બાજુએ સરોવરની પાળ કોઈ વખત ફાટી હશે એમ જણાય છે. એ કારણથી સરોવરના વધારાના પાણીનું નિકાસ સ્થળ એ દિશામાં હશે નિકાસસ્થળની સામી દિશામાં આવકનું સ્થળ હોય એ ખુલ્લુ છે. આથી નહેર વાયવ્ય કોણ ઉપર હોય એ વધારે સંભવિત છે. હાલ એ સ્થળે સરોવરની પાળમા નહેરનો માર્ગ જણાય છે.

## રુદ્રકૂપ

આ નહેરની વચમાં એક કુંડ હતો, જે રુદ્રકૂપના નામથી ઓળખાતો હતો. પુરાણમાં લખ્યુ છે કે નદીનો પ્રવાહ પ્રથમ એટલા જોસથી આવ્યો કે સિદ્ધરાજ ભયભીત થઈ ગયો. તે વેગ શમાવવા તેણે શંકરની સ્તુતિ કરી એ ઉપરથી શંકરે રુદ્રકૂપ બનાવી આપ્યો, જેમાં પ્રવાહ પડવાથી શાન્ત થઈ ગયો. [૪]પહેલાં નહેરોમાં હાલના જેવા લોહદ્વારો નહિ હોવાથી, પાણીના વેગને રોકવાને આવા કુંડ અથવા કોઠા નહેરની વચમાં બાંધવામાં આવતા હતા. પાટણના ખાન સરોવરમાં અને અમદાવાદના કાંકરીઆમા આવા કોઠા અથવા ગળણીઓની યોજના કરેલી છે. આ કુંડને રુદ્રકૂપ નામ આપેલુ સાર્થ છે. જેમ રુદ્રે ગંગાવતરણને પોતાની જટામા ઝીલી લેઈ તેના પ્રપાતનો વેગ રોકી દીધો હતો, તેમ આ કુંડની યોજનાથી સરસ્વતીના જળનો વેગ નરમ પાડવામાં આવ્યો હતો.

## ત્રિવેણી તીર્થ

ઉક્ત પુરાણમા એવુ જણાવેલુ છે કે રુદ્રકૂપમાં સરસ્વતીની સાથે ગગા અને યમુના

---

(૪) सरस्वत्याः कृते रुद्रस्तत्र कूपं चकार स. ।
सा च तं कूपमास्थाय तदा स्वस्थाऽभवन्मुने ॥ १६, ३१०

નદીઓ આવી હતી અને ત્યાં ત્રિવેણીતીર્થ બન્યું હતું. [5]આ ત્રિવેણી કઈ તે સબંધી શ્રી. કનૈયાલાલે ખુલાસો કર્યો નથી પરન્તુ હું ધારૂં છું કે રુદ્રકુંડમાંથી પાણીનો નિકાસ ત્રણ ગરનાળાં દ્વારા કરવામાં આવ્યો હશે અને ત્રણ ગરનાળાંને ત્રિવેણીનું નામ આપવામાં આવ્યું હશે. આવી યોજના ખાનસરોવર અને કાંકરીઆમાં છે. વળી પુરાણમાં લખ્યું છે કે સરસ્વતી આ સ્થળેથી પૂર્વમાં ગઇ હતી,[6] એટલે આ ગરનાળાં રુદ્રકૂપની પૂર્વ દિશાએ હશે, એમ મારૂં માનવું છે. એ ઉપરથી એમ પણ જણાય છે કે નદીમાંથી નહેર પ્રથમ ઉત્તર દક્ષિણે કાઢી રુદ્રકૂપમા વાળી હશે અને ત્યાંથી તેનો પ્રવાહ પશ્ચિમથી પૂર્વનો કરવામાં આવ્યો હશે. આ પ્રમાણે નહેરમા વળાંક રાખવાથી પાણીનું જોસ નરમ રહે એ સ્પષ્ટ છે.

## સરોવરનાં તીર્થો

જેનાથી આ સરોવરનું નામ ચરિતાર્થ થયું છે, તે મહાદેવનાં હજાર લિંગો સરોવરના કાંઠા ઉપર અથવા તો વિરમગામના મુનસરની માફક તેના પગથાળ ઉપર નાની દેરીઓમાં હશે એમ હું ધારૂં છું આ લિંગો બાણાસુરે નર્મદા નદીમાં અમરકંટક આગળ નાંખેલાં અને ત્યાંથી સિદ્ધરાજ પાટણમા લાવ્યો હતો એમ પુરાણમાં નોંધ છે. [7]અમરકંટક આગળ તેવાં લિંગો અત્યારે પણ મોટી સંખ્યામાં જોવામા આવે છે. આ લિંગોની સંખ્યા ૧૦૦૮ હતી એમ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે પણ દ્વયાશ્રય કાવ્યમાં સ્પષ્ટ લખ્યું છે. [8]વળી, એ કાવ્યમ તેમજ કીર્તિકૌમુદી વગેરે ગ્રંથોમાં લખ્યુ છે કે સરોવરને ફરતાં વિષ્ણુનાં અને બીજ દેવદેવીઓનાં પણ મંદિરો હતાં. આ મંદિરોની વિગતવાર નોંધ સરસ્વતી પુરાણમાં આપ છે અને લખ્યુ છે કે જે જે દેવના મંદિરોની આગળ સરોવરના ઓવારા હતા, તે દેવનાં તીર્થ તરીકે ઓળખાતા હતા. [9]આ મંદિરો મહાદેવની દેરીઓ કરતાં મોટા કદ હશે, એમ હું ધારૂં છુ અને તે સરોવરના કાંઠાથી સહેજ છેટાં હશે. એમાંના થોડાંક મંદિ દર્ગાહના રૂપમાં ફેરવાઈને બચવા પામ્યા છે. આ મંદિરોમાંથી માત્ર એક–બેની દિશા પુરાણમાં જણાવેલી છે. બીજાનાં સ્થાન અસ્પષ્ટ સૂચનો અને અનુમાનથી નક્કી ક નકશામાં મૂક્યાં છે.

---

(૫) यत्र गंगा च यमुना च मध्ये देवी सरस्वती ।
वेणीभूत हि तत्तीर्थं प्रयागादतिरिच्यते ॥ १६, ३

(૬) रुद्रकुपात्तत्र प्राच्यां वेणी सरस्वती ॥ १६, ४

(૭) यदा तु सिद्धराजेन पर्वतेऽमरकंटके ।
स्नात्वा च नर्मदातोये ऊंकारस्तोषितः प्रभुः ॥
वाणेन यानि लिंगानि विमुक्तानि नदीजले ।
तेषां सहस्रमुद्धृत्य सिद्धराज समानयत् ॥ १६, ८८–९२

(૮) शंभोः सहस्रमष्टौ चायतनानि सरस्तटे । १५, ११७

(૯) यस्य यस्य हि देवस्य यज्जल पुरतः स्थितम् ।
तस्य देवस्य तत्तीर्थं विज्ञेयं पापनाशनम् ॥ १६, ४८

## સંગમ તીર્થ

આ સરોવરમા સંગમ તીર્થ હતુ એવો પુરાણમાં ઉલ્લેખ છે,[૧૦] પરન્તુ તેનું સ્થળ ક્યા હતુ, તે જણાવેલુ નથી. નહેરનું પાણી સરોવરમા જે સ્થળે પડતુ હશે, ત્યાના ઓવારાને આ નામ આપવામા આવ્યુ હશે એ સ્પષ્ટ છે સરોવરના વાયવ્ય ખુણા ઉપર એ ઓવારો હશે એમ હું ધારૂ છુ

## જલશાયી વિષ્ણુ

સરોવરના કાંઠે જલશાયી વિષ્ણુની મૂર્તિ હતી એમ પુરાણમા જણાવેલુ છે. હું ધારૂ છુ કે સંગમ તીર્થ પાસે નહેરના ,પાણીની ગળણીનો કુંડ હશે, તેની અંદર આ દેવની મૂર્તિ હશે. જલશાયી અથવા શેષશાયી વિષ્ણુની મૂર્તિઓ આવી રીતે ઘણા કુંડોમા હોય છે. મોઢેરાના સૂર્યકુંડમા તેમજ પાટણમા હરિહર મહાદેવ પાસેના બ્રહ્મકુંડમા આવી મૂર્તિઓ છે. હાલ એ સ્થળે મૌલાના સાહેબની દર્ગાહ છે.

## દશાશ્વમેધ તીર્થ

આ તીર્થનું નામ ગ્રથમા આપેલુ છે, પણ તેના સ્થાનનો નિર્દેશ નથી[૧૧] એ ઓવારો સગમ તીર્થની ડાબી બાજુએ સરોવરના ઉત્તર કાંઠે હશે એમ મારી ધારણા છે પાટણથી કાશી જવાનો રસ્તો તેની ઉત્તર દિશાએ મારવાડમાં થઈને જતો હતો આથી આ તીર્થ સરોવરની ઉત્તર દિશાએ હોય એ સંભવિત છે પ્રભાસ જવાનો રસ્તો પાટણની દક્ષિણ દિશાએ હતો, અને પ્રભાસ તીર્થ સરોવરના દક્ષિણ કાંઠે હતું એમ પુરાણમા સ્પષ્ટ ઉલ્લેખ છે. ગ્રથમા કાશીવિશ્વનાથના મદિરનો નિર્દેશ નથી, પરન્તુ દશાશ્વમેધના ઓવારા આગળ એ મદિર હોવાની મારી કલ્પના છે. હાલ જે શેખ ફરીદની દર્ગાહ છે, તેજ એ મદિર હશે એમ હું ધારૂં છુ તેનું સ્થાપત્ય હિંદુ તરેહનું છે અને તે મૂળ હિંદુ મદિર હશે એમ મિ. બર્જેસનુ ધારવુ હશે ( Antiquities of Northern Gujarat )

## જાંગલ તીર્થ

આ તીર્થ પશ્ચિમ દિશાએ હતુ એમ પુરાણ સ્પષ્ટ જણાવે છે શ્રી કનૈયાલાલ જાગલને જગલ સમજે છે, પરન્તુ શ્લોકમાં પ્રભાસની સાથે એનો ઉલ્લેખ છે અને ત્યા સ્નાન કરવાથી અક્ષય ફળ મળે છે એમ જણાવ્યુ છે, એટલે એ નામનો ઓવારો હતો એ સ્પષ્ટ છે.[૧૨] સરોવરની પશ્ચિમે મહાવન હતુ, એનો તો જૂદો ઉલ્લેખ આગળ જતા આવે છે સસ્કૃતમા जंगालનો અર્થ ખેતરના પાણીને રોકનાર પાળ એવો થાય છે ( A ridge of earth running along the edge of a field to collect water and to form a passage over it, a land mark—Apte ) સરો-

(૧૦) तस्यैव सरसोमध्ये तीर्थं पाप भयापहम् ।
संगमं नाम विख्यात दर्शनात्सर्व कामदम् ॥ १६, १२७

(११) दशाश्वमेधिकं तीर्थं तस्यैव पुरतः स्थितम् ।
दशाश्वमेधानां यत्र स्नानफल लभेत् । १६, ८७

(१२) प्रभासं दक्षिणे भागे पश्चिमे दिशि जांगलम् ।
तेषु स्नानादिकं सर्वं जनयत्यक्षयं फलम् ॥ १६, ६१

વરની પાળ નીચે થઈને નહેરનું પાણી જ્યાં સરોવરમાં પડતું હશે, તે જંગાલ કહેવાતું હશે અને તેથી તેની પાસેના ઓવારાને જંગલ તીર્થ નામ આપ્યું હશે એમ હું ધારું છું.

## દેવીતીર્થ

જંગલ તીર્થની જોડે દેવીતીર્થનો ઓવારો હશે એમ જણાય છે. પુરાણમાં સ્પષ્ટ ઉલ્લેખ છે કે સરોવરની પશ્ચિમ દિશાએ દેવીપીઠ હતું અને ત્યાં હરસિદ્ધપ્રમુખા દેવીઓનાં એકસો અને આઠ મંદિરો હતાં.[૧૩] द्वयाश्रयમાં પણ સરોવર ઉપર દેવીઓનાં એકસો આઠ મંદિર હોવાનું જણાવેલું છે.[૧૪] હાલ એ સ્થળે એક દર્ગાહ છે.

## વિંધ્યવાસિની દેવી

સરોવરની મધ્યમાં આ દેવીનું મંદિર બહુ ઉંચુ હતું એમ ગ્રંથમાં જણાવેલું છે.[૧૫] એથી એ મંદિર સરોવરની વચ્ચેના ટેકરા ઉપર (કાંકરીઆની નગીના વાડીની માફક) હશે એમ શ્રી. કનૈયાલાલનું અનુમાન મને યોગ્ય જણાય છે. સરોવરોના વચલા ટેકરાને બકસ્થળ કહે છે. **मोहपराजय**માં આ બકસ્થળનો ઉલ્લેખ છે. આ ટેકરો હાલ પણ હયાત છે. લોકવાયકા તેના ઉપર રાણીનો મહેલ હોવાનું કહે છે અને મિ બર્જેસ ત્યાં રૂદ્રેશ્વરનું મંદિર હોવાની કલ્પના કરે છે. પુરાણની નોંધ જોતા એ બંને બાબતો અયથાર્થ જણાય છે. તીર્થનું માહાત્મ્ય અર્પેલા સરોવરની વચમાં રાણીને માટે મહેલ સિદ્ધરાજ બાંધે એ સંભવિત નથી. તેમજ નજીકમાં સિદ્ધપુરમાં રૂદ્રમહાલય હોઈને નવો રૂદ્રપ્રાસાદ બાંધે તો ત્યાંના મંદિરનું મહાત્મ્ય ઘટી જાય. **सरस्वती पुराण**માં કે અન્ય કોઈ ગ્રંથમાં સરોવરના કાંઠે કે નગરમાં રૂદ્રેશ્વરનું મંદિર હોવાનો ઉલ્લેખ છેજ નહિ. હાલ એ ટેકરા ઉપર એક ખડીઅેર છે, તે કોઈ જૂની દર્ગાહનુ હોય એમ જણાય છે. વળી ત્યાં બે ત્રણ વર્ષ ઉપર જ અહીંના વણકરોએ માયા ઢેડનું સ્થાનક કરેલું છે.

## દશાવતાર તીર્થ

**सरस्वती पुराण** અને **द्वयाश्रय काव्य** માં સરોવરના દશાવતાર તીર્થનો અને તેને કાંઠે વિષ્ણુના દશ અવતારનાં મંદિરોનો ઉલ્લેખ છે.[૧૬] આ તીર્થ સરોવરના નૈર્ઋત્ય ખુણા ઉપર હશે એમ હું ધારું છું. હાલ એ સ્થળે સૈયદ હુસેન સાહેબની દર્ગાહ છે.

---

(૧૩) अपरस्यां दिशि रयातं तास्मिन्सरसि सिद्धिदं ।
हरसिद्धां समाश्रित्य यत्र देव्योऽप्यवस्थिता. ॥
विजयान्तं समुद्दिष्ट शतमष्टोत्तरं द्विज ॥ १६, १३६—१५१

(१४) स देवीनां शतं साग्रप्रासादाम्मातृकल्पिकः ॥ १५, ११९

(१५) जलमध्येन यो गत्वा तत्रस्थां विंध्यवासिनीम् ।
संपश्येत्परया भक्त्या न स दुर्गाणि पश्यति ॥
तस्यैव सरसो मध्ये स्वर्गमार्गप्रदर्शकः ।
विंध्यशृंगाप्यधिकं तं दृष्ट्वातिमनोरमम् ॥ १६—१५८, १७२

(१६) दशावतारके तीर्थे दशमूर्तिः स्वयंस्थित. ॥ १६, ६१ स. पु.
दशावतारीं प्रकृतं व्याख्यामत्र व्यधत्त सः ॥ १५, ११९ द्वया. का.

## પ્રભાસ તીર્થ

પ્રભાસ તીર્થ સરોવરના દક્ષિણ કાંઠે હતુ એમ સ્પષ્ટ નોંધ પુરાણમાં છે એમ પાછળ જણાવ્યું છે. આ ઓવારે કયા દેવનું મંદિર હતુ, તે પુરાણકારે જણાવ્યું નથી, પરન્તુ ત્યાં સોમનાથ મહાદેવનું મંદિર હશે એમ મારી ધારણા છે. સોમનાથ સોલંકીઓના કુલદેવ હતા, તેથી સિદ્ધરાજ તેમનું મંદિર બંધાવ્યા વિના રહે નહિ.

## નકુલીશનું મંદિર

સરોવરના કાંઠે નકુલીશનું મંદિર હતું એમ ગ્રંથમાં જણાવેલું છે. તેમજ વિશેષમાં લખ્યું છે કે તેનું મહાત્મ્ય કાયાવરોહણ જેટલું છે.[૧૭] આ કાયાવરોહણ તે નર્મદાતીરનું કારવણ ગામ તે નકુલીશ શૈવસંપ્રદાયનું મૂળ સ્થાન ગણાય છે. તે મંદિરના આગળના ઓવારાનું નામ પુરાણમાં નથી, પણ તે હું રેવાતીર્થ હોવાનું ધારૂ છું. કારવણ જવાનો રસ્તો પણ પાટણની દક્ષિણ દિશાએ હતો, તેથી તે સ્થાન મેં પ્રભાસની જોડે દક્ષિણ દિશાના કાંઠે નકશામાં મૂક્યું છે.

## વિનાયક તીર્થ

નકુલીશ પછી વિનાયક તીર્થ અને સિદ્ધિવિનાયકના મંદિરનો ઉલ્લેખ આવે છે. સરોવરના કાર્યારંભમાં આ ગણપતિની સ્થાપના થઈ હશે અને તીર્થોની પરિક્રમાનો આરંભ ત્યાંથી થતો હશે એમ મારૂં માનવું છે. માળવાના વિજયના સ્મારકનો કીર્તિસ્તંભ અને તેના ઉપરની સરોવરપ્રશસ્તિ પણ એ સ્થળે હશે એમ મારી ધારણા છે. આ બાબતમાં આશ્ચર્ય જેવું એ છે કે स. पु. માં આ કીર્તિસ્તંભનો ઈસારો સરખો એ નથી, જો કે બીજા ઘણા ગ્રંથોમાં તેની નોંધ છે. કદાચ આ પુરાણ રચાયા પછી એ સ્તંભ રોપવામાં આવ્યો હોય અથવા તીર્થમહાત્મ્યના ધાર્મિક ગ્રંથમાં તેનો નોંધ લેવી ગ્રંથકારને ઉચિત ન લાગી હોય.

## સ્વામિતીર્થ

ગણપતિના મન્દિરની જોડે તેમના બંધુ કાર્તિકેય સ્વામીનું મંદિર હોય તે સ્વાભાવિક છે. પુરાણમાં સ્વામિતીર્થનું વર્ણન છે અને તે ઓવારા ઉપર મહાસેનનું મંદિર છે એમ જણાવેલું છે. વિશેષમાં તેમાં એવો ઉલ્લેખ છે કે સિદ્ધરાજ ઉપર પ્રસન્ન થઈને શ્રી મહાકાલ આવ્યા, ત્યારે તેમની સાથે મહાસેન પણ આવ્યા હતા.[૧૮] આ ઉપરથી હું ધારૂં છું કે આ મૂર્તિઓ માલવાવિજયના સ્મારકમાં ઉજ્જૈનથી લાવવામાં આવી હશે. સિદ્ધરાજનો પિતા કર્ણ આ રીતે નીલકંઠ મહાદેવની મૂર્તિ ધારાનગરીથી લાવ્યો હતો એમ સુકૃત સંકીર્તન જણાવ્યુ છે.

---

(૧૭) तत्र पुण्यतमे स्थाने नकुलीशः स्वयं स्थितः ।
स्थापितः सिद्धराजेन यथा कायावरोहणे ॥ १६, १९१

(१८) यदा यातो महाकाल· सिद्धराजेन तोषितः ।
महासेन स्तदा यातः सिध्धेशस्य जयप्रद· ॥ १६, २२६

### પિશાચમોચન તીર્થ

સરોવરના કાંઠે પિશાચમોચન તીર્થ હતું અને ત્યાં શ્રાદ્ધ, તર્પણ, વગેરે થતાં હત એમ પુરાણમાં નોંધ છે. ૧૯એ ઓવારા ઉપર શ્રીમહાકાળ મહાદેવના મંદિરનો ઉલ્લેખ છે માળવાનો માર્ગ પાટણથી પૂર્વ દિશાએ હતો, તેથી એ તીર્થ સરોવરના પૂર્વ કાંઠે હોવા મેં કલ્પ્યું છે. આ સ્થળે હાલમાં સૈયદ બહમન સાહેબની દર્ગાહ છે અને જોડમાં સુપ્રસિ રાણીની વાવ છે.

### સૂર્ય તીર્થ

પિશાચ મોચન તીર્થ પછી સૂર્ય તીર્થનો ઉલ્લેખ આવે છે. આ ઓવારા ઉપ ભાયલ સ્વામીનું મંદિર હતું એમ પુરાણમાં લખ્યું છે.[૨૦] આ સૂર્ય મંદિર હતું એમ જણ વેલું છે. આ નામનાં સૂર્ય મંદિર ગુજરાતમાં નથી, પરન્તુ મધ્ય પ્રાંતમાં કદાચ હશે, કેમ ગ્રંથમાં લખ્યું છે કે સિદ્ધરાજે વેત્રવતી (બટવા) નદીના તીરે વૈદિશનગર (બેસનગર)મ એ દેવને ભક્તિથી પ્રસન્ન કર્યા હતા. ગ્વાલીઅર રાજ્યમા આવેલા ઉદયપુરના સં ૧૨૨૯ અજયપાળના શિલાલેખમાં 'ભાઇલ સ્વામી' નામ છે. (ફો. સ. પ્રકટિત ગુજરાત ઐતિહાસિક લેખો ભા. ૨, પૃ. ૭૧)

### કોલ્લા પીઠ

સૂર્ય મંદિર પછી કોલ્લા પીઠનો ઉલ્લેખ છે. આ પીઠમાં મહાલક્ષ્મી, કોલ્લા અ કંકાલી દેવીઓનાં મંદિરો હતાં. આ પીઠના આગળનો ઓવારો કોલ્લા તીર્થ તરીકે ઓ ખાતો હશે એમ હું ધારું છું.

### કપાલીશ અને ભૂત તીર્થ

ઉલ્લે, કપાલીશ, ભૂત માતા અને ભૂતેશના મંદિરોના ઉલ્લેખથી સરોવરનાં તીર્થો સમાપ્તિ થાય છે. કપાલીશ તીર્થનો ગ્રંથમા ઉલ્લેખ છે. તે ઓવારે કપાલીશનું મંદિર હ ભૂત તીર્થનો ગ્રંથમાં ઉલ્લેખ નથી, પણ ભૂત માતા અને ભૂતેશનાં મંદિરો આગળ ઓવારો એ નામથી ઓળખાતો હશે એમ હું ધારું છું. તે ઓવારા નદી કાંઠાના શ્મશા ઓવારાની દિશામાં સરોવરના ઉત્તર કાંઠે હશે એમ મારી ધારણા છે.

### નદી કાંઠાનાં તીર્થ

આ પુરાણમાં સરોવરના તીર્થો ઉપરાંત સરસ્વતી નદીનાં પાટણ આગળનાં તીર્થ પણ ઉલ્લેખ છે. તેમના નામ કાક તીર્થ, ગાંધર્વ તીર્થ, માતૃ તીર્થ, દુર્ગા તીર્થ વરાહ તીર્થ છે. એ નદીના ઓવારા હશે પ્રથમના બે તીર્થો શ્મશાનના ઓવારા એમ નોંધ છે હાલનો કોટડાનો આરો કદાચ પ્રાચીન કાક તીર્થ હશે.

---

(૧૯) पिशाचमोचनं तत्र तीर्थं मुक्तिप्रदं भुवि ।
प्रेतभावाद्विमुच्यन्ते पितरो यत्र तर्पिता ॥ १६, २२२

(२०) अत परं तु तत्रैव सूर्यतीर्थमनुत्तमम् ।
भायलस्वामिनामापि आदित्यो यत्र तिष्ठति ॥
भक्त्या तु सिद्धराजेन यः पुरा परितोषित ।
वैदिश नगर गत्वा वेत्रवत्या स्तटे स्वयम् ॥ १६, २२९—२३०

### નદી કાંઠાના કુંડો અને મંદિરો

આ ઓવારા ઉપરાંત સરોવર તરફના નદીના દક્ષિણ કાંઠે બ્રહ્મકુંડ અને વિષ્ણુકુંડ । સામેના ઉત્તર કાંઠે પુષ્કર તીર્થના ત્રણ કુંડો હતા એમ જણાવ્યું છે. વિષ્ણુકુંડ ગળ વિષ્ણુયાન એટલે વિષ્ણુનું મંદિર હતુ. આ સ્થળે બાવા હાજીની દર્ગાહ છે. તે મૂળ ઃ મંદિર હોવાનું મિ. બર્જેસે લખ્યું છે. વળી સામા કાંઠે ગૌરેય (ગણપતિ) અને દેશ્વર (મહાદેવ)નાં મંદિરો હતાં. નદી કાંઠાના કુંડો અને મંદિરો સિદ્ધરાજના સમય લાનાં હશે, કેમકે પુરાણમાં લખ્યું છે કે સરસ્વતી નદીને સરોવરમાં લાવતાં પહેલાં દ્રરાજે સિધ્ધેશ્વરની અને ગૌરેયની આરાધના કરી હતી વળી એ ઉપરથી જણાય છે નહેરનો આરંભ કદાચ ત્યાંથી કર્યો હોય. તે મંદિરોની આસપાસની જમીન ઉશર એટલે રવાળી કહી છે. હાલ પણ કપડાં ધોવાનો ઉસ ત્યાંથી ખોદી લાવવામાં આવે છે.

### મહાવન

સહસ્રલિંગની પશ્ચિમ દિશાએ મહાવન હતુ. તે વાવ, કુવા અને તળાવોથી પૂર્ણ હતું । તેમાં સર્વ ઋતુમાં થનાર ફળનાં વૃક્ષો હતાં એમ પુરાણમાં જણાવેલું છે.[૨૧] નહેરના ાીની અનુકૂળતાથી એ સ્થળે બગીચો બનાવવામાં આવ્યો હશે એમ મારું મંતવ્ય છે. મહાવન કાં તો રાજપ્રાસાદનું વિહારોદ્યાન (palace garden) કે નગરોપવન (public rk) હોવું જોઈએ.

### રાજપ્રાસાદ

**મોહપરાજય**માં નોંધ છે કે સરોવરના કાંઠે ભવ્ય રાજપ્રાસાદ હતો.[૨૨] એનું સ્થાન ાવનની દક્ષિણે અને સરોવરના નૈર્ઋત્ય ખુણે સંભવે છે. ત્યાં આગળ વિશાળ રાજદુર્ગના ાના અવશેષો હજી સુધી પણ જોવામાં આવે છે. પાટણમાં કાળકા માતાના મંદિરની ળનો જે કોટ છે તે આ દુર્ગનો દિવાલનો બચેલો થોડોક ભાગ છે.

### શિક્ષા ગૃહો અને સત્રશાળાઓ

દ્વયા૦ કા૦માં અને કીર્તિસ્તંભના લેખમાં સહસ્રલિંગના કાંઠે શિક્ષા ગૃહો, મઠો । સત્રશાળાઓ (યજ્ઞશાળાઓ) હતી એમ જણાવેલું છે આ શિક્ષણની સંસ્થાઓ માત્ર ભ્રાહ્મણોને માટે હતી એમ નહોતુ. ત્યાં વાર્તિક એટલે વૈશ્ય વિદ્યા અને ક્ષાત્રવિદ્યા પણ

---

(૨૧) पश्चिमे तस्य सरसः स्थितं ब्रह्मन्महावनम् ।
सर्वकालफला यत्र वृक्षाः सन्ति मनोहराः ॥
वापीकूपतडागेषु जलप्रस्रवणेषु यत् ।
तस्मिन्वने स्थितं पुण्यं स्नानात्स्वर्गप्रदं नृणाम् ॥ १६, २६०—२६६

(૨૨) एषा सुभ्रु सरस्वती सरिदिदं श्रीसिद्धभर्तुः सरः ।
चैतत्तन्वि चकस्थलं पृथुयशः स्तंभोऽयमभ्रंलिहः ॥
प्रासादो नृपतेरनेनिरुपमः सुश्रोणि सौधापण-
श्रेणि श्रेणिरियं श्रियां च नगरे दृष्टन्यमस्मिन्न किम् ॥ ८, ३

શિખવવામાં આવતી હતી.[૨૩] આ મકાનો ઉત્તર હિંદના મહામાર્ગ ઉપર સરોવરનું અગ્નિકોણમાં હશે એમ મારું માનવું છે.

### ધર્મશાળાઓ

પુરાણમાં એવો ઉલ્લેખ છે કે સરોવર ઉપર બ્રાહ્મણો, યતિઓ અને તપસ્વીઓ માટે આગારો એટલે ધર્મશાળાઓ હતી.[૨૪] આ મકાનો પણ મહામાર્ગ ઉપર સરોવરના ઈશાન કોણમાં હશે, કેમકે નદી ઉતર્યા પછી વટેમાર્ગુઓ પ્રથમ એ સ્થળે જ આવે.

### ઉપસંહાર

**સરસ્વતીપુરાણ**માંથી સહસ્રલિંગ સરોવરનાં અને તેની આજુબાજુનાં સ્થાનકો સંબંધે આટલી હકીકત મળે છે તે ઉપરાંત તેમાં હિમાલયથી આરંભી પ્રભાસ સુધીના સરસ્વતી-તીર્થોનું વિગતવાર વર્ણન છે. **સ્કન્દપુરાણ**માં આપેલી હકીકતને આ પુરાણ ઘણે અંશે અનુસરે છે. 'ઘણે અંશે' કહેવાનું કારણ એ કે ગ્રંથકારે જાત માહીતીથી તેમાં કેટલેક ફેરફાર કર્યો છે; તેથી તેરમા શતકના ગુજરાતના સારસ્વત પ્રદેશની ભૂગોળ માટે આ પુરાણ ઉપયોગી છે. તેમાં રાજકીય ઇતિહાસની હકીકત બહુ થોડી છે, પરન્તુ જે છે તે કેટલીક બાબતો ઉપર અપૂર્વ પ્રકાશ નાંખે છે. દાખલા તરીકે, ચાવડાઓ સંબંધી એમ જણાવેલું કે તેઓ આબુ તરફથી આવ્યા હતા, દારૂડીઆ હતા, અને તેમણે સરસ્વતીનાં તીર્થોનો નાશ કર્યો હતો.[૨૫] ગ્રંથમાં તેમને ચાંચીઆ અને લૂટારા જણાવવામાં આવ્યા છે. આથી કેટલાક પુરાતત્ત્વવિદો તેમને મધ્ય એશિયાની હૂણ જાતિના ગણે છે તેમાં કંઇક સત્ય હોય એમ જણાય છે. આંતરિક પુરાવાના આધારથી શ્રી કનૈયાલાલ દવેએ આ પુરાણ સિદ્ધરાજના રાજ્યકાળના અંતમાં રચાયાનું સિદ્ધ કર્યું છે. એ જોતાં જૈનેતર સાહિત્ય ગુજરાતના ઇતિહાસ સંબંધી હાલ સુધી મળી આવેલા ગ્રંથોમાં એ જૂનામાં જૂનો ગ્રંથ અને તેથી પ્રસિદ્ધ કરવા જેવો છે.*

---

(૨૩) धर्मपालन पदोपाध्याय शिक्षागृहम । शिलालेख पंक्ति १

स वार्त्तिकक्षत्रियकान्कालपसूत्रानागमविधिकान् ।

सांसर्गविद्यांश्चविद्यानांगविद्यांश्चकोविदान् ॥

क्षात्रविद्यान्धार्मविद्याँल्लोकयितिकविद्विपः ।

याज्ञिकानीक्ष्यकांश्चात्र चक्रे प्रीणयितुं मठान् ॥

पापकाककुलश्येन पातायां तत्तटे भुवि ।

सत्रशालां नृपश्चक्रे तिलपातक्रियाजुषाम् ॥ द्वया० का० १५,११६ १२०

(૨૪) तत्रागाराणि तेनैव स्थापितानि सरस्तटे ।

ब्राह्मणानां यतीनां च तृप्त्यर्थं च तपस्विनाम् ॥ १६, १२३

(૨૫) येतु क्रोधवशानामा विष्णुनाभिहताः पुरा ।

चापोत्कटा इति ख्याताः संभूता धरणीतले ॥

संप्राप्तैतन्महास्थानमर्बुदारण्यसंस्थिताः ।

प्रवसन्रौद्रकर्माणो मद्यपा निरपत्रपाः ॥

तेषां स्पर्शभयाद्देवी तीर्थैः सह सरस्वती ।

अदृश्या तत्र संजाता देवैर्ऋषिगणैः सह ॥ २५, ६८-७०

* ફાર્બસ ગુજરાતી સભાએ આ ગ્રંથ પ્રકટ કરવાની વ્યવસ્થા કરી છે સાંભળ્યું છે. તેની એક હાથપ્રત પૂનાના પ્રાચ્ય વિદ્યામંદિરમાં પણ છે.

# જૂના અને નવા પાટણની સ્થાપનાનો સમય

પ્રવર્તકશ્રી કાન્તિવિજયજી મહારાજના હસ્તલિખિત પુસ્તકસંગ્રહમાંથી ત્રણેક વર્ષ પહેલાં મને એક ગુટકો મળી આવ્યો હતો. તેમાં એક સ્થળે 'લિ૰ જોઈતાજી સં૰ ૧૮૨૮ ચૈત્ર સુદિ ૧' એવો ઉલ્લેખ મળે છે તેથી એ અરસામાં ગુટકાનો કેટલોક ભાગ લખાયો હશે એવું અનુમાન થઈ શકે છે. ગુટકામાંથી જૂના પાટણ[1] તથા નવા પાટણની[2] સ્થાપના વિષેની કુંડળીઓ મળી આવે છે તે ઉપયોગી હોવાથી તેમજ પાટણના ઇતિહાસવિષયમાં એ પ્રકારનું સાધન પ્રથમ વાર જ ઉપલબ્ધ થતું હોવાથી, તે અહીં રજુ કરવાની તક લઉં છું.

(૧)

## જૂના પાટણની કુંડળી

સંવત ૮૦૨ વર્ષે શાકે ૬૬૮ પ્રવર્ત્તમાને વૈશાખ સુદિ ૩ ..* નક્ષત્ર રોહિણી, ઉદયાત્ ઘટી ૨૨, પલ ૩૦ સમયે શ્રીમદણહિલપુર પાટણ શિલાનિવેશ–અણહિલપુર પાટણની જન્મોત્તરી

જન્મલગ્ન



(૨)

## નવા પાટણની કુંડળી

સ્વસ્તિશ્રી વિક્રમાર્ક સમયાતીત સંવત્ ૧૭૯૨ વર્ષે શાલિવાહનકૃત શાકે ૧૬૫૭ પ્રવર્ત્તમાને ઉત્તરાયનગતે સૂર્યે, ચૈત્ર માસે, કૃષ્ણપક્ષે ૧૪

૧ જૂનું પાટણ વનરાજ ચાવડાએ વસાવેલું તે

૨ નવું પાટણ જૂના પાટણનો નાશ થયા પછી ફરી વસેલું તે

* વાર વાંચી શકાતો નથી

ચતુર્દશી, ઘટી ૫૯, પલ ૩, વર્ષે તિથૌ ગુરુવારે ચન્દ્રમીનસ્થે, સૂર્યોદયાત ઘટી ૧૧, પલ ૬, અક્ષર ૧૩, વ્યક્ષર ૧૩ સમયે શ્રીઅણહિલ્લપુર પાટણ શિલાનિવેશકસ્ય શુભકારી વર્ષ. ૯૯૦ પ્રવેશ.

વર્ષલગ્ન




*

ઐતિહાસિક સાધન તરીકે બન્ને કુંડળીઓ મહત્ત્વની હોવાથી તે પર કેટલુંક વિવેચન પ્રસ્તુત થશે.

જૂના પાટણની સ્થાપના વિશે જૂદા જૂદા ગ્રન્થોમાં જૂદા જૂદા ઉલ્લેખો મળી આવે છે. 'રાસમાળા'માં એક કવિતને આધારે પાટણની સ્થાપનાની મિતિ સં. ૮૦૨ના માઘ વદ ૭ ને શનિવાર આપવામા આવી છે. પાટણમાં ગણપતિમન્દિરના શિલાલેખ મુજબ સં. ૮૦૨ ના ચૈત્ર શુદ ૨ ને શુક્રવાર, 'પ્રબન્ધચિન્તામણિ' પ્રમાણે સં. ૮૦૨ના વૈશાખ શુદ ૨ ને સોમવાર, 'ધર્મારણ્ય' પ્રમાણે સં. ૮૦૨ ના આષાઢ શુદ ૩ ને શનિવાર 'રાજવંશાવલિ' પ્રમાણે સં. ૮૦૨ ના શ્રાવણ શુદ ૨ ને સોમવાર તથા 'વિચારશ્રેણિ' પ્રમાણે સં. ૮૨૧ ના વૈશાખ સુદ ૨ ને સોમવારઃ એ તિથિઓ મળી આવે છે આ પૈકી સં. ૮૦૨ ના વૈશાખ સુદ ૨ ને સોમવાર તથા આષાઢ સુદ ૩ ને શનિવાર, એ બેનાં વારતિથિ મળે છે; તે ઉપરથી રા. રામલાલ મોદીએ એવું અનુમાન કર્યું છે કે વૈશાખ શુ ૨ ને સોમવારના દિવસે પાટણની સ્થાપનાની ધર્મક્રિયા થઈ હશે, તે વખતે શરૂ કરેલ યજ્ઞનું સત્ર બે માસ ચાલ્યું હશે અને લોકો આષાઢ શુદ ૩ ને શનિવારથી ગામમાં રહેવા આવ્યા હશે.[3] પરન્તુ એજ લેખમાં આગળ તેઓ લખે છે, "શનિવાર અને આષાઢી ૩ ખ: વસવાટના આરંભનો દિવસ હશે અને અખાત્રીજ ને સોમવાર મુહૂર્ત પ્રમાણે ધર્મક્રિયાના આરંભનો દિવસ હશે" રા. મોદી જો બીજ ઉપરાંત ત્રીજ ધારતા હોય તો જ આ કથનો એકબીજા સાથે બંધબેસતાં આવી શકે. પાટણ અખાત્રીજના દિવસે વસ્યું એ 'મિરાતે સિકંદરી' માં જણાવેલું છે જ્યારે પાટણમાં એવી લોકવાયકા છે કે તે શનિવા વસેલું છે, એ ઉપરથી રા. મોદી ઉપલું અનુમાન કરવાને પ્રેરાયા લાગે છે. યજ્ઞનું સ

૩. 'કાન્તમાલા,' પૃ. ૧૫૭

લાગલાગટ બે માસ સુધી ચાલે એ વિચિત્ર લાગે છે છતાં વિશેષ વિશ્વસનીય પ્રમાણોને અભાવે, પાટણમાં લોકો આષાઢ શુદ ૩ ને શનિવારથી રહેવા આવ્યા હતા એ અનુમાનનો પ્રતિકાર કરી શકાય એમ નથી. અણહિલપુરની સ્થાપનાની ધર્મક્રિયાનો આરંભ જો સં. સં. ૮૦૨ ની અખાત્રીજના દિવસે ધારવામાં આવતો હોય તો એ દૃષ્ટિએ પહેલી કુંડળીની ઉપયોગિતા ધ્યાનમાં લેવા જેવી છે.

બીજી કુંડળી મુજબ, સં. ૧૭૯૨ એટલે કે ઈ. સ. ૧૭૩૬ માં નવા પાટણની સ્થાપના થઈ. પરન્તુ દિલ્હીના અલાઉદ્દીન ખીલજીએ કર્ણ વાઘેલાને હરાવી જૂના પાટણનો નાશ કર્યો[૪] ત્યાર પછી ટૂંક સમયે જ પાટણ ફરી વાર વસ્યું હોવુ જોઈએ, કેમકે અહમદશાહે ઇ. સ. ૧૪૧૧–૧૨ માં અમદાવાદ વસાવ્યું ત્યાં સુધી ગૂજરાતની રાજધાની અને રાજકાજનું કેંદ્રસ્થાન પાટણ હતુ. નવું પાટણ અણહિલપુરનાં જૂનાં ખંડેરોથી અગ્નિખૂણે આવેલું છે. નવા પાટણની આસપાસ કિલ્લો છે. તે ક્યારે બંધાયો, એ વિષેનો ચોક્કસ ઉલ્લેખ કોઈ સ્થળેથી મળતો નથી. પાટણ શહેરનું અસ્તિત્વ તો ઈ. સ. ૧૭૩૬ કરતાં ઘણા જૂના સમયથી હતું એટલે ઈ. સ. ૧૭૩૬ ( સં. ૧૭૯૨ )માં પાટણનો કિલ્લો બંધાયો એમ માનવું વાસ્તવિક છે. નવા પાટણનો કિલ્લો મરાઠાઓના સમયમાં બંધાયો હતો એવી કલ્પના આથી ખોટી ઠરે છે. તે વખતે દિલ્હીના તખ્ત ઉપર સુલ્તાન મહમ્મદશાહ (ઈ. સ. ૧૭૧૯–૧૭૪૮) હતો. ઇ. સ. ૧૭૩૦ માં જોધપુરનો મહારાજા અભયસિંહ ગૂજરાતનો સુબો નીમાયો હતો અને તેજ વર્ષમાં તેનો ભાઈ વખતસિંહ પાટણનો હાકેમ નીમાયો હતો.[૫] ઈ. સ. ૧૭૩૩ માં રતનસિંહ ભંડારીને પોતાના નાયબ તરીકે નીમી અભયસિંહ દિલ્હી ગયો.[૬] ઇ. સ. ૧૭૩૬ માં પાલણપુરનો પહાડખાન ઝાલોરી વખતસિંહના નાયબ તરીકે

પાટણનો હાકેમ થયો.[૭] આ અરસામા—આજ વર્ષમાં નવા પાટણનો કિલ્લો બંધાયો હોવો જોઈએ. તે વખતે ગુજરાતમા જે અંધાધુધી અને ટંટાનું વાતાવરણ પ્રસરી રહ્યુ હતું તેને કારણે પાટણ જેવી અગત્યની જગાએ કિલ્લેબંધી કરવાની જરૂર જણાઈ હોય તો નવાઈ જેવુ નથી. આ કુંડળીનાં વારતિથિ વગેરે, શ્રી. કેશવરામ શાસ્ત્રીએ ગણત્રી કરતાં શુદ્ધ માલુમ પડ્યા છે.

આ કુંડળીઓ પરથી કોઈ જ્યોતિષી ફલાદેશ કાઢશે તો તે ઉપયોગી થઈ પડશે.

અમદાવાદ
તા. ૯–૮–૩૬

ભોગીલાલ જ. સાંડેસરા

# ગુર્જરેશ્વરોનું પાટનગર અણહિલપુર

अस्ति स्वस्तिकवन्भूमेर्धर्मागारं नयास्पदम् ।
पुरं श्रिया सदाश्लिष्टं नाम्नाणहिल्लपाटकम् ॥ ३ ॥ द्व्याश्रयकाव्य म
ઉપક્રમ.

ગુર્જરરાષ્ટ્ર કે ગુજરાત જેને સંસ્કારી ભાષામાં હિંદનું નંદનવન કહેવામાં આવે તે અનેક નગરો અને મહાનગરોથી વિભૂષિત છે. તેમાંનાં કેટલાંક તો પ્રાચીન અને અપ્રાચીનતાનો દાવો કરી ઠેઠ પૌરાણિકયુગ સમયમાં હોવાનું મનાય છે.[1] ગુજરાતના પ્રાચીન ઇતિહાસ બાબત અનેક વિદ્વાનોએ પોતાની કુશાગ્રબુદ્ધિથી કલમ ચલાવી જે તે વિભાગોની તાત્વિક ચર્ચા કરેલી છે પણ ગુજરાતના પ્રાચીન નગરોના ઇતિહાસ પ્રત્યે તેઓએ ઉદાસીનતા રાખી છે એમ કહીયું તો ખોટું નહિ જણાય. આપણાં પ્રાચીન નગરો ક્યારે સ્થપાયાં, તેમનો વૈભવ કેવો હતો અને શા કારણથી નાશ પામ્યાં તે માટે આપણી પાસે ક્રમબદ્ધ પ્રમાણિક હકીકત પુરી પાડે તેવાં સાધનોનો અભાવ જ છે એટલે તે માટે આપણે પૌરાણિક આધારો અને પ્રવાસે આવનારા પરદેશીઓની નોંધપોથીનાં વર્ણનો ઉપર જ અવલંબવું રહ્યું છે. આવાં પૌરાણિક અને પ્રવાસ વર્ણનો ઉપરથી જે તે શહેરનો સાચો ઇતિહાસ ઘડી કાઢવો તે કાર્ય ઘણું જ શ્રમસાધ્ય છે. હાલમાં આ વિષય તરફ આપણા વિદ્વાનોનું લક્ષ ગયું છે. રા. રા. રત્નમણિરાવ ભીમરાવે "ગુજરાતનું પાટનગર અમદાવાદ" અને "ખંભાતનો ઇતિહાસ" પ્રસિદ્ધ કરી આ દિશામાં સારી પ્રગતિ કરી છે. તેમણે કરેલ સંશોધનો, વૈદિક સાહિત્ય અને પૌરાણિક સાહિત્યનાં વિવરણો, ઐતિહાસિક રીતે બંધબેસતાં અનુમાનો, તેમજ ગ્રંથાંતરોની જુદીજુદી હકીકતોનો સમન્વય, તેમની પ્રાચીન સંશોધક તરીકેની પ્રાવિણ્યતાની પ્રતીતિ દર્શાવે છે.

સ્થાપના

અણહિલપુરની સ્થાપના વિ. સંવત ૮૦૨માં ચાવડા વંશના વીરપુરુષ વનરાજે કરી હતી એ ઇતિહાસ પ્રસિદ્ધ વાત છે. પણ તેના માસ વાર અને તિથી માટે આજે કેટલોક મતભેદ પ્રચલીત છે જેનું મુખ્ય કારણ જુદાજુદા ગ્રંથોમાંના બીજા બીજા વાર તિથી અને માસને લઈને જ છે. વિચારશ્રેણી અને જૈનયુગમાં છપાયેલી રાજ્યવંશાવળીમાં સંવતનો પણ ફેર છે. તેમાં અણહિલપુરની સ્થાપના વિ. સં. ૮૨૧માં થયાનું જણાવ્યું છે.[૪] પ્રબંધ-ચિંતામણી, ધર્મારણ્ય, ગણપતિ મંદિરનો શિલાલેખ, ફાર્બસ સભાની રાજ્યવંશાવળી, તીર્થ-કલ્પ, તથા અણહિલપુરની કુંડલી જે મને ભાઈશ્રી અમૃતલાલના સંગ્રહમાંથી મળી છે. તે બધામાં સ્થાપનાનુ વર્ષ વિ. સં. ૮૦૨ જ લખેલું જોવામાં આવે છે. અને પ્રમાણીકપણે વિચારતાં સવત ૮૦૨ની સાલમાં સ્થાપના થયાનું ઇષ્ટ લાગે છે. વિચારશ્રેણીના મતને જૈનયુગમાં છપાયેલી રાજ્યવંશાવળીથી પુષ્ટી મળે છે. મે. રા. બા. ગૌરીશંકર ઓઝા પણ તેમજ માને છે પરંતુ તેને વધુ મદદ કરે તેવાં પ્રમાણો મળ્યાં નથી એટલે તે માટે બીજાં પ્રમાણીક આધારો મળે ત્યાંસુધી વિદ્વાનોના મતે સંવત ૮૦૨ની સાલ જ સ્વીકારીશું. હવે તેના માસ તિથી અને વાર સંબંધી વિચારીયે

રા. રા. રામલાલ મોદીયે તિથી વારનો નિર્ણય કરવા માટે જુદા જુદા ગ્રંથોના તિથી વારો સાચા છે કે કેમ ? તે બદલ રા. રા. ખારેઘાટ પાસે ગણીત કરાવેલ છે તેમાં ફક્ત ધર્મારણ્ય અને પ્રબંધચિંતામણીના તિથી વારો બંધબેસતા આવે છે તેથી તેઓથી અનુમાને છે કે અણહિલપુરના વાસ્તુ વિધાનની શરૂઆત વૈશાખ સુદ ૨થી શરૂ કરી બે માસ પર્યંત ચાલી અષાઢ સુદ ત્રીજ શનિવારે પ્રજાવર્ગે વસવાટ કર્યો હશે.[૫] મારી પાસેની અણહિલપુરની કુંડળીમાં સંવત ૮૦૨ના વૈશાખ સુદ ત્રીજ ગુરૂવાર લખેલો છે. ખારેઘાટ સાહેબના ગણીત મુજબ વૈશાખ સુદ ત્રીજ ને મંગળવાર આવવો જરૂરી છે એટલે તેમના ગણીત પ્રમાણે આ કુંડળી ખોટી ઠરે છે.

પાટણ અખાત્રીજે વસ્યાની લોકોકતી છે તેવી જ રીતે શનિવારે વસ્યાનું પણ કહેવાય છે. તે હાલના પાટણની કે અણહિલપુરની સ્થાપના માટે કહેવાતું હશે તેનો નિર્ણય નથી. રા. ગ. મોદીયે બે માસ પર્યંત ચાલેલ વાસ્તુ વિધાનના અનુમાન માટે કોઈપણ આધાર આપેલો નથી ફક્ત વૈશાખ અને અષાઢના મળતા તિથી વારોને લઈને વચલો ગાળો પુરવા માટે જ તેમને આ અનુમાનની કલ્પના કરી છે. વાસ્તુવિધાન ગમે તેટલા દિવસો પર્યંત ચાલે છતાં નગરપ્રવેશને જ જનસમાજ વસવાટની તિથી માને છે. બનતાં સુધી વાસ્તુવિધાન જેવાં શાંતિક પૌષ્ટિક કાર્યો વધુ લંબાય તેમ સંભવતુ નથી આવા લાંબા પ્રયોગો શ્રૌતયજ્ઞોમ કરવા પડે છે, જે માસોના માસ સુધી બલ્કે વર્ષો સુધી પણ ચાલે છે.[૬] આમ બે તિથીયોને

---

૩ બોમ્બેગેઝેટીયર વો ૧ ભા. ૧. પા. ૫૧૧. અરબ મુસાફરોનાં વર્ણનો.

૪ વિચારશ્રેણી. વૉટસન મ્યુઝીયમની પ્રતનો ઉલ્લેખ જુઓ કાંતમાલા પા. ૧૫૭ રા. સુ. મોદીનો લેખ.

૫. આ સંબંધી તેમનો લેખ જુઓ કાંતમાળા પા. ૧૫૬

૬ જુઓ કાત્યાયન શ્રૌતસૂત્ર, આપસ્તંબ, શ્રૌતસૂત્ર, બૌધાયન, અશ્વલાયન વિ. શ્રૌતસૂત્રે

જણાવવા કરતાં પ્રાસંગીક અનુમાનોને અનુસરી એકાદ તિથી કલ્પવી તે સયુક્તિક છે. અખાત્રીજના દિવસે વસ્યાની લોકોક્તિ અણહિલપુર માટે હોય તો મને મળેલ કુંડળી વૈશાખ સુદ ત્રીજની જ છે. ફક્ત તેના વારનો જ મે ખારેઘાટ સાહેબના ગણીત અનુસાર વાંધો આવે છે. પરંતુ તેમાં મુકેલા ગ્રહો જ્યોતિષ ગણત્રી પ્રમાણે તે સમયને યોગ્ય છે એમ જ્યોતિષના અભ્યાસી રા. રા. મહાદેવ શિવરામ સાહેબનું માનવું છે. એટલે વૈશાખ સુદ ત્રીજના દિવસે સ્થાપના થયાનું અનુમાન ઠીક લાગે છે. જો કે તેના વાર માટે વાંધો ઉભો જ છે પણ પરંપરાગત હકીકતમા મંગળવારને બદલે ગુરુવાર થઈ ગયો હોય યા તો લખીવાની ચુકથી ગુરૂવાર નોંધાયો હોય તેમ બની શકે છે. અણહિલપુર સ્થાપનાની કુંડળી નીચે પ્રમાણે છે.

**स्वस्तिश्री जयोमंगलाभ्युदयश्च । संवत ८०२ वर्षे शाके ६६८ प्रवर्तमान्ये वैशाख सुदि ३ गुरु दिने रोहिणी नक्षत्रे वृषस्थे चंद्रे सूर्योद्यात् गत घटि १) सिंहलग्न वद्दमान्ये अस्यां वेलायां श्रीमदणहिल्लपुर पत्तनं स्थापितं ॥**

**पत्तन जन्मपत्रिका**




**અભિધાન**

અણહિલપુર નામ વનરાજે અણહિલ નામના રબારીયે ઉત્તમ ભૂમિ બતાવ્યાથી પાડયુ હતું એમ અનેક વિદ્વાન ગ્રંથકારોએ નોંધ્યું છે એટલે તેનું મુખ્ય નામ અણહિલપુર હતું એ નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે છતાં પણ જુદા જુદા અનેક ગ્રંથકારોયે તેને અણહિલ પાટક,[૮] અણહિલપુર પત્તન,[૯] અણહિલવાડપુર,[१०] ગુર્જરેન્દ્રપુર,[११] વગેરે નામોથી સંબોધ્યું હોવાના કેટલાક પ્રમાણો મળે છે પુર, પાટક, નગર, પત્તન, વગેરે એક જ નામના જુદા

૭ (૧) हेमचंद्राचार्यकृत सं. द्वयाश्रय सर्ग १ શ્લોક ૪ અભયતિલકગણિની ટીકા સં. વિષ્નુ આબાજી કાથવટે.
(૨) प्रा. द्वयाश्रय (कुमारपालचरित्र) स. १ શ્લોક ૨ પુર્ણકળશગણિની ટીકા સં. શંકર પાંડુરંગ પંડીત.
(૩) प्रबंध चिंतामणि દુર્ગાશંકર શાસ્ત્રી સંપાદીત પા ૨૦

૮ (૧) पुरंश्रिया सश्लिष्टं नाम्नाणहिल पाटकं । स द्वयाश्रय स १ श्लो ४
(૨) धामश्रियोऽणहिलपाटक नाम काम लीलामयंजयति गूर्जरभूमिभूप नरनारायणानंद स १६. श्लो

જુદા પર્યાયો હોવાનું "અમર" સૂચવે છે.[12] એટલે તે બધાં નામો એક પર્યાયવાચી હોવાને લઈને જુદા જુદા વિદ્વાનોએ તે મુકયા હશે જેથી અણહિલપુર નામમાં કાંઈ ફેર પડતો નથી ગુર્જરેન્દ્રપુર નામ કવિ કલ્પનાનું જ પરિણામ છે કારણ ગુર્જરેશ્વરોના નગરને ગુર્જરેંદ્રપુર કહી શકાય

આ સિવાય અણહિલપુરના જુદા જુદા નામો આરબ મુસાફરોએ પોતાની નોંધપોથીમાં નોંધ્યા છે હી સ ૩૪૦ ઈ સ ૯૫૧માં આવેલ મુસાફર અલઆઈસ્તખ્રી અન્હલ, કામ્હલ, અને ફામ્હલ નામો અણહિલપુર માટે જણાવે છે ઈબ્ન હૌકલ ઈ ૯૭૬, ફામ્હલ, કામ્હલ, અને ફમ્હુન નામો નોંધે છે જ્યારે અલઈદ્રીસી અગીયારમા સૈકાના અંતમાં અણહિલવાડને મમ્હુલ તથા નહરવાલ કહે છે અલબેરૂની તેનું સાચું નામ અણહિલવાર જણાવે છે[13] આમ જુદા જુદા મુસાફરોએ અણહિલપુરના અનેક નામો પાડયા છે પણ તે બધા અણહિલ પુરના મનકલ્પિત ઉચ્ચારો છે જે બહારના મુસાફરોએ પોતાની ભાષા પ્રમાણે તેનો ઉચ્ચાર કરતાં સાચા નામથી વધુ દૂર લાગે છે

**પરિસીમા**

અણહિલપુરનો ઘેરાવો ફરતો ૧૨ કોસ હતો એમ કર્નલટૉડે કુમારપાળ ચરિતના આધારે નોંધ્યું છે[14] પરંતુ એની પરિસીમા ક્યાથી ક્યા સુધી હતી તે જાણવાને હાલમાં કંઈ પણ સાધન ઉપલબ્ધ નથી એટલે તે બદલ અનુમાનો ઉપર જ આધાર રાખવો પડે છે. વળી તેનો આકાર ચતુરસ્ત્ર, વૃત્ત, લબચોરસ કે અષ્ટકોણ હતો તે જાણવા માટે પણ કંઈ સાધન નથી સાધારણ અનુમાને વિચારતા જો તે સમચોરસ હોય તો તેની લંબાઈ પહોળાઈ નીદાન ચાર ચાર માઈલની હોવી જોઈયે દ્વયાશ્રય કાવ્યમા અણહિલપુરને પૃથ્વીના

---

(૩) अणहिल्लपाटक मिति प्रथितं पुरमस्ति निर्जित महेंद्रपुरम् ॥
वसंतविलास स. २ श्लो १

(૪) अस्तिथी वनराजराजरचित प्रौढ प्रतिष्ठं स्फुट।
तत्र श्रीअणहिल्लपाटक मिति प्राप्त प्रांतार्ड पुर ॥
ચારિત્રસુંદરગણિકૃત કુમારપાળચરિત્ર સ ૧ શ્લો. ૯૭

૯ वरक्तश्रीरणहिल्ल पत्तन पुर सन्निर्मित भूतले।
મુનીશ્રીહિમાંશુવિજયજી પાસેની આમુદ્રીત રાજવંશાવળી
શ્લોક ૨૬ ભારતિય અનુશિલનમાં કુમારપાળનો લેખ ટીપ ન ૧

૧૦ तत्थत्थि तिलय तुल्लं अणहिलवाडयपुर घण सुवन्नं
કુમારપાળ પ્રતિબોધ પ્રથમ પ્રસ્તાવ શ્લો ૩૬

૧૧ जिनधर्मप्रतिबोध: क्लृप्तोऽय गुर्जरेंद्रपुरे।
કુમારપાળ પ્રતિબોધ પ્રશસ્તી અંતે પા ૪૭૮

૧૨ पू स्त्री पुरी नगर्यौवा पत्तनं पुटभेदनम्॥ અમરકોશ પુરવર્ગ પા ૩૬

૧૩ સચાઉનું ભાષાંતર વો ૧ પા ૧૫૩

૧૪ ટ્રાવેલ્સ ઇન વેસ્ટર્ન ઈંડીયા પા ૧૫૬

પશ્ચીમ દિશામાં વડલીગામ નજદીકમાં નદી સુધી તેની લંબાઈ હોવાનું અનુમાનાય છે કારણ હાલનું વડલી ગામ જેને સંસ્કૃતમાં વટપલ્લીકા કહેવામાં આવે છે તે અણહિલપુરના સમકાળમાં મોટું ગામ હતું. ત્યાં અનેક જૈન શેઠીયાઓ રહેતા હતા તેટલું જ નહી પણ તેઓને લઈને કેટલાક સાધુઓ ત્યાં રહેતા હોવાનું જણાય છે. સંવત ૧૬૨૧માં પ્રખ્યાત જૈનાચાર્ય વિજયદાનસૂરી અહીં નિર્વાણ પામ્યા હતા એમ ત્યાંના શિલાલેખ ઉપરથી જણાય છે.[૧૯] અકબરના સમકાલીન હીરવિજયસૂરિયે પાટણથી વડલીમાં વિહાર કર્યાનું "હીરસૌભાગ્ય" કાવ્ય જણાવે છે.[૨૦] હાલમાં વડલી ગામ પાસેના ટેકરાને ત્યાંના લોકો અણહિલપુરના ઘીકાંટા તરીકે ઓળખાવે છે પણ કદાચ તે અણહિલપુરનું જકાત નાકું હોય એમ સંભવે છે.

આ પ્રમાણે તેની પરિસીમા વિચારતા અણહિલપુર ફરતું ૧૨ કોસના ઘેરાવામાં હશે તેમાં કાંઈ અતિશયોક્તિ જણાતી નથી.

## સામાન્ય વર્ણન

હવે અણહિલપુર કેવું હશે તે જોઈયે અણહિલપુરને ફરતો કોટ હતો એમ કેટલાક ગ્રંથકારોયે નોંધ્યું છે.[૨૧] વળી તેમાં હરવા ફરવા માટે અનેક બાગબગીચા હતા એમ દ્વયાશ્રય કાવ્યમાં જણાવતાં લખ્યુ છે કે "આ બાગોમા ષડ્ઋતુજન્ય પુષ્પો થતાં હતાં તેને દેવકાર્યાર્થે ચુંટવા માટે રંભાસ્તંભ અસ્થિનીવાળી, મદોન્મત્ત હસ્તીની જેવી, અને વક્રભ્રકુટીવાળી, સ્ત્રીઓ આ ઉદ્યાનોમાં આવતી"[૨૨] આ સિવાય કીર્તિકૌમુદીકારે બાગ બગીચાઓ હોવાનું નોંધ્યું છે.[૨૩] આ નગરમાં અનેક વિદ્યાલયો અને છાત્રાલયો હતાં જ્યાં વિદ્યાર્થિયો અભ્યાસ કરતા હતા[૨૪] આ સિવાય સિદ્ધરાજે સહસ્રલિંગના કાંઠા ઉપર સત્રશાળાઓ, વિદ્યાશાળાઓ, અને મઠો બંધાવ્યાનું દ્વયાશ્રયકારે જણાવ્યું છે.[૨૫] તેમાં ૮૪ ચૌટાં અને બાવન બજારો

---

૧૯ ગુજરાતીનો દીપોત્સવી અંક સને ૧૯૩૧ શ્રી. બો. જે. સાંડેસરાનો લેખ.

૨૦ હીરસૌભાગ્યકાવ્ય પા ૫૪૫

(૧) नागेन्द्रनु धवलैः शिर्षं विभ्राद् सालोत्र सर्वतः ॥ ૧૨૭ સં. દ્વયાશ્રય.

૨૧ (૧) तस्य अवतस शोभाकारित्वात् शेखरवद्वर्यभूत् प्राकीरः कोट्टयत्रराजते
પ્રા. દ્વયાશ્રય અ ૧. શ્લો. ૪ પૂર્ણકલશગણિની વ્યાખ્યા.

(૨) साक्षादस्यामितोवा चनोधर विभुना वेष्टिता वप्र वेशात् ॥
હમ્મીર મદમર્દન પા. ૪૭ અં. ૫. (૪) સુકૃત સંકીર્તન શ્લો ૨૦ સર્ગ ૧

(૩) શોભે જે હારનું કામ સારનાર સુકોટથી (૫) વસંતવિલાસ શ્લો. ૪૦ સર્ગ ૨
શું વર્તુલ થયે પુણ્યે રક્ષાતુકી ચોટથી. (૪) કીર્તિકૌમુદી અ. ૧. વ હ.
આચાર્યનું ભાષાંતર

૨૨ भान्ति मत्तेभगामिन्यो रम्भास्तम्भा निभोरवः ।
सर्वर्तु मण्डितोद्यानेष्वत्रस्कार भ्रुवोङ्गना ॥ ११

૨૩ કીર્તિકૌમુદી શ્લો. ૫૦ સ ૧

૨૪ દ્વયાશ્રય મહાકાવ્ય સ. ૧. શ્લો. ૭

૨૫ એજ ન. સ. ૧૫ શ્લો ૧૨૦થી ૧૨૨

હતાં.[૨૬] ત્યાં રેશમી, સુતરાઉ, મલમલ, વિગેરે કાપડનો મોટો વેપાર ચાલતો. હીરા મોતી અત્તર વિ૰ કીંમતી ચીજો વેચાતી. રોજ એક લાખ ટકા જકાતની ઉપજ હતી. ત્યાંનો વેપાર ખૂબ પ્રગતીમાન હતો. ત્યાં અઢારે વર્ણના લોકો રહેતા હતા રાજધાનીના મુખ્ય મથકને લઈને તેમજ વેપારનું મહાસ્થાન હોવાને લીધે ત્યાં વસ્તીનું પ્રમાણ મોટું હતું જેથી તેને નરસમુદ્રની ઉપમા આપવામાં આવતી. ત્યાં ગજશાળા, અશ્વશાળા, ચંદ્રશાળા વિગેરે અનેક શાળાઓ હતી. વળી ત્યાં અનેક રાજમહાલયો, મંદિરો, પ્રાસાદો, વિહારો, અને ધર્મ-સ્થાનો હતાં જેનું વિસ્તૃત વર્ણન તેના વિભાગમાં વિસ્તારથી કરવામાં આવશે. નગરની નજદીકમાં જ સરસ્વતી વહેતાં હતાં જેનો પ્રવાહ બહુ જ વેગવંત અને અગાધ હતો.[૨૭] શહેરની નજદીકમાં સહસ્રલિંગ સરોવર હતુ જે શહેરને અનુપમ સૌંદર્ય આપતું તેને અનેક ઓવારા હતા અને ફરતાં સહસ્ર શિવમંદિરો તેમજ બીજાં અનેક દેવમંદિરો હતાં.

**રાજમહાલયો, પ્રાસાદો, દેવમંદિરો, વ.**

અણહિલપુરના સામાન્ય વર્ણનમાં અનેક રાજમહાલયો, પ્રાસાદો અને દેવમંદિરો હોવાનું જણાવ્યું છે પણ તે કોનાં કોનાં મંદિરો હતાં તેમજ કોણે બંધાવ્યાં હતાં તેનું યથાયોગ્ય વિવેચન બાકી જ છે એટલે અહીં વિસ્તારથી તેની અન્વેષણા કરવામાં આવી છે.

અણહિલપુરનું વર્ણન કરતાં અનેક ગ્રંથોમાં રાજમહાલયો પ્રાસાદો અને દેવમંદિરોનાં વર્ણનો આપ્યાં છે. ચાવડા અને સોલંકી રાજકર્તાઓએ પોતાના રાજ્યકાળ દરમ્યાન અનેક મહાલયો, અને મંદિરો બંધાવ્યાનું ઈતિહાસ સૂચવે છે. મુનીરાજ હેમચંદ્રે પણ દ્વયાશ્રય કાવ્યમાં વનરાજાદી રાજકર્તાઓએ બ્રહ્મા, વિષ્ણુ, શંભૂ, અર્હન, ચંદ્ર, સૂર્ય, સ્કંદ વગેરેનાં મંદિરો બંધાવ્યાનું સૂચવ્યું છે.[૨૮] કીર્તિકૌમુદીકાર અણહિલપુરનાં દેવાલયોને હિમાલય જેવાં ઉત્તંગ અને સૌન્દર્યવાન્ જણાવે છે[૨૯] જૈનધર્મોનાં પંચાસર પાર્શ્વનાથનું મંદિર, કોકાવસતિ પાર્શ્વનાથનું મંદિર, અને અરિષ્ટનેમીનું મંદિર હોવાનું પ્રબધચિંતામણી તથા તીર્થકલ્પ ઉપરથી જણાય છે.[૩૦] આમ અનેક મંદિરો તથા પ્રાસાદો માટે ઉપરોક્ત તેમજ બીજા અનેક ગ્રથાંતરોમાંથી મળતાં પ્રમાણોના આધારે અણહિલપુર રાજમહાલયો અને દેવમંદિરોથી વિભૂષિત હતું એમ સ્પષ્ટ જણાય છે આ બધાં મહાલયો અને મંદિરો કયા કયા રાજાઓએ કોનાં કોનાં બંધાવ્યાં હતાં તે જણાવવા મં. તથા પ્રા. દ્વયાશ્રય મહાકાવ્ય, પ્રબંધચિંતામણી કુમાર-પાળ, પ્રતિબોધ, સુકૃત સંકીર્તન, વસંતવિલાસ, પ્રભાવક ચરિત્ર વગેરે અનેક પુસ્તકોના આધારે નીચેની યાદી આપવામાં આવી છે

---

**२६ चउरासो जिणि चउहटा वर घसइ विहार मढ मंदिर उत्तंग चंग अनुपोलीपगार ॥ ८ ॥ समररासु द्वो. भा प्रा. गु का. सं.**

૨૭ દ્વયાશ્રય કાવ્ય સર્ગ ૧ શ્લો. ૨૩

૨૮ દ્વયાશ્રય મહાકાવ્ય સ. ૧ શ્લો ૪૬

૨૯ કીર્તિકૌમુદી સર્ગ ૧ શ્લો. ૬૧

૩૦ પ્રબંધચિંતામણિ દુ. કે. શાસ્ત્રીય સંપાદીત પા ૨૦ તીર્થકલ્પમા કોકાવસતી કાવ્ય તથા અરિષ્ટ નેમીકલ્પ જુઓ.

| અનુક્રમ | રાજાનુ નામ | તેણે બધાવેલ મહાસ્થાનો |
|---|---|---|
| ૧ | વનરાજ | પંચાસર પાર્શ્વનાથ, કંટેશ્વરી પ્રાસાદ, અણહિલેશ્વર નિકેતન અને ધવલગૃહ |
| ૨ | યોગરાજ | યોગીશ્વરીનુ મંદિર |
| ૩ | ભૂવડ | ભૂયડેશ્વર પ્રાસાદ |
| ૪ | મૂળરાજ સોલંકી વંશ | મૂળરાજ વસહિકા, મુંજાલદેવ સ્વામીનુ મંદિર, ત્રીપુરૂષ પ્રાસાદ |
| ૫ | ચામુંડ | ચંદનનાથનુ મંદિર, ચાચીણેશ્વર મહાદેવ |
| ૬ | દુર્લભ | મદનશંકરનુ દેવાલય, દુર્લભ સરોવર, સાત માળનુ ધવલગૃહ, વીરપ્રાસાદ |
| ૭ | ભીમ | ત્રીપુરૂષ પ્રાસાદ, ભીમેશ્વરદેવનુ મંદિર, ભીરૂઆણીનુ મંદિર |
| ૮ | ભીમની સ્ત્રી ઉદયમતિ | રાણીની વાવ |
| ૯ | કર્ણદેવ | કર્ણમેરૂ પ્રાસાદ |
| ૧૦ | સિદ્ધરાજ | સહસ્રલિંગ સરોવર અને ત્યાંના અનેક દેવમંદિરો સત્રાગારો અધ્યયન મંદિરો સિદ્ધરાજ મેરૂ વિ. |
| ૧૧ | કુમારપાળ | કપર્દીકા વિહાર, મૂષક વિહાર, કરંડ વિહાર, યૂકા વિહાર બીજા બત્રીસ વિહારો, કુમાર વિહાર ત્રીભુવન વિહાર, સત્રાગાર, પોષધશાળા વિ |

આ પ્રમાણે અણહિલપુરમા અનેક ધવલગૃહો, રાજમહાલયો, પ્રાસાદો અને દેવમંદિરો હતા આ સિવાય અણહિલપુરમા ૧૮૦૦ તો કોટયાધીશો હતા જેઓના મકાનો પણ કળા કૌશલ્યના અચ્છા નમુનાઓ હશે[૩૧] જે મહારાજાઓએ ડભોઈ, ઝીંઝુવાડાના સુંદર કિલ્લાઓ બંધાવ્યા હતા, જેમણે અનેક ઠેકાણે અદ્‌ભૂત કળા સ્થાપત્યો ઉભા કર્યા હતા વળી જ્યાં દેલવાડા, શેત્રુંજય અને ગીરનાર ઉપર કરોડો રૂપીયા ખરચી દેવમંદિરો બંધાવનાર વસ્તુપાળ, તેજપાળ વિમળશાહ વગેરે કુબેર જેવા ધનીકો રહેતા હતા ત્યાંના રાજામહારાજાઓએ તેમજ તે બધા દાનેશ્વરીઓએ પોતાના શહેરમા પણ ભવ્ય કળા કારીગરીથી યુક્ત અનેક મહાલયો, મંદિરો અને પ્રાસાદો પણ બંધાવ્યા હશે એમ અનુમાન કરીયે તો ખોટું નહી ગણાય વસ્તુપાળ તેજપાળના મહાલયની એક કુંભી તથા બે સ્તંભો તેના ઉપરના શિલાલેખ સાથે મળી આવ્યા છે જેના ઉપરથી પણ જણાય છે કે તેઓના પ્રાસાદો શિલ્પ સ્થાપત્યના અચ્છા નમુનારૂપ હશે આમ અણહિલપુર અનેક દેવમંદિરો, રાજમહાલયો, પ્રાસાદો જીનાલયો, સત્ર શાળાઓ, પોષધશાળાઓ, અને દેવવિશ્રામમંદિરોથી શોભતુ હતુ અને તેને લઈને જ તેનુ વર્ણન કરનાર ગ્રંથકારોએ તેને સુરપુર, કે અમરાવતી જેવુ જાજવલ્યમાન જણાવ્યુ હશે આ સિવાય આગળ જણાવી ગયા પ્રમાણે સહસ્રલિંગ સરોવરના તીર પ્રાંતીય દેવમંદિરો પણ આ નગરને વધૂ શોભાવતા હતા

## ગ્રંથાંતરોમાં અણહિલપુર

આગળ ઉપક્રમમા જણાવી ગયા પ્રમાણે આ આખોયે નિબંધ જુદા જુદા ગ્રંથોના અભિપ્રાયને અનુસરી તે ઉપરથી તારવી કાઢવામા આવ્યો છે તેમાથી મુખ્ય મુખ્ય ગ્રંથોના

૩૧ જુઓ ભારતિય અનુશિલનમા હિમાંશુવિજયજીનો કુમારપાળ ઉપર લેખ

વર્ણનો ટુંકમાં અહીં આપવા પ્રયત્ન કર્યો છે તેથી પણ સુજ્ઞ વિદ્વાનોને અણહિલપુરનો આછો ખ્યાલ આવી શકશે.

અણહિલપુરનું સૌથી પહેલું અને સર્વશ્રેષ્ઠ વર્ણન દ્વયાશ્રય કાવ્યમાં કરવામાં આવ્યું છે. તેમાં ફક્ત નગરવર્ણન માટે જ ૧૩૦ શ્લોકો લખ્યા છે. ગુર્જરેશ્વરોના ઈતિહાસના ઘડતરમાં તેઓના પાટનગરનું વર્ણન આપવામાં મુનીરાજ હેમચંદ્રે બાકી રાખી નથી. તેમણે નગર વર્ણન એકલું જ નહી આપતાં તેની સાથે તે સમયની ત્યાંની સામાજીક પરિસ્થિતિનો પણ ઠીક નોંધ લીધી છે. આ બધાયે શ્લોકોનું ભાષાંતર અહીં આપવા જતાં એક મોટું પુસ્તક થઈ જાય તેથી તેનો ટુંક સાર અહીં આપવામાં આવ્યો છે.

" અણહિલપુર ધર્મનું આગાર અને લક્ષ્મીથી સમૃદ્ધ નગર છે જ્યાં વિદ્યા કળા માટે અનેક શાળાઓ છે ત્યાં અનેક વિદ્યાર્થિયો પોતાનો અભ્યાસ સારી રીતે કરી શકે છે. આ નગરની આસપાસ અનેક ઉદ્યાનો, બાગબગીચાઓ મનુષ્યોનાં ચીત્તને હરણ કરનારા છે. અણહિલપુરના મનુષ્યો બહુજ સુખી છે જે ધર્મન્યાયથી વર્તી નાના પ્રકારના સુખોપભોગ લે છે, નગરની પાસે પવિત્ર સરસ્વતી નદી વહે છે જે પોતાના પુનિતામૃત વડે જનસમાજને પવિત્ર બનાવે છે. નગરના મહાલયો અને મંદિરો ગવાક્ષ (ઝુળતા ઝરૂખા) અને અગાસીવાળા હોય છે નગરજનોની સ્ત્રીઓ અગાસીમાં જ્યારે ઉભી રહે છે ત્યારે આકાશમાં જાણે સેંકડો ચંદ્રો ઉગ્યા હોય તેમ જણાય છે. નગરની આસપાસ મોટાં ગૌચરો છે જ્યાં પશુઓ આનંદ લે છે. અણહિલપુરમાં સવર્ણનાં બાળકો અગ્ની જેવાં તેજસ્વી હોય છે. આ નગર વિદ્યાકળાનું મહા ધામ છે જ્યાં ષડદર્શનના મોટા વિદ્વાનો પોતાનો વિદ્યાભ્યાસંગ વધારવા આવે છે. નગરજનોની અને પ્રજાવર્ગની સુધાર્મીક વૃત્તી વડે નાના રોગ ઉપદ્રવો અહીં આવતા નથી શહેરમાં અનેક દેવમંદિરો, મહાલયો અને પ્રાસાદો છે જે રાજા તથા પ્રજાએ બધાવેલાં છે. અહીંના લોકો અતિથી સત્કારને વધૂ પવિત્ર માને છે અને તેથી અહીં અતિથીઓનો સારો સત્કાર થાય છે. દેવને જગાડવા માટે મંદિરોમાં શખ વગાડવામાં આવે છે અહીં અનેક કોટયાધીશો રહે છે જેના મકાન ઉપર ધજા રાખવામાં આવે છે. લક્ષ્મીવાન પુરૂષોને ત્યાં ક્ષત્રિયો ચોકી કરે છે. એવો આ નગરનો ઇંદ્રતુલ્ય વૈભવ જે ઈંદ્રના નગરને તે પણ ઢાંકી દે છે "

પ્રાકૃત દ્વયાશ્રયકાવ્ય જેને કુમારપાળ ચરિત પણ કહેવામાં આવે છે તેમાં હેમચંદ્રાચાર્યે સર્ગ પહેલાના બેથી સત્તાવીસ સુધીના શ્લોકોમાં અણહિલપુરનુ ભવ્ય વર્ણન આપ્યુ છે તેમાં વર્ણન કરતાં લખ્યું છે કે.

" આ નગર જાણે પૃથ્વીના હારમાંના સત્તાવીસ મોતીમાંનું એક મોતી હોય તેમ પૃથ્વિનાં મહાનગરોમાં તેની ગણના કરવામાં આવે છે જેની ચારે બાજુ કોટ વિંટળાયેલો છે. તે સાતવાહનની પ્રતિષ્ઠાન પુરી જેવુ સત્પુરૂષો અને સદાચારીયોનું મહા સ્થાન છે. અહીંના નગરજનો ધર્માચરણ વાળા અને પવિત્ર છે. અહીંનાં ઘરો એવાં સુંદર શોભી રહ્યાં છે કે જેમ શરદઋતુમાં વસુધા અપૂર્વ સૌંદર્યને ધારણ કરે છે, તેમ આ નગર લક્ષ્મીથી શોભી રહ્યું છે. અહીંની અપ્સરાતુલ્ય સ્ત્રીઓ પોતાના પતિ તેમજ ગુરૂપદેશને વશવર્તિ બની સ્વધર્માચરણથી કૃત્ય કૃત્ય બને છે. આ બધી સ્ત્રીઓનાં નેત્રો મૃગ જેવાં હોઈ જાણે નાગાંગનાઓ હોય તેમ જણાય છે. અહીંના નગરજનો નાના પ્રકારનાં દાનો કરે છે. જો કે પૃથ્વી ઉપર

અત્યારે કલિયુગ ચાલે છે છતાં અહીં કૃતયુગ કરતાં પણ વીસથી ત્રીસ ઘણો ધર્મ વર્તી રહ્યો છે. આ નગરને જોતા બૃહસ્પતિનું વાચસ્પતિત્વ ભૂલી જવાય તેવું તે વિદ્યાકળાનું કેંદ્ર છે. અહીં અનેક દેવમંદિરો છે."

પ્રભાવક ચરિત્રના હેમસૂરી પ્રબંધમા અણહિલપુરનું નીચે પ્રમાણે વર્ણન કર્યું છે.

"અણહિલપુર નગર એવું સુંદર છે કે જેનું વર્ણન દ્વીજીન્દ્ર (શેષ) પણ કરી શકતો નથી. જે પ્રાસાદ રાજ વડે શોભી રહ્યું છે. જ્યાં લક્ષ્મીપતિ લોકેશ્વર શિવ, અર્હન્ વગેરે દેવોએ આવી નિવાસ કર્યો છે"

નરનારાયણાનંદ મહાકાવ્યમા વસ્તુપાળે અણહિલપુરનુ વર્ણન નીચે પ્રમાણે કર્યું છે.

"જગતના મહા નગરોની લાવણ્યતામા ગરીવ, ઇંદ્રના નગર જેવી શોભાવાળું અને લક્ષ્મીના ધામરૂપ લીલાને ધારણ કરનાર અણહિલ પાટકનગર ગુર્જરભૂમિને ભુષિત કરી રહ્યું છે. જ્યાંના મનુષ્યો આનંદીત થઇને પ્રતિદીન વાગ્દેવનાને માતાપિતાની માફક પ્રશંસે છે (પ્રીતી રાખે છે) વળી તેઓ નિર્મત્સરવાળા હોઈ લક્ષ્મી તેમનો ત્યાગ કરતી નથી અર્થાત્ તેઓ વિદ્યાવાન્ તથા લક્ષ્મીવાન્ છે."

કવિ સોમેશ્વર કીર્તિ કૌમુદીમાં અણહિલપુરનુ ઝલકદાર વર્ણન કરતાં લખે છે કે

"શોભા અને કલ્યાણના નિવાસરૂપ અણહિલપુર શોભી રહ્યું છે. તેની આસપાસ કોટ છે તેથી જાણે આ નગરે હાર પહેર્યો હોય તેમ જણાય છે. અહીંના રાજમહેલો અને ઘરોની અગાશીઓમાં જ્યારે સ્ત્રીઓ રમે છે ત્યારે આકાશ (शतचंद्रं नमस्तलं) જાણે સેંકડો ચંદ્રોથી શોભતું હોય તેમ જણાય છે. અહીં કોઈ ઠેકાણે ગીત ગવાય છે કોઈ ઠેકાણે વેદઘોષ થાય છે અને કોઈ ઠેકાણે બદીજનો સ્તુતી કરે છે, જ્યાંની શોભા એવી સરસ છે કે તેને જોઇને લંકા શંકા કરે છે, ચંપા કંપે છે, વિદીશાકશ થઇ ગઈ છે, કાશીની સંપત્તી નાશ પામી છે, મિથીલા શિથીલ થઇ છે, ત્રીપુરીની શોભા ઝરી ગઈ છે, મથુરાં મંદ થઇ છે અને ધારા તેના ગુણો જોઇને નિરાધાર બની ગઇ છે. ત્યાં હિમાલય જેવાં ઉંચાં સફેદ દેવમંદિરો શોભી રહ્યા છે. ત્યાની સ્ત્રીઓ રૂપવાન્, કાંતિમાન્ અને ગુણવાન હોય છે. આ નગરની નજદીકમાં સહસ્રલિંગ સરોવર છે જેના તટ ઉપર અનેક દેવમંદિરો શોભી રહ્યાં છે."

સિદ્ધ સારસ્વત બાલચંદ્રસૂરિએ અણહિલપુરનું વૈભવી વર્ણન વસંતવિલાસમાં કર્યું છે. જો કે તે અતિશયોક્તિ અલંકાર પ્રચુર છે પણ તેમાંથી તેનો આછો ખ્યાલ આવે તેવું સાદું વર્ણન અહીં આપવામાં આવ્યું છે.

"અણહિલ પાટકનગર મહેંદ્રપુર એટલે ઇંદ્રના નગર જેવું છે જ્યાં લક્ષ્મી અને સરસ્વતી વિના કલહે વાસ કરે છે. ત્યા અનેક દેવમંદિરો છે જે ઘંટડીયોરૂપી મુખોવડે અને ધ્વજાઓરૂપી હાથોવડે અહીંના રાજાઓનાં યશોગાન ગાઈ રહ્યાં છે. જ્યાંનાં ઘરો સ્ફટીક જેવા ઉજ્વળ હોય છે જેમા લોકોનાં પ્રતિબિંબ પડે છે. વળી તેની ભીંતો મણીમય અને સચીત્ર છે ત્યા અનેક જાતના ફૂલઝાડોથી બનેલા બગીચાઓ છે. ચંદ્રને પણ શરમાવે તેવી અહીં ચંદ્રશાળાઓ છે. ત્યાંની સ્ત્રીઓ कृपाण दार्दण्ड कटाक्ष बाणः એટલે તીવ્ર કટાક્ષ ફેંકનારી હોય છે જે સ્વરૂપવાન હોઈ કામીપુરુષોનાં ચિત્તોને વિહ્વળ બનાવે છે.

આ નગરને ફરતો કોટ છે જેની પાછળ જળથી ભરેલી પરિખા (ખાઇ) કોટનું અને નગરનું રક્ષણ કરી રહી છે. આ નગરની પાસે દુર્લભ સરરાજ ( સહસ્રલિંગ સરોવર ) આવેલુ છે. આમ અણહિલપુરનો વૈભવ અન્યનગરોના સૌંદર્યનો પરાભવ કરે છે.”

સુકૃતસંકીર્તનકાર અરિસિંહ લંબાણપુર્વક વર્ણન કરતાં નોંધે છે કે “જેમ સ્ત્રીઓના મુખમાંસ્મર, કમલમાં લક્ષ્મી, સુજનોના હૃદયમાં યોગ, અને તપસ્વીઓમાં સંયમને ધારણ કરાયેલો હોય છે, તેમ પુરંદર પત્તનાખ્ય એટલે ઇન્દ્રના નગર જેવું, શ્રીપુર લક્ષ્મીના ધામરૂપ, આ અણહિલપુર નગર ને પૃથ્વિ ધારણ કરે છે. તે નગરમાં વનરાજ દેવાંશી રાજા હતો તેણે પંચાસર પાર્શ્વનાથનું મંદિર નવિન રીતે આ નગરમાં બંધાવ્યુ ત્યાં તે પૂર્ણ પ્રીતીવડે પ્રભુનું ધ્યાન કરતો. આ નગરની પાસે ઉંચો રાજમહેલ હતો જ્યાં ગગનસિંધુ ગામી પક્ષીઓ વિશ્રામ કરતાં હતાં. આ નગરને ફરતો કોટ હતો.”

ચારિત્ર સુંદર ગણી કુમારપાળ ચરિત્રમાં અણહિલપુર માટે લખે છે કે વનરાજ સ્થાપીત અણહિલપુર પ્રૌઢ પ્રતિષ્ઠાવાળું મહાનગર છે જ્યાંના મનુષ્યો પૂર્ણાભિલાષી હોઇ દેવના જેવા ધર્મવાન્ હોય છે. આ નગરની પાસે વાદળાંથી વાતો કરતો ઉંચો રાજમહેલ છે જેના ઉપર ઉચ્ચ શ્રોણીધ્વજ ફરકી રહ્યો છે. આ મહેલની ઉંચાઇને લીધે સૂર્ય પોતાના ભંગની શંકાથી કોઇક વખત વાદળામાં પેસી જાય છે. આ નગરને જળપરીવૃત મેરો દુર્ગ છે. અહીંની સ્ત્રીઓ જ્યારે ગવાક્ષો અને આગાસીઓમાં ઉભી હોય છે ત્યારે આકાશમાં સેંકડો ચંદ્રો પ્રકાશતા હોય તેમ જણાય છે. **(सहस्र चंद्रं गगनं विभाति)** અહીં સ્વર્ગલોક જેવાં અનેક જૈનચૈત્યો છે અહીંના દાન, માન, કળાકૌશલ્ય, રૂપ, અને સૌખ્યથી, ત્યાંનો જનસમાજ તો શું પણ દેવતાઓ પણ પ્રસન્ન થાય છે. જ્યાં હંમેશાં ધર્મનિરત વ્યવહાર ચાલે છે.’

આ સિવાય કુમારપાળ પ્રતિબોધ, મોહપરાજય, હમ્મીરમદમર્દન, બાલભારત ( કવિ પ્રશસ્તિ), સુકૃત કીર્તિ કલ્લોલિની, અને સમરરાસુ કાવ્યમાં અણહિલપુરનું પ્રતિભાસંપન્ન વર્ણન કર્યુ છે પણ વિસ્તારભયથી તે બધાં અહીં આપવામાં આવ્યાં નથી.

### અરબ પ્રવાસીઓનું અણહિલપુર

હિંદની સર્વશ્રેષ્ઠ સંસ્કૃતીની પ્રશંસાર્થે આકર્ષાઇ અનેક વિદેશી મુસાફરો હિંદના પ્રવાસે આવ્યા છે. તેઓએ પોતાના પ્રવાસમાં જે જે સમૃદ્ધનગરો જોયાં છે તેની કેટલીક નોંધ તેમની પ્રવાસપોથીમાંથી મળે છે. વિદેશી મુસાફરોમાં ટૉલેમી ઇ સ. ૧૫૦ માં હિંદની મુલાકાતે આવ્યો હતો ત્યારપછી પણ કેટલાએ ગ્રીક અને અરબ મુસાફરો ભારતવર્ષની યાત્રા કરી ગયા છે. ઇ સ. ના દસમા સૈકામાં અને ત્યારબાદ હિંદના પ્રવાસે આવેલા કેટલાક અરબ મુસાફરોએ અણહિલપુરની મુલાકાત લઈ તેની નોંધ પોતાની પ્રવાસપોથીમાં લીધી છે. સોલંકી અને વાઘેલા રાજ્યકાળમાં લખાયેલા ગ્રંથોમાં અણહિલપુર અને ત્યાંના રાજાઓનાં વર્ણનોમાં અતિશયોક્તિ હોવાનો સંભવ છે. જ્યારે અરબ મુસાફરોની નોંધમાં તેવી મિથ્યાડંબરવાળી હકીકત નોંધાવા કારણ નથી તેથી તેઓની પ્રવાસ નોંધનાં ટુંક વિવરણો અહીં આપવા પ્રયત્ન થયો છે. આથી પણ વૈભવી અણહિલપુરની સમૃદ્ધી અને વિદ્યાકળાનો કંઇક ખ્યાલ આવશે.

અલ ઇસ્ત ખરી ઇ. સ. ૯૫૧માં નોંધ લઈ જણાવે છે કે "અમ્હલ કે ફમ્હલ હિંદનું એક મુખ્ય નગર છે તે હિંદના ઉત્તર વિભાગમાં આવેલું છે. આ નગરમાં જતાં મનસુરથી ૮ દિવસ લાગે છે. ત્યાંથી ચાર દિવસે ખંભાત જવાય છે. તે ગુજરાતનું મોટું શહેર છે અને મનસુર જવાના મુખ્ય રસ્તામાં આવેલું છે. મનસુર હૈદ્રાબાદથી ઉત્તરે સીત્તેર માઇલ દૂર આવેલું છે."

ઇબ્નહૌકલ (ઇ. સ. ૯૬૮) લખે છે કે "અમ્હલ કે ફમ્મલ એ એક મોટું અને મજબુત શહેર છે તેમાં જુમ્મા અગર (Assembly) ભેગા થવાની મસ્જીદ છે."

અલબેરૂની (ઇ ૯૭૦ થી ૧૦૩૯) એ અણહિલપર માટે કંઈ પણ વર્ણન લખ્યું નથી પણ તે ગુજરાતમાં કયાં આવ્યું તેટલું જ જણાવ્યુ છે.

અલ ઇદ્રીસી (અગીયારમા સૈકાની અંતમાં) મસાઉદી અને બીજા લેખકોને આધારે લખે છે કે "ભરૂચથી અણહિલવાડનો રસ્તો આઠ દિવસનો છે. નહરવાલ તથા તેની આસપાસના પ્રદેશમાં રહેનારા લોકો બળદ ગાડા સિવાય બીજી રીતે મુસાફરી કરતા નથી વેપારનો માલ પણ બળદ ગાડાઓમાં લઈ જવામાં આવે છે. ત્યાં બલહરા બીરૂદવાળા રાજાઓ રાજ્ય કરે છે. એઓ બુદ્ધની મૂર્તિને પૂજે છે માથા ઉપર સોનાનો મુકુટ તથા શરિર ઉપર કીંમતી પોષાક ધારણ કરે છે. અહીંના રાજાઓ ઘણી વાર ઘોડે બેસી ફરવા જાય છે તે વખતે સોનારૂપાના અલંકાર ધારણ કરેલી અને સુંદર વસ્ત્રોથી સુસજ્જીત સેંકડો સ્ત્રીઓ તેમની સાથે હોય છે. વઝીરો તથા બીજા અધીકારીઓ યુદ્ધ સિવાય રાજા સાથે કદી પણ નીકળતા નથી. આ રાજાઓ પોતાની પાસે ઘણા હાથીઓ રાખે છે. બલહરાનું બીરૂદ તેઓ વંશપરંપરા ધારણ કરે છે. નહરવાલ શહેરમાં ઘણા મુસલમાન વહેપારીયો ધંધા માટે આવે છે જેઓ રાજા અને અધિકારી વર્ગ પાસેથી સારો સત્કાર મેળવે છે. તેમના જાનમાલનું બરાબર રક્ષણ કરવામાં આવે છે.

ફેરીસ્તામાં મહમદ ગીઝનીની ચઢાઇનો સારોયે વૃત્તાંત આપ્યો છે તેમાં જણાવ્યું છે કે "મહમુદે અણહિલવાડ તાબે કરી સોમનાથ ઉપર ચઢાઈ કરી તેને પરાસ્ત કર્યા બાદ અણહિલવાડને પોતાની રાજ્યધાની બનાવવાની ઇચ્છા હતી પણ તેના વઝીરોની બીન સંમતીને લઈને તેણે પોતાનો વિચર પડતો મુકયો પણ મહમુદે અણહિલવાડ જીત્યાની સાક્ષી પુરતી બે મસ્જદો હજુ ત્યાં ઉભી છે"

નરૂદ્દીન મહમદ ઉફી જે શમ્સુદ્દીન અલ્તમશના રાજ્યકાળ દરમ્યાન થયો છે (ઇ. સ. ૧૨૧૧) તે તેના કલ્પિત ઇતિહાસમાં જણાવે છે કે. "અણહિલવાડ જયરાજનું મુખ્ય શહેર છે. તે ખેદ કરતાં લખે છે કે એક મુસલમાન ઉપદેશક ખંભાતમા રહેતો હતો તેની મસીદ કેટલાક અગ્ની પુજકોની ઉસ્કેરીણીથી હિંદુઓએ ભાગી નાખી પણ ત્યાંનો રાજા જલદીથી જાય તેવી સાંઢણી ઉપર બેસી એકલો ખંભાત ગયો અને જાત તપાસ કરી તે ઉસ્કેરણી કરનારાઓને શિક્ષા આપી તેઓના ખર્ચે ફરી મસીદ બંધાવી આપી.

અરબ સોદાગર સુલેમાન (ઇ. સ. ૮૫૧) જેને ભારતના પશ્ચિમ કિનારાની કેટલીયે સફરો કરી હતી તે જણાવે છે કે "ગુજરાત ઉપર બલહરાના રાજાઓની હકુમત છે ત્યાં ઘોડા અને ઉંટ વિશેષ હોય છે. આ પ્રદેશમાં સોનાની ખાણો છે જેની ધૂળમાંથી

ા ધાતુ શોધી કાઢવામાં આવે છે. બલહરાની આસપાસ બીજા કેટલાક નાના રાજાઓ
હે છે જેની સાથે તેને કેટલીક વાર યુદ્ધમાં ઉતરવુ પડે છે પણ તેઓનો સામનો તે
ારી રીતે કરી શકે છે આ રાજાની પાસે અનેક જાતનું લશ્કર છે જેના જેવું બીજા
ઈ રાજા પાસે લશ્કર નથી તે ઈસ્લામ ધર્મને ધીકારે છે. આ મુસાફર અણહિલપુરને જ
જરાત માને છે.

અબુઝૈદ જુજર ( ગુજરાત ) ના રાજા માટે લખે છે કે બલહરા રાજાઓ પાસે
ાડા અને ઉટનું સારૂ લશ્કર છે તેમજ તેઓના લશ્કરમાં હાથીઓ હોય છે.

## ભવશાળી અણહિલપુર

ઉપરોક્ત ગ્રંથોનાં વિવેચનો અને પ્રવાસનોધોમાં અણહિલપુરના સુંદર વર્ણનો આપવામાં
ાવ્યાં છે, તે ઉપરથી અણહિલપુરનો વૈભવ તથા સમૃદ્ધી કેવી હતી એમ વિચારતાં
ણાય છે કે.

અણહિલપુર એક મહાનગર હતુ. ત્યાં અનેક રાજ મહાલયો, પ્રાસાદો, ધવલગૃહો
દિરો, ચૈત્યો, વિહારો, અને મહાસ્થાનો હતાં; આ નગરમાં લક્ષ્મી અને સરસ્વતીનો
સયોગ હતો અર્થાત તે સમૃદ્ધીમાં કુબેરના નગર જેવું અને વિદ્યાકળામાં સર્વશ્રેષ્ઠ સંસ્કૃતિનું
હાધામ હતું. ત્યાંના રાજાઓ શૌર્યવાન તથા બળવાન હતા જે મોટું લશ્કર રાખતા
ગુજરાત ભરમાં મહાનગર ગણાતું અહીંનો વ્યાપાર ઉદ્યોગ ખૂબ વિકાસ પામ્યો હતો
ર દૂર દેશાવરોથી વ્યાપારીયો અને કલાકારો અહીં આવતા અને સતકાર પામતા. ત્યાંના
દ્વાનો, કવિઓ રાજપુરૂષો અને કલાકારો વખણાતા દેશવિદેશમાં તેની કીર્તિ ગવાતી અને
ના સંસ્કારોની સુગંધ લેવા આકર્ષતિ. અહીં ધાર્મિક, નીતીમાન, અને સચ્ચરિત્રવાન્
નસમાજ વસતો તેથી તે સ્વર્ગના જેવું સુંદર અને ઇંદ્રતુલ્ય ઐશ્વર્યાદી ગુણોવાળું હતું.
હીંના રાજાઓ ધર્મ ન્યાયથી વર્તતા. મનુષ્યો કુબેર જેવા સમૃદ્ધીવાન અને વાચસ્પતિ
વા વિદ્વાન હતા. ટુંકમાં કવિઓની અલંકારી ભાષામાં કહીયે તો તેનો વૈભવ સ્વર્ગને
ણ ઢાંકી દેતો.

## ામાજીક સ્થિતિ

અણહિલપુરનુ આટલુ વિવેચન કર્યા પછી ત્યાંની સામાજિક સ્થિતિ કેવી હતી તે
પાસીયે અણહિલપુરના વર્ણનાત્મક ગ્રંથોમા દ્વયાશ્રય સિવાય કોઈ યે પણ ત્યાંનુ સામાજીક
ર્ણન નોંધ્યાનું જણાતુ નથી દ્વયાશ્રય કાવ્યમા એક ઠેકાણે જણાવ્યુ છે કે " ત્યાંના લોકો
ખી હતા જેઓ ભોજનાચ્છાદનાદી સુખો પ્રાપ્ત કરી આનંદ પામતા. "[૩૨] આથી ત્યાંના
ખી જનસમાજનુ કંઇક પ્રતિબિંબ પડે છે. જો કે આવાં રાજપુરુષોનાં ચરિત્રગાનમાં
ઓનાં કે તેમની સાથે સબંધ કર્તાઓનાં દુષણો તેમાં આપ્યાં ન હોય તે સ્વાભાવીક જ
. પણ આવાં વર્ણનોમાંથી સત્યાસત્ય હકીકત તારવી કાઢવી તે કાર્ય વિદ્વાનોનું છે.
ાગળ જણાવી ગયા પ્રમાણે તે ધર્માગાર ધર્મનુ મહા ધામ હતું તે સંભવિત છે, કારણ
યાં રાજા ધર્મપાલનમાં કર્તવ્યારૂઢ થાય ત્યાં પ્રજા તેને અનુસરે જ તેમાં નવાઇ જેવું નથી.
ાવડાઓ કેવા ધર્મિષ્ઠ હતા તે માટે આપણી પાસે કંઈ પ્રમાણ નથી પણ સોલંકીઓ
ળરાજથી જ ધર્મ પ્રેમી હતા એમ તેઓએ ધર્મભાવનાથી બંધાવેલ અનેક મહાસ્થાનો

ઉપરથી જણાય છે. મનુષ્યો હમેશાં ગોટાઓનું જ અનુકરણ કરે છે, આમ ચાવડાઓ કરતાં સોલંકી રાજ્ય અમલમાં જનસમાજમાં ધર્મ ભાવનાનું જોર વધુ ખીલ્યું હશે. અને તેથી દ્વયાશ્રયનું તે કથન વ્યાજબી લાગે છે. અનાગરમાં જૈન, બૌદ્ધ, સાંખ્ય, વૈશેષિક, નૈયાયિક અને જૈમિનીય એમ પડ્દર્શનના વિદ્વાનો રહેતા અને પોતાનો વિદ્યાભ્યાસંગ વધારતા અણહિલપુર વિદ્યાકળાનું કેદ્ર હતુ એમ આજે પણ ઈતિહાસ ઉપરથી જોઈ શકીયે છીયે સિદ્ધહેમ વ્યાકરણની રચના પાટણમાં કરવામાં આવી હતી એમ પ્રભાવક ચરિત્ર અને પ્રબંધ ચિંતામણી ઉપરથી સાબીત થાય છે[૩૩] આ સિવાય સિદ્ધરાજે કુમારપાળે તેમજ અનેક દાનવીરોયે અણહિલપુરમાં કરોડો રૂપીઆ ખરચી ભંડારો બંધાવ્યા હતા.[૩૪] આ બધાં પ્રમાણો અણહિલપુરને વિદ્યા અને સંસ્કૃતિનું કેદ્ર હોવાનુ સમર્થન કરે છે. એટલે ત્યાં અનેક વિદ્વાનો રહેતા હોય તેમાં નવાઇ જેવુ નથી. શહેરમાં કોટ્યાધીશોના ઘરો ઉપર ધજાઓ ફરકતી, લક્ષાધીપતીઓને જેટલા લાખ રૂપીઆ પોતાની પાસે હોય તેટલા દિવાઓ કરવા પડતા દેવને જગાડવા શંખ વગાડવામાં આવતા, દ્રવ્યવાન મનુષ્યોને ત્યા ક્ષત્રિયો ચોકી કરતા. રાજમહાલયોમાં પ્રજા વર્ગની વિજ્ઞપ્તિ જણાવવા પ્રતિહારો રહેતા. અહીંની સ્ત્રીઓની ચાતુર્યતા અને રૂપ લાવણ્યતા માટે કીર્તિ કૌમુદીકારે તથા કુમારપાળ ચરિત્રમાં ચારિત્ર્ય સુંદર ગણીયે **शतचंद्रनभस्तलं**ની એક જ ઉપમા સરખી રીતે બંને ગ્રંથકારોયે નોંધી છે.

## જનશ્રુતિમાં અણહિલપુર

અણહિલપુર સંબંધી કેટલીક દંતકથાઓ આજે જનસમાજમાં પ્રચલિત છે. જેની નોંધ કેટલાંક પુસ્તકોમાંથી મળી આવે છે. તેમાં સત્યતાનું પ્રમાણ કેટલું હશે તે તો તેનાં નક્કર પ્રમાણો મળે ત્યારે જ જણાય પણ અણહિલપુરના યશને ગૌરવાન્વીત કરતી પરંપરાગત ચાલી આવતી આ દંતકથાઓને આ નાનકડા નિબંધમાં આપવી ઇષ્ટ લાગવાથી અહીં આપવામા આવી છે.

ભોજ પ્રબંધમાં લખ્યું છે કે " કોઈ ભીમા નામનો મારવાડી અને તેની સ્ત્રી પાટણમાં આવ્યાં હતાં, તેમાંથી સ્ત્રી ભૂલી પડવાથી તેના ધણીથી જુદી પડી ગઇ તેણે છ માસ સુધી પોતાના ધણીની શોધ કરી પણ તેનો કંઇ પત્તો લાગ્યો નહી. ત્યારે તેણે રાજાને ફરીયાદ કરી તે ઉપરથી એ નગરમાં ભીમા નામના જેટલા મનુષ્યો હોય તે બધાને રાજાયે ભેગા કર્યા તો ભીમા નામના પાંચસો માણસો મળી આવ્યા તેમાંથી તે સ્ત્રીએ પોતાના ધણીને ખોળી કાઢ્યો. "

---

૩૨ દ્વયાશ્રય મહાકાવ્ય સ ૧ શ્લો. ૧૩

૩૩ પ્રભાવક ચરિત્ર હેમસૂરિ પ્રબંધ. શ્લો ૭૦ થી ૯૫
પ્રબંધ ચિંતામણી પા. ૬૦ ( જીનવિજય સંપાદીત )

૩૪ સિદ્ધરાજે રાજકીય પુસ્તકાલય સ્થાપ્યુ હતુ. કુમારપાળે ૨૧ જ્ઞાન ભંડારો બંધાવ્યા હતા વસ્તુપાળે અગઢ કરોડ ખર્ચી ત્રણ ભંડારો બંધાવ્યા હતા. જુઓ જીનહર્ષનુ વસ્તુપાલ ચરિત્ર, જુઓ પ્રભાવક ચરિત્ર તથા કુમારપાળ પ્રતિબોધ, જીનમંડનનુ કુમારપાલ ચરિત્ર. વિ.

આ સિવાય ભોજ પ્રબંધ બીજી પણ આખ્યાયિકા જણાવે છે કે "એક વણઝારો કાશ્મીરથી ૧૦૮ પોઠો કેસરની લાવ્યો તે એક જ શેઠીયાયે ખરીદી લીધી અને પોતાના નવિન બંધાતા મકાનના ચુનામાં નખાવી દીધી તેથી તેના ઘરની છો સોનાના રંગ જેવી કેસરી બની."

આને મળતી જ એક લોકોક્તિ છે કે "એક સોદાગર કેટલુક ઉંચામાં ઉંચું અત્તર વેચવા આવ્યો હતો તે સમયે એ શેઠ સ્નાન કરતા હતા તેમને અત્તરવાળાયે થોડુક અત્તર રાખવા પૂછયું પણ શેઠે તો બધુ ય અત્તર પોતાના માથામાં નખાવી અત્તરનું જ સ્નાન કર્યું."

પ્રબંધ ચિંતામણીમાં લખ્યું છે કે "એક વખત સિદ્ધરાજ કર્ણમેરૂ પ્રાસાદમાંથી નાટક જોઈ ઘેર જતો હતો ત્યારે તેણે એક શેઠીયાને ત્યાં ઘણા દીવા બળતા જોયા ત્યારે તેણે આટલા બધા દીવાઓ કરવાનું કારણ પૂછયું તેના જવાબમા તે શેઠે જણાવ્યું કે જેટલા લાખ રૂપીયા હોય તેટલા દીવા બાળવા પડે છે તે પ્રમાણે મારી પાસે ચોર્યાસી લાખ રૂપીયા છે તેથી ચોર્યાસી દીવા રોજ કરવા પડે છે. આવો જવાબ સાંભળતાં જ સિદ્ધરાજે તેના ઉપર અનુકંપા દર્શાવી રાજ્યકોષમાંથી તેને સોળ લાખ રૂપીયા આપી કોટ્યાધીશ બનાવ્યો અને દીવા બાળવા કરવી પડતી મહેનતમાંથી મુક્ત કર્યો."

નાશ

અણહિલપુરનો નાશ શાથી થયો અને કયારે થયો તે માટે કંઈ પણ આધાર લાયક હકીકત મળતી નથી. અનુમાનોના આધારે સહસ્રલિંગના પ્રચંડ જલૌઘવડે પરાસ્ત થયાનુ જણાય છે. કેટલાક વિદ્વાનો મુસલમાનોના હુમલાથી નાશ પામ્યાનુ લખે છે, પણ ઘણાંયે શહેરો વારંવાર હુમલો થયા છતાં ત્યાને ત્યાં જ વસ્યાનું જોઈયે છીયે વડનગર અમદાવાદ અને મોઢેરા હુમલાઓ થયા છતાં પણ આજે પોતાના મૂળ સ્થાન ઉપર જ છે જ્યારે હાલનુ પાટણ અણહિપુરના સાચા સ્થાનથી કેટલેક દૂર જઈ વસ્યુ જણાય છે. આથી પણ અનુમાન થાય છે કે અણહિલપુર, સરસ્વતીના તીર પ્રાંતમા હોઇ સરસ્વતીના તોફાની પૂરે સરસ્રલિંગ સાથે તેનો પણ વિનાશ આદર્યો હશે જેથી મરમ્મત કર્યા છતાં તે સુધરી શકે તેવી સ્થિતિમાં નહી રહ્યુ હોય તેને લઈને હાલનું પાટણ સરસ્વતીથી લગભગ એક માઇલના અંતરે નવીન રીતે વસાવવામાં આવ્યું હશે. મુસલમાનોયે હુમલા વખતે શહેરને નુકશાન કર્યું હશે પણ તેમની ઈચ્છા શહેર કબજે કરવાની હતી, પરાસ્ત કરવાની ન હતી કારણ તેમને સત્તા અને દ્રવ્યનો લોભ હતો એથી તેમને ઇરાદા પૂર્વક શહેર પરાસ્ત કર્યું હતું. એમ કહેવાને કારણ નથી

આ શહેરનો નાશ કયારે થયો તે પણ નિશ્ચીત થતુ નથી. ઉપરના અનુમાન આધારે સરસ્વતીયે નાશ કર્યો હોય તો તે મોડામા મોડૂં ચૌદમા સૈકામાં નાશ પામ્યુ હશે એમ લાગે છે હાલનું પાટણ કયારે વસ્યું તે નિર્ણિત થયું નથી નહિતર એકનો નાશ અને બીજાનુ પુનરુત્થાન એ ન્યાયે પણ અણહિલપુરના નાશનો સમય શોધી શકાય. મારી પાસે જે અમુદ્રીત ગજવંશાવળી છે, તેમાં અક્ષપખાને સંવત

૧૩૬૦ મા કોટ બંધાવ્યાનો ઉલ્લેખ છે.[૩૫] આ સિવાય તેણે અલીની મસીદ બંધાવી હતી. મુખતુમજી જે કનસડા દરવાજા બહાર આવેલ છે, જેને લોકો હેમચંદ્રની પોષધશાળાથી પીછાને છે તેની પાસે જ અલીની મસીદ હશે એમ મારું ધારવુ છે, જો અલપખાને અણહિલ-પુરનો કોટ બંધાવ્યો હોય તો જેમ અલ્લીની મસીદનાં ખંડેરો મોજુદ છે તેમ તેનાં પણ ભાગ્યાં તુટ્યાં ખંડેરો મળી આવત કદાચ હાલના પાટણનો કોટ તેણે બંધાવ્યો હોય પણ તેમ માનવાને આપણી પાસે બીજું એક પણ પ્રમાણ નથી એટલે અણહિલપુરના નાશ વિષે કાંઈ પણ નિશ્ચિત કહી શકાય નહી પરંતુ મોડામાં મોડુ ચૌદમા સૈકાના અંત સુધીમા નાશ પામ્યુ હશે એમ અનુમાન છે. કારણ હાલનુ પાટણ પંદરમા સૈકાની શરૂઆત મા વસ્યાનું મનાય છે એનો સાચો નિર્ણય તો તેને મદદ કરતાં વધુ પ્રમાણો મળે ત્યારે જ થઈ શકે પણ હાલમાં તો કલ્પનાના આધારે ચલાવી લેવુ રહ્યુ છે.

**ઉપસંહાર**

આ નાનકડા નિબંધ ઉપરથી આપને જ્ઞાત થયુ હશે કે ગુર્જરેશ્વરોનું પાટનગર "અણહિલપુર" ગુજરાત ભરમા એક મહાનગર હતુ તેટલુ જ નહી પણ તે સમૃદ્ધિ અને સંસ્કૃતિનુ કેંદ્ર હતુ ભારત વર્ષના મહાનગરોમાં તેની ગણના થતી તેના યશોગાનથી આકર્ષાઇ અનેક વિદ્વાનો, કલાકારો વ્યાપારીયો પ્રવાસીઓ આ નગરમાં આવતા હતા, આજે તો ત્યાં અગાડી એક નાનકડું ગામ પ્રાચીન અણહિલપુરના અવશેષ સાચવતું ઉભું છે.

આગળ ઉપક્રમમાં જણાવ્યા પ્રમાણે જુદા જુદા ગ્રંથોના આધારે આ નિબંધ લખવામા આવ્યો છે પરંતુ તે અનેક દિશાએથી અપૂર્ણ જ છે, કારણ તેની ઘણીખરી હકીકત કલ્પના અને અનુમાનો ઉપર જ અવલબે છે તેટલુ જ નહી પણ આ નિબંધમાં ત્યા થયેલ રાજવંશો, વિદ્વાનો, કવિઓ, કલાકારો, અને સુપ્રસિદ્ધ રાજ્યકર્તાઓનો નિર્દેશ સુદ્ધાં પણ કરવામાં આવ્યો નથી તેનું મુખ્ય કારણ તત્સંબંધીની મારી અપૂર્ણ ગવેષણા અને વિસ્તાર ભયને જ આભારી છે જો કે આ નિબંધથી અણહિલપુરના ઇતિહાસ ઉપર કંઈપણ નવીન પ્રકાશ પડવા સભવ નથી પણ અણહિલપુર માટે લખાયેલ અનેક ગ્રંથોમાંની હકીકતનો સારોદ્ધાર અહી આપવા પ્રયત્ન કર્યો છે. જેથી ઇતિહાસના મર્મજ્ઞ વિદ્વાનોને સતોષ નહિ થાય પણ ગુજરાતના પ્રાચીન પાટનગર વિષે જાણવા ઇચ્છના ઇતિહાસ રસજ્ઞોને માર્ગદર્શક થ એમ ઇચ્છીશુ.

કનૈયાલાલ ભાઈશંકર દવે

———:o:———

३५ संवत् १३६० वर्षे श्रीपत्तने अल्लखान सुरत्राण आगत : जैनपत्तने जनाह दुर्गानिष्पादित : अलीनीमसीत निपजावी.

# મધ્યકાલીન ગૂજરાતનાં તોલ, માપ અને નાણાં વિષે કેટલીક માહિતી




( સારાંશ )

(૧) મધ્યકાલીન ગૂજરાતના સિક્કાઓ, તોલ, માપ અને નાણાં વિષે ઘણી જ ઓછી માહિતી મળે છે અલેક્ઝાન્ડરના આક્રમણ પછીના સમયમાં ગૂજરાત પર રાજ્ય રી ગયેલ અનેક વંશોના સેંકડો સિક્કા મળી આવે છે જ્યારે ચાવડા, સોલંકી કે વાઘેલા ંશનો રાજ્યમુદ્રાવાળો એક પણ સિક્કો મળી આવતો નથી તત્કાલીન ગ્રન્થો અને ઉત્કીર્ણ શિલાલેખો તથા તામ્રપત્રોમાંથી મળતાં નામો અને પ્રકીર્ણ માહિતીથી જ એ બાબતમાં ઘણાં લગી સન્તોષ માનવાનો રહેતો. સિક્કાઓ અને નાણાં કરતાં પણ તોલ અને માપ વિષે તો એમાંથી ઘણું ઓછુ જાણવાનું મળે છે.

(૨) વડોદરાના ઓરીએન્ટલ ઈન્સ્ટીટ્યુટના હસ્તલિખિત ગ્રન્થસંગ્રહમાંથી શ્રીધરા- ાર્યના 'ગણિતસાર' પર જૂની ગૂજરાતી ભાષાની ટીકાવાળી સં. ૧૪૪૯માં પાટણમાં ખાયેલી સાત પત્રની એક પોથી મને મળી હતી. એમાં તોલ, માપ અને નાણાંનાં કોઠકો પાયેલાં છે. મૂળ ગ્રન્થમાં નથી એવું ઘણું, પોતાના સમયને અનુસરીને ટીકાકારે ઉમેરેલુ અને તેથી અભ્યાસની દૃષ્ટિએ ટીકાનું મહત્ત્વ વધે છે.

(૩) ગણિતસારની ટીકામાં મળતાં નામો પૈકી કેટલાંક સમકાલીન શિલાલેખો, તામ્રપત્રો ને ગ્રન્થોમાં મળે છે મારવાડમાં નાડોલના શિલાલેખમાં મળતું નામ કાઠિયાવાડમાં માંગરોલના િલાલેખમાં પણ મળે છે તે પરથી કેટલા વિસ્તારમાં એ પ્રકારનું ચલણ અથવા માપ ચલિત હશે તે સમજાય છે બીજે કોઈ સ્થળે નથી મળતાં એવાં અનેક નામો પણ ટીકામાં ળે છે. કેટલાંક નામો અતિપ્રાચીન છે; તેમનો ઉલ્લેખ નારદ, યાજ્ઞવલ્ક્ય અને મનુની ૃતિઓમાં તથા પદ્મપુરાણ અને ભવિષ્યપુરાણમાં મળે છે.

(૪) भ्रातृपुत्राणां पठनार्थं सूत्रपुस्तिका लिखिताऽस्ति। એનો ઉલ્લેખ ગ્રન્થાન્તે ે છે તે પરથી તેની વ્યવહારદૃષ્ટિએ ઉપયોગિતા સમજાય છે. સોલંકી અને વાઘેલાઓના મયનાં તોલ, માપ અને નાણાંનાં પદ્ધતિસર કોષ્ટકો એક માત્ર ગણિતસાર સિવાય બીજે ઈ સ્થળે મળતાં નથી.

(૫) વિવિધ માપ માટે તેમાં જુદાં જુદાં કોષ્ટકો અપાયાં છે. નાના-મોટા સિક્કા અને નો પરસ્પર સબંધ કેટલીક વાર નહોતો સમજાતો તે ગણિતસારથી સ્પષ્ટતર થાય છે.

(૬) ગણિતસારમાંથી ઉપયોગી ભાગોનુ અવતરણ કર્યા પછી અભ્યાસીને એક સાધન ે ઉપયોગી થાય તે પ્રકારે તે પર સંક્ષિપ્ત ટિપ્પણ આપવામાં આવ્યું છે.


ભોગીલાલ જ. સાંડેસરા

# મધ્યકાલીન ગૂજરાતનાં તોલ માપ અને નાણાં વિષે કેટલીક માહિતી

મધ્યકાલીન ગૂજરાતના સિક્કાઓ તથા તોલ અને માપ વિષે અત્યારે ઘણી જ ઓછી માહિતી મળી આવે છે. ક્ષત્રપ, વલભી અને રાષ્ટ્રકૂટોના સમય વિષે કેટલાક ઉલ્લેખો તે વખતનાં તામ્રપત્રોમાંથી મળે છે એટલુ જ નહીં પણ તે વખતના સિક્કાઓ પુષ્કળ પ્રમાણમાં ઉપલબ્ધ છે.[૧] એ પછી-પાટણની રાજ્યગાદી ઉપર ચાવડા અને સોલંકી વંશની સ્થાપના થયા પછી-ગૂજરાતનો ઇતિહાસ વધારે સીલસીલાબંધ બને છે. કેટલાક માને છે તેમ, ચાવડાઓ ગૂજરાતના મોટા ભાગ ઉપર અધિકાર ભોગવતા નહોતા પણ અણહિલવાડની આજુબાજુના થોડાક પ્રદેશ ઉપર જ તેમની સત્તા હતી અને તેમનું બળ સામાન્ય ઠાકોરો કરતાં વધારે નહોતું. કદાચ આવા કોઈ કારણથી જ ચાવડાઓના ઉલ્લેખવાળાં કોઈ સમકાલીન લખાણો મળતાં નથી તેમ એ સમયના કોઈ શિલાલેખો પણ ઉપલબ્ધ નથી.

મૂળરાજ સોલંકી પાટણની ગાદીએ આવ્યા પછી પાટણની સત્તા વિસ્તૃત બની અને થોડાંક વર્ષો પછી તો ચૌલુક્ય વંશના રાજાઓ ગૂજરાતના મહારાજાધિરાજ બન્યા. સિદ્ધરાજ પછીનાં સમકાલીન લખાણો પણ પુષ્કળ પ્રાપ્ત થાય છે, કારણ પાટણ એ ચૌલુક્યોના આશ્રયે ગૂજરાતનું વિદ્યાધામ બન્યું હતું.

પરન્તુ આશ્ચર્યની વાત એ છે કે સમસ્ત ગૂજરાતના આ અધિપતિઓએ પડાવેલો એક પણ સિક્કો આજે પ્રાપ્ત થતો નથી. અલેકઝાન્ડરના આક્રમણ પછી હિન્દમાં તેમ સાં સાથે ગૂજરાતમાં પણ પ્રચલિત થયેલા ઇન્ડો-ગ્રીક સિક્કાઓ; તે પછી પશ્ચિમ ભારત અં સૌરાષ્ટ્ર પર રાજ્ય કરી ગયેલા ક્ષત્રપોના સિક્કાઓ, ક્ષત્રપોના અમલના અંતકાળે ગૂજરાત મહારાષ્ટ્ર અને કોંકણમાં પ્રચલિત ત્રૈકૂટકોના સિક્કાઓ; બોધી વંશના સિક્કાઓ કે જે એ માત્ર સાધન ઉપરથી એ નામનો વંશ, ગૂજરાત ઉપર અમુક સમયને માટે રાજ્ય કરી ગ હોવાની પ્રતીતિ થાય છે; ઇતિહાસકાળમાં પ્રથમ વાર હિન્દી સામ્રાજ્ય સ્થાપનાર ગુ વંશના સિક્કાઓ; એ પછી આવેલા વલભી, રાષ્ટ્રકૂટ અને હુણ લોકોના સિક્કાઓ પ્ર ણમાં અત્યંત પ્રાચીન-જેમાં ઇન્ડો-ગ્રીક સિક્કાઓનું ચલણ ગૂજરાતમાં ઈ. સ. પૂર્વે ૧૫૦ અરસામાં શરૂ થયું હતું અને રાષ્ટ્રકૂટ તથા હુણ સિક્કાઓનુ ચલણ આશરે આઠમી-નવ સદીમાં ચાલુ હતુ—છતાં તે કરતાં મુકાબલે અત્યંત અર્વાચીન એવા ચાવ સોલંકી કે વાઘેલાનો એક પણ સિક્કો મળતો નથી. જે રાજાના અમલમાં ગૂજરાતમાં અનેક કલાપૂર્ણ ઇમારતો બંધાઇ, સામ્રાજ્યનો પુષ્કળ વિસ્તાર થયો, રૈયતની આબાદી

---

૧. શ્રી રણછોડલાલ જ્ઞાનીનું વ્યાખ્યાન 'ગૂજરાતના ઇતિહાસને લગતા સિક્કાઓ' તથા સાતમી ઓરીએન્ટલ કોન્ફરન્સમાં શ્રી ગિરિજાશંકર આચાર્યનો નિબંધ Coinage of Gujarat.

વધી અને વિદ્યાભ્યાસંગને વેગ મળ્યો તેના અમલમાં સિક્કાઓ બીલકુલ પાડવામાં જ ન આવ્યા હોય એ ખરેખર અસંભવિત છે. એક કરતાં વધારે 'ટંકશાળા'ના ઉલ્લેખો મળી આવે છે એટલે એ બાબત તો શંકા રહેતી નથી. એક બાજુથી એમ માનવામાં આવે છે કે ગૂજરાતના રાજાઓએ પોતાની મુદ્રાવાળા સિક્કાઓ પડાવ્યા નહીં હોય પરન્તુ અમુક ખાસ પ્રકારના ધાતુના કકડાઓનુ જ માત્ર ચલણ હશે;[૨] ત્યારે બીજી બાજુથી એમ કહેવામાં આવે છે કે ગૂજરાતમાં પરરાષ્ટ્રીય નાણું પુષ્કળ હતુ તેથી પોતાના જૂદાજ સિક્કાઓ પાડવાની રાજાઓને જરૂર જણાઈ નહોતી; 'ટંકા' નામથી ઓળખાતા ત્રાંબાના સિક્કાઓ જ માત્ર તેમણે પડાવ્યા હતા.[૩] કેવળ સિક્કાઓના જ રૂપમાં નાણાંની જરૂરીઆત એ સમયે ઓછી હતી તે જોતાં આ બીજું અનુમાન વધારે વાસ્તવિક છે એમ એકવાર માની લઇએ. ગૂજરાતમાં પરરાષ્ટ્રીય નાણું વધારે પ્રમાણમાં હતું એ વાત પણ ચોક્કસ. કેટલાક અનુમાન કરે છે તેમ ચાવડા, સોલંકી અને વાઘેલાના રાજ્યકાલમાં પરદેશી હુણ લોકોના સાધારણતઃ 'ગધેયા' નામથી ઓળખાતા સિક્કાઓ ચાલતા ગમે તેમ હોય છતાં ગૂજરાતની રાજધાની પાટણમાંથીયે માત્ર સિક્કાદ્વારા જ ચોક્કસ ઐતિહાસિક અનુમાનવૃત્તિ જાગૃત થાય એવો એક પણ સિક્કો-ધાતુનો કોરો કકડો પણ મળતો નથી, એથી છેવટે તો બધું જ સંદિગ્ધ રહે છે.

આવી સ્થિતિમાં સિક્કાઓ વિષે તે સમયનું ધોરણ શુ હશે એ વિષે ચોક્કસપણે અનુમાન કરવું મુશ્કેલ છે. તે સમયના સમકાલીન મહાગ્રન્થ 'દ્વયાશ્રય'માંથી તથા અન્ય પ્રબન્ધો, કથાનકો અને શિલાલેખોમાંથી અને અત્રે અવતરેલા 'ગણિતસાર'માંથી સિક્કાઓ વિષે એવી ચોક્કસ હકીકતો મળી આવે છે કે રાષ્ટ્રીય ચલણની તે વખતે એક વિશિષ્ટ પદ્ધતિ હતી એમ માનવામાં કંઇ પણ વાંધો નથી. સિક્કાઓ વિષે મળતાં 'ભીમપ્રિય' અને 'વિમલપ્રિય' એવાં નામો ઉપરથી તે તે રાજાઓએ તેમ બીજા રાજાઓએ પણ પોતાના સિક્કાઓ તો ચાલુ કર્યા જ હોવા જોઇએ એમ અનુમાન થાય છે.

તોલ અને માપ વિષેની સમકાલીન ગ્રન્થો અને શિલાલેખોમાંથી મળતી વિગતો આ કરતાં વધારે સંદિગ્ધ અને પ્રમાણમાં ઓછી પણ છે તથા તે ઉપરથી એ વિષયમાં બધી જ બાબતોની ચોકસાઈ કરી શકાતી નથી

આમ તોલ, અને માપ અને નાણા વિષે સામાન્યતઃ ઐતિહાસિક ગણાતાં સાધનો ઉપરથી મળી આવતી માહિતી ઘણી ઓછી છે. એવે વખતે તોલ, માપ અને નાણાંનાં કોષ્ઠકોવાળી 'ગણિતસાર'ની હસ્તલિખિત પોથી વડોદરાના ઓરીએન્ટલ ઇન્સ્ટીટ્યુટના હસ્તલિખિત ગ્રંથસંગ્રહમાંથી મળી છે, તે બહુ જ ઉપયોગી થઈ પડે એમ છે એ હાથપ્રત શ્રીધરાચાર્યના 'ગણિતસાર' ઉપર ગુજરાતી ટીકારૂપે છે અને સં. ૧૪૪૯માં બ્રાહ્મણના હાથે પાટણમાં લખાયેલી છે[૪] કુલ પાનાં સાત છે અને દરેક ઉપર નિયમિત બાર લીટીઓ

---

૨. રા દુર્ગાશંકર શાસ્ત્રીનુ વ્યાખ્યાન. ગૂજરાતના મધ્યકાલીન હિન્દુ–રાજપૂત યુગના ઈતિહાસનાં પ્રબન્ધાત્મક સાધનો, ઉપસંહાર.

૩. મુંબાઈ યુનિવર્સિટી તરફથી શ્રી જિનવિજયજીનાં ગૂજરાતના ઈતિહાસ વિષેનાં વ્યાખ્યાનો.

૪. આ પોથીનો ઉપયોગ કરવા દેવા માટે હુ ઇન્સ્ટીટ્યુટના ડીરેકટર ડૉ. વિનયતોષ ભટ્ટાચાર્યનો આભારી છુ.

લખેલી છે આરંભમાં અંકગણિત સંબંધી કેટલુંક પ્રકીર્ણ વખાણ છે અને ત્યારપછી 'ગણિતસાર'ની શરૂઆત થાય છે ટીકાકારે–કે જેનુ નામ અજ્ઞાત છે–પોતાની સમકાલીન પરિસ્થિતિ અનુસાર મૂળ લખાણમાં નથી એવું ઘણું ટીકામાં ઉમેર્યું છે અને તેથી અભ્યાસની દૃષ્ટિએ ટીકાનું મહત્વ પુષ્કળ વધી જાય છે ટીકામાં આપેલ નામો પૈકી ઘણા ગૂજરાતના શિલાલેખો અને દાનપત્રોમાં મળે છે એટલું જ નહીં, આ પ્રત પાટણમાં લખાયેલી છે અને તે નામો કાઠિયાવાડના એક ખૂણે માંગરોળમાં તથા મારવાડમાં નાડોલના શિલાલેખોમાં પણ મળે છે એ દૃષ્ટિએ તેના અભ્યાસની ખાસ અગત્ય છે. મધ્યકાલીન ગૂજરાતના તોલ, માપ અને નાણાંના પદ્ધતિસર કોષ્ટકો માત્ર આ એક જ સાધનદ્વારા આપણને મળે છે અને તે સાધન સાહિત્ય પરિષદદ્વારા પહેલી જ વાર બહાર મૂકવાની હું તક લઉં છું આ આખા યે વિષયની સમગ્ર ચર્ચા તો એક આખું જુદું પુસ્તક જ માગી લે તેમ છે પરન્તુ હાલ તુરત અભ્યાસીઓને એક સાધન તરીકે ઉપયોગી થઈ પડે તેટલા ખાતર મૂળ હાથપ્રતનો ઉપયોગી ભાગ ટિપ્પણો સાથે અહીં બહાર મૂકું છું

नत्वा शिवं स्वविरचित ..गणितस्य सारमुद्धृत्य ।
लोकव्यवहाराय प्रवक्ष्यति श्रीधराचार्य: ॥

प्रवक्ष्यति प्रकर्षेण कथयिष्यति । कोऽसो श्रीधराचार्य । किं प्रवक्ष्यति । सारं गणितस्य । कस्मादुद्धृत्य । पौलस्त्यलोमकवशिष्ठसौरिपितामहादीनां गणितसिद्धान्तानवलोक्य । किमर्थं वक्ष्यति । लोकव्यवहाराय । किं कृत्वा । शिवं नत्वा ॥

શિવુ ભણીઇ દેવાધિદેવુ ભટ્ટારકુ મહેશ્વરુ કિસુ જુ પરમેશ્વરુ, કૈલાસશિખરુમંડનુ, પાર્વતિહૃદયરમણુ, વિશ્વનાથુ જિણુ વિશ્વ નીપજાવિઉ તસુ નમસ્કારુ કરીઉ બાલાવબોધનાર્થું બાલ ભણીઇ અજ્ઞાન તીહ અવબોધ જાણિવા તણઇ અર્થિ, આત્મીય યશોવૃદ્ધયર્થું શ્રેયસ્કરણાર્થું શ્રીધરાચાર્યું ગણિતુ પ્રકટીકૃતુ

पुन किंविशिष्ट । विद्वन्मात्रं गणितज्ञ । सर्वज्ञानार्थमाह ।
उत्तरत सुरनिलयं दक्षिणत मलयपर्वत यावत् ।
प्राग् पयोदधिमध्ये नो गणक श्रीधरादन्य ॥

ઉત્તર દિશિ સુરનિલયુ પર્વતસીમા, દક્ષિણ દિશિ મલયપર્વતસીમા, પૂર્વ દિશિ ક્ષીરસમુદ્ર સીમા, પશ્ચિમ દિશિ ક્ષાર સમુદ્રસીમા એતલા મધ્યે શ્રીધરાચાર્ય ગણક

[ આ પછી ગણિતસખ્યાને લગતો કેટલોક નિરુપયોગી ભાગ કાઢી નાખ્યો છે ]

षोडशपण पुराण पणो भवेत् काकिणीचतुष्केण ।
पश्चाद्धतैश्चतुर्भिर्वराटकै काकिणी चैका ॥

अतो व्याख्यानम् । વરાટક ભણીઇ કઉડા તેહે ચાર કઉડે પાચ ગુણે કીધઇ હુતે ૨૦, તેહે ૨૦ કઉડે કાગિણી તે ભણીઇ બોડી ૪ કાગિણી પણુ, ૧૬ પણિ પુરાણુ ૫ કઉડે પાવીસ, ૪ પાવીસે પાસુ ૫ વીસે લોહડિઉ ૪ લોહડીએ રૂઉ, નિહા ઘણે ૩ લોહડીએ વાકુડીઉ, ૫ રૂએ એક દ્રામુ દ્રામિ ૫ રૂઆ, દ્રામિ ૨ દમડ, દ્રામિ ૩ વાકુડા, દ્રામિ ૨૦

ચોહડિઆ, દ્રામિ ૪૦ અધવા, દ્રામિ ૮૦ સવાવીસા, દ્રામિ ૧૦૦ વિંસા, દ્રામિ ૪૦૦ વીસા. (૧)

હિવ સુવર્ણાદિક ધાતુતૌલ્ય જાણિવા તણઇ અર્થિ આર્યા ૧ કહીસિઇ. કિસી [ આર્યા ?

मापो दशार्धगुंजा षोडशमाषो निगद्यते कर्षः ।
सखुवर्णसासुवर्ण (?) स्तैरेव पलं चतुर्भिश्च ॥

આર્યા તણઉ કિસઉ અર્થું ગુંજા ભણઇ ચિણુઠી વચઇ રતી, દશ તણઇ અર્ધિ ચિ ગુંજા ૧ માસુ, તેણે ૧૬ માસે કર્ષુ, તેણે ૪ કર્ષિ પલુ, ૬ પલિ પામણુ, ૧૨ પલિ ધમણુ, ૨૪ પલિ મણુ, ૧૦ મણિ ધડી, ૧૦ ધડી ભારુ, ઇણિ પરિ તોલતાં ભારમઇ ખઉ (૨)

हिव सुवर्णादिकधातुतौल्यप्रमाणम् ।
यवैस्तु निष्पावमुपन्ति षड्भिरष्टाभिरेभिर्धरणं प्रदिष्टम् ।
गद्याणकं तद्वितयेन . .. व्यावर्णयन्तीह सुवर्णदक्षाः ॥
इह अस्मिन्स्थाने सुवर्णदक्षाः सुवर्णपण्डिता व्यावर्णयन्ति कथयन्ति ।

૮ સરસવિ જવુ, ૨ જવિ રતી, તેહે ૩ ગની વાલુ, તેણે ૮ વાલિ ધરણુ વચઇ ધગદીયાણુ, ૧૬ વાલિ ગદીયાણુ, તેણે ૧૦ ગદીયાણે પલુ, તેહે ૧૫ પલિ મણુ (૩)

તૃતીયપરિ જાણિવા તણઇ અર્થિ વૃત્ત ૧ કહીસિઇ

निष्पावकानां युगलानि सप्त धाटीपटीष्टं घटकं ब्रुवन्ति ।
पलैर्निरुक्तं दशकेन तेषां तौल्यं प्रमाणं व्यवहारसिद्धिः ।

નિષ્પાવક ભણીઇ વાલુ, તેહિ ૧૪ વાલિ ધડઉ, તેહે ૧૪ ધડે પલુ, તેહે ૨૦ પલિ રૂ (૪)

हिव सुवर्णादिकधातुतौल्यप्रमाणम् ।

सुवर्णरूप्यवस्तुपित्तलकांस्यसीसकलोहकथीरुगजदन्तानां मंजिष्ठादिपट्टसूत्र-र्पासादिक तथा कर्पूरअगरुधुरतिगोलामुकुंकुमकस्तूरिकाप्रभृतयः । सुंठिपीपलि-गुमरीचादीनि वस्तूनि तौल्यानि विज्ञायन्ते ।

કુંકુમાદિકિ ૧૦ ગદિયાણે પલુ, સુવર્ણરુપ્યાદિ પલુ ૧૦ ગદીયાણે, પટ્ટસૂત્ર પલુ ૧૬ યાણે एव कनूजमालवगुर्जरादिदेशप्रमाणम् । (૫)

હિવ ધાન્યમપિત જાણિવા તણઇ અર્થિ આર્યા ૧ કહીસઇ. કિસી છઇ આર્યા ?

खार्येका षोडशभि द्रोणैश्चतुराढको भवेत् द्रोणः ।
प्रस्थैश्चतुर्भिराढक एकः प्रस्थश्चतु कुडवम् ॥

આર્યા તણઉ કિસઉ અર્થું ? ૨ અધવાવિ ૧ કુડવુ. ૪ કુડવિ પ્રસ્થુ. ૪ પ્રસ્થિ આઢકુ. આઢકિ દ્રોણુ, ૧૬ દ્રોણિ ખારી (૬)

પુનરપિ ધાન્યમપિત જાણિવા તણઇ અર્થ વૃત્ત ૧ કહીસિઇ કિસિઉ છઇ ?

चतुष्टयं स्वहिनह पल्लिकानां मनस्विनो मानकमामनन्ति ।
तैः सेतिकैका कथिता चतुर्भिः स्यात्सेतिकानां षट्केन हारी ॥

કિસઉ અર્થું–૪ પવાલે પાલી, ૪ પાલી માણ, ૪ માણે મેઇ, ૧૨ માણે પડ્ડ, ૨ પડ્ડે હારી, ૪ હારી માણી, અથાનંતરં માણીસઈ લેખઉં.

૩ ......ઉં ઊઇઠઉં, ૨ ઊહિએ પવાલિઉં, ૨ પવાલે અધવાલી, ૨ અધવાલી પાલી ૪ પાલી માણઉ, ૪ માણે મેઇ, ૮ મેઇ હારઉ, ૧૬ સેઈ કલસી, ૧૦ કલસી મૂડઉ, મૂડા ૧૦ કલસી, મૂડઈ ૨૦ હારા, મૂડઈ ૧૬૦ મેઈ, મૂડઈ ૬૪૦ માણા, મૂડઈ ૨૫૬૦ પાલી મૂડઈ ૫૧૨૦ અધવાલી, મૂડઇ ૧૦૨૪૦ પવાલાં, મૂડઇ ૨૦૪૮૦ ઊહિઆં, મૂડા ૪૦૯૬૦ અધઊહીઆં, મૂડઇ ૧૫૯૭૪૪૦૦ ચોખા, મૂડઈ ૧૬૩૮૪૦ ગડ, મૂડ ૩૨૦૦૦૦૦૦ રાઇ (૭)

હિવ રસમપિત જાણિવા તણઇ આર્થ આર્યા ૧ કહીસિઇ. કિસો આર્યા ?

[ આ સ્થળે મૂળ હસ્તલિખિત પત્રમાં આર્યા લખેલી નથી. ]

૧૩ તિલ ટીપ, ૪ ટીપિ લગાર, ૪ લગારિ પાવલી, ૨ પાવલી અધઉલી, ૪ પાવ૯ કરસુ, ૪ કરસિ પલુ ૪ પલિ સોહલુ, ૨૪ કરસિ કુટીઉં, ૪૦ કરસિ આઢીઉં, ૪ સોઢ પાઇઉ, ૮ સોહલે અધઘડઉ, ૧૨ સોહલે પુણઘડઉ ૧૬ સોહલે ઘડઉ, ઘડઈ ૩૦ આ વારણાં, ઘડઇ ૨૫૬ કરસ, ઘડઈ ૧૦૨૪ પલી, ઘડઈ ૨૦૪૮ અવઉલી, ઘડઇ ૪૦૯૬ પાવલ ઘડઇ ૮૧૯૨ અધપાવલી, ઘડઈ ૬૫૫૩૬ ટીપ. ઇણિ પરિ મપતાં ઘડસઈ લેખઉં. (૮

પૃથ્વીમપિત જાણિવા તણઈ અર્થિ આર્યા ૧ કહીસિઇ. કિસી છઈ ૧૮ આર્યા ?

हस्तोङ्गुलविंशत्या चतुरत्वितया चतुष्करो दण्ड. ।

तद्विसहस्रं क्रोशो योजनमेकं चतुःक्रोशम् ।

આર્યા તણઉ કિસઉ અર્થું ? ૮ સરસવિ જવુ, ૬ જવિ આંગુલ, ૨૪ આંગુલિ હાથુ, ૪ હાથિ દંડુ, ૨૦૦૦ દંડી ક્રોશુ, ક્રોશુ ભણીઈ ગાઉ, ૪ ગાઉ જોયણુ, ૪ જોયણિ દંડુ.(૯)

दण्डो भवेत्पाणिचतुष्टयेन
दण्डैस्त्रिभिर्नैतनकं वदन्ति ।
द्विसहस्रसंख्यैरुभयत्रदण्डै-
र्निवर्त्तन तं व्यवहारतज्ञाः ।
तद्विंशतिर्भूतलमानमाहु-
र्वसुन्धरामानविधानयोगाः ॥

વૃત્તુ ભણઇ કિસઉ અર્થું ૨૪ આંગુલિ હાથુ, ૪ હાથિ દંડુ, ૩ દંડિ વંશુ, ૧૩ વંશિ નેતનુ, ૨૦ નેતનિ હલવાઉ, હલવાયિ ૪૮૩૮૪૦ જવ (૧૦)

[ આ પછી દ્વીપ, સમુદ્ર, તથા કાલસંખ્યા સંબંધી થોડાક શ્લોકો અને ટીકા છે, તે નિરુપયોગી હોઈ અત્રે ઉતારેલ નથી. ]

પુષ્પિકા

गद्यं नत्वा गणितसारं श्रीधराचार्यकृतं समाप्तम् ।
चलन्ति मेरुप्रभृति कुला......चलन्ति तारागृहभास्करादयः ।
कल्पान्तकाले चलति महोदधिर्न साधुवाक्यं चलति कदाचित् ॥
यादृशं पुस्तके दृष्टं तादृशं लिखितं मया ।
यदि शुद्धमशुद्धं वा मम दोषो न दीयते ॥

उदकानलचोरेभ्यो मूषकेभ्यस्तथैव च ।
रक्षणीयं प्रयत्नेन यत. कष्टेन लिख्यते ॥
भग्नपृष्ठकटीग्रीवं वक्रदृष्टिरधोमुखम् ।
कष्टेन लिखितं शास्त्रं यत्नेन परिपालयेत् ॥

सं. १४४९ वर्षे वैशाख वदि ११ रवौ श्रीमदणहिलपुरपत्तने समस्तराजाग्लीसमलंकृतश्रीर्फनखानराज्ये मलिकश्रीमिलारसीहि व्यापृयमाणे सति । श्रीमोढज्ञातीय त. गोगासुत ठ अमरसीहसुत थिरपालडुंगरवइरसिंहप्रभृति समस्तभ्रातृवर्गेभ्यः भ्रातृपुत्राणां पठनार्थं पितृव्यचाणारी (?) राजकीर्त्तिमिश्रैः सूत्रपुस्तिका लिखिताऽस्ति ॥छ॥ शुभं भवतु कल्याणं लेखकपाठकयो· ॥श्री॥

## ટિપ્પણ

ગણિતસારની પ્રસ્તુત હસ્તલિખિત પ્રત સં. ૧૪૮૯માં લખાયેલો છે. એટલે કે ગૂજરાતનુ હિન્દુ મહારાજ્ય નાશ પામ્યે આશરે ૧૦૦ વર્ષ થવા આવ્યાં હતાં અને મુસલમાની સત્તાનો પ્રારંભિક દોર ગૂજરાત ઉપર ગાજી રહ્યો હતો આ કોષ્ઠકોમાં આપેલા તોલ, માપ અને નાણાં મોલંકી અને વાઘેલાઓના સમયમાં પ્રચલિત હતાં એમાં તો કંઇજ શંકા નથી, કારણકે તે તે સમયના ઉત્કીર્ણ શિલાલેખોમાં અને ગ્રંથોમાં તેમાંનાં ઘણાંકનાં નામ મળે છે. પ્રશ્ન માત્ર એટલોજ રહે છે કે આ પ્રત લખાઈ તે સમયે એટલે કે મુસલમાની અમલ વખતે આ ચલણ પ્રચલિત હશે કે કેમ? રાજસત્તા બદલાઈ એટલા જ કારણથી તોલ અને માપ બદલાતાં નથી, માત્ર સિક્કાઓનુ ચલણ બદલાયુ હશે, છતાંયે એ સમયે મુસલમાનો કંઇ ગૂજરાત, કાઠિઆવાડ અને કચ્છના બધાજ ભાગો ઉપર અધિકાર મેળવી શક્યા નહોતા અને તેમનાથી સ્વતંત્ર એવાં સખ્યાબંધ રાજપૂત રાજ્યો અસ્તિત્વમાં હતાં. અનુમાન થાય છે તેમ એ રાજ્યોમાં તો, પાટણની હિન્દુ સત્તા નાશ પામ્યા પછી પણ લાંબા સમય સુધી જૂના સિક્કાઓનું ચલણ ચાલુ રહ્યું હશે ગણિતસારની હસ્તલિખિત પ્રતની પુષ્પિકામાં સ્પષ્ટ રીતે લખવામાં આવ્યું છે કે भ्रातृपुत्राणां पठनार्थं ××× राजकीर्तिमिश्रैः सूत्रपुस्तिका लिखिताऽस्ति। આમ કેવળ વ્યાવહારિક ઉપયોગિતા માટે લખાયેલી પ્રતમાંની માહિતીની ઐતિહાસિક ઉપયોગિતા પણ સમજી શકાય તેવી છે.

**मूलुकेन रूपकैकः प्रदत्त.**[3] એ પ્રમાણે 'રૂપ્યક'–રૂપિઓ નામ મળે છે. તે અને અત્રેના કોષ્ઠકમાં બતાવેલ 'રૂગો' એ બન્ને એકજ, એમ લાગે છે. બીજા શિલાલેખમાં 'કાર્ષાપણ' સિક્કાનું નામ મળે છે. આ સિક્કો બહુ જૂનો છે; ઠેઠ મનુ, યાજ્ઞવલ્ક્ય અને નારદની સ્મૃતિઓમાં પણ તેનું નામ મળે છે. 'કાર્ષાપણ' શબ્દ ૧ 'પણ' અને ૧૬ 'પણ' બન્ને માટે વપરાતો. આ કોષ્ઠકમાં **षोडशपणः पुराणः** એમ લખાયું છે તે ઉપરથી લાગે છે કે ૧૬ 'પણ'ના કાર્ષાપણનું બીજું નામ 'પુરાણ' હશે. 'પણ' એક રૂપિઆભાર ત્રાંબાનો સિક્કો હતો. તેની કિંમત ૮૦ કોડી બરાબર હતી, એ તો કોષ્ઠક ઉપરથી નક્કી થઈ જાય છે. કોષ્ઠકના આરંભમાં '૨૦ કઉડે કાગિણી ને ભણીઈ ઓડી' લખાયુ છે ને ઓડી' શબ્દ પ્રાચીન ગણી શકાય તેવો છે; હેમચન્દ્રના 'પ્રાકૃત વ્યાકરણ'માંના એક અપભ્રંશ અવતરણમાં મળે છે કે **केलरी न लहइ बोद्दि अवि गय लक्खहिं घेप्पन्ति।**

'દ્રામ' અથવા 'દ્રમ્મ' શબ્દ તો અનેક શિલાલેખો અને પુસ્તકોમાં મળે છે. ચાલુ વપરાશનો સૌથી મોટો સિક્કો દ્રમ્મ' હતો. તે રૂપાનો હશે એમ લાગે છે આજ સુધી વપરાતા 'દામ' શબ્દમાં તેની યાદગારી સચવાઈ રહી છે શ્રી ગિરિજાશંકર વ. આચાર્ય લખે છે કે 'સોળ પણનો એક દ્રમ્મ છે';[4] પણ આ કોષ્ઠકમાં જે માહિતી આપી છે તે જોતાં એ બરાબર લાગતુ નથી. પંડિત ભગવાનલાલ ઈંદ્રજી લખે છે કે ક્ષત્રપ સમયના સિક્કાઓને પણ 'દ્રામ્મ' કહેવામાં આવતા. 'દ્રમ્મ' શબ્દ મૂળ ગ્રીક Drachmae ઉપરથી નીકળેલો છે.

આ કોષ્ઠકમાં નથી મળતાં એવા કેટલાંક નામો હેમચન્દ્રના 'દ્વયાશ્રય' કાવ્યની ટીકામાં મળે છે. ટીકામાં એ વિષે જાણવાજેવા ખુલાસા પણ કરવામાં આવ્યા છે, જેમકે 'વિસ્ત'–સોળ માસાનો સોનાનો નાનો સિક્કો, 'નિષ્ક'–૧૧૮ સુવર્ણપલનો સિક્કો, સોનામહોર. 'કાર્ષાપણ'ની માફક 'નિષ્ક'નો ઇતિહાસ પણ બહુ જૂનો છે ઉપરાંત 'કાકિણી' નામ-- જેનું અપભ્રષ્ટ અવશેષ વર્તમાન 'ખાંખણી'માં આપણે જોઇ શકીએ છીએ–પણ એ ટીકામાં મળે છે. તપાસ કરતાં તત્કાળ બીજા સંસ્કૃત–પ્રાકૃત ગ્રંથોમાંથી પણ આવી માહિતી મળી આવે તેમ છે.

પ્રાચીન સિક્કાઓનાં ઉપલબ્ધ નામોમાં 'ટંકા' નામ સહેજે મુઝવણમાં નાખે એવું છે. શ્રી જિનવિજયજી માને છે કે પાટણના રાજાઓએ બીજા સિક્કાઓ ન પડાવ્યા હોય તો પણ આ નામથી ઓળખાતા તાંબાના હલકા સિક્કા તો પડાવ્યા હોવા જોઈએ. પણ આ માન્યતાનું વિરોધી એવું બીજું એક પ્રમાણ 'પ્રબન્ધચિન્તામણિ' માંથી મળે છે સદરહુ ગ્રન્થમાં 'ભોજભીમપ્રબન્ધ'ના આરંભેજ ભોજ વિષે લખાયું છે કે **कस्मिन्नपि निशाशेषे स श्रीभोजः श्रियश्चञ्चलतां निजचेतसि चिन्तयन् कल्लोललोलं निजं जीवितं च विमृशन् प्रातःकृत्यानन्तरं दानमण्डपेऽनुचरैराहृतेभ्योऽर्थिभ्यो यदृच्छया सुवर्णटङ्कान्दातुमारेभे।**[5] જે ટંકા તાંબાના હોય તે સુવર્ણના પણ હોવા અસંભવિત છે. એટલે 'ટંકા' એ માત્ર સિક્કાવિશેષનું નામ નહીં પણ સિક્કાવાચ

---

૩–૪. ગુજરાતના ઐતિહાસિક લેખો ભા. ૨. ન. ૧૪૫.

૫. 'પ્રબન્ધચિન્તામણિ' ફા. ગૂ. સભાની આવૃત્તિ, પૃ. ૩૮.

પ્રકારવાચક સામાન્ય શબ્દ જ હતો એમ માનવુ વધારે યુક્ત છે ' ' ટકશાલ ' શબ્દ જે ઘણો પ્રાચીન છે તે ઉપરથી પણ એ'જ વસ્તુનુ સૂચન થાય છે

મુસલમાનોએ પાટણ જીત્યા પછી ટુક સમયમા ગૂજરાતમા મુખ્ય મુખ્ય શહેરમા જુના નાણુનું સ્થાન મુસલમાની ચલણે લઈલીવુ હોય એમ લાગે છે સ. ૧૩૫૬ મા–કેટલાક કહે છે તેમ સ ૧૩૬૦ મા—પાટણનુ પતન થયુ, સ ૧૩૬૧ મા વઢવાણમા મેરુતુગાચાર્યે ' પ્રબન્ધચિન્તામણિ ' ની રચના કરી ' પ્રબન્ધચિન્તામણિ ' કારે ' દ્રમ્મ ' અને ' દિનાર ' એ શબ્દોનો સાવ શિથિલપણે ઉપયોગ કર્યો છે ' વિક્રમપ્રબન્ધ ' મા તેણે લખ્યુ છે, त महान्त गलङ्कपङ्क पुर्यां पर्यालोच्य दीनारलक्ष तस्मै प्रदाय नृपस्त लोह पुत्रक कोशे निवेशयामास[6] । હિન્દુરાજાએ આપેના દાન માટે ' દિનાર ' લખવુ અયુક્ત, છતા આમ લખાયુ તે તત્કાલીન ચલણની કઈક અંશે અસર સૂચવે છે અલાઉદ્દીન ખીલજી અને તેના પુત્ર મુબારકની દિલ્હીની ટકશાળમા પડાવેલા સોના અને ચાદીના સંખ્યાબધ સિક્કાઓ ગૂજરાતમાથી મળી આવે છે તે ઉપરથી આની વાસ્તવિકતા પૂરવાર થાય છે

( ૨ ૩–૪ ) મનુ, યાજ્ઞવલ્કય અને નારદ એ સ્મૃતિકારોએ આપેલ કોષ્ઠક ' ૨ ' પ્રમાણે જ છે માત્ર કર્ષ વગેરેના ચોકસ માપો સબધી જુદા જુદા પ્રાન્તોમા થયેલ પ્રાચીન ગ્રન્થોમા જબરો મતભેદ છે[7] આ કોષ્ઠકોમા નાણાના કોષ્ઠક જેવુ એકે ય અજાણ્યુ માપ નથી આ તોલ અને વજનો શેના બનાવવામા આવતા તે વિષે આપણા મધ્યકાલીન સાહિત્યમાથી કઈ પણ માહિતી નથી, પણ અન્ય સાહિત્ય ઉપરથી જણાય છે કે તોલમાપ મોટે ભાગે લોઢાના અથવા તો ગડકી અગર નર્મદાના પત્થરો–જે જલ્દી ન ઘસાય એવા હોય છે–ના બનતા

(૫) જુદી જુદી વસ્તુઓ તોલવા માટે જુદાં જુદા માપ હતા તે આમાથી જણાય છે તથા कनूजमालवगुर्जरादिदेशप्रमाणम् । એ ઉલ્લેખ ખાસ ધ્યાન ખેચે તેવો છે

(૬) આ માપો પ્રાચીન છે તેનો જૂનામા જૂનો ઉલ્લેખ કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર' માં છે ' ભવિષ્યપુરાણ ' અને ' પદ્મપુરાણ ' મા આ નામો મળે છે તેમા ૨ પલ=૧ પ્રસૃતિ, ૨ પ્રસૃતિ=૧ કુડવ અને ત્યાર પછી અત્રે આપ્યા મુજબ છે કુડવ=૧૬ તોલા, પ્રસ્થ=૬૪ તોલા, આઢક=૨૫૬ તોલા, દ્રોણ=૧૦૨૪ તોલા, એમ જણાય છે

(૭) આ કોષ્ઠકમાના ઘણા ઉપયોગી છે કારણ અર્વાચીન ગૂજરાત અથવા મારવાડમા આમાના નામો ઘણા ઓછા પ્રચલિત છે અને શિલાલેખો અથવા પુસ્તકોમા પણ એમાના ઘણા ઓછા નામો મળે છે કોષ્ઠક એ પ્રકારે આપ્યુ છે તેથી પણ તે વધુ ઉપયોગી છે આમાના 'પવાલા' અને 'પાલી' એ બે નામોના અનુક્રમે 'પાઇલા' અને 'પાઇલી' એ બે પર્યાય છે

---

૬ प्रबन्धचिन्तामणि (ફાર્બસસભાની આવૃત્તિ) પૃ ૮

૭ વિશેષ માટે જુઓ છઠ્ઠી સાહિત્ય પરિષદમા શ્રી દુર્ગાશકર શાસ્ત્રીનો નિબધ ' પ્રાચીન હિન્દના તોલ અને માપ '

'પાઇલા' બરાબર ૪ શેર થાય છે 'પાઇલા' શબ્દ કર્ણ મોવંકીના સં. ૧૧૪૮ સૂણકના તામ્રપત્રમાં તથા ઠક્કર રાજપાલદેવના નાડોલમાંના અનુક્રમે સં. ૧૨૦૦ ત્ર ૧૨૦૨ ના શિલાલેખોમાં મળે છે. કચ્છના દાનેશ્વરી જગડૂશાહે સં. ૧૩૧૨ ના દુષ્ક વખતે ગરીબોને હજારો 'મૂડા' અનાજ વહેંચ્યું હતું એવા ઉલ્લેખો મળે છે તે વખ કચ્છ ગુજરાતી મહારાજ્યનું એક અંગ હતું અને ત્યાં પણ આ તોલ અને માપો પ્રચલિ હોય એ સંભવિત છે. 'દ્વયાશ્રય' કાવ્યની પૂર્ણકલશગણિએ રચેલી ટીકામાંથી વજ વિષે બીજા બે કિંમતી ઉલ્લેખો મળે છે. આચિત=કપાસના ૧૦ ભાર, કમ્બલ=ઊનના ૧૦ પલા. અન્ય કેટલાક ગ્રન્થોમાં 'આચિત'નો 'શાકટ' એવો પર્યાય મળે છે અને તે અર્થ ૬૪૦૦૦૦૦ ચણોઠી કરેલો છે આ કોષ્ઠકમાં આપેલાં ઘણાંક નામો માત્ર આજ રચ પહેલી વાર જાણવા મળે છે.

(૮) આ કોષ્ટકમાનાં કેટલાક નામો પણ તદ્દન અજાણ્યા છે

(૯–૧૦) આ નામે બહુ જાણીતા હોઈ એ વિષે ખાસ લખવા જેવુ કંઈ રહે નથી; માત્ર 'નેતન' અને 'હાલવાઉ' એ બે ખાસ નોંધવાજેવા છે.

અમદાવાદ

ભોગીલાલ જ. સાંડેસરા

તા. ૧૯–૧૨–૩૬

# ગુજરાતના પ્રાચીન કિનારાની ભૂગોળ

## ઇ. સ. ની પહેલી અને બીજી શતાબ્દી

( લેખકઃ ધનપ્રસાદ ચંદાલાલ મુનશી )

**ભા**રતવર્ષનો પશ્ચિમ સમુદ્ર કિનારો પ્રાચીનકાળથી વ્યાપારે પ્રસિદ્ધ છે. દેવસભાની[1] ઉપરનો પ્રદેશ પાશ્ચાત દેશ કહેવાતો. **देव सभाया: परत: पश्चाद्देश:। तत्र देव सभा-सुराष्ट्र-दशेरक--त्रवण-भृगुकच्छ-कच्छीय-आनर्त-अर्बुद-ब्राह्मणवाह-यवन-प्रभृतयोजन पदा: ॥** ( કાવ્યમિમાંસા પૃ ૯૩ ) પશ્ચિમ સમુદ્રનો કિનારો અપરાન્ત[2] પણ કહેવાતો. આ પ્રદેશની સીમા સિન્ધુ પ્રદેશથી થાણા સુધીની હતી. સૌરાષ્ટ્ર (કાઠિયાવાડ) આનર્ત અને લાટ પાશ્ચાત્ય દેશના[3] મુખ્ય પ્રદેશો. ઇસવીસનની પહેલી બીજી શતાબ્દીમાં આપણો ગુજરાત (લાટ અને આનર્ત)નું નામનિશાન નહોતુ. પણ અપરાન્તના સૌરાષ્ટ્ર અને લાટના સાગરતટના કેટલાંક નગરો જગજૂના કાળથી વ્યાપારે સમૃદ્ધ હતાં. દુનિયાના વ્યાપારી વહાણો આ બંદરે નાંગરતા.

ગુજરાત કાઠીયાવાડના બંદરોની હકીકત મીસરના ( ઇજીપ્તના ) વ્યાપારી વહાણવટીના **રીપ્લસ ઓફ ધી યુરેથ્રીયનસી** યુરેથ (રાતા) સમુદ્રની યાત્રાના ગ્રંથમાં અને પ્રસિદ્ધ ગોળવેત્તા **ટોલેમીની** પ્રાચીન ભૂગોળમાં મળે છે. બન્ને ગ્રંથકારો ઇજીપ્ત (મીસર) દેશના ની હતા. માર્કોપોલો, ટોલમ્બસ અને વેશપ્સુચીના સહાસના ગ્રંથો માનવકૃત્તિના ઉચ્ચ કોટિના ણાય છે. તેની હરોળમાં ' પેરીપ્લસ ' ગ્રંથની ગણત્રી થાય છે આ ગ્રંથમાં એક વ્યક્તિનું હસ નથી પણ એ કાળની પશ્ચિમની માનવપ્રજાની ભૌગોલિક શોધખોળ અને વ્યાપાર કરની નવીન જાગૃતિના સ્મરણોનો ખ્યાલ એમાં મળે છે. પુસ્તકમાં પૂર્વની પ્રજા જોડે વ્યવસ્થિત ાર કેમ કરવો, વહાણોનો પ્રવાસ, મહાસાગરના જાતિ અનુભવો, દુનિયાની પ્રજાના આચારચારો, વેપારીઓના માલની ફેર બદલી વિગેરે હકીકતોનો સમાવેશ 'યુરેથ સમુદ્ર યાત્રા'ના ા પુસ્તકથી જાણવા મળે છે.

**યરેથ્રીયન સમુદ્ર**—જૂના કાળનાં ગ્રીક અને રોમન ભૂગોળવેત્તાઓએ રાતો સમુદ્ર, નનો અખાત અને અરબી સમુદ્રના મહાસાગર સમુહને યુરોથ્રીયન રાસ સમુદ્ર કહેતા. થ્રીયનનો અર્થ રાતો રંગ થાય છે. કેટલાક વિદ્વાનો રાતા સમુદ્ર ઉપરથી નામ આપ્યું ા માને છે. અગથરચેડીસ નામનો લેખક ઇરાન દેશની તવારીખ ઉપરથી જણાવે છે કે

(૧) અર્થ શાસ્ત્રમાં પદ્મગન્ધિ ચંદન જે પર્વત ઉપર થતાં તે પ્રદેશ દેવસભાનગર સ્થળ અચોક્કસ. ) હતુ એમ ઉલ્લેખ છે. ( અર્થશાસ્ત્ર સં પૃ. ૭૮ )

(૨) વિશેષ માટે જુઓ લેખકનો અગીયારમી ગુજરાતી સાહિત્ય પરિષદમાંનો ' ગુજરાતે રાત નામ ક્યારે ધારણ કર્યું તે નિબંધ તથા રા દુર્ગાશંકર શાસ્ત્રીનો લેખ આપણા દેશને રાત નામ ક્યારે મળ્યું ' બુદ્ધિપ્રકાશ ઓક્ટોમ્બરથી ડીસેમ્બર ૧૯૩૩ અંક ૪ પૃ ૩૧૯.

(૩) સિન્ધ, પશ્ચિમ રજપૂતાના, કચ્છ, ગુજરાત અને નર્મદા નદીનો કેટલોક નીચા ા સંધાયેલો પ્રદેશ. કનિંગહામકૃત હિંદની પ્રાચીન ભૂગોળ. એ ઉપર શ્રી મજમુદાર શાસ્ત્રીનું શિષ્ટ ૧ પૃ. ૬૯૦.

આ સાગર સમૂહનો સત્તાધિશ યુરેથીયા નામનો હતો. એ ઉપરથી વિદેશી લેખકોએ એનામ આપ્યું. રાતા સમુદ્રના જળ એ રંગના નથી. વૈદિક કાળમાં અને પુરાણમાં અરબી સમુદ્રનું ચોક્કસ નામ શું તે જાણ્યામાં નથી. પણ સામાન્ય રીતે સિંધુ કહેતા એમ ખબર પડે છે આરબ, ઈરાન અને મીસરની વ્યાપારી જનતાનો હિંદુસ્તાન જોડે વ્યાપારી સંબંધ પરાપૂર્વથી ચાલ્યો આવેલો છે એમ ઇતિહાસ સાક્ષિ પૂરે છે.

'પેરીપ્લસ' શબ્દ એ સમયે સામાન્ય રીતે વહાણવટીઓના પ્રવાસ ગ્રંથ, નૌકશાસ્ત્રીના નકશા વિગેરે અર્થમાં વપરાતો હતો.

'યુરેથીયન સમુદ્ર યાત્રા'ના લેખકનું નામ અત્યાર સુધી જાણવામાં નથી પણ લેખક ઇજીપ્તના બરનીશ નગરનો વતની હતો. મી. સ્કોફ અને વિન્સેન્સસ્મિથ ઐતિહાસિક 'પેરીપ્લસ ગ્રંથકારનો સમય ઈ. સ. ૬૦થી ૮૦નો આંકે છે અને વિદ્વાનોએ એ સમય માન્ય રાખ્યો છે

**ટોલેમીઃ** ઇજીપ્ત દેશનો વતની અને ગ્રીક જાતિનો હતો. ઇજીપ્ત એ કાળે રોમન સામ્રાજ્યનું અંગ ગણાતું. ટોલેમીની જન્મભૂમિ, તેમજ જન્મવર્ષ વિષે ઈતિહાસનું પાન કોરૂં છે. કેટલાક વિદ્વાનો પ્રમાણે એ ઈજીપ્તના ટોલમી રાજકુળનો હતો એમ માને છે. પણ એ વિશે સમર્થ પંડિતો શંકા બતલાવે છે. ટોલમી ખગોળ, ભૂગોળ અને ગણીત શાસ્ત્રમાં નિષ્ણાત હતો. એણે પૃથ્વી પર્યટન કરીને ભૂગોળ લખી નથી પણ મીસરની નાઈલ નદીના તટે અનેક વ્યાપારી મહાજનો પાસેથી સાંભળેલી હકીકતો ઉપરથી પોતાનો ગ્રંથ લખ્યો એમ એના પોતાના કથનથી જણાય છે. કેટલાક પ્રમાણો ટોલેમી ઈજીપ્તના એલેક્ઝાંન્ડ્રીયા નગરનો રહેવાસી હતો. એને પોતાની પ્રસિદ્ધ ભૂગોળ એજ નગરમાં લખી અને પૂર્ણાહૂતિ પણ ત્યાંજ કરી પ્રસિદ્ધ ભૂગોળવેત્તા ટોલેમીનો સમય ઈસવીસન દોઢસો ( ઈ. સ. ૧૫૦ ) નક્કી મનાય છે.

ઈશુના પંદરમા સૈકામાં નાકા શાસ્ત્રની બરાબર શોધખોળ થઈ અને લોનજીટ્યુડ અને લેટીટ્યુડની ગણત્રી વ્યવસ્થિત થઈ ત્યાં સુધી ટોલેમીની પ્રાચીન ભૂગોળ, અને તે આંકેલા અંતર માપ, પ્રમાણભૂત ગણાતા. એ ગ્રંથમાં દેશોના, પર્વતોના અને નદીઓની નામાવલી આપી છે. ગુજરાતની ભૂગોળ પણ ટોલેમીમાં મળે છે.

અહીંઆં સ્કોફ સાહેબના 'પેરીપ્લસ ઑફ ધી યુરેથીયન સી' નામના ગ્રંથમાં અને મી. મેકક્રીન્ડલ અને મજમુદાર શાસ્ત્રીના 'ટોલેમીની પ્રાચીન ભૂગોળ'માંથી ગુજરાત કાઠિયાવાડની ભૌગોલિક તવારીખને લગતો ટૂંકો મૂળ અનુવાદ આપ્યો છે. એ પછી અત્યાર સુધી જાણવામાં આવેલી નોંધ આપી છે. ઈશુના આરંભકાળમાં પશ્ચિમસમુદ્રના કિનારા ખારવાઓ સાગરો ખેડતા, ગુજરાતી વેપારી મહાજનો દુનિયાના પ્રસિદ્ધ બંદરોએ હિંદનો માલ મોકલતા, પરદેશી સોદાગરોથી લાટ દેશના ભૃગુકચ્છ અને સૌરાષ્ટ્રના ચૌટા ઉભરાતા, ઠેઠ કાબુલ કંદહારથી વણઝારાઓની પોઠો ઉજ્જન થઈ ભૃગુકચ્છ બંદરે આવતી, નદીઓની ભરતીઓટ વિગેરે અનેક હકીકતો આ ગ્રંથોમાંથી જાણવા મળે છે. પ્રાચીન ગુજરાતનું ગૌરવ અને કીર્તિ વ્યાપારે વિશેષ હતાં. (અહીંઆથી મૂળ લેખનો અનુવાદ શરૂ થાય છે)

**પેરીપ્લસ** હુપતો ૩૮ : યુરેથીયન સમુદ્રયાત્રાનો લેખક વહાણ મારફતે ઈજીપ્તના બરનીશ બંદરેથી ઉપડી રાતા સમુદ્રના બન્ને કિનારાઓ ઉપર ભ્રમણ કરી, ઈરાની અખાતમાંના પ્રદેશોમાં ફરીને લેખક સિકથિયા દેશમાં-સિન્ધુદેશના સિન્ધુ કિનારે આવે ત્યાંથી શરૂઆત.

"ઉંડા અખાતના જળ ઓળંગીને ઉત્તરે સિકથિયાનો કિનારો આવે છે. કિનારો કાદવકીચડવાળો છે. મોટી નદીઓમાંની એક સિન્ધુ નદી અહીં વહન કરે છે. આ સરીતા ઈરીથીયન સમુદ્રને મળે છે. પ્રવાહ ધોધમાર પણ જળ નિર્મળ છે. નદીના સાત મુખ છે. નદીના મધ્ય મુખ સિવાય બાકીનામાં પાણી છાછરાં હોવાથી વહાણો હંકારાતા નથી. નદિકિનારે બરબેરીકમ નામનું મોટું વ્યાપારનું મથક છે. એ પછી નાનો ટાપુ અને અંદરના ભાગે સિકથિયનોનું મુખ્ય નગર મીન નગર છે. અહીંઆંના સત્તાધિશ પાર્થિયન રાજપુત્રો છે. તેઓ પરસ્પર ચક્રવર્તી શાસન સારૂ રણે ચઢે છે."

હુપતો ૩૯ : બરબેરીકમ બંદરે બધા વહાણો નાંગરતા. પણ વ્યાપારીઓ નદી વાટે રાજાના રાજનગરમાં બધો માલ લઈ જતા. આ સ્થળે, આયાત થતો માલ; રૂના વસ્ત્ર જુદી જુદી આકૃતિઓના શણના વસ્ત્ર, પોખરાજ, પરવાળા, શિલારસ, ( Storax ) ધુપ, કાચના વાસણ, ચાંદી સોનાના થાલા, અને થોડો દારૂઃ આ પ્રદેશમાંથી નિકાસ થતો માલ, કથ, બેડેલીયમ, લિશીયમ, જટામશી, પિરોજ ( Turgnoise ) રાજવર્ત ( Lapis Lazuli ), સીરક સ્કીન ( Seric Skin ) રૂના વસ્ત્રો, રેશમીદોરા અને ગળી. જુલાઈ

સીરાસ્ટ્રેન ( Syrastrene ) ગામડું :
મોનોગ્લોસોન ( Monoglosson ) વ્યાપારનું મથક.

પેરીપ્લસ હુપતો ૪૧ : બરેકનો અખાત વટાવીને બારૂગાઝાના અખાતમાં અવાતું; અને અરીક દેશનો કિનારો : સમસ્ત હિંદુસ્તાનની અને નમ્બેરૂસના સામ્રાજ્યની સરહદ અહીંઆંથી શરૂ થાય છે. અંદરના વિભાગે સિકથિયા દેશને અડકતો આબેરીઆનો દેશ આવેલો છે. તટપ્રદેશ સીરાસ્ટ્રેન નામે ઓળખાય છે. દેશ ફળદ્રુપ છે. ઘઉં, ચોખા, તેલ, ઘી, રૂ, અને તેમાંથી બનતા વસ્ત્રો વિગેરે આ સ્થળમાં થાય છે. ઢોરોને ચરવાની ઘણી વિશાળ જગ્યા છે, લોકો રંગે કાળા પણ કદાવર શરીરના છે. આ પ્રદેશનું મુખ્ય નગર મીન નગર છે. આ નગરમાં રૂના વસ્ત્રો વણાઈને બારીગાઝા આવે છે.

સીકંદરના આક્રમણ સમયના અવશેષો જેવાં કે ઉભા રહેલા અડેરો, દુર્ગની દીવાલો આ પ્રદેશમાં દ્રષ્ટીગોચર થાય છે.

બરબેરીકમ બંદરેથી કઠિ કઠિ જતા પપીકાની ભૂશીર આગળ અવાય છે. જે અસ્ટ્રેકંપાની અગાડી અને બારૂગઝાની સામે આવેલી છે. અંતર ત્રણ હજાર સ્ટેડીયાનું છે.

પે. હ. ૪૨ : એ પછી બીજો અખાત આવે છે. ઉત્તર દિશાએ વાંક વળતાં બએનોસ ( Baeones ) નામનો ટાપુ છે. આ ટાપુના ઠેક અંદર વાટે મૈસ ( Mais ) નદિ આવેલી છે. બારૂગાઝા જવાને આ દરિયો વટાવવો પડે છે. એનું અંતર ત્રણસો સ્ટેડીયા છે. ટાપુનાં ડાબે હાથે ઉભા રહી પૂર્વ દિશાએ સીધી નજર નાંખતા બારૂગાઝાની નદી નામ્મદૂસ ( Nammaduss ) ના દર્શન થાય છે.

ટોલેમી : હુપતો : ૪.
લારીક પ્રદેશ :
મોફીસ ( Mophis ) નદીનું મુખ.
પઝીદરે—ગામડુ.
મલાઉની ભૂશીર.

હુપતો ૫
બારૂગાઝાના અખાતમાં :
કમને.
નમડોશ ( Namados ) નદીનું મુખ.
નૌસારીયા. ( નવસારી )
પાલી પૈલા. ( સંજાણ )

હુપતો ૬૨ : નગરોની નામાવલીમાંથી :

ઈન્ડો સિકથીયાની પૂર્વ દીશાએ અને કાંઠા જોડે સંધાયેલો લારીક પ્રદેશ છે. એની અંદર નમડોશ નદી છે આ નદીને કાંઠે વ્યાપારનું કેન્દ્ર બારીગાઝા નગર આવેલું છે.

હુપતો ૬૦ : કેટલાક ગામો જે સિન્ધુ નદીની પૂર્વ દીશાએ આવેલાં છે. તેમાં અસ્ટ્રેકપરા ( Astra Kapara ) પણ આવેલું છે એમ ઉલ્લેખ છે.

હ ૧૯ : પર્વતોની હારમાળામાં અપોકપા (અરવલ્લી) ઓનડીઓન (વિધ્યા) વગેરે નામ આપ્યાં છે.

**પેરીપ્લસ હપતો :** ૪૩ સાગર ઓળંગીને બારૂગાઝા તરફ આવતા અખાત ઘણો સાંકડો છે તેથી વહાણો હંકારવા ને અનુકૂળ નથી, જમણી અને ડાબી બન્ને બાજુના માર્ગ સુલભ નથી પણ કૈક ડાબી તરફનો માર્ગ વપરાશમાં છે' અખાતના મુખ આગળ જમણી બાજુએ જળચળ, કાદવકીચડ અને માર્ગ સાંકડો છે અને ઉચાનીચા ટેકરા આવેલા છે, આ જગ્યા **કમોની** ગામડાની સામે છે અને એ હેરોન (Herone) કહેવાય છે. એના ડાબા કીનારીની સામી બાજુએ **અસ્ટ્રેકં**પાની સામે ભૂશાલકા આવેલી છે. એ **પપીકા** નામે ઓળખાય છે. પપીકા આગળનો પ્રવાહ અતી વેગવતો હોવાથી વહાણોને ભરવા કે વામવાને બીલકુલ લાયક નથી. અતીશે પાણીમા વેગને લઈને બારીગાઝાની નદીનું મુખ શોધી દાખલ થવાને પણ અડચણ પડે છે. કિનારા, ઘણા જ નીચા છે. મુખ પ્રવેશ શોધીને દાખલ થાઓ તો પણ નદીના મુખ આગળ રેતીના પાદરો વિગેરેથી છેતરાઈ જવાય છે.

હુ : ૪૪. આવા કારણને લઇને રાજા તરફથી માછીઓને નદીના મુખદ્વાર આગળ ભોમીયા તરીકે નોકરીએ રાખેલા છે. તેઓ **ટ્રપ્પાગા** અને **કોટિંબા** નામના વહાણોમાં બધા જાતના સાધનો રાખી તૈયાર રહે છે, અને તેઓ સીરાસ્ટ્રેનથી બારૂગાઝા આવતા વહાણોને તેડી લાવવા સતત મુસાફરી કર્યા કરે છે. આ માછીમારો આવતા વ્યાપારી વહાણોને પોતાના વહાણ જોડે સાંકળીને નિશ્ચિત કરેલા સ્થળોએ મુકામ કરતા, ભરતી ઓટ પ્રમાણે બંદરે આવવા ધીમે ધીમે પ્રસ્થાન કરે છે. નદીના મુખદ્વાર આગળથી બારીગાઝા સો સ્ટેડીયા દૂર છે.

હપતો : ૪૫. હિંદુસ્તાનમાં નદીઓ ઘણી આવેલી છે અને તેની ભરતી ઓટની હકીકત પણ જાણવા જેવી છે. પૂનમ, અમાવાસ્યા અને તે પછી ત્રણ દીવસ સુધી ભરતીનું જોર વિશેષ રહે છે. બારીગાઝા આગળની નદીનો ભરતીનો પ્રવાહ બધી નદીઓ કરતા વળી કૈક વધારે જોવામાં આવે છે ક્ષણમા જ્યાં સૂકી રેતીના પાદરોને પાદરો જણાતા હોય છે અને જ્યાં વહાણોને જવાના માર્ગમા પાણી છીછરા હોય છે ત્યા ભરતીના પ્રવાહના વહેણથી સર્વત્ર જળમયથી ભરપુર થઈ જાય છે. તેવી જ રીતે ઓસરતી સમયે ક્ષણમાં પાણી ઓસરી જઈને જ્યાં જળનો અગાધ સમુદ્ર જેવો દેખાવ જણાતો હોય ત્યા સૂકી જમીન વિગેરે દૃષ્ટિગોચર થાય છે.

હપતો : ૪૬. આ હપતામાં નર્મદા નદીમાં અમાવાસ્યાને દીવસે ભરતીના પ્રવાહનું વર્ણન, વહાણો કેવી રીતે જોખવાઈ જાય છે તે, ભરતીના પ્રવાહનો ઘોંઘાટ વિગેરે 'પેરીપ્લસ'ના લેખકે જાત અનુભવથી જોઈને અનુભવ લખ્યો છે.

પે. હપતો : ૪૭ બારીગાઝાના આંતર વિભાગમા ઘણી જાતિઓ નિવાસ કરે છે. જેવી કે **આરાટી** (Aratti) **અરકોશી** (Arachosii) અને **ગાંન્ધેરી, પોકલેશ** (Poclais) જેમાં બુકફેલસ, અલેકઝાન્ડ્રીયા, આવેલુ છે તેની પ્રજા પણ નિવાસ કરે છે. આ ઉપરાંત લડાયક **બેકટ્રીયન** પ્રજા પણ ત્યા વસે છે. આ પ્રજાને પોતાનો રાજા

છે. સીકંદર આ સ્થળેથી હિંદના દક્ષિણ વિભાગ અને ડમીરીક ( Damirice ) તરફ નહિ જતા ગંગા તરફ વળ્યો હતો. સીકંદર પછી થયેલા એપેલોડટસ અને મીનેન્ડરના ગ્રીક લિપિના પ્રાચીન સિક્કા વર્તમાનમાં પણ બારીગાઝાના બજારમાં ચલણમાં છે.

પે હુપતો : ૪૮. આ સ્થળ ( બારીગાઝા ) ની અંદરના ભાગે પૂર્વ તરફ ઉજ્જન ( Ozene ) નગર આવેલુ છે અગાઉ એ રાજધાનીનું કેન્દ્ર હતું. આ સ્થળેથી દેશની જરૂરીયાતોનો માલ તેમજ આપણી જોડેના વેપારની રકમોનો માલ બારીગાઝા લાવવામાં આવે છે, અકીકના પથરા હિંદની મસલીન, જાડા વસ્ત્રો તેમજ સાદા વસ્ત્રો આવે છે. આ અને ઉપરના પ્રદેશમાથી સ્પાઈકનાર્ડ ( Spikennard ) લાવવામાં આવે છે. આ જણુસ પકિલેશ, કાસપપીરેન, ( Caspapyrene ) પરોપનીસડે ( Paropanisade ) વિગેરે આવે છે સિકિથિયામાંથી કુથ અને બેડેલીયમ પણ લાવવામાં આવે છે.

હુપતો ૪૯ · બારૂગાઝાના ચૌટામાં આયાત થતો માલઃ દારૂ, તાંબુ, શીશુ, પરવાળા, પોખરાજ, દરેક જાતના જાડા ઝીણા વસ્ત્રો, રંગીન પટા, શિલારસ, મીઠા લવંગ, કાચ, રાતો ગંધક, સુરમો, ચાંદી સોનાના સિક્કા, અને અંજન, રાજાના ભોગ વિલાસ સારૂ કીંમતી ચાંદીના થાલા, યુવાન સંગીતકાર, જનાના સારૂ સૌંદર્યવાન કુમારીકાઓ, ઉંચે દારૂ, મુલાયમ વસ્ત્રો, દીલપસંદ અંજનો.

આ સ્થળના કુરજા રસ્તે **નીકાસ** થતો માલ :

સ્પાઈક નાર્ડ, કઠ, બેડેલીયમ, હાથીદાંત, અકીક અને તેમાંથી બનતા વાસણો લીશીયમ, રૂના વસ્ત્રો, રેશમના વસ્ત્રો, જાડા કપડા, સુતર, મોટી પીપેર વિગેરે આ નગરે આવતાં અને ઈજીપ્ત વગેરે સ્થળોએ જતાં.

**હુપતો ૫૦** : બારીગાઝા મુકીને જોડેનો કિનારો ઉત્તરદક્ષિણ ભાગે જે પ્રદેશ શ થાય છે તે દક્ષિનાબાદ. પ્રજા દચ્છની ભાષા બોલે છે. ( વર્તમાન દક્ષિણ દેશ ) પ્રદેશ આંતરિક ભાગે ઘણા મોટા પર્વતો અને જંગલો આવેલાં છે.

આ મુલકમાં જંગલી જાનવરો, ચીતા, વાઘ, હાથીઓ, ઘણાજ સર્પો અને બી ઘણી જાતના જાનવરો, પશુપક્ષીઓ આવેલાં છે. વસ્તી ભરચક છે. અને તે ગંગા સુ વસ્તીનો ભાગ લંબાય છે.

**હુપતો : ૫૧ અને ૫૨** : માથી ટૂંકી હકીકતઃ

દચ્છિનાબાદના બે મુખ્ય વ્યાપારી બજારો–પૈથાણ અને તગારા છે. બારીગાઝા એકવીશ દીવસની મુસાફરીએ પૂર્વમા તગારા જવાય છે. ગાડા રસ્તે બન્ને બજારનો મ બારીગાઝે આવે છે.

બારીગાઝા પછી કેટલાંક સ્થળો પછી સુપારા અને કલ્યાણ બંદરોનું નામ આવે આ નગર મોટા સારગ નસના સમયમાં ( Saraganus ) વ્યવસ્થિત રીતે વ્યાપારનું મથક થયુ પણ નાના સેંડરેસ (Sandares)ના અધિકારમાં આવ્યા પછી આ બંદરે પરદેશી વ્યાપારીઓને ઘણી અડચણો વેઠવી પડતી. કોઈ વખતે ગ્રીક વેપારીઓના વહાણો આ બંદરે નાગરતા તો તે બધા વહાણોને પાછુ બારીગાઝા બદરે રાજાના ચોકીદાર સાથે જવું પડતું.

ઇ ૫૭ " પહેલા નાના નાના વહાણો અખાતને કાંઠે કાંઠે બંદર કરતા માર્ગ કાપતા એ, પછી હીપ્લેશ નામના નાવીકે હવાનું ગતિ માપ નિહાળી સાગર પ્રવાસ કર્યો એ પછી વ્યાપારી વહાણોની નિયમીત અવરજવર શરૂ થઈ એ વિશે ઉલ્લેખ છે

હીપ્પેલશની શોધખોળથી ગ્રીક વેપારીઓ હિંદ આવવા વધારે લલચાયા તેઓએ બીજા વેપારીઓ કરતા ભારતવર્ષનો વેપાર એક હથ્થુ કરવા લાગ્યાં

## નોંધ

**સ્કિથિયા** : શકલોકોનો દેશ એ ઈન્ડો સ્કિથિયા નામે પણ ઓળખાય છે પેરીપ્લસ ' ના સમયમા સિન્ધુદેશનો પશ્ચિમ પ્રદેશ ઈન્ડોસ્કિથિયા કહેવાતો એની સરહદમા બ્રહ્મણાબાદ, અબેરીયા ( આભીરોનો દેશ ) અને સૌરાષ્ટ્રનો સમાવેશ થતો [1]

વિષ્ણુપુરાણમા આભીર, ગર્દભિલ્લો, શક યવન વિગેરે જાતિઓના નામ મળે છે શુંગ રાજા પુષ્યમિત્રના રાજકાળ સમયે આ બધી જાતિઓ ઈન્ડો સ્કિથિયામા રહેતી હતી ભગવાન પાતંજલીના ભાષ્યમા શક લોકોને શુદ્ર તરીકે ઓળખાવ્યા છે તેઓ આર્યાવર્તના આર્યોના શાખ પાડોશી, આર્યોની સંસ્કૃતિ અને કર્મકાંડ ગ્રહણ કર્યા પછી ક્ષત્રિ કહેવાયા એમ ઐતિહાસિકો માને છે [2]

જૈન સાહિત્યમા કાલકાચાર્યની કથાનકમા શક લોક સૌરાષ્ટ્રના સાગર તટે પ્રથમ આવ્યા એમ ખબર પડે છે ઇસિવીસનની પૂર્વે ઉજ્જનમા ગર્દભિલ્લ નામનો મહાપરાક્રમી રાજા રાજ્ય કરતો હતો એ સમયે શક લોક ફારસ દેશમા–ઈરાનમા–રહેતા હતા એ જાતિનો અધિકાર પણ એ દેશમા હતો આચાર્ય પ્રવાસ કરતા ઉજ્જન નગરમા આવ્યા વિષ્ટ ગર્દભિલને આચાર્યની સાધ્વી બહેન સરસ્વતીનું અપહરણ કર્યું કાલકાચાર્યે રાજાને ઘણએ સમજાવ્યો તેને કોઈનું માન્યુ નહિ એ ઉપરથી આચાર્ય ફારસ દેશ જઈને શહાનુ શાહીના માંડલિક નવાણુ શાહી શક રાજાઓને તેડી લાવ્યા તેઓ પ્રથમ સૌરાષ્ટ્રને કિનારે ઉતર્યા, અને ત્યા અધિકાર જમાવ્યો એ પછી લાટદેશના પાટનગર ભૃગુકચ્છના પ્રતાપી બલમિત્ર અને ભાનુમિત્રની મદદ મેળવી ઉજ્જન ઉપર સવારી લઈ ગયા બલમિત્ર અને ભાનુમિત્ર કાલકાચાર્યના ભાણેજ થતા હતા ગર્દભિલ્લને હરાવી શક સત્તા ઉજ્જનમા સ્થાપી [3]

ટોલેમી પ્રમાણે આ જંગલી જાતિ સોગડીયનની પૂર્વ વિભાગે નિવાસ કરતી હતી તેઓ જંગલમા ગુફા વિગેરેમા રહેતા ટોલેમી આ જાતિને કરતાયી નામે ઓળખાવે છે મેકક્રિન્ડલ તેઓને હિંદુસ્તાનની કીરાત જાતિ હોવાનું માને છે [4]

---

(૧) મેકક્રિન્ડલના ટોલેમી ગ્રંથમા મજમુદાર શાસ્ત્રીની નોંધ

(૨) Indian Culture ' Saka–yavana ' by Dr D R Bhandakar October 1934 p 275 furthere

(૩) દ્વિવેદી અભિનંદન ગ્રંથમાનામા મુનિશ્રી કલ્યાણવિજયજીનો ' કાલકાચાર્ય ' નામના લેખમાથી પૃ ૯૪–૧૧૯ આ લેખ ગુજરાતી ભાષામા ભાવનગરથી પ્રસિદ્ધ થતા ' જૈન 'મા છપાયો છે,

(૪) મેકક્રિન્ડલ કૃત ટોલેમી પૃ ૩૩–૩૪ સોગડીયન બેકટ્રીયાનો ઉત્તર તરફનો પ્રદેશ બેકટ્રીયા અને સ્કિથિયાને ઉત્તર અને પશ્ચિમે છૂટો પાડનો વર્તમાન સોગડ દેશ

રાય ચૌધરી ઇતિહાસ અને ચીન દેશની તવારીખ ઉપરથી આ પ્રમાણે ખબર આપે છે. "શક જાતિ પૂર્વે ગોપ હતી. કાસ્પિયન સમુદ્રના પશ્ચિમ ભાગે બીજી જંગલી જાતિઓની જોડે શક ટોળી પણ નિવાસ કરતી હતી. એમાંની બળવાન યુએશી જાતિએ શક લોકને હરાવી હાંકી મૂક્યા. શક ટોળા દક્ષિણમાં ઉતરી આવ્યાં. એ પછી કીપિન-કપિશા (કાબુલનો ઉત્તર પ્રદેશ) સર કરી રાજ્ય સ્થાપ્યુ. એ પછી સિન્ધુ દેશમાં, પંજાબ, મથુરા ઉજ્જન અને સૌરાષ્ટ્રમા સ્થાયી થઈ રાજ્ય સ્થાપ્યુ "

કપિશ, ગાંધાર, તક્ષશિલા, અરેકોશિયા, શકસ્થાન (સિસ્તાન) વિગેરે પ્રદેશોના શક લોકોની માનવ શાખા એક હતી.[૫]

સૌરાષ્ટ્રમા ઇશુની પૂર્વેના સમયમાં ક્ષત્રીપવંશનો ભૂમક સાશન કરતો હતો. એન સિક્કા કાઠિયાવાડમાંથી મળ્યા છે. એ પછી ગુજરાત કાઠિયાવાડમા મહાપરાક્રમી મહાક્ષત્ર નહપાન રાજ્ય કરતો હતો. એના સામ્રાજ્યની સીમમા ઉજ્જનથી નાસિક સુધીનો પ્રદે હતો, નહપાનનું પાટનગર ઉજ્જન, ભરૂચ અને નાસિક હતું.[૬] ગુજરાતમાં શક લોકો ઇતિહાસ ક્ષત્રપવંશી ભૂમકથી મળે છે.

**ઇરીથ્રીયન સમુદ્ર** · વર્તમાન અરબી સમુદ્ર.

**સિન્ધુના મુખ** . સીકંદરના સમયના લેખકોએ અને સ્ટ્રેબોએ સિન્ધુ નદીના મુખ હોવાનું જણાવ્યું છે. 'પેરીપ્લસ' અને ટોલેમીમાં એ નદીના સાત મુખ હોવા હકીકત આપી છે. ગુપ્ત સમ્રાટ ચન્દ્રગુપ્તના મેરૌલી લેખમાં એ સમ્રાટે સિન્ધુના સ મુખ ઓળંગીને બાલ્હીકોને હરાવ્યા એમ ઉલ્લેખ છે. "**तीर्त्वा सप्तमुखानि येन स सिंध्वोर्जिता वाल्हिका ॥**"[૭] મહાભારત, રામાયણ અને વિષ્ણુપુરાણમાં સૌરાષ્ટ્રની બાલ્હીક દેશનું વર્ણન મળે છે.

બર્બર સમુદ્રના એક ખૂણામાં આવેલા શ્રીઘંટ નામક સરોવરમાં મોતી પાકતા. બર્બર નદી પાસે ' આલકન્દક ' નગર હતું, જ્યાં પરવાળા થતા. (અર્થશાસ્ત્ર ગુ. અનુવાદ પૃ. ૧૦૬-૧૦૮,) આલકન્દક નગર એ સીકંદર સમયનું ' અલેકઝાન્ડર હેવન ' હોવું જોઈએ. બર્બરા અથવા વર્બરા ઉત્તર અથવા ઉત્તર અને પશ્ચિમના વતની હતા. એમ પુરાણમાં ઉલ્લેખ છે. બર્બરાના દેશની સીમ હિંદના પશ્ચિમ અથવા ઉત્તર પશ્ચિમની સરહદેથી અરબી સમુદ્રના તટ સુધી લંબાતી હતી.

'પેરીપ્લસ' સમયે પાર્થિયન રાજપુત્રો કુશાન સત્તા સામે સિન્ધુ દેશમાં પોતાના ચક્રવર્તી શાસન સારૂ ઉદ્યામો કરતા હતા એ વીગે ઉલ્લેખ છે.

હુપતો ૩૯ માં રૂના વસ્ત્રોના વણાટની કારીગરી અત્યારે પણ જાણીતી છે. કચ્છ, જટામશી વિગેરે સિન્ધુના ઉપરના પ્રદેશમાંથી આવી પરદેશ જતાં. રેશમના વણઝારાઓ ચીનના ઉત્તર પશ્ચિમ પ્રદેશમાંથી લાવતા. રોમન વ્યાપારીઓને રેશમ અને તેના વસ્ત્રો સિન્ધુ અને ગંગાને કિનારેથી અને ખંભાતના અખાતના બંદરેથી મળતા. ગળી પશ્ચિમ હિંદમાંથી લાવી ઇરાન, આરેબીઆ અને ઇજીપ્ત જતી.

ઇરીનોન : ટોલેમી કંથીનો અખાત કહે છે. 'પેરીપ્લસ' કચ્છનો નાનો ને મોટો અખાત હોવાનું જણાવે છે. વર્તમાનમાં કચ્છનું નાનું અને મોટું રણ છે તે એ કાલે દરિયો હતો. નંદલાલ ડે 'इरणम'—ખારવાલી જગ્યાનો વિકૃત થયેલો શબ્દ માને છે. ઇસવીસનના ચોથા પાંચમા સૈકા સુધી એ સ્થળે દરિયો હતો એમ ખબર પડે છે.[૧૨]

સિન્ધુ નદીની પૂર્વ તરફની શાખા કચ્છના રણમાં–ઇરીનોનમાં આવી મળતી. ઈ. સ. ૧૬૭૨ સુધી મી. બર્નસ પ્રમાણે અત્યારે જ્યાં સિન્ધુ નદીનું મુખ છે ત્યાંથી એકસો વીસ માઇલ દૂર જૂની પૂર્ણા નદીનો ફાંટો પૂર્વમાં વહન કરતો હતો.

કચ્છના અખાતથી તે છેક ખંભાતના અખાત સુધી કાઠિયાવાડના ઉત્તર તરફના ભાગની લગોલગ કોઈ કાલે સમુદ્ર હતો. ઉત્તરે અર્ધે સુધી કચ્છનું રણ લાગેલું છે. ચોમાસામાં એ રણ છાલકા પાણીનું સરોવર થઈ રહે છે, અને બીજી મોસમમાં કોઈપણ જાતની લીલોતરી હોતી નથી પણ એમાં ઠામ ઠામ મીઠાના ઢગો બધાય છે. × × × સિન્ધુ નદીનો પૂર્વ ફાંટો, લૂણી, બનાસ, રૂપેણ સરસાતી અને સાબરમતી એ નદીઓનો કચરો આ સમુદ્રમાં ઠળવાતો ને તેથી દરિયો ધીમે ધીમે પૂરાઈ જઈ કાઠિયાવાડનો ટાપુ અને ગુજરાતની દેશ ભૂમિ સાથે સંધાઈ ગયો.[૧૩]

ટોલેમી કચ્છના અખાતને કંથીનો અખાત એવું નામ આપે છે. અને એ અખાતની ઉપર વાટે જ્યાં વહાણો નાંગરવાની જગ્યા છે ત્યાં સીરાસ્ટ્રેન ( સૌરાષ્ટ્ર ) આવેલું છે એમ જણાવે છે. કચ્છનો દક્ષિણ વિભાગ અત્યારે પણ કંથા નામે ઓળખાય છે. કંથા આગળથી ગુજરાતનો વિભાગ છૂટો પડે છે[૧૪]

સિન્ધના નગર પારકર આગળ જૂનું બંદર હતુ. નાના અને મોટા રણમાં દરિયાના જળ હતાં. કોઈ મોટા ભૂકંપ સમયે દરિયાની સપાટી ઉંચી આવી પાણી જતા રહીને રણ થયાં એમ વિદ્વાનોનું માનવું છે. ભૂકંપ શાસ્ત્રીઓ કચ્છ પ્રદેશમાં ધરતીકંપનું મધ્ય બિન્દુ હોવાનું માને છે. જગ જૂના કાળથી કચ્છી પ્રજા વ્યાપારી કહેવાય છે. ઇશુન પાંચમા છઠ્ઠા સૈકા સુધી કચ્છી વેપારીઓ દુનિયાના પ્રસિદ્ધ બંદરો જોડે વેપાર કરતા. મોટ ઉલ્કાપાત પછી તેઓ જાવા વગેરે સ્થળોએ ગયા.[૧૫]

---

૧૨. Recluse Asia III p. 142/p.

(૧૩) કાઠિયાવાડ સર્વ સંગ્રહ પૃ. ૧–૨

(૧૪) મેકક્રિન્ડલ 'ટોલેમી' મજમુદાર શાસ્ત્રીની પુરવણી સાથે પૃ. ૩૬

(૧૫) મજમુદાર શાસ્ત્રીની નોંધ.

ઈરીનોન અખાત અને બરેકેના અખાતની વચ્ચે ભૂશાવકા હોવાનુ યુરેશીયન સમુદ્રયાત્રામા લખેલુ છે એ સ્થળ કચ્છ હોવુ જોઈએ

**બરેકનો અખાત** કેટલાક પંડિતોના અભિપ્રાય પ્રમાણે બરેક તે દ્વારકા કહે છે સ્કોફ વિગેરે વિદ્વાનો વર્તમાન કચ્છનો અખાત તેજ બરેકનો અખાત જણાવે છે પેરીપ્લસ એ અખાતમા સાત ટાપુ હોવાની હકીકત આપે છે ટોલેમીમા એક ટાપુનો ઉલ્લેખ છે

સ્કોફ સાહેબની માન્યતા કચ્છના અખાત વિશે માનવા કારણ છે

( ટોલેમી ) પરોપનીસડે એ મધ્યહિંદુકુશ પેરીપ્લસ પ્રમાણે સ્પાઈકનાર્ડ ( અમુક જાતની દવા ) ભરૂચ બંદરે મધ્યહિંદુકુશથી આવતુ સીકંદરના મૃત્યુ પછી એનો સેનાપતિ સેલ્યુકશ આ પ્રદેશનો સત્તાધિશ હતો મૌર્ય ચંદ્રગુપ્ત રાજાએ આ ગ્રીક સરદારને હરાવી એને નમાવ્યો ઈ સ પૂર્વે ૩૦૩ માના તહનામા પ્રમાણે મન્ને રાજાના રાજ્યનો આ પર્વત મધ્ય સીમા પ્રદેશ હતો[૧૬]

અરીક દેશ : એરીઅક દેશ-એ આર્યક આર્યોનો દેશ[૧૮] ઉજ્જન અને વિદર્ભની દક્ષિણે આવેલુ આરણ્યક ગણ્ય.[૧૯] એને અરણ્ય પણ કહ્યુ છે.[૨૦]

ગ્રંથમા આ શબ્દ અચોક્કસ છે. લેમન એને-લટિક ખંભાતના અખાતના બન્ને કિનારાનો પ્રદેશ હોવાનું જણાવે છે. ટોલેમીનું લારીક. અશોકના લેખમા રાષ્ટ્રીક આવે છે તે.[૨૧]

ખંભાતના અખાતની દક્ષિણેથી તે આભીરની ઉત્તર સુધી એરીઅકની સીમા હતી. પશ્ચિમ સમુદ્રનો કિનારો અપરાન્તીકા (અપરાન્ત) નામે ઓળખાતો એમ પંડિત ભગવાનલાલ ઈન્દ્રજી જણાવે છે.[૨૨]

પંડિત કાશીપ્રસાદ જાયસ્વાલ અરીક દેશ વિશે આ પ્રમાણે નોંધ આપે છે—એરિયક એટોલેમીનું લારીક-લાટ દેશ. ભૂગોળવેત્તાના કાળમાં બીજુ એરીઅક[૨૩] પણ હોવાનો ઉલ્લેખ છે. અને તે દેશની સીમા કંઈક દક્ષિણ તરફ વધી હતી. ટોલેમીના સમયમાં ગુજરાતમાં શક લોકનું શાસન હતુ. એરીઅક એ આર્યોનો દેશ. (હિંદુઓનો દેશ) 'પેરીપ્લસ' સિન્ધુ પ્રદેશમાં ઈન્ડો પાર્થિયન રાજપુત્રોનો અધિકાર હતો એ ઉપરથી આર્યોનો દેશ ઓળખાવવા એરીઅક જુદો દેશ જણાવે છે. એલેક્ષેન્દ્રીએ જે આર્યાવર્ત કહ્યો છે એ 'યુરેથીયન સમુદ્ર યાત્રામાં' એરીઅક પ્રદેશ જણાવ્યો છે તે સમસ્ત હિંદુસ્તાનની અને 'નેમ્બેરસ'ના સામ્રાજ્યની સીમા અહીંથી શરૂ થતી.[૨૪]

પાણિનીય (૨. ૪. ૧૦ અનેક ૩. ૧૦૯) ઉપરના પતંજલી ભાષ્યમાં આર્યાવર્તની સીમા આ પ્રમાણે જણાવી છે.

'આર્યાવર્ત દેશ કયો'.- જેની પૂર્વે આદર્શ, પશ્ચિમે કાલકવન દક્ષિણે હીમાલય અને ઉત્તરે વિંધ્યા છે તે.[૨૬]

---

(૧૮) બૃહત્સંહિતા અ૦ ૧૪. (૧૯) મહાભારત સભાપર્વ અ૦ ૩૧ (૨૦) દેવી પુરાણ અ૦ ૪૬. (૨૧) પેરીપ્લસ ગ્રંથમાં સ્કોફ સાહેબની નોંધ. (૨૨) ઈન્ડીયન એન્ટીક્વેરી પુ. ૮, પૃ. ૨૫૯, ૨૬૩;

(૨૩) ટોલેમી હ. ૬ પૃ. ૩૯ માંથી દક્ષિણ એરીઅકનો વિભાગ

અરીઅક મેડીનોન' એમાં સોપારા (સોપારા) ગોરીસ નદીનું મુખ (ગોદાવરી મ. શાસ્ત્રી પ્રમાણે). દૌન્ગ, બેન્ડા નદીનું મુખ (ચૌલ. યુલ પ્રમાણે), હીપ્પોકોરા (ગોરે ગામ-ઘોડાનું ગામ), બેલી પટના (ગે ક્રિ. ડમોલઃ મ. શાસ્ત્રી પ્રમાણે કોકણનો કેટલોક ભાગ)

(૨૪) જર્નલ બીહાર અને ઓરીસા રીસર્ચ સોસાયટી વર્ષ ૧૯૩૨ પુ. ૧૮ ભાગ ૧. (૨૫) પુ. ૧ પૃ ૪૭૫ પુ ૨ પૃ. ૧૭૪ :

(૨૬) क पुनरार्यावर्त.। प्रागादर्शात्प्रत्यक कालकवनाद् V. L. कालवनाद्, कालयवनात्) दक्षिणे न हिमवन्त मुत्तरेण पारियात्रम् ( VL. पारिपात्रम् ।) આદર્શ-વર્તમાન અરવલ્લી. કાલકવન—રાજમહલ ડુંગરા. ( Kunte, Vicissitudes of aryan civilization p 200.

ડૉ. દેવદત્ત ભાંડારકર પ્રમાણે જ્યાં આર્ય મહાજનો નિવાસ કરતાં એ આર્યાવર્ત. આર્યાવર્ત અમુક જ સ્થળ પ્રદેશ કહેવાતો નહોતો[૨૭] જ્યા જ્યાં આર્યજનોના કદમ વધ્યાં તે આર્યાવર્ત.

એથી ફલે છે કે સિન્ધુ પ્રદેશમાં પાર્થિયન અને કુશાન વંશીઓનો અધિકાર હતો. તેઓ આર્યાવર્તમાં વિદેશી હતા. સૌરાષ્ટ્ર અને નર્મદા પ્રદેશમાં આન્ધ્રદેશના બ્રાહ્મણ જાતિના સાતવહાન વંશના રાજાઓની સત્તા હતી એ ઉપરથી એરીઅક–આર્ય દેશ 'પેરીપ્લસ'માં જૂદો બતલાવ્યો છે.

**નેમ્બેરૂસઃ** સ્કોફ સાહેબ ન–શબ્દને બદલે–મ મેમ્બેરૂસ બદલી હોવાનું જણાવે છે. કેટલાક યૂરોપિયન અને હિંદી પંડિતો નેમ્બેરૂસ બરાબર શબ્દ માની મહાક્ષત્રય નહપાન કહે છે. પંડિત જાયસ્વાલ અને સ્વ. રાખલદાસ બેનરજી શક રાજા નહપાનનું નામ હોવાનું સ્વીકારતા નથી. પેરીપ્લસ પછી ૬૦ વર્ષે ટોલેમી ઉજ્જનમાં ટ્રીયેસ્ટેન ચષ્ટન રાજ કરતો હતો એમ ઉલ્લેખે છે. મહાક્ષત્રપ નહપાનના[૨૮] રાજકાળ વિશે વિદ્વાનોમાં ભારે મત ભેદ છે. 'નેમ્બેરૂસ' અને 'મેમ્બેરૂસ' જોડે શકરાજ નહપાનનું નામ મલતુ લાગતુ નથી એમ બન્ને વિદ્વાનો માને છે.

મેમ્બેરૂસ એ દક્ષિણનો મહેન્દ્ર શાત કર્ણિ પુરાણ માનો મૃગન્દ્રે સ્વાતીકર્ણ (રાજકાલ ઈ. સ. ૭૨ થી ૭૬) લાગે છે. એ પ્રતાપી રાજા કુંતલ શાતકર્ણિની પૂર્વે રાજ કરતો હતો. એની સત્તા ગુજરાત કાઠિયાવાડમાં હતી.[૨૯] ઐતિહાસિક ઘટના પ્રમાણે પંડિતજી જાયસ્વાલનું માનવું બરાબર લાગે છે. મહેન્દ્રનું વિકૃત સ્વરૂપ તે લેખકનો મેમ્બેરૂસ–મહેન્દ્રનું સામાન્ય અને આર્યોનો દેશ શરૂ થાય છે એમ 'પેરીપ્લસ'ના કહેવાનો ભાવાર્થ લાગે છે.

**આબીરીયા :** આભીરોનો દેશ : લેસન પ્રાચીન ઓફીર ( Ophir ) દેશ જણાવે છે.[૩૦] કેટલોક કાળ સુધી વિદ્વાનો વર્તમાન સોપાર (મુંબઈ નજીક છે તે) ઓફીર દેશ માનતા હતા. એ અભિપ્રાયમાં વજુદ રહ્યું નથી. અત્યારે ઈરાનના અખાતના આરબ કાંઠા ઉપર એ દેશ હોવાનું મનાય છે. હિંદ અને ઈરાનના અખાત જોડે પરાપૂર્વથી વેપાર ચાલ્યો આવતો હોવાનું ઈતિહાસ સાક્ષી પુરે છે.

નર્મદા નદીના મુખની આસપાસ આવેલો પ્રદેશ આભીર કહેવાતો. સિન્ધુ પ્રદેશની સીમને આભીરનો સીમાડો અડકતો સિન્ધુ નદી પોતાના મુખ આગળ ત્રિકોણાકાર પ્રદેશ બનાવવાને બે ફાંટામાં વહેંચાઈ વહન કરે છે તેની પૂર્વ તરફનો પ્રદેશ આભીર કહેવાતો.[૩૧] આભીરોના દેશમાં થઈને સિન્ધુ નદી વહન કરતી એમ વિષ્ણુપુરાણ અને બ્રહ્માંડપુરાણમાં

(૨૭) Indian Culture Oct 1934. p 275 ff The Indian Historical Quatorly Vol XI No I March 1935 પૃ ૭૭ બન્નેમા આર્યાવર્ત વિશે સુંદર લેખ છે.

(૨૮) જુઓ લેખકનો 'નહપાન' વિશેનો લેખ બુદ્ધિપ્રકાશ. જુલાઈ–સપ્ટેમ્બર ૧૯૩૩ અં ૩ પૃ ૨૬૦.

(૨૯) Journal Bihar & Orissa Research Society Vol XVIII pt I

(૩૦) Lassen I 538/9

(૩૧) Mc Crindle Ptolemy p. 140.

ઉલ્લેખ છે. (વિ. પુ. અ. ૫. બ્ર. પુ, અ. ૬) મહાભારત સભા પર્વમાં (અ૦ ૩૧) આભીરો સમુદ્ર કિનારે ગુજરાતમાં સોમનાથ પાટણ સરસ્વતી તીરે નિવાસ કરતા હતા એમ હકીકત છે. ભાગવતમાં આભીર જાતિનો ઉલ્લેખ છે. (सौराष्ट्र अवन्ति आभिरः) તેઓ સ્વતંત્ર સત્તાધિશ હતા. ભાગવત તેઓને 'જનાધિપ' તરીકે ઓળખાવે છે.

તાપી નદીથી દેવગઢ પર્વત સુધીના પ્રદેશને આભીર કહેતા.[૩૨] સ્કોફ સાહેબ પ્રમાણે આભીર દેશમાં દક્ષિણ ગુજરાતનો પણ સમાવેશ થતો. કોકણથી દક્ષિણ તરફથી તે તાપી નદીના પશ્ચિમ કિનારા સુધીનો પ્રદેશ તેજ આભીર એમ તારા તંત્રમાં લખ્યું છે.[૩૩] ગુપ્ત સમ્રાટ સમુદ્રગુપ્ત સમયમાં આભીરોનું સ્વતંત્ર રાજ્ય હતું. જાયસ્વાલ તેઓને વાકટકના સુબા હોવાનું માને છે.

સૌરાષ્ટ્રના મૂળ વતની આભીર હતા તેઓ શરીરે કદાવર હતા. આહીર જાતિના પૂર્વજો એ લેખકના આભીર:

**સીરાસ્ટ્રેન : સૌરાષ્ટ્ર :** 'પેરીપ્લસ' કિનારાના પ્રદેશને સૌરાષ્ટ્ર કહે છે. ટોલેમી કચ્છના અખાતના ઉપરવટે જ્યા વહાણો નાંગરવાની જગ્યાની જગ્યાના સ્થળને સૌરાષ્ટ્ર દેશ કહ્યો છે. શ્રી નગર અને માંગરોલ વચ્ચે એક નાનું ગામડું સીરાસ્ટ્રેન પણ હોવાનો ઉલ્લેખ છે.

સુ-સારો-રાષ્ટ્ર-દેશ=સૌરાષ્ટ્ર. ગુજરાતનો સમોવડીયો પ્રાચીન કાળથી જાણીતો પ્રદેશ. મહાભારતમાં (૨. ૩૧-૧૧૬૬.), કૌટિલ્ય અર્થશાસ્ત્ર (અ· ૧૧ **काम्वोजा सुराष्ट्र-क्षत्रिय श्रणाद्यो वार्ता शस्रो पजीविन :**) અને બૌદ્ધાયન ધર્મશાસ્ત્ર (૧-૨-૧૩) માં, પાતંજલ મહાભાષ્યમાં અને પાણિનીય શિક્ષામા (**यथा सौराष्ट्रिका नारी तक्रं इत्य त्रि भापते ।**)[૩૪] એવા પ્રાચીન ગ્રંથોમાં સુરાષ્ટ્ર દેશનું નામ મળે છે.

વાસિષ્ઠી પુત્ર પુલુમાયીના નાસિકના (ઈ. સ. પૂર્વે ૫૮) અને રૂદ્રદામનના ગિરનારના શિલાલેખમાં (ઈ. સ. ૧૫૦) સુરઠ અને સૌરાષ્ટ્ર નામ મલે છે. સારભંગ જાત કથામાં સટોડી કુરુદ્રમ (જા ૫. પૃ ૧૩૩=સુરઠ) જૈન સાહિત્યમાં 'સુરઠ' (વસુદે હિણ્ડિ પ્રથમ ખંડ પૃ. ૭૭), ચીની યાત્રાલુ હ્યુન સંગના સી-લો-ચા (સોરઠ) અને તેનું પાટનગર ઉજ્જયન્ત નામ છે. પરદેશી લેખક સ્ટ્રેબો (ઈ. સ. પૂર્વે ૫૦) સરાસ્ટ્ર અને પ્લીની (ઈ. સ. ૭૭) ઓરેટુરા (Oratura) એવાં સૌરાષ્ટ્ર દેશના અનેક ના અનેક ઠેકાણે મળે છે.

પ્રીયાદર્શી-અશોક મૌર્યના ગિરનાર[૩૫]અને શહાબાજગિરીની ધર્મ આજ્ઞાઓમાં ભોજ પેટનિકા અને રાષ્ટ્રીકાનો ઉલ્લેખ છે. આ બધા પશ્ચિમ કિનારાના ગણ સત્તાક રાજ

---

(૩૨) ઈલીયટની વધારાની પુરવણી પુ. ૧ પા ૨. ૩.

(૩૩) વાર્ડનો હિંદુસ્થાનનો ઈતિહાસ સાહિત્ય અને ધર્મ ગ્રંથ. પુ. ૧. પૃ. ૫૫

(૩૪) જુઓ વસંત વર્ષ ૩૧ અં. ૧૨ પૃ. ૩૦૯ :

(૩૫)......धंमयुतस च योंएक्वोंज गंधारानं रिष्टिक पेतेणिकान ये वा पि अं ने आपरा (क) मत मयेसुव । બધા પન્થોમાં નીતિ સ્થાપવામાં તેઓ મચ્યા રહે છે. યોન, કમ્બોજ ગન્ધાર R રિષ્ટિક અને પેતણિક અને અપરાન્ત (પશ્ચિમ સરહદ ઉપરનો પ્રદેશ) ગુજરાતના ઐતિહાસિક લેખો ભાગ. ૧ પૃ. ૫ ફાર્બસ ગુજરાતી સભા મુંબઈ.

ગણાતા. રાષ્ટ્રીકોનાં સંઘનું સ્વતંત્ર રાજ્ય અહીંઆં હોવાને લઈને એ પ્રદેશ રાષ્ટ્ર-રટ્ટીક-લટિક-કહેવાતો. પ્રાચીનકાળથી આ પ્રદેશ ફળદ્રુપ હોવાને લઈને સુ-સારો-રાષ્ટ્ર-દેશ એ ઉપરથી એ દેશ સૈરાષ્ટ્ર નામે ઓળખાવા લાગ્યો.

પાણિનીયે બીજા પ્રજાસંઘના નામો જોડે અન્ધકવૃષ્ણિ નામોનો ઉલ્લેખ આપ્યો છે. પુરાણમાં તેઓને સત્વત કહ્યા છે. ઐતરેય બ્રાહ્મણમાં ભોજ પ્રજાજનોના સંઘને 'ભોજ્ય' કહ્યા છે (પૃ. ૮. ૧૪) અન્ધક રાજ્યાધિકારીઓને મહાભારતમાં ભોજ કહ્યા છે. યાદવોની એક શાખા ભોજ કહેવાતી. (મહાભારત-સભાપર્વ અ૦ ૧૪) મહાભારતમાં યાદવોને ભોજ પણ કહ્યા છે. (શાંતિપર્વ અ૦ ૩૧). સૌરાષ્ટ્રના પ્રાચીન નિવાસી યાદવો હતા. એથી ફળે છે કે ગુજરાતના-એરીઅકના આભીરો તે મહાભારતના યાદવો અને મૌર્યસમ્રાટ અશોક રાજની ધર્મ આજ્ઞામાંના રાષ્ટ્રીકો. પશ્ચિમ સમુદ્ર કિનારાથી-કાઠિયાવાડના કિનારા પ્રદેશથી-ગિરીનગર-ગિરનાર પર્વત જૂનાગઢનો પ્રદેશ અને એથી એ કંઈક અંદરના ભાગ સુધી આભીરો-યાદવોનો નિવાસ હતો.

વલભીના તામ્રપત્રોમાં સુરાષ્ટ્ર દેશનું નામ છે. વલભી તે હાલનો ગોહિલવાડ-જિનપ્રભસૂરિ અને મેરૂતુંગનો વાલાક દેશ. સુરાષ્ટ્ર વર્તમાન સોરઠ દેશ.[૩૬] પેરીપ્લસ અને ટોલેમીનો સીરાસ્ટ્રેન-અરબી સમુદ્રમાં ધરના ઝરખા સમો ઝુલતો કાઠિયાવાડ દેશ વ્યાપારે અને ફળદ્રુપતાએ પ્રાચીનકાળથી જાણીતો છે.

**મીન નગર:** એ સીરાસ્ટ્રેન-સૌરાષ્ટ્ર-નું મુખ્ય નગર હતું. 'પેરીપ્લસ' આ કિનારે આવ્યો ત્યારે અથવા થોડા વર્ષ પૂર્વે, શક-ક્ષત્રપ ચષ્ટનનો[૩૭] અધિકાર ઉજ્જન અને સૌરાષ્ટ્રમાં હતો. મહાક્ષત્રપ નહપાન અને ભૂમકનું શાસન સૌરાષ્ટ્રમાં હતું. એટલે મીન નગર સૌરાષ્ટ્રમાં કોઈ સ્થળે સમૃદ્ધિ નગર હોવું જોઈએ. એ સ્થળનો નિર્દેશ અચોક્કસ છે.

મુલર મીન નગરનું સ્થાન ઇન્દોર, વિન્સેન્ટસ્મિથ મધ્યામીકા અથવા નગર ચીતોડથી અગીયાર માઈલ છેટે છે તે જાણે છે. સર રામકૃષ્ણ ભાંડારકર[૩૮] મન્દસોર-સંસ્કૃત દશપુર-મેકક્રિન્ડલ અને ફેબરીસીયસ કાઠિયાવાડમાં એ સ્થળ હોવાનું જણાવે છે. એ વધારે વ્યાજબી લાગે છે. આ નગરમાં રૂના વસ્ત્રોનું વણાટ કામ ઉત્તમ પ્રકારનું થતું અને બધા વસ્ત્રો ભરૂચ આવતાં.

ગયેલો. મેસીડોનીયન સૈન્ય સિન્ધુ પ્રદેશ છોડી આગળ વધ્યુ એ માત્ર 'પેરીપ્લસ' ની કલ્પના જ લાગે છે.

પપીકા. વર્તમાન ગોપનાથ એ સ્થળ આગળ ખંભાતના અખાતનું મુખ છે. એ પછી ગુજરાતનો કિનારો સીધો દક્ષિણ તરફ અને કાઠિયાવાડનો કિનારો વળાંક લઈને દક્ષિણ પશ્ચિમ તરફ જાય છે. આ જગ્યાએ દમણ અને જાફરાબાદની વચ્ચેના ભાગમાં પાણીથી ઢંકાયેલા રેતીના મોટા થર હોવાથી વહાણોને લાવવાને ઘણું જોખમ રહેલુ છે.

એ પ્રદેશમાં વાળા રજપૂતોનો અધિકાર હતો.

અસ્ટ્રકપા : ટાલેમીમા અસ્ટ્રકપગ : વલભીના મૈત્રક રાજાઓના તામ્રપત્રોમાં હસ્તવપ્ર (હસ્તકવપ્ર) વર્તમાન હાથમ. ભાવનગર તાબે ઘોઘાથી ૭ માઈલ ઉપર આવેલુ છે.

'પેરીપ્લસ' ગ્રંથમાં સૌરાષ્ટ્રમા અનાજ વિગેરે ઉત્પન્ન થતાં તેની નામાવલી આપી છે : મોહેન-જો-ડેરોની શોધખોળે અત્યાર સુધીની માન્યતાના વિષયોનું ગંભીર પરિવર્તન કર્યું છે આ શોધખોળથી ઇતિહાસને પોતાનું પાસુ બદલવુ પડશે

ચોખા : અતી પ્રાચીનકાળથી એશિયાખંડનો મુખ્ય ખોરાક ગણાય છે. ઈ. સ. પૂર્વે ૨૮૦૦ મા ચીનમાં ચોખાનું વાવેતર કુશળ રીતે થતું. ( S. Julian ) એ પછી કૈક થોડા કાલે ભારત વર્ષમાં ચોખા દાખલ થયા. મી. વૉટસ[૩૯] પ્રમાણે પ્રથમ તુર્કસ્થાનમાં ત્યાંથી ચીન, હિંદ અને પર્શિયા તરફ ચોખાનું વાવેતર થયું.

ઘઉ : દુનિયાની પ્રાચીન ભાષાઓમાં ઘઉના નામ જુદા જુદા મળે છે. ઈ. સ. પૂર્વે ૩૩૫૦ માંના ઘઉ ઈજીપ્તના પીરેમીડની એક ઈંટમાંથી મલ્યા છે. મોહેન-જો-ડેરોમાંથ ઘઉ મલ્યા છે અને તેના વાવેતરના અખતરાઓ અનેક રીતે થાય છે. પેરીપ્લસના સમયમ અરેબીયા, સોકોટ્રા, પૂર્વ આફ્રિકા અને ઈજીપ્તમાં ગુજરાત-કાઠિયાવાડના ઘઉ જતા.

તેલ : ( Seasam oil ) પ્રથમ આફ્રિકામાં અને ત્યાર પછી ભૂમધ્ય સમુદ્રન પ્રદેશોમાં અને એ પછી મધ્યમ હિંદમાં લેખકના કાળમા ખંભાતના અખાત-ભરૂચન અખાતમાથી-ભરૂચ બંદરેથી તેલ વિદેશે જતુ. કેટલાક મીઠુ તેલ પણ કહે છે.

ઘી : આપણા ભારત વર્ષમાં પ્રાચીન કાળથી-આર્યોના સમયથી ઘૃત્ત-ઘીનું ના મળે છે. પેરીપ્લસમાં ઢોરોને ચરવાની જગ્યા વિશાળ હતી એમ ઉલ્લેખ છે. એટલે ઘીન ઉત્પતી થાય એમા નવાઈ નથી ફ્રાયર નામનો મુસાફર (ઇ. સ. ૧૬૭૨-૮૧) જણા છે કે દક્ષિણમાં એને દવાના વપરાશ સારૂ ચારસો વર્ષના જુના ઘી ના ભરેલા ટાંકા જોયેલા. વેપાર અર્થે ચામડાની થેલીઓ અગર માટીના ગાડવા વપરાતા.

રૂ અને તેના વસ્ત્રો. ઈતિહાસના ઉષા કાળ પૂર્વે હિંદુસ્તાનમાં રૂ ઉગતું અને તેમાંથી વસ્ત્રો ભારતવાસીઓ વણાટ કરી તૈયાર કરતા[૪૦] મનુ ભગવાનમાં રૂના દોરા અને વસ્ત્રોનું વર્ણન છે. (ઈ. સ. પૂર્વે ૧૦૦૧) મી. સેસ ( Sayce ) ની માન્યતા પ્રમાણે

(૪૦) The Cotton plant a report of the U. S. Department of agriculture issued in 1896 by R. B Handy. જુઓ મોહેન-જો-ડેરોમાથી રૂના વસ્ત્રની પોટકીનું રૂના વસ્ત્ર ઉપર મી ટર્નરનો રીપોર્ટ.

ઈશુની પૂર્વે ત્રણ હજાર વર્ષ અગાઉ હિંદના વસ્ત્રો ઈરાનના અખાતમાથી ઈજીપ્ત જતાં,[૪૧] હેરોડોટસ રૂને ઉન ( wool ) તરીકે ઉલ્લેખે છે અને જગલી ઝાડ ઉપર ઉગે છે એમ લખે છે. પ્લીની, પોલક્ષ વિગેરેના સમયમા ઇજીપ્તમા રૂ પાકતુ હતુ જે પૂર્વે ઈજીપ્ત વાસીઓને ખબર ન હોતી એમ હકીકત આપે છે, અર્થશાસ્ત્રમા અપરાન્તમા રૂના વસ્ત્રોનો ઉલ્લેખ છે

( Book 2 ch XI p 93 ) લાટ દેશના પાટનગર ભરૂચમા ( પે બારીગાઝા–બારૂગાઝા મા ) રૂની ઉત્પતિ અને વસ્ત્રના વણાટ થતા એમ મહાભારથી ખબર પડે છે

शत दासी सहस्त्रणं कार्पासि निवासिनाम ।
बलि च कृत्स्न माहाद भरु कच्छ निवासन ॥ सभापर्व

બમ્મેનોન—પીરમબેટ.

મૈસ ટોલમી મોફિસ વર્તમાન મહી નદી[૪૨] મહાભારતમા માહેય–મહ્યુતર નામનો જનપદ લખેલો છે[૪૩]પુરાણોમા મહી નદી અને તેના તટ પ્રદેશનુ વર્ણન છે

લારીક લાટ દેશ[૪૩] ટોલેમી લારીક, પેરીપ્લસ એરીઅક તે ખાટજ મહી નદીનો દક્ષિણ વિભાગ વર્તમાન મધ્ય અને દક્ષિણ ગુજરાત તે લાટ દેશ એ નામ ક્યારે પ્રચારવામા આવ્યુ એ વિશે ઇતિહાસનુ પાનુ કોરૂ છે આચાર્યશ્રી આનંદશંકરભાઈ[૪૪] પ્રમાણે અશોકમા ' लटिक '–' रटिक ' શબ્દનો ઉલ્લેખ આવે છે એ લાટ દેશ સૂચક છે. કેટલાક પ્રમાણે પરદેશી સોદાગરોના વહેવારે રાષ્ટ્રીકનો વિકૃત થયેલો શબ્દ ' લાટિક '–લાટ યોજાયેલો શબ્દ છે એ શબ્દ ઇ સ ૧૫૦ વર્ષ અગાઉ કેંક થોડા કાલ પૂર્વે પ્રચારમા આવ્યો હોવો જોઈએ મહાભારત કે પ્રાચીન સંસ્કૃત ગ્રથોમા લાટ શબ્દ મળતો નથી. વાત્સ્યાયન કામસૂત્રમા લાટ અને અપરાન્ત બેનો એક વાક્યમા ઉલ્લેખ છે (का सू २–५ २६) ઇશુના ત્રીજા શતક પછી સંસ્કૃત સાહિત્યમા તથા ઉત્કીર્ણ લેખોમા લાટના ચાલુ ઉલ્લેખો મળે છે

જૈન સાહિત્યમા જિનદાસગણ કૃત આચારગણમા અને બૌદ્ધ સાહિત્યમાંના દીપવંશ (પૃ ૫૪) અને મહાવંશ (પૃ ૬૦) મા ' લાલ રથ્થ '–લાટ શબ્દ વાસ્તે છે

પુરાણોમા અઢાર મહાવિશયમાં ઉત્તર લાટ અને પૂર્વ લાટ બીજા દેશોના નામોની જોડે મળે છે

મહાભારતના અનુ શાસનપર્વમા ( અ. ૩૫ ૧૭ ) લાટ વિશે આ પ્રમાણે ઉલ્લેખ

---

(૪૧) A H Sayce Hibbert Lectures

(૪૨) વિસ્તૃત વર્ણન માટે જુઓ ખેડાયેઝીટિયર પુ. ૧ લુ (૫૩) શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક પુ, ૧ અંક ૪ લેખકનો લેખ લાટ દેશ.

(૪૪) નવમી ગુજરાતી સાહિત્ય પરિષદમા પ્રમુખ શ્રી આનંદશંકરભાઈનુ ભાષણ પૃ ૩૧ લાટ વિશે જુઓ લેખકનો લાડી પરિષદમા ' ગુજરાતે ગુજરાત નામ ક્યારે ધારણ કર્યુ એ વિશેના નિબંધ રા દુ કે શાસ્ત્રીનો લેખ ' આપણા દેશને ગુજરાત નામ ક્યારે મળ્યુ બુદ્ધિપ્રકાશ ૧૯૩૩ અ ૪ પૃ ૩૧૮

છે. લાટવ ( Latav ) દેશમાં ક્ષત્રિય જાતિ નિવાસ કરતી હતી. તેઓને ત્યાં બ્રાહ્મણ જાતિ નહિ મળવાથી સંઘ બહાર રહેવું પડેલું.[૪૫]

લાટ દેશની સીમા અચોક્કસ રહી છે. રાજ્યકાળ પ્રમાણે એની સીમામાં વધારો ઘટાડો થયો છે. લાટનું મુખ્ય નગર ભરૂચ હતું.

મલાઉ : મહી અને નર્મદા નદીઓની વચ્ચે ભૂશીરની જમીનનું એક મસ્તક જે તે વખતે મહી નદી આગળ હોવાનું મેકક્રિન્ડલ જણાવે છે.

નર્મદા નદી :[૪૬] પેરીપ્લસ નામ્મ દૂર ટોલેમી નામડોશ. નામ આપે છે, મો. કરંદીકર પુરાણો ઉપરથી નર્મદાવેલીની પ્રાચીનતાની શોધખોળ વિશે 'ટાઇમ્સ ઓફ ઈન્ડીયા' માં અનેક લેખો લખી ઘણી નવીનતા પુરવાર કરવાના પ્રયાસો આદરી રહ્યા છે. અતી પ્રાચીન કાળના અવશેષો જેવાં કે માથાની ખોપરી, હસ્તીઓ વિગેરે એ નદીના કિનારેથી મલ્યાં છે એથી ફલે છે કે ભૃગુ કાવ્યોના આગમન પૂર્વે અનાર્ય જાતિ નર્મદા કિનારે રહેતી હતી.

ઐતિહાસિક કાળમા ઉત્તર અને દક્ષિણ સીમાનું દીશાનું સૂચન કરતી દૂગ રૂપે નર્મદા નદીનું વહન સીમાંત ગણાતુ આવ્યુ છે. મહાભારતમાં પાંડવોની તીર્થ યાત્રામાં રેવાતીર્થનું નામ છે. રામાયણમાં રામચંદ્રજી નર્મદા ઓળંગ્યાનું નામ નથી પણ ભરતજીના પ્રવાસમાં રેવાનું નામ છે. બૌદ્ધ સાહિત્યમાંની જાતક કથામાં નર્મદાથી વ્યાપારીઓ વેપાર અર્થે જતા એમ હકીકત છે. જાતક કથાનો કાળ ઈ સ. પૂર્વે છઠ્ઠી સાતમી સદીનો મનાય છે.[૪૭] પુરાણોમાં ગંગા, સરસ્વતી, કાલિન્દી, સિન્ધુ નર્મદા વગેરે મોટી નદીઓના નામ છે.

પેરીપ્લસ ગ્રંથનો લેખક જાતે કેટલોક કાળ ભરૂચમાં રહ્યો હતો એમ એના લખાણથી ખબર પડે છે, એમાં નદીના મુખદ્વારમાંથી પ્રવેશતા વહાણવટીઓને ખમવી મુશ્કેલીઓ, કિનારાઓનું વર્ણન અખાત અને પીરમબેટ આગળની સ્થિતી, પૂર્ણિમા અને અમાસને દીવસોએ આવતી ભરતી અને ઓટ, ભોમિયાઓની તકલીફ વગેરેનું ઘણું જ બારીક વર્ણન વર્ણવ્યુ છે. એમા વહાણોના નામ પણ આપ્યા છે

**કમોની-કમને :** મુબઈ ગેઝીટિયરમા[૪૮] આ સ્થળ કીમ હોવાનું જણાવ્યું છે. કેટલાક સુરત કહિ આવેલુ કામલેજ અથવા કામરેજક છે. મેકક્રિન્ડલ પ્રમાણે ટોલેમીએ કમને ને નર્મદાની ઉત્તરે મુકવામાં ભૂલ લાગે છે. કદાચ ટોલેમી અને પેરીપ્લસના ગામ જૂદાં હોય. પેરીપ્લસ નર્મદામાં પ્રવેશતા હેરોન ગામની સામે કમોની આવ્યાનું લખ્યુ છે. બન્ને વર્ણનો ગોટાળો ઉત્પન્ન કરે તેવા છે એમ મેકક્રિન્ડલ માને છે. કીમ અને કામરેજ કિનારાથી છેટે છે.

---

(૪૫ પ્રથમ ઓરીએન્ટલ કોનફરન્સ પૂના પુ. ૨ પૃ. ૩૬૦

(૪૬) વિસ્તૃત હકીકત માટે જુઓ ભરૂચ ગેઝીટિયર ૩૪–૩૪૯ વિશેષ માટે જુઓ સ્વ. દેશાઈ ગણપતરામ હિમ્મતરામ કૃત ભરૂચનો ઈતિહાસ. પ્રકરણ ૧ લું

(૪૭) Epic India by C. V. Vaidya p. 299.

(૪૮) બોમ્બે ગેઝીટિયર વૉ ૧ ભા ૧ પૃ ૫૩૯

રત્નમણિરાવ ખભાતના ઈતિહાસમા આ પ્રમાણે લખે છે.[૪૯]

" ખંભાતના અખાતના કિનારાના લાટ દેશનું વર્ણન કરતા નર્મદાના મુખની દક્ષિ. કેમેની ( Kamane ) નામનુ સ્થળ ટૉલેમી લખે છે, (ઈ.સ. બીજી સદી) પેરીપ્લસમા કામોની ( Kammoni ) નામનુ ગામ આવેલુ છે. કેટલાક એ બેને એક જ સ્થળ ગણે છે. બન્ને ઉલ્લેખોના વર્ણન ઉપરથી તેમના સ્થળ હાલના ખંભાતની જગ્યાએ આવતાં નથી. પરંતુ આ ગ્રીક લેખકોના સ્થળ નિર્ણય તદ્દન ચોક્કસ માનવા જેવા નથી એન્સાઈકલોપીડિયા બ્રિટાનિકામાં ખભાત વિશે લખનાર ટૉલેમીના કમેની ને ખંભાત જ માને છે. એ અનુમાન ખરૂ લાગે છે. છતાં એ લેખકે એમ માનવા માટે કાંઈ પણ પુરાવો કે આધાર આપ્યો નથી. "

**બારીગાઝા–બારૂગાઝા ભૃગુકચ્છ,**: પ્રાચીન ભરૂકચ્છ, અર્વાચીન **ભરૂચ**: ભૃગુ ઋષિના આશ્રમને નામે અત્યારે પણ ઓળખાય છે. માહિષ્મતીના સત્તાધિશ અર્જુન કાર્તવીર્ય–સહસ્રાર્જુનનો સંહાર કરી ભાર્ગવ પરશુરામે પિતાના અપમાનનુ વેર લીધુ. ભગવાન પરશુરામે પૃથ્વી નક્ષત્રી કરી રેવા કાંઠે ભૃગુ કાવ્યોના થાણા સ્થાપ્યા, ભાર્ગવોનો વસવાટ નર્મદા તીરે થયો. ભૃગુકચ્છની સ્થાપના ક્યારે થઈ તે જાણવાના ઐતિહાસિક સાધનો સર્વથા દુર્લભ છે.

ભારત વર્ષમા કેટલાંક પ્રાચીન નગરોના નામ મળે છે તેમા ભરૂચનુ નામ પણ મળે છે આ નગર કોઈ ગજવંશના પરાક્રમે ખ્યાતિ પામ્યુ જણાતુ નથી. પણ નર્મદાના કાંઠેથી પ્રાચીન કાળથી વ્યાપારી વહાણો દેશ પરદેશથી અહીંઆ નાગરતા એ ઉપરથી ભરૂચ વધારે પ્રસિદ્ધિ પામ્યું છે બૌદ્ધ, જૈન અને હિંદુ સાહિત્યના પ્રાચીન ગ્રંથોમાં આ નગરની હકીકત મળે છે.

સાગર અથવા નદી આગળનો ઉચ્ચ પ્રદેશ કચ્છ કહેવાતો, ભૃગુ–ભાર્ગવોના વસવાટથી તે ભૃગુકચ્છ નામે પ્રદેશ ઓળખાયો એમ પુરાણ ( નર્મદા પુરાણ રેવા ખડ ) ની હકીકત મળે છે. બૌદ્ધ સાહિત્યમા જ્યારે આ પ્રમાણે હકીકત મળે છે. રૌરૂક નગરમા[૫૦] ( અલોર –સિન્ધમા રૂદ્રાયણ નામે રાજા રાજ્ય કરતો હતો. તેનો પુત્ર શિખંડી નામે હતો. રાજાએ વાનપ્રસ્થ લઈને કુમાર શિખંડીને રાજ્યાધિશ કર્યો. રૂદ્રાયણના બે ડાહ્યા મંત્રી હતા, હીરૂ અને ભીરૂ શિખંડીના પાપકર્મોથી દેશનો વિનાશ થયો બન્ને મંત્રીઓ જળમાર્ગે નાસી છુટયા. જે પ્રદેશમા જઈને તેઓના નામ ઉપર રહ્યા ત્યાં તેમના નામ ક્રમશ હીરૂક અને ભિરૂ કચ્છ-ભરૂચ નગરના નામ અસ્તિત્વમા આવ્યા એમ દીવ્યાવદાનમાં હકીકત મળે છે

ભગવાન બુદ્ધના સમયમાં ભરૂચનુ નામ હોવાનુ જણાતુ નથી. પણ શુશ્રોન્ડી અને બેવેરૂ જાતક કથામાં બુદ્ધદેવનો એક પૂર્વ જન્મ ' ભરૂ કચ્છ ' ના એક કુશળ નાવીક કુટુંબમા થયાનો ઉલ્લેખ છે જાતક કથાનો કાળ ઈ સ પૂર્વેની ચોથી-પાચમી છઠ્ઠી શતાબ્દીનો મનાય છે ભરૂચમાં બૌદ્ધધર્મીઓ નિવાસ કરતા હતા એમ ખબર પડે છે. રોમન સમ્રાટ ઓગસ્ટના દરબારમા બૌદ્ધ ભિખુ નર્મદા કિનારેથી રોમ ગયેલો આ ભિખુ રોમના ગયેલો આ ભિખુ રોમના ગામડામા આર્ય નીતિ પ્રમાણે ચીતા ખડકી મળી

---

(૪૯) ખભાતનો ઈતિહાસ પૃ ૧૩ અને તેને લગતી નોધો.

(૫૦) પુરાતત્વ પુ ૧ પૃ. ૨૬૩ : અને દીવ્યાવદાન પૃ ૫૪૪–૫૮૬.

મરેલો અને ત્યાં તેના અંતીમ અવશેષ ઉપર સ્મારક દેવડી બાંધેલી એમ ગ્રીક અને રોમન ગ્રંથકારોથી જાણવા મળે છે. અમરાવતીમાં ભરૂચના વિહારમાંથી બે બૌદ્ધ ભિખુઓ યાત્રાએ ગયેલા એમ ત્યાંના શિલાલેખથી ફલે છે, સાતમા સૈકામાં ચીનીયાત્રી હ્યુનત્સંગ ભરૂચ આવેલો. તે કાળે દસ વિહાર હતા એમ સી-યુ-કી ગ્રંથમાં ઉલ્લેખ છે

ભરૂચ જૈનોનું પવિત્ર ધામ ગણાય છે[૫૧] શકુનિકા નામના પ્રાચીન વિહારની હકીકત લગભગ બધાં જૈન ગ્રંથોમા છે. આચાર્ય ખપુટાચાર્ય, કાલકાચાર્ય વગેરે પ્રસિદ્ધ આચાર્યો ભરૂકચ્છ (જૈન સાહિત્યમાં પ્રા. ભરૂથ છ નામ મળે છે) આવેલા. કાલકાચાર્યના ભાણેજ બલમિત્ર અને ભાનુ મિત્ર ભરૂચમાં પ્રતાપથી રાજ કરતા હતા. સિંહલદ્વિપના રાજાની પુત્રી સુદર્શનાની હકીકત ભરૂચ ને લગતી જાણીતી છે.

ભૃગુ કાવ્યો કોણ હતા, એ વિશે બેનરજી શાસ્ત્રી પોતાના 'હિંદમાંના અસુરો' નામના ગ્રંથમાં તેઓ અતી પ્રાચીન કાળમાં દ્રાવીડ, દસ્યુ જે અસુર જાતિ નામે ઓળખાય છે તે હતા એમ જણાવે છે બીજા લેખક પ્રમાણે... ..આર્ય પ્રજા અને સેમીટીક પ્રજા વચ્ચે જે એક જાતિ હતી અને બન્ને જાતિનું સંવિધાન એ જાતિથી થયું તે ભૃગુઓ હતા. પ્રાચીન કાળથી દ્રાવીડ જાતિ સંસ્કારી અને સુધરેલી પ્રજા હતી. અસુરો, યાદવો અને ઈશ્વાકુ જોડે જળમાર્ગે ભૃગુઓ પણ ભારતને આરે આવ્યા "[૫૨]

ભૃગુ કાવ્યોની સંસ્કૃતિ અને સંસ્કારિતાના ઈતિહાસ ભૃગુ ઔર્વના પરાક્રમથી જાણવા મળે છે. મી કરંદીકર પ્રમાણે નર્મદા વેલીમાં નાગ જાતિ નિવાસ કરતી હતી. એ પછી ભૃગુઓ આવ્યા એમ તેઓ માને છે. તેઓની શોધખોળ ઐતિહાસિકોમાં માન્ય થઈ હોય તે જાણ્યામાં નથી.

ભરૂચના વર્તમાન ભાર્ગવો ભૃગુ કચ્છના મૂળવતની અને દક્ષિણમાંથી ભરૂચમાં આવી સ્થાયી થયા એમ માને છે. એ જાણવાને ઐતિહાસિક સાધનો નથી. પણ કેટલીક ઐતિહાસિક ઘટના પ્રમાણે તેઓ શાતકર્ણિઓના સમયમાં ભરૂચમાં આવ્યા હોવા જોઈએ, એ પછી રાષ્ટ્રકૂટોના સમયમાં બગાબર સ્થાયી થવા જોઈએ ભારત વર્ષની કેટલીક પ્રાચીન જાતિઓમાંની એક પુલીનન્દ જાતિ લાટ અને ભરૂચમાં રહેલી હતી એમ બીમલા ચરણ લૉ જણાવે છે.[૫૩]

ભરૂચ પ્રદેશના આંતર ભાગે નિવાસ કરતી કેટલીક જાતિઓના નામ 'પેરીપ્લસ' ગણાવે છે આરાટી-પંજાબની પ્રજા, અરેકોસિયા-કંદહારની આસપાસના પ્રદેશની; ગાંદારી-ગાંધાર-તક્ષસિલા (તેનું પશ્ચિમનું રાજગર ગણાતું) બુકફલેશ-અલેકઝાન્ડ્રીયા-જેલમ (સ્મીથ પ્રમાણે) બેકટ્રીયન-બલ્ખ દેશની પ્રજાઓ વેપાર અર્થે આવી રહેલી પ્રજા ઉપરથી આ નામ ગણાવ્યા લાગે છે.

(૫૧) આ વિહાર ધારવા પ્રમાણે વર્તમાનમાં ભરૂચમાં જ્યાં જુમ્મા મસ્જીદ છે ત્યાં હોવાનું જણાય છે. એમાં જૈન કાળના સ્થાપત્ય વિગેરેથી તે જૈન વિહાર અથવા દેહેરાસર હોવાનું જણાય છે જુઓ લેખકનો 'જયસૂરિ' નો લેખ ગુજરાત ૧૯૩૩.

(૫૨) Journal of Oriental Research Society Madras 1931 Vol V pt p. 24/67 Ancient Bhrigus.

(૫૩) Geography of Early Buddhism by Bimala Charan Law page 48.

સીકંદર આ સ્થળેથી ગંગા તરફ ગયેલો પેરીપ્લસમા એમ ઉલ્લેખ છે એમા સત્ય ઓછુ લાગે છે કારણ કે તે જેલમથી આગળ ગયો નહોતો વખતે લેખકે બેકટ્રીયન રાજા મીનેન્ડર ને બદલે અલેકઝાન્ડર લખી નાખ્યુ હોય એમ સભવ લાગે છે.

એપોલોડોટસ અને મીનેન્ડરના પ્રાચીન સિક્કા ભરૂચના બજારમા ચલણમા હતા એમ ગ્રીક યાત્રાળુ જણાવે છે આ હકીકત સમકાલિન કોઈ પણ ઈતિહાસકારમા મલતી નથી. બન્ને બેકટ્રીયાના પ્રસિદ્ધ સત્તાધિશ હતા મીનેન્ડરનો અધિકાર (ઈ સ પૂર્વે ૧૫૩–૧૫૫) કાબુલથી સૌરાષ્ટ્ર સુધીનો હતો, શુગ પુષ્પમિત્રે એણે હરાવી નસાડચો હતો તે પછી એની સત્તા પશ્ચિમ હિદમા હતી એને બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો મીલીન્ડપનાહ નામના ગ્રથથી એ પ્રસિદ્ધ છે

એપોલોડોટસ મહાન ડેમેટ્રીયસ, નો પુત્ર થતો હતો (ઈ. સ પૂર્વે ૧૫૬) એનો અધિકાર પજાબમા હતો આ બન્ને બેકટ્રીયન રાજાના ચાદીના સિક્કા બસો વર્ષ પછી પણ ભરૂચમા ચલણમા હતા, એથી ફલે છે કે વેપારની લેવડ દેવડ વિશેષ હતી

પેરીપ્લસ દક્ષિણના પથના કલ્યાણના વ્યાપારી મથકને અને ભરૂચ શુ સબધ હતો હકીકત લખે છે કલ્યાણ મોટા સારગનસ' ના સમયમા વ્યવસ્થિત વ્યાપારી બજાર હતું, પણ 'સેન્ડનેસ' ના રાજકારભારમા આવતા પહેલા ગ્રીક વેપારી વહાણોને ઘણુજ ખમવુ પડતું હતુ, જો તે વેપારીઓના વહાણ કલ્યાણ બદરે આવતા તો ભરૂકચ્છ' બદરે પાછા લઈ જવા પડતા એ ગ્રથમા છે

'સારગનસ' એ શાતકર્ણિ તે ગૌતમી પુત્ર શાતકર્ણિ હોવો જોઈએ જેને નહપાનનો ક્ષય કરીને કાઠિયાવાડ–ઉજ્જન સુધી પોતાની સત્તા જમાવી હતી એમ નાસિકમાના બલશ્રીના લેખથી ફલે છે એ પછીનો 'સારગનસ' કુતલ શાતકર્ણિ હોવો જોઈએ જેણે ચષ્ટનને હરાવ્યો હતો ચષ્ટનનો અધિકાર ભરૂચ બદર ઉપર હતો એનો પુત્ર ક્ષત્રપ રુદ્રદામન ભરૂચનો સુબો હતો એના સમયમા ભરૂચ બદરે વહાણો આવતા હોવા જોઈએ તને ભરૂચ આગળની લડાઈમા–નર્મદાતીરે–ચષ્ટનને હરાવી જયદામનને કેદ કરી ઉજ્જન લઈ ગયો હતો જયદામનનુ બિરૂદ–માત્ર ક્ષત્રપ–નુ જ એના સિક્કામા મળે છે, 'સેન્ડનેશ' પુરાણનો સુદર શાતકર્ણિ[૫૪]

# દશમી શતાબ્દિનું ગુજરાત

(લેખક—મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ)

દશમી સદીમા ગુજરાતની ભૌગોલિક ઐતિહાસિક નૈતિક ધાર્મિક તથા સાંગ્રામિક સ્થિ કેવી હશે તે જાણવાની જિજ્ઞાસા થાય તે સ્વાભાવિક છે. મોલંકી સમય માટે તો અ ઐતિહાસિક સાધનો મળે છે અને તેના સંબધમાં અનેક ઉલ્લેખો વાચવામાં આવે છે, પણ તેની પહેલાના ચાવડાના સમયમા ગુજરાતની અનેક પ્રકારની સ્થિતિ કેવી હતી તે પર બહુ ઓછા ઉલ્લેખ જોવામા આવે છે. સંસ્કૃત ભાષામાં શ્રી સિદ્ધર્ષિએ ઉપમિતિ ભવ પ્રપંચા કથા નામનો એક અતિ વિશિષ્ટ ગ્રંથ લખ્યો છે. તે ગ્રંથ તેમના પોતાના જણાવવા પ્રમાણે સંવત ૯૬૨ના જેઠ સુદ ૫ ગુરૂવારે પુનર્વસુ નક્ષત્રે પૂર્ણ થયો. એ સંવત કયો હશે તે પર ચર્ચા પછી હાલમા લગભગ સુસ્પષ્ટ નિર્ણય થયો છે કે એ વિક્રમ સવત છે. એ ગ્રંથનું ગુજરાતી ભાષામા અવતરણ બહાર પડયા પછી હાલમાં તેની ઉપોદ્ઘાત લખવાનાં સાધનો એકઠા કરતાં એક વિસ્તૃત ઉલ્લેખ તૈયાર કર્યો છે. આ ઉલ્લેખ તે સદર ઉપોદ્ઘાતના એ ઐતિહાસિક વિભાગનો સાર છે. અસલ લેખ ઘણો લબાણ છે તે ભાગ્યે જ આવા સમેલનમાં વાંચી શકાય. સમય અને પરિસ્થિતિ ધ્યાનમાં લઈ આ લેખ તેમાંથી તારવી કાઢયો છે. વિસ્તારથી જાણવાની ઈચ્છાવાળા માટે સદર મૂળ લેખ વાંચવા ભલામણ છે. તે લેખ ચાલુ વર્ષમાં અન્યત્ર પ્રકટ થવા સંભવ છે.

દશમી શતાબ્દિમાં ગુજરાતની સીમા ઉત્તરે ભિન્નમાળ અથવા ભિલમાલ સુધી લબાયેલી હતી. ભિન્નમાળ આબુ પર્વતની ઉત્તરે આવેલ છે અને તેનો સમાવેશ હાલ રાજપુતાનામા થાય છે દશમી સદીમાં તે પ્રદેશ ગુજરાતની ઉત્તર સીમાએ આવેલો હતો અને ત્યા જે ક્ષત્રિયો રાજ્ય કરતા હતા તે "ગૂર્જર" ના નામથી ઓળખાતા હતા. દક્ષિણમાં આખો લાટ પ્રદેશ એટલે ભરૂચ શહેરની આસપાસનો મુલક ગૂર્જરસ્તાનમાં સમાતો હતો. કાઠિયાવાડનું નામ તે સમયે આનર્ત હતું. ત્યા વલ્લભીરાજ્યનો અંત આવ્યા પછી મોટે ભાગે ગૂર્જરરાજાઓની આણ પ્રવર્તતી હતી દક્ષીણમાં લાટની આગળ મહારાષ્ટ્રનો પ્રદેશ હતો દશમી સદીમાં તે ગુજરાતમા હોય તેવું કાંઈ પ્રમાણ મળતું નથી. આવી તે સમયના ગુજરાતની સીમા હતી ઐતિહાસિક નજરે જોઇએ તો ચાવડાવંશના વનરાજે વિ. સં ૮૦૨મા અણહિલપુર પાટણની સ્થાપના કરી અને ત્યારથી ગુજરાતની રાજધાની પાટણમા થઈ એ સુપ્રસિદ્ધ હકીકત છે એટલે વિક્રમની નવમી અને દશમી સદીનો ઈતિહાસ એટલે ચાવડારાજ્યનો ઈતિહાસ છે.

એટલુ જણાવી તે યુગની જુદી જુદી પરિસ્થિતિ તપાસી જઈએ. રાજકીય પરિસ્થિતિ જોતા દશમી સદીમા નીચે પ્રમાણે ગુજરાતના રાજાઓ થયા જણાય છે —

| | | |
|---|---|---|
| ક્ષમારાજ | વિ સં | ૮૯૭-૯૨૨ |
| ભુવડ | વિ. સં. | ૯૨૨-૯૫૧ |
| વૈરીસિંહ | ,, | ૯૫૧-૯૭૬ |
| રત્નાદિત્ય | ,, | ૯૭૬-૯૯૧ |
| સામંતસિંહ | ,, | ૯૯૧-૯૯૮ |

નોંધવા જેવું એ છે કે વિક્રમની દશમી સદીના છેડા સાથે ચાવડાવંશનો અંત આવે છે અને ત્યાર પછી સોલંકી વંશનું ગજ્ય હોવા છતાં નાનાં નાનાં રાજ્યો ઘણાં હતાં એમ જણાય છે. એ સદીમાં પ્રતાપી ગોહેલવંશની શરૂઆત થઈ ચૂકી હતી અને રાઠોડ અને પરમારોએ પણ રજપુતાનામાં જડ નાખી હતી. ભિન્નમાળમાં ગૂર્જરોનું રાજ્ય હતું. રાજપૂતોમાં સ્વામિભક્તિ સારી હતી. તેમનો સ્વદેશપ્રેમ પોતાના રાજ્ય કે પ્રાંત પૂરતો હતો. રાજાઓ સામંતવર્ગ ઉપર કુટુંબી જેટલો પ્રેમ રાખતા હતા. રાજસભા મળવાનો સમય ઘણે ભાગે સાયંકાળનો હતો. રાજસેવકવર્ગ ખુશામતપ્રિય હતો. રાજાને આસમાન સુધી ચઢાવવામાં આવતા હતા. રાજાના દિવ્ય હક્કો સ્વીકારવામાં આવતા હતા. રાજા મૂર્ખ હોય તો પણ તેને ચલાવી લેવાની લોકોને ટેવ પડી ગયેલી હતી. રાજ્યસત્તા એક વ્યક્તિમાં કેંદ્રસ્થ થયેલા હોઈ લડાઈ વિગેરે પ્રસંગે રાજાનું મરણ કે ખૂન થાય તો આખા લશ્કરમાં દુર્વ્યવસ્થા થઈ જતી હતી. રાજપ્રબંધ અને ન્યાયનું કામ રાજાઓ આઠ મંત્રીઓની સલાહ લઈને ચલાવતા હતા. અત્યારે પણ 'આઠ કૌંસલ' ના નામથી એ સંસ્થા પ્રસિદ્ધ છે. એનાં પ્રધાન, સેનાધિપતિ, પુરોહિત, ગુપ્તચરાધ્યક્ષ, દુર્ગાધ્યક્ષ, ન્યાયાધીશ, આયવ્યયાધિપતિ, અને મહાસંધિવિગ્રહિક, એવાં નામો હતાં ન્યાય કરવા માટે ક્વચિત્ રાજા પોતે પણ હાજર થતા હતા. એને મદદ કરવા માટે સર્વ વર્ણના શ્રેષ્ઠ પુરુષોને રાજસભામાં સામેલ કરવામાં આવતા હતા. રાજ્યવિરૂદ્ધ કોઈ પણ કાર્ય કરવું એ અતિ નિંદ્ય ગણવામાં આવતું હતું. ઘાણીમાં ઘાલીને પીલવાની સજા પણ તે યુગમાં વિદ્યમાન હતી. ચોરી કરનારને દેહાંત દંડની સજા કરવાનો ધારો હતો. પરદેશથી દરિયાની મોટી સફર કરી વ્યાપારી આવે તે રાજાને મળવા જાય, તેની પાસે નજરાણું ધરે, અને રાજા તેને પાનસોપારી આપે એ મોટું માન ગણાતું હતું અને એવી રીતે નજરાણું ધરનાર વેપારીના દાણના સંબંધમાં રાજા રાહત આપતા અને ક્વચિત્ તદ્દન માફી પણ આપતા હતા. નવો રાજા થાય અથવા અગત્યની બાબત હોય તેના સમાચાર ઢોલ ટીપીને પ્રજામાં ફેલાવવામાં આવતા હતા અને એવી રીતે ઢોલ ટીપનારને ડિંડિમકનું નામ આપવામાં આવતું હતું. અતિ અધમ રાજાને પ્રજા એકઠી થઇ રાજ્યભ્રષ્ટ પણ કરી શકતી હતી એવા થોડા દાખલાઓ બન્યા છે. મંત્રીઓ બહુ બુદ્ધિશાળી હતા એવા અનેક દાખલાઓ છે અને મંત્રીસ્થાને વણિકવર્ગને વધારે તક આપવામાં આવતી હતી એના બહુ દાખલાઓ મળી આવે છે.

**સાંસારિક સ્થિતિને** અંગે અનેક દૃષ્ટિબિંદુથી જોવા જાણવા જેવી વિગતો પ્રાપ્ત થાય છે. પ્રથમ સ્ત્રીઓની સ્થિતિ જોઇએ. પડદાનો રિવાજ દશમી સદીમાં બીલકુલ જણાતો નથી. સ્ત્રીઓ શહેરમાં ફરતી અને ઉત્સવોમાં જાહેરમાં ભાગ લેતી જણાય છે. સ્ત્રીઓમાં ત્રણ પ્રકાર જોવામાં આવે છેઃ કુળસ્ત્રીઓ, મુલ્કળ (સર્વ સામાન્ય સ્ત્રી) અને કોઈ કોઈ સ્ત્રીઓ આજીવન કૌમાર્ય ગાળતી હોય એમ પણ જણાય છે. શરીરે વિલેપન કરવું, કપડાં તથા ઘરેણાં પહેરવાં અને મોજશોખ માણવા એ સ્ત્રીજીવનનું કર્તવ્ય ગણાતું હતું. સ્ત્રીઓના અભ્યાસ માટે ખાસ પ્રબંધ હોય એવું કોઈ સ્થાને જણાતુ નથી, પણ રાજ્યપુત્રીઓ કે ગૃહસ્થપુત્રીઓ પોતાને ઘેર રહી કળાનો અભ્યાસ કરતી હતી એમ જણાય છે. સ્ત્રીઓ માટે પાઠશાળા કે કેળવણીગૃહનો કોઇ પણ ગ્રથમાં ઉલ્લેખ જોવામાં આવતો નથી. સ્ત્રીઓની પરાધિનતા ઘણી હતી. એક સ્ત્રીની હૈયાતિમાં બે અથવા વધારે સ્ત્રી કરવાનો રિવાજ

હતો. લગ્નને અંગે પુત્રી-કન્યાની સંમતિ લેવાનો રિવાજ માત્ર રાજપુત્રીઓમાંજ જણાય છે; બાકી તો કન્યાનું ભવિષ્ય એના માબાપ કે વાલી નિર્ણિત કરતા હોય એમજ જણાય છે. કોઈ વખત દીકરી મોટી વયની થઈ હોય તો વેવિશાળ સંબંધ કરવા પહેલાં તેની ઇચ્છા શી છે તે આડકતરી રીતે જાણવાની ગોઠવણ પિતા કરતા હતા, પણ છોકરી સાથે તેના વિવાહ સંબંધી વાત પિતા સીધી કરતા નહોતા, એવો તે યુગની મર્યાદાનો ખ્યાલ જણાય છે. સ્ત્રીઓની ચંચળ પ્રકૃતિના એટલા પ્રસંગો આવે છે કે તેના ઉપર બહુ વિશ્વાસ ન રાખવાનું અને તેને માયાવી કપટી આદિ અનેક વિશેષણોથી નવાજવામાં આવેલ હોઈ એને સલાહ લેવાના સ્થાન તરીકે કદિ પણ ગણવામાં આવી જણાતી નથી. સ્ત્રીઓ લડાઈમાં લડવા જતી હોય એવો બનાવ ભાગ્યેજ બન્યો હોય એમ જણાય છે. સ્ત્રીસૌંદર્યનો તે યુગને ખ્યાલ જાણવા જેવો છેઃ

વિશાળ સ્તન, વિશાળ આંખ, વિશાળ-નિતંબ, પાતળી કેડ, અને હસ્તિનીની જેવી ચાલ એ સૌંદર્ય ગણાતું હતું. પુત્ર જન્મ ઉજવવાના, મોટી વધામણી આપવાના અને નાતે મોટા ઉત્સવ કરવાના સેંકડો પ્રસંગો નોંધાયેલા છે, પણ પુત્રીનો જન્મ ઉજવવાનો એ પણ પ્રસંગ ઉજવાયલો વાંચ્યો નથી.

દીકરીને માટે લખે છે કે 'દીકરી જન્મે ત્યારે શોક કરાવે છે, મોટી થતી જાય ત્યારે ચિંતા કરાવે છે, અન્યને આપી દેવાનો વખત આવે ત્યારે સંકલ્પ વિકલ્પ કરાવે અને ખરાબ સ્થિતિમાં આવી પડે ત્યારે શોક કરાવે છે,' વસ્તુતઃ સમાજમાં સ્ત્રીઓને ક સ્થાન હોય એમ લાગતું નથી.

સાંસારિક સ્થિતિનો ખ્યાલ કરતાં પ્રથમ લોકોની સમૂહમાં વર્તન પદ્ધતિ ધ્યાન ખે છે. વસંતઋતુમાં લોકો ટોળે મળી નગર બહાર ઉપવનમાં જઈ લહેર કરતા માલુમ પ છે લોકોના બાહ્ય આનંદમાં નર્તન વાદન અને સુરાપાન મુખ્ય ભાગ ભજવતા હતા. ચે ચાળા કરવા, મશ્કરી ઠઠ્ઠા કરવા અને ઢંગધડા વગર અહીં તહીં દોડાદોડ કરવી આનંદનો ભાગ ગણાતો હતો. નગરની બહાર ગાવા વગાડવામાં નાચવા કુદવામાં આ દિવસ લોકો પસાર કરતા હતા. તે વખતે પીચકારીમાં સુખડકેસરમીશ્રિત જળ ભરી અરસપરસ ફેંકવાનો રિવાજ હતો. ગામ કે શહેરમાં આગ થાય ત્યારે લોકો આંકુળા ફાંફ દોડાદોડ કરી મૂકતા હતા. આગ ઓલવવાનાં સાધનો ખાસ હોય એમ જણાતું નથી. તે સ વ્યભિચાર ચાલતો જણાય છે.

કેટલાક તે સમયના રિવાજો જાણવા જેવા છે: કોઈ મહોત્સવ ઉજવવો હોય ત તેની રીતિ આ પ્રમાણે હતીઃ નોબત શરણાઈના અવાજો થાય, કેસર કસ્તુરી ચંદન કપૂ પાણીનાં છાંટણાં થાય, વામન અને કુબડાનાં નાચ થાય, લોકો નવાં વસ્ત્રો ધારણ કરે સ્ત્રીઓ રાસડા લે. પુત્રજન્મ પ્રસંગે વધામણી આપવાનો અને મોટે ભાગે બારમે દિ નામ પાડવાનો રિવાજ હતો. રાજાને ત્યાં પુત્રજન્મ થાય ત્યારે ઘણા મોટા પાયા ઉ આખા નગરમાં ઉત્સવ કરવાનો રિવાજ હતો અને તે પ્રસંગે કેદખાનામાંથી કેદીઓને મૂકવામાં આવતા હતા.

બે મિત્રો ઘણે વખતે મળે ત્યારે આનંદમાં ઢોલ તાંસાં વગડાવવાનો અને કુટું માણસોને ભોજન જમાડવાનો રિવાજ હતો.

પિતા પાસે પુત્ર જાય ત્યારે પ્રથમ જમીન પર બેસે અને પિતાની આજ્ઞા થાય ત્યારે આસનપર બેસે એવી તે સમયની મર્યાદા હતી

અનંગ તેરશને દિવસે કુંવારી છોકરીઓ સારો પતિ મેળવવા અને સધવા સ્ત્રીઓ સૌભાગ્યવૃદ્ધિ માટે નગર બહાર જઈ કામદેવની પૂજા કરતી હતી. ચાંડાળને અસ્પર્શ્ય ગણવામાં આવતા હતા. તેઓ તળાવમા સ્નાન કરી શકે નહિ અને કોઈ ન દેખે તેમ તળાવમાં ઉતરેલ હોય તો તેને મનમાં ભય ઘણો રહેતો હતો.

છોકરો કે કુમાર રીસાય તો પરદેશ ચાલ્યો જાય, પછી તેને સમજાવવા માટે દુતને મોકલવામાં આવે-આવો રિસામણા મનામણાનો રિવાજ દશમી સદીમાં પણ હતો એમ જણાય છે.

લગ્નોત્સવ : આક માતાનું સ્થાપન કરે (હાલ તેને 'માણ્ડાપના' કહે છે તેને મળતો વિધિ), માંડવા બાંધે, માંડવામાં વેદી રચે, વચ્ચે અગ્નિકુંડ કરે, હાથમાં સોનાનો કળશ લઇ કન્યાપક્ષની સ્ત્રીઓ વગને સ્નાન કરાવવા આવે, વરને હાથે મંગળસૂત્ર બાંધે, દાન આપવામાં આવે, દેવતાનું પૂજન થાય, વડીલની પૂજા થાય, બજાર શણગારવામાં આવે, રસ્તાઓ સાફ કરવામાં આવે, મંડપમાં માયરૂં (માતૃગૃહ) રચવામાં આવે, હસ્તમેળાપ થાય, મંગળ ફેરા ફરવામાં આવે, ગોર અગ્નિમા લાકડાં નાખે, યજ્ઞ કરે, આહુતી આપે, પાણીગ્રહણ થયા પછી વરકન્યા સિંહાસન પર બેસે.

કોઈની ચીજ ખોવાય તો એક સ્ત્રી ધૂણે અને ખોવાયેલી ચીજનો પત્તો આપે.

સમય જાણવાનાં સાધનો એ યુગમાં બહુ ઓછાં હતાં. રાજાઓ પાસે કાળનિવેદક રહેતા, તેઓ સમય જણાવવા માટે કોઈ અર્થસૂચક વાક્ય બોલતા, તે વખતે મીનિટનો હિસાબ લાગતો નથી, પણ એક પહોર, મધ્યાહ્ન, પ્રભાત, કે સંધ્યા એવી રીતે સમયના ભાગ પાડતા હતા.

મોટા ધનપતિના છોકરાઓ પૈસા કમાવા સારૂ પરદેશ જતા, સફરે જતા અને કોઈ કોઈ વાર તો ઘેરથી પહેરેલ કપડે જ બહાર નીકળી જતા.

## છૂટા છૂટા રિવાજો

ચોરીનુ ધન રાખનાર કે ચોરીની ચીજ ખરીદનારનું સર્વસ્વ રાજા લુંટી લેતો હતો. ચોરીનો માલ રાખનારને ગધેડા પર બેસારી તેનાં આખા શરીર પર રાખ ચોળી માર મારતાં એને આખા નગરમાં ફેરવવામાં આવતો. મુદ્દા માલ સાથે પકડાઇ જનારને ન્યાયાધીશ કે રાજા પાસે રજુ કરવાની જરૂર જણાતી નથી પકડનાર પોલીસને સજાનો અમલ કરવાની સત્તા હોવા ઉપરાંત સજા કરવાની પણ સત્તા હતી એમ જણાય છે.

શેઠ-વ્યાપારી બજારમા પોતાનાં હીરા માણેક તથા મહોર સિક્કા ખુલ્લાં રાખી શકતા હતા તેથી જાનમાલની સલામતિ સારી હશે એમ લાગે છે.

પુરૂષોમાં ચોટલો રાખવાનો રિવાજ ક્વચિત્ જણાય છે. જાર પુરૂષો વેસ્યાને ત્યાં જાય ત્યારે બની ઠણી અત્તર તેલ લગાવી માલપાણી ખાઇને જાય અને જતી વખતે જાણે પોતે બડેજાવ મહારાજા હોય તેમ ચોટલો સમારતો અને સુગંધી સુંઘતો જાય છે.

જુગાર રમવામાં પોતાનું માથુ પણ મૂકી શકાતું હતું એમ જણાય છે. એને મારી નાખનાર ખૂની ગણાતા હોય એમ લાગતું નથી. જુગારનો રિવાજ ખૂબ હશે તેમ જણાય

છે. એને મારી નાખનાર ખૂની ગણાતા હોય એમ લાગતું નથી. જુગારનો રિવાજ ખૂબ હશે તેમ જણાય છે, પણ જુગાર કેવી રીતે રમાતો હતો તેનું વર્ણન સંપૂર્ણ વિગત સાથે સાંપડયું નથી.

શિકાર કરવા જતી વખતે ઘોડા પર બેસીને સ્વારી કરીને જવાની પદ્ધતિ લગભગ સાર્વત્રિક જણાય છે.

રાજ્ય વિરૂદ્ધ ખોટી હકીકત ફેલાવનારનાં ગળામાં સીસું રેડવાનો રિવાજ હતો. આ તદ્દન જુદાજ પ્રકારની સજા છે.

પૈસા જમીનમાં દાટવાનો રિવાજ હતો.

ચોરોને ફાંસીની સજા કરવામાં આવે ત્યારે વધસ્થાને લઈ જતાં પહેલાં તેના આખા શરીર પર રાખ ચોપડવામાં આવતી હતી, ચામડી પર ગેરૂના હાથ–થાપા પાડવામાં આવતા હતા, ગળામાં કણેરના ખોડકાની માળા પહેરાવવામાં આવતી હતી, છાતી પર રામપાતરની માળા પહેરાવવામાં આવતી હતી, ફૂટેલી ઠીબનું માથા પર છત્ર કરવામાં આવતું હતું. એક વખત ફાંસીએ ચઢાવ્યા પછી દોરી તૂટી જાય કે બીજું કાંઈ બની આવે અને ફાંસીની સજાવાળો બચી જાય તો તેને ફરીવાર તેજ ગુન્હા માટે ફાંસીએ ચઢાવવાનો રિવાજ નહોતો.

સારૂં કામ કરવા માટે મુહૂર્ત જોવાનો તે યુગમાં રિવાજ હતો.

તે વખતે ભૂત અને વળગાડમાં લોકો માનતા હતા. કોઈની નજર લાગી હોય તેનો ઉપાય આ પ્રમાણે હતોઃ કોઇ વૃદ્ધ ડોશીને બોલાવી તેની પાસે મીઠું (લુણ) ઉતરાવવું, મંત્રમાં કુશળ માણસો પાસે અપમાર્જન કરાવવું, રાખની રક્ષા કરવી, કાંડાં ઉપર દોરા બાધવા અને ભૂતિકર્મ કરવાં ગમે તેવી ડાકણ વળગી હોય પણ જો તેને ગાળગલોચ આપી ધમકાવી કાઢવામાં આવે તો તેનું જોર એકદમ નરમ પડી જાય છે એવી તે સમયની માન્યતા હતી.

દશમી સદીમાં ગુલામીની પ્રથા ચાલતી હશે એમ છૂટક છૂટક જણાય છે. દાસીઓ ગુલામી દશામાંજ હતી અને ચોર લોકો માણસને પકડી દાસ તરીકે વેચતા, એવા અનેક દાખલાઓ છે, તે બતાવે છે કે ગુલામગીરી નાના પ્રમાણમાં પણ હતી તો ખરી.

દેશપરદેશના સમાચારો જાણવાનાં કોઈ વ્યવસ્થિત સાધનો નહોતાં એમ જણાય છે, ખાસ અગત્યના સમાચાર પણ કર્ણોપકર્ણ મળતા અથવા વેપારી વણઝારા સોદાગરો દ્વારા મળતા. પદ્ધતિસર સમાચાર મેળવવાનાં સાધનોની યોજના દશમી સદીમાં નહોતી એમ અનેક પ્રસંગો પરથી અનુમાન થાય છે.

આપઘાત કરવાના પ્રસંગો તે યુગમાં પણ બનતા હશે, પણ બે રીતિ ખાસ નોંધવા જેવી છેઃ એક હાથીના પગ તળે દબાઈને મરવાની અને બીજી મોટા પર્વતના શિખરથી ભેરવજવ ખાવાની.

કોઈ સ્પૃહા–ઇચ્છાવગરના મનુષ્યને કોઈ ચીજ ભેટ આપવી હોય અને તે લેતો ન હોય તો તેના કપડાને છેડે તેને બાંધી દેવાનો રિવાજ જણાય છે. આ ઉપરથી એમ અનુમાન થાય છે કે તે યુગમાં કપડાંને ખીસ્સા ( પાકિટ ) નહોતા.

પૈસા પેદા કરવા માટે માણસો પરદેશ જતા અને અનેક કષ્ટ વેઠતા, પણ સાધારણ રીતે વ્યાપાર પોતાના પ્રાંતમાં જ ચાલતો. પરદેશ—દૂર દેશ સાથે વણઝારની પદ્ધતિએ સોદાગરો વેપાર ચલાવતા અને દરિયા માર્ગે સફર કરી દૂર દેશ જતા. એકંદરે આવો મોટો વેપાર કરનાર સાહસિક ગણાતા. સામાન્ય જનતા સ્થાનિક વ્યાપારથી સંતોષ પામતી હતી. દૂર દેશ જનાર વર્ષો સુધી પરદેશ જતા, ત્યાં વસવાટ કરતા અને કેટલીકવાર પરણેલી સ્ત્રીને પણ વીસરી જતા.

મિત્રો અરસપરસ મશ્કરી કરે ત્યારે વ્યંગ્યમાં બોલવાની પદ્ધતિ ઘણી જણાય છે. શાસ્ત્રચર્ચા, કળાવિનોદ, અંતરલાપિકા આદિ અનેક પ્રસંગો ગોઠવી વિદ્વચ્ચર્ચા ચાલતી. એવા ઘણા આનંદજનક પ્રસંગો વિવિધ સ્થળે નોંધાયલા માલૂમ પડે છે.

**ધનવાનવર્ગ** ધનીકવર્ગનો મિજાસ એ યુગમાં ભારે આકરો જણાય છે. એ ભવાં ચઢાવીને બેસે, કોઈની તરફ નજર કરવામાં પણ પાડ મનાવે, ખુશામતને ખાસ વહાલી ગણે, ધનના ઢગલા કરવામા મોજ માણે—એવો એ યુગનો ધનવાન વર્ગ જણાય છે. એક સ્થાનકે એનું લાક્ષણિક ચિત્ર આપતાં લખે છે કે એ બુઢોખખ થઈ ગયો હોય તો પણ એ યુવાન ગણાય છે, બીકણ હોય તો પણ મહાન લડવૈયો ગણાય છે, અભણ હોય તો પણ બુદ્ધિશાળી ગણાય છે, તદ્દન કદરૂપો હોય તો પણ રૂપવાન ગણાય છે, દાસીપુત્ર હોય તો પણ કુળવાન ગણાય છે અને ઘણા દૂરના સગા તેનું સગપણ સંબંધ જોડી તેના સગાં થતાં આવે છે. તુમાખી ધનવાનો વૃદ્ધ સલાહકાર સેવકને તમાચો લગાવી દેતા પણ અનુભવાય છે.

ધનપ્રાપ્તિના નીચેનાં સાધનો નોંધાયલાં મળી આવે છેઃ—

(૧) રત્નદ્વીપે જઈ ધન ઘસડી લાવવું.

(૨) ધનવાનો સાથે લડાઈ કરી ધન પડાવી લેવું

(૩) ચંડીકાદેવીની આરાધના કરી તેને લોહીનો ભોગ આપી તેની પાસે ધનની

તે યુગમા ભીખારી પણ હશે એમ લાગે છે એ ભીખ માગવા માટે ઠીકરૂં હાથમા લઈ ઘેર ઘેર ભમે છે, એને સુવાનું જમીન પર છે, એના પાસા છોતાઈ ગયેલા બતાવ્યા છે, એના શરીર પર વસ્ત્રો ફાટેલા તૂટેલાં દેખાય છે અને અનેક વ્યાધિગ્રસ્ત અને વેદના ભોગવતો એને રજુ કરવામા આવે છે,

દરિદ્રતા આવવાના કારણોમા જળ અગ્નિ, લુટારા, રાજા સગા, રોગ, મદ્ય, દ્યૂત, ભોગીપણુ વેશ્યાગમન અને ખરાબ ચાલચલગત બતાવ્યા છે એ દળદર સાથે દીનતા, પરિભવ, મૂઢતા, અતિસતતિહીનાપણુ હૃદયની હીણાશ, ભિક્ષા, નામનો અભાવ, દુષ્ટ ઈચ્છાઓ, ભૂખ, સતાપ અને કકળાટ આવે છે

અભ્યાસ અભ્યાસ માટે ખાસ ગોઠવણ જણાતી નથી કળાચાર્યો પોતાની ખાનગી નિશાળ રાખતા હતા રાજાઓ પણ પોતાના પુત્રોને કળાચાર્યને ત્યા મૂકતા હતા એકદરે ઘણા માણસો ભણતા હોય એવુ જણાતુ નથી સ્ત્રીઓ માટે અભ્યાસની કોઈ જાતની સગવડ જણાતી નથી અભ્યાસ-કેળવણીનો પ્રબધ કરવાની ફરજ રાજાને માથે હોય તેમ લાગતું નથી જે થોડા ઘણા ભણતા તેને આઠમે વર્ષે કળાચાર્ય પાસે મૂકવામા આવતા ને કળાચાર્યને ઘેર રહીને ભણતા અને ખાતાપીતા પણ ત્યા જ અભ્યાસ પુરો થયા પછી યોગ્ય બદલો અને માનસન્માન કળાચાર્યને મળતા, પણ પ્રથમથી ઠરાવ કરવાનો કે ફી લેવાનો રિવાજ નહોતો વિદ્યા વેચવી એ પાપ મનાતુ, પણ ગુરૂદક્ષિણા વિદ્યાર્થીના વાલી આપે તે લેવામા વાંધો નહોતો નીચેના અભ્યાસને કળા કહેવામા આવતા હતા

અભ્યાસના વિષયો—લિપિજ્ઞાન ગણિતશાસ્ત્ર વ્યાકરણ
નિમિત્ત છદશાસ્ત્ર નૃત્ય ગાયન હસ્તીશિક્ષા
ધનુર્વેદ વૈદક ધાતુવાદ નરનારીલક્ષણ ક્રયવિક્રય
પત્રચ્છેદ્ય દસ્તાવેજ લખવાની કળા તર્ક વૈર

કળાનો અર્થ Art નથી, પણ અભ્યાસ છે એમ જણાય છે

નિશાળે જવાને બ્હાને છોકરાઓ રખડતા પણ હતા એમ જણાય છે ચિત્રકળાનો સારી રીતે વિકાસ થયો હશે એમ જણાય છે

દશમી સદીના દુર્વ્યસનો દારૂ, પરદારાસેવન વેશ્યાગમન જુગટુ, શિકાર

દશમી સદીના વ્યાપારો ખેતી, રાજસેવા, લશ્કરી નોકરી, ધરનોકરી ગાડા ભાડે ફેરવવા, વહાણવટુ, ખાણ ખોદવી ધાતુવાદ, ઉટનુ ધણ પરદેશ મોકલવુ, ચામડાનો વ્યાપાર, હાથી દાતનો વ્યાપાર, નાયકાનું ટોળુ એકઠુ કરી તેમની ચામડી વેચવાનો ધંધો, શેરડીના રસની ખાડ બનાવવી, મડદાના માસનું વેચાણ

**વ્યાપારની પદ્ધતિ** વ્યાપાર બજારમા થતો અત્યારની પેઠે દુકાનો બજારમા હતી 'શ્રેણી' શબ્દના ઉપયોગથી દુકાનની હાર જણાય છે દુકાનમા કરિયાણા રાખવામાં આવતા હતા મુલ્ય આપી ચીજ ખરીદવાની વાત આવે છે તેથી ઘણો વ્યાપાર રોકડેથી થતો હશે એમ જણાય છે પરદેશ જઈ સ્વોપાર્જિત ધન મેળવવા જતા છોકરાને ડોસા શીખામણ આપે છે તે તે યુગની લાક્ષણિક હોઈ નોધવા જેવી છે ડોસા કહે છે 'દેશાતર દૂર છે, રસ્તાઓ આડાઅવળા છે, લોકો પાકા હૃદયવાળા હોય છે સ્ત્રીઓ છેતરવાની કળામા

કુશળ હોય છે અને દુર્જનો ઘણા હોય છે, સજ્જન ભાગ્યેજ મળી આવે છે, ધૂતારા લોકો અનેક પ્રયોગમાં કુશળ હોય છે, વેપાર કરનારાઓ કપટી હોય છે, કરિયાણા વિગેરે દ્રવ્યનું રક્ષણ કરવામાં ઘણી મુશ્કેલી પડે છે."

એ યુગમાં અનાજના કોઠારો ભરવાનો રિવાજ હતો. કપાસ અને તેલને ભાંડશાળામાં ભરવાનો રિવાજ હતો. લાખ અને ગળીનો મોટા પાયા ઉપર વેપાર ચાલતો અને જંગલનાં ઝાડો કાપીને કોલસા બનાવવામાં આવતા હતા. જગાતના ઇજારા આપવામાં આવતા હતા.

પરદેશની સફરે જાય ત્યારે વહાણમાં ઇંધણુ છાણાં ભરવામાં આવતાં હતાં. કરિયાણામાંથી વહાણુ ભરવામાં આવતાં હતા. ચાંચીયા લોકો ભર દરિયે વહાણને લુટી ન લે તેટલા માટે લડાઈનો સરંજામ અને લડનારાઓ પણ વહાણ પર રાખવામાં આવતા હતા.

ખરો વેપારી હોય તે રમત ગમતના કૌતુકમાં ન પડતાં માત્ર એકલો વેપાર જ કરે એવો તે યુગનો સાચા વેપારી સંબંધીનો ખ્યાલ હતો.

**નૈતિક-પરિસ્થિતિ** દશમી સદીની નીતિ તથા સજ્જન દુર્જનના ખ્યાલો આ પ્રમાણે મળી આવે છે:

ચોરીથી ધન લેનાર વિષયલોલુપતાથી પરસ્ત્રી કે વેશ્યાગમન કરનારની લોકોમાં ખૂબ નિંદા થતી હતી.

ગુરૂપત્ની ગમે તેટલી રૂપાળી હોય તો પણ તેને અગમ્ય ગણવામાં આવતી હતી. કામાંધ મોહાંધ પુરૂષનું નીતિનું ધોરણ અત્યાર કરતાં વધારે સારૂં હોય એમ જણાતું નથી. એક માણસને મિત્ર તરીકે સ્વીકાર્યા પછી તેના દોષ જાણવામાં આવે તો પણ તેનો અકાળે ત્યાગ કરાય નહિ એવું એ યુગનું ધોરણ હતું.

**સજ્જનના ગુણોમાં** નીચે બતાવે છે: તેગુરૂ વર્ગની પૂજા કરે, ગુણ તરફ પ્રેમ રાખે, પોતાનુ સાધ્ય સમજે, ઈંદ્રિયો પર સયમ રાખે, ઉત્તમ આચાર પાળવા તત્પર રહે, ધીરજવાળો હોય, મિત્રતાને નભાવનાર હોય, સુદેવની પૂજા કરનાર હોય, દાનેશ્વરી હોય, નમ્ર દયાવાન અને મધ્યસ્થ વૃત્તિએ રહેનાર હોય, શાસ્ત્રજ્ઞ હોય, કાર્યકુશળ હોય, નીતિ માર્ગમાં કુશળ હોય અને પરોપકારપરાયણ હોય. દુર્જનતા માટે જણાવે છે કે એ કપટી, ચાડીઓ, બાયલો, નિંદક, જુઠું બોલનારો પરદ્વેષી, પારકી સંપત્તિ જાણી બળી જનારો, અભિમાની, બડાઇ હાંકનારો હોય. સારા માણસની પ્રશંસા અનેક પ્રકારે કરવામાં આવે છે, અને તેટલા ભોગે તેઓ લીધેલ માર્ગથી ભ્રષ્ટ થતા નથી એમ જણાવવામા આવે છે.

**સંસારિક મનોરાજ્ય.** તે યુગની ઉંચામાં ઉંચી સુખની વ્યાખ્યા તે વખતમાં લોકોના સુખની કલ્પનાથી થાય છે. ઘણી સ્ત્રીઓ પરણવી, તે સર્વ સ્ત્રીઓ પોતાને એકલાને જ વફાદાર રહે એવી ઇચ્છા રાખવી, પોતાનો પરિવાર વિનયી અને ચતુર થાય એમ ઇચ્છવું, મોટા મહેલોમાં પોતે વસે, ઘરમાં અનેક રત્નો ભરેલાં હોય એ પોતે જુએ, પોતે અનેક ઘરેણાં ઘડાવે, ચીનાઈ સુતરાઉ વસ્ત્રોના ઢગલા ઇચ્છે, મહેલની બહાર બગીચો કરાવવા ઇચ્છે, પોતે રથમાં બેસે અને આગળ પાછળ પાળા ચાલે અને વધારેમાં વધારે પોતે રાજા થાય એ તે યુગનું મનોરાજ્ય જણાય છે સાંસારિક સુખનો ખ્યાલ આપતા કહે છે કે–' અમે માંસ ખાઈએ છીએ, દારૂ પીએ છીએ, બત્રીસ પ્રકારના ભોજન, અને તેત્રીશ પ્રકારના શાક આરોગીએ છીએ, સુંદર સ્ત્રીઓ સાથે વિલાસ કરીએ છીએ, ઉજળાં મુલ્યવાન વસ્ત્રો

પહેરીએ છીએ, પંચ સુગંધીયુક્ત પાન ચાવીએ છીએ, ફૂલની માળા ધારણ કરીએ છીએ, શરીર પર વિલેપન કરીએ છીએ, ધનનો ઢગલો એકઠો કરીએ છીએ, મનને ગમે તેવી ચેષ્ટાઓ કરીએ છીએ, દુશ્મનની ગંધ પણ સહન કરતા નથી, અમારી કીર્તિને ચોતરફ ફેલાવીએ છીએ.'

**શોક વખતે વર્તનઃ**—માતાઓના ચોટલા છૂટી જાય, ભાંગેલાં આભૂષણો માથાં સાથે અફળાવવામાં આવે, ચારે તરફ રડારોળ થાય, માથાના બાલ ચૂંટી નાખવામાં આવે. રીતસર 'હાયરે લાડા હાય હાય' કરવાનો રિવાજ જણાતો નથી. સ્ત્રીઓ વધારે આક્રંદ કરતી હોય એવા ઉલ્લેખ ઘણા આવે છે. સગાં સંબંધીઓ રડે છે એવા પણ ઉલ્લેખ છે. મોટેથી પોક મૂકવાનું વર્ણન નથી, પણ રડવાનું મોટેથી હોય એવું જણાય છે.

**વ્યાધિઓઃ**—ઉન્માદ, કોઢ, ખુજલી, શૂળ, દાહ, મુઝવણ, તાવ, શરદી, છાતી, અને પડખામાં શૂળ, ઉન્માદ, અરૂચિ; આંખના વ્યાધિ પૈકી કાચ, પટલ, તિમિર અને કામલ નામના વ્યાધિ આવે છે. એક ભસ્મક વ્યાધિનું નામ આવે છે તે પ્રાણી ગમે તેટલું ખાય તેની ભૂખ ભાંગેજ નહિ એવો વ્યાધિ છે. તાવ અતિસાર, હરસ, પ્રમેહ, પ્લીહ, (બરોળ વધવી તે), ધૂમક, અમ્લક, સંગ્રહણી, હેડકી, ક્ષય, ધ્રુજ, ખસ, જળોદર, સનેપાત–એ નામો પણ એ યુગના ગ્રંથોમાં આવે છે. અજિર્ણ ચાર પ્રકારનાં બતાવ્યાં છેઃ આમ, વિદગ્ધ, વિષ્ટબ્ધ, અને રસશેષ.

નાટકો–તેમાં નીચેના સાજ અને પાત્રો હોય છે.

| | | |
|---|---|---|
| મૃદંગ (નરઘાં) | નરઘાં વગાડનાર | |
| ગાનાર ગવૈયા. | સૂત્રધાર | નાંદી |
| વિદૂષક | વર્ણક | નેપથ્ય |
| મંજિરા (કંશિકા) | રંગભૂમિ | ઉપકરસંચય |

રાજાઓ નાટકનાં શોખીન જણાય છે. ભવાઈને મળતા નાટકોની વાતો ઘણી આવે છે રંગભૂમિનો વિકાસ ઘણો ઓછો લાગે છે.

**નગર રચનાઃ**—ઉંચાં શ્વેત ઘરો, મોટી બજારો, દુકાનમાં કરિયાણું, મોટાં દેવાલયો અંદર ચિત્રેલાં ચિત્રો નગરને છેડે મોટા કિલ્લો, તેની પછવાડે ઉંડી ખાઈ, નગરની અંદર પાણી ભરી રાખવા માટે નાનાં મોટાં સરોવરો, કિલ્લાની બાજુમાં ગુપ્ત કુવાઓ, નગરની બહાર મોટા દેવળો, નગરની અંદર પાડાઓ–આ પ્રકારની નગરરચના તે યુગની જણાય છે.

**ગૃહ રચનાઃ** ખાસ બાબતઃ મોટાં મહેલમાં ઓરડા ઘણા અને પલંગ ઘણા ઉંચા રખાતાં. શયનગૃહની બાજુમાં પ્રસાધન શાળા રાખવામાં આવતા. મોટા મહેલમાં ચંદન કપૂરની ગાર કરવામાં આવતી અને કમળનાળના તંતુઓથી તે ગારમાં વિભાગ પાડવામાં આવતા હતા.

**ધર્મ.** તે યુગમાં ધર્મોનો પાર નહોતો. લગભગ નાના મોટા સો ઉપરાંત ધર્મો–માન્યતાઓ પ્રચલિત જણાય છે દર્શન ૭ હતાંઃ નૈયાયિક, વૈશેષિક, સાંખ્ય, બૌદ્ધ, જૈન અને મીમાંસક દશમી સદી સુધીમાં વેદાંતનું નામ જણાતું નથી. મતનાં નામોમાંથી થોડાં આપીએઃ શાક્ય ગૌતમ, સામપરા, આજિવીક, સુંચગુ, ધૂમ, ઉલ્કાં, ચર્મખંડી, ગોદેહ,

કાળમુખ, હસ્તતાપસ, મૈથુનચારી, ગજધ્વજ, માહેન્દ્ર, પાશુપત, ઉલૂક, શંખધ્મા, ચક્રપાળ, લોકાયત, વિગેરે વિગેરે. એ સર્વ મતો દેવ, વાદ, પૈશ, કલ્પ, મોક્ષ, વિશુદ્ધિ અને વૃત્તિની બાબતમાં એક બીજાથી જૂદા પડે છે. અત્રે તેનું વર્ણન શક્ય નથી, પણ હિંદુસ્તાનના કે ગુજરાતની તે યુગમાં કેવી દશા હતી તેનો આ હકીકતથી સહજ ખ્યાલ આવી શકશે.

તે યુગની સાંગ્રામિક કે લડાયક પરિસ્થિતિ સર્વથી મહત્વની વસ્તુ છે, કારણ કે એ યુગમાં લગભગ દરેક સશક્ત યુવાનને લડાઈ માટે તૈયાર રહેવું પડતું હતું. જાનમાલની સલામતી એકંદરે ઘણી ઓછી હતી તેથી એ બાબત તરફ દષ્ટિપાત કરી જઈએ.

સેના-લશ્કર ચાર પ્રકારના હતાઃ પાયદળ, હયદળ, હાથી અને રથ. એને ચતુરંગિણી સેના કહેવામાં આવતી. હાથીને લડાઈનાં અંગ તરીકે ખાસ ઉપયોગી ગણવામાં આવતા હતા. હાથીની સુંઢમાં બેધારી તરવાર આપવામાં આવતી અને તેને મસ્ત બનાવવામાં આવતા હતા. હાથીઓની હાર વચ્ચે ધનુર્ધારી યોદ્ધાઓ ઉભા રહેતા હતા. સર્વથી વધારે શણગારેલા હાથી પર રાજા બીરાજમાન થતા, તેથી લશ્કરમાંથી તેને શોધી કાઢવામાં મુશ્કેલી પડતી નહિ. વ્યુહરચના અનેક પ્રકારે ગોઠવવામાં આવતી હતી અને એની આવડત ઉપર લડાઈના પરિણામનો ઘણો આધાર રહેતો હતો.

લશ્કરી સેનાનીઓ ધંધાદારી થોડા, બાકી ઘણાખરા તાલીમ લીધેલા તૈયાર થઈ જનાર યોદ્ધાઓ હતા. ધંધાદારી લશ્કરીને રોકડ અથવા ધાન્યથી પગાર આપવામાં આવતો હતો. દશ યોદ્ધા ઉપર એક ઉપરી, સો ઉપર નાયક, તે રીતે હજાર પર ઉપરી-એમ હવાલદાર-દફેદારને મળતા યોદ્ધાઓ તે સમયે અપાતા હતા. સર્વથી મોટા ઉપરીને સેનાપતિ કહેવામાં આવતો. ચતુરંગી સેના સાથે દૂત, જાસુસ, નોકર અને દૈશિક (માર્ગદર્શક ભોમિયો) રાખવામાં આવતા.

પાયદળ લશ્કરના આયુધમાં ધનુષ બાણ ઢાલ-તરવાર ભાલા ફરસી તોપ (લોઢાનો દંડ) હતાં. ગદાનો ઉપયોગ માત્ર દ્વંદ્વ યુદ્ધમાં જ થતો. ઘોડેસ્વાર પાસે તરવાર અને બરછી રાખવામાં આવતા. રથ અને મહારથી રથમાં બેસી લડતા. રથને બે પૈડાં અને ચાર ઘોડા હોય. રથ પરની ધ્વજાથી એ રથ કોનો છે એની ઓળખાણ પડતી. રથ સાથે બાણ શક્તિ વિગેરે સરંજામનો જથ્થો રહેતો. રથી અને મહારથી માથે લોઢાનો ટોપ પહેરતા અને શરીરે પરે લોઢાનું બખ્તર પહેરતા અને હાથ પર ગોધાંગુલી ત્રાણ રાખતા તેમજ આંગળીની રક્ષા માટે આવરણ રાખતા. રથનો હાંકનાર સારથિ પણ કવચ (બખ્તર) પહેરતો. સેનાપતિ લશ્કરની મોખરે રહેતો. યુદ્ધના નિયમો બાંધેલા હતા. તેને અનુસારે યુદ્ધ થાય તેને ધર્મ યુદ્ધ કહેવામાં આવતું. એના નિયમો સુસંબદ્ધ અને વાંચવા યોગ્ય છે. સ્થળસંકોચથી અને સમયસંકોચથી અત્ર લખ્યા નથી. એક બે બાબત લખવા જેવી છેઃ ઝેરી અથવા કર્ણી (આંકડાવાળું) બાણ ઉપયોગમાં ન લેવું એવો લડાઈનો નિયમ હતો. અસાવધ લડવૈયાને કે શસ્ત્રનાશપામેલને અથવા બખ્તરતૂટીગયેલા પર ઘા કરવામાં પાપ મનાતું હતું. લડાઈમાં ઘાયલ થયેલાને કાંતો તેની પોતાની છાવણીમાં પહોંચાડી દેવામાં આવતા અથવા તેને મલમપટ્ટા કરવામાં આવતા અને સારૂ થાય ત્યાર પછી તેને છોડી દેવામાં આવતા હતા.

લડાઈને અંગે નીચેના હથિયારોનાં નામો આવે છે તરવાર, ભાલાં, શક્તિ, તીર, અર્ધચંદ્ર બાણ અગ્ન્યસ્ત્ર ગરૂડાસ્ત્ર, સર્પાસ્ત્ર.

લડાઇમાંથી નાસી જનારની પુંઠ પકડવામાં આવતી હતી, પણ શરણે આવે તેને મારવાનો રિવાજ નહોતો કોઈ સેનાપતિ લડાઇમાં હારી જાય તો તેનો દંડ કરવામાં આવતો નહોતો, પણ જાહેર સભામાં તેને સ્ત્રીનો પોશાક ભેટ આપવામાં આવતો અને એવું થાય એટલે સેનાપતિએ મરવુ જ પડે એવી તેની દશા કરવામાં આવતી હતી લડાઈ કરવા જતી વખતે યોદ્ધાઓ નિશો કરતા હતા એમ જણાય છે,

સેનાપતિ ઉપર ઘણો વિશ્વાસ રહેતો, પણ રાજાઓ સલાહ તો અમાત્યની લઇ નેજ કામ કરતા અને ગૂંચવણ વખતે જુના અનુભવી ફારેગ થયેલા દિવાનની પણ સલાહ લેતા દિવાનો દેશકાળ સમજનાર અને બળાબળને જાણનાર હોઇ બહુ સાચી સલાહ આપતા અને એ કાર્યમા વાણીઆ વર્ગના દિવાનોને વધારે પાકા અને સલાહ સ્થાનને યોગ્ય ગણવામાં આવતા હતા

લડાઇના વર્ણનમાં મોટેથી રાડો, હાથી રથ અને ઘોડાની ધમાલ અને કોળાહળનું વર્ણનજ મોટે ભાગે વાચવામાં આવે છે. દારૂગોળાનો ઉપયોગ દશમી શતાબ્દિ સુધીમાં થતો જોવામા આવતો નથી યુદ્ધ કિલાબંદી સાથેનું પણ જણાય છે અને મોટાં મેદાનમાં થતું પણ જણાય છે

દશમી સદીમાં જૂદા જૂદા ધર્મોની વિચારણા કેવી હતી, પરસ્પર સંબંધ કેવો હતો, લોકોમા વહેમો કેવા હતા, નોકરવર્ગનું સ્થાન કેવુ હતું, જુવાનીના ચેનચાળા કેવા પ્રકારના હતા, બાળકો કેવી કેવી જાતની રમતો રમતા હતા, એ યુગમાં વિલાસના પ્રકારો કેવા હતા, મેલી વિદ્યાને અંગે લોકોની માન્યતા કેવી હતી અને ગૃહજીવન કેવા પ્રકારનું હતું, કુટુંબ ભાવના કેવી હતી અને ધર્મને નામે ઘેનછાઓ કેવી હતી તે વિગેરે અનેક નાની મોટી બાબતો આળેખવા યોગ્ય છે, પણ લેખની મર્યાદા અત્ર પૂરી થાય છે એ આખા વિષયપર એક લબાણ ઉલ્લેખ મેં તૈયાર કર્યો છે તે ઉપર જણાવ્યું છે તેમ હવે પછી પ્રકટ કરવાનો પ્રબંધ થશે. દરમીયાન જણાવવાનું કે આ લેખના પ્રત્યેક વાક્ય માટે તત્કાલીન ગ્રંથોના આધાર છે, એક પણ વાક્ય મગજમાંથી લખેલું નથી કે અનુમાનથી ઉપજાવેલું નથી. દરેકને માટે આધાર ટાંકવા જતા લેખની મર્યાદા ઘણી વધી જાય તેથી તે પણ વિસ્તૃત ઉલ્લેખ પર મુલતવી રાખેલ છે. આ લેખ ઐતિહાસિક શોધખોળની પ્રેરણા કરવાના ઉદ્દેશથી લખાયેલો છે એમાં દશમી સદીના જૈન ગ્રંથો ખાસ જોવાની જરૂરીઆત તરફ ધ્યાન ખેચવામા આવે છે એ આખા સાહિત્ય તરફ બેદરકારી રાખવાને પરિણામે સાહિત્યે ઘણું નુકસાન વહોરી લીધું છે અને વિશાળ સાહિત્યની નજરે એ ઉપેક્ષા વધારે વખત ચલાવી લેવા યોગ્ય નથી એટલી સૂચના કરી અત્ર વિરમીશ અને આ બાબતમાં રસ પડે તેને માટે હવે પછી બહાર પડનાર શ્રી સિદ્ધર્ષિ નામક પુસ્તક જોઇ જવા વિજ્ઞપ્તિ કરીશ

# જાતીય પ્રશ્ન અને ફ્રોઇડ

[ લેખક શ્રી પ્રાણજીવન વિશ્વનાથ પાઠક એમ એ ]

"... . .The truth is that Freud has no gift for the logical side of scientific speculation "—*Philosophy*—July—1936.

ફ્રોઈડની માનસ પૃથક્કરણ પદ્ધતિમા આજકાલ આપણે બહુ રસ લેતા થયા છીએ અને કેટલાએક લોકોએ ચિત્તવિજ્ઞાનની આ એકતરફી શાખાનો થોડો ઘણો અભ્યાસ કરીને આપણા સમાજ સમક્ષ એને એવી ઢબથી રજુ કરી છે કે જાતીય પ્રશ્નનુ સ્વરૂપ બહુ મોટુ થઈ પડ્યુ છે, તે એટલે સુધી કે જાતીય વિષયના સસ્કારોને ફૂંકી ફૂંકીને કેટલાએકમા એની ગ્રથીઓ બધાઈ ગઈ હોય તોપણ નવાઈ નહિ ગુજરાતી માનસ એવા વૈચિત્ર પ્રકારનુ લાગે છે, અથવા આપણુ હાલનું હિંદી માનસ કહીએ તો પણ ચાલે, કે કોઈ પ્રશ્નની એક વાર ઉપેક્ષા થએલી લાગે ત્યાર પછી આપણે એને વગર જોઈતુ મહત્ત્વ આપી દઈએ છીએ શ્રી કિશોરલાલ મશરૂવાળાએ કહ્યુ છે તેમ સ્ત્રીઓ, બાળકો, અસ્પૃશ્યો, મજુરો પ્રત્યેનું આપણુ જૂનું વલણ ઘૃણાથી ભરેલુ હતુ, તો આજે આપણે એ પ્રશ્નો પ્રત્યે romantic થઇ ગયા છીએ જાતીય પ્રશ્નનુ પણ આવુ જ છે, અને અત્યારે તો ફ્રોઈડ અને જાતીય પ્રશ્નને હજી એટલુ મહત્ત્વ અપાતું જાય છે કે ફ્રોઈડના ચિત્તવિજ્ઞાનનો ખ્યાલ કેટલો બેહૂદો છે એ સ્પષ્ટ કરવાની અગત્ય આવી લાગી છે આ નિબધ લેખનમા મારે ખાસ આપણા ધર્મ અને તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ પ્રો ત્રિવેદીનો આભાર માનવાનો છે, એમની સાથેની અનેક વારની ચર્ચાના પરિણામે જ આ નિબધ હુ તૈયાર કરી શક્યો છુ

આ માનસ પૃથક્કરણ પદ્ધતિની પાછળ માનવ ચિત્ત વિશેના અમુક સિદ્ધાન્તો રહેલા છે એનું નિરૂપણ જો ટૂકામા કરવુ હોય તો આપણે કહી શકીએ કે —

૧ માનવ ચિત્તને આપણે બે વિભાગમા વહેચી શકીએ–ચેતના અને આતરચેતના, અથવા બાહ્ય ચેતના અને આતરચેતના

૨ ચેતના કરતા આતરચેતના, અવ્યકતચેતના કે અર્ધચેતનાનુ ક્ષેત્ર અત્યત વિશાળ છે એમા તમામ ભૂતકાળના અનુભવોના સસ્કારોનો ભડોળ પડેલો છે અને—

૩ આતર ચેતનામા કેટલાયે આશયો દબાએલા પડ્યા છે, અને તેમાના કેટલાયે ઉદ્બોધન પામીને વૃત્તિ તરીકે ચેતનાની સપાટી પર આવવા મથે છે, અને આ રીતે જ્યારે કોઈ આતરચેતનાનો સસ્કાર ઉદ્બોધન પામીને ચેતનાની સપાટી પર વૃત્તિરૂપે દેખા દે છે, ત્યારે કા તો એ વૃત્તિને આપણે સતોષીએ છીએ, અને કા તો એને દાબી દઈએ છીએ

૪ જો વૃત્તિને દાબી દેવામા આવે[1] તો તે પાછી આતર ચેતનામા સમાઈને સતાઈ

---

૧ Repress—Repression ફ્રોઈડના ચિત્તશાસ્ત્રના નિરૂપણ માટે sublimation ના વિકલ્પને લેવાની જરૂર નથી

જાય છે, અને લાગ આવે ત્યારે પાછી વધારે ઉત્કટ સ્વરૂપમાં ચેતનાની સપાટી ઉપર એ ફાટી નીકળે છે.[૨]

૫. વ્યક્તિનું ચિત્ત દ્વિધા થઈ જાય છે, મનમાં ગ્રંથી પડે છે, પોતે રોગિષ્ટ થઈ જાય છે; અને એને માનસિક કે શારીરિક રોગ લાગુ પડે છે. એટલે કે,

૬. આંતર ચેતનામાં દબાએલા આશયોથી મુક્ત થવું હોય, તો વૃત્તિને એક વાર તો સંતોષી લેવી.[૩]

આ ઉપરાંત એક મુખ્ય સિદ્ધાંત એવો છે કે

૭. સ્ત્રી-પુરુષ વચ્ચે રહેલા જાતીય આકર્ષણમાં સર્વ પ્રવૃત્તિનું મૂળ રહેલું છે. કોઈ પુત્ર પિતાની સામો થાય અને એનો વધ કરે, અથવા કોઈ પિતા પોતાની પત્નીનો વધ કરાવે, કે પછી નવું જન્મેલું બાળક પોતાનો અંગૂઠો ચૂસે, અથવા કોઈને ઝેપેલીનનું પેન્સીલનું કે ગમે તે વસ્તુનું સ્વપ્ન આવે, કે કોઈ સાહિત્યકાર થાય—તો આ તમામ પ્રવૃત્તિ જાતીય પ્રેમનું સીધું કે આડકતરું, પ્રમાણિક કે વિકૃત સ્વરૂપ છે.

ઉપરના મુદ્દાઓ કે સિદ્ધાન્તોની આજુબાજુ ફ્રોઇડે બીજા કેટલાયે ખ્યાલો બાંધેલ છે, અને માનસ પૃથક્કરણની પદ્ધતિ કે તેની પાછળ રહેલા ચિત્ત વિજ્ઞાનનું મૂલ્યાંકન કરવા માટે આપણે પહેલાં તેનું નિરૂપણ કરવાની જરૂર છે.

જીવનતત્ત્વનો આવિર્ભાવ થયો, ત્યાર પહેલાં જડ દ્રવ્ય જ હતુ; એટલે કે જડ દ્રવ્ય અને મૃત શરીરની વચ્ચે કશો તફાવત નથી; અને જીવતા પ્રાણીને જડ શરીર પણ હોય છે, તેથી ફ્રોઇડ એમ પ્રતિપાદન કરે છે કે દરેક જીવતા પ્રાણીમાં મૃત્યુની વૃત્તિ[૪] રહેલ છે. આ ઉપરાંત એમાં જીવનની વૃત્તિ પણ રહેલી છે; અને એના મત પ્રમાણે તથા જીવવિદ્યાના એના નિરૂપણ અનુસાર મૃત્યુની વૃત્તિ જીવનની વૃત્તિ કરતાં વધારે પ્રાથમિક છે. દરેક સાવયવી પ્રાણીને પોતાની પરિસ્થિતિ સાથે આપ-લે કરવી પડે છે, અને ભિન્ન ભિન્ન બલો વચ્ચે એને સમતોલપણું સાધવું પડે છે, એ જીવવિદ્યાનો સિદ્ધાન્ત ચિત્ત વિજ્ઞાનમાં આવો અવતાર ધારણ કરે તો તેમાં નવાઈ નથી. પરંતુ મૃત્યુની વૃત્તિને ફ્રોઇડ વધારે પ્રાથમિક ગણે છે એ એની વિશિષ્ટતા કે વિચિત્રતા છે. કારણ સામાન્ય દૃષ્ટિએ વૈજ્ઞાનિકો પણ એવું જ અનુમાન બાંધે છે કે મૃત્યુની વૃત્તિ જેવું કોઈ બલ આપણે સ્વીકારવાની જરૂર નથી, કારણ જીવનની વૃત્તિની જે વિરોધી બાજુ છે તેમાં તેનો સમાવેશ થઈ શકે છે.

પરંતુ ફ્રોઇડ દરેક જગ્યાએ આવી ઊંધી જ રીતે દલીલ કરે છે. ઉદાહરણ તરીકે એ એમ માને છે કે તરતના જન્મેલા બાળકમાં ધિક્કાર અને પ્રેમની[૫] લાગણીઓ

૨. જુઓ લેખકનાં ત્રણ વ્યાખ્યાનો. મજ્જાતંત્ર, ચિત્તશાસ્ત્ર; તથા ચિત્તશાસ્ત્ર અને ભૌતિક વિજ્ઞાન. ગુ. વ. સો.

૩. આ ઉપરાંત જે બીજા માર્ગ છે તેની ચર્ચા કોઈ બીજી વાર કરવામાં આવશે.

૪. Death-instinct vs. Life Instinct. Vide 'Beyond the Pleasure Principle' and 'The Ego and The Id.'

૫. "Instincts and Their Vicissitudes"—in Collected Papers Vol. 4. "The relation of hate to objects is older than that of

મુખ્યત્વે હોય છે અને તેનાથી જ એના તમામ વ્યાપારો નિયત થાય છે. [૫]પણ આમાં ય પ્રેમની લાગણી કરતાં ધિક્કારની લાગણી પ્રધાનપદ ભોગવે છે. માત્ર ધિક્કારને પાત્ર એવા બાહ્ય દુનિયાના તત્ત્વથી ( hated not-self ) બાળક પોતાની જાતને ભિન્ન ગણતાં સૌથી પહેલાં શીખે છે, અને પછીથી કોઈ વસ્તુના સંબંધમાં આવવાથી એ સુખની લાગણી અનુભવે તો તે વસ્તુને એ ચહાવા માંડે છે. આ રીતે પ્રેમ કરતાં ધિક્કાર અને સુખ કરતાં દુઃખ જીવનમાં ફ્રોઇડના મતે વહેલાં આવે છે.

જીવન કરતાં મૃત્યુની વૃત્તિ પહેલી, પ્રેમ કરતાં ધિક્કાર અને સુખ કરતાં દુઃખ પહેલું આટલા સિદ્ધાન્ત પરથી જ ફ્રોઈડને આપણે નિરાશાવાદી ( Pessimist ) કહી શકીએ. પણ ફ્રોઈડનો નિરાશાવાદ આટલેથી જ અટકતો નથી. પોતાના " પેટંટ " નિરાશાવાદની દૃષ્ટિએ ફ્રોઇડ એટલો તો અવળી કે ઊંધી રીતે વિચાર કરતો લાગે છે કે આપણને નવાઈ લાગ્યા વગર રહે નહિ;[૬] અને ફ્રોઇડના નિરૂપણમાં આપણે આગળ જઈશું તો આ વાત આપણને સ્પષ્ટ દેખાશે.

હવે આપણે ઉપર ગણાવેલા સિદ્ધાન્તોમાંના ૭ મા મુદ્દા પર આવીએ છીએ. મનુષ્યની સર્વ પ્રવૃત્તિનું મૂળ જાતીય આકર્ષણ અથવા પ્રેમ છે. ફ્રોઈડનું જાતીય આકર્ષણ અથવા પ્રેમ કોઇ મહાન જંગલ જેટલાં જટિલ છે. એનાં વિકૃત સ્વરૂપોમાં ઉતર્યા વગર[૭] એના સિદ્ધાન્તને આપણે સ્ફુટ કરવાનો પ્રયત્ન કરીશું.

જાતીય આકર્ષણ અથવા જેને માટે ફ્રોઇડ પ્રેમ શબ્દ વાપરે છે તે બે પ્રકારના હોય છે, એટલે કે એમાં બે પ્રવાહો સાથે વહેતા હોય છે. પહેલો શારીરિક પ્રેમ અને બીજી તે પ્રેમની કુમળી લાગણી. ફ્રોઈડ ઘણી વાર એમ પ્રતિપાદન કરતો લાગે છે કે શારીરિક આકર્ષણ પ્રાથમિક છે, અને વિકાસવાદની દૃષ્ટિએ પ્રેમની લાગણીનું અસ્તિત્વ પછીથી

---

love. It is derived from the primal repudiation, by the narcissistic ego, of the external world whence flows the stream of stimuli."

૬. ફ્રોઇડ પોતે દાક્તર હતો અને રોગિષ્ટ મનવાળાં અને માંદલાં માણસોની ચિકિત્સા અને દવા કરવામાંથી એણે ચિત્તવિજ્ઞાનનાં કેટલાંએક સત્યો શોધ્યાં એમાં નવાઈ નથી. પણ તંદુરસ્ત ચિત્તને લાગુ પાડવા માટે પોતાના દૃષ્ટિબિંદુમાં જે ફેરફાર કરવો જોઈએ એ તેણે કર્યો નહિ અને તેથી આપણા ચિત્ત વિશેનાં કેટલાંયે વિધાનોનાં વમળમાં એ ગૂંચવાઈ ગયો. પણ આ પ્રકારની ટીકાથી આપણે એની પદ્ધતિનું મૂલ્યાંકન ન કરી શકીએ, અને આથી જ એના પ્રત્યેક મુદ્દાની અહીં ચર્ચા કરવાનો પ્રયત્ન કર્યો છે. મેકસ નોર્ડોએ જર્મન ફિલસૂફ નીત્શેની ફિલસુફી પર ટીકા કરતાં કહેલું કે જીવનમાં નીત્શે બે વખત ગાંડો થઈ ગયો, અને એ બેના વચગાળામાં એણે પોતાનાં મુખ્ય પુસ્તકો લખ્યાં. પણ આ પ્રકારની ટીકાથી એનાં પુસ્તકોનું નિરસન ન થઇ શકે, અને આ વાત ફ્રોઈડને પણ લાગુ પડી શકે.

૭. કારણ એમાં Folk-lore, Symbolism, Narcissistic love for-self, Œdipus complex, Father's love for daughters and Mother's love for boys અને બીજી અનેક બાબતમાં ઉતરવું પડે, તે એટલે સુધી કે એ પોતે જ એક જુદો વિષય થઈ જાય.

આવે છે.૮ શારીરિક આકર્ષણનું પ્રયોજન વંશવૃદ્ધિ છે, અને પોતાના પ્રયોજનને એ સીધી રીતે સાધે છે. આ કારણસર ફ્રોઈડ એને un-aim-inhibited trend કહે છે, કારણ વિષયવાસનાની તૃપ્તિ કરવા માણસને એ પ્રેરે છે. આ પરથી ફ્રોઈડ એમ અનુમાન બાંધે છે કે વિષયવાસનાની તૃપ્તિની સાથે સાથે બીજી કોઈપણ લાગણી કે મનોવ્યાપાર ચાલુ હોય તો તેને આનુષંગિક ગણવાં જોઈએ એટલે કે પ્રેમની લાગણી આનુષંગિક છે, અને શરીરોપભોગ દ્વારા સીધી રીતે ઘણી વાર તૃપ્તિ ન થઈ શકવાને કારણે આ લાગણી અસ્તિત્વમાં આવી છે; પોતાના પ્રયોજનમા નિષ્ફળ જવાથી માણસે માનસિક ભૂમિકા પર એકલાં એકલાં તૃપ્તિ મેળવવાની એક રીત શોધી કાઢી આથી આવી પ્રેમની માનસિક લાગણીને ફ્રોઈડ "aim-inhibited"–પોતાના વિશિષ્ટ પ્રયોજનમા નિષ્ફળ થએલી–એવું નામ આપે છે.૯ શારીરિક પ્રેમ પ્રેમની માનસિક લાગણી કરતાં વધારે જુની છે, અને પહેલી un-aim-inhibited તથા બીજી aim-inhibited છે. છતાં ફ્રોઇડને આગળ ઉપર પોતાનું દૃષ્ટિબિંદુ બદલવુ પડે છે કારણ શારીરિક પ્રેમ સીધી રીતે વિષયવાસનાની તૃપ્તિ સાધે છે, એટલે એ તૃપ્તિની સાથે જ શારીરિક પ્રેમ મરી જાય છે૧૦ આટલે અંશે વિષયવાસનાની લાગણી ભૂખના જેવી જ છે. અન્ન ખાધા પછી જેમ ભૂખ મરી જાય છે, તેમ શારીરિક પ્રેમની લાગણી પણ મરી જાય છે,૧૧ જ્યારે પ્રેમની માનસિક લાગણી વધારે ચિરસ્થાયી હોય છે.

પરંતુ આટલે આવ્યા પછી વિચારપરંપરામાં એક બીજો ફણગો ફૂટે છે. ભૂખ અને વિષયવાસનાની તૃપ્તિથી વ્યક્તિને જ સંતોષ મળે છે, એટલે કે એનાથી માણસ માણસ વચ્ચે ભાતૃભાવની લાગણી ઉત્પન્ન થતી નથી૧૨ એટલે કે પ્રેમની માનસિક

---

૮. 'Group Psychology and the Analysis of the Ego.'— "The nucleus of what we mean by love naturally consists...in sexual union as its aim"

૯. "Instincts and their vicissitudes"—'Collected Papers' Vol. 4.

૧૦. આંગ્લ કવિ શેલિ જ્યારેઃ—

"When hearts have once mingled, Love quits the well-built nest.

The weak one is singled to mourn for what it once possessed"–એમ કહે છે ત્યારે એનો ભાવાર્થ પણ આવો જ હશે.

૧૧. Vide–'Group Psychology and the Analysis of the Ego.'— "It is the fate of sensual love to be extinguished when it is satisfied."

૧૧. 'Introductory Lectures on Psycho-analysis.'

૧૨. "Sexual gratification would cater to "narcissism" and' not to 'object-love'"— Vide 'Group Psychology and the Analysis of the Ego.'

લાગણીને લઈને જ ભ્રાતૃભાવ અસ્તિત્વમાં આવે છે. આનો અર્થ તો એવો થયો કે "પોતાના અંતિમ પ્રયોજનમાં નિષ્ફળ જવાથી" વ્યક્તિના મનમાં જે લાગણી ઉત્પન્ન થાય છે તેનાં મૂળ ઉપર સમાજનો પાયો રચાએલો છે. સીધો શારીરિક 'પ્રેમ કે માત્ર વિષયવાસના' માણસનો અહંકાર વધારી મૂકે કે એનામાં સમાજને છિન્નભિન્ન કરી નાંખવાની વૃત્તિ જગાડે એ સમજી શકાય એવી બાબત છે. જ્યારે માનસિક પ્રેમની લાગણી દ્વારા થતા એકીકરણને (integration) લઈનેજ સામાજિક બંધારણ ટકી રહે છે; અને સામાજિક બંધારણ સિવાય વ્યક્તિનું વ્યક્તિત્વ અસ્તિત્વમાં આવી જ ન શકે એ સિદ્ધાન્તની દૃષ્ટિએ વિષયવાસનાના કરતાં માનસિક પ્રેમની લાગણીનું મૂલ્ય આપણે વધારે જ આંકવું જોઈએ. પરંતુ ફ્રોઈડની અવળી વિચારપદ્ધતિને લીધે એ પોતાના જુના સિદ્ધાન્તને વળગી રહે છે, અને પરિણામ એ આવે છે કે સામાજિક બંધારણને એ કૃત્રિમ કે બહારથી લાદેલુ માને છે.

વિષયવાસના કે પ્રેમની માનસિક લાગણીમાંથી કોને પ્રાથમિક ગણવી એ વિશે ફ્રોઈડ પણ અનિશ્ચિત હોય એમ લાગે છે. કારણ કેટલીએક જગ્યાએ એણે એમ પણ કહ્યું છે કે સ્ત્રી–પુરુષ માત્ર શરીરોપભોગ જ સાધે, તો છેવટે એમનો પ્રેમ તદ્દન મરી જાય છે, અને આ દૃષ્ટિએ પ્રેમની માનસિક લાગણીની પણ આવશ્યકતા છે જ. કારણ વિષયવાસનાના કરતાં વધારે ચિરસ્થાયી સહવાસનાં મૂળ એમાં રહેલાં છે. માત્ર જાતીય આકર્ષણ અને માનસિક પ્રેમનાં સ્વરૂપોમાં આટલો ભેદ હોવા છતાં ફ્રોઈડ માનસિક લાગણીને 'પોતાનું વિશિષ્ટ પ્રયોજન સાધવામાં નિષ્ફળ ગયેલી" માને છે એ ફ્રોઇડનું વિચારવૈચિત્ર્ય છે ૧૩

પરંતુ ફ્રોઈડનું વિચારવૈચિત્ર્ય આટલેથી જ અટકતુ નથી. એ એમ માને છે કે વિષયવાસનાની તૃપ્તિ પછી નાશની કે "મૃત્યુની વૃત્તિ" પેદા થાય છે.૧૪ વિષયની તૃપ્તિ થઈ ગયા પછી ચિત્તને ઉચ્ચતર ભૂમિકા પર લઇ જઇને એની વાસનામાથી સદાને માટે મુક્ત કરવાના આદર્શનો છાંટોયે આમાં નથી, પરંતુ કેટલાંએક ક્ષુદ્ર જંતુઓમાં સંભોગ પછી માદા નરને મારી નાંખે છે એને મળતું ફ્રોઇડ કંઈક કહેવા માગતો હોય એમ લાગે છે. વિષયની તૃપ્તિ પછી કેટલાએક શારીરશાસ્ત્રીઓ કહે છે તે જાતનો અમુક અણગમો

---

૧૩. વળી એક જગ્યાએ ફ્રોઈડ એમ કહે છે કે પ્રેમની માનસિક લાગણી જાતીય આકર્ષણના કરતાં પણ વધારે પ્રાચીન છે. Vide— "The Most Prevalent Form of Degradation in Erotic Life"– Collected Papers–Vol. 4. "Of these two currents (the tender affectionate feelings and the sensual love), affection is the older." ફ્રોઇડમાં આ પ્રકારનાં વિરોધી વચનો કેટલાંયે છે, તોપણ એનુ વિચારતંત્ર જોતાં આપણને એમ જ લાગે કે જાતીય આકર્ષણને એ વધારે પ્રાથમિક ગણે છે—છૂટી છવાઈ ઉક્તિઓમાંથી બીજો અર્થ મળી

પેદા થાય, એને ફ્રોઇડ મૃત્યુની વૃત્તિનું નબળું સ્વરૂપ માને છે; અને ફ્રોઇડના મંતવ્યમાંથી છેવટનો ભાવાર્થ એવો નીકળે છે કે જાતીય આકર્ષણનું અંતિમ પ્રયોજન 'મૃત્યુની વૃત્તિ' દ્વારા સ્ત્રી—પુરુષે "ધિક્કાર" (Hate) કેળવવાનું છે; એટલે છેવટના એ અનુમાન ઉપર આપણે આવીએ છીએ કે જાતીય પ્રેમ, અથવા ફ્રોઇડને મન જાતીય આકર્ષણ જ ખરો પ્રેમ છે. તો તેનો છેવટનો હેતુ "ધિક્કાર" રોપવાનો છે. અને આ દૃષ્ટિએ પ્રેમની માનસિક લાગણીને એ પોતાનું વિશિષ્ટ પ્રયોજન સાધવામાં નિષ્ફળ ગએલી માને એમાં નવાઈ નથી, કારણ એ લાગણી કોઈ દિવસ ધિક્કારમાં તો ન જ પરિણમી શકે. અને આ અનુમાન ફ્રોઇડના વિચારતંત્રની સાથે બંધબેસતું આવી રહે છે, કારણ એના મતે "જીવન સમસ્તનું ધ્યેય મૃત્યુ છે."૧૫

આપણે આટલે આવ્યા પછી કહી શકીશું કે ફ્રોઇડના વિચારવૈચિત્ર્યમાં એના નિરાશાવાદી અને રોગિષ્ટ મનનું પૂરેપુરૂં પ્રતિબિંબ દેખાય છે. કારણ આપણે હવે તો ગણિતમાં હોય તેવાં સમીકરણો બાંધી શકીશું. વિષયવાસનાનો પ્રેમ=" નારસીસીઝમ એટલે કે વિષયાંધપણામાં ઉત્પન્ન થતો અહંકાર=બાહ્ય વિશ્વ કે પ્રેમના પ્રત્યેનો ધિક્કાર=મૃત્યુની વૃત્તિ. આથી ઉલટાં તત્ત્વો તે માનસિક પ્રેમની લાગણી=જે વસ્તુ પ્રેમનું પાત્ર હોય તેના પ્રત્યેનો પ્રેમ (object–love)=પ્રેમ=જીવનની વૃત્તિ ( life–instinct ). આમાંનાં પહેલાં તે પાછળથી ગણાવેલાં તત્ત્વોના કરતાં વધારે પ્રાચીન અને પ્રાથમિક!

આપણે ઉપર કહ્યું કે પ્રેમની માનસિક લાગણીને લઈને સામાજિક બંધારણ અસ્તિત્વમાં આવ્યું છે. પણ ફ્રોઇડના સિદ્ધાન્તાનુસાર આ લાગણી પોતાના વિશિષ્ટ પ્રયોજનમાં નિષ્ફળ નીવડેલી છે, અને સમાજના બંધારણમાં એ લાગણી મુખ્ય ભાગ ભજવે છે તો "પોતાના પ્રયોજનમાં નિષ્ફળ નિવડવા" રૂપ વિષ સમાજના પાયામાં અને ચણતરમાં પણ ઉતરવાનું જ! અને આ અનુમાન બાંધતાં ફ્રોઇડ કંઇ અચકાય એવો નથી. કારણ એને મન સામાજિક પ્રગતિ કે સંસ્કૃતિ જાતીય આકર્ષણ કે "સેક્સ લાઈફ"ની વિરોધી છે, એટલું જ નહિ પણ વ્યક્તિના જાતીય જીવનને છૂંદી મારીને જ આવી સંસ્કૃતિ ટકી શકે છે.૧૬ આ પ્રશ્નનું નિરૂપણ આપણને ફ્રોઇડના ચિત્તવિજ્ઞાનના નિરૂપણ પાસે લઈ જાય છે.

આપણે ત્યાંના કેટલાએક અભ્યાસીઓ ફ્રોઇડની પદ્ધતિને નવીન માનસ વિજ્ઞાન તરીકે ઓળખાવે છે. ફ્રોઇડનો પોતાનો આવો દાવો નથી જ. કદાચ કોઈ એમ માને કે આંતરચેતનાનો સ્વીકાર સૌથી પહેલો ફ્રોઈડે કર્યો, એ શોધને એણે જાહેર કરી તો એ ભુલ છે. જ્યારથી વિજ્ઞાનની બીજી શાખાઓની માફક ચિત્તવિજ્ઞાનનો અભ્યાસ થવા માંડ્યો, ત્યારથી

---

૧૫. " The goal of all life is death " — ' Beyond the Pleasnre Principle. '

૧૬ Vide–Collected Papers—Vol 2 " Civilised sexual Morality and Modern Nervousness " and Vol 4 " The Most Prevalent Form of Degradation in Erotic life. "

જ 'સાતત્ય'ના૧૭ વૈજ્ઞાનિક સિદ્ધાન્તની રૂએ જેમ ભૌતિક વિજ્ઞાનમાં "ઈથર"નો
૫ અસ્તિત્વમાં આવ્યો, તેમ ચિત્તવિજ્ઞાનમાં આંતર ચેતનાનો સ્વીકાર કરવામાં આવ્યો.
ભૌતિક વિશ્વમાં જેમ એક બીજાથી દૂર પડેલા પદાર્થો એક બીજા પર અસર કરી શકે
નહિ, સિવાય કે એમની વચ્ચે "ઈથર" નું તત્ત્વ આવેલું હોય: તેવી જ રીતે આપણી
બાહ્ય ચેતનામાં નિદ્રાનાં જેવાં જે સ્ખલનો આવે છે તેને લીધે એક વાર અનુભવમાં આવેલી
વસ્તુને બીજી વારની ચેતનામાં યાદ લાવી ન શકાય, સિવાય કે બાહ્ય ચેતનાના પ્રવાહ તથા
સ્ખલનોની નીચે આંતરચેતનાનો સતત પ્રવાહ ચાલ્યા કરતો હોય.[૧૮]

પરંતુ ફિલસુફી કે વિજ્ઞાનની સામાન્ય વિચારપદ્ધતિના જ્ઞાનના અભાવે, ફ્રોઇડ ભિન્ન ભિન્ન તત્ત્વો વચ્ચે અવળો સંબંધ કલ્પે છે. ઉપર જેનું નિરૂપણ થઈ ગયું છે તેનું જ આપણે ઉદાહરણ લઈએ. જીવન તત્ત્વનો જડમાં વિકાસ થયો ત્યાર પહેલાં માત્ર નિશ્ચેષ્ટ દ્રવ્ય જ હતું, તેથી કંઈ એમ ન કહી શકાય કે જડ દ્રવ્ય એની સરખામણીમાં વધારે પ્રાથમિક છે. વિકાસવાદનો એક સ્પષ્ટ સિદ્ધાન્ત એવો છે કે જેનું અસ્તિત્વ સૌથી પહેલું તેનું મૂલ્ય સૌથી ઓછું, અને જે વિકાસનાં અનેક પગથીઆંને અંતે હયાતીમાં આવ્યું હોય, તેનું મૂલ્ય સૌથી વધારે હોય છે. પણ ફ્રોઇડને મન જેનું અસ્તિત્વ સૌથી પહેલું તે પ્રધાનપદે આવે છે. આ બે દૃષ્ટિબિંદુઓ જ ભિન્ન છે, પણ વિચારની અસ્પષ્ટતાને લીધે ફ્રોઇડ એને સેળભેળ કરી દે છે. દાખલા તરીકે ફુટનોટ નં ૧૩ માં આપણે ટાંક્યું છે તેમ ફ્રોઇડ ઘણી વાર પ્રેમની માનસિક લાગણીને વધારે પ્રાચીન ગણે છે; અને તેમાં પણ એ "વધારે પ્રાચીન" એવા શબ્દ વાપરે છે, જ્યારે વિચારની સ્પષ્ટતાની ખાતર એણે વધારે મૌલિક પ્રાથમિક કે અર્થવાળી એમ કહેવું જોઈતું હતું.

આને આ સંબંધ ફ્રોઇડ ચેતના અને આંતરચેતના વચ્ચે કલ્પે છે. આપણી આંતરચેતનાનું સીધી રીતે નિરીક્ષણ થઈ શકતું નથી, પરંતુ એ વિષે આપણે એ પ્રકારનો ઊહ બાંધી શકીએ. આંતરચેતનામાં બધું અસ્પષ્ટ હોય, બધાં સેળભેળ થએલાં તત્ત્વો પડ્યાં હોય, પ્રાણીમાં ચેતનાના તત્ત્વનો હજી વિકાસ થયો ન હોય અને આંતરચેતનાનાં અસ્પષ્ટ આંદોલનો કે ધડમથલમાંથી જ ચેતનાનો સ્ફુલિંગ ખરવાનો હોય—એમ આપણે વિકાસવાદની દૃષ્ટિએ કદાચ કહી શકીએ. પરંતુ આ એક ઊહ જ કહી શકાય, જ્યારે આપણા પોતાના અનુભવની પરીક્ષા કે નિરીક્ષણ કર્યા પછી આપણને એવો તર્ક બાંધવાની ફરજ પડે છે કે ચેતના આંતરચેતના કરતાં વધારે પ્રાથમિક છે, એટલે કે ચેતના એ ચિત્તનો ધર્મ છે અને આંતર ચેતના તે ચિત્તની રચના છે.[૧૯] આધુનિક ચિત્ત વિજ્ઞાનમાંથી ચેતના (con-

---

૧૭. Vide 'Continuity'— A Lecture on— By Oliver Lodge. Also — Dr. Ward's.– Psychological Principles.

૧૮ બૌદ્ધ ક્ષણિકવાદ સામેની આપણી ફિલસુફીમાંની દલીલ પણ આવી જ હતી–કે મૈત્રે અનુભવેલું મૈત્રને ક્યાંથી જ યાદ આવી શકે!

૧૯. Sub–consciousness supplies the structure, while consciousness becomes the function of mind.

sciousness ) જેવા શબ્દને બાતલ કરવામાં આવ્યો છે, કારણ ચેતના અને આંતરચેતના બાહ્ય મન અને આંતર મન એવા શબ્દ પ્રયોગથી ફ્રોઈડે પાડ્યા છે તેવા ચિત્તના ભાગલા પડી જવાનો સંભવ છે. જ્યારે ખરી હકીકત તો એ છે કે ચિત્ત એક જ છે અને ધ્યાન ( Attention ) ના ગુણ દ્વારા પોતાના ધર્મમાં એ પ્રવૃત્ત થાય છે, એટલે કે function કરે છે. અને ધ્યાન જેટલે અંશે ભૂતકાલના અનુભવોના સંસ્કારોથી નિર્મિત થાય તેટલે અંશે ચિત્ત વધારે જડ ગણાય. ઉપર જણાવેલી પરિભાષામાં બોલવું હોય, તો એમ કહી શકાય કે જેટલે અંશે રચના ધર્મ ઉપર ચડી બેસે તેટલે અંશે પરિણામમાં જડતા વધારે પેસે. ફ્રોઈડ એમ માને છે કે અંતરચેતનામાંથી ઉદ્બોધના પામીને જેટલા સંસ્કારો ચેતનાની સપાટી પર વૃત્તિમાં પરિણમે તે તમામને વ્યક્ત થવા દેવા જોઈએ, અથવા સંતોષી લેવા જોઈએ. સામાજિક સંસ્કૃતિની કૃત્રિમતાને લીધે કે પછી ચેતનાની 'સેન્સોરશીપ'[૨૦] ના કારણે આ તમામ વૃત્તિઓને નાહક દાબી દેવામાં આવે છે અને આવી દમનનીતિને પરિણામે વ્યક્તિના ચિત્તમાં ગ્રંથીઓ પડે જ. આને અંતે વ્યક્તિ ગાંડી થઈ જાય તેમ નવાઈ નહિ. પરંતુ ફ્રોઈડ પોતે પહેલાં તો માત્ર દાક્તર જ હતો, તેમાંથી હીસ્ટેરીકલ તથા ગાંડા માણસોના માનસનું પૃથક્કરણ કરતાં કરતાં એણે ચિત્ત વિજ્ઞાનના કેટલાએક સિદ્ધાન્તો ચોજી કાઢ્યા; અને તંદુરસ્ત વ્યક્તિ ઉપર તે ઠોકી બેસાડ્યા; જો કે આ પરથી કહેવાનો ભાવાર્થ એવો નથી કે એની માનસ પૃથક્કરણપદ્ધતિ તદ્દન નકામી છે. માત્ર એટલું જ એ પદ્ધતિના સિદ્ધાન્તો સર્વાંશે ચિત્તવિજ્ઞાનમાં લાગુ પાડવા જતાં અર્થ કરતાં અનર્થ ઉપજવાનો વધારે સંભવ છે

ભૂતકાળના સંસ્કારોના પંજામાંથી જેટલે અંશે ધ્યાન અથવા સમાધિનો ગુણ છૂટો થતો જાય તેટલે અંશે માણસનું મન વધારે મુક્ત બને છે. વ્યક્તિનું ચિત્ત સર્વાંશે ક્યા ક્યા માર્ગે મુક્ત બની શકે એ પ્રશ્નનો જવાબ ફ્રોઈડે ગાંડા માણસોને ઉદ્દેશીને જ આપેલો છે. વ્યક્તિનું મન મોકળું થાય અને એની શક્તિ વધે તો સારું—આટલું વિધાન ફ્રોઈડને પણ માન્ય છે. પરંતુ આ વિધાનનો અર્થ એ છે કે ચિત્તના ભિન્ન ભિન્ન વ્યાપારોનું આપણે માત્ર નિરૂપણ જ કરતા નથી, પરંતુ મૂલ્યાંકન પણ કરીએ છીએ. તો સારાસાર વિવેક વાપર્યા પછી છેવટે જો એમ ફલિત થાય કે અમુક વૃત્તિ સારી નથી, તો તેમાંથી મુક્ત થવા માટે એને સંતોષી લેવી એ માર્ગ ખરો કહી શકાય જ નહિ. કારણ એક તરફ વૃત્તિનું ઉગવું અને તેને સંતોષી લેવી, તથા બીજી બાજુ એમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો એ બે વસ્તુઓ સર્વાંશે ભિન્ન છે, એટલે કે એકમાંથી બીજી ઉત્પન્ન થઈ શકતી નથી. વૃત્તિને સંતોષી લેવાથી એના સંસ્કાર પડવાના જ, અને પરિણામ એ આવવાનું કે જે જૂના સંસ્કારોને લીધે વૃત્તિ પ્રથમ ઉત્પન્ન થઈ, તે સંસ્કાર ઊલટો વધારે દૃઢતર થવાનો, અને આ રીતે માણસનું મન મુક્ત થઈ ન જ શકે. વૃત્તિને સંતોષી લીધા પછી જો કોઈ માણસને તેમાંથી મુક્ત થવાનું મન થાય, તો—વૃત્તિને—સંતોષી—લીધી—એ—કારણે એમાંથી મુક્ત થવાનું એને મન થાય છે એમ ન જ કહી શકાય, પણ વૃત્તિને સંતોષવા જતાં જે અનુભવ થયો તેના મૂલ્યાંકનમાં જ આના બીજ છે અને મૂલ્યાંકનનો વ્યાપાર સંતોષવાના

૨૦ સામાજિક સંસ્કૃતિ અથવા ચેતનાની 'સેન્સોરશીપ' અને મૂળમાં એક જ છે, એક જ તત્ત્વની બે બાજુઓ છે.

આધાર કરતાં તદ્દન ભિન્ન છે કારણ નહિ તો તો જેટલા જેટલા લોકો વૃત્તિને સંતોષતા હોય, તે તમામ તેમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરતા જ હોત. અને મૂલ્યાંકન તો વૃત્તિને સંતોષ્યા વગર પણ ઘણે અંશે થઈ શકે એટલે કે ખરો માર્ગ તો ચિત્તવૃત્તિનો 'નિરોધ' કરવો એ જ હોઈ શકે. વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ આ ખરું ઠરે છે. કારણ જીવવિદ્યાના એક નિયમ અનુસાર શારીરિક રચનાના હરકોઈ અંગને એનો ધર્મ બજાવવા દેવામાં ન આવે, તો તે અંગ છેવટ મરી જાય.[21] અને આંતરચેતનામાં ડૂબેલી માનવ ચિત્તની રચના અને એનો ધર્મ એ બે વચ્ચેનો સંબંધ પણ આવો જ છે. ચિત્તના અમુક સંસ્કારમાંથી મુક્તિ મેળવવી હોય, તો ચેતનાની સપાટી ઉપર એમાંથી નીકળતી વૃત્તિઓ ઉભી થવા ન દેવી જોઈએ. કોઈ એમ પ્રશ્ન કરે કે આંતરચેતના ઉપર આપણો સીધો કાબુ નથી, તેથી એમાંથી ઉપર આવતી વૃત્તિઓ ઉપર પણ આપણો કાબુ ન હોઈ શકે. પરંતુ ચેતનાને બદલે આપણે ધ્યાન શબ્દ વાપરીશું તો તરત સ્પષ્ટ થઈ જાય છે કે ધ્યાનના ગુણને જો માણસ કેળવે, અને સતત જાગ્રતિ રાખ્યા કરે, અથવા આનો 'અભ્યાસ' રાખે, તો વૃત્તિ હજી તો પુરી જાગી પણ ન હોય, ત્યાં એ અનિચ્છવા યોગ્ય હોય તો તેના પરથી ધ્યાન ખમેડી લેવામાં આવશે. એટલે કે આ પ્રક્રિયા દ્વારા જુના સંસ્કારો અંતઃપ્રાય થઈ જશે. આ જાગ્રતિને આપણામાં "स्मृत्युपस्थान" કહ્યું છે; અને કહેવાતા અનાત્મવાદી બૌદ્ધ ધર્મમાં પણ આ જ વસ્તુ કહેલી છે. પરંતુ આપણા કેટલાએક અભ્યાસીઓની એવી માન્યતા લાગે છે કે જાતીય આકર્ષણ કે પ્રેમ પ્રત્યે યુવાવસ્થામાં લોકોને સારે જ્ઞાન આપ્યાથી, તેઓ તેમાંથી મુક્ત થઈ શકશે. પરંતુ જાતીય આકર્ષણ કે વિષયવાસનાના પ્રેમમાંથી, એના પૂર્ણ વિકસિત ફલરૂપે, એમાંથી મુક્ત થવાની ઈચ્છા પ્રગટતી જ નથી. કારણ આપણે ઉપર જણાવ્યું તેમ હરકોઈ વાસનાને સંતોષવી અને એમાંથી મુક્ત થવાની ઈચ્છા કરવી એ બે એક વસ્તુ નથી જ. અને જે કોઈ ફ્રોઈડની માફક એ બે વચ્ચે ગોટાળો કરે તેનામાં ઉલટી જાતીય ગ્રંથી વધારે ઊંડે સુધી રોપાવાની.

પરંતુ આ ઉપરાંત બીજો મહત્ત્વનો પ્રશ્ન એ છે કે મનુષ્યમાં રહેલી જે શક્તિ છે તેનું મૂળ સ્વરૂપ વિષયવાસના કે જાતીય આકર્ષણનું જ છે કે કેમ? ફ્રોઈડના મતે શરીરની મેકા પરનો જાતીય પ્રેમ માનવની તમામ પ્રવૃત્તિઓના કેન્દ્રમાં રહેલો છે, તથા તમામ શક્તિ એમાંથી જ વહે છે. પરંતુ માનવ ચિત્તને સમજવા પૂરતો, ચિત્તનો ધ્યાન આપવાનો ગુણ અને તેની રચના વચ્ચેનો જે ભેદ આપણે ઉપર પાડ્યો છે, તે પરથી સામાન્ય દૃષ્ટિએ સ્પષ્ટ થશે કે આંતરચેતનામાં ડૂબેલી ચિત્તની રચના ઉપર ધ્યાનનું અસ્તિત્વ અવલંબેલું નથી,—જો કે કઈ કઈ વસ્તુઓ પ્રત્યે માણસ ધ્યાન આપશે તેનો આધાર તેની આંતરચેતનામાં રહેલા સંસ્કારોના ઉપર છે[22] અને આંતરચેતનામાં કંઈ એકલા જાતીય આકર્ષણના જ

---

૨૧ Structure that does not function gets atrophied, and ally dies out. Vide— " Dispositional Masses, " and " Nature Mind " — ' Towards a Constructive Synthesis of Psychological terial in Indian Philosophy. ' by the writer.

૨૨. Vide—Pillsbury's 'Attention' — "Subjective conditions of ention," *et seqq.*

સંસ્કારો પડયા નથી, પરંતુ તે ઉપરાંત તમામ આહજિક વૃત્તિઓના સંસ્કારો પણ છે.[૨૩] ભૂખ, ભય, ક્રોધ—આપણી ફિલસુફીમાં જેને ષડ્રિપુઓ કહ્યા છે તે—તમામના સંસ્કારો ચિત્તમાં સુપ્તાવસ્થામાં કે આશયરૂપે પડયા છે. અને આ આહજિક વૃત્તિઓમાં કઈ પ્રાથમિક કે પ્રધાન અને કઈ ગાણ એનો નિર્ણય બાંધવો મુશ્કેલ છે. કારણ ફ્રોઇડ જે રીતે વિષયવૃત્તિને બીજી વૃત્તિઓનું મૂળ ગણે છે, તે જ પદ્ધતિ અનુસાર આપણે ભૂખને સર્વ વૃત્તિઓનું કેન્દ્ર કહી શકીએ. કારણ ભૂખને સંતોષે તો જ શરીર ટકે છે, અને શરીર ટકે તો જ પ્રાણીમાં વિષયવાસના પ્રગટ થઈ શકે છે; વળી શારીરિક આકર્ષણ તથા વિષય વાસના અમુક વર્ષો પર્યંત જ પ્રાણીના જીવનમાં વ્યક્ત થાય છે, જ્યારે જન્મથી તે મૃત્યુ સુધી ભૂખનું સામ્રાજ્ય પ્રવર્તેલું આપણે જોઈએ છીએ ૨૪ તો પછી ભૂખજ બધાનું મૂળ કેમ નહિ? પરંતુ આ વિચારપદ્ધતિ જ ખોટી છે કારણ સંસ્કારો ચિત્તમાં ગમે તેવા કે ગમે તેટલા ભિન્ન હોય, તોપણ ચિત્તની ધ્યાન આપવાની શક્તિ તેનાથી તદ્દન ભિન્ન છે, અને ધ્યાન આપવાની શક્તિ જ અનેક રીતે, વિચારમાં કે ઇચ્છા શક્તિમાં વ્યક્ત થાય છે,[૨૫] તથા જાતીય પ્રેમનું વહન Sublimation માં દેખાય છે તેમ તદ્દન બીજી દિશામાં થયું હોય, કે પછી એના સંસ્કાર ચિત્તમાંથી સમૂળગા જતા રહ્યા હોય, તોપણ ચિત્તની ધ્યાન આપવાની શક્તિ કંઈ ઓછી થતી નથી. ઊલટું, જેટલે અંશે એ શક્તિ આંતરચેતનાના સંસ્કારોની અસરમાંથી મુક્ત રહે, તેટલે અંશે ધ્યાન વધારે સારી રીતે આપી શકાય છે. વળી જાતીય આકર્ષણ તથા ધ્યાનની શક્તિ વચ્ચે તો તદ્દન વિરોધી સબંધ છે.[૨૬] ફ્રોઈડે પણ આટલાં વર્ષો દરમિયાન પોતાના તર્કોમાં અનેક ફેરફારો કર્યા છે,[૨૭] પરંતુ કમભાગ્યની વાત એ છે કે ચિત્તવિજ્ઞાનનો બધી દિશાએથી પૂરેપૂરો અભ્યાસ કર્યા વગર આપણે તો એના અમુક જ સંપ્રદાયને વળગી રહીને, ચિત્તવિજ્ઞાનને નામે ગમે તે ધતિંગ કે અનર્થ ફેલાવીએ છીએ. અહીંઆં

---

૨૩. Vide—Mc Dougall's—'Social Psychology and 'Outlines of Psychology.'

૨૪. Vide. 'Varieties of Religious Experience'–Wm, James. ધર્માનુભવ પણ જાતીય આકર્ષણનું એક વિકૃત સ્વરૂપ છે એ પ્રશ્નને વિલિયમ જેમ્સે ટૂંકાણમાં ચર્ચ્યો છે.

૨૫. Wm. James: 'Principles of Psychology:' H. Bergson's 'Time and Free Will.'

૨૬. Vide Pillsbury on the relation between Emotions and Attention—'Attention.' હેવલોક એલિસે પણ આ જ બાબત પોતાનાં પુસ્તકોમાં કહી છે. (એનાં 'વોલ્યૂમો' અત્યારે મારી પાસે નથી એટલે એનો નંબર ટાંકી શકતો નથી.)

૨૭. ઉદાહરણ તરીકે એ હવે એમ નથી માનતો કે સ્વપ્નમાં માત્ર દબાએલી ઇચ્છાઓ જ પ્રગટ થાય છે.

"This is therefore the moment to conceed for the first time an exception to the principle that the dream is a wish-fulfilment"— 'Beyond the Pleasure Principle.'

આપણે ફ્રોઈડના ચિત્તવિજ્ઞાનના સિદ્ધાન્તો તથા એની માનસપૃથક્કરણની પદ્ધતિને સત્યાસત્યના વિવેકની ખાતર જુદાં રાખ્યાં છે. ફ્રોઇડના ચિત્તવિજ્ઞાનના સિદ્ધાન્તો તદ્દન બેહૂદા છે, અને ફ્રોઈડની માનસપૃથક્કરણની પદ્ધતિ એના પોતાનાજ સિદ્ધાન્તોને લાગુ પાડીને આપણે એમ કહી શકીએ કે યુરોપનાં જાતીય જીવનમાં જે રોગિષ્ટ માનસ વસતું હતું, તે એના નિરાશાવાદી ચિત્તશાસ્ત્રમાં વ્યક્ત થાય છે. એના રોગિષ્ટ સિદ્ધાન્તો આપણે ત્યાં રોપવાથી ચિત્તવિજ્ઞાનનો ખરો વિકાસ સધાય તેમ નથી, તેમ જ સમાજને પણ કશો ફાયદો થવાનો સંભવ નથી. આર. એસ વુડવર્થના શબ્દોમાં આપણે કહીશું કે ચિત્તનાં મૂળ તત્ત્વો તથા તેના મૂળ વ્યાપારો પ્રત્યે માનસપૃથક્કરણ શાસ્ત્ર એવી અવળી રીતે જુએ છે કે એ દૃષ્ટિએ ચિત્ત વિજ્ઞાનનું નિરૂપણ કરવા જતાં આપણો આખો અભ્યાસ ખંડિત થવાના ભયમાં છે.[૨૮]

આપણે ત્યાં હાલ ચિત્તશાસ્ત્રના અભ્યાસમાં જે રસનો જુવાળ આવેલો દેખાય છે, તે એની બીજી શાખાઓના અભ્યાસમાં પણ વહેશે, અને એ રીતે વધારે સંગીન થશે એ આશા સાથે આપણે વિરમીશું.

# ચક્રવ્યૂહનું શાસ્ત્ર

[ લેખકઃ હરિહર ભટ્ટ ]

૧. ચક્રવ્યૂહ એ હિંદુસ્તાનમાં જાણીતી આકૃતિ છે. ગુજરાતીમાં તેને 'ચકાવો' કે 'ચકરાવો' કહે છે, જેમ કે 'અભિમન્યુનો ચકાવો.'

૨. ચક્રવ્યૂહ અને ભૂલવણી (Labyrinth કે maze). પહેલી નજરે સરખી દેખાતી આ બે પ્રકારની આકૃતિઓ, વધારે બારીકીથી જોતાં, તદ્દન જુદી દેખાશે.

(क) ભૂલવણી એક કોયડો (riddle) છે; ચક્રવ્યૂહ કોયડો નહિ હોવાથી એક સીધી આકૃતિ છે; તેમાં ગુંચવણ જેવું કશું નથી.

(ख) ચક્રવ્યૂહ એક લગભગ સમતોલ (symmetrical) આકૃતિ છે. ભૂલવણીમાં સમતોલના (symmetry) આવશ્યક નથી, અને ઘણુ કરીને તે સમતોલ હોતી નથી.

(ग) ચક્રવ્યૂહમાં પ્રવેશ માટે એક જ દ્વાર હોય છે, બહાર નીકળવાનું પણ એક જ દ્વાર હોય છે, અને વચમાં પણ કોઈ ઠેકાણે બે માર્ગ આવતા નથી, કે જેમની વચ્ચે આપણે પસંદગી કરવી પડે. ભૂલવણીમાં પ્રવેશદ્વાર એક અને કોઈ વખત વધારે પણ હોય છે, વચમાં તો જરૂર એક કરતાં વધારે રસ્તા આવે છે, જેમાંથી ઘણું કરીને એક જ અને કોઈ વખત એક કરતાં વધારે એવા અમુક જ રસ્તા ખરા હોય છે અને બાકીના ખોટા હોય છે, અને બહાર નીકળવાનું દ્વાર ઘણું કરીને એક અને કોઈ વખત વધારે પણ હોય છે. ટુંકમાં, ભૂલવણીમાં પ્રેક્ષકને ગુંચવવાના બને એટલા પ્રયાસ કરેલા હોય છે, પણ ચક્રવ્યૂહમાં એવું કંઈ નથી; તે એક સીધી સરળ આકૃતિ છે.

(घ) ચક્રવ્યૂહનું પ્રવેશદ્વાર એક બાજુની મધ્યમાં હોય છે, ત્યાંથી તે ઠેઠ બહાર નીકળવાના દ્વાર સુધી એકાંતરે (alternately) જમણી તરફ અને ડાબી તરફ ચક્રવ્યૂહનો માર્ગ જાય છે; ભૂલવણીમાં આવો કોઈ નિયમ આવશ્યક નથી.

૩. 'અભિમન્યુના ચકાવા' તરીકે જે આકૃતિ સુપ્રસિદ્ધ છે (જુઓ આકૃતિ ૧ લી) તે એક જ પ્રકારનો ચક્રવ્યૂહ આપણામાં પ્રચલિત છે. આ પ્રકારની બીજી પણ આકૃતિઓ થઈ શકે કે કેમ તેનું અન્વેષણ કરવાના હેતુથી મેં તે આકૃતિનું પૃથક્કરણ કરી તેનાં ઘટક તત્ત્વો (component elements) ખોળી કાઢ્યાં, આ તત્ત્વોને કયા નિયમો પ્રમાણે એકઠાં કરવાથી સફળ આકૃતિ થઈ શકે અને કયા નિયમો પ્રમાણે એકઠાં કરવાથી નિષ્ફળ આકૃતિ થઇ શકે તે ખોળી કાઢ્યું અને આમ કરીને 'ચક્રવ્યૂહ'ના પ્રકારની બધી શક્ય–સફળ તેમ જ નિષ્ફળ–આકૃતિઓ ખલાસ (exhaust) કરી. આ પ્રમાણે હાથ લાગેલા નિયમોને વ્યવસ્થિત-રીતે ગોઠવીને મેં તેને 'શાસ્ત્ર' એવુ સરળ નામ આપ્યુ છે, પણ આવી નાની બાબતને આવુ મોટું નામ આપવું એ આપને યોગ્ય ન લાગે તો તેને 'નિયમસમૂહ' કે એવું કોઈ વધારે નમ્ર નામ આપશો.

૪ ચક્રવ્યૂહના મૂળ તત્ત્વો –ચક્રવ્યૂહના મળ તત્ત્વો ૩ કે (૧) ભિત્તિ, (૨) ગૃહ અને (૩) શાખા ભિત્તિ અને ગૃહ આકૃતિ તરીકે જુદા હોવા છતા વ્યવસ્થા તરીકે એક જ છે, પરસ્પરાવલંબી છે, અને એક બીજાથી સ્વતંત્ર નથી એ દૃષ્ટિએ તેમને એક જ ગણીએ તો મૂળ તત્ત્વો માત્ર ૨ જ છે –(૧) ભિત્તિ તથા ગૃહ અને (૨) શાખા આ બે તત્ત્વો તો હવે એક બીજાથી તદ્દન સ્વતંત્ર આવ્યા અને કોઈ પણ પ્રકારના એક તત્ત્વની સાથે કોઈ પણ પ્રકારનુ બીજુ તત્ત્વ મેળવવાથી અનંત પ્રકારની આકૃતિઓ થઈ શકે છે એ આપણે નીચે જોઈશુ

## ૫ ચક્રવ્યૂહની રચના.

**નિયમ ૧ લો.** (क) કોઈ પણ એક બિંદુ ( આને ઉગમબિંદુ કહીશુ ) માથી બે અથવા વધારે, નાની, સીધી લીટીઓ દોરો આ લીટીઓને ભિત્તિ કહીશુ ભિત્તિઓ એક બીજી સાથે સરખા ખૂણા કરે એ આવશ્યક નથી, જો કે ખૂણા સરખા હોય તો આકૃતિ વધારે સુંદર લાગે તેવી જ રીતે ભિત્તિઓ જેમ વધારે નાની હશે, તેમ આકૃતિ વધારે સુંદર થશે

(ख) ભિત્તિઓથી થતા ખુણાઓને તેમજ તે ખુણાઓના પ્રદેશને ગૃહ કહીશુ જેટલી ભિત્તિ હશે તેટલા ગૃહ થશે એ સ્પષ્ટ છે

આકૃતિ ૨ જી જુઓ अ=ઉગમબિંદુ अक, अख अग ઈ૦=ભિત્તિઓ कअख, खअग, गअघ ઈ૦=ગૃહો

**નિયમ ૨ જો** આકૃતિ ૩ જીમા એક બે ત્રણ ઈ૦ શાખા દોરેલી છે આમાથી એક, ત્રણ પાચ ઈ૦ **એકી** સખ્યાની શાખામાથી કોઈ પણ એક લઈ તેવી આકૃતિને ઉપર આવેલા દરેક ગૃહમા એવી રીતે મૂકો કે કોઈ પણ શાખા ભિત્તિને કે ઉગમબિંદુને અડકે નહિ અને શાખાઓની આકૃતિનુ બધ માથુ ઉગમબિંદુ તરફ રહે અને શાખાઓના છુટા છેડા બહાર તરફ ખુલ્લા રહે ( જુઓ આકૃતિ ૪ થી )

**નિયમ ૩ જો** કોઈપણ ગૃહમા મૂકેલી શાખાની આકૃતિમાથી ૧ લી કે છેલ્લી શાખાને નજીકમા નજીકની ભિત્તિ સાથે જોડો અને તે જ ક્રમે આગળ વધી અનુક્રમે શાખાઓને તથા ભિત્તિઓને શાખાઓની અથવા ભિત્તિઓની સાથે— જે પ્રમાણે ક્રમમા આવે તે પ્રમાણે—જોડતા જાઓ, જ્યારે આ પ્રમાણે બધી શાખાઓ અને ભિત્તિઓ જોડાઈ જશે ત્યારે આખો ચક્રવ્યૂહ તૈયાર થશે ( જુઓ આકૃતિ ૧ લી અને ૫ મી )

**નિયમ ૪ થો** નિયમ ૨ જામા **એકી** સખ્યાની શાખાઓ લેવાનું કહ્યું છે, તેને બદલે જો **બેકી** સખ્યાની શાખાઓ લેવામા આવે અને ત્યારપછી બધી ક્રિયાઓ ઉપર પ્રમાણે જ કરવામા આવે, તો પણ ચક્રવ્યૂહની જેવી આકૃતિ તો બનશે જ, પણ તે અપૂર્ણ બનશે, અર્થાત્ પ્રવેશદ્વારમા દાખલ થયા પછી આકૃતિના બધા માર્ગોમા થઈને ફર્યા વગર જ બહાર નીકળી જવુ પડશે ( જુઓ આકૃતિ ૬ ઠ્ઠી )—આનાથી ઉલટુ એકી શાખાઓ

લેવાથી સંપૂર્ણ આકૃતિ બનશે, અર્થાત્ પ્રવેશદ્વારમાં પેઠા પછી આકૃતિના બધા માર્ગોમાં ફર્યા પછી જ બહાર નીકળી શકાશે.

૬. **નિયમોનાં કારણો.** ઉપરના નિયમો પ્રમાણે બનતી આકૃતિની રચના યાંત્રિ (mechanical) હોવાથી તે રચના જ એ નિયમોનું કારણ છે, અથવા એ નિયમોનું કારણ 'દેખીતુ' છે એમ કહી શકાય. 'સંપૂર્ણ' અને 'અપૂર્ણ' આકૃતિઓની રચનાનાં કારણો વિષે એમ કહી શકાય કે એકી શાખાઓના જોડાણથી એક આદ્યંત સળંગસૂત્ર માર્ગ તૈયાર થાય છે, ત્યારે બેકી શાખાઓના પરસ્પર જોડાણથી આ માર્ગો એક બીજાને બંધ કરી દે છે પણ આમ કહેવુ એ ખરી રીતે કોઈ 'કારણ' આપવા બરોબર નથી, પણ વસ્તુસ્થિતિનું જ બીજા શબ્દોમા કરેલુ 'વર્ણન' માત્ર છે. બધી યાન્ત્રિક રચનાઓને વિષે આમ જ બને છે. બે સીધી લીટીથી જગા ઘેરી શકાતી નથી, પણ ત્રણથી ઘેરી શકાય છે એ હકીકતનુ 'કારણ' આપવાનો ગમે તેવો પ્રયત્ન કરવામા આવે, તો પણ એ 'કારણ' ને બારીકીથી તપાસતા તે 'કારણ' નહિ, પણ વસ્તુસ્થિતિનું અન્ય શબ્દોમા કરેલુ 'વર્ણન' માત્ર માલૂમ પડશે. એવુ જ અહિં પણ છે.

૭. **ચક્રવ્યૂહના પ્રકારોની સખ્યા અને નામ :** આકૃતિ ૫ મા જણાવ્યા પ્રમાણે બે અથવા વધારે ગમે તેટલાં ગૃહોમાં ગમે તેટલી એકસરખી એકી શાખાઓ મૂકવાથી—'સંપૂર્ણ' ચક્રવ્યૂહ બની શકે છે. આથી ચક્રવ્યૂહના પ્રકારોની સંખ્યા 'ગૃહ' પ્રમાણે તેમજ 'શાખા' પ્રમાણે અનંત છે. ગૃહની સખ્યા પ્રમાણે તેને **દ્વિગૃહ** (બે ગૃહવાળો), **ત્રિગૃહ** (ત્રણ ગૃહવાળો), ઈ૦ તથા શાખાની સખ્યા પ્રમાણે તેને **એકશાખ** (એક શાખાવાળો), **ત્રિશાખ** (ત્રણ શાખાવાળો), ઈ૦ કહી શકાય, જેમકે:—અભિમન્યુનો ચક્રવ્યૂહ 'ચતુર્ગૃહ-ત્રિશાખ' છે; અને આકૃતિ ૫ મી નો ચક્રવ્યૂહ 'ત્રિગૃહ-પંચશાખ' છે.



॥ શ્રી વીતરાગાય નમઃ ॥

# ગુજરાતની જૈનાશ્રિત કળા

લેખકઃ—સારાભાઈ મણિલાલ નવાબ આર્કીઓલોજીકલ ડીપાર્ટમેન્ટ—વડોદરા.

**નામ**

આ નિબંધને ઉપર પ્રમાણે નામ આપવાનો ઉદ્દેશ દેશની એકતાને સ્થાને સાંપ્રદાયિક તત્ત્વ ઉપર ભાર મૂકવાનો નથી. ભારતવર્ષની સમગ્રકલામાં ભાવના અને ઉદ્દેશનું અમુક પ્રકારનું ઐક્ય છે; છતાં તેના સમયયુગોની દૃષ્ટિએ, ધાર્મિક સંપ્રદાયની દૃષ્ટિએ, આશ્રયદાતાઓની દૃષ્ટિએ ભેદ પાડી પ્રકારો બનાવવામાં આવે છે. ઉદાહરણ તરીકે હિંદુકલા, ઈસ્લામી લા, રાજપુત કલા, મુગલ કલા, બૌદ્ધ કલા ઇત્યાદિ આવી ભેદ દૃષ્ટિઓ તે તે તિઓના સમુદાયની સમજણ અને તેનો રસાસ્વાદ આપવામાં સમર્પક બને તો તે લામીમાંસામાં અસ્થાને છે તેમ નહિ ગણાય. અત્યારસુધી કલાના જે પ્રકારો પાડવામાં આવ્યા તે આ દૃષ્ટિએ કેટલા યોગ્ય છે તે ભારતીય કલાના વિવેચકોએ વિચારવા જેવો પ્રશ્ન છે.

હું આ કલાકૃતિઓના સમુદાયને ઉપરના નામથી અંકિત કરું છું તેના કારણો નીચે માણે છેઃ—

(૧) આ કલાકૃતિઓના નિર્માણ તથા સંગ્રહ ગુજરાત (પ્રાચીન વ્યાપક અર્થ) માં એલા છે અને તેના કલાકારો મોટા ભાગે ગુજરાતના વતની હતા.

(૨) એને જૈનાશ્રિત એટલા માટે કહી કે આ કૃતિઓમાં આવેલા વિષયો જૈનધર્મના થાપ્રસંગોમાંથી લીધેલા છે, તેમનું નિર્માણ કરાવનાર આશ્રયદાતાઓ જૈનધર્મી હતા અને પા કૃતિઓની સાચવણી પણ જૈનોએ સ્થાપેલા ગ્રંથભંડારોમાં જ થએલી છે. માત્ર પે કલાકારો પોતે કયા ધર્મના હતા તેનો ચોક્કસ નિર્ણય કરી શકાતો નથી; કેટલાક વૃદ્ધ તિઓ અને જૈન સાધુઓ આજે પણ સારી અને સુંદર ચિત્રાકૃતિઓનું નિર્માણ કરતા તેવામાં આવે છે તેથી માનવાને કારણ રહે છે કે એ કલાકારો મોટા ભાગે જૈનો હશે; રંતુ કેટલાક જૈનેતરો પણ હશે.

આ શિલ્પ અને સાહિત્ય બચાવવા સમર્થ પ્રયત્નો કર્યા હતા. તેના પરિણામે આજે ઘણું સાહિત્ય (કેવળ જૈન નહિ એવું) બચવા પામ્યું છે. મુંબાઈ ઇલાકાના તેમજ યૂરોપ અમેરિકાના સંગ્રહસ્થાનોમાં અત્યારે એકત્રિત થએલી ભારતની હસ્તલિખિત પ્રતિઓની તપાસ કરવામાં આવે તો જણાશે કે તેમાં સારો હિસ્સો ગુજરાતમાંથી ગએલો છે; અને તેમાંયે જૈન યતિઓ પાસેથી મળેલુ ઘણું હશે બ્યુહ્લર પીટર્સન અને ભાણ્ડારકર ઇત્યાદિ સારો ફાલ મેળવવા આ તરફ સવિશેષ દૃષ્ટિ રાખતા આ ઉપરાંત હજી પણ જેસલમીર, પાટણ, અમદાવાદ, ખંભાત વડોદરા, છાણી, સુરત ઇત્યાદિ સ્થળોમાં અમૂલ્ય ગ્રંથરત્નો સચવાઈ રહેલાં છે, અને અત્યારે એ મળવાં દુર્લભ થયાં છે તેનું કારણ જેટલે અંશે એ સાચવનારાઓની સાંપ્રદાયિક સંકુચિતતા છે તેનાથી વિશેષ એ સંકુચિતતાને સ્થાન આપનાર કેટલાક પ્રતો સંઘરનાર અને તેને વેચી નાખનાર વિદ્વાનોની અપ્રમાણિકતા છે. આવી અપ્રમાણિકતાના દાખલા લોભી જૈન યતિઓના જ છે એમ નથી, આધુનિક કેળવણી પામેલા કેટલાક કહેવાતા વિદ્વાનો એ પણ આ ધંધો કર્યો છે.

આઠમા સૈકાથી અજન્તાની ચિત્રકળાની ગંગા કાળસાગરમાં લુપ્ત થયા બાદ ભારત વર્ષમા ચિત્રકળાના અંકોડા ક્યાં યે પણ મળી આવતા હોય તો તે અગિયારમાંથી અઢારમા સૈકા સુધી સાહિત્ય, સસ્કૃતિ અને ધર્મના યોગ રગે કુલતીફાલતી રહેલી, તાડપત્ર અને કાગળની હસ્તલિખિત પ્રતોમા સચવાતી આવતી, જૈનધર્મના ધાર્મિક કથાપ્રસગોની ચિત્રકળામાં છે. ભારતના મધ્યકાળના ઇતિહાસમા ગુજરાત અનુપમ સ્થાન ભોગવતુ હતું તે વખતે તેની ભાગ્યલક્ષ્મીના સ્વામીઓ ગૂર્જર નરેશો અને જૈન મુત્સદ્દીઓ હતા; એટલે તેમણે સ્થાપત્ય અને ઇતર કલાઓનો સમાદર કરી ઇતિહાસમા અમર પગલા પાડયાં છે. *

ચિત્રકળાના સર્જન, સંગ્રહ અને રક્ષણમાં ગુજરાતના બ્રાહ્મણ સંપ્રદાયે કે ઇતર સપ્રદાયોએ શો ફાળો આપ્યો હતો તેનો ઇતિહાસ સુલભ થયો નથી. પરંતુ જૈનોએ તેમાં પણ શ્વેતાંબર જૈનોએ કવો અને કેટલો મહત્ત્વનો ફાળો આપ્યો છે તેનો અત્રે ટૂંકમા પરિચય કરાવ્યો છે.

### ગ્રંથસ્થ જૈન ચિત્રકળા

ગુજરાતની જૈનાશ્રિત કળા જુદાજુદા વિભાગોમાં વહેંચાયેલી છે. મુખ્યત્વે કરીને તે જૈનમંદિરોના સ્થાપત્યમા તથા જૈનધર્મના હસ્તલિખિત ધર્મગ્રંથોમાં મળી આવે છે.

આ બે અંગો પૈકી સ્થાપત્યકળાનો પ્રદેશ બહુજ વિસ્તૃત હોવાથી તે વિષય ભવિષ્ય ઉપર રાખીને પ્રસ્તુત નિબંધમાં તેના એ બે મહત્ત્વના અંગો પૈકીના એક અંગ તેના ધાર્મિકગ્રંથોની કળાનો મળી શકતો, ઇતિહાસ આપવાનો મારો ઉદ્દેશ છે

છેલ્લાં પાચ વર્ષ દરમ્યાન ગુજરાતનાં મુખ્ય મુખ્ય શહેરોમાં આવેલા જૈન ગ્રન્થભંડારો મધ્યેની ચિત્રવાળી હસ્તપ્રતોના અભ્યાસ અને બારીક અવલોકનના પરિણામે જે મારી જાણમા આવ્યું છે તેનું ટૂંક વર્ણન અત્રે રજુ કરવા મેં પ્રયત્ન કરેલ છે.

ભારતની રાજપુત અને મુગલ કળાની પહેલા, એટલે કે સોળમી સદીના છેલ્લા સમય પહેલાં લઘુ પ્રમાણના છબિચિત્રોની એ જાતની ચિત્રકળા મળી આવે છે. આ બે જાતમાથી

* શ્રીયુત રવિશંકર રાવળના 'જૈન ચિત્રકલ્પદ્રુમ'માં પ્રસિદ્ધ થએલા લેખમાંથી.

એક જાત, નેપાળ અને ઉત્તર બંગાલ તરફની અગિયારમી સદીના સમયની મળી આવે છે; અને બીજી ગુજરાત, કાઠિયાવાડ અને રાજપુતાના બાજુની અગિયારમી સદીના અંત સમયથી મળી આવે છે. આ બંને જાતની કળાઓમાં એકબીજાનું અનુકરણ કોઈ રીતે થયું હોય એટલે કે એક બીજી કળાને સીધો સંબંધ હોય એમ લાગતું નથી; પરંતુ તે બંને કળાઓ પ્રાચીન ભારતવાસીઓએ પોતાની મેળે-સ્વતંત્ર રીતે ઉપજાવી કાઢેલી છે. પૂર્વભારતની ચિત્રકળા મુખ્યત્વે બૌદ્ધધર્મના ગ્રંથોમાં અને પશ્ચિમ ભારતની ચિત્રકળા મુખ્યત્વે શ્વેતાંબર જૈનોના હસ્તલિખિત ધર્મગ્રંથોમાં મળી આવે છે. આ ચિત્રકળાને ત્રણ વિભાગમાં વહેંચી નાખવી જોઈએ.

પ્રાચીન સમયની આ ચિત્રકળા તાડપત્રની હસ્તપ્રતોમાં મળી આવે છે અને તાડપત્રની એ ચિત્રકળા બે વિભાગમાં વહેંચાએલી છે પહેલા વિભાગની શરૂઆત સોલંકી રાજ્યના ઉદયથી થાય છે. મહારાજાધિરાજ સિદ્ધરાજ, જયસિંહદેવના રાજ્યકાળની શરૂઆતમાં જ વિ. સં. ૧૧૫૭ (ઈ. સ. ૧૧૦૦) માં લખાએલી નિશીથચૂર્ણિની પ્રત હજી વિદ્યમાન છે, જે પાટણના સંઘવીના પાડાના ભંડારમાં સુરક્ષિત છે. જેના ઉપર તારીખ લખેલી છે તેવી આજદીન સુધીમા મળી આવેલી ગુજરાતની જૈનાશ્રિત કળાની સૌથી જૂનામાં જૂની ચિત્રવાળી પ્રત આ એકજ છે. પહેલા વિભાગનો અંત પણ એ જ ભંડારની વિ સં. ૧૩૪૫ (ઇ. સ. ૧૨૮૮) ની સાલમાં લખાએલી જુદી જુદી પ્રાકૃત કથાઓની તાડપત્રની પ્રતમાંનાં ચિત્રોથી આવે છે; કારણ કે વિ. સં. ૧૩૫૬ (ઇ. સ. ૧૨૯૯) ની સાલ પછીનાં ચિત્રોની ચિત્રકળામાં બહારની બીજી કળાઓનું મિશ્રણ થોડે ઘણે અંશે જણાઇ આવે છે.

તાડપત્ર પરનાં ચિત્રોના બીજા વિભાગની શરૂઆત વિ. સં. ૧૩૫૭ (ઇ. સ. ૧૩૦૦)થી થાય છે અને તેનો અંત લગભગ વિ. સ ૧૫૦૦ (ઇ. સ. ૧૪૪૩)ની આસપાસમાં આવે છે, આ બીજા વિભાગના સમય દરમ્યાનની તાડપત્રની ચિત્રોવાળી ત્રણ હસ્તપ્રતો મારા જાણવામાં આવી છે. ગુજરાતની જૈનાશ્રિત કળાના સર્વોત્તમ સુંદર નમુનાઓ આ ત્રણ હસ્તપ્રતોમાં મળી આવે છે, આ ત્રણ હસ્તપ્રતો પૈકીની એકજ પ્રત પર વિ. સ. ૧૪૨૭ (ઇ. સ. ૧૩૭૦)ની તારીખ નોંધાએલી છે અને તે અમદાવાદની ઉજમફોઇની ધર્મશાળાના ગ્રન્થભંડારમાં આવેલી છે, બીજી બે પ્રતો પૈકીની એક પ્રત પાટણના તપાગચ્છ સંઘના ભંડારમાં આવેલી છે અને બીજી પ્રત ઈડરની શેઠ આણંદજી મંગળજીની પેઢીના ગ્રન્થભંડારમાં આવેલી છે.

આ બીજા વિભાગના સમય દરમ્યાનનાં કેટલાંક ચિત્રો તો લાકડાની પાટલીઓ કે જે તાડપત્રની હસ્તપ્રતોનાં સંરક્ષણ સારૂ ઉપર નીચે બાંધવામાં આવતી હતી તેના ઉપર તથા કપડાં ઉપર પણ મળી આવે છે લાકડાની એવી એક પાટલી વિ સ. ૧૪૨૫ (ઇ. સ. ૧૩૬૮) માં ચીતરાએલી તારીખની નોંધવાળી મળી આવેલી છે, અને કપડાં ઉપરનાં ચિત્રો વિ. સ ૧૪૧૦ (ઇ. સ. ૧૩૫૩)થી મળી આવે છે.

ગુજરાતની જૈનાશ્રિત કળાના ત્રીજા વિભાગનાં ચિત્રો મુખ્યત્વે કાગળની હસ્તલિખિત પ્રતોમાં મળી આવે છે. તેની શરૂઆત ઇ. સ. ની પંદરમી સદીની શરૂઆતથી થાય છે અને વિક્રમની સોળમી સદીના છેવટનાં વર્ષોમાં તેનો અંત આવે છે, જે વેળા ગુજરાતની

જૈનાશ્રિત કળા, મુગલ કળા અને પછી રાજપુત કળાની અસર નીચે આવી ગઈ હતી, ગુજરા-રાતની જૈનાશ્રિત કળા તેમાં સંપૂર્ણપણે સમાઇ ગઈ.

આ ત્રીજા વિભાગનાં સમય દરમ્યાનમાં જૈન સિવાયનાં બીજાં ચિત્રો વૈષ્ણવ સંપ્રદાયના ગણ્યાગાંઠ્યા ધર્મગ્રન્થોમાં મળી આવે છે. પરંતુ પંદરમી સદી પહેલાંના ગ્રન્થસ્થ ચિત્રો જૈન શ્વેતામ્બર સંપ્રદાયના ધર્મગ્રન્થોમાં જ મળી આવે છે, અને આ જ કારણથી આ કળાને કેટલીક વખત 'જૈન' અગર 'શ્વેતામ્બર જૈન' કળાના નામથી સંબોધવામાં આવેલી છે.

શ્રીયુત નાનાલાલ ચમનલાલ મહેતા આ કળાને 'ગુજરાતી કળા' ના નામથી ઓળખાવે છે. પરંતુ મારા તરફથી તાજેતરમાં જ પ્રસિદ્ધ કરવામાં આવેલ 'જૈન ચિત્રકલ્પદ્રુમ' નામના ગ્રન્થમા રજુ કરેલા પુરાવાઓ ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે આ કળાનો વિકાસ એકલા ગુજરાતમાં જ નહિ પણ પશ્ચિમ ભારતના દરેક પ્રદેશોમાં થએલો હતો. ઉદાહરણ તરીકે સ્વર્ગસ્થ મુનિમહારાજ શ્રીહંસવિજયજીની વડોદરાના આત્મારામ જ્ઞાનમંદિરમાં આવેલી કલ્પસૂત્રની સુવર્ણાક્ષરી અપ્રતિમ સુશોભન કળાના નમૂનાઓ વાળી પ્રત વિ. સં. ૧૫૨૨ (ઈ સ. ૧૪૬૫)માં રાજપુતાનામાં આવેલા યવનપુર (હાલના જૈનપુર)માં લખાએલી છે. બીજી એક સુવર્ણાક્ષરી કલ્પસૂત્ર-કાલકકથાની પ્રત વડોદરામાં વયોવૃદ્ધ ગુરુદેવ પ્રવર્ત્તક કાંતિવિજયજીના સંગ્રહમાં છે, તે તથા ત્રીજી એક પ્રત ઉત્તરાધ્યયનસૂત્રની સુવર્ણાક્ષરી તથા સુંદર સુશોભનોવાળી વિ. સં. ૧૫૨૯ માં માળવામાં આવેલા મંડપદુર્ગ (માંડવગઢ)માં લખાએલી અમદાવાદના દેવસાના પાડાના ઉપાશ્રયમાં આવેલા શ્રીદયાવિમલજી શાસ્ત્રસંગ્રહમાંથી મળી આવી છે, આ તથા બીજા પુરાવાઓ ઉપરથી આ કળાને 'ગુજરાતી કળા'ને બદલે આપણે અગાઉ જણાવી ગયા તેમ 'ગુજરાતની કળા' (પ્રાચીન વ્યાપક અર્થમાં) તરીકે સંબોધવી વધારે વાસ્તવિક છે. આ કળાનો પ્રચાર આખા પશ્ચિમ ભારતમાં થવાનું એક કારણ એ પણ હોય કે પ્રાચીન ગુજરાતના સ્વતંત્ર હિંદુ રાજવીઓના અજેય બાહુબળના પ્રતાપે તે મુલકો ગુજરાત પ્રદેશની છાયા નીચે હોવાથી સંભવિત છે કે ગુજરાતના ચિત્રકારો ત્યાં જવાને લીધે આ કળાનો પ્રચાર પશ્ચિમ ભારતના સઘળા પ્રદેશોમાં થયો હોય. બીજું કારણ એ છે કે આ કળાના પ્રાચીન સમયના તાડપત્રના જે નમૂનાઓ મળી આવ્યા છે તે સઘળા જ મુખ્યત્વે કરીને ગુજરાતના પ્રાચીન પાટનગર અણહિલપુર પાટણ તથા તે વખતના પ્રખ્યાત બંદર ભૃગુકચ્છ (હાલનું ભરૂચ)ના છે.

ગુજરાતની આ જૈનાશ્રિત કળાનો સંપ્રદાય ભારતીય ચિત્રકળાના ઇતિહાસ માટે બહુ જ મહત્ત્વનો છે. તેનું એક કારણ તો એ છે કે આ ચિત્રકળાના નાના અગર મોટા દરેક ચિત્રે કેટલાએ સૈકાઓ સુધી અજંતા, બાઘ અને એલોરાની ગુફાઓનાં ભિત્તિચિત્રોની પરંપરા જાળવી રાખી છે. બીજી બાજુ એ કે સ્વચ્છતા અને સુંદરતામાં ઘણી જ આગળ પડતી અને પ્રખ્યાતિમાં આવેલી રાજપુત અને મુગલ કળાની તે જન્મદાત્રી છે; ત્રીજી બાજુ કેટલાક દાખલાઓમાં તેની સાથે ઇરાની કળાનું પણ મિશ્રણ થએલું છે.

ગુજરાતની જૈનાશ્રિત કળાનાં નાનાં છબિચિત્રોની આટલી બધી ઉપયોગિતા હોવા છતાં તેના તરફ બહુ જ ઓછું ધ્યાન આપવામાં આવ્યું છે તેમજ તેના ઉપરના બહુ જ થોડાં લખાણો પ્રસિદ્ધીમાં આવેલા હોવાથી હજુ સુધી કેટલાક વિદ્વાનોને આ કળા તદ્દન

અજ્ઞાત છે, અને જૈન કોમ તે તરફ ઉદાસીન છે. 'આ કળા અજાણ રહેવાનું એક કારણ એ પણ છે કે જૈન ગ્રન્થભંડારો સિવાય ભારતના મ્યૂઝિયમોમાં તેમજ પાશ્ચાત્ય પ્રદેશોમાં તેની જે હસ્તલિખિત પ્રતો જોવામાં આવે છે તે, મળી આવતી પ્રતોના સો મા ભાગની પણ નથી. ભારતના જૈન ગ્રન્થભંડારો, જૈન સાધુઓ તથા જૈન ધનાઢ્યોના ખાનગી સંગ્રહોમાં બધી મળીને હજારો હસ્તપ્રતો હજુ અણુશોધી પડી છે. બીજું કારણ વસ્તુના અજ્ઞાતપણાને લીધે તેના વહીવટદારોની તે નહિ બતાવવાની સંકુચિતતા છે. કેટલાક દાખલાઓમાં આ સંકુચિતતા વ્યાજબી પણ છે.'

પરદેશમાં ગુજરાતની આ જૈનાશ્રિત કળાના નમૂનાઓ મુખ્યત્વે કરીને નીચેનાં સ્થળોએ આવેલાં છેઃ—

ઇંગ્લાંડના બ્રિટીશ મ્યૂઝિયમમાં, ઇંડિયા ઑફિસની લાયબ્રેરીમાં, રૉયલ એશિયાટિક સોસાએટીની લાયબ્રેરીમાં, બૉડલીઅન લાયબ્રેરીમાં, કેમ્બ્રિજ યુનિવર્સિટીની લાયબ્રેરીમાં, જર્મનીમાં Staats Bibliothek અને મ્યૂઝિયમ fur Volkerkunde બંને બર્લિનમાં, ઑસ્ટ્રિયામાં વીએનાની યુનિવર્સિટીની લાયબ્રેરીમાં અને ફ્રાન્સમાં Strasbonrgની લાયબ્રેરીમાં કદાચ થોડી ઘણી ઇટાલીના ફ્લારેન્સની લાયબ્રેરીમાં પણ હોય, અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં ખાસ કરીને બૉસ્ટન મ્યૂઝિયમમાં કે જ્યાં ભારતીય જૈન ગ્રન્થભંડારો બાદ કરીએ તો પરદેશમાં આ કળાનો સાગમાં સારો સંગ્રહ છે. વૉશિંગ્ટનમાં ફ્રીઅર ગૅલેરી ઑફ આર્ટમાં, ન્યૂયૉર્કમાં મેટ્રોપૉલિટન મ્યૂઝિયમ અને ડેટ્રૉઇટના આર્ટ મ્યૂઝિયમમાં તથા ઘણા અમેરિકન ધનકુબેરોના ખાનગી સંગ્રહોમાં આવેલાં છે આ પ્રમાણે પશ્ચિમના પ્રદેશોમાં બહુજ થોડી જગ્યાઓએ પ્રતો ગએલી હોવાથી પણ ઘણા પાશ્ચાત્ય વિદ્વાનો આ ગુજરાતની જૈનાશ્રિત કળાથી અજાણ્યા હોવાનું સભવી શકે છે. પરંતુ હવે એવો સમય આવી લાગ્યો છે કે ભારતીય ચિત્રકળાના અભ્યાસીઓને આ કળાથી અજ્ઞાત રહેવાનું પાલવી શકે જ નહિ.

### કળાની દૃષ્ટિએ આ કળાનું વિવેચન

કળા નિર્માણની દૃષ્ટિથી ગુજરાતની જૈનાશ્રિત કળા એ નાનાં છબિચિત્રોની કળા છે અને તે બહુ જ મજાનો વિષય છે. નાનાં બૌદ્ધ છબિચિત્રોનાં આલેખનનું અનુકરણ તેમાં નથી ભારતીય ચિત્રકળાના ઇતિહાસમાં સુંદર કળા નિર્માણ અર્થે અગાઉના એક પણ દૃષ્ટાંત વિના મૂળ બનાવટ નહિ, પણ તેના ઉપયોગ સારૂ ગુજરાતની જૈનાશ્રિત કળાને માન ઘટે છે. પ્રાચીન ગુજરાતની આ કળા એ ગંભીર કળા છે; તેમજ શારીરિક અવયવોનું યથાર્થ દિગ્દર્શન કરાવનારી આ કળા ઘણી જ સુંદર ચિત્રકળાની રચના સારૂ પંકાએલી છે, એટલું જ નહિ પણ કળાની નિપુણતા ઉપરાંત તેની અંદર અત્યંત હાર્દિક ખુબી રહેલી છે. થોડાંએક ચિત્રો જો કે કઠોર અને લાવણ્યશૂન્ય હોય તેમ લાગે છે. તો પણ કેટલીક વખત સુખમુદ્રાલેખન અને લાવણ્યમાં તે ચડી જાય છે. ચિત્રના રંગોની પસંદગી તો ઘણા ઊંચા પ્રકારની છે. તાડપત્ર ઉપરની કળા બહુ જ ઊંચી કક્ષાની છે, જો કે તેના વિષયો બહુ જ મર્યાદિત છે. પાછળથી તેરમા સૈકાની એક પ્રતમાં તો કુદરતી દૃશ્યો પણ ચીતરેલાં મળી આવ્યાં છે. ચૌદમા સૈકાના અંત ભાગમાં આ કળાનાં સૌથી ઉત્તમમા ઉત્તમ નમૂનાઓ મળી

આવ્યા છે, કાગળ ઉપરની કળા પણ કેટલાક દાખલાઓમાં બહુજ ઊંચી કક્ષાની છે. ઝગઝગમાન સુવર્ણમય અથવા રક્તવર્ણ પૃષ્ઠભૂમિ ઉપર આલેખેલા આસમાની, શ્વેત તેમજ વિવિધ રંગો બહુ જ આનંદ આપે છે. ખરેખર ગુજરાતની જૈનાશ્રિત કળાનું જો કોઈ ખાસ મહત્ત્વનું લક્ષણ હોય તો તે ખાસ શોભાયમાન ચિત્રોથી હસ્તપ્રતો શણગારવાનું હતું, ચળકતા સુવર્ણરંગી અને વિધવિધ રાતા રંગના સુંદર રંગથી રંગવાની કળા કળાકારની ખુબીમાં ગૌણ ન હતી પણ તે તો તેનો મુખ્ય પાયો હતો. વળી અલંકાર અને શારીરિક અવયવોની દરેક ઝીણવટમાં માપ અને ચોક્કસ આકારનું જ્ઞાન ચિત્રકારની અલંકરણ કરવાની તીવ્ર લાલસાથી અંકાએલું છે.

યદ્યપિ ચિત્રકારે તેજ અને છાયાનો ઉપયોગ ચિત્રને ઉઠાવવામાં—બહાર પડતાં દેખાવામાં—કર્યો નથી. તો પણ એમ માની લેવું નહિ કે કળાકારે ત્રણ જગ્યામાં લંબાઈ ઊંડાઈ અને પહોળાઈમાં અવગાહતી મૂર્તિઓ (plastic form) ને દોરવાનો જરાયે પ્રયત્ન કર્યો નથી. આ દેખાવ ભરાવદાર આંખો દોરીને, વખતે દાઢી આદિ વળાંકને પ્રમાણ કરતાં વધારીને તેઓ કરતા, અને ચિત્ર આપણે બાજુએથી જોતા હોઈએ તેવું બતાવતી વેળા તો કલાકાર બંને આંખોને એવી રીતે દોરતો કે આપણને છબિ તદ્દન સપાટ જ લાગે.

## ચિત્ર ચીતરવાની રીત

ગુજરાતની જૈનાશ્રિત કળાના ત્રણે વિભાગ દરમ્યાનનાં ચિત્રો સામાન્ય રીતે મળતાં દેખાય છે; જો કે પ્રતો તૈયાર કરવાના પ્રકાર જુદીજુદી રીતના દેખાય છે. મુખ્યત્વે લખનાર અને ચીતરનાર વ્યક્તિઓ અલગ અલગ હોય તેમ લાગે છે, તો પણ કેટલાક દાખલાઓમાં લખનાર અને ચીતરનાર એક પણ હોય છે. આજે પણ વયોવૃદ્ધ આચાર્ય મહારાજ શ્રીજયસૂરિશ્વરજી પોતાની જાતે જ પ્રતો લખે છે અને તેમાં ચિત્રો ચીતરે છે. અક્ષરો લખનાર ચિત્ર ચીતરનાર માટે અમુક જગ્યા છોડી દેતો. આ વાત પ્રતોની બારીક તપાસ કરવાથી જણાઈ આવે છે. પ્રતના અક્ષરો ચિત્રોની જગ્યા છોડીને ધારાબદ્ધ ચાલ્યા આવતા દેખાય છે. કેટલાક દાખલાઓમાં ચિત્રકારની સમજ ખાતર હાંસીઆમાં પ્રસંગને લગતું લખાણ પણ લખેલું મળી આવે છે, કે જેને ચિત્રકાર મુખ્યત્વે અનુસરતો બહુધા લખનાર પોતાનું કામ પુરૂં કરતો ત્યારે તે પ્રત ચિત્રકારને સુપ્રત કરતો હોય એમ સ્પષ્ટ જણાઈ આવે છે. નાનાં ચિત્રોના આલેખનમાં પત્ર ઉપર ખાસ રાખેલી જગ્યામાં તાડપત્ર ઉપર લાલ રંગ અને કાગળ ઉપર પ્રવાહી સુવર્ણની શાહી અથવા સુવર્ણનાં ઝીણામાં ઝીણા પાનાં, જેટલી જગ્યામાં ચિત્ર દોરવાનું હોય તેટલી જગ્યામાં પ્રથમ લગાડવામાં આવતાં તેની પાછળની પૃષ્ઠભૂમિ મોટે ભાગે ઘેરા રાતા રંગમાં કરવામાં આવતી અને સોના ઉપર રંગની ભૂકી એવી રીતે લગાડવામાં આવતી કે ચિત્રો પોતે સુવર્ણમય જ લાગે. બાહ્ય રેખાઓ અને આંખો, આંખનાં પોપચાં, કાન, આંગળીઓ વગેરે પછીથી કાળા રંગમાં રંગવામાં આવતાં હતાં. જૈન છબિચિત્ર આ રીતે દોરવાનું પરિણામ એ આવ્યું કે સ્ત્રી અને પુરુષોની મુખાકૃતિઓ, તેમનાં વસ્ત્રો અને પુષ્પાદિથી રચેલા બીજા અલંકારો જાણે સોનાથી સપાટ ચીતરેલા હોય એમ જણાય છે ચિત્રને જ્યારે આપણે બાજુ ઉપરથી

તપાસતા હોઈએ ત્યારે જણાય છે કે આવી છબિના ચહેરામાં નાકને કેટલીક વખત લાલ રંગથી રંગવામાં આવતું હતું.

આ રીતે ચિત્ર તો સંપૂર્ણ દોરાતું; પણ હવે તેમાં રંગ પૂરવાને પીછી ઉપર આસમાની રંગ લેવાનો અને વસ્ત્ર તથા બીજા ભાગો ઉપર તે જરૂર પૂરતો મૂકતો આવતો; તેમજ મનુષ્ય અને પ્રાણીઓના શરીરના ગોળ ભરાવદાર ભાગો જેવી કેટલીક જગ્યાઓ એ જાડી પીછીથી રંગ પૂરીને તે પ્રમાણમાં ઘટ્ટ–સ્થૂલ દેખાય તેમ કરાતું. શ્વેત ખાલી જગ્યાઓ કોઈક વાર ઈરાદાપૂર્વક રાખવામાં આવતી, પણ કયારેક સુવર્ણનાં પાનાં ચોટાડતાં અકસ્માતથી પણ રહી જતી. તેમજ સાધુઓનાં સફેદ કપડાં બતાવવા માટે મોતીના રંગ જેવો ધોળો રંગ કયારેક સાધુઓનાં કપડાં ચીતરવામાં વપરાતો

બહુ જ ઓછા પ્રસગે એક પાંચમો રંગ વપરાશમાં લેવાતો. એ રંગ તે બહુ જ સુંદર મોરથુથા જેવો લીલો રંગ. પ્રાચીન હસ્તપ્રતો ચીતરનારાઓના રંગસંભારમાં આ સિવાય બીજા કોઈપણ રંગો મળી આવતા નથી. પણ પછીના વખતની કાગળના સમયની હસ્તપ્રતોમાં કેટલીકવાર સુવર્ણરંગની જગ્યા પીળા રંગે અને રાતા રંગની પૃષ્ઠભૂમિની જગ્યા આસમાની રંગે લીધેલી લાગે છે.

- જૈનાશ્રિત કળાનાં નાનાં છબિચિત્રો દોરવામાં શરીરના પ્રત્યેક અંગ પ્રત્યંગ દોરવાની રચના વાસ્તવિક તુલના ઉપર બાંધવામાં આવતી હતી. શિલ્પકળાનાં શૃંગાર આમાં મુખ્ય ભાગ ભજવે છે.

ચિત્ર અને લિપિ અને પવિત્ર આનંદજનક નેત્રવિહાર બની રહે તે માટે યત્નો કરવામાં આ ગ્રન્થો શોભા સમૃદ્ધિની ટોચ રજુ કરે છે. ઘુંટેલી કાળી, ભૂરી લાલ ભોંય ઉપર અક્ષરો અને ચિત્રોની તકતીઓ યોગ્ય રીતે સાચવીને હાંસીઆમાં વેલપટ્ટીઓ અને આકૃતિની વાડીઓ ભરી દીધી છે તેની તોલે આવે એવી પ્રાચીન તો જાણવામાં નથી કોતરકામવાળી ઉપસેલી વેલો અને છોડવાઓ કાંતો એકજ શૈલીના નાવાતા અગર કુદરત ઉપરથી પણ બનાવવામાં આવતા પશુઓ અને પક્ષીઓનાં ચિત્રો, ખાસ ભુરંગથી રંગેલા રાજહંસો, સફેદ રંગના હાથીઓ, ઘોડાઓ, હરણો વિવિધ જાતનાં ત્યચિત્રો વગેરે, કિનારીની ઉપર તથા આજુબાજુના હાંસીઆમાં શોભા આપનારા પદાર્થો

અજાયબીભરી હોય છે. પ્રાચીન–તાડપત્રના–સમય દરમ્યાન ચહેરાઓ હમેશાં બેમાંથી એકતરફ, બે તૃતીયાંશ અગર કાંઈક વધારે પડતા ચીતરેલા હોય છે. પછીના–કાગળના–સમય દરમ્યાન આગળની આંખ સંપૂર્ણ દોરવામાં આવતી કે જે પોર્ટ્રેટની ખાલી જગ્યાઓ રોકતી; કેટલાક વિદ્વાનો સમજાવે છે કે આ ફેરફાર ચિત્રકારની ઈચ્છા મુજબ થતો, કારણ કે તે એમ બતાવવા માગતો કે પોતે આ કાંઇ સાદું ચિત્ર ચીતરતો નથી, પરંતુ તેનો ઇરાદો એક સાંપ્રદાયિક ચિત્ર તૈયાર કરવાનો છે. આ દલીલ ગમે તેમ હોય તેના કરતાં મેં મારા 'જૈન ચિત્રકલ્પદ્રુમ' નામના ગ્રન્થમાં રજુ કરેલી દલીલ વધારે યોગ્ય હોય તેમ મને લાગે છે.[1]

વળી આ ચિત્રો મધ્યેની પુરુષ તથા સ્ત્રીની આકૃતિઓના કપાળમાં ગોળ ટપકા જેવા આકારનું, પુરુષોના કપાળમાં ઊભા ચીપીઆના આકારનું અને કેટલાક દાખલાઓમાં ત્રણ આડી લીટીઓ સહિતનું તિલક જોવામાં આવે છે તે પ્રથા ગુજરાતી પ્રજામાં આજે પણ જેમની તેમ ચાલુ છે; પુરુષોના કપાળમાં ઊભા ચીપીઆના આકારનું જે તિલક જૂના ચિત્રોમાં જોવામાં આવે છે તે પ્રથા તે સમયના રીતિરિવાજોનું સમર્થન ભલે કરતી હોય, પરંતુ આજે તે જૈન પ્રજામાંથી નાબૂદ થએલી હોવા છતાં પણ તેનું અનુકરણ વૈષ્ણવ સંપ્રદાયમાં જેમનું તેમ કાયમ રહ્યું છે. પ્રાચીન જૈન વિષયો સંબંધીના ચિત્રોમાં તેમજ અમદાવાદમાં નાગજીભુદરની પોળના જૈન દેરાસરના ભૂમિગૃહમાં આવેલી વિ. સં ૧૧૦૨ (ઈ. સ. ૧૦૪૫)ની ધાતુની જિનમૂર્તિના તથા પંદરમા સૈકાના ધાતુના બે પંચતીર્થીના પતરામાંની જિનમૂર્તિની આકૃતિઓના કપાળમાં પણ ઊભા ચીપીઆના આકારનાં તિલક મળી આવતાં હોવાથી આપણે સહેજે અનુમાન કરી શકીએ છીએ કે પંદરમી સોળમી સદી સુધી તો ગુજરાતનાં પુરુષપાત્રો, પછી તે જૈન હો કે વૈષ્ણવ, પોતાના કપાળમાં ઊભા ચીપીઆના આકારનું તિલક કરતા હોવા જોઈએ, તે પ્રથા જૈન પ્રજામાંથી ક્યારે નાબૂદ થઈ તેનું ખરેખરું મુળ શોધી કાઢવું મુશ્કેલ છે, પરંતુ એટલુ તો ચોક્કસ છે કે મિ. નાનાલાલ મહેતા કહે છે તેમ પ્રાચીન ચિત્રોમાં મળી આવતા ઊભા આકારના તિલકો વૈષ્ણવ સપ્રદાયનાં દ્યોતક નહોતાં.[2]

તીર્થંકરોના કપાળમાં બંને પ્રકારના તિલકો ચિત્રોમાં મળી આવે છે. સાધુઓ અગર સાધ્વીઓનાં કપાળમાં કોઈ પણ જાતનાં તિલકો જોવામાં આવતાં નથી. સાધુઓ અને સાધ્વીઓનાં કપડાં પહેરવાની રીત તદ્દન જુદી જ દેખાઇ આવે છે, કારણ કે સાધુઓનો એક ખભો અને માથાનો ભાગ તદ્દન ખુલ્લો-વસ્ત્ર વગરનો હોય છે; જ્યારે સાધ્વીઓનો પણ માથાનો ભાગ તદ્દન ખુલ્લો–વસ્ત્ર વગરનો હોય છે: જ્યારે સાધ્વીઓનો માથાનો ભાગ ખુલ્લો હોવા છતાં તેઓનું ગરદનની પાછળ અને આખું શરીર કાયમ કપડાંથી આચ્છાદિત થએલું હોય છે. પ્રાચીન ચિત્રોમાં રાજમાન્ય વિદ્વાન આચાર્યો સુવર્ણ સિંહાસન ઉપર બેઠેલા દેખાય છે, તે એ સમયની પ્રથાની રજુઆત ચિત્રકારે ચિત્રમાં કરી બતાવ્યાના પુરાવા છે.[3]

---

૧–જુઓ 'જૈન ચિત્રકલ્પદ્રુમ' પૃષ્ઠ ૩૬.

૨ જુઓ 'Studies in Indian Painting' PP–20

૩ „ 'કુમારપાલ પ્રબંધ ભાષાંતર' પૃ. ૧૦૯

મોગલ સમય પહેલાનાં એક પણ જૂના ચિત્રમાં અગર પત્થર ઉપરની આકૃતિઓમાં સ્ત્રીઓના માથા ઉપર ઓઢણું અગર સાડી ઓઢેલી જણાતી નથી. સ્ત્રીઓ ચોળી પહેરે છે, પણ તેઓના માથાનો ભાગ તદ્દન ખુલ્લો હોય છે. આ ઉપરથી ગુજરાતમાં સ્ત્રીઓએ માથે ઓઢવાનો ચાલ મોગલ રાજ્ય પછીથી શરૂ થએલો હોય એમ લાગે છે. મોગલ સમય પહેલાનાં દરેક ચિત્રોમાં સ્ત્રીઓની માફક પુરુષોને પણ લાંબા વાળ હોય છે અને તેઓએ અંબોડા પણ વાળેલા દેખાઈ આવે છે. વળી પુરુષો દાઢી રાખતા અને કાનમાં આભૂષણો પણ પહેરતા.[1] સ્ત્રીઓએ માથે ઓઢવાનો અને પુરુષોએ ચોટલા તથા દાઢી કઢાવી નાખવાનો રિવાજ મોગલ રાજ્ય અમલ પછીથી જ ગુજરાતમાં શરૂ થએલો હોય એમ લાગે છે.

## પ્રાચીન ચિત્રોનું કલાતત્ત્વ.[2]

પ્રાચીન ચિત્રકારોનો 'સમય' સમજવા તેમની કૃતિઓ જોવી જરૂરની છે; પણ તેનો ઉકેલ કરવા તે ચિત્રકારોનાં ધ્યેયો કેવાં હતાં, તે કેવો આસ્વાદ આપવા ઇચ્છતા હતા, તેમનાં સાધનો કેવાં હતાં અને તેનો તે કેવી રીતે ઉપયોગ કરતા હતા આદિ જાણવાની જરૂર છે. આવા જ્ઞાનથી સજ્જ થઇ ચિત્રોનું નિરીક્ષણ કરવામાં આવે ત્યારે જ યોગ્ય પરીક્ષણ થઈ શકે આવા જ્ઞાનના અભાવને લઇને આ ક્ષેત્રમાં થએલું ઘણું કામ ફરી કરવાની જરૂર જણાય છે, કારણ એ છે કે નિપુણ મનાતા ચિત્રવિવેચકોને પણ આ ચિત્રકળા સમજવામાં વિઘ્નો નડયાં છે. તેમાં મુખ્ય વિઘ્ન આ ચિત્રકારોના લક્ષ્યનું અજ્ઞાન છે. આ સંબંધમાં એકજ દાખલો આપીને મારા આ નિબંધનું વક્તવ્ય સમાપ્ત કરવામાં આવે તો તે અસ્થાને નહિ ગણાય.

ભારતીય ચિત્રકલાના વિવેચક તરીકે પ્રખ્યાતિ પામેલ મિ. નાનાલાલ ચમનલાલ મહેતા પોતાના 'Gujarati Painting in the Fifteenth Century: A Further Essay on Vasant Vilasa' નામના નિબંધના પાના ૩૩ ઉપર જણાવે છે કેઃ—

'જુના કલ્પસૂત્રો, સંખ્યાબંધ સચિત્ર જૈન ગ્રન્થો અને વસંતવિલાસનાં ચિત્રોના બારીક અભ્યાસ પછી મને લાગે છે કે ડૉ. કુમારસ્વામીએ મોગલ પૂર્વેની ભારતીય ચિત્રકળાના સ્વરૂપને જે અભિનંદન આપ્યા છે તેને તે યોગ્ય નથી. કલ્પસૂત્રનાં સુંદર સચિત્ર ગ્રન્થોનાં ચિત્રોમાં મને બહુ આધ્યાત્મિક અગર કલાત્મક લક્ષણો જણાયાં નથી. ઊલટ ચિત્રો અને લખાણોમાના વધુ પડતા સોનાના ઉપયોગથી ચોક્કસ અને સિદ્ધકલાવિધાનની દીનતાનું પ્રદર્શન થાય છે.[3]

---

૧ જુઓ 'કુમારપાલ ચરિત્ર ભાષાંતર' પૃષ્ઠ. ૪૧

૨ જુઓ રસિકલાલ છોટાલાલ પરીખનો 'જૈન ચિત્રકલ્પદ્રુમ' મધ્યેનો લેખ પૃ. ૧ થી ૫

3 – 'After a careful study of the old Kalpa Sutras and a large number of illustrated Jaina MSS. and the pictures of Vasanta Vilāsa, I do not think that this pre-Mughal phase of Indian Painting deserves the tribute that Dr. Coomarswamy ,,''

વળી તે જ ગ્રન્થના પાના ૩૬ તથા ૩૭ ઉપર ચૌદમા અને પંદરમા સૈકાની 'ગુજરાતી કળા' ને માટે પુરેપુરી તપાસ કર્યા વિના નીચેના શબ્દોનો ઉપયોગ કરીને પોતે બાંધી રાખેલા પૂર્વગ્રહની માત્ર રજુઆત કરી છેઃ—

'ચૌદમી અને પંદરમી સદીની 'ગુજરાતી કળા' નું મૂલ્યાંકન કરતી વખતે એ ભૂલાવું ન જોઇએ કે આપણે વ્યાપક ચિત્રકળાના અસાધારણ રસિક સ્વરુપના સંપર્કમાં છીએ, તે વખતે અમદાવાદના અગાઉના પાટણના ભવ્ય દરબારોમાં કઇ કળા હતી તે નક્કી કરવા આપણી પાસે સાધન નથી. પણ જો સિદ્ધરાજ જયસિંહ (ઇ સ ૧૦૯૪ થી ૧૧૪૩) અને કુમારપાલ (ઈ. સ. ૧૧૪૩ થી ૧૧૭૪) ના ભવ્ય અવશેષોના ધોરણની હોય તો એ અજંતા અને બાઘના ભિત્તિચિત્રોની મહાન શૈલીની હોવી જોઈએ. આપણને તે સમયની થોડીએક છબિઓ મળી આવે છે એક કુમારપાળની–બીજી ગૂર્જર કવિ ભાલણની (ઇ. સ. ૧૪૩૯ થી ૧૫૩૯)–જે ઉચ્ચ વિકાસ પામેલી દરબારી કલા અને શ્રીમં મધ્યમ વર્ગને માટે બનાવેલી કૃતિ વચ્ચેના ભેદ દર્શાવનારા રસિક નમૂના છે. કલ્પસૂત્રે અને વસંતવિલાસની કળાને, કલ્પનાને ગમે તેટલી લંબાવીએ તો પણ 'અતિ આધ્યાત્મિક અગર 'અતિ સિદ્ધવિધાન' કળા કહી શકાય તેમ નથી; મોગલ સમયમાં થએલા ઉત્થા પહેલાંની પડતીની છેલ્લી ભૂમિકાની એ કળા છે સારા કાગળ અને પુષ્કળ સોનેરી સજાવ એ એનાં લક્ષણો છે, પરંતુ ભાવદર્શન, ચલન અને વિધાનનાં લક્ષણોમાં તે દીન છે અં સામાન્યતયા સુંદરતા અને આકર્ષણ વિહોણી છે. એ ભાવદર્શનની સહૃદયતા અને ચલ સામર્થ્યના ગુણોથી ઓપતું પ્રાથમિક સ્વરૂપ નથી પણ કલ્પનાવિહોણા, પુણ્યની વાંછનાવા અને પોતાની રીતે કળા અને વિદ્યાને આશ્રય આપનારા પણ પૈસાના મૂલ્યને ન ભૂલનારા પોષાએલી અને ઉત્તેજાએલી કળા છે. પણ એ પ્રજાવાદના ઉભરાનો, અનિશ્ચિત રાજકી સ્થિતિનો, ધાર્મિક પ્રશ્નાવલિનો અને સામાન્ય અશાંતિનો યુગ હતો કે જે એક સદી પ મોગલોના મહાન યશરૂપ વિસ્તૃત સ્વરૂપના ભારતીય સંસ્કૃતિના ઉત્થાનમાં પરિણમ્યો.”[1]

---

to it. I have not been able to see much spiritual or aesthet merit in the pictures of the beautifully illuminated MSS. of tl Kalpa Sūtras. On the contrary, the excessive use of gold ill mination in pictures and writing strikingly exhibits the pover of sure and accomplished craftsmanship; '

— '*Gujarati Painting in the Fifteenth Century*'
*P.P. 33 London. 1931.*

1 'In estimating the Gujarati art of the fourteenth an fifteenth centuries it must not be forgotten that we are deali with an extraordinarily interesting phase of popular bourge art. What the contemporary art at the magnificent courts Ahmedabad, and earlier of Patan, was like, we have no me of judging. But if it was at all of the kind and standard of

મિ. મહેતા જણાવે છે કેઃ 'સંખ્યાબંધ જૈન ગ્રન્થો તથા વસંતવિલાસનાં બારીક અભ્યાસ પછી મને લાગે છે કે ડૉ. કુમારસ્વામિએ મોગલ પૂર્વેની ભારતીય ચિત્રકળાને જે અભિનંદન આપ્યાં છે તેને તે યોગ્ય નથી.'

પરંતુ આપણે તેઓશ્રીને પુછી શકીએ છીએ કે આપણા પોતાના વતન અમદાવાદના જ જૈન ગ્રન્થભંડારો પૈકીના ઉજમફોઈની ધર્મશાળાના ગ્રન્થભંડારની તાડપત્રની હસ્તલિખિત પ્રતના સુંદર કલાવિધાન દર્શાવતા ચિત્રો, તથા અનુપમ સુશોભન કળાવાળી દેવસાના પાડાના ભંડારની કલ્પસૂત્રની સુંદર કાગળની પ્રત કે જે બન્ને પ્રતોના ચિત્રો મેં મારા તરફથી તાજેતરમાં જ પ્રસિદ્ધ થએલા 'જૈન ચિત્રકલ્પદ્રુમ' નામના ગ્રન્થમાં કલા નિષ્ણાતો તથા કલા પ્રેમીઓની જાણ સારૂ પ્રસિદ્ધ કર્યાં છે; તે તથા ગુજરાતમાં જ વડોદરા શહેરના નરસિંહજીની પોળના જ્ઞાનમંદિરમાં આવેલી કલ્પસૂત્રની સુંદર સુશોભન સામગ્રીવાળી પ્રત, અને વડોદરાની નજીકમાં જ આવેલા છાણી ગામના જૈન ગ્રન્થભંડારની દેવ દેવીઓના

---

magnificent remains of the time of Sidhrāj Jayasimh (A. D. 1094–1143) and Kumarpāl (A. D. 1143–1174), it must have been in the epic style of the fresco paintings of Ajanta and Bāgh. We have a few portraits of the period-one of Kumārpal and another of a Gujarati poet Bhālan (A. D. 1439–1539)—which are interesting as specimens showing the gulf between the highly cultivated art of the court and the work produced for the wealthy middle classes. The art of the Kalpa Sūtras and Vasant Vilās is by no stretch of imagination "the most spiritual" or "the most accomplished in technique;" it is the final stage of decadence before its revival under the Mughals. It is marked by good paper, plenty of gold illumination, but it is poor in qualities of expression, movement, and representation, and generally lacking in elegance and charm. It is not so much a "primitive" phase, characterized by vigour of movement and sincerity of expression, as one maintained and inspired by an unimaginative clientile who wanted religious merit, and patronized art and learning in their own way, but who never forgot the value of money. It was a time of democratic ferment, unsettled political conditions, religious questionings, and general unrest, which culminated a century later in that great resurgence of Indian culture in its widest aspect which was the greatest glory of the Mughals.

— '*Gujarati Painting in the Fifteenth Century*' *P.P 36–37*

ચિત્રોવાળી અપ્રતિમ તાડપત્રની પ્રત મધ્યેના સુંદર ચિત્રો જોયા હતાં કે પાશ્ચિમાત્ય વિદ્વાનોએ જે પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યા તેનું અનુકરણ જ માત્ર કર્યું છે ?

વળી આ ચૌદમા અને પંદરમા સૈકાની 'ગુજરાતી કળા'નું મૂલ્યાંકન કરવા માટે વિ. સં. ૧૨૯૪ (ઇ. સ. ૧૨૩૭) ની એક છબિ કુમારપાળના નામથી ઓળખાતી-બીજી પંદરમા સૈકામાં થએલા જૈનેતર કવિ ભાલણની પ્રતિકૃતિના નામે ઓળખાતી, છબિઓનો નિર્દેશ કરીને આ કળા વચ્ચેના ભેદ દર્શાવવા જે પ્રયત્ન કર્યો છે તે અવાસ્તવિક છે જેના પુરાવા નીચે મુજબ છે:—

(૧) કુમારપાળના નામથી ઓળખાતી છબિને તેઓએ અગાઉના પાટણના દિવ્ય દરબારની કળા તરીકે માની લીધી છે, પરંતુ મેં મારા ગ્રન્થમાં જણાવ્યુ છે તેમ આ છબિ વાસ્તવિક રીતે કુમારપાળની નહિ, પણ કુમારપાળના વિ. સં. ૧૨૩૦ (ઈ. સ. ૧૧૭૩) મ સ્વર્ગવાસ થયા બાદ ચોસઠ વર્ષે દીશાપાલ જ્ઞાતિની શ્રીદેવી નામની એક શ્રાવિકાએ લખાવેલી 'ત્રિષષ્ઠી શલાકા પુરુષ ચરિત્ર'ના દશમા પર્વના છેલ્લા પત્ર ઉપર તેણીન કોઇ સ્વજનની છે.

(૨) બીજી છબિ પંદરમા સૈકામાં થએલા જૈનેતર કવિ ભાલણની પ્રતિકૃતિ તરી જે તેઓએ ઓળખાવી છે તે પહેલાં તો એક ચિત્ર જ નથી, પણ ચાંદીના પતરાં ઉપ કોઈ શીખાઉ કારીગરે ટાંકણાંથી કોરી કાઢેલી એક સામાન્ય આકૃતિ માત્ર છે, તે પતરાં ઉપર નથી તો કવિ ભાલણનું નામ, કે નથી આકૃતિ તૈયાર કર્યાની તારીખ કે નોંધ, પતર ઉપર તો છે ફક્ત 'પુરુષોત્તમ મહારાજ'નું નામ કેટલાક વિદ્વાનોની માન્યતા છે કે ક ભાલણ પછીથી-વૃદ્ધાવસ્થામાં આ નામથી ઓળખાતો હતો.

(૩) તેઓશ્રી પોતે જ જણાવે છે કે સખ્યાબંધ જૈન ગ્રન્થોના બારીક અભ્યાર પછી આ મત તેઓશ્રી દર્શાવે છે; તો સંખ્યાબંધ ગ્રન્થો મધ્યેના એક પણ ચિત્રન સરખામણી તેઓશ્રીએ કુમારપાળના નામથી ઓળખાતી પ્રતિકૃતિ સાથે નહિ કરતાં, એ સામાન્ય ચાંદીના પતરા ઉપર કોરી કાઢેલી જૈનેતર કવિ ભાલણની સામાન્ય કૃતિ સા સરખામણી કરીને આ કલાનું મૂલ્યાંકન કરવા માટે તેઓશ્રીએ તત્પરતા શા માટે દર્શાવ તેનો કાંઈ ઉકેલ તેઓશ્રીના ઉપરના લખાણમાંથી મળી આવનો નથી. આશા છે કે ર નિબંધ વાંચ્યા પછી તેઓશ્રી તે બાબતનો ખુલાસો જાહેરની જાણ માટે કરશે.

(૪) આ કળાને 'ભાવદર્શન, ચલન અને વિધાનના લક્ષણોમાં દીન અને સુંદરતા તથા આકર્ષણ વિહોણી તથા તેના પોષકોને પણ કલ્પના વિહોણા, પુણ્યની વાંછનાવાળા અને પૈસાના મૂલ્યને ન ભૂલનારા તરીકે તેઓશ્રી જણાવે છે.'

આ કળાની ભાવદર્શનતા, વિધાનના લક્ષણોમાં સંપૂર્ણતા, આકર્ષણતા વગેરેના પુરાવાઓ મારા ગ્રન્થમાં પ્રસિદ્ધ કરેલાં ચિત્રો પોતે જ રજુ કરશે; પરંતુ ભયંકર યવન વિપ્લવના પ્રદીપ્ત અગ્નિમાં જે સમયે ભારતવર્ષના ગ્રન્થરત્નો બળીને ભસ્મિભૂત થઇ રહ્યા હતા, તે સમયે જે શ્રીમાનોએ અપૂર્વ કુનેહબાજી અને અઢળક સંપત્તિનો વ્યય કરીને આ કળાના મહામૂલ્ય અવશેષો સાચવી રાખ્યા અને તક મળે કળાકારોને પોષીને સંખ્યાબંધ

ચેત્રો ચીતરાવ્યાં, અસંખ્ય દેવાલયો ઊભાં કરીને કારીગરો તથા શિલ્પીઓનાં કુટુંબોનાં કુટુંબોને પોષણ આપ્યું; તે શ્રીમાનોને 'કલ્પના વિહોણા, પુણ્યની વાંછનાવાળા અને પૈસાના મુલ્યને નહિ ભૂલનારા' તરીકે ઓળખાવતાં આ કળાના પોષકોને ભયંકર અન્યાય થતો હોય એમ લાગે છે.

અંતમાં, મારા આ ક્ષુદ્ર પ્રયત્નથી ગુજરાતી પ્રજા, પોતાના નાશ પામતા કિંમતી કળાના અવશેષો સાચવવા કટિબદ્ધ થઈને પૂર્વે થઈ ગએલા મહાપુરુષોની અમૂલ્ય કૃતિઓનું સંરક્ષણ તથા તેનો પ્રચાર કરવા ઉજમાળ થશે તો મારી તથા મારા સાથીદારોની મહેનત સફળ થઈ માનીશ. મારા આ પ્રયત્નની સફળતા–અસફળતાનો આધાર તેને ગુજરાતી પ્રજા તરફથી મળતા આવકાર ઉપર રહેલો છે.

સારાભાઈ મ. નવાબ.

# "સામ-સંગીત"

—(૦)—

( લેખક : હરકાન્ત શુક્લ ન્યાયધિશ-લાઠી )

સંસ્કૃત સાહિત્યની ઉત્પત્તિની ઉષાના આછા અજવાળામાં ઐતિહાસિક રીતે દષ્ટિપાત કરતા આર્યાવર્ત પર વિજય મેળવનાર પાશ્ચાત્ય આર્ય યોદ્ધાઓનાં ઝાંખા રૂપો દશ્યમાન થાય છે. આ ચઢાઈ કરનાર આર્ય વિજેતાઓની ભાષા, સાહિત્ય, અને સંસ્કૃતિ સમય જતા આર્યાવર્ત પર ફરીવળ્યાં આ ભાષા તે સસ્કૃત ભાષા અને સાહિત્ય તે બીજું કોઈ નહિ પણ આપણા વેદો. વેદો ચાર છે, ઋક્, યજુષ, સામ, અને અથર્વણ. કર્મમાત્રમાં પ્રથમ ત્રણનો ઉપયોગ વારવાર પડવાથી તેમને ત્રયી કહેવામા આવે છે. વેદનો સમય ઈસ્વીસન પૂર્વે ૩૦૦૦-૪૦૦૦ વર્ષોનો ગણાય છે. બધા વેદોમાં રૂગ્વેદ સૌથી પ્રાચીન, ઐતિહાસિક દૃષ્ટિએ વધુ મહત્વનો, અને બધા વેદોનો મૂળરૂપ વેદ ગણાય છે આ વેદોના કર્તા પ્રાચીન મહર્ષિઓ છે, જેઓ મંત્રદ્રષ્ટા કહેવાય છે, અને વેદોને ઈશ્વર પ્રેરિત માનવામાં આવેલ છે આખો ઋગ્વેદ પદ્યમા છે અને તે આપણા પ્રાચીન આર્ય પૂર્વજોની કાવ્યાત્મક સર્જન શક્તિના પ્રમાણરૂપ છે. રૂગ્વેદનાં સૂકતો ઇદ્ર, અગ્નિ, વરૂણ, મિત્ર, સૂર્ય, પવમાન વગેરે દેવતાઓની છદમય સ્તુતિઓ છે. દરેક સૂકત ૧૦-૧૨થી માંડી ૫૩-૫૮ રૂચાઓનાં બનેલા હોય છે, અને છદોમાં ગાયત્રિ, ત્રિષ્ટુભ્, અનુષ્ટુભ્, અને જગતિ તે મુખ્ય છદો છે. યજ્ઞકર્મમા દેવતાઓને સ્તુતિપૂર્વક આવાહન કરવુ એ કર્મ ઋગ્વેદીય ઋત્વિજનુ છે અને તે હોતા કહેવાય છે.

રૂગ્વેદ ત્રણ સ્વરોથી ઉચ્ચારાય છે ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત, ઉદાત્ત, અનુદાત્ત, અને સ્વરિત, જે સગીત ગ્રામના કોઈપણ સ્વરો નથી, પણ મનુષ્ય અવાજની સ્થિતિ અગર પ્રમાણ છે. આને અગ્રેજીમાં Pitch કહેવામાં આવે છે અવાજની ઊંચિ સ્થિતિને ઉદાત્ત (acute) તરીકે ઓળખવામાં આવે છે, જ્યારે અવાજની નીચી સ્થિતિને અનુદાત્ત તરીકે જાણવામાં આવે છે ઉદાત્ત અને અનુદાત્ત બેઉ પદ્ય સ્વરો છે આ બેઉ પદસ્વરો વચ્ચે કોઈ સગીતમય સંબધ છે તેમ માનવાને કાંઈ કારણ નથી ઉદાત્ત અને અનુદાત્ત ઉપરાંતનો સ્વર 'સ્વરિત' છે. સ્વરિત એટલે ગવાયેલ ઋગ્વેદમાં સ્વરિતનું સ્થાન ઉદાત્તથી પણ ઉચ્ચતર છે, જ્યારે ઋગ્વેદ પછીના પુસ્તકોમાં સ્વરિત તે માત્ર ઉદાત્તથી અનુદાત્તનું એક જાતનું અલંકારિક મીંડ બને છે. A A. Macdonell તેમના 'Vedic Grammer' નામના પુસ્તકમાં કહે છે કે, "The Swarita is in effect a falling accent of a dependant nature, marking the transition from an accented to a toneless syllable. It regularly follows the udata to the rise of which its fall corresponds in pitch"

[ સ્વરિત એ વસ્તુતઃ કોઈ સ્વતંત્ર સ્વર નહિ પણ સ્વરોના સંક્રાતિકાળની એક અવસ્થા છે. ઉદાત્તનો અનુરણન ભર્યો સ્વર જ્યારે અનુદાત્તની મંદતામાં લય પામતો હોય ત્યારે વચ્ચે સ્વરિતનું સ્થાન આવે છે, આથી સ્વભાવત સ્વરિતમા આવતી લય ઉદાત્ત જેટલી ઉચે તેટલી નીચી જતી હોય છે ]

સ્વરિતની નીચી ગતિને પ્રચય કહેવામાં આવે છે. પ્રચયમાંથી ઉદાત્ત તથા સ્વરિત ઉપર જતાં, અવાજ સનતાર અગર અનુદાત્તતારના સ્વરમાં આવે છે, તેમજ ઉદાત્ત પહેલાં એકથી વધુ અનુદાત્ત આવે તો સહુથી છેલ્લો તે અનુદાત્ત થાય છે. આ બધું નીચેના મંત્ર પરથી સમજી શકાય તેમ છે.

(૨) अ ग्नि मी ळे पु रो हि त म् य ज्ञ स्य दे व म्
સા સા સા સા ની સા રે સા ની સા રે ની સા ની ની

(૩) ऋ त्वि जं हो ता रं र त्न धा त मा म् ॥
સા સા રે સા સા રે સા સા ની સા રે સા ॥

અક્ષર ઉપરની નીશાની સ્વરિતની છે જ્યારે અક્ષરની નીચેની અનુદાત્તની છે. ઉદાત્ત અને પ્રચય બેઉ ચિન્હ વગરના છે. આમાં ફક્ત એક જ જાતનો સ્વરિત ઉપયોગમાં લેવા જોઈએ. ખાસ જાણવા જેવી વસ્તુ એ છે કે પ્રચય તે અનુદાત્તનો નહિ પણ ઉદાત્તનો છે. ઉપયોગમાં લીધેલા સ્વરો નીષાદ, રિષભ અને ષડ્જ છે, નિષાદ હંમેશ મંદ્ર સપ્તકનો છે; જ્યારે ઋષભનું સ્થાન હજુ નિયત ન હોતાં તેનાં ચોક્સ આન્દોલનો નક્કી કરવાં મુશ્કેલ છે.

ઋગ્વેદ પછી યજુર્વેદનું સ્થાન આવે છે. યજુર્વેદ પદ્યબદ્ધ છે અને રુગમંત્રોના આધારે રચાયેલ છે તેમાં મુખ્ય વાત યજ્ઞકર્મ સંબંધી જ આવે છે. યજ્ઞમાં આહુતિ વગેરે આપનાર યજુર્વેદીય ઋત્વિજ હોય છે અને તે અધ્વર્યુ કહેવાય છે. યજુર્વેદના મંત્રો ઋષભ, ગાંધાર અને શુદ્ધ અગર તિવ્ર મધ્યમના ગ્રામમાં બોલાય છે જે નીચેના મંત્રપરથી માલુમ પડે છે.

क या न श्चि त्रा आ भु व दू ति स दा वृ धः
સા રે સા મ મ ગ ગ સા સા નિ મ મ મ
स खा क या स चि ष्ठ या वृ तः ॥
સા ગ ગ સા સા મ મ મા ગ સા ॥

આવ્યા છે, અને તેની વ્યાકરણ તથા છંદશાસ્ત્રના અર્થોની પ્રમાણે મંગીતમય સજાવટ કરવામાં આવેલ છે. સોમનો અર્થ 'ચંદ્રનો છોડ' માનવામાં આવેલ છે. સામવેદમાં પિતૃ પૂજાનું વર્ણન ખાસ આવે છે અને પિતૃનું મુખ્ય સ્થાન ચંદ્રલોકમાં છે. પ્રાચીન છંદ તથા ગાથામાંથી જરાપણ ક્ષતિ ન થાય તે ખાસ જાળવવામાં આવે છે, અને સહિતાના મંત્રો પ્રમાણે બ્રાહ્મણોમાં અપાયેલ સૂચનાઓના યથાર્થ પરિપાલન ઉપર જ કર્મકાંડની ધાર્મિકતા જળવાય છે. સોમયાગ આદરવામા અખૂટ ધનસંપત્તિની આવશ્યકતા રહે છે. સોમયાગની ક્રિયાનું સંપૂર્ણ વર્ણન ૠગ્વેદના ઐતરેય બ્રાહ્મણમાં આપવામાં આવ્યું છે.

સાધારણ રીતે આપણે શબ્દો મળ્યા પછી તેમાં સંગીત પુરીએ છીએ, જ્યારે સામવેદમાં સગીત માટે શબ્દોની યોજના કરવી પડતી. સામવેદ તે બોલાતું સગીત છે, નહિ કે શબ્દો માટે સગીત. સામવેદની તાલ રચના માત્રા મેળથી એટલે શબ્દોથી નિયત બને છે અને તેથી કયા શ્વાસ લેવો અગર છોડવો તે પણ સાથે જ ગોઠવાય છે. આ શ્વાસ છોડવાની ક્રિયાને પાર્વન કહેવામાં આવે છે અને પાર્વનનો છેલ્લો સ્વર વૃદ્ધિને પામે છે. સામ સૂક્તોના બે રીતે ભાગ પડેલા છે. (૧) પૂર્વાર્ચિક (૨) ઉત્તરાર્ચિક. પૂર્વાર્ચિકના ત્રણ વિભાગ છે જે અનુક્રમે ઇંદ્ર, અગ્નિ, અને સોમ પવમાનની સ્તુતિના છે. જ્યારે ઉત્તરાર્ચિકના પણ બે ભાગ છે (૧) ઉદ એટલે શોધેલા, (૨) ઉદય એટલે શોધવાના આ બધા તેમની ગાત્રા, છંદ તથા સ્તોભ પ્રમાણે ગોઠવવામાં આવે છે. ૠગ્વેદના બધા મંત્રો બે રીતે વિભાજ્ય છે એક તો એક સામી અને જ્યારે બીજાને બહુ સામી કહેવામાં આવે છે, આમાં એક કરતાં વધુ સ્વરોનું ગ્રામ બધાય છે.

સામવેદના મંત્રોના પાંચ વિભાગ છે.

(૧) પ્રસ્તાવ – જેમા મંત્રો હિઙ્કારથી શરૂ થાય છે અને પ્રસ્તોત્રી ઉચ્ચારી શકે છે.

(૨) ઉદ્દિથ – જે ૐ થી શરૂ થાય છે અને ઉદાત્ બોલી શકે છે. ( ઉદ્ગાતા )

(૩) પ્રતિહાર – જે એક પ્રકારનું જોડાણ છે, અને હું થી શરૂ થાય છે અને પ્રતિહાર્તૃ ઉચ્ચારે છે.

(૪) ઉપદ્રવ – અટકાવ. જે પ્રતિહાર્તૃના છેલ્લા સ્વરથી લેવાય છે અને ઉદ્ગાતાજ બોલી શકે છે.

(૫) નિધન – આ મંત્રો પ્રસ્તોત્રી, ઉદ્ગાત અને પ્રતિહાર્તૃ ત્રણે સાથે ગાય છે અને ઘણા મંત્રો ૐ થી શરૂ થાય છે.

નીચેના મંત્ર પરથી સામવેદના મંત્રો કેમ ગાઈ શકાય છે તે માલુમ પડે છે

अग्न आयाहि विताये गृहाण हव्य दातये
निहोता सृष्टि वहींर्षि ॥

ઉપર પ્રમાણે મંત્રના મુળ શબ્દો છે પરન્તુ સામવેદમાં તે નીચે પ્રમાણે બોલાય છે.

II

| प्रस्ताव | उद्विथ |
|---|---|
| ओ-ग्ना-इ | आ-या-हि-वो-इ-तो-या-इ-गृहाण— |
| ध- ध -सा | सा--सा-नी--रे--रे--रे--सा-सा-रेरेरे— |

II

नौ—हु | ओ—ग्ना—इ—आ—या—हि—वे—इ—तो—या

સા—સા | ધ—શ્રે—ધ—સા—સા—સા—ની—રે—રે—રે

II

आ—इ—गृ ह्या ण — नो—हु | व्य – दा – तो – या – इ – तो

રે—સા—સા સા રે — રે—સા | સા – સા – રે – રે – સા – રે

II

प्रतिहार

या—इ | ना—इ—हो—ता—सा | व्य—दा—तो—या—आ

રે—સા | સા—સા—રે—રે—રે | સા—સા—રે—રે—સા

II

इ—तो—या—इ — ना—इ—हो—ता—सा—आ—आ ||

સા—રે—રે—સા — રે— રે—રે—રે—સા—રે—સા ||

II

उपद्रव नीधन

त्सा—इ—वा – – – – औ—हो—वा | हिं — — — पि

ની—મા—સા – – – – ની—સા—ની | ધ — — — ધ

II

त्सा—आ—इ—वा—आ—आ—आ—औ—हो—वा—हिं—इ—इ—इ—पि ||

રે—સા—સા—ની—સા—ધ—મે—મે—ની—સા—ની—સા—ધ—મ—સા ||

સામવેદની માત્રા તથા તાલ.

સામવેદના સૂક્તના પ્રથમ છ અને પછી આઠ તેમ ચૌદ છન્દો છે જેઓ મુખ્યત્વે અક્ષરોની સખ્યાથી બને છે. એક મંત્રમાં ૨૪ થી ૪૪ સુધી શબ્દો આવી શકે. સ્વરોનું તથા માત્રા મેળનું ધ્યાન સ્વરપાત વખતે રાખવાનું હોય છે. સામસૂક્ત માત્ર ત્રણ જાતની માત્રાઓ હોય છે, હ્રસ્વ, દીર્ઘ, અને પ્લુત. માત્રા લક્ષણની રીત નીચે મુજબ છે.

૧. અનુમાત્રા, જેને હાલ અનુદ્રુત = $\frac{1}{4}$ માત્રા કહેવાય છે.

૨. અર્ધ માત્રા, „ દ્રુત = $\frac{1}{2}$ „

૩. હ્રસ્વ માત્રા „ લઘુ માત્રા = ૧ „

૪. અધ્યાર્ધ માત્રા „ લઘુ દ્રુત = ૧$\frac{1}{2}$ „

૫. દીર્ઘ માત્રા જેનેહાલ ગુરૂ = ૨ માત્રા કહેવાય છે.
૬. અર્ધ તીસ „ ગુરૂદ્રુત = ૨½ „
૭ પ્લુત „ પ્લુત = ૩ „
૮. અર્ધ ચત „ પ્લુત દ્રુત = ૩½ „
ઉપર જણાવેલ અનુમાત્રા નીચે પ્રમાણે વિભાજન છે.
૨ × ૨ = ૪ અનુમાત્રા = ૪ કલા = ૧ વિરામ માત્રા
૪ × ૮ = ૩૨ નિમેશ = નિમેશ ( આંખનો પલકારો )
૮ × ૩૨ = ૨૫૬ કાષ્ઠા = કલાકનો $\frac{1}{३२४०}$ મો અંશ.
૧૬ × ૧૦૮ = ૧૭૨૮ લવ = „ $\frac{1}{३२४००}$ મો અંશ
૩૨ × ૫૧૨ = ૧૬૮૪ કણુ = ૧ અણુમાત્રા.
આ બધામાથી પ્રત્યક્ષ ઉપયોગમા આવે તેમ કલા છે, જેનો અર્થ $\frac{1}{८}$ થાય છે, જે લઘુનો $\frac{1}{८}$ મો અંશ ગણાય છે.

સ્વર ગણુત્રી તથા સ્વર લેખન—

યજુર્વેદ તથા બીજા વેદોમા સ્વરો હાથથી લેવામાં આવે છે. જ્યારે સામવેદમાં સ્વ આગળીના ટેરવાથી ગણાય છે અને સ્વરગણુત્રી ચાર આંગળી ઉપર અંગુઠાવડે થાય છે સામવેદના સ્વરલેતી વખતે હાથને ગાયના કાનની આકૃતિ જેવો રાખવાનો આદેશ છે અ પછી અગુઠો ચારે આગળીઓના ટેરવા અગર મૂળને અડકે છે. છંદ માત્રાની ગણુત્રી પ્રકારની હોય છે. ૠગ્વેદમા સ્વરિત નિશાન ઉપર હોય છે. મંત્રોચ્ચાર વખતે જ્યારે સ્વ પ્રમાણુનો પ્રશ્નો ન હોય ત્યારે સ્વરપ્રપાત સહજ વધુ જાણીનો થવા માટે સ્વરિત ઉદા નીચે લેવામા આવે છે, પરંતુ આ વખતે મંત્રોચ્ચારમાં સ્વરોની ઉચે જવાની ક્રિયા જ ધ્યાન ખેચે તેવી હોય છે જેથી સ્વરિત ઉદાત્તથી પણુ ઉપર જાય છે. પ્રચય સ્વરરહિ હોવાથી તે અનુદાતની નીચે છે કે ઉંચે તેની ખાસ જરૂર રહેતી નથી. ઉચ્ચારોનો વ્યા રણુની દષ્ટિ કરતાં સગીતમય દષ્ટિએ વધુ અર્થ થાય છે. ૠગ્વેદમા ઉદાતનું કાઈ પણુ નીશા નથી. અનુદાત્તમા અક્ષર નીચે – નિશાની કરવામા આવે છે જ્યારે સ્વરિતનું અક્ષર ઉપ નિશાની છે. યજુર્વેદના મૈત્રાયણી અને કાઠક સહિતામા ઉદાત્તનું અક્ષર ઉપર ' નિશાન જ્યારે સામવેદમાં ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત માટે ૧,૨,૩ આંકડા આલેખાય છે. સ સગીતની સ્વરલેખન પદ્ધતિ સંગીતગ્રામ જેટલી પ્રાચીન નથી. ઉપરાંત એક પુસ્તકમા લ વામાં આવેલાં સ્વરચિન્હો બીજા પુસ્તકો કરતા જુદી જ તરેહના હોય છે. કેટલાક ચિ અક્ષરોના તો કેટલાક આકડાઓના છે. સ્વરલેખનમા નીચે જણાવ્યા પારિભાષિક શબ્દે ઉપયોગ કરવામાં આવેલો જણાય છે.

અતિક્રમ = વિમુક્ત ગતિવાળા તૃતીય, ચતુર્થ તથા પંચમ સ્વરનું આરોહાવરોહણુ
ઉદ્રુહ = ઉપરના સમવાદી સ્વરને ઉદ્રુહ તરીકે ઓળખવામાં આવે છે.
રોહ = એક સ્વરનું આરોહણુ
સ્વાર = છંડ સ્વરનું નિધનના છેલ્લા અક્ષરની વૃદ્ધિ પછીનું આરોહણુ
કર્ષણુ = વૃદ્ધિ પામેલા સ્વરો

અભિગીત = પહોંચી વળાતા સ્વરો.
ઉદ્ઘાટ = નીચે જતો સ્વર.
વીનટ = અભિગીતનો ખાસ પ્રબંધ.

પ્રત્યુક્રમ= પ્રથમ સ્થાન.
અતિહાર = સ્તોભથી ઉપર જવાતી ક્રિયા.
પર્વણ = વિભાગ.
વિરામ = મંત્રને અંતે અટકાવ.

ગતિ = અક્ષરનું ઇ ઓ અગર ઉ ઓ નું લંબાવવું જેમકે હો – હોઈ – હોયી વગેરે.

સામ સંગીતનું સ્વરલેખન બહુ વિકાસને પામ્યું નથી કારણ કે પ્રાચીન સમયમાં બધું શિક્ષણ લગભગ મૌખિક પદ્ધતિએ જ આપવામાં આવતું અને હજુ સુધી સાચવી રાખેલ પદ્ધતિ તે ગુરૂપરમ્પરાનું પારણામ છે.

**સામગ્રામ**—દુનીયાના બધા પ્રાચીન ગ્રામોની જેમ સામગ્રામ પણ શરૂઆતમાં ઘણા જ થોડા સ્વરોથી બનેલું છે. સામગ્રામના પ્રથમ ત્રણ જ સ્વરો માલુમ પડે છે અને તે પ્રથમ, દ્વિતીય, અને તૃતીય છે. સમજતાં ત્રણ જ સ્વરોનું બનેલું ગ્રામ બરાબર અનુકુળ ન થવાથી કૃષ્ટ, મંદ્ર, અને અતિસ્વાર્ય નામના સ્વરો ઉમેરવામાં આવેલ છે.

ૠગ્વેદ પર સૌથી પ્રાચીન પુસ્તક ૠક્પ્રાતિશાખ્ય છે, અને તેનો સમય ઇ. સ. પૂ. ૪૦૦ વર્ષોનો છે. ૠક્પ્રાતિશાખ્યમાં પ્રથમ, દ્વિતીય. ચતુર્થ, અને મન્દ્ર તેમ ફક્ત ચાર સ્વરો જણાવવામાં આવ્યા છે, જેના ઉચ્ચારણ પરથી તેઓ અનુક્રમે ઋષભ, ગાંધાર, પંચમ, ધૈવત હોવાનું માનવામાં આવેલ છે.

સામ પરિભાષા જેને લખાયાં બહુ સદીઓ નથી થઈ તેમાં પણ સ્વરો કૃષ્ટ, પ્રથમ, દ્વિતીય, તૃતીય, ચતુર્થ, મન્દ્ર' અને અતિસ્વાર્ય માન્યા છે. પણ તેમની સરખામણી હાલના ષડજ ગ્રામ પ્રમાણે અનુક્રમે નિષાદ, ધૈવત, પંચમ, ગાંધાર, ઋષભ અને ષડ્જ થાય છે. માણ્ડુકી શિક્ષા તથા નારદ શિક્ષા તે રૂગ્વેદ ઉપરના છેલ્લામાં છેલ્લા પુસ્તકો છે. નારદ શિક્ષામાં ગ્રામસ્વરો કૃષ્ટ, પ્રથમ, દ્વિતીય, તૃતીય, ચતુર્થ, મન્દ્ર અને અતિસ્વાર્ય છે. આજ એક પુસ્તક છે જેમાં બધા સ્વરોને પ્રાણીઓના અવાજના સાથે સરખાવવામાં આવેલ કૃષ્ટને બગલાના અવાજની સાથે, પ્રથમ ને અજ સાથે દ્વિતીય ને ઋષભ સાથે તૃતીય ને મયુર સાથે ચતુર્થ ને હાથીની સાથે મન્દ્રને ઘોડાની સાથે અને અતિસ્વાર ને કોયલના અવાજની સાથે સરખાવવામાં આવેલ છે. આ ઉપરથી તે વખતના ગ્રામ સ્વરો મધ્યમ ગ્રામના સ્વરો હોવાનું સ્પષ્ટ રીતે જણાય છે. તૈતીરીય પ્રાતિશાખ્યનું સંગીત ગ્રામ સામગાનનું છે. અને આજ સ્વરો માણ્ડુકી શિક્ષામાં લેવામાં આવ્યા છે. ઉપરાંત સામ ગ્રામનું બીજું અંગ મ પ ધ ની સા પણ છે કારણ કે પ્રાતિશાખ્યમાં પણ કેદારા વગેરેની સાથે આ સ્વરોના ઉચ્ચારોને યોજવામા આવેલા છે. ઉપરોક્ત સગીત ગ્રામ હાલના કર્ણાટકી રાગ।આ ભોગીને અંશશઃ મળતું આવે છે. આભોગીના સ્વરો મા રે ગ મ ધ સાં છે.

આ બધા ઉપરથી માલુમ પડે છે કે પહેલાં ત્રણ અને પછી પાંચ સ્વરોનું સંગીત ગ્રામ ઘણો વખ્ત પ્રચારમાં હતું. પાછળથી જેમ સ્વરોની ઉણપ લાગતી ગઈ તેમ કૃષ્ટ અને અતિસ્વાર્ય જેવા સ્વરોનો ઉમેરો થતાં સંપૂર્ણ સાત સ્વરો વિકાસને પામેલા જોવામાં આવે છે. ચીન, જાપાન, પર્શીયા વગેરેનાં પ્રાચીન સંગીત ગ્રામો પાંચ સ્વરોનાં હતાં ગ્રીસનું પ્રાચીન ગ્રામ ૭ સ્વરોનું હતુ. પાયથેગોરાસ નામના મહાન તત્વવેત્તા તથા ગણિત શાસ્ત્રીએ ગ્રીક સંગીત ગ્રામમા નિષાદનો ઉમેરો કરી સંપૂર્ણ સપ્તક બનાવ્યું.

સ્વર સંવાદીત્વ જોતા ગ – નિ તથા મ – સા ગ્રામના સવાદિત્વને નારદ શિક્ષમ આગળ વધારતાં સાત સ્વરોના ગ્રામ જેવા વિભાગો કરવામાં આવ્યા છે. તૈત્તરી પ્રાતિ શાખ્ય, માણ્ડુકી શિક્ષા અને નારદ શિક્ષામાં ષડ્જને તૃતીય સાથે સરખાવવામાં આવે છે આથી આપણને ષડ્જ ગ્રામ મળી શકે છે. સામ પરિભાષાની ષડ્જની અતિ સ્વાર સાથેની સરખામણીથી મધ્યમ ગ્રામની પ્રાપ્ત થાય છે. આથી।મધ્યમ, ગાંધાર, અને ષડ્જ તેમ મળી ત્રણે ગામોના બીજાનું અસ્તિત્વ હોવાનું માલમ પડે છે. કૃષ્ટ સ્વરના અ ઉપરથી સામગ્રામ અવરોહણમાં ગણાય છે અને તેથી જ ગાંધાર આધુનિક ઋષભનું સ્થા ભોગવે છે. જ્યારે આધુનિક ગ્રામો આરોહણમાં લેવાય છે, એટલે ગાધારની સ્થિતિ બરાબ બધ બેસતી થઈ રહે છે. જો ગાધાર ગ્રામ ગ ઉપરથી શરૂ થાય તો ગ મ પ ધ નું ગ્રા થતાં ગ્રીસના Doric Scale જેવુ થાય. હિંદ અને ગ્રીસનો વેપાર વિનિમય ઇતિહાસ પ્રસિદ્ધ છે પર્શિયાનું પ્રાચીન ગ્રામ ગાંધારથી શરૂ થતું આર્ય લોકો હિંદમા ઉત્તર તરફ આવેલ છે. પ્રથમ પર્શિયામાં થઈ, કદહારમા આવી હિંદમાં પ્રવેશ્યા હોવાનું જણાય કંદહાર જેમાં ઈ સ. પૂર્વે ૪૮૦ સુધી અફઘાનિસ્તાન તથા પંજાબ સમાયેલા હત કંદહાર તે બીજો કોઈ પણ પ્રદેશ નહિ પણ તે ગાંધાર દેશ અને ત્યાંના ગ્રામનો પહે સ્વર તે ગાધાર હોઈ શકે. ગાંધાર ગ્રામ ત્રણે ગ્રામોમાં સૌથી પ્રાચીન ગ્રામ છે. પર

હાલ ગાંધાર ગ્રામ માટે ઇતિહાસ પૂર્ણ માહિતિ મેળવવી બહુ જ કઠીન હોતાં ગાંધાર ગ્રામના અવશેષો શોધવા અશક્ય છે. હાલ મધ્યમ ગ્રામ પણ એટલુ જ અપ્રચલિત છે. હાલ તો માત્ર ષડ્જ ગ્રામનો ઉપયોગ આવે છે અને તે બીજો કોઇ નહિ પણ શુદ્ધ બિલાવલ થાય. મધ્યમ તે ષડજ ગ્રામમાં પૂર્વાંગ અને ઉત્તરાંગનો મધ્યસ્થ સ્વર હોવાથી પણ મધ્યમ કહી શકાય પંચમ તે પાંચમો સ્વર છે અને ષડજથી પાંચમો થાય છે માટે પંચમ સ્વર કહેવામાં આવતો હશે તેમ માત્ર અનુમાન છે. ધૈવત, અને ઋષભ તે કોઇ પણ પ્રદેશનાં નામો હોય અગર તો શા ઉપરથી તે નામો નક્કી કરવામાં આવ્યાં છે તે માટે કોઇ પણ પુરાવાના અભાવે સમર્થન કરવું અત્યંત દુર્લભ છે. માત્ર ષડ્જ માટે કહી શકાય કે ૭ માંથી જન્મ પામેલ તે ષડ્જ અને તે ૭ તે શરીરના ૬ અવયવો નાક, ગળું, છાતી, તાલુ, જીભ અને દાંત.

पूर्वे नाभिस्ततो हृत्यात् पश्चात् कंठः प्रकीर्तितः।
अथ मूर्द्धा तथा स्यं स्यादिति स्थामानि मंनिरे॥

[ પહેલાં નાભિ, પછી હૃદય, પછી કંઠ, પછી તાલુ અને પછી મોઢું જેમાં દાંત તથા જીભનો સમાવેશ થાય તેવાં ૭ સ્થાનો માનવામાં આવે છે. ]

આ બધા ઉપરથી નીચે પ્રમાણે નક્કી થાય છે કે

| | | | | |
|---|---|---|---|---|
| સામવેદ નો | કૃષ્ટ | તે | આધુનિક ષડ્જ ગ્રામનો | મધ્યમ છે |
| ,, | પ્રથમ | | ,, | ગાંધાર |
| ,, | દ્વિતીય | | ,, | રિષભ |
| ,, | તૃતીય | | ,, | ષડ્જ |
| ,, | ચતુર્થ | | ,, | મન્દ્ર નિષાદ |
| ,, | મન્દ્ર | | ,, | મન્દ્ર ધૈવત |
| ,, | અતિસ્વાર્ય | | ,, | મન્દ્ર પંચમ |

જગતના બધા પ્રાચીન સાહિત્યોમાં સંસ્કૃત સાહિત્ય તે સૌથી પ્રાચીન અને યશસ્વી સાહિત્ય છે. હિંદુઓનું બૌદ્ધિક જીવન બધા કાળમાં જગતની બીજી કોઇ પણ પ્રજા કરતા ધર્મ અને તત્વજ્ઞાનમાં વિશેષ રોકાયું છે. દુનિયાની ઘણી પ્રજાએ વિદેશી ધર્મોને પોતાના કરીને અપનાવ્યા છે પરતુ હિંદુઓએ તો આજે ઉલ્લા હજારો વર્ષો થયાં એનો એ જ ધર્મ, એ જ શીલ્સુરી અનેક દુઃખો અને આક્રમણો વચ્ચે સાંચવી રાખેલ છે, ફક્ત નથી સાચવી રાખેલ ઇતિહાસ પરતુ હિંદુમન તત્વજ્ઞાનમાં તથા વૈરાગ્યવૃતિમાં તરબોળ રહેવાથી તેમજ અહભાવના અભાવે જોઇએ તેવી રીતે ઇતિહાસ સાંચવી શકવા અસમર્થ બન્યું છે તે વગર છુટકે કબુલવું જ પડશે. આમ હોવા છતાં પણ Sir William Jones H. T. Colebrook, A. Hemilton, Rudolph Roth, Max Mullar અને Buhlar જેવા સંસ્કૃત ભાષાના વિદેશી અડગ અભ્યાસીઓએ સંસ્કૃત ભાષાને સમજી તેના પર પ્રકાશ પાડવા તથા આર્ય સંસ્કૃતિ શું છે તે સમજવા માત્ર પોતાના જીવન સુદ્ધાં સમર્પણ કરેલ છે.

રાષ્ટ્રોત્થાન સમયે સસ્કૃતિ સરક્ષણમા સાહિત્ય તથા કલા શુ સ્થાન ભોગવે છે તે તે સહુ કોઇ સમજી શકે તેવી રહેલી વાત છે. આજે આપણા પ્રાચીન સંગીતને સજીવન કરવા સફળ અને પ્રગતિશીલ પ્રયત્નો થવા લાગ્યા છે. પરંતુ જો સંગીત વિષય તરીકે આપણી શાળાઓ, અને શિક્ષણ પદ્ધતિમાં દાખલ થાય તો થોડા જ સમયમાં આપણી સંગીતકલા સર્વ ગમ્ય, સર્વ સાધારણ, અને સાર્વત્રિક બની શકે.

# —વ્યવહારોપયોગી અભિનય—

લેખક ફિરોજશાહ રુસ્તમજી મહેતા

૧૪, પારસી કોલોની, સદર કરાંચી

* आंगिकं भुवनं यस्य वाचिकं सर्ववाङ्मयम् ।
आहार्यं चन्द्रतारादि तं नुमः सात्विकं शिवम् ॥

અર્થ: ભુવન આખું જેના આંગિક અભિનયરૂપ છે, વાઙ્મય આખું જેના વાચિક અભિનયરૂપ છે અને ચન્દ્રતારાદિ જેના આહાર્ય અભિનયરૂપ છે તે સાત્વિક શિવને અમે નમીએ છીએ.

આ વિષય એવો છે કે માગો એટલું મોટું એનું એક પુસ્તક બનાવી શકાય; પરંતુ અત્યારે એને એક નાના સરખા નિબંધનાજ સીમાબન્ધનમાં સમાવી દેવાનો હોવાથી એને વિસ્તૃત રૂપ આપ્યું નથી.

એક સારા અભિનેતા કે અભિનેત્રી થવા કાજે ઉમેદવાર જિજ્ઞાસુઓને નાટકીય કળાકૌશલ્ય ( Art and Craft ) ને લગતા અનેકવિધ વિષયો જાણવા કરવાના હોય છેઃ વક્તૃત્વ, નૃત્ય, પટાબાજી, સંગીત, વસ્ત્રપરિધાનવિદ્યા, મુખસજાવટ ( Make up ) અને છેવટ અભિનય કળા એમને સંપાદન કરવાનાં હોય છે. અત્રે એક અભિનય સિવાય બીજી બધી બાબતોને જતી કરી છે.

## ચાર પ્રકારના અભિનય

'ભરત નાટ્યશાસ્ત્ર'માં ચાર પ્રકારના અભિનય દાખવ્યા છેઃ कायिक, वाचिक, आहार्य અને सात्त्विक "વાચિક"માં વક્તૃત્વ આવી જાય છે. "આહાર્ય"માં વસ્ત્રપરિધાનની તથા મુખસજાવટની કળા આવી જાય છે. "સાત્વિક"માં જે નાટ્યકૃતિ ભજવવાની હોય તેના વસ્તુ અંગે જે જે ભિન્ન ભિન્ન ભાવનાઓ અને ધૂનો પ્રદર્શિત કરવાનાં હોય તેની સમજણ સમાઇ જાય છે અને "કાયિક"માં શરીરનાં અંગ, ઉપાંગ અને અવયવોની ગતિ વડે થતી અંગસ્થિતિ અને ચેષ્ટાઓ આવી જાય છે. આ નિબંધમાં "કાયિક" કે જેને આપણે અત્યારે "અભિનય કળા" કહીએ છીએ તેનીજ વ્યવહારોપયોગી સમજણ તથા સૂચનાઓ રજૂ કરવામાં આવી છે.

અભિનય વિષે આપણે ત્યાં અતિ ઓછું જ લખાયું છે. એમાં યે ગ્રન્થ સ્વરૂપે તો કેવળ એકજ કૃતિ જાણીતી છે. તેમાં પણ માત્ર શાસ્ત્રીય તથા સૈદ્ધાન્તિક પદ્ધતિએજ

* 'અભિનય દર્પણ'નો મંગલ શ્લોક

વિવરણ કરવામાં આવ્યુ છે. આ નિબંધ એના નામ પ્રમાણે અભિનયની વ્યવહારુ દિશા દાખવે છે.

## અભિનય શીખવેલો શીખાય ખરો?

જેમ પાઠશાળાઓમાં કે વિદ્યાપીઠોમા બીજા બધા વિષયો શીખવવામા આવે છે તેમ પાઠો શીખાડવે અભિનય શીખવાડાય ખરો? ખચિત, આ એક પ્રશ્ન છે. 'હા' અને 'ના' એવા બે મત એના હોઠ શકે કોઈ, અનુભવનીજ આવશ્યકતાને આગળ પાડે અને કોઈ, અનુભવ પહેના શિક્ષણની ખામ અમત્યતા જણાવે જો આપણે તપાસ કરીએ તો આપણે ત્યાં નાટકીય કળાના જાણકારો તથા તજ્ઞો વટીકમાં એ વિષે મતફેરીજ જણાશે ખુદ વિલાયતમા અને પશ્ચિમમા પણ એ પરત્વે એકેકથી ઉલટા અભિપ્રાય જાહેર થએલા છે દ્રષ્ટાંત લેખે ઇંગ્લાંડના બે મહાન અભિનેતા સર હેન્રી અર્વિંગ અને સર બીરબ્હોમ ટ્રી શીખવેલા અભિનયમા માનતા ન હોતા એથી ઉલટુ નાટ્યકળા વિશારદ સર આર્થર પીનેરો, ડેવિડ બ્લેસ્કો, વિલિઅમ સેમોર તથા જોસફ જેફરસન જેવા પ્રખ્યાત વ્યક્તિઓ **નાટકીય શાળાઓ (Dramatic Schools)** ની ઉપયોગિતાનો મક્કમ સ્વીકાર કરે છે

## સાદી સમજ શું કહે છે?

હવે ત્યારે ખરું શું? બેમાંથી કયા મંતવ્યને આપણે સ્વીકારવુ? એ માટે સરસ રસ્તો તો એજ છે કે મંતવ્ય કોનું છે અને કયાંથી આવે છે તેનાથી ન દોરવાતા પ્રથમત આપણી પોતાની સાદી સમજનોજ આશ્રય લેવો કોઈ પણ વિષયમા નિપુણતા પ્રાપ્ત કરવા જગતમા સાધારણે શુ થાય છે? શિક્ષણ અને ને સાથે **અભ્યાસ (*Practice*)** એ બન્નેનો ખપ પડે છે કે નહી? કોઇ પણ કળા કિસમ, હુનર, આ બેમાંથી માત્ર એકની જ સહાયતા વડે, **સારી રીતે** સંપાદન થવી અશક્ય છે એવા ખાતરીપૂર્વક અનુભવની સાક્ષીને આપણે સહેલાઈથી આ પ્રશ્નનો ફેંસલો કરવાને વાપરી શકીએ છીએ. પ્રથમ તો આપણને એજ વિચારવાનું રહ્યુ કે જો કેવળ ધંધાદારી કે બિન ધંધાદારી રંગભૂમિ ઉપરનો અનુભવ અભિનેતાઓ માટે પૂરતો હોત તો આપણો આ પવિત્ર આર્યદેશ કે જેણે **"નાટ્યશાસ્ત્ર"** દ્વારા નાટ્યકળા સૌથી પહેલા જગતને શીખવી તે નાટ્યશાસ્ત્રોને ખાસ રચવા પ્રકટાવવાની અગત્ય, આપણા પ્રાચીન ઋષિ મુનિઓએ અને અન્ય પૂર્વગામી લેખકોએ જોઈજ ન હોત ખાનગીમા કે જાહેરમા અભિનય કરવા માંડવાથીજ આપ મેળે અભિનયની સંપૂર્ણ સમજ સંપાદન થઈ શકતી હોત તો પછી અંગવિક્ષેપ અને મુદ્રા આદિ વિદ્યાઓનું જ્ઞાન શા માટે લખી કરી મનુષ્યોને આપી જવાનો શ્રમ તેઓએ નાહક લીધો'

લાલચને અટકાવી શકાય એમ નથી. ફ્રાન્સની જાણીતી "Paris Conservatoire" નામે ઓળખાતી નાટકીય શિક્ષણ આપતી પાઠશાળાના એક પ્રખ્યાત પ્રોફેસર નામે *M. Regnier* લખે છે કે:—

"A person is no more born an actor than he is born a painter, a sculptor or a poet. *Nature doubtless provides the inclination but this is not sufficient to make an artist.* There is a grammar in all the arts. The player has his own. It is necessary that he should learn it and that he should know it. Stature, voice, instinct, inspiration, physiognomy are, of course, the great natural endowments; *but they will be valueless if the actor has not added to them a complete knowledge of the secrets of his proffession,* if he does not possess command of the tools of his trade. In conclusion, I believe that for the actor neither chance nor imagination, or, as some call it, inspiration, can replace *study.* The professional instruction of the actor is not destructive to his originality, but is on the contrary a *marvellous foundation* for it.

**અર્થ:** જેમ એક ચિત્રકાર, શિલ્પી કે કવિ જન્મથીજ તેવા હોતા નથી તેમ એક અભિનેતાનું પણ સમજવું. કુદરત, નિ:શંક, **આંતરવલણ પૂરું પાડે છે; પરંતુ કળાકાર બનવા માટે તેટલું બસ નથી.** સર્વે કળાઓ તેનું પોતાનું ખાસ વ્યાકરણ ધરાવે છે, તે પ્રમાણે અભિનેતા પણ ધરાવે છે. માટે એ શીખીને જાણી લેવું જરૂરનું છે. સારો બાંધો, સુરવર, પ્રેરણા બુદ્ધિ, અંતઃપ્રવૃત્તિ, મારો ચ્હેરો એ અલબતાં બધી કુદરતી બક્ષેશો છે પણ **એ સર્વે મહીં જો અભિનેતા પોતાના રહસ્યોનું સંપૂર્ણ જ્ઞાન ઉમેરે નહી** તથા પોતાના કામ યોગ્ય હથિઆર ઉપર જો તે પોતાનો અધિકાર બેસડે નહીં તો તે મધું હોવલું વ્યર્થ અને નિર્મૂળ થવા પામશે. અંતમાં હુ માનું છું, કે અભિનેતા કાજે, ભાગ્ય, તક, કલ્પના બુદ્ધિ, અથવા તો જેને કેટલાકો, પ્રેરણા કહે છે તે કદી પણ શિક્ષણની જગ્યા લઈ શકે નહી અભિનેતાનુ ધંધાદારી શિક્ષણ તેની મૌલિકતાનું વિઘાતક નથી. તેથી ઉલટું, એ શિક્ષણ તો અભિનેતા કાજે ચમત્કારિક પાયા સમાન થઇ પડે છે."

અલબતા, આપણે એમ નથી કહેવા માગતા કે અભિનયના લખેલા ગમે એટલા પાઠો પઢવાથી નાટકીય જીવન ગુજારવાને ઇચ્છાતુર બનેલાઓ નક્કી હેન્રી અર્વિંગ કે સાહરા બરનાર્ડ અથવા કાઉ ખટાઉ કે બપુલાલ બની જશે. પણ જો અભિનય. વાંચ્છુ વ્યક્તિઓ પોતાની અંતર્ગત શક્તિને નાટ્ય વિષયક વહેવારુ સૂચનાઓની અને શિક્ષણોની સહાયતા આપે તો તેમાં તેમને ખોવાનું કશું નથી. મેળવવાનુ તરેહવાર અને અવશ્ય છે જ.

## યુરોપ–અમેરિકાની નાટકીય શિક્ષણ–સંસ્થાઓ.

આટલા જ સારુ યુરોપ કે જ્યાં નાટ્યકળા તેના ઉચ્ચ સ્વરૂપમાં ખીલી રહી છે અને જ્યાં હવે કળાનો ગંભીરાઈથી વિચાર થતો રહે છે ત્યાં રંગભૂમિઓ સારુ, સરસ અભિને-

તાઓ પૂરા પાડવા ખાતર જગે જગે *National Conservatories* યાને નાટકને લગતું સર્વ પ્રકારનું જ્ઞાન આપવાની તથા તેને લગતી વહેવારુ તાલીમ આપવાને લગતી શાળાઓ અને મહાશાળાઓ સ્થાપવામાં આવી છે. રાજ્ય પોતે આ ખાતાંઓ ચલાવે છે અને સરસમાં સરસ એવા અધ્યાપકો ત્યાં શિક્ષણ આપે છે પારીસમાં તો સરકાર હસ્તક ચાલતાં આવા નાટકીય–કેળવણી ખાતાંઓમાં કેવળ ચુનંદા કળાસ્વામીઓને જ તથા નાટકના ધંધામાં પાકટ અને વયોવૃદ્ધ બનેલા અભિતાઓને ખાસ રોકવામાં આવે છે. આ નમુનેદાર સંસ્થામાં શીખતા વિદ્યાર્થીઓની જાહેર રીતે હર સાલ પરીક્ષા લેવાય છે અને એમાં ઉત્તીર્ણ થયેલા-સ્નાતક બનેલા વિદ્યાર્થીઓ રાજ્યની રોકડી સહાયતાથી ચાલતી નાટક કંપનીઓમાં તુર્ત જ જોડાઈ પણ જાય છે. ત્યાંની પ્રખ્યાત નાટયશાળાઓ: " Theatre Fran " અને " Odeon "માં કામ આપતા અભિનેતા વર્ગમાં અનેક એવા ફતેહમંદ વિદ્યાર્થીઓ, પાછળથી ચુનંદા નટ નટીઓ લેખે જાહેર થવા પામ્યાં છે. અત્રે વળી એક બીજી પણ સચ્ચાઈ નોંધવા જેવી છે કે ફ્રેન્ચ રંગભૂમિઓ પર ભાગ ભજવતા સો ખેલાડીઓમાંથી નવાણું, આ " Conservatoire " માંથી જ 'પાસ' થયેલા સ્નાતકો હોય છે.

જર્મની અને ઇટલીમા પણ આજ પદ્ધતિએ કામ ચાલે છે ત્યાં રંગભૂમિ પર જોડાવા પહેલાં લગભગ એકેએક અભિનેતાએ " Conservatoires " માં અથવા " Dramatic Schools "માં નાટયકળાનું આદ્ય શિક્ષણ લીધું જ હોય છે. ત્યાંની નાટક કુંપનીના પ્રતિનિધિ, એ ધંધામાં જોડાવા ઇચ્છતા ઉમેદવારને પહેલો જે પ્રશ્ન પૂછે છે તે આ નહીં કે " તમારો અનુભવ કેટલો છે ? " પરંતુ એ જ કે " તમારી શિક્ષા ( *Training* ) કેટલી અને કેવી છે ? " " તમે કઇ શાળાના સ્નાતક છો ? "

અમેરિકામાં રાજ્યની મુરબ્બીગીરી હેઠળ નહીં, પરંતુ ખાનગી સાહસથી ચાલતી નાટકીય શિક્ષણ શાળાઓ સંખ્યાબંધ છે તેમાં સૌથી પુરાણી અને પ્રખ્યાત સંસ્થા ન્યુયોર્કની " *American Academy of Dramatic Arts.* " છે. ત્યાં નાયકનો ઇતિહાસ નાટકનું સાહિત્ય, સ્વર જ્ઞાન, અભિનય, મુખસજાવટ ઇત્યાદિ ઇત્યાદિ ઘણુંયે શીખવવામાં આવે છે.

ઇંગ્લાંડમાં પણ, અનુભવ પહેલાં શિક્ષણની અગત્યતાને પિછાણી ત્યાં પણ ઘણી એક Dramatic અને Elocution Schools ચલાવવામાં આવે છે. એમાં મુખ્ય : " Ben Great Academy of Acting " " Chas: Seymour's Dramatic Classes " " Central School of Speech Training and Dramatic Art " પ્રખ્યાત છે.

આ બધાં નાટકીય કેળવણી ખાતાંઓનું અસ્તિત્વ, અભ્યાસ ( Practice ) પહેલાં શિક્ષણની પદ્ધતિનું વાજબીપણું ખુલ્લુ પૂરવાર કરે છે. વળી આ સંસ્થાઓ કાંઇ આજકાલની ઉભી થયેલી નથી. એમાંની કેટલીક તો ઘણી પુરાણી છે. જો રંગભૂમિ લાયક અભિનેતાઓ એમાંથી મળી આવતા ન હોત તો આ આદ્યશિક્ષણ ( Primary training ) આપતી શાળા પાઠશાળાઓ નકામી ગણાઇ તે દિની બંધ પડી હોત-કહે કે એવી શિક્ષણ પ્રથા જ આપ મેળે નષ્ટ થઇ ગઈ હોત.

અફસોસ ! આપણે ત્યાં તો એવું કશું જ ન મળે ! પરિસ્થિતિ જ જાતે એવી કંગાલ છે કે પશ્ચિમમાં જેમ છે તેમ, અભિનય પ્રાપ્તિની હોંશ રાખનારાંઓ તથા નાટકીય જીવ

ગુજારવાને ઇચ્છાતુર બનેલાઓ માટે આ દેશમા શાળા, વર્ગ, મંડળ કે "Club" હોવા થવાની આશા યે કેમ રખાય! હમણા તો તેમના સારુ માર્ગ એજ છે કે ગમે તો, તેઓ સીધે સીધા ધધાદારી રગભૂમિની અનુભવશાળામા દાખલ થઇ જાય, ગમે તો બિન ધધાદારી નાટક કરનારાઓ વચ્ચે જઇને ત્યા પહેલા પાઠો શીખવા માડે કે ગમે તો અભિનયકળાના વહેવારોપયોગી શિક્ષણો જ્યાથી મળે ત્યાંથી મેળવી વાચી અને જાણી લીયે અને તે આધારે પણ અભિનયની દિશામા પોતાની બને એટલી પ્રગતિ કરે.

## નૈસર્ગિકતા વિરુદ્ધ ચોકસાઈ

વ્યવહારોપયોગી અભિનય અથવા અભિનયની વહેવારુ સૂચનાઓઃ આવુ કાંઈ કે જ્યારે જ્યારે બોલાય કે લખાય ત્યારે ત્યારે તેની સામે ટીકાકારો પ્રમાણિકપણે આ વિચાર જાહેર કરે છે કે નૈસર્ગિકતા અને ચોકસાઇ એ બે કદી પણ સાથે સાથે ચાલી શકતા નથી ચોકસાઈ રાખવા ને પાળવા જતાં નૈસર્ગિકતાનુ ખૂન થાય છે પહેલા વિચારે આ કથનમાં કાઇક તથ્ય રહેલુ લાગે છે, પરન્તુ વાસ્તવિક તેમ નથી

સત્ય આમ છે કે પ્રત્યેક લલિતકળા વિષયક આવડત મહીં, તેની દેખાતી નૈસર્ગિકતા પાછળ નહીં દેખાતા ચોક્કસ નિયમોનું અસ્તિત્વ હોય છેજ ચોકસાઇઓને અણદીઠપણે (અને તે અણદીઠ હોય તોજ સારુ) ત્યા હોવા રહેવાનું સ્થાન તથા આવશ્યકતા છેજ. જો કોઇ કળા વિષે તેની ચોકસાઈઓ હોય નહીં તો કળા પોતાની મર્યાદા ચૂકી જઈ પોતાનું બાહ્ય સૌંદર્ય ગુમાવી બેસે અને જો તેથી ઉલટુ, ચોકસાઇઓ કળાના સબંધમાં છતી પડે, પોતાનો ખાખસુસ દેખાવ (Exhibition) કરતી થઈ જાય તો કળા પોતાનું આંતર સૌંદર્ય બગાડી નૈસર્ગિકતાથી વેગળી થવા પામે આટલા માટે વહેવારુ સૂચનાઓ તથા શિક્ષણો વડે અપાતી નિયમબદ્ધતા દર્શક ચોકસાઇઓને નૈસર્ગિકતાની શત્રુ લેખવા બદલે–તેમને એકકથી છૂટાં પાડવા બદલે, જો ચોકસાઇઓ ઉપર નૈસર્ગિકતાનું પડ ચઢાવવામા આવે તો તેની અભિનયસમ્પત્તિ બહુધા સફળ થવા પામે એમા કશો શક નથી

## અભિનય શુ શાને માટે?

રગભૂમિની અભિનય કળાનુ વહેવારુ પાસુ આપણે જોઇએ તે પહેલા "અભિનય" તે શુ અને તે શા માટે યોજાયુ છે તેનો અગત્ય પૂરતો વિચાર થોડાક શબ્દોમાં કરી લેવો ઉચિત સમજાશે

રગભૂમિ ઉપર પાત્ર ભજવવા કારણે થતી ભાવદર્શક જે ચેષ્ટાઓ અને શરીરના અગ ઉપાગ તથા અવયવો વડે થતુ જે હલન ચલન તેનું નામ 'અભિનય'. અભિનયની આ સાધારણ ઓળખાણ કિવા વ્યાખ્યા થઇ પરન્તુ એટલાથી જ અભિનયનો પૂરો અર્થ આવી શકતો નથી. સમજ અધુરી જ રહે છે અને તેમાંથી ત્રણ પ્રશ્નો ઉદ્ભવે છે—ચેષ્ટા કોણ કરે છે? ચેષ્ટા શાથી કરે છે? ચેષ્ટા શા માટે કરે છે?

એનો ઉત્તર આ પ્રમાણે મળે છે ચેષ્ટા જીવ યાને આત્મા પોતે કરે છે પોતાના શરીરને અને શરીર માહેલાં અંગ ઉપાગો અને અવયવોને અમુક અમુક સ્થિતિઓમાં લાવીને અથવા તેમના વડે કોઈ જાતની ક્રિયા કરી બતાવીને ચેષ્ટા કરવામા આવે છે શા માટે એમ કરવામા આવે છે? પ્રેક્ષકો સામે કોઈક ધ્યાન કે અભિપ્રાયને જોશભર વ્યક્ત કરવાને

માટે. ટૂંકમાં લેતાં, જો આપણે અભિનય કળાને ધનુર્વિદ્યા યાને ધનુષ્ય વાપરવાની કળા સાથે સરખાવીએ તો અભિનય એ કોઈ જ નહી પણ આત્માએ અમુક મત કે લાગણીનું નિશાન ભેદવા કાજે પ્રેક્ષકો ભણી ફેંકતું બાણ છે; અને કમાન લેખે અહીં કામ કરે છેઃ ઊર્મિ.

### ત્રણ પ્રકારનાં કાર્યો

અભિનય એટલે કે રંગભૂમિ પર થતી હાવભાવની રજૂઆતઃ એને આપણે બીજા શબ્દોમાં ઊર્મિઓનું કાર્યમાં થતું પરિવર્તનઃ પણ કહી શકીએ. એમ જોતાં રંગભૂમિ પર થતાં સર્વે કાર્યો ત્રણ મુખ્ય વર્ગમાં વહેંચાઈ જાય છેઃ– ૧. અનાવેશક કાર્ય. ૨. આવેશક કાર્ય. ૩. અત્યાવેશક કાર્ય. એ ત્રણ પ્રકારો પાછળ તેના મર્જક લેખે કઇ વસ્તુ કામ કરે છે? પાત્રાલેખન પ્રમાણે હોવી જોઈતી અભિનેતા કે અભિનેત્રીની ભાવના યાને ધૂન. એ ધૂન પ્રમાણે જ્યારે શાન્તિ, સ્વસ્થતા, આરામ, મંદતા આદિ રંગભૂમિ ઉપર દેખાવ દે છે ત્યારે કાર્યો પોતાનો અનાવેશક પ્રકાર રજૂ કરે છે, જ્યારે ધૂન કરડાકી, જુસ્સો, સાહસ, દ્રઢતા, વીરતા અને એવા મળતા આવતા ગુણો દાખવે છે ત્યારે કાર્યો આવેશક પ્રકારના પ્રકટવા પામે છે, અને જ્યારે પ્રખર ઝનુન, ઉન્માદ, ઘેલછા, ઉગ્રતા, સ્વભાવની ભયંકરતા આદિ ધૂનો રજૂ થાય છે ત્યારે રંગભૂમિ ઉપરનાં કાર્યો અત્યાવેશક પ્રકાર ધારણ કરે છે.

### બે માનસિક લાયકાત

અભિનય કળાના વહેવારુ શિક્ષણો સમજ્યા પહેલા અભિનેતા કે અભિનેત્રીએ બે માનસિક લાયકાતો મેળવવી જોઇશે. એ વિના એના શીખેલા બધા વહેવારુ પાઠો વ્યર્થ જવાના છે. પહેલું તો આ કે, અભિનેતા નાટયકૃતિ વિષે અને પોતાના પાત્ર વિષે તેના કર્તા નાટયકારનો મુખ્ય ઉદ્દેશ જાણી લીએ, અને બીજું આ કે પોતાના પાત્રનો અર્થ અને નમુનો એ પિછાણી લીએ આ બેવડી સમજદારી વિના અમુક તમુક અભિનય તેની પોતાની પાસેથી કેવું અને કેટલું કામ માગી લે છે તેનો ખ્યાલ અભિનેતાને સંપૂર્ણપણે તથા યોગ્ય પ્રકારે થવો અશક્ય છે. એ બેવડી કુશળતા હસ્તગત કરવા માટે કાંતો એણે આખી નાટકકૃતિ વાંચી જઈ પોતાની વિચાર બુદ્ધિનો ઉપયોગ કરવો, કાંતો ખુદ નાટકકર્તાને જઈ મળી તેને પૂછીને માહિતગાર થવું કાંતો જેના હાથ નીચે પડે કામ કરતો હોય તે અભિનયાચાર્યની પાસે જઈ તેની સલાહ પૂછીને તે પ્રમાણે વર્તવું

### અભિનયઃ આત્મલક્ષી અને પરલક્ષી

આટલું સમજ્યા પછી એણે પોતાની પાત્રભજવણીમા જ્યાં જ્યાં આત્મલક્ષી અભિનય એટલે કે પોતાને લાગુ પાડીને કરાતો અભિનય, તથા જ્યાં જ્યાં પરલક્ષી એટલે કે અન્ય પાત્રને લાગુ પાડીને થતો અભિનય કરવાનો હોય ત્યા ત્યા અને ત્યારે ત્યારે તેણે કેવો કેવો અભિનય કરવો તેનો મનથી પૂર્ણ વિચાર આગમજથી જ કરી રાખવો ઘટે એ વિના, ખરે સમયે તે પોતાના અભિનયની અનુકૂળતાને સમજવા સાચવવાને તથા તેની ગતિ અને મર્યાદાને દોરવવાને જેવો જોઈએ એવો સફળ થઇ શકે નહીં.

### અભિનય અને વાણીનો સબંધ

વળી તેણે એક ત્રીજી વાતનો પણ પૂર્વ વિચાર કરી રાખવો જોઈશે. આ પૂર્વ વિચાર તે પ્રત્યેક ચેષ્ટાનું સ્થાન નિયત કરવા વિષેનો છે, કારણ અભિનયના સંબંધમાં જોતાં, કોઈ

વેળા ચેષ્ટા અને વાણી સાથે દોડે–કોઈ વેળા ચેષ્ટા પહેલી અને પછી વાણી બહાર પડે, અને કોઈ વાર વાણી પહેલી અને પછી ચેષ્ટા થવા પામે. એ ત્રણ પ્રકારનો વિચાર અભિનેતા કે અભિનેત્રીએ આગમજથી કરીને ચેષ્ટાનાં અનુકૂળ સ્થાન નક્કી સમજી લેવાં જોઈએ અક્ષમતાં, સાધારણે આપણે એમ માની લેતા હોઈએ છીએ કે અભિનય કરવાનો સમય જ્યારે આવી લાગે ત્યારે આ ત્રણ પ્રકાર પોત પોતાની જગ્યાએ સહજ પ્રકટી નીકળે છે. પણ તેમ સર્વત્ર બનતું નથી. દષ્ટાંત લેખે આ લેખક પોતે રંગભૂમિ પર અભિનય વિષે સ્થાનભંગ થતા અનેકવાર દીઠા છે; "લાવ મારા પૈસા! એક પળ પણ વધારે હવે હું થોભીશ નહીં.–ચલાવ તોલી દે હમણા ને હમણા–અબઘડી મારા પૈસા," એવી વાણી ઉચ્ચારી રહ્યા બાદ અભિનેતાની તેવું સૂચવનારી ચેષ્ટા અસ્થાને જ થએલી કહેવાય. અત્રે વાણી અને ચેષ્ટા સાથે સાથે થાય તો જ કરવા ધારેલી અસર ઉપસ્થિત થવા પામે. "હમણા ને હમણા–અબઘડી" બોલતા વેંત જ અભિનેતાની ડાબી હથેલી પર જમણા હાથની મુક્કી જઈ પડવી જ જોઈએ, બોલી રહ્યા બાદ આ ક્રિયા થવા પામે એ જાતની ક્યાશ રંગભૂમિ પર જોવામાં આવી છે. એથી ઉલટું એક વેળાએ એક પારસી સામાજિક નાટ્યમાં એક પાત્રે "નાપાક દુકતા! ત્હારી આવ ચાલથી મને ત્હારું મોહડું પણ જોવા ગમતું નથી." એ વાક્ય બોલતે બોલતે જ તેણે સામેના પાત્ર ભણીથી પોતાની પીઠ અને ડોકું ફેરવી લીધાં. જો આ ચેષ્ટા, બોલી રહ્યા પછી જ તુર્ત જ થઈ હોત તો તે દેખીતી અસરકારક થઇ પડત. એથી ઉલટું એક વાર રંગભૂમિ ઉપર એક પાત્રે ક્ષમા યાચતે અને પસ્તાવો જાહેર કરતે પ્રથમથી જ બોલી નાખ્યું કે "હું પસ્તાઉં છું–દુઃખી છું મને માફ કરો" ને પછી શીર્ષ નીચું નમાવી બે હસ્ત જોડી બતાવ્યા. દેખીતી જ અસરની મા મરી ગઈ! પ્રથમ ચહેરા ઉપર પશ્ચાતાપનો ભાવ લાવી, મસ્તક નીચું ઢાળી, હસ્ત જોડી જરિક થોભ્યા પછી જ ઉપલો જ ઉદ્ગાર કાઢ્યો હોત તો તે ખરે જ અસરકારક થઇ પડત. આટલા જ માટે પાત્ર ભજવનારે વાણીના સંબંધમાં અભિનય ક્યારે સ્થાને અને ક્યારે અસ્થાને થઈ પડે છે તે આગમજથી જ વિચારી નક્કી કરી રાખવું ઘટે.

## અભિનયના આરોહ અને અવરોહ

એ ઉપરાંત એક વિશેષ તૈયારી તેને કરવી રહે છે તે આ કે પોતાની પાત્ર ભજવણીમાં ક્યારે ક્યારે તેણે અભિનયનો વેગ ધીમો અથવા ઝડપી બનાવવો છે તે પહેલેથી જ તેણે વિચારપૂર્વક નોંધી લેવું ક્યાં લગી અભિનયને સાધારણ ગતિમાં રાખવો–કઇ જગ્યાએથી તેની ઝડફાઈ ઉપાડવી–ક્યાં લગી તેનો વેગ ખીલવી ખીલવીને ઊંચે ચઢાવવો–છેવટ ક્યારે પરાકાષ્ટાએ લાવવો અને અગત્ય પડે તો પાછો ક્યારે નીચે ઉતારવો એ બધું તેણે સાચી સમજને આગળથી જ નક્કી કરી રાખવું ઘટે આ સંભાળ પહેલેથી લઇ રાખવાથી ખરે સમયે રંગભૂમિ ઉપર અભિનેતા કે અભિનેત્રી, ક્યાં પોતાને છૂટ આપવી, ક્યાં પંડે ખાંચીને અભિનય કરવો, ક્યાંથી અવાજને ધીમો કે મોટો બનાવી મેલવો, આદિ અભિનયની વાતોમાં પોતાને ચોક્કસ અને સફળ બનાવી શકે છે.

## "અંગસ્થિતિ"ના નિયમો

હવે આપણે આપણા વિષયમાં બરાબર દાખલ થઇશુ અને અભિનયના વહેવારું શિક્ષણ લેખે સૌથી પહેલાં, "અંગસ્થિતિ"ના નિયમ ઉપર થોડોક વિચાર કરીશું.

"અંગસ્થિતિ"ને કેટલાક "અંગવિક્ષેપ" સાથે ભેગી નાખે છે. પરંતુ એ બે અભિનયના જુદા જુદા પ્રકાર છે અંગસ્થિતિ આખાં અંગ યાને શરીરને અમુક એક સ્થિતિમાં સ્થિર રાખવાથી થવા પામે છે, પણ અંગ વિક્ષેપમાં શરીરના અવયવોનો હાવ થવા પામે છે. એને આપણે સાધારણે "ચેષ્ટા" યાને Gestures કહીએ છીએ અત્રે આપણે અંગસ્થિતિ યાને Attitude ની વાત કરીએ છીએ.

## અંગસ્થિતિ-નિર્બળ અને સબળ ભાવો

પાત્ર ભજવનારી વ્યક્તિને અમુક ભાવ દર્શાવવા કાજે પોતાના આખા શરીરને અમુક ઢબમાં લાવવું પડે છે. શરીરની આખી ઢબ તે "અંગસ્થિતિ" કહેવાય છે. હવે "ભાવો" તો અમખ્ય અને તરેહવાર હોય છે તે આપણે જાણીએ છીએ, પરંતુ મુખ્યત્વે તે બે મોટા વિભાગોમાં વહેચાઈ જાય છેઃ ૧–નિર્બળ ભાવો અને ૨–સબળ ભાવો. ઢીલાપણુ, સકોચ, ભીતિ, ડર, નમી પડવુ ઢળી પડવું, ગભરાવુ અચકાવું, પાછા પડવું, ધ્રૂજવું, ઈત્યાદિ ઈત્યાદિ નબળા ભાવો કહેવાય. એથી ઉલટું ટટાર થઈ જવું. સામનો કરવો, ધસવુ, હિમ્મત રાખવી, દ્રઢતા દાખવવી, ખુશાલ ખુલી ઢબ છબ જાહેર કરવી વગેરે વગેરે સબળ ભાવો લેખે ઓળખાય.

હવે જેમ મકાન બાંધતી વેળાએ પ્રથમો પ્રથમ આપણે તેનો પાયો ઊભો કરીએ છીએ તેમ પ્રત્યેક ભાવરૂપી ઘર બનાવવા પહેલાં અભિનેતાએ નબળા કે સબળા ભાવ પ્રમાણે પોતાના શરીરને નબળી કે સબળી ઢબનો પાયો આપવો જોઈએ છે. એવા પાય. ઉપર જ તેનું શરીર ઊભું રહીને પછી તે પોતાના હાથ, આંખ, હોઠ, ચહેરો આદિ શરીરના બીજા ત્રીજા અવયવો વડે અનુકૂળ ચેષ્ટાઓ કરે તો જ ખરો અભિનય કરવાને તેને ફાવે પરંતુ મૂળમાં જ્યાં શરીર ખોટે પાયે ઊભું હોય ત્યા ગમે એવી રામબાણ ચેષ્ટા પણ પાછી હઠે અને રદ્દ જવા પામે.

## ચાર નિયમો

હવે જેમ શરીરનો પાયો મકાનની ઉપર નથી રચાતો પણ તેની નીચે નખાય છે, તેવી જ રીતે પાત્ર ભજવનાર વ્યક્તિ પોતાના પાય યાને પગો વડે નબળા સબળા ભાવ પ્રમાણે નબળું સબળું તળ [ Base ] બનાવી તેના ઉપર આખી "અંગસ્થિતિ" રચે છે. એ અંગસ્થિતિના ચાર ખાસ નિયમો આ રહ્યાઃ—

૧—જ્યારે પાય એકકથી છેટે હોય ત્યારે શરીરને મજબુત તથા પહોળું તળ ( Base ) મળવા પામે. જયારે પાય એકકની પાસે પાસે હોય યા જોડાઈને રહેલા હોય ત્યારે શરીરને નબળું અને સાંકડુ તળ મળવા પામે. એ પ્રમાણે ભાવાનુકૂળ અંગસ્થિતિ નબળી અને સબળી પ્રકટવા પામે. ઉપર કહેલા સબળ ભાવો વેળાએ તળ રચાતે પગની સ્થિતિ એકકથી છેટે છેટે જ રહેલી જ જોવાશે. તેથી ઉલટું જે નબળા ભાવો ઉપર લખ્યા તેને અનુકૂળ, પગની સ્થિતિ પાસે પાસે જ આવેલી વિચારી શકાશે ભીતિ વેળાએ અંગસ્થિતિ કદી પણ પહોળું તળ ( Broad Base ) ધારણ કરશે નહી. અને સામનો કરતી વેળાએ અંગસ્થિતિ કદી પણ નબળું સંકોચિત તળ અખ્તયાર કરશે નહીં; એ દ્રષ્ટાંત પ્રમાણે પ્રત્યેક ભાવની પ્રત્યેક અંગસ્થિતિ માથાથી તે પગ સુધીની તેના ખરા સ્વરૂપમાં વિચારી

નક્કી કરી શકાશે. જે અભિનેતા કે અભિનેત્રી આ મૂળભુત સાદો નિયમ સમજી તે માણે ચાલે તેની અંગસ્થિતિ ભાગ્યે જ ખોટી નીવડવા પામે.

૨—પાત્ર ભજવનાર વ્યક્તિ ભાવ અનુકૂળ પોતાના તન મન દ્વારા જેટલું વધતું ાછું જોમ ( energy ) વ્યક્ત કરી શકે તેટલા પ્રમાણમાં અંગસ્થિતિને લાયક સબળ કે ર્બળ તળ બંધાવા પામે. પાત્રની અંગસ્થિતિ વિષેની સમજણ બરાબર હોય છતાં જો પોતાની અંદરથી, જોઈએ તે પ્રમાણમાં જોમ બાહેર કાઢી ન શકે તો અંગસ્થિતિ ઘટે ાવી અસરકારક થવા ન જ પામે.

૩—જ્યાં લગી ચાલુ ભાવમાં પરિવર્તન થાય નહીં અથવા તો તેની જગ્યાએ અન્ય વો ભાવ આવે નહીં ત્યાં સુધી તે અંગસ્થિતિ બદલાવી ન જ જોઈએ.

૪—ભાન રાખી રાખીને એટલે કે તાણી તોડીને વ્યક્ત કીધેલી સબળાઈ, બળી અંગસ્થિતિ ઉભી કરે છે અને તેજ પ્રમાણે ઘણા ભાનદાર બની જવાથી ાખસુસ વ્યક્ત કરેલી નબળાઈ, સબળી અંગસ્થિતિ ઊભી કરી નાખે . છે એટલે ામ કે તેમ બગડું ખોટું જ બનવા પામે. માટે અભિનેત્રીએ કે અભિનેતાએ અંગસ્થિતિ ષે "દેખાવ" કરવાથી દૂર રહેવું.

## હલનચલન વળણના મુખ્ય નિયમો

અંગસ્થિતિની સમજ મેળવ્યા પછી અને ચેષ્ટાઓ વિષે જાણવા પહેલાં, અમુક ર્મિ પ્રમાણે શરીર, કેવા પ્રકારની સામાન્ય ગતિ યાને હલનચલન વળણ [Motions] ં મૂકાય છે તેનો અન્તે એકંદર ખ્યાલ લઈ લેવો યોગ્ય થઈ પડશે. એના પણ મુખ્ય ૧ નિયમો જણાએલા છે.

૧. પાત્ર ભજવનાર વ્યક્તિએ જાણવું ઘટે કે **પોતાના શરીર ભણી વળતી હલન** **લન વળણઃ** અહંકાર, સ્વમાન, આત્મપ્રિયતા, આમંત્રણ આદિભાવ સૂચવે છે.

૨ **પોતાના શરીરથી બાહેર જતી હોય તેવી વળણઃ** આજ્ઞા, તિરસ્કાર, ાણગમો, ઈન્કાર, અટકાવ વગેરે કહી આપે છે.

૩ **લંબાતી હલનવળણઃ** ઉદારતા, અનુમતિ, સત્કાર, સાફદિલ ઇત્યાદિ બતાવે છે.

૪. **સંકેલાતી હલનવળણ** ડર, ભીતિ, નીચતા, કૃપણતા, શરમાળપણું, ઠાવકાઈ, ભીરતા, ભારેખમપણુ આદિ દાખવે છે.

૫. **ઊઠતી યાને ઊંચે જતી હલનવળણઃ** યાચના, અરજ, પ્રાર્થના, ઉગ્રતા, યંકરતા, પરાકાષ્ઠા, કહી આપે છે

૬. **નમતી યાને નીચે જતી હલનવળણઃ** શરમિંદગી, પશ્ચાતાપ, ક્ષમા, શરણ· ાવ, એકમત થઈ જવું, સમાધાન ઇત્યાદિ દાખવે છે.

૭. **પહોળું અને પથરાઈ જતું હલનવળણઃ** પડકાર, સ્વતંત્રતા, બહાદુરી, ાવેદન, સર્વોપરિતા વગેરે જણાવે છે.

૮ **ધીમું હલનવળણઃ** નિર્બળતા, ઢીલાપણું, સુસ્તી થાક, નર્માશ, સાવચેતી. ાઆદિ દર્શાવે છે.

૯. **ઝડપી હલનવળણઃ** ઉમંગ, ઉલ્લાસ, ચાંચલ્ય, તત્પરતા, તળવળાટ, ઈ કળાટ, ઉશ્કેરાટ, સખ્તાઇ, કૃતઘ્નતા આદિ ઊર્મિઓ દાખવે છે.

૧૦. હુલનવળણનું એકા એક થંભી જવું: લક્ષફેર, સંશય, નહીં ધારેલું ન ધારેલું સાંભળવું કહી બતાવે છે.

૧૧. હલન વળણનું એકાએક ઉપસ્થિત થવું: નવો વિચાર સાંપડવો, ધારેલી યુક્તિ સૂઝી આવવી, એકાએક નક્કી કરવા પર આવી જવું, કાંઈક શોધ હાથ આવવી વગેરે સૂચવે છે.

## અંગવિક્ષેપના મુખ્ય નિયમો.

અંગ વિક્ષેપ હાવભાવ: ચાળાચેષ્ટા:
જે કહો તે, પોતાના ત્રણ મુખ્ય નિયમો ધરાવે છે:—
૧. અવરોધક અંગવિક્ષેપ.
૨. સમાંતર અંગવિક્ષેપ.
૩. ક્રમશઃ અંગવિક્ષેપ.

૧. પ્રથમ આપણે અવરોધક અંગવિક્ષેપ જોઈએ જ્યારે જ્યારે શરીરના બે અવયવો એકકની ભણી અથવા એકકની સામે ગતિ કરતા હોય અથવા એક બીજાને સમતોલપણું આપી રહ્યા હોય ત્યારે ત્યારે એવા થતા બધા અંગવિક્ષેપોને અવરોધક અંગવિક્ષેપ કહી ઓળખવામાં આવે છે. દૃષ્ટાંત લેખે રંગભૂમિ ઉપરનું એક પાત્ર બીજા પાત્રને મારવા ધસે છે અને તેમ કરતાં ફટકો મારવા હાથ ઉગામે છે. એ હાથ ઉગામવા સારુ જેવો એનો જમણો હાથ આગળ પડી ઊંચો થાય છે કે તુર્ત જ ડાબો હાથ લગાર પાછળ ગતિ કરતો હડવા પામે છે. તે સાથે એ જ વેળાએ એક પક્ષે જમણા પાય ઉપર ભાર આવે છે, ડાબો પગ પાછળ પડેલો કાંઈક હળવો બને છે કે તુર્ત જ બીજે પક્ષે ખભા, પેટ, કેડ, પડખાં જરાક ડાબી બાજુએ ઢળે છે. હવે અહીં અંગસ્થિતિ ( Attitude) અને ક્રિયા ( Action ) બન્ને થવા પામે છે: આક્રમણ લાયક તક પણ પાત્રને મળી રહે છે અને તેને લઈને શરીરના બે અવયવો સામ સામી ગતિ કરતે અવરોધક અંગવિક્ષેપ ધારણ કરી બરાબર અભિનય દાખવે છે.

૨. સમાંતર અંગવિક્ષેપમાં અવયવો એક જ સરખી દિશામાં વહેવા પામે છે. જેમકે એક પાત્ર સામેના પાત્રનો સત્કાર કરતે તેને મળવા સારૂ આનંદભર દ્વાર ભણી ધસે છે ત્યારે તેનું શીર્ષ અને તેનો હસ્ત સમાંતરે સાથે જ આગળ પડે છે. કદાચ એક જ પળે આ બન્ને અવયવો એક સાથે આગળ પડતી ગતિમાં મૂકાય છે, અથવા હાથ જરા પહેલો અને શીર્ષ પછી યા તેથી ઉલટું શીર્ષ લગાર પહેલેથી અને હસ્ત લગાર પાછળથી ગતિમાન થાય એમ સહેજ સમયફેર થવા પામે, પરંતુ ગતિ બન્ને અવયવોની એક જ દિશાએ ચાલે દૃષ્ટાંત લેખે એક પાત્ર બીજા પાત્રને માનાર્થે નમન કરે છે. એ વેળાએ નમન કરનારનું મસ્તક નીચે ઢળે પણ તેના હસ્તને નીચે આવતાં જરિક વાર લાગે; કારણ તે વેળાએ છાતી આગળથી હાથ ઉંચકાઈ, આગળ પડી, ગોળાકારે નીચે આવે ત્યારે હાથને તેમ કરતાં સહેજ વિલંબ થવા પામે. આમ ભલે જ્યાં અવયવો વચ્ચે સમયફેર થવો ઘટે ત્યાં તે થાય અથવા અવયવો એક જ સમયે ગતિમાન થાય, પરંતુ એ વેળાએ તે અવયવો સમાંતર ચાલે એક જ દિશામાં દોડે છે.

૩. જ્યારે પાત્ર, પ્રેક્ષકોને કાંઈ વિચાર આપી રહ્યું હોય અથવા શરીર'વડે 'ચહેરા ડે, અવયવો વડે અમુક લાક્ષણિક ચિત્ર બતાવી રહ્યું હોય ત્યારે જે અભિનય એ કરે તે ધું ક્રમશઃ અંગવિક્ષેપ રૂપે થવા પામે.

દૃષ્ટાંત લેખે, પ્રિતમ મરવા સૂતો' છે અને તેના ન ધારેલા વર્તમાન પ્રિયાને કર્ણે ઈ પરિચારિકાદ્વારા એકાએક જઈ પડે છે ત્યારે પ્રિયાનો ભાગ ભજવતું પાત્ર અભિનય ખે જે જે કાંઈ કરી બતાવશે તે બધું ક્રમશઃ જ હશે. જરાક વિગતમાં ઉતરી એ ક્રમ ાપણે તપાસીએ: પ્રિયાનું મુખડું જેના પર ઘડી પહેલાં આનંદ કે ઉમંગની છાય હશે, પ્રિતમનો અંતઃકાળ પાસે છે એમ સાંભળતે જ ક્રમશઃ બદલાશે. નેત્રો, ઓષ્ઠ, લલાટ, ાદિ ચહેરાના બધા ઘાટ નવી જ અનુકૂળ છાપ ધારણ કરશે. પછી અંગસ્થિતિ બદલાતી શે. કોઈએ શરીરની વચ્ચેથી જાણે ફટકો માર્યો હોયની તેમ પ્રથમ નિતંબ ને પછી ટણ ઢીલાં થઈ તળ ( Base ) નબળું ને સાંકડું બનશે. એમ થતે કેડ, પેટ, પડખાં ને ખભા અનુક્રમે ઢીલા તથા ઢળતા થશે. પછી હસ્તની વારી આવશે અને છેવટ મનને ર્તમાન તથા ભાવી સ્થિતિનું ખરું ભાન આવતે સ્વરનળી તથા મુખ ગતિમાં આવી, એક ર્દનાદ ચિચિયારી પાડી તેણી જમીન પર પછડાઈ પડશે–કદાચ બેશુદ્ધ યે થશે. આ અભિ- ય એક જ ઝપાટે ન જ બને; ક્રમશઃ જ થવા પામે તો જ તે સચોટ અને અસર- ારક થઈ પડે.

ઘણુ ખરું ક્રમશઃ અંગવિક્ષેપ જ્યારે જ્યારે કોઈ પણ ઊર્મિ ધીમે ધીમે ઉગતી ખીલતી છેવટ ફાટી નીકળે છે ત્યારે ત્યારે જ થવા પામે છે. દૃષ્ટાંત લેખે દિલગીરી, ખુશાલી વી ઊર્મિઓ કાંઈક એક જ ઝપાટે ઉગતી વધતી નથી. એમનો આરંભ થઈ અંત ાવતાં સુધીમાં થોડોક સમય વચ્ચે વહી જાય છે, એટલે જેમ આ ઊર્મિઓ ઝપાટાબંધ ક્ત થતી નથી તેમ એને લગતો અભિનય પણ એક સાથે સપાટાબંધ થઈ શકે જ નહીં. તે તો એના ઉગવાના પ્રકાર પ્રમાણે ક્રમશઃ જ જાહેર થતો જાય

પણ અત્રે એક ઘણો જ અગત્યનો ખુલાસો કરવાની આવશ્યક્તા રહે છે: અલબત્ત પર્યુક્ત રજૂ કરેલો એ જાતનો અભિનય ગંભીરતા પૂર્વક રજૂ કરવાનો હોય ત્યાં જ ાવો ક્રમશઃ અંગવિક્ષેપ કરવો વાજબી ગણાય. પરંતુ, જ્યાં હાસ્ય પ્રધાન ખેલ ચાલી ો હોય કે પ્રહસન ચાલતું હોય ત્યાં અને ત્યારે, ઉપરના જેવો જ પ્રસંગ ભજવી તાવવો હોય તોયે ક્રમશઃ અંગવિક્ષેપ ત્યાં અસ્થાને જ થઈ પડે. ત્યારે તો માઠી ખબર ાંભળતે જ પાત્રે પહેલેથી જ–" ઓ–ઓ–ઓ "ની ચીસ પાડી એક સામટા અંગવિક્ષેપો રી નાખવાં ઘટે તો જ તે હાસ્ય–ઉત્પાદક નીવડી શકે.

આ સિવાયના અન્ય એવા પ્રસંગોએ તો ક્રમશઃનોજ નિયમ અમલમાં આણવો ઘટે.

## અંગવિક્ષેપ-રેખા.

જેનાથી અંગવિક્ષેપ થાય છે તે રેખાઓ બે હોય છે.

૧. સીધી ૨. વક્ર

સીધી રેખાઓ નિશ્ચયાત્મક ચેષ્ટાઓ કરતી વેળાએ; શબ્દ પર ભાર મૂકીને ઉચ્ચા- ણ થતે અને ઉગ્ર ધૂનો દાખવતી વેળાએ વપરાય છે.

વક્ર રેખાઓ જ્યારે ઊર્મિઓ રસાત્મક, સૌંદર્યદર્શક તથા નિર્મળ અને મીઠી હોય ત્યારે ઉપયોગમા આવે છે

સાધારણે, સીધી રેખાઓ સૌંદર્યની દ્રષ્ટિએ કઢગી દીસે છે. માટે એનો ઉપયોગ ભાર, જોશ, શક્તિ, દ્રઢ હકાર નકાર દાખવતા પ્રસંગો સિવાય અન્ય સમયે કદી પણ ન કરવો

એથી ઉલટુ આનદી, લહેરી, પ્રેમાળ, ખુશનુમા લાગણીઓ જાહેર કરે વક્રરેખામય ગતિઓની જ અગત્ય રહે છે સીધી રેખાવાળી પ્રત્યેક ચેષ્ટા નિર્ણયાત્મક જ થવી જોઈએ એવી દરેક ચેષ્ટા ત્રણ ભાગે વહેચાઈ જાય છે ૧. તૈયારી ૨. બજાવણી ૩ વળામણી

દ્રષ્ટાંત લેખે, પાત્ર ભજવનાર વ્યક્તિ જ્યારે આમ બોલી ઉઠે " બસ-નહીં, તારી માગણું મને સાવ નાકબુલ છે " ત્યારે થતી ચેષ્ટા ત્રણ પ્રકારનું હલન ( Movement ) ધારણ કરે છે 'બસ-નહીં-તારી માગણી મને સાવ ના કબુલ છે' એ વાકય બોલવા પહેલાં બોલનારનો જમણો હસ્ત એના જમણા પગને પડખે નીચે લબાતો પડેલો હોય છે ત્યાંથ પ્રથમ ઉંચકાઈને એ તેના શરીરની આગલી બાજુએ ડાબા ખભા લગી આવી લાગે છે તેટલી પહેલી હલનને " તૈયારી " ( Preyaration ) કરીને કહેવામાં આવે છે ત્યાંથ "સાવ ના કબુલ છે" એટલું બોલતાં સુધીમાં હસ્ત આગલી બાજુએથી ઝપાટાબ પાછો પડખેથી જમણી દિશાએ જેટલો લબાઈ શકાય તેટલો આડો જાય છે, એટલી બીજ હલનને "બજાવણી" ( Execution ) કરીને કહે છે. હવે પાત્રે જે કાંઈ કહેવા માગ હતું તે તો પૂરુ થયુ-નિર્ણય જાહેર થઈ ચૂક્યો. હવે, જમણે પડખે સીધી લીટીમા લબા એલો હાથ કાંઈ ચાલુ ને ચાલુ તો ત્યા સ્થિત થઈને રહે જ નહીં જો રહે તો તે કઢ લાગે માટે હસ્ત જમણી બાજુએ લબાએલો આડી પણ સીધી રેખામા પગની સાથના આગ આવીને પડખામા પાછો નીચે સ્થિત થાય છે એ ત્રીજી હલનને " વળામણી " (Retur કરીને કહે છે

## અંગવિક્ષેપ-પ્રદેશ

અંગવિક્ષેપના પ્રદેશ ત્રણ છે ૧ ઉચ્ચ પ્રદેશ ૨ મધ્ય પ્રદેશ ૩. તળ પ્રદેશ

૧. **ઉચ્ચ પ્રદેશઃ** સ્કંધ યાને ખભાથી ઉપર જતો ભાગ સૂચવે છે એ કલ્પ અને ભાવનાનુ ભુવન છે. પ્રેમ, પવિત્રાઈ, ત્યાગ, તેજસ્વિતા, આનદ આદિ જે જે આપણને દિવ્યતા આપે છે અને ઉન્નતિને માર્ગે લઈ જાય છે, તેની ભાવનાઓને વ્ય કરનારા અંગવિક્ષેપ ઉચ્ચ પ્રદેશના ગણાઈ ચેષ્ટાઓ ઉંચે જતી ગતિમા થવી ઘટે.

ઉંચે જતી ગતીવાળી ચેષ્ટાઓ સ્કંધ રેખાથી પણ ઉપર જાય છે દ્રષ્ટાંત લે " હે પ્રભુ ! ઘર ત્યાગું છુ. દુષ્ટ પતિને છોડી જાઉ છુ બાળકના હિત અર્થે એને જ રાખું છુ તો હવે તું જ એને જાળવજે ! " એ ત્યાગ તથા સ્વત્યાગ સૂચક ઉદ્ગ કાઢતે માતાના હસ્ત ખભાથી ઉપર ઉપલી દિશાએ જ જશે

૨ **મધ્ય પ્રદેશ** એ કેવળ ખભા લગીનો જ ભાગ દાખવે છે. એ વિચાર ભુવન છે. એ પ્રદેશની ચેષ્ટાએ આડી ( Horizontal )-લીટીમાં વહે છે, નીતિનો પ્ર વિચાર, શાન્તિ, સાદાઈ, અનાવેશક વાણી તથા પોતાની સાથે વહેવારમાં આવતી સમા દર્શક વસ્તુઓ વિષે બોલી બતાવતે, અંગવિક્ષેપ મધ્યપ્રદેશના લેખાઈ ચેષ્ટાઓ મધ્ય ર આડી ગતિમાં થવી ઘટે.

મધ્ય યાને આડી ગતિવાળી ચેષ્ટાઓ સ્કંધરેખાની સમાન્તરે આવી અટકશે. દ્રષ્ટાંત લેખે પુરુષ પાત્ર, પાસે ઉભેલી સ્ત્રી પાત્ર સાથની પોતાની સમાનતા દર્શાવતે જો તેને આમ કહે કે "મણી! યાદ છે? બચપણમાં તું અને હું કેવાં એક સાથે રમતાં હતા!" તો "યાદ છે?" એમ પૂછતે પ્રથમ તો પુરુષનો જમણો હાથ પડખેથી ખભાની સમાન્તરે જમણી દિશામાં દૂર દૂરનું સ્થળ બતાવતો લંબાશે, અને પછી પુરુષના બન્ને હસ્તો તેના શરીરની આગલી બાજુએ ખભાની સમાન્તરે લંબાતા આવી અટકશે અને તે વેળાએ એ બોલતો હશે "તું અને હું કેવા એક સાથે રમતા હતા!"

૩ તળ પ્રદેશ: એ ખભાથી નીચે ઉતરતો ભાગ છે એ નિર્ણયતાનું ભુવન છે. અત્રે ચેષ્ટાઓ ખભાથી નીચે ઉતરતી દિશામા થાય છે! અધમતા, નીચતા, માનભંગતા, વિનાશતા, પાશવતા, દુષ્ટતા, નિર્દયતા અને પોતાની સાથે વહેવારમાં આવતી દરેક તુચ્છ અને ઉતરતી વસ્તુઓ માટે નિર્ણયતાપૂર્વક બોલી બતાવતે, અંગવિક્ષેપ તળપ્રદેશના લેખાઈ ચેષ્ટાઓ નીચે ઉતરતી ગતિમાં થવી ઘટે.

નીચે જતી ગતિવાળી ચેષ્ટાઓ સ્કંધરેખાથી હેઠે ઉતરે છે. દ્રષ્ટાંત લેખે પાત્ર ભજવતી વ્યક્તિ પોતાની અધમતા નક્કીપણે જ્યારે આમ વર્ણવે કે "અરેરે! મારા જેવો અધમ બીજો કોણ હશે! હું વિશ્વાસઘાતી ઠગ થયો, ચોર પણ થયો, ઘાતક ખૂની થયો. પ્રિયા ખોઈ, પૈસો ખોયો અને આબરૂ યે ખોઈ. ખચિત મારા જેવો દુષ્ટ કંગાળ બીજો કોઈ જ ન હશે!" ઇત્યાદિ, ત્યારે તેની પ્રત્યેક ચેષ્ટા વેળાએ તેના હાથ સ્કંધરેખાથી નીચે ઉતરતી દિશા ભણી વળશે.

## અંગવિક્ષેપનું ધર્મકાર્ય

રંગભૂમિ ઉપર અંગવિક્ષેપનું ધર્મકાર્ય આગમત્રથી ખબર આપનાર એક દૂતના જેવુ તથા પ્રકાશ ફેંકનાર દીપકના જેવુ છે. આંખના એક ઈશારા કે ચમકારાથી, ઓષ્ઠના એક વળાંક કે ફડફડાતથી, મસ્તકની એક મરોડ કે અક્કડથી, હસ્તના એક ઝોક કે ઝટકાથી અથવા અન્ય અવયવો વડે ગતિઓ પ્રદર્શિત કરવાથી થતી ચેષ્ટાઓ, શ્રોતાઓ તથા પ્રેક્ષકોના મનને, પાત્રમુખે હવે શુ બોલશે તે માટે આગમજથી તૈયાર કરી રાખે છે.

અંગવિક્ષેપનું આવુ ધર્મકાર્ય ત્રણ પ્રકારનું હોય છે. કોઈ વેળાએ અંગવિક્ષેપ બોલતા શબ્દની આગળ દોડે છે-કોઈ વાર તે શબ્દોચ્ચારની સાથે ચાલે છે અને કોઈવાર તે વાક્ય બોલાઇ રહ્યા બાદ તેની પાછળ દોડે છે.

હવે ક્યાને ક્યારે અંગવિક્ષેપ વાણીની આગળ પાછળ કે તેની સાથે ચલાવીને કરવા તેનો નિર્ણય, તે અંગવિક્ષેપની પછવાડે કેવો વિચારપ્રકાર રહેલો છે તેના ઉપર અવલંબે છે. એ વિષેની સમજ આગળ આપણે ત્રણ દ્રષ્ટાંત સહિત વાંચી આવ્યા એટલે હવે વિશેષ કાંઈ લખવાનું રહેતું નથી પરતુ આ એક સામાન્ય નિયમ જાણવા જેવો છે કે વિચાર પ્રમાણે જ ચેષ્ટાઓ વાણી સાથે ત્રણમાની એક કોઇ પણ રીતે વર્તે, અને જ્યારે જ્યારે વાણી ધીમી હોય ત્યારે ક્રિયા પણ ધીમી હોય, જ્યારે વાણી વેગ ધરે ત્યારે ક્રિયા ઝડપી બને, અને જ્યારે વાણી પરાકાષ્ટાએ પહોંચે ત્યારે ક્રિયા પણ પરાકાષ્ટા દર્શક બને.

### જમણો તથા ડાબો હાથ કયારે કયારે વાપરવો

ડાબી બાજુએથી થતી ક્રિયા ડાબા હાથ વડેજ કરવી. દ્રષ્ટાંત લેખે ડાબી બાજુએ નાણાંની ભરેલી થેલી પડી હોય અને તે ઉંચકીને સામેના પાત્રને આપવી હોય તો તે વેળાએ જમણા હાથને ચકરાવો આપીને ડાબી બાજુએ લઈ આવવો એતો અભિનયની શોભાને મારી જ નાખે, એ વેળાએ ડાબે હાથેજ થેલી ઉંચકવી ને તુર્તજ તેને જમણા હાથમાં લઇ પછી પેલાં પાત્રને આપવી.

સલામ કરતી વેળાએ, હસ્ત મેળાપ વેળાએ અને સમ લેવા ટાણે જમણો હસ્ત વાપરવો.

જ્યારે અભિનય કાજે, એક હાથથી પહોંચી ન વળાય એટલું બહોળું ક્રિયાક્ષેત્ર હોય ત્યારે, અથવા શારીરિક બળ. તેમજ માનસિક ભાર કે બોજો દર્શાવવાં હોય ત્યારે, અને કોઈ પણ ઊર્મિ કે સ્થિતિ બન્ને હસ્તો વડે જ દાખવવાની હોય ત્યારે બે હાથનો સામટો ઉપયોગ કરવો.

### વાણી અને હસ્ત

જ્યારે વાતચીત સાધારણ ચાલતી હોય ત્યારે, સાદી શાન્ત ચેષ્ટાઓ કરવી હોય ત્યારે અભિનયનું ક્રિયાક્ષેત્ર મર્યાદિત હોઈ હસ્તનો ઉપાડ કાંડા આગળથી થવો ઘટે, દ્રષ્ટાંત લેખે "મરવા દો એ વાતને એમાં કાંઈ સાર નહીં" એવી ઠંડી નિરાશાથી વાણી બોલાઈ રહી હોય ત્યારે અને એવા મળતા આવતા અન્ય પ્રસંગોએ કાંડા આગળથી હસ્ત વિક્ષેપ થવા ઘટે.

જ્યારે ઉલ્લાસિત વાતચીત ચાલી રહી હોય ત્યારે ક્રિયાક્ષેત્ર જરાક વિશાળ થએલું હોઈ હસ્તગતિ કોણી આગળથી શરૂ થવી ઘટે.

જ્યારે પાત્ર પ્રવચન કે ભાષણ ચલાવી રહ્યું હોય ચરાતન દાખવી રહ્યું હોય અથવા ગંભીર, ભવ્ય, કરુણ એવા લક્ષણ પ્રકાર વ્યક્ત કરી રહ્યું હોય ત્યારે ક્રિયાક્ષેત્ર વિશેષ વિસ્તૃત બનેલું હોઈ હસ્તગતિ ખભાં આગળથી ઉપડતી જોઈએ.

### પાયસ્થિતિ

અભિનય કાજે પાયસ્થિતિના નવ મુખ્ય પ્રકારો હોય છે:—

૧ પ્રચંડ ઉસ્કેરાટ, પ્રખર ઉત્કર્ષ અને ફૂટી નીકળે એવી હબની બધી ઊર્મિઓ વ્યક્ત કરતી વેળાએ, એક પગ આગળ ને એક પગ પાછળ એમ બન્ને પગ એકેકથી વેગલા રાખી ઊભા રહો. ભાર આગલા પગ ઉપર આવે. એ આગલા પગનું ઘૂંટણુ વાળેલું અને પાછલા પગનું સીધું રાખો. એ પાછલા પગની એડી ઉચકાએલી રાખો અને ચરણપિંડી ( Ball of the foot ) ભૂમીને અડકેલી રાખો.

૨ ઠરાવ, જોશ, હોંસ અને એવી સર્વે ઉત્કટ ઊર્મિઓ જાહેર કરતે પાય એકેકથી વેગલા, એક આગળ ને એક પાછળ રાખો. આગલા પગ ઉપર ભાર આપી ઘૂંટણુ સીધું રાખો. પાછલા પગનું ઘૂંટણુ વાળેલું રાખો. એની એડી ઉંચકેલી અને ચરણપિંડી ભૂમિ પર અડાડેલી રાખો.

૩ પાય એકેકથી સહેજ આગળ પાછળ. ડાબો પગ સીધી લીટીમાં, જમણા પગનું ઘૂંટણુ વળેલું, જમણા પગની એડી, ઉંચકાએલી, એની ચરણપિંડી જમીનને લાગેલી,

બન્ને પગની એડી એકેકથી જરાક આગળ પાછળ જતી, એવી પાયાસ્થિતિ સૌમ્ય, શાન્ત, નિર્વિકારી સ્થિતિ સૂચવે છે. પણ એ પાયસ્થિતિ જો લગાર યે સંકુચિત બને છે તો તે નૈસર્ગિકતા ગુમાવી બેસે છે.

૪ બન્ને પગ એકેકથી વેગળા પણ સીધા, બન્ને ઘૂંટણ પણ સીધા પણ ઢીલાં, ડોક નીચે નમેલી, હસ્ત નિતંમ પાછળ જઈ તેના આંગળા એકેકને અડેલા એ અચોક્કસતા, મુઝવણ સંકલ્પ વિકલ્પ એવી વૃતિઓ સૂચવે છે

૫ બન્ને પાય અને ચરણ એકેકથી જોડાએલાં ઘૂંટણ ઢીલાં ને જરિકજ આગળ પડેલાં એ સ્થિતિ તાબેદારી, નબળાઈ, લાચારી, દાસવૃત્તિ અને નોનમ દાખવે છે.

૬ બન્ને પગ એકેકથી છેટા પડી ગએલા, ઘૂંટણ ઢીલા એ માનસિક થાક, શારીરિક નિર્બળતા, છકટાઈ ને ઉન્માદ દાખવે છે.

૭ પગ જરાક જ આગળ પાછળ, આગલા પગનું ઘૂંટણ ઢીલુ, પાછલો પગ સીધો, બન્ને ચરણ સહેજ આગળપાછળ પણ એકેકને સ્પર્શ કરી રહેલાં એ વિચાર નિમગ્નતા મનન અને સ્વઅંકુશ દાખવે છે. એ વિચારક, અભ્યાસી, અને સંસ્કારી વ્યક્તિની પાયસ્થિતિ છે.

૮ પગ આગળપાછળ, પાછલો પાય મક્કમ, બન્ને ઘૂંટણ સીધાં એ દુશ્મનાવટ, આહ્વાન, અવગણના, પડકાર, સ્વહક્કપ્રાતપાદન દર્શાવે છે.

૯ બન્ને પગ સીધા પણ જરાક બાજુએ ઢળેલા, ઢીલા, એ નિરાશ, ખેદ, શોક, વિષાદ, ઉદ્વેગ, બતાવે છે

## ચાલવાના પ્રકાર

હર્ષ, આશા, ઉત્સાહ, ઉલ્લાસ વેળાએ ચાલતા, કદમ યાને ડગલા ઝડપી તથા ઉછળતાં હોય છે

વૃથાભિમાન, લજ્જાદંભ, અકડાઈ, નાચી નાચી ચાલવુ, એ વેળાએ પગલા ઠમકદાર, લચકાતાં તથા લટકબધ હોય છે.

છૂપી ચાલહાલ, ચોરટાઈ અને દગાબાજીની ચાલનના કદમ ચુપચુપ સરકી જતાં હોય છે.

મંદબુદ્ધિ, અશક્તિ, અનુત્સાહ, સુસ્તી, બેદરકારી પ્રમગોની ચાલ વેળાએ પગલાં ધીમાં ઢીલાં અને એકેકમાં ભેરવાઈ જતાં હોય એવા હોય છે.

વહેમ, શક, નારાજી, કંટાળો, અભાવ અને છાક્ટ દશાની ચાલનના ડગલા ડોલતી કે લથડતી ઢબના હોય છે

વીરતા, જોશ, દમામ, સ્વસ્થતા એનાં કદમ મક્કમ અને ઝડપી હોય છે.

ગૌરવ, પ્રતાપ, મોટાઈ, આડમ્બર, એ પ્રસગોની ચાલના ડગલાં ધીમાં, લગાર ભારબોજથી પડતાં મક્કમ હોય છે.

અક્કડતાથી પડતાં પગલાં રંગીલાપણુ કે લૌંવાપણું દાખવે છે

ઝનુન, ઉન્માદ, પ્રચંડક્રોધ એ વેળાની ચાલના પગલા ગબડી જતાં ધસમસતાં હોય છે.

## મુખ્ય હસ્તસ્થિતિ

૧. હસ્ત લંબાવેલો ચત્તો, હથેલી ખુલ્લી [ એટલે કે એનો ખાડાવાળો ભાગ ઉપર ] આંગળીઓ અતિ અક્કડ પણ નહીં અને ઘણી વાળેલી પણ નહીં, અંગૂઠા પાસેની આંગળી [ તર્જની ] લગભગ સીધીઃ એ કાંઇ વિચારો આપી રહ્યા હોઈએ એવી ઢબ દાખવે છે. એ વડે પ્રમાણિકતા અને સાફદિલી જણાવાય છે હાથની ચત્તી સ્થિતિ કથનકારી, લહેરી, નૈસર્ગિક, અનુમોદન દર્શાવતી વૃત્તિ વેળાએ થવા પામે છે.

૨. હાથની સ્થિતિ ઉપરના જેવી જ પણ હથેલી નીચેથી બાજુએ વળેલી એ નિષેધ, ઈન્કાર, વિનાશ, ગ્લાનિ, ઉત્સાહભંગ, અશક્તિ તેમજ અભાવ, ધિક્કાર એવી સ્થિતિ કહી આપે છે.

૩. તર્જની લંબાવેલી, બીજી આંગળીઓ મજબુત વાળીને દબાવેલી, હસ્ત ઉંધો પડેલો એ ખાસપણું દાખવે છે. ભાર મૂકીને કહેવું કે બતાવવું જણાવે છે, લક્ષ ખેંચે છે અને ચેતવણી આપે છે, ધમકી ઠપકો આદિ દાખવે છે.

૪. હસ્ત મજબુત મુઠ્ઠી વાળેલો, અંગુઠો આંગળીઓ સાથે મક્કમ દબાએલો, એ સંપૂર્ણ વજનદારી, તમામ દ્રઢતા, છી૨ પર આવી જઈ કરેલો ઠરાવ, પ્રખર ઝનૂન, પ્રચંડ ક્રોધ દર્શાવે છે.

૫. ભય, ધાસ્તી, કંટાળો, ત્રાસ, અરૂચિ, તિરસ્કાર અને સઘળી નાખુશવૃત્તિઓ પ્રસંગે આંગળીઓ એકેકથી છૂટી છૂટી હોવી ઘટે.

૬. વહાલ, સહાનુભૂતિ અને સર્વે માયાળુ લાગણીઓ દાખવતે આંગળીઓ પાસે પાસે જોડાઈ જવી જોઈએ છે.

૭. અભાવ, તિરસ્કાર એવી એવી ધૂન વખતે આંગળીઓ જડ અને અક્કડ હોવી જોઈએ છે.

૮. નિરાશા, નમતું મૂકવું, તાબેદારી, નરમાશ એવા પ્રસંગે આંગળીઓ ઢીલી હોવી જોઈએ

૯. બેહદ ઉશ્કેરાટ વેળાએ આંગળીઓ ખેંચાઈ તણાઈ જતી વક્ર બની ગએલી હોવી જોઈએ.

૧૦. વેર, અને ધિક્કારની ધૂન જાગી હોય ત્યારે હસ્તસ્થિતિ કોઈ પર પ્રહાર કરવાની હોય તેવી થવી ઘટે.

૧૧. સર્વે પ્રફુલ્લિત, ઉલ્લાસિત અને તંદુરસ્ત ધૂન વેળાએ અંગુઠો વધતોઓછો ગતિમાન હોવો ઘટે.

૧૨. ઢીલો અંગુઠો શારીરિક સ્થિતિની કચાશ, બેદરકારી, અભાવ, અપ્રિયતા, મંદબુદ્ધિ અચેતનતા, કહી આપે છે. ઉંઘ લેતી વેળાએ, આરામ કરતી વેળાએ અને મરણ પામ્યા છીએ એવો દેખાવ કરતી વખતે અંગૂઠો સપૂર્ણ ઢીલો હોવો ઘટે.

૧૩. મુખમાંથી " હા " નો ઉચ્ચાર નીકળે પરંતુ તેની પાછળ ઠગમાજી હોય, છૂપી હોય તો ચેષ્ટા થતી વેળાએ અંગૂઠો જરુર તર્જનીને જઇ અડશે.

૧૪. સ્વઇચ્છાથી નહીં પણ છૂટકો નથી એ પ્રસંગની " હા " વેળાએ અંગૂઠો જરૂર અંદર સંકાવાશે

૧૫. પરંતુ 'હા' ખરેખરી હશે, વફાદારી તેની પાછળ હશે તો અંગૂઠો પોતાનું ઈમાન દાખવતો બધી આંગળીઓથી સાવ જૂદો પડી ગએલો હશે.

૧૬. જ્યારે જ્યારે પણ આંગળીઓ અને અંગૂઠો :એકેકથી વેગળા અને હથેલી ખુલ્લી સપાટ હોય ત્યારે ખુશાલી, તેજસ્વિતા, સુખમય લાગણીઓ, ઉલ્લાસ, ઉત્કંઠા, આવકાર સાફદિલી વગેરે સારી ઊર્મિઓ તેની પાછળ રહેલી હોય જ.

૧૭. એથી ઉલટું જ્યારે આંગળીઓ અને અંગૂઠો જોડાએલી સ્થિતિમાં હથેલીમાં વળેલાં હોય ત્યારે ઠંડાઈ, અણગમો, અચેતનાવસ્થા અને મૃત્યુનો દેખાવ સમજવો.

૧૮. જ્યારે આંગળીઓ એકેકથી વેગલી પરંતુ વાંકીચૂંકી બનેલી હથેળી ભણી જતી હોય ત્યારે ભય, ધાસ્તી ઉપલિયું એવી લાગણીઓ પ્રકટે છે.

## શીર્ષ સ્થિતિ

૧. **શીર્ષ યાને માથું તદ્દન સીધું**, ખભાંઓ વચ્ચે સરખી સપાટી પર રહેલું હોય ત્યારે તે ભાનપૂર્વક બળ, લક્ષ, સ્વમાન અને મજબુત જીવનશક્તિ દર્શાવે છે.

૨. **નીચે નમેલુ મસ્તક** વિચાર નિમગ્નતા, મનન હલકાઈ, અધમતા, પામરતા, નમનતાઈ, આધીનતા, દીનતા આદિ સૂચવે છે.

૩. **ઉંચકાયેલું મસ્તિષ્ક** ખુશાલી, વિજયાનંદ, ગર્વ, તોર, અહંકાર, ઉદ્ધતાઇ, આવેશ વગેરે કહી આપે છે.

૪. **મસ્તક કોઇની ભણી ઢળેલું** વહાલ, દિલસોજી, માયા, મમતા, સ્નેહ, પ્રેમ, વિશ્વાસ વગેરે દાખવે છે.

૫. **શીર્ષ કોઇની તરફથી ખેંચી લીધેલું** અભાવ, અણગમો, ઈતરાજી, અણવિશ્વાસ નારાજી, અવકૃપા, વિરોધભાવ, અપ્રીતિ દર્શાવે છે.

૬. **માથું આગળ કરેલું** અજાયેબી, તથા કોઈ વેળાએ ધમકી દાખવે છે.

૭. **માથું પાછળ ખેંચેલું** શંકા, વિસ્મયતા, ચિન્તા, ધિક્કાર, ક્રોધ, નાખુશ લાગણીઓ, સૂગ, અરૂચિ, કંટાળો, કંપારી આદિ જણાવે છે.

૮. **માથું નીચે ઝુકી પડતું** શર્મ, માનભંગ, નિરાશા, આશાત્યાગ, શારીરિક મંદતા કે નિર્બળતા, અનારોગ્યતા, અત્યંત વૃદ્ધાવસ્થા અને મંદબુદ્ધિ બતાવે છે.

૯ **માથું એકદમ પાછળ નખાવી દીધેલું** ઘણો થાક, માનસિક કે સારીરિક વેદના, ઉચાટ ઈત્યાદિ દર્શાવે છે.

## નયન સ્થિતિ

વિચારને પ્રદર્શિત કરનારું સાધન તે નેત્ર યાને આંખ છે. જેમ સ્વરનળી દ્વારા અવાજ ઉપજે છે. તેમ ચેષ્ટાનો જન્મ પહેલો આંખમાંથી જ થવા પામે છે. જેમ વીજળીનો ઝબકારો વાદળ મહીંથી ઉછળી પૃથ્વીને પ્રકાશિત કરે છે તેમ વિચાર નયનદ્વારા કંઈ જીવને યાને આત્માને અસર કરે છે. સ્વરવડે આ કે તે ભાષા બોલી બતાવીએઃ કદાચ અપૂર્ણતાથી; પરન્તુ આંખ વડે બધા દેશોની બધી પ્રજાઓને જે ઇચ્છીએ તે બરાબર કહી શકીએ. આમ નેત્ર એ સૌથી મોટું મહત્વનું અંગ હોવાથી તેનો સાચો ઉપયોગ રંગભૂમિ ઉપરના અભિનય કાજે ખીલવવો જોઈએ છે.

૧. **આંખ વિશાળ ઉઘાડેલી** ઉત્સાહ લક્ષવૃત્તિ, અપેક્ષા, વકી, વાટ જોવી બતાવે છે.

૨. વિશેષ વિશાળ બનાવેલી નવાઈ, દુઃખ સૂચવે છે.
૩. અત્યંત વિશાળ બનાવેલી આશ્ચર્યચકિત સ્થિતિ :પરમાનંદ કે ગાંડપણ દાખવે છે.
૪. નેત્ર લગાર સંકોચાએલાં-પાંપણ નીચે ઢળેલાં—બેદરકારી અવજ્ઞા, અનુત્સાહ અનુત્તેજકતા, દર્શાવે છે.
૫. આંખ ચુચી બનાવેલી લુચ્ચાઈ, પક્કાઇ, ચાલાકી, વૈરભાવ, ચોકસાઈથી કોઈના દિલની વાત જાણી કે તપાસી લેવાની સ્થિતિ જાહેર કરે છે.
૬. આંખો બંધ રહેવી બેશુદ્ધિ, નિદ્રા, બેહદ થાક અને મૃત્યુ દર્શાવે છે.
૭. આંખ સાધારણ ખુલ્લી અને સીધું સામે જોતી· શાંતપ્રકૃતિ, સ્વવિશ્વાસ અને જેની સાથે વાત કરે છે તે માણસ સાથે સમાન પંક્તિએ હોય એવી સ્થિતિ દાખવે છે
૮. ઊંચે કીધેલી આંખ પ્રાર્થના, આજીજી, આપણાથી કાંઈ માતબર અને ચઢીયાતું હોય તેના પર થતું ચિન્તન દર્શાવે છે.
૯. નેત્ર નીચે નમાવેલાંઃ શરમ, લજ્જા, નાનમ, નમ્રતા, ગૌરવત્યાગ, તાબેદારી આદિ ભાવ બતાવે છે.
૧૦. આંખ બાજુએ ફેરવી દીધેલી અણગમો, કટાક્ષ, ચિન્તા કહી આપે છે.
૧૧. આંખને ખુણીએથી-શીર્ષ આગળ કરીને જોવુંઃ તે વસ્તુ કે વ્યક્તિ ઉપર થતું આકર્ષણ દાખવે છે.
૧૨. આંખને ખુણીએથી-શીર્ષ ફેરવી નાખીને જોવુંઃ તે વસ્તુ કે વ્યક્તિ પ્રત્યે વહેમ, શંકા, અવિશ્વાસ અને ઈર્ષા કહી આપે છે.
૧૩. જોતી દેખાય પણ જોતી ન હોય એવી ખાલી આંખ· અંધતા, તલ્લીનતા બેખ્યાલપણું, ભૂલાવો વા યાદદાસ્ત ગુમાવી બેઠેલી સાવ વિસ્મૃતિ દાખવે છે.
૧૪. ફાડેલી આંખે ટગર ટગર જોઇ રહેવુંઃ ધાસ્તી, ડર, ભયભીતતા બતાવે છે.

આ આંખોની સર્વે ચેષ્ટાઓ બરાબર થવાનો બધો આધાર તે વેળાએ થતી જોઈતી અનુકૂળ શીર્ષ સ્થિતિ ઉપર રહેલો છે, એટલી વાત અભિનેતા કે અભિનેત્રીએ ખાસ ય રાખવી ઘટે.

### વદન સ્થિતિ

એમા ચહેરા વડે દેખાડવી ચેષ્ટાઓ આવી જાય છે. ચહેરા વડે થતી ચેષ્ટાઓ કરતે લલાટ, ભવા નસકોરાં, મ્હોં અને ઓષ્ઠ, કપોલ અને હડપચી વપરાય છે.

### લલાટ

૧. લલાટ પર પડતી આડી કરચલીઓ નવાઈ કે આશ્ચર્ય બતાવે છે.
૨. લલાટ ઉંચે ચઢેલુ ગુંચવણ, ગભરાટ, ક્રોધ, ધિક્કાર દાખવે છે.

### ભવાં અને પાંપણ

૧ અજાયેબી અને વિસ્મયતા વેળાએ ભવાં અને ઉપલાં પાંપણ એક સરખી લીટી ઉપર આવે છે.
૨ ધાસ્તી તથા ડર સમયે ઉપલાં પાંપણ ઉંચકાય છે. ભવાં નીચે થાય છે.
૩ સામનો કરતી વેળાએ, ક્રોધ ટાણે અને વેદના સહેતી વખતે ભવાં સંકોચાઈ જાય
૪ નિર્બળતા, દિલગીરી, બેદરકારી અને પશ્ચાતાપ વેળાએ ભવાં નીચે નમે છે

### નસકોરાં

૧. ત્રાસ, ભય એવી વેળાએ નસકોરા ઉપસે છે પહોળા થાય છે
૨ અણગમો, તિરસ્કાર, ક્રોધ એ સમયે નસકોરાં વળી જાય છે

### મ્હોં અને હોઠ

૧ મ્હોં થોડુંક ખુલેલું મંદ બુદ્ધિ, અજાયેબી, નવાઈ દાખવે છે
૨ હોઠનાં ખૂણિયા ઉપર ગયેલા સંતોષ, આનંદ, હર્ષ મોજ બતાવે છે.
૩ હોઠનાં ખૂણિયાં નીચે ગયેલાં ખેદ, શોક, વ્યથા, વેદના કહી આપે છે
૪ હોઠ ચપ્પટ બીડેલા દ્રઢતા, ઠરાવ, મક્કમતા, હઠ, આગ્રહ દર્શાવે છે.
૫. હોઠ ગોળ બનાવી ઉપર ચઢાવેલા, અસંતોષ, હમણા રડી પડશે એવો દેખાવ રજૂ કરે છે
૬ હોઠ ગોળ બનાવી પૂચ્છકાર દર્શક આગળ ફાંધેલા પ્રેમભાવ યવા ચુમ્બન લેવાની મરજી દર્શાવે છે
૭ તુચ્છકાર, ધમકી, ચેતવણી, અહંકાર ડોળ અને ધિક્કાર વેળાએ ઉપલો ઓષ્ઠ ઉંચે ચઢે છે
૮ શારીરિક નિર્મળતા, માનસિક નબળાઈ અને ગાડપણ સમયે નીચલો ઓષ્ઠ નીચે નમતો ઝૂલે છે
૯ નીચનો ઓષ્ઠ લાબો આગળ પડતો બતાવેલો, અશિષ્ટતા, અસભ્યતા, આપે સ્વાર્થ અને નીચતા કહી આપે છે
૧૦ નીચલો હોઠ પાછળ ખેંચાએલો છાલકો, નબળા તથા અચોક્કસ સ્વભાવ જણાવે છે

### કપોલ

૧ ખુશાલી, હર્ષ અને સંતોષ દાખવતે કપોલ યાને ગાલ ખીલે છે
૨ દિલગીરી, શોક, વેદના, અને પશ્ચાતાપ સમયે ગાલ દબાઈ જાય છે સંકોચાય છે.

### હડપચી

૧ દ્રઢતા, ખધાઈ, આતુરતા, ખણખોદ એ ભાવો જાહેર કરતે હડપચી યાને ડાચુ આગળ પડે છે
૨ મૂર્ખતા બીકણપણું, અચોક્કસતા એ વેળાએ હડપચી પાછળ ખેંચાય છે
અત્રે મુખસ્થિતિઓ કિંવા વદનચેષ્ટાઓ પૂરી થાય છે

### સ્કંધ સ્થિતિ

૧ ઉશ્કેરાટવાળી અસરોને લઈને ખભા ઉંચે ચઢે છે આનંદ થવે ખભા જરાક ઉપર ચઢે છે
૨ ભય અને ધાસ્તી એવા પ્રસંગે એ, બને એટલા ઉપર ચઢી જાય છે અને શીર્ષ એ ખભાં વચ્ચે ડૂબી જાય છે
૩ શોક, ખેદ, વેદના શર્મ અને પશ્ચાતાપ સમયે સ્કંધ ઝૂમી પડે છે
૪ ધિક્કાર, ક્રોધ, અને સામનો કરતી વખતે તે પાછળ હઠે છે.
૫ લાચારી, નમતું મૂકવુ, તાબેદારી એવી ધૂન વેળાએ ખભા બહુ ધીમેથી ઉંચે ચઢે છે

૬. અસહનશીલતા, તિરસ્કાર વગેરે સખત વિરૂદ્ધતા દાખવતી વેળાએ ખભા અતિ ઝડપથી ઉંચે ચઢે છે.

## વક્ષસ્થિતિ

૧. ગર્વ, હિમ્મત, આત્મશ્રદ્ધા, હર્ષ, અને સર્વે ખુશનુમા તથા તેજસ્વી ધૂન વેળાએ વક્ષ યાને છાતી ઉપસે છે–વિસ્તુત બને છે.

૨. ખેદ, શોક, શર્મ, વિલાપ, દાસત્વભાવ તથા શારીરિક નબળાઈ આદિ સમયે છાતી બેસી જાય છે–સંકુચિત બને છે.

## ધડસ્થિતિ

૧. સ્વરક્ષણ, અહંભાવ, ઉદ્ધતાઈ અને એવા મળતા આવતા ભાવો દેખાડતી વેળાએ ધડ પાછળ જાય છે.

૨. આતુરતા, આશા, લુચ્ચાઈ, ખંધાઈ અને એવા મળતા આવતા ભાવો દાખવતે ધડ આગળ પડે છે.

૩. ગભરાટ, મુઝવણ, અચોક્કસતા, ક્યાશ અને નખરાંબાજી વેળાએ ધડ ચક્રગતિ ધારણ કરે છે.

૪. નિરાશા, વ્યથા, સંતાપ અને ચિત્તભ્રમ સમયે ધડ એક પડખેથી બીજે પડખે હાલી રહે છે.

૫. શ્રદ્ધા, હિમ્મત, તાકાત વગેરે એવા પ્રસંગે ધડ સીધું ટટાર હોય છે.

૬. દબાવી રાખેલો જોશ, ક્રોધ, અને ઉગ્ર ઊર્મિઓ દાખવતે ધડ જડતા ધારણ કરે છે.

૭. દિલગીરી, તાબેદારી અને સર્વે નિકૃષ્ટ ધૂન વેળાએ ધડ ઢીલું પડે છે.

સૂચના : જ્યાં સુધી બુદ્ધિ ટેકો આપે નહીં ત્યાં લગી ધડની કોઈ પણ હિલચાલ નકામી કરવી નહીં. વ્યાકુલ, અસ્થિર અને અર્થ વિનાની હિલચાલ ત્યાગવી.

## નિતમ્બસ્થિતિ

૧. દંભ, શેખી, દમામ, બડાઈ, અહંભાવ અને ગર્વ વેળાએ નિતંબનો ઉઠાવ કરવો.

૨. વિનય, અદબ, દીનતા, બીકણપણું, ભીરૂતા, એવા પ્રસંગે નિતંબ સંકોચી લેવાં.

## કૂર્પર [ કોણી ] સ્થિતિ

૧. સંકોચવૃત્તિ, અધમતા, આદિ એવે સમયે કોણી શરીરની પાસે રાખવી.

૨. સ્વસ્થતા, શાંતવૃત્તિ, નમ્રતા, મર્યાદા, વિનય, એવી વેળાએ કોણી શરીરથી લગાર દૂર રાખવી.

૩. ચપળતા, ચાલાકી તેમ જ કરુણા, કોમળતા, અનુકંપા, એવે પ્રસંગે કોણી શરીરથી ઘણે દૂર રાખવી, પરંતુ તે વેળાએ કોણીને ઉંચે ન ચઢાવવી.

## ગૂંટણસ્થિતિ

૧. ગૂંટણની મક્કમતા, બળ તથા તાકાત, બહાદૂરી અને દ્રઢતા સૂચવે છે.

૨. ગૂંટણનું ઢીલાપણું શારીરિક, માનસિક અને નૈતિક નિર્બળતા સૂચવે છે.

[ નોંધ : જ્યારે સામેના પાત્રને ગૂંટણવાળી નમન કરવું હોય ત્યારે જે પગ પ્રેક્ષક બાજુએ આવતો હોય તેને લગાર પાછળ રાખીને ગૂંટણવાળી નીચે

કરવો, કે જેથી પ્રેક્ષક બન્ને પગોની સ્થિતિ જોઈ શકે. પ્રેક્ષક ભણી દેખાતો પગ પાત્ર બાજુના પગને ઢાંકી નાખે એમ ન થવું જોઈએ. ]

ચેષ્ટાપ્રકાર

સામાન્યપણે ચેષ્ટાઓ નીચલા ચાર વર્ગમાં વહેંચાઈ જાય છેઃ—

૧. સંબોધક ચેષ્ટા
૨. નિર્દેશક ચેષ્ટા
૩. નિવેદક ચેષ્ટા
૪. નિશ્ચિત ચેષ્ટા

સંબોધક અભિનય વેળાએ એક અથવા બન્ને હસ્ત સામેના પાત્ર ભણી આગળ લંબાય છે. હથેલીઓ એકેક સામે ત્રાંસી થવા પામે છે.

નિર્દેશક ચેષ્ટા : દરમિયાન મનુષ્યો વા વસ્તુઓ પ્રત્યે આંગળી ચીંધાય છે. કોઈ વિચાર જાહેર થાય છે યા ખુલાસો અપાય અને કોઈ સવાલ પૂછાય છે.

[ નોંધ : એવા સર્વે પ્રસંગે તર્જની અંગુલિ અને અન્ય આંગળીઓ વપરાતે જે દિશા નિર્દેશાતી હોય તે જ દિશામાં નેત્ર પણ સાથે સાથે દોરવાં ઘટે. લાગતાં વળગતાં પાત્રો યા વસ્તુઓ ભણી આંખ પહેલી જવી અને ઠરવી જોઈએ–પછી જ અંગુલિઓ, અને તેમને કાંઈ કહી સંભળાવવું હોય તો તે આંગળી ચીંધ્યા પછી જ. તેની પહેલાં બોલી ન ઉઠવું. ]

નિવેદક અભિનય સમયે જમણો હસ્ત આગળ લંબાય છે–હથેલી ઉપર આવે છે. ડાબો હસ્ત પણ એમ જ વપરાય છે. બન્ને હાથ સામટા વપરાતે પણ એમ જ આગળ લંબાય છે.

નિશ્ચિત ચેષ્ટાઓ દરમિયાન જમણો હાથ ત્રાંસો ફરતો ઉપરથી નીચે જાણે હવાને ફાડી રહ્યો હોય તેવો થવા પામે છે. ડાબો હસ્ત પણ તેમ જ વપરાય છે. ડાબી હથેલી ઉપર જમણી જઈ પડી અફળાય છે. જમણા હસ્તની મુઠ્ઠી ઉપરથી નીચે જાય છે. જો જમણા હાથમાં કાંઈ ચોપડી કે કાગળ હોય છે તો તે ડાબી હથેલી પર જઈને અથડાય છે. મેજ કે બાંકડા પાસે હોય છે તો તેના પર જમણી મુઠ્ઠી જોરથી જઈ પડે છે.

વૃત્તિઓ, ભાવો અને ચેષ્ટાઓ

જેવી વૃત્તિ તેવી ચેષ્ટાઓ, વૃત્તિઓ તો પુષ્કળ હોય છે પણ મુખ્ય નીચલી ગણાય છેઃ–

આરામી વૃત્તિઓ–લશ્કરી વૃત્તિઓ–વિનંતિ દર્શક વૃત્તિઓ–વ્યથા દર્શક વૃત્તિઓ–પ્રાર્થના દર્શક વૃત્તિઓ–પ્રેમાત્મક વૃત્તિઓ–સ્વસ્થ વૃત્તિઓ–ઉગ્ર અને ઉશ્કેરાટની વૃત્તિઓ–પામર અને અધમ વૃત્તિઓ– આનંદ વૃત્તિઓ–સ્વતંત્રતા દર્શક વૃત્તિઓ–વીરાત્મક તથા આવ્હાન અને પડકાર વૃત્તિઓ–નિરાશા અને શોક વૃત્તિઓ–પસ્તાવાની અને વિલાપી વૃત્તિઓ–નમ્ર, વિનયદર્શક અને શરણાગત વૃત્તિઓ–ઠઠ્ઠા, મશ્કરી, મજાક મસ્તી અને કટાક્ષ વૃત્તિ–અહંકારી, દમામી, દંભી અને અહંભાવી વૃત્તિઓ.

આ વૃત્તિઓ પ્રમાણે થતી ભિન્ન ભિન્ન ભાવનાઓ મુજબ કયારે કયારે શરીરનાં ની અવયવો કામે આવે છે તે હવે જોઈએઃ—

### મસ્તક

શોક અને શર્મ વેળાએ મસ્તક નીચું પડે છે. ગર્વ અને હિમ્મત વેળાએ ટટાર બને છે. હકાર દાખવતે ઉપરથી નીચે હાલે છે. નકાર, નારાજી કે અણુગમો અથવા ભય જણાવતે એક બાજૂથી બીજી બાજુએ ઝડપભેર આડું હાલે છે શંકા બતાવતે માથું ધૂણે છે.

### લોચન

પ્રાર્થના સમયે લોચન ઉંચે ચઢે છે શોક વેળાએ આંખ ભીની થાય છે અથવા અશ્રુવંતી બને છે. ગમગીનીમા નીચે ઢળે છે. ગુસ્સો કે ક્રોધમાં તપે છે અને આડી બની નજર ચૂકવે છે કે દમ ભરાવતી સામી થાય છે. મનન વેળાએ અંતરભણી વળતી ઢીલી અને બાહેરની વસ્તુઓ પ્રત્યે અવલક્ષકારી બને છે શંકા, ચિન્તા અને જંજાળ સમયે આમથી તેમ ફર્યા કરે છે.

### હસ્ત

સત્તા, સર્વોપરિતા આદિ બતાવતે હસ્ત ઉચા આગળ પડતા થાય છે. સ્તુતિ કે વખાણ કરતે હથેળી ખુલ્લી બાહેર પડતી અને હસ્તો ઉપર જાય છે સહાય યાચતે બન્ને હાથ આગળ પડે—હથેળીઓ એકેકની સામે આવે છે. નૈરાસ્ય અને લાચારી જણાવતે બન્ને હથેળી એકેકથી અથડાય છે શોક વેળાએ હથેલીઓ એકેકથી ધીમે ઘસાય છે—ક્રોધ વેળાએ ઝડપભેર ઘસાય છે.

૧. વિજય પ્રાપ્તિ વખતે જમણો હસ્ત ઉપર હવામાં ઘૂમે છે.
૨ નમેલા શીર્ષ પર હસ્ત મૂકાવો રજ વા વેદના સૂચવે છે.
૩. શર્મ દાખવતી વખતે હસ્ત નેત્રની આડે આવે છે.
૪. નિતમ પર પડેલા હસ્ત વિચારવત ઢબ બતાવે છે.
૫ હૃદય ઉપર મૂકાએલો હાથ મિત્રાચારી, વહાલ, પ્રેમ આદિ નાજુક ભાવોને વ્યક્ત કરે છે.
૬. વક્ષસ્થળ પર હસ્ત જઈ પડે એ આત્મવિશ્વાસ અને અંતઃકરણની સાક્ષી દર્શાવે છે અથવા ઇચ્છા પ્રદર્શિત કરે છે
૭ આશીષ આપતે હસ્તો ઉચે જાય છે—હથેળીઓ નીચલી બાજુએ આવે છે.
૮. હસ્તમિલન, સત્કાર, આમંત્રણ અને મિત્રભાવ દાખવ તે હાથ આગળ પડે છે.

### શરીર

૧. શરીર સીધુ હોય ત્યારે તે સ્થિર, અક્ષુબ્ધ, અને હિમ્મત ધરાવતા મનની સ્થિતિ કહી આપે છે.
૨. પાછળ ઢાળેલુ અંગ ગર્વ, અહંકાર આદિ ભાવોને વ્યક્ત કરે છે.
૩. આગળ પડતો દેહ દયા, દિલસોજી, આતુરભાવ, કાળજી તથા નિરાભિમાન સૂચવે છે.
૪ વાકુ વાળેલું શરીર માન તથા પૂજ્ય ભાવ જણાવે છે.
૫. નિસ્રોસ તથા પછડાએલું લાંબુ છટ શરીર સંપૂર્ણ અશક્તિ અથવા પૂરેપૂરી માનહાનિ દાખવે છે.

### નિમ્ન [ Lower ] અવયવો

૧. મજબુતાઈથી ઉભા રહેવુ હિમ્મત અથવા આગ્રહ કિંવા મમત મતાવે છે.
૨. પડખાં ગૂટણ પાય ચરણ વારે વારે ઢીલે હાલે એ અસ્વસ્થ મન, નિર્બળતા તથા વિચાર ભંગતા સૂચવે છે.

૩. હેઠલાં અવયવો ઈચ્છા કે વાસના થવે આગળ પડે છે.
૪. ડર, અભાવ અને ચિન્તા વેળાએ પાછળ જાય છે.
૫. ધાસ્તી અને ભય સમયે ચમકી ઊઠે છે.
૬. સત્તા, પ્રકોપ કે ઝનુન વેળાએ ભૂમિને ઠોકે છે.
૭. આધીનતા, વશતા, આજ્ઞાપાલન વખતે ગૂંટણીએ પડે છે.

## મુખ્ય મુખ્ય નાટકીય ભાવો તેના અભિનય સાથે

**મર્યાદશીલતા**—શીર્ષ આગળ વળેલું-મુખ સહેજ ખુલેલું-ઉપલાં પાંપણુ નીચે ઢળેલા. શરીર ભાર જમણા પાય ઉપર-ડાબો પાય ગૂંટણુ આગળથી વળેલો-ડાબા પગનો અંગૂઠો અને આંગળીએ જરાક જમીન સાથ દબાએલા

**શર્મ**—પાય ઉપર પ્રમાણે જ, પરંતુ બન્ને ગૂંટણુ વળેલાં, વક્ષસ્થળ દબાએલુ અને શીર્ષ છાતી પર ઝૂલતું.

**બારીક તપાસ**—મસ્તક આગળ, આંખ સામેના પાત્ર અથવા વસ્તુ પ્રત્યે એક ચિત્તે તાકેલી.

**મનન**—ઉચ્ચ વિષયોના ચિંતન વેળાએ નેત્ર ઉંચે-અધમ વિષયોના વિળાએ નેત્રો-ઊંડા વિચાર વેળાએ ભવાં કરચલી પાડેલાં, ઉન્નત વિચારો કરતે શીર્ષ જરાક પાછળ ઢળેલુ અધમ વિચારો સમયે મસ્તક નીચે ગએલું. અચોક્કસ વિચારો ચાલતી વેળાએ આંખ એક વસ્તુ ઉપરથી બીજી વસ્તુને બેધ્યાનપણે જોતી રહે. મનન વેળાએ હસ્ત, વિચારના પ્રકાર પ્રમાણે કોઈવાર કોઈ નજદીકની વસ્તુને અડીને રહે અથવા જરાક ઉપર નીચે થાય. વિચાર પ્રવાહ કોઈ કારણે અટકી પડે ત્યારે હસ્ત અને પાય એકાએક થંભી જાય

**માનભાવ**—સરખે સરખાને માન આપી બોલતી વેળાએ નેત્ર સીધી દિશામા જાય અને વક્ષાસ તેની સ્વાભાવિક સ્થિતિમા હોય. ઉતરતી પક્તિના પાત્રોને સંબોધતે છાતી વિશેષ આગળ, શીર્ષ ઉચકાએલુ, આખ દમામપૂર્વક નીચે ઢળેલી. ચઢિયાતી સ્થિતિના માણસો સાથે વાત કરતે, છાતી અંદર ગએલી, મસ્તક અને લોચન નીચે ઢળતાં અને દેહે પોતાની ટટારાવસ્થા જરાક ગૂમાવેલી હોય એવી ઢબ થવા પામે છે. સ્વમાન વ્યક્ત કરતે વક્ષસ્ બાહેર નીકળી આવે-તેની ગેરહાજરી સમયે છાતી દબાઈ ગએલી દેખાય

**મંદબુદ્ધિ અને શારીરિક નિર્બળતા**—શીર્ષ નમેલું, નીચલુ જડબું ઝૂલી પડેલુ, કોણીએ પડખામાં પેસી ગએલી, કોણીથી આગળી સુધીનો હસ્ત ઢીલો આગળ પડેલો, અંગુલિઓ એકેકમાં પરોવાએલી, છાતી દબાએલી, ગૂંટણુ વળેલાં.

**ચૌર કર્મ**—વક્ર દેહાવસ્થા: જાણે દીપડો શિકાર ઉપર કૂદકો મારવાને તૈયાર હોય તેમ આંખ ધારેલી વસ્તુ ભણી ચીટકેલી હસ્ત વક્રતા દાખવતા, ગૂંટણુ આગળ વળેલાં પરંતુ પાસે પાસે આવી ગએલા.

**પૂજ્યતા**—મસ્તક જરાક ઉપર કરી નીચે નમાવેલું, આખ પ્રથમ ઉચે કરી પછી નીચે ઢાળેલી છાતી અંદર, ગૂંટણુ વળેલા.

**પ્રેમ**—કપાળ શાન્ત, ભવાં કમાનદાર બનેલા, મુખ સહેજ ખુલ્લુ મલકાતું, આખ મૃદુ પણુ સીધી પાત્ર ભણી જોતી, હસ્ત હૃદય ઉપર.

વિશ્રામ—( Ease ) પાય એકેકથી ઘણા દૂર–નિતંબ ઉપર હસ્ત

ધૃષ્ટતા—પગ એકેકથી દૂર, નિતંબ અક્કડ બનાવેલાં, તેના ઉપર હસ્ત પડેલા કોણીઓ આગળ ગએલી, હડપચી ઉંચે ચઢાવેલી.

છાકટાવસ્થા—પાય એકેકથી દૂર, વદન તથા અવયવો ઢીલાં, ગાલ યાને કપોલ ફુગેલા ઉપરથી આવેલા મોઢું ખુલ્લું, મસ્તક ઢળેલું, આંખ લગભગ મીંચાએલી છાકટો માણસ સાવધ, ગંભીર, સ્થિર થવાના પ્રયત્ન કરતો દેખાય

વૃદ્ધાવસ્થા—શીર્ષ નીચે ઢળેલું અને ધ્રૂજતું ગૂંટણ ઢીલાં નમી પડેલાં, સ્વર નબળો ધ્રૂજતો, વાણી દમ ભરાઈ આવતી હોય તેમ ધીમી અને અચકાતી ખંચાતી બાહેર પડે

ખંધાઈ—વદન પર લુચ્ચુ હાસ્ય, ઉપર ઉપરથી મીઠા મધ થઈ જવાનો ડોળ, હસ્ત કોણી આગળથી વળેલા-હથેલી આગળ પડેલી અદબપૂર્વક એકેકથી જોડાએલી, મસ્તક વારે વારે નમી પડતું, પાય ગૂંટણ એકેકથી જોડાએલાં, ઓષ્ટ મિઠાશ અને સ્મિતથી ફૂસકાઈ જતા

શક—પાત્ર કે વસ્તુથી પોતાનું શીર્ષ ફેરવી નાખેલું–પરતુ આંખ તેના ઉપર ઠેરવી જ રાખેલી

દ્વેષ—શક પ્રમાણે જ–વધારામાં ઓષ્ઠ કરડાતી ઢબમાં

ધિક્કાર—નેત્ર પાત્ર કે વસ્તુ પર ઠેરવેલા પરતુ શીર્ષ તેમનાથી ફેરવી નાખેલું દાંત એકેકથી ચપ્પટ દબાએલા, ઓષ્ઠ પાછળ હઠેલા

પ્રકોપ—ચહેરો રાતો ચોળ અથવા મડદાં જેવો ધોળો ફીકો છાતી હાંફતી નસકોરાં ફૂલેલાં, દત કચકચાતા, મુઠ્ઠીઓ વળેલી, અને ધમકી આપતી હવામા ઘૂમતી, શ્વાસ ફુફાડા મારતો, આંખ ફાટી જતી, સ્વર મોટો ઘોઘરો અને કર્કશ કોઈ વાર ચીંચવાતો, કોઈ વાર ધ્રૂજતો

અણગમો—છાતી સારી રીતે બાહેર કાઢેલી, ઉપલો ઓષ્ઠ મરડાએલો

તિરસ્કાર—અણગમાની વિકિસત સ્થિતિ, ભવાં જરાક ચઢેલાં, આંખ સામેના માણસનાં શીર્ષથી ચરણ સુધી ખબર લેતી, સ્વર ખીલેલો-ઉંચે નીચે થતો.

કમકમાટ—ચહેરો નિસ્તેજ કુમળાએલો, બન્ને કોણી પડખામાં દબાએલો અને અંગૂલિઓ સામસામી પરતુ સીધી ઢીલી–દેહ જાણે લખલખું ભરાતું હોય તેવી ધ્રૂજતી, તથા કોઈને પાસેથી ચાલી જવાની નિષ્ફળ આજ્ઞા થતી હોય એવી ચેષ્ટા

નવાઇ—લલાટ સહેજ ઉપર ચઢેલું, ભવાં ઉમર, આંખો ફાડેલી, મુખ જરાક ઉઘાડું

વિસ્મયતા—લલાટ ઉંચે ગયેલું નેત્ર તથા મુખ એકદમ ઉઘાડાં, હસ્તો લગભગ વક્ષસ્થળ લગી ઉપર થએલા, હથેલી અંદરની બાજુએ

ડર—લલાટ ચઢેલું નેત્ર તથા મુખ ખુલ્લાં હસ્ત સ્થિતિ ઉપરના જેવી જ, પરતુ હથેલી બાહેરની બાજુએ જાણે ફિકર સામી દિશાએથી આવતી હોય અને તેને હસ્ત વડે અટકાવવાની હોય તેમ એક પાય પાછળ હઠેલો અને દેહ ડરને લઇને જાણે સંકોચાઈ જતો હોયની તેવી ચેષ્ટા, બેહદ ફિકર અને ધાસ્તી વેળાએ કાં તો અવાચક બની જવાય, કતિ, ચીસ પાડી દેવાય.

ભય—ડરની વિકસિત સ્થિતિ, શરીરનું જોશબંધ ધ્રૂજવું અથવા દેહ જડ ને ગતિ વિમુખ બની પાય ભૂમિથી જકડાએલા બને. ભ્રમ્મરો ઉંચે ચઢી જાય. અંગુલિઓ પથરાઇને છૂટી પડે તથા વળી વળી જાય. દમ રૂંધાય અને સ્વર ધ્રૂજતો બને.

હિમ્મત—છાતી બાહેર, શીર્ષ લગાર પાછળ ફેંકેલું. આંખો સીધી ઉઘાડી, અવયવો ટટાર અને મક્કમ, હસ્ત કાં તો છાતી ઉપર અદબથી વળેલા અથવા પડખે મજબુત રહેલા, અવાજ મજબુત.

પડકાર—"તું તે કોણ ? ચાલ આવી જા સામે !" અથવા "મને ત્હારી જરા પરવા નથી." એવી ભાવનાઓ વાળી ચેષ્ટા વખતે શરીર સંપૂર્ણ ઉંચાઈએ જાય છે. ભવાં તુચ્છકાર દાખવતાં નીચાં થાય છે. હસ્ત મુઠ્ઠી વાળવા જેવા સજ્જડ બને છે, ક્વચિત તર્જની ગતિમાન થાય છે, ઓષ્ઠ મક્કમ બીડાય છે.

વિષાદ—છાતી અંદર દબાએલી, આંખ ખુલ્લી પરંતુ જોવા છતાં જોતી નહીં હોય તેવી.

શોક—ઉપર પ્રમાણે જ પણ શીર્ષનું આમથી તેમ હાલવું.

વિલાપ—પાય આગળ પાછળ, ગૂંટણ વળેલા, વક્ષસ્થળ અંદર ગયેલું, ઓષ્ઠ ધ્રૂજતા, મસ્તક છાતી પર ઝૂલતું.

નૈરાશ્ય—વદન ઉપર કરેલું. આંખ ઉપર કરેલી પણ અંદર જતી, પાંપણ લગભગ બીડેલાં, હસ્ત પ્રથમ ઉપર જઇ છેવટ એકદમ નીચે પડી જતા.

ખુશાલી—કદમ હળવાં, હિલચાલ ઝડપી, ચહેરો તેજસ્વી.

અખજ હર્ષ—હાથ ઉંચે જતા; તાલી પાડવા ચાહતા અથવા તાલી પાડતા, મસ્તક આગળ પાછળ થવું, કદમ ઉછળતાં ને કૂદતાં.

છેડાઇ પડવું—માથું ઝડફબંધ આમથી તેમ ફરે, ભવાં ઢળી પડેલાં, હથેલી કોઈ વસ્તુને ગ્રહણ કરવા જતી હોય એમ તેનું બીડાવું અને ખૂલવું.

વેદના—ચહેરાના સર્વે અવયવોનું વિકૃત થવું, નેત્ર ઉઘડે અને પાછાં બંધ થાય. સ્કંધ ચઢેને ઉતરે, હથેલી ખુલે અને બીડાય.

અતિકષ્ટ—વેદનાનું વૃદ્ધિગત સ્વરૂપ, ઉપર પ્રમાણે જ પરંતુ તે સાથે કરૂણ અવાજ, રૂદન તથા આર્તનાદ.

બેશુદ્ધ થવું—દેહ ઢીલો ઢચ બને, હસ્ત અક્કડ તથા અચેતન બને. નેત્ર મસ્તકમાં ચઢી ગયાં હોય તેમ ઉપર થઈ જાય.

મૃત્યુ: ઝેરથી—લલાટ ઉપરની નસો ફૂલી આવે-હસ્તને તથા આંગળીઓને કરડવા જાય. વદન પ્રથમ જાંબુડુ બની પછી રાતા રંગમાં બદલાય.

મૃત્યુ: ઘાયલ થવાથી—આંકડી આવતી હોય તેમ દેહનું તણાઇ ખેંચાઈ જવું, અંગો તથા અવયવોનું જોશભેર ગતિમાન બનવું અને એકાદ બે મુશ્કેલ શ્વાસ પછી મૃત્યુ વશ થવું.

## પ્રાચીન હિન્દમાં વ્યવહાર્ય અભિનય

અત્યાર સુધી જે કાંઇ આપણે વાંચી આવ્યા તે આંગિક અભિનય વિજ્ઞાનની અર્વાચીન સમજણ પ્રમાણેનું જ હતું. પરન્તુ આ વિષયને પૂરો કરવા પહેલાં આપણે લગાર ટુંકમાં જોઈ જઈશું કે પ્રાચીન હિન્દમાં વહેવારુ અભિનયની બાબતમાં શી સ્થિતિ હતી ?

પ્રાચીન કાળમાં સંસ્કૃતમાં લખાયેલાં નાટ્યશાસ્ત્ર ઉપરનાં જે કેટલાંક પુસ્તકો મળે છે તેમાં સૌથી જૂનું ભરતમુનિનું 'નાટ્યશાસ્ત્ર' છે. તેનો સમય ખ્રિસ્તી સનની શરુવાત લગભગનો ગણાય છે. આ પુસ્તકમાં અભિનય વિષે વિગતવાર વર્ણન છે. આગળ કહેવાઇ ગયું તેમ અભિનયની એમાં ચાર જાત કહી છેઃ કાયિક, વાચિક, આહાર્ય અને સાત્વિક આપણે અહીં કાયિક અથવા આંગિક અભિનયની જ વાત કરવી જોઈએ. એ વિષયમાં પણ આપણા પૂર્વજો બહુ ઝીણી વિગતોમાં ઉતરેલા હતા, જેમાંની કેટલીક બાબતો આજે પણ સુધરેલા દેશો વિકસાવી શક્યા નથી. આ સત્ય, હિન્દીઓ લેખે આપણને માટે ખરેજ હર્ષ પમાડનારું છે.

### અંગનિર્દેશ

ભરતના નાટ્યશાસ્ત્ર પછી કેટલાક સૈકા પાછળ (ચૌદમા સૈકામાં) રચાયેલાં 'સંગીત રત્નાકર' નામે ગ્રન્થના સાતમા નર્તનાધ્યાયમાંથી અહીં કેટલીક વિગતોનો નિર્દેષ, વાંચકોની માહિતી માટે કરીશુ. એમાં, અભિનય કાજે નીચેના અંગોનો અભિનય ખાસ કેળવવાનું કહ્યુ છે. તે અંગો આ–શિર, હસ્ત, વક્ષ, પડખું, કેડ, પગ; તેમ વળી ખભા, ઊરુ, પીઠ, ઉદર, નિતમ્બ, સાથળ; વળી મણિબન્ધ, ગૂંઠણ, નેત્ર, ભમ્મર, ડોળા, ગાલ, નાક, અધર, દાંત, જીભ, હડપચી, મુખ; વળી પાની, ઘૂંટી, પાદતળ, આંગળી ઈત્યાદિ.

### અંગવિક્ષેપ સંખ્યા

તેમાંથી શિરના ૧૯ પ્રકાર, હસ્ત એકજ કે બન્નેના કૂલ પ્રકારો ૬૭ (કેટલાકના મતે ૭૦ પ્રકારો પણ હતા) વક્ષસના ૫, પડખાંના ૫, કેડના ૫, પગના ૧૩, ખભાના ૫, ઊરુના ૬, ઉદરના ૪, નિતમ્બના ૫, સાથળના ૧૦ મણિબન્ધના ૫, ગૂંટણના ૭, નેત્રના ૩૬, ભમ્મરના ૭, ડોળાના ૧૬, ગાલના ૬, નાકના ૬, અધરના ૧૦, દાંતના ૮, જીભના ૬, હડપચીના ૮, મુખના ૬, પાનીના ૮, ઘૂંટીના ૫, હાથની આંગળીના ૭, પગની આંગળીના ૫, પાદતળના ૬, વગેરે પ્રકારો ગણાવ્યા છે.

આ દરેક પ્રકાર વખતે તે તે અંગનું કર્મ કેવી રીતે કરવું તે તથા ભિન્ન ભિન્ન કેવા કેવા ભાવો દર્શાવવાને કયા કયા પ્રકારનું કર્મ કરવું એ બધાનો સવિસ્તર ખુલાસો પ્રાચીન ગ્રન્થોમાંથી મળે છે.

### 'કરણ' યાને મિશ્ર અભિનય સ્થિતિઓ

આમ જુદાં જુદાં અંગોનાં વ્યક્તિગત હલનચલન વિષે લખ્યા પછી આમાંથી કોઈ, પણ અંગના, પણ ખાસ કરીને બન્ને હાથના એક સાથે થતાં હલનવલનમાંથી જે પ્રકારો અને તેનું બારીક વર્ણન નાટ્યશાસ્ત્રના જૂના ગ્રન્થોમાં મળે છે. આવાં મિશ્રકર્મને 'કરણ', કહે છે. કરણ ૧૦૮ છે. એના પણ પાછા પેટા ભેદો તથા મિશ્રભેદો છે. દક્ષિણમાં, એક પ્રખ્યાત મન્દિરમાં આ ૧૦૮ કરણોની એટલે કે અભિનય સ્થિતિઓની શિલ્પમૂર્તિઓ હજી પણ મોજુદ છે. આ શિલ્પમૂર્તિઓ તેની સાથે જોડાયેલા ભાવોને બહુજ સ્પષ્ટતાથી વ્યક્ત કરે છે. આ શિલ્પમૂર્તિઓ ઉપરથી લીધેલા ચિત્રો 'ગાયકવાડ ઓરિએન્ટલ સીરીઝ'ની ભરત નાટ્યશાસ્ત્રની આવૃતિમાં છપાયાં છે.

## અંગસ્થિતિ અને ભાવ

આ બધી બાબત વિષે સામાન્યપણે એમ નોંધવું જોઈએ કે હિન્દુ નાટ્યશાસ્ત્રના ગ્રન્થોમાં શક્ય એવી અને એટલી, બધી જ વ્યવહારિક સૂચનાઓ અસંખ્ય અભિનયો માટે આપી છે. પહેલાં, અભિનયકર્મ કરતાં પ્રત્યેક અંગને કેવી સ્થિતિમાં મૂકવું તેનું, અને પછી એમ કરવાથી કયો ભાવ વ્યક્ત થાય તેનું, દરેક પ્રકાર માટેનું વર્ણન ઘણું જ બારિક અને વિગતવાળું છે.

## મુખરાગપલટ

આ બધા આંગિક અભિનય ઉપરાંત મુખરાગપલટથી યાને મુખના રંગના ફેરબદલાથી, એટલે કે જૂદા જૂદા વિકારો પ્રમાણે ચહેરા ઉપર જે રંગ છવાઈ જવા પામે તેના બદલાવાથી પણ કેટલાક ભાવો સૂચવાય છે તેનું પણ વિગતપૂર્ણ વર્ણન આ ગ્રંથોમાં મળે છે.

## વહેવાર્યે અભિનય શીખવા માટેનો પ્રાચીન પ્રબંધ

આટલી ઝીણી વિગતમાં ઉતરીને આ વર્ણનો આપણા ગ્રન્થોમાં અપાયાં છે તેનું કારણ એ કે એવાં બારીક વર્ણનો નાટ્યાચાર્યોને મદદરૂપ થાય. સામાન્ય જનતા પાસે ઝટ મૂકી દેવા સારુ અથવા કેવળ શિષ્યવર્ગ સમક્ષ ધરી દેવા ખાતર આવાં બારીક વિગતપૂર્ણ પુસ્તકો હોઈ શકે નહીં.

જૂના કાળમાં પાટલીપુત્ર, તક્ષશિલા, ઉજ્જયિની, રાજગૃહ આદિ મોટાં શહેરોમાં ઘણી નર્તનશાળાઓ તેમજ નાટ્યશાળાઓ હતી જ્યાં ખાનગી નાટ્યાચાર્યો અભિનયનું વિગતવાર શિક્ષણ આપતા. પ્રત્યેક હિન્દુ રાજાના મહેલના વિશાળ આંગણામાં એક નૃત્યગૃહ અને એક નાટકગૃહ એમ બે ગૃહો રાખવામાં આવતાં. અને આ રાજાઓ ખાસ પગાર આપીને નર્તનાચાર્યોને તેમજ નાટ્યાચાર્યોને પોતાની નોકરીમાં રાખતા, કેમ જે રાજપુત્રીઓને અને નવી આવતી જતી રાણીઓને આ કળા શીખવાનું તેથી સહેલ પડતું. કવિ કાલિદાસના 'માલવિકાગ્નિમિત્ર'માં આ બાબતનું સારું વર્ણન છે.

ગણિકાઓને તો અભિનયકળામાં પારંગત થવાની ખાસ જરુર હતી તેથી તેઓ કુશળ નાટ્યાચાર્યોને ત્યાં અભિનયનું શિક્ષણ લેતી. આવા નાટ્યાચાર્યો પોતાને ત્યાં શીખવા આવતા વિદ્યાર્થીઓને આ કળા શીખવતા.

"ભરત નાટ્યશાસ્ત્ર"માં નટોના ત્રણ વર્ગ પાડયાછેઃ—

૧—પુરુષોનો પાઠ પુરુષ ભજવે તે. ૨ સ્ત્રીનું પાત્ર સ્ત્રીજ ભજવે તે ૩ પુરુષનો પાઠ સ્ત્રી અને સ્ત્રીનો પાઠ પુરુષ ભજવે તે. આ ત્રણ વર્ગો પુસ્તકિયાજ નહોતા, પણ 'માલતી માધવ' 'રત્નાવલિ' 'નાગાનન્દ' વગેરેની પ્રસ્તાવનાઓ ઉપરથી પણ આપણે જાણી શકીએ છીએ કે ઉપલા વર્ગો વ્યવહારમાં પણ પળાતા, એટલે કે તેઓ રંગભૂમિ ઉપર અભિનય કરી બતાવતા. હવે તે કાળે જો નાટ્યગૃહો હતાં, અભિનેતાઓ હતા, અભિનેત્રીઓ હતી, અને વળી તેમને શીખવનારો ખાસ' નાટ્યાચાર્યોનો પણ વર્ગ હતો તો આપણે આ ઉપરથી પણ સહેજે અનુમાન કરી શકીએ કે એ કાળમાં અભિનયને લગતું વહેવારુ રીતે અપાય તેવું શિક્ષણ અસ્તિત્વમાં હતું અને એ શિક્ષણ શીખવી શકાય તેટલા સારુ તેને લગતી શિક્ષણશાળાઓ પણ હતી.

તે જૂના કાળમાં પૂર્ણ જાહોજલાલીએ પહોચેલી આ કળાની કંઇક ઝાંખી હમણાં હમણાં આપણને ઉદયશંકરના નૃત્યથી તેમજ વલ્લાથોલના કથાકલિ નૃત્યથી મની છે.

**આપણી રંગભૂમિ ઉપરના કેટલાક અભિનય દોષને લગતી વહેવારુ સૂચનાઓ**

અભિનય સબધી હજીયે આપણી બિન ધંધાદારી કે ધધાદારી નાટક મડળીઓના અભિનેતાઓ અમુક અમુક ભૂલો કર્યા જાય છે. તેમાંની કોઇ કોઈ તો આપણું ખાસ લક્ષ હમેશાં ખેંચે છે. આ તેમની ઉણપો હવે નજ રહેવા પામે એમ આપણે ખર્રા દિલથી ઇચ્છીશુ અને તેના સંબધમાં નીચે પ્રમાણે કેટલીક વહેવારુ સૂચનાઓ તેના ઉપાય લેખે નમ્રતાપૂર્વક રજુ કરીશુ —

૧ કાંઇક લલકાર ભેગો ગળાંમાંથી સાદ કાઢવો અને નિશાળમાં મહેતાજી ગુજરાતી 'ડિક્ટેશન' લખાવતા, એવી ઢબનુ એકસુરુ બોલવુ, હજી આપણા અભિનેતાઓમાંથી સમૂળગું ગયું નથી. જો કે .આગળ કરતાં દેખીતો સુધારો છે, તોયે સમજદાર પ્રેક્ષકોના કર્ણો હજીયે એ આફતથી પીડાતા રહે છે. અભિનેતાઓનાં ખુલ્લાં નામો દર્શાવીને લખવુ યોગ્ય લાગતુ નથી, પણ આ ફરિયાદ સાચી છે કે મરસમા સરસ અભિનય કરનારા આપણા કેટલાક અભિનેતાઓ હજી પણ પોતાને આ દોષ કિંવ દૂષણથી દૂર કરી શકયા નથી સસાર ભૂમિકા અને રંગભૂમિ એ બે વચ્ચે કશો યે ફે નથી, એવું સચોટ ભાન આ અભિનેતાઓને હજુ થવા પામ્યુ હોય એમ લાગતુ નથી ઘર આદિ અન્ય સ્થળોની વાત જૂદી જ છે, પણ રગભૂમિ ઉપર તો આવી એક ખાર 'નાટકી બાણી' હોવી જ જોઈએ એ ધખારો અદ્યાપિ એમના મનમાંથી ગયો હો' એમ જણાતું નથી

આ સુધારવા માટે પ્રથમ તો અભિનેતાના મનની સ્થિતિ બદલાવી જોઈશે હુ અત્યારે રગભૂમિ ઉપર છુ અને લોકો સમક્ષ વેશ ભજવી રહ્યો છુ એવાં સ્વભાનમાથી જ્યા લગી આવા અભિનેતાઓ પોતાને બાહર કાઢશે નહીં ત્યાં લગી આ ખોટી ટેવનો નાશ થવો અશક્ય છે આવા અભિનેતાઓ જો રગભૂમિના મકાન, ખંડ, માર્ગ વગેરેને ખરેખરા ઘર, ઓરડો, રસ્તો વગેરે સમજવા જેટલુ પોતાનું ભાન સતેજ કર્યા જાય તો તેઓ સફળતાથી આ કુટેવનો સામનો કરી શકે.

બીજી સૂચના એ કે જ્યારે નવા ખેલ સારુ તેઓ પોતાનો 'પાઠ' મોઢે ચઢાવે ત્યારે તેને મોટેથી વાચતી વેળાએ જ કુદરતી જ અવાજમાં વાચવાનો મજબુત પ્રયત્ન તેમણે કરવો હસવા જેવી વાત તો આ છે કે આવા 'એક્ટરો' પોતાની ખાનગી જગ્યામા યે પોતાનો 'પાર્ટ' મોઢે કરતી વેળાએ પણ પોતાની નાટકી બાણીને બાજુએ મૂકી શકતા નથી એવી વેળાએ તેઓએ જાતે સાવધાન રહેવુ. અને તો કોઈ સમજદાર મિત્રને પાસે રાખીને એવો પ્રબધ કરવો કે તે તેને પાર્ટ વાચતે ખોટી ઢબ પર જતા વારે વારે અટકાવ્યા કરે જો મન પર લઇને એક અભિનેતા આ બે સૂચનાઓનો ખંત તથા કાળજીપૂર્વક અમલ કરે તો એકાદ બે મહિનામા જ તે પોતાને આ દોષમાંથી મુક્ત બનેલો જોઈ શકે

**૨ અકુદરતી મોટા સાદે બોલવું :** 'પિટક્લાસ' લગીનો આખો પ્રેક્ષક વર્ગ પોતાનું બોલવું બરાબર સાંભળી શકે એવી સમજમાંથી આ ખામી ઉત્પન્ન થવા પામે છે. સાધારણ વાતચીત પૂરતો અવાજ પાછલી હારોને પહોંચી શકશે નહીં, એવી ભીતિ સ્વાભાવિક જ અભિનેતાઓને હૈયે હોય છે, આટલા જ માટે તેઓ દરેક પ્રસંગે ઘાંટું તાણીને અકુદરતી લાગતા મોટા અવાજમાં પોતાનું બોલવું રજુ કરે છે.

પશ્ચિમમાં, આ ફરિયાદને ટાળવા સારુ બે ઉપાયો યોજાયેલા છે. એક 'અનુકૂળ બાંધણીવાળી નાનકડી નાટ્ય શાળાઓ [ Little Theaters ] બનાવવાને લગતો છે, અને બીજો ઉપાય ખુદ અભિનેતાઓના હાથમાં રહેલો છે. એ ઉપાય તે, અવાજને દૂર દૂર ફેંકી બતાવવાની ચતુરાઇ અને કળામાં સમાયો છે. પ્રથમ તો અભિનેતાએ પોતાનો સાદ ગળાં કે મોઢામાંથી કાઢવા બદલે તેને છાતીના ઊંડાણમાંથી બાહેર પાડવો જોઈએ છે. બીજો ઇલાજ બોલાતા શબ્દોને ક્યાં સફાઈથી લંબાવવા, ક્યાં શબ્દો પર ભાર મેલવો, ક્યાં શબ્દ પાસે જરાક ખચકો [ Pause ] આપવો, ક્યાં સ્વર ઉંચો નીચો કરવો અને છેવટ પુખ્ત અને સ્પષ્ટ ઉચ્ચારણ કરી જાણવું એ જો બરાબર આવડે તો પછી, દૂર દૂર સંભળાઈ શકાવા માટે, બોલાતી વાણીને ક્યારે કેટલું વિસ્તાર બળ [ Volume ] આપવું એ કળા કાંઈક સતત પ્રયત્ન પછી અભિનેતાને સાંપડવી સહજ તથા સહેલ છે. ત્રીજી સૂચના આ કે 'પિટક્લાસ'ની છેલ્લી હારને અવાજ પહોંચાડવાનો ખાસ પ્રયાસ અભિનેતાએ કદી પણ આદરવો નહી. પાછલી હારના પ્રેક્ષકોને કહી સંભળાવવું છે એ ખ્યાલ અભિનય કરતે અભિનેતાના મનમાં હોવો ઘટે જ નહીં.

**૩ પ્રેક્ષક વર્ગને સંબોધન થતું હોય એવો ખોટો અભિનય;** ખુશીની વાત છે કે આપણા અભિનેતા વર્ગમા આ ખામી હવે ઓછી થતી જાય છે. તદ્દન ચાલી ગઈ નથી એ ખેદની વાત છે. જાણે અજાણે હજીયે આપણા કોઈ કોઈ સારા અભિનેતાઓ આવી ઉણપથી પોતાને સંપૂર્ણપણે વિમુક્ત રાખી શકતા નથી. એના દાખલા આજ પણ મળી આવે છે. એક દૃષ્ટાંત યાદ આવે છેઃ અમુક ખેલ મહીં બે પુરુષપાત્રો મિત્રભાવે વાતચીત કરી રહ્યા છે. એ વેળાએ રંગભૂમિ ઉપર આ બે સિવાય અન્ય કોઇ પાત્ર હાજર નથી. બન્ને એકલા છે ને વાર્તાલાપ ચાલે છે. પ્રસંગવશાત્, એક પાત્રના બોલવા ઉપરથી બીજું પાત્ર આ પ્રમાણે તેની ટકોર કરે છે, **"લ્યો! ગજવામાં તો ફૂટી બદામ ન મળે ને ભાઈને પરણવું છે લખપતીની દીકરી વેરે!"** આ કટાક્ષ કિંવા રમૂજ બોલી સંભળાવતે બોલનાર પાત્રે પ્રેક્ષકો ભણી મોઢું કરી, તેમની તરફ હસ્ત લંબાવી, જાણે તેમને કહી રહ્યો હોય તેવો અભિનય કર્યો!

રંગભૂમિ ઉપર થતી આવી જાતની ઘણીએક ટીકા સામેના પાત્રને કહી સંભળાવવાની હોતી નથી. જો કે સામેના પાત્ર સાથે એ ટીકા સંબંધ ધરાવે છે ખરી, વળી જો એવી વેળાએ રંગભૂમિ ઉપર અન્ય કોઈ પાત્ર હોય નહી તો પછી બોલનાર અભિનેતા વિચારમાં પડી જાય છે કે હવે આ ટકોર મારે કોણને સંબોધીને બોલવી? બીજાં કોઈ પાત્રો તો ત્યાં હાજર નથી, એટલે પછી ઓછી સમજ કે કમકુશળતાને લઇને તે અભિનેતા ઝટ કરતો એવી કોઈ વેળાએ પ્રેક્ષકવર્ગને જ સંબોધવા મંડી જાય છે. એમ કરવું પણ દેખીતું જ અસ્વાભાવિક થઇ પડે. એવી અમુક ઘડીએ અભિનેતાએ શું કરવું?

તેણે પ્રેક્ષક ભણી જોઈને પણ ન બોલવું કાંતો પોતાની બાજુની આડી દિશામાં નજર નાખી બોલવું, અથવા તો સરસ રીત એ જ કે દીવાસળી સળગાવી બીડી પીવાની શરુઆત કરતે આવી ટીકા છેડવી અથવા પાસેની મેજ ઉપર પડેલી કોઈ ચોપડી ઉચકીને જોતે આવી ટાળ કરવી. આથી અવશ્ય ખોટું સંબોધન થતું અટકી અભિનય નૈસર્ગિક થવા પામે છે.

**૪ ગૌણ પાત્રોને હસ્તે મુખ્ય પાત્રોને 'ઢાંકી નાંખવાનો' થતો પ્રયત્ન :** અનેકવાર, નાના પાત્રો એટલે કે ગૌણ પાત્રોને ભજવનારા અભિનેતાઓ રંગભૂમિ ઉપર પોતાની સાથે એક જ પ્રવેશમાં કામ કરતાં મુખ્ય પાત્રોની અસરને 'ઢાંકી નાખવાનો' પ્રયત્ન કરે છે જે તેમની એક ખામી જ ગણાય. ઘણીયે વાર આ નાના પાત્રો પોતાનો ભાગ ભજવી બતાવવામાં ઘણી સારી કુશળતા દાખવે છે છતાં તેઓ આ ખામીથી પોતાને દૂર રાખી શકતા નથી.

હા, જે જે પ્રવેશમાં આ ગૌણ પાત્રોને જ બધા બીજાં પાત્રો કરતાં ખીલી નીકળવાનું હોય ત્યાં તેઓ બેશક ખીલી ઉઠે. પરંતુ જ્યાં ખેલની રચના પ્રમાણે અમુક પ્રવેશ વિષે એવું નક્કી થયું હોય કે ત્યાં માત્ર મુખ્ય પાત્રો તરફથીજ પ્રેક્ષકોને મુખ્ય અસર મળવી જોઈએ; તો પછી કોઈ નાના પાત્રે [ દાખલા તરીકે નોકર પાત્રે ] તેઓને તેમ વેળાએ "ઢાંકી નાખવા" જેવી ગમે એવી સરસ ચાલાકી કે હુશિયારી દેખાડવાનો પ્રયત્ન માંડીજ વાળવો ઘટે છે. એવી વેળાએ બેલાશક તેઓ સત્ય અભિનય કરે. પણ જે મુખ્ય અસર પ્રવેશ પ્રમાણે મુખ્ય પાત્રો વડે ઉપસ્થિત થવાની હોય તેને મારી નાખવા જેવું સહેજ પણ આચરણ તેમનાથી થવુંજ ન ઘટે. એવી જાતના પ્રવેશમાં તેણે પોતાને સ્વલોપી યાને Self-effacing દેખાડી આપવો જોઈએ. એવે સમયે જો તે આખા પ્રવેશનો 'વરરાજા' બની નીકળે તો તેનો અભિનય ગમે એવો ચાલાક હોવા છતાં અણઘટતો લેખાવા પામે છે. અલબત્તાં સેંકડો અણુસમજુ પ્રેક્ષકો મુખ્ય પાત્રોને પણ 'ઢાંકી નાખનારા' તેમના 'સરસ દેખાવ' માટે તેમનાં વખાણ કરશે પરંતુ તેથી કોઈ જૂના અભિનેતાઓએ હરખાઈ કે ફૂલાઈ જવાનું નથી. ગૌણ પાત્રો ભજવનારા અભિનેતાઓ જો પોતાના દરેક પ્રવેશના પ્રકારને એક વાર બરાબર સમજી લેશે-અમુક પ્રવેશોમાં નાટ્યકર્તાએ મુખ્ય અસર તેમની તરફથી માગી છે કે મુખ્ય પાત્રો તરફથી માગી છે એની સમજ જો રંગભૂમિ ઉપર આવવા પહેલાં તેમણે સંપાદન કરી લીધી હશે તો પછી મુખ્ય પાત્રોને ઢાંકી નાખવા જેવા અકુદરતી પ્રયત્નો તેમના હસ્તે થવા પામશે જ નહીં.

**૫ ચુપચુપ ઉભા રહીને ભાગ ભજવવો** યાને રંગભૂમિ ઉપર કશું કરવું નહીં છતાં તે નૈસર્ગિક પણે કરવું એ કાંઈ ધારવામાં આવે છે તેવું મહેલું સટ કામ નથી. અનેક અભિનેતાઓ : અનુભવી કહેવાતા અભિનેતાઓ પણ રંગભૂમિ ઉપરના સારા શ્રોતાઓ બની શકતા નથી. ચપળ ચુપકીદી એ સારા શ્રોતાની સાચી લાયકાત છે : એ સૂત્રને પાળી બતાવવાની અગત્યતા એક સાધારણ મનુષ્યના કરતાં રંગભૂમિ ઉપરના અભિનેતાને વિશેષ હોવી જોઈએ.

સામેનું પાત્ર જ્યારે આવેશમાં આવી પ્રાણવંત વાકયો સંભળાવી રહ્યું હોય અથવા હૃદય દ્રાવક રીતે ગાયન ગાઈ રહ્યું હોય ત્યારે તેને સાંભળનાર અભિનેતાને અકળવકળ

કરતો જોવો, પોતાની વસ્તુ કે રૂમાલ જોડે ચેડાં કાઢતાં જોવો અથવા યાન્ત્રિક ઢબના ડોકાં ધુણાવતો કે અકુદરતી સ્મિત સહિત નકામા નકામાં લ્હેકા કરતા જોવો : એ આજે પણ આપણા નાટક તખ્તા ઉપરથી થતી પ્રેક્ષકોની ચાલુ પજવણી છે.

જગ વિખ્યાત આભનત્રી માદામ સ્હારા બરનર્ડને વિષે આ વાત જાણીતી છે કે જ્યારે તેણી ટૂંકા કે લાંબા પ્રવેશો દરમિયાન રંગભૂમિ ઉપર ચુપચુપ ઉભા રહેવાનો ભાગ ભજવતી ત્યારે તે પોતાના નેત્રો વડે જ નહીં, વદન વડે જ પણ **આખાં શરીર વડે સાંભળતી.** કશું ન કરવા છતા તેની ચપળ ચુપકીદી એવો અદ્દભુત અભિનય કરી બતાવતી કે તમાશબીનો બોલનાર પાત્ર ભણીથી પોતાની દ્રષ્ટિ ખેંચી લઈ વારંવાર સ્હારા ભણી નજર નાખવા મંડી જતાં.

ન બોલવા – ચુપચુપ ઉભા રહેવા છતાં રંગભૂમિ ઉપર ભાગ ભજવેલો કહેવાય એવું કામ કરી બતાવવા સારુ ચપળ મૌન સેવવાની કળા અભિનેતાએ ખીલવવી ઘટે છે–રંગભૂમિ ઉપર જ નહીં પણ તે સિવાયના અન્ય સ્થળોમાં પણ એ વિષે એણે પોતાના ભાનને સદા જાગૃત તથા સાવચેત રાખવાની ચાલુ ટેવ પાડવી જોઈએ છે. એની વેળાએ અરધી ઘડી પણ બેખ્યાલ ગુમાવાય નહીં એવી કાળજી એને હૈયે હોવી જોઇએ. સામેના બોલનાર પાત્ર સાથે એને ખરેખરો સંબંધ છે – એ એનાથી જુદો નથી અને અમે રંગભૂમિ ઉપર સાથે કામ કરીએ છીએ એવી ભાવનાને તેણે પળવાર પણ અંતરથી વિસારવી જોઈતી નથી. જો એ એની આંતર ભાવના સ્વાભાવિક હશે તો પછી એની મૌન ચેષ્ટાઓ પણ તેમાંથી આપમેળે નૈસર્ગિક જ ઉતરતા પામશે.

**૬–અભિનયને વાણીના અર્થની સાથે જોડી નાખવાની ખામી:** વાણીના અર્થ પ્રમાણે તેને અનુકૂળ કરવો એ નિયમ સત્ય છે. યોગ્ય છે તેની કોઈ ના પાડે એમ નથી, પરંતુ ઘણીયે વાર આપણી રંગભૂમિ ઉપર બારીક પ્રકારનો અભિનય થવામા જે ખામી આવે છે તેનું એક મુખ્ય કારણ એ છે કે અભિનેતા પોતાની ચેષ્ટાને બસ વાણીના અર્થ પ્રમાણે જ દોરવે છે. વાણીના અર્થ કરતાં પણ પોતે કયા નમૂનાનું [ Type ] પાત્ર છે તે ખ્યાલને વિશેષ રળગી રહીને અભિનેતાએ પોતાના અભિનયને દોરવવો જોઈએ છે. વાણી એતો અભિનયરૂપી ગાડીને દોડવા માટેના પાટા છે, પરંતુ પાત્રનો નમૂનો એતો અભિનય મારેનું સાચું સુકાન છે. આ સુકાનને રંગભૂમિ ઉપર બાજૂએ રખાય–કવચિત પણ સંજોગ ભૂલી જવાય, પછી. વાણી પ્રમાણે અભનિય કરો તોયે તેમાં કચાશ આવ્યા વિના રહે નહીં.

રંગભૂમિ ઉપર અવાજ અને વાણી, વિચારો કહી આપવા કારણે હોય તેના કરતાં પાત્ર અને ચારિત્ર કહી આપવા કાજે વિશેષ છે જો અભિનેતાને પોતાના પાત્રની પરખ પૂરેપૂરી હશે તોજ તે પાત્ર પ્રમાણેના અનુકૂળ અવાજને પોતાના ગળામાંથી બાહેર આણી શકશે કે જે તેના અભિનયને સફળ બનાવશે. ટૂંકમાં કહેતાં અભિનયનો આધાર વાણીના અર્થ ઉપર હોય તેના કરતાં અવાજ ઉપર વિશેષ છે અને અવાજ હમેશાં પાત્રને અવલંબીને જ રહેનારો હોય છે માટે, સરસ અભિનય થઈ શકે તેટલા સારુ પાત્ર જેમ માગે તેમ અવાજ. આવેશી, આગ્રહી, અવિનયી, નમ્ર, વેધક, પટામણો, લવચામણો, થડકાદાર કે ઠઠ્ઠાખોર વગેરે વગેરે જાણે વાંસળીથી લઈ ને તે ઢોલ લગીની બધી વિવિધતાને પહોચી વળે એવા આભનેતાએ ઉપજાવવાજ જોઇએ; કારણ ચારિત્ર પ્રમાણે જ અવાજની જાત બદલાય

છે; ચારિત્ર પ્રમાણે જ અવાજનું સ્વરૂપ બંધાય છે અને ચારિત્ર પ્રમાણે જ અવાજનો વિસ્તાર નક્કી થાય છે. માટે કુશળ અભિનેતાએ વાણીની સહાયતા વડે સરસ અભિનય ઉપજાવવા કાજે પ્રથમ સંભાળ, લાયક અવાજની રાખવી જોઇએ અને પછી જ વાણીના અર્થ પ્રમાણે અભિનયને દોરવવો ઘટે.

શબ્દોના અર્થને વફાદારીથી વળગી રહીને એક સાંચાની પેઠે અંગ ઉપાંગોને લાંબી ટૂંકી ગતિમાં મૂકી દીધાથી જ ' એકટીંગ ' ફાવી નીકળે છે એ ભાવનાને આપણા અભિનેતા વર્ગની અનેક વ્યક્તિઓએ પોતાના મનમાંથી સદંતર કાઢી નાખવી ઘટે છે. એ યાંત્રિક ધૂનમાં પડી રહેવાથી અનેકવાર જોઈતા ભાવને ચહેરા પર બારીક રીતે લાવવાની વાત ઉપર અભિનેતાનું લક્ષ લાગતું નથી, અથવા સરખો અભિનય કરવા છતે તેમાં સરળતા અને નૈસર્ગિકતા લાવનારી મિતતા આવી શકતી નથી. પરિણામે અભિનય ઘટે એવો અસરકારક બની શકતો નથી.

હવે આ મિતતા કેમ પ્રાપ્ત કરી શકાય? રંગભૂમિ ઉપર આજ રાત્રે હું શું છું અને કોણ છું તેના વિષે વિચાર કરતું ભેજું અને ભાવવાહી હૈયું એ બન્ને અભિનેતાના અંતરમાં તેને છૂપી સ્ફૂરણા આપવા સારુ ત્યાં તૈયાર અને જોડાજોડ હાજર હોવાં જોઇએ. આ ' હું શું છું અને કોણ છું ' એના માટેની તૈયારી અભિનેતાએ ખાનગીમાં નવા ખેલની પહેલી રાત કરતાં પણ ઘણો લાંબો વખત આગમજથી અનેક પ્રકારે રાખવી ઘટે છે. પ્રખ્યાત સિનેમા એક્ટર રુડોલ્ફ વેલનટીનો પોતાનું પાત્ર સરસ રીતે ભજવી શકાય તેટલા સારુ મહિનાઓ પહેલાંથી પોતાનો પાત્રપ્રકાર જાણી લઈ તે પ્રમાણેનું જીવન, તે પ્રમાણેની રોજિંદી રીતભાત, તે પ્રમાણેના આચાર વિચાર, ઢબછબ, શોખરૂચિ, ધૂન આદિ પોતાના ઘર મધ્યે પણ કડકપણે અમલમાં મેલતો, એટલે સ્વભાવિક જ એને વાણી સાથે અભિનયને ખાસ જોડીને દોરવવાની કડાકૂટમાં જવું પડતું નહીં. પાત્રનો જે મૂળ સ્વભાવ તે એનો પોતાનો જ થઈ જતો એટલે અવાજ, વાણી, ભાવ અને ચેષ્ટા એ ચારે કોઈ બેમાલુમ એકસંપીમાં જોડાએલાં મિતતા દાખવતાં કેવળ નૈસર્ગિક જ પ્રત્યક્ષ થતાં.

૭. લાયકાત વિષયક સ્વભાન: બે પ્રકારના સ્વભાન (Self–Consciousness) અભિનેતાને તેની પ્રગતિમાં આડરૂપ થઈ પડે છે. સભાક્ષોભ ( Stage fright ) ને લગતું સ્વભાન તો, રંગભૂમિ ઉપર વારે વારે આવ્યા. કરવાથી અને પ્રેક્ષક વર્ગના અસ્તિત્વને સાવ મનમાંથી કાઢી નાખવાથી ધીમે ધીમે નક્કી દૂર થઈ શકે છે. પણ અત્યારે જે સ્વભાન વિષે આપણે ખાસ કરીને બોલવા માગીએ છીએ તે જુદા જ પ્રકારનું છે. આ સ્વભાન તે ભલાભલા કુશળ અભિનેતાઓને લાગુ પડેલો એક સૂક્ષ્મ રોગ છે. રંગભૂમિ ઉપર અભિનય કરતે, અમુક કાંઈક બોલી બતાવતે હું અહીં શોભી રહું છું–પ્રેક્ષકોને પસંદ થઈ પડું છું–હું સરસ કામ કરી બજાવું છું એવી આંતરભાવનામાંથી ઉપજતું એક અતિ બારીક પ્રકારનું સ્વભાન તે લાયકાત વિષયક સ્વભાન છે. એ બહુ ઠગારું અને ચોર છે, સૂક્ષ્મ અને છૂપું છે તોયે અભિનેતાને પોતાને તેની જાણ થયા વિના રહેતી નથી.

અલબત્તાં, અભિનેતા પંડે કુશળ હોઈ, પ્રેક્ષકવર્ગ પોતાનું આ સ્વભાન પારખી ન કાઢે તેની સંભાળ રાખે છે, છતાં તે અભિનેતાના અંતરઉંડાણમાં રમતું હોવાને લીધે, ગમે એવું છૂપાઈને રહેલું હોવા છતાં, સમજુ પ્રેક્ષકોથી આવ્યા વિના રહેતું નથી; હવા દેખાય નહીં પણ લાગી. વર્તાઇ આવે તો ખરી તેમ પ્રેક્ષ-

કોને તેની જાણ થયા વિના રહેતી નથી. એવી વેળાએ સારામાં સારા અભિનેતાનું સરસમાં સરસ કામ, ભર્યાં અમૃતમાં લગાર લૂણ પડે તેમ, ભજવા પામે છે. ઉપસ્થિત થતી સારી અસર બેમાલુમ કપાઈ જતી હોય એમ લાગે છે. અનુભવ અને કુશળતા છતાં, રંગભૂમિ ઉપર પોતાને સદંતર ભૂલી નહીં જવાના કારણે જ અભિનેતાનું આ સ્વભાન તેને પોતાને નડતું અને પ્રેક્ષકને છૂપું ખટકતું, અભિનેતાની સંપૂર્ણ વિજય પ્રાપ્તિમાં અંતરાયરૂપ થઈ પડે છે. હુશિયાર મરમજ્ઞ પ્રેક્ષકો આવા અભિનેતાઓને નક્કી વખાણે છે છતાં તેમની દયા પણ ખાય છે.

"અત્રે હું મારી લાયકાત દેખાડી રહ્યો છું" એવું અંતરભાન અભિનેતામાં હોય તે સાવ ચાલી જતું રહે એમ થવું એ અતિ વિકટ છે. પણ જો અભિનેતા પાત્ર ભજવતે પડે પાત્રમય બની જાય પોતાનું પાત્રપણું ખોઈ ન દે અને પોતાને સાવ ભૂલી જવાનો અભ્યાસ સતત સેવે તો આ તેનું લાયકાત વિષયક સ્વભાન જરૂર નિર્મૂળ થવા પામે.

૮. વાર્તાલાપ વેળાએ નૈસર્ગિક ખચકો ( Pause ) લાવી બોલી બતાવવાની નિષ્ફળતા

રંગભૂમિ ઉપર પાત્ર ભજવતે થતી વાતચીત વેળાએ પાશ્ચાત્ય અભિનેતાઓ આપણા અભિનેતાઓ કરતાં કેટલા વિશેષ સ્વભાવિક દીસે છે એ આપણાં બધાંનો ખાતરી પૂર્વક અનુભવ છે. આપણે ત્યાં તેવી સંપૂર્ણતા હજી આવી નથી. નાટકકારે લખેલી લીટીઓ સરખી શુદ્ધ બોલી જવી—અનુકૂળ ભાવ અને સ્વરમાં બોલવી એટથી સરસતા તો આપણા ઘણા ઘણા અભિનેતાઓ બતાવી શકે છે, પરંતુ વાર્તાલાપની નૈસર્ગિકતા લાવવાને તેટલી કુશળતા બસ થઈ પડે એમ નથી જે રીતે આપણાં સંબંધી જનો સાથે ઘરમાં કે વાટમા કે અન્ય સ્થળોએ વાતચીત કરતી વેળાએ આપણાં મુખેથી વાકયો બાહેર પડે છે તેવીજ બરાબર રીતે આપણી રંગભૂમિ ઉપરથી પાત્રમુખ વચન બાહેર પડતાં નથી લાયક ભાવ અને સ્વર વાપરી બોલવા છતાં પણ હજી કાંઇક ઉણપ બાકી રહે છે. આ ઉણપ શી છે?

આ ઉણપ તે, વાકયો બોલતી વેળાએ એક જાતનો નૈસર્ગિક ખચકો ( pause ) લાવીને નહીં બોલવાની આપણી બેદરકારી કે બિનઆવડત છે. નાટકકારે લખેલાં વાકયો અનુકૂળ અવાજમાં બોલી જઈએ ઉપરાંત અનેક એવાં પાત્રમુખવચનો આવે છે કે જે વેળાએ નૈસર્ગિકતા કાજે તેમા ખચકાની અગત્ય રહે છે. બરાબર સમજણ પડે એટલાં સારૂ આપણે અત્રે એકાદ બે દષ્ટાંત લઈશું. ધારો કે એક પાત્ર રંગભૂમિ પર આ વાકય બોલે છેઃ 'તું યે બધા લોક જેવી જ મુરખ છે. આમને આમ તો આપણે જાનવર કરતાં પણ નખેતર થશું.' આ વચન અનુકૂળ સ્વર અને ભાવ સાથે અભિનેતા બોલી બતાવશે, પરંતુ તે જો ખરેખરો કુશળ અભિનેતા હશે તો એ જ વાકય બોલતે, તે ત્યાં એ જગ્યે ખચકો ( pause ) આપશેઃ 'યે' ને જરિક લંબાવી ત્યાં સહેજ ખચકો આપશે, અને બધા લોક જેવી જ મૂરખ છે' એ લગાર ઝડપથી બોલી જશે તેજ પ્રમાણે 'આપણે' આગળ વળી પાછો લગાર ખચકો આપી બાકીનું વાકય પૂરૂં કરશે. આથી પાત્ર મુખવાણી તમામ નૈસર્ગિક બનવા પામશે.

હવે એક બીજું વાકય લઈએઃ 'આ તે કઈ સારા માણસની રીત છે? . અમે તે કરો, હું વચ્ચે આવીશ નહીં.' અત્રે પણ 'કઇ' આગળ, 'ગમે'

'હું' આગળ જરાક જરાક સફાઈબંધ ખચકો આપવો જ જોઈએ છે. આવી રીતે બોલવાથી પાત્રમુખવાણી સંપૂર્ણપણે સ્વાભાવિક થવા પામે છે એટલું જ નહીં, પરંતુ તે વેળાનું રંગભૂમિ ઉપરનું વાતાવરણ પણ નૈસર્ગિક સવાદાત્મક જેવું જ પ્રેક્ષકોને લાગે છે.

અલબતાં, જ્યાં ઝડફ્ઝડ બોલવું હોય, આવેશમય બોલવું હોય, પ્રવચન કરવું હોય, લાણુ જુસ્સાદાર બોલવું હોય ત્યાં આવો ખચકો અસ્થાને જ થઈ પડે, પરંતુ જ્યાં સાદી સાધારણ વાતચીત કરવી હોય ( અને રંગભૂમિ ઉપર આવી સામાન્ય સાધારણ વાતચીત વેળાએ જ અભિનેતાની ખરી કસોટી થઈ શકે છે. ) ત્યાં યોગ્ય જગ્યે વાક્ય મહીં ખચકો લાવીને બોલવાથી, બોલાતી વાણીને એક પ્રકારનો સ્વાદ મળે છે જે પ્રેક્ષકોને વિશેષ મોજ તથા અસર આપવાનું સાધન થઈ પડે છે

સસાર વહેવારમા પોતપોતાના વચ્ચે ચાલતી તથા બીજાઓ સાથે ચાલતી સાધારણ વાતચીતને લક્ષ આપીને સાંભળવાથી આપણા અભિનેતાઓ આ ખચકો લાવીને બોલવાની કળાને વધારે સારી રીતે ખીલવી શકશે ઉપરાંત જો તેઓ બોલપટના પ્રખ્યાત પાત્રાલેખનીય અભિનેતાઓ [ Character Actors ] જેવા કે લાયનલ બેરીમોર, વૉલેસબેરી, જ્યોર્જ આર્લિસ, ચાર્લ્સ લૉફ્ટન આદિ, રંગભૂમિ ઉપર સાધારણ વાર્તાલાપ કરતી વેળાએ કેમ ખચકો આપીને બોલે છે, તે ઉપર જો ઘટિત લક્ષ આપશે તો તેમાંથી પણ તેઓ જોઈતો લાભ ઉઠાવી શકશે.

૯. સ્વકંઠ પ્રિયતા જે અભિનેતાનો કંઠ ખરેજ અતિ મધુર હોય તેણે રંગભૂમિ ઉપર પોતાને સ્વકંઠપ્રેમી થતા અવશ્ય સંભાળવો જોઈએ છે પોતાના જ અવાજ ઉપર આસક્ત બની જવાની ટેવ એકવાર બધાવા પામી તો પછી રંગભૂમિ ઉપર અભિનેતા હમેશા અકુદરતી દેખાયા વિના રહેવાનો નથી. આ સ્વકંઠ પ્રિયતાને લઇને તેનો અભિનય સરખો તથા સરસ બનવા પામતો નથી "હું સુદર ગાઈ રહ્યો છુ" અથવા તો "હું હમણા ગાઈ રહ્યો છુ" એવા ભાનથી તેણે પોતાને રંગભૂમિ ઉપર અલિપ્ત રાખવો ઘટે છે, કારણ એથી એની પાત્રભજવણીમા 'હું' નું તત્ત્વ દાખલ થવા પામી નૈસર્ગિકતામાં ક્ષતિ આવે છે.

આ સ્વકંઠપ્રીતિ તોડવા સારુ, રંગભૂમિ ઉપર ગાતી વેળાએ "ગળામાંથી સ્વર કેવો મીઠો નીકળે છે" એવા વિચારને તિલાંજલી આપવાનો સતત પ્રયત્ન કરતે, જે પાત્ર પોતે ભજવે છે તેની સાથે સપૂર્ણપણે તન્મય થઈ જવાની ભાવનાને તેણે ખીલવ્યા કરવી જોઈએ છે. એટલુ જ નહીં, પણ રંગભૂમિની બાહેર અન્ય સ્થળોએ ગાતી વેળાએ પણ "મારો કંઠ મીઠો છે" એવાં ભાનમાથી પોતાને વારે વારે બાહેર કાઢવાનો ઇરાદાપૂર્વક પ્રયત્ન તેણે આદરવો ઘટે છે

૧૦ અત્યુક્તિમય અભિનય [ Over acting ]

આ દોષ જાણે અમર રહેવાને સર્જાયો હોય તેમ હજી આપણી રંગભૂમિને કાંઈક અંશે ચીટકી બેઠો છે. અહભાવની વિશેષતા કરતાં યે **સયમનો અભાવ**, કારણ લેખે, આ ઉણપ પાછળ રમતો દેખાય છે અભિનેતાને પણ પ્રમાણ બુદ્ધિ રાખવાની હોય છે, અને જરાક સયમ ચૂકાય તો પ્રમાણ જોખમાવાનો નક્કી ભય રહે છે. લગાર ઠપકો આપતાં સાવ મિજાજ ગુમાવી ક્રોધાયમાન બનેલા એક પિતાને મારે તેના પુત્રે એક વા

આ પ્રમાણે રમૂજ કરી હતી કે "આજ તો પપાએ જરા ઓવર એક્ટિંગ કરી નાખ્યુ" એજ પ્રમાણે સંયમ [ Restraint ] નો અભાવ રંગભૂમિ ઉપર અભિનેતાને, જોત જોતામાં, તેને ખબર પણ ન પડે એવી રીતે અભિનય વિષયક અત્યુક્તિમાં ધકેલી દીએ છે.

આ અત્યુક્તિમય અભિનયને નિર્મૂળ કરવા માટે બે રીતો છે, દરેક અભિનયના સબંધમાં નૈસર્ગિકતાની હદ કયાં આવીને અટકે છે તેનું જ્ઞાન પહેલેથી મેળવી રાખવુ. બીજી રીત આ કે અભિનેતા રંગભૂમિ ઉપર પોતાને આગળ ન પાડે પણ પોતાનાં પાત્રને આગળ પાડે યાને પોતાને ભૂલી જઇ પોતાના પાત્રનો ખ્યાલ રાખે; તથા જો પોતાની શક્તિ વિષે વધુ પડતો ઉચો ખ્યાલ મનમા રમતો હોય તો તેને નિરભિમાનતા વડે અવસ્ય ભૂખે મારે

## મૂક અભિનયની મહત્વતા

અંતમાં આપણા ગમે એવા કુશળ અભિનેતાઓ આટલુ બરાબર સમજી લીએ કે અભિનય હમેશા પુષ્કળ અભ્યાસ માગી લીએ છે. પૂર્વ પ્રયોગો [ Rehearsals ] વેળાએજ એ માટે બધી તૈયારી કરી લેવાય એ પૂરતું નથી જ. પોતાના ખાનગી આવાસમાં મોટા અરીસા સન્મુખ કલાકો લગી સખત મહેનત કરવાથી જ અભિનયમાંથી જીવતું પાત્ર ઉભું કરી શકાય. તેમાં યે જો લાકડિયા અભિનયમાથી બચવું હોય તો 'પાટ' મોઢે ચઢાવ્યા બાદ તુર્તજ વાણી સાથે અભિનય કરવાની રીતિને બાજુએજ મૂકવી. પ્રથમ તો જરા પણ ઉચ્ચાર કર્યા વિના વાકયોના અર્થ પ્રમાણે પહેલેથી તે છેલે લગી પોતાનો આખો પાર્ટ મૂક અભિનય વડે એટલે કે મૂગી એક્ટિંગથી ભજવવો જાણે પ્રેક્ષકવર્ગ પોતાની સામે બેઠો છે એમ માની લઈને જેમ મૂગા ચિત્રપટના અભિનેતા કરે છે તેમ શરુવાતમાં મૂક અભિનયનો જ અભ્યાસ રાખવો. આથી હાવભાવને લગતી બારીક સમજદારી વિશેષ પ્રમાણમા મળવા પામે છે. આમ એવાં કેટલાંએક મૂક અભિનય કર્યા પછીજ વાણી જોડે અભિનયનુ સમીકરણ કરવા માંડવું. અને તેમ કરતે પણ ઓછા હાવ સાથે પૂરો ભાવ લઈ આવવાની વાત ઉપર મુખ્ય તથા ખાસ લક્ષ આપવુ. પોતાની લાગણી કે વિચાર જાહેર કરવા માટે હાથપગની હિલચાલને ચાલુ અમલમા મેલવી પડે એ અભિનેતાની અભિનયરંકતા સૂચવે છે. ઘટે એટલીજ સચોટ ક્રિયા અને ખરું ભાવદર્શન એ વડે જ સરસ અભિનય ઉત્પન્ન કરવાની અપેક્ષા આજની રંગભૂમિના અભિનેતાઓને હૈયે હોવી જોઇએ છે.

## પોતે પોતાને પોતાની અંદર વાંચી લ્યો

છેવટે, સરસ અને સાચો અભિનય થઈ શકે તેટલા સારુ પ્રત્યેક અભિનેતાએ, નાટકનો આરંભ થના પહેલા પડદો ઉચકાવા પહેલા, દસ પંદર મિનિટ દરમિયાન પોતાના પાત્રને પોતાના અંતરમા વાચી લેવુ યાને જે જાતનું પાત્ર ભજવવાનું હોય તેને લગતી જે સામાન્ય મુખ્ય ધૂન હોય તે ધૂનમાં ભળી જઇ તેમા જ મસ્ત બની રહેવુ. એ દસ પંદર મિનિટ દરમિયાન તેણે અન્ય કશી પ્રવૃત્તિ આદરવી નહીં : અન્ય એક્ટર ભાઈબંધ સાથે કશી વાતચીત શુદ્ધા યે ન કરવી. બસ પાત્રાનુકૂળ ધૂની બની જવુ. દસ મિનિટની આ છાની હાર્દિક કસરત તેને રંગભૂમિ ઉપર ખૂબ જ સહાય કર્તા થઇ પડશે તેના અભિનયને વિશેષ નૈસર્ગિક અને સફળ બનાવવાને કામે લાગશે.

છેવટ

અનેક વિધ સુંદર અને સરસ શણગારોથી મઢાયેલું સત્ય એનું નામ નાટય.

જ્યારે જગતકર્તાએ સૃષ્ટિ ઉપજાવવા મનન કર્યું ત્યારે તેમાંથી કાવ્ય બન્યું–સૃષ્ટિને ઘડવા માંડી ત્યારે તેમાંથી સ્થાપત્ય બન્યું–તેને રંગવા માંડી ત્યારે તેમાંથી ચિત્રકળા બની અને જ્યારે તેને માનવીઓથી ભરી દીધી ત્યારે તેમાંથી દિવ્ય, રસવિષ તથા અનંત એવો અભિનય ઉપસ્થિત થયો.

પ્રત્યેક કળાને તેનું પોતાનું સાધન હોય છે ને સાધનોના પ્રકાર પ્રમાણે કળાઓ એકેકથી જુદી પડે છે. ચિત્રકાર પાસે એની પાટી અને પીંછી હોય છે–મૂર્તિકાર પાસે એના વાદ્યો અને વાજિંત્રો હોય છે પરંતુ એક અભિનેતા જ એવો છે જે પોતે જ પોતાનું સાધન છે. એનો ચહેરો, એનું શરીર એનું જીવન એની કળા સામગ્રીઓ છે. એમાંથી એ પોતાનાં સર્જનો ઘડે છે અને ઉભાં કરે છે. પંડે સાધક અને સાધન પણ પોતે હોવાથી એ ભજવનારો પણ છે અને ભજવાઇ જનારો યે છે. અભિનેતા એવો અદ્‌ભૂત છે.

છેવટ, કહેવાનું એ જ કે અભિનયનું શિક્ષણ, પછી તે સૈધ્ધાન્તિક હોય કે વહેવારુ હોય તે એક સદાકાળનું શિક્ષણ છે. અનંતકાળનો અભ્યાસ છે. અભિનેતા, અભિનયના સેંકડો ઉમદા ગ્રન્થોનું સફળ અધ્યયન કરેઃ એટલું જ નહીં, પણ એક હઝાર ને એક રાતભર રંગભૂમિ ઉપર આવીને સર્વોત્કૃષ્ટ ભાગ ભજવે, છતાં ‘છેલ્લો પડદો’ પડે ત્યાં લગી તે નાટયકળાનો ને અભિનયનો એક અભ્યાસી કિંવા વિદ્યાર્થી જ રહેવાનો; કારણ જેમ જીવનના અભિનયો વિશાળ અને અનહદ છે તેમ અભિનયનું જીવન પણ વિસ્તૃત અને અનંત જ છે.

# ચિત્રકલા : ગુજરાતી સંપ્રદાય

[ લેખકઃ મંજુલાલ રણછોડલાલ મજમુદાર, વડોદરા ]

એશિયાની ચિત્રકલાના પ્રાચીનતમ અવશેષો અજન્તાની ગુફાઓમાંનાં ભિત્તિચિત્રો . જો કે એના અસ્તિત્વની ખબર જગતને સને ૧૮૧૯ માં પહેલવહેલી થઈ હતી ! એક રફ ઈસ્વીસનના પહેલાથી સાતમા સૈકા સુધીનાં અજન્તા, બાઘ અને સિત્તાનવાસલનાં ;દમાંનાં અને સિગિરિયા તથા અનુરાધાપુરનાં બૃહદ્ હિંદમાંનાં ભિત્તિચિત્રો–Fres- › Painting–નો સંપ્રદાય જાણવામાં આવ્યો છે.

અને બીજી તરફ પંદરમા સૈકાથી હિંદી–ફારસી ( Indo Persian ) નો સંપ્ર- ર્નાં પુસ્તકમાંનાં ન્હાનાં છબીચિત્રો–( Miniature Painting ) નો પ્રચાર જોવામાં ા્યો છે.

પરંતુ આ બન્ને વચ્ચેનાં લગભગ આઠસો વર્ષના ગાળાનો હિંદી ચિત્રકલાનો ઇતિ- સ બહુધા અંધારામાં હતો, અજન્તામાં વ્યક્ત થયેલી કલા, સોળમા અને સત્તરમા સૈકામાં હિંદી રાજપૂતકલા " ને નામે આટલા લાંબા ગાળા પછી, એકાએક ક્યાંથી ફૂટી નિકળી હકીકત એક કોયડારૂપે લાગતી હતી.

દરમ્યાન, ઈસ્વીસનના અગિયારમા અને બારમા શતકથી માંડી છેક પંદરમા શતક ીનાં કેટલાક શ્વેતામ્બર જૈન ગ્રંથોનાં તાડપત્ર ઉપરનાં તેમજ કાગળ ઉપરનાં ન્હાનાં ત્રોની ભાળ, વીસમી સદીની શરૂઆતમાં–લગભગ ૧૯૧૦ ના અરસામાં લાગી. છતાં ચિત્રકલાની પદ્ધતિ અને તેનો સંપ્રદાય યથાર્થ રીતે સમજાવતાં ઘણી મુશ્કેલી નડી.

લગભગ આજ વખતની નેપાલી તથા બ્રહ્મદેશીય ચિત્રકલા સાથે તેનો સીધો સંબંધ જોડી ાય તેમ નથી. કારણ કે એ પરંપરા બૌદ્ધ ચિત્રોમાંથી શરૂ થઈ હતી. તેથી એ શ્વેતા- રીય જૈન ગ્રંથોમાંની ચિત્રકલા કોઈ અસલી સંપ્રદાયના અનુસંધાનમાં અથવા તેના ારૂપ ગુજરાતની ભૂમિમાં જ ઉત્પન્ન થયેલી હોવી જોઈએ–એમ ડૉ. આનંદ કુમારસ્વામીએ જ બીજા નિષ્ણાતોએ ઠરાવ્યું.

છતાં કેવલ ધાર્મિક જૈન ગ્રંથોમાં દેખાતી ચિત્રકલા ગુજરાતી જીવનના બીજા વિષ- ં વ્યક્ત થયાનુ જાણવામાં આવ્યું નહોતુંઃ અને તેથી ઉપરનો અભિપ્રાય, તેવા કોઈ નાની પુષ્ટિ વગર, આધારહીન મનાતો હતો.

એટલામાં જૈન શ્વેતામ્બર ધાર્મિક ગ્રંથોની ચિત્ર પદ્ધતિ–style ને આબેહૂબ મળતા આવતા ;'તવિલાસ' નામના વસંત વિહાર વર્ણનના અધાર્મિક–અથવા ઐહિક ચિત્રપટની દ્ધિ ૧૯૨૨ માં થઈ. 'પ્રસિદ્ધિ થઈ'–એમ કહેવાનુ કારણ એટલું જ કે ૧૮૮૯ માં વામાં આવેલા ચિત્રપટમાંના દુહાઓ " ગુજરાત શાળાપત્રમાં " પ્રકટ કરવામાં આવ્યા પરંતુ તેમાંના ચિત્રો મામૂલી લાગવાથી તે તરફ કોઈનું ધ્યાન ગયું નહોતું. કપડાં । આ ચિત્રો જૈન આચાર્યે દોર્યાં જણાય છે; છતાં તેનો વિષય, જૈન ધર્મનો નથી, । તો સ્પષ્ટ છે.

શ્રી. રવિશંકર રાવળે હાજી મહમ્મદ સ્મારક ગ્રંથ ૧૯૨૨ માં પ્રકટ કર્યો તે વખતે દી. બા. કેશવલાલ ધ્રુવે "વસંતવિલાસના" દુહાનું સસ્કરણ, તેમાં પ્રકટ કરાવ્યુંઃ તે વખતે શ્રી. રાવળનું ધ્યાન એમાંનાં ચિત્રો તરફ ગયુંઃ અને તેમણે એ ચિત્રોને સ્થાનિક ગુજરાત પદ્ધતિનાં હોવા માટે સ્પષ્ટ સૂચન કર્યું.

પછી તો શ્રી. નાનાલાલ ચમનલાલ મહેતાએ આ ચિત્રપટને દુનિયાભરમાં પ્રસિદ્ધ કર્યો. ૧૯૨૬ માં તેમના Studies in Indian Painting માં 'Secular Painting of Vasant Vilas' એ નામનું સ્વતત્ર પ્રકરણ તેમણે લખ્યુંઃ અને ૧૯૩૧ માં તેનો વિગતવાર અભ્યાસ કરી "Gujarati Painting in the 15th Century A further Essay on Vasant Vilas" એ નામનું પુસ્તક લંડનની ઇંડિયા સોસાયટી ઑફ આર્ટદ્વારા પ્રકટ કર્યું.

એમાં એમણે પ્રતિપાદન કર્યું કે મોગલ સંપ્રદાયની ચિત્રકલા અસ્તિત્વમાં આવતા પહેલાંના હિંદી ચિત્ર-સંપ્રદાયનો એ મહત્ત્વનો અંકોડો છે; અને તેમનો એ મત પંડિતોએ પણ સ્વીકાર્યો. એન સાઇક્લોપીડિયા બ્રિટેનિકાની ચૌદમી આવૃત્તિ (૧૯૨૯) માં ડૉ. કુમાર-સ્વામીએ હિંદી ચિત્રકલાનો ઇતિહાસ આપતા ગુજરાતી ચિત્રકલાનો, એક સ્વતંત્ર સંપ્રદાય તરીકે તેમણે પરિચય કરાવ્યો છે.

આ અરસામા એટલે સને ૧૯૨૬ માં, ઠી વી. ટોમસન નામના એક વિદેશી કલારસિકે "રુપમના" એપ્રીલ ૧૯૨૬ ના અંકમાં, ઇલ્લોરાની ગુફાઓમાંનાં–અત્યાર સુધી અજાણ્યાં રહેલાં એવાં ભિત્તિચિત્રોના અસ્તિત્વની હકીકત જાહેર કરી. Preliminary Notes on some Eary Hindu Paintings, "Rupam" ( No. 26 ).

આ ઇલુરાનાં ભિત્તિચિત્રો હિંદી ચિત્રકલાના ઇતિહાસમા ખૂબ મહત્ત્વનું સ્થાન ભોગવે છેઃ અજન્તાની ભીંત ઉપરનાં ચિત્રો અને શ્વેતાંબરિય ગ્રંથોમાંનાં પોથીચિત્રો–એ બન્ને વચ્ચેની, એ કિંમતી સંયોગી કડી છે. ઇલુરાનાં ચિત્રો ૯ મી અને ૧૦મી સદીનાં હોવાનું અનુમા-નાય છે. આ ચિત્રોમાં ગુજરાતી ચિત્રોની મુખાકૃતિઓની વિશિષ્ટતા–કાન સુધી પહોંચતી આંખો, અણિયાળાં નાક, અને આગળ પડતો છાતીનો ભાગ–એ અંશો અખિલાંશે જોઈ શકાય છે. તે ઉપરથી ગુજરાતી જૈન પુસ્તક ચિત્રોનાં પુરોગામી એ ભિત્તિચિત્રો છે એમ માનવામાં બાધ નથી.

ઇલુરાનાં ચિત્રોની પ્રસિદ્ધિ થયાનાં બે ત્રણ વર્ષમાં જ ગુજરાતી કલાનું એકજ વિશેષ પ્રમાણ પ્રાપ્ત થયું. શ્વેતામ્બર જૈન ચિત્રો સાથે નિકટ સંબંધવાળાં 'બાલગોપાલ સ્તુતિ' નામે વૈષ્ણવીય ગ્રંથનાં ત્રીસ લઘુચિત્રો શ્રી. અર્ધેન્દુકુમાર ગાંગુલીના હાથમાં આવ્યાંઃ અને મળતાં એ જ ગ્રંથનાં બીજાં ચિત્રો અમેરિકન કલારસિક પ્રો. નોર્મન બ્રાઉનને મળી આવતાં, તેમણે તેને ગુજરાતી સંપ્રદાયના ખૂટતા સાધન તરીકે ઓળખાવ્યાંઃ અને ૧૯૩૦ માં એ સંબંધી બન્નેના લેખો પ્રકટ થયા.

તે પછી ત્રણ વર્ષે એટલે સને ૧૯૩૩ માં વડોદરામાં મળેલી ઑલ ઇન્ડિયા ઓરિ-યન્ટલ કોન્ફરન્સ વખતે પ્રસ્તુત 'બાલગોપાલ સ્તુતિ'નાં ૬૦ ચિત્રોવાળી એક ઘણે ભાગે

સંપૂર્ણ એવી બે પોથી મારા જોવામાં આવી: એમાંનાં ગુજરાતી શૈલીનાં ચિત્રો, શ્રી. ગાંગુલીએ પ્રકટ કરેલાં ચિત્રો કરતાં લગભગ એક સૈકા જેટલાં પ્રાચીન છે–એમ જાહેર કરવાનો સુયોગ મને મળ્યો હતો. એ વૈષ્ણવીય ચિત્રોની પોથી અમદાવાદની ગુજરીમાંથી ભાઈ ભોગીલાલ જયચંદ સાંડેસરાએ પ્રાપ્ત કરી હતી: હાલમાં તે વડોદરાની આર્ટ ગેલેરીમા છે

૧૯૩૪ માં વૈષ્ણવીય ગ્રંથની એક બીજી ચિત્રમાલા મારા જોવામાં આવી: અને સાથે સાથે એક ત્રીજા જ વિષયના ગુજરાતી ચિત્રોની શોધ થઈ. શાક્ત સંપ્રદાયના ' સપ્તશતી ' ( ચંડી પાઠ ) ગ્રંથનાં બાર ચિત્રો મળી આવવાથી ગુજરાત સંપ્રદાયનાં અલ્પસાધનોમાં મહત્ત્વનો ઉમેરો થયો, એ ચિત્રો ઘસાઈ ગયેલાં છે: છતાં એનું ઐતિહાસિક મૂલ્ય તેથી ઓછું નથી. એ ચિત્રો પણ વડોદરાની આર્ટગેલેરીમાં છે.

આમ, જૈન ધાર્મિક ગ્રંથોનાં ચિત્રો ઉપરાંત બ્રાહ્મણીય વિષયોના ચિત્રો પ્રાપ્ત થવાથી ગુજરાત સંપ્રદાયનું ચિત્રકલાનું વ્યાપક સ્વરૂપ ધ્યાનમાં આવી શકે છે ! અને એક ઐહિકજીવનને લગતા વસંતવિલાસ જેવા બીજા સચિત્ર ગ્રંથની શોધ થવાથી, ગુજરાતી ચિત્રોના વિષયોની વિવિધતા સ્થાપી શકાય છે. બારમા શતકમાં રચાયેલા **રતિરહુસ્યની** પંદરમા–સોળમા સૈકાની બે સચિત્ર આવૃત્તિનાં બે છુટક પાનાં મળી આવ્યાં છે. એમાંનું મકરધ્વજનું ચિત્ર પ્રાચીન ગુજરાતી સંપ્રદાયનું છે અને તે બહુ સુંદર છે. બીજામાં ' કરીકર ક્રીડા ' શ્લોકને ' નારી કુંજર 'થી ચિતરી બતાવ્યો છે.

—આ રીતે લગભગ પંદરમા શતક સુધીનાં વિશિષ્ટ ગુજરાતી શૈલીનાં શુદ્ધ હિંદી સ્વરૂપનાં ચિત્રોની શોધની ઊડતી નોંધ પૂરી થાય છે.

મોગલ શહેનશાહોના દરબારી ચિત્રકારોમાં સાતેક ગુજરાતી ચિત્રકારો હતા; માધવ, કેશવ, ભીમ, પુંજીવા, શંકર–વગેરેએ મહાભારતના ફારસી અનુવાદ રજમનામાને સચિત્ર કરવામા ફાળો આપ્યો છે, અને તેમના પોતાના નામ પાછળ ' ગુજરાતી ' એવી સહીવાળા ચિત્રો આજે પણ મોજૂદ છે.

આમ આપણે જોયું કે લગભગ એક હજાર વર્ષ જેટલો ગુજરાતી ચિત્રકળાનો ઇતિહાસ જૂનો છે. તે કલાનો વિશેષ અભ્યાસ થતાં નવાં નવાં સાધનો પ્રકાશમાં આવવા સંભવ છે.

ગુજરાતી ચિત્રકલાના લક્ષણો, તેનું કલાતત્ત્વ રંગપૂર્ણી, રેખાંકન, ' Perspective ઘકપ્રત્યય ભાવનાશૈલિ, પ્રાણી જગત, વનસ્પતિજગત્ વગેરેનો અભ્યાસ પહેરવેશ આભુષણ કુદરતનું ચિત્રણ ભિત્તિચિત્રો ઉપરથી ગ્રંથચિત્રોનો જન્મ કેવી રીતે થયો વગે સંબધી ઘણું ઘણું કહેવાની જરૂર છે; પરંતુ અત્યારે તો માત્ર કેવળ, ચિત્ર પરંપરા ઐતિહાસિક નોંધજ ઉડતી માની છે.

સોળમા સૈકા પછીની ચિત્રકલાના નમૂનાનું વિવેચન ઉપયોગી છતાં, વિસ્તારભયે અહીં આપ્યું નથી, માત્ર કયા કયા ગ્રંથોમા એ ચિત્રો મળી આવ્યાં છે તેનાં નામ અ ગણાવું છુઃ અને તેનો ટૂંકો પરિચય તેમાંનો પ્રત્યેક નમૂનો બતાવતી વખતે, આપીને સંતોષ માનીશ.

૧ સં. ૧૬૬૭ નાં દશમસ્કંધનાં ચિત્રો.
૨ ભાલણકૃત દશમસ્કંધ ( ગુજરાતી ) માંનાં ચિત્રો. ( અઢારમું શતક સંવત )
૩ ગીતાના ચિત્રો ( સત્તરમુ શતક )
૪ સૌન્દર્યલહરીનાં ચિત્રો ( સત્તરમું શતક )
૫ સં, ૧૮૦૬ નાં ભક્તિ રત્નાવલીના ચિત્રો.
૬ સં. ૧૮૮૨ નાં ' મધુમાલતી 'ની વાર્તાનાં ચિત્રો.
૭ સં. ૧૮૩૮ નાં તાંબેકરવાડાનાં ભિત્તિચિત્રો.
૮ સં. ૧૮૪૭ નાં ભાગવત, અને હરિવંશનાં ચિત્રો.
૯ હારમાળાનું ચિત્ર ( ૧૯ મુ શતક )
૧૦ નાથદ્વારા સંપ્રદાયનાં ચિત્રો.
૧૧ સુદિણી મેહાર અને ઓખાહરણનાં ચિત્રો.

— વગેરે —

# અખેગીતાનું તત્ત્વચિન્તન

[ લેખક શ્રી. જયન્તકૃષ્ણ હરિકૃષ્ણ દવે ]

## આમુખ

અખાએ પોતે શ્રવણ કરેલા, વાંચ્યા અને વિચારેલા તત્ત્વજ્ઞાનનો પરિચય તેણે અખેગીતામાં વિસ્તારથી કરાવ્યો છે. વિષયની મહત્તા, તેની સર્વાંગ સમીક્ષા, ગભીર શૈલિ, અને દર્શાવેલા વિચારોમાં અડગ શ્રદ્ધા–આવાં લક્ષણોથી આ ગ્રન્થ ગીતાની ઉપાધિને સર્વથા યોગ્ય છે. પોતાનાં અન્ય સર્જન કરતાં આના ઉપરની વિશેષ પ્રીતિ બતાવવા ગ્રન્થકર્તાએ શ્લેષથી પોતાના નામનો પણ આગળ પ્રયોગ કર્યો છે. અખાનું જ્ઞાન તે અક્ષયગીતા અથવા અખેગીતા. આ વિદ્વાન્ વેદાન્તી અને તત્ત્વદર્શીના એ પ્રિય પુસ્તકનું સમાલોચન અને તેના મુખ્ય વિષયોનુ પૃથક્કરણ કરવાનો અહીં પ્રયાસ છે શ્રીશંકરાચાર્ય પછીના તેના અનુયાયી ધુરંધર પંડિતોએ એ સંપ્રદાયનો અનેકવિધ વિકાસ સાધ્યો અને તેને યુક્તિઓથી પુષ્ટ બનાવ્યો. અખેગીતામા આમાની ઘણી દલીલોનો ઉપયોગ થયો છે. વિષયની કઠિનતાથી, પારિભાષિક શબ્દો આવવાથી, પોતાનું વક્તવ્ય સચોટ કરવાના આગ્રહથી, ઘણીવાર થોડા શબ્દોમાં બહુ કહી નાખવાથી, અને અનેક અપરિચિત દૃષ્ટાન્તો આવવાથી, ગ્રન્થની ભાષા કંઈક ક્લિષ્ટ બની છે. ઉપરાંત, આ ગ્રન્થ નિબન્ધના રૂપમા નહિ પણ પદ્યાત્મક છે એટલે એક વિષય ઉપરના વિચારો એક સ્થળે નહિ પણ જૂદે જૂદે સ્થળે વેરાયલા રહેલા છે અને તે સ્વાભાવિક છે. વિષયવાર તેમને એકત્રિત કરી તેનુ

# પ્રસ્તાવના

**મંગલ**—મંગલસૂચક ૐકાર ગ્રન્થના આદિમાં મૂકી કવિ ઇષ્ટને નમસ્કાર કરે
પરતત્ત્વ ખરી રીતે વ્યવહારગોચર થતુ નથી એટલે માયાશક્તિથી તેની વ્યવહારગોચરતા
કલ્પના કરતો કવિ કહે છે કે માયાશબલ એવા ત્રિગુણપતિને હું પાય લાગું છુ. મ
તેજ ત્રિગુણાત્મક પ્રકૃતિ છે અને તેનો માયી તે મહેશ્વર છે. (શ્વેતા.) "હે સૌમ્ય
પહેલા કેવળ સત્‌જ હતુ" અને તેથી તે તત્ત્વ સર્વની પહેલાં પૂજાય છે. મન અને વા
તેનાથી નિવૃત્તિ પામે છે તેથી તે અગમ અને અગોચર છે. આમ છતાં તેને પાય લાગ
કવિ ગૌડપાદાચાર્યની કારિકાનુ સ્મરણ કરાવે છે.

दुर्दर्शमतिगम्भीरं अजं साम्यं विशारदम् ।
बुध्ध्वा पदमनानात्वं नमस्कुर्मो यथाबलम् ॥

પરમપદ દુર્દર્શ છે છતા તેને યથાબલ નમસ્કાર કરીએ છીએ.

**ગુરુ-સ્તુતિ**—ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदविभागिने ।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्तये नमः ॥

ઈશ્વર, ગુરુ, અને આત્મા એ ત્રણથી એકતા સાધતો કવિ પહેલા ગુરુ અને ગોવિ
એકતાનો ઉલ્લેખ કરે છે મનવાણીને અગમ્ય, પરાત્પર બ્રહ્મનો, ગુરુ લક્ષ આપે માટે
તે બ્રહ્મ બીજુ, શ્વાન, શુકર, બિડાલ, સર્વને હરિ કરી મૂકે માટે ગુરુ તે બ્રહ્મ.
જેમ રવિધામને દેખાડે છે તેમ ગુરુ રામને દેખાડે છે.

गुरु गोविन्द दोनों खडें, किसकुं लागू पाय ।
बलिहारी गुरुदेवकी, जिन गोविन्द दिखाय ॥

છેવટે, પહેલા કડવામા, ગુરુનો મહિમા ગાતો કવિ કહે છે—જેમ સોનાના સિક્
અન્ય સિક્કાઓ રહેલાજ છે તેમ ગુરુભજનમા સર્વનો સમાવેશ થઈ જાય છે
સ્મરણ કરતાં બ્રહ્માનન્દની ચિચ્છક્તિ ઉપર કવિ શ્લેષ કરે છે. બ્રહ્માનન્દ તે અખાજીના

**પ્રેરક-બળ** (ક. ૨) નવા કવિઓ ગ્રંથનો આરંભ કરતી વખતે નીચે પ્ર
ઘણુખરુ પ્રસ્તાવના કરે છે. "સૂર્ય આગળ જેમ ખદ્યોત, જાહ્નવી પાસે જેમ વહો
પારિજાતક આગળ જેમ અરણી, તેવો આગળના મહાકવિ આગળ હુ છુ." કવિ
શરુઆતમા આવા ગલિત વચનો બોલી પોતે ગુરુ થયા એમ સમજે છે એને એવી
પહેલેથીજ વાચકમાં કરુણા ઉપજાવવાનો પ્રયત્ન કરે છે.

અખાજી કહે છે કે મારે એ બધુ કરવાની જરૂર નથી. પ્રથમથીજ હુ કબુલ
દઉ કે હુ કવિ જ નથી. જેમ દારુની પૂતળી અપાર ચાળા કરે છે પણ કાષ્ટમાં ક

થી, એ તો સૂત્રધારની કળાનો જ પ્રભાવ છે, તેમ મારા પ્રેરક–બળ માટે સમજવુ આ ખાણુ કરવા માટે હું જવાબદાર નથી, તેમ મારી શક્તિ પણ નથી મારો સૂત્રધાર ત્યગાત્મા છે

**સનાતન પ્રશ્ન**—( ક ૨ ) ગુરુ દત્ત, વસિષ્ઠ, અચ્યુત, વેદવ્યાસ આદિ ગુરુઓએ ડાનન, રઘુનન્દન, અને પાર્થ જેવા શિષ્યોને આજ પ્રશ્નનો નિકાલ કરી આપ્યો હતો ણુ આ વિષયમા ગુરુ શિષ્યને શો ઉપદેશ આપે ? ( પદ ૬ ) જે પદમા ગુરુશિષ્યનો ાદ નથી એવી સત્તાની જ્યારે શિષ્ય જીજ્ઞાસા કરે, ત્યારે જે ગુરુ એ સુધા કહી શકે તે ) ુરુપણુ ઇચ્છતો નથી જે વાણી અવાચ્ય વસ્તુને કહી શકે તે વાણીજ નથી એટનાજ ાટે આ વસ્તુ સ્વસવેદ્ય છે ગુરુગમ્ય હોવા છતા પ્રવચન લભ્ય નથી नायमात्मा प्रवचनेन भ्य । બ્રહ્મનુ સ્વરૂપદર્શન કરાવતા ઔપનિષદ ગુરુએ શિષ્યને મૌનવ્યાખ્યાથી જ ઉપદેશ ાધો હતો

चित्रं ! वटतरो मूले वृद्धा शिष्या गुरुर्युवा ।
गुरोस्तु मौनं व्याख्यान शिष्यास्तु च्छिन्नसशया ॥

વળી, मौनव्याख्याप्रकटितपरब्रह्मतत्त्व युवान, વગેરે

( ક ૩ ૧ ) બીજુ, જીવભાવ, એ માયાનુ કાર્ય હોવાથી, અણછતો એટલે મિથ્યા ા જ્ઞાન થતાજ જીવનો જીવભાવ ટળી જાય છે, તો પછી જીવ વર્ણન કાનુ કરે ? તત્ત્વ ાાન થતા, પોતાના અધિષ્ઠાન આત્માનુ વર્ણન અણછતો જીવ ક્યાથી કરે ?

એટલે, આ પ્રશ્ન સનાતન છે, જ્ઞાન ગુરુગમ્ય હોવા છતા મૌન વ્યાખ્યાથી જ તેનો ાક્ષ મળે છે, વસ્તુ સ્વસવેદ્ય જ છે, અને જીવભાવ એ માયાકાર્ય હોવાથી પરમાર્થસત્તામા અણછતો છે

( ૨ )

## અધિકરણ–ચતુષ્ટય

### ( અધિકારી-વિષય-સમ્બન્ધ-અને પ્રયોજન )

ચારે અધિકરણનો ઉલ્લેખ અખાજી ચાળીસમા કડવામા કરે છે. મન, વાણી અને કર્મથી જે મુગ્ત દઈને આ વાત સાભળવા તયાર હોય તે આ ગ્રન્થનો અધિકારી છે. ( ક ૪૦ ૭ ) ગ્રન્થના વિષયને ઉદ્દેશીને કવિ કહે છે કે આ અખેગીતામાં આઠ વિષયો ચર્ચવામા આવ્યા છે. જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, માયા નિરીક્ષણ, દષ્ટિ (દર્શન) જીવન્મુક્તના ચિહ્ન, મહામુક્તના ચિહ્ન, અને પુષ્ટિ ( અનુગ્રહ ) ( ક. ૪૦ . ૫ ). અખેગીતામા ૧૦ પદ અને ૪૦ કડવા છે. દરેક પદમા ચાર અને કડવામા અગીયાર ચરણો છે.

ગ્રન્થનો સમ્બન્ધ બોધ્યબોધક ભાવનો છે પણ તે કેવી રીતે કહી શકું ? આ જે વાજુ બોલતુ દીસે છે તેને તો ઘટઘટ બોલણહાર પૂર્ણબ્રહ્મ વજાડીને પૂરી રહ્યો છે. એણે આપે જ આપનુ, સ્વસ્વરૂપનુ, વર્ણન કર્યું છે એન નિરંજન, સ્વસ્વરૂપ નિજ સન્તોને, અખેગીતા કહે છે એ તો અનન્તની એવી ઇચ્છા હતી કે અખાને શિર નિમિત્ત દેવુ ( ક. ૪૦ ૯, ૧૦, ૧૨ ) છેવટે આ ગ્રન્થ લખવાનુ પ્રયોજન શુ ? સમારરૂપી મોહ–નિશાને નિવર્તવા કાજ ( ક ૪૦ . ૪ ).

**અવતરણ**—આથી, ગ્રન્થના આરભમા જ વિષયનુ અવતરણ કરતા અખાજી કહે છે પરમાર્થ દષ્ટિએ તુચ્છ, મિથ્યા, એટલે અણછતો અખો, પરબ્રહ્મ ઉપર જગતનો અધ્યારોપ કર્યા પછી, નાનોદય થયા પછી થનારા અપવાદ વડે તે અધ્યામ અને આવરણ જ્યારે દૂર થાય છે તે વેળા પ્રકાશતા નિજ આનન્દની કથા હવે આરભે છે. अध्यारोपवादाभ्यां निष्प्रपंच प्रपच्यते। અખો અણછતો છે છતા અધ્યારોપ કરી શકે છે એ કથા મહા આશ્ચર્યની છે અને તેથી આ શરુ કરવાની પોતાની કથા પ્રત્યગાત્માને કોઈ અનેરો આનન્દ આપે છે

एष वन्ध्यासुतो याति खपुष्पकृतशेखर: ।
मृगतृष्णाम्भसि स्नात शशशृङ्गधनुर्धरः ॥

આના કરતા પણ વિશેષ આશ્ચર્ય પોતાની કથામા છે

* * *

( ૩ )

## મોહ–નિશા

ગ્રન્થનુ પ્રયોજન " મોહ–નિશાને નિવર્તવા કાજ " એમ બતાવ્યા પછી મોહ–નિશા તે કેવી એ જાણવુ પ્રાપ્ત થાય છે

જેમ નિદ્રામા સૂતેલો નર બીજી અનેક માયા રચે છે અને કાર્ય તથા કારણ બન્ને પોતે જ થઈને જેમ તેમા પચ્યો રહે છે તેજ રીતે જીવનું પણ સમજવું. જે આત્મ પોતાથી ઓતળે છે, પોતાપણ ભૂલી જાય છે, તેને પહેલા અસભાવના થાય છે અને પછી વિપરીત ભાવના ઉપજે છે. પછી તેને માયાનો પંચ પરિવાર–અવિદ્યા, અસ્મિતા રાગ, દ્વેષ, અને અભિનિવેશ–લાગુ પડે છે. જીવ અજ્ઞાનથી આમ અવળો ફરે છે ;

શિવની સન્મુખ થઈ શકતો નથી. સ્વયંપ્રકાશ આત્માને જેણે જીવ માનવાનો ભ્રમ કર્યો તેને તે ભ્રમ દૂર કરવામાં ઘણી મુશ્કેલી પડે છે. દાખલા તરીકે, રાત્રે ભૂલો પડેલો માણસ તો અન્ધકાર જતાં પ્રભાતમાં પોતાના ઘર ભેગો થઈ શકે છે, પણ જે નર દિવસે જ દિશાઓ ભૂલી ભ્રમમાં પડ્યો હોય તેને તો દિવસ ઉપરાંત રાત્રિએ તો ખાસ ઘણું જ લડવું પડે છે. આવા જ કારણથી જીવને જ્યારે કહેવામાં આવે છે કે તે પોતે સ્વયંપ્રકાશ છે ત્યારે એ વાત તેના ધ્યાનમાં પણ ઉતરતી નથી ( ક. ૪ : ૧, ૩, )

(૪)

## માયાનું કાર્ય

( ક. ૫ ) જીવના મનનું ગાઢ આવરણ કરી તે માયા નાના વેષ સજે છે, અનેક કર્મ, ધર્મ, ઉચ્ચારે છે, અરે તેને અંગે જીવ ભવફેરા ફરવા લાગે છે. વળી તે માયા કર્મના ફળ લખે છે, શબ્દ તાંતણે જીવોને બાંધીને જથામ રાખે છે. પોતે જ મન થઈને સંકલ્પ–વિકલ્પરૂપી પુત્રોને જન્મ આપે છે, અને દરેક નિમેષમાં નવા નવા જન્માવે છે. કર્મ, ફળ, અને જીવ, એ ત્રણેનો યોગ સાધી આપે છે; અને જીવને વિષય તૃષ્ણામાં મૂકી તેને દોરવે છે. જીવ આવી રીતે ભવમાં ઘણુ ભમે છે, પણ, એ બધો માયાનો જ ચોરીસચારો છે, જે અહીં મોટી ભેળવણી છે, એવો ભેદ લહી શકતો નથી. જીવ જો એ જાળમાંથી નીસરે તો પોતે માનેલુ જીવત્વ દૂર કરી શિવપણુ પોતામાં જોઈ શકે

( ક. ૭ ) જગની મોટામા મોટી નદી તે માયા છે. તેને હજી સુધી બનાવી જવાને કોઈ શક્તિમાન્ થયો નથી. હરિ, હર, અને બ્રહ્માથી પણ તે આગળ જનારી, પહેલી છે. માટે જ તે સમજી ન જાય અઘટિત ઘટના પટીયસી, અટપટી છે, અનિર્વચનીય છે.

પરતત્ત્વ, ચિચ્છક્તિ, માયા, પ્રકૃતિ, અને અન્ય તત્ત્વોનું વર્ણન અખાજી સાતમા કડવામા કરે છે. આ વર્ણન ધ્યાન અને ઉપાસનાને અર્થે છે. પ્રણવ અથવા ૐકાર મન્ત્રનો અહીં ઉદ્ધાર આપ્યો છે. આ વર્ણન કંઈક અંશે તાન્ત્રિક અને કંઈક અંશે વેદાન્તી છે બીજા શબ્દોમા તન્ત્ર અને વેદાન્તના રૂઢ વિચારો અને પરિભાષાનો તેમાં સમન્વય છે. એનુ ટૂંકમા પૃથક્કરણ કરવા માટે નીચે આપેલી રૂપરેખા ઉપયોગી થશે.

કડવુ સાતમુ: ૐકારની ઉપાસના અને પ્રણવમન્ત્ર.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| મન્ત્ર | अ | उ | म् | ◡ | O | \|\|\|/ | • |
| દેવ | બ્રહ્મા | વિષ્ણુ | મહેશ | અર્ધમાત્રા | અપરબિન્દુ | ચિચ્છક્તિ | પરબિન્દુ |
| દેવી | સરસ્વતી | લક્ષ્મી | કાલી | | | | |
| ગુણ | સત્ત્વ | રજસ્ | તમસ્ | | | | |
| અવસ્થા | જાગ્રત | સ્વપ્ન | સુષુપ્તિ | અવ્યાકૃત તુરીયાવસ્થા | | તુરીયાતીત | |
| સ્વરૂપ | પ્રકૃતિ અને તેના ૨૪ તત્ત્વો | | | માયા અથવા ચન્યસ્વામિની | | પરતત્ત્વ | |

આની સમજૂતી આપતાં અખાજી કહે છેઃ માયા સમજી જતી નથી માટે અનિર્વચનીય છે. તે દીસતી નથી છતાં બલવતી છે. ૐકારના પ્રથમ ત્રણ સ્થૂલ રૂપ જે અકાર, ઉકાર, અને મકાર એટલે બીજા શબ્દોમાં સત્ત્વ, રજસ, અને તમસ્ એ ત્રણ ગુણોથી બનેલી ત્રિગુણાત્મક પ્રકૃતિના રૂપથી તે માયા પર છે. અર્થાત્ પ્રકૃતિ તે માયામાંથી જ ઉપજી છે. ૐકારના ત્રણ સ્થૂળ રૂપથી બતાવાતા ત્રણ દેવ જે હરિ, હર, બ્રહ્મા છે તેમની પણ તે આગળ રહેલી માયા અર્ધમાત્રા અને અપરબિન્દુથી થતા અવ્યાકૃત રૂપની અધિષ્ઠાત્રી છે અને અપરબિન્દુની સાથે હોવાથી તે શૂન્યસ્વામિની કહેવાય છે ત્રણે ગુણો, સત્ત્વ રજસ્ અને તમસ્‌ને જન્માવી, તેના અધિષ્ઠાતા બ્રહ્મા–વિષ્ણુ–મહેશને ઉદ્‌ભાવી, તે ત્રણેની સરસ્વતી લક્ષ્મી અને કાલી રૂપે યોષિતા બને છે.

ચિચ્છક્તિ જે નિર્ગુણ પરબ્રહ્મનું સ્વભાવ ચૈતન્ય છે તેનો જ્યારે માયા સાથે યોગ થાય છે ત્યારે, એટલે, નિર્ગુણ બ્રહ્મ જયારે માયાથી સબલિત થાય છે ત્યારે, માયાયુક્ત ચિચ્છક્તિ આખા જગતને જન્માવી તેને રમાડે છે. કરોળિયો જેમ જાળને પોતાનામાંથી જ કાઢી પાછો તેનો ભક્ષ કરી પોતામાં જ લય કરે છે તેવું જ સામર્થ્ય ચિચ્છક્તિમાં રહેલી માયાનું છે. ચિચ્છક્તિ એ પરતત્ત્વનું સ્વભાવ ચૈતન્ય છે. એજ ચિચ્છક્તિને ઉદ્દેશીને શ્રીશંકરાચાર્ય આનન્દલહરીમાં કહે છેઃ

सतां मुक्ते बींजं त्वमसि परमब्रह्ममहिषी ।

સન્તોના મોક્ષનું બીજ એવી ચિચ્છક્તિ, તું પરતત્ત્વની સામ્રાજ્ઞી છે.

હવે તત્ત્વોનું વર્ણન કરતાં અખાજી કહે છેઃ

| | | |
|---|---|---|
| માયાથી | ૧ ત્રિગુણાત્મક પ્રકૃતિ | |
| | ૫ પંચભૂત | તામસમાંથી |
| | ૫ પંચ તન્માત્ર | |
| | ૧૦ ઈન્દ્રિયો અને તેના દેવતા | રાજસમાંથી |
| | ૪ અન્તઃકરણ (મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર) | સત્ત્વમાંથી |
| | ——— | |
| | ૨૫ તત્ત્વો જન્મે છે. | |

જ્યારે બ્રહ્મ માયાથી શબલિત થાય છે ત્યારે સૃષ્ટિનાં આ પ્રમાણે ૨૪ કારણો, પચ્ચીસમી પ્રકૃતિ, અને છવ્વીસમો ઈશ્વર અથવા માયા શબલિત બ્રહ્મ એ પ્રમાણે વ્યવસ્થા થાય છે. પણ બ્રહ્મ તો શબલિત લાગવા છતાં પણ યથાર્થ જેમ તેમ રહી છે. એ નિર્વિકારનો સવિકાર થતો નથી. જે દેખાય છે તે સઘળી તેની વિવર્તલીલા.

(ક. ૩૬) આ જગત માયાનું કાર્ય છે પણ પરમપદ નિર્ગુણ, નિર્ધર્મક, બ્રહ્મની પારમાર્થિક સત્તા સાથે સરખાવતાં તે તુચ્છ છે. જગતની વ્યાવહારિક સત્તા વ્યવહાર ચાલે ત્યાં સુધી. અદ્વૈતપદમાં પહોંચેલાને સંસાર એ વન્ધ્યાસુત જેવો મિથ્યા લાગે છે. ચાર પુરુષાર્થ, વર્ણાશ્રમ, જીવસૃષ્ટિ, સાધન, દેશકાળ, પુરુષનો દેહ, સઘળું મિથ્યા છે. વિચાર કરી જોવાથી આમાંનું કંઈ પણ તત્ત્વતઃ રહેતું નથી. તે ઉત્પન્ન થાય છે, રહે છે

જાય છે. આજ માટે તે અણુછતું છે. સત્ય હોય તે આજ છે અને કાલે નથી એવું ના હોય. સત્ય ત્રિકાલાબાધ્ય છે. શિવ તો દેશકાલાતીત, નિર્લિંગ, નિરાકાર, કૂટસ્થ છે. એના ઉપર આ વિશ્વનું આરોપણ છે. વિશ્વ એટલે માયાના સ્ફુરણ પામેલા ત્રણ ગુણો. વાણીમાં આવતું બધું દ્વૈત મિથ્યા છે. એનો બ્રહ્મ અધિષ્ઠાન ઉપર માત્ર અધ્યાસ છે.

*                    *

## ( ૫ )

## માયા અને જીવ

આ બન્નેનો સમ્બન્ધ અસરકારક રીતે બતાવવા કવિ એક બે લૌકિક દૃષ્ટાન્ત આપે છે.

(ક. ૬.) જે જીવ મર્મ સમજતો નથી તેને માયા આપણો સમજે છે. મેંઢા જેમ યવન સાથે સંચરે છે, તેને મહાજન મૂકાવા મથે તો પણ વણદોર્યો યવનની કેડે ફરે છે; સૂતાનીને તો મનમાં હેતુ છે. તે તેના ઉપર પહેલાં હેતે હાથ ફેરવે છે કારણ કે તે પેલા મેંઢાનો ભારે દેહ ભાળીને ખુશ થાય છે. પણ પછી એકવાર તેને પોતાના કાબુમાં લઈ તે રખેને સરી જાય એમ ધારી ચરણ ઊંધે અને મુખ નીચે એમ તેને રાખી તેનો અન્ત લાવે છે. માયાની પણ એજ રીત છે, જે તેમાં ફસાયો તેને મુક્તિ મળવી મુશ્કેલ છે.

(પદ ૧) તનમનની નૌકામાં બેસી જીવ ભવસાગરમાં ફરવા નીકળ્યા. પણ જ્યારે કર્મના વાયુ વાયા અને તેને વશ તે ડોલવા લાગ્યો ત્યારે વાત હાથથી વટકી, પછી તેનો છેડોજ નહિ. અરે ભાઇ! માયારૂપી જનની તો જાણી જોઈને ભેદ રાખે છે.

દૃષ્ટાન્તોને જવા દઈ જીવને તાત્ત્વિક દૃષ્ટિએ જોઈએ તો, અખાજી કહે છે, તેની આદ્ય જોતાં તે અનાદિ માલમ પડશે અથવા તે થયોજ નથી એમ લાગશે. દેહની છાયા જેમ સૂર્ય માથે આવતાં દેહમાંજ સમાઈ જાય છે, ભિન્ન દેખાતી નથી, તેમ જ્ઞાનોદય થતાં જીવ પ્રત્યગાત્માથી ભિન્ન લાગતો નથી; ઉલટું પ્રત્યગાત્મા જીવ થયોજ નથી, જીવભાવ મિથ્યા હતો, એમ લાગે છે.

આપોપુ ઓળખ્યા પછી માયાનો અન્ત આવે છે માટે માયા કે અજ્ઞાન જ્ઞાન-નિવર્ત્ય છે.

બ્રહ્મ એ અધિષ્ઠાન છે અને માયાથી તેના ઉપર પ્રપંચનો અધ્યાસ થાય છે. અખાજી બ્રહ્મને વ્યતિરેક 'કારણ એટલે મિથ્યાઆભાસનું' અધિષ્ઠાન અથવા વિવર્તકારણ માને છે જો આપોપું ઓળખાય તો 'માયાનો અન્ત આવે, અર્થાત્ માયા તત્ત્વજ્ઞાન' નિવર્ત્ય છે. જેટલી વસ્તુ વાચ્ય છે, દશ્ય છે તે દ્વૈત કહેવાય છે. પરમાર્થસત્તામાં દ્વૈત તુચ્છ, મિથ્યા, વન્ધ્યાસુત જેવુ છે. વિશ્વનું બ્રહ્મ ઉપર આરોપણ અથવા અધ્યાસ માયા કે અજ્ઞાનથી થાય છે અને તે અધ્યાસનો અપવાદ તત્ત્વજ્ઞાનથી થાય છે.

( ૭ )

## જગતનું મિથ્યાત્વ

માયા વાણાણિએ માટ એને, દષ્ટ પદારથ જેટલો
શ્રુત પદારથ જે જે કહાવે, પાછો વણસશે તેટલો
ઉપન્યું તે અલપાય નિશ્ચે, બ્રહ્મ આદે કીટ જે-ક. ૮ : ૨, ૩.

અને,

અમલ આત્મા એક પૂરણ, અખંડિત અવિનાશ
.............................નહિ જેને દેશ કાળ. ક. ૧૭ : ૨, ૪.

જગત્ મિથ્યા છે, માયાનું કાર્ય છે, કારણ કે તે વાણીએ કહ્યું જાય છે, દશ્ય પદાર્થ છે, શ્રુત પદાર્થ છે.

જગતના મિથ્યાત્વની આજ યુક્તિ મધુસૂદનસરસ્વતી अद्वैतसिद्धिમા નીચે પ્રમાણે આપે છે.

विमतं ( जगत् ) मिथ्या; दश्यत्वात्, जडत्वात्, परिच्छिन्नत्वात्

જગત, જેને વિશે ચર્ચા કરવાની છે, તે મિથ્યા છે કારણ કે તે દશ્ય છે, જડ છે, અને દેશકાલના પરિચ્છેદ વાળું છે. જે વસ્તુ મિથ્યા નથી પણ સત્ય છે તે દશ્ય બનતી નથી પણ અદશ્ય છે, જડ નથી પણ ચેતન છે, પરિચ્છિન્ન નથી પણ દેશકાલાતીત છે.

સત્ય એટલે શું ? સત્ય આજે હોય અને કાલે ન હોય એમ ન બને. એવું હોય તે ખરું સત્ય નથી પણ એક આભાસ છે. ખરૂં સત્ય એ ત્રિકાલાબાધ્ય છે. એ પરમ સત્યને બ્રહ્મની સંજ્ઞા આપીએ તો એ ત્રિકાલાબાધ્ય સત્યની તુલનાએ બધી જાત માત્ર વસ્તુઓ મિથ્યા, વૃથા, તુચ્છ છે. " ઉપન્યું તે અલપાય નિશ્ચે " " જે જાગો તે જાય " " તેમ માયાનું આ જગત નીરખ્યુ, કાળયોગે સર્વ વૃથા " બધા જાત પદાર્થને કાલનો યોગ છે અને તેથી તે પરિચ્છિન્ન થવાથી મિથ્યા છે.

પરમ સત્ય ત્રિકાલાબાધ્ય છે અને તેની તુલનાએ બીજા જાત પદાર્થ મિથ્યા એ યુક્તિ ગૌડપાદાચાર્યે माण्डुक्यकारिकाમા નીચે પ્રમાણે કહી છે.

आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा ।
वितथैः सदृशाः सन्तोऽवितथा इव लक्षिताः ॥

જે વસ્તુ આદિમાં નહોતી અને અન્તમાં પણ રહેતી નથી, ફક્ત વર્તમાનમાં જ જેનો ભાસ થાય છે તે વસ્તુ વર્તમાનમાં ખરી રીતે હોતી નથી. તેવો પદાર્થ મિથ્યા જેવો છે, છતાં સત્ય જેવો તેનો ભાસ થાય છે

આ યુક્તિ વડે, પ્રપંચ દશ્ય છે, નાશ્ય અથવા અનિત્ય છે, માટે મિથ્યા છે. આત્મા સાક્ષી છે, પોતે અદશ્ય છે, નિત્ય છે માટે તે સત્ય છે. આ મુખ્ય યુક્તિની સાથે સંકળાએલી બીજી યુક્તિઓનો પણ કવિ જૂદે જૂદે સ્થળે ઉપયોગ કરે છે. જગત દશ્ય છે એટલે મિથ્યા છે, આત્માસ્વયં પ્રકાશ છે માટે સત્ય છે. જગતમાં કાર્યકારણભાવ છે તે માટે મિથ્યા છે. આત્મા કાર્યકારણભાવથી અતીત છે માટે સત્ય છે.

જે મિથ્યા આભાસ હોય તે જ્ઞાનનિવર્ત્ય છે, જેમકે રજ્જુ ઉપર દેખાતો સર્પનો મિથ્યા આભાસ. દ્વૈતનું ભાન અદ્વૈતજ્ઞાનથી નિવૃત્તિ પામે છે માટે દ્વૈત પ્રપંચ મિથ્યા છે, પ્રપંચ વિકારિ છે આત્મા અવિકારિ છે, પ્રપંચ ઉત્પન્ન છે, સત્ અનુત્પન્ન છે, માટે પ્રપંચ મિથ્યા છે, આત્મા સત્ય છે બ્રહ્મ એજ સત્ય છે એમ કહ્યા પછી જગત જો બ્રહ્મથી અભિન્ન હોય તો તે નિત્ય અને અવિકારિ હોવું જોઈએ. પણ જગત તો વિકારિ અને અનિત્ય છે માટે તે બ્રહ્મનો વિવર્ત અથવા મિથ્યા આભાસ માત્ર છે. માયા "દિસે નહિ છતાં બલવતી" છે એવી તેની પ્રતીતિ થાય છે અને "જો આણો માયા અન્ત ને, તો લીઓ આપોપુ ઓળખી" અથવા આત્મજ્ઞાન થતાં તે માયાની નિવૃત્તિ થાય છે. આવી રીતે સત્ય અને અનૃતનું મિથુનીકરણ થવાથી તે અનિર્વચનીય અને મિથ્યા છે.

જો મહાપદમાં સ્થિતિ કરીને, પછે જુએ બ્રહ્માંડને
તો બ્રહ્માડને ઠામ અણુ ન દીસે, તો શું પ્રમાણે પંડને

ક. ૩૭. ૯.

જેમ સ્વપ્નાદિ પ્રાતિભાસિક સત્તા જાગ્રદાદિ વ્યવહારિક સત્તા સાથે સરખાવતાં મિથ્યા છે તેવીજ રીતે મહાપદની પારમાર્થિક સત્તાની સાથે તુલના કરતાં પ્રપંચની વ્યવહારિક સત્તા મિથ્યા છે. પ્રાતિભાસિક, વ્યાવહારિક, અને પારમાર્થિક આ ત્રણ સત્તા ઉત્તરોત્તર એકબીજાથી ચઢિયાતી છે. ઊંચી સત્તાની સાથે તુલના કરતાં નીચી સત્તા મિથ્યા લાગે છે.

બ્રહ્મ પ્રપંચનું અધિષ્ઠાન છે અને પ્રપંચનો તેના ઉપર અધ્યાસ છે. વ્યાવહારિક સત્તામાં પ્રપંચનો ભાવ અને પારમાર્થિક સત્તામા તેનો અભાવ એમ પ્રપંચનો ભાવ અને અભાવ બન્ને એકી વખતે અધિષ્ઠાન બ્રહ્મમાં રહેલા છે—જૂદી જૂદી સત્તામાં, જ્યારે એકજ પદાર્થના ભાવ અને અભાવ બન્ને અધિષ્ઠાન ઉપર એકી વખત, જૂદી જૂદી સત્તામાં, રહેલા હોય તો તે પદાર્થને મિથ્યા આભાસ સમજવો. જેમકે રજ્જુ ઉપર સર્પનો મિથ્યા આભાસ દેખાય છે. અહીં રજ્જુ અધિષ્ઠાનમાં પ્રાતિભાસિક સત્તામાં સર્પનો ભાવ છે પણ વ્યવહારિક સત્તામાં સર્પનો અભાવ છે—આથી જ સર્પનો આભાસ મિથ્યા છે. મિથ્યાત્વની આવી વ્યાખ્યા અને તેનો વિસ્તાર અદ્વૈતસિદ્ધિ અને ચિત્સુખીમાં કર્યો છે.

વાચા બોલે અવાચ્યને, તે વાચા નવ હોય" (૫૬૬) અને તેથી "કાયા, મન, ત્રણ કહે તેહને" (ક ૨૮૨) બ્રહ્મ વિવાદાસ્પદ થવાને માટે બુદ્ધિની કક્ષામા આવતો નથી. અને જો તે આવે તો તે શુદ્ધ બ્રહ્મ નથી જો તે બુદ્ધિની કક્ષામા આવે નહિ તો તેનો સબધ અને માયા સાથેનો તેનો યોગ કેવી રીતે ચર્ચા શકાય?

ત્યારે બ્રહ્મ ઓળખાય કવી રીતે? "સ્વસવેદ્ય જાણે અખા" આ પરમપદ બુદ્ધિથી નહિ પણ અનુભવથીજ સમજાય છે અને આ પદના જ્ઞાન અથવા અનુભવ પછી પ્રપચ રહેતોજ નથી એટલે બ્રહ્મ અને માયાના સબધનો પ્રશ્નજ ઉપસ્થિત થતો નથી "જીવતણું પદ તે જોતા નીસરેજી" (ક ૩૧) આ વાત विद्यारण्यमुनि पंचदशीमा કહે છે.

स्वप्रकाशे कुतोऽविद्या विनाऽविद्यां कुतो।जगत्।
एतानि तर्कजालानि स्वानुभूति र्जहात्यसौ॥

સ્વપ્રકાશ જ્ઞાનસ્વરૂપ બ્રહ્મમા અજ્ઞા। આવ્યુ ક્યાથી? અને અજ્ઞાન આવી શક તેમ ન હોય તો અજ્ઞાનની ઉત્પત્તિ ક્યાથી? પરિચ્છિન્ન બુદ્ધિના આવા અનેક તર્કજાળોનો, પરમપદનો એકવાર અનુભવ કર્યા પછી, નાશ થાય છે

સત્ અને મિથ્યા અથવા અસતનો સબધ સમજાવી શકાયજ નહિ પરિચ્છિન્ન બુદ્ધિ અપરિચ્છિન્નનો વિચાર કરતા બૂડી જાય

"ભાઈ! જગતના કારણ ઘણા, પણ થયા પછે ધરે નામ,
કહે પચભૂતના પૂતળા, એ બ્રહ્મા કેરા કામ
પણ વિરચિ આદે વિશ્વ સઘળુ, ઘડયો કેનો ઘાટ?
એ વિચારે બુદ્ધિ બૂડે, અતિ નિરાળો નાટ।"

ક ૨૧-૮, ૯

સત્ અને મિથ્યાનો સબધ કોઈ રીતે બતાવી શકાતો નથી એટલે તેમા સયોગ, સમવાય કે કાર્યકારણભાવ, કઈપણ હોયજ નહિ મારેજ માયા એ કઈ દ્રવ્ય નથી, બ્રહ્મ સિવાય બીજો પદાર્થ નથી "વેદાન્ત કરે છે વાત મોટી, એ તો અજા રમે અણછતી" (ક ૩૧૫) આથી સિદ્ધાન્તમા अजातिवादનો ઉલ્લેખ કરે છે

"થયુ ગયુ કઈએ નથી, સહેજે જ એ છે એમ
આપાપર કોએ નથી, નથી જીવાજીવ વિગ્રહ કશો"

ક ૩૮, ૮, ૯

ભ્રમનું વિવરણ કરતા અખાજી કહે છે કે—

"ગુણ નિર્ગુણ કઈએ ના કહે ને, જે સમતત્ત્વ સમજ્યા સહી,
પ્રાય નહિ તેને પરાભવ શાનો, રજ્જુ નહિ તો શો અહિ
એ તો અણછતાને। અણછતું, ભાસ્યું'તું ભ્રમેં કરી,
તે જથારથ જેમ તેમ થયો, પ્રાપે જેમ છે તેમ હરી"

ક. ૩૯. ૨, ૩

કોઈ પણ જાતનો ભ્રમ સમજાવી શકાતો જ નથી. એનું પૃથક્કરણ કરીએ તો તે અભાવ નહિ પણ કંઈક ભાવરૂપ, અનાદિ, આવરણ અને વિક્ષેપ કરનારો, જ્ઞાનથી દૂર થનારો, અને છેવટે સમજાવી ન શકાય માટે અનિર્વચનીય લાગે છે. વેદાન્તીઓ આને अनिर्वचनीयख्याति કહે છે. જેમકે રજ્જુનો સર્પ, રજ્જુનો સર્પરૂપે શા માટે ભ્રમ થયો એ પ્રશ્ન છેવટે અનિર્વચનીય જ રહે છે. પણ જ્ઞાન થયા પછી ભ્રમ રહેતો નથી.सुरेश्वराचार्य પોતાનાં वार्तिकમાં ભ્રમનું લક્ષણ સમજાવી કહે છેઃ

तत्त्वमस्यादिवाक्योत्थसम्यग्धीजन्ममात्रत. ।
अविद्या सह कार्येण नासीद्, अस्ति, भविष्यति ॥

ભ્રમનું પૃથક્કરણ :

પહેલા રજ્જુનો સર્પ દેખાય છે. તે ખરો છે એવી પ્રતીતિ થાય છે.

પછી, જ્યારે પ્રકાશ થાય છે, ત્યારે તે રજ્જુ છે, સર્પ નથી એવું ભાન થાય છે અને સર્પનો **ભ્રમ હતો** એવું જણાય છે.

છેલ્લા સ્થિતિમાં, જ્યારે રજ્જુનું જ્ઞાન દૃઢ થાય છે ત્યારે રજ્જુ કોઈ બીજે સ્વરૂપે હતીજ નહિ એમ લાગવાથી વસ્તુતઃ કોઈ જાતનો **ભ્રમ હતોજ નહિ, છે નહિ, અને થશે નહિ,** એવી ખાત્રી થાય છે.

ઉપરના શ્લોકમાં सुरेश्वराचार्य કહે છેઃ तत्त्वमसि વગેરે મહાવાક્યોના મનનથી જ્યારે દૃઢ સમ્યગ્જ્ઞાન થાય છે ત્યારે સઘળી અવિદ્યા પોતાના કાર્ય સાથે હતીજ નહિ, છે નહિ અને થશે નહિ, એવી ખાત્રી થાય છે.

અને તેથી અખાજી કહે છેઃ

"અણછતાને અણછતું, ભાસ્યું'તું ભરમે કરી"

બ્રહ્મનો માયાને લીધે પ્રપંચરૂપે આભાસ થવા છતાં બ્રહ્મ અવિકારિ રહે છે માટે વિવર્ત (આભાસ માત્રમા ફેરફાર) મા માનવું પડે છે. આ માયા તે બ્રહ્મ જેવી સત્ નથી અને વન્ધ્યાસુત જેવી અસત્ નથી. પ્રપંચનો આભાસ કરાવવા પૂરતી સત્ છે. અવિકારી બ્રહ્મનો કોઈ રીતે પરિચ્છેદ ન કરી શકે, એવી અસત્ છે. એટલા માટે તે અનિર્વચનીય છે. "માયા જગમાહેં મોટી નટીજી" "સમજી ન જાય એની માયા અટપટીજી." બ્રહ્મ બુદ્ધિગમ્ય થાય માટે તેને માયાયુક્ત માની માયાશબલિત બ્રહ્મની તેને આપણે શક્તિ કહીએ છીએ. "ૐનમો ત્રિગુણપતિરાયજી" "ચરણ ચિન્તવી હું લાગું પાયજી." નિર્ગુણ બ્રહ્મમાથી દ્વૈતપ્રપંચની ઉત્પત્તિ બીજી રીતે સમજાવી જ શકાતી નથી. જગત્ અન્યથા અનુપપન્ન છે. એટલે માયાના આશ્રય સિવાય બીજી રીતે તે ઘટી શકતું નથી. આ અન્યથાનુપપત્તિનુ પ્રમાણ કેટલું બલવત્તર છે તે બતાવતા मधुसूदनसरस्वती અવતરણ કરે છે.

अन्यथानुपपत्तिश्चेद् अस्ति वस्तुप्रसाधिका ।
पिनष्टियदृष्टिवैमत्यं सैव सर्वबलाधिका ॥

—सिद्धान्तबिन्दु

નિર્ગુણમથી વિકારી પ્રપંચની ઉત્પત્તિ માયા સિવાય સમજાવાયજ નહિ. આ અન્યથાનુપપત્તિનું પ્રમાણુજ નિર્ગુણ બ્રહ્મને સિદ્ધ કરે છે, અને અજ્ઞાનથી થયેલી વિપરીત બુદ્ધિને દૂર કરે છે, માટે બધા પ્રમાણોમાં તે અન્યથાનુપપત્તિનું પ્રમાણ બલવત્તર છે.

"તે જથારથ જેમ તેમ થયો, આયે જેમ છે તેમ હરિ"

હરિ જગતરૂપે શા માટે થયો ? જેમ તેમ થયો. પણ થયો છે ખરો. પરમસત્ય તો નિત્ય અને અવિકારિ હોય પણ જગત્ તેથી વિપરીત છે. માટે પ્રપંચ આભાસ છે, બીજી રીતે તે સિદ્ધ થાય નહિ.

* * *

( ૯ )

## નિર્ગુણ

( ક. ૧૭ ) પરમપદ અવાઙ્મનસગોચર છે. ગુરૂ ફક્ત તેનો લક્ષ આપી શકે છે. વસ્તુ સ્વસંવેદ્ય છે; અને તેને જાણતાં તેજ પલકે નર હરિ થઈ જાય છે.

તે પરમ વસ્તુ દેહાતીત છે, પ્રત્યગાત્માથી અભિન્ન છે, સર્વથી પર અને કેવળ છે અમલ, પૂર્ણ, અખંડિત, અને અવિનાશ છે ( निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरंजनं॰ ) દેશાતીત, કાલાતીત, અને માયાવર્જીત છે. વળી તે ગુણ, લિંગ અને જડ મહાભૂતોથી પણ અતીત છે. ભાવવિકારરહત અને ઉદાસીન છે. અમેય, નિરવાદ, નીરૂપ- નરાધાર અને અવાચ્ય છે. આવી તે વસ્તુ નિર્ગુણ અને નિધર્મી છે. સત્-ચિત-અને આનંદ તેનો સ્વભાવ છે. જ્ઞાતા-જ્ઞાન-અને-જ્ઞેય તેમની ત્રિપુટીથી વર્જીત હોઈ તે કેવળ જ્ઞાનસ્વભાવ છે.

અહીં संक्षेपशारीरिककारના પક્ષપાતવાળા बिम्बप्रतिबिम्बवादનું સૂચન છે.

( ક. ૨૦ ) જેમ આમમાં દર્પણોમાં પ્રતિબિમ્બિત અનેક દર્પણો ઉભા થાય છે તેમ બ્રહ્મનો જગતરૂપે વિસ્તાર થાય છે જે વડે મિથ્યા જંત ઉત્પન્ન થાય છે તેજ માયાનું સામર્થ્ય. એ જંતને અહંતા વધે છે અને તેથી તે જાડેરો થતો જાય છે, મન વડે તે માયાના વિષયો સાધતો, મનને જ પરમાત્મા જાણે છે, તેને મમતાનાં પડળ ચડે છે અને મદ વધે છે, अहमिदं ममेद इति नैसर्गिकोऽयं लोकव्यवहारः હું આ, આ મારૂં. એવો લોકમાં સ્વાભાવિક વ્યવહાર ચાલે છેઃ-शारीरक भाष्य) શિવનો આવી રીતે જીવ થાય છે.

( ક. ૨૧ ) પણ કોટિ બ્રહ્માંડ આમ નવાં નવાં રચાવા છતાં પૂર્ણ પદ ઓછું થતું નથી. તે બધાં જોતજોતામાં આકાશમાં લય પામી જાય છે. સૃષ્ટિ તેનામાં વિલઈ જતાં તે વણસી જતો નથી તેમ વધતા તે વધતો નથી. સૃષ્ટિ માટે તે હેતુ વિનાનું વ્યતિરેક કારણ છે. તે સૃષ્ટિનો વારક નથી કે પ્રેરક નથી— ફક્ત અધિષ્ઠાન છે. પરમાર્થ દૃષ્ટિએ જગત વન્ધ્યાસુત છે, તુચ્છ, મિથ્યા છે. અખાજી કહે છે કે જો આ સિદ્ધાંતને કોઈ શૂન્યવાદ કહે તો ભલે મને શૂન્યવાદી થવામાં વાંધો નથી—મારે મન ઉલટો ખરો શૂન્યવાદ આજ છે, શૂન્યવાદી, આવી જાતના, થવામાં ન્હાનમ નથી. જે માણસ બ્રહ્મ અને વિશ્વ એ બેને જુદી જુદી વસ્તુ ન સમજતાં સર્વત્ર એકજ ચૈતન્યનો પ્રસર દેખે તે જ મારે હિસાબે, અખાજી કહે છે, ખરો શૂન્યવાદી અને વેદાન્તી છે. જે મોઢેથી પ્રપંચને મિથ્યા કહે પણ હૃદયમાં જેને જગત સાચું છે તે ખરા અને સાચા શૂન્યવાદી નથી!

"ભાઇ! ભક્તિ જેવી પંખિણી, જેને જ્ઞાન વૈરાગ્ય બે પાંખ છે
ચિદાકાશ માંહે તેજ ઉડે, જેને સદ્ગુરૂ રૂપી આંખ છે"

ક. ૧૦. ૧૦

આવી રીતે જ્ઞાન અને વૈરાગ્યથી પુષ્ટ થયેલી સર્વત્ર હરિભાવ દેખનારી ભક્તિને અખાજી મુખ્ય સાધન માને છે.

"પરબ્રહ્મ વિના નહિ ઠામ ઠાલો, એમ દેખે તે ભરપૂર"

ક. ૧૦ ૧૦.

ભક્તિમાં આવો સર્વાત્મભાવ જોવાથી તેને ભાન થાય છે કે

"ત્રણ ભવનમાં રહ્યો પૂરી પૂર્ણ સ્વયં પરમાતમા
પોતે તો પિયુજી નિરંતર, પણ ભેદ દીસે ભાતમાં"

ક. ૧૧ ૪.

આમ હૃદયગુહામાં રામ પ્રગટવાથી મનનો પલટો થઈ જાય છે. માયાને સ્થાને બ્રહ્મ ભાસે છે અને સંસારનો સંભવ જતો રહે છે. જ્યાં સુધી આત્મા જાણ્યો નથી ત્યાં લગી જ માયાનું બલ છે. પ્રસવ થાય ત્યા સુધી પ્રતિદીન પીન થતી યુવતી પ્રસવ થઇ ગયા પછી જેમ ઓસરી જાય છે તેવી રીતે હૃદય કેન્દ્રમાં આત્મા પ્રગટ્યા પછી માયા ઓસરી જાય છે. "પરિબ્રહ્મ રહે અને પોતે ખપે" એવી ભાવના થાય છે.

* * *

## ( ૧૧ )

## તત્ત્વદર્શન

તત્ત્વદર્શન થયા પછી જીવન્મુક્તમાં તટસ્થપણુ આવે છે. આકાશવત્ તે ઉદાસીન રહે છે. ભુજંગને જેવી કાંચળી છે તેવો એને મન પોતાનો દેહ છે–દેહનો સંગ તેને છે અને નથી. એની ન્યૂનતા ટળી છે, આશય મોટો થયો છે, તે વસ્તુમાં મળી રહ્યો છે સર્વત્ર શિવશિવ થયુ અને શિવમાં જીવ સમાવી દીધો છે. તે છતે અણછતો થઇને રહે છે. તેની ભૌતિક ભાવના ટળી. ચિદાકાશ ભાગ્યુ; નીરમાં રહેલા મીનની જેમ તે રોગ પામતો નથી. તે દેહને વહે છે પણ દેહ તેને વળગતો નથી. તેનો નિશ્ચય પર્વતપ્રાય છે

"જેમ વિચિત્ર ભાંતિના રંગ મૂકિયે, સ્ફટિક મણિની પાસ
તે ભળ્યા સરખો ભાવ દેખાડે, પણ આપ રહે ઉદાસ"

ક. ૧૫ : ૭

સ્ફટિકમાં રંગનો આભાસ થાય છે, તત્ત્વતઃ તેમાં રંગ આવતો નથી. वार्तिक्क सुरेश्वराचार्यना आभासवादनु આ દૃષ્ટાન્ત છે.

સ્વભાવે તે કલ્પવૃક્ષના જેવો બને છે. તેના અમર્ષ અને અહંતા ગયાં છે. પોતાના દેહને અન્યના દેહ જેવો તે સમજે છે. આ ખરો વેદાન્તી મુખથી માયા શબ્દનો બકવા કરતો નથી. (પદઃ ૪) તત્ત્વદર્શીનું વર્ણન કરતાં અખાજી કહે છેઃ નાવ દશે દિશામાં ફ પણ તેની નિશાની તો ધ્રુવના તારા ઉપરજ છે. જેણે અવાચ્ય અને અગમ્ય એ અનન્ત ઘરને જોયું તેની અકથ્ય કહાની કહી જાય એવી નથી. આ પ્રપંચની પુરાણ

પહેચાન, જે અજગ અદ્‌ભુત અને અનુપમ ખેલ હતો, તે એવા જ્ઞાનીને ગગનમાં કોઈ ગેમ થઈ ગયો હોય એવો લાગે છે.

" અજબ ખેલ અદ્‌ભુત અનુપમ, જાકું હૈ પહિચાન પુરાની
ગગનહીં ગેમ ભયા નર બોલે, એહી અખા જાને કોઈ જ્ઞાની "

પદ ૪ : ૪.

એણે મનને ઉત્યુ છે, મનને માર્યું છે :

(પદ ૫ : ૧) " મન જગતકા ધારણહારા, મન મુવે મિથ્યા સંસારા "
મનનો અમનીભાવ થાય ત્યારે દ્વૈત રહેતુ નથી

( गौडपादकारिका )

" ચાદ લોક સ્ફુર્યા હૈ મનકો, તાતે મન પાવે બન્ધનકો "

પદ, ૫ : ૨.

અહીં एकजीववादનું આછુ સૂચન છેઃ

कल्पयत्यात्मनात्मानं आत्मा देवः स्वमायया ।
स एव बुध्यते भेदान् इति वेदान्तनिश्चय·

તેવી રીતે તાત્ત્વિક દૃષ્ટિએ તપાસતા શાસ્તા શાસ્ત્ર કે શિષ્ય કંઈ રહેતુ નથી, કેવ પૂર્ણ ચૈતન્ય સ્ફુરે છે.

*   *   *

( ૧૨ )

## પરમપદ

"સન્તો ' બાત ગડી મહા પદકી,
શબ્દ માન કછુ નહિ લાગત, ઐસી સ્થિતિ બેહદકી"   (પદ ૭ . ૧)

બેહદ અથવા અનન્ત સ્થિતિમા શબ્દ કે સંજ્ઞા કંઈ લાગી શકતી નથી. એ પ્રપચ પાર મહારાજની ઝાખી થતા પ્રગટતા આનન્દનુ વર્ણન અખાજી શાત, ગભીર, અને પ્રાસાદિક ભાષામા છેલ્લા પદમા કરે છે અને હૃદયનો ઉભરો ઠાલવે છે એ પોતે ચૈતન્યઘનરાય અજાપતિ છે અને શૂન્યમા સોહામણો છે, તે નહિ વિરાટ્ નહીં વામણો, વાણીમા આવતો નથી તે કયાહી જતો આવતો નથી એ જેમ તેમ, ન સમજ્ગય તેવી રીતે, આ જંજાળ થયો છે પણ એને જાણ્યાથી આ જંજાળ જાય છે. એને કર્મ કે કાળ કંઇ લાગતુ નથી એ તો ચેતનથીજ ચકચૂર છે. આ મન તેમાં લય પામી ગયુ છે હવે ? કોઈ દાતા નથી, કોઈ દીન નથી, આપ નથી કે અપર નથી તેમા લિંગનો ભગ છે नैव स्त्री न पुमानेष न चैवाय नपुसक (શ્વેતા૦) કોટિ કલ્યાણ હવે પ્રગટ્યા છે. ત્યહા સદોદિત ભાણ હવે ઉદય અને અસ્તનુ કારણ ગયુ છે.

"કરે અખો આનન્દ, અનુભવીને લહેવા તણો એ
એવો પૂરણ પરમાનન્દ, નિત્ય મગળ અતિ ઘણોએ"

પદ ૧૦–૧

# ઉપસંહાર

ઉપરની કેટલીક કંડિકાઓમાં અખેગીતાના વિષયોનું કંઇક પૃથક્કરણ અને સાથે કંઇક વિવેચન કરવાનો પ્રયત્ન છે. બ્રહ્માનન્દ ગુરુ પાસે કાશીમાં વેદાન્તનું શ્રવણ અને અધ્યયન કરી ગુજરાતમાં આવ્યા બાદ અખાજીએ તેને માતૃભાષામાં ઉતાર્યું. અનુભવમાં આવતા અનેક દૃષ્ટાન્તોથી તેને પુષ્ટ કરી શાંકરવાદને સરલ રીતે ગુર્જરગિરામાં મૂકવાનો તેમનો પ્રથમ પ્રયત્ન હતો. વેદાન્તશાસ્ત્રના ઘણા પારિભાષિક શબ્દોને સમજી શકાય એવી રીતે માતૃભાષામાં આણ્યા છે. કવિ દયારામે વાલ્લભવેદાન્તને ગુજરાતીમાં આણ્યું છે પણ દયારામ રસિક છે, કવિ છે, લાલિત્ય ઉપર તેમનું ધ્યાન છે; જ્યારે અખાજીની શૈલિમાં વિષયને અનુરૂપ ભવ્યતા છે, તળપદા શબ્દો વાપરીને જનતાને પોતાનું વક્તવ્ય ગ્રાહ્ય બનાવવાની તમન્ના છે, વિવિધ અને નવીન દૃષ્ટાન્તો આવવાથી સચોટતા છે, નિખાલસ અને આખાબોલા ઉપદેશકનો જુસ્સો છે. પોતે સ્વીકારેલા સિદ્ધાન્તમાં અચળ શ્રદ્ધા હોવાથી તેમનાં વચનોમાં અનુભવીનો પડઘો છે. આખો ગ્રન્થ તેમણે ઘણી ઊંચી ભૂમિકાથી લખ્યો છે અને કેટલાંક નવીન દૃષ્ટાન્તોની ક્લિષ્ટતા બાદ કરતાં તેનો ભવ્ય નાદ ઠેઠ સુધી જળવાઈ રહ્યો છે. પદોમાં બે ત્રણ હિન્દીમાં લખ્યાં છે એ એક બીજી વિશેષતા છે. કડવાનાં પહેલા ચરણમાં તે કડવાના વિષયનું અવતરણ કરી તે સંબંધી મુખ્ય યુક્તિઓનો તેઓ ઉલ્લેખ કરે છે, પછી અનુકૂળ દૃષ્ટાન્તો એક પછી એક આવતાં જાય છે, અને દેવ અને ગુરુમાં ભક્તિ રાખ્યાથીજ કહેલા અર્થનો પ્રકાશ થાય છે એમ વારંવાર ઉચ્ચારતા કડવાનો ઉપસંહાર કરે છે. પદોમાં ઘણખરું એકજ વિષયને લઈને તેને બહલાવવામાં આવ્યો હોય છે. કડવા કરતાં પણ પદો વધારે ગેય બને એ ઉપર તેમનું લક્ષ્ય છે. ચાર પાંચ કડવાંઓના સારનો સંગ્રહ કરી ગાવામાં અનુકૂળ આવે એવા સ્વરૂપે તેને પદમાં સમાવી દીધો છે. તે જમાનામાં ગાવા માટે, અને બીજા પ્રાન્તોનાં ભાવિકો પણ લાભ લઇ શકે માટે, ભજનો હિન્દીમાં લખાતાં અને ગેયતત્ત્વ તેમાં વિશેષ રાખવામાં આવતું. આજ પ્રથાને માન આપી અખેગીતામાં એક બે પદો હિન્દીમાં પણ આવ્યાં છે. હિન્દી પદોમાંથી ખાસ કરીને સાતમુ પદ અને અને બીજા પદોમાં દશમુ પદ એ તત્ત્વજ્ઞાન અને કાવ્યના સુભગ સમન્વયના પ્રામાણિક અને ઓજસ્વી નમૂના છે. એકમાં બેહદની સ્થિતિનું વર્ણન અને બીજામાં પરમપદ દેખતાં થનારા અભિનવ આનન્દનું વર્ણન છે.

બ્રહ્માનન્દ ગુરુ પાસે તેમણે ઘણું ઘણું સાંભળ્યું હતું અને ઉપલબ્ધ થઈ શકે એવા મૂળ ગ્રન્થો પણ તેમણે કદાચ જોયા હશે. ગૌડપાદાચાર્ય, અને તે સંપ્રદાયના પછીથી થનારા પણ તત્ત્વદર્શીઓની વિચારપદ્ધતિનો તેમણે આશ્રય કર્યો છે. કડવું ૧૯, ચરણ ૬–માં સંક્ષેપશારીરકકારના બિમ્બપ્રતિબિમ્બ ભાવથી માયા અને ઈશ્વરની સમજૂતી આપી છે. કડવું ૧૫: ચરણ ૭-માં સુરેશ્વરાચાર્યના આભાસવાદના દૃષ્ટાન્તનો ઉલ્લેખ છે. પદ ૫, ચરણ ૨, માં ગૌડપાદાચાર્યના એક જીવવાદ અને કડવું ૩૮, ચરણ ૮, ૯ મા તેજ આચાર્યના અજાતિવાદનો આશ્રય કરી વસ્તુને સમજાવી છે. મધુસૂદનસરસ્વતી કહે છે કે આ બધા વાદ એકજ વસ્તુને જૂદી જૂદી રીતે સમજાવે છે અને સિદ્ધાન્તમાં બધા

એકજ છે. એ તલસ્પર્શી અગ્રણીની ઉક્તિનો સ્વીકાર કરતા અખાજી પ્રસંગને અનુકૂળ બધા વાદોનો ઉપયોગ કરે છે. શાંકર વેદાન્ત ઉપર પ્રચ્છન્નબૌદ્ધમતનો અને શૂન્યવાદનો આરોપ કરવામાં આવે છે, પણ અખાજીનો પોતે સ્વીકારેલા સિદ્ધાન્તમાં એટલો વિશ્વાસ છે કે તેને શૂન્યવાદી કહે તો તે પદ પણ સ્વીકારી લેતાં તેઓ અચકાતા નથી. ઉલટું, ખરો શૂન્યવાદી તે કોણ અને કેવો હોય તેનું વિવેચન કરે છે. સિદ્ધાન્તને અનુભવમાં ઉતારવા જ્ઞાન અને વૈરાગ્યથી પુષ્ટ થયેલી સર્વાત્મભાવરૂપી ભક્તિને તેઓ અનુપમ સાધન તરીકે આપે છે. આ સર્વાત્મભાવે પહોંચવા ધ્યાન અને ઉપાસનાને આવશ્યક ગણી સાતમાં કડવામાં પ્રણવ મન્ત્રનો ઉદ્ધાર, ૐકારની ઉપાસના, અને તેમાંથી જ ત્રિભુવનની ઉત્પત્તિના ધ્યાન માટે વિસ્તારથી લખે છે. આમાં કેટલીક તાન્ત્રિક પરિભાષા પણ આવી જાય છે. તન્ત્રમાં પણ વેદાન્તનો આશ્રય કરનારા અનેક તન્ત્ર ગ્રન્થો અને તાન્ત્રિકો છે. વેદાન્ત સિદ્ધાન્તને જીવનમા ઉતારવા વેદાન્ત વિચારે રંગાયલું તન્ત્ર ઉત્તમ સાધન હોવાથી લગભગ ઘણાખરા વેદાન્તીઓ કોઈને કોઈ સ્વરૂપે તન્ત્રનો આશ્રય કરે છે. તન્ત્ર અને યોગના ષટ્ચક્રનો ક. ૩૮, ૫, માં ઉલ્લેખ કરી સાતમાં કડવામાં ૐકારની ઉપાસના વિચારતા અખાજી વેદાન્ત પ્રણાલિને અનુસરતા તન્ત્ર તરફનો પણ પોતાનો પક્ષપાત બતાવે છે.

ઐહિક કોઈ મોટી વસ્તુ મેળવવા, મોટો આશય કેળવવા, મહત્વાકાંક્ષા પૂરી પાડવા કેટલા પ્રયત્નની, તાલીમની, ઉત્સાહની જરૂર રહે છે? તો અણુના અનન્ત થવા માટે શી તૈયારી, કેટલો પરિશ્રમ જોઈએ? સર્વત્ર એકજ ચૈતન્યનો પ્રસર જોવા જેટલી દૃષ્ટિની વિશાળતા પ્રાપ્ત કરવી સહેલી નથી. યાદૃચ્છિક યતિના આનન્દની મસ્તી કેટલી દુર્લભ છે? તે તુ છે એ વચન તો ટૂંકું અને ટચ છે, પણ તેને અનુભવમાં ઉતારવું એ બધા અનુભવોની પરાકાષ્ટા છે. કૂટસ્થને બુદ્ધિમાં લાવવા મથતો નર બીજું શું કરી શકે? અવાચ્યને વાણીમાં લાવી બુદ્ધિ તેને સૃષ્ટિનો નિયામક કહે છે, તેનો અનુગ્રહ ચાહે છે. તો છેવટે, બુદ્ધિને હાથતાળી દેતા એ માયાવી અનન્તને અનુકૂળ થવાની સ્તુતિ કરીને આ લેખની સમાપ્તિ કરવી ઘટે છે.

मायाशक्तिं विहरणपटुः क्रीडयन् रक्तिमान
गण्डे तस्या रज इति, तमो लीनवक्त्रां च वेणीं ।
सत्त्वोद्रेकं कथयति पुनः स्वान्तशुद्धिं विदग्धो
मायावी स्यात्सकलभुवनाधीश्वरो नोऽनुकूलः ॥

ત્રણે ભુવનનો અધિપતિ અને વિહાર કરવામાં કુશળ એવો વિશ્વેશ્વર પોતાની માહેશ્વરી માયાશક્તિ સાથે પણ શું ખેલ નથી કરતો? તેના કપોલની રક્તિમાને જ કદાચ રજોગુણ તરીકે ઓળખાવતો હશે. વદનને ઢાંકી દેતા તેના કેશકલાપને જ તમોગુણની ખ્યાતિ આપતો હશે. તેના પતિપ્રેમની સ્વાન્તશુદ્ધિને જ સત્ત્વનો ઉદ્રેક કહેતો હશે. આ માયાવી જગદીશ આપણને અનુકૂળ થાઓ!

# સ્વામિનારાયણ સંપ્રદાયની ઐતિહાસિક સમાલોચના

સૃષ્ટિના નિર્માણ કર્તાએ જે નિયંત્રણા નક્કી કરી છે, તેમાં જ કંઈક એવા નિયમો અવાંતર મૂકયા જણાય છે, કે જ્યારે જ્યારે કોઈ જનસમાજમાં અમર્યાદ એવી અવ્યવસ્થા પેદા થાય; ત્યારે તેના શમન અર્થે કોઈ ને કોઈ વ્યક્તિ ઉત્પન્ન થાય. રાજકીય અવ્યવસ્થા માટે વીર પુરૂષો, સામાજિક અવ્યવસ્થા માટે ધીર પુરુષો તથા ધાર્મિક અવ્યવસ્થા માટે મહાન પુરુષો અને ઈશ્વરી અવતારો ભૂમિ ઉપર પ્રકટે છે. કોઈપણ પ્રદેશમાં આવાં ઐતિહાસિક દષ્ટાંતો મળી આવશે. પરંતુ ભરતભૂમિ ઈશ્વરનું કૃપાપાત્ર સ્થળ હોય તેમ તેમાં સવિશેષ વિભૂતિવંત દષ્ટાંતો મોટા પ્રમાણમા મળી આવે છે.

એવી વિભૂતિના પ્રાકટયના બે પ્રકાર સ્પષ્ટ કરી શકાય તેમ છે. (૧) પ્રયત્નથી ઐશ્વર્ય પામેલા જીવાત્માઓ. (૨) સ્વેચ્છાથી ઈશ્વરે સ્વીકારેલાં સ્વરૂપો. સામાન્ય રીતે જગતમાં ચેતન બે પ્રકારે વિલસી રહ્યું છે. (૧) એક તો જીવ પ્રાણી માત્રમાં વ્યક્તિગત પ્રાણરૂપે (૨) બીજું સમગ્ર વિશ્વમાં જડ અને ચેતનનું શાસક સમષ્ટિગત પ્રાણરૂપે. જ્યારે મનુષ્યમાં રહેલું વ્યક્તિગત ચૈતન્ય–જીવાત્મા ઈશ્વરી આદર્શના અનુશીલનથી વિકાસ પામી ઐશ્વર્યવાન બને છે; ત્યારે તે મહાપુરુષ રૂપે જગતની દૃષ્ટિએ આવે છે. આ પ્રથમ પ્રકારના સ્વપ્રયત્ને ઐશ્વર્ય પામેલા જીવાત્માનો વર્ગ છે. ત્યારે બીજો વર્ગ જે ઈશ્વરે સ્વીકારેલાં સ્વરૂપોનો છે, તે તો સમષ્ટિગત સર્વવ્યાપી છતાં સ્વતંત્ર ચૈતન્ય સ્વરૂપ પરમાત્માની સ્વેચ્છાથી જગતમાં ઉતરેલા કોઈપણ પ્રકારના સ્વરૂપનો વર્ગ છે. આ બંને પ્રકારમાં જે ભેદ રહે છે, તે તેનાં **ગુણ, ચરિત્ર, વિભૂતિ** અને **સ્વરૂપ**ને સૂક્ષ્મ રીતે તપાસતાં સ્પષ્ટ જણાઈ આવે છે. કારણ કે પ્રથમ પ્રકારના પુરુષો એ લોહચુંબક (ડાયનેમા) ને વીંઝી વીંઝીને પેદા કરેલ વીજળીથી ભરેલા વિદ્યુતસંગ્રાહક પાત્ર જેવા જણાય છે; ત્યારે બીજા પ્રકારનાં સ્વરૂપો વીજળીથી ચમકી રહેલા વર્ષાઋતુના વિશાળ નભમંડળ સમા જણાય છે. બંને વીજળીના ગુણ ધર્મો કદાચ એક હોવા છતાં સામર્થ્યની વિપુલતા અને સ્વાતંત્ર્યમાં નભમંડળનો વિદ્યુતપ્રવાહ અનેરોજ રહે છે. આ દષ્ટાંત ઈશ્વરની જ્ઞાન ચેતનઘન શક્તિને માટે પૂરતું નથી; પણ કંઈક ખ્યાલ આપવા માટે છે. જીવાત્મા ઐશ્વર્ય પામીને ઇશ્વરી શક્તિવાળા જરૂર થાય છે, પણ તે સૃષ્ટિનો **નીચલો** વ્યક્તિગત **પરતંત્ર** છેડો છે. વળી તે પૂર્ણ ઐશ્વર્યની અપેક્ષાએ અપૂર્ણ જ રહે છે. ત્યારે ઈશ્વરી ઈચ્છાથી પ્રકટ થએલાં સ્વરૂપો એ સૃષ્ટિનો સમષ્ટિગત **સ્વતંત્ર ઉપલો** છેડો છે. તેમાં અપૂર્ણતાનો અસંભવ છે. માત્ર તે જગતની જરૂરીઆત પ્રમાણેજ યથાસ્વરૂપે ન્યૂનાધિક ઐશ્વર્ય દર્શાવે છે.

સ્વામિનારાયણ સંપ્રદાય જે પરિસ્થિતિમાં અને જે રીતે સ્થપાયો છે, તેનું કેવળ શુદ્ધ બુદ્ધિથી અપક્ષપાત અવલોકન કરતાં તેના પ્રણેતા ભગવાન **સ્વામિનારાયણ**ના અદ્ભુત અને અલૌકિક જીવન ચરિત્રમાં સ્વાભાવિક અવગાહન કરવું પડે છે. આવું અવગાહન જેણે જેણે કર્યું છે, તેણે તેણે તેમના ચરણે ભક્તિપૂર્વક મસ્તક મૂકીને તેમને ઉપર્યુક્ત **બીજા પ્રકારના અવતારી** તરીકે ઓળખ્યા છે. જેમનો ઐતિહાસિક સમય માત્ર દોઢ સૈકા જેટલાં વર્ષોમાં સમાઈ જાય છે, જેના અવિરત ભ્રમણથી પડેલી પદરેખાઓ

હજુ ગુર્જરભૂમિ પર તાજી છે, તેમજ જેમના જીવનને પ્રત્યક્ષ જોનાર જીવતા કીર્તિસ્તંભ સમી વ્યક્તિઓ હજુ છેલ્લી વીશીમા હૈયાત હતી; તેમનો ઐતિહાસિક દૃષ્ટિએ કંઈક પરિચય આપીએ.

આપણી દૃષ્ટિમા ૧૮ મા સૈકાના ઉત્તરાર્ધને ખડો કરીએ. ઈ. સ. ૧૭૫૧ માં પેશ્વાઈનું પૂર છે. રાઘોબાએ ભગવો ઝુંડો એજ વર્ષમાં અટક આગળ રોપ્યોછે. ભાગી પડેલી ખખડધજ મોગલાઈનાં હાડ વેરવિખેર પડ્યા છે. એનો પરિતાપ જળાતો રાખી એનાં આનુષંગિક બળોને એકત્ર કરવા અહમદશાહ અબ્દાલી અને તેના અનુચરો ધાર્મિક જનુન પ્રેરી રહ્યા છે, ત્યારે પેશ્વાઈને સત્તાનુ અને વિજયમદનુ ઘેન ચડ્યુ છે. પરિણામે પાણીપતની છેલ્લી લડાઈ જાગે છે. હિંદુ મુસલમાન બળો એકત્ર થઈ ઝૂઝે છે, અને હિંદુઓ પોતાનાજ ઘરમા પોતાના અનેક રાજ્યો તથા અનેક સાધનોની હાજરીમાં પોતાનાજ પ્રમાદે અને ઐક્યના અભાવે સખ્ત હાર ખાય છે. પેશ્વાઈનો ગગનમાં ગએલો મિનારો ધસી પડે છે. આની અસર હિંદમા થએલા બીજા કોઈપણ રાજ્યપરિવર્તન કરતા વિચિત્ર પ્રકારની થાય છે. મોગલાઈ સ્થિરતાના ત્રણ સૈકા પછીના ઉકળાટનો એ આખરી હુમલો થતા સમગ્ર હિંદમા રાજ્યપ્રકરણી તેમજ સામાજીક અરાજકતા ફેલાય છે. પાછી પડેલી પ્રજામા સ્વભાવિક રીતે મિથ્યાભિમાન, દંભ, વહેમ અને તેને પરિણામે દુરાચાર એવાં અનેક અનિષ્ટો ઉદ્‌ભવે છે. એ પ્રમાણે હિંદમા મુસલમાની રાજ્યોની સ્થાપનાથી આવેલી પરાધીનતા અને તેનો સંસર્ગ, હિંદી રાજ્યોની સ્વાર્થીલી અને સંપહીન દશા તથા પાણીપતની છેલ્લી લડાઈનો જબરો ફટકો એ ત્રણુ સાધનોએ આર્યપ્રજાના નૈતિક અને ધાર્મિક ખમીરને બહુજ હળવુ કરી નાંખ્યુ હતુ. આ સમયનુ સામાજીક ચિત્ર આપતાં કવિવર નિષ્કુળાનંદ મુનિ બદરીકાશ્રમમા મળેલા ઋષિઓને મુખે નરનારાયણની સમક્ષ નીચેની હકીકત રજુ કરે છેઃ—

"ત્યારે મુનિ બોલ્યા જોડી હાથ, આવ્યા ભરતખંડ જોઈ નાથ
ત્યારે નારાયણ કહે ઋષિ, સર્વે મારી પ્રજા છે ખુશી ?
ચારે વર્ણ ને ચારે આશ્રમ, સહુ વર્તે છે પોતાને ધર્મ ?
ભક્તિ ધર્મ જ્ઞાન ને વૈરાગ, એહ પર કેવો અનુરાગ ?
જેમ હોય તેમ કહો મુનિ, ભરતખંડના મનુષ્ય સહુની.
એવા સુણી પ્રભુજીનાં વેણ, સર્વે ઋષિએ ઢાળીઆં નેણ
આવ્યા નયણે નીર ભરાઈ, અતિ શોક વ્યાપ્યો ઉરમાંઈ
થઈ ગદગદ કંઠે ગીરા, પછે બોલીઆ છે રહી ધીરા
સુણો નારાયણ નર ભ્રાત, એની અમે ન કહેવાય વાત
ચારે વર્ણ ને ચારે આશ્રમ, તેણે ત્યાગી દીધા નિજ ધર્મ
અસત્ય ગુરુએ અવળું બતાવી, દીધો અધર્મ ધર્મ ઠેરાવી
રાજા ઉન્મત્ત થઈ અપાર, કર્યો સત્ય ધર્મનો સંહાર
આપે પાપ કરે અણલેખે, તેમ પ્રજા કરે દેખાદેખે
નરનારી નિયમમાં નથી, કેયે તેની ભુંડાઇ શું કથી ?

× × ×

વળી કહે છે અતિ વાધ્યો અધર્મ, ભ્રષ્ટ થયાં છે વર્ણ આશ્રમ
રાજા પ્રજા તજી સત્ય રીતિ, આપ સ્વાર્થે, કરે છે અનીતિ
ત્યાગી ગૃહી તજી નિજ ધર્મ, વિષય શરૂ કરે છે વિકર્મ
નરનારી અપાર છે કામી, કરે ગોત્રમાં ગમન હરામી.

× × ×

જેવા અદેવ નર અભાગી, તેની પત્નીયુ તેને મળી;
ધર્મનો અતિદ્વેષ કરવા, વડો આગ્રહ માંડયો વળી.
કહે દેવ—પિતૃ—શ્રાદ્ધમાં, મદ્ય માસ જેવું કાંઇ નથી;
જો ઇચ્છો ચિરફળ પામવા તો પૂજજો સહુ એહથી.
જીજ્ઞાસુ જીવ જગતમાં, દૈવી સર્ગના જે હતા.
તેનો એવો ઉપદેશ આપી, પાપીએ કર્યા પાપ કરતા.
ધર્મનો ઓટ લઈ અધર્મી, ધીરની ધન નારી હરે.
શાસ્ત્રના અર્થ ફેરવી, પ્રેરે જેમ પોતે કરે.
કહે વેદમાં એહ ભેદ છે, પશુ મારી કરવો જગનને;
વામ વારૂણી સંગ વિના, નહિ પામો આત્મદર્શનને.
પોતાના ઇષ્ટદેવ મંદિરમાં, દીએ પરત્રિય-ઋતુદાન જો;
એહ તુલ્ય કોઇ પુણ્ય નહિ, એહ મોટો ઉપકાર માનજો,
એવી રીતે અસુર નર, ધર્મનું ખંડન કરે;
વેર છે જેને કૃષ્ણ ઈશું, એવે આદરે અહોનિશ કરે.

× × ×

દ્વિજ કુળે જેણે તન ધર્યા, તે મકાર માહાત્મ્ય કહે કથી;
'મદ્ય માંસ મૈથુન જેવું, કલ્યાણ અર્થે કોઇ નથી.'
કહે "વેદમાં એહ ભેદ છે, વળી ભ્રષ્ટ ભક્તિ છે ભલી;
અણસમજુ એમ જાણે જે, આ વણસી ગયા વટલી.'

× × ×

નરપતિ કુમતિ અતિ, પરપત્નીને પગણે હરે;
પ્રજા પીડે પાપી અતિ, ગતિ પારકા ઘરમાં કરે.
વિના વાંકે વાંક દઇને, પ્રજાને પીડે ઘણું;
પ્રપંચ કરે ધન હરે, એમ કરે વિત્ત આપણું.
સબળ નિર્બળ ન્યાયમાં, અધર્મને આગળ કરે;
લાંચ લઈ દોષ દઈ, ન્યાયનો અન્યાય કરે.
વેદ શાસ્ત્ર સંતની વળી, કુળમર્યાદા નહિ રતિ;
સત્યવાદી સંત દેખી, અંતરમાં દાઝે અતિ.
પાપ કરતા ધન હરતા, રમતા પરનારી સંગે;
કપટી લંપટી કુડા બોલા, ગુહ્ય વારતા એવા સંગે.

પ્રભુપણું પોતામા પરઠી, કૃષ્ણ સમ કીર્તિ ગમે,
રમણીને કહે ગધિકા, રસિયા થઈ પોતે રમે.

× × ×

વળી વૈશ્ય જાતિમા, અસુર નર જે અવતર્યા,
વિશ્વાસઘાતી લખે પાતી, કુડ કપટ દગે ભર્યા
છળ કળ ને છેતરવુ, દેશ ભાષાની જાણે કળા,
ધર્મમા નહિ ઢુકડા, અધર્મ કરવા ઉતાવળા.

શૂદ્રમા સતાઈ રહ્યા, દૈત્ય દાનવ દગે ભર્યા.
કૃષ્ણ શુ કલેશ કરવા, કૈક એમા અવતર્યા,
અતિ પાપી માસ સુરાપી, મારે પશુ વન ગામના,
ખર શુકર કુકર કપિ, કરિ ચકા મમ કામના.

જેવા વર્ણ તેવાજ આશ્રમ, પાપીના પાપી ગુરુ,
અધર્મને મહા ધર્મ માન્યો, વાત તેની હુ શુ કરુ?
બ્રહ્મચારી ભગી નવરગી, સગી ધન નારી તણા;
પચકશે ફરે વિદેશે, પીએ પ્યાલા મદ્યના ઘણા.

ગૃહી અતિ નિર્દય થઈ, અભ્યાગતનુ અપમાન કરે,
અન્ન ન આપે માસુ સતાપે, પેટ કુટુંબનુ પોતે ભરે,
વાનપ્રસ્થ વિશ્વમાહી, ધર્મ કોઈ ધારતુ નથી,
અતિકામી લૂણ હરામી, પાપી પરદારા પથી

થઇ સન્યાસી ફરે ઉદાસી, પ્યાસી પૈસા નારના,
કરી કાપામર સુદર અગે, હૈયે ભર્યા હિગારના,
મતિ મેલી અતિ ફેલી, શેલી ભૂસી સિદ્ધ થયા,
ધર્મ હીણા બુદ્ધિ ક્ષીણા. દલમા ન મળે દયા

પુષ્ટિ કરવા પાપની, નવા ગ્રંથ નીપજાવીઆ.
સંસ્કૃત પ્રાકૃત શબ્દે જીવ બહુ ભરમાવીઆ
એવે પાપે કરી પૃથ્વી, વારવાર કંપે વળી,
સત્ય ધર્મ તીર્થ દેવતા, પામ્યા પીડા સહુ મળી
પડે દુકાળ* બહુ દામની, ચાલે વાયુ વેગે વૃક્ષ પડે,
એના ઉપદ્રવ અતિશે, પ્રાણધારી સહુને નડે,
× × ×

ઉપર પ્રમાણેની સામાજિક પરિસ્થિતિમાં અધર્મ અને અનીતિના તત્ત્વો પ્રબળ થઈ પડયા હતા હસ્તલિખિત પ્રાચીન સત્શાસ્ત્રોને નાશમાંથી બચાવવા સજ્જનો તેને સંતાડી રાખતા હતા ત્યારે દુર્જનો તેનો અનય કરીને અથવા તો બીજા નવા લખાણો ઉમેરીને અસત શાસ્ત્રો ઉપજાવતા હતા એટલુંજ નહિં પણ સજ્જન સાથેના સ્વાભાવિક વૈરથી દુર્જનોએ તેમને સંતાપવામાં પણ કમર કસી હતી ધાર્મિક કે નૈતિક જીવન ગાળનાર વ્યક્તિ ઉપર અનેક પ્રકારના કાંગ સાથે અપવાદોની પરંપરા દુષ્ટ લોકો તરફથી આવવા લાગી આ સમયે પેશ્વાઈની ભરજુવાની હતી તે સાથે તેના મદછકયા રાગરંગને પ્રમાતરે સામાજિક મિથ્યાચાર પણ પ્રસરતો જતો હતો ઈ સ ૧૭૪૦ માં પહેલો બાજીરાવ પેશ્વા મરણ પામ્યો તે પહેલા એક વર્ષ ઈ સ ૧૭૩૯માં નાદિરશાહે સવારી કરી મરવા પડેલી મોગલાઈને છેલ્લો ફટકો માર્યો બે માસ સુધી લુટફાટથી પાયમાલી કરી ૩૨ કરોડ રૂપીઆની મિલકત ઉપાડી ગયો, અને કતલ ચલાવી ૩૦ હજાર હિન્દીવાનોને ઘાસની પેઠે કાપી નાખ્યા આવા વિષમ સમયમાં અયોધ્યામાં બ્રાહ્મણ કુળમાં **અજય** નામે વિપ્રને ત્યાં એક મહાપુરુષનો જન્મ થયો, જે મોટી ઉમરે સ્વામિનારાયણ સંપ્રદાયના પ્રથમ ગુરુ **રામાનંદ સ્વામી**ને નામે પ્રસિદ્ધ થયા તેમણે અધર્મના વાતાવરણથી અકળાઇને બારેક વર્ષની વયે અભ્યાન અને તીર્થાટનને નિમિત્તે ઘર છોડયુ, અને તે સદાને માટે છોડયુ. સદ્ગુરુની શોધમાં ફરતા કાઠિયાવાડ ઢુંઢી વળ્યા તેમાં તેમને શેત્રુંજી નદીને કિનારે તળાજા ગામમાં **કાશીરામ** શાસ્ત્રી પાસે સંસ્કૃત ગ્રંથોનો સારો સંગ્રહ હતો તેનો લાભ મળ્યો તેમજ રાજકોટ નજીક **ગ્રબા** ગામમાં એક **આત્માનંદ** સ્વામી નામના બ્રહ્મનિષ્ઠ સંન્યાસીનો મિલાપ થયો તેની પાસે કંઇક સ્થિર થયા, પણ તેના નિરાકાર અદ્વૈત તત્ત્વમાં તેમને શાન્તિ ન થઈ, તેથી ફરી અટન શરૂ કરી દક્ષિણમાં શ્રી રામાનુજાચાર્યની જન્મ ભૂમિમાં આવ્યા ત્યાં તેને શાંતિપ્રદ દીક્ષા પ્રાપ્ત થઈ ત્યાર પછી તેમણે વૃંદાવન જઇ શ્રીકૃષ્ણની આરાધના કરી, ત્યાં તેમને ઈશ્વરદર્શન થયું અને સદુપદેશ પ્રચારવાની આજ્ઞા થઈ, તેથી તે કર્તવ્ય સ્વીકારીને તેમણે કાઠિયાવાડમાં આવી સદ્ધર્મનો પ્રચાર શરૂ કર્યો

આ **રામાનંદ** સ્વામીના જન્મ પછી એકજ વર્ષ ઇ સ ૧૭૪૦ માં અયોધ્યામાં એજ જ્ઞાતિમાં **દેવશર્મા** નામે પરમ ધાર્મિક પુરુષ જન્મ્યા જે પાછળથી **હરિપ્રસાદ** અથવા ઉત્કટ ધાર્મિક વૃત્તિને લીધે **ધર્મદેવ**ને નામે ઓળખાયા તેમને **પ્રેમવતી** એવા સાર્થક નામવાળા અતિશય પ્રેમ, ભક્તિ અને સદાચરણશીલ પત્ની મળ્યા, જે પાછળથી **ભક્તિદેવી** નામે પ્રસિદ્ધ થયા આ દંપતી તેજ ભગવાન સ્વામિનારાયણના માતાપિતા

† ૧૮૧૯ નો મોટો ધરતીકંપ * ઓગણોતેરો ભયંકર દુષ્કાળ

લગ્ન પછી ધર્મદેવ છપૈયા નામે અયોધ્યાની નજીકના ગામમાં રહેવા ગયા હતા. એ સમયમાં મદ્ય, માંસાહાર અને બીજા અનેક દુરાચારોનું સેવન કરનાર અને અનેક મલિન ઉપાસનાના આડંબરથી ધર્મને નામે અધર્મ વધારતા દુર્જનોનો નિરંકુશ સ્વેચ્છાચાર ખૂબ વધી પડયો હતો. ધર્મદેવની ૭ વર્ષની ઉમરે અફઘાનિસ્તાનમાંથી નાદિરના સરદાર **અહમદશાહ** અબ્દાલીએ હિંદપર પ્રથમ આક્રમણ કર્યું. તેણે કરેલા પાંચ હુમલા પૈકી ત્રીજા હુમલામાં તો દિલ્હી શહેર અને મથુરાનાં પવિત્ર મંદિરો લુંટાઈને સાફ થઈ ગયાં; અને ઉપરાંત ઘણાં સ્ત્રીપુરુષોને ગુલામ તરીકે તે ઉપાડી ગયો. આ વખતે ધર્મદેવની ઉંમર ૧૬ વર્ષની હતી. અને હિંદની સ્થિતિ જેમ કોઈ શબને શ્વાન, શિયાળ, કાગડા, કુતરાં અને ગીધ ભેગાં મળી ભક્ષ માટે ચુંથતાં હોય તેવી હતી. પ્રજાની કે પ્રજાના પ્રાણતત્ત્વની વિડંબનાની સીમા ન હતી. રાજ્યમદમાં ઘેલી બનેલી અને રાગરંગમાં ફસેલી પેશ્વાઈ આંખો મીંચીને ધસે જતી હતી. તેણે આંધળીઆં કરીને અટક આગળ ઝંડો તો રોપ્યો, પણ પ્રજાને કે રાજ્યને થાળે પાડવાનુ કર્યું ન હતુ. બીજી બાજુએ યૂરોપી પ્રજાઓ પરસ્પર ઝઘડતી અને દાવપેચ કરતી, હિંદના જીવતા શબ જેવા શરીરમાંથી ભૂખ્યાં ગીધની પેઠે લોચા તોડી રહી હતી. ત્રીજી તરફથી રાજ્ય ગુમાવીને નિષ્પ્રભ બનેલી મુસલમાન પ્રજા પાછી ઉપર આવવા અનેક ઉદ્યમો કરી રહી હતી; અને પોતાના વીર્યમાંથી પ્રાચીન ખમીર ગુમાવી બેઠેલા દેશી રાજાઓ કુસંપ, કલેશ, કુટિલતા અને દુરાચારના ભોગ બન્યા હતા. આવી અરાજકતાની અસર પ્રજા ઉપર કેટલી માઠી થાય તે સમજી શકાય તેવું છે. દગા ફટકા, વિશ્વાસઘાત, ચોરી, લુંટફાટ અને નિરંકુશ દુરાચારના તાણાવાણા જનતાના અંતરમાં વણાઈ રહ્યા હતા. ભોળી પ્રજાને ફસાવવા માટે વહેમ, પાખંડ અને મંત્રજંત્રના ઇજારદાર જેવા અનેક મતપંથના પ્રચારકોએ આર્યભૂમિને નરક જેવી બનાવી દીધી હતી. આ પરિસ્થિતિનો લાભ પાંચમીવાર હુમલો કરી ઇ. સ. ૧૭૬૧ માં અહમદશાહ અબ્દાલીએ લીધો. પાણીપતની છેલ્લી લડાઈમાં હિંદમાં શેષ રહેલી થોડીઘણી ધગશ એકઠી થઈ; પણ પેશ્વાઈને તેનો ઉપયોગ ન આવડયો; તેથી એવો ફટકો લાગ્યો કે હિંદની રાજ્યકર્તી કોમના સાંધા ઢીલા થઈ ગયા. તેનો લાભ પરદેશી પ્રજાએ સગબર ઉઠાવ્યો અને હિંદી પ્રજાતવના વિનાશનો મુખ્ય પાયો અહીંથી નંખાયો.

દુભાએલી, કચરાએલી અને મત્ત્વહીન થએલી પ્રજાની નિરાશા ભરેલી દુઃખદ સ્થિતિનો લાભ લેનારા વંચકો વધી પડે છે. એ રીતે જંત્રમંત્ર અને દેવદુગરાંના ચમત્કાર કરનાર, વહેમને પોષનાર, અનેક પ્રકારની ઉપાસનાથી સિદ્ધિ કરી આપનાર એવા ધર્મઠગોની ફોજ નીકળી પડી. પડતી દશામાં મોળી પડતી સાચી ધાર્મિક શ્રદ્ધાનો એ લોકોએ પુષ્કળ ગેરલાભ લેવા માંડયો. બહુ કંટાળેલા માણસને જેમ જુદાં જુદાં વ્યસનો જલદી આકર્ષી લે છે, તેમ ચારે તરફથી હીણાતી આર્યપ્રજાને અનેક ધર્મઠગોએ સુખ અને મોક્ષનાં બહાનાં નીચે અનેક મિથ્યાચારોમાં દોરવા માંડી. આવી પરિસ્થિતિમાં કોઈ શુદ્ધ આચરણ કરે, તો દુષ્ટોને પોતાના વર્તનની વિરુદ્ધ એ ખટકેજ. ધર્મદેવે જ્યારે પોતાના પવિત્ર આચરણથી લોકોનાં ચિત્ત આકર્ષ્યાં, ત્યારે દુષ્ટોએ તેજદ્વેષથી તેમનો પરાભવ કરવાના અનેક પ્રયત્નો કર્યા. રાત્રે ધાડું પાડી આખુંજ ઘર લુંટી જઈ સવારે પાછા તેજ લોકો મીજમાન થઈને ઘેર આવે! ધર્મદેવ નિષ્કંચન થયા પછી પણ કોઈ

પ્રકારે વસ્તુઓ મેળવીને તેનુ આતિથ્ય કરે એ સિવાય અનેક પ્રકારે પ્રતિદિન ઉપદ્રવો થવા લાગ્યા; તેથી ધર્મદેવે એ પરિસ્થિતિમાંથી બચવા માટે છપૈયાનો નિવાસ તજી ફરી અયોધ્યામા સ્થિરતા કરી. ત્યાંથી તેમણે ધર્મલાભ માટે કેટલીક યાત્રાઓ કરી, તેમા તેને **રામાનંદ** સ્વામી પણ મળી ગએલા એ મિલાપ બહુ સુખદાયક હતો બળગતા દાવાનળમા જેમ કોઈ વિશ્રામસ્થાન મળી જાય, અથવા તો લાગા વિયોગ પછી વહાલા સગા મળે, તેમ **ધર્મદેવને** તે **રામાનંદ** સ્વામી મળત થયુ તેઓશ્રીની પાસેથી તમણે દીક્ષા પણ લીધી. ત્યારબાદ તેમણે **વૃંદાવન** જઈ કૃષ્ણનુ આરાધન અતિ ઉત્કટ ભાવે કર્યું. ત્યા તેમને પરમાત્માનો સાક્ષાત્કાર થયો, અને શ્રીકૃષ્ણે તેમને ઘેર અવતરવાનુ વરદાન આપ્યુ. વરદાન લઈ ને વળતા એ ધાર્મિક દંપતી જગલમા ભૂલા પડ્યા, ત્યા તેમને ચિરજીવી ગણાતા દ્રોણપુત્ર **અશ્વત્થામાનો** મેળાપ થયો. પૂછપરછ કરતા શ્રીકૃષ્ણનુ વરદાન પામેલા જાણી તે શ્રીકૃષ્ણનો જુનો વૈરી ક્રોધ્યો અને તેણે શાપ આપ્યો, કે કૃષ્ણ તમારે ત્યા અવતરશે, તો તે હાથમા હથિયાર નહિ ઝાલે અને હથિયાર વિના શત્રુને મારી શકાશે નહિ કદાચ તેઓ હથિયાર હાથ લેશે તો તે વડે શત્રુન જીતશે નહિ **આ શાપમાં નિઃશસ્ત્ર હિંદને માટે શસ્ત્રહીન અહિંસક લડાઈનુ સૂચન લગભગ પોણા બસો વર્ષ ઉપર થયુ છે !**

**ધર્મદેવ** અને **ભક્તિદેવી** ત્યારપછી **અયોધ્યામા** આવી રહ્યા, પરતુ અસુર લોકોનો ઉપદ્રવ તો ચાલુજ હતો, છતા તેમણે સર્વ કષ્ટો સહન કરીને પોતાના સદાચરણથી દૈવી જીવોને આકર્ષવા માડયા. એથી એમની આસપાસ ધર્મભાવનાશીલ અને સદાચરણી જનોનુ એક મંડળ રચાયુ. જેમ **ધર્મદેવ** પુરુષવર્ગને ઉપદેશ અને ધાર્મિક દીક્ષા આપતા હતા, તેમજ **ભક્તિદેવીએ** પણ સ્ત્રીવર્ગમા ધાર્મિકતાનુ વાતાવરણ પેદા કર્યુ આ પ્રકારે અસુર જનોના અનેક ઉપદ્રવો વચ્ચે ધર્મપાલન અને ધર્મપ્રચારની કઠિન તપશ્ચર્યાના લાગા સમયને છેડે ઈ. સ. ૧૭૮૧ ની સાલનો એક મહાન દિવસ નજીક આવતો જતો હતો.

સને ૧૭૮૦ ના અંતમા યૂરોપમા ઇંગ્લડની સ્થિતિ સબધે લેકી નામનો ઈતિહાસકાર લખે છે કે—"ઈ સ ૧૭૮૦ ના અતમા વસ્તુસ્થિતિના રૂપથી ગમે તેવો અગ્રેજ રાજપુરુષ ગભરાઈ જાય એવુ હતુ યૂરોપમા ઇંગ્લડ તદ્દન એકલુ પડી ગયુ હતુ "હિંદમા પણ યૂરોપી પ્રજાઓ તથા દેશી રાજાઓ સાથેના ઝઘડામા તેની સત્તા ત્રાજવાના પલ્લા પેરે ઝોકા ખાતી હતી આ પરિસ્થિતિમા સને ૧૭૮૧ મા એકદમ પલટો આવ્યો **પોર્ટોનોવો** આગળ **હૈદર** હાર્યો અને **કર્નાટક**મા બ્રિટિશ સત્તા જીવી, તથા પેશ્વા સાથે પણ મનગમતા કરારો થવા માડયા. યૂરોપમા પણ **જીબ્રાલ્ટર** ઉપરનો દરીઆઈ ઘેરો પડેલો હતો તે સને ૧૭૮૧ ના એપ્રિલમા જ છૂટયો. આથી યૂરોપમા પણ ઇંગ્લડે છુટકારાનો દમ ખેંચ્યો. તેજ માસમા એટલે કે સને ૧૭૮૧ ના એપ્રીલની ૩જી તારીખે સવત ૧૮૩૭ના ચૈત્ર સુદ ૯ ની રાત્રે ) **ધર્મદેવને ઘેર ભગવાન સ્વામિનારાયણનો** જન્મ થયો, **નિષ્કુળાનંદ** મુનિ કહે છે કે—

**"ત્યાં તો જણાણો તેજ અંબારરે, દીઠા ઘનશ્યામ તે મોઝારરે."** તે સમયે ભક્તિદેવીએ એક મોટો તેજનો સમૂહ જોયો અને તે તેજમા મનોહર ઘનશ્યામ

મૂર્તિનાં તેમને દર્શન થયાં ! ભગવાન સ્વામિનારાયણના સમગ્ર જીવનમાં તેમના દર્શનથી અગર તો સ્મરણથી આવો સચ્ચિદાનંદ ઘનપ્રકાશ જેને **બ્રહ્મજ્યોતિ** કહેવામાં આવે છે તે અનેક મનુષ્યોએ જાગૃતમાં અથવા સમાધિસ્થ સ્થિતિમાં વારંવાર અનુભૂવ્યો છે. આ એક **અલૌકિક વિશિષ્ટતા** ખાસ લક્ષ ખેંચે છે.

આ પ્રાદુર્ભાવની અસર દૈવી જીવો ઉપર સ્વાભાવિક થઈ. તેમનાં હૃદય પ્રસન્ન થયાં અને આસુરી મનુષ્યોના દિલમાં અકારણ સંતાપ પેદા થયો; તે એટલે સુધી કે તેવા લોકો આ બાળકનો નાશ કરવાની ધમાલમા પડયા ! બાલકની છઠ્ઠી ને દિવસેજ એક **કાલીદત્ત** નામના દુષ્ટ માણસે મલિન પ્રયોગદ્વારા તેમનું હરણ કરાવ્યુ. પરંતુ હરણ કરી જનાર કૃત્યાઓ બાળકના અલૌકિક પ્રતાપથી ધ્રુજી ગઈ અને મારી શકી નહિ. માતાપિતાએ આ બાળકનુ નામ **ઘનશ્યામ** રાખ્યું. તેની ૩ વર્ષની વયે ગર્ભના કેશ ઉતારવાના ઉત્સવની ધમાલમા કેટલાંક બાળકો **ઘનશ્યામ**ને માતાને કહ્યા સિવાય ગામ બહાર અમરાઈ જેવી વૃક્ષઘટામાં રમાડવા લઈ ગયાં. તે તકનો લાભ લઇને **કાલીદત્તે** જાતે તેને હણવાનો છેલ્લો પ્રયત્ન કર્યો; પરંતુ **ઘનશ્યામ**ની દૃષ્ટિ સાથે તેની દૃષ્ટિ મળતાં તેને એવી કોઈ ચોટ લાગી કે તે ભ્રમિત થઈને આથડતો સઘન વૃક્ષોમાં પટકાઈ પટકાઈને મુઓ.

આવા અનેક ઉપદ્રવોથી ત્રાસીને **ધર્મદેવ** પાછા **અયોધ્યા**માં આવીને વસ્યા હતા બાળક **ઘનશ્યામ**નો પ્રતાપ સર્વ કોઇને અલૌકિક ભાસવા લાગ્યો. તે પાંચ વર્ષના થયા, ત્યારે પિતાએ ભણાવવાનુ શરૂ કર્યું. તેમણે પાંચ સાડાપાંચ વર્ષ જેટલા સમયમાં અદ્ભુત રીતે ગહન શાસ્ત્રોના અભ્યાસ સુધીનુ જ્ઞાન મેળવી લીધું. તેમણે પોતાના અભ્યાસના નિષ્કર્ષરૂપ સતશાસ્ત્રોના ચાર સાર ( (૧) **ભાગવતમાંથી દશમ** અને **પંચમ** (૨) **ભારતમાંથી વિષ્ણુ સહસ્રનામ** અને **વિદુર નીતિ** (૩) **યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ** (૪) **સ્કંધ પુરાણમાંથી વાસુદેવ માહાત્મ્ય.** ) કાઢી તેનો હસ્તલિખિત ગુટકો કરી લીધો. **ઘનશ્યામ**ની અનેક રીતે અલૌકિકતા, પ્રતિભા, કમનીયતા, બુદ્ધિ, શારીરિક સૌન્દર્ય વગેરેથી જે જે તેને જોતાં તે સર્વ મુગ્ધ થતા હતાં. એટલુંજ નહિ પણ તેમના પર બળાત્કારે પ્રીતિ કરવા પ્રેરાતાં હતાં. ગોકુળના ગોપીજનવલ્લભ **બાલકૃષ્ણ**ની પેઠે **ઘનશ્યામ** પણ **અયોધ્યા**ના સુજનોને આનંદપ્રદ થઈ પડયા હતા. તેવીજ રીતે દુષ્ટ જનોના દ્વેષનું પણ પાત્ર બન્યા હતા.

**ઘનશ્યામ** એકલા બહાર જવા જેવડા થયા, ત્યારથી **અયોધ્યા**નાં દેવમંદિરોમાં અચુક જતા, વ્રત નિયમ વગેરેથી ખૂબ તપશ્ચર્યા કરતા, અને દેવની પ્રાર્થના એકચિત્તે કરતા. ધર્મમાં પેસી ગયેલા સડા જોઇને તે વારંવાર કમકમી ઉઠતા–પોતાના બે મલમિત્રો **દીનાસંગ** અને **ભવાનીસંગ** પાસેથી કુસ્તીની કળા અને શારીરિક બળ પણ તેમણે બહુ સારાં પ્રાપ્ત કર્યા હતાં. તેના પર દ્વેષે બળતા વિરોધીઓ તેમનો ઘાત કરવા તાકી રહેતા. ઉમરના ૧૧ મા વર્ષે એવા દ્વેષીઓનું એક ટોળું તેમનો ઘાત કરવા ચડી આવેલું. **નિષ્કુળાનંદ** મુનિ લખે છે કેઃ—

"અતિ કાળાને બહુ કરૂર રે, ભર્યા ક્રોધ માંહી ભરપુર રે
મોટી દાઢીઉં ને માથે વાળ રે, સુરા લંબુરા વડા વિકરાળ રે

રાતી આંખ્યું ને આયુધ હાથ રે, આવ્યા જ્યાં બેઠા જતા નાથ રે
વેષ વૈષ્ણવી પણ અસુર રે, મનમાં છે માર્યાનું જરૂર રે
આવી ઉગામ્યાં આયુધ શઠે રે, ત્યાં તો નજર કરી નીલકંઠે રે
પામ્યા મોહ પરસ્પર એહ રે, મુઆ લડી માંહો માંહે તેહ રે."

(આ વર્ણન રામ ઉપાસી અને નૃસિંહ ઉપાસી વૈષ્ણવી ખાખીઓનું જણાય છે તે લોકોની અધાર્મિક અડબંગાઈ અને ફેલફીતુરે પ્રજામાં દુરાચાર અને ત્રાસ ફેલાવવામાં હદ છોડી હતી)

આવા સામાજિક અને ધાર્મિક દુરાચારો અને અત્યાચારોએ **ઘનશ્યામ**ના દિલમાં એટલી તો તીવ્ર અસર ઉપજાવી, કે તેમણે પોતાના અવતારના મુખ્ય કર્તવ્ય તરીકે ધાર્મિક અને સામાજિક સુધારણા કરવાનો સંકલ્પ દૃઢ કરવા માંડ્યો. આને પરિણામે તેમનું ચિત્ત જગતના રાગરંગ, ખાનપાન કે બીજી મોહક બાબતો તરફ સ્વાભાવિક ઉદાસ રહેવા લાગ્યું તેમની આ સ્થિતિનું નિદાન તેમના ધાર્મિક પિતાએ કરી લીધું; અને પોતાના મૃત્યુ સમયે મોટા પુત્ર **રામપ્રતાપ** તથા નાના પુત્ર **ઈચ્છારામને** પાસે બોલાવી આ વચેટ **ઘનશ્યામ**ની ભલામણ કરી, કે આમને વૈરાગ્યને લીધે પોતાના શરીરની સંભાળ નથી તો તમે તેને સાચવજો તેનું ચિત્ત સંસારમાં આસક્ત નથી એટલે તેને ઉદાસ થવાનું કારણ દેશો નહિ

**ઘનશ્યામ**ની ૧૦ વર્ષની ઉંમરે માતાનું અવસાન થયું અને ત્યારપછી છએક માસે પિતાએ પણ દેહ મૂક્યો માતપિતાના જીવનના છેલ્લા સમયમાં **ઘનશ્યામે** અતિ પ્રેમપૂર્વક સેવા કરી, એટલુંજ નહિ પણ જ્ઞાનદૃષ્ટિથી તેમના ચિત્તને અત્યંત પ્રસન્ન કર્યાં હવે માતપિતા તરફનું કર્તવ્ય પૂર્ણ થતાંજ પોતે જે સંકલ્પ ઉગ્રપણે દૃઢ કરી રાખ્યો હતો તેને અમલમાં મૂકવા તત્પર થયા

સંવત ૧૮૪૯ ના અશાડ સુદ ૧૦ (તા ૨૯-૬-૧૭૯૨ શુક્ર) નો દિવસ આવી પહોંચ્યો **ઘનશ્યામ** નિત્યનિયમ તરીકે દરરોજ સવારે બ્રાહ્મમુહૂર્તમાં **સરયુ**ગંગામાં સ્નાન કરવા જતા, તે રીતે આજે પણ નીકળ્યા પરંતુ આજનું સવાર અપૂર્વ ઐતિહાસિક **મહાભિનિષ્ક્રમણ**નું હતું તેમણે ઘરમાંથી નીકળતાં પોતાની સાથે નીચેની વસ્તુઓ લીધી

'કૌપીન તથા તેનું આચ્છાદનવસ્ત્ર, મુંજની કટિમેખળા, દંડ, મૃગચર્મ, જળપાત્ર, જળગળણું, ભિક્ષાપાત્ર, શાલિગ્રામ અને બાળમુકુંદનો બટવો, જપમાળા તથા ચાર સત્ શાસ્ત્રના સારનો જે હસ્તલિખિત ગુટકો તૈયાર કર્યો હતો તે'

અષાડ સુદ ૧૦નો ચંદ્ર અસ્ત થયા પછી પાછલી રાત્રિના અભ્રાચ્છાદિત નભના ઝાંખા અજવાળામાં નિર્મોહી **ઘનશ્યામ** ઘર તજી **સરયુ**ને કિનારે આવી ઉભા તેમનો વિચાર કોઈ હોડી મળી જાય તો તેમાં સામે પાર નીકળી જવાનો હતો પણ સંયોગવશાત્ તેમના દ્વેષી માહેનો કોઈ એક પાપી અસુરજન ત્યાં અચાનક આવી ચડ્યો તેણે **ઘનશ્યામને** આ એકાંત સ્થળમાં ઓળખ્યા અને એકલાજ જોયા આવી સરસ તક મળી, તેથી તેની વૈરવૃત્તિ સહસા ઉકળી આવી બીજું કંઈજ ન કરતાં તેણે પાછળથી આવી અચાનક ગળે ઝાલી **ઘનશ્યામને** ધક્કો માર્યો! આથી તેઓ **સરયુ** નદીના વહેતા અથાહ જળપ્રવાહમાં જઈ પડ્યા! નિષ્કુળાનંદ મુનિ લખે છે કે—

"એવે અગે આવ્યો છે અસુર, જાણ્યું મળિયો વેરી જરૂર
તે તો ગદથલાવી ગળે ઝાલી, નાખી પૂરમાં નીસર્યો ચાલી
જળ અથાહ અગાધ વહે, જો પડે તે જીવતો ન રહે
મોટા મગરમચ્છ છે જેમાં, જળઘોડા કાચ્છબિઉ તેમાં
જળ સાપને કચલા કઇ, મગરિયું રહી દોહું દઈ
જેમાં જુડ્યું જળોયું ચિતળ્યું, મેલે નહિ નાનું મોટું મળ્યું
એવાં જળજંતુ દુઃખકારી, વહે નીર ભયાનક ભારી
ઉઠે લેર્યુ ભમરિયું વળે, માંહે લોઢ મોટા તે ઉછળે
ચાલે પ્રચંડ વેગમાં પૂર, તેમાં નાખીને ચાલ્યો અસુર
દીઠા દૂર લગી તો તણાણા, પછી દુષ્ટને નવ દેખાણા."

**ઘનશ્યામ** લગભગ દસેક કલાક તરીને ૧૨ ગાઉ જેટલે દૂર જંગલ જેવા પ્રદેશમાં બહાર નીકળ્યા ! ત્યાંથી તેમણે ઉત્તર દિશાનો રસ્તો લીધો. નેપાળ, ભૂતાન અને હિમાલયના વિકટ પ્રદેશોમાં ફરી, આસામ અને બંગાળ વટાવી. જગન્નાથપુરીથી રામેશ્વર અને ત્યાંથી દક્ષિણ મહારાષ્ટ્ર વીંધી, ગુજરાતમાં થઇને ૭ વર્ષે સંવત ૧૮૫૬ના શ્રાવણ વદ ૬ (તા. ૨૧-૮-૧૭૯૯) ના રોજ કાઠીયાવાડના દક્ષિણ કિનારા નજીક **લોજ** ગામે આવ્યા. આ પ્રવાસમાં તેમણે પોતાનું નામ **નીલકંઠ** બ્રહ્મચારી રાખ્યું હતું.

ગૃહત્યાગ પછીનાં જે ૭ વર્ષ નીલકંઠે હિંદના પર્યટનમાં ગાળ્યાં તેમાં તેમને અનેક શુભાશુભ અનુભવો થયા:—તેમણે ઘણી સખ્ત તપશ્ચર્યાઓ કરી. અનેક યોગીઓ અને સિદ્ધોને મળ્યા; તેમાં એક **ગોપાલ** યોગી નામના સિદ્ધ પુરુષ પાસે ૧ વર્ષ શિષ્ય ભાવે રહી સમગ્ર અષ્ટાંગયોગ સિદ્ધ કરી લીધો. **આસામ** અને **બંગાળ** તરફના કેટલાક મહામાંત્રિકોનો પોતાના પ્રતાપથી પરાભવ કર્યો. અનેક સ્થળે ધર્મની દાંભિક પ્રવૃતિઓ ઉઘાડી પાડીને સન્માર્ગ દર્શાવ્યો. **જગન્નાથપુરી**માં બે માસ રહ્યા તે સમયે આ બાળ બ્રહ્મચારીને શિષ્ય તરીકે મેળવવાની ઇચ્છાને કારણે ત્યાં દંગા જમાવીને પડેલાં અડબંગ અને મહાતામસી ખાખીઓનાં ઝુંડમાં વૈમનસ્ય થયું; તે તેમના અત્યંત ક્રોધી સ્વભાવને લીધે એકદમ જ વધી પડયું. પરિણામે એ સશસ્ત્ર બાવાનાં જુદા પક્ષમાં વહેંચાઈ જઇ યુદ્ધે ચડયાં. ઘણા દિવસો સુધી પ્રચંડ ધીંગાણું મચ્યું. તેમાં આશરે ૧૦ હજાર ખાખી મુઆ હતા. આ સાત વર્ષના ગાળામાં બીજા દેશોમાં અનેક ઉથલપાથલ થઈ. યુરોપમાં ફ્રેન્ચ રેવોલ્યુશનથી રેડાએલાં લોહી હજુ સુકાયાં ન હતાં. ટીપુએ પોતાનું અરધું રાજ્ય ૩ કરોડ રૂપિયા માથે મૂકીને બ્રિટિશ સત્તાને સોંપ્યું હતું. દેશી રાજાઓને નિસ્તેજ કરી બ્રિટિશનો સૂર્ય ચડતો આવતો હતો. ગવર્નર જનરલ **સરજોનશોર**ની શિથિલ નીતિથી માથું ઉંચકી ઉભા થએલા દેશી રાજાઓને લોર્ડ **વેલેસ્લી**એ સહાયકારી સૈન્યની પદ્ધતિથી નમાવી દીધા હતા.

કાઠીઆવાડના **લોજ** ગામમાં **રામાનંદ** સ્વામીના સુપાત્ર સાધુઓ રહેતા હતા તેનો સુખદ પરિચય **નીલકંઠ** વર્ણીને થયો અને ત્યાં તેઓ સ્થિર થયા. **રામાનંદ** સ્વામી જે પ્રથમથી સદ્ધર્મનો પ્રચાર કરતા હતા, તે પોતાના શિષ્યોને હરવખત કહેતા, કે **"હું તો ડુગડુગી વગાડનાર છું પણ ખરો રમનાર નટ તો પાછળ આવે છે"**

જ્યારે નીલકંઠ તેમને મળ્યાં ત્યારે તેમને અતિ પૂજ્યભાવે સત્કાર્યા અને પોતાના શિષ્યવર્ગમાં પોતે જેની આગાહી કરતા હતા તેજ આ છે, એ રીતે ઓળખાણ કરાવી. નીલકંઠને પણ અહીં ચિત્તમાં શાંતિ થઈ, ધાર્મિક વાતાવરણ ગમ્યુ અને સ્થિર થયા. **રામાનંદ** સ્વામીએ તેમને પોતાની દીક્ષા આપી. **સહજાનંદ સ્વામી** નામ રાખ્યુ. સંવત ૧૮૫૭ ના કાર્તિક સુદ ૧૧ ( તા. ૨૮–૧૦–૧૮૦૦ મંગળ ). આ વખતે સહજાનંદ સ્વામીની ઉંમર ૧૯ વર્ષની હતી. શરીર અત્યંત કઠિન તપશ્ચર્યાને પરિણામે બધી નાડીઓ દેખાય તેવું કૃશ છતાં કાંતિમાન હતુ. તેમના મુખનો પ્રભાવ અને અનેક ભક્ત કવિઓનાં ભક્તિરસ ભરપૂર કાવ્યોમાં ગવાએલાં તેમનાં કમલનયનની કમનીયતા એ એટલાં અલૌકિક હતાં, કે અનેક મનુષ્યો તેમના તરફ જેમ લોહચુંબકમાં લોઢું ખેંચાય તેમ ખેંચાવા લાગ્યાં ! દીક્ષા લીધા પછી એકજ વર્ષે **રામાનંદ** સ્વામીએ તેમના અદ્‌ભુત વ્યક્તિત્વથી પ્રસન્ન થઈને પોતે પ્રવર્તાવેલા સંપ્રદાયના આચાર્ય તરીકે તેમને સ્થાપ્યા. સંવત ૧૮૫૮ ના કાર્તિક સુદ ૧૧ ( તા. ૧૬–૧૧–૧૮૦૧ સોમ ). ત્યારપછી એકજ માસે માગશર સુદ ૧૩ ( તા. ૧૭–૧૨–૧૮૦૧ )ના રોજ તેઓશ્રી વિદેહ થયા.

શિષ્યોમાં ભગવાનની પેઠે પૂજાતા અને મનાતા મહાત્મા **રામાનંદ** સ્વામીની પાછળ જે શિષ્યમંડળ હતું, તેમાં ઘણી અદ્‌ભુત અને મહાન વ્યક્તિઓ હતી. સાધુઓમા અગ્રણી પટ્ટશિષ્ય **મુક્તાનંદજી**ની સાધુતા તથા અમૃત સમી ઉપદેશ વાણી જનસમૂહમાં શાંતિ રેલાવતી હતી. **વાલબાઈ** અને **હરબાઈ** જેવી સમાધિનિષ્ઠ અડીખમ સ્ત્રી શિષ્યાઓ તથા **મેઘજી** કંદોઇ જેવા યોગસિદ્ધ ગૃહસ્થ શિષ્યો હતા. આવા બહોળા શિષ્યોમાં સ્થપાએલા જ્વલંત, જાગૃત અને વિભૂતિવંત નવા સંપ્રદાયનું **આચાર્યપદ**, સમાજના સ્વચ્છંદી અને ભ્રષ્ટતા ભર્યા સળગતા દાવાનળ વચ્ચે, બીજા લાયક અને હક ધરાવે તેવા શિષ્યોને બાજુએ રાખી,—એક **૨૦ વર્ષના યુવાનને** સોંપાયું અને તે તેમણે સ્વીકાર્યું **એ જગતના ધાર્મિક ઈતિહાસમાં અજોડ અને અપૂર્વ પ્રસંગ છે.**

હવે આચાર્ય તરીકે **સહજાનંદ** સ્વામીએ જોયુ, કે જનસમાજમાં સુધારણા કરવાનું વિશાળ કાર્ય પડ્યુ છે. તેનુ નિદાન કરતાં જણાયુ, કે હિંસા ( યજ્ઞોમાં પણ ), વ્યભિચાર, ચોરી, લુંટફાટ, જુગાર, મદ્યપાન, આચાર ભ્રષ્ટતા તથા કુસંપ વગેરે દુર્ગુણોથી સમાજ પીડાઇ રહ્યો છે. મનુષ્યોનુ શાસ્ત્રીય જ્ઞાન છેક વિકૃત થઈ ગયુ છે. સ્વાર્થી અને ગોઝારી વૃત્તિમાં ત્યાગ અને આત્મભોગ ભૂલાઇ ગયા છે અને મનુષ્યના હૃદયની શ્રદ્ધા પૂર્ણ એકનિષ્ઠ ભક્તિ જેવી ઉત્તમ વૃત્તિ અનેક દેવ દેવીઓ, મંત્રજંત્ર, વહેમ અને પાખંડ વચ્ચે છિન્નભિન્ન થઈ ગઇ છે. આ પરિસ્થિતિ સુધારવા માટે તેમણે **ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય** અને **ભક્તિ** એ **ચાર મહામાત્રાઓ** નક્કી કરી. પરંતુ એ ચારેના શુદ્ધ આદર્શ જ્યાંસુધી જનતા પ્રત્યક્ષ ન જુએ, ત્યાંસુધી માત્ર ઉપદેશથી સુધારણા ન થાય; એ સિદ્ધાંત નક્કી કર્યો. તેઓશ્રીનો દૃઢ મત હતો, કે હીરાથી જેમ હીરો વીંધાય છે, તેમ **જીવનથીજ જીવન રચાય છે.** જે પ્રકારના ગુણો શિષ્યમાં ઉતારવા હોય તે ગુણો ગુરુમાં દૃઢપણે હોવાજ જોઈએ અ સિવાયનો વાણી વિલાસ નિરર્થક છે. તેનુ એક સુંદર ઐતિહાસિક દૃષ્ટાંત છેઃ—**સહજાનંદ** સ્વામીના એક સાધુ જે ઉત્તમ ચારિત્રવાળા પણ થોડું ભણેલા હતા, તેને ઉપદેશ કરવા જવાની આજ્ઞા થઈ, ત્યારે તેણે વિનતિ કરી કે ' હું શાસ્ત્રો

ભણ્યો નથી તો લોકોને શી વાતો કરીશ ? ત્યારે તેને સહજાનંદ સ્વામીએ કહેવું, કે તમારે કશી વાતો કરવાની જરૂર નથી, જાઓ, **તમારૂં વર્તન જ વાતો કરશે.** આ રીતે આદર્શ સ્વયંસેવકો-ગૃહસ્થ કે ત્યાગી ને ઘડવાનું કામ પ્રથમ હાથમાં લીધું. રામાનંદ સ્વામીના દેહત્યાગ પછી તરતજ તેમણે ગામડે ગામડે ભ્રમણ શરૂ કર્યું. જે કોઈ મુમુક્ષુ મળતા ગયા, તેને સારાસારની દૃષ્ટિ સાથે સદાચારની દૃઢ પ્રતિજ્ઞાઓ આપવા માંડી. તેમાં **દારૂ, માંસ, ચોરી, વ્યભિચાર** અને **આચારભ્રષ્ટતા** આટલી પાંચ બાબતો જીવન પર્યંત તજે તેને પોતાના શિષ્ય તરીકે સ્વીકારવાનું ધોરણ રાખ્યું. એજ રીતે ત્યાગી શિષ્યો માટે **નિષ્કામ, નિર્લોભ, નિર્માન, નિઃસ્નેહ** અને **નિઃસ્વાદ** એ પાંચ કડક નિયમો રાખ્યા.

વૃષ્ટિ થતાં જેમ ભૂમિમાં પડી રહેલાં બીજ ફૂટી નીકળે, તેમ **સહજાનંદ** સ્વામીના અદ્ભુત પ્રભાવથી અનેક મુમુક્ષુઓ જે પોપણને અભાવે દબાઇ રહ્યા હતા, તે આગળ આવવા લાગ્યા. જોતા જોતામાં હજારો ગૃહસ્થ આશ્રિતો ઉપરાંત ૫૦૦ જેટલા આજીવન ધન સ્ત્રીના ત્યાગી, દૃઢપ્રતિજ્ઞ, સાધુ સ્વયંસેવકોનાં મંડળો ભગવાન **સ્વામિનારાયણ** (સહજાનંદ સ્વામીનું પ્રચલિત નામ ) ની દીક્ષા પામીને દેશમાં સામાજિક અને ધાર્મિક સુધારણાનો સંદેશ લઇને ફરવા લાગ્યાં અતિશય કડક નિયમો, વિશુદ્ધ આચરણ, જન કલ્યાણની નિષ્કામ પ્રવૃત્તિ, સાધુતા અને ગુરુપ્રસાદથી પ્રકાશી રહેતું દિવ્ય ઓજસ એ બધાંનું એવું અદ્ભુત સંયોજન એ મહાપુરુષોમાં થયું, કે તેમણે માનવ હૃદયમાં દટાઈ ગએલી ધર્મભાવનાને ત્વરાથી સતેજ કરવા માંડી. તેમના સદાગ્રહ તથા ધર્મપ્રચારનો ઉત્સાહ એટલો પ્રબળ હતો, કે અનેક જીવોને સદ્રસ્તે દોરવામાં રાત્રિ દિવસ, ભૂખ તરસ, માન અપમાન, ટાઢ તડકો વગેરે કશુંજ નહિ ગણતાં તેમણે શ્રમની પરાકાષ્ટા કરી. ખેતરમાં કોસ હાંકતા ખેડૂતોને પણ ઉપદેશ આપતા આપતા તેઓ આખો દિવસ તેમની સાથેજ ચાલ્યા કરતા ! અને તેમને સમજાવીને નિયમ ધરાવતા. આવા સાધુઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ભગવાન **સ્વામિનારાયણનો** સંદેશ પ્રજાના જીવનમાં ઉતરવા લાગ્યો. કાઠી, કોળી, ભીલ, ઠાકરડા, ગીરાસીઆ અને એવી બીજી કઠ્ઠણ કોમો જે જન્મથીજ દારૂ, માંસ, વ્યભિચાર, ચોરી, લુંટફાટ, ખૂન વગેરેમાં રચીપચી રહેલી હતી; તેમાં સુધારો થવા લાગ્યો. કેટલાક પ્રચંડ પાપના પર્વત જેવા ગણાતા નામચીન માણસો પણ ભગવાન **સ્વામિનારાયણના** સંસર્ગમાં આવતાં જ સાધુચરિત થવા લાગ્યા. એ ઉપરથી એમ કહેવાવા લાગ્યું કે '**સ્વામિનારાયણ** તો ગધેડાની ગાય કરે છે !' ગુજરાતનો પ્રસિદ્ધ લુંટારો પગી **જોબન** વડતાલો જેના નામે દ્વારિકાથી કાશી સુધીમાં કોઈ પણ મુસાફર કંપી ઉઠતો, એટલું જ નહિ પણ જો તેની આપેલી નિશાની સાથે હોય તો તેને એ પ્રદેશ સુધીમાં ઠગ, પીંઢારા વગેરે કોઈ પણ હરકત કરી ન શકતા એટલી તેની હાક વાગતી હતી, તે માણસે તમામ દુરાચાર તજી દઇ સદાચરણી શિષ્ય થઈ વડતાલના મંદિર માટે પોતાની જમીન આપી. તેમજ માણસને ઘાસની પેઠે કાપી નાખનારા કાઠિયાવાડના ભયંકર કાઠીઓએ તથા માનસિંહજી જેવા પાપનાં પુતળાંઓએ જ્યારે પોતાનાં મસ્તક દીનભાવે ભગવાન સ્વામિનારાયણના ચરણમાં મૂકી સુજનતા ધારણ કરી, ત્યારે તો હજારો માણસો આ સંપ્રદાયને આશ્રયે આવવા લાગ્યાં.

અવિરત ભ્રમણથી કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતની ભૂમિમાં ભગવાન સ્વામિનારાયણે અનેક આવૃત્તિઓ કરી. તેમના સાધુઓએ પણ નિરંતર ઉપદેશ-પ્રવાહ ચાલુ રાખ્યો; પરંતુ હવે સામુદાયિક પ્રવૃત્તિ અને સંગઠનની જરૂર જણાઈ. તેથી અહિંસક વિષ્ણુયાગ તેમજ જરૂર જણાય ત્યાં વાવ, તળાવ વગેરે નવાણો ગળાવી તેનાં પૂર્તકર્મો કરાવવા માંડ્યાં. આ નિમિત્તે હજારો મનુષ્યોને એકઠાં કરી, સામાજિક સુધારણા શરૂ કરી. આવાં સંમેલનોમાં એકઠાં થતા મનુષ્યોને શિસ્તપાલન, પરસ્પરની મર્યાદા, સાચી ધાર્મિક રીતિઓ અને સ્વચ્છતાના પાઠો અપાવા માંડ્યા. સમાજની સામાન્ય રહેણીકરણી એ બાબતોમાં ઘણી શિથિલ થઇ ગઈ હતી અને અનેક સંપ્રદાયો તથા મતપંથોએ તેમાં વહેમ, દુરાચાર અને કુટિલતા દાખલ કર્યા હતાં. તેની સુધારણા માટે ઝીણામાં ઝીણી બાબતોથી ક્રિયાત્મક રીતે કામ લેવા માંડ્યું. પવિત્રતા અને સ્વચ્છતા સંબંધે છેક થુંકવા જેવી બાબતના સારાસાર વિચારથી લઈને આધ્યાત્મિક બ્રહ્મભાવ સુધીનો પાકો રંગ સમાજને ચઢાવવા માંડ્યો. ચારિત્ર્યમાં હીન થઈ ગએલા એ સમાજમાં સ્ત્રી પુરુષની વાસ્તવિક મર્યાદા સ્થાપન કરી. સમાજસેવા માટે ફરનારા સાધુ વર્ગને કડક નૈષ્ઠિક બ્રહ્મચર્યની દીક્ષા આપી; અને સંસારમાં વિરક્ત ચિત્તવાળી તથા વિધવા એવી સ્ત્રીઓનો ઉપદેશક વર્ગ ખાસ સ્ત્રીઓ માટે યોજ્યો; તથા તેમની પણ બ્રહ્મચર્યાદિક નિયમપાલનમાં દૃઢતા કરી. જે કોમો હલકી, અજ્ઞાન અને પતિત ગણાતી હતી, તે કોમના લોકોની સુધારણા ખાસ કરીને સંભાળી. આથી શૂદ્ર ગણાતી ઘણી કોમો જેવી કે કોળી, ભીલ, વાઘરી, મોચી, મુસલમાન, ઢેડ વગેરેએ પણ આ સંપ્રદાયને આશરે આવી પોતાના આચારવિચારમાં એટલી ઉત્તમતા પ્રાપ્ત કરી, કે તેની અદેખાઈ ઉચ્ચ કોમને પણ થવા લાગી! નીચેના માત્ર એકજ ઐતિહાસિક દૃષ્ટાંતથી તેનો ખ્યાલ આવશેઃ—

**લીંબડી** તાબે **શિયાણી** ગામના વિદ્વાન બ્રાહ્મણ **શિવરામ** ભટ્ટ **સાયલા** ગામમાં ભાગવતનું પારાયણ કરતા હતા. તે સમયે ત્યાં **મૂળી** તાબે **લીમલી** ગામનો **સગરામ** નામે એક **વાઘરી** આવી ચડ્યો, અને કથા સાંભળવા બેઠો. કોઈએ કથાકાર ભટ્ટને તે વખતે કહ્યું કે આ વાઘરી કથામાં સારૂં સમજે છે, અને સ્વામિનારાયણ સંપ્રદાયનો ઉપદેશ આપે છે. ભટ્ટ કહેઃ—એ શૂદ્ર વળી શું જાણે? શાસ્ત્રની વાતો તો અમારા જેવા વિદ્વાનો જાણે. છતાં સભામાંથી કોઈએ **સગરામની** કંઈક વધારે પ્રશંસા કરી; એટલે ભટ્ટને અસૂયા ઉત્પન્ન થઇ અને તેમણે **સગરામને** ઉભો કરીને કહ્યું, કે અલ્યા! મને એક પ્રશ્ન પૂછ, એટલે જોઉં કે તને શું આવડે છે? **સગરામે** વિનયથી કહ્યું, કે આપ તો વિદ્વાન બ્રાહ્મણ છો, તેને હું શું પૂછુ? છતાં ભટ્ટજીએ આગ્રહ કર્યો, ત્યારે તેણે નીચેનો પ્રશ્ન પૂછ્યોઃ—

**'ચિત્તમાં વિષય રહ્યા છે કે વિષયમાં ચિત્ત રહ્યું છે?'**

એક વાઘરી જેવા શૂદ્ર અને અભણ માણસ પાસેથી આવો પ્રશ્ન આવવાનો કદાપિ સંભવ નહિ ધારેલો, તેથી ભટ્ટજી જરા સ્થંભી ગયા! પછી તેણે ચર્ચાત્મક ઉત્તર આપવા માંડ્યો. પણ સગરામે કહ્યું, કે મહારાજ! આપ ફાવે તેમ ઉત્તર કરો; પણ એથી આ શ્રોતાઓના મનનું સમાધાન થાય તોજ તે મને કબુલ છે. ભટ્ટજીએ એમ ક

લ માણથી વિવેચ । કર્યું, પણ શ્રોતાઓ ।। મનનું ઠીક સમાધાન થઇ શક્યુ નહિ, તેથી તે મુઝાયા અને બોલ્યા, કે મારૂ એક પુસ્તક વતનમા રહી ગયુ છે તે લેવા હું જાઉ છુ પછી સમાધાન કરીશ અને સમાધાન ન કરૂં ત્યા સુધી આ કથા બધ રાખીશ પછી તે પોતાને વતન શિયાણી ગયા ત્યા તેને પ્રદ્યએ સ્વપ્ન આપી, તેથી તે ગઢડા ગામે ભાગવા સ્વામિનારાયણ પાસે ગયા, અને પ્રશ્નનો સતોષકારક ખુલાસો મેળવ્યો પછી સાયલા પાછા આવીને શ્રોતાઓનું સમાધાન કર્યું । તે વખતે સગરામે કહ્યું, ભટ્ટજી ગમે તેમ હોય, પણ તમે જે શબ્દોથી સમાધાન કર્યું છે, તે શબ્દો તો મારા ગુરુ સ્વામિનારાયણના છે આ સાભળી ભટ્ટજીએ નિખાલસપણે તે કબુલ કર્યું અને એ નાગરી ભક્તો પ્રેમથી નમસ્કાર કર્યો એટલુ જ નહિ પણ તે શિવરામ ભટ્ટ પછીથી સ્વામિનારાયણના અનન્ય શિષ્ય થયા । અને કેટલીક મુદતે ત્યાગી તરીકે દીક્ષા લીધી પછી તો તે અખડાનંદમુનિ નામે વિદ્વાન કવિ તરીકે પ્રસિદ્ધિ પામ્યા

આ પ્રમાણે જેમ જેમ સપ્રદાય પોતાના સત્ત્વથી અધિકાધિક પ્રસરતો જતો હતો, તેમ તેમ અન્ય સપ્રદાયોનો દ્વેષ પણ વધતો જતો હતો ગુજરાતમા આ સમયે મુખ્યત્વે શૈવ, વૈષ્ણવ, જૈન, અને શાક્ત એ સપ્રદાયો જો કે પ્રચલિત હતા પરંતુ સમય અને સયોગના બળે શાક્ત મત વધારે પ્રસરતો હતો તેનું મુખ્ય કારણ એ હતું કે સમાજની નૈતિક અવોગતિ આગળ જણાવ્યા પ્રમાણે બહુ જ હતી વળી ગુજરાતમા પેશ્વાના સુબા જેવા પણ શાક્ત હતા આથી એ મતને નામે દુરાચરણોને ખૂબ વેગ મળતો હતો, તે એટલે સુધી કે મોટે ભાગે ઉપરથી શૈવ, વૈષ્ણવ કે જૈન જણાતા છતા અંદરથી લોકો શાક્ત આચારોને અનુસરતા થઈ ગયા હતા । આ સમયમા અમદાવાદમા એક બ્રાહ્મણના ઘરમાથી મહાજને ૬૦ મણ માંસ કઢાવ્યું હતુ, જે તેણે પ્રીતિભોજન માટે તૈયાર કરાવ્યુ હતુ । આ એકજ દૃષ્ટાંત વસ્તુસ્થિતિનું સ્વરૂપ સમજવાને બસ થશે આવા આચરણો આ સપ્રદાયની જાહેર બુદ્ધિ આગળ ઝાખા પડતા, તેથી તેમાના સુપાત્ર જનુ તો આ સપ્રદાયમા ખેચાવા લાગ્યા હતા એથી તો અન્ય મતપથીઓનો દ્વેષ વૈર ।। રૂપમા પરિણમવા લાગ્યો, અને આ સપ્રદાયનો સાધુ વર્ગ જે ઉપદેશક હતો, તેના ઉપર ખૂબ ત્રાસ થવા લાગ્યો તેઓ જ્યા જતા ત્યા વખતોવખત અનેક પ્રકારે તેનાપર કનડગત અપમાન અને ગાળોની વૃષ્ટિ થવા માંડી । તેમજ પ્રહાર પણ પડવા લાગ્યા ભિક્ષા મળતી નહી અને જે મળતી તેમા અનેક પ્રકારની ખરાબ ચીજો પડવા લાગી । આ બધુ સાધુઓએ અતિશય ધીરજથી સહન કર્યું કેમકે ભગવાન સ્વામિનારાયણે તેમને દીક્ષામાત્ર નીચે પ્રમાણે અહિસક પ્રતિજ્ઞા આપેલી હતી કે—

गालिदानं ताडनं च कृतं कुमतिभिर्जनैः ।
क्षन्तव्यमेव सर्वेषां चिन्तनीयं हितं च तैः ॥

કોઈ દુર્ગતિ-જન ગાળો દે કે મારે, તોપણ ક્ષમા કરવી એટલુ જ નહિ પણ તેના હિતનુ ચિંતન કરવુ આ મહાન અહિંસકવ્રત અનેક વિકટ પ્રસગોમા સાધુઓએ અક્ષરશ પાળ્યુ હતું ખુદ ભગવાન સ્વામિનારાયણે પણ તેનો આદર્શ અનેક સમયે આચરી બતાવ્યો હતો એક વખત આણંદ (ચરોતર)ની બજારમા કાઠીના હથિયારબધ સ્વારો

સહિત તેઓશ્રી નીકળ્યા, ત્યારે અમુક દ્વેષી વર્ગની હલકી ઉશ્કેરણીથી ઉશ્કેરાઈને ગામ લોકોના ટોળાએ તેમના ઉપર ધૂળ, છાણ, ઢેખાળા, કાદવ વગેરે અનેક વસ્તુઓના પ્રહારથી તેમજ બીભત્સ શબ્દોના વરસાદથી અત્યંત ત્રાસ આપ્યો હતો. આ અતિ અપમાનજનક અને પ્રહાર પડતા વિષમ સમયે સાથેના કરાંચી કાઠીઓનો પિત્તો ઉછળ્યો. જેની તલવારો વગર કારણે પણ મનુષ્યને વાઢી નાખવા ખમચાતી નહિ, તે મ્યાનમાંથી ખેંચાઈને ચમકી ઉઠી ! પરંતુ સવેળા ભગવાન **સ્વામિનારાયણના** મુખથી સબુરીનો શબ્દ સાંભળતા જ એ બધી તલવારો ગમ ખાઈને ચૂપચાપ મ્યાનમાં પેસી ગઈ હતી ! એટલું જ નહિ પણ એ અસહ્ય તોફાન આખું દની આરપાર નીકળતા સુધી અનેક શસ્ત્રસજ્જ શરીરોએ ધીરજથી સહન કર્યું હતું ! આ વખતે જો ભગવાન **સ્વામિનારાયણની** આંખમાં જરાપણ ઉકળાટ જોયો હોત, તો યુદ્ધરસિયા કાઠીઓના પ્રચંડ ભાલાઓ અને કાળની જીભ જેવી તલવારોએ ત્યાં ઘડીના છઠ્ઠા ભાગમાં રોળ મચાવી લોહીની નીકો ચલાવી હોત !

કાઠિયાવાડમાં **શેત્રુંજી** નદીને કાંઠે **જુનાસાવર** નામે ગામના કાઠી દરબાર **ઉગા** ખુમાણે **કૃપાનંદ** અને **ગુણાતીતાનંદ** સ્વામી નામના પરમહંસોને ઘણું કષ્ટ આપી, ભોજન ઉપરથી ભૂખ્યા ઉઠાડી, ગાળોની વૃષ્ટિ અને પ્રહાર કરતા કરતા ગામ બહાર કાઢ્યા હતા. તે બધું સાધુઓએ નિર્મળ શાંતિથી સહન કર્યું હતું. પરંતુ **ગુણાતીતાનંદ** સ્વામીએ પોતાના ગુરુ **કૃપાનંદ** સ્વામીને વિશેષ યાદ આપ્યું, કે આપણે ગાળો અને તાડન સહન કર્યાં, પણ તેના હિતનું ચિંતન કંઈ કર્યું નથી ! માટે તેનું હિત થાય તેવું કંઈ કરીએ. પછી પૂછતા જણાયું કે તેને પાકી વયે પણ કંઈ સંતાન નથી. એટલે સાધુઓએ ખરા અંતઃકરણથી એવી પ્રાર્થના કરી, કે પ્રભુ તેને પુત્ર આપે અને તે પરમ ભક્ત થાય. એ આશીર્વાદ ખરેખર ફળ્યો અને તે **ઉગા** ખુમાણને પાછલી અવસ્થાએ પુત્ર થયો. જે **જીવણા** ખુમાણ નામે પ્રહ્‌લાદના જેવી ભક્તિને લીધે પ્રસિદ્ધ થયા. **આ લેખકે તેમને નાની ઉમરમાં નજરે જોએલા હજુ યાદ છે.**

આમ અનેક પ્રસંગે અને અનેક સમયે દ્વેષીઓ તરફથી થતી મારફાટમાં આગેવાનો કે રાજાઓ પણ ન્યાયનો કે સત્યનો પક્ષ સાચવતા નહતા. **મુક્તાનંદ** સ્વામી જેવા આ સંપ્રદાયના મહાનસત્પુરુષને મસ્કેટાટ બાંધી અમદાવાદના **લાલ ગરબાવાના** અખાડાવાળાએ જોનારની આંખમાં લોહી આવે એવો પુષ્કળ માર મારી લોહીલુહાણ કર્યા હતા, પણ કોઈએ સહાય કરી ન હતી. એવીજ રીતે **ધ્રાંગધ્રામાં** બાવાઓએ આ સંપ્રદાયના સાધુઓને લોહીથી રંગ્યા હતા. તેને માટે કોઈ શિષ્યવર્ગે રાજ્યમાં દાદ માગી, તો જવાબ મળ્યો કે એ તો 'ગાયો ગાયો લડી તેમાં અમે શું કરીએ ?' ! આવી અત્યંત વિષમ પરિસ્થિતિમાં પણ સંપ્રદાય પ્રવર્તનની ધગશ એ અહિંસક અને શ્રેયસ્કર સાધુ સ્વયંસેવકોના દિલમાં પ્રતિદિન વધતી જ રહી ! તેમને ભિક્ષા મળવાના પણ સાંસા પડતા ત્યારે કેટલીક લાંઘણો ખેંચીને પણ તેઓ સંતોષપૂર્વક ઉપદેશ ચાલુ રાખતા. જો કંઈ ભિક્ષા મળતી, તો તેને એકત્ર કરી, કાચીપાકી સર્વ વસ્તુનો પાણીમાં ગોળો કરી, એક હાથમાં રાખીને બીજે હાથે જમી લેતા ! આવા શારીરિક અને માનસિક કષ્ટો તેમણે જનકલ્યાણ માટે કૃષ્ણાર્પણ કરેલી જીંદગીમાં હસતે મુખે સ્વીકારી લીધા હતા.

આ સમયે સાધુઓને કંઠી, તિલક વગેરે સાંપ્રદાયિક બાહ્ય ચિહ્નો હતાં. તેમજ શાલિગ્રામ તથા બાલકૃષ્ણની મૂર્તિપૂજા પણ હતી; પરંતુ અન્ય મતપંથના બાવા સાધુઓ જે અસૂયાથી બળી ઉઠયા હતા, તેમણે આ સાધુઓને અતિશય પીડા કરીને તેની મૂર્તિઓ ઝુંટવી લઈ અત્યાચારો કરવા માંડયા ! કંઠીઓ તોડી નાખવા માંડી ! ભગવાન સ્વામિનારાયણે ખાસ કરીને પછાત કોમોનો ઉત્કર્ષ કરવા માંડયો હતો; તેથી વિશેષ ક્રોધે ભરાઈને, તેનાં સાંપ્રદાયિક ચિહ્નોની અતિશય વિડંબના કરવા માંડી ! આથી ભગવાન સ્વામિનારાયણે ૫૦૦ સાધુઓને સોરઠમાં **કાળવાણી** ગામે એકત્ર કર્યા, અને એક જ દિવસમાં બધાને પરમહંસની દીક્ષા આપી દીધી ! આથી તિલક, કંઠી, જનોઈ, શિખા, પૂજા બધું જ છૂટી ગયું ! તથા ગમે તેનું કાચું પાકું અન્ન જમી લેવાની અને અલક્ષપણે ફરવાની પરવાનગી મળી.. વર્ણ અને આશ્રમના અત્યંત રૂઢ આચાર વિચારોનો એકદમ ત્યાગ કરી ૫૦૦ પાવરધા અને ઘણા ખરા તો વિદ્વાન પુરષો માત્ર એકજ દિવસમાં આટલું પરિવર્તન સ્વીકારીને જીવન સમર્પણ કરે, **એ ઈતિહાસનો અપૂર્વ ચમત્કારિક બનાવ છે !** આ ફેરફાર પછી સાધુઓને સ્વામિનારાયણના મુંડીઆ તરીકે ઓળખીને પણ લોકો મારવા દોડતા, પણ સાધુઓ તો નિરંતર પૃથ્વી સમા ક્ષમાશીલજ રહ્યા. એક અતિ સુંદર ઐતિહાસિક બનાવ નોંધવા સરખો છેઃ—

પૂર્વાશ્રમમાં ગુજરાત, કચ્છ, કાઠીયાવાડ વગેરેનાં રાજસ્થાનોમાં ઉત્તમ ચારણ કવિ તરીકે લબ્ધપ્રતિષ્ઠ થએલા **લાડુ બારોટ** જે સ્વામિનારાયણના સાધુ તરીકે **બ્રહ્માનંદ કવિ**ના નામે પ્રસિદ્ધ થયા છે, તેમને અમુક સાધુઓનું મંડળ સોંપવામાં આવ્યુ હતુ. તેમાં મોટે ભાગે કાઠી, ગીરાસીઆ, ચારણ, બારોટ વગેરે લડાયક કોમમાંથી થએલા સાધુઓ હતા. આવા સાધુઓનું મંડળ લઈને બ્રહ્માનંદ સ્વામી ઝાલાવાડના **મેથાણ** ગામથી નીકળ્યા. વચ્ચે રસ્તામાં એક નિર્જન જગ્યાએ બે હથિયારબંધ શખ્સો મળ્યા. તે આ સંપ્રદાયના પાકા દ્વેષી હતા; એટલે આ સાધુઓને ઓળખતાં જ પોતાનાં હથિયાર હેઠાં મૂકી તેમણે ગાળો સાથે ગડદાપાટુના પ્રહાર કરવા માંડ્યા ! સાધુઓએ તો તે શાંતિથી સહન કરતાં મુખેથી સ્વામિનારાયણ નામનો ઉચ્ચાર કરવા માંડયો ! થોડી વારે **બ્રહ્માનંદ** સ્વામીની દૃષ્ટિ પેલા શખ્સોનાં હેઠાં પડેલાં હથિયાર તરફ ગઈ. તે એકદમ ચોંકી ઉઠયા ! અને પેલા બંનેને કહ્યું, કે ભાઈ! ઉભા રહો; હું કહું તે થોડું સાંભળી લો, અને પછી મારો. જુઓ, તમને આવડતું જ નથી. તમે આ તમારી તલવારો નીચે મૂકી છે તે ખોટું કર્યું છે, કેમકે આ જે સાધુઓને તમે ખરાબ ગાળો દો છો અને ગમે તેમ મારો છો, તેમાં કેટલાક કાઠી, ગીરાસીઆ વગેરે લડાયક કોમના પણ છે. પરંતુ તેને સાધુની દીક્ષા હોવાથી જ આ બધું સહન કરે છે, પણ અતિશય થતાં કદાચ કોઈથી સહન ન થયુ, તો આ તમારી તલવારોથી જ તમારાં માથાં વઢાઈ જશે! અને અમારી સાધુતા જશે. માટે તમારી તલવારો તમારા હાથમાં રાખો અને પછી અમને મારવા હોય તો મારો. આ શબ્દો સાંભળી પેલા બંને દુષ્ટોનાં હૃદય દ્રવી ગયાં ! અને તેમણે સાધુઓના પગમાં પડી માફી માગી !

આ રીતે જનસુધારણાર્થે ભગવાન સ્વામિનારાયણે જે પદ્ધતિ સ્વીકારી, તે ખરી તપશ્ચર્યામૂલક હોઈ, ઘણી જ ફલદાયક નીવડી હતી. તેના સ્વયંસેવકોએ-સાધુઓએ-

અત્યંત અહિંસક વૃત્તિ ધારણ કરી, સ્વાર્થના નિઃશેષ ત્યાગ દ્વારા અવિરત સેવાયજ્ઞો શરૂ કર્યા હતા. જે કાંઇ સારી નરસી ભિક્ષા મળે, તેના કાચા ગોળા કરી હાથમાં રાખીને તેઓ ખાઈ લેતા અને અપમાન, ગાળો તથા પ્રહાર ખમવાનીજ તૈયારી હંમેશાં રાખીને જનતાને સદ્રસ્તે લાવવા સતત પરિભ્રમણ કરી રહ્યા હતા. પરિણામે અનેક મતપંથોમાંથી સુરુચિવાળાં સ્ત્રી પુરુષોએ તેમનું શરણ લેવા માંડ્યું; અને તેમને પ્રત્યક્ષ પ્રતીતિ થવા લાગી, કે આપણું આ લોક તથા પરલોકનું જીવન સુધર્યું છે. ,આ સંપ્રદાયનો અનુયાયી નિર્વ્યસની, સદાચારી, સંયમી, હૃદયબળવાળો અને અનેકમાં એકલો છાપ પાડે તેવો દેખાવા લાગ્યો. આથી આચરણ-હીન, અસંયમી અને મોજીલા લોકો તેની અનેક રીતે ટીકા તથા કનડગત કરવા લાગ્યા. છતાં ચુંબકમાં લોહ આકર્ષાય તેમ અનેક મુમુક્ષુઓ ભગવાન સ્વામિનારાયણના પ્રતાપમાં આકર્ષાયા. અનેક સ્ત્રી પુરુષોએ પોતાનો સંસારવૈભવ તજ્યો, પાપના પહાડ જેવા ગણાતા અનેક મનુષ્યો છેક નિર્મળ બની ગયા. અનેકે પોતાની દોલત અને જગતમાં જામેલી પ્રતિષ્ઠાવાળાં જીવન જન–કલ્યાણની આ પ્રવૃત્તિને ભેટ ધર્યા.

ભગવાન સ્વામિનારાયણે પણ સેવકોની કસોટી આકરામાં આકરી કરી. સાધુઓને કાચી ભિક્ષાના ગોળાથી લઈને મિષ્ટાન્નો સુધીમાં સ્વાદનો રસ તજાવ્યો; શણના કોથળાઓ પણ પહેરાવ્યા; ટાઢ, તાપ, વરસાદ અને ભૂખ તરસ વગેરે સહન કરાવવામાં તેમની સહિષ્ણુતાને ખૂબ કસી. લગભગ ૧૧૦ જેટલાં જુદાં જુદાં પ્રકરણો બદલાવી કોઇપણ સ્થિતિમાં પ્રવૃત્તિજન્ય ક્ષોભ પરાભવ ન કરે તેવી શારીરિક અને માનસિક દૃઢતા કરાવીને જનસેવાના કાર્યમાં આદર્શ સેવકોનું સૈન્ય ખડું કર્યું.

આ સમયે વામમાર્ગનો દુરાચાર, શુષ્ક વેદાંતીઓનો આચરણહીન બ્રહ્મવાદ, કુંડા પંથીઓનો ભ્રષ્ટાચાર અને નાસ્તિકોનો નિરીશ્વરવાદ એ અનેક પ્રકારે પ્રજાને વમળમાં નાખી રહ્યા હતા. વળી એ બધામાં વ્યાપક બનેલો સંયમહીન ઈંદ્રિયોનો અધાર્મિક સ્વચ્છંદ શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયોમાં પણ અંતર્ગત થઈ ગયો હતો. એ સર્વની સામે બાથ ભીડવા સખ્ત તપશ્ચર્યા અને વિશુદ્ધ સેવકોના આદર્શની પ્રતિષ્ઠા કરવાનું મહાભારત કામ શરૂ કરી, અહિંસા અને બ્રહ્મચર્યપ્રધાન આચાર શુદ્ધિવાળું ધર્માચરણ પ્રવર્તાવ્યું. રસિકતાને અવળે ચીલે ચડેલી તથા દુષ્ટ ક્રિયાઓથી દૂષિત થએલી ભક્તિને નિર્મળ પ્રેમભરી અને ધર્મયુક્ત કરી, તેમાં સારાસાર વિચાર દાખલ કર્યો. શુષ્કજ્ઞાનના દંભથી પ્રસરેલા દુરાચાર સામે કર્તવ્યપરાયણતા અને જનસેવાનું સાચું જ્ઞાન પ્રવર્તાવી સત્પુરુષોના સાચા આદર્શો દ્વારા બ્રાહ્મી સ્થિતિનું સ્વરૂપ દર્શાવ્યું; તથા જગતકર્તા તરફની એક નિષ્ઠા દ્વારા અનેક વહેમો તથા કુરુઢીઓનું ઉચ્ચાટન કરી, માનવહૃદયમાં પરમેશ્વર પ્રત્યેની આસ્તિક પ્રતીતિ પેદા કરી. તેમજ ભૌતિક વિષયોમાંજ માનવજીવનની ઈતિશ્રી મનાવનારા તુચ્છ વિષયોપભોગ અને વૈભવની બહેકી ગએલી સાર્વજનિક વૃત્તિને યથા-સ્થાને મૂકવા સારૂ પોતે અને પોતાના ધન સ્ત્રીના ત્યાગી નિષ્કંચન સાધુ તથા હરિ-ભક્તોએ મહાન સ્વાર્પણો કરી જનસેવામાં ત્યાગનો ઉજ્જવળ આદર્શ ખડો કર્યો અને એ રીતે વૈરાગ્યનો સાચો મર્મ સમજાવ્યો.

આ પ્રમાણે ધર્મ, ભક્તિ, જ્ઞાન, અને વૈરાગ્ય એ મંગળ ચતુષ્ટયનો વિવેકપુરઃસર સમન્વય કરી એકાંતિક ભાગવત ધર્મનું નિર્મળ સ્વરૂપ સ્થાપ્યું. વેદ, વ્યાસ

સૂત્ર, ભાગવત, વિષ્ણુસહસ્રનામ, ગીતા, વિદુરનીતિ, વાસુદેવમાહાત્મ્ય અને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ (મીતાક્ષરા) એ આઠ સત્શાસ્ત્રો પ્રમાણ તરીકે ઈષ્ટ માન્યાં. તેમાં પણ જે વાક્યો પરમેશ્વર, ધર્મ, ભક્તિ અને વૈરાગ્ય એમના અતિ ઉત્કર્ષવાચક હોય તેને બીજાં વાક્યો કરતાં પ્રધાનપણે માનવાની સ્પષ્ટ આજ્ઞા કરી. આ રીતે અનેક શાસ્ત્રોના તર્કજાળો અને શબ્દવમળોમાંથી પોતાના શિષ્યવર્ગને ખેંચી લીધો. એટલુંજ નહિ પણ **શાસ્ત્રના બધાજ શબ્દોને એક સરખી રીતે અનુસરવાની વિવેકહીન શાસ્ત્રજડતાનું નિરાકરણ કરનારો અપૂર્વ સુધારો દાખલ કર્યો.** અને શાસ્ત્ર, જનતા અને અંતઃકરણ, એ ત્રણેમાંથી પાસ થએલી વસ્તુને પ્રમાણભૂત મનાય એમ સમજાવ્યું

સર્વ દેવોને નમસ્કાર કરવા, કોઇ દેવની નિંદા ન કરવી એમ સમજાવી, વૈદત માત્રિક પંચદેવ-વિષ્ણુ, શિવ, પાર્વતી, ગણપતી, અને સૂર્ય તેમના તરફને પૂજ્યભાવ કાયમ રાખ્યો; છતાં મોક્ષમૂલક ઉપાસના તો ઉપનિષદોમાં ગવાએલા એક **અદ્વિતીય પરબ્રહ્મની** જ પ્રવર્તાવી. આથી અનેક દેવ દેવીઓ અને મંત્રજંત્રના પ્રભાવની ભાવના પોતાના આશ્રિતોના દિલમાંથી દૂર થઈ, અને એકનિષ્ઠા દ્વારા અનેક ઉપાસનાનું નિરાકરણ થતાં ઘણા વહેમોનો ઉચ્છેદ થયો.

ઉપર પ્રમાણે પોતાના સિદ્ધાંતોને અનુસરનાર શિષ્યમંડળનો સંઘ વ્યવસ્થિત અને નિયમબદ્ધ રહે તે માટે અમુક અમુક કેન્દ્રોમાં મુખ્ય અને બીજે પેટામંદિરોની યોજના કરી. સત્સંગની સ્મૃતિ રૂપ **શિક્ષાપત્રી** નામે ટુંકો રહસ્ય પૂર્ણ સમયાનુકૂળ અને સત્ શાસ્ત્રોના દોહનરૂપ ગ્રંથ લખ્યો. સમગ્ર સમાજને એકત્ર રાખવા સારૂ આચાર્ય **ગૃહસ્થાશ્રમી** પસંદ કર્યા; ખાસ કરીને સ્ત્રીઓની અલગ વ્યવસ્થા જે સ્ત્રી વર્ગને જ સોંપવામાં આવી હતી, તેના કેન્દ્રમાં **આચાર્યની પત્નીની** યોજના કરી. ઐહિક અને પારલૌકિક સ્થિતિમાં હિંદ જે ધાર્મિક બાબતને પ્રથમ ગણે છે તે ક્ષેત્રમાં જ ભગવાન સ્વામિનારાયણે સ્ત્રી વર્ગને સમાનપણે અનુકૂળ સ્વાતંત્ર્ય આપી, તેમાં સૌથી પ્રથમ કેળવણીનો પ્રચાર કર્યો. જેને પરિણામે કથા અને વ્યાખ્યાનો તથા સ્વાધ્યાય પુરુષોની પેઠે સ્ત્રીઓ પણ પોતાના ક્ષેત્રમાં કરવા લાગી. અંધકાર યુગમાં છેક દબાએલી નારીજાતિમાં આ

લખાયું. લેખકોનો પણ જાણે સમૂહ પ્રકટી નીકળ્યો ! તેમણે ગુજરાતી ભાષાને ખૂબ ખેડી. ગુજરાતીમાં લખનારા અનેક સુંદર કવિઓ પાક્યા અને તે પૈકીના એક **દેવાનંદ** સ્વામીની પ્રસાદી તે કવીશ્વર **દલપતરામ**. ગુજરાતી ભાષાના **આદિ ગદ્ય તરીકે ભગવાન સ્વામિનારાયણનાં વચનામૃતોને ગણી શકાય તેમ છે.** તે સમયમાં લખાએલું એ ગદ્ય આજે પણ સ્પષ્ટ, સરળ અને સાદું છતાં પ્રૌઢ, યથાર્થ અને ધારાવાહી ગણી શકાય તેવું છે.

આ સંપ્રદાયે મંદિરોની રચનાદ્વારા **સ્થાપત્યની**, કીર્તનો દ્વારા ઉચ્ચ **સંગીતની**, પ્રતિમાઓ દ્વારા **શિલ્પ** અને **ચિત્રની**, અનેક ગ્રંથોદ્વારા **સાહિત્યની**, આચરણદ્વારા **માનવજીવનની**, ભજનો અને વ્યાખ્યાનો દ્વારા **સામાન્ય લોકસમૂહની** તથા હલકી કોમોની તથા સ્ત્રી વર્ગની સુધારણા દ્વારા **રાષ્ટ્રની** અતિ સુંદર સેવા કરી છે.

શુદ્ધ ધર્માચરણના પ્રચાર આડે આવતી સત્તાઓના અને દુર્જનોના જુલમો સામે અનેક સત્સંગી સ્ત્રી પુરુષોએ જે અસીમ કષ્ટ વેઠી **અહિંસાત્મક નિર્મળ સત્યાગ્રહ** કર્યો છે, તેના ઉજ્જવળ ઈતિહાસોથી માનવજીવનમાં પ્રાણ પૂરાય તેમ છે. **સુંદરીઆણા** ગામના **વનાશા** શેઠના કુટુંબનો પાંચ પેઢી લગીનો જ્ઞાતિ સામેનો સત્યાગ્રહ (જેના વારસો પૈકી સત્યાગ્રહના વ્રતધારી હજુ પણ આજે અમદાવાદમાં હયાત છે અને જેને હવે જ્ઞાતિએ અપનાવ્યા છે.) આજની કોઈપણ ત્યાગ ભાવનાથી ચઢી જાય તેમ છે.

ભગવાન સ્વામિનારાયણે **૧૧** વર્ષની ઉમરે ઘર તજી ૭ વર્ષ સુધી હિંદમાં ફરી, **૧૮** વર્ષની વયે ગુજરાતમાં પ્રવેશ કર્યો. (સને ૧૭૯૯) અને એક **મહાન સુધારક સંપ્રદાયની** સ્થાપના કરી. તે સંપ્રદાય કર્તવ્યનિષ્ઠ હજારો શિષ્યોને તથા બે આચાર્યને સોંપી ૩૦ વર્ષ પછી ૪૯ વર્ષ ૨ માસ ૧ દિવસની વયે (તા. ૧-૬-૧૮૩૦ના મધ્યાહ્‌ને) સ્વધામ પધાર્યા. આ ૩૦ વર્ષના ગાળામાં જે પ્રમાણમાં કાર્ય થયું છે, **તે પ્રમાણ જગતભરના ઈતિહાસમાં મળવું મુશ્કેલ છે.**

વર્તમાન સમયમાં સંપ્રદાયની મૂળ ચેતના (સ્પિરિટ) ને કેટલોક પ્રમાદ તથા બીજી જડતાએ આવરી લીધી છે; પરંતુ **હજુ તે જીવંત વસ્તુ છે.** જો તે ભગવાન સ્વામિનારાયણનો જનકલ્યાણનો વિશાળ હેતુ લક્ષમાં રાખી પ્રવૃત્તિ કરશે, તો તેમની પાસે **સૈદ્ધાંતિક અને રચનાત્મક સામગ્રી અમૂલ્ય ખજાના જેવી છે.**

ભગવાન સ્વામિનારાયણના અતિ અદ્‌ભુત જીવન રૂપ આ સંપ્રદાયની સમાલોચના આટલા ટુંકા લખાણમાં કરવી છેક અશક્ય છે, આમાં તેઓશ્રીના અલૌકિક સામર્થ્યનો તો નિર્દેશ પણ થયો નથી, પરંતુ સમાજ ઉપર અસરકારક નીવડેલી મુખ્ય મુખ્ય બાબતોને જ માત્ર સ્પર્શ કરી વિરમું છું. અનેક વિગતો લખવી રહી ગઈ છે; તેનું સવિસ્તાર અવલોકન તો નિષ્ણાત કલમ, વેધક દષ્ટિ, અવિરત અભ્યાસ અને સમતોલ સાત્વિક બુદ્ધિમત્તા માગે છે.

તા. ૩-૯-૩૬
રાજકોટ.
ગુંદાવાડી.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

# જૈન સંપ્રદાય અને જરથોશ્તી ધર્મ—એક સરખામણી

(લેખકઃ—જેહાંગીર માણેકજી દેસાઈ, એમ. એ.)

"History knows no chapters so beautiful and noble as those which tell of the coming of the great Prophets and founders of religions to the men of their time." —*Cairns.*

"જૈન સંપ્રદાય" વિષે કંઈ પણ લખવા પહેલા પ્રથમતઃ આપણને "જૈન" શબ્દનો ભાવાર્થ સમજવાની આવશ્યકતા છે. સંસ્કૃત ધાતુ "जय्"=જીતવું ઉપરથી

**"જૈન :"** વ્યુત્પન્ન થયેલો મૂળ શબ્દ "जिन" છે, જેનો રહસ્યાર્થ "વિજયી" (અર્થાત્ જિતેન્દ્રિય) થાય છે અને એ નામે જૈન લોકો પોતાના તીર્થંકરોને ઓળખે છે, જેઓ તેમની માન્યતાનુસાર અન્ય ટોળાઓ (Sects) ના દેવો કરતા પણ ચઢીઆતા છે. આ શબ્દ જૈનોમાં તેમજ જૈનેતર વર્ગોમાં પણ પ્રચલિત છેઃ બૌદ્ધ લોકો પણ પરમપવિત્ર સંતોને 'जिन' નામે જ સંબોધે છે; વળી સર્વશ્રેષ્ઠ વિષ્ણુ ભગવાનનુ પણ એ એક નામાભિધાન હોવા ઉપરાંત ત્રિકાળજ્ઞાની વયોવૃદ્ધ મહાપુરુષોને પણ એ જ નામે ઓળખવામા આવે છે. 'જિન' અને 'તીર્થંકર' ઉભય સમાન અને પર્યાયવાચક શબ્દો હોવાથી 'तीर्थंकर' નો પણ મૂળાર્થ જોઈ લેવો અત્રે અસ્થાને ન ગણાય. સંસ્કૃત 'तृ' =તારવું મૂળ પરથી ઉદ્‌ભૂત થયેલો આ શબ્દ "માનવસમાજનું તારણ કરનાર" નો બહોળો અર્થ ધરાવે છે. એવા પરમહંસો અને પ્રભુપ્રેરિત મહંતોને જૈન લોકો "अर्हत" ના નામે પણ ઓળખે છે, જે "अर्ह" પૂજવું ઉપરથી નીકળી "પરમ પૂજ્યમાન મહાનુભાવ" નો અર્થ ધરાવે છે. આ મહાપુરુષો પરમકૃપાળુ પરમેશ્વર તરફથી સંદેશ લાવતા હોવાથી તેઓ સામાન્યતઃ "પયગમ્બર" કહેવાય છે જેનો ભાવાર્થ જ 'દેવદૂત' એવો થાય છે. જૈનોના મહાવીર અને પારસીઓના જરથોસ્ત એજ પ્રકારના સન્દેશવાહક હતા.

જૈન અને જરથોસ્તી ધર્મો જો કે બાહ્ય દૃષ્ટિએ એકેકથી વિભિન્ન લાગતા હશે, પરંતુ ઉભય ધર્મશાસ્ત્રોનુ અધ્યયન કરનારને અને બને મહાત્માઓના જીવન–કવનનું

**જન્મ :** પરિશીલન કરનારને બને વચ્ચે અતર્ભૂત આશ્ચર્યજનક સાદૃશ્યતા સહેજે દૃગ્ગોચર થશે. બને ધર્મોના પ્રચારકો અને પ્રવર્તકોનાં જીવન ચરિત્રો અદ્‌ભુત સામ્ય ધરાવતાં માલૂમ પડે છે, જે ઉપરથી કોઈ કોઈ વાર જરથોશ્ત અને મહાવીર એકજ વ્યક્તિ હોય નહી શું? એવું લાગી જાય છે! બેઉ મહાપુરુષોનું આ સ્થૂલ અવનીમાં આવાગમન થવા પહેલા, જન્મ સમયે તેમજ જીવન દરમીઆન જે ચમત્કારો થયા એ પૂર્વોક્ત મન્તવ્યને પુષ્ટિ આપે છે. મહાવીર તેમજ જરથોશ્તના જન્મ અગાઉ ઘણાં વર્ષોથી ભવિષ્યવાણી હતી કે અમુક વખતે ફલાણુ મહાપુરુષ પૃથ્વીનાં લોકોનું માર્ગદર્શન કરવા અવતાર લેશે. જન્મ પહેલાં માતા ત્રિશલા દેવીના ગર્ભમા જ્યારે ભગવાન મહાવીરસ્વામીનો જીવ આવ્યો ત્યારે તેણીએ આત કા'

પહેલાં શુભસંકેતસૂચક ૧૬ સ્વપ્નો જોયાં.[1] પારસી પયગમ્બર અશો જરથોસ્તનાં શુભાગમન પહેલાં યુગો અગાઉથી—પાદશાહ જમશેદના વખતથી—એને માટે ભવિષ્ય ભાખવામાં આવ્યું હતું અને એની માતા દોગદોએ પણ પુત્રપ્રસવ પહેલાં વિચિત્ર સ્વપ્ન[2] જોયાં હતાં. પહેલવી પુસ્તકો પ્રમાણે એનાં જન્મની કંઇક વર્ષો અગાઉ એ વિષેની એક બળદને વાચા થઈ હતી.[3] બંને યુગપુરૂષોનો જન્મ થતાં પણ અતિ વિસ્મયકારક—અકલ્પ્ય અને અતર્ક્ય—ચમત્કારો થયા હતા. અવસ્તા પ્રમાણે[4] જરથોસ્તનો જન્મ થતાં સમગ્ર સૃષ્ટિમાં આનંદાનંદના ઉમળકા છવાઈ રહ્યા: વૃક્ષોએ વસંતઋતુનો મનોરંજક અને અંતરઆલ્હાદક પોષાક પહેર્યો, સુગંધી વાયુ વાવા લાગ્યો, પૃથ્વી ઉપર સુંદર તડકો પડવા લાગ્યો, અને માનવહૃદય પ્રફુલિતતાથી ઓતપ્રોત થઈ ગયું, જ્યારે દુષ્ટ મલીન વ્યક્તિ–શક્તિઓ ભયગ્રસ્ત થઈ નાસવા લાગી. આ જ પ્રમાણે ભગવાન મહાવીરના વિષયમાં પણ બન્યું:

दिशः प्रसेदुर्मरुतो ववुः सुखाः
प्रदक्षिणार्चिर्हविरग्निराददे ।
बभूव सर्वं शुभशंसि तत्क्षणं
भवो हि लोकाभ्युदयाय तादृशाम् ॥

"દિશાઓ નિર્મળ બની ગઈ, સુંદર વાયુ વાતો થયો, અગ્નિ દક્ષિણાગ્નિ બની હવિ ગ્રહણ કરવા લાગ્યો, સકળ વસ્તુઓ શુભ સૂચન કરવા લાગી, કારણકે મહા પુરુષોનો જન્મ જનકલ્યાણ માટેજ હોય છે."

**મહાવીર અને જરતોસ્તઃ**

મહાત્માઓનાં ચારિત્ર્યનો સાક્ષાત્કાર કરનાર ત્રણ વસ્તુ હોય છેઃ તેમનું શારિરીક સામર્થ્ય, માનસિક ઉત્તમતા, અને નૈતિક પાવિત્ર્ય. મહાવીરનું શરીરબળ જેમ અનંત હતું તેમ જરથોસ્તનું પણ હોવાથીજ તેણે પોતાને હાથેજ પોતાના ઘાતકનો નાશ કર્યો હતો. બન્ને સ્વરૂપગુણસંપન્ન હતાઃ જેમ મહાવીર જન્મથીજ મતિ, શ્રુતિ અને અવધિજ્ઞાન પ્રાપ્ત કરી શકયા હતા, અને જેમ તેમનું જ્ઞાન અપરિમિત હતું, તેમજ જરથોસ્ત પણ અત્યંત કિશોર વયથી આશ્ચર્યજનક દિવ્યતા બતાવતા આવ્યા હતા. બંને પ્રતિભાશાળી વક્તા હતા. અશો જરથોસ્તનાં વ્યાખ્યાનો "ગાથા"માં હજુયે જળવાઈ રહ્યાં છેઃ ઉભય ધર્મપ્રવર્ત્તકોનાં સત્સૂત્રોનું સામ્ય હવે પછી બતાવીશું. બન્ને ધર્માત્માઓ નીતિરીતિનું મૂર્તિમંત સ્વરૂપ હતા, અને બન્નેને પોતાના ઈશ્વરપ્રેરિત કાર્યની સફળતા પ્રાપ્ત કરતાં બહુ બહુ કષ્ટ સહેવાં પડયાં હતાંઃ બન્નેએ ઐહિક સુખોપભોગને આમુષ્મિક કલ્યાણાર્થે ઠોકરે માર્યો હતો, જો કે ઉભય રાજવંશી કુળના હતા. જરથોસ્તનો જન્મ "રય" નામક ગામડામાં થયો હતો, જ્યારે ભગવાન

---

૧ જુઓ: કામતાપ્રસાદ જૈનકૃત, "ભગવાન મહાવીર," પૃ. ૭૩.

૨ પે બે. સંજાણકૃત "જરથોસ્તના જન્મારાનો અહેવાલ," પૃ. ૭.

૩ પા. બ. દેસાઇકૃત "નવું જરથોસ્તનામું" પૃ. ૧૭૨.

૪ ફેરવરદીન યસ્ત, ફકરો ૯૪.

મહાવીરે કુંડગ્રામમાં જન્મ ધારણ કર્યો હતો. પવિત્ર જરથોસ્તે દશ વર્ષ એકાંતમાં ગાળી ઈશ્વરી પ્રેરણાઓ મેળવી હતીઃ મહાવીરે બાર વર્ષ યોગ સાધી તપશ્ચર્યા કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યુ હતું. ઉભયની ઉમર એ વાર ૪૦ ની આસપાસ હતી. અશો જરથોસ્તનો જન્મ થતાં ઈશ્વરપરસ્તોએ પ્રસન્નતાનો પોકાર કર્યો હતો, અને અખિલ વિશ્વે પરમાનંદ પ્રકટ કરી આત્મોદ્ગાર કર્યો હતો કે "ઓ જરથોસ્ત! ધનભાગ્ય અમારાં કે તું આજે અમારે માટે જન્મ પામ્યો!"[૧] એક જૈન કવિના નીચે આપેલા પદમાં પણ એ જ ભાવાર્થ સમાયો છેઃ

"બગિયામેં રાજન બગિયામેં સાજન
  મહાબીર આયે મેરે મન ભાયેજી.........ટેક
કાલબિના પટ્રિતુ ફૂલી હૈ,
  ફલ વા ફૂલન કરી તરૂ ઉમગાયેજીઃ ૧
સિંહ ગજાદિક ગાઈ બઘેરા
  હંસ બિલિ અહિ નોલ કહાયેજીઃ ૨
બૈર છાંડિ ઈકિકે સબ બૈઠે,
  અચરજ દેખી મૈં તુમકુ વધાયેજીઃ ૩
ધન્ય ઘડી દિન ભાગ તુમ્હારો,
  પુણ્ય ઉદૈસે પ્રભુ તુમ આયેજીઃ ૪
કહત હિરાચંદ માલિ વચન સુનિ
  આનંદ શ્રેણિક ઉર ન સમાયેજી! ૫

**ચમત્કારો :** હવે ચમત્કારોના વિષય ઉપર આપણે પાછા આવીએ. આપણે આગળ જોયું કે મહાવીરે ગર્ભ ધારણ કરતાં જ એમની માતાને સુંદર સ્વપ્નો આવ્યાં હતાં અને તેમનું મન કોઈ અપૂર્વ આનંદમાં ડૂબી ગયું હતું. બીજા દિવસથી તેમનાં કુટુંબની સુખસમૃદ્ધિમાં વૃદ્ધિ થવાની શરૂઆત થઈ હતી, એથીજ એમનું નામ "વર્દ્ધમાન" પાડયું. સાત વર્ષની વયે એમણે ઝેરી નાગને ફેણ પકડી દૂર ફેંકી દીધો હતો. જ્યારે તેઓ ઘરબાર વગેરે સર્વસ્વનો ત્યાગ કરવા તૈયાર થયા ત્યારે શરીરપર ઉંચી જાતનાં તેલઅત્તરો ચોળેલાં હતાં. એની સુગંધી મહાભિનિષ્ક્રમણ પછી લાંબો વખત શરીર પર ટકી રહી. એ સુગંધથી આકર્ષાઇ ભમરાઓ અને મધમાખીઓ તેમનાં શરીર પર બેસતાં અને તીણાં ડંખ દેતાં, છતાં શ્રી વર્દ્ધમાનનાં મુખમાંથી યત્કિંચિત્ અરેકારો નીકળતો નહી. પોતાનાં ઉગ્ર તપના પ્રભાવથી તેમણે ચંડકૌશિક નામે વિષધર સાપથી માનવ સમાજને ઉગાર્યો અને તે સર્પને પણ ઉદ્ધાર્યો. અસંત ટાઢ કે વૈશ્વાનરની જ્વાલા એમનાં તન કે મન પર સહેજ પણ અસર કરી શકતી નહી.[૨]

૧ ફરવરદીન યસ્ત, ફકરા ૯૩, ૯૪

૨ ધીરજલાલ શાહકૃત "ભગવાન મહાવીર", પૃ. ૨, ૧૧, ૧૩, ૧૪

એક વખત શ્રી વર્દ્ધમાન ધ્યાનમગ્ન હતા તેવામા એક ગોવાળ આવી કહે "ભાઈ જરા મારા બળદ સાચવજો હુ ગામમા જઈને હમણા આવુ છુ" તેમણે તો કંઈ જવાબ આપ્યો નહી એટલે ગોવાળ ચાલ્યો ગયો તે પાછો આવ્યો ત્યારે બળદ તો ક્યાય ચાલી ગયેલા દીઠા સાધુ પાસે તેમની માગણી કરી, પણ ઉત્તર મળે જ શેનો? ગોવાળે ગુસ્સે થઈ ઘાસની અણીદાર સળીઓ એમના કાનમા ખોસી દીધી, અને બહાર રહેલો ભાગ કાપી નાખ્યો આટઆટલુ સંકટ પડતા પણ મહાવીરે એક અક્ષર સરખો ઉચ્ચાર્યો નહી ધ્યાન પૂરૂ થતા એઓ ગામમા ગયા ત્યા એમની વેદના મિત્રોના જોવામા આવી, અને કુશળતાથી તેમણે સળીઓ ખેંચી કાઢી એની પીડા હૃદયવિદારક હતીઃ સિહમમા એ મહાત્માના મુખમાથી પણ એક આર્ત્તનાદ નીકળ્યો, પરંતુ તેઓ તરત જ શાંત થઈ ગયા આવી અપૂર્વ વીરતાએ જ એમને 'મહાવીર' નુ બિરુદ અપાવ્યુ[1] ભગવાન મહાવીરનો જન્મ ચૈત્ર શુકલ ત્રયોદશી સોમવારની રાત્રીને અંતસમયે—જ્યારે ચન્દ્રમા ઉત્તરાફાલ્ગુનિ પર હતો—તે શુભ દિવસે થયો હતો એમનો જન્મ થતા જ ઇન્દ્રે એમને રત્નમયી પાણ્ડુકશિલા પર લઈ જઈ ક્ષીરસાગરના નિર્મળ જળથી એમનો અભિષેક કર્યો હતો તત્સબંધે 'હરિવંશ પુરાણ' મા કહે છે "મેરૂ પર્વત પર અતિ મનોહર પાંડુક વન છે, જ્યા અતિ વિસ્તીર્ણ પાડક શિલા છે એની ઉપર રત્નજડિત સિંહાસન છે, જે ઉપર ઈન્દ્રે એમને વિરાજમાન કર્યા"[2] જન્મથી જ ત્રણે પ્રકારના જ્ઞાન એમણે સંપાદન કર્યા હતા[3] વળી જોતજોતામા મદમદ નામક એક મહોન્મત્ત હાથીને એમણે બાધ્યો હતો એમનુ બાહ્ય શરીર પણ મળમૂત્રરહિતપણુ, નિસ્વેદતા, શ્વેતરક્ત, અદ્દભુત રૂપ, અતિશય સુગધના આદિ દશ દિવ્યગુણોથી વિભૂષિત હતુ[4] આવાજ પ્રકારની વસ્તુસ્થિતિ જરથોસ્તના સબધમા પણ હતી તેઓ પણ "ખોરદાદ માલ" ને શુભ દિવસે જન્મ પામ્યા હતા, અને પ્રસવ થતા જ રડવાને બદલે હસ્યા હતા સ્થિતિ એમના પુણ્ય પગલા પડતા જ દુષ્ટોના પેટમા ધ્રાસ્કો પડયો અને એમનુ નિકંદન કાઢવા તેમણે અનેકવિધ ઉપાયો યોજ્યા, પણ સઘળા અફળ ગયા પ્રથમ તો તેના ગામનો હાકેમ જ તેના પારણા આગળ ખંજર લઈ તેનો નાશ કરવા આવ્યો, પણ ઇશ્વરી લીલાથી તેનો હાથ જ અકડી ગયો ત્યાર પછી એ પરમ પવિત્ર જગદ્દગુરુને અગ્નિની ચેહમા, તેમજ ગાય, ઘોડા અને વરૂના ટોળામા નાખવામા આવ્યા, પણ પ્રભુકૃપાથી તેના એક વાળને પણ ઇજા થઈ નહી એ ચમત્કારો ઉપરાંત જન્મથી જ તેના શરીરમા એક પ્રભાનો એવો દિવ્ય પ્રકાશ ઉતર્યો હતો કે જે જોતા જ દુષ્ટ શક્તિઓનુ જોર નરમ પડી જતુ ત્રીસ વર્ષની ઉમરે પોતાનો ધર્મ ફેલાવવા જ્યારે તે પોતાના ગામ "રય" થી પ્રસ્થાન જવા નીકળ્યા, ત્યારે રસ્તામા "વેહરોદ" નામની ઉંડી નદી આવી તે પાર કરવાને હોડી કે નૌકા જેવુ કોઈપણ સાધન તેમની પાસે ન હોવાથી તેમણે પ્રભુની ભક્તિ કરી જેના પ્રતાપે તે પાણી ઉપરથી સહેલાઈથી ચાલી જઈ શકયા જ્યારે તે બલ્ખના પાદશાહ ગુસ્તાસ્પ

---

૧ ધીરજલાલ ગાહ કૃત "ભગવાન મહાવીર," પૃ ૧૬

૨ કામતાપ્રસાદ જૈન કૃત "ભગવાન મહાવીર" (હિંદી) પૃ ૬૧

૩ ઉપલુજ પુસ્તક, પૃ ૭૯

૪ „ „ પૃ ૮૧

આગળ ધર્મપ્રચારાર્થે જઈ પહોંચ્યો ત્યારે તે પાદશાહના મહેલમા અલૌકિક રીતે ફાટ પડી અને તે રસ્તે આકાશ તરફથી એક સોનેરી સિંહાસન નૃપતિ તેમજ તેના દરબારીઓની દૃષ્ટિ સમક્ષ તેના પ્રાસાદમા ઉતરતુ દેખાયુ. એ તખ્તની ઉપર અશો જરથોસ્ત દબદબા સાથે આરૂઢ થયેલા જણાયા. પયગમ્બરીની સંજ્ઞા તરીકે તેમના એક હાથમા સરોવરનુ ઝાડ ( Cypress ) હતુ, જેના દરેક પાદડા પર શાહ ગુસ્તાસ્પને નવો ધર્મ સ્વીકારી લેવાનો આદેશ લખાયેલો હતો એમના બીજા હાથમા એક પ્રકારનો દૈવી પાવક હતો જે સુખડ કે કાઠી વગર સનાતન બળતો, છતા સ્પર્શ કરતા હાથ બાળતો નહી! વળી તેઓ ખુદાની દરગાહમાથી અવસ્તાના ૨૧ પુસ્તકો લાવ્યા હતા, જેની અંદર ધર્મ અને તત્વજ્ઞાનનુ સઘળુ રહસ્ય સમજાવ્યુ હતુ. એમ છતા પણ એમનુ કહેવુ પાદશાહે માન્યુ નહીં અને તેમને કાગવાસમા પૂર્યા. અયોગવશાત્ ગુસ્તાસ્પના માનીતા અશ્વના ચાર પગ તેના પેટમા પેસી ગયા, જેનો ઇલાજ કોઈ પણ કરી શક્યુ નહી, ત્યારે જરથોસ્તે ઈશ્વર કૃપાથી તે કાર્ય પાર ઉતાર્યું, અને ત્યાર પછીજ ગુસ્તાસ્પ, તેના અમીર-ઉમરાવો, અને લોકોએ તેના નવા ધર્મને અગિકાર કર્યો એ પ્રમાણે પારસી પયગમ્બરે પણ અને અદ્ભુત ચરિત્રો કરી બતાવ્યા હતા.*

**સમયનિર્ણય**

અશો જરથોસ્ત શુ એક કાલ્પનિક વ્યક્તિ હતી ? અને જો એ અસ્તિ ધરાવી ગયા હોય તો ક્યારે ? મહાવીરના સમયનુ નિરાકરણ કેમ કરી શકાય આ સઘળા વિવાદાસ્પદ પ્રશ્નો મહાપુરુષોના સબંધમા સહેજે ઉપસ્થિત થાય છે. જૈન તેમજ જરતોસ્તી ધર્મપ્રણેતાના વિષયમા પણ સમયનિર્ણય સબધી બહુ બહુ વિતંડાવાદ ચાલે છે, જેનો અત્ર ટુંક ઉલ્લેખજ કરીશ. પવિત્ર જરથોસ્ત કંઈ કલ્પિત નથી. તેઓ આપણી પૃથ્વી ઉપર યુગો અગાઉ થઈ ગયા છે એટલે આજે એમનો સમય નિશ્ચિતપણે તો કહી શકાયજ નહી ગ્રીક લેખકોએ એ બાબ પર સારુ અજવાળુ પાડ્યુ છેઃ યુડૉક્સસ, ઍરીસ્ટૉટલ અને હર્મિપસનાં લખાણોને આધારે અશો જરતોસ્તને થઈ જવાને ૬૦૦૦ થી વધુ વર્ષો થયા છે. ડાયોજીનીસ તો તે પારસી પાદશાહ ઝર્ક્સિસ ( Xerxes ) ની પણ ૬૦૦૦ વર્ષ અગાઉ-એટલે આજથી ૮૦૦૦ વર્ષ પર-હસ્તી ભોગવી ગયેલા જણાવે છે. એ ગમે તે હોય, પણ એક પારસી ઈતિહાસકારx ઉંડા અધ્યયન પછી જરતોસ્તનો જમાનો આજથી ૪૦૦૦ વર્ષ પર મૂકે છે જે માનવા જેવો લાગે છે. હવે જરતોસ્તના પછી થઈ ગયેલા અન્ય પારસી ધર્માચાર્યો જેઓ પણ "જરતોસ્ત" નામજ ધારણ કરતા-તેઓના આ નામાભિધાનને લીધે પણ પહેલા જરતોસ્તનો સમય નક્કી કરવો લગાર દુર્ઘટ થઈ પડે છે. એટલુજ નહીં પણ એજ નામ ( Zoroaster ) ધરાવનાર અનેક સૅમેટીક પુરુષો-જેવા કે ખાલ્દીઅન ઝોરોઆસ્ટર-પણ અસ્તિત્વ ભોગવી ગયા હોવાથી આપણી મુશ્કેલીમા વધારોજ થાય છેઃ છતા પણ પયગમ્બર જરથોસ્તનો જમાનો આજથી ૪૦૦૦ વર્ષ પર મૂકવો સર્વથા યોગ્ય લાગે છે. જૈન તીર્થંકરોનો સમય પણ એવીજ રીતે અનિશ્ચિત રહે છે, કારણ કે એમના વર્ષોની ગણત્રી કૈંક વિચિત્ર પ્રકારની છે. દાખલા તરીકે નેમીનાથ અને પાર્શ્વનાથ એ બે તીર્થંકરોના

* જુઓ પે એ. સંજાણાકૃત "જરતોસ્તના જન્મારાનો અહેવાલ"

x જુઓ પા બ દેસાઇ કૃત "તારીખે શાહાને ઈરાન" પૃ. ૭૨

સમય વચ્ચે માત્ર ૮૪૦૦૦ વર્ષનોજ અંતર* છે, તો પહેલા તીર્થંકર ઋષભદેવ માટે તો કહેવુંજ શું ? જૈનોના પ્રાચીનતમ ગ્રંથ "કલ્પસૂત્ર" પ્રમાણે મહાવીરનો જન્મ થયો તે વખતે એ સમ્પ્રદાયની સંસ્થાપનાને ઓછામાં ઓછાં ૧૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ વર્ષ તો થયાંજ હતાં ![૧] ત્યારે ૨૪ મા તીર્થંકર મહાવીરનું અભિગમન ક્યારે થયું ? શું એનાં અસ્તિત્વ માટે પણ જરતોસ્તની જેમ શંકા રાખવામાં આવે છે ? કેટલાક તો શંકા જરૂરજ ધરાવે છે, છતા પણ એ કાલ્પનિક વ્યક્તિ તો નથીજ. કોઈ કોઈ તો એમજ ધારે છે કે એ મનુષ્ય નહી પણ દેવ હતા.[૨] એ વિષય પર તો એક જૈન વિદ્વાનનો મત ટાંકી સંતોષ લઈશું. તે કહે છેઃ "(૧) પરમાત્મન્ મહાવીર વસ્તુતઃ ઐતિહાસિક વ્યક્તિ છે—કપોળકલ્પિત નથી; (૨) એઓ બુદ્ધદેવના સમકાલીન હતા, અને બુદ્ધનાં સિદ્ધાંતો પર એમનો સ્પષ્ટ પ્રભાવ હતો; (૩) "જ્ઞાતિપુત્ર" (તીર્થંકર) નાં દર્શનથી બુદ્ધને જ્ઞાનપ્રાપ્તિ થઈ હતી."[૩] અન્ય લેખકનાં જણાવવા પ્રમાણે મહાવીરને નિર્વાણ પામવાને ૨૪૫૯ વર્ષ થયાં છે.[૪] આ ઉપરથી સ્પષ્ટ થશે કે જરતોસ્ત અને મહાવીર ઉભય જગદ્ગુરુ માટે લોકોમાં અનેક જાતના ભ્રમોએ ઘેર ઘાલ્યું છે. મહાવીરે ગૃહસ્થ તરીકે ૩૦ વર્ષ ગાળ્યાં, ત્યાર પછીનાં ૧૨ વર્ષ તપમાં ગુજાર્યા, બીજાં ૧૮ વર્ષ પછી કેવળજ્ઞાન સંપાદન કરી ૭૨ વર્ષની ઉમરે નિર્વાણ પામ્યા. અશો જરતોસ્તે પણ પહેલાં પંદર વર્ષ સદ્ગુરુ પાસે જ્ઞાન મેળવ્યું, બીજાં પંદર વર્ષ એકાંતવાસ અને ચિન્તનમાં વ્યતીત કર્યાં, ત્યાર પછી ઈરાનમાં નવીન ધર્મનો પ્રસાર કરી ૭૭ ની વયે પ્રાર્થના કરતાંજ સદ્ગતિને પામ્યા. જૈન લોકો કાર્તિક મહિનાની ચાંદરાતે પ્રતિવર્ષ આ નિર્વાણનો દિવસ ઉજવે છે, જ્યારે જરતોસ્તના અનુયાયીઓ દેહ મહિનો અને ખોરશેદ રોજે (જૂન મહિનામાં) પોતાના પાક પયગમ્બરનો "દિસો" (મરણ દિવસ) પાળે છે.

**ઉત્પત્તિ અને સાહિત્યઃ**

હવે આપણે બન્ને ધર્મોની ઉત્પત્તિ અને તેમનાં ઉપલબ્ધ સાહિત્ય વિષે વિચાર કરીશું. જૈન સમ્પ્રદાયના પ્રાદુર્ભાવ માટે પણ મતભેદને સ્થાન છે. પાશ્ચાત્ય વિદ્વાનોમાં એ ધર્મનો ઉંડો અભ્યાસી હર્મન જેકોબી છે, જે એવું અનુમાન કરે છે કેઃ આ સમ્પ્રદાય બૌદ્ધ ધર્મથી સ્વતંત્રપણે વિવૃદ્ધિ અને વિકાસ પામેલો છે, એટલું જ નહીં પણ બન્નેનાં તત્વજ્ઞાન, નીતિશાસ્ત્ર અને વિશ્વોત્ક્રાંતિ ઉપર સંન્યાસીઓની અસર તાદૃશ જણાય છે.[૫] વધુમાં એ કહે છે કે ૨૩ મા તીર્થંકર પાર્શ્વનાથે એ સ્થાપ્યો અને મહાવીરે તેમાં સુધારો કીધો.[૬] પૌરસ્ત્ય ધર્મસાહિત્યનો પ્રખર પંડિત એચ. એચ. વિલ્સન એને બૌદ્ધવાદ કરતાં

* કામતાપ્રસાદ જૈન કૃત "ભગવાન મહાવીર," પૃ. ૨૨.

૧ Sacred Books of the East, Vol. XXII, P. 218.

૨ કામતાપ્રસાદ જૈન કૃત "ભગવાન મહાવીર" પૃ. ૭૮.

૩ ચમ્પતરાય જૈન કૃત "ગૌડખંડન" પત્ર ૫, ૭.

૪ ધીરજલાલ ટો. શાહ કૃત "ભગવાન મહાવીર" પૃ. ૨૦.

૫ Sacred Books of the East, Vol. XXII, Introd. p. xxxv.

૬ Parsi, Jaina & Sikh Religions, by D. M. Thornton, p. 41.

પ્રાચીનતર માને છે,[1] જ્યારે વેબર તેને બૌદ્ધ મતનો જ એક જૂનામાં જૂનો સમ્પ્રદાય ધારે છે.[2] લૅસન તેને બૌદ્ધમતની એક શાખા જણાવે છે,[3] અને બાર્થનાં અનુમાન પ્રમાણે તો બુદ્ધધર્મમાંથી જ જૈનવાદનું ઉદ્ભવન થયું હતું.[4] આ સઘળાં પાશ્ચિમાત્ય-એટલે કેટલેક અંશે કલ્પિત-મંતવ્યોને બાજુએ રાખી પૂર્વ તરફનું સાહિત્ય તત્સંબંધે શું કહે છે તે પણ જોઈએ: "મહાભારત" ના આદિ પર્વમાં "क्षपनक" નામનો ઉલ્લેખ મળે છે, જે શબ્દનો અર્થ 'જૈન સાધુ' થાય છે. શાંતિ પર્વનાં ૨૩૯ માં પ્રકરણમાં "सप्त भंगी नय" નો નિર્દેશ કરેલો છે, અને એ શબ્દો જૈન તત્ત્વજ્ઞાનવિષયક છે. વળી "રામાયણ" (૧, ૧૪-૨૨) માં "श्रमण" શબ્દ દૃષ્ટિપાત થાય છે, જેનું ભાષ્યકારે "દિગંબર જૈન" એવું રહસ્ય કહ્યું છે.[5] એટલું જ નહીં પરંતુ જૈન તીર્થંકરો વિષે તો પ્રાચીનતમ વેદમાં પણ કહેવામા આવ્યું છેઃ

"नैन्द्रं तद्वर्धमानं स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पुरुपा विश्वदेवाः स्वस्ति नस्ताक्ष्योरिष्टनेमिः स्वस्तिनः ॥" (યજુર્વેદ)

"ऋषभ एव भगवान्ब्रह्मा तेन भगवता ब्रह्मणा स्वयमेवाचीर्णानि ब्रह्माणि तपसा च प्राप्तः परं पदम् ॥" (બૃહદારણ્યક)

"वाजस्य नु प्रसव आवभूवेमा च विश्वा भुवनानि सर्वतः । स नेमीराजा परियाति विद्वान्प्रजां पुष्टि वर्धमानो अस्मै स्वाहा ॥" (યજુર્વેદ સંહિતા, ૯-૨૫)

ઉપર્યુક્ત શ્લોકોમા વર્ધમાન, ઋષભદેવ અને નેમીનાથ એ ત્રણ તીર્થંકરોનો ઉલ્લેખ મળે છે, જે ઉપરથી જૈન ધર્મનો પ્રારંભ ઈ. સ. પૂ. ૫૦૦૦ પર મૂકી શકાય.

જો સમ્પ્રદાય આટલો પુરાતન છે તો એના શાસ્ત્રોનો વ્યવસ્થિત સંગ્રહ ક્યારે થયો એ પણ જાણવું જોઈએ. સામાન્યતઃ એવું માનવામા આવે છે કે પંડિત દેવર્દ્ધિના પ્રમુખપદ નીચે મળેલાં વલભી સમ્મેલન (Council) માં "સિદ્ધાંત" નો સંગ્રહ કરવામાં આવ્યો હતો. આ સંભાવના વિ. સં. ૯૮૦ ને આશરે બની એમ "કલ્પસૂત્ર" ઉપરથી જાણી શકાય છે. એ પહેલાં શાસ્ત્રો વંશપરંપરા પાઠે કરવામા આવતા. એ શાસ્ત્રોની રચના ૧૨ વિભાગ-અંગ-માં કરવામાં આવી છે. આ શાસ્ત્રોની પ્રાચીનતા સિદ્ધ કરતાં પ્રો. જૅકોબી એવું કહે છે કે "આચારાંગ સૂત્ર" અને "સૂત્ર-કૃતાંગ સૂત્ર" નો પ્રથમ ભાગ-"સિદ્ધાંત" નો જૂનામા જૂનો ભાગ છે-એમાં વપરાયલા "વૈતાલિય છંદ" ના રચના

---

૧ Essays & Lectures on the Religion of the Hindus, Vol. I, p. 329.

૨ Indische Studien, XVI, 210.

૩ Indische Alterthumskunde, IV, 763 ff.

૪ Religions of India, ed 1882, p. 151.

૫ મુનિશ્રી ન્યાયવિજયજીવિરચિત "અધ્યાત્મતત્ત્વાલોકઃ", પ્રસ્તાવના, પૃ. ૩.

ઉપરથી-અને તે ઈ. સ. પૂ. ની ચોથી સદીથી વધુ પ્રાચીન હોઈ શકે નહી.[૧] પરંતુ શ્વેતાંબરો તેમજ દિગંબરો એવું માને છે કે "અંગ"ની અગાઉ "પૂર્વ" નામનાં ૧૪ પુસ્તકો અસ્તિ ધરાવતાં હતાં. હવે આ જૂના પુસ્તકો ધીમે ધીમે નાશ પામતાં ગયાં. એમાંનું સત્ત્વતત્ત્વ-શ્વેતાંબરોનાં કથનાનુસાર-દ્વાદશાંગ ("દૃષ્ટિવાદ") મા લઈ લેવામાં આવ્યું, પણ આ ગ્રથ વિ. મ. ૧૦૦૦ પહેલાં ગુમ થયો. એમ છતાં પણ તૃઈયાંગ-"સમવાયાંગ"-માં આ "પૂર્વો" ની કેટલીક હકીકત સંગ્રહિત કરવામાં આવી છે.[૨] જૈનોનાં કહેવા પ્રમાણે "પૂર્વો" તીર્થંકરે પોતે પોતાના શિષ્યો-"ગણધર"-ને સમજાવ્યાં હતા, અને ત્યાર પછીજ ગણધરોએ "અંગો" ની રચના કરી. વળી શ્વેતાંબરોનુ એવું માનવું છે કે પાટલી-પુત્રના સંઘ (Council) વખતે ભદ્રબાહુનાં અધ્યક્ષપણાં નીચે "અંગો" નો સંગ્રહ કરવામાં આવ્યો હતો. આ ઘટના વિ. સ. ૧૫૫ ને આશરે બની હતી.[૩]

બાર અંગોમાં સૌથી પહેલું "આચારાંગ સૂત્ર" છે. એમાં જૈન મુનિનું નિર્વાણ પ્રત્યે પ્રસ્થાન દુર્ઘટ ભાષામાં વર્ણવવામાં આવ્યું છે. પુસ્તકનો ઘણો ખરો ભાગ ગ્રાના-લિત ગદ્યમાં લખાયો છે, જેમાં કેટલીક વાર તો વાક્યોના ટુકડા અથવા ન સમજી શકાય એવા શબ્દો આવે છે. મહીં મહીં કાવ્યો અને પદો પણ ઘુમાડવામાં આવ્યાં છે. ભાષ્યને લગતાં વાક્યો પણ નીચે લખવાને બદલે અંદરજ સમાવી દેવામાં આવ્યાં છે.[૪] પદ્ય વિભાગ બહુધા "ત્રિષ્ટુભ્" છંદમા મળે છે. અન્ય ગ્રન્થોની વાત વિસારે મૂકતાં એટલું તો કહેવું જોઈએ કે "કલ્પસૂત્ર" પ્રત્યે જૈન સમાજ છેલ્લાં હજાર વર્ષ થયાં બહુમાન અને ભક્તિ-ભાવથી જુએ છે.

આ પ્રસગે જૈન શાસ્ત્રોની ભાષા માટે પણ કાંઈ કહેવું અસ્થાને ન ગણાય. એ તો નિર્વિવાદ છે કે સંસ્કૃતમાંથી કાળાંતરે પ્રાકૃત ભાષાનો પ્રાદુર્ભાવ થયો. વિક્રમની ૧૩ મી શતાબ્દિમાં થઈ ગયેલા પ્રસિદ્ધ વૈયાકરણી હેમચંદ્રાચાર્યે "પ્રાકૃત" ની પરિભાષામાં કહ્યુ છેઃ "प्रकृतिः सस्कृतं तत्र भव तत आगत वा प्राकृतम् ।" અર્થાત્ સંસ્કૃત 'પ્રકૃતિ' છે, જે ઉપરથી ઉત્પન્ન થયલી ભાષા 'પ્રાકૃત' કહેવાઈ. પાણિનિના સમયથી સેંકડો વર્ષ સુધી પ્રાકૃત તિરસ્કૃત સ્થિતિમાં રહી, પરંતુ આજથી ૨૫૦૦ વર્ષ પૂર્વે એ બન્ની સમાજોએ દેશની સાહિત્યરચ-નામાં ભાગ લેવાનો પ્રારંભ કર્યો કે જેથી પ્રાકૃતની રક્ષા થઈ શકી-બૌદ્ધ અને જૈન. બૌદ્ધ લોકોનું પરિબળ ક્રમે ક્રમે ઉતરતું ગયુ ત્યારે જૈનાચાર્યોએ પ્રાકૃતને અપનાવી એને ધર્મ પ્રચારનુ માધ્યમ બનાવી. મહાકવિ ધવલ દશમી શતાબ્દિમાં થઈ ગયો, જેણે "હરિવંશ-પુરાણ" ૧૮૦૦૦ શ્લોકમાં રચ્યુ, તેમાંથી કુંડગ્રામનુ મનોરંજક વર્ણન ઉદાહરણરૂપે નીચે આપીએઃ

जंबुदीवहिं सोहुणु असेसु ।
इह भरत खेतिणं सुराणिवेसु ॥
घर हरहिं सीरिहिं सुर उववणेहि ।
आसिहि महिसिहिं परु गोहणेहि ॥१॥

---

૧ S. B. E. Vol. XXII, Introduction, p xlii
૨ " " " pp xliii, xliv.
૩ Weber's "Indische Studien," XVI, p. 353.
૪ આવી જ વસ્તુસ્થિતિ પારસીઓનાં પહેલવી ભાષ્યોની છે।

गामिहि गोट्ठिहि कोट्टहि पुरेहिं ।
बहु विहसायहि यमलायरेहिं ॥
सुपसिद्धउ भुवाणि विदेह देसु ।
भयरहिउ पसिद्धउ गिरविसेसु ॥२॥
तहिं कुण्ड महापुर भुवण सारु ।
उत्तंगु मणोहर तट्टो यार ॥
दूर हो दीसइ उज्जलउ भाइ ।
मणि मडिय सुरगिरि सिहरणाइ ॥३॥
खाइय पूरिय णिम्मल जलेण ।
णं धिप्पयटरदिणयर रहेण ॥
धवलहरिहि पवलिहि गयणि लग्गु ।
पुर दीसइ णं सुरलोयमग्गु ॥४॥
दुति पंच सत्त भूमि यरोहि ।
जिण भवाण हि धय धुव्वंतयेहि ॥
जाणे विणु वीर जिणागमेण ।
णंणं अंइ सय तुट्टइ यमेण ॥५॥

**ભાવાર્થ**.—આ સમગ્ર જમ્બુદ્વિપમા શોભાયમાન, સ્વર્ગ સમાન ભરતખંડ છે. એમાં પર્વત, નદી, દેવોપવન, આશિખિ, મહિષી અને ગૌધન, ગામ, ગોષ્ટિ, કોટ, પુર અને અનેક વિકસિત ભુવનપ્રસિદ્ધ વિદેહ દેશ છે, જે ભયરહિત અને વિખ્યાત છે, ત્યાં કુંડપુર નામે એક શ્રેષ્ઠ ભુવન છે જેની ઉપર મનોહર, ઉજ્જવળ, મણિમડિત પ્રકાર દૂરથી મેરૂ પર્વત જેવો પ્રકાશમાન દેખાય છે. આ પુરની ખાઈઓ નિર્મળ જળથી ભરપૂર છે, એ ગગનચૂમ્બી પ્રાસાદોથી પુર સુરલોકના માર્ગ જેવો જણાય છે. બે, પાચ અને સાત ભૂમિવાળાં જૈન મંદિરોના ઉડતી ધ્વજાઓવી એ નગર જાણે જિનેશ્વરનુ આગમન જાણી અત્યંત હર્ષિત અને સંતુષ્ટ થઈ રહ્યુ છે '

જૈન ધર્મસાહિત્યની જેવી ઉડતી તપાસ ઉપર લીધી તેવીજ ઉડતી તપાસ પારસી સાહિત્યની પણ લઈએ પ્રથમતઃ એ ધર્મસાહિત્યની પ્રાચીનતા કેટલી છે તે જોઈએ. બિનપારસી

**પારસી ધર્મસાહિત્ય:** લેખકોમા સ્મનીનો હર્મિપસ ( ઇ. પૂ. ત્રીજી સદી )–જેનું પુસ્તક અતિ પ્રાચીન જણાય છે–તે લખે છે કે જરતોસ્તે આશરે ૨૦૦૦૦૦ અવસ્તાશ્લોક રચ્યા હતા.[1] હિરોડોટસ પણ પારસી ધર્મગુરુવર્ગ (Magi) અને તેમની ક્રિયાઓનો ઉલ્લેખ કરે છે,[2] જ્યારે સ્ટ્રેબો

1 Plinius, Hist Nat, XXX, 2.
2 Herodotus I, 132

અને પૉસેન્યાસે તો આ ધર્મગુરુઓને કલાકો સુધી ક્રિયા કરતાં પોતાની આંખોએ નિહાળ્યા હતા.[1] આરબ લેખક તબરીનાં જણાવવા પ્રમાણે અશો જરતોસ્તે ૧૨૦૦૦ ગૌચર્મ ભરાય એટલા શ્લોકની રચના કરી હતી.[2] આ ધર્મસાહિત્યની ભાષા સાધારણતઃ "અવસ્તા" કહેવાય છે, જેનું રહસ્ય "મૂળ પાયો" (foundation) એવુ થાય છે.[3] આ ભાષા સંસ્કૃતની સગી બ્હેન જેવી છે અને જરતોસ્તના "ગાથા" તેમજ બીજું કેટલુંક સાહિત્ય એમાં જ લખાયુ છે. ગાથાની ભાષા પુરાતનતર હોવે સમજવામાં અઘરી છે, અને તેના મંત્રો ઘણીક રીતે ઋગ્વેદની ઋચાઓને મળતા આવે છે. બીજી ભાષા પહેલવી નામે જણાયલી છે અને એ ભાષામાં અવસ્તા પુસ્તકોનાં ભાષ્ય લખવામાં આવ્યાં છે. પાછળથી પાઝંદ અને ફાર્સી ભાષાઓમાં પણ કેટલુંક સાહિત્ય રચાયું છે. આખું ધર્મશાસ્ત્ર અશો જરતોસ્તનાં આગમન વખતે ૨૧ પુસ્તકોમાં વહેંચાયલું હતુ, પરંતુ વખત જતાં કાળના કુહાડાથી એ સઘળા પુસ્તકોનો નાશ થયો, અને એમાંનું એકજ છેવટ સુધી બચી જવા પામ્યુ જેમાંથીજ આજે વિદ્યમાન પારસી ધર્મશાસ્ત્રની ઉત્પત્તિ થઈ. "ગાથા" ના પાંચ વિભાગ છે અને તે પવિત્ર પયગમ્બરનાં પોતાનાં વ્યાખ્યાનો હોવાથી પારસીઓ તેની તરફ સૌથી વધુ ભક્તિભાવ દાખવે છે. આ ગાથા મુખ્યત્વે પદ્યમાં છે અને તે ઋગ્વેદના "અનુષ્ટુભ્", "ત્રિષ્ટુભ્" છંદમાં રચાયા છે, અને એમાંની ભાષા, શૈલી વગેરે પાછલા અવસ્તાથી બહુ ઉંચા પ્રકારનાં છે. "ગાથા" વધુમાં પાછલાં અવસ્તા લખાણો-યજશ્ને, વંદીદાદ, વિસ્પરદ, યશ્તો વગેરેનું ઉત્પત્તિસ્થાન છે. એ "પવિત્ર પુરુષ" (જરતોસ્ત)નાં શરીરમાંથી ઉદ્ભવન પામ્યા હતા એમ કહેવાય છે[4] આ મંત્રોની પવિત્રતા એટલી બધી છે કે અનેકવાર તે દ્વારા ચમત્કારો કરી શકાયા છે,[5] અને એમાંની શૈલી એટલી પ્રૌઢ અને વાક્યરચના એટલી હૃદયંગમ છે કે પાછલા અવસ્તા લેખકોએ તેનું અનુકરણ-અનુસરણ કરવાના વૃથા પ્રયત્નો કર્યા છે.[6] "ગાથા" નો પ્રત્યેક શ્લોક વિચારપ્રધાન છે અને દરેક પ્રકરણ ("હા") તેના કર્તાનું ઉંડું આત્મમંથન અને સ્વાધ્યયન સૂચવે છે, અને ભાષા એટલી સ્વચ્છ છતાં ગૂઢ અને અગમ્ય છે કે તે માટે વિદ્વાન્ ડાર્મેસ્ટેટરના શબ્દો જ બસ થશે. તે એક ઠેકાણે કહે છેઃ "In the present imperfect state of the interpretation of the Gathas every judgment regarding these interesting texts must be accepted with great caution,"[7] એટલે શૈલીવિષયમાં તેઓ જૂનાં જૈનશાસ્ત્રોને બહુધા મળતા આવે છે. આ વચનામૃતોમાં અશો પયગમ્બરનું વ્યક્તિત્વ ઝળકી નીકળે છે. પાંચ ગાથા નીચે પ્રમાણે છેઃ—

1 Strabo XV, 733.

2 Hyde (1700), p. 314.

3 See Avesta, Pahlavi and Ancient Persian Studies, Geldner's art, p. 3.

૪ જુઓ પહેલવી "શાયસ્ત લા-શાયસ્ત," ૧૩-૩.

૫ વંદીદાદ ૮-૨૦; ૧૯-૩૮, ઈ.

૬ વંદીદાદ ૧૯-૧૦; સરખાવો યસ્ન ૪૩-૬ અને યસ્ન ૭૧-૧૩

૭ See "Ormazd et Ahriman", Paris 1877, p 311.

| | |
|---|---|
| ૧ અહુનવઈતિઃ | એમાં ૧૦૦ શ્લોક છે; |
| ૨ ઉશ્તવઈતિઃ | „ ૬૬ „ ; |
| ૩ સ્પેન્તામૈન્યુઃ | „ ૪૧ „ ; |
| ૪ વોહૂક્ષથ્રઃ | „ ૨૨ „ ; |
| ૫ વહિશ્તોઈશ્તઃ | „ ૯ „ ; |

"અહુનવઇતિ" ગાથામાં પ્રત્યેક શ્લોક ત્રણ પાદનો બને છે, અને પ્રત્યેક પાદ ૭+૮ (=૧૫) કે ૭+૯ (=૧૬) વર્ણ (syllables) નો હોય છેઃ સાતમા વર્ણ પછી યતિ (Caesura) ઘણોખરો હોય છે. દષ્ટાંત રૂપે—યસ્ન હા ૨૮, ફકરો ૨:

યે| વાઓ| મઝ્-દા| અન્હુ-રા||
પઈ-રી| જ-સાઇ| વો-હૂ| મ-નધ-હા||

અર્થાત્—"હે મહાજ્ઞાની ઈશ્વર! ભલા મનદ્વારા હું તારા દર્શનને પામુ." "ઉશ્તવઇતિ" ગાથાના શ્લોકમા ૪+૭=૧૧ વર્ણ (૪ પછી યતિ) વાળી પાંચ પંક્તિઓ આવે છે. "સ્પેન્તામૈન્યુ" ગાથાના શ્લોક ચાર પંક્તિના હોઈ પ્રત્યેક પંક્તિ ૪+૭=૧૧ વર્ણ ધરાવે છે, જે છંદ વૈદિક "ત્રિષ્ટુભ્" ને મળતો છે. કોઈ કોઈ ઠેકાણે (હા ૪૮, ૫-૬) ૫+૭ =૧૨ પદનુ "જગતિ" માપ પણ વૈવિધ્યને ખાતર વપરાયુ છે. "વોહૂક્ષથ્ર" ગાથાના શ્લોક પ્રત્યેક ત્રણ લીટીના હોઈ દરેક લીટી ૭+૭=૧૪ પદની હોય છે, જ્યારે "વહિશ્તોઇશ્ત" ગાથાની કડી ચાર પંક્તિની બનેલી છેઃ પહેલી બે નાની (૭+૫=૧૨ અને એક યતિ) અને બીજી બે મોટી (૭+૭+૫=૧૯ અને બે યતિવાળી) પંક્તિઓ હોય છે. એક પહેલવી પુસ્તકમાં[1] આ "ગાથા" ની કડીઓ, પંક્તિઓ, શબ્દો અને વર્ણોની સંપૂર્ણ સંખ્યા આપવામાં આવી છે, જ્યારે "ઝાદસ્પરમ" નામે અન્ય ગ્રંથમાં તો આ સંખ્યા વિષેનું ગૂઢ તત્વજ્ઞાન વિસ્તૃત કરવામા આવ્યુ છે.[2]

જરતોસ્તી ધર્મસાહિત્યને પણ અનેક ચડતીપડતીઓમાંથી પસાર થવું પડ્યુ છે તેનો ઈતિહાસ જાણવો પણ આવશ્યક છે. આપણે આગળ જોયુ કે બહુ અનાદિકાળથી ગ્રીક ઈતિહાસજ્ઞો એનો ઉલ્લેખ કરતા આવ્યા છે. "દિનકર્દ" નામના પહેલવી પુસ્તકમાં એનો થોડોક અહેવાલ આપેલો છે તે ઉપરથી જણાય છે કે જરતોસ્તે પોતાના પહેલા શિષ્યની પ્રશ્નાવલીના જે ઉત્તરો આપેલા છે તે એમાં સમાવવામાં આવ્યા છે. એનો ધર્મ સ્વીકારનાર ગુશ્તાસ્પ પાદશાહે આ શાસ્ત્ર ઉતારી લીધું હતું, અને તે હસ્તલેખ બાદશાહી ખઝાનામાં સાચવી રાખ્યો હતો. સિકંદરનો ઈરાન ઉપર હુમલો થતાં આ હસ્તલેખની એક નકલ બાળી નાંખવામાં આવી હતી, જ્યારે બીજી નકલનો ગ્રીક ભાષામાં અનુવાદ કરવામાં આવ્યો હતો. સાસાન્યન શાહનશાહ અર્દશીર બાબકાન જ્યારે ગાદીએ આવ્યો ત્યારે આ શાસ્ત્ર છિન્નભિન્ન દશામાં હોવાથી તેણે તાન્સર નામે ધર્માધ્યક્ષ પાસે તેનો પુનરોદ્ધાર કરાવ્યો. એની પછી એના પુત્ર શાહપૂરે જ્ઞાનવિજ્ઞાનને લગતાં બિન-જરતોસ્તી પુસ્તકોનો અવસ્તાભાષામાં તરજૂમો કરાવ્યો (ઇ. સ. ૨૪૦-૨૭૧), ત્યારપછી આદરબાદ માહરસ્પંદ

૧ જુઓ "શાયસ્ત લા-શાયસ્ત," ૧૩-૫૦.

૨ S. B. E. XXXVII, pp, 403 seq.

નામક એક સંતપુરુષે તેમાં નવા સુધારા કર્યા (ઇ. સ. ૩૧૦–૩૭૯), અને ખુશરો પરવિઝે (૫૩૧–૫૭૯) એ શાસ્ત્રનો પહેલવીમાં અનુવાદ કરાવ્યો. ત્યારપછી ઈરાન ઉપર ઇસ્લામનું આક્રમણ થતાં આ ધર્મસાહિત્ય ફરીને ભયમાં આવી પડ્યું, અને તેનુ રક્ષણ કરવા પારસીઓને હિંદુસ્તાન આવવું પડયું તે પહેલાં તો ઘણુ સાંહિત્ય નાશ પામી ચૂકયુ હતુઃ ધર્મગુરુઓને જેટલું સ્મરણમા હતું એટલું જ બચી શકયુ[૧]

આવો આ ધર્મશાસ્ત્રનો સંક્ષેપમાં ઈતિહાસ છે. હિંદુસ્તાનમાં આવ્યા પછી ધર્મગુરુ વર્ગે આ શાસ્ત્રને વંશપરંપરા સાચવી રાખ્યુ એટલુ જ નહી પણ પરાયાઓથી બની શકે એટલું ગુપ્ત રાખ્યુ. યુરોપીય વિદ્વાનોમાં ઈ. સ. ૧૬૨૦ મા એ શાસ્ત્ર પ્રત્યે પહેલું ધ્યાન હેન્રી લોર્ડ[૨] ખેંચ્યું. ત્યારપછી શીનોં (Chinon) અને શાર્દાં (Chardin) નામે બે ફ્રેંચ પંડિતોનું લક્ષ આ વિષયે આકર્ષ્યું. ટૉમસ હાઈડ, જ્યોર્જ બૂર્શેર અને ફ્રેઝર એ ત્રણ વ્યક્તિએ આ શાસ્ત્ર ઉકેલવા ભગીરથ પ્રયત્નો આદર્યા, પણ ફાવ્યા નહીં. તેમના પુનઃ પુનઃ પરાજયે આંકેટિલ ડુપેરો નામક ફ્રેંચમેનમાં અજબ ઉત્સાહ પ્રેર્યો, અને તે બહુ બહુ યાતનાંઓ વેઠી સુરત આવ્યો અને ત્રણ વર્ષ સુધી દસ્તૂર દારાબ આગળ એ સાહિત્યનો અભ્યાસ કરી ઈ. સ. ૧૭૬૧ માં પોતાનો ફ્રેંચ અનુવાદ "Zend-Awesta, Ouvrage de Zoroastre"[૩] નામે પ્રકાશિત કર્યો, જેણે પાશ્ચાત્ય વિદ્વજ્જનોનું એ ભાષા તરફ ધ્યાન ખેચ્યુ. જોન્સ અને રીચર્ડસન જેવા અંગ્રેજ પંડિતોએ આંકેટિલ વિરૂદ્ધ ઝુંડો ઉઠાવ્યો કે અવસ્તા કંઈ જૂની ભાષા નથી, પણ સંસ્કૃત પરથી જ નીકળેલી છે[૪], પરંતુ આકેટિલના જર્મન અનુવાદક કલ્યુકર (Kleuker) તેમજ ટાઇક્સેન અને બીજાઓએ તેનો મજબૂત બચાવ કર્યો[૫]. આ વિખવાદ અને સાહિત્યિક વિતંડાવાદ બીજા ૫૦ વર્ષ સુધી ચાલ્યો, અને ઈ. સ. ૧૮૨૬ માં ડૅનિશ ભાષાજ્ઞ રાસ્ક (Rask) એણે સાંગોપાગ અધ્યયન અને પરિશ્રમ પછી પોતાનું પુસ્તક ('Om Zendsprogets og Zendavestas aelde og aegthed") બહાર પાડયું ત્યારેજ એ વિવાદ આકેટિલના જ વિજયમાં પ્રશાંતિ પામ્યો, અને ત્યારથીજ અવસ્તા સ્વતંત્ર અને પ્રાચીનતમ ભાષા તરીકે સ્વીકારાઈ.[૬] ત્યાર પછી અદ્યાપિપર્યંત બર્નૂફ, વેસ્ટરગાર્ડ, ગેલ્ડનર, સ્પીગલ, હાર્લે, ગાઈગર, ડૉ વૅસ્ટ, દસ્તૂર હોશંગજી વગેરે અનેકાનેક વિદ્વત્તે આ ઉખાણામય ભાષા ઉપર અવનવો પ્રકાશ નાખ્યો છે.

**મૂળભૂત સિદ્ધાંતોઃ** હવે આપણે જૈન અને જરતોસ્તી ધર્મોના મૂળભૂત સિદ્ધાતો ઉપર આવીએ. અશો જરતોસ્તે પોતાના ધર્મની સ્થાપના જે પાયા ઉપર કરી છે તે જ પાયામાં જૈનવાદનુ મૂળ પણ સ્હેજે પ્રતિત થશે. ઉભયને પાસે પાસે મૂકી સરખાવીએઃ

૧ Haug, "Essay on Pahlavi" p 149.

૨ Henry Lord, "Religion of the Parsis," 1630, p. 31.

૩ Anquetil I, 1, 6

૪ Asiatick Researches II, p. 43, Calcutta 1790.

૫ See "Commentationes Soc. Reg," p. 112, Gottingen 1793.

૬ Copenhagen, 1826. Translated into German by Hagen, Berlin 1826.

| જૈન: | જરથોસ્તી: | ભાવાર્થ: |
| --- | --- | --- |
| સમ્યગ્જ્ઞાન: | હૂમત: | પવિત્રમન; |
| સમ્યક્દર્શન: | હૂખ્ત:: | પવિત્ર વાણી; |
| સમ્યક્ચારિત્ર: | હ્વર્શ્ત: | પવિત્ર કાર્યો: |

"સમ્યક્ત્વ" શબ્દનો અર્થ યથાર્થ તત્ત્વદષ્ટિ, એવો થાય છે. સમ્ય=દષ્ટિ, સમ્યગ્દર્શન, સમ્યક્ત્વ એ બધા પર્યાયવાચી શબ્દો છે. "સમ્યગ્જ્ઞાન"=વાસ્તવિક જ્ઞાન, "સમ્યગ્દર્શન"= ખરી દષ્ટિ અને "સમ્યક્ચારિત્ર"=પવિત્ર ચારિત્ર્ય. પવિત્રતા ઉચ્ચ જ્ઞાન અને દિવ્યદષ્ટિ વગર મળી શકતી નથી. બન્ને શાસ્ત્રોના કથનાનુસાર આ સિદ્ધાંતત્રયને અનુસરનાર ભવ-સાગર સ્હેજે તરી જાય છે અને પરમપદને પામે છે. જુઓઃ

निर्मलः परिणाम आत्मनः
किल सम्यक्त्वमुदीरितं बुधैः ।
अपवर्गपुरप्रवेशनम्
न हि मुद्रामनवाप्य प्राभिमाम् ॥

નેમઅખ્યાઅહી ઈષ્ઈયાઅહી, સ્વા મઝ્દા અહુરા, વીસ્પાઇશ્ સ્વા હૂમતાઈશ્, વીસ્પાઈશ્ હૂખ્તાઈશ્, વીસ્પાઇશ્ હ્વર્શ્તાઈશ્ પઇરી-જમાઈદે:

## ભાવાર્થ

આત્માના ઉજ્જ્વલ પરિણામવિશેષને સમ્યક્ત્વ કહેવામાં આવ્યું છે. આ સમ્યક્ત્વ મુક્તિનો સિક્કો છે. એ સિક્કો મેળવ્યા વગર કોઇ પણ મોક્ષનગરમા પ્રવેશ કરી શકતો નથી[1].

હે પ્રભુ! તને અમો નમન કરીએ છીએ, અમે તારા ઋણી છીએ. સઘળા સદ્વિચાર, સઘળાં સદ્વચન અને સઘળાં સતકર્મોદ્વારા જ અમે પ્રભુમય થઇ શકીએ છીએ.[2]

એ ત્રણ મૂળભૂત સિદ્ધાંતોમાંથી બીજા નવ મુખ્ય તત્ત્વો જૈન ધર્મમાં તારવી કાઢવામા આવ્યા છે તે આ પ્રમાણે: જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ. (૧) જીવતત્વ માટે એટલુ જ કહેવું બસ થશે કે તે દરેક પ્રાણીમાત્રમા છે. જીવ પંચમહાભૂતોનો બનેલો છે, અને તેનો મુખ્ય ઉદ્દેશ જ્ઞાન મેળવવાનો છે. એ અનાદિઅનંત છે, જ્ઞાનદર્શનધારક છે, અમૂર્ત્ત છે, કર્મોનો કર્તા છે, દેહને અનુરૂપ થઇ શકે છે, ભોક્તા છે, ઉર્ધ્વ સ્વભાવવાળો છે. જે જ્ઞાન જીવને સંપાદન કરવાનુ છે તેના પાચ પ્રકાર છેઃ મતિ, શ્રુતિ, અવધિ, મનપર્યય અને કેવળજ્ઞાન. એમાં કેવળજ્ઞાન પ્રાપ્ત થતાં તે ત્રિકાળજ્ઞાની બની શકે છે. મતિજ્ઞાન અને શ્રુતિજ્ઞાન માનવસમાજમાં મૌજૂદ હોય છે અને તે પાંચ ઈન્દ્રિયોદ્વારા મેળવી શકાય છે.[3] જીવતત્વ સ્થૂલ શરીરમાથી ઉદ્ભવતુ ન હોવા છતાં સર્વદર્શી અને સર્વાનંદપૂર્ણ છેઃ એ અપરિમિત, અતૂલ અને અનાદિનિધન છે. ઉપર પ્રમાણે જ જરથોસ્તી ધર્મ પણ દશ તત્ત્વોમાં માને છે, જેવાં કે,

---

૧ મુનિ ન્યાયવિજયકૃતઃ "अध्यात्मतत्त्वलोक ।" પ્રકરણ બીજું, શ્લોક ૪૭ મો.
૨ ગાથા : યસ્ન હા ૩૬, ફકરો ૫
૩ બાબૂ કામતાપ્રસાદ જૈન કૃતઃ "जैन धर्म क्या है ?" (હિંદી), પૃ. ૯-૧૦.

અહુ, દએના, બઓધસ્, ઉર્વન, ફ્રવશી, ગએથાઓ, તન્વસ્, અસ્ટ્રેબીશ, ઉસ્તાન અને તેવિષી. એક ધર્મને લગતાં તત્ત્વોને બીજા ધર્મનાં તત્ત્વો સાથે સરખાવવાં અતિ દુર્ઘટ છે, છતાં પણ તુલનાત્મક અભ્યાસ ઉપરથી એટલું તો કહી શકીએ કે જૈનોનું જીવતત્ત્વ જરતોસ્તી "ઉર્વન્" ને બહુ મળતું આવે છે. એ શબ્દનો અર્થ જ "જીવાત્મા" થાય છે. આ મઝહબ પ્રમાણે બે પ્રકારનાં જ્ઞાન જીવ સાથે જોડાયલાં રહે છેઃ "આસ્નીરે એરદ"=મતિજ્ઞાન, જે જન્મ પહેલાંથી જ જીવમાં હોય છે, અને "ગોશોસ્રૂતો એરદ"= શ્રુતિજ્ઞાન, જે જીવને મેળવવાનું હોય છે. (૨) જૈનોનું અજીવતત્વ ચૈતન્યરહિત હોવે પાંચ પ્રકારનું છેઃ પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ અને કાળ. આ જગતમાં ઈન્દ્રિયગોચર જેટલી વસ્તુ છે તે સઘળીની અંતર્ગણના "પુદ્ગલ"માં થાય છે. સૂક્ષ્મ અને સ્થૂલની જોડ મળતાં પુદ્ગલના છ પ્રકાર થાય છે. કર્મનું બંધન પુદ્ગલ કહેતાં શરીરને વળગેલું છેઃ એ કર્મનાં બંધથી જીવ છુટે તો પરમગતિને પામી શકે. કર્મના આઠ પ્રકાર[1] આ પ્રમાણે છેઃ જ્ઞાનાવરણી, દર્શનાવરણી, અંતરાય, મોહની, આયુ, નામ, ગોત્ર, અને વેદની. એનાં સ્પષ્ટીકરણમાં અત્રે ઉતરવું અસ્થાને છે. અવસ્તાના "તન્વસ્" અને "અસ્ટ્રેબીશ" (શરીર અને હાડચામ)નો અજીવતત્વમાં સમાવેશ થઈ શકે. જૈનો માને છે કે સૃષ્ટિનાં પ્રગતિકરણ માટે ધર્મ-અધર્મ બન્ને આવશ્યક છે. પારસી ધર્મમાં પણ એ તત્વોને પ્રાધાન્ય મળ્યું છે જ્યાં તેઓ "સ્પેન્તોમૈન્યુશ" (Good Spirit) અને "અંગ્રોમૈન્યુશ" (Eril Spirit) અર્થાત્ પુરુષ અને પ્રકૃતિનાં નામે જણાયલાં છે. (૩) આત્માની સાથે કર્મનો સંબંધ થવાનાં કારણોને "આશ્રવ" કહે છે. મન, વચન અને શરીરના વ્યાપારો શુદ્ધ હોય તો શુભ કર્મ અને અશુભ હોય તો અશુભ કર્મ બંધાય છે. આ વચનવ્યાપારો તથા શારીરિક ક્રિયાઓ મનોયોગને પુષ્ટિ આપનાર તરીકે કર્મબંધનના હેતુ છે.[2] આ તત્વ પારસીઓના "અહુ" (જીવન) અને "દએના" (અંતઃકરણ) એ તત્વો સાથે સામ્ય ધરાવતું જણાય છે. (૪) મનોયોગ, વચનયોગ, અને શરીરયોગ રૂપ આશ્રવથી બંધાતા કર્મને અટકાવનાર આત્માનું નિર્મલ પરિણામ "સંવર" કહેવાય છે. એનો અર્થ 'કર્મનો અટકાવ' એવો થાય છે. સર્વ કર્મોનો સંવર થવો એની સ્થિતિ કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી આવે છે. સંવરતત્વ આત્મામાંથી પુદ્ગલમલનો ક્ષય કરે છે, જે ઉપરથી તે મુક્તિ પ્રાપ્ત કરવાનું પહેલું પગથીયું ગણાય છે.[3] એ અવસ્તાનુ "બઓધમ્" (બુદ્ધિ) છે. (૫) કર્મનો આત્માની સાથે સંબંધ થવો એનુ નામજ "બંધ" તત્વ છે. રાગદ્વેષને લઇને કર્મ જીવાત્માની સાથે વળગે છે. કર્મોના આઠ પ્રકાર તો ઉપર જણાવ્યા જ છે. ટુંકમાં એટલુંજ કહેવું કે કર્મોની શૃંખલા પડવાથી આત્માનું મૂળસ્વરૂપ જાણી શકાતું નથી. આ તત્વને મળતું આવતું કોઈપણ જરતોસ્તી તત્વ નથી, છતાં પણ કર્મનો-કરણીનો કાયદો તો એ ધર્મે પણ સ્વીકારેલો છે. ગાથામાં જણાવવા પ્રમાણે[4] સુખ કે દુઃખ માણસને તેનાં કર્મોથી જ ભોગવવાં રહે છે.

---

૧ પં. શિતલપ્રસાદજી કૃત "तत्वमाला, अर्थात् जिनेन्द्रमतदर्पण," ભાગ ૨, પૃ. ૧૯.
૨ કામતાપ્રસાદ જૈનકૃતઃ "जैन धर्म क्या है ?" પૃ. ૧૧, ૧૨.
૩ મુનિ ન્યાયવિજય કૃત "अध्यात्मतत्वालोकः।" પૃ ૧૪.
૪ યસ્ન હા ૪૩, ફ. ૫.

(૬) બંધાયલાં કર્મો ભોગવ્યા પછી જે ખરી પડે છે એનું નામ "નિર્જરા" છે. આ સ્થિતિ બે રીતે પ્રાપ્ત થાય છે: "મારાં કર્મોનો ક્ષય થઓ!" એવી બુદ્ધિપૂર્વક તપશ્ચર્યા અને અનુષ્ઠાનોથી થાય છે. એટલુંજ નહી પણ કર્મનો સ્થિતિકાળ પૂરો થતાં કર્મનું સ્વતઃ જે ખરી પડવુ થાય છે તે પણ 'નિર્જરા': પહેલીને 'સકામ નિર્જરા' અને બીજીને 'અકામ નિર્જરા' કહે છે: એ બે રીતે કર્મનો ક્ષય થઈ શકે છે[1]. 'નિર્જરા'માં તપનું તત્વ આવશ્યક છે: જેમ સુવર્ણને અગ્નિમાં તપાવતાં તે શુદ્ધ થાય છે તેમ જીવ્ય તપદ્વારા પવિત્ર બને છે. તપના ૧૨ પ્રકાર છે–૬ બાહ્ય અને ૬ આંતરિક:

| બાહ્ય પ્રકાર: | આંતરિક પ્રકાર: |
|---|---|
| ૧ અનશન (ઉપવાસ) | ૧ પ્રાયશ્ચિત (પ્રમાદનો પશ્ચાત્તાપ) |
| ૨ અવમોદર્ય (થોડોજ આહાર) | ૨ વિનય (દરેક પ્રકારનો આદરસત્કાર) |
| ૩ વૃતપરિસંખ્યાન (તૃષ્ણાત્યાગ) | ૩ વૈયાવૃત્ય (સાધુસેવા, દાન) |
| ૪ રસપરિત્યાગ (ખટ્રસત્યાગ) | ૪ સ્વાધ્યાય (અભ્યાસ, વ્યાખ્યાન) |
| ૫ બિબિક્ત શય્યાસન (એકાંતવાસ) | ૫ વ્યુત્સર્ગ (દેહમોહત્યાગ) |
| ૬ કાયક્લેશ (દેહકષ્ટ) | ૬ ધ્યાન (તપ)[2]. |

જ્યારે સઘળાં કર્મબંધન તૂટી જાય છે અને આત્માનો પુદ્ગલ સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રહેતો નથી, ત્યારે આત્મા પોતાના સ્વાભાવિક ગુણો–સ્વાતંત્ર્ય, સુખ અને કેવળજ્ઞાનનો અનુભવ લે છે. તપના પૂર્વોક્ત પ્રકારો જરતોસ્તી ધર્મમાં બહુજ ઓછો આદર પામેલા લાગે છે: અનશન, રસપરિત્યાગ અને કાયક્લેશ તો સર્વથા ત્યાજ્ય છે, જ્યારે બીજા પ્રકારો વત્તેઓછે અંશે અપનાવાયા છે. નિર્જરા સ્થિતિ પ્રાપ્ત થતાં મનુષ્ય કર્મબંધનો તોડવા સશક્ત બને છે. એવીજ 'શક્તિ' પારસીઓનું "તેવિષી" તત્ત્વ ધરાવે છે. છેલ્લું તત્ત્વ "મોક્ષ" છે. એનું લક્ષણ 'સર્વ કર્મોના ક્ષયથી પ્રાદુર્ભૂત થતો પરમઆનંદ' એ પ્રકારે બાંધવામાં આવ્યું છે. મોક્ષનું સાધન સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્ર છે એ તો આગળ કહેલુંજ છે. ઉદાહરણ રૂપે એકાદ ટાંચણ ઉતારીએ: [3]

सेयंबरो य आसंबरो य, बुद्धो अ अहव अन्नो वा ।
समभावभाविअप्पा, लहेइ मुक्खं न संदेहो ॥

"શ્વેતાંબર, દિગંબર, બૌદ્ધ કે કોઈ પણ હોય, પણ જેનો આત્મા સમભાવને પામ્યો છે તે મોક્ષ પામે એ નિઃસંશય છે." મન, કાયા અને વાણીની શુચિતા ઉપર જરતોસ્તી મઝહબમાં પણ ભાર મૂકવામાં આવ્યો છે. મોક્ષ કે નિર્વાણ માટે એ શાસ્ત્રમાં જો કોઈ પણ શબ્દ મળતો હોય તો તે "વહિસ્તેમ્ અહૂમ્" (બહેસ્ત=દિવ્ય ખુશાલી

૧ મુનિ ન્યાયવિજય કૃતઃ "અધ્યાત્મતત્વાલોક:", પૃ. ૬૮.
૨ પંડિત શિતલપ્રસાદ કૃત "तत्वमाला," ભાગ બીજો, અધ્યાય ૧૭ મો, પૃ. ૬૩–૬૬.
૩ શ્રી રત્નશેખરસૂરિ વિરચિત "संबोधसत्तरि," શ્લોક બીજો.

અને પરમસૌખ્યનું ધામ ) છે, અને એનો વિરોધવાચક શબ્દ–અથવા સંસ્થિતિ "અચિશ્તેમ્ અહૂમ્" ( દોઝખ=નરક ) થી જણાવાય છે. તત્સંબંધે "વીસ્પહૂમત" માં કહે છે:—

વીસ્પ હૂમત વીસ્પ હૂખ્ત વીસ્પ હૂવર્શ્ત
વહિશ્તેમ્ અંઘ્હુઈમ્ અશએત;
વીસ્પ દુશ્મત વીસ્પ દુઝુખ્ત વીસ્પ દુઝૂવર્શ્ત
અચિશ્તેમ્ અંઘ્હુઇમ્ અશએત:

અર્થાત્ વિચારોની સ્વચ્છતા, વાણીની મૃદુતા અને કાર્યોની ઉત્કૃષ્ટતા તેના કર્તાને મુક્તિ અપાવે છે: મલીન ખ્યાલો, કર્કશ શબ્દો અને દુષ્કૃત્યો તેના કરનારને અધોગતિની ગર્ત્તામાં ડૂબાવે છે.

જૈનમતનાં મુખ્ય સિદ્ધાંતો ઉપર જણાવ્યા. પાપપુણ્યાદિ ગૌણ હોવાથી તેનો વિસ્તૃત ઉલ્લેખ કરવાની આવશ્યકતા વિચારી નથી. તેજ પ્રમાણે એ સમ્પ્રદાયનાં પાંચ મુખ્ય વ્રત–અહિંસા, સુનૃત, બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ–પ્રત્યે પણ માત્ર અંગુલિનિર્દેશ કરી આગળ ચાલીશું. આધુનિક સમયમાં "અહિંસા" નું વધુ વિવરણ આપવું તો અસ્થાને છે. પારસીઓના અવસ્તા ( ગાથા ૩૨–૧૨, ૩૪–૩, ૩૩–૪ વગેરે ) માં પણ એ સિદ્ધાંત સ્પષ્ટ સમજાવેલો છેજ. "સુનૃત"=સત્ય જેને પારસીઓ "અશોઇ" ના નામે સંબોધે છે, પણ "બ્રહ્મચર્ય" વિષે આ ધર્મ સ્પષ્ટ નથી. વૈરાગ્યને તે તિલાંજલિ આપી ગૃહસ્થધર્મને ઉત્તેજન આપે છે. "અસ્તેય" એટલે નહી આપેલું લેવું નહી, અને "અપરિગ્રહ"=સર્વસ્વત્યાગ એ પણ જરતોસ્તને ત્યાજ્ય છે. એનાં મંતવ્યાનુસાર સંસારમાં રહી સુખદુઃખ વેઠીનેજ મનુષ્યે આત્મોદ્ધાર કરવાનો છે: જપ–તપ દેહકષ્ટનો સખ્ત નિષેધ છે. જૈનમતાનુસાર પ્રાણીઓ અને વનસ્પતિ ઉપરાંત ક્ષતિ, પાવક, વારિ, પવન, અણુપરમાણુ આદિ પણ સજીવ છે. આ માન્યતા જીવવાદ ( Animism ) ઉપર રચાયલી છે, અને તે દૃષ્ટિબિંદુથી નિરીક્ષણ કરતાં તો જૈનવાદ પ્રાચીનમાં પ્રાચીન ઠરે છે. વળી માણસ પાંચ મહાતત્ત્વોનો બનેલો મનાય છે, અને એ તત્વો મરણ સમયે વાતાવરણનાં તત્વો સાથે વિલીન થઈ જાય છે. વળી જૈનોને ક્રિયાવાદમાં પણ શ્રદ્ધા છે, યાને આત્માજ સઘળું કરે છે એવું તેઓનુ કહેવું છે, અને કાયિક, વાચિક, માનસિક શિક્ષા ( "ત્રિદંડ" ) પણ છે. [૧]

જીવવાદ જેમ જૈનોમાં તેમ કેટલેક અંશે જરતોસ્તીઓમાં પણ દૃષ્ટિગોચર થાય છે. એ શાસ્ત્રમાં એક ઠેકાણે ( "ફરવરદીન યશ્ત" ) માં કહેવામાં આવે છે કે દુનિયાની દરેક પેદાયશ પોતપોતાનું "ફરોહર" ( જીવાત્મા ) ધરાવે છે, તેમજ અન્યત્ર પ્રાર્થના યાચના કરવામાં આવી છે કે: "પવિત્ર પુરુષોનાં શક્તિસંપન્ન "ફરોહરો" દુષ્ટ માણસોની સામે થવા માટે જમીનની પહોળાઈ જેટલી, દરીઆની લંબાઈ જેટલી, અને સૂર્યની ઉંચાઈ જેટલી ( યાને પૃથ્વી ઉપર, રત્નાગરસાગરમાં તેમજ આકાશમંડળમાં અસ્તિ ધરાવતી દરેક વસ્તુની ) પવિત્ર શક્તિ પોતાની સાથે, લઈને આ મકાનમાં આવે !" [૨] "કથાકોષ" પ્રમાણે જૈન લોકો અનેક દેવ, જિનેશ્વર, તીર્થંકર વગેરેની પૂજા નીચે જણાવેલી વિધિઅનુસાર કરે છે:

૧ S. B. E. Vol. XLV સૂત્રકૃતાંગ II, 1, 20.

૨ યશ્ત, હા. ૬૦, ફ. ૪.

वरगंधपुप्फ अक्खय पईवफलधूवनीरपत्तेहिं ।
नेविज्जविहाणेण य, जिणपूआ अट्ठहा भणिया ॥
उवसमइ दुरियवग्गं, हरइ दुह कुणइ सयलसुक्खाइं ।
चिंताईयपि फल, साहइ पूआ जिणंदाण ॥[1]
एसकरेमि पणाम, जिणवरवसहस्स वद्धमाणस्स ।
सेसाणं च जिणाण, सगणहराणं च सव्वेसिं ॥
सव्वदुक्खपहीणाण सिद्धाण अरहओ नमो ।
सद्दहे जिणपन्नत्तं, पच्चक्खामि अ पावग ॥[2]

ભાવાર્થ "શ્રેષ્ઠ ગંધ, પુષ્પ, અક્ષત, દીપક, ફળ, ધૂપ, જળપાત્ર, અને નૈવેદ્યના વિધાને કરીને જિનપૂજા આઠ પ્રકારે કહી છે જિનેંદ્રની પૂજા દુરિતવર્ગને ઉપશમાવે છે, દુઃખનુ દલન કરે છે, સુખને ઉત્પન્ન કરે છે, અને ચિંતાતીત મોક્ષ–ફળને સાધે છે" "જિનોને વિષે વૃષભસમાન એવા વર્દ્ધમાન સ્વામીને, વળી ગણધરોસહિત સર્વે તીર્થકરોને હુ આ નમસ્કાર કરૂ છુ જેમના સર્વ દુઃખ ક્ષય થયા છે એવા સિદ્ધોને–અરિહતને નમસ્કાર હો। જિનેશ્વરોએ કહેલુ તત્વ હુ સ્વીકારૂ છુ, અને પાપકર્મને પરહરૂ છુ" જરથોસ્તી ધર્મશાસ્ત્રમા પણ એજ પ્રમાણે "ફરવરદીન યસ્ત" મા પવિત્રાત્માઓના સ્તુતિગાન કરેલા છે, અને તેઓની આરાધનાક્રિયામા તાજા ફળફુલ, પાણી, દરૂન ( એક પ્રકારની ઘઉંની નાની ગોળ રોટલી ), ઘી, મેવો, વગેરેનુ નૈવેદ્ય ધરાવવી, આતશ ઉપર સુગંધીમય ધૂપ કરી તેમનુ સ્મરણ કરવા ફરમાવ્યુ છે. આ ક્રિયાથી પવિત્ર આત્માઓ પ્રસન્ન થઈ એ ક્રિયા કરાવનારને આશિર્વાદ દે છે કે એને ત્યા દરેક રીતની સમૃદ્ધિ થાય। અને મૃત્યુ પછી એનો આત્મા ઉત્તમ સ્થિતિને પામે। એ ઉપરાત મદિરાનિષેધ, દુષ્ટોના કથન પ્રત્યે ધિક્કાર, ધર્મની અગત્ય, આદિ ધાર્મિક, નૈતિક, સામાજિક, અને વૈજ્ઞાનિક સૂત્રો–જે બાહ્યદૃષ્ટિએ ગૌણ લાગે–તે ઘણાખરા ઉભય ધર્મોમા સમાન મળે છે એ ઉપરથી શુ તારતમ્ય કાઢી શકાય?

ઇશ્વરવાદ

હવે આપણે જૈન તત્ત્વદર્શનનુ પણ કંઈક વિહંગાવલોકન કરીએ તો અનુચિત નહી ગણાય એમા ઇશ્વરવાદ અગ્ર સ્થાન રોકે છે જૈનો એકેશ્વરવાદી છે કે નાસ્તિક છે? એ અત્યત ચર્ચાસ્પદ પ્રશ્ન છે. હેમચન્દ્રસૂરિના કોઈ શ્લોક પરથી તો એવુજ ફલિત થાય છે કે જગતની રચના ઇશ્વરે કરી નથી જુઓ

अभ्युपगम्येदानीं, जगत सृष्टिं वदामहे नास्ति ।
पुरुषार्थे कृतकृत्यो, न करोत्याप्तो जगत्कल्पम् ॥

---

१ श्रीरत्नशेखरसूरि विरचित "सबोधसत्तरि", श्लोक १२२, १२३
२ श्री वीरभद्रमुनिमहाराज कृत "आउरपच्चक्खाण पयन्नो", श्लोक ११, १६

क्रीडया चेत्प्रवर्त्तेत । रागवान् स्यात् कुमारवत ।
कृपयाथ सृजेत्तर्हि । सुख्येव सकल सृजेत् ॥
कर्मापेक्ष सृजेत्तर्हि । न स्वतंत्रोऽस्मदादिवत् ।
कर्मजन्ये च वैचित्र्ये । किमनेन शिखंडिना ॥
माया सती चेत् द्वयतत्त्वसिद्धि । रथासती हत कुत प्रपच ।
मायैव चेदर्थसहा च तत्किं । माता च वध्या च भवत्परेषा ॥
अदेहस्य जगत्सर्ग, प्रवृत्तिरपि नोचिता ।
नच प्रयोजन किंचित्, स्वातंत्र्यान्न पराज्ञया ॥

'જગતની રચના કોઈએ કરી નથી, કારણ કે પુરુષાર્થીએ કરીને કૃતકૃત્ય એવા સ્વતંત્ર વીતરાગ ભગવાન છે, તેથી તે મલીન જગતની રચના ન કરે ક્રીડાએ કરીને જગતની રચના કરવામા પ્રવૃત્તિ કરે તો બાળકની માફક રાગવાળો ગણાય, અને જો કૃપાથી રચે તો સંપૂર્ણ જગતને સુખી જ રચે કર્મની અપેક્ષાએ કરીને રચે તો ઈશ્વર અમારા જેવો જ થયો, પણ સ્વતંત્ર ન થયો, તથા જગતની વિચિત્રતા કર્મથી થાય છે તો પછી નપુંસક સમાન ઈશ્વરથી શું પ્રયોજન છે? માયા જો સત્ છે તો બે તત્વની સિદ્ધિ થઈ, અદ્વૈતનો નાશ થયો જો અસત છે તો આ સર્વ પ્રપંચ છે તે કયાથી પેદા થયો? માયા પણ છે અને અર્થને પણ દેખાડવામા સમર્થ છે, તો હે નાથ વીતરાગ! તારાથી બીજા જે માયા માને છે તેનુ આ વચન માતા પણ છે અને વંધ્યા પણ છે તેવુ શું યોગ્ય ગણાય? શરીરરહિત ઈશ્વરને જગત્ રચવાની પ્રવૃત્તિ પણ ઉચિત નથી તેમ કૃતકૃત્ય હોવાથી કંઈ પ્રયોજન પણ નથી પ્રયોજન વિના મૂર્ખ પણ પ્રવૃત્તિ કરતો નથી,'[1] જૈનશાસ્ત્રમા પ્રભુના અસ્તિત્વને લગતો સિદ્ધાંત "સ્યાદ્વાદ" ને નામે જણાયલો છે, અને તે એકદમ સમજી શકાય એવો નથી એટલા ઉપરથી જ જૈનવાદને કેટલાક નાસ્તિક ગણવાનો પ્રમાદ કરે છે આ શબ્દ સં. स्यात्='અમુક દષ્ટિએ' એ ઉપરથી વ્યુત્પન્ન થયો છે, અને "ભિન્નભિન્ન દષ્ટિએ અમુક વસ્તુનું અવલોકન કરવુ" એ આખા શબ્દનો અર્થ છે, તો "સ્યાદ્વાદ' દષ્ટિબિંદુથી ઈશ્વરસ્વરૂપનિરૂપણ કેવુ છે તે પણ જોઈ લઈએ:

परब्रह्माकार सकल जगदाकाररहित
सरुप निरुप सगुणमगुण निर्विभुर्विभुम् ।
विभिन्न सम्भिन्नं विगतमनस साधुमनसं
पुराण नव्य चाधिहृदयमधीश प्रणिदधे ॥

અર્થાત્ "ઈશ્વર સાકાર છે અને નિરાકાર છે, રૂપી છે અને અરૂપી છે, સગુણ છે તેમજ નિર્ગુણ છે, વિભુ અને અવિભુ છે, ભિન્ન અને મિલિત છે, મનરહિત છે તેમજ

[1] ધર્મગુરુ પંન્યાસજી શ્રી દાનવિજયજી મહારાજના "જૈન ધર્મનાં વ્યાખ્યાનો," પૃ ૭૬, ૬, ૭, ૮૩, ૮૬

મનસ્વી પણ છે, પુરાણા અને નવીન બન્ને છેઃ એવા ઈશ્વરનું હૃદયમાં ધ્યાન ધરૂ છુ." આ ઉપરથી જણાશે કે એકજ વસ્તુમા અમુક અમુક અપેક્ષાએ જૂદા જૂદા ધર્મોનો સ્વીકાર કરવો, એને સ્યાદ્વાદ કહે છે. દષ્ટાંત રૂપકે 'ઘડો' વસ્તુ લ્યો. એકજ માટીમાંથી ઘડો, કુંડું આદિ અનેક પાત્રો બને છેઃ ઘડો ફોડી તેજ માટીમાંથી કુંડું બનાવીએ તો તેને કોઈ 'ઘડો' કહેશે નહીંઃ એવી રીતે ઘડાનાં 'અવિનાશી' કિંવા 'નિત્ય' (માટી સ્વરૂપ) અને 'વિનાશી' કિંવા 'અનિત્ય' (ઘટ સ્વરૂપ) એવાં બે પૃથક્ રૂપ બન્યાંઃ એ પ્રમાણે એકજ વસ્તુના બે પરસ્પર વિરોધી તત્વોને 'સ્યાદ્વાદ' ને નામ ઓળખ્યાં છે. ઘડાનાં એ સ્વરૂપો સાત જૂદી જૂદી રીતે બતાવી શકાયઃ

૧ ઘડો અનિત્ય છે એ ચોક્કસ, પણ અમુક અપેક્ષાએ,

૨ ઘડો નિત્ય પણ છે, કિન્તુ અમુક અપેક્ષાએ,

૩ ઘડો અમુક અપેક્ષાએ નિત્ય તેમજ અનિત્ય છે,

૪ ઘડો કોઈ અપેક્ષાએ અવક્તવ્ય (નહી નિત્ય કે નહી અનિત્ય) છે,

૫ ઘડો અમુક અપેક્ષાએ અનિત્ય હોવા સાથે અવક્તવ્ય છે,

૬ ઘડો અમુક અપેક્ષાએ નિત્ય હોવા સાથે અવક્તવ્ય છે,

૭ ઘડો અમુક અપેક્ષાએ અનિત્ય અને નિત્ય હોવા સાથે અવક્તવ્ય છે.

આ સાત વચનપ્રકારોને જૈનો "સપ્તભંગી" કહે છે. એકજ વસ્તુ પરત્વે પૃથક્ પૃથક્ દષ્ટિએ ઉત્પન્ન થતા જૂદા જૂદા યથાર્થ અભિપ્રાયોને 'નય' ની સંજ્ઞાથી સંબોધવામાં આવે છે.[૧] ઈશ્વરસ્વરૂપનુ પણ આવું જ દ્વૈતવાદી વિવરણ હોવાથી કેટલીકવાર જૈનધર્મ પર નાસ્તિકતાનું દોષારોપણ કરવામા આવે છે. એ સંબંધમાં સ્વ. લાલા લજપતરાય લખી ગયા છે કેઃ જૈન લોગ ઈશ્વરમેં કર્તૃત્વકા ઈનકાર કરતે હેં, અસ્તિત્વકા નહીં જૈનોમે અરિહંત વ સિદ્ધ સર્વજ્ઞ જીવનમુક્ત ઔર મુક્ત પરમાત્મા માને ગયે હૈ."[૨] ગુજરાતના સમર્થ તત્વવિવેચક સાક્ષર પ્રો. આનંદશંકર ધ્રુવે એક વ્યાખ્યાનમાં એજ વિષયને સ્પર્શતાં કહ્યુ છે કેઃ "સ્યાદ્વાદનો સિદ્ધાન્ત, અનેક સિદ્ધાંતો અવલોકીને તેને સમન્વય કરવા ખાતર પ્રકટ કરવામાં આવ્યો છે. સ્યાદ્વાદ ઉપર જે આક્ષેપ કર્યો છે તે મૂળ રહસ્યની સાથે સંબંધ રાખતો નથી. એ નિશ્ચય છે કે વિવિધ દષ્ટિબિંદુઓદ્વારા નિરીક્ષણ કર્યા વગર કોઈ વસ્તુ સંપૂર્ણ સ્વરૂપે સમજવામાં આવી શકે નહી. આ માં સ્યાદ્વાદ ઉપયોગી તથા સાર્થક છે. મહાવીરનાં સિદ્ધાંતમા બતાવેલ સ્યાદ્વાદને કેટલા સંશયવાદ કહે છે, એ હું નથી માનતો. એ સંશયવાદ નથી, કિંતુ તે એક દષ્ટિબિં અમને મેળવી આપે છે–વિશ્વનું કેમ અવલોકન કરવું જોઈએ એ અમને શીખવે છે."

જરથોસ્તી ધર્મ પણ બાહ્યદૃષ્ટિએ કેટલાકને દ્વૈતવાદ લાગે છે, કારણ કે તેમાં કુદરતમ કાર્ય કરતી બે પરસ્પર વિરૂદ્ધ શક્તિઓ–સ્પેન્તોમૈન્યુશ અને અંગ્રો મૈન્યુશ (વૃદ્ધિ કરનારં

૧ જુઓ "અધ્યાત્મતત્ત્વાલોકઃ" પ્રકરણ ૭ મુ, પૃ. ૭૭૫ અને પછીનાં.

૨ જુઓ લાલા લજપતરાય કૃત "भारतवर्ष का इतिहास," અને p. 127 of "Historic Facts about Jainism," published by the Jain Association of India.

અને નાશ કરનારી શક્તિઓ ) વિષે ઠામઠામ ઉલ્લેખ મળે છે, પરંતુ વધુ ઉંડા અભ્યાસ પરથી જણાય છે કે વિશ્વોત્ક્રાંતિ માટે પ્રભુએ (અહુરમઝદે) જ એ બે શક્તિઓને ઉત્પન્ન કરેલી છે,[૧] જ્યારે એકેશ્વરવાદ સિદ્ધ કરનારા પુષ્કળ શ્લોક આખા અવસ્તા, પહેલવી અને પાઝંદ સાહિત્યમા વેરાયલા મળે છેઃ જીજ્ઞાસુએ નીચના પ્રમાણો જોઇ લેવાની કૃપા કરવી.[૨]

**તર્કશાસ્ત્રઃ**

તર્કશાસ્ત્ર ( Logic ) ની દૃષ્ટિએ પણ જૈનમત અને જરથોસ્તી ધર્મ વચ્ચે પ્રગટ સામ્ય જણાય છે. આપણે આગળ જોયુ કે જ્ઞાન પાચ પ્રકારના છે· મતિ, શ્રુતિ, અવધિ, મનઃપર્યાય અને કેવળજ્ઞાનઃ જીવાત્મા મતિજ્ઞાન ઈન્દ્રિયોદ્વારા સંપાદન કરે છે. શ્રુતિ= સાભળીને મેળવેલુ જ્ઞાન, અવધિજ્ઞાન તે છે જે ભૂતકાલિન સંભાવનાઓ અને ઘટનાઓનુ સંસ્મરણ કરાવે છે, મનઃ પર્યાયથી બીજાનાં મનના વિચારો વાંચી શકાય છે, અને કેવળજ્ઞાન=સમ્પૂર્ણજ્ઞાનની પરાકાષ્ટા, અર્થાત્ નિર્વાણ પહેલાનો મનોવ્યાપાર. ઇન્દ્રિયોદ્વારા પ્રાપ્ત થયેલુ જ્ઞાન અપૂર્ણ હોય છે અને તેના પણ આઠ પ્રકાર છે. પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ, અભાવ, ઐતિહ્ય (Tradition) અને સભવ. ઈન્દ્રિયજ્ઞાનથી ચિંતન સુધીના પાચ સ્થાન (stages) છે આ સ્થાન જરથોસ્તી અને ગ્રીક તર્કશાસ્ત્રના સ્થાનને કેટલા મળતા આવે છે તે જોઈએ

| જૈન.[૩] | જરતોસ્તીઃ[૪] | ગ્રીકઃ[૫] | અંગ્રેજીઃ | ભાવાર્થઃ |
|---|---|---|---|---|
| વ્યંજનાવગ્રહ | ખેરદ | **Sophia** | Wisdom stage | ડહાપણ |
| અર્થાવગ્રહ | બોઈ | **Nous** | Consciousness | ભાન |
| ઇહા | હોશ | **Episteme** | Understanding | ગ્રાહ્યશક્તિ |
| અવાય | દાનિશ્ન | **Apodeisis** | Knowledge | જ્ઞાન |
| ધારણા | વીર | **Intelligens** | Concept | વિચાર |

ઉપર જણાવેલુ સાદૃશ્ય બહુ બહોળા અર્થે અને વિશાળ દૃષ્ટિબિંદુથી સમજવાનુ છે. માનવસ્મૃતિમા પણ ન આવી શકે એવા અત્યત અનાદિ કાળમા થઇ ગયલા બે મહાન ધર્મોનાં તત્ત્વજ્ઞાન અને તર્કશાસ્ત્રની આધુનિક વિદ્યાની દૃષ્ટિએ સરખામણી કરવી અત્યંત દુર્ઘટ છે, છતાં પણ સુજ્ઞ વાચક ઉભય વચ્ચે અંતર્ભૂત સાદૃશ્ય ઉપરછલી નજરે પણ જોઈ તો શકશેજ, એટલુ તે પ્રત્યક્ષ છે. એ ઉપરથી એમ તો અનુમાન કરવાનુજ નથી કે એક ધર્મનો બીજા ઉપર પ્રભાવ હશેઃ બન્ને સ્વતંત્ર રીતે પણ વિંવૃદ્ધિ અને વિકાસ પામ્યા હોય એમા લેશપણ આશ્ચર્ય નથી.

૧ ગરોષ યસ્ત કર્દા ૧, ૭, હપ્તન યસ્ત કર્દા ૮ મો, યસ્ન ૩૦-૪, યસ્ન ૩૦-૫, ઇ

૨ યસ્ન ૩૭-૧, યસ્ન ૩૭-૨· યસ્ન ૪૪-૩,૪, હોરમજ્દ યશ્ત, દિનકર્દ, વગેરે

૩ જુઓ, "अध्यात्मतत्वालोकः" Introduction, p 22, 23

૪ જુઓ પહેલવી "શીકંદ ગુમાનીક વજર", પ્રકરણ ૧ લુ.

૫ જુઓ Nichomachean Ethics of Peripatetic School, Book VI.

આ લાંબા લેખમાં જૈન અને જરથોસ્તી બન્ને મહાન ધર્મોનું પુરાતનપણું, તેમાંનું ઉપલબ્ધ સાહિત્ય, ધાર્મિક મૂળતત્વો, શાસ્ત્રીય આજ્ઞાઓ, તેમજ ઉભયના ઇતિહાસનું આપણે દિગ્દર્શન કર્યું. ત્યારે પ્રશ્ન એ પરથી એટલોજ ઉપસ્થિત થાય છે કે ઉભયનાં તુલનાવિષયક અધ્યયન પરથી સારાંશ શો ખેંચવો ? બન્નેના પ્રારંભ ઉપર પ્રાચીનતાનાં ધૂમ્રો છવાયાં છે, છતાં પણ જેમ ઘનઘોર અભ્રઘટામાંથીય સૂર્યનારાયણ પોતાનું પોત પ્રકાશી નિજ પ્રત્યક્ષતાનો સાક્ષાત્કાર કરાવે છે તેજ પ્રમાણે ઉભય મહાન ધર્મો પ્રભુકૃપાથી પોતપોતાનાં તેજે યુગોના યુગો વહી જવા છતાંય અદ્યાપિપર્યન્ત જાજ્વલ્યમાન રહ્યા છે અને કયામતના દિવસ (Resurrection) સુધી તે વધુ અને વધુ સ્વયંજ્યોતિદ્વારા પ્રકાશતા રહેશે એમાં યત્કિંચિત્ સંશય નથી. પ્રથમતઃ બન્ને તીર્થંકરોનાં જીવનકવનની સમીક્ષા અને સમાલોચના કરતાં એટલુ તો આપણે જાણી શકયા કે ઉભય ઇશ્વરપ્રેરિત દેવદૂતો હતાઃ બન્નેએ ધર્મ-જીર્ણોદ્ધારાર્થેજ જન્મ ધારણ કર્યો હતોઃ બન્નેમ. દિવ્યવિભૂતિનો વાસો હતોઃ બન્નેએ ચમત્કારોદ્વારા દિવ્યતા સિદ્ધ કરી આપીઃ બન્નેને નિજ સન્દેશપ્રચાર (mission) ની સિદ્ધિને અર્થે અણગણિત વિટંબણાઓમાંથી પસાર થવું પડ્યું હતું, અને બેઉ ધર્મ-પ્રવર્તકોએ યાતનાઓથી નિસ્પૃહ અને નિર્ભય રહી પોતપોતાનાં કર્તવ્યની પરિસમાપ્તિ આણી હતી. વળી ઉભય સમ્પ્રદાયનાં ત્રિરત્નરૂપ ત્રણ મૂળભૂત સિદ્ધાંતો પણ વિસ્મયજનક હદ સુધી સમાનતા ધરાવે છે, એટલુંજ નહી પણ તે ઉપરથી ઉદ્‌ભૂત થયલાં અન્ય સિદ્ધાંતોમાં પણ જૂજજાજ તદ્વાવત જણાય છેઃ બન્નેનાં તત્ત્વદર્શન, બન્નેનાં તર્કશાસ્ત્ર, બન્નેનાં ક્રિયાકાંડમાં પણ કેટલુ બધુ મળતાપણું ! એટલુંજ નહી પણ જૈનોમાં જેમ શ્વેતાંબર–દિગંબરના પક્ષો છે, તેમ પારસીઓમાં પણ શહેનશાહી અને કદિમી એવા બે વિભાગ છે. એવી રીતે નિર્મળ ભાવે અને સહૃદયતાથી બન્ને ધર્મોની આપણે તુલના કરી. એમાં કોઇને પણ ખોટું લગાડવાનો લેખકનો લેશ પણ આશય નથી, માટે સુજ્ઞ વાચકવૃંદે લેખમાં જો ક્ષતિ કે લેખકના અભ્યાસમાં ત્રુટિ દેખાતી હોય તો તે પ્રત્યે ક્ષમાદૃષ્ટિ રાખવા વિનંતિ છે. છેવટે બન્ને મહાન ધર્મોને શાસ્ત્રીય શબ્દોમાંજ વન્દન કરી વિરમીએ :

ઉપસંહાર:

| | |
|---|---|
| भासुरसुवन्न सुंदर, रयणालंकार गारवमहग्घं ।<br>निहिमिव दोगच्चहरं धम्म जिणदेसियं ॥ | આસ્તુયે દએનાંમ્ વંધુહુઇમ્ માઝદયસ્નીમ<br>ફ્રસ્પાયઓખેદ્રાંમ નિધાસ્નથ્રિપેમ<br>ખએ-વદથાંમ્ અષઓનિમ્ |

### ભાવાર્થ

| | |
|---|---|
| દેદિપ્યમાન, ઉત્તમશબ્દોથી સ્તવાયલો, સુંદર રચનાએ શોભાવાળો, મોટાઇનાં કારણભૂત મહામૂલ્યવાળો, અજ્ઞાનરૂપ દારિદ્રને હણનાર જિનેશ્વરોએ ઉપદેશેલા ધર્મને હું નમન કરૂ છું.[1] | સર્વોત્કૃષ્ટ જરથોસ્તી ધર્મ, જે લડાઇથી દૂર રહેનારો છે, શસ્ત્રો છોડાવનારો છે, બંધુત્વની વૃદ્ધિ કરે છે અને પરમપવિત્ર છે એની ઉપર હું દૃઢ શ્રદ્ધા રાખું છું.[2] શાંતિઃ ! |

---

૧ વીરભદ્રમુનિ રચિત "चउसरणपयन्नो" શ્લોક ૪૮.

૨ યસ્ન હા ૧૨, ૬, ૯.

णमोत्थुण जिणपवयणस्स.

# જિનાગમ—વાંચનાનું ઈતિવૃત્ત

## ગણધરવશ, વાચકવશ તથા વાચનાનો ક્રમબદ્ધ ઇતિહાસ

શ્રી મુનિ દર્શનવિજય.

इक्कारस वि गणहरे पवायए पवयणस्स वदामि ॥
सव्व गणहरवस वायगवस पयवणच ॥ १ ॥

ભગવાન્ **મહાવીરે** પ્રાચીન જિનશાસનને સસ્કાર આપી પુનરૂજ્જિવિત કર્યું, તથા શાસનસ્થિતિ ચિરકાલ રહે તે માટે દ્વિવિધ પદ્ધતિનુ વિધાન કર્યું આ **દ્વિવિધ શાસનપદ્ધતિ** ભગવાન્ દેવર્ધિગણિ ક્ષમાશ્રમણ પર્યંત અવિચ્છિન્ન રૂપે હતી અને જિનશાસન ફાલ્યુ ફુલ્યુ હતુ [૧]

**ચારિત્રજ્ઞાનની રક્ષક શાખાઓ.**

**ભગવાને** જ્ઞાન તથા ચારિત્રને સધમા સમાન શ્રેષ્ઠ માન્યા છે સાધુસમાજમા આ બન્ને તત્ત્વો અવિચ્છિન્નપણે હોવા જ જોઇએ આ વ્યવસ્થાને અનુસારે **આચાર્ય** તથા **વાચક** એમ બેના હાથમા શાસનની લગામ સોંપી પરમાર્થથી આ બન્ને નાયક એક બીજાને અનુરૂપ છે, કાર્યની અપેક્ષાએ ભિન્ન ભિન્ન છે આ બન્ને શાખાઓ ( doparts ) મા એક પછી એક સમર્થ પુરુષનો ચુનાવ થતો જે તે તે શાખા વિભાગના નાયક મનાતા હતા આ શાખાઓની જુદી જુદી પીછાણ રૂપે **ગણધરવંશ** તથા **વાચકવશ** એમ જાહેર નામો હતા પ્રસ્તુત વિચારોની જડ આવશ્યકનિર્યુક્તિની ઉપર લખેલ બ્યાશીમી ગાથામા સુપ્રતિષ્ઠિત છે

શ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે આગમો લખ્યા ત્યારે કલ્પસૂત્ર તથા શ્રીનદીસૂત્રમા પોતાની બે સ્થવિરાવલી બતાવી છે જેમાથી તેમના ગણધર વશની તથા વાચકવશની જરૂરી માહિતી મળી આવે છે

તેમની પરપરા આ પ્રમાણે છે—

| ગણધર વશ | | વાચકવંશ |
|---|---|---|
| નામ | સ્વર્ગ સ [૨] | નામ |
| ૧ સુધર્માસ્વામી | ૨૦ | સુધર્માસ્વામી |
| ૨ જબૂસ્વામી | ૬૪ | જબૂસ્વામી |

૧ આ વિચારો 'પટાવલી સમુચ્ચયના સગ્રહ કરવામાં ઉદભવ્યા અને વિસ્તૃત "ગચ્છ પ્રવાહ' લખવો હતો, પરતુ સમય ન મળ્યો આથી હાલ દુરત પૂર્વોત્પન્ન વિચારોના સક્ષેપ રૂપે આ નિબધ તૈયાર થયો છે

કદ વૃદ્ધિના ભયથી અહીં મૂલ પાઠો આપ્યા નથી

૨ સ્વર્ગ વર્ષ માટે જુઓ તપગચ્છ પટ્ટાવલી તથા યુગપ્રધાન સ્તોત્ર–યત્ર ( દુષ્પમા કાલ શ્રમણ સઘ સ્તવ )

| | | |
|---|---|---|
| ૩ પ્રભવસ્વામી | ૭૫ | પ્રભવસ્વામી |
| ૪ શય્યંભવસૂરિ | ૯૮ | શર્ય્યંભવસૂરિ |
| ૫ યશોભદ્રસૂરિ | ૧૪૮ | યશોભદ્રસૂરિ |
| ૬ સંભૂતિવિજય | ૧૫૬ | સંભૂતિવિજય |
| ભદ્રબાહુસ્વામી | ૧૭૦ | ભદ્રબાહુસ્વામી |
| ૭ સ્થૂલિભદ્રજી | ૨૧૫ | સ્થૂલિભદ્રજી |
| મહાગિરિજી | ૨૪૫ | મહાગિરિજી |
| ૮ સુહાસ્તસૂરિ | | સુહસ્તિસૂરિ |
| ૯ સુસ્થિતસૂરિ | | બહુલજી |
| સુપ્રતિબદ્ધસૂરિ | | સ્વાતિસૂરિ |
| ૧૦ ઇન્દ્રદિન્નસૂરિ | | શ્યામાચાર્ય |
| ૧૧ દિન્નસૂરિ | | શાડિલ્યસૂરિ |
| ૧૨ સિંહગિરિજી | | [આર્યજિતધર] |
| [જાઈસ્સર] | | સમુદ્રસૂરિ |
| | | મંગુસૂરિ |
| | | (ધર્મસૂરિ)[૩] |
| | | (ભદ્રગુપ્ત) |
| ૧૩ શ્રીવજ્રસ્વામી[૪] | ૫૮૪ | (શ્રીવજ્રસ્વામી)[૪] |

૩ (   ) આ કૌંસમાં આપેલ નામો મુદ્રિત સટીક નંદીસૂત્રમાં નથી કિન્તુ અન્યાન્ય નંદીસૂત્રની સ્થવિરાવળીઓમાં મળે છે.

૪ અવંતિ દેશના તુંબવન ગામમાં ધનગિરિ તથા સુનંદાના પુત્રે બાલ્ય વયમાં સિંહગીરિ સૂરિ પાસે દીક્ષા લીધી ગુરુએ તેમનું નામ "વજ્ર" રાખ્યુ, તેમને જાતિસ્મરણ જ્ઞાન, વૈક્રિય લબ્ધિ, અક્ષિણમહાનસીવિદ્યાલબ્ધિ, આકાશગામિની વિદ્યા બળ ઈત્યાદિ અનેક પ્રભાવક શક્તિઓ હતી. જેણે શ્રી **ભદ્રગુપ્ત** સૂરિ પાસે ૧૦ પૂર્વનું અધ્યયન કર્યું હતુ આથી દેવોએ તેમને દશપુરમાં મહોત્સવપૂર્વક **વાચક** પદવીથી વિભૂષિત કર્યા હતા. ત્યારબાદ શ્રી સિંહગિરિ સૂરિ સ્વર્ગે ગયા. શ્રી વજ્રસ્વામીએ ૫૦૦ શિષ્યો સહિત પાટલીપુત્ર તરફ વિહાર કર્યો, જ્યાં વજ્રસ્વામી સાથે લગ્ન કરવા ઇચ્છતી ક્રોડાધિપતિની (રૂકિમણી) કન્યાને પ્રતિબોધ કરી દીક્ષા આપી. ઉત્તરાપથમાં વિહાર લંબાવ્યો. પણ અહીં દુકાળ પડયો, એટલે વિદ્યાના પ્રભાવે સંઘ સાથે **પુરીકાનગરી** જઇ ત્યાંના બૌદ્ધ રાજાને પ્રતિબોધ કરી જૈન બનાવ્યો. આ અરસામાં શ્રી આર્યરક્ષિત સૂરિએ તોસલિપુત્ર આચાર્ય પાસે દીક્ષા લઇ પૂર્વનું જ્ઞાન મેળવી શ્રી ભદ્રગુપ્ત સૂરિને નિર્યામન કરાવી શ્રી વજ્રસ્વામી પાસે આવી સાડા નવ પૂર્વનું અધ્યયન કર્યું (અને મંદસોર જઈ પોતાના કુટુંબના બત્રીસ મનુષ્યોને દીક્ષા આપી) શ્રી વજ્રસ્વામીએ દક્ષિણ દેશમાં સૂંઠના પ્રસંગથી પોતાનો પ્રમાદ થયો જાણી આ દુકાળ બાર વર્ષ ચાલશે એમ જાણી શ્રી વજ્રસેન સૂરિને દુર્ભિક્ષ શાંતિની નિશાની બતાવી અનશનનો નિર્ણય કર્યો. તેમના એક ક્ષુલ્લક શિષ્યે શિલાતલમાં અનશન કર્યું. શ્રી વિજસ્વામીએ સ્વ શિષ્યો સાથે અનશન કર્યું, જે સ્થાનનુ નામ **રથાવર્ત** પર્વત છે. આ સમયે તેમના સમુદાયમાંથી માત્ર શ્રી વજ્રસેન સૂરિ જ વિદ્યમાન રહ્યા. જેણે સોપારકમાં શ્રેષ્ઠી કુટુંબને દુકાળ–નિમિત્ત–મૃત્યુમાંથી બચાવી દીક્ષા આપી. જેમાં ચંદ્રે પણ દીક્ષા લીધી હતી, જેનાથી ચંદ્રકુળ ચાલ્યું, (આવશ્યકનિર્યુક્તિ ગાથા ૭૬૩ થી ૭૭૬ વૃત્તિ)

| | | |
|---|---|---|
| ૧૪ વજ્રસેનસૂરિ | ૧૨૦ | (આર્યરક્ષિત)[5] |
| ૧૫ પુષ્પગિરિ | | નંદિલક્ષમણ |
| ૧૬ ફલ્ગુમિત્ર[6] | | |
| ૧૭ ધનગિરિ | | |
| ૧૮ શિવભૂતિ | | |
| ૧૯ ભદ્રસૂરિ | | |
| ૨૦ નક્ષત્રસૂરિ | | |
| ૨૧ રક્ષસૂરિ | | |
| ૨૨ નાગસૂરિ | | નાગહસ્તિ |
| ૨૩ જેહિલ | | |
| ૨૪ વિષ્ણુ | | |
| ૨૫ કાલકસૂરિ | | |
| ૨૬ સંપલિત ભદ્ર | | |

---

મરણ સમાધિ પયન્ના ગાથા ૪૬૮ થી ૪૭૩ ક્ષુલ્લક શિષ્યનું રથાવર્ત ગિરિ પર અને શ્રી વજ્રસ્વામીનું કુંજરાવર્ત ગિરિ પર અનશન લખેલ છે. (શ્રી વજ્રસેન સૂરિનું આયુષ્ય ૧૨૮ વર્ષનું હતું) આચારાંગ સૂત્ર અધ્યયન ૮, ઉ. ૧, નિ ગા. ૨૬૫ ની ટીકામાં પાઠ છે કે-આર્ય વજ્ર કાન પર શૃંગ બેર ભૂલ્યા, જેથી પોતાનુ આયુષ્ય અલ્પ જાણી તેગણે રથાવર્ત ગિરિ પર અનશન કેર્યું.

દિગંબર શાસ્ત્રમાં આ આચાર્યને દ્વિતીય ભદ્રબાહુ તરીકે સંબોધ્યા છે (જૂઓ 'શ્રવણ બેલ-ગોલનો ચંદ્રગુપ્ત વસ્તીનો શિલાલેખ નં. ૧ જૈન સિંદ્ધાંત ભાસ્કર કિરણ ૧)

૫ મંદસોરના સોમ પુરોહિતના પુત્ર આર્ય રક્ષિતે ચૌદ વિદ્યાના પારગામી બની માતાને ખુશી કરવા માટે જૈન દીક્ષા સ્વીકારી. તોષલિપુત્ર આચાર્ય પાસે જિનાગમ જ્ઞાન મેળવી ભદ્રગુપ્ત સૂરિને નિર્યામન કરાવી શ્રી વજ્રસ્વામી પાસેથી સાડી નવ પૂર્વનુ જ્ઞાન પામી પોતાના જ કુટુંબના બત્રીસ જણાને દીક્ષા આપી સૂરિપદ પ્રાપ્ત કર્યું તેમના ગણમાં દુર્બલિકા પુષ્પમિત્ર, ઘતપુષ્પ મિત્ર, તથા વસ્ત્ર—પુષ્પમિત્ર ત્રણ લબ્ધિવાળા મુનિઓ હતા ૧ દુર્બલિકા પુષ્પમિત્ર, ૨ ફલ્ગુ મિત્ર (ભાઇ), ૩ વિંધ્ય ૪ અને ગોષ્ઠા માહીલ (મામો) ચાર પૂર્વધારી વિદ્વાન હતા શ્રી દુર્બલિકા પુષ્પ મિત્રને નવ પૂર્વનુ જ્ઞાન હતું, પણ શરીરની નિર્બલતાને અંગે ગુરુના વચનથી જ્ઞાનપ્રવૃત્તિ મંદ કરતા પૂર્વનુ જ્ઞાન ઘટવા લાગ્યુ. આ સ્થિતિમાં શ્રી આર્યરક્ષિત સૂરિએ દુર્બ-લિકા પુષ્પ મિત્ર જેવા વિદ્વાનમાં પણ જ્ઞાનનો હ્રાસ દેખી આગમના ચાર વિભાગ કર્યા અને ચાર અનુયોગની સ્થાપના કરી. તથા પોતાના સ્વર્ગગમન સમયે દુર્બલિકા પુષ્પ મિત્રને ગણધર પદ સમર્પ્યું (આ. નિં ૭૭૫ થી ૭૭૭ વૃત્તિ) શ્રી દુર્બલિકા પુષ્પમિત્ર શરીરે દુર્બલ હતા, કિન્તુ જ્ઞાનમાં તથા શાસન રક્ષામાં ઘણા બલવાન હતા આથી તેમનુ "અર્હંત્ બલી" એ પ્રમાણે બીજું ગુણ નિષ્પન્ન નામ હોવું સંભવિત છે દિગંબર શાસ્ત્રોમાં શ્રી "અર્હદ્ બલીજી" ને ગણના ચાર વિભાગ કર્તા તરીકે ઓળખાવ્યા છે. જે સહેતુક છે શ્રી આર્યરક્ષિતસૂરિજી પણ યુગ પ્રધાન હતા. (આ. નિ પત્ર ૩૧૦)

૬ આજ સમયે શ્રી આર્ય રક્ષિત સૂરિના શિષ્યો પુષ્પમિત્ર તથા ફલ્ગુરક્ષિત પણ વિદ્યમાન હતા

| | | |
|---|---|---|
| ૨૭ વૃદ્ધસૂરિ | | |
| ૨૮ સંઘ પાલિત | | |
| ૨૯ હસ્તિસૂરિ | | |
| ૩૦ ધર્મસૂરિ૭ | | રેવતિ નક્ષત્ર |
| ૩૧ સિદ્ધસૂરિ | | સિંહ |
| ૩૨ ધર્મસૂરિ | | [બ્રહ્મદ્વીપક] |
| ૩૩ સાંડિલ્યસૂરિ | | ખંદિલાચાર્ય |
| જંબૂ | | હિમવંત ક્ષમાશ્રમણ |
| | | નાગાર્જુનસૂરિ |
| ૩૪ નંદિત | | (ગોવિંદ વાચક)૮ |
| | | (સંજ્મ વિહન્નુ) |
| | | ભૂત દિન્ન |
| | | લોહિત્યસૂરિ |
| ૩૫ દેવિગણિ [ક્ષમાશ્રમણ] | | દૂષગણી |
| ૩૬ સ્થિર ગુપ્ત | | |
| ૩૭ કુમારધર્મ | | |
| ૩૮ દેવર્ધિગણી [ક્ષમાશ્રમણ]૯ | ૯૮૦ | (દેવવાચકજી)૯ ૯૮૦ |

## ગણધરવંશ૧૦

તીર્થંકર ભગવાનના ગણાનુજ્ઞાથી વિભૂષિત શિષ્ય તથા તેની શિષ્ય પરંપરાના ગણનાયક **ગણધર** કહેવાય છે, જેનાં બીજાં નામો ગણિ, સૂરિ તથા **આચાર્ય** છે.

વાચક, ગણાવચ્છેદક, ગણી, શ્રમણ તથા મઘ એ દરેક તેમની આજ્ઞામાં રહેતા હતા. સંઘની વ્યવસ્થા, શ્રમણ-કલ્પ, સારણાદિ મર્યાદા, વિધિ-નિષેધ, ઈત્યાદિ સમસ્ત

૭ આર્ય ધર્મના ગોત્ર માટે સુવ્વય તથા સાવય એમ બે પાઠો મલે છે યદિ સાવય પાઠ સત્ય હોય તો સંભવ છે કે—આ સમય પહેલાં શ્રાવકગોત્ર ( ઓસવાલ વગેરે ) ની સ્થાપના થઈ ગઈ હશે.

૮ શ્રી ગોવિંદ વાચકનું ચરિત્ર બૃહદ્ નવપદ પ્રકરણ વૃત્તિમાં દષ્ટિગોચર થાય છે

સ્કંદિલાચાર્ય વિગેરે ચાર જ્યોતિર્ધરો સમકાલીન છે એટલે નંદીસૂત્રની સ્થવિરાવળીમાં અનુક્રમે થએલ આચાર્યોના નામો છે. તેમજ તે તે આચાર્યોના સમકાલીન આચાર્યોનાં પણ નામો છે.

૯ શ્રી દેવર્ધિગણી ક્ષમાશ્રમણના ચરિત્ર માટે જુઓ મુનિ ન્યાયવિજય કૃત " જૈનાચાર્યો. "

૧૦ દિગ્ઘ નિકાય ગ્રંથમાં ભ. મહાવીર સ્વામીને સંઘી ( સંઘપતિ ) ગણી ગણાચાર્ય જ્ઞાત યશસ્વી તીર્થંકર તથા સાધુ સમ્મત વિશેષણો આપ્યા છે ( વીર નિ૦ પત્ર ૪ )
મજ્ઝિમ નિકાયમાં પણ એજ વિશેષણો આપ્યાં છે.

શાસન ગણધરને આધીન હતુ. સ્વયં, વાચક દ્વારા વાચના કાયને તથા ગણાવચ્છેદક દ્વારા ગણ–કાર્યને વ્યવસ્થિત રાખતા હતા તેમ જ તેઓ શિષ્યોને સૂત્રોનો અર્થ પણ દેતા હતા.

આ પ્રકારની સૂરિ–પરંપરાનુ નામ **ગણધર વંશ** છે, શ્રી **કલ્પસૂત્રની** સ્થવિરાવલી તથા અન્યાય **પટ્ટાવલીઓ** વિશેષ પ્રમાણમા આ ગણધરવંશનો ઇતિહાસ રજૂ કરે છે.

**શ્રી દેવર્દ્ધિગણિ**—ક્ષમાક્ષમણની ગણધરાવલિ શ્રીકલ્પસૂત્રમા ઉપર લખ્યા પ્રમાણે છે. જેનુ રચનાવિધાન નીચે પ્રકારે છે.

૧. ગણધરોની ગણવ્યવસ્થા તથા ભગવાન્ સુધર્માસ્વામીથી શ્રીયશોભદ્ર સ્વામી સુધી સંક્ષિપ્ત વાચના (ગદ્ય)

૨. શ્રીઆર્યસંભૂતિવિજયથી શ્રીવજ્રસેનસૂરિ પર્યન્ત સંક્ષિપ્ત વાચના, પુનઃ તેની જ વિસ્તૃત વાચના (ગદ્ય)

૩. આર્યરથથી આર્યસાંડિલ્યસૂરિ સુધીની સંક્ષિપ્ત વાચના (ગદ્ય), તથા આર્યરથ શિષ્ય શ્રીફલ્ગુમિત્રથી શ્રીદેવર્દ્ધિગણીજી સુધીની ગાથાબદ્ધ સંક્ષિપ્ત વાચના.

જેમાં ગણો તથા શાખાઓ આ પ્રમાણે આલેખ્યા છે.

શ્રીઇંદ્રભૂતિ વગેરે સાત ગણધરોના જુદા જુદા સાત ગણો હતા. અકંપિત તથા અચલ ભ્રાતાનો એક ગણ હતો, તેમજ મેતાર્ય તથા પ્રભાસનો એક ગણ હતો. આ રીતે અગીઆર ગણધરોના નવ ગણો હતા.

૭. શ્રીભદ્રબાહુ સ્વામીના શિષ્ય ગોદાસથી **ગોદાસ** ગણ નીકળ્યો તેની ચાર શાખા હતી.[૧૧]

૮. શ્રીઆર્યમહાગિરિના શિષ્ય ઉત્તર તથા બલિસ્સહથી **બલિસ્સહગણ** નીકળ્યો જેની ચાર શાખા હતી. તેમા શિષ્યરોહગુપ્તથી ત્રૈરાશિક મત નીકળ્યો

૯. શ્રીસુહસ્તિસૂરિના શિષ્યોથી **ઉદ્દેહગણ**, **ચારણગણ**, **વેસવાડિયગણ**, **માનવગણ** તથા **કોટિકગણ** નીકળ્યા. કોટિકગણ શ્રીસુસ્થિત તથા સુપ્રતિબદ્ધથી નીકળ્યો છે.[૧૨]

---

૧૧ શ્રમણ સંઘમા વૃદ્ધિ થવાથી સુવિધા માટે આ વિભાગ કર્યો હોય એમ સંભવે છે આ સમયે ભિન્ન ભિન્ન ગણો હોવા છતાં સમાચારીમાં ભિન્નતા ન હતી, વિહારમાં જુદા જુદા પડી ગએલ એક જ આચાર્યના શિષ્યો–પ્રશિષ્યો વિહાર સ્થાનના દેશ, નગર કે મુખ્ય શ્રમણના નામથી ખ્યાતિ મેળવતા હશે જે ખ્યાતિસૂચક નામો અસલ ગણની શાખા રૂપે મનાતા હશે આ રીતે દરેક ગણની ભિન્ન ભિન્ન શાખાઓ છે જેમા તામ્રલીપ્તી ( દક્ષીણ બંગાળનુ તામલુક બંદર ) કોટિવર્ષ ( રાઢની રાજધાની ) પૌંડ્રવર્ધન ( ઉત્તર બંગાળની રાજધાની ) કૌશામ્બી ( અલ્હાબાદ જીલ્લાનુ કોસમ ) ચંદ્ર નગરી, પુણ્યપત્રિકા,, વજ્નગરી ( ભેજનાથ અથવા વ્રજ પ્રદેશ ) ચંપા, ભદ્રા, કાકંદી ( જી મુંગેર તથા જી. ગોરખપુર ) શ્રાવસ્તિ, ગન્ધપાતિકા, અંતરિજ્જ તથા સૌરાષ્ટ્ર વગેરે શાખા–નામો તે સમયના જૈન સાધુના વિહાર ક્ષેત્રનુ જ્ઞાન કરાવે છે.

૧૨ વિદ્યમાન શ્રમણ સંઘના કોટિક ગણ, વજ્રશાખા, તથા ચંદ્રકુલ છે

૧૦ શ્રીસુસ્થિતસૂરિના શિષ્ય પ્રિયગ્રંથ તથા વિદ્યાધરગોપાળથી કોટિગણમાં ૧. મજ્ઝિમા તથા ૨. વિદ્યાધરી શાખા ચાલી.

૧૨–૧૩ શ્રીઆર્યદિન્નના શિષ્ય શાંતિશ્રેણીકથી કોટિક ગણની ૩. ઉચ્ચાનાગરી શાખા નીકળી જેની તેના શિષ્યોદ્વારા શ્રેણિકા, તાપસી, કુબેરી તથા ઋષિપાલિતા શાખાઓ બની.

૧૩. શ્રીવજ્રસ્વામીથી વજ્રી ( વજ્રી ) તથા તેમના ગુરુબન્ધુ આર્યસમીતથી બ્રહ્મદીપિકા શાખા નીકળી.[૩]

૧૪. વજ્રસેનસૂરિથી નાગિલી, ગુરૂબધુ આર્યપદમથી પદમા તથા આર્યરથથી જયંતિ શાખા નીકળી (આર્યતાપસથી તાપસી શાખા નીકળી)

દેવર્ધિગણી ક્ષમાક્ષમણ કોટિકગણમા વજ્રી શાખાની જયતી શાખામા થએલ છે.

આવશ્યક નિર્યુક્તિવૃત્તિમા દુર્બલિકા પુષ્પમિત્રને ગણધરપદ મળ્યાનો ઉલ્લેખ છે (ગાથા ૭૭૧)

શ્રીકલ્પસૂત્ર પછી વિક્રમની બીજી સહસ્રાબ્દીમા રચાએલ ગુર્વાવલી તથા પટ્ટાવલીઓમાં ગણધર વંશનો ઈતિહાસ ઉપલબ્ધ થાય છે

જેના આધારે નિર્ગ્રન્થગચ્છના ૭ નામો મનાય છે ૧–શ્રીસુધર્મસ્વામીથી નિર્ગ્રન્થ ગણ (વીર નિર્વાણ સંવત પૂર્વે ત્રીસ વર્ષ), ૨. શ્રી સુસ્થિત સુપ્રતિબદ્ધથી કોટિક ગણ (વી. સં. ૩૦૦ પછી) ૩. શ્રી ચદ્રસૂરિથી ચંદ્રગણ (વી. સ. ૬૨૦ પછી) ૪ શ્રીસામત ભદ્રસૂરિથી વનવાસીગણ (વી. સ. ૭૦૦ લગભગ)[૧૩] ૫. શ્રી ઉદ્યોતનસૂરિથી વડગણ (વી. સં. ૧૪૬૪) ૬ શ્રીજગચ્ચદ્રસૂરિથી તપગણ (વી. સં. ૧૭૫૫).

---

૩ જુઓ ટીપ્પણી નંબર ૩ બ્રહ્મદ્વીપિકા શાખાનું ઉત્પત્તિ સ્થાન બરનાવા ( જીલ્લા મેરઠ ) છે.

૧૩ આ આચાર્યશ્રી વજ્રસ્વામીના શિષ્ય વજ્રસેન સૂરિ શિષ્ય ચંદ્રસૂરિના શિષ્ય છે જેમના શાસનકાલ પહેલાં શ્વે. દિ ના ભેદો થયા છે. આ આચાર્યે ભેદને દૂર કરી એકતા કરવા માટે ઘણો પ્રયત્ન કર્યો છે, અને ખાસ કરીને "વનવાસ" પણ જારી કર્યો કિન્તુ તેમના પ્રયાસથી અધિક સફળતા મળી હોય એમ લાગતુ નથી. વિદ્યમાન શ્રમણ સંઘ તેમની પરંપરાની સંતતિ છે

દિગંબર સમાજ પણ આ આચાર્યને અતિ પૂજનીય માને છે તેમનું ચરિત્ર આપે છે. ગુરુનુ નામ સરખું બતલાવતા નથી

આ આચાર્યના ગ્રથોને દિગંબર આચાર્યોએ સ્વીકાર્યા છે દેવાવ્યા છે તેમની કૃતિ આ પ્રમાણે છે

ઉપલબ્ધ-આપ્તમીમાંસા શ્લોક ૧૧૪ (દેવસૂરિ નિમિત્તે બનાવ્યું હોય એમ દેવાગમ સ્તોત્ર ) યુક્ત્યનુશાસન પદ્ય ૬૪, સ્વયંભૂ સ્તોત્ર પદ્ય ૧૪૩, જિન સ્તુતિશતક પદ્ય ૧૧૯, રત્નકરંડક ઉપાસકાધ્યન (?)

અનુપલબ્ધ-જીવસિદ્ધિ, તત્વાનુશાસન, પ્રાકૃત વ્યાકરણ, પ્રમાણ પદાર્થ, કર્મપ્રાભૃત ટીકા (?) ગંધહસ્તિભાષ્ય.

મને વિશ્વાસ છે કે–આ ગ્રંથોમાં બન્ને સંપ્રદાયોને સમ્મત તત્વનિધાન હશે (આ સબંધિ વિશેષ જાણવા માટે મારો "દિગમ્બર વાઙ્મય" નિબધ જૂઓ )

ભગવાન મહાવીર સ્વામીના સમયમા ભ પ્રાર્શ્વનાથના સતાનીય **કેશી**ગણધર હતા, જે અજોડવાદી હતા, જેને શ્રીઇન્દ્રભૂતિ ગૌતમગણધર સાથે સવાદ કરી સમજણપૂર્વક ભ મહાવીરનુ શાસન સ્વીકાર્યું હતુ[૧૪] જેની સ્થવિરપરપરાના આચાર્ય **રત્નપ્રભસૂરિએ ઓશિયા**મા ઉપકેશ (ઓસવાલ) જ્ઞાતિની સ્થાપના કરી ત્યારથી આ ગચ્છનું નામ "ઉપકેશ" પડયુ છે[૧૫] કવલાગચ્છ તેનુ જ નામાતર છે દ્વિવદનીક તથા ખજવાના વગેરે તેની શાખાઓ છે[૧૬] વિશેષતાએ ઓસવાલો આ ગણના જ ઉપાસક મનાય છે.

આ રીતે નિર્ગન્થ ગચ્છ તથા પાર્શ્વનાથ સતાનીય ગચ્છમાથી નગર કે આચાર્યોના નામથી ૮૪ ગચ્છો થયા હતા જેઓ વડગચ્છની સમાચારીને જ પાળતા હતા એટલે મોટે ભાગે ૮૪ ગચ્છની સમાચારી એક જ હતી[૧૭]

એક તપગચ્છ પટ્ટાવલી (હસ્તલિખિત) મા તથા "જૈન ધર્મના સિન્ધુ'મા તપાગચ્છની ગાદી માનનાર ઇતર ગચ્છ ગાદીઓની તથા વડગચ્છની સમાચારી પાલનાર ગચ્છોની યાદી મળે છે[૧૮]

વડગચ્છનું તપાગચ્છ નામ પડવા પહેલા વિધિપક્ષ ( સ ૧૧૬૯ ), નાગોરી તપા ( સ ૧૧૭૭ ), ખરતર ગચ્છ, પૌર્ણમીયક ( સ ૧૧૫૮ ), આગમિક ( સ. ૧૨૫૦ ) વગેરે શાખાઓ નિકળી વિધિ પક્ષમાથી આચલિક ( સ ૧૨૧૩ ) નાગોરી તપામાથી પાર્શ્વચન્દ્ર ગચ્છ ( સ ૧૫૭૨ ), તથા પૌર્ણમીયકમાથી સાર્ધ પૌર્ણમીયક ( સ ૧૨૩૬ )

---

૧૪ કેશી ગણધરના વાગ્મિત્વનો પરિચય રાયપસેણી સૂત્રમા છે, મુડસ્થલ ( આબૂ ) માં શિલાલેખ છે કે–ભ૦ મહાવીર ૩૭ વર્ષની ઉમરે છદ્મસ્થાવસ્થામાં અહીં આવ્યા હતા જ્યાં કેશિ ગણધરે જિન–પ્રતિષ્ઠા કરાવી હતી, જેનો વિ સ ૧૪૨૯ માં છેલ્લો જીર્ણોદ્ધાર થયો છે

૧૫ આ વશની સ્થાપના ચતુર્થ રત્નપ્રભસૂરિએ કરી હોય એમ સભવે છે ( જેનો સમય કાલ વિક્રમની ત્રીજી શતાબ્દી લગભગ છે )

૧૬ પ ખુશાલવિજયગણીએ સ ૧૮૮૯ જેઠ વદી ૩ શુક્રે સિરોહીમાં કરેલ તપાગચ્છ પટ્ટાવલી તથા વીર વશાવલીમાં શ્રી રાજસૂરિના પરિચયમા ઉપકેશ ગચ્છે દ્વિવદનીક બીરુદ્ધારક શ્રી સિદ્ધસૂરિનો ઉલ્લેખ છે

૧૭ પટ્ટાવલીઓમા જે ૮૪ ગચ્છોની યાદી મળે છે ( જુઓ પટ્ટાવલી સમુચ્ચય ભા ૧ પરિશિષ્ટ, ૫ ) તે નામો અર્વાચિન છે જે પૈકીના કેટલાકની સમાચારી પણ જુદી જુદી છે

૧૮ કોરટગચ્છ એ તપાગચ્છની શાખા છે ( જૂઓ આ૦ બુદ્ધિસાગર કૃત લેખ સગ્રહ વીશનગરની જિન–પ્રતિમા તથા જૈન ગચ્છ મત પ્રબધ પત્ર ૯૧ )

શ્રી વિજયધર્મસૂરિ સગ્રહિત પ્રાચીન લેખ સગ્રહ ભાગ ૧ ન ૩૯૭ લેખમા પણ કોરટાગચ્છને તપાગચ્છની શાખા માનેલ છે

શ્રી વિજયધર્મ લક્ષ્મી જ્ઞાનમદિર આગરાની ન .. . પ્રતિમાં વિજયજીનેદ્રસૂરિ સુધીની ૯ પાનાની ગુજરાતી તપાગચ્છપટ્ટાવલી છે તેમાં લખ્યુ છે કે–તપાગચ્છના ૧૩ એસણા ( પાડીયા ) છે તપાગચ્છ, સાંડેરગચ્છ, ચઉદસિયાગચ્છ કોરટગચ્છ, ચિત્રોડાગચ્છ, કાજપુરા, વડગચ્છ, ઓસવાલગચ્છ તથા મલધારીગચ્છ, આ દરેકની સમાચારી એક છે ( એટલે દરેકની વડગચ્છ પ્રમાણે સમાચારી છે )

ઓસવાલગચ્છ તથા પોરવાળગચ્છ એ પણ તપગચ્છના ભેદો છે.

મતો નીકળ્યા છે. આ દરેકની સમાચારી ભિન્નભિન્ન છે. નાગોરી તપાગચ્છમાં વડગચ્છની સમાચારી છે.[૧૯]

તપાગચ્છમાં પણ વડીપોષાળ, લઘુપોષાળ, દેવસૂર, આનંદસૂર એમ અનેક શાખા પ્રશાખાઓ જન્મી છે. તથા સમાચારી ભેદે ત્રિસ્તુતિક મત નિકળ્યો છે.[૨૦]

શ્રી કલ્પસૂત્રમાં ભવિષ્યવાણી છે કે—"ભગવાન મહાવીરના નિર્વાણથી ૨૦૦૦ વર્ષ સુધી દિન પરદિન જિનશાસનની પડતી થશે. ત્યારપછી અધિકાઅધિક ઉદય થશે." આ વાણી સાચી નીવડી.

અશોક પુષ્પમિત્ર તથા શંકરાચાર્યે જૈન શ્રમણ સંઘમાં ત્રાસ વર્તાવ્યો, પરિણામે જૈનો પોતાનો વહાલો બંગાળ છોડી રજપુતાનામાં આવી વસ્યાં. ત્યાં પ્રચાર માટે ૮૪ ગચ્છરૂપે વિભક્ત બન્યા, શાસન સ્વસ્થ થયું. એટલામાં ચૈત્યવાસની બલા આવી પડી.[૨૧] આ સમયે મહર્ષિ **શ્રીઉદ્યોતનસૂરિ** પરમ કારુણિક **શ્રીવર્ધમાનસૂરિ** (સં. ૧૦૬૦ થી ૧૦૮૦) તથા સુગમસિદ્ધાંતિક **શ્રીમુનિચંદ્રસૂરિ** વગેરેએ ક્રિયોદ્ધાર કરી શાસનને વ્યવસ્થિત રાખ્યું.

પુનઃ ૪૦૦ વર્ષ પછી દુષમાકાળનું અંધેર ફેલાવા લાગ્યું. આ રીતે ૨૦૦૦ વર્ષ વહી ગયા, છતાં નિરોગી જિનશાસન અશક્ત થાય તે પહેલાં એએક ગૃહસ્થોએ પણ તેની મંદતાનો લાભ ઉઠાવ્યો.

૧. સં. ૧૫૦૮ માં પુનમીયા ગચ્છના લુંકા ગૃહસ્થે **લુંકામત** ચલાવ્યો.[૨૨] આ સંસ્થાના પાયામાં તત્કાલીન મોહમેદન વિચારોને સંપૂર્ણ સ્થાન મળ્યું હતું. જેણે સં.

૧૯ વડગચ્છે શ્રીનેમિચંદ્રસૂરિએ સં. ૧૧૦૨ માં કેકઈ ગામમાં વરલબ્ધ ગોત્રની સ્થાપના કરી હતી; જે શ્રાવકો અસલમાં નાગોરના હતા તેઓ જૈન બન્યા પછી પુનઃ નાગોર જઈ વસ્યા જેઓ શ્રી વાદીદેવસૂરિથી **નાગોરી** તથા કહેવાયા એટલે **ખરદીયા–વરાડિયા** જ્ઞાતિ નાગોરી **તપા** ગચ્છના શ્રાવક છે (જૈન જાતિ નિર્ણય પત્ર ૧૯) શ્રી નેમિચંદ્રસૂરિ પ્રતિષ્ઠિત **કોચર** જ્ઞાતિ પણ તપાગચ્છીય છે.

૨૦ તપાગચ્છ શ્રી લક્ષ્મીસાગરસૂરિના શાસનમાં ૫૦–૬૦ શાખાઓમાં પથરાયો હતો: (ગુરૂગુણરત્નાકર કાવ્ય) જગદ્‌ગુરૂ શ્રી હીરવિજયસૂરિ સમયે વિજય, વિમલ, સાગર, ચંદ્ર, હર્ષ, સૌભાગ્ય, સુંદર, રત્ન, સુધર્મ, હંસ, આનંદ, વર્ધન, સુસોમ, રૂચિ, પ્રદક્ષા–શ્રીસાર, રાજ, કુશલ, તથા ઉદય એમ ૧૮ શાખમાં વિસ્તૃત હતો (વિજય ધર્મ લક્ષ્મી જ્ઞાનમંદિર–આગરાની, પં. ખુશાલવિજય ગણીકૃત નં. ૧૩૮૯ વાલી તથા ગચ્છ પટ્ટાવલી પત્ર ૩૯). શ્રી વિજયદેવસૂરિ સમયે ૧૪ શાખાઓ હતી (વિજયદેવ મહાત્મ્ય) આ દરેકની સમાચારી તથા આચાર્ય એક હતા

હાલ તપાગચ્છમાં લઘુપોષાળ–દેવસુર ગચ્છની વિજય, વિમલ તથા સાગર શાખાના શ્રમણો વિદ્યમાન છે

૨૧ जिणपवयण वुड्ढिकर पभावगं नाण दंसण गुणाण

આ સ્વરૂપમાં વિકાર થવાથી ચૈત્યવાસનો જન્મ થયો હતો

૨૨ લોંકાશાહે પ્રથમ સં. ૧૫૩૦ માં સિદ્ધપુરમાં તપા–લોંકાના ભેદ પાડયા (પં. ખુશાલવિજયકૃત તપાગચ્છ પટ્ટાવલી) વિજયગચ્છના ઉ૦ હેમચંદ્રજીનું મંતવ્ય છે કે–મલધારીગચ્છની પૂર્ણિમા શાખામાંથી "વિજયગચ્છ" નીકળ્યો છે.

૧૫૭૦ માં બીજામત, સં. ૧૭૦૯ માં ઢુંઢકમત (સ્થાનકવાસી), તથા સં. ૧૮૧૮ માં પરંપરાએ તેરાપંથીને જન્મ આપ્યો છે.

અત્યાર પહેલાં **શ્રીસોમપ્રભસૂરિએ** પાણીની અડચણથી મારવાડમાં તથા અતિવૃષ્ટિને લીધે કુંકણમાં સાધુનો વિહાર રોકી રાખ્યો હતો. ઢુંઢક સમાજે પાણી માટે સરળ રસ્તો કાઢી આ સાધુના અભાવનો સારો લાભ લીધો. ઇતર ગચ્છવાળાઓએ પણ તેનું અનુકરણ કર્યું.

૨. સં. ૧૫૬૨ માં વડનગરના વીસા નાગર આગમગચ્છીય કડુકશાહે થરાદમાં **કડુકમત** ચલાવ્યો, જેની પરંપરા ૨૦૦–૨૫૦ વર્ષ સુધી ચાલી.

૩. સં. ૧૬૮૦ માં ખરતર ગચ્છના ગૃહસ્થ પં. બનારસીદાસ વિગેરેએ બનારસમાં **તેરાપંથ** ચલાવ્યો જે દિગંબર સંપ્રદાયમાં પ્રચાર પામ્યો છે.

૨૦૦૦ વર્ષની મુઠ્ઠીએ લાગેલા આ ફટકા ભયંકર નીવડ્યા. જૈનશાસનની દશા એકદમ છિન્નભિન્ન થઈ પડી. આ સમયે **શ્રીઆનંદવિમલસૂરિનો** જન્મ થયો. જેણે શ્રીવિજયદાનસૂરિ પ્રમુખ સંવેગી શિષ્યો સાથે ક્રિયોદ્ધાર કરી શાસનને પૂર્વસ્થિતિમાં લાવી સ્થાપ્યું. મહોપાધ્યાય શ્રીવિદ્યાસાગરગણિ વગેરેને વિહાર કરાવી પુનઃ મારવાડમાં ધર્મ સ્થાપ્યો. લોંકાગચ્છના અનેક ઋષીઓને સત્ય દર્શાવી સન્માર્ગમાં સ્થાપ્યા અને કઠિન તપશ્ચર્યા આચરી ચૌદ વર્ષ સુધી શાસનનો મહદ્ ઉપકાર કર્યો.

આ સમયમાં ઇતર ગચ્છ નાયકોએ પણ ક્રિયોદ્ધાર કર્યો હશે.

શ્રીવિજયદાનસૂરિના શિષ્ય જગદ્ગુરુ **શ્રીહીરવિજયસૂરીશ્વરે** સમ્રાટ્ અકબરને જૈનધર્મનો રાગી બનાવી, જગતના ચોકમાં જૈનશાસનનો પુનઃ ઉદય અંક શરૂ કર્યો.

જે શ્રમણો ક્રિયોદ્ધારની કડકતામાં નભી શકયા નહિં, તેઓ યતિ રૂપે શિથિલ રહ્યા. વખત જતા એ શિથિલતાએ જોર પકડ્યું. એટલે પ્રવર યોગીરાજ **શ્રીસત્યવિજયગણીએ** અંતિમ ક્રિયોદ્ધાર કરી શ્રમણધર્મને સંવેગ માર્ગમાં લાવી સ્થાપ્યો. મહામહોપાધ્યાય **શ્રીયશોવિજયજી** ગણી અંતિમ અસાધારણ વિદ્વાન હતા. જેણે અંતિમ ક્રિયોદ્ધારમાં મહત્વનો ફાળો આપ્યો છે.

અત્યારે તપાગચ્છ, ( વિજયવિમલ સાગર શાખાઓ ), ખરતરગચ્છ, પાયચંદગચ્છ, ત્રિસ્તુતિકમત, ઢુંઢક (સ્થાનીકમાર્ગી બાવીશ ટોલા ) મત, તથા તેરાપંથ ( સ્થાનકમાર્ગી ) સાધુઓ વિદ્યમાન છે.

આ પ્રમાણે ગણધર વંશનો સંક્ષિપ્ત ઇતિહાસ છે.

## વાચકવંશ.

આગમ વાચના વિભાગના પૂર્વવિત્ નાયક **વાચનાચાર્ય** મનાતા હતા, જેઓ ગણવ્યવસ્થામાં ગણધરને આધિન તથા સહાયક હતા, કિંતુ વાચનાપ્રદાનમાં સ્વતંત્ર હતા. વાચક તથા ઉપાધ્યાય તેમના નામાંતરો છે.[૨૩]

---

૨૩ સૂત્ર ભણાવે તે વાચક, અર્થ ભણાવે તે વાચનાચાર્ય. આ રીતે કાર્યભેદથી ભિન્ન ભિન્ન નામો હોવાનો સંભવ છે. વિદ્યાધર વંશ એ વાચક વંશનું નામાંતર સંભવે છે.

ખરી રીતે વાચક શબ્દ પૂર્વવિત્નેજ લગાડાતો. પરંતુ પૂર્વના જ્ઞાનનો વ્યુચ્છેદ થયા બાદ તે શબ્દ ઉપાધ્યાયને પણ લગાડવામાં આવે છે. આચાર્ય તથા ઉપાધ્યાય આ બન્ને શબ્દો પ્રાચીન અને સ્વતંત્ર છે.

શ્રમણ સંઘાનું સર્વતોમુખી જ્ઞાનપ્રચાર–કાર્ય વાચકને આધિન હતું વાચક તેની વ્યવસ્થામા સતત ઉપયોગશીલ રહેતા હતા. તેઓ દ્વાદશાંગી જિનાગમોને કંઠસ્થ રાખી, સાધુઓને મુખપાઠે જ અધ્યયન કરાવતા હતા. તેમની પાસે હરકોઈ ગણુ–ગચ્છના શ્રમણો આવી સમાનભાવે વાચના લેતા. જેથી આગમ પ્રચારની ઘણી અનુકુલતા રહેતી હતી તેઓ પોતાના ગણુના–સાધુના વાચક હોવા છતા અન્યગણુના સાધુઓના **વાચનાચાર્ય** મનાતા હતા તે કાળના શ્રમણો પણ પોતાની ઓળખાણ માટે પોતાના ગણાચાર્યનો તથા વાચનાચાર્યનો પૂજ્યરૂપે પરિચય આપતા હતા.[૨૪]

વાચના–નાયકનુ સ્વર્ગગમન થતા શ્રમણો હરકોઈ ગણુના આગમવેદી તથા વાચનાચાર્ય પદને યોગ્ય શ્રમણો પાસે જઈ વાચના લેતા હતા, અને સ્વર્ગગત વાચક પછી પરંપરામા તેનું નામ જોડી દેતા હતા. આ પરંપરાનુ નામ "વાચકવંશ" છે.

આ રીતે શ્રીસુધર્માસ્વામીથી પ્રારંભીને અનુક્રમે જે જે પૂર્વવિત્ મહાપુરુષોએ આગમ પ્રચારની પ્રવૃત્તિ કરી, તેના નામો **વાચકવંશ** રૂપે સંકલિત થયા.

પ્રાચીન કાલમા વિહારશીલ જૈન શ્રમણોના બૌદ્ધમઠોની જેમ સ્થાયી નિર્ગ્રંથમઠો નહિં હતા એટલે ગણોની સંખ્યા વધવાથી વિહારશીલ વાચકવંશો પણ વધતા ગયા.

શ્રીનંદીસૂત્ર સ્થવિરાવલી તથા યુગપ્રધાન સ્તોત્રમા વાચકવંશનો ઇતિહાસ ઉપલબ્ધ થાય છે **શ્રીકલ્પસૂત્રમા** તો આ સંબંધી નીચે પ્રમાણે થોડી માહિતી મળે છે

સાત ગણધરો પોતપોતાના ગણુના **ગણાચાર્ય** હતા, તેમજ **વાચનાચાર્ય** હતા. પરંતુ અંતિમ ચાર ગણધરો માત્ર બે ગણુના આચાર્ય હતા. અહીં બે બે ગણધરોનો એક ગણ હોવામા તેઓની ગણવ્યવસ્થા તથા વાચનવ્યવસ્થા ભિન્ન ભિન્ન વહેંચાએલી હોય, એ સ્હેજે કલ્પી શકાય તેમ છે જો કે તેઓ ગણધર હોવાથી એકાકીપણે બન્ને વ્યવસ્થા કરવામા સમર્થ હતા, કિન્તુ ગૃહસ્થપણામા સંયુક્ત ગણ હતો તે સંયુક્ત જ રાખ્યો.

શ્રી સંભૂતિવિજય તથા શ્રી ભદ્રબાહુ સંયુક્ત પટ્ટધરો, જેઓ ગણાચાર્ય તથા વાચનાચાર્ય છે અલ્પ દીક્ષાપર્યાયને અંગે શ્રી સ્થૂલિભદ્રસ્વામીને સહાયક બનાવવાથી શ્રી ભદ્રબાહુસ્વામીને ગણધરાવલીમાં કીર્તિત કર્યાં છે.

શ્રી આર્ય મહાગિરિજી પણ સ્થુલિભદ્રસ્વામીના વાચકજી છે.[૨૫]

આર્ય મહાગિરિજીના શિષ્ય ઉત્તર તથા બલિસ્સહ **બલિસહ**–ગણુના આચાર્ય તથા વાચકજી છે જેમને નંદીસૂત્રમા **બૃહુલ** તરીકે સાંકેતિક કર્યાં છે જેની પરંપરા શ્રી દેવર્ધિવાચક સુધી ચાલી છે. યુગપ્રધાન સ્તોત્રમા આ સ્થાને ગુણસુંદરસૂરિનું નામ છે.

શ્રી સુસ્થિત તથા સુપ્રતિબદ્ધ આચાર્યો પણ ગણુનાયક તથા વાચના–નાયક છે.

શ્રી કાલિકસૂરિ (વીર. નિ સં. ૭૨૦) ના શિષ્યો શ્રી સંપલિતસૂરિ તથા ભદ્રસૂરિજી પણ આચાર્ય તથા વાચના–નાયક સંભવે છે.

શ્રી નંદીસૂત્રમા પૂર્વે શાખાઓમા લખ્યા પ્રમાણે સ્થવિરાવલી છે.

આ ઉપરાત વિશેષ ધ્યાન ખેંચે તેવી ઘટના આ છે—

---

૨૪ જુઓ તત્વાર્થ સૂત્રની ભાષ્યકારિકા.
૨૫ જુઓ આવશ્યક નિર્યુક્તિ વૃત્તિ, પત્ર ૬૬૭

૧ શ્રી સુધર્માસ્વામીથી શ્રીસુહસ્તિસૂરિ પર્યંતના ગણુ–આચાર્યો જ વાચનાચાર્યો છે અર્થાત્ તેઓ બન્ને વિભાગનું શાસન ચલાવવા સમર્થ હતા. અથવા વાચનાચાર્ય પદવીને અદ્દલ કરી ગણાચાર્ય બન્યા હતા. ( ગાથા ૨૩, ૨૪, ૨૫ ).

૨ વજ્રસ્વામી[૨૬] તથા સ્કંદિલાચાર્ય[૨૭] પણ બન્ને પદવીથી વિભૂષિત બંભવે છે.

૩ " વ્યાકરણુ કરણુ ભાંગા તથા કર્મ પ્રકૃતિના પ્રખરજ્ઞાતા આર્ય **નાગહસ્તિનો**[૨૮] તથા રેવતિનક્ષત્રનો વાચક વંશ વધો "( ગાથા ૩૦–૩૧ ) આ પાઠથી સિદ્ધ થાય છે કે તેમના સમયમાં તેમના વંશમાં અધ્યયન કરી અનેક મુનિઓએ શાખા–પ્રશાખા વધારી હતી (બ્રહ્મહેમચંદ્ર કૃત શ્રુતાવતાર ગાથા ૧૫૩,૧૫૪ માં નાગહસ્તિને પાંચમા જ્ઞાન પ્રવાદ પૂર્વમાંથી ઉદ્દ્ધૃત દોષ પ્રાભૃતના અધિકારી તરીકે વર્ણવ્યા છે.

૪ રેવતી નક્ષત્રના આસને અચલપુર નિવાસી બ્રહ્મદ્વીપિકા શાખાના સિંહસૂરિ છે.1. (ગાથા ૩૨ ) આ પાઠ વાચનાચાર્યની પસંદગીમાં ગણભેદ ન હોવાનું વિધાન કરે છે.

૫ શ્રી સ્કંદિલાચાર્યનો અનુયોગ ભરતાર્ધમાં છે ( ગાથા ૩૩ ) આ પાઠથી પુરવાર થાય છે કે તેઓએ આગમવેદીઓને એકઠા કરી આગમો લખ્યા–આગમો ફેલાવ્યાઃ ( યોગશાસ્ત્ર, પ્રકાશ ૩, શ્લોક ૧૨૦ ટીકા.)

૬ શ્રી હેમવંતસૂરિને ક્ષમાશ્રમણનું વિશેષણ આપ્યું છે. ( ગા. ૩૫ )

૭ વજ્રસેનસૂરિથી શરૂ થયેલ આર્ય **નાગીલી** શાખાના નાગાર્જૂન તથા ભૂતદિન્ન અનુપૂર્વીથી અહીં વાચક થયા હતા. ( ૩૬, ૩૭, ૩૮, ૩૯ ).

૮ ભૂતદિન્નસૂરિ ભરતાર્ધમા અનુયોગ પ્રધાન છે. (૩૯).

૯ લોહિત્ય તથા દુષગણી સૂત્ર–અર્થ મહાર્થના જ્ઞાતા હતા.[૨૯] ( ગા. ૪૦, ૪૧ ) આ સ્તુતિમાં અનુક્રમિણ તથા સમકાલીન વાચકોને વંદન કર્યું છે આ રીતે સ્કંદિલાર્ય તથા નાગાર્જુનાચાર્ય સમકાલીન છે તથા ગોવિંદાણંવિના અપિ શબ્દમા પણ આજ વિશેષતાનો પ્રદીપ છે. ( ગા. ૨૩, ૩૫.)

૨૬ આવશ્યક નિર્યુક્તિ ગાથા ૭૬૭, ૭૭૫, ૭૬૬ વૃત્તિમાં વજ્રસ્વામીને વાચક તથા યુગ પ્રધાન પદ પ્રાપ્તિનો ઉલ્લેખ છે.

૨૭ શ્રી દેવર્ધિગણીએ સ્કંદિલસૂરિનું નામ આપી, સિંહસૂરિથી પોતાની પરંપરા બતાવી છે આ વિશેષતા સૂચક ઉલ્લેખથી ૫–બની અભેદતા માની કલ્પસૂત્રના સંક્ષિપ્ત તથા નંદી સૂત્રના સ્કંદિલાચાર્ય એક માનવાનુ કારણ મળે છે. કિન્તુ પ્રભાવક ચરિત્રમાં સ્કંદિલાચાર્યને વિદ્યાધર-કુલના પાદલિપ્તસૂરિ સંતાનીય તરીકે સંબોધ્યા છે

૨૮ નંદીસૂત્રમાં આર્ય મંગુસૂરિ પછી એકાંતરે નાગહસ્તિસૂરિનું નામ છે જેને પ્રભાવક ચરિત્ર–પાદલિપ્ત પ્રબંધમાં વિદ્યાધર ગચ્છના બતાવ્યા છે

બ્રહ્મ હેમચંદ્ર કૃત શ્રુતાવતારમાં નાગહસ્તિ તથા આર્યમંગુને ગુરુ–ભાઈ માન્યા છે, કલ્પ-સૂત્રમાં નાગ તથા હસ્તિસૂરિ વચ્ચે ૬ પટ્ટધરો માન્યા છે, યુગપ્રધાન યંત્રમાં નાગહસ્તિસૂરિનું યુગપ્રધાન જીવન ૬૯ વર્ષનું વર્ણ્યુ છે, આ દરેક સમસ્યાનો ઐતિહાસિક શોધખોળથી નિકાલ લાવવો જરૂરી છે

૨૯ દુષગણિ અને દેગિગણિ એ એકજ હોવાનું કલ્પી શકાય છે.

શ્રી ધર્મઘોષ સૂરિ કૃત યુગપ્રધાન સ્તોત્રમા બીજા ઉદયમાં નિર્દેશેલ શ્રી કાલિકાચાર્ય પણુ વી. સં. ૯૮૦ મા વિદ્યમાન હતા. જેણે ચોથને દિવસે સંઘ સમક્ષ કલ્પસૂત્ર વાંચનને પ્રારંભ કરી શ્રાવક વર્ગમા પ્રતિવર્ષ કલ્પશ્રવણરૂપ પર્યુષણાપર્વની સ્થાપના કરી હો એમ પ્રમાણિત થાય છે.

યુગપ્રધાન સ્તોત્રની પરંપરામા શ્રી સુહસ્તિસૂરિ પછી આ પ્રમાણે છે.

ગુણસુદર સૂરિ શ્યામાચાર્ય સ્કદિલ રેવતિમિત્ર ધર્મસૂરિ ભદ્રગુપ્ત શ્રીગુપ્ત[30] **વજ્રસ્વામી** આર્યરક્ષિત દુર્બલિકા પુષ્યમિત્ર વજ્રસેન. ( શ્રી વજ્રસ્વામીના શિષ્ય ) નાગહસ્તિ રેવતિમિત્ર સિંહસૂરિ ( બ્રહ્મદીપિક ) નાગાર્જુન ભૂતદિન્ન અને કાલિકાચાર્ય.

શ્રી **ઉમાસ્વાતિ** વાચક તત્વાર્થ સૂત્ર ભાષ્યમાં પોતાનો પરિચય આપે છે : તેઓ વાચક મુખ્ય શિવશ્રીના પ્રશિષ્ય હતા, એકાદશાંગી ઘોષનંદિ ક્ષમણના શિષ્ય હતા (૧)[31]

વાચનાથી મહાવાચક મુડપાદ ક્ષમણના પ્રશિષ્ય હતા વાચકાચાર્ય મૂલના શિષ્ય હત (૨) ઉચ્ચ નાગર શાખાના વાચક[32] હતા (૫) તેમના જન્મભૂમિ ન્યગ્રોધિકા, ગોત્રકૌભીષણી, પિતા સ્વાતિ, માતા વાત્સી, તથા ગ્રથ રચનાનુ સ્થાન કુસુમપુર ( પટના ) છે. (૩)

આ ભાષ્યપાઠથી યુગ્મ વંશની ભિન્નતા સ્પષ્ટ થાય છે. તેમના ગુરુજી વાચક પૂર્વવિત્ ન હતા, કિન્તુ એકાદશાગ પાઠી હતા. એટલે તેઓ વાચકાચાર્ય **મૂલ** પાસે આગમ જ્ઞાન મેળવી **ઉચ્ચનાગર** શાખાના વાચક વંશના નાયક બન્યા. એ પણ સ્પષ્ટ લખાણુ છે.

આ પરંપરામાં શ્રી સુધર્માસ્વામી તથા જમ્બૂસ્વામી કેવળી છે. પછીના ૬ આચાર્યો શ્રુતકેવલી છે. ભદ્રગુપ્તસૂરિ ૧૦ પૂર્વી, વજ્રસ્વામી ૧૦ પૂર્વી, આર્ય રક્ષિત, પૂર્વી, દુર્બલિકા પુષ્યમિત્ર ૯ પૂર્વી તથા વિન્ધ્ય નવ પૂર્વના જ્ઞાનધારી છે. (સુખબોધિકા આવશ્યક નિર્યુક્તિ ગાથા ૭૬૫, ૭-૬, ૭૭૭ વૃત્તિ ) શ્રુતાવતારના આધારે શ્રી નાગહસ્તિ સૂરિ સમયે પાચપૂર્વનુ જ્ઞાન હશે ? શ્રી દેવર્ધિ વાચક અગીઆર અંગ તથા એક પૂર્વથી અધિક જ્ઞાનવાલા હતા. વી. સં. ૧૦૦૦ મા સત્યમિત્ર સ્વર્ગે જતા પૂર્વ જ્ઞાનનો વિચ્છેદ થયો.

પન્નવણા સૂત્રની ટીકા પ્રમાણે વાચકનુ વિશેષણ પૂર્વવિદ્‌ને લાગતું હતું આ રીતે પૂર્વજ્ઞાનનો વિચ્છેદ થતાં તથા આગમો લિપિબદ્ધ થતા વાચક વંશ પણ હૈયાત ન રહ્યો હોય, યાને ગણધર વંશમા ભળી ગયો હોય એમ માની શકાય છે.

---

૩૦ શ્રી ગુપ્ત ઉપાધ્યાય હતા, તેમજ આચાર્ય હતા ( આવશ્યક નિર્યુક્તિ વૃત્તિ, પત્ર ૩૧૮ )

૩૧ ક્ષપણ ક્ષમણ ખવણ એ તપસ્વીના નામો છે, જેમ કે સાગર દત્ત ખવણ, કાલગ ખવણ, ઘોષનંદિ ક્ષમણ, મુડપાદ ક્ષમણ, રક્ષિત ખમણ ( આ. નિ ૭૭૬ ), સીંહગુહા–ખવણ વિગેરે

૩૨ આર્ય શાંતિ શ્રેણીકથી કોટિક ગણની ઉચ્ચ નાગરી શાખા નીકળી છે ઉચ્ચ નગર એ પંજાબ સિંધનુ નગર સંભવે છે, જીનદત્ત સૂરિએ પોતાના પટધરોને ઉચ્ચ નગર, દિલ્હી, લાહોર, મુલતાન વિગેરે સ્થાનોમાં ચોમાસા કરવાનો નિષેધ કર્યો છે, ( ખરતર ગચ્છ પટ્ટાવલી ) એટલે તે સમયે ઉચ્ચ નગર હસ્તી ધરાવતુ હતું. છેલ્લી શોધ પ્રમાણે ઉચ્ચનગર એ તક્ષશિલાનો પાડો હોવાનુ મનાય છે.

શ્રી ઉમાસ્વાતિ આચાર્યના "વાચકવંશ" માટે જુઓ અનેકાંત કિરણ ૧ માં આવેલ મારો લેખ

## વાચના અને બુદ્ધિભેદ

ભગવાન મહાવીરનો ઉપદેશ ગણધરોએ સંગ્રહિત કર્યો, તેજ જિનાગમ છે, એજ જૈન સાહિત્યનો અસલી ખજાનો છે આવા ૧૧ ગણધરોના ૧૧ જિનાગમ-ખજાના હતા. જેમાંથી શ્રી સુધર્માસ્વામી સંગ્રહિત જિનાગમો મોજુદ છે જેમા ૧૨ અંગોનો સમાવેશ થાય છે આ જિનવાણી અમાતના થવાના ડરથી વી સં ૯૮૦ સુધી પુસ્તકરૂપે લખાતી ન હતી આપણે આગળ દર્શાવ્યુ તેમ વાચકાચાર્યો આગમોને કંઠસ્થ રાખતા હતા અને શિષ્યોને પણ ગોખાવી કંઠસ્થ કરાવતા હતા. જેના અર્થ-વિવરણમા સર્વતોમુખી જ્ઞાન પ્રાપ્ત થતુ હતુ

પરંતુ આ રીતે અધ્યયન કરવામા કઠિનાઈ ઘણી હતી વિના પુસ્તક પઠન પાઠન, લેખિત કરવાના અભાવે છાદ્મસ્થિક અર્થભેદો, વાચનાચાર્ય-વાચના મંડળનો નવ કલ્પિ વિહાર, દુષ્કાલ રોગાદિ કારણે તિતર વિતર થઈ જવુ, વિહારની દૂરતાથી વાચનાચાર્યોના ઉઠતા બુદ્ધિભ્રમો, તેના નિરાકરણના પ્રયત્નો, સમગ્ર સાધુઓની વાચના-સમિતિથી આખરી નિર્ણય કરવો ઇત્યાદિ અનેક વિકટ પરિસ્થિતિમાં અધ્યયન ચાલતું હતુ જેથી બુદ્ધિનિધાન શ્રમણો જ તેનો લાભ લઈ શકતા હતા.

શ્રમણ ભગવાન્ મહાવીરને છદ્મસ્થાવસ્થામા મંખલી પુત્ર **ગોશાળ** નામે શિષ્યાભાસ શિષ્ય થયો હતો, જે થોડા વર્ષ બાદ જુદો પડ્યો.

તેમણે સંપૂર્ણ નિયતિવાદથી આજીવિક મત ચલાવ્યો હતો. ( દીઘનિકાય ) જેમા શીતોદક બીજકાય આધાકર્મ તથા સ્ત્રી સેવનની સર્વથા છુટ હતી ( સુયડાગજી ) ખુદ ગોશાળ અબ્રહ્મચારી હતો. આજીવિકો નાગા [૩૩] રહેતા હતા, હાથમા ખોરાક ખાતા ( મજ્ઝિમનિકાય ).

તે શ્રમણનિર્ગ્રન્થને "એકશાટિક" ની ઉપાધિથી બોલાવતો હતો બૌદ્ધ ગ્રંથોમા આજીવિક મતના અનુસારે જીવોનું વર્ગીકરણ કરતા ૬ ભાગ બતાવ્યા છે ૧ કૃષ્ણાભિજાતિ, ક્રુરમનુષ્યો, ૨ નીલાભિજાતિ, ભિક્ષુઓ બૌદ્ધ ભિક્ષુઓ, ૩ લોહીતાર્ય જાતિ, નિર્ગ્રન્થો, જે લંગોટી અવશ્ય રાખતા હતા, ૪ હરીદ્રાભિજાતિ સર્વ વસ્ત્રત્યાગી આજીવિક ગૃહસ્થો, ૫ શુકલાભિ જાતિ, આજીવિક શ્રમણો શ્રમણીઓ, ૬ પરમ શુક્લાભિજાતિ, આજીવિક નેતાઓ નંદવચ્છ, કિસ્સ સંકિસ્સ અને મંખલિ પુત્ર ગોશાળ વિગેરે ( આ ક્રમ ૬ લેશ્યાને અનુસરે છે )

આજીવિકદર્શક બૌદ્ધ પ્રમાણો, હલાયુધ કૃત અભિધાન રત્નમાલા ( ૭ સ ૯૫૦ ) વિરચીપુરના તેરમી સદીના શિલાલેખો, તામિલ સાહિત્ય, તામિલ શબ્દકોશ, સૂત્ર કૃતાંગ ટીકા તથા દિગંબર ગ્રંથ પ્રશસ્તિઓના આધારે એમ માનવાની ફરજ પડે છે કે-આ

---

૩૩ દિગંબર શ્રમણોમા પણ હાલ આ પ્રવૃત્તિ છે, તેઓ નિસંશય બ્રહ્મચારી છે, કિન્તુ શ્રમણો શ્રાવિકા પાસેજ તથા આર્યિકાઓ શ્રાવક પાસેજ સદ પ્રક્ષાલન પુંછન, પૂજન કરાવે જે પ્રણાલી અનુચિત છે પૂર્વાચાર્યનુ પ્રમાણ આપોગ આ યતાવવુ ઠીક નથી આવી પ્રવૃત્તિઓ આજીવિક પરંપરાને સાબીત કરે છે

ઝલિક વિતારિક તથા દિગંબર એ શબ્દો એકાર્થક છે૩૪ આ સ્થિતિ હોવાવીજ દિગંબર સાહિત્યના ગોશાળાનું નામ ગુમ થયુ છે. જે સકારણ છે. તથા કેટલાક વિદ્વાનો ત ા કારણે ૧૬–૧૭ વર્ષ પહેલા ગોશાળ–નિર્વાણનેજ ભૂલથી વીર નિર્વાણ માની, વીર નિર્વાણ સંવતમાં ૧૭–૧૮ વર્ષ પહેલા હઠાવવાનું સૂચવે છે (ભગવાન મહાવીર સ્વામીનાં નિર્વાણ પહેલા ૧૬–૧૭ વર્ષે ગોશાળાનું અવસાન થએલ છે.)

તેણે ભગવાનને તીર્થંકર અવસ્થામાં ઉપસર્ગ કર્યો હતો, અને તેમના મૃત્યુ પછી તેમના શિષ્યોમાંના કેટલાએક નિર્ગ્રન્થ સંઘમાં આવી મળ્યા હતા, જેઓ જંબૂસ્વામી પછી ગણ રૂપે અલગ બની ગયા હતા.

આ ઉપસર્ગનું સૂચન બૌદ્ધના સામગામ સુત્ર તથા મજ્ઝિમ નિકાય ભા. ૨ પૃષ્ઠ ૧૪૩ માં પણ ઉપલબ્ધ થાય છે. (વીર નિર્વાણ સંવત્ કાળગણના પૃષ્ઠ ૭.)

ત્યાર પછી આગમ માન્યતામાં પહેલ પહેલો ક્ષોભ પેદા થયો. વીર નિ૦ પૂર્વે ૧૬ વર્ષે ભગવાન મહાવીરના ભાણેજ તથા જમાઇ **જમાલી** મુનિએ કડેમાણે કડે ના કથનમાં એકનય વાળો એકાંત–અર્થ કલ્પી "બહુરત" મત ચલાવ્યો જે મત તેમના મૃત્યુ સાથેજ વિલય પામ્યો (આ. નિ. ગા. ૭૭૮ થી ૭૮૩ ભાષ્ય ગા. ૧૨૫–૧૨૬)

આ મતભેદની સાક્ષી મજ્ઝિમનિકાય ભા. ૨ પૃ. ૧૪૩ માં મિન્ન નિગ્ગથા દ્વૈધિક જાતા ઈત્યાદિથી મળે છે.

વીર નિ૦ પૂર્વે ૧૬ વર્ષે ચૌદ પૂર્વી વસુ આચાર્યના શિષ્ય **તિષ્યગુપ્તે** "જીવ પ્રદેશ" મત ચલાવ્યો. તેની ભૂલ યુક્તિથી **મિત્રશ્રી** ગૃહસ્થે સુધારી એટલે આ મત પણ લાંબો ચાલ્યો નહીં. (આ. નિ. ભા. ગાથા. ૧૨૭–૧૨૮)

હવે અલ્પ બુદ્ધિવાળા તથા અલ્પાયુ મુનિ માટે જિનાગમ અઘરો થઈ પડ્યો એટલે વીર નિ. સં. ૯૮ ની આસપાસમાં શ્રી શય્યંભવ સૂરિએ દશ વૈકાલિક સૂત્રની રચના કરી (દિગંબર સાહિત્યમાં પણ આ સૂત્ર આગમ રૂપેજ પ્રતિષ્ઠિત છે)

વીર નિ. સં. ૬૪ માં ઉપશમ શ્રેણી, ક્ષપક શ્રેણી, જિનકલ્પી માર્ગ, અંતિમ ત્રણ ચારિત્ર, પુલાકલબ્ધિ, આહારક શરીર, અંતિમ ત્રણ જ્ઞાન, તથા મોક્ષ ગમનનો વિચ્છેદ થયો

આવશ્યક ચુર્ણીના ઉલ્લેખ પ્રમાણે શ્રી સંભૂતવિજય સ્વામીના સમયમાં બાર દુકાળી પડી, જ્યારે ભદ્રબાહુ સ્વામી નેપાળમાં પહોંચી ગયા (તેમના શિષ્યો ગોદાસ વિગેરે તામલિપ્ત કોટિવર્ષ અને પુંડ્રવર્ધન વિગેરે બંગાળ ભૂમિમાં વિચરતા હતા)

અન્ય શ્રમણો સમુદ્ર કાંઠે ચાલ્યા ગયા. (પરિશિષ્ટ પર્વ સર્ગ ૯)

આ બાર દુકાળીમાં શ્રમણો જુદા જુદા પડી ગયા, વી. સં. ૧૫૬ માં સંભૂતવિજયજી સ્વર્ગે પધાર્યા. ગણધર સ્થૂલિભદ્ર અલ્પ અનુભવી હતા. આ સમયે શ્રમણ સંઘે પાટલીપુત્રમાં એકઠા મળી બાર વર્ષમાં તુટી ગએલ વાચનાક્રમ સંયોજ્યો, તથા પરસ્પર પાઠ મેળવી પુનઃ ૧૧ અંગ વ્યવસ્થિત કર્યાં. જેમાં આર્યાયક્ષા શ્રાવિત ચુલિકાઓ પણ સામેલ કરવામાં આવી.

૩૪ જૂઓ એનસાઇક્લોપીડીયા ઑફ રીલીજીયન્સ એન્ડ એથિક્સ તથા પુરાતત્ત્વ કમાંકોલ.

આ સમયે બારમા અગને ધક્કો લાગ્યો કારણ કે તેના જ્ઞાતા ભદ્રબાહુ સ્વામી ૧૨ વર્ષના યોગ ધ્યાનમા પ્રવર્ત્ત હતા

ભદ્રબાહુ સ્વામીએ પૂર્વનો વિચ્છેદ વિચારી દશાશ્રુત સ્કધ વિગેરે છેદગ્રથો (૮૫ સૂત્ર) તથા સૂત્રોને જોડવા માટે ૧૦ (૧૩) નિર્યુક્તિઓ રચી, શ્રી સ્થૂલભદ્ર સ્વામીને ૧૪ પૂર્વ ભણાવ્યા, ૧૦ પૂર્વના અર્થ ભણાવ્યા તેઓ વી મ. ૧૭૦ મા સ્વર્ગે પધાર્યા.

આ સમયે આખરી ૪ પૂર્વો ॥ અર્થો તિરોહિત થયા.

વી મ. ૨૧૫ મા **સ્થૂલિભદ્રજી** સ્વર્ગે જતા અતિમ ચાર પૂર્વનો મૂળ પાઠ પણ વિચ્છેદ પામ્યો.

વી. સં. ૨૧૪ મા **આષાઢાચાર્ય**ના શિષ્યોમા "અવ્યક્ત" મત પ્રવર્ત્યો, રાજગૃહીપતિ મૌર્ય **બલભદ્રે** તેની સમાધાની કરી અત આણ્યો. ( આ૦ ભા૦ ૧૨૯-૧૩૦ )

વી. મ. ૨૨૦ મા આર્ય મહાગીરિના પાચમા શિષ્ય કોડિન્નના શિષ્ય **અશ્વમિત્રે** પર્યાય નયાનુસારી ક્ષણિકતાને એકાંત માની "સામુચ્છેદિક" (શૂન્યવાદ) મત ચલાવ્યો (આ નિ ભા. ગા. ૧૩૧, ૧૩૨, )

કતિપય પટ્ટાવલીમા સ. ૨૨૦ મા બૌદ્ધ ધર્મનો પ્રારભ લખ્યો છે તેથી એમ સમજાય છે કે આ અરસામા બૌદ્ધોમા પણ શૂન્યવાદ સિદ્ધાત પ્રવર્ત્યો અથવા અશોકે બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો

વી મ. ૨૨૮ મા આર્ય મહાગીરિના શિષ્ય ધનગુપ્તના શિષ્ય **ગંગદત્તે "દ્વિક્રીય"** મત ચલાવ્યો અને **મણિનાગ**ના ભયથી પાછો ખેંચી લીધો (આ ભા. ૧૩૩-૧૩૪)

એક સમયમા બે ક્રિયા થાય એ આ મતનો પરમાર્થ હતો આ માન્યતાના પરિણામેજ એક સમયમા કેવળજ્ઞાન કેવળદર્શનનો યુગપત્ ઉપયોગ હોવાનાં વિચારો જન્મ્યા હશે, એમ લાગે છે

વી. સ ૫૪૪ મા યુગપ્રધાનસ્તોત્ર કથિત શ્રી ગુપ્તસૂરિના શિષ્ય રોહ ગુપ્તે **ત્રિ-રાશિક** મત સ્થાપ્યો ( આ ભા. ગા ૧૩૫ થી ૧૪૦ ) જેનાથી **વૈશેષિક** દર્શન આવ્યુ છે તથા દિગમ્બર સપ્રદાય સમ્મત કુદકુદ આચાર્ય સતાનીય દેશીગણ પણ તેનીજ શાખા છે.[૩૫]

સંભવે છે કે રોહગુપ્ત આર્યમહાગીરિજીની ગણધરપરપરામા થયાં છે સ્મકે કલ્પસૂત્રમા તેમને તેમના સાક્ષાત્ શિષ્ય તરીકેજ લખેલ છે

વી. સ. ૫૮૪ મા **શ્રીવજ્રસ્વામીનુ** સ્વર્ગમન થયુ, દશમા પૂર્વનો ઉત્તરાધ, વિચ્છેદ ગયો

આ સમય પહેલાજ શ્રી આર્ય **રક્ષિતસૂરિએ** પોતાના વિદ્વાન શિષ્ય **દુર્બલિકા પુષ્પ મિત્ર** જેવામા પણ પૂર્વનુ જ્ઞાન ક્ષીણ થતુ જાણી, સમસ્ત જિનાગમના ૪ વિભાગ કર્યા અને **ચરણકરણાનુ** યોગમા ૧૧ અગ વિગેરે કાલિક શ્રુતનો, મહાકલ્પ વિગેરે

---

૩૫ जेसम्मकुन्द कुन्दान्वय ख्यात, ख्यातो देशि गणाऽग्रणी ॥
बभौ सपाधिप श्रामान्-पद्मनदी त्रिराशिक ॥ ८ ॥

શ્રુતનો, ધર્મકથામાં ઉતરાધ્યયન વિગેરે ઋષિ ભાષિતનો, ગણિતમા સૂર્ય પ્રજ્ઞપ્તિ વિગેરેનો તથા દ્રવ્યાનુયોગમા દષ્ટિવાદનો સમાવેશ કર્યો, (આ નિ ૭૭૬, ૭૭૭ ભાષ્ય ૧૨૪) અને વી. સ. ૫૮૪ મા દુર્બલિકા પુષ્પમિત્રને ગણધરપદ આપી સ્વર્ગગમન કર્યું (દિગંબર શાસ્ત્રોમા ચાર શાખાના સ્થાપક "અર્હદ બલિ"ને માન્યા છે)

આજ વર્ષે પોતાને ગણધરપદ ન મળવાથી નાખુશ થઇ વાદનિષ્ણાત ગોષ્ઠામાહિલે મન્દસોરમા "અબદ્ધિક" મત ચલાવ્યો.

તેમનો એ બાબતમા વિચાર ભેદ હતો

૧ કર્મ જીવને અબદ્ધરૂપે સ્પર્શી રહે છે.

૨ પ્રત્યાખ્યાનમા કોઇ મર્યાદા કરવી નહી. (એટલે કે સાધુએ "યાવજ્જીવિત પ્રાણાતિપાતને પચ્ચક્ખુ છુ" આ પ્રમાણે યાવજ્જીવ સુધીની પ્રતિજ્ઞા કરવી નહી જોઇએ કિન્તુ પરિમાણ વિનાજ તે કામ કરવુ એજ શ્રેયસ્કર છે આ. ભા. ૧૪૧–૧૪૪).

અત્યારે દિગંબર સંપ્રદાયમાં પણ આજ પ્રવૃત્તિ છે તેમા ત્યાગી કે ગૃહસ્થ યથેચ્છ સામયિક કરે છે એટલે સામાયિકના કાળ માટે કાઈ મર્યાદા નથી. તથા જેમ જિનાગમ સમ્મત સામયિક, ચતુર્વિંશતિ સ્તવ, વંદનક, પ્રતિક્રમણ, કાર્યોત્સર્ગ અને પ્રત્યાખ્યાન એમ ૬ આવશ્યક છે. તેમ, દિગબર સમ્મત સામાયિક કાઉસગ્ગ, સ્તવન, (ચતુર્વિંશતિ સ્તવ) વંદના-સ્તુતિ, પ્રતિક્રમણ, તથા સ્વાધ્યાય એ રીતે ૬ આવશ્યક છે. જેમા પચ્ચખાણને તદ્દન રદ કરવામા આવ્યુ છે. અન્યગ્રંથમા તો સામાયિક, સ્તુતિ, વદન, પ્રતિક્રમણ, વેણઇય (કાયોત્સર્ગ) તથા કૃતિકર્મ એ રીતે ૬ આવશ્યક બતાવ્યા છે. એટલે કે પચ્ચક્ખાણને રદ કરવા જતા છઠ્ઠા આવશ્યકની ચુંટણીમા આ મતભેદ ઉભો થવા પામ્યો છે.[૩૬]

અર્થાત્-પૂર્વોક્ત ગોષ્ઠામાહિલનો મત અસ્ત પામ્યો નહીં, કિન્તુ તિરોભાવે વિદ્યમાન રહ્યો. સભવ છે કે-માથુરસંઘ એ આનીજ શાખા હશે.

ઉપર દર્શિત દરેક ભેદો મતભેદો હતા, મનોભેદ ન હતા બુદ્ધિભેદો હતા, માર્ગભેદો ન હતા. વાચના ભેદો હતા, પ્રવૃત્તિ ભેદો ન હતા વિચારભેદો હતા, ચારિત્ર ભેદો ન હતા! નયભેદો હતા, એકાંત આગ્રહભેદો ન હતા. કેમકે આટલા આટલા ભેદો હોવા છતાં જૈનસંઘ અવિભક્ત હતો.

પરંતુ થોડા વર્ષમા જ જૈનસંઘમા ભેદ પડયો.[૩૭]

---

૩૬ सामायिक, सतूत्सर्गः स्तवन वन्दनास्तुति ॥
प्रतिक्रमस्य स्वाध्यायः षडावश्यकमुच्यते ॥ त्रिवर्णाचार अ० १२ श्लो० २८
सामाइय थुइ वंदण पडिक्कमण वेणइय किदिकम्म ॥
मल हेमचन्द्र कृत श्रुतस्कंध गाथा–६१

૩૭ દેવસેનાચાર્યજી વિક્રમની સત્તરમી સદીમાં રચેલ દર્શન સારમાં આ સંઘ ભેદનો સંવત્ ૬૦૬ આપે છે શ્વેતામ્બરો અમારાથી પહેલા જુદા પડ્યા છે, એમ બતાવવા માટે અહીં ત્રણ વર્ષનો તફાવત રાખ્યા છે.

વી. મં. ૬૦૯ (વિ. સ. ૧૩૯)માં કૃષ્ણઆચાર્યના શિષ્ય મહસમલ-શિવભૂતિ[૩૮] એ રથવીરપુરમાં બોટિકમત સ્થાપ્યો[૩૯] તેમનું કથન એ હતું કે-શ્રમણે દિગંબર રહેવું જોઈએ, વસ્ત્રપાત્ર એ પરિગ્રહ છે. (પછી તેમાં મૂર્છા હોય યા ન હોય[૪૦]) તેને કોડિન્ન (કોંડ કૌંડિન્ય કુંદકુંદ) તથા કોટ્ટવીર એમ બે શિષ્યો થયા. જેણે આ મતને ફેલાવવા ઘણો પ્રયત્ન કર્યો (આ. નિ. ગા. ૭૮૮ ભાષ્ય ગાથા ૧૪૫ થી ૧૪૮).

આ મત ચલાવવામાં અગ્રેસર **શિવભૂતિ** હતા. કિન્તુ અત્યાર સુધીના મતભેદોમાં અલગ પડેલા દરેક શ્રમણો આમાં સામેલ હતા. એટલે આજીવિક વિગેરે દરેકની માન્યતાઓ આ નવા મતમાં અપનાવી લીધી હતી. આવી રીતે આ મતના પ્રારંભમાં સાધુ વસ્ત્ર ન રાખે, પાત્ર ન રાખે, સ્ત્રીને મુક્તિ નથી, કેવલી આહાર ન કરે, સવસ્ત્રને મોક્ષ નથી. ઈત્યાદિ નાની મોટી ૭૦૦ બાબતોનો મતભેદ હતો.

અત્યાર સુધી જૈન સંઘમાં વિચારભેદ ચાલતો હતો શિવભૂતિએ તે વિચારભેદને જીવંત રૂપ આપી **સંઘભેદ** કર્યો. ત્યારથી અવિભક્ત જૈન સંઘના બે ટુકડા થયા.[૪૧]

પુનઃ વીર નિર્વાણની નવમી સદીના પૂર્વાર્ધમાં બાર દુકાળી પડી. જ્યારે પણ શ્રુતધરોનું સ્વર્ગ ગમન થવાથી વાચનાક્રમ તૂટી ગયો. અને એ દુર્ઘટ દશાની સમાપ્તિ

---

૩૮ બ્રહ્મ હેમચંદ્ર કૃત શ્રુત સ્કંધમાં ભૂત બલિ કે જિનદત્ત તરીકે, આ૦ ઈન્દ્ર નંદીના શ્રુતાવતારમાં ભૂતબલિકે શિવદત્ત તરીકે, રામચંદ્ર હિરાચંદ સંપાદિત દિ૦ પટ્ટાવળીમાં ગુપ્ત ગુપ્તિ તરીકે, પુન્નાટ સંઘીય જીન સેનાચાર્ય કૃત (વિ૦ સં૦ ૮૪૦) હરિવંશ પુરાણમાં શિવગુપ્ત તરીકે શિવભૂતિનો પરિચય મળે છે.

૩૯ બોટિક=ખુલ્લું, સફાચટ, બીજાથી છ.અરેલું જેમકે બોટિયુ માથું, બોટિયા મૂછ, બોડી દાઢી ઈત્યાદિ તથા અબોટિયું એટલે ખુલ્લાને ઢાંકનાર.

૪૦ આ માન્યતાની વિરૂદ્ધના પણ કેટલાક દિગંબર આચાર્યના કથન છે. જુઓ—

दशनग्नाः प्रकिर्तिताः ॥ त्रिवर्णाचार ३, ३३

न मुच्यन्ते भवात्तस्माते ये लिंगकृताग्रहाः ॥ समाधि तंत्र—८७

नग्गो कोवि न तारइ कओ मूलो तहेव णिपिच्छो ॥

अप्पा तारइ अप्पाणं, तम्हा अप्पाणं झाएहिं ॥ ढाढसीगाथा.—२०

तहणउ वूड्डउ रुयडउ सूरउ पंडिउ दिव्वु

खवणउ वंदउ सेवडउ मूढउ मण्णइ सव्वु ॥ परमात्मप्रकाश.

૪૧ અત્યારે શ્વે. દિ.માં ૮૪-૮૬ બાબતનો ફરક છે. (યુક્તિપ્રબોધ) જે પૈકીમાં જિન પ્રતિમા વિષયક ભેદ વિક્રમની દશમી સદીથી શરૂ થયો છે (ઉપદેશ તરંગીણી) દેવતત્ત્વ તથા ગુરુતત્ત્વના વિસંવાદમાં દિગંબર મત તથા સ્થાનકમતે. એકાંત પક્ષ સ્વીકાર્યો છે.વળી દિ. સંપ્રદાયના પેટા સંઘો સ્ત્રીમુક્તિ તથા કેવળી ભૂક્તિને પણ સ્વીકારે છે (જૈ. સા. સં.) સવસ્ત્ર આર્યિકાને ચતુર્વિધ સંઘનું એક અંગ માની છઠ્ઠા ગુણ ઠાણે સ્થાપે છે. તે સમયની અસલી જ્ઞાતિ હુંબડની હતી જે શ્વે. દિ. સમાજને એકી ભાવે માને છે. આ મતભેદમાં આગમ તથા તીર્થોનો વારસો શ્વે. પાસેજ રહ્યો. જે હજી તેનીજ સત્તામાં છે. જગતશેઠ તથા નગરશેઠની પદવીઓ પણ હાલ શ્વે. નાજ નસીબમાં છે. આ પછી વિક્રમની તેરમી સદીમાં પુનઃ સામાન્ય તથા ૧૬ મી સદીમાં મોટો સંઘભેદ થયો છે.

થતાંજ ઉત્તરાપથના શ્રમણો **મથુરામાં** તથા દક્ષિણ-પશ્ચિમ હિંદના શ્રમણો **વલ્લભી** (વળા) મા એકઠા મળ્યા અને ભવિષ્યમા દુર્ઘટ પ્રસંગ આંપડે તો આગમોનો વિચ્છેદ ન થાય એટલા માટે જિનવાણીને લીપીબદ્ધ કરવા નિર્ણય કર્યો.

આ રીતે શ્રી **સ્કંદિલાચાર્યની** અધ્યક્ષતા નીચે **મથુરામાં** તથા **નાગાર્જુન** સુરિની અધ્યક્ષતા નીચે વલભીમાં સિદ્ધાતો ઉદ્ધર્યા.

આયુગપત્ વાચનાનું નામ માથુરીવાચના તથા વલ્લભીવાંચના છે ૪૨.

આ બન્ને વાચનાઓના પાઠો નક્કી કર્યા પછી તે બન્ને યુગ પ્રધાનો મળી શકયા નહીં, એટલે પરંપરાના મતભેદો કાયમ રહ્યા આખરે ૧૫૦ વર્ષ પછી બન્ને વાચના પરંપરાના નાયકો શ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણજી તથા શ્રીકાલિકાચાર્ય વલભીમાં મળ્યા, અન્ય આચાર્યો શ્રુતધરોને પણ એકઠા કર્યા. વી. સં. ૯૮૦ માં એ સંયુક્ત સમિતિમાં પરમ્પરનાના મેળવી, યુગપત્ સંકલના કરી, પાઠભેદોને મતાંતર રૂપે કાયમ રાખી, જિનાગમોને પુસ્તકારૂઢ કર્યા.

આ સમયે શ્રી **દેવર્ધિગણીજીએ** ગણધરશ્રુતકેવલી તથા દશપૂર્વધારી કૃત આગામો એવં ગ્રંથો લિપિબદ્ધ કર્યા છે. જેની યાદી સ્વકૃત નંદીસૂત્રમાં શ્રુત જ્ઞાનના અધિકારમાં મળે છે.

આ રીતે શ્રી **દેવર્ધિગણી** ક્ષમાશ્રમણે મહાન પ્રયાસ ખેડી જિન પ્રવચનને ચિરસ્થાયી બનાવ્યુ છે. જેની ગણધર-પટ્ટાવલી **કલ્પસૂત્રમાં** તથા વાચક વંશ-પટ્ટાવલી **નંદિસૂત્રમાં** છે, જે શરૂમાંજ સ્પષ્ટ કરેલ છે.

અત્યારે આપણી પાસે રહેલ જિનપ્રવચન એ **શ્રી દેવર્ધિગણીની** કૃપાનું પરિણામ છે, અને પછીના આચાર્યોએ એ જિનપ્રવચનને ભાષ્યટીકા ચૂર્ણી વિગેરેથી સમૃદ્ધ કર્યુ છે. જેનો ઈતિહાસ પ્રસંગે લખીશુ.

એ જિન-પ્રવચન પ્રાણી માત્રનુ કલ્યાણ કરો.

ઉજમફઈની ધર્મશાળા,
**અમદાવાદ.**
વીર નિર્વાણ સંવત્ ૨૪૬૨.
**જ્ઞાનપંચમી.**

**મુનિ દર્શનવિજય.**

૪૨ જૂઓ-યોગ શાસ્ત્ર પ્ર. ૩ શ્લો. ૧૨૦ ટીકા પત્ર ૨૦૭, શ્રી ભદ્રેશ્વર સૂરિકૃત કથાવલી પત્ર ૨૯૮, જ્યોતિષ કરંડકટીકા, તથા વીર નિર્વાણ સંવત કાલ ગણના પત્ર ૧૧૦,

# ગુજરાતમાં પ્રતિબિંબિત થયેલું આપણું ધર્મતત્ત્વ

લેખકઃ—શ્રી. અનન્તકૃષ્ણ હરિકૃષ્ણ દવે

વાગીશ્વરીના કોઈ અણમૂલા પ્રસાદથી જ ભાષામાત્રમાં કેટલાક શબ્દોમાં તો શબ્દ અને અર્થનો એવો સુન્દર સંપર્ક સાંપડ્યો હોય છે કે તે શબ્દોનો અર્થસ્ફોટ વૈખરીથી બરાબર ન જ થઈ શકે. આપણા શબ્દભંડારમાં પણ યજ્ઞ, માયા, ભાવ ઇત્યાદિ શબ્દો પેઠે ધર્મ શબ્દનો અર્થ દુરવગાહ્ય છે એમ કહી શકાય. એ શબ્દની કલ્પનાતીત વ્યાપકતા પણ એટલી જ છે. કારણ કે ધારણ કરનાર તે ધર્મ અર્થાત્ જીવ એવા પૂર્વશાંકર વેદાન્તમાં પ્રચલિત અર્થથી માંડી કાને ઉદક સ્પર્શ અથવા અગ્નિ જ્ઞાન સુધીની ક્રિયામાં પણ એની સત્તા વ્યાપી રહેલી જણાય છે. ટૂંકમાં કોઈ પણ વિષયમાં ધર્મની સત્તાનો સંબંધ આપણે જોડીજ દીધો છે, અથવા ધર્મ એ સત્તા રૂપજ છે અને તેથીજ તે અનાદિ અને અનશ્વર રહ્યો છે એમ માનવામાં કંઈ ખોટું નથી

પરન્તુ ધર્મ શબ્દનો લોકપ્રસિદ્ધ અર્થ તો 'જે ધારણ કરી શકાય' તેજ છે. આજના જમાનાને પણ ગોઠી જાય એવો એ અર્થ છે. કારણ કે ધારણ કરનારની શક્તિ અને વૃત્તિ અનુસાર એને જે સ્વરૂપમાં સમજવો હોય તેમ સમજવાની એથી લોકને ફાવટ આવી જાય છે. તથાપિ ધારણ કરનારની કલ્પનાવૃત્તિજ કંઈ અંતિમ ધ્યેય વસ્તુ નથી. કલ્પના વસ્તુજ અનન્ત હોવાથી તે એકરૂપ અને નિશ્ચિત નથી. કલ્પનાશક્તિ પણ અન્યાશ્રિત છે અને આ વિવિધ કલ્પનાનો એક માત્ર આશ્રય જ વેદ્ય છે એમ પ્રતીતિ થવામાંજ કલ્પનાની ચરિતાર્થતા છે. અર્થાત્ ધારણ કરેલા ધર્મના યોગથી ધારણ કરનારના સ્વરૂપનું અભિજ્ઞાન થાય તોજ ધર્મ શબ્દનુ યાથાર્થ્ય છે એમ કહેવાય. કોઈ પણ વ્યાપાર જો આવો લક્ષ્યવેધી હોય તો તે ધર્મજ છે.

આવો ચરમ અને પરમ પુરુષાર્થ પ્રાપ્ત કરાવનાર ધર્મ માનવ જીવનને જેટલો ઉપકારક છે તેટલોજ અનિવાર્ય છે, બલ્કે સ્વાભાવિક છે. માનવ કુટુંબનો ઇતિહાસ અવલોકીએ તો જણાશે કે આપણી જાતિની દ્રવ્ય અને ભોગની સમૃદ્ધિ આપણી ધર્મસંપત્તિ આગળ દરિદ્ર દેખાય છે. આજના સમાજનો વિકાસ તેના મૂલગત ધર્મતત્ત્વનો ઋણી છે. બુદ્ધિ વૈભવને યોગે માનસવિજ્ઞાનશાસ્ત્ર ધર્મને વહેમ કે ધતીંગ કહી તેનેજ સમાજના હ્રાસનું કારણ કલ્પે તો તેમાં પણ વિશ્વજનીન ધર્મતત્ત્વની થયેલી કે કરેલી વિકૃતિજ દોષપાત્ર છે. જીવાય છે માટે જીવવું એ ભૂતાર્થવાદને નહિ પરન્તુ જીવાય છે તો કેમ જીવવું એ નવીન દર્શન સિદ્ધ કરવાની ચોદનામાંજ ધર્મની સપ્રયોજનતા રહી હોય તો તે સર્વ કાલે સમાન રીતે જ અપરિહાર્ય રહેવાની. ગમે તે રૂપમાં પણ ધર્મની આવશ્યકતા જરૂર જણાવાની. માટેજ ધર્મતત્ત્વ એ અનાદિ કાળથી ઉતરી આવેલો માનવ જીવનનો પ્રાણપ્રદ વારસો છે એમ કહેવું પરમાર્થ છે.

આમ માનવ સંસ્કૃતિ જેટલોજ તેના ધર્મતત્ત્વનો ઇતિહાસ જગજૂનો છે. સૃષ્ટિને સદ્ભાગ્યે આપણા દેશમાં પણ માનવકુટુંબની એક લતા પાંગરી પ્રફુલ્લિત થઈ પોતાનો સુમનપરાગ દિગંતમાં પાથરવા લાગી. એનો વસંતોત્સવ ઘણો લાંબો તથા આદ્ય ચાલુ રહ્યો. અનેક સુગંધી ફૂલથી સુન્દર લાગતી એ લતા ફલાગમથી વધુ સુન્દર લાગવા માંડી. એણે અનેક પ્રાણને આકર્ષ્યાં, પોષ્યા અને પોતાના કરી લીધા. આર્યોના એ યુગે જે

ધર્મસંસ્કૃતિ કેવી છે તેનાથી જગત અજાણ્યુંજ બન્યું છે મનુષ્ય જાતિની સંસ્કૃતિના ઇતિહાસમાં આર્યસંસ્કૃતિનો ફાળો અનુત્તરજ રહે છે પરન્તુ આજે તો પાનખર બેઠી છે આર્યોના અનુજોમાં સ્વત્વ પીછાનવાની યોગ્યતા પણ કમી થવા લાગી છે. પરિસ્થિતિ પલટાઈ છે એના કરતાં અવસ્થિતિજ શંકાસ્થાન બનતા બેઠી છે એમ કહેવું કદાચ વિશેષ યોગ્ય હશે તથાપિ આપણી આવી મરણોન્મુખ અવસ્થામાં પણ એજ પૂર્વદર્શન કોઈ વિરલ દ્રષ્ટાના હૃદયમાં ચેતના જગાવી પુનરુત્થાન કરવા પ્રેરકમણિ નીવડી શકે છે એ આપણા આર્યોએ નાખેલા ધર્મસંસ્કૃતિના અવન્ધ્ય બીજનેજ આભારી છે એટલું પણ આપણે ન સ્વીકારી શકીએ તો આપણે કૃતઘ્નજ નહિ પણ ઘૃણાપાત્ર થયા કહેવાઇશું

વ્યુત્પત્તિની વાત બાજુએ રાખીએ તો પણ આપણા મનને તો 'આર્ય' શબ્દ અને ધર્મ ઘણા નિકટના સંબધી લાગ્યા કરે છે ધાર્મિકતાવિહીન તે અનાર્ય એવોજ કંઈ આપણને સંસ્કારને લીધે ખ્યાલ રહે છે આર્યતાનું ભાન આપણામાં રહેલા પાવિત્ર્ય અને ગૌરવને ઉત્તેજીત કરે છે આપણા આર્યોનો દેશ, આર્યોનો ધર્મ, આર્યોની સંસ્કૃતિ, આર્યોની ભાષા એ બધુંજ પોતાને આર્યકુળમાં ગણાવતા બીજા બધાનાથી અનોખું તરી આવે છે કારણ કે આર્યોએ જે રીતે જીવનના પ્રત્યંગનો સમન્વય કરી ધર્મના શરીરનું સૌષ્ઠવ સાચવ્યું છે, ધર્મને જીવન પ્રવાહમાં ઓતપ્રોત કરી લોકધારાને સફલ કરવા બુદ્ધિ બાહુલ્યથી ઝીણવટ ભર્યો જે પુરુષાર્થ કર્યો છે એવો ભાગ્યેજ કોઈ પ્રજાએ કર્યો હશે આપણા દરેક કાર્યમાં ધર્મને માર્ગદર્શક બનાવી શ્રેય સાધનની પ્રાપ્તિ કરાવવામાં બાલકની બુદ્ધિના વિકાસને અવરોધક નહિ પણ પોષક અને સન્માર્ગે વાળનાર વત્સલ પિતાની દયાળુતાજ આર્ય દર્શનમાં માલમ પડશે આવી સર્વતોભદ્ર દૃષ્ટિથીજ આપણા ધર્મની પ્રવૃત્તિ ચાલી હતી એ દૃષ્ટિના વિસ્મરણથી થતા સ્વચ્છંદાચારમાંજ અધર્મનું મૂલ છે એમ માની વ્યવહારમાત્રમાં ધર્મનો અંકુશ મૂકાયો. ધર્મના આવા નિયમનથી સમાજ ઘડતર, રાજકારણ, ગૃહ વ્યવસ્થા, કેળવણીસંસ્થા ઇત્યાદિ ક્ષેત્રોમાં મર્યાદિત છતાં ઘણો મોટો વિકાસ થવા માંડ્યો

આર્યધર્મમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિને પરસ્પર વિરોધી નહિ પણ ઉપકારક માનીને સામુદાયિક તેમજ વૈયક્તિક વિકાસને અધિકારીભેદ અનુસાર પૂરતો અવકાશ આપવામાં આવ્યો છે વ્યક્તિ સમાજનું અંગ હોવા છતાં પોતાની અભિરુચિ અનુસાર નિવૃત્તિલક્ષણ ધર્મનો આશ્રય કરી પોતાનું સ્વાતંત્ર્ય જાળવી શકે છે પરંતુ અધિકારસામગ્રીની અનેક-વિધતાને લીધે સમુદાય માટે એવા ધર્મનું વિધાન કરવામાં નથી આવ્યું જ્યાં જ્યાં આવા અસ્પૃશ્ય ધર્મમાં સમાજને દોરવામાં આવ્યો હશે ત્યાં એ પ્રયત્ન નિષ્ફળજ ગયો છે અને સમાજને હાનિજ થઈ છે આમ વ્યષ્ટિ અને સમુદાયનો સુમેળ સાચવીને પ્રજાકલ્યાણની સિદ્ધિને અર્થે શરૂ થયેલા વિકાસક્રમમાં સમાજશરીરના સ્વાસ્થ્યને દૂષિત કર્યા વિના વ્યક્તિગત વિકાસ ઉન્નત સમાજનો આદર્શ બની તેનો નિયામક પણ બની શકે એટલી ઉદારતા એ ધર્મમાં છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ ધર્મમાં રહેલી સ્વાભાવિક ક્રમિકતા ધ્યાનમાં રાખીને પ્રથમ માર્ગ પ્રજા સમસ્ત માટે યોજી તેના સમસ્ત વ્યાપારને ધર્મના બંધને બાંધી તે તરફ કેન્દ્રગામી કરવામાં આવ્યો

ઉપર જણાવેલા ધર્મના બન્ને ભેદમાં પૂર્વપીઠિકા તો આત્મવત્ સર્વભૂતેષુ દૃષ્ટિમાં રહી છે એકમાં ઉપરતિ અને બીજામાં કર્મયોગ ઉપલક્ષણ છે બન્ને માર્ગ લોકની અભિ-રુચિને અનુસરી કલ્યાણનો માર્ગ દર્શાવે છે

આર્યધર્મનું વિશિષ્ટઅંગ એમાં રહેલી યજ્ઞભાવના છે. પ્રથમ તો મનુષ્યશક્તિથી કોઈ અધિક અને અગમ્ય તત્ત્વને ઉદ્દેશીને તેને સંતોષવાની વૃત્તિમાંથી યજ્ઞની કલ્પના ઉદ્‌ભવી. ત્યારબાદ ઐહિકામુત્ર જે જે ભૂત અને પ્રાણીશક્તિનો આવિર્ભાવ પોતાને કાર્યસાધક અને ઉપકારક થતો કલ્પાયો તેના ઋણસ્વીકાર માટે પણ યજ્ઞ ધર્મ્ય મનાવા લાગ્યો. અંતે જગત્માં લોકોપકાર કરવામાં જ આ શરીરની કૃતકૃત્યતા હોઈ શકે એટલી ઉચ્ચ ભૂમિકાએ એ યજ્ઞભાવના પહોંચી. આવી રીતે નિષ્કામ કર્મયોગનું બી રોપાયું.

આ ભાવનાને અંગેજ શ્રદ્ધાનો પ્રાદુર્ભાવ થયો. દેવ, ઋષિ, પિતૃ આદિનું ઋણ સંભારી એનાથી ઉપકૃત થયેલ મનુષ્ય એમણે આદરેલા કલ્યાણમાર્ગનું અનુકરણ કરીને એ સાતત્ય જાળવી રાખે એમાં શ્રાદ્ધનો હેતુ સમાયો મનાવા લાગ્યો. દેવનાં પૂજન જીવનમાં દિવ્યતા આણ્યા વિના નજ થઈ શકે, ઋષિનાં તર્પણ તેમણે દર્શાવેલા માર્ગના અનુસરણમાંજ હોય અને પિતૃનાં શ્રાદ્ધ તેમનાં અધૂરાં પૂરાં કરનારી સંતતિ વડેજ બની શકે, એ ભાવનાએ નિત્ય તથા નૈમિત્તિક કર્મને કર્ત્તવ્ય ગણતાં શીખવ્યું. એ સ્થિતિમાં પ્રજોત્પત્તિને ભોગનું આકસ્મિક પરિણામ નહિ પણ ધર્મસંચાલન માટે આવશ્યક સાધન માનવાની દૃષ્ટિ ખડી થઈ.

પરિણામે સમાજમાં વિવાહિત જીવન અને સંતતિના પ્રશ્નો ઉપસ્થિત થતાં વર્ણાશ્રમ સંસ્થા ઉદ્‌ભવી

વર્ણાશ્રમવ્યવસ્થા આપણા ધર્મનું એક વિશિષ્ટ અંગ છે, આપણા ધર્મનો સુન્દર પરિપાક છે. આજે એ સંસ્થા છિન્નભિન્ન થઈ ગઈ છે એ ખરું તેમજ એ વિભાગોની ઉપલક દૃષ્ટિએ જોતાં લોકોને જરૂર ન જણાતાં કે તેમને મનગમતી રીતે વ્યવહાર કરવામાં એ બાધક લાગવાથી એ અનિષ્ટ સમાન ભાસે છે. પરન્તુ પૂર્વે એજ વ્યવસ્થામાં રહી વ્યક્તિ, સમાજ અને ધર્મ પરસ્પર એકબીજાનાં સહાય બની રાષ્ટ્રનો અભ્યુદય સાધવા શક્તિશાલી થયાં હતાં એ ભૂલવું જોઈતું નથી. અલબત્ત હાલના જેટલી જટિલ વ્યવસ્થા તેમજ દૃષ્ટિની સંકુચિતતા તે વેળા ન હતી એ પણ તે વખતની એ વ્યવસ્થાની સાફલ્યસૂચક બીના હોય, પરન્તુ તેથી એ સંસ્થાનાં મૂલજ સડેલ અને અપથ્ય હોવાથી તેને સદંતર ફગાવી દેવાની જરૂર જોવી એ તો ભ્રમજ છે. તેનો નાશ કરવાનો પ્રયત્ન નિષ્ફળ આત્મઘાતી સાહસ થઈ પડશે કારણકે વર્ણાશ્રમ ભાવનાનાં બીજ આપણા રક્તપ્રવાહનાં જેટલાંજ મનુષ્યસૃષ્ટિમાં સહજ છે. એનો દેખીતો નાશ કે લય થયે જગત્ વર્ણાતીત બ્રહ્મભાવને પામ્યું હશે કે પાશવતામાં સંચાર કરી રહ્યું હશે. બાકી જગતનો પ્રલય નથી થયો ત્યાંસુધી એ ભેદ રૂપાંતરે કાયમ રહેવાનો. આપણા અનેકમુખ વિનિપાતમાં એને પણ કલુષિત થવું પડયું છે, કદાચ એ બગડવાથી પતન આરંભાયું હોય, તોપણ, એ પ્રાચીન વ્યવસ્થાની અર્વાચીન કાલને અનુરૂપ થઈ પડે એવી પુનર્રચનામાંજ સમાજનું સ્વાસ્થ્ય સચવાઈ રહેશે. કાળના અનેક પરિવર્તનોમાંથી જામેલા અંધતમસને ચીરીને દૃષ્ટિ પહોંચતી નથી હવે વર્ણાશ્રમનું ભાવી જોવાને સરજનહારની શક્તિ મનુષ્યબુદ્ધિને અકલ્પ્ય જ રહે છે. હાલ તો એટલુંજ કહી શકાય કે એનો આભાસ પણ ટકશે ખરો.

આવી રીતે ધર્મની ભાવના પ્રથમ જે ઉચ્ચ કોટિએ રહી હૃદયની સૂક્ષ્મવૃત્તિને પ્રેરણા પાઈ રહી હતી તે ક્રમશઃ ઉતરતી કોટિના અધિકારીની સ્થૂલભાવનાને પોષનારી થઈ પડી. પરિસ્થિતિ બદલાતાં અસલનો વેદધર્મ કઠિન અને અવ્યવહાર્ય લાગવાથી

ઉપેક્ષા પામતો ગયો. એક વેળાની ગૃહરાજ્ઞી પણ હાલ વૃદ્ધ પિતામહી જેવી શ્રુતિ માનાર્થે બોલાવા છતાં ઉપેક્ષાપાત્ર બનતાં, સ્મૃતિ, સાસુને હાથેજ કેળવાયેલી હોવાથી ગૃહકાર્યનો ભાર માથે ઉપાડી લેનાર કોઈ કુલવધૂની જેમ, પોતાના જમાનાની પ્રજાને અનુકૂલ પડે એવી રીતે સમાજનું સામ્રાજ્ય ભોગવવા લાગી. પુરાણધર્મ સંમાનિત થવા લાગ્યો. વર્ણાશ્રમની વ્યવસ્થા સમાજસ્વરૂપને સરળ બનાવવા ચાલતી હતી તે હવે ઘણી અટપટી થઈ ગઈ, જો કે એનુ અતિશય ગુંચવણભર્યું રૂપ તો વિદેશીઓના આક્રમણ પછી શરૂ થયું. વેદવિહિત ક્રતુ અને ઇંદ્ર, વરુણ આદિ દેવોને સ્થળે ત્રિમૂર્તિની પૂજા શરૂ થઈ. તેમાંયે શિવ અને વિષ્ણુની ઉપાસનાએ સચરાચર વ્યાપકતા પ્રાપ્ત કરી. સૂક્ષ્મ અમૂર્તની ધારણા કરતાં મૂર્તનુ આલંબન સહેલું લાગતાં મૂર્તિપૂજા માટે પણ વ્યવસ્થા દાખલ થઈ. ઉપનિષદ્પ્રમેય એક તત્ત્વની અનેકતા કલ્પી તે તે વિભૂતિઓને શરીરીના જેવા વ્યવહાર આરોપાયા.

ધીરે ધીરે પંચાયતન દેવની અને દેવકુટુંબ, દેવલોક અને દેવસમાજની કલ્પના સુરેખ થવા લાગી. તેને અંગે પાંચરાત્રાદિ અનેક તંત્રોની ઉત્પત્તિ દેખાવા માંડી. અનેક દેવની કલ્પનામા પણ કોઈક ઠેકાણે અમુક દેવને પ્રાધાન્ય આપી તેજ શ્રેષ્ઠ છે એમ કહી બીજાને ગાણુતા આપવામાં આવી હશે તો કોઈક ઠેકાણે એજ દેવને બીજા દેવનું અંગ-દેવતાપણુ મળ્યુ હશે. એકેશ્વરવાદના આ સાહજિક પરિણામનેજ લોકની રુચિ અનુસાર અનેક બીબાંમાં ઢાળેલા આકાર ગણી એ સર્વની એક કારણભૂત શક્તિનેજ પરમતત્ત્વ માનતો શક્તિમાર્ગ પણ આની સાથેજ ચાલ્યો. આટલું થયાં છતાં વેદધર્મ હજી પણ એટલો તો લબ્ધપ્રતિષ્ઠ અને રૂઢ હતો કે આ બધી નવીન કલ્પનાને પણ વેદમૂલત્વ અર્પવાથી જ તે લોકમાં આદર પામી શકી. આ રીતે વેદધર્મની અતિગહનતાને કારણે તથા તે વેળાની પ્રજાની કાલોચિત અધિકારક્ષમતાને લીધે સર્વજનસુલભ છતાં વેદથી અવિરુદ્ધ માર્ગ પ્રચાર પામવા માંડ્યો. તે સમયે પ્રૌઢતાને બદલે આચારની અપરિહાર્યતા વિશેષ જણાવા માંડી. પરિણામે સમાજ એજ આંટીઘુંટીમાં ગુંચવાવા માંડ્યો. ધર્મતત્ત્વ જીવનનું પ્રેરકબળ મટી સમાજને પ્રાણપદ થવાને બદલે ગતાનુગતિક રૂઢિધર્મના બલાત્કારમાં જ પરિણત થયુ. જીવનવિકાસમાં વૈવિધ્ય કરતાં એકદેશીયતા વધવા લાગી. ઔદાર્યના સ્થાને બુદ્ધિનુ કાર્પણ્ય આવ્યુ.

પરન્તુ આઘાતનો પ્રત્યાઘાત સ્વાભાવિક છે. ધર્મ જો હૃદયને સ્પર્શનાર વસ્તુ હોઈ સનાતનસ્વભાવ હોય તો એ ધર્મની ગ્લાનિમાંથી તેનું પુનઃ સંસ્થાપન થવું એ પણ એનો સ્વભાવ છે એમ કહી શકાય. ફરી એકવાર એ આચારજડતામાંથી ધર્મતત્ત્વને જાગ્રત કરનાર ચિંતામણિ હાથ લાગ્યો હોય તો તે ભક્તિમાર્ગ. ભક્તિમાર્ગના રસસિંચનથી શુષ્ક તર્કવડે નીરસ બનેલો સમાજ ફરી આર્દ્ર થયો. જાતિ અને લિંગના અધિકારનો બાધ ન ગણતાં સૌને તેના અધિકારી બનાવનારી એની પ્રૌઢતાએ તેમને આકર્ષ્યા. કર્મની ગુંચમાં પડવા કરતાં ભાવમયતાને પ્રાધાન્ય આપી ભક્તિસંપ્રદાયે અજ્ઞાનને લીધે ભ્રષ્ટ થતા લોકમાં સ્વધર્મ માટે માનવૃત્તિ કેળવી, એક યૂથમાં તેને બાંધી, ધર્મતત્ત્વના અનેક વિખરેલ મણિગણને સૂક્ષ્મ પ્રેમતંતુમાં પરોવીને એકાદ ઉપાસ્ય દેવતાને મેરુસ્થાને મૂકી કોઈ અમૂલ્ય એકાવલીની ભેટ સમાજને આપી છે. સમાજની વ્યક્તિને પણ અવતારિત્વ આપી દિવ્યતાના આદર્શની પ્રાપ્તિ અસાધ્ય તો નથીજ એમ બતાવી અપૂર્વ પ્રોત્સાહન આપ્યું.

આ ઈતિહાસદર્શનમાં ગુજરાતમાં ધર્મતત્ત્વનું પ્રતિબિંબ કેવું ઝીલાયું તે પણ જોઈ લઈએ. ભૌગોલિક દષ્ટિએ જોતાં ગુજરાત ઘણો જ ફળદ્રૂપ અને રસમય પ્રદેશ છે. એમાં ઘણા પહાડ તથા મોટાં જંગલો નથી. ભૂમિ બહુધા રસાળ અને સપાટ છે. નદી અને વરસાદની પ્રચુરતાને લીધે જમીન નરમ રહી છે. દરિયાકાંઠો પણ ઠીક પ્રમાણમાં છે. આ બધાં કારણોને લીધે ગુજરાતીઓનું જીવન પણ એવુંજ ઘડાયું છે. ગુજરાતી સ્વભાવે રસિક, આનન્દી, સાહસિક અને શ્રમજીવી ખરો પરન્તુ અલ્પશ્રમસાધ્યભૂમિને લઇને એનું જીવન અતિપરિશ્રમવાળું તો નજ કહી શકાય. કુદરતી રીતેજ એનામાં વ્યાવહારિક અને વ્યાપારીબુદ્ધિ વિશેષ હોવાથી વિદ્યાવ્યાસંગ પ્રમાણમાં ઓછો માલમ પડતો દેખાય. એનું હૃદય પણ એની ભૂમિના જેટલુંજ સ્નિગ્ધ છે. આ કારણથી ગુજરાતીમાં પ્રતિભા કરતાં ભાવનાનું પ્રેરકબલ વિશેષ દેખાતું જણાય છે. હિંદના ઈતર પ્રાંતની સરખામણીમાં વિદ્વત્તા કરતાં સહૃદયતા ગુજરાતમાં વધુ જણાશે. ગુજરાત રાધાકૃષ્ણન્ નહિ પણ દયાનન્દ આપી શકે, ટિલક નહિ પણ ગાંધીજીની બક્ષીમ હિંદને ચરણે ધરે એ સ્વાભાવિક છે. સહૃદયતા શાસ્ત્રીય નથી એટલું શોચ્ય છે.

આ પ્રકારના સામાન્ય વિધાનમાં અપવાદ અનેક હશે પરન્તુ એકંદરે જોતાં ગુજરાત વિદ્વાન કરતાં વ્યાપારી વિશેષ છે એમ કહ્યા વિના ચાલતું નથી. ગુજરાતીમાં ઝીણી બુદ્ધિ નથી એમ નથી પરન્તુ તેનો ઉપયોગ તે વ્યાપારી રીતેજ કરે છે. તેથીજ ગુજરાત રણવીર કરતાં મુત્સદ્દી વધારે છે એમ કહેવું ખોટું નથી. વળી ઐતિહાસિક દષ્ટિએ જોતાં માઘ, ભટ્ટિ, લાટીરીતિ ઇત્યાદિ થોડાક અપવાદને બાદ કરતાં સંસ્કૃત વાઙ્મયમાં ગુજરાતનો ફાળો મોટો નજ કહેવાય. પ્રાચીન દર્શનશાસ્ત્રના ભાષ્ય રચનાર કોઈ આચાર્ય ગુજરાતે આપ્યો નથી. ગુજરાત બીજાનું દર્શન ઝીલવાને વિશેષ યોગ્ય હોય એમ તેણે અનેક ધર્મોને આવકાર આપ્યો છે. મુસલમાન, પારસી, ખોજા, શૈવ, વૈષ્ણવ, જૈન અને એ બધાના ઘણાખરા પેટા સંપ્રદાયો ગુજરાતમાં પ્રચલિત છે. ગુજરાતી માનસ જ એવા પ્રકારનું છે કે એનું કુમળું હૃદય સત્વર પલટો લઈ શકે. બુદ્ધિ એની પાછળ ઘસડાતી આવતી જાય. છતાં ગુજરાતે કે ગુજરાતી ભાષાએ પદ્યયુગમાં ધાર્મિકતા સંબંધે તો અવતારલીલા તથા સામાન્ય જ્ઞાન ભક્તિ અને વૈરાગ્યના ઉપદેશ ગાયા હશે તે પણ પરભૃતની કલાએ. ગુજરાતી ધાર્મિક સાહિત્યમાં મૌલિકતા ઓછી લાગે છે.

ગુજરાતે ધર્મને ભાવના રૂપે વિશેષ સત્કાર્યો હોવાથી અહીં ભક્તિમાર્ગનો ધર્મ વિશેષ પ્રચાર પામી શક્યો છે. જૈન ધર્મની અસરને લીધે વૈદિક ધર્મ મૂળ સ્વરૂપે થોડો સચવાયો લાગે છે. પશુયાગની કલ્પના લોકલાગણીને હલાવી મૂકે છે. ઉંડા પાણીમાં ન ઉતરવાની આપણી સ્વાભાવિક સાવધાનતાને કારણે તંત્રશાસ્ત્રનાં રહસ્યો ગુજરાતને સામાન્ય રીતે અણઉકલ્યાં રહ્યાં છે એટલું જ નહિ પણ શંકા, ભય અને જુગુપ્સા વડે જોવામાં આવ્યાં છે. આપણી પ્રાંતીય દેવતા શ્રીકૃષ્ણ છે. વિલાસપ્રિય ગુજરાતને બાલકૃષ્ણની લીલા વધુ આકર્ષે છે. એકંદરે ગુજરાતમાં મહારાષ્ટ્ર કરતાં બ્રહ્મસમાજ ઓછો તેમજ તેનું વર્ણાંતર ઉપર પ્રભુત્વ પણ ઓછું ખરું, તેથી યે ઓછી "પંક્તિની મેધા. આ કારણથી પણ કદાચ અનેક સંપ્રદાયોનું જોર અહીં વધી પડ્યું હોય તો આશ્ચર્ય નથી. ગુજરાતી હૃદયમાં એક મોટો ગુણ કે દોષ જે કહો તે એ છે કે જે વસ્તુને તે આકર્ષક

સ્વરૂપે જુએ તેના ગુણદોષની પરીક્ષાની લાંબી ભાંજગડમાં ઉતર્યા વિના તેની પાછળ ઘેલુ બને છે. આથી કદાચ ગુજરાતને ગાંડીનુ ઉપનામ મળ્યુ હશે. તેમા પણ ધર્મભાવનાની પાછળ એની અજ્ઞાનજનિત ઘેલછા તો અદષ્ટપૂર્વ છે. ગુજરાતી જનતા ખરેખર ધર્મભીરુ છે!

મહારાષ્ટ્ર કરતાં ગુજરાતમાં આચાર થોડો હશે, મદ્રાસ બંગાળ જેટલી શાસ્ત્રીય બુદ્ધિની ઝીણવટ નહિ હોય પરન્તુ શ્રદ્ધા વિશેષ છે. મૂક અંધશ્રદ્ધા છે એમ કહેવામાં ખોટું નથી. જૈનોનાં અદ્દભુત કારીગરીવાળા મંદિરો પાછળનો અતુલ ખર્ચ, સ્વામીનારાયણ અને વૈષ્ણવ સંપ્રદાયોમા દટાઈ રહેવા માટે અપાયેલુ ધન, જેવા તેવા પણ બ્રાહ્મણો ઉપર તેમની જાતિને લીધેજ ઉપજતી પૂજ્યબુદ્ધિ, અતિ સામાન્ય બાબતોમા પણ જે તે દેવતાઓની બાધારાખડી રાખવા રેવાયેલુ માનસ એ બધુ અંધશ્રદ્ધાનુ જ પરિણામ હોઈ શકે. ગુણ પરીક્ષા કરી વસ્તુનુ યથાતથ્ય સમજનારા અલ્પ પ્રમાણમા મળશે. પરિણામે ધર્મભાવના સમય જતા ઘસાવા માંડે છે. તાજુ જ ઉદાહરણ લઈએ. ગાંધીજીની અહિંસા અને સ્વદેશીની ધર્મભાવના ઉપર ગુજરાત સૌથી વધારે ગાડું બન્યુ લાગતુ. જુવાળ ઉતરના કેટલાએ એ ધર્મ સાચવી રાખ્યો? ગાધીજીના એ નવીન લાગતા દર્શનમાં અનવીનતાને પીછાનતી વિરલ ગુણવન્તી ગુજરાતે એ ધર્મધેનુને બાધી અપનાવી; ગાંડી ગુજરાતે ખૂસરાણુ કરી તેને ભગાડી તેનો મળ ઉરાડી મૂર્ખ ગમ્મત કર્યાનો સંતોષ લીધો.

છતાં એટલુ કબૂલ કર્યા વિના ચાલે એમ નથી કે ગુજરાતે ધર્મતત્ત્વને ઝીલવામાં સાવ નિષ્ફળતાજ મેળવી નથી. સહૃદયભાવે-ભલે તે અંધશ્રદ્ધા હોય-જેટલી તન્મયતાથી એનાથી ઝીલી શકાયુ તેટલુ એણે ઝીલ્યું છે. એણે ઝીલેલુ ધર્મતત્ત્વનું પ્રતિબિંબ બહુ પ્રતાપી અને ભભકભર્યું નહિ હોય તથાપિ સૌમ્ય અને વિશાલ તો છે જ. કારણ કે એ પ્રતિબિંબ ઝીલનાર માનસ વિશાલ અને ઉદાર છે. મધ્યકાલીન ગુજરાતમાં રાજા પ્રજામાં ધાર્મિકતા જેટલી જ સહિષ્ણુતા નજરે પડશે. સોલકી રાજાઓ શૈવ હોવા સાથે જૈનધર્મ વિરોધી ન હતા. સિદ્ધરાજ રુદ્રમાળ બંધાવી પૂરો કરે ને બ્રાહ્મણોને પૂજે છતાં હેમાચાર્યને વંદે છે. વસ્તુપાળ તેજપાળે પોતાના સંપ્રદાય ઉપરાંત બીજા સંપ્રદાયો માટે ઘણું કર્યું. હાલના રાજાઓ તરફથી ધર્મને પુરસ્કાર મળતો નથી એટલુ વૈષમ્ય.

ગુજરાતમા અનેક પવિત્ર સ્થળો છે પરન્તુ ભારતનાં તીર્થધામ તો દ્વારકા અને પ્રભાસ પાટણ. પરન્તુ અત્યારે તો દ્વારકા શારદાપીઠ અને શ્રીવિદ્યાનીપીઠ કરતાં ભાવમૂર્તિના દર્શનની પીઠ વધારે બની છે. પાટણને ઉંબરે જ્યાં આપણા રાજાઓની સાથે પ્રજાએ માથાં મૂક્યાં ત્યા પણ જોતાં એ ધર્મજ્યોત ઝાંખી પડી ગઈ લાગે છે. હમણા તો ડાકોરમાં બિરાજેલા ઠાકોરનો ડંકો સર્વત્ર સભળાય છે. પ્રાચીન કાળમાં ગુજરાતમાં ધર્મને માટે જે ઝનૂન હતુ તેનો આજે અસ્ત થયો દેખાય છે.

ધર્મભાવનાએ ગુજરાત પર અનેક રીતે અસર કરી છે. એ ભાવનાના બળે ગુજરાતે શૌર્ય દાખવ્યુ તેમજ સાહિત્ય અને સંગીતના કરતાં શિલ્પકળામાં સુન્દર વિકાસ સાધ્યો. તેથી ઉલટું અજ્ઞાનવશતા અને મનની સંકુચિતતાને લઈને મુસલમાનોના આક્રમણથી અનિચ્છાએ વટલેલ હિંદુઓને સદંતર બહિષ્કૃત કરી સાંકડા કરેલા પોતાના વાડામાં અનેક કાંટા ઉભા કર્યા ધર્મસંરક્ષક સ્ત્રીજાતિને ધર્મનુ યથાર્થ સ્વરૂપ સમજવાને પણ, કંઈક

વિધર્મીના ત્રાસથી તો કંઈક શંકાશીલતાથી, જ્ઞાનથી વંચિત રાખી, દેવદર્શનાદિ ભક્તિની અધિકારિણી ગણી, નાનીશી પુત્રવધૂ લાવવાના કોડભરી 'ઘરવાળી' બનાવી મૂકી ધર્મના પ્રતિનિધિ રૂપ મનાતા રૂઢ દેશાચારના થોડા ભેદ માટે પણ એક જ જ્ઞાતિની સહતિમાધના દુષ્કર કરી મૂકી બાહ્યાચારને ધર્મનું પ્રતીક ગણી વિશુદ્ધ ધર્મને બદલે પ્રતારક પાખંડને જુદે જુદે સ્વરૂપે પોષી તેના પ્રવાહમા તણાવાની પરવશતા સેવી ધર્મને ગતાનુગતિકની ઘરેડમા ઘમડ્યો આટલુ થયા છતા પણ ધર્મના સનાતન બીજને કાયમ રાખીને શ્રદ્ધાની માત્રા વડે તેને મૃતપ્રાય અવસ્થામા પણ અદ્યાપિ પર્યંત ટકાવી રાખ્યો એ ઉપકાર કંઈ ઓછો નથી અથવા આપણા ધર્મનુ સ્વરૂપ જ એવુ છે કે એ ટકી શકે છે.

પણ એ ધર્મનુ ભાવી વલણ હવે જુદુ જ ભાસે છે આજે આચારમા કોઈને ફાવટ નથી આવતી તો કોઈને એનો બોજો ઉન્નતિના શિખરે પહોચવાના માર્ગમાં અસહ્ય લાગે છે. આચારથી જ ધર્મનુ માપ નીકળી શકે એવી શ્રદ્ધા થોડાકને રહી લાગે છે જાતિથી વર્ણનો નિયમ બાધવો એ નિયમ જ ન હોઈ શકે એમ માન્યતા થવા લાગી છે એકવર્ણ થયા વિના ઉદ્ધાર નથી એવો મગરૂર ખ્યાલ ઘણા યુવકને અવનવુ કરવા પ્રેરે છે. નાતજાતના ખટલા અને તેની સંકુચિત દિવાલો તોડીપાડીને ગગનભેદી પ્રયાણ કરવા યુવકવર્ગનો મોટો ભાગ તલસે છે. કોઈ પણ માણસનું ખાવાપીવામા બાધ નથી એવા સંપ્રત્યયથી તે પ્રમાણેનો વ્યવહાર પ્રસિદ્ધ વા ગુપ્તપણે ચાલુ થવા માંડ્યો છે. પરણાય નહિ ત્યા સુધીનો બ્રહ્મચર્યાશ્રમ અને ત્યારપછી સ્વતંત્ર ગૃહજીવનનો અધિકાર મળે તે ગૃહસ્થાશ્રમ એમ માનવામા હરકત જણાતી નથી વાનપ્રસ્થ અશક્ય લાગે છે અને સંન્યાસની જરૂર લાગતી નથી પશ્ચિમની સસ્કારિતાને લીધે સ્વાતંત્ર્યયુગના પગના પડ્યા લાગે છે. સમાજને ત્યાના બીબામા ઢાળવાની હોંશ જાગી છે પ્રાચીનતાના અભિમાનમા મચ્યા રહી પુરાણા ધર્મના નષ્ટ થતા સ્વરૂપનો પુનરુદ્ધાર કરવાના મિથ્યા સ્વપ્ન સેવવા કરતા આ જમાનાને યોગ્ય હોય એવો ધર્મ, જો જોઈતો જ હોય તો, સ્થાપવાની જરૂર, ખાસ તો નહિ જ, જણાતી જાય છે જેનાથી ફાવીએ તે નીતિ એ વ્યાખ્યા ખોટી લાગતી નથી. ધર્મોપદેશકોની એક જમાત બાધીને જ નહિ પણ તેમને એકાદ ગામ એનાયત કરવાની ઉદારતા બતાવાય છે વટાળ, આભડછેટ, રૂઢિ વગેરે શબ્દોને શબ્દકોષમા સ્થાન મળવા માટે વાંધો હોઈ શકે ઈશ્વરને, તમાકુ પીવી, સુંઘવી, ખાવી કે કે સદંતર બહિષ્કૃત કરવી એ જેમ સ્વેચ્છાનો વિષય છે એમ ખાનગી શોખનું સાધન માનવામા આવે તો પછી ક્લેશનું કારણ ન રહે એમ પણ મનાય છે અને ધર્મ એ તો સગવડ, આળસ, અજ્ઞાન અને વહેમનુ પરિણામ હોઈ પ્રગતિનો રોધક છે એવા નિશ્ચયમા જ પ્રગલ્ભતા સમાઈ મનાઈ છે

અલબત્ત ઉપર દર્શાવેલી વિચારસરણિ સમસ્ત આધુનિક સમાજની નથી જ પરન્તુ એવા વિચારના બીજ રોપાઈ ચૂક્યા છે એ નિર્વિવાદ છે એનો ફાલ ક્યારે આવશે, કેવો આવશે અથવા એ બીજ ઉગતા જ સડી જશે કે ઉગ્યા પછી પણ એના કુમળા છોડની એકાદ ડાળીમા કોઈ કુશળ કૃષિકાર કલ્પવૃક્ષની કલમ કરી અદ્ભુત રસાલફલ પેદા કરશે એ તો સર્વજ્ઞ જાણે

# ઋગ્વેદના દેવોની એકતા.

લે-પ્રસન્નવદન છબીલારામ દીક્ષિત

ભક્ત કવિ નરસિંહ મહેતાએ આન્તર સ્ફુરણથી યથાર્થજ કહ્યું છે કે 'અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ જૂજવે રૂપે અનંત ભાસે' તથા ઘાટ ઘડયા પછી નામ રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે' નિઃસંદેહ એકમાં અનંતપણાની તેમજ એ સર્વવ્યાપી અનંતમાં સામંજસ્યપૂર્ણ અવિરોધાત્મક અદ્વૈત ઐક્યની ભાવના એજ આપણી સંસ્કૃતિની ચમત્કારિક વિશિષ્ટતા છે. અને તે "अवतारा: ह्यसंख्येया हरे: सत्वनिधेर्द्विज।" "स ओतप्रोत श्च विभुः।" "सर्वदेवनमस्कार: केशवं प्रतिगच्छति।" જેવાં રહસ્યાત્મક મર્મવચનોમા પ્રતિધ્વનિત થાય છે. એજ મર્મના પર સવિશેષ ભાર દેવાને નરસિંહ મહેતાએ પણ—

"ગ્રંથ ગરબડ કરી વાત ન કરી ખરી,
જેહને જે ગમે તેને પૂજે!"

એ પંક્તિઓમા સફલ પ્રયાસ આદર્યો હોય એમ ભાસે છે. અને એજ આશયનું એટલીજ ક્રાન્તદર્શી સૂક્ષ્મદષ્ટિથી સ્વામી રામકૃષ્ણ પરમહંસે 'ઘણા ગ્રન્થો એ ઘણી ગ્રન્થીઓ છે!' એ પ્રેરિત શબ્દો વડે સમર્થન કર્યું છે. પુરૂષ સૂક્ત પ્રતિપાદિત વિરાટ વિભુ સકલ દેવતાઓની અંદર રહેલી સર્વાત્મક સર્વવ્યાપી ચેતન બ્રહ્મસત્તા—કારણસત્તાનુંજ આપણને ભાન કરાવે છે. વસ્તુતઃ એકજ અદ્વિતીય બ્રહ્મની સત્તા વિવિધ નામો વડે વિવિધ કાર્યો સંપાદન કરે છે એટલુંજ નહિ પણ મૂળ સત્તા એક હોવાથી સકલ દેવગણ તમામ કાર્ય કરે છે તથા સઘળાજ દેવો એક બીજાનાં નામ સુદ્ધાં ધારણ કરી શકે છે! અરૂણોદય થયા બાદ સૂર્યનો પ્રકાશ તીવ્રતર થતાં તેને 'ભગ' કહેવામાં આવે છે. ભગોદયના પરકાલવર્તી સૂર્યનું નામ 'પૂષા' છે. પૂષાથી અર્કોદય થતા લગી 'અર્યમા' નામે સંબોધાય છે. મધ્યાહ્નકાળના સૂર્યનું નામ 'વિષ્ણુ' છે. ઉદયથી અસ્ત પર્યન્ત સાધારણ નામ સૂર્ય છે. ખુબીની વાત તો એ છે કે એકજ વસ્તુ આકાશમાં સૂર્ય, અંતરિક્ષમા વિદ્યુત્ તથા ભૂલોકને વિષે અગ્નિ એવા ત્રણ ભાવે વિકાશિત થઈ રહી છે. અગ્નિને સૂર્ય નામે સંબોધાયો છે. ઋગ્વેદમાં કેટલેક સ્થળે રૂદ્રનુંજ 'અગ્નિ' એવું નામાન્તર માનવામાં આવ્યુ છે. ઈન્દ્રજ સઘળા દેવોનો પ્રતિનિધિ હોવાથી ઋગ્વેદમાં ઈન્દ્રજ પોતે સૂર્ય, નક્ષત્ર, ચન્દ્ર અને અગ્નિ રૂપે ક્રિયા કરી રહ્યો છે. તેથીજ અગ્નિ અથવા સૂર્યને 'ઇન્દ્ર' નામથી સબોધવામાં આવ્યા છે. તાત્પર્ય એ છે કે દેવતાઓમાં કાર્યગત ભેદ નથી એટલુંજ નહિ પરંતુ નામગત ભેદ સુદ્ધાં નથી. દેવતાઓનાં નામોની ભિન્નતા વાસ્તવિક ભિન્નતા નથી.

"What's there in a name! A rose will smell as sweet although in a different name." એ શેકસ્પીઅરની પંક્તિઓ અક્ષરશઃ ઋગ્વેદના સંબધમાં ભાવવાહી તેમજ સુસંગત નિવડી શકે તેમ છે. ઇન્દ્ર, વાયુ, વરૂણ સૂર્ય પ્રભૃતિ દેવોના કાર્યો તેમજ નામોની સ્વતંત્રતાજ ઋગ્વેદ સ્વીકારતો નથી. નીચે

દર્શાવેલા મંત્રોમાં ઇન્દ્ર, વિષ્ણુ, બ્રહ્મણસ્પતિ, વરૂણ, મિત્ર, અર્યમા, રૂદ્ર, પૂષા, સવિતા ઇત્યાદિ નામો વડે અગ્નિ દેવનો બોધ થાય છેઃ—

त्व मग्ने इन्द्रो वृषभः सतामसि
त्वं विष्णु रुरुगायो नमस्यः ।
त्वं ब्रह्मा रयिवित् ब्रह्मणस्पते
त्वं विधर्तः सचसे पुरन्ध्या ॥ २, २, ३ ॥
त्व मग्ने राजा वरुणो धृतव्रतः
त्वं मित्रो भवासि दस्म ईडयः । २, २, ४
त्व मग्ने वरुणो जायसे यत्वं मित्रो भवासि । ५, ६
त्व मग्ने रुद्रो असुरो महोदिवः । २, २, ३ ।
त्वं देवः सविता त्वं भगः । २, २, ७ ।

સઘળાજ દેવો ' પ્રથમ ' તેમજ 'વિશ્વરૂપ' છે. 'વિશ્વરૂપ' એ ઉપાધિ આધુનિક વિજ્ઞાનના 'Transformation of energy' તત્વનું ભાન કરાવી શકે તેમ છે. સઘળા દેવો સકલ રૂપ ધારણ કરવાને શક્તિમાન હોઇ મૂળ તત્વથી કોઇ પૃથક્ નથી. ' एक मेवा द्वितीयं ब्रह्म ' એક તેમજ અદ્વિતીય એવા બ્રહ્મની કારણસત્તા અસીમ, અપરિચ્છિન્ન, તેમજ અપરિમિત છે, કેમકે એની કારણસત્તા રૂપ ઇચ્છાશક્તિથીજ ' एकोहं बहुस्याम् ' એક હોવા છતાં અનેકત્વનો આવિર્ભાવ થઈ શકયો છે. એ કારણસત્તાને ' ઉત્સ ', ' ત્રિધાતુ ', ' વિશ્વરૂપ ', ' માયા વિગેરે પારિભાષિક શબ્દો વડે નિર્દિષ્ટ કરવામાં આવી છે. અલબત ' ઉત્સ ' એ કારણસત્તાનીજ વ્યંજના કરે છે જે નીચેના ઉદાહરણો પરથી સ્પષ્ટ થઈ શકે તેમ છે.

' विद्माते नाम परम गुहायत्
विद्मात मुत्सं यत आ जगन्थ ।' २०, ४५, २

હે અગ્નિ દેવ ! અમે આપનું પરમ ગોપનીય નામ જાણી શકયા છીએ તેમજ જે ઉત્સમાંથી આપ આવ્યા છો, તે ઉત્સને પણ જાણી ગયા છીએ.

' विश्वानि वो नमस्यानिवंद्या नामानि उत यज्ञियानि वः ।

હે દેવગણ ! આપ સર્વના નમન કરવા યોગ્ય વન્દનીય અનેક નામ છે તેમજ આપના યજ્ઞિય નામ પણ અનેક છે.

ये विश्वाभुवनानि प्रतस्थुः ।

સઘળા દેવોએ એકત્ર થઈ સઘળાં ભુવનોને વ્યાપ્ત કર્યાં છે. અવિશેષ સમર્થનને માટે જુઓ મંડળ ૬, સૂ. ૫૦ મં. ૭ તથા મંડળ ૧૦ સૂ. ૬૫, મં. ૭ સઘળા દેવો કારણ સત્તાને વિષે અવસ્થિત છે. અર્થાત આકાશ, અન્તરિક્ષ અને પૃથ્વી એ ત્રણ સ્થાનોને વિષે જે શક્તિરાશિ વિવિધ પ્રકારે ક્રિયા કરી રહી છે, તેજ ઋગ્વેદની દેવતા છે.

'वेदयज्ञाणि विद्‌थान्येषां देवानां जन्म ।' ३, ९२, ३

'दिव्याः पार्थिवासो ये जाताअप्यामृळताच देवाः । १, ५० २२

અર્થાત્ જળમાં, સ્થળમાં, આકાશમાં કિરણમાં સર્વત્રજ વિશ્વવ્યાપિની શક્તિનો લીલા ખેલ વિસ્તરી રહ્યો છે. ઋગ્વેદના દેવો એક અને અદ્વિતીય અવિનાશી શક્તિના વિકાશ રૂપ છે. દેવતા અનંત, અજર, તેમજ સર્વવ્યાપક હોઈ વિશ્વના યાવત્ પદાર્થોને તેમણે વ્યાપ્ત કરી દીધા છે. જુઓ ઋગ્વેદ મંડળ ૫, સૂકત ૪૭, મં. ૨ તથા મં ૧, સૂ. ૩, મં. ૮ તેત્રીસ દેવતા બલથી ઉત્પન્ન થયા છે તેમજ સઘળાની ક્રિયા સમાન છે તેમજ રૂપ પણ સમાન છે. તેમણે પોતાના બળદ્વારા સમગ્ર ભુવનને નિયમિત કરી રાખ્યાં છે. દેવતા અમૃતની નાભિના આશ્રયમાં રહે છે, તેથીજ 'આયુ' શબ્દ વડે તેમનો નિર્દેશ કરવામાં આવ્યો છે. ચેષ્ટાત્મક ક્રિયાનું નામ આયુ છે, તેમજ પ્રાણશક્તિનું બીજું નામ પણ 'આયુ' છે. ઇન્દ્ર આયુ છે, અગ્નિ પણ આયુ છે, ઉષા આયુધારિણી છે, વરૂણ પણ વિશ્વાયુ છે. 'ते आयु रजरं यदग्ने' २०, ५२, ७ 'आयुर्नप्राणो नित्यः', ૨, ૬૬,૨ 'इन्द्रो विश्वायुः', ૬, ૩૪, ૫ સકલ દેવતા ક્રિયા સ્વરૂપ, બલસ્વરૂપ આયુસ્વરૂપ, અસુ-સ્વરૂપ તથા કંપન સ્વરૂપ છે. 'असु' શબ્દ પણ પ્રાણ શક્તિનો બોધક છે. ઋગ્વેદમાં સર્વત્ર દેવતાઓને 'असुर' અર્થાત્ પ્રાણ શક્તિ વિશિષ્ટ કહ્યા છે. 'महद्देवानां मसुरत्व मेकम ।' ઋગ્વેદના ત્રીજા મંડળના ૫૫ મા સૂકતના ૨૨ મંત્રોમાંહેના પ્રત્યેક મંત્રનો એ અંતિમ ચરણનો ભાવાર્થ એ છે કે સઘળા દેવોનું મૂલ સામર્થ્ય એકજ છે, સ્વતંત્ર નથી. અંહી અસુરનો અર્થ બલ અગર સામર્થ્ય થાય છે. અગ્નિ તેમજ ઇન્દ્ર બલના પુત્ર બલજ છે. ઇન્દ્ર શક્તિમાન છે, સર્વ ક્રિયા સ્વરૂપ છે, પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ આદિ સર્વ દિશાઓએથી ઇન્દ્રનું બલ અમારી રક્ષા કરે! અગ્નિ દિવ્ય શર્ધા વિશિષ્ટ છે તેમજ દક્ષ અને કવિક્રતુ છે. શર્ધ, દક્ષ, તથા ક્રતુ શબ્દોનો પણ 'બલ' એવોજ અર્થ થાય છે. સોમ વીર તેમજ દક્ષ સાધન છે. અર્થાત્ ઋગ્વેદના સઘળા દેવો શક્તિસ્વરૂપ ક્રિયાસ્વરૂપ તથા બલસ્વરૂપ છે. ઋગ્વેદ એમ આપણને પ્રબોધે છે કે બલ અગર શક્તિ કંપનાત્મક, સ્પન્દનાત્મક છે. 'असु' અગર 'आयु' શબ્દદ્વારા પણ એજ સૂચિત થાય છે. વેદાંતદર્શનમાં પણ ચેષ્ટાત્મક પ્રાણશક્તિને 'असु' અથવા 'आयु' શબ્દ વડે ઓળખાવી છે. બહાર તેમજ અંદર એકજ પ્રાણસ્પંદન નાના પ્રકારે ક્રિયા કરી રહેતાં આધિદૈવિક તથા આધ્યાત્મિક તત્વોની મૌલિક એકતા સિદ્ધ કરે છે. ઋગ્વેદના ઇન્દ્ર, અગ્નિ, રૂદ્ર, મરૂત્, સોમ, વરૂણ આદિ દેવતાવર્ગ કંપનાત્મક વેગ અથવા બલસ્વરૂપ છે. તથા એ વેગ અથવા બલ અજર, અમર હોઇ એનો કો કાળે નાશ કે ક્ષય સંભવતો નથી. એ અવિનાશી શક્તિને ઋગ્વેદમાં 'સત્ય' 'ધ્રુવ', 'નિત્ય' વગેરે વિશેષણો દ્વારા અભિવ્યક્ત કરવામાં આવી છે. સૌથી પ્રથમ પરમ વ્યોમ આકાશમાં 'માતરિશ્વા'નો વિકાશ થાય છે. 'માતરિશ્વા' તે પ્રાણશક્તિ. ઋગ્વેદમાં એ અદિતિ નામે પણ પ્રસિદ્ધ છે. એજ સઘળા દેવતાઓની ઉપાદાન કારણશક્તિ છે. એનાથીજ સઘળા દેવતાઓનો વિકાશ થયો છે, એજ વિશ્વનું બીજ છે, એ માતરિશ્વા આકાશને વિષે સ્પંદિત થઇને બે પ્રકારે ક્રિયા કરે છે. એના એક અંશથી અગ્નિનો વિકાશ થાય છે ને બીજા અંશથી જલનો—જે અંશથી સ્થૂલ વાયુ, અગ્નિ આલોકાદિની અભિવ્યક્તિ થાય છે, એવા અંશને 'અગ્નિ' એ નામે નિરૂપિત કરી છે-

પરતુ એ અગ્નિની સૂક્ષ્માવસ્થા છે અને જે અંશથી જલની અભિવ્યક્તિ થાય છે તે અંશને ઋગ્વેદમા ' सोम ' કહ્યો છે. ' अग्निषोमीयं जगत् ' એ અગ્નિ સોમ વડેજ અવળા સ્થૂલ પદાર્થ ઉત્પન્ન થયા છે. અગ્નિની આવા પ્રકારની સૂક્ષ્મ તેમજ સ્થૂલ એ બન્ને અવસ્થાઓને સુસ્પષ્ટ કરવા માટે સર્વત્ર અગ્નિને દ્વિજન્મા કહ્યો છે. આધુનિક વિજ્ઞાન જેને ' matter ' કહે છે, તેજ ઋગ્વેદનો ' સોમ ' છે. એજ શક્તિની અભિવ્યક્તિ પહેલાં અગ્નિની માથે સાથે જ આકાશમા પ્રકટ થાય છે. એજ ' matter ' છે. આકાશમા પૃથ્વીમાં, પર્વતમા અને ઔષધિઓમા સોમનુ સ્થાન છે. સોમથી જ જલ તેમજ ઔષધિવર્ગની ઉત્પત્તિ થઈ છે સ્પષ્ટ જ છે કે બહાર જે સૂર્ય કિરણ રૂપે, અગ્નિ રૂપથી, તેજ રૂપથી ક્રિયાશીલ છે, તેજ શક્તિ મનુષ્યના શરીરને વિષે જઠરાગ્નિ રૂપે અન્નનો પરિપાક કરી શકે છે, અને તેજ પ્રમાણે એજ શક્તિ મનુષ્યનાં આયુષ્ય રૂપે, પ્રજ્ઞા રૂપે પરિણત થઇ રહેલ હોઈ, વીર્ય તથા વિક્રમ શક્તિ રૂપે વિકાશ પામી રહી છે. બહાર તેમજ અંદર એકજ મહાશક્તિ નાના રૂપોથી ક્રિયા કરી રહી છે, એ શક્તિની અવિરોધાત્મક એકતા નિસદેહ ચમત્કારિક છે. તેથી જ એ શક્તિને ' ઉસ ', ' ત્રિધાતુ ', ' માયા ' વગેરે વિશિષ્ટ ઉપાધિઓથી નિર્દિષ્ટ કરેલી છે શ્રી સાયણાચાર્યે ' ધાતુ ' શબ્દનો અર્થ ' ઉપાદાન ' material ' એવો કર્યો છે. પ્રત્યેક દેવતા સત્વ, રજ અને તમ એ ત્રણે ઉપાદાનો દ્વારા નિર્મિત થયા છે. કાર્ય, કારણ તેમજ કાર્ય–કારણની મૂલગત સત્તા એ ત્રણેય અવસ્થાઓને અનુલક્ષીને ' ત્રિધાતુ ' શબ્દ વ્યવહૃત થયો છે. ' माया ' શબ્દ પણ એના જ પર્યાય શબ્દ તરીકે જ ઋગ્વેદમા પ્રયોજાયો છે. એક જ વસ્તુ જે વિવિધ મૂર્તિ ધારણ કરીને નાનાવિધ ક્રિયા કરી રહી છે, તેને ' माया ' એ ઉપાધિ દ્વારા ઋગ્વેદમાં અભિવ્યક્ત કરવામા આવી છે. ' इन्द्रो मायाभि: पुररूप ईयते युक्ताह्यस्य हरयः शतादश । ' ૫, ૪૭, ૨૮ અર્થાત્ ઈન્દ્રે માયા દ્વારા બહુરૂપ, અનેક આકાર ધારણ કર્યા છે. માયા દ્વારા વિશ્વનાયાવત્ પદાર્થોને વિષે અવસ્થિત થઈને ઇન્દ્રે અગણિત રૂપો ધારણ કરી નિજ સ્વરૂપના વિકાશને કાજે વિવિધ લીના વિસ્તારી અવતાર–કાર્ય, પ્રચાર કાર્ય Life with a mission આપ્યુ છે, વિવિધ રૂપાન્તર ધારણ કરી જીવનનું આદર્શીકરણ વ્યક્ત કરનારી બહુવિધ કાર્ય કરવાનુ જે સામર્થ્ય, કારણસત્તા, અવિનાશી બ્રહ્મસત્તા તે માયા. સકલ દેવોમા એ દિવ્ય શક્તિ હોવાને લીધેજ સઘળા દેવો એક અને અભેદ સિદ્ધ થાય છે.



# સમુત્ક્રાંતિનું સોપાન: અવિદ્યામાંથી વિદ્યા પ્રત્યે

વિશ્વસંગીત છંદોબદ્ધ છે. વિરાટ–સંગીતના છંદો અવિકારી છે. ફરીફરીને આવૃત્ત થાય છે એ સંગીતના મૌલિક સ્વરો નિશ્ચિત છતા ગતિમાન, સનાતન છતા ક્ષણે ક્ષણે વિકારી છે વિરાટના આવિર્ભાવના મૂળમા અવિકારી, સનાતન તત્ત્વોની લીલા છે પરંતુ એ લીલામા પુનરોક્તિ કે તદ્દવતા નથી. વેદની ભાષામા કહીએ તો પ્રતિદિન પ્રાતઃકાળે ઉગતી ઉષા સનાતન છે, છતા તે નિત્ય નવયુવતી છે નવતાની સુન્દરતા પ્રતિદિન પ્રતિક્ષણ વિશ્વમા પ્રગટયે જાય છે. ક્ષણે ક્ષણે આલાપાતા એ વિશ્વસંગીતની સૂરાવલિના આરોહણની દિશા અને તેનો મર્મ જાણવાને પ્રયત્ન કરીશું

જડમા ચેતનનો આવિર્ભાવ, પ્રકાશ અને વિકાસ એ આપણી પૃથ્વી ઉપર બનેલી મોટામા મોટી ઘટના છે. અચેતનમાથી–અપ્રગટ ચૈતન–ચેતનનો ઉદ્‌ગમ ક્રમેક્રમે થયો છે. સર્વવ્યાપી વિષ્ણુ ભગવાને વામનાવતાર ધારણ કરીને જે ત્રણ વિક્રમો–ત્રણ વિરાટ પગલા–ભર્યાં તેને આપણે પૃથ્વી ઉપર થયેલી ચેતનાની સમુત્ક્રાંતિ સાથે ઘટાવીએ અને એ પુરાણકથાને પ્રતીકકથારૂપે ઉકેલવા મથીએ તો અયોગ્ય નહિ ગણાય પ્રથમ પગલે આવે છે પાર્થિવ તત્ત્વ, પદાર્થરૂપે પ્રગટતુ તત્ત્વ. એના રૂપો અસંખ્ય છે, વિધવિધ પ્રકારનાં છે. એ સર્વે જડ દેખાય છે. એ રૂપોમા પાદાર્થિક શક્તિ, રસાયનિક શક્તિ, વૈદ્યુતશક્તિ વગેરેને લઈને સંયુક્ત પદાર્થો ઉત્પન્ન થાય છે, અને ઉત્પન્ન થયેલા પદાર્થો વિભક્ત પણ થતા જાય છે બ્રહ્માંડમા વિસ્તરી રહેલ પદાર્થ અનંત છે બીજે પગલે ઉત્ક્રાંત થાય છે પ્રાણતત્ત્વ જડપદાર્થમા એ તત્ત્વ ચેતનાના આવિર્ભાવની શરૂઆત કરી વનસ્પતિ, જંતુ વગેરે પ્રગટાવે છે ત્રીજે પગલે આવે છે મન, એટલે કે પ્રગટ મનોમયતાવાળી ચેતના. પશુ વગેરેથી આરંભીને એ મનોમયચેતના માનવમા સંપૂર્ણ વિકાસ સાધે છે.

નરી પાર્થિવતા–જડતાવેષ્ટિ અચેતનતા જ આ જગતની મૌલિક વાસ્તવિકતા છે, એ જ વનસ્પતિ, જંતુ, પશુ વગેરે રૂપે પરિણમે છે. એટલે એ રીતે માનવનું મૂળ પણ પાર્થિવતા જ, એમ એક બાજુથી મનાય છે. બીજી બાજુ એમ મનાય છે કે પાર્થિવતા એ તો અંતિમ વાસ્તવિકતાનું ખોખું માત્ર વળી કેવળ પાર્થિવતા જ નહિ પરંતુ પ્રાણ, મન–પંચ મહાભૂતો, જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્‌ભિજ, પશુ માનવ વગેરે પણ એ આવિર્ભાવના બીબા. અસલ સ્વરૂપે તો માનવ એટલે અપાર્થિવ ચેતના. પૃથ્વી ઉપર એ અપાર્થિવ ચેતના જ જુજવા રૂપો ધારણ કરી રહી છે. આમ એક બાજુ પાર્થિવતાની અને બીજી બાજુ ચિન્મયતત્ત્વની વાસ્તવિકતા સ્વીકારનારી મીમાંસાઓ અને સંસ્કૃતિઓ ફૂલેફાલે છે

કેટલીક બીજી સંસ્કૃતિઓની પેઠે આપણી સંસ્કૃતિમા અનાદિ, અનંત ચેતન તત્ત્વનો સ્વીકાર છે. सोऽकामयत "તેણે કામના કરી" एकोऽहं बहुस्याम् "એક રૂપનું અનેક થાઉં" स तपस्तप्त्वा इदं सर्वं मसृजत–"તેણે–બ્રહ્મ–તપ કરીને આ સઘળું ઉત્પન્ન કર્યું" યાતો सर्वं खलु इदं ब्रह्म "આ સર્વ, ખરેખર, બ્રહ્મ છે." વગેરે ઉપનિષદોની ઉક્તિઓમાં જગતની વિવિધતાની સમજુતિ આપવાનો તથા અનાદિ, અનંત ચેતન તત્ત્વના ગુણોને સમજવાનો પણ પ્રયત્ન સ્પષ્ટ છે. ईशावास्यमिदं सर्वम् "આ સઘળુ ઈશને રહેવાનુ ધામ

છે " એ પ્રાચીન ઉક્તિમાં મૌલિક ચેતનાનો જ નહિ પરંતુ તેની શાસકતાનો પણ ઉલ્લેખ છે. આ દૃષ્ટિએ જોતાં વિશ્વસમસ્ત સર્વવ્યાપી ચેતનાથી પરિપ્લુત છે. આપણી ચારે બાજુ એ ચેતનાના અનંત મહાસાગરો આવી રહેલા છે. આપણે જડતત્ત્વના ગુલામો દેખાઈએ છીએ એટલુંજ. વસ્તુતાએ માનવ પોતાનામાં ચેતનાની અનંત શક્યતાઓ ધારણ કરે છે. જેમ આકાશ તત્ત્વનાં સૂક્ષ્મ આંદોલનો ગ્રહણ કરવાનું યંત્ર જેની પાસે ન હોય તેને પોતાની આજુબાજુ થઈ રહેલ વિપુલ સંગીતનું એ આશ્ચર્યકારક ઘટનાનું લગારે ભાન થતું નથી તેવું જ કાંઈ ચેતનાના સાગરો વિષે બનવું શક્ય છે.

જડમાંથી પહેલે પગલે ચેતનાવાળી પરંતુ વિશિષ્ટ અવયવો વિનાની પ્રાણસૃષ્ટિનો આરંભ થાય છે. વનસ્પતિમાં આપણે એ પ્રાણમયચેતનાનુ કાર્ય જોઈએ છીએ. એનું નાડીયંત્ર બાહ્યજગતના માત્રાસ્પર્શોને વહી લાવી શકે છે. અને એ રીતે સેન્દ્રિયતાની શરૂઆત થાય છે. ક્રમેક્રમે પ્રાણની એ શક્તિ પ્રાણીઓમાં તથા પશુયોનિમાં વધારે ને વધારે સૂક્ષ્મ તથા અટપટી બનતી જાય છે. આત્મવિકાસ, પ્રજાતંતુનું સાતત્ય અને બાહ્યપદાર્થોનું પાચન એ પ્રાણશક્તિના કેટલાક ધર્મો વનસ્પતિમાંથી આરંભીને જંતુ, પ્રાણી, પશુ વગેરેમાં વિકસતા જાય છે.

પરંતુ અહિં એક પ્રશ્ન થવાનો સંભવ છે. સઘળું અનાદિ અનંત ચેતનામાંથી ક્રમેક્રમે સમુત્ક્રાંત થયુ છે એમ સ્વીકારતાં પણ એ સમુત્ક્રાંતિનો વિચાર તો ડારવીનના સમુત્ક્રાંતિવાદને આભારી ખરો કે નહિ? અહિં એક સમૂળો ભેદ આપણે ધ્યાનમાં રાખવાનો છે તે એ કે ડારવીનના વાદમાં કોઈસ્થળે "ચેતનતત્વની સમુત્ક્રાંતિ" નો ઉલ્લેખ છે જ નહિ. ડારવીનની સમુત્ક્રાંતિ તે સ્થૂલદેહની સમુત્ક્રાંતિ છે. આપણા દાર્શનિકો તો ચેતનાની સમુત્ક્રાંતિ સ્વીકારતા લાગે છે. "લક્ષ ચોર્યાસી"ના ફેરાનો જે ખ્યાલ આપણા લોકોમાં પ્રચલિત છે તેમાં અનેક દેહો અને યોનિઓમાં પસાર થઈ સમુત્ક્રાંતિ સાધનાર ચેતના વિષે ગર્ભિત ઉલ્લેખ છે. એટલે પુનર્જન્મનો સિદ્ધાંત પણ એવી સમુત્ક્રાંતિનું સમર્થન કરે છે.

તો પછી સ્થૂલ દેહની સમુત્ક્રાંતિ થાય છે એ વિચાર શું ડારવીનેજ જગતને પ્રથમ આપ્યો ? પૃથ્વીમાં ચેતનાનાં જે અનંતવિધ સ્વરૂપો પ્રગટ થયાં છે તેમાં એકથી બીજી યોનિમાં ક્રમેક્રમે વિકાસ થયેલો જોવામાં આવે છે એ વિચાર આર્યમીમાંસામાં તો ઘણી જગોએ સ્વીકારાયલો છે. જુઓ ઐતરેય બ્રાહ્મણ× "આ પ્રમાણે ઉત્પન્ન કરેલા દેવતાઓ મહાન અર્ણવમા પડ્યા. બ્રહ્મે પુરૂષને ક્ષુધા અને પિપાસાથી યુક્ત—સેન્દ્રિય—કર્યો તે દેવતાઓએ એ સર્જક પ્રભુને કહ્યું, "અમારે માટે એક એવું અધિષ્ઠાન તૈયાર કરો જેમાં રહીને અમે અન્નનો ભોગ લઈ શકીએ—પાર્થિવતત્ત્વમાં રહ્યા આનંદ માણી શકીએ." તેમની આગળ ગાય લાવવામાં આવી. તેમણે કહ્યું,—" આ પિંડ અમારે

×ता एता देवताः सृष्टा अस्मिन्महत्यर्णवे प्रापतंस्तमशना पिपासाभ्यामन्ववार्जत्। ता एनमब्रुवन् आयतनंन प्रजानीहि यस्मिन् प्रतिष्ठिता अन्न मदामेति ॥१॥ ताभ्योगामानयत्ता अब्रुवन्न वैनोऽयमलमिति ॥२॥ ताभ्योऽश्वमानयत्ता अब्रुवन्नवै नोऽयमलमिति ॥३॥ ताभ्यः पुरुष मानयत्ता अब्रुवन् सुकृतं बतेति पुरुषो वाव सुकृतम् ॥ ता अब्रवीयथाऽयतनं प्रविशतेति ॥४॥ ऐतरेय ब्राह्मण.

યોગ્ય નથી." પછી તેમને અશ્વ બતાવવામાં આવ્યો. દેવતાઓએ કહ્યું, "એ પણ અમારે યોગ્ય નથી." પછી તેમને માનવદેહ બતાવ્યો. ત્યારે તેઓ બોલી ઉઠ્યા "ખરેખર! આ તો સુંદર છે! બરાબર બનાવેલ છે" અને તેમાં પ્રવેશ કરવાને અનુમતિ આપી." અહિં ભૌતિકદેહની સમુત્ક્રાંતિનો વિચાર સ્પષ્ટ છે. પરંતુ એ વિચારની સાબિતીઓ, ભૌતિક શાસ્ત્રની દૃષ્ટિએ, એકત્ર કરી આધુનિક ભૌતિક સમુત્ક્રાંતિનો વાદ જગતને આપવાનો યશ ડારવીનને જાય છે એ સાચું છે. પરંતુ ડારવીનના મત પ્રમાણે પ્રોટોપ્લાઝમથી સર્પ, સર્પથી મત્સ્ય, મત્સ્યથી વિહંગ, વિહંગથી પ્રાણી અને પશુથી માનવ એ ક્રમે સ્થૂલ દેહનો વિકાસ સધાયો હોય કે નહિ એ વિચાર બાજુએ મુકતાં પણ પૃથ્વી ઉપર ચેતનાની સમુત્ક્રાંતિના મતને બાધ આવતો નથી. વધારે સમંજસ તો એ જ મત લાગે છે કે ભૌતિકદેહનો વિકાસ જેમ જેમ જડ તત્ત્વમાંથી વધારેને વધારે સધાતો ગયો તેમ તેમ ચેતના પણ વિકાસને પ્રાપ્ત થતી ગઈ. "મૂળ એક જ બીજમાંથી પુરુષે જૂદા જૂદા પ્રકારનાં પ્રાણીઓ નિર્માણ કર્યાં." એવો ઉપનિષદનો ઉલ્લેખ પણ ઉપરની માન્યતાને ટેકો આપે છે.

પુરાણોમાં એવી માન્યતા છે કે આદિસૃષ્ટિ તામસિક અને રાજસિક હતી, અને તે રૂદ્રે નિર્માણ કરી હતી. ત્યારપછી સાત્ત્વિકસૃષ્ટિ ઉત્પન્ન થઈ. પ્રથમ જડપાર્થિવતાનું પૃથ્વીમાં પ્રાધાન્ય હોવાથી તેને તામસિક, પ્રાણમાં કામના, ક્રિયાશીલતા, વિકારિત્વ, પ્રજોત્પાદનવૃત્તિ વગેરે ગુણોને લઈને તેને રાજસિક અને બુદ્ધિમાં જિજ્ઞાસા, તર્ક, કલ્પના નિર્ણય, વિવેક વગેરે શક્તિઓ હોવાથી તેને સાત્વિક ગણીને આપણે પુરાણની એ માન્યતાને ઘટાવી શકીએ.

અત્યારસુધી જડ પાર્થિવતત્ત્વમાંથી પ્રાણ અને પ્રાણમાંથી મન એ પ્રમાણે ચેતનાની સમુત્ક્રાંતિ થઈ છે. પ્રાણ તથા મનોમયતાના સૂક્ષ્મલોકો પૃથ્વીથી સ્વતંત્ર હોઈ પાર્થિવતત્ત્વનો આશ્રય લઈને એ તત્ત્વો અહિં પ્રગટ થાય છે. જેમ જેમ સમુત્ક્રાંતિની ક્રિયા કાળમાં ગતિ કરે છે તેમ તેમ ચેતનાની સૂક્ષ્મતર, ઉચ્ચતર, વિશાળતર શક્તિઓ પ્રગટતી જાય છે. પદાર્થતત્ત્વમાં જડતા, અને યાંત્રિકતાના બંધનમાં પૂરાયલી, પ્રાણના આદિસ્વરૂપોમાં અંધપ્રેરણા (instinct) માં જકડાયલી કામના, વાસના વગેરેને સંતોષવામાં જ મશ્ગુલ એવી ચેતના આખરે મનોમય લોકને પ્રાપ્ત કરી જ્ઞાનજ્યોતિનાં નિર્મળ, ઉન્નત શિખરોને પ્રાપ્ત કરે છે. સ્થૂલ પાર્થિવતત્ત્વ એટલે ચેતનાની સુષુપ્ત અવસ્થા; પ્રાણ એટલે જડ, પાર્થિવતત્ત્વનો કાબૂ લઈ તેને ચિન્મય અને કામનામય કરી મૂકનાર તપઃ શક્તિ; મન એટલે આત્મદર્શન અને વિશ્વદર્શન કરતી ચેતનાની જ્ઞાનશક્તિ.

અથવા બીજી રીતે જોઈએ તો વનસ્પતિ એટલે અપૂરતી ચેતનાશક્તિવાળું પ્રાણી, યાને અવિકસિત પશુ. પશુ એટલે ચાકડે ચડી ચૂકેલો માનવ. માનવ પણ પશુ તો ખરોજ, પરંતુ કેવળ પશુ નહિ. માનવ એટલે એરણ પર ઘડાતો દેવ એમ કહીશું?

જે અનાદિ ચેતના અહિં પ્રગટે છે તેને આપણે ત્રિવેણીરૂપે જોઈએ છીએ. પ્રથમ છે વ્યક્તિતા. પ્રત્યેક પ્રાણી પોતે વ્યક્તિ સ્વરૂપ હોય છે. ત્યારપછી સમષ્ટિ યાને સંઘાતમા. પ્રત્યેક વ્યક્તિ વ્યક્તિ છતાં પણ સમષ્ટિની પ્રતિનિધિ પણ હોય છે. છેવટે આવે છે પરાત્પરતા યાને આદર્શ, વાસ્તવિક ચેતના જે વ્યક્તિ અને સમષ્ટિ બન્નેથી પર હોઈ

બન્નેના સ્વરૂપોમા પ્રગટ થતી હોય છે માનવને પણ વ્યક્તિરૂપે, સઘરૂપે અને અત્યાર સુધી અપ્રાપ્ત એવા તેના પરાત્પરરૂપે આપણે જોવાનો છે. વર્તમાનમા જે છે, ભૂતમાં હતો અને ભાવિમા હશે તે માનન પોતે છે. બીજના વૃક્ષ અન્તર્હિત કે તિરોભૂત હોય છે તેમ માનવમા ભાવિની અનત શક્યતાઓ છૂપાયલી છે.

ચેતનાની સમુત્ક્રાતિની ઘટનાનુ અવલોકન કરતા એક બીજુ સત્ય નજરે તરી આવે છે. જેમ જેમ ચેતનાના ઉચ્ચતર સ્વરૂપો પ્રગટ થતા જાય છે તેમ તેમ નિમ્ન સ્વરૂપોનો તથા તેમની શક્તિઓનો પરિત્યાગ થતો નથી અણુ, પરમાણુ, વિદ્યુદણુ, વગેરે પાદાર્થિક ઘટકોમા ચેતના જણાતી નથી,–હોય તો પણ અતિસુષુપ્ત દશામા છે–છતા કોઈ અપ્રગટ જ્ઞાનશક્તિ પ્રત્યેક પદાથમા થતી અણુ–પરમાણુની ગતિને નિયત કરે છે એ નક્કી છે વનસ્પતિમા ચેતના છે. તેનામા સ્વામોચ્છ્વાસના જેવી, રૂધિરાભિસરણની ઇન્દ્રિયોના સસ્કારોને મધ્યસ્થ નાડી કેન્દ્ર પ્રત્યે લઈ જવાની, થાકની, મૂર્ચ્છાની, મરણ પામવાની વગેરે માનવમા થતી ક્રિયાઓના જેવી જ ક્રિયાઓ થાય છે. પરતુ વનસ્પતિની બહિર્મુખચેતના પ્રત્યક્ષપણે સક્રિય નથી લાગતી. એની આખી ચેતના નાડીયત્રના સસ્કારોના વ્યાપારમા મુખ્યત્વે ગુથાયલી હોય છે અને છતા, પ્રાણ તત્ત્વની બધી શક્તિઓ વનસ્પતિમા પ્રગટ થયલી નથી ઉદાહરણ તરીકે, પ્રાણના સપૂર્ણ આવિર્ભાવનું એક લક્ષણ ગતિ છે. વનસ્પતિ મુક્ત ગતિ કરી શકતી નથી. અલબત્ત, અણુમાથી નવા અણુઓ ઉત્પન્ન થતા નથી જ્યારે બીજમાથી વૃક્ષ પ્રગટે છે. વનસ્પતિ પાર્થિવ પદાર્થોમાથી જીવનને પોષણ આપનાર રસો ચૂસે છે

જતુઓ, કીટો, પ્રાણીઓ, પશુઓ વગેરેમા ઈન્દ્રિયોનું સગઠન વધારે ને વધારે અટપટુ થતું જાય છે, તથા મનસ્તત્વ પ્રગટ થવા માંડે છે. બાહ્યસ્પર્શોનો–(માત્ર સ્પર્શોનો) સ્વીકાર કરવાની તથા તેમના પ્રત્યે પ્રતિકાર્ય કરવાની શક્તિ વનસ્પતિમા હોય છે તેના કરતા પ્રાણી પશુઓમા ઘણી સૂક્ષ્મતર તથા સકુલ હોય છે બાહ્યસ્પર્શોનું મૂલ્ય પણ ઇન્દ્રિયોપર પડતા સસ્કારોને ધોરણે પશુઓ આકતા હોય એમ લાગે છે. પાશવચેતનામા પ્રાણનુ તત્ત્વ પ્રધાન હોય છે એ ખરૂ પણ તેની પાછળ માનસિક શક્તિઓ આવી રહેલી છે અને તેઓ કાર્ય પણ કરી શકે છે–એટલુ તો આજકાલ સ્વીકારાવા લાગ્યુ છે પશુઓમા માનસિક શક્તિઓ હોવાના પ્રયોગસિદ્ધ પુરાવાઓ જૂદે જૂદે ઠેકાણેથી મળી આવે છે પશુને કેળવવાથી અવિકસિત માનસિક શક્તિઓ ખીલે છે એવો અનુભવ સકસ જોનાર સર્વને સુવિદિત છે. પોપટ તથા ચકલીઓને તોપ ફોડતા શીખવી શકાય છે ગાયોને અને ઘોડાઓને કેળવી શકાય છે હાથી અને કૂતરાની સ્વાભાવિક બુદ્ધિ ચાતુરી જાણીતી છે, અને કેળવવાથી તે શક્તિ ઘણી તીવ્ર થઈ શકે છે જર્મનીમા આલ્બર્ફેલ્ડ ગામમા ડૉ ક્રોલની પશુશાળામા જે ઘટનાઓ અખ્યાત સાહિત્યક મોરીસ મેટરલીંકે નજરોનજર જોઈ હતી તેમા 'મહમદ' નામના ઘોડાનો ઉલ્લેખ કરવા જેવો છે (L'hote in connu-લો'ત એ કૉનુ નામના પુસ્તકમા તેણે સર્વ પ્રયોગોનો ઉલ્લેખ કર્યો છે) એ ઘોડાએ આગળ પૂછવામા નહિ આવેલા કે નહિ શીખવાયેલા એવા વર્ગમૂળના છ દાખલાઓ મેટરલીંકને કરી બતાવ્યા હતા! કૂતરાઓ કવાયત કરી શકે છે અને પોલીસ ફોજમા મદદ કરવા માટે તેમને રાખવામા

આવે છે. વાંદરાઓને કેળવીને ઘણી રીતે માનવ જેવા બનાવી શકાય છે. બકરી, ગાય, બિલાડી, નોળીઆ વગેરેને કેળવવી શકાય છે. આ રીતે પશુઓમાં પ્રાણની ઘણી શક્તિઓનો વિકાસ થવા ઉપરાત માનસિક શક્તિઓ પણ તેમનામાં પ્રગટ થવા માડે છે. ગતિ કરવાની સ્વતંત્રતા, પ્રજોત્પાદન, બાહ્યપદાર્થને પચાવી આત્મવિકાસ સાધવાની શક્તિ તથા કોઈ કોઈ પ્રકારના ભાવ અનુભવવાની શકિત પણ કેટલાંક પશુઓમા હોય એમ માનવું સકારણ લાગે છે. અંધપ્રેરણા (instinct) પશુઓને જીવનના રક્ષણનું અમુક જ્ઞાન આપે છે.

હવે ૧ પદાર્થ, ૨ પ્રાણ અને ૩ મનઃ ૧ અણુ, પરમાણુ, ૨ વનસ્પતિ, જંતુ પ્રાણી, પશુ, ૩ પશુ, માનવ, એ ખડગચડું સોપાન તથા તેની સાથે કેવળ ભાતિક શકિતના કાર્ય પ્રતિકાર્યમાથી નાડીયંત્રનો ઉદ્યમ, બાહ્ય સંસ્કારો સ્વીકારી શકતી ઈન્દ્રિયોનુ સંગઠન, મનસ્તત્ત્વનો ઉદય તથા બુદ્ધિની ક્રિયાનો આરંભ એ ચેતનાના વિકાસની શ્રેણી તરફ નજર કરો. સાથે સાથે એ પણ જુવો કે જ્યારે પ્રાણ તત્ત્વનો ઉદય થાય છે ત્યારે પદાર્થતત્ત્વનો ત્યાગ કરીને નહિ પરતુ સ્વીકાર કરીને, તેનો આશ્રય લઈને પ્રાણના ગુણો પ્રગટ થાય છે મનની શક્તિઓ જાગ્રત થતાં પ્રાણ તથા પદાર્થ બન્ને તત્ત્વો કાયમ રહે છે અને શરીર તથા પ્રાણ ઉપર મન પોતાનુ આધિપત્ય જમાવવા પ્રયત્ન કરે છે. ઊર્ધ્વલોક પોતાનાથી નિમ્નલોકનો ત્યાગ જ કરે એવું પ્રકૃતિમાં બનતુ જણાતુ નથી.

વળી સમુત્ક્રાંતિની ગતિ સીધેસીધી ઊર્ધ્વ દિશામાં થતી જણાતી નથી. એ ગતિ ગોળાકારે ઉપર ચઢવાના દાદર જેવી યાતો તારની કમાનના જેવી ચક્રાકારે ઉપર ચડતી કહી શકાય. એટલે એમા ગતિની દિશા ઊર્ધ્વ હોય તો પણ જાણે ચઢ ઉતરનો ભાસ થયા કરે.

આ સમુત્ક્રાંતિમા માનવની મહત્તાનુ કારણ તે મનોમય શક્તિઓનો વિકાસ સાધે છે, તેમનો ઉપયોગ કરે છે તથા પ્રકૃતિ ઉપર, તે શક્તિઓ વડે, વિજય મેળવવા પ્રયાસો કરે છે એટલુંજ નથી. માનવની મહત્તાનુ કારણ એ પણ છે કે તે પોતાનાથી ઉંચે નજર કરી શકેછે. પશુઓ એ પ્રમાણે કરી શકતાં નથી. તેઓ પોતાની ચેતનામાં સંતુષ્ટ રહે છે. પ્રગતિ સાધવા માટે પશુઓએ પ્રકૃતિના નિયમના ઉપર આધાર રાખવો પડે છેઃ પ્રકૃતિ હાંકે તે પ્રમાણે ચેતના હંકાય છે. પરંતુ પોતાની શક્તિઓથી તથા પરિસ્થિતિથી માનવ સંતુષ્ટ રહેતો નથી. એના હૃદયમા આરોહણ કરવાની અશાંતિ તથા અપૂર્ણતાનો અજપો સ્વાભાવિકપણે હોય છે. એ તાલાવેલી અને અશાંતિ માનવની સર્વે મહાન પ્રવૃત્તિઓની તથા પ્રગતિની પ્રેરિકા છે, તેની સંસ્કૃતિની વિધાતા છે. શારીરિક જરૂરીયાતો પૂરી પડતા માનવને જે અવકાશ મળે છે તેનો ઉપયોગ તે એ સનાતન ધર્મને આચરવામાં કરે છે. પોતાનો આંતર વિકાસ સાધવાનું કાર્ય માનવ પ્રકૃતિ ઉપર સંપૂર્ણપણે છોડી શકતો નથી એ તેની વિશિષ્ટતા છે. પ્રકૃતિ સમસ્તમાં આત્મનિર્ણયના સિદ્ધાંતને માનવ બુદ્ધિપૂર્વક અમલમાં મૂકે છે. આ રીતે પ્રકૃતિ–નિયમને વશ વિરાટ સકલમાં માનવ જ અપવાદરૂપ છે. તે પ્રકૃતિના ઉપર કાબુ જમાવવા મથે છે—અલબત્ત, હજી સુધી એ પ્રયત્નમા તે સપૂર્ણપણે સફળ થયો નથી. છતા પોતે પ્રકૃતિનો સ્વામી છે એ ભાન તેને થઈ ચૂકયું છે એ નિર્વિવાદ છે.

પરંતુ માનવ પોતાનાથી ઉચે દૃષ્ટિ કરે જ છે તેનો અર્થ શો છે? અથવા તો, સમુત્ક્રાંતિની આખીએ ક્રિયાનો અંતિમ હેતુ માનસિક ચેતનાનો આવિર્ભાવ કરીને અટકી જવાનો છે કે આગળ જવાનો? ખરું છે કે બુદ્ધિ પ્રકૃતિની જ એક મહાન શક્તિ છે. એના અતુલ પ્રભાવ આગળ અડગ પર્વતો ડગ્યા છે અને છૂટા પડેલા મહાસાગરો સંધાયા છે. સમુદ્રો અને વાયુ માનવના રાજમાર્ગો બની રહ્યા છે અને દિશા તથા કાળનાં માપ ટુંકાં થતાં જાય છે. સામાજિક સંગઠનને પરિણામે પ્રાપ્ત થતી માનવની મહત્તા પણ મનની શક્તિઓને ઘણે અંશે આભારી છે. પરંતુ પદાર્થતત્ત્વમાથી પ્રાણ, પ્રાણમાથી મન, એ રીતે સમુત્ક્રાંતિ થઈ છે તો પછી મનથી પર ચેતનાની સમુત્ક્રાંતિ શક્ય શા માટે નહિ? વળી, એ મનસાતીત ચેતનાના ઈંગિત પણ આપણને અત્યાર સુધીના ઈતિહાસમાં પૂરતા પ્રમાણમાં મળે છે. પશ્ચિમના આધુનિક મિમાંસકોમા પણ બુદ્ધિની અપર્યાપ્તતાનો અને મનસાતીત તત્ત્વોનો સ્વીકાર થતો આવે છે. પ્રો. હારી. બેર્ગસોં બુદ્ધિને જ્ઞાન પ્રાપ્ત કરવાના ઉચ્ચમાં ઉચ્ચ કરણ તરીકે સ્વીકારતા નથી. બુદ્ધિ, એમને મતે, માનવની સૌથી વધારે ઉપયોગી–વ્યવહારૂ-શક્તિ છે. બુદ્ધિજન્યજ્ઞાન વાસ્તવિકજ્ઞાન નથી. બુદ્ધિ માનવને સફળ ક્રિયા કરવાની માનસિક પરિસ્થિતિ ઉત્પન્ન કરી આપે છે એટલુ જ. વાસ્તવિક જ્ઞાન તો સહજોપલબ્ધિ–Intuition–યાને સહજ સ્ફુરણા વડે જ મળે. એક કરોળિયો પોતાની જાળની રચનામા શિલ્પના અને ભૌતિકશાસ્ત્રના નિયમોનુ જે અચુક પાલન કરે છે તે એ સહજજ્ઞાનને લીધે.

પરંતુ કેટલાક નીચે પ્રમાણે દલીલ કરે છે. વનસ્પતિ, પશુ વગેરે જાતિઓ પ્રકૃતિ–નિયમોને વશ વર્તે છે. એ નિયમો અચળ છે. પ્રકૃતિના નિયમોનું ઉલ્લંઘન તે તે લોકના સત્વોથી થઈ શકતુ નથી. એ સર્વેની પેઠે માનવે પણ પ્રાપ્ત મર્યાદામાં જ સંતોષ માનવો જોઈએ. માનવ મનોમય ચેતનાને પ્રાપ્ત થયો છે તેમાં જ તેણે રહેવું યોગ્ય છે, કારણ કે એ જ તેનો સહજ ધર્મ છે. મનસાતીત ચેતના હોય તો પણ તે પ્રાપ્ત કરી શકાય તેવી નથી. એટલે એવી અશક્ય સિદ્ધિની પાછળ ફાંફાં મારવા કરતાં તો "સંપૂર્ણ માનવતા"વાળું જિવન સિદ્ધ કરવાને શા માટે પ્રયત્ન ન કરવો એવો પ્રશ્ન તેઓ કરે છે. મનસાતીત ચેતના, દિવ્યતા વગેરેનાં સ્વપ્નાંઓનો હમેશને માટે ત્યાગ કરવાથી જ માનવ સુખી થઈ શકશે. 'પ્રગતિ,' 'સંસ્કૃતિ' વગેરે આપણે કહીએ છીએ ખરા પરંતુ તે બધી જાણીતી માનવતાની મર્યાદાઓમાં જ થવાની, એનાથી પર નહિ. માનવ–મનોમય પ્રાણી છે અને મનોમયચેતનાના જૂદાં જૂદા શિખરોને, જૂદી જૂદી શક્તિઓને, તે પ્રાપ્ત કરે છે એ સાચું છે. પરંતુ માનવ પાર્થિવતા સાથે જકડાયલો છે,–જકડાયલો છે એટલું જ નહિ પરંતુ જકડાયલો રહેવાને સરજાયલો છે. એટલે મનથી ઉપર જવાના, દિવ્યતા સિદ્ધ કરવાના સર્વે પ્રયાસો નિરર્થક છે, નિષ્ફળ જવાને જ સરજાયલા છે, હાનિકારક છે. આ મત પ્રમાણે તો માનવની અપૂર્ણતા મૌલિક છે અને સનાતન પણ છે.

એમ ખરેખર જ જો હોય તો પૂર્ણતા કે સિદ્ધિ આ લોકમાં, આ જીવનમાં, પ્રાપ્ત કરવાને બદલે તેનાથી છૂટવું, છટકવું, તેનો ત્યાગ કરવો એમાં જ મુક્તિનો સાર માનનાર દાર્શનિકો સાચા ઠરે.

વળી, કેટલાક એમ માને છે–અને મનાવવા પ્રયત્ન કરે છે–કે બુદ્ધિ વડે જ અર્થાત્ બુદ્ધિના વિકાસ વડે એ મનસાતીત ચેતનાનો વિકાસ પણ સાધી શકાશે. પરંતુ એ માન્યતા સાચી લાગતી નથી. પ્રાણની ચેતનાનું જ ઉદાહરણ લો. પ્રાણમયચેતનાની ગમે તેટલી ખીલવણી કરો, એના ક્ષેત્રનો વિસ્તાર ગમે તેટલો વધારો, એમાં ગમે તેટલી નવી શક્તિઓ અને સિદ્ધિઓ સર કરો, પરંતુ કેવળ પ્રાણશક્તિના વિકાસને પરિણામે મનોમય ચેતના પ્રગટ થતી નથી. બુદ્ધિનો પણ ગમે તેટલો વિકાસ કરવામાં આવે, તેના કાર્યક્ષેત્રને ગમેતેટલું વિશાળ કરવામાં આવે તેથી કરીને મનથી ઉપરની ચેતનાની શક્તિઓ પ્રગટ થાય નહિ. એના વિકાસથી એ મનસાતીત ચેતનાની પ્રાપ્તિમાં આડકતરી સહાય મળે–તે પણ મળે જ એમ તો ન જ કહી શકાય–એ શક્ય છે. આપણા ઉપનિષદોએ તો સ્પષ્ટ કહ્યું છે. " न तत्र मनोगच्छति न वाक् " " ત્યાં મનની ગતિ નથી, વાચા જઈ શકતી નથી. " અને यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह। " ત્યાંથી વાચા અને મન હારીને પાછાં પડે છે.

એટલે, મનોમય ચેતનાનું ઉલ્લંઘન કરવા માટે ઉપર રહેલ એ મનસાતીત તત્ત્વને જ પોતાનામાં જાગ્રત કરવાની જરૂર છે. અહિં સંક્ષેપમાં એ મનસાતીત ચેતનાના લક્ષણોનો નિર્દેશ કરવાને પ્રયત્ન કરીશું તો અસ્થાને નહિ ગણાય. પ્રો. હારી બેર્ગસોં જેને ' સહજ–જ્ઞાન '–Intuition–કહે છે તે કાંઈ મનસાતીત ચેતનાનું સંપૂર્ણ સ્વરૂપ નથી. સહજજ્ઞાન તો એ મનસાતીત ચેતનાના છેક નિમ્નસ્તરની શક્તિ છે. બેર્ગસોં, યુસ્પેન્સ્કી, મોરીસ મેટરલીંક વગેરે પાશ્ચાત્ય વિચારકોના અભિપ્રાયના ધ્વનિ એ છે કે બુદ્ધિથી પર, બુદ્ધિની પાછળ, અપ્રગટ રહીને જિવનની ગતિને દોરી રહેલ કોઈ ગહન તત્ત્વ–સ્વયંપ્રેરિત ચેતનતત્ત્વ–આવી રહેલું છે. આપણા દાર્શનિકો એ ચેતનાને ' વિજ્ઞાન 'મયચેતના કહે છે.

માનવ અને અન્ય જાતિમાં સમૂળનો તફાવત હોય તો તો એ છે કે માનવ સ્વેચ્છાપૂર્વક આત્મોન્નતિ સાધી શકે છે. અને એ સ્વેચ્છાનું તત્ત્વ જ પ્રકૃતિની સમુત્ક્રાંતિમાં અતિશય મહત્વનો ભાગ ભજવે છે. પ્રાણીની ચેતના માનવ જેવી ચેતનાની શક્યતાનો પણ સ્વીકાર કરી શકે તેમ નથી–તો પછી તેને સ્વેચ્છાપૂર્વક પ્રાપ્ત કરવાની તો વાત જ ક્યાંથી હોય? પરંતુ માનવ પોતાની ઉચ્ચ અને તદ્દન જૂદા તત્ત્વ ઉપર રચાયલી ચેતના કલ્પી, તથા પ્રયત્નપૂર્વક જાણી, શકે છે મનથી ઉપરની એ ચેતનાના ધર્મો તથા તેની શક્તિઓ અતિશય ભિન્ન હોય એ સમજી શકાય તેવું છે. મન એટલે જ્ઞાન પ્રાપ્ત કરવા મથતી અજ્ઞાન વશ ચેતના. મનસાતીત વિજ્ઞાનમય ચેતનામાં જ્ઞાન સ્વયંસિદ્ધ હોય. મનમાં હંમેશાં દ્વૈતની અનુભૂતિ જ્ઞાનના પાયા રૂપ હોય છે જ્યારે ઉપરની વિજ્ઞાનમય ચેતનામાં અદ્વૈતની અનુભૂતિ સ્વયંસિદ્ધ હોય છે. એ દિવ્ય ચેતનાની સર્વે પ્રવૃત્તિઓ જ્ઞાનમાંથી જન્મે છે અને જીવનમાં જ્ઞાનનો આવિર્ભાવ કરે.છે. મનોમયચેતનામાં સામાન્ય રીતે અહંતા અને કામના સર્વે પ્રવૃત્તિનાં પ્રેરકબલ હોય છે; ઊર્ધ્વચેતનામાં સત્ય–સંકલ્પ તપઃશક્તિ અનિવાર્ય સફલતા પ્રત્યે ગતિ કરે.

આવી મનસાતીત ચેતનામાં માનવની સમુત્ક્રાંતિ થવી, યાતો કરવી શક્ય છે ખરી? એ પ્રશ્નનો ઉત્તર આપતાં પહેલાં આપણે ઉપર જણાવેલા સમુત્ક્રાંતિના સોપાનની ઉપરાંત માનવ જાતિનો ઈતિહાસ પણ જોવો જોઈએ. જેમ અત્યાર સુધીના સમુત્ક્રાંતિનાં

પગલાંઓ પૃથ્વી ઉપર જ સિદ્ધ થયાં તેમ હવે પછીનાં પણ અહિં જ સિદ્ધ થાય એ સયુક્તિક લાગે છે. માનવજાતિના નિકૃષ્ટમાં નિકૃષ્ટ, આહાર, નિદ્રા અને પ્રજોત્પાદનથીજ સંતુષ્ટ એવા મોટા ભાગની ગ્રામ્યતા કે ક્ષુદ્રતા ઉપર જ આપણે નજર રાખવી ન ઘટે. "જુઓ, માનવજાતિના મોટાભાગમાં મનસાતીત ચેતનાની કલ્પના સુદ્ધાં ક્યાં છે ?" એમ કહીને આપણે માનવની એ સનાતન ભાવનાને કોરાણે મુકી દઈ શકતા નથી. એ માટે તો માનવતાના ઉચ્ચમાં ઉચ્ચ પ્રતિનિધિઓના હૃદયમાં પ્રગટની ઉચ્ચતમ ભાવનાનો જ આપણે તાગ લેવો જોઈએ. આવા સીધા ચઢાવ જેવા કાર્યમાં લઘુમતિ જ બહુમતિને દોરતી આવી છે. એટલે, સમુત્ક્રાંતિના સોપાન સાથે જ્યારે આપણા ધર્મોના ઉદયનો, મીમાંસાઓનો, માનવની કલા-પ્રવૃત્તિનો, સાહિત્યસર્જનનો વિકાસ જોઈએ છીએ ત્યારે એ મનસાતીત સત્યચેતનાની પ્રાપ્તિને માર્ગે માનવજાતિ પડી ચૂકી છે એમ સ્વીકારવું પ્રાપ્ત થાય છે. ધર્મપ્રવર્તકો મનથી પર આવી રહેલ સત્યને પ્રાપ્ત કરવાનો દાવો કરતા આવ્યા છે. શહીદો અને સંતોએ એમાંથી પ્રેરણાબળ મેળવ્યુ છે અને માનવજાતિને પ્રેરણા આપી છે. અસાધારણ કર્મવીરોએ કોઈ અજ્ઞાત, દૈવી શક્તિથી પોતે દોરાયાનો ઉલ્લેખ કરેલો છે. ઋષિઓએ અને કવિઓએ પોતાની સર્જકશક્તિનું અને ક્રાંતદૃષ્ટિનુ આરોપણ ચેતનાના એ ઊર્ધ્વલોકમાં કર્યું છે. અને એમની વાણીએ જમાને જમાને અને યુગે યુગે માનવને નવચેતના આપી છે. કલા-વિધાયકો પોતાની ઉત્તમોત્તમ કૃતિઓની સર્જન ક્ષણોમાં માનવતાની સીમાઓ વટાવી જતા એવુ ગ્રીક લોકોના પ્રાચીન યુગથી જાણવામાં આવ્યુ છે. આ રીતે ધર્મપ્રવર્તકોએ અને આતર ચેતનાનો બુદ્ધિપૂર્વક વિકાસ સાધનાર સાધકોએ પોતે મનસાતીત દિવ્ય ચેતનાને પ્રાપ્ત કરી છે એટલુજ નહિ પરંતુ માનવજાતિને માટે અધુરા ઓછા માર્ગદર્શક ચિન્હો પણ મુકવાનો તેમણે પ્રયત્ન કર્યો છે.

વેદ, ઉપનિષદો, બાઈબલ, કુરાને શરીફ, હેરકેલીટસના સૂત્રો, પ્લેટો, સોક્રેટીસ વગેરેના પુસ્તકો એ પ્રકારનાં સીમાચિન્હો છે.

ધર્મ માત્રને તથા ધર્મપ્રવર્તકોને અનિષ્ટ તરીકે અને એમના પરની શ્રદ્ધાને વહેમ કે અનિવાર્ય ઐતિહાસિક પરિસ્થિતિ તરીકે ગણવાનો પવન અત્યારે વાય છે. પરંતુ માનવના હૃદયમા વસતી શ્રદ્ધા સનાતન છે અને અનેક વિકારી પરિસ્થિતિઓમાં તે અચલ રહી છે એ ધ્યાનમાં રાખવાનું છે અને ભવિષ્યમાં તે જાગ્રત રહેનાર છે એમ લાગે છે. વળી ધર્મ એટલે કેવળ સામાજિક પ્રવૃત્તિ એ વિચાર પણ અર્ધસત્ય જ છે. કેવળ જડવાદની દ્રષ્ટિએ પણ ધર્મને માનવ જીવનના એક મહાન બળ તરીકે ગણ્યા વિના ચાલે તેમ નથી અને ધર્મોની તથા ધર્મપ્રવર્તકોની અસર માનવજાતિના મહાન સમૂહો પર ઉંડી થતી રહી છે એ હકીકતને અવગણી શકાય તેમ નથી.

અહિં 'ધર્મ' એટલે કેવળ વિધિવિધાનો, તેની સામાજિક વિકૃતિઓ યા તો બાહ્યાચારો જ એ વિચારને આપણે દૂર મૂકવાનો છે. ધર્મના આંતરતત્ત્વ તરફ, તેની મૌલિક પ્રેરણા તરફ, માનવના ચિત્તંત્રમાં તેની સક્રિયતા ઉપર આપણે નજર કરવી જોઈએ. એ પ્રમાણે જોતા જણાય છે કે ચેતનાની ઉર્ધ્વગતિ સાધવી યા તો તે સાધવા માટેની પરિસ્થિતિ (આંતર તથા બાહ્ય) ઉત્પન્ન કરવી ,તથા જીવનને એ ઊર્ધ્વ, દિવ્ય

ચેતનાની આદર્શ પૂર્ણતાના બીબામાં ઢાળવું એ માનવનો સનાતન ધર્મ છે. પોતાની મર્યાદાઓ તોડવાની ઝંખના એ માનવની સનાતન ભાવના છે. માનવચેતનાની એ ઊર્ધ્વમુખી, ઊર્ધ્વગામી શિખાને વેદના ઋષિઓ "અગ્નિ" કહેતા. હૃદયની ગૂહામાં हृदये गूह्यायाम् એ અગ્નિને જાગ્રત રાખવો એ આર્યનું અગ્નિહોત્ર. એ અંતરાગ્નિ વિનાનો તે અનાર્ય; એનો ઉપાસક, એનો યજમાન તે આર્ય.

એટલે માનવ હૃદયમાં સમુત્ક્રાંતિ–કહો કે સ્વોત્ક્રાંતિ કરવાની જે અભીપ્સા રહેલી છે, ભાવનાસિદ્ધિનો જે સનાતન અગ્નિ જાગ્રત છે તે અહેતુક અસંતોષમાત્ર, ક્ષણિક ઉભરો કેવળ, ખાલી પછાડા કે કલ્પનાનો અવાસ્તવિક તરંગ નથી. એ ભાવનાને બળે, મોડાવહેલો, માનવ પોતાની પાર્થિવતા વટાવશે. એ ભાવનાશીલતા અને તેનું સાતત્ય માનવની ભાવી શકયતાઓનો નિર્દેશ કરે છેઃ માનવના હૃદયમાં જે ગૂઢ દેવ છે તેની એ સૂચના છે, અને તેને આપણે 'કલ્પના' કહેવી હોય તો 'પ્રભુની સર્જક કલ્પના' એટલે કે સર્જક શક્તિની વાસ્તવિકતાથી સઘન દિવ્યકલ્પના જ કહેવી પડે.

આ રીતે મનોમયચેતનાથી પર જે કરણુ આવી રહેલું છે તેને પ્રાપ્ત કરવું એ માનવસમુત્ક્રાંતિનો ઉદ્દેશ છે. અત્યારની અર્ધપાશવ, અજ્ઞાનના બંધનમાં પડેલી ચેતનાને મુક્ત કરવી, તેની ઊર્ધ્વગતિ સાધવી, મનસાતીત દિવ્ય તત્ત્વને પ્રાપ્ત કરવું, તથા મન, પ્રાણુ તથા સ્થૂલ શરીર પર્યંતના જીવનને એ ઉચ્ચ તત્ત્વથી નિયંત્રિત કરવું એ માનવ-જીવનની સાર્થકતાનો મર્મ છે. ચેતનામાત્રનો એ સાહજિક ધર્મ છે, માનવની સર્વે પ્રવૃત્તિઓની પાછળ એ ગહન પ્રેરણા રહેલી હોય છે. એટલે જ મધમાખીના મધપૂડા જેવી કે કીડીઓના દરના જેવી સમાજ–તંત્રની નરી વ્યવસ્થિતતા માનવને નહિ સંતોષી શકે–માનવસમાજના પ્રશ્નો અટપટા અને અઘરા છે તથા તેમનો ઉકેલ ઘણો જ અગત્યનો છે એમ સ્વીકારવા છતાં.

માનવની મૌલિકચેતના ઈન્દ્રિયોને વશ તથા મનોમય નહિ પરંતુ તેનાથી પર હોય તો પછી એ પણ આપોઆપ ફલિત થાય છે કે માનવ જીવનના પ્રશ્નો કેવળ બુદ્ધિના કે તર્કના પ્રશ્નો નથી. સ્થૂલ વાતાવરણનો અભ્યાસ કરવા માટે સ્ટ્રેટોસ્ફીયર (stratsphere)માં ઉડવાની ક્રિયા ઉપયોગી ગણાય તો પછી મનથી પર તત્ત્વમાં ચેતના વડે આરોહણ કરવું એ કયા તર્કથી 'કર્મ' નથી એમ કહી શકાય વારૂ ? અને એક જો ઉપયોગી તો બીજું તેનાથી અનેકગણું ઉપયોગી નહિ ? જેની પ્રાપ્તિને પરિણામે ચેતનાની પરિસ્થિતિ સમૂળ બદલાઈ જાય, પદાર્થો તથા જીવન પ્રત્યેનું દૃષ્ટિબિંદુ પલટાઈ જાય, જીવનના મૂલ્યાંકનમાં પરિવર્તન થઈ જાય એટલું જ નહિ પરંતુ સંકુચિત, સ્વાર્થી, કામનાવશ, અજ્ઞાનભરી, અપૂર્ણ, દુઃખાર્ત એવી માનવચેતનામાં વિશાળતા, જ્યોતિ, તપઃ શક્તિ, જ્ઞાન, સફળક્રિયાશક્તિ વગેરે સ્થાપન થાય એ પ્રવૃત્તિ ઈષ્ટ નહિ અને એવી પ્રાપ્તિ માટેનો પ્રયત્ન તે 'કાર્ય'જ નહિ એમ કેમ કહી શકાય ?

અને છતાં, એ શોધ અને એ પ્રયત્ન "જીવનના ત્યાગ" તરીકે ગણાતો જોઈએ છીએ. બીનઅનુભવી અને સલામતી શોધક માનવતાને એ માર્ગની ઝાંખીથી પણ બીતિ લાગે એ સમજી શકાય તેવું છે. એક સમય એવો હતો જ્યારે માનવતાની મર્યાદાઓ વિશ્વના અચળ નિયમ તરીકે સ્વીકારાતી અને પૂર્ણતાની આશા પરલોકમાં જ રખાતી.

જગત મિથ્યા ગણાતું હતુ–હજી પણ ગણાય છે. કેટલાક ધર્મપ્રવર્તકો અને મિમાંસકો ઐહિકજીવનને પારલૌકિક પૂર્ણતાની પૂર્વભૂમિકા તરીકે, યા તો થોડા સમયની યાતના ભોગવવાના સ્થાન ( ભોગાયતન ) તરીકે જ ગણે છે. એમના અભિપ્રાય પ્રમાણે તો પૂર્ણતા પૃથ્વી ઉપર તો નથી જ મળવાની.

પરંતુ સમુત્ક્રાંતિનું સોપાન જોતાં આપણને તો મનસાતીત ચેતના પણ અહિં જ પ્રગટ થાય એ સુયુક્તિક લાગે છે. એ ઊર્ધ્વલોક જેને આપણી સંસ્કૃતિમાં 'સત્યલોક' કહેવામાં આવેલ છે તેને પ્રાપ્ત કરવાની ભાવના સેવનાર વ્યક્તિ મધ્યકાલમાં પ્રચલિત જ્ઞાનમાર્ગમાં જેને 'લય' કહેવામાં આવ્યો છે તેને પોતાનું લક્ષ માને નહિ એ પણ સમજી શકાય તેવું છે આવા કોઈ પ્રયત્નને અંતે–અને માનવજાતિમાં સ્થળે સ્થળે, યુગે યુગે આવા પ્રયત્નો થતા જ રહ્યા છે–" નગદ લાભ શો ?" એવો પ્રશ્ન પૂછનારા પોતે શું પૂછે છે તે પણ સમજતા નથી હોતા. નવી સિદ્ધિઓ મેળવવી, નવી શક્તિઓ જાગ્રત કરવી, તેમનો ઉપયોગ કરવો,–લાભ લેવો,–એ બધું આવા કોઈપણ સાચા પ્રયત્નનો ઉદ્દેશ હોય જ નહિ. અને સમુત્ક્રાંતિનો અભ્યાસ આપણને એ પણ શીખવે છે મનના વિચારો કે આદર્શો વડે, યાતો પ્રાણની કામનાઓ કે લોભવૃત્તિ વડે માનવ એ મનસાતીત "સત્યલોક" ઉપર આધિપત્ય જમાવી શકે જ નહિ, કારણ કે એ ઊર્ધ્વ કગણ મનને વશ નથી પણ મન તેને વશ છે ઉલટપક્ષે જેમ પ્રાણ જડતત્ત્વને, મન પ્રાણ ને તથા પદાર્થોને, તેમ એ વિજ્ઞાનમય સત્ય મન, પ્રાણ તથા અન્નમય ચેતનાને સંચાલિત કરે, તેમના ઉપર પોતાનું આધિપત્ય જમાવે એ જ વધારે યોગ્ય લાગે છે. આમ જો હોય તો પોતાની ચેતનાને શાંત કરીને, ઊર્ધ્વમુખી અભીપ્સાને જાગ્રત રાખી એ દિવ્ય સત્યના જ હાથમાં પોતાની જાતને સોંપી દેવી એ જ સરલ માર્ગ–છતાં કેટલો કઠિન !–નથી ? પાર્થિવચેતનાનું એવું સમૂળું રૂપાંતર કરી એ નવીન ચેતનાને પોતાનામાં સક્રિય કરનાર માનવ પોતાના પ્રયત્નો વિશે નિષ્કામ થાય એ જ યોગ્ય છે,–કારણ કે આખરે જોવા જાઓ તો એવો પ્રયત્ન અંગત–વૈયક્તિક–હોય છે ખરો ? એ પ્રયત્નની સિદ્ધિ શું એકાદ માનવની અંગત સિદ્ધિ થઈ રહી શકે ખરી ? એવો લાભ તો સમગ્ર માનવચેતના માટે જ થયો ગણાય. એટલે અંગત ઉન્નતિ કે લય–મોક્ષ આવા પ્રયત્નમાં ગૌણ સ્થાન પામે એ પણ સ્પષ્ટ છે.

જીવનના વર્તમાન પ્રવાહમાં પ્રાપ્ત કર્મો કરવાં–ન પ્રાપ્ત થતાં હોય તો શોધી લેવાં–એ જેમના જીવનનો મુખ્ય ઉદ્દેશ હોય તેમને કદાચ ઉપર જણાવી તે સનાતન ભાવનાનું સીધેસીધુ અનુશીલન નિરર્થક લાગે, એમાં તેમને પ્રાણનો ઘાત પણ દેખાય, મૃગજળની પાછળ દોડવા જેવી નિઃસારતા લાગે છતા એ માન્યતાની એકદેશીયતા ઉઘાડી છે. ખરું જોતાં વર્તમાનની જરૂરીયાતો સાધવા માટે માનવે હમેશા સનાતન ભાવનાનો ભોગ આપવાનો નથી. ઉલટું, વર્તમાનમાં પ્રાપ્ત થયલાં સર્વે કર્મોને એ સનાતન ભાવના સિદ્ધ કરવાના સાધન તરીકે વાપરવાં એમાં ખરી ખૂબી છે. કર્મમાર્ગ–કર્મયોગ એ ખૂબી સાધવામાં સમાયલો છે. માનવની એ સનાતન ભાવનાનું સીધેસીધુ, સાચું અનુશીલન વર્તમાનને નિરુપયોગી નથી હોતું. સત્યલોકની ચેતનાને પ્રાપ્ત કરવાથી જીવન ક્ષુદ્ર કે કુંઠિત નહિ પરંતુ વિપુલ

અને ઐશ્વર્યશાલી બને એ જ સ્વાભાવિક છે. ચેતનાનાં એ નવાં ક્ષેત્રોને પ્રાપ્ત કરવાં અને પાર્થિવ ચેતનામાં તેમને પ્રગટાવવાં તેને જ આપણી સંસ્કૃતિમાં 'સ્વારાજ્ય' અને "સામ્રાજ્ય" પ્રાપ્તિ કહી છે.

સમુત્ક્રાંતિના પ્રયત્નની પરાકાષ્ટા આ પૃથ્વી ઉપર કે અન્યત્ર? એ પ્રશ્નનો ઉત્તર ઉપરની સમાલોચનામાં આપોઆપ આવી જાય છે. કેમકે જો દેહની અને ચેતનાની સમુત્ક્રાંતિનું ક્ષેત્ર આ પૃથ્વી તો તેની આગળની સિદ્ધિનું ક્ષેત્ર પણ પૃથ્વીજ. અનેક ધર્મપ્રવર્તકો, મહાત્માઓ તથા મહાપુરૂષો એવી સિદ્ધિની શક્યતા સ્વીકારે છે. એટલે સમુત્ક્રાંતિનો વિકટ કોયડો જો આ પૃથ્વી ઉપર તો એનો ઉકેલ પણ અહિં જ.

અને માનવથી બીજે જ પગલે પૂર્ણ દેવત્વની યાનો ઉચ્ચતમ વિજ્ઞાનમય ચેતનાની પ્રાપ્તિ થઈ જવાની નથી એ પણ યાદ રાખવાનુ છે. માનવજાતિનો ઈતિહાસ આપણને એનો પુરાવો આપે છે. ખુદ માનવતામા જ કેટલાયે થરો આવી રહ્યા છે! વ્યક્તિઓમાં અને પ્રજાઓમા સંસ્કારજન્ય અને સ્વાભાવિક વૃત્તિઓ, ગ્રંથીઓ વલણો વગેરે આવેલાં હોય છે તે સઘળાને વટાવીને માનવે ઊર્ધ્વારોહણ કરવાનુ છે. માનવચેતના મનની અવિદ્યામાથી મનસાતીત વિદ્યામા આરોહણ કરી શકે તે પહેલાં ધર્મના બાહ્ય, શુષ્ક સંસ્કારો, જાતિની રૂઢ માન્યતાઓ, સમાજનાં ખોટાં બંધનો અને ધોરણો, કુટુંબની પરંપરાગત ગ્રથીઓ, પોતાની માનીતી પ્રિય વૃત્તિઓ, તથા મતાગ્રહો વગેરે અનેક બંધનો વટાવીને ચેતનાએ સમસ્ત માનવજાતિની મધ્યસ્થ અભીપ્સા, પાર્થિવ ચેતનાની સતત જ્વલંત ભાવનાને જ ફક્ત પોતાની નજર આગળ રાખવાની છે. એ સતત જાગ્રત ભાવનાના અનુશીલનમાં માનવ પ્રયત્ન સફળતાની એક બાજુ જ રજુ કરે છે. એવી સમુત્ક્રાંતિ માનવ પ્રયત્નને સંપૂર્ણપણે આધીન નથી હોતી. વિરાટ પ્રકૃતિનો સાચો સ્વામી, વિશ્વ સકલનો માલિક અને સંચાલક મનસાતીત–છતાં ઘટઘટમાં વ્યાપી રહેલો–પ્રભુ અને તેની તપઃશક્તિ (ઈચ્છા કહો) એ સફળતાની બીજી શરત છે. જે નથી તે અસ્તિત્વમાં આવી શકતુ નથી. એટલે મનસાતીત ચેતનાનો લોક પણ આપણને અત્યારે અજ્ઞાત છે, છતાં અસ્તિત્વમા છે અને સક્રિય પણ હોઈ શકે છે. માનવજાતિમાં જૂદે જૂદે સ્થળે અને કાળે એના ચમકારા તો થયા જ કર્યા છે. હવે, માનવ એ ઊર્ધ્વચેતનાને પોતાની સમુત્ક્રાંતિના

* સ્થૂલદેહની સમુત્ક્રાંતિમાં જેમ ગાબડાં રહ્યાં છે તેમ ચેતનાની સમુત્ક્રાંતિમાં પણ, સાતત્ય સ્પષ્ટ હોવા છતાં, ગાબડાં નજરે પડે છે. ઉ. દ. ધાતુઓમાં પ્રાણતત્ત્વ નથી એમ છેક નથી. પ્રયોગો સિદ્ધ કરે છે કે ધાતુઓમાં પ્રાણ છે,–અત્યંત સુક્ષ્મ પરંતુ ધાતુનું મુખ્ય તત્ત્વ પદાર્થતા છે,–પ્રાણ અને મન તેમાં ગૌણ છે. છતાં ધાતુ અને વનસ્પતિ વચ્ચે કેટલો બધો ભેદ છે? વળી વનસ્પતિનો પોતાનો સૌથી વિકસિત પ્રકાર લો. અને પ્રાણી કે પશુના ઓછામાં ઓછા વિકસિત (અવિકસિત ગણાય એવા) પ્રકાર જોડે તેને સરખાવો તો જણાશે કે ઉચ્ચતમ વનસ્પતિ અધમાધમ પ્રાણીના કરતાં, ચેતનાના આવિર્ભાવમાં, ઉતરતી છે. વનસ્પતિમાં પ્રાણતત્ત્વ પ્રધાન હોઈ ઇન્દ્રિયો અને મન બન્નેનો આવિર્ભાવ ગૌણ હોય છે. પ્રાણીઓમાં હોય છે તેમ વનસ્પતિમાં મનોમયતત્ત્વ જાગ્રત હોતુ નથી એ જ પ્રમાણે પશુની ઉચ્ચમાં ઉચ્ચ જાતિ અને માનવની હલકામાં હલકી કોટિ સરખાવતાં એ બે વચ્ચે ઉંડી ખીણ આવી રહેલી જણાશે. એકમાં ઈન્દ્રિયતા પ્રધાન છે બીજામાં બુદ્ધિનું તત્ત્વ આગળ પડતું થઈ ચૂકયું જણાશે. આમ ચઢતી ઉતરતી ચેતનાના ઉદ્‌ગમની શ્રેણીમાં આવાં ગાબડાં દેખાય છે છતાં સોપાનનું સાતત્ય આપણે અખંડ જોઈ શકીએ છીએ.

ધ્યેય તરીકે સ્વીકારે અને વ્યક્તિ તરીકે જ નહિ પરતુ સમષ્ટિ યાને જાતિ તરીકે એ વિદ્યા લોકની પ્રાપ્તિની શરતો પૂરી પાડી તેના અવતરણનો માર્ગ સરળ કરે તથા પોતાનામા એ ચેતનાની સ્થાપના કરવા માટે વ્યવસ્થિત પ્રયત્ન કરે એવો સમય આવી પહોચ્યો છે અત્યાર સુધી છૂટાછવાયા યત્નો થયા છે, ઘણી મહાન વ્યક્તિઓએ આરભનુ ખેડકામ કર્યું છે હવે પગને પગલે ઊર્ધ્વારોહણ કરી માનવે સત્યના સૂર્યલોકને પહોચતા સુધી અટકવાનુ નથી

અહિં ચેતનાની સમુત્ક્રાતિ અને સાહિત્ય એ બેના સબધ વિષે પર્યાલોચના કરીશુ તો યોગ્ય ગણાશે લક્ષ્મી, સરસ્વતી અને વિજયશ્રીના વારાફેરા માનવની દ્રષ્ટિએ ઘણા મહત્વના લાગે છે. પરંતુ માનવની સાચી મહત્તા એ ત્રણેના અવાદ ઉપરાત બીજી પણ કોઈ શક્તિની મદદથી ઉત્પન્ન થયેલી તેની સસ્કૃતિ ઉપર અવલબે છે સસ્કૃતિ એટલે પ્રજાએ પોતાની માનવતાના સનાતન ધ્યેય તરીકે સ્વીકારેલ કોઈ ઉચ્ચ ભાવનાને મૂર્તિ કરવાના પ્રયત્નમા ઉત્પન્ન કરેલુ બીજુ. પ્રજાકીય આત્માનું એ સનાતન ક્રાતદર્શન, જીવનની સિદ્ધિની તેની ભાવના, સાર્થકતા સાધવા કરેલા સામાજિક પ્રયત્નો, વગેરે સઘળુ એક માનવજીવનમા સિદ્ધ થઈ જતુ નથી પેઢીઓ, જમાનાઓ અને સૈકાઓ પણ એવી સિદ્ધિ પ્રત્યે કૂચ કરવા માટે લાગે છે એટલે કાળમા સિદ્ધ કરવાના આદર્શને માટે માનવ 'સસ્કૃતિ' રચે છે

સસ્કૃતિનુ એક અગત્યનું અગ તે એનું સાહિત્ય પ્રજાકીય માનસની વૃત્તિઓ, વિચારો, ચિતનો, સ્વપ્નાઓ, ભાવનાઓ, આદર્શો, મથનો વગેરે સઘળુ સાહિત્યમા જળવાઈ રહે છે. પ્રજાકીય માનસનુ આદિકાળથી જળવાતુ આવતુ પ્રતિબિબ સાહિત્ય છે. પોતાના પૂર્વજોની ભાવનાઓ અમરકૃતિ રૂપે પ્રજા જાળવી રાખે છે તે એટલે સુધી કે કાર્લાઈલ જેવા એમ પણ કહે કે, "એક બાજુ શેક્સપીઅર મૂકો અને બીજી બાજુ હિદનુ રાજ્ય મુકો તો હું તો હિંદને જતો કરૂ*"

પ્રજાના સવાત્માની અમર ભાવનાઓને, એટલે કે પ્રજાની પોતાની જ હોય, છતા માનવજાતિની પણ ગણાય, એવી વિશિષ્ટ મૌલિક અભીપ્સાઓને ચિરજીવી વાઙ્મય સ્વરૂપો આપે તે પ્રજાકીય સાહિત્ય વિશ્વ પ્રત્યે વ્યક્તિનુ વાઙ્મય પ્રતિકાર્ય સાહિત્ય ગણાય છે પરતુ એ સ્પષ્ટ છે કે કોઈપણ વ્યક્તિ પોતાની પરિસ્થિતિથી કેવળ સ્વતત્ર રહીને કે થઈને એવુ પ્રતિકાર્ય કરી શકતી જ નથી એટલે વ્યક્તિ પણ જેટલે અશે ઉપર જણાવ્યુ તે કાય સાધે તેટલે અશે પ્રજાના સૃષ્ટાની હારમા બેસવાને લાયક, એવુ સાહિત્ય પ્રજાકીય ધન બનીરહી અસખ્ય પેઢીઓને પ્રેરણા આપવા ઉપરાત જગત સમગ્રને લાભકર્તા નીવડે છે અને સર્વત્ર સસ્કારિતાનો, એટલે કે માનવની ઉચ્ચતર શક્યતાઓ સાધવાના પ્રયત્નનો પ્રચાર કરે છે બાઈબિલ, ગીતા, ઉપનિષદો, વગેરે એવી કૃતિઓ છે મહાભારત, રામાયણ, ઈલિયડ, ડીવાઈન કોમીડી, વગેરે લોકપ્રિય સનાતન સાહિત્ય છે

---

* અગ્રેજોની સસ્કૃતિ સિદ્ધિ પ્રગતિના હેતુને જ સાચુ લક્ષ્ય ગણીને આ નિર્ણય આપેલો અનુવો જોઈએ હિદના વિજયને એટલે કે સામ્રાજ્ય સત્તા બઢાવવાની જ ભાવનાને ઉત્કૃષ્ટ સ્થાન આપતા કિપ્લિગ જેવા અને કર્ઝન જેવા પુરૂષો કેવી પામરતા તરફ પણ લપસી પડે છે તે જોનારને કાર્લાઈલનો નિર્ણય કાઈક વધારે સમજાય એ સંભવિત છે

આપણા જમાનામાં ' સાહિત્ય ' ની વ્યાખ્યા કાંઈક સંકુચિત થંકાય છે. સાહિત્ય એટલે મુખ્યત્વે કલ્પનાપ્રધાન સાહિત્ય એમ મનાય છે. સરસતા મળે તે સાહિત્ય એમ પણ કહેવાય છે. સરસતા એટલે ? " ભાવનાત્મક અપૂર્વતા " એવો ઉત્તર મળે છે. અપૂર્વતા એટલે નવીનતા કેવળ ? ભાવનાત્મકતા શેમાં રહેલી છે ? આવા પ્રશ્નોના ઉત્તર અસ્પષ્ટ રહે છે. પરંતુ art for arts' sake–કલાને ખાતર કલાનો સિદ્ધાંત જેમ આજે અસ્વીકાર્ય છે તેટલો જ " સાહિત્યને ખાતર સાહિત્ય " એ વિચાર પણ અસ્વીકાર્ય છે. જુદે જુદે સમયે સાહિત્યના ક્ષેત્રમાં પણ પંથો ચાલે છે. જીવનનું પ્રતિબિંબ જ સાહિત્યમાં જોવાનો આગ્રહ વાસ્તવિકતાના ઉપાસકો સેવે છે,–અને એ આગ્રહમાં જીવન એટલે સ્થૂલ જીવન એવી સંકુચિત વ્યાખ્યા તેઓ સ્વીકારી લે છે. બીજા આદર્શતા,—ભાવનાત્મક અપૂર્વતા જ સાહિત્યમાં જોવાનો આગ્રહ ધરાવે છે. ઉદાત્ત રસિકતામાં કોઈ ને સાહિત્યનો ઉત્તમાંશ દેખાય છે. આ બધા વિચારોમાં સત્યાંશ છે. પરંતુ કલાની પેઠે સાહિત્ય "જીવનને" ખાતર છે એ મૌલિક વિચાર સદા ધ્યાનમાં રાખવાનો છે. ' જીવનને ખાતર ' એટલે જીવનને ટકાવવા ખાતર ? એનો ઉત્તર 'ના ' અને ' હા ' બન્ને હોઈ શકે. સાહિત્ય કેવળ સ્થૂલ જીવનને ટકાવવા માટે–પેટ ભરવા માટે—નથી. સાહિત્ય જીવનને ' ટકાવે છે ' તે વધારે ઉચ્ચ અર્થમાં જીવનની ઊર્ધ્વગતિને સાહિત્ય સહાય કરે છે, તેની ભાવનાઓને પોષે છે, આદર્શોને જ્વલત રાખે છે, નવી ભાવનાઓને કે ભાવનાના વાચકની પરિસ્થિતિ, વૃત્તિ આદિમાં અનુકૂળ થઈ પડે એવાં નવાં રૂપોને જન્મ આપે છે, માર્ગ દર્શન કરે છે. પ્રજાકીય ચેતનાને સાહિત્ય ઉન્નત, સમર્થ, સુંદર, ઉચ્ચગામી, સજીવન, આગ્રહી, પુરૂષાર્થી બનાવે છે. સમર્થ, ક્રાંતદર્શી કવિ ધન્ય ક્ષણોમાં કોઈ મનસાતીત સત્યનું દર્શન કરી તેને શબ્દ અને છંદોમય દેહમાં પ્રગટ કરે છે. અને હજારો લાખો માનવો તે દર્શન કરવા સમર્થ થાય છે, તથા તે સત્યને જીવનમાં મૂર્તિમંત કરવા પ્રેરાય છે. આ પ્રમાણે સાહિત્ય સર્જન વડે જીવનમાં પ્રાણ પ્રગટે છે, પ્રેરણા ફેલાય છે. નવલકથાકાર જીવનનાં અનેક રંગો અને પાસાંઓ રજુ કરી પાત્રો અને પ્રસંગો દ્વારા ભાવોની ઉદાત્તતા, ઋજુતા, સુકુમારતા, સંકુલતા, વામગતિ, વળી જીવનનો ઉલ્લાસ, તેની કરૂણતા, રૂદ્રતા, મહત્તા, ભવ્યતા, દિવ્યતા વગેરે અનુભવવાની તક જનસમાજને આપે છે. માનવબુદ્ધિની અને હૃદયની એ કેળવણી, માનવભાવોની એ વિશુદ્ધિ, જીવનને વિશુદ્ધ કરવામાં તથા ચેતનાની ઊર્ધ્વ ગતિ સાધવામાં સહાયભૂત થાય છે. અહિં એ ધ્યાનમાં રાખવાનું છે કે ચેતનાની ઊર્ધ્વગતિ જેટલી જ તેની વિશુદ્ધિ અગત્યની છે. કેમકે માનવ પ્રકૃતિમાં એવી વિશુદ્ધિ અતિ વિરલ હોય છે. આ બન્ને કાર્યો સાધવામાં સાહિત્યનો ફાળો અગત્યનો હોય છે. પરંતુ જીવનનું વિશોધન અને ઊર્ધ્વગતિ કરવામાં સાહિત્ય સહાય કરે એનો અર્થ તે ઉપદેશ આપીને, બોધ દઈને જ કરે છે એવું માનવાનું નથી. कांता संमिततयोपदेश युजे। એ પ્રાચીન વિવેચકની ઉક્તિ ધ્યાનમાં રાખવાની છે. શક્તિ હમેશા સામર્થ્યના કે શાસકના રૂપમાં જ વિજય મેળવે એવું નથી સૌંદર્યના લેબાસમાં પણ તે આવે અને જીતે છે;–વધારે સરળતાથી અને સફલતા-પૂર્વક શાસન કરે છે તે આપણે જાણીએ છીએ.

ઈશ્વરદત્ત પ્રતિભા, સ્વયંભૂ પ્રેરણા, અસાધારણ અનુભૂતિને વ્યક્ત કરવાની શક્તિ, અદમ્ય સિસૃક્ષાએ તો અતિ વિરલ હોય છે આજની સાહિત્ય પ્રવૃત્તિમાં બુદ્ધિવિકાસનો

ફાળો ઘણો મોટો છે. લેખકોને કલાનૈપુણ્યની સિદ્ધિ સંભાળપૂર્વક પ્રાપ્ત કરવી પડે છે. એવા જમાનામાં પણ માનવચેતનાનું વિશોધન અને તેનું ઊર્ધ્વારોહણ સાધવું એ સાહિત્ય પ્રવૃત્તિના હેતુ હોવા ઘટે. તર્કશક્તિની વિશદતા, વિવેકશક્તિની અણુતા, સ્મૃતિની વિશુદ્ધિ અને સૂક્ષ્મગ્રાહિતા, કલ્પનાની ઉચ્ચતા, નિષ્પક્ષપાત નિર્ણય કરવાની ન્યાયવૃત્તિ, સાત્ત્વિક અભ્યાસ, જીવનમાં રસ લઈ શકે અને જીવનનો ઉલ્લાસ માણે એવી પ્રાણશક્તિ, વિશ્વભરતને બાથમાં લઈ શકે એવી સમર્થ મહત્વાકાંક્ષા, સૂક્ષ્મ–અવલોકનશક્તિ વગેરે અનેક શક્તિઓને સાહિત્ય પ્રગટાવે છે,–વિકસાવે છે, તેમનું વિશોધન કરે છે અને તેમને ઊર્ધ્વગામી બનાવે છે. માનવહૃદયમાં પ્રગટી અદૃશ્ય થઈ જતા ભાવોનો અનંત મહાસાગર તો જાણે સાહિત્યનું માનીતું પડ ગણાય. ક્ષણે ક્ષણે પ્રગટતા ભાવોલ્લાસો, ભાવોદ્રેકો, ભાવોની ઓટ અને ભરતી, જીવનમાં મેઘધનુષ્ય કરતાં તો ક્યાંયે વધારે રંગો પૂરીને ઉડી જાય છે. એ રંગોને સાહિત્ય કલામય સ્વરૂપોમાં વ્યક્ત કરી કાં તો જીવનની વિશુદ્ધિ કરે છે યા તો ઉન્નતિની દિશા દર્શાવે છે, હૃદયને સુકુમાર બનાવે છે. વળી વૈયક્તિક અને સામાજિક જીવનના, કલાના, રાષ્ટ્રના, અને જગતના પ્રશ્નો રજુ કરી, તેમને છણીને, બુદ્ધિજન્ય ભાવસંમત એવું માર્ગદર્શન પણ સાહિત્યના ક્ષેત્રમાં આવે છે. એ કાર્ય કેટલું સફળતાપૂર્વક થયું છે તેનો નિર્ણય કાળ કરે છે. વાસ્તવિકમાંથી જ સાહિત્ય સર્જાય છે એમ સ્વીકારીએ તો વાસ્તવિકતાની વ્યાખ્યા સ્પષ્ટ કરવી જોઈએ, કેમ જે પ્રચલિત વિચાર તો કોઈને મતે, એવો છે કે ઈન્દ્રિયગોચર એટલું જ વાસ્તવિક કોઈ સાચો અભ્યાસી એ સંકુચિત વ્યાખ્યા સ્વીકારી શકે નહિ એ સ્પષ્ટ છે. અશક્ય ગણાતા આદર્શોની કે દુઃસાધ્ય ભાવનાઓની સિદ્ધિ માટેના પ્રયત્નો સાચી વાસ્તવિકતામાં આવે છે. એવી વાસ્તવિકતામાં મજુરની ચાલીઓનો અને ગામડાનાં ઝૂપડાંઓનો સમાવેશ થાય છે તેટલો જ માનવહૃદયનાં સ્વપ્નાંઓ સિદ્ધ કરવાની ભાવનાનો અને પ્રયત્નોનો,–અને ઉધામા તથા ખંડેરોનો–પણ થાય છે. ખંડવિજેતા સિકંદરની મહત્વકાંક્ષા, મહત્તા અને વિજયોમાં આકર્ષક વાસ્તવિકતા છે તો પ્રત્યેક માનવબંધુ નિર્વાણ પ્રાપ્ત કરે ત્યાં સુધી પોતે નિર્વાણનો ઈન્કાર કરનારી બુદ્ધની વિરાટ કરુણા પણ વાસ્તવિક છે.

સાહિત્ય જીવનનું પ્રતિબિંબ છે તેમ જીવન પણ સાહિત્યનું પ્રતિબિંબ બને છે. પરિસ્થિતિ વ્યક્તિને ઘડે છે, તો વ્યક્તિ પણ પરિસ્થિતિમાં ફેરફારો કરે છે. વાલ્મીકિની વિરાટ પ્રતિભા ભારતના યુગેયુગના જીવનને વલણ આપે છે, અનેક માનવોનાં જીવનને ઘડે છે–વાલ્મીકિ પોતે પોતાના યુગબળોને પરિણામે ઘડાયા હતા એમ સ્વીકારતા પણ અને સતત આલાપાતા સાહિત્યના સંગીતમાંથી કોઈ સૂર, કોઈ સૂરાવલિજ, વિરાટના સનાતન સંગીત જોડે ભળી જાય છે અને તેની ચિરંજીવિતા પ્રાપ્ત કરે છે. એવું સાહિત્ય કાળબળ તરીકે એકજ જમાનામાં નહિ, પરંતુ સનાતનના પ્રતિનિધિ તરીકે સદાને માટે જીવંત થઈ રહે છે. એવા ચિરંજીવી સર્જનોમાં સવિતાદેવની અનંત સર્જક શક્તિનો દૈવી અંશ પ્રગટ થતો હશે ખરો? આપણા સાહિત્યમાં એવા ચિરંજીવી સૂરો અનેક પ્રેગટો એ શુભાશા સહિત વિરમું છું.



# અધ્યાત્મવાદ તથા ભૌતિકવાદ

( લેખકઃ—મનુભાઈ ચંદ્રવિદ્યાનંદ પંડયા )

અધ્યાત્મવાદ તથા ભૌતિકવાદના સિદ્ધાન્તોમાં કયો વાદ વધુ શ્રેયસ્કર છે તે વિષેની ચર્ચા આજકાલ ઉપસ્થિત થઈ નથી પણ તે સમસ્ત દુનીયામાં જુનામાં જુના જમાનાથી ઉપસ્થિત થયેલી છે. જગતનો ઇતિહાસ આપણને સાક્ષી પુરે છે કે જુદા જુદા દેશની પ્રજાના વિકાસ તેમજ પરિવર્તન જુદે જુદે સમયે થતાં આવ્યાં છે. એક એવો પણ સમય હતો કે જે વખતે ઈજીપ્ત, એસીરીયા, બેબીલોનીયા, ગ્રીસ, રોમ તથા બીજા દેશો સર્વોપરી રાજસત્તા, વૈભવ તથા જાહોજલાલીના શિખર પર હતાં, પરંતુ કાળક્રમે તેઓના વૈભવ તથા સત્તા ક્ષીણ થયાં અને તેઓ ઉચ્ચ સ્થાનથી પદભ્રષ્ટ થયાં. તે ઉપરથી આપણે જોઈ શકીશું કે આર્થિક વિકાસ કે ભૌતિક જાહોજલાલી સ્થાયી નથી પણ તેમાં હંમેશ પરીવર્તન થયાંજ કરે છે. આમ છતાં ભૌતિકવાદીઓ હજુ પણ એમ દાવો કરે છે કે ભૌતિક તથા સંસારી જરૂરીઆતો પુરી પાડતા વૈજ્ઞાનિક પદાર્થો ને સાધનો તેજ સત્ય છે તથા પૂર્ણ છે અને અધ્યાત્મવાદ કરતાં પણ ભૌતિકવાદ વધારે ઉત્કૃષ્ટ છે. તેવા સંજોગોમાં આપણે વિચાર કરવો જરૂરનો છે કે ઉપલી બે વિરોધી શ્રેણીના વિચારકોમાં કોનો મત વધારે સત્ય તથા સંગીન છે.

## જીવનના આદર્શોમાં મહત્વની તારતમ્યતા.

ઉપલી બે શ્રેણીના વિચારકોમાં જીવનના સિદ્ધાન્ત તથા ધ્યેયના સંબંધે ઘણી મહત્વની તારતમ્યતા છે. ભૌતિકવાદીઓની એવી માન્યતા છે કે જીવનનો હેતુ સાંસારીક ઈંદ્રિયજન્ય વિષયોનાં સુખ, સમૃદ્ધિ તથા વૈભવ પ્રાપ્ત કરવામાં છે. ભૌતિક પદાર્થોથી વ્યતિરિક્ત ચૈતન્યાત્મક જગન્નિયન્તા ઈશ્વર કે આત્મા નામનો કોઈ સ્વતંત્ર પદાર્થ તે લોકો માનતા નથી. આપણા દેશમાં પ્રાચીનકાળમાં ચાર્વાક મતના નાસ્તિક ભૌતિકવાદીઓ અસ્તિત્વ ધરાવતા હતા. તેઓ એમ માનતા હતા કે જેવી રીતે દ્રાક્ષ યા ચોખાની અમુક ઉન્માદોત્પાદક પ્રવાહિક પદાર્થની સાથે મીલવણી કરવાથી તેમાંથી એક નવો દારૂ નામનો કેફી પદાર્થ ઉદ્ભવે છે, તેમ જીવ યા ચૈતન્ય માત્ર પંચભૂતના મિશ્રણથી તેના વિકાર રૂપે ઉત્પન્ન થાય છે એટલે જીવ તે માત્ર ભૌતિક પદાર્થનો એક ગુણ છે. કેટલાએક ભૌતિકવાદીઓ ઉપલા મતના સમર્થનમાં એવો પણ દાખલો આપે છે કે જેમ પિત્તાશયમાંથી ઝરતો રસ પિત્ત કહેવાય છે, તેમ બુદ્ધિ તે માત્ર બ્રેઈન યા મસ્તિષ્કમાંથી વહેતો એક પ્રવાહ છે. ભૌતિક પદાર્થોથી વ્યતિરિક્ત ચૈતન્યાત્મક જીવ નામના એક સ્વતંત્ર પદાર્થનું અસ્તિત્વ ભૌતિકવાદીઓ સ્વીકારતા નથી. ઉપલી દલીલમાં કેટલું વજુદ છે તેનું આપણે સૂક્ષ્મ નીરીક્ષણ કરીશું. સહુથી પ્રથમ આ સ્થળે એટલું જણાવવું જરૂરનું છે કે અર્વાચીન વિજ્ઞાનવાદ ( Science ) બે સિદ્ધાન્તો પ્રતિપાદન કરે છે કે જેનો સ્વીકાર સર્વત્ર કરવામાં આવ્યો છે. તે સિદ્ધાન્તો એ છે કે મૂળભૌતિક પદાર્થ અવિનાશી છે તથા સર્વ શક્તિ સમુચ્ચયમાં વધારો કે ઘટાડો થઈ શકતો નથી. હવે માણસ જ્યારે વિચાર કરવા માંડે છે ત્યારે કેવી માનસી ક્રીયા થાય છે તેનો આપણે વિચાર કરીએ. તે સમયે

માણસના મસ્તિષ્કના કેન્દ્ર ભાગમાં (cortex of the Brain) અમુક ગતિ થવા માંડે છે અને વિદ્યુતની જેમ તે સ્થળેથી નસોના કેન્દ્ર સુધી ગતીના આંદોલનોનો વધુ વિકાસ થતો જાય છે અને અમુક શારીરિક અક્રિયાદ્વારા તે માણસ વિચાર કરી શકે છે; એટલે વિચાર કરતી વખતે મસ્તિષ્કના વર્તુલરૂપના ઝીણા દાણાઓમાં એક બીજાના સંયોગથી ગતી થતી માલમ પડે છે. હવે આપણે ભેજાનું બંધારણ તપાસીશું તો આપણને સમજાશે કે તે ભૌતિક છે તથા તેમાં થતી ગતી તે અમુક મર્યાદિત સ્થળમાંજ જોવામાં આવે છે. જ્યારે એથી ઉલટું માનસીક ક્રિયાઓ જેવી કે વિચારો, ઇચ્છાઓ લાગણીઓ ઈ. તે જુદા પ્રકારની છે અને તે સ્થળ સ્પર્શી નથી પણ તેની ગતી કાળને આધીન છે અને કાળરૂપેજ આપણે તેને માપી શકીએ છીએ અને આપણે તે વિચારો, ઈચ્છાઓ કે લાગણીઓનો સમાવેશ કદીપણ શીશીઓમાં, ગલાસોમાં કે પ્યાલામાં કરી શકીશુ નહીં તેમજ તે ભૌતિક પણ નથી; તો પછી એક ભૌતિક અને સ્થલસ્પર્શી પદાર્થ અભૌતિક અને અસ્થલસ્પર્શી પદાર્થને કેમ ઉત્પન્ન કરી શકે તેનો ખુલાસો વિજ્ઞાન- વાદીઓ કરવાને અશક્ત છે. કદાચ આપણે થોડા સમયને માટે એમ માની પણ લઈએ કે કોઈ નહીં સમજાય એવી વિલક્ષણ રીતે ગતીમાંથી કદાચ વિચાર ઉત્પન્ન થઈ શકે તો પછી તેમ માનવાથી તો ભેજાના ભૌતિક સૂક્ષ્મ વર્તુલોની ગતિનો, વિચારોના આંદોલનોના પ્રત્યાઘાતથી (Resistance), સર્વશક્તિ સમુચ્ચય મમત્વ (Conservation of energy) ના સિદ્ધાન્ત પ્રમાણે વિરામ થઈ જવો જોઈએ પણ તેમ કદી પણ જોવામાં આવતું નથી. પણ એથી ઉલટું માણસ જેમ જેમ વધારે વિચાર કરે છે તેમ તેમ તેના ભેજાની ક્રીયાની ગતીમાં વધારો થતો જાય છે. ઉપલી ચર્ચાથી કોઈને પણ સહેલાઈથી સમજી શકાશે કે ભેજામાંથી સ્વતંત્ર ગતિદ્વારા વિચાર ઉદ્‌ભવે છે એવી ભૌતિકવાદીની માન્યતા અર્વાચીન વિજ્ઞાનશાસ્ત્રના એક મૌલિક સિદ્ધાન્તથી વિરૂદ્ધ જતી હોવાથી યુક્તિવાદથી પણ ટકી શકતી નથી એટલે જીવ તે ભૌતિક પદાર્થ અથવા શક્તિનો એક વિકાર યા પરિણામ છે એવી માન્યતા ખોટી પડે છે.

## ભૌતિક પદાર્થ સત્ય નથી

વળી ભૌતિકવાદીઓ જે કથન કરે છે કે ભૌતિક પદાર્થ સત્ય છે તે પણ સત્ય નથી કારણકે અર્વાચીન બાહોશ વિજ્ઞાનવાદીઓ પણ કબુલ કરે છે કે ઈદ્રિયો દ્વારા આપણે જે પદાર્થોનું નિરીક્ષણ કરીએ છીએ તે તો માત્ર બહારના પદાર્થોથી ઇંદ્રિયો દ્વારા આપણા મનપર સંસ્કારો પડે છે તેનું જ આપણને જ્ઞાન થયા છે; પણ તેથી તે પદાર્થનું તાત્વિક સ્વરૂપ આપણે જાણી શકતા નથી. ઇંદ્રિયજન્ય જ્ઞાન આપણને ઘણી વાર અવળે માર્ગે લઈ જાય છે ને તેથી આપણે બહારના પદાર્થો વિષે સાચું જ્ઞાન મેળવી શકતા નથી. કોઈ વસ્તુ સત્ય છે કે નહીં તેની પરીક્ષા તો એકજ કસોટીથી થાય છે અને તે એ છે કે તે વસ્તુ ત્રિકાળ અબાધિત તથા પોતાના અસલ સ્વરૂપે કોઈ પણ વિકાર વગર સ્થાયી છે કે નહીં અને જો તે એવી માલુમ પડે તો જ તેને સત્ય કહી શકાય સામાન્ય અનુભવ પરથી પણ આપણે જાણી શકીએ છીએ કે આ જગતમાંનો કોઈ પણ પદાર્થ એવો નથી કે ત્રણ કાલમાં સ્થાયી હોય કે જેના સ્વરૂપમાં કોઈ પણ જાતની કે બાહ્ય વિક્રિયા થઈ ન હોય. કાર્યકારણની શૃંખલાના સતત પ્રવાહથી આ

કોઈ પણ પદાર્થ મુક્ત નથી અને તેમાં હંમેશા પરિવર્તન થયાંજ કરે છે. માટે જ તાત્વિક દૃષ્ટિએ ભૌતિક પદાર્થને આપણે સત્ય કહી શકીએ નહીં. ભૌતિકવાદીઓની માન્યતાઓમાં પણ વખતો વખત ફેરફાર થયાં જ કરે છે. અણુવાદની જુની માન્યતા હવે નાબુદ થઇ ગઇ છે ને તેને બદલે પછીથી આઈયોનિક વાદ સ્થપાયો અને ત્યાર બાદ છેવટે એઈન્સ્ટીન જેવા વિખ્યાત વિજ્ઞાનવાદી ફીલસુફની શોધથી એવું સ્થાપન કરવામાં આવ્યું કે ભૌતિક પદાર્થ આપણને છેવટનું તત્વ બનાવતો નથી. તે તત્વ સૂક્ષ્મ અણુમાં નથી કે તેથી પણ વધુ સૂક્ષ્મ વિજળીની ગતીવાળા બીંદુઓમા પણ નથી. આ જગતના તમામ ભૌતિક પદાર્થો માત્ર દીશા, કાળ તથા શક્તિના જુદા જુદા સાપેક્ષ સંબંધોથી થયેલા છે અને તે પદાર્થોનુ પર્યવસાન ઉપલા સંબંધોથી છુટા થઈ પરિણામે એક મહાન અનંત નિરપેક્ષ એવા સત્ય પદાર્થમાં જ થાય છે જેને આપણે Absolute, Infinity, અને God ઈશ્વર એ નામે સંબોધીએ છીએ.

## સાપેક્ષવાદ તથા અધ્યાત્મવાદ.

આધુનિક વિજ્ઞાનવાદીઓની શોધને પરીણામે હવે એમ મનાવવા લાગ્યું છે કે એઈન્સ્ટીનના સાપેક્ષવાદના સિદ્ધાન્તનું પર્યવસાન જડવાદમાં નથી પણ અધ્યાત્મવાદમાં છે. સાપેક્ષવાદ (Relativity) નો આધાર એક નિરપેક્ષ તથા આત્યંતિક (Absolute) ચૈતન્યાત્મક તત્વપર અવલંબી રહ્યો છે અને દીક્ કાળ ને કાર્યકારણની ત્રીપુટીના નીયમપર રચાયલા આ જગતનો કોઈ પણ ભૌતિક પદાર્થ આત્માથી આત્યંતિક ભિન્ન કે સ્વતંત્ર નથી. આ જગતનું મૂળ ત્રિગુણાત્મક મૂળ પ્રકૃતિ કે જડ શક્તિ તેમાં નથી પણ તેનું મૂળ નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્ત એવા એક અખંડ અવિનાશી જ્ઞાન તથા આનંદ રાશીરૂપ ચૈતન્ય આત્મામાં છે કે જે સર્વવ્યાપી છે, સર્વજ્ઞ છે તથા સર્વશક્તિમાન છે અને જેને અવલંબીનેજ આ જગતના તમામ સ્થાવર જંગમ તથા જડ ચૈતન્યાત્મક પદાર્થો પોતાના નિયમિત કાર્યો કરી શકે છે. તે ચૈતન્યાત્મક તત્વજ આ અનંતકોટી બ્રહ્માંડનું સર્જન, પાલન તથા સંહાર કાર્ય કરે છે અને તેના શાસનથીજ આ જગતનું રચનાત્મક કાર્ય મર્યાદિત રીતે તથા સુવ્યવસ્થિત ચાલે છે. ભારતવર્ષના ૠષિમુનીઓએ વેદ તથા ઉપનિષદો દ્વારા જગતને બતાવી આપ્યું છે કે તે અધ્યાત્મ તત્વ આ જગતથી દૂર સાતમા આસમાન પર નથી પણ તે દરેક પ્રાણીના હૃદયમાં સ્વયંપ્રકાશીત બીરાજમાન છે અને તેનો સાક્ષાત્કાર આપણે આપણી હૃદયગુફામાં એકાગ્રે ધ્યાન તથા સૂક્ષ્મ વિચારથી કરી શકીએ છીએ અને તેના ઉત્તમ વિજ્ઞાનથીજ આપણે માત્ર મનુષ્યમાં જ નહીં, પ્રાણી માત્રમાં જ નહીં, પણ તમામ જગત્ સાથે આપણું સાચું ઐક્ય, પરમસુખ તથા સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકીશું. અધ્યાત્મવાદ જડવાદ કરતાં દરેક રીતે ઉત્કૃષ્ટ છે. તે જ્ઞાન આપણી ભારતવર્ષીય પ્રજાનો એક કીંમતી વારસો છે ને તે આપણને વ્યવહારમાં તેમજ પરમાર્થમાં દરેક રીતે ઉપયોગી થઈ પડે છે. सर्वे सुखिनः सन्तु.



# ન્યાયદર્શનની દૃષ્ટિએ આત્મા

( લેખકઃ—શ્રી. પંડિત બલવન્તશર્મા મ. દીક્ષિત, દર્શનાચાર્ય, આયુર્વેદભૂષણ સાહિત્યાચાર્ય, કાવ્યતીર્થ. વાઇસ પ્રિન્સિપાલ વિ. કા. હિન્દુ ગુરૂકુલ–સુરત. )

साक्षात्कारिणि नित्ययोगिनि परद्वारानपेक्षस्थितौ
भूतार्थानुभवे निविष्टनिखिलप्रस्ताविवस्तुक्रमः
लेशादृष्टिनिमित्तदुष्टिविगमप्रभृष्टशङ्कातुषः
शङ्कोन्मेषकलङ्किभिः किमपरैस्तन्मे प्रमाणं शिवः ॥

तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय એ પ્રમાણેના શ્રુતિભગવતીના ઉપદેશાનુસાર *આત્મતત્વચિન્તન કરવું એ મનુષ્ય જીવનનું પરમ પ્રયોજન* હોવાથી જુદા જુદા વિદ્વાનોએ જુદી જુદી દૃષ્ટિથી આત્મદર્શન કરવા માટે પ્રયત્નો કર્યા છે એટલુંજ નહિં પણ તેમનાં અક્ષરદેહો આજ પણ શરણાગતને આત્મદર્શનનો સ્વાનુભૂત માર્ગ બતાવવા તૈયાર છે. ભારતવર્ષીય તત્વચિન્તકોમાં ભગવાન્ ગૌતમનું સ્થાન પણ અનોખુંજ છે તેથી આજ તેમના અક્ષરદેહ ( ન્યાયદર્શન ) ને શરણે જઈને તેમની દૃષ્ટિએ આત્મસ્વરૂપનું અવલોકન કરવાનો આ પ્રયત્ન કરવામાં આવે છે.

મનુષ્ય માત્ર સુખની પ્રાપ્તિ તથા દુઃખની હાનિ ઈચ્છે છે પરન્તુ ઈચ્છામાત્રથી સુખ પ્રાપ્તિ કે દુઃખહાનિ થઈ શકતી નથી પણ તેનો યોગ્ય ઉપાય કરવાથીજ અભીષ્ટ સિદ્ધિ થાય છે. સર્વથા ઉપાદેયનું સ્વરૂપ જ્ઞાન થયા પછીજ ઉપાયમાં પ્રવૃત્તિ સંભવી શકે છે એટલે અહીં ઉપાદેય જે સુખ તેનું જ્ઞાન થવું સર્વથી પ્રથમ અત્યાવશ્યક છે. સાંસારિક સ્ત્રી પુત્ર ધન ઇત્યાદિ સુખો ક્ષણિક હોવાથી કોઈ પણ બુદ્ધિમાન આસ્તિક પુરૂષ આપાતતઃ સુભગ અને પરિણામે પરિતાપકારી એવાં ઉપર્યુક્ત સુખ નામનાં દુઃખોને ઈચ્છે જ નહિ. વળી સ્વર્ગાદિ લોકોમા રહેલાં સુખો પણ સાતિશય હોવાથી દુઃખ રૂપજ ગણાય. જેનાથી બીજું ઉત્કૃષ્ટ સુખ હોય તેવાં સુખને સાતિશય સુખ કહેવામાં આવે છે. સ્વર્ગાદિલોકમાં રહેનારા દેવતાઓને પણ પોતાની અપેક્ષાએ બીજા દેવાદિના ઉત્કૃષ્ટ સુખો દૃગ્ગોચર થાય છે અને તેને લઈને તેમને પણ રાગ દ્વેષાદિક હોય છે એ શાસ્ત્રૈકગમ્ય વાત છે. સ્વર્ગાદિ સુખોનું તારતમ્ય કર્મના તારતમ્યને અવલંબીને છે એમ કર્મવાદીઓનુ મન્તવ્ય છે. રાગદ્વેષાદિકને ઉત્પન્ન કરનારાં સાતિશય સુખને પારમાર્થિક સુખ કહી શકાય નહિ પણ જે સુખથી બીજું કોઈ મોટું સુખ હોય નહિં એવું નિરતિશય શાશ્વત સુખજ પારમાર્થિક સુખ હોઈ શકે. આવા સુખને તત્વજ્ઞાનની ભાષામાં મોક્ષ કહેવામાં આવે છે. મોક્ષનું સ્વરૂપ દર્શનકારોની દૃષ્ટિના ભેદે જુદું જુદું છે. સ્વતંત્રતા અથવા મૃત્યુ એ જ મોક્ષ છે એમ ચાર્વાક કહે છે આત્માનો ઉચ્છેદ થવો એજ મોક્ષ છે. એમ શૂન્યવાદી માધ્યમિક કહે છે અને નિર્મલ જ્ઞાનનો ઉદય થવો એજ મોક્ષ છે એમ ઇતર બૌદ્ધો કહે છે. કર્મથી ઉત્પન્ન થયેલાં દેહરૂપી આવરણનો ભંગ થવાથી જીવાત્માનું સતત ઊર્ધ્વ ગમન એ મોક્ષ છે એમ જૈનનું માનવું છે. સમગ્ર વિશેષ ગુણોનો ઉચ્છેદ થવો એ મોક્ષ છે એમ વૈશેષિકો માને છે. આત્યાન્તિક દુઃખની નિવૃત્તિ એ મોક્ષ છે એમ નૈયાયિકોનો સિદ્ધાન્ત છે. સ્વર્ગાદિલોકની પ્રાપ્તિ એ મોક્ષ છે એમ મીમાંસકોનું કથન છે. પ્રકૃતિના ઉપરામથી પુરૂષનું જે

સ્વરૂપમા અવસ્થાન તે મોક્ષ છે એમ સાખ્યો કહે છે ચિતશક્તિની નિરૂપાધિક અવસ્થિતિ એ મોક્ષ છે એમ પાતંજલની માન્યતા છે અજ્ઞાનની નિવૃત્તિ થવાથી સ્વસ્વરૂપની પ્રાપ્તિ એ મોક્ષ છે એમ વેદાન્તીઓ વદે છે

સામાન્ય રીતે દર્શનકારોના બે વિભાગો થઈ શકે છે એકને નાસ્તિક કહેવામા આવે છે જ્યારે બીજાને આસ્તિક તરીકે ઓળખવામા આવે છે આમા જે લોકો શ્રુતિને પ્રમાણ રૂપ માનતા નથી તેઓ નાસ્તિક તરીકે ઓળખાય છે આ વિભાગમા ચાર્વાક કે જેનુ બીજુ નામ લોકાયતિક છે તે જૈન અથવા આર્હત અને માધ્યમિક યોગાચાર સૌત્રાન્તિક અને વૈભાષિક એમ ચતુર્વિધ બૌદ્ધ વિગેરેનો સમાવેશ થાય છે જેઓ શ્રુતિને પ્રમાણ રૂપ માને છે તેઓને આસ્તિક શબ્દથી ઓળખવામા આવે છે આ વિભાગમા સાખ્ય યોગ—ન્યાય—વૈશેષિક—અને પૂર્વોત્તરમીમાસાનો સમાવેશ થાય છે

સર્વ આસ્તિક દર્શનકારો શ્રુતિને પ્રમાણ રૂપ માને છે એમ ઉપર કહેવાઈ ગયુ છે તથાપિ તેમાના કેટલાએક શ્રુતિ પર પૂર્ણ વિશ્વાસ ધરાવે છે જ્યારે બીજા કેટલાએક શ્રુતિ પર મંદ વિશ્વાસ ધરાવનાર પણ છે આ રીતે શ્રુતિ પરના વિશ્વાસના તારતમ્યને લઈને જ યથાર્થ જ્ઞાનના કરણ રૂપ પ્રમાણમા એકતા થઈ શકતી નથી

શ્રુતિ પર દૃઢ વિશ્વાસવાળા પુરુષો શ્રુતિના આધાર વિના મૂલતત્વાન્વેષણ થવુ દુર્ઘટ છે એમ માનતા હોવાથી તેઓ શ્રુતિને પરમ પ્રમાણ તરીકે માને છે અને જગતના કારણાદિ પરોક્ષ પદાર્થોનો નિર્ણય શ્રુતિને અનુસરીને જ કરે છે આ લોકો ઉપર ઉપથી વિરૂદ્ધ કે અસભવ રૂપ જણાતા શ્રુતિના વિચારોને પણ સત્ય જ માને છે એટલુજ નહિ પણ ઈતર પ્રમાણથી સિદ્ધ થતા પદાર્થો શ્રુતિથી વિરૂદ્ધ છે એટલા ખાતર તેનો સ્વીકાર પણ કરતા નથી જ સાયણાચાર્યે સર્વદર્શનસગ્રહમા ત્યા સુધી કહ્યુ છે કે [1]શ્રુતિવિરૂદ્ધ પદાર્થને સિદ્ધ કરનારૂ અનુમાન પણ પ્રમાણ નથી પણ કેવળ પ્રમાણાભાસ જ છે विरोधेत्वनपेक्ष्यस्यादसतिह्यनुमानम् એ સૂત્રથી ભગવાન્ જૈમિનિએ પણ એ જ કહ્યુ છે વાકયપદીયમા ભર્તૃહરિએ પણ [2]આગમ વિના કેવળ તર્કથી ધર્મની દૃઢતા થઈ શકતી નથી એમ કહ્યુ છે અને ભગવાન્ વ્યાસ પણ श्रुतेस्तुशब्दमूलत्वात् ઈત્યાદિથી શ્રુતિને જ મુખ્ય કહે છે આમ એક પક્ષ કેવળ શ્રુતિનેજ પરમ પ્રમાણ માને છે જ્યારે બીજો પક્ષ તો તર્ક જ મૂલતત્વાન્વેષણનુ મુખ્ય સાધન છે તર્ક વિના તત્વાન્વેષણ થઈ શકે જ નહિ એમ માને છે આ લોકો પણ શ્રુતિને પ્રમાણ તરીક માને છે પણ તર્કને મુખ્ય ગણે છે અને જે જે શ્રુતિઓ તર્કને અનુકૂલ હોય તેનો જ તેઓ સીધી રીતે સ્વીકાર કરી લે છે પણ જ્યારે શ્રુતિનો કોઈ પણ વિચાર તર્કથી પ્રતિકૂળ જણાયો કે તેવે વખતે પણ તર્કને શિથિલ થવા ન દેતા શ્રુતિને ગૌણ બનાવી દઈ તેના તર્કાનુકૂળ અર્થોની કલ્પના કરે છે આ પ્રકારનો વિચારભેદ એ જ આસ્તિક દર્શનોના ભેદનુ મુખ્ય બીજ છે

ન્યાયદર્શનકારે प्रमाणप्रमेयसंशयप्रयोजनदृष्टान्तसिद्धान्तावयवतर्कनिर्णयवादजल्पवितण्डाहेत्वाभासच्छलजातिनिग्रहस्थानाना तत्वज्ञानान्निःश्रेयसाधिगम એ રીતે સોળ પદાર્થોના તત્વજ્ઞાનથી મોક્ષ પ્રાપ્તિ માની છે અને આત્માને એક પ્રમેય તરીકે સ્વીકાર્યો છે ન્યાયશાસ્ત્રની દૃષ્ટિએ આત્માનુ સ્વરૂપ નીચે પ્રમાણે છે ભાષ્યકાર કહે છે કે [3]આત્મા

---

१ श्रुति विरूद्धार्थानुमानेन केनचित्साधितश्चेत्तदनुमान न प्रमाण किन्तु प्रमाणाभास एव.

२ नचागमादृते धर्मस्तर्केण व्यवतिष्ठते

३ तत्रात्मा सर्वस्यदृष्टा सर्वस्यभोक्ता सर्वज्ञ सर्वानुभावी.

સર્વનો દૃષ્ટા એટલે સુખ તથા દુઃખ કરનારી જેટલી વસ્તુઓ છે તેને જોનાર સર્વનો ભોક્તા એટલે સર્વ સુખ દુઃખનો ભોગવનાર સર્વજ્ઞ એટલે સર્વ વસ્તુ માત્રનો જ્ઞાતા છે કારણ કે વસ્તુ માત્ર સુખ દુઃખ કરનારી છે છતાં પણ તે સુખ દુઃખનો ભોગવનાર તો આત્મા જ છે અને તેથી જ આત્માને વસ્તુ માત્રનો જ્ઞાતા કહેવામાં આવે છે. સર્વને પ્રાપ્ત કરનાર અર્થાત્ જ્યાં સુધી કોઈ વસ્તુ પ્રાપ્ત થતી નથી ત્યાં સુધી તેનું જ્ઞાન પણ થઈ શકતું નથી પણ આત્મા સર્વજ્ઞ છે એટલે જ તેને સર્વ વસ્તુનો પ્રાપ્ત કરનાર કહ્યો છે. આવા આત્માના અસ્તિત્વ સિદ્ધ કરવાના વિષયમાં ભાષ્યકાર વાત્સ્યાયન વિગેરે પ્રાચીન નૈયાયિકો કે જેને જરન્નૈયાયિક તરીકે સંબોધવામાં આવે છે તેઓ અને ન્યાયમંજરીકાર વિગેરે નવીન નૈયાયિકોમાં મ્હોટો મતભેદ છે. પ્રાચીન લોકો કહે છે કે જે દ્રવ્ય ઉદ્ભૂતરૂપવાળું અને મહત્ પરિણામવાળું હોય તેનું જ બાહ્ય પ્રત્યક્ષ થઈ શકે. ઈશ્વર તો અરૂપિ દ્રવ્ય છે. તેથી તેનું બાહ્ય પ્રત્યક્ષ થઇ શકે તેમ નથી જ. વળી પોતાના મનની સાથે પોતાના આત્માનો સંયોગ થવાથી સંયુક્ત સમવાય સંબન્ધથી પોતાના સુખ દુઃખ ઈત્યાદિનું આન્તર ( માનસ ) પ્રત્યક્ષ થઈ શકે છે પરન્તુ પરમાત્મા તો સ્વસુખાદિથી વ્યતિરિક્ત છે એટલે તેનું માનસ પ્રત્યક્ષ પણ થઇ શકે તેમ નથી અર્થાત્ પરમાત્મા બાહ્ય કે આન્તર એક પણ પ્રત્યક્ષનો વિષય થઈ શકતો નથી ત્યારે નવીન નૈયાયિકો તો કહે છે કે યાવન્માત્ર જ્ઞાનમાં આત્મા જ્ઞાતા રૂપે ભાસિત થાય છે એવો એક નૈયાયિકોનો સિદ્ધાન્ત છે તદનુસાર પ્રત્યક્ષ જ્ઞાનમાં પણ આત્મા તો ભાસિત થવાનો જ તો પછી તેને પ્રત્યક્ષ માનવામાં કંઇ દોષ નથી વળી પ્રત્યભિજ્ઞાનથી પણ આત્માનું પ્રત્યક્ષત્વ સિદ્ધ થાય છે. +પૂર્વ અને પર જ્ઞાનનું એક વિષયમાં જે પ્રતિસંધાન તેનું નામ પ્રત્યભિજ્ઞાન છે એમ ભાષ્યકારે કહ્યું છે. જેમકે હું આજ જે વસ્તુને જોઉં છું તેને પ્રથમ મેં થોડા સમય પૂર્વે જોઈ હતી. આ પ્રકારનું જ્ઞાન પ્રત્યભિજ્ઞાન કહેવાય છે અહીં આ ઉદાહરણમાં પ્રત્યક્ષ અને પ્રત્યભિજ્ઞાન એમ બે પ્રકારનું જ્ઞાન છે. હું આજ આ વસ્તુને જોઉં છું એ પ્રત્યક્ષ જ્ઞાન છે અને પૂર્વે મેં જે વસ્તુ જોઇ હતી તે જ આ છે એ પ્રકારનું જે જ્ઞાન તે પ્રત્યભિજ્ઞાન છે. અહીં આ ઉદાહરણમાં પૂર્વનો જોનાર તથા આજનો જોનાર ભાસિત થાય છે તેથી આત્માનું પ્રત્યક્ષ જ્ઞાન માનવું ઉચિત છે. નવીન નૈયાયિકો વૈશેષિકોની પેઠે આત્માને ઇંદ્રિયોનો વિષય માને છે અને અન્તઃકરણને પણ ઇંદ્રિય જ કહે છે જેથી સુખ દુઃખ ઇત્યાદિકના પ્રત્યક્ષની પેઠે જ આત્માનું પણ માનસ પ્રત્યક્ષ થાય છે એમ માને છે. મનને ઇન્દ્રિય માનવામાં અનેક પ્રકારના મતભેદ છે અને તેથી સવ કોઈ આત્માનું માનસપ્રત્યક્ષ માનતા નથી એટલુંજ નહિ પણ નવીન નૈયાયિકો કે જેઓ આત્માનું માનસપ્રત્યક્ષ માને છે તેઓ પણ છેવટે જઇને આત્માને અનુમેય પણ માને છે. જે લોકો આત્માને પ્રત્યક્ષ માનતા નથી. તેઓ આપ્તોપદેશ એટલે શબ્દ અને અનુમાનથી પણ આત્માની સિદ્ધિ કરે છે તેઓનું કહેવાનું એવું છે કે *ઇચ્છા-દ્વેષ પ્રયત્ન સુખ દુઃખ અને જ્ઞાન એ આત્માના અનુમાપક લિંગ છે. મનુષ્ય અનેક પ્રકારની વસ્તુઓને જુએ છે અને તેમાની અમુક વસ્તુઓ સુખ આપનારી છે તથા અમુક વસ્તુઓ દુઃખ આપનારી છે એમ વિચાર કરે છે અને તે પછી જ સુખ

---

+ पूर्वपरयोर्विज्ञानयोरेकविषये प्रतिसन्धानं प्रत्यभिज्ञानम्.

* इच्छाद्वेषप्रयत्नसुखदुःखज्ञानान्यात्मनो लिङ्गम्.

આપનારી વસ્તુઓ મ્હને મળે એવા પ્રકારની ઇચ્છા કરે છે ભાષ્યકાર ઇચ્છાના હેતુપણાની ઉપપત્તિ આ પ્રમાણે કહે છે કે ×ઇચ્છા અનેક વસ્તુનું દર્શન અને પ્રતિસંધાન-રૂપ હોવાથી જ્યાં જ્યાં ઇચ્છા હોય ત્યાં ત્યાં એક જ દ્રષ્ટા અને પ્રતિસન્ધાતા હોવો જોઈએ એમ સિદ્ધ થાય છે અને આત્મા શિવાય બીજો કોઈ પદાર્થ આ પ્રકારનો ઉપલબ્ધ થતો નથી તેથી પરિશેષાત્ આત્મા જ દ્રષ્ટા અને પ્રતિસન્ધાતા ઠરે છે. આમ ઇચ્છા રૂપ અનુમાપક હેતુથી આત્માનું અનુમાન થઇ શકે છે.

આજ રીતે અમુક વસ્તુ દુઃખ આપનારી છે માટે તે મને ન મળે એ પ્રકારનો દ્વેષ પણ ઉપર્યુક્ત રીતિએ દર્શન અને પ્રતિસન્ધાન વિના સંભવી શકતો નથી તેથી દ્વેષ પણ આત્માનું અનુમાપક લિંગ છે.

એક ગ્રહણાત્મક અને બીજો ત્યાગાત્મક એમ પ્રયત્ન બે પ્રકારના છે તેમાં જે પ્રકારની વસ્તુના ગ્રહણથી સુખ થશે એમ જણાય છે તે પ્રકારની વસ્તુને ગ્રહણ કરવા માટે જે પ્રયત્ન કરવામાં આવે છે તે ગ્રહણાત્મક અને જે પ્રકારની વસ્તુના ગ્રહણથી દુઃખ થશે એમ જણાય છે તે પ્રકારની વસ્તુનો ત્યાગ કરવા માટે જે પ્રયત્ન કરવામાં આવે છે તે ત્યાગાત્મક એ ઉભયવિધ પ્રયત્નમાં અનુક્રમે ઇચ્છા અને દ્વેષવિશિષ્ટની જ પ્રવૃત્તિ થઇ શકશે એટલુંજ નહિ પણ ઇચ્છા તથા દ્વેષને ઉત્પન્ન કરનાર તે તે વસ્તુઓના સ્વભાવનું જ્ઞાન અને પ્રત્યભિજ્ઞાન પણ અવશ્ય માનવાં જ પડશે. આમ હોવાથી પ્રયત્ન પણ આત્માનું અનુમાપક એક લિંગ ઠરે છે. આ અનુમાનથી જેઓ બુદ્ધિ કે વિજ્ઞાનને આત્મા માને છે તેઓની માન્યતાનું ખંડન થઇ જાય છે જેમકે બુદ્ધિ કે વિજ્ઞાન તો ક્ષણિક છે એટલે તેને આત્મા માનવાથી દ્રષ્ટા અને પ્રત્યભિજ્ઞાતા એક થઇ શકશે નહિ. ભિન્ન ભિન્ન સ્વીકારતા વસ્તુનો અનુભવ કરનાર તથા સ્મરણ કરનાર વિભિન્ન થશે આમ થવાથી બીજાના અનુભવનું બીજાને સ્મરણ થવા રૂપ દોષ આવશે જેથી અગત્યા એક આત્મા માન્યા વિના છુટકો નથીજ, વળી કોઈ વસ્તુને જોઈને આ વસ્તુ સુખકર છે કારણ કે પ્રથમ અમુક વખત આ વસ્તુ મળી હતી અને તેથી સુખ થયું હતું તે પ્રમાણે પુનઃ પણ મળવાથી સુખ થશે તેમજ કોઈ વસ્તુને જોઈને આ વસ્તુ દુઃખકર છે કારણ કે પ્રથમ અમુક વખત આ વસ્તુ મળી હતી અને તેથી દુઃખ થયું હતું તે પ્રમાણે પુનઃ પણ મળવાથી દુઃખ થશે આ પ્રમાણે પૂર્વે અનુભવેલા સુખ તથા દુઃખનું સ્મરણ થાય છે તે પણ વસ્તુના સ્વરૂપને જાણનાર તથા અનુભવના દહાડાથી આરંભીને ઠેઠ સ્મરણના દહાડા સુધી સ્થાયી સ્વરૂપે રહેનારનેજ થઈ શકશે તેથી પણ એક આત્મા માનવોજ પડશે આ રીતે સુખ તથા દુઃખ પણ આત્માના અસ્તિત્વનું અનુમાપક લિંગ સિદ્ધ થાય છે જ્ઞાન પણ આત્માનું અનુમાપક એક લિંગ છે કારણ કે જ્યારે કોઈ વસ્તુના ગ્રહણ અથવા ત્યાગનો વિચાર ઉદ્ભવે છે ત્યારે પ્રથમ એ વિચાર ઉત્પન્ન થાય છે કે જેનાથી મ્હને સુખ અથવા દુઃખ થયું હતું તેજ આ વસ્તુ છે કે કેમ અને ત્યાર પછી આ તેજ વસ્તુ છે એવો નિર્ણય થાય છે એટલે વસ્તુના સ્વભાવનું જ્ઞાન પણ ઉપર કહેલી રીતે અનુભવ કર્તા અને પ્રત્યભિજ્ઞાતા એકજ હોય તોજ થઈ શકે જેથી વસ્તુનું જ્ઞાન પણ આત્માનું અસ્તિત્વ સિદ્ધ કરે છે. આથી સિદ્ધ થાય છે કે વસ્તુનો દ્રષ્ટા સુખ દુઃખ ઇત્યાદિનો ભોક્તા અનુભવ કરનાર તથા તેનું સ્મરણ કરનાર અને તદનુસાર

× एकस्यानेकार्थदर्शिनो दर्शनप्रतिसन्धाना भवन्ती लिङ्गमात्मनः

ઇચ્છા દ્વેષ પ્રયત્ન ઇત્યાદિ કરનાર અને વસ્તુના સ્વભાવના જ્ઞાનવાળો કોઈ એક આત્માજ હોવો જોઇએ.

ઉપર્યુક્ત પ્રમાણોથી આત્માનું અસ્તિત્વ નિરાબાધ સિદ્ધ કરી લીધા પછી તેના સ્વરૂપના વિચારનો આરંભ કરતાં સૂત્રકારના આશયને અનુસરીને ભાષ્યકાર [1]દેહ ઇન્દ્રિય મન બુદ્ધિ અને વેદના ( સુખ દુઃખાદિ પ્રત્યય પ્રવાહ )નો સમુહ એ આત્મા છે કે તેથી ભિન્ન કોઈ આત્મા છે એમ શંકાનો ઉપક્રમ કરે છે અને દેહાદિથી ભિન્ન આત્મા છે એમ સિદ્ધ કરવા નીચે પ્રમાણે અનેક કોટિઓ સમજાવે છે જેમકે એક વસ્તુને જ્યારે આપણે નેત્રથી જોઈએ છીએ અને હાથથી સ્પર્શ કરીએ છીએ ત્યારે આપણને એવું જ્ઞાન હોય છે કે જે વસ્તુને હું જોઉં છું તેનેજ હું સ્પર્શ કરૂં છું. અહીં જો ઇન્દ્રિયોનેજ જોનાર તથા સ્પર્શ કરનાર માનીએ તો તે બન્ને ઇન્દ્રયો ભિન્ન હોવાથી તેઓને પરસ્પર એક બીજાના જ્ઞાનનું અનુસંધાન સંભવી શકે નહિં કારણકે [2]દરેક ઇન્દ્રિય સ્વકર્તૃક અને સ્વવિષયક ગ્રહણમાંજ સમર્થ હોય છે પણ અન્ય કર્તૃક અને અન્યના વિષયમાં સમર્થ હોતું નથી પરન્તુ અહીં જો ઇન્દ્રિયોથી ભિન્ન આત્મા ન માનીએ તો ભિન્ન ઇન્દ્રિય કર્તૃક ભિન્ન વિષયનું ગ્રહણ થવાનું માનવું પડે અને તેમ માનવા જતાં ચૈત્રના અનુભવનું મૈત્રને સ્મરણ થવા રૂપ આપત્તિ આવે માટે ઈન્દ્રિયોથી ભિન્નજ આત્મા માનવો એ નિરાબાધ છે. વળી શાસ્ત્રમાં પ્રાણી હિંસાનું પાપ કહ્યું છે પણ જો મારનારને શરીર ઈન્દ્રિય ઇત્યાદિથી ભિન્ન માનવામાં ન આવે તો તે પાપનું ફલ કોણ ભોગવે કારણ કે મારનાર શરીર તો ક્ષણસ્થાયી છે જેથી મારનાર અને તેનું ફલ ભોગવનાર કોઇ શરીરાદિથી ભિન્ન અને ચિરસ્થાયી આત્મા માનવો જ પડશે. અહીં આ પ્રમાણે બીજી એક કોટિ પણ વિદ્વાનો તરફથી કરવામાં આવે છે. જેમકે જો શરીર જ આત્મા હોય તો જીવિત શરીરના દાહમાં હિંસાપ્રયુક્ત પાપ થવાનું જે શાસ્ત્રમાં વિધાન છે તેમૃત શરીરના દાહમાં પણ સમાન રીતેજ લાગુ પડશે કારણ કે શરીરત્વરૂપ ધર્મ તો બન્નેમાં સમાન જ છે પરન્તુ તેમ થતું નથી તેથી પણ શરીરથી ભિન્ન આત્મા હોવાનું સિદ્ધ થાય છે. વળી જ્યારે આપણે કોઇ ખાટાં ફળનાં રૂપ કે ગંધનું નેત્ર કે ઘ્રાણથી ગ્રહણ કરીએ છીએ ત્યારે પૂર્વે અનુભવેલા તેના રસના સ્મરણથી મુખમાં પાણી આવવા રૂપ જીભનો વિકાર થાય છે તેથી અહીં પૂર્વે કરેલું ફલનું ભક્ષણ અને અત્યારે કરવામાં આવતું ફલનું અવલોકન અથવા ઘ્રાણ એ બધાનો જ્ઞાતા ઇન્દ્રિયોથી જુદો જ જણાય છે. અહીં મનને જ જો નાના પ્રકારના જ્ઞાનવાળું માનવામાં આવે તો પછી આત્મા અને મનમાં કેવળ સંજ્ઞા માત્રના ભેદ સિવાય કાંઈ તારતમ્ય રહેતું નથી.

ઉપર કહ્યો તે પ્રકારનો આત્મા નિત્ય છે એમ નીચેની યુક્તિઓથી સિદ્ધ કરી શકાય છે.

તુરતના જન્મેલા બાળકને આનંદ-ભય અને શોકની લાગણીઓ થતી અનુભવાય છે પરંતુ તેના કાંઈ કારણ જણાતાં નથી એટલે અનુમાન થાય છે કે તે લાગણીઓ સ્મરણની પરંપરાથીજ થતી હોવી જોઈએ. વળી સ્મરણપરંપરા પૂર્વાભ્યાસ વિના સંભવે નહિં અને પૂર્વાભ્યાસ પૂર્વજન્મ વિના

---

૧. किं देहेन्द्रियमनोबुद्धिवेदनासंघातमात्रमात्मा आहोस्वित्तद्व्यतिरिक्तइति.

૨. इन्द्रियं खलु स्वस्वविषयग्रहणमनन्यकर्तृकं प्रति सन्धातुमर्हति.

સભવે નહિ જેથી દેહનો નાશ થયા પછી પણ આત્મા રહે છે અને તેથીજ તે નિત્ય છે એમ સિદ્ધ થાય છે તેજ રીતે તુરતના જન્મેલા બાલકની સ્તન્યપાનમા પ્રવૃત્તિ પણ પૂર્વાભ્યાસની સાધક છે

વેદાન્તીઓ એકજ આત્માને માને છે પણ નૈયાયિકોને એકાત્મવાદ અયુક્તિક લાગે છે જેથી તેઓ અનેક આત્મા માને છે અને અનેક વિધ ઇચ્છાદિકજ આત્માના અનેકત્વ સાધક હેતુ છે એમ કહે છે અર્થાત્ પ્રાણી માત્રમા સુખ–દુ ખ–સ્વભાવ–અવસ્થા ઇત્યાદિ નાના પ્રકારના ભેદ પ્રતીત થાય છે તે પણ આત્માનું નિત્યત્વ અને અનેકત્વ સાબીત કરે છે વળી એ બધુ વૈવિધ્ય ધર્માધર્માશ્રય છે એમ માનવુ સયુક્તિક છે, આ આત્માને અણુપરિમાણ માનવામા આવે તો શરીરવ્યાપિ સુખાદિકનુ ભાન મળવી શકે નહિ તેમ મધ્યમપરિમાણ માનવાથી અનિત્યતા થાય અને તેને લઈને કૃતહાન તથા અકૃતાભ્યાગમરૂપ દોષ આવી પડે માટે આત્માને વિભુ માનવો એજ ઉચિત છે

નૈયાયિકોનું એવુ માનવુ છે કે સખ્યા–પરિમાણ પૃથક્ત્વ–સયોગ–વિભાગ બુદ્ધિ ઇચ્છા અને પ્રયત્ન એ બધા ગુણો જીવાત્મા તથા પરમાત્માને વિષે સમાન છે માત્ર પરમાત્માના ગુણો નિત્ય અને જીવાત્માના અનિત્ય માનવામા આવે છે. આ રીતે સુખ દુ ખાદિ બીજા પણ જીવાત્માના ધર્મો માનવામા આવે છે

વેદાન્તીઓ પરમાત્માને જગતનું અભિન્નનિમિત્તોપાદન કારણ માને છે પણ નૈયાયિકો તો જગતનું ઉપાદાન એટલે સમવાયિકારણ પરમાણુઓને માને છે અને પર પરમાત્માને નિમિત્તકારણ માને છે તે જીવાત્માના ધર્માધર્માનુસાર ભોગ્ય પદાર્થોને ઉત્પન્ન કરે છે તેઓનુ કહેવાનુ એમ છે કે પરમાણુઓ અચેતન છે એટલે તેનો પ્રથમ વ્યાપાર કોઈ ચેતનાની પ્રેરણા સિવાય થઈ શકે નહિ એમ ન માનીએ તો અવ્યવસ્થા થાય માટે નિત્ય જ્ઞાન તથા ક્રિયાશક્તિ સપન્ન ઈશ્વરનેજ તેનું નિમિત્ત કારણ માનવુ ઉચિત છે અસ્તુ

આ રીતે ન્યાયશાસ્ત્રની દ્રષ્ટિએ જીવાત્મા તથા પરમાત્મા એમ આત્માના બે ભેદ માનવામા આવે છે આત્મા સર્વનો દ્રષ્ટા જ્ઞાતા અને ભોક્તા છે સખ્યા–પરિમાણ પૃથક્ત્વ સયોગ બુદ્ધિ ઇત્યાદિ તેના ગુણો છે ને આત્મા વિભુ અને નિત્ય છે જીવાત્માના જ્ઞાનાદિ ગુણો અનિત્ય છે જ્યારે પરમાત્માના નિત્ય છે જીવાત્મા પોતાના ધર્માધર્મજનિત કર્મ ફ્લ ને પરતત્ર છે પરમાત્મા જીવોના કર્મ ફ્લાનુસાર પોતે નિમિત્ત કારણ હોઈને જગતના ઉપાદાન કારણ રૂપ પરમાણુઓમાથી ભોગ્ય પદાર્થો ઉત્પન્ન કરે છે જીવાત્માને જ્યારે ઉપર કહેલા સોલ પદાર્થોનુ યથાર્થ જ્ઞાન થાય છે એટલે મિથ્યા જ્ઞાન જનિત દોષો નિવૃત્ત થાય છે દોષ નિવૃત્ત થતા પ્રવૃત્તિ થતી નથી પ્રવૃત્તિ ન થવાથી જન્મ મરણ ટળે છે અને તેમ થવાથી આત્યન્તિક દુ ખ નિવૃત્તિ રૂપ અપવર્ગની પ્રાપ્તિ થાય છે અસ્તુ

યદ્યપિ તત્વ જ્ઞાનના જગતમા વિશ્વવદ્યતરીકે મનાયેલા પૂજ્યપાદ ભગવાન્ શ્રી. શકરાચાર્યના એકાત્મવાદની પાસે જો આપણે આ ન્યાયશાસ્ત્રના નાનાત્મવાદને મૂકીએ તો ખરેખર એક કદાવર માણસની પાસે ઠીંગણાના જેવી તેની દશા થયા વિના રહે નહિં પરતુ આમ તુલના કરવાનું આ સ્થળ ન હોવાથી ન્યાયશાસ્ત્રની દષ્ટિએ આત્માવલોકનના ઉપક્રમને અનુસરીને ઉપસહાર કરવો ઉચિત ગણી અત્રે વિરમુ છુ

ॐ शान्तिः शान्ति शान्ति

# એક ગુજરાતી સંતની વીશ વર્ષની—ગુર્જરસાહિત્ય સેવા

( લેખક—"પાદરાકર" )

"—એ તો ખરેખર સાગર હતો. × × સૌ આજે જાણતા નથી કે એનું કેટલુ આત્મધન હરાયુ છે × × × એના દિનની ઉદાત્તા પગસઅદાઓએતે વશીકરણ કરતી × × × એમની ભવ્ય મૂર્તિ એમના આત્મસ્વરૂપ જેવી જ ભવ્ય હતી વિશાળ મુખારવિંદ, ઉન્નત-પુષ્ટ દેહસ્થળ, યોગેન્દ્ર જેવી દાઢી! એ મૂર્તિ નીરખી છે તેમના અંતરમાથી તે ભુસાશે નહિ. આનંદઘનજી પછી આવા અવધુત થોડા જ થયા હશે"

આખલડી અનંતોમા રમતી, ઉછળે ઉરના પૂર,
સત ચીત્ આનંદે ખેલતા, ધર્મ ધુરંધર શૂર,
મળે ન્હે જતી મતિરે, કોઈ આહલેકને દરબાર

**કવિશ્રી ન્હાનાલાલ દલપતરામ**

"ધર્મ સમાજસેવા, અધ્યાત્મજ્ઞાન, યોગ, તત્વજ્ઞાન આદિ ગહન વિષયોપર સસ્કૃત, હિન્દી, પ્રાકૃત અને ગુજરાતી ભાષામા ગદ્ય પદ્યમા ૧૦૮ મહાન્ ગ્રથો લખી પોતાની હયાતીમાજ પ્રકટ કરાવી વિશ્વને ઉન્નત પથે દોરનાર મહાન્ પડિત પ્રખર કવિવર, પ્રખર વક્તા, વિચારક અને તત્વજ્ઞાની આચાર્ય × × × ઘણી જ ઉચી કોટિના યોગાભ્યાસી જ્ઞાની સત હતા પ્રેમાનંદની પેઠે જ ગુર્જરભાષાની ઉત્કૃષ્ટ સેવા બજાવવાની ભીષ્મપ્રતિજ્ઞાવાળા આ મહાત્માએ ગુર્જર ભાષામા સેકડો ગ્રથો લખી ગુર્જર સાહિત્યમા વૃદ્ધિ કરી છે × × × કોઈ આચાર્યે પોતાની હયાતીમાજ ૧૦૮ ગ્રથોની માળા પુર્ણ કરી હોય એવા આ આચાર્ય જેવા થોડા જ દાખલા ઈતિહાસ બતાવે છે"

**"સાહિત્ય" માસિક—વડોદરા**

તા —જુલાઈ ૧૯૨૬

"તેઓ સાચા સાધુ છે આવા થોડા જ વધુ સાધુઓ હોય તો ભારતવર્ષનો ઉદ્ધાર હાથમા છે"

**શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ**

ભારતવર્ષના નંદનવન સમા ગુજરાતના મધ્ય પ્રદેશમા અમદાવાદની ઉત્તરે, ખળખળ વહી જતી સાબરમતીના તિરપ્રાતથી થોડે દૂર, શ્રીમત સયાજીરાવ ગાયકવાડ શાશીત, ઈતિહાસ પ્રસિદ્ધ પ્રાચીન વિદ્યાપુર—વિજાપુર નગરમા શિવદાસ નામે એક ધર્મક્ષત્રિય—કણબીના આગણા ઉજાળવા સ ૧૯૩૦ ના મહા વદી ૧૪ શિવરાત્રીના રોજ શુભ સ્વપ્નસૂચિત એક દિવ્ય બાલકનુ અવતરણ થાય છે!

કૃષિકારનુ જીવન જીવતા અસરકારી માતાપિતાને ત્યા જન્મ લેનાર આ બાલક ભવિષ્યમા ગુજરાતી, સસ્કૃત, માગધી અને હિન્દી ભાષાનો સમર્થ કવિ, લેખક, વક્તા અને પડિત બની સુપ્રસિદ્ધ શાસ્ત્રવિશારદ ધર્માચાર્ય થશે! સાધુજીવનની સ્વફરજો બજાવવા ઉપરાત, માત્ર વીશ વર્ષના મર્યાદિત સમયમા—અલ્પ સાધન દ્વારા, વિશ્વના કોઈ પણ સાધુથી અજોડ એવી દેવિ ગુર્જરીની અખડ આજીવન આરાધના કરી યોગ, અધ્યાત્મ,

તત્વજ્ઞાન, સદ્બોધ, ભજનો, કર્મયોગ, ઉપનિષદ, જીવનચરિત્રો અને મહાકાવ્યોથી ઉભરાતા ૧૪૮ ગ્રંથોનો મોંઘામુલો વારસો ગુજરાતને આપી જશે એમ કોણ કલ્પી શકે?

આ બાલક વિજાપુરની ગામઠી શાળામાં નિયમીતપણું ખંત પુરુષાર્થ અને ભાગ્ય-બળે ઝળકી ઉઠે છે. મોટમોટા ઇનામો સાથે શિક્ષકો પરિક્ષકો અને શહેરના નેતાઓનાં હૃદય પણ જીતી જાય છે. ભવિષ્યમાં નામાંકિત થવાનાં લક્ષણોવાળા આ વિદ્યાર્થીને સંસ્કારી ગુજરાતી, સંસ્કૃત, પ્રાકૃત, માગધી અને હિન્દી ભાષા શિક્ષણની ઉત્તમ જોગવાઈ મળી રહે છે. દેવિ સરસ્વતીની કૃપાનો પૂણ્યામૃત કળશ તેમના શિરે ઢોળાયા બાદ, હૃદયમાં ઉચ્ચાભિલાષ ઉછળે છે. રગરગમાં કવિત્વ ટપકી પડે છે, વક્તૃત્વનાં વિરલ વ્હેણુ જોશબંધ વહે છે, પ્રખર પાંડિત્ય ઝળકી ઉઠે છે; એ વિદ્યાર્થી હવે જીવનની ઉચ્ચ ભૂમિકા પર આરૂઢ બની અલખ અગમ અગોચર પ્રદેશપર ત્રાટકભરી મીટ માંડે છે. ભાવિની ભવ્ય કલ્પનાસૃષ્ટિમાં, તેમને ત્યાગ અને ગુર્જરીની આરાધનાના ગેબી–દિવ્ય સંદેશ–આદેશ સાંપડે છે, અને સંસારની અસારતા સમજાતાં થનગનતી યુવાનીમાં આજીવન બ્રહ્મચર્ય ધારણુ કરે છે, છતાં માતાપિતાને અપ્રતિમ વાત્સલ્યના અનુભવે, માતાપિતાનાં જીવતા સંસાર ન ત્યાગવાની પ્રતિજ્ઞા કરે છે. બલવાન, નીરોગી બ્રહ્મચારી, યોગનાં આરાધને–ત્યાગ, તપ, વૈરાગ્ય અને સંયમ દ્વારા દેવી ગુર્જરીગીરાને અર્પાઈ જાય છે. તેની આરાધનાની શહીદી તેને મંજુર રહે છે.

સિદ્ધ થવા સર્જાયલી તેમની ભાવના ફળે છે. ૧૯૫૭માં તેમનાં માતાપિતા સ્વર્ગે સંચરે છે. કુદરત તેમને, તેમના યોગ્ય એવા સમર્થ સદ્ગુરૂની ભેટ કરાવે છે, અંતર્ચક્ષુ ખોલનાર, માતતાતનું વાત્સલ્ય ધરાવનાર, આત્મકલ્યાણુ સાધી–સધાવનાર સદ્ગુરૂ દેવને ચરણે તેઓ સમર્પાઈ જાય છે. ત્યાગમાર્ગ સ્વિકારે છે.

વિશાળ વિશ્વના તિમિરાચ્છાદિત ગાઢા–ગૂઢ પરદા ચીરી, તેમની સ્વાનુભવી આંખ, ગૂઢ અધ્યાત્મતત્વજ્ઞાન, અષ્ટાંગયોગ જેવો અણમૂલ ખજાનો શોધી લે છે. ગિરિગુફાઓ, કોતરો, કંદરાઓ, નદિકિનારા, ઓધાંઓમાં પરમ સત્ય, પરમતત્વ, અનંત ચૈતન્ય અને પ્રભુ થવાનો પરમ મંગળ માર્ગ સાધે છે.

પછી તો આત્મકલ્યાણનો મસ્ત સાધક વિશ્વના વિશાળ ખૂલ્લા ચૉકમાં–વિશ્વને' આત્મકલ્યાણ, સ્વદેશ, સમાજ અને સ્વધર્મ ઉન્નતિના કલ્યાણકર ઉપાયોની માર્ગદર્શક ઉદ્દ્ઘોષણા કરે છે.

ગુર્જરગીરાને અન્ય સમોવડી ભાષાઓથી ઉન્નતશિરા કરવાના કોડ સેવતા તેઓ દેવિ ગુર્જરીના ચરણકમલમાં કલમ–વાણી અને જીવનનાં પુષ્પ ચંદન સહિત સમર્પાય છે. મસ્ત બની ગુજરાતી ભાષામાં પોતાનાં સ્વાનુભવનાં ચેતનપ્રાણ પુરે છે. તેમની ગુર્જરીની વરદાન પામેલી વિમલ વાણી તમામ સંપ્રદાયોને મુગ્ધ બનાવે છે. સૌ તેમની જીવતી વાણી સ્વમુખે ગાઈ, અંતરમાં–આચારમાં ઉતારી કૃતાર્થ બની રહે છે.

આ પ્રસંગે વિદ્દ્રત્નોની ખાણ કાશી નગરીના શતાધિક વિદ્વાનો, પંડિતો, શાસ્ત્રીઓ, તેમની વિદ્વત્તા, પાંડિત્ય અને જીવન સુવાસથી મુગ્ધ બની તેમને શાસ્ત્ર વિશારદની પદવીથી વિભૂષિત કરી કૃતકૃત્ય બની રહે છે.

સમાજ પછી તો તેમને આચાર્ય પદથી અલંકૃત કરે છે, અને સ્વસંપ્રદાય શિવાયના મહન્તાવધી હિન્દુ, મુસલીમ, મીર, પારસી, બ્રાહ્મણ, પાટીદાર, ઠાકરડા, ભીલ, કોળી અંત્યજો તેમના અનન્ય ભક્ત બની રહેવામાં જીવન સાર્થક સમજે છે.

વિશ્વ બંધુત્વ, જગત્ કલ્યાણની ભાવનાવાળા, ગુર્જરી દેવીના સુપુત્ર, ચુસ્ત શુદ્ધ ખાદીધારી, સ્વદેશના લાડીલા લાલ, વિરલ વિચારક અને સાચા સુધારક, બાલ બ્રહ્મચારી તેઓ પગપાળા જ મારવાડ, મેવાડ સૌરાષ્ટ્ર, ગુજરાત, દક્ષિણ દેશોના પૃથ્વિતલને પોતાના પુનિત પદસ્પર્શ વડે પાવન કરતા કરતા, ઠેર ઠેર વિશ્વશાંતિ–ઐક્ય, વીરતા, સ્વદેશાભિમાન, જ્ઞાનપ્રતિ બહુમાન અને સદ્ધર્મનાં સ્થાપન કરતા કરતા અનેક વિદ્વાનો, રાજવીઓ, ઠાકોરો, ધર્માચાર્યો, પંડિતો, મુમુક્ષુઓ અને દરિદ્રનારાયણોના સહવાસમાં આવી તેમને આત્મજ્ઞાન રસામૃત પાય છે, અલખની ધૂન મચાવે છે. શ્રીમંત ગાયકવાડ જેવા રાજવીઓને સદ્બોધ દ્વારા કર્તવ્યનિષ્ઠ બનાવે છે. મહાત્મા ગાંધીજી જેવા સંતો, લાલા લજપતરાય અને પંડિત માલવીયાજી જેવા અનેક દેશ–ધર્મ નેતાઓ સાથે સ્વદેશોન્નતિની ગૂઢ વિચારણા વિચારે છે.

સાંપ્રદાયીક ભેદની વજ્ર દિવાલો તોડી સૌ સંપ્રદાયોના પ્રાણસમા આચાર્યોને ભક્તો સાથે પ્રભુ અને આત્માનાં અલખ ગાનની ધૂન મચાવે છે. શિઘ્ર કવિત્વશક્તિથી વિદ્વાનોને ચકીત કરે છે. તેઓ જ્યાં હોય ત્યાં રાત્રિદિવસ શંકાસમાધાન અને જ્ઞાનામૃતની પરબો ખુલી જ હોય છે.

ત્યાગી–પગપાળા જ પર્યટન, ચાતુર્માસમાં એકજ સ્થળે નિવાસ, કોઈ આપે તેજ વસ્તુ વાપરી શકનાર, છતાં ત્યાગી અવસ્થાનાં માત્ર વીશ જ વર્ષના કાલાવધિમાં ૧૨૦૦–૧૦૦૦–૫૦૦–૫૦૦ પાનના ડેમી સાઇઝના ન્હાના મોટા સેંકડો ગ્રંથો રચી દે છે.

તેમનો કર્મયોગ! મહાગ્રંથ! જેના મૂળ શ્લોકો ગિર્વાણ ગિરામાં પણ પોતે જ રચી તેના પર હજાર પાનની જ્વલંત ટીકા રચે છે ને તેનાથી મુગ્ધ બનેલા લોકમાન્ય ટીલકઃ "પોતાને આ ગ્રંથ રચાયાની પ્રથમ ખબર હોત તો પોતાનો કર્મયોગ ન લખત—" એમ જણાવે છે. ઉપનિષદ્ પર અવનવો પ્રકાશ પાડે છે. જેના પર હજારો વિદ્વાનો મુગ્ધ બને છે. યોગ, અધ્યાત્મ, વૈરાગ્ય, સદ્બોધ, કુદરતના સેંકડો ગ્રંથો લખી નાંખે છે. ભજનોના ભંડાર ખુલ્લા મુકી દે છે અને કાવ્યોના કેકાથી ગુર્જર ઉદ્યાનો ગજવી મૂકે છે. હજારો ભક્તો, જીજ્ઞાસુઓ તેમની આસપાસ હમેશાં સ્થળેસ્થળેથી આકર્ષાઈ આવી, જ્ઞાનામૃત પિપાસાથી તેમના મુખચંદ્રના ચાતક બની રહે છે. સર્વ દર્શનોના વિદ્વાનો, આમજનતા, રાયરંક, સાક્ષર નિરક્ષર, તેમના સહવાસના તૃષાતુર બની ઉઠે છે. જાહેર વ્યાખ્યાનોથી જનતાને નવચેતનવંત બનાવે છે. વિદ્વાનો તથા સાધારણ સંસ્કારી તેમજ ઓછું ભણેલાઓ સૌને સરખી રીતે ઉપભોગ્ય તેમના શતાધિક ગ્રંથો સૌને યે રૂચિ અનુસાર માર્ગદર્શક થઈ પડે છે—સૌની જીજ્ઞાસા ભુખ ભાંગે છે. વિમળ છતાં વિદ્યુત્ શક્તિભરી વાણીનો અજબ પ્રભાવ હજારોની શંકાનું સમાધાન એક સમયાવચ્છેદે કરે છે. ગિરિ ગુફાઓમાં–કંદરાઓમાં અલખની ધુનમાં અષ્ટાંગયોગ–આત્મપ્રભુથી એકતા સાધે છે. સાડાઆઠ મણનું, બાલ બ્રહ્મચર્યના જ્વલંત તેજે ઝળહળતું શરીર કલાકો સુધી શિર્ષાસન કે અન્ય આસનો કરતું જોનારને એમની આત્મશક્તિ નિરખવાની લ્હાણ સાંપડી છે.

સરસ્વતીના અનન્ય ઉપાસક! પ્રકૃતિ-પ્રેમ-પ્રભુ અને પરોપકારના પાકા પુજારી! અલખમસ્તીભર્યી ઘેરાંગહન જ્ઞાનસૌરભ ઉછાળતા અનેરી માધુરીવાળા, અગણિત-ભજન-કાવ્ય કુસુમોના સર્જક! આત્મચિન્તનની મહાન્ ફીલસુફીના ગુપ્ત અટપટા કોયડા ઉકેલવા મથતા મરીરીટતા અને તેની મફળતાથી રાચતા. જગત્ મન્મુખ સત્યના સાક્ષાત્કાર કરતા, શારદનદન ફીલસુફ! ક્યાં વિજાપુર (ગુજરાત રાજ્ય વડોદરા)ના એક સામાન્ય કણબીના ત્યાં તેમની પુનિત કુમકુમ પગલીઓનાં પ્રકટીકરણ અને ક્યાં વિશ્વવંદ્ય બની જગતનાં હુંફાળાં હૈયા પરનાં તેમનાં અમર સિંહાસન? ક્યાં ખેતીવાડીના વ્યવસાયવાળા પિતાના આગણે તમારા આવિર્ભાવ અને ક્યાં ભારતવર્ષના વિદ્વન્મુકુટો તત્વચિંતકો નરેશોનાં નમી પડતા મસ્તકો અને હૈયાની પુષ્પાન્જળિઓનાં અર્પણ! તેઓ સરજી ગયેલ વિશાળ સાહિત્ય જોવાથી જ તેમની ગુર્જરીગિરાની ઉપાસનાનો સહજ ખ્યાલ આવી શકે! કારણ આ ગ્રંથો મામુલી વાર્તાઓ કે સામાન્ય વિષયો ઉપરનાં નહિં પણ આત્મજ્ઞાન, આધ્યાત્મજ્ઞાન, યોગ, ઉપનિષદ્ અને કર્મયોગ જેવા નક્કર વિષયોનાં નિદાનથી ભરેલા છે. છતા સામાન્ય જનસમાજ તેમજ વિદ્વદ્‌ભોગ્ય છે.

મહિનાઓ પૂર્વે પોતાનું મૃત્યુ જાહેર કર્યું અને મૃત્યુ પહેલાં ૨-૩ દીવસ સુધી તો લગભગ તેમના ૧૭ ગ્રંથો છપાતા હતા. ૧૦૮ ગ્રંથો પૂર્ણ કરવાની પ્રેમાનંદ કવિની માફકની તેમની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા જ જાણે જીવતા ન હોય તેમ? એ ગ્રંથોનું શંશોધન આદિ કાર્ય પણ પોતે જ કરતા. આમ આ જન્મ ગુર્જરગિરાની આરાધના કરનાર—તે અર્થે જ ખપી જવા બેઠેલ—ગુર્જરગિરાનો સાચો શહિદ—મહાન્ સમર્થ વિદ્વાન યોગી પોતાના બહોળા શિષ્ય સમુદાય ભક્તો અને અન્ય જનોની વચ્ચે ॐ अर्हम महावीर ના અંતિમ ઉચ્ચાર અને નિજાત્મ રમણતા વચ્ચે વિશ્વ અને વિશ્વવાસીઓની આખરી વિદાય લ્યે છે.

ભારતવર્ષમાં તાર પર તાર છૂટે છે. ઠેઠ મુબાઈ, સુરત વડોદરા આદિ સ્થળોએથી સંખ્યાબંધ સ્પેશિયલો છૂટે છે. દશ હજારની મેદની તેમની ભવ્ય સ્મશાન યાત્રા કાઢે છે. મુસ્લીમો મૃત દેહને ઉચકે છે. બ્રાહ્મણો કૉર્ડન કરે છે—હઝારો અંત્યજો ભજનો ગાતા અશ્રુભીની આંખે સાથ દે છે. આમ એક સમર્થ યોગી—દયાળુ સરસ્વતીનંદન જતાં શોકની આંધી છવાય છે.

માત્ર વીશ જ વર્ષના પર્યાપ્ત કાલાવધિમાં શ્રીમદે કરેલી ગુર્જરીગિરાની આરાધનાનું સરવાયુ આપી આજ એટલું જ જણાવવું છે કે એક ગુર્જર સંતની ગુર્જરીગીરાની મહામૂલી આરાધના પ્રત્યે ખુદ ગુર્જરાષ્ટ્ર અને ગુર્જરાષ્ટ્રીયો કેટલા બેદરકાર-અજ્ઞાત રહ્યા છે વા તે વિસરી શક્યા છે.

અને આ ગુર્જરી સંત કોણ? એ પ્રશ્નના પ્રત્યુત્તરમાં તેઓ અષ્ટાંગયોગાધ્યાત્મજ્ઞાન દિવાકર શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી—મૃત્યુ ૧૯૮૧ ના જેઠ વદી ૩ સવારે ચઢતે પહોરે સવાઆઠ વાગે.

# અદ્ભુત મહાત્મા-અજબ દર્શનકાર બ્રહ્મવેત્તા શ્રીઅખાજી

(લેખક:—શ્રીયુત કેશવલાલ અંબાલાલ ઠક્કર, એમ. એ.; એલએલ. બી.
દાજી શુકલની પોળ—વડોદરા)

અદ્ભુત મહાત્મા—અજબ દર્શનકાર શ્રી અખાજી અલૌકિક સ્થાયીભાવ તરીકે પિંડ અને બ્રહ્માંડની સાથે નિરંતર સંબંધમાં રહે છે અને પિંડ અને બ્રહ્માંડથી પર આત્માની અલૌકિક ભૂમિકા-તુરિયાતીત દશામાંથી પોતાનો અજાત અનુભવ પ્રકટ કરે છે. પોતે શ્રીમુખે કહે છે કે:—

**શ્રીઅખાજીનો અજાત અનુભવ કિંવા અનંતાદ્વૈત કિંવા સપ્તમ દર્શન**

આગે સોના પીછે સોના, મધ્યે સોનં સોના;
તીન ઘટકી રેન જે જાણે, વાકો નહિ પાપ પુણ્યા.

× × ×

પિંડસ્થ પર બ્રહ્માંડ પર, અક્ષર અકલ કે પાર;
શબ્દ કરી ગેબ કહે, અખા ! પણ ગેબ સો અરૂપ અપાર.

(અપ્રસિદ્ધ સાખીઓ)

શ્રી અખાજી કેવળ તત્ત્વજ્ઞ (Philosopher) નહીં, પરન્તુ, તત્ત્વાનુભવી—લક્ષ્યાનુભવી મહાપુરુષ (Mystic) છે. અને તેથી વિશ્વના તત્ત્વચિંતકો અને આચાર્યોમાં તેઓશ્રીનું સ્થાન અદ્વિતીય છે. તેઓશ્રી દ્વૈત, દ્વૈતાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત, અને કેવલાદ્વૈતથી પર "ૐ અનન્તાદ્વૈત" ના અદ્વિતીય આચાર્ય છે; અને તેઓશ્રી ષડ્દર્શન તેમજ ભિન્ન ભિન્ન વેદાંતમતની મુંઝવણો અને શંકાઓનું બહુ અદ્ભુત રીતે સમાધાન કરે છે. પોતાના અખંડ બ્રહ્મસાક્ષાત્કારને પરિણામે પરમાત્માનો સંપૂર્ણ સ્વાનુભવ તેઓશ્રીએ અજાત અનુભવ કિંવા ૐ એક અનંતાદ્વૈતમાં પ્રકટ કરેલો હોવાથી ષડ્દર્શનથી પર અનુભવનું જાણે કે આ **સપ્તમદર્શન** હોય એમ લાગે છે. આ અજાતવાદ સર્વ અદ્વૈતવાદિ સંમત છે અને કેવલ નિર્બાધ છે. તેથી તેને "પ્રૌઢીવાદ" કહેવાય છે. 'All is Self' અર્થાત્ 'સર્વઆત્મા' છે એ તેનું **મહાસૂત્ર** છે. અનાદિ અનંત સત્ ચિત્ આનંદઘન બ્રહ્મનું નિરૂપણ કરનાર પ્રતીકમંત્ર ૐ છે:—

ૐ इति ब्रह्म ॥ श्रुतिः ॥

અને પોતાના નાના અહમ્‌નો પરમાત્મામાં પૂર્ણ વિલય કરીને **કૈવલ્યનું મહાપદ** અનુભવવું —એક શબ્દમાં કહીએ તો, **ૐમીકરણ** એજ સાચું સુખ, અખંડશાંતિ અને મોક્ષ છે. **શ્રી અખાજી** કહે છે કે:—

ૐશબ્દ જિનુ પરખીઆ, તિનુ પાયા હૈ આપ;
ખટ ખટપટ કરતે રહે, અખા પાયા અમાપ.

(અપ્રસિદ્ધ સાખીઓ)

अजात अनुभव એ ॐ નું–અનંતાદ્વૈતનું–ગૂઢતત્ત્વદર્શન છે, અને શ્રુતિનું સનાતન મહાસત્ એનું મૂલ આધારભૂત સૂત્ર છેઃ—

सर्वं खल्विदं ब्रह्म। नेह नानास्ति किंचन ॥ श्रुतिः ॥

અર્થાત્ એક અખંડ પરબ્રહ્મ સિવાય વસ્તુતઃ બીજું કાંઈજ વિદ્યમાન નથી. ચૌદ લોક મનનું ઉટંગ છે. નામરૂપની મિથ્યા સૃષ્ટિ ઓગાળતાં એક અનંતાદ્વૈત પરબ્રહ્મ જ અવશેષ રહે છે. આનું નામજ નેતિ નેતિ અને શેષ–આજ अजात अनुभव.

## શ્રીઅખાજીના તત્ત્વદર્શનનું ચતુર્વિધ વર્ગીકરણ

૨. શ્રી અખાજીના તત્ત્વદર્શનનુ મુખ્યતઃ ચતુર્વિધ વર્ગીકરણ કરી તેની સાંગોપાંગ મીમાંસા કરીશું એટલે તેનું હાર્દ સમજવામાં આવશે.

(૧) બ્રહ્મવિદ્યા (Theology) કિંવા બ્રહ્મસ્વરૂપ અને બ્રહ્મમીમાંસા;
(૨) જગદ્‌વિદ્યા (Cosmology) કિંવા જગતનું સ્વરૂપ અને જગન્મીમાંસા;
(૩) જીવવિદ્યા (Psychology) કિંવા જીવનું સ્વરૂપ અને જીવમીમાંસા અને
(૪) મોક્ષવિદ્યા (Eschatology) કિંવા જીવના બંધમોક્ષનું સ્વરૂપ અને તેની મીમાંસા.

## બ્રહ્મમીમાંસા

૩. બ્રહ્મમીમાંસા કરતાં પ્રથમ બ્રહ્મ એટલે શું? એ આપણે સમજવું જોઇએ. બ્રહ્મ એટલે પોતામાં પોતે–સ્વસ્વરૂપ (Self in self) કિંવા આપા વગરનું આપ–સ્વરૂપાતીત સ્વયમ્ (Selfless Self Divine) બ્રહ્મ એટલે ॐ એક **અનંતાદ્વૈતઃ—**

તત્ત્વ એક ને ચેતન એક, નામરૂપ ગુણકર્મ **અનેક.**

× × ×

પોતે જોતાં પૂરણબ્રહ્મ, ભાતે જોતાં સર્વે ચર્મ.

અર્થાત્ પોત અને ભાત, કિંવા ચિત્ અને જડ, કિંવા આત્મ અને અનાત્મ, **એકજ તત્વ** (Essence) નાં **માત્ર અવસ્થાંતર ભેદે કરીને** બે જુદાં જુદાં નામ માત્ર છે. શ્રી અખાજી કહે છે કેઃ—

જડચેતન નામ તાહીકે, જાકા નામ ન રૂપ,
અનંત અલ્પ શક્તિ કરી, અખા ! ખેલે **રામ** અનુપ.

× × ×

જડભીતર જડવત હે, ચેતન હોયે ચલાય;
સ્થૂલસૂક્ષ્મ સાક્ષી અખા, દુર રહ્યા સહરાય.

(અપ્રસિદ્ધ સાખીઓ)

વસ્તુતઃ ભેદમાં અભેદ છે. તત્ત્વમાં–ચેતનમાં નામરૂપ ગુણકર્મનો કહેવાતો ભેદ વસ્તુતઃ ભ્રમવત્ છે; કારણકે એક અખંડ પૂર્ણ બ્રહ્મમાં 'ખંડ' સંભવતો જ નથી અને તેથી એક

અનંતાદ્વૈત પૂર્ણ બ્રહ્મજ ત્રિકાલાબાધિત સત્ છે. નામરૂપનો ભેદ માયા અર્થાત્ મનની વૃત્તિએ કરીને કલ્પિત હોવાથી, વસ્તુમાં રૂપભેદ થતો નથી. શ્રી અખાજી કહે છે કેઃ—

પૂરણ કટકે નથી થયુ, બહુવાચક પણ એક;
જ્યમ ઘનબુંદ બહુ દીસે, અખા! પણ નીરે જોતાં એક.

( અપ્રસિદ્ધ સાખીઓ )

શ્રુતિમાં પણ કહ્યુ છે કેઃ—

वाचारंभणम् विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ॥ श्रुति. ॥ જીવ અને શિવ વસ્તુતઃ એકજ છે; તેમજ વિશ્વ અને વસ્તુ બે નથી, પણ એકજ છે. નિર્ગુણ બ્રહ્મજ સ્વયંભૂ સગુણરૂપે દશ્ય અને પ્રતીત થાય છે. બધુ બ્રહ્મમાથી છે–બ્રહ્મનુ છેઃ—

જીવશિવ એક છે રે, જો જાણે જીવની જાત.

( શ્રી અખાજીનાં પદ )

× × ×

પરમેં પંચ, પચમે પર હૈ,
હૈ સમરમ નહીં આના. ( શ્રી અખાજીના ભજન )

અંતર્મુખી પોતદષ્ટયા, બ્રહ્મ અણુલિંગી છે–સ્વ સ્વરૂપમા સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ લિંગનો ભેદ નથી, અને બહિર્મુખી ભાતદષ્ટયા નિરંજન નિરાકાર બ્રહ્મજ સર્વાકાર–જગદાકાર હોવાથી બ્રહ્મ સર્વલિંગી છે. નિજરૂપ પોતદષ્ટયા પરબ્રહ્મ 'નિરાકાર' છે અને નામરૂપાત્મક ભાતદષ્ટયા 'સર્વાકાર' છે. આવીજ રીતે, પરબ્રહ્મ 'અનામી=સર્વનામી'; 'અરૂપી'='સર્વરૂપી'; 'અણુલિંગી=સર્વલિંગી'; 'અભોકતૃ'=સર્વ ભોકતૃ; અકર્તૃ=સર્વકર્તૃ શ્રી અખાજી કહે છે કે–બ્રહ્મ અનિર્વચનીય છે–આશ્ચર્યવત્ છે. ખુબી એ છે કેઃ—

અરૂપી તે રૂપે બહુ થયો, સ્વસ્વરૂપે જેમ હતો તેમ રહ્યો.

( છપ્પા )

શ્રુતિ પણ કહે છે કે.—

एकस्तथा सर्वभूतान्तरात्मा रूपरूपं प्रतिरूपो बभूव ॥ श्रुति ॥

વળી, આત્મા અથવા પોતાનું સ્વરૂપ અથવા બ્રહ્મ સ્વયંપ્રકાશ અને સ્વયંસિદ્ધ છે અને તેથી બ્રહ્મ સ્વયંપ્રકાશ હોવાથી તેને સિદ્ધ કરવા માટે કોઇ બાહ્ય પ્રમાણની અપેક્ષા નથી. શ્રી અખાજી યથાર્થજ કહે છે અને શ્રુતિ અનુમોદન આપે છે કેઃ—

દેહી નહીં, તો દેહ કશો ! એ તો સ્વયંજ્યોતિ પ્રકાશ !

( શ્રી અખાજીનાં ભજન )

तमेव भातमनुभाति सर्वम् । तस्य भासा सर्वमिदं विभाति ॥ श्रुतिः ॥

અર્થાત્ આંતર જ્યોતિના પ્રકાશને અનુસરીનેજ બીજા બધા પ્રકાશો પ્રકાશે છે અને આ બધું ભાસે છે તે તેનાજ ભાસમાત્ર છે. બ્રહ્મ આપ્તકામ અને સ્વસંવેદ્ય છે. શ્રુતિમાં કહ્યુ છે કેઃ—

स्वसंवेद्यमिति ब्रह्मन् ॥ श्रुति. ॥

બ્રહ્મ સ્વસંવેદ્ય હોવાથી પોતાની જાતના અશરીર કિંવા વિદેહી અનુભવને જ પાત્ર છે. બુદ્ધિ અથવા તર્ક કે મન અથવા માયા તેનો પાર કદાપિ પામી શકે એમ નથી. બ્રહ્મ સત્યોનું **મહાસત્ય** છે, અને જ્યોતિઓનું મહાજ્યોતિ છેઃ—

सत्यस्य सत्यम् । ज्योतिषां ज्योतिः ॥ श्रुतिः ॥

વચ્ચેની ધૂમધામ બાદ કરતાં ( નેતિ નેતિ અને શેષ) આદિ અને અંતમાં બ્રહ્મજ છે. જે આદિમાં અને અંતમાં નથી તેને 'છે' એમ કહેવાયજ નહીં–તે માયા છે–અવસ્તુ છે; અને બ્રહ્મ સભર ભરેલું છે અને વસ્તુતઃ તે "**જ્યમત્યમ અદ્બદ**" છેઃ–

**જ્યમ છે ત્યમનું ત્યમ, અખા ! નેતિનેતિ ને શેષ.**

( શ્રી અખાજીનાં ભજન )

આ બ્રહ્મનું યથાર્થ રીતે નિરૂપણ કરનાર પ્રતીક **ૐકાર** મંત્ર છે. **ૐકાર** અકાર, ઉકાર, મકાર, અર્ધમાત્રા અને બિન્દુથી એક અનંતાદ્વૈત અખંડ **પરબ્રહ્મ**નું પ્રતિપાદન કરે છે; અને આ ૐનેજ **પરમાત્મા**ના પ્રતીક તરીકે બ્રહ્મનુ અક્ષરશાસ્ત્ર ઉકેલતાં મંગલાચરણમાં શ્રી અખાજી નમન કરે છે. બ્રહ્મ દ્વૈતાદ્વૈતથી પર છે–'**દેહ સહિત વિદેહ**' છે. બ્રહ્મનું ગેબી નિરૂપણ કરતાં શ્રી અખાજી કહે છે કેઃ–

સમજણહારો નવ રહે, એવું અટપટું એહ;
રવે સિદ્ધાંત તે એ અખા ! **દેહ સહિત વિદેહ.**

× × ×

નાવે સત્ય નાવે મિથ્યા !
ઐસા અચરજ ખેલા !
દોઉ સંધિ મધ્યે મહેલ માંહે–
આપે અચરજ અકેલા !

( શ્રી અખાજીનાં ભજન. )

૪. બ્રહ્મનું–વસ્તુનું આટલું નિરૂપણ કરીને હવે આપણે 'જગત મીમાંસા' કરીશું. જગત એટલે શું? સર્વત્ર જગતની વ્યાખ્યા કરતાં શ્રી અખાજી કહે છે કે 'જગત્ બ્રહ્મ' છે–સર્વમાં સર્વદા બ્રહ્મજ વિલસી રહ્યું છે. જગત્ એ અખંડ કુમારિકા શ્રીમતી अजात कुमारी ઉર્ફે देवी सनातनसत्तानुं રાસ ખેલન છે. (The world is merely a word. It is the dancing-ball, of Miss Unborn alias Virginae Ever-Existence ), શ્રી અખાજી કહે છે કેઃ–

જબકા હે ખેલાર એ, તબકા હે એ ખેલ;
ના આવે ઘટે બઢે, નૂર છાયાકી બેલ.

( અપ્રસિદ્ધ સાખીઓ. )

**જગન્મીમાંસાઃ જગદ્ બ્રહ્મ છે–માયા નથી.**

अजातवादમાં જગત્ અથવા માયા છે જ નહીં. જગત્ બ્રહ્મ છે. વસ્તુ તત્ત્વ ચેતન એકજ છે, તેમાં કલ્પના માત્ર વાણીમાં કહેવા માત્ર માયા છે. માયા એટલે મન, અને મન એટલે માયા. ભગવાન્ શંકરાચાર્યજીએ પોતાના માયાવાદમાં વર્ણવેલી માયાનું

વસ્તુમાં ( as a positive entity ) અસ્તિત્વજ નથી. માયા 'છાયાવત્' હોવાથી અવસ્તુ છે. આ માયાને 'છે' કે 'નથી' શું કહેવુ ? આ પ્રશ્નનો ઉકેલ કરવામાં મોટા મોટા પંડિતોની મતિ મુઝવણમાં પડેલી છે. શ્રી અખાજી કહે છે કે જે આદિમાં 'નથી' અને 'અંત'માં 'નથી' તેને મધ્યમાં મૃગજળવત્ દેખાવા છતાં ' છે ' એમ કહેવાયજ નહીં. આદિ, મધ્ય અને અંતમાં બાહ્યાંતર નિરંતર સર્વત્ર સર્વદા અનિર્વચનીય બ્રહ્મ તત્વજ વિલસી રહ્યુ છે—

આગે ના થા, પીછે નાથા, બિચભી નહીંસે સારા;
જ્યુંકાત્યું એક **રામ** સ્વતંતર, કહત અખા સોનારા.
(શ્રી અખાજીનાં ભજન)

× × ×

ચિત્ર વિચિત્ર તે ચપલ માયા સદા, એ તો **વાચારંભણ** શૂન્ય.
( અપ્રસિદ્ધ સાખીઓ )

\+ × ×

કર્મકર્તા ને ફુલ અખા ! એજ માયાનું જાળ;
આત્મજલમાં મલ નથી એતો દ્વૈત મલે સેવાલ.
( અપ્રસિદ્ધ સાખીઓ. )

પાણીનો જેમ બરફ થાય તેમ સ્વસ્વરૂપે અરૂપી બ્રહ્મજ સ્વયંભૂ સગુણરૂપે—વિશ્વરૂપે દશ્ય અને પ્રતીત થાય છે. વસ્તુ જ વિશ્વરૂપે દર્શન દે છે. તેથી બ્રહ્મજ જગતનું અવલ આખરનું **મહાસત્** છે. આ ખલક અલ્લાની મૌજ છે ! અગ્નિ દીપક વત્—નૂર છાયાવત્ ચિત્ અને જડ—એ એકજ તત્ત્વનાં અવસ્થાંતર ભેદે કરીને બે જુદાં જુદાં નામ માત્ર છે. વસ્તુ એક જ છેઃ—

ખાલેક—ખલક આપે હિ !
અખા ! અગ્નિ સોહિ દીપક દીઠા (ઝૂલણા)

× × ×

અખા ! આલમ આતમા નામ ધરનકૂ દોય;
બરફજ માયા બંધકા, તાહે પાલા કહે કોઇ તોય.
( અપ્રસિદ્ધ સાખીઓ. )

મૂલમાં સૃષ્ટિની ઉત્પત્તિજ નહીં (No Creation) ત્યાં બીજી શી વાત?! આ જગત્–આ વિશ્વ આ સૃષ્ટિ મનનું ઉટંગ છે–જાદુઈ ખેલ છે–અને મન અમન થતાં બ્રહ્મનું પ્રકટીકરણ (Revelation of The Eternal Infinite) છે–સચ્ચિદાનંદનો એ મહિમા છે. અર્થાત્ જગદ્ બ્રહ્મ છે.

વારક પ્રેરક કોઈ નહીં, એ સબ મનકી દોર;
મન સુને મન કહે અખા! નહીં કો કર્તા ઓર.
(અપ્રસિદ્ધ સાખીઓ).

× × ×

બ્રહ્માંડ રચ્યું ત્યાં ઇશ્વિર થયો, પિંડ રચ્યું ત્યા જીવ થૈ રહ્યો.
(ચિત્ત વિચાર સંવાદ)

× × ×

અદ્દબદ્દમાં ઉપજે તે જીવ, જીવના કલ્પ્યા ઇશ્વિર શિવ.
(છપ્પા.)

× × ×

ગૈન નજરકો ગૈર હે રે!
ઓર સાફ નજરકો સાંઈ સારા!
(ઝૂલણા)

સંશેકુ સંસાર હૈ, નિઃસંશેકુ પીવ.
(અપ્રસિદ્ધ સાખીઓ.)

આ ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે **વસ્તુનું** દર્શન કરનારને ૐ એક અનંતાદ્વૈત પરબ્રહ્મનો અનુભવ થાય છે અને **અવસ્તુ** જોનાર દ્વૈત જુવે છે. એમાં જોનારની નજરનોજ ફીમીઓ છે. એકના સ્થાનમાં બીજું વિરાજે છે–એક જાયછે ત્યારે બીજું આવે છે. આવું નિયમન પ્રવર્તે છે. One vice the other is the Law in the Eternal. આથીજ પ્રજ્ઞાનીનું આંતર તેમજ અજ્ઞાનીનું આંતર કેવળ જુદાજુદા **સ્વરૂપાનુભવનું** હોય છે. આથીજ સંત અને સંસારી, આત્મદર્શી અને દેહદર્શી, મુક્ત અને બદ્ધના હુંકારમાં અહંકારમાં આસમાન અને જમીનના જેવડો તફાવત હોય છે.

### જીવ મીમાંસા, જીવ શિવ સ્વરૂપ છે.

૫. જગતના સ્વરૂપની આટલી મીમાંસા કરીને હવે આપણે જીવના સ્વરૂપ અને બંધમોક્ષનો વિચાર કરીશું. બ્રહ્માથી માંડીને કીટ સુધી આંતરમાં સર્વ બ્રહ્મસ્વરૂપ છે. ફેર માત્ર બાહ્ય નામરૂપ કિંવા ગુણઘાટના વૃદ્ધિ સંકોચમાં છે–

પિંડને લેખે છે બ્રહ્માંડ, બ્રહ્મા આદ્યે કીટ ને અંડ;
પ્રાક્રમ વિષે અધિકુ ન્યૂન હોય, કારણ પ્રત્યે સમતા સોય.
(છપ્પા)

× × ×

ચેતન કારણ કારજ ભૂત, પટ કારજને કારણ સૂત.
(છપ્પા)

દરેક જણ તેના અંતરમાં ખુદ પ્રભુનુ બનેલું છે અને જીવ માત્ર વસ્તુતઃ શિવસ્વરૂપ છે. यत् पिंडे तद् ब्रह्मांडे એ સૂત્રાનુસાર પિંડ અને બ્રહ્માંડમાં એક જ ચાવી બધે લાગી રહી છે. મનુષ્ય એટલે પ્રકૃતિનું સૂક્ષ્મરૂપ પિંડરૂપ ( micro-cosm ); અને વિશ્વ અથવા બ્રહ્માંડ એ પ્રકૃતિનુ મહાનરૂપ-વિરાટરૂપ (Macro-Cosm.). શરીરરૂપી એકજ વૃક્ષ ઉપર જીવ અને શિવ નામક બે પંખી મૈત્રી ભાવે વસે છે-જાણે છે કે, જીવ શિવની કંપની છે અને ભગવાન્ કુલ માલીક છે. શ્રી અખાજી કહે છે કે-

તું ખેડે તુ ખાય, અનંતરૂપ એક આત્મા.

આધ્યાત્મિક ગુરુત્વાકર્ષણના નિયમાનુસાર બાહ્ય માત્ર આંતરને જ અનુસરે છે. પિંડમાં કારણ શરીરમાં રહેલી પ્રબળ ઇચ્છામયતાના બીજ અનુસાર મહાકારણમાં બ્રહ્માંડમાં બધું દૃશ્ય અને પ્રતીત થાય છે. અને જેવું પિંડ, તેવું બ્રહ્માંડ હોવાથી પ્રત્યેકનો **જેવો રસ, તેવો સ્વાનુભવ.** જીવને વસ્ત્વનુભવથી મોક્ષ અને અવસ્તુમાં મોહાસક્તિથી બંધનનો અનુભવ થાય છે. દ્વૈતમાં ઇશ્વરની પૂર્ણ સત્તા છે; અને અનંતાદ્વૈતમાં જીવ સ્વયં સચ્ચિદાનંદ બની જાય છે.

આથી જ શ્રી અખાજી કહે છે કેઃ—

જો તું જીવ તો કર્ત્તા હરિ, જો તું શિવ તો વસ્તુ ખરી.
( છપ્પા )

જીવ અને શિવના સ્વરૂપનું વર્ણન કરતાં શ્રી અખાજી કહે છે કે આત્મભાવના અને દેહભાવના-બન્ને સાથે રહી શકતી નથી. એક જાય છે ત્યારે બીજું આવે છે. આવું નિયમન અનંતમાં પ્રવર્તે છેઃ—

નીર પંપોટા નીરમેં, સુરત દશોદિશ જાઇ;
અખા સુરત ઉલટી ફરી તબ પૂરન પદ પાઇ.
( અપ્રસિદ્ધ સાખીઓ )

× × ×

નિજપણુની ભૂલે કરી જીવ, ભૂલ ટળી તો સદાયે શિવ.
( છપ્પા )

× × ×

પોતે જોતાં પૂરણબ્રહ્મ, ભાતે જોતાં સર્વે ચર્મ.
( છપ્પા )

× × ×

આશાવાન તણુ નામ જીવ, પદ નિરાશ બેઠો તે શિવ.
( છપ્પા )

× × ×

ભાવાંતરનો ભેદ છે, માનીનતા જીવ શિવ;
અવળું દર્પણ જીવ છે, અખા! સવળું શિવ સદૈવ.
( અપ્રસિદ્ધ સાખીઓ )

૬. બંધ મોક્ષ મીમાંસા–બંધનાં કારણો અને મુક્તિનાં સાધનો.

જીવ માત્ર બ્રહ્મસ્વરૂપ છે અને પરમાત્મા જે પોતામાં જ છે અને સર્વત્ર છે, તો તેને ઢાંકે છે કોણ? એ એક મહાન પ્રશ્ન છે. ધીરો કહે છે કેઃ—

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહીં!

તેનું કારણ શું? શ્રી અખાજી આનું ઉત્તર આપે છે કેઃ—

જગ સબ કોઇ કહત હૈ, જો તરણ ઓટ ગિરિરાજ;
સોઇ અખા સત્ માનીએ, અહં ઓટ મહારાજ.

ખરી વાત એ છે કે વસ્તુતઃ બ્રહ્મ જ્યોતિ જરાયે આવૃત્ત થતું નથી; પરન્તુ, પોતાની રજોગુણી પ્રકૃતિ જ મોહનું આવરણ રચે છે. શિવને ઢાંકનાર જીવજ છે. મૌલાના રૂમી સાહેબ કહે છે તેમઃ—

It is the lover, that veils the Beloved.

શ્રી અખાજી યથાર્થ જ કહે છે કેઃ—

હિરદે હરિ હિલી મિલી રહ્યા, પણ પરદે પેખે નાહીં.

(અપ્રસિદ્ધ સાખીઓ)

અર્થાત્ જીવને બ્રહ્માનુભવ થતો નથી તેનું કારણ સ્વયંરચિત માયાનું આવરણ છે. આપણે આપણી માયાના પડદાને ઓળખીને ચીરવો જોઇયે. એટલે બ્રહ્મ હાઝરા હઝૂર જ છે. આ પડદો ત્રિવિધ (સ્થૂલ–સૂક્ષ્મ–કારણ) અને ત્રિગુણાત્મક છે. પોતાના સ્વસ્વરૂપના વિસ્મરણથી જીવ ભ્રમમાં પડે છે અને તેની અંતર્દષ્ટિ–આત્મદષ્ટિ આવૃત્ત થવાથી પોતાને–અહં–ને બ્રહ્મથી અતિરિક્ત માની બહિર્મુખી થઇ બહારના બનાવટી ધાટો જુવે છેઃ—

ભ્રમ પડતે હરિદષ્ટિ ગઇ, નેત્ર માયા આવી રઈ.

(છપ્પા)

× × +

બહાર બુદ્ધિ ચાલી ગઈ, અને ત્યાં તો નાના રંગ;
અખા! વસ્તુ રહી આપમાં, જયાંથી સર્વ તરંગ.

(અપ્રસિદ્ધ સાખીઓ)

અખા જીવતણી એ વાત, અજને હામે પૂજે અજાત.

(છપ્પા)

આવો દેહાધ્યાસી જીવ દેહ અને દુનિયામાં આસક્ત થઈ માયાનાં સુખ માટે તલસે છે; અને પરમાત્માને પુંઠ દઇને ચેતનને બદલે જડને જુવે છે; અને ઇંદ્રિયો ઈંદ્રિયોના વિષય તરફ જ–માયાના પ્રવાહ તરફ ખેંચાય છે. પરિણામે અહંભાવ, દેહભાવ અને દુનિયાદારીની દ્વૈતભાવનાના રજ્જુ ત્રયથી બદ્ધ થઇ જન્મમરણના બંધનમાં પડે છે અને ભવરણમાં ભટકે છેઃ—

સ્વર્ગ વૈકુંઠના ભોગ ભલ; અને નર્ક રૌરવનો ત્રાસ;
તેહને બેઉ ખરાં, અખા, જેને અહંતા ગળે પાશ.

× × ×

દેહાભિમાની જે અખા, લક્ષ ચોરાશી તાહિ,
જાગ્રતમે જે અધ્યમે, મો આવત સપને માહિ
× × ×
પરમાત્માને પુઠ દઇને, આત્મા ઈન્દ્રિય જુવે,
ઇન્દ્રિની દૃષ્ટિ વિષય સામી, એમ આપોપુ નર ખુવે.

આવો દેહાભિમાની પંચવિષયી જીવ અનેકાનેકવાર ચારે ખાણુમા ૮૪ લાખ યોનિમાં ફરી ફરીને થાકે છે ( tired ) ત્યારે પાછે છે ( retired ) અને ઉપરામવૃત્તિ જાગ્રત થતા 'હું ને બદલે હરિ' તરફ વળતા ( turn back ) રામનો અનુભવ-પરમાત્મ-સાક્ષાત્કાર થાય છે ત્યારે સ્વસ્વરૂપમા સંસ્થિત થતા-'નષ્ટ મોહ અને સ્થિતપ્રજ્ઞ' થતા મુક્તિ પામે છે અને ભવભ્રમણનો અંત આવે છે શ્રી અખાજી કહે છે કે—

નીર મીલ્યા જ્યું નીરસુ, ફિર ન્યારા ન હોય,
ત્યોં સુરત મીલી સાંઇયા અખા ! ભયી જેથી સોય.
( અપ્રસિદ્ધ સાખીઓ )

શ્રી અખાજી યથાર્થ જ કહે છે કે—

હરિ અનભે આરમી, અખા ! જીવ અનભે પુણ્ય પાપ.
( અપ્રસિદ્ધ સાખીઓ )
× × ×

## ૭. મોક્ષ સાધન.

જે હુ અહંતા ઉતરી, તોનુ સત્ સંસાર,
અખા ! જ્યું સુનટી ભયી, તમતે, પાયા પાર

અર્થાત્ 'હું' એટલે બંધન, અને 'હરિ' એટલે મુક્તિ બંધન અને મુક્તિનો આ જ મૂલભૂત હેતુ છે જેના મન, બુદ્ધિ અને ચિત્ત બ્રહ્માકાર થયેલા હોય છે તેનું "હું" ગગન જેવડુ—ગુરુ દત્તાત્રેય ભગવાન અવધૂત ગીતામા કહે છે તેમ गगनोपमोहम् સર્વત્ર અને સર્વદા હોય છે અને તેથી તેના કર્મમાત્ર અકર્મ છે આથી ઉલટુ, જેનુ 'ન્હાનકડુ હું' માત્ર પિંડસ્થ અને પ્રકૃતિવશ હોય છે, તેના કર્મ માત્ર તેને બંધનરૂપ છે-ફંદરૂપ છે માટે "હું" ને બદલે આપણામા હરિ ભરીએ તો ભગસાગર મટી હરિસાગર થશે અને જીવ સ્વયં-સચ્ચિદાનંદ બની જશે—

અખા ! એ જ અનુભવ ખરો, જેણે મહાજન નીપજ્યા,
લિંગ ભંગ થયા વિના, સૌ સાધન કાળની સેવના.
( અનુભવ બિન્દુ )

× × ×
અખા ! આનમા પરગટે, તો ભાગે કર્મ અનેક,
જ્યુ અનંત ઉડુગણ આથમે, જબ ઉદય ભયા અર્ક એક
( અપ્રસિદ્ધ સાખીઓ )

× × ×
સો નર સાહેબકુ મિલા, જે આપ ન રહેવે રંચ
× × ×

દેહાભિમાની જે અખા, લક્ષ ચોરાશી તાહિ;
જાગ્રતમે જે અધ્યમે, સો આવત સપને માહિ.

× × ×

પરમાત્માને પુઠ દઈને, આત્મા ઈન્દ્રિય જુવે;
ઇંદ્રિની દૃષ્ટિ વિષય સામી, એમ આપોપુ નર ખુવે.

આવો દેહાભિમાની પંચવિષયી જીવ અનેકાનેકવાર ચારે ખાણુમા ૮૪ લાખ યોનિમાં ફરી ફરીને થાકે છે ( tired ) ત્યારે પાકે છે ( retired ) અને ઉપરામવૃત્તિ જાગ્રત થતાં ' હું ને બદલે હરિ ' તરફ વળતા ( turn back ) રામનો અનુભવ-પરમાત્મ-સાક્ષાત્કાર થાય છે ત્યારે સ્વસ્વરૂપમાં સંસ્થિત થતા-' નષ્ટ મોહ અને સ્થિતપ્રજ્ઞ ' થતાં મુક્તિ પામે છે અને ભવભ્રમણનો અંત આવે છે. શ્રી અખાજી કહે છે કે—

નીર મીલ્યા જ્યબ નીરસુ, ફિર ન્યારા ન હોય;
ત્યોં સુરત મીલી સાંઇયા અખા ! ભયી જેથી ગોય.

( અપ્રસિદ્ધ સાખીઓ )

શ્રી અખાજી યથાર્થ જ કહે છે કઃ—

હરિ અનભે આરસી, અખા ! જીવ અનભે પુણ્ય પાપ.

( અપ્રસિદ્ધ સાખીઓ )

× × ×

૭. મોક્ષ સાધન.

જો હું અહંતા ઉલટી, તોલુ સત્ સંસાર,
અખા ! જબ સુલટી ભયી, તબતેં, પાયા પાર.

અર્થાત્ ' હું ' એટલે બંધન; અને ' હરિ ' એટલે મુક્તિ. બંધન અને મુક્તિનો આ જ મૂલભૂત હેતુ છે. જેનાં મન, બુદ્ધિ અને ચિત્ત બ્રહ્માકાર થયેલા હોય છે તેનું " હું " ગગન જેવડું-ગુરુ દત્તાત્રેય ભગવાન અવધૂત ગીતામાં કહે છે તેમ ગગનોપમોહમ્ સર્વત્ર અને સર્વદા હોય છે અને તેથી તેના કર્મમાત્ર અકર્મ છે. આથી ઉલટું, જેનુ ' ન્હાનકડું હું ' માત્ર પિંડસ્થ અને પ્રકૃતિવશ હોય છે, તેના કર્મ માત્ર તેને બંધનરૂપ છે-ફલરૂપ છે. માટે " હું " ને બદલે આપણામાં હરિ ભરીએ તો ભગસાગર મટી હરિસાગર થશે અને જીવ સ્વયં-સચ્ચિદાનંદ બની જશે—

અખા ! એ જ અનુભવ ખરો, જેણે મહાજન નીપજ્યા,
લિંગ ભંગ થયા વિના, સૌ સાધન કાળની સેવના.

( અનુભવ બિન્દુ )

× × ×

અખા ! આતમા પરગટે, તો ભાગે કર્મ અનેક,
જ્યું અનંત ઉડુગણુ આથમે, જબ ઉદય ભયા અર્ક એક.

( અપ્રસિદ્ધ સાખીઓ )

× × ×

સો નર સાહેબકુ મિલા, જો આપ ન રહેવે રંચ.

× × ×

### ૬. બંધ મોક્ષ મીમાંસા–બંધનાં કારણો અને મુક્તિનાં સાધનો.

જીવ માત્ર બ્રહ્મસ્વરૂપ છે અને પરમાત્મા જો પોતામાં જ છે અને સર્વત્ર છે, ત્યે તેને ઢાંકે છે કોણ? એ એક મહાન્ પ્રશ્ન છે. ધીરો કહે છે કેઃ—

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહીં!

તેનુ કારણ શુ? શ્રી અખાજી આનું ઉત્તર આપે છે કે:—

જગ સબ કોઇ કહત હે, જો તરણુ ઓટ ગિરિરાજ;
સોઇ અખા મત્ માનીએ, અહં ઓટ મહારાજ.

ખરી વાત એ છે કે વસ્તુતઃ બ્રહ્મ જ્યોતિ જરાયે આવૃત્ત થતું નથી; પ પોતાની રજોગુણી પ્રકૃતિ જ મોહનું આવરણ રચે છે. શિવને ઢાંકનાર જીવજ છે. મૌ રૂમી સાહેબ કહે છે તેમઃ—

It is the lover, that veils the Beloved.

શ્રી અખાજી યથાર્થ જ કહે છે કે:—

હિરદે હરિ હિલી મિલી રહ્યા, પણ પન્દે પેખે નાહીં.

(અપ્રસિદ્ધ સાખીઓ)

અર્થાત્ જીવને બ્રહ્માનુભવ થતો નથી તેનું કારણ સ્વયંરચિત માયાનું આવરણ આપણે આપણી માયાના પડદાને ઓળખીને ચીરવો જોઇયે. એટલે બ્રહ્મ હાઝરા હઝ છે. આ પડદો ત્રિવિધ (સ્થૂલ–સૂક્ષ્મ–કારણ) અને ત્રિગુણાત્મક છે. પોતાના સ્ રૂપના વિસ્મરણથી જીવ ભ્રમમાં પડે છે અને તેની અંતર્દષ્ટિ–આત્મદષ્ટિ આવૃત્ત થ પોતાને–અહં–ને બ્રહ્મથી અતિરિક્ત માની બહિર્મુખી થઇ બહારના બનાવટી જુવે છેઃ—

ભ્રમ પડતે હગ્દિષ્ટિ ગઇ, નેત્ર માયા આવી ગઈ.

(છપ્પા)

× × +

બહાર બુદ્ધિ ચાલી ગઈ, અને ત્યાં તો નાના રંગ;
અખા! વસ્તુ રહી આપમા, જયાથી સર્વ તરંગ.

(અપ્રસિદ્ધ સાખીઓ)

અખા જીવતણી એ વજા, અજને હામે પૂજે અજા.

(છપ્પા)

આવો દેહાધ્યાસી જીવ દેહ અને દુનિયામાં આસક્ત થઈ માયાના સુખ માટે ( છે, અને પરમાત્માને પુંઠ દઇને ચેતનને બદલે જડને જુવે છે, અને ઇંદ્રિયો ઈંદ્રિ વિષય તરફ જ–માયાના પ્રવાહ તરફ ખેંચાય છે. પરિણામે અહંભાવ, દેહભાવ દુનિયાદારીની દ્વૈતભાવનાના રજ્જુ ત્રયથી બદ્ધ થઇ જન્મમરણના બંધનમાં પડે છે ભવરણમાં ભટકે છેઃ—

સ્વર્ગ વૈકુંઠના ભોગ ભક્ષ; અને નર્ક રૌરવનો ત્રાસ;
તેહને બેઉ ખરા, અખા, જેને અહંતા ગળે પાશ.

× × ×

દેહાભિમાની જે અખા, લક્ષ ચોરાશી તાહિ;
જાગ્રતમે જે અભ્યસે, સો આવત સપને માહિ.

× × ×

પરમાત્માને પુઠ દઇને, આત્મા ઇન્દ્રિય જુવે;
ઇંદ્રિની દૃષ્ટિ વિષય સામી, એમ આપોપુ નર ખુવે.

આવો દેહાભિમાની પંચવિષયી જીવ અનેકાનેકવાર ચારે ખાણમાં ૮૪ લાખ યોનિમાં ફરી ફરીને થાકે છે ( tired ) ત્યારે પાકે છે ( retired ) અને ઉપરામવૃત્તિ જાગ્રત થતાં ' હું ને બદલે હરિ ' તરફ વળતા ( turn back ) રામનો અનુભવ-પરમાત્મ-સાક્ષાત્કાર થાય છે ત્યારે સ્વસ્વરૂપમાં સંસ્થિત થતા-' નષ્ટ મોહ અને સ્થિતપ્રજ્ઞ ' થતાં મુક્તિ પામે છે અને ભવભ્રમણનો અંત આવે છે. શ્રી અખાજી કહે છે કેઃ—

નીર મીલ્યા જબ નીરસુ, ફિર ન્યારા ન હોય;
ત્યોં સુરત મીલી સાંઇયા અખા ! ભયી જેથી સોય.

( અપ્રસિદ્ધ સાખીઓ )

શ્રી અખાજી યથાર્થ જ કહે છે કેઃ—

હરિ અનભે આરસી, અખા ! જીવ અનભે પુણ્ય પાપ.

( અપ્રસિદ્ધ સાખીઓ )

× × ×

### ૭. મોક્ષ સાધન.

જો હું અહંતા ઉલટી, તોલુ સત્ સંસાર;
અખા ! જબ સુલટી ભયી, તબતેં, પાયા પાર.

અર્થાત્ ' હું ' એટલે બંધન; અને ' હરિ ' એટલે મુક્તિ. બંધન અને મુક્તિનો આ જ મૂલભૂત હેતુ છે. જેના મન, બુદ્ધિ અને ચિત્ત બ્રહ્માકાર થયેલાં હોય છે તેનું " હું " ગગન જેવડું-ગુરુ દત્તાત્રેય ભગવાન અવધૂત ગીતામા કહે છે તેમ गगनोपमोहम् સર્વત્ર અને સર્વદા હોય છે અને તેથી તેનાં કર્મમાત્ર અકર્મ છે. આથી ઉલટું, જેનું ' નાનકડું હું ' માત્ર પિંડસ્થ અને પ્રકૃતિવશ હોય છે, તેનાં કર્મ માત્ર તેને બંધનરૂપ છે-ફલરૂપ છે. માટે " હું " ને બદલે આપણામાં **હરિ** ભરીએ તો **ભગસાગર** મટી **હરિસાગર** થશે અને જીવ સ્વયં-સચ્ચિદાનંદ બની જશે.—

અખા ! એ જ અનુભવ ખરો, જેણે મહાજન નીપજ્યા;
લિંગ ભંગ થયા વિના, સૌ સાધન કાળની સેવના.

( અનુભવ બિન્દુ )

× × ×

અખા ! આતમા પરગટે, તો ભાગે કર્મ અનેક,
જ્યું અનંત ઉડુગણ આથમે, જબ ઉદય ભયા અર્ક એક.

( અપ્રસિદ્ધ સાખીઓ )

× × ×

સો નર સાહેબકુ મિલા, જો આપ ન રહેવે રંચ.

× × ×

पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥ श्रुतिः ॥

આ હેતુની સિદ્ધિ માટે પ્રત્યેકે પોતાની રસવૃત્તિ ફેરવવી જોઈયે (Turn back to God). રસવૃત્તિ ફર્યા કે ફેરવ્યા વિના જ્ઞાનનો કશો જ નથી. જ્ઞાનની વાતો માણસને દેવ નથી બનાવતી, પણ ખુદ જીવન એને દેવ બનાવે છે. પ્લેટોએ બરાબર જ કહ્યું છે કેઃ—"Philosophy is not for popular acceptance and display; but words must be in deeds." અર્થાત્ આત્માના અનુભવ પ્રદેશમાં પંડિતપણું ચાલતુ નથી.

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે દિલ અને દુનિયાદારીને—અસતને લાત મારી "સત્ અને જ્ઞાન" માં જીવનાર વીરપુરુષને જ બ્રહ્મનું દર્શન થાય છે. માટે આપણે આપણી દૈવી પ્રકૃતિથી આસુરી પ્રકૃતિને જીતવી જોઈએ. આ જ દેવાસુર સંગ્રામ કિંવા આંતર યુદ્ધ (War within). અહીંજ ક્ષાત્ર નૂર અને શૂરની કસોટી છેઃ—આથીજ તેઓશ્રી અખેગીતામા કહે છે કેઃ—"જન્મ છેલ્લો હોય જેહનો, તેહને મળે પ્રસ્તાવ." (અખેગીતા). જીવમાંથી શિવ (from Passion to Peace–from Poverty to Power) થવા માટે દૈવી અને આસુરી બન્ને ઉપર પૂર્ણ સ્વામિત્વ અનુભવી દેશ, કાલ, સ્થિતિ અને લિંગભેદથી પર નિરંતર પરમતત્ત્વમા જીવવું જોઈયે. મનોનાશ અને વાસનાક્ષય દ્વારા જીવે પોતાના નાના અહમ્‌નો પરમાત્મામાં પૂર્ણ વિલય કરીને અણુલિંગી બ્રહ્મનો સ્વાનુભવ કરવો જોઈયે. 'હરિ' ને જાણી 'હું' ટાળતાં–'અહં'' નો નાશ થતાં તુર્ત જ બ્રહ્માનંદનો આવિર્ભાવ થાય છે; અને બ્રહ્મ સ્વસંવેદ્ય હોવાથી આંતરમા આત્મ-સાક્ષાત્કાર થતાં સર્વત્ર સર્વદા બ્રહ્મનું જ દર્શન થાય છે એ અનુભવસિદ્ધ વાત છે. શ્રી અખાજી કહે છે કેઃ—

મત કોઈ ખોજો રામ કો તુમ આપા ખોજો જાય;
આપા ખોજે રામ હૈ, ઓર અખા ! કહાં ધાય ?
× × ×
એક શબ્દકુ ગ્રહી રહે, આપા એન વિચાર;
મૈં નહિ મૈં નહિ હૈ હરિ, અખા ! સજતહિ શમ્યા સંસાર.
(અપ્રસિદ્ધ સાખીઓ)
× × ×
માર 'ખુદી' મિલે જ ખુદા.
× × ×

શ્રી અખાજી બ્રહ્મનો ઉંડો ભેદ પામવા માટે, આત્મસાક્ષાત્કાર માટે સતત અને સ્વભાવતઃ સમર્પિત થઈને વહતી "ગોપી" ની અનન્ય ભક્તિવૃત્તિને અન્ય સર્વ કરતાં શ્રેષ્ઠ અધિકારી ગણે છે. તેઓશ્રી કહે છે કેઃ—

જ્ઞાની વિહારી ગોપી જસા, જે જ્ઞાની તેને ગોપીની દશા.
× × ×
અક્ષયરસની ચાલે છે નદી ! તે બ્રહ્મવેત્તા પીએ ભગવદી.
(છપ્પા).
× × ×

સળગ સુરત તાકી રહે, સો સુરતે સુધા પીવાય,
ઐસી અખા આવી બને, તો હરિજન હરિ થાય.

( અપ્રસિદ્ધ સાખીઓ )

× × ×

મન વચન કર્મ હરિમા ઢોળ, અખો સમજ્યો અંશે સોળ

( છપ્પા )

આમ સદ્દગુરુ શ્રી અખાજી ભક્તિ, જ્ઞાન અને યોગ એ ત્રણેને સમાન મહત્ત્વ આપનાર હોવા છતા વેદાંતી તરીકેજ અદ્વિતીય ખ્યાતિ પામેલ હોવા છતા **"ગોપીની સ્વયંભૂ સમાધિ"** ને ઐક્ષીકરણ માટે સર્વોપરિ માને છે. તેઓશ્રી કહે છે કે:—

મૈં પિયુ પાયા મુજમે, તન ગયે હુ તુ દોન,
ઐહિ અચંબા હો રહ્યા, અબ અખા સો કોન ?!

× × ×

દહેરા નિજ નિદાન પર, આપોઆપ પર હામ,
તાકો દૂજા નહિ અખા ' જબ એસે ચિન્હા **રામ.**

( અપ્રસિદ્ધ સાખીઓ )

## ઉપસંહાર

૮. ઉપસંહારમા એટલુજ કે દ્વિજજીવન—બ્રાહ્મીજીવન માટે આપણે ફરવાનું છે. (Turn Back to God) સત્ ફરે નહીં.—

Born again we all must be,
If the kingdom we shall see

( The Bible )

બ્રહ્મ સાક્ષાત્કાર કિંવા આતરમા **પરમાત્મા**ના પ્રકટીકરણ માટે જીવમાત્રે માયિક પ્રવાહ તરફ વૈરાગ્ય રાખી બ્રાહ્મીમતિ—અનંતાદ્દત ( Infinite oneness )નુ લક્ષ્ય રાખી, લક્ષને અનુરૂપ લક્ષણ રાખી બાહ્યાતર નિરંતર પોતાના જીવનમા બ્રાહ્મીભાવના અનુભવવી જોઈએ. **નિરંતર પરમાત્મામા** જીવવું જોઈએ. શ્રી અખાજી કહે છે કે —

જો ચાહે અખા પિયુકુ, તો તનમન વારી ડાર;
જ્યૌ કનલી કટે તન આપકા, સો ફલ લે નિકસત બહાર.

× × ×

અતર સુધા લક્ષ કર, બહાર લક્ષણ શુદ્ધ.

( અપ્રસિદ્ધ સાખીઓ )

" यदा दक्ष, तदामोक्ष " એ સૂત્રાનુસાર સતત અભ્યાસ (Continuous Concentration) થી મનનુ ગ્રહણ જરૂર જ થાય છે અને પુરુષ પોતાના શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપમા પ્રસ્થિત થાય છે. યોગી ધ્યાન ધારણદ્વારા સમાધિનો અનુભવ કરે છે અને

ભક્ત ' એકનું એકજ ભજન ' કરીને પરમાત્માને મેળવે છે. ભક્તિ અને યોગ–બન્નેનો પરિપાક આત્મજ્ઞાન–આત્માનુભવમાં આવે છે. આત્માનુભવથી અભય, શાંતિ અને આનંદ પ્રકટે છે અને જીવ સચ્ચિદાનંદ બની જાય છે. શ્રુતિમાં કહ્યું છે કેઃ—

आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कदाचन ॥ ब्रह्मविद् ब्रह्मैव भवति ॥ श्रुतिः ॥

આ ઉપરથી એવો સાર નીકળે છે કેઃ—

"The only medicine for the soul is God-Realisation"

અર્થાત્ જીવનો ભવરોગ મટાડવા માટે આત્મા–પરમાત્માની એકતાના મુકામે કે પહોંચ્યા સિવાય બીજો કોઈ માર્ગ છતમાં છેજ નહીં. ભક્તો, જ્ઞાનીઓ, યોગીઓ અને મહાત્માઓ આપણને આજ ઉપદેશામૃતનું પાન કરાવે છે. માટે આપણે ચેતવું જોઈએ, જાગવું જોઈએ, ઉઠવું જોઈએ અને વતનમાં જવા માટે "આ દુનિયાને જાણે બ્રાની ખેલબાજી હોય એમ ગણીને" જીવનની દિશા (Aim of Life) એકદમ બદલવી જોઈએ. આ મનુષ્યજન્મની સર્વોપરિ તક ઓળખી લઈને અહર્નિશ સુતાંથી ઉઠતાં સુધી મરણપર્યંત વસ્તુને જાણવાને અને વસ્તુને પામવાને દૃઢ પુરુષાર્થ કરવો જોઈએ. હરિ ગુરુ સંતનું શરણ લેવું જોઈએ પ્રજ્ઞાન શિરોમણિ શ્રી અખાજી અને સંતશિરોમણિ શ્રી કબીર સાહેબ યથાર્થ જ કહે છે કેઃ—

સંત સગા કે ગુરુ સગા, અંત સગા હૈ રામ;
કહહિ કબીર આ જીવકો, તીન ઠોર બિશ્રામ.

(સાખીઓ)

× × ×

કહે અખો સહુકો સુણો, જો ટાળવા હોડો જંતને;
એ આરતસુ ઉરમાં ધરો, તો સેવો હરિગુરુ સંતને.

(અખેગીતા)

× × ×

ખુદ પરમાત્માનો હાથ આપણને સૌને તેડી રહ્યો છે અને સદ્‌ગુરુ શ્રી અખાજી દ્વારા નિમંત્રણ કરે છે કેઃ—

સંતો ! આવોજી દેશ હમારડે ! જ્યાં છે સદારે વસંત ! ॐ शान्तिः ॥



# નેતિ નેતિ (બ્રહ્મજ્ઞાન) ની ગુજરાતી કવિતા અથવા "અવળવાણી"

( લેખકઃ—શાન્તિલાલ સારાભાઈ ઓઝા, એમ. એ. રતનપોળ–વડોદરા. )

ઇશ્વરની અકળકળા સમજવા માણસો કોઇ દેવદેવીની ઉપાસના કરે છે, ધર્મ પાળવા તરફ લક્ષ રાખે છે. ભક્તિથી શુદ્ધ અંતઃકરણવાળો કોઈ સાચો જ્ઞાની આત્મા એકે પંથ તરફ નહિ ઢળી પડતાં, સાચા તત્ત્વજ્ઞાનની જ્યોત જોઈ જોઈને રાચે છે. જગતમાં પોતાને જડેલુ તેને એવડું મોટું, મીઠું અને આવકારદાયક લાગે છે કે જો પોતે જગતને તેની પિછાણ ન કરાવે તો માનવ જાતને મોટું નુકસાન થાય; અને આદિત્યની નન્દનવન સમી કુંજ અણખીલેલી રહે. એવી સ્વભાવિક પારમાર્થિક દૃષ્ટિ તેને પ્રગટે છે. તે સત્યને ઈશ્વર, ખુદા, બ્રહ્મ વગેરે અનેક નામ આપી તેની ગહનતા સમજાવવા લાગે છે. જિજ્ઞાસુ, વિચારશીલ, બુદ્ધિશાળી અને અન્તર્મુખવૃત્તિવાળો હરકોઈ આત્મા બ્રહ્મજ્ઞાનનો અધિકારી છે. બ્રહ્મજ્ઞાન બુદ્ધિના વ્યાપારથી પર—નહિં પહોંચી શકાય તેવું છે. તેનુ નેતિ નેતિ રૂપે વર્ણન કરનાર અજ્ઞેયવાદી ( Agnostic ) નથી. એ વાત પ્રથમ ધ્યાનમાં રાખવી જોઈએ.

સ્વસંવેદ્ય પ્રત્યગનુભવદ્વારા બ્રહ્મજ્ઞાનના સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. એમ માનીને આપણે આગળ ચાલશું. જ્યારે આપણે તત્ત્વજ્ઞાનની યથાર્થતા સમ્બન્ધી વિચાર કરીએ છીએ અથવા મીમાંસા કરીએ છીએ ત્યારે આપણું લક્ષ આ અંતર અનુભવની શોધ તરફ રાખીએ છીએ. આપણો અનુભવ ઘણો ટૂંકો છે, તોપણ એ ટૂંકો અનુભવ પણ બ્રહ્મની સત્પ્રવૃત્તિ ઉપર અવલમ્બે છે, તેથી તે યથાર્થ અનુભવ છે.

### ભજન—દૃષ્ટાન્ત (૧)

બે હાથની દૂધીજી
ત્રણ હાથનું બી રે એ જી ઈ ઈ ઈ
રામચંદ્ર છે દૂધીજી,
દશરથજી એ બી રે એ જી ઈ ઈ ઈ
દશરથ તો છે દૂધી રે જી,
અજને જાણો બી રે એ જી ઈ ઈ
અજ પણ પાછા દૂધી રે એ જી
રામચંદ્રજી બી રે એ જી
કુલ નાનુ બી મોટું રે જી
બીનુ બી ના છોટું રે એ જી ઈ ઈ.

શબ્દોનો અર્થ સમજવો સ્હેલો છે, પણ તેમાં રહેલો તર્ક સમજવો અઘરો છે. "બે હાથની દૂધી અને ત્રણ હાથનું બી" એ વાત આપણી સાદી સમજમાં ઉતરી શકે તેવી લાગતી નથી–તર્ક સંમત નથી. તોપણ આપણે તેને બ્રહ્મજ્ઞાનની દૃષ્ટિથી જોઈશું. 'બી' એટલે 'કારણ' 'દૂધી' એટલે 'કાર્ય'; કર્તા કાર્ય કરતાં મોટો હોવો જોઈએ. સત્યાગ્રહ મોટો છે પણ સત્યાગ્રહનો નિયામક આત્મા એથી પણ વધારે મોટો છે. સર્જનહાર સૃષ્ટિ કરતાં વધારે મોટી શક્તિવાળો હોવો જોઈએ. કારણ કાર્ય કરતાં મોટું હોવું જોઈએ. એ સત્ય સમજાવવા કવિએ બી અને દૂધીનું રૂપક લીધું હોય એમ લાગે છે. પણ "કારણવાદ" માં તો અનવસ્થા પ્રસંગ આવે છે. કારણનું કારણ, અને તેનું કારણ એમ અનુમાન આવ્યા જ કરે છે. બી માં મોટું ઝાડ ઉત્પન્ન કરવાની ગર્ભિત શક્તિ (Potentiality) છે માટે તે મોટું કહી શકાય છે. અને દૂધી નાની કહી શકાય છે. તોપણ એક દૂધીમાં બીજાં અનેક બી હોય છે. તેમાંથી અનેક મોટાં વૃક્ષો પ્રગટવાનો સંભવ છે. માટે પાછી બી કરતાં દૂધી મોટી થઈ. એજ દલીલથી કહી શકાય કે પહેલાં રામચંદ્રજીને કવિએ 'દૂધી' તરીકે સમજાવ્યા. અને કાવ્યના અંતિમ ભાગમાં "**રામચંદ્ર છે બી**" એમ કહ્યું છે. એક વખત રામચંદ્રજી 'દૂધી', વળી રામચંદ્રજી 'બી' એટલે વિરોધ ઉત્પન્ન થયો, કેમકે અમુક વસ્તુ કાર્ય રૂપે હતી તે જ પાછી કારણ રૂપે થઈ. કેમકે તત્ત્વ દૃષ્ટિથી જોતાં "કારણ" અને "કાર્ય" એ બેઉ તદન છૂટાં, અલગ, water tight compartment નથી. આ કાર્યકારણ ભાવ કવિએ ઉપર કહેલા સાદા કાવ્યમાં આલેખ્યો છે.

આ દૃશ્ય જગતમાં દેખાતી વસ્તુઓ–એટલે કે પ્રકૃતિનો વસ્તુભંડાર–નામરૂપાત્મક જગત–તેમાં રહેલા ગુપ્ત ચૈતન્યને છાવરી દે છે. ઢાંકી દે છે–અને તેથી માનવીની દૃષ્ટિમાં વ્યામોહ ઉત્પન્ન થાય છે કે "ખરું કયું અને ખોટું કયું?"

ધીરો ભક્ત નામના કવિએ "અવળવાણી" નો આશ્રય લઈને ચૈતન્યની લીલા વર્ણવી છે. તે કવિએ "જ્ઞાન બત્રીશી" નામે ૩૨ પદો રચ્યાં છે. તેમાં એક પદમાં નીચે પ્રમાણે આવે છે:—

દૃષ્ટાન્ત (૨)

અલખ નેહ લાગી રે જાગીને જોયું આ ઘટમાં
ભ્રમણા તો ભાગી રે સોહાગી ભેટયા ઉનટમા
અંબાડીએ ગજરાજ ગળીઓ, ઘોડાને ગળી ગયું છીણું,
વસ્ત્ર ઉપર વાડ સુકાણી, સમુદ્રને ગળી ગયું ફીણું
સમયો તો શાણો થઈને રે શાર્દૂલને નાખે પટમાં.

વસ્તુઓનાં નામરૂપાત્મક સ્વરૂપો વસ્તુના મૂળ સ્વરૂપને ઢાંકી દે છે, તે સમજાવવા અંબાડી હાથીને ઢાકી દે છે–એવો દૃષ્ટાન્ત લીધો છે. કોઈ વખત સમુદ્રના પાણીમાં ઉત્પન્ન થતા ફીણના ગોટેગોટા સમુદ્રની સપાટીને છાવરી લે છે. તેમ આભાસ માત્ર દેખાતું આ જગત બ્રહ્મના પારમાર્થિક સ્વરૂપને ઢાકી દે છે. આ કાવ્ય દેખીતી રીતે વિરોધી અર્થવાળું લાગે છે. કેમકે અંબાડી હાથીને ગળી જાય, અને છીન ઘોડાને ગળી જાય; ફીણ સમુદ્રને ગળી જાય, એ બાબતો આ લૌકિક જગતમા અશક્ય છે. પણ જે રીતે સાગર ચૈતન્ય પ્રવાહને આ દશ્ય જગત ઢાકી દે છે–છાવરી લે છે તે રીત સૂચવવા કવિએ ઉપરોક્ત દૃષ્ટાન્ત લીધો છે. શાકર મત પ્રમાણે માયાથી ઢંકાયલ ચૈતન્ય એ જ ઇશ્વર છે–બ્રહ્મ છે. એ જ અંતિમ સત્ય છે. અવળવાણીના કાવ્યોમાં યોગનુ આ પર ગહન અર્થવાળું લાગે છે, અને તેનો કેટલોક અર્થ હજી સદિગ્ધ રહે છે પણ શંકરાચાર્યે કહેલી "અઘટિતઘટના પટીયસી માયા" એ માયાનુ ભૂલભૂલવણીમા નાખે તેવું રૂપ–દેખાડવા કવિએ યત્ન કર્યો છે. આ કાવ્યમા દલીલનો કોઈજ આધાર નથી. માત્ર દૃષ્ટાન્તો જ યોજ્યા છે.

બ્રહ્મનું અંતિમ સ્વરૂપ કોઇક ગહન રહે છે. કેમકે તે કાંઈક અંશે સ્વનિષ્ઠ (subjective) અને કાંઈક અંશે પરનિષ્ઠ (objective) રહે છે. આવું નથી–તેવું નથી. માત્ર એટલું જ નથી. તે તર્કગ્રાહ્ય છે અને કેવળ તર્ક તેને ઓળખી શકતો નથી. કેમકે તે મનથી વ્યતિરિક્ત–મન–બહિર્ભૂત–સ્વસત્તાક, સ્વતંત્ર વિલસતું તત્ત્વ છે–એથી વિશેષ છે. અનુભવથી પરિમિત નથી–અપરિમિત છે."

જીવન્મુક્ત દશાનો અનુભવ કરનાર આત્મા સત્ય જોઈ શકે છે તે સત્યમા તેને બ્રહ્મની અનન્ત જ્યોત દેખાય છે તેને ધીરો કવિ વર્ણવે છે—

"ચાંદા સૂરજના ઘર પાછળ ઝગમગ જ્યોતિઓ ઝળકે,
વિના અર્ક અજવાળાં, ગગન વિના વિદ્યોત ચળકે રે."
વસુધા વિના સરિતા વહે, સિંધુ વિના જળ જોય,
વાજિંત્ર વિના થાય નાદ, તે મહાજન જાણે છે કોય.
હરિ વિના શમ હાલો નહિં, ને જપે અજપા જાપ.
બ્હાર ભીતર રમી રહ્યો, અમર અખંડ અપાર."

સૃષ્ટિમાં અનેક જાતના શબ્દ વ્યવહાર ચાલે છે. સંગીતના મધુરાલાપ હૃદયને આકર્ષે છે અને એવા અનેક જાતજાતના 'નાદ' ની પાછળ–એટલુંજ નહિં પણ ગગનના ગર્ભની ગુંજારમાંથી–છેલ્લા છેડામાંથી નીકળતો સોઽહમ્ નાદ ધીરો કવિ સાંભળે છે, તેનું કાંઈક વર્ણન કવિએ કવિને ઘટે તેવી રીતે કર્યું છેઃ—

એક સખી હેડે હરખીને ચાલ્યાં અગમ્ય પુરી મોઝાર;
સોઽહં આવે ને સોઽહં જાય, ગોભિતા શત શણગાર.

Milton કવિએ Solemn Musicનું વર્ણન કર્યું છે તેનું કાંઈક ગુજરાતી કવિઓને સોહં શબ્દના ગહન નાદમાંથી મળી આવ્યું છેઃ—

Blessed Music,

Sphere-born harmonious sisters, Voice and Verse,
O may we soon again renew that song;
And keep in tune with Heaven, till God
To his celestial consort us unite ere long
And sing with him in endless morn of light.

[ નરસિંહ મ્હેતાનાં કેટલાંક કાવ્યોમાં, પ્રીતમના કાવ્યમાં તથા બીજાં અજ્ઞાત કવિઓના ભજનોમાં આ સોઽહં નાદ વિષે તથા અવળવાણીની કવિતાનાં ઘણાં સૂચનો મળી આવે છે. પણ વિસ્તાર કરવાથી આ વિષય બહુ સરસ સમજી શકાય એમ હું માનતો નથી. તેમાનું કેટલુંક તો ઉપલક દૃષ્ટિથી જોનારને અસમ્બદ્ધ પ્રલાપ જેવું લાગવાનો સંભવ છે. પણ જેમને અંતઃકરણમાં મહાન અનુભવ થયો છે, એમને આ વાત એક બે દૃષ્ટાન્તથી સમજાય છે. માટે દૃષ્ટાન્તોમા વધારો કર્યો નથી.]



# ગ્રંથસ્વામિત્વનો કાયદો

[ લેખકઃ—ચુનીલાલ વર્ધમાન શાહ ]

## પ્રસ્તાવના

આ નિબંધ સરકારી કૉપીરાઇટ એક્ટના અભ્યાસપૂર્વક લખેલો છે અને એ અભ્યાસમાં ઇંગ્લાંડ તથા હિંદમાં જૂદે જૂદે વખતે ન્યાયની અદાલતોએ આપેલા ચુકાદાઓના અવલોકનનો પણ સમાવેશ થાય છે; છતાં તે કાયદાની દૃષ્ટિએ સંપૂર્ણ નથી અને તેનો હેતુ ગ્રંથકારોને અને પ્રકાશકોને કાયદા સંબંધી મહત્ત્વની વીગતોનો ખ્યાલ આપવા સિવાય બીજો કશો નથી.

બીજું, આ કાયદા મુજબ ગ્રંથોજ નહિ પણ અનેક પ્રકારની કલાકૃતિઓને રક્ષણ મળે છે, પરન્તુ મેં આ નિબંધમાં મુખ્યત્વે કરીને ગ્રંથસ્વામિત્વ પૂરતો જ ખ્યાલ આપવા યત્ન કર્યો છે.

## પ્રાચીન ગ્રંથરચના

આપણા દેશમાં તેમજ પાશ્ચાત્ય દેશોમાં ગ્રંથરચના કરનારા વિદ્વાનો જ્ઞાનપ્રચાર માટે તથા લોકજીવનને સંસ્કારી બનાવવાનો ઉપકાર કરવા માટે પોતાની વિચારસમૃદ્ધિનું વિનામૂલ્યે વિતરણ કરતા. તે કાળે ગ્રંથકાર એક ઉપકારી ગુરૂ જેવો હતો. ગ્રંથરચનાદ્વારા તેને આજીવિકા કમાવાની નહોતી, જોકે ઉત્તમ ગ્રંથકારોને આજીવિકા માટે ધનવાનો અને રાજાઓ દાન તથા બક્ષીસો આપતા. તેમના ગ્રંથો એ લોકોની સમૃદ્ધિ મનાતી, રસિકો તેવા ગ્રંથોને પોતાની મેળે ઉતારી લેતા, કિંવા લહીયાઓ પાસે તેનો ઉતારો કરાવી લેતા. તે રીતે ગ્રંથ ઉતારનાર લહીયાને ધન આપવું પડતું પરન્તુ ગ્રંથકારને તેમાંથી ધનપ્રાપ્તિ કરવાનો વિચાર સરખોએ થતો નહિ. ગુજરાતમાં તો લોકગુરૂ રૂપ મનાતા બ્રાહ્મણો, સાધુ-સંતો, ભક્ત કવિઓ, કિંવા રાજાશ્રય ધરાવતા રાજકવિઓ જ ગ્રંથકાર હતા, કે જેમને આજીવિકા માટે પોતાની ગ્રંથરચના પર આધાર રાખવો પડતો નહિ.

## ગ્રંથસ્વામિત્વનો ઉદ્ભવ

યુરોપમાં પણ લગભગ એજ સ્થિતિ પ્રવર્તતી હતી; પરંતુ કાળક્રમે ગ્રંથરચનામાંથી આજીવિકા રળવાની જરૂર જણાવા લાગી, ગ્રંથપાઠ કરવાનો પણ એક વ્યવસાય બન્યો અને તેઓ તેમાંથી ધન કમાવા લાગ્યા, લોકો નવા ગ્રંથો સાંભળવા માટે દાન રૂપે પણ ધનવ્યય કરવા લાગ્યા અને ઉત્તરોત્તર મુદ્રણકલાનો પ્રચાર થતાં મૂળ ગ્રંથકાર કરતાં તેની પ્રતો છાપનારાઓનો વ્યવસાય વધવાથી અને તેઓ કમાણી કરવા લાગ્યાથી ગ્રંથકારને પોતાની રચનાને સુરક્ષિત રાખવાની આવશ્યકતા જણાવા લાગી. જ્યારે ગ્રંથપાઠ કરનારાઓ અને મુદ્રણ કરનારાઓ તેનો બદલો મેળવે ત્યારે ગ્રંથરચના કરનારને તેનો કશો પણ હિસ્સો ન મળે એ સ્થિતિ વિષમ જણાવા લાગી અને તેથી ગ્રંથરચના કરનારાઓમાં ઉત્સાહને બદલે ગ્લાનિ પ્રસરે એવો સંભવ દેખાયો, ત્યારે ગ્રંથકારોને ઉત્સાહ ઉપજાવવા

તેમના સ્વામિત્વનો રાજ્ય તરફથી સ્વીકાર કરવાનો વિચાર ઇંગ્લાંડમાં રાણી એનીના વખતમાં ઉદ્ભવ્યો અને ૧૭૧૦ ના એપ્રીલની ૧૦ મી તારીખે સૌથી પહેલો ગ્રંથસ્વામિત્વનો કાયદો ઘડાયો.

આ કાયદાના ઉદ્દેશમાં જણાવ્યું હતું કે–છાપનારાઓ, ગ્રંથવિક્રેતાઓ અને બીજાઓ લેખકોની અને ગ્રંથના માલેકોની પરવાનગી વિના તેમનાં લખાણો તથા ગ્રંથો છાપીને વેચે છે તેથી લેખકોના અને માલેકોના હક્કોને નુકસાન થાય છે, એટલુંજ નહિ, પણ કેટલીક વાર તેઓ ખુવાર થઇ જાય છે; તેટલા માટે આ અનિષ્ટ પદ્ધતિ બંધ કરવાને અને વિદ્વાનો નવા નવા તથા ઉપયોગી ગ્રંથો રચવાને પ્રેરાય તેટલા માટે કાયદો ઘડવામાં આવે છે કે દરેક ગ્રંથકારનો પોતાના પ્રસિદ્ધ થએલા ગ્રંથ ઉપર પહેલી આવૃત્તિના સમયથી ૨૧ વર્ષ સુધી કુલ અધિકાર રહેશે; અપ્રસિદ્ધ પણ રચાયલા તેમજ રચાવાના ગ્રંથ ઉપર તે પ્રસિદ્ધ થાય ત્યારપછી ૧૪ વર્ષ સુધી તે વેચાણ રાખનાર માલેક કે હક્કદારનું સ્વામિત્વ રહેશે અને તે વર્ષ પૂરાં થયા પછી તે હક્ક મૂળ લેખકને કે તેના વારસોને પાછો ફરશે; અને તેઓ પણ બીજાં ૧૪ વર્ષ સુધી તે હક્કનો ભોગવટો કરશે. એ કાયદામાં આ ગ્રંથસ્વામિત્વનો ભંગ કરનાર માટે દંડ પણ ઠરાવવામાં આવ્યો હતો, અને ગ્રંથની નકલો જપ્ત કરવાનો નિયમ ઠરાવવામાં આવ્યો હતો. આ પ્રમાણે ગ્રંથકારની ગ્રંથરચનાને પહેલાં વધુમાં વધુ ૨૮ વર્ષ સુધી રક્ષણ મળતું. ત્યારપછી આ રક્ષણનો કાળ પહેલા પ્રસિદ્ધીકરણ પછી ૨૮ વર્ષનો અથવા લેખકના જીવન સુધીનો ઠરાવવામાં આવ્યો હતો. છેવટે ૧૮૪૨ મા કાયદાની પુનર્ઘટના થઈ તેમાં રક્ષણનો સમય લેખકના જીવન ઉપરાંત ૭ વર્ષનો અથવાતો એકંદર ૪૨ વર્ષનો (બેમાંથી જે વધુ લાંબો કાળ હોય તેટલો) ઠરાવવામાં આવ્યો હતો.

હિંદુસ્તાનમાં સૌથી પહેલાં ગ્રંથસ્વામિત્વનો કાયદો ૧૮૪૭ માં અસ્તિત્વમાં આવ્યો, તે ઇંગ્લાંડના ૧૮૪૨ ના કાયદાને અનુસરીનેજ ઘડાયો હતો.

### રક્ષણ અને તેનું નિયંત્રણ

૧૭૧૦ માં ઇંગ્લાંડમાં કાયદો ઘડાયો ત્યારપછી જ્યારે જ્યારે તેમાં સુધારો થતો રહ્યો હતો, ત્યારે અને હિંદમાં કાયદો કરવામાં આવ્યો તથા સુધારવામાં આવ્યો ત્યારે પણ એક મુખ્ય પ્રશ્ન સારી પેઠે છણાયો હતો તે એ હતો કે ગ્રંથસ્વામિત્વને સુરક્ષિત કરવામાં આવ્યા છતાં ગ્રંથોદ્વારા થતા જ્ઞાનપ્રચાર ઉપર અનિષ્ટ નિયંત્રણ ન મુકાવું જોઇએ અને ગ્રંથસ્વામિત્વનું રક્ષણ કરતાં એ ગ્રંથો મારેનો કુલ અને વંશપરંપરાનો ઇજારો ગ્રંથકારોને ન મળી જવો જોઇએ. ગ્રંથકારની પ્રતિભાનું ફળ એ તેની મોટામાં મોટી મિલકત છે અને કોઈ પણ યાંત્રિક રચના કરતાં એ ફળ મૂલ્યવાન છે એ પણ સ્વીકારવામાં આવ્યું છે; પરંતુ ગ્રંથસ્વામિત્વ એ ગ્રંથકારનો કુદરતી અધિકાર નથી, માત્ર કાયદાથી નિયંત્રિત અધિકાર છે એવું સ્થાપિત કરવામાં આવ્યું છે; તેમાં માત્ર જ્ઞાનપ્રચાર ઉપર અનિયંત્રિત અંકુશ ન પડે તેજ દૃષ્ટિ રાખવામાં આવી છે. આથીજ ગ્રંથસ્વામિત્વની મુદત પૂરી થતાં તેવા બધા ગ્રંથો જાહેર પ્રજાની મિલકત બને છે અને હરકોઇ વ્યક્તિ તેને પ્રસિદ્ધ કરીને વેચી શકે છે; એટલુંજ નહિ પણ તેની રીતે

કોઈ ગ્રંથની મુદત પૂરી થતાં તેમાં થોડો ફેરફાર કરીને નવેસરથી તેને માટે કાયદાનું રક્ષણ શોધવાના કાર્યને તેવા રક્ષણનું અધિકારી માનવામાં આવ્યું નથી. તેવાં રક્ષણ માટે વિસ્તૃત અને તાત્ત્વિક એવી નવરચના જોઇએ કે જેથી તે નવા મૌલિક ગ્રંથની કોટિમાં આવી શકે.

હિંદમાં ૧૮૪૭ પછી ૧૮૬૭, ૧૯૧૧, અને ૧૯૧૪ માં કાયદામાં જૂદા જૂદા સુધારા કરવામાં આવ્યા હતા. આજે હિંદમાં ચાલતો ગ્રંથસ્વામિત્વનો કાયદો છે તે ૧૯૧૪ ના સુધારા મુજબનો છે અને એ બધા સુધારા ઇંગ્લાંડના કાયદામાં કરવામાં આવેલા સુધારાને અનુસરીને હિંદના કાયદામાં કરવામાં આવ્યા છે; જોકે હિંદની જૂદી જૂદી દેશી ભાષાઓનો ખ્યાલ તેમાં સારી પેઠે રાખવામાં આવ્યો છે.

## ગ્રંથસ્વામિત્વ [ કૉપીરાઇટ ]

ગ્રંથસ્વામિત્વનો કાયદો બ્રિટિશ હિંદનેજ લાગુ પડે છે અને જે દેશી રાજ્યો સાથેની ગોઠવણ મુજબ હિંદી સરકાર આ કાયદા પૂરતો તે દેશી રાજ્યોનો સમાવેશ કરે તેને પણ લાગુ પડે છે; એટલે જે પુસ્તક બ્રિટિશ હિંદમાં પહેલી વાર પ્રસિદ્ધ થયું હોય, અથવા પુસ્તક અપ્રસિદ્ધ હોય પણ તેનો લેખક લખતી વખતે બ્રિટિશ હિંદમાં વસતો હોય, તો તેવાં પુસ્તકોને ગ્રંથસ્વામિત્વના કાયદાનું રક્ષણ મળે છે. આ રીતે પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ પુસ્તકો ઉપર પણ ગ્રંથસ્વામિત્વ લેખકનુંજ રહે છે; એટલે તેવો કોઈ ગ્રંથ છાપવો, છપાવવો, પ્રસિદ્ધ કરવો, નકલો કરવી, તેના તાત્ત્વિક ભાગનો ઉતારો કરવો, નાટક હોય તો ભજવવું, ભાષણ હોય તો બોલી સંભળાવવું, જાહેરમાં તેનો કોઇ રીતે ફેલાવો કરવો, અપ્રસિદ્ધ પુસ્તક હોય તો તેને છાપીને કે બીજી કોઇ રીતે પ્રચારવું, તરજૂમો કરીને પ્રસિદ્ધ કરવો કે ભજવણી કરવી; નાટકની નવલકથા બનાવવી કે નવલકથાનું નાટક બનાવવું, કોઈ કલાકૃતિની નાટ્યરચના કરવી કે બીજી કોઈ રીતે ભજવણી કરવી, કોઈ સાહિત્યકૃતિ, નાટક કે સંગીત રચનાનું ગ્રામોફોન રેકર્ડ કરવું, ફીલ્મ બનાવવી કે તેવી કોઈ યાંત્રિક યોજનાથી તેવું રૂપાંતર કરી પ્રસિદ્ધીકરણ કરવું, એ બધો અધિકાર લેખકનોજ રહે છે અને લેખક જેવી અને જેટલા સમય માટેની પરવાનગી કે અધિકાર લખી આપે તેટલો જ

બદનક્ષીભરેલા, અનીતિવર્ધક અને બીભત્સતાથી ભરેલાં પુસ્તકોને રક્ષણ આપવામાં આવતું નથી.

નાટકોમાની કેવળ દેખાવોની અસરને રક્ષણ મળતું નથી. તેમાંની વસ્તુઓ એવી હોવી જોઈએ કે જે છાપી પ્રસિદ્ધ કરવાને ઉપયોગી થાય તેવી હોય, અને તોજ તેને રક્ષણ મળી શકે.

ખાનગી ફેલાવા માટે જે પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યુ હોય તે પ્રસિદ્ધ થયેલું માન્ય રખાતુ નથી. એક ચોપાનિયામાં કકડે કકડે વાર્તા પ્રસિદ્ધ થઈ હોય તો તે પુસ્તક રૂપે પ્રસિદ્ધ થયા તુલ્ય માન્ય રાખવામાં આવે છે. કોઈ ચિત્ર કે કલાકૃતિ જાહેરમાં વેચવા માટે મુકાઈ હોય તો તેને પ્રસિદ્ધ થએલી માન્ય રખાય છે, પરંતુ જો તે સંગ્રહસ્થાનમાં જાહેરાતની દૃષ્ટિએ મુકાઈ હોય અને તે ઉપરથી બીજી તેવા પ્રકારના કામની ઘરાકી મેળવવાનો હેતુ હોય તો તે પ્રસિદ્ધ થએલી માન્ય રખાતી નથી.

ચિત્ર, ડ્રોઇંગ, ફોટોગ્રાફી, કોતરણી અને શિલ્પને રક્ષણ મળે છે, પણ કલાકારને તે કલાકૃતિમા ઊતારેલા વિષયનુ સ્વામિત્વ મળતું નથી.

## સ્વામિત્વનો ભંગ

ગ્રંથસ્વામિત્વ ધરાવનારની પરવાનગી વિના કોઇ ગ્રંથ કે લખાણનો એવો ઉપયોગ બીજી વ્યક્તિ કરે કે જેમ કરવાનો હક્ક માત્ર તે સ્વામિત્વ ધરાવનારનોજ હોય, તો તે સ્વામિત્વના કાયદાનો ભંગ કરવામા આવેલો લેખાય છે. પણ તેમાં થોડા અપવાદો છે. ખાનગી અભ્યાસ, સંશોધન, સમાલોચના, અવલોકન કે વર્તમાનપત્ર માટેનો સંક્ષિપ્ત સાર ખેંચવા માટે તેનો વાજબી ઉપયોગ વિનાપરવાનગીએ પણ થઈ શકે છે. વાજબી અને ગેરવાજબી ઉપયોગ કયારે થયો લેખાય તેનો નિર્ણય સાક્ષી પુરાવાને આધારે અદાલત કરી શકે છે અને ઘણી વાર તે લાંબી તકરારનો વિષય પણ બને છે.

સ્વામિત્વ વિનાના મોટા ભાગનાં લખાણોનો સંગ્રહ હોય અને તે શાળાના ઉપયોગ માટે પ્રસિદ્ધ કરવામાં આવ્યો હોય તો એક લેખકના બે ફકરાથી વધુ પાંચ વર્ષની અંદર વિનાપરવાનગીએ લઇ શકાય નહિ. આ અપવાદની હદમાં રહીને બે ફકરા લેનારે પણ તેમાં મૂળ લેખકનું નામ અને સાધન દર્શાવવું જોઈએ.

જાહેર ભાષણ હોય અને તેનો હક્ક ભાષણકર્તાએ સ્વાધીન રાખવાનુ ભાષણને સ્થળે કોઈ પણ રીતે જાહેર ન કર્યું હોય, તો વર્તમાનપત્રો માટે તેનો સંક્ષિપ્ત સાર પરવાનગી વિના ઊતારી શકાય. કોઈ પ્રસિદ્ધ થએલા પુસ્તકમાંથી વાજબી ભાગ કોઈ વ્યક્તિ જાહેરમાં વિનાપરવાનગીએ વાંચી શકે છે.

સ્વામિત્વવાળા પુસ્તકની ગેરકાયદેસર રીતે નીપજાવેલી નકલ વેચવી, ભાડે આપવી, જાહેરમાં બતાવવી, વહેંચવી કિંવા બ્રિટિશ હિંદની બહારથી આયાત કરવી કે જેથી માલેકના હક્કને હાનિ થાય, તો તેણે તે હક્કનો ભંગ કર્યો લેખાય.

પોતા માટે નફો મેળવવાને કોઈ નાટક કે કાવ્યાદિ કૃતિની ભજવણી થીએટરમાં કરવી અને લેખકની રજા ન લેવી, તે પણ તેવા હક્કનો ભંગ છે, સિવાય કે ભજવનારને તેવા હક્ક બાબતની ખબર નહોતી, એમ તે સાબીત કરી શકે

જે બાબતમા લેખકની પરવાનગીની અપેક્ષા બતાવવામા આવી છે, તેમા લેખી પરવાનગી જરૂરી હોય છે, પરતુ લેખી પરવાનગી ન હોય અને સંજોગોને આધારે સંમતિ માની લેવાના વાજબી કારણો હોય, તો તેને પણ સમતિ તરીકે સ્વીકારવામા આવે છે

## સ્વામિત્વની મુદત

એક ગ્રથરચના પર તેના લેખકના જીવન અને ત્યારપછીના ૫૦ વર્ષ સુધી તેનો સ્વામિત્વનો હક્ક કાયદો સ્વીકારે છે, એ શરતે કે લેખકના મૃત્યુ પછી ૨૫ વર્ષે અને ૧૯૧૧ મા સ્વામિત્વવાળા વિદ્યમાન પુસ્તકોના સંબધમા લેખકના મૃત્યુ પછી ૩૦ વર્ષે જો કોઇ વ્યક્તિ તે પુસ્તક વેચવા માટે છપાવે અને તે સબધી પુસ્તક પર સ્વામિત્વ ધરાવનારને રીતસરની લેખી નોટીસ આપે તેમજ પુસ્તકની પ્રસિદ્ધ કરેલી કિંમતના ૧૦ ટકા મુજબનો બદલો તે સ્વામિત્વ ધરાવનારને આપે, તો તે તે પુસ્તક છપાવીને પ્રસિદ્ધ કરી શકે

વળી કોઈ પુસ્તક લેખકના મૃત્યુ પછી કોઈ પણ વખતે નવી આવૃત્તિમા બહાર પડતુ ન હોય, તેની જરૂરીઆત હોય, સ્વામિત્વ ધરાવનાર તે પ્રસિદ્ધ કરતો ન હોય કે કોઈને પરવાનગી પણ આપતો ન હોય, તો ન્યાયની અદાલતને અરજ કરવામા આવતા અદાલત એ સ્વામિત્વ ધરાવનારને હુકમ કરીને બીજાને તે છપાવવાની પરવાનગી અપાવી શકે છે અને તે માટે ઘટતી શરતો ( બદલા વગેરેની ) ઠરાવી શકે છે

ગ્રંથસ્વામિત્વનુ યોગ્ય મુદત સુધી રક્ષણ કરવા છતા સ્વામિત્વ એ ઇજારો ન બની જાય તે માટે નિયત્રણ કરવાને આ પ્રકારની મુદત ઠરાવવામા આવી છે આથી ઘણી મૂલ્યવાન કૃતિઓ ગ્રથસ્વામીની આપખુદીથી કે બેદરકારીથી છપાતી–ભજવાતી બધ ન થઈ જાય, તે તો ચાલુ રહે અને લોકોને તેનો લાભ મળ્યા કરે એવો હેતુ રાખવામા આવેલો જોઈ શકાય છે

આગળ જણાવ્યુ છે તેમ પહેલા લેખકનો હક્ક પુસ્તક પ્રસિદ્ધ થયા પછી ૨૧ થી ૨૮ વર્ષ સુધી હતો, તેમા પછી સુધારો કરીને લેખકના જીવન સુધી અને ત્યારપછીના ૭ વર્ષ સુધી કિંવા પ્રથમ પ્રસિદ્ધ થયા પછી એકદર ૪૨ વર્ષ સુધી એ હક્ક સુરક્ષિત રાખવામા આવ્યો હતો છેલ્લા કાયદા મુજબ લેખકના મૃત્યુ પછી ૫૦ વર્ષ સુધી રક્ષણ આપવામા આવ્યુ છે, એથી કોઈ પણ એક લેખકની બધી કૃતિઓ એકી સાથે જાહેરમા અનિયત્રિત અધિકારમા આવવા પામે છે.

૧૮૬૭ ના કાયદા મુજબ જે પુસ્તક ફી ખર્ચીને રજીસ્ટર કરવામા આવે તેને રક્ષણ મળતુ, પરતુ ૧૯૧૧ મા એ રજીસ્ટ્રેશન રદ કરવામા આવ્યુ છે, એટલે દરેક પુસ્તક પ્રસિદ્ધ થાય એટલે તેને આપોઆપ રક્ષણ મળી જાય છે.

## ભાષાંતર

૧૯૧૧ ના કાયદા મુજબ એક પુસ્તકનુ ભાષાતર કરવાનો હક્ક તેના લેખકને અને તેના વારસોને લેખકના જીવન ઉપરાત ૫૦ વર્ષ સુધી મૂળ પુસ્તકના હક્કની પેઠે મળેલો

હતો; પરંતુ હિંદમાં અનેક દેશી ભાષાઓ છે અને તેથી એક ભાષાના પુસ્તકનું ભાષાંતર બીજી ભાષામાં કરી તે પ્રસિદ્ધ કરવાનું કાર્ય લગભગ અશક્ય બની જતું હતું, તેથી જ્ઞાનપ્રચારમાં ગેરવાજબી અંતરાય નહિ પડવા દેવાના હેતુથી ૧૯૧૪ ના કાયદામાં સુધારા કરવામાં આવ્યા છે. એ સુધારા મુજબ એક લેખકને તેનું ભાષાંતર બીજી ભાષામાં કરવાનો કે કરવાની પરવાનગી આપવાનો હક્ક માત્ર ૧૦ વર્ષ સુધીજ મળે છે; એટલા સમયની અંદર જો તે ભાષાંતર કરે-કરાવે કે પ્રસિદ્ધિમાં મૂકે-મૂકાવે તો તે ભાષાંતરને કાયદા મુજબ લેખકના જીવન અને ત્યારપછી ૫૦ વર્ષ સુધી રક્ષણ મળે છે, પરંતુ ૧૦ વર્ષસુધી એ હક્કનો ઉપયોગ જો તે ન કરે, તો તેનું ભાષાંતર હરકોઈ વ્યક્તિ વિના-પરવાનગીએ કરીને તે પ્રસિદ્ધ કરી શકે છે. પરંતુ ભાષાંતર માટેની પરવાનગી ગ્રંથસ્વામીએ ગ્રંથ બહાર પડ્યા પછી પાંચ વર્ષ બાદ આપવી જોઈએ, એ શરતે કે તેને બે વર્ષ અગાઉથી નોટીસ આપવામાં આવે; એ બે વર્ષ વીત્યા બાદ જો તે પરવાનગી ન આપે તોપણ એવી નોટીસ આપનાર તેનું ભાષાંતર કરી પ્રસિદ્ધ કરી શકે છે.

## લેખકનું સ્વામિત્વ ક્યારે નહિ ?

એક લેખક પોતાના ગ્રંથનો પહેલો માલેક છે, પરન્તુ જો લેખકે તેવો ગ્રંથ કે બીજી કલાકૃતિ કોઈની વરધીથી તેનો બદલો લઈને લખી આપી હોય, અથવાનો નોકરીનો કરાર કર્યો હોય અને નોકરી દરમ્યાન કાંઈ લેખનકાર્ય કરી આપ્યુ હોય તથા તેવા કાર્યના સ્વામિત્વ સંબંધે નોકર રાખનાર સાથે કાંઈ સ્પષ્ટ લેખી કરાર ન કર્યો હોય, તો તેવા લખાણ ઉપર લેખકનું સ્વામિત્વ માન્ય રખાતું નથી. કોઈ ચોપાનિયામાં કે સામયિકમાં લેખકે લેખ મોકલ્યો હોય અને તેના સંબંધમાં કાંઈ ખાસ કરાર ન થયો હોય તો તેનો હક્ક લેખકનો છે અને તે તેનો ઉપયોગ પોતાના પુસ્તક માટે કરી શકે છે. જો કરાર થયો હોય તો કરારના સ્વરૂપની મર્યાદા મુજબ તેવા લેખની માલકી લેખક કે પ્રકાશકની હરી શકે છે. સામયિકોમાં જૂજ બદલો લઇને કે બદલા વિના લેખો લખી આપનારા લેખકો પોતાના લેખનો માલેકી હક્ક પોતે રાખીને એક વારજ પ્રસિદ્ધ કરવાનો હક્ક પ્રકાશકને આપે એમાં લેખકોનું હિત છે; તેથી ઉલટું તેવા લેખો જૂજ કે અધિક બદલો આપીને પ્રકાશકો પોતાની માલેકીના કરી લે તેમાં પ્રકાશકોનું હિત છે.

લેખકે પોતાના ગ્રંથનો હક્ક વેચતી વખતે વેચાણની શરતો મુજબ લખાણ કરેલું હોવું જોઈએ, અને તેમાં કાયદો સ્ટેમ્પની જરૂર માનતો નથી.

કોઈ ગ્રંથનો ચોક્કસ પ્રકારનો હક્ક લેખકે બીજા કોઈને લખી આપ્યો હોય તો તેટલા હક્ક પુરતુંજ તે માણસ તેનું સ્વામિત્વ ધરાવે છે, અને બાકીના પૂરતું સ્વામિત્વ લેખકનું રહે છે. દાખલા તરીકે કોઈ નવલકથા એજ સ્વરૂપમાં પ્રસિદ્ધ કરવા માટેનો હક્ક બીજા કોઈને આપ્યો હોય તો નવલકથા પૂરતોજ તેનો હક્ક રહે છે; તેની ઉપરથી નાટક કરવાનો, ભજવવાનો કિંવા તેની ફીલમ ઊતારવાનો હક્ક લેખક પાસે રહે છે. "ગ્રંથ સ્વામિત્વના સર્વ હક્ક" એ શબ્દો આપણે ત્યાં બહુ વપરાય છે, પરંતુ તેની વ્યાપકતાનો ખ્યાલ રાખવો એ બહુ જરૂરનું છે.

## સંયુક્ત સ્વામિત્વ

જો એક ગ્રંથના લેખકો એકથી વધારે હોય તો જે લેખક પહેલો મરણ પામે ત્યારપછી ૫૦ વર્ષ સુધી અથવા તો છેલ્લો મરણ પામે ત્યાંસુધી એમાંથી જે ગાળો મોટો હોય ત્યાંસુધી તે ગ્રંથનું સ્વામિત્વ તેમનું રહે છે.

અનેક ગ્રંથકારોની એક સંયુક્ત કૃતિ હોય અને તેમાંનો એક ગ્રંથકાર કૃતિ પ્રસિદ્ધ થયા પૂર્વે મૃત્યુ પામ્યો હોય, કિંવા નાટક કે ભાષણ જાહેરમાં ન આવ્યું હોય અને અનેકમાંનો એક લેખક મૃત્યુ પામ્યો હોય તો તે બહાર પડે એટલે કે છપાય, ભજવાય કે જાહેર થાય, ત્યાર પછીનાં ૫૦ વર્ષ સુધી તેનું સ્વામિત્વ રહે છે.

હસ્તલિખિત ગ્રંથની નકલ કોઈની પાસે હોય અને તેનો લેખક મૃત્યુ પામ્યો હોય, પરંતુ મૃત્યુ પહેલાં તે પોતાની ઇચ્છાથી કોઈ બીજાને માલેક ઠરાવી ગયો હોય, તો તે અપ્રસિદ્ધ નકલના લખાણનો માલેક એ નકલ ધરાવનાર ઠરે છે.

કોઈ સરકારી ખાતા ખાટે સરકારી નોકરે કે બીજાએ કોઈ કૃતિ તૈયાર કરી હોય તો તેની માલેકી ના. શહેનશાહની છે અને તેવી કૃતિ પ્રસિદ્ધ થયા પછી ૫૦ વર્ષસુધી તેની માલેકી સરકારની રહે છે.

## સ્વામિત્વનો ભંગ કરનાર સામે પગલાં

કોઈ પ્રકાશક ગ્રંથના લેખકના કે હક્કદારના સ્વામિત્વનો ભંગ કરે તો તેની સામે તે ભંગ કરનારૂં પુસ્તક બહાર પડ્યા પછી ૩ વર્ષની અંદર દિવાની દાવો લાવી શકાય છે. કાયદાની ગુંચવણ, તેનો હેતુ અને બીજી મુશ્કેલીઓને કારણે એવો દાવો સાંભળવાનો અધિકાર હાઈકોર્ટ અને જીલ્લા ન્યાયાધીશોની કોર્ટોનેજ કાયદા મુજબ આપવામાં આવેલો છે.

ગ્રંથ પર કર્તાનું જે નામ છાપ્યું હોય તે જ તે ગ્રંથનો સ્વામી લેખાય છે, સિવાય કે જવાબદાર વ્યક્તિ તેથી ઉલટું પુરવાર કરવાનો મુદ્દો રજુ કરે.

જ્યારે વાદી લેખક સિવાયની બીજી કોઈ વ્યક્તિ હોય અને તેના હક્કને નુકસાન થતું હોય, ત્યારે તે મૂળ ગ્રંથસ્વામી લેખકને સાથે રાખીને જ દાવો કરી શકે છે. પરવાનગી મેળવનાર વ્યક્તિ મૂળ ગ્રંથસ્વામીને સાથે રાખ્યા વિના દાવો કરી શકતો નથી.

હક્કનો ભંગ કરીને પ્રસિદ્ધ કરવામાં આવેલા ગ્રંથની નકલો ઉપર મૂળ ગ્રંથસ્વામીનો જ હક્ક હોય છે.

જો પ્રતિવાદી એમ સાબીત કરે કે વાદીના ગ્રંથપરનું તેનું સ્વામિત્વ હોવાની પોતાને ખબર નહોતી, તો વાદી ગ્રંથના ફેલાવા સામે મનાઈ હુકમ કે અટકાયતનો હુકમ મેળવી શકે છે, પણ બીજો કશો બદલો તે મેળવી શકતો નથી. પુસ્તક રજીસ્ટર કરવાનો કાયદો ન રહેવાથી અને કોપીરાઇટના પ્રકાર બહુવિધ હોવાથી આવી અણમાહિતી સબબની નિર્દોષતા સાબીત કરવાની જવાબદારી પ્રતિવાદીને શિરે રહે છે.

ગ્રંથસ્વામિત્વના ભંગ માટે ફોજદારી રાહે પણ દાદ મેળવી શકાય છે. જ્યાં પુસ્તક છપાયું હોય ત્યાંના ફ. ક. મેજીસ્ટ્રેટની અદાલતમાં કે પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટની અદાલતમાં તે છાપનાર અને પ્રસિદ્ધ કરનાર સામે ફરીયાદ કરી શકાય છે અને ફરીયાદીનો કેસ પુરવાર થતા દરેક વાંધાભરી નકલ માટે રૂ. ૨૦ સુધી અને વધુમાં વધુ રૂ. ૫૦૦ સુધી દંડ કરવાની મેજીસ્ટ્રેટને સત્તા અપાઈ છે. એવોજ ગુન્હો આરોપી બીજી વાર કરે તો એક માસની સાદી સજા અને રૂ. ૧૦૦૦ સુધી દંડ થઈ શકે છે.

આવી વાંધાભરી નકલો જો બ્રિટિશ હિંદની બહાર પ્રસિદ્ધ થઈ હોય તો તેને સી કસ્ટમ્સ એક્ટ મુજબ બ્રિટિશ હિંદમાં દાખલ થતી અટકાવી શકાય છે, અને કસ્ટમ્સ ખાતાના વડાદ્વારા જરૂરી પગલાં લઈ શકાય છે.

પ્રકીર્ણ

જે પરદેશમાં બ્રિટિશ સામ્રાજ્યમાંના લેખકોના પુસ્તકોને પૂરતું રક્ષણ ન મળતું હોય, તે પરદેશના લેખકોના પુસ્તકો બ્રિટિશ સામ્રાજ્યમાં બહાર પડે તોપણ સરકાર ખાસ હુકમ કાઢીને તેવા લેખકના ગ્રંથસ્વામિત્વને રક્ષણ નહિ આપવાનું ઠરાવી શકે છે.

આ કાયદાથી જ કોઈ પુસ્તકને રક્ષણ મળે છે, છતાં કોઈ હસ્તલિખિત પુસ્તકના સંબંધમાં વિશ્વાસઘાત કે એવો બીજો ફોજદારી રાહનો ગુન્હો કરવામાં આવ્યો હોય તો તેને લગતો સામાન્ય કાયદો લાગુ પડી શકે છે. દાખલા તરીકે કોઈ લેખકે પ્રકાશકને હસ્તલિખિત પુસ્તક જોવા આપ્યું હોય, પ્રકાશક તે પુસ્તક એમ ને એમ પ્રસિદ્ધ ન કરે પરંતુ તેમાંના વિચારો લઈ બીજું પુસ્તક લખે લખાવે અને તે પ્રસિદ્ધ કરે, તો ત્યાં ગ્રંથ-સ્વામિત્વનો કાયદો કામ કરી શકે નહિ પણ દેશનો બીજો સામાન્ય કાયદો લાગુ પડી શકે.

૧૭૭૫ ના કાયદા મુજબ યુનિવર્સિટીઓને તેમના પુસ્તકોમાં કાયમી સ્વામિત્વાધિકાર મળતો હતો તે પાછો ખેંચી તેને આ કાયદા મુજબ જ રક્ષણ આપવામાં આવ્યું છે.

એક પુસ્તકને એકી સાથે એકથી વધુ સ્થળે પ્રસિદ્ધ કરી શકાય. હિંદના દેશી રાજ્યમાં અને બ્રિટિશ હિંદમાં પુસ્તક એકી સાથે પ્રસિદ્ધ કરવાથી કેટલાક દેશી રાજ્યોમાં ગ્રંથસ્વામિત્વનો કાયદો હોતો નથી તે છતાં બ્રિટિશ હિંદમાંનું રક્ષણ તેને મળી શકે છે. અપ્રસિદ્ધ પુસ્તકને ત્યારેજ રક્ષણ મળે છે કે જ્યારે લેખક ગ્રંથ લખતી વખતે મોટે ભાગે બ્રિટિશ હિંદનો રહીશ હોય.



# ગ્રંથ સ્વામિત્વનો કાયદો

( લેખકઃ વામનરાવ કૃષ્ણલાલ દેસાઈ બી. એ.; એલ એલ. બી.; )

પ્રાથમિક

હિન્દુસ્તાનના ગ્રંથ સ્વામિત્વના કાયદાને Indian Copyright Act કહેવામાં આવે છે. આ કાયદો ઈ. સ. ૧૯૧૪ ની સાલમાં પસાર કરવામાં આવ્યો છે અને ત્યારથી તે અમલમા છે. હિન્દના બીજા કેટલાક કાયદાની માફક આ કાયદો ઇગ્લાંડના કાયદાથી સ્વતંત્ર નથી અર્થાત્ આ કાયદો સ્વતંત્ર રીતે ઘડવામાં આવ્યો નથી પરંતુ થોડાક જરૂરી ફેરફારો સાથે ઇગ્લાંડનો કાયદો હિન્દમાં લાગુ પાડવામાં આવ્યો છે ગ્રંથ સ્વામિત્વ બાબતમાં ઈ. સ. ૧૮૪૭ ની સાલમાં એક કાયદો પસાર કરવામાં આવ્યો હતો. પણ તેમાં ઘણી ઉણુપો હતી એટલું જ નહિ પરંતુ વધતી જતી કેટલીક પરિસ્થિતિઓને પહોંચી વળવા માટે એમાં યોગ્ય કલમો પણ ન હતી. ઈ. સ. ૧૮૬૪ ની સાલ સુધી છબીઓ, ભાષાંતરો, વર્તમાનપત્રો, તારો વિગેરે બાબતમાં યોગ્ય સંરક્ષણ ન હતું અને કાયદામાં ફેરફારો કરવાની જરૂરીઆત સર્વત્ર લાગતી. આમ છતાં ઇગ્લાંડના તે સમયના કાયદામાં ફેરફારો થવાના છે તે જ સમયે જો હિન્દના કાયદામાં ફેરફારો થાય તો વધારે ઇષ્ટ થાય એમ માની સુધારા વધારા મુલતવી રાખવામાં આવતા.

ઈ. સ. ૧૯૦૮ ની સાલમાં આ બાબતની ચર્ચા કરવા જગતના સર્વ દેશોની એક પરિષદ્ બર્લીન ખાતે મળી. આ પરિષદ્નો હેતુ એવો હતો કે ગ્રંથસ્વામિત્વના કાયદામાં એવો ફેરફાર કરવો કે તે કાયદો સાધારણ રીતે સઘળા દેશોમાં એક સરખો રહે અને તેથી દરેક દેશના લોકોને તે બાબતમાં સમાનહક્ક પ્રાપ્ત થાય અને યોગ્ય ન્યાય મળે. આ પરિષદ્ના પરિણામરૂપે ઇગ્લાંડના કાયદામાં ફેરફારો થયા તો ખરા પણ તે અગાઉ ઇગ્લાંડમાં એક તપાસ સમિતિ નીમાઈ અને તેણે એકમતે જાહેર કર્યું કે બર્લીનની પરિષદ્માં થયેલા નિર્ણયો ઇગ્લાંડે સ્વીકારવા અને તદનુસાર ઇગ્લાંડના કાયદામાં ફેરફાર કરવા. ઈ. સ. ૧૯૧૦ ની સાલમાં "ઇમ્પીરીઅલ કોપીરાઈટ કોન્ફરન્સ" મળી. આ પરિષદ્માં ઇગ્લાંડના તેમજ તેના તાબાના સંસ્થાનોના પ્રતિનિધિઓએ હાજરી આપી હતી આમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે તપાસ સમિતિની ભલામણો ધ્યાનમાં લઈ એક "ઇમ્પીરીઅલ કોપીરાઈટ એક્ટ" ઇગ્લાંડની પાર્લામેન્ટે પસાર કરવો અને તેમાં જરૂરી ફેરફારો કરી ઇગ્લાંડના સંસ્થાનોએ પોતાના દેશમાં તે જ કાયદો સ્વીકારવો. આથી હિન્દનો કાયદો લગભગ ઇગ્લાંડના કાયદા જેવો છે.

ઇગ્લાંડના કાયદાને હિન્દમાં લાગુ પાડવામાં આવ્યો છે તે આપણે જોયું અને તેમાં કેટલાક જરૂરી ફેરફારો છે તે પણ આપણે જોયું. એટલે આ સ્થળે એ ફેરફારો કેવા છે અને શા કારણથી એ રાખવામાં આવ્યા છે તે જાણવું સુગમ પડશે.

ઇગ્લાંડના કાયદામાં કેટલીક સત્તાઓ Board of Trade ને આપવામાં આવી છે. આપણે ત્યાં તેવી સંસ્થા નહિ હોવાથી તે સત્તા ગવર્નર જનરલ ઇન કાઉન્સીલને આપવામાં આવી છે. અને ઇગ્લાંડમાં જ્યાં પાર્લામેન્ટની પરવાનગી મેળવવાની રાખી છે

તેમાં હિન્દમાં તે પરવાનગી મેળવવાની રહી નથી. ઉપરાંત ગ્રંથ સ્વામિત્વના ઝઘડાઓની પતાવટમાં ઇન્ડીઅન આરબીટ્રેશન એક્ટનો ઉપયોગ કરવો એમ સૂચવવામાં આવ્યું છે અને ઇગ્લાંડના કાયદાને બદલે ઇન્ડીઅન પેટંટસ એન્ડ ડીઝાઈન એક્ટનો ઉપયોગ કરવાનું જણાવવામાં આવ્યું છે. આ સિવાય થોડાક ગૌણ ફેરફારો કરી ઇગ્લાંડના કાયદાની થોડી બીનજરૂરી કલમો કાઢી નાંખવામાં આવી છે પરંતુ હિન્દની અનેક પ્રાંતિય ભાષાઓ અને લોકોના સામાન્ય અજ્ઞાનતાને પરિણામે થોડા ફેરફારો કરવા પડેલા જ.

આપણે સારી રીતે જાણીએ છીએ કે કોઈ પણ ભાષામાં લખાએલ પુસ્તકનો અનુવાદ કે ભાષાંતર થાય તો તે ઇષ્ટ છે કેમકે જ્ઞાનપ્રચારનો આ એક સારો માર્ગ છે. પશ્ચિમના ઘણાખરા દેશોમાં આખાય દેશમાં એક ભાષા હોય છે. હિન્દમાં તેમ નથી તેથી જુદી જુદી પ્રાંતીય ભાષામાં હિન્દમા પ્રસિદ્ધ થયેલા પુસ્તકોનો અન્ય જુદી જુદી ભાષામાં અનુવાદ થવા જોઈએ એમ ઘણા સ્વીકારે છે.

ઇગ્લાંડમાં પ્રસિદ્ધ થયેલ પુસ્તકનો અનુવાદ કરવાનો અગર તેને બીજી ભાષામાં ભજવવાને માટે એવી મુદત નક્કી કરવામા આવી છે કે તે પુસ્તકના કર્તાના મરણ બાદ પચાસ વર્ષ સુધી કોઈ તેનો અનુવાદ કરી શકે નહિ તેમ તેને ભજવી પણ શકે નહિ. હિન્દના કાયદામાં કેવળ ૧૦ વર્ષની મુદત ઠરાવવામાં આવી છે. અને આ દસ વર્ષ પણ પુસ્તકના પ્રથમ પ્રકાશનથી ગણવાના હોય છે એટલે હિન્દમાં પ્રસિદ્ધ થયેલ કોઈ પણ પુસ્તકનો તે પ્રસિદ્ધ થયાના ૧૦ વર્ષ પછી અનુવાદ પણ થઈ શકે અને તેને બીજી ભાષામાં ભજવી પણ શકાય. વળી આ મુદત દરમીઆન પુસ્તકના કર્તા તરફથી બીજા કોઈને અનુવાદ કરવા વિગેરે બાબતનો હક્ક આપવામાં આવે તો તે ભાષામાં ભાષાન્તર પ્રસિદ્ધ કરવાનો તેના મૂળ કર્તાનો હક્ક નષ્ટ થાય છે. એટલે કે તે ભાષામાં અન્ય વ્યક્તિઓ પણ પોતાનો અનુવાદ પ્રસિદ્ધ કરી શકે છે.

આ ઉપરાંત હિન્દમાં આયાત થતાં પુસ્તકો બાબત પણ હિન્દના કાયદામાં ફેરફારો છે. અને તે શા છે તે આપણે આ સ્થળે જ જોઈ લઈએ. પરદેશમાં કોઈ એવું પુસ્તક પ્રસિદ્ધ થયું હોય કે જો તે હિન્દમાં પ્રસિદ્ધ થયું હોય તો તે ગ્રંથસ્વામિત્વના કાયદાનો ભંગ કરે અને એવું પુસ્તક હિન્દમાં આવવાનુ હોય તો તે પુસ્તકના કર્તાએ અગર તેના એજન્ટે કસ્ટમ્સ ઓફીસરને લેખીત નોટીસ આપી જણાવવું કે તે પુસ્તકની તેવી નકલો હિન્દમાં આવે નહિ એવી તેની ઇચ્છા છે. આવી નોટીસ આપ્યા પછી તે પુસ્તક હિન્દમાં પ્રવેશ કરી શકશે નહિ અને પુરતી તપાસ કર્યા પછી કસ્ટમ્સ ઓફીસર તે પ્રતોને જપ્ત કરી શકશે. આ બાબતમાં જરૂરી સૂચનાઓ મે. ગવર્નર જનરલ ઇન કાઉન્સીલ તરફથી બ્હાર પડશે, અને તે મુજબ બધાને વર્તવાનું હોય છે. કોઈક વાર એવું બને કે મૂળ કર્તા અગર તેના એજન્ટે ખોટી અને વિના હક્કની નોટીસ આપી હોય અને પરિણામે સરકારને ખર્ચ થાય અગર નુકશાની આપવી પડે તે તમામ ખર્ચ તે નોટીસ આપનાર શખ્સે ભરપાઈ કરી આપવાનું હોય છે.

ગ્રંથસ્વામિત્વના હક્કનો ભંગ કરે તો તેને કેટલી અને કેવા પ્રકારની શિક્ષા કરવી અને તે બાબત ફોજદારી તેમજ દિવાની પગલાં કઈ કોર્ટમાં ભરવા તે બાબતોમાં પણ

હિન્દના કાયદા ઇંગ્લાંડના કાયદાથી જુદા છે અને તે શા છે તે હવે પછીથી યોગ્ય સ્થળે આપણે જોઈશું

**હક્કની સમજુતિ**

ગ્રંથસ્વામિત્વના હક્કને વિશાળ અર્થમા એવી રીતે જણાવી શકાય કે કોઈ એક મૌલિક ગ્રંથ અગર કૃતિની એકથી વધારે પ્રતો કાઢવાનો હક્ક આ થો એનો સામાન્ય અર્થ થયો. કાયદામા એનો વધારે સ્ફોટ કરેલો છે ગ્રંથ સ્વામિત્વનો હક્ક એટલે કોઈપણ કૃતિ અગર તેના કોઈ પણ ભાગને ગમે તે પ્રકારને જાહેરમાં મૂકવાનો હક્ક. પુસ્તક હોય તો તેની પ્રતો કાઢવાનો, અગર તેમાથી કોઈ ભાગ નાટક રૂપે ભજવવાનો અને ભાષણ હોય તો જાહેરમા કરવાનો હક્ક આ હકીકત પ્રગટ કૃતિને લાગુ પડે છે. અને તે હક્ક તેના મૂળ લેખકનો હોય છે અપ્રગટ કૃતિ વિષે આ હક્ક એવા પ્રકારનો હોય છે કે તે પ્રગટ કરવાનો હક્ક તેના મૂળ કર્તાનો જ હોય છે પ્રગટ થયેલ કૃતિનુ ભાષાન્તર કરી પ્રગટ કરવાનો અગર તેને જાહેરમા ભજવવાનો, અગર નાટક હોય તો તેને નવલકથા અગર તેવા કોઈ સ્વરૂપમા ફેરવવાનો, નવલકથા અગર તેવા સ્વરૂપની કોઈ કૃતિ હોય તો તેને નાટકના સ્વરૂપમા ફેરવી અગર હરકોઈ બીજી રીતે ભજવવાના હક્કનો પણ આમા સમાવેશ થાય છે નાટક, સાહિત્ય અને સગીત વિષયક કોઈ કૃતિની રેકર્ડ બનાવી અગર ફીલ્મ ઉતારી અગર બીજી કોઈપણ રીતથી તેને યત્રની મદદથી જાહેરમા મૂકી ભજવવાના હક્ક અગર તે બાબત પરવાનગી આપવાનો પણ તેના મૂળ કર્તાનો હોય છે

આ હક્કની આપણે વિસ્તૃત ચર્ચા કરીએ તે પહેલા આપણે આ હક્કનું સ્વરૂપ તપાસીએ 'જે શોધ્યુ તે મારૂ' એ સર્વમાન્ય સિદ્ધાતનો આ સારો દાખલો છે કોઈ વ્યક્તિએ બુદ્ધિ અને મહેનત કરી જે સર્જ્યું તેના તમામ ફળો તેને મળવા જ જોઈયે એ આપણે સ્વીકારીએ તો ગ્રંથસ્વામિત્વના હક્કનુ સાચુ સ્વરૂપ આપણે સમજી શકીએ. ગ્રંથસ્વામિત્વનો હક્ક એ તો એક પ્રકારની મીલકત છે, અને આપણાથી બીજાની મીલકત લઈ લેવાય નહિ તે ન્યાયે આપણે ગ્રંથસ્વામિત્વનો હક્ક સ્વીકારી તેનું સરક્ષણ કરવુ જોઈએ. એક દૃષ્ટિથી તપાસતા આ હક્ક આપણને નકારવાચક હક્ક જણાય છે, એટલે કૃતિનો મૂળ કર્તા પોતાની મહેનતનો લાભ બીજા ઉઠાવી જાય તો તેમને તેમ કરતા અટકાવી શકે છે પોતાની કૃતિનો પોતાને લાભ મળે કે ના મળે તે બાબત બાજુએ રહે છે પણ બીજા તેનો લાભ ઉઠાવી જાય તેની તે સાવચેતી રાખી શકે છે, અને કાયદાનો આશ્રય લઈ શકે છે

કોઈક વાર એવુ બને કે કોઈ એક વિષય ઉપર બે ગ્રંથો બહાર પડે આ ગ્રંથોમા દર્શાવેલા વિચાર લગભગ એક બીજાને મળતાજ હોય અને એકના પ્રકાશનથી બીજાને કદાચ નુકશાન પણ થતું હોય તો પણ જો એવુ સાબિત કરી આપવામાં આવે કે બને લેખકોએ એક બીજાથી અલગ રીતે પોતાના પુસ્તકો લખ્યા છે તો કાયદા પ્રમાણે કાઈ થઈ શકતું નથી જગતના બે માણસોના વિચારો એક સરખા હોય પણ ખરા અને તેઓ જગત સમક્ષ મુકવા અધિકારી પણ છે પણ આ બાબતમા એક અગત્યની બાબત જાણવાની રહે છે ભલે બન્ને લેખકોના વિચારો સરખા હોય પણ તેમની ભાષા તો સરખી આવવાની જ નહિ જેમ એક સરખા મ્હો વાળા બે માણસો જગતમાં કવચીત જ

મળી આવે છે તેમ એક સરખી ભાષા લખનાર બે માણસો જગતમાં મળવાં મુશ્કેલ છે. પોતાની ભાષા પાછળ દરેકનું વ્યક્તિત્વ છુપાએલું હોય છે અને એક સરખા વ્યક્તિત્વવાળી બે વ્યક્તિઓ જગતમાં જવલ્લે જ જડે છે.

ઉપર જણાવ્યુ એ ઉપરથી એટલુ તો સ્પષ્ટ થયુ હશે કે કાયદામાં વિચારો પ્રગટ કરવા બાબતમાં કાંઈ પણ વાંધો કોઈ લઇ શકે નહિ; પણ તે વિચારોની ભાષા બાબત જ વાંધો લઈ શકાય છે. કોઈએ કોઈના વિચારો તેનીજ ભાષામાં પ્રગટ કર્યા હોય તો જરૂર તેને કાયદાનો આશ્રય મળી શકે છે, અન્યથા નહિ. આ હક્ક લાંબી મુદત માટે આપવા માટે કેટલાક સ્થળેથી વાંધા લેવામાં આવે છે અને એવી દલીલ કરવામાં આવે છે આ હક્કને કાયદાનું રક્ષણ છે તેથી જ્ઞાનનો પ્રચાર અટકી જાય છે. આ દલીલ સાચી નથી. આ હક્કથી જ્ઞાનના પ્રચારને કાંઈ નુકશાન થતુ નથી. કોઈ પણ પુસ્તકમાંથી મેળવેલા જ્ઞાનનો દરેક વ્યક્તિ પોતાનાથી બને તેટલો લાભ ઉઠાવી શકે છે. અને તે બીજાને આપી પણ શકે છે. કાયદો તો કેવળ તે પુસ્તકની પ્રતો છપાવી પ્રગટ કરવાની ના પાડે છે અગર તેને જાહેરમા વાચવાની અગર ભજવવાની ના પાડે તે સિવાયના તમામ ઉપયોગ થઈ શકે છે. આમ એકદર રીતે જોતા આ હક્ક ઘણો જરૂરી અને પવિત્ર હક્ક છે.

ગ્રથસ્વામિત્વના હક્કનું આખુ સ્વરૂપ આપણે જોયુ અને કોઇપણ ગ્રંથ અગર કૃતિના પ્રથમ કર્તાને તે પ્રાપ્ય છે તે પણ આપણે જોયુ. આથી એમ માની લેવાનું નથી કે ગ્રથ સ્વામિત્વનો હક્ક પ્રત્યેક કૃતિને મળે છે બ્રીટીશ હિન્દમાં ગ્રંથસ્વામિત્વનો હક્ક પ્રાપ્ત કરવો હોય તો બે બાબતો હોવી આવશ્યક છે. અને આને માટે કાયદામા પ્રગટ અને અપ્રગટ કૃતિઓનો ભેદ પાડ્યો છે જે કોઈ કૃતિ અગર ગ્રંથને માટે હક્ક પ્રતિપાદન કરવામાં આવતો હોય તે જો પ્રગટ થયેલ હોય તો તેમાં એટલું હોવું જરૂરનું છે કે તે પ્રથમવાર બ્રીટીશ હિન્દમાંજ પ્રગટ થયેલ હોવું જોઈએ. એટલે કે બ્રીટીશ હિન્દ બ્હાર પ્રથમ પ્રગટ થયેલ કૃતિ અગર ગ્રથને બ્રિટિશ હિન્દના કાયદાનો લાભ મળી શકતો નથી. આમ હોવાથી પુસ્તકનું 'પ્રકાશન' કોને કહેવાય અને પ્રકાશનનું સ્થળ કયુ ગણવું એ જાણવું જરૂરી છે. કોઈ પણ ગ્રંથ અગર આકૃતિ છપાઈને તૈયાર થાય તે તેનુ પ્રકાશનનું સ્થળ ગણી શકાય નહિ પણ જે સ્થળેથી પુસ્તકની પ્રતો જાહેર જનતાને મળે અગર મળી શકે તે સ્થળે તે ગ્રથ અગર કૃતિનુ પ્રકાશન થયુ છે એમ ગણી શકાય. ઉપર જણાવ્યું તે ઉપરથી એટલુ તો સ્પષ્ટ થયુ હશે કે બ્રિટીશ હિન્દ બ્હાર પ્રથમ પ્રગટ થયેલું પુસ્તક જો હિન્દમાં આવે તો તેને ગ્રથસ્વામિત્વનો હક્ક મળતો નથી ઉપરાંત જો બ્રિટીશ હિન્દ અને તે સિવાયના અન્ય સ્થળે એકી સાથે પુસ્તક પ્રગટ કરવામા આવે તો કર્તાનો ગ્રંથસ્વામિત્વનો હક્ક નષ્ટ થતો નથી.

કોઈ પણ ગ્રથ અગર કૃતિનું પ્રકાશન શુ તે હવે જોઈએ. કયા પુસ્તકને પ્રગટ થયેલુ ગણવું અને કયાને અપ્રગટ ગણવું એ બાબત ઘણી વાર અગત્યની થઈ પડે છે. 'પ્રકાશન' નો વિશાળ અર્થ એ થઈ શકે છે કે કોઈ પણ કૃતિની એકથી વધારે પ્રત જનતાના ઉપયોગ માટે કાઢવામાં આવે તે. કોઈ કૃતિ પ્રગટ થઈ છે એમ કહેવામા આવે તો તેની એકથી વધારે પ્રત હોવી જ જોઈએ. કોઈ એક કૃતિની જો ફક્ત એક જ પ્રત હોય (હસ્તલિખિત) તો તે કૃતિનું પ્રકાશન થયુ છે એમ ગણી શકાય નહિ. અને કોઈ પણ કૃતિ લેખિત હોવા વિના પ્રગટ થઈ શકે નહિ એટલે કે પ્રગટ થયેલ દરેક કૃતિ લેખિત હોવી જોઈએ

પુસ્તકના 'પ્રકાશન' માટે એકથી વધારે પ્રતોની જરૂર છે એટલું જ નહિ પણ તે પ્રતો જાહેર જનતાને લભ્ય હોવી જોઈએ આ પ્રતો કેવી રીતે જનતાને લભ્ય છે એ હકીકત અગત્યની નથી કિંમત આપી ખરીદી શકાતું પુસ્તક પ્રગટ થયું છે એમ કહેવું ઘણું સ્હેલું છે કોઈ પણ કૃતિ અગર ગ્રંથની નકલો કેવળ છાપાવાળા ઉપર અભિપ્રાય અર્થે મોકલવામાં આવે, અગર અમુક વ્યક્તિઓને અગર અમુક લોકસમુહને ભેટ આપવામાં આવે તો તે કૃતિ પ્રગટ થઈ છે એમ કહી શકાય નહિ પણ તે જ કૃતિ જો બધાને મફત વહેંચવામાં આવે તો તે પ્રગટ થઇ છે એમ માની શકાય કોઈ લખાયેલું નાટક પ્રગટ થતા પહેલા જો જાહેરમાં ભજવવામાં આવે તો તેથી તેનું પ્રકાશન થયું છે એમ માની શકાય નહિ, તેમ કોઇ લખાએલ ભાષણ જાહેરમાં અપાય તો પણ તે ભાષણ પ્રગટ થયેલું ગણી શકાય નહિ વર્તમાનપત્રની પત્રોની નકલો સામાન્ય જનતાને જ્યાં જ્યાં તેના માલીક તરફથી મળી શકે ત્યાં ત્યાં તે પ્રગટ થયું છે એમ ગણી શકાય કોઈ સામયિકમાં છૂટક છૂટક પ્રસિદ્ધ થયેલ વાર્તા કે લેખ પણ પુસ્તક રૂપે પ્રગટ થયેલ ગણી શકાય છે.

જે પુસ્તક બ્રિટીશ હિન્દમાં પ્રથમ પ્રગટ થયું હોય તેના કર્તાને ગ્રંથસ્વામિત્વના કાયદાનો આશ્રય મળી શકે છે તે આપણે જોયું હવે આપણે અપ્રગટ એટલે જે ગ્રંથ અગર કૃતિનું પ્રકાશન ન થયું હોય તે પરત્વે તેના કર્તાને ક્યા હક્કો હોય છે તે તપાસીએ.

જે પુસ્તક લખાયું હોય પણ પ્રગટ થયું ન હોય તેવા પુસ્તકના કર્તાને ગ્રંથસ્વામિત્વનો હક્ક જોઈતો હોય તો તે પુસ્તક તૈયાર થયું હોય તે સમયે તેનો કર્તા બ્રિટીશ હિન્દમાં રહેતો હોવો જોઈએ અગર તે મૂળ બ્રિટીશ હદનો રહેવાસી હોવો જોઈએ.

ઘણી વાર એવું બને છે કે એક પુસ્તક તૈયાર થતાં લાંબો વખત લાગે છે અને તેવા પુસ્તકનો કર્તા જો મૂળ બ્રિટીશ હિન્દવાસી ન હોય તો તેના રહેઠાણ બાબત ઘણી વાર અગત્યના પ્રશ્ન ઉઠે છે એક યા બીજા કારણે તે અમુક ચોકસ સ્થળે ન રહેતો હોય. આવી પરિસ્થિતિમાં આ કાયદામાં એવું નક્કી કરવામાં આવ્યું છે કે પુસ્તક તૈયાર થતું હોય તે સમયના મોટા ભાગના વખતમાં કર્તાએ જો બ્રિટીશ હિન્દમાં વસવાટ કર્યો હોય તો તેને કાયદાનો લાભ મળી શકે છે પુસ્તકનું તૈયાર થવું એટલે શું? આ બાબતનો ગ્રંથસ્વામિત્વના કાયદામાં વિસ્તૃત રીતે સ્ફોટ કરવામાં આવ્યો નથી પરંતુ તેની કલમો જોતાં એમ જણાય છે કે કોઈ કૃતિનું તૈયાર થવું "એટલે કે કોઈ સાહિત્ય વિષયક કૃતિની હસ્તલિખિત પ્રત તૈયાર થવી અન્ય પ્રકારની કૃતિની મૂળ પ્રત તૈયાર થાય અને આપણને એમ લાગે કે તેના ઉપરથી બીજી પ્રતો બનશે ત્યારે તે કૃતિ તૈયાર થઈ છે એમ ગણી શકાય

અપ્રગટ કૃતિ બાબતના તેના કર્તાના હક્કના બે પ્રકાર ગણી શકાય છે કોઈ શખ્સ બીજાની કૃતિની હસ્તલિખિત પ્રત લઈ જાય તો ચીવકત ચોરીનો તેના ઉપર આરોપ આવે અગર કોઈને વિશ્વાસથી વાંચવા અગર નકલ કરવા સોંપી હોય અને તે પોતાના લાભ માટે છપાવવા માગતો હોય તો તેને કાયદેસર રીતે મનાઈહુકમ મળે છે અને તેનું પ્રકાશન કરતા અટકાવી શકાય છે આ એક પ્રકારનો હક્ક થયો બીજો પ્રકાર એવો છે કે પોતાની તૈયાર થયેલ કૃતિ પ્રસિદ્ધ કરવાનો હક્ક તેના મૂળ કર્તાનો છે અને

તે લખીને મરી જાય તો તેના વાલી વારસોનો છે. જ્યાં લગી એ કૃતિ પ્રસિદ્ધ થઈ ન હોય ત્યાં લગી ગ્રંથસ્વામિત્વના કાયદાનો તેને બાધ નડતો નથી. તેનું પ્રકાશન થાય એટલે તેને મજકુર કાયદાના લાભ મળે છે અને તે કાયદાની જે મર્યાદાઓ હોય છે તે પણ તેને ભોગવવી પડે છે.

**કઇ કૃતિઓને આ કાયદો લાગુ પડે છે**

સાહિત્ય, નાટક, સંગીત અને કલા વિષેની કોઇપણ મૌલિક કૃતિને આ કાયદાનો આશ્રય મળે છે એમ આપણે સામાન્ય રીતે કહી શકીએ. 'સાહિત્ય' શબ્દનો અર્થ આપણે જે વિશાળ અર્થ સમજીએ છીએ તે કરવાનો નથી પણ તેનો સંકુચિત અર્થ સમજવાનો છે અને તે કયા અર્થમાં સમજવાનો છે તેની વિગતવાર ચર્ચા અપ્રસ્તુત અને નીરૂપયોગી હોવાથી એટલું જ કહેવું બસ થશે કે હવે પછીની ચર્ચા ઉપરથી એનો સાચો અર્થ સમજી શકાશે.

ઉપર જોયું તેમ જે કૃતિ માટે ગ્રંથ સ્વામિત્વના હક્કનું પ્રતિપાદન કરવામાં આવતું હોય તે કૃતિ "મૌલિક" હોવી જોઈએ. મૌલિક કૃતિ કોને કહેવી તે બાબત આ કાયદામાં વ્યાખ્યા આપવામાં આવી નથી એટલે તે શબ્દનો સાચો અર્થ સમજવા માટે નિર્ણિત ચુકાદા ઉપર આપણે દષ્ટિપાત કરવો પડશે અને તે ઉપરથી તેનો અર્થ સમજવો પડશે.

આપણે આગળ જોયું છે કે ગ્રંથસ્વામિત્વનો હક્ક વિચારો પરત્વે મળતો નથી. તેવીજ રીતે જે કૃતિ માટે એ હક્ક માંગવામાં આવતો હોય તે કૃતિના વિચારો નવા અગર મૌલિક હોવા જોઇએ એવું કાંઈ આવશ્યક નથી. પણ જે ભાષા દ્વારા આ વિચારો લખીને અગર બોલીને જણાવવામાં આવે તે ભાષા તથા તે વિચારો જે કૃતિમાં દર્શાવવામાં આવ્યા હોય તેની ગોઠવણી અને સ્વરૂપ મૌલિક હોવા જોઈએ. બીજી રીતે કહીએ તો એમ જણાવી શકાય કે અન્ય કૃતિમાંથી કેવળ ઉતારો કરી લખાવું ના જોઈએ. પણ તે કૃતિના કર્તાએ પોતે સ્વતંત્ર રીતે અનુકરણ અગર ઉતારો કર્યા વિના લખી હોવી જોઈએ.

ઉપરની ચર્ચા ઉપરથી જણાશે કે જે કૃતિનો કર્તા તેને તૈયાર કરવામાં થોડી મહેનત, પોતાની વિવેચક દૃષ્ટિ, અને સાહિત્ય રૂચીનો ઉપયોગ કરે તેને ગ્રંથસ્વામિત્વના કાયદાનો આશ્રય મળે છે. એ કૃતિઓ ભલે એક સરખી જણાતી હોય પણ પછીથી બ્હાર પડેલી કૃતિનો કર્તા જો એમ બતાવી શકે કે તેણે પોતાની કૃતિ તૈયાર કરવામાં ઉપર જણાવેલી પોતાની શક્તિઓ થોડે ઘણે અંશે વાપરી છે તો તેની સામે કાયદામાં કાંઈ થઈ શકતું નથી.

ઘણીવાર એવું બને કે અમુક વ્યક્તિએ બીજા ગ્રંથસ્વામિત્વના હક્કનો ભંગ કરી પ્રથમ પ્રસિદ્ધ થયેલ જેવી જ કૃતિ બ્હાર પાડી હોય અગર મૂળ ગ્રંથ અગર કૃતિનું અન્ય ભાષામાં તરજુમો કરી બ્હાર પાડ્યો હોય આ રીતે ગ્રંથ અગર કૃતિ બ્હાર પાડનારે પોતે તો કાયદાનું ઉલ્લંઘન કર્યું એ તો નિર્વિવાદ છે. પરંતુ એ જાણવું જરૂરનું છે કે એવી રીતે કાયદાનું ઉલ્લંઘન કરી છપાવેલી કૃતિના કર્તાને પોતાને કાયદાનો આશ્રય મળે છે કે કેમ? અર્થાત્ તેની કૃતિનું કોઈ અનુકરણ કરી તેના જેવી જ બીજી કૃતિ છપાવે તો કોર્ટ તેને મદદ આપે કે નહિ? આ બાબત કાયદામાં એવી રીતે નક્કી કરી છે કે

કૃતિના મૂળ લેખકના હક્ક ગમે તે હોય પણ જેણે તે હક્કનો ભોગ કરી પુસ્તક છપાવ્યું છે તેને પોતાની મહેનતનો બદલો મળવો જોઈએ અને તેથી બીજાને કોઈ શખ્સ જો તેની કૃતિના જેવી જ બીજી કૃતિ છપાવે તો જરૂર કોર્ટ તેને આશ્રય આપે છે

આટલી સામાન્ય ચર્ચા પછી આપણે જુદા જુદા વિષય ઉપરની અને ભિન્ન ભિન્ન પ્રકારની કૃતિઓ સંબંધે જુદો વિચાર કરીએ

કોઈ એક લેખકે પોતાનું પુસ્તક લખવામાં એવી સામગ્રીનો ઉપયોગ કર્યો હોય જે બીજા દરેકને મળી શકે તેમ હોય અને તે સામગ્રીને લઈ પોતાની બુદ્ધિ અને શક્તિનો ઉપયોગ કરી તેમાંથી સારી વાનગી વીણી કાઢી, તેને યોગ્ય રીતે ગોઠવી અને તેનો એવી રીતે સંગ્રહ કરે કે આપણને એમ જણાય કે તેના કર્તાએ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં કાંઈક કર્યું છે તો જરૂરથી તેના જેવી જ બીજી કૃતિ કોઈ છપાવી શકે નહિ ભલે મૂળ સામગ્રી સર્વને લભ્ય હોય પણ તેને પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવામાં બીજાની જે મહેનત અને કળા હોય તે આપણાથી લઈ લેવાય નહિ પોતે મહેનત કરી કોઈ એક માણસ ગણિતના કોઠા છપાવે તેને ગ્રંથસ્વામિત્વનો હક્ક પ્રાપ્ત થાય છે ભલે બીજા લોકો તે પ્રમાણે ગણતરી કરી તે જ રીતે કોઠા તૈયાર કરે પણ તે દરેક એક બીજાથી ભિન્ન હોવા જોઈએ અને આ ભિન્નતા કેવળ આંકડામાં નહિ પણ તેની ગોઠવણી અગર રીતમાં હોવી જોઈએ.

મૃત સાહિત્યકાર અગર સાહિત્યકારોના કાવ્યોમાંથી અગર ગદ્ય કૃતિઓમાંથી સારા સારા અગર કોઈ અમુક વિષયને લગતા કાવ્યો અગર ફકરા ઉતારના તથા તેને પુસ્તક રૂપે છપાવવાનો હક્ક પ્રત્યેક વ્યક્તિને રહે છે પણ તે કાવ્યો અગર ફકરાઓની ચૂંટણી તેની ગોઠવણી અને છપાવણી જો કોઈ એક વ્યક્તિ કરે તો તેવી જ રીતે છપાવવાનો બીજા કોઈનો હક્ક નથી દરેકે પોતે જુદી મહેનત કરી બુદ્ધિશક્તિ ખર્ચી પોતાનું પુસ્તક બહાર પાડવું જોઈએ

ઘણીવાર એવું બને છે કે પુસ્તકમાં છપાએલ બાબતો દરેકને એક જ જગાએથી મળે અગર તે એક સરખી જ રહે છે દા ત રેલ્વે ટાઈમ ટેબલ આ તો નક્કી કરેલ જ હોય છે આમાં પણ કેવળ રેલ્વેના ટાઈમ ઉપરાંત બીજું કાંઈ પણ છપાયું હોય અગર થોડી વધારે માહિતી કોઈએ છપાવી હોય તેને જરૂર કાયદાનો આશ્રય મળે છે આ જ પ્રમાણે કહેવત સંગ્રહો, પુસ્તકના ઉતારા, સ્તુતિ શ્લોકો, વિગેરેને કાયદાનો લાભ મળે છે

ઘણીવાર એવું બને કે મૂળ ગ્રંથ બાબત કોઈપણ એક શખ્સનો ગ્રંથસ્વામિત્વનો હક્ક ન હોય પણ તેની ઉપર ટીપ્પણ અગર નોંધ લખવામાં આવી હોય તે બાબત તે લખનારનો ગ્રંથસ્વામિત્વનો હક્ક ઉત્પન્ન થાય છે કવિ પ્રેમાનંદની કોઈ કૃતિ છપાવવી હોય તો જરૂરથી ગમે તે માણસ તે છપાવી શકે છે પણ તેના કાવ્ય ઉપર કોઈકે નોંધ છપાવી હોય તો તે નોંધ શબ્દશઃ અગર તેનો મોટો ભાગ કોઈ છપાવી શકે નહિ

કોઈ ગ્રંથ અગર કૃતિ પ્રથમ પ્રગટ થાય તે દિવસથી અમુક વખત સુધી તેના મૂળ કર્તાને ગ્રંથસ્વામિત્વનો હક્ક રહે છે અને તે દરમિયાન અન્ય કોઈ તેને છાપી છપાવી શકતું નથી તે આપણે જોયું પણ ઘણીવાર એવું બને છે કે કોઈ એક ગ્રંથ

અગર કૃતિ વધારાની આવૃત્તીઓ કાઢવી પડે છે. તો પછી પ્રશ્ન એવો ઉઠે છે કે ગ્રંથ સ્વામિત્વના હક્કની મુદત તેના પ્રથમ પ્રકાશનથી ગણવી કે તેની એક પછી એક એમ આવૃત્તિઓ છપાતી જાય ત્યાંથી ગણવી. આ બાબતમાં કાયદામાં એવું નક્કી કરવામાં આવ્યું છે, તે ગ્રંથની બ્હાર પડતી આવૃત્તિઓ જો તેની પ્રથમ આવૃતિ જેવી જ હોય અને એમાં કાંઈપણ ફેરફાર નહોય તો ગ્રંથ સ્વામિત્વનો હક્ક પ્રથમ પ્રકાશનથી નિયત કરેલ સમયમાં પૂરો થાય છે. પણ એ પુસ્તકની પ્રથમ આવૃત્તિ કરતાં બીજી આવૃત્તિઓમાં એટલા બદલ મહત્વના ફેરફાર કરવામાં આવ્યા હોય કે તે લગભગ નવું પુસ્તક ગણી શકાય તેવું થયું હોય તો તેવી આવૃત્તિના પ્રકાશનથી ગ્રંથસ્વામિત્વના હક્કની મુદતની શરૂઆત ગણવી.

જેવો અને જેટલો હક્ક ગ્રંથ અગર કૃતિના મૂળ લેખકનો હોય છે તેવો અને તેટલો જ હક્ક તે ગ્રંથને સંક્ષિપ્ત કરી છપાવનાર વ્યક્તિને હોય છે. ગ્રંથને સંક્ષિપ્ત કરવામાં પણ ઘણી બુદ્ધિ અને શક્તીનો ઉપયોગ કરવો પડે છે. સંક્ષિપ્ત આવૃત્તિ કેવળ ઉતારા કરવાથી તૈયાર થઈ શક્તી નથી. મૂળ લેખકના વિચારો અને તેના વિષયની ચર્ચા તેના મૂળ સ્વરૂપમાં જળવાઈ રહેવી જોઈએ એ જરૂરનું છે. તેની સાથે એ પણ આવશ્યક છે કે ગ્રંથ સંક્ષિપ્ત કરવામાં લેખકે પોતાની બુદ્ધિ અને શક્તિનો સ્વતંત્ર ઉપયોગ કરવો. મૂળ ગ્રંથમાંથી અમુક અમુક લખાણ કાઢી નાંખવાથી કોઈ ગ્રંથની સંક્ષિપ્ત આવૃત્તિ તૈયાર થતી નથી. કહેવાનું તાત્પર્ય કે સંક્ષિપ્ત કૃતિ મૂળ ગ્રંથ જેવી જ મૌલિક જણાવી જોઈએ અને આ પ્રમાણે હોય તો તેમ કર્તાને ગ્રંથસ્વામિત્વનો હક્ક મળે છે અને તેણે મૂળ કર્તાનો હક્કનો ભંગ નથી કર્યો એમ કહેવાય છે.

ભાષાન્તરકારનો હક્ક પણ એવો જ છે. ગ્રંથના મૂળ લેખકના હક્કને બાધ ન આવે તેવી રીતે જો ભાષાન્તર કરવામાં આવ્યું હોય તો તેવું જ ભાષાન્તર કે અનુવાદ કોઈ બીજો શખ્સ છપાવી શકે નહિ.

ગ્રંથ અગર કૃતિના નામ બાબત ગ્રંથસ્વામિત્વનો હક્ક કોઈને પણ પ્રાપ્ત થતો નથી. અને કોઈ એવી ફરીઆદ રજુ કરે કે ભળતા નામથી મારા પુસ્તકના વેચાણમાં વાંધો આવશે તો પણ કાયદામાં તેને કાંઈ રાહત મળતી નથી. પણ જો તે નામમાં તેના લેખક અને ગ્રંથની મૌલિકતાનો સમાવેશ થતો હોય તો તેને કાયદાનો લાભ મળે છે. અગર કોઈ ગ્રંથનું નામ એટલું લાબું અને એવું હોય કે તે શોધી કાઢી નક્કી કરવામાં તેના કર્તાને પણ ખૂબ મહેનત પડી હોય અને પોતાની બુદ્ધિ શક્તિનો સ્વતંત્ર ઉપયોગ કર્યો હોય તો કદાચ તેને અદાલત તરફથી લાભ મળે ખરો.

કોઈ એક લેખક અમુક તખલ્લુસથી લેખો લખતો હોય તો તે જ તખલ્લુસ રાખી બીજો કોઈ માણસ પોતાના લેખ લખી શકે નહિ કેમકે તે કોર્ટને એમ જણાવી શકે કે મારૂં નામ એટલું બધું જાહેર થઈ ગયું છે કે જાહેર જનતા ભળતા નામથી ભુલાવામાં પડશે.

કયા પ્રકારના પુસ્તકોમાં કેવા પ્રકારનો ગ્રંથસ્વામિત્વનો હક્ક છે તે આપણે જોયું. આ હક્કમાં એક અપવાદ રાખવામાં આવ્યો છે. કોઈની બદનક્ષી કરનારૂં અનીતિથી ભરેલું, અશ્લીલ અગર કોઈ ધર્મ વિરૂદ્ધ બાબતોના પુસ્તકના કર્તાને આ હક્ક મળતો

નથી અને આનું કારણ એમ જણાવવામાં આવે છે ગ્રંથસ્વામિત્વનો હક્ક પુસ્તકના વેચાણના નફા ઉપર અવલંબે છે તેથી જે પુસ્તક વેચાવા યોગ્ય નથી તેના કર્તાને વળી ગ્રંથસ્વામિત્વનો હક્ક કેવો ? આ તો બાહ્ય કારણ થયું પણ ખરૂં કારણ તો એ છે કે એવા પુસ્તકો છપાઈને વેચાય તે હિતાવહ નથી માટે તેના કર્તાને કોઈ પણ હક્કો મળતા નથી આ જ પ્રમાણે જનસમાજની આંખમાં ધૂળ નાખી કોઈ અમુક કવિ અગર લેખકની કૃતિઓ છે એમ કહી સમાજને છેતરનાર લેખકોના પુસ્તકોને કાયદાનો આશ્રય મળી શકતો નથી પ્રજાને છેતરે તે ગુન્હેગાર ગણાય અને ગુન્હેગારને કાયદાની ઓથ મળી શકે નહિ એ ન્યાયે આમ ઠરાવવામાં આવ્યું છે

## એકથી વધારે માણસોએ કૃતિ તૈયાર કરી હોય ત્યારે

ઉપરની ચર્ચામાં તો આપણે કેવળ એક જ વ્યક્તિએ તૈયાર કરી પ્રસિદ્ધ કરેલી કૃતિ અગર ગ્રંથની વાત કરી. હવે આપણે જે કૃતિ તૈયાર કરવામાં એકથી વધારે માણસોએ ભાગ લીધો હોય તેની વાત કરીએ સામાન્ય વ્યવહારમાં કેટલાક ગ્રંથો એવા હોય છે કે જે એક વ્યક્તિ તૈયાર કરી શકે નહિ અગર તૈયાર કરવા ધારે તો તેને ઘણો લાંબો સમય લાગે આથી તેવા ગ્રંથો એકથી વધારે વ્યક્તિઓના સહકારથી તૈયાર કરી પ્રસિદ્ધ કરવામાં આવે આવી કૃતિઓમાં મુખ્યત્વે જ્ઞાનકોષ, શબ્દકોષ, વાર્ષિક અહેવાલ ( year Book ), વર્તમાનપત્ર, માસિકો અને તેને મળતા સામયિકો વિગેરેને મૂકી શકાય

આવા ગ્રંથોમાં સમાએલ ગ્રંથસ્વામિત્વનો હક્ક બે પ્રકારનો હોય છે એક તો જેણે આખા ગ્રંથના જુદા જુદા વિભાગને યોગ્ય રીતે ગોઠવી તેમાં ઘટતા સુધારા વધારા કરી તૈયાર કર્યો હોય તેનો અને બીજો હક્ક તે ગ્રંથના દરેક વિભાગમાં સમાએલ લખાણને લખી તૈયાર કરનારનો જુદા જુદા વિભાગના લેખકોએ જો પોતાના ભાગના લખાણના બદલામાં આખો ગ્રંથ તૈયાર કરનાર પાસેથી વેતન લીધું હોય તો તેનો તે હક્ક રહેતો નથી પણ તે હક્ક આખા ગ્રંથને તૈયાર કરનારને પ્રાપ્ત થાય છે આ જ પ્રમાણે આખો ગ્રંથ તૈયાર કરનાર વ્યક્તિએ પોતાની મહેનત બદલ નાણાં લીધાં હોય તો તે ગ્રંથ ઉપર સ્વામિત્વનો હક્ક તે નાણાં આપનારનો રહે છે

વર્તમાનપત્રોમાં કેટલીક વખત લેખો આપવામાં આવે છે આ લેખો જો છાપાના તંત્રી મંડળમાંથી જ લખાતા હોય એટલે કે તે લખવા બદલ તેમના લેખકોને પગાર મળતો હોય તો તેવા લેખો બાબતના તમામ હક્કો તે વર્તમાનપત્રના માલીકના હોય છે અને તેને ગમે તે પ્રકારે છાપવા છપાવવા તે અધિકારી છે આ જ પ્રમાણે પુસ્તકરૂપે બહાર પડતા સામયિકોનું પણ જો વર્તમાનપત્રમાં - સામાયિકમાં કોઈ બહારની વ્યક્તિએ લેખ લખી મોકલ્યો હોય તો તેને તે વર્તમાપત્ર અગર સામયિકમાં જ છાપવા છપાવવાનો હક્ક તેના માલીકનો હોય છે પણ તે લેખ અન્ય કોઈ રીતે બહાર પાડવા ધારે અગર ખુદ તે વર્તમાનપત્ર અગર સામયિકનો માલીક તેને બીજી રીતે બહાર પાડવા માગે તો તે તેમ કરી શકે નહિ કેમકે તેવા લેખ બાબતના તમામ હક્કો તેના મૂળ લેખકના જ હોય છે

વર્તમાનપત્રોમાં આવતી ખબરો બાબત એ જણાવવું આવશ્યક છે કે તેમાં સ્વામિત્વનો હક્ક કોઈ અમુક વ્યક્તિનો રહેતો નથી. અને એક વર્તમાનપત્રમાં આવેલી ખબર અન્ય વર્તમાનપત્ર વાપરી શકે છે પણ આ ખબરો જે સ્વરૂપમાં છાપવામાં આવે તે બાબત દરેક વર્તમાનપત્રના માલિક હક્ક હોય છે. આ ઉપરાંત જે કોઈ વર્તમાનપત્રમાં અગર સામાયિકમાં તેના માલીક અગર અધિપતિ તરફથી તે વર્તમાનપત્ર અગર સામયિકમાં છપાએલા લેખ બાબત એવી નોંધ કરવામાં આવી હોય કે કોઈ અમુક લેખ કોઈએ પરવાનગી વગર છાપવો છપાવવો નહિ તો અન્ય કોઈ તે લેખને છપાવી શકે નહિ. પણ આવું સ્પષ્ટ સૂચન ન કર્યું હોય તો જે વર્તમાનપત્ર અગર સામયિકમાં લેખ આવ્યો હોય તેનું સ્વામિત્વ સ્વીકારી લેખ ઉતારવામા આવે તેમાં કાંઈ વાધા પડતુ નથી.

## પત્રો અને ભાષણો

આપણી અત્યાર સુધીની ચર્ચા કેવળ પુસ્તકરૂપે પ્રસિદ્ધ થતી કૃતિ અગર ગ્રંથ બાબતની હતી અને તેમાં આપણે અનેક પ્રકારની કૃતિ બાબત વિચાર કર્યો હવે આપણે ' પત્રો ' અને ' ભાષણો ' બાબત વિચારીએ એટલે સાહિત્યની બધી કૃતિઓની ચર્ચા થઈ એમ ગણી શકાય.

સામાન્ય રીતે આ બે પ્રકારની કૃતિઓ અપ્રગટ રહે છે તેથી તેમના પ્રકાશન તેના સ્વામિત્વના હક્ક બાબત વિસ્તૃત ચર્ચા જરૂરની છે. " પત્ર " એ સાહિત્ય વિષયક મૌલિક કૃતિ છે તેથી તેના લખનાર સ્વામિત્વનો હક્ક પ્રાપ્ત થાય છે. સાહિત્યની દૃષ્ટિએ દરેક પ્રકારના ' પત્રો ' ની કાંઈ કીંમત છે કે નહિ અગર તે ઉપયોગી છે કે નહિ એ બાબતો આ વિવેચનમાં નિરૂપયોગી છે. વસ્તુતઃ ' પત્ર 'નો લખનાર તેનો લેખક ગણાય અને તેથી તેની ઉપર તેના એકલાનો જ હક્ક ગણાય. પણ કોઈએ પોતાના ' પત્રો ' વેતન લઈ અગર નોકરી અંગે અને નોકરી દરમિયાન લખ્યા હોય તો તે હક્ક તેને મળતો નથી પણ આ બાબત તેની અને તેના શેઠ વચ્ચે જે કરાર થયો હોય તે પ્રમાણે નક્કી થાય છે.

પોતાના લખેલા ' પત્ર ' નું કોઈ પ્રકાશન કરે અગર તેને હરકોઈ રીતે પ્રસિદ્ધિમાં મૂકે તો તે પત્રનો લેખક જરૂર વાંધો ઉઠાવી શકે અને તેમ કરનારને કાયદાની મદદથી અટકાવી શકે પોતે બીજાને ' પત્ર ' લખે તે પ્રસિદ્ધી માટે હોતો નથી એટલે કોઈ પણ શખ્સ ગમે તે પત્ર પ્રસિદ્ધ કરી શકે નહિ પણ કેટલીક વાર એવા સંજોગો હોય છે અગર તે ' પત્ર ' ઉપરથી પણ એવું ફલિત થાય છે કે એ ' પત્ર ' પ્રસિદ્ધિ માટે છે તો તે પત્ર ગમે તે વ્યક્તિ છાપી પ્રસિદ્ધ કરી શકે છે.

ઘણીવાર વર્તમાનપત્રોમાં ' પત્રો ' મોકલવામાં આવે છે. એ પત્રો પ્રસિદ્ધિ માટે છે એ સમજવું બહુ સ્હેલુ છે. એવા પત્રો પરત્વે તે તે વર્તમાનપત્રોના અધિપતિઓ અગર માલીકોને તે પ્રસિદ્ધ કરવાનો હક્ક હોય છે અને તે ઉપરાંત તે " પત્રો " માં સુધારો કરવાનો પણ હક્ક હોય છે. અલબત્ત આ સુધારો એવો ન હોવો જોઈએ કે લેખકની લેખક તરીકેની આબરૂને ધોકો પહોંચે અગર તેના લખવાનો મૂળ હેતુ બદલાઈ જાય અગર તે જુદા સ્વરૂપમા સમજાય.

હવે આપણે વર્તમાનપત્રોના માલીકો અને અધિપતિઓ સિવાય અન્ય શખ્સો જેઓને પત્રો મળે તેમનો તે પત્રો બાબત શા શા હક્કો હોય છે તે તપાસીએ. 'પત્ર' જે કાગળ ઉપર લખાયો હોય તે કાગળ ઉપર તો તે 'પત્ર' જેને મળ્યો હોય તેનો હક્ક રહે છે અને તે તેને ગમે તે રીતે રાખી શકે છે. વળી પત્રના મૂળ લેખક અગર તેના વાલી વારસોના લાભ માટે તે 'પત્ર' સંગ્રહ કરવા અગર સાચવી રાખવા તે બંધાએલ નથી. તેને તે ફાડી નાંખી શકે છે અગર બાળી મૂકી પણ શકે છે. ફક્ત તે 'પત્ર' માં લખાએલી બાબત તે પ્રગટ કરી શકે નહિ આ પ્રગટ કરવાના તમામ હક્ક તેના મૂળ લેખકના હોય છે.

હવે મોંઢેથી-અપાતા ભાષણો બાબત આપણે આગળ જોઈ ગયા છીએ કે જે કોઈ કૃતિ માટે સ્વામિત્વનો હક્ક પ્રતિપાદન કરવામાં આવતો હોય તે કૃતિ લેખિત હોવી જોઈએ. મોંઢેથી અપાએલું ભાષણ લેખિત ગણાય નહિ. આથી તેવા ભાષણો ઉપર કોઈનો કોઈ પ્રકારનો હક્ક રહેતો નથી. પણ તે ભાષણો તે વખતે નોંધ લેવામાં આવે અને તે ઉપરથી તેનો સારાંશ તૈયાર કરવામાં આવે અને તે બાબત ભાષણકર્ત્તાની મંજૂરી મેળવવામાં આવે અને તેને છપાવવામાં આવે તો તે ભાષણ 'પ્રગટ' થયું અને તે 'લેખિત' છે એમ ગણી શકાય. ભાષણકર્તા પોતાના ભાષણ કરતાં પહેલાં એવું સ્પષ્ટ રીતે જાહેર જ કરે કે પોતાના ભાષણને કોઈએ કોઈપણ પ્રકારે છાપવું છપાવવું નહિ ત્યાં લગી તેણે પોતાનું ભાષણ છપાવવા મંજૂરી આપી છે એમ માની લેવાય છે. વળી આવું સ્પષ્ટ સૂચન હોવા છતાં તે ભાષણનો ટુંક સાર છાપામાં ગમે તે વ્યક્તિ છપાવી શકે છે.

હવે કોઈ ભાષણ જાહેર ભાષણ તરીકે અપાયું ન હોય પણ કોઈ અમુક વ્યક્તિઓ સમક્ષ ખાનગી રીતે આપવામાં આવ્યુ હોય તો તે સાંભળનાર વ્યક્તિઓ માથે એટલી જવાબદારી હોય છે કે તેમણે તે ભાષણ છાપવું છપાવવું નહિ અને આવા ભાષણને છાપવા છપાવવાનો પ્રયત્ન કરવામાં આવે તો તેમને તેમ કરતાં મનાઈ હુકમદ્વારા અટકાવી શકાય છે. પણ જો તે વ્યક્તિઓ પોતાના જ ઉપયોગ માટે તે ભાષણ ઉપરથી પૂરેપૂરી નોંધ લઈ પુસ્તક રૂપે તેને તૈયાર કરે તો તેઓ તેમ કરી શકે છે. પણ આ પુસ્તક તેઓ જાહેરમાં મૂકી શકે નહિ અને તેમાંથી નાણાં મેળવી શકે નહિ.

આ રીતે આપણે એક લેખકે લખેલા ગ્રંથો, એકથી વધારે લેખકોથી લખાએલ ગ્રંથો, વર્તમાન પત્રો, પત્રો તેમનાં નામ, તખલ્લુસ વિગેરે બાબત કોના કોના હક્ક છે તે તપાસ્યું. હવે આપણે ગ્રંથસ્વામિત્વનો ભંગ ક્યારે થયો ગણાય તે તપાસીએ.

**ગ્રંથસ્વામિત્વના હક્કનો ભંગ**

હવે આપણે નિબંધના વધારે અગત્યના અને જનસમાજને વધારે ઉપયોગી ભાગ ઉપર આવીએ છીએ. ગ્રંથસ્વામિત્વના હક્ક બાબતમાં આપણને થોડોઘણો ખ્યાલ હોય છે પરંતુ તે હક્કનો ભંગ ક્યારે થયો ગણાય તે બાબત સામાન્ય જનતામાં બહુ ઓછો ખ્યાલ હોય છે.

એકદમ વિશાળ અર્થમાં કહીએ તો એમ કહી શકાય કે જ્યારે મૂળ ગ્રંથનો અગર કૃતિનો કર્તા એકલો જે કરી શકે તે અન્ય કોઈ કરે અને તેમ કરવામાં મૂળ કર્તાની

સંમતિ લે નહિ તો તેણે સ્વામિત્વના હક્કનો ભંગ કર્યો છે એમ જણાવી શકાય. વળી જે કોઈ શખ્સ અમુક કૃતિ ગ્રંથસ્વામિત્વના હક્કનો ભંગ કરે છે તે જાણવા છતાં તેવી કૃતિને વેચે, ભાડે આપે અગર વેચવા અગર ભાડે આપવાના વેપાર અર્થે બ્હાર મૂકે અગર વેચવાની એમ જણાવે, અગર વેપાર અર્થે વ્હેંચે અગર એમને એમ એટલા બધા બહોળા પ્રમાણમાં વ્હેંચે કે જેથી તેના મૂળ કર્તાને નુકસાન થવાનો સંભવ રહે, અગર વેપાર અર્થે જાહેરમાં મૂકે, અગર પરદેશથી હિન્દમાં લાવે તો તે પણ ગ્રંથ સ્વામિત્વના ભંગ કરવા માટે જવાબદાર ગણી શકાય છે. ઉપરાંત સ્વામિત્વનો હક્ક ધરાવનાર મૂળ કર્તાની સંમતિ વિના તે હક્કનો ભંગ કરે તેવી કૃતિ ભજવવા માટે જે કોઈ પોતાના આર્થિક લાભ અર્થે થીએટર અગર એવી કોઈ જગો આપે તો તેણે પણ ગ્રંથસ્વામિત્વના હક્કનો ભંગ કર્યો છે એમ ગણી શકાય. સિવાય કે એ એમ સાબિત કરી આપે કે તે કૃતિ ભજવવામાં સ્વામિત્વના હક્કનો ભંગ થશે તેવી તેને ખબર નહતી અગર તેવો શક લાવવા માટે પણ બીલકુલ વ્યાજબી કારણો નહતા. સાહિત્યવિષયક કોઈ કૃતિમાં રહેલ તેના કર્તાના સ્વામિત્વના હક્કનો ભંગ ખાસ કરીને નીચે જણાવેલી રીતથી થાય છે.

(૧) આખાય ગ્રંથને શબ્દશઃ છપાવીને.

(૨) ગ્રંથના અમુક ભાગને શબ્દશઃ છપાવીને.

(૩) આખા ગ્રંથનું અગર તેના અમુક ભાગનું અનુકરણ કરીને અગર જણાઈ આવે તેવા બદદાનતથી ફેરફારો કરી આવા ગ્રંથને અગર તેના અમુક ભાગને ફરી છપાવીને.

(૪) આખા ગ્રંથને અગર તેના અમુક ભાગ સંક્ષિપ્ત રૂપે છપાવવો.

(૫) આખા ગ્રંથનું અગર તેના અમુક ભાગનું ભાષાન્તર કરી છપાવીને.

(૬) તે ગ્રંથને જાહેરમાં ભજવીને.

(૭) તે ગ્રંથને નાટકના રૂપમાં ફેરવીને.

(૮) યંત્રની મદદથી તે ગ્રંથ ફરી છપાય અગર પ્રસિદ્ધ થાય તેવું કાંઈ કરીને.

(૯) ગેરકાયદેસર રીતે આયત કરેલી અગર બનાવેલી તે ગ્રંથની પ્રતોનો વેપાર વિગેરે કરીને.

ઉપર જણાવેલ નવ બાબતોની વિસ્તૃત ચર્ચા કરીશું તો સ્વામિત્વના હક્કનો ભંગ શું છે તે આપણને સ્પષ્ટ રીતે સમજાશે. તેથી આપણે તે દરેકને ક્રમશઃ લઈ વિચારીએ.

ઉપર જણાવેલી નવ રીત પૈકી પ્રથમ રીતથી એટલે આખા ગ્રંથને શબ્દશઃ છપાવીને કોઈ સ્વામિત્વના હક્કનો ભંગ કરતુ નથી કારણ કે આ પ્રમાણે કરવામાં પકડાઈ જવાનો ઘણો વધારે સંભવ હોય છે. અને આવી રીતે જ્યારે ભંગ થાય છે ત્યારે કાં તો તે શખ્સને પોતાના હક્કનો ખ્યાલ નથી હોતો અગર તેણે પ્રસિદ્ધ કરેલું પુસ્તક પરદેશથી આયાત થયેલું હોવું જોઈએ.

હક્ક ભંગનાં બીજા પ્રકાર આપણને ઘણી વખત મળી આવે છે અને તે શોધી કાઢવી ઘણી મુશ્કેલ પડે છે. બીજા કોઈના પુસ્તકમાંથી ઉતારા કરવાની દરેકને છુટ તો છે અને શુદ્ધિબુદ્ધિ અને

નિષ્ઠાથી તે કરે તેમાં કોઈ કોઈપણ પ્રકારનો વાંધો લઈ શકે નહિ. એટલે કેટલા પ્રમાણના ઉતારા પ્રમાણિક ગણાય એ નક્કી કરવું ઘણીવાર અઘરું થઈ પડે છે. આ બાબતમાં સામાન્ય નિયમ એવો કહી શકાય કે મૂળ પુસ્તકમાંથી એટલા બધા અગર એવા પ્રમાણમાં ઉતારા કરવામાં આવે કે તેથી મૂળ ગ્રંથની કિંમત ઘટી જાય અગર મૂળ ગ્રંથકર્તાની મહેનત લગભગ નકામા જેવી થઈ જાય તો તેવે સમયે સ્વામિત્વના હક્કનો ભંગ થયો છે એમ જણાવી શકાય. આથી એટલું સ્પષ્ટ થયું હશે કે ઉતારો કેટલા પ્રમાણમાં છે તે જોવાનું નથી પણ તમામ સંજોગો, જેવા કે એ પુસ્તકોના વિષય તેની ઉપયોગિતા વિગેરે ધ્યાનમાં રાખી ઉતારા કેવા પ્રકારના છે તે જોવાનું છે અને તમામ સંજોગો ધ્યાનમાં લેતાં એમ જણાય કે ઉતારાથી મૂળ ગ્રંથને હાની પહોંચે એમ છે તો હક્ક ભંગ થયો છે એમ ગણી કાયદાથી તે પ્રમાણેના ઉતારા અટકાવી શકાય છે.

જ્યારે આ પ્રકારનો ભંગ થાય છે એટલે કોઈ એક મૂળ ગ્રંથમાંથી વધુ પડતા *શબ્દશઃ ઉતારા કરવામાં આવ્યા હોય છે ત્યારે હક ભંગ કરનારનો સામાન્ય બચાવ એવો* હોય છે કે મારા ગ્રંથની માહીતી મેં જે સ્થળેથી મેળવી છે તે જ સ્થળેથી મૂળ લેખકે મેળવી છે એટલે મેં કાંઈ ખોટું કાર્ય કર્યું નથી. શબ્દકોષો, ગેઝેટીઅરો, નકશાઓ, વ્યાકરણો, ગણિતો, પંચાગો, જ્ઞાનકોષો વિગેરે ગ્રંથોમાં આવું ઘણી વખત બને છે. આ તમામ પ્રકારના ગ્રંથો મોટે ભાગે એક સરખા હોય છે કારણ કે એમાં સમાએલ માહિતી લગભગ સરખી હોય છે પણ આ તમામમાં જણાવેલી બાબતો અને વિષયોનો ,ભલે અન્ય ઉપયોગ કરે પણ તેની ગોઠવણી અને ભાષા કોઈ ઉતારી શકે નહિ કેમકે એવાં પુસ્તકોમાં પુસ્તકની કિંમત અપાએલ માહિતીથી નક્કી થતી નથી પણ તે કેવી રીતે આપવામાં આવે તેથી થાય છે. *એકજ જાતનું બીજું પુસ્તક ભલે બીજો કોઈ છપાવે પણ* તે પ્રમાણે છપાવેલું પુસ્તક પણ મૌલિક લાગવું જોઈએ એટલે તે તૈયાર કરવામાં તેના કર્તાએ પોતે જાત મહેનત સ્વતંત્ર રીતે કરી છે એમ સ્પષ્ટ જણાઈ આવવું જોઈએ.

હવે આપણે ગ્રંથ અગર કૃતિનું અનુકરણ કરી સ્વામિત્વના હક્કનો ભંગ કેવી રીતે થાય છે તે તપાસીએ. કોઈ માણસ કોઈ મૂળ ગ્રંથ અગર કૃતિ જેવી કૃતિ અગર ગ્રંથ બનાવે તો તેણે ગ્રંથસ્વામિત્વના કાયદાનો ભંગ કર્યો છે એમ કહેવાય. આ પ્રમાણે નકલ કરી ભંગ કર્યો છે તે સમજવામાં આપણે 'નકલ' કોને કહેવી તે સમજવું જરૂરી છે. સામાન્ય રીતે એમ કહી શકાય 'નકલ' તેને કહેવી જે જોયા પછી આપણને તેની મૂળ કૃતિ તરતજ યાદ આવે. કોઈ મૌલિક ગ્રંથ આખાને અગર તેના અમુક ભાગને સંક્ષિપ્ત કરી છપાવવાથી પણ તેના કર્તાના સ્વામિત્વના હક્કનો ભંગ થાય છે. અને આ હક ભંગનો ચોથો પ્રકારઃ આ બાબતમાં કાયદામાં થોડી ગુંચવણ છે, કેટલાક ન્યાયાધીશો એમ માને છે કે મૂળ કર્તા સિવાય અન્ય કોઈને તે ગ્રંથ સંક્ષિપ્ત સ્વરૂપે છપાવવાનો હક્ક નહિ ત્યારે કેટલાક એમ માને છે કે સંક્ષિપ્ત કૃતિ મૌલિક જેવી જ ગણવી જોઈએ અને તેમ કરવાની દરેકને છૂટ હોવી જોઈએ. ખરૂં જોતાં એમ જણાય છે કે ગ્રંથ સંક્ષિપ્તરૂપે છપાવવાનો હક્ક તેના કર્તાનો જ છે કારણ કે મૂળ ગ્રંથ તૈયાર કરવામાં તેણે જે જહેમત ઉઠાવી તેના પ્રત્યક્ષ અને પરોક્ષ ફળો એને મળવાં જ જોઈએ.

ગ્રંથની સક્ષિપ્ત આવૃતિ કોને કહેવી એ ચર્ચા અત્રે અસ્થાને નહિ ગણાય. સંક્ષિપ્ત કૃતિમાં મૂળ ગ્રંથની ગોઠવણી તો રહેવી જ જોઇએ. તેના જ વિચારો પણ આવવા જોઈએ. પણ આ વિચાર કેવળ મૂળ ગ્રંથની ભાષામાં જ દર્શાવવા ન જોઈએ પણ તમામ વિચારોનું દોહન કરી સંક્ષિપ્ત કરનારે પોતાની સ્વયં શૈલીમાં દર્શાવવા જોઈએ. અમુક અમુક ફકરા મૂકી દઈ અમુક ફકરા ઉતારી લીધાથી ગ્રથ સંક્ષિપ્ત થયો ગણાય નહિ ગ્રંથ સંક્ષિપ્ત કરનારે પોતાની બુદ્ધિ અને વિવેક શક્તિ વાપરવી જોઈએ. મોટા ગ્રંથને કેવળ નાના સ્વરૂપમાં છાપવાથી તે સંક્ષિપ્ત ગ્રંથ બની જતો નથી. અને ગ્રંથને સંક્ષિપ્ત કરવો એમાં પણ બુદ્ધિ, આવડત, અને મહેનતનો ઉપયોગ કરવો પડે છે.

કોઇ આખા ગ્રથનું અગર તેના અમુક ભાગનુ શબ્દશઃ ભાષાન્તર કરવાથી પણ ગ્રથ સ્વામિત્વના હક્કનો ભંગ થાય છે. અને ભાષાન્તરનુ ભાષાન્તર કરવાથી પણ મૂળ કર્તાના સ્વામિત્વના હક્કનો ભગ થાય છે. કોઇ એક પુસ્તક અંગ્રેજીમા હોય તેનો મરાઠી ભાષામાં તરજુમો થાય અને તે ઉપરથી ગુજરાતી ભાષામાં તરજુમો કરવામાં આવે તો પણ મૂળ કર્તાના ગ્રથસ્વામિત્વના હક્કનો ભંગ થાય

ગ્રંથસ્વામિત્વના હક્કના ભંગનો છઠ્ઠો પ્રકાર કોઈ ગ્રંથ અગર કૃતિને જાહેરમાં ભજવવાથી તે કૃતિ મૂળ કર્તાના હક્ક ઉપર તરાપ વાગે છે. ભજવવું એટલે નાટકના સ્વરૂપમાં મીન ગીતેરી અને પોષાકો સાથે ભજવવું કાંઈ આવશ્યક નથી. કેવળ મોઢેથી ગોખીને બોલી જવું અગર ચોપડીમાંથી મોટેથી વાંચવુ એ પણ ગેરકાયદેસર ગણી શકાય. અલબત્ત મોઢે બોલી જનાર અગર પુસ્તકમાંથી જાહેર રીતે વાંચનાર વ્યક્તિ ઉપર તે કયા પ્રસંગે વંચાયુ તે ઉપર અને તેમ કરવાના હેતુ ઉપર આ રીતના હક્ક ભંગના નિર્ણયનો આધાર રહેલો છે. શાળાના મેળાવડામાં છોકરાં ગોખીને બોલી જાય અગર વાચી જાય એથી કાંઈ નુકશાન થયું છે એમ ગણી શકાય નહિ. ટુંકમાં વ્યાજબી રીતે જાહેરમાં તે ગ્રંથનો ઉપયોગ કરવામાં આવે તો એમાં કાંઈ વાંધા ભરેલું નથી.

આજ પ્રમાણે સાહિત્યની અન્ય કૃતિઓને નાટકના સ્વરૂપમાં ફેરવવાથી પણ ગ્રંથ સ્વામિત્વના હક્કનો ભંગ થાય છે.

કોઈ ગ્રંથ અગર તેના અમુક ભાગને શબ્દશઃ કોઈ પણ પ્રકારના યંત્રની મદદથી પ્રગટ કરવામાં આવે તો પણ તેનાથી તેના મૂળ કર્તાના હક્કનો ભંગ થયો છે એમ ગણી શકાય.

ગ્રથસ્વામિત્વના હક્કના ભંગના નવમા પ્રકારનો વિચાર કરી આપણે આ ચર્ચા સમાપ્ત કરીએ. કોઈ ગ્રંથ અગર તેના અમુક ભાગને શબ્દશઃ છપાવવાથી અગર તેને જાહેરમાં ભજવવાથી જ ગ્રંથસ્વામિત્વના હક્કનો ભંગ થાય છે એમ નથી એ હક્કનો ભંગ કરે તેની કૃતિઓ પ્રસિદ્ધ થઈ હોય તેનો જે વેપાર કરે તે પણ મૂળ હક્ક ભંગ કરનાર જેટલો જ જવાબદાર છે. આમાં એટલું સાબિત કરવું પડે કે તે શખ્સ સારી રીતે જાણતો હતો કે પોતે નકલી ગ્રંથ નકલી જાણીને વેચે છે, અગર વેચવાનો પ્રયત્ન કરે છે અને એવા પ્રકારનું વેચાણ જે જે સ્થળે થાય તે તે સ્થળે તેની ઉપર કામ ચાલી શકે છે. તે જ પ્રમાણે કોઈના સ્વામિત્વના હક્કનો ભંગ કરે તેવા પુસ્તકની પ્રતો પરદેશથી લાવી વેચવા માટે જાહેરમા મૂકવામાં આવે તો તેમ કરનાર શખ્સ પણ ગ્રંથસ્વામિત્વના હક્કનો ભગ કરનાર જેટલોજ જવાબદાર રહે છે.

કોઈ શખ્સ બીજાના ગ્રંથ અગર કૃતિનો ઉપયોગ કરે તો તે તેના સ્વામિત્વના હક્કનો ભંગ કરે એ આપણે જોયું પણ આ બાબતમાં કેટલાક અપવાદો રાખવામાં આવ્યા છે તે ટૂંકામાં જણાવીએ.

(૧) ખાનગી અભ્યાસ, શોધખોળ, ટીકા, અવલોકન અર્થે અને વર્તમાનપત્રમાં સારરૂપે આપવા માટે કોઈ શખ્સ બીજાના ગ્રંથનો ઉપયોગ કરે

અગર

(૨) શુદ્ધ બુદ્ધિથી શાળાના ઉપયોગ માટે કોઈ ગ્રંથ અગર કૃતિમાંથી ઉતારા કરી સંગ્રહરૂપે બહાર પાડવામાં આવે અને તે ગ્રંથની જાહેરખબરમાં પણ શાળાપયોગી છે તેવું જણાવવામાં આવે અને પાંચ વર્ષ દરમિયાનમાં એકજ કર્તાના બેથી વધારે ફકરા લેવામાં આવે નહિ અને તેના મૂળ કર્તાનું ઋણ સ્વીકારવામાં આવે

અગર

(૩) જાહેર ભાષણનો અહેવાલ વર્તમાનપત્રમાં આવે તે (ભાષણ જે સ્થળે થાય ત્યાં તે અહેવાલ છપાવવો નહિ એવું સૂચન ન કર્યું હોય તો.)

(૪) કોઈ એક વ્યક્તિ પ્રગટ કૃતિના વ્યાજબી ગણી શકાય તેટલા ભાગને જાહેરમાં વાંચી અગર બોલી જાય તે.

ઉપર જણાવેલ ચાર બાબતો જો કોઈ કરે તો તેણે હક્કનો ભંગ કર્યો છે એમ કહી શકાય નહિ અને આટલી છૂટ આપી છે તેથી ગ્રંથ સ્વામિત્વના કાયદાથી જ્ઞાનનો પ્રચાર રૂંધાય છે એમ ક્યાંથી કહેવાય?

## સ્વામિત્વના હક્કની અવધ અને તેના ભંગ માટે કાયદેસર ઈલાજો

આપણી અત્યાર સુધીની ચર્ચા ગ્રંથસ્વામિત્વનો હક્કનો પ્રકાર તે અને તે હક્કનો ભંગ ક્યારે થયો કહેવાય તે બાબતની હતી. હવે ગ્રંથ સ્વામિત્વનો હક્ક કૃતિ અગર ગ્રંથના કર્તાને કેટલા વર્ષ સુધી મળી શકે અને જો કોઈ તે હક્કનો ભંગ કરે તેની સામે કાયદેસર રીતે કયા કયા ઈલાજો લઈ શકાય તે તપાસીએ.

ગ્રંથસ્વામિત્વના અગર બીજા કોઈ ખાસ કાયદામાં આ બાબત નિર્ણય ન કર્યો હોય તો ગ્રંથ અગર કૃતિના મૂળ કર્તાને તથા તેના વારસોને તે ગ્રંથ બાબત તેના કર્તાના મરણ પછી ૫૦ વર્ષ સુધી સ્વામિત્વનો હક્ક લભ્ય રહે છે એટલે પુસ્તકનો મૂળ કર્તા ગુજરી જાય અને તે પછી ૫૦ વર્ષ વહી જાય ત્યાં લગી તે ગ્રંથ બીજો કોઈ છાપી છપાવી તેના કર્તાના સ્વામિત્વના હક્કનો ભંગ થાય તેવું કાંઈ કરી શકે નહિ. આ મુદતમાં એક અપવાદ રાખવામાં આવ્યો છે. ગ્રંથનો મૂળ કર્તા ગુજરી જાય તે પછી ૨૫ વર્ષ પછી એમ લાગે કે તે ગ્રંથની ઉપયોગિતા વધારે છે અને મૂળ કર્તાના વારસો તેને છાપી પ્રસિદ્ધ કરશે નહિ, તો કાયદામાં એવી વ્યવસ્થા રાખવામાં આવી છે કે જે કોઈ શખ્સની તે ગ્રંથ છાપી વેચવાની ઈચ્છા હોય તેણે મૂળ કર્તાનો વારસો અગર એના કોઈ જેનો તે ગ્રંથ પરત્વે સ્વામિત્વનો હક્ક હોય તેમને એક લેખ લખી અગર ખબર આપી જણાવવું કે પોતે મજકુર પુસ્તક છપાવી વેચવા માગે છે અને આ પ્રમાણે કર્યા પછી પોતે જે કિંમતે તે પુસ્તક વેચે તેની વેચાણ કિંમતના ૧૦ ટકા જેટલા નાણાં તેમને ભેટરૂપે

આપી દે. આ પ્રમાણેની અને કાયદામાં ઠરાવેલી અન્ય કેટલાક વિધિ કરી તે પુસ્તક છાપી વેચે તો તેની કાયદેસર કાંઈ જવાબદારી ઉત્પન્ન થતી નથી. આ પ્રમાણે કરવાથી કેવળ તે ગ્રંથ છાપી વેચવાનાં હક્ક પ્રાપ્ત થાય છે પણ તે ભજવવા વિગેરેનો હક્ક કોઈને મળતો નથી અને તે તો પૂરા પચ્ચાસ વર્ષ સુધી કાયમ રહે છે.

ઘણી વખત એવું બને છે કે કોઈ પુસ્તક ઘણું જ ઉપયોગી હોય અને સમાજમાં તેની ઘણી જરૂર પડે. છતા તે છાપી પ્રગટ કરનાર તેના મૂળ કર્તાના મરણબાદ કોઈ હોય નહિ અગર હોય તો તેના વાલીવારસોમાં કાંઈ એવો ઝગડો પડ્યો હોય કે તે પુસ્તક કોઈપણ છાપી પ્રસિદ્ધ કરે જ નહિ તો કાયદામાં એવી વ્યવસ્થા કરવામાં આવી છે કે આ પ્રમાણે થવાથી એમ લાગે કે તે પુસ્તકનો લાભ જનતાને મળતો નથી અને તે લાભ તેને મળવોજ જોઈએ તો આ બાબત યોગ્ય અદાલતને અરજ ગુજારવાથી અને તે અદાલત ફરમાવે તેવી શરતો પાળવાની તત્પરતા દેખાડવાથી ગમે તે શખ્સને તે પુસ્તક ફરીથી છાપવાનો તેમજ ભજવવાનો મૂળ કર્તાના જેવો જ હક્ક મળે છે. તેને આ બાબતનું કાયદેસરનું લાયસન્સ આપવામાં આવે છે જેના અધિકારથી તે મૂળકર્તાના બધા હક્કો ભોગવી શકે છે.

હવે આપણે ગ્રંથસ્વામિત્વના હક્કનો ભંગ થાય ત્યારે કયા પ્રકારના કાયદેસર ઇલાજો યોજવા અને કોર્ટ કેવી રીતે રાહત આપે છે અગર ગુન્હેગારને કેવી રીતે સજા કરે છે તે તપાસીએ.

કાયદામાં બે પ્રકારના ઇલાજો હોય છે. એક દિવાની રાહે અને બીજો ફોજદારી રાહની વિગત તપાસીએ, આ બાબત આપણે સામાન્ય રીતે એમ જણાવી શકાય. ગ્રંથસ્વામિત્વ એક પ્રકારનો કાયદેસરનો હક્ક છે અને બીજા હક્કોની બાબતમાં દિવાની કોર્ટ જે જે પ્રકારની મદદ આપે છે તે તમામ પ્રકારની મદદ આ હક્કની બાબતમાં પણ આપવામાં આવે છે

સામાન્ય રીતે દિવાની હક્કોના સંરક્ષણાર્થે મનાઈ હુકમ, નુકસાની તથા હિસાબ લેવા તથા તપાસવા વિગેરે પ્રકારની મદદ આપવામાં આવે છે. સૌથી પ્રથમ આપણે મનાઈ હુકમની બાબત તપાસીએ. મનાઈ હુકમ બે પ્રકારના હોય. કામચલાઉ અને જાથુના. કામચલાઉ મનાઈ હુકમ દાવો ચાલતા દરમીઆન કોર્ટને યોગ્ય લાગે તો આપે છે અને જાથુનો મનાઈ હુકમ દાવાને ફેંસલાને અંતે આપવામાં આવે છે. કામચલાઉ મનાઈ હુકમની બાબતમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે ગ્રંથસ્વામિત્વના હક્કનો ભંગ થયા પછી બહુ લાંબે વખતે જો તે હક્કને પ્રતિપાદન કરનાર કોર્ટ રૂબરૂ આવે અને કામચલાઉ મનાઈ હુકમ મેળવવા અરજ ગુજારે તો તે તેને મળતો નથી. જાથુનો મનાઈ હુકમ વાદી પોતાનો હક્ક સાબિત કરી કોર્ટને ખાત્રી કરી આપે કે ખરેખર તેના સ્વામિત્વના હક્કનો ભંગ થયો છે તો તેને કાંઈપણ નુકશાન થયુ હોય કે નહોય તો પણ પ્રતિવાદીને જાથુનો મનાઈ હુકમ આપવામાં આવે છે.

દિવાની કોર્ટ બીજી મદદ નુકશાની અપાવીને કરે છે. આ નુકશાની ક્યારે અને કેટલા પ્રમાણમાં આપવી તે બાબત પણ કાયદામાં નક્કી કરેલ છે. જેણે હક્કનો ભંગ કર્યો છે, તે જો ન કર્યો હોત અને વાદીને પોતાના ગ્રંથના વેચાણથી જે નફો મળ્યો હોય તે તેને નુકશાની તરીકે આપવામાં આવે છે અગર નકલી ગ્રંથ પ્રસિદ્ધ

થવાથી તેના પુસ્તકના વેચાણમાં જે તફાવત પડ્યો હોય તે અસલ તેને નુકશાની આપવામાં આવે છે. આ ઉપરાંત નકલ કરીને છપાવેલી બધી પ્રતો તથા તે છપાવવા માટેના જરૂરી બધા સાધનોનો કાયદેસર માલીક મૂળ કર્તા બને છે અને કોર્ટને અરજ ગુજારવાથી તેને તે મળી પણ શકે છે.

આ ઉપરાંત નકલી છપાયેલી તમામ પ્રતોને છાપવા વિગેરેનો તથા તેના વેચાણથી થયેલા નફાનો વિગતવાર હિસાબ કોર્ટ માંગી શકે છે અને તે હક્ક ભંગ કરનાર શખ્સ આપવા બંધાએલ છે. અને તે ઉપરથી તેને જે ચોકખો નફો થયો હોય તો તે તમામ મૂળ કર્તાને મળે છે. એવો નફો ન હોય તો તેના ઉપરથી હક્કભંગથી વાદીને કેટલી ખોટ ગઈ તેનો નિર્ણય કરી તેને તે પ્રમાણમાં નુકશાની આપવામાં આવે છે, ગ્રંથ સ્વામિત્વના હક્ક ભંગ બાબતના કોઈપણ મુકર્દમામાં પ્રતિવાદ કોર્ટને એવું સ્પષ્ટ રીતે સાબિત કરી આપે કે તેણે કહેવાતો હક્ક ભંગ જાણીબુઝીને કર્યો નથી પણ અજાણતાં તેનાથી તે હક્કનો ભંગ થયો છે તો મૂળ કર્તાને નુકશાની કે નફાનો હિસાબ જોવાનો હક્ક કોર્ટ તરફથી મળતો નથી પણ હક્કભંગ કરનારને ફરીથી તેણે હક્ક ભંગ કરવો નહિ એવી કાયમની તાકીદ તેને આપવામાં આવે છે.

દિવાની કોર્ટ મારફત પોતાના હક્કનાં સંરક્ષાર્થે જે જે દાદ માંગવા માટે જે ગ્રંથ કર્તાની ઇચ્છા હોય તેણે પોતાના જીલ્લાના વડા જજ્જ (ડીસ્ટ્રીક્ટ જજ્જ) સાહેબની કોર્ટમાં દાવા અરજી દાખલ કરવી પડે છે અને આ મુકદ્દમો સામાન્ય મુકર્દમાની મારફત ચાલે છે આ પ્રકારનો દાવો હક્ક ભંગ થયાના ત્રણ વર્ષની અંદર લાવવાનો હોય છે. મૂળ ગ્રંથકર્તાએ પોતાનો સ્વામિત્વનો હક્ક બીજાને વેચી દીધો હોય તો પણ આવા પ્રકારના દાવામાં મૂળ ગ્રંથકર્તાને પક્ષકાર કરવો પડે છે.

આ પ્રમાણે કાયદાને આધીન રહી જે દાવો માંડવામાં આવે છે તેમાં કોર્ટમાં કેટલીક બાબતો સાબીત કરવાની હોતી નથી એટલે કે તે બાબતોનો પુરાવો ના આપવામાં આવે તો પણ કોર્ટની બાબતો પુરવાર થઈ છે એમ માની લે છે. દાખલા તરીકે પ્રતિવાદી જ્યાં સુધી એવી તકરાર ન કરે કે વાદીને ગ્રંથસ્વામિત્વનો હક્ક નથી, ત્યાં લગી કોર્ટ એમ માની લેશે કે વાદીના ગ્રંથને સ્વામિત્વનો હક્ક વાદીનો એકલાનો જ છે વળી જે કોઈ પુસ્તક અગર ગ્રંથ બાબત તકરાર હોય તે ગ્રંથ અગર પુસ્તકમાં તેના કર્તાનું જે નામ છાપવામાં આવ્યું હોય તે જ સખ્સ તે પુસ્તકનો કર્તા છે એમ માની લેવામાં આવશે. આગળ જણાવ્યુ તે પ્રમાણે તે પુસ્તક પરત્વે તેનો સ્વામિત્વનો હક્ક છે એમ ગણી લેવામાં આવશે. કોઈકવાર એવુ બને છે કે મૂળ કર્તાનું નામ પુસ્તક ઉપર સામાન્ય નિયમ મુજબ છાપવામાં આવેલુ હોતું નથી તેવા સંજોગો પુસ્તકના પ્રગટ કરનાર તરીકે જેનુ નામ પુસ્તક ઉપર સામાન્ય નિયમ મુજબ છાપવામાં આવ્યું હોય તેને તે પુસ્તક બાબત સ્વામિત્વનો હક્ક છે એમ ગણી લેવામા આવે છે

આ પ્રમાણે કેટલીક બાબતોનો સ્વીકાર કરી વાદી પુરતા પુરાવા આપે તો અને પ્રતિવાદી પોતાનો બચાવ સાબીત કરી ન શકે તો ઉપર જણાવ્યા પ્રમાણેની મદદ વાદીને મળે છે અને તેને આવા દાવાથી જે કાંઈ ખર્ચ થાય છે તે તમામ કોર્ટ અપાવે

છે. ખર્ચ બાબત કોર્ટની મુનસફી ઉપર છોડવામાં આવી છે અને આખા દાવાનું તમામ ખર્ચ કોને કેટલા પ્રમાણમાં આપવું તે કોર્ટ તમામ સંજોગો ધ્યાનમા લઈ નિર્ણય કરે છે.

આજ પ્રમાણે ફોજદારી કોર્ટમાં પણ ગ્રંથ સ્વામિત્વના ભંગ કરનારને યોગ્ય શિક્ષા થાય છે એટલુ જ નહિ પણ તેની કોઈ કૃતિનું જાણીને વેચાણ કરે અગર ભાડે આપે અગર વેચાણ કરવા માટે જાહેરમાં મૂકે અગર ભાડે આપવા અગર વેચવા હિંદમાં પરદેશથી મંગાવે તો તેવી દરેક કૃતિ દીઠ રૂ. ૨૦) ના દંડની સજાને પાત્ર થાય છે અને આવો દંડ વધારેમાં વધારે રૂ. ૫૦૦) થઈ શકે છે.

આ નિબંધ બાબત એક હકીકત જણાવવી જરૂરની છે. જે પરિષદના અધિવેશનમાં આ નિબંધ વંચાવાનો છે તેને લક્ષમાં ગણી કદાચ આ લખાયો ન હોય તો અને તે દૃષ્ટિએ તેમાં ત્રુટીઓ હોય પણ ખરી. આ નિબંધ તો સામાન્ય માણસને ગ્રંથ સ્વામિત્વના હક્કનો આછો ખ્યાલ આપવા માટે છે. ઉપરાંત આ નિબંધની ચર્ચા કેવળ પુસ્તકોને અનુલક્ષીને કરી છે અને ચિત્ર, સ્થાપત્ય, સંગીત અગર તેવી બીજી કૃતિની બાબત ચર્ચી નથી, અને આનું કારણ સમજી શકાય તેવું છે. એ કતી સાહિત્ય પરિષદ માટેનો નિબંધ અને બીજુ સ્થળ સંકોચ. તમામ કૃતિઓ બાબત જો આ હક્કની ચર્ચા કરવામા આવે તો આથી લગભગ બમણો નિબંધ થઈ જાય, અને સાહિત્ય પરિષદમાં તે નિરૂપયોગી પણ ગણાય.



# ગૂજરાતી અક્ષરોનાં બીબાં

( લે૦—કેશવરામ કાશીરામ શાસ્ત્રી, માંગરોલ-કાઠિયાવાડ )

માન્યવર પ્રમુખ મહોદય અને વિદ્યાનુરાગી સભ્યવૃન્દ !

આપની સમક્ષ મૂકવાંમાં આવતો પ્રકૃત વિષય પ્રાથમિક દૃષ્ટિએ કાંઇ પણ મહત્ત્વ અર્પતો હોય તેમ લાગશે નહીં. બીબાંઓ એ માત્ર બાહ્ય વસ્તુજ છે; તેનાં નક્કી કરેલાં સ્વરૂપો વ્યવહારને સમ્પૂર્ણ રીતે ચલાવી શકે, એટલે આપણું કાર્ય સર્યું: આમજ સામાન્ય માન્યતા પ્રચલિત હોય, તેમ લાગે છે. અને તેથીજ આમવર્ગ એ તરફ તદ્દન બેદરકાર દેખાય છે. જેઓ બાહ્ય સૌન્દર્યને આન્તર સૌન્દર્યની માફકજ થોડું પણ અગત્ય આપ્યા વિના ચાહનારા છે, તેઓ આ વાતને કદી પણ ચલાવી લેવા માગતા નથી. બેશક આવા ચાહકો અલ્પસ્વલ્પ છે, તથાપિ તેના મહત્ત્વને તેનાથી લેશ પણ આંચ આવે તેમ નથી. આ સાચા ચાહકો પ્રથમ નજરેજ દિલને હરી લિયે તેવાં સુન્દર વળાંક-વાળાં બીબાંઓ ઇચ્છે છે; અને ખર્ચની પણ પરવાર રાખ્યા વિના મનપસન્દ બીબાંઓ ફાઉન્ડ્રીઓમાં કરાવી પોતાનાં વ્હાલાં પુસ્તકોમાં વાપરે છે. જ્યારે પણ કોઇપણ ફાઉન્ડ્રીમાં મળતા ટાઇપોના નમૂનાની ચોપડીયો આપણા હાથમાં લઇયે છિયે, ત્યારે તેમાં પ્રાપ્ત થતા એકના એકજ સ્વરૂપના ટાઇપોના ભિન્ન ભિન્ન વળાંકો સારાં ફૂલો અને વેલ્યોથી સુશોભિત થયેલા આપણી આંખ સમક્ષ રજૂ થાય છે, ત્યારે સ્વાભાવિક રીતે આપણાં દિલને હરી લિયે છે. મુમ્બાઇ નિર્ણયસાગર પ્રેસ આ વિષયમાં કદાચ પ્રથમ કક્ષામાં આવે તો તેમાં કાંઇ પણ આશ્ચર્ય નથી. તે પ્રેસની ઉચ્ચ કક્ષાની ફાઉન્ડ્રીમાં ઉત્તમ પ્રકારની ટકાઉ ધાતુમાંથી સુન્દર દેખાવના ટાઇપોનાં સ્વરૂપો આપણે જોઇયે છિયે, ત્યારે ખરેજ આપણને સન્તોષ જાહેર કર્યા વિના ચાલતું નથી. તેનાજ પૈકા ટાઇપોનાં એક પુસ્તકને હાથમાં લિયો, પછી બીજી કોઇ ટાઇપ ફાઉન્ડ્રીમાંના તેજ પૈકા ટાઇપમાં છપાયેલું પુસ્તક હાથમાં લિયો; જોતાંજ ઉભય એકજ પ્રકારના ટાઇપનાં બાહ્ય સૌન્દર્યમાં આપણે તારતમ્ય અનુભવી શકીશું. તે પછી ત્રીજીજ ટાઇપ-ફાઉન્ડ્રીના પેકાનું પુસ્તક હાથમાં ધરો. કોઇપણ એક ફાઉન્ડ્રીને અન્યથી હીન ચીતરવા આ પ્રયત્ન નથી; પરન્તુ જેમાં જે કાંઇ સૌન્દર્ય-વિષયક વિશેષતા યા હીનતા પ્રત્યક્ષ થાય છે, તે બતાવવા પૂરતોજ આ પ્રયત્ન છે. આ ગૂજરાતી ટાઇપ કાઢનારી ત્રણે પ્રકારની ફાઉન્ડ્રીયો ઉત્તરોત્તર પ્રથમ-દ્વિતીય-તૃતીય કક્ષામાં આપણને જણાય છે. એ ખુબી માત્ર કારીગરોની છે. એક ફાઉન્ડ્રી સૌન્દર્યમાં ઓછા દીપતા ટાઇપો કાઢે છે, તેમાં વાંક એકલા ફાઉન્ડ્રીવાળાઓનો પણ નથી. ગ્રાહકોને સોંઘા ટાઇપો જોઇયે છે; અને તેથી સ્હેલી રીતે અને સફાઇની દરકાર રાખ્યા વિના હલકી ધાતુમાંથી ટાઇપો કાઢવામાં આવે એ કાંઇ અસ્વાભાવિક નથી. આમ છતાં પણ સાદા ટાઇપો કાઢવામાં વધૂ મુશ્કેલી તો નજ ગણાય. ભલે મેટલ-ધાતુ હલકી વપરાય, પરન્તુ ટાઇપોના 'ફેઇસ' સારા અને સુન્દર કરવામાં આવે તો તેથી ફાઉન્ડ્રી-વાળાઓને ખાસ નુકશાન જવા સમ્ભવ નથી,

પરન્તુ આ બધાનું મુખ્ય કારણ મને તો એક જણાય છે-અને તે એજ કે- આપણામાં ચલાવી લેવાની ખૂરી ખાસિયત છે. આ ચલાવી લેવાની ખાસિયતને લીધેજ ગુજરાતીયો અન્ય પ્રાન્તીયો કરતાં કાંઇક અંશે પછાત છે.

એક બીજું કારણ મને જણાય છે: 'રોમન' લિપિમાં ચાલુ મુદ્રણ-કામ માટે ૨૬ મૂળાક્ષરોના નાનાં અને મોટા ( small, capital & small capital ) થઈ મુખ્ય ૭૮ બીબાંજ હોય એટલે ૭૮ મેટ્રિક્સ બનાવી એટલે બધું કાર્ય પાર પડે છે. અને તેથીજ અનેક પ્રકારના નવનવા ફેશનવાળા ટાઇપો મેળવવામાં નિઃસંકોચ વૃત્તિવાળા થઈ શકાય છે; જ્યારે પૂર્વની લિપિયોમાં સ્વરોની જુદી જુદી માત્રાઓ-જોડાક્ષરો વગેરેનાં પરાપૂર્વથી ચાલ્યાં આવતાં સ્વરૂપોને લીધે એકજ અક્ષરનાં ૧૦-૧૨ અને છેક ૨૪ સુધીનાં બીબાં કરવાં પડે છે. ક્યાં ૩ બીબાં અને ક્યાં ૨૪ બીબાં ? નીચે એક ક નાં અનેક બીબાં કિયાં છે, તે સરલતા થવા બતાવું છું:—

૧. ક—ચાલૂ ટાઇપ;

૧. ક—ઉપરની ડીગ્રીવાળો કે, કૈ, કો, કૌ, કં વગેરે બનાવવા;

૧. ક—નીચેની ડીગ્રીવાળો કુ, કૂ, કૃ ના બીબાં અખણ્ડ ખૂટી જતાં તે વરડ વગેરે ગોઠવવા;

૧. ક—ઊપર-નીચેની ડીગ્રીવાળો-જોડાક્ષરમાં નીચેના વર્ણની ઊપર મૂકવા વગેરે માટે તેમજ કું, કૂં વગેરે બનાવવા;

૧. કી—દીર્ઘ અજાજૂવાળું બીબૂં તૈયાર મળે છે;

૧. કુ—હ્રસ્વ વરડવાળું બીબૂં તૈયાર મળે છે,

૧. કૂ—દીર્ઘ વરડવાળું બીબૂં તૈયાર મળે છે.

૧. કૃ—ઋકારવાળું બીબૂં પણ તૈયાર મળે છે,

૧. ક—જોડાક્ષરમાં પૂર્વવર્ણ તરીકે મૂકવા ક ની જમણી બાજૂની આડી રેખા અધૂરી રાખી;

૧. કે—એક માત્રાવાળું અખણ્ડ બીબૂં;

૪ ક્ર—રકારથી સંયુક્ત ક નાં ચાલૂ, ઊપરની ડીગ્રીવાળું, નીચેની ડીગ્રીવાળું અને ઊપર-નીચેની ડીગ્રીવાળું;

૧. ક્ર—ખોડા ક્ નું અખણ્ડ બીબૂં,

૪. ક્ત—તકારથી યુક્ત ક્ત નાં ચાલૂ, ઊપરની ડીગ્રીવાળું, નીચેની ડીગ્રીવાળું અને ઊપર-નીચેની ડીગ્રીવાળું;

૧. કૂં—સાનુનાસિક દીર્ઘ ઊંકારવાળું અખણ્ડ બીબૂ; અને

૪. ક્ષ—ક થી સંયુક્ત ક્ષ ના ક્ર-ક્ત મુજબ ચાર બીબા.

આમ માત્ર ક ના માગ અનુભવમા ઓછામા ઓછાં ચોવીસ બીબાંઓ આવેલા છે કે ફાઉન્ડ્રીવાળાને આ ખાતર એક ક ની ૨૪ મેટ્રિક્સ તૈયાર રાખવી પડે છે. આ રીતે

અનેક વર્ણોની ભિન્ન ભિન્ન મેટ્રિકસ તૈયાર કરવામાંજ ફાઉન્ડ્રીવાળાઓ ખર્ચના ખાડામાં ઉતરી જાય છે; અને તેથી પણ તેઓ ટાઇપોના બાલાકું સુધારવામાં ઓછું ધ્યાન આપનારા થાય તો તેમાં હું કશું આશ્ચર્ય જોતો નથી.

આપણે ત્યાં જોડાક્ષરો બ્હોળા પ્રમાણમાં છે. લેખનમાં કાનાવિનાનો વ્યંજન પૂર્વ વર્ણ તરીકે હોય ત્યારે અને સામાન્ય રીતે યકાર–તકાર વગેરેના સંયોગ હોય ત્યારે જોડાક્ષરો ઉપર–નીચે લખાય છે. બેશક તે શોભીતું લાગે છે. એથીજ કરીને એકજ વર્ણનાં અનેક બીબાંઓ તૈયાર રાખવાં પડે છે. રોમન લિપિમાં આવી માથાકૂટ નથી અને તેથી અંગ્રેજી ટાઇપ કાઢનારી ફાઉન્ડ્રીયો અનેક પ્રકારના સુશોભિત બાલાકુંવાળા ટાઇપો બજારમાં હાજર રાખી શકે છે; અને ખરીદનારાઓ ઓછી કીમતે ખરીદી શકે છે. રોમન લિપિના એક પ્રકારની ૧૦૦ જેટલી મેટ્રિક્સ હોય એટલે એક આખો પ્રકાર સિદ્ધ થાય છે; જ્યારે ગૂજરાતીમાં એકજ પ્રકાર માટે ૧૦૦૦ જેટલી મેટ્રિકસ તૈયાર રાખવી પડે છે. આમ રોમન લિપિના ટાઇપોમાં સારલ્ય જબ્બર છે, સમયનો બચાવ છે અને કરકસર છે.

આપણે ત્યાં નાગરી ટાઇપોનું કમ્પોઝીંગ સામાન્ય રીતે અઘરૂં ગણવામાં આવે છે. નિર્ણયસાગર પ્રેસ જેવાં છાપખાનાંઓ ઘરનીજ ફાઉન્ડ્રીની મદદથી અનેક પ્રકારનાં અખણ્ડ બીબાંઓ વસાવવા શક્તિમાન છે; જ્યારે બીજાં છાપખાનાંઓમાં તેટલું સારલ્ય નથી. સબબ એ કામ સર્વત્ર અઘરૂં અને ખર્ચાળ મનાય છે. પ્રાયઃ ટાઇપો ઉપર–નીચેની ટીપીવાળાઓજ વસાવવામાં આવે છે. સ્વરોની માત્રાઓ લગાવતાં સમયનો નકામો વ્યય થાય છે. માત્રાઓ લગાવતાં રહેતા ખાંચા ચોરસ અને લમ્બચોરસ ટીપીયોથી ભરવા પડે છે. આમ બીબાંઓ ગોઠવવા–વસાવવામાંજ સમય અને નાણાંની બરબાદી થતી હોવાથી તે કમ્પોઝીંગ મોંઘું પડે, એ સ્વાભાવિક છે. ગૂજરાતી ટાઇપોનું 'કમ્પોઝીંગ' સમૃદ્ધ છાપખાનાંઓમાં સરલ અને સસ્તું ખરૂં, પણ નાનાં છાપખાનાંઓમાં મુશ્કેલીભરેલું છે. આ નાગરી–ગૂજરાતી ટાઇપોના કમ્પોઝીંગમાં સરલતા કેટલી જરૂરની છે?

આની સાચી તકલીફ તો ટાઇપ–રાઇટરો અને લીનો ટાઇપ મશીનોમાં છે. સ્વરોની માત્રાઓ લગાવવી, જોડાક્ષરો ઉપર નીચે મૂકવા, તે કાર્ય તેમાં બહુજ મુશ્કેલીભરેલું છે. વધારામાં ગૂજરાતી વર્ણ–સ્વરૂપોને પ્હોંચી વળવા અનેક બીબાંઓ તૈયાર હોય તેવી ચાવીવાળાંજ મશીનો હોય તો કામ પૂરૂં અને સારૂં આપી શકે. કેટલાંક પારસી વર્તમાનપત્રો જેમ જોડાક્ષરની દરકાર પણ કર્યા વિના અક્ષરો બધાજ આખા છાપે છે, તેવું આ ટાઇપરાઇટરોના મશીનની મદદે કરે તો કામ ઝટ થાય અને મશીનો સોંઘાં મળે; પણ તેમ સર્વત્ર બની શકતું નથી. આ માટે તો એજ ઉત્તમ માર્ગ કે જેમ બને તેમ ઓછામાં ઓછાં બીબાંથી વધૂ કાર્ય થઇ શકે તેવાં મશીનો–તેવા ટાઇપો તૈયાર હોય તોજ સમય અને નાણાંનો બચાવ થાય. આ માટે સૌન્દર્યની વાત કરતાં પૂર્વે પ્રચલિત વર્ણમાલા છાપવામાં કેમ સરલ થાય, તે તરફ આપણે ધ્યાન આપવું જોઇયે.

આપણે ત્યાં પ્રથમ મુશ્કેલી સ્વરોની માત્રાઓ–વરડીયો લગાવવામાં છેઃ—

ક, કા, કિ, કી, કુ, કૂ, કૃ, કે, કૈ, કૈ, કો, કૌ, કૌ, કં, કઃ

આમાં સ્વરોની માત્રાઓ લગાવતા કુ, કૃ, કૄ, કે, કે, કૈ, કો, કૌ, ક આ પૂર્ણ વર્ણો બનાવવા કાંતો સ્વતન્ત્ર રીતે અખણ્ડ 'જોડી ટાઇપો' જોઇયે, નહીંતર ઉપર-નીચેની ટીપ્રીવાળો ક જોઇયે. હ્રસ્વ અન્જ્નુ અને દીર્ઘ અન્જ્નુનાં બીબાં એવાં છે કે ટાઇપની ડાબી-જમણી બાજૂયે મૂકવા માત્રથી ઇષ્ટ વર્ણ આપે છે. હ્રસ્વ અન્જૂ આવા સંજોગોમાં પ્રાયઃ તૂટી જાય છે; કારણકે અન્જ્નૂનું વર્તુલ ટાઇપને માથે આવ્રી રહે છે, જે કાનામાં ચોટયું હોય છે, તે છાપવાના મશીનમાં અથડાતાં ભાંગી ખરી પડે છે. 'ટ્ર લાઇન્સ' વગેરે ટાઇપોમાં હ્રસ્વ-દીર્ઘ અન્જ્નૂનાં ઉપરના વર્તુલ અલગજ ઉપરનો ટીપ્રીવાળો ટાઇપ લઈ મૂકવાં પડે છે. દીર્ઘ અન્જ્નૂનું વર્તુલ સર્વત્ર નાનું હોવાથી તુટતું નથી, એટલા સદ્ભાગ્ય. આ કડવો અનુભવ દરેકે દરેક પુસ્તકમુદ્રાપકને હોય છે, તે સમાનધર્મિયોને અજ્ઞાત વાત નથી. માટે પ્રથમ તો આ માત્રાઓ એવા સ્વરૂપવાળી હોવી જોઇયે કે-જેને માટે અખણ્ડ એકજ બીજૂં વર્ણનાં બીબાની એક બાજૂ ગોઠવાઇ રહે, ઉપર નીચે કયાંય એ માત્રાઓ મૂકવીજ ન પડે. 'કમ્પોઝીંગ' સરલ કરવા આવો કોઇ સર્વમાન્ય ઉપાય યોજવાની નિષ્ણાતોને ખાસ જરૂર હોવીજ જોઇયે, તોજ કાર્યમાં સમય અને નાણાંનો બચાવ થાય.

ઇન્દોર-હિન્દી સાહિત્ય સમ્મેલનની બેઠકમા નાગરી લિપિને સર્વમાન્ય અને સર્વ-સામાન્ય માહ્યત્યવાળી બનાવવા યોજના કરવામાં આવી છે. લિપિ સુધારક કમિટીયે તે વિષયમા કેટલાએક ઠરાવો ઘડયા છે. તેમાંનો સ્વરોની માત્રા-વિષયક એક ઠરાવ ઘણોજ ઉપયોગી છે, જેના પ્રમાણે વર્તન કરવાથી સમય અને નાણાંનો જબ્બર બચાવ થવાનો પૂરતો સમ્ભવ છે, કેમકે તેમા એકજ વર્ણનાં અનેક અખણ્ડ બીબાંઓની જરૂરજ નથી રહેતી; એકજ બીબાંની બાજૂમાં સ્વરોની માત્રાનાં સ્વતન્ત્ર બીબાં મૂકવાથી સકલ કાર્ય સરી જાય છે. તે ઠરાવ આ છેઃ—

" (२) बाराखड़ी मे स्वरों की सब मात्राएं अक्षरो के आगे रखी जायं। सिर पर या पाई के नीचे नहीं। × × × "

આ સમિતિનો આશય એમ પણ છે કે-માત્રાઓ વર્ણની જમણી બાજૂજ આવી રહે. હ્રસ્વ અન્જ્નૂ અત્યારે ડાબી બાજૂયેથી માથે આવે છે. તેના તરફ આ સમિતિ બહુજ ઓછા માનથી જુવે છે અને ઇચ્છે છે કે નિષ્ણાતો કોઇ યોગ્ય સ્વરૂપ સૂચવે જે જમણી બાજૂયેજ દીર્ઘ અન્જ્નૂની માફકજ ગોઠવાઇ રહે. આ હ્રસ્વ અન્જ્નૂ હ્રસ્વ તો ઉજ. દીર્ઘ અન્જ્નૂથી તેનો ભેદ બતાવવા દીર્ઘ અન્જ્નૂ આપી છે, તેને બદલે આ અર્ધી પ્રયોજાય, તો તે સરલતા જરૂર અર્પશે. હું નિષ્ણાતોનું અત્રે ધ્યાન ખેંચું છું કે-હિન્દની ઉડિયા, મોડી, અન્ય, મલાયમ, તૂળ્ અને તામિલ લિપિયોમાં હ્રસ્વ અન્જ્નૂ વર્ણની જમણી બાજૂયેજ આવે છે. તેને આપણે અપનાવી લઇયે, તેમાં કોઇ પણ જાતની હાનિ હું જોતો નથી.

બીબાંઓમાં પૈકા માપની વાત કરતાં પ્રાયઃ સર્વ વર્ણો પ્હોળાઇમાં અર્ધા 'એમ' ના છે અ, ખ, ણ એવા ત્રણ કે ચાર વર્ણો પોણા એમના છે. આ પોણા એમના વર્ણોનો ફેઇસ જરા સાંકડો કરી બધાજ વર્ણો ½ એમના માપમાં લઇ લેવા. તેની બાજૂમાં-જમણી બાજૂ માત્ર ½ એમના માપમાં સમાઇ રહે તેવાં સ્વરોની બધીજ માત્રાનાં બીબાં તૈયાર કરવાં. એ-ઐ-ઓ-ઔ-અં-અઃ, આ સ્વરોની માત્રાઓ

વર્ણની ઊપર આવે છે, જ્યારે કાનો જમણી બાજુયે આવે છે. આનો નમૂનો ફેરવી ? એમનું એક બીબૂં બનાવી તેમાં તે સ્વરોની માત્રાઓ સમાવિષ્ટ કરવી. આ માટે હું જે ૧૫ માત્રાઓ સૂચવું છે, તે નીચે આપેલા બ્લોકમા જુવો:—

૧. માત્રાઓ

 િ ી ા ુ ૂ ે ૈ ો ૌ ં ઃ

૨. બારાખડી

અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ અં અઃ

૩. સાનુસ્વાર અને સાનુનાસિક માત્રાઓ

૪. સ્વતન્ત્ર વર્ણો-અક્ષરો

અ ક ક્ ખ ખ્ ગ ગ્ ઘ ઘ્ ઙ ઙ્ ચ ચ્

છ છ્ જ જ્ ઝ ઝ્ ઞ ઞ્ ટ ટ્ ઠ ઠ્

ડ ડ્ ઢ ઢ્ ણ ણ્ ત ત્ થ થ્ દ દ્

ધ ધ્ ન ન્ પ પ્ ફ ફ્ બ બ્ ભ ભ્

મ મ્ ય ય્ ર ર્ લ લ્ વ વ્ શ શ્

ષ ષ્ સ સ્ સ્ન સ્ન્ હ હ્ ળ ળ્ ક્ષ

ક્ષ્ જ્ઞ જ્ઞ્ ૐ શ્રી ૦ ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯

૫. વિરામ ચિહ્નો વગેરે

. , ; : - — ' ' [ { ( + × ! ? /

આખા વર્ણની જમણી બાજુયે એ પ્રમાણે બનાવેલા ? એમનાં બીબાં આવી જવાથી સંપૂર્ણ બારાખડી સાધી શકાશે. (જુવો બ્લોકમાં આગેની બારાખડી).

સ્વરોની માત્રાઓ માટે એ પંદર બીબાં મુખ્યતયા આવશ્યક છે. તે ઉપરાંત અનુનાસિક સુશોભિત થાય તેમ બતાવવાં બ્લોકમાં બતાવ્યા મુજબનાં બીબાં વધારાનાં જોઇયે. (ટાઇપરાઇટરોમાં અને લીનો ટાઇપ મશીનોમાં બ્લોકમાં આપેલમાંથી બધાંજની જરૂર નથી.)

એટલાં ૨૨ બીબાં ઢૈ એમ અથવા ઢૈ એમ જે પ્રમાણે માપમાં સચવાઇ રૂહે તે મુજબનાં બનાવવાં. આટલાં ૩૭ બીબાં માત્રથી સમગ્ર વ્યવહાર ચાલી શકશે. કમ્પોઝીટરોને રોમન લિપિના કમ્પોઝીંગ જેટલીજ આનાથી સરલતા થશે. આમ માત્ર એકજ આખા વર્ણનું બીબૂં બારાખડીના દરેક અક્ષરને માત્રાના સ્વતન્ત્ર બીબાંની મદદથી આપવા શક્તિમાન થશે. અનુસ્વારનાં જે બીબાં બ્લોકમાં આપ્યાં છે, તે સિવાયનાં અનુનાસિક કિંવા અનુસ્વારનાં બિન્દુવાલી માત્રાઓનાં સ્વતન્ત્ર બીબાં અત્યારે જે સ્વરૂપમાં છે, તે સ્વરૂપવાળાં છાપખાનામાં રાખવાં તો પડે છેજ. માત્ર આ પોલા મોંડાવાળો અનુસ્વાર ઇન્દોરના હિન્દી સાહિત્ય સમ્મેલનની લિપિ સુધારક સમિતિની સૂચનાએ વધૂ ઉમેરેલ છે; જેનો આજ નહીં તો કાલે પણ ગૂજરાતીયોયે સ્વીકાર કર્યા વિના છૂટકોજ નથી અમો વર્ષો થયાં તે અનુસ્વારના પોલા મોંડાની ભલામણ કરિયે છિયે, તેના તરફ આપણાજ ગૂજરાતી વિદ્વાનો ભલે બેદરકાર રૂહે, પરન્તુ સમગ્ર હિન્દના એ હિન્દી સાહિત્ય સમ્મેલને તો તેનો અનુરોધ કરી આડકતરી રીતે પણ અમોને પ્રોત્સાહન આપી ઉત્તેજિત કર્યા છે.

ઊપર મુજબ બારાખડી એક વર્ણનાંજ બીબાની જમણી બાજૂ સ્વરોની ભિન્નભિન્ન માત્રાઓનાં સાનુનાસિક, સાનુસ્વાર અને સાદાં મળી ૩૭ બીબાં આવતાં તૈયાર થઇ ચૂકે

હવે બીજો જટિલ પ્રશ્ન સંયુક્તાક્ષરોના વિષયમાં છે. માતૃભાષાના ખરા પ્રેમી પત્રકારોને તે ચલાવી લેવૂં નથી. ગૂજરાતી–પ્રજાબન્ધુ–ગૂજરાતી પઞ્ચ વગેરે સાપ્તાહિકો તો સાવધાનજ છે, અને છાપવામાં સંયુક્તાક્ષરોની શુદ્ધિ ઊપર બરોબર ધ્યાન રાખે છે. પારસી દૈનિકો આ વસ્તુમાં નિરુપાયે અસાવધ છે. પ્રાયઃ જોડાક્ષરોને તોડી નાખી આખા વર્ણોજ ગોઠવી દિયે છે; અને તેમ કર્યા વિના છૂટકો પણ નથી હોતો અનેક બીબાંઓ જોઇયે ત્યાં સમયસર પત્ર છાપવૂં હોય ત્યારે ક્રિયા ખાનામાંથી કિયૂં બીબૂં શોધવા થોભવૂં? આ જોડાક્ષરની વ્યવસ્થા ગૂજરાતી લિપિમાં એક સરખી નથી, તેજ તેમાં અડચણ કરનારૂ છે. તેનૂં ધોરણ એક સરખૂં બન્ધાય તેજ ઇષ્ટ છે; તેનાથીજ કમ્પોઝીંગ, ટાઇપરાઇટીંગ અને લીનો ટાઇપીંગ સરલ થઇ પડશે.

આપણે ત્યાં કાનાવાળા જે વ્યઞ્જનો છે, તેને જોડાક્ષરમાં પૂર્વ વર્ણ તરીકે મૂકતાં કાનો દૂર કાઢી નાખિયે છિયે. આવાં કાનો વિનાનાં તે તે અક્ષરનાં બીબાં દરેકે દરેક છાપખાનામાં હોય છેજ. તે જોડાક્ષરમાં પૂર્વ વર્ણ તરીકે આવી રૂહે, એટલે પત્યું. જે વ્યઞ્જનો કાનાવાળા નથી, તેને પ્રાયઃ પાછલા વર્ણની આગળ કે ઊપર ગોઠવવામાં આવે છે. આ માટે કોતો તેવા જોડાક્ષરનૂં આખૂં અખણ્ડ એક બીબૂંજ રાખવૂં પડે છે, નહીંતર ઉપર-નીચેની ટીપીવાળા ટાઇપો પણ ઉપર નીચે ગોઠવવામાં આવે છે; પરન્તુ

ત્યારે અજાણ્યું કે વરકું તેમજ એકારાદિની માત્રાઓ લગાવતાં બહુજ મૂંઝવણ પડે છે, અને સમયનો સારો ભોગ લેવાઇ જાય છે. તે માટે કાંઇપણ માર્ગ શોધી કાઢવો જોઇયે. ઇન્દોર લિપિસુધારક સમિતિ તેના સંયોગમાં પૂર્વ વર્ણ અને ઉત્તર વર્ણને અલગ રાખી વચ્ચે આડી રેખા કરવા સૂચવે છે, તે કરતાં તે તે વર્ણ ખોડો રખાય તેજ ઇષ્ટ છે. આમ એક વર્ણનાં માત્ર બે બીબાં તે એવી રીતે કે—

૧. કાનાવાળા વ્યઞ્જનોનું કાનાવાળું ને કાનાવિનાનું,

૧. કાના વિનાના વ્યઞ્જનોનું સાદું અને નીચે ખોડાનું ચિહ્ન બતાવનાર હલ્ચિહ્નવાળું જોઇયે. આટલા ફેરફારથી આપણો સમગ્ર વ્યવહાર ચાલશે. રકારને માટે રેફ અને રેખા કે ઘોડી જે કરવામાં આવે છે, તેની આથી આવશ્યકતાજ નહીં રહે. કર્મ લખવું હોય તો ક્‌ર્‌મ લખાશે–છપાશે; શાસ્ત્રી લખવું હોય તો શાસ્‌ત્‌રી લખાશે–છપાશે અને હ્રસ્વ લખવું હોય તો હ્‌ર્‌સ્વ લખાશે–છપાશે. આ સુધારો ટાઇપરાઇટીંગ અને લીનો ટાઇપ મશીનોમા કેટલી સરળતા લાવી મૂકશે, તે માત્ર નિષ્ણાતોજ જાણી શકે.

સસ્કૃત ભાષાનાં અવતરણો તેમજ વિદેશીય ભાષાના ફકરાઓ ગૂજરાતી લિપિમાં ઊતારતા ખોડા વ્યઞ્જનોની ઘણીવાર જરૂર રહે છે. કાના વિનાનાં વ્યઞ્જનોનાં ખોડા સ્વરૂપવાળાં બીબાં ઊપર બતાવ્યા મુજબ તૈયાર રહેવાનાંજ. કાનાવાળા ખ, ગ, ઘ, ચ, જ, ણ, ત, થ, ધ, ન, પ, બ, ભ, મ, ય, લ, વ, શ, ષ, સ, ક્ષ, જ્ઞ, આટલા વર્ણોનાં નીચે હલ્ ચિહ્નવાળાં બીબાંઓ તૈયાર રહે એટલે સર્વ કાર્ય સરલ થઇ પડશે.

ગૂજરાતી લિપિમાં ઘ અને ધની પાકી મૂંઝવણ છે. તે ટાળવા ધના ઊપરના વર્તુલમાં થને મળતું મીંડું કરવાથી સૌકર્ય પ્રાપ્ત થશે, તેમજ તે વર્ણ અત્યારે જે શોભા આપે છે, તેના કરતાં ઘણીજ સારી શોભા આપશે; વધારામાં જ–સ નાં વિદેશીય અને ગ્રામીણ ઉચ્ચારણ માટે અનુક્રમે ૨ અને ૩ બીબાં જોઇયે; વધારામાં ॐ અને શ્રી.

(જુવો બ્લૉકમાં)

આ રીતે આપણને માત્ર બ્લૉકમાં બતાવ્યા મુજબનાં ૧૪૪ મૂળ બીબાંઓજ જોઇશે.

આ ૧૪૪ બીબાં ઉપરાંત વિરામચિહ્નો વગેરે ૧૬ ( . , : ; ! ? – — ' ' [ { ( + × / ) મળી ૧૬૦ બીબાં અને અંકોનાં ૧૦ મળી ૧૭૦ બીબા જોઇયે.

માત્ર આટલી મેટ્રિક્સ તૈયાર રાખવાથી ફાઉન્ડ્રીવાળાઓ તેમજ ૫૩ જેટલી ચાવીયોથી ટાઇપરાઇટર બનાવનારાઓ અને લીનો ટાઇપ મશીનો તૈયાર કરનારાઓ પોતાનો સમગ્ર વ્યવહાર સાધી શકશે.

આ તો માત્ર ટાઇપોનીજ વાત થઇ. હવે અહીં તેના સ્વરૂપના વિષયમાં થોડુંક કહેવા ઇચ્છું છું.

આરમ્ભમાં સૂચવીજ ગયો છું કે ફાઉન્ડ્રીવાળાઓ જરા ખામગી રાખે તો મનોહર બીબાંઓ અવશ્ય ઉત્પન્ન કરી શકે નિર્ણયસાગર ટાઇપ–ફાઉન્ડ્રીયે આ દિશામા ઘણીજ

પ્રગતિ કરી છે: અંગ્રેજી ઇટેલિક્સ ટાઇપના ઘાટના ત્રાંસા વર્ણો તે ફાઉન્ડ્રીએ કાઢ્યા છે સુન્દર પુસ્તકોમાં યોગ્ય સ્થળે તે ટાઇપોના પ્રયોગથી ગ્રન્થ શોભાસ્પદ જરૂર બને છે. આ ડાબી બાજૂ ઢળતા હોય છે, તેજ રીતે જમણી બાજૂ ઢળતા દેખાવવાળા વર્ણો પણ શોભાસ્પદ બને. ફૂલો અને વેલ્યોથી સુશોભિત ટાઇપો ખાસ કરી કેપિટલ પ્રયોજવા પડે ત્યાં આપણે ત્યાં વાપરવાનો પ્રચાર છે. તેમાં પણ નિષ્ણાતો નવીનવી ભાતો પ્રયોજે, તે ઇચ્છવા યોગ્ય છે.

અત્યારે પ્રાપ્ય થતા ટાઇપોના પ્રકારમાં સાદા અને બ્લેક એવા મુખ્ય બેજ ભેદો પ્રાયઃ પ્રાપ્ત થાય છે. મુમ્બાઇની એકએક ફાઉન્ડ્રીમાં પૈકામાં એક ત્રીજો પ્રકાર દાખલ થયો છે, જેનો 'કેપ્સ' લગભગ સવાઇ પૈકાને મળતો છે. ચાલૂ કમ્પોઝીંગમાં આ ત્રણ ભાત તેની જરૂરિયાત પ્રમાણે જરૂર શોભાસ્પદ બને છે. ઓમ્બે લેટર ફાઉન્ડ્રીયે સ્મોલ પૈકામાં પણ આવા પ્રકારો કાઢેલા. આજ પદ્ધતિ લોંગ પ્રાઇમર, સવાઇ પૈકા અને ગ્રેટ પ્રીમિઅરમાં યોજાય એ ઇચ્છવા જોગ છે. ઉપર બતાવ્યા પ્રમાણે આજ દિવસ સુધી ૧૦૦૦ જેટલી મેટ્રિક્સ તૈયાર રાખવી પડતી હતી, તેનાથી ઘણીજ ઓછી મેટ્રિક્સ તે લગભગ ૧૭૦ જેટલીજ એક જાતને માટે રાખવાની છે. આમાં ઘણોજ ખર્ચ બચી જાય તેમ છે, અને તેથી આ દિશામાં સાફલ્યપૂર્વક ઘણીજ પ્રગતિ સાધી શકાય તેમ છે. વર્તમાન-પત્રકારો અને ગ્રન્થમુદ્રાપકો જો ઇચ્છે તો ધાર્યું કાર્ય મેળવી શકે તેમ છે. માત્ર વાંધો એટલોજ છે કે-આ દિશા તરફ વ્યાપારી મગજના પત્રકારો જરા બેદરકાર રહે છે.

આ વિષયમાં આપ સૌ જે મારી સમક્ષ ઉપસ્થિત થયા છો, તેઓના કરતાં મારો ઓછામાં ઓછો અનુભવ હશે. આ વિષયના નિષ્ણાતો મારી ઉપર સૂચવેલી સૂચનાઓને સાવધાનતાપૂર્વક વિચારી તેનો કાંઇપણ ઉપયોગ કરે તો તેટલાથી મારી કૃત્યકૃત્યતા છે, એમ હું માનીશ મુજ્ઞેષુ किं बहुना ?



# દક્ષિણ સરહદની રાનીપરજ

[ લે: જુગતરામ દવે ]

## ડુંગરમાળાઓનું ધન

કુદરતાનની જૂદી જૂદી ડુંગરમાળાઓમાં દેશની અનેક પ્રાચીન જાતિઓ જળવાઈ રહી હોય એમ લાગે છે. પુરાતત્ત્વ સંશોધન કરનારાઓ માટે ત્યાંનાં જંગલોમાં વસતી રાની જાતિઓ અભ્યાસનું કીમતી વસ્તુ પૂરૂં પાડે છે. ડુંગરાઓના પેટમાં જેમ સંશોધકો માટે ખનિજે રૂપી ધન સચવાઈને પડેલું હોય છે, તેમ જંગલની જાતિઓમાં આ પ્રાચીન ભૂમિનું ઈતિહાસધન જડી આવે તો આશ્ચર્ય નહિ.

આ દૃષ્ટિએ ગુજરાતની દક્ષિણ સરહદની ડુંગરમાળની ઓથમાં રહેતી જાતિઓ આપણા ઈતિહાસ માટે અમૂલ્ય મસાલા જેવી છે એમ મને હમેશાં લાગ્યું છે.

અમે ગુજરાતના કેટલાક ગ્રામસેવકો છેલ્લાં પંદર વર્ષથી આ જાતિઓની વચ્ચે વસીને રચનાત્મક કાર્ય કરી રહ્યા છીએ, છતાં દિલગીર છું કે ઉપરની દૃષ્ટિએ તેમનો અભ્યાસ કરવાનું અમારામાંના કોઈથી બની શક્યું નથી. આવા અભ્યાસ માટે જે લાયકાત જોઈએ તે અમારામાંના લગભગ કોઈની પાસે નથી, એ આનાં કારણોમાંનું એક કારણ છે જ. હિંદુસ્તાનની બીજી રાની જાતિઓ વચ્ચે તો શું પણ ગુજરાતની જ ઉત્તર સરહદની કે કાઠિયાવાડની ગીરની જાતિઓ વચ્ચે ફરવાનુંયે અમારાથી બન્યું નથી, એટલે આ બધી જાતિઓમાં ક્યાં કેટલું સામ્ય છે એ સરખાવવા કે સમજવાની યોગ્યતા અમારા કોઈનામાં ન હોય એ દેખીતું છે.

## આજની રાની પ્રજાઓ અને તેમની ભાષાઓ

રાની પરજ નામે ઓળખાતી એક જાતિ નથી, પણ જૂદી જૂદી ભાષાઓ બોલતી પાંચ છ જાતિઓ સહ્યાદ્રિ અને સાતપૂડાના ગુજરાત તરફના છેડાઓ ઉપર વસેલી છે. આ જાતિઓ આ છેઃ—

| | |
|---|---|
| ૧. ચોધરા અથવા ચોધરી | ૪. ગામીત |
| ૨. ઢોડિયા | ૫. કુકણા |
| ૩. નાયકા | ૬. વસાવા |

આ સર્વની ભાષાઓ એકબીજીથી તેમજ ગુજરાતીથી સારી પેઠે વિલક્ષણ છે.

ગુજરાતીઓનો 'છે' તો આ બધામાંથી માત્ર ચોધરી લોકોમાં જ જોવામાં આવે છે. બીજા બધાઓ મરાઠી आहे અથવા હિંદી है ને મળતું હેઈ, આય જેવું કંઈક રૂપ બોલે છે. ચોધરીઓ જ આછે એમ કહે છે.

ચોધરીઓની અ ઉચ્ચારવાની બંગાળી પદ્ધતિ વિલક્ષણ છે. સૌથી પ્રથમ હું તેઓના પરિચયમાં આવ્યો કે તરત તે તરફ મારૂં લક્ષ્ય ખેંચાયું. એ લોકો 'મગન' નહિ બોલે, પણ 'મૉગૉન' બોલશે, 'કહેવું' ને તેઓ 'કૉવૉ' કહેશે. ઉચ્ચારણની આ પ્રથા ગુજરાતી નથી જ. રાની પરજ સરહદની પેલી પાર આવેલ મહારાષ્ટ્રની પણ આ પ્રથા

નથી. એ ક્યાંથી અને કેવી રીતે આવી હશે એ કહેવા જેટલો અનુભવ માગી પામે નથી. ગુજરાતના છેડાથી શરૂ કરી પૂર્વ તરફ જતી તેમજ દક્ષિણ તેમજ ઉત્તર તરફ જતી પર્વત હારોમાં પ્રવાસ કરવાની કોઈ ભાષાશાસ્ત્રીને ફુરસદ હોય તો તેને ત્યાંની પ્રજાઓની ભાષાઓમાં-તેમના ઉચ્ચારણ, વ્યાકરણ અને રૂઢ પ્રયોગોમાં ઘણું સરખાપણું માલુમ પડે એમ હું માનું છુ

અમારે ત્યાંની ગની પરજોમા ના કહેવા માટે માત્ર 'ના' બોલવાનો રિવાજ નથી, પણ 'કાઈની' કહેવાનો રિવાજ છે. "કોદરી જોજે કા?" (ભાત જોઈએ કે?) એમ પૂછવામા આવે તેના જવાબમા તેઓ 'ના' નહિ કહે, પણ 'કાઈની' એમ કહેશે. 'ભાત નથી જોઈતો' એમ કહેવા માટે પણ તેઓ 'કોદરી કાંઈની જોજતી આ'" એ પ્રમાણે બોલશે થોડા વર્ષ ઉપર હું પંચમહાલના ભીલોમા ફરવા ગયેલો ત્યાં તેમની ના પાડવાની પદ્ધતિ પણ બરાબર આવી જ સાભળી ત્યારે આ જાતિઓના સામ્યમાં માનવાનું મને કારણ મળ્યુ. ત્યા 'કાઈની' ને બદલે 'કૅાઈની' બોલે છે. ગુજરાતના ઉત્તર ભાગોમાં ગૅામ, સૅંબડો, હૅંડલુ, વ. જાતના પહોળા ઉચ્ચારો કરવાનો રિવાજ છે એ પ્રસિદ્ધ છે, અને ઉપરનો 'કૅાઈની' પ્રયોગ આ ભેદ ધ્યાનમા લેતાં અમારે ત્યાંનો 'કાઈની' જ છે

ઢોડિયા વગેરે બીજી બોલીઓની સાથે મને ઝાઝો પરિચય નથી, પરંતુ તેમના ઉપર મરાઠીની છાપ ગુજરાતી કરતાં અધિક અંશે છે એમાં શંકા નથી. કુકણી જાતિ તો કોંકણથી જ ઉતરી આવેલી હોય તેમ લગભગ મરાઠી જેવી જ ભાષા બોલે છે, અને શુદ્ધ મરાઠી આપણે બોલીએ તો સારી રીતે સમજી જાય છે.

## મરાઠીની હિમાયત

રાજદ્વારી વિભાગ પ્રમાણે આ જાતિઓ ગુજરાતમાં ગણાતી હોઈ, તેમને માટે સરકારો તરફથી ક્યાંક ક્યાંક ચાલતી શાળાઓમાં ગુજરાતી ભાષામાં તેમને ભણાવવામાં આવે છે. હું આ ભાગમાં પ્રથમ આવ્યો ત્યારથી જ મને આ ખોટો રિવાજ દાખલ થઈ ગયેલો લાગેલો છે. હું માનું છું કે તેમની મૂળ ભાષાઓનું ઘડતર જોતાં તેમનુ ભણતર જો મરાઠીમાં થયું હોય તો તેમનાં બાળકોને ઘણું વધારે સહેલું પડે.

ગુજરાતી ગીતોના તાલ અને ઢાળ અપનાવવા આ જાતિઓને કઠણ પડે છે એનો મને પોતાને અનુભવ છે. ભજનમંડળીઓને ઉત્તેજન આપવું એ તેઓની અંદર ચાલી રહેલા અમારા રચનાત્મક કામોમાંનું એક મોટું કામ છે. તેને અંગે મારે પોતાને એ લોકનાં ભાઈઓ અને બહેનોને નવાં ગીતો શીખવવાના પ્રસંગો ઘણીવાર આવ્યા છે. દા. ત.

આજની ઘડી રળિયામણી,

મારો વહાલો આવ્યાની વધામણી હોજી રે.

આમાં 'રળિયામણી'નો તેઓ હંમેશાં મરાઠી ઢબે ર કારને હ્રસ્વ બનાવી 'રલ્યામણી' *જેવો જ ઉચ્ચાર કરશે, અને બીજી તરફથી તેમને માટે 'આવ્યા' ગુજરાતી રીતે બોલવું* ભારે મુશ્કેલ છે. તેઓ પોતાની રીત પ્રમાણે 'આવીયા'જ ઉચ્ચાર કરશે. આથી ઉપરના ગીતમાં તેઓ તાલ ચૂક્યા વિના રહેતાં નથી, અને શીખવતાં બહુ જ મહેનત પાડે છે. આમાં તેઓની ખામી નથી, પણ તેમના મહોંમાં જૂદા જ સ્વભાવવાળી ભાષાની લીટી મૂકવાનું એ પરિણામ છે.

## માતૃભાષાનું અભિમાન

ભાષાની આ ચર્ચાને છેડે એક વિચારને સ્પર્શવાની આવશ્યકતા છે. રાનીપરજની મૂળ ભાષાઓને ખિલવવાનો પ્રયત્ન કરવો જોઈએ કે તેમને મરવા દઈ ગુજરાતી કે મરાઠીમાં ભેળવી લેવાનો પ્રયત્ન કરવો જોઈએ? મારા એક વિદ્વાન મિત્રે આ ચર્ચા નીકળતાં અભિપ્રાય આપ્યો હતો કે જે ભાષાઓ બોલનાર વર્ગ ઘણો જ અલ્પ સંખ્યામાં છે તે ભાષાઓ જીવાડવાની મહેનત વ્યર્થ જવાને જ સરજાયેલી છે. રાનીપરજોની પાંચ છ બોલીઓમા દરેક બોલી બોલનારની સંખ્યા કેટલી છે તેની મને ચોકસ માહિતી નથી. પરંતુ એ લોકોની કુલ વસ્તી ચાર લાખની ગણાતી હોઈ દરેક ભાષાને ભાગે પૂરી એક લાખ સંખ્યા આવતી નથી. આમ છતા હું ઉપરના અભિપ્રાયથી જૂદો પડું છું. માતૃભાષા પરનો પ્રેમ, અને જીંદગીનાં શરૂઆતનાં વર્ષોમાં માતૃભાષા દ્વારા શીખવાનો હક નાનામાં નાની પ્રજાનો પણ છિનવી લેવાવો ન જોઈએ.

રાનીપરજના ભણેલા વર્ગમાં પોતાની માતૃભાષાઓ વિષે એક જાતનો તિરસ્કાર ફેલાયેલો જ્યારે હું જોઉં છું ત્યારે મારો ઉપરનો મત મજબૂત થાય છે. આપણે ત્યાં

હજુ હમણા હમણા સુધી ભણેલાઓ અંગ્રેજી વાત કરવામા પ્રતિષ્ઠા સમજતા તેવી જ આ લોકોના ભણેલાઓ ગુજરાતી બોલવામા સમજે છે. ગુજરાતી શેઠ શાહુકાર, ગુજરાતી અધિકારીઓ, ગુજરાતી શિક્ષકો એમ પોતાથી ઉંચી સ્થિતિના ગુજરાતીઓના પ્રસગમા આવનાર ભણેલાઓને પોતાને ઘેર જઈ ગુજરાતી ભાષા બોલી પોતાની મોટાઈ બતાવવી ગમે એ મનુષ્યસ્વભાવનો સ્વાભાવિક દોષ જ છે તેમના ગુજરાતી શિક્ષકોએ જાણ્યે અજાણ્યે તેમની અદર નાનપણથી એવા તિરસ્કારના બીજ રોપ્યા છે, અને આજ પણ રોપે છે એ મારા અનુભવની વાત છે શાળાઓમા અને બોર્ડીંગોમા રાનીપરજ બાળકો અદર અદર પોતાની ભાષામા વાત કરતા સભળાય તો શિક્ષક તરત જ ટોકશે–" આટલું ભણ્યા તો યે હજુ ' એહે કેહે ' ગયુ નહિ કે ? જરા સુધરો સુધરો ! " રાનીપરજ આગેવાનો પણ પોતાના લોકોમા સભાઓ વગેરે ભરે ત્યા ગુજરાતીમા જ બોલવા મડી જાય છે આવા પ્રસગોએ હુ ધારી ધારીને સ્ત્રીઓ અને અભણ ખેડૂતોના મોઢા તરફ જોઉ છુ. તેઓ પૂરી વાત સમજતા નથી એમ મારી ખાત્રી થઈ છે પરતુ જ્યારે કોઈ એક માતૃભાષા પ્રેમી ભાઈ ઉભો થઈને " બાબા હો અને બાઈ એ હો ! " કહી વિવેચન ઉપાડે છે કે તરત શ્રોતાઓના કાન ચમકે છે, તેઓ પોતાની ગામાળુ ઢબે વચ્ચે વચ્ચે વક્તાના વાક્યોની પાદપૂર્તિ કરવા લાગે છે, અને તેના પ્રશ્નોના જવાબો પણ આપવા લાગે છે

## રાની ભાષાઓ શીખવાની સેવકોની ફરજ

મારે શરમ સાથે કબૂલ કરવુ પડે છે કે ઉપર પ્રમાણે પ્રથમથી જ મનાતો હોવા છતા, અને રાનીપરજની સેવામા પદર વર્ષ થવા આવ્યા તેમ છતા, હું આ પાચ છ ભાષાઓમાની એક પણ પૂરી પાધરી બોલી શકતો નથી મારા ઘણા મિત્રો મારા કરતા પણ ઓછુ જાણે છે એમ જોઈ સતોષ લઉ તો ભલે જો અમારે સ્ત્રીઓમા, બાળકોમા અને બાળકોસમા ભોળા અશિક્ષિત રાનીપરજ ખેડૂતોમા વસીને કામ કરવુ હોય તો તેઓ બધા ગુજરાતી ભણીને અમારૂ કહેવુ સમજવા જેટના શિક્ષિત થાય ત્યા સુધી રાહ જોવી એ ઊંધો માર્ગ છે સીધો માર્ગ એ જ છે કે અમારે જ એમની સાદી સરળ ભાષાઓ ગ્રહણ કરી તેમના હૃદય સુધી પહોચવાની બારી સર કરી લેવી જોઈએ

પરન્તુ હું રાનીપરજોની ભાષા શીખ્યો નથી તેમા મારો એકનાનો દોષ નથી મારા રાનીપરજ મિત્રોનો તેમજ વિદ્યાર્થીઓનો પણ તેમા સારા પ્રમાણમા દોષ છે તેઓ મારી સાથે કદિ પોતાની ભાષામા બોલતા જ નથી પરતુ થોડા વર્ષથી રાનીપરજ નેતાઓ પોતાની સભાઓ અને પરિષદોમા માતૃભાષા વાપરવાની કીંમત સમજતા થયા છે, તેમજ તેમના કવિઓ માતૃભાષામા ગીતો રચતા થયા છે એ મારે માટે પરમ સતોષની વાત છે

મારા વિદ્યાર્થીઓ મારી સાથે તો હજુ ગુજરાતીમા જ હાકે છે, પરતુ અદર અદર પોતાની ભાષાઓમા આનદથી અને બિનસકાચે વ્યવહાર ચનાવે છે ત્યારે મારોજ બહિષ્કાર તેઓ કેમ કરે છે ? આનું એક જરા હસવા જેવુ કારણ મારા એક વિદ્યાર્થીએ મને કહ્યુ હતું તેણે કહેલું કે " અમારી ભાષામા માનાર્થે અનેકવચનમા 'તમે' કહેવાનો રિવાજ નહિ હોવાથી ચોધરી ભાષામા તમને ' તું ' કહેવા પડે, તેથી અમે અમારી ભાષામા નહિ બોલીએ ! " મે કહ્યું, "તમારી ભાષામા માનાર્થે અનેકવચન ભલે ન હોય, પણ

અનેકાર્થે તો અનેકવચનનો પ્રયોગ છે જ ને ? તો ચાલો આપણે નવી પ્રથા દાખલ કરીએ અને સંખ્યાવાચક 'તુમ્હેં'ને હવે પછી માનવાચક તરીકે પણ વાપરવા મંડીએ."

પરંતુ એના વાંધાનું નિરાકરણ હજુ થઈ શકતું નથી. 'તુમ્હેં' માનાર્થે પણ વપરાય છે ખરું, પરંતુ આખી દુનિયાના માનનો ફૂલ ઈજારો સાસુ, સસરો અને જમાઈ એ ત્રણ જણા રોકી બેઠેલા છે! એટલે જો મને 'તુમ્હેં' કહે તો તેને તરત આ ત્રણ મોંઘાં સગાંઓ નજર સામે તરી આવે, અને તેના જાતિ ભાઈઓના સાંભળતાં મને 'તુમ્હેં' કહે તો તેઓ મારી મશ્કરી કરવા માટે તેને ઠપકો આપે!

## રાની ઉચ્ચારણો લિપિબદ્ધ કરવાની મુશ્કેલી

ઘણીવાર હું મારા રાનીપરજ મિત્રોને તેમની ભાષા ગુજરાતી લિપિમાં લખવાનો આગ્રહ કરું છું. તેઓનો વાંધો એ છે કે આ ભાષાઓનાં બધાં ઉચ્ચારણો આપણી પ્રચલિત વર્ણમાળામાં સમાવી શકાય તેમ નથી. આ કથન મને પહેલાં સમજાતું નહોતું. પરંતુ જેલમાં જ્યારે મેં ચોધરી ભાષાનું વ્યાકરણ શીખવાનો થોડો પ્રયત્ન કર્યો ત્યારે મને ઉપરના વાંધામાં રહેલું વજુદ સમજાયું. ઉપરટપકેથી તે ભાષા સાંભળતો ત્યારે ઘણા બારીક ભેદો લક્ષ બહાર રહી જતા. 'ખાવૅાં', 'જાવૅાં', 'બોનવૅાં'—જેવાં રૂપો સાંભળી મેં અનુમાન બાંધ્યું હતું કે આ ભાષામાં નાન્યતર જાતિ છે જ નહિ, મારવાડીઓની માફક આ લોકો નરજાતિમાં જ વહેવાર ચલાવે છે. પરંતુ ના, તેમ નથી. તેઓમાં નાન્યતરના પ્રયોગો સર્વાંગસંપૂર્ણ છે. પણ નરજાતિનો 'ઓ' અને નાન્યતરનો 'અ' એ બેના ઉચ્ચારમાં રહેલો ભેદ આપણે ઝટ પારખી શકતા નથી.

"ઈ માટડો સારો આછે, તો રોજ સાચો જ બોનતો આ."

( આ માણસ સારો છે. તે રોજ સાચું જ બોલે છે. )

આમાં 'માટડો' અને 'સારો' એ બે નર જાતિના છે, પણ 'સાચો' નાન્યતર છે. રાનીપરજનું બોલવું સાંભળી હું ગુજરાતી ધોરણે ઉપર પ્રમાણે લખું છું, પણ તે તરત વાંધો ઉઠાવે છે. તે માગે છે કે મારે નાન્યતરમાં 'સાચો' નહિ પણ 'સાચ' એટલું જ લખવું જોઈએ. હવે આમ લખવામાં આવે તો આપણે તેનો બંગાળી ઉચ્ચાર ન કરતાં 'સાચ્' એવું જ વાંચીએ, તેથી 'સાચ' લખીને મને પોતાને સંતોષ થતો નથી. છેવટે 'સાચૅાં' લખવાનો વચલો રસ્તો હું કાઢું છું, પણ રાનીપરજ મિત્રો માથું ધુણાવે છે—"એ તો બહુ પહોળો ઉચ્ચાર થઈ જાય, નરજાતિ જેવું થઈ જાય. અમારી ભાષા લિપિબદ્ધ થાય એવી છે જ નહિ. અમારે બોની નૅાખી હકાય એહેં આ' જ કાંઈની !"

"આંય નિહાલે ભણુણે જાતુમ."

( હું નિશાળે ભણવા જાઉં છું. )

આમાં 'ભણુણે' શુદ્ધ નથી લખાયું એમ તેઓ તરત જ વાંધો ઉઠાવે છે, અને કંઈક 'ફ્ણુણે' જેવો ઉચ્ચાર કરી બતાવે છે. પણ જ્યારે આપણે 'ફ્ણુણે' લખી તેના સામું જોઈએ છીએ ત્યારે પણ તેને સંતોષ થતો નથી. તેને ભ અને ફ ની વચ્ચેનો કંઈક ઉચ્ચાર ઇષ્ટ છે, અને તેને માટે કોઈ સ્વતંત્ર અક્ષર–ઉર્દૂના 'ક' અને 'કાફ' એ જૂદા છે તેમ હોય નહિ ત્યાંસુધી આ ભાષા લિપિમાં ઉતારી શકાશે નહિ એમ માને

છે. 'દોર' શબ્દનો ઉચ્ચાર 'ઠોર' જેવો થાય છે, 'ઘર'નો ઉચ્ચાર કંઈક 'ખર' જેવો થાય છે. પરંતુ આપણે ગર્દભનો સમાનાર્થી 'ખર' લખીએ ત્યારે તે હસી પડે છે! તેને મુઝવણ છે કે ગુજરાતી લિપિમા આ ઉચ્ચારો માટે અક્ષરો છે જ નહિ.

અને અક્ષરો હોય તો પણ પાછુ સ્વરોનું ઠેકાણુ ક્યાં છે? કારણ કે ઘર એ માત્ર 'ખર' નથી પણ 'ખઅર' 'ખ ર' એવુ કઈક છે. ગામીત ભાષામા તે જ ઘરનું 'ગઅ' 'ગૅાઑઁ' એવુ કંઈક ઉચ્ચારણ છે. આ ગામીતોને આ રીતે વ્યંજનો ગળી જઇ સ્વરોથી કામ નભાવવાની જબરી આદત છે.

" દૂઉઉ દૂઉઉ જાજે દારવા,
આમણે ગઅઁમા રખે રાઆ ! "
(દૂર દૂર જજે દારૂ, અમારા ઘરમાં રખે રહે )

આ ગામીત ભાષાના ગીતની લીટી છે. 'દૂર'માં તેઓ ર ગળી જાય છે અને દૂ ને એ ત્રણ માત્રા જેટલો લબાવીને છોડી દે છે. 'રાઆ' એ પણ હ ગળી જઈને લંબાવેલો રા છે.

આવી આવી લખવાની અડચણો કબૂલ કરવા છતાં હુ રાનીપરજ મિત્રોની જેમ નિરાશ થઈ તેમની ભાષા લખવાનું છોડી જ દેવુ એ પસદ કરતો નથી. થોડાં નુકતાંઓ વાપરીને અને જરૂર પડે તો થોડા નવા અક્ષરો યોજીને પણ આ સુદર ભાષાઓ લિપિબદ્ધ કરવા જેવી છે.

આ ભાષાઓના શબ્દભંડોળ ગુજરાતી, મરાઠી વિ. ભાષાઓમાથી લીધેલા શબ્દોથી ભરપૂર હોય છે એ ખરૂ છે, પરંતુ તે શબ્દો કઈ ગુજરાતીના જ છે એમ નહિ કહી શકાય. હિંદુસ્તાનની બધી મોટી ભાષાઓ શબ્દોનો એક સમાન વારસો ભોગવે છે. તે જ વારસો આ નાની ભાષાઓ પણ ભોગવે છે. એટલે જોવાનું એ છે કે આ નાની ભાષાઓમા પોતાની ખાસ વિશેષતા છે કે નહિ? મારૂ માનવુ છે કે બહુ મોટા પ્રમાણમાં છે. તેમનો સ્વભાવ અને બધારણ ગુજરાતી, મરાઠી, હિંદી કરતાં ઠીક ઠીક વિલક્ષણ છે. આ કારણે અને ઉપર દર્શાવ્યા તેવા સામાજિક અને નૈતિક કારણોસર રાનીપરજ ભાષાઓને મરવા ન દેવી જોઈએ, પણ સજીવન કરવી જોઈએ એમ હું સૂચવવા ઇચ્છુ છું.

" દુઃખને દરિયે ડૂબિયાં રે "

હવે ભાષા પરથી આપણે રાનીપરજની સામાજિક સ્થિતિ તરફ વળીએ. આજે આ પ્રજાનો મોટો ભાગ ઘોર દારિદ્રયમાં ડૂબેલો છે. એક રાનીપરજ કોમના જ અપ્રસિદ્ધ કવિનુ આ પ્રસિદ્ધ ગીત તેમની સ્થિતિનુ આબેહૂબ વર્ણન કરનારૂ હોઈ રાની પ્રદેશમાં ઘણુ જ લોકપ્રિય થઈ પડયુ છેઃ

[ કવિ—ઉકાભાઈ ગોવિંદભાઈ ચોધરી ]

ડૂબિયા ડૂબિયા ડૂબિયા આપણે દુ:ખને દરિયે ડૂબિયા રે,
ડૂબતા જોઈ ને દુરીજનોએ ઉપરથી તો દાબિયા રે.
ડૂબિયાં તે તો આપણુ ડૂબિયા, પડખે કોઈ નવ ઉભિયા રે;
પડખે ન ઉભિયા ને આપણુ ડૂબિયા, એવાં આપણુ ભૂલિયા રે.

ડૂબિયાં ડૂબિયાં એટલાં તો ડૂબિયાં, જરાક ચોટલિયાં તો ઊભિયાં રે;
હરિકૃપાથી તળિયે ન પુગિયાં, તેટલેકથી તો શોભિયાં રે.
*ડૂબતાં જોઈને ગાંધીજી આવ્યા, રેંટિયા–નાવડી લાવિયા રે;*
નાવડીમાં ઝટ અમને ચડાવિયાં, દુઃખદરિયેથી તારિયાં રે.

આ માત્ર કાવ્ય જ નથી, પણ શબ્દશઃ સાચી હકીકત છે. હિંદુસ્તાનની કહેવતરૂપ થયેલી ઘોર દરિદ્રતાનાં દર્શન રાનીપરજની અનેકાનેક છાપરીઓમાં પ્રત્યક્ષ થાય છે. પૂરતા અનાજના અભાવે છોડાં સાથે ડાંગર દળી વજનદાર રોટલા તેમને બનાવવા પડે છે. ચોખા કે લોટમાં પુષ્કળ પાણી રેડી 'ઢાચલૉં' કે 'રાબડૉં' બનાવી પાણીના વજનથી પેટને છેતરવું એ તેમનામાં ઘરઘરનો દેખાવ છે. દૂધ ઘીનો છાંટો સારી સ્થિતિના ગણાતા રાનીપરજ ઘરોમાં પણ ક્વચિત જ વપરાતો જોવામા આવે છે. છાશ કે જેને હિંદુસ્તાનમાં ગરીબનું અમૃત ગણવામાં આવે છે તે પણ રાનીપરજ છાપરીઓમાં દૂધ ઘી જેટલીજ દુર્લભ છે એમ જ્યારે મને પ્રથમ ખબર પડી ત્યારે ન વર્ણવાય એટલો આઘાત થયો હતો. આઠ દસ માણસોથી ભરેલા ઘરમાં પણ તેલ અને ગોળ જેવી વસ્તુઓ પૈસા બે પૈસાની લાવવામાં આવે છે, અને તે પણ રોજ નહિ. ઘઉંનો ખોરાક સારા ઘરોમાં પણ વરસમાં એકાદ બે વાર જ જોવાનો મળતો હશે. જુવારનો રોટલો પણ ઘણાં ઘરોમાં વારતહેવારનું ભોજન ગણાય છે.

ખોરાકમાંથી નીકળી ઓઢવા પાથરવાની સ્થિતિ જોઈએ. ગોદડાં ગોદડી કોઈક છાપરીમાંજ જોવામાં આવે છે. તાપણાની ગરમીથી મોટા ભાગના લોકો શિયાળો કાઢે છે. તાપણા માટેનું બળતણ પણ આ જમીન–ભૂખ્યા જમાનામાં દિવસે દિવસે દુર્લભ બનતું જાય છે. એમની હૂંફાળી પણ અંધારી છાપરીઓમા બારીઓ મૂકવા અમે ઘણીવાર ઘણાને સમજાવ્યા છે, અને એ ભલાં ભાઈબહેનોએ અમારૂં કહેલું માન્યું છે, પરંતુ શીતળ રાત્રિમાં જ્યારે એ બારીઓમાંથી દાખલ થઈને ટાઢ તેમનાં ઓઢણ વગરનાં હાડમાં પેસતી હશે ત્યારે એમની કેવી દશા થતી હશે એનો વિચાર આવતાં જીવ બળે છે અને હવા ઉજાસનો પ્રચાર કરવાનો ઉત્સાહ ઓસરી જાય છે.

આવી દીન દશામાં રાનીપરજ કેમ આવી પડી એની લંબાણ ચર્ચામાં ઉતરવાનો આ પ્રસંગ નથી. ધર્મ ભૂલેલ સરકાર અને શાહુકારે એમાં મોટો ભાગ ભજવ્યો છે. ગામોગામ દારૂ તાડીના વ્યવસ્થિત વેચાણે ખરાબીમાં અધૂરૂં હતું તે પૂરૂં કર્યું છે.

### અ–સભ્ય કે સભ્યતા–ભ્રષ્ટ?

આવા હડહડતા દારિદ્ર્યમાં ડૂબેલી એક પ્રજાનો ઈતિહાસ ઉકેલવો એ કોઈ અતિશય જ્ઞાની અને સહાનુભૂતિશીલ ઈતિહાસકારનું કામ છે. દારિદ્ર્ય 'કેવળ જરૂરિયાત'ની લાઈનદોરીથી પણ નીચે જાય છે એટલે માણસ બહુ ઝપાટાબંધ પોતાની જમાનાઓની કમાયેલી સંસ્કૃતિ ભૂલી જાય છે. હમણાં જ એક ઠીક ઠીક સમૃદ્ધ ગામના એક પાટીદાર ખેડુત મને કહેતા હતાઃ "અમારી સ્થિતિ તો છેલ્લાં ૫૦ વર્ષથી જ કંઈક ઠીક થઈ છે. તે પહેલાં અમે ચોધરાઓના જેવી છાપરીઓમાં રહેતા અને ચોધરાઓની ભોંયમાં મજૂરી કરવા જતા." 'કેવળ જરૂરિયાત'ની લાઈનદોરીથી જરા આગળ આવવાથી સારો પલટો થયાનો આ વિરૂદ્ધ દિશાનો દૃષ્ટાન્ત છે.

જેલમાં કે જ્યાં બે રોટલા અને એક માપ દાળમાં માણસની બધી કમાણી સમાપ્ત થાય છે ત્યાં ઉદારતા, દાન જેવા ગુણો કેવા મોંઘા થઈ પડતા, અને ઝીણી ઝીણી ચોરી, ડરપોકપણું, ખુશામત વગેરે દુર્ગુણો કેવા સસ્તા થઈ પડતા એ ઘણા અનુભવી આવ્યા છે. તેથી રાની-પરજની આજની અવસ્થા ઉપરથી તેમના ભૂતકાળની કલ્પના કરવી મને અત્યંત મુશ્કેલ લાગે છે. શું આ જાતિઓ હિંદુસ્તાનના ડુંગરાઓ અને જંગલોમાં હજારો વર્ષોના વાયરાઓથી અલિપ્ત સચવાઈ રહેલી આ દેશની આર્યો પૂર્વેની મૂળ વસ્તી છે? અથવા તો શુ તેઓ જુલમોથી હેરાન થઈ ક્યાંકથી આવી ચઢેલી અને અહીંના ડુંગરાઓમાં ભરાઈ ગયેલી, અને ત્યાં દારિદ્રની ઘાણીમા પીલાઈ પોતાની પ્રાચીન સભ્યતા ભૂલી બેઠેલી કોઈ જૂની પ્રજા છે? આ પ્રશ્નનો ઉત્તર આપવો એ મારા કરતા વધારે અધિકારી પુરુષનું કામ છે.

### વહીવંચાઓ

એ લોકોના વહીવંચાઓ કંઈ કંઈ કથાઓ સંભળાવે છે. જ્યારે ક્યારીઓમા ભાત પાકે છે ત્યારે તેઓ ઉત્તર ગુજરાત તરફથી ઉતરી આવે છે, અને લોકોને તેમના પ્રાચીન બાપદાદાઓની જાહોજલાલીનાં પાણી ચઢાવી ભાત ઉઘરાવી જાય છે. ચોધરી જાતિનાં મૂળ તેઓ પાવાગઢના ક્ષત્રિયો સાથે સાંધી આપે છે. આ તરફના માની અને બુદ્ધિમાન અનાવિલોનું પુરાણુ કહે છે કે રામચંદ્રજીને યજ્ઞમાં બ્રાહ્મણોની જરૂર પડવાથી રાનીપરજને ઉનાઈનાં ઊનાં પાણીમાં સ્નાન કરાવી તેમણે બ્રાહ્મણ બનાવી લીધા હતા!

આવાં આવાં ઈતિહાસોના ઝરણાંઓ ઉપર ગંભીર સંશોધક વિશ્વાસ મૂકી શકે નહિ, જો કે રાનીપરજ મિત્રોને તે ઠીક રુચિકર લાગે છે, અને કેટલાક તો પોતાનાં નામ સાથે 'પાવાગઢી' અટક પણ જોડતા થયા છે.

### ઘરડાઓનો પુરાવો

પરંતુ ઘરડાઓના પુરાવાથી એટલુ તો લાગે છે તે છપ્પનિયાના દુષ્કાળમાં તેઓની જમીનજાગીરો સરકારી મહેસુલના બદલામા ખૂંચવી લેવામાં આવી તે પહેલાં આ પ્રજા ખાધે પીધે દુઃખી નહોતી. તેઓનાં નાના નાના રાજાઓ ગણાય એવા જોરાવર જાગીર-દારો ઠેર ઠેર હતા. મરાઠાઓની તરફેણમા કે વિરુદ્ધમા બખેડાઓમાં ભાગ લીધાની વાતો પણ વૃદ્ધો સભળાવે છે.

પણ આ તો પ્રમાણમાં ગઈ કાલની વાત ગણાય તેનાથી પહેલાંનું શું?

### સભ્યતાનાં ચિન્હોનો અભાવ

આ રાનીપરજ પ્રદેશોમાં પ્રાચીન દેવાલયો જોવામાં આવતાં નથી, વાવ કૂવા ને તળાવો નથી, ડુંગરોના ગઢો હશે તો તે રજપૂતો કે મરાઠાઓના નામ સાથે જોડાયેલા છે. બીજી તરફથી રાનીપરજને અમે રેંટિયા શિખવવા ગયા ત્યારે અમે મોટા આશ્ચર્ય વચ્ચે જોયુ કે તેઓની છાપરીઓમાં, દેશના બીજા ભાગોની જેમ, ભાગેલા તૂટેલા જૂના રેંટિયાનુ નિશાન સરખું નહોતું.

આ બધો પુરાવો તેમનો જંગલ અને ડુંગર સાથેનો સંબંધ જોડી આપનાર છે. જેમ જેમ ભોયની ભૂખી ખેડૂત પ્રજા ડુંગરાઓને દબાવતી અને જંગલોને તોડતી આવી

તેમ તેમ ડુંગરાઓમાં વસતી રાની જાતિઓ બહાર મેદાનમાં નીકળી આવી અને ખેતીના કામમાં જોડાઈ ગઈ.

## પોશાક અને ઘરેણાં

રાનીપરજોના આજના પોશાકો તેમની જૂની પરંપરા ઉકેલવામાં કેટલા મદદરૂપ થઇ પડે એ વિચારવા જેવું છે. જેમ જેમ ડુંગરાઓમાં જઈએ છીએ તેમ તેમ તેઓ ઓછાં લૂગડાંમાં, ઉઘાડાં, જંગલી હાલતમાં જોવામાં આવે છે. જેમ જેમ મેદાનોની છાપરીઓમાં આવીએ છીએ તેમ તેમ કપડાંનો વિશેષ ઉપયોગ છે. આનો શો અર્થ ? જંગલમાંથી બહાર નીકળ્યા પછી તેઓએ કપડાં વધાર્યાં અથવા તો નાસીને જંગલમાં ભરાયા ત્યાંના કઠણ દારિદ્રને લીધે કપડાં પહેરવાનાં સાંસાં પડયાં ?

પોશાકો અને ઘરેણાંઓના પ્રકારો દરેક જાતિના ભિન્ન ભિન્ન છે. હિંદુસ્તાનના બીજા ભાગોમાં ફરેલો ઇતિહાસકાર તેના ઉપરથી કેટલુંક અનુમાન તારવી શકે છે. ચોધરણ બહેનોની સાડીનો કથ્થઈ રંગ, તેની કિનારે પહોળો ધોળો પટ્ટો એ તરત ધ્યાન ખેંચે છે. એ ધોળો પટ્ટો પાડવાને વણકરને પાટણના પટોળા જેવી ખાસ કરામત કરવી પડે છે. માત્ર તાણો ધોળો રાખે અને રંગીન આખો વાણો પૂરે તો તો પટ્ટો સાફ સફેદ ન આવે. તે લાવવા માટે તેઓ વાણાની આંટીને રંગતાં અમુક ચોકસ માપે કોરી રાખે છે, અને તે કોરો ભાગજ ધોળા તાણામાં બેસી જાય એવી કરામત કરીને વણે છે. આવી સાડીને જૂની બાઇઓ " કાબરાં નૂગડાં " કહીને વખાણે છે, અને બીજી જાતના લૂગડાને " રાહી નૂગડૉ " કહીને નાપસંદગી બતાવે છે. આવું લૂગડું પહેરેલી બહેન તરત ચોધરણ તરીકે ઓળખાઇ આવે છે. ' મૂગ્યો નૂગડૉ ' ( મગિયુ લૂગડું ) પહેરનારી બહેન ગામાત તરીકે પરખાય છે.

હાથ પગના ઘરેણાંઓ ઉપરથી પણ જૂદી જૂદી જાતિઓ ઓળખાય છે. તેઓ કાંકણા, સાદા વાલા, કાંગરિયાલા વાલા, બાવહિયા—એવા પીત્તળનાં ઘરેણાંઓ પહેરી ઠેઠ કોણી સુધી હાથ ભરી મૂકે છે. તેના આકાર અને અનુક્રમમાં જાતિ જાતિ વચ્ચે ફેર રહે છે. જૂદી જૂદી જાતિઓ જૂદી જૂદી વસ્તુઓને સૌભાગ્યના અનિવાર્ય ચિહ્ન તરીકે માને છે. ગામીત કોમની બહેનો ' દોરેહે ' અથવા ધોળા પારીકાઓના હારડાઓથી ડોક ભરી મૂકે છે. અગવડ વેઠીને પણ તેઓ આ સૌભાગ્યનો ભાર મરતાં સુધી વહન કરે છે, અને મરે ત્યારે સાથે દાટવાનો આગ્રહ રાખે છે. મરણ પછી પરલોકમાં આ હારડા ન હોય તો તેને ગામીત તરીકે ત્યાંના મર્ગાવહાલાંઓ ઓળખે નહિ, એવી દલીલ ભોળી બહેનો ગંભીરતાપૂર્વક કરે છે ! ચોધરી બહેનો પગનાં કલાંઓને ચૂડી કરતાં પણ સૌભાગ્યનું —મોંઘું ચિહ્ન ગણે છે.

આવી આવી વિશેષતાઓનો અભ્યાસ કરતાં તેઓના મૂળ તરફ જવામાં મદદ થાય ખરી.

રાનીપરજ બહેનોના પોશાક પ્રત્યે ઈતિહાસસંશોધન સિવાય એક બીજી દષ્ટિએ જોવાની જરૂર છે. ગુજરાતણોના પોશાકનાં કવિઓએ બહુ વખાણ કર્યાં છે, છતાં ખેડૂત અને મજૂર વર્ગની બહેનોને માટે એ ઘણોજ ખામી અને અગવડભરેલો છે એમ કબૂલ કરવું પડશે. જો કે મારવાડી ઘાઘરાઓ કરતાં આપણી બહેનોના ઘાઘરાના ઘેર ટૂંકા છે ત્યાં એ ઘાઘરા અને એ ભારે માથા ગરીબ ગુજરાતણોને એટલા ભારે પડે છે કે તેઓ

માથાના ચોટલાની જેમ, તેને રોજ ધોઈ શકતી નથી. રાનીપરજ બહેનો એક અખંડ લાંબો સાલ્લો ન રાખતાં બે ટૂંકા ટુકડાઓથી કામ ચલાવે છે. એક ટુકડાથી તેઓ કમરે કાછડો મારે છે અને બીજો માથે ઓઢે છે. એ પોશાકને કલાની દૃષ્ટિએ હું તો ઊંચું સ્થાન આપું છું. નવા યુગની આપણી છોકરીઓને લાંબી સાડીઓમાં કોશેટાની જેમ લપેટાવું હવે ગમતું નથી એ ઠેર ઠેર વધતા જતા લેંઘા ને સદરા પરથી માલુમ પડે છે. હિંમતવાન બહેનોને રાનીપરજ પદ્ધતિ ગ્રહણ કરવાની મારી ભલામણ છે.

## છૂટી છૂટી છાપરીઓ

રાનીપરજની છાપરીઓ બાંધવાની પદ્ધતિ પણ અભ્યાસનો વિષય પૂરો પાડે છે. બાંધકામની દૃષ્ટિએ દેશના બીજા ભાગોની ઝુંપડીઓ સાથે તેને સરખાવી જોવી જોઈએ. વળી આ લોકો ગામ કે ફળિયામાં ન વસતાં છૂટા છૂટા પોતપોતાનાં ખેતરોમા કે ઝાડીઓમાં પોતપોતાની અલગ છાપરીઓ બાંધી લે છે, એ પ્રથા પણ ધ્યાન ખેંચે એવી છે. ક્યાંક ક્યાંક હવે નાનાં નાનાં છાપરીઓનાં ઝુમખાંઓ બંધાતાં જોવામાં આવે છે ખરાં, અને આ કોમની છેલ્લી પરિષદે ભેગાં ગામમાં રહેવાની સામાજિક સગવડોનો ખ્યાલ કરી ગામો વસાવવાની ભલામણ કરી છે. પરતુ આ તો નવો સુધારો ગણાય.

## ખેતીવાડી

ખેતીવાડીના કામમાં આ પ્રજા હજુ શીખાઉ સ્થિતિમાં છે. તેઓના ચાસ હજુ બહુજ સાંકડા હોય છે, ખેતરો પૂરતાં સાફ હોતાં નથી, ખાતરની કીંમત હજુ કણબી વિ. કોમો જેટલી તેઓ સમજ્યાં નથી. દુઝાણાંની આવડત હજુ તેઓમાં બહુ જ ઓછી છે. આમાં તેમનું અત્યારનું દારિદ્રય મોટે ભાગે જવાબદાર છે, એટલે આજની સ્થિતિ પરથી પહેલાંના સુખી દિવસોમાં કેવી સ્થિતિ હશે તે એકદમ કહી શકાય તેમ નથી.

## "ખંધાડ" નો રિવાજ

તેમના સામાજિક રીતરિવાજ પણ વિચારવા જેવા છે. ખૂબ ધ્યાન ખેંચનારો અને આ દેશની ચારતી પ્રજાઓમાં જોવામાં ન આવનારો એવો એક રિવાજ ખંધાડનો છે. ખાધા બદલે આવે તે ખંધાડ, એવી એ લોકો આ શબ્દની વ્યુત્પત્તિ કરે છે. ખેતીકામમાં માણસની તંગી ઉભી થાય તેને પહોંચી વળવા તેઓ કોઈ ગરીબ ઘરના જુવાનિયાને ખાધા બદલે ખંધાડ કરીને લાવે છે. ખાધા બદલે કહેવામાં આવે છે, પણ તેને પોતાની એકાદ કન્યા પણ પરણાવવામાં આવે છે. રિવાજ પ્રમાણે આ ખંધાડિયાઓને મજૂરી કરવા સિવાય ઘરમાં કોઇ જાતનો અધિકાર હોતો નથી, જોકે ઘણી જગ્યાએ એવું પણ જોવામાં આવે છે કે હોંશિયાર ખંધાડિયાઓ પોતાની ચતુર સ્ત્રીની મદદથી ઘરમાં કર્તાહર્તા થઈ પડે છે, અને કુટુંબનો મૂળ વેલો સૂકાઈ ખંધાડનો નવો વેલો ચાલુ થાય છે.

## ઉમરલાયક અને પસંદગીનાં લગ્ન

બાળલગ્નનો આત્મઘાતક રિવાજ રાનીપરજમાં નથી એ ખુશી થવા જેવું લક્ષણ છે. જેમ જેમ લોકો સભ્ય થતા જાય છે તેમ તેમ સુખસાધન મળે એટલે મિથ્યાભિમાની થાય છે અને અમે એવાં કુળવાન કે અમારાં છોકરાં તો ઘોડિયાંમાંથી ઝડપાઈ જાય એમ.

બતાવવા બાળલગ્ને ચઢે છે. આવી તર્કપ્રણાલિકા પ્રમાણે રાનીપરજ એ પ્રાચીન સભ્યતા-વાળી જાતિમાં કદાચ નહિ ખપે. પણ તેથી જરા શણ શરમાય નહિ એવી તેમના નેતાઓને મારી ભલામણ છે. સભ્ય ગણાતા લોકોએ વચ્ચેના વૈભવ અને જડતાના કાળમાં આ અત્યંત અસભ્ય રિવાજ પાડી દીધો છે. તેમાં રાનીપરજ સપડાઇ નથી અને આ દેશની પ્રાચીનતર સભ્યતા આજ સુધી તે જાળવી શકી છે એ ખરેખર શરમનો નહિ પણ અભિમાનનો વિષય છે. મોટી ઉંમરના લગ્ન હોય ત્યાં વર કન્યાની પોતાની પસંદગીનું તત્ત્વ હોય જ, અને તે તત્ત્વ આ જાતિઓમા ઘણુ આગળ પડતા પ્રમાણમાં છે, એ પણ અવલોકનારની નજરે ચઢે એવો મુદ્દો છે.

## દારૂ તાડીની ઝોંકાણ

શરાબ એ રાજવૈભવનો સાથી છે તેમ દીનદરિદ્રનો પણ મોટો સાથી છે. વૈભવ જ્યારે હદ વટે છે ત્યારે શરાબમાં ઝંપલાવીને પોતાનો નાશ વહોરે છે. તેમ દરિદ્ર લોકો જ્યારે દળદરી થવા માડે છે, ત્યારે તેઓ દારૂમાં ડૂબકાં ખાતાં શીખે છે. રાનીપરજ સાદી છે, ભોળી છે, સત્યનિષ્ઠ છે; તે સ્વભાવે તોફાની નહિ પણ સાલસ છે. ચોરીચખારીનું રાનીપ્રદેશમા સ્થાન નથી. આવી જાતિ જો પોતાના કુદરતી વિકાસના ક્રમે ચાલી શકી હોત તો તે આજે એક ઉત્તમ સંસ્કારી જાતિ તરીકે દેશમા જોવામાં આવવી જોઈતી હતી. આવી એક જાતિની અંદર દારૂ અને તાડી ક્યારે અને કેમ દાખલ થયાં હશે એની તપાસ કરવા જેવી છે. આધુનિક 'સુધારા' ના જમાનામાં ગામડે ગામડે તૈયાર દારૂ વેચવાની વ્યવસ્થા થઈ તે પહેલાં આ રાનીપ્રદેશોમાં દારૂની સ્થિતિ કેવી હશે એ પણ સંશોધન કરવા જેવું છે.

આજે તો લગ્ન, મરણ, દેવ દેવીઓની ભક્તાઈ, હોળી દીવાળી દીવાસો—એ દરેક સારા માઠા પ્રસંગે જૂના વિચારના લોકોમાં દારૂ તાડી દાટ વાળે છે.

## દારૂભર્યાં નાચણાં ગયાં ને ભક્તિભીના રાસ આવ્યા

તેમનાં કળામય નાચણાંઓમાં દારૂ અને ક્વચિત અનીતિનું મિશ્રણ હોવાથી તે અળખામણાં થઈ પડયાં છે. આ નૃત્યોને ઉત્તેજન આપવું જોઇએ, મરવા ન દેવાં જોઈએ, એમ કલાપ્રેમી મિત્રો ઘણીવાર સૂચના કરે છે. આ નૃત્યોમાં બીજે કયાંય જોવામાં ન આવતી વિશેષતા જરૂર છે. તેને આપણા રાસ ગરબા સાથે કોઈ જાતનો સંબંધ નથી. આપણા ગરબાઓને ગોળ ગોળ કહીને વર્ણવીએ તો આ નાચણાં ખૂણાદાર છે. બીજી જાતિઓનાં નૃત્યો સાથે તુલના કરતાં પણ આ લોકોના અસલ સ્થાન વગેરે વિષે કંઈક કલ્પના આવવા સંભવ છે.

પરંતુ અમારે માટે તો આજે આ વસ્તુ ઉપર તાળું વસાયેલું છે. નૃત્યની કળાથી આકર્ષાઈ કોઈ કોઈ વાર પીધેલા ટુળાઓમાં, ચકચૂર ભીલોના ભવ્ય નાચમાં ભળવાનો આનંદ લીધો પણ છે. પરંતુ દારૂ તાડીની ભયંકર ખરાબી જેમ જેમ મને પ્રત્યક્ષ થતી ગઈ તેમ તેમ નાચ વિ. તરફ રાનીપરજ સુધારકોને જેવી ઘૃણા છે તેવી જ મારામાં પણ બંધાઈ ગઈ છે. દારૂ તાડીને દેશવટો દેવાનાં એમનાં લોકગીતો જેટલા ઉત્સાહ અને ઝનૂનથી તેઓ ગાય છે તેટલાજ ઉત્સાહ અને ઝનૂનથી હું પણ તે ગાવા લાગી જાઉં છું,

અને આજે ગુજરાતના વિદ્વાન સાક્ષરસમાજ સમક્ષ પણ લાજ છોડીને અમારા કોઈક અજ્ઞાત રાનીપરજ કવિનું લોકગીત ગુકાવું છું:—

દારવેં દારવેં દારવેં રા, બદે નાગેં કૅાદેં એક દારવેં !
દારવામાં ડોલ્યેં ને ભાન બદે ભુલ્યેં
કા કામ આગ મોટી રૂલ્યેં રા –
મગેં સગેં લડયેં ને જૂદે જૂદે પૅાડયે
દુખ દેખી પુકી બદેં રડયેં રા –
દારૂ પીને મરેહે, તો કામ કિયાર કરેહે,
દીહી આખો પટિન્યેમાં ફિરિહેં રા –
સવારનો ઉઠીને ચાન્યો જાય પીડે
લાગ દેખી દારૂવાલો લૂટે રા –
જાત આપડે ગાંડી, મોંકાણ મોટી માંડી,
તેજ નડી દારવાણે ઉકાંણી રા –
કૅાતરા દીહી કૅચે, મનમા ની રાખે,
ગુલામ કરી નેદે એક સાકે રા –

છતાં નૃત્યગાનની ભોગી પ્રજાનો વરજેલો ભાગ એ કળાથી છેક વિહીન થઈ ગયો છે એમ નથી. ભજનમંડળીઓ અને રાસગરબાઓથી ચાંદની રાતમાં તેઓનાં ફળિયાં મોડે સુધી ગાજી રહે છે. ડોબરાના માદક સ્વરની જગ્યાએ એકતારો, ઢોલક અને ઝાંઝ સંભળાય છે. મીરાંબાઈ, નરસિંહ મહેતો, ધીરો ભગત વિ. નાં શિષ્ટ ભજનો તેઓ ગાય છે; તેમાં રાષ્ટ્રીય ગીતો ઉમેરાય છે. ક્યાંક ક્યાંક તેમનામાથી ભજનો રચનાર કવિઓ પણ ઉત્પન્ન થયા છે. કુદરતી રીતે તેમનો કાવ્યપ્રવાહ આજે દારૂ તાડીના નિષેધ તરફ અને સુધારાના પ્રચાર તરફ વળ્યો છે.

## શું તેઓ અ-હિંદુ છે ?

રાનીપરજ જાતિને સરકારી ચોપડામાં અને નવા જમાનાના વંશ-શાસ્ત્રીઓના મંડળમાં હિંદુ તરીકે નહિ પણ ભૂતપ્રેતને માનનારી એક જૂદી જ કોમ તરીકે ગણાવવાની પ્રથા જોવામાં આવે છે. એ વાત ખરી છે કે રાનીપરજમાં મોટાં દેવાલયો નથી, તેઓને ત્યાં બ્રાહ્મણો ધર્મક્રિયાઓ કરાવવા જતા નથી. મોટાં દેવળો નથી પણ તેમના પ્રમાણમાં નાનાં નાનાં સ્થાનકો જરૂર છે. જંગલોના ઝાડીઓમાં, પહાડોની ટોચ ઉપર કે ગુફાઓમાં, નદીઓને કાંઠે કે નદીઓ વચ્ચેના બેટોમાં જ્યાં જ્યાં મનુષ્યનો આત્મા કુદરતની સુંદરતા ઉપર મુગ્ધ થયો છે ત્યાં અચૂક એકાદ દેવ કે દેવી બેસાડવામાં આવી જ હોય છે. પછી તેને પોતાની રાની ભાષામાં 'દેવલી માડી' કહેશે કે 'ગોવાળ દેવ' કહેશે કે 'શામળિયો દેવ' કહેશે કે 'મેલડી માતા' કહેશે. ઉનાઈના ગરમ પાણીના કુંડ, કાલા કાંકરનો ડૂંગર વિ. જગ્યાઓએ તેઓ વખતોવખત જાત્રા કરવા પણ જાય છે. આમ તેઓ સ્વભાવે બીજી ઉજળિયાત કહેવાતી પ્રજાઓથી ભિન્ન લાગતા નથી. કેળવણીમાં, સુખ સાધનમાં, પછાત હોવાથી જ ભેદ લાગે છે અને આજનો જમાનો દરિયાપાર સુધી નજર દોડાવતો થયો છે ત્યારે પણ આ પ્રજાની દૃષ્ટિ હજુ જંગલમાં જ અટકી રહેલી છે, એને લીધે ભેદ અતિશય મોટો થઈ પડયો છે.

## ઊગીને ઊભી થતી વર્ણવ્યવસ્થા

રાનીપરજનું એક લક્ષણ અભ્યાસ કરવા જેવું મને લાગ્યું છે. વર્ણવ્યવસ્થાના કે સમાજશાસ્ત્રના અભ્યાસીઓને માટે તેમના ગ્રંથો કરતાં ઉત્તમ સામગ્રી અહીં મળશે એમ હું માનું છું. રાનીપરજ કોમ તાજી તાજીજ પોતાનાં રાની એકાન્તમાંથી નીકળી ખેડૂતના જીવનમાં દાખલ થતી જાય છે. જંગલનું જીવન અતિ સાદું હોવાથી ત્યાં વસતા હતા ત્યાં સુધી એમને વૈવિધ્યયુક્ત વર્ણવ્યવસ્થામાં બંધાવાની જરૂર ન હોય, પણ ખેડૂત થયો એટલે તેને કઈ વસ્તુ વિના ચાલે? કયા કારીગર વિના ચાલે? ખેડૂત બધા હુન્નરો જાતે કરી લે એ અશક્ય છે. તેને લુહારની જરૂર પડે છે; સુથારની જરૂર પડે છે, કુંભારની જરૂર પડે છે, વણકરની જરૂર પડે છે, અઢારે વર્ણની ગરજ પડે છે. દરેક ધંધો એટલો અભ્યાસ અને નિષ્ણાતપણું માગે છે કે એક માણસ જાતે તે બધું શીખી ન શકે. તેથી ખેડૂતો હંમેશાં પોતાનાં ગામ વસાવે છે ત્યારે તેમને વસવાયાંઓને પણ વસાવવાં પડે છે.

પરંતુ રાનીપરજ ગામો એ આવી રીતે સારી સ્થિતિના સાહસિક ખેડૂતોએ વસાવેલાં ગામો નથી, પણ દરિદ્ર સ્થિતિની રાની પ્રજાઓના ધીરે ધીરે ખેડૂત જીવનમાં પ્રવેશ કરવાના પ્રયત્નરૂપ હોઈ તેઓ વસવાયાંઓને એકદમ વસાવી શકે એ બનવાજોગ નહોતુ. તેથી જેમ જેમ જરૂર ઊભી થતી જાય છે તેમ તેમ રાનીપરજમાં તેમની અંદરથી જ વર્ણવ્યવસ્થા નિર્માણ થતી જાય છે. રાનીપરજ સુથારો ગામોગામ તૈયાર થયે જાય છે, અને છાપરીઓ બાંધવાનું વિ. કામો કરે છે. દરજીના સંચા વધતાજ જાય છે. ક્યાંક ક્યાંક રાનીપરજ લુહાર પણ જોવામાં આવે છે. રાનીપરજમાં કાંતવાનું લોકપ્રિય થઈ પડયું ત્યારથી તે જ કોમના વણકરો પણ ઉભા થયા છે. ચપ્પુ જેવા બુઠ્ઠા અસ્ત્રાથી દાઢી છોલી ચહેરાની ખુબસુરતીમાં વધારો કરનાર હજામો તરીકે પણ કોઈ કોઈ જગ્યાએ કામ કરનારાઓ જોવામાં આવે છે. કુંભારનો ચાકડો ચલાવી જાણનાર હજુ કોઈ ને દીઠો નથી, પણ ઈંટો પાડવામાં કુશળ રાનીપરજો અનેક જોવામાં આવે છે.

આમ કોઈપણ એક પુરુષની ખાસ યોજના વગર અપૌરુષેય વર્ણવ્યવસ્થા આ રાની પ્રજામાં જરૂરિયાતના જોરથી વિકસતી ચાલી છે. રોટીભેદ ને બેટીભેદ–ઉંચનીચનો ભેદ જેમાં જરાપણ ઘૂસ્યો નથી એવી આ ઊગતી વર્ણવ્યવસ્થા ખરેખર અવલોકન કરવા જેવી છે. એક જગજૂની ખખડધજ અને હવે તો છેક સડી ગયેલી એવી વર્ણવ્યવસ્થાના વારસો આપણે તેના ઉગમની સ્વાભાવિક ગતિ ન જાણતા હોવાથી તેમાં સુધારા કે ફેરફાર કરતાં બહુ જ ગભરાઈએ છીએ. આ પ્રત્યક્ષ આપણી નજર સામે ઊગી રહેલી બાલ વર્ણવ્યવસ્થામાં આપણે માટે પુષ્કળ બોધપાઠ ભરેલો છે.

આ સ્વાભાવિક અથવા અપૌરુષેય ક્રમમાં ધર્મમૂલક બુદ્ધિ પ્રવેશ કરે તો વળી વર્ણવ્યવસ્થાનો એક નવોજ સજ્ઞાન પ્રયોગ જગતને જોવા મળે. નહિ તો જગતના કુદરતી ક્રમ પ્રમાણે ઉચ્ચ નીચનો ભેદ વગેરે દૂષણો સમયના પ્રવાહ સાથે તેમાં પણ ભળી જાય એવો ભય છે. કોટવાળિયા કે કાથૂડિયાં નામની જાતિઓ કે જેઓ વાંસના ટોપલા વિગેરે ગૂંથવાનો ધંધો કરે છે તેમને અસ્પૃશ્ય ગણવાનો આછો આછો રિવાજ રાનીપરજમાં પણ દાખલ થઈ ચૂક્યો છે. નજીકના કસ્બાઓમાં રહેતી ઉજળિયાત પ્રજાના અનુકરણમાંથી કાચી

ઉમરે પરણાવવાના, લગ્નાદિ પ્રસંગનાં ખર્ચ વધારતા જવાના, અંદર અંદર એક બીજાને ઉંચાનીચા કુળના ગણવાના–એવા એવા રિવાજો ન કળતાં ઘર ઘાલવા લાગ્યા છે. આપણે જૂના સુધરેલાઓના કરતાં તેઓ આવી આવી જૂઠી ગુઝી આવે તો સહેજમાં સુધારી શકે છે. રાનીપરજની જૂદી જૂદી જાતિઓમાં ચડતી કઈ ને ઉતરતી કઈ એ વિષે કશી ચોકસાઈ નથી, તેથી હમણા હમણાં સુધી તેઓમાં દરેક બીજીને પોતાથી ઉતરતી ગણતી અને તેથી એક જાતિ બીજી સાથે ખાવું પીવું નહિ એમાં જ સલામતી માનતી. થોડાક વર્ગોથી આ બાબતમાં બુદ્ધિએ પ્રવેશ કર્યો છે અને રોટીવહેવારની પરસ્પર છૂટ બહુ સારા પ્રમાણમાં પ્રચલિત થઈ ગઈ છે

## સેવકાઈની મર્યાદા

ઉપર કહ્યું તેમ રાનીપરજ કોમો વિષે અભ્યાસ કરવા જેવા અનેક વિષયો છે પણ હું તેમનામાં એક સેવક તરીકે આવ્યો છું તેથી મારા અભ્યાસ કરવાના ક્ષેત્ર પર સ્વાભાવિક અંકુશ રહેલો છે. કેટલાક સરકારી અધિકારીઓ અને કૌતુકાનંદ ઢૂંઢનારાઓ તેઓને બોલાવી તેમનાં નાચગાન જુએ છે એમ મારાથી ન બની શકે એમ છે. મારે તો જ્યાં સુધી તેઓ શરાબગાંથી મુક્ત થાય નહિ અને હરિજનો કે ગણગીતો સાથે નાચ કરતાં થાય નહિ ત્યાંસુધી રાહ જ જોવી જોઈએ. તેમનાં કોણી સુધીનાં ઘરેણાંઓની કળા તપાસવા જાઉં તો તેની તળે રહેલા મેલ ને ચાંદાં જ મારી આંખે ચઢે એમ છે. તેમના પહેરવેશની જૂની પુરાણી ભાતો કરતાં મને તો ઘરની કાંતી વણી સાદી સફેદ ખાદી પહેરેલી બહેનો જ કોમની સાચી શોભારૂપ લાગે છે. તેઓનાં ગીતો ને કહેવતો ને રૂઢપ્રયોગોનો સંગ્રહ કરતો ફરું, તેમની ભાષાઓનું વ્યાકરણ તૈયાર કરું, એવું મન તો ઘણીવાર થઈ આવે છે. પરંતુ તેમની દીન દરિદ્ર છાપરીઓ જોઉં છું ત્યારે તેની આછી રાબડીમાં છાશનું ટીપું શી રીતે ઉમેરવું એ જ વિચારથી મગજ ભરાઈ જાય છે. રેંટિયા, પીંજણ અને સાળને આ છાપરીઓમાં આજ સુધી વધાવી લેવામાં આવ્યાં છે તે ઉપરથી મને અને મારા મિત્રોને આશા બંધાઈ છે કે રાનીપરજ પ્રદેશ એ સહેલાઈથી ગુજરાત માટે બારીક સુંદર હાથખાદી પૂરૂ પાડનારૂં મથક બની છાપરીઓની દરિદ્રતાને કંઈક હઠાવી શકશે.

## ઉજ્જવળ ભાવિવાળી પ્રજા

રાનીપરજ કોમ એ એક જંગલમાંથી ઉતરી આવેલી અસભ્ય જૂની જાતિ છે કે પ્રાચીન સભ્યતામાંથી ખરેલી જાતિ છે એ ખરી રીતે મારા જેવા સેવકને માટે બહુ રસનો વિષય બની શકતો નથી.

ગુજરાતની અનેક રાની અને રાસ્તી જાતિઓમાં આ જાતિ આજે સારી ઝડપે પ્રગતિ કરી રહેલી છે એમ મારૂં ચોકસ માનવું છે. તેનામાં શિક્ષણ અને સુધારો હજી ઘણો ઓછો છે, છતાં જે થોડો સુધરેલો વર્ગ છે તેની અંદર પોતાનાં પછાત ભાઈ બહેનોને પોતાનો ચેપ લગાડવાની કોઇ અદમ્ય અંતઃપ્રેરણા છે. બીજી કોઈ જગ્યાએ મેં આ ગુણ આટલા સારા પ્રમાણમાં જોયો નથી. ભીલ આદિ બીજી રાની જાતિઓની જેમ આ લોકો ભાલોડાં લઈ લઈને ફરનારા નથી, પરંતુ ચાલુ જમાનામાં તેઓએ બેહદ શૌર્યનાં ઘણાં આશાસ્પદ ઉદાહરણો પૂરાં પાડ્યાં છે. દારૂ તાડીના નાશની તેમની લડત તેમને

ખરેખર શોભારૂપ છે. જ્યારે ૧૯૨૧ માં ભારતવર્ષ અસહકારનું શસ્ત્ર લઈ સ્વરાજ્યની લડતની તૈયારી કરતો હતો, ત્યારે તે મહાન પ્રેરણામાંથી અહીં દારૂ તાડી સામે ઝુંબેશના રૂપમાં તે લડતની રાની આવૃત્તિ ઉપાડવામાં આવી હતી. એ ઝુંબેશ દેવીની હીલચાલને નામે ઓળખાઈ ગઈ છે. ગામોગામ લોકો ધૂણી પડતા અને દેવીને નામે ને ગાંધીને નામે દારૂ તાડી છોડવા, નહાવા ધોવા, મરઘાં બોકડાંને મુક્તિ આપવા વિ. ના ઉપદેશો આપતા. એમને કોઈ આગેવાન હતો નહિ, પણ રાનીપરજનું સ્વરાજ્ય કર્યું તે આ લોકો પોતાની મેળે અંદરથી જ કળી ગયેલા હતા. આ હીલચાલ વહેમ, દેવીનો ભય અને કંઈક સ્થાનિક પટેલિયાઓની બળજબરીથી દૂષિત હતી, તેથી તે પડી ભાંગી; પરંતુ અત્યંત વિશાળ પાયા ઉપર ચાલેલો, હજારો છાપરીઓમાં એકી વારે જીવનપલટો કરાવી ગયેલો એ મહાન પ્રયત્ન રાનીપરજમાં ઘણા જમાનાઓ સુધી યાદ રહી જશે, અને તેમનાં લોકગીતોનો વિષય થઈ રહેશે:

મોત તૂને ધોરી
તું કાછે પુડી જાહે ઓ જીવરા !
વાત સુનાઈ લેજે ઓ જીવરા,
ભજનમાં ચિત્ત દેજે ઓ જીવરા !
જનમ સારો મિલ્યો; તું રામ કેહેં ભુલ્યો ઓ જીવરા !
કામ ખોટાં કરહે ઓ જીવરા,
વગર મોતે મરહે ઓ જીવરા,
દેવીએ સારો કૉયો, તું તી બી ઉડાડી નાખ્જો
ઓ જીવરા !

કોઇક જ લોકગીત એવું હશે જેમાં દેવીનો કંઈ ને કંઈ ઉલ્લેખ નહિ આવ્યો હોય.

શાહુકારીની ભીષણ ચુડમાંથી છૂટકારો મેળવવા એ કોમમાં છૂટાછવાયા પ્રયત્નો થતા રહે છે તેમાં પણ તેમની શાન્ત વીરતા પ્રગટ થાય છે આંબિયાના રાનીપરજ ખેડૂતોનો સત્યાગ્રહ કોઈ પણ ગામને અભિમાન લેવા જેવો છે. શાહુકારો યોગ્ય ગણોતે જમીન ખેડાવવા તૈયાર ન થાય ત્યાં સુધી લોકોએ ખેડવાનું જ બંધ કર્યું છે. પાંચ છ વર્ષોથી ખાલી જમીનો ઉપર ગામનાં ઢોર ચરે છે, ગરીબ ખેડૂતોને તેમના સારી સ્થિતિના ભાઈઓ પોતાની ખેતીમાં ભાગ આપી નિભાવ્યે જાય છે. પરમ શૌર્ય માગનારા દેશના લેલા મહાન યજ્ઞમાં પણ આ જાતિએ ગૌરવ લેવા જેવો ફાળો આપ્યો છે. હું તો નિશ્ચિન્તપણે માનું છું કે જે જાતિઓ દેશના મહાન યજ્ઞોમાં આગળ રહે છે તે ગમે તેટલી પછાત હોવા છતાં ઝપાટાબંધ આગળ આવે છે, અને તેવા પ્રસંગે પાછળ રહે છે તે ગમે તેવી પ્રાચીન સંસ્કૃતિવાળી જાતિ હોવા છતાં જોતજોતામાં હીનતાને પામે છે. હજુ આઠ દસ વર્ષ પહેલાં જ આ જાતિને 'કાળીપરજ' એવું હીણપતભર્યું નામ વળગેલું હતું. આજે તેણે મહાત્મા ગાંધીજી પાસેથી 'રાનીપરજ 'નું સાદું નામ પ્રાપ્ત કર્યું છે એ સાચેસાચ તેની કમાણીનું જ ફળ છે. રાનીપરજનું ભાવિ ઉજળું છે. ગુજરાતના સાહિત્યકારો તેની તરફ સહાનુભૂતિભરી આંખે નિહાળતા રહેો એ જ પ્રાર્થના.

## રાનીપરજનું વીરગાન

[ કવિ: જીવણસિંહ નરસિંહ ગામીત. ]

બનીને વીર આમ્હાં, જગે ચાલુંહું;
મચ્છું કા જીવુંહું એકુજ હેય વિચાર. બનીને.

મેદાનમાં એઇ તુમ્હાં આવી જાયા રા,
જોર કહડૉ હેય તી દેખાડી દાહું ! બનીને.

જૂંડાઇ કાઢીને ભલાઇ લેઉહું
ભલા ભલા દુશ્મન હટાડી કાહુહું ! બનીને.

વ્યસન મૂળથી જ ખોદી ટાકુંહું,
ખોટા ખોટા રીવાજ તંગાડી કાઢુંહું ! બનીને.

જુગ માંય ચાંદ જેહેં ઉદી નીગેહેં,
તેહેં જ આમ્હાં ચળકી ઉઠુહું ! બનીને.

દુખ ભક્ષે યેને સામી છાતીએ,
માર ઘણી ખુશાથી વેઠી જ લેઉહું ! બનીને.

જાતિ માટે જીવ બી દાહું ખુશાથી,
દુનિયાંમાં ડંકો વગાડી જાહું ! બનીને.



# સ્ત્રી : જૈન સાહિત્યની દૃષ્ટિએ

## ધીરજલાલ ધનજીભાઈ શાહ

'હે જંબુ! શ્રમણ ભગવાન મહાવીરે સ્ત્રી જીવનનો પરાકાષ્ઠાએ પહોંચેલો વિકાસ આ અધ્યયનમાં વર્ણવેલો છે, જે મેં તને કહ્યો. એમ આર્યસુધર્મા[1] બોલ્યા.'

આ લીટીઓ જૈનોમાં પવિત્ર ગણાતા બાર અંગમાંના એક અંગ નાયાધમ્મકહા—શ્રમણ ભગવાન મહાવીરની ધર્મકથાઓમા છે. શ્રમણ ભગવાન મહાવીર જૈનોના ચોવીશ તીર્થંકરોમાં એક અને સાથી છેલ્લાં તીથકર છે. તીર્થંકર એટલે તીર્થ પ્રવર્તાવનાર. આધુનિક અર્થમાં લઈએ તો સમાજમાં ક્રાન્ત–પરિવર્તન કરનાર.

આલંકારિક જૈન પંડિત રાજશેખરે કાવ્ય મીમાસામાં લખ્યુ છેઃ

'સ્ત્રીઓ પણ પુરુષની જેમ કવિ થઈ શકે છે, કારણ કે સંસ્કારશિક્ષા એ આત્મામાં ઊતરે છે. તે સ્ત્રી જાતિ કે પુરષજાતિના ભેદની પરવા નથી કરતો આપણે જોઈ શકીએ છીએ અને સાંભળીએ પણ છીએ કે રાજપુત્રીઓ, મહામંત્રીની પુત્રીઓ, વેશ્યાઓ, ગણિકાઓ અને નટભાર્યાઓ શાસ્ત્ર–પંડિત અને કવિ હતી તેમ જ છે.'[2]

પંડિત આશાધરે આવા આશયનુ લખ્યુ છેઃ

'ખરું ઘર સ્ત્રી છે, ભીત કે છાપરું વગેરે નથી.'[3]

આમ મધ્યસ્થ ભાવપૂર્વક સ્ત્રીજાતિને પુરુષજાતિ સમાન ગણવાના અસંખ્ય દાખલાઓ અને વૃત્તાંતો જૈન સાહિત્યમાં વેરાયેલા પડયા છે. સ્ત્રીજાતિ પુરુષજાતિ કરતાં પણ ઊંચી પદવી પ્રાપ્ત કરી શકે છે, એ બતાવવા માટે ચોવીશ તીર્થંકરોમાં ઓગણીસમાં તીર્થંકર શ્રી મલ્લિનાથ દાર્ડરૂપ છે. મલ્લિ સ્ત્રી રૂપ હતા, છતા તેમણે આત્માનો ઉદ્ધાર કરી અજરામરત્વ મેળવ્યુ હતુ. જૈનો અત્યારે તેમને હૃદયપૂર્વક વંદે છે.

આ બધુ છતા–સ્ત્રી જાતિને પુરુષ જાતિ સમાન હક્કવાળી ગણવા છતાં પાછળના યુગમાં એક આચાર્યે આવા જ આશયવાળું લખ્યુ:

'સ્ત્રીઓ સંસારમા અમાવાસ્યાની રાત્રી જેમ અંધકારને ભિન્ન કરે તેમ અનર્થને ઉત્પન્ન કરનારી છે.'[4]

'સ્ત્રીઓ વિષયવલ્લીની જેમ દર્શન, સ્પર્શ અને ઉપયોગથી અત્યંત વ્યામોહ ઉત્પન્ન કરે છે. તે કામ–રૂપ લુબ્ધક (પારધી)ની જાળ છે, અને તેથી હરિણની માફક પુરુષોને અનર્થકારક થઈ પડે છે'[5]

---

૧. નાયાધમ્મકહા વર્ગ આઠમો. મલ્લિ.

૨. पुरुषवत् योषितोऽपि कवी भवेयुः । संस्कारो ह्यात्मनि समवैति, न स्त्रैणं पौरुषं वा विभागमपेक्षते। श्रूयते दृश्यन्ते च राजपुत्र्यो महामात्यदुहितरो गणिकाः कौतुकिभार्याश्च शास्त्रप्रतिहतधियः कवयश्च। કાવ્યમીમાંસા અ૦ ૧૦.

૩. गृहं हि गृहिणीमाहुर्न कुड्यकटसंहतिम्–સાગારધર્મામૃત ૪ ૫૪, શ્લો. ૪૯.

૪ ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર સર્ગ ૨, પર્વ ૧.

૫ ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર સર્ગ ૧, પર્વ ૧.

આવાય ઉલ્લેખો મોટા પ્રમાણમાં જડે છે. વલભી વાચના પછી સ્ત્રી જાતિની તરફદારી કરતાંય ઉલ્લેખો મળે છે, પરંતુ તે થોડા. ત્યારપછીના લખાયેલા સાહિત્યમાં સ્ત્રીજાતિને નરકની ખાણ, દુષ્ટ સ્વભાવની, ચંચળ ગણવામાં આવેલ છે, અને કેટલીક વખત તો તેના પર એટલો ભાર દેવાયો છે કે સ્ત્રીજાતિનું વ્યક્તિત્વ એક વખત સારી રીતે વિકસેલું હોવા છતાં આ યુગમાં તદ્દન નીચું ગયેલ છે. ધીમેધીમે સાહિત્ય, ગજ- કારણ કે ધર્મમાં પુરુષોના અડ્ડા જામ્યા અને આજે એવી ભાવના રૂઢ થયેલી જોવામાં આવે છે કે સ્ત્રીજાતિ પુરુષજાતિની ગુલામ, કામ કરનારી જ થઈ છે. વળી અન્ય ધર્મોની પણ જૈન સાહિત્ય પર એટલી પ્રબળ અસર થઈ છે કે જૈન આચાર્યોએય સ્ત્રીને સંસારને વધારનારી ગણી છે ને અમુક શાસ્ત્રો ભણવાની કે વાંચવાની મનાઈ કરેલી છે.

આથી જૈન સમાજમા સ્ત્રી જાતિને પહેલેથી કેવું સ્થાન અપાયું છે તેનો, તેમ જ તેની ઉન્નતિ ને અવનતિની આછી રેખા જૈન સાહિત્ય પરથી દોરીશું તો તરત તેનો ખ્યાલ આવશે. સાહિત્ય પરથી એટલા માટે કે તે વખતનું સાહિત્ય એ તે વખતના સમાજનું પ્રતિબિંબ જ છે. આ માટે ત્રણ વિભાગ કરી શકાય.

[૧] જૈનોના પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવથી જૈનોના ત્રેવીસમાં તીર્થંકર શ્રી પાર્શ્વનાથ સુધી.

[૨] શ્રી. પાર્શ્વનાથના શાસન પછી શ્રી મહાવીર અને તેમના પછી વિ. સં. ૫૧૦ એટલે વલભી વાંચના થઈ ત્યાં સુધી.

[૩] છઠ્ઠી સદીથી અઢારમી સદી સુધી અને ત્યારથી અત્યાર સુધી.

પહેલાના બે વિભાગમા—શ્રી. પાર્શ્વનાથ સુધીના વિભાગ માટે પાછળના રચાયેલા સાહિત્ય પર આધાર રાખવો પડે છે શ્રી. મહાવીર અને વલભી વાચના થઈ ત્યાં સુધીનું સાહિત્ય પ્રાયઃ કંઠસ્થ જ હતું અને છઠ્ઠી સદીથી અત્યારસુધીમાં જૈન સાહિત્ય પર બીજા સાહિત્યની અને ધર્મની ભાવનાઓની પ્રબળ અસર થવાથી પહેલાંની ભાવનાઓમાં પરિવર્તન થયુ છે : એ મુજબ જૈન સાહિત્યની રચના વગેરે પર આધાર રાખી ત્રણ વિભાગ પાડયા છે.

[ ૧ ]

આત્માનો ઉદ્ધાર કરી અજરામરતાનો માર્ગ મેળવવો, જ્યાં દેહ નથી, આયુષ્ય નથી, કર્મ નથી, પ્રાણ કે યોની નથી એવી સાદી અનંત સ્થિતિ પ્રાપ્ત કરવી એવી પ્રધાનતઃ ભાવનાવાળો જૈન ધર્મ છે. આ યુગમાં તેના પ્રવર્તક શ્રી. ઋષભદેવ—જૈનોના પ્રથમ તીર્થંકર છે. તેમને સર્વજ્ઞાન–કેવળજ્ઞાન–સ્થિતપ્રજ્ઞપણું પ્રાપ્ત થયા પછી તેમણે ચતુર્વિધ સંઘની સ્થાપના કરી. આ સંઘમાં સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એમ ચાર ભેદ હતા આ ભેદ પડયા તે પહેલા પસ્ત્રી જાતિ પુરુષ જાતિ સમાન ગણાતી. અને પછી પણ સમાન હક્કવાળી ગણાતી એનો ખ્યાલ ઉપલબ્ધ વૃત્તાંત દ્વારા મળે છે.

શ્રી ઋષભદેવના સમય સુધી દરેક સ્ત્રીને પેટે પુત્રપુત્રીનું યુગલ પ્રસવતું. આ યુગલ યોગ્ય ઉમરનું થતાં લગ્નગ્રંથીથી જોડાતું; બન્ને સરખા હક્ક ભોગવી ગ્રાહસ્થ્ય ધર્મ પાળતા

અને અંતઃકાળે સાથે જ વિદાય થતા. આજની લૌકિક ભાષામાં કહીએ તો સગા ભાઈ બહેનનાં તે જમાનામાં લગ્ન થતાં. આવી જ કથા હિંદુસ્તાનમાં ઉત્પન્ન થયેલ વીરછરી[૬] વંશ સંબંધી મળે છે. અને રા. નરસિંહરાવ દિવેટીઆ પણ પાશ્ચિમાત્ય, પ્લેટોની એક કથા[૭] પરથી આવું જ અનુમાન કરે છે. આનો અર્થ એટલો જ કે સ્ત્રી વર્ગ અને પુરુષ વર્ગ બન્ને સમાન હક્ક ભોગવતાં. શ્રી. ઋષભદેવે આ વસ્તુમાં પરિવર્તન કર્યું, જૈન સમાજમાં ક્રાન્તિ ફેલાવી, અને સંસ્કૃતિના પગરણ માંડયા. તેમણે આ રિવાજમાં ફેરફાર કર્યો. સામાજિક, આર્થિક અને માનસિક ઉન્નતિના બીજ તેમણે પ્રજામાં વેર્યાં અને ત્યાર પછી આ રિવાજ બંધ થયો.

શ્રી. ઋષભદેવને ભરત અને બાહુબળી નામના બે પુત્રો હતા. અને બ્રાહ્મી અને સુંદરી નામની બે પુત્રીઓ હતી. પ્રાચીન રિવાજ મુજબ ભરતનો સુંદરી સાથે પરણવાનો વિચાર હતો. કારણકે સુંદરીમાં રૂપ, ગુણ, યૌવન, અને સૌન્દર્ય બધું હતું. વળી શ્રી. ઋષભદેવે તેને યોગ્ય શિક્ષણ આપ્યું હતું બ્રાહ્મી અને સુન્દરીને લીપી શિખવ્યાનો પણ ઉલ્લેખ મળે છે. વળી ભરતનું સ્થાન જૈન સાહિત્યમાં ચક્રવર્તિ તરીકે છે. ચક્રવર્તિની અનેક રિદ્ધિમાં ચૌદ રત્નનો* સમાવેશ થાય છે. તેમાં સ્ત્રી રત્ન મુખ્ય છે. એ રત્ન ન હોય ત્યાં સુધી ચક્રવર્તિ ચક્રવર્તિ ન કહી શકાય. ત્યાં સુધી અપૂર્ણતા રહી કહેવાય, એટલે કે સ્ત્રી ને પુરુષ એક અવિભક્ત અંગ કહી શકાય. સ્ત્રી ને પુરુષ સાથે રહી એ અવિભક્તતાને જાળવી શકે. એક અંગ ન હોય ત્યાં સુધી બીજું અંગ અપૂર્ણ કહેવાય.

સુન્દરી લગ્ન કરી શકે તેમ હતી, છતાં પોતાની સ્વતંત્ર માન્યતા મુજબ પિતાને પંથે જવાનો તેણે વિચાર કર્યો. અને ભરતની માગણીનો ઇનકાર કરી દીક્ષા લીધી. પોતાની મોટી બહેન બ્રાહ્મીની સાથે પોતાના ભાઈ બાહુબળી કે જે અભિમાનને લઈને નીચે ને નીચે ઊતરતા જાય છે તેને 'વીરા મોરા ગજ થકી હેઠા ઊતરો, ગજ ચડે કેવળ ના હોય' ના સુંદર શબ્દોથી જાગૃત કર્યાં.

સ્ત્રી પુરુષ કરતાં આગળ વધી શકે છે, તેનું તે જમાનાનું આ વાસ્તવિક દષ્ટાંત છે. તે જમાનામાં પુત્ર જેટલું જ પુત્રીને શિક્ષણ અપાતું, પુરુષ જાતિ જેટલી તે સ્વતંત્રતા

૬. વારાણસી રાજાની પટરાણીએ પુત્રને બદલે માંસના એક ગોળાને જન્મ આપ્યો. આથી શરમાઇને રાજાએ તેને એક પેટીમાં પુરાવી નદીમાં મૂકી દીધો. તે પેટી એક તાપસના હાથમાં આવી. તેણે ગંધ વગરના માંસના ગોળાને સાચવી રાખ્યો. જેમાંથી એક દિવસ તેના બે ભાગ થયા. ક્રમશઃ બન્ને ભાગને પાંચ ગાંઠો નીકળી ને તેમાંથી બે હાથ, બે પગ ને એક માથાનું સર્જન થયું. એક ગોળો બાળક હતું જ્યારે બીજી બાળિકા હતી. તેઓ આગળ પર સાથે પરણ્યા. વધુ માટે જુઓ પુરાતત્ત્વ પુસ્તક ૧. પૃ ૧૨૫-૩૦.

૭. શ્રી. નરસિંહરાવે પ્લેટોની એક કથા પરથી એવું અનુમાન કર્યું છે કે પહેલા માનવીને ચાર હાથ, ચાર પગ, બે માથા હતા. પણ જ્યુપીટરે બન્નેને જુદા કર્યાં. ત્યારથી સ્ત્રી પુરુષ વિભક્ત થયા. આ વિભક્તતા પૂરી કરવા એક અંગ બીજું અંગ મેળવવા યત્ન કરે છે.

* ચૌદ રત્નઃ—ચક્ર, છત્ર, અસિ, દંડ, ચર્મ, મણિ, કાંગની, સેનાપતિ, ગાથાપતિ, વાર્ધિક, પુરોહિત, સ્ત્રીરત્ન, અશ્વ અને ગજ.

ભોગવતી, પુરુષ જાતિ કરતાં પણ આત્માનું ઓજસ વધારે દાખવી શકતી એની, આ ઉલ્લેખ પરથી સ્પષ્ટતા તરે છે.

પુરુષની માફક સ્ત્રી પણ મોક્ષે જઈ શકે છે, કારણકે જૈનધર્મમાં લીંગ, જાતિ, ઉમર કશાની પ્રતિબંધતા નથી. હરકોઈ–જે જે આત્મા અને અનાત્માનો તફાવત જાણવા મથે તે તે મોક્ષ મેળવી શકે છે. એવા મોક્ષે જનારાઓનાં પંદર ભેદ૮ છે. જેમાં 'સ્ત્રી–લીંગે સિદ્ધા' નો એક ભેદ પણ છે. તેનો આશય એ છે કે સ્ત્રી યોનીમાં જન્મવા છતાં સ્ત્રી યોનીનો જીવ મોક્ષ મેળવી શકે છે. શ્રી હેમચંદ્રાચાર્યના કથન મુજબ 'આ અવસર્પીણીમા આ યુગમા મારુદેવા–શ્રી ઋષભદેવના માતા સૌથા પહેલાં સિદ્ધ થયા છે,'૯ અને એ બતાવે છે કે આ યુગમા સાથા પહેલા એક સ્ત્રીએ જ અજરામરતાનો માર્ગ સાધ્યો છે.

પહેલા તીર્થંકર પછી ઓગણીસમા તીર્થંકર મલ્લિનાથ સુધી સ્ત્રીવર્ગમાથી કેટલીય સ્ત્રીઓએ આત્માને અજવાળેલ છે. પણ આખા જૈન સાહિત્યમા જ્વલંત દષ્ટાત સ્ત્રીઓના આદર્શનુ છે તે શ્રી. મલ્લિનુ છે. શ્રી મલ્લિ પોતે સ્ત્રી હતા, રાજાની પુત્રી હતા, કુંવારા હતા, રૂપે, ગુણે સંપૂર્ણ હતા, યૌવનથી ઉત્કૃષ્ટ હતા; છતા જીવનભર કૌમારવ્રત પાળવાનો તેમનો નિશ્ચય હતો. તેમના યૌવનથી, અને ગુણથી આકર્ષાઈ કેટલાક રાજકુમારોએ તેમને પરણવાનો નિશ્ચય કર્યો. એ બધાને દુર્ગંધથી ભરેલા શરીરની ઓળખ આપી સુંદર ભાષામાં પ્રતિબોધ્યા હતા:

'હે રાજાઓ! મનુષ્યના કામસુખો આવા દુર્ગંધયુક્ત શરીર ઉપર જ અવલંબેલા છે. તેનું બાહ્ય સૌંદર્ય શાશ્વત નથી. જ્યારે આ શરીર વૃદ્ધાવસ્થાને પામે છે ત્યારે તેનું તેજ અને કાંતિ ઊડી જાય છે. ચામડી પર ઢીકાસ આવે છે ને કરચલીઓ પડી જાય છે. ડાચું મળી જાય છે. મુખમાથી લાળ દદડે છે અને આખું શરીર કંપે છે. તો હે રાજાઓ! આવા શરીરથી નીપજતાં કામસુખોમાં કોણ આસક્તિ રાખે? મને આ પ્રકારના કામસુખોમાં જરા પણ આસક્તિ નથી. મેં સર્વ સુખોને તજીને દીક્ષા લેવાનું તથા આજીવન બ્રહ્મચારી રહી સંયમનું પાલન કરી ચિત્તમાં રહેલ કામ, દ્વેષ વગેરે અસદ્વૃત્તિઓને જડમૂળથી ઉખેડી નાંખવાનુ નક્કી કર્યું છે.'૧૦

આ ઉપદેશની રાજકુમારો ઉપર ધારી અસર થઈ; અને તેઓ શ્રી. મલ્લિના જ શિષ્ય થઈને રહ્યા શ્રી. મલ્લિએ કેવલજ્ઞાન પ્રાપ્ત કરી, અજરામરતાનો માર્ગ સાધ્યો. અને જૈન સમાજમા ક્રાન્તિના બી વેરી ઓગણીસમા તીર્થંકર તરીકે પ્રસિદ્ધ થયા. શ્રી. મહાવીરના કથન મુજબ સ્ત્રીજીવનનો પરાકાષ્ઠાએ પહોંચેલો વિકાસ તેમણે સાધ્યો. જે વિકાસ માટે સામાન્ય પુરુષો મુગ્ધા લાયક નથી થઈ શકતા. અને આમ શ્રી. મલ્લિએ પુરુષ જાતિ કરતાં સ્ત્રી જાતિ જરા પણ ઊતરતી નથી, બલકે ચડી શકે છે તેનું ઉજ્જવળ દષ્ટાંત પૂરું પાડ્યુ.

---

૮. જિણસિદ્ધા, અજિણસિદ્ધા, તીર્થંસિદ્ધા, અતીર્થંસિદ્ધા, ગૃહસ્થલીંગેસિદ્ધા, અન્યલીંગેસિદ્ધા, સ્વલીંગે સિદ્ધા, સ્ત્રીલીંગે સિદ્ધા, પુરુષલીંગ સિદ્ધા, નપુંસકલીંગે સિદ્ધા, પ્રત્યેકબુદ્ધ સિદ્ધા, સ્વયંબુદ્ધ સિદ્ધા, બોધબોધિત સિદ્ધા, એક સિદ્ધા, અનેકસિદ્ધા.

૯. ત્રિષષ્ઠિશલાકા પુરુષ ચરિત્ર સર્ગ ૩, પર્વ ૧.

૧૦ નાયાધમ્મકહા વર્ગ આઠમો મલ્લિ.

જૈન રામાયણ અને જૈન મહાભારતમાંથી[૧૧] સીતા, દ્રૌપદીના દૃષ્ટાંત જડે છે પણ હિન્દુ ધર્મમાં તેનો સંપૂર્ણતઃ સુંદર ઉલ્લેખ હોઈ તેને જવા દઈએ અને મહાભારતના સમયનો જ બીજો દાખલો શ્રી. રાજેમતીનો લઈએ.

જૈનોના બાવીસમાં તીર્થંકર શ્રી નેમનાથ તે શ્રી કૃષ્ણના પિત્રાઈ ભાઈ થાય. તેમનું લગ્ન રાજેમતી નામની કન્યા સાથે થવાનું હતુ, જાન ગઈ, મામેરું થયુ પણ તે વખતે ક્ષત્રિયોમાં ચાલ્યા આવતા રિવાજ મુજબ જાનૈયાઓને જમાડવા માટે અસંખ્ય જીવોને એક વાડામાં પૂર્યા હતા તેનો અવાજ શ્રી નેમનાથને કાને સંભળાયો. અને તેની શ્રી નેમનાથને ખબર પડતાં અડધે રસ્તેથી તે પાછા ફર્યા. દીક્ષા લીધી અને ગિરનારને પોતાનું રહેઠાણ કર્યું. આ વાત રાજકુમારી રાજેમતીએ સાંભળી ત્યારે પોતાની સખીઓની ના છતાં, સગાવહાલાઓની બીજે સ્થળે લગ્ન કરવાની ઇચ્છા છતાં તેમણે ગિરનાર પર જઈ શ્રી. નેમનાથ પાસે જ દીક્ષા લીધી. એક વખત ઉપરથી ઊતરતાં ઊતરતાં સખત વરસાદ થયો એટલે આશ્રય લેવા માટે પાસેની એક ગુફામાં પ્રવેશ્યાં અને અંધકાર હોવાથી અંદર કોણ હતુ તેની ખબર પડી નહિ. તેમણે પલળેલાં કપડાં સૂકવવા શરૂ કર્યાં કે તરત ત્યાં જ ધ્યાનમાં બેઠેલ શ્રી નેમનાથના ભાઈ રથનેમિય તેના સૌન્દર્યથી ચલિત થયા. પણ રાજેમતીએ તેને તે વખતે જે માર્મિક ઉપદેશ આપ્યો તે આજે પણ સ્ત્રી જાતિ માટે જોમ ઉત્પન્ન કરાવે તેવો છે. રથનેમિને કહ્યું :

'તું રૂપમાં સાક્ષાત કુબેર હો, લાલિત્યમાં ભલે નળ હો, ભલેને સાક્ષાત શક્રેન્દ્ર હો, તો પણ હું તને ઇચ્છું નહિ.

'હે કામી પુરુષ ! તારી ખાનદાની ક્યાં જતી રહી ? તું યાદવકુળનો હોઈને સંયમથી ભ્રષ્ટ થઈ મારી વાંચ્છા કરે છે તેના કરતાં તું મર એ વધારે સારું છે. તું જરા વિચાર તો કર કે તુ અંધક વૃષ્ણિનો પૌત્ર છે. અને હું ઉગ્રસેન રાજાની પુત્રી છું. માટે કુલાંગાર ન થઈએ, એની તું સરત રાખ અને સંયમમાં સ્થિર થા.

'જ્યાં જ્યાં સ્ત્રીઓને જોતાં જ તું આવી રીતે ચલિત થયા કરીશ તો તારો સંયમ જ નહિ રહે. અને તું વાયુથી કંપતા ઝાડની પેઠે હંમેશાં અસ્થિર રહ્યા કરીશ. જે ભોગોને તેં તજેલા છે તે તો વમેલા અન્ન જેવા છે. તો શું કોઈ પુરુષ વમેલુ અન્ન ખાશે ખરો ?'[૧૨]

બ્રહ્મચારિણી અને સાધ્વીના આ આત્મસ્પર્શી અને સચોટ વચનોને સાંભળી જેમ અંકુશવડે હાથી વશ થાય તેમ રથનેમિય સ્થિર થયા અને સંયમનો માર્ગ ગ્રહણ કરી લીધો. સ્ત્રી જાતિ પર ચંચળતા અને અનાથપણાનો જે દોષ મૂકવામાં આવે છે તેને માટે રાજેમતિનુ જીવન દિશાસૂચક છે.

આ યુગમાં બાળવિવાહનો એક પણ દાખલો જડતો નથી. જ્યાં જ્યાં સ્ત્રીના લગ્ન સંબંધી ઉલ્લેખ આવે છે ત્યાં ત્યાં સ્પષ્ટ જણાવેલ છે કે યોગ્ય ઉમરની થતાં, શરીરનું બંધારણ બરાબર થયેલું જાણતાં તેનો વિવાહ નક્કી કરાતો. વિધવા વિવાહનો એક ઉલ્લેખ

૧૧. જૈનોના વીસમાં તીર્થંકર શ્રી મુનિસુવ્રતનો સમય.

૧૨. ઉત્તરાધ્યયન સૂત્ર. અધ્યયન રથનેમિય. તથા દશવૈકાલિક સૂત્ર. અ. ૨, શ્રામણ્યપૂર્વક

છે. પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવનો જ તે પ્રસંગ છે. સુનંદા કરીને એક સ્ત્રી હતી. તેનો પતિ અચાનક મૃત્યુ પામવાથી શ્રી. ઋષભદેવે તેની સાથે લગ્ન કર્યા.[13] આ લગ્નને કોઈ પણ આચાર્યે નિંદ્ય ગણ્યું નથી કે વખોડ્યું નથી. ઊલટું રોચક ભાષામાં આ વિવાહનું વર્ણન કર્યું છે.

શ્રી. મહાવીર સુધી સ્ત્રી જાતિની સ્થિતિ જાણવા માટે આટલું સાધન છે. આ સાધન પાછળના રચાયેલ તથા લખાયેલ વિશાળ સાહિત્યના સાધન કરતાં ઘણું જ અલ્પ છે છતા તેને જૈનોના સ્ત્રી સંબંધીના વિચારો પરત્વે આશ્ચર્યયુક્ત કરી દે તેમ છે.

પ્રાચીન કથાઓ પરથી એમ જણાય છે કે જૈનોમા અન્ય ધર્મીઓની જેમ બહુ વિવાહ પ્રચલિત હશે તે વખતે પુરુષ ગમે તેટલી સ્ત્રીઓ કરી શકતો હશે. શ્રી ઋષભદેવના વખતથી શ્રી. પાર્શ્વનાથ સુધી પાચ વ્રતને બદલે ચાર વ્રત[14] પ્રચલિત હતા. તેમાં મૈથુન વ્રતને સ્થાન ન હતુ. આથી સ્ત્રીનો પરિગ્રહની અંદર સમાવેશ થતો. સાથે સાથે એય યાદ રાખી લેવુ જોઈએ કે જૈનોના ધાર્મિક વિધાનો યા રીતરિવાજો જે જે ઘડાયેલા છે તે સાધુ, સાધ્વી, યા તો શ્રાવક શ્રાવિકાને અનુલક્ષીને ઘડાયા છે. જે નિયમ સાધ્વી માટે અને શ્રાવિકા માટે હોય તે જ નિયમ સાધુ અને શ્રાવકને લાગુ પડી શકે તેથી જ્યા જ્યા સાધુ કે શ્રાવકનો ઉલ્લેખ હોય ત્યા ત્યા સાધ્વી કે શ્રાવિકા અંતર્ગત સમજી જ લેવાના હોય છે. આથી સ્ત્રીનો જેમ પુરુષને માટે પરિગ્રહમાં સમાવેશ થતો તેમ સ્ત્રીને માટે પુરુષનો પણ પરિગ્રહમાં સમાવેશ થતો. છતાં વક્ર અને જડ બુદ્ધિવાળા જનતાના એક વર્ગે ફક્ત સ્ત્રીનો પરિગ્રહમાં સમાવેશ કર્યો. અને જેની પાસે સ્ત્રીઓનુ મોટુ ધણ હોય તે ભાગ્યશાળી-મોટો ગોવાળ કહેવાયો. ચક્રવર્તિની બધી રિદ્ધિઓમા ચોસઠ હજાર સ્ત્રીઓ હોવી જ જોઈએ. એથી વધારે હોય તો ચાલે પણ ઓછીથી ન ચાલે. ચોવીસ તીર્થંકરોમા પણ ત્રણ તીર્થંકર ચક્રવર્તિ હતા. તેમને પણ એટલી જ સ્ત્રીઓનો પરિગ્રહ હતો. વાસુદેવને પણ બત્રીસ હજાર સ્ત્રીઓ હોવાનો ઉલ્લેખ છે. અને એ બધાનુ રસિક રીતે કરાયેલુ વર્ણન ધાર્મિક ક્રિયાની અંદર બોલાતા સ્તોત્રોની અંદર આજે પણ નજરે ચડે છે. અને જનતા હોંશે હોંશે તે ગાય છે.[15]

પુરુષો ગમે તેટલી સ્ત્રીઓ કરી શકતા છતા દ્રૌપદીએ કરેલા પાંચ પતિના રિવાજ તરફ આપણે આંખમિંચામણા ન કરી શકીએ. એવો જ રિવાજ આજે ટીબેટ અને બીજે સ્થળે પણ ચાલુ છે. તો પણ એટલુ ચોક્કસ છે કે શ્રી ઋષભદેવના સમયમાં જે સન્માન સ્ત્રી જાતિનુ હતું તેમા શ્રી પાર્શ્વનાથના સમય પછી ઘટાડો થયો હતો.

---

૧૩. ત્રિષષ્ઠિશલાકા પુરુષ ચરિત્ર સર્ગ ૨, પર્વ ૧ તથા કલ્પસૂત્રની સુબોધીકા ટીકા પૃ. ૧૪૭.

૧૪. પ્રાણાતિપાત વિરમણ=અહિંસા; મૃષાવાદ વિરમણ=સત્ય; અદત્તાદાન વિરમણ=અચૌર્ય; મૈથુન વિરમણ=બ્રહ્મચર્ય; પરિગ્રહ વિરમણ=અપરિગ્રહ

૧૫. चउदस वररयण नवमहानीहीं, चउसट्ठी सहस पवर .जुवइण सुंदरवइ, चुलसी हय गय रहमय सहस्सासामी छणवइगामी कोडी सामी भार हम्मी मयवय-अजितशांति

[ ૨ ]

શ્રી મહાવીર સ્વામી અને ત્યાર પછી સંવત ૫૧૦ માં વલ્લભી વાંચના થઈ ત્યાં સુધીનો સમય આગમો, સૂત્રો વગેરેનો રચનાકાળ કહી શકાય. આ સાહિત્ય કંઠસ્થ રહેતું અને એક બીજાને ગુરુમુખેથી વારસામા મળ્યે જતુ. તેનો કેટલાક ભાગનો નાશ થયા પછી વિ. સં. ૫૧૦ માં તે ગ્રંથસ્થ થયુ.

શ્રી. પાર્શ્વનાથ સુધીના સમયમાં લોકો સરળ અને જડ હતા એટલે પરિગ્રહની અંદર સ્ત્રીનો સમાવેશ કરતા, પણ શી મહાવીરના જમાનાની નજીકના લોકોમા વક્રતાએ પગ પેસારો કરી દીધો હતો. પુરુષ જાતિ સ્ત્રી જાતિને વાસનાનુ સાધન ગણવા લાગી. આથી બ્રહ્મચર્યમા શૈથિલ્ય આવ્યું. શ્રી મહાવીરે આ વસ્તુસ્થિતિ નિહાળી ચાર વ્રતના પાંચ વ્રત કર્યા. બ્રહ્મચર્યના સુંદર વાડ કરી તેમણે ચતુર્વિધ સંઘનુ પુનઃ સર્જન કર્યું ત્યારેય સ્ત્રી અને પુરુષ બન્ને વર્ગ માટે સમાન અને સરખા નિયમો કર્યા. મૈથુન વ્રતને નોખું કર્યું, પણ પુરુષો કમ નહોતા. પરિગ્રહના જુદા જુદા અર્થ કરવા લાગ્યા. જ્યારે સ્ત્રીઓ પોતાના સરળ સ્વભાવાનુસાર જે નિયમ ઘડાયો હતો તેનાથી સંતોષ માની રહી. આથી સ્વદારવ્રત પુરુષો માટે તો સ્વપતિનુ વ્રત સ્ત્રી માટે સર્જાયુ. પણ જડ અને વક્ર બુદ્ધિવાળા લોકો કાયદાશાસ્ત્રીની દૃષ્ટિએ સ્વદારના અર્થમાં વિપર્યય કરવા લાગ્યા. પારકી કન્યા હોય, કુંવારી હોય, વેશ્યા હોય, જે બીજા કોઈને પરણી ન હોય તેને સ્વદાર તરીકે રાખી શકાય એવો અર્થ કાઢ્યો. જ્યારે સ્ત્રીઓને સ્વપતિનો વિશાળ અર્થ કરવો ન સૂઝ્યો. આ માટે જૈન આચાર્યોએ સુંદર પગલાં લીધાં પણ આવા પગલાથી સ્ત્રી જાતિનું પુરુષ વર્ગ તરફથી થતા અન્યાયનું પ્રદર્શન જ થતું હતુ[૧૬]

વળી બીજી વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે પુરુષ વર્ગે જ્યાં ત્યાં પોતાના અડ્ડા જમાવી દીધા હતા. ખુદ શ્રી મહાવીરના સમયમા હિંદમાં કેટલેક સ્થળે પ્રજાતંત્રો હતા. તેના સંચાલકો પુરુષ હતા. આચાર્યોની પદવીઓ પર પણ પુરુષો જ હતા વ્યવહારમાં પણ પુરુષો હતા. સ્ત્રીઓ પુરુષોનુ કામ કરવા અને વાસનાઓ સંતોષવા ઘરમાં ભરાઈ રહેતી. પણ આને માટે જૈન ધર્મ કરતા બીજા ધર્મોને વધારે જવાબદાર ગણી શકાય. ઈ. સ. પૂર્વે હિંદમા આર્ય તથા અનાર્ય અને બીજી પ્રજાઓનું સંમિશ્રણ થયે જતુ હતુ. એમાં દ્રવિડ સભ્યતા પણ એક હતી દ્રવિડ સભ્યતા જૈન ધર્મની માફક સ્ત્રીપ્રધાન સભ્યતા હતી. એકબીજી પ્રજાની સભ્યતાનું સંમિશ્રણ થતા એક બીજાના રીતરિવાજોની એક બીજા પર પ્રબળ અસર થઈ, આર્ય સભ્યતાની અસરથી સ્ત્રીની લાગવગ જે એક વખત ઊંચી કક્ષાએ[૧૭] હતી તે શિથિલ થઈ, છતા દ્રવિડ સભ્યતાની અસરથી આર્ય સભ્યતામાં સ્ત્રીનુ અમુક સ્થાન રહ્યુ ખરુ. એની અસર જૈન સમાજ પર પણ થઈ. શ્રી મહાવીર અને બૌદ્ધધર્મના પ્રવર્તક શ્રી ગૌતમે સ્ત્રી વર્ગને ઊંચી સ્થિતિએ લઈ જવા

---

૧૬ આ વસ્તુ પરના સુંદર અને વિસ્તૃત વિવેચન માટે જુઓ—જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્ય વિચાર પૃ ૨૭-૨૮.

૧૭ 'સ્ત્રીઓને માટે મહાન યુદ્ધો થયાં છે તે સ્ત્રી વર્ગનું માન નહિ તો બીજું શું બતાવે છે ?' બાબુ ક્ષિતિમોહનસેન.

યત્ન કર્યો. આ સમુદાયે નવા યુગના વહેણુ નીરખ્યાં. તેમાં તેમને પોતાની જાતનો ઉદ્ધાર દેખાયો. આથી સાધ્વી સંઘમાં તેમણે મોટા પ્રમાણમાં ભળવાનું શરૂ કર્યું. સ્ત્રીઓમાં જાગૃતિનું પૂર આવ્યું. ને તેમાંથી આર્ય ચંદના, મૃગાવતી, સુલસા, શીવા, પદ્માવતી, રેવતી, જયન્તી વગેરે આદર્શ સ્ત્રીઓનાં સર્જન થયાં. પણ તે વખતે અત્યારે સમાજમાં હડધૂત થતો એક વર્ગ–જે વેશ્યાના નામથી ઓળખાય છે તેનો મોટો વર્ગ–તે વખતે થયો હતો. પુરુષોએ પોતાની ઇચ્છા તૃપ્ત કરવા માટે એ વર્ગને નાબૂદ કરવાને બદલે કાયદાનો આશ્રય લઈ તેને સ્થિર અને મજબૂત કર્યો હતો. વૈશાલી કે જે શ્રમણ ભગવાનની જન્મભૂમિ ગણાય ત્યાં એક નિયમ એવો હતો કે જો કોઈ પણ કન્યા અતિ સૌંદર્યશાળી હોય તો તેનાથી પરણી શકાય નહિ. એણે અવિવાહિત રહીને સર્વ પુરુષોના મનરંજન અર્થે પોતાના સ્વાતંત્ર્યનું બલિદાન દેવું જોઈએ.[૧૮] આથી વેશ્યા નામથી ઓળખાતો એક સ્ત્રીનો વર્ગ દ્દઢીભૂત થયો. આમ વેશ્યાઓના પરિવારના વધવાને લીધે પણ સ્ત્રી તરફનું કંઈક માન અને લાગણી ઓછાં થયા. વેશ્યાઓનાં કેટલાય ઉલ્લેખો બૌદ્ધજાતકોમાં પુષ્કળ પ્રમાણમાં મળે છે,[૧૯] કારણકે જૈન ધર્મના સંઘના બંધારણમાં જે મજબૂતાઈ હતી તેવી મજબૂતાઈ બૌધ સંઘના બંધારણમાં નહતી. જેથી બૌદ્ધ ભિક્ષુણીઓના સંઘમાં પાછળથી એટલો બધો અનાચાર પેઠો–પુરુષ વર્ગને લઈ ને–કે જેથી તેમને દીક્ષા લેવાની પણ મનાઈ કરવી પડી. આવો અનાચાર જૈન સાહિત્યમાં ક્વચિત જ દૃષ્ટિગોચર થશે. છતાં સ્ત્રીઓ જ આ અનર્થની કરનારી છે એમ કેટલાકના હૃદયમાં ઠસી ગયું અને તેથી સ્ત્રીઓની ઉપેક્ષા કરતુ સાહિત્યનું સર્જન થયું.

સ્ત્રી તરફની આ દૃષ્ટિની અસર સાહિત્ય પર પણ થઈ. જૈન સાહિત્યમાં ભગવાન મહાવીરના ઉપાસકોનું એક સુંદર પુસ્તક છે અને તેની અંગ તરીકે ગણના થાય છે. આ પરથી પ્રશ્ન એ થાય છે કે ઉપાસકોનું વર્ણન મળે તો ઉપાસકાઓનું કેમ નહિ ? સ્ત્રી અને પુરુષને સમાન ગણનાર જૈન સાહિત્યમાં સ્ત્રીઓનુ ઉપાસિકા તરીકે સ્વતંત્ર વર્ણન ન મળે તેનો અર્થ શો ? શ્રી. હેમચંદ્રાચાર્યના કથન મુજબ શ્રી મહાવીરના પરિવારમાં સ્ત્રીઓની મોટી સંખ્યા હતી. એક લાખ ઓગણસાઠ હજાર શ્રાવક અને ત્રણ લાખ અઢાર હજાર શ્રાવિકાઓનો મોટો પરિવાર હતો. ત્યારે પુરુષની જેમ સ્ત્રીઓ સુંદર ઉપાસિકા નહિ હોય કે શું ? 'તમામ વર્ણ કે જાતિના સ્ત્રી અને પુરુષને સમાનભાવે જોનાર અને સમાન સ્થિતિમાં અધિકારી ગણનાર ભગવાન મહાવીરના મુખમાં મુકાયેલા આ સૂત્રમાં એક પણ ઉપાસિકાનું સ્વતંત્ર વર્ણન નથી એ શું આશ્ચર્ય ઉપજાવે એવું નથી ?...સંભવ છે કે સ્ત્રી જાતિ તરફની ઉપેક્ષાના સમયની અસરે આપણને કદાચ ભગવાન મહાવીરની ઉપાસકાઓના વર્ણનથી વંચિત રાખ્યા હોય'.[૨૦] વળી ભગવાન મહાવીરના મુખમાં મુકાયેલ વાણીરૂપ સંગ્રહનું બીજુ અગ નાયાધમ્મકહા, તેમાં શ્રી મહાવીરે જીવનનો અઘરો અનુભવ લોકગમ્ય સહેલી

૧૮. સાપ્તાહિક જૈનપત્ર પૃ૪ ૫૮૫. 'અનાચારના અવશેષો'—શ. સુશીલ.

૧૯. બૌદ્ધ જાતક કથાસંગ્રહમાંથી અંબપાલી, સિરિમા, સામા, વગેરે વેશ્યાઓ તથા અનાચારના વૃત્તાંતો મોટા પ્રમાણમાં મળે છે, જુઓ બૌદ્ધ સંઘનો પરિચય.

૨૦. પંડિત બેચરદાસનું નિવેદન–ભગવાન મહાવીરના દસ ઉપાસકો. પૃ. ૮.

અમૃત ઝરતી વાણીમા કહ્યો છે. જેમાં શ્રી. મલ્લિનું સુંદર દૃષ્ટાંત છે. તેમાં પાછળના દ્વિતીય શ્રુતસ્કંધમાં કાલી અને બીજી કેટલીક સ્ત્રીઓના એક જ જાતના વૃત્તાંતો છે.[૨૧] જેનો ધ્વનિ એ છે કે એ બધી સ્ત્રીઓએ દીક્ષા લીધી, પણ પાછળથી તેમાં સ્થિર ન રહી શકી તેથી વિષય-સ્વચ્છંદી થઈ અને પોતાની પ્રતિજ્ઞાને વિસરી ગઈ. શ્રાવકોનું પણ આવું એક દૃષ્ટાંત પહેલા અધ્યયનમાં છે પણ શ્રાવિકાઓ જેટલા નહિ અને એક જ જાતની આવી અનેક કથાઓ કહેવાનો આશય એટલો જ જણાય છે કે સ્ત્રી જાતિનું મન કેટલું ચંચળ હોય છે, તેનો સંયમ કેટલો શિથિલ હોય છે! તેના પરથી સહજ ખ્યાલ આવી શકે તેમ છે કે તે સમયે સ્ત્રીઓનું જીવન સંકુચિત હશે, તેમની દુનિયા સાકડી હશે અને ઘરના કામમાં ગોંધાઈ રહેવાની સજા તે વખતેય ચાલુ હશે. ઉપાસક દશામાં ઉપાસિકાઓના સ્વતંત્ર વર્ણન નથી, તોપણ જેમ કાલીની વાર્તાદ્વારા સ્ત્રી સ્વભાવની ચંચળતા દેખાડી છે તેમ ક્વચિત આમાંથી સ્ત્રીઓ માટે સુંદર ધ્વનિ નીકળે છે, તે બતાવે છે કે સંકુચિતતા છતાં સ્ત્રીઓની સ્વતંત્રતા નષ્ટ નહિ થઈ હોય.

શ્રી મહાવીરના દસે ઉપાસક[૨૨] તે વખતના વધારેમાં વધારે વૈભવશાળી શ્રાવકો હતા. વૈભવશાળી હોવા છતાં, અને અનેક સ્ત્રીઓ કરવાનો રિવાજ હોવા છતાં તેમાંના નવ ઉપાસકને એક એક સ્ત્રી છે, જ્યારે દસમાને તેર સ્ત્રી હતી. એક પતિવ્રતમાં જેમ સ્ત્રીઓ

---

૨૧. કાલી નામની ચમરની પટરાણીના સંબંધમાં આવી રીતે ઉલ્લેખ છે :—

'પછી ભગવાને તે કાલીને પુષ્પચૂલા આર્યાને શિષ્યા તરીકે સોંપી. તે આર્યાએ તેને પ્રવ્રજ્યા આપી. હવે તે ખાવાપીવામાં બેસવા ઊઠવામાં અને બોલવામાં સંયમને સાચવતી, બ્રહ્મચારિણી થઇ તથા સામાયિક વગેરે અગિયાર અંગોને ભણીને પોતાની ગુરુણી સાથે ગામેગામ વિહરવા લાગી.

'વખત જતાં તે પોતાના સંયમથી શિથિલ થઈ. તે પોતાના હાથ, પગ, માથું, મોઢું, સ્તન, કક્ષા અને ગુહ્યાંગોને વારંવાર ધોતી તથા બેસવાના, સુવાના અને સ્વાધ્યાય કરવાના સ્થાને પહેલાં પાણી છાંટયા પછી જ પગ મૂકતી.

'ગુરુણીએ તેને કહ્યું : 'હે દેવાનુપ્રિયે! આ આપણો આચાર નથી. આપણે બ્રહ્મચારિણી છીએ માટે તમારે આમ કરવું ન ઘટે. માટે હે દેવાનુપ્રિયે! તમારે વિચારીને આનું પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થવું જોઈએ.

'કાલીએ ગુરુણીનું વચન સ્વીકાર્યું નહિ. તેથી તેનો શ્રમણીઓમાં આદર ઘટવા લાગ્યો અને તે વારંવાર નિંદાવા લાગી. કાલીને એમ થયું કે જ્યારે હું શ્રાવિકા હતી ત્યારે સ્વતંત્ર હતી અને જ્યારથી હું પ્રવ્રજિત થઈ છું ત્યારથી પરવશ બની છું. તો આવતી કાલે અહીંથી નીકળી મારે જુદા જ ઉપાશ્રયમાં રહેવું યોગ્ય છે.

'જુદા ઉપાશ્રયમાં રહેતી તે કાલી વિષયસ્વચ્છંદી થઇ અને પોતે સ્વીકારેલી સંયમની પ્રતિજ્ઞાઓને લગભગ ભૂલી ગઈ.

'બીજી શ્રાવિકાઓનું વૃત્તાંત પણ કાલીની કથા પ્રમાણે જ સમજવું' જુઓ— नायाधम्मकहा श्रुतस्कंध द्वितीय वर्ग १ અથવા શ્રમણ ભગવાન મહાવીરની કથાઓ. પૃ. ૧૬૬ થી ૧૭૨.

૨૨. આનંદ, કામદેવ, ગૃહપતિ, ચૂલણીપિતા, સુરાદેવ, ચુલ્લશતક, ગૃહપતિ કુંડકોલિક, સદ્દાલપુત્ર, મહાશતક, નંદિનીપિતા અને સાલિહીપિતા.

પવિત્રતા સમજતી હતી તેમ એક પત્નીવ્રતમાં પણ પુરુષો પવિત્રતા સમજતા હશે. આ ઉપાસકોએ જેટલી છૂટ પોતાને માટે ગણી હતી તેટલી જ છૂટ પોતાની પત્ની માટે રાખી હતી. પોતાની સ્ત્રીને દીક્ષા લેવાની ઇચ્છા થાય, વ્રત કે નિયમ લેવાની ઇચ્છા થાય તો તે પતિની રજા લઈને લઈ શકતી અને તેવી જ રીતે પુરુષને વ્રત, નિયમ યા દીક્ષા લેવાની ઇચ્છા થાય તો તેને પણ પોતાની સ્ત્રીની રજા લેવી પડતી. વળી આ ઉપાસકોના વર્ણન પરથી એ પણ જણાય છે કે વ્રત કે નિયમનું પાલન કરતાં ઉપાસકની કાંઈ ભૂલ થાય અને તે ભૂલ તેની મા કે પત્ની બતાવે તો તેનો હર્ષથી સ્વીકાર કરી ફરી પોતાના વ્રતમાં તે સ્થિર થતાં. પહેલા અધ્યયનમાં આનંદ શ્રાવકનુ વર્ણન આવે છે તે જોઇએ. તે ભગવાન મહાવીરની વાણી સાંભળી પોતાને ઘેર આવ્યો અને પોતાની સ્ત્રીને કહ્યું:

'હે દેવાનુપ્રિયે ! શ્રમણ ભગવાન મહાવીરની પાસે જઈને તેમનું પ્રવચન મેં સાંભળ્યું છે તે મને બરાબર ગમ્યુ છે અને તેમાં મારી અભિરુચિ થઈ છે. તો તું પણ તેમની પાસે જા અને તેમની પર્યુપાસના કરી ગૃહીધર્મનો સ્વીકાર કર.'

'આનંદ શ્રાવકનુ આ વચન સાંભળી શિવાનંદા ખુશી થઇ. સંતુષ્ટ થઈ અને ઉતાવળા ભગવાનની પાસે પહોંચી તેમનુ પ્રવચન સાંભળી પોતાના પતિની પેઠે તેણે ગૃહીધર્મ સ્વીકાર્યો.'[૨૩]

આ વાત પરથી સ્ત્રીના સમાનપણાનો હક્ક તરે છે. પણ બીજી એક વાતમાં ચુલણી પિતા વ્રતમાં દેવથી ડરે છે, ત્યારે તેની માતા તેની ભૂલ થવા બદલ ઠપકો આપે છે,[૨૪] અને ત્રીજી વાતમાં સુરાદેવ ગૃહપતિને દેવની બીક લાગે છે ત્યારે તેની પત્ની ભૂલ બતાવી તેને સત્પંથે દોરે છે અને તે ભૂલનો પોતે હર્ષથી સ્વીકાર કરે છે અને વ્રતમાં સ્થિર થાય છે ત્યારે ઘડીભર તો એમ લાગે છે કે સ્ત્રી જાતિનુ પ્રાધાન્ય કેટલું હશે ! સંવાદ જોઈએ. 'સુરાદેવે પોતે જોયેલ વાત પોતાની પત્નીને કહી સંભળાવી ત્યારે ધન્યા ભાર્યાએ કહ્યુ કે દેવાનુપ્રિયે ! અહીં કોઈ માણસ આવ્યો નથી. કોઈએ તમારા પુત્રને માર્યો નથી. તમે કોઈ ભયંકર દૃશ્ય જોયુ હોય એમ જણાય છે અને તે કારણે તમે વ્રત નિયમમાંથી ચલિત થયા છો. માટે ફરી વાર તેની આલોચના કરી જેમ રહેતા હતા તેમ રહો. સુરાદેવે ધન્યા ભાર્યાની આ વાત વિનયથી સ્વીકારી અને તેનું પ્રાયશ્ચિત્ત કરી, વ્રત નિયમનો ફરી વાર સ્વીકાર કરી પહેલાની જેમ રહેવા લાગ્યો.'[૨૫]

આવા જ બીજા દાખલા ચુલ્લશતક,[૨૬] ઉપાસક સદ્દાલપુત્ર[૨૭] સંબંધી પણ મળે છે. અને એ દ્વારા સ્ત્રી જાતિની સમાનતા સિદ્ધ થાય છે. પરંતુ સ્ત્રીઓ ક્રૂર અને દુષ્ટ પણ હોય છે તેનોય એક દાખલો તેમાથી જ જડે છે. અને તે બધી સુંદરતા પર પાણી ફેરવે છે. મહાશતકની પત્ની રેવતીને બાર બાર શોક્યો હોવાથી સર્વ સુખ પોતે

૨૩ જુઓ ઉવાસગદસાઓ. અધ્યયન ૧. આનંદ.
જુ ઓ ઉવાસગદસાઓ. અધ્યયન ૩ ગૃહપતિ ચૂલણીપિતા
૨૫ જુઓ ઉવાસગદસાઓ. અધ્યયન ૪ સુરાદેવ.
૨૬. જુઓ ઉવાસગદસાઓ. અધ્યયન ૫ ચુલ્લશતક.
૨૭ જુઓ ઉવાસગદસાઓ અધ્યયન ૬ સદ્દાલપુત્ત.

ભોગવવા માટે બારે શોક્યના ખૂન કરે છે, પોતાના ક્રૂર સ્વભાવને મોકળો મૂકે છે અને પોતાની વાસનાઓને સતોષવા પતિને પણ સતાપે છે[૨૮] આ વાત સ્ત્રી સ્વભાવની બીજી બાજુ દેખાડે છે વળી બૌદ્ધ સઘમા ભિક્ષુણી સઘમા અનાચાર તે વખતે વધી ગયો એટલે પુરુષ જાતિએ સ્ત્રી જાતિ તરફથી પુરુષ વર્ગને દૂર રાખવા માટે શાસ્ત્રોના પાના ચિતર્યાં. ઉત્તરાધ્યન જેવા પવિત્ર સૂત્રમા સાધુઓને ઉદ્દેશીને કહેવાયુ છે કે·

---

૨૮ જુઓ ઉવાસગદસાઓ અધ્યયન ૮ મહારાતક શ્રીમહાવીરના શબ્દોમાં જ તેની વાત લઈએ

'મહારાતકની ભાર્યા રેવતીને વિચાર થયો કે મારે બાર બાર શોક્ય હોવાથી હુ સારી રીતે મહારાતક સાથે કામભોગો ભોગવી શકતી નથી માટે ઠીક તો એ છે કે બારે શોક્યોને અગ્નિ, શસ્ત્ર કે વિષપ્રયોગથી હું મારી નાખુ અને તેમના એકએક હિરણ્યકોટી તથા વ્રજને મેળવી મહારાતક સાથે સુખે સુખે રહું

'આ વિચારથી તે તેમ રવાનો લાગ શોધવા લાગી અને લાગ મળતાં જ તેણે છને શસ્ત્રથી અને છને વિષથી મારી નાખી ત્યારબાદ તેમના ધન તથા વ્રજને લઈને મહારાતક સાથે સુખે રહેવા લાગી

'તે રેવતી માસલોલુપ હતી અને અનેક પ્રકારના સોળા, તથા તળેલાં અને ભૂજેલાં માસો, સુરા, મધુ, મેરય, મદ્ય, સીધુ તથા પ્રસન્નાનો આસ્વાદ કરતી રહેતી હતી

'એક વાર રાજગૃહમાં અમાઘાતનો ઘોષ થયો તે વખતે તે માંસલોલુપ રેવતીએ પોતાનાં પિયરના માણસોને બોલાવીને કહ્યુ કે તમારે હવેથી મારે માટે બે ગાયના વાછરડા મારીને રોજ લાવવા તે પુરુષો તેના કહ્યા પ્રમાણે મારીને બે વાછરડા રોજ લાવતાં અને રેવતી તે માંસ ખાતી તથા યથેષ્ટ દારૂ પીતી

'મહારાતક જ્યાં પૌષધશાળામાં રહી વ્રત નિયમ કરતો હતો ત્યા એક વખતે મત્ત વીખરાયેલા કેશવાળી તેની સ્ત્રી રેવતી ઉઘાડે માથે તેની પાસે આવી અને મોહોન્માદજનક શૃંગારવાળા સ્ત્રી સુલભ ભાવો દેખાડતી મહારાતકને આ પ્રમાણે કહેવા લાગી

'હે મહારાતક શ્રમણોપાસક ! તુ ધર્મ, પુણ્ય, સ્વર્ગ અને મોક્ષની કામનાવાળો છે પણ જો તુ મારી સાથે ઉદાર એવા માનુષિક કામભોગોને ભોગવતો રહે તો પછી તારે ધર્મ, પુણ્ય, સ્વર્ગ અને મોક્ષની શી જરૂર છે ?

'રેવતીના આ પ્રમાણે બે ત્રણ વાર કહેલા વચનનો મહારાતકે આદર પણ ન કર્યો તેમ જ સ્વીકાર પણ ન કર્યો પરતુ મૌન રહીને તે પોતાના ધર્મધ્યાનમા સ્થિર રહ્યો

'આવી રીતે રહેતા તેની પાસે ફરી એક વાર રેવતી આવી અને પહેલાની માફક કામયાચના કરવા લાગી તેણે બે ત્રણ વાર કહ્યા પછી ગુસ્સે થયેલા મહારાતકે પોતાના અવધિજ્ઞાનનો પ્રયોગ કરીને તેને કહ્યુ કે હે રેવતી ! આજથી તુ સાત રાતમાં અલસ રોગથી પીડાતી, દુર્ધ્યાનયુક્ત થઈ અસમાધિને પામી કાળ કરી, રત્નપ્રભા પૃથ્વીના લોલુચચ્ચુય નરકમા ૮૪૦૦૦ વર્ષ સુધી નરક ગતિનું દુ ખ ભોગવીશ

'મહારાતકનુ કથન સાભળીને રેવતીને લાગ્યુ કે એ શ્રમણોપાસક મારી ઉપર ગુસ્સે થયો છે તેને હુ ગમતી નથી ખબર નહિ મારો કેવા કુમારથી ઘાત કરશે એમ વિચાર કરીને ભય તથા ત્રાસથી ઉદ્વેગ પામી, ખેદ કરતી કરતી તે ધીરે ધીરે પોતાને ઘેર પાછી આવી ગઈ અને મહારાતકના કહ્યા પ્રમાણે સાત રાતમાં તો મરણ પામી નરક ગતિએ ગઈ'
—વધુ માટે જુઓ ભગવાન મહાવીરના દસ ઉપાસકો પૃ ૫૦ ૫૫

'આ લોકમાં સ્ત્રીઓ મનુષ્યોને આસક્તિના મહાન નિમિત્તરૂપ છે, જે ત્યાગીએ આટલું જાણ્યું તેનું સાધુપણું સફળ થયું.'[૨૮] 'સ્ત્રીઓમાં આસક્ત નરકગતિના આયુષ્યની વાટ જુએ છે,'[૩૦] અને 'જેનું અનેક પુરુષોમાં ચિત્ત છે એવી ઉન્નત છાતીવાળી અને રાક્ષસી જેવી સ્ત્રીઓમાં આસક્ત થવું નહિ કે જે પુરુષને પ્રથમ પ્રલોભન આપીને પછી તેની સાથે ચાકરના જેવું વર્તન રાખે છે'[૩૧]

આગળ કહ્યા મુજબ એ યાદ રાખવું જોઈએ કે જે જે નિયમો સાધુ કે શ્રાવક માટે ઘડાયા છે, તે તે નિયમો સાધ્વી કે શ્રાવિકા માટે છે જ. દશવૈકાલિક અને ઉત્તરાધ્યયન સૂત્રોમાં સાધુના આચારવિચારનું રોચક ભાષામાં કથા-વર્ણન છે. તેમાં ઉપર મુજબ લખેલ છે અને તે પુરુષ વર્ગે જ લખેલ હોવાથી તેમાં સાધુની–પુરુષ વર્ગની મહત્તા રહી છે. અનેકાન્તવાદની મહત્તાવાળા જૈન ધર્મની દૃષ્ટિથી સાધ્વીને જ્યારે ઉપદેશ આપવાનો હોય ત્યારે તેનો અન્વય આ રીતે થઈ શકે:

'આ લોકમાં પુરુષો સ્ત્રીઓને રંજાડવાના મહાન નિમિત્ત રૂપ છે જે સાધ્વી સ્ત્રીએ આટલું જાણ્યું તેનું સાધ્વીપણું સફળ થયું પુરુષોમાં આસક્ત એવી સ્ત્રી નરકગતિના આયુષ્યની વાટ જુએ છે અને જેનું અનેક સ્ત્રીઓમાં ચિત્ત છે એવા રાક્ષસી પુરુષોમાં આસક્ત થવું નહિ કે જે સ્ત્રીને પ્રથમ પ્રલોભન આપી પાછળથી તરછોડી મૂકે છે.'

પણ પાછળના ગ્રંથકારો પુરુષો હતા–સ્ત્રીઓ નહિ એટલે ઉપરના નિયમો અને વૃત્તાંતો સ્ત્રી વર્ગના હલકટપણા માટે નક્કી થઈ ચૂક્યા. પુરુષવર્ગે કદાચ એવી દલીલો કરી હશે કે જોઈ જુઓ શાસ્ત્રો, પુરુષોને માટે કાંઈ લખ્યું છે, તો તેમાં જરા આશ્ચર્ય પામવા જેવું નથી અને તેથી વખત જતાં એવો નિયમ થયો કે સાધ્વી—સ્ત્રી વર્ગ ગમે તેટલો શિક્ષિત હોય તો પણ એક હલકા સાધુ કરતાં તેની કિંમત ઓછી હલકા સાધુને–પુરુષ વર્ગને પણ તેણે વંદન કરવું રહ્યું પણ એ નિયમ ઘડનારાઓએ ખ્યાલ નથી રાખ્યો દેખાતો કે શ્રી. મલ્લિ નામની સ્ત્રીએ પુરુષોને પોતાના શિષ્ય બનાવ્યા હતા!

આ જમાનાની બીજી દૃષ્ટિ પણ છે. પુરુષ વર્ગ તરફથી સ્ત્રીને અન્યાય થતો હતો અને તેમનું વાતાવરણ સંકુચિત થતું હતું છતાં સ્ત્રીઓનું માન પુરુષ જેટલું જ ટકાવવા યત્ન કરેલ છે ઈષુકાર રાજાની પત્ની[૩૨] તેના પતિને જે બોધ આપે છે તે અવશ્ય મન-

૨૯. ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યાય ૨, શ્લોક ૧૬ [ પરિષહ ]
૩૦ ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યાય ૭, શ્લોક ૬–૭ [ એલક ]
૩૧ ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યાય ૮, શ્લોક ૧૮ [ કાપિલિક ]
૩૨ ઈષુકાર રાજાને તેની પત્ની કમળાવતી, આ સંસાર પરથી રાગ છોડવા માટે કહે છે:

'હે રાજન્! કોઈ તમને સારાય વિશ્વની દોલત કે સામ્રાજ્ય આપી દે તો પણ તમને સંતોષ નહિ થાય અને એ દોલત કે સામ્રાજ્ય કદી તમારા શરણરૂપ થવાનાં નથી

'હે રાજન્! જ્યારે ત્યારે આ વિલાસવૈભવ છોડીને મરવાનું છે. મરણ સમયે કોઈ શરણરૂપ થવાનું નથી તે વખતે શરણભૂત કોઈ થાય તેમ હોય તો તે ધર્મ જ છે.

'માંસવાળા પક્ષીને જોઈને શિકારી પક્ષીઓ તેનું માંસ લેવા માટે તેને દુઃખ દે છે. પરંતુ માંસ જેમાં નથી એવા પક્ષી પાસે કોઈ જતું નથી તેમ પરિગ્રહરૂપી માંસને સર્વથા છોડી હું નિરામિષ થઈશ—વધુ માટે જુઓ ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યયન ૧૪, ઈષુકારિય.

નીય છે અને એવા બીજા દાખલા તેમાંથી જડે તેમ છે. વળી આવશ્યકતા હોય ત્યારે સ્ત્રી સાથે કેવી રીતે વર્તવુ તેની નોંધ છે કે 'સ્ત્રીની સાથે જયારે વાર્તાલાપ કરવાનો હોય તો મધુર ભાષામાં તેનુ નામ લઈને અથવા નામ ન આવડતુ હોય તો યોગ્યતા પ્રમાણે તેના ગોત્રરૂપે સંબોધન કહીને તેને એક વાર કિંવા બહુ વાર ભિક્ષુ તેની સાથે બોલે.'[૩૩] સ્ત્રી વર્ગ તરફ વિનય જાળવવાની આ એક પ્રથા છે અને તેથી કેટલાક આગમો અને સૂત્રો 'દેવાનુપ્રિયા'[૩૪] શબ્દથી અંકિત થયેલ છે. આ વસ્તુ સ્ત્રી વર્ગ તરફ સન્માન દૃષ્ટિ કેટલી કેળવાયેલી હશે તે આડકતરી રીતે સૂચવે છે.

શ્રી. ઋષભદેવે પોતાની પુત્રી બ્રાહ્મીને અઢાર લીપી શીખવ્યાનો ઉલ્લેખ મળે છે.[૩૫] વળી પુરુષે જેમ ૭૨[૩૬] જાતની કળા શીખવી જોઈએ તેમ સ્ત્રી વર્ગે પણ ૬૪ કળાઓ[૩૭] જાણવી જ જોઈએ. જેમાં જ્ઞાન, વિજ્ઞાન, વૈદક ક્રિયા, વચનપાટવ, કથાકથન, વ્યાકરણ, પ્રશ્નપહેલિકા વગેરે કળાઓનો સમાવેશ થાય છે. વળી બીજી વસ્તુ એ પણ નોંધવા જેવી છે કે પુરુષ વર્ગને ૭૨ કળા સાધવાની હોય છે તે અને આ ૬૪ કળામાં અંતર પણ છે. એટલે કે પુરુષને પોતાની કળામાં નિષ્ણાત થવાનુ હતુ તો સ્ત્રીને, તેમને શારીરિક, માનસિક રીતે વધારે યોગ્ય એવી કળામાં નિપુણ થવાનુ હતુ છતાં જ્ઞાનની બાબતમા, ગૃહાચારની બાબતમાં પુરુષ જેટલો જ સ્ત્રીને હક્ક હશે, એમ એ કળા ઉપર વિચારતા જણાય છે. નૃત્ય, ચિત્ર, ગીતમાન, વગેરે લાલિત્ય કળાઓ, હયગજ પરીક્ષા

---

૩૩ જુઓ દશવૈકાલિક સૂત્ર અ૦ ૭, સુવાક્ય શુદ્ધિ.

૩૪ જુઓ ભગવતી સૂત્ર, 'નાયાધમ્મકહા, ઉવાસગદસાઓ, અને તે પછીના સમરાઈચ્ચકહા, વિવાગસૂયં, વગેરે અથવા કોઈપણ વાર્તાનાં જૂના સૂત્રો

૩૫. જુઓ ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર.

૩૬ જુઓ સમવાયાંગ સમવાય ૭૨; રાજપ્રશ્નીયઃ દૃઢ પ્રતિજ્ઞ શિક્ષા પ્રકરણ : શ્રમણ ભગવાન મહાવીરની ધર્મ કથાઓ. પૃ ૧૯૩–૯૬.

૩૭. સ્ત્રીની ચોસઠ કળાઓ· (૧) નૃત્ય, (૨) ઔચિત્ય, (૩) ચિત્ર, (૪) વાદિત્ર, (૫) મંત્ર, (૬) તંત્ર, (૭) જ્ઞાન, (૮) વિજ્ઞાન, (૯) દંભ, (૧૦) જળસ્તંભ, (૧૧) ગીતમાન, (૧૨) તાલમાન, (૧૩) મેઘવૃષ્ટિ, (૧૪) ફલાકૃષ્ટિ, (૧૫) આરામરોપણ, (૧૬) આકારગોપન, (૧૭) ધર્મવિચાર, (૧૮) શકુનસાર, (૧૯) ક્રિયાકલ્પ, (૨૦) સંસ્કૃતજલ્પ, (૨૧) પ્રાસાદ નીતિ, (૨૨) (૨૩) વર્ણિકાવૃદ્ધિ, (૨૪) સ્વર્ણસિદ્ધિ, (૨૫) સુરભિતૈલકરણ, (૨૬) લીલાસંચરણ, (૨૭) હયગજ પરીક્ષા, (૨૮) પુરુષસ્ત્રીલક્ષણ, (૨૯) હેમરત્નભેદ, (૩૦) અષ્ટાદશ લિપિ પરિચ્છેદ, (૩૧) તત્કાલબુદ્ધિ, (૩૨) વાસ્તુસિદ્ધિ, (૩૩) કામવિક્રિયા, (૩૪) વૈદકક્રિયા, (૩૫) કુંભભ્રમ, (૩૬) સારીશ્રમ, (૩૭) અંજનયોગ, (૩૮) ચૂર્ણયોગ, (૩૯) હસ્તલાઘવ, (૪૦) વચનપાટવ, (૪૧) (૪૨) વાણિજ્યવિધિ, (૪૩ મુખમંડન, (૪૪) શાલીખંડન, (૪૫) કથાકથન, (૪૬) પુષ્પગ્રથન, (૪૭) વક્રોક્તિ, (૪૮) કાવ્યશક્તિ, (૪૯) સ્ફારવિધિવેશ, (૫૦) સર્વભાષાવિશેષ, (૫૧) અભિધાનજ્ઞાન, (૫૨) ભૂષણપરિધાન, (૫૩) ભૃત્યોપચાર, (૫૪) ગૃહાચાર, (૫૫) વ્યાકરણ, (૫૬) પરનિરાકરણ, (૫૭) રંધન, (૫૮) કેશબંધન, (૫૯) વીણાનાદ, (૬૦) વિતંડાવાદ, (૬૧) અંકવિચાર, (૬૨) લોકવ્યવહાર, (૬૩) અંત્યાક્ષારકા, (૬૪) પ્રશ્નપહેલિકા જુઓ જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિની ટીકા, અથવા શ્રમણ ભગવાન મહાવીરની ધર્મકથાઓ પૃ. ૨૦૦–૨૦૧.

જેવી ક્ષત્રિયસુલભ કળા, વાણિજ્યવિધિ જેવી વ્યાપારી સુલભબુદ્ધિ, હેમરત્નભેદ પારખવા જેવી ઝવેરીસુલભ ઝીણી નજર, વચનપાટવ, સર્વ ભાષાવિશેષ, કાવ્યશક્તિ, અષ્ટાદશ લિપિ પરિચ્છેદ, વ્યાકરણ વગેરે જેવી વિદ્વાન સુલભ કળાઓ શીખવાની, છતાં રંધન, કેશબંધન, અભિધાનજ્ઞાન, પુષ્પગ્રથન જેવી કળાઓમાં પણ તેમને પ્રવીણ થવાનું હતું. વ્યવહારમાં જે કળા ઉપયોગી છે તે વ્યવહાર ચલાવવા માટે શીખવાની અને વિશેષ કળાઓ સંપાદન કરી પુરુષ જેટલી જ મહત્તા પ્રાપ્ત કરવાનું એના પરથી ધ્વનિત થાય છે.

આ યુગમાં બાળવિવાહ કે વૃદ્ધવિવાહનો દાખલો જડતો નથી પણ વિવાહ સંબંધી ઉલ્લેખો મળે છે અને એ પરથી બીજા ધર્મની અસર સ્પષ્ટ જણાય છે. કારણકે અગાઉ કહ્યા મુજબ જૈન ધર્મ મોક્ષપ્રધાન ધર્મ હોવાથી તેમાં વિવાહ વગેરે વસ્તુને સ્થાન અપાયું જ નથી. સંસારનો ત્યાગ કરી ગૃહસ્થાશ્રમીએ પાંચ વ્રત અંગીકાર કરવા પડે છે. જેમાં બ્રહ્મચર્યને પણ સ્થાન છે. વળી ગૃહસ્થાશ્રમમા પણ પાચ વ્રતો દેશથી સ્વીકારી શકાય છે અને સ્વીકારવાના હોય છે જ. વળી બ્રહ્મચર્ય ભંગની અંદર હિંસા છે એવું સાબિત કરનાર આજની વૈજ્ઞાનિકદષ્ટિ જૈન શાસ્ત્રોની અંદર ક્યારથીય કથાયેલી છે. આ દૃષ્ટિ સ્ત્રી તથા પુરુષ બન્નેને માટે સમાન છે. આથી અહિંસાની જેમ બ્રહ્મચર્ય પણ જેમાં પ્રધાનપદે છે એવા જૈન સાહિત્યમાં વિવાહપદ્ધતિ, વિવાહના વર્ણનો, કે પાત્રો, વિવાહ પછીની સ્થિતિના વર્ણનો વગેરે તરફ ઉદાસિન વૃત્તિ દેખાય છે. તેથી એક વખત સમાજનું માનસ એટલે સુધી ઘડાઈ ગયુ હતુ કે પોતાના સંતાનોના વિવાહ કરવામાં પણ અતિચાર લાગે. (આ વસ્તુનુ રસિક વર્ણન પંડિતજી સુખલાલજી તથા પં. બેચરદાસે તેમનાં જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્ય વિચારના નિબંધમા બ્રહ્મચર્યના અતિચાર નામના પ્રકરણમાં કરેલ છે.[૩૮]) પરંતુ પાછળથી બ્રાહ્મણધર્મની પ્રબળ અસરથી જૈન આચાર્યોએ વિવાહવિધિ મર્યાદા, વરકન્યા પરીક્ષા, વગેરેના વર્ણનો જૈનદૃષ્ટિએ કર્યા છે. અને તે એવાં સુંદર છે અને વર્ણનની દૃષ્ટિએ રસિક છે કે તેમની શૈલીની માટે આપણને માન ઉત્પન્ન થાય. ભગવતી સૂત્ર વગેરેમાં વિવાહ સંબંધી જે ઉલ્લેખ મળે છે તે સ્ત્રીપુરુષ માટે સરખો જ છે.[૩૯] કન્યાના માતાપિતા પોતાની પુત્રીને યુવતી થયેલી જાણતા, બાળભાવથી મુક્ત થયેલ

૩૮. જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્ય વિચાર પૃ. ૨૯–૩૧.

૩૯. સરિસયાણં, સરિત્તયાણં, સરિવ્વયાણં, સરિસલાવન્ન, રૂવ, જોવ્વણગુણોવવેયાણં વિણીયાણું કયકોઉય-મંગલ પાયચ્છિ ત્તાણં સરિસએહિં સય કુલહિંતો આણિલ્લિઆણં...કન્નાણં... પાણિં...ગિણ્હાવિંસુ

જુઓ ભગવતી સૂત્ર. ખંડ ૩. શ. ૧૧ ઉ૦ ૧૧.

જુઓ વિપાકસૂત્ર શ્રુ ૨ અ૦ ૧.

જુઓ અંતગડદસાઓ વર્ગ ૫ તથા ૮.

જુઓ સ્થાનાંગ ટીકા–અભયદેવસૂરી. 'વીસ વર્ષનો વર ને સોળ વર્ષની કન્યાના વિવાહ થાય તો પ્રજા પરાક્રમી, નીરોગી, દીર્ઘાયુ ને બુદ્ધિશાળી થઈ શકે'

જુઓ જ્ઞાતાધર્મ કથાઃ અધ્યયન ૧, ૧૬, તથા ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર સર્ગ ૨. પર્વ ૧.

સમજતા, શરીરનું બંધારણ બરાબર થયેલું જોતાં, ભોગમાં યોગ્ય થયેલી માનતા અને તેને યોગ્ય પતિ મળતો ત્યારે જ તેનો વિવેકપૂર્વક વિવાહ કરવાનું નક્કી કરતાં તે તેનો ભાવાર્થ છે.

વિધવાવિવાહ સંબંધી ક્યાંય સ્પષ્ટ ઉલ્લેખ નથી પણ એક સ્થળે પરોક્ષ રીતે તેનો ઉલ્લેખ થયેલ છે. શ્રી. મહાવીરના અગિયાર ગણધરોમાં છઠ્ઠા ગણધર મંડિતપુત્ર અને સાતમા ગણધર મૌર્યપુત્રના સંબંધી એવો ઉલ્લેખ મળે છે કે તેમની બન્નેની માતા એક હોવા છતાં તેમનાં ગોત્ર જુદા જુદા હતા. આ વસ્તુ ત્યારે જ સંભવી શકે જ્યારે તેની માતાના પહેલી વખતના પતિનું મરણ થયા પછી તેણે ફરી વાર લગ્ન કર્યું હોય અને તેનાથી બીજા પુત્ર ઉત્પન્ન થયેલ હોય.[૪૦] પણ એ વસ્તુની અહીં નોંધ લેવી જોઈએ કે આ ગણધરો વિદ્વાન બ્રાહ્મણો હતા. અને પાછળથી મોટી ઉમરે જૈન ધર્મ અંગીકાર કર્યો હતો. આ વસ્તુ એમ સૂચવે છે કે તે સમયના બ્રાહ્મણધર્મમાં આવી છૂટ હશે અથવા એમ કહીએ તો ચાલે કે વિધવાવિવાહની રીત એ જમાનામાં બ્રાહ્મણોમાં હશે; જૈન આચાર્યોએ વિધવાવિવાહની નિંદા કર્યાનો કોઈ પ્રસંગ જડતો નથી.

આ યુગમાં સ્ત્રીવર્ગે સંકૂચિત વાતાવરણમાં પ્રવેશ કર્યો હતો અને પુરુષ વર્ગ પોતાની સત્તા જમાવવા સ્ત્રી વર્ગને પોતાનાથી હલકી ગણવા મથતો હતો છતાં જૈન સાહિત્યની દૃષ્ટિ તો સ્ત્રી વર્ગને પુરુષ વર્ગ સમાન અને સરખી હક્કદાર ઠરાવતો હતો. અલબત્ત એ કબૂલ કરી લેવું જોઈએ કે અન્ય ધર્મોની અસર તળે સ્ત્રીવર્ગને એકાંતદૃષ્ટિથી નીંદવાનો યત્ન શરૂ થયો હતો. છતાં જૈન ધર્મમાં સ્ત્રીવર્ગ પણ અજરામરતાનો માર્ગ સાધી શકે છે, પરમગતિને પામી શકે છે એવી સ્પષ્ટ માન્યતા હતી.

આ યુગને સ્ત્રીવર્ગની મધ્યમ સ્થિતિનો યુગ કહીએ તો કંઈ વધુ પડતું નથી.

[ ૩ ]

હવે આપણે ગ્રંથસ્થ થયેલા વાઙ્મય પછીની એટલે કે છઠ્ઠા સૈકા પછીની સ્થિતિ જોઈએ.

અત્યારસુધી સાહિત્ય કંઠસ્થ હતું પણ ધીમે ધીમે તેનો નાશ થવા લાગ્યો અને જ્યારે વલભી વાંચના વખતે તે ગ્રંથસ્થ થયું ત્યારે તેનો મોટો ભાગ વિસ્મૃત થયો હતો, પણ તે પછી સર્જાયેલ સાહિત્ય એટલું વિશાળ છે કે દરેક પરથી અવતરણ કરતાં આરો ન આવે છતાં એ સાહિત્યનો સ્ત્રીવર્ગ સંબંધેનો પ્રધાન સૂર એક જ છે. કોઈ કોઈ વખત કોઈ આચાર્યે પોતાનું મંતવ્ય જુદી જુદી રીતે રજૂ કરેલ છે.

પહેલી સદી પછી આર્યાવર્તમાં જે જે પ્રજા સ્થિર થઈ તેના રીતરિવાજોની એક બીજા પર જબ્બર અસર થઈ અને તેના સંમિશ્રણ રૂપ નવા રીતરિવાજોનું સર્જન થયું. જૈન ધર્મના સ્વતંત્ર વિચારો પર પણ તેની અસર થઈ. વળી ગણધર જેવા શ્રી. મહાવીરના મુખ્ય શિષ્યો અને તે પછીના કેટલાક વિદ્વાન આચાર્યો બ્રાહ્મણ સંપ્રદાયમાંથી ઊતરી આવેલા. જૈન સાહિત્યનું સર્જન અને વિકાસ તેમનાં યત્નથી થયેલ છે એટલે આર્ય સંસ્કૃતિના બીજ, વૈદિક સંસ્કારો વગેરેની તેમના પર તાજી અસર હોય એ

---

૪૦. જુઓ કલ્પસૂત્ર સુબોધિકાની ટીકા પૃ. ૨૪૭.

સ્વાભાવિક છે. તેથી સ્ત્રી અને શુદ્રો વેદનું અધ્યયન કરી શકે નહિ[૪૧] એવી તેમના મગજ પર છાપ અંકિત છે. આથી સ્ત્રી જાતિનું સ્થાન નીચું રહે એ વાસ્તવિક છે. તો પણ તે યુગમાં સ્ત્રીઓએ પોતાનું સ્થાન ચમકારા મારીને અવિચળ રાખ્યુ છે એ મહત્ત્વની વસ્તુ છે.

સ્ત્રી પુરુષની જેટલી જ હક્કદાર છે તેને માટે વિજય શેઠ અને વિજયા શેઠાણીનું દષ્ટાંત અપૂર્વ છે. વિજયા શેઠાણીએ પરણ્યા પહેલા પ્રતિજ્ઞા લીધી હતી કે પોતે કૃષ્ણપક્ષમાં બ્રહ્મચર્ય પાળશે. તેના પતિએ પણ પ્રતિજ્ઞા લીધી હતી કે શુક્લ પક્ષમાં તે બ્રહ્મચર્ય પાળશે. પરણ્યા પછી બન્નેએ પોતપોતાની પ્રતિજ્ઞા પાળી આજીવન બ્રહ્મચર્ય સ્વીકારી લીધું.[૪૨] આવું દષ્ટાત બીજા કોઈ સાહિત્યમા મળવુ દુર્લભ છે અને તે સાબિત કરે છે કે જૈનો સ્ત્રીને પુરુષ જેટલી જ હકદાર ગણતા હતા

કોશા નામની વેશ્યા કે જેને ત્યા સ્થુલિભદ્રે ચોમાસું કર્યું હતું અને કોશાને પ્રતિબોધી હતી તેને ત્યાજ સ્થુલિદ્રના ગુરુભાઈને પતિત થતા કોશા બચાવે છે એ સ્ત્રીઓને માટે રાજેમતીના દષ્ટાત જેમ ગૌરવસ્પદ છે. પડિત સુખલાલજી તો એટલે સુધી લખે છે કે બ્રહ્મચર્યથી ચલિત થતા પુરુષને સ્ત્રીદ્વારા સ્થિર કરાયાના જેવા ઓજસ્વી દાખલાઓ છે તેવા ઓજસ્વી દાખલાઓ ચલિત થતી સ્ત્રીને પુરુષદ્વારા સ્થિર કરાયાના નથી અથવા તદ્દન વિરલ છે.[૪૩]

આમ છતા ઉત્તરાધ્યયનમાં અનેકાતદષ્ટિથી ઉપદેશાયેલ બોધ એકાંતદષ્ટિવાળો થાય છે. સાધુએ સ્ત્રીના રહેઠાણવાળા સ્થાનનો ઉપયોગ ન કરવો, એકલા એકલી સ્ત્રીઓની સાથે વાત ન કરવી, સ્ત્રીકથા ન કરવી, સ્ત્રીના મનોહર અંગોપાગનું અવલોકન ન કરવું, એ બધા નિયમો સ્ત્રી તરફની એકાંતદષ્ટિને લીધે રૂઢ થાય છે; તેથી પાંચ પ્રકારના અતિચારમાંય એકાંત દષ્ટિ રૂઢ થાય છે.[૪૪] પાંચ અતિચારમાંના પાછળના ત્રણ સ્ત્રીપુરુષ માટે સમાન છે પણ પહેલા બેમાં ફેરફાર છે. પાચે નિયમો જેટલા સ્ત્રીને બંધનકર્તા છે તેટલા જ પુરુષને છે. છતા પુરુષ વર્ગ ગમે તેટલી છૂટ રાખી સ્ત્રી વર્ગને કચડવા માગે છે. સ્વદાર અને સ્વપતિ વ્રતની પુરુષ તથા સ્ત્રીને જે પ્રતિજ્ઞા પાળવાની હોય છે તેમાંથી પુરુષ વિશિષ્ટ અર્થ કરી છટકે છે ત્યારે સ્ત્રી પોતાના વ્રતને બરાબર પાળે છે. સ્ત્રીઓને સ્વપતિ વ્રતમાં જ સંતોષ માનવો પડ્યો, જ્યારે પુરુષ અનેક સ્ત્રીને પરણી સ્વદાર બનાવી સ્વદાર વ્રત પાળી શકતો. સ્ત્રી એક પુરુષને પરણી સ્વપતિય કહી શકી. તેનો અર્થ એવો થયો કે જેવો પતિ મળે તેનાથી સંતોષ માનવો. આથી પહેલા બે વ્રતની

---

૪૧. स्त्री शुद्रौ नाधीयताम्

૪૨. જુઓ વિજયશેઠ વિજયાશેઠાણીની કથા.

૪૩ જૈન દષ્ટિએ બ્રહ્મચર્ય વિચાર પૃ. ૧૦

૪૪. [૧] ઈત્વર પરિગૃહીતાગમન=જે સ્ત્રી પરદાર કોઈની નથી તેને લાલચ આપી થોડા સમય માટે પોતાની કરવી. [૨] અપરિગૃહીતાગમન=ભૂલથી, અણસમજથી જે સ્ત્રી પોતાને માટે અસ્વીકૃતા છે, એટલે કે પતિથી છૂટી થયેલી છે, વિધવા છે, દાસી છે, વગેરે તેની સાથે સંબંધ થાય તે. [૩] અનંગક્રીડા [૪] પરવિવાહકરણ [૫] કામભોગોમાં તીવ્ર અભિલાપ.

વ્યાખ્યાઓ જુદી થઈ.[૪૫] આ બે અતિચારોની જુદી વ્યાખ્યાને લીધે પુરુષને જેટલો નિરંકુશ રહેવા દેવામાં આવ્યો તેટલી જ સ્ત્રીને અંકુશમાં રાખવામાં આવી. સ્વદાર સંતોષી પુરુષ વેશ્યાગમન કરે યા કોઈ એવો બીજી જાતનો પ્રસંગ રાખે તો તેના સ્વદાર-સંતોષવ્રતનો સર્વથા ભંગ નથી મનાતો, માત્ર તેને અતિચાર જ લાગે છે એમ ધર્મશાસ્ત્ર કહે છે. અને સમાજ તો દેશાચાર કે રૂઢિને નામે એનો બચાવ પણ કરી લે છે. ત્યારે પતિવ્રતા સ્ત્રીને પરપુરુષ સાથે બીજું તો કાંઈ નહિ પણ માત્ર હાસ્યનો-નિર્દોષ હાસ્યનો પ્રસંગ આવી જાય તો તેમાં તેના પાતિવ્રત્યને શંકિત માનવામાં આવે છે એટલું જ નહિ પણ એવી નિર્દોષ સ્ત્રી[૪૬] કુલટાકોટીની મનાઈ હોય એવા અનેક દાખલા ધર્મશાસ્ત્રોમાં આજ પણ ઉપલબ્ધ છે.[૪૭]

આની બીજી અસર પણ થઈ. પુરુષોએ ઉપરના નિયમન દ્વારા કુંવારી, વેશ્યા, વિધવા કે જેને પતિ ન હોય તેવી સ્ત્રીને રાખવાની છૂટ લેવી શરૂ કરી. જ્યારે સ્ત્રીનો સ્વભાવ મૂળથી જ ધાર્મિકવૃત્તિ પર લગભગ ઘડાયેલો હોવાથી તેણે કોઈ અવિવાહીત, વિધુર કે બીજા કોઈ પણ પુરુષના પડછાયાને પાપ માન્યું. વળી પુરુષોએ તેમાંથી નવા નવા અર્થો કર્યા. સ્ત્રી વર્ગે એક જ નિયમ સ્વીકારી લીધો અને આચાર્યો પણ પુરુષ વર્ગના જ હતા, એટલે શાસ્ત્રના ઘડતર પુરુષને અનુલક્ષીને થયાં—નહિ કે સ્ત્રીને.

છતાં man is aggresive, while female is passive એ વાતની આચાર્યોને ખબર હતી. આથી સ્ત્રીજાતિ તરફ પુરુષને પ્રબળ ઘૃણા થાય, સ્ત્રી જાતિમાં ચંચળતા દેખાય, તેની બુદ્ધિ પાનીએ જણાય, એવા સ્ત્રીપાત્રોના સર્જન અને સ્ત્રીવર્ગનું વર્ણન ઘડાયું. સ્ત્રીજાતિ તરફ પુરુષવર્ગને વૈરાગ્ય થાય એ માટે આચાર્યોએ પોતાની કલમને જેટલી ચલાવાય તેટલી ચલાવી છે અને છઠ્ઠા સૈકા પછી તો આ શૈલી અમુક જ રૂપે એક જ રીતે આગળ વધે છે. સ્ત્રી વર્ગની થાય તેટલી નિંદા તેમાં નજરે પડે છે. કેટલીક વખત તો તે હદબહાર પણ જાય છે. જેનો પ્રધાનતઃ અવાજ આમ કહી શકાયઃ

'સ્ત્રી જાતિ બહુ માયાવાળી છે. એનુ મન કયાંય હોય છે, વચન બીજે હોય છે અને પ્રવૃત્તિ વળી ત્રીજે હોય છે. જેમ વૈતરણી નદી દુસ્તર છે તેમ સ્ત્રીઓ પણ દુસ્તર છે. સ્ત્રીઓ ખૂબ હાવભાવ કરી પુરુષોને લલચાવે છે માટે બ્રહ્મચારી પુરુષોએ તેમનાથી ચેતતા ચાલવું. વળી બ્રહ્મચારી પુરુષ ચેતતો હોય છતા કદાચ તેનું મન બહાર ચાલ્યું જાય તો તેણે એમ વિચારવું કે જેણીની તરફ મારું મન જાય છે તેણી મારી નથી, હું પણ તેનો નથી એમ સંસારના અસ્થિર સંબધ વિચારી તેણી તરફના રાગને દૂર કરવા પ્રયત્નશીલ રહેવું; આતાપના લેવી, સુકુમારતાનો ત્યાગ કરવો, શબ્દાદિ વિષયોને ત્યજી દેવા અને કામનાં પરિણામો વિચારી રાગ અને દ્વેષનો છેદ કરવા તત્પર રહેવું. યોગ-

૪૫. સ્ત્રીઓ માટે વ્યાખ્યા (૧) ઇત્વર પરિગૃહિતાગમન=કોઇ ગૃહસ્થને બે સ્ત્રી હોય અને તેમને પોતાના પતિનો પ્રસંગ વારાફરતી કરવાનો હોય છતાં તે વધુ સમય સુધી પતિનો પ્રસંગ કરવાનો પ્રયત્ન કરે એ તેને માટે આ વ્રતનો અતિચાર (૨) કોઇ પણ સ્ત્રીને ભૂલથાપથી ગમે તે પ્રકારના પરપુરુષનો પ્રસંગ થઈ જાય એ તેને સારુ અપારગૃહીતાગમનનો અતિચાર

૪૬. જુઓ કલાવતી અને સુભદ્રાની વાર્તા.

૪૭ પંડિત સુખલાલજી—જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્ય વિચારમાં.

શાસ્ત્રમાં આચાર્ય હેમચંદ્ર કહે છે કે 'સ્ત્રીઓ સ્વભાવે જ ઠગ, ક્રૂર, ચંચળ અને કુશીલ હોય છે. તેઓ તો એવી દુષ્ટ હોય છે કે સ્વાર્થ માટે પોતાના પતિને, પુત્રને, પિતાને, કે ભાઈને પણ ખાડામાં નાખતાં પાછું વાળી ન જુએ.' ટૂંકામાં સ્ત્રીઓ સંસારનું બીજ છે. નરકમાર્ગની દીવીઓ છે, શોકોનું મૂળ છે અને દુઃખોની ખાણ છે માટે બ્રહ્મચારી પુરુષે તેમનાથી સદા ચેતતા રહેવું.

'આવી શૈલી ઉપરાંત એક બીજી શૈલી પણ છે. તેમાં ભય અને લાલચો દ્વારા બ્રહ્મચારીને સાવધ થવાની સૂચના છે. જેમકે બ્રહ્મચારી પુરુષ કે સ્ત્રી પોતાના વ્રતમાં સાવધ ન રહે તો તેને જન્મે જન્મે નપુંસક થવું પડશે કે રંડાવું પડશે. નરકમાં તપેલી લોઢાની પૂતળીને ભેટવું પડશે; આ લોકમાં એની પ્રતિષ્ઠા જશે, નિર્ધનતા આવશે; ભગંદર વગેરે રોગો થશે વગેરે વગેરે.

'જે પોતાના વ્રતને બરાબર પાળે છે તેને અગ્નિ પાણી સમાન છે, સાપ ફૂલની માળા સમાન છે, વાઘ તો તેની પાસે હરણિયુ બની જાય છે, વિઘ્નો ઉત્સવરૂપે થઈ જાય છે, તેના સાધેલા મંત્રો ફળે છે, જગતમાં જશ વધે છે, તેને દેવો સહાય કરે છે, નવે નિધાન સાંપડે છે, ચક્રવર્તીપણું મળે છે અને યથેષ્ટ કામભોગો પણ પ્રાપ્ત થાય છે. આ રીતે બ્રહ્મચર્યમાં સાવધ રહેવા માટે એક તો સ્ત્રીજાતિના અત્યંત અપકર્ષની વાતો કરી તેના તરફ ઘૃણા પેદા કરવાની અને બીજી ભય અને લાલચ બતાવવાની ઉપદેશ શૈલી ચાલી આવે છે.'[૪૮]

એ માટે થોડાંક વર્ણનો જોઈએ :

'આ સંસારમાં સ્ત્રી તો ખરેખર હાથીને બાંધવાની સાંકળ જેવી છે, કે જે પુરુષરૂપ હાથીને એવો તો વશ કરે છે કે કોઈ બળવાન પુરુષ પણ પોતાનું ઇષ્ટ સાધન કરી શકતો નથી.'[૪૯]

સ્ત્રીને આમ હાથીરૂપ ગણવાનું કારણ ?

'સ્ત્રીઓના કટાક્ષ હળાહળ ઝેરરૂપ હોય છે. મહાભયંકર હોય છે. ઝેરને ખાવાથી બેભાન થવાય છે પણ સ્ત્રીના કટાક્ષોને ફક્ત જોવાથી જ સારાસારના વિવેકથી ભ્રષ્ટ થવાય છે. શાસ્ત્રકારો કહે છે કે સ્ત્રીઓના કટાક્ષો ખરેખર કાલકૂટ છે. ઝેર કરતાં પણ અધિક ભયંકર છે. કેમકે શ્રી. શંકરે કાલકૂટને સહન કર્યું હતું પણ સ્ત્રીના કટાક્ષો તેમનાથી સહન થયા નહિ.'[૫૦]

---

૪૮. જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્ય વિચાર, પંડિત સુખલાલજી અને શ્રી. બેચરદાસ પૃ. ૪૯–૫૦

૪૯. તથા અદ્ય નારી વારીવ, વશં નરગજં ક્ષણાત્ ।
કુરુતેઽતઃ સમર્થો પિ લસતે નરાણાહિતમ્ ॥
નાભિનંદન જિનોદ્ધાર પ્રબંધ પ્ર. ૨ શ્લો. ૧૪

૫૦. સ્ત્રી કટાક્ષાઃ કાલકૂટં તતો વા વિષમા હિ તે ।
ઉપયુક્તે વિષે મોહ એષુ સ્વાદીક્ષિતેષ્વપિ ॥
સ્ત્રી કટાક્ષાઃ કાલકૂટાદપ્યેતે વિષમાયતઃ ।
વિષેઢે વિષમીશોઽપિ ન કટાક્ષાન્ પુનઃ સ્ત્રિયઃ ॥
નાભિનંદન જિનોદ્ધાર પ્રબંધ શ્લોક ૬૨૪–૨૫ પ્રસ્તાવ ૨

અને એના પરથી સાર એ કઢાયો કે :

'જેમ નદીઓ પર આગ્રહ ન કરવો જોઈએ તેમ કોઈ સ્ત્રી પર આગ્રહ કરવો જોઈએ નહિ. સ્ત્રીઓને વશ થવું નહિ કેમકે નદીઓ જેમ સમુદ્રમાં ઘસડી જાય છે તેમ સ્ત્રીઓ પણ પુરુષોને સંસારરૂપ સમુદ્રમાં ઘસડી જાય છે.'[૫૧]

શ્રી. હેમચંદ્રાચાર્યે પણ સ્ત્રીની નિંદા કરવામાં કચાશ રાખી દેખાતી નથી. તેમના જેવા એક વિદ્વાન અને સાહિત્યશિરોમણી સ્ત્રીને આટલો બધો અન્યાય કરે તે અજૂગતું લાગે છે. છતાં તે યુગની અસર તેમના પર પણ થઈ છે એ તેનાથી સ્પષ્ટ જણાય છે. ત્રિષષ્ઠિશલાકાચરિત્ર જેવાં સુંદર ગ્રંથમાં આવા દોષો જ્યારે જણાય છે ત્યારે ઘડીભર હૃદયમાં ખિન્નતા પ્રસરે છે.

સ્ત્રીઓ પવિત્ર છે, સાધુ પુરુષોની જનેતા છે, રત્નની ખાણ છે એવી માન્યતાવાળા શ્રી. હેમચંદ્રાચાર્ય લખે છે :

'સ્ત્રીઓ વિષયવિલાસીની પેઠે દર્શન, સ્પર્શ અને ઉપભોગથી અત્યંત વ્યામોહ ઉત્પન્ન કરે છે. તે કામરૂપ લુબ્ધકની (પારધીની) જાળ છે અને તેથી હરિણીની માફક પુરુષોને અનર્થકારક થઈ પડે છે.'[૫૨]

'પરસ્ત્રી ગમન કરનારા પ્રાણીઓ નારકીની પેઠે જુદા જુદા પ્રકારની શિક્ષા પામે છે.'[૫૩]

'સ્ત્રી ચાપલ્ય રહિત હોતી નથી.'[૫૪]

ત્યાર પછીના એક આચાર્યે તો એથી પણ આગળ પગલું ભર્યું છેઃ

'સર્વના ચિત્તને હરી લેવા માટે મન્મથની વાતો કરવામાં જેઓ કુશળ છે તેઓ સ્ત્રીઓમાં જે વિશ્વાસ રાખે છે તે માણસો અમારી પેઠે શોક પામે છે.'[૫૫]

'સ્ત્રીના ચિત્તમાં સો, મનમા સાઠ, અને હૃદયમાં બત્રીશ પુરુષો હોય છે. સ્ત્રીનો અમે વિશ્વાસ કર્યો તેથી ખરેખર અમે મૂર્ખ છીએ.'[૫૬]

'આ સ્ત્રીએ તને ખંડિત કર્યો એ માટે તું ઉદ્વેગ કરીશ માં; કારણ કે રામ, રાવણ, મુંજ વગેરે કોણ કોણ સ્ત્રીથી ખંડિત નથી થયા.'[૫૭]

---

૫૧. નારીષુ નાગ્રહઃ કાર્યો નદીષ્વિવ કદાપિ યત્ ।
ઉદ્ધતકુલા નયન્ત્યેતાન્નૂન્તુદ્ધાહ્લાણ્ણુધૌ ભવે ॥ નાભિ. જિનો. પ્રબંધ પ્ર. ૨ શ્લો. ૯૭૯

૫૨. ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્ર સર્ગ ૧, પર્વ ૧, પૃ. ૨૦

૫૩. ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્ર સર્ગ ૧, પર્વ ૧, પૃ. ૩૪

૫૪. શ્રી ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્ર પર્વ ૧ પૃ. ૪૧

૫૫. વેસા છંડિ વડાયતી જે દાસિહિં રચ્ચંતિ ।
તે નર મુંજનરિન્દ જિમ પરિભવ ઘણા સહંતિ ॥
પ્રબન્ધ ચિંતામણી મુંજરાજ પ્રબન્ધ શ્લો ૩૮

૫૬. સઉ ચિત્તહ વિ સઠ્ઠી, મમ્મણહ બતીસડી હિયાંહ ।
અમ્મિ તે નર દઠ્ઠ સીઉ વીસસઈ થિયાં ॥
પ્રબન્ધ ચિંતામણી મુંજરાજ પ્રબન્ધ શ્લોક ૩૫

૫૭. મા મહકડ કુરુદ્વેગં યદહં ખણ્ડિતોઽનયા ।
રામરાવણમુંજ્જાદ્યાઃ સ્ત્રીભિઃ કે કે ન ખણ્ડિતાઃ ॥
મેરુતુંગાચાર્ય-પ્રબન્ધ ચિંતામણી મુંજરાજ પ્રબન્ધ, શ્લોક ૪૦

એક બાજુથી સ્ત્રી વર્ગને જોવા માટે આવી શૈલી હોવા છતાં, સ્યાદ્વાદને માનનાર જૈન આચાર્યોએ બીજી બાજુ પણ છોડી નથી દીધી. અને તેથી કેટલીક વખત પુરૂષના દોષ બતાવવામાં પણ તેમણે પાછી પાની નથી ભરી. પુરુષ વર્ગ માટે એક સ્થળે કહ્યું છેઃ

'જેમ એક બળદ જુદા જુદા પ્રત્યેક ઘાસ પર મુખ નાખીને ચાલ્યો જાય છે, તેમ પુરુષ સ્ત્રીનો ત્યાગ કરીને ચાલ્યો જાય છે. તો પછી પેલા બળદમાં અને પુરૂષમાં ફેર શો ?'[૫૮]

વળી ઉપાસક દશામાં સ્ત્રી વર્ગની પુરુષ વર્ગ ઉપર જે અસર છે તેવી જ અસર પછીના જમાનામાં પણ છે. પુરુષની કોઈ ભૂલ થાય તો પોતે સહી લઈ તેને સીધે રસ્તે દોરવા સ્ત્રી અથાગ મહેનત કરે છે. અને એક જમાનો [ લગભગ પંદરમી સદી ] એવો આવે છે કે પુરુષની ગમે તેવી ભૂલ હોય તો તે સહી લઈ, તેને દેવ માની, વિવેકપૂર્વક તેને સમજાવવા યત્ન કરે છે. જ્યારે એટલી સૌજન્યતા પુરુષ વર્ગ નથી દાખવી શકતો.[૫૯]

આ સિવાય સ્ત્રીઓને વિદ્વાન તરીકે ગણવાનો દાવો તેરમાં સૈકા સુધી નથી જતો. ભોજ અને ભીમના પ્રબંધમાં સરસ્વતી કુટુંબની વાત આવે છે જેમાં મા, માની પુત્રવધુ, કાણી દાસી વગેરે વિદ્વાન હોવાનો, અને તેના જવાબથી રાજા ખુશ થયાનો દાખલો મળે છે.[૬૦] આમ આખા કુટુંબમાં એક નહિ પણ દાસી સુધ્ધાં વિદ્વાન હોવાનો ઉલ્લેખ મળે તે સ્ત્રીઓની બીજી સારી બાજુ દેખાડે છે. અને તેના પરથી જણાય છે કે તેરમાં સૈકામાંય સ્ત્રીઓને અમુક અધિકારો તો હશે જ.

આમાં એક વસ્તુ કહેવાની બાકી રહી જાય છે. અને તે એ કે સ્ત્રીજાતિને બહુ માયાવાળી, દુષ્ટ, ચંચળ, સંસારનું બીજ અને નરક માર્ગની દીવી ગણાવવામાં આવી છે છતા સ્ત્રીઓના વર્ણનો એટલી રસિક અને શૃંગારિક રીતે લખાયા છે કે પુરુષ વર્ગને સ્ત્રી વર્ગથી દૂર રહેવાનુ ભાર દઈને કહેવાયું છે, અને 'જેમ કુકડાના બચ્ચાને બિલાડીથી ભય રહ્યો છે તેમ બ્રહ્મચારીને સ્ત્રીથી ભય રહ્યો છે.'[૬૧] એવો જેમને આદેશ અપાયો છે એ જ પુરુષ વર્ગ એવા વર્ણનોથી ઊલટો સ્ત્રીવર્ગ તરફ વધુ ખેંચાય ! એક તરફ સ્ત્રી જાતિની પ્રબળ ધૃણા કરાવતાં વર્ણનો અને બીજી તરફ સ્ત્રી જાતિ તરફ આકર્ષણ થાય એવા સાહિત્યની રચના, તેમાં રચનારનો ઉદ્દેશ શું હશે તેનો ખ્યાલ આવી શકતો નથી.

આવા વર્ણનોમાં[૬૨] સૌથી વધારે રસિક રીતે, એક એક વર્ણનમાં જુદા જુદા દષ્ટિબિંદુની દષ્ટિએ, અને શૃંગારિક ભાવનાએ કોઈની કલમ ચડતી દેખાતી હોય તો તે શ્રી હેમચંદ્રાચાર્યની જ છે. તેમની બેએક પ્રસાદી જોઈએ.

---

૫૮ પ્રતિ તૃણાનાં નિક્ષિપ્ય, મુખં યાત્યન્યતો વૃષઃ ।
તથા નારીં નરસ્ત્યક્ત્વા, તત્કિમન્તરમેતયોઃ ॥
નાભિનંદન જિનોદ્ધાર પ્રબંધ પ્ર ૨ શ્લો. ૪૮૪

૫૯. પ્રાચીન ગૂજરાતી ગદ્યસંદર્ભ. રચના સંવત ૧૪૧૧. તરુપ્રભસૂરિકૃત બાર મત પર કથા.

૬૦ જુઓ પ્રબન્ધચિંતામણી, ભોજ ભીમ પ્રબન્ધ.

૬૧. જુઓ, દસવૈકાલિક સૂત્ર અ. ૮. આચારપ્રણિધિ શ્લો. ૫૪

૬૨. વર્ણનો માટે જુઓ ભગવતીસૂત્ર, નાયાધમ્મકહા, સમરાઇચ્ચકહા, અંતગડદસાઓ, વિવાગસુયમ

'મૃગના બચ્ચા જેવી નેત્રવાળી એ ચંદ્રવદના પુત્રીનું મૃગાવતી એવું નામ પાડ્યું. તેનું મુખ કુટિના મિષથી જાણે ચંદ્રનું દંતપત્ર હોય તેવું શોભવા લાગ્યું. ભમરા સહિત કુમુદ પુષ્પ હોય, તેવા તેના કૃષ્ણ ધવલ શોભવા લાગ્યા. તેનો કંઠ જાણે મુખરૂપ કમળનું નાળ હોય તેવો સુંદર દેખાવા લાગ્યો. સરળ આંગળીવાળા તેના બન્ને હાથ જાણે કામદેવના બે ભાથા હોય તેવા જણાવા લાગ્યા. શરીરની લાવણ્યરૂપ સરિતાનાં જાણે ચક્રવાક પક્ષી હોય તેવાં તેનાં સ્તન થયાં. જાણે સ્તનના ભારનો શ્રમ લાગવાથી હોય તેમ તેનું ઉદર કૃશત્વને પામ્યું. કામદેવને ક્રીડા કરવાની જાણે વાપિકા હોય તેવી તેની ગંભીર નાભિ જણાવા લાગી. રત્નાચળની જાણે નદી હોય તેવી મોટી નિતંબની ભીંત દેખાવા લાગી. કદલીના સ્તંભના જેવા ક્રમે કરી વર્તાલુકાર ઉરુ શોભવા લાગ્યા અને જાણે ઊંચી નાળવાળાં બે કમળ હોય તેવા સરળ જંઘાવાળા ચરણ જણાવા લાગ્યા.'[૬૩]

બીજું વર્ણન જોઈએઃ

'એ સુંદરીના મુખને રચતાં અવશિષ્ટ રહેલાં પરમાણુઓથી જ વિધાતાએ પૂર્ણિમાનો ચંદ્ર બનાવ્યો હશે એમ જણાય છે. અમારાથી અધિક લાવણ્ય કોઈ સ્થળે શું છે? એમ પૂછવાને માટે જાણે તેના નેત્રો કાન સુધી પહોંચતા હોય નહિ એમ જણાય છે. તેની છાતી ઉપર એવા વિશાળ અને મનોહર સ્તનો રચેલાં છે કે જેમની ઉપમા એ પોતે જ છે. તેનો મધ્ય ભાગ એવો કૃશ છે કે જાણે તેણે નિત્ય સહવાસથી ઉત્પન્ન થયેલા સ્નેહથી સ્તનરૂપી કુંભને પોતાની વિશાળતા આપી દીધી હોય! તેના હાથ પગ કમળના જેવા કોમળ છે, અને તેમાં રહેલી રાગની સંપત્તિથી તે કંકેલી વૃક્ષના પલ્લવોને અનુસરતા છે. એ સુંદર રમણી ગાયનમાં કોકિલા જેવી છે. નૃત્યમાં ઉર્વશી તુલ્ય છે અને મધુર વીણા વગાડવામાં ગંધર્વની જાણે સહોદરા હોય એવી છે.'[૬૪]

અને ત્રિષષ્ઠિશલાકા પુરુષચરિત્રમાં એક એકથી ચડે એવાં વર્ણનો નજરે ચડે છે. એ ગ્રંથનું નામ પુરુષ ચરિત્ર છે અને પ્રધાનતઃ પુરુષોનાંજ ચરિત્રો છે, છતાં શ્રી મલ્લિ જેવા સ્ત્રીનું મુખ્ય અને બીજા ગૌણ રીતે કરાયેલા સ્ત્રીના વર્ણનો અવનવી રીતે ગંભીર છતાં સૌમ્ય ભાષામાં અપાયેલાં છે. પણ મહત્ત્વની વસ્તુ તો એ છે કે સ્ત્રીઓ માટેના સ્વતંત્ર ગ્રંથની સૂચિ કરવા માટે મહેનત કરીએ તો તે તેરમા સૈકા સુધી નથી જડતી. પુરુષો સાથે સ્વતંત્ર રીતે લખાયેલાં તેનાં વર્ણનો છે અને જીવનચરિત્રો પણ છે. અંતકૃતદશાનો પાંચમો વર્ગ[૬૫] તથા આઠમો વર્ગ, વિવાગસુયમ્[૬૬], વગેરેમાં તેના

૬૩. જુઓ ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્ર પર્વ ૩-૬ પૃ. ૯૦

૬૪. જુઓ ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્ર પર્વ ૩-૬ પૃ. ૧૩૦

૬૫. પઉમાવઈય ગોરી ગંધારી લક્ખણા સુસીમાય
જંબવઈ સચ્ચભામા રૂપ્પિણી મૂલ સિરિ મૂલદત્તા વિ ॥ પાંચમો વર્ગ
કાળી સુકાળી મહાકાળી કણ્હા, સુકણ્હા મહાકણ્હા
વીરકણ્હા, ય બોધવ્વા, રામકણ્હા તહેવય પિઉસેણકણ્હા
નવમી દસમી મહાસેણ કણ્હા ય ॥ આઠમો વર્ગ

૬૬. મીયાદેવીની વાત. જુઓ વિવાગસુત્તમ્ શ્ર. ૧ અ. ૧

ઉલ્લેખો[૬૭] છે. [ નવમો સૈકો ] અને કેટલાક જીવનચરિત્રો પુરુષોને પણ બોધદાયક થઈ પડે તેવા છે.[૬૮]

વળી કેટલાક શૃંગારિક રીતે લખાયેલા સ્ત્રી વર્ગના–અપ્સરાઓના–વર્ણનો પાપની આલોચના કરતી વખતે બોલાતા પવિત્ર સૂત્રોની અંદર ઘૂસી ગયા છે.[૬૯] જે સૂત્રો ક્રિયા વખતે એકાગ્ર ચિત્તે સાંભળવાના હોય છે.[૭૦] એ પણ આશ્ચર્ય પામવા જેવું છે

તેરમા સૈકા સુધી સ્ત્રીવર્ગની તરફદારી ને વિરોધ કરતા બન્ને બાજુના પ્રમાણો પુષ્કળ મળે છે. એક વખતે સ્ત્રી વર્ગને મોક્ષની અધિકારીણી માનવામા આવે છે, બીજી વખતે તેને સંસારને વધારનારી ગણવામા આવે છે. એક વખતે તેનુ પુરુષ વર્ગ જેટલુ જ ઊંચુ સ્થાન બતાવવામા આવે છે. બીજી વખતે પુરુષને માટે

---

૬૭ જુઓ ભગવતી સૂત્ર—

મૃગાવતી ખંડ ૩ શતક ૧૨ ઉદ્દેશક ૨
જયંતી ખંડ ૩ શતક ૧૨ ઉદ્દેશક ૨
પ્રભાવતી ખંડ ૩ શતક ૧૧ ઉદ્દેશક ૧૧

૬૮ તએણં સા પઉમાવઈ અજ્જાએ જક્ખિણીએ
અંતિએ સામાઈય માઈયાઈ એક્કારસ અંગાઈ અહિજ્જઈ
બહુહિ ચઉત્થછટ્ઠમટ્ઠમદસમદ્દુવાલસેહિ માસદ્ધમાસ
ખમણેહિ વિવિહેહિ તવોકમ્મેહિં અપ્પાણં ભાવેમાણી
વિહરઈ। તએણં સા પઉમાવઈ અજ્જા બહુ પડિ–
પુણ્ણાઈ વીસં વાસાઈ સામણ્ણપરિયાગં પાઉણઈ।
પાઉણિત્તા માસિયાએ સંલેહણાએ અપ્પાણં ઝૂસેઈ।
ઝૂસિત્તા સટ્ઠિં ભત્તાઈ અણસણાએ છેદઈ। છેદિત્તા
જસ્સટ્ઠાએ કીરઈ નગ્ગભાવે ( જાવ ) તમટ્ઠં
આરાહેઈ। ચરિમુસ્સાસેહિ સિદ્ધા।—જુઓ અંતકૃતદશા પાંચમો વર્ગ તથા આઠમો વર્ગ
—જુઓ ભરહેસર બાહુબલની વૃત્તિ કે પંચપ્રતિક્રમણમાં ભરહેસરની સજ્ઝાય

૬૯–૭૦. હંસાંસાહત પદ્મરેણુ કપિશ, ક્ષીરાર્ણવાંભો ભૃતૈઃ
કુંભૈરપ્સરસાં પયોધર ભર પ્રસ્પર્ધિભિ કાંચનૈ ॥ સ્નાતસ્યાની સ્તુતિ
અંબરંતર વિઆરણિઆહિ, લલિઅહંસ વહુ ગામિણિઆહિ
પીણ સોણિથણ સાલિણિ આહિ, સકલ કમલ દલ લોઅણિ આહિં–દીવયં
પીણ નીરંતર થણભર વિણમીઅ ગાયલ આહિ
મણિ કંચણ પસિઢિલ મેહલ સોહિઅ સોણિ તડાહિં
વર ખિંખિણિ નેઉર સતિલય વલય વિભૂષણ આહિ
રઈઅ ચઉર મણોહર સુંદર દંસણિઆહિ–ચિત્તક્ખરં।
દેવસુંદરીહિં પાય વંદિઆહિ, વંદિયા ય જસ્સ તે સુવિક્કમા કમા
અપ્પણો નિડાલએહિ, મંડણોડણ પગારએહિં કેહિં કેહિં વિ
અવંગ તિલય પત્તલેહ પાલએહિ ચિલએહિં
સંગયં ગયાહિં ભત્તિ સન્નિવિટ્ઠવંદણા ગયાહિં હુંતિ તે વંદિયા પુણો પુણો
—અજિત શાંતિ સ્તવ

—તથા વધુ માટે જુઓ પંચ પ્રતિક્રમણ

વૈતરણી નદી જેવી દુસ્તર કહી નીંદવામાં આવે છે. આ અસર વૈદિક સંપ્રદાયની છે અને તેની સીધી અસર સૌથી પહેલા દિગંબર આચાર્યો પર થઈ હતી. દિગંબર આચાર્યો તો એટલે સુધી માનતા કે સ્ત્રી મોક્ષે ન જઈ શકે. આ માટે સિદ્ધરાજ જયસિંહના સમયમાં તેના દરબારમાં શ્વેતાંબરાચાર્ય શ્રી દેવસૂરિ અને દિગંબર આચાર્ય શ્રી કુમુદચંદ્ર વચ્ચે થયેલો શાસ્ત્રાર્થ પ્રખ્યાત છે. જેમાં શ્રી. દેવસૂરિએ સાબિત કરી આપ્યું હતું કે સ્ત્રી જાતિને મોક્ષ છે. તેથી શ્રી કુમુદચંદ્રની હાર થઈ હતી. તેનો અર્થ એટલો જ કે પુરુષ જેટલા જ હક્કવાળી સ્ત્રી છે. આ પછી ઘણાં મતમતાંતર ઊભા થયા અને કપાળે કપાળે જુદી મતિ ચલાથી દિગમ્બર આચાર્યો અને શ્વેતામ્બર આચાર્યોએ પોતપોતાની માન્યતાઓ જોરશોરથી રજૂ કરવાની શરૂઆત કરી.[૭૧]

અન્ય ધર્મની અસર સામે પોતાનું મસ્તક ઊંચુ રાખી સ્ત્રીની સ્વતંત્રતા કબૂલ રાખનાર જૈન ધર્મના આચાર્યોએ પાછળથી દહીં દૂધમાં પગ રાખી 'આ ખરું ને તેય ખરું' રાખ્યું, તેવી જ તેમની બીજી એક વિઘાતક ચળવળ તે સ્ત્રી જાતિને દૃષ્ટિવાદ ભણવાની મનાઈની છે. એમાં બે પક્ષ છે. પહેલો પક્ષ શ્રી હરિભદ્રસૂરિનો છે. જ્યારે બીજો પક્ષ શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ આદિનો છે.

શ્રી જિનભદ્રગણિના પક્ષનું એવું કહેવું છે કે સ્ત્રીમાં તુચ્છત્વ, અભિમાન, ઇંદ્રિય ચાંચલ્ય, મતિમાંદ્ય આદિ માનસિક દોષો હોવાથી દૃષ્ટિવાદ નામનું અધ્યયન ભણવાનો નિષેધ છે.[૭૨]

બીજો પક્ષ શ્રી હરિભદ્રસૂરિ આદિનો છે, જેનો નિષેધ એટલા માટે છે કે સ્ત્રી શારીરિક દોષોથી ભરપૂર છે.[૭૩] અને આ નિષેધ તે ફક્ત અધ્યયન પૂરતો છે. જ્યારે તે અર્થની યોગ્યતા કબૂલ કરે છે.

સ્ત્રી વર્ગને કેવળજ્ઞાનની અધિકારિણી માનીને દૃષ્ટિવાદની અનધિકારિણી ગણવી એ અજૂગતું લાગે છે અને બીજા પક્ષમાં અર્થની યોગ્યતા કબૂલ કરી અધ્યયનની અયોગ્યતાં ગણવી એ પણ બંધબેસતું નથી. શ્રી હરિભદ્રસૂરિ આદિનું એવું કહેવું છે કે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થાય ત્યારે સ્ત્રી વર્ગ શાબ્દિક અધ્યયન સિવાય દૃષ્ટિવાદનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે, અને કેવળજ્ઞાન પણ મેળવે છે.[૭૪]

પરંતુ પંદર ભેદે સિદ્ધ થયેલા જે વર્ણવ્યા છે તેમાં સ્વયંબુદ્ધ આદિનું વર્ણન છે, એટલે કે અર્થનું જ્ઞાન પ્રાપ્ત કરવાને કેટલીક વખત ગુરુની જરૂર જણાતી નથી. ફક્ત મનન અને વિચારણાથી જ ઇષ્ટવિષયનું ઊંડુ જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે.

---

૭૧. જુઓ નંદી ટીકા પૃ. ૧૩૧–૧૩૩ પ્રજ્ઞાપના ટીકા પૃ ૨૦–૨૨ શાસ્ત્રવાર્તાસમુચ્ચય—ટીકા પૃ. ૪૨૫–૪૩૦

૭૨. વિશેષાવશ્યક ભા. ગાથા. ૫૫૨

૭૩. લલિત વિસ્તરા પૃ. ૧૧૧–૧

૭૪. યદિ ચ શાસ્ત્રયોગાગમ્ય સામર્થ્ય યોગાવસેય ભાવેષ્વતિ સૂક્ષ્મેષ્વપિ તેષાં વિશિષ્ટ ક્ષયોપશમ પ્રભવ પ્રભાવ યોગાત્ પૂર્વધરસ્યેવ બોધાતિ રેક સદ્ભાવાદાદ્ય શુક્લં ધ્યાનદ્વય પ્રાપ્તેઃ કેવલાવાપ્તિ ક્રમેણ મુક્તિ પ્રાપ્તિરિતિ ન દોષઃ। અધ્યયનમન્તરેણાપિ ભાવતઃ પૂર્વવિત્વ– સંભવાત્, ઇતિ વિભાવ્યતે, તદા નિર્ગ્રન્થીનામપ્યેવં દ્વિતયસંભવે દોષાભાવાત્। શાસ્ત્રવાર્તા સમુચ્ચય પૃ. ૪૨૬

'હવે રહ્યો શાબ્દિક અધ્યયનનો નિષેધ. તે નિષેધ આ પ્રશ્ન ઉપર તર્કવિતર્ક ઉત્પન્ન કરે છે. જેમકે જે મનુષ્યની અંદર અર્થજ્ઞાનની યોગ્યતા માની શકાય, તે મનુષ્યને શાબ્દિક અધ્યયન માટે અયોગ્ય માનવો એ કેટલું સંગત છે? શબ્દ એ તો અર્થજ્ઞાનનું સાધન માત્ર છે. તપ આદિ અન્ય સાધનોથી જે માણસ અર્થજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે તે, તે જ્ઞાનને શબ્દદ્વારા પણ સંપાદન કરવામાં અયોગ્ય છે એમ કહેવું તે કયાંસુધી વાજબી છે? શાબ્દિક અધ્યયનના નિષેધ માટે જે તુચ્છપણું, અભિમાન આદિ માનસિક દોષ દેખાડવામાં આવ્યા છે, તે શું પુરુષ જાતિમાં નથી હોતા? જો વિશિષ્ટ પુરુષોમા તે દોષોનો અભાવ હોવાથી પુરુષ સામાન્ય માટે શાબ્દિક અધ્યયનનો નિષેધ ન કર્યો તો શું પુરુષ સમાન વિશિષ્ટ સ્ત્રીઓનો સંભવ નથી? અને જો અસંભવ હોય તો સ્ત્રી મોક્ષનું પદ પણ શી રીતે મેળવી શકે? શાબ્દિક અધ્યયન માટે જે શારીરિક દોષોની સંભાવના કરી છે તે પણ શું બધી સ્ત્રીઓને લાગુ પડે છે? જો કેટલીક સ્ત્રીઓને લાગુ પડતી હોય તો પુરુષોમાં પણ શારીરિક અશુદ્ધિની સંભાવના નથી? આવી દશામાં પુરુષ જાતિને છોડી સ્ત્રી જાતિ માટે શાબ્દિક અધ્યયનનો નિષેધ શા માટે કરાયો? આ તર્કોના સંબંધમાં સંક્ષેપમાં એટલું જ કહેવાનું કે માનસિક અથવા શારીરિક દોષ બતાવીને શાબ્દિક અધ્યયનનો જે નિષેધ કરેલો છે તે પ્રાયિક જણાય છે. અર્થાત્ વિશિષ્ટ સ્ત્રીઓ માટે અધ્યયનનો નિષેધ નથી. આના સમર્થનમાં એમ કહી શકાય કે જો વિશિષ્ટ સ્ત્રીઓ દૃષ્ટિવાદનુ અર્થજ્ઞાન, વીતરાગભાવ, કેવળજ્ઞાન, અને મોક્ષને પ્રાપ્ત કરવામાં સમર્થ થાય છે તો પછી તેનામાં માનસિક દોષોની સંભાવના પણ કેમ હોઈ શકે? તેમ જ વૃદ્ધ અપ્રમાદી અને પરમ પવિત્ર આચારવાળી સ્ત્રીઓમાં શારીરિક અશુદ્ધિ પણ કેમ બતાવી શકાય? જેને દૃષ્ટિવાદના અધ્યયન માટે યોગ્ય માન્યા તે પુરુષો પણ—દુર્બલિકા, પુષ્પમિત્ર, સ્થુલિભદ્ર—તુચ્છત્વ સ્મૃતિ દોષ[75] વગેરે કારણોથી દૃષ્ટિવાદની ન રક્ષા કરી શકયા.'[76]

શ્રી રાજશેખરસૂરિ[77], શ્રી હરિભદ્રસૂરી[78] તથા મલધારી શ્રી હેમચંદ્રસૂરીએ[79] સાથે સાથે સ્ત્રીને જડપ્રાય જીવ જેવી ગણેલી છે એ પણ આશ્ચર્ય પામવા જેવું છે પણ વૈદિક સંપ્રદાય કે જે શારીરિક શુદ્ધિને[80] મહત્ત્વનું સ્થાન આપે છે તેની અસરથી જ

૭૫. જુઓ આવશ્યક વૃત્તિ પૃ. ૩૦૮

૭૬. જુઓ પુરાતત્ત્વમાં પંડિત શ્રી સુખલાલજીનો લેખ 'સ્વાધ્યાય' અથવા શ્રી કર્મગ્રન્થ ભાગ ૪, નોંધ. પૃ ૧૪૯-૫૩

૭૭ બાલસ્ત્ર્યાદિ જડ પ્રાયસવ્ય જન્તુ હિતેચ્છયા ।
પ્રાકૃતાગમકર્તૃભ્યો ગણભૃદ્ભ્યો નમો નમઃ ॥ (તેરમી સદી)
—પ્રાકૃત દ્વયાશ્રય કાવ્યની વૃત્તિમાં શ્રી રાજશેખર

૭૮ બાલ સ્ત્રી મૂઢ મૂર્ખાણાં નૃણાં ચારિત્રકાંક્ષિણામ્
અનુગ્રહાર્થં સત્ત્વજ્ઞૈઃ સિદ્ધાન્તઃ પ્રાકૃત કૃતઃ ॥ (આઠમી સદી)
—દસવૈકાલિક ટીકા તથા ધર્મબિન્દુ વૃત્તિમાં—શ્રી. હરિભદ્રસૂરિ.

૭૯. જુઓ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ–પૃ. ૨૧, શ્રી. મલધારી હેમચંદ્રસૂરી (બારમી સદી) 'જો કે દૃષ્ટિવાદમાં સર્વ વાઙ્મય છે છતાં દુર્મેધસ ત્ય ... મતિ...તથા સ્ત્રીઓના અનુગ્રહ માટે, બાકીના શ્રુતની રચના થઈ છે.

૮૦ સ્ત્રી શૂદ્રો નાધીયતામ્ ।

શ્વેતામ્બર આચાર્યોએ સ્ત્રી વર્ગને અગિયાર અંગ ભણવાની હા કહી બારમા અંગની વ્યવહાર દૃષ્ટિથી મહત્તા બતાવવા પડોશી સમાજનું અનુકરણ કર્યું૮૧ હોય એમ લાગે છે.

તેરમા સૈકા પછી રચાયેલ સાહિત્યમાં સ્ત્રી જાતિનું મહત્ત્વ શિયળથી જ ગણાયું છે. તેની આત્મિક શક્તિ, ગૌરવ, પ્રતિભા વગેરેને બદલે તેણે ખૂબ તપ કર્યું, કાયાને કસી નાખી, સંયમ પાળ્યો, અને શિયળથી એકાદ ચમત્કાર બતાવ્યો એટલામાં જ સ્ત્રી વર્ગનું મહત્ત્વ આવી જાય છે. બ્રાહ્મી ચંદનબાળા આદિ સોળ સન્નારીઓ જેનું નામ પ્રાતઃકાળમાં રોજ જૈન સમાજમાં લેવાય છે અને જે સોળે સન્નારીઓમા એક એક ગુણનો પૂર્ણ વિકાસ થયેલ છે તેની મહત્તા ફક્ત શિયળથી જ ગણી છે અને તેને માટે જે પ્રચલિત છંદ કે સજ્ઝાય છે તેમાં તેના ગુણો તરીકે શિયળને જ વર્ણવવામા આવ્યુ છે.૮૨ તોય સાથે એ કબૂલ કરવું જોઈએ કે કેટલાક સ્ત્રી પાત્રોના સર્જન આ જમાનામા પણ પુરુષને જોખ આપે તેવા થયા છે.૮૩

હવે આવીએ વિવાહ—બાળવિવાહ, વૃદ્ધવિવાહ પર. જૈન સાહિત્યમાં અધ્યાત્મ વસ્તુ મુખ્ય હોવાથી તેમાથી એ સબધી જોઈતી સામગ્રી નથી મળતી. પણ આઠમાં સૈકા પછી વિવાહ સબધીના વર્ણનો મળે છે.૮૪ અને અગિયારમાં સૈકા પછી તો વિવાહના વર્ણનો, તેની તૈયારીઓ વગેરે પર ઠીક લખાયું છે. બાળવિવાહનો તેમાં ક્યાંય ઉલ્લેખ નજરે નથી ચડતો. સોળ વર્ષની કન્યાની ઓછામાં ઓછી ઉમર વિવાહ વખતે હોવી જોઈએ૮૫ એ તેનો પ્રધાન સ્વર છે આથી બાળવિવાહને જૈન સમાજમાં સ્થાન નથી જ. 'હેમચંદ્રાચાર્ય એટલે સુધી કહે છે ' કે સ્ત્રીઓના વિવાહનો નિર્ણય સ્ત્રીઓએ જ કરવો યોગ્ય છે. '*

વિધવા વિવાહ થયાના આ યુગમા દાખલા છે. શ્રી. વસ્તુપાલ તેજપાળની માતા વિધવા હતા. વિધવા થયા પછી તેઓ હમેશા ઉપાશ્રયે જતાં, ત્યાં સામુદ્રિક શાસ્ત્રના પારંગામી આચાર્ય તેને જોઈ આશ્ચર્ય પામ્યા. અને કેટલીક વખત તો તેની તરફ જોઈ રહેતા. આસરાજ નામના એક શ્રાવકે આનું કારણ ગુરુને પૂછ્યું. ત્યારે ગુરુએ કહ્યું કે આ સ્ત્રી બે પુત્રની માતા થવાની છે આ પુત્રો નરરત્ન નીપજશે. આ સાભળી આસરાજે વિધવા બાઈની સાથે લગ્ન કર્યું અને તેનાથી વસ્તુપાળ—તેજપાળ બે રત્ન ઉત્પન્ન થયા.૮૬

વળી દાનવીર જગડુશાહ સબધી પણ એમ જણાય છે કે તેને એક કન્યા હતી. યોગ્ય ઉમર થતા તેને પરણાવી પરંતુ લગ્ન પછી તરત જ તે વિધવા થઈ. આથી પોતાના સગાવહાલા વગેરેની રજા લઈ તેણે તેનો ફરી વખત લગ્ન કરવાનો વિચાર કર્યો૮૭ જો કે

૮૧ પડિત શ્રી સુખલાલજી

૮૨ સોળ સતીનો છંદ જુઓ પ્રસ્તાવના ' સોળ સતી, ' ધીરજલાલ ધ શાહ તથા જૈન સજ્ઝાય માળામાં સોળ સતીની સજ્ઝાય

૮૩ શ્રીપાળ રાજાનો રાસ—મયણાસુંદરી તથા જુઓ શિયળવતીની કથા.

૮૪. સમરાઈચ્ચકહા, દ્વિતીય ભવ શ્લોક ૭૦—૭૬ —શ્રી હરિભદ્રસૂરિકૃત
તથા વિવાગસુયમ્ શ્રુ ૨, અ ૧

૮૫ પ્રવચનસારોદ્ધારના કર્તા શ્રી નેમિચંદ્રજી

* ત્રિષષ્ટિશલાકા પુરુષચરિત્ર પર્વ ૩, સર્ગ ૩

૮૬. જુઓ વસ્તુપાળ તેજપાળ, કુમારપાળ ચરિત્ર તથા શ્રી લક્ષ્મીસાગરસૂરિ અને પાર્શ્વચંદ્રસૂરિના રાસ.

૮૭ જુઓ જગડુશાહનું ચરિત્ર અથવા ખખ્ખરનું જગડુ ચરિત્ર.

ા કર્ત્રી શિવા, મલ્લધારી હેમચંદ્રસૂરિ પાસે પુષ્પમાલા લખાવવાની પ્રેરણા કરનાર કે છેક સત્તરમી સદીમાં થનાર હેમશ્રી અને એવી બીજી અનેક સ્ત્રીઓ જેનાં નામ માંથી ઊકતાં તરત લેવાય છે, તેમનાં સર્જન જૈન ધર્મમાં થયાં છે. જૈન ધર્મમાંથી પ્રેરણા મેળવી છે ને ધર્મને વિકસાવવામાં તેમણે સુંદર ફાળો આપ્યો છે. આ બધાંનાં ારિત્રો, જૈનધર્મ એ અધ્યાત્મ ધર્મ પર ખાસ ભાર આપતો હોવાથી એ સબંધીના જ પૂરતા,.ને પાછળથી શિયળની જ મહત્તા પૂરતાં મળે છે; છતાં તેના પરથી તેમનાં જીવન ક્રમ અન્વેષણદ્વારા ઘણું વિચારી શકાય છે અને તે વખતે તેમને ભાવપૂર્વક મસ્તક . વળી એવાય ઉલ્લેખો મળે છે કે રાજાના પુત્રો, મંત્રીના પુત્રો વગેરેને વેશ્યાઓને ાીઓને ત્યાં ચાતુર્ય શીખવવા માટે મોકલવામાં આવતા. આ વસ્તુ શું સૂચવે છે? બાળવિવાહ કે વૃદ્ધવિવાહનું પ્રાયઃ ક્યાંય નામનિશાન નથી. વિધવાવિવાહની રીતિ ટલે કે તે ઇષ્ટ છે કે અનિષ્ટ—આચાર્યો તટસ્થ રહ્યા છે, છતાં એ યાદ રાખવું મે કે વિધવાવિવાહના રોચક ભાવે કરાયેલાં વર્ણનો કેટલીક વખત નજરે ચડે છે.

જૈન સમાજમાં ચતુર્વિધ સંઘની રચના એવી છે કે સંઘનુ એક પણ અંગ અથવા ની કોઈ અમર તેમાંના એક અંગને આંચ આપવા યત્ન કરે તો પણ તે ફાવી ન બૌદ્ધ સંઘનું બંધારણ ઢીલું હતું એટલે ભારતવર્ષમાંથી તે નષ્ટપ્રાયઃ થયો; જ્યારે સમાજ અનેક ઉલ્કાપાતો સામે ટકી રહ્યો. જૈનધર્મની અનેક વિશિષ્ટતાઓ છેઃ દ, અહિંસા, સંવત્સરી ક્ષમાપના વગેરે. એવી જ તેની એક વિશિષ્ટતા છે અને તે પુરૂષ સમાન જ ગણવાની; છતાં એ નોંધવું જોઈએ કે સ્ત્રી પુરૂષ સમાન હક્કવાળા છતાં જૈન સમાજનું ધ્યેય આંતરજ્ઞાન ને આનંદ પ્રાપ્ત કરવાનું હોવાથી તે તે ી અનુલક્ષીને જ સાહિત્યની સજાવટ છે.

આમ છતાં સ્ત્રી સમાજનુ સ્થાન અત્યારે જે જાતનુ દેખાય છે તે માટેનું કારણ તેનાં કારણો નીચે મુજબના ગણાવી શકાય.

૧. પહેલેથી જ સ્ત્રીને ઘરનું કામકાજ સોંપાયુ હતુ. જેવી રીતે વેદમાં જણાવ્યા મ ચાર વર્ણ હતાં, પરંતુ પાછળથી તેમાંથી અનેક વર્ણો ને ઉપવર્ણો થયા અને વર્ણના ભાગ્યમાં અમુક કામ કરવાનું જ નક્કી થઈ ચૂક્યું, તેવી રીતે વ્યવહાર ાવા માટે સ્ત્રી વર્ગને સોંપાયેલું ઘરકામ, પાછળથી તેમને જ માટે નક્કી થઈ ચૂક્યું.

૨. પુરૂષવર્ગ જેટલી જ સ્ત્રીવર્ગને સગવડ મળતી હતી છતાં તૈયાર થનાર વર્ગ ઓછો હતો.

૩. વૈદિકની પ્રબળ અસર.

૪. પુરૂષના હાથમાં જ મુખ્ય સત્તા હતી—સાહિત્યનું સર્જન યા ખૂન કરવાની પણ

આ ચારે કારણથી સ્ત્રીવર્ગની કક્ષા નીચી ગઈ છતાં સ્તુતિમાં ચક્રેશ્વરી, પદ્માવતી, દેવી, રોહિણી, પ્રજ્ઞપ્તિ વગેરે સોળ વિદ્યાદેવી, ભરહેસર બાહુબળની સજ્ઝાયમાં વતી પવિત્ર સ્ત્રીઓ, મહાસતીઓ વગેરે સ્ત્રીસંઘનાં જ અંગ છે અને તે અંગને પુરૂષવર્ગ જે ભાવપૂર્વક વંદે છે. એ વસ્તુ સ્ત્રીવર્ગની મહત્તા જ પરોક્ષ રીતે સૂચવે છે.

બાકી અત્યારેય જૈન સાહિત્ય સ્ત્રીવર્ગની અજરામરતાને માને છે, અને જે દિવસે ારનાં કારણોનો અભાવ થશે, તે દિવસે મલ્લિ જેવી એક જ સ્ત્રી દુનિયામાં અવતાર [ જગતને નવો સંદેશો પાઠવશે એ નિર્વિવાદ છે.